# પ્રસ્થાન

પુ૦ ૧૨ ૧૯૮૭ : વૈશાખથી આશ્વિન અં૦ ૭ થી ૧૨

## લેખોની અનુક્રમણિકા

# લેખકોની અનુક્રમણિકા

# ॐ પ્રસ્થાન ॐ

કાર્તિક : ૧૯૮૭

## सत्यं शिवं सुन्दरम्

(શાર્દૂલવિક્રીડિત)

વિશ્વે વિશ્વ થયાં ખડાં પ્રથમ તે આધાર જેનો લઈ,
ને વ્યાપી વિલસી નસેનસ રહ્યો સર્વત્ર જે પ્રાણશું,
સૃષ્ટિઓ પલટે મટે, પણ ટકે અંતે બધાને ય જે,
જેમાં બુદ્‌બુદ શા' જગત્ વિહરતા, તે સત્યમૂર્તિ પ્રભુ

વારવાર સમુદ્ર આ ઉછળતો સંક્ષુબ્ધ, તોફાનના
નાદો ઘોર ચઢે નભે, ગડગડાટે વિશ્વ મૂર્છા લહે,
નિત્યે ચેતનવતી સૌમ્ય નજરે કાણ્ડો જુએ, વિશ્વનાં,
વારી વારી મૂકે પથે શિવતણે કલ્યાણમૂર્તિ પ્રભુ

ને એ સૃષ્ટિ લસે હસે પ્રભુતણે સ્પર્શે કૃપા નીતરે,
ખીલે ત્યાં રસફુલ્લ વાડી ભવની, સૌન્દર્યસ્રોતો ઝરે,
ઠામોઠામ વહે, સુકે, કલુષિતે, અંધારઘેરે જઈ,
સ્પર્શી જીવન નવ્ય ભવ્ય પ્રગટે. સૌન્દર્યમૂર્તિ પ્રભુ

સત્યે સ્થાપી, ઉદ્ધરિને શિવથકી, સૌન્દર્ય ધારે રસે,
વદુ એ ત્રિગુણે લસંત પ્રભુને, सत्यं, शिवं, सुन्दरम्

સુન્દરમ્

# ગાંધીજીના અગિયાર બોલ

## [ એક સંવાદ ]

**રૂપચંદ શેઠ:** આવો, આબા પટેલ! આજ તો આગલા બધા વહેલા, દી ઊગ્યો નથી ત્યાં આ ફાટમાં પોકપોક લઈ આવ્યા છો કે શું?

**આંબો પટેલ:** રૂપચંદ શેઠ, આ અંધારામાં આવ્યો છું એવું કારણ છે ફાટમાં પોક નથી, પણ [ શેઠના કાનમાં ] તમારી ભાભીના ઘરેણાં છે

**શેઠ:** ઘરેણાં કેમ?

**પટેલ:** તમે અજાણ થઈ જઈને શું પૂછતા હશો? એ ઘરેણાં× તમારે ત્યાં મૂકીને રૂપિયા લેવા છે, તે રૂપિયા સરકારધારામાં ભરવા છે

**શેઠ:** આમ ઘર વેચીને તીરથ કરવા નીકળ્યા છો એના કરતાં ગાંધીજીની લડતમાં ભળી જાઓ, ને સ્વરાજ નહિ મળે ત્યાં લગી મહેસૂલ નહિ ભરીએ એમ સરકારને ચોખ્ખું સંભળાવી દ્યો તો શું ખોટું? ગાંધીજી હારે તમે ખેડૂત બધા ભળ્યા એટલે ગાંધીજીનો વિજયવાવટો ફરકશે ને તમારો ય બેડો પાર થઈ જાશે ગાંધીજીએ સરકારને કહાવ્યું છે, જે ખેડૂત પાસેથી જમીનમહેસૂલ લ્યો છો એનાથી અર્ધું લેતા જાઓ તો મારે તમારે બને, નહિ તો નહિ (૩)

**પટેલ:** તમારી વાત તો ખોટી નથી આ સરકાર માબાપની તો 'વર મરો, કન્યા મરો, પણ ગોરનું તરભાણું ભરો' એવી વાત છે ખેડૂતનું ભલે નખોદ જાય, પણ સરકાર-માબાપ કર લીધા વિના ન છોડે

**શેઠ:** કર લીધા વિના સરકાર કેમ છોડે? છોડે, તો આપણને દબાવવા ને ડરાવવા સારુ થઈને લશ્કર રાખ્યું છે એના પગારના ને દારૂગોળાના સાઠ કરોડ રૂપિયા સરકાર વર્ષે વર્ષે ક્યાંથી કાઢે? આ લશ્કરમાં ય પાછું એવું કે દેશી સિપાઈનું ખરચ મહીને ૨૦૦ રૂપિયા આવે, ને ગોરા સોલ્જરનું ખરચ મહિને ૨૦૦ રૂપિયા કરતાંય વધારે, એટલે ગોરાને કાઢીને દેશી સિપાઈ રાખવા હોય તો એક ગોરાને આપવો પડે છે એટલા પગારમાંથી ચાર દેશી રાખવા પરવડે દેશી સિપાઈ છે દોઢ લાખ, ને ગોરા પોણો લાખ જ છે, પણ પોણો લાખ ગોરા સોલ્જરનું ખરચ દોઢ લાખ દેશીના કરતાં બમણું આવે છે! ઈંગ્રેજ સરકાર વિલાયતમાં પોતાની આવકનો છઠ્ઠો ભાગેય પૂરો લશ્કરમાં નથી નાખતા, પણ આપણે આહીં તો સરકારની આવકનો લગભગ અર્ધો ભાગ લશ્કર જ સ્વાહા કરી જાય છે ગોરાને ઠેકાણે દેશીને રાખીએ તો પચ્ચર કરોડ રૂપિયો બચે, અને મહેસૂલ અર્ધું હળવું કરી શકાય એટલે ગાંધીજીએ સરકારને બીજું એમ કહાવ્યું છે, જે લશ્કરનું ખર્ચ અર્ધું ઘટાડી નાખો તો મારે તમારે બને, નહિ તો નહિ (૫)

---

×'In many districts in South India the ryots are now pledging the gold ornaments of their women to pay their land revenue asse sment'

*The Times of India*, July 15, 1930.

પટેલ : ગાંધીજીની વાતો તો બધી સોળ વાલ ને એક રતી છે.

શેઠ : એટલે તો તમને કહીએ છીએ, કે ગાંધીજી ભેળા બહારવટે નીકળી પડો. મારા હાટમાં નવસો રૂપ્યાનું વિલાયતી કાપડ હતું એની મેં હોળી કરી એ તમે તમારી સગી આંખે જોઇ ને? વરસ દીએ ૬૦ કરોડ રૂપ્યાનું કાપડ વિલાયતથી આવે છે, અને આપણા લોકો નકામા પડીને ભૂખે મરે છે ને ટાઢે ઠરે છે, એટલે ગાંધીજીએ સરકારને ત્રીજું એમ કહ્યું છે કે પરદેશી કાપડ એક આંગળ મારા દેશમાં ન આવે તો મારે તમારે બને, નહિ તો નહિ. (૭)

પટેલ : આ વાત પણ સાચી છે. અમારા ઘરમાં પીંજણ ને રેંટિયા ધમધોકાર ચાલે છે, એક છોકરો વણતાં શીખ્યો છે અને અમે અમારાં લૂગડાં માત્ર ઘેર જ બનાવી લઇએ છીએ.

શેઠ : તમે પાઇનુંયે લૂગડું કાપડિયાને ત્યાંથી નથી લેતા એ તો ઠીક છે, પણ તમારો મોટો દીકરો જૂઠો દારૂમાં પાયમાલ થતો જાય છે એનો કેમ કાંઈ વિચાર કરતા નથી? આપણને સરકાર દારૂ પાઈ પાઈને ઢોરથીયે હેઠા પાડે છે, ને આપણી ખાનાખરાબી કરીને પોતે મોટા પગાર ખાવા સારુ થઇને દારૂમાંથી જ અઢાર કરોડ રૂપ્યો ઊભો કરે છે. એટલે ગાંધીજીએ સરકારને ચોથું એમ કહ્યું છે, કે મારા દેશમાં દારૂનો છાંટોય ન રહે તો મારે તમારે બને, નહિ તો નહિ. (૧)

પટેલ : ધન્ય છે ગાંધીજીને. ભગવાન કરે ને એની જીત થાય, ગામમાંથી પીઠું ટળે ને મારા દીકરાનું ઘર ભાંગતું રહી જાય.

શેઠ : ગાંધીજી તો પૂના જેઇલમાં જઇને બેઠા. હવે બધો આધાર મારા તમારા જેવા ઉપર છે. આ તમારા કપાસના ભાવ આટલા બધા કેમ ગગડી ગયા એ જાણો છો? આખા જગતમાં મદી તો છે જ, તેમાં અધૂરામાં પૂરુ, સરકારે રૂપ્યાની કિમ્મત બે આની વધારી, એટલે જે કપાસના તમને ૯૦ રૂપ્યા આવત એના, સરકારે આ ખેપ કર્યો એટલે ૮૦ રૂપ્યા જ આવે છે. એ તો કોઈ દાણા લેનારા વેપારી ૪૦ શેરને ઠેકાણે ૪૫ શેરનો ખોટો મણિકો બનાવે એના જેવું થયું. એટલે સરકારને રૂપ્યા તો તમારે એટલા ને એટલા આપવાના હોય તોય તમારે સાડાબાર ટકા સહજે વધારે આપવા પડે. એટલે ગાંધીજીએ સરકારને પાંચમું એમ કહ્યું કે રૂપ્યાની અસલ કિંમત રાખો તો તો મારે તમારે બને નહિ તો નહિ. (૨)

પટેલ : આ તો સરકારની ભારે ચાલાકી કહેવાય

શેઠ : સરકારની ચાલાકીની વાત કરતાં પાર આવે એમ નથી. આપણામાં કહેતા નથી કે "અતિ લોભ તે પાપનું મૂળ'? સરકારને મોટા મોટા પગાર લેવા એટલે કઇક ન કરવાના ધંધા કરવા પડે અમેરિકાવાળા કરતાં આપણે આશરે ચાળીસમા ભાગનું કમાતા હશું, પણ એના ગવર્નરને પગાર મળે છે એના કરતાં સાડાચાર ગણો પગાર મુંબઇનો ગવર્નર ઉપાડે છે, એટલે ગાંધીજીએ સરકારને છઠ્ઠું એમ કહ્યું છે, કે મોટા અમલદારોના પગાર અર્ધા ઘટાડો તો મારે તમારે બને, નહિ તો નહિ. (૬)

પટેલ : વાહ, ગાંધીજી, વાહ પણ આ મીઠાનું ઊપડયું છે એ વાત તમે મને કેમ ન કરી?

શેઠ : મીઠાની પણ એ જ વાત છે. દુનિયામાં ક્યાંય ખાવાની ચીજ ઉપર કર નથી નાખતા. પણ આપણા સરકારનું પેટ કેમેય ભરાય નહિ, એટલે રાંક માણસ લૂખો રોટલો

ગળે ઉતારવા મીઠાની કાંકરી થાળીની કોરે રાખે એ ઉપર કર નાખીને સરકાર પાંચ કરોડ રૂપિયો મારી ખાય છે ગાંધીજી સરકારને સાતમી વાત એવી કહે છે, કે મીઠાવેરો કાઢી નાખો તો મારે તમારે બને, નહિ તો નહિ (૪)

પટેલ: સાત બોલ તમે સમજાવ્યા, હવે ચાર રહ્યા તે કયા કયા તે કહો; એટલે હું જઈને બધાય ખેડૂતને સરકારધારો ન ભરવા વીનવું

શેઠ: તમે ખેડૂતને સમજાવવા જાઓ, ને હુ વેપારીને પરદેશી કાપડમાં પૂળો મૂકવા કહેવા જાઉં છું હવે મોડુ થયું છે, એટલે વિશેષ વાત પછી કરશુ પણ એક વાત તમારા લાભની ને એક અમારા લાભની ચાલતાં ચાલતાં કહી દઉં બે માસ પહેલાં વાઘ આપણા ગામમાંથી ત્રણ માણસને નહોતો ખાઈ ગયો? રખે ને આપણે ભૂલેચૂકે સરકાર ઉપર જ ઘા ન કરી બેસીએ એટલા સારુ સરકાર આપણા પોતાના બચાવ સારુ એ આપણને હથિયાર રાખવા દેતા નથી, એટલે ગાંધીજી સરકારને આઠમુ એમ કહે છે, કે લોકોને હથિયાર વાપરવા આપો તો મારે તમારે બને, નહિ તો નહિ (૧૧)

પટેલ: એ અમારા લાભનુ, ને તમારા લાભનુ?

શેઠ: અમારા બાપદાદા જાવા ને મોખા લગી વહાણ ભરીને જાતા, પણ આજ તો કાંઠાના બંદરનુ વહાણવટુ ય ઈંગ્રેજ પચાવી પડયા છે. એટલે ગાંધીજી સરકારને નવમુ એમ કહે છે, કે કાંઠાનું વહાણવટું દેશીને આપો તો મારે તમારે બને, નહિ તો નહિ (૮) રામરામ, પટેલ, પાછા વળી મળજો

પટેલ: રૂપચંદભાઇ, પણ એક વાત પૂછી લઉં? આ સરકારને આપણે કેમ કરીને પોંચશુ?

શેઠ: અરે, પટેલ, ગાંડા થયા કે શુ? સરકાર આપણને શું કરવાનો હતો? ઝાડનુ પાનેય ભગવાનની આજ્ઞા વિના ખરતુ નથી તો સરકારનો શો ભાર છે કે આપણને વિના મોતે મારે? અને આ સંસારમા બીજાને મારીને કોઈ જીવ્યો નથી, ને જીવવાનોય નથી. તલવાર ચલાવનારા પોતે પોતાની જ તલવાર ઉપર કપાઈ મરવાના છે, એ તમે નિશ્ચય કરીને માનજો.*

વાલજી ગોવિંદજી દેસાઈ

# કલ્પના

કલ્પના ખાસ કરીને ડૉક્ટરો, વકીલો અને ચોરોને બહુ જ પ્રિય છે. લેખકોને તે કાંઇ ઓછી-પ્રિય છે એમ ન કહેવાય; પરંતુ ઘણી વખત આ વર્ગ, જ્યારે લાગે કે, આવતી કાલથી એકટાણાં કરવાં પડે તેમ છે, ત્યારે નક્કર જમીન ઉપર ઊભા રહેવાનો પ્રયત્ન કરવા માંડે છે ખરો. અને એટલે અંશે એની શ્રદ્ધા ઓછી ગણાય, પણ વકીલોને તો રજ્જુ અને સર્પ—એ ભ્રાંતિ ઉપર જ વસ્તુ રચવાની રહી; એટલે એમને તો કલ્પના એ જ મહત્ત્વની વસ્તુ અને વસ્તુ, એ તો શંકરાચાર્ય પણ કહી ગયા છે કે, માત્ર કલ્પના—ભ્રાંતિ છે!—એ રીતે ગણો તો શાંકરમતનો સૌથી સારામાં સારો પ્રચાર વકીલોએ અને ચોરોએ જ કર્યો છે. વિદ્વાનોએ તો મફતની ભાંગજ વાટી છે. વકીલોએ ભૂલેચૂકે પણ વસ્તુને વસ્તુ માની જ નથી: વસ્તુસ્થિતિથી ઊલટી વાત જ સત્ય ગણી છે ચોરોએ કોઇ પણ દિવસ દ્વૈતનો ભેદ જ સ્વીકાર્યો નથી જો કે એમ તો પોલીસ અફસરો ચોરને પણ આંટી દે એવા હોય છે. અમારા એક મિત્ર ફોઝદાર હતા તે કહેતા કે, અમારુ જીવન કલ્પનાનું જ બની જાય છે. જ્યાં બીજાને ખૂન ન લાગે ત્યાં અમને પૈસા પણ દેખાય અને ચોખ્ખુ ખૂન પણ દેખાય. જ્યાં બીજાને ગરીબાઇ લાગે ત્યાં અમે ચોખ્ખી હરામખોરી જોઇ શકીએ. ઘણી વખત સામ્રાજ્યો બહુ જ સુંદર કલ્પનાશીલ સ્વભાવવાળાં બની જાય છે કહે છે કે રોમનું સામ્રાજ્ય એવું સ્વભાવસિદ્ધ થયું ત્યારે જ બહુ ફેલાયું. રશિયાના ઝારે કલ્પના કરી કે પ્રજાકીય બળ એ 'કલ્પના' છે, અને તે પડયો. ચોરના જેટલી જ સામ્રાજ્યવાદીની કલ્પના તીવ્ર બને છે. એક ચોરે એક ખાલી ઘરમાં સઘળી શક્યતાઓનો ઊંડો વિચાર કર્યા પછી ઘઉંના માટલામાં હાથ નાખ્યો ને હાર કાઢયો. રાખમાં હાથ મુકયો ને વીંટી કાઢી ચોર પોતાની કલ્પનાથી જોઇ શકે છે કે, ઘઉં દેખાય છે ત્યાં હાર છે, રાખ દેખાય છે ત્યાં વીંટી છે; તેવી જ રીતે સામ્રાજ્યવાદી જોઇ શકે છે કે, ગરીબી દેખાય છે ત્યાં સોનાના ઢગલા છે ધૂળ દેખાય છે ત્યાં રત્ન પડયાં છે. એટલે જ એ નાના પ્રકારની કલ્પનામય વસ્તુમાંથી પૈસા પેદા કરી શકે છે માણસ હવામાં ઓક્સીજન લે છે ને કારબોનીક એસીડ ગેસ બહાર કાઢે છે રસ્તામાં જેમ વીજળીના દીવા લટકે છે, કે ઠેકઠેકાણે પેટ્રોલ સ્ટેશન છે, તેમ જો ઓકસીજનના શીશા લટકાવ્યા હોય અને તેમાંથી જ ઓકસીજન લેવાની માણસને ફરજ પાડવામાં આવે તો સમુદ્રના ખારા પાણી કરતાં પણ વધારે પેદાશ થાય આ નુસ્સો કોઇ ફળદ્રૂપ ભેજું અજમાવવા ઇચ્છતું હોય તો મેં રજુ કર્યો છે—એવી આશાએ કે મને પણ ૧૨ાા ટકા કમીશન મળે !

હા, પણ આ તો જાણે કે બધી આધુનિક જેવી વાતો લાગે છે. આપણે જરાક પ્રાચીન સમયમાં જઇએ તો માલૂમ પડશે કે, આપણા ઋષિમુનિઓ ઓછા કલ્પનાશીલ ન હતા: અને હજી એના પાઠ—પાઠાંતરમાં, જ્યારે આધારની મારામારી લાગે, ત્યારે ધુરંધર વિદ્વાનો કલ્પનાનો જ આશ્રય લે છે. વ્યુત્પત્તિશાસ્ત્ર તો કલ્પનાનું જ શાસ્ત્ર ગણાય. ખરુ છે કે ઘણાખરા શબ્દો તો નિયમ પ્રમાણે જ રૂપાંતર પામતા સિદ્ધ કરી શકાય, તેમાં તો કલ્પનાની

જરૂર જ શી ? અને જે સિદ્ધ ન થાય તેમાં તો કલ્પનાના જ બળવાન ગણાય કે નહિ ? અમારા એક મિત્રે કવિતાની વ્યુત્પત્તિ એમ સિદ્ધ કરી હતી કે તાવ તે કવિતા પાછળથી એમાં દોષ લાગેલો પણ કલ્પનાની દૃષ્ટિએ વ્યાખ્યા છેક ખોટી નથી એમ ઘણાએ માન્યુ

ઘણા ડાક્ટરો થર્મોમીટરનો ૧૦૪° કે ૧૦૫° નો પારો જોતા—અને ખાસ કરીને શ્રીમંત કુટુંબ હોય તો—આંકડો જોવાને બદલે સોનેરી ઝાડ જુએ છે પરંતુ એમ તો દરેકને કલ્પના લીન બનવાનો હક્ક છે માટે એ હક્ક ઉપર તરાપ કેમ મરાય ? ખાસ કરીને જ્યાં સામ્રાજ્ય જ કલ્પના ઉપર ચાલતુ હોય ત્યાં તો દરેક માણસ કલ્પનાશીલ જ રહેવાનો

ઘરનો વીમો ઉતરાવ્યા પછી માત્ર એક દોસ્તને હમેશા અગ્નિની કલ્પના જાગતી અને ઘણા માણસોને લૉટરીની ટિકિટ લીધા પછી મોટરની કલ્પના જાગે છે એમ કહેવાય છે કે કલ્પના એ સર્જનની વિધાતા છે કલ્પનાશીલ મનુષ્ય ઊંચા પ્રકારનુ સર્જન કરી શકે છે જે વાત દેખાય છે તે ખોટી છે, જે નથી દેખાતી તે જ સત્ય છે, એ સિદ્ધાંત તો હરઘડીએ સૌ પાળી રહ્યા છે કોણ જાણે કેટલા વર્ષો પહેલાની કલ્પના કરે તો લોકો ઝાડ ઝાડ લાદી જોઇ શકે, તે લાદી આજે સત્ય બનીને ઘૂમી રહી છે લાદી વેચનારા વેપારીઓ બે વર્ષ પહેલા કલ્પના કરતા હશે કે આ લાદી હવ અસ્થાને છે—અસત્ય છે ખરુ જોતા આજે હવ એ એ જ સત્ય છે લાદીદેનની કલ્પના તો ખુદ સત્યાગ્રહના વિધાતાને પણ નહિ હોય જ્યાં લાદી નથી ત્યાં લાદી જોવી એ સવજાને માટે શક્ય નથી સાબરમતના પરમ ઉપાસક—કલ્પનાને સત્ય ને સત્યને કલ્પના માનનાર સિવાય બીજા કોઈ મહાનુભાવ માટે એ શક્ય નથી ઘણા વિદ્વાનોને એવી ટેવ હોય છે કે ગમે તે શબ્દ હોય પણ તેનુ મૂળ જ્યાં સુધી વેદમા શોધી ન કાઢે ત્યાં સુધી તેમને અપચાસ જ થાય લાઠીમાર ' શબ્દનુ મૂળ તેમણે સસ્કૃત લિ—ચાટવુ એ ઉપરથી એક વખત શોધ્યુ હતુ અને લાઠી—લાકડી પણ શરીરને ચાટતી હોય અનગત્ત કાંટાવાળી હભથી—એવુ જ લાગે છે, એટલે એમના એ સાચા અનુમાન વિષે કોઈએ હજી સુધી શંકા ઉઠાવેલી નથી

અમારા શિલ્પજ્ઞ મિત્ર હરિલાલજી વારવાર કહે છે કે, તાજના શિલ્પમાં દોષ છે અને ઘણા મુસાફરોને જોવા એને કલ્પનામાં ધારેલો તેવો એ નીકળેલ નથી જેવી રીતે કાશ્મીરના સૌન્દર્ય વિષે કહેવાય છે કે કલ્પના ધાર તેના કરતા તે વધુ સુંદર નીકળે છે તેવુ તાજ વિષે ઘણા લેખકોએ નથી કહ્યુ નાના બાળકોમા તે મોટા રાજ્યોમા સઘળે કલ્પનાનુ જોર તે એવુ જ છે ગુપચુપ મૂકેલી મિઠાઇ કયા હશે એ બાળક કલ્પનાથી જાણી જાય છે એ બધા શક્ય સ્થળો જુએ છે પછી ઓછામા ઓછા શક્ય એવા સ્થળો પણ જુએ છે અને છેવટે અચાનક નહિ ધારેલી રીતે તે વિજય મેળવે છે અર્થશાસ્ત્રીઓ અને આંકડાશાસ્ત્રીએ પણ દેશની સ્થિતિ સાબીત કરવા માટે એવુ જ કાંઇ કરે છે ના ? એ વારવાર નથી કહેતા કે લોકોના ઘરમા સોનુ સઘરેલુ છે એટલે બજારમા ગરીબી દેખાય છે ઘર મિઠાઇ વિનાનુ લાગે છે કારણ કે મિઠાઇ સઘરેલી છે એવી બાળકની કલ્પનાશક્તિ જેવી જ તીવ્ર આ શક્તિ પણ કહી શકાય લોકો ભલે ભૂખે મરે તો આપણે કલ્પના કરી શકીએ કે એમને પરમ ભોજનમા વાપરવાને બદલે ભોંયમા સઘરી રાખવાનો મોહ જાગ્યો છે આ મોહ એ પણ લોકોની કલ્પના જ છે એટલે એમા કલ્પનાની મદદથી કલ્પનાની શોધ થઇ છે !

ઘણી વખત સિપાઇઓ કલ્પના કરે છે કે જેટલા જોરથી તેઓ ચાલશે એટલુ જોર

સામ્રાજ્યમાં છે એમ લોકો માનશે. બહુ મોટો પગાર નહિ, એટલે આ કાલ્પનિક બળ ઘણી વખત સિપાઈદાદાને ભારે પડે છે. ખાસ કરીને ઘેર રાત્રે પગચંપી કરાવવી પડે ને તેલ માટે પૈસો ન હોય ત્યારે! પરંતુ એ ગમે તેમ થાય, કલ્પનાનું જે સુખ એમણે બે ઘડી ભોગવ્યું એના પ્રમાણમાં દુઃખ કાંઈ હિસાબમાં નથી.

આજે માણસ જ્યારે નક્કર સત્યોની મદદથી જ સંસાર ચલાવવાનું કહે છે ત્યારે જ ખરી રીતે તો એ વધુ ને વધુ કલ્પના ઉપર જ જીવે છે: શાહમૃગ વિષે કહેવાય છે કે તે પોતાના શિકારીથી બચવા માટે માથું રેતીમાં ઢાંકી દે છે. પોતે જોઈ શકતું નથી માટે શિકારી પણ એને નહિ જુએ એવી સુખી કલ્પનામાંથી આ સહીસલામતી જન્મી છે. હવે ઘણી વખત રાષ્ટ્રીય લડતની પડતીમાં પોતાની સહીસલામતી જોનારા માણસો ધારી લે છે કે લડત પડે છે! પોતે જે ન જોઈ શકે તે કોઈ જ જોઈ ન શકે એવી કલ્પના માટે તો ઘણાં ઘણાં સામ્રાજ્યોએ સો સો વર્ષની લડાઈઓ વેઠી છે. આજે માણસો ઘણાખરો જીવન-વ્યવહાર હપ્તાથી ચલાવે છે એને પણ કલ્પનાનો જ વ્યવહાર કહી શકાય.

તંત્રી—ખાસ કરીને ગુજરાતી માસિકનો—કલ્પના ઉપર જીવે છે: ઘણા લેખકોને પણ કલ્પના થાય છે કે મારું લખાણ ગોધરા પાસેના ગામડામાં કોઈ અભણ બાઈ વાંચે છે ને વખાણે છે. અમારા એક કવિ મિત્ર કલ્પના કરતા કે આજે એમનું લખાણ નથી વંચાતું, કારણકે તે હજાર વર્ષ પછી વંચાવાનું છે.

હજાર વર્ષ પછી વંચાવાની વસ્તુ આજે વાંચે એવા લોકો દીર્ઘદર્શી નથી માટે જ તેમની કવિતા નથી વંચાતી. કેટલાંક માસિકોના ફેલાવો કલ્પનામાં વીસ વીસ હજારના થઈ ચૂક્યા છે. કેટલાંક માસિકોનો એક એક અંક ત્રણ ત્રણ વખત છાપવો પડ્યો છે:—અલબત, કલ્પનામાં જ. પણ કલ્પનામાં આ બધું શક્ય છે.

ઘણા માસ્તર સાહેબો, ખાસ કરીને જીંદગીની શરૂઆતનાં વર્ષોમાં, અનેક ધંધામાંથી રાત્રે લાખો રૂપિયા કામ્યા છે, અને સવારે લાખો રૂપિયા ગુમાવ્યા છે. સદ્‌ભાગ્યે કે દુર્ભાગ્યે મારે એક માસ્તર સાહેબ સાથે મૈત્રી હતી. તેમને કેટલાક પથરા જડ્યા હતા. અને એ પથરા નથી પણ કાચા હીરા છે, એવી સુખદ કલ્પનામાં તેમણે વર્ષોનાં વર્ષો ચિંતનમાં ગાળ્યાં હતાં. પછી એક કલ્પનાહીન ઝવેરીએ તેમને પથરા ઠરાવ્યા ત્યાર પછી માસ્તર સાહેબને હું મળી શક્યો નથી. પણ ઘણું કરીને તેમણે પથરાને દાટવા હશે કે વખતે પાંચ પચીસ વર્ષે તેમાંથી હીરા પેદા થાય!

પરંતુ આ સઘળી અરસિક કલ્પના છે. તમે મને કેવળ અરસિક ન ધારો, માટે સાધારણ રીતે પચાસ વર્ષના આધેડ હિંદુની—ખાસ કરીને ઉચ્ચ વર્ણના હિન્દુની વાત છે, નીચ વર્ણમાં આવી રસિક કલ્પના હોવી શક્ય જ નથી—વેપારી કે ઑફીસર, તમને ગમે તે તમે ધારી શકો છો,—રસિક કલ્પના વિષે થોડું કહું છું. વિધુર મનુષ્ય ઘણો રસિક બને છે. કારણકે તેની રસિકતા 'ઘરનાં રાણી' ઉપર નહિ પણ 'કલ્પનાનાં રાણી' ઉપર રચાયેલી હોય છે. જગન્નાથ કે દંડી કે ભામહ આને કયો ભાવ કહે છે તે તો મને ખબર નથી. પણ તેઓ ગમે તે ભાવ કહે છતાં ઉચ્ચ વર્ણનો વિધુર હિંદુ જે ભાવ અનુભવે તે તો તેમણે નહિ જ કહ્યો હોય. વિધુરની પહેલી કલ્પના તો ગત 'રાણી' સાથે બળી મરવાની હોય છે, પણ અગ્નિ કોઈ પણ દિવસ કલ્પનાનું માન રાખતો જ નથી, એટલે બીજી કલ્પના, સંસારમાં સૌથી સહેલું ને શક્ય એવા

સાધુપદ તરફ વળે છે ધીમે ધીમે 'રોટલા ઘડવાની અડચણ, ને તરખડ ને નોકરી વગેરેને લીધે આ કલ્પના બાર પંદર વર્ષની કન્યા તરફ ઢળી જાય છે અલબત્ત, સૌ કબૂલ કરશે કે, પીસ્તાળીસ પચાસ વર્ષના માણસમા આટલી રસિકતા સજીવન હોય એ જ એની શક્તિ માટે પૂજ્યભાવ ઉત્પન્ન કરે કરાવે છે પણ એ રસિક કલ્પના લાખે એકાદ માણસના નસીબમા ન હોય તો પછી એમા દૈવનો જ દોષ બીજુ શુ?—બાકી આ રસિક કલ્પનાથી જોડાયલા યુગલ દેશનો સાચો શણગાર જ ગણાય.

સાચો, ત્યારે કલ્પના પણ અનેકરંગી છે ઉચ્ચ વર્ણના વિધુરની, ડોક્ટરની, વકીલની, માસ્તરની, વીમો ઉતરાવેલાની, લોટરીની ટિકિટ લેનારની, ચોરની, બાળકની, અધિકારીની, સામ્રાજ્યની—સૌની જુદી જુદી કલ્પના છે પણ સૌ એક કે બીજી રીતે સિદ્ધ કરે છે કે, *કલ્પના સત્ય છે એ સત્ય ભ્રમ છે! શકરાચાર્ય આજે આવી ન શકે—અને આવે એમ કહેવુ એ પણ લેખકની કલ્પના જ છે ના?—પણ જો કલ્પનાનું સામ્રાજ્ય જુએ તો એ વેદાતવીર ઘણા જ પ્રસન્ન થાય*

ધૂમકેતુ



# વાંકા

વાંકા ઝુકોય નામનો એક નવ વરસનો છોકરો અર્લ્યાહિન નામના એક મોચીને ત્યાં ત્રણ મહિનાથી કામ શીખવા રહ્યો છે આજે દીવાળી હોવાથી એ જરા નિરાતે બેઠો છે

શેઠ શેઠાણી તથા કારીગરો મધરાતની ઉપાસના માટે ગયા એટલે એણે શેઠના કબાટમાથી શાહીનો ખડિયો અને કટાઇ ગયેલી ચાચવાળી કલમ કાઢી, અને એક ચુથાઈ ગયેલો કાગળનો ટુકડો પોતાની આગળ પાથરી લખવા માડ્યુ કાગળ ઉપર પહેલો અક્ષર પાડતા પહેલા એણે ચારે બાજુએ—બારણા તથા બારીઓ તરફ જોયુ બન્ને બાજુ કાલ-બૂટથી ભરેલી છાજલીઓ હતી તેની પાસે મૂકેલી કાળી મૂર્તિ તરફ પણ એણે દૃષ્ટિ ફેરવી જોઈ અને ધીમો નિશ્વાસ મૂક્યો કાગળ પાટલી ઉપર પડ્યો હતો અને એ તેની આગળ નમી રહ્યો હતો એણે લખ્યુ —

વહાલા દાદાજી કોન્સ્ટેન્ટિન મેકારિચ,

"હું આજે તમને કાગળ લખુ છુ તમને નાતાલ સુખરૂપ નીવડો એમ હુ ઇચ્છુ છુ સર્વશક્તિવાળો ભગવાન તમારા ઉપર આશીર્વાદ વરસાવે મારે મા કે બાપ કોઈ નથી જે કહો તે તમે જ છો"

વાંકાએ આખો ઊચી કરી અને પેલી કાળી મૂર્તિ તરફ જોયુ એ મૂર્તિમાથી એની મીણબત્તીના તેજનુ પ્રતિબિંબ પડતુ હતુ એ જોઈ એને તરત ઝિવારેવ નામના કુટુબમા પગી તરીકે કામ કરતા પોતાના દાદા કોન્સ્ટેટિન મેકારિચ પ્રત્યક્ષ થયા એ પાસઠ વર્ષનો ડોસો હતો તો પાતળો પણ બહુ ચપળ, હોશિયાર અને આનંદી એનું મો તો હમેશા હસતું જ હોય અને આખો હમેશા ઘેરાયેલી હોય. દિવસે એ નોકરોના રસોડામા સૂઇ જતો અથવા તો રસોઇયાઓ જોડે ગપાટા મારતો રાતે આખે શરીરે ધાબળો લપેટી આખા કમ્પાઉન્ડમા ફરતો અને પોતાની નાની મોગરીથી અવાજ કરતો ઘરડી કાશ્તકા અને

કાળો રંગ તથા વીસલ નામના પ્રાણી જેવી લંબાઇને લીધે, કહેવાતો ઇલ એમ બે કૂતરાં ઊંચી ડોક રાખી તેની પાછળ પાછળ ફરતાં. ઇલ પોતાના શેઠ તેમજ બીજા અજાણ્યાઓ પ્રત્યે પણ બહુ વિવેકી દેખાતો, પણ બિચારાની શાખ જરા ય નહોતી. એની નમ્રતા તથા વિવેકની પાછળ છુપી લુચ્ચાઈ હતી. વખત આવે કેવી રીતે છાનામાના કોઇને પગે લોચરું લેવું કે કોઠારમાં સરી જવું અથવા તો કોઈ ખેડૂતની મરઘી કેવી રીતે ચોરી લેવી એ વિદ્યામાં તો એ એક્કો હતો. એના પાછલા પગ તો ઘણીયે વાર ખેંચી નાખવામાં આવ્યા હશે, બે વખત તો એને લટકાવ્યો હતો અને દરેક અઠવાડિયે એ અધમૂઓ થઇ જાય ત્યાં સુધી એને ફટકા મારવામાં આવતા પણ એ તો પાછો હતો એવો ને એવો.

"આ પળે દાદા ચોક્કસ ચર્ચની લાલ બારીઓ તરફ એકી ટશે જોતા હશે, પોતાના ઊંચા જોડા પછાડતા હશે અને નોકરો સાથે મશ્કરીઓ કરતા હશે. પેલી મોગરી એમના કમ્મરપટા ઉપર ઝૂલતી હશે અને ટાઢથી ધ્રૂજતા હાથે તેઓ તાળીઓ પાડતા હશેઃ અને થોડું મોં મલકાવીને પહેલાં તો ઘરની ચાકરડીઓને અને પછી રસોઇયાઓને વહાલમાં ચૂંટી ભરતા હશે. પોતાની તમાકુની ડબ્બી સ્ત્રીઓ પાસે ધરીને કહેતા હશે 'કેમ થોડી સૂંઘશો ને?'"

સ્ત્રીઓ થોડી સૂંઘે અને પછી છીંકો ખાય. દાદા એટલા બધા ખુશી થાય કે એનું વર્ણનેય આપણે ન કરી શકીએ. ખૂબ હસે અને પછી કહેઃ "ફેંકી દો, એ તો હવાઇ ગઈ હશે."

તે સ્ત્રીઓ તો કૂતરાંને પણ થોડી તપખીર સૂંઘાડતી કાશટંકા તો સૂંઘે, માથું ધુણાવે અને પાછી ચાલી જાય. પણ ઇલ તો વિવેકી એટલે કોઇ દિવસ ન સૂંઘે, અને પોતાની પૂંછડી પટપટાવે.

વાતાવરણ ખૂબ ખુશનુમા છે. હવા શાંત, તાજી અને શુદ્ધ છે. રાત અંધારી છે, પણ ગામનાં ધોળાં છાપરાંવાળાં ઘર અને એમની ચીમનીઓમાંથી નીકળતા ધૂમાડીના ગોટા, અને બરફથી ઢંકાઇ ગયેલાં ઝાડ વગેરે બધું જોઇ શકાય છે. આકાશમાં તારા ઝબકારા મારે છે અને આકાશગંગા તો જાણે તહેવાર હોવાથી બરફથી ધોઇને સાફ કરી હોય એટલી નિર્મળ અને સ્પષ્ટ દેખાય છે.

વાંકાએ નિસાસો મૂક્યો. કલમ ખડિયામાં બોળી અને લખવા માંડ્યુંઃ

"અને ગઈ કાલે મને શિક્ષા કરવામાં આવી. શેઠે વાળ પકડીને મને બહાર ચોગાનમાં કાઢ્યો અને એમના બાળકને હીંચોળતે હીંચોળતે હું ઓચિંતો ઊંઘી ગયો એટલા માટે મને કાલખૂટે કાલખૂટે ફટકાર્યો. એક અઠવાડિયા ઉપર શેઠાણીએ મને માછલી સાફ કરવાનું કહ્યું હતું. મેં એને પૂંછડીએથી છોલવા માંડી એટલે તેણે ઉકાવતાકને ધડ દઇને મારા માથામાં મારી. કારીગરો મારી હાંસી કરે છે અને વોડકા (એક જાતનો દારૂ) લેવા મને પીઠે મોકલે છે તથા શેઠના વાડિયામાંથી ચીભડું ચોરી લાવવાનું કહે છે. એમ કરતાં પકડાયો તો તો પછી હાથમાં જે આવ્યું તેનાથી શેઠ મને ધીબે છે. મને ખાવાનું યે પાંશરું મળતું નથી. સવારે મને રોટી આપે છે, જમતી વખતે રાબડી અને સાંજે વળી પાછી રોટી. ચા અને ખીર તો શેઠ અને શેઠાણી પોતે જ ઢીંચી જાય છે. રાતે મારે રસ્તામાં ઊંઘવાનું પડે છે. વળી એમનું ચેલકું રડે એટલે મારે એને હીંચોળવું પડે. ત્યારપછી તો ઊંઘ આવે જ શેની! વહાલા દાદા, મારા ઉપર દયા લાવી મને અહીંથી આપણે ગામ

લઇ જાઓ આ બધુ મારાથી સહ્યુ જાય એમ નથી હુ તમારે પગે પડુ છુ અને હું તમારે માટે પ્રભુને પ્રાર્થના કરીશ, પણ મને અહીંથી તો લઇ જ જાઓ, નહિ તો હુ મરી જઇશ "

વાકાનુ મો ફાટયુ એણે પોતાની કાળી મૂઠી વડે આંખો ચોળી અને એક ડૂસકુ ભર્યું

એણે આગળ ચલાવ્યુ –" હું તમારી ઢીંકણી તૈયાર કરી આપીશ હું તમારે માટે ખુદાની બદગી કરીશ, હું કઇ આડુઅવળુ કરુ તો તમે મને ધૂતકારીને કાઢી મૂકજો. તમને લાગે કે મારે ત્યા કઇ જ કામ નથી તો હું લોકોના બૂટ સાફ કરીશ અથવા તો ફેડકાને બદલે ઘેટા ચારવા જઇશ દાદાજી, મારાથી આ વૈતગને પહોચી વળાતુ નથી અહીં તો કઇ જીવન જ નથી રહ્યુ મેં પાસેના ગામડામા ભાગી જવાનો વિચાર કર્યો હતો, પણ હિમ ખૂબ પડયુ છે અને મારી પાસે જોડાયે નથી જ્યારે હું મોટો થઇશ ત્યારે હુ તમારી ખૂબ સંભાળ લઇશ અને કોઈને પણ તમને દુ ખ નહિ દેવા દઉં જ્યારે તમે મરણ પામશો ત્યારે, અત્યારે મારી બાને માટે કરુ છુ તેમ, તમારા આત્માની શાતિ માટે ઇશ્વરની પ્રાર્થના કરીશ

" મોસકો મોટુ શહેર છે બધા પૈસાદારના ઘર છે ઘોડાઓનો પાર નથી પણ ઘેટા ક્યાય ન મળે કૂતરા છે તે માઇકાંગલા અહીંના છોકરાઓ ગતે તારાના સૂમખા પાછળ ગાડા થતા નથી, અને એમની ગાયનશાળામા કોઇને પેસવા દેતા નથી એક દિવસ ફરતા ફરતા મેં એક દુકાનની બારીમા, માછલી પકડવા માટે બનાવેલા આકડાવાળા ચાબૂક જોયા. મણ મણની માછલી પકડી શકાય એવા મજબૂત કાટા પણ હતા એક દુકાનમા તો આપણા શેઠ પાસે છે તેવી તથા બીજી અનેક જાતની બદૂકો મળે મને લાગે છે એકના સો રૂબલ તો પડતા હશે કસાઇની દુકાનમા ગ્રાઉઝ, લક્કડખોદ અને સસલાના માસ છે, પણ તે ક્યાથી શિકાર કરી આણ્યા એ વિષે એ દુકાનદાર કઈ જણાવતો નથી

" વહાલા દાદા, શેઠને ત્યા 'ક્રિસ્મસ ટ્રી' લાવવામાં આવે ત્યારે મારે માટે એક સોનેરી મઢેલુ અખરોટ આણજો અને તે મારી લીલી ટ્રકમા મૂકી છાડજો, ઓલ્ગા ઇનાઝ ઇજનાને કહેજો કે એ તો વાકા માટે છે"

વાકાએ ભારે નિ શ્વાસ મૂકયો દર વર્ષે શેઠના ઘર માટે ક્રિસ્મસ ટ્રી લેવા માટે દાદા તેને લઇને જગલમા જતા એ પ્રસગ એને સાભરી આવ્યો એ કેટલો મઝાનો સમય! દાદા ગળામા અવાજ કરે, જગલ હિમને લીધે તડતડાટ કરી ઊઠે અને એ બન્ને તરફ જોઈ વાકા પણ ગણગણે ક્રિસ્મસ ટ્રી કાપતા પહેલા દાદા જરા ચુંગી પી લે, ઢીંકણીનો એકાદ સરડકો તાણી લે અને ટાઢે ઠરી ગયેલા વાકા તરફ ધાડા હિમથી ઢંકાયેલા ફરના નાના મોટા વૃક્ષો પોતાનામાથી કોનો મરવાનો વારો આવે છે એ જોયા કરતા હોય જ્યા જુઓ ત્યા બરફ ઉપર તીરની માફક સસલા તો દોડતા જ હોય 'પકડો, પકડો, પકડી પાડો એ પૂછડીકટ્ટાને' એમ બૂમો પાડયા વગર દાદા રહે જ નહિ

ક્રિસ્મસ ટ્રી કાપ્યા પછી દાદા તેને પેર ઢસડી જતા, અને શણગારવાના કામમા ગૂથાઇ જતા જુવાન ચાકરડી ઓલ્ગા ઇગ્નેટિવના વાકાને બહુ વહાલી હતી અને એ સૌથી વધારે કામમા ગૂંથાયેલી રહેતી વાકાની મા પેલાગયા જીવતી હતી ત્યારે પેલા મોટા ઘરમા નોકરી કરતી તે વખતે ઓલ્ગા વાકાને સુંદર સુદર વસ્તુઓ આપતી અને બીજુ તો બાપડી શુ કરી શકે પણ એને વાચતાં, લખતા અને સો સુધી ગણતા શીખવતી, વળી નાચવાનું યે

બતાવતી. પેલાગેયા મરણ પામી એટલે વાંકાને એના દાદા પાસે નોકરોના રસોડામાં ખસેડવામાં આવ્યો, અને ત્યાંથી યે મોસ્કો જવું પડ્યું.

વાંકાએ આગળ લખવા માંડ્યું: "વહાલા દાદા, જરૂર જરૂર આવો. ઇશુ ભગવાનને ખાતર મને અહીંથી લઇ જાઓ એવી પ્રાર્થના કરું છું. મારા જેવા દુઃખી અનાથ બાળક ઉપર દયા લાવો. અહીં મને બધાં જ ધક્કેલે છે અને હું ખૂબ ભૂખ્યો થઇ જાઉં છું. એ દુઃખ કેવું છે એ તો હું તમને કેવી રીતે કહી શકું? હું રોજ રડું છું ગઈ કાલે જ શેઠે મારા માથામાં કાલખૂટ માર્યો તેથી હું નીચે ગબડી ગયો. મારુ જીવન નીચ કૂતરા કરતાંયે ખરાબ થઇ ગયું છે. અલ્યોના, કાણી યેગોર્કા અને ગાડીવાળાને મારા પ્રણામ કહેજો. મારુ વાજું કોઇને ન આપતા."

લિ. તમારો આજ્ઞાંકિત બેટા
ઇવાન

વહાલા દાદા જરૂર આવજો.

વાંકાએ કાગળના ટુકડાને બે વાર વાળ્યો અને ગઇ કાલે એક કોપેકનું જે પરબીડિયું લાવ્યો હતો એમાં એ બીડી દીધો. થોડી વાર વિચાર કર્યા પછી એણે શાહીમાં કલમ બોળી અને સરનામું લખ્યું—

'ગામમાં વસતા મારા દાદા.'

પછી તેણે માથુ ખજ્વાળ્યું, થોડી વાર વિચાર કર્યો અને ઉમેર્યું, "કૉન્સ્ટેન્ટિન મૅકારિચ."

લખતી વખતે કઈ અડચણ ન પડી તેથી એ રાજી થયો, અને માથે ટોપી મૂકી. કોટ તો એણે પહેર્યો જ નહિ, અને એકલું ખમીસ પહેરેલુ હોવાથી એણે રસ્તા ઉપર દોડવા માંડ્યું.

કસાઇની દુકાને બેઠેલા ગુમાસ્તા પાસેથી પ્રશ્નો પૂછીને એણે ગઈ કાલે જ જાણ્યું હતું કે પરગામ મોકલવાના કાગળો ટપાલપેટીમાં નંખાય છે અને ત્યાંથી, જેમાં દારૂ પીધેલા હાંકનારા બેઠા હોય અને જેને ઘંટડીઓ વાગતી હોય એવાં ટપાલનાં ગાડાં વાટે તે આખા દુનિયામાં જ્યાં મોકલવો હોય ત્યાં જાય છે. વાંકાએ પાસેમાં પાસેની ટપાલપેટીએ જઈ પેલો કાગળ નાખ્યો.

એક કલાક પછી મધુરી આશામાં ને આશામાં એ ઘસઘસાટ ઊંઘી ગયો. એને સ્વપ્નામાં એક ચૂલો દેખાયો. એ ચૂલા ઉપર જાણે કે એના દાદા ઉઘાડા પગને હલાવતા બેઠા છે અને વાંકાનો કાગળ રસોઇયાઓને વાંચી સંભળાવે છે. ચૂલા પાસે પૂછડી પટપટાવતો ઇલિ પણ ઊભો છે.*

શિવશંકર શુક્લ

* રશિયન લેખક ચેખોવની 'વાંકા' નામની વાર્તાનો અનુવાદ.

# વિનીતોને

[ નિમ્ન અનુવાદિત પત્ર કાઉન્ટ ટૉલ્સ્ટૉયે એક રશિયન ભાઈને ઉદ્દેશીને ૩૧, ઑગસ્ટ ૧૮૯૬ મા લખ્યો હતો. પણ પાછળથી એ પત્ર 'રૂશ દેશના લીબરલોને એક પત્ર' એ નામથી પ્રકટ કરવામા આવેલો. ઝારશાહીની સામે થવામા કેવા ઉપાયો યોજવા જોઇએ અને 'લીબરલ' ભાઈ-બહેનોએ પ્રજાપક્ષની પડખે શા માટે ઊભા રહેવું જોઈએ એની શાન્ત ચિત્તથી સમીક્ષા કરતો મહાત્મા ટૉલ્સ્ટૉયનો આ પત્ર આપણા અત્યારના કટોકટીના મામલામા આપણુ સૌનું પોતપોતાનું શું કર્તવ્ય હોવું જોઇએ, 'અને આપણે તે પ્રમાણે ન કરીએ તો રાષ્ટ્રપતિ જવાહરલાલના શબ્દો **"જે અમારી પડખે નથી તે અમારી વિરુદ્ધ છે"** એ દૃષ્ટિથી કેટલા સાચા છે એનું ઘણી સુંદર રીતે સમર્થન કરે છે' એ દરેક વાચક જોઈ શકશે. ઉક્ત ભાઇએ 'સાહિત્ય સમિતિ' (Literature Committee) બંધ કરવામા આવેલી ત્યારે ટૉલ્સ્ટૉયની સલાહ અને મદદ માગેલી, તેના પ્રત્યુત્તરમા આ પત્ર લખાયો હતો. એ સંજોગો આ પ્રમાણે હતા—(મહાન કેથેરાઇનના વખતથી સ્થપાયેલી) એક વોલન્ટરી ઈકોનોમિક સોસાયટી (Voluntary Economic Society) અર્થશાસ્ત્રવિષયક સ્વતંત્ર સંસ્થા ચાલતી હતી અમુક મર્યાદામા રહીને આર્થિક પ્રશ્નો ચર્ચવાની તેને છૂટ મળી હતી. ગૃહમંત્રીની એને બહાલી મળી હતી અને એના ઉપર એ ગૃહમંત્રીનો જ અંકુશ હતો. એની એક શાખા કાઢી તેનું નામ લિટરેચર કમિટિ (Literature Committee) એટલે 'સાહિત્ય સમિતિ' રાખ્યુ સારુ અને આરોગ્યપ્રદ સાહિત્ય શાળાઓમા અને પ્રજાવર્ગમા છૂટથી ફેલાય એ આ શાખાનો હેતુ હતો, અને એ હેતુની સિદ્ધિ અર્થે પુસ્તકાલયો સ્થાપવા તેમજ એવી એવી અન્ય પ્રવૃત્તિઓ હાથ ધરવી એવુ કરાવવામા આવ્યું હતુ. પણ લોકોએ ક્યાં પુસ્તકો વાચવા અને ક્યા ન વાચવા એ બાબતના નિર્ણયમા 'સમિતિ'ને સરકાર સાથે મતભેદ પડયો. સને ૧૮૯૬ મા એવો હુકમ કાઢવામા આવ્યો કે હવે 'વોલન્ટરી ઇકોનોમિક સોસાયટી' (Voluntary Economic Society) ગૃહમંત્રી (Minister for the Interior)ની દેખરેખને બદલે કેળવણી ખાતાના મંત્રીની દેખરેખ નીચે મૂકવામા આવે છ. જનસમાજની (unofficial) ભાષામા કહીએ તો એ હુકમનો અર્થ એટલો જ કે 'સમિતિ'ની પ્રવૃત્તિઓ મૃતપ્રાય થવી જોઇએ અને સોસાયટીનું કામકાજ માત્ર નામનું જ કરી મૂકવુ—મૂળ સંપાદકની નોંધમાંથી. ' ' અવતરણ-ચાળુ એક વાક્ય અનુવાદકનું છે. ]

તમારા કામને હુ પીછાનુ છુ તેની કિંમત હું સમજુ છુ એટલે 'સાહિત્ય સમિતિ' (Literature Society)ના હક સ્થાપિત કરવા માટે, તેમજ લોકકેળવણીના શત્રુઓની સામે ઝૂઝવા માટે તમારા બધા સાથીઓને હું સહર્ષ સાથ આપુ છુ પણ એ ક્ષેત્રમાં જે રીતે તમે કામ કરી રહ્યા છો એમા તો મને તેમનો યોગ્ય સામનો કરવાનો માર્ગ દેખાતો નથી

તો પણ મને એક આશ્વાસન તો છે જ કે હું પણ જ્ઞાનપ્રચારના એ જ શત્રુઓ સામે—જો કે જુદી રીતે-સતત ઝૂઝી રહ્યો છુ

જે પ્રશ્નનો ફડચો લાવવામા તમે ગુંથાયા છો તે બાબતમા મારુ તો એવુ માનવુ છે કે જે 'સાહિત્ય સમિતિ'ને ગેરકાયદેસર ઠરાવવામા આવી છે તેને ઠેકાણે સરકારની સંમતિ મેળવ્યા વગર જ અથવા તો કોઇ પણ સેન્સર (Censor)ની પરવાનગી લીધા સિવાય જ એ જ 'સમિતિ'ના ધ્યેયો પાર પાડી શકાય એવી અનેક 'સાહિત્ય સમિતિઓ' ઊભી કરવી જોઇએ સરકારને ગમે તો ભલે આ 'સાહિત્ય સમિતિઓ' સામે મુકર્દમો માંડે, તેના

સભ્યોને શિક્ષા કરે અથવા દેશપાર કરે અથવા એવુ એવુ એને ગમે તે કરે  સરકાર એમ કરશે તો તો લોકો પોતાની મેળે જ સારા પુસ્તકો અને પુસ્તકાલયોની આવશ્યકતા સવિશેષ સમજશે અને પરિણામ એ આવશે કે, જ્ઞાન સંપાદન કરવા પ્રત્યેનુ વલણ વધુ મજબૂત થશે

મને પોતાને એમ લાગે છે, કે જે કઇ આપણને સત્ય લાગે તે ખત રાખીને શાંતિ પૂર્વક કર્યા જ કરવુ એ વધારે સારુ છે, અને એમ કરતા સરકારની પરવાનગી ન માગીએ એટલુ જ નહિ પણ તેનો હાથ કશી બાબતમા ન રહે એવી રીતે જ આપણે કામ કરીએ લોકોના અજ્ઞાનમા જ સરકારનુ બળ સમાયેલુ છે, અને આ વાત સરકાર સારી પેઠે સમજતી હોવાથી સાચા જ્ઞાનના ફેલાવાનો તે હમેશા વિરોધ કર્યા જ કરવાની  આ વસ્તુ તેના યથાર્થ સ્વરૂપમા સૌ કોઇ સમજી જાય એ વખત હવે પાકી ગયો છે  અને તેથી જ પ્રથમ લોકોમા અજ્ઞાન ફેલાવીને પછી જ્ઞાન આપવાનો ઢોંગ સરકારને ફાવવા દેવો એ તો વધારેમા  વધારે અવાચ્છનીય વસ્તુ છે કોઇ પૂછશે, કે સરકાર જ્ઞાન આપવાનો ઢોંગ શી રીતે કરે છે ? જવાબ તો ઉઘાડો જ છે પોતાના અકુશ હેઠળ ચાલતી કેળવણીના ડોળવાળી તમામ સસ્થાઓ— પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ, મહાવિદ્યાલયો અને વિદ્યાપીઠો, અને દરેક જાતની કેળવણી વિષયક સમિતિઓ અને મહાસભાઓદ્વારા એ કામ સરકાર કરે છે  જો કે સારુ એટલુ તો સારુ જ રહેશે, અને જ્ઞાન એ તો જ્ઞાન જ રહેશે, પણ એ તો ત્યારે જ કે જ્યારે એ સંપૂર્ણત નિર્ભેળ સારુ હોય, સંપૂર્ણત નિર્ભેળ જ્ઞાન હોય, અને નહિ કે ડેલીઆનોફ* કે દુરનોવોના સરક્યુલરો મુજબ એમા ભેળપ આણી દેવામા આવી હોય  અમૂલ્ય અને નિ સ્વાર્થી આત્મભોગથી પરિપૂર્ણ પ્રયત્નો એળે જતા જોઇને મને અત્યત દુ ખ થાય છે  આશ્ચર્યની વાત તો એ છે, કે સુશિક્ષિત શાણા લોકો સરકારની સામે લડવામા પોતાની શક્તિ ખરચે છે, અને છતા સરકાર પોતાને ફાવે તેમ કાયદા તો પોતાની મેળે ઘડી શકે એ નીતિ, લડત ચલાવવા છતા પણ, તેઓ માન્ય રાખે છે

આ વિષયમા મારી સમજ આ પ્રમાણે છે —

એવા લોકો છે ( આપણે પોતે જ એવા છીએ ) કે જેઓ એમ માને છે, કે આપણી સરકાર ખરાબ છે અને ( તેથી ) એની સામે લડે છે [1]રેડીસ્ચેફ અને [2]ડીસેમ્બ્રીસ્ટસ નાથ પહેલાથી બે પ્રકારે લડાઈ ચાલ્યા કરી છે [3]સ્ટેન્કા રેઝીન, [4]પાઉગેટચેફ ડીસેમ્બ્રીસ્ટસ

* જ્યારે ' સાહિત્ય સમિતિ ' ગેરકાયદેસર ઠરાવવામા આવી ત્યારે ડેલીઆનોફ કેળવણીખાતાનો મત્રી હતો અને દુરનોવો ગૃહમંત્રી હતો.

૧ ' પીટર્સબર્ગથી મોસ્કો સુધીની મુસાફરી 'નો લેખક રેડીસ્ચેફ એક લીબરલ હતો ગુલામીની પ્રથાનો નાશ કરવાના પ્રયત્નો કરવા મટે તેને સાઈબીરિયા મોકલી દેવામા આવ્યો હતો  પાચ વર્ષ પછી પીટર્સબર્ગ પાછો બોલાવવામા આવ્યો એટલે  સુધારકતરીકેની પોતાની પ્રવૃત્તિઓ તેણે ફરીથી પાછી આદરી  સરકારે આ વખતે તેને ઠપકો આપ્યો અને ધમકાવ્યો પણ ખરો  ( આથી ) એને ખૂબ ઉદ્વેગ થયો અને ૧૮૦૨મા તેણે આપઘાત કર્યો

૨ જ્યારે પહેલો નીકોલાસ ગાદીનશીન થયો ત્યારે ૧૮૨૫મા રૂસ દેશ માટે બળાત્કારથી ઉદાર બધારણ મેળવવા જે પક્ષે પ્રયત્ન કર્યા તે પણ એમા એ પક્ષ સફળ ન થયો

૩ સ્ટેન્કા રેઝીન એક કૉઝેક હતો ૧૭મી સદીમા તેણે પ્રચડ બડ કરેલુ, પણ આખરે તે હાર્યો અને કેદ પકડાયો ૧૬૭૧મા મોસ્કોમા તેને ફાસી દેવામા આવી હતી

૪ ૧૮મી સદીના અતિ પ્રચડ બડની આગેવાની પાઉગેટચેફે લીધી હતી  તેને પણ ૧૭૭૫મા મોસ્કોમા ફાસીએ લટકાવવામા આવ્યો હતો.

અઢારમી સદીના છઠ્ઠા દસકાનો વિપ્લવવાદી પક્ષ,[1] (૧૮૮૧ની) પહેલી માર્ચનો ટેરરિસ્ટ (Terrorist) પક્ષ,[2] અને એવા બીજાઓએ જે સ્વીકારેલી એ એક પદ્ધતિ છે; અને જે પદ્ધતિએ તમે પોતે કામ કરી રહ્યાં છો, અને જે પદ્ધતિએ કામ કરવાનું તમે લોકોને સમજાવી રહ્યાં છો એ બીજી પદ્ધતિ છે. એને 'ક્રમશઃ પ્રગતિમાં માનનારાની પદ્ધતિ' (The Method of the Greduelist) કહેવાય. એ પદ્ધતિમાં હિંસા કર્યા સિવાય, કાયદાની મર્યાદાનું પાલન કરીને લડત ચલાવ્યે રાખવાની[3] અને ટુકડે ટુકડે બંધારણપુરઃસર હક્કની પ્રાપ્તિ કરતા રહેવાની.

મારી સ્મૃતિ સાચી હોય તો તો આ બંને ઉપાયો છેલ્લાં પચાસ વર્ષથી સતત અજમાવાયા છે. અને છતાં પરિસ્થિતિ દિન પરદિન વધુ ને વધુ બગડતી ચાલી છે. વળી સુધારાનાં જે કંઇ ચિહ્ન દેખાય છે તે આ બેમાંની એક પણ પ્રવૃત્તિને તો જરાય આભારી નથી જ, પણ એ તો તદ્દન જુદાં જ સ્વતંત્ર કારણોને આભારી છે. એ વિષે આગળ ઉપર કહેવામાં આવશે. વળી જે કંઇ શુભ પરિણામ આવ્યું દેખાય છે તે એ બંને પ્રકારની પ્રવૃત્તિઓને લીધે થએલા નુકસાન છતાં આવવા પામ્યું છે; પણ આ સમય દરમિયાન જે સત્તા સામે આપણે ઝૂમી રહ્યા છીએ તે વધુ ને વધુ બળવત્તર, મહાન અને ઉદ્ધત બની શકી છે. સ્વરાજ્યનાં છેલ્લાં છેલ્લાં આશાકિરણો–પ્રાન્તિક સ્વરાજ્ય, મુકદ્દમાની જાહેર સુનાવણી, તમારી 'સાહિત્ય સમિતિ' વગેરે વગેરે–પણ બધાંય છિન્નભિન્ન કરી નાખવામાં આવ્યાં છે.

આટલા બધા વખતથી આ બંને રીતનું અવલંબન કર્યા છતાં કંઇ જ શુભ પરિણામ ન લાવી શક્યા તો પછી મને તો લાગે છે, કે આપણે હવે તો સમજવું જોઇએ કે એ બેમાંથી એકેયથી આપણો 'શુક્રવાર' વળનાર નથી, અને તેનાં કારણો પણ આપણે તપાસવાં જોઇએ. હું તો હમેશાં સરકારને ધિક્કારતો આવ્યો છું. છતાં એની સામે થવા માટે ઉપરોક્ત એક પણ પદ્ધતિ મેં કદી પણ સ્વીકારી નથી; કારણ કે એ બંનેની ખામીઓ હું બરાબર જાણું છું

પહેલી પદ્ધતિ અસંતોષકારક છે; તેનું કારણ એ છે, કે હિંસાત્મક સાધનોથી હાલના રાજતંત્રને ઉથલાવી નાખવાનો પ્રયત્ન ફતેહમંદ નીવડે, તોપણ તેથી એવી તો કંઈ ખાતરી નથી જ મળતી કે નવું તંત્ર લાંબો વખત નભશે. વળી એવી પણ ખાતરી નથી જ મળતી કે નવા તંત્રના શત્રુઓ અનુકૂળ પ્રસંગો પ્રાપ્ત થતાં જે હિંસાત્મક ઉપાય તેમની પોતાની

---

૧ ક્રીમિયન વિગ્રહ પૂરો થયા પછી અને પહેલા નીકોલાસના મૃત્યુ પછી ગુલામીની પ્રથાના સદંતર ઉચ્છેદ સુદ્ધાના જે કંઈ સુધારાઓ કરવામાં આવ્યા હતા તે બધા પૂરેપૂરા સાચા દિલથી પહેલેથી જ સરકારે કર્યા નહોતા, અને પોશ લોકોએ બંડ કર્યું ત્યારથી તો (૧૮૬૩) રાજતંત્રનો વહીવટ 'પીછે હઠ'માં માનનાર પક્ષના હાથમાં હતો. લીબરલ પક્ષના વધુ જુસ્સાવાળા સભાસદોને બંધારણપુરઃસર સુધારા મળવાની જ્યારે આશા ન લાગી ત્યારે તેમણે છઠ્ઠા દસકામાં એક વિપ્લવવાદી પક્ષ ઊભો કર્યો, અને પાછળથી ટેરરિસ્ટ (Terrorist) પક્ષ સ્થાપવામાં આવ્યો. એ પક્ષ તરફથી તો સ્વતંત્રતા, સમાનતા અને બંધુતા સ્થાપવાના સાધનતરીકે ખૂન કરવાનું કામ વ્યવસ્થિત રીતે હાથ ધરવામાં આવ્યું.

૨ ૧૮૮૧ની માર્ચની ૧લી તારીખે પીટર્સબર્ગના રસ્તામાં બીજા અલેકઝાન્ડર ઉપર બૉમ્બ ફેંકીને તેને મારી નાખવામાં આવ્યો હતો. આ ખૂન Terrorist પક્ષ તરફથી યોજાયું હતું.

3 Pray, petition and protestની રીતથી કામ કરવાનું.

સામે યોજાયો હતો તેનો જ આશરો લઇને નવા તંત્ર ઉપર વિજય નહિ મેળવે ફ્રાન્સમા અને જ્યા જ્યા વિપ્લવો થયા છે ત્યા બધે જ ઠેકાણે આવુ તો બન્યા જ કર્યું છે એટલે હિંસાથી સ્થપાયેલુ નવુ તંત્ર હિંસાને હમેશા ચાલુ રાખીને જ એટલે કે અસત્ આચરણ કરીને જ ચાલુ રાખવુ પડશે, અને તેથી જ કરીને જે તંત્રને તેણે ઉથાપ્યુ તેની માફક જ તે તંત્ર પણ બહુ ટૂકા વખતમા એ જ દશાને પામવાનુ એમા કશો સંદેહ છે જ નહિ અને વિપ્લવવાદીઓની હિંસા નિષ્ફળ નીવડે તો તો જે તંત્રને ઉથાપવા તેઓ પ્રયત્ન કરી રહ્યા છે એ જ તંત્રના હાથ મજબૂત બનવાના (અને એવુ જ બને છે એમ આપણો પોતાનો અનુભવ પણ આપણને સાક્ષી આપે છે પ્રાઉગેટચેસ્ના બદથી માંડીને તે ૧લી માર્ચ સુધીના પ્રયત્નમા એ જ બન્યુ હતુ), કારણ કે એ નિષ્ફળતાને પરિણામે અનિશ્ચિત મનોદશાવાળા લોકોનો આખો ય સમૂહ—જે પોતે કયા પક્ષમા ભળવુ તે વિષયમા અદ્યાપિ પર્યન્ત નિર્ણય જ કરી શક્યો નથી, તે–સ્થિતિચુસ્ત અને પીઠે હઠ 'ની હિમાયત કરનારાઓના પક્ષમા તરત જ ભળી જાય છે × એટલે મને તો લાગે છે કે આપણી બુદ્ધિ અને આપણા અનુભવનો પૂરો ઉપયોગ કરીને આપણે છચોક કહેવુ જોઇએ, કે આ માર્ગ અનીતિર્માન છે એટલું તો નહિ જ, પણ એ બુદ્ધિવિરુદ્ધ છે અને બીનઅસરકારક પણ છે જ

બીજી પદ્ધતિ, મારા માનવા મુજબ તો, અસરકારક પણ ઓછી છે અને બુદ્ધિને પણ માન્ય નથી જ થતી એ બીનઅસરકારક છે તેમજ બુદ્ધિ કે તર્કવિરુદ્ધ છે તેનુ (પ્રધાન) કારણ તો એ છે, કે પોતાના હાથમા સર્વ સત્તા—લશ્કર, રાજકારોબાર, દેવળો ઉપરનુ આધિપત્ય, શાળા પાઠશાળાઓ અને પ્રજારક્ષક સિપાઈઓ વગેરે ઉપર રાખનારી, તેમજ જે કાયદાઓનો આધાર લઇને વિનીતો એની સામે થવા માગે છે એ જ કાયદાઓ ઘડનારી, આ સરકાર પોતાને વાસ્તવિક રીતે શુ શુ જોખમકારક છે એ ઘણી જ સારી રીતે જાણતી હોય છે, અને તેથી, એને તાબે થનાર, તેમજ એના કહ્યા પ્રમાણે ચાલનાર પ્રજાજનોને એ એવુ કશુ જ નહિ કરવા દે, કે જેથી એની સત્તા ઊંધી વળી જાય—એની હસ્તી જોખમમા આવે દાખલાતરીકે આપણો પોતાનો અત્યારનો તાજો જ પ્રસગ લ્યો આપણા જેવી, અથવા તો લોકોના અજ્ઞાન પર નભતી આવી બીજી કોઈ પણ, સરકાર લોકો વાસ્તવિક જ્ઞાન સંપાદન કરે એ મુદ્દલે ય પસંદ નહિ કરે એનુ ગાયુ ગવાશે ત્યાસુધી પોતાના અંકુશ નીચે રહે એમા કેળવણીના ડોળવાળા તમામ ખાતા—પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ, મહાવિદ્યાલયો અને વિદ્યાપીઠો, અને તમામ જાતની કેળવણીવિષયક સમિતિઓ અને મહાસભાઓ, તેમજ સેન્સરે (Censor) મંજૂર કરેલા તમામ પ્રકાશનો તે મંજૂર કરશે એટલે કે લોકોને મૂરખ રાખશે, અથવા તો તેમના મૂરખપણાની જરાય આડે નહિ આવે પણ સરકારની સત્તાના આધારભૂત એ ખાતા જે વખતે એ સ્થિતિ સુધારવાનો

× જલદ હિંસાત્મક સાધનોથી હિંદે સ્વતંત્રતા મેળવવી જોઇએ એવી હિમાયત કરનાર પક્ષ ઉપલી દલીલ અને વિચારસરણી ઉપર શાંત ચિત્તે વિચાર કરશે તો તેને ચોક્કસ સમજાશે કે મહાત્માજીએ આપી આપેલો અહિંસાત્મક અસહકારનો માર્ગ કેટલી બધી સૂક્ષ્મ દૃષ્ટિથી વિચાર કર્યા પછી યોજાયો છે. કારણ કે એનુ ગૂઢ રહસ્ય તો એ છે કે હિંદ તો પોતાનુ સ્વાતંત્ર્ય મેળવી લેશે એમા તો શંકા હોય જ નહિ, પણ એ માર્ગે ચાલવાથી સારાય જગતમા શાંતિનું સામ્રાજ્ય સ્થાપવાનું અમોઘ શસ્ત્ર તમામ પ્રજાને હાથ લાગશે—અનુવાદક.

પ્રયત્ન કરશે એટલે કે લોકોની અજ્ઞાનાંધતા દૂર કરવા પ્રયાસ કરશે, તે જ વખતે કોઇને કશું પણ કારણ જણાવ્યા સિવાય સરકાર પોતાનો ‘ વેટો ’( Veto )નો હક જાહેર કરશે, અને કાં તો એ તમામ સંસ્થાઓ નવેસરથી જ ગોઠવશે અથવા તો મમૂળગી બંધ કરી દેશે અને પ્રકાશનોને અટકાવશે. અને તેથી જ કરીને બુદ્ધિ અને અનુભવ બન્ને એક અવાજે સંભળાવે છે કે હક પ્રાપ્ત કરવાની આવી ઐન્દ્રજાલિક ક્રમિક પદ્ધતિ આત્મવંચના સિવાય બીજું કંઈ જ નથી, અને સરકારને આ પદ્ધતિ તો આબાદ પસંદ પડે છે એને લીધે જ આ પદ્ધતિને ઉત્તેજન આપવા માટે સરકાર હંમેશા તત્પર હોય છે

પણ આ પદ્ધતિ બુદ્ધિને રૂચતી નથી, તેમજ યોગ્ય પરિણામ ઉપજાવી શકતી નથી, એટલું જ નહિ પણ એ નુકસાનકારક પણ છે જ એ નુકસાનકર્તા છે એનું કારણ તો એ છે, કે સુશિક્ષિત, ચારિત્ર્યસંપન્ન, શાણા અને પ્રમાણિક લોકો સરકારી હોદ્દાઓ સ્વીકારીને એ સરકારને નૈતિક દૃષ્ટિએ ( પ્રજા સમક્ષ ) સત્તાવાન કરી મૂકે છે એ લોકો વિના એ એવી ન બની શકે જો સરકારના તંત્રમા મુખ્ય મુખ્ય હોદ્દાના બધા સ્થાનોએ હિંસાનું પરિપૂર્ણ પાલન કરનારા, સ્વાર્થસાધકો અને ખુશામતીઆઓ જ ગોઠવાય તો તે તંત્ર ઝાઝો વખત ટકી ન શકે સરકારની જો કંઈ આબરૂ કે પ્રતિષ્ઠા ( moral prestige ) જામી હોય તો તે સુશિક્ષિત, શાણા અને પ્રમાણિક લોકો એ તંત્રમા ભાગ લઇ રહ્યા હોય છે તેને જ આભારી છે

સરકારના તંત્રમા ભાગ લેતા અથવા તો તેની સાથે મળી જનારા વિનીતોની પ્રવૃત્તિનુ એ એક અશુભ પરિણામ છે, આવી પ્રવૃત્તિનુ બીજુ અશુભ ફળ એ આવે છે, કે આવા સુસંસ્કારી અને પ્રમાણિક લોકોને પોતે હાથ ધરેલુ કામ પાર પાડવાની તક પ્રાપ્ત કરવા ખાતર સમાધાની કરવાનુ શરૂ કરવુ પડે છે પછી તો ધીમે ધીમે તેઓ એ વિચાર પર આવવા લાગે છે, કે શુભ હેતુ પાર પાડવા ખાતર માણસ વાચા અને કર્મણા બન્ને રીતે સત્ય રસ્તેથી થોડો થોડો ચળે તો તેમા કંઈ વાંધો નહિ દાખલાતરીકે, ‘ સ્થાપિત ચર્ચ ’મા શ્રદ્ધા ન હોય તોપણ તેની ક્રિયા અને વિધિમા ભાગ લે છે, શપથ લે છે, કોઈ કામ સરખી રીતે પાર પાડવા વાસ્તે મનુષ્યના સ્વાભાવિક ગૌરવને ઝાંખપ લગાડે તેવી, અને હડહડતી જુઠાણાંથી ભરેલી ભાષામા અરજીઓ કરે છે, લશ્કરી નોકરી સ્વીકારે છે, કશી પણ સત્તા ન હોય એવી પ્રાન્તિક સરકારના હાથ તળે હોદ્દો સ્વીકારે છે, શિક્ષક કે અધ્યાપકની નોકરી કરે છે અને પોતાને સત્ય લાગે તે ન શીખવતા સરકાર તરફથી જેટલુ કહેવામા આવે તેટલુ જ શીખવાડે છે સરકાર તરફથી જે જે સૂચનાઓ આપવામા આવે તે બધીનો અમલ, પોતાના અંતઃકરણને અવગણીને, કરવાનુ કબૂલ કરે છે, એટલે કે ઝેમ્સ્કી નચાલનીક ( Zemsky Natchalnik )નો* હોદ્દો સ્વીકારે છે, છાપવા જેવા વિષયમા ચુપકીદી પકડે

* બીજા અલેક્ઝાન્ડરના વખતમા જ્યારે રાજકીય સુધારો થયો ત્યારે જૂની ન્યાયપદ્ધતિ અનુસાર જે ઘણી ખરાબ રૂઢિઓ ચાલ્યા કરતી હતી તેમાની ઘણીખરી નાબૂદ કરવામા આવેલી, અને ઘણા નવા સુધારા દાખલ કરેલા. તેમા એક સુધારો એવો હતો કે શાંતિ અથવા સુલેહના ન્યાયાધીશો નીમવા અને તેમને મેજિસ્ટ્રેટની સત્તા આપવી (પરોક્ષ રીતે) તેમની ચૂંટણી થતી હતી ઠીક ઠીક મિલકત ધરાવનાર સૌ કોઈ ચૂંટણીમા ઉમેદવારી કરી શકે તેમ હતુ. વળી તેમની સત્તાની મર્યાદા નક્કી કરવા માટે જે બંધારણ ઘડેલુ તેમા પણ તેમને પ્રમાણમા ઘણા હક આપવામા આવ્યા

અને સરકારની આજ્ઞાનુસાર છાપવાનું કામ કરે એવા લોકો દૈનિકો અને સામયિકોનું તંત્રીપદ સ્વીકારે છે. જે સરકારી, સુશિક્ષિત અને શાણા લોકો પ્રજાની સ્વતંત્રતા ઉપર તરાપ મારતી સરકાર ઉપર કંઇક પણ અંકુશ રાખી શકે તેમ છે, તે જ લોકો ઉપર જણાવી તેવી અનહદ સમાધાનીઓ કરીને સરકારના હાથમાં એવાં તો મહોરાં બની જાય છે કે તેમને સંપૂર્ણ રીતે તેનું જ અવલંબન સુઝે છે અને આમ કરતાં કરતાં ધીમે ધીમે તેઓ પોતાના અંતરાત્માની ઇચ્છા વિરુદ્ધ ઘણું જ કરતા થઈ જાય છે. તેમને માન અકરામ મળે છે; મોટા મોટા પગારો મળે છે; છતાં તેઓ તો એમજ માનતા હોય છે કે અમે ઉદાર વિચારોને વધારે વેગ આપી રહ્યા છીએ. પણ તેમને બિચારાને ખબર નથી પડતી, કે જે તંત્રની સામે થવા પોતે નીકળ્યા છે એ જ તંત્રના તેઓ પોતે એક અદના નોકર અને ખાંધીઆ થઇ રહ્યા છે.

એ વાત સાચી કે વિનીત પક્ષમાં એવા પણ લોકો છે, કે જેઓ ખૂબ જ સાચા દિલના છે; તેઓ ઘણા જ ભલા છે. તેમને સરકાર લાંચરૂશ્વત આપી શકે તેમ નથી, તેઓ માનઅકરામ કે પગારના લોભમાં ફસાઈને પોતાની જાતને વેચે એમ નથી. પરંતુ આવા લોકો પણ સરકારની જાળમાં ફસાઈ ગયા છે એટલે પોતાને સ્થાને જ ઊભા રહીને પાંજરામાં રહ્યા રહ્યા પોતાની પાંખો ફફડાવ્યા કરે છે ( જેમ તમે તમારી સમિતિમાં કરો છો તેમ ), અથવા તો ગુસ્સે થઇને વિપ્લવવાદી પક્ષને મળી જાય છે; અથવા તો પોતે બંદૂકથી આપઘાત કરે છે, કાં તો દારૂની લતમાં પડી જાય છે કે કાં તો નિરાશ થઇને બધી જ ધમાલ મૂકી દે છે; પણ ઝાઝા તો લેખનવ્યવસાયમાં પડી જાય છે અને સેન્સર ( Censor ) તરફથી મંજૂરી મળે તેટલું અને તેવું લખે છે, અને જે મુદ્દા ઉપર તેમણે પોતાનો સ્વતંત્ર મત જાહેર કરવો જોઇએ તે બાબતમાં તેઓ તદ્દન ચૂપકીદી ધારણ કરે છે એટલે પ્રજા ભરમાય છે; અને આ તો સરકારને જોઇએ છે. ( એટલે સરકારને તો ' ભાવતું હતું અને વૈદે કહ્યું ' એના જેવું થાય છે ) છતાં અફસોસની વાત એ છે કે, એ લોકો એમ માન્યા કરે છે કે તેમની લેખનપ્રવૃત્તિથી સમાજસેવા થઇ રહી છે; જ્યારે વસ્તુતઃ તો એમની લેખનપ્રવૃત્તિ એમને ઉદરપોષણનું સાધન થઇ રહેલી હોય છે.

આ પ્રમાણે વિચાર અને અનુભવ બંને રીતે જોતાં મને પોતાને તો એમ લાગે છે, કે સરકારની સામે થવાના ઉપાયતરીકે અત્યાર સુધી અજમાવ્યે રાખેલાં બંને સાધનો બીન-અસરકારક છે, એટલું જ નહિ પણ ઊલટું એથી તો સરકારની બીનજવાબદારી અને ( નિરંકુશ ) સત્તાને વધુ ને વધુ પુષ્ટિ મળ્યા કરી છે.

તો હવે કરવું શું ? એ તો ઉઘાડું જ છે ને કે સિત્તેર વર્ષ સુધી જે કર્યા કર્યું છતાં કંઈ પણ શુભ પરિણામ ન આવતાં ધાર્યા કરતાં અવળું જ પરિણામ આવ્યુ એ તો હવે ન જ કરવાનું હોય ! તો શું કરવું ? જે લોકોની પ્રવૃત્તિના પરિણામે જ્ઞાન અને કલ્યાણની દિશામાં પ્રજાવર્ગની પ્રગતિ સૃષ્ટિની શરૂઆતથી સધાતી આવી છે અને હજુ પણ સધાયા કરે છે, એ લોકોના જેવું જ આપણે પણ કરવુ જોઈએ. અને એ શું ?

હતા. ત્રીજા અલેક્ઝાન્ડરના વખતમાં ' શાંતિના ન્યાયાધીશો 'નો એ હોદ્દો નાબૂદ કરવામાં આવ્યો, અને તેને બદલે ઝેમ્સકી નચાલનીક નીમવામાં આવ્યા. આ જગા માટે તો માત્ર અમીરઉમરાવ-વર્ગ જ લાયક ગણાતો. તેમની ચૂંટણી નહોતી થતી, પણ સરકાર જ તેમની નિમણૂક કરતી. અને ખેડૂતોને ફટકારવાની તેમને સત્તા આપવામાં આવી હતી.

જે તમને યોગ્ય લાગતું હોય, જે તમને જરૂરી જણાતું હોય તે જ કામ સરકારને ગમે છે કે નહિ તેની યત્કિંચિત્ પણ પરવા કર્યા સિવાય તેનાથી તદ્દન સ્વતંત્ર રીતે જ નિષ્ઠા અને શાંતિપૂર્વક કર્યા કરવાનું બીજી રીતે કહીએ તો પોતાના હક સ્થાપિત કરવા તૈયાર થઇ જવું પણ 'સાહિત્ય સમિતિ'ના સભાસદ તરીકે, કે એક ડેપ્યુટી, કે જમીનદાર, કે વેપારી તરીકે તો નહિ જ, અરે પાર્લામેન્ટના સભ્ય તરીકે પણ નહિ, પરંતુ એક બુદ્ધિમાન અને સ્વતંત્ર મનુષ્યની માફક પોતાના હક સ્થાપિત કરવા તૈયાર થઈ જવું જોઇએ અને પછી-લોકલ બોર્ડ કે એવી જ કોઇ અન્ય સમિતિઓના હકનું જેમ છૂટછાટ મૂકીને કે સમાધાની કરીને રક્ષણ કરવા પ્રયત્ન થાય છે તેવી રીતે નહિ કરતા—કોઇ પણ જાતની છૂટછાટ મૂક્યા સિવાય જ નૈતિક અને માનુષિક ગૌરવને શોભે તેવી રીતે જ તે હકનું રક્ષણ કરવા કટિબદ્ધ થવું જોઇએ

જ્યારે કોઇ પણ કિલ્લાનો અણીશુદ્ધ બચાવ કરવો હોય છે ત્યારે તેની આજુબાજુના ઘર વગેરેના ઘરબાર વગેરે બધું બાળી મૂકીને શત્રુના હાથમાં કોઈ પણ ભોગે જે ન જવા દેવું હોય, એ એક જ વસ્તુને સલામત રાખવામાં આવે છે આપણે પણ આવા જ દૃઢ અને મજબૂત કિલ્લાનો આશ્રય લઈને જ આપણે જે જોઈએ છે તે મેળવી શકીએ તેમ છીએ અમને એ કબૂલ છે કે, પાર્લામેન્ટના કે લોકલબોર્ડના સભ્યના હક એક સામાન્ય માણસના હક કરતા વધારે છે, અને આપણને એમ લાગે છે કે, એ હકનો ઉપયોગ કરી લઇને આપણે ઘણું કામ કાઢી લઇ શકીએ પણ મોટી મુશ્કેલી તો એ છે કે, પાર્લામેન્ટના સભાસદ તરીકેના અથવા તો કોઇ સમિતિના સભ્ય તરીકેના હક મેળવવા જતા આપણે આપણા મનુષ્ય તરીકેના થોડા હક જતા કરવા પડે છે અને એક વખત મનુષ્ય તરીકેના થોડા હક જતા કર્યા પછી માણસમા કોઈ જાતનું (ચારિત્ર્યનું) શુદ્ધ ધોરણ રહી શકતું જ નથી, અને તેથી પરિણામ એ આવે છે કે, એવો માણસ કોઈ પણ જાતનો હક મેળવવા કે ટકાવી રાખવા પણ શક્તિમાન નીવડતો નથી કોઇને કળણમાંથી× કાઢવો હોય તો કાઢનારે પોતે તો કઠણ જમીન ઉપર જ ઊભા રહેવું જોઇએ, પણ બીજાને બહાર કાઢવાની (ગાડી) તાલાવેલીમા તમે પોતે એ કળણમા જશો તો બીજાને બહાર કાઢવાની વાત તો એક બાજુએ જ રહી જવાની, અને તમે પોતે જ તે કળણમા ખૂચી જશો

પાર્લામેન્ટ દ્વારા દિવસના આઠ કલાક મજૂરી કરવાનો કાયદો ઘડાવવો અથવા તો તમારી 'સમિતિ' દ્વારા શાળા પાઠશાળાના પુસ્તકાલયો માટે એક (છૂટછાટવાળું) ઉદાર બંધારણ મંજૂર કરાવવું એ ઘણું અભીષ્ટ હોઈ શકે, પણ આટલું મેળવવા ખાતર જેને માટે પોતાને જરાય માન કે આદર નથી એવી વ્યક્તિ માટે માનભરેલા શબ્દપ્રયોગો કરીને પાર્લામેન્ટના સભાસદને જાહેરમા હાથ ઊંચા કરીને (વફાદારીના) સોગન લેતી વખતે જૂઠું બોલવું પડતું હોય, અથવા તો ગમે તેવું ઉદાર બંધારણ મંજૂર કરાવવા ખાતર પણ (દેવળની) જાહેર પૂજામા ભાગ લેવા પડતો હોય, શપથ લેવા પડતા હોય, અમુક જ જાતનો પોષાક પહેરવો પડતો હોય, જૂઠી અને ખુશામતીઆ અરજીઓ ઘડવી પડતી હોય, એવા જ પ્રકારના ભાષણો આપવા પડતા હોય, વગેરે વગેરે કરવું પડતું હોય તો (આમ કરવાથી) આપણે મનુષ્ય તરીકેનું સ્વાભાવિક ગૌરવ આપણે પોતે સમજે ગુમાવી બેસીએ છીએ અને એમ કરતા આપણે

× કાદવ કીચડ, ખાડો

જે કંઇ લાભીએ છીએ તેના કરતાં તો ઘણું જ વધારે ગુમાવીએ છીએ. એક ચોક્કસ ધારણા પાર પાડવાનો પ્રયત્ન કરતાં (જે ઘણી વખત તો પાર નથી જ પડતી) આપણે જે અનેક અગત્યની ધારણાઓ પાર પાડી શક્યા હોત તે માટેની અમૂલ્ય તક આપણે સદાને માટે ખોઇ જ બેસીએ છીએ. એટલે સરકાર સામે તો એ જ લોકો થઇ શકે, તેમજ એને દબાવી પણ એ જ લોકો શકે કે જેમની પાસે એવું કંઇક છે કે જે જતું કરવાને તેઓ ગમે તે ભોગે, ગમે તે પરિસ્થિતિમાં પણ, જરાય તૈયાર નથી. પ્રતિકાર કરવાની તાકાત જોઇતી હોય તો તો નક્કર અચળ જમીન ઉપર જ ઊભા રહેવું જોઇએ.

અને આ વાત સરકાર બહુ સારી રીતે જાણતી હોવાથી મનુષ્યમાં વિરાજતું તેવું અણનમ માનુષિક ગૌરવ–સ્વમાનની લાગણી–કોઈ પણ રીતે નષ્ટ કરવાને તે સદા ઉત્સુક જ હોય છે. જ્યાં એ નષ્ટ થયું (એમ સરકારને લાગે) એટલે પછી સરકાર નિરાંતે પોતાને ધારેલે માર્ગે કામ કર્યે જાય છે; કારણ કે એને તો પાકી ખાતરી થઇ ગઈ હોય છે કે હવે વાસ્તવિક પ્રતિકાર થવાનો સંભવ જ બહુ થોડો છે. સ્વમાનને હીણપત લાગે તેવા અને જૂઠા શબ્દપ્રયોગો કરીને જે માણસ જાહેર રીતે (વફાદારીના) શપથ લે, અથવા તો પ્રધાનના સ્વાગત વખતે વિશિષ્ટ પોશાક પહેરીને કલાકોના કલાકો સુધી મૂંગેમોઢે એક જગાએ ઊભા રહેવાનું જે માણસ પસંદ કરે, અથવા તો રાજ્યાભિષેકના દરબાર વખતે કૉન્સ્ટેબલનો ચાંદ લટકાવીને ઊભા રહેવાનું જે માણસ પસંદ કરે, અથવા તો પોતાની માનનીયતા સચવાઈ રહે તેટલા ખાતર જ Communionની વિધિ સ્વીકારે, અથવા તો અમુક અમુક વિચારો પોતે દર્શાવી શકે કે કેમ એ બાબત વડા સેન્સરને પૂછવાનું ઇષ્ટ માને, વગેરે વગેરે કરે–તેનો માણસ સરકારને (સુદ્ધેય) ભયનું કારણ રહેતો નથી.

બીજા અલેક્ઝાન્ડરે કહ્યું હતું: "હું વિનીતોથી તો જરાય બીતો નથી" કારણ કે એ પોતે સમજતો હતો કે પૈસાથી નહિ તો માનઅકરામથી એ બધા ખરીદી શકાય તેમ છે

જે લોકો સરકારી તંત્રમાં કામ કરે છે, અથવા તો જે લોકો સરકારની વૃત્તિ અનુસાર કામ કરે છે, તે બધા ય સરકારની સામે પોતે લડી રહ્યા છે એવો ઢોંગ કરીને પોતાની જાતને તેમજ પોતાની તરફ સહાનુભૂતિ રાખનારાં સૌ કોઇને કદાચ છેતરી શકે; પણ જેમની સાથે તેઓ લડે છે એ (સરકાર) તો તેમની પ્રતિકાર કરવાની શક્તિના અનુભવ ઉપરથી બરાબર સમજે છે, કે વસ્તુતઃ આ લોકો કંઈ (પ્રજાપક્ષ તરફ) તાણતા જ નથી, પણ તાણતા હોય તેવો માત્ર ડોળ જ કરે છે. (વિનીતોનું આ વલણ આપણી સરકાર જાણે છે છતાં ક્યાં સુધી તેઓ સામનો કરી શકે તેમ છે એ બાબતની તે હમેશાં તપાસ રાખતી હોય છે. અને દરેક વખતે તેને એમ જણાતું હોય છે, કે એમનામાં વાસ્તવિક પ્રતિકાર જેવું જ કશું નથી) એટલે આવા (મોઢે બખાળા કરનારા) વિરોધીઓ સામે સરકાર પોતાની નજરમાં આવે તેવું વર્તન રાખીને પોતાને માર્ગે નિરાંતે ચાલ્યા કરે છે

ત્રીજા અલેક્ઝાન્ડરની સરકારને આ વાતની બરાબર ખબર હોવાથી વિનીત લોકોએ જે કંઇ પ્રાપ્ત કર્યું હતું (તેમની માન્યતા પ્રમાણે), અને જેને માટે તેઓ ખૂબ મગરૂર હતા એ બધું જાણીબૂજીને તે સરકારે વિચારપૂર્વક નષ્ટ કરી દીધું: પંચ (જ્યુરી) સમક્ષ થતા મુકદ્દમાને લગતો કાયદો ફેરવાયો અને તેની મર્યાદાઓ અંકાઇ; શાંતિના ન્યાયાધીશોનો હોદ્દો રદ કરવામાં આવ્યો; વિદ્યાપીઠોના હક નાબૂદ કરવામાં આવ્યા; માધ્યમિક શાળાઓમાં

આપી શિક્ષણપદ્ધતિ ફેરવી નાખવામા આવી, કેડેટ કોર (Cadet Corps) અને ફરી ચીજોનુ રાજ્ય તરફથી વેચાણ પણ ફરીથી દાખલ કરવામા આવ્યા. ઔરકી નવાવતીકની સ્થાપના કરવામા આવી, ફટકા મારવાની પદ્ધતિને કાયદાથી માન્ય કરવામા આવી, પ્રાન્તિક ગરભારા તો લગભગ બધ જ કરવામા આવી. પ્રાન્તના સુબાઓને નિરંકુશ સત્તા અપાઈ, ખેડૂતવર્ગ શિક્ષાપાત્ર ઠરાવાયો હોય એવે ઠેકાણે લશ્કર રાખનાને ઉત્તેજન મળ્યુ, [1]રાજ્યવ્યવસ્થાની દૃષ્ટિથી દેશનિકાલ અને કારાવાસની સજાઓનો ઉપયોગ છૂટે હાથે કરવામા આવ્યો, તેમજ રાજદ્વારી ગુનેગારોને દેહાતદડ આપવાનુ પ્રમાણ પણ વધ્યુ, ધાર્મિક બળાત્કારોને પુનર્જીવન અપાયુ, જગલી વહેમોને પારાવાર ટેકો મળ્યો, દ્વદ્વયુદ્ધમા થતા ખૂનને કાયદાની બહાલી અપાઈ, 'વેગની સ્થિતિ'નુ[2] મિષ કાઢીને અરાજકતા સ્થાપવામા આવી, અને તે દરમિયાન દેહાતદડ એ તો રોજનો બનાવ થઇ ગયો અને આ સઘળાય કામમા સરકારનો વિરોધ કરનાર કોઇ જ ન નીકળ્યુ, સિવાય કે એક ખાનદાન સ્ત્રી[3] કે જેણે સરકારના મોમા વાગે તેવી રીતે પોતે જે જોયુ હતુ તે સત્ય હિંમતપૂર્વક સરકારને જણાવ્યુ[4]

વિનીતો અદર અદર બબડ્યા કરતા કે આ બધાથી અમે પોતે નારાજ છીએ, પણ તેમણે વર્તમાનપત્રનો ધંધો તો ચાલુ જ રાખ્યો, પ્રાન્તીય સરકારના કામકાજમા તેમજ વિદ્યાપીઠોમા તો ભાગ લીધા જ કર્યો, તેમજ સરકારી અમલદાર તરીકે અને છાપાના સપાદકો તરીકે પણ કામ ચાલુ જ રાખ્યુ છાપખાનામા તેઓ શુ કરતા? જેટલી સૂચના આપવાની અનુમતિ મળી હોય તેટલી જ સૂચના પ્રજા સમક્ષ રજુ કરતા, જે વિષયમા મૌન ધારણ

---

૧ રાજ્યવ્યવસ્થાની દૃષ્ટિથી (Administrative Order) શિક્ષાપાત્ર ઠરાવવુ એટલે કે સરકારની પોતાની સ્વેચ્છાનુસાર અથવા તો પ્રાન્તના ફ્રેન્ચ સૈનિકો (Gendarmes)ના વડાની ઇચ્છાનુસાર શિક્ષાપાત્ર ઠરાવવુ. આવા પ્રકારની શિક્ષાઓ કરતી વખતે તહોમતદાર તરફથી કશુ જ સાભળવામા આવતુ નથી તેમ જ શા કારણસર શિક્ષા કરવામા આવી છે તે પણ તેને કહેવામા આવતુ નથી

૨ 'વધુ સંરક્ષણનો ધારો' (The State of Increased Protection) સામાન્ય રીતે તો 'ઘેરાની સ્થિતિ' (The state of Siege) તરીકે જ સમજવાય છે એ કાયદાનો પહેલવહેલો અમલ પીટર્સબર્ગ અને મોસ્કોમા જ કરવામા આવેલો, પણ પાછળથી ઓડેસા, કીફ, ખારકોફ અને વોર્સોમા પણ લાગુ કરવામા આવેલો આ કાયદા પ્રમાણે દેહાતદડ સુધીની લગભગ બધી જ સત્તા તે તે પ્રાન્તના હાકેમોને આપવામા આવતી હતી

૩ એક સુવિખ્યાત લેખિકા અને સાહિત્યવિવેચક મેડમ ક્રેસીમીર ત્રીજા અલેક્ઝાન્ડરને નમ્રતાપૂર્વક પણ પ્રમાણિક બુદ્ધિથી એક પત્ર લખ્યો હતો તેમા તેણે સરકારના બધા (કાળા) કૃત્યો જણાવ્યા તેને દૂરના પ્રાન્તમા દેશનિકાલ કરવામા આવી

૪ અત્યારે સારાય ભારતવર્ષમા સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવા અર્થે ફાટી નીકળેલા પ્રચંડ દાવાનળને બુઝાવી નાખવાને લોર્ડ અરવીનની સરકારે કેટલા કેટલા ઑર્ડિનન્સ પસાર કર્યા છે, પોલીસ અમલદારને કેટલી બધી નિરંકુશ સત્તા આપી છે, લાઠીમાર, ગોળીમાર, લશ્કરી અમલ વગેરેને કેટલુ બધુ ઉત્તેજન આપ્યુ છે, તાલુકા જિલ્લા, પ્રાન્તિક અને મહાસભા સમિતિઓને કેટકેટલે ઠેકાણે ગેરકાયદેસર ઠરાવી [illegible] પણ કરી છે વગેરે વગેરે અને એવુ એવુ બીજુ બધુ વિચારવાથી ભારતવર્ષમા પ્રવર્તી રહેલ દમનનીતિ અને કનડગી માટે આપણા મહાસભા ('Congress) પક્ષમા નહિ ભળનાર એટલે કે વિનીત મનોદશાવાળા લોક કેટલે ભાગે જવાબદાર છે તે સુજ્ઞ વાચક પછી સહેલાઈથી જોઈ શકશે. (અનુવાદક)

કરવાનું કહેવામાં આવે તે વિષયમાં તદ્દન ચૂપકીદી પકડતા અને જે છાપવાનું કહેવામાં આવે તે છાપતા. આથી (તંત્રી સાહેબની ઑફિસ બહારના) બધા જ વાચકો વિનીત છાપું કે સામયિક હાથમાં લેતાં વેંત જ જોઇ શકતા કે તેમાં નિર્દયમાં નિર્દય અને વધારેમાં વધારે અમાનુષી કાયદાઓની જાહેરાતો સામે એક અક્ષર પણ ટીકાનો કે નાપસંદગીનો નહોતો આવતો, પણ ઊલટું આવા કાયદા ઘડનારાઓનાં ખુશામતખોર વખાણોથી ભરેલાં કૉલમનાં કૉલમ તેમાં આવતાં, અને કેટલીક વખત તો એવા કાયદાની મુક્ત કંઠે તેમાં પ્રશંસા પણ થતી હતી. બીજા અલેકઝાન્ડરના વખતમાં જે કંઇક પણ કલ્યાણકારક થવા પામ્યું હતું તેનું ઉન્મૂલન કરી નાખીને, ચાલુ સદીનું તમામ જંગલીપણું રશિયામાં દાખલ કરવાનો પ્રયત્ન કરવાની પ્રવૃત્તિ–એટલે કે ત્રીજા અલેકઝાન્ડરની સરકારના તંત્રની તમામ ઘોર પ્રવૃત્તિ–જેવી કે ફાંસી, ફટકા, ધાર્મિક જુલમો, લોકોને અજ્ઞાનાંધકારમાં સડતા રાખવા વગેરે વગેરે પ્રવૃત્તિ–(વિનીત છાપાં અને સામયિકોમાં પણ) ત્રીજા અલેકઝાન્ડરની ઘેલછાભરેલી સ્તુતિ કરવાનું કારણ બની છે. વળી એ પ્રવૃત્તિએ તો એને એક મહાન પુરુષ તરીકે તો શું પણ માનુષિક ગૌરવના એક આદર્શ તરીકે ઓળખાવ્યો છે.

એની એ જ વસ્તુ આ નવી સરકારના તંત્રમાં પણ ચાલુ રાખવામાં આવી છે. મર્હૂમ ઝારની ગાદી પર બેસનાર આ યુવાનને જીવનનો પૂરો ખ્યાલ ન હોવાને કારણે સત્તાધારી માણસોએ ખાતરી આપી, કારણ કે તેમ કરવામાં જ તેમનો સ્વાર્થ સરે તેવું હતું, કે દશ કરોડની વસ્તી ઉપર રાજ્ય કરવાનો ઉત્તમ ઉપાય આપના પિતાને પગલે પગલે ચાલવું એ જ છે. એટલે કે કોઇની પણ સલાહ લેવા ન જતાં પોતાના મગજમાં જે પ્રમાણે ઠસે તે પ્રમાણે જ કરવું અથવા તો પ્રથમ પંક્તિનો જે ખાખણદાસ તેની પોતાની સમીપ હોય તેની સલાહ મુજબ ચાલવું અને નિર્મર્યાદ એકહથ્થુ સત્તા એ તો જાણે રશિયન પ્રજાનો પવિત્ર જીવન–સિદ્ધાંત છે, એમ માની લઇને જ એ યુવાન રાજ્ય ચલાવવા માંડે છે. રાજ-કાજના કામમાં (એ વિશે એને કશું જ જ્ઞાન નથી અને હોઇ પણ ન જ શકે; કારણ કે એ તો ઘોડેસ્વારોની ટુકડીમાં કેળવણી પામ્યો હતો) રશિયન પ્રજાના પ્રતિનિધિઓની સલાહ કે મદદ માગવા કે સ્વીકારવાને બદલે એ તો એને મુબારકબાદી આપવા જનાર રશિયન પ્રતિનિધિઓ સાથે તોછડાઈ અને ઉદ્ધતાઇથી બોલે છે. અને એમનામાંના કેટલાક પોતાની જરૂરિયાતો વિશે યોગ્ય અધિકારી વર્ગને ઘટતી સૂચના કરવા માટે જે નામર્દાઇ ભરેલી રીતે પોતાની ઇચ્છા પ્રગટ કરેલી તેને તો એ 'અર્થશૂન્ય, મૂર્ખ સ્વપ્નાં'× ગણી કાઢે છે.

અને પછી શું બન્યું! રશિયન સમાજને કંઈ ધ્રાસકો લાગ્યો? સંસ્કારી સુશિક્ષિત અને પ્રમાણિક લોકોએ–વિનીતોએ પોતાનો રોષ અને વિરોધ વ્યક્ત કર્યો ખરો? અરે! આ સરકારનાં વખાણ કરતાં અટક્યા ખરા? તેના તંત્રમાં ભાગ લેતા કે સહકાર આપતા અટક્યા ખરા? અને એમ કરીને તેને વધુ ઉત્તેજન આપવાનું બંધ કરી શક્યા ખરા? એટલુંય તેઓ કરી શક્યા છે? એમાંનું કશુંય ન કરી શક્યા. તે વખતથી જ પિતા અને તેને પગલે પગલે ચાલનાર પુત્રની ખુશામત કરવામાં એક વિશિષ્ટ પ્રકારની તીવ્ર હરીફાઈ

× ટ્વેરની પ્રાન્તીય સરકારના પ્રતિનિધિઓ અને બીજાઓ તરફથી બીજા નિકોલાસના રાજ્યારોહણ સમારંભ વખતે વીન્ટર પેલેસમાં સ્વાગત કરતી વખતે જણાવવામા આવેલી તે.

જામી, છતાં આ બધાની વિરુદ્ધ એક શબ્દ સરખો કોઇ બોલ્યું નથી. માત્ર એક નનામા કાગળમાં સુલતાન ઝારની વર્તણૂક પસંદ કરવા જેવી નથી એવું ખૂબ સાવધાનીથી લખવામાં આવેલું અતિશય અતિશયોક્તિ ભરેલાં ખુશામતયાં માનપત્રોનો ઝાર સમક્ષ ઢગલો થયો. વળી દેવદેવીઓનાં ભપકાદાર ચિત્રો[1] ( એક વા બીજા કારણસર ) ઢગલાબંધ રજૂ થયાં. આ ચિત્રો કોઇને ગમતાં ન હતાં; કારણ કે એ તો બૌદ્ધિક અને નૈતિક જ્ઞાનથી વિમુખ રહેલી પ્રજાને માત્ર મૂર્તિપૂજા કરવામાં જ ઉપયોગમાં આવે તેવાં હતાં. પૈસાનું તો વગર-વિચાર્યું બેસુમાર ખર્ચ: રાજ્યારોહણના સમારંભમાં કયાંય વિવેક કે વિચાર કર્યો હોય એમ જણાતું જ ન હતું રાજકર્તાઓના ઉછાંછળાપણાને લીધે તેમજ લોકો પ્રત્યેના તેમના તિરસ્કારને અંગે હજારો લોકો ભયંકર જોખમમાં આવી પડયા અને માર્યા પણ ગયા,–આ બનાવથી એમના રગરાગમાં સહેજ ગ્રહણ લાગ્યું હોય એમ જરા વાર લાગ્યું ખરું, છતાં તેમનો રંગરાગ કે ભોગવિલાસ જરાય અટકયો નહિ.[2] એક પ્રદર્શન[3] ભરવામાં આવ્યું. એ પ્રદર્શનની યોજના અને વ્યવસ્થા કરનાર સિવાય બીજા કોઇને એ જોઈતું જ ન હતું; છતાં એની પાછળ લાખો રૂપિયાનો ધુમાડો કરવામાં આવ્યો. સેન્સરની સખ્તાઈ વધવા પામી. ધાર્મિક અત્યાચારોએ વધારે ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું. 'ઘેરાની સ્થિતિ' ( એટલે કે અરાજકતાને કાયદામાન્ય ઠરાવવાની સ્થિતિ ) ચાલુ રહી અને ( હજુ ) પરિસ્થિતિ વધુ ને વધુ બગડતી જાય છે.

સરકારે યોજેલી રૂઢિ અને પ્રણાલીને વળગી રહીને વિનીત લોકો એવી કોઈ યોજના શોધી કાઢવા ઇચ્છે છે, કે જેથી સરકાર પોતાની મેળે જ મ્હાત થાય! ( કેવું અન્દ્રજાલિક સ્વપ્નસેવન!)[4] જે સુશિક્ષિત, સરકારી અને પ્રમાણિક વિનીત લોકો–જેઓ અત્યારે કાયદાને નામે સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓમાં, પ્રાન્તીય સરકારોમાં, જુદી જુદી સમિતિઓમાં, સેન્સરના હાથ નીચે થઇને પસાર થતા સાહિત્યમાં અને એવી એવી જાતની અનેકવિધ લીબરલ પ્રવૃત્તિઓમાં રોકાયા છે–તે લોકો પોતાની શક્તિનો વ્યય ( પોતાની ધારણા

---

૧ આને માટે અંગ્રેજી શબ્દ I'cons છે. I'cons એટલે ઈશ્વર જીસસ, દેવદૂતો, સંત મહાત્માઓ, 'ઈશ્વરની માતા' વગેરે વગેરેના લાકડાના ટુકડા ઉપર ખૂબ ચોખ્ખ ગ્રીકરીતે જૂની પ્રણાલી અનુસાર કાઢેલા ચિત્રો. ઘરના કોઇ કોઈ ખૂણા ઉપર તેમજ દેવળોમાં પણ પૂજા અર્થે આવાં ચિત્રો રાખવામાં આવે છે.

૨ રાજ્યારોહણના સમારંભને અંગે થનારા જલસાપાણીમાં મોસ્કો પાસે હાડીન્સ્કો ફીલ્ડ ઉપર પ્રજાવર્ગ માટે પણ એલાહેદી ગોઠવણ કરવામાં આવી હતી. વ્યવસ્થામાં ગોટાળો થવાને લીધે એ ચોગાનમાં જવા પ્રયત્ન કરનારામાંથી ૩૦૦૦ લોકોના જાન લેવામાં આવેલાં અને ઈજા પામનાર તો બીજા ઘણા જ હતા. ૧૮૯૬ ના મે માસની ૧૮ મી તારીખને શનિવારે આ બનાવ બન્યો અને એ જ સાંજે મોસ્કોમાં ફ્રેન્ચ એલચીએ ગોઠવેલા મોટા જલસામાં રાજા પોતે નાચ્યો.

૩ ૧૮૯૬ માં નીઝની નોવગોરોડમાં નિષ્ફળ નીવડેલું પ્રદર્શન.

૪ લોકો પોતે જાણે છે, કે આ કામમાં તેમને સોએ સો ટકા નિષ્ફળતા મળવાની છે, તેમ છતાં પણ તેઓ આંખમિંચામણાં કરીને તેની પાછળ મંડયા જ રહે છે. એ આખીય મનોદશા મને તો ઘણી વાર તદ્દન હાસ્યાસ્પદ જ લાગી છે. એ તો એક પ્રાણીનો પગ કાપી નાખવો પણ તેની તેને બિલકુલ ખબર ન પડવા દેવી એના જેવી વાત છે.

( કાઉન્ટ લીઓ ટોલ્સ્ટોય )

મુજબ) સરકારને મ્હાત કરવાના પ્રયત્નમાં કરવાને બદલે સરકારના તંત્રને જરા પણ સાથ ન આપે અથવા સરકાર સાથે લાગેવળગે એવા એક પણ કામમાં ભાગ ન લે, અને માત્ર મનુષ્ય તરીકેના પોતાના (વાસ્તવિક) હક જ માગ્યા કરે તો શું પરિણામ લાવી શકે એ તો સમજો છો ને? એટલું તો પરિણામ જરૂર આવે કે, ઉપર જણાવેલી ત્રાસદાયક સ્થિતિમાંથી તો પ્રજાને પસાર ન જ થવું પડે એવું મારુ પોતાનું માનવું છે. (એ કેમ બની શકે તે વિચારી લઇએ.)

'શાંતિના ન્યાયાધીશો'ને બદલે તમારે ઝેમ્સ્કી નટચાલનીકો દાખલ કરવા છેઃ બહુ સારી વાત છે. ભલે એમ કરો. પણ અમે તમારા એ ઝેમ્સ્કી નટચાલનીકો પાસે ન્યાય માગવા જ નહિ જઇએ, તેમજ અમે એવી જગાએ નોકરી પણ નહિ સ્વીકારીએ; પંચની સમક્ષ મુકદ્દમો ચલાવવાની ક્રિયા તો માત્ર શિરસ્તા ખાતર જ તમે કરવા માગો છોઃ ઠીક છે. તમારા હાથમાં સત્તા છે એટલે ભલે એમ કરો; પણ અમે ન્યાયાધીશ કે વકીલ કે પંચ તરીકે કામ જ નહિ કરીએ એટલે પછી શું! 'બળવાની સ્થિતિ'નું મિષ કાઢીને તમારે નાદીરશાહી ચલાવવી છે. તમારા હાથમાં સત્તા છે એટલે ભલે તેમ પણ કરી લ્યો. પણ અમે એમાં જરા ય સાથ નહિ આપીએ; એટલું જ નહિ પણ અમે એ સ્થિતિને ચોખ્ખેચોખ્ખા શબ્દોમાં નાદીરશાહી જ કહીને ઓળખાવીશું, અને મુકદ્દમાની (ન્યાયપુરઃસર) સુનાવણી કર્યા સિવાય ફાંસીએ લટકાવવાના કિસ્સાઓને 'ખૂન'ને નામે જ ઓળખાવીશું. કેડેટ કોર તથા લશ્કરી અને રૂઢિચૂસ્ત ધાર્મિક તાલીમ પામતી માધ્યમિક શાળાઓનું તમે સંગઠન કરવા માગો છોઃ એ તમારા હાથની વાત રહી એટલે તમે ફાવે તેમ કરી શકો છો. પણ આવી શાળાઓમાં અમે શિક્ષણ જ આપવા નહિ આપીએ એટલું જ નહિ પણ અમારાં બાળકોને અમે એવી શાળાઓમાં મોકલીશું જ નહિ. અમે અમને યોગ્ય લાગશે તેવી કેળવણી આપવાની તેમને માટે સ્વતંત્ર વ્યવસ્થા કરી લઇશું. પ્રાન્તીય સરકારોને તમારે ક્લીબ (નિર્માલ્ય)ની સ્થિતિમાં લાવી મૂકવી છે. (પણ) અમે એમાં ભાગ જ નહિ લઇએ. તમને ન ગમે એવું સાહિત્ય પ્રકટ કરવા સામે તમે મનાઇહુકમ કાઢો છોઃ તમે ચોપડીઓ જપ્ત કરશો, છાપનારાઓને પકડશો, ભલે તેમ કરો; પણ અમને બોલતા કે લખતા તો નથી જ અટકાવી શકવાના, એ તો અમે કર્યે જ જવાના. ઝારને વફાદાર રહેવાનું સોગંદનામું તમે અમારી પાસે માગો છો. એટલું બધું મૂર્ખાઇભરેલું, જૂઠું અને હીણપતવાળું કામ કરવાને અમે કબૂલ જ નહિ થઈએ. તમે લશ્કરી નોકરી કરવાનો હુકમ કરશો, પણ અમે તેમ કરીશું જ નહિ; કારણ કે અમારો અંતરાત્મા વૈયક્તિક ખૂન જેટલો જ સામુદાયિક ખૂન સામે પણ કકળી ઊઠે છે. અને સેનાધિપતિની આજ્ઞાનુસાર ગમે તે માણસને મારી નાખવો એ તો નીચામાં નીચુ કૃત્ય છે. જમાનાથી એક હજાર વર્ષ પાછળ હોય એવો તો ધર્મ તમને માન્ય છે, તમને Iberian Mother of Godના+ અવશેષો અને એવી જ બીજી વસ્તુઓ તેમજ રાજ્યારોહણ સમારંભો ગમે છેઃ એ તમારી મરજીની વાત છે. પણ

---

+ મોસ્કોમાં The Iberian Mother of God એ કુમારી મેરીનું એક ચમત્કારિક ચિત્ર (ગણાય) છે. એને તો પુષ્કળ આવક છે. બિમાર માણસો પાસે એને ઘણી વખત લઇ જવામાં આવે છે અને ૭ ઘોડાની ગાડીમાં તો તેની સવારી નીકળે છે. એનો પૂજારી ઉઘાડે માથે ગાડીમાં બેસે છે,

અમે મૂર્તિપૂજા અને વહેમને ધર્મ તરીકે ન ઓળખતા ( માનતા ) એને તો ચોખ્ખેચોખ્ખા શબ્દોમા મૂર્તિપૂજા અને વહેમ જ કહીશુ અને એવી લાલચોમાથી લોકોને મુક્ત કરવા માટે અમે પ્રયત્નશીલ રહેવાના !×

અને આની પ્રવૃત્તિ સામે સરકાર પણ શુ કરી શકવાની ? યોગ્ય બનાવવા માટે કે મજૂરી માટે એકાદ જાહેરનામુ પણ છાપવા માટે સરકાર જેલના દરવાજા દેખાડી શકે અથવા તો દેશપાર પણ કરી શકે, તમારી સાહિત્ય સમિતિને એક પ્રધાન પાસેથી લઈને બીજા પ્રધાનને હસ્તક સોંપી શકે, અથવા તો પાર્લામેન્ટની બેઠક પણ બંધ કરી શકે પણ જે માણસ હાથ ઊંચા કરીને જાહેરમા જૂઠુ બોલવા નથી માગતો, જે માણસ પોતે ખરાબ માનતો હોય એવી સસ્થામા પોતાના બાળકોને મોકલવા નથી ઇચ્છતો, જે માણસ લોકોના જાન લેતા શીખવાનો ધંધો ભણવા નથી માગતો, જે માણસ મૂર્તિપૂજામા ભાગ લેવા નથી ઇચ્છતો, જે માણસ રાજ્યારોહણ સમારંભો, ડેપ્યુટેશનો અને માનપત્રોમા ભાગ લેવા નથી માગતો, અથવા તો જે માણસ પોતાને જે કંઈ યોગ્ય લાગે છે તે બોલે છે અને લખે છે તેવા માણસને સરકાર શુ કરવાની હતી ? આવા માણસ સામે કામ ચલાવીને તો સરકાર પ્રજાની સહાનુભૂતિ તેના તરફ આકર્ષવા માટે બહુ મદદરૂપ થઇ પડે છે, કારણ કે એ તો એને ( સરકારને ) હાથે શહીદ થયો અને સરકાર પોતાની ઘોર પોતાને હાથે જ ખોદે છે, પોતાના પાયા પોતે જ ઉખેડે છે એ નફામા, અને તેનું કારણ એ છે કે મનુષ્ય તરીકેના પ્રજાના હકનું સરક્ષણ કરવાને બદલે એ પોતે જ એ કાયદાઓનો ભંગ કરતી થઇ ગઈ હોય છે ( સરકારના તંત્રમા સ્વેચ્છાએ ભાગ ન લેનાર માણસ સામે કામ ચલાવીને )

( પોતાને તેમજ પોતે હાથ ધરેલા કામને એમ બનેને ઘાતક એવી ) જે કંઈ વૈકલ્પિક,

---

× ભારતવર્ષમા આઝાદીનો ખરેખરો જગ મડાયાને તો દશ વર્ષ જ થયા છે એમ કહેવાય ૧૯૨૦ મા મહાત્માજીએ જ્યારે જોયુ કે કાકલુદીભરી વિનતિઓ કરીને બ્રિટિશ તંત્રમા હૃદયપલટાની આશા રાખવી એ હવામા બાચકા ભરવા જેવુ છે ત્યારે પોતે ખૂબ વિચાર અને આત્મમંથનના પરિણામરૂપે સમસ્ત હિંદી પ્રજા સમક્ષ શાંતિમય અસહકારનું અમોઘ શસ્ત્ર રજૂ કર્યું જે વસ્તુઓ મહાત્મા ટૉલ્સ્ટૉય રશિયાના વિનોતોને અમલમા મૂકવા માટે બતાવે છે, એ જ વસ્તુઓ શાળા-કોલેજોનો બહિષ્કાર ધારાસભાનો બહિષ્કાર, અદાલતોનો બહિષ્કાર, સરકારી નોકરીનો ત્યાગ, વિદેશી વસ્ત્રોનો ત્યાગ અને તેને બદલે સરકારી તંત્રથી તદ્દન સ્વતંત્ર રાષ્ટ્રીય શાળાઓની સ્થાપના, લવાદ પંચોની ઠેરઠેર નિમણૂકો, ગ્રામસગઠન તેમજ ખાદીના ઉત્પત્તિ અને વપરાશ માટે સદાગ્રહ એ એક બાજુ અને બીજી બાજુ સમાજશુદ્ધિને અર્થે હિંદુમુસલમાનનુ ઐક્ય સાધવાનો તેમ જ અસ્પૃશ્યતા નિવારણના ઉપક્રમ વગેરે વસ્તુઓ—ભારતવર્ષની જનતા સમક્ષ—મહાત્માજીએ મૂકી અને માત્ર વિચાર સૂચવીને વેગળા ન રહેતા પોતાના વિચારોને સક્રીય પ્રજાના જીવનમા વણવા માટે ભગીરથ પ્રયત્ન આદર્યો છાપા, ભાષણો અને મુસાફરીથી સારુય ભારતવર્ષ જાગ્રત કર્યું

પણ આ બધુય કરતા જે એક વસ્તુ પર પોતે ઝોક મૂક્યો તે તો આત્મશુદ્ધિ જ છે માણસનુ ખાનગી જીવન એટલુ જ પવિત્ર અને અર્થશુદ્ધ હોવુ જોઈએ, કે જેટલુ જાહેરજીવન શુદ્ધ રાખવા માણસ સાવધાન રહેતો હોય છે આત્મશુદ્ધિની દૃષ્ટિથી ઝીણામા ઝીણી અગત બાબતમા પણ ખૂબ ચોકી રાખવા માગે અને પોતાની અથવા તો પોતાની આસપાસનાની બીજાની દૃષ્ટિએ તદ્દન નજીવી લાગતી, કસૂરો ખૂબ મોટા સ્વરૂપમા રજૂ કરી સૌને 'પાવકની જ્વાળા'માથી પસાર થઇ શકે એવા શુદ્ધ કુંદન જેવા થવા માટે માર્ગદર્શક થઈ પડે એવુ ઉગ્ર કઠોર તપશ્ચર્યાવાળુ જીવન જીવી બતાવ્યુ એ એક જ વસ્તુએ તેમને દરેકના દિલમા અદ્વિતીય સ્થાન અપાવ્યુ છે (અનુવાદક)

સામાજિક અને લીબરલ પ્રવૃત્તિમા સમાજના સુસંસ્કારી, સુશિક્ષિત અને એકનિષ્ઠ લોકોની શક્તિ અત્યારે ખર્ચાઈ રહી છે તે સબધમા અત્યારે તો માત્ર આ રીતે જ કામ શરૂ કરી દેવાની આવશ્યકતા છે એમ થાય તો એક જ વિચારના અને એક જ લાગણીવાળા સંસ્કારી, નીતિમાન અને એકનિષ્ઠ લોકોનો મોટો સમૂહ એમની પાસે એકત્ર થશે પરિણામે પ્રતિક્ષણે ડોલાયમાન થતો પ્રજાવર્ગ આ વર્ગ તરફ તરત જ આકર્ષાશે અને વાણીસ્વાતત્ર્ય, વિચારસ્વાતત્ર્ય, શુદ્ધ ન્યાય અને મનુષ્યમાનનુ સ્વાતત્ર્ય માગી રહેલો પ્રજામત—જે એક જ શક્તિ સરકારને નમાવી શકે તેમ છે તે—દીવા જેવો ઉઘાડો થશે અને પ્રજામત સ્પષ્ટ સ્વરૂપમા જાહેર થશે એટલે તમારા જેવી સાહિત્યસમિતિઓ બધ કરી દેવી અશક્ય થઈ પડશે એટલુ તો નહિ જ પણ વિપ્લવવાદીઓ અને વિનીતો જે નાબૂદ કરવા માટે મથી રહ્યા છે એ તમામ અમાનુષી સસ્થાઓ—'બગાવાની સ્થિતિ', છુપી પોલીસ સેન્સર શ્લુસેનબર્ગ,* વગેરે વગેરે—પોતાની મેળે આપોઆપ જ અદશ્ય થઇ જશે

એટલે સરકાર સામે થવાની બે રીતો તો આપણે અજમાવી ચૂકના છીએ અને બનેમા નિષ્ફળ નીવડ્યા છીએ તો હવે આ ત્રીજી અને છેલ્લી રીત અજમાવી જોવાની રહે છે મારો તો પૂરો વિશ્વાસ—મારી તો પૂરેપૂરી શ્રદ્ધા છે કે એમા ફળીભૂત થવાના, થવાના ને થવાના ટૂકમા એ આ પ્રમાણે છે —બધાય સુશિક્ષિત, સુસસ્કારી અને એકનિષ્ઠ લોકોએ પોતાથી બને તેટલા સારા થવા પ્રયત્ન કરવો જોઇએ અને સારા એટલે બધીયે રીતે સારા એમ નહિ પણ એક જ રીતે સારા થવાનો પ્રયત્ન કરવો જોઇએ—એટલે કે તેમણે એક મૌલિક સદ્‌ગુણનુ સપૂર્ણત પાલન કરવુ જોઇએ—પોતે પ્રમાણિક થવુ અને અસત્ય ન બોલતા એવી રીતે વાણી અને વર્તનની એકતા સાધવી કે પોતાને કહેવાનો આશય સાત વર્ષનો એક હેતાળ બાળક પણ સહેલાઇથી સમજી શકે —એવી રીતે વર્તવુ અને બોલવુ કે તમારા દીકરાને એમ ન કહેવુ પડે કે ' પણ બાપા, બાપા, પહેલા તો તમે અમુક અમુક કહેલુ અને હવે તો એથી કઈક જુદુ જ કહો છો અને કરો છો! તો એમા (સાચુ) શુ સમજવુ!' આ પદ્ધતિ દેખાય છે તો નબળી નમાલી, પણ મારી તો પાકી ખાતરી થઇ ચૂકી છે કે આ એક જ પદ્ધતિથી માનવવશની શરૂઆત થઇ ત્યારથી તે અત્યાર સુધી, મનુષ્યમા હૃદયપલટો થઈ શક્યો છે

મનુષ્ય તરીકેનુ ગૌરવ જ્યા જ્યા હણાતુ માલૂમ પડયુ ત્યા ત્યા જેમણે એક ચોખા ભાર પણ નમ્યુ નથી આપ્યુ એવા સત્યનિષ્ઠ અને નિડર છતા તદ્દન સીધી લીટીના મનુષ્યો જ જગતભરમા લાભદાયી પરિવર્તનો કરી શક્યા છે અને એનો જ લાભ અત્યારે સારી જનતા ઉઠાવી રહી છે એ પરિવર્તનોમા ગુલામી અને અતિ નામજનક શારીરિક શિક્ષાના ઉન્મૂલનથી માંડીને તે ઠેઠ વાણી વિચાર અને વર્તનના સ્વાતન્ત્ર્ય સુધીની તમામ ક્રાન્તિઓનો સમાવેશ થઇ જાય છે એથી ઊલટુ બીજુ કઈ હોઇ શકે જ નહિ કારણ કે અતરાત્મા તો હરહમેશ માનવજાતને જે વસ્તુ વધારેમા વધારે લાભદાયી અને આવશ્યક હોય છે તે જ વસ્તુનો તે તે વખતે નિર્દેશ કરે છે જે માણસ પોતાના અતરનાદને અનુસરીને વર્તે છે તે જ પુરુષ યા સ્ત્રી પ્રજા ઉપર પ્રભાવ પાડી શકે છે અને જે પ્રવૃત્તિ અતરનાદની ઇચ્છાનુસાર હાથ ધરવામા આવે છે, તે જ ઉપયોગી થઈ શકે છે

છતા મારા કહેવાનો આશય મારે વધારે સ્પષ્ટ કરવો જોઇએ જે ધ્યેયને પહોચવા

* પીટર્સબર્ગનુ ભયકરમા ભયકર કેદખાનુ

માટે વિપ્લવવાદીઓ અને વિનીતો મથી રહ્યા છે તે પાર પાડવા માટેનો અકસીર ઈલાજ પોતપોતાના અંતરાત્માની આજ્ઞાનુસાર પ્રવૃત્તિ ઉપાડી લેવી જોઇએ એમ કહેવામાં મારો આશય એવો તો નથી જ કે એ ( બાહ્ય ) હેતુઓ સિદ્ધ કરવા માતર જ લોકો એ અંતરાત્માને અનુકૂળ હોય એવું જીવન ગુજારવાનું શરૂ કરી દેવું જોઇએ બાહ્ય (ઐહિક અને ક્ષણિક) **હેતુઓ સિદ્ધ કરવાના હેતુથી(જ) અંતરાત્માને અનુકૂળ હોય એવું જીવન ગુજારવાનું શરૂ કરવું એ વાત જ અશક્ય છે.**

પોતાના અંતરાત્માની આજ્ઞાનુસાર તો ત્યારે જ જીવન શક્ય થઈ શકે છે કે જ્યારે મનુષ્યની ધાર્મિક ( આધ્યાત્મિક ) પ્રતીતિઓ તદ્દન સ્પષ્ટ અને નિશ્ચયાત્મક થઈ ગઇ હોય છે આ પ્રતીતિઓનું લાભદાયી પરિણામ આપણા બાહ્ય જીવનમાં તો અચૂક આવવાનું એટલે મારા કહેવાનો ફલિતાર્થ માત્ર એટલો જ છે કે, જ્યાંસુધી પોતાને જ તદ્દન સ્પષ્ટ, નિર્મળ અને સુસ્થિર આધ્યાત્મિક અનુભૂતિ—એટલે કે જીવનના હેતુનું તેમજ તેના અંતરંગ મર્મનું ભાન અને જ્ઞાન પ્રાપ્ત થયું ન હોય ત્યાં સુધી ભલા અને એકનિષ્ઠ લોકો, પોતાની માનસિક અને આધ્યાત્મિક શક્તિઓ, ઝીણા ઝીણા વ્યવહારૂ હેતુઓ—જેવા કે પ્રજા પ્રજા વચ્ચેની અનેક લડાઇઓમાં રહેલા હેતુઓ જુદા જુદા પક્ષોના જુદા જુદા હેતુઓ, અથવા તો વિનીત લોકોના wirepullingમાં રહેલા હેતુઓ—સિદ્ધ કરવા ખાતર ખર્ચે એ જરાય લાભદાયી નથી જે સજ્જનોને માનવસમાજની સેવા કરવાની ઉત્કંઠા હોય તેમણે તો પોતાની તમામ માનસિક અને આધ્યાત્મિક શક્તિઓ આ હેતુ—તદ્દન સ્પષ્ટ, નિર્મળ અને સુસ્થિર આત્મિક અનુભૂતિ સિદ્ધ કરવા પાછળ એકાગ્ર કરવી જોઇએ એવું મારું મતવ્ય છે એ સિદ્ધ થશે તો બીજું બધું આપોઆપ જ સિદ્ધ થઇ જશે *

* સામાન્યત રાજનીતિજ્ઞ પુરુષોનો એવો અભિપ્રાય છે કે, રાજકારણ અને ધાર્મિકતાને મેળ ખાય જ નહિ મહાત્મા ટોલ્સ્ટોયે એ સૂત્ર તદ્દન વજૂદ વગરનું છે એમ આપણને બતાવ્યું છે છતાં યુરોપીય ખ્રિસ્તી પ્રજાઓના રાજકારણમાં તેની શી અસર થઇ છે એ વિચારવું અત્રે અસ્થાને છે. પણ વર્તમાન ભારતીય રાજકારણમાં જો ધાર્મિકતાને પ્રધાનપદ આપવામાં આવ્યું હોય તો તેનું કારણ મહાત્મા ગાંધી જ છે એમના પુરોગામી હિંદી રાજનીતિજ્ઞ પુરુષો રાજકારણમાં ધાર્મિકતા પ્રધાન પદ તો શું પણ ગૌણ સ્થાન પણ ભોગવી શકે એમ બહુ થોડું માનતા તો પછી વ્યવહારમાં તો આશા કેવી જ રાખવાની હોય ?

મહાત્માજીએ તો સત્યને ખાતર ગમે તે ભોગ આપવો પડે તો તે આપવા હરકોઈએ તૈયાર રહેવું જોઇએ એ વસ્તુ હિંદી રાજકારણમાં દાખલ કરી અને ૧૯૨૧ પછી તો હિંદી રાજકારણના સાચા કર્ણધાર જ એ પોતે થયા છે સામાન્ય આમવર્ગે તો એમનો ઉદ્દેશ સમજી લઇને એમનો બતાવેલો કાર્યક્રમ યથાશક્તિ પાર પાડવા માંડ્યો છે. 'સુશિક્ષિત, સુસંસ્કારી અને પ્રમાણિક' લોકો જ હજુ એમના કાર્યક્રમને હૃદયપૂર્વક વધાવી લેતા નથી અને એને પરિણામે જ સરકાર પોતાની આબરૂ હજુ જાળવી રહી નથી એમ પોતાની જાતને મનાવી રહી છે અમારું તો એવું ચોક્કસ માનવું છે કે, વિનીત મનોદશાવાળા 'સુશિક્ષિત, સુસંસ્કારી અને પ્રમાણિક' લોકો ભારતવર્ષની સમગ્ર જનતાએ આરંભેલા જંગમાં સક્રિય મદદ ન આપે તેની બહુફિકર નથી. પણ તેઓ જો સરકારના મહોરા ન બનતા જે જે સરકારી ખાતાનું કામ તેમને હસ્તક પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે થવા પામતું હોય તેમાંથી તેઓ પોતાનો સહકાર સમૂળગો જ ખેંચી લે અને કેવળ તટસ્થ વૃત્તિ પણ રાખે, તો આ તો શું પણ ગમે તેવા કાળાબજારવાળી હોવાનો દાવો કરતી સરકાર પણ પગીના છઠ્ઠા ભાગમાં કડડભૂસ કરતી ને પડી જ જાય. છેલ્લા ૭ મહિનાના બનાવો, અને પ્રજાએ સ્વાતંત્ર્યપ્રાપ્તિ અર્થે કરવા માંડેલી કુરબાનીઓ તરફ નજર કરીને પણ વિનીતો જાગશે ખરા ? ( અનુવાદક )

આવડો લાંબો કાગળ લખવા માટે હું આપની ક્ષમા માગું છું તમને તો કદાચ આવા કાગળની જરૂર પણ નહિ હોય પરંતુ આ વિષય ઉપર મારા વિચારો (પ્રજા સમક્ષ) રજૂ કરવાની ઘણા વખતથી મને ઇચ્છા થઇ હતી મેં એક લાંબો લેખ પણ શરૂ કરેલો પણ હું મરી જાઉં ત્યાં સુધીમાં પણ એ પૂરો કરવાનો વખત કદાચ મને ન પણ મળે અને તેથી જ તેમાંનું થોડુક પણ હું કહી દઉં તો સારુ એમ મને થઇ ગયું મારી કંઈ ભૂલચૂક થતી હોય તો મને માફ કરશો

અનુવાદક

અમૃતલાલ નાથાલાલ મોદી

---

# મજૂર મહાજન પ્રદર્શન : એક અવલોકન

જગતમાં ઘણી વાર એવુ બને છે કે જેની જરૂરિયાત સૌથી વિશેષ હોય, જેને સૌથી વધુ મદદની જરૂર હોય, તેને કોઇ મદદ કરતુ નથી, પરંતુ જે થોડા પ્રગતિ કરી ચૂક્યા હોય, તેમની વધુ પ્રગતિ કરવા ઉપર જ વિશેષ ધ્યાન અપાય છે હિન્દની પ્રજાનો ૬ ટકા જેટલો ભાગ કેળવાયેલો છે, અને ૯૪ ટકા સ્ત્રીપુરુષો અજ્ઞાનમાં સબડયા કરે છે, છતા પણ ૬ ટકાના વધુ વિકાસ માટે પરિષદો ભરાય છે, પુસ્તકો લખાય છે, ભાષણો થાય છે, અને વિધવિધ પ્રકારે તેમને સર્વાંગ સંપૂર્ણ બનાવવાના પ્રયત્નો થાય છે, જ્યારે ૯૪ ટકાની કોઈ દરકાર પણ કરતુ નથી મને પોતાને તો લાગે છે કે આપણા દેશને જેટલી ઉચ્ચ શિક્ષણની જરૂર છે, તેથી ઘણી વધારે જરૂર સામાન્ય જનતા માટેના લોકશિક્ષણની છે મજૂર મહાજન સંઘને આ વસ્તુ સાફ સાફ જણાઇ એમને લાગ્યુ કે અમદાવાદના સાક્ષરો, સાહિત્યસેવકો ને સમાજનેતાઓ ભૂખ્યા માણસોને ભૂખ્યા જ રહેવા દઇ, અકરાતીઆઓને જમાડે છે આ દૃષ્ટિથી જોતા મજૂર મહાજન સંઘે આવુ પ્રદર્શન કરી જે પહેલ કરી છે તે ખરેખર અભિનંદનીય ગણાય

પ્રદર્શનની ગોઠવણ સુંદર હતી શાંતિસદન બંગલાના વિશાળ ચોગાનમાં તથા અંદરના ખંડોમાં જુદા જુદા વિભાગો ગોઠવવામાં આવ્યા હતા દરેક વસ્તુની ગોઠવણ કળામય બનાવવાનો પ્રયત્ન થયો હોય તેમ સહેજે જ જણાઇ આવતુ હતુ પ્રવેશદ્વાર અત્યંત કળામય તથા મનોહર હતુ દરવાજાની કમાનો ઉપર એક મજૂર અને ખેડૂત પૃથ્વીનો ગોળો ટેકાવીને બેસાડ્યા હતા, તે ઉપરથી સૂચન થતુ હતુ કે જગતનો આધાર ખેડૂતો અને મજૂરો ઉપર જ છે અત્યારના યુગમાં આ વસ્તુ કોણ નહિ સ્વીકારે?

પ્રવેશદ્વારથી દાખલ થતા સૌથી પ્રથમ ધ્યાન જમીન ઉપર કૉંક્રીટથી બનાવેલ હિંદુસ્તાનના નકશા તરફ જતુ હતું અત્યારની રાજકીય ચળવળનુ માપ દર્શાવવા તેમાં દરેક પ્રાંતમાં થએલી ધરપકડોની સંખ્યાના પાટિયા મૂક્યા હતા તુલનાત્મક દૃષ્ટિએ જુદા જુદા પ્રાન્તોમાં લડતનુ જોસ માપવાની આ એક સારી રીત ગણાય કેળવણીની દૃષ્ટિએ પણ આ

ગોઠવવામા આવ્યા હતા, તેમાના કેટલાક તો એવા સચોટ અને માર્મિક હતા કે વાચનારને ભાગે જ અસર કર્યા વિના રહે તેમાના થોડા નીચે ઉતારુ છુ

**"ખાદી ન મળે તો ફક્ત લગોટ પહેરજો, પણ વિદેશી કાપડ તો ન જ વાપરતા."**
**"આગેવાન તે કહેવાય જે સૌથી વધારે સેવા કરે."**
**"જે સાચુ નથી બોલી જાણતો તે ખોટો સિક્કો છે."**

આ વિભાગમા ગાધીજીના જુદા જુદા મનોભાવો અને ક્રિયાઓ રજૂ કરતા કૂચ વખતના અને કૂચના રસ્તામા લીધેલા ફોટોગ્રાફો તથા કૂચ કરતી વખતનુ પૂતળુ હતા

ઇતિહાસ અને રાજકીય ચળવળ વિભાગમા ચાર સૂચક ત્રિરગી ચિત્રો, હિંદના જુદા જુદા વખતની અવસ્થા દર્શાવતા મૂકવામા આવ્યા હતા પહેલુ ચિત્ર ૧૬ મા સૈકામા અગ્રેજોએ જ્યારે પ્રથમ વેપારી તરીકે હિંદમા પ્રવેશ કર્યો તે સમયનુ હતુ જહાગીર બાદશાહના દરબારમા સર ટૉમસ રો ઘુટણીએ પડીને વેપાર કરવાની સનદ માટે અરજ ગુજારે છે, એ આ ચિત્રનો ભાવ હતો ત્યાર પછી મૂકેલા કાર્ટૂનોમા બ્રિટિશ ગન્યના સ્થભો ગણાતા હિંદના વાઇસરૉયોની ટૂક કારકિર્દી તેમના પોતાના જ શબ્દોમા વર્ણવી હતી ક્લાઇવથી માડીને ઠેઠ ઈર્વિન સુધીના સુબાઓની પરાક્રમગાથા (!) વાચવાનુ પ્રલોભન ભાગ્યે જ રોકી શકતુ અને હુ પણ એ વાક્યો અહીં મૂકવાનુ પ્રલોભન રાખી શકતો નથી:

**ક્લાઇવ:** "મેં દગાફટકાથી આપણા રાજ્યનો પાયો નાંખ્યો."

**હેસ્ટિંગ્સ:** "સત્ય અને પ્રમાણિકપણાને ઠોકરે મારી મેં ખૂબ પૈસા લૂંટ્યા અને હિંદી હુન્નરઉદ્યોગનો નાશ કર્યો."

**વેલેસ્લી:** "દેશી રાજાઓને બનાવીને મે હિંદમા ઠેરઠેર આપણા લશ્કરની છાવણીઓ નાખી"

**મેકોલે:** "મેં હિંદની સસ્કૃતિનો નાશ કર્યો અને હિંદીઓને અગ્રેજી ભણાવી મેં તેઓના પગમાં કાયમની બેડી નાખી."

**ડલહાઉસી:** "મેં કેટલાંયે દેશી રાજ્યો ખાલસા કરી આપણા રાજ્યનો વિસ્તાર વધાર્યો."

**કર્ઝન:** "હિંદુઓ સાથે તો ચાબૂકથી જ કામ લેવું જોઇએ."

**મોન્ટેગ્યુ:** "દીકરા, મોટે થઇશ એટલે પગણાવીશ હોં."

**ચેમ્સફર્ડ:** "મુર્ખાઓને રોટલાનો ટુકડો ફેંકીશું એટલે શાંત થઈ જશે."

**ઈર્વિન:** "હિંદ હાથથી જશે?"

અને ખરેખર જ્યારે ઇર્વિન સુધી વાચક આવતો ત્યારે તે સ્વાભાવિક રીતે જ બોલી ઊઠતો "ખરેખર! હિંદ હાથમાથી જશે?"

સાપ્રત રાજકીય વાતાવરણ સમજાવતા ચિત્રો અત્યત સૂચક, ભાવવાહી અને તલસ્પર્શી હતા એક સાઇમન રિપોર્ટ ઉપરનુ કટાક્ષચિત્ર હતુ તેમા હિંદદેવીના ગળામા મોટી બેડી નાદેલી હતી, તથા મો પર તાળુ મારેલુ હતુ સાઇમન સાહેબ, તેને સાઇમન સુધારારૂપી નવી બેડી આપતા હતા, તેનો હિંદદેવી અસ્વીકાર કરતી હતી, તથા 'ચાનુ ગજતન' રૂપી બેડીને ફેંકી દેવાનુ કહેતી હતી બીજા ચિત્રમા ગાધીજીના પ્રખ્યાત અગિયાર મુદ્દાઓ જણાવ્યા હતા, ને ગાધીજીને ઘુટણીએ પડી પ્રજાની આ અગિયાર માગણીઓ નમ્રભાવે,

વિનયથી રજૂ કરતા બતાવ્યા હતા. પેલા ચિત્ર (જહાંગીરના દરબારમાં ઘૂંટણમંડીએ બેઠેલા સર ટોમસ રો સાથે) અને આ ચિત્ર વચ્ચેની વિષમતા (contrast) પ્રેક્ષકને સૂચક લાગતી. એક વખત અંગ્રેજ હિંદી બાદશાહને પગે પડતો, અત્યારે એક હિંદીને અંગ્રેજ સૂબાને પોતાના દેશના ગરીબ માણસોને પેટપૂર ખાવા મળે એટલી જ માગણી માટે પગે પડવું પડ્યું! જહાંગીરે જે આપ્યું તે લૉર્ડ અર્વિન ન આપી શક્યા, ને ગાંધીજીએ રોટલી માગી ત્યારે તેમના ભાણામાં પથ્થર ફેંક્યો. ગાંધીજીએ તેમની ઐતિહાસિક કૂચ પહેલાં વાઇસરૉયને જે પત્ર લખેલો તથા તેનો જે જવાબ મળેલો તેના ઉપરથી ચિત્રકારે આ ચિત્રનું વસ્તુ લીધું હતું.

ચાલુ લડત શરૂ થયા પછી સરકારે તેને દાબી દેવા દમનનીતિના અનેકવિધ રસ્તા યોજ્યા, પરંતુ સત્યાગ્રહનું જોમ નરમ પડ્યું નહિ. એ સમયનું એક ચિત્ર અત્યંત આકર્ષક નીવડ્યું હતું. તેમાં સરકારને દ્વિમુખી દૈત્ય (double faced dragon)ની ઉપમા આપવામાં આવી હતી. એક બાજુથી એના વિકરાળ મુખ અને તીક્ષ્ણ પંજામાંથી દમનનીતિના નવા રસ્તા શાંત સૌમ્ય સત્યાગ્રહીને ગુંગળાવી નાખવાનો પ્રયત્ન કરતા નીકળતા હતા, તથા બીજી બાજુ ગાંધીજીની સાથે જેલમાં સુલેહના સંદેશા ચાલતા હતા, તે દર્શાવ્યું હતું. ચિત્રનું વસ્તુ તથા કળાવિધાન બન્ને ઉત્તમ કોટિના હતા. આ ઉપરાંત આ વિભાગમાં



[ દમનનીતિ

ગોળમેજ પરિષદ, સુલેહના સંદેશા, સરકારની દમનનીતિ, મદિરાનું [illegible] વગેરે વિષયો ઉપર વર્તમાનપત્રોમાં છપાયેલાં અનેક કટાક્ષચિત્રો હતાં.

## મજૂર ચળવળ વિભાગ

આ પછીના બે વિભાગો પ્રદર્શનના મુખ્ય વિભાગો ગણી શકાય પહેલા વિભાગમા હિંદની અને ખાસ કરીને અમદાવાદના મજૂર મહાજનની પ્રવૃત્તિઓ વર્ણવવામા આવી હતી ઉત્તરોત્તર મીલઉદ્યોગનો વિકાસ કેવી રીતે થયો, દુનિયાના જુદા જુદા દેશોમા મીલઉદ્યોગની કેટલી પ્રગતિ થઇ છે, જુદા જુદા દેશોમા રૂની પેદાશ કેટલી થાય છે, વગેરેની માહિતી આપતા નકશાઓ અભ્યાસીઓને ઉપયોગી થઇ પડે તેવા હતા મીલોનો આતરિક વહીવટ કેવી રીતે ચાલે છે તથા એજન્ટ અને ડિરેક્ટરથી માડીને તે દરેક ખાતાના સામાન્ય કામ દારનુ સ્થાન સમગ્ર રચનામા કયા છે તે દર્શાવતો એક ચાર્ટ, સામાન્ય માણસને પણ ઘણો ઉપયોગી થઇ પડે તેવો હતો અમદાવાદ મજૂર મહાજને માલિકો અને મજૂરોના ઝઘડા પતાવવા પચના તત્ત્વનો સ્વીકાર છેલા દશેક વર્ષથી કર્યો છે ને તેથી ઔદ્યોગિક ઝઘડાઓ અહીં નહિ જેવા જ થાય છે આ તત્ત્વ સમજાવતુ એક ચિત્ર આ વિભાગમા હતુ ચિત્રમા મીલમાલિકોના પ્રતિનિધિ શેઠ મગળદાસ પોતાનો મુદ્દો એક કુશળ વકીલની અદાથી મજૂરોના પ્રતિનિધિ–મહાત્માજી–આગળ રજૂ કરતા બતાવવામા આવ્યા હતા આ ચિત્રની આસપાસ અત્યાર સુધીના ઝઘડાઓમા જે સજ્જનોએ પચ કે સરપચ તરીકે કામ કર્યુ તેમના ફોટોગ્રાફો ટાગવામા આવ્યા હતા બાજુમા જ મજૂર મહાજનનુ બધારણ લખ્યુ હતુ આખા પ્રદર્શનમા સૌથી સુદર કહી શકાય એવુ ચિત્ર, આ વિભાગમા હતુ આ ચિત્રમા એક મજૂર અર્ધઉભેલ સ્થિતિમા છે, તેની પીઠ ઉપર પૃથ્વીનો ગોળો છે તે સૂચવે છે કે મજૂર સમસ્ત જગતનો ભાર ઉપાડે છે ભાર એટલો બધો વજનદાર છે કે મજૂર તેનાથી વાંકો વળી ગયો છે, છતા પણ મહામહેનતે તે પોતાનો બોજો હિમ્મતમા લખાએલો છે એમ ગણીને ઉપાડે છે તેની આખો લગભગ મીચેલી છે, તે સૂચવે છે કે (૧) તેનુ પોતાનુ સ્થાન સમાજરચનામા ક્યા છે તે તે પોતે જાણતો નથી તેના હક્કો શા છે તે સમજતો નથી ને તેથી તેને ચૂસી ખાનાર મુડીવાદીઓની દયા ઉપર તે જીવે છે (૨) તેની મહાન શક્તિઓ હજુ બહાર આવી નથી, તેનો તેને સ્વાનુભવ થયો નથી ને તેથી તે અણવિકસી પડી રહી છે પરિણામે તેની ખરી શક્તિનો એક અશ પણ સિદ્ધ થયો નથી ને સમાજને તેની પૂર્ણ ઉપયોગિતાનો લાભ મળી શક્યો નથી તેની પાસે તેના ઓજારો–ચક્કર અને હથોડો પડ્યા છે, તથા background મા મીલોના ભૂગળા જણાય છે–આ




સૂચવે છે કે વર્તમાન યુગ ઔદ્યોગિક યુગ છે, ને તેની પ્રગતિનો આધાર મજૂર ઉપર છે મજૂર મહાજને આ ચિત્રની ભાવનાને પોતાના પ્રતીક તરીકે સ્વીકારી છે, તે યોગ્ય જ છે

મજૂર મહાજનનો ટૂંક ઇતિહાસ આ વિભાગમાં આપવામાં આવ્યો હતો. નાની શરૂઆત કરી વર્ષો પછી મહાજનની અત્યારે એક વિશાળ સંસ્થા બની છે, તેમાં ૩૦,૦૦૦ ઉપરાંત મજૂરો જોડાયા છે, તેનું કાર્યક્ષેત્ર વિસ્તૃત બન્યું છે, અનેક સ્થળે તેની શાખા ઉપશાખાઓ સ્થપાઇ છે. મહાજનની અનેકવિધ પ્રવૃત્તિઓનો ટૂંક પરિચય, જેમને સંસ્થાની પીછાન કરવી હોય તેમને માટે ઉપયોગી હતો. મહાજન મજૂરહિતની નીચેની પ્રવૃત્તિઓ અત્યારે ચલાવે છે.




[ મજૂરની ચિંતાઓ

### ઔદ્યોગિક લાભો

(ક) મહાજનનું કાર્ય કરતા કાઢી મૂકવામાં આવેલા ( ભોગ થએલા ) મજૂરોને મદદ, હડતાલની મદદ, કાયદાની મદદ, અકસ્માત વખતે મળતી મદદ અપાવવાનો પ્રબંધ; આ ઉપરાંત મજૂર ભરતી ખાતાની ( Labour Exchange ) યોજના થોડા વખતમાં અમલમાં આવશે. આથી બેકાર મજૂરોને ઘણી મદદ મળશે.

(ખ) સામાજિક લાભો

દાક્તરી તપાસ માટે દવાખાનું તથા હૉસ્પિટલ વાર્ષિક ખર્ચ ૧૧,૫૦૦ રૂ; કેળવણી—૨૬ સંસ્થાઓ (નિશાળો, રાત્રિશાળાઓ, કન્યાગૃહ, બાળમંદિરો). વાર્ષિક ખર્ચ ૪૨,૩૦૫–૦–૦ રૂ. સસ્તા વ્યાજે લોન, મજૂર સંગ્રહ બેન્ક, સસ્તા અનાજની દુકાનો, તથા મીલોમાં હોટેલો; મ્યુનિસિપલ ફરિયાદોની તપાસ અને સગવડો મેળવવાની મદદ.

(ગ) સમાજસુધારનાં કામો

દારૂનિષેધ, ફરતાં પુસ્તકાલયો, અખાડાઓ.

મહાજનની પ્રવૃત્તિઓ કેવળ ઔદ્યોગિક હક્કો સંભાળવામાં પર્યાપ્ત થતી નથી, પરંતુ મજૂરોનું આખુયે જીવન ઉન્નત થાય, તેમનો સામાજિક, માનસિક અને નૈતિક વિકાસ થાય, અને તેઓ સુઘડ શહેરીઓ બને એ માટે પણ છે તે જોઇને આનંદ થાય છે

આ વિભાગની સાથે જ સંબંધ ધરાવનો અને તેનો પૂરક વિભાગ તેની બાજુમાં જ હતો. તેમાં મજૂરોની જીદગી કારખાનાંઓમાં કેવા પ્રકારની છે, અને કેવી હોવી જોઇએ તે દર્શાવવામાં આવ્યું હતું સ્થાનિક મીલોમાંની કેટલીકમાં મજૂરો માટે દવાની, બાળકો માટે દૂધની, કપડાં તથા ઘોડિયાંની, મજૂરોને જમવા બેસવા માટે માંડવાની, પાણીની, જાજરૂની વગેરે સગવડો છે, અને કેટલીમાં નથી તેની ટૂંક માહિતીનું કોષ્ટક મજૂરોની દૃષ્ટિએ ઉપયોગી ગણાય. કાર્યશક્તિ વધારવી હોય તો મજૂરોએ તથા માલીકોએ શા શા ઉપાયો કરવા ઘટે, તેની સૂચનાઓ વિગતવાર આપવામાં આવી હતી. દરેક ખાતામાં કાર્યશક્તિ (efficiency) શ્રેષ્ઠ બનાવવા માટે અમુક વસ્તુઓ કરવી અને તે પ્રમાણે વર્તે તો જરૂર ઉપયોગી થઇ પડે તેવી હતી. આ ઉપરાંત આ વિભાગમાં એક મીલના સુંદર ઘોડિયાખાતાનો મૉડેલ હતો, તથા મજૂરોને કારખાનાંમાં થતા અકસ્માતોના કેટલાક (X–Ray) એક્ષ–રે ફોટોગ્રાફો હતા.

## આરોગ્ય વિભાગ

આ વિભાગની બાજુમાં જ આરોગ્ય વિભાગ હતો; તેમાં શરીરના જુદા જુદા ભાગના મૉડેલો મૂકવામાં આવ્યા હતા; તથા દર્દોમાંથી કેમ બચવું, સુવાવડી સ્ત્રીએ કેમ વર્તવું, ક્ષયરોગીની કેવી માવજત કરવી વગેરે દર્શાવતા ઉપયોગી મૉડેલો હતા આ વિભાગમાં અમદાવાદ સેનિટરી એસોસિયેશનના મ્યુઝિયમના ઘણા મૉડેલો જણાતા હતા.

## કલા અને શિક્ષણ

ત્યાર પછીના બે વિભાગો કલા અને શિક્ષણના હતા. કલા વિભાગની રચના બધા વિભાગો કરતાં સુંદર હતી. હિંદી કળાનાં ચિત્રો, કારીગીરીના નમૂના, કોતરકામ વગેરે સુંદર હતાં

શિક્ષણ વિભાગમાં મજૂર મહાજન તરફથી ચાલતી શિક્ષણ સંસ્થાઓની ટૂંક હકીકત, બાળકોના નમૂના, સરકારની કેળવણીવિષયક નીતિ, અન્ય દેશો સાથે હિંદની કેળવણીની સરખામણી વગેરે ઉપયોગી આંકડાઓ હતા કેળવાએલ બાળક અને બીનકેળવાએલ બાળકના જીવનના દરેક વ્યવહારમાં કેટલો તફાવત પડે છે તે બતાવતી બે ચિત્રશાળાઓ સુંદર હતી. એક ખૂણામાં બાળકોનો ખૂણો હતો ને ત્યાં સૂચક સૂત્ર લખ્યુ હતુંઃ " તમારે સ્વરાજ લેવું હોય તો, તમારાં બાળકોને તમારા ઘરમાં સ્વરાજ આપો. "

## ખાદી વિભાગ

આ પછીનો વિભાગ તે ખાદી વિભાગ અહીં જુદા જુદા સૂતર અને કાપડના નમૂના

તથા કપાસથી તે કાપડ થતાં સુધીની બધી ક્રિયાઓ બતાવવામાં આવતી હતી. દિવાલો ઉપર ખાદીનું અર્થશાસ્ત્ર સમજાવતાં, તથા ગામડાંઓનું ખાદીએ કેટલું ભલું કર્યું છે તેનાં લખાણો નજરે પડતાં હતાં. બ્રિટિશ કાપડ બહિષ્કાર ઉપર દોરેલાં અતિ સુંદર ચિત્રો પણ અહીં હતાં. આ વિભાગથી ચોગાનમાં નીચે ઊતરાતું હતું; ત્યાં યરોડા જેલનો દેખાવ ખડો કર્યો હતો, તથા તેમાં ગાંધીજી જેલમાં બેઠા બેઠા વાંચતા હોય તેવો દેખાવ રજૂ કર્યો હતો. ચિત્ર અત્યંત સજીવ જણાતું હતું ને તેથી ખૂબ આકર્ષક નીવડ્યું હતું તેની સામે જ ઊંચાણના ભાગમાં 'ગાંધી–મંદિર' હતું કોઇ પર્વતની ટોચ ઉપર એકલ ભવ્ય સંત ઊભો હોય અને જગતને આદેશ આપતો હોય તેવો આ દેખાવ હતો. સંધ્યાકાળે જ્યારે દીવાબત્તીઓથી તે સ્થળ શણગારાતું ત્યારે તો તે દેખાવ અત્યંત રમણીય અને ભવ્ય બનતો.

પ્રેક્ષક આ વસ્તુઓ જોઇ ચોગાનમાં આવેલા ત્રણ વિભાગો તરફ વળતો. પહેલો વિભાગ દારૂનિષેધનો હતો. મજૂર મહાજને એપ્રિલ માસથી અમદાવાદમાંથી દારૂની બદી દૂર કરવા કાર્ય શરૂ કર્યું છે, અને હજુ તે ચાલુ જ છે; એટલે સ્વાભાવિક રીતે મજૂરોનું લક્ષ આ વિભાગ તરફ ખૂબ આકર્ષાતું હતુ દિવાલો ઉપર દારૂનિષેધને લગતાં કાર્ટૂનો અને બોધવચનો, દારૂથી થતાં નુકસાન, જે દેશોમાં દારૂબંધી થઇ છે ત્યાં થએલા લાભો વગેરે લખાણો મૂકવામાં આવ્યાં હતાં આ વિભાગનુ મુખ્ય આકર્ષણ એક દારૂડીઆની અંતિમ દશા બતાવતું એક સુંદર માટીનું પૂતળું હતુ. બીજાં બે ચિત્રોમાં દારૂડીઆની ઉત્તરોત્તર માનસિક અને શારીરિક વિહ્વળતા રજૂ કરવામાં આવ્યાં હતાં, તથા એક ચિત્રમાં સરકાર જકાત લેવાના લોભમાં હિંદને કેવી રીતે મરજી વિરુદ્ધ દારૂ પાય છે તે બતાવ્યું હતું.

### મજૂરનાં ઘરો

મજૂર ગૃહજીવનનો વિભાગ અત્યંત ઉપયોગી હતો. અમદાવાદના મજૂરો કેવાં અસ્વચ્છ, કંગાળ અને કદરૂપાં મકાનોમાં રહે છે; એક જ નાના ઓરડામાં જીવનની બધીયે જરૂરિયાતો તેમને કેવી રીતે પૂરી પાડવાની ફરજ પડે છે, ટાઢ તડકો ને વરસાદ ન ખાળી શકે એવી દિવાલો અને છાપરાં, તૂટેલાં પતરાં કે એવાં જ કોઈ સાધનોથી ગમે તેમ ઊભાં કરેલાં મકાનોમાં તેમને કૌટુંબિક જીવન ગાળવું પડે છે, તેનું આબેહૂબ ચિત્ર ત્યાં એક મજૂરનું મકાન ખડું કરીને બતાવ્યું હતું. મકાનની અંદરનું તૂટેલું ઘોડિયું, ફાટેલી ગોદડી, ગમે તેમ પડેલો જીર્ણશીર્ણ સામાન–એ બધાં મૂક સાધનો એના જીવનની કરુણ દશા બરાબર વ્યક્ત કરતાં હતાં. તેની સામે જ એક શેઠીઆના મકાનનો મૉડેલ મૂકવામાં આવ્યો હતો, અને તેથી સહેજે જ પ્રેક્ષકનું મન એક તરફની ભવ્ય ઇમારત અને બીજી બાજુની ઝૂંપડીની સરખામણી કરવા લલચાતું દિવાલો ઉપર મજૂરોનાં ઘરોની વિગતવાર સંખ્યા અને આંકડા આપવામાં આવ્યા હતા. આ સંબંધમાં મજૂર મહાજને ૨૩,૭૦૬ મજૂરગૃહોની તપાસ કરી આ વિગતો મેળવી હતી. તપાસ ઉપરથી મળેલા કેટલાક ઉપયોગી આંકડા નીચે ઉતારું છું:

| | | |
|---|---|---|
| (૧) | મનુષ્યો ન રહી શકે એવાં મકાનોની સંખ્યા— | ૧૬૦૦૦ |
| (૨) | એક ઓરડામાં એકથી વિશેષ કુટુંબોની સંખ્યા— | ૧૦ ટકા |
| (૩) | ૧૦૦ ચો. ફીટના ઓરડામાં ચારથી વધારે માણસો રહેતાં હોય તેવાં મકાનો— | ૪૦ ટકા |

સામેની દિવાલ ઉપર સારા ઘરોમા શી શી સગવડો હોવી જોઇએ, તેનુ સચિત્ર વર્ણન આપતા લખાણો મૂકવામા આવ્યા હતા એક બાજુ મીલની ચાલીઓના ચિત્રો તથા મૉડેલો, તથા બીજી બાજુ ઇગ્લાડ અને અમેરિકાના સુખી મજૂર કુટુબોના ઘરોના ફોટોગ્રાફો આપવામા આવ્યા હતા આ વિભાગના બીજા ખડમા, તાજેતરમા મજૂર મહાજનના પ્રતિનિધિઓના પ્રયાસથી મ્યુ૦એ મજૂરો માટે ૫૦૦ ઘરો બાધવાની યોજના ઘડી છે, તે મુજબ બાધેલુ એક મકાન ઊભુ કરવામા આવ્યુ હતુ ઘરમા કુટુબને ખપજોગુ રાચ રચીલુ મૂકવામા આવ્યુ હતુ મકાનમા એક પરસાળ, સુવાનો ઓરડો, રસોડુ નાહવાની ઓરડી, ગટર કનેકશનવાળુ જાજરૂ, તથા પાછળ નાનુ ફળિયુ—એટલી સગડ હતી મકાન બાધવાની કિંમત ૧૦૦૦ રૂા તથા રાચરચીલાની કિંમત ૧૦૦ રૂા આકવામા આવી હતી આ મકાન કાયમ રાખવામા આવ્યુ છે, તે ગમે ત્યારે જોઇ શકાય તેમ છે

આ પાસેના વિભાગમા અખાડો હતો, તેમા દેશવિદેશના પહેલવાનોના ચિત્રો કસરતના પ્રાચીન અને આધુનિક સાધનો, શસ્ત્રો વગેરે મૂકવામા આવ્યા હતા

પ્રદર્શનની ગોઠવણ એવી સુદર હતી કે પ્રેક્ષકને કોઇ જાતની અડચણ કે અગવડ પડે નહિ પ્રવેશદ્વાર આગળ જ ટિકીટ ઑફિસ પાસે પૂછપરછ ઑફિસ હતી ને ત્યા આખા પ્રદર્શનની રચના તથા માર્ગદિશા બતાવ્યા હતા અનેક સ્થળોએ સ્વયસેવકો ઊભા રાખ્યા હતા, ને તેઓ જોવા આવનારાઓને જરૂરી સૂચનાઓ આપતા હતા રસ્તાની ગોઠવણ એવી હતી કે એક જ બાજુ માણસો જોઇ શકે, એથી સગવડ પડતી હતી થાકી ગયેલા લોકોને બેસવા માટે જુદે જુદે સ્થળે વિશ્રાતિ સ્થાનો બનાવ્યા હતા

આવુ સુદર પ્રદર્શન ભરીને મજૂર મહાજને મજૂરવર્ગને તથા અમદાવાદની સામાન્ય જનતાને, જીવનને સ્પર્શતા વિવિધ વિષયોનુ સુદર જ્ઞાન આપ્યુ છે, એમ કહેવુ જ જોઇએ

'પ્રેક્ષક'

# - સાહિત્યને ઓવારેથી

## સરદાર વલ્લભભાઈ

જેમ કોઈ ચુસ્ત અહિંસાવાદીને દેહધારણ માટે નિરુપાયે પણ હિંસક થવું પડે, જેમ સાહિત્યશોખીનને અનિવાર્ય રીતે પણ થોડેઘણે અંશે શુષ્ક વ્યાકરણ સેવવું પડે, તેમ સરદાર વલ્લભભાઈએ પણ રાષ્ટ્રસેવા કરતાં અનિચ્છાએ પણ સાહિત્યની ઉપાસના કરી, ગુર્જર સાહિત્ય-મંદિરના ચણતરમાં ફાળો આપ્યો. તેમણે અનેક વર્ષોની મૂક સેવા કરી તેમનું અવ્યક્ત આત્મતેજ પ્રગટાવ્યું. તેમને અને સાહિત્યને તો બાર ગાઉનું છેટું. તે વ્યાકરણમાં ન સમજે, શબ્દકોષને ન ગણે, વિદ્વત્તાથી દૂર જ ભાગે, ને પાંડિત્યને પોકળ માને. ખેડૂતનું વિશુદ્ધ અને જુગજૂનુ લોહી તેમની નસોમાં વહે છે. નિડરતા તો તેમને વારસામાં મળી હતી; અને નાનપણમાં પણ તે વડે જુલમ સામે ઝઝૂમી કેટલી યે વાર વિજય પ્રાપ્ત કર્યો હતો. મોટપણમાં તે પ્રવાહપતિત બની કીર્તિ અને લક્ષ્મીના પૂજક બન્યા, અને સ્વાભાવિક વિચક્ષણતાથી તે આકામ પ્રાપ્ત કરી અમદાવાદમાં આવ્યા બાદ તેઓ મહાત્માજીના સહવાસમાં આવ્યા. એ સંતના આજે ભક્તિભાવે વખાણ કરનાર આપણા વલ્લભભાઇ તેમના આદર્શોને ત્યારે અવ્યાવહારિક માની હસી કાઢતા. ખાલી ઠરાવો અને દંભયુક્ત વક્તૃત્વમાં સરદારને શ્રદ્ધા ન હતી, અને તેથી જ તેઓ તે વખતની રાષ્ટ્રસેવાને તિરસ્કારતા પણ ઉત્તરોત્તર તેઓ મહાત્માજીની સત્યપરાયણતાથી, સંગીન રાષ્ટ્રસેવાથી અને નિસ્સીમ નિડરતાથી તેમના પ્રશંસક બન્યા, અને તેમના અનુયાયી બની મૂક સેવાવ્રત સ્વીકાર્યું વ્યાસપીઠ ઉપરનાં મોહક વચનોએ કે લોકવખાણે તેમને તેમની મૂકસેવામાથી ડગાવ્યા જ નહિ તેમનું એક જ ધ્યેય' લોકસેવા, ખેડૂતનો ઉદ્ધાર રાષ્ટ્રની મુક્તિ. તે જ્યાં તક દેખે ત્યાં દોડી જાય. क्षणशःचिन्तयेद्विद्याम् એમ તેમણે રાષ્ટ્રજાગૃતિના કણ એકઠા કર્યા, અને બીજરૂપે ફળદ્રૂપ ક્ષેત્રમાં વાવ્યાં

વલ્લભભાઈએ ફૂંક મારી લોકજાગૃતિના અગ્નિને સતેજ કર્યો, અને મહાત્માજીની સંજીવિની માત્રા ધરી મૃતપ્રાય પ્રજામા પ્રાણ પૂર્યા તેમણે નાગપુરમાં રાષ્ટ્રધ્વજ રક્ષ્યો, અને બોરસદમાં બહારવટિયાપ્રકરણ ખુલ્લુ કર્યું બનેમાં સરકાર સામે થવા માટે જોઈતી નિડરતા દાખવી. તેમણે અમદાવાદની મ્યુનિસિપાલિટીનું સુકાન સભાળ્યુ, શોભાવ્યું અને કાળબળ ઓળખી અન્યને સુપરત કર્યું તે ધન્ય પળથી વલ્લભભાઈ તે માત્ર અમદાવાદના કે ગુજરાતના જ નહિ, પણ અખિલ ભારતના બન્યા. બારડોલીના એ અનુપમ અને અહિંસક જગવિખ્યાત યુદ્ધે વલ્લભભાઇની સમગ્ર શક્તિઓ સોળે કળાએ પ્રગટાવી, અને પોલી લોકકીર્તિને લાત મારી તેમની ક્ષાત્રશક્તિ અને કુશાગ્ર બુદ્ધિ બહાર આવી એ યુદ્ધે વલ્લભભાઇને 'સરદાર'પદથી સન્માન્યા અને ભારતના એક નેતા બનાવ્યા. તેમણે ખેડૂતની નાડ પારખી અને રોગનું નિદાન જાણ્યું. સર્વનો રોગ એક જ હતો, અને તેથી પ્રાંતિપ્રાંતના ખેડૂતોની હૃદયસરિતાઓએ તેમના 'વલ્લભ'-મહાસાગર તરફ સહેજે આકર્ષાઈ.

અને એ મહાયુદ્ધના મહારથીએ તો ગજબ કર્યો, અને ન જોએલું એવું જગતને બતાવ્યું. અમાપ શસ્ત્રબળવાળી અને પ્રચંડ હિંસાની જ પૂજક એ સરકારને-સારીયે

સલ્તનતને–આહ્વાન દીધું. ખેડૂતોને તેમનું આત્મભાન કરાવ્યું, ખેડૂત જન્મેલા એ ખેડૂતવીરે ખેડૂતગણની સંઘશક્તિ સરજાવી, અને આખા યે તાલુકાને સુવ્યવસ્થિત સમરાંગણ બનાવ્યું. અને પછી તેની અસ્ખલિત વાગ્ધારા છૂટી, તે ગુર્જરસાહિત્યમાં અમર રહેશે. ઇતિહાસના ભણતર કરતાં ઇતિહાસના ઘડતરમાં વધુ શ્રદ્ધા ધરાવનાર એ સેનાનીની જીભે જાણે સરસ્વતી વસી. વર્ષો સુધી જકડાઈ રહેલી જીભ જાણે કે સ્વચ્છંદે વિહાર કરવા લાગી. તેની ભાષા સરિતા જેવી સરળ અને પ્રવાહી, ચાંદની જેવી નિર્મળ અને આહ્લાદક, આત્મશ્રદ્ધાળુ અને ગૌરવવંતી, ક્યાંયે ક્લિષ્ટ કે દ્વિઅર્થી નહિ, છતાંયે તલવારની ધાર જેવી તીક્ષ્ણ અને તેજસ્વી. તેને સંસ્કૃત શબ્દોની શૃંખલા નહોતી, કે અલંકારોનો ઓપ નહોતો, કે કલ્પનાનો વિહાર નહોતો. હૃદયમાંથી સ્વાભાવિક રીતે જ વહેતી એ વાણી ગ્રામસરિતા જેવી સાદી અને અલંકાર વગરની હતી. તદ્દન ગામઠી અને ઘરગથ્થુ. તેમાં તર્કયુક્ત દલીલો હતી, પણ તદ્દન હૃદયંગમ અને બુદ્ધિગ્રાહ્ય; તેમાં પ્રચંડ દીપની જ્યોત હતી, પણ તે આત્મદીપ વડે અન્ય આત્મદીપ પ્રગટાવવા. તેમાં કડવાશ કે વિરોધ હતાં, પણ તે વ્યાવહારિક અહિંસાને વ્યાપક બનાવવા. તેની વાણીમાં સત્યની નિષ્ઠા હતી, ઈશ્વરી શ્રદ્ધા હતી, પ્રતિજ્ઞાનું બળ હતું, આત્મશક્તિનું ભાન હતું, ગરીબીની દર્દે-દિલી હતી, અને પ્રજાનો નિર્ધાર હતો. તેણે અબળાને સબળા કરી, અને આધાર વિના શોભે નહિ તેવી મનાતી વનિતાઓમાંથી તેણે વીરાંગનાઓ સરજાવી; આખાયે તાલુકાને તેણે પ્રચંડ પ્રતાપાગ્નિથી સળગાવી મૂક્યો, અને સમગ્ર રણક્ષેત્રમાં તેની સિંહગર્જનાના પડઘા પડયા. સરદાર સાહિત્યપ્રિય નથી, છતાંયે રાષ્ટ્ર-સેવા કરતાં કરતાં તે સાહિત્યસેવક બન્યા. તેમણે સાહિત્યને સાધ્ય ન બનાવ્યું, તેને સાહિત્ય એટલે સાધન જ રાખ્યું અને છતાં તે સાહિત્ય બન્યું.

અને એ ભાષણોમાં ઇશ્વરશ્રદ્ધા અને નિડરતા વિના બીજાં કેટલાંયે લક્ષણો તરવરી આવે છે. તેમનાં ભાષણો ખડ્ગ સમાન કેટલાયને સંહારે છે, કેટલાયને ઘાયલ કરે છે, ને કેટલાયને દૂરથી જ ડરાવે છે. તેમના મર્મવેધી કટાક્ષ કોઇક વખત વિવેકની મર્યાદા ઓળંગતા લાગે, તો કોઇક વખત અપમાનકારક જણાય; પણ તે તાકયા તીરની માફક સફળ ઘા કરવા. તે કટાક્ષો પ્રતિપક્ષીના ભોગે કેટલાયને હસાવે છે, ને કેટલાયની ભડક ભાગે છે. તેમનાં ભાષણોમાં આત્મશક્તિનું ભાન છે, ને પ્રતિપક્ષીના બળની તુલના છે. તે કોઇક વખત ઊંચે ચઢાવે છે, પણ તે વધુ ઊંચેથી નીચે પાડવા. તેના શબ્દો કોઇક વખત વજ્ર-પ્રહાર સમા બની વિરોધીને કચ્ચર માર મારે છે, તો કોઇક વખત વીજળીના ચમકારા સમા તેને એકાએક આંજી નાખી વિમૂઢ બનાવે છે. ટૂંકમાં, આ ચરોતરી ખેડૂતવીર ચરોતરી ખેડૂતની લાક્ષણિક પદ્ધતિએ શત્રુને ચોટે તેવી ચોપડાવે છે, અને તેને ખમિયાણો પાડે છે

બીજું એ કે, તેમનાં ભાષણો બધાંયે પ્રસંગોચિત છે. પ્રસંગનું મહત્ત્વ તેમાંથી બાદ કરો, અને તે ભાષણોની કિંમત ઘટી જશે. અંગારાસમાં એ ભાષણો પ્રસંગપ્રેરિત છે, અને આખાયે પ્રસંગને સફળ અને સિદ્ધ કરે છે. જો યુદ્ધના પ્રસંગો ના હોય, તો એ ભાષણો કદી થયાં જ ન હોત. પહેલાં જેમ કહ્યું તેમ વલ્લભભાઇએ કદીયે પ્રત્યક્ષ રીતે સાહિત્ય-સેવા કરી નથી, કે કરવાનો ઇરાદો પણ નથી રાખ્યો. કોઇને એ ભાષણો ટૂંકજીવી કે અતિસામાન્ય લાગે, તો તે માત્ર પ્રસંગનું મહત્ત્વ નહિ સમજવાથી. સરદારના આખાયે જીવનની સમીક્ષા કરો, અને સમજાશે કે તેમનું જીવન તે એક યુદ્ધની જ પરંપરા છે.

નિશાળમાં શિક્ષકો સાથે લડ્યા, વકીલાતમાં પ્રતિવાદીઓ, વકીલો અને ન્યાયાધીશો સાથે લડ્યા, અને સરકાર સાથે અસહકાર વખતે લડ્યા, અને અનેક સત્યાગ્રહોમાં પણ અગ્રભાગ લીધો. યુદ્ધ જેનું જીવનરહસ્ય છે, તેવા આ વીરે અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં પણ યોગ્ય કારણોસર સરકાર સાથે લડવાની હિંમત દાખવી, અને પછી તો રેલ વખતે આસમાની અને સુલતાની બન્ને સાથે લડ્યા. અને એવા એ યુદ્ધવીર તરીકે આજે પણ સરકાર સાથે લડે છે. અને આ બધાં યુદ્ધોમાં તેમણે કેવળ એક સામાન્ય સૈનિકની જ નહિ, પણ દીર્ઘદર્શી સેનાનીની શક્તિઓ બતાવી. યુદ્ધપ્રસંગે સરદારને ભાગ્યે જ કોઇની સલાહની જરૂર પડે છે. એ પોતે કહે છે તેમ, યુદ્ધના પ્રસંગો જ તેમને નવા માર્ગ સુઝાડે છે, અને બુદ્ધિને તીક્ષ્ણ બનાવે છે; કારણ કે જન્મથી જ તેઓ સેનાપતિ છે. પણ સુલેહની શબ્દગૂંથણી તેમને મૂઝવણમાં નાખે છે. સરદારે કદીયે તેમનાં ભાષણો તેમને પત્રારૂઢ બનાવી સાહિત્યમાં અમર થવા કદી નથી આપ્યાં. એ તો પ્રસંગ જ તેમને પ્રેરણા દે છે, ને યુદ્ધની તમન્ના જ તેમને વાચા આપે છે. અંતમાં એ કે, તેમનાં ભાષણોના પ્રસંગોનું મહત્ત્વ સમજી, અને સરદારનું યુદ્ધજીવન ઓળખી તે ભાષણો વાંચો, તો જ તમને ખરુ રહસ્ય સમજાશે; કારણ કે **સરદાર એ જન્મથી જ સરદાર છે, ને યુદ્ધ એ જ તેમના જીવનનો અનિર્વચનીય આનંદ છે.**

કેટલાકને સરદારની જ્વલંત રાષ્ટ્રસેવા આગળ તેમની સાહિત્યસેવા નિસ્તેજ લાગે છે, પણ તેમાં તો માત્ર દૃષ્ટિબિંદુની જ ભૂલ છે. સરદારે ઉપર કહ્યું તેમ, કદીયે સ્વેચ્છાએ સાહિત્યસેવા કરી નથી. અને તોયે તેમનાં ભાષણો કદીયે ફીકાં કે નમાલાં નથી; સાહિત્યમાં તો તેમાંનાં કેટલાં યે અમર સ્થાન પામશે; કારણ કે તેમનાં સ્વતંત્રમૂલ્ય તો મોંઘેરાં જ છે. એ ભાષણોએ જગતને જાદુનાં આવરણ દીધાં, સરકારને તેની સાત્વિકતાથી ડારી અને ગુજરાતના મૃતઃપ્રાય દેહમાં પ્રાણ પૂર્યા.

વલ્લભભાઇની કાર્યની ઝડપ, તેમની વાણીની તીક્ષ્ણતા, તેમનાં નેત્રોની ભયાનકતા કોઇ જુગજૂના બહારવટિયાની યાદ આપે; અને મૃત્યુને પણ ડરાવતી તેમની નિડરતા એ મહારથી ભીષ્મની ઝાંખી કરાવે તે સંસારીઓનું દર્દ સમજે છે, સન્યાસીના ધર્મ પ્રીછે છે, ને ત્યાગીના ટેક જાણે છે અને તેથી જ તે મહાત્માજીની અપાર્થિવતાને વધુ વ્યાવહારિક બનાવે છે.

અને આમ તેણે સાબરમતીના સંત સાથે ગાઢ મૈત્રી સાધી. પટ્ટશિષ્યની પટુતાથી તે ગુરુ પાસેથી તેણે અગમનિગમનું જ્ઞાન મેળવ્યું, અને એ ગુરુના આશીર્વાદે આ સુયોગ્ય શિષ્યે તેનો દિગન્તમાં ડંકો વગડાવ્યો. એ ગુરુભક્તિના બળે આ વીરની હાકલ કયાં નથી પહોંચી? સૂર્ય અને ચંદ્રની જેમ તેઓ એકબીજાના પૂરક છે. એકની દિવ્યતા બીજાની પાર્થિવતા સાથે મળી વધારે લોકગમ્ય બની છે, જ્યારે બીજાની વ્યાવહારિકતા ગુરુની દિવ્યતામાં ભળી કૃતાર્થ થઇ છે. બન્ને જનતાને વધુ ઈશ્વર સમીપ લેઈ જાય છે. 'મારા હાથમાં જેલની રેખા નથી' એમ કહેનાર આ વીરનરે જેલને મહેલ માની તેમાં બબ્બે વખત ઝંપલાવ્યું. તેમણે ભરૂચના ભાષણની ભીષણતાને વાસ્તવિક સ્વરૂપે નજરે જોઈ, અને પોતાની દીર્ઘદૃષ્ટિ પૂરવાર કરી એવા આ બીજી વખતના કારાગૃહમાંથી હમણાં જ મુક્ત થયેલા અને અખિલ ભારતવર્ષના સુકાની બનેલા, એ ધન્ય મહારથીને આપણાં પ્રણામપૂર્વક અભિનંદન હો!

શંકરલાલ ગ. શાસ્ત્રી

# માનસિક રોગો—આધુનિક દૃષ્ટિએ

વખતના વહેવા સાથે, વિજ્ઞાનની દરેક શાખામાં, મનુષ્યનું જ્ઞાન દિનપ્રતિદિન વધતું જાય છે. એ એટલું ઝડપથી વધે છે કે એક શાખાનો સંપૂર્ણ અભ્યાસ કરવો મુશ્કેલ થઇ પડે છે. અત્યારે દાક્તરોને, પદવી મળે તે પહેલાં, વૈદકીય જ્ઞાનની સાથે, વિજ્ઞાનની બીજી શાખાઓ—જેવી કે જીવવિદ્યા (Biology), ભૌતિકશાસ્ત્ર ( Physics ), રસાયનશાસ્ત્ર (Chemistry) વગેરેનો અભ્યાસ કરવો પડે છે–જાણે કે એ બોજો ઓછો હોય તેમ માનસશાસ્ત્રનો અભ્યાસ પણ ફરજિયાત થવાના ભણકારા વાગે છે.

એનાં કારણો આ પ્રમાણે આપી શકાય:

(ક) ૧૯ મા સૈકામાં માનસશાસ્ત્ર(Psychology)નો, વિજ્ઞાનની એક સ્વતંત્ર શાખા તરીકે સ્વીકાર થયો. જેમ જેમ માનસશાસ્ત્રનો અભ્યાસ વધતો ગયો, તેમ તેમ માનસિક રોગો પર નવો પ્રકાશ પડવા માંડ્યો. એટલે માનસિક રોગોના ભોગ થઇ પડેલા દરદીઓ પર દાક્તરોએ, તિરસ્કાર અને ઉપેક્ષાવૃત્તિને બદલે સહાનુભૂતિ અને ઉત્સાહથી જોવા માંડ્યું. અત્યારે તો માનસિક વ્યાધિઓનો અભ્યાસ માનસશાસ્ત્રની એક પેટાશાખા થઇ પડ્યો છે.

(ખ) છેલ્લી લડાઇમાં, સિપાઇઓમાં માનસિક વ્યાધિઓનું પ્રમાણ વધારે માલૂમ પડ્યું. કેટલીક વખત તો અમુક સિપાઇ માનસિક વ્યાધિથી પીડાય છે કે શારીરિક વ્યાધિથી પીડાય છે એ નક્કી કરવાનું કાર્ય અત્યંત મુશ્કેલ થઇ પડતું. ખાસ કરીને, દારૂગોળાના વરસાદમાં ઊભા રહીને, દુશ્મનની સામે હિંમતથી લડતા સિપાઇઓમાં પણ કેટલાએક, એક પ્રકારના માનસિક વ્યાધિથી પીડાતા માલૂમ પડ્યા. આ સિપાઇઓ બીકણ હતા એમ તો એમના દુશ્મનો પણ કહી શકે એમ નહોતું; તેમ એ શરીરે નબળા હતા એમ પણ કહી શકાય તેમ નહોતું, કારણ દાક્તરી તપાસ સિવાય લશ્કરમાં કોઈ દાખલ થઇ શકતું નથી. ત્યારે રોગ કેમ આવ્યો ? માનસિક કે શારીરિક નબળાઇથી ?

(ગ) આ જમાનાને યાંત્રિક યુગ તરીકે ઓળખાવી શકાય, કારણ આપણે યંત્રોનો મોટા પ્રમાણમાં ઉપયોગ કરીએ છીએ. પરંતુ, નાજુક યંત્રોના કાર્ય પર દેખરેખ રાખવા મનુષ્યને મનનો વધારે ઉપયોગ કરવો પડે છે. અને એ રીતે જુદા જુદા ઉદ્યોગોમાં પણ અમુક પ્રકારના માનસિક વ્યાધિઓ માલૂમ પડ્યા છે—જેમકે કોલસા ખોદવાના ઉદ્યોગમાં. છેલ્લામાં છેલ્લાં માનસિક વ્યાધિઓને લગતાં લખાણોમાં તો હવાઇ વિમાનો ચલાવનારાઓની પણ માનસિક પરીક્ષા કરવાની ભલામણ થઇ છે; કારણ જો એનામાં જલદી નિર્ણય કરવાની શક્તિ ન હોય તો વિમાનમાં ઉતારૂઓની જીંદગી જોખમમાં રહે છે.

(ઘ) પશ્ચિમમાં અત્યારે માનસિક વ્યાધિઓવાળા દરદીઓનો રાફડો ફાટ્યો છે. દારૂનું વ્યસન, અનિયંત્રિત વ્યભિચાર, મનુષ્યહૃદયની ક્ષુદ્ર લાલસાઓ તૃપ્ત કરવાનાં અનેક સ્થળો, યાંત્રિક જીવન, નિવૃત્તિમાર્ગ તરફનો તિરસ્કાર, કોઇ પણ પ્રકારના સંયમનો અભાવ– આ બધાં તે સ્થિતિનાં કારણો તરીકે આગળ ધરવામાં આવે છે. અહીં કે ત્યાં જ્યાં જ્યાં

આ કારણો અસ્તિત્વમાં હોય ત્યાં ત્યાં માનસિક દરદીવાળા વધારે હોય એમાં નવાઈ નથી. અહીંઆં એવા દરદીઓ ઓછા છે. થોડા છે એનું કારણ ઉપર વર્ણવેલાં કારણોનો થોડે ભાગે અભાવ અને દાક્તરોની એવાં દરદીઓનું નિદાન કરવાની અશક્તિ.

(ચ) માનસિક રોગોનું એક લક્ષણ મનુષ્યજાતિ માટે ઘણું ભયંકર છે. અને તેટલા માટે જ માનસિક વ્યાધિઓ તરફ, દાક્તરોને દુર્લક્ષ કરવું પાલવે તેમ નથી. તે એજ કે, માનસિક વ્યાધિઓ અથવા માનસિક નબળાઇઓ મોટે ભાગે વારસામાં ઊતરી આવે છે. શા માટે અને કેવી રીતે તે હજુ ચોક્કસ જણાયું નથી, પરતુ એ એક સર્વમાન્ય અવલોકન છે. હજુ ક્ષય, કેન્સર વગેરે શારીરિક વ્યાધિઓના પંજામાંથી મનુષ્યજાતિ છૂટી નથી ત્યાં એની સામે આ બીજો ભય ઊભો થયો છે. આધુનિક સમાજશાસ્ત્રીઓ (Sociologists) અને કેળવણીકારો ( Educationalists ) આ ભય તરફ ધ્યાનપૂર્વક જોઈ રહ્યા છે. નબળા મનનાં બાળકોને કેમ કેળવવાં? ગાંડાં અથવા ચસ્કેલાં માણસોનું સમાજમાં કયું સ્થાન? તેમને પરણાવી અને વળી પાછાં નબળાં મનવાળાં કે ગાંડાં બાળકો પેદા કરવા દેવાં?— આ પ્રશ્નો તેમને મુઝવી રહ્યા છે.

માનસિક દરદોના અભ્યાસનું પરિણામ દરદીઓને માટે તો ઘણું સુંદર ગણી શકાય, કારણ એમની સારવારમા ઘણો ફરક પડી ગયો છે. ફક્ત માર મારવાથી કે ગધેડાઓની માફક મજૂરી કરાવીને તેમનું મન ઠેકાણે લાવવાના પ્રયાસો હવે થતા નથી. બીજાં દરદોની માફક માનસિક દરદો માટે પણ હવે સ્વતંત્ર ઇસ્પિતાલો, માનસિક દરદોના નિષ્ણાતો તેમજ નર્સોની ગોઠવણો થતી જાય છે ગૂઢ મંત્રો, પવિત્ર કરેલાં પાણી, મંત્રેલાં રાખદોરા વગેરે હવે નવા સ્વરૂપમા દેખાવ દે છે. પરતુ આ બાબતની ચર્ચા આપણે આગળ કરીશું.

કોઈ પણ નવું સત્ય મનુષ્યની જાણમાં લાવવામાં આવે તો, તેને ન માનવું, અને તે સત્યના શોધક પર જુલમ કરવો કે જોસભેર તેની સામા થવું, એ તેની સહજવૃત્તિ (Instinct) છે. દાક્તરો પણ એ વૃત્તિ પ્રમાણે વર્ત્યા છે: અમુક સંતે માથે હાથ મૂક્યો અને તેનાથી એક દરદીનો રહી ગયેલો ( paralysed ) પગ સાજો થયો—આ વાત દાક્તરો પહેલાં તો માનતા જ નહિ, કિંતુ હસી કાઢતા. એક ગાંડી બાઇ કોઈ મહાત્માએ આપેલું પાણી પીને ડાહી થઇ ગઇ, એ બનાવ તેમને સમજાતો નહોતો. ઓગણીસમા સૈકાના ચિત્તશાસ્ત્રીઓએ તેમને બતાવ્યું કે આ બનાવોનો ખુલાસો વૈજ્ઞાનિક દૃષ્ટિએ થઇ શકે છે. માનસિક વ્યાપારોનો જો અભ્યાસ કરવામાં આવે તો આ બનાવો જલદીથી સમજાઇ શકે એવા છે. આ પછી શારીરિક વ્યાપારો અને માનસિક વ્યાપારોનો પરસ્પર કેવો સંબંધ છે એ વિષે દાક્તરોમાં મોટી તકરાર જાગી. અત્યારે પણ દાક્તરો બે મુખ્ય પક્ષોમાં વહેંચાઇ ગયા છે. એક પક્ષ માનસિક વ્યાપારોને મુખ્ય માને છે, જ્યારે બીજો શારીરિક વ્યાપારોને મુખ્ય માને છે એક ત્રીજો પક્ષ એમ માને છે, કે જેમ આપણે દ્રવ્ય *(Matter)* અને શક્તિ *(Energy)*નો જુદો જુદો વિચાર કરી શકતા નથી, તેમ માનસિક અને શારીરિક વ્યાપારોનો જુદો જુદો વિચાર થઈ શકે નહિ. બન્નેનો વિચાર એકીસાથે જ સંભવે.

આ મતભેદનું વ્યવહારમાં શું પરિણામ આવે તે જોઇએ. દરદીને તપાસતાં દાક્તરને નક્કી કરવું પડે કે, આપણે ઉપર જોયું તે પ્રમાણે, તેના વ્યાધિનાં ક્યાં કારણો છે?

માનસિક કે શારીરિક ? જો માનસિક કારણો વધારે બળવાન જણાય તો તેને તેની ખાસ ઇસ્પિતાલમા મોકલવો અથવા જો શારીરિક કારણો વધારે બળવાન જણાય તો એની એ કારણ માટે દવા કરવી તેના આ નિર્ણય પર દરદીનું ભવિષ્ય લટકે છે જો તે ભુલ કરે તો પરિણામ કલ્પી શકાય એવુ છે આ બાબત નીચેના દાખલાથી સ્પષ્ટ થશે

ધારો કે એક દરદીને બિલકુલ ઊંઘ આવતી નથી અને તે સારવાર માટે દાક્તર પાસે આવે છે તેના કારણો એક કરતા વધારે આપી શકાય તેને અપચો રહેતો હોય, શરીરમા ઝેરી તત્ત્વો ઉત્પન્ન થઈને તેના મગજ પર અસર પહોચાડતા હોય શરીરના કોઇ ભાગમા કેન્સર જેવી ગાંઠથી રાતદિવસ તીવ્ર વેદના થતી હોય કે તેના મકાનની આસપાસનુ વાતાવરણ ખૂબ દુર્ગંધ મારતુ હોય અથવા એમ પણ હોય કે તે કોઇ છાના દુષ્કૃત્યથી ડરતો હોય, પસ્તાતો હોય કે કોઇ ઊંડી ચિંતામા ડૂબેલો હોય આ કારણો ઉપર વિચાર કરીને દાક્તરે ચિકિત્સા કરવી પડે છે આવો જ એક બીજો દાખલો જોઇએ ધારો કે એક માણસને ખોરાક પેટમા ટકતો નથી તેના કારણો પણ બે વિભાગોમા વહેંચી શકાય તેને હોજરીમા ચાંદું ( Ulcer ) પડ્યુ હોય, યકૃત્ બગડ્યુ હોય, કોઇ ઝેરની અસર થઈ હોય, પેટમા સોજો આવ્યો હોય વગેરે કારણો એક વિભાગના છે, જ્યારે તેને અમુક ખોરાક ભાવતો ન હોય છતાં ખાવો પડતો હોય, ખાવામા કંઈક અદર ગયુ છે એવો વિચાર રહ્યા કરતો હોય તો એ કારણો તેને બીજા વિભાગમા મૂકે છે આની જ રીતે મદાગ્નિ ( Dyspepsia ) વિશે પણ આપણે શારીરિક અને માનસિક કારણો રજૂ કરી શકીએ

ત્યારે સાચુ શુ ? શુ દરેક માનસિક વ્યાધિમા શરીરના અમુક અવયવો તો સપડાયેલા હોય જ એમ માનવુ ? અગર દરેક શારીરિક વ્યાધિમા મન અમુક અંશે સંડોવાયલુ જ હોય એમ માની બેસવુ ? આપણે ઉપર એક ત્રીજો પક્ષ ગણાવ્યો છે તેનો ઉત્તર વસ્તુસ્થિતિ તરફ જોતા, સાચો છે જેમ આપણે દ્રવ્ય અને શક્તિનો સાથે સાથે વિચાર કરીએ છીએ, તેમજ શરીર અને મનના રોગો પરત્વે કરવો એકલા મનના વ્યાધિઓ ( Psychoses ) કે એકલા શરીરના વ્યાધિઓ કોઇ સાબીત કરી શક્યુ નથી અત્યારના વૈદકીય ગ્રંથોમા, મુખ્યત્વે માનસિક કારણોવાળા વ્યાધિઓનુ જ માનસિક રોગો તરીકે ( Psychoneuroses ) વર્ણન આપેલુ છે, અને તેને આધારે જ અત્યારે દાક્તરો ચાલી રહ્યા છે

માનસિક રોગોની ચર્ચા શરૂ કર્યા પહેલા, બે મુદ્દાઓ આપણે વિચારી લેવાના છે એક, માનસશાસ્ત્રનો વિજ્ઞાનની કેટલીએક બીજી શાખાઓ જોડેનો સબંધ અને બીજો, મન અને શરીરનો સામાન્ય પ્રયોગોમા પરસ્પર સબંધ આ બન્ને મુદ્દાઓ થોડે ઘણે અંશે પણ સમજ્યા સિવાય, વાચકોને આ વિષયની—માનસિક રોગો પરના આધુનિક વિચારોની ચર્ચા સમજ ભરેલી જ થઇ પડે

જેમ એક ઝાડની ડાળીઓ જુદી જુદી હોવા છતા એકબીજાને આશ્રયે રહે છે, તેમ ચાલુ જમાનામા વિજ્ઞાનની શાખાઓ એક બીજાથી જુદી હોવા છતા એક બીજા પર પુષ્કળ આધાર રાખે છે દાખલા તરીકે ખગોળવિદ્યા ( Astronomy ) લ્યો તેને તારાઓનુ બધારણ, એક બીજાનુ અતર તથા તેમની ગતિના નિયમો શોધી કાઢવા, ભૌતિક શાસ્ત્ર ( Physics ) ની ડગલે ડગલે મદદ લેવી પડે છે ઇંદ્રિયવિજ્ઞાન ( Physiology )

મનુષ્યશરીરની જુદી જુદી ક્રિયાઓ સમજવામા, ભૌતિકશાસ્ત્ર, રસાયનશાસ્ત્ર તેમજ જીવ-વિદ્યાનો ડગલે ડગલે ઉપયોગ કરે છે આમ હોવા છતા દરેક શાખાને પોતાના સ્વતંત્ર મતવ્યો છે અને તેટલા પૂરતી તે બીજી શાખાઓથી જુદી પડે છે માનસશાસ્ત્રનો જ દાખલો લ્યો તેને શારીરશાસ્ત્ર ( Anatomy ), ઇંદ્રિયવિજ્ઞાન તથા જીવવિદ્યા જોડે નિકટ સબધ હોવા છતા તે પોતાની ખાસ જગા છોડતુ નથી મનુષ્યનુ હૃદય શરીરમા કઈ જગાએ આવેલુ છે, તેનુ કદ કેવડુ છે, તેની આસપાસ કયા અવયવો આવેલા છે, તેની અદરની રચના કેવી છે વગેરે બધી હકીકત શારીરશાસ્ત્રમાથી લે છે તે હૃદય એક મિનિટમા કેટલી વાર થડકે છે, તેમા કેટલુ લોહી દાખલ થાય છે, તેના પર જ્ઞાનતતુઓનો કેટલો અમલ ચાલે છે, પાચન, ઊંઘ, આરામ વગેરેની તેની ક્રિયા પર કેવી અસરો થાય છે વગેરે બધી હકીકત તે ઇન્દ્રિયવિજ્ઞાનમાથી લે છે છતા તેને પોતાને, હૃદયસબધી કઈક કહેવાનુ છે જ ધારો કે હૃદય, દરમિનિટે એકસો દસ વાર થડકે છે આ જોતા ઇંદ્રિયવિજ્ઞાન બૂમ મારશે કે તેનો વેગ નિયમથી બહુ આગળ વધ્યો છે આટલો બધો વેગ શા માટે? અને તે પણ લાબા વખત સુધી! તેના વેગના કારણો તે હૃદય પરના જ્ઞાનતતુઓના શિથિલ નિયમનમા શોધે છે એકાદ જ્ઞાનતતુ બગડતા હૃદયની ગતિ અનિયમિત થઇ, એમ તે કહેવા અને સાબીત કરવા મથે છે ત્યા માનસશાસ્ત્ર પોતાનો ખુલાસો આપે છે અને હૃદયના વેગનુ માનસિક કારણ—ભય અથવા કોઇ તીવ્ર આવેશ—રજૂ કરે છે

લડાઇના વખતમા, લશ્કરમા જોડાવા આવેલા ઉમેદવારોમા જેને જેને હૃદયના રોગના કારણે પાછા વાળવામા આવ્યા હતા, તેમની અમુક વખત પછી ફરીથી શારીરિક તપાસ કરતા, તેમનામા હૃદયનો રોગ માલૂમ પડ્યો નહોતો ત્યારે એ રોગ કયા ગયો? શુ તેમને તપાસનારા દાક્તરો થાપ ખાઇ ગયા? માનસશાસ્ત્ર એમ ખુલાસો આપે છે, કે હૃદયની જે ક્રિયાઓ દાક્તરોએ રોગજન્ય માની લીધી, તે રોગને લીધે હતી જ નહિ, કિન્તુ લડાઇના અસાધારણ સયોગોની ઉમેદવારોના મન પર થયેલી અસરોને આભારી હતી અસ્તુ

હવે માનસશાસ્ત્ર, પોતાની સરળતા માટે, બીજી શાખાઓ પાસેથી શુ શુ સ્વીકારે છે તે ક્રમવાર જોઇએ

**(અ) શારીરશાસ્ત્ર ( Anatomy ) અને ઇંદ્રિયવિજ્ઞાન ( Physiology )**

વિજ્ઞાનની આ બન્ને શાખાઓ મળીને શરીરના જુદા જુદા અવયવો તેમજ તેમનાં કાર્યોનું વર્ણન આપે છે મગજ, તેની સાથે જોડાયેલુ નાનુ મગજ ( cerebellum ), કરોડ રજ્જુ ( spinal cord ) તથા તેમાથી નીકળીને આખા શરીરમા ફેલાઇ જતા જ્ઞાનતંતુઓ ( nerves ),—આ બધુ વર્ણન માનસશાસ્ત્ર સ્વીકારી લે છે મગજના જુદા જુદા પ્રદેશો, જેવો કે સજ્ઞા પ્રદેશ ( sensory area ), ચેષ્ટા પ્રદેશ ( meter area ), તથા તેમને પરસ્પર જોડી દેતા સયોજક તંતુઓ ( Association fibres ) તેને માન્ય છે આ ઉપરાત, શરીરની જ્ઞાનેન્દ્રિયો જેવી કે આખ, કાન, નાક તથા તેમનો મગજ સાથેનો સબધ, અને શરીરમા રહેલી, નાની નાની નળીઓ વિનાની ગ્રથિઓ ( Ductless glands ) અને તેમના સ્રાવોની ( secretions ) શરીર પર થતી અસરો વગેરે જાણવા તે હમેશ તૈયાર છે

પરતુ જ્યારે મગજ અને તેના સૂક્ષ્મકોષો ( Nerve cells )મા થતા ફેરફારોને પરિણામે જ માનસિક પ્રવૃત્તિ સભવે છે એમ ઇંદ્રિયવિજ્ઞાનીઓ કહે છે, ત્યારે તે તેમના સામે

થાય છે ફક્ત મગજની પ્રવૃત્તિથી જ બધી માનસિક પ્રવૃત્તિઓનો ખુલાસો થઇ શકતો નથી, તેમ, મગજ એ મનને રહેવાનુ સ્થળ પણ નથી, કારણ મનની અસર આખા શરીરમા વ્યાપેલી છે મગજ અને તેની શાખાઓરૂપ જ્ઞાનતંતુઓ, મનને તેની પ્રવૃત્તિઓમા મોટામા મોટા મદદગાર છે

## ( ૫ ) જીવવિદ્યા ( Biology )

આ શાખામા દરેક જાતના પ્રાણીઓનુ વર્ણન આવતું હોવાથી, તેમાથી પણ ઉપયોગી હકીકત માનસશાસ્ત્રીઓ મેળવે છે જુદા જુદા નાના મોટા પ્રાણીઓના શરીર અને ટેવોના અભ્યાસ પરથી એક સામાન્ય નિયમ તરી આવે છે તે એ કે, જેમ જેમ પ્રાણીઓમા ઉત્તરોત્તર મગજ અને જ્ઞાનતતુઓનો વિકાસ થતો ગયો છે, તેમ તેમ તેમની માનસિક શક્તિઓનો પણ વિકાસ થતો ગયો છે બીજા શબ્દોમા કહીએ તો, જ્ઞાનતતુઓનો વિકાસ અને માનસિક વિકાસ બન્ને સમાનાતર લીટીઓ પર ચાલ્યા કર્યો છે પરતુ જે સરળતાથી આપણે જુદા જુદા શરીરોનો સબધ એકબીજા સાથે ઉત્ક્રાતિવાદ ( Theory of Evolution ) ના નિયમ પ્રમાણે સમજી શકીએ છીએ, તે રીતે પ્રાણીઓની માનસિક શક્તિઓનો સબધ સમજી શકતા નથી

આપણે પહેલા જોઇ ગયા છીએ કે માનસિક રોગો વારસામા ઊતરી આવે છે કઇ રીતે અને શા કારણે તેઓ મોટા પ્રમાણમા ઊતરી આવે છે તે હજુ સુધી સ્પષ્ટ સમજાતુ નથી શારીરિક લક્ષણો વશપરપરા કેવી રીતે ઊતરી આવે છે તેનો ખુલાસો જીવવિદ્યા આ પ્રમાણે આપે છે

પુરુષબીજ ( Sperm ) અને સ્ત્રીબીજ ( Ovum ) મળીને એક નવો ફલિત કોષ ( Fertilised ovum ) બને છે આ કોષમાથી આખુ બાળક પેદા થાય છે જેમ બીજની અદર ભવિષ્યનુ વૃક્ષ રહેલુ હોય છે તેમ આ સૂક્ષ્મ કોષની અદર ભવિષ્યનુ બાળક રહેલુ છે. સ્ત્રીબીજ તથા પુરુષબીજોનો, સૂક્ષ્મદર્શક યત્ર વડે અભ્યાસ કરતા તેમા અમુક રજ્જકણો ( Chromosomes ) માલૂમ પડે છે આ રજ્જકણો જ માબાપના શારીરિક લક્ષણો તેમના બાળકોમા લાવે છે એમ સપ્રમાણ સાબીત થયુ છે

કેટલાએક શારીરિક લક્ષણો, ગણિતશાસ્ત્રના નિયમ પ્રમાણે, વારસામા ઊતરી આવે છે અને તે નિયમની શોધ કરનારના નામમા 'મેંડેલીઅન લક્ષણો' ( Mendelian Characters ) તરીકે ઓળખાય છે જેટલે દરજ્જે, મેંડેલનો નિયમ શારીરિક લક્ષણો પરત્વે ઘટાવી શકાય છે, તેટલે દરજ્જે માનસિક લક્ષણો પરત્વે ઘટાવી શકાતો નથી, છતા એ લક્ષણો પરત્વે પણ કોઇ આવો નિયમ હાથ લાગે તો નવાઈ નહિ વિચારવાનુ માત્ર એટલુ જ રહેશે કે શારીરિક લક્ષણોની માફક માનસિક લક્ષણો પણ રજ્જકણોની શૃખલામા જકડાઇ જશે અને ગણિતશાસ્ત્રના નિયમોને તાબે થશે ! !

( અપૂર્ણ )

ડૉ. બાલકૃષ્ણ અમરજી પાઠક

# — વસમી સફર —

(૧)

( શિખરિણી )

દિસે છે ડ્હોળાયું જલ સકલ આજે સરિતનું,
અને છે રૂંધાયું જલદદલથી વ્યોમ સઘળું;
દિશાને ડારે છે વિકૃત વિજળી તામ્રવરણી,
પ્રવાહો વાયુના દિશ પલટી નાખે ઘડીઘડી;
કહ્રોડે આ ટાણે સફર વસમી છે શરુ કરી,
બધું ખોળાશે જો અકલ પ્રભુશ્રદ્ધા પરહરી.

(૨)

( પૃથ્વી )

જતો કટકતો કુવો, શઢ ઉડે થઈ ચીથરાં,
મહાજલતરંગમાં વિફલ આ હલેસાં થતાં,
સુકાન વચકી જતું ઘડી ઘડી, અને નાવડી—
ડુબું ડુબું થઈ રહી; અચલ એક આશા— હરિ.

(૩)

( અનુષ્ટુપ્ )

પ્રભુનાં નીર આ સૌ, ને પ્રભુની નાવ આ વળી,
પ્રભુનાં આપણે, ને આ પ્રભુની કપરી ઘડી;
પ્રભુનાં વારિમાં ડૂબે પ્રભુનિર્મિત નાવડી,
પ્રભુનાં નાવિકો કિન્તુ તરશે સરિતા વડી;
નાવિકોય ડૂબે તોયે નવ એ શોકની ઘડી,
પ્રભુનાં બાલકો સૌ એ પ્રભુમાંહિં જશે મળી.

સુંદરજી ગો. બેટાઈ

# સીંક્લેર લુઈ

## [ Sinclair Lewis ]

જગત અમેરિકન બનતું જાય છે, અને મનુષ્યની કેટલીક પ્રવૃત્તિઓનું મધ્યબિંદુ લંડન કે પારીસ નહિ, પણ ન્યુયૉર્ક અને જે દેશના નાકરૂપે તે શહેર છે ત્યાં આવતું જાય છે. આંતર રાષ્ટ્રીય દૃષ્ટિબિંદુ વડે જોનારને આ વચનના સાચાપણા વિશે શંકા નહિ આવે. અમેરિકન મોટરો આપણને મુસાફરીનો શોખ ઉત્પન્ન કરાવશે; અને અમેરિકન ચિત્રપટો આપણા સારાય જીવન અને તેટલા પૂરતી આપણી કલા ઉપર ઊંડી અસર કરી રહ્યાં છે. હિંદનાં કારખાનાંના માલિકો ધારે તો હેન્રી ફૉર્ડને પગલે ચાલી પોતાની માતૃભૂમિના ગરીબ વર્ગનો થોડોએ ઉદ્ધાર કરી શકે. શહેરી જીવનમાં પણ તે અપૂર્વ દેશનો નાગરિક જેટલી ને જેવી સ્વતંત્રતા ભોગવે છે તેવી બીજા સ્વતંત્ર મનાતા દેશનો નાગરિક નહિ ભોગવતો હોય. આમ જીવનનાં કેટલાંએ અંગોને અમેરિકન લોહીથી પોષણ મળે છે વા મળી શકે: ત્યાં ચાલુ સાલમાં સાહિત્યનું નોબેલ ઇનામ યુનાઇટેડ સ્ટેટ્સના એક નામાંકિત નવલકથાકાર, સીંક્લેર લુઇને આપીને તે ઇનામ આપનારાઓએ દુનિયાના શિક્ષિત વર્ગનું ધ્યાન એ દેશના સાહિત્ય તરફ ખેંચ્યું છે.

સીંક્લેર લુઇનો જન્મ આજથી ૪૫ વર્ષ ઉપર યુનાઇટેડ સ્ટેટ્સના મધ્ય પ્રદેશમાં આવેલા એક બહુ જ પછાત અને નાના ગામડામાં થયો હતો. એ ગામનું મર્યાદિત જીવન આગળ ઉપર પોતાની એક નવલકથા—મેઇન સ્ટ્રીટ (Main Street)—માં લુઇએ દોર્યું છે. અને તે જ પુસ્તકમાં એક ડૉક્ટરનું પાત્ર આવે છે તે પોતાના ડૉક્ટર પિતા ઉપરથી થોડું ઘણું લીધેલું છે. આપણા સમાજમાં કૉલેજની કેળવણી જે ભાગ ભજવે છે યા તો ભજવતી હતી, તેવો જ ભાગ—અલબત દેશકાળને લઇને થોડો ફેર માની લેવો—અમેરિકન સમાજમાં તે કેળવણી ભજવે છે. આપણે ત્યાં એક બી. એ. કે એમ. એ. થયેલાને જે માન તેની માની લીધેલી અગાધ વિદ્યા તથા જ્ઞાનને લઇને અપાય છે, તેવો જ ભાવ ખાસ કરીને ત્યાંના ગામડાનાં માબાપો પોતાનાં કૉલેજમાં જતાં પુત્રપુત્રીઓ તરફ રાખે છે. તે સિવાય ગરીબ ડૉક્ટર બાપ પોતાના દીકરાને યેલ યુનિવર્સિટી જેવી જગ્યાએ બી. એ. થવા મોકલે એ સંભવતું નથી. બી. એ. અથવા યેલ વિદ્યાપીઠના કાનૂન મુજબ એ. બી. ની ઉપાધિ લઇને જુવાન સીંક્લેરે વર્તમાનપત્રની જીંદગીમાં ઝુકાવ્યું, અને એ પ્રકારના પચરંગી જીવનમાં તેનાં પાંચ સાત વર્ષ વીત્યાં. એ જ વર્ષો કદાચ તેના સાક્ષર જીવનનો પાયો કેમ ન હોય? એ જ વર્ષોમાં તેણે પોતાની કલમને સિદ્ધહસ્ત કરી. એટલું જ નહિ પણ જે બહુ જ ઓછા લેખકો કરે છે તે પણ તેણે—અલબત અજાણ્યે જ—કર્યું. યુનાઈટેડ સ્ટેટ્સના ૨૬ દેશોમાં એક મોટરમાં બેસીને તેણે મુસાફરી કરી અને અમેરિકન જીવનને પોતાની આંખે જોયું, અનુભવ્યું. એ મુસાફરીના પરિણામરૂપે કે અહેવાલરૂપે બેએક નવલકથાઓ લખી. પણ તેમાં કોઈ જાતની કલા જોવામાં નથી આવતી. ઈ. સ. ૧૯૧૪ માં તેની પહેલી નવલકથા

પ્રગટ થઈ પણ ૭ વર્ષ પછી જ્યારે બેબીટ ( Babbit) બહાર પડી, ત્યારે લુઇસની સાચી કળા પ્રત્યક્ષ થઈ કેટલાક સાક્ષરોની બાબતમાં બને છે તેમ, લુઇ પોતાના આ પુસ્તકના કરતાં વધારે સારું પુસ્તક આપી શક્યો નથી, જો કે બેબીટ પછી આજ સુધી લખાએલી નવલકથાઓમાં ×ત્રણ તેની સારામાં સારી નવલકથાઓમાં ગણાય છે, છતાં બેબીટની સાથે એક જ કક્ષામાં તેમને મૂકતાં કોઈને પણ વિચાર થાય અને આ લેખકનું એવું માનવું છે કે સીંક્લેર લુઇને નોબેલ ઇનામ પણ બેબીટના કર્તા તરીકે જ મળ્યું હોવું જોઈએ

બેબીટ એ નામનો એક સાધારણ સ્થિતિનો વેપારી વર્ગનો અમેરિકન ગૃહસ્થ છે. તેને સાહિત્યસૃષ્ટિમાં અવતર્યે ભાગ્યે જ દશ વર્ષો થયા હશે, છતાં યુરોપ અમેરિકાની સરકારી આલમમાં તો તે એક ઘરગથ્થુ શબ્દ થઈ ગયો છે બેબીટ એટલે અત્યારનો યુનાઇટેડ સ્ટેટ્સનો એક શહેરી તે દેશની કરોડોની વસ્તીના એક અથવા વધારે લક્ષણ તેનામાં છે, છતાં બેબીટ પાત્ર તરીકે પોતાનું વ્યક્તિત્વ નથી ગુમાવતો જે નવલકથાનો એ નાયક છે, એમાં વાર્તા યા તો વસ્તુ કહીએ તો નજીવી છે, અર્થાત્, બેબીટનું ગૃહજીવન અને બેબીટનું માનસિક જીવન, એ જ એ પુસ્તકનું વસ્તુ કે વાર્તા જે કહો તે છે અર્વાચીન અમેરિકા એટલે દુનિયાનો ધનવાનમાં ધનવાન દેશ અમેરિકા એટલે અનેક પ્રકારના યંત્રો વડે સરળ પણ યંત્રવત્ બની ગએલું જીવન અમેરિકા એટલે દુનિયાનું સટ્ટા બજાર, જ્યાં કેમ ઝટ પૈસાદાર થવું, અને કેમ જીવન માણવું, એ જ જેની ૯૯ ટકા વસ્તીનો આદર્શ છે એવો દેશ એ વસ્તુસ્થિતિ અનેક કારણોને લીધે ઉત્પન્ન થઈ છે, અને એને અપવાદ રૂપ એવું ત્યાંનાં જીવનમાં ઘણું છે એટલું અહીં કહેવું જરૂરનું છે એક વ્યક્તિના જીવનને બચપણ, જુવાની અને વૃદ્ધાવસ્થા એમ વિભાગો હોય છે, તેમજ પ્રજાજીવનના પણ તેવા જ વિભાગો અમુક અંશે પાડી શકાય એ દૃષ્ટિબિંદુથી જોતાં અમેરિકાની પ્રજા હજી પાકટ નહિ પણ ઊગતી જુવાનીમાં છે, એટલે જીવનની એ કક્ષાના સારા તેમજ ખોટાં લક્ષણો એ પ્રજામાં આજે છે જુવાનીના જોશ અને ધગશ, જુવાનીનો આશાવાદ તેમજ ઉપભોગ તરફનો પ્રેમ, જુવાનીની ઉતાવળા થવાની વૃત્તિ અને જુવાનીના મસ્તીતોફાન, જુવાનીની બેપરવાઈ ને બેફિકરાઈ જુવાનીનો હસમુખો અને મશ્કરીબાજ સ્વભાવ બધા જ લક્ષણો એ દેશનાં લોકોમાં સાધારણ રીતે જોવામાં આવે છે બેબીટ એટલે એ જુવાન, ઉછાંછળી, વિલાસ-પ્રિય પ્રજાનો પ્રતિનિધિ જેમ સરસ્વતીચંદ્ર ગૂજરાતના એક અમુક યુગનું પ્રતિબિંબ છે, તેમ બેબીટ વર્તમાન યુનાઇટેડ સ્ટેટ્સનું આખું ઘેરું પણ સાચું ચિત્ર છે. અને જેમ એક ઇંગ્લેંડ કે અમેરિકન આપણી એ અપૂર્વ નવલકથાને પૂરી નહિ પિછાની શકે, તેમ સાધારણ હિંદી કે ગૂજરાતી વાચક બેબીટનો ખરો રસ નહિ પામી શકે સરસ્વતીચંદ્ર ગૂજરાતમાં જ અવતરે, તેમ બેબીટ અમેરિકાની બહાર ભાગ્યે જ જડે

સરસ્વતીચંદ્ર અને બેબીટની તુલના ઉપર કરી હવે તે બન્ને વચ્ચે ક્યાં વિરોધી તત્ત્વો છે તે તપાસીએ ઈતિ—એટલા જ માટે કે તે અમેરિકન નવલકથા કદાચ કોઈ ઍકૅડમિક ગૂજરાતી વાચક હાથમાં લે તો તેનું વાચન વધારે સફળ થાય સરસ્વતીચંદ્રમાં ગૂજરાતના અને અમુક અંશે હિંદુસ્તાનના ઉચ્ચ આદર્શો રજૂ થાય છે, ત્યારે બેબીટમાં અમેરિકન જીવનની કાળી બાજુ જ લુઇએ આલેખી છે ઘરમાં સ્ત્રી બાળકોની સાથે,

× Main Street, Arrowsmith અને Elmer Gantry

ઘરની બહાર ક્લબમાં, ઑફિસમાં, હજામની દુકાને, મોટરના કારખાનામાં, સવારે સાંજે રાત્રે, ન્યુયૉર્કમાં કે સેનફ્રાંસીસ્કોમાં, શિકાગો કે ન્યુ ઑરલીએન્સમાં, આજનો એક સાધારણ અમેરિકન કેમ વર્તે છે, શું બોલે છે, શું કરે છે; ટૂંકામાં પોતાના દેશના આદર્શહીન જીવનને લુઈએ પોતાની અજબ પીંછીથી યથાર્થ રીતે દોર્યું છે, એટલું તો તેના પોતાના દેશવાસીઓ પણ કબૂલ રાખે છે લુઈએ એ ચિત્રનો પ્રધાન રંગ કાળો લીધો છે, અને પીંછી વાંકી પકડી છે એટલે કે પોતાનું ચિત્ર કટાક્ષમય બાનીમાં રજૂ કર્યું છે સરસ્વતીચંદ્રથી એક ત્રીજી રીતે પણ આ પુસ્તક જુદું પડે છે શ્રી ગોવર્ધનરામે સાથે જ એક પુરાણ લખ્યું છે લુઈની નેમ એક જ છે, એટલે તેની કૃતિ સર્વાંગ સંપૂર્ણ છે. અને એવી સંપૂર્ણ કૃતિના બાહ્યાંગ એટલે કે તેની કલા અને શૈલી વિશે પણ બે બોલ કહેવા અસ્થાને નહિ ગણાય

બન્ને નવલકથા સાહિત્યમાં જુદી જ ભાત પાડે છે નવલકથા એટલે નાની મોટી પણ વાર્તા: જ્યારે **બેબીટ**ની કલા વાર્તાની જમાવટમાં નહિ પણ પાત્રાલેખનમાં—અરે **બેબીટ** એટલે પાત્રાલેખન જ—અમુક એક વ્યક્તિનું રંગોવાળું ચિત્ર આપણને આનંદ આપે છે, અને તેની કલાનાં વાજબી રીતે આપણે વખાણ કરીએ છીએ. પણ એક જ વ્યક્તિના શબ્દચિત્રની કલાનો આ એકલો વિજય છે, અને જો એ શબ્દચિત્ર એટલું વિજયવતું× છે એમ એકલા અમેરિકનો નહિ પણ અંગ્રેજી, ફ્રેંચ વિવેચકો પણ એકી અવાજે કહેતા હોય તો તેના એ વિજયની ચાવી તેની ભાષાશૈલી સિવાય બીજા શેમાં હોઈ શકે? કમનસીબે અમેરિકન ઈંગ્લીશ ઈંગ્લાંડની ભાષાથી એટલું જુદું પડી ગયું છે, કે ખુદ અંગ્રેજી વાચકોને પણ બેબીટનો પૂરેપૂરો રસ ચખાડવાને તેની અંગ્રેજી આવૃત્તિમાં એક નાનો અમેરિકન ઈંગ્લીશ શબ્દકોષ આપવો પડ્યો છે. પણ એ જ એ પુસ્તકની કલાની સુંદરતા છે, કારણ કે સાચી અમેરિકન ભાષા વિના સાચો બેબીટ સંભવે જ નહિ અમેરિકન ભાષાથી અજાણ વાચકની મુશ્કેલી આમ બેવડાય છે

મેઈન સ્ટ્રીટ, બેબીટની પહેલાં લખાયું હતું એરોસ્મીથ અને એલ્મર ગેંટ્રી, તેની પછી લખાયાં એ ત્રણે નવલકથાઓ, અને લુઈની છેલ્લી કૃતિ ડૉડસવર્થ, **બેબીટ**ની પૂર્તિરૂપે છે એ ચાર સ્તંભો **બેબીટ**ના કીર્તિમંદિરના ઘુમટને ઝીલતા ઊભા છે સાદી ભાષામાં લખીએ તો અર્વાચીન અમેરિકન સંસ્કૃતિ અને સમાજ વ્યક્તિજીવનને કેવો મરોડ અને ઘાટ આપે છે એ લુઈની શ્રેષ્ઠ નવલકથા—**બેબીટ**—આપણને દેખાડે છે એટલે જ જ્યૉર્જ બેબીટ, સ્વતંત્ર વ્યક્તિ છે અને પોતાના દેશના સમાજના પ્રતિનિધિરૂપ પણ તે છે પણ બીજી ચાર નવલકથાઓમાં લુઈએ એ સમાજના ચાર અંગો—ગ્રામજીવન, ધાર્મિક જીવન, વૈદકીય જ્ઞાન અને લગ્ન—ને જુદાં જુદાં પણ પોતાની લાક્ષણિક ઢબે તપાસ્યાં છે મેઈન સ્ટ્રીટની* નાયિકા કેરોલ કેનીકોટ ( Carol Kennicott ) કૉલેજમાં હતી ત્યારની મનોરથ ઘડી રહી હતી, સ્વપ્નાં રચી રહી હતી કે ક્યારે મોટી થાઉં, જીવનમાં પડું, અને આખા અમેરિકન સમાજને તો

× " Babbit is a triumph "—Hugh Walpole.

" One of the greatest novels I have read for a long time "—H. G. Wells.

* Main Street=મુખ્ય રસ્તો. અમેરિકાનું કેટલું બધું એક જ ધોરણવાળું ( Standardized ) થઈ ગયું છે, એનો એક જ આ પુરાવો છે , કે લગભગ ઘણાખરા ગામડાના મુખ્ય રસ્તાનું નામ Main Street રાખવામાં આવ્યું છે એટલે આ નવલકથાનું નામ અમેરિકન ગ્રામજીવનની સંજ્ઞારૂપે છે.

નહિ પણ એક ગામના સમાજને સુધારું ! એટલે કૉલેજમાંથી નીકળીને તરત જ એક ખૂણે આવેલા ગામડાના ડૉક્ટર સાથે લગ્ન કરી તેનું ઘર માંડે છે એ ઘર મેઇન સ્ટ્રીટ પર આવેલું છે એ રસ્તો, એટલે અમેરિકાના ગમે તે પણ ગામડાનો રસ્તો એના ઉપર આવેલો સ્ટોર, થિયેટર, મોટર સમારકામનું કારખાનું એ તે દેશના હરકોઇ ગામડાના પ્રતિનિધિરૂપ છે એટલે પછી એ મેઇન સ્ટ્રીટની ઉપર વસનારા અમેરિકાના અણઘડ, જડ, રૂઢિના ગુલામ, અને એકબીજાની નિંદા કરનારા સ્ત્રીપુરુષો આખાયે દેશના થોડે ઘણે અંશે પ્રતિનિધિરૂપ હોય એમાં નવાઈ શી? એ સમાજને સુધારવા જતાં કૅરોલ થાકી, કંટાળી, વળી પ્રયત્ન કર્યો, વળી હારી અને આખર સમાજના જડ બળે એક વ્યક્તિના બળને પોતાનામાં સમાવી દીધું કૅરોલ, પોતાની આસપાસના લોકો જેવી તો ન બની, પણ સમાજે તેના આશાવાદને દાબી દીધો અને તે પાણીમાં તણખલું તણાય તેમ ઘસડાવા લાગી આ નવલકથામાં પણ લેખકની પાત્રાલેખન શક્તિ અદ્ભુત રીતે રજૂ થાય છે બેબીટ ન લખાયું હોત તો તેનું સ્થાન આ નવલકથા જરૂર લેત

એરોસ્મિથ, બેબીટની માફક, તે નામની નવલકથાના નાયકનું જ નામ છે, અને તે વૈદકીય કૉલેજનો સ્નાતક છે કૉલેજમાંથી નીકળી દવાઓ બનાવવાના એક મોટા જંગી કારખાનામાં તે નોકરી કરે છે અને એ રીતે લુઇને પોતાના દેશમાં દવાઓ બનાવવાના કેવા ને કેટલા ધતિંગો ચાલે છે તે બતાવવાનો સારો પ્રસંગ મળે છે કુદરતની ખુબી તો એ છે કે આ લેખકને એક સખત બિમારીના વખતે જ એ પુસ્તક વાંચવાને મળ્યું હતું. એટલે તેની સુધારક અને નિંદક બાજુ કરતાં, માર્ટીન એરોસ્મિથ–વાર્તાના નાયક–અને તેની સ્નેહાળ પત્નીના સંભારણા જ અત્યારે તો તાજા છે વૈદકશાસ્ત્ર તો એકાદ સૈકામાં પોતાની કેટલીક અપૂર્ણતાઓ દૂર કરશે, ત્યારે પણ આ નવલકથા એ ગરીબ પણ સ્નેહાળ અમેરિકન દંપતીની ખાતર જરૂર વંચાશે

એરોસ્મિથે અમેરિકન સમાજમાં મોટો ખળભળાટ મચાવ્યો હતો એ શાંત થયો ન થયો ત્યાં તો બે વર્ષ રહીને લુઇએ એથીયે મોટો ને જબરજસ્ત બોમ્બગોળો ફેંક્યો સાંભળો તેની ત્રીજી નવલકથાની શરૂઆત

'Elmer Gantry was drunk .. eloquently drunk, lovingly and pugnaciously drunk He leaned against the bar of the old Home Sample Room and requested the bar-tender to join him in singing the Waltz of the day as to Elmer, even more than his bulk, his thick black hair, his venturesome black eyes he was born to be a senator He never said anything important, but he always said it sonorously He could *make good morning seem profound as Kant, welcoming as a brass band,* and uplifting as a cathedral organ

એલ્મર ગેંટ્રી કોણ? અત્યાર તો ધાર્મિક કૉલેજનો એક આગેવાન વિદ્યાર્થી અને પાછળથી એક નામચીન પાદરી જેમ ઉપર પ્રમાણે એની શરૂઆતની ઓળખાણ કરી, તેમ ૪૭૮ પાના પછી, લગભગ ૫૦ વર્ષની ઉમ્મરે આપણે તેની વિદાય પણ લઇશું?

The church thundered with the triumphant halleleyah, and in a sacred silence Elmer prayed "O Lord, thou hast stooped from thy mighty throne .'

He turned ... and for the first time he saw that there was a new singer, a girl with charming ankles and lively eyes, *with whom he would certainly have to become well–acquainted.*

'એલ્મર એટલે બેબીટનો નવો અવતાર. અમેરિકામાં ધર્મને નામે ચાલતાં ધતિંગોનું એ પુરાણ જેમાંથી બે જ નમૂના મેં ઉપર આપ્યા છે તે લુઇના મનુષ્યત્વ સ્વભાવના જ્ઞાન સંબંધી ઠીક ખ્યાલ આપે છે. પુસ્તકની પ્રસ્તાવનામાં લુઇએ લખ્યું હતું કે એલ્મરનું પાત્ર જીવતી વ્યક્તિ ઉપરથી લીધેલું નથી, છતાં એની અંદર જે વિગતો, જે રસિકતા, જે સચોટતા તેણે મૂક્યાં છે એથી અમેરિકાના ધાર્મિક વર્ગોમાં મોટો ધરતીકંપ થયો હતો. આ પુસ્તકમાં પણ એક તોફાની, દારૂડીઆ, વિષયી યુવાનને પાદરી બનાવી, પાછળથી સમાજ-ભય, અને લક્ષ્મીના મોહનો માર્યો છુપી રીતે એવો ને એવો રાખી, ઉપરથી કેવો વિનયી, સસ્કારી, સાધુ ચીતરવામાં તેના કર્તાએ જે ચતુરાઇ અને અવલોકનશક્તિ વાપર્યાં છે એ જોઇને આપણે છક થઇ જઇએ છીએ. સાર્ટીન અને કેરોલ, બે ગરીબ, રાંક યુવાન પાત્રો સમાજથી દબાઇ જાય છે, હારી જાય છે. અમેરિકાનાં જડ યંત્રવત્ જીવન આગળ તેમના હાથ હેઠા પડે છે. વાચકને તેમના ઉપર પ્રેમ ને દયા આવે છે, તેમની વિદાય લેતાં દુઃખ અનુભવાય છે. બેબીટ અને એલ્મર—એલ્મર તો ખાસ પ્રજાને છેતરે છે, હસાવે છે. આપણે તેમને જોઇને દંગ થઇ જઇએ છીએ: તેમની ઓછીવત્તી પાપવૃત્તિઓ છતાં પણ આપણે તેમને ચાહવા માંડીએ છીએ. પણ એ પ્રેમ તેમનાથી છૂટા પડતાં દુઃખનું કારણું નથી થતો. એ ચારે—ત્રણ પુરુષ, એક સ્ત્રી—ભલે સમાજથી હાર્યાં કે જીત્યાં: પણ આખરે એ સમાજનાં જ અંગો બની ગયાં, સમાજરૂપ થઈ ગયાં. મનુષ્યજીવનની એ કરુણ કથની શું પૂર્વમાં કે શું પશ્ચિમમાં એક જ રીતે લખાવાની ?

હવે રહી લુઇની છેલ્લી નવલકથા: ડૉડ્સવર્થ (Dodsworth). ઉપરના ચારે કરતાં ઊતરતી પણ બાકીની બીજી કરતાં ચઢિયાતી આ નવલકથામાં બેબીટ—( આપણે પણ યુરોપ અમેરિકાની સંસ્કારી દુનિયાની ભાષા વાપરીએ અને બેબીટ એટલે એક સાધારણ અમેરિકન ગણીએ નહિ ? ) સ્વદેશ છોડી યુરોપ આવે છે. પણ આ વાર્તામાં ડૉડ્સવર્થ કરતાં તેની સ્ત્રીને વધારે અગત્યનું સ્થાન લેખકે આપ્યું છે. યુરોપમાં મિસિસ ડૉડ્સવર્થને એક ભપકાદાર ફાંકડા પણ કડક બંગાળી જર્મન અમીરની મુલાકાત થાય છે. ભોળી બાઈ તેના તેજમાં અંજાઇ તો જાય છે પણ લાચાર. તેવામાં, પરણેલાં જેમ પરણીને લડે વઢે છે, તેમ આ બે પણ ઘણી વાર ચડભડતાં. એક વખત બન્ને વચ્ચે જરા વધારે પડતી ચકમક ઝરી એટલે મિસિસ ડૉડ્સવર્થ પોતાના પરણેલા પતિને છોડી પેલા ખિસ્સે ખાલી જર્મનની સાથે રહેવા ગયાં. પણ ખાલી પ્રેમ ખાવાનું લાવી આપતો નથી. અને આ તો પ્રેમ નહતો: મોહ, આંધળી અંજામણુ હતી. એટલે પછી બીજું શું થાય ? થોડા વખતમાં પાછાં બન્ને પતિ પત્ની એક થઈ ગયાં. ઉપરના ટૂંકા સાર ઉપરથી જોઇ શકાશે કે લુઇની છેલ્લામાં છેલ્લી નવલકથા પેલી ચાર કરતાં દરેક રીતે ઓછા પોતવાળી છે; છતાં લુઈની કલમ, તેની ચમત્કારી ભાષા, તેનું મનુષ્યસ્વભાવનું જ્ઞાન એમાં છે. તેના પ્રકાશકે તો તેના વિશે મોટાં મોટાં બણગાં ફૂક્યાં હતાં અને જાણે લગ્નના ગંભીર સવાલનો ઉકેલ તેની અંદર ન કઢાયો હોય એમ જાહેરાત કરી હતી. પણ પુખ્ત વિચારને અંતે એનું સ્થાન લુઇની શ્રેષ્ઠ અને સાધારણ નવલકથાની વચ્ચે જ છે.

બાણુરાવ ગ. ઠાકોર

# ડૉ. સર ચંદ્રશેખર વેંકટ રામન

વૈજ્ઞાનિક દુનિયામા જેમનુ નામ સુપ્રસિદ્ધ છે, પરતુ અતિ માનપ્રદ "નોબલ પ્રાઇઝ" હાન જ સપાદન કરવાથી જગત્પ્રસિદ્ધ થએલ મહાન હિંદી વિજ્ઞાની સર સી વી રામન તરફ સમસ્ત હિંદની દૃષ્ટિ વળી છે

પ્રોફેસર રામનનો જન્મ ૧૮૮૮ મા થયો હતો એમનુ વિદ્યાર્થી જીવન મદ્રાસમા વ્યતીત થયુ વૈજ્ઞાનિક વૃત્તિ અને સશોધનનો પ્રેમ એમણે કૉલેજ જીવનમા જ સ્વરવિદ્યાની કેટલીક શોધો કરી સિદ્ધ કરી આપ્યા ભૌતિકશાસ્ત્રનો વિષય લઈ એમ એ ની પરીક્ષામા પહેલે નબરે પસાર થયા પછી 'ફિનેન્સ"ની પરીક્ષા પાસ કરી સરકારના નાણા ખાતામા નોકરી મેળવી પ્રથમ ડેપ્યુટી એકાઉન્ટન્ટ જનરલ અને પછી પોસ્ટ અને તાર ખાતાના મુખ્ય એકાઉન્ટન્ટ જનરલની પદવી પામ્યા પરતુ એ આર્થિક વ્યવસાયમા યે તેમની વિજ્ઞાનવૃત્તિ કે સશોધનની પ્રીતિ જરાએ કુઠિત થઇ નહિ

કલકત્તામા ડૉ મહેન્દ્રલાલ સરકારે સ્થાપેલા વિજ્ઞાન વિકાસ મડળમા તે જોડાયા એ દ્વારા રામનને શોધખોળ કરવા માટે જોઇતી સગવડ મળી એટલુ જ નહિ પરતુ તે એ મડળના વૈજ્ઞાનિક સશોધન કાર્યના ચાલક બની રહ્યા આખરે ૧૯૧૫ મા કલકત્તા યુનિવર્સિટીની સાયન્સ કૉલેજ ઉઘાડવામા આવી તેમા ભૌતિકવિદ્યાના અધ્યાપક તરીકે તેમને નીમવામા આવ્યા એ નિમણૂક વખતે રામનનું વય ૨૫ વરસનુ હતુ એ જ વિજ્ઞાનમા તેમની નિપુણતાની સાક્ષી પૂરે છે એ રીતે બીજા કાર્યોની ઉપાધિમાથી મુક્ત થઇ પ્રો રામન પોતાને પ્રિય સશોધન ક્ષેત્રમા પૂર્ણપણે વિકસવા અને વિદ્યાર્થીઓને વિકસાવવા લાગ્યા હિંદી વૈજ્ઞાનિકોમા ડૉ સર જગદીશચદ્ર બોઝે વનસ્પતિ અને જીવનશાસ્ત્રમા, ડૉ સર પ્રફુલ્લચદ્ર રૉયે રસાયણશાસ્ત્રમા અને શ્રીનિવાસ રામાનુજે ગણિતશાસ્ત્રમા મોટી શોધો કરી છે, તેવી જ રીત પ્રો રામને ભૌતિકશાસ્ત્રની ઘણી અગત્યની શોધો કરી છે પ્રકાશવિષયક એમની શોધો મૌલિક પ્રકારની અને અતિ મહત્ત્વની છે પરમાણુ ઉપર પ્રકાશ પડી વિચ્છિન્ન થવાથી રગના ફેરફાર ઉત્પન્ન થાય છે વાતાવરણમા, સમુદ્રમા, બરફ ઉપરથી અને પ્રવાહીમા થઇને જતા પ્રકાશ ઉપર પરમાણુઓની અસરથી રગપટમા થતા ફેરફારની એમની શોધો અતિ અગત્યની છે એવી એક શોધને તેમના નામ ઉપરથી " રામન ઇફેક્ટ " તરીકે ઓળખવામા આવે છે પ્રકાશરેખાશાસ્ત્રમા એથી નવુ જ ક્ષેત્ર ઉઘડ્યુ છે જગતભરમા એમની શોધો સન્માન પામી છે અને પ્રતિદિન પ્રખ્યાત પામતી જાય છે

એમની શોધોથી આકર્ષાઇ દુનિયાના અનેક વૈજ્ઞાનિક મડળોએ એમને આમંત્રણ આપ્યા, અને તેને અગે એ યુરોપ, અમેરિકા, રશિયા વગેરે દેશોની વિજ્ઞાનયાત્રા કરી આવ્યા, અને દરેક સ્થળે ઘણુ માન પામ્યા ઇંગ્લાડની રૉયલ સોસાઇટીએ એમનુ ઘણું સન્માન કર્યુ છે, ઇટાલીની વિજ્ઞાન સભાએ અતિમાનપ્રદ ચદ્રક અર્પ્યો છે, હિંદી સરકારે સરનો ઇલ્કાબ આપ્યો છે સર્વ ઉપરાત 'નોબલ પ્રાઇઝ' મેળવવાનુ વિશિષ્ટ માન પામીને તેઓ જગતના મહાન નરોની હરોળમા આવી ગયા છે વિજ્ઞાનના વિષયમા હિંદનું નામ ઉજ્જ્વલ કરનાર મહાન પુરુષોમાના એક અગ્રણી પુરુષ સર સી વી રામન પોતાની બુદ્ધિનો પ્રભાવ વિશેષ દર્શાવવા અને અનેક હિંદી યુવાનોને વિજ્ઞાનના કેળવણી ક્ષેત્રમા પ્રેરવા દીર્ઘાયુ થાઓ તથાસ્તુ

# સ્વૈરવિહાર

## જેલવિહાર

ચીની જાત્રાળુ હ્યુ-ત્સિંગ હિંદમાંથી પાછો પોતાના દેશમાં ગયો ત્યારે તેના એટલા બધા મિત્રોએ તેને હિંદ વિશેની હકીકત પૂછી કે પછી બધાને જવાબ ન દેવો પડે એટલા માટે તેણે તે લખી નાખી. હું પણ, મારા અનેક મિત્રોએ મને પૂછવું ન પડે અને તેઓ પૂછે ત્યારે બધાને તે કહેવું ન પડે માટે તેમના પૂછ્યા પહેલાં જ મારો જેલવિહાર લખી નાંખું છું. ત્યારે જ ઇતિહાસ ઉપરથી બોધ લીધો ગણાય ને?

પણ જેલ વિશે કઇ પણ લખવામાં પાર વિનાની મુશ્કેલી છે. જેલ એવી વિચિત્ર જગા છે કે તેને વિશે કંઈ લખવાથી પણ ગુનો થતો હશે એવી બીક લાગે છે. વાઇસરોય સાહેબે અનેક કૃત્યો ગુનાહિત ઠરાવવાના ઑર્ડિનન્સ કાઢ્યા, પણ જેલની અંદરનાં કૃત્યો વિશે હજી સુધી કોઈ ઑર્ડિનન્સ નથી કાઢ્યો તેનું પણ એ જ કારણ છે. જેલમાં વગર ઑર્ડિનન્સે ગમે તે કૃત્ય ગુનાહિત થઇ શકે છે. ત્યાંની શિસ્ત કે તાલિમ કે discipline એટલી ઝીણવટવાળી છે કે તમે જે કાંઈ કૃત્ય કરો તે ગુનો બની જાય. તમે જમવા પલાંઠી વાળીને બેસો તો પણ ગુનો થાય. ઊભડક બેસીને એક હાથમાં રોટલો લઇ જમવું જોઇએ. તમને બબ્બેની હારમાં બેસવાનું કહે અને તે વખતે તમે જમીન ઉપર નજર ન ચોટાડી રાખો, જરા પણ આઘુંપાછું કે આજુબાજુ કે ઊંચુ જુઓ તો પણ ગુનો થઈ જાય. તમને જાજરૂમાં ચારને બદલે પાંચ મિનિટ થઇ જાય તો પણ ગુનો. જેલના અમલદારો ફરવા નીકળ્યા હોય અને તમે બરાબર ઊભા થઈ સલામ ન કરી શકો તો પણ ગુનો. બહારની દુનિયાના સામાન્ય નિયમો ત્યાં બધા ઊલટાઈ જાય છે. બહારની દુનિયામાં બીજાના દેખતાં નાગા થવું એ ગુનો છે; જેલમાં માણસોને નાગા કરવા એ લગભગ એક કવાયત જેવું થઈ ગયું છે. નાગાં દેખાવાની જેને બહુ શરમ હોય તેણે એક વાર જેલમાં જઇ આવવું. જેલમાં જ્યારે ભયાનક રસ ન હોય ત્યારે બીભત્સ રસ જ હોય છે.

જેલ વિશે લખતાં બીજો ભય એ લાગે છે, કે મારા લખાણની ત્યાં કોઈ ઊલટી જ અસર થઇ જાય તો! તમે બધા તો સ્વૈરવિહાર વિશે જાણો છો કે તેનો કશો અર્થ જ થતો નથી, પણ જેલના અધિકારીઓ તેનો કંઇક અર્થ કરીને તેથી જેલમાં નવા કાયદા નવી શિસ્ત દાખલ કરે તો?—અને હવે મારે ફરી જેલ જવાનું નથી જ એમ કેમ કહી શકાય? આપણી સામાન્ય દુનિયામાં વિચારો, કારણો અને કાર્યોનો જે સંબંધ હોય છે તેના કરતાં ત્યાં કોઇ જુદો જ સંબંધ હોય છે. થોડા દાખલાથી સમજાવું: શ્રીયુત દેવદાસ ગાંધી પંજાબના ગુજરાતની જેલમાંથી આવ્યા ત્યારે તેમણે પોતાનો અનુભવ કહ્યો. તેમને પહેલાં તો ઓરડી બહાર સૂવા નહોતા દેતા. તે તો જાણે કે સમજાય. પણ ત્યાંની ગરમી વિશેની ફરિયાદ અમલદારોને સમજાઇ ત્યારે તેમને ઓસરીમાં સૂવાની રજા આપી, પણ એક નવી જ વિધિ કરી—ખાટલાને સાંકળ બાંધી તાળું દીધું! ઢોર બાંધે

તેમ! ખાટલા ઉપર માણસ છૂટા મૂકે અને ખાટલાને સાંકળથી બાંધી રાખવો એનું કારણ હવે તમારી બધી કલ્પનાશક્તિથી કલ્પો જોઈએ! નહિ કલ્પી શકો. કારણ એ હતું કે કેદી ક્યાંક એક પર બીજો ખાટલો એમ ખાટલાની ઉતરેડ કરીને ઉપર ચઢીને દિવાલ ઠેકીને નાસી જાય તો! આ જ કારણથી અમારા ખાટલા લોઢાના હતા અને એટલા ભારે કે બે માણસ માંડ ઊંચકી શકે. પણ નાસવું હોત તો પહેલા વર્ગમાં ટેબલ અને ખુરશી હતી, તે ઉપરાઉપરી મૂકીને ન નાસી જાત! અમારાં કપડાં સૂકવવા દોરીની વળગણી બાંધેલી, પણ રાતે પાછો સિપાઈ તે લઈ જાય. ક્યાંક અમારામાંથી કોઈ ગળાફાંસો ખાઈને મરી જાય તો!—અલબત્ત થોડા દિવસ પછી જ, અમે કોઈ એવી રીતે મરવાના નથી એમ ખાતરી થતાં વળગણી રહેવા દીધી હતી. અમને વાંચવા ફાનસ આપેલાં. ઉનાળાના સખ્ત પવનમાં ફાનસો ઓલવાઈ જતાં. અમે દિવાસળી માગી. પણ દિવાસળી કેમ અપાય? જેલના નિયમોમાં દિવાસળીની બંધી છે. ક્યાંક માણસ સળગીને આપઘાત કરે તો? કેમ જાણે ફાનસના દીવાથી ન જ સળગી શકાય! અમે ખુલ્લી ચિમનીવાળા લૅમ્પને બદલે ડીટ્ઝના ફાનસો માગ્યાં, જેથી ઓલવાય નહિ, અને બહાર પણ ફેરવી શકાય, પણ કાયદામાં લખેલું કે ટેબલ-લૅમ્પ આપવા. એટલે ત્રણ ચાર રૂપિયાના ટેબલ લૅમ્પો કેટલાક ડઝનો લેવાયા, પણ દોઢ બેના ડીટ્ઝના ફાનસ ન લેવાયાં! અને આ ફાનસોની ચિમનીઓ તો તડાતડ ફૂટતી. જેલની તાલિમની પેઠે એમને જરાકમાં અવળામાં પડતું. પવન આવે ને ફૂટે, જંતુ ઊડે ને ફૂટે, વરસાદ આવે ને ફૂટે, દીવો મોટો કરીએ ને ફૂટે, નાનો કરીએ ને ફૂટે, વાટ ઊંચી-નીચી હોય ને ફૂટે, અરે દીવો ઓલવાઈ ગયા પછી એની મેળે પડી પડી ફૂટે. આ રીતે દરેક લૅમ્પ દીઠ લૅમ્પથી વધારે કિંમતની તો ચિમનીઓ ફૂટી હશે. પણ લૅમ્પ એના એ જ રહ્યા. સરકારના રાજ્યમાં બહાર જેમ સો મણ તેલે અંધારું છે, તેમ જેલમાં અમારે પણ ઘણી વાર એટલેટલા ખરચે અંધારું જ હતું. સ્ત્રીઓને દાખલ કરતી વખતે તેમની ચૂડી રાખડી જે કાંઈ હોય તે કઢાવી નાખતા, નીકળે નહિ તો લુહારને બોલાવી કપાવી નાખતા. તમે નહિ જાણતા હો, જેલ એક નાનું સરખું ગામડું છે. તેમાં દરજી, મોચી, લુહાર, વણકર, સુતાર વગેરે દરેકના કામના ખાતા હોય છે. હવે દારૂનિષેધનું કામ કરતી બહેનો જ્યારે કેદમાં આવી ત્યારે તેમની પણ બંગડીઓ વગેરે કઢાવી નાખ્યું! કારણ જાણો છો? ચૂડલીથી ગળેફાંસો ખવાય છે. મને તો આ સમજાતું પણ નથી કે ચૂડીથી કેમ ગળેફાંસો ખવાય! આપણા દેશમાં ઘણાં ય માણસોએ ગળેફાંસો ખાધો છે. ઘણુંખરું સ્ત્રીઓએ અને તે પણ સુવાસણોએ ખાધો છે, પણ કોઈએ ચૂડીથી ખાધો તો જાણ્યો નથી. પણ આ તો જેલ. ફાંસી કેમ દેવાય તે સંબંધી શાસ્ત્રના શાસ્ત્રીઓ! તેમના શાસ્ત્રમાં કંઈક આવતું હશે કે ચૂડીથી ફાંસો ખાઈ શકાય છે, એટલે આ નવી કેદી બહેનોની પણ રાખડીઓ કઢાવી! તેમણે જેલના વડા અધિકારીને લખ્યું કે બંગડીઓ નહિ આપો તો અમે છેવટે ઉપવાસ કરીશું. આ બાબતમાં જે લખાપટ્ટી થઈ તેમાં બંગડી રાખવા દેવાની ભલામણ થઈ, પણ તેનું કારણ એ નહિ કે હિંદુ સ્ત્રીઓ ચૂડીને અને મંગળસૂત્રને સૌભાગ્યનું સૌથી પવિત્ર ચિહ્ન માને છે, માટે તે રહેવા દેવી જોઈએ. પણ દલીલ એવી થઈ કે अ અને ब વર્ગના કેદીઓને છરી કાંટાથી ખાવાનો હક છે, છરી કાંટા આપઘાત કરી શકાય એવાં સાધનો છે, માટે જો છરી કાંટા આપી શકાય તો ચૂડીઓ પણ આપી શકાય! એટલે માત્ર अ અને ब વર્ગની સ્ત્રીઓને ચૂડી રાખવાની રજા મળી. क વર્ગને નહિ! अ અને ब વર્ગને ચૂડીઓ રાખવા દેવાનો કાયદો થયા પછી હમણાં બધી

સ્ત્રીઓને માટે એવો કાયદો કર્યો સરકાર જરૂર અભિમાન લઈ શકે કે થોડા જ સમયમા તેમણે કેટલા બધા સારા કાયદા કર્યા ! મને વિચાર થાય છે, કે સરકારને સારા કાયદાની સખ્યા બને તેટલી વધારવાની ઉમેદ છે એટલે જ સ્વરાજ પણ કકડે કકડે આપે છે એક સૈકા સુધી પાચ પાચ વર્ષે સ્વરાજનો એક કાયદો કરે તો સ્વરાજ સબધી વીસ કાયદા થાય ! એક સાથે સ્વરાજ આપી દે તો તો પછી થયુ એક જ કાયદો થાય તેમા સરકારની સારાઈનુ પ્રદર્શન શી રીતે થાય !—

બે છોકરાઓ વાતો કરતા કરતા જતા હતા બન્ને વચ્ચે એ હરિફાઈ હતી કે કોના બાપનુ પુસ્તક વધારે શુદ્ધ ? છેવટે એકે અતિમ દલીલ કરી કે 'મારા બાપનુ પુસ્તક વધારે શુદ્ધ છે તારા બાપના પુસ્તકને તો માત્ર બે જ લીટીનુ શુદ્ધિપત્ર છે, મારા બાપના પુસ્તકને તો ત્રણ પાનાનુ !'—

પણ આપણે બગડીઓ રાખવા દેવાની મૂળ દલીલને તપાસીએ આ દલીલને સમજીએ તો તેનો એવો અર્થ થાય કે આપઘાતનુ એક સાધન આપીએ છીએ માટે બીજુ અપાય ! આ સાચુ હોય તો પુરુષોને લાબા પાનાવાળો અસ્રો પણ કેમ ન અપાય ? હુ કહેવુ ભૂલી ગયો કે ત્યા હજામતને માટે સેફ્ટી રેઝર અમે રાખી શકતા હતા, પણ લાબા પાનાવાળો સાધારણ અસ્રો રાખી શકતા નહોતા કારણકે તેનાથી આપઘાત કરી શકાય છે હવે ઉપરની દલીલ પ્રમાણે તો અમને જો છરી કાટા મળી શકતા હોય તો અમને પાનાવાળો અસ્રો પણ મળી શકવો જોઈએ અસ્રો પણ શુ પુરુષનુ સૌભાગ્યનુ ચિહ્ન અથવા સાધન નથી ? અમે જેલમા હતા ત્યારે ઘણા માણસોને હજામત વધવા દેવાના, ઘણાને માથુ મૂછ સર્વ મૂડાવવાના શુદ્ધ ઊપડતા હતા બન્ને પ્રકારના પ્રયોગો કેટલાકે કર્યા હતા, પણ છેવટે મુલાકાત વખતે તેમની પત્નીઓ તેમને નહિ ઓળખે એ ભયથી જ તેઓને પોતાની સામાન્ય હજામતની રીત ગ્રહણ કરવાની ફરજ પડતી હતી [ સ્ત્રીઓની અસર કેટલે સુધી છે એ જોવાનુ છે ! ] ત્યારે હજામત એ પુરુષના સૌભાગ્યની આવશ્યકતા નહિ ? અને અસ્રો સૌભાગ્યનુ ચિહ્ન નહિ ? પુરુષોને અસ્રાની રજા મળવી જોઈએ

હવે મને ભય એ રહે છે કે મારા લખાણથી જેલના અધિકારી અને બુદ્ધિશાળી સરકાર મારી દલીલોનો ક્યાક અવળો ઉપયોગ કરે તો ! જેમકે મે ટેબલ ઉપરાઉપરી મૂકી શકાય એમ લખ્યુ તે ઉપરથી સરકાર ખાટલા ઢળવા તો ન કરે, પજાબની સરકાર ખાટલા બાધવા તો બધ ન કરે, પણ ક્યાક ઊલટી ટેબલ ખુરશીઓ પણ ત્રણ ત્રણ ચ્ચ્યાર મણ લોઢાની બનાવે તો ! તો અમે ખુરશીઓ ભેગી કરી ઘણી વાર વાતો કરવા બેસતા, ઘણી વાર ચર્ચા કરતા એ બધુ બધ થઈ જાય તો ?

મારા જેવા જેલમાથી નીકળેલાને કહ્યુ પણ બોલવુ જ અત્યારે મુશ્કેલ થઇ પડયુ છે જેલમાથી બહાર નીકળ્યો તરત દરવાજા બહાર એક ખાનગી મોટર જોઇ, તેના પર, પહેલા જ્યા યુનિયન જેક ખોસાતો હતો ત્યા, આપણો ત્રિરગી વાવટો જોયો મે કહ્યુ 'જુઓ આ ફેરફાર થયો !" ત્યા મને સામે લેવા આવનાર ભાઇએ કહ્યુ "રાખો, રાખો એ તો અહીં જૂનુ થઈ ગયુ છે " કઈ પણ કહેવા જઈએ તે પહેલા એ જ ઉત્તર મળે છે ડૉ સુમન્ત મહેતા તો કહે છે કે જેલમાથી બહાર નીકળ્યા પછી એક વાર મૂગે મોઢે બધુ જુઓ પછી બોલો એટલે બહારનુ તો કાઇ કહેવાય નહિ અને જેલ વિશે બોલવા જાઉ તો જેલમા જઇ આવેલા ભાઇઓ કહે છે કે તમને આ વર્ગવાળાને બોલવાનો કયો હક્ક જ

નથી જેનો ખરો અનુભવ તો ક વર્ગવાળાઓને જ છે અને ક વર્ગ વિશે હું શી રીતે કાંઇ કહી શકું ? અમને એક બીજા વર્ગો વિશે કશું પણ જાણવાનો કે પૂછવાનો હક્ક જ નહોતો એટલે ક વર્ગ વિશેનું મારું જ્ઞાન, કુદરતથી પાકેલા આંબાની પેઠે, બિનકાયદેસર ગણાય. તેનો નાશ કરી શકાય, તેનો કબજો કે ઉપયોગ કરી શકાય નહિ

પણ ક વર્ગવાળાઓને મારે કહેવાનું કે આ વર્ગો તો સરકારે ઊભી કરેલી મિથ્યા માયા છે ક વર્ગવાળાઓને લાગતું હશે કે અને ન્યુસપેપરો વાંચવા મળે છે તે ફાયદો છે પણ 'ટાઇમ્સ ઓફ ઇન્ડિયા'ના ગપાટા વાંચીને એટલો ઊકળાટ, અસ્વસ્થતા અને તિરસ્કાર થતો કે અમારામાંના ઘણાઓએ એ પેપર વાંચવું બંધ કર્યું હતું ક વર્ગવાળાઓને થતું હશે કે આ લોકોને વધારે મુલાકાત લેવાનો હક છે તે સુખ છે, પણ કોઇ સાસુ કે નણંદ પણ વહુ ઉપર ન રાખે તેવો જાપતો, જેમની દિવાલ ઉપરાંત જાણે માણસના મન આડી પણ દિવાલ ઊભી કરી હોય એમ તેના ઉપર, મિનિટો પૂરી થાય કે મુલાકાત બંધ કરવા અને અસ્પૃશ્ય વિષય ન આવી જાય તેનો જાપતો રાખવા ઝઝૂમી રહેલા અધિકારીઓ, જેલની દિવાલ માત્ર ચાર જ દિશાએ છે, અને આ તો જાણે મનની આસપાસ દશે દિશાએ ચોકી મૂકી દીધી હોય એવા અધિકારીઓની કૂડી નજરે મુલાકાતનો રસ પણ એટલો સુકાઇ જતો—એટલો કડવો થઇ જતો, કે ઘણાઓએ આવી મુલાકાત લઇ ફરી જુદાં પડવાની વેદના ભોગવવાને બદલે મુલાકાતો બંધ કરવી પસંદ કરી છે, ઘણાઓએ પોતાનાં મુલાકાત લેવા આવનારા સગા કેદમાં પડે એમ ઇચ્છયું છે

× × ×

મુલાકાત ઉપરથી યાદ આવે છે જેલમાં મુલાકાત લેવા જનાર એક યુવાનનું શબ્દચિત્ર (pen-picture) મેં દોરેલું છે ચિત્ર કાવ્યમાં અને કવિશ્રી ન્હાનાલાલની અપદ્યાગદ્ય શૈલીમાં છે કાવ્યનું મથાળું નથી કરી શક્યો પણ તેમાં મારો દોષ નથી, આપણા રસશાસ્ત્રોનો દોષ છે. રસશાસ્ત્રમાં કોઇ સ્ત્રી, અંધારી રાતે, વરસતા વરસાદમાં, સર્પ વીંછી શિયાળ વગેરેને ન ગણકારી, પોતાના વલ્લભને મળવા જાય તેને 'અભિસારિકા' કહેલ છે, પણ જે પુરુષ એટલા જ તનમનાટથી પોતાની પ્રિયતમાને મળવા જાય તેને માટે 'અભિસારક' કે એવું કોઈ નામ આપ્યું નથી એટલે હું શું કરું ? હવે કાવ્ય શરૂ થાય છે કવિશ્રીની શૈલી એટલી બધી ગગનવિહારી ગણાય છે કે કાવ્યમાં કશુંય કાલ્પનિક નથી એમ બતાવવા મારે નીચે ટિપ્પણ આપવું પડશે

કોઇ કહેશો
યુવાન ક્યાં સિધાવતો હતો ?
વર્ષના લાંબામાં લાંબા દિવસોનો
તે વિયોગ-લાંબો મધ્યાહ્‌ન હતો
લાંબા વિયોગમાં, સંયોગના સ્વપ્ના જેમ,
પ્રખર પ્રચંડ સૂર્ય ઉપરથી,
આછા વાદળાં આવી આવી ચાલ્યાં જતાં
આગળે અશ્વત્થનું ઝાડ,

---

૩ જૂન માસનું વર્ણન છે એટલે દિવસો ખરેખર લાંબા હતા. ૮ અમે ફાંસીખાલીમાં રહેતા હતા તેના આંગણામાં પીપળાનું ઝાડ હતું.

કાલરાત્રિએ અર્ધદગ્ધ કો ભૂતપતિની પેઠે,
અર્થહીન અટ્ટહાસ્ય કરતું હતું.
મીઠા લીમડા તેને કાજે,
કુરાન્ય ઉપર રાખેલી આશાઓની પેઠે,
કડવી લીંબોળીઓ ખેરવતા હતા.
કુકવિની કલ્પના પેઠે,
સરકારી રાજ્યમાંથી ઑર્ડિનન્સ પેઠે,
જમીનમાંથી અંકુરા ઉભરાતા હતા.
તેને, પાસે પડેલી લીંબોળીઓ સાથે,
સુકભારની કાંકરીઓ પેઠે ક્ચરતો,
અરસિક વીર હિંગાને અવગણતો,
ધીરા પણ અધીરા પગલે...
ચંચલ ચમચમાવતો ચાલ્યો.

નિજ વાસની જડ દિવાલો ભેદી
બાહ્ય મુક્ત જીવનમાં રાચતી,
તેની કલ્પનામિશ્ર દૃષ્ટિ,
આજે તેણે રોકી હતી.
ઉપર કલાકારના કલાકાર,
મહારાજાના રાજરાજેશ્વર,
અનંત રંગ વિસ્તારતા,
પણ તે તે જોતો નહોતો.
**તદ્દૂરે તદ્વન્તિકે** પેઠે,
નજીક પણ અપ્રાપ્ય,
નદીઓ ઠેકતી, પર્વતો વીંધતી,
નગર અને નગરવાસીઓને
ઉવેખી ચાલી જતી,
નિરંતર ઉષ્ણ નિઃશ્વાસ નાંખતી,
અંતસ્તાપથી ભડભડતી, ચીસો નાંખતી,
નિત્યઅભિસારિકા પણ નિત્યવિજોગણ જેવી,
રેલવે દોડતી હતી,
પણ તે તે સાંભળતો નહોતો.
ખોવાયેલી વીજળીની શોધમાં,
મેઘમંડળી છોડી જતા એકલ મેઘ સમો,
મેઘશ્યામ યુવાન જતો હતો.

---

૧૧ આંબલામાં ઊગતા પણ હતા. ૧૩ તે વખત તો હતો કેરીવાળાનો, પણ કેરીનાં ગોટાં ફ્લોનિ જાતે અમારે લીંબોળીઓ લેઈ સંતોષ માનવાનો હતો. ૨૮ રુમ્મેરથી વાદળા સૂર્ય ઉપર વળી પાર આવવાં. ૩૧ સાબરમતી જેલની પાસે જ સાબરમતી સ્ટેશન છે.

" સાંભળો હો કે શાયમા !
મારી કાયા કરમાણી.
એક માખીને કારણે
મારી ઊંઘું વીંખાણી ૧

" પોઢી હતી પલંગમાં
વસમા દી વૈશાખ,
વાયરો રહી ગ્યો વાયમાં !
મારે મોઢે બેઠી માખ ! ૨

" ઊડાડું તો ઊંઘ ઉડે,
ઓઢું તો અકળાઉં,
ધાડ પડે ધોળે દિયે,
હું લાજેણી લૂંટાઉં ૩

" રેવું ન તારા રાજમાં
મર કાળા કળેજે કાગ,
નીંદર ના'વે નેનમાં
મારે અંગે ઊઠે આગ " ૪

ડાખો મેલ્યો ડાયરો
ને જમણી જવાની વાટ,
પરણી પીયર સંચરી
અરે દેવે વાળ્યો દાટ ! ૫

હાલક ફલક થઈ રહ્યું,
જાણે ચૌટે પેઠો ચોર;
ગરજ્યો ગઢવી ઓટલે
જાણે ગળકે ગિરમાં મોર ૬

" કાળી ટીલી કનકની,
ખોટ ખતરિયાવટ;
ધિંગાણાં ધોળે દિયે
તેને ઝીંકે નહિ ઝાપટ ૭

" ધીક હજો ધરણીપતિ !
તું મૂછો શેની મરડ ?
પરણી પોસાણી નહિ
તારો કાલો મેલ્યને કરડ " ૮

" વેલો આવે વીકલા !
મારે હાથ નથી હથિયાર;
આ મેણાંથી મુકાવવા
તું ચડજે મારી વ્હાર " ૯

વેગે ધાયો વીકલો
કરતો કપરી કૃત્ય;
મેણિયને માથું ધર્યું
તેની મૂંડી નાખી મૂછ ! ૧૦

ધન રાણી, ધન ચારણા,
ધન રાજા ભરથાર,
ધન વાળંદા વીકલા,
મેણાં ફેડણહાર ૧૧

---

૧-૪ રાણીની ઉક્તિ છે, ૪ થા દુહામાં તેનું ગૃહત્યાગનું પણ છે ૫ રાણીનો ગૃહત્યાગ અને તે સાથે નગરત્યાગ.

૬-૧૦ કાર્યનો વેગ એકદમ વધતો ચાલે છે.

૭-૮ ચારણની ઉક્તિ છે. ચારણ રાજાને મહેણું મારે છે. ભાષામાં અણુ ચારણી ખડબચડાપણું છે ૭ કનકની મધ્યકાલીન શબ્દ જણાય છે અથવા ભાટચારણો પોતાના કાવ્યમાં જરૂર પડે ત્યાં ત્યાં નવા શબ્દો બનાવી લેતા તેવો આ શબ્દ છે. હાલના જેવા સાહિત્યબંધનોથી તેઓ જકડાયેલા નહોતા. અર્થ સ્પષ્ટ છે. 'કન' નો અર્થ કાન છે. એક કાનથી બીજા કાન સુધી પહોંચે એવડી લાંબી કાળી ટીલી એવો અર્થ. સરખાવો તેને મળતો શબ્દ 'કાંદરકની' એ નામની વનસ્પતિ છે તેના પાંદડાં ઉંદરના કાનના આકારના હોય છે. ૭ અર્થ તારા આ કાર્યથી તને એક કાનથી બીજા કાન લગી કાળી ટીલી લાગેલી છે. તારા ખતરીવટને ખોટ પડી. ધોળે દિવસે ધિંગાણાં થાય અને કોઈ થાપટ પણ ન મારે આ કેવું અંધેર? કારણ કે માખીને એક થાપટ મારી હોત તો પણ ઠીક થાત ૮ મહેણું મારે છે. બેઠો બેઠો મૂછો શેની મરડે છે? પરણી પણ ન પોસાણી, તો મૂછ

જેલમાં બહારના કરતાં કવિ થવું સહેલું છે. ત્યાં માત્ર પહેલા અપદ્યાગદ્ય કાવ્યથી જ હું જેલકવિ થપાઇ ગયો. તે ઉપરથી મને બધાઓએ પોતાનાં નિન્દાચિત્રો આપવા કહેલું. એ કાવ્ય તો મહાકાવ્યની શૈલીનું છે. હજી મહાકાવ્યને ઉચિત છંદ આપણી ભાષામાં યોજાયો નહિ હોવાથી આ કાવ્ય સંસ્કૃત મહાકાવ્યોના જેવા અનુષ્ટુપ છંદમાં લખેલું છે. કાવ્ય અપૂર્ણ છે, અને અપૂર્ણ છે તેટલું પણ પ્રસિદ્ધ કરવાનો સમય હજી આવી લાગ્યો નથી. પ્રસિદ્ધ ન કરવાનું કારણ જેમની નિન્દા કરી હોય તેમને માઠું લાગે અથવા તેમને અન્યાય થઈ જાય તે નથી, પણ તેથી ઊલટું છે, અર્થાત્ જેઓ કાવ્યમાં આવવા રહી ગયા છે તેમને માઠું લાગે અને તેમને અન્યાય થાય તે છે. એટલે માત્ર તેની પ્રસ્તાવના બહાર પાડું છું. દરમિયાન નિન્દાના ઉમેદવારોને જોડાવાની છૂટ છે, નિન્દાકાવ્ય કદી સંપૂર્ણ થતું જ નથી. હવે કાવ્યની પ્રસ્તાવના આપું છું:

ગુણપતિને પાય લાગી, સ્મરી શારદ માતને,
અનોખું કાવ્ય આરભુ, આપજો સન્મતિ મને. ૧
પરનિન્દા તણાં કાવ્યો, જગમાં બહુએ થયાં,
કરવા પોતાતણી નિન્દા, વેણુ ના કોઇએ કહ્યાં. ૨
સ્વામીના શબ્દમાં કહું તો, હૈયાફૂટા જનો અહીં,
હૈયાફૂટા વિના આવે જેલમાં કેમ માનવી? ૩
તેમણે નિજની નિન્દા કરવા કવિને કહ્યું,
એવું અપૂર્વ આ કાવ્ય કવિને કરવું રહ્યું. ૪
સત્યયુગ વિશે ગાયો શાન્તરસ કવીશ્વરે,
ત્રેતા વિશે મનાયો છે તપનો રસ વાઙ્મયે; ૫
દ્વાપરે રસમાં માન્યો દાન ને વીર ટેક છે,
કલિમાં માનિયો કિન્તુ નિન્દાનો રસ એક છે. ૬
કલિનો રસ તે આજે સુણજો સઉ ગાઉં છું,
થાય તે સૌ કરી લેજો, કાલ તો નાસી જાઉં છું. ૭

હજી જેલવિહાર વિશે ઘણું લખી શકું એમ છું પણ આટલેથી બંધ કરીશ. મને ભય લાગે છે કે જેલના અધિકારીઓ ક્યાંક જાણી જાય કે કેદીઓ કાવ્યો કરે છે અને આનંદ કરે છે તો એ આનંદ અશક્ય કરવા માટે કદાચ માથામાં પિચકારી મારે કે એવું કંઇક કરે જેથી પછી કાવ્યો થઇ જ શકે નહિ. પેલી રાજાની વાત જાણો છો ને? આખી રાત

કરક શાનો રાખે છે!" ૯ રાજાને આ મૂછાનું મહેણું લાગી જાય છે તેમાંથી મુક્ત કરવા તે 'બીકલા'ને આર્તસ્વરે બોલાવે છે. ૧૦ બીકલો આવે છે. માપુ ઘપુંઃ મહેણાથી થયેલું દૈન્ય અને તેનાથી મુક્ત થવાનો તલસાટ અહીં વ્યક્ત થાય છે. ગધ્યકાલીન રાજપુતને મહેણું કેટલું વસમું લાગતું તે વીસમી સદીનો ખુદ્દલ પ્રજા શું સમજે? ઉલટું જે મૂછ ઉપર મહેણું હતું તેનો નાશ થતાં મહેણું નિરવલંબન થઈ પોતાની મેળે નાશ પામે છે. મેણિયત એટલે જેને મહેણું વાગ્યું છે તે. ૧૧ કવિ પાત્રોનું શું થયું તે કહેતો નથી. શાણી પાછી આવી કે કેમ તે સંબંધી આપણને સાકાંક્ષ રાખી મહેણું ઉતર્યાના હર્ષમાં ધન્યવાદથી કાવ્ય પૂરું કરે છે.

૩ સ્વામી એટલે પ્રો. સ્વામીનારાયણ જેઓ કોઈ પણ માણસ મુલાકાતે આવતાં કહેતાઃ "અમે જ હૈયાફૂટા છીએ કે અહીં જેલમાં આવ્યા છીએ!"

પોષ મહિનાની ટાઢીમા બ્રાહ્મણ નદીમા બેસી રહો ને હોડ પ્રમાણે પૈસા માગ્યા ત્યારે રાજા કહે તું તો મારા મહેલને દીવે તાપ્યો હતો એટલે પૈસા ન મળે તેમ સરકાર પણ જેલમા તો તમે શા ચો કરો છો એમ કહી જેલના નિયમો વધારે સખ્ત બનાવે

વળી પોલીટિકલ કાગળોથી પણ હવ બધ કરવુ જોઇએ જેલમા હુ આનદ કરતો હતો એમ બધા માને તો મેં જેલ જવાનો આત્મભોગ કર્યો તેનુ મહત્ત્વ ઓછુ થાય જેલમા બહુ દુ ખ છે એમ બધા માને તો જેલથી બીએ અને જેલમા જતા બધ થાય માટે છેવટે મારે કહેવાનુ એ છે કે જેલમા સુખ પણ નથી, દુ ખ પણ નથી, હર્ષ-શોક નથી, જેલ સર્વ દ્વદ્વોથી પર છે, જેલ માત્ર જેલ છે અને તે માત્ર અનુભવથી જ ઓળખી શકાય છે.

અત્યારે તો હું જેલથી પણ વધારે ખરાબ અવસ્થામા છુ હુ નથી લડાઇમા કામ કરતો, કે નથી જેલમા આરામ કરતો, કે નથી આપણા ગુજરાતનો 'સીધી લીટીનો માણસ' જે કશાનો વિચાર કર્યા વિના ધધો કરી પૈસો કમાય છે મારી સ્થિતિ તો

ન ઈધર કે રહે ન ઉધર કે રહે

એવી છે—કોઈ ભલા થઈ એમ ન માનતા કે હુ ગોળ્ડ ટેબલ કોનફરન્સમા ગયો છુ હુ તો માંદો પડયો છુ આ હકીકત મારી માદગીની પ્રસિદ્ધિ માટે નથી મૂકતો, જો કે ખરાબ અક્ષરોની પેઠે ખરાબ તબિયત મોટાઈની નિશાની છે એ ખરુ છે, પણ એટલા માટે લખુ છુ કે જેલ કરતા પણ વધારે ખરાબ સ્થિતિ જેલ બહાર હોઇ શકે છે

હું માંદો છુ, મન્દ છુ પણ તેથી પ્રસ્થાનનો વેગ ઊલટો વધ્યો છે કાર્તક સુદ પૂનમના પ્રસ્થાનનો અક ઠેઠ માગશર સુદ પૂનમને પણ પહોચી વળશે, કદાચ તેથી પણ આગળ જશે પણ જેમ સરતમા જીતેલા ઘોડા પછી પોતાના સ્થાને ધીમે પગલે આવે છે તેમ, હવ આટલી મહત જીત્યા પછી ઇશ્વરકૃપા તો પ્રસ્થાન ધીમે પગલે અમલ પૂર્ણિમા ઉપર આવી જશે છતા સરકારને કાઇ નવુ સત્ર તો કહેવાય નહિ હુ વખતનો વિચાર કરુ છુ પણ વખત ઉપર મારા કાબુ નથી राजा कालस्य कारणम् । રાજા કાળનુ કારણ છે।

'સ્વૈરવિહારી'

# ટૂંકી વાર્તા[1]

ટૂંકી વાર્તાની ઉત્પત્તિ આધુનિક યુગમાં અને અમેરિકામાં મનાય છે. ખરી રીતે જોતાં ટૂંકી વાર્તા શ્રી. આનન્દશંકર ધ્રુવ કહે છે તે પ્રમાણે "કોઇક કોઇક રૂપે તો બહુ પ્રાચીનકાળથી સર્વ દેશોમાં જાણીતી છે."* મિ. એ. સી. ઉવૉર્ડ ટૂંકી વાર્તાનાં બધાં પ્રશસ્ત લક્ષણો જીસસ ક્રાઇસ્ટની ઉપદેશકથાઓમાં જુએ છે અને તેમાંથી તારવેલાં લક્ષણો ઉપરથી આધુનિક ઈંગ્લીશ અને અમેરિકન ટૂંકી વાર્તાનું વિવેચન કરે છે.× આપણા દેશની પ્રાચીન વાર્તાઓ ધ્યાનમાં લઇએ તો તેમાં પણ ટૂંકી વાર્તાઓનાં વિવિધ રૂપ જણાઇ આવશે. સંસ્કૃત સાહિત્યમાં 'કથાનક' શબ્દ કથાનું ટૂંકુ રૂપ સૂચવે છે.

વાર્તાઓનો તુલનાત્મક અભ્યાસ કરનાર કેટલાક વિદ્વાનોનો એવો પણ મત છે, કે બાઇબલમાં અને યુરોપમાં પ્રચલિત થયેલી ઘણી ટૂંકી વાર્તાઓનાં મૂળરૂપ હિંદુસ્તાનની ટૂંકી વાર્તાઓ છે.÷ ધર્મના અમુક મુદ્દાઓ ઉપર ટૂંકી વાર્તાઓ લખવી એ જૈન અને બૌદ્ધ સાધુઓની એક વિશિષ્ટ પ્રવૃત્તિ હતી—એ હકીકત તે સાહિત્યના અભ્યાસીઓ જાણે છે.+ પણ આજે ગુજરાતીમાં જે ટૂંકી વાર્તાઓ લખાય છે તે શ્રી. નરસિંહરાવ કહે છે તે પ્રમાણે, "અંગ્રેજી સાહિત્યમાંથી આપણા સાહિત્યમાં થોડાંક વર્ષોથી પ્રવેશ પામી છે";° જો કે પ્રાચીન સાહિત્યના નવીન દૃષ્ટિએ થતા આજના અભ્યાસયુગમાં પ્રાચીન વૈદિક—જૈન—બૌદ્ધ શૈલીના અભ્યાસથી ઉપજતા નમૂના પણ પ્રકટ થતા જાય તો એ સ્વાભાવિક ઘટના ગણાય. બુદ્ધના ઉપદેશમાં ગુંથાએલી કથાઓની શૈલીમાં કેટલીક મોહક સરલતા છે જેનો ઉપયોગ આવડત હોય તો, આજનો કથાકાર પણ કરી શકે.

શ્રી. નરસિંહરાવ કહે છે:

"ટૂંકી વાર્તાની ઉત્પત્તિ હાલના ધાધલિયા જમાનાના ઉતાવળિયા સ્વભાવમા શોધવી પડશે. જે ઉતાવળિયા વૃત્તિ લાંબા લાંબા લખાણો વાચવા જેટલી ધીરજ નથી ખમતી અને વર્તમાનપત્રોમાના અગ્રલેખોમા પણ ટૂંકાણને પસંદ કરે છે, તે જ વૃત્તિ લાંબી લાંબી વાર્તાઓ વાચવામા કાળ, શ્રમ અને ધ્યાન પરોવવાની સ્થિરતાથી વિમુખ રહે છે. આગગાડી, વિજળીની ગાડી અને એરોપ્લેનના જમાનામા બીજું શું સંભવે? ઉદ્યોગની ધડાધડીમા મશગુલ માણસોને લાંબા ભાષણો પણ કંટાળો આપે છે તે પણ આ નમૂનાનો જ રોગ છે."°

---

[1] ટૂંક સમયમા બહાર પડનાર 'દ્વિરેફની વાતો' (બીજી આવૃત્તિ)ના ઉપોદ્ઘાતમાથી કેટલોક ભાગ

* 'વસન્ત' વર્ષ ૧૪; અંક ૧, પૃ. ૩

× Aspects of the Modern Short Story by Alfred C. Ward. યુનિવર્સિટી ઑફ લન્ડન પ્રેસ ૧૯૨૪. પૃ. ૧૩–૧૪, જુઓ આજ અંક પૃ. ૬૫ ટિપ્પણ.

÷ આ વિષયની વિગતવાર માહિતી મેળવવી હોય તેઓએ કથાસરિત્સાગરના ટૉનીના અંગ્રેજી અનુવાદની હમણાં ફરી પ્રસિદ્ધ થયેલી આવૃત્તિના પુસ્તકોની પ્રસ્તાવના અને નોંધો વાચવી.

+ હેમચંદ્ર કાવ્યાનુશાસનમાં કાવ્યના પ્રેક્ષ્ય અને શ્રવ્ય એવા બે વિભાગ કરી શ્રવ્ય કાવ્યના મહાકાવ્ય, આખ્યાયિકા, કથા, ચમ્પૂ અને અનિબદ્ધ એવા પાંચ પ્રકાર જણાવે છે. કથાની ચર્ચામાં અનેક કથાપ્રભેદો જણાવે છે, જેમાં આખ્યાન, નિદર્શન, પ્રવહ્લિકા, મન્થલી, મણિકુલ્યા ખંડકથા અને ઉપકથા આદિ નામો આવે છે. આમાં નિદર્શનના ઉદાહરણરૂપ પંચતન્ત્રનું નામ આપ્યું છે. પંચતન્ત્ર એ ટૂંકી વાતોનો સંગ્રહ છે. ખંડકથા, ઉપકથા આદિ પણ કથાનાં નાના રૂપો જણાય છે. જુઓ કાવ્યાનુશાસન, અ. ૮

° પ્રો. લલિતમોહન ગાંધીના 'કલ્પના-કુસુમોનો ઉપોદ્ઘાત' પૃ. ૭

ટૂંકી વાર્તાની ઉત્પત્તિ વિશે શ્રી નરસિંહરાવનો આ મત ઘણા માને છે આજના જમાનામાં માણસનું મન, કાર્યના અને ભોગના એટલા વિવિધ વિષયો ખેંચે છે કે તે દરેક બાબતમાં ટૂંકાપણાની અપેક્ષા રાખે છે–એ બાબત સાચી છે પણ આ દૃષ્ટિને સર્વથા પર્યાપ્ત માનતા પહેલાં એટલું સ્મરણમાં રાખવું જોઈએ કે વાર્તાનું ટૂંકાપણું જે જમાનાઓ ધાંધલ માટે જાણીતા નથી તે જમાનાઓથી ચાલતું આવે છે અને આ ધાંધલિયા જમાનામાં પણ લાંબી વાર્તાઓ અથવા કથાઓ પહેલાંના કરતાં ઓછી લખાતી કે વંચાતી નથી આથી જો કે આજના જમાનાની સગવડ ટૂંકી વાર્તા સાચવતી હોવાથી ઉત્પત્તિ અને વાચનની દૃષ્ટિએ એ રૂપ બહુ પ્રચારમાં આવ્યું છે તો પણ 'મહાન કલ્પકો'એ તેને જે આદર આપ્યો છે તેનું કારણ એ રૂપની કલા તરીકેની વિશેષતામાં શોધવું પડશે.

પદ્યકાવ્યો અને ગદ્યકાવ્યોને મોટા પરિમાણમાં રચવા માટે, મેથ્યુ આર્નોલ્ડ જેને 'આર્કિટેક્ટોનિક સ્કીલ' કહે છે તેની, એટલે કે 'સ્થપતિના જેવી મોટા સમૂહોને એક મહાન યોજનાથી ગોઠવવાની કુશળતાની,' અપેક્ષા રહે છે આવા ગદ્ય કે પદ્ય મહાકાવ્યો રચતા કવિઓ મોટી રચનાઓ દ્વારા પોતાને ઇષ્ટ પરિણામો ઉત્પન્ન કરે છે પણ કવિતાના રૂપોનો અભ્યાસ જેમ ઊંડો થતો જાય છે, તેમ તેમ કવિઓ કવિતાના મોટા 'શરીર' કરતાં નાના મોટા માપ વિનાના અથવા બીજી દૃષ્ટિએ વિભુ એવા આત્મા તરફ વધારે ખેંચાતા જાય છે લાંબા પ્રયાસ લીટીના વર્ણનથી અમુક 'અર્થ'નો ખ્યાલ અથવા અમુક 'રસ'નો અનુભવ આપવા કરતાં એક લીટીમાં તે ચિત્ર ખડું કરવાની કે રસનો અનુભવ કરાવવાની કુશળતા તરફ તેનું ધ્યાન વધારે રોકાય છે લઘુ રૂપો દ્વારા કાવ્યોચિત પરિણામો ઉત્પન્ન કરવા એ મહત્ત્વાકાંક્ષા કાવ્યના વિપુલ અને ઊંડા સર્જન અને મનનની સંસ્કારી સ્થિતિનું ફળ છે આ લઘુરૂપ કાવ્યપ્રકાર એ વિશિષ્ટ કાવ્યપ્રકાર છે, અને એ મહાકાવ્યનું સંક્ષિપ્ત રૂપ નથી, એ તત્ત્વ કાવ્યના ઉચ્ચ સંસ્કારવાળા સમાજના કવિઓ અને ભાવકો બન્ને સમજે છે, અને આ પ્રકાર તેના આન્તર વૈશિષ્ટ્યથી નિયમિત થતો હોવાથી ગણિતીને સંતોષ આપે એવી તેના ટૂંકાપણાની મર્યાદા નક્કી થઈ શકતી નથી, અથવા આવી આનુષંગિક બાબત ઉપર બહુ ધ્યાન આપનાર કોઈ વિવેચક તેની ચાર કે ચૌદ લીટીની મર્યાદા નક્કી કરે તો કવિઓ તેના ઉપર ધ્યાન નથી આપતા

આ રીતે ટૂંકી વાર્તા, સંસ્કૃત મુક્તક કે અંગ્રેજી લિરિકની જેમ એક વિશિષ્ટ કાવ્યરૂપ છે અને એ કાવ્યરૂપની અથવા સાહિત્યરૂપની વિશિષ્ટતા લેખક અને વાચકના બહુમાનનું એક મોટું કારણ છે તેના ટૂંકા રૂપની સમય બચાવવાની સગવડને કેવળ આનુષંગિક કારણ ગણવું જોઈએ શ્રી ધૂમકેતુ કહે છે તે પ્રમાણે "ટૂંકી વાર્તા એક સ્વતંત્ર કલા છે"× એક વિશિષ્ટ સાહિત્યના પ્રકાર તરીકે ટૂંકી વાર્તા જે આનંદ આપે છે તે આનંદ માટે લોકો તેને સેવે છે, લાંબી વાર્તા અથવા કથા વાંચવાનો કંટાળો ટૂંકી વાર્તાની લોકપ્રિયતાનું મુખ્ય કારણ નથી, ઉપર કહ્યું તેમ લાંબી કથા અથવા વાર્તાનો પણ આજના જમાનામાં ખાસ હ્રાસ જણાતો નથી

પણ ટૂંકી વાર્તાને "સ્વતંત્ર કલા" કે સાહિત્યનો વિશિષ્ટ પ્રકાર માનીએ તેનો અર્થ એવો નથી કે તેને સાહિત્યસામાન્યના કે કલાસામાન્યના નિયમો અથવા તો "નવલકથાનો કોઈ પણ નિયમ ખાસ બંધનકર્તા નથી"× સાહિત્યવિવેચનમાં નિયમ શબ્દ અને બહુ

× તણખા, પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવના પૃ. ૮

પસંદ નથી, એટલે બીજી રીતે કહેવું હોય તો એમ કહું, કે સાહિત્ય અથવા કાવ્યમાત્રનો જે પરમ ઉદ્દેશ છે તે ઉદ્દેશ 'ટૂંકી વાર્તા'નો છે, અને આ ઉદ્દેશ સાધવાના જે વિવિધ માર્ગો હોય તે માર્ગે જ ટૂંકી વાર્તાને પણ જવું પડે આનો અર્થ એવો નથી, કે અમુક જાણીતા માર્ગે જ ટૂંકી વાર્તાએ જવું જોઇએ, પણ આ દૃષ્ટિ તો કલામાત્ર માટે રાખવા જેવી છે

આ રીતે 'ટૂંકી વાર્તા'નો સાહિત્યના પ્રકાર તરીકે વિચાર કરીએ તો તેના સ્વરૂપનું કેટલેક અંશે આપણને ભાન થશે 'ટૂંકી વાર્તા' સાહિત્યના બીજા પ્રકારોની જેમ કાવ્યોચિત આનંદ આપવા માટે છે આનંદ એક અથવા બીજી લાગણીના છૂટા કે મિશ્ર અમર્યાદિત અનુભવમા રહેલો છે, લાગણીઓનું જીવન એટલું બધું સૂક્ષ્મ, પરસ્પર વણાઈ ગયેલું અને બહુરૂપી હોય છે કે તેનો હમેશાં નામનિર્દેશ કરવો શક્ય નથી હોતો, પણ આવા અમર્યાદિત લાગણીના અનુભવમા કલાની વિશિષ્ટતા રહી છે, એવો અનેક સહૃદય વિદ્વાનોનો મત છે અને તે સાચો લાગે છે (અમર્યાદિત એટલે અનુભવ કરનારના અંગત વ્યવહારી સુખદુઃખની લાગણીથી અમર્યાદિત) ટૂંકી વાર્તા પણ આ રીતે લાગણીનો અનુભવ કરાવી આનંદ આપે છે અને એના બીજા પરિણામો આ પરિણામ સાથે સંગત હોય તો જ તે આદરયોગ્ય બને છે તાત્પર્ય કે, ટૂંકી વાર્તાને પણ રસના ધોરણે વિચારવી ઘટે છે

મમ્મટ કહે છે તે પ્રમાણે દરેક કાવ્ય છેવટે રસપર્યવસાયી છે, પણ તેની કક્ષા આ રસાનુભવ કેટલી સ્ફુટતાથી, સરળતાથી અને સ્વાભાવિકતાથી થાય છે તેનાથી નક્કી થાય છે મુક્તક કે લિરિક અથવા ટૂંકી વાર્તા કલાકારને અને ભાવક બન્નેને ભાવે છે તેનું એક કારણ આ લઘુ રૂપો આ ઉદ્દેશ સરળતા અને સ્વાભાવિકતાથી સાધવામા વધારે ઉપયોગી જણાય છે—એ છે પણ આ વધારે ઉપયોગિતા ટૂંકી વાર્તા અને લિરિકને બીજા પ્રકારો કરતા વધારે તુચ્છ બની જવાના ભયમા પણ મૂકે છે, અને એ પતનથી બચી જવામા જ લિરિકના કવિની અને ટૂંકી વાર્તાના લેખકની કુશળતા અને મહત્તા રહેલા છે મહાકાવ્યના કે કથાના રચનારના બુદ્ધિવ્યાપાર સાથે આ લઘુ રૂપો રચનારના બુદ્ધિવ્યાપારને મૂકતા મન ખચકાય છે તેનું કારણ પણ આ તુચ્છતાનો ભય છે

લાગણીની તુચ્છતા, મહત્તા કે ગભીરતા મોટે ભાગે જે બનાવો મનુષ્યની તે તે લાગણીના આવિષ્કારના કારણો બને છે તેના ઉપર આધાર રાખે છે, અહીંઆ બનાવનું માપ કોઇ બાહ્ય ધોરણથી નહિ પણ મનુષ્યના માનસિક જીવનમા તેનું જે સ્થાન હોય તે દૃષ્ટિથી આકવાનું છે કવિ કે વાર્તાકાર મહાન કે ગભીર ભાવ હમેશા વ્યવહારમા જે ગભીર કે મહાન બનાવો કહેવાય છે તેના નિરૂપણથી સાધતો નથી, એના બનાવની મહત્તા અને ગભીરતાનું માપ કવિએ કલ્પેલા વૈયક્તિક માનસિક જીવનના ધોરણે કાઢવાનું હોય છે આથી જ એક ગરીબ મજૂરના ઘરનું એકનું એક હાલ્લું ફૂટી જાય અને એક શ્રીમતના ઘરમા કિંમતી ચાહનો સેટ નોકરની બેવકૂફીથી ફૂટી જાય એ બન્નેથી ઉત્પન્ન થતી લાગણી જુદી હોય છે, એટલું જ નહિ પણ એક હોય ત્યા તેની ગભીરતા વચ્ચે ઘણો મોટો તફાવત હોય છે આ દૃષ્ટિ ધ્યાનમા રાખીને ઉપરનું વિધાન સમજવાનું છે

બનાવોથી કેવળ બાહ્ય બનાવો જ સમજવાના નથી, માનસિક પરિવર્તનોનો પણ એ શબ્દમા સમાવેશ કરી લેવાનો છે

રસમીમાંસકોનું બીજું એક સ્પષ્ટ વિધાન એ છે, કે રસનો અનુભવ તે તે લાગણીના નામનિર્દેશથી અથવા કેવળ તેના વર્ણનથી થતો નથી. આ વિધાનને વધારે સ્ફુટ એ રીતે કરી શકાય કે કાવ્યમાં જેટલું બીજા પદાર્થોના વર્ણનોનું સ્થાન છે તેનાથી વિશેષ લાગણીના વર્ણનનું સ્થાન નથી. રસનો અનુભવ અમુક લાગણીના સીધા વર્ણનદ્વારા નહિ પણ બનાવોના સન્નિવેશથી સૂચિત થવો જોઇએ! રસનો અનુભવ એ બનાવોનો વ્યંગ્ય છે, એ વિધાન ટૂંકી વાર્તાની કદર કરવા માટે ખાસ ધ્યાનમાં રાખવું જોઇએ! બનાવોના નિરૂપણનું આસ્વાદન કે ચર્વણ કેવી રીતે તે તે લાગણીઓનો અનુભવ કરાવે છે એ ચિત્તશાસ્ત્ર અને રસશાસ્ત્રનો એક ગહન પ્રશ્ન છે અને તેની ચર્ચા અહીંઆ અસ્થાને ગણાય. પણ એટલું સ્મરણમાં રાખવું જોઇએ, કે માણસના જીવનમાં બનાવો અને લાગણીઓ વચ્ચે એક જાતનો કારણ-કાર્યનો સંબંધ બંધાઇ ગયો હોય છે અને જે કવિ આ સંબંધ સમજ્યો હોય છે તે ઉચિત લાગણીઓનો અનુભવ કરાવી શકે છે.

આ ઉપરથી ફલિત થાય છે કે, લાગણીના કોઇના કોઇ રૂપના અમર્યાદિત અનુભવની મુખ્યતા એ સાહિત્યને વાઙ્મયના બોધપ્રધાન પ્રકારોથી જુદું પાડતું લક્ષણ છે, પણ કથા અને ટૂંકી વાર્તા તેમાંએ ખાસ કરી ટૂંકી વાર્તા બનાવના વર્ણનથી તે તે લાગણીનો અનુભવ કરાવતી હોવાથી મુખ્ય ધ્યાન બનાવોની ઘટના ઉપર આપવું પડે છે. કથા વિગતથી અને વિસ્તારથી બનાવની ઘટના રજૂ કરે છે, જ્યારે ટૂંકી વાર્તા બનાવ અને લાગણીની મુખ્ય સાંકળ બતાવી સંતોષ માને છે. **બનાવ અને લાગણીની-મુખ્ય સાંકળ પકડવી અને તેમાં બનાવની કડીને એવી રીતે મૂકવી કે જેથી પેલી લાગણીની કડી આપોઆપ હયાતીમાં આવી જાય એ ટૂંકી વાર્તાનું રહસ્ય લાગે છે, અને તેનું માપ પણ નક્કી કરતું દેખાય છે.** સૌન્દર્ય અથવા અલંકારના બીજા સાધનોનો ઓછામાં ઓછો ઉપયોગ કરવો—આવશ્યક હોય તેટલો જ ઉપયોગ કરવો—અને અલંકાર (વ્યાપક અર્થમાં)ના મોહમાં ન તણાવું એમાં ટૂંકી વાર્તાની કઠિનતા રહેલી છે. આમ છતાં ટૂંકી વાર્તામાં અસ્પષ્ટતાનો દોષ અક્ષમ્ય ગણાવો જોઇએ, બનાવની સાંકળ સ્પષ્ટ હોય તો જ ચોક્કસ પરિણામ આવી શકે.

બનાવ કોઇના કોઇનું કાર્ય હોય છે. આ કાર્ય એક વ્યક્તિનું હોય કે અનેક વ્યક્તિઓનું સંઘટિત કાર્ય હોય, એથી વાર્તામાં બનાવને હયાતીમાં લાવનાર વ્યક્તિઓના ખ્યાલ વિના બનાવનો ખ્યાલ આવી શકતો નથી. પણ ટૂંકી વાર્તામાં વ્યક્તિઓના સ્વભાવ અને બનાવની મુખ્ય સાંકળ જ પકડવાની હોય છે અને તેથી ટૂંકી વાર્તામાં ચિત્તશાસ્ત્રનું એકાદ પ્રકરણ લખવાની મહત્ત્વાકાંક્ષા અસ્થાને છે, જો કે નાના સરખા પણ વિલક્ષણ બનાવને સમજવા એકાદ માણસનો આખો માનસિક ઇતિહાસ આપવાની જરૂર પડે એ સમજી શકાય અને ઘટાવી શકાય એવી છૂટ છે.

આ જો સાચું હોય તો એમ કહી શકાય, કે ટૂંકી વાર્તાની વિશેષતા મનુષ્યસ્વભાવ, જગતની પરિસ્થિતિમાં એ મનુષ્ય સ્વભાવમાંથી ઊપજતા બનાવ, અને એ બનાવની સાથે સંકળાઈ રહેલી લાગણીની મુખ્ય સાંકળ શોધી કાઢવામાં, અને તે મનુષ્યસ્વભાવના અને બનાવના, ભાવકના હૃદયમાં સરસ રીતે ઉચિત લાગણી વ્યક્ત કરે એવા, વર્ણનમાં રહેલી છે.

ટૂંકી વાર્તામાં એક જ બનાવ અથવા એક જ સ્થિતિ હોવી જોઇએ, એ ટૂંકી વાર્તા

માટે બહુમાન્ય થયેલો નિયમ ઉપરની ચર્ચા ઉપરથી ફલિત થઇ શકે છે. પણ મારી સમજ પ્રમાણે બનાવની સંખ્યા એ બહુ ભાર દેવા જેવો અને નક્કી કરી શકાય એવો વિષય નથી; અને કથામાં પણ મુખ્ય બનાવ તો એક જ હોય છે. ટૂંકી વાર્તામાં લાગણી કે રસ એક જ હોવો જોઇએ, એમ પણ કહી શકાતું નથી; કારણ કે કથામાં પણ મુખ્ય રસ તો એક જ હોય છે. બનાવની એકતા અને રસની એકતાથી કથા તેમજ ટૂંકી વાર્તા બન્નેનાં શરીરને અંકિત થવું પડે છે; પણ મનુષ્યસ્વભાવ અને બનાવની **મુખ્ય સાંકળના** નિરૂપણમાંથી જ રસાસ્વાદ ઉત્પન્ન કરવો એ ટૂંકી વાર્તાની ખાસિયત દેખાય છે; કારણ કે કથામાં પણ જો કે આ મુખ્ય સાંકળ હોય છે તોપણ કેવળ એ મુખ્ય સાંકળનું નિરૂપણ રસાસ્વાદનું પૂરતું નિમિત્ત બનતું નથી. **મુખ્ય સાંકળ શોધી કાઢવાની અને તે મુખ્ય સાંકળને જ કાવ્યોચિત આનંદ આપે એ રીતે રજૂ કરવાની શક્તિ ટૂંકી વાર્તા માટે આવશ્યક છે.** આમ જેને તીરની માફક સીધાં જઇને લક્ષ્યને વેધવાનું હોય તેને બહુ બનાવો ગુંથવાનું પાલવે નહિ, જો કે એ વિવિધ લાગણીઓને મુખ્ય ભાવ પોષાય એવી કુશળતાથી ગુંથી શકે. આથી ટૂંકી વાર્તાના સમર્થ લેખકોની કૃતિઓમાં મોટે ભાગે બહુ બનાવો હોતા નથી પણ અનેક સંકલિત બનાવોમાંથી એવા બનાવને શોધીને નિરૂપેલો હોય છે કે જે બાકીના સંકલિત બનાવોનું, પોતપોતાના ભાવો અર્પી શકે એ રીતે સૂચન કરે છે. આ બનાવની પસંદગી લેખકની 'શું કહેવું છે' એ દૃષ્ટિ ઉપર આધાર રાખે છે.* આ દૃષ્ટિ કેટલી વિવિધ અને વેધક હોઇ શકે છે તે ટૂંકી વાર્તાના 'પ્રભુ' ચેખોવ નામના રશિયન લેખકની કૃતિઓમાંથી સમજાય છે.

રસિકલાલ છો૦ પરીખ

---

* મી. હવાર્ડ બાર્ઈબરની કથાઓ ઉપરથી રામગ્ર ટૂંકી વાર્તાના સાહિત્ય માટે પાંચ બાબતો તારવી કાઢે છે:

૧ વાર્તાવસ્તુ કેવું છે? (સ્પષ્ટ, સુસબદ્ધ અને આકર્ષક છે કે નહિ?)

૨ વાર્તા ક્યાં શરૂ થાય છે? આડા અવળાં રખડયા વિના વાત શરૂ થાય છે કે નહિ? વાર્તા વિરામ ક્યાં પામે છે? આ ક્રિયા ચોકસાઈથી અને ત્વરાથી થાય છે કે નહિ?

૩ શૈલી સરલ છે કે નહિ?

૪ વાર્તાના પાત્રોનું વ્યક્તિઓ તરીકે સ્પષ્ટ દર્શન છે કે નહિ? વિલક્ષણતા (abnormality) વિનાનું વ્યક્તિત્વ.

૫ દરેક શબ્દ વાર્તાની સીધી રીતે પ્રગતિ સાધે છે કે નહિ?

આ બધી બાબતો ધ્યાનમાં રાખવા જેવી છે છતાં તેને નિયમો તરીકે ગણવાની જરૂર નથી.




## અમેરિકા અને દારૂનિષેધ

"મેં જોયુ છે કે કેન્સાસ (Kansas) ના જુવાનિયા અને મરદો નીતિમાં, નિયમનમા અને કૌવત (Stamina) મા બીજા લશ્કરી માણસો કરતા ઘણા જ ચઢિયાતા છે. તેમનામા ખરાબ બદીઓ અને રોગો કોઇ પણ લશ્કરી છાવણી કરતા ઓછાં છે અને તેમના જેવી હિંમત મેં બીજે કાંઈ જોઇ નથી

"આનો જશ અમે કેન્સાસના મદ્યનિષેધના કાયદાને આપીએ છીએ આ જુવાનિયા પહેલેથી જ સ્વચ્છ વાતાવરણમા ઉછર્યા હતા

"મારા તરફથી કેન્સાસના લોકોને કહેજો કે તમારા સૈનિકો અત્યાર સુધી મેં જોએલા તમામ સૈનિકોમા સૌથી સારા, સૌથી સ્વચ્છ, સૌથી સશક્ત અને સૌથી સુદૃઢ છે સરકારી નોંધો આ વાત પુરવાર કરી આપે છે"

યુનાઇટેડ સ્ટેટ્સના કેન્સાસ સ્ટેટના જુવાન સિપાઇઓ માટે ઉપરના ઉદ્ગાર જનરલ લીઓનાર્ડ વુડ કાઢે છે કેન્સાસ સ્ટેટમા આજથી આશરે પચાસ વર્ષ પહેલાં સંપૂર્ણ મદ્ય-નિષેધનો કાયદો લાગુ કરવામા આવ્યો હતો અને તે કાયદાની કેવી સુદર અસર થઇ છે તે જનરલ વૂડના શબ્દો બતાવી આપે છે

જેમણે અમેરિકનોના માનસનો અભ્યાસ કર્યો છે તે તો જાણી જ શકે કે ફક્ત નૈતિક સુધારા માટે દારૂનિષેધનો કાયદો એમણે કર્યો નથી અમેરિકનો હમેશા દરેક વસ્તુ વ્યાવહારિક નજરે તપાસે છે દરેક વસ્તુ અમલમા મૂકતા પહેલા તેઓ પ્રશ્ન કરે છે કે તેથી આર્થિક ફાયદો છે કે નહિ?

વરસોના વરસો સુધી દારૂનિષેધના પ્રચારકો દારૂથી થતી નૈતિક તથા સામાજિક અધો-ગતિ પર ભાર મૂકી કાર્ય કરતા હતા તેઓ બરાડા પાડી જાહેર કરતા કે દારૂ આત્માને કચરી નાખે છે, કુટુબો તોડી નાખે છે અને જગલીપણુ ને ગુનો વધારે છે આ બધી દલીલોની જરા પણ અસર ન થઈ પણ જ્યારે તેમણે મીલમાલિકો અને મૂડીવાદીઓને સમજાવ્યુ કે દારૂ પીવાથી મજૂરોની કામ કરવાની શક્તિ ઓછી થાય છે, વધારે અકસ્માતો થાય છે, અને તેથી અપગ થએલા મજૂરો અને તેમના કુટુબોને તેમને બદલો આપવામાં વધારે પૈસા આપી દેવા પડે છે, એટલે તરત જ તેમણે દારૂનિષેધની ચળવળને પોતાનો સાથ આપ્યો તે ઉપરાંત મૂડીવાદીઓને લાગ્યુ કે "સલૂનો" (પીઠા) વિપ્લવવાદી તથા સામ્યવાદી વિચારોના મથક છે, અને તેથી બોલ્શેવિઝમ (Bolshevism) ના ભાલુથી ભડકીને તેનાથી નાસવા માટે તેમણે સલૂનો નાબૂદ કરવાના પ્રયત્ન શરૂ કર્યા અને દારૂ-નિષેધની ચળવળને સક્રિય મદદ આપવા માડી

જો કે દારૂનિષેધથી કામદારોને પણ ઘણો ફાયદો થયો છે એમ કામદાર નેતાઓએ જ કબૂલ કર્યું છે અમેરિકાના સમાજવાદીઓ કહે છે કે મૂડીવાદી તંત્ર નીચે ચાલતા બધા ધંધામાં દારૂનો ધંધો મજૂરોને સૌથી વધારે ચૂસી લે છે દારૂ છોડવાને લીધે કામદારોને પોતાની સ્થિતિનું ભાન આવવા લાગ્યું અને તે સુધારવા માટે પ્રયત્ન કરવા લાગ્યા

અમેરિકામાં મદ્યનિષેધનો કાયદો પસાર થયા પછી લોકોની તંદુરસ્તીમાં ઘણો જ સુધારો થએલો માલમ પડે છે સાધારણ હૉસ્પિટલો અને ગાંડાની હૉસ્પિટલો જે મદ્યનિષેધ પહેલાં ખીચોખીચ ભરેલી રહેતી હતી તે હવે લગભગ ખાલી પડી રહે છે

બોસ્ટનમાં દારૂથી થતા મરણ ને આપઘાતની સંખ્યા ૧૧૦ થી ઘટીને ૨૪ ની થઈ ગઇ છે એટલે ૭૯ ટકા ઘટી ગઇ છે

ગાંડાઓ માટેની સિવિલ હૉસ્પિટલમાં ૧૯૨૦માં મદ્યનિષેધનો કાયદો થયા પછી જેટલા દારૂડીઆ દર્દી હતા તેના કરતા દસ ગણા ૧૯૦૯ માં જ્યારે મદ્યનિષેધનો કાયદો ન હતો ત્યારે હતા

બોસ્ટનમાં ૧૯૨૦ માં મદ્યનિષેધના સાત મહિનામાં ચેપી રોગોના કેસ આશરે ૩૦ ટકા ઓછા થયા

ડૉ શ્રી ઇ રીસ કહે છે કે ૩૬૫ ચેપી રોગોના દર્દીમાંથી ૧૩૭ એટલે ૩૭.૫ ટકાને દારૂના ઘેનમાં ચેપ લાગ્યો હતો દારૂનિષેધનો કાયદો થયા પછી યુનાઇટેડ સ્ટેટ્સના લશ્કરમાં પહેલાંના વર્ષ કરતા ૫૭ ટકા ઓછા ચેપી રોગવાળા સિપાઇ હતા

દારૂનિષેધનો કાયદો થયા પછી ક્ષય અને ન્યુમોનિયાના કેસ પણ ઓછા થયા છે, દારૂનિષેધ પછી ને બીજે વર્ષે ન્યુયૉર્કમાં ક્ષયથી થતા સરેરાશ મરણ કરતા ૨૦૦૦ મરણ ઓછા થયા

લોકોની તંદુરસ્તી વધવાની સાથે ઘણી હૉસ્પિટલો બંધ કરવામાં આવી તેથી ઘણો ખર્ચ ઓછો થયો આઇઓવા ( Iowa ) માં દારૂડિયા ને બીજા વ્યસનમાં પડી ગએલા માણસોની સારવાર માટે એક હૉસ્પિટલ હતી તે ચલાવવાના ખર્ચ માટે ત્યાંના કર ભરનારાઓને વાર્ષિક સવા લાખ ડૉલર ભરવા પડતા, પણ ૧૯૧૮ માં દારૂનિષેધનો કાયદો થયા પછી થોડા વખતમાં જ એ હૉસ્પિટલ બંધ થઇ એટલે એટલા પૈસા બચ્યા પછીથી એ મકાન લશ્કરી સિપાઇઓના ઉપયોગ માટે વાપરવા લીધું

દારૂનિષેધના કાયદા પછી મરણપ્રમાણ ઘણું જ ઘટી ગયું એ કાયદાની બાળમરણ પર પણ ચોખ્ખી અસર થએલી દેખાય છે

વીમા કંપનીઓના આંકડા પરથી કહી શકાય કે પહેલા કરતા આગ અને અકસ્માત બહુ ઓછા થઇ ગયા કારણ કે દારૂનિષેધથી લોકોની બેદરકારી ઓછી થઈ ગઇ સાન-ફ્રાન્સીસ્કોમાં દારૂનિષેધના પહેલા ત્રણ મહિનામાં અકસ્માતથી થતા મરણ ૨૦ ટકા ઓછા થયા

દારૂનિષેધના વિરોધીઓ કહે છે કે દારૂનિષેધનો કાયદો કરવાથી બીજા કેફી પદાર્થોનો વાપર વધે છે પણ તે વાત ખોટી ઠરી છે, ખરું જોતા દારૂ અને બીજા કેફી પદાર્થોને એક બીજા જોડે સંબંધ છે દારૂડિયા જ્યારે ભાનમાં આવે છે ત્યારે પણ માનસિક ને શારીરિક રીતે છેક જ નિર્બળ થઇ ગએલા હોય છે તે વખતે દુઃખ મટાડવા કે ઊંઘ લાવવા માટે

એ લોકો બીજી કેફી ચીજ લે છે એટલે દારૂ નાબૂદ થવાની સાથે ઘણાખરા કેફી પદાર્થો પણ આપોઆપ બંધ થઇ ગયા

દારૂમા ખર્ચાતા પૈસા બચવા મડયા એટલે લોકોની આર્થિક સ્થિતિ સુધરી, અને તેથી નાના છોકરાને મજૂરી કરવા જવુ પડતુ તેને બદલે હવે બાળકો નિશાળોમા જઇ કેળવણી લેવા મડયા, એટલે દારૂનિષેધથી બાળમજૂરીના પ્રશ્નનો આપોઆપ ઉકેલ થઇ ગયો

દારૂનિષેધની સૌથી વધારે અસર ગુનાઓ ઉપર થઇ છે દારૂબંધીનો કાયદો થયા પછી થોડા જ અઠવાડિયામા પોલિસકૉર્ટોનુ કામ ઓછુ થઇ ગયુ અને જેલો ને ઉદ્યોગગૃહો ( work-houses ) કેદીઓના અભાવે ટપોટપ બંધ થવા મડયા

દારૂબંધી પછી આર્થિક સ્થિતિ સુધરવાથી ભિખારીઓ ને બીજા રખડેલ ભામટાઓની સખ્યામા ખૂબ ઘટાડો થયો ખૂન, ચોરી, લૂટ, ઘર ફાડવાના વગેરે ગુનાઓ બહુ ઓછા થઈ ગયા ગુનાઓ ઓછા થવાથી અદાલતો, પોલિસો ને જેલની સખ્યામા સરકાર ઘટાડો કરી શકી

બોસ્ટનમા ગુનાઓ ઘણા જ ઘટી ગયા અને ફક્ત છાકટાપણા માટેની ધરપકડ દર વર્ષે કરતા ૨૦,૦૦૦ ઓછી થઈ તેથી ઘણી નાની અદાલતો બંધ કરી થોડીક મોટી બનાવી

દારૂબંધીને બીજે વર્ષે મિશીગનની પોલિસ સખ્યામાથી ૪૦ ટકાને કમી કર્યા અને રીઝર્વ ઑફિસરોની શાળા જેનુ વાર્ષિક ખર્ચ બાર હજાર ડૉલર હતુ તે બંધ થઇ

ઇન્ડિયાના સ્ટેટમા એપ્રિલ ૧૯૧૮ મા દારૂબંધીનો કાયદો થયો ને તે જ વર્ષના સપ્ટેંબરની આખર સુધીમા ૩૪ જેલો ખાલી થઇ હતી

કેટલાક વર્ષ પર બર્મિન્ગહામ ( આલાબામા ) ની જેલ તદ્દન ભાગી ગઇ ત્યાના અમલદારોએ દક્ષિણ ભાગમા સારામા સારી નવી જેલ બાધવાનો નિશ્ચય કર્યો અને એક લાખ ડૉલર કરતા વધારે ખર્ચે બધાવી, પણ તે પૂરી બધાઇ રહી તે પહેલા આલાબામામા સપૂર્ણ દારૂનિષેધનો કાયદો થયા અને તેથી એ જેલમા કોઈ કેદીને રહેવાનો વખત જ ન આવ્યો બાર મહિના કેદીને અભાવે ખાલી રહ્યા પછી તે મકાન એક નિશાળ તરીકે વપરાવા માડયુ કેટલીક જેલોને ક્ષયના દર્દીઓ માટે સેનેટોરિયમ બનાવી દેવામા આવી

દારૂનિષેધથી સરકારને બચત થઇ તેની સાથે લોકોને પણ ઘણી બચત થઇ ભિખારી, બેકાર મજૂરો, ગરીબ માણસો વગેરેને મદદ કરનાર મડળો, તેમને રહેવા ખાવાના મફત ઘરો વગેરેમા વપરાતા પૈસા હવે બચવા મડયા કારણ કે ગરીબ લોકો દારૂમા પૈસો વેડફી નાખતા હતા તેને બદલે હવે તેઓ ભેગા કરવા મડયા

ઇંડિયાના પોલિસ શહેરમા મ્યુનિસિપાલિટીને દારૂની આવક પાત્રીસ હજાર ડૉલર હતી, પણ દારૂનિષેધને લીધે ત્યાનું વર્ક હાઉસ બધ થયુ તેથી દારૂની આવકથી બેવડી રકમ ( સીત્તેર હજાર ડૉલર ) બચી અને તેથી તેને લગતો કર પણ ઓછો કરવામા આવ્યો.

દારૂનિષેધથી સરકારને ફક્ત બચત નથી થઇ પણ ઊલટી આવક વધી છે

દારૂનિષેધ થયા પહેલા અને પછીની ન્યુયૉર્ક સ્ટેટની આવકના આકડા નીચે પ્રમાણે છે –

| | |
|---|---|
| ૧૯૧૮ | ૨૦,૯૮૧,૭૩૮.૧૫ ડૉલર |
| ૧૯૨૦ | ૯,૯૩૬,૩૮૫ ૫૦ ડૉલર |

આવકમાં આ મોટી ખોટ પડી તે વાળી લેવા માટે હજાર ડૉલર કરતાં વધારે આવક પરનો ઇન્કમ ટૅક્સ વધાર્યો. અને દારૂનિષેધથી મિલકતની કિંમત ઘણી વધી ગઈ હતી અને વેપારીઓને ઘણો ફાયદો થયો હતો એટલે ઇન્કમ ટૅક્સમાંથી આવતી આવક એટલી બધી વધી ગઇ કે ન્યુયૉર્ક સ્ટેટની આવકમાં એકંદરે ૩૬,૦૦૦,૦૦૦ ડૉલરનો વધારો થયો.

ઘણીખરી જગાએ તો કરનો દર વધાર્યા વગર પણ આવક ખૂબ વધી.

યુનાઇટેડ સ્ટેટ્સની સરકારને ૧૯૧૯માં લગભગ પચાસ કરોડ ડૉલરની આવક આબકારીમાંથી મળી હતી. દારૂનિષેધના પ્રચારકોને ચિંતા હતી કે આટલી બધી આવક જતી રહેશે તો ખોટ કેમ પુરાશે? પણ પરિણામ બતાવે છે કે ખાડો પૂરવા ઉપરાંત ઊલટી આવક વધી હતી. ખરું જોતાં દારૂના વેપારથી સરકારને આવક થાય જ નહિ. એ તો કર ભરનાર પર ફક્ત નકામો બોજો જ હતો, કારણકે એ વેપારથી નાણું જાય અને તે જેલો, કોર્ટો, પોલિસો ને દવાખાનાં વગેરેની જરૂરિયાત વધારે છે.

પ્રજા ૨૦ ડૉલર દારૂમાં વેડફી નાખે ત્યારે સરકારને આબકારી આવકમાંથી ૧ ડૉલર મળે છે. એક ડૉલર કમાવા માટે પ્રજાના ૨૦ ડૉલર નાખી દેવા તે અમેરિકનોને રુચ્યું નહિ. કારણ કે એ વીસ ડૉલરમાંનો મોટો ભાગ ગરીબ લોકો આપતા. કર ભરનારા જે દારૂ ન પીતા હોય તેમને પણ દારૂના વપરાશથી ઊભો થતો દવાખાનાં, કોર્ટ અને જેલનો ઘણોખરો ખર્ચ નકામો આપવો પડતો એ એક અન્યાય હતો.

'સલૂન' જવાથી થતી આવકમાંથી લાખો ડૉલર કેળવણી આપવા માટે વાપરવા લાગ્યા છે. તેમાંથી બાગ, રસ્તા, ઇલેક્ટ્રીસિટી, ટેલીફોન અને નવા જમાનાની બીજી અનેક સગવડો પ્રજાને આપવામાં આવે છે.

પ્રજાની પણ આર્થિક સ્થિતિ સુધરવાથી લોકો પોતાની સગવડ માટે પૈસા આપવા રાજી છે એટલે સેનેટોરિયમ, વૉટર વર્ક્સ, રસ્તા વગેરે માટે જોઇએ તેટલા પૈસા મળે છે.

દારૂનિષેધથી રાજકીય ક્ષેત્રમાંથી પણ અંધાધુંધી ગઇ. પહેલાં તો કૉન્ગ્રેસના ઉમેદવારો સલૂનના માલિકને પૈસા આપી પોતાને માટે મત વેચાતા લઇ શકતા તે હવે અશક્ય થયું અને ફક્ત લાયક માણસો જ ચુંટાવા લાગ્યા.

આવી રીતે અમેરિકા 'dry' (દારૂ વગરનું) થયું તેને લીધે ત્યાંની આર્થિક, સામાજિક, શારીરિક, રાજકીય, માનસિક, નૈતિક–એમ અનેક રીતેની સ્થિતિ ઘણી જ સુધરી છે અને હજી સુધર્યા કરે છે અને આજે અમેરિકા દુનિયાના સમર્થ દેશોમાંનો એક છે.*

'અશોક'

* શ્રી. નિહાલસિંહની "Dry" America નામની ચોપડી ઉપરથી.




**સ્વરાજ યાત્રા**

કોઇપણ બનાવની શરૂઆત ક્યારથી ગણવી એ સગવડનો પ્રશ્ન છે. બનાવો એકબીજા સાથે એટલા મળી ગયેલા હોય છે કે અમુક બનાવ ક્યારે શરૂ થયો એ કહેવું લગભગ અસંભવિત છે. સ્વરાજ્યયાત્રાની શરૂઆત જ્યારથી મહાસભાની સ્થાપના થઇ ત્યારથી ગણી શકાય. સ્વરાજના વિસ્તૃત ઇતિહાસમાં ત્યાંથી જ શરૂઆત કરવી યોગ્ય ગણાય. આ નોંધમાં એટલે દૂર જવું શક્ય નથી તોપણ એટલું તો કહેવું જોઇએ કે સ્વરાજની માગણીનો આખો કેસ મહાસભાના ઠરાવોમાં અને ભાષણોમાં ઉત્તરોત્તર ઘડાતો દેખાય છે ગાંધીજીની અગિયાર માગણીઓમાં અને તે વિગતની દલીલોમાં પહેલાં મહાસભામાં ન મગાયું હોય અથવા ન કહેવાયું હોય એવું થોડું જ જડશે ગાંધીજીનું અભિન્નતાનું લક્ષણ જેટલું વૈયક્તિક છે તેટલું જ તે કદાપિ જૂની ગોખલેની શાળાને આભારી છે.

દેશની સ્થિતિને લઇને અમુક સમય સુધી– અમારી દૃષ્ટિએ ઘણા લાંબા સમય સુધી– મહાસભાએ દલીલો કરીને સંતોષ માન્યો. દલીલોનું સત્ય લગભગ બધા સ્વીકારતા થઈ ગયા હતા. આજના વડાપ્રધાન મી. મેકડોનલ્ડે પણ એક પુસ્તક લખી હિંદુસ્તાનની સ્વરાજની માગણીની યોગ્યતા સ્વીકારી લીધી હતી!

પણ 'ઘોડો ઘાસ ખાય કે ઘાસની યારી કરે' એ રાજ્યકર્તાઓના ન્યાયની સર્વભક્ષી ઉગ્રતા તેના ભયંકર રૂપમાં સમજતાં વાર લાગી. જેઓને સમજાઈ તેઓને એની સામે થવાના ઉપાય જડતા નહતા, અથવા તો ઉપાય અમલમાં કેમ મૂકવા તે સૂઝતું નહતું. મહાસભાને પોતાને લાંબા સમય સુધી ઠરાવો કરવા ઉપરાંત સામે કેમ થવું એ વિશેનો વિચાર કરવાનું યોગ્ય લાગતું નહતું.

૧૯૧૫માં ગાંધીજી હિંદુસ્તાનમાં આવ્યા. ગાંધીજીના દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહ પછી ઇંગ્લેંડના સુપ્રસિદ્ધ ગ્રીકભાષાના પ્રોફેસર ગીલ્બર્ટ મરેએ તે સમયે 'હીબર્ટ જર્નલ'માં ગાંધીજી વિશે એક લેખ લખ્યો હતો. તેમાં તેમણે જણાવ્યું હતું કે આ માણસ કોઇ પણ સરકારને ભારે પડે એવો છે. કારણ તેના શરીરને કબજે કરવું એ બાળકની રમત છે, જ્યારે તેના આત્માને દુનિયાની કોઇ પણ શક્તિ ન દબાવી શકે! આવા કર્મણ્ય પુરુષે હિંદુસ્તાનના રાજકીય જીવનમાં પ્રવેશ કર્યો એ સ્વરાજ્ય યાત્રાનું એક મોટું સીમાચિન્હ ભવિષ્યના ઇતિહાસમાં ગણાશે.

આ પુરુષના આવવા પછી રાજકીય દુઃખો સામે દલીલ કરવા ઉપરાંત વિશેષ સીધું કામ થવું જોઈએ એ દૃષ્ટિ ધીમે ધીમે હિંદુસ્તાનના રાજકીય જીવનમાં અને ક્રમે ક્રમે મહાસભામાં દાખલ થવા લાગી અહીંઆ એ સ્મરણમાં રાખવું ઘટે છે કે ગાંધીજી પહેલાં સરકારને સતાવવાની હિંસાત્મક રીતો અમલમાં મૂકાઇ ગઈ હતી. પણ હિંદુસ્તાનને અંગ્રેજોએ લાંબા સમય સુધી નિઃશસ્ત્ર રાખ્યા પછી અને હિંદુસ્તાને એ સ્થિતિ લાંબા સમય સુધી સહન

કર્યા પછી એ રીતે હિંદુસ્તાનને સ્વરાજ્ય અપાવવાની દૃષ્ટિ જરા પણ વિચાર કરી શકે એવા માણસોને આશા થાય એવી રહી ન હતી, અને છતા બીજી કોઈ રીત સૂઝતી ન હતી !

એ બીજી રીત ગાંધીજીએ હિંદુસ્તાનના રાજકીય જીવનમા દાખલ કરી અનિષ્ટ સામે એક વાર દલીલ કરી લેવી અને પછી અહિંસાત્મક રીતે લડવુ લડતા લડતા જે દુઃખો સહન કરવા પડે તેની તૈયારી કરી લેવી ગાંધીજીની આ રીત પ્રારભમા તો અકિંચિત્કર દેખાતી હતી ચંપારણમા ગાંધીજીએ આ મહા પ્રબળ સરકારનો જ્યારે પહેલવહેલો સામનો કર્યો ત્યારે એ રીતે હિંદુસ્તાન સ્વરાજ્ય માટે પણ લડી શકશે એ કેટલાકને સમજાયુ હશે, પણ મોટા ભાગે ગાંધીજી વિશે પ્રજામા અસાધારણ આદર ઉત્પન્ન કરવા ઉપરાત વિશેષ ખાતરી, મોટા ભાગને એ બનાવે આપી હશે કે નહિ તે કહેવુ કઠિન છે

ત્યારપછીનો મહાભારતનો ઇતિહાસ, ૧૯૨૦–૨૧ ના અસહકારનો ઇતિહાસ, તે સમયે પ્રજાના પ્રથમ છૂટેલા માનસિક બંધન આદિ સર્વે સ્મરણમા તાજા છે

૧૯૨૯ મા ગાંધીજીએ અને બીજા નેતાઓએ વાઇસરૉય સાહેબને વિનતી કરી કે હિંદુસ્તાનને સાંસ્થાનિક સ્વરાજ્ય અપાવવાની મદદ કરવાનું વચન આપો વાઇસરૉયે એ વચન આપ્યુ નહિ અથવા આપી શકયા નહિ મહાસભાએ નવા વર્ષને દિવસે પૂર્ણ સ્વાતન્ત્ર્યનો ઠરાવ કર્યો

ગાંધીજીએ યુદ્ધની તૈયારીઓ કરવા માડી યુદ્ધ આદર્યા પહેલા એક સાચા શાન્તિપ્રિય સેનાનીને છાજે એ રીતે ઘુંટણીએ પડી વાઇસરૉયને ફરીથી વિનતી કરી કે આટલી અગિયાર બાબતોમા સુધારો કરી પ્રજાને તમારી શુભેચ્છાની ખાતરી આપો ગાંધીજીના શબ્દોમા કહીએ તો રોટલાને બદલે જવાબમા પથરો મળ્યો

ત્યાર પછી બારમી માર્ચના શુભ દિને ગાંધીજીએ સ્વરાજ યાત્રા શરૂ કરી, અને છઠ્ઠી એપ્રિલે આ સરકારની સત્તાનો છડેચોક ભગ કર્યો !

આ ચાનાએ આપણી પ્રજાને યુદ્ધ માટે કેવી રીતે તૈયાર કરી તે અન્યત્ર જણાવ્યુ છે ત્યાર પછી સરકારના જુલમનુ પૂર ઊલટયુ ગાંધીજીએ આત્મૌપમ્યથી ધાર્યું હશે કે સરકાર પણ સામે થવામા સુજનતાની અને સરકારિતાની મર્યાદા સાચવશે, જો કે એમની તૈયારી તો કોઇ પણ કોટિના દુઃખ સહન કરવાની અને કરાવવાની હતી જ ગાંધીજી બહાર હતા એ અરસામા જ સરકારે જગલીપણાની શરૂઆત કરી, પણ જાણે ભવિષ્યમા જે અમાનુષ અત્યાચારો કરવાના છે તેની ગાંધીજીની શરમ આવતી હોય તેમ તેમને જેલમા પૂરી દીધા, અને પછી સ્વયસેવકો ઉપર કાળો કેર વર્તાવવો શરૂ કર્યો !

આ જુલમોની નોંધ કથાનુ પુનરાવર્તન કરવાની જરૂર નથી

પણ આ જુલમોનુ પ્રજા ઉપર શુ પરિણામ આવ્યુ તે જોવા જેવુ છે

જેમ જેમ સ્વયસેવકો ઉપર અત્યાચારો વધતા ગયા અને લોકોમા તેના ખબર ફેલાતા ગયા તેમ તેમ આ ‘ માબાપ સરકાર ’નુ ખરુ સ્વરૂપ પ્રજાને જણાતુ ગયુ અને પ્રજાનો પુણ્યપ્રકોપ વધવા લાગ્યો પ્રત્યેક જુલમની બીના પ્રજાને પાછી હઠાવવાને બદલે યુદ્ધમા આગળ ધપાવવા લાગી સરકારના મીઠાના કાયદાના તો ચૂરેચૂરા થઇ ગયા, કારણ સરકાર તે મીઠાના કાયદાનો હવે સાચી રીતે અમલ કરી શકતી નથી અને જો એ અમલ કરવો હોય તો હિંદુસ્તાનની વસતીના મોટા ભાગને જેલમા પૂરવી પડે અને એમા સરકારી અમલદારો પણ આવી જાય

ચોમાસાએ મીઠાની લડતનો એક ભાગ

પૂરો કર્યો! એ લડતે પ્રજાની આંખ ઉઘાડી નાંખી. પ્રજામાં-' war-mentality '' યુદ્ધ-શીલ માનસ ' ઉત્પન્ન થઈ ગયું. આ માનસ સામાન્ય મજૂર વર્ગ, ખેડૂત, વેપારી તેમ જ શ્રીમંત વર્ગ-દરેકમાં ઉત્પન્ન થઈ ગયું-તે દરેક વર્ગમાંથી જે માણસો લડવા આવે છે તે ઉપરથી જણાઇ આવે છે.

સરકારે શારીરિક જુલ્મો ઉપરાંત કાયદાના જુલ્મો પણ કરવા માંડયા.-સરકારે ઓર્ડીનન્સોનાં નવ તીર પ્રજા ઉપર ફેંકયાં તેમાંથી આઠ તો નિષ્ફળ થઈ પાછાં ફર્યાં; અને નવમું નિષ્ફળ થયું છે અને પાછું ફરવા સમયની રાહ જુએ છે.

અત્યારે આ લડતનું મુખ્ય ક્ષેત્ર ખેતરો થઈ પડયાં છે. સરકારે મહેસૂલ ભરાવવા બને તેટલા કાયદેસર અને ગેરકાયદેસર પગલાં લીધાં છે. ખેડૂત હજી મક્કમ છે.

ગાંધીજીએ દાંડી પહોંચ્યા પછી કીધુ હતું કે હજી મુક્તિનું ધામ દૂર છે! કેટલુ દૂર છે તે કોઈ કહી શકતું નથી પણ હિંદુસ્તાનની પ્રજાએ ખૂબ મારગ કાપ્યો છે એ પ્રત્યેક તટસ્થ પ્રેક્ષક જોઇ શકશે.

આ લડતનું સ્વરૂપ જ કાંઇક એવું છે કે જેમ જેમ સામો પક્ષ વધારે જુલ્મો કરતો જાય, વધારે અત્યાચારો કરતો જાય, તેમ તેમ તે હારતો જાય! અહિંસાની સામે સરકાર વધારે અહિંસા બતાવીને જ સફળ થઇ શકશે, હિંસા વાપરીને નહિ.

જગતનાં સુખશાન્તિ માટે આપણે ઈશ્વરને પ્રાર્થના કરીએ કે સરકારને વેળાસર સદ્‌બુદ્ધિ સુઝાડે!

***

## શ્રી. નંદલાલ મ. શાહને અભિનંદન

'પ્રસ્થાન'ના વાચકોને આ નામ સુપરિચિત છે. 'પ્રસ્થાન'ના આદ્ય તંત્રીમંડળના તેઓ સભ્ય હતા અને પછીથી મનોરંજક 'અમેરિકાના પત્રો'ના લેખક તરીકે તેઓ જાણીતા થયા છે. તેઓ આજે જેલમાં છે! તે માટે તેમને અભિનંદન!

શ્રી. નંદલાલ શાહ મુંબઇ યુનિવર્સિટીના ગ્રેજ્યુએટ છે, અને તેમના વર્ષમાં પ્રથમ વર્ગમાં પ્રથમ આવેલા છે. તેઓ ડયૂક ઑફ્ એડિનબરો ફેલોશીપ ધારણ કરતા હતા. ત્યારપછી તેઓનો સમય રાજકીય ક્ષેત્રની સેવામાં તથા 'યુગધર્મ' ચલાવવામાં કૃતાર્થ થયો છે. વિદ્યાપીઠની પણ મહામાત્ર તરીકે તથા અધ્યાપક તરીકે સેવા કરી છે. ૧૯૨૭ માં તેઓ અમેરિકા ગયા અને મેસેચુસેટ્સ ઇન્સ્ટીટયૂટ ઑફ્ ટેકનોલૉજીમાં ઇલેકટ્રિક ઍન્જીનિયરીંગમાં એમ. એસ. થયા છે. ગાંધીજીની હાકલ સાંભળી તેઓ તુરત જ પરિણામની રાહ જોયા વિના હિંદુસ્તાન આવ્યા; અને યોગ્ય કામ કરી સરકારના મહેમાન બન્યા છે.

ર. છો. પ.

# 卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૧૧     માગશર : ૧૯૮૭     અંક ૨

## શ્રીયુત ક્ષિતિમોહનસેનની શિક્ષણવ્યાખ્યાનમાળા

[અગાઉ આજ વ્યાખ્યાતાએ કોસિંદ્રામા પોતાના ચીનજાપાનના પ્રવાસ સબંધી એક વ્યાખ્યાનમાળા આપેલી તે અમે 'પ્રસ્થાન'માં પ્રસિદ્ધ કરી હતી. તે ઘણી જ લોકપ્રિય થઈ હતી. આ વ્યાખ્યાનમાળા પણ કોસિંદ્રામા જ આપેલી હતી અને શ્રીયુત કરુણાશંકરભાઈના પ્રયાસથી તેની નોંધ અમને મળી શકી છે. આ માળાની પ્રસિદ્ધિ માટે અમે બન્નેના આભારી છીએ. તંત્રી]

### વ્યાખ્યાન ૧ લું

આસો વદ ૫, સં० ૧૯૮૨.

ભારતવર્ષના લોક જાણતા હતા કે યથાર્થ જાણવું એ શ્રદ્ધા દ્વારા જાણવું એ છે. જ્ઞાનનું જાણવું એક પ્રકારનું છે, અને શ્રદ્ધાનું જાણવું બીજા પ્રકારનું છે. મા પોતાના સંતાનને સ્નેહ અને પ્રીતિદ્વારા જાણે છે. વૈજ્ઞાનિક અસ્થિ, ચર્મ, માંસ, શિરા, રક્ત દ્વારા તેને જાણી શકે નહિ તેનું જાણવું વસ્તુની યાદી જાણવા બરાબર છે, પણ માનુ જાણવું તે તેના હૃદયની અંદર પ્રવેશ કરીને તેના વ્યક્તિત્વને જાણવા બરાબર છે. માટે જ ઇન્દ્રિયજ્ઞાનનુ જાણવું તે એક પ્રકારે સ્પર્શ કરી પરિત્યાગ કરવા જેવું છે જેમ અરેબિયન નાઇટ્સની એક વાતમાં એક રાજા દર રાત્રે એક રાણી લાવી પ્રભાતે તેને વિસર્જન કરે છે, અને તેનો સંહાર કરે છે, તેમ જે માત્ર જ્ઞાન દ્વારા ચાહે છે તે અન્ય ક્ષણે જ્ઞેયને મનમાંથી વિસર્જન કરે છે. તેથી સ્થિર અને નિત્ય કાલનું જાણવું તે શ્રદ્ધાથી જ જાણવું તે છે.

પ્રથમ ભારતવર્ષમાં લોક દેશદેશાન્તર જોવા માટે જતા, ત્યારે તે તીર્થયાત્રી થઇને ફરતા; હાલ તેઓ 'ટુરિસ્ટ' થયા છે. તીર્થયાત્રી હતા તે ટુરિસ્ટ થયા છે. આ વખતે હું જ્યારે ગુજરાતમાં આવતો હતો ત્યારે હું મનમાં મનમાં તીર્થયાત્રીના જેવી શ્રદ્ધા લઇને, આ દેશમાં, ગુજરાતના માનવ સમાજમાં, આ ગુજરાતના Culture ની મધ્યે, સમસ્ત જીવન મધ્યે વિશ્વદેવતાનું જે એક વિશેષ રૂપ છે તે હું શ્રદ્ધાદ્વારા જોઇશ એ ભાવનાથી તીર્થયાત્રીની પેઠે બહાર નીકળ્યો હતો. હું આ દેશના જે મનુષ્યની મધ્યે ફરું છું, તેઓ જો તેમની તપસ્યામાં પોતાના જીવનને સ્ફટિકની પેઠે સ્વચ્છ કરી રાખે તો તેમનામાં વિશ્વ-દેવતાનું જે એક વિશેષ સ્વરૂપ છે તેને સાધના વિના પણ સહજ ભાવે દેખી શકું. હું અમદાવાદ આવ્યો ત્યારે, વર્તમાનકાળના એક ખૂબ ઉદ્યોગી યુવક આવીને મને પૂછ્યું: "આપ ગુજરાતમાં શા માટે પધાર્યા?" મેં કહ્યું: "હું કંઇક જોવા માટે આવ્યો છું." તેમણે કહ્યું: "આપ જે જોવા આવ્યા છો તે જોયું?" મેં કહ્યું: "જોવાનું શું એટલું સહજ છે કે દેખતાં વેંત જ જાણી શકાય? જેમનામાં હું વિશ્વદેવતાને જોવા ચાહું છું તેમની સાધના જો સ્વચ્છ હોય તો મારી સાધના પણ સ્વચ્છ થાય." કિન્તુ જો તેઓ પોતાને દેવદર્શનને યોગ્ય સ્ફટિકની પેઠે સ્વચ્છ ન રાખે, તો મારા પોતાના પ્રયત્નથી એ દેવતાને જોવો પડશે. હું જે જોવા આવ્યો છું તે કેવળ મનુષ્યોને જોવાનું નથી, તેમનાં જે સમસ્ત આમોદ, આહ્‌લાદ, તે જોવાનાં નથી. કદાચ તે પણ જોવાની એક ગંભીર વસ્તુ હોય. એવું પણ બને; કે તેમની ભીંતને જોવાય પણ તેનું દર્શન ન થાય. પણ એવું બની શકે કે અહીંથી દૂર જઇને ધ્યાન અને સાધના દ્વારા તે દેવતાને પ્રત્યક્ષ કરાય. અમેરિકન લોક પૃથ્વીના 'ટુરિસ્ટ' થઇને દશ દિનમાં ભારતવર્ષ, બાર દિવસમાં ચીન, પાંચ દિવસમાં જાપાન જોઇને ખતમ કરે છે તેનું નામ એ લોક doing કહે છે. હું do કરવાને બહાર નીકળ્યો નથી, કારણ કે દેવતાને realise કરવો, તેની ઉપલબ્ધિ કરવી તે do કરવાના જેવું સહેલું નથી.

મારી બાલ્યાવસ્થામાં મારો એક બાઉલ મિત્ર હતો, તેનું નામ નિતાઈ (નિત્યાનંદ) હતું. એક વાર મેં તેને પૂછ્યું: "નિતાઈ, તમે વિવાહ કર્યો હતો?" તેણે કહ્યું: "બાપુ! મેં એક જણના દેહની પાસે દેહને રાખ્યો હતો." મેં પૂછ્યું: "દેહની પાસે દેહ રાખ્યો એટલે?" નિતાઇએ કહ્યું 'દેહની પાસે દેહ રાખી શકાય પણ જો ભગવાનની કૃપા હોય, તો કદાચ આત્માની સાથે આત્માનો સ્પર્શ થાય તો થાય. મારી સ્ત્રી દશ પંદર વર્ષ જીવી હતી. દેહની પાસે દેહ હતો કિંતુ આત્માની સંગે આત્મા હતો નહિ. સ્ત્રીનું મૃત્યુ થયું. દેહના યોગની સ્મૃતિ રાખી મેં દશ વર્ષ ગાળ્યાં તોપણ દર્શન થયેલું નહિ. પછી સ્ત્રીના મૃત્યુના દશ વર્ષ પછી એક દિવસ અકસ્માત પડદો સરી ગયો. મેં એકદમ જોયું કે સ્થાન અને કાલનો કશો અંતરાય નથી. સ્પર્શમણિનાં સ્પર્શની પેઠે તેનો સ્પર્શ પામ્યો. જેટલા દિવસ તે જીવી હતી તેટલા દિવસ ક્ષુદ્ર ઇન્દ્રિયોનો દાવો અને બાધા જાણે એક પડદાની પેઠે હતાં તે સર્વે સરી ગયું. દશ વર્ષ સુધી સ્મૃતિનો પડદો રહ્યો, ત્યારપછી પોતાની સાધનાબળથી અથવા ભગવાનની કૃપાથી એક દિન અકસ્માત પડદો સરી ગયો. કેવળ એક અર્ધ દંડનો સ્પર્શ માત્ર અને તે એવો કે પત્નીની મૃણ્મયી પ્રતિમા જે મારા હૃદયમાં હતી તે ચિન્મય પ્રતિમા બની ગઇ! "ચૈતન્ય ચરિતામૃત"કાર કૃષ્ણદાસ કવિરાજે મહાપ્રભુ ચૈતન્ય સંબંધી ત્રણસો વર્ષ પૂર્વે લખ્યું છે કે:

ધર્મ છાડી રાગે દુહે કરે ઇ મિલન
કભુ મિલે કભુ ના મિલે દૈવેહ ઘટન;
મજેર નિર્મલ રાગ સુનિ ભક્ત ગન,
રાગ માર્ગે ભજે જે છાડિ ધર્મ કર્મ.*

મારુ પણ તેમજ થયું. જીવનમાં જે યથાર્થ વિવાહ ન થયો, મૃત્યુની પછી દશ વર્ષે ન થયો તે ત્યારપછી થયો. ત્યારે તે પરલોકમાં હતી અને હું આ લોકમાં હતો. અમારો અદૃશ્ય હાથ મંત્ર ભણી કોણે મેળવ્યો તે હું જાણતો નથી. કિન્તુ વસંતમાં સમસ્ત જગત સમસ્ત વિશ્વ આનંદથી પૂર્ણ થયું, બ્રહ્માંડ વિવાહોત્સવથી પૂર્ણ થયું. એ એક દિવસ પછી મારા જીવનમાં સ્પર્શમણિની પેઠે રૂપાન્તર થયું. માટે જ મેં કહ્યું કે 'એક જણના દેહની પાસે દેહ રાખ્યો હતો.' અને તેના જીવન કાળે જે ન થયું તે ભગવાનની કૃપાથી ત્યારે થયું. "પૃથ્વીમાં દેહની સાથે કેટલાય જણ દેહ રાખે છે કિન્તુ સત્યવિવાહ કેટલા જણ કરે છે?" મેં પૂછ્યુ: "મૃત્યુની પછી તે શી રીતે થયું?" ત્યારે તે બોલ્યો, "મૃત્યુની પછી પણ જીવનનો જે એક પડદો છે તે એક બાધા છે. જે સકલ-સ્વાર્થ માટે લોકની સાથે આપણી શત્રુતા હોય છે, તેમના મૂલ્યનો મૃત્યુ પછી અનુભવ કરવો જોઇએ. અને ત્યારે સ્વાર્થબુદ્ધિથી અતીત શુદ્ધ રૂપ જાણી શકાય. આજ આ અર્ધ દંડમાં મારા સકલ જીવનનો શોક મટ્યો. મૃત્યુનાં દશ વર્ષ પછી એક અર્ધ દંડ માટે અમે પ્રેમનું વાસરગૃહ રચ્યું. ત્યારપછી તેણે મારા ભાવલોકમાં આત્માની નિત્યસંગી, સહધર્મિણી થઇને મને નિત્ય અમૃત લોકમાં નિત્ય જીવન દઇને મૃત્યુથી અતીત કરીને મૃત્યુંજય કર્યો. ત્યારે તે દિવસે મેં જાણ્યું કે શિવે કેવી રીતે મૃત્યુંજય થઇને કાલકૂટ વહન કર્યું હતું. આજ મેં જે અમૃતલાભ કર્યો તેથી હવે અખિલ જગત્પૂર્ણ વિષ પીવાથી પણ હું મરુ નહિ. તે દિવસે મને બાઉલની દીક્ષા મળી, ત્યારપછી ગુરુની પાસે ગયો કિન્તુ ગુરુનું પ્રયોજન હતું નહિ."

આપણા દેશના સાધક જન કહે છે કે, જેને હું દીક્ષા આપવા ચાહું છું તે શિષ્યની મધ્યે પણ એ દેવતાને દેખી શકાય. અને જે મુહૂર્તે એ દેવતાનો અનુભવ કરાય તે જ મુહૂર્તે મહાદીક્ષા. ત્યાર પછી વર્ષે પછી વર્ષે તે સો સો વિષય ભણે કિન્તુ ભગવત્કૃપાથી કવચિત એવું બ્રાહ્મ મુહૂર્ત આવે છે કે જ્યારે તે તેના અન્તઃસ્થિત પરમાત્માનો પ્રત્યક્ષ અનુભવ કરે છે. ત્યારે તેના વ્યક્તિત્વની સંકીર્ણતા, વિશેષ દેશ, કાળ, પાત્ર એ સમસ્ત બાધા, એ સર્વ પાષાણ હોવા છતાં સ્ફટિક થઈ જાય છે. એ ભીતરના મનુષ્યનું દર્શન ન કરાય તો શિક્ષા કોને દેવી?

હાલમાં કેટલાક જણ વિચાર કરે છે કે કેટલાક વિષય ભણવા (learn કરવા) તે જાણે શિક્ષા. કિન્તુ તે શિક્ષણ education નથી. તેટલા માટે લોકો પૂછે છે કે "પુરુષ અને સ્ત્રી (Co-education) એક સ્થળે શિક્ષા લઈ શકે કે નહિ?" એક સ્થળે ભણાય (learn) કિન્તુ શિક્ષિત થવાય નહિ. અંકગણિત, ન્યાય, ઇતિહાસ, ભૂમિતિ એક સ્થળે શિખી શકાય અને એવી રીતે કરવાથી વ્યવસ્થા અને ખર્ચની અનુકૂળતા થઇ શકે. કિન્તુ સ્ત્રીની મધ્યે જગ-માતાનું સ્વરૂપ અને પુરુષની મધ્યે જગતપિતાનું-શિવસ્વરૂપ ભિન્નભિન્ન દેખી શકાય નહિ. એક જગાએ ભિન્ન ભિન્ન સ્ફુરણ કેવી રીતે થાય? તાન્ત્રિકો બોલે છે: એક યન્ત્રમાં બે ભિન્ન દેવતાનું આવાહન કેવી રીતે કરી શકાય?

---

* ભાવાર્થ: ધર્મદ્વારા નહિ પણ પ્રેમની લાગણીથી બન્નેનું મિલન થાય છે. કાંઇ મળે, કંઇ ન મળે એ તો દૈવની ઘટના છે. તેનો આદિ નિર્મળ રાગ ('પ્રેમ-ભક્તિ'નો) સાંભળી, ભક્તગણ ધર્મકર્મ છોડી આ 'રાગમાર્ગ' દ્વારા જ એનું ભજન કરે છે.

હું જ્યારે જાપાનમાં ગયો હતો ત્યારે ત્યાં જોયું હતું કે આખા ઘરમાં એક સ્થળે એક ચિત્ર ટાંગવામાં આવતું. તે સ્થળને જાપાની લોક 'કાકીમોનો' કહે છે. મેં પૂછ્યું: "ઘરમાં આટલી બધી જગ્યા છે તથાપિ એક જ ચિત્ર શા માટે છે?" ત્યારે તેઓએ કહ્યું: "ભારતવર્ષમાંથી અમને કહેવામાં આવ્યું છે કે 'એક મુહૂર્તે એક સ્થાને બે દેવતાનું પૂજન કરવામાં આવે તો તે વ્યભિચાર બને છે.' સૌન્દર્યપ્રિય લોકની પાસે ચિત્ર પણ દેવતાની પેઠે છે. તેથી એક ઘરમાં એક જ જગ્યાએ એક જ ચિત્ર રાખવામાં આવે છે." પાશ્ચાત્ય લોકમાં એવી વાત કહેવામાં આવે છે કે વ્યક્તિત્વની સંગે સર્વ ભાવનું સ્ફુરણ થાય તેનું નામ શિક્ષણ (education). આપણે પ્રાચ્ય દેશમાંથી તેની ઉપર જો ટીકા (Commentary) કરીએ તો તેમને કહીએ કે "દેહની બાજુથી મનુષ્ય biological–પ્રાણિધર્મવાન છે. તેથી દેહ અને જીવનમાં તે પ્રકારનો સર્વાંગ વિકાસ આવશ્યક છે (all sided development is needed). તેથી તેના દેશના વાતાવરણ (environment) પ્રમાણે સર્વ પ્રકારે તેનો વિકાસ થવો જોઇએ. દેહની બાજુથી તે સ્થળ સાથે સંબંધ રાખે છે (He belongs to space with regard to the body). આત્માની બાજુથી તે કાલ સાથે સંબંધ રાખે છે (belongs to time). નિત્ય પદને માટે તેનું ભૂત વર્તમાનમાં આવિષ્કાર કરવા માટે ઇચ્છે છે. વર્તમાનને ભવિષ્યની સાથે યુક્ત કરવું જોઇએ. આવી પૂર્ણવ્યવસ્થા થવી ઉચિત છે. તેથી જ મનુષ્યનું સમૂહશિક્ષણ (Group education) થઇ શકે, નહિ તો સહશિક્ષણ (Co-education) ની વાત તો દૂર જ રહી. બહુ લોક એકત્ર મળવાથી કંઇક શિક્ષણ (education) થઇ શકે કિન્તુ પ્રત્યેક વ્યક્તિનો પ્રશ્ન (problem) ભિન્ન હોય છે.

આ વિષયમાં મહાત્મા કબીરની એક વાત કહું છું: કબીરનો પૂરણ નામે એક શિષ્ય હતો. તે ભક્ત હતો. તેનો સૂરણ નામે એક ભાઇ હતો. તે ધનવાન અને સંગીતાનુરાગી હતો, પરંતુ ચારિત્રહીન હતો. કબીર સંગીતાનુરાગી હતા. એક દિવસ સૂરણે પૂરણને કહ્યું: "હું તમારા ગુરુનું ગાન સાંભળવા ઇચ્છું છું." તેણે કહ્યું: "હું મારા ગુરુને પૂછીશ." પછી પૂરણે કબીરને કહ્યું: "મારો ભાઇ ધનવાન અને સંગીતાનુરાગી છે, કિન્તુ ચારિત્રહીન છે. આપ જો અનુજ્ઞા દો, તો તેને અહીં લઈ આવું." કબીરે કહ્યું: "તમે તેને લઇ આવો અને મને જો તે સમયે પ્રેરણા થશે તો વર્ષાઋતુમાં જેમ વર્ષા સારું કે ખરાબ ક્ષેત્ર જોતી નથી તેમ વર્ષા કાળની વર્ષાની પેઠે તેને ભીંજવીશ." પૂરણે સૂરણને આણ્યો. ગાન શરૂ થયું. ગાન પૂર્ણ થવાને સમયે, 'કબીર કહે સુનો ભાઇ સાધો' એમ કહીને ગાન પૂર્ણ કરવાનો કબીરનો નિયમ હતો; પરંતુ આ સૂરણ ભોગી હતો, તેથી પૂરણના મનમાં થયું કે એ પ્રકારે ગાન પૂર્ણ થવાથી મિથ્યા કથા થશે. માટે તે એકદમ બોલી ઊઠયો કે 'એ સાધુ નથી.' કબીરે એ કંઈ નહિ સાંભળતાં 'કબીર કહે સુનો ભાઇ સાધો' એમ કરીને ગાન પૂર્ણ કર્યું. ત્યારપછી જોયું કે સૂરણ પણ કુંઠિત અને લજ્જિત થઇને બેઠો છે. એવું જોઇને કબીરે કહ્યું: "હો સાધુ, મૈં કહીં તુમ સાધુ, ફિર કહોં તુમ સાધુ, જિસને તુમ્હેં મલિન કહાયા ઓ સબ હૈ જૂઠ જાદુ." તેનો અર્થ એ છે કે સૂરણમાં કબીરે એ દેવતાને પ્રત્યક્ષ કર્યો હતો. સૂરણનું તે બાહ્ય, ભોગી, વિષયી ચારિત્રહીન આવરણ સરી ગયું હતું.

તે પછી કબીરનું સમસ્ત શિષ્યમંડળ વિરુદ્ધ થઇ ગયું. એકેક દિવસ પછી તેમણે કહ્યું: "ચાલો, સૂરણને ઘેર જઇએ." પછી જ્યારે સૂરણના ઘરના સિંહદ્વારની પાસે સર્વે આવ્યા,

ત્યારે શિષ્યોએ કબીરને કહ્યું: "સુરણના ઘરમાં પ્રવેશ કરવાને માટે આ માર્ગ છે." કબીરે કહ્યું: "હું પાછળને રસ્તે જઈશ." પાછળનો રસ્તો ભંગીને જવા આવવાનો માર્ગ હતો. જ્યારે કબીરે કહ્યું કે "એ માર્ગે થઈને હું જઇશ," ત્યારે શિષ્યોએ કહ્યું: "ગુરુદેવ! એમ કેમ? જે સિંહદ્વાર છે તે ઘરનો માર્ગ છે. એ પાછળને માર્ગે તેનો પરિચય કરાય નહિ. એ માર્ગનું પ્રયોજન જુદુ છે, અને એ અત્યન્ત લજ્જાનો વિષય છે. એ શું તેના ઘરના પરિચય માટે છે? તેના ઘરનો પરિચય કરવા માટે તો આ રાજદ્વાર છે." ત્યારે કબીરે કહ્યું: "મનુષ્યોના ઘરને માટે જેટલી ઉદારતા રાખો છો તેટલી ઉદારતા તેમનાં જીવનને માટે કેમ રાખતા નથી? જે માર્ગથી પરમાત્માનો પરિચય થાય તે માર્ગનો પરિચય કેમ મેળવવો નહિ? પાછળનો માર્ગ કે જેને માટે તે પોતે લજ્જિત છે તે રસ્તાનો પરિચય શાને કરવો? એટલા માટે હું બોલ્યો હતો કે 'હે સુરણ! તું સાધુ છે, આ જે તારો મામુલી પરિચય છે તેથી અતીત એક નિત્ય કાલના પરિચયનું મને દર્શન થયું છે." ત્યારે ત્યાં આવેલા સુરણે કબીરને કહ્યું: "જ્યારથી આપે મને 'સાધુ' કહીને બોલાવ્યો છે ત્યારથી મારું પાપ-ગૃહ દગ્ધ થઇ ગયું છે. એ જીવનમાં પુનઃ પ્રવેશ થવાનો સભવ રહ્યો નથી." સુરણે પછી કબીરને પૂછ્યું: "મારુ જીવન જોઈને તમને શો ખ્યાલ થયો હતો?" કબીરે કહ્યું: "તમારા જીવનમાં જે વૈભવ અને વિલાસ ( luxary ) હતાં તે સમસ્ત જોઇને મારા મનમાં કેવળ દુઃખ માત્ર થયું. હું વિલાસવૈભવની વિરુદ્ધ નથી, કિન્તુ જેમ એક નદીના સંગમ ઉપર સંગેમરમરનો સેતુ બાંધ્યો હોય કિન્તુ બન્ને કિનારા સાથે તેનો સંબંધ ન હોય એવા પૂલના કરતાં બન્ને કિનારાની સાથે સંબદ્ધ કાષ્ટનો પૂલ સારો, તેમ હું તારા વિલાસી જીવનની નદીનો વર્તમાનનો પરિચય પામ્યો. કિન્તુ અતીત કાલનો પ્રકાશ ક્યાં? તારું આ વર્તમાન જીવન કેમ કરીને ભવિષ્યમાં ઉત્તીર્ણ કરીશ? અતીતને ભવિષ્યમાં શી રીતે ઉતારીશ? અતીત અને ભવિષ્યકાળનું જે જીવન તેને વર્તમાન ભોગ, ઐશ્વર્ય, વૈભવ અને વિલાસે વિચ્છિન્ન કરી નાખ્યું છે. તેને જોઇને આંખમાં અશ્રુ આવ્યાં તેનું કારણ એ કે તારા ભૂત અને ભવિષ્યની સાથે વર્તમાનનો કોઈ સંબંધ નહતો. વિધવા કન્યાનું સૌન્દર્ય જોઇને જેમ અશ્રુ આવે તેમ વર્તમાનનું તારુ જીવન જોઇને, વર્તમાનનો તારો વૈભવ જોઇને મનમાં એમ થયું કે 'ભૂતકાલનો અહીં કશો અર્થ નથી, તેવી જ રીતે ભવિષ્યમાં કોઈ અર્થ રહેશે નહિ. માટે જ સ્થાન, કાલ, પાત્ર એ સર્વના સુષ્ઠુ યોગ (harmony) થી મનુષ્યની સર્વ શક્તિ, સર્વ વૃત્તિ, સુપ્ત સંભાવ્યતા (sleeping posibility), તેમનો જે સ્થાન (biological)સંબંધ અને આધ્યાત્મિક (spiritual) કાલસંબંધ જે શિક્ષા સુસંગત કરે એ ખરી શિક્ષા.

વિભિન્ન દેશકાલમાં ભિન્નભિન્ન પ્રકારની પ્રણાલિકા હોય છે. ચીન દેશમાં જ્યારે હું કાઇન્ગ સ્થળે ગયો હતો ત્યારે એક તત્ત્વજ્ઞાની સંન્યાસી જોડે પૂર્વ અને પશ્ચિમમાં શો ભેદ છે તે સંબંધી વાર્તાલાપ થયો હતો. મેં કહ્યું: "બાબા! તમે ગભીર દ્રષ્ટા છો તો મને એક એવી વ્યાખ્યા આપો કે જેથી હું પૂર્વ અને પશ્ચિમનો ભેદ સમજી શકુ." તેમણે કહ્યું: "'સર્વના ભોજન પછી જે અવશેષ રહે તે ખાઇને હું જીવનનિર્વાહ કરીશ' એ થયો પ્રાચ્ય આદર્શ. 'હું જમું પછી જે અવશિષ્ટ રહે તે ઉચ્છિષ્ટ આપીને મારૂં ગૌરવ ઉપાર્જન કરીશ' તે છે પશ્ચિમનો આદર્શ." એ જેવો ભેદ છે એવા પ્રકારનો ભેદ શિક્ષણના વિષયમાં પણ છે.

કબીરે તેમના પુત્ર-જન્મ સમયે કેટલીક લીટીઓ કહી છે તે ઉપરથી ભારતવર્ષની

શિક્ષાનો આદર્શ શો છે તે સમજી શકાશે. જેમ પ્રાચીન આર્યો બ્રહ્મનિષ્ઠ હોવા છતાં પણ ગૃહસ્થ હતા તેમ કબીર સંન્યાસી વિવાહિત ગૃહસ્થ હતા કેટલાક લોક હાલમાં એ વાત ગુપ્ત રાખવા ઇચ્છે છે, કિન્તુ એ બની શકે એમ નથી. કબીરે જ્યારે વિવાહ કર્યો ત્યારે શત્રુઓ બોલવા લાગ્યા કે "તેને પુત્ર થશે નહિ." એક માણસ વિશે એવી વાત છે કે લોકો કહેતા કે "તે મુનસફ થશે નહિ." જ્યારે તે મુનસફ થયો ત્યારે તેમણે કહ્યું: "તેને પગાર નહિ મળે." જ્યારે કબીરને સંતાન થયું ત્યારે એક પક્ષનાં લોક ખુશી થયા, અને બીજા પક્ષના દુઃખી થયા. તે પોતે પોતાના પરિશ્રમ દ્વારા પોતાનું જીવન ગાળતા હતા અને કહેતા હતા કે—

"કહે કબીર અસ ઉદ્યમ કીજે
આપ જીએ ઔરન કો દીજે."

એટલા માટે તે શાળ રાખતા. પુત્રજન્મના તે દિવસે સૂતર લઇને તે બજારમાંથી આવતા હતા ત્યારે, જે લોકોએ અપમાન કરવાનું ધાર્યું હતું તે બોલ્યા: "કબીર! સાંભળ્યું કે? તમારે ત્યાં પુત્ર થયો છે." કબીરે માથા ઉપરથી બોજો નીચે નાખીને નમસ્કાર કરીને પુત્રને જોયા પહેલાં જ પુત્રના અંતરમાં પરમાત્માને દીઠા. એ પુત્રની મધ્યે પરમાત્માનું દર્શન કરીને પુત્રને નિમિત્તે છ પંક્તિ સ્તવ–મન્ત્ર ઉચ્ચારણ કર્યું:

"અહદ મુસાફિર પહુના આયા
ધરો મંગળ થાળ;
ઘર–આંગન કી કદર ભયી હૈ,
રાહ ભયી ગુલઝાર. ૧

જનમ–મરણ મેં કદમ તુમ્હારા,
અવશ ભયા હૈ કાલ;
મેરા ઘરમેં ડેરા લગાયા,
પાયા હમ ઉમાલ. ૨

કૌનસી સેવા કરી હો તુમકો,
કૌન કરી હો પૂજા;
પન્થ, પન્થી, ઘર, એક હિ હૈજી,
ભાવ મિટા અબ દૂજા.

---

# નર્મદાને

[ શાલિની સ્રગ્ધરા વૃત્ત ]

૧

લાંબા વસ્ત્રો વાળિ, ને બાહુ ત્હેવા,
ઓ સ્વચ્છંદે સૃષ્ટિમાં રેલનારી!
ઉલ્લાસોથી નાજ સામાન્ય એ'વા,
લાલિત્યોની દૃષ્ટિમાં ખેલનારી!
આપે આનંદ ઓછો નહિ જનદગને ઉર્મિની વેલ ત્હારી.

૨

જોતાં ત્હારા રૂપમાં મૂળ, માતા,
જે આ વિશ્વે ના વહે છે નકામી,
મ્હારે હૈયે લેખ લાખો લખાતા;
જે'માં ત્હારા મત્રનો લાભ પામી,
ઊડે છે કલ્પનાનાં ખગ સમ મનડું મ્હારું આકાશગામી.

૩

નિ:સત્યોમાં ઓ મહાસત્ય એક!
સત્કર્મોમાં જે સરે છે સદાય;
ધારી સત્તા માનુષોથી વિશેક,
રેવા! ગીતો શાં તું હંમેશ ગાય
જેનાં સાચાં રહસ્યો કઠણ સમજવાં લોકને સર્વ થાય?

૪

ઓ જન્મેલી શૃંગ ઉત્તુંગમાંથી—
જે ધારે છે દેવનું નામ ભવ્ય,
છે જે ત્હારા નિત્યના બાળસાથી
ત્હેને આથી શું બિજું હોય શ્રવ્ય,
ગંમારે આ વધારે? તુજ દિલની દયા એ જ છે મ્હારું દ્રવ્ય.

૫

હંમેશાની આપગા ઓ ઉદાર,
જે ગંતાનો માનિતાં તાહરાં છે
તે દોડે છે શોધવા ના શિકાર;
તે હિંસાથી દૂર હંમેશ, હા! છે:
જે'ને માથે સુખોના સમુચ્ચય સમ તૂ પ્રેમની મૂર્તિ 'મા' છે.

૬

ત્હારાં તીર્થો છે વધારે પવિત્ર,
ને ત્હારું છે નામ ઓછું ન પ્યારું:
તું પોષે છે માહરાં દીન મિત્ર
છોડે છે જે ના ત્હને સ્વાર્થ સારું,
જેઓ સાચાં રહીને નિશદિન નિરખે રમ્ય મંદિર ત્હારું!

૭

ચારિત્ર્યોના હો મહા ગ્રન્થ જેવી,
રેવા, ત્હારા નિત્ય અધ્યાય વાંચે
ત્હેની વિશ્વે દુર્દશા હોય કે'વી?
તે અન્યાયો કેરિ દાઝે ન આંચે;
સત્તા ધારે છતાંયે, અપથ અનુસરી જે નમે ના જ લાંચે.

૮

ઓ દેખાવે ઉગ્ર! ત્હારે કિનારે
છે ઊભેલા સાધુઓના મઠો; તું
પોષે છે તે સર્વને એક પ્યારે
જેઓનું છે ગાન ચિંતાવિહોણું–
પ્યારી માટી તજીને નહિ પંરદરિયે શોધતા જેહ સોનું!

૯

ત્હારે તીર્થે બાવળોનો બગીચો,
તોયે ત્હેમાં વાસ છે ચંદનોની;
ત્હારું દેહું છે બનેલો ગલીચો
શય્યા કેરો મૃત્યુવાળા જનોની
જેમાં નિદ્રસ્થ એવા શત શતથી વધુ રાખ છે પૂર્વજોની.

૧૦

આપે છે તું સ્વાસ્થ્ય જે કૈં અમોને
તે સર્વે છે તોલનાની બહાર;
જે ત્હારાં છે તે જ છેલ્લાં સુખોને
આ સંસારે છે ખરે જાણનાર,
માતા મ્હારા સમાની, અમ પિતૃજનના પ્રેત ઉદ્ધારનાર!

૧૧

પ્રીતિ કેરી દોરિ ઓ દિવ્યરંગી,
ને, ઓ રેખા ભક્તિકેરી, પુનીતા!
ચિંતાવાળા ચિત્તના, કે ઉમંગી,
જેઓ ત્હારાં નિર્મળાં નીર પીતાં
તેઓ શાન્તિ ગ્રહીને સુખ અનુભવતાં, સૌમ્ય વ્યાપારગીતા!

૧૨

પ્રવૃત્તિના નિત્ય પંથે અમારા
જ્યાં માયાનાં થાય છે યુદ્ધ ઘોર
ત્યાં તું આપી જ્ઞાન સદ્‌બોધ ત્હારા,
સાચી કીર્તિ કારણે કિંતુ દોરઃ
હૈયે હૈયું ઘવાતું સમર સમયના, ને બને 'આત્મ' ચોર!

૧૩

પ્રેરી આવ્યું અંતરે માનુષત્વ
વૈરીઓથી તું અમારા બચાવ,
લેવા જેઓ માન ગાથે મહત્ત્વ,
છે ઊભેલા સાધિને સખ્ત દાવઃ—
સંગ્રામે સ્વાર્થ કેરા જગમહિં પડતો ના મ્હને એક ઘાવ.

૧૪

રેવા! મ્હારી અલ્પ છે જિન્દગી આ,
ને કાર્યોનું માહરાં છે ન માપ;
ના સાફલ્યો સ્હેલ છે આ સદીમાં—
જ્યાં મૂકે છે મિત્રને મિત્ર કાપ
એવાં માર્ગે કદાપિ નહિ અનુસરવા યોગ્ય સામર્થ્ય આપ.

૧૫

દીવામાંહે જેમ મોહી પતંગ
ખોવા માટે થાય છે લુબ્ધ પ્રાણઃ
ત્હેવી રીતે હૈય ધારી ઉમંગ
ભેટું મ્હારા મૃત્યુને હું, સુજાણ!
હોઉં જો દૂર સાચી ફરજ થકિ હું, તો તેહની પાસ આણ.

૧૬

રેવા, ત્હારાં પુણ્યવૃત્તો થકી ત્હેં
છે કીધેલાં કૈંકને ભાગ્યશાળી,
રેવા, ત્હારા વારિ પાસે વસીને
કૈંકે તૃષ્ણાની તૃષા તીવ્ર ટાળી,
ને ગાળ્યું સૃષ્ટિમાં આ જિવન જિવિ ગયાં જે સદાચાર પાળી

૧૭

પ્રેમી, યોગી, જ્ઞાની, પણ્ડિત, કોઈ
ત્હારા જેવો જાણતા ના વિવેક;
હૈયા માંહેથી અહંભાવ ખોઈ
ત્હારા જેવો રાખતા નાજ ટેક,
મૂર્તિ જેવી બનેલી પ્રિય કુદરતની, કામમાં લીન એક!

૧૮

પામી છે તું જન્મ સાથે મહત્તા,
છે ના ત્હારા પાર સામર્થ્ય કેરો;
ચર્ણે ચર્ણે વાધતી ત્હારી સત્તા,
રેલે વારિ તેમ થાતો ઉમેરો,
એવું જો હોય મ્હારૂં નસિબ, નથિ જ તો વ્યર્થ સંસારફેરો.

૧૯

યામે યામે થાઉં છું નિત્ય જીર્ણ,
પાદે પાદે જાઉં છું મૃત્યુ પાસે;
શબ્દે શબ્દે ખોઉં છું શ્વાસ ક્ષીર્ણ,
ને જીવું છું જીવવાની જ આશે—
સમૃદ્ધિની અરે ઓ સરણિ, તુજ થયું મ્હારૂં ત્હેવું ન થાશે.

૨૦

મ્હારે ખોવા છે દિનો જૂજ માત્ર,
ને ખોવાઈ થાવું છેલ્લે ખલાસ:
આ માયાના ખેલમાં, અલ્પ પાત્ર !
ને જાવું છે જ્યાં નહિં છે ઉજાશ;
બેઠો છે ઉગ્ર ધારી સ્વરૂપ સળગતું જ્યાંય રાજા 'વિનાશ'!

૨૧

રેવા, તોયે ત્હેં મ્હને પુત્ર કીધો,
એ છે ઓછો ના જ આભાર કાંઇ,
સાચો ત્હારો હોઇ મ્હેં પ્યાર પીધો,
તો મ્હારી યે થાય નિંદા ન ક્યાંય,
ચૂકું કોઈ સ્થલે ના,—મુજ કવન બને વિશ્વ કેરી નવાઈ!

૨૨

બાંધ્યા સ્થંભો, કોતરાવી કમાનો,
કે ચ્હતાં છે મ્હેલમાં આરસોનાં;
મૂકી પૂઠે રત્ન કેરો ખજાનો,
ને એવાં કૈં ચિન્હ આબાદિઓનાં;
તેઓથી યે વધારે અહિ તુજ કરુણા કીર્તિ પામુ નરોમાં!

# સહકારનું રહસ્ય ને તેના સિદ્ધાંતો*

## સહકારની સંસ્થા પશ્ચિમમાંથી આવી છે

સહકાર એટલે સાથે મળીને કામ કરવું. ઘણી વાર એમ કહેવાય છે કે, સહકારથી કામ લેવાની પદ્ધતિ આપણા દેશમાં જૂના વખતથી ચાલી આવે છે અને પશ્ચિમના લોકો સહકારની વાતો કરે છે ત્યારે કાંઇ નવું કહેતા નથી. આ માન્યતા ભૂલભરેલી છે. સાથે રહી ઘરસંસાર ચલાવવો એ પતિપત્નીનું કામ છે; સાથે રહીને વેપાર કરવો તે શેઠ ને વાણોતરનું કામ છે; સાથે રહીને રાજ્યકારભાર કરવો તે રાજાપ્રજાનું કામ છે. પણ આ સૂત્રો માત્ર કર્તવ્યરૂપે કહેવામાં આવ્યાં છે. તેમાં સહકારનું ખરું રહસ્ય સમજાવવામાં આવ્યું નથી. સહકારથી એટલે સહકારી મંડળીઓ સ્થાપવાથી લોકકલ્યાણ થઈ શકે છે તે વિચાર યુરોપના વિચારકોને ને સુધારકોને સૂઝ્યો હતો. આપણે ત્યાં તો લોકકલ્યાણ સાધવા માટે ધર્મ પ્રમાણે રહેણીકરણી રાખવાનો આદેશ કરવામાં આવ્યો છે. 'લોકોની ગરીબીનું નિવારણ સમાજની વ્યવસ્થામાં સુધારો કરવાથી થઇ શકે છે' તે વિચાર પશ્ચિમના વિચારકોને ખાસ સૂઝ્યો છે, આપણને નહિ. આપણે તો કલિયુગના ત્રાસથી બચવા માટે અને સત્ય યુગના વાતાવરણમાં રહેવા માટે પ્રભુભજન કરવાનો વિચાર કર્યો છે, આપણાં દુઃખો આપણાં કર્મોનાં ફળરૂપે છે તેથી તે કર્મોનો નાશ કરવા આપણે કોઇ તપશ્ચર્યા કરવી જોઇએ, કોઇ દેવદેવીઓને આરાધવાં જોઇએ—કોઇની ભક્તિ કરવી જોઇએ, કોઇ આસ્થા રાખવી જોઇએ, એવો ઉપદેશ આપણા ગરીબ લોકોને હરહંમેશ આપવામાં આવ્યો છે. નવાઇની વાત તો એ છે કે, આ ઉપદેશ હિંદુ જનતાએ કોઇ જાતનો વાંધો લીધા સિવાય ઝીલ્યો છે. આપણી દલિત કોમો જુઓ: આપણા ખેડૂતો જુઓ: આપણા મજૂરો જુઓ: આપણી સ્ત્રીઓ જુઓ: આપણો બાળસમાજ જુઓ: જ્યાં આપણે દૃષ્ટિ કરીએ છીએ ત્યાં બધે ઠેકાણે આપણે આ ઉપદેશનાં પરિણામો જોઇએ છીએ. આપણા નિર્ધન, લાચાર, સાધનહીન, ને ભયથી ત્રસ્ત થએલાં સમાજનાં અંગોમાં પુરુષાર્થ જેવું બહુ ઓછું જોવામાં આવે છે ને પોતાની સ્થિતિ ઇશ્વરકૃત છે અથવા કર્મબાધિત છે તેથી તેમાં ફેરફાર થઇ શકે એમ નથી, તે હડહડની જૂઠી માન્યતા આપણા આ સમાજમાં હજારો વર્ષો સુધી ઘર કરી રહી છે.

આ જ કારણથી આપણા સાહિત્યમાં સહકાર સંબંધી કોઇ ઉચ્ચાર જોવાનો નથી. બે ચાર વેદના મંત્રો મળતા હોય તેથી આપણે ત્યાં સહકારથી સામાજિક તંત્ર ચાલતું હશે એમ કોઇએ માનવું નહિ. આપણા કયા કવિએ, કે ફિલસૂફે, કે ગદ્યલેખકે, કે ધર્મશાસ્ત્રના રચનારે આદર્શ સમાજની યોજના આપી છે? સંસારના ત્રાસથી કંટાળી ગયેલા લોકોને દેવમંદિર, મસ્જીદ, આશ્રમ, પૂજાપાઠ, બંદગી કે એવા ઉપાય સર્વે કોઈ જાણે છે તેથી

* વડોદરા પ્રાંતના કરજણ તાલુકાની સહકારી મંડળીઓના સેક્રેટરીઓના વર્ગ સમક્ષ તા. ૭-૧૨-૧૯૩૦ રવિવારે આપેલા ભાષણનો સાર.

બીજો કોઈ ઉપાય આપણા સાહિત્યમાં ક્યાંય પણ બતાવવામાં આવ્યો છે? જવાબમાં નકાર સિવાય બીજું કાંઇ પણ મળી શકશે જ નહિ. સમાજના અન્યાયો સમાજની રચનાથી છે ને તે અન્યાયોનું નિવારણ સમાજની યોજનામાં કોઇ અનેરૂં ને નવીન તત્વ લાવવાથી થઇ શકશે એ વિચાર વર્ણાશ્રમ ધર્મને હમેશાં કાયમ રાખવાના ધર્મશાસ્ત્રમાં કેમ મળે?

ટૂંકામાં, જો કોઇ આપણા પૂર્વજીવનનો ઉત્સાહી માણસ તમોને એમ કહે, કે આ સહકારનું રહસ્ય આપણા પૂર્વજો બરાબર જાણતા હતા ને પશ્ચિમના લોકો તેથી કાંઇ નવીન કહેવા માગતા નથી તો તમે ચોક્કસ માનજો કે, તે ઉત્સાહી ભાઇ ખોટા છે ને તેમને પૂર્વના ને પશ્ચિમના વિચારોનું જરા પણ ભાન નથી.

આ જ માન્યતા, આપણી સહકારી પ્રવૃત્તિ હજુ ઘણી હીણી રહી ગઇ છે તે માટે જવાબદાર છે. જો તમોને હું ચોક્કસ કહું, કે સહકારની યોજના પશ્ચિમની સંસ્કૃતિનું પરિણામ છે તો તમે તે યોજના સમજવા માટે પશ્ચિમથી આવતા તે ઉપરના સાહિત્યને વાંચશો, બીજાને તે સાહિત્ય વંચાવશો ને તેનું યોગ્ય તારણ કરી તમારા પોતાના જીવનને વિશેષ સહકારી બનાવશો. પણ અત્યારે શું જોવામાં આવે છે? આપણી પાસે આ વિષયનું પુરતું સાહિત્ય ગુજરાતીમાં નથી ને જે છે તેનો પણ કેટલાંક કારણોથી યોગ્ય ઉપયોગ થતો નથી. સહકારી પ્રવૃત્તિ પરદેશી પ્રવૃત્તિ છે ને તેથી જે પ્રવૃત્તિને આપણા સમાજમાં, આપણા જીવનમાં, આપણા વ્યવહારમાં, ને આપણા ઘરમાં વસાવવા જતાં આપણને ઘણી મુશ્કેલી પડે છે તે આપણે ભૂલી જઇએ છીએ. ઘણાં વર્ષોથી આપણે જે જીવન જીવીએ છીએ તેમાં આપણે એકદમ નવીન ઉત્સાહ કેમ લાવી શકીએ? આ જ કારણથી આપણો સહકાર વિષેનો ઉત્સાહ જેવો જોઇએ તેવો નિરતર રહેતો નથી ને "આરભમાં શૂરા" હોવાનો આપણા ઉપર આક્ષેપ કરવામાં આવે છે.

### એ આદર્શવાદીઓ

સમાજને આદર્શ સમાજ બનાવવો એ સહકારી પ્રવૃત્તિનું મુખ્ય લક્ષ્ય છે. આપણા [illegible]ારકોએ તે આદર્શ સમાજ માત્ર વર્ણાશ્રમ ધર્મોના ખરા પરિપાલનમાં સમજ્યો હતો; પણ પશ્ચિમના સમર્થ વિચારકોએ તે ઉપર એવો સંકુચિત વિચાર કર્યો નહોતો. ઉપર કહ્યું તેમ ત્યાં તો સમાજને આદર્શ સમાજ બનાવવા માટે સમાજને પોતાને જ ફેરવી નાખવાનો તેમણે ઉપદેશ આપેલો. એ વિચારકો પોતપોતાની બુદ્ધિ પ્રમાણે એવા આદર્શ સમાજની યોજનાઓ આપણે માટે મૂકી ગયા છે. ઠેઠ ઇ. સ. પૂર્વે ૪૩૦માં થએલા પ્લેટોથી માંડીને તે અત્યાર સુધી લેનિન વગેરે વિચારકોએ તે વિષય ઉપર સમર્થ વિચારો કર્યા છે. તે વિચારો દર્શાવવા માટે તેમાંના કેટલાકોએ ઠેઠ દેહાંત દંડ સુધીની સજા પણ સહન કરી છે. યાદ રાખો કે એ વિચારકો બધા નવરા, ગરીબ કે મૂર્ખ નહોતા. કેટલાક તો ગર્ભશ્રીમંતો હતા; કેટલાક મોટા મોટા વેપારીઓ હતા; કેટલાકો રાજ્યોના કારભારીઓ હતા; કેટલાકો ફિલસુફો હતા; કેટલાકો જમીનદારો હતા; કેટલાકો પાદરીઓ કે ધર્મના ઉપદેશકો હતા. માત્ર લોકહિત માટે, પરતંત્ર પ્રજાને સ્વતંત્ર બનાવવા માટે, પોતાની બુદ્ધિને કોઇ જુદો જ ઓપ આપવા માટે, ને આદર્શ સમાજ બનાવવા માટે તેઓ બધા આ સાહિત્ય લખતા ગયા છે. વળી એ લોકો માત્ર "परोपदेशे पांडित्यम्" એવા નહોતા. તેમાંના

ઘણાએ તો પોતે નક્કી કરેલા આદર્શ પ્રમાણે યોજનાઓ વ્યવહારમા પણ મૂકી હતી ને તેમા પોતાની ઘરની મૂડીનો, બુદ્ધિનો ને જાતનો પણ ભોગ આપ્યો હતો

### સહકાર પણ એક આદર્શવાદ છે

ખરો સહકારી આવા આદર્શવાદીનો ખરો ચેલો છે તેને સહકારથી સમાજને સુધારવો છે સહકારથી માત્ર ઓછે ખરચે જીવનનો નિર્વાહ થઇ શકે છે અથવા તો જરૂર પડતી ચીજો ઓછે ભાવે મેળવી શકાય છે, એમ તમારામાથી કોઇ માનતો હોય તો તે મોટી ભૂલ કરે છે ઓછે ખરચે જીવવુ હોય તો તે સાદુ થવાથી થઇ શકે છે ઓછે ભાવે ચીજ મેળવવી હોય તો તે પણ સહકાર વગર થઇ શકે છે સહકારથી ઓછુ ખરચ થાય છે તે ખરી વાત છે, પણ તેમા જ સહકાર સમાઇ જતો નથી ખરો સહકારી જુદો જ હોય છે, તેને તો સહકારથી પોતાનુ જીવન આદર્શ જીવન કરવુ છે, પોતાના બધુઓના જીવનને પણ આદર્શ જીવન કરવુ છે, ને સહકાર વાટે તેને સમાજને આદર્શ સમાજની કોટિમા મૂકવો છે સહકારમા ખોટી હરીફાઇ નથી રહેતી, તેમા કૃત્રિમ ગરીબી નથી રહેતી, તેમા ધનલોભી સાહુકારી નથી રહેતી, તેમા બડાઈ ભોગવતી શેઠાઇ નથી રહેતી સહકારથી ચારિત્ર ઘડાય છે, જીવનમા આનદ અનુભવાય છે, સતત થવાય છે, ન્યાયની વૃત્તિ સતેજ થાય છે, બીજા સાથે બધુભાવે રહી શકાય છે, સ્વાશ્રયી થઇ શકાય છે અને ખરુ સ્વરાજ્ય ભોગવી શકાય છે સહકારથી સમાજમા ખરી સમાનતા આવે છે અને લોકો એકરસપણે રહી શકે છે.

### સહકાર ને અહિંસા

સાચો સહકારી હમેશા અહિંસક હોય છે સહકારથી સમાજની પરિસ્થિતિ ફેરવી શકાય એમ જેઓ માને છે તેઓ એમ કહે છે કે, લોકોને સમજાવીને સહકારી પ્રવૃત્તિમા જોડવા આદર્શ સમાજ સ્થાપવા માટે જે જે યોજનાઓ જોવામા આવે છે તેમા સહકારમા માત્ર અહિંસાનુ તત્ત્વ જોવામા આવે છે કેટલાક વિચારકો એમ કહે છે કે, બધા કામો રાજ્ય પાસે કરાવવાથી સમાજના દુ ખો દૂર થઇ જશે કેટલાકો વળી એમ કહે છે કે, જબરદસ્તીથી ચાલુ વ્યવસ્થાનો આપણે નાશ કરવો, કે જેથી આપણે મનપસદ વ્યવસ્થા સમાજમાં સ્થાપી શકીએ સહકારીઓ આ બને વિચારકોથી વિરુદ્ધ જાય છે તેઓ એમ કહે છે કે, દરેક માણસને આપણે સહકારી થવા સમજાવવુ જોઇએ સહકારી થવુ કે ન થવુ તે દરેક માણસની ઇચ્છાની વાત છે જેને સહકાર ગમે તે સહકારી થાય, જેને સહકાર ન ગમે તે સહકારી ન થાય. સહકારમા જબરદસ્તીને જરા પણ સ્થાન મળતુ નથી સમાજની નવી ઘડના સમાજના માણસોની મરજી સાચવીને કરવી જોઇએ આવી રીતે સહકારમાં અહિંસાનુ તત્ત્વ એકદમ સમાઇ ગયેલુ જોવામા આવે છે આ અહિંસા સર્વવ્યાપી છે જે માણસ સહકારી થયો હોય પણ જેને સહકારનુ તત્ત્વ બરોબર સમજાયુ ન હોય તે માણસ ભૂલથાપ ખાશે. એ ભૂલથાપ સુધારવાનુ કામ બીજા સહકારીઓનુ છે એ બીજા સહકારીઓ જો ક્ષમાબુદ્ધિથી ભૂલ ખાનાર માણસની ભૂલ સુધરાવી શકે નહિ તો તેઓ ખરા સહકારીઓ નહિ કહેવાય આ વિચાર બીજા રૂપમા પણ મૂકી શકાય ખરા સહકારમા સજાને જરા પણ સ્થાન હોવુ જોઇએ નહિ સજા કરીને જે માણસ પાસે ભૂલ સુધરાવવામા આવે છે તે માણસ ખરો સહકારી થઇ શકતો નથી તેના મનમા હમેશ માટે સજાનો ડંખ રહી જાય છે. વ્યવહારમા આ બાબત હમેશા કદાચ સિદ્ધ થઇ શકશે નહિ, પણ જે

સહકારી મંડળીમાં મજા, દંડ, જપ્તિ, વગેરે વધારે જોવામાં આવે તે મંડળી વહેલા મોડી બંધ જ થવાની તેના સભાસદો બરોબર કામ કરતા નહિ હોય—એટલે કે મંડળીમાં સહકાર બરોબર પેઠો નથી એમ જ તેથી ફલિત થવાનું સજા હોય ત્યાં હિંસા હોય છે. જ્યાં અહિંસા હોય ત્યાં સજા ન હોય સહકાર એટલે સંપ, સુલેહ, શાંતિ, હળીમળીને કામ કરવાની વૃત્તિ, પરસ્પર મદદ કરવાનું મન આની સ્થિતિમાં જ્યાં હોય ત્યાં હિંસા કે જબરદસ્તી કદી સંભવતી નથી

## બીજા મુદ્દાઓ

ગહકારમાં છેતરપિંડી હોઈ શકે નહિ સહકારમાં કૃત્રિમ ઊંચાનીચાપણું પણ હોઈ શકે નહિ, અલબત્ત, માણસજાતનો સ્વભાવ એકસરખો હોતો નથી, બધાના મન એક થતા નથી, તેમ દરેકની જરૂરીઆતો પણ એકસરખી હોઈ શકતી નથી બુદ્ધિમાં તો માણસે માણસે ફેર જોવામાં આવશે સહકારીઓ કાંઈ બધે સમાનતા સ્થાપવા ઇચ્છતા નથી સહકારીઓને તો ગરીબાઈનો દોષ દૂર કરવો છે, તેમને ખેડૂતોની ને મજૂરોની પરતંત્રતાને કાઢી નાખવી છે તેઓ માણસજાતના કુદરતી ભેદોને કાઢવા ઇચ્છતા નથી, તેમને જબરદસ્તીથી લોકોને સરખી સ્થિતિવાળા કરવા નથી, પણ તેઓ એમ તો માને છે કે, જો માણસજાતના સંજોગો સારા હોય તો માણસજાત ખચિત સુધરે ફરીથી કહેવું જોઈએ કે, સહકારીઓને કાંઈ માન ખરચો ઓછા કરવા નથી, તેમને તો માણસજાતની જીંદગીનો જે નકામો વ્યય હાલ ચાલી રહ્યો છે તેને કાઢી નાખવો છે પોતાનો ને બીજાનો પૈસો કેમ ખરચાય છે, પોતાની ને બીજાની ઉત્પાદક શક્તિ એકમપીથી કેમ વધી શકે, ને તેથી પોતાનું જીવન કેમ ઉન્નત બની શકે તે જોવા સહકારીને હમેશા ઉત્કંઠા રહે છે.

## સહકારીઓના ઉપાયો

આ સાધના માટે સહકારીઓ પોતાની મંડળીઓ ઊભી કરે છે દરેક મંડળી એક નાના રજવાડા જેવી હોય છે અલબત્ત, આપણા દેશમાં મંડળી ઉપર દેખરેખ રાખવા માટે ગવર્નમેન્ટ તરફથી ઘણી સવડો કરવામાં આવી છે, પણ મારી મંડળીના "સ્વરાજ્ય"માં ગવર્નમેન્ટ તરફથી *કદી દરમિયાનગીરી થઈ શકતી નથી ગામડામાં અત્યારે જે તડો જોવામાં આવે છે તે તડો* સહકારીઓ કદી રહેવા દેશે નહિ એટલું ખરું છે કે, મંડળી સામે ગામડાના કેટલાક લોકો વિરુદ્ધ ચળવળો કરશે પણ જ્યાં સાચા સહકારીઓ હશે ત્યાં મંડળી સારી રીતે ચાલવાની જ,ને વિરોધ શમી જવાનો જ. ખાસ કરીને નાના વેપારીઓ મંડળી વિરુદ્ધ કામ કરે છે મંડળીઓ જો વધી જાય તો મોટા મોટા વેપારીઓ પણ વિરુદ્ધ જાય ખરા પણ સહકારીઓ આવા વિરોધથી ડરતા નથી કે નિરાશ પણ થતા નથી તેઓ તો ધીમે ધીમે ગામડાની દરેક પ્રવૃત્તિને સહકારમાં ગોઠવી દે છે

## સ્ટોર ને કારખાનું

ગામડાનો "સ્ટોર" એ સહકારનો મૂળ પાયો છે આપણે ત્યાં "સ્ટોર" હજુ બરોબર આગળ વધી શક્યો નથી, પણ જ્યાં સ્ટોર નથી ત્યાં સહકાર નથી તેમ કહીએ તો ખોટું નહિ કહેવાય, સારા સહકારી "સ્ટોર" ઉપર તો આખા ગામની સ્થિતિ આધાર રાખે છે સારા સ્ટોરથી સારી ચીજો મળી શકે છે ને તે પણ સસ્તી મળી શકે છે સારી ને સસ્તી ચીજો વાપરવાથી ગામના લોકોના જીવન તંદુરસ્ત ને ઉન્નત બને છે. વળી

સ્ટોરની વ્યવસ્થા કરવામા વેપારી શક્તિ જોઇએ છીએ એ કારણથી ગામડાના લોકોની વ્યવસ્થાપક શક્તિનો પણ વિકાસ થાય છે

"સ્ટોર" સિવાય સહકારનો બીજો પાયો "કારખાનુ" છે જેમ ગામડાના "સ્ટોર"થી લોકોની સ્થિતિ સુધરે છે, તેમ સારા સહકારી કારખાનાથી મજૂરોની સ્થિતિ સુધરે છે ને મજૂરો ને કારખાનાના માલેકો વચ્ચેનો સંબધ પણ સુધરે છે બધા દેશોમા સહકારીઓ આ બને દિશાઓમા પોતાની પ્રવૃત્તિ હાલ ખાસ રોકી રહ્યા છે બીજી પ્રવૃત્તિઓ તેઓ કરે છે, પણ જ્યા સુધી ગામડામા ને કારખાનામા એટલે કે ખેડૂતો ને મજૂરો સહકારમા બરોબર ભળી શકયા નથી, ત્યા સુધી સહકારી હિલચાલ સારા પાયા ઉપર મુકાઈ છે, એમ આપણે કહી શકીએ નહિ

## સહકારીના ગુણો

સહકારીના ગુણો કેવા હોવા જોઇએ તે હવે એકદમ જણાઇ ગયુ હશે સહકારી ન્યાય-દૃષ્ટિવાળો હોવો જોઇએ, તે વ્યાજખાઉ કે વટાવખાઉ કે સ્વાર્થી હોવો જોઇએ નહિ તેનામા હિમત હોવી જોઇએ તેનામા સમજ હોવી જોઇએ ને બીજાઓને સમજાવવાની શક્તિ હોવી જોઇએ સહકારી ક્ષમાશીલ હોવો જોઇએ તેનામા વેપારીની બુદ્ધિ હોવી જોઇએ તે વ્યવહારકુશળ હોવો જોઇએ તેનુ ચારિત્ર ઊંચુ હોવુ જોઇએ દરેક સહકારી બધુ આવો હોવો જોઇએ દરેક સહકારી બધુ અત્યારે આવો હોઈ શકે નહિ ને ભવિષ્યમા દરેક ભાઈ પરિપૂર્ણ સહકારી થઇ શકે પણ નહિ, છતા સહકારીએ પોતાના આદર્શો તો સાચા સહકારીના રાખવા જોઇએ આદર્શ રાખ્યા વગર સહકારનો દરેક વ્યવહાર નકામો છે સહકારનો નાનામા નાનો વ્યવહાર કરવો હોય ત્યારે પણ આ આદર્શ સહકારીએ તો પોતાની સન્મુખ રાખવો જોઇએ જો એ આદર્શ તે નહિ રાખે તો તે વ્યાજખાઉ, વટાવખાઉ, ખટપટી, સ્વાર્થી ને એકલપેટો બની જશે મંડળીના કાર્યવાહકો ને મંડળીના સભ્યો એમણે તો આ વાત બરોબર ધ્યાનમા રાખવી જોઈએ

## સહકારનું શિક્ષણ

આ આદર્શો આપણી પાસે રહે તે માટે આપણી પાસે યોગ્ય સાહિત્ય હોવુ જોઇએ બ્રાહ્મણના આદર્શમાંથી સ્ખલિત થનાર બ્રાહ્મણ પાસે પ્રાયશ્ચિત્તના સાહિત્યો હોય છે તેમ એ સાહિત્ય હાલ આપણી પાસે છે? કેટલી સહકારી મંડળીઓ પાસે સહકારનુ સાહિત્ય હાલ જોવામા આવે છે? જે કાંઈ થોડુ ઘણુ સાહિત્ય હોય છે તેનો હાલ કેટલો ઉપયોગ થાય છે? આમા આપણી પ્રજાની નિરક્ષરતા બહુ આડે આવે છે, એ ચોક્કસ બાબત છે સહકારનો મંત્ર સમજવા માટે જ્ઞાનની ખાસ જરૂર છે તે જ્ઞાન હાલ આપણી પ્રજામા નથી તે શોકની વાત છે, છતા જે કાંઈ થોડી ઘણી સવડો છે તેનો લાભ કેટલા માણસો લેતા હશે? દરેક મંડળી પાસે સહકારના શિક્ષણનુ ઉત્તમ સાહિત્ય હોવુ જોઇએ

## ઉપસંહાર

ઉપર પ્રમાણે આપણે સહકારનું રહસ્ય ને સહકારના સિદ્ધાંતો જોયા સહકારનો વ્યવહાર કેવો હોય છે તે તમને હવે પછી કહેવામા આવશે સહકાર એ આપણે ત્યા કાંઈ હવે નવી વસ્તુ નથી પચીસ પચીસ વર્ષો થયા આપણે તેનો અનુભવ લેતા આવ્યા છીએ તે અનુભવ આપણને બહુ મીઠો લાગતો નહિ હોય આપણી હિલચાલ બીજા પ્રદેશોની હિલચાલની

અપેક્ષાએ બહુ આગળ ગઇ નહિ હોય; પણ તેને માટે આપણે પોતે જવાબદાર છીએ. આપણે આપણા આદર્શો ચોખ્ખા કરવા જોઇએ. આદર્શ વગરનો તે ખોટો સહકાર છે, એ આદર્શ ખરા સહકારીઓના પ્રસંગમાં આવ્યાથી જ સમજાઇ શકે છે. જેમ એક પતિવ્રતા નારી હંમેશાં પોતાના ઘરનું કામ કરે છે ને તેની સાથે જ પોતાના પતિના ધ્યાનમાં પરાયણ રહે છે, અથવા તો જેમ એક ભક્ત મનથી પોતાના પ્રિય ભગવાનની ભક્તિ કરે છે તે છતાં હંમેશનો સંસારનો વ્યવહાર ચૂકતો નથી, તેમ ખરો સહકારી વસ્તુતઃ સહકારનું રટણ કરતો હોય છે ને તેનો બીજો વ્યવહાર હોય છે તેમાં તે પોતાનો જીવ પરોવે છે તે માત્ર સહકાર ઉપર લક્ષ રાખીને જ પરોવે છે. તમો એવા સહકારપરાયણ થાઓ, એવી સઘળા હિતેચ્છુઓની પરમ ઇચ્છા છે.

કેશવલાલ હિંમતરામ કામદાર

---

# સાહિત્યને ઓવારેથી—

## ૨

## લેડી વિદ્યાગૌરી નીલકંઠ

સુરતી મટી અમદાવાદી બનેલું, ગુર્જર સંસ્કૃતિ અને સુધારાની ખાણ સમું એ સુવિખ્યાત નીલકંઠ કુટુંબ. આર્ય જીવન અને સાહિત્યમાં વિવિધ ભાત પાડનાર સદ્ગત સર રમણભાઈ. તેમણે અલંકાર ને ભાષાશાસ્ત્ર ખેડ્યું, કાવ્ય અને નાટક ઉકેલ્યાં, નિબંધ અને વિવેચનો લખ્યાં, સમાજના ઘડતરમાં ફાળો આપ્યો, સાહિત્યને વિકસાવ્યું, ધર્મની પ્રગતિ કરી ને આમ ગુજરાતના સંસ્કારજીવન સાહિત્ય, સમાજ, રાજકારણ અને મ્યુનીસિપાલિટી વડે ચારે સીમાઓ માપી લેતા એ સર રમણભાઇ ગયા, પણ પાછળ તેમનું અપૂર્ણ કામ અને કાબેલ વિદ્યાબહેનને મૂકતા ગયા.

સર રમણભાઇનાં આરંભેલામાં વિદ્યાબહેને દશ્ય અને અદશ્ય ફાળો આપ્યો; અને પતિનાં આદરેલાં પણ અધુરાં રહેલાંને આગળ વિકસાવવામાં જ તેમણે જીવનની કૃતકૃત્યતા માની. પતિની છાયા સમાં વિદ્યાબહેને સર રમણભાઇના મરણ પછી તેમનું વિવિધ સેવા-કાર્ય વધારે હોંશથી ઉપાડી લીધું ને 'અર્ધાંગના' શબ્દને સાર્થ કર્યો. સ્વ. રમણભાઇની ખોટ પૂરવા તેમણે નિઃસીમ ઉત્સાહ બતાવ્યો. વિધાન હતો છતાં ઉમંગ દાખવ્યો; કાળું ન પહેર્યું છતાં વિધવાનું સાચું ત્યાગવ્રત લીધું; અને પતિના જીવતાં અપ્રગટ રહેલી કે અપૂર્ણ પ્રગટેલી બધી શક્તિઓને બનતા પ્રયાસે પ્રગટાવી.

વિદ્યાબહેન એટલે સ્નેહ–નીતરતું સૌજન્ય. નીલકંઠ કુટુંબની સંસ્કૃતિનું સાચું પ્રતિબિંબ પાડનાં હોય તેમ પિતૃપક્ષના ગુણોનો પતિકુળના ગુણો સાથે સુંદર સમન્વય કર્યો; અને

બંનેના દોષોમાંથી મુક્ત રહેવા અતિશય કાળજી ધરાવી. સર રમણભાઈનો ક્રોધ અન્યને દંશ દે,–ના દે, ત્યાર પહેલાં તો મંત્રવિદ્‌ની નિપુણતાથી વિદ્યાબહેન તેને ઉતારી દેતાં, અને પછી તો પોતાની જ અદ્‌ભુત પ્રભુશ્રદ્ધાના બળે એ સર રમણભાઇમાં સમસ્ત પૃથ્વીનો ભાર ઉપાડનાર ને રક્ષણહાર શેષનાગ બની જતો.

એક પ્રસંગે હું વિદ્યાબહેનને મળવા ગયેલો. તેમને ખબર આપી ત્યારે ચા પીવા બેઠાં હતાં ચાથી પરવારી બહાર મને મળવા આવ્યાં, તેવામાં જ કોઈ ગુજરાતી શાળાના બે શિક્ષકો પણ તેમને મળવા આવ્યા. મારી પછી આવેલા છતાં તેમની સ્વાભાવિક ઉત્સુકતાથી વિદ્યાબહેનને વાતોમાં રોક્યાં. નિશાળની ખૂબ વાતો ચાલી. શાળાની વ્યવસ્થા, તેની આર્થિક સ્થિતિ, પાટલીઓની વ્યવસ્થા, વિદ્યાર્થીઓની સંખ્યા અને શિક્ષકોના વ્યક્તિગત ગુણ–દોષો વગેરેની કેટલીયે સવિસ્તર ચર્ચા થઇ. જૂની રીતે કેટલીયે બાબતોનું પિષ્ટપેષણ પણ થાય. હું સહેજ દૂર બેઠેલો, ત્યાં હું રોકાઇ રહ્યો છું એ ખ્યાલથી વિદ્યાબહેન વારંવાર મારી સામું જોતાં. પણ તે શિક્ષકોની વાત એમ જલદી કેમ પૂરી થાય? લગભગ પોણો કલાક સુધી કેટલીયે દલીલો થઇ. પણ વિદ્યાબહેન કંટાળ્યા વિના બધું ધીરજથી સાંભળતાં, ને રસ લેતાં. જ્યારે તે શિક્ષકો ગયા ત્યારે મારી સાથે સૌજન્ય ને સદ્‌ભાવભરી વાતચીત કરી.

પ્રસંગોપાત કોઇ એક નિરાધાર બાઇ મદદ માટે આવી. શ્રીમંત જનની ઉદ્ધતાઇથી વિદ્યાબહેને તેને તિરસ્કારી નહિ, પણ તેની વિગતવાર હકીકત સાંભળી તેને યથાયોગ્ય શરણ આપ્યું. એમ તો તેમણે કેટલાંય બાળકોને અને વિધવાઓને શરણ આપી તેમના અંતઃકરણના આશીર્વાદ મેળવ્યા છે.

પણ આ બધું તો નીલકંઠ કુટુંબનું જ સામાન્ય અને સ્વાભાવિક લક્ષણ છે. સર રમણભાઇની હયાતીમાં પણ આવા કેટલા યે મીઠા પ્રસંગો મેં જોયા છે ને જાણ્યા છે. એક નિરાધાર વાળંદના છોકરાને કુટુંબજનની માફક પાળી પોષી ભણાવ્યો–ગણાવ્યો, પગી ને નોકરોનાં બાળકોને પણ પોતાના તરફથી નિશાળે ભણવા મોકલતા, એક દારૂડીઆ ગાડીવાનને દયા ખાતર પણ નિભાવી લેતા, ઘરડા નોકરોને પેન્શન આપે અને ઘરડી ગાડીના ઘોડા તરફ પણ સ્વાભાવિક મમતાથી વર્તી તેની સેવાઓનો ગેરઉપયોગ ના થાય કે ક્રૂરતા ના બતાવાય તે માટે સર રમણભાઇ જરૂર પડયે ભાડાની ગાડી પણ કરી લેતા.

આવા પ્રસંગોની હારમાળા જ આપ્યા કરું તો વાચક તેને વિષયાન્તર માને, અને 'ઓવારે'થી ખસી પડવાનો દોષ કાઢે.

સર રમણભાઇ અને વિદ્યાબહેન : બંને તેમના ખાનગી જીવનમાં બહુ સાદાં, સરલ અને સ્નેહી. પણ બહાર ઉચ્ચ જીવનમાં ફરતાં હોય ત્યારે અપરિચિત કે પરિચિત પણ પ્રાકૃત જનને તેમની ઉમરાવશાહીનાં કિરણ દુઃસહ લાગે ખરાં. બંનેમાં સામ્ય તેમજ પૂરકતા પણે અંશે જણાઇ આવતાં. સર રમણભાઇ એટલે ચિવટ અને ચોકસાઇ; વિદ્યાબહેન એટલે મૃદુતા ને સદ્‌ભાવ. બંને કેટલેય અંશે એક બીજાનાં પૂરક હોવાથી જ સર રમણભાઇના ઝાંખા પરિચય વિના વિદ્યાબહેનને આવા ચિત્રમાં સારો ન્યાય ના અપાય.

સર રમણભાઈ મ્યુનિસિપલ મિટિંગોમાં કે કેટલીયે અન્ય કાર્યવાહીઓમાં (Executive Committees)માં વ્યક્તિગત વિરોધ ન કરવો પડે તેટલા ખાતર પોતાનો સત્ય

અભિપ્રાય પણ શાંત રીતે સેવીને જ સંતોષ માનતા. પણ જનતાનો વિરોધ તે સહન કરી જાણતા. 'આર્યન ધરહુડ'માં છડેચોક ખાણું લઇ લોકમતને ઠોકર મારી; ને સન ૧૯૨૦–૨૧માં અસહકારનાં પૂર જ્યારે સર્વત્ર પ્રસર્યાં હતાં ત્યારે પોતે મુંબાઇની ધારાસભામાં જઈ જનતાને અવગણી. તેમને મન લોકલાગણીના અસ્થિર ગાડરીઆ પ્રવાહની કદાચ બહુ કિંમત નહિ હોય; ને તે જ વર્તન વિદ્યાબહેનમાં પણ જોવામાં આવે છે. મજૂર મહાજનથી જુદાં પડીને પણ મજૂરો માટે નીમાયેલા શાહી 'વ્હીટલી કમીશન' આગળ જુબાની આપી આવ્યાં. આ તે નીલકંઠ કુટુંબની આધુનિક વિશિષ્ટતા હશે કે ઉમરાવશાહીનો અવશેષ હશે? કારણકે કેટલાકના કહેવા મુજબ તો વિદ્યાબહેન તો જન્મથી જ ઉચ્ચતર છે ને સ્વભાવથી જ પ્રાકૃતજનો માટે બાજરમાન છે.

ને જન્મથી જ ઉચ્ચતર વિના પ્રારબ્ધની આટઆટલી કૃપા હોય ખરી? ઉચ્ચ નાગરકુળમાં જન્મ, પિતૃપક્ષ અને પતિપક્ષ બંને સુધારક ને ઉચ્ચ કેળવણીનો ઝીલનાર. પિતાને ઘેર લીધેલી કેળવણી પતિને ત્યાં કૉલેજદ્વારા વૃદ્ધિ પામી, અને વિદ્યાબહેન પ્રથમ હિંદુ સ્ત્રી પદવીધારી થયાં. તેમણે સાહિત્યમાં પણ 'સુધાહાસિની' અને 'હાસ્ય મંદિર' દ્વારા ફાળો આપ્યો, પણ તેમની શક્તિઓ પ્રમાણે બહુ થોડો. લોકજીવનમાં–ને તેમાંયે ખાસ સ્ત્રીજીવનના ઘડતરમાં વિદ્યાબહેનનો કેળવણીકાર અને સમાજસેવિકા તરીકે જે કિંમતી ફાળો છે, તે આગળ તેમની સર્જક સાહિત્યની સેવાઓ ઢંકાઈ જાય.

અને વિદ્યાબહેનના સદ્ભાગ્યનાં મૂલ્ય આંકતાં તેમનાં પુત્ર–પુત્રીઓને તો કેમ વિસરાય! તેમની સર્વે પુત્રીઓમાં તો કોઇ ને કોઇ આકર્ષક વિશિષ્ટતાઓ ને વિદ્યાનાં વર્ચસ્ છે. માત્ર કુ૦ તરંગિણી કે જે હજુ કૉલેજમાં ભણે છે, તે વિના બધાં જ પદવીધારી ગ્રેજ્યુએટ. તેમાં યે સૌ૦ સરોજબહેન તો એમ. એ. થયેલાં છે, ને કુ૦ વિનોદિનીબહેન સાહસ ખેડી અમેરિકાની પદવી પ્રાપ્ત કરી આવ્યાં છે. દરેકનામાં સાહિત્ય–શોખ તો પૂરો જ. છેલ્લાં બાર પંદર વર્ષ સુધી નીલકંઠ કુટુંબનું કોઇ ને કોઇ તો ગુજરાત કૉલેજમાં ભણતું જ હોય. નિડરતા, સૌજન્ય અને બુદ્ધિમત્તા એ તો લગભગ તેમની દરેક પુત્રીના તરી આવતા ગુણ. સૌ૦ જ્યોત્સ્નાબહેન, સૌ૦ સરોજબહેન, સૌ૦ સૌદામિનીબહેન, કુ૦ વિનોદિનીબહેન ને કુ૦ તરંગિણીબહેન–દરેકે પ્રસંગોપાત આ ગુણો વ્યક્ત કર્યા છે.

ગુજરાત કૉલેજના પ્રિન્સીપાલ રોબર્ટસન સર રમણભાઇને અમદાવાદના આદર્શ સદ્‌ગૃહસ્થ કહેતા. તે જ રીતે વિદ્યાબહેન માટે કહેવું પડે કે તેઓ નખશિખ સંપૂર્ણ સન્નારી છે. સામ્યયુક્ત અને તોય અન્યોન્યપૂરક આવાં દંપતી ખરેખર કોઇ અવિરલ પ્રારબ્ધ-પ્રસાદ જ બતાવી આપે છે.

વિદ્યાબહેનને પણ સર રમણભાઈની માફક ક્રાન્તિકારી કાર્યવાહી બહુ થોડી ગમતી હશે; નહિ તો હાલની લડતમાં તેઓ સક્રિય અને વેગભર્યો પ્રેરક ફાળો ના આપે? છતાં યે કહેવું પડે કે ગાંધીજીના કાર્યક્રમનાં ક્રાન્તકારી તત્ત્વોમાં તેઓ ન માનતાં હોય તો પણ તેમના વિશિષ્ટ ગુણોને લીધે ગાંધીજી માટે વિદ્યાબહેનને અનહદ માન છે, ને તેમનો પથ્ય કાર્યક્રમ સહેલાઇથી ને સંપૂર્ણ તૈયારીથી તેઓ ઉપાડી લે છે.

સરકારી અમલદારો સાથે મીઠો સંબંધ જાળવે, છતાંયે લોકગણના માનનીય નેતાઓને પણ નીલકંઠ કુટુંબે ઓછા સન્માન્યા નથી. રાષ્ટ્રના ઉચ્ચકોટિના સેવકોએ પણ આ કુટુંબ

સાથે મૈત્રી ને મીઠાશ બતાવ્યાં છે. આ તે નીલકંઠ કુટુંબની લાક્ષણિકતા. કેટલાક તેને દૂધ-દહીંમાં પગ રાખવાની પદ્ધતિ માનતા, પણ હાલની લડતે બતાવી આપ્યું છે કે, યોગ્ય લાગે તો લોકમતને ઠોકરે મારનાર માતૃભૂમિની હાકલ વખતે સરકાર પક્ષને અવગણી શકે છે ને એ જ કારણે સરકારનાં માનપાન ફગાવી દેઇ વિદ્યાબહેને સરકારનો સાથ છોડ્યો, અને પ્રજાપક્ષે ખાડીઆ વોર્ડ તરફથી મ્યુનિસિપાલિટીમાં ચુટાયાં ને હાલનાં ઉપપ્રમુખ બન્યાં. ખરેખર, પ્રજાએ તેમની સેવાઓની સુયોગ્ય કદર કરી છે સર રમણભાઇની સેવાઓની જેમ સાહિત્ય પરિષદે ને મરકારે બહુ જ મોડી કદર કરી, ને અમદાવાદ શહેરે તો શાબ્દિક સહાનુભૂતિથી જ તેમનું સ્મારક ફંડ ઊભું કર્યું, તેમ વિદ્યાબહેનની સેવાઓની કદર ભવિષ્યમાં ક્યારે ને કેવી રીતે થાય છે તે જનતાએ જોવું રહ્યું

અમદાવાદની એકે ય સ્ત્રીપ્રવૃત્તિ કે સ્ત્રીશિક્ષણવિષયક શાળા કે પાઠશાળા નહિ હોય કે જેમાં વિદ્યાબહેનનો ફાળો ન હોય. કર્વેની મહિલા પાઠશાળામા પણ તેમનો ઉત્સાહભર્યો ને આગળ પડતો ભાગ. છતાં તેમની એકેય પુત્રી ત્યાં ન ભણી લોકો તેમાં તેમની વાણી ને વર્તનની ભિન્નતા જોતા; પણ તેમ કેમ કહેવાય ! અન્ય સાથે મોટું મન રાખનાર વિદ્યાબહેન પોતાનાં સંતાનો તરફ સ્નેહભર્યા માતૃહૃદયની ઉદારતાથી તેમને સ્વતન્ત્ર રીતે વર્તવા દે છે. ને તેથી જ તેઓ ક્રાંતિકારક કે ખંડનાત્મક કાર્યક્રમથી વેગળાં રહેવાં છતાં ગુજરાત કૉલેજની પ્રખ્યાત હડતાલ વખતે, અને હાલની લડતમાં પણ, તેમની પુત્રીઓના ક્રાંતિકારક કે ખંડનાત્મક કાર્યક્રમને શુભાશિષ સાથે નિભાવી લે છે.

અને વિદ્યાબહેન માત્ર અમદાવાદનાં 'ઘરરખુ ગૃહિણી' છે એટલું જ નહિ, પણ સેવિકા પણ બની શક્યાં છે. સર રમણભાઇના અતિ પ્રવૃત્તિમય જીવન દરમિયાન, કે તેમના સ્વર્ગવાસ પછી ગૃહતંત્ર નિભાવ્યું છે, ને પતિની ખોટ બાળકોને કે જનતાને માટે યથાશક્તિ આત્મબળે પૂરી છે. આજે પણ સર રમણભાઈની જાહોજલાલી તેઓ એકલા હાથે પણ ટકાવી રહ્યાં છે, ને તોયે તેઓ જાહેર કાર્યમાં કેટકેટલું કરી રહ્યાં છે ! તે નિરાધારોને દિલાસો આપે છે, અનાથોને સનાથ બનાવે છે, વિધવાઓનાં ઊનાં આંસુ લૂછે છે, સ્ત્રી-કેળવણીમાં સાથ આપે છે, લોકજીવનમાં રસ લે છે, ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનું સુકાન ચલાવે છે, ને મ્યુનિસિપાલિટીની પણ ફરજો અદા કરે છે. તેમને તો સર રમણભાઇનાં સેવાચિહ્નો ભુંસાવા દેવાં નથી, ને તેથી જ તેઓ બહુવિધ કાર્યોમાં મગ્ન બની એકેયને સોળે કળાએ ખીલવી શક્યાં નથી. મહિલા પાઠશાળા ને વનિતા વિશ્રામ, અન્ય સ્ત્રીકેળવણી સંસ્થાઓ, પ્રાર્થનાસમાજ ને અનાથાશ્રમ, બધાયે આજે પહેલાંની ગતિએ તેમના દીઠેલા માર્ગે ચાલે છે. પણ તેમાં વિદ્યાબહેનના વ્યક્તિત્વની છાપ જ કેમ ન દેખાય ? પણ શાને દેખાય ? જેનામાં નીતરતી દયાર્દ્રતા જ હોય, જેને અંગત કડવાશ આવડતી જ નથી, ને વૈમનસ્ય જેના સ્વભાવમાં જ નથી, તે પોતાની સહજ શક્તિઓ સંપૂર્ણ ખીલવી શકે ખરાં ? સર રમણભાઇની કાર્યપદ્ધતિ સ્વીકારતાં, ને તેમના મહાન જીવનને પોતાની મૂક સેવાઓથી મહત્તર બનાવતાં વિદ્યાબહેન ઓછામાં ઓછો વિરોધ કરે, ને મોટા મનથી મતભેદ સાંખી લે; ત્યાં પછી તેઓ પ્રાણ રેડી સર્વ શક્તિઓ કેવી રીતે પ્રગટાવે ?

ઓછામાં ઓછો ક્લેશ એ જ તેમની વ્યવહારકુશળતા. ઓછામાં ઓછું પાંડિત્ય-

પ્રદર્શન એ જ તેમની વિદ્વત્તા સાદાઇ એ જ તેમની સંસ્કૃતિ નિરભિમાનતા એ જ કુલીનતા. સહિષ્ણુતા એ જ સુધારકવૃત્તિ, અને નિયમપાલન એ જ સ્વતંત્રતા. તેઓ છે તોયે તેમણે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના કાનમાં 'સૌભાગ્યવતી ભવ'ના મગળ મંત્ર ના ફૂંક્યો; તેઓ છે તો યે અમદાવાદની સાહિત્ય સભા યૌવન-મ્હાલતી સુંદરી ના બની; સુકુમાર સ્ત્રીસેવા તે દેદીપ્યમાન ને દશ્ય ના બની; પામર મહિલા-પાઠશાળા તે પુષ્ટ ને પ્રૌઢ ના બની, ને રાષ્ટ્રધર્મ તો સગીર મટે ત્યાર પહેલાં જ તેને રખડતો-રઝળતો મૂકવા ઇચ્છા કરી

પણ, વિદ્યાબહેન! તમારા મારા તરફના સ્નેહભર્યા પક્ષપાતને લઇને આમ સહેજે તમને આવો અપ્રિય પણ ઇષ્ટ પ્રશ્ન પૂછાઇ જ્વાય છે કે, તમારે આ બધી જોખમદારીઓ શી? તમે આજ સુધી સરકારના ગુણો જોયા પણ પડકાર ભર્યો સામનો ના કર્યો; ગુ વ. સોસાયટી પાંગળી બને, પણ ક્રોધે ભરેલાં નેત્રો નથી બતાવતાં, મજૂરોની સેવાઓ કરવી છે, પણ ગેડીઆઓની શરમ નથી તોડાતી: આ બધુ જનપ્રવાદનુ પખીરૂં કાનમાં મને કહી જાય ત્યારે તો મારે નિરુપાયે તમને તે બધુ નિવેદન કર્યે જ છૂટકો. કેટલાંક સેવાક્ષેત્રો તમારી સ્વાભાવિક શક્તિઓને બહુ અનુકૂળ ના હોય તો પણ તમે કર્તવ્યપરાયણ બુદ્ધિથી તે ઉપાડી લીધાં હોય તેમ પણ બને. પણ તો યે સારા યે ગુજરાતનુ તમારી પાસે આ બધુ લ્હેણુ છે. ને તે શા માટે? બૃહદ્ ગુજરાતમાં પણ જાણીતા થયેલા નીલકંઠ કુટુબનાં તમે કુટુંબજન છો, સેવાવ્રતને અસિધારા જેવું ગણી તમે કેટલા યે કડવા ઘૂંટડા ગળ્યા છે, ને ગુજરાતનું ઋણ પહેલાં અદા કર્યું છે, તે ફેડવાને તમે સમર્થ છો, ને તે ફેડવાની હજુ તમે આશા આપો છો, તે માટે જ આ ઋણની ગુજરાત તમારી પાસે હજુયે માગણી કરી રહ્યુ છે.

પણ તોયે એ પતિ-વિહોણાં ને એકલાં, કુટુંબજંજાળને મુઠ્ઠીમાં રાખી ફરતાં વિદ્યાબહેન તે એકલાં એકલાં કેટલુ કરે? આવાં ગરવી ગુજરાતનાં પ્રથમ હિંદુ સ્ત્રી-પદવીધારી, સરસ્વતી તેમ જ સમાજસેવાનાં ઉપાસક, ગૌરવવંતાં ને વિનયભર્યાં, મૃદુ ને મર્યાદાશીલ એ લાક્ષણિક સન્નારીને આપણાં વંદન હો!

શંકરલાલ ગં૦ શાસ્ત્રી

# હરિનો મારગ

પિતાએ પોતાના ખંડમાં મોટા અક્ષરે લખી રાખ્યું હતું—

उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।
आत्मैवह्यात्मनो बन्धुरात्मैवरिपुरात्मनः ॥

અને પોતાનો સર્વ સમય આ મુદ્રાલેખને જીવનમાં ઉતારવાના પ્રયત્નમાં જ ગાળવાનો તેમણે નિશ્ચય કર્યો હતો.

આપણા દેશમાં અંગ્રેજી કેળવણી શરૂ થઈ તેના પ્રથમ પાક મારા પિતા હતા. પચાસ વર્ષ પહેલાં તેમણે મેટ્રિકની પરીક્ષા પસાર કરી હતી, તેથી તેમની કિંમત તરત જ થઇ. કાઠિયાવાડ એજન્સીમાં તેમને થાણદારની જગા મળી, પણ થોડા સમયમાં એક સંન્યાસીનો સમાગમ થતાં સાંસારિક પ્રવૃત્તિ મિથ્યા છે એવી તેમને ખાતરી થઇ એટલે તેમણે તુરત નોકરી છોડી દીધી અને વતનમાં આવી ભગવત્પરાયણ જીવન ગાળવાનો આરંભ કર્યો. આ સમયની જે વાતો મેં સાંભળી છે તે પરથી અને અમારી આર્થિક સદ્ધર સ્થિતિ પરથી મને એટલી ખાતરી થઇ છે, કે પિતાજીએ પોતાના સમયના સર્વ એજન્સી અમલદારોની માફક જ પોતાની ટૂંક મુદતની નોકરીમાં પણ સારી રીતે "હાથ મારેલો."

સાત વર્ષનો થયો ત્યાં માતુશ્રી મરણ પામ્યાં. હવે ઘરમાં અમે બે જ રહ્યા. મારાથી એક મોટા ભાઈ હતા તે "ગાંધીવાળા" હતા અને અમદાવાદમાં રહેતા એવી વાતો ઘણી વખત માતુશ્રી કરતાં. હવે તો તે પણ ગયું. પિતાજી કદી ભાઈનું નામ લેતા નહિ. નિશાળ સિવાયનો મારો સર્વ સમય પિતાજીની સેવામાં જતો. પિતાજી સવારમાં ચાર વાગે ઊઠે ત્યારે મારે પણ ઊઠવું પડતું. હું કહેવું ભૂલી ગયો કે તેમનો એક બીજો પણ મુદ્રાલેખ હતોઃ **शरीरमाद्यं खलु धर्मसाधनम्।** તે વારંવાર કહેતા કે ધર્મ મારા જીવનનું સાધ્ય છે અને શરીર તેનુ સાધન છે. ઊઠીને તરત જ હું થોડું મીઠું નાખી ગરમ પાણી તૈયાર કરતો, તેનો એક મોટો પ્યાલો ભરી પિતાજી ધીમે ધીમે પી જતા. બંધકોશનો આ સર્વોત્તમ ઉપાય છે એમ તે કહેતા. પછી

"જાગને જાદવા, કૃષ્ણ ગોવાળિયા, તુજ વિના ધેનમાં કોણ જાશે ?"

નું પ્રભાતિયું શરૂ થતું, અને કૃષ્ણને ધણમાં વિદાય કર્યા પછી રામચંદ્રજીના પોપટનું શિક્ષણ શરૂ થતુંઃ—

"પઢો રે પોપટ રાજા રામના, સતી સીતા પઢાવે !"

પછી સ્નાન, સંધ્યા, જપ, હોમ એમ પ્રાતર્વિધિ શરૂ થતી, જેનો અંત દશ વાગે આવતો. દશ વાગે ભોજન થતું, જેમાં પિતાજી બે વસ્તુ પર ખાસ ભાર મૂકતા. ઘી પુષ્કળ ખાવું, અને

જમીને છાશ પીવી. પોતે ત્રણ કુડી અને દશ વર્ષનું આયુષ્ય મુખ્યત્વે આહારના આ બે નિયમોને આધારે જ મેળવ્યું છે, એમ તે કહેતા. હું નિશાળે જાઉં એટલે થોડી વામકુક્ષિ કર્યા પછી પિતાજીનું વેદાન્ત પારાયણ શરૂ થતું. યોગવાસિષ્ઠ, વિચારસાગર, પચદશી વગેરેનો વિચાર થતો. ઘણી વખત તેમાં અમારા પાડોશી દેવશંકર "લાવશી" જોડાતા, અને "બ્રહ્મ સર્વ વિશ્વને વ્યાપીને દશ આંગળ વધ્યો તે ક્યાં રહ્યો હશે?" વગેરે પ્રશ્નો પૂછી પિતાજીને મૂંઝવતા હતા. પિતાજીની આ વિચારણામાં ભંગ પડાવનાર બીજી વ્યક્તિઓ પણ આ સમય દરમિયાન આવી ચઢતી, જેમને તે "કળ"ના નામથી ઓળખતા. આ "કળ" મુખ્યત્વે "અરપૃસ્યો" હતા, અને તે શેરીના છેડા પર બેસી કામકાજની વાતો કરતા.

આ લોકો ઘણી નાની રકમો લેવા આવતા અને તેનું વ્યાજ ભારે આપતા. પણ તેમની સાથે પિતાજી સીધી લેવડ દેવડ કરી શકતા નહિ, એટલે આ વખતે પાડોશના ચારણ બાળક માનમંગને બોલાવવામાં આવતો. તે દસ્તાવેજો તથા રૂપિયા અને નોટોને છાંટ નાખી લેવા દેવાનું કામ કરતો. સાંજે હાટકેશ્વર મહાદેવનાં દર્શન અને ત્યાં ધર્મશાળામાં ઊતરેલ સાધુ સંન્યાસીઓ જોડે વેદાન્તચર્ચા થતી. આમ અમારા દિવસો શાન્તિમાં પસાર થતા હતા

હું સત્તર વર્ષનો થયો, અને મેટ્રિકના વર્ગમાં અભ્યાસ કરવા લાગ્યો એવામાં એકાએક ધડાકો થયો. એક દિવસ હું નિશાળેથી ઘેર આવ્યો ત્યારે પિતાજી ઉશ્કેરાયેલી સ્થિતિમાં ફળિયામાં આંટા મારી રહ્યા હતા. હું કારણ પૂછવા જાઉં છું એટલામાં તેમણે જ કહ્યું: "તારો મોટો ભાઈ આવે છે; વાંચ!" તેમણે ફેંકેલ પત્રમાં લખ્યું હતું:—

પૂજ્ય પિતાશ્રી,

પંદર વર્ષે પછી આ પત્ર હું આપને લખું છું. હું મેટ્રિક પાસ થયો, ત્યારે આપની ઇચ્છા મને આપના જીવનમાં સહભાગી કરવાની હતી; પણ હું ગુજરાત કોલેજમાં દાખલ થયો. ત્યાં ટયુશનો રાખી અભ્યાસ ચાલુ રાખ્યો ને બી. એ. ના વર્ગમાં આવ્યો. એવામાં અસહકાર શરૂ થયો. મેં અભ્યાસ મૂકી તેમાં ઝંપલાવ્યું, અને અત્યંજોદ્ધારની હિલચાલમાં આગેવાની લીધી. એટલામાં સરકારની કૃપાદૃષ્ટિ મારા તરફ ખેંચાઇ અને તેણે મને બે-ત્રણ વખત પોતાની હૉટેલનો વગર ભાડાનો મહેમાન બનાવ્યો. મારાં આ (આપના મત પ્રમાણે) ઉત્તરોત્તર અઘટિત કૃત્યો વિષે ઊડતી અફવાઓ આપે સાંભળી અને આપણા વચ્ચેનું અંતર વધતું ગયું. એવામાં મેં એક એવું પગલું ભર્યું કે જેથી હું આપને મન અવિચાર્ય થઈ ગયો. આ પત્રનું પ્રયોજન પણ તેજ બાબત સાથે સંકળાયલું છે. મારી પુનર્વિવાહિત પત્નીનું ત્રણેક માસ પર અવસાન થયું છે, અને આ તથા અતિશ્રમના પરિણામે મને ક્ષય લાગુ પડ્યો છે. પ્રથમાવસ્થા છે એટલે કોઇ સૂકી હવાવાળા સ્થળે રહી જો સંપૂર્ણ આરામ લેવામાં આવે તો સારું થઈ જાય એમ દાક્તરોનો અભિપ્રાય છે. જીલ્લાના કોઇ સ્થળે રહું તો મારાથી સંપૂર્ણ આરામ લઈ શકાય નહિ એવી મારી પ્રવૃત્તિને લઇને થઇ પડ્યું છે; તેથી મેં બીમોરા આવવા વિચાર રાખ્યો છે. આપણા વતનની સૂકી હવા જાણીતી છે, અને વળી દેશી રાજ્ય એટલે મારી પ્રવૃત્તિની દુષ્પ્રખ્યાતિ ત્યાં ઓછી પહોંચેલી, એટલે આરામનો ત્યાં વધારે સંભવ; છતાં આ બધાં કારણોને બદલે,

મારા ત્યાં આવવાના નિશ્ચયનું કારણ તમે મને નાનપણમાં ગોલ્ડસ્મિથની લીટીઓ ગોખાવેલી તેમાં વર્ણવેલ વતનપ્રેમની પ્રેરણા પણ હોય.*

હું કાલે મેલમાં આવીશ, તો નોનાને સામો મોકલશો.

લિ૰ આજ્ઞાંકિત
**જગતના પ્રણામ**

બીજા દિવસથી અમારું ઘર જાણે ધર્મશાળા જ બની ગયું. રાષ્ટ્રીય શાળાના શિક્ષકો, અંત્યજ શાળાના કાર્યકર્તાઓ, યુવકસંઘના સભ્યો એક પછી એક આવે ને જાય. ગામમાં આટલું બધું જાહેરજીવન છે તે જોઇ મોટા ભાઇ બહુ ખુશ થઇ ગયા.

પોતે આરામ લેવા આવ્યા છે એમ મોટાભાઈ સર્વને કહેતા, પણ તેમના જીવનમાં હું ક્યાંય આરામ જોતો નહિ. પિતાજી મોટાભાઇ સાથે ભાગ્યે જ વાત કરતા. જમતા તો જુદા જ. મને પણ જમવા પોતાની સાથે જ બેસાડતા. પણ હું તો મોટા ભાઇનો ભક્ત બની ગયો હતો. તેમની સાથે છાનોમાનો ચા પી લેતો અને અંત્યજવાડામાં પણ જતો.

એવામાં અમારા શાન્ત રજવાડી ગામમાં એક સનસનાટી બોલી ગઇ. રાજ્યે એક છાપાને રાજ્યમાં આવતું બંધ કર્યું. અમારી રાષ્ટ્રીય શાળાના આચાર્યે જેમને આખું ગામ "મુનિબાવા"ના નામથી ઓળખતું એવા શાન્ત ને એકમાર્ગી માણસની સહીથી આ હુકમનો વિરોધ કરવા સભા બોલાવવામાં આવી, અને મોટાભાઇને પ્રમુખ તરીકે જાહેર કરવામાં આવ્યા. તેમની તબિયત અહીં આવ્યા પછી સુધરવાને બદલે બગડતી જતી હતી, છતાં બીજો કોઇ પ્રમુખ મળવો અશક્ય હોવાથી તેમણે તે પદ સ્વીકારવાની હા કહી. રાત્રે સભા મળી. આટલા નાનકડા ગામમાંથી પણ લગભગ ત્રણહજાર માણસો એકત્ર થયાં. પ્રમુખની દરખાસ્ત મુકાઇ, તેને ટેકો અપાયો, અને મોટાભાએ ઊભા થઇ ભાષણ શરૂ કર્યું. અશક્તિને લીધે તેમનાથી મોટા અવાજે બોલી શકાતું ન હતું, પણ તેમણે દેશીરાજાઓની આપખુદી પર એવા ધગધગતા ઉદ્‌ગારો કાઢવા માંડયા કે આખી સભા મંત્રમુગ્ધ થઈ તે સાંભળવા લાગી. એવામાં એકાએક સભામાં ભંગાણ પડયું. "મારો, મારો," "વીંખો, વીંખો,"ના પોકારો કરતી રજવાડી પોલીસ લાઠીઓ લઇ સભાજનો પર તૂટી પડી. એક પોલીસ અમલદાર મોટાભાઇના અંગ પર ધસી ગયો, અને કેમ જાણે વેર વાળતો હોય તેવી રીતે તેમના પર લાઠીપ્રહાર કરવા લાગ્યો. હું મોટાભાઇની પછવાડે જ ઊભો હતો. મરણિયો થઇ હું તેમનું રક્ષણ કરવા કૂદી પડ્યો, પણ હું મોડો પડ્યો. ક્યારના તે લોહીલોહાણ થઇ જમીન પર પડી ગયા હતા.

મોટાભાઇ બેભાન થઇ મૃત્યુશય્યા પર પડ્યા છે. અમદાવાદના નાના મોટા નેતાઓથી અમારું ઘર ભરાઇ ગયું છે. સર્વનાં મોં પર વિષાદની છાયા છવાઇ રહી છે. પોતાનાં રાષ્ટ્રગીતોની ગુજરાતને મોહિની લગાડનાર કવિ "પ્રેમજ્યોતિ"સુમધુર સ્વરથી ગાઇ રહ્યા છેઃ

**હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને,**
**પરથમ પે'લાં મસ્તક મેલી, વળતી લેવું નામ જોને**

* * *

* "And as a hare whom hounds and horns pursue,
"Pants to the place from whence as first she flew,
"I still had hopes my late vexations past,
"Here to return and die at home at last."

હરિ રસ મોંઘેરે મૂલ છે, શિરને સાટે વેચાયજી,
શિરનાં સાટાં રે સતો જે કરે, મહારસ તેને દેવાયજી.

પિતાજીના મુખે આ ભજનો દરરોજ સાંભળી સાંભળીને કંટાળી ગયો હતો, પણ અત્યારે તેમાં કાંઇ નવો જ અર્થ દેખાયો.

ત્રીજા દિવસે પ્રાતઃકાળે મોટાભાઇએ દેહ મૂક્યો.

વળતે દિવસે પિતાજીએ કહ્યું: "ધર્મદ્રોહ, સમાજદ્રોહ, રાજદ્રોહનું આ જ પરિણામ આવે. પણ નાનુ, આપણા જીવન પર તેની અસર થવી ન જોઇએ. दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः એ મંત્રથી આપણે ડગવું ન જોઇએ. ત્રણ ત્રણ દિવસથી અશક્ય થઇ પડેલી મારી દિનચર્યા કાલ સવારથી પાછી શરૂ થશે, માટે તારે પણ તૈયાર રહેવું"

પિતાજીની સામે કોઇ દિવસ અક્ષર પણ ન બોલનાર મારામાં અચાનક વાચા થઇ આવી, અને જાણે મોટાભાઇનો આત્મા પ્રેરતો હોય તેમ હું બોલી ઊઠ્યો:

"મારાથી હવે એ નહિ બને"

"ત્યારે શું કરશો?"

"એ તો મોટાભાઇ બતાવતા ગયા છે."

"ઠીક, નીકળ ત્યારે મારા ઘરમાંથી."

"ભલું થયું ભાગી જંજાળ, સુખે ભજશું શ્રીગોપાળ;"

એમ બોલતા બોલતા પિતાજી પૂજાની કોટડીમાં ચાલ્યા ગયા.

મેં મોટાભાઇના એક મિત્રની ભલામણથી અમદાવાદમાં અંત્યજ શાળાના શિક્ષક તરીકેનું જીવન શરૂ કર્યું, અને પિતાજીએ પણ બીજા દિવસથી જાણે કાંઈ જ ન બન્યું હોય તે પ્રમાણે પોતાનું આહ્નિક શરૂ કરી દીધું છે એવા સમાચાર સાંભળી નિશ્ચિંત થયો.

પણ મનુષ્ય ધારે છે કંઇ અને દૈવ રચે છે બીજું જ. મોટાભાઇના અવસાનને હજુ એક મહિનો પણ થયો નહિ તેવામાં અત્યંત કરુણ સંયોગોમાં પિતાજીનું મૃત્યુ થયાના સમાચાર મેં સાંભળ્યા. રોજના ક્રમ પ્રમાણે તે અમારા ગામની પુરાતન વાવમાં તારાસ્નાન કરવા ગયા હતા તેવામાં પગ લપસ્યો તેથી કે કોણ જાણે શાથી પણ અંદર પડી ગયા અને મૃત્યુ પામ્યા.

આ ખબર સાંભળ્યા તે રાત્રે મને એક વિચિત્ર સ્વપ્ન આવ્યું. જાણે પિતાજી મારી સમક્ષ બેસી જીવનનું મિથ્યાત્વ સમજાવી રહ્યા છે: "શિયાળાના વખતમાં શિયાળવાં ચણોઠીનો ઢગલો કરી ટાઢ ઉડાડવાનો પ્રયત્ન કરે છે તેવી જ મિથ્યા આ સર્વ સાંસારિક પ્રવૃત્તિ છે...." એવામાં જાણે શિયાળવાંનું ટોળું પૂંછડાં પટપટાવતું ને ચીસો પાડતું દોડતું આવ્યું અને પિતાજીને પકડીને પોતાની સાથે ચણોઠીના ઢગલા પાસે બેસાડી દીધા. હું ભયથી ધ્રુજી ઊઠ્યો અને મૂઠીઓ વાળી નાસવા લાગ્યો. ત્યાં સામે બીજું જ દૃશ્ય જોઈ સ્તબ્ધ થઇ ગયો. જાણે ભડ ભડ બળતી ચિતા મારો માર્ગ રોકી રહી છે, અને તેની અંદર એ જ ચિરપરિચિત મોટાભાઈની શાન્ત, ગંભીર મૂર્તિ ઊભેલી છે. તેના મુખમાંથી તથા અગ્નિશિખાઓમાંથી ધ્વનિ નીકળી રહ્યો છે—

"પ્રેમ પંથ પાવકની જ્વાળા, ભાળી પાછા ભાગે જોને,
માંહિ પડયા તે મહાસુખ પામે, દેખનહારા દાઝે જોને."

નવલરામ ત્રિવેદી એમ. એ.

# કિંમતમાં ઘટાડો

આખા જગતમાં હમણાં કોઈ પણ આર્થિક પ્રશ્ન બહુ ચર્ચાઇ રહ્યો હોય તો તે બધી ચીજોની કિંમતમાં અનહદ ઘટાડો છે. આર્થિક પ્રશ્નો સાધારણ રીતે મનુષ્યજાતિને કનડતા નથી. જ્યાં સુધી સૌ સરખે સરખું ચાલ્યા કરે ત્યાં સુધી જનતાને આર્થિક પ્રશ્નોના ઉહાપોહ માટે વખત પણ નથી અને વૃત્તિ પણ નથી. ઇંગ્લેંડમાં એક કહેવત છે કે 'આપણું પેટ એવી સ્થિતિમાં રહેવું જોઇએ કે જેથી એની હસ્તિની આપણને ખબર ન પડે.' જ્યાં એની હસ્તિની જાણ થઇ કે એમ સમજવું કે શારીરિક સુખાકારી સારી નથી. તેજ પ્રમાણે જ્યાં આર્થિક પ્રશ્નો બાબત પૂછપરછ ચાલી એટલે સમજવું કે દેશની આર્થિક સ્થિતિ બરાબર નથી. બધી કાચી તેમજ તૈયાર ચીજોના કિંમતમાં ઘટાડો થવાથી આર્થિક પ્રશ્નો તરફ જનતાનું ધ્યાન પુષ્કળ ખેંચાયું છે. જે પેદા કરનારાઓ (Producers) છે જેવા કે ખેડૂતો અને કારખાનાંવાળાઓ તેમને ઘણું જ નુકસાન ખમવાનું છે; જ્યારે જે વાપરનારાઓ (Consumers) છે તેમને ફાયદો છે. વાપરનારાઓની દૃષ્ટિથી ફાયદો થતો હોય, પણ મૂળ આ સવાલમાં જે જોવાનું છે તે પેદા કરનારાઓનું હિત જોવાનું છે. દરેક દેશની આબાદાની અને તેની હસ્તિ પણ તેના ખેડૂતો અને કારખાનાંવાળાઓ ઉપર છે. વાપરનારાઓ તો વચલો વર્ગ છે (middle class); અને જો કે તેઓ ઘણી વાર પોતપોતાના દેશમાં પોતાની સરકાર પાસે પોતાને મનગમતાં પગલાંઓ લેવડાવે છે તોપણ ખરી આર્થિક દૃષ્ટિએ કોઇ પણ સરકારે પેદા કરનારાનાં હિત કરતાં તેમનું હિત ઊંચું ગણવું ન જોઇએ. આપણા દેશમાં જ્યારે જ્યારે ઉદ્યોગને રક્ષણ આપવાનો સવાલ આવે છે ત્યારે ત્યારે વાપરનારાઓનું ઓઠું સરકાર આગળ ધરે છે અને કમભાગ્યે આપણા કેટલાક જાહેર પુરુષો તેમજ અર્થશાસ્ત્રીઓ આ જાતની દલીલને ટેકો આપે છે. દાખલાતરીકે જ્યારે કાપડની આયાત ઉપર ભારે જકાત માગવામાં આવે છે ત્યારે સરકાર પોકારી ઊઠે છે કે, અરે! બિચારા વાપરનારાઓની શી સ્થિતિ થશે! હૂંડિયામણ જ્યારે આખા દેશની વિરુદ્ધ જઈ ૧ શી. ૬ પેન્સ ઉપર ઠેરવવામાં આવ્યું ત્યારે પણ વાપરનારાઓની જ દલીલ રજૂ કરવામાં આવી હતી. અને આપણા જ કેટલાએક ટૂંકી દૃષ્ટિવાળા ભાઇઓના મન ઉપર આ વાતે અસર કરી હતી અને તેથી એ મતથી સરકારની ફતેહ થઇ હતી. તેમ હમણાં જુદા જુદા દેશોમાં જ્યારે કિંમતો ગગડી ગઇ છે ત્યારે વાપરનારાઓ રાજી થતા હશે, પણ ખેડૂતો અને કારખાનાંવાળાઓને ભારે નુકસાન થનાર હોવાથી કોઈ પણ દેશને આવી નીચી કિંમતો ઉપર ખુશી થવા જેવું નથી.

આ દેશની અંદર ઘઉંનો ભાવ રૂ. ૧ ને ૧૨ આના એક બંગાળી મણના થાય તે કાંઇ થોડી ચોંકાવનારી બીના નથી. એમ કહેવામાં આવે છે, કે છેલ્લાં ૭૫ વર્ષ થયાં આ ભાવ જેટલો ભાવ કોઇ દિવસ થયો નથી. જે પ્રમાણે ઘઉંનું છે તે જ પ્રમાણે રૂ, જુટ વગેરેનું છે. ખેડૂતને પોતાને ખર્ચ થયેલો હોય તે ખર્ચ પૂરો કરી આપવા જેટલી પણ તેને પોતાના પાકની કિંમત ઊપજતી નથી. જુદે જુદે ગામે શાક તરકારી તથા તેલ અને દૂધ અને ઘી જેવી રોજની ઘરગથ્થુ ચીજો ભાવમાં ખૂબ ઊતરી ગઈ છે અને આપણા ઘરડા

વડવાઓ આપણને કહેતા હતા અને જે આપણે એક લોકવાયકા તરીકે માનતા હતા તે વાત અત્યારે આપણા અનુભવથી સિદ્ધ થયેલ છે. દાખલાતરીકે, સુરતમાં એક આનાની ૭ શેર પાપડી, ચાર આનાનાં મણ વેંગણે, છ આને શેર સંસાઇ, રૂ. ૨૦ નું એક મણ ઘી: આ બધી કિંમતોથી જાહેર જનતા તો રેલમછેલમાં હોય તેમ ખુશી થઈ ગએલ છે. પણ એ બધી ચીજો કાંઈ બિચારો વાણિયો કે પરતાગિયો પેદા કરતો નથી, તે તો ખેડૂત પેદા કરે છે અને તે ખેડૂત આ બધી ઘટી ગયેલી કિંમતો વિષે શું ધારે છે તે. તપાસવાનું છે. હિંદુસ્તાનમાં બધી બાજુએ ખેડૂત મુંઝાયેલો છે અને અકળાગેલો છે તેનું મળ કારણ રાજ્યદ્વારી નથી પણ આર્થિક છે. જ્યારે હુંડિયામણ ૧ શી. ૬ પેન્સ ઉપર મૂકવામાં આવ્યુ, ત્યારે જ સરકારને ચેતવણી આપવામાં આવી હતી કે તમે ખેડૂતને મારી નાખશો. પણ તે ચેતવણીની અવગણના કરવામાં આવી અને અત્યારે પરિણામ સરકારના ટીકાકારોએ જે ભાખ્યું હતું તે આવીને ઊભું રહ્યું છે. પણ કિંમતની અંદર આટલો બધો ઘટાડો, એ કાંઇ એકલા હૂંડિયામણના જ પ્રતાપ નથી. તેને માટે દુનિયાનાં બીજાં અને મોટાં કારણો પણ છે. આ કારણોની થોડી તપાસ કરીએ.

**૧ વધુ પડતી પેદાશ:**—એમ કહેવામાં આવે છે કે બધી જાતના પાક તેમ જ તૈયાર ચીજોની પેદાશ વધુ પડતી થયેલી છે અને તેથી કિંમતમાં ઘટાડો થયો છે. આ દલીલ ઘણી વાર વાપરવામાં આવે છે. આપણા કાપડના ઉદ્યોગની સ્થિતિ સારી ન હતી ત્યારે પણ કેટલાકો કહેતા હતા, કે વધુ પડતી પેદાશથી એ સ્થિતિ થયેલી છે. પરદેશી કાપડ ત્યારે પણ આવતું હતું અને દેશમાં કપડાંની ન્યુનતાથી પીડાતા લાખો ગરીબો હતાં, તે છતાં આ દલીલ રજૂ કરવામા આવતી હતી

હાલની આર્થિક સ્થિતિની તે નબળાઇ સૂચવે છે કે જ્યારે જગતના ઘણાએ દેશોમાં ભૂખમરો છે અને ઉદ્યોગ વગર લોકો દુ:ખી છે ત્યારે અનાજના પાક અને લૂગડાં જેવી ચીજોને માટે એમ કહેવામાં આવે છે કે તેની પેદાશ વધુ પડતી થયેલી છે. જ્યાં સુધી દરેક મનુષ્યને પૂરતુ ખાવા નથી અને પૂરતાં લૂગડાં મળતાં નથી, ત્યાં સુધી વધુ પડતી પેદાશની દલીલ અસરકારક નથી, જો કે હમણાંની આર્થિક સ્થિતિ જે મુડીવાદીઓની કહી શકાય તેને લીધે તે દલીલમાં વજન પણ છે

**૨ રશિયામાં વધુ ઘઉંની ઉત્પત્તિ**—રશિયાને માટે એમ કહેવામાં આવ્યું હતું કે, ત્યાં અનાજનો દુકાળ છે. પણ આ જાતની હકીકત બહાર પાડવામાં આવી તેના થોડાક વખતમાં જ તે દેશમાંથી મોટા પ્રમાણમાં ઘઉ નિકાશ થવા લાગ્યા અને આ જાતની નિકાશથી અમેરિકા જે ઘઉંનું મુખ્ય બજાર છે ત્યાં ઘઉની કિંમત બેસી ગઇ.

**૩ સોનાની ઓછપ:**—સોનાની પેદાશ દુનિયામાં ઓછી થતી જાય છે અને તેનો ખપ વધતો જાય છે. જે દેશો રૂપાને ચલણ માટે વાપરતા હતા, જેવા કે ચીન અને હિંદુસ્તાન, તેઓ હવે તે ધાતુને મૂકતા જાય છે. અમેરિકા અને ફ્રાન્સે સોનાનો અઢળક જથ્થો જમા કરેલો છે અને આ સઘળો જથ્થો વ્યવહારૂ રીતે દુનિયામાંથી બહાર જ નીકળી ગયેલો ગણાય. આવી રીતે સોનાની ઓછપને પરિણામે કિંમતો તદ્દન ગગડી ગઇ છે. આ કારણ સબળ છે અને આર્થિક દૃષ્ટિએ ઘણુ ઉપયોગી છે. આખી દુનિયાની વાર્ષિક સોનાની પેદાશ ૮૧,૦૦૦,૦૦૦ પાઉંડ છે, જ્યારે એક વર્ષમાં અમેરિકા અને ફ્રાન્સે ૧૧૭,૦૦૦,૦૦૧ પાઉંડ જેટલું સોનું પોતાના સ્ટૉકમાં ઉમેર્યું !

આ દેશની અંદર રાજ્યદ્વારી અગત્યતાને લીધે પણ ચીજોની કિંમત ઉપર અસર થઈ છે, જો કે જેટલી અસર આર્થિક કારણોથી થઇ છે એટલી નહિ. જેમ સરકાર તરફથી કહેવામાં આવે છે કે, રાજ્યદ્વારી કારણોને લઇને ભાવો ગગડી ગયા છે તેમ જ કેટલાએક લોકો પણ માને છે કે "મહાત્માજીના પ્રભાવથી" કિંમતો નીચે ગઈ છે. રાજ્યદ્વારી ચળવળને લીધે ભાવો ઉપર થોડી અસર થાય અને થઇ હશે, પણ મહાત્માજી કે કોઇ બીજા નેતા આટલા બધા ભાવ નીચા પાડવાની તરફેણમાં હોય એમ કોઈ માની શકે નહિ. વાપરનારાઓ કદાચ એવું ધારતા હોય અને હમણાંના નીચા ભાવોમાં પોતાનું હિત જોતા હોય, પણ જો લાંબી દૃષ્ટિથી નિહાળવામાં આવે તો જે કારણથી ખેડૂતો અને કારખાનાંવાળાને નુકસાન થાય તે કારણ સમસ્ત દેશને માટે કોઇ પણ વખત લાભકારક થઇ પડે નહિ.

**જયસુખલાલ કૃષ્ણલાલ મહેતા એમ. એ.**

# મૅકડોનલ્ડના વિચાર અને આચાર

[ નીચેનો ફકરો G. S. Vierecના 'Glimpses of the Great' નામના પુસ્તકમાંથી લીધો છે. તા. ૨૧-૧૨-૩૦ ના 'ફ્રી પ્રેસ જર્નલ'ના ઉતારો ઉપરથી. ]

## વિચાર

ન્યાય, સ્વાતંત્ર્ય અને સમાનતાના પ્રશ્નો કે જે માણસજાતને અનાદિકાળથી દમતા આવ્યા છે તેની ચર્ચા કરતાં મિ. મૅકડોનલ્ડ જણાવે છેઃ "આના જેવા પ્રશ્નોનો નિવેડો લાવવામાં જબરદસ્તી કામમાં આવે નહિ. તેનો નિવેડો માત્ર મહાન નૈતિક ગુણોથી જ આવે જે ગુણો પ્રજાઓનો મેળ સાચવે છે.

સરકારો મૂર્ખાઇથી પોતાને એવી સ્થિતિમાં લાવીને મૂકે છે કે જેમાંથી પ્રતિષ્ઠાનો ખોટો ખ્યાલ અને મિથ્યાભિમાનને લીધે રસ્તો કાઢવો ઘણો કઠણ થઇ પડે છે.

મજૂરપક્ષ ( Labour Party )નો મહાન ઉદ્દેશ આવી મુશ્કેલીઓમાંથી રસ્તો શોધવો અને સમાધાનની નવી ભૂમિકાઓ ઉત્પન્ન કરવી એ છે. અમે દરેક પ્રકારના સામ્રાજ્યવાદનો સરખી રીતે વિરોધી છીએ; પછી તે ગમે તે વાવટા નીચે પોતાનું બખ્તર-સજ્જ માથું ઊંચું કરે."

"પણ લશ્કરી બળ સામે શસ્ત્રોનો આશ્રય લીધા વિના કેમ ચાલે?"

"રૂ'રના આક્રમણ વેળાએ જર્મન મજૂરોએ જે સત્યાગ્રહ (passive resistance) કર્યો તે બતાવે છે કે, નૈતિક અને આધ્યાત્મિક શસ્ત્રો વડે જબરદસ્તીની સામે થવું શક્ય છે. માનવજાતના ઇતિહાસમાં આ બનાવ અતિ ઉજ્જ્વલ બિના છે."

મેં જવાબ વાળ્યોઃ "દુર્ભાગ્યે ગમે તેટલા સુંદર ભાવો હોય પણ તે ટૅંક અને મશીનગનોને અટકાવી શકતા નથી."

મૅકડોનલ્ડે જવાબ આપ્યોઃ "લશ્કરો પાસે ટૅંક અને મશીનગન સિવાય બીજું કશું હોતું નથી. લશ્કરી બળ લશ્કરની સામે જ ચાલી શકે છે. કોઇ પણ મહાન પ્રજાના સાચી બાબતને વળગી રહેવાના વીરત્વભર્યા નિશ્ચયની સામે તે ફતેહમંદ થતું નથી.

"આ વિશ્વમાં ચારિત્રનું બળ એ સૌથી મોટામાં મોટું બળ છે. જર્મનીના પોતાના જ કેટલાક દોષોને લીધે તેની સામે જે જૂનો પૂર્વગ્રહ બંધાઇ ગયો હતો તેના કેટલાક અવશેષોનો જો જર્મનીને ગેરફાયદો ન હોત તો આખા જગતની નૈતિક સહાનુભૂતિ તેની પડખે ઊભી રહેત.

"જર્મનીએ જેટલું સહન કર્યું છે તેટલું જ ફ્રાન્સ પોતાના નૈતિક દોષો માટે સહન કરશે. હજી કેટલીય પેઢીઓ સુધી દુનિયા ફ્રેન્ચ અત્યાચારોથી કમકમી ઊઠશે અને જર્મનીના સત્યાગ્રહની ઉજ્જ્વલ કથા તરફ અભિમાનપૂર્વક જોશે.

"હું બન્ને શબ્દો ( passive resistance = શાન્ત વિરોધ ) ઉપર સરખો ભાર મૂકું છું. તેનો વિરોધ જો કે શાન્ત હતો તોપણ વિરોધ જ હતો. હિંસા આવશ્યક નથી. સહકાર ન આપવાનો દૃઢ નિશ્ચય લશ્કરી બળને પાંગળું કરી નાખે છે "

મિ. મેકડોનલ્ડે આગળ ચલાવ્યું: "જો જર્મની પારીમના યુદ્ધપ્રિય વર્ગને બીજી લડાઇનું કારણ આપે તો જર્મની તરફ જે સહાનુભૂતિ દરેક દેશમાં દેખાય છે તે જતી રહે."

મેં પૂછ્યું: "તમે મનુષ્યસ્વભાવ પાસેથી ગજા ઉપરાંતની અપેક્ષા નથી રાખતા? જો તમે સ્ત્રીઓ અને બાળકોને મરાતાં જોયાં હોય, જો તમે રૂ'ર અને ર્‌હાઇન પ્રદેશમાં જાણી જોઇને બતાવેલી નકટાઈ જુઓ તો —"

મેકડોનલ્ડ શાંતિથી વચમાં બોલી ઊઠ્યા: "તોપણ હું અહિંસાત્મક વિરોધની જ સલાહ આપું"

મેં કહ્યું: "ધારો કે એક ફ્રેન્ચ સૈનિક ચાબુક વતી તમને મોઢા ઉપર લગાવે?"

મેકડોનલ્ડે ક્રિશ્ચિયન શહીદની સ્વસ્થતાથી જવાબ આપ્યો: "એમ થાય તો હું કહું કે 'થેંક યુ.' (આભાર!)"

"તમને જો એ લાત મારી કાદવમાં ફેંકી દે તો!"

મેકડોનલ્ડે શાન્તિથી જવાબ આપ્યો: "તો હું આમ જવાબ આપું: 'સાહેબ, હું તમારો ઘણો આભારી છું હું સમજું છું કે આ ફ્રાન્સની ગૃહસ્થાઈ છે!'"

અને તે મહાન મજૂર પક્ષના નેતાએ સરલતાથી અને શાન્તિથી ઉમેર્યું "અને હું તેનો ખરેખરો આભારી થાઉં. કારણકે બીજી કોઇ પણ રીતે આટલી સ્પષ્ટતાથી તેની નૈતિક હલકાઇ સાબીત થાય નહિ. બીજી કોઈ પણ રીતે તે પોતાનું દોષિતપણું બતાવી શકે નહિ. ન્યાય અને સત્યથી આપણે જર્મની તરફનું આપણું વલણ નક્કી કરવું જોઇએ."

## આચાર

હિંદુસ્તાનમાં હાલ તેમના પ્રધાનપણા નીચે સરકારના ચાલુ અત્યાચારોથી વાકેફ કોઇ પણ માણસને તેમના વિચાર-આચારના સંબંધ વિશે કાંઇ પણ કહેવાની જરૂર છે!?

# 'પ્રસ્થાને'

( પૃથ્વી છંદ )

પ્રચંડ ક્રૂરતા અહિં સુદૃઢ સૈનિકો સૌ ધરી
અનેકવિધ શસ્ત્રને, તદપિ ભીતિ ભૂલી જઇ
વિરાટ જનના સમૂહ ધસતા દિસે આવતા,
અદમ્ય પ્રગટાવતા અમિત પૂર ઉત્સાહનાં

અસંખ્ય અબળા ધરી સબળતા, અનેરી વળી,
સજી વસન કેસરી, ડગ ભરી મહા ગૌરવે
પડી સમરભૂમિમાં, જગ સમસ્તને દાખવે
જીવન્ત નવહિન્દનું અજબ જોમ સ્ત્રીત્વે ભર્યું

ત્યજી સુખદ વૈભવો ધનિક દીન આજે બને,
સુણી જીવનમાં ભરે અમર મંત્ર સેવા તણો.
અનેક નરનાયકો પ્રખર બુદ્ધિમત્તા વળી
લડે ચરણમાં ધરી જનનિજન્મભૂમિ તણાં.

અને તરુણ હિન્દ તો જનનિબન્ધ ઘેલું બન્યું,
અસહ્ય ઉરવેદના અનુભવે ઊંડી કારગી,
ઉપાય નવ યોજતું અહિં તહિં ધસે 'આથડે
સ્વતંત્ર નવ હિન્દના, સુખદ, ગાનના તાનમાં.

સુકોમળ અનેક આ પુનિત બાલિકા બાલકો,
અનન્ત જયઘોષથી ગજવતાં દિશાઓ બધી
અને અસહકારની અસહ યંત્રણાઓ સહી
ત્યજે જીવન ભોમને જગત પોષતા ખેડુઓ.

દમે અહિં અપાપને ચગ અમાનુષી ક્રૂરતા;
પ્રતિધ્વનિ સુણાય શા અચલ માનુષી ધૈર્યના
પડે રુધિર બિન્દુઓ જગતપાપ પ્રક્ષાલતા,
અદોષ ઉરને કરે શમવી તાપ હિંસા તણા.

ખરે નવલ સૃષ્ટિ આ અજબ એક સ્રષ્ટા રચી;
જુનું જીવન લક્ષ્ય ને નવિન સૂત્ર નીતિ તણાં
સ્ફુરે જગતદૃષ્ટિનાં પડળ સ્થૂલને ભેદતાં,
અનન્ત ઉરજ્યોતના નવ પ્રકાશને પ્રેરતા.

ઉઠે શું મૃગરાજ આ, અતિ પ્રલમ્બ કેશાવલિ
હલાવી, કરી ગર્જના, નિજ સુષુપ્તિને ત્યાગતો,
અને ભરી મહાન ફાળ કુદતો મહા ગર્વથી,
વિદારી સહુ બંધનો સુદૃઢ આજ ઢીલાં પડ્યાં.

અસંખ્ય ઉદધિતરંગ રજનીપતિ ભેટવા
પ્રહર્ષ ધરી ઊછળે, પ્રગતિ ઊર્ધ્વને પામવા;
ઉદન્ત અહિં માનવો દધિતરંગ કેવા મહા!
સગર્વ ઉછળે વળી મિલન કાજ સ્વાતંત્ર્યના.

થતા તિમિરઅભ્ર દૂર રજનીતણાં ને ઉગે
પ્રબોધકર રશ્મિઓ દિનપતિ તણાં પૂર્વમાં

बादरायण

# ગુજરાતનું વર્ણન

[ દક્ષિણ હિંદના વેંકટાધ્વરિ નામના કવિના 'વિશ્વગુણાદર્શચમ્પૂ' નામના પુસ્તકમાંથી આ વર્ણન લીધું છે. કવિને દક્ષિણનો જ વિશેષ પરિચય છે અને પુસ્તકમાં દક્ષિણ હિન્દનું વર્ણન જ વિશેષ છે પણ ગુજરાત વિશે જે થોડું કહ્યું છે, તે સાચું અને જાણવાજોગ હોવાથી અહીં અક્ષરશ ઉતાર્યું છે. આ ગ્રંથ ઈ. સ. ૧૬૪૦માં રચાયો હશે એમ તેના સંપાદક અનુમાન કરે છે.

આખું પુસ્તક કૃશાનુ અને વિશ્વાવસુ નામના બે કલ્પિત ગાન્ધર્વોના સંવાદરૂપે લખેલું છે. કૃશાનુ દોષદર્શી છે અને વિશ્વાવસુ ગુણદર્શી છે. ]

## अथ गुर्जरदेश वर्णनम् १०

विश्वावसु--सखे स एष सर्वसंपदामास्पदतया त्रिदशालयस्यादेश इव गुर्जरदेशश्चक्षुषोः सुखीकरोति ॥ ३३ ॥

अत्र हि--- सकर्पूरस्वादुक्रमुकनववीटीरसलस-
न्मुखाः सर्वश्लाघापदविविधदिव्यांबरधराः ॥
लसद्रत्नाकल्पा घुमघुमितिदेहाश्च घुसृणै-
र्युवानो मोदन्ते युवतिभिरमी तुल्यरतिभिः ॥ ११५ ॥

अत्र वधूनामप्यन्यादर्शं सौन्दर्यम् ॥ ३४ ॥

तप्तस्वर्णसवर्णमंगकमिदं ताम्रो मृदुश्चाधरः
पाणी प्रातनवप्रवालसरणी वाणी सुधाधारणी ॥
वक्त्रं वारिजमित्रमुत्पलदलश्रीसूचने लोचने
के वा गुर्जरसुभ्रुवामवयवा यूनां न मोहावहा ॥ ११६ ॥

कृशानु---सत्यमेवं तथापि नैते सारवस्तूपभोगचतुराः ॥ ३५ ॥

तथा हि--- व्रीडामारव्यतिकरवतीर्विद्युदाभाः कृशांगीः
क्रीडा योग्येऽप्यहह समये गेह एव त्यजन्तः ॥

---

### ગુર્જરદેશ વર્ણન ૧૦

વિ૦—સખે ! સર્વ સંપદોનું સ્થાન હોવાને લીધે સ્વર્ગની પ્રતિમા જેવો આ ગુર્જરદેશ આંખોને સુખી કરે છે. (૩૩) અહીં ( શ્લોકઃ- ) કપૂર સાથે સ્વાદિષ્ટ સોપારીની પાનપટ્ટીથી શોભતા મુખવાળા, સર્વ પ્રશંસાને પાત્ર એવા અને વિવિધ દિવ્ય વસ્ત્રો ધરનારા, ચળકતાં રત્નોના ભૂષણોવાળા, કેસરથી મઘમઘતા દેહવાળા, આ યુવાનો સમાન પ્રેમવાળી યુવતીઓ સાથે આનંદ કરે છે. (૧૧૫)

અહીં વધૂઓનું પણ અનેરુ સૌન્દર્ય છે. (૩૪)

( શ્લોકઃ- ) તપાવીને શુદ્ધ કરેલા સોનાના જેવું આ અંગ, લાલ અને મૃદુ અધર, નવાં પલ્લવો ફૂટયા હોય તેવા હાથ, સુધા ઝરતી વાણી, પદ્મ જેવું મુખ, પદ્મના દલની શોભાને સૂચવનારાં લોચનો;–ગુર્જર સુભ્રુવા ( સારાં ભવાંવાળી સ્ત્રીઓ )ના કયા અવયવો યુવાનોને મોહકારક નથી ?

કૃ૦—એ સાચુ છે તથાપિ આ લોકો સારી વસ્તુનો ઉપભોગ કરવામાં ચતુર નથી (૩૫)

કેમ જે—( શ્લોકઃ- ) લજ્જા અને કામના મિશ્ર ભાવવાળી, વીજળીના તેજવાળી, કૃશ શરીરવાળી સ્ત્રીઓને, ક્રીડાયોગ્ય સમયે પણ ઘેર જ છોડીને, અહો, [ આ લોકો ]

नित्यासक्ता निरुपममणिश्रेणिवाणिज्यलाभे
बम्भ्रम्यन्ते बहुदिनपरिप्राप्यदेशान्तरेषु ॥ ११७ ॥
वि०—मन्दमनीष ! स एष पुरुषाणां गुणविशेष एव न तु दोषः ॥ ३६ ॥
देशे देशे किमपि कुतुकादद्भुतं लोकमाना
सम्पाद्यैव द्रविणमतुलं सद्म भूयोऽप्यवाप्य ॥
संयुज्यन्ते सुचिरविरहोत्कण्ठिताभिः सतीभिः
सौख्यं धन्याः किमपि दधते सर्वसम्पत्समृद्धाः ॥ ११८ ॥
अनेवंभावोऽपि पुरुषाधमत्वमावेदयति ॥ ३७ ॥
तथा हि— आकिंचन्यादतिपरिचयाज्जायययोपेक्ष्यमाणो
भूपालानामननुसरणाद्बिभ्यदेवाखिलेभ्यः ॥
गेहे तिष्ठन् कुमतिरलसः कूपकूर्मः सधर्मा
किं जानीते भुवनचरितं किं सुखं चोपभुङ्क्ते ॥ ११९ ॥
तथा हि— व्यापारान्तरमुत्सृज्य वीक्षमाणो वधूमुखम् ।
यो गृहेष्वेव निद्राति दरिद्राति स दुर्मतिः ॥ १२० ॥

× × ×

[ આ પછી બે પ્રાસ્તાવિક શ્લોકો આવે છે તે અપ્રસ્તુત હોવાથી છોડી દીધા છે ]

---

નિરુપમ મણિના વેપારના લાભમાં હમેશ આસક્ત રહેનારા ઘણે દિવસે પહોંચી શકાય એવા (દૂર) દેશોમાં ભમ્યા કરે છે (૧૧૭)

વિ૦—મન્દબુદ્ધિ ! એ તો પુરુષોનો ગુણવિશેષ છે, દોષ નથી

(શ્લોક –) દેશેદેશ કૌતુકથી કંઈક અદ્ભુત જોતા, અતુલ દ્રવ્યનું સંપાદન કરીને જ પછી ફરીવાર ઘેર આવીને, લાંબા વિરહથી ઉત્કંઠિત થયેલી સતી સ્ત્રીઓ સાથે સંયોગ પામી સર્વ સંપત્તિથી સમૃદ્ધ થયેલા ધન્ય પુરુષો અદ્ભુત સુખ ભોગવે છે (૧૧૮)

એથી ઊલટો સ્વભાવ પુરુષોની અધમતા બતાવે છે (૩૭)

કેમ કે—

(શ્લોક –) ગરીબાઈથી અને અતિ પરિચયથી સ્ત્રીની ઉપેક્ષા પામેલો, રાજાઓ સાથે એકરૂપ ન હોવાથી બધા માણસોથી બીતો, ઘરમાં ભરાઈ રહેતો, કુમતિ, આળસુ કૂવાના કાચબા જેવો [પુરુષ] દુનિયાના ચરિતને શું જાણે અને શું સુખ ભોગવે ? (૧૧૯)

કેમ કે—

(શ્લોક –) બીજું બધું કામકાજ છોડીને બૈરીનું મોઢું જોતો, જે ઘરમાં ઊંઘી રહે છે, તે દુર્મતિ દરિદ્રી થાય છે (૧૨૦)

× × ×

वीक्षमाणो वधूमुखं એ વાક્યખંડ ઘરમાં ભરાઈ રહેતા પુરુષની મશ્કરીની લગભગ કહેવત જેવો થઈ ગયો છે

# આપણા ભંગીઓ અને મ્યુનિસિપાલિટીઓ

મ્યુનિસિપાલિટીઓના કામમાંથી સૌથી મહત્ત્વનું કામ નગરોની સાફસૂફ અને નગરજનોના આરોગ્યનું રક્ષણ કરવું તે છે. પણ ખરી રીતે જોતાં મ્યુનિસિપાલિટીઓનું કામ શહેરની સફાઇ રાખવી, અને અસ્વચ્છતાથી ફેલાતા અનેક ચેપી રોગોથી લોકોનું રક્ષણ કરવું તે છે જે મ્યુનિસિપાલિટી આ કામ સુંદર રીતે કરે તે પ્રશંસાપાત્ર છે. સાફસૂફનું કામ મ્યુનિસિપાલિટીના આરોગ્ય વિભાગના કાર્યકર્તાઓએ કરવાનું હોય છે. જેમાં ઉપરની તપાસ કરનાર વગેરે થોડા નોકરોને બાજુએ મૂકતાં સૌથી કઠિન કામ ભંગીઓને કરવાનું હોય છે. મ્યુનિસિપાલિટીઓના કાયદા ઘડાયા પછી ભંગીઓએ સાફસૂફનું કામ કરવું - એ અનિવાર્ય થઇ ગયું છે. પરંતુ જે લોકો નાગરિકોની સૌથી વધારે જરૂરની સેવા કરે છે અને શહેરોને જુદા જુદા પ્રકારના અનેક રોગોથી બચાવે છે, તે લોકોની સાથે કેવો ખરાબ વહેવાર ચલાવવામાં આવે છે, તેમને કેટલી હાલાકી વેઠવી પડે છે તે ઉપર મોટા ભાગની મ્યુનિસિપાલિટીઓ હજી બિલકુલ ધ્યાન આપતી થઇ નથી. આપણા દેશની જૂની કુરૂઢિ અનુસાર હજી પણ ભંગીઓને કામના પ્રમાણમાં મજૂરી આપવી એ વાત પર કમનસીબે આપણું ધ્યાન નથી ગયું. એનું પરિણામ એ આવ્યું છે કે આજ પણ ભંગીઓને દરેક ઘર દીઠ માસિક ૧ આનો અથવા તો રોજની એક ટાઢી રોટલી—મજૂરીના બદલામાં આપવામાં આવે છે. એની નકલ કરીને મ્યુનિસિપાલિટીઓએ પણ પાયખાનાં સાફ કરવાની, રસ્તા વાળવાની અને મેલાની ગાડીઓ હાંકવાની મજૂરીના બદલામાં માસિક રૂ. ૨) થી માંડીને રૂ. ૯) સુધી આપવાનો રિવાજ રાખ્યો છે. ગરીબ બિચારા ભંગીઓ પોષ અને મહા મહિનાની કડકડતી ઠંડીમાં જ્યારે લોકો પોતાના ઘરમાં શાલ, દુશાલામાં લપેટાઇને આરામ કરતા હોય છે, ત્યારે તેઓને ગંદી નીકો અને સડકો પર સખત પરિશ્રમ કરવો પડે છે. અને વૈશાખ, જેઠ મહિનાના સખત તડકામાં તેઓ આપણે માટે સડકો સાફ કરે છે અને વરસાદના દિવસોમાં ધ્રૂજતા ધ્રૂજતા, અને, ભીંજાતા ભીંજાતા તેઓ મેલાની ટોપલીઓ માથા પર ઊંચકી પાયખાનાં સાફ કરે છે. મેલું ભીંજાઇને તેઓના શરીર પર પણ ટપકયાં કરે છે. છતાં પણ એ ઇમાનદાર લોકો વખતસર દરેક ગૃહસ્થને ઘેર પહોંચી પોતાનું કર્તવ્ય અદા કરે છે, એના બદલામાં સમાજ તરફથી એમને 'હલાલખોર' નો ઇલકાબ આપવામાં આવ્યો છે.

ભંગીઓની હજારો વર્ષોની આવી હાલતથી, તેઓને પોતાની સ્થિતિ સ્વાભાવિક અને ઇશ્વર તરફથી જ તેઓ આવી સ્થિતિમાં રહેવાને સર્જાયા છે એમ તેઓને લાગી ગયું છે. પરિણામે અત્યારે દુઃખી દુઃખી થઇ જઇને તેઓ વ્યક્તિગત પોતાની ગરીબ હાલત પર વિચાર કરે છે. પણ આગળ કોઇ ઉપાય ન સૂઝતાં છેવટે પોતાના ભાગ્યને દોષ દઈ ચૂપ રહે છે

પણ આ તરફ કેટલાક વખતથી મજૂરી કરનાર લોકો—મજૂરોની મનોવૃત્તિમાં પરિવર્તન થઇ રહ્યું છે. અને તેમનો પ્રભાવ ભંગીઓ પર પણ પડવા માંડયો છે અસ્પૃશ્યોદ્ધારક મંડળોએ પણ એ લોકોમાં પ્રચાર કરી તેમને એવો વિશ્વાસ કરાવવા માંડયો છે કે જે,

સામુદાયિક પ્રયત્ન કરવામાં આવે તો એમની હાલની દુર્દશાનો અંત આવી શકે એમ છે. પરિણામે બે વર્ષ પહેલાં કલકત્તાથી માંડીને લાહોર સુધી-માનો ઉત્તર હિંદુસ્તાનના દરેક પ્રાન્તના મુખ્ય મુખ્ય ઘણાં શહેરોમાં એ લોકોએ હડતાળ પાડી. જેનું દુષ્પરિણામ એ આવ્યું કે લોકોને નાહકનું સંકટ વેઠવું પડયું અને ફાયદો એ થયો કે ભંગીઓની માસિક મજૂરીમાં વધારો કરવો પડયો.

આ પરિસ્થિતિ પરથી વિચારણીય પ્રશ્ન એ ઊઠે છે કે એ લોકોનો વધતો જતો 'અસંતોષ કેમ કરી અટકાવી' શકાય. જેથી કરીને એ લોકો પણ સુખી થાય અને લોકોને પણ વધુ હાડમારી ન ભોગવવી પડે. આ પ્રશ્નનો ઉકેલ ત્યારે જ થઇ શકે કે જ્યારે એ લોકોની માગણીઓનો વિચાર કરી તેનો યોગ્ય નિવેડો આપવામાં આવે.

ભંગીઓની મોટી મોટી ફરિયાદો નીચે મુજબ છે :—

૧. અમારો પગાર ચાલુ મોંઘવારી જોતાં બહુ ઓછો છે. તેમાં વધારો થવો જોઇએ.

૨. મ્યુનિસિપાલિટી તરફથી અમારાં બાળકોને ભણાવવા સારી ગોઠવણ થવી જોઇએ.

૩. મુકાદમો, જમાદારો વગેરે આરોગ્ય વિભાગના નાના નોકરોની જગા અમોને મળવી જોઇએ.

૪. અમારે માટે સ્વચ્છ જગામાં રહેવાનાં મકાનો અને પૂરતા પાણીની વ્યવસ્થા થવી જોઇએ.

૫ અમને દર વર્ષે માંદગી, અકસ્માત અને બીજી થોડી રજાઓ મળવી જોઇએ.

૬. ગર્ભવતી અને પ્રસુતા સ્ત્રીઓને રજા મળવામાં વધારે ઉદારતાથી નિયમો થવા જોઇએ.

૭. સેનિટરી ઇન્સ્પેક્ટર, તપાસ કરનાર સિપાઈ વગેરે હલકા દરજ્જાના નોકરોદ્વારા જે રાતદિવસ ગાળો, માર, જબરદસ્તી, ફેરબદલી વગેરે રૂપમાં અનેક પ્રકારનો ત્રાસ સહન કરવો પડે છે તે બંધ કરવા બંદોબસ્ત થવો જોઇએ.

ભંગીભાઇઓની આ ફરિયાદો છે જે દૂર કરવા તેઓ સભ્ય ગૃહસ્થોને વિનવે છે. જે લોકો મ્યુનિસિપાલિટીના સભ્યો છે, અને તેમાં યે જેને આરોગ્ય વિભાગ સાથે જરાયસંબંધ છે તેમને આ ફરિયાદો કેટલી બધી સાચી છે તેનુ પૂરેપૂરુ ભાન છે. આ લેખના લખનારને પણ એ ભાઇઓની દશાનો અભ્યાસ કરવાની તક મળે છે. તેથી તે પણ ખાતરીથી કહી શકે છે કે ભગી લોકોની ઉપરની માગણીઓ તદ્દન સાચી છે. હિંદુ મહાસભાએ પણ પોતાના એક અધિવેશનમાં એવી મતલબનો ઠરાવ પસાર કર્યો હતો કે ભગી લોકોને માટે રહેવાનાં મકાન બધાવી આપવાનો પ્રબધ મ્યુનિસિપાલિટીઓ તરફથી થવો જોઇએ. જો એ લોકો ભણેલા હોત તો પોતાની આ માગણી ક્યારનીયે ઠરાવરૂપે મ્યુનિસિપાલિટીની સામે મૂકી હોત ! આ અડચણો દૂર કર્યા સિવાય આભડછેટ દૂર થઇ શકવાની નથી આનંદની વાત છે કે કેટલીક મ્યુનિસિપાલિટીઓએ ઉપરના મુદ્દાઓ પર ધ્યાન આપવા માંડ્યુ છે. બનારસની મ્યુનિસિપાલિટીએ કેટલાક સાફ કરનાર નોકરોને માટે મકાનની વ્યવસ્થા કરી છે હમણાં ભાવનગરની મ્યુનિસિપાલિટીએ પણ એ માટે કંઈક પ્રયત્ન કરવાનું નક્કી કર્યું છે એ હર્ષની વાત છે. લખનૌ મ્યુનિસિપાલિટીએ છેલ્લા બે વર્ષથી નોકરોના પગારમાં માસિક રૂ. ૧ નો વધારો કરી આપ્યો છે. પ્રસુતા સ્ત્રીઓને ચાલુ પગારે રજા આપવાનો

નિયમ પણ તેણે કર્યો છે, અને વચન આપ્યુ છે કે ભંગીઓમાંથી જ જમાદાર, સિપાઇ વગેરે દેખરેખ રાખનાર નોકરોની નિમણૂક કરવામાં આવશે લખનૌ મ્યુનિસિપાલિટીએ એવી મતલબનો એક ઠરાવ પસાર કર્યો છે કે જે ગૃહસ્થો માસિક એક આનો અથવા તેથી ઓછી મજૂરી ભંગીને આપતા હોય તેઓ બે આના આપે અને જે ગૃહસ્થો બે આનાથી માંડીને બે રૂપિયા સુધી આપતા હોય તેઓ પચાસ ટકાનો વધારો કરી આપે અર્થાત્ દોઢું કરી આપે!

અસ્તુ! આ મ્યુનિસિપાલિટીઓએ પહેલેથી જ પોતાનું કર્તવ્ય સમજી જઈ ભંગીભાઇઓની ફરિયાદો ઘણીખરી દૂર કરવાની શરૂઆત કરી પણ દરેકદરેક મ્યુનિસિપાલિટી આ વાતની જરૂરિયાત ને ગભીરતા સમજી તુરતાતુરત આ વધતા જતા અસંતોષને અટકાવે, આ લોકોની ન્યાયી માગણીઓનો સ્વીકાર કરે. હડતાલ તથા મારામારીથી કેટલુ કષ્ટ અને કુસંપ દેશમા વધે છે તે દરેક બુદ્ધિશાળી માણસને માલૂમ છે

અંબાલાલ મકનભાઇ પટેલ

---

# પ્રાર્થના

ઉતાર અમ જીવને, વર વિભૂતિ તારી પ્રભો!
બતાવ અમ પન્થ તું, ભમવતા ભવે આત્મને,
અચેતન બન્યા ઉરે, ગરલથી અવિદ્યાતણા,
રગે રગ વિશે વણુવ શિવ આત્મસંજીવિની

સહસ્ર વરસો થયા, વિમલ વિસ્મરી જ્ઞાનને,
પ્રભારહિત આથડે, ભુલભુલામણીમાં ભમે,
અચેતન બની, રમે મમતમા વળી દ્વૈતમા,
અને વિસરતો રહે નિધિ, તરગ સામુદ્ર એ

અસીમ અવલોકતાં નયનનૂર ઝાંખાં થયા,
સદા ધસમસન્ત જેમ જ્યના ય થીજી ગયા,
ગભીર ગગનાગણે મદરમન્ત ગાત્રો ગળ્યા,
અનલ્પ જગતે ય સ્વલ્પ અમ ચિત્તની કલ્પના

સ્વદયા જગદીશ! આજ નિજ વિસ્મરી સ્વત્વ આ,
રહે સબડતો કુડા કુપ વિશે જ દાસત્વના,
અવીર્ય અમ અસ્તિ રુદ્ર! તુજ ચંડ તેજે કરી
મિટાવ, બળ આપ કા વિષમ બન્ધનો ફેડવા

મનસુખલાલ મગનલાલ ઝવેરી

# વિચાર ચંક્રમણ

ચાલુ અસહકારની ચળવળનું ધ્યાન ખેંચે એવું એક અંગ તેમાં સ્ત્રીઓ આગળ પડતો ભાગ લે છે એ છે.

આનું કારણ શું? એક જવાબ એ છે કે આ ચળવળ ધાર્મિક સ્વરૂપની છે. ગાંધીજી પોતે રાજકીય ચળવળમાં ધર્મબુદ્ધિથી ભળ્યા છે અને તેમનું જીવન મુખ્યત્વે ધાર્મિક હોઇ, તેમનો રાજકીય ઉપદેશ પણ ધાર્મિક સ્વરૂપ ધારણ કરે છે. ગુજરાતમાં હજી સ્ત્રીઓમાં ધર્મભાવના વધારે જાગૃત રહી છે અને તેથી આ નવી ચળવળ સ્ત્રીઓને વધારે આકર્ષતી હોય એ બનવા જોગ છે.

પણ આનો કોઇ બીજો જવાબ પણ શોધવો જોઇએ. ગાધીજીના ધાર્મિક જીવને આખા હિન્દનાં સ્ત્રીપુરુષોને એકસરખાં આકર્ષ્યાં છે, આખા હિંદમાં સ્ત્રીઓને ધર્મનું એકસરખું આકર્ષણ છે, છતાં ગુજરાતમાં જ સ્ત્રીઓએ કેમ સૌથી વધારે ભાગ લીધો? અને ગુજરાતમાં આ ચળવળમાં અગ્રભાગ લેનારી સર્વ સ્ત્રીઓને માટે એમ નહિ કહી શકીએ કે તેમના જીવનમાં ધાર્મિક આકર્ષણ મુખ્ય પ્રવર્તક બળ છે. મુબઇમાં અને અન્યત્ર આધુનિક શિક્ષણ લીધેલી અને ધાર્મિક માન્યતામાં સામાન્ય રીતે પુરુષ જેવી જ બુદ્ધિની તટસ્થતા રાખતી સ્ત્રીઓ પણ આ લડતમાં જોડાઈ છે એટલે ધર્મભાવનાની અસર એટલો ખુલાસો ગમ નથી.

એક બીજી દૃષ્ટિથી વિચાર કરીએ. આખા હિન્દમા ગુજરાતી સ્ત્રીઓ સૌથી વધારે સ્વાતન્ત્ર્ય ભોગવતી હોય એમ નથી લાગતુ? ઉત્તરહિન્દમાં અને બંગાળામાં જનાના પદ્ધતિ છે. એવી પદ્ધતિનું અહીં નામ નથી. ગુજરાતના મજૂરી કરનારા આખા વર્ગમાં એટલે કેટલીક ઊંચી ગણાતી નાનો બાદ કરતાં આખી પ્રજામાં સ્ત્રીઓ પણ પુરુષ સાથે ઘર બહારનુ મજૂરીનું કામ પહેલેથી કરતી આવી છે. કાઠિયાવાડમાં અને ગુજરાતના થોડા ભાગમાં લાજ કાઢવાનો રિવાજ છે, પણ તે સ્ત્રીઓને વ્યવહારમાં બાધકર્તા થતો નથી. લાજ કાઢ્યા છતાં સ્ત્રીઓ છૂટથી હરીફરી શકે છે, વડીલો સાથે પણ બોલી શકે છે. ગામમાં બે કૂળીઓ સામસામાં લડે તો સ્ત્રીઓ લાજ કાઢીને પણ સામા પક્ષના વડીલ ગણાતા પુરુષોને મારી આવે એવા દાખલા સાંભળ્યા છે. એક પ્રસંગે કાઠિયાવાડમાં એજન્સીની શરુઆતમાં કોઇ કાઠી દરબારની નાનમ પડતાં કુવરને ભણવા લઇ જવા પોલિટિકલ એજન્ટ આવ્યા ત્યારે કાઠી સ્ત્રીઓએ છાપરા ઉપર ચઢીને પણ તેની સામે પડકારો કર્યો હતો, એમ સાંભળ્યું છે. અમદાવાદમાં સ્ત્રીઓ દુકાને બેસવાનો રિવાજ ચાલતો આવ્યો છે અને તે જૂનો હશે એમ જણાય છે:—ઊલટું હમણાં હમણાં સ્ત્રીઓ દુકાને કંઇક ઓછી બેસતી હશે કદાચ. સ્ત્રીઓએ મોટા વેપારો કર્યા છે, અને સદ્‌ગત હરકોર શેઠાણીનો દાખલો તો હજી ઘણાને સ્મરણમાં હશે. હિંદમા બીજે ક્યાંઇ નહિ, માત્ર ગુજરાતમાં ચાલતા વ્યવહારમયૂખના કાયદા પ્રમાણે જ સ્ત્રી વારસાથી સંપૂર્ણ માલિકી લઇ શકે છે. અને આપણા ગરબા, રાસડા વગેરેની સંસ્થા એ સ્વાતન્ત્ર્યનું ખરુ મૂર્ત સ્વરૂપ છે.

ગરબામાં કોઈ કોઈ કોમોમાં તો સ્ત્રીપુરુષો ભેગાં ફરે છે. કોઇ પણ ભાવ આખા ચિત્તત્રમાં દઢ થયા વિના કલામાં ઊતરે જ નહિ. એટલે હું માનું છું કે ગુજરાતમાં અમુક સ્વાતંત્ર્ય સ્ત્રીઓને સ્વાભાવિક થઇ ગયું છે. તે ભાવ, અત્યારે આપણી દુનિયામાં સ્ત્રીની પદવી અને તેના હક્કો સંબધી ચાલતા વિચારોથી, બુદ્ધિની ભૂમિકા ઉપર વધારે સ્ફુટ થતો જાય છે. અને આખી જનતાને ભાગ લેવા આમન્ત્રતી આ નવી લડતમાં એ સ્વાભાવિક સ્વાતંત્ર્ય-ભાવ એકદમ પ્રગટ થઇ આવ્યો.

× × ×

અલબત, દક્ષિણમાં સ્ત્રીઓને લાજ કાઢવાનો રિવાજ નથી, ત્યાં સ્ત્રીઓ મોં ખુલ્લું રાખી ફરી શકે છે, તેમનામાં પણ સ્ત્રીઓએ રાજ્ય ચલાવ્યાં છે અને રાજ્યખટપટમાં ભાગ લીધો છે, લડાઇઓ લડેલી છે; પણ અત્યારે તેમની સ્ત્રીઓ ગુજરાતી સ્ત્રીઓ જેટલું સ્વાતંત્ર્ય ભોગવતી નથી—કારણ ગમે તે હોય.

× × ×

એક દલીલ વારંવાર સાંભળીએ છીએ કે મહારાષ્ટ્ર ઉપર મુસલમાની રાજ્યની ઘણી અસર થઇ છે, તેની ભાષામાં પણ એક વાર ઘણા ઉર્દૂ શબ્દો હતા; છતાં તેમના સમાજમાં જનાનાનો રિવાજ નથી પેઠો તેનું કારણ તેમની ગરીબાઇ. સ્ત્રીઓને કામ કર્યા વિના ચાલે નહિ એટલે જનાનાનો રિવાજ અશક્ય હતો, પણ મને આ દલીલ સાચી લાગતી નથી. સુરતમાં અને ભરૂચ સુધી સ્ત્રીઓને જનાનાનો તો ઠીક પણ લાજ કાઢવાનો પણ રિવાજ નથી સુરત તો ઘણો સમય નવાબી રહ્યું છે એટલે ત્યાં મુસલમાનોની અસર તો હતી જ. અને સુરત કદી મહારાષ્ટ્ર જેટલું ગરીબ નહોતું, જૂના સમયમાં તો તેની જાહોજલાલી ઘણી હતી. એટલે ગરીબાઇથી જનાનાનો રિવાજ ન આવ્યો એમ સુરત વિશે કહી શકાય નહિ.

ખરી રીતે આ દક્ષિણની ખાસિયત જણાય છે. ભરૂચથી દક્ષિણનો ભાગ જેને આપણે લાટ નામથી ઓળખીએ તે, અને મહારાષ્ટ્ર બન્નેમાં સ્ત્રીઓના પોશાકમાં ઘણું સામ્ય છે. કપડાંના રંગો, તે પહેરવાની રીત, સુવાસણ વિધવાને પહેરવાનાં કપડાંના રંગો, સોગનાં કપડાંના રંગો, વગેરે ઘણી બાબતોમાં એકસરખા રિવાજો જણાય છે. આગળ આ કરતાં પણ વધારે સામ્ય હોવા સંભવ છે. એટલે આ દક્ષિણની ખાસિયત ગણવી જોઇએ. લાટ એટલે रट्ट એટલે राष्ट्र એ જો ખરુ હોય તો કહી શકીએ राष्ट्र અને महाराष्ट्र બન્નેનું આ ખાસ લક્ષણ હતું. લાટ ગુજરાતની સત્તા નીચે આવ્યું તે પછી તે ગુજરાતી થયું હોય એ બનવાજોગ લાગે છે.

× × ×

એક બીજી કલ્પના થાય છે. ગુજરાત ઘણા જૂના કાલથી પરદેશ સાથે વેપાર ખેડનારો દેશ છે. ગુજરાતના પુરુષોને વરસોનાં વરસો સુધી પરદેશ રહેવું પડતું અને ગુજરાતની સ્ત્રીઓને ઘરમાં એકલાં રહી બધો વ્યવહાર ચલાવવો પડતો. આના સમર્થનમાં, 'ગુજરાતનું વર્ણન'* એ મથાળા નીચે દક્ષિણ હિંદના એક કવિ વેંકટાધ્વરિના થોડા શ્લોકો મૂક્યા છે, તે જોવા જેવા છે. કવિને ગુજરાતનો બહુ પરિચય નહિ હોય પણ કેટલું દક્ષિણ

* આ અંકનું પૃ. ૬૦૨

સુધી ગુજરાતીઓની પરદેશ ખેડતા વેપારી તરીકેની પ્રતિષ્ઠા હતી તેમાં શંકા રહેતી નથી. પણ આ પરદેશગમન અને સ્ત્રીઓને એકલાં રહી વેપાર ચલાવવાની જરૂર એ સ્ત્રીઓની સ્વતંત્રતાનો પૂરતો ખુલાસો નથી લાગતો. ઊલટું એમ કહી શકાય કે સ્ત્રીઓ એકલી વેપાર ચલાવી શકશે એવી ખાતરીને લીધે પુરુષોને પરદેશ વેઠવો સુગમ પડતો. આપણી અવિભક્ત કુટુંબ સંસ્થા પણ પરદેશગમનને ઘણી સગવડ કરી આપતી હશે.

પણ આ ઉપરથી એક બીજી દલીલ સૂઝે છે. જનાનો અને પડદો એ બન્ને રિવાજો રાજકર્તા વર્ગના એટલે અમીરી વર્ગના—ruling aristocracyના હોય છે. ગુજરાતમાં પણ ગરાસિયા લોકો અત્યારે ગરીબ થઇ ગયા છે તેઓમાં પણ પડદો પળાય છે. આ રિવાજ વેપારી વર્ગોમાં નથી. ગુજરાત ઘણાં વરસથી મુખ્યત્વે વેપારી જ છે. વેપાર એ સ્વાભાવિક રીતે સુખી 'ખાતોપીતો' વર્ગ પેદા કરનાર સામાજિક બળ છે. એનું પરિણામ વ્યવહારમાં પણ સમાનતા જ આવે ગરીબીમાં આવી ગયેલ પણ રાજ કરનાર ઠાકોર બીજાથી પોતાની મહત્તા માને છે અને મનાવવા પ્રયત્ન કરે છે, કોટિપતિ શેઠિયો એક ગરીબ વેપારીની સાથે સમાનતા રાખે છે. આનું જ પરિણામ એ છે, કે ગુજરાતમાં બીજા, કોઇ પણ પ્રાન્ત કરતાં પ્રમાણમાં ઘણો મોટો મધ્યમ વર્ગ છે. અને સમાનતાની ભાવનામાં સ્ત્રીઓને પડદો ન હોય અને તેને અંગે એક પ્રકારની સ્વતંત્રતા તેને હમેશાં મળતી જ રહે. આ ખુલાસો વધારે સંતોષકારક લાગે છે.

વળી એમ પણ જણાય છે, કે સ્ત્રીઓને સ્વાતંત્ર્ય અને વેપારની સાહસિકતા એ બે ગુણો ગુર્જરોના લોહીમાં જ છે, જો કે કોઇને લાગે કે આમ કહેવું એ ખુલાસો નથી, પણ ખુલાસો ન કરવાનું બહાનું છે.

કોઇએ કહ્યું છે કે મરાઠા રિયાસતે આપણને બે જ વાનાં આપ્યાં: "સ્વરાજ" શબ્દ અને મરાઠી રાજ્યના બખરો. આ કહેવાનો ભાવાર્થ એ છે કે તાજમહાલ જેવા સ્થાપત્યકલાના નમૂના જેમ મોગલ સામ્રાજ્યનાં સ્મારકો છે તેવાં સ્મારકો મરાઠી રિયાસત મૂકી ગઈ નથી. હમણાં જ કાકા સાહેબ સાથે વાત થતાં તેમણે કહ્યું, કે સ્થાપત્યની એ વાત અક્ષરશઃ સાચી કહી શકાય નહિ. પૂનામાં "પાર્વતી" અને એલોરાની ગુફા પાસેનું અહલ્યાબાઇએ ચણાવેલું જ્યોતિર્લિંગનું દહેરુ વગેરે મરાઠા કાલનાં સ્થાપત્યનાં સ્મારકો ગણાવી શકાય, પણ મારે અહીં સ્થાપત્યનો પ્રશ્ન પ્રસ્તુત નથી. એટલું ખરું, કે મરાઠા રાજ્ય એકાદ સૈકા ઉપર નષ્ટ થયેલું હોવાથી મહારાષ્ટ્રની પ્રજામાં સ્વરાજ્યભાવના ઠેઠ સુધી જીવન્ત રહેલી હતી. ગુજરાત ઘણાં વરસોથી મુસલમાન રાજતંત્ર નીચે રહ્યો હતો અને વેપારમાં પોતે સુખી અને મુસલમાની અમલ નીચે પણ લગભગ સ્વતંત્રતા ભોગવતો હતો, તેથી તેનામાં મહારાષ્ટ્ર જેવી જાગૃત કોઇ સ્વરાજ્યભાવના નહોતી.

આ ઉપરથી એમ પણ જણાય છે, કે જ્યાં સુધી ગુજરાતને અંગ્રેજી અમલમાં વેપારનું સુખ છે એવી શ્રદ્ધા રહી ત્યાં સુધી તેણે કોઇ રાષ્ટ્રીય સંક્ષોભ ન મચાવ્યો. દરેક રાજ્ય પ્રજાની પ્રત્યક્ષ કે પરોક્ષ સંમતિ ઉપર જ ટકે છે. અને આ સંમતિ ઘણે ભાગે રાજ્યના ન્યાયીપણાની શ્રદ્ધાથી ઉત્પન્ન થયેલી હોય છે. બ્રિટિશ રાજ્ય ન્યાયી છે, એવી પ્રતિષ્ઠા ઘણા વહેલા સમયથી હિંદમાં હતી. ઉપર જણાવેલ વેંકટાધ્વરિના કાવ્યમાં પણ એ પ્રતીત થાય છે. એ કાવ્યનું ગુણદર્શી પાત્ર વિશ્વાવસુ ચન્નપટ્ટણ એટલે મદ્રાસના ગુણો બતાવે છે; ત્યારે

તેવું દોષદર્શી પાત્ર કૃશાનુ કહે છે, કે અંગ્રેજોના સ્પર્શનો મહાન દોષ આ શહેરને લાગેલો છે. એ પ્રસંગે તે અંગ્રેજોનું हूण નામથી નીચે પ્રમાણે વર્ણન કરે છે :—

हूणाः करुणाहीनास्तृणवद्ब्राह्मणगणं न गणयन्ति ।
तेषां दोषाः पारेवाचां ये नाचरन्ति शौचमपि ॥ २६ ॥

"જે હૂણ લોકો કરુણાહીન છે, બ્રાહ્મણોને તૃણ સમાન પણ ગણતા નથી, અને જે શૌચ પણ કરતા નથી તેમના દોષો વાણીથી કહ્યા જાય તેવા નથી."

ત્યારે વિશ્વાવસુ તેમના ગુણો દર્શાવે છે :—

प्रसह्य न हरन्त्यमी परधनौधमन्यायतो
वदन्ति न मृषावचो विरचयन्ति वस्त्वद्भुतम् ॥
यथाविधि कृतागसां विदधति स्वयं दण्डनम्
गुणानवगुणाकरेष्वपि गृहाण हूणेष्वमून् ॥ २६४ ॥

"બળજોરીથી પારકા ધનનો સમુદાય અન્યાયથી હરી લેતા નથી, જૂઠું બોલતા નથી, અદ્ભુત વસ્તુઓ રચે છે, ગુનો કરનારાને કાયદેસર રીતે જાતે દંડ કરે છે; અવગુણની ખાણ જેવા હૂણોમાં પણ આ ગુણોને ગ્રહણ કર."

અર્થાત્ જૂના કાલમાં પણ ન્યાયીપણા અને સત્યવાદીપણા માટે અંગ્રેજી રાજ્યની પ્રતિષ્ઠા હતી. પણ અંગ્રેજી રાજ્યના પછીના અમલ દરમિયાન પ્રજાએ આ ગુણોની મર્યાદા પણ જોઈ લીધી, અને છેવટે ગુણો કરતાં તેની મર્યાદા જ લોકોને વધારે ખૂંચવા લાગી અત્યારે કોઇ પણ સામાન્ય માણસને પૂછો તો તે ઉપરના એક પણ ગુણને માનતો નથી, એમ જણાયા વિના રહેશે નહિ. ગુજરાતીઓએ જોયું, કે આ બ્રિટિશ રાજ્યમાં તેઓ સ્વતંત્ર રીતે પોતાનો વેપાર કદી વિકસાવી શકવાના નથી યુરોપના મહાયુદ્ધ વખતે ઘણા માણસો પૈસાદાર થયા, પણ પછીનાં વરસોમાં એ પૈસો એક કે બીજી રીતે ઇંગ્લંડ તણાઇ જતો જ તેમણે જોયો. એ યુદ્ધને પરિણામે ઇંગ્લંડનું ખરચ એટલું વધ્યું કે હિંદમાંથી પૈસા ખેંચવામાં તેમણે સામાન્ય વિવેક પણ રાખ્યો નહિ. ગુજરાતના વેપારનું ક્ષેત્ર પૂર્વે જાવાથી પશ્ચિમે આફ્રિકા સુધી હતું. આ ક્ષેત્ર સરકારી અમલ દરમિયાન સંકાચાતું જ ગયું છે અને આફ્રિકામાંથી તો ગુજરાતીઓને અપમાન સહીને બહાર નીકળવું પડ્યું છે છેલ્લા હૂંડિયામણના દરે અને આયાત માલ પરની જકાતમાં ઈંગ્લંડ તરફનાં પક્ષપાતથી લોકોની શ્રદ્ધાનો છેલ્લો તાંતણો પણ તૂટી ગયો. ગુજરાતીઓમાં મહારાષ્ટ્ર પેઠે સ્વરાજ્યભાવનાની પરંપરા નહોતી, પણ તેઓ સંપૂર્ણ રીતે સમજતા હતા તે વેપારના ક્ષેત્રમાં તેમણે જોઇ લીધું, કે આ રાજ્યમાં કદી સુખે પૈસા કમાઈ શકવાના નથી. એટલે તેણે પોતાના બળનો પૂરેપૂરો પરચો બતાવ્યો.

આ પહેલાં આપણે ગુજરાતને પોચો અને નમાલો માનતા હતા, પણ ગુજરાતનું સત્ત્વ અત્યારે આપણને પ્રત્યક્ષ થાય છે. ગુજરાતે ઇતિહાસમાં પરાક્રમો કરેલાં છે અને એ ભાવ અત્યાર સુધી પણ આપણામાં સુપ્ત કે ગુપ્ત રૂપે હતો. આપણને આપણા પ્રાન્તની શક્તિ તુરત ન દેખાય પણ શ્રીયુત ક્રિપલાનીએ વિદ્યાપીઠ છોડતાં કહેલું હતું, કે ગુજરાત સત્ત્વશાલી છે. તેમણે તો ત્યાંસુધી કહેલું હતું કે પંજાબીઓ આટલા પડછંદ દેખાય છે પણ જલિયાંવાલા બાગમાં મૂઠી હાડકાંનો એક પણ ગુજરાતી હોત તો નાકલીટી તાણવાનો

બનાવ ન બનત. પણ હજી દિલ્હી તો દૂર છે, એમ એકદમ ગુજરાતનાં વખાણ કરી નંખાય નહિ. ગુજરાતી કહેવત પ્રમાણે હજી " તેલ ને તેલની ધાર " જેવી ઘણી બાકી છે.

× × ×

ઇન્ડિયન ફિલોસોફિકલ કોંગ્રેસ સમક્ષ ભાષણ આપતાં પ્રો. એ. આર. વાડિયાએ ગાંધીજી વિશે કેટલુંક કહ્યું છે તે વિચારવા જેવું છે. ફિલસૂફીના ભાષણમાં તેમણે આપણા જમાનાનાં મૂર્ત ધાર્મિક બળોનો પણ વિચાર કર્યો એ સારુ કર્યું.

ગાંધીજીની અહિંસા વિશે તેઓ કહે છે: "Ahimsa" is as old as Buddhism and Jainism, but Gandhiji's genius has made him work it in defence of what he sincerely believes to be truth on a scale unparallelled in the history of humanity. To a world which has grown war-weary this new instrument of Gandhiji has come with great force, but it would be futile to deny that like most human instruments, if it can be used with advantage, it can be also worked to abuse. It has been hailed with delight as a substitute for all the brutalities of warfare,* but as between two hostile nations it is questionable whether the fundamental condition of successful Satyagraha will be ever fulfilled: the condition namely of a basic love, which aims at conquering the enemy through love. અર્થ એ છે, કે અહિંસા બૌદ્ધ અને જૈન ધર્મ જેટલી પ્રાચીન છે, પણ પોતે જેને સત્ય માનતા હોય તેના રક્ષણને માટે, ઇતિહાસમાં પૂર્વે ન બન્યું હોય એવડા મોટા પ્રમાણમાં તેનો ઉપયોગ કરવાનું ગાંધીજીને સૂઝ્યું, તે તેમની બુદ્ધિની મહત્તા છે. લડાઇથી કંટાળી ગયેલી દુનિયાને ગાંધીજીના આ નવા સાધને ઘણી અસર કરી છે, પણ બીજાં માનવ સાધનોની પેઠે આનાથી લાભ થાય તેમ જ હાનિ પણ થાય એની ના પાડવી નિરર્થક છે. આ સાધન લડાઈની પાશવતા બંધ કરશે, એવી આશાથી લોકોએ તેને આવકાર આપ્યો છે; પણ બે શત્રુ પ્રજાઓ વચ્ચેની લડાઇમાં સફળ સત્યાગ્રહની પહેલી શરત કદી પૂરી પડે એ શંકાસ્પદ છે: એ શરત એ મૂળ પ્રેમની, જે પ્રેમ શત્રુને પ્રેમથી જીતવાનો ઉદ્દેશ રાખે છે.

બે પ્રજા વચ્ચેના સંઘટ્ટનમાં સત્યાગ્રહ કામ આવે કે નહિ તે ફિલસૂફી કરતાં વ્યાવહારિક રાજ્યપ્રકરણનો પ્રશ્ન છે. અને તેમાં આપણે મિ. રેમ્સે મેકડોનલ્ડને વધારે પ્રમાણભૂત ગણશું.* ફ્રાન્સે જ્યારે જર્મની ઉપર વેર વાળવા જર્મનીના રૂ'ર પ્રાન્તનો લશ્કરી કબજો કર્યો ત્યારે જર્મની પાસે બીજું સાધન ન હોવાથી તેણે સત્યાગ્રહ અથવા શાન્ત વિરોધ કર્યો હતો: તે સમયે ફ્રાન્સ અને જર્મની વચ્ચે પૂરેપૂરું વૈર હતું અને છતાં ઇંગ્લંડના રાજ્યપ્રકરણીય પુરુષે આ શાન્ત સાધનની સફળતાની શ્રદ્ધા બતાવી છે. અત્યારે એ જ પુરુષ વડા પ્રધાનની પદવીએ રહ્યા રહ્યા હિંદમાં ચાલતી મારપીટ ટાઢે પેટે જોયા કરે છે, છતાં આપણે એમ તો નહિ જ માનીએ કે જર્મની સંબંધમાં તેમણે દર્શાવેલી શ્રદ્ધા માત્ર દંભ હતો. એ એમનું ખરું મંતવ્ય જ જણાય છે, પછી ભલે અત્યારે તેઓ એ મંતવ્યનો કશો ય ઉપયોગ ન કરે.

---

* જુઓ આ અંકનું પૃ. ૯૯

હિંદમાં ચાલતા સત્યાગ્રહમાં એક બીજું પણ જોવાનું છે. હિંદમાં ચાલતો સત્યાગ્રહ માત્ર હિંદીઓ અને પરદેશી સરકાર વચ્ચે નથી, પણ સત્યાગ્રહી હિંદીઓ અને સરકારને મદદ કરતા હિંદીઓ વચ્ચે પણ છે. અત્યારે સરકારના ખરાબમાં ખરાબ કાયદાઓનો ખરાબમાં ખરાબ અમલ હિંદીઓને હાથે થાય છે અંગ્રેજ અમલદારો પણ આપણને એમ જ સંભળાવે છે, કે જુલમ થતો હોય તો તે હિંદીઓને હાથે થાય છે. સત્યાગ્રહથી સહન કરેલાં દુઃખોથી જ્યારે હિંદી સહકારીઓને સત્ય અને ન્યાય સમજાશે ત્યારે આવો જુલમ નહિ કરવાનું અને એવા જુલમમાં સાધનભૂત નહિ થવાનું તેઓ આગ્રહથી જણાવશે અને ત્યારે રાજતંત્રને બદલાયા વિના છૂટકો નથી.

× × ×

પ્રો. વાડિયાએ મહાત્માજી વિશે કહ્યું છે કે તેઓ ભય સાથે લડયા છે અને ભયનો તેમણે પરાજય કર્યો છે એ યથાર્થ છે. આપણે કામ અને ક્રોધના જયને વખાણીએ છીએ તેટલો જ ભયના જયને પણ વખાણવો જોઇએ. ભયનો અર્થ આ શરીરનો અધમમાં અધમ મોહ છે. ભય જ જીવનની મુખ્ય વૃત્તિ હોય, ભયથી જ માણસ જીવનની વ્યવસ્થા કરે, તેનો અર્થ એવો છે કે શરીરધારણથી મહાન કોઇ પણ આદર્શ તેના જીવનમાં છે નહિ, અને એવા આદર્શને તે પોતાના જીવનમાં પેસવા દેવાનો નથી. તે શરીરને સાધનને બદલે સાધ્ય ગણે છે. એટલું જ નહિ, માણસની પ્રગતિ અટકે છે ત્યાંથી ભય શરૂ થાય છે. ધારો કે એક માણસ શરીરને દ્રવ્ય માટે વાપરે. દ્રવ્ય કાંઇ ખરાબ નથી, દ્રવ્ય બીજી સારી વસ્તુઓનું સાધન હોઇ શકે. પણ દ્રવ્યથી વધારે સારુ માણસ દેખી ન શકે એટલે તેને દ્રવ્ય ખરચવાનો ભય શરૂ થાય છે. એ ભય હશે ત્યાં સુધી તે દ્રવ્યથી વધારે સારી વસ્તુને દેખી કે ઓળખી નહિ શકે. ભય એ સર્વ પ્રગતિનો રોધક છે.

× × ×

એક પ્રશ્ન વારવાર પૂછાય છે, મહાત્માજીમાં અપૂર્વતા, નવીનતા (originality) છે એમ કહી શકાય? નકારના પક્ષવાળાને દલીલો શોધવા જવી પડે તેમ નથી. "તેમણે જે કાંઇ કહ્યું છે તેમાં નવુ શુ છે? સ્વદેશી પહેરો એ વાત તો વરસોથી ગુજરાતના બહુ અસામાન્ય ન ગણાય એવા વિચારકો કહેતા આવ્યા છે. સાચુ બોલો, પ્રેમ રાખો, વગેરે તેઓ કહે છે તેમાં નવું શું છે?"

આ પ્રશ્નોની નીચે જે અપૂર્વતા કે નવીનતાનો ખ્યાલ છે તે પ્રમાણે તો માત્ર વિજ્ઞાનશાસ્ત્રીઓની નવી શોધો જ અપૂર્વ કે નવીન ગણાય. બીજું કશું જ જગતમાં નવું ન ગણાય ન્યૂટનનો ગુરુત્વાકર્ષણનો નિયમ, યુક્લીડનું ભૂમિતિશાસ્ત્ર, રેડિયમની શોધ વગેરે વગેરે માત્ર નવાં ગણાય, પણ તે સિવાય કશું જ નવીન ન ગણાય.

આ પદ્ધતિથી કોઇ કવિનું કાવ્ય પણ નવું ન ગણાય કાલિદાસે શાકુન્તલમાં ભરતને સિંહના બચ્ચાના દાંત ગણતો ચીતર્યો, પરતુ તેમાં પણ કશું નવું નથી. શું તેમાં ભરત નવો છે? ભરત નાનો બાળક હતો એમ કહેવું એમાં કશું નવું છે? નાના બાળકમાં વિચિત્ર જિજ્ઞાસા હોય તેમાં કશું નવું છે? શુ સિંહ કે તેનું બચ્ચું, કે તેના દાંત કે ગણવાની ક્રિયા તે કશાયમાં કશુંય નવું છે? નથી જ.

આમ કોઇ પણ ક્રિયા કે સ્વભાવનું પૃથક્કરણ કરીએ તો કશુંય નવું ન જ નીકળે.

ખરી રીતે નવીનતા જોવાની આ સરણી જ ખોટી છે. નવીનતા પૃથક્કરણથી દેખાતા અમૂર્ત ભાવોમાં નથી હોતી, પણ આંતર ભાવોના મૂર્ત આવિષ્કરણમાં હોય છે. બાળકની જિજ્ઞાસા એ જરા પણ નવીન વસ્તુ નથી, પણ તેનું સિંહના દાંત ગણવાની જિજ્ઞાસારૂપે મૂર્ત આવિષ્કરણ થયું તેમાં નવીનતા છે અને મનુષ્ય મનુષ્યનો ફરક આ આવિષ્કરણમાં પડે છે.

એક બીજી દૃષ્ટિનો પણ વિચાર કરવો જોઇએ. માત્ર બુદ્ધિની પ્રગતિ કે વિકાસમાં ઉપર ભૂમિતિ વગેરેના દાખલામાં બતાવી તેવી નવીનતા કે અપૂર્વતા આવે છે, પણ લોકોમાં વિકસતી નીતિભાવનામાં એવી નવીનતા આવતી નથી. જૂના સમયમાં સત્યને માણસો સારું ગણતા નહોતા, તે એક પેગંબરે લોકોને પ્રથમ જ બતાવ્યું કે સત્ય સારી વસ્તુ છે, એવું નીતિવિકાસનું પગથિયું ક્યાંય પણ દેખાશે નહિ. સત્ય તો સનાતન કાળથી સારું જ ગણાતું આવ્યું છે. માટે જ આપણે ધર્મને હમેશાં સનાતન કહીએ છીએ. નીતિભાવનાનો વિકાસ તેના પ્રયોગ કે પ્રવર્તનમાં થાય છે. જૂના કાલમાં સત્ય તો સારું જ ગણાતું, પણ બ્હાં વ્યવહારમાં તેની મર્યાદા મનાતી. જેમકે રાજ્યપ્રકરણી વ્યવહારમાં નર્યું સત્ય ન ચાલી શકે એમ માણસો માની લેતા. પ્રેમ એ હમેશાં સારો મનાતો; પણ દેશ પરદેશ વચ્ચેના વર્તનમાં કે કાયદાના અમલમાં ક્રૂરતાને સ્થાન છે એમ મનાતું. મહાત્માજીની અપૂર્વતા એ કે તેમણે પ્રથમ જ રાજ્યપ્રકરણમાં એટલે દેશ પરદેશના વ્યવહારમાં પણ સત્ય અને પ્રેમને દાખલ કર્યાં. નૈતિક સત્યનો વિકાસ હમેશાં આ પ્રકારનો હોય છે. અને કોઇપણ નૈતિક સિદ્ધાન્તને નાનામાં નાના મંડળમાં અમલમાં મૂકવો કેટલો દુર્ઘટ છે એનો જેને અનુભવ છે તે આ વિકાસની અપૂર્વતા સમજી શકશે.

એટલે જડ પદાર્થોમાં શોધખોળ કરતા વૈજ્ઞાનિકની અપૂર્વતા કરતાં સમાજમાં કામ કરતા પુરુષની અપૂર્વતા ભિન્ન છે. એ અપૂર્વતા કવિના કાવ્યનો દાખલો આપ્યો એવી છે. પ્રેમ તો દરેકમાં છે, પણ એ પ્રેમ દેશ પરદેશના વ્યવહારની વિશાળ ભૂમિકા ઉપર જેવું આવિષ્કાર પામે તેમાં તેની અપૂર્વતા રહેલી છે.

જી. કે. ચેસ્ટર્ટન કેવળ બુદ્ધિની શોધની નવીનતા કરતાં માનવહૃદયમાં રહેલા આ સનાતન ભાવના નવીન આવિષ્કારને જ ખરી અપૂર્વતા ગણે છે. બર્નાર્ડ શૉ એક જગાએ બુદ્ધિના શોધની નવીનતાના આદરને ક્ષુદ્ર, ક્ષુલ્લક ( vulgar ) કહે છે.

× × ×

આપણે જ્ઞાનને પ્રકાશનું રૂપક ઘણી વાર આપીએ છીએ. એ રૂપક વધારે વિચાર કરતાં પણ યથાર્થ જણાય છે. કૌન કે સત્ય એક પ્રકાશના કિરણ જેવું છે અને માણસનો સ્વભાવ, આપણાં શાસ્ત્રોમાં કહ્યું છે તે પ્રમાણે જડ જેવો છે. પ્રકાશનું કિરણ સામાન્ય રીતે તો સીધી લીટીમાં ગતિ કરે છે, પણ કોઇ પણ જડ વસ્તુમાં પ્રવેશ કરતાં તેની ગતિ વાંકી થાય છે. જુદી જુદી વસ્તુમાં પ્રકાશ જુદી જુદી રીતે વાંકો થાય છે, હવા પાતળી કે જાડી હોય તો પણ પ્રકાશ ઓછો વત્તો વક્રીભવન પામે છે. હવા, પાણી, કાચ વગેરેમાં વક્રીભવનનો ખૂણો જુદો જુદો હોય છે. તેવી જ રીતે સત્યનું પ્રકાશકિરણ પણ જુદી જુદી માનવ પ્રકૃતિમાં પ્રવેશ કરતાં ઓછું વત્તું વક્રીભવન પામે છે. આ અનિવાર્ય છે. મોટામાં મોટા પેગંબરો કે ફિલસૂફની વાણીની પણ માણસો ઉપર અણધારી કોઇ વાર વિપરીત જ અસર થાય છે તેનું આ કારણ છે. દરેક માણસ સત્યને સરખી રીતે ઝીલી શકે એ અપેક્ષા ખોટી છે

છતાં માનવજાત પ્રગતિ કરે છે. એક સત્યને તે વર્તનમાં ઉતારવા પ્રયત્ન કરે છે, તેમાં ભૂલ કરે છે, તે ભૂલ અમુક વખતે પાછી પકડાય છે, ફરી સત્યને તેના મૂળ સ્વરૂપે પકડવા પ્રયત્ન કરે છે, એમ કરતાં કરતાં આગળ ચાલે છે. આ વક્રીભવનનો અર્થ એવો ન કરી શકાય કે એટલા માટે સામાન્ય માણસને સત્ય જ ન આપવું. છોકરું ચાલતાં શીખે છે ત્યારે વાંકુ ચાલે છે, પડે છે, એટલા માટે છોકરાંને ચાલવા જ ન દેવું એમ કોઇ નથી કહેતું, તેવું જ આમાં છે.

પણ સત્યનું વક્રીભવન થાય છે એનો અર્થ એવો પણ નથી, કે તેથી દરેકોઇ સત્યને ફાવે તેમ વાંકુ કરવાનો દરેકને પરવાનો મળી ગયો છે. ઊલટું આ વક્રીભવનનો નિયમ જાણવાથી સત્યને અસલ શુદ્ધ સ્વરૂપે સાચવી રાખવાની આપણી જવાબદારી વધે છે.

પ્રો. વાડિયાએ પોતાના ભાષણમાં સત્યાગ્રહની હિલચાલથી પણ હાનિ થવાનો સંભવ બતાવ્યો છે તે ખોટો નથી. તેનું કારણ આ વક્રીભવન જ હું માનું છું; પણ મોન્ટેસોરી શિક્ષણપદ્ધતિમાં પ્રયોગની ભૂલ એની મેળે જણાઇ આવે એવાં સાધનો યોજેલાં હોય છે, તેમ સાધનના પ્રયોગનો દોષ એની મેળે જણાઇ જાય એવું આ અહિંસાનું સાધન છે. ધારોકે કોઇ માણસ સત્યાગ્રહમાં રહેલું પ્રેમનું રહસ્ય પૂરેપૂરુ સમજ્યા વિના કાયદાનો ભંગ કરવા ગયો, તેમાં તેને માર પડ્યો, તેના મનમાં પ્રેમ નહોતો તેથી માર મારનારના મનમાં જરા પણ પ્રેમ ઉત્પન્ન ન થયો. એમ પણ ધારો કે તેને માર ખાવાથી ક્રોધ ચઢ્યો, પણ તેના ક્રોધને અહિંસાની મર્યાદા લાગેલી હોવાથી તે સામેનાને તો નુકસાન નહિ કરી શકે, પોતે માર ખાધો છે તેથી તે પોતાના પ્રયોગની અને મનની પરીક્ષા કરવા પ્રેરાશે, પોતાનો દોષ સમજશે અને તેથી પોતાનો પ્રયોગ સુધારશે. માણસજાતે જે જે સાધનો શોધ્યાં છે તે બધાંમાં આ અહિંસાનું સાધન જ એવું છે કે જેમાં દોષનો ગેરલાભ માત્ર તેના પ્રયોજકને છે, અને દોષ એની મેળે સમજાય એવી યોજના છે.

છતાં અહિંસાનું સાધન વાપરતાં ઘણી જ કાળજી રાખવાની છે એમાં કશો સંશય નથી.

રા. વિ. પાઠક

# માનસિક રોગો—આધુનિક દૃષ્ટિએ

( ગતાંક પૃષ્ઠ ૪૩ થી ચાલુ )

હવે આપણે સામાન્ય અવસ્થામાં મન અને શરીર વચ્ચેનો સબધ જોઇએ. આપણે જાણીએ છીએ કે શરીરમાં હૃદય, આંતરડાં, ફેફ્સાં વગેરે જુદા જુદા અવયવો રહેલા છે. તે પોતાનું કાર્ય નિયમિતપણે અને યથાક્રમે કર્યા કરે છે. આ બધા અવયવોનો સહકાર કોણ જાળવી રાખે છે? તે સહકાર જાળવનાર તંતુઓનું નામ જ્ઞાનતંતુઓ. તેમના વિના આખા શરીરમાં અરાજકતા વ્યાપી જાય. શરીરના કેટલાએક વ્યાપારો જેવાકે હૃદયના ધબકારા અગર શ્વાસોચ્છ્વાસ આપણી ઈચ્છાને આધીન નથી છતાં તેમના પર પણ મનની થોડી અસર તો થાય છે. જોકે માનસિક વ્યાપારો આ જ્ઞાનતંતુઓની મદદ વિના પણ સંભવે છે, છતાં શરીર પર મનનો અમલ આ જ્ઞાનતંતુઓ દ્વારા જ ચાલે છે. ત્યારે શરીર એટલે ફક્ત અમુક અવયવોનો સમૂહ નહિ કિંતુ જ્ઞાનતંતુઓ દ્વારા મનના અંકુશ તળે કામ કરતો અવયવસમૂહ.

ત્યારે મન એટલે શું? મન એટલે મન. એનું વર્ણન બીજા શબ્દોથી કેમ અપાય? જે બહારના વિષયોને ઇન્દ્રિયોથી ગ્રહણ કરે છે, વિચારે છે, અનુભવે છે અને શરીરના સમગ્ર વ્યાપારો દોરવે છે તે મન. તે મગજ, જ્ઞાનતંતુઓ વગેરેથી પર હોવા છતાં તેમના દ્વારા પોતાનું અસ્તિત્વ વ્યક્ત કરે છે.

મનના બંધારણ ( Structure ) વિષે આપણે હજુ બહુ જાણતા નથી છતાં એ વિષયમાં આપણું જ્ઞાન દહાડે દહાડે વધતું જાય છે. જેમ હાઇડ્રોજન કે ઑક્સીજનનું બંધારણ આપણે ઝડપથી સમજી જઇએ તેમ તેનું બંધારણ સમજી શકાતું નથી. પરંતુ જુદાં જુદાં પ્રાણીઓના વ્યાપારો તેમ જ જુદાં જુદાં માણસોના વ્યાપારોના અવલોકનને પરિણામે તેની કંઈક ઝાંખી કરી શકાય છે.

જુદાં જુદાં પ્રાણીઓ અમુક સંયોગોમાં એક જ પ્રકારે વર્તે છે. દાખલા તરીકે દુશ્મનને જોતાં પ્રાણી નાસી જાય છે અથવા સામું લડવા તૈયાર થાય છે. પોતાની જાતને બચાવવા ગમે તેવા વિપરીત સંયોગોમાં પણ, તે નવી નવી યુક્તિઓ ખોળી કાઢી તે પ્રમાણે વર્તે છે. નર માદા તરફ અને માદા નર તરફ આકર્ષાય છે. પોતાનાં બચ્ચાંઓનું તેઓ હરકોઈ ભોગે રક્ષણ કરે છે.

આ બધા વ્યાપારો પરથી એક બાબત ફલિત થાય છે કે, બધાં પ્રાણીઓનાં મનમાં કેટલીએક સહજવૃત્તિઓ ( Instincts ) રહેલી છે. દાખલા તરીકે, સ્વસંરક્ષણ વૃત્તિ ( Instinct of self-preservation ) તેમ જ પ્રજોત્પાદક વૃત્તિ ( Instinct of Reproduction ). સહેજ વિચાર કરતાં જણાશે કે પોતાનું જીવન નિભાવવા તથા જાતિને આગળ વધારવા આ બન્ને વૃત્તિઓ અત્યંત મહત્ત્વની છે. જેમ જેમ પ્રાણીઓમાં વિકાસ થતો ગયો અને નવાં નવાં પ્રાણીઓ અસ્તિત્વમાં આવ્યાં, તેમ તેમ તેમની સહજ વૃત્તિઓની

સંખ્યા પણ વધતી ગઇ. અત્યારે મનુષ્ય પ્રાણીના માનસિક બંધારણમાં સહજવૃત્તિઓની વધારેમાં વધારે સંખ્યા છે. એનો ચોક્કસ આંકડો કોઇએ નક્કી કર્યો નથી, છતાં તુલનાત્મક રીતે જોતાં મનુષ્યમાં એમની સંખ્યા 'વધારે' છે એટલું કહેવા જેટલી સ્થિતિમાં આપણે છીએ.

બીજાં પ્રાણીઓને વેગળાં મૂકી આપણે મનુષ્યો તરફ વળીએ. જો મનુષ્યના મનનું બંધારણ ફક્ત સહજવૃત્તિઓ પર જ રચાયલું હોય તો દરેક મનુષ્યનું માનસિક બંધારણ એકસરખું કેમ નથી? સહજ વૃત્તિઓ તો દરેકને વારસામાં ઊતરી આવેલી હોઇ, જન્મથી જ મળેલી હોવા છતાં, દરેક મનુષ્યમાં તેઓ, કાર્યમાં, એક જ પ્રકારે કેમ જણાતી નથી? આનો ઉત્તર એ જ કે, માનસિક બંધારણ સહજવૃત્તિઓ ઉપરાંત, બહારની પરિસ્થિતિની અસરો પર પણ આધાર રાખે છે. વારસામાં મળેલા માનસિક અંશો પર, કેળવણી, સાંસારિક દરજ્જો, મિત્રો વગેરેની પુષ્કળ અસર થાય છે અને એ અસરોને લીધે દરેક મનુષ્યની સહજવૃત્તિઓનો આવિર્ભાવ જુદે જુદે સ્વરૂપે થતો આપણને જણાય છે. સર્કસમાં, આપણે વાઘ અને બકરીને પોતાની સહજવૃત્તિઓ દબાવીને ઉભેલાં જોઇએ છીએ, એ તેમને કેળવનારના પ્રયાસોનું પરિણામ છે. ગણિતની પરિભાષા વાપરીએ તો

માનસિક બંધારણ = સહજવૃત્તિઓ + પરિસ્થિતિના સંસ્કારો.

ધારો કે બે માણસો એકી સાથે જ જન્મ્યા છે, બન્નેને એક જ ઘરમાં એકસરખું શિક્ષણ અને સંસ્કાર મળ્યાં છે; છતાં બન્નેનું માનસિક બંધારણ જુદું કેમ પડે છે? એનું કારણ એ કે, દરેક વ્યક્તિના મનમાં એક ગુપ્તશક્તિ રહેલી છે, અને તે વ્યક્તિ પરત્વે જુદી પડે છે. આ શક્તિને લીધે દરેક માણસનું માનસિક બંધારણ બીજાના માનસિક બંધારણ કરતાં સહેજ જુદું પડે છે. આ શક્તિ સામાન્ય રીતે [1]will power–ઇચ્છાશક્તિ તરીકે અથવા ચૈતન્યશક્તિ[2] (Vital energy) તરીકે ઓળખાય છે. અહીં એ સ્પષ્ટ સમજાશે કે જેમ ફક્ત ઇન્દ્રિયવિજ્ઞાનની મદદથી આપણે શરીરના બધા વ્યાપારો સમજી શકતા નથી અને માનસશાસ્ત્રનો આધાર લઇને તેમનો ખુલાસો મેળવવા પ્રયાસ કરીએ છીએ, તેવી જ રીતે બધા માનસિક વ્યાપારોનો ખુલાસો આપણે ફક્ત માનસશાસ્ત્રની દૃષ્ટિએ કરી શકતા નથી. મનથી પણ પર, માનસિક વૃત્તિઓની અંદર છુપાયલું કંઇક અચિંત્ય (supersensible) તત્ત્વ છે, જે મનુષ્યને તેનું વિશિષ્ટત્વ આપે છે. પરંતુ અહીંઆં તત્ત્વજ્ઞાનનો પ્રદેશ શરૂ થાય છે. આ પ્રમાણે, આધુનિક માનસશાસ્ત્ર ઇન્દ્રિયવિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનની વચ્ચે એક સાંકળ જેવું છે.

જ્ઞાનેન્દ્રિયો દ્વારા બહારના બનાવોની અસર મન પર થાય છે. જુદા જુદા સંયોગોમાં

---

૧ જુઓ, It may be a so-called "higer instinct, or a product of biological evolution; or, to avoid religious disputation, call it 'spiritual force,' ......... it finally determines the behaviour of what would otherwise be the mere animal man.

(Therapeusis of Internal Diseases Vol. II Page 24)

૨ The origin & Physical substratum of which we know nothing but which corresponds with what is usually described as vital energy-whatever this may be.

(*Practice of Medicine, Tice. Vol. X. Page 273*)

હેતુ વલણ અખત્યાર કરવુ તે ફક્ત સહજ વૃત્તિઓ જ નક્કી કરતી નથી એમાથી સૌથી બળવાન સહજ વૃત્તિ કાર્યદ્વારા બહાર પડવા મથે છે પરતુ એના પર બુદ્ધિનો તેમજ ઇચ્છાશક્તિનો અકુશ છે ઇચ્છાશક્તિને લીધે એક જ દુર્બળ સહજવૃત્તિ બળવાન બની જાય છે, જ્યારે એક પ્રબળ સહજવૃત્તિ દબાઇ પણ જાય છે અને કાર્યમા તેનો અમલ આપણે જોઇ શકતા નથી

જ્યારે કોઇ માણસ એકાદ પ્રવૃત્તિમા મશગુલ થઈ ગયો હોય છે ત્યારે તે બીજા બનાવો તરફ ધ્યાન આપી શકતો નથી, એ આપણો સૌનો અનુભવ છે દાખલા તરીકે એક મનુષ્ય લખવામા અથવા વાચવામા રોકાઇ ગયો અને તેને પાચ વાગે એકાદ સભામા હાજરી આપવાની હોય ત્યારે જો કે પાસેની ઘડિયાળમા પાચ ટકોરા થાય છે તે છતા તે તેને સાભળતો નથી આજુબાજુના માણસો એમ ધારે કે તેણે સભામા જવાનો વિચાર માડી વાળ્યો હશે, જ્યારે તે માણસ ખાતરીપૂર્વક કહે કે તેણે ઘડિયાળના ટકોરા સાભળ્યા જ નથી વળી કોઇ વાર એવુ પણ બને છે, કે આપણે એક કાર્ય કરીએ છીએ તે બીજાને અમુક ઉદ્દેશથી કરેલુ લાગે છતા આપણને પોતાને આપણુ મન બીજા કાર્યમા પરોવાયેલુ હોવાથી તે કાર્ય યાદ રહેતુ નથી દાખલા તરીકે અમુક ચર્ચા કરતા કરતા બધા મિત્રો સાથે ફરવા જતા હોય, રસ્તામા આવતી ટપાલમા કાગળ નાખતા જઇએ, છતા આપણે ટપાલમા કાગળ નાખ્યો છે એ વાત સાવ ભૂલી જઇએ ઉપરના બન્ને દાખલા, ટપાલમા કાગળ નાખ્યો તે તથા ઘડિયાળના ટકોરા ન સાભળ્યા તે માનસિક પ્રવૃત્તિઓ પર નવો પ્રકાશ નાખે છે

આ બધા બનાવોનો ખુલાસો કરવા એક સામાન્ય બત્તીનુ ઉદાહરણ લઈ શકાય. બત્તીનો પ્રકાશ જેટલા વિસ્તારમા પડે છે, તેટલા વિસ્તારમાની બધી વસ્તુઓ આપણે ચોખ્ખી જોઈ શકીએ છીએ, જેટલા વિસ્તારમા તે ઝાખો પડે છે તેટલા વિસ્તારમાની ચીજો આપણે ઝાખી જોઇએ છીએ એથી ઊલટુ પ્રકાશના વર્તુલની આસપાસ રહેલા અધારામાની ચીજો આપણે બિલકુલ જોઈ શકતા નથી એ જ પ્રમાણે જો કે આપણી માનસિક સૃષ્ટિમા અનેક વ્યાપારો ચાલતા હોય છે પરતુ તે બધા આપણા ધ્યાનમા એકી વખતે રહેતા નથી જે બનાવ, ઉપરના ઉદાહરણના શબ્દો વાપરીએ તો, વર્તુળના મધ્યભાગમા હોય છે તેમા આપણે મશગુલ થઈ જઇએ છીએ, જ્યારે જે બનાવો પ્રકાશના કુડાળાની લગભગ અથવા તદ્દન બહાર હોય તેની આપણને ખબર પડતી નથી આ ઉદાહરણ હજુ બીજા વધુ ખુલાસા આપી શકે છે દાખલા તરીકે, પ્રકાશના વર્તુળમા પડેલી વસ્તુઓને, દૂર અધકારમા બેઠેલો માણસ એકાદ દોરીવડે હલાવી શકે, જ્યારે કુડાળામા બેઠેલા માણસોને એની ખબર પણ પડતી નથી નાટકોમા આ સ્થિતિનો આપણને વારવાર અનુભવ થાય છે એ જ પ્રમાણે માનસિક સૃષ્ટિમા પણ બને છે ધ્યાનના વર્તુળમા કેટલીએક એવી ક્રિયાઓ થાય છે કે જેનો હેતુ આપણને સમજાતો નથી તે અત્યત ગૂઢ હોઇને–અધારામા રહેલા માણસ જેવો દૂર બેઠા બેઠા કામ કરતો હોવાથી–તેની ક્રિયાઓ જ ફક્ત આપણે જાણી શકીએ છીએ દાખલા તરીકે, આપણે ગમે તેવા તટસ્થ રહેવા માગીએ તોપણ આપણા પ્રતિપક્ષીઓની દલીલોનુ વ્યાજબીપણુ આપણા ધ્યાનમા આવી શકતુ નથી એનુ કારણ આપણો તેના તરફનો તિરસ્કાર અથવા પ્રતિપક્ષીપણાનો જુસ્સો પરતુ આપણે

આપણી જાતને તટસ્થ માનીએ છીએ અને આપણા નિર્ણયના મૂળમાં રહેલા તિરસ્કારને આપણે પીછાણી શકતા નથી.

આ ઉપરાંત આપણે આપણાં સારાં કાર્યો કે જીંદગીમાં મેળવેલી સફળતાઓને જ યાદ રાખીએ છીએ, જ્યારે આપણી પોતાની નબળાઇઓ સરળતાથી ભૂલી જઇએ છીએ. આ બધું ગૂઢ હેતુઓ ( unseen motives )નું પરિણામ છે.

આ ઉદાહરણના અજવાળાવાળા ભાગને આપણે પ્રતીતિપ્રદેશ ('Field of consciousness ) તરીકે ઓળખીએ છીએ, કારણકે એટલા વિસ્તારમાં બનતા બનાવોનું આપણને ભાન રહે છે. એની આજુબાજુના પ્રદેશમાં ચાલુ રહેલા બનાવો આપણી જાણ બહાર રહી જાય છે. ઉપર આપણે જે બે દાખલા—ટપાલમાં કાગળ નાખવાનો તથા ઘડિયાળના ટકોરા ન સાંભળવાનો—આપ્યા છે તે આ પ્રદેશની બહાર બનેલા બનાવો છે એટલે આપણને તેનું ભાન ન થયું.

આવી રીતે આપણા નિત્યજીવનમાં કેટલાએક બનાવો બને છે કે જેમની ખબર આપણને એ વખતે નહિ પણ પછીથી પડે છે. એ માનસિક ક્રિયાઓનો ખુલાસો કરવા સૂક્ષ્મ મન ( subconscious mind )ની કલ્પના કરવામાં આવી છે. પ્રતીતિપ્રદેશની આજુબાજુ–બત્તીના અજવાળાવાળા ભાગની આજુબાજુ–ચાલી રહેલા બનાવો આ સૂક્ષ્મમનની પ્રવૃત્તિને આભારી માનવામાં આવે છે. અને માનસિક રોગોની વિચારણામાં, આ પ્રવૃત્તિઓ, જે આપણા પ્રતીતિપ્રદેશમાં ક્વચિત્ આવે છે ને પાછી તેની બહાર જતી રહે છે, તે મુખ્ય સ્થાન લે છે.

અત્યાર સુધી આપણે મન અને શરીરનો સંબંધ જોતા આવીએ છીએ. આ બધી રોગરહિત માનસિક વ્યાપારોની વાત થઈ. ત્યારે રોગ, માનસિક કેમ થાય છે? આ પ્રશ્નની ચર્ચા હવે કરીએ.

રોગો–પછી તે માનસિક હો અથવા શારીરિક હો–પરિસ્થિતિ ( Environments) સામેની લડાઇ અથવા વૈમનસ્યનું પરિણામ છે. જ્યાં સુધી આપણે પરિસ્થિતિને અનુકૂળ રહીએ છીએ ત્યાં સુધી આપણે તંદુરસ્તી ભોગવીએ છીએ. વધારે ખાઇએ, ઊંઘ અથવા પૂરતો આરામ ન લઇએ તો શું પરિણામ આવે? ચોક્કસ કોઇ રોગ.' તે થોડી મુદત ચાલે કે લાંબી મુદત ચાલે એ જુદો સવાલ છે, અને આપણી સંરક્ષકશક્તિ તથા પરિસ્થિતિ પર આધાર રાખે છે.

આપણા માનસિક બંધારણમાં સહજ વૃત્તિઓ ( Instincts ) રહેલી છે, એ આપણે જોઇ ગયા. દરેક સહજ વૃત્તિને, જેમ ગ્રહોને ઉપગ્રહો હોય છે તેમ, અમુક ભાવો સાથે ખાસ સંબંધ હોય છે અને તેથી જ અમુક સહજવૃત્તિ જાગ્રત થતાં તેની સાથેના ભાવો પણ જાગ્રત થાય છે અને આપણી માનસિક સૃષ્ટિ પર આધિપત્ય મેળવે છે. દાખલા તરીકે, દુશ્મનને જોતાં આત્મસંરક્ષણની સહજવૃત્તિ જાગૃત થાય છે તેની સાથે જ બીક અથવા ગુસ્સો–આ બન્ને ભાવો અથવા લાગણીઓ આપણા મનમાં જાગૃત થાય છે. તેની સાથે સાથે જ શરીરમાં પણ તે લાગણીઓ સૂચક ફેરફારો થાય છે. કૂતરું પૂંછડી બે પગ વચ્ચે ઘાલી દે છે, વાઘ અથવા સિંહ સામે છલંગ મારે છે, પાડો માથું નીચું નમાવી આગળ ધસે છે વગેરે પશુઓના શારીરિક ફેરફારો તેમની લાગણીના સૂચક છે.

મનુષ્યની વર્તણૂકનાં પ્રેરકબળોની સંખ્યા ઘણી મોટી છે, અને તેના દરેક વર્તનમાં તેને તે બળોનો યોગ્ય સમન્વય કરવો પડે છે. તેની સહજવૃત્તિઓ તેના મન પર અમલ કરવા આગળ ધસે છે. એ એના જીવનના આદર્શો, એના સામાજિક, રાજકીય, ધાર્મિક કે નૈતિક વિચારો એ સહજવૃત્તિઓને સાથ આપે છે અગર તેમની જોડે લડે છે. આ બધાં જુદાં જુદાં બળોને એક કરીને મન તેના શરીરના વ્યાપારોને પ્રેરે છે. જ્યારે જ્યારે આ બળોને પરસ્પર વિગ્રહ શરૂ થાય છે ત્યારે માનસિક સૃષ્ટિમાં કલહ થાય છે અને, તેની ખબર, જો કે શરૂઆતમાં નહિ, પણ પછીથી શરીરમાં દેખાવા માંડે છે.

આ માનસિક કલહોનો સ્વભાવ કેવો હોય છે, એ કલહોને લીધે કઇ કઇ માનસિક ક્ષતિઓ ઉત્પન્ન થાય છે, અને તે ક્ષતિઓની કઇ કઇ શારીરિક અસરો થાય છે વગેરે પ્રશ્નો અત્યારે માનસિક રોગોની ચર્ચામાં અગ્રસ્થાન ભોગવે છે.

જે કોઈ 'હીસ્ટીરીઆ'થી પીડાતા દરદીને જુએ તેને ભાગ્યે જ કલ્પના આવે કે, આ કંઇ શરીરનો નહિ પરતુ મનનો વ્યાધિ છે. આજ શબ્દો 'ન્યુરેસ્થેનીઆ' રોગ (Neurasthenia) માટે પણ વાપરી શકાય. પરતુ અત્યારની શોધખોળોથી સાબીત થયું છે કે, કોઇ પણ જાતની શારીરિક વિકૃતિ (Organic lesions) થયાં સિવાય કેવળ માનસિક કારણો વડે પણ માનસિક રોગો ઉત્પન્ન થાય છે. હા, એ માનસિક રોગને પરિણામે શરીરમાં બીજા કેટલાએક વ્યાધિઓ—દરદીની બેદરકારી આળસ વગેરેને લીધે—દાખલ થાય અને આપણને ભુલથાપ ખવડાવે.

એક દાખલાવડે આ બાબત વધારે સ્પષ્ટ થશે ધારો કે, એક માણસ હાર્મોનિયમ વગાડે છે. તેના આ કાર્યના પરિણામ રૂપ સંગીત આસપાસનાં માણસો સાંભળે છે. પરતુ કોઇ વાર લોકોને એનું વગાડવાનું બિલકુલ પસંદ પડતું નથી. વાજું બરાબર છે, એ પોતે પણ એનો એ છે, એની આંગળીઓ પણ સારી છે, ત્યારે શા માટે લોકો એને સાંભળવા ના પાડે છે ?

(૧) એમ બનતું હોય કે તેની આંગળીઓ નબળી પડી ગઇ હોય અને તે હાર્મોનિયમની કળો બરાબર દબાવી શકતો ન હોય,

(૨) કદાચિત્ હાર્મોનિયમ બરાબર હોવા છતાં, તે બધા સૂરો સંગીતના નિયમ પ્રમાણે ન વગાડતો હોવાથી સંગીત કર્કશ થઈ પડતું હોય,

(૩) કદાચિત્ એનું સંગીતનું જ્ઞાન અગર વગાડવાનો અનુભવ બહુ ઓછો હોય,

(૪) અથવા કદાચિત્ સાંભળવાવાળા પોતે જ સંગીતના જાણનારા ન હોવાથી તેને સમજી શકતા ન હોય.

આ દાખલામાં, વગાડનારને ઠેકાણે મનના સાધનરૂપ આપણું નાડીતંત્ર (Nervous System) મૂકો અને હાર્મોનિયમને ઠેકાણે બાકીના શરીરના અવયવો મૂકો. હવે દરેક વસ્તુસ્થિતિ અનુક્રમે ઘટાવો.

જ્યાંસુધી આપણું મન—આપણી બધી મનોવૃત્તિઓનો સમૂહ, બુદ્ધિ, અનુભવ વગેરે—આપણા મગજ તથા જ્ઞાનતંતુઓદ્વારા, આપણા શરીરના જુદા જુદા અવયવોને નિયમ પ્રમાણે ચલાવે છે ત્યાંસુધી આપણી વર્તણૂક (સંગીત) આપણી પરિસ્થિતિને બંધબેસતી થઇ પડે છે. આસપાસનાં મનુષ્યો આપણને ગાંડા નથી ગણતાં; પરતુ જ્યારે આપણા

જ્ઞાનતંતુઓ નબળા પડે અને શરીરનાં જુદાં જુદાં અંગો પરનો કાબુ ગુમાવે, અગર તેઓની ક્રિયાઓ એકબીજાને ઉપકારક થતી બંધ પડે ત્યારે આપણી વર્તણુક લોકોને પસંદ પડતી નથી. કારણ તેઓ એમાં કંઇક વૈચિત્ર્ય જુએ છે.

જો આપણી માનસિક શક્તિઓ જન્મથીજ ઓછી હોય તો એમાં આસપાસના લોકોનો કંઇ દોષ નથી. પરંતુ ઉપર સૌથી છેલ્લા દાખલામાં બતાવ્યું તેમ કોઇ વાર અમુક મનુષ્યની માનસિક શક્તિઓ એટલી બધી પ્રબળ હોય છે કે આસપાસના મનુષ્યોને એનો ખ્યાલ પણ નથી આવતો. આવા માણસોને આપણે 'દ્રષ્ટા' તરીકે ઓળખાવી શકીએ. જો કે એમની આસપાસનાં માણસો એમને મહાન ગણવા પહેલાં ગાંડો, ફાંટાબાજ, અકલ-વિનાનો, અવ્યવહારુ કે તરંગી વગેરે શબ્દોથી નવાજે છે. અસ્તુ.

આ ઉદાહરણ એટલા માટે જ આપ્યું છે કે, વગાડનારની આંગળીઓ કપાયા સિવાય પણ,–આપણાં જ્ઞાનતંતુઓને ખાસ શારીરિક ઇજા થયા સિવાય પણ,–મગજ અને જ્ઞાન-તંતુઓના વ્યાધિઓ થઇ શકે છે. આપણી માનસિક વૃત્તિઓ આ તંતુઓ દ્વારા આપણા શારીરિક વ્યાપારો કરાવતી હોવાથી જ્યારે જ્યારે એ વૃત્તિઓમાં પરસ્પર કલહ ( conflict ) થાય ત્યારે એની અસર આપણા શારીરિક વ્યાપારો પર પણ થાય.*

વર્ણનની સરળતા ખાતર, માનસિક રોગોને બે ભાગમાં વહેંચી નાખવામાં આવ્યા છે. બન્ને વિભાગોમાં તાત્વિક ( Genetic ) નહિ કિંતુ માત્ર લાક્ષણિક ( symptomatic ) ફરક છે. જે માનસિક રોગોમાં, મનુષ્યના ઉચ્ચમાં ઉચ્ચ માનસિક અંશો,–સ્મૃતિ, વિવેક, ધૈર્ય વગેરેનો નાશ થાય છે, તેમની વચ્ચેનો સંબંધ તૂટી જાય છે અથવા તેમનો પૂરો વિકાસ થતો નથી એવા રોગો પ્રથમ વર્ગમાં આવે છે. તેમનું સામાન્ય નામ ગાંડપણ અથવા ઘેલછા ( Insanities )

આ વર્ગ ઘણો મોટો છે અને તેની સારવાર પણ ખાસ હૉસ્પિટાલોમાં કરવી પડે છે. જ્યારે જે માનસિક રોગોમાં અંતઃક્ષોભ ( Psychic reaction ) થઇને તેનાં લક્ષણો શરીરના અવયવોની કાર્યક્ષતિ ( Functional derangement )માં પરિણમે છે તેમનો બીજા વર્ગમાં સમાવેશ થાય છે. આ રોગોનું સામાન્ય નામ નાડીક્ષોભ. (Psycho-neuroses). આ વર્ગના રોગોની ચિકિત્સામાં તેમની આસપાસના સંજોગો મુખ્ય ભાગ ભજવતા હોવાથી તથા સામાન્ય વાચકોને પણ તેમનું વર્ણન રસપ્રદ થઇ પડે તેમ હોવાથી એમના વર્ણનને જ અહીં પ્રાધાન્ય આપ્યું છે.

બાળકૃષ્ણ અમરજી પાઠક

* આ વાત આજકાલના યાંત્રિક યુગમાં ઘણી મહત્વની છે. સૌ કોઇ આરોગ્ય જાળવવાની વાતો કરવા કે સાંભળવા આતુર હોય છે, પરંતુ આ માનસિક આરોગ્યની વાતો બહુ થોડાને ગમે છે. એટલે માનસિક કારણોને લીધે થનારા માનસિક રોગોને ઉદ્દેશીને જ આ લેખમાળા મેં લીધી છે,

[ આ માસિકના વાચકોને અને ગુજરાતના જીવનમાં રસ લેનારા સ્ત્રીપુરુષોને અમે વિનંતી કરીએ છીએ કે તેઓ અમને પોતપોતાના સ્થાનના લોકજીવનની સપ્રમાણ માહિતી આપી અમારા પ્રયત્નમાં તેમનો સહકાર આપે. એમાંથી જાણવાયોગ્ય અને ચોક્કસ હકીકતો એવી માહિતી આ વિભાગમાં આપવા પ્રયત્ન કરીશું. . તંત્રી ]

ઝરીઆ

તા ૨૧-૭-૩૦

મુરબ્બી પાઠક સાહેબ,

કેટલાએ વખતથી અહીં વસેલા આપણા ગુજરાતીઓના જીવન વિષે લખવાની ઇચ્છા હતી આજે લખી મોકલાવુ છું.

ઝરીઆ લગભગ ગુજરાતથી દોઢેક હજાર માઇલ દૂર આવેલ છે. આટલું દૂર હોવા છતાં, આપણા ગુજરાતીઓની અહીં ઠીક પ્રમાણમાં વસતી છે. એક ખુલાસો કરી લઉં. હું અહીં વસતા કચ્છી ભાઇઓને ગુજરાતી ગણાવવા માગું છું. એનાં અમુક કારણો છે. કચ્છમાં લખવા વાંચવાની ભાષા ગુજરાતી જ છે જે ‘ કચ્છી ’ ભાષા બોલાય છે, તે અમુક જૂજ વર્ગમાં સમસ્ત કચ્છના વ્યાપારમાં, નામામાં, કોર્ટ-કચેરીમાં, વિદ્યાભ્યાસમાં, સર્વે જગ્યાએ ગુજરાતી જ વપરાય છે ‘ કચ્છી ’ ભાષા બોલી શકાય છે; પણ તેને લિપિ નથી એટલે કચ્છની ભાષા-લિપિ તો ગુજરાતી જ. કચ્છને લગતાં જે રાજકીય વર્તમાનપત્રો નીકળે છે, તે પણ ગુજરાતીમા કચ્છના બ્રાહ્મણ, નાગર, વાણિયા, મીસ્ત્રી, લુહાણા, ભાટિયા, વગેરે વર્ણોની સંસ્કૃતિ, પહેરવેશ, રીતરિવાજો, વગેરે ગુજરાતને જ મળતા છે. કચ્છ ગુજરાતથી દૂર નથી, છતાં પણ કચ્છ વિષે ગુજરાત અજાણ્યું જ રહ્યું છે.

એક વખત એક બી એ. થયેલ ભાઇએ મને વડોદરામાં પ્રશ્ન કરેલોઃ

"તમે ક્યાંના રહેવાસી ?"

"હું કચ્છનો છું."

એ ભાઇ આભા જ બની ગયા. થોડી સેકન્ડો પસાર થયા પછી, તેમણે ફરી પૂછ્યુઃ

"વારુ ! તમે કચ્છના છો તો ગુજરાતી કેમ બોલી શકો છો ?"

"વાહ ! ગુજરાતી ભાષા ન આવડે, એ કેમ બને ? અમારી ભાષા જ ગુજરાતી " મેં રોકડું કર્યો.

આપણા નિકટના પ્રાંતો વિષે, આપણે કેટલું નમાલુ ભૌગોલિક જ્ઞાન ધરાવીએ છીએ, એ આ દાખલા ઉપરથી આપ જોઈ શકશો શાળાઓમાં બાળકોને, આપણા જ પ્રાંતો વિષે અજ્ઞાત જેવા રાખી, ઇંગ્લંડ અમેરિકાની નદીઓ ગોખાવવામાં આવે, એ કેટલું દુ:ખદ !

હવે મૂળ વાત પર આવું ઝરીઆ શહેરમાં તેમ જ આસપાસની કોલીઆરીમાં વસતા ગુજરાતીઓની સંખ્યા લગભગ પાંચેક હજારની હશે. તેમાં ૭૦ ટકા કચ્છીઓ, ૨૫ ટકા કાઠિયાવાડીઓ, અને ૫ ટકા ગુજરાતીઓ હશે પણ હું આ પત્રમાં, કચ્છી, કાઠિયાવાડી, અને ગુજરાતી ભાઇઓ-એ સર્વે વિષે ‘ ગુજરાતી ’ શબ્દ વાપરીશ.

મૂળ તો અહીં આપણે કોયલાના ઉદ્યોગને લીધે આવ્યા. ફર્સ્ટ કલાસ કોયલા સિવાયની, ગ્રેડ સેકંડ કલાસ કોલીઆરીઓની આપણો ગુજરાતી વર્ગ ઠીક ઠીક માલિકી ધરાવે છે. કોલ પ્રોફર તરીકે પણ, આપણો ગુજરાતી વર્ગ બહોળા પ્રમાણમાં વસેલો છે. પછી ધીમે ધીમે આપણા વેપારીઓ, નોકરિયાત માણસો વગેરે વસવાટ કરવા લાગ્યા.

મારા નાનપણથી તે અત્યાર સુધીનાં ૧૫ વર્ષના વસવાટ દરમિયાન મને તો અહીંનું જીવન અરસિક અને શુષ્ક જણાયું છે. ચોવીસે કલાક ધુમાડો હોય જ, એટલે આરોગ્યતાની દૃષ્ટિએ આ સ્થળ નકામું જ છે. પણ પૈસાનો લોભ આરોગ્યતાને ભૂલાવી દે છે. સરકારી સત્તાવાર આંકડાઓ પ્રમાણે કોલફીલ્ડમાં 'ક્ષય'નું દર્દ, બીજાં સ્થળો કરતાં વધારે પ્રમાણમાં છે, અને તે વધતું જ જાય છે. પ્રવૃત્તિશીલ જીવન હોય તો જ માંડ માંડ અહીં દહાડા પસાર થઈ શકે એમ છે. આપણા ગુજરાતીઓએ અહીં ત્રીસેક વર્ષથી વસવાટ કર્યો છે; પણ ઠીક ઠીક આર્થિક ઉન્નતિ સિવાય, બીજા સઘળા વિષયોમાં પછાત જ રહ્યા છે.

બંગાળી સમાજ સાથે આટઆટલાં વર્ષોનો પરિચય, પણ તેમના સહવાસમાંથી આપણે કશુંએ મેળવ્યું નથી. આપણા ગુજરાતીઓ એમની સાથે કામ પૂરતો જ પ્રસંગ પાડે, અને દૂર રહેવા પ્રયત્ન કરે; આથી એકમેકના જીવનમાં રસ લેતા આપણે નથી થયા.

શિક્ષણની દૃષ્ટિએ પણ આપણે અહીં પછાત છીએ. આવડા મોટા છૂટાછવાયા સમાજમાં, માત્ર ત્રણ માધ્યમિક શાળાઓ, અને બે પ્રાથમિક કન્યાશાળા છે. એ પણ ફંડના અભાવે મૃતપ્રાય અને રગશિયા ગાડાંની માફક ચાલ્યા કરે છે. કોયલાના વ્યાપારમાં જેમ જેમ મંદતા આવતી ગઈ, તેમ તેમ સામાજિક કાર્યોમાં તેનાથી બમણી મંદતા આવતી ગઈ—જોકે અજ્ઞાન અને અતિ ધર્મશ્રદ્ધાળુપણાને લીધે, બીજી સખાવતો કરવા ગુજરાતી સમાજ અચકાતો નથી. તેનું મુખ્ય કારણ અશિક્ષિતપણું છે.

જાહેર જીવનની દૃષ્ટિએ તો આપણા ગુજરાતી સમાજના નસીબે મીંડું જ આવે. જે બેપાંચ જણ રસ લે છે, એ અપવાદ રૂપ કહી શકાય. અને એ આપણા ગુજરાતીઓનું જાહેર જીવન માત્ર રાવબહાદુર થવામાં, ઓનરરી મેજીસ્ટ્રેટ થવામાં, કે કાઉંસિલમાં જવા પૂરતું જ છે. રાષ્ટ્રીય ચળવળથી તો આપણો ગુજરાતી સમાજ અસ્પૃશ્ય થઈ નાસતો જ ફરે છે. આવડા મોટા આપણા ગુજરાતી સમાજમાંથી અહીં માત્ર ૫-૭ વિદ્યાર્થીઓ જ પીકેટિંગ માટે જોડાયા છે. એટલુંએ સદ્ભાગ્ય ગણીએ.

અહીંના આપણા ગુજરાતી યુવકોમાં પ્રાણ નથી એમ નહિ, પણ આ કોયલાનો વેપાર એવો વિચિત્ર છે, કે કેટલાએ તેજસ્વી, પ્રાણવાન યુવાનો ધંધાને લઈ, અને નોકરીને અંગે, આગળ પડતો ભાગ લઈ શકતા નથી. એકાદ બે વખત અત્રે કેટલાક યુવકોએ સંગઠનનો પ્રયત્ન કરેલો, પણ ઉત્સાહ વિના પડી ભાંગેલો. ઉંસરે ઝરીઆ યુવક સમિતિ સ્થપાઈ, તેમાં અમે કેટલાક બંગાળી યુવકો સાથે રહી કાર્ય કરી રહ્યા છીએ.

છએક માસ થયાં એક ગુજરાતી લાઇબ્રેરી શરૂ કરી છે. પ્રજા પણ ઠીક ઠીક લાભ લે છે; પણ લાઇબ્રેરી સમૃદ્ધ થાય એમ લાગતું નથી. આજ પ્રમાણે અગાઉ કટરાસમાં, અને ઝરીઆમાં લાઇબ્રેરી ચલાવવાનો અખતરો થયો હતો, પણ તે અહીં વસતા આપણા સમાજની સંકુચિત દૃષ્ટિથી અને પુસ્તકોની ચોરી કરવાની અખત્યાર કરેલ નીતિથી, બન્ને લાઇબ્રેરીઓ પડી ભાંગેલી.

અહીંના બંગાળીઓની જુદી ક્લબ છે, લાઇબ્રેરી છે, નાટકશાળા છે, રમતગમતનાં સાધનો છે. તેમાં તેઓ સંગીતસંમેલનો ગોઠવે છે વગેરે વગેરે. જ્યારે અહીંના આપણા ગુજરાતી જીવનમાં એવું કશુંએ નથી. વર્ષે એકાદ બે સ્કુલના મેળાવડાઓ થાય, એ જાણે આપણા ગુજરાતીઓની રસિકતાનો છેડો.

અહી હમણાં ચાલી રહેલા પીકેટિંગને અને રાષ્ટ્રીય ચળવળને દાબી દેવા એક Anti-propaganda Committee (રાષ્ટ્ર–પ્રગતિ વિરોધક મંડળ) અહીંના એ. ડી. સી. સાહેબે નીમી છે. તેમાં આપણા પાંચેક ભાઇઓ સંડોવાયેલા છે. અને અહીં જે મુખ્યત્વે સરકારની ખુશામત કરનાર તરીકે નામો બોલાતાં હોય, તો તે આપણા ગુજરાતીઓનાં જ.

તેમાં કેટલુંક સત્ય છે. અવારનવાર આપણા ગુજરાતીઓએ માત્ર ખુશામતની દૃષ્ટિએ, રેલ્વેકંપનીના ઑફિસરો, ગવરમેન્ટ હોદ્દેદારો, મેજીસ્ટ્રેટો, સાહેબો, વગેરેને ખાણાં–પાર્ટી આપી, ગુજરાતી તરીકેની નામના ગુમાવી છે. ભલે તેઓ કદાચ એમ માનતા હશે, કે એથી અમારું નોકરશાહીમાં વજન પડે છે, પણ જાહેર પ્રજા તો તેમને માખણદાસોના શુભ ઇલ્કાબથી જ નવાજે છે. સઘળી બાબતો કરતાં, અહીંના આપણા ગુજરાતીઓની રાષ્ટ્રીય ચળવળ વિષેની અવગણના, એ ઘણું જ દુ:ખદાયક છે. કાળી ટોપીઓનો મોહ હજુ છૂટ્યો નથી. ધોળી ટોપી પહેરવામાં જાણે પોતાનું વ્યક્તિત્વ હલકુ પડી જતું હોય, એવી માન્યતા હજુ તેઓ સાચવી બેઠા છે.

આ ઉપરથી આપ જરૂર એમ ચોક્કસ ધારી લેશો, કે ઝરીઆમાં વસતા ગુજરાતી સમાજમાં અગણિત ત્રૂટિઓ છે, અને ખરેખર છે પણ તેમ જ. એ સાથે સાથે કોયલાના વ્યાપારમાં ઝઝુમી રહેલ આપણા ગુજરાતીઓની કાર્યદક્ષતા, જરૂર આશ્ચર્ય પમાડે એવી. એટલે મારુ કહેવું એમ છે કે, જેટલી અહીંના સમાજમાં ત્રૂટિઓ છે, તેની સાથે સરખાવતાં વિશિષ્ટતાઓ તો જુજ જ છે.

આટલું લખી વિરમું છું.

લિ૦ સ્નેહાધીન,
પુરુષોત્તમ ખી. ચોહાણના
સસ્નેહ વંદેમાતરમ્




## (૧) ઇંડિયન મેડિકલ સરવીસ

હિંદુસ્તાનમાં યુરોપિયન દાક્તરોને હાલમાં નીચે પ્રમાણે હોદ્દાઓ આપવામાં આવે છે. ૭ વર્ષે નોકરી છોડીને ઘેર જાય એને ૧૦૦૦ પાઉન્ડ ગ્રેચ્યુઇટી મળે. બાર વર્ષે જાય તેને ૨૫૦૦ પાઉન્ડ અને પાછા ન આવવા માગતા હોય તો સ્ટીમરનું ભાડું પણ મળે. યુરોપિયન હોદ્દેદારો કહ્યા છતાં ઉમેદવારોની લાયકીની સરતોમાં ગ્રેટબ્રિટન અને આયર્લેંડના ઉત્તર વિભાગની વૈદક કાયદાની રૂઇએ રજીસ્ટર કરેલી લાયકાત હોય તેવા ૩૨ વર્ષની અંદરની ઉમ્મરના બ્રિટીશ પ્રજાજનોમાંના હોવા જોઇએ એમ લખ્યું છે!

### કારકિર્દી

વૈદક ધંધાના બહોળા અનુભવો મેળવવાનો હિંદુસ્તાનમાં જોગ છે. દરદીઓનાં પ્રત્યક્ષ અવલોકન, આરોગ્યરક્ષા, કોઈ ખાસ વિષયની લાયકાત કે શોધખોળનું કંઈ કામ કરવા ઇચ્છા હશે તો સવડ મળે એમ છે.

નોકરીની શરૂઆતમાં લશ્કરમાં વૈદક અમલદારી મળશે. લશ્કરીઓના વૈદક સંરક્ષણનું કામ એમને બે વર્ષ ઓછામાં ઓછું કરવું પડશે.

અમુક વખતે પ્રમોશન ( પગાર વધવાનું ) નું ધોરણ રાખેલું છે. લેફ્ટેનન્ટ કરનલ, તો બધા જ બની શકે. પણ પસંદગી પ્રમાણે કરનલ અને મેજર જનરલની પદ્દિ મળે.

બે વર્ષ પછી લશ્કરમાંથી મુલકી ખાતામાં બદલી માટે અરજી કરી શકાય. મુલકી ખાતામાં સિવિલ સરજનની જગાઓ મળે છે.

સિવિલ સરજનોને મોટા અમલદારોની વૈદક સંભાળનું તેમ જ વૈદકીય ખાતાંના ઉપરી તરીકે મુખ્ય મુખ્ય સ્થળોમાં કામ કરવાનું હોય છે. એમને આરોગ્ય સંરક્ષણ તથા સૂક્ષ્મ જંતુઓની શોધખોળ માટે સવડ રહે છે અને કોઇ પણ વિષયમાં ખાસ જ્ઞાન મેળવવું હોય તો મેળવી શકાય છે. શોધખોળમાં જ સમય ગાળવો હોય તો ગાળી શકાય છે અને મેડિકલ સ્કૂલોમાં પ્રોફેસરોની જગાઓ મળે છે.

### પગાર

ભથ્થા સાથે રૂપિયા ૬૫૦ થી શરૂ થઇ, ત્રણ વર્ષે ૮૭૫, ત્રણથી પાંચ વર્ષની નોકરીમાં ૧૧૨૫; પાંચથી ૭ વર્ષમાં ૧૨૨૫ થી મેજર થાય તો ૧૪૦૦ થી ૧૫૫૦; ને ૭ વર્ષે ૧૭૦૦ સુધી: આમ માત્ર ૭ વર્ષ નોકરી કરીને ઘેર જવું હોય તો ૧૫૦૦૦ રૂપિયા ગ્રેચ્યુઇટી મળે ને ૧૨ વર્ષ પછી રહે તો ૨૧૦૦ સુધી પગાર મળે.

ઉપર મુજબ પગાર ઉપરાંત સારાં ભથ્થાં મળી રહે એવી લશ્કરી કે મુલકી ખાતામાં જોગવાઇ કરવામાં આવી છે.

રૂ. ૭૫૦

આઉટફીટ એલાવન્સ—એટલે રાચરચીલુ ને લુગડાંલત્તાં માટે મળશે.

ખાનગી કામ

પ્રાઇવેટ પ્રેક્ટીસ કરવા દેવામાં આવશે.

પેન્શન

૧૭ વર્ષની નોકરી પછી મહીને ૫૦૦ પેન્શન મળે ને ૨૭ વર્ષે નોકરી છોડે તો મહીને ૧૦૦૦ સુધી થાય છે.

ભાડાં

પરણેલા હોય તો કુટુંબ સાથે હિંદુસ્તાન આવવાનું સ્ટીમરનું ભાડુ મળે. અને નોકરી દરમિયાન અમુક સમયે ઘેર રજા પર જવાનાં ભાડાં પણ સરકાર આપે છે.

પસંદગી સ્ટેઇટ સેક્રેટરી હિંદી પ્રધાનની એક પસંદગી કરનારી કમિટી કરે છે.

ઉપરની હકીકત બ્રિટીશ મેડિકલ જનરલમાંથી ૧૯૩૦ ના જુલાઈ ૧૯ ના અંકમાંની ઉમેદવારોના અરજીપત્રક પરથી તારવી છે.

બીજા એક અંકમાં તંત્રી લખે છે કે સાઇમન કમીશને, વૈદક અમલદારોને માટે હિંદુસ્તાનને વિશેષ હક્કો મળે છતાં ઉપરની સવડ રહેવી જોઇએ એવી ભલામણ કરી છે તેને અમારો ટેકો છે. એ કહે છે કે પ્રાંતોની સ્વતંત્રતાથી આ વૈદક અમલદારોની ખાસ જગાઓ ન બગડે તે માટે હિંદુસ્તાનના પ્રધાનના જ હાથમાં એમની પસંદગી કરવાની સત્તા રહેવી જોઇએ. નહિ તો આપણા ઇગ્રેજ અમલદારોની શરીરસંભાળ લેવાની અને હિંદુસ્તાનની વિશાળ વસ્તીની તન્દુરસ્તીની જવાબદારી આપણા પર આવી પડેલી છે તે બગડશે. વગેરે.

આને માટે વિશેષ ટીકાની જરૂર છે? એ હકીકત પોતે જ બધું બોલી શકે એવી છે.

'સ'

***

## (૨) અર્થસૂચક આંકડાઓ

૧

### કાપડ માટે સાચો ઉકેલ

| | |
|---|---|
| વિદેશી સુતર તથા કાપડની વાર્ષિક આયાત. | રૂ. ૬૬ કરોડ |
| કાપડનો વ્યક્તિ દીઠ ખપ. | ૧૩ વાર |
| હિંદુસ્તાનનાં ગામડાંની વસ્તી. | ૨૯ કરોડ |
| ખેતી પર નિભાવ કરનારની સંખ્યા. | ૨૩ કરોડ. |
| મોસમ સિવાય બેકાર રહેનારની સંખ્યા. | ૧૬ કરોડ |
| ખેડૂત વર્ગના કરજનું પ્રમાણ | રૂ. ૭૦૦ કરોડ. |
| જણ દીઠ દિવસની આવક. | ૧ આનો, ૭ પાઇ. |
| જણદીઠ કંતામણની આવક. | ૧ આનો. |
| મિલો, કારખાનાંઓ, વર્કશૉપ, તથા બીજા ઉદ્યોગોમાં કામ કરનારાઓની સંખ્યા. | ૧૫ લાખ, |

આ દશ વર્ષમાં હિંદુસ્તાનમાં પરદેશથી એકંદરે રૂા. ૨,૨૯,૬૦,૦૦૦ ની કિંમતનાં બટન આવ્યાં દર વર્ષની સરાસરી ૨૮ લાખ રૂપિયાની થઈ. પહેલાં આપણે ત્યાં બંડી અને અંગરખાને કસ બાંધવામાં આવતી તે વખતે બટનની કોઈને જરૂર પડતી નહતી. પણ અંગ્રેજી રાજ્ય થયું ત્યારથી કેટલીક વસ્તુઓની આવશ્યકતા વધી છે, તેમાંની આ એક છે.

૬

## બૂટની આયાત

દશ વર્ષની અંદર આપણે પરદેશી બૂટ કેટલી કિંમતનાં લીધા તે નીચેના આંકડાઓ પરથી જણાશે.

| | | | |
|---|---|---|---|
| ૧૯૧૭-૧૮ | ૨૮,૩૫,૦૦૦ | ૧૯૨૨-૨૩ | ૧૮,૦૧,૦૦૦ |
| ૧૯૧૮-૧૯ | ૩૨,૦૫,૦૦૦ | ૧૯૨૩-૨૪ | ૨૫,૪૫,૦૦૦ |
| ૧૯૧૯-૨૦ | ૩૭,૭૮,૦૦૦ | ૧૯૨૪-૨૫ | ૨૯,૨૭,૦૦૦ |
| ૧૯૨૦-૨૧ | ૧,૦૫,૮૩,૦૦૦ | ૧૯૨૫-૨૬ | ૪૦,૪૦,૦૦૦ |
| ૧૯૨૧-૨૨ | ૧૫,૪૨,૦૦૦ | ૧૯૨૬-૨૭ | ૫૭,૧૩,૦૦૦ |

આ દશ વર્ષમાં રૂ. ૩,૯૯,૮૯,૦૦૦ ની કિંમતના બૂટની ખરીદી થઈ.

૭

## મોટર

મોટરોનો શોખ પણ ખૂબ વધતો જાય છે. ૧૯૨૮-૨૯ (માર્ચની ૩૧મી સુધી) ના વર્ષમાં ખૂબ મોટરો આવી છે. ૧૯૨૭-૨૮ માં ૧૫૧૨૨ ગાડીઓ આવી હતી તેની કુલ કિંમત ૩ કરોડ ને ૫૪ લાખ રૂપિયા હતી. ૧૯૨૮-૨૯માં કુલ ૧૯૫૬૭ ગાડીઓ આવી. તેની કિંમત રૂપિયા ૪ કરોડ ને ૨૭ લાખ. એમાં ૬૫૦૦ ગાડી કેનેડાથી આવેલી. આગલી સાલ ૩૮૦૦ આવેલી. અમેરિકાથી આગલી સાલે ૬૦૦૦ ને છેલ્લી ૭૯૦૦ આવી. વિલાયતથી ૧૯૨૭-૨૮ માં ૩૬૦૦ ગાડી કુલ ૧ કરોડ,૨ લાખ રૂપિયાની આવી. ૧૯૨૮-૨૯ માં ૩૬૪૫ ગાડી આવી પણ કિંમત ૯૭ લાખ રૂપિયા હતી. ફ્રાન્સથી આગલી સાલ ૫૩૮ અને ચાલુ સાલે ૨૭૭ આવી. ઇટાલીમાં ૧૨૮૭ ને ૯૬૭. આવેલી ગાડીઓમાંથી મુંબઈએ ૬૭૯૫, બંગાળે ૫૫૭૭, સિંધે ૨૧૭૮, મદ્રાસે ૩૬૯૦ અને બ્રહ્મદેશે ૧૭૦૮ લીધી.

૮

## મોટર સાયકલ

આગલી સાલ (૧૯૨૭-૨૮) માં મોટર સાઇકલ ૨૧૪૬ રૂપિયા અગિયાર લાખની લીધી. ચાલુ સાલે ૧૮૦૨ રૂપિયા ૧૦ લાખની લીધી. ઘણીખરી મોટર સાઇકલ વિલાયતથી આવે છે. કુલ ૧૮૦૨ માંથી ૧૬૨૧ વિલાયતની બનાવટની હતી.

- છોટાલાલ માનસિંગ કામદાર

## (૩) પરદેશી માલ કયો અને કેટલો આયાત થાય છે?

આપણા દેશમાં કરોડો રૂપિયાનું કાચું ધન ઉત્પન્ન થતું હોવા છતાં દિનપ્રતિદિન આપણો દેશ ગરીબ થતો જાય છે. આપણા દેશના લોકોને કામધંધો મળતો નથી, અને પરિણામે ભૂખમરો વેઠવો પડે છે. હિંદ ગરીબ લોકોથી વસાયેલો ધનવાન દેશ છે. આપણા દેશમાં ગરીબાઇ કેમ છે તેનું કારણ જાણવું હોય તો દર વર્ષે પરદેશી માલના આયાતથી કરોડો રૂપિયા કેવી રીતે તણાઇ જાય છે. તેનો ખ્યાલ નીચે જણાવેલા કેટલાક આંકડા ઉપરથી આવશે.

| સને ૧૯૨૯ | રૂપિયા | સને ૧૯૨૯ | રૂપિયા |
|---|---|---|---|
| ૧ સુતરાઉ કાપડ ... | ૫૧,૪૪,૯૫,૦૦૦ | ૧૯ બટન ... ... | ૨૮,૧૪,૦૦૦ |
| ૨ રેશમી કાપડ ... | ૮,૮૦,૩૦,૦૦૦ | ૨૦ મીણબત્તી ... ... | ૨,૪૮,૦૦૦ |
| ૩ ગરમ કાપડ ... | ૩,૮૦,૧૪,૦૦૦ | ૨૧ કોરી ... ... | ૩૨,૦૧,૦૦૦ |
| ૪ મશીનરી મીલોને લગતું | ૧૬,૪૦,૨૧,૦૦૦ | ૨૨ ચાહ ... | ૫૭,૧૨,૦૦૦ |
| ૫ મીલોને લગતાં તેલો | ૧૧,૨૮,૩૫,૦૦૦ | ૨૩ દિવાસળી ... ... | ૧૨,૨૨,૦૦૦ |
| ૬ ખાંડ ... ... | ૧૬,૩૦,૮૫,૦૦૦ | ૨૪ ફટાકડા ... ... | ૧૭,૦૭,૦૦૦ |
| ૭ દારૂ ... ... | ૩,૫૦,૬૪,૦૦૦ | ૨૫ બિસ્કુટ ... ... | ૪૬,૯૫,૦૦૦ |
| ૮ તમાકુ સીગારેટ ... | ૨,૬૫,૪૫,૦૦૦ | ૨૬ ટાઇલ્સ ... ... | ૪,૯૧,૦૦૦ |
| ૯ કાચનો સામાન ... | ૨,૫૧,૪૮,૦૦૦ | ૨૭ કોલસા ... ... | ૪૨,૮૧,૦૦૦ |
| ૧૦ સાબુ ... ... | ૧,૬૧,૬૧,૦૦૦ | ૨૮ ખેતીનાં સાધનો ... | ૧૩,૫૩,૦૦૦ |
| ૧૧ મીઠું ... ... | ૧,૨૬,૫૦,૦૦૦ | ૨૯ લોખંડનાં પતરાં ... | ૧,૯૫,૦૦૦ |
| ૧૨ વનસ્પતિમાંથી | | ૩૦ ગાડીઓ ... ... | ૧૨,૫૭,૦૦૦ |
| બનાવેલા પદાર્થો | ૧,૪૮,૬૧,૦૦૦ | ૩૧ ગૂંથેલાં દોરડાં ... | ૧૧,૫૬,૦૦૦ |
| ૧૩ સાયકલો ... ... | ૧,૨૨,૪૭,૦૦૦ | ૩૨ રમકડાં ... ... | ૬૪,૪૬,૦૦૦ |
| ૧૪ હીરા માણેક ... | ૮૬,૧૦,૦૦૦ | ૩૩ પેનસીલો ... ... | ૮,૯૯,૦૦૦ |
| ૧૫ છત્રી ... ... | ૪૯,૫૦,૦૦૦ | ૩૪ સ્ટેશનરી ... ... | ૭૪,૨૫,૦૦૦ |
| ૧૬ ટોપલેટ ... ... | ૭૩,૧૩,૦૦૦ | ૩૫ પેપર ... ... | ૩,૭૨,૩૯,૫૬૮ |
| ૧૭ તેલ અત્તરો ... | ૩,૯૨,૦૦૦ | ૩૬ દવા ... ... | ૨,૦૨,૧૩,૦૦૦ |
| ૧૮ જોડા ... ... | ૭૪,૦૯,૦૦૦ | ૩૭ રસાયણો ... ... | ૨,૪૭,૯૪,૦૦૦ |

સ્વદેશીનો ત્યાગ કરીને વિદેશી માલ આપણે જ્યારે આટલી મોટી કિંમતનો ખરીદ કરીએ તો આપણે ગરીબી જ ભોગવીએ એમાં શી નવાઇ? માટે કોઈપણ સંજોગોમાં વિદેશી વસ્તુઓ નહિ ખરીદવાની પ્રતિજ્ઞા કરી સ્વદેશી જ વસ્તુ વાપરવાનો આગ્રહ રાખો અને દેશને ગરીબાઇમાંથી બચાવો.

(પ્રિ. મા. અ. સ. પત્રિકામાંથી)

## (૪) સૈનિકોને

[ ૧૯૧૭ ના એપ્રિલની ૨૩ મીએ પેટ્રોગાર્ડના Izmailov લશ્કરી કાફલા સમક્ષ લેનિને આપેલું ભાષણ. ]

**સૈનિક મિત્રો!**

રાજ્યવ્યવસ્થાના નિર્માણનો પ્રશ્ન એ આજ આપણી સામે પડેલું પ્રથમ કાર્ય છે. આજે જેમના હાથમાં રાજસત્તા રહેલી છે એ મૂડીદારો પાર્લામેન્ટની પદ્ધતિનું શહેરી લોકતંત્ર, અર્થાત્ ઝાર વિનાની રાજ્યવ્યવસ્થા ઇચ્છે છે. પણ તેમાં રાજ્યાધિકારની સર્વ સત્તા પોલિસ, આપખુદ અમલદારો અને સ્થાયી લશ્કર જેવી જૂની સંસ્થા દ્વારા જ રાજ્યવ્યવસ્થા કરવા ઇચ્છતા મૂડીદાર વર્ગના હાથમાં રહેશે.

પણ આપણે તો તદ્દન જુદું જ, લોકહિતને અનુકૂળ અને પ્રજાસત્તાક લોકશાસન ઇચ્છીએ છીએ. પિટર્સબર્ગના વિપ્લવવાદી કામદાર વર્ગે અને સૈનિકોએ ઝારશાહીને ઉથલાવી નાખી છે અને શહેરમાંથી બધા પોલિસોને હાંકી કાઢ્યા છે. આજે આખી દુનિયાનો મજૂર-વર્ગ રશિયાના ક્રાંતિકારી કામદારો અને સૈનિકો તરફ જગતના તમામ કામદારવર્ગના છુટકારા માટે લડતા લશ્કરની અગ્રણી ટુકડી તરીકે અભિમાનપૂર્વક આશાની મીટ માંડી રહ્યો છે.

એક વખત ક્રાંતિનો આરંભ કર્યા પછી તેને મજબૂત બનાવવી અને અંત સુધી ચાલુ રાખવી, એ ખાસ જરૂરી છે. આપણે તેમને પોલીસની ફરી સ્થાપના કરવાની પરવાનગી આપવી જ ન જોઇએ. રાજ્યની સર્વ સત્તા—એક તદ્દન નજીવા ગામડાથી માંડીને પેટર્સબર્ગના દરેક લત્તા સુધીની બધી સત્તા—પગથી તે માથા સુધી, કામદારો, સૈનિકો, ખેડૂતોના પ્રતિનિધિઓ અને ખેતરના મજૂરોએ સ્થાપેલા સોવિયેટોને જ આધીન હોવી જોઇએ. રાજ્યની મધ્યવર્તી સત્તા આ સ્થાનિક સોવિયેટોના કેન્દ્રમાં જ સંગઠિત થવી જોઇએ. ભલે પછી તમે તેને પ્રતિનિધિ મંડળ, રાષ્ટ્રીયસભા કે સોવિયેટોની મહાસભા ગમે તે નામ આપો. આપણે નામ સાથે કામ નથી.

લોકોને કચડી નાખનાર, તદ્દન બેજવાબદાર આપખુદ અમલદારો, પોલીસ, અને લોકોની સાથે જરા પણ સંબંધ ન ધરાવતુ સ્થાયી લશ્કર, એમાનું કાંઈ પણ આમાં ન હોવું જોઇએ. આ રાજ્યતંત્ર તો નખશિખ શસ્ત્રસજ્જ અને સોવિયેટોમાં સંગઠિત થએલા લોકોએ જ ચલાવવું જોઇએ. તેઓએ જ આવશ્યક સુલેહશાંતિની સ્થાપના કરવી જોઇએ. ખેડૂતો અને મજૂરો તેમના અધિકારને ફક્ત અનુસરશે એટલું જ નહિ પણ તેને માનપૂર્વક વધાવી લેશે.

માત્ર આ અધિકાર અને મજૂરોના પ્રતિનિધિ સોવિયેટોદ્વારા જ જમીનના મહાપ્રશ્નનું નિરાકરણ આવી શકશે. તે કાંઇ જમીનદારોના લાભાર્થે કે આપખુદ રીતે કરવામાં આવેલું નહિ હોય. જમીન જાગીરદારોને હસ્તક ન હોવી જોઇએ. ખેડૂતોની સમિતિઓએ જમીનદારોના હાથમાંથી બધી જમીન જલદી લઇ લેવી જોઇએ. તેઓએ સઘળા માલનું નુકસાન ન થાય તે માટે સાવચેત રહી રક્ષણ કરવું જોઇએ. વળી વિચારવું જોઇએ, કે અનાજનો પાક વધારવાનું કારણ એ માત્ર મોખરે રહેલા સૈનિકોને વધારે સારી રીતે અનાજ પૂરું પડે તે જ છે. જમીનની બધી માલિકી સારીયે માણસજાતની હોવી જોઇએ, અને એ સિદ્ધાંતનું સત્યદર્શન ખેડૂતોનાં પ્રતિનિધિઓની સોવિયેટોને થવું જોઇએ. સંપત્તિવાન ખેડૂતો જેઓ પોતે મૂડીદાર છે તેઓ ખેતરના મજૂરોનું અને ગરીબ ખેડૂતોનું અપમાન ન કરે, તેને ઠગી ન જાય તે માટે કાં તો આપણે તેમની સાથે ભળી જવું પડશે, જોડાઇ જવું પડશે કે એકત્રિત થવું પડશે, અથવા તો ખેતરના મજૂરોના પ્રતિનિધિઓની આપણી પોતાની સ્વતંત્ર સોવિયેટ સ્થાપવી પડશે.

પોલીસની પુનઃ સ્થાપના ન થવા દેશો. રાજ્યાધિકાર-કે રાજસત્તા ઉપરનો આપણો અંકુશ ચુટણીથી પસંદ ન કરવામાં આવેલા, સ્થાનભ્રષ્ટ ન કરી શકાય તેવા, અને શહેરી દરજ્જા પ્રમાણે પગાર લેતા ઑફિસરોના હાથમાં ન જવા દેશો.

તમે સંગઠિત બનો, પરસ્પર દઢતાથી એકત્રિત થાઓ. કોઇના ઉપર ભરોસો રાખ્યા વગર માત્ર તમારી પોતાની બુદ્ધિ અને અનુભવ ઉપર આધાર રાખીને પોતાની જાતને વ્યવસ્થિત બનાવો, અને પછી જોઈ લો કે, રશિયા યુદ્ધના ભયમાંથી અને ધનની ધુસરી નીચેથી પોતાની અને સારી યે માનવજાતિની આઝાદી તરફ કેવાં ચોક્કસ અને દઢ પગલાં ભરવા શક્તિમાન થયું છે. આપણું આજનું રાજતંત્ર-મૂડીદારોનું રાજતંત્ર-પોતાના લાભાર્થે જ યુદ્ધ ચલાવી રહ્યું છે. જેમ મુકુટધારી ખુની વિલ્હેલ્મના નેતૃત્વ નીચે જર્મન મૂડીદારોએ કર્યું હતુ તેમ, આજે આખી દુનિયાના મૂડીદારો માત્ર પોતાના હાંસલના ભાગ માટે, સાર્વભૌમ રાજસત્તા માટે વિગ્રહમાં ઊતરી રહ્યા છે. જગતના સર્વ દેશોમાંથી લાખો માણસો આ અન્યાય અને અધર્મના યુદ્ધમાં ઘસડી લઇ જવામાં આવ્યાં છે. કરોડોની સખ્યામાં ગણાય તેટલી સપત્તિ આ 'લાભદાયી' પ્રવૃત્તિમાં રોકવામાં આવી છે અને પરિણામે લોકોને મરણ, ભૂખમરો, જગલીપણું તથા સપત્તિને શરમ ઉપજાવે તેટલા મોટા અને મૂર્ખાઇભર્યા નફા જેવા અનેક "શુભ લાભો" મળ્યા છે.

આ વિકરાળ સગ્રામમાંથી આપણે મુક્તિ મેળવવી હોય, અને લશ્કરી બળ ઉપર આધાર ન રાખતી ખરેખરી સુલેહશાંતિ પ્રાપ્ત કરવી હોય તો આપણી પાસે એક જ શક્ય માર્ગ છે, અને તે સર્વ રાજસત્તા મજૂરો અને સૈનિકોના પ્રતિનિધિઓના સોવિયેટોને સ્વાધીન કરવાનો છે. અને તો જ મૂડીવાદના કાયદાઓના સરક્ષણમાં કે નબળા લોકોના કલહમાં જરા પણ રસ ન લેતા આપણા મજૂરો અને રૈક ખેડૂતો આ ભીષણ સગ્રામનો અંત-જેને માટે આ મૂડીદારો વ્યર્થ લવારો કરી રહ્યા છે-આણવા સમર્થ બનશે અને સર્વ જનતાને નિરપવાદ ચિરતન શાંતિ અને આઝાદીનુ અભયદાન બક્ષી શકશે.




**પ્રબોધબત્રીશી અને રાવણ મંદોદરી સંવાદ**—સંશોધન કરનાર સદ્‌ગત મણિભાઇ બકોરભાઇ વ્યાસ; પ્રસ્તાવના અને સમજૂતીના લેખક શંકરપ્રસાદ છગનલાલ રાવળ. પ્રકાશક શ્રી ફાર્બસ ગુજરાતી સભા–મુંબઈ.

બન્ને કાવ્યો સદ્‌ગત મણિલાલ બકોરભાઈ વ્યાસે શ્રી ફાર્બસ સભા તરફથી સંસ્કારીને છપાવેલાં. તે પછી તેની મૂળ પ્રતો સંસ્કર્તાના અવસાન પછી ખોવાઇ ગઈ છે. આ પુસ્તકમાં પાઠ સદ્‌ગતે છપાવેલી પ્રતનો જ છે. શ્રી. શંકરપ્રસાદ છગનલાલ રાવળે તેના ઉપર પ્રસ્તાવના અને સમજૂતી લખી છે.

પ્રસ્તાવનામાં પ્રબોધબત્રીશીના કર્તા માંડણ બંધારા વિશે અને રાવણમંદોદરીના કર્તા શ્રીધર વિશે મળી આવી તેટલી હકીકત આપેલી છે. પહેલું કાવ્ય, શ્રી. રાવળે આ માંડણનાં બીજાં કાવ્યો ઉપરથી અનુમાન કર્યું છે તેમ, સોળમા શતકની બીજી પચ્ચીશીનું જણાય છે; અને કવિની પ્રૌઢ બુદ્ધિનું ફળ છે. આ કાવ્યની પ્રસિદ્ધિથી 'અખા'ની અરધી મૌલિકતા ઓછી થઇ જાય છે—જો કે જૂના કવિઓમાં આ મૌલિકતાનો આગ્રહ આરોપવો અમને અનૈતિહાસિક લાગે છે. અખાની શૈલી, અખાનો છંદ, અખાની ધાર્મિકતા, અખાનું ટૂંકાં અને લક્ષ્યવેધી વાક્યો રચવાનું કૌશલ, અખાની કહેવતો ગૂંથવાની આવડત, અખાનું વ્યવહારજ્ઞાન, સર્વ આ માંડણમાં જણાય છે. અખા કરતાં માંડણમાં કહેવતો વાપરવાના આગ્રહથી કાવ્યનો પ્રસાદ કંઇક ઓછો જણાય; પણ એ પણ વિચારવાનું છે કે, માંડણની ભાષા વધારે જૂની છે, જૂના રૂપમાં સચવાઇ રહી છે અને પ્રતો મેળવી તેનું શોધન થઇ શક્યું નથી તેથી કદાચ આપણને એવી લાગતી હોય. કોઇ કોઇ જગાએ તો અખાએ કલ્પના વિચાર અને કહેવતો પણ એના એ શબ્દોમાં માંડણમાંથી લીધાં છે. આ બાબત પાછળનું સમજૂતીમાં શ્રી. રાવળે બતાવેલી છે.

સમજૂતી સબંધી એક બાબત પર ધ્યાન ખેંચવાની અમને જરૂર લાગે છે. મૂળ કહેવતનું અત્યારનું સ્વરૂપ જ્યાં જ્યાં મળી આવે ત્યાં ત્યાં આપવું જોઇએ, જેમકે 'ચોરી ભાગિ મુંધી ન હોઇ'નું હાલનું સ્વરૂપ 'ભાગે ચોરી મોંઘી નહિ.' અને 'ખૂસટનું ઊધારુ કિશું?'નું હાલનું સ્વરૂપ 'અડઓયનો ઉધારો નહિ' અથવા '...... ઉધારો શો?' આમાંથી એક પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે, જ્યાં જ્યાં બન્ને સ્વરૂપોમાં ભેદ જણાય ત્યાં ત્યાં એવો ભેદ કાલ જતાં કહેવતમાં પડ્યો એમ માનવું કે માંડણે પદ્યને અનુકૂળ કરવા એવો ફેરફાર કર્યો? 'ખૂસટનું ઊધારુ કિશું?' અને 'અડઓયનો ઉધારો શો?' એ બન્ને રૂપોનો આ દૃષ્ટિએ વિચાર કરવા જેવું છે. અને દરેક સ્થળે કહેવતનો અર્થ જરા પણ અસ્પષ્ટ જણાય ત્યાં તે સ્ફુટ કરવો જોઇએ.

માંડણની પેઠે શ્રીધર સબંધી પણ શોધખોળ કરી છે. અને તે સંબધી માહીતી ભેગી કરી, તેજ નામના બીજા કવિનાં પુસ્તકો જુદાં તારવી બતાવ્યાં છે. તે પછી તે સમયની એટલે વિક્રમની ૧૬ મી સદીની ભાષાના કેટલાક નમૂના આપ્યા છે. તેમાં

રાજભવન આવ્યુ ભૂપાલ

એ પંક્તિમાં 'આવ્યુ' પ્રયોગ ઉપરથી 'ભૂપાલની નાન્યતર જાતિ' માની છે તે યથાર્થ નથી. નરજાતિ એકવચનનું ઉકારાન્ત રૂપ જૂની ગુજરાતીમાં પ્રસિદ્ધ છે. બીજાં પણ ટિપ્પણમાં કેટલાંક સ્ખલનો છે. 'કલવો' એ સં. कवल ઉપરથી આવેલો શબ્દ નથી પણ कल्यवर्त ઉપરથી આવેલ છે. પણ જૂની ગુજરાતીનો અભ્યાસ આપણો ઘણો ઓછો છે એ સ્થિતિમાં તેમણે જે પ્રયત્ન કર્યો છે તે ખરેખર પ્રશસનીય છે. કહેવતો બેસાડવામાં પણ તેમણે ઘણો પરિશ્રમ લીધો છે અને એવાં કેટલાંક સ્થાનો તેમનું સાચું કૌશલ બતાવે છે. તેઓ પોતાનો અભ્યાસ જારી રાખી આ દુર્લભ કાવ્યોની પ્રતો મેળવી ફરી સંસ્કરણ કરી આ કાવ્યો ઉપર વધારે પ્રકાશ પાડશે એમ આશા રાખીએ છીએ.

**રસકલ્લોલ**
**પ્રાચીન કાવ્યવિનોદ ભા. ૧**
સંપાદક રા. રા. છગનલાલ વિદ્યારામ રાવળ, મહેતાજી,
પ્રકાશક: શ્રી ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ.
મૂલ્ય અનુક્રમે ૦–૧૦–૦ અને ૧–૦–૦

શ્રીયુત મેઘાણીએ જે લોકગીતોનો સગ્રહ કરેલો છે તેમાં સ્વાભાવિક રીતે કાઠિયાવાડનાં ગીતો જ આવ્યાં છે. આ રસકલ્લોલ એવાં જ ગુજરાતનાં લોકગીતો છે. કેટલાંક ગીતો તો માત્ર પાઠફેર જેવાં જણાય છે. કેટલાંક નવાં છે. ગીતો (૧) દાંપત્ય (૨) કુટુંબ–ગૃહસસાર (૩) રમતગમત એમ ત્રણ વિષયોમાં વહેંચેલાં છે.

પુસ્તકનો ઉપોદ્ઘાત શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ લખેલો છે. તેઓ બતાવે છે તેમ આ સંગ્રહમાં આવતાં કેટલાંક ગીતો તેને મળતાં કાઠિયાવાડી ગીતો કરતાં રસમાં જરા ઊતરતાં જણાય છે. પણ હજી ગુજરાતનાં ઘણાં ગીતો સંગ્રહાયા વિના પડેલાં છે. તેમાં ઘણાં ચમત્કારક કલ્પનાવાળાં છે. વાઘરી, બજાણિયાં વગેરેમાં ગવાતાં ગીતોનો રાગ, હલક અને વસ્તુ બધું વિલક્ષણ હોય છે. એ ગીતો હજી પુસ્તકદ્વારા કે આપણા ઉત્સવોમાં પણ પ્રસિદ્ધ થયાં નથી. ઠાકરડાંમાં ગવાતાં ગીતો ગણ સંગ્રહવા યોગ્ય છે.

આ સંગ્રહમાં કેટલાંક ગીતોનો તાલ આપેલો છે. પણ તેમાં છાપદોષથી કે કોઇ બીજા કારણથી અમને ઘણી જગાએ ભૂલ જણાઈ છે. એક ઘણું પ્રસિદ્ધ ગીત લઇએ

મારી ત્રણ પૈસા ટીલડી લાલ ઝરમરીયું

આ પ્રમાણે તાલ બતાવેલા છે. 'પૈસા'ની જગાએ "પૈસાની" જોઇએ એ તો છાપની ભૂલ હશે. હવે આનો તાલ નીચે પ્રમાણે નખાતો લગભગ સૌને પરિચિત હશેઃ—

મારી ત્રણ પૈસાની ટિલડી લાલ ઝરમરિયું

કેટલાંક ગીતોની પછવાડે કૌંસમાં હકીકત આપી છે તે શા ઉપરથી આપી છે તે જણાવ્યું હોત તો સારું. ઉદાહરણ તરીકે પૃ. ૧૦ ઉપર લખેલું છેઃ

(આ બધી હકીકત સાંભળી મોટો ભાઇ પોતાના ન્હાના ભાઇને ઘરમાંથી કાઢી મૂકે છે.)

પૃ ૧૨૧ મે થોડી લીટી બાકી છે એમ જણાયુ છે તે નથી મળતી કે શુ થયુ છે? છેવટે એક અપરિચિત શબ્દોનો કોશ આપવાની જરૂર છે

પ્રાચીન કાવ્યવિનોદ ભા ૧ મા નરસિંહ મહેતાથી દયારામ સુધીના પ્રાચીન કવિઓના અને એને મળતા બીજા કવિઓના હજી સુધી નહિ સંગ્રહાયેલ કાવ્યો છે કોઈ જગાએ પાઠના સંસ્કરણની જરૂર દેખાય છે તે સિવાય સંપાદન શુદ્ધ થયેલુ છે પણ સંગ્રહ કોઈ સિદ્ધાન્તને વળગીને થયો હોત તો સારુ દયારામભાઈ તો ગુજરાતના હતા એટલે તેમની હિંદી કવિતાઓ આપણે સહરીએ મીરાબાઈ ગુજરાતી ગણાયા છે એટલે તેની હિંદી કવિતા પણ લઈએ પણ કબીરનુ 'સાગર' કાર આપણે કઈ રીતે આ સંગ્રહમા લઈ શકીએ? તેજ રીતે જૂની ઢબના કાવ્યો તો આમા લઈએ પણ છેવટના તદ્દન આધુનિક છે એવે મિશ્રા 'પૂનમચન્દની'ના રાગના સિદ્ધરાજ-જસમાના રાસડાને આમા કઈ રીતે સ્થાન આપી શકીએ?

આ સંગ્રહમા કોઈ અજાણ કવિનુ 'શનિકથા કાવ્ય' વજીયાનુ 'ગીતાસેવ' રત્નેશ્વરનુ 'આત્મવિચાર ચન્દ્રોદય,' નાકરના સભાપર્વ અને ગદાપર્વ, કોઈ પ્રેમાનન્દનું 'કૃષ્ણ સ્ત્રીનો ફજેતો' વગેરે કાવ્યો અગત્યના છે

**ભૂ-રચના**—અનુવાદક મોતીલાલ ઉત્તમરામ અવસ્થીના બી એ, બી એસ સી કિંમત ૦-૧૧-૦ **માટીનો પ્રાકૃતિક ઇતિહાસ**—અનુવાદક કેશરનાથ નાનાલાલ દીક્ષિત બી એસ સી કિંમત ૦-૧૩-૦ **બાળ કેળવણી**—અનુવાદક બાપુભાઈ નારણરામ વૈષ્ણવ બી એ કિંમત રૂ ૦-૧૩-૦ **રોગ અને આરોગ્ય**—અનુવાદક રા ડૉ સેવકલાલ માણેકલાલ દવે કિં રૂ ૧-૫-૦ **સામાજિક ઉત્ક્રાન્તિ**—અનુવાદકો પ્રસન્નવદન છબીલરામ દીક્ષિત તથા જ્યોતીન્દ્ર હરિહરશંકર દવે કિં ૧-૯-૦ **તારાશાસ્ત્ર**—ભાષાન્તરકાર છેલશંકર મણિશંકર હાથી કિંમત રૂ ૦-૧૨-૦ **ફળઝાડનો બગીચો**—અનુવાદક માર્તંડ શિવભદ્ર પંડ્યા કિંમત ૧-૨-૦ **સંગીત પ્રણાલિકાઓ**—લેખક વિષ્ણુકુમાર શિવરામ દેસાઈ કિંમત રૂ ૦-૧૨-૦ **મહીપતરામ**—લેખક ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા કિંમત રૂ ૧-૧-૦

આ નવા પુસ્તકો શ્રી સયાજી સાહિત્યમાળાના પુષ્પો છે આમાના પહેલા સાત અનુવાદો છે. આ પુસ્તકો કઈ ભાષાના કયા પુસ્તકનો અનુવાદ છે એ દરેક પુસ્તકમા નથી લખેલુ તે લખાવુ જોઈએ, એવી અમારી સૂચના છે અમને આ કેવળ અનુવાદો કરવાનું કામ બહુ ફળદાયી જણાતું નથી બધા અનુવાદો સુવાચ્ય થઈ શકતા નથી હજી જોઈએ તેટલા પારિભાષિક શબ્દો સર્વમાન્ય અને દૃઢ થયા નથી. એવી સ્થિતિમા પુસ્તકના શબ્દને વળગીને અનુવાદ કરવો કઠિન છે તેમ બીજી બાજુ તે સુવાચ્ય અને પ્રામાણિક પણ નથી થતો વળી હવે એ સમય આવી લાગ્યો છે જ્યારે આપણે આ સર્વ વિષયો ઉપર આપણી દૃષ્ટિથી સ્વતંત્ર પુસ્તકો રચવા જોઈએ તેને બદલે આ દરબારે સાહિત્યમા મોટો ફાળો આપવાની સાધનસંપન્ન સંસ્થાઓ માત્ર ભાષાંતરો કરાવે છે તે, તેને માટે થતા પરિશ્રમ અને વ્યયના પ્રમાણમા, ઉપકારક થતુ નથી આ પુસ્તકો ક્યાંઈ પાઠ્યપુસ્તકો પણ થતા નથી એટલે એની ઉપયોગિતાનો અખતરો પણ થતો નથી વડોદરા રાજ્યમાં લાઇબ્રેરીઓ ઘણી છે, તેમા આ પુસ્તકો રખાતા હશે જ, ને કેટલાં વચાય છે એના આંકડા કઢાય તો વિશેષ વિચાર કરવાને હકીકત મળે

સ્થલસંકોચને લીધે માત્ર એક પુસ્તકમાંથી જ દાખલા આપીએ. તારાશાસ્ત્ર કોઈ અંગ્રેજી પુસ્તકનો અનુવાદ છે. તે મૂળ પુસ્તકની મર્યાદા એંશી પાનાની પહેલેથી રખાયેલી હશે એટલે તે બાબત તેના લેખકે પહેલા પ્રકરણમાં લખેલી છે. હવે આ અનુવાદ તો ૧૨૬ પાનાનો છે છતાં અનુવાદમાં એ 'એંસી' પાનાનો ઉલ્લેખ એમ ને એમ રહેલો છે, જે જરૂર વાંચનારને ભ્રમમાં નાખે—અને આ પુસ્તક બાળકો માટે લખાયેલું છે. તારા સંબંધી પ્રાચીન માન્યતા વિશે લખતાં મૂળ લેખકે બાઇબલના જોબ સંબંધી પ્રકરણનો ઉલ્લેખ આપેલો છે. હવે આ વસ્તુ અંગ્રેજ બાળકોને ઘણી પરિચિત છે પણ તે જ આપણાં બાળકોને સૌથી ઓછી પરિચિત છે. આપણી દૃષ્ટિએ તારા સંબંધી લખવું હોય તો ઘણી સહેલી રીતે લખી શકાય; કારણ કે આપણા તહેવારો ક્રિયાઓ વગેરેનો ગ્રહ રાશિ વગેરે સાથે ઘણો સંબંધ છે. કેટલાંક વાક્યો ઘણાં જ ક્લિષ્ટ અને દુર્બોધ છે.

અને બીજી બાજુએ બહુ બારીક વસ્તુઓ, જે બાહ્ય સ્વરૂપો ધારણ કરી શકે તે ભૂમિતિશાસ્ત્ર પરાવે માત્ર લીટી અને બિંદુ જ હોઈ શકે. પૃ. ૮૪.

પરંતુ સરાસરી અગીઆર વર્ષથી સહેજ વધારે મુદતનું તેને એક કાળ ચંદ્ર કે યુગ હોય છે. પૃ. ૯૧.

તે ઉપરાંત અશુદ્ધ અને ગુજરાતી ભાષાને પ્રતિકૂળ ઘણા પ્રયોગો છે. પૃ. ૧૨૩ ઉપર 'વિરોધાભાસ' શબ્દ ખોટો વપરાયો છે.

છેલ્લાં બે પુસ્તકો સ્વતંત્ર છે. સંગીતપ્રણાલિકાઓમાં ઉત્તર હિંદ અને દક્ષિણ હિંદની સંગીત પ્રણાલિકાઓ વિશે લખ્યું છે. ઘણુંખરુ બીજા લેખકોના ઉતારા છે. આ વિષય ઉપર અમે લખવાને અધિકારી નથી. પણ આમાં એક ગરબી ઉપર પ્રકરણ છે તેમાં તો અમે કહી શકીએ છીએ, કે અમારી અપેક્ષા પૂર્ણ થતી નથી. ગરબી વિશે શ્રી. નરસિંહરાવ-ભાઈનો અભિપ્રાય ટાંકયો છે અને ગરબીઓ દયારામભાઈથી શરૂ થઇ એવું એક વિધાન કર્યું છે. ત્યારે શું તે પહેલાં માતાનો ગરબો નહિ કોરાનો હોય અને તેને અગે ગરબીઓ નહિ ગવાતી હોય? સૌથી પહેલો વલ્લભ મેવાડાનો શણગારનો ગરબો પ્રસિદ્ધ છે તે શું છે? ગરબી, ગરબા, રાસ વગેરેનો ભેદ માનીને આમ લખ્યું હોય એમ પણ જણાતું નથી. અમુક ગીત ગરબી છે કે નહિ તે જાણવાના કોઇ સંગીતના સિદ્ધાન્ત પણ ચર્ચ્યા નથી. અને ગરબી અને હીચના સંબંધ વગેરે વિશે પણ કશુ લખ્યું નથી.

તે સિવાયનું સ્વતંત્ર પુસ્તક સદ્ગત મહીપતરામ નીલકંઠનું જીવનચરિત્ર છે. લેખક સદ્ગતના દૂરના સગા થાય છે, અને તેમને વિશે નાતજાત સગાં વગેરે સંબંધી હકીકત મેળવી શકયા છે. તેમના પુસ્તકમાંથી જૂની સામાજિક સ્થિતિ ઉપર પણ સારો પ્રકાશ પડે છે. આપણામાં જીવનચરિત્રનું સાહિત્ય ઘણુ ઓછું છે, તેમાં આ પુસ્તક, આપણા એક સાચ્ચા બહાદૂર સુધારક અને સાક્ષર ગુજરાતીનું જીવનચરિત્ર આપી, ગુજરાત ઉપરનો આત્મીય તરફની ઉપેક્ષાનો આક્ષેપ કંઇક હળવો કરે છે.

**સંવાદિકા**—લેખક પોપટલાલ પુંજાભાઇ શાહ. પ્રકાશક દલીચંદ પુંજાભાઇ શાહ. વાંકાનેર (કાઠિયાવાડ) પાકુ પૂંઠું. મૂલ્ય રૂપિઓ એક.

આ પુસ્તકમાં કર્તાના ૨૧ સંવાદોનો સંગ્રહ છે. છેલ્લા નવને જૈનધર્મ સાહિત્યમાંથી લીધા છે એટલે જૈન સંવાદો કહ્યા છે, પણ તેમાં દૃષ્ટિ સાંપ્રદાયિકતાની નથી. બધા સંવાદો નિશાળોમાં ભજવવાને લખાયેલા છે. ઘણાખરા ભજવાયેલા પણ છે અને બાળકોને આપી

શકાય તેવા નિર્દોષ છે. છતાં કેટલીક બાબતો તરફ અમારે કર્તાનું ધ્યાન દોરવાની જરૂર છે. પ્રથમ તો એ સંવાદ ભજવવાના છે એટલે તેમાં લાંબી ઉક્તિઓને થોડો જ અવકાશ જોઇએ. સંવાદ જેમ નાટક નથી, તેમ બીજી તરફ એ ભાષણ પણ નથી, તેમ કેવળ વક્તૃત્વ પણ નથી. લાંબી યુક્તિઓથી, તેમાં પણ જ્યારે તે ખાસ શિખામણરૂપ હોય ત્યારે, સાંભળનારને કંટાળો આવે છે; તેમાં તખ્તા ઉપરનાં બીજા પાત્રોને કાંઈ કર્યા વિના માત્ર બેસી રહેવું પડે છે તે રસને ક્ષતિકર છે. ઉક્તિની લંબાણનો નિર્વાહ માત્ર લાગણીની ઉગ્રતાથી અને અલૌકિકતાથી જ થાય છે, જે વિરલ મહાન નાટ્યકારો જ કરી શકે છે. લાગણી સાચી હોય પણ સામાન્ય રીતે જ કે સામાન્ય શબ્દોમાં જ વ્યક્ત થતી હોય, તેમાં કશી અલૌકિકતા કે ચમત્કાર ન હોય, તો તે પણ શ્રોતાને આકર્ષવામાં નિષ્ફળ જાય છે. સંવાદોમાં ટૂંકાણું કરતાં લંબાણ વધારે ક્ષતિકર થવાનો સંભવ છે.

બીજું, સંવાદમાં જો કે કાવ્યને સ્થાન છે પણ તે થોડું જ, નાટક જેટલું જ, જ્યાં લાગણી જ પદ્યનું તરંગમય સ્વરૂપ માગી લે ત્યાં જ છે, અન્યત્ર નહિ. અને આ સંવાદોમાં ઘણી જગ્યાએ જે વ્યંગ્યમાં કહેવું જોઇએ તે વાચ્યમાં કહેલું અમને જણાય છે.

કર્તાએ સાહિત્યના એક પ્રકાર તરીકે સંવાદની ચર્ચા કરી છે. ચર્ચા સાદી પણ તાત્ત્વિક છે અને વિચારવા જેવી છે. તેઓ કહે છે તેમ આપણાં પ્રાચીન શાસ્ત્રોમાં સંવાદ પદ્ધતિનો ઉપયોગ થયો છે પણ તે માત્ર દલીલો ગોઠવવાનું બાહ્યિક ખોખું છે. ગુરુશિષ્યના સંવાદો આ સ્વરૂપના છે. આવા સંવાદોમાં કોઇ કોઇ વાર દૃષ્ટાન્તો અને કથાનકો પણ ભળે છે પણ તેથી તેનું તાત્ત્વિક સ્વરૂપ બદલાતું નથી. સોક્રેટિસના સંવાદો જો કે ઉદ્દેશમાં તત્ત્વચર્ચાના છે પણ કલામાં આનાથી ઘણા વધારે ઊંચા પ્રકારના છે. સંવાદનું અર્વાચીન સ્વરૂપ પશ્ચિમના સાહિત્યના સંસર્ગથી અને તેનો પ્રથમ દાખલો સદ્‌ગત કાન્તે આપ્યો એ યથાર્થ છે.

આવો કલાત્મક સંવાદ એક બાજુ જેમ ગુરુશિષ્યના સંવાદથી જુદો પડે છે તેમ બીજી બાજુ નાટકથી પણ જુદો પડે છે. કલાત્મક સંવાદ બધા દૃશ્ય જ હોય એમ માનવાનું કારણ નથી. સોક્રેટિસના સંવાદ લૅન્ડોરના કેટલાક સંવાદો તેમ જ કાન્ત અને કલાપીના કેટલાક સંવાદો કલાત્મક હોવા છતાં સાહિત્યના દૃશ્ય પ્રકારમાં નહિ મૂકી શકાય. સંવાદાત્મક સાહિત્યનું તાત્ત્વિક તારતમ્ય બતાવવા તેને નીચેની શ્રેણીમાં મૂકી શકાયઃ—સંવાદ, કલાત્મક સંવાદ, દૃશ્ય સંવાદ, નાટિકા, નાટક. પહેલો સંવાદ, ઉપર કહ્યું તેમ માત્ર દલિલોનું ખોખુ, તેનાં પાત્રો માત્ર પૂર્વપક્ષ ઉત્તરપક્ષ, અથવા શંકા અને સમાધાન, અથવા પ્રશ્ન અને ઉત્તર, આપવાનાં સાધનો જ છે. તે કેવળ ચર્ચાત્મક છે; તેમાં નિબંધાત્મક સાહિત્યના ગુણો આવશ્યક છે. પણ તેને લલિતકલામાં મૂકી શકાય નહિ.

સંવાદ માત્ર ચર્ચાત્મક મટી કલાનું રૂપ ક્યારે લે, કે તેમાંની ઉક્તિઓ બોલનાર પાત્રો આપણને મૂર્ત સ્વતંત્ર અસ્તિત્વવાળાં પ્રતીત થાય ત્યારે. પછી ભલે એ સંવાદ ભજવવા લાયક ન હોય. ભજવવા લાયક થવાને માટે તેમાં ઉક્તિનો કોઇ વિશેષ ચમત્કાર હોવો જોઇએ, જેથી તે સાંભળવાનું અને પ્રત્યક્ષ જોવાનું મન થાય, તે ઉક્તિઓમાં અભિનયને અવકાશ મળે એટલી લાગણીની તીવ્રતા પણ જોઇએ પણ દૃશ્ય ન હોય એવા પણ કલાત્મક સંવાદો હોઈ શકે.

નાટક અને નાટિકાનો ભેદ તો લાંબી વાર્તા કે નવલકથા અને ટૂંકી વાર્તા વચ્ચેના ભેદ જેવો બરાબર છે. અને અહીં આપણે તે સાથે વિશેષ સંબંધ પણ નથી. પણ ખરી મુશ્કેલી દશ્ય સંવાદ અને નાટક વચ્ચેનો ભેદ બતાવવાની છે. શ્રી. પોપટલાલ એમ માનતા જણાય છે કે નાટિકામાં લેખકનું વક્તવ્ય વ્યંજનાથી કહેવું જોઇએ, પણ સંવાદમાં તે વાચ્યથી કહી શકાય આ અમને યથાર્થ લાગતુ નથી બન્નેમાં વ્યંજના વ્યાપાર જ ઇષ્ટ છે અને જેટલે અંશે વ્યંજના બળવાન હશે તેટલે અંશે જ તેમાં રસ આવશે. પણ નાટકમાં કાર્ય પ્રધાન છે, ત્યારે સંવાદમાં ચર્ચા પ્રધાન છે. નાટકમાં પાત્રોની પરિસ્થિતિ બદલાતી જાય, કાર્યો થતાં જાય, તે દશ્ય સંવાદને આવશ્યક નથી. આ દષ્ટિએ કહેવું જોઇએ કે ઘણા સંવાદો જેમ નાટકમાંથી ઉદ્ધૃત કરેલા હોય છે, તેમ જ ઘણા દશ્ય સંવાદો નાની નાટિકા પણ હોય છે. બીજી તરફ ઘણાં નાટકો માત્ર ચર્ચાત્મક હોઇ, લાંબા દશ્ય સંવાદ જેવાં પણ હોય છે. આ બન્ને વચ્ચેની હદ, સાહિત્યના બીજા ઘણા પ્રકારોની જેમ, દોરી શકાય તેવી નથી.

શ્રીયુત પોપટલાલે તેમના ટૂંકા ઉપોદ્ઘાતમાં ઘણો રસિક પ્રશ્ન ચર્ચ્યો છે પણ તેના દિગ્દર્શનથી વિશેષ અહીં કરી શકીએ તેમ નથી

**બાળ સંવાદમાળા:**—કર્તા પ્રતાપરાય મોરારજી જોશી, હેડમાસ્તર મિડલ સ્કૂલઃ ગજુલા' કીમત ૭ આના

આમાં ૧૦ ગુજરાતી અને ૧ અંગ્રેજી સંવાદોનો સંગ્રહ છે. કેટલાક સામાજિક પ્રશ્નના છે જેમકે '' કન્યાવિક્રય', કેટલાક ઐતિહાસિક છે જેમકે 'માધવનો પશ્ચાત્તાપ'' કેટલાકનું વસ્તુ પૌરાણિક છે જેમકે 'યુધિષ્ઠિર અને ભીમ' એક હાસ્યનો છે 'અર્થાનર્થ શાસ્ત્રી' અને તે પણ મૌલિક છે આ ગુજરાતી પુસ્તકમાં એક અંગ્રેજી સંવાદનો સમાવેશ ન કર્યો હોત તો વધારે સારુ.

**શિવાજી મહારાજ; બાળકોના લેખો:** —આ બન્ને શ્રી દક્ષિણા મૂર્તિ બાલસાહિત્ય માળાનાં પુસ્તકો છે પહેલુ શ્રી ગિજુભાઇએ બાળકોને અનુકૂળ શૈલીમાં લખેલુ છે અને નાની ઉંમરનાં બાળકોને વાંચવા આપવા યોગ્ય છે બીજામાં શ્રી દક્ષિણા મૂર્તિ બાલમંદિરનાં બાળકોના કેટલાક લેખો છે. આ લેખો જોતાં જણાય છે કે એ સસ્થાનાં નાનાં બાળકો સારા લેખો લખે છે. પણ એટલા જ ઉપરથી એ ખાસ કરીને બાળવાચનને યોગ્ય ગણાય નહિ. એ સંસ્થાના કામના નમૂના તરીકે બાળશિક્ષણમાં રસ લેનારાને એ જોવા યોગ્ય જણાશે

**દવાખાને જઇ ચડયો**:—લેખકઃ ગિજુભાઈ. આ પણ એ જ સસ્થાએ પ્રસિદ્ધ કરેલ વસત બાલશિક્ષણ પ્રચારમાળાનો ૧૩ મો મણકો છે.

**પ્રધાનપુત્રીનાં પરાક્રમો**—લખનાર રમણલાલ નાનાલાલ શાહ પ્રકાશક; ધી જનરલ બુક ડીપો, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ–૨. કિં. રૂા ૦–૧૦–૦

બાળકોને માટે લખાયેલી આ અદ્‌ભુત ગમતી પરીઓની જાતની લાંબી વારતા છે એક અંગ્રેજી વારતાને વિસ્તારીને લખેલી છે. વારતા બાળકોને ગમે તેવી છે.

**શ્રી રીખવ; દેવ પ્રભુ મહાવીર; મહાત્મા દૃઢ-પ્રહારી; વીર ધન્નો; રાણી ચેલ્લણા**—લેખકઃ ધીરજલાલ ટોકરશી શાહ. દરેકની કિંમત ૦–૧–૩. ચારેય વાર્તા જૈન ધર્મ સાહિત્યમાંથી લીધેલી છે અને બાળકોને અનુકૂળ સરલ શૈલીમાં ટૂંકાણમાં લખેલી છે.

ધર્મસાહિત્યની વાતોને બાળસાહિત્યમાં સ્થાન છે અને અગત્યનું સ્થાન છે. પણ આ

વાતો હાલના સમયને અનુકૂળ અને કેવળ સાહિત્ય દૃષ્ટિએ લખાવી જોઇએ. આ વાર્તાઓમાં લેખક સાંપ્રદાયિક દૃષ્ટિની પાર જઇ શકયા નથી.

દરેક વાતમાં જોડણીની અને શૈલીની ઘણી ભૂલો છે. અમદાવાદ તળમાં અને તેની આસપાસનાં ગામોમાં જે અનુસ્વારની ભૂલ થાય છે તે આમાં પણ ઠેકઠેકાણે છે. વ્યાકરણના દોષો પણ છે.

'તેમને રૂપ રૂપના અબાર ને કંચન જેવી કાયાવાળા દિકરો જન્મ્યા.

દિકરો એકવચન અને તેના સંબધમાં આવતાં વિશેષણ અને ક્રિયાપદ બહુવચનમાં છે. 'શું' વિશેષણના પ્રયોગમાં ઘણી જગાએ થતી ભૂલ અહીં પણ થઈ છે-'શું'.વિકારી વિશેષણ છે. એટલે 'શું કામના?' નહિ પણ 'શા કામના?' 'શું તાપ?' નહિ પણ 'શો તાપ?'.જોઇએ.

અને શૈલીમાં ગદ્યના શબ્દોનો સ્વાભાવિક ક્રમ કોણ જાણે શા માટે ઠેકઠેકાણે ઉલટા-વેલો છે. 'ભાઈ દિલગીર થયા,' ને બદલે 'ભાઇ થયા દિલગીર.' 'ચાલતાં ચાલતાં આવ્યા મોટા શહેરમાં.' 'ધન્નો ચાલ્યો બજારમાં.' 'શેઠ થયા તાજુબ.' 'ધન્ને લીધી સવા લાખ સોના મહોર ચાલ્યો ઘર તરફ.' વગેરે વગેરે. ગુજરાતી ભાષામાં શબ્દોનો વ્યુત્ક્રમ થાય છે, પણ તે કવચિત જ. અહીં તો આખી શૈલી કૃત્રિમ થઇ ગઇ છે. ભાષાને બાળ-ભોગ્ય કરવાને તેને આવી કરવી પડે એવી માન્યતા ઘણી જગાએ છે, પણ તેથી માત્ર ભાષા બગડે છે.

છેલ્લી વાર્તા 'વીર ધન્નો' કેવળ સાંપ્રદાયિક છે. સમ્પ્રદાયની પાર જઈ જૈન સાહિત્યની સુંદર વ્યાખ્યાયિકાઓને ગુજરાતી બાળકો આગળ સરલરૂપે ધરવા અમે આ શિક્ષક-લેખકને સૂચના કરીએ છીએ. એમ કરવાથી ધર્મનો આદર જરા પણ ઓછો થતો નથી.

રા.




**સને ૧૯૩૧**

૧૯૧૪ થી ૧૯૧૮ સુધી મહાભારત યુદ્ધ થયું તે જગતમાંથી કલેશ, કકાસ અને ઝગડાનો નાશ કરવા માટે થયું એમ યુરોપ અમેરિકાના પંડિતો કહેતા હતા, અને ત્યાર પછી લીગ ઓફ નેશન્સની મહાન સભા સ્થપાઇ કે જેની મારફત જગતના ટંટા રીસાદ, અન્યાય, કુટેવો, વ્યસનો અને ચેપી રોગોનો નાશ કરવાનો પ્રયત્ન થાય. છેલ્લાં બાર વર્ષની અંદર આ સંસ્થામાં જે ધમાલ થઇ છે અને પૈસો વેરાયો છે તે જોઇને આશાવાદીઓ એમ માને કે કાળો કળિયુગ પૂરો થયો છે અને ૧૯૩૧ થી સત્યુગની શરૂઆત થાય તો નવાઈ જેવું નહિ.

અમેરિકામાં 'યુનિટી' નામનું માસિક છે તે યૂરોપના વાતાવરણનું નીચે પ્રમાણે વર્ણન કરે છે.

"જર્મનીમાં હાલની સખ્ત જુલ્મી રાજનીતિની સામે ભારે બંડ જાગ્યું છે અને પ્રજાસત્તાક રાજ ઊખડી જઇને કોઈ સરમુખ્ત્યાર એટલે ડિકટેટર નીમાય એવી ચળવળ ચાલી રહી છે. દરિયાઇ હથિયારબંધીના વિષય પર ફ્રાન્સ અને ઇટલી વચ્ચે એવો ઝગડો ચાલ્યો છે કે તેને પરિણામે આ બાબતની ચર્ચા બંધ કરવી પડી છે. ઇટલીમાં મુસોલિનીની સામે જે વિરોધ છે તેનું બળ વધતું જાય છે. પોલંડમાં ધારાસભાથી ચાલતો રાજવહીવટ નિષ્ફળ નિવડ્યો છે અને પીલ્સુસ્કી જેવો ક્રૂર માણસ રાજસત્તા પચાવી બેઠો છે. હંગરીમાં તેમજ યુગોસ્લાવિયામાં અત્યંત અશાંતિ ફેલાઈ રહી છે. રશિયામાં આર્થિક ગુંચવણનો પાર નથી અને સ્પેઇનમાં રાજા સામે બંડ ઊઠયાં જ કરે છે.

આખી દુનિયાની અંદર વેપારઉદ્યોગની મંદી છે, અને ક્યારે બળવાનો ભડકો સળગી ઊઠશે તે કહેવાય એમ નથી."

હવે જો આપણે એશિયાનો વિચાર કરીએ તો ત્યાં પણ વસ્તુસ્થિતિ લગભગ તેવી જ છે. આપણા પડોશી ચીન દેશમાં રાજકીય અને આર્થિક ઉથલપાથલ હરહમેશ થયા જ કરે છે અને આપણા દેશમાં સર્વવ્યાપી બળવાનો દાવાનળ ફેલાઇ રહ્યો છે. જાપાનમાં સરકાર અને કારીગરવર્ગ રાજ્યસત્તાને માટે લડી રહ્યા છે. અફ્ઘાનિસ્તાનમાં અસ્થિરતા અને ચકમકના ચમકારા ચાલ્યા જ કરે છે. એટલેકે દુનિયાની અડધી વસ્તીવાળા આ ખંડની અંદર જરાયે શાંત જોવામાં આવતી નથી.

આવી વસ્તુસ્થિતિ જોઇને બીચારા હિંદી તેમ જ યુરોપના જ્યોતિષશાસ્ત્રી અને ભવિષ્યવેત્તાઓ એમ કહે છે કે સને ૧૯૩૧ માં કાંઇકાંઈ અવનવાં અણધાર્યા નાટકો ભજવાશે.

## ડાભેલની એક શિક્ષણસંસ્થા

નવસારીની પાસે, વડોદરા રાજ્યમાં ડાભેલ કરીને એક નાનું ગામડું છે, તેમાં સુન્ની વહોરાઓની વસ્તી છે. આ લોકો વેપારમાં સાહસિક હોવાને લીધે પરદેશ જઇને ઠીક કમાણી કરી આવે છે. ડાભેલમાં એક જૂની પદ્ધતિની મદ્રેસા સ્થાપવામાં આવી હતી પણ સારા નસીબે તેમાં વિદ્વાન શિક્ષકો–આલીમ–આવ્યા. ઉત્તર હિંદુસ્તાનમાં દેવબંધમાં મુસ્લીમ વિદ્વાનોની મોટી મદ્રેસા છે તેના બે વિભાગ પડી ગયા અને તેમાંના જે પ્રગતિમાન, નવા વિચારો બહિષ્કૃત ન કરે એવા શિક્ષકો હતા તે ધીમે ધીમે ડાભેલ તરફ દોરાયા જાય છે. આ વિદ્વાનો હિંદી રાષ્ટ્રીયતાને પસંદ કરે છે. તેમનામાં કોમી ભેદભાવ નથી અને હાલની આઝાદીની લડતમાં તેમણે સક્રીય ભાગ લીધો છે. આસપાસના વાતાવરણમાં જ્યાં મુસ્લીમો અલગ બેસી રહ્યા છે અથવા સરકારના હાથમાં કુહાડાના હાથા રૂપ થયા છે ત્યાં આ ભાઇઓ રાજકીય સ્વતંત્રતાનો ઉપદેશ કરવા માટે નીકળી પડ્યા છે. તેમાંના કેટલાક જેલમાં પડ્યા છે. આ મદ્રેસાના પદવીદાન સમારંભમાં ગુજરાતના કેટલાક જાણીતા હિંદુ કેળવણીકારોને આમંત્રણ મળ્યાં હતાં. ત્યાં વિદ્યાર્થીઓને બાર વર્ષ સુધી શીખવવામાં આવે છે અને તેમણે કોરાને શરીફનો અભ્યાસ કર્યો હોય ત્યાર પછી દાખલ થઇ શકે છે. આ સભામાં જે સ્નાતકોને "મૌલવી"ની ઉપાધિ મળી તે ચીન, બોખારા, અફઘાનિસ્થાન, તુર્કી, ઇરાક અને હિંદુસ્તાનના અનેક ભાગમાંથી આવ્યા હતા. આવી સસ્થાને જ 'વિશ્વવિદ્યાલય' કહી શકાય. જો આવી સસ્થામાં પ્રગતિવાન અધ્યાપકો હોય તો આખી કોમને સુમાર્ગે દોરી શકાય. મીસર દેશના પાટનગર 'કેરો'માં અલઆઝાર નામની એક મોટી મસ્જીદ છે અને તેમાં આખી મુસ્લીમ આલમના વિદ્વાન મુલ્લાં, મૌલવીઓ તેમ જ વિદ્યાર્થીઓ એકઠા થાય છે. અફઘાનિસ્તાનના એક ફકીર જમાલ–ઉદ–દીને એ દેશનું વાતાવરણ થોડાં વર્ષોની અંદર ફેરવી નાખ્યું. અને આખા ઇસ્લામી સમાજમાં નવું લોહી રેડ્યું. આવી રીતે ગુરુકુળો અને મદ્રેસાઓ આપણા દેશના કોમી વિખવાદને જડમૂળથી ઉખેડી શકે અને કોમકોમ વચ્ચે પરસ્પર વિશ્વાસ અને એખલાસનું વાતાવરણ પેદા કરી શકે. ગુજરાતમાં આ એક મોટી સંસ્થા જન્મ પામી છે અને તેનું ભવિષ્ય ઉજ્જ્વળ થાય એવાં ચિહ્ન જણાય છે.

સુ. મ.

# 卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૧૧　　　　　　પોષ : ૧૯૮૭　　　　　　અંક ૩

## શ્રીયુત ક્ષિતિમોહન સેનની શિક્ષણવ્યાખ્યાનમાળા

### વ્યાખ્યાન ૨ જું*

આસો વદ ૬ મંગળ, ૧૯૮૨

પુત્રજન્મ સમયે કબીરે જે મહાવાણી ઉચ્ચારી તે જ આપણા ઘરમાં પુત્રજન્મ સમયે ઉચ્ચારવી યોગ્ય નથી? આપણાં સંતાનો શું અનંતના યાત્રી નથી! તેનો જન્મ શું પરબ્રહ્મને મેળવવા માટે નથી? કોઇ મુસાફર કોઇ ધર્મશાળામાં રાત્રિવાસ કરે ત્યારે તે ધર્મશાળા તેને તીર્થ તરફ લઈ જવાનો એક ઊંબરો માત્ર છે, તેમ આપણું જીવન પણ પરબ્રહ્મ તરફ પ્રયાણ કરવાના એક સાધનસમુ નથી? આપણે આપણાં બાળકોને લુગડાંલત્તાં અને ઘરેણાંગાંઠાંથી શણગારીએ છીએ, પણ આપણે વિચારવું જોઇએ કે આપણું આ કાર્ય તેના ધ્યેય તરફના પ્રમાણમાં વિઘ્નકર્તા તો નથી? વિશેષ કરીને જ્યારે પ્રભુએ આપણા ઘરને બાળકનું આશ્રયસ્થાન કર્યું છે ત્યારે બાળકના આ મુખ્ય ધ્યેયને અનુકૂળ થવાની આપણી ફરજ છે. બાળકના મનમાં એમ ન થઇ જવું જોઇએ કે આ ઘર અને કુટુંબ એ જ મારું મુખ્ય ધ્યેય છે, તેનાથી ઉચ્ચતર ધ્યેય મારે માટે કોઈ નથી.

એક વાર એક બાઉલ સાધકને મેં પૂછયું: "તમે ગૃહસ્થ કેમ થતા નથી? તમને ગાર્હસ્થ્ય ધર્મમાં કાંઇ વાંધો છે?" તેણે કહ્યું: "મારા ઘરમાં જે સાધકો આવે તે બધાને ઈશ્વર તરફ પ્રયાણ કરવા પ્રેરી શકુ એટલી મારી સાધના નથી. જો મારા ઘરમાં જન્મતાં બાળકોને હું મહાન ધ્યેય તરફ પ્રયાણ ન કરાવી શકુ તો મારુ ઘર તેમને માટે એક કારાગાર-જેવું ગણાય. મારાં બાળકોને તેમના મહાન લક્ષ્યથી ભ્રષ્ટ કરી, મારી સ્વાર્થબુદ્ધિ પોષવા તેમને મારા માટે કમાતા કરી મૂકુ તો મારા જેવો કોઇ દ્રોહી ન ગણાય. આવી રીતે તેને લક્ષ્યભ્રષ્ટ કરુ તો-પછી સહસ્ર માલા–તિલકથી, કે સહસ્ર નામના જાપથી કે કશાથી પણ મારા પાપનું પ્રાયશ્ચિત્ત થઇ શકે નહિ એટલા માટે હું મારી જવાબદારીથી બ્રહ્મતીર્થના યાત્રાળુને માટે સંસારાશ્રમ ખોલતો નથી." વળી તેણે કહ્યું: "સંતાનો કાંઇ માબાપની આત્મતૃપ્તિનાં સાધનો નથી. રાજા જેમ પોતાના વૈભવ અને સત્તાનું પ્રદર્શન કરવા પોતાનો રાજધ્વજ શણગારીને ઊંચો કરે છે, તેમ સંતાનો શણગારીને પોતાના વૈભવ અને સદ્‌ભાગ્ય દર્શાવવાનાં સાધનો નથી. એ બાળકનું અંગ તેનાં માબાપનો ધ્વજ નથી; પણ બાળકરૂપી સાધકનું સિંહાસન છે. અત્યારે તો આપણા સંસારમાં-એ સિંહાસન જ બાળકનો ભક્ષ કરે છે. પ્રત્યેક ઘેર બાળક–સાધકની હત્યા થાય છે. દરેક ઘેર સાધકની હત્યા કરવા માટે પુષ્ટ પશુની પૂજા થાય છે. સાધકની હત્યા કરીને માબાપ પોતાનું ઐશ્વર્ય સ્થાપવા બાળકને સ્તંભ તરીકે વાપરે છે."

* અનુસંધાન ગતાંક પૃ. ૭૮ થી

હવે ભારતની ભાષામાં જો શિક્ષણ( education )નો અર્થ કરું તો એ થાય કે, બાળકમાં જે દેવતા વસે છે તેનો આવિષ્કાર કરવો. સમુદ્રનું જલ જેમ આકાશમાર્ગે જઇ ગંગાદ્વારા પાછું સમુદ્રમાં પ્રવેશ કરે છે, તેમ પરબ્રહ્મ પોતે માણસમાં પ્રવેશ કરી પાછું પરબ્રહ્મરૂપે આવિષ્કાર પામે છે. ગંગા જેમ જગતના કલ્યાણ માટે વહે છે, તેમ દરેક માણસ પણ જગતના કલ્યાણ માટે જીવન ધરાવે છે. જહ્નુ મુનિએ એ ગંગાને પકડીને પોતાના શરીરમાં સમાવી તે જગતનો અપરાધ હતો, અને અંતે તેમને પોતાના શરીરનો છેદ કરીને ગંગાને મુક્ત કરવી પડી. તે જ રીતે આપણે પણ સ્વાર્થનાં બંધનો છેદીને વિધાતાએ મોકલેલા રાધકને મુક્તપ્રવાહ કરવો જોઇએ. પ્રત્યેક બીજમાં વનસ્પતિનું સૂક્ષ્મ જીવન પ્રવેશ કરીને રહેલું હોય છે. પણ તે જીવનને બહાર લાવવાને, બીજને પોતાનું સ્થૂલ કોચલું ભેદવું પડે છે. કોચલું ન ભેદાય તો અંકુર બહાર ન આવી શકે, અને કોચલું પોતે જ તે અંકુરનું પ્રાણઘાતક બને. તેમ જ જે નિત્યજીવનના આવિષ્કાર માટે પુત્ર જન્મેલો છે, તેનો માર્ગ આપણે આપણા સ્વાર્થથી રોધીએ તો તે પુત્રના ઘાતક જ બનીએ. પેલા બાઉલે કહ્યું કે, હું પણ એવી રીતે પુત્રના માર્ગનો રોધક થાઉં તો તેનો ઘાતક બનું. જે દિવસ પુત્રમુક્તિનો માર્ગ ખુલ્લો કરવા જેટલો અધિકારી થઇશ તે દિવસે કહીશઃ "હે વિધાતા ! તમારા સંતાનને મારી પાસે મોકલો. હવે હું ગૃહસ્થ થયો છું." ત્યારે મારા ઘરનો સંસાર અને તેની દરેક વસ્તુ એ નવા આવેલા પ્રવાસીને તેના યાત્રાના અંતિમ ધામનું પ્રતિક્ષણે સ્મરણ આપશે. તે પુત્રને દર પળે સ્મરણ થશે કે "હું આ વિશેષ સ્થલ કે કાલનો નથી, પણ નિત્યકાલનો અને જગતનો છું." અહીં તો જે યાત્રાનું ધામ છે, તે જ યાત્રાળુ છે અને તે જ યાત્રા છે. તે ધામનું, તે દેવતાનું જે દર્શન કરાવી શકે તે ગુરુ છે અને એ આવિષ્કાર કરાવવો તે શિક્ષણ છે.

આજકાલ તો બાળકમાં રહેલા દેવતાને ઓળખી તેને મુક્ત માર્ગ આપવાને બદલે તેના દેહની જ પૂજા થાય છે. દેવતા અપમાનિત થાય છે અને વાહનની પૂજા થાય છે. વૃષભની પૂજા થાય છે અને શંકર એક બાજુ રહી જાય છે. દેહની પૂજા કરવી તે વાહનની પૂજા કરવા બરાબર છે. હા, વાહનની પણ પૂજા થવી જોઇએ, પણ તે દેવતાનો અનાદર કરીને નાહ. દેવતાના આવિષ્કાર દ્વારા વાહનનો–દેહનો અત્યાચાર દૂર થવો જોઇએ. રાજપુરુષોનો સમસ્ત અત્યાચાર રાજાનો પરિચય ન હોય ત્યાં સુધી થાય છે; રાજાનાં હલકાં નોકરો તો ઠીક પણ તેનાં કૂતરાં–બિલાડાં પણ આપણું અપમાન કરે છે. પણ એક વાર રાજાનું પિછાન થયું એટલે એ બધાં સમજી જાય છે કે 'આ વ્યક્તિ રાજાની નિકટ બેસવા યોગ્ય છે, તે રાજાથી કમ નથી, તે રાજાનો આત્મીય બંધુ છે.' અને પછી તેમનો અત્યાચાર ટકી શકતો નથી. મનુષ્યમાં જેનો આવિષ્કાર કરવાનો છે તે પોતે પરબ્રહ્મ છે, તે સમસ્ત દુઃખ, પાપ અત્યાચારનો નાશ કરવાને સમર્થ છે. આ દુઃખ પાપ વગેરે થાય છે તેનું કારણ એ છે કે, મનુષ્ય દેવતાને ભૂલી ગયો છે. બાઉલનું ગાન છે કેઃ—

**"તોમાર પથે ઘેકે છે મસ્જિદે મન્દિરે.**
**માલા તિલક દિયે તોમાર ઘાર હયે છે."**

તમને પામવાનું જે સાધન તે જ દ્વારા અમે તમને મારી નાખ્યા છે, દૂધપીતા કર્યા છેઃ જે દિવસે દેવતાનો આવિષ્કાર થઇને જીવનમાં દેવતા પ્રત્યક્ષ થશે, તે દિવસે મનુષ્યનું સમસ્ત દુઃખ દૂર થશે. તે દેવતા વિના માણસ આ દુઃખદાનવ ઉપર વિજય મેળવી શકશે નહિ. એ દેવતાનો આવિષ્કાર કરીને સમસ્ત જીવનનો સર્વ પ્રકારનો ભાર હળવો કરવો એ જ શિક્ષા. જીવનની સમસ્ત ધારાને મુક્ત કરીને સહજ પ્રવાહિત કરવી એ જ શિક્ષા.

ત્યારે પ્રશ્ન ઊઠે છેઃ અંકગણિત, ઇતિહાસ, ન્યાય, વિજ્ઞાન આદિની જરૂર નથી? જવાબ એ છે, કે એ બધું સાધન છે, જંત્ર છે. જો જંત્રી જીવતો હોય તો તેનો અર્થ છે, ન હોય તો તેનો કશો અર્થ નથી. ખેડૂત મરી ગયો હોય તો માત્ર હળ અને બળદ ભેગાં કરવાથી ખેતી થતી નથી; તેમ બાળકનું ખરું જીવન ચેતનમય રાખ્યું હશે તો આ બધાનો અર્થ છે, એ બધી વસ્તુઓ ઐશ્વર્ય સૌભાગ્ય અને કલ્યાણ કરનારી નીવડશે. અને આ બધાં સાધનો તૈયાર પણ રાખવાં જોઇએ. એ સાધનો તૈયાર રાખી નવજીવનપ્રવેશની રાહ જોવી જોઇએ. એક વખત એક બાઉલે અન્ય બાઉલને પૂછ્યું કે "મારા હૃદયમાં પ્રેમનો ઉદ્રેક નથી તો સંધ્યા, ઉપાસના, નામ, જપ, તપ, છોડી દઉં?" ત્યારે પેલાએ જવાબ આપ્યોઃ "સંધ્યાપૂજા છોડી દેવાથી કશો લાભ નથી. એ માર્ગે ચાલતાં ચાલતાં ખરા જીવનની પ્રતીક્ષા કર. સંધ્યાપૂજા માત્ર માર્ગ છે, મૂલ વસ્તુ નથી; પણ તેટલા માટે તેને બંધ કરાય નહિ. નદીમાં પાણી વહે નહિ ત્યાંસુધી નદીને ઊંડો ખાડો નકામો છે, પણ પાણી નથી વહેતું એમ કહીને તે ખાડો ધૂળથી પૂરી દઇએ તો ચોમાસામાં પાણી વરસે ત્યારે પણ નદી વહે નહિ. આપણે પ્રવાહમાર્ગ બંધ કરીએ તો પછી ભગવાન વરસે ત્યારે પણ ભગવત્પ્રવાહ શી રીતે વહે? એવી રીતે શાળાઓ, સંસ્થાઓ, શિક્ષણપદ્ધતિ એ સર્વ પ્રાણસંચાર થાય ત્યાંસુધી આવશ્યક છે, પણ તે વિના વ્યર્થ છે. જેમ ઘરમાં અગ્નિ લાગે એ ભયથી પહેલેથી કૂવો ખોદી રાખીએ છીએ, તેમ માતાને બાળક જન્મે તે પહેલાં તેની સાધન સામગ્રી તૈયાર કરી રાખવાં જોઇએ. દેવની પધરામણી માટે સિંહાસન તૈયાર રાખવું જોઇએ, પણ યાદ રાખવું જોઇએ કે, દેવ વિના ખાલી સિંહાસન અર્થહીન છે. માત્ર સિંહાસનની પૂજાથી કોઇ ભક્તહૃદય પૂર્ણ થઇ શકતું નથી.

આપણા શિક્ષણક્રમમાં તેથી ઊલટું જ ચાલે છે. રખેને દેવતા અલક્ષ્ય રીતે સિંહાસનમાં પધરામણી કરી જાય એવા ભયથી જાણે આપણે શિક્ષણદ્વારે દંડધારીઓની ચોકી મૂકીએ છીએ. તેમના મનમાં દેવતાનો ઘાત થાય તેની ચિંતા નથી, તેઓ સિંહાસનનું રક્ષણ કરવા માગે છે. શિવલિંગનો નાશ કરવા માટે તેઓ દાનવો જેવા ઊભા રહે છે. તેઓ સાધ્ય સાધનનો ભેદ સમજતા નથી. 'જાણવું' ( to know ) એ સિંહાસનની બાહ્યજગતની વાત થઇ, 'થવું' ( to become ) એ આંતરજગતની, દેવતાની કથા છે. એક બાઉલે કહ્યું છે કે "સત્ય થવું, તે મન વાણી કર્મથી, કોઇ બાહ્યસામગ્રીથી બાહ્ય-વળગણો વળગાડવા જેવું નહિ, પણ આંતરક્રિયા છે. ફણસને જેમ અંદરથી જ કાંટા ઊગે છે, શાહુડીને જેમ અંદરથી જ પીંછાંળિયાં ઊગેલાં હોય છે, માણસને જેમ આંતર હર્ષથી બહાર રોમાંચ થાય છે, તેમ આંતર સત્ય મન વાણી કર્મમાં બહાર આવિષ્કાર પામવું જોઇએ. બહાર-જગતનું જાણવું તે આંતર જગતના થવાને સહાયક બનવું જોઇએ. તેથી ઊલટું, જો ગૌણ પ્રધાનને દબાવી દે, જંત્ર જંત્રીને ખાય, તો સાધનાની દુર્દશા થાય. એ દુર્દશામાંથી મુક્ત કરવાનું પ્રત્યેક ગુરુનું કર્તવ્ય છે.

મનુષ્યનાં બંધનો શિક્ષણે તોડવાં જોઇએ. હાથપગની બેડીઓ તોડવાનું મંદિર, એ જ શિક્ષણનું મંદિર છે, તે મુક્તિસ્થાન છે. જ્યાં હાથપગની સાંકળ ભાંગવાની હોય ત્યાં પછી બીજાં બંધનોને પેસવાનો અવકાશ નથી. પૂર્વે યુરોપમાં નાઇટ ( knights ) નામના વ્રતધારી પુરુષો યુદ્ધમાં જતા. પોતાના રક્ષણને માટે તેઓ બખ્તરને વધારે ને વધારે દુર્ભેદ્ય કરતા ગયા અને અંતે તેને લોઢાનું બનાવ્યું; પણ આ બખ્તરનો ભાર એટલો થઇ ગયો કે

ક્રુઝેડની લડાઇમાં એ બખ્તરથી જ તેમનો નાશ થયો. કોઇ યોદ્ધો ઊભો ઊભો લડતો હોય તેને જો શત્રુનો કોઈ માણસ પાડી નાખે તો તે પોતાના બખ્તરના ભારને લીધે જ ઊભો થઇ શકતો નહિ. તેને કોઇ લઇને ઊભો કરે ત્યારે તે થઈ શકતો. આથી કોઇ યોદ્ધો શત્રુથી બચે તોપણ પોતાના ભારથી બચી ન શકતો. પછીના નવયુગ( renaissance )માં શરૂ થયેલી નવી યુદ્ધપ્રણાલીમાં બખ્તરનો બહિષ્કાર થયો. નેપોલિયન એમ માનતો કે, સાધન મોટી વાત નથી, શસ્ત્ર મોટી વાત નથી, પુરુષ મોટી વાત છે. તેથી જ તે આખા યુરોપનો પરાજય કરી શક્યો. છેલ્લા યુરોપના યુદ્ધમાં પણ શસ્ત્રનો ભાર વધી ન જાય તેની સંભાળ રખાતી. યુદ્ધમાં તો એક પક્ષ બીજાને મારે છે, એટલે સાધનનો ભાર પુરુષને મારે છે, એ સત્ય તરત સમજાયું છે; પણ શિક્ષણમાં હજી સુધી એ સત્ય સમજાયું નથી. આધુનિક શિક્ષણપ્રથા જંત્રીને મારીને જંત્રની પૂજા કરે છે. કાર્ડિનલ ન્યૂમેન શિક્ષણનો એક ચિન્તાશીલ ઋષિ હતો. તેના સમયમાં શિક્ષણના વિષયમાં એક ભારે કોયડો પૂછાતો હતો. એક માણસ બધા વિષયોમાં શિક્ષણ લે તો તેનું શિક્ષણ છીછરું રહે છે. એક વિષયમાં વિશેષજ્ઞ થવાથી જ શિક્ષણ ઊંડું, ગભીર બને છે. ધંધામાં પણ કુંભાર કે સુતાર કે વણ-કર કે એમ હરકોઇ એક જ ધંધો કરવાથી જેમ તે ધંધાનું કૌશલ આવે છે, તેમ જ વિદ્યામાં પણ એક વિદ્યા ભણવાથી તેમાં ઊંડાણ આવે છે. ગણિત અને તેની શાખાઓ, વિજ્ઞાનની શાખાઓ વગેરે દરેકમાં વિશેષજ્ઞ થવાની જરૂર છે, એમ લોકો માનતા. પણ આ રીતે વિશેષજ્ઞ થવા જતાં માણસનો અનુભવ ઘણો સંકુચિત રહેતો. માણસ કૂપમંડૂક જેવો થઈ જતો. વૈયાકરણી માત્ર વ્યાકરણ જાણે, ન્યાયશાસ્ત્રી માત્ર ન્યાય જાણે, પણ તેને જગત-ની બીજી કશી ખબર ન પડતી. એટલે પ્રશ્ન એ થતો, કે માણસની બુદ્ધિને સમસ્ત શાસ્ત્રના અભ્યાસથી, છીછરી રાખીને પણ સર્વતોમુખી કરવી, કે તેને વિશેષજ્ઞ બનાવીને કૂપમંડૂક કરવો? કાર્ડિનલ ન્યૂમેને સામો સવાલ પૂછ્યો કે "માણસને માટે શાસ્ત્ર છે કે શાસ્ત્રને માટે માણસ છે?" માત્ર શાસ્ત્રને ગભીર કરવા ખાતર માણસને વિશેષજ્ઞ બનાવી કૂપમંડૂક કરવો તેના કરતાં તે સાર્વભૌમ થઇને તેનું જ્ઞાન જરા ઓછું ઊંડું હોય તેનો વાંધો નહિ. પણ તેણે આગળ કહ્યું: આ બન્નેનો સમન્વય કરવો ઉચિત છે. માણસે એક શાસ્ત્રમાં વિશેષજ્ઞ થવું જોઇએ અને તે સાથે તેને અન્ય શાસ્ત્રોનો પરિચય હોવો જોઇએ. માણસ એક શાસ્ત્રનો વિશેષજ્ઞ થશે એટલે તેનો જીવનનિર્વાહ તેથી ચાલશે અને તે શાસ્ત્રની નવી શોધો પણ થશે, અને તે સાથે તેને સર્વ શાસ્ત્રોનો પરિચય પણ હશે એટલે તે પરિ-પૂર્ણ મનુષ્ય પણ થશે. કાર્ડિનલ ન્યૂમેને સાંપ્રદાયિક શિક્ષણશાળાને બદલે સર્વદેશીય વિદ્યા-પીઠ સ્થાપી. એવી વિદ્યાપીઠની પ્રતિષ્ઠા કરતી વખતે તેણે ઉપરનો અભિપ્રાય પ્રગટ કર્યો હતો. એ અભિપ્રાય નવો નહોતો. પારિસ વિદ્યાપીઠના પિતા એબેલાર્ડ ( Abelard )નો એ જ આદર્શ હતો. તેના પહેલાં મધ્યયુગના પેરેસેલ્સસ નામના એક પાગલ દાર્શનિકે પણ એવી જ વાત કરી હતી. ગ્રીક ફિલસૂફ પ્લેટો પછી નિયોપ્લેટોનિક શાળાના સમયમાં પ્લેટોનસનું પણ એ જ મન્તવ્ય હતું. પ્લેટો અને પ્લેટોની પૂર્વેના આચા-ર્યોએ પણ એ જ વાત કરી હતી યુરોપ એ વાત ભૂલી નહોતું ગયું, પણ એબેલાર્ડે તે આદર્શની પુનર્જાગૃતિ કરી. ભારતવર્ષના સાધકોની આગળ પણ એ વાત નવી નથી. ખેડૂતનો વ્યાપાર પણ એ જ જાતનો છે. તે ખેતરમાં એક જગાએ ઊંડો ખાડો કરે છે— કૂવો કરે છે, અને બાકીની જમીનને એકસરખી ખેડે છે. કૂવો કરીને બેસી રહે તો પણ ન ચાલે, અને કૂવા વિના બધું એકસરખું ખેડીને બેસી રહે તોપણ ન ચાલે. બન્ને ક્રિયાની

જરૂર છે. તેમ જીવનમાં એક વિષયમાં વિશેષજ્ઞ થવું જોઇએ અને બીજા વિષયોનો પરિચય પણ હોવો જોઇએ. જીવનનો સમય મર્યાદિત છે. અને તેથી બહુ રસિક વિષયો જાણવા રહી ગયા એમ દુઃખ થાય, પણ બધા વિષયોનું થોડુંઘણું જ્ઞાન હોય એટલે અન્ધતા તો ન જ થાય. માટે જ સાધકોએ જીવનના જલનું પાન કરવા એક વિષયમાં તો ઊંડાં ઊતરવું જોઇએ.

ગુરુ શિષ્યને તે ગભીર જલનું સ્થાન શોધવામાં મદદ કરે. ઘણા અનુભવથી જ તે સ્થાનનિર્ણય કરી શકાય. માત્ર વ્યાકરણની કારિકાના નિયમિત પઠનથી તે થઈ શકે નહિ. શિષ્યની કઇ ભૂમિમાં પાણીનાં ગહન ઝરણાં છે તે ગુરુએ શોધી કાઢવું જોઇએ. ગુરુ કૂપનું સ્થાન માત્ર નક્કી કરે, અને શિષ્ય ગભીરતર જલનો સ્પર્શ કરે. ક્વચિત્ ગુરુનો કૂપ એક હોય અને શિષ્યનો કૂપ અન્ય હોય એમ હોઇ શકે. ગુરુની સાધના જોઇને શિષ્ય એવી ગભીરતા પ્રાપ્ત કરે, પણ ગુરુની સાધનારીતિ જોયા પછી શિષ્યે પોતે પ્રયત્ન કરવો જોઇએ. એ શિષ્ય અને એ સાધના સિવાય તેને ત્રીજી સહાય ન હોઇ શકે; છતાં ગુરુ સહાય આપવા જાય તો તે નિરર્થક બને. પુરોહિત તો વરકન્યાના હાથ મેળવી આપે. પણ તેમના પછીના ધર્મજીવનમાં અને પ્રેમજીવનમાં તે નિરુપયોગી થાય, તેમનાં ભાવી જીવનનો આધાર કેવળ તે બન્નેની સાધના ઉપર જ રહે, તે જ રીતે ગુરુ શિષ્યને ક્યાં સુધી સહાય આપે અને શિષ્ય ક્યાં સુધી ગુરુની સહાય લઇ શકે તેનો નિર્ણય પણ થાય.

---

# કળા અને જીવન

મૂળ લેખકઃ રોમાં રોલાં

રુશિયાના સુપ્રસિદ્ધ લેખક ટોલ્સ્ટોયે કળા વિષે—અરે કળા વિરુદ્ધ—થોડાં ઉચ્ચ કોટિનાં પુસ્તકો લખ્યાં છે. એમાં કળાને સમાજમાં એકંદર સરવાળે ગડો દાખલ કરનારી સંસ્થા, મોજશોખના સિદ્ધાંતો પ્રતિપાદન કરનાર પંથ અને યુરોપિયન અમીર-ઉમરાવ વર્ગના સ્વાર્થી સુખોપભોગને પોષનાર વહેમ તરીકે ઓળખાવવામાં આવી છે. પોતાનાં પુસ્તકો દ્વારા આ વસ્તુનું પ્રતિપાદન કરતાં પહેલાં એટલે ઇ. સ. ૧૮૯૭ માં ટોલ્સ્ટોયે કળા ઉપર એક પત્ર મને લખેલો.

'સોનાટા ક્રુટ્ઝર×' અને 'કળા એટલે શું ?' એ પુસ્તકો ૧૮૮૭ માં પ્રગટ નહોતાં થયાં તો પણ કળા પ્રત્યેનો તેમનો અણગમો ટોલ્સ્ટોયનાં તે વખતે પ્રગટ થઇ ચૂકેલાં પુસ્તકોમાં કોઇ રીતે ઓછો નહોતો જણાતો.

હું ટોલ્સ્ટોયને પારાવાર ચહાતો; તેમના પ્રત્યેનો મારો પ્રેમ કદી ઓસર્યો જ નથી. એ ત્રણ વરસ તો હું તેમના જ (વિચારોના) વાતાવરણમાં રહ્યો હતો. કોઇ પણ ફ્રેન્ચ મહાન ગ્રંથો કરતાં તેમના ગ્રંથો—'વિગ્રહ અને શાંતિ', 'એના કેરેનીના', અને 'ઇવાન ઇલીચનું મરણ'—થી હું વધારે પરિચિત હતો. આ મહાપુરુષને તેમની સાધુતા, બુદ્ધિમત્તા અને સર્વાંગી સંહૃદયતાને લીધે અમારા જમાનાની નૈતિક અંધાધુંધીમાં મારા પૂરતો તો એક અનન્ય માર્ગદર્શક તરીકે લેખતો હતો.

× જેનો અનુવાદ 'પ્રેમનો દંભ'ના નામથી હમણા જ 'પ્રસ્થાન' ભેટ તરીકે બહાર પડ્યો છે—અનુવાદક

તો પણ એમ તો કહેવું પડશે કે રસિક કળાઓ તરફ મારો અવિશેષ પક્ષપાત હતો. બચપણથી જ હું તો કળાનું અને તેમાં પણ વિશેષત સંગીતનું જ ધાવણ ધાવ્યો હતો. હું તેને કદી છોડી ન શકું. હું તો એમ કહું કે ખોરાકની જેમ સંગીત વિના એક ઘડી પણ હું જીવન ટકાવી ન શકું. આમ હોવાથી જે મહાપુરુષોને હું માનનીય ગણતો હતો, અને જેમનામાં મારી શ્રદ્ધા બેઠી હતી તેમના તરફથી કળામાં રહેલી અનીતિ સામે આકરા કટાક્ષો થતા મેં વાંચ્યા ત્યારે હું ખળભળી ઊઠયો.

બીજું ગમે તેમ હોય પણ મને એટલું તો સારી પેઠે લાગતું હતું કે, મહાન કળાવિશારદમાંથી જે એક પ્રકારનો શક્તિપ્રવાહ વહે છે તેની તોલે આવે એવું બીજું કશુંય નથી. બીથોવનના સંગીતમાંથી કે રેમ્બ્રેન્ટના આલેખનમાંથી આપણે આપણું અહત્વ નષ્ટ કરતાં શીખીએ છીએ, એટલું જ નહિ પણ વધારામાં આ મહાનુભાવોના હૃદયમાંથી વહેતી સાધુતા અને બુદ્ધિમત્તાની શક્તિ પણ આપણે ઝીલીએ છીએ. ટૉલ્સ્ટૉયે કળાથી આવતા સડાના સંબંધમાં કહ્યું છે કે એનાથી મનુષ્યની અધોગતિ થાય છે, અને માનવ માનવ વચ્ચે ભેદભાવ વધે છે. ‘Œdipus King’ અથવા ‘Symphony avec Chocurs’ના સામાન્ય ઉદ્‌ગારોમાં જે માનવબંધુતો અને શક્તિનો મને અનુભવ થયો એનાથી સારો અનુભવ બીજે ક્યાં થવાનો? પણ મને મારામાં અવિશ્વાસ આવ્યો, અને મારે મારું જીવન તો બીજાને ઉપયોગી થાય એવું કરવું છે, એ દૃષ્ટિએ વિચારતાં હું મારું જીવન બરબાદ કરી રહ્યો છું એમ મને પોતાને લાગ્યું અને એ વિચારથી મને ખૂબ વ્યથા થઈ.

મેં ટૉલ્સ્ટૉયને લખ્યું અને ૪ થી ઑક્ટોબર ૧૮૮૭ ને રોજ તેમણે મને જવાબ લખ્યો. એમના પત્ર પર વિવેચન કરવાની જરૂર નથી. એમાં એમના શાંત, વિશુદ્ધ અને ઉદાર આત્માનું પ્રતિબિંબ છે. કળાકારની દૈવી સાદાઈથી એ પત્ર લખાયો છે. એ લખતી વખતે તેમણે એક જ વિચાર કર્યો છે કે, પોતાને જે કંઈ પ્રતિપાદન કરવું છે એ સામાના દિલમાં બરાબર સચોટ ઠસી જવું જોઈએ. એમ હોવાથી પુનરુક્તિ દોષની કે શૈલીની જરાય પરવા કરી નથી. એ પત્રમાં આપણે એમને બોલતા સાંભળીએ છીએ, એ લખતા નથી પણ વાત કરે છે.

હું માત્ર એટલું જ કહેવા ઇચ્છું છું કે, એ પત્ર મને મળ્યો તે કરતાં અત્યારે તો હું તેમના વિચારો સાથે તમામ બાબતમાં ઘણો જ સંમત થાઉં છું. એમ મને પોતાને લાગે છે. બીથોવન કે વેગનર જેવા અમુક મહાપુરુષોની કદર કરવામાં ટૉલ્સ્ટૉયે ઘણી વખત ભૂલ કરી છે, અથવા તો તેમને યથાર્થ સમજ્યા સિવાય તેમના વિષે અભિપ્રાય આપવામાં ભૂલ કરી છે. એવો મને અફસોસ જો કે થાય છે, વળી ગણ્યાગાંઠ્યા હાસ્યાસ્પદ કાંગો અને ઢંગધડા વગરના માસિકો ઉપરથી તેમણે ફ્રેન્ચ કળા માટે હલકો અભિપ્રાય આપ્યો છે એ માટે પણ મને જો કે અફસોસ થાય છે, તો પણ એટલું તો મને લાગે જ છે કે, કળા વિષેનો તેમનો સાધારણ અભિપ્રાય સર્વાંશે સાચો છે.

હા,–સાચા વિજ્ઞાનમાંથી અથવા સાચી કળામાંથી જે પરિણામ આવ્યું છે તેનું મૂળ કારણ તો ત્યાગ જ છે, નહિ કે ભૌતિક લાભની દૃષ્ટિ. નીતિશાસ્ત્રની દૃષ્ટિએ તો ઠીક પણ કેવળ કળાની દૃષ્ટિએ વિચારતાં પણ એમ લાગે છે કે, ભૌતિક લાભની પ્રાપ્તિ એ હવે સમાજના કોઈ એક વિશિષ્ટ વર્ગનો જ ઇજારો ન રહેવો જોઈએ. કળા તેના વિશિષ્ટ હક, વિશિષ્ટ મહેનતાણાં, આભૂષણો તેમ જ અધિકારીઓની સ્તુતિમાંથી મુક્ત થઈને સીધી

આમવર્ગમાં આવીને બેસે એવો વખત આવે એ માટે જો પ્રાર્થના કરવાની હોય તો હું કળાકાર હોવા છતાં પણ એવી પ્રાર્થના કરવા સૌથી પહેલો આવીશ. કેવળ કળાના ગૌરવની ખાતર જ હું આવું કહું છું. કારણ કે કળાનું ખૂન કરીને જ હજારો પરોપજીવીઓ જીવી રહ્યા છે અને તેને દૂષિત કરી રહ્યા છે. કળા દ્રવ્યોપાર્જનનું સાધન ન થવી જોઇએ, પણ એ તો શોખનો વિષય થવો જોઇએ; એ શોખનો વિષય છે કે કેમ એની ખાતરી તો એ કળાકાર અથવા એ વિદ્વાન એની ખાતર પોતાના આરામ અને સુખસગવડનો કેટલો ભોગ આપે છે તે ઉપરથી જ થઇ શકે. સુધારાના આ યુગમાં તો કેવળ સત્યનિષ્ઠ શ્રેષ્ઠ કોટિના કળાકારો જ વાસ્તવિક ભોગ આપે છે. તેઓ જ વિષમ વિટંબણાઓ સામે ટક્કર ઝીલે છે. કારણ કે બૌદ્ધિક વ્યભિચારીઓને પગાર આપનાર સડેલ પોષક વર્ગના આનંદની ખાતર તેઓ જ પોતાના વિચારનો વિક્રય કરવાની અને પોતાની જાતને હલકી પાડવાની સાફ સાફ ના પાડે છે. કળાના વિશિષ્ટ હક્કો ઘડીભર જતા રહેવાથી તેમ જ તે પ્રાપ્ત કરવાના માર્ગમાં અનેકવિધ મુશ્કેલીઓ વધી પડવાથી એવી બીક રાખવાની જરાય જરૂર નથી કે કળાના સત્યનિષ્ઠ ઉપાસકો વધારે મુંઝાશે; આમ થવાથી તો ખુશામતખોરોનો જે વર્ગ આમવર્ગથી અલગ રહીને તેમજ વધારે શ્રમનું કામ કરવા છતાં પોતાને બુદ્ધિમાનમાં ખપાવી રહ્યો છે તેને આપણે દૂર કરી શકીશું.

પારીસની સલુનની હજારો કળાકૃતિઓની (અથવા એવી હોવાનો જેને માટે દાવો કરવામાં આવતો હોય તેવીની), સેંકડો નાટકોની અને સંખ્યાબંધ નવલકથાઓની જગતને જરાય જરૂર નથી. સૈકાઓના ગાળામાં ત્રણ ચાર પ્રતિભાસંપન્ન પુરુષો થાય તો બસ છે; અને આમવર્ગમાં પણ તર્કશક્તિ, સમજશક્તિ, સારપ અને કળાની દૃષ્ટિ ખીલવાની જરૂર છે. વળી લોકોને નિર્મળ હૃદય, વિશુદ્ધ બુદ્ધિ અને સ્પષ્ટ અવલોકન કેળવવાની જરૂર છે. કારણ કે એમ થાય તો જ તેઓ જગતમાં જે કઇ સારુ અને સુંદર છે તેને નીરખી શકે, પારખી શકે અને સમજી શકે અને છેવટે એ વડે જીવનને શોભાવવાનો પ્રયત્ન પણ કરી શકે.

કળાના બધા જ ઉપાસકોને આમવર્ગનું જીવન અંગીકાર કરવાની ફરજ પાડવામાં આવે અને સમાજનું તંત્ર નભાવવામાં જે કઇ સમગ્ર સરવાળે શ્રમ લેવો પડતો હોય તેની, કોઇ જાતનો અપવાદ રાખ્યા સિવાય, બધા વચ્ચે સરખી વહેંચણી કરવામાં આવે તો હું નાખુશ નહિ થાઉં. એ તત્ત્વ મને માન્ય છે. બધા વચ્ચે સમપ્રમાણ વહેંચણી કરવાથી કળાના સાચા ઉપાસકોને પોતાના શોખનો ધંધો કરવામાં વધારાનું ખર્ચ નહિ ભોગવવું પડે. અને બૌદ્ધિક કામ કરીને આરામ લેતાં લેતાં પૈસા કમાવાની જે વૃત્તિ ખોટા કળાકારોમાં ઘર કરી બેઠી છે તેને કાઢી નાખવા માટે એ વસ્તુ પૂરતી થઇ પડશે. વળી એ તત્ત્વ દાખલ થવાથી તો કળાની વિશુદ્ધિ કેટલી બધી વધશે ?

ગેટેએ કોઇ એક ઠેકાણે લખ્યું છે કે, સતત પુસ્તકો લખ્યાં કરવાથી કે વાંચ્યાં કરવાથી માણસ પોતે જ પુસ્તક બની જાય છે. કળાનું અત્યારનું સ્વરૂપ કૃત્રિમ, વ્યાધિગ્રસ્ત અને હિમાએલું છે એનું કારણ એ છે, કે તેનાં મૂળ કુદરતી જીવનમાં જતાં અટકયાં છે. હવે એ જીવંત મનુષ્યોની કૃતિ નથી રહી, પણ લેભાગુ માણસોએ શબ્દ, રંગ, વાજીંત્રના સ્વર અને લાગણીના ઉભરાથી પોષેલા સ્વેચ્છાચારનું જ એ પરિણામ થઇ રહી છે. પોતાની કળાનો વિક્રય ન થાય એટલા ખાતર જ કેટલા બધા સત્યનિષ્ઠ કળાના ઉપાસકોને જુદા જ

પ્રકારનો બૌદ્ધિક ધંધો સ્વીકારવાની ફરજ પડી છે. અને શરીરને થકવી નાખનારી પણ મનને વધારે મોકળું રાખનારી મહેનત કરતાં આ બૌદ્ધિક ધંધો કલ્પનાશક્તિને કેટલો બધો વિઘ્નકર્તા થઇ પડે છે !

પણ એમ થવાથી કળાની કૃતિની ખૂબી ખંડિત નહિ થાય કે ? કળા અનન્ય એકાગ્રતાની અપેક્ષા નથી રાખતી કે ? કળાકારની પ્રત્યેક પળ કળાને અર્થે જ ન ખરચાવી જોઇએ કે ? પણ કળાના દરેક સાચા ઉપાસકને મારો એક પ્રશ્ન છે કે "આખો દિવસ જેને ફુરસદ છે એ વધારે કામ તૈયાર કરી શકશે કે જેને ફક્ત બે જ કલાકની નવરાશ છે તે માણસ વધારે કામ તૈયાર કરી શકશે ?" સંયમ, અંકુશ આત્માને બીનઉપયોગી તો નથી જ. હદ ઉપરાંતની છૂટથી કામ થાય ખરું, પણ એમાં પ્રેરક બળ બહુ જ મોળું હોય છે. એથી તો વિચારશક્તિમાં બેદરકારી આવી જાય છે. માણસને પ્રોત્સાહક વસ્તુની જરૂર તો છે જ. એનું આયુષ્ય આટલું અલ્પ ન હોત તો આવું ઉગ્ર જીવન જીવવાની તે ઉતાવળ ન કરત. જો એને એમ ખબર પડે કે અમુક મર્યાદિત ટૂંક મુદતમાં જ અમુક કામ પૂરું કર્યે તેનો છુટકો છે તો તે કામ એ વધારે જોમ અને ઉમંગથી કરવા મંડશે. પ્રતિભા વિઘ્નોની અપેક્ષા રાખે છે અને વિઘ્નો જ પ્રતિભા ઘડે છે. બુદ્ધિ તો પુષ્કળ છે. આપણા સુધરેલા જમાનામાં બુદ્ધિનો રાફડો ફાટયો છે, પણ એ સંપૂર્ણતઃ નિરુપયોગી છે; એટલું જ નહિ પણ એ પૂરેપૂરી નુકસાનકારક છે. આ 'બુદ્ધિમાન' મનુષ્યોનો મોટો ભાગ અદૃશ્ય થઇ જાય અને ચિત્રકારો, સંગીતવેત્તાઓ, લેખકો, વિવેચકો, પીઆનો બજાવનારાઓ, રઝળુ ઉટપટાંગો અને પત્રકારોની સંખ્યા ઘટી જાય તો એથી જરાય નુકસાન ન થાય, પણ ઊલટું એ તો બહુ જ સુખદાયક નીવડે. આને પરિણામે ચોકસાઇ, શૈલી તેમ જ તદ્વિષયક પરિપૂર્ણતામાં કળાને કદાચ બહુ શોષવું પણ પડે; છતાં પણ જો કળા પ્રાણવાન અને વિશુદ્ધ બનતી હોય તો તો મને જરાય ચિંતા ન થાય. મારા જીવનમાં એવા પણ દિવસો હોય છે કે જ્યારે અલેકઝાંડ્રીઆનો (વિપુલ) પુસ્તક ભંડાર બળી ગયા બાબતમાં મને જરાય રોષ નથી આવતો. જે ગત ભૂતકાળ આપણને દબાવી મારે છે તે આપણને શો ખપ લાગવાનો છે ? તેવી જ રીતે જીવન પર ઢગલાબંધ લાદવામાં આવતાં જુદાં જુદાં શાસ્ત્રો, કળાઓ અને સંસ્કૃતિઓના ભારથી પણ શો લાભ થવાનો છે ? આ બધામાંથી આપણને કોણ બચાવી શકે ?

*જગતનાં સર્વ શાસ્ત્રોમાં જીવનશાસ્ત્ર એ ઉત્તમોત્તમ શાસ્ત્ર છે.* એની શ્રેષ્ઠતાનું ધોરણ એક જ છે. જે પ્રમાણે જીવન ગાળવાથી જગતને ઓછામાં ઓછું દુઃખ થાય અથવા તેનું ઓછામાં ઓછું અકલ્યાણ થાય અને બીજી બાજુએ જગતનું વધારેમાં વધારે કલ્યાણ અથવા સુખ સધાય, તે જ ઉત્તમ જીવનશાસ્ત્ર. એ જ પ્રમાણે જગતની સર્વ કળાઓમાં જ્ઞાન એ ઉત્તમમાં ઉત્તમ કળા છે. પણ એ જ્ઞાન એવું હોવું જોઇએ કે જે પ્રાપ્ત કરવાથી ઓછામાં ઓછી મહેનતે જગતનું દુઃખ અથવા અકલ્યાણ દૂર કરી શકાય અને સાથે ને સાથે જ જગતનું સુખ અથવા કલ્યાણ સાધી શકાય.*

અનુવાદક

અમૃતલાલ નાથાભાઇ મોદી

* ઓગસ્ટ ૧૯૨૯ ના 'પ્રબુદ્ધ ભારત'ના Art and Lifeનો અનુવાદ.

# તીમૂરલંગ અથવા મધ્ય એશિયામાં મુસ્લીમ સામ્રાજ્ય

## ભાવનાનો ઉદય

"One after the other he overcame the armies of more than half of the world. He tore down cities, and re-built them in the way he liked. Over his roads the caravan trade of two continents passed. Under his hands he gathered the wealth of empires, and spent it as he fancied. Out of mountain summits he made pleasure palaces in a month. More than any human being within a life he attempted to grasp this sorry scheme of Things entire...and then Remould it nearer to the heart's desire."

P. 19, Tamerlane, *the Earth-shaker*
by Harold Lamb (*1929*).

## યુરોપ-એશિયાના ચક્રવર્તીઓ

યુરોપના ઇતિહાસલેખકોએ યુદ્ધકાંડના ઇતિહાસમાં ચાર જણાને પહેલી પંક્તિમાં મૂક્યા છે. પહેલો સિકંદર, જેણે ગ્રીસ, એશિયા-માઇનોર, ઇજિપ્ત, ઇરાન ને પંજાબમાં યુરોપી સત્તા સ્થાપી હતી; બીજો હૅનિબૉલ, જેણે રોમના રાજ્યનો નાશ કરવા આફ્રિકાના ઉત્તરકિનારા ઉપર આવેલા કાર્‌થેજના શહેરથી કૂચ કરી સ્પેઇનમાં દાખલ થઇ-દક્ષિણ-ફ્રાંસ ને સ્વિટ્‌ઝર્લૅન્ડ વાટે ઇટાલીમાં પ્રવેશ કર્યો હતો ને જેના યુદ્ધમાર્ગો હજુ પણ વિગ્રહ-નિષ્ણાતો નક્કી કરી શક્યા નથી; ત્રીજો સીઝર, જેણે ઇટાલીની ઉત્તરે આવેલા પ્રદેશની તોફાની ટોળીઓને, ગૉલ લોકો મિસરીઓને ને છેવટે બ્રિટનોને હરાવી ત્યાં રોમનો વાવટો ફરકાવ્યો હતો; ને ચોથો નેપોલિયન, જેણે કોઈ વાર એકલે પડે, તો કોઇ વાર નાનાં મોટાં રાજ્યોના સહકાર સાથે યુરોપના જુદા જુદા પ્રદેશોમાં ને એક વાર ઠેઠ મોસ્કો સુધી મોટી મોટી લશ્કરી કૂચ કરી હતી. આ લેખકોએ એશિયાના યોદ્ધાઓને ને સરદારોને એવો ન્યાય આપ્યો નથી. પહેલાં તો એ યોદ્ધાઓ ને સરદારો તેમને હૅનિબૉલ, સીઝર કે નેપોલિયન જેટલા જાણીતા નહોતા અને તેમને માટે લખાણ કરવા જેટલું સાહિત્ય તૈયાર નહોતું. બીજું, યુરોપમાં શાસ્ત્રીય ઇતિહાસ લખવાની પ્રથા જ્યારે શરૂ થઈ ત્યારે એશિયાનો સૂર્ય અસ્ત પામતો હતો અને એશિયાના એક વારના સ્વતંત્ર મુલકોમાં યુરોપની પ્રજાઓ પોતાનાં રાજ્યો સ્થાપવાની શરૂઆત કરતી હતી. ત્યાર પછી તો તેઓ આપવીતી તમામ વાતો ભૂલી ગઇ, તેમને મન યુરોપનું એશિયા ઉપરનું ચક્રવર્તિત્વ બહુ ઊંડું વસી ગયું અને તેમના ભલભલા મુત્સદ્દીઓ તો એમ જ માનવા લાગ્યા, કે ભવિષ્યમાં યુરોપ એશિયાનું

સ્વામિત્વ કદી છોડી દેશે નહિ. પરિણામે, ઇરાનના પાદશાહોની સિંધુ નદીથી તે ઠેઠ ગ્રીસના દેશ સુધીની હકુમત તેઓ વીસરી ગયા; ચંઘીસખાનને તેઓ જંગલી ગણવા લાગ્યા ને તીમૂરને તેઓ શેતાનનો અવતાર માનતા થયા. પણ હવે તો ચંઘીસખાં ને તીમૂર એલેક્ઝૅંડર, હૅનિબૉલ અને સીઝરથી પણ ચઢતા હતા ને સંગ્રામકળામાં તેઓ દુનિયામાં પ્રથમ પંક્તિએ આવી શકે છે તે ધીમે ધીમે કળાવા માંડ્યું છે અને એ બંનેને લાયક સ્થાન મળી શક્યું છે. થોડા વખત અગાઉ મેં ચંઘીસખાં વિષે 'પ્રસ્થાન'ના× વાચકોને થોડોએક પરિચય કરાવ્યો હતો. અહીં હવે તે જ પ્રદેશના ને તેની જ વિભૂતિના વારસા તીમૂરનો હું વાચકોને પરિચય કરાવું છું.

સિકંદર પાસે બાપ ફિલિપનું લશ્કર તૈયાર હતું; ગ્રીસમાં મકદુનિયાની સત્તાની સ્થાપના માટે આગળથી ભૂમિકા તૈયાર થઇ ગઇ હતી; એશિયા માઇનોરની પરિસ્થિતિ પણ એવી જ નબળી હતી; ઇરાનનો દારાશાહ તો સિકંદરના તાલીમ પામેલા લશ્કર સામે થવા જરા પણ શક્તિ ધરાવતો નહોતો, અને પંજાબનાં નાનાં રાજ્યોના રાજાઓની યુદ્ધકળા સિકંદરની યુદ્ધકળા પાસે કોઇ હિસાબમાં નહોતી. વળી એ રાજપુત્રને ઉત્તમ એક તત્ત્વવેત્તા તરફથી શિક્ષણ મળ્યું હતું. તીમૂર એક નાના સરદારનો પુત્ર હતો; તેના ચક્રવર્તી પ્રયાસ માટે એશિયામાં ને યુરોપમાં કોઇ પ્રથમ ભૂમિકા તૈયાર નહોતી ને તેને કોઇ શિક્ષણ પણ મળ્યું નહોતું. હૅનિબૉલ એક પૈસાદાર રાજ્યમાં પ્રથમ સ્થાન ભોગવનાર રાજપુરૂષનો પુત્ર થતો હતો. કાર્થેઇજ ને રોમ વચ્ચે તેના જન્મ અગાઉ હડાહડ વેર બંધાઈ ગયું હતું; અને નવ વર્ષની ઉંમરે તેણે મરણપથારી ઉપર સૂતેલા બાપ હઝ્રૂબાલ પાસેથી મંત્ર લીધો હતો કે રોમના વિનાશમાં જ કાર્થેઇજનું કલ્યાણ રહેલું છે અને તે વિનાશ પોતાને જ હાથે થવો જોઇએ. તીમૂરને એશિયા સાથે કે યુરોપ સાથે કોઇ પૂર્વેસમયનું વેર નહોતું. તેને કોઇ પ્રતિષ્ઠિત રાજ્યને હરીફાઇમાં ટકાવી રાખવું નહોતું; તેમ તેને કોઇ કુટુંબી કે રાજપુરુષ પાસેથી સામ્રાજ્યનો મંત્ર પણ મળ્યો નહોતો. સીઝરને સમ્રાટ્ બનવું હતું ને સાથે જ રોમની મહાજનસત્તાક સંસ્થાઓનું નાટક ચાલુ રાખવું હતું; તેને રોમની સત્તા પોતાના કુટુંબને વારસામાં આપતા જવું હતું; અને રોમના મહારાજ્યની કટાળેલી પ્રજાઓને એક વ્યક્તિની છત્રછાયા નીચે મૂકવી હતી. વળી તે સંસ્કારી મુત્સદ્દી હતો. તીમૂર પાસે કોઇ વ્યવસ્થિત રાજતંત્રની સંસ્થાઓ નહોતી; તેને કોઈ પ્રજાઓને વ્યવસ્થિત રાજ્યતંત્રનો લાભ આપવાની અભિલાષા નહોતી; અને તેને કોઇ સારુ શિક્ષણ મળ્યું નહોતું. તેના મૂળ વતનની આસપાસ લડાયક પરદેશીઓ રહેલા હતા, જ્યારે સીઝરને તો પોતાની સત્તા પોતાના જ વતનમાં સિદ્ધ કરવી હતી; ને બીજે જે જે ઠેકાણે તેને સત્તાધીશ થવું હતું ત્યાં પણ તેને રોમની પ્રતિષ્ઠા, રોમનું ગૌરવ, ને રોમની સંસ્થાઓનો લાભ લેવો હતો. નેપોલિયને યુરોપી રાજ્યકર્તાઓ સામે જે ઝુંબેશ ઉઠાવી હતી તે ઝુંબેશની પાછળ ફ્રાંસના વિપ્લવવાદીઓનો આકર્ષક આદર્શ હતો ને તેની મોખરે હમેશાં જૂની રાષ્ટ્રપ્રણાલિકાઓનો ને સડેલાં રાજ્યતંત્રોનો નાશ કરવાની મુરાદ હતી; તીમૂરના પુરષાર્થ પાછળ મહાન આદર્શ નહોતો ને તેના પ્રમાણ આગળ કોઇ સ્વતંત્રતાવાદી અભિલાષાઓ રાહ જોઇ બેસી રહી નહોતી. ટૂંકામાં કહીએ તો તીમૂરલંગનો દિગ્વિજય તો કોઇ અનેરો જ હતો.

× જુઓ 'પ્રસ્થાન' પુ૦ ૯ પૃ૦ ૧૧૩

## તીમૂરનું બચપણ—આપવડાઇ

તીમૂર એક નાનાં સરદારનો પુત્ર હતો ને સમરકંદ પાસે આવેલા એક નાના ગામમાં ઇ. સ. ૧૩૩૫ માં તેનો જન્મ થયો હતો. તેનો બાપ પોતાના વતનનો માત્ર નામનો સરદાર હતો. ખરી રીતે તો તેની સરદારી, ચંઘીઝખાંના સામ્રાજ્યના વારસને દૂર દૂર રહેતા એક ખાનને તાબેદાર સરદારી હતી ને તે માટે પોતાના જ કુટુંબીઓ તેની સામે હરીફો તરીકે ખટપટ કરતા હતા. વળી આ સરદાર—તેનું નામ તરગાઇ હતું—ધર્મપરાયણ હતો ને જે કાંઇ ઇસ્લાંમનું રહસ્ય તે પોતાની જાડી બુદ્ધિ પ્રમાણે સમજતો તે પ્રમાણે તે પોતાની જીંદગી કાઢતો. બહુ નાની ઉંમરમાં તીમૂરની મા મરી ગઇ. તીમૂરની પીઠ થાબડનાર કોઇ નહોતું એ વેરાન પ્રદેશમાં ઘણી વાર તીમૂર ઇરાણી, હિંદુ, અરબ ને યાહુદી વણઝારાઓને નજરે જોતો ને તેમની સંપત્તિ નીહાળી તેમના દૂર દૂરના ધનાઢ્ય પ્રદેશો ઉપર ચિંતન કરતો. કોઇ વાર કુટુંબીઓ ને ધર્મચૂસ્ત મુલ્લાંઓ તેને પોતાના કુટુંબની પ્રાચીન જાહોજલાલીની યાદ આપતા ને કહેતા કે, બારલાસ કુટુંબનો દંડ તો એક વાર બદક્ષાંથી તે ઠેઠ ગોબીના રણ સુધી ફરતો હતો ને એ કુટુંબનાં માણસો ખાખાં ચંઘીઝખાંના દરબારમાં મોટા સામન્તોનો અધિકાર ભોગવતા હતા. આ વાતો સાંભળી તીમૂરને તાલાવેલી થતી ને એક નિરાધાર, નમાયો ને વળી સન્તોની વાતો કરનાર, સત્તા વગરના, તે ગરીબ બાપનો પુત્ર શું કરી શકે એ વિચાર તો તેને કદી આવતો નહિ. છેટે વસતા ખાખાંની સત્તાથી છૂટું થવું, પાસે આવેલા સમરકંદ શહેરને સુશોભિત નગર બનાવવું, આસપાસના રાજ્યકર્તાઓ ઉપર પોતાની સત્તા બેસાડવી, અને પોતાની સત્તાને એશિયામાં ને યુરોપમાં સ્થાપિત કરવી, એ તેની બાળપણની અભિલાષાઓ હતી ને તે અભિલાષાઓને તેણે મોટપણમાં પરિપૂર્ણતાએ પહોંચાડી અને પોતે જ એક મોટો "તૂરા"—સમ્રાટ્—ખાખાં બન્યો.

## આપવડાઇનો પ્રથમ પુરુષાર્થ

અઢારેક વર્ષની ઉંમરે તીમૂર પોતાના બાપના સરદાર ખાઝગાંની નોકરી કરવા ગયો. ખાઝગાંની રાજધાની—સાલી સરાઇ—સમરકંદના ડુંગરાઓની પેલી પાર દક્ષિણ દિશામાં આવેલી હતી તેથી એ નોકરી ઉઠાવતાં તીમૂરને તુર્ક લોકોનો, અફઘાનોનો ને ઇરાણીઓનો પરિચય થયો. તીમૂર પહેલેથી જ "બહાદુરો"માં ખપતો. તેથી ખાઝગાંએ પ્રસન્ન થઇ તેને પોતાની અલજાઇ નામની સુંદર ભાણેજને પરણાવી. એ સ્ત્રી ઝાઝું જીવી નહિ, પણ એના સંબંધથી તીમૂરની વગ વધી અને તેની પાસે હવે માણસો ભેગાં થવા માંડયાં. વળી અલજાઇનું કુટુંબ ઉત્તરમાં આવેલા ખોજંદમાં સત્તા ધરાવતું હતું તેથી તીમૂરને પોતાના જ વતન સમરકંદ પાસે સારો આશરો મળી ગયો. થોડા વખત પછી તાઝગાંના સરદારોએ તેનું ખૂન કર્યું ત્યારે તેનો સગીર પુત્ર ખાન થયો, પણ સરદારોએ તેની સત્તા માની નહિ ને તેઓ અંદર અંદર લડવા માંડયા. પરિણામે ચંઘીઝખાંની સત્તાનો અમલ કરનાર ને તમામ મધ્ય એશિયાનો સમ્રાટ્ તઘલખખાં તાતારો ઉપર ચઢી આવ્યો. આ ચડાઇ વખતે તીમૂરના સાસરા પક્ષનો બયઝીદ ને તેનો જ કાકો હાજી પોતપોતાની જાગીરો તરફ ભાગી ગયા, માત્ર તીમૂર જ સાલીસરાઇમાં રહ્યો. તેણે ખાખાં સાથે સુલેહ કરી ને તેને મોટી ખંડણી ભરી પાછો વાળ્યો. વળતરમાં ખાખાંએ તીમૂરને તાતારોનો ખાન બનાવ્યો. પોતાના પુત્રને તે પ્રદેશના સુબા તરીકે નીમી તે સ્વદેશ પાછો ગયો.

### સમ્રાટ્ ખાખાં સામે બહારવટું

તીમૂર હવે સત્તાધીશ બન્યો હતો. પણ પોતાના સમ્રાટ્‌ના પુત્ર ઇલિયાસખાં સાથે તેને બન્યું નહિ તેથી તેને પોતાનું વતન મૂકી દેવું પડયું. આ વખતે તે બાબરની માફક દૂર દૂરના દેશોમાં ભટકયો. કોઇ વાર તે કૅસ્પિયન સમુદ્ર પાસે જોવામાં આવતો; કોઈ વાર તે ઇલિયાસખાંના માણસોને થાપ દઇ સમરકંદમાં દાખલ થઇ જતો; કોઈ વાર તે ખીવામાં જઇ પોતાના શત્રુ મોંગલખાંના સિપાઇઓને મારી નાસી જતો; કોઇ વાર પોતાની સ્ત્રી અલજાઇ સાથે તે ઘોડા ઉપર કે ઊંટ ઉપર સવાર થતાં દુશ્મનોને હાથે પકડાઇ જતો; તો કોઇ વાર હિરાત ને કંદહાર સુધી તે જઇ આવતો ને સિજિસ્તાનમાં અફઘાનોને ને ઇરાણીઓને મદદ પણ આપી આવતો. આ અરસામાં તીમૂરને એક વાર હિંદ ઉપડી જવા કહેવામાં આવ્યું, પણ તેની તેણે સાફ ના પાડી.

### પાછો સમરકંદમાં: સ્વતંત્ર તીમૂર

દરમિયાન સમરકંદના સુબા ઇલિયાસખાંને પોતાના બાપ તઘલખખાંના મરણથી રાજધાની અલ–મલીક જવું પડયું ને તેથી તે સમરકંદ ખાલી કરી ગયો. પરિણામે તીમૂર પોતાના વતનમાં આવી શક્યો. એ વખતે તેના જૂના હરીફો મરી ગયા હતા. વળી ઇલિયાસ ખાખાંના જાટ સિપાઇઓ હવે આગળના જેવા ભયંકર લડવૈયા રહ્યા નહોતા; તીમૂરને પણ અનુભવ મળી ચૂકયો હતો; ઇલિયાસ ને તેના મોંગલો તો ઘણે દૂર હતા, તેથી હવે તીમૂર માટે સ્વતંત્ર સત્તા સ્થાપવાનો વખત આવ્યો હતો.

તીમૂરે પણ આ તકનો લાભ પૂરેપૂરો લીધો. પ્રથમ તો તેણે પોતાના જૂના હરીફ દોસ્ત હસનને બદક્ષામાં દાબી દીધો. આ બનાવ ઉપરથી મુલ્લાંઓએ ને અમીરોએ તીમૂરને પોતાનો સરદાર બનાવ્યો. હવે તીમૂરે જૂના સમ્રાટ્ ઇલિયાસની તાબેદારીનો છડેચોક તિરસ્કાર કર્યો, પડોશના તુર્કોના ખાં સુફી કારા યુસુફને હરાવી ખીવા ને ઉરગંજ ઉપર પોતાનો વાવટો ફરકાવ્યો, ને ભવ્ય ને ધનાઢય શહેર હીરાતની દિવાલો તોડી નાખી ત્યાંના સરદાર ગ્યાસુદ્દીનને કેદી તરીકે સમરકંદ મોકલી આપ્યો. આવી રીતે સિરદરિયા ઉપર ને સમરકંદ અને હિરાત વચ્ચે આવેલા હિંદુકુશ પર્વતની હારો ઉપર હવે મોંગલોથી સ્વતંત્ર ને નવી સત્તાનો મધ્ય એશિયાના લોકોને અનુભવ થયો.

### તીમૂરી દિગ્વિજય

પણ તીમૂર માત્ર મોંગલોથી સ્વતંત્ર થયો હતો, હજુ તે સમ્રાટ્ થયો નહોતો. મધ્ય એશિયાનો ખરો સમ્રાટ્ તો પૂર્વ તરફ આવેલા ગોબીના રણ પાસેના અલમલીક શહેરનો ધણી ખાખાં હતો ને તેણે તે સત્તા પોતાના જાતભાઈ ઉત્તરદેશના ધણી ખાનને આપી દીધી હતી. હવે આ ખાન મરી ગયો એટલે તેની જગ્યા તોકતામીશ નામના બળવાન ખાંએ લીધી. આ નવો ખાન એક વાર તીમરને શરણે ગયો હતો ને તીમૂરે તેને મોંગલો પાસેથી જીતેલા નાના પ્રદેશનો અધિકારી ને તુમાનનો સરદાર બનાવ્યો હતો. પણ તે પાછો પોતાને વતન ભાગી ગયો હતો ને ઉત્તરના ખાનના મરણ પછી ક્રિમિયા, રશિયા વગેરેના મોંગલોને પોતાની સરદારી નીચે લાવી ઉત્તરદેશનો પણ ધણી થઈ પડયો હતો. પણ તે નવી સત્તા ઉપર આવ્યો એટલે તે આગલો ઉપકાર ભૂલી ગયો ને ખંડિયા તીમૂરની રાજધાની સમરકંદ ઉપર તેણે ચઢાઈ કરી. તીમૂરને તો એટલું જ જોઇતું હતું. વહેલામોડું તેને ચંગીઝખાંના સામ્રાજ્ય સામે થવું હતું ને તે સામ્રાજ્યનું મુખીપણું પોતાને સ્વાધીન કરવું હતું. તેથી તે મોટા લશ્કર સાથે એશિયાના આ અજાણ્યા પ્રદેશ ઉપર ચઢી ગયા. ને વાલ્ગા

નદીની પૂર્વે ને પશ્ચિમે આવેલી મોંગલ સત્તાનો તેણે સદંતર નાશ કર્યો. તે ઠેઠ મોસ્કો સુધી પણ જઇ શક્યો હોત; પણ રશિયાના આ વિભાગને મોંગલ સત્તાથી મુક્ત કરીને નાના નાના રશિયાના ખ્રિસ્તી રાજાઓના પ્રતિનિધિઓને પોતાના ભવ્ય દરબારમાં યોગ્ય સન્માન આપી તે ડૉન નદી પાસેથી પાછો ફર્યો ને વળી સમરકંદ આવી પહોંચ્યો.

તાતારો હવે સામ્રાજ્યને પંથે પડી ચૂક્યા ને જાટ મોંગલોને હવે હંમેશ માટે ઉત્તર એશિયામાં પાછા કાઢી મૂકવામાં આવ્યા. તીમૂરના તાતારો તો મુસલમાનો હતા, પણ તેમને પાડોશી મુસલમાની સત્તાઓ સાથે કાંઇ ખાસ મૈત્રી નહોતી. તેથી ઇરાનનો શાહ મરી જતાં તેની ગાદી માટે શાહઝાદાઓ વચ્ચે તકરાર થઈ એટલે તીમૂરે દરમ્યાનગીરી કરી અને તે ઇરાનમાં દાખલ થયો. ઇસ્પિહાન, શિરાઝ, તાબ્રીઝ વગેરે શહેરો તાતારોને શરણ થયાં અને આખો ઇરાન દેશ તીમૂરના હાથમાં આવ્યો. ત્યાંથી તીમૂરે બગદાદના સુલતાન અહમદ ઉપર ચડાઈ કરીને તેને ઇજિપ્તના ખલીફા પાસે નસાડી મૂક્યો. એ અહમદને તુર્કીના સુલતાન બાયઝીદે મદદ મોકલી તેથી તીમૂર તુર્કી ઉપર ચઢી ગયો ને બાયઝીદને હરાવી કેદ કર્યો. આ વખતે કૉન્સ્ટૅન્ટિનોપલના ગ્રીક પાદશાહ મેન્યુએલે, તીમૂરની મદદ માગી, કૅસ્ટાઇલ–સ્પેઇનના રાજા હેન્રિએ તેની પાસે એલચીઓ મોકલ્યા, ફ્રાંસના રાજા છઠ્ઠા ચાર્લ્સે તેને મુબારકબાદી ઇચ્છી, જિનોઆ ને વેનિસનાં બંદરોના રાજ્યકર્તા અમીર ઉમરાવોએ તેની પાસે વેપાર માટે દાદ માગી, અને આખા યુરોપનાં રાજ્યો તેના નામમાત્રથી થરથરવા લાગ્યાં. આ સવારી અગાઉ તીમૂરે હિંદુસ્તાન ઉપર ચડાઇ કરી દિલ્હીના તઘલખવંશી સુલતાન મહમુદ સુલતાનને ગુજરાતમાં નસાડી મૂક્યો હતો અને પંજાબ સર કરી કાશ્મીર વાટે તે સમરકંદ પાછો પહોંચ્યો હતો. તુર્કી સુલતાનને હરાવી તીમૂર ઘેર આવ્યો. પછી તેણે ચીન ઉપર ચડાઈ કરી; પણ રસ્તામાં ઓતરાર શહેર નજીક તે મરી ગયો. આ બનાવ ઇ. સ. ૧૪૦૫ ના, માર્ચ માસમાં બન્યો.

### તીમૂરશાહીના માયનો

તીમૂરશાહીનો ખરો મર્મ આપણે હવે સમજીએ. પ્રથમ તો તીમૂરશાહીથી મધ્ય એશિયાનો, પશ્ચિમ યુરોપનો ને હિંદુસ્તાનનો ઇતિહાસ ફરી ગયો. અત્યાર સુધી મધ્ય એશિયામાં અને પશ્ચિમ યુરોપમાં રશિયામાં મોંગલોની આણ હતી; હવે મધ્ય એશિયામાં તાતારશાહી કે તીમૂરશાહી સ્થપાઈ અને રશિયામાં ઝારશાહીની સ્થાપના માટે ભૂમિકા તૈયાર થઇ. તીમૂરે મોંગલોનું બળ ઘણું ઓછું કરી નાખ્યું તેથી રશિયાની ખ્રિસ્તી સત્તા ધીમે ધીમે જોરમાં આવી અને બે સૈકાઓ પછી તે સત્તા એકદમ યુરોપી સત્તા થઇ ગઇ. તીમૂરને હાથે તુર્કીની સુલતાનીનું બળ ઓછું થયું તેથી કૉન્સ્ટૅન્ટિનોપલ મુકામે આવેલી ગ્રીક ને રૂમી પાદશાહી પાંસઠ વર્ષ સુધી વધારે ટકી શકી અને યુરોપનાં ખ્રિસ્તી રાજ્યોને તુર્કી સામે એટલી રાહત મળી. મધ્ય એશિયાની મોંગલ સત્તા અત્યાર સુધી બૌદ્ધ ધર્મી હતી અથવા તો તે સત્તાના મુખીઓ પોતાનો જૂનો ધર્મ પાળતા. તીમૂરના તાતારો અર્ધદગ્ધ મુસલમાનો હતા તેથી મધ્ય એશિયામાંથી બૌદ્ધમતનો હવે લોપ થઇ ગયો ને પંદરમા સૈકાના ચુસ્તધર્મી તાતાર મુસલમાનોએ એ પ્રદેશના તમામ બૌદ્ધ ને બૌદ્ધેતર અવશેષોનો નાશ કર્યો, જે અવશેષોનો થોડોએક વિભાગ હમણાં જ આપણને સ્ટાઇન જેવાની મારફત જાણીતો થઇ શક્યો છે. આ મોંગલો જંગલીઓ તો નહોતા, પણ તેઓ હજારો વર્ષો થયાં અવારનવાર

મધ્ય એશિયામાંથી નીકળી જઇ અફઘાનિસ્તાન ઉપર, ઇરાને ઉપર, હિંદ ઉપર અને યુરોપ ઉપર તૂટી પડતા ને મોટાં મોટાં રાજ્યોને ઢીલાં કરી નાંખતા કે તેમને જડમૂળથી ખેંચી કાઢતા. તીમૂરશાહીએ આવી હજ્જારો વર્ષોની ગેંગલશાહીનો નાશ કર્યો ને મધ્ય એશિયામાં હવે હંમેશ માટે મુસલમાની સત્તાની સ્થાપના થઇ. પરિણામે કાશ્મીર, તિબેટ, ચીન ને રશિયાની સરહદો ઉપર મુસલમાની રાજ્યસત્તા આવી પડી ને ભવિષ્યમાં એ રાજ્યસત્તાને ખ્રિસ્તી સત્તા સામે લડવું પડ્યું. સમરકંદ અત્યાર સુધી અજાણ્યું શહેર હતું. તીમૂરે તે અજાણ્યા શહેરને ભવ્ય શહેર બનાવ્યું ને ઇરાન, તુર્કી, ઇરાક, હિંદ તથા યુરોપના કારીગરોએ તે શહેરને દુનિયાનાં શહેરોમાં પહેલી પંક્તિ ઉપર મૂકી દીધું. સંસ્કારે તીમૂર ઘણો ઓછો મુસલમાન ને મોટે ભાગે મોંગલ હતો; તેને ઇસ્લામની ભવ્યતાનો કે ઇસ્લામના ઝનૂનનો રંગ લાગ્યો નહોતો; પણ તેના પૌત્ર શાહરૂખે સમરકંદને ઇસ્લામની સંસ્કૃતિના કેન્દ્રનગરનું સ્થાન આપ્યું ને ભવિષ્યમાં ઠેઠ ઔરંગઝેબના વખત સુધી તે શહેરમાં અનેક કવિઓ, સુફીઓ, ફિલસૂફો, ઇતિહાસલેખકો વગેરે થઇ ગયા. પરિણામે સુન્ની ઇસ્લામી સંસ્કૃતિ હવે મધ્ય એશિયામાં ઊંડાં મૂળ ઘાલી ગઇ. તીમૂરે મોટું સામ્રાજ્ય સ્થાપ્યું હતું, એટલે તેના પછી જે શાહઝાદાઓ સમરકંદની સત્તા ઉપર આવ્યા તેમને કાંઇ કરવું રહ્યું નહિ; તેથી તેઓ એશઆરામમાં પડ્યા, તેમણે એશિયાના ને યુરોપના જુદા જુદા રાજ્યકર્તાઓ સાથે રાજ્યકીય વ્યવહાર શરૂ કર્યો, વેપાર–રોજગાર માટે ધોરી રસ્તાઓ કર્યા, સાહિત્યને ઉત્તેજન આપ્યું અને સંસ્કૃતિને વિશેષ આબાદ કરી. પરિણામે સમરકંદ પેકિન સુધી, હિંદમાં દાક્ષિણાત્ય રાજધાની વિજયનગર સુધી ને યુરોપમાં ઠેઠ પૅરિસ સુધી વિખ્યાત બન્યું ને સમરકંદના એલચીએ વિજયનગર જેવા હિંદુ રાજ્યનો પરિચય કરી તેની આપણને માહિતી આપી. તીમૂરે ઇરાનમાં ને હિરાતમાં પોતાની સત્તા સ્થાપી હતી તેથી તેના વંશજોએ બદક્ષાં ને સમરકંદ હમેશાં પોતાના હાથમાં રાખવા પુરુષાર્થ કર્યો. બાબર જ્યારે સમરકંદથી નાસી ગયો ત્યારે તેની નજર તીમૂરની વહાલી એ રાજધાની ઉપર હતી ને સમરકંદને એક વાર હાથ કરવાની તેની અભિલાષા તૃપ્ત ન થઇ ત્યાં સુધી તે નીરાંતે બેઠો નહિ. એ જ તીમૂરના વંશજો ભવિષ્યમાં દિલ્હીના તખ્ત ઉપર બેઠા ત્યારે તેમણે પણ પોતાની બાપીકી ગાદીના અસલ ધામ ઉપર મીઠી કે કડવી નજર કરવાનું મૂકી દીધું નહિ. બાબરે હુમાયુને દિલ્હીને આગ્રાથી ઠેઠ બદક્ષાં પાછો મોકલ્યો હતો, અકબરે તુરાનના શાહ અબ્દુલ્લાખાંને પોતાનો સખ્ત હરીફ માન્યો હતો, ને શાહજહાંએ તો ઔરંગઝેબને ને જયસિંહને બદક્ષાં ઉપર સવારી કરવા પણ મોકલ્યા હતા. કનિષ્કના વખત અગાઉ બૌદ્ધ ભિક્ષુઓએ આપણા દેશને તુરાન સાથે પરિચિત કર્યો હતો; તીમૂરવંશીઓએ ફરીથી આપણો ને મધ્ય એશિયાનો એ જૂનો પરિચય તાજો કરાવ્યો. અને મોંગલ પાદશાહોના અમલમાં અનેક તુરાણીઓએ આપણા દેશમાં આવી નોકરીઓ લીધી, રાજ્યો છતી દીધાં ને નવાં રાજ્યો સ્થાપ્યાં. ઉત્તરકાળની મોગલાઇના દરબારમાં બે પક્ષો હતા–ઇરાણી ને તુરાણી. અત્યારના નિઝામ સરકારનો વડવો નિઝામ–ઉલ્–મુલ્ક ચિનકિલિનખાં આસફઝા ને તેનો બાપ એ તુરાણી પક્ષના મોટા આગેવાનો હતા. મોગલોના દરબારમાં તુર્કી ભાષા બોલાતી ને જયસિંહ જેવા કૌતુકપ્રિય રજપૂતો એ ભાષા શીખ્યા હતા પણ ખરા, જરા વિશેષ. મોંગલ પાદશાહો મહેલોમાં તુર્કી બોલતા, ઇતિહાસ ને રોજનીશી ફારસીમાં લખતા, ને લોકો સાથે ઉર્દૂમાં કે હિંદીમાં વાતો

કરતા. તીમૂરનું ઝાફરનામું તેઓ હંમેશાં વાંચતા, ને સાહિકિરાણીનાં પરાક્રમોને યાદ કરી પોતાના કુટુંબનું ને પોતાની ખાનદાનીનું સહજ અભિમાન અનુભવતા. કેટલાએક તો એટલે સુધી કહે છે કે, આગ્રાનો તાજમહાલ શાહજહાંના કારીગરોએ સમરકંદના સ્થાપત્ય ઉપરથી લીધેલો ને તીમૂરે એ સ્થાપત્ય ડેમેસ્કસની મસ્જીદના ઘુમ્મટના સ્થાપત્ય ઉપરથી સમરકંદમાં આણેલું. સમરકંદની તીમૂરશાહીનું બીજું લક્ષણ અહીં ખાસ જણાવવું જોઈએ. ઉપર કહ્યું તેમ તીમૂર પાકો મુસ્લીમ નહોતો ને તેના તાતારો પણ પાકા મુસ્લીમ નહોતા. આ લક્ષણ વંશપરપરા ચાલ્યું આવ્યું. બાબર, હુમાયુ, અકબર ને જહાંગીર ધર્મની બાબતમાં ઘણા સહિષ્ણુ હતા. જે સહિષ્ણુતાને લીધે તીમૂરે પોતાની નોકરીમાં તાતારો, મોંગલો, ઇરાણીઓ, અફ્ઘાનો ને તુર્કો ભેગા કર્યા, તે જ ધર્મસહિષ્ણુતાને લીધે અકબર ને જહાંગીર પોતાની નોકરીમાં પણ ઇરાણી, તુરાણી, અફ્ઘાનો, હિંદુઓ ને ખ્રિસ્તીઓને પણ રાખી શક્યા. એ માર્ગ થોડેક અંશે શાહજહાં ને સર્વાંશે ઔરંગઝેબે છોડી દીધો.

તીમૂરની આપણા દેશ ઉપરની સવારીનાં પરિણામો પણ અહીં ગણાવવાં જોઈએ. તીમૂરે દિલ્હીની તુર્કીશાહીનો નાશ કર્યો. તેના પછી દિલ્હીની પઠાણ તુર્ક પાદશાહી તૂટી પડી. લોદી સુલતાનોએ એ તખ્તને જોરવાળું કરવા ખૂબ મહેનત કરી. પણ તે મહેનતને તીમૂરના વંશજ બાબરે બરબાદ કરી: જેવી રીતે તીમૂરશાહીથી રશિયામાં ને દક્ષિણ યુરોપમાં ખ્રિસ્તી સત્તા વધારે જોરવાળી બની, તેવી જ રીતે તીમૂરશાહીની ટૂંકી સવારીથી હિંદમાં પ્રાંતિક રજપૂતો ને મુસલમાનો વધારે જોરાવર બન્યા. જોનપુરમાં શર્કીવંશ થયો; બંગાળામાં કિર્રાણીવંશ થયો; કાશ્મીરમાં ઝયન-ઉલ્-આબિદીનનો વંશ થયો; રજપુતાનામાં રાણો કુંભો ને રાણો સંગ્રામસિંહ થયા; ગૂજરાતમાં ઝફરખાંએ નવી સુલતાની કરી; માળવામાં ખિલજીઓ થયા; ખાનદેશમાં ફરુખીઓ થયા; દક્ષિણહિંદમાં બહેમનીઓ થયા; ને ઠેઠ તુંગભદ્રાથી કાવેરીના મુખ સુધી ને પશ્ચિમઘાટથી તે ઠેઠ પૂર્વના ઘાટ સુધી વિજયનગરના હિંદુ રાજ્યની સ્થાપના થઈ, જે રાજનગર મુકામે તીમૂરી શાહઝાદા શાહરૂખનો પ્રતિનિધિ હાજર હતો. તીમૂરે યુરોપ ને એશિયાના વચ્ચેનો વેપારમાર્ગ સરળ કર્યો. એ વેપારમાર્ગ અત્યાર સુધી મોંગલોએ મોકળો રાખ્યો હતો, તીમૂરે તેને સંગઠિત કર્યો. તેણે સમરકદથી પોતાના રાજ્યની સરહદો સુધી ધોરી રસ્તાઓ બનાવ્યા ને તે રસ્તાઓ ઉપર સરાઇઓ બંધાવી, મુસાફરો, સાહિત્યપ્રેમીઓ, ફિલસૂફો, દરવીશો, ને વેપારીઓ માટે સવડો કરી આપી. તીમૂર પછી ચાલેલી અંધાધુંધીથી આ રસ્તાઓ બંધ થયા એટલે યુરોપના રાજાઓ હિંદ સાથે વેપાર કરવા જળમાર્ગે વળ્યા ને વાસ્કો દ ગામાનો જમાનો આવ્યો.

**તીમૂર પોતે**

તીમૂર ઘણો ઘાતકી હતો. તે જ્યાં ગયો ત્યાં તેણે શહેરોને જમીનદોસ્ત કર્યાં, ગામડાંને બાળી નાખ્યાં, સામે થનારાઓનાં માથાં કાપી તેમને દરવાજા ઉપર ટાંગ્યાં, અનેક મહેલોને, મસ્જીદોને ને મંદિરોને તોડી નાંખ્યાં ને જીતાએલા દેશોની દોલતને સમરકદમાં ભેગી કરી. આ ક્રૂરતા એ વખતે ઘણી સામાન્ય હતી. હજારો લોકોને કેદ કરી તેમને જોઇતી સવડો આપવી તે વાત એ વખતના સરદારો સમજતા નહિ. યુરોપના ઘણા ખ્રિસ્તી રાજાઓ પણ તે પ્રમાણે વર્તતા; માત્ર હિંદના રજપૂત રાજાઓ તે બાબતમાં અપવાદરૂપે હતા. પણ તીમૂર પોતાના સામ્રાજ્યમાં એવો ઘાતકી નહોતો. પોતાના પુત્રને પણ તે દેહાંતદંડ કરતાં

અચકાયો નહોતો. વળી તેણે સામ્રાજ્યનાં શહેરોને તો સારી રીતે સુધાર્યાં. એ વખતે તેના જ દરબારમાં ગએલ સ્પેઇનના એલચી કલાવિજોએ લખેલા નિવેદન ઉપરથી જણાય છે કે, તીમૂરે તાબ્રીઝ શહેરની આબાદી ઘણી જ વધારી દીધી હતી ને તેના સમયનું તાબ્રીઝ શહેર પૈસેટકે, વેપારરોજગારે અને વસતિની સંખ્યાએ લંડન, દિલ્હી ને પેકિંગ કરતાં પણ ચઢી જતું હતું. તીમૂર યુદ્ધકળામાં પૂરો પ્રવીણ હતો. તેના તીરબાજો અજોડ હતા. તેની વ્યૂહરચના પાસે મોટા મોટા સરદારો પણ થાપ ખાઇ જતા. એની અશ્વવિદ્યા તો અતૂલ હતી. શત્રુને એકદમ કેમ પાછો હઠાવવો, તેના ઉપર છાનો ને ઓચિંતો હુમલો કેમ લઈ જવો, એ બધું તીમૂર સમજતો. તે હંમેશાં લડાઇમાં હાજર રહેતો: ચંઘીઝખાં લડાઇની વીગતવાર ગોઠવણ પોતાના સરદારો મારફત જોતાં તેમ તીમૂર કદી કરતો નહિ. આળસુ ને બીકણ નોકરોને તે એકદમ ને સખ્ત દંડ કરતો. ધર્મની બાબતમાં તીમૂર ધર્માંધ નહોતો. ઘણી વાર ચૂસ્ત મુસ્લીમોએ તેને "ગાઝી"નો ઇલ્કાબ આપવા જાહેર કરેલું; પણ એ ઇલ્કાબ તેણે કદી લીધો નહિ. તીમૂર અસલના મોંગલ ખાખાં માફક મોંગલ બીરૂદો રાખવાનું વધારે પસંદ કરતો. સજા કરતી વખતે તે બધા સાથે સમાનભાવે રહેતો; હિંદુઓને, શિયાપંથીઓને, સુન્નીપંથીઓને, ઇસ્માઇલના અનુયાયીઓને, ખ્રિસ્તીઓને, મોંગલોને, બૌદ્ધોને, બધાને તેણે સતાવ્યા હતા, ને બધાને તેણે આશરો પણ આપ્યો હતો. પોતાના શાહઝાદાઓને તેણે ચૂસ્ત ઇસ્લામી કેળવણી આપી નહોતી. અરબો, યાહુદીઓ, હિંદુઓ, ઇરાણીઓ ને ગ્રીકો, બધા તેને પોતાના સરદાર તરીકે ગણતા ને બધાને તે પોતપોતાનો ધર્મ પાળવા દેતો.

### ઉપસંહાર: તીમૂર છેલ્લો ચક્રવર્તી હતો

આવો તીમૂર હતો, ને આવી તીમૂરશાહી હતી. આશ્ચર્યની વાત તો એ છે કે જે મોંગલાઇને તેણે તોડી પાડી, જે મોંગલાઇનો પોણો ભાગ તેણે દબાવ્યો, જે મોંગલાઇને તેના વંશજોએ આગળ વધવા દીધી જ નહિ એટલું જ નહિ પણ હંમેશ માટે મધ્ય એશિયાનાં બીડોમાં ભીસી દીધી, ને જેને તેમણે એશિયાની ને યુરોપની સંસ્કૃતિથી ઘણાં વર્ષો સુધી દૂર રાખી તે જ મોંગલાઇને નામે તેના વંશજોના હિંદી સામ્રાજ્યે ઈ. સ. ૧૫૨૬ થી તે ઠેઠ ઇ. સ. ૧૮૫૮ સુધી યુરોપી પ્રવાસીઓનાં, મુત્સદ્દીઓનાં, સૈનિકોનાં ને રાજ્યકર્તાઓનાં મન મુગ્ધ કરી દીધાં. હજુ પણ મોંગલાઇને નામે જ તે સામ્રાજ્યનો ઇતિહાસ હિંદી ને યુરોપી વિદ્યાર્થી નિશાળમાં ને મહાવિદ્યાલયમાં શીખે છે અને તુર્કો, તાતારો ને મોંગલો વચ્ચેનો ભેદ સમજવા સમાજ કે વિદ્યાર્થી જરા પણ પ્રયત્ન કરતો નથી. તેને તે ભેદની ખબર પણ નથી હોતી. તે એટલું પણ જોઈ શકતો નથી કે, તીમૂરલંગ પછી કોઈ માનવીએ એટલી દુનિયા જીતવાનો પુરુષાર્થ કર્યો નથી.

કેશવલાલ હિંમતરામ કામદાર

# લાલીના લલાટે

ધર્મપુરના લોકો ધાર્મિક બહુ. કૂતરાને મારી નાખવાની તેમની ઇચ્છા ન હતી, પાળવાની ઇચ્છા પણ ન હતી અને કૂતરાનો ત્રાસ વેઠવાની પણ ઇચ્છા ન હતી એટલે શો ઉપાય કરવો તે તેમને સૂઝતું ન હતું કોઇક વખત ગાલ્લામા કૂતરા ભરી દૂર હાંકવી આવેલા પણ બીજે જ દિવસે તે પાછા આવી પહોચતા, અને કોઇ ડાહ્યો પરગામી ધર્મપુરની ધાર્મિકતાની કદર કરવા તેથી બમણા કૂતરા હાંકવી જતો કોઇને કૂતરાની જરૂર ન હતી દરેક પોતાના ગામમા ન રહે એટલે બસ, પછી તે ગમે ત્યા જાય તેની ચિંતા ન કરતો અને તેમા હિંસા નથી એમ માનતો. પણ કૂતરાની વસ્તી વધતી જ જતી હતી અને ધર્મપુરના લોકોના 'હડ, હડ' કરતા ઘાટા પડી જતા હતા પણ ઉપરના ત્રણમાથી એક પણ કામ કરવા તેઓ તૈયાર ન હતા

સાભળ્યુ છે કે પહેલા શિયાળવા પણ કૂતરાની પેઠે ગામમા રહેતા પણ ધર્મપુરનુ સ્વાગત વેળાસર સમજી ગયા અને ઝટ બગડામા ચાલ્યા ગયા માટે જ કદાચ બધા પ્રાણીમા શિયાળને સાથી હોશિયાર ગણતા હશે !

આ ધર્મપુરમા આપણી વાર્તાની વિષયભૂત લાલીનો જન્મ થયો હતો

લાલીનો રગ લાલ હતો પેટ પાતળુ અને આખ મીંચાઈ મીંચાઇ જતી દયામણી હતી

લાલીને કોઈ સગુ ન હતુ બાપને હડકવા થવાથી પીંજાગએ એને મારી નાખ્યો એમ ગામ લોકે ઠરાવ્યુ હતુ ધર્મપુરના હિંદુઓ કૂતરાનો જાન લેવામા—તેને લાકડી, પથરા, કે સોટીના ઘા અથવા ગલીચ ગાળોના ઝપાટા લગાવવામા નહિ—ઘોર પાપ સમજતા ધર્મપુરનો દરેક સજ્જન માનતો કે 'મારે ત્યા લાલીએ ન ખાવુ જોઇએ, પછી ગમે ત્યા ગામમા ખાય તેની એને પરવા નહિ આથી લાલી આવતાને વાર, 'હડ, હડ', 'લગાવ, લગાવ' નુ બૂમરાણ દરેક ઘેર થતું આમા તેમને કશુ ખોટુ લાગતુ નહિ એ તો એમ જ હોય!

લાલીની મા પણ મરી ગઇ હતી તેના પહેલા ખોળાના બચ્ચા ન્હાનકાએ મારી નાખ્યા હતા લાલીના ભાઇ બહેન પણ દુનિયાનુ 'સુખ' ભોગવવા 'ભાગ્યશાળી' થયા ન હતા કુટુબમા તે એકલી હતી

લાલી એઠના કૂડા લબ લબ ચાટીને કે કોઇ 'ધર્મવીર' 'ઉદારતાથી' એઠો વાસી ભાત કે રોટલાનો ટુકડો નાખે તે ખાઇને કે પછી એમાનુ કાઇ ન મળે તો પાદર પરનો માનવદેવનો 'મળપ્રસાદ' આરોગીને ગુજરાન કરતી ! જોકે એને માબાપ કે ભાઇભાડુ નહતા, છતા તેઓ હયાત હોત તોપણ તેઓ લાલીનું પોષણ કરે કે લાલીને ગુજારો કરવામા મદદ કરે અથવા લાલી પણ તેમને કાઇ પણ તેવી જ મદદ કરે એવી કલ્પના પણ અશક્ય હતી કેમકે તેઓ પોતે પણ સ્વતંત્ર રીતે લાલીની માફક જ એઠાના કૂડા ચાટીને કે કોઇ 'ધર્મવીર'નો રોટલાનો ટુકડો ખાઇને કે 'માનવદેવનો મળપ્રસાદ આરોગીને જ ગુજરાન કરતા હતા.

માણુસના કુટુંબમા છોકરો માબાપને કે માબાપ છોકરાને ખવડાવે પીવડાવે, પહેરાવે ઓઢાડે, દવાદારૂ કરે, સેવાચાકરી કરે, લાલીની ન્યાતમા આ રિવાજની કોઇને ગંધ પણ નહતી સૌ સ્વાવલબી હતા ધાવણુ પણ થોડા વખતમા છૂટી જતુ અને બચ્ચા સ્વતંત્ર રીતે ગુજરાન કરવા લાગી જતા સૌએ પોતપોતાનો ગુજારો મેળવી લેવો—ડફણા ખાઇને ગાળ ખાઇને કે બીજુ બધુ પેટને ખાતર વેઠીને એ જ એમનો મુદ્રાલેખ હતો એ પાળવામા તેઓ દૃઢ રહેતા અને કદીપણ સ્વાદ જોયા સિવાય જે આવ્યુ તે આરોગતા બારડોલી સત્યાગ્રહ વખતે પેટને ખાતર જુલમ ગુજારનારા માણુસો સરકારને મળી રહ્યા હતા, પેટને ખાતર લુચ્ચાઇ, જૂઠાણુ કરનારા પણ પુષ્કળ છે, છતા લાલી પેટને ખાતર કોઇ ઉપર કાઇ પણ જુલમ કર્યા વગર કાઇ ખાવા જતી તો ' લુચ્ચી ' કહેવાતી અને વધારામા ડફણા પડતા પણ લાલી કાઇ માણુસ છે ?

બીજા કૂતરાના હુમલા વખતે સૌ ભસવામા લડવામા એકએકને મદદ કરીને કુટુંબ રક્ષા કરતા ખાવાપીવાનુ તો સૌએ જાતે જ શોધી લેવાનુ હતુ

લાલીને કુટુંબરક્ષણ કે બીજુ રક્ષણ નહતું એ તો ઉપર કહ્યુ જ છે એટલે ઘણી વખત કોઇએ નાખેલો રોટલાનો ટુકડો લેવા જાય ત્યારે સામેથી કાળીઓ, કે ન્હાનકો કે બીજો કોઇ એનો નાતીલો ઘુરકતો આવતો અને લાલી ગભરાઇને ચારે પગ ઊંચા કરી પીઠ ભર સૂઈ જતી તે લાની ઉપર લાલીના મો સામે મો તાકી ઊભો ઊભો ઘુરકતો અને પછી પેલો રોટલાનો ટુકડો હજમ કરી જતો આથી કોઇક વખત છોકરાઓ લાલીને જુદી પાડતા અને બીજા કૂતરાની ચોકી કરી થોડુ ઘણુ ખવડાવતા પણ એ તો કોઇ કોઇ વેળા પણ મુખ્યત્વે તો ઉપર જણાવ્યુ તે જ રીતે એનું ગુજરાન—ગાડુ ગબડતું હતું એમની ન્યાતમાથી કોઇએ હોટલ કે વીસી કાઢી નહતી જે ન્યાતે કાઢી હતી તેને ખખડતા કલદાર જોઇતા હતા

ધર્મપુરમા દેવકાકા, તાવ, પેટમા દૂખવુ વા વગેરે ઉપર મૂળિયા આપતા અને દોરા ધાગા પણ થતા તેઓ ઉપચાર કર્યા પછી કહેતા કે ' ઘેર જઇ એક રોટલો ઘીએ ચોપડીને કૂતરાને નાખજે " ત્યારે પોતાનો રોગ જાય એ હેતુથી ઘણા રોટલો નાખી પુણ્ય કરતા ! *રતવા વગેરેની દવા કરનારા કે ચીંધી જીભથી નામ જનારા પણ રોટલો નખાવતા, પણ અત્યારે* સરજન, એમ ડી ઘણા વધી પડેલા હોવાથી ખુદ ધર્મપુર જેવા નાના ગામમા પણ બે દાક્તર હોવાથી, કૂતરાનો એ લાગો ભાગ્યે જ કોઇ ભરતુ અને તેમા યે એ લાગાના હજાર ભાગીઆ હોવાથી લાલીને ભાગ વરસમા ભાગ્યે જ એકાદ રોટલો આવતો ! કૂતરાના ગુજરાન માટેની ચાલુ વ્યવસ્થા કેટલી સફળ થઇ હશે તેના ઉપર ધર્મપુરમા ચર્ચા, વાત કે વિચાર પણ કરવાની કોઇને કલ્પના નહતી પણ આજે પણ તેવી ધર્મશ્રદ્ધા ધર્મપુરમા હતી અને તેના જ પ્રતાપે લાલીને વર્ષમા એકાદ રોટલો મળ્યાનુ ઉપર જણાવ્યુ છે

એક દિવસ લાલીને ખૂબ ભૂખ લાગી હતી માથે ચૈત્ર તપતો હતો ફળીમા પીપરડીના ઝાડ હેઠળ લાલી ઊભી ઊભી જીભ લબડાવી હાફતી હતી, અને કયી બાજુ જવુ સાર્થક થશે તેનો વિચાર કરતી હતી છેવટે દાનાકાકા—જેઓ લાલીને ઘણી વખત વાસી, એઠું ખવડાવતા—તેમને ત્યા શ્રદ્ધાપૂર્વક ગઇ બારણામા પેસતા જ કાકીએ લાલીને વધાવી " હડ, હડ, એને મારજો, મારજો " લાલીનું ધ્યાન ખોરાક શોધવા તરફ હોવાથી, આ સાંકેતિક શબ્દોનુ પરિણામ જાણતી હોવા છતા, તે તરફ બીનકુલ લક્ષ ન હોવાથી સાભળા

શકી નહિ કારખાનામા તૈયાર થયેલા ચોખા ગરમ હોવાથી ટાઢા પાડવા પરસાળે પાથર્યા હતા તે તરફ લાલી મુખ લબાવે લબાવે ત્યા તો દાનાકાકા દાતણની સોટી લઇને આવી પહોચ્યા, અને લાલીની બેવફાઇ–નફટાઇ–જોઇને ત્રણ ચાર સોટી લગાવી દીધી લાલી આ અણકલ્પ્યા સ્વાગતના ' હર્ષનાદ ' પોકારતી નાસી ગઇ દાનાકાકા વિજયી આખે ને હસતે મુખે કાશી તરફ જોતાં ઘરમા ગયા

ફરી પાછી લાલી પીપરડીના ઝાડ હેઠળ આવી અને સામે ઘેર જવા ઊપડી આંગણે જુવાર તપાવવા કાઢી હતી એ બાજુ હાથાવાળા બાકડા, ખુરશીઓ ઊંધી પાડીને વાડ કરી હતી જે બાજુ વાડ ન હતી તે બાજુ એક જુવાન હાથમાં સોટી લઈને બેઠો હતા લાલી લબડતી જીભે હાફતી હાફતી ત્યા થઇને જતી હતી આખ અર્ધ મીંચાયેલ હોવાથી બળતા તાપમા જુવાર તરફ લક્ષ ન રહ્યુ હોય કે કા તો તે તરફ નજર કરી દાનાકાકા જેવુ સ્વાગત મેળવવા ઇચ્છા ન હોય, ગમે તેમ હો, પણ તેણે જુવાર તરફ નજર સરખી પણ કરી નહિ, અને પોતાને રસ્તે ચાલી જતી હતી, ત્યા તો પેલા સોટીધારી યુવાને સરરર કરતી સોટી લાલીની કેડ પર લગાવી લાલી ' ડાઉ ડાઉ ' કરતી નાસી ગઇ એ ચક્કર પણ એનુ અફળ ગયુ અને ફરી પીપરડી હેઠળ આવી, ને આરામનો વિચાર કરવા લાગી પણ ભૂખે તેમ કરવા ના પાડવાથી, અને બધે સખત ગરમી હોવાથી, તેમજ પીપરડીનાં પાદડા ખેરી પડવાથી છાયો પણ નામનો જ હતો તેથી, ઠંડક મેળવવા પાસેના કૂવા ઉપર ગઇ તરતમા એક બાઇ પાણી ભરી ગઇ હતી એટલે ઠંડક તો હતી, પણ છાયો ન હતો એટલે ક્યા જવુ તેના વિચારમા આવી પડી અજાણ્યા શહેરમા મનુષ્યની જે દશા થાય તે દશા લાલીની આ ઘરવટ ગામમા થઈ પડી ક્યા જવુ તે તેને સમજતુ ન હતુ જ્યા જવાનો વિચાર કરતી ત્યા ' હડ, હડ, મારજો ' વગેરે શબ્દોના ભણકારા તેના કાનમા વાગતા, ડફણાના ઘાથી થતા દુ ખનુ દુ ખદ સ્મરણ થતુ લાલી લાચાર બની ગઇ હતી

એટલામા મંજીરા મૃદગનો અવાજ આવતા લાલીના કાન ચમક્યા, જીવમા જીવ આવ્યો લાલીની દયાપૂર્ણ આંખો આનદપૂર્ણ બની ગઇ અને એકદમ તે મંજીરાથી ભજન કરતા ટોળા તરફ ઊપડી ગઇ

વાત એમ હતી કે કાનાકાકાના છોકરાની ધાવણી બાળકી ગુજરી ગઇ હતી તેને સ્મશાને લઇ જવા ટોળુ ભેગુ થયુ હતુ, રુદન સ્વરોં ચાલતા હતા અને ભજનમંડળી સૌથી આગળ ભજન ગાતી ચાલતી હતી મંજીરા મૃદગના અવાજે ત્યાથી જ આવતા હતાં ધર્મપુરમાં મૈયતની સદ્‌ગતિ થાય તે માટે મૈયતની આગળ આગળ એક જણ રોટલાનો ટોપલો લઇને ચાલે અને કૂતરાને નાખે એવો રિવાજ હતો એ રિવાજની સૌ પેઠે લાલીને પણ પૂરી ખબર હતી

ન્યાતીના સાથે લાલી ગઇ તો ખરી પણ મૈયત નાનુ બાળક હોવાથી લોકોએ રોટલા નાખવાનું દુરસ્ત ધાર્યું ન હતુ મોટા મૈયત પાછળ રોટલા નાખી પુણ્ય કરવાની જરૂર હોય એમ તેમને લાગતું હતું

એટલે આને વખતે રોટલાનો ધૂળથી ખરડાયેલો ટુકડો, મનુષ્યના ચોકી પહેરા હેઠળ, બીજા કૂતરાથી જુદી પડી કાતર માફક મ્હો ચલાવી તે ખાવાનો આનંદ લેતી તે મેળવી શકી નહિ પણ લાલીને લાગ્યુ કે કદાચ આગળ જતા એકાદ ટુકડો મળે એ શ્રદ્ધાથી તે મૈયત સાથે સાથે પાદર સુધી ગઇ પણ કાઇ ન વળ્યું ! પાદરેથી ભૈરા રડતાં

કકળતાં પાછાં વળ્યાં, તેની સાથે પાછી ન વળતાં તે પાદર પરનો માનવદેવનો મળપ્રસાદ ગોતી ગોતીને આરોગવા લાગી. પછી તે એઠાંનાં કૂંડાં ચાટવા ને હડ હડનો સત્કાર મેળવવા ગામમાં ઊપડી ગઇ!

* * *

લાલી વિઆઇ. તુરત તુરતમાં નાનાં છોકરાંઓ હેતથી રોટલા ચોરી લાવી લાલીને ખવડાવતાં. થોડા દિવસ વીત્યા અને લાલીને રોટલા મળતા પણ બંધ થયા. પછી તો તે બચ્ચાંને ધાવવા દેવા પણ આનાકાની કરતી. આસપાસના માણસો, ખાસ કરીને છોકરાંઓ, માનતાં કે લાલીમાં માતાનું વાત્સલ્ય નથી; એ બચ્ચાં તરફ બેદરકાર છે. તેથી જ્યારે લાલી બચ્ચાં જોવા આવે ને બચ્ચાં દોડતાં દોડતાં આવીને બે પગ ઉપર ઊભાં થઇ ધાવવા મંડી પડે, અને લાલી સર્વ તરફ પ્રેમથી જુએ, સૂંઘે છતાં બચ્ચાંને તરછોડીને ચાલવા લાગે ત્યારે ઘણી વખત છોકરાંઓ લાલીના પગ પકડી સુવડાવી દેતાં અને બચ્ચાંને ધવરાવતાં. પેલી કુટુંબભાવના અનુસાર સ્વાવલંબી બનવાના કારણે, દૂધ ન હોવાથી વેદના થતી હોવાના કારણે, કે બચ્ચાં તરફના અવાત્સલ્યને કારણે, ગમે તે કારણ હો પણ લાલીને આ ફરજિયાત વાત્સલ્ય ગમતું નહિ ને ઊઠવા જતી, પણ છોકરાંઓ પગ મજબૂત પકડી રાખતાં એટલે ઊઠી શકાતું નહિ. છેવટે જ્યારે ભૂ......ભૂ......કરતી ત્યારે જ છુટકારો થતો.

ઉપર જણાવેલાંમાંનાં ક્યા કારણે લાલી એમ કરતી તે તેની મૂક વાચાથી સમજાય એમ હતું પણ લોકો તો બીજું જ કારણ માનતા. કારણકે તેમને ખાતરી હતી કે કૂતરાં કદી ભૂખે મરે જ નહિ! કૂતરાંએ માત્ર અમારે ત્યાં ખાવું ન જોઇએ, પછી ગમે ત્યાં શોધી ખાય; એમ સૌ ધર્મપુરવાસીઓ માનતા!!

આથી 'લાલીની બેદરકારીથી' તેનાં બધાં બચ્ચાં મરી ગયાં. લાલી ભૂખી તરસી રાત દિવસ પોતાનાં બાળકની લાસની ચોકી કરતી, પાસે આવનારને ભસતી. છેવટે લોકો લાકડીના સપાટે લાલીને દૂર કરતાં અને ભંગી બચ્ચાંને પગે કાથીની દોરી બાંધી કૂળીની વચ્ચે થઇ ખેંચી જતો. દિવસ જતાં માણસ પેઠે લાલી પણ શોક વિસરી જતી.

* * *

દરરોજ સાંજે ધર્મપુરમાં દાતણીઓ બૂમ મારેઃ 'રોટલો લાખી જ...જો......' એ બૂમ સાંભળી ઘરમાંથી ટુકડો રોટલો આવે તે ખાવા દાતણીઆ સાથે પાંચ સાત કૂતરાં સાથે લાલી પણ વીંટળાઇને ફરતી. કોઇકે વખત રોટલો, કોઇક વખત દાતણની સોટી, કે પથ્થરનો ઘા ખાવા મળતો. લાલી એ બધુ ખાઇ લેતી. પણ લાલી સોટી કે પથ્થરનો ઘા પડવા છતાં રોટલા માટે ફરવાનું છોડી દેવું યોગ્ય ધારતી નહિ, ને હમેશ ફરતી.

ઘણી વખત લાલી ભૂખે બેભાન જેવી બની બીજાં એ જ દશાવાળાં કૂતરાં સાથે સાંજ પડયે કૂળીમાં ઊભી ઊભી ઊંચુ મોં કરી ભયંકર રીતે ભૂંકતી, ભસવાના અવાજ કરતાં જુદા લાંબા અવાજેઃ—ઊ ઊ ઊ, ઊ ઊ ઊ,—ત્યારે ધર્મપુરના લોકો માનતા કે જરૂર ગામ પર આફત આવવાની; તેથી પત્થરના ઘાથી, સોટીના ફટકાથી કે હડ હડના રૌદ્ર સ્વરથી લોકો તેને હાંકી કાઢતા અને આફત અટકાવ્યાનો સંતોષ લેતા.

ધર્મપુર ધર્મિષ્ટ હોવા છતાં ચોમાસામાં કેટલીક વખત ત્યાં ચોર આવતા ત્યારે બધાં કૂતરાં ભેગી લાલી પણ ભસતી એટલે લોકોને જાણ થતી. લોકો 'ઊભા રહો, ઊભા રહો,'

કરતા ફાનસ ને ડાંગ લઈ ચોરને શોધવા નીકળી પડતા. આમ ચોર આવ્યાની ખબર જલદી પડે તે હેતુથી સાંજ પડયે સૌ કૂતરાંને પાછલે બારણે હાંકી મૂકતા.

જ્યારે ધર્મપુરનાં છોકરાંઓને ગમ્મત કરવાની ઇચ્છા થતી ત્યારે તેઓ એક હાથમાં સોટી રાખી પાછળ છુપાવતા, અને બીજા હાથમાં રોટલાનો ટુકડો રાખી બૂમ પાડતાઃ 'તૂ...ઊ...ઊ...તુ' 'તૂ...ઊ...ઊ...તુ'. બે ચાર કૂતરાં પૂંછડી હલાવતાં લાડ કરતાં દોડી આવતાં અને પેલા ભાઇ સોટીનો પરસાદ ચખાડી ચીસ પડાવતા અને ખીલખીલાટ હસતા. આમાં લાલી ઘણીવાર સપડાતી. પણ 'તૂ...ઊ...ઊ' ના અવાજમાં લાલીને એટલું બધું આકર્ષણ લાગતું કે ભાગ્યે જ તે બોલાવનાર તરફ શંકાની નજરે જોતી.

ઉપરાંત રાત પડે ત્યારે ગોવાળિયાઓ કૂતરા ઘેરી ડફણાં મારી રમત રમતા અને આખા દિવસનો થાક એ આનંદે ઉતારતા. કેટલીક વખત તો નાસતા કૂતરાને નિશાન તાકવાની હરીફાઇ થતી. આ રમતનો સ્વાદ લાલીને ભાગ પણ ખૂબ આવતો. ઘણી વખત ઉનાળામાં લાલી ફળીમાં ટાઢી લહેરમાં સૂતી હોય ત્યાં તો ઘનનન કરતો પત્થર આવી પડે અને લાલી 'ડાઉ, ડાઉ' કરતી ચકરી ફરતી ઊઠીને ત્રણ પગે નાસી જાય.

એક વખત ધર્મપુરના એક ભાઇ હડકાયુ કૂતરુ કરડયા પછી હડકવા લાગવાથી મરણ શરણ થયા. ગામમાં ફેં ફાટી. સૌ પોતપોતાની સઘળી માહિતી—કોને કયારે હડકવા લાગવાથી મરણશરણ થવું પડયું હતું, વગેરે—જણાવવા લાગ્યા. આખા ગામમાં એ ચર્ચા ચાલી રહી. પણ ઉપાય શોધતાં ઘણા દિવસ ગયા. પછી કોઇને કાંઇ જરૂર જણાઇ નહિ. છેવટે બધુ ફરી ઠામ થઇ ગયું. ગામનો વહેવાર અસલ પ્રમાણે ચાલુ રહ્યો.

લાલીનો બાપ એક હિંદુભાઇના ડફણે મરી ગયો હતો. પણ લોકોએ કહ્યુંઃ 'રસુલ પીંજારાને ડફણે મરી ગયો.' સૌને લાગ્યું હિંદુનુ નામ બહાર પડે તો હિંસાનું પાપ માથે આવે અને તે ભાઇને ચોટલી કાઢવી પડે, માટે કોઇએ તેનું નામ બહાર ન પાડવું એ જ ઠીક છે.

એક દિવસ લાલીના પગે છીણુકાકાનું ડફણુ વાગ્યું હતું. પગે કળતર થતી હતી. લાલી ફળીમાં પેલી પીપરડીના છાયા હેઠળ સૂતી હતી. ઘાસથી ભરેલુ ગાડુ આવ્યું. હાંકેડુએ જાણ્યું, હમણાં ઊઠી જશે. બળદના ડાબડા છેક લાલીની નજીક ધબકયા. લાલી ઊઠવા જતી હતી ત્યાં તો બળદના પગોમાં અટવાઇ ગઇ અને ગાડાનું પૈડું કેડ પર ફરી ગયું. લાલી ચીસો પાડતી ઢળી પડી. લોકોનું ટોળુ ભેગુ થઇ ગયું. કોઇએ લાલી પર ઠંડુ પાણી રેડયું. લાલીની કેડ ભાંગી ગઈ હતી. ઊઠીને ચાલી શકે તેમ ન હતું. તેની સારવાર કરવાની કશી આવશ્યકતા કોઇને લાગી નહિ, પણ હાંકેડુને સૌએ ખૂબ લેવડાવ્યો. પછી સૌ ઘેર ગયું. લાલીના પાછલા પગ મંડાતા ન હતા. આગલા પગને આધારે ઘસડાતી તે ફરતી. બે પાંચ દિવસ લાલીને પેટ પૂરતું ખાવાનું મળ્યું. પણ પછી બીજો ખવડાવશે એમ સૌ માનવા લાગ્યાં. કેટલાંક છોકરાં તો એને ગમ્મત ગણી ખુશ થતાં. એક માસ પછી રીબાઇ રીબાઇને દુઃખી થતી તે જ પીપરડી હેઠળ તે મરી ગઈ—"જીવનદોરી તૂટવાથી મરી ગઈ." ભંગી આવ્યો. અને લાલીના સૂજેલા પગે કાથીની દોરડી બાંધી વગડામાં ઢસડી ગયો, ને કોતરમાં ફેંકી દીધી. જોતજોતામાં ગીધોએ ઉજાણી મચાવી લાલીને પૂરી કરી.

અહા ! શી માનવીની અહિંસા !

માધવભાઇ કાલિદાસ પટેલ

# કોઈનો લાડકવાયો

[ Somebody's Darling એ નામના અંગ્રેજી કાવ્ય પરથી સૂચિત ]

[ ઢાળ: મરાઠી સાખીને મળતો ]

રક્ત ટપકતી સો સો ઝોળી, સમરાંગણથી આવે,
કેસર-વરણી દેશ સેવિકા, કોમળ સેજ બિછાવે;
ઘાયલ મરતા મરતા રે
માતની આઝાદી ગાવે

કોની વનિતા, કોની માતા, ભગિની ટોળે વળતી,
શોણિતભીના પતિની સુતની રણશૈય્યા પર લળતી,
મુખથી ખમા ખમા કરતી
માથે કર મીઠો ધરતી

થોકે થોકે લોક ઊમટ્યા, રણ જોદ્ધા જોવાને,
શાબ્બાસના શબ્દ બોલતા, પ્રત્યેકની પિછાને
નિજ ગૌરવ કેરે ગાને
જખમી જન જાગે અભિમાને

સહુ સૈનિકના વ્હાલા જનનો મળિયો ન્યા છે વાડો,
ને એકલવાયો, અબોલ સુખમેળો એક સુતેલો
અણપૂછ્યો અણપ્રીછેલો
કોઈનો અજાણ્યુ લાડીલો

એનું શિર ખોળામાં લેવા કોઈ જનેતા ના'વી,
એને સીંચણ તેલ-કચોળાં, નવ કો 'વ્હેની લાવી,
કોઈના લાડકવાયાની
ન કો'એ ખબરે પૂછાવી.

ભાલે એને બચીઓ ભરતી, લટો સુંવાળી સૂતી,
મન્મુખ ઝીલેલા ઘામાંથી, ટપ ટપ છાતી ચૂતી,
કોઈના લાડકવાયાની
આખરી અમૃત નીતરતી

કોઈના એ લાડકવાયાના, લોચન લાલ બિડાયાં,
આખરની સ્મૃતિનાં એ આંસુ કપોલ પર ઠેરાયાં,
આતમ દીપક ઓલાયા
ઓષ્ઠના ગુલાબ કરમાયા

# કોઇનો લાડકવાયો

કોઇના એ લાડકવાયા પાસે, હળવે પગ પરવરજો,
હળવે એના હૈયા ઉપર, કર-જોડામણ કરજો,
પાસે ધૂપ-સળી ધરજો
કાનમાં પ્રભુપદ ઉચ્ચરજો !

વિખરેલી એ લાડકવાયાની, સમારજો લટ ધીરે,
એને ઓષ્ઠ કપોલે ભાલે, ધરજો ચુંબન ધીરે,
સહુ માતા ને ભગિની રે
ગોદ લેજો ધીરે ધીરે.

વાંકડીઆ એ ઝુલ્ફાની મગરૂર હશે કો માતા,
એ ગાલોની સુધા પીનારા, હોઠ હશે બે રાતા,
રે તમ ચુંબન ચાડાતાં
પામશે લાડકડો શાતા !

એ લાડકડાની પ્રતિમાનાં, છાનાં પૂજન કરતી,
એની રક્ષા કાજ અહરનિશ, પ્રભુને પાયે પડતી
ઉરની એકાન્તે રડતી,
વિજોગણ હશે દિનો ગણતી.

કકાવટીએ આંસુ ધોળી, છેલ્લું તિલક કરતા,
એને કંઠ વીંટાયા હોશે. કર બે કંકણવંતા,
વસમાં વળામણાં દેતા
બાથ ભીડી બે પળ લેતા

એની કૂચ કદમ જોતી અભિમાન ભરી મલકાતી,
જોતી એની રૂધિર છલકતી, ગજ ગજ પહોળી છાતી,
અધ બીડયાં બારણિયાંથી
રડી કો હશે આંખ રાતી.

એવી કોઇ પ્રિયાનો, પ્રીતમ આજ ચિતા પર પોઢે,
એકલડો ને અણબૂઝેલો, અગન-પિછોડી ઓઢે,
કોઇના લાડકવાયાને
ચુમે પાવક-જ્વાળા મોઢે.

એની ભસ્માંકિત ભૂમિ પર, ચણજો આરસ ખાંભી,
એ પથ્થર પર કોતરજો, નવ કોઇ કવિતા લાંબી,
લખજો-" ખાખ પડી આંહી
કોઇના લાડકવાયાની."

# મહાત્મા ગાંધીજીનો ૮ મો મુદ્દો

**શ્રી હાજીનો હિંદી દરિયાકાંઠાના વેપાર સંબંધી કાયદાનો ખરડો પસાર કરવામાં આવે.**

હિંદની આર્થિક અધોગતિ થવાનું એક મોટું કારણ હિંદી વહાણવટાને તોડી પાડી તેનો તદ્દન નાશ કર્યો એ છે. અને તેથી પ્રાચીનકાળમાં ભારે ઉચ્ચ દશા ભોગવી, મધ્યકાળમાં પણ પૂર્ણ પ્રકાશમાં આવી, છેવટે અઢારમી સદીની આખરીમાં અંગ્રેજ સલ્તનતના સીધા અને આડકતરા પ્રયાસથી, હિંદના વહાણવટાની તેજસ્વી કારકીર્દિનો અંત આવ્યો. એનો ઇતિહાસ બહુ રસિક અને બોધક હોવાથી જ અત્રે રજુ કરું છું. મહાત્મા ગાંધીજીનો આઠમો મુદ્દો એ જ વિષયની સાથે તલસ્પર્શી સંબધ રાખતો હોવાથી એનો ઇતિહાસ આપ્યા સિવાય એ મુદ્દાને સંપૂર્ણ રીતે સમજી શકાય નહિ. જેથી સંક્ષિપ્તમાં એ ઇતિહાસ આપું છું.

## હિંદી વહાણવટું: તેની પ્રાચીનતા

હિંદનું વહાણવટું જગતના જૂનામાં જૂનાં પુસ્તક ઋગ્વેદમાં વર્ણવેલું છે. (૧. ૨૫. ૭ અને ૨. ૪૮. ૩ જુઓ ઋગ્વેદ). શ્રી વાલ્મીકિ રામાયણમાં તેનો ઉલ્લેખ કરેલ છે. (જુઓ કિષ્કિંધા કાંડ) મહાભારતમાં પણ એવું વર્ણન છે (જુઓ સભાપર્વ). બૌધાયનના ધર્મશાસ્ત્રમાં અને ગૌતમના ધર્મશાસ્ત્રમાં એના ઉલ્લેખો છે. પુરાણોમાં, જૈન રાસાઓમાં, બુદ્ધનાં જાતકોમાં હિંદી વહાણવટા સંબંધી પુષ્કળ પ્રસંગો વર્ણવ્યા છે. હિંદી વહાણવટા સંબંધી એક પુસ્તક પણ સંસ્કૃતમાં ઉપલબ્ધ થયુ છે, જેમાં અનેક જાતનાં વહાણોનું સૂક્ષ્મ વર્ણન આપ્યું છે. હુએટ નામનો લેખક જણાવે છે કે હિંદના વેપારી વહાણોની પ્રવૃત્તિ ઇ. સ. પૂર્વે ૩૦૦૦ વર્ષથી યે જૂની છે, એમ ઇજિપ્તની કબરોમાંથી નીકળેલી સિંધુ નામની મલમલ, અને ગુજરાતની ગળી ઉપરથી સમજાય છે. ઇતિહાસના પિતા હેરોડોટસ જેવા અનેક યુરોપવાસીઓએ કરેલા હિંદી કપાસ આદિ વસ્તુઓના ઇસારાઓથી જણાય છે કે હિંદમાંથી કપાસ ઘણા પ્રાચીન કાળથી તે બદરો ખાતે જતું હશે.

## હિંદી વેપાર

ઇજીપ્ત, અરબસ્તાન અને ઇરાનના અખાતના બંદરોએ હિંદી વહાણો માલ લઇ જતાં હતાં. મીસર અને અરબસ્તાનથી સોનું, રૂપું, કલઇ, સીસું, પારો, સુરમો, કાચ, પોખરાજ, પરવાળાં, દારૂ, કાપડ, અને દુપટ્ટા આવતાં. ઇ. સ. ૬૦૩ માં ગુજરાતથી એક રાજપુત્રે જાવા જઇ ત્યાં હિંદીઓનું સામ્રાજ્ય સ્થાપ્યું હતું અને હિંદી વેપાર શરૂ કર્યો હતો. ત્યાં બોરોબંદર નામનું પ્રસિદ્ધ મંદિર પણ બધાવ્યું હતું. હિંદનાં વહાણો યુફ્રેટીસ નદી ઉપર જોયાનો ઉલ્લેખ ઇસ્પહાનનો હમ્ઝ કરે છે. એશિયા આફ્રિકાનાં ઘણાંખરાં બદરોનો વેપાર હિંદી વહાણો કરતાં હતાં. જાવા, ચીન, મલાયા, અરબસ્તાન અને રોમ સુધી હિંદી વેપારીઓના આડતિયાઓ હતા. હિંદી ખલાસીઓ હજારો માઇલોના મહાસાગરોમાં ચતુરાઇથી વહાણોને લઇ જતા હતા.

ગુજરાતમાં બનેલી છીંટ, ઢાકાની મલમલ, મુર્શિદાબાદનું રેશમ, બનારસનો કિનખાબ,

કાશ્મીરની શાલો, કચ્છનું ચાંદીનું નકશીકામ, ગોલકાંડાના હીરા, માળવાનુ અફીણ, લંકાનાં રત્નો, બગાળનુ રેશમ, કાશીનું પિત્તળકામ, ઔરગાબાદનું નકશીદાર સોનેરી કાપડ ઘણા મોટા પ્રમાણમાં પરદેશો ખાતે જતુ હતું હિંદી વેપારીઓની હૂંડીઓ બોખારા, સમરકદ, બગદાદ, ઝંગબાર, જાવા અને રોમ ખાતે વેચાતી હતી. ત્યા તેમની આંટ અવલ નંબરની ગણાતી હતી.

### હિંદી વેપારીઓ અને નાવિકો

હિંદના પ્રાચીન વેપારીઓએ સારી નામના ઇતિહાસમાં મેળવી છે. તેઓ સમૃદ્ધિશાળી, દીર્ઘ દૃષ્ટિવાળા, દાનેશ્વરી અને વેપારમાં ચતુર હતા. મોટામા મોટા રાજાઓને નાણાં આપી ઘણી વખતે દેશની આબરૂ તેમણે સાચવી છે મોટા દુકાળોમા એ કરોડોપતિઓનાં ધનનો છૂટથી વ્યય થતો હતો. ખારવાઓ પણ કાર્યદક્ષ, સાહસિક, ચાણાક્ય, કાર્યકુશળ અને ભયરહિત હતા. પોતાનાં નાનાં વહાણો જગતના કોઇ પણ બદરે સહીસલામત લઈ જતા લાવતા હતા. એઓની પુષ્કળ માહિતી જૈન અને બૌદ્ધ સાહિત્ય, શિલાલેખો, મદિરોમાંના લેખો, પ્રાચીન સંસ્કૃત સાહિત્ય, પ્રાકૃત સાહિત્ય, ચીન, જાપાન અને જાવાનુ સાહિત્ય, અરબી અને ફારસી સાહિત્ય, વહાણો અને વેપારીઓની કોતરેલી મૂર્તિઓ, સ્થાપત્યકળા વગેરે અનેક સાધનો હિંદના વહાણવટાની મોટાઇ દેખાડી આપે છે. વિમળશાહ, વસ્તુપાળ, તેજપાળ જેવા અનેક કરોડપતિઓ હિંદી વેપારે આપ્યા હતા

### મોગલ જમાનો

મોગલ શહેનશાહતના વખતમાં પણ વહાણવટું બહુ સારી હાલતમા હતું. સુરત, ખભાત, કચ્છ કાઠિયાવાડનાં બદરોથી મોટા વહાણો મહાસમુદ્રમાં ફરી વળતાં. તે સિવાય મોગલો અને મરાઠાઓ પાસે દરિયાઈ લશ્કરી વહાણો પણ પુષ્કળ હતાં. મોગલોને દરિયાઇ વપાર અને બંદરોની આવક સારા પ્રમાણમા થતી હતી મોગલો પહેલાંનાં મુસલમાન વંશનાં રાજ્યોના વખતમાં પણ વેપાર તો સારો જ ચાલુ હતો એ વિષે પુષ્કળ માહિતી મળે છે. પરતુ તેનો ઉલ્લેખ અન્ય સ્થળે થશે

### અંગ્રેજ સમય

અઢારમી સદીમાં અંગ્રેજ સરકારને પોતાના દરિયાઈ વેપાર માટે ઘણાંખરાં વહાણો હિંદમાં બાધવાનું સગવડભરેલુ થઇ પડયું. ચતુર કારીગરો સસ્તી મજૂરીથી મળવા લાગ્યા. અંગ્રેજી નેવી માટે લડાયક વહાણો પણ હિંદમા જ બાંધવામાં આવતાં હતાં. મુંબઇ અને કલકત્તા ખાતે વહાણો બાધવાની મોટી ગોદીઓ હતી. સને ૧૮૨૭ માં કર્નલ લીસ્ટર સ્ટેનહોપે જણાવ્યું છે કે—" મુંબઈમાં બાંધેલુ લડાયક વહાણ તેવડા જ કદના દુશ્મનના વહાણ સાથે યુદ્ધમાં કદી પણ હાર્યું નથી. સને ૧૬૧૩ માં સુરત ખાતે પોર્ટુગીઝોની સામે લડવા અંગ્રેજોએ હિંદમાં લડાયક વહાણોનો કાફલો બાંધ્યો હતો. સને ૧૭૩૫ સુધી સુરતના આ કારખાનામાં ઘણાં વહાણો બાધવામાં આવ્યાં હતાં. ૧૭૫૭ પછી લવજી વાડીઆના ઉપરીપણા નીચે મુંબઇમાં આ કારખાનું મોટા પાયા ઉપર બાંધવામાં આવ્યુ હતુ. એ અરસામાં અંગ્રેજ કાફલા માટે ૯ મોટી મનવારો, ૭ મધ્યમ કદની મનવારો, ૬ નાની મનવારો આ પારસીઓના અધ્યક્ષપણા નીચે બધાઇ હતી. લૅફ. લો જણાવે છે કે—મુંબઇમા કારખાનામાં વહાણો બાધવાની સર્વે સામગ્રી બહુ ઉચ્ચ સ્થિતિમાં અને મોટી સંખ્યામા

ભરી રાખવામાં આવે છે અને મુંબઇ જેવી સૂકી ગોદી આખા યુરોપમાં ક્યાંય પણ નથી. લે. કર્નલ વોકર જણાવે છે કે, વિલાયતમાં બંધાયેલાં વહાણો બાર વરસ સારુ કામ આપે છે; પરતુ હિંદમાં બંધાયેલાં વહાણો પચાસ વરસ કે તેથી વધારે વખત કામ આપે છે. કર્નલ બેકર કહે છે કે, વિલાયતમાં બધાયેલાં વહાણો કરતાં હિંદી વહાણો ટૂ સસ્તાં પડતાં હતાં.

### બંગાળમાં વહાણો બાંધવાની ગોદીઓ

કલકત્તામાં વહાણો બાંધવાનું એક મોટું કારખાનું બધાયું હતું. ૧૭૮૧ થી ૧૮૦૦ સુધી ૧૭૦૨૦ ટનનાં ૩૫ વહાણો બધાયાં હતાં. સને ૧૮૦૧ માં ૧૦૦૦૦ ટનનાં ૧૯ વહાણો બધાયાં હતાં. સને ૧૮૦૧ થી ૧૮૨૧ સુધીમાં ૨૩૭ વહાણો બંધાયાં હતાં. લોર્ડ વેલેસ્લી જે હિંદના ગવર્નર જનરલ હતા તેમણે જણાવ્યું છે કે " કલકત્તાના બંદરમાં વહાણોની મોટી સંખ્યા જોતાં, અને તેમની ઉચ્ચ રચના, કળામય બાંધણી અને મજબૂતીનો વિચાર કરતાં બગાળમાં વહાણ બાંધવાની કળા ઘણી ઉચ્ચ દશામાં આવી છે."

હિંદી કાફલા માટે બાંધેલાં લડાયક વહાણોએ ઇસ્ટ ઇંડિયા કંપની માટે બીજા બરમા યુદ્ધ અને ચીનના યુદ્ધમાં ભાગ લીધો હતો. સને ૧૮૪૦માં આ વહાણવટાનો ઉદ્યોગ પડતીમાં આવ્યો છે. વિલાયતના ઉદ્યોગને ઉત્તેજન મળે તે માટે હિંદમાં વહાણો બાંધવાનું બંધ કરવામાં આવ્યું હતું. સને ૧૮૧૧માં ફ્રેંચ ગ્રંથકાર એફ. બાલ્ટા મટાર સોલવીન પોતાના પુસ્તકમાં લખે છે કે–" પ્રાચીન કાળમાં હિંદીઓ વહાણ બાંધવાના હુનરમાં ઘણી સચ્ચાઇને પામ્યા હતા. અને હાલના હિંદના કારીગરો યુરોપના કારીગરો માટે નમૂનારૂપ છે. અંગ્રેજ લોકોએ દરિયાઇ વહાણના ઉદ્યોગમાં ઘણું જાણવા જોગ અને શીખવા યોગ્ય શિક્ષણ હિંદી કારીગરો પાસેથી લીધું છે. હિંદમાં બનેલાં વહાણો કળામય, સુંદર અને મજબૂત હોય છે."

### અઢારમી સદીના હિંદના વેપારીઓ

હિંદના વેપારીઓએ ઇસ્ટ આફ્રિકામાં વહાણો લઇ જઇ મોટું સંસ્થાન સ્થાપ્યું હતું. જંગબાર પ્રદેશના દરેક દરેક ગામમાં હિંદી વેપારીઓ પગપેસારો કર્યો હતો. ત્યાં તેમનો રાજદ્વારી મોભો ઘણો સારો હતો. મસ્કત અને તેની આસપાસના પ્રદેશમાં હિંદી વેપારીઓએ બીજું સંસ્થાન સ્થાપ્યું હતું. બહેરીન અને દલાઇ ખાતે ત્રીજું સંસ્થાન સ્થાપવામાં આવ્યું હતું. એ રીતે આખા પર્શિયન ગલ્ફનો વેપાર તેમના હાથમાં હતો. જાવા, સિંગાપુર વગેરે ઠેકાણે પણ તેમની દુકાનો હતી. અઢારમી સદીની આખરી સુધી આ રીતે હિંદી વેપારીઓ લગભગ હિંદનો સર્વ વેપાર પોતાના હાથમાં નીભાવી રહ્યા હતા. તે પછી અંગ્રેજી વેપારીઓનું પ્રાબલ્ય વધ્યું. રાજ્યની મદદ, મોટાં સાધનો અને સ્ટીમરોની શોધથી હિંદી વેપારનો હ્રાસ થતો જ ચાલ્યો. તે પડતી ચાલુ જ છે.

### વહાણવટા માટે હિંદ આદર્શ દેશ છે

ઉત્તર તરફ હિમાલયના મોટા પર્વતોની સાંકળોથી રક્ષાયલો અને ત્રણે તરફ દરિયાના કિનારાથી ઘેરાયલો હિંદુસ્થાન દેશ એ વહાણવટા માટે મોટી યોગ્યતા ધરાવનાર પ્રદેશ છે. ચાર ચાર હજાર માઇલનો કિનારો એ ધંધાને માટે સર્વોત્તમ સાધન છે. સારાં સહીસલામત અને વહાણોને રક્ષણ આપી શકે એવાં સેંકડો બંદરો છે. દરિયાઇ હવાપાણી અને વાતાવરણમાં ઉછરેલી અને હજારો વર્ષોના વહાણ બાંધવાના-ચલાવવાના સંસ્કારોવાળી કાંઠાની મોટી વસ્તી દરિયાઇ નાવિકો પૂરતી રીતે આપી શકે તેમ છે. હિંદના મોટા સાગ

અને સીસમનાં લાકડાં નાવ માટે સસ્તું, મજબૂત અને ટકાઉ લાકડું પૂરું પાડી શકે તેમ છે. હિંદમાં વહાણો માટે નાનાં મોટાં કારખાનાં લોઢાનો સામાન પૂરો પાડી શકે. હિંદમાં વહાણો માટે જોઇતાં દોરડાંઓ, સઢો અને બીજો પુષ્કળ સામાન મળી શકે તેમ છે. માત્ર ખામી છે તે રાજ્યાશ્રયની જ છે. આપણી પ્રજાને પરદેશી વસ્તુની મોહનીમાં આપણી સરકારે નાખવા ઉત્તેજન આપ્યું છે, જેથી આપણે એ માયામાં વ્યાપ્ત થયાં હોવાથી પરદેશી મોહના કાદવમાં દબાયા પડ્યા છીએ. વેપાર ઉદ્યોગનાં સાધનરૂપ વહાણવટાને મદદ આપી શકતા નથી. પરદેશી સરકારની વિરોધી નીતિ અને આપણી સુષુપ્તિને લીધે આપણે પછાત પડ્યા છીએ.

અંગ્રેજી વહાણવટું

આપણા હિંદનું વહાણવટું નાશ પામતું ગયું, તેમ તેની જગ્યા અંગ્રેજી વહાણવટાએ લીધી. પરદેશો સાથેનો વેપાર પણ અંગ્રેજી કંપનીઓનાં હાથમાં આવ્યો. હિંદનો અંદર અંદરનો વહીવટ પણ અંગ્રેજી સ્ટીમર કંપનીઓના કબજામાં આવ્યો. ધીમે ધીમે જાળનો વિસ્તાર વધ્યો. હિંદી વહાણવટું એકદમ સત્ત્વ અને સત્તા વગરનું થઇ ગયું. નીચેના કોષ્ટક ઉપરથી આ સહેજે સમજાશે.

૧૯૨૦-૨૧

| દેશનું નામ | સ્ટીમરોની સંખ્યા | ટન |
|---|---|---|
| આરજેન્ટાઇન | ૧૬૩ | ૧૪૫,૮૦૧ |
| બેલ્જિયમ | ૨૫૩ | ૫૪૬,૬૪૧ |
| બ્રાઝીલ | ૩૫૧ | ૪૭૬,૪૩૬ |
| ચીલીઅન | ૧૦૧ | ૯૯,૫૬૭ |
| ચીન | ૧૨૨ | ૧૬૩,૦૩૭ |
| કયુબા | ૪૪ | ૫૦,૧૭૮ |
| ડેનીશ | ૫૮૭ | ૮૮૩,૦૫૨ |
| ડચ | ૧૦૦૪ | ૨,૨૦૮,૪૩૩ |
| ઇસ્થોનીઅન | ૩૫ | ૨૯,૭૭૯ |
| ફીનીસ | ૧૪૫ | ૧૦૬,૨૫૫ |
| ફ્રેન્ચ | ૧૬૬૨ | ૩,૨૯૮,૭૫૫ |
| જર્મન | ૧૦૯૦ | ૬૫૪,૪૦૭ |
| ગ્રીક | ૩૪૨ | ૫૮૭,૪૦૭ |
| ઇટાલિયન | ૮૯૩ | ૨,૪૬૭,૫૩૭ |
| જાપાનીઝ | ૨૦૩૩ | ૩,૫૫૪,૮૦૬ |
| લેટવીઅન | ૪૩ | ૪૦,૦૫૨ |
| નૉર્વેજીઅન | ૧૭૩૦ | ૨,૩૭૧,૦૫૧ |
| પેરૂવીઅન | ૨૮ | ૫૭,૧૭૬ |
| પોર્ટુગીઝ | ૧૫૮ | ૨૫૦,૧૫૧ |
| રૉમેનીઆ | ૩૭ | ૭૩,૯૭૩ |

| દેશ | સ્ટીમરોની સંખ્યા | કુલ ટન |
|---|---|---|
| રશિયા | ૪૫૦ | ૪૦૩,૬૭૩ |
| સ્પેનીશ | ૬૮૯ | ૧૧૧,૫૬૩ |
| સ્વીડીઝ | ૧૬૨૫ | ૧૦૮૫,૯૮૪ |
| પુરૂગ્વાના | ૪૦ | ૭૩,૧૦૪ |
| બીજા દેશો | ૨૭૦ | ૨૦૭,૨૬૩ |
| વાવટા નથી ગણ્યા | ૩૭૧ | ૭૬૫,૩૯૮ |
| યુનાઇટેડ સ્ટેટસ | ૪,૩૪૩ | ૧૫,૭૪૬,૩૮૪ |
| બ્રિટીશ | ૧૦૪૨૩ | ૨૧,૫૮૮,૬૦૬ |

આ લૉયડની યાદીમાં હિંદનું સ્થાન નથી. હિંદને વહાણવટાની જ્ઞાતિમાંથી બહાર મૂકવામાં આવ્યો છે. નવીન સંસ્કૃતિવાળા, થોડી વસ્તીવાળા, નાના વિસ્તારવાળા અને વેપારની બાબતમાં પછાત અને ઓછી અગત્યવાળા દેશો પાસે સ્ટીમરો અને વેપારી વહાણો છે, ત્યારે હિંદુસ્થાન એ બાબતમાં તદ્દન કમનસીબ છે. ઉપર જણાવેલામાંના ઘણા દેશો પાસે હિંદ જેટલાં સાધનો, પેદાશ અને શક્તિ નથી, છતાં સ્વતંત્રતા અને સ્વાવલંબીપણાથી આ દેશો પોતાનું માથું ઊંચું રાખી શકે છે; ત્યારે લાખો ખલાસીઓ અને અખૂટ સાધન-સામગ્રી ધરાવનાર હિંદુસ્થાન પરતંત્રતામાં સર્વ રીતે પગમાં બેડી નાખી બેઠું છે. ઈંગ્લંડની સરસાઇ, ઉદ્યોગોમાં ચડતી, પૈસો, સમૃદ્ધિ, મોટો વ્યાપાર, જાહોજલાલી, આ સર્વે વહાણવટા ઉપરે નભે છે. વહાણવટું એટલે વેપારને બળ પૂરૂં પાડતું હૃદય. એ મૂળ હોય તો ડાળીઓમાં રસ પહોંચે છે. વહાણવટાને લીધે વીમા ખાતું, નૂર ખાતું, પૉર્ટ ટ્રસ્ટ ખાતું, કસ્ટમ ખાતું, ઉતારનારા અને ચડાવનારા મજૂરોનું ગુજરાન અને એવાં અનેક ખાતાંઓ નભે છે. નાનાં મોટાં કારખાનાંઓ, પરદેશ ખાતે માલની ચડગત, અને તેને લગતાં જુદાં જુદાં ખાતાંઓ પણ વહાણવટાના ઉપર જ નભે છે. માટે વહાણવટું એ જ દેશના ઉદયનું મુખ્ય ખાતું છે. આપણે ત્યાં એ સાધનો નથી તેનું મુખ્ય કારણ પરદેશી રાજ્યની દિલસોજીનો અભાવ છે. હિંદીઓ સરકારી મદદની રાહ જુએ છે, અને સરકાર હમેશના માટે એ રાહ જોવરાવવા માગે છે.

## હિંદી સ્ટીમર કંપનીઓ

છેલ્લાં ત્રીસ વરસોમાં હિંદના વેપારીઓએ સ્ટીમર કંપનીઓ ઊભી કરી દેશના વહાણવટાનો પુનરુદ્ધાર કરવાનો પ્રયત્ન કર્યો હતો. ઘણી મોટી થાપણ ધરાવનાર અને સારી સ્ટીમરો લઇ કંપનીઓ સ્થાપન થઇ હતી. આ ત્રીસ વરસનો હિંદી વહાણવટું સ્થાપવાના પ્રયત્નોનો ઇતિહાસ બહુ જાણવા જેવો છે. કોઇ સમયે લખાશે. હમણાં તો ઉપરની સહેજ રૂપ-રેખાથી જ પતાવીશ. એ ત્રીસ વરસોમાં લગભગ દશ કરોડની થાપણ સાથે વીસ પચીસ કંપનીઓ વહાણવટાના માટે સ્થપાઇ હતી. તેમાં બંગાળ સ્ટીમ નેવીગેશન કંપની, ધી સ્વદેશી નેવીગેશન કંપની, ધી ઇંડિયન સ્ટીમ નેવીગેશન કંપની, ધી ઍંગ્લો ઇંડિયા સ્ટીમ નેવીગેશન કંપની વગેરે ઘણી કંપનીઓ હતી. આ કંપનીઓએ યુરોપ અને અમેરિકા ખાતે તૈયાર સ્ટીમરો

ખરીદી હતી, પરન્તુ એ સ્ટીમરો ચલાવતાં તેમને દિવસે તારા જોવા પડ્યા હતા. અનુભવી અંગ્રેજી અમલદારો મળવામાં મુશ્કેલી નડી. દેશીઓમાં સર્ટિફિકેટ ધરાવનાર કોઇ અમલદાર મળ્યો જ નહિ. શરૂઆતથી જાત જાતની તકલીફો પડી. સરકારી અંગ્રેજી અમલદારોની સહાનુભૂતિ પોતાના જાત ભાઇઓની કંપની તરફ હોય તેમાં શું નવાઇ? જેથી દેશી સ્ટીમર કંપનીઓને કોઇ પણ જાતની ભીકારાભરેલા સહકારની આશા રાખવી એ આકાશકુસુમવત્ હતું. કોલસાના નૂરના નફાભર્યા સરકારી કંટ્રાક્ટો તો દેશી સ્ટીમર કંપનીઓના નસીબમાં ક્યાંથી હોય? તેમ જ મેલો લઇ જવા માટે આપવામાં આવતી મદદની મોટી રકમો પણ દેશી કંપનીઓ મેળવી શકી નહિ. એક્ષચેંજ બેંકો જેવી ધનબેંકો પ્રણ અંગ્રેજી સ્ટીમરની કંપનીઓને નાણાં ખુશીથી ધીરે, પણ દેશી કંપનીઓ તેવી આંટ ધરાવતી નથી, એમ એક્ષચેંજ બેંકો માનતી હતી. વીમા કંપનીઓ પણ દેશી સ્ટીમરોનો વીમો મોટા ભાવે ઉતારે.

### અંગ્રેજી-સ્ટીમર કંપનીનાં બહોળાં સાધનો

ઘણી, જૂની, મોટી લાગવગવાળી, બહોળા થાપણવાળી અને ઘણી સ્ટીમરો ધરાવનારી બ્રિટિશ ઇંડિયા સ્ટીમ નેવીગેશન કં. લિમિટેડ અને તેનો સહકાર ધરાવનારી બીજી બ્રિટિશ કંપનીઓની સ્ટીમરોના હાથમાં હિંદનો અંતર્ગત તથા બહારના વેપારનો મુખ્ય હિસ્સો છે. લોર્ડ ઇંચકેપ એ કંપની અને પી. ઓ. કંપનીનો પ્રમુખ છે. ઇંગ્લંડમાં મોટી રાજદ્વારી લાગવગ ધરાવે છે. આ કંપની ઘણાં વર્ષો થયાં એક ચક્રે હિંદી મહાસાગરમાં રાજ્ય ચલાવે છે. એની લાગવગ સીમલાથી તે લંડન સુધી અપ્રતિહત ચાલે છે. બ્રિટિશ ઇંડિયા કંપની લગભગ વીસ ટકા જેટલો નફો પેદા કરે છે. તેણે ૧૩ ટકા જેટલો નફો ભાગીદારોને વહેંચ્યો છે. અને સ્ટીમરોની કિંમતનો મોટો ભાગ માંડી વાળી નામની જ કિંમતે સ્ટીમરો પોતાના ચોપડાઓમાં રાખી છે. કોઇપણ દેશી કંપની નવી ઊભી થાય છે કે ભાવો, નૂરો અને ટિકિટોની કિંમતમાં મોટી હરિફાઇ કરી તેને ઊગતી જ દાબી દે છે. કોલસાના કંટ્રાક્ટો, મેલ લઇ જવાને માટે મોટી નાણાંની રકમ અને સરકારી મોટું કામ એ કંપનીને મળે છે.

### વળતરની રૂઢિ

ડેફર્ડ રીબેટ એટલે વળતર વાળવાની રૂઢિ એ બ્રિટિશ ઇંડિયા સ્ટીમ નેવીગેશન કંપનીનું મોટું હથિયાર છે. આ રીબેટ ૭ માસ પછી વાળવાનું છે. તે આપવું ન આપવું એ કંપનીની મુન્સફી ઉપર છે. તેથી દેશી વેપારીઓ એ કંપનીને છોડી શકતા નથી. તેમના લાખો રૂપિયા આ કંપનીમાં રીબેટ તરીકે પડ્યા રહે છે. અને કોઇપણ બીજી કંપનીમાં માલ ચડાવ્યાથી તરત જપ્ત થાય છે. એસેમ્બલીમાં આ વળતરનો રિવાજ કાઢી નાખવા માટે ઠીક ચળવળ ચાલી હતી, પરંતુ બ્રિટિશ કંપનીની લાગવગ પાસે સૌ નિષ્ફળ ગયું.

### દેશી વેપારીઓની લાચારી

હિંદનો આંતરિક વેપાર ઘણોખરો હિંદી વેપારીઓના હાથમાં છે. તેઓ દેશી સ્ટીમર કંપનીઓને ચાહે છે, પરન્તુ તેમને સંજોગો પ્રતિકૂળ છે. અંગ્રેજી સ્ટીમરોનો વીમો સસ્તો મળી શકે છે. બેંકોમાં તેમના ઓફીસરોઓને માન મળે છે. અંગ્રેજ કંપનીઓ સાથે જૂનો નાતો છે. અંગ્રેજ સ્ટીમરો દુનિયાના કોઇપણ બંદર ખાતે માલ મોકલવવાનાં સાધન અને સંબંધ રાખી શકે છે. અને વળતર માટે પણ દેશી વેપારીઓ જૂની અંગ્રેજ કંપનીઓના હાથમાં છે. દેશી સ્ટીમર કંપનીઓને આ થોડાં વર્ષોની હરીફાઇમાં લગભગ દશકરોડ રૂપિયાનું નુકસાન થયું હશે.

[ અપૂર્ણ ]

ડુંગરશી ધરમશી સંપટ

# એ અગમ્યને—

સંધ્યા-ઉષા નભ પટે ચીતરી અનેરી,
ને પુષ્પ પંખી પર ઝીણી પીંછી ચલાવી;
તેં સપ્ત રંગ થકી - એક ધનુષ્ય દોર્યું,
અવ્યક્ત ચિત્રક તને હૃદયે નમું હું
પાણી અને પવન સાધન વાપરીને,
—સામગ્રી શી પ્રભુ! વિચિત્ર તને ગમે છે!—
તું કૈંક આકૃતિ અને કંઈ મૂર્તિ યોજે,
એ શિલ્પકાર તમને શિર આ નમે છે.
"જુઓ! પિરામિડ અમે અદ્‌ભુત કીધો,
"કે 'તાજ મ્હાલ' સમ ભવ્ય મહાલ યોજ્યો;
તું તો હિમાલય રચી મનમાં હસે છે,
સ્થાપત્યકાર! તમને શિર આ નમે છે.
કો 'સ્વેઝ' જેવી વળી નહેર મહાન કાઢે,
કે સેતુઓથી સ્થલસંગમ ખૂબ યોજે,
તેં રામ-સેતુ સમ કૈંક અનેક બાંધ્યા,
સામુદ્રધુનિ તણી કૈં ગણના વળી ના
ફેંકી તરંગ જલ-કેલિ કરે અનેરી,
કો વેળ જ્યોતિ-ગણ-કંદુક દૂર ફેંકી;
રત્નો હિરા અણમુલા લઈ તું રમે છે,
એવા સનાતન શિશુ! શિર આ નમે છે.
આહા! વિશાળ-હૃદયી અહિં બુદ્ધ શોભે,
શું તેમની જન-પ્રીતિ જગ ભેટતી છે!
તે લક્ષ્ય, મર્ત્ય ત્યમ ના વળી વિશ્વ-માન્ય,
તું તો અલક્ષ્ય વળી વ્યાપક ને અનંત
ચક્ષુ દિઠાં શિશુ પ્રતિ કદી માતનાં કે?
મુગ્ધા નિહાળતી નીંઝુ ભરપૂર હૈયે?
ઉદ્‌ગ્રીવ દ્દષ્ટ થકી સંત પૂજાય કોઈ,
એ પ્રેમ-પ્રેરક પ્રભુ! તુજ સર્વ કાંઈ.
ના ચિત્રકાર, પણ તું નહિ શિલ્પકાર,
સ્થાપત્યકાર નહિ કે નહિ બાળ, સંત;
મુગ્ધા નહિ, જનની ના, નહિ સંત-ભક્ત,
તેને નમું સહુથી જે પર ને અગમ્ય

હેમંતબાલ

# એ અગમ્યને–

સંધ્યા–ઉષા નભ પટે ચીતરી અનેરી,
ને પુષ્પ પખી પર ઝીણી પીંછી ચલાવી;
તેં સપ્ત રંગ થકી એક ધનુષ્ય દોર્યું,
અવ્યક્ત ચિત્રક તને હૃદયે નમું હું.
પાણી અને પવન સાધન વાપરીને,
—સામગ્રી શી પ્રભુ! વિચિત્ર તને ગમે છે!—
તું કૈંક આકૃતિ અને કઇ મૂર્તિ યોજે,
એ શિલ્પકાર તમને શિર આ નમે છે. ૨
"જુઓ! પિરામિડ અમે અદ્ભુત ... જવારણના
કે 'તાજ મહલ' એટલે કાયદા ઘડવાની સત્તા બધારણ આપે છે
...ર કરેલું છે.

આ બંધારણ ૧૫૦ વર્ષ ઉપર થયેલું તે દરમિયાન રાજ્યના નાગરિકો તરફની ફરજ વિષના વિચારોમાં રાજ્યશાસ્ત્ર ને સમાજશાસ્ત્રના વિચારકો ને અભ્યાસકોના દૃષ્ટિબિન્દુમાં ઘણો ફેર થઇ ગયો છે. એક દાખલો લઇએ. દોઢસો વર્ષ ઉપર રેલવેઓ નહોતી, તેથી રેલવે રાજ્યની માલિકીની ને રાજ્યની વ્યવસ્થા નીચે રહેવી જોઇએ કે કંપનીઓના હાથમાં, એ, આજનો અગત્યનો સવાલ ઉપસ્થિત જ નહોતો થતો. આજે રેલવે એટલે પ્રજાશરીરની આર્થિક ને સાંસ્કારિક નસો. તેથી રેલવેની વ્યવસ્થા ને કાબુ પ્રજાના પ્રતિનિધિ તરીકે રાજ્યના હાથમાં હોવી જોઇએ ને રાજ્યો ધીમે ધીમે એમ કરતાં પણ જાય છે એટલે જે અટપટા પ્રશ્નોનો નિવેડો આજે કરવો પડે છે તે પ્રશ્નોનું—રાજકીય દૃષ્ટિએ—અસ્તિત્વ, બંધારણ ઘડવામાં આવ્યું ત્યારે નહોતું, એટલે જે પ્રશ્નો બંધારણ ઘડવામાં આવ્યું ત્યારે અસ્તિત્વમાં હોય, તેવા પ્રશ્નોનો નિકાલ કરવાની સત્તા પણ નવી જ ગણાય. બહુમુખી સત્તાવાળાં રાજ્યો પાસે પ્રશ્ન ઊભો થાય છે કે આ સત્તા કોને જવી જોઇએ? આ પ્રશ્ન વિકટ છે.

બહુમુખી રાજ્યનું બંધારણ આટલી સત્તા મધ્યસ્થ સરકારની, આટલી પ્રાન્તિક સરકારોની એ નક્કી કરે છે. પછી સવાલ બાકી રહેલી સત્તા ( residuary powers )–એટલે રાજ્ય-બંધારણમાં ન લખેલી, ને ભવિષ્યમાં ઊભી થયેલી સત્તા. આ સત્તા કાં તો મધ્યસ્થ સરકારને કાં તો પ્રાંતિક સરકારને મળી હોય. અમેરિકા ને ઓસ્ટ્રેલિયામાં આ સિલક રહેલી સત્તા પ્રાન્તિક સરકારોને આપેલી, પરિણામે બન્ને દેશોમાં ઘણું નુકસાન થયું છે.

અમેરિકાનો દાખલો લઇએ. ૧૫૦ વર્ષ ઉપર સીધા કર ( direct taxes ) ની પદ્ધતિ નહોતી. જેમ રાજ્યની નાગરિકો તરફની ફરજો વધી, જેમ જેમ રાજ્ય નાગરિકોની નવી નવી હાજતો પૂરી પાડતું આવ્યું, તેમ તેમ રાજ્યને વધુ ને વધુ ઉપજની જરૂર પડવા માંડી; એટલે નવા કર લોકો ઉપર નાખવાની રાજ્યને જરૂર પડવા માંડી. અમેરિકાના રાજ્યબંધારણમાં એવા શબ્દો વપરાયા હતા કે મધ્યસ્થ સરકાર કમાઇવેરો લોકો ઉપર નાખી ન શકે. ત્યાંની વડી ધારાસભાએ કમાઇવેરાનો કાયદો પસાર કર્યો; પણ વડી અદાલતે એ કાયદો સનદને ખિલાફ ( Unconstitutional ) ગણ્યો. એનો અર્થ એ કે રાજ્યબંધારણ

પ્રમાણે મધ્યસ્થ સરકારને એ કાયદો ઘડવાની સત્તા જ નહોતી. તેથી એ લોકોને રાજ્ય-બંધારણમાં કાનુની ફેરફાર (constitutional amendment) કરવાની ફરજ પડી. આ કાનુની ફેરફાર કરવાની રીત એટલી બધી મુશ્કેલ ને અટપટી છે કે એ લગભગ અશક્ય જેવી જ છે. એટલે અમેરિકાનો અનુભવ કહે છે કે, બહુમુખી બંધારણ ઝાઝું નુકસાન ન કરે, પણ જો બહુમુખી બંધારણ સાથે સીલકી સત્તા બહુમુખી રાજ્યનાં પેટારાજ્યોને આપવામાં આવે તો તે વસ્તુસ્થિતિ દેશની પ્રગતિને ઘણું જ નુકસાન કરે છે. અમેરિકાનો સ્વતંત્ર પ્રજા તરીકે જન્મ થયો ત્યારે એ દેશની પરિસ્થિતિ એવી હતી કે આ દોષ સાથે પણ બહુમુખી બંધારણ ઘડવું પડેલું.

આવી જ સ્થિતિ જ્યારે પ્રશિયા, બેવેરિયા, વુટેમબર્ગ વગેરે ભેગા કરી જર્મન સામ્રાજ્ય બીસ્માર્કે ઘડયું ત્યારે હતી. પણ જર્મનીને બહુમુખી રાજ્યબંધારણને લીધે બહુ નુકસાન ન થયું એનું કારણ એ કે, પ્રશિયાના પ્રતિનિધિઓ જો વિરુદ્ધ પડે તો કોઈ પણ અગત્યનો કાયદો પસાર ન થઇ શકે એવી કલમ રાજ્યબંધારણમાં હતી, એટલે એક જાતની એકતાનતા રાજ્યમાં આવી રહેતી.

કેનેડામાં પણ બહુમુખી રાજ્યતંત્ર છે, કારણ કે કેનેડામાં ફ્રેંચ બોલનાર થોડા ને અંગ્રેજી બોલનારા ઘણા, એમ બે પ્રજાઓ હતી ને છે. ફ્રેંચ કેનેડિયનોને દહેશત હતી કે મધ્યસ્થ સરકારને બધી પૂરી સત્તા આપવામાં આવે તો એમની પોતાની સાંસ્કારિક સ્વતંત્રતામાં વાંધો આવે (ફ્રેંચ કેનેડિયનો કેથોલિક ધર્મના—ઇંગ્રેજી કેનેડિયનો પ્રોટેસ્ટન્ટ ધર્મના), તેથી કેનેડાનું રાજ્યબંધારણ બહુમુખી ધોરણે ઘડવામાં આવ્યું. એ નોંધવા જેવું છે, કે કેનેડામાં લઘુમતિની કોમ—ફ્રેંચ કેનેડિયનોએ હિંદના મુસ્લીમો જેવી ભયંકર માગણીઓ કદી કરેલી નહિ, પણ કેનેડામાં સીલકી સત્તા મધ્યસ્થ સરકારને આપવામાં આવી છે. અમેરિકાએ કરેલી ભૂલ કેનેડિયનોએ જોઈ ને પોતે એ ભૂલ ન કરી.

હવે આપણો કમનસીબ દેશ લઇએ. અહીંઆં પ્રાંતિક ભેદો છે, ને તે ભાષાભેદને લઇને છે. હજી એક એવી રાષ્ટ્રભાષા આપણે સંપાદન કરી નથી કે જે હિંદના જુદા જુદા ભાગના લોકોને અને આમવર્ગ તેમ જ ઉચ્ચ વર્ગને સુગમ હોય ને એ બધાને એક ભાષા-ભાષી બનાવે. બીજું, આબોહવા ને સંસ્કારોના ભેદ ને દેશની વિશાળતાને લીધે પણ એક મધ્યસ્થ સરકાર પૂરેપૂરી સત્તાવાળી (completely sovereign) આ દેશમાં હિતકર ન હોય એ બનવાજોગ છે. આટલા પૂરતો, બહુમુખી સત્તા હિંદમાં સ્થાપવા ઇચ્છતા પક્ષને ટેકો મળે, પણ હિંદના ઐતિહાસિક સંજોગોને લીધે બીજી કેટલીક વાતો પણ આપણે ધ્યાનમાં રાખવી જોઇએ: બ્રિટીશોનું છેલ્લાં દોઢસો વર્ષનું રાજ્ય એકતન્ત્રિત હોવાથી હિંદમાં રાષ્ટ્રીય ભાવના આટલા વેગથી ને તીવ્રતાથી પ્રસરી છે. પણ અત્યારના પ્રાન્તિક વિભાગો મનસ્વી (arbitrary) છે, ને હવે પાછા ભાષાવાર નવા પ્રાન્તો બનાવી પછી બહુમુખી રાજ્યતંત્ર દાખલ કરવામાં આવે તો તેમાં એક જાતની કૃત્રિમતા રહે જ. દિલ્હીમાં બેઠેલી સરકાર હિંદના દરેક ભાગના પ્રશ્નોનો વિચાર ને નિવેડો કરી ન શકે. તે છતાં મધ્યસ્થ સરકારને જુદા જુદા પ્રાંતોને એકસરખા વેગથી પ્રગતિ કરતા રાખવાની સત્તા હોવી જ જોઇએ. મુંબાઇ, બંગાળ કે આસામ પોતપોતાના સંજોગો ને સ્થિતિ પ્રમાણે કારભાર ચલાવે, પણ મધ્યસ્થ સરકારને દેખરેખ રાખવાનો હક હોવો જોઇએ,

દુનિયામાં જ્યાં જ્યાં બહુમુખી રાજ્યતંત્ર અસ્તિત્વમાં આવ્યાં છે ત્યાં ત્યાં જુદાં જુદાં સ્વતંત્ર નાનાં રાજ્યો--સંસ્કાર; ધર્મ ને ભાષાના ભેદને લીધે પૂરાં એકત્રિત થવા નહોતાં માગતાં; તેથી કામચલાઉ યોજના તરીકે બહુમુખી રાજ્યતંત્ર ઘડવામાં આવેલું. પણ બધાં બહુમુખી રાજ્યોમાં રાષ્ટ્રીય અસ્મિતાની લાગણીના પ્રસરણથી, ને આર્થિક, વ્યાપારિક ને ઔદ્યોગિક કારણોને લીધે પ્રાન્તિક ભેદભાવ ઘસાઇ ગયા છે. આજે અમેરિકામાં ન્યુયૉર્કનો શહેરી વર્જીનયાના શહેરીને પરદેશી નથી ગણતો. એક પ્રશિયન બેવેરિયાને પરદેશ નથી ગણતો.

આથી એ તો નક્કી થાય છે, કે હિંદમાં બહુમુખી રાજ્યતંત્ર સ્થાપવાને ઇતિહાસ બહુ ટેકો નથી આપતો; ઊલટું, બધા દેશોમાં બહુમુખી રાજ્યતંત્રને એકત્રિત રાજ્યતંત્રને અસ્તિત્વમાં આણવા પાયારૂપ ગણીને જ, એક કામચલાઉ યોજના તરીકે જ, માનવામાં આવી છે; ત્યારે આ દેશમાં એકતંત્રિત રાજ્યબંધારણમાંથી ઇતિહાસને ઊંધે રસ્તે બહુમુખી રાજ્યતંત્ર તરફ જવાની સલાહ આપણને આપવામાં આવે છે ને આપણા પેલા મુત્સદ્દીશિરોમણિ શાસ્ત્રીને ગળે આ વાત ઊતરી ગઇ!

બહુમુખી રાજ્યતંત્ર હિંદમા સ્થાપવાની તરફેણમાં એમ કહેવાય કે દેશી રાજ્યો ને બ્રિટીશ હિંદનું રાજ્યતત્ર તો બહુમુખી રાજ્યબંધારણના પાયા ઉપર જ હોય; પણ હિંદનાં દેશી રાજ્યો એટલે દેશી રાજ્યોના રાજાઓ નહિ, પણ તેમની પ્રજા એ ભૂલી જવાય છે. ને દેશી રાજ્યોમાં જો હિંદના પ્રાન્તોના જેવી ધોરણશીલ રાજ્યવ્યવસ્થા દાખલ કરવામાં આવે તો આ પ્રશ્નનો વિચાર કરવો પડે; પણ આપણા "દેશભક્ત" રાજાઓ એ કાંઇ માનવાના છે?

બહુમુખી રાજ્યતત્રની તરફેણમાં મુખ્ય વજનદાર દલીલ--ધર્મ, સંસ્કાર ને જાતિના ભેદોનું આન્તુવાર અસ્તિત્વ. તે હિંદમાં છે જ નહિ, એટલે મારી નમ્ર માન્યતા પ્રમાણે તો હિંદમાં બહુમુખી રાજ્યતંત્ર સ્થાપવાની કોઇ ખાસ વજનદાર દલીલ જ નથી; એટલું જ નહિ પણ બહુમુખી રાજ્યતંત્ર એ એકરૂપે કામચલાઉ વ્યવસ્થા છે (Compromise) ને તે અમુક વખત ને સંજોગો (for transitional period) માટે છે.

આનો અર્થ એમ નથી કે પ્રાન્તિક સરકારોને સત્તા જ ન હોવી જોઈએ. ઊલટું, એમને ઘણી બહોળી સત્તા આપવામાં આવશે. પણ મધ્યસ્થ સરકાર દેશમાં કેળવણીમાં ને કાયદા વગેરેમાં જે એકતાનતા રહેવી જોઇએ તે રાખવા હરહમેશ પ્રયત્ન કરશે. ખરી વાત તો એ છે કે આગ્ગાડીવે, તાર, ટેલીફોન ને વાયરલેસ ને હવે તો એરોપ્લેન ને મોટા પાયા ઉપર ઉદ્યોગ ને ધધાવેપારના જમાનામાં, હિંદ જેવા વિશાળ દેશમાં પણ, મદ્રાસ ને મુંબાઇ જેવી સરકાર, ધધાઉદ્યોગને લગતા જુદા જુદા કાયદા પસાર કરી જ ન શકે. તેથી જ પ્રાન્તિક સરકારોની સ્વતંત્રતા મુખ્યત્વે એમને માટે નક્કી કરેલા ક્ષેત્રમાં કાર્યદક્ષ કારભાર પૂરતી જ રહેવી જોઇએ.

# તાજમહાલનું ચિત્ર ટાંગતાં '

સ્રગ્ધરા વૃત્ત

આ મ્હારી માલિકીનૂ નયન સુખદ જે રમ્ય છે ચિત્ર સારુ
તે તાહારૂય છે છે શુંય વધુ, રમણી, એમ જો હૂં ઉચારૂં ?
રે ! રે ! એ તો છબી છે-સુચવતિ કરુણાયુક્ત ઐશ્વર્ય, બાલે,
રોવાને છૂ હું સૌજે સ્મિત ક્રમણ કરે તાહરા જો સુગાલે.
એ આલેખાયલી છે કબર વસિ વિષે જેહ મુમ્તાઝમા'લ,
સૂતેલા સૂર્યકેરા કૃશ કર અડતા થાંભલાને વિશાળ:
તૂં એ'ને જાણ,-વ્હાલી, શયનગૃહ વિષે ટાંગવા યોગ્ય વસ્ત
સ્વપ્નો કે જાગૃતીમાં, મુદમય બનતાં, કે થતાં શોકગ્રસ્ત,
બન્ને આરંભનારાં શરત જિવનની આપણે મ્લાન શુદ્ધ,
કર્તવ્યોના ગભીર પ્રકરણ રચવાને થએલાં પ્રબુદ્ધ;
દેતાં એકેકને શાસન સહ, મનમાં સાંકડા સૌ ઇરાદા,
પ્રાર્થે જે એક રહેને અપર, કે અર્થ્યું રે શોધિને અર્થ સાદા,
મંધાએલા સમાગ ' દિંગું ' સમે વહતાં જિન્દગી એક જેવી–
ગર્તાપૂં જો કદી હૂ છળ કરિ તુજને, તો ગતી મ્હારિ કેવી ?–
જો હારે એક, તો ના વિજય અવરનો કયાંય લેખી શકાય,
પીડામાં એક હોતાં ઉભય હૃદયને સામટૂ દુઃખ થાય:
આશાઓ આપણી છે સમ, વળિ, સરખાં આપણા ખેદ, વ્હાલી,
ઊભેલાં સૃષ્ટિમાં આ અવર નવર એકેકના આસરાથી
તે છે મ્હારા વખાણો, અયિ સુગુણવતી, તાહરાં શીલ જે જે,
ને પામે અન્ય નિંદા અવિનયયુક્તિ જે આદર્યાં હોય એકે
આકાંક્ષાથી સુતીવ્ર, પ્રણય અકિ, વળી, એકમાં એક લીન
ચાલ્યાં જાતાં ઉભેયે, પણ સમજવુ છે કયાં જતાં તે કઠીન !
હા ! હા ! અફસોસ ! મૃત્યૂ નિયત સહુવનૂં જે થયાં જન્મધારી,
દોરી કેરા જડેલા વળસમ, પણું હા ! છૂટશૂ છેક, નારી !
દેવી ! આ ભવ્ય ચિત્રાકૃતિ લઇ જઇએ ખડમાહે સુવાના,
દેવાને સ્થાન ત્યાંહી–મુગલ નૃપતણા કીર્તિ કેરી જમાના !–
આવે જ્યાં સૂર્ય કેરા કિરણ, વળિ મૃદુ ચંદ્રિકા જ્યાં પધારે,
સૂતેલી હોય તૂ, ને તુજ નજિક જ હૂં જાગતો હોઉં જ્યારે.

' પ્રતીલ '

# 'કેસરી' પત્રનો અર્ધશતાબ્દીનો સુવર્ણમહોત્સવ

'કેસરી' પત્ર તે લોકમાન્ય તિલકના સ્ફૂર્તિદાયક જ્વલંત વિચારરૂપ આત્માનું શરીર. 'કેસરી' દ્વારા લોકમાન્ય હજારો મહારાષ્ટ્રીય તેમજ મરાઠી જાણનાર વાચકોને દર અઠવાડિયે મળતા હતા, તેમની સાથે ખુલ્લી વાતચીત કરતા હતા. હૃદયના વિચારો પ્રકટ કરતા, તેમને તેજસ્વી શિખામણ આપતા, તેમની રાષ્ટ્રીય ભાવના જાગ્રત કરતા; તેથી જ વ્યવહારની અંદર જેમ આત્મા અને દેહ વચ્ચે લગભગ અભેદ માનવામાં આવે છે તેમજ તિલક અને 'કેસરી' વચ્ચે લગભગ અભેદ માનવામાં આવતો. લગભગ તિલકના જેવો જ આદરયુક્ત પ્રેમભાવ લોકોના મનમાં 'કેસરી'ને માટે રહેતો. અને હજુ પણ તિલક મહારાજના અવસાન પછી દસ વરસે મહારાષ્ટ્રીય વાચકો 'કેસરી'નો તિલકતુલ્ય સત્કાર કરે છે, અને 'કેસરી'નો તેના જન્મથી માંડીને અત્યાર સુધીનો ઇતિહાસ જોતાં જનતાનો તે માટેનો આદર અસ્થાને ન જ ગણાય.

હિંદુસ્તાનમાં 'કેસરી' પત્ર જૂનામાં જૂનું તો નથી જ. મહારાષ્ટ્રમાં પણ 'કેસરી' પત્ર સૌથી જૂનું નથી. આખા હિંદુસ્તાનમાં પહેલવહેલું વૃત્તપત્ર કલકત્તામાં ૧૭૮૦ માં એક અંગ્રેજ ગૃહસ્થે પ્રસિદ્ધ કર્યું. તેનું નામ 'હિકીઝ ગૅઝેટ.' 'કેસરી' પહેલાં બરાબર સો વર્ષે આ પત્ર બહાર પડ્યું. ત્યારપછી ઘણાં વર્ષો સુધી મુંબઈ, મદ્રાસ વગેરે ઠેકાણે ઍંગ્લો ઈંડિયન પત્રો જ ચાલતાં હતાં. હિંદુસ્તાનમાં દેશી ભાષામાં પહેલવહેલું વૃત્તપત્ર બંગાલમાં ૧૮૧૬ માં ગંગાધર ભટ્ટાચાર્યે પ્રસિદ્ધ કર્યું. તેનું નામ 'બૅંગાલી ગૅઝેટ.' ત્યારપછી બે વરસે ૧૮૧૮ માં શ્રીરામપુરના મિશનરીઓએ 'સમાચાર દર્પણ' નામનું બંગાલી વૃત્તપત્ર શરૂ કર્યું. ત્યારપછી થોડાંક વર્ષોમાં બંગાળાના મહાપ્રસિદ્ધ રાજા રામમોહન રાયે 'સંવાદ કૌમુદી' નામનું બંગાલી વૃત્તપત્ર ૧૮૨૧ માં પ્રકટ કર્યું. આધુનિક ભારતીય યુગનું આ પત્ર સૌથી પહેલું વ્યક્તસ્વરૂપ ગણાય. જમાનો બદલાયો નવયુગની પ્રભાત થઇ એવો પોકાર હિંદુસ્તાનમાં આજ પત્રે પ્રથમ કર્યો. એના પડઘારૂપ બીજું પત્ર 'મુંબઈ સમાચાર' મુંબઇમાં ૧૮૨૨ માં શરૂ થયું. મદ્રાસ તરફ દેશી ભાષામાં વૃત્તપત્રો મોડેથી શરૂ થયાં. કદાચ એનું કારણ મદ્રાસી પંડિતોનો અંગ્રેજી ભાષા તરફ અતિરિક્ત પક્ષપાત એ હોય. મદ્રાસી તરુણ દેશભક્તોએ ૧૮૭૮ માં 'હિંદુ' નામનું અંગ્રેજી સાપ્તાહિક પ્રકટ કર્યું.

મહારાષ્ટ્રમાં મરાઠી વૃત્તપત્ર પહેલવહેલું ૧૮૩૭ માં બાળશાસ્ત્રી જાંભેકરે શરૂ કર્યું. તેનું નામ 'દિગ્દર્શન.' ત્યાર પછી હાલનું પ્રસિદ્ધ 'જ્ઞાન પ્રકાશ' પત્ર ૧૮૪૯ માં શરૂ થયું. ત્યાર પછી પૂનામાં અને મુંબઇમાં ઘણાં છાપાંઓ નીકળતાં હતાં.

ઉપર હિંદુસ્તાન અને ખાસ મહારાષ્ટ્રમાંનાં વૃત્તપત્રોનો અત્યંત સંક્ષિપ્ત ઇતિહાસ આપ્યો તે ઉપરથી જણાશે કે કાલની દૃષ્ટિએ 'કેસરી' પત્ર અગ્રેસર અથવા પ્રથમ ન જ ગણાય. પણ બીજી દૃષ્ટિએ તેનું અપૂર્વત્વ માનવું પડશે.

મહારાષ્ટ્રની રાષ્ટ્રીય ભાવનાના જનક, તિલકના રાજકીય ગુરુ વિષ્ણુશાસ્ત્રી ચિપલૂણકરે પોતાની સાથે તિલક, આગરકર, આપ્ટે, કેળકર વગેરે દેશભક્ત તરુણોને લઇ પૂનામાં ન્યૂ

ઇંગ્લિશ સ્કૂલની સ્થાપના, ૧૮૮૦ માં કરી. આ સંસ્થાના આજીવન શિક્ષકો એટલા ભારે ઉત્સાહી અને સમર્થ કાર્યકર્તા હતા કે કેવળ શિક્ષક તરીકે અધ્યાપકનું કામ તેમને નજીવું લાગ્યું અને તેઓ પોતાના કાર્યનો વિસ્તાર કરવા ક્ષેત્ર શોધવા લાગ્યા. તેમના ગુરુ વિષ્ણુશાસ્ત્રી એ સંસ્થાની સ્થાપના પહેલાં જ એક અત્યંત ઓજસ્વી, સંસ્કારી અને આભિજાત લેખક તરીકે આખા મહારાષ્ટ્રમાં પંકાયેલા હતા. તેમનું 'નિબંધ માલા' એ પ્રૌઢ માસિક આખા મહારાષ્ટ્રને અત્યંત પ્રિય થયું હતું. તથાપિ વિષ્ણુશાસ્ત્રી જાણતા હતા કે માસિકોમાં પ્રકટ થતા ઉચ્ચ લેખો છેક ગામડા સુધી પહોંચે નહિ અથવા સાધારણ શિક્ષિત લોકો ઉપર પણ સચોટ અસર કરે નહિ; તેથી તેઓએ લોકોમાં રાષ્ટ્રીય ભાવના પ્રકટાવે, તેમને પોતાની દીનહીન સ્થિતિનું ભાન કરાવે, તે સ્થિતિનું કારણ જણાવે, તે સ્થિતિ દૂર કરવાના ઉપાયો બતાવે અને તે ઉપાયોનો અમલ કરવા પ્રેરે એવું એક વૃત્તપત્ર–સાપ્તાહિક પ્રકટ કરવાનો તેમણે નિશ્ચય કર્યો. આ તેમની યોજનામાં તેમના સહશિક્ષકો ભારે ઉત્સાહપૂર્વક સંમત થયા, અને તેના પરિણામે ૧૮૮૧ ના જાન્યુઆરીમાં એક વૃત્તપત્ર પ્રકટ કરવાનું પ્રથમ પ્રસિદ્ધિપત્ર કાઢવામાં આવ્યું.

ઉપર કહ્યું જ છે કે મહારાષ્ટ્રમાં તે પહેલાં ઘણાં છાપાંઓ નીકળતાં હતાં, પણ તે લગભગ બધાં નમાલાં હતાં. તેમાં પ્રજાપક્ષનું મન્તવ્ય સ્પષ્ટ રીતે પ્રદર્શિત કરવાનું કર્તવ્ય ભાગ્યે જ કરવામાં આવતું. બધાં છાપાંઓ સરકારનાં અન્યાયી કૃત્યો ઉપર ટીકા કરવાનું કાર્ય સભય અન્તઃકરણથી કરતાં. મામુલી ખબરો આપવાનું તેમ જ સાહિત્ય વિષયક લેખો લખવાનું કાર્ય જ ઘણાંખરાં કરતાં. કેટલાંક તો હંમેશ લાફેલચાલનમાં મશગુલ રહેતાં. પોતાના પત્રનું વૈશિષ્ટ્ય જણાવતાં વિષ્ણુશાસ્ત્રી લખે છે:—

"આજસુધી દેશસ્થિતિ, દેશી સાહિત્ય અને બ્રિટિશ રાજકારણ આ વિષયો ઉપર યથાસ્થિત ઉદ્‌ઘાટન કોઇ પણ વૃત્તપત્રમાં થયું નથી. આ ખોટ પૂરી પાડવાનું અમે યોજ્યું છે.

"આ અમારા પત્રમાં દરેક વિષયનું વિવેચન કેવળ નિષ્પક્ષપાત બુદ્ધિથી અને અમને જે સાચું લાગે તેને અનુસરીને કરવાનો અમારો દઢ સંકલ્પ છે. હાલ બાદશાહી અમલમાં ખુશામતનો પ્રકાર બહુ જ વધી ગયો છે. આ પ્રકાર અત્યંત અશ્લાધ્ય અને દેશહિતવિઘાતક છે, એ સૌ કોઇ કબૂલ કરશે. અમારા પત્રમાં તેના નામને છાજે એવા જ લેખો આવશે."

પ્રસિદ્ધિપત્રકમાં વિષ્ણુશાસ્ત્રીની સાથે તિલક, પ્રિ. આપટે, આગરકર વગેરેનાં નામો છે. શાસ્ત્રીબાવાએ પત્રનું નામ 'વિક્રમ' રાખવાનું ધાર્યું હતું. પણ તિલકે 'કેસરી' નામ સૂચવ્યું. તે બધાને ગમ્યું લાગ્યું. 'કેસરી' નામને છાજે એવા એક માર્મિક શ્લોકનું અવતરણ વિષ્ણુશાસ્ત્રીએ જગન્નાથ પંડિતના કાવ્યમાંથી લઇને મુખપૃષ્ઠ ઉપર કાયમને માટે મૂક્યું હતું.

તે શ્લોક:—

स्थितिं नो रे दध्याः क्षणमपि मदांधेक्षण सखे ।
गजश्रेणीनाथ ! त्वमिह जटिलायां वनभुवि ।
असौ कुंभिभ्रांत्या खरनखरविद्रावितमहा ।
गुरुग्रावग्रामः स्वपिति गिरिगर्भे हरिपतिः ॥

સાથે જ મત્તાના મદથી અંધ બનેલા રાજકુંજરને મહારાષ્ટ્રની ગિરિગુફામાં એક કેસરી છે તેનો મુદ્દલ ખ્યાલ ન હતો અને તે પોતાના પ્રબલ શુંડા દંડની 'મસ્ત' લીલા સ્વૈર ચલાવતો હતો. પરિણામે કેસરીએ બહાર આવી રાજકુંજરને ઘાયલ કરી નાખ્યો!'

આ સાપ્તાહિકનું વાર્ષિક લવાજમ માત્ર એક રૂપિયો અને દસ આના રાખવામાં આવ્યું. એમાંના બધા લેખકો એક પાઈ પણ લીધા વિના લેખો લખતા હતા એ કહેવાની જરૂર નથી

અંગ્રેજી વાચકો માટે 'કેસરી'ના ધોરણ પ્રમાણે 'મરાઠા' નામનું અંગ્રેજી સાપ્તાહિક 'કેસરી'ની સાથે પ્રકટ કરવામાં આવ્યું.

લગભગ એક વરસ પત્રમાં મુખ્ય લેખનકાર્ય વિષ્ણુશાસ્ત્રી કરતા હતા. પણ તે ૧૮૮૨ માં ગુજરી ગયા અને ત્યારપછી બધું કામ તિલક નામજોશી વગેરે ઉપર આવી પડ્યું.

પ્રથમ વર્ષના ગ્રાહકોની સંખ્યા ૧૮૦૦ હતી ધીમે ધીમે તિલક અને પ્રો. આગરકરની તેજસ્વી લેખનીની મહારાષ્ટ્ર જનતાના મન ઉપર અસર થવા લાગી. સરકાર પણ ચકિત થઈને આ યુવકો તરફ જોવા લાગી. કોલ્હાપૂર સંસ્થાનના મહારાજાની તરફેણમાં અને તેના દિવાન સાહેબની વિરુદ્ધ મજકૂર લખવાથી તિલક અને આગરકર બન્નેને ચાર મહિનાની સજા થઈ, તેથી પણ પત્રની લોકપ્રિયતા વધી ગઈ ગ્રાહકની સંખ્યા ૧૮૦૦ થી ૩૫૦૦ ની થઈ ગઈ અને ત્યારપછી ચાર પાંચ વરસમાં ૪૫૦૦ સુધી ગઈ.

આ નવા પત્રમા અને જુનાં પત્રોમાં લેખોની બાબતમાં કેટલું અંતર હતું તે નીચેના એક જ વાક્ય ઉપરથી સ્પષ્ટ થશે.—

"સ્વાતંત્ર્યરૂપ અમૂલ્ય દક્ષિણા મેળવવા નરમુંઘયજ્ઞ વગર બાકીનાં બધાં લૌકિક સાધનો વ્યર્થ—એ ઐતિહાસિક સિદ્ધાંતનો બાધ કોણ કરી શકે?"

૧૮૯૧ માં આપટે, આગરકર, પ્રો કેળકર (હાલના ન ચિં કેળકર નહિ) વગેરે બધા સંપાદકો 'કેસરી'માંથી છૂટા થયા અને તિલક એકલા જ પત્રના માલિક તેમજ સંપાદક થયા. આ બધા વિદ્વાનો રાજકીય બાબતમા એકમત હતા પણ સામાજિક બાબતમાં તેમનો તીવ્ર મતભેદ હતો. "સુધારો લોકોને પચે એવી રીતે હળવે હળવે અને વિચારપૂર્વક કરવો જોઇએ. તેને માટે જનતામાં અગાઉ ખૂબ ચર્ચા થવી જોઇએ. તેને કેળવણી આપવી જોઇએ. ધાર્મિક અથવા સામાજિક સુધારામાં સરકારની મદદ તો કદી લેવી ન જોઇએ" એ જાતના વિચારો તિલકના હતા; જ્યારે આગરકર વગેરે જ્વલંત સુધારકો સુધારાના બોજ જનતા ઉપર ફેંકીને રૂઢિના કિલ્લાઓ એકદમ નાબૂદ કરવા માગતા હતા. સુધારો બન્ને પક્ષ ચાહતા, પણ સુધારો કરવાની પદ્ધતિમાં તીવ્ર મતભેદ હતો; તેથી એક સાથે કામ કરવાનું અશક્ય થયું અને આગરકરપક્ષે 'સુધારક' કરીને જુદું જ પત્ર કાઢ્યું ૧૮૯૧ પછી 'કેસરી'ને સવ્ય-સાચી થઇને એકી સાથે બે યુદ્ધો લડવા પડ્યાં—એક સરકારની સામે, બીજું જ્વલંત સુધારકોની સામે. આ બે યુદ્ધમાં 'કેસરી'નું પરાક્રમ એટલું તો અપૂર્વ થયું કે તેના પ્રતિપક્ષો પણ વિસ્મિત થઇને ક્ષણમાત્ર 'કેસરી'ના ઉત્કટ પરાક્રમની મુક્તકંઠે સ્તુતિ કરવા લાગ્યા

આ તરુણ સંપાદકને પોતાનું પત્ર ચલાવતાં કેવા નવનવા સંકટો, કેટલા વિચિત્ર અનુભવો, કેટલા પ્રયાસો કરવા પડ્યા!! પત્રના આરંભના થોડાં વર્ષોમાં પત્રને નફાનું નામ નહિ, ઊલટું કરજ થઈ ગયું. આરંભમાં એવા પ્રસંગો આવ્યા કે સંપાદક, પ્રૂફ તપાસનાર, ગડી વાળનાર એ તો શું પણ કેટલીએ મંગળવારે સવારે મોંસૂઝણામાં છાનુંમાનું જઇ ગ્રાહકોને

બારણે 'કેસરી' પત્ર મૂકી આવવાનું કામ પણ સંપાદક મહાશયને કરવું પડયું. પત્ર દઢપદ થયા પછી લોકમાન્ય ઘણી વખત યુવકોને કહેતાઃ "અરે! આ મારા ખભા એક વખતે પ્રેસનો સામાન ઊંચકીને બીજે ઠેકાણે લઇ જતાં ઢીલા પડી ગયા હતા; અને તમને આટલું કરતાં શરમ આવે છે?" એ બધું હોવા છતાં સંપાદક મહાશયની વાળેલી પથારી રૂપી ટેબલ પરથી એવા નવચૈતન્યથી ઓતપ્રોત લેખો દર અઠવાડિયે પ્રકટ થતા કે તેની પ્રચંડ હાકલથી ગુલામીની ઘોર નિદ્રામાં ઘેરતું આખું મહારાષ્ટ્ર જાગી ઊઠયું. મહારાષ્ટ્રની બહાર પણ 'કેસરી'ના પરાક્રમના પડઘા સંભળાવા લાગ્યા!

આ સ્વતંત્ર વૃત્તિના, નિડર, તેજસ્વી, પ્રખર વિદ્વાન, અદ્વિતીય વીર ઉપર સ્વાભાવિક રીતે જ સરકારની મહેર નજર થઇ. એક પછી એક સજાનાં પારિતોષિકો તેના ઉપર સરકાર વરસાવવા લાગી. જેમ જેમ સજાનું પારિતોષિક મળવા લાગ્યું તેમ તેમ પત્રનું સૂર (tone) વધારે ને વધારે તીવ્ર થતું ગયું. કેસરી વધારે સ્પષ્ટતાથી પોતાનું ધ્યેય જાહેર કરવા લાગ્યોઃ– "લોકોમાં જાગૃતિ, ધગશ અને સંઘશક્તિ ઉત્પન્ન કરવી એ જ વર્તમાનપત્રકાર તરીકે અમારું મુખ્ય કર્તવ્ય એમ માનીએ છીએ. અમે જે લેખો લખીએ છીએ તે કંઇ રાજકર્તાને માટે નથી લખતા પણ અમારા મનના બધા વિચારો, બધી ધગશ, બધી આગ વાચકોના મનમાં ઊતરે એટલા સારુ જ લખીએ છીએ. અમે ધારેલું પરિણામ જો ન આવે તો અમારો શ્રમ ફોકટ ગયો એમ અમે માનીશું.

"किं कवेस्तस्य काव्येन किं काण्डेन धनुष्मतः ।
परस्य हृदये लग्नं न घूर्णयति यच्छिरः ॥

એ જે સંસ્કૃત ઉક્તિ છે તે વર્તમાનપત્રને પણ લાગુ પડે છે"

જોતજોતામાં 'કેસરી' પત્ર રાજકીય અને સામાજિક કાર્ય કરનાર એક વિશાલ સંસ્થા થઇ ગઇ. તિલકની આસપાસ પ્રો. પરાંજપે, ન. ચિં. કેળકર, ખાડિલકર, કરંદીકર, ગોખલે એવા અનેક સમર્થ કાર્યકર્તાઓ અને લેખકો ભેગા થયા. દરેક જીલ્લામાં અને દરેક પ્રાંતમાં કેસરી સંપ્રદાયના અથવા નૂતન રાષ્ટ્રીય પક્ષના (જેને માટે જહાલ પક્ષ એવો મરાઠી શબ્દ છે) મથકો નિર્માણ થયાં. પૂનાની કેસરીની કચેરીના કેન્દ્રમાંથી મદ્રાસ બંગાલ પંજાબ જેવા દૂરસ્થ પ્રાંતની હિલચાલનાં સૂત્રો હલવા લાગ્યાં. આ રાજકીય સહકારના ક્ષેત્રમાં 'અમૃત બઝાર પત્રિકા' (મોતીલાલ ઘોષની), 'વન્દેમાતરમ્' (અરવિંદ ઘોષનું), 'પંજાબી', હિંદુ, (મદ્રાસનું) વગેરે પત્રો 'કેસરી'ના ધોરણની સાથે હંમેશ નિગડિત રહેતાં હતાં. તેમાં 'અમૃત બઝાર પત્રિકા' તો ખાસ કરીને 'કેસરી'નો ગુરુ અને મિત્ર હતી. શિશિર કુમાર ઘોષે (મોતીલાલ ઘોષના મોટા ભાઇ) 'અમૃત બઝાર પત્રિકા' જે પરિસ્થિતિમાં કાઢી તેનું અને 'કેસરી'ની પરિસ્થિતિનું વિલક્ષણ સામ્ય છે. પત્રિકા કેસરી કરતાં ૧૩ વરસથી વડીલ છે. મૂળ પત્રિકા બંગાલીમાં લખાતી, પણ દેશી પત્રકારોના ઉગ્ર કાયદાના પંજામાંથી છટકવાને માટે શિશિરકુમારે એક જ રાત્રિમાં તેનું અંગ્રેજી છાપામાં પરિવર્તન કર્યું!

શિશિરકુમારની લખવાની ઢબ લગભગ તિલકના જેવી. તેમના વિચારો પણ તિલકના જેવા તેજસ્વી. બન્ને રાષ્ટ્રભક્તો ઉચ્ચ કોટિના. બન્ને મિત્રો. શિશિરકુમાર પછી તેમના નાના ભાઈ મોતીલાલ (ખરું નામ મતિલાલ) ઘોષે પણ તિલક અને 'કેસરી'ની સાથે અખૂટ

મિત્રભાવ રાખ્યો. શિશિરકુમારની પાસેથી લોકમાન્યે વર્તમાનપત્રકાર તરીકે ઘણી પ્રેરણા લીધી હતી............

એ પ્રમાણે સતત ચાળીસ વરસ 'કેસરી' એ તિલક મહારાજનો દિવ્ય સંદેશ રાષ્ટ્રને પહોંચાડવાનું કિંમતી કાર્ય કર્યું. તિલકની હયાતીમાં જ 'કેસરી' પત્રના ધોરણમાં સમરસ થાય એવા અનેક લેખકશિષ્યો તૈયાર થયા. તેઓ લોકમાન્યની સજા દરમિયાન અને ગેરહાજરીમાં પણ 'કેસરી' ચલાવતા હતા. લોકમાન્યના દેહાવસાન પછી પણ તેઓએ તેમની વિચારપ્રણાલિકા કાયમ રાખીને 'કેસરી' દ્વારા લોકશિક્ષણનું કામ ચલાવ્યું છે. 'કેસરી' ક્યારનું લોકમાન્યનું અથવા બીજા કોઈપણ સંપાદકનું મટી ગયું છે. તે પત્ર હવે આખા મહારાષ્ટ્રનું થયુ છે. આખુ મહારાષ્ટ્ર તેની તરફ મમત્વની દૃષ્ટિથી જુએ છે. હવે તેમાં સંપાદકનું વ્યક્તિવૈશિષ્ટ્ય રહ્યું નથી જો રાજકારણમાં 'કેસરી'ના કોઇપણ સંપાદકનો મત મહારાષ્ટ્રીય મતથી અલગ હોય તો તે તેને આજપણ બદલવો જ પડે છે હવે એ પત્ર મહારાષ્ટ્રીય ભાવનાનું Barometer (માપયંત્ર) બન્યું છે. એનો એક રમુજી દાખલો અસહકારના પ્રારંભમાં બન્યો હતો. તે વખતે 'કેસરી'ના સપાદક પ્રસિદ્ધ ન ચિં. કેલકર અસહકારની વિરુદ્ધ હતા. અને તેમણે પોતાના મતો 'કેસરી' દ્વારા પ્રકટ કર્યા. તરત જ મહારાષ્ટ્રમાં મોટો ખળભળાટ થયો. અને આ લોકક્ષોભને પરિણામે કેળકરની લગભગ પદચ્યુતિ થવાનો પ્રસગ આવ્યો, અને લોકમાન્યના પૌત્ર કેતકરે 'કેસરી'નું સપાદનકાર્ય સ્વીકાર્યું. અસહકારનો ઉપદેશ 'કેસરી' દ્વારા થવા લાગ્યો અને સંપાદક કેતકરે સત્યાગ્રહમાં જેલમાં જઇને મહારાષ્ટ્રની આશાઓ અંશતઃ સફળ કરી.

આવા મહારાષ્ટ્રીય પત્રનો સુવર્ણમહોત્સવનો પ્રસગ દરેક મરાઠી વાચકને આનંદદાયક થાય એમાં નવાઇ નથી. લોકમાન્યની અમૂલ્ય સેવાનું ઋણ મહારાષ્ટ્ર તો શી રીતે ફેડી શકે, પણ મહારાષ્ટ્રે 'કેસરી'ને કઇ ઓછો આવકાર આપ્યો નથી. તિલકની હયાતીમાં 'કેસરી'ના ગ્રાહકોની સખ્યા ચાળીસ હજાર સુધી પહોચી હતી હાલ પણ તેના લગભગ ત્રીસ હજાર જેટલા ગ્રાહકો છે. દેશી ભાષામાં વર્તમાનપત્રનું આટલુ સૌભાગ્ય ક્વચ્ચિત જ મળી આવે. હાલ 'કેસરી' પત્રની વિશાલ સંસ્થા થઇ છે. જેલયાત્રાની કસોટીએ ચઢાવીએ તો પત્રના સપાદક મંડળમાંનો દરેક આ કસોટીએ ઊતર્યો છે...હાલ 'કેસરી' પાસે લાખો રૂપિયાનો દ્રવ્યનિધિ છે રાજકીય હિલચાલ સગીન પાયા ઉપર પોતાના તરફથી ચલાવવાનું તેમાં સામર્થ્ય છે......પત્રની વિવિધતા પણ અત્યત મનોરમ છે. મહારાષ્ટ્રમાં તો આવી સર્વાંગીણ ચર્ચા કરનાર બીજું પત્ર નથી જ; પણ બીજા પ્રાંતોમા પણ દેશી પત્રોમાં આવાં થોડાં જ પત્રો છે.

'કેસરી'માં અમને બધું મળે છે. તેની ભાષા અત્યંત ઉચ્ચ કોટિની, સુસંસ્કૃત, ઓજસ્વી અને અપ્રતિમ છે તેમાં બધું છે–પણ હાલ માત્ર તેમાં તિલકની પ્રાણપ્રદતા નથી. તે તેમાં આવે અને ફરીથી તેના સ્પર્શથી આખુ મહારાષ્ટ્ર (જે અત્યારે રાજકીય ક્ષેત્રમાં ગુજરાતની પાછળ પડયું છે) ફરી પૂર્વવત્ ગુજરાતની સાથે આવે એવી હાર્દિક ઇચ્છા છે.

રામચંદ્ર બળવંત આઠવલે

# પ્રભાદર્શન

(અનુષ્ટુપ્)

જગની સૃષ્ટિને શીર્ષે ઉષા શી પાખ પાથરે !
રેલતી હાસના રંગો અચરાચરને ભરે

(દ્રુત૦)

મલપતી મૃદુ કોયલ કુંજમા
હરખતી કંઇ કોકિલને કહે.
કલરવે ઝરણો કુદતા ઝીલે
નિજ હયે શુચિ રંગવિલાસને

ચકિત-નેત્ર વિકાસી મૃગાંગના
વિમલ પૂર્વનભે નિરખી રહે,
ચમકતી સુંથુતા કંઈ એ હવે
ચપળ વીજ શી ફાળ વડી ભરે

(અનુષ્ટુપ્)

કિરીટ કૃષ્ણને જેમ વિભૂતિ વિશ્વની વસે
અદ્રિને શીર્ષ આ તેમ પ્રભા રવિતણી લસે

(દ્રુત૦)

ઉઘડતા મુખ સૂર્યમુખીતણા
વિહસતા કંઈ સૂર્યપ્રભા પિયે,
વિકસતા દલ આત્મતણા ઝીલે
પરમ શાશ્વત પ્રભ—ઉજાસને.

બિરલ કો બલ આ જગમા ભરે—
પ્રબલ યૌવન શાશ્વતને કરે,
અમલ ચેતનના જલ સીંચજો
પુમિત એ મનુના કુલને કરે

(અનુષ્ટુપ્)

ધીમે ધીમે ચડી ઊંચે પ્રભાના કર વિસ્તરે,
અધિકા અંતરે એમ આશાના રશ્મિઓ રમે

સુંદરજી ગો. બેટાઇ

# રસાયણશાસ્ત્રી કેવો હોવો જોઈએ*

રસાયણશાસ્ત્રની દરેક શાખામાં ક્રાન્તિ ( Revolution ) થવા માંડી છે, અને તેને લઈને તેના ઇતિહાસમાં એક નવા જમાનાનો ઉદય થયો છે એમ કહીએ તો ખોટું નથી. દિલગીરીની વાત તો એ છે કે ઘણા માણસો અંતરની પ્રેરણાથી રસાયણશાસ્ત્રના અભ્યાસ તરફ ખેંચાયા નથી, પરંતુ બીજા ધંધાઓ જેવા કે ધારાશાસ્ત્ર, વૈદકશાસ્ત્ર વગેરેમાં હરીફાઈ વધી પડવાથી તેમ જ રસાયણશાસ્ત્રમાં સારું ભવિષ્ય મળશે એમ આશા હોવાથી રસાયણશાસ્ત્ર તરફ અજાણતાં તણાઈ આવ્યા છે. ધંધાઉદ્યોગની ઉન્નતિનો મોટો આધાર રસાયણશાસ્ત્રના જ્ઞાનના ઉપયોગ ઉપર છે. માટે આવા માણસોએ ખાસ ધ્યાનમાં રાખવું જોઈએ કે ધંધા-ઉદ્યોગની ઉન્નતિમાં સાધારણ રસાયણશાસ્ત્રી કરતાં નિષ્ણાત રસાયણશાસ્ત્રીની વધારે જરૂર છે. પ્રયોગશાળાના નાના પ્રયોગોને મોટા પાયા ઉપર સચોટ મૂકવા, તેમ જ તેને અંગે થનારી આવક જાવકની ગણતરીઓ કરવી એ નિષ્ણાત રસાયણશાસ્ત્રીઓ જ કરી શકે. આવા નિષ્ણાતો નર્યા પ્રમાણિક હોવા જોઈએ તેમ જ દોરવાઈ ગયા વગર ખુલ્લા દિલથી પોતાના પ્રયોગનાં પરિણામોનાં પૃથક્કરણ કરી શકે એવા હોવા જોઈએ. ધંધાઉદ્યોગની ઉન્નતિ ઇચ્છનાર રસાયણશાસ્ત્રીઓ તથા તેમની સાથે કામ કરનારાઓ પોતાનું વ્યક્તિત્વ ભૂલી જઈ સંપબળથી કામ કરે તો જ ફત્તેહ મેળવે.

## ધંધાઉદ્યોગમાં રસાયણશાસ્ત્રીનું સ્થાન

હિંદુસ્તાનમાં ધંધાઉદ્યોગની ઉન્નતિમાં રસાયણશાસ્ત્રીને કામ કરવાને માટે અનેક ક્ષેત્રો છે. પણ આપણા દેશનાં કારખાનાંના માલિકો શોધખોળની ખરી કિંમત આંકી અગર સમજી શકતા નથી, એ બહુ શોચનીય છે. એ સમૂહના માણસો ઘણુંખરુ લેભાગુ નિષ્ણાતોના હાથમાં રમે છે અને આમતેમ કામચલાઉ જ્ઞાનથી, અથવા તો વિજ્ઞાની હોવાનો ડોળ કરનારાઓની સલાહથી દોરવાઈ જઈ ઘણી ગંભીર ભૂલો કરી નાંખે છે, અને તેથી પૈસાની ખુવારી ઉપરાંત દેશમાં ધંધાઉદ્યોગની ઉન્નતિ તરફ અણગમો પેદા કરે છે. આવાં માઠાં ફળો ઉદ્યોગને તેમ જ આખા દેશને ભોગવવાં પડે છે. ઇંગ્લાંડના કરતાં અમેરિકા અને જર્મનીમાં વેપારઉદ્યોગે વિજ્ઞાનની ઘણી મદદ લીધી છે. પણ આપણા દેશમાં તો વિજ્ઞાન અને ઉદ્યોગ સહયોગી થયાં જ નથી. હિંદમાં તો વિજ્ઞાનીએ પોતે માની લીધેલા પોતાના ઊંચા સ્થાન પરથી નીચે ઊતરવાનું છે, અને વેપારને લગતી કઠિન બાબતોની સાથે બાથ ભીડવાની છે. સાધારણ વર્ગના લોકો, કારીગરો, સંચાલકો જેમને પોતાના માલ બનાવી, હરીફાઈથી વેચી, જીવનની કમાણી કરવાની હોય છે તેમની સાથે રસાયણશાસ્ત્રીએ સંસર્ગમાં આવવું જોઈએ. તેમ જ કારખાનાંવાળાઓએ વૈજ્ઞાનિક શોધની જરૂરિયાત સ્વીકારવી જોઈએ. રસાયણશાસ્ત્રીએ મનુષ્યોમાં રહેલી ઉત્તમમાં ઉત્તમ વૃત્તિઓનો ઉપયોગ કરવા માટે કુનેહથી

* તા. ૩ જી જાન્યુઆરી ૧૯૩૧ ના રોજ નાગપુરમાં ભરાયેલી ૧૮ મી ઇન્ડિયન સાયન્સ કોંગ્રેસના અધિવેશનમાં ડૉ. કુંવરજી ગોસાઇ નામક પ્રમુખસ્થાનેથી આપેલા ભાષણનો સાર.

તેમની સાથે કામ લેવાની વૃત્તિ કેળવવી જોઇએ. આ બધુ કરવું એ સખ્ત મજૂરી સિવાય થાય એમ પણ નથી, પણ આપણે એ કાર્ય કર્યે જ છૂટકો છે.

સર્વે રસાયણશાસ્ત્રીઓનું સંગઠન થવાની જરૂર છે, કારણ સંગઠન સિવાય સંઘબળ પ્રાપ્ત થતું નથી. જે દેશે ઊંચે આવવું હોય તેને પોતાના ઉત્તમમાં ઉત્તમ ગુણવાળા મનુષ્યોનું સંઘબળ જમાવવાની જરૂર છે પગલે પગલે મનુષ્યજીવનમાં રસાયણશાસ્ત્રની જરૂરિયાત છે જ. તો પછી રસાયણશાસ્ત્રનિષ્ણાતોનું સંઘબળ, અને તે પણ ઘધાર્થે, થવાની જરૂર છે. ઈંગ્લાંડ અને અમેરિકામાં ખોરાક તેમ જ દવાદારૂને લગતી રસાયણશાસ્ત્રની વિદ્યામાં અનહદ પ્રગતિ થઈ છે. પણ આ દેશમાં તે બાબતમાં તદ્દન અંધારૂં જ છે. આજસુધી આ અગત્યનો સવાલ જેના ઉપર બત્રીસ કરોડની સુખાકારીનો આધાર છે તેને હાથ ધરવાની પણ હિંદી સરકારને ફુરસદ નથી.

## રસાયણશાસ્ત્રની કેળવણી

હિંદની વિદ્યાપીઠોમાં આ વિષયને લગતા જ્ઞાનની પ્રવીણતા વિષે એક સરખુ સ્થાયી ધોરણ સ્વીકારાયું નથી હિંદની જુદી જુદી વિદ્યાપીઠોના પરીક્ષક તરીકેનો મારો અનુભવ આની સાક્ષી પૂરે છે. વિદ્યાપીઠની પહેલી પદવીને લાયક વિદ્યાર્થીમાં આ વિષયને લગતું કેટલુ જ્ઞાન હોવું જોઇએ એનો એક સાધારણ પ્રબંધ નક્કી થવો જોઇએ. એ પ્રબંધ નક્કી કરતી વખતે દેશના ઉદ્યોગો અને પ્રજાની ઉન્નતિમાં આપણાં બાળકો ઉપયોગી નીવડે એ વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે. હાલ તો વિદ્યાપીઠમાં ભણનાર બાળકોને ધંધાઉદ્યોગને લગતું જ્ઞાન, પાઠ્યપુસ્તકોનાં માત્ર ચિત્રો સમજીને જ મેળવવું પડે છે. આ ખામી દૂર કરવાને પ્રત્યેક વિદ્યાપીઠે પોતાના વિદ્યાર્થીઓને કારખાનાં જોવા સંજોગો પ્રાપ્ત થાય તથા તેમને મળતા જ્ઞાનનો ઉપયોગ શી રીતે થાય છે તે જાણવા મળે એવી ગોઠવણ કરવાની પ્રથમ અગત્ય છે. વિદ્યાર્થીને મળતા જ્ઞાનનો ધંધામાં કેવી રીતે ઉપયોગ થાય એ મુદ્દાનો સમાવેશ થાય એવી રીતે વિદ્યાપીઠના હાલના અભ્યાસક્રમનો વિકાસ કરવો જોઇએ. આમ કરીએ તો જ આપણાં બાળકો પોતાને ગાળવાના જીવનના સંજોગોની ઘટનાનો ગાઢ સંસર્ગ મેળવી શકે. જે રસાયણશાસ્ત્રી ધધાઉદ્યોગને માટે તાલીમ લેતો હોય, તે જો પોતાની પ્રયોગશાળામાં જ ભરાઈ રહે તો પ્રગતિની હરીફાઇમાં જરૂર પાછો પડી જવાનો.

## રસાયણશાસ્ત્ર અને ઉદ્યોગ

કારખાનાંમાં ચાલતી ક્રિયાઓને વિજ્ઞાનની શોધખોળદ્વારા ઉન્નતિને પંથે દોરવી એ જ હુન્નરઉદ્યોગની શોધખોળનો મુખ્ય ધર્મ છે ખાસ કરીને હુનર ઉદ્યોગને લગતી વિજ્ઞાનની શોધખોળો એટલી બહોળી અને સુખદાયી છે કે તેઓ મનુષ્ય જાતનાં દૈનિક અસ્તિત્વ તથા પ્રગતિ સાથે ઘટ્ટ રીતે વણાઇ ગયેલી છે. અમેરિકામાં વેપારી મંડળો ધંધાઉદ્યોગની શોધખોળને વિષે ઈ. સ. ૧૯૧૧ થી સતત પ્રયોગ કરી રહ્યા છે. અમેરિકાના પીટ્સબર્ગ શહેરમાં આવેલા 'મેલન ઇન્સ્ટીટ્યૂટમાં' ધંધાઉદ્યોગની શિષ્યવૃત્તિઓદ્વારા ઔદ્યોગિક શોધખોળોને પ્રગતિ આપવાની પ્રોફેસર કેનેડી ડન્કનને હાથે એક યોજના સને ૧૯૧૧માં ઊભી થઇ. એ યોજના અનુસાર દરવર્ષે હાલ લગભગ રૂા. ૧૫ લાખ ધંધાઉદ્યોગની શોધખોળ માટે ખર્ચાય છે. આ સિવાય ૪૦ લાખ રૂપિયા અમેરિકાના ગર્ભશ્રીમત રોકફેલરે આવી શોધખોળ પાછળ ખર્ચવા જુદા કાઢ્યા હતા લગભગ તેર વર્ષમાં એક કરોડ રૂપિયા ઉપલી પ્રયોગશાળામાં ખર્ચાયા છે. હુન્નરઉદ્યોગની શોધખોળો એ વિજ્ઞાનની મનુષ્યજાતને એક મોટામાં મોટી બક્ષીસ છે. અને અમેરિકાના કારખાનાંવાળાઓ ને ઉપર જણાવેલુ પીટ્સબર્ગ શહેરમાં આવેલું 'મેલન ઇન્સ્ટીટ્યૂટ' એ બક્ષીસો છુટે હાથે વહેચ્યું જાય છે. એથી ઊલટું આપણા

દેશમાં ધનાઢય વેપારીઓ વિજ્ઞાનનાં કાર્યની યોગ્ય કદર કરે એટલું પણ જ્ઞાન મેળવ્યા વગર ધંધામાં પડયા છે.

શોધખોળથી ઘણાએ ધંધાને અનહદ ફાયદા થયા છે; દાખલા તરીકે અમેરિકામાં એક વેપારી કાચો માલ ખરીદતો હતો પણ તેમાં ભીનાશ વગેરેનું પ્રમાણ કેટલું હતું તેનો અંદાજ જાણ્યા વગર માલ લેવો પડતો હતો. જ્યારથી આ ભીનાશના માપની શોધખોળદ્વારા તેને માહીતી મળી, ત્યારથી દરવર્ષે લગભગ ત્રણ લાખ રૂપિયા તે બચાવતો થયો. અમેરિકાની મોટી મોટી રેલવેઓ પર વપરાતાં એંજીનોના પાણીના ગુણદોષ વિશે શોધખોળ થયા પછી બેયલર ખર્ચે પેટે કરોડો રૂપિયાનો બચાવ એ રેલવેઓને થયો છે. વીજળીના તારોના ઉપર જે સીસાની ધાતુનુ પડ આવે છે તેમાં ત્રણ ટકા કલઇ ભેળવાયલું હતું. એ કલઇને બદલે બીજી સસ્તી ધાતુનું મિશ્રણ કરી શકાય એવી શોધ થયા પછી લગભગ આઠદસ વરસમાં વીસ લાખ રૂપિયા બચી ગયા. ટેલીફોનને લગતાં સાધનોમાં વપરાતી કેટલીક ધાતુના મિશ્રણમાં ઉદ્યોગને લગતી શોધખોળથી ફેરફાર કરી શકાયો જેને લઇને ૭ વરસમાં ત્રણ કરોડ રૂપિયા કમાઇ શકાયા. ઉદ્યોગોને લગતી શોધખોળોથી આ કમાઇઓ ઉત્પન્ન થઇ; છતાં હજુએ હિંદમાં એવા એવા કારખાનાંના માલિકો પડયા છે કે જેઓ વૈજ્ઞાનિક શોધખોળકામ માટે એક રૂપિયો ખર્ચવાનું નક્કી કરે તે પહેલાં તો બે રૂપિયા મેળવવાનો આગ્રહ કરે છે !

વિજ્ઞાન અને ધંધાઉદ્યોગનો ગાઢ સહયોગ થાય તે અર્થે ભાષણકર્તા પ્રમુખે એવી સૂચના કરી કે પ્રત્યેક પ્રાંતની વિદ્યાપીઠોમાં તે પ્રાંતના મુખ્ય ધંધાઓને લગતી ઔદ્યોગિક શોધખોળો માટે, મોટા પાયા ઉપર ( ઉદ્યોગને બંધ બેસતાં ), છેલ્લામાં છેલ્લી ઢબનાં સાધનો સાથે એક પ્રયોગશાળા સ્થાપવી જોઇએ દાખલા તરીકે મુંબાઇમાં રૂ અને કાપડને લગતું પૂર્ણ જ્ઞાન અપાય અને ભવિષ્યમાં શોધખોળદ્વારા આ ધંધાની ઉન્નતિ થાય એવી પ્રથમ પંક્તિની ઉદ્યોગશાળા મુંબાઈની વિદ્યાપીઠે તુર્ત જ સ્થાપન કરવી જોઇએ. ખરુ કહીએ તો પ્રત્યેક વિદ્યાપીઠે આ દિશામાં પગલાં ભરવાં એ મગરૂર થવા જેવુ છે, એમ માનતાં થવું જોઇએ.

**જનસમૂહને રસાયણશાસ્ત્ર તરફ રસ લેતા કરવા.**

છેવટે પ્રમુખે ભાર દઇને જણાવ્યું કે સાધારણ જનસમૂહને અને ખાસ કરીને ધનાઢય કારખાનાવાળાઓને, ગર્ભશ્રીમતોને તથા હિંદી નરેશોના દીકરાઓને રસાયણશાસ્ત્રનાં જ્ઞાનમાં રસ લેતા કરવાવી ખાસ જરૂર છે. આટલું કરીએ તો જ શોધખોળ અને તેના પરિણામોની ઉપયોગિતા તરફ જનસમાજનો પાકે પાયે ટેકો મળે અમેરિકા અને ઇંગ્લાંડમાં નાતાલના અઠવાડિયામાં બાળકો અને પુખ્ત ઉમરનાં સ્ત્રીપુરુષો માટે વૈજ્ઞાનિક ભાષણનો પ્રબંધ રાખવામાં આવ્યો છે. ન્યૂ યોર્કની જનરલ ઇલેકટ્રીક કંપનીએ વીજળીક ધંધાને લગતી પ્રગતિનું ભરોસાલાયક જ્ઞાન લોકોને મળે તે અર્થે સીનેમા સાથે ભાષણની કાયમની ગોઠવણ કરી રાખી છે. શાળાના વર્ગમાં ઘણી જ ઉપયોગની થઈ પડે એવી કેળવણીને લગતી સીનેમાની ફીલ્મો અમેરિકામાં રાજ્ય તરફથી તૈયાર થાય છે. હિંદના શ્રીમત પુરુષો આવા દેશોન્નતિના પ્રચારકાર્ય માટે આપણને ઘણી મદદ કરી શકે એમ છે. માટે બીજું કાંઇ નહિ તો આપણા વહાલા રસાયણશાસ્ત્રને સાધારણ જનસમાજ સમજે એવી રીતે પ્રજા સમક્ષ મૂકવા આપણે મંડી પડીએ તો દશ વર્ષે પણ સુફળ પ્રાપ્ત થશે.

વિજ્ઞાનના ભક્તોને તો "પ્રજાને કેળવવી–તેની સેવા કરવી" એ જ જીવનમંત્ર હોવો જોઇએ.

( મળેલું )

# જૈન સાહિત્ય પ્રદર્શનમાં ભ્રમણ

" અક્ષરે અક્ષરે દીવા બળે "

કાર્લાઇલનું એક સુપ્રસિદ્ધ વાક્ય છે : " The true university in these days is a collection of books; આજના જમાનામાં પુસ્તકસંગ્રહ એ ખરી વિદ્યાપીઠ છે. " દરેક સંસ્કારી પ્રજામાં આ જાતની વિદ્યાપીઠ હોય છે. પ્રાચીન ભારતવર્ષ પણ આ સંસ્કારિતામાં અગ્રણી હતા.

જૈનસાહિત્ય પ્રદર્શન–દેશવિરતિ સમાજે ગોઠવેલું–અમે જોવા ગયા. ત્યાં એવું ઘણું જોયું જેની નોંધ લેવી ઉચિત નથી; કેટલીક વ્યવસ્થાની વિગતો વિષે આગળ નોંધ કરીશું. પણ સૌથી મહત્ત્વની નોંધવા લાયક બીના એ છે કે ત્યાં ગુજરાતની જનતાને પ્રથમ વાર કાર્લાઇલે કહેલી વિદ્યાપીઠના પ્રાચીન રૂપનું દર્શન થયું. પ્રાચીનકાળમાં હિંદુસ્તાનમાં વાઙ્મય કેટલી વિવિધ રીતે, કેટલી મનોહર રીતે, કેટલી ભક્તિથી, કેટલી ચીવટથી અને બુદ્ધિથી પુસ્તકારૂઢ થતું તેનું ગમગીની ઉપજાવે એવી પરિસ્થિતિમાં મોહક દર્શન થયું. ગમગીની જૈનસંપ્રદાયના સ્ત્રીપુરુષોનો મોટો ભાગ જે જડતાથી એ જ્ઞાનપૂજા (?) કરતો હતો, અને પ્રદર્શનના વ્યવસ્થાપકો એ જડતાને જે રીતે પોષતા હતા તેથી થઈ. એ ગમગીનીને અમે ઉપહાસના રૂપમાં ફેરવી મૂળ વસ્તુ તરફ જ ધ્યાન રાખ્યું.

આ દર્શન ખરેખર મોહક હતું. સૌથી મોટું આકર્ષણ અક્ષરકળા હતી; બીજા અર્થમાં પણ જાણે એ કળા અક્ષર લાગતી હતી! અક્ષરો એટલા તાજા લાગતા હતા કે જાણે ગઇ કાલે જ લખ્યા હોય! આજના મુદ્રણયુગમાં આ લેખનકળા બહુ ઉપેક્ષા પામી છે. પણ સાચા કેળવણીકારો સુંદર અક્ષરોનું મહત્ત્વ સમજે છે. એવા કેળવણીકારોને આમાં ઘણું જોવા જાણવાનું મળે.

આ અક્ષરો જેટલું ધ્યાન રોકતા હતા તેટલું જ ધ્યાન સચિત્રગ્રંથો રોકતા હતા. લખાણની સાથે બુદ્ધિને ચિત્રથી મદદ કરવાની પ્રથા ઘણાને આજની લાગે. પણ પુસ્તક રચનાની આ પદ્ધતિ હિંદુસ્તાનમાં પ્રાચીન છે એ ત્યાં રહેલા કાગળના, તાડપત્રોના અને કપડાના ગ્રંથો ઉપરથી સ્પષ્ટ દેખાતું હતું. અહીંઆ એ કહેવું અપ્રસ્તુત નહિ ગણાય કે આકારની દૃષ્ટિએ થોડાંક ચિત્રો જ કલાયુક્ત હતાં, પણ રંગની મોહકતા અને તાજગી માટે લગભગ બધાં જ ચિત્રો ધ્યાન ખેંચે એવાં હતાં.

આ પ્રદર્શનનું પૃથક્કરણ કરનારને એ તુરત જ સમજાઇ જાય કે પ્રાચીનકાળમાં ગ્રંથો લખવા માટે તાડપત્ર, ભૂર્જપત્ર, કાગળ, અને કપડાંનો ઉપયોગ થતો. તેમાંએ પ્રાચીનકાળમાં તાડપત્ર તથા પછીથી કાગળનો ઉપયોગ વિશેષ થતો. તામ્રપત્ર, લોહપત્ર, પત્થર આદિ પદાર્થોનો લેખન માટે ઉપયોગ પણ પ્રાચીનકાળથી થતો–જો કે ગ્રંથો માટે વિરલ.

આ ગ્રંથો લખવા માટે જે કલમ, શાહી આદિ ચીજો જોઇએ તેનું, તથા પુસ્તક સાચવવાના વિવિધ ઉપાયોનું પ્રદર્શન પણ ધ્યાન દેવા જેવું હતું.

મેડા ઉપર જતાં સચિત્ર તાડપત્રો પ્રથમ ધ્યાન રોકે છે. ખંભાતના શાંતિનાથના

ભંડારની પ્રાચીન સમરાઇચ્ચકહાની સુંદર સચિત્ર પ્રત વિષય, લખાણ, પ્રાચીનતા આદિ અનેક દૃષ્ટિએ આકર્ષક હતી. આ પ્રત બારમી સદીમાં લખાયેલી છે. સિદ્ધહેમ બૃહદ્વૃત્તિની તેરમી સદીની તાડપત્રની પ્રતિ પણ ઘણી જ સુંદર હતી. આ સ્થળે કલ્પસૂત્રનાં પણ કેટલાંક સચિત્ર તાડપત્રો મનોહર હતાં !

પણ અહીંઆ એક ખેદજનક પ્રસંગ બન્યો જેનો ઉલ્લેખ આગળ કરીશ.

આગળ એક ખંડમાં જતાં લાંબા પટ ઉપર લખેલા સચિત્ર વિજ્ઞપ્તિપત્રો વિવિધ રીતે આકર્ષક હતા. તેમાં એક પટ ૬૫ ફીટ લાંબો છે એમ પ્રદર્શકો કહેતા હતા. આ વિજ્ઞપ્તિપત્રોનો પરિચય વિદ્વાનોને જિનવિજયજીના વિજ્ઞપ્તિત્રિવેણી નામના ગ્રંથથી થયેલો છે. શ્રી. નાનાલાલ મહેતા. આઇ. સી. એસ.ના ચિત્રાવપયક ગ્રંથમાં આવા એક સુંદર પટમાંથી અમુક ભાગ આપવાનો પ્રયત્ન થયો છે. શ્રી. જિનવિજયજીની લાગવગથી ઘણા સમય સુધી પુરાતત્ત્વમંદિરમાં જહાંગીરના જમાનાનો એક સુંદર પટ હતો જેની ચિત્રકળા ઉપર શ્રી. મહેતા તથા શ્રી ગગુલી જેવા ચિત્રકલાના રસિકો મુગ્ધ થયા હતા. આ પ્રદર્શનમાં પણ આવા અનેક વિજ્ઞપ્તિપટો હતા. બધાની ચિત્રકળા એક સરખી સારી હતી એમ કહેવું તે તો અતિશયોક્તિ જ કહેવાય પણ ચિત્રકારોને જોવાનું અને કદાપિ શીખવાનું મળે એવું તેમાં કેટલુંક કામ હતું.

પણ પ્રાચીન સામાજિક સ્થિતિના ઇતિહાસકાર માટે તો આ વિજ્ઞપ્તિપત્રો એક સરખી રીતે અમૂલ્ય હતાં. આ પત્રોમાં અમુક અમુક નગરોના શ્રાવકસંઘોએ સાધુસંઘોને પોતાનાં સ્થાનોમાં ચાતુર્માસ કરવા કરેલી વિનંતીઓ છે. આ વિનંતી-કરતાં તેઓ પોતાના સ્થળનું, પરિસ્થિતિ આદિનું વર્ણન આપતા; આથી ઇતિહાસકારની દૃષ્ટિએ આ પત્રોનું ઘણું મહત્ત્વ છે. વિશેષ જાણવાની ઇચ્છાવાળાએ જિનવિજયજી સંપાદિત વિજ્ઞપ્તિત્રિવેણી જોવું.

... આ ખંડમાં એક કાગળની પ્રતે મારું ખાસ ધ્યાન ખેંચ્યું. એનો વિષય નગરોની સ્થાપનાનો હતો તેમ નામ ઉપરથી જણાતું હતું.

આ સિવાય બાકીની તો જૈનોની દ્રવ્યપૂજા હતી. દ્રવ્ય શબ્દ ચાલુ વ્હેવ્હારી પૈસાના અર્થમાં તેમ જ જૈનદર્શનની પરિભાષાના અર્થમાં વાપરુ છું.

* * *

જડપૂજા કેટલી હદ સુધી જઇ શકે છે એ જે અજ્ઞાનતાથી ત્યાં વાસક્ષેપ નખાતો હતો તથા પૈસા મુકાતા હતા તે ઉપરથી જણાતું હતુ. બીચારા ભાવિક જૈનો એક જ શ્રદ્ધાથી આગમ ગ્રંથને, કાવ્ય અને અલકાર ગ્રંથોને, વૈદકના ગ્રંથોને, જ્યોતિષના ગ્રંથો વગેરેને જે રીતે નમતા હતા તેથી ખરેખર ગ્લાનિ ઊપજતી હતી. બધાનો આકાર જૂની પ્રતોનો— અને જૂની પ્રતો એટલે પૂજાનો વિષય—જેમાંથી અઢળક ધન મળી જાય કે એકદમ મુક્તિ મળી જાય એવું આમાં કાંઇક અગમ્ય છે એવી માન્યતાનો વિષય !

* * *

ગુજરાતમાં વ્યવસ્થિત પ્રદર્શનો કેમ ભરવાં એ હવે અજાણી કળા રહી નથી છતાં આ પ્રદર્શન જોતાં એમ લાગતું હતું કે પ્રદર્શનના વ્યવસ્થાપકોને આ વિષેનું તદ્દન અજ્ઞાન હતું અથવા વધારે અક્ષમ્ય ગણાય એવી ઉપેક્ષા હતી

પ્રદર્શનની ગોઠવણીમાં કોઇ પણ જાણકાર માણસનો હાથ હોય એમ જણાતું ન હતું.

વિષયો પ્રમાણે ગ્રંથો ગોઠવવાનો પ્રયત્ન હતો પણ તેમાં ઘણી ભૂલો હતી. એ વાત જવા દઇએ. પણ પ્રદર્શન જોતી વેળાએ સ્ત્રીઓને માટે કાંઇ ખાસ સગવડ નહતી. જે રીતે ધક્કામુક્કીમાં સ્ત્રી–પુરુષો ભેગા થઇ જતા, જોનાર કાંઇ જોઇ શકે એ પહેલાં પ્રદર્શકો જે રીતે બૂમો પાડતા, જ્ઞાનપૂજા કરવાની હાસ્યજનક હાકલો જે રીતે થતી—તે ઉપરથી પ્રેક્ષકને જરૂર એમ લાગે કે જાણે અમદાવાદમાં હજી પહેલી વાર પ્રદર્શન ભરાય છે.

વ્યવસ્થિત ધંધો ચલાવનારા જૈનો વ્યવસ્થિત પ્રદર્શન ન ભરી શકે એ કેવી જ્ઞાનપૂજા કહેવાય? વર્તમાન જૈનો એકલી દ્રવ્યપૂજા જ કરી જાણે છે? વિદ્યાની સાચી પૂજા અને જ્ઞાનની ભાવપૂજા કરવાની કુશળતા તેમણે ગુમાવી દીધી છે? જેના પૂર્વજોએ હિંદુસ્તાન માટે આટલો વારસો સોંપ્યો તે જૈનો તેનું વ્યવસ્થિત પ્રદર્શન પણ ન ભરી શકે?

* * *

હું હેમચંદ્રના સિદ્ધહેમની પ્રતની નોંધ કરતો હતો. ત્યાં એકાએક એક ભાઇઆએ મારો હાથ પકડયો. હું ચમક્યો! મને થયુ કે મારાથી શું અજાણતા કોઇ ગ્રંથની 'આશાતના' થઇ ગઇ કે મને જોઇ કોઇ ભાવિકનું હૃદય દુભાઇ ગયુ કે શુ થઇ ગયું? ત્યાં તો ભાઇઆએ પ્રશ્ન પૂછી મારો ભય દૂર કર્યો! 'તુમ કયાં લિખતા હો?' હું જાણે ચોરી કરતો હોઉં એમ મને પૂછ્યું. મેં કહ્યું: "હું ગ્રંથનું નામ વગેરે લખું છું." ભાઇઆએ મારા હાથમાંથી કાગળ ઝુંટવી લેવા પ્રયત્ન કર્યો! મેં કારણ પૂછ્યું. "શેઠકી મનાઇ હે! કુચ બી લીખનેકી મનાઈ હે." મેં કાગળ આપવા ના પાડી અને અમે "શેઠ" પાસે ગયા. દરવાજા ઉપર અમૃતલાલ કરી જુવાન ગૃહસ્થ હતા તેમની પાસે ગયા. તેઓશ્રીએ જણાવ્યું કે જો કાંઇ નોંધ કરવી હોય તો પહેલેથી રજા લેવી જોઇએ. હું તો ચકિત થઇ ગયો, ગુસ્સો પણ ચઢયો, પણ 'કડવાં ફળ છે ક્રોધનાં'—એ જ્ઞાનની સજઝાય ધ્યાનમાં લાવી મેં દલીલ કરવા પ્રયત્ન કર્યો. શ્રી. અમૃતલાલને દલીલ કરવાની ફુરસદ ન જણાઇ પણ મારી નોંધના કાગળ ઉપર તેમણે પરવાનગી લખી આપી; જે મેં એક સ્મરણ તરીકે સાચવી રાખી છે. જેમ જોડા સાચવવા માટે ત્રણ પાઇ આપવાની સૂચના હતી એવી સૂચના નોંધ કરવા માટે હોત તો? કદાપિ પ્રેક્ષકોના મોટા વર્ગને એની જરૂર નહિ હોય!

આ બનાવ ઉપર વિવેચન કરવાની જરૂર નથી. આવાં પ્રદર્શનોમાં ઠેકાણે ઠેકાણે નોંધો કરવાની સગવડ હોવી જોઇએ, જ્યારે આ પ્રદર્શનમાં નોંધ કરવી એ ગુનો ગણાય! રજા લેવાની સૂચના દેખાતી નહતી એટલે રજા લઇને નોંધ કરવાની છૂટ છે એમ કહેવાનો કશો અર્થ નથી!

* * *

પણ આ પ્રદર્શન ભરવા માટે અમદાવાદનો નાગરિકવર્ગ દેશવિરતિસમાજનો ઉપકાર માનશે. આ પ્રદર્શનને 'જૈન સાહિત્ય પ્રદર્શન' કહ્યું, તેના કરતાં 'પ્રાચીન સરસ્વતી ભાંડાગાર પ્રદર્શન' કે 'પ્રાચીન જ્ઞાનભંડાર પ્રદર્શન' એવું કોઇક નામ આપ્યું હોત તો ઉચિત ગણાત. કારણ આમાં એકલું જૈન સાહિત્ય ન હતું; જૈનેતર સાહિત્ય પણ–કાવ્ય, અલંકાર, વ્યાકરણ, જ્યોતિષ, શિલ્પ આદિ વિષયોમાં–સારી રીતે રજુ થયું હતું. જૈન વિશેષણનું એક જ સાર્થક્ય હતું કે તે જૈનોના કબજાનું હતું.

આ પ્રદર્શન જોઈ દરેક પ્રાચીન સસ્કૃતિના અભ્યાસીને થયું હશે કે ગુજરાત પાસે હજી આ પ્રાચીન ગ્રંથોની સમૃદ્ધિ ઘણી છે આ ગ્રંથોને કોઇ સાર્વજનિક સંસ્થામા વ્યવસ્થિત રીતે સાચવવા જોઇએ, ( આ ગ્રંથો કેવળ જૈનોની મુડી નથી, તે આખા ભારતવર્ષની સમૃદ્ધિ છે. ) તેમનું વ્યવસ્થિત રીતે વર્ગીકરણ થવું જોઇએ, તેમનાં વર્ણન આપતાં સૂચીપત્રો થવાં જોઇએ, ખાસ ગ્રંથોના સપાદન થવાં જોઇએ ઇત્યાદિ ઇત્યાદિ,—પણ અનેક વિઘ્નો છે ! જૈનો ઉપર કહ્યુ તેમ હજી દ્રવ્યપૂજામા રાચે છે, સંપ્રદાયની સંકુચિતતામાં હજી શરમ જોતા નથી, ગુજરાતનો ઇતર વિદ્વાન વર્ગ જૈન સાહિત્યની ઉપેક્ષા કરે છે, ગુજરાતનો ધનિક વર્ગ અસંસ્કારી છે, તેમને આવી બાબતોમા પૈસા ખર્ચવા નકામા લાગે છે—ઇત્યાદિ વિચારપરંપરા માર્ગ જોવાને થાય તેથી શું ?

ફરીથી દેશવિરતિસમાજનો આ પ્રદર્શન ગોઠવવા માટે આભાર માનું છુ, અને મારા સહચારીઓ પણ માને છે

રસિકલાલ

( ર ॥ ૭૮ )

સુકોમળ પ્રભાતના પરમ નિર્મળા તેજમાં,
ત્યજી સુખદ અંકને જનની નિંદના, ઊડતાં;
કરી મધુર ગાન બાલ રવિતેજ સત્કારતા,
સુણી ભયદ શબ્દ માનવીતણા કદી ધ્રુજતાં,
સ્ફુરાઈ અસ. કૈતરે ઉર ઉંરેશું ગૂંથી. ચુરાં.
કદી જલવિહાર, કે મિલવી ચાંચશું ચાંચને
અનાજ કણુથી અગાધ ઉરતૃપ્તિમા રાચતાં.

ગયા દિવસ તે સ્વતંત્ર ફરવા તણા બાગમાં,
રહ્યાં સ્મરણ મિષ્ટ માત્ર ઉર ભૂમિ ના ત્યાગતાં.
અનન્ત નભ ઊડવા, રમત; મોજ માણી; હવે
ગયાં સ્વજન, મિત્ર દૂર, હું પડી અહિં પિંજરે
સહું અસહ વેદના, ઉર ભરન્ત એકાન્તમાં.
સુણે ન ફરિયાદ કોઇ; કરવું શું ના સૂઝતું,
લલાટ કર દેઇને વિધિ લખ્યું સહું ભોગવું.

चाँदर




**શબ્દચર્ચા**

ગાંધીજીએ કહ્યું છે કે ગોળમેજી પરિષદરૂપી વૃક્ષની કિંમત તેના ફળ ઉપરથી કરવાની છે. આ ફળ કેવું આવશે તેનો તર્ક કરવાનો હજી સમય આવ્યો નથી. પણ આ પરિષદમાં શબ્દો બહુ વપરાયા છે તે વિષે મતભેદ નથી! અને અમે આ ચર્ચાપત્રમાં ફક્ત શબ્દોની જ ચર્ચા કરવા ઇચ્છીએ છીએ!

ગોળમેજી પરિષદવાળાઓએ હિંદુસ્તાનના ભાવી રાજ્યબંધારણ માટે 'ફેડરેશન' અથવા આખો શબ્દ 'ફેડરેશન ઑફ સ્ટેટસ'નું રૂપ પસંદ કર્યું છે; 'યુનિટરી' રૂપ પસંદ નથી કર્યું. આપણે ગુજરાતીમાં આને માટે કયા શબ્દો વાપરીશું?

આ જ અંકમાં એક લેખકે 'યુનિટરી' માટે 'એકમુખી' સત્તા અને 'ફેડરલ' માટે 'બહુમુખી' સત્તા એવા શબ્દો વાપર્યા છે.

'યુનિટરી' બંધારણમાં રાજ્યની કુલ સત્તા અવિભક્ત રીતે 'એક તન્ત્ર'ને અધીન હોય છે, એટલે તેને એકતન્ત્રાધીન બંધારણ અથવા 'એકતન્ત્ર' બંધારણ એવું નામ આપી શકીએ.

'ફેડરેશન'માં સ્વાધીન સત્તાવાળાં સંસ્થાનો સંધિ અથવા કરારથી એક બની સત્તાની વહેંચણી કરે છે. આમાં અમુક સત્તાઓ—મોટા ભાગે આખાને લગતી સત્તાઓ—મધ્યવર્તી તન્ત્રને સોંપવામાં આવે છે, અને અમુક સત્તાઓ પ્રત્યેક સંસ્થાન અથવા અવયવના હાથમાં રહે છે. શેષ સત્તા વિષે એક સરખું ધોરણ નથી. આવા રાજ્યમાં તેનાં ભિન્ન ભિન્ન સંસ્થાનો અમુક બાબતોમાં સ્વાધીન અને બીજી બાબતોમાં મધ્ય મંડળને અધીન હોય છે. આવા સંયોગને માટે 'સમવાય' શબ્દ વાપરી શકાય. 'સમવા' અથવા 'સંવા' શબ્દ ગુજરાતમાં નાતોના પેટા વિભાગોના એકીકરણ માટે વપરાય છે: જેમકે 'બાવીસ ગામોનો સમવા' 'ઔદિચ્યોનો ખરેડી સંવા' ઇત્યાદિ. આ રીતે 'ફેડરેશન ઑફ સ્ટેટસ'ને 'સંસ્થાન સમવાય' એવું નામ અપાય. સાધારણ વ્યવહારમાં એકલો 'સમવાય' શબ્દ વાપરીએ તો પણ ચાલે; એવા બંધારણને 'સમવાયાધીન' બંધારણ અથવા 'સમવાયી' બંધારણ એવું નામ અપાય. સંસ્થાનની સત્તાઓને 'સંસ્થાની સત્તાઓ', અને સમવાયની સત્તાઓને 'સમવાયી' સત્તાઓ કહેવાય.

'યુનિટરી' અને ફેડરલ પ્રકારનાં બંધારણો માટે 'એકતન્ત્રી' બંધારણ, અને 'સમવાય' બંધારણ એવાં નામો અનુક્રમે વાપરી શકાય.

અમારા વાચકોને આ વિષે સૂચનાઓ કરવાનું નિમંત્રણ કરીએ છીએ. તેમાંથી યોગ્ય લાગશે તેટલી 'પ્રસ્થાન'માં પ્રગટ કરીશું.

તા. ૩૦–૧–૩૧. તન્ત્રીઓ

# લોકચર્ચા

[ આ માસિકના વાચકોને અને ગુજરાતના જીવનમા રસ લેનાર સ્ત્રીપુરુષોને અમે વિનતિ કરીએ છીએ કે તેઓ અમને પોતપોતાના સ્થાનના લોકજીવનની સપ્રમાણ માહિતી આપી અમારા પ્રયત્નમા તેમનો સહકાર આપે એમાથી જાણવાયોગ્ય અને ચોકસ લાગશે એવી માહિતી આ વિભાગમા આપવા પ્રયત્ન કરીશું તંત્રી ]

## ઓસરતો સાગર

ગુજરાતની બ્રાહ્મણ જ્ઞાતિઓમા સંખ્યામા સૌથી ચઢીઆતી ઔદિચ્ય જ્ઞાતિ છે, તેથી જ તેને "સાગરજ્ઞાતિ" કહેવામા આવે છે પણ, સર્વ રૂપકોની માફક આ રૂપક પણ બધી રીતે લાગુ પડી શકે તેમ નથી કુદરતનો ક્રમ એવો નિયમિત છે, કે સમુદ્રને વર્ષ દરમ્યાન સૂર્ય જેટલો શોષે છે તેટલો ચોમાસામા વરસાદ પાછો તેને ભરી દે છે પણ ઔદિચ્ય જ્ઞાતિરૂપી સાગર મરણથી જેટલો સૂકાય છે, તેટલો જન્મથી પુરાતો નથી, ગુજરાતમા આ રીતે ઘટીને ઘણી નાની નાતો અત્યાર સુધીમા નાબૂદ થઇ ગઇ છે ઔદિચ્યની નાત એટલી વિશાળ છે કે તેને ટૂંક મુદતમા નાબૂદ થવાનો ભય નથી, છતા તેને ક્ષયનો કાતિલ રોગ લાગુ પડયો છે, અને જો વેળાસર પ્રકાશ, ખુલ્લી હવા અને યોગ્ય પોષણરૂપી માવજત નહિ મળે તો ધીરે ધીરે તે અદૃશ્ય થશે તેમા શકા નથી છેલ્લા ત્રીસ વર્ષમાં આ જ્ઞાતિમા થયેલો મોટો ઘટાડો વસ્તિપત્રકના નીચેના આકડાઓ ઉપરથી દેખાય છે —

| સને | ઔદિચ્યો |
|---|---|
| ૧૮૯૧ | ૨,૦૪,૬૦૮ |
| ૧૯૦૧ | ૧,૭૮,૨૫૪ |
| ૧૯૧૧ | ૧,૬૦,૭૪૦ |
| ૧૯૨૧ | ૧,૪૯,૬૦૫ |

આ પ્રમાણે ત્રીસ વર્ષમા ઔદિચ્યોની સખ્યામા પચાવન હજારનો ઘટાડો થયો છે, અને તે મૂળના પોણા ભાગ જેટલી થઇ ગઇ છે આ પ્રમાણે જ ઘટાડો ચાલુ રહે તો આફ્રિકામા સાગર સુકાઇને સહરા બન્યુ, તેવી જ આ જ્ઞાતિની સ્થિતિ પણ કદાચ સો વર્ષે થઇ જાય

વસ્તીનો આ પ્રમાણે ચાલુ ઘટાડો થતો રહેવાના કારણોનો વિચાર કરતાં નીચે પ્રમાણે કારણો સૂઝે છે —

**(૧) ફરજિયાત કુમારાપણું**

૧૯૨૧ ની ૧,૫૩,૬૦૫ વસ્તીમાથી ૭૮,૮૪૮ પુરુષો અને ૭૪,૭૫૭ સ્ત્રીઓ હતી એટલે પુરુષો કરતા ૪૦૯૧ સ્ત્રીઓ ઓછી હતી, અને તેથી એટલા પુરુષોએ ફરજિયાત કુમારા રહેવાનુ પણ આ આકડો બસ નથી સ્ત્રીઓની જે સખ્યા આપી છે તેમાં કુમારિકા, સધવા અને વિધવાનો સમાવેશ થાય છે એટલે તેમાંથી વિધવાઓની સખ્યા બાદ કરવી જોઇએ આખી જ્ઞાતિમા કેટલી વિધવાઓ છે તેની સખ્યા મળી શકતી નથી, પણ,

ગુજરાતના સુરત, અમદાવાદ, ખેડા, પચમહાલ અને ભરૂચ એ પાંચ જીલ્લાઓના આંકડા મળી શકે છે. બીજા ભાગોની સ્થિતિનો ખ્યાલ આ પરથી આવી જશે એમ ધારું છું; કેમકે તેમની સ્થિતિ આનાથી જુદી જાતની હોય એમ માનવાનું કાંઇ કારણ નથી. આ ખાલસા મુલકમાં ૩૫,૩૨૩ ઔદિચ્યો છે. તેમની લગ્નસંબંધી સ્થિતિ નીચે પ્રમાણે છેઃ

| | વસ્તી | કુંવારા | પરણેલા | વિધુર–વિધવા |
|---|---|---|---|---|
| પુરુષ | ૧૮,૯૦૧ | ૮,૯૪૧ | ૮,૨૨૩ | ૧,૭૬૪ |
| સ્ત્રી | ૧૬,૪૨૨ | ૪,૩૭૫ | ૭,૪૨૮ | ૪,૬૧૯ |

આ આંકડાઓ જોતાં માલૂમ પડશે કે જેટલા પુરુષો કુમારાં છે તેના અરધા કરતાં પણ ઓછી સ્ત્રીઓ (કન્યાઓ) કુવારી નથી. પણ, આ કુમારાઓની અંદર વિધુરોની સખ્યા ભેળવવી જોઇએ; કારણ, સર્વ હિંદુ જ્ઞાતિઓની માફક આ જ્ઞાતિમાં પણ લગ્નની ઇચ્છા મરણ પહેલાં મૂકી શકે એવા પુરુષરત્નો ભાગ્યે જ દેખાય છે. એટલે પરિણામ એવું આવે છે કે લગ્નના ઉમેદવારો ૧૦૬૭૮ છે ત્યારે કન્યાઓ ૪૩૭૫ છે. એટલે એક કન્યાએ અઢી (૨·૪૪) મુરતીઆ થયા. કુમારિકાઓની સાથે વિધવાઓની સખ્યા મેળવીએ તો ૮૯૯૪ થાય. એટલે તેમની સખ્યા લગભગ કુંવારા અને વિધુરોના સરવાળા જેટલી થાય છે. આમ કુદરતે તો બન્ને છાબડાં સરખાં રાખ્યાં છે; તેમા આટલુ અંતર પડવાનું કારણ વિધવાઓનું પુનર્લગ્ન કરવાનો ચાલ નથી, અને સાથે સાથે વિધુરોને અખડ સૌભાગ્યવતા રહેવાનો કોડ હોય છે તે છે. આવી સ્થિતિમાં કન્યાઓનો બજાર ચડી જાય; સાટાં, તેખડાં, ચોખળાં થાય તેમાં નવાઈ જેવું શુ છે? વળી આ અછતમાં વધારો કરવા એક પ્રકારના નહિ મળતા, પણ કલ્પી લેવાના આકડા ઉમેરો. ઘણા બહાદુરો (?) બબ્બે ત્રણ ત્રણ સ્ત્રીઓ પરણે છે. એટલે ઉપર આપેલી પરણવાના ઉમેદવારોની સખ્યામાં આવા પરણેલા–કુવારાઓનો ઉમેરો કરવો જાઇએ છે.

### (૨) ગરીબાઈ

ઔદિચ્યો મૂળરાજ મહારાજના તેડાવ્યા ઉત્તર હિંદમાંથી ગુજરાતમાં આવ્યા ત્યારે તેમને અનેક ગામો આપ્યાં. એટલે ઔદિચ્યો પરાપૂર્વથી ખેતીમાં પણ તેમના ગુજરાતનું મુખ્ય સાધન આ ગરાસ. અનેક ઔદિચ્યોએ જાતે ખેતી કરવા માંડી પણ આપણા ક્ષત્રિય રાજાઓને અગ્રેજી રાજ્યમાં જીત કરી નવો મુલક મેળવવાનું બધ થયું એટલે તેમની નજર ભાયાતોના અને બ્રાહ્મણોના ગરાસ પર ગઇ ધીમે ધીમે તેમની જમીનો અને ગરાસ પરના હક્ક જવા માંડયા વળી જાતે ખેતી કરનાર બ્રાહ્મણો હલકા મનાવા લાગ્યા, અને તેમને ત્યાં સ્ત્રીઓને ખેતીને અંગે વિશેષ કામકાજ કરવાનું રહ્યું, એટલે તેમને કન્યાની અછત પડવા માંડી. કન્યાના બાપને સારી રકમ મળે તો જ ખેડૂત ઔદિચ્યનો છોકરો પરણે એવી સ્થિતિ થઇ, અને તેથી તેમનો ગરાસ વેચાવા માંડયો.

આજીવિકાનું બીજું સાધન યજમાનવૃત્તિ, અધ્યાપન, ક્રિયાકાંડ, જોષ, પુરાણવાંચન વગેરે બ્રાહ્મણવૃત્તિ; આખી સમાજની વધતી જતી ગરીબાઇ, અંગ્રેજી કેળવણીનો પ્રચાર વગેરેને લીધે યજમાનોની શ્રદ્ધા ઘટી, ઔદિચ્યોની વિદ્યા પણ ઘટી, અને બન્નેના પરિણામે તેમની આજીવિકા ઘટી.

(૭) શહેરીજીવન

ઔદિચ્ય જ્ઞાતિ મુખ્યત્વે ગામડામાં રહેનારી; પણ ઉપર પ્રમાણે આજીવિકાનાં સાધન ઘટ્યાં એટલે તે શહેરો તરફ ધસડાયા, ગામડામાં ખુલ્લી હવામાં રહી કરવાનાં આરોગ્યપ્રદ કામોને બદલે શહેરોમાં મીલો, કારખાનાંઓ, સાંકડી અંધારી ઑફિસો, વગેરેમાં બેઠાડુ ધંધા કરવા લાગ્યા. મોટો ભાગ સામાન્ય નોકરી કરનાર એટલે હલકા ભાડાનાં, હવા ઉજાસવિનાનાં ગંદાં સાંકડાં મકાનોમાં રહે અને શહેરનું દોડધામી ભરેલું જીવન તથા સત્ત્વહીન ખોરાકઃ એને પરિણામે ક્ષય અને સંગ્રહણી જેવાં દરદોએ જુવાનોનો મોટી સંખ્યામાં ભોગ લેવા માંડ્યો છે, અને જુવાનોનું મૃત્યુ એટલે આર્થિક અને વસ્તી બન્ને બાબતોમાં ઉત્પત્તિ કરનાર અંગનો જ નાશ.

આ પ્રમાણેનાં વિવિધ કારણોથી આ સાગર જ્ઞાતિનાં પાણી ઝપાટાબેર ઓસરવા લાગ્યાં છે. તેના ઉપાયો-આ કારણોમાંથી જ કેટલાક તો મળી આવશે,—શોધી કાઢવા એ કામ બહુ અઘરું નથી; પણ અઘરું તો એ ઉપાયોને આચારમાં મૂકવાનું છે. ઔદિચ્ય જ્ઞાતિમાં કેળવણીનું પ્રમાણ સારું છું, એક યુવક મંડળ પણ છે. આ કેળવાયેલા યુવકો સંગઠિત થઈ અમુક આચારો પાળવાની શરૂઆત કરે એ-આશા શું વધારે પડતી છે?

નવલરામ ત્રિવેદી એમ. એ.




**કયે રસ્તે ?** :—લેખક : ચીમનલાલ જેચંદ શાહ. એમ. એ. સોલ એજન્ટ : પ્રસ્થાન કાર્યાલય, પારસી અગિયારી સામે, અમદાવાદ. મૂલ્ય દોઢ રૂપિયો.

વર્તમાન લગ્નજીવનના પ્રશ્નો ચર્ચતી' નાની આઠ વાર્તાનો આ સંગ્રહ છે વાર્તામાં ચર્ચા એ મુખ્ય છે, પાત્રોનુ આલેખન ઘણી ઝાંખી રેખાથી થયું છે, છતાં જેટલે અંશે થયુ છે તેટલે અંશે સુશ્લિષ્ટ છે. ચર્ચામાં પણ માર્ગદર્શન કરતાં મૂઝવણ વિશેષ છે, અને જ્યાં જરા માર્ગનું દિગ્દર્શન કરેલુ છે ત્યાં પણ વાર્તા ઉત્સાહ પ્રેરતી નથી, જાણે માત્ર માર્ગનો વિચાર કરવામાં જ થાકી જાય છે.

પણ આ વાર્તામાં માર્ગદર્શનની અપેક્ષા પણ કર્તાએ ઉપસ્થિત કરી નથી એટલે એ દૃષ્ટિએ આ વાર્તા વાંચવી ન જોઇએ વાર્તાકાર માત્ર વસ્તુસ્થિતિ રજુ કરે છે, પ્રશ્નનો નિકાલ આપણી પાસે મૂકતો નથી. અને જે વસ્તુસ્થિતિ તે રજુ કરે છે તે એક દૃષ્ટિએ ખરી તો છે જ.

પણ તે એક દૃષ્ટિએ જ. વસ્તુસ્થિતિનું દર્શન પણ વ્યક્તિ પોતાના સ્વભાવ પ્રમાણે કરે છે. આ વાર્તામાં નિરૂપેલી વસ્તુસ્થિતિ આપણા યુવાન વર્ગની દૃષ્ટિએ ખરી છે. આપણા યુવાન વર્ગની સમાજ સામેની મોટી ફરિયાદ એ છે કે લગ્ન સંબધી તેનો આદર્શ અને આદર્શ કરતાં પણ કોડ તે પૂરા કરી શકતો નથી. પણ આ સ્થિતિથી જ તે પોતાના જીવનમાં લગ્નનું મહત્ત્વ હદ ઉપરાંત કલ્પે છે. આ કલ્પના નીચે, લગ્ન મનમાન્યું થયુ હોત તો પોતે ઘણો મોટો થઈ શક્યો હોત એમ તે સહેલાઇથી માની લે છે, અને એ અભિમાન તેને પોતાની ભૂલો નથી જોવા દેતુ તેમ જ પ્રાપ્ત સ્થિતિ ઉપર ઉત્સાહ અને આશાથી વિચાર નથી કરવા દેતું દરેક વસ્તુનો દોષ તે સમાજ ઉપર ઢોળે છે. પુસ્તક વાંચનારને અમે આ દૃષ્ટિએ વિચાર કરવાનું પણ સૂચવીએ છીએ.

વાર્તામાં ચર્ચા હોવાથી કાર્ય નહિ જેવું છે. છેલ્લી વાર્તામાં થોડું પણ દૃઢ રેખાવાળું કાર્ય છે. કનુ અને તેની પત્ની સરલા તથા વસંત અને તેની પત્ની ઉમા ચારેય મિત્રો છે. કનુ મરતી વખતે સરલાને વસંત સાથે પુનર્લગ્ન કરવાનું કહેતો જાય છે, બન્નેના હાથ ભેગા કરતો જાય છે. પણ ઉમા આ વિચાર સહન કરી શકતી નથી. વસંતને આથી નવાઇ લાગે છે કે પ્રેમને પણ મર્યાદા છે. પ્રેમ પણ માનવશાસ્ત્રને ઉલ્લઘીને નવો પથ નથી કરી શકતો. વાર્તાકાર લખે છેઃ " ઉમાનો સરલા ઉપર અથાગ પ્રેમ હતો. પરતુ એથી પણ પર પેલુ સ્ત્રીહૃદય હતું ! "

અમને આ આશ્ચર્ય નિષ્કારણ લાગે છે. તેમાં પ્રેમની મર્યાદા કે સ્ત્રીહૃદયની સંકુચિતતાનો પ્રશ્ન નથી. લગ્નપ્રેમ જ માનવજાતિમાં આજ સુધી તો અનન્ય સંબંધ ગણાયો છે,

અને એ દિશામાં જ તે પુષ્ટ થયો છે—વિકાસ પામ્યો છે. એ એનો સ્વભાવ છે. માનવ ચંચલતાને લીધે તે એક વ્યક્તિ ઉપરથી ઊઠી બીજી પર જાય પણ તેની અનન્યતા નષ્ટ થતી નથી.

વાંચનારને આ બધી બાબતમાં એક વસ્તુ જરૂર દેખાશે. કર્તાએ જે કાંઇ કહ્યું છે તે પોતાને સાચું લાગ્યું તે જ અને તેટલું જ કહ્યું છે. કશાની ખાતર તેમણે સત્યને દૃષ્ટિ બહાર કર્યું નથી અને એમણે જે જે વિષયો ચર્ચ્યા છે તે સર્વ ચર્ચાને યોગ્ય છે અને દરેકે વિચારવા જેવા છે. તેમના લખાણથી વાચકો તે વિષયો ઉપર વિચારો કરતા થશે એમાં સંદેહ નથી.

**જીવન અને બ્હેણ:**—લેખક: વસન્ત નાયક. પ્રકાશક: ગોવિન્દજી ડાહ્યાભાઇ નાયક. કિમ્મત બાર આના.

ઉપર "કયે રસ્તે?" ઉપર લખતાં યુવાન માનસની જે ટીકા કરી છે, તે આ પુસ્તકને પણ લાગુ પડે છે. અહીં મનન ઉપરના જેટલું ઊંડું નથી, અને પાત્રો જોકે વધારે સ્પષ્ટ છે, પણ લાગણીના અતિરેકથી કલા બગડી છે અને પાત્રો 'બધાં લગભગ' એક જ સ્વભાવનાં છે.

આમાં પ્રસિદ્ધ થયેલ વાર્તા અને નાટકોમાં ભાષાના અનેક દોષો છે. લેખક તે જાણે છે, પણ જાણે તેવા દોષો ન સુધારવામાં જ પોતાની વિશિષ્ટતા હોય તેમ તેમાં અભિમાન લેતા જણાય છે. ભાષાને માટે રાખેલી ચીવટથી દિલના 'ઊભરા'ને કશી હાનિ થતી નથી. હાનિ થતી હોય તો તે ઊભરાની કે તે દિલની નિર્બળતા છે.

લેખકને "ગુજરાતને 'ગરીબ' અને 'બિચારૂં' બનાવવાનો આપણાં વડિલોનો અક્ષમ્ય અપરાધ" ખૂંચે છે. ગુજરાતનો કોઈ વિચારક એમ કરવા ઇચ્છતો હોય એમ અમે જાણતા નથી. ખરી રીતે આ, આક્ષેપો કરવાને માટે ઉપજાવી કાઢેલો પૂર્વપક્ષ છે. પણ બંડ અને શક્તિની વાતો કરવા છતાં તેમનાં ઘણાંખરાં પાત્રો પોતાની લાગણીના ભારે જ કશું પણ કર્યા વિના મરી જાય છે. જાણે લાગણીની તીવ્રતા બતાવવાને પાત્રને રડાવવાં અને મારવાં એક જ ઉપાય ન હોય! પોતાના ઇચ્છા–લગ્નથી માબાપને દુઃખ થશે તેનો વિચાર કરતાં એક સ્ત્રીપાત્ર કહે છે:

"પણ આપણા વિખૂટ આત્મા એક થતાં જે પુણ્યની પરાગ પૃથ્વી પર પ્રસરશે તે જોતાં એમનું દુઃખ મને વધારે નથી લાગતું." પૃ. ૯૪.

બે માણસો મનમાન્યું પરણી શકે એટલાથી આખી પૃથ્વી પુણ્ય પરાગવાળી થઇ જાય? લેખક "મ્હારા તરફથી" એ મથાળા નીચે લખે છે: "જીન્દગી એટલે વિઘ્નોની માળા એ ખોટું પાડવા આજનો આપણો યુવાન વર્ગ અજન્મ ઊછળી રહ્યો છે." લગ્ન તેમજ જીંદગી વિશેની આ માન્યતા ફિલસુફીમાં ખોટી છે અને જીવનમાં સાચી પડવાની નથી. પણ અહીં આ વિશે વિશેષ લખી શકાય તેમ નથી.

લેખકમાં કંઇક નવું સર્જવાની શક્તિ છે પણ જીવન વિશે અધીરાઇથી બાંધી, લીધેલા પ્રહોને અધીન જ એ શક્તિ કામ કરે છે. ભાષાશુદ્ધિ તેમ વિચારગાંભીર્ય, વિચારતાટસ્થ્ય એ સર્જક શક્તિને જરા પણ હાનિકર્તા નથી, ઊલટાં, પોષક છે. અને એ બેની ખામીથી તો, લેખક પોતાની કૃતિની જે અમર થશે એમ માને છે તે પણ નહિ થાય,—તેઓ ધારે છે તેનું બંડ કે તે ઊંડની શક્તિ પણ આનાથી નહિ [illegible]

**નવલવિહાર**:—લેખક અને પ્રકાશક : રમણિકલાલ રતિલાલ મહેતા, સાદરા (મહીકાંઠા). કિંમત રૂપિયો એક.

૧૧ સ્વતંત્ર વાતોનો આ સંગ્રહ છે. કેટલીક વાતો કરુણ છે અને કેટલીક હાસ્યરસની છે. કરુણ વાતમાં, ઘણાખરા જુવાન લેખકોની વાતમાં હોય છે તેમ, લાગણીની અધીરાઇ અને અતિરેક છે તે અનુભવે જતી રહેશે એમ આશા રાખીએ છીએ. વાર્તા લખવાની હથોટી લેખકને બેગતી જાય છે એમ વાર્તાને સમયાનુક્રમમાં જોતાં જણાય છે: 'રણવટીયું' એ વાર્તા જોતાં જણાય છે કે લેખકને દુનિયાનો અનુભવ છે અને તેને તે વાર્તામાં યોગ્ય સ્વરૂપ આપી શકે છે.

તેમની હાસ્યની વાતો ખાસ ધ્યાન ખેંચે એવી છે " વહુ ઘેલો વર ", સંવિધાન કે સુરુચિમાં બહુ સારી વાર્તા નહિ કહી શકાય પણ " અખતરો " અને " રેબ્લો " ઘણી જ સફળ વાર્તા છે. " બે ઘાયલ જીગર " પણ ઉપરની બે જેટલી નહિ પણ સારી છે. "ઉપાનની શોધમાં " વળી ઘણી જ વિચિત્ર વાર્તા છે જોકે તેમાં હાસ્યથી સમર્થિત ન થઇ શકે તેવો અસંભવ છે.

એકંદર, અતિ ખેડાઇને રસહીન થઇ ગયેલા અને વાર્તાલેખકને આરંભકાળમાં આકર્ષક અને સુલભ લાગતા દાંપત્યપ્રેમના વિષયને છોડીને કર્તાએ હાસ્યવાર્તાઓ લખવા માંડી છે તેને માટે તેમને અભિનન્દન ઘટે છે. તેમને હાસ્યની દૃષ્ટિ છે, હાસ્યના વિષયની પસંદગી કરવાનું કૌશલ છે, અને હાસ્યને પોષક વસ્તુ પૂરી પાડે તેવું તેમનું દુનિયાનું અવલોકન છે. પોતાની સ્વાભાવિક શક્તિને વફાદાર રહી આ લેખક વાર્તાલેખનની પ્રવૃત્તિ વધારે એમ અમે ઇચ્છીએ છીએ.

વાર્તારસિક વાચકવર્ગને આ નાના સંગ્રહમાંથી ઘણું આનંદદાયી મળશે.

**કુમારદેવી**:—લેખક : સૌ. લીલા મુનશી. મૂલ્ય ૧ રૂપીઓ.

ગુપ્તવંશના ચંદ્રગુપ્ત પહેલાની પત્ની અને ચક્રવર્તી સમુદ્રગુપ્તની માતા કુમારદેવી આ નાના નાટકનો વિષય છે. હિંદુસ્તાનના ઇતિહાસમાં બીજી કોઈ સ્ત્રીને નહિ મળેલું એવું એનું સ્થાન હશે એ આ મુખમાં કરેલો તર્ક સપ્રમાણ છે.

આવી પ્રતાપી સ્ત્રીની પ્રતિભાથી આકર્ષાઇ શ્રીમતી લીલા મુનશીએ આ પંચાંકી નાટક યોજ્યું છે. અંકમાં પ્રવેશો નથી, તેટલે અંશે જૂના નાટકની પ્રણાલિકા પાળેલી છે, જોકે જૂના રિવાજ પ્રમાણે તેને પ્રસ્તાવના નથી. નાટકના સવિધાનમાં પણ જૂના નાટકની રીતિનું સારું અનુકરણ છે જોકે ભાષા અને સંવાદ આધુનિક નાટકોનો છે.

નાટક એક સાથે રસથી વાંચી શકાય એવું છે. પણ નાટકની ભોંય તેમ જ પાત્રોના સ્વભાવો અમને ઐતિહાસિક જણાતાં નથી. કુમારદેવી વિશે આપણે કશું જાણતા નથી એ ખરુ. પણ અહીં જે જે કાર્યો કુમારદેવી પાસે કરાવ્યાં છે, તે તે સમયના ઇતિહાસમાં સ્વાભાવિક જણાતાં નથી, તેમ જ મગધનો અને લિચ્છવી વચ્ચેનો સબંધ તત્કાલીન રાજ્યપ્રકરણમાં બંધ બેસતો જણાતો નથી.

**પુનરુદ્ધાર**:—લેખક રાજેંદ્રરાય સોમનારાયણ

હમીરે મુસલમાનોએ લઇ લીધેલ ચિતોડ પાછું મેળવ્યું અને તેનું રક્ષણ કર્યું એ ઉજ્જ્વલ ઐતિહાસિક હકીકત લઇઆ નાટક રચેલું છે. નાટક મૂળ ભજવવાના ઉદ્દેશથી લખેલું છે અને એ

શૈલીનું છે. છતાં તેમાં ભજવાતાં નાટકોની હીનતા નથી, હલકી વૃત્તિની ખુશામત કરી મનરંજનનો પ્રયત્ન નથી, અસંબદ્ધ હોળિયા હાસ્ય નથી, મુસલમાનોને નિંદી હિંદુઓની ખોટી ખુશામત નથી. નાટકની ઉક્તિઓમાં કોઇ કોઇ જગાએ આધુનિક ભાવનાના અને આધુનિક રાજ્યપ્રકરણી નીતિના વિચારો આવે છે, જે અજાણતાં આવી ગયા નથી, પણ કર્તાએ બુદ્ધિપૂર્વક વર્ણ્યા છે. નાટકના મૂળવસ્તુમાં, વિવિધ રસો લાવવા કર્તાએ કેટલાંક નવાં પાત્રો યોજ્યાં છે. નાટકમાં હાસ્ય, મીઠી ટોળ, નિર્દોષ શૃંગાર, વીર, એ નાટકોચિત રસોની ગૂંથણી છે કોઇ નાટક કંપની આવું નાટક ભજવી જુએ એવી અમારી સૂચના છે. ભજવવાને કોઇ ઉક્તિઓ ટૂંકી કરવી પડે તો કરીને પણ ભજવવા જેવું છે. હાલ ભજવાતાં નમાલાં નાટકોમાં આ જુદી ભાત પાડે એવું છે.

પુસ્તકના આરંભમાં ઇતિહાસની હકીકતનો નિર્ણય કરવા જે ચર્ચા કરેલી છે તે લેખકની સંશોધનની દૃષ્ટિની શાખ પૂરે છે. મહમુદ તઘલક ઉપર અંગ્રેજ ઇતિહાસકારોએ મૂકેલા આક્ષેપોનો તેમણે જવાબ આપેલો છે. તેમનો ઇતિહાસનો શોખ જોતાં તેઓ મુસલમાની ઇતિહાસનું તેમની દૃષ્ટિથી કોઈ પ્રામાણિક પુસ્તક લખે એમ વિનંતી કરવાનું મન થાય છે.

**ડા. મીનોચહેરનો દર્દી** :–કર્તા ફિરોજશાહ રુસ્તમજી મહેતા, કરાંચી.

Damaged Goods એટલે "રદ્દી માલ" નામના ભજવાતા અંગ્રેજી નાટકનો આ અનુવાદ છે. નાટકનો વિષય વિસ્ફોટક એટલે ચાદીનું દરદ છે. મૂળ આ નાટક એક ફ્રેંચ નાટકકારે લખેલુ, અને તેના અંગ્રેજી અનુવાદને રંગભૂમિ પર આવતાં કેટલી મુશ્કેલી પડી તેનું બ્યાન 'નાટકની ટુંક તવારિખ'માં આપેલ છે, તે સરકારી 'સેન્સર' ખાતાની જડતાનો સારો નમૂનો છે

આ અનુવાદમાં નાટકના વસ્તુને પારસી સંસારમાં ઘટાવેલું છે.

**પ્રફુલ્લ** :–અનુવાદકઃ સ્વ. ગટુલાલ ડી બરફીવાળા. પ્રકાશકઃ શ્રી હસમુખગૌરી ગટુલાલ બરફીવાળા મૂલ્ય ૦–૮–૦

બંગાળી નાટ્યકાર બાબુ ગિરીશચન્દ્ર ઘોષના નાટકનો હિંદીદ્વારા કરેલો આ અનુવાદ છે. પ્રસ્તાવનામાં ગિરીશબાબુની ટૂંકી જીવનરેખા આપી છે તે તેમણે નાટ્યકલાને માટે આપેલા ભોગને માટે જોવા જેવી છે સદ્‌ગત અનુવાદકે દશેક વર્ષ પર આ અનુવાદ કરી રાખેલો તે તેમનાં પત્ની તરફથી હવે પ્રગટ થાય છે.

**બલિદાન** :–લેખકઃ વકીલ પ્રાણલાલ ઠાકોરલાલ મુનશી બી. એ, એલએલ. બી. પ્રકાશક એમ. સી. કોઠારી, વડોદરા કીંમત રૂ. ૧–૦–૦.

સામાજિક નાટક છે, ઘણી જગાએ સુરુચિનો ભંગ થાય છે.

**પર્યુષણપર્વનાં વ્યાખ્યાનો** :–પ્રયોજકઃ પં. સુખલાલજી અને પં. બહેચરદાસજી કિંમત ૬ આના.

આ પુસ્તકના પ્રયોજકો અને કેટલાક મિત્રોએ સં ૧૯૮૨ ના પજુસણમાં પ્રથમ વ્યાખ્યાનમાળા શરૂ કરી પણ તે ખાનગી મિત્રમંડળમાં જ. ચાર વરસના અનુભવ પછી આને જાહેરરૂપ અપાયું જેને પરિણામે ગયાં પજુસણમાં ૭ વ્યાખ્યાતાઓ તરફથી ૧૭ વ્યાખ્યાનો અપાયાં જે આ પુસ્તકમાં સંગૃહીત થયાં છે. દરેક વક્તાએ સંપ્રદાયની હાલ

પ્રવર્તતી સંકુચિત નહિ પણ જનતાની વિશાલ ભાવનાથી વ્યાખ્યાનો કર્યાં છે. વ્યાખ્યાતાઓ જૈન તેમજ જૈનેતર પણ છે. આ વ્યાખ્યાનોમાં અહિંસા તપ દીક્ષા જેવા વિષયો લેવાયા છે તેમ 'ધર્મ અને રાષ્ટ્રત્વ' 'જ્ઞાનના ભંડારો અને સંઘસંસ્થા' 'ખરી આધ્યાત્મિકતા' જેવા પણ લેવાયા છે. આપણા જીવનનો મોટો પ્રશ્ન ધર્મભેદ અને પંથભેદ છે અને તે વિષય ઉપર ત્રણ વિદ્વાનો પં. સુખલાલજી, શ્રી. મણિલાલ નથુભાઈ દોશી અને પં. લાલને વ્યાખ્યાન કર્યું છે.

આ વ્યાખ્યાનપ્રણાલી ચાલુ રહે અને બીજા સંપ્રદાયો પણ પોતાનાં પર્વો આવી વિશાળ ભૂમિકા ઉપર ઊજવે એ ઇચ્છવા જેવું છે.

પુસ્તક જૈન તેમજ જૈનેતર વાચકોને વાંચવા યોગ્ય છે.

**હિંદુસ્તાનના વેપારઉદ્યોગનો નાશઃ**—મૂળ લેખક: મેજર બી. ડી. બસુ. અનુવાદકઃ ગોપાલદાસ જીવાભાઇ પટેલ, ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ. પ્રકાશકઃ એસ. જે. શાહ. માદલપુર અમદાવાદ. આઠ આના.

"આ ગ્રંથમાં, બસુ, મહાશય, ઇસ્ટ ઇંડિયા કંપનીએ હિંદુસ્તાનના વેપારઉદ્યોગનો, કેવી રીતે, વિચારપૂર્વક યોજી કહાડેલી યોજનાથી નાશ કર્યો તેનો સવિસ્તર ઇતિહાસ અંગ્રેજ લેખકો અને પાર્લામેન્ટની કમિટીઓ આગળ જુબાની આપનારા અંગ્રેજ લોકોના જ શબ્દોમાં આપે છે. સ્વરાજ વિના હિંદુસ્તાન પોતાનો ઔદ્યોગિક વિકાસ કેમ નહિ સાધી શકે તેમજ ઇંગ્લેન્ડને હિંદુસ્તાન પોતાના હાથમાં રાખવાની કેટલી મોટી મતલબ છે તે પણ અંગ્રેજ લેખકોનાં જ પ્રમાણો આપી બતાવી આપ્યું છે અને 'સ્વદેશી' અને 'બહિષ્કાર' વગર કોઇ પ્રજા સ્વતંત્રતા કે ઉન્નતિ સાધી જ ન શકે એ વાત બીજી પ્રજાઓના ઇતિહાસના દાખલાઓથી તેમણે સિદ્ધ કરી આપી છે."

પુસ્તક સુવાચ્ય થયું છે અને હિંદની સ્થિતિ અને કર્તવ્ય સમજવા દરેકે વાંચવા યોગ્ય છે.

**સંપૂર્ણ દારૂનિષેધ**:—સંપાદકઃ મગનભાઇ પ્રભુદાસ દેસાઇ, ગૂજરાત વિદ્યાપીઠ. પ્રકાશકઃ ગૂર્જર ગ્રન્થ રત્ન કાર્યાલય, અમદાવાદ. કિંમત આઠ આના.

આમાં મુખ્યત્વે દારૂનિષેધ સંબંધી 'નવજીવન'માં પ્રસિદ્ધ થયેલા ગાંધીજીના લેખો છે. પણ તે ઉપરાંત વિષયના સંપૂર્ણ નિરૂપણ માટે શ્રીયુત મહાદેવ દેસાઇ શ્રી છગનલાલ જોષી, શ્રી રાજગોપાલાચાર્ય, કૅાલ્વિન, શ્રી કાલેલકરના પણ લેખો છે. દારૂનિષેધ આપણા દેશનો ઘણો મહત્ત્વનો પ્રશ્ન છે અને તેનું સ્વરૂપ સમજવું એ દરેક હિન્દીની ફરજ છે. લેખોની પ્રામાણિકતા, સચોટતા અને સુવાચ્યતા માટે અમારે કાંઇ કહેવાની જરૂર નથી. પ્રકાશક સંસ્થાએ આ પુસ્તક ઓછી કિંમતે સુગમ કરી આપી ગુજરાતની સેવા કરી છે.

**આખરી ફેંસલો** ભા. ૧ અને ૨:—સંપાદકઃ નટવરલાલ માણેકલાલ દવે પ્રકાશકઃ ઉપર પ્રમાણે. કિંમત અનુક્રમે આઠ આના અને બાર આના

હિંદી પ્રજાનો અત્યારનો અંતઃકોપ કેમ શરૂ થયો, તેને ગાંધીજીએ કેવી રીતે મુખ કરી આપ્યું તે સંબંધી ગાંધીજીને લગતા બધા લેખોનો આમાં સંગ્રહ છે. બન્ને પુસ્તકો ચાલુ ચળવળને અંગે પ્રકાશિત થયાં હોવા છતાં, તેમાં વહેવારુ દૃષ્ટિએ પ્રસ્તુત સર્વ વાતોનો સમાવેશ કર્યો છે. ગાંધીજીની કૂચ પહેલાંના લેખો ગૌહટીમાં ભરાયેલી ૪૧ મી

કોંગ્રેસના સ્વાતંત્ર્યના ઠરાવથી શરૂ કર્યા છે, અને છેવટ ગાંધીજીએ વાઇસરૉયને બીજો પત્ર લખ્યો તે સમય પર્યંતના બનાવોના લેખો આવે છે. જરૂર પડે ત્યાં બનાવની સાંકળ પૂરી પાડી છે. ગાંધીજીના ફોટા અને કૂચનો નકશો તથા મજલની તપસીલ પણ આપી છે.

આ અપૂર્વ કૂચનું પુસ્તક દરેકે સંઘરવા યોગ્ય છે.

આધ્યાત્મિક ભજનપદ પુષ્પમાળાઃ—સંગ્રહકર્તાઃ મુનિશ્રી નાનચંદ્રજી. પ્રસિદ્ધ કરનારઃ અજરામરજી જૈન વિદ્યાશાળાના કાર્યવાહક, લીંબડી (કાઠિયાવાડ). મૂલ્ય રૂા. ૧ાા.

આમાં લગભગ એક હજાર ભજનોનો સંગ્રહ કર્યો છે. ભજનોમાં કેટલાંક જૈન સંપ્રદાયનાં છે. પણ આ સંગ્રહ સંપ્રદાયની દૃષ્ટિથી થયો નથી. તેમાં જૈનેતર ભજનોનો ઘણો મોટો ભાગ છે. ભજનો ગુજરાતી તેમ જ હિન્દી પણ છે અને પ્રચલિત સંત વાણી ઉપરાંત સાક્ષરોનાં કાવ્યો પણ લીધેલાં છે.

ભજનોના ક્રમમાં કોઇ સિદ્ધાન્ત જણાતો નથી. તેમ જ આવા મોટા સંગ્રહમાં બધાં એક સરખા ઉન્નત ભાવવાળાં ભજનો ન હોય એ સ્વાભાવિક છે. પણ સંગ્રહ એવડો મોટો અને પસંદગી એવડા મોટા ક્ષેત્રમાંથી કરી છે કે દરેકને આમાંથી ઘણું પસંદ પડતું મળી શકશે. મહાત્મા કબીર, નરસિંહ મહેતો, મીરાંબાઈ જેવાં સતો તેમ જ અખોભક્ત, પ્રીતમ* જેવા કવિઓ તેમ જ નિષ્કુલાનંદ જેવા અન્ય સંપ્રદાયના કવિઓનાં ભજનો પણ અહીં સંઘરાયાં છે. પુસ્તક ઉપયોગી છે. પુસ્તકની ત્રીજી આવૃત્તિ થઇ છે તે જ તેની લોકપ્રિયતા બતાવે છે.

આપણા દેશની ઐતિહાસિક વાતોઃ—લેખક તથા પ્રકાશકઃ ચુનીલાલ બેચરદાસ ભટ્ટ બી. એ. (ઑનર્સ). પુસ્તક મળવાનું ઠેકાણુંઃ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ, વડોદરા, કિંમત એક રૂપીઓ.

આ નાનું પુસ્તક ચૌદ વર્ષની ઉંમર સુધીનાં બાળકો એટલે અંગ્રેજી ધો. ૧–૨–૩ ના વિદ્યાર્થીઓને લક્ષમાં રાખી લખેલું છે. કર્તાએ આ વાતોનો ધોરણવાર વિભાગ પણ કરી આપ્યો છે.

પુસ્તકને એક ટૂંકો ઉપોદ્‌ઘાત પ્રો. ઠામદારે લખી આપેલો છે અને તેમાં ઇતિહાસનું વાર્તા રૂપનું મહત્ત્વ સમજાવ્યું છે.

આ પુસ્તકમાં પૌરાણિક કાલથી ૧૯૨૧ સુધીનો ઇતિહાસ વાર્તા રૂપે કહેવાનો પ્રયાસ છે. ઇતિહાસ હાલ નીરસ સાલવારીના ખોખા રૂપે ગોખાય છે તેને બદલે તેને વાર્તા રૂપે કહેવો એ યોગ્ય છે—જોકે મોટા બનાવોની સાલવારી પણ વિદ્યાર્થીઓએ જાણવી જોઇએ. આ પુસ્તકમાં હકીકત અને સાલવારી યોગ્ય રૂપે આપેલી છે.

અસ્ખલિત ઇતિહાસ છે એટલે વસ્તુ સમયાનુક્રમે ગોઠવેલી છે. માત્ર ઇસુને મહાવીર અને ગૌતમબુદ્ધ પહેલાં મૂક્યો છે તે કદાચ ઇસવીસન સમજાવવા હશે. પણ એ નિમિત્તે ક્રમભંગ કરવાની જરૂર નહોતી એમ અમને લાગે છે. હિંદ ઉપર પરદેશના લોકો ઊતરી આવ્યા તેની પણ એક બે વાતો આપી હોત તો સારું. તેથી વિદ્યાર્થીને સમજાત કે હિંદમાં મુસલમાનો જ સૌથી પહેલા નથી આવ્યા, અને તે સાથે ગુપ્તવંશનો ઉલ્લેખ પણ થઈ શકત. મોગલ

---

*૨૮૯ સું. "દયા પ્રીતમ..."ની છેલ્લી પંક્તિવાળું, દયારામનું પદ પ્રીતમનું અપાયું છે તે આવૃત્તિ સુધારવા વિનંતી છે.

સમ્રાટો પહેલાં ગુપ્તસમ્રાટોની આખી શ્રેણી થઇ ગઈ છે તે બતાવાત, અને તે સમયની અદ્‌ભુત કલા વિષે થોડું કહી શકાત. હિંદમાં અનેક શકો આવ્યા છે તે પણ બતાવાત.

વાતોમાં આપણા ધર્માચાર્યોને અને સંત કવિઓને સ્થાન આપ્યું છે તે યોગ્ય કર્યું છે.

આપણો ઇતિહાસ પુરાણકાલનો તો વાતોરૂપે છે જ, રામ "તો ઐતિહાસિક વ્યક્તિ હતી કે કેમ એ પણ શંકા કરાય છે, પણ જેમ જેમ આગળ જઇએ છીએ તેમ તેમ વસ્તુ વાતને ઓછું લાયક થતું જાય છે.' છતાં હિંદના રાજ્યપ્રકરણમાં જ્યાં સુધી વ્યક્તિને પ્રાધાન્ય હતું ત્યાં સુધી વાત રૂપે ઇતિહાસ આપી શકાય. પણ જ્યાંથી રાજ્યપ્રકરણમાં વ્યક્તિ ગૌણપદે મૂકાઈ રાજ્યતંત્ર પ્રાધાન્ય પામે ત્યાંથી વાતરૂપ અશક્ય બને છે. એટલે એવું વાર્તારૂપ પામે તેવી છેલ્લી રાજકર્તા વ્યક્તિ વોરન હેસ્ટિંગ્સ. તે પછી ઇતિહાસને વાર્તાનું રૂપ આપવું હોય તો તે, હિંદમાં મહાન કાર્યો કરનારી વ્યક્તિઓ જેવી કે રાજા રામમોહનરાય, દાદાભાઇ નવરોજજી, દયાનંદ સરસ્વતી, દ્વારા જ આપી શકાય. આ વાતોમાં લૉર્ડ કૉર્ન-વૉલિસ, વગેરે ગવર્નર જનરલોની હકીકત વાતોનું રૂપ નથી લઈ શકતી, પણ તેવી ચાર પાંચ જ છે. બાકી બધી વાર્તારૂપને યોગ્ય છે.

અંગ્રેજ લેખકોનાં ઇતિહાસનાં પાઠ્યપુસ્તકો જાણે કોઈ પારકા દેશનો ઇતિહાસ આપણે વાંચતા હોઇએ એવાં છે, ત્યારે આ આપણા દૃષ્ટિબિન્દુથી લખાયું છે. હજી વાતો વધારે રસિક થઈ શકે પણ તેને માટે કર્તાને વધારે મોટા પુસ્તકની જરૂર પડે. હજી પણ આ વસ્તુના નિરૂપણમાં વધારે અખતરાને અવકાશ છે.

**રાસગોપાલ :**—કર્તાઃ નાગરદાસ અમરજી પંડ્યા, બી એ. વઢવાણ શહેર. કિં. ૦–૮–૦

આ નાના કાવ્યપુસ્તકનો વિષય, કૃષ્ણનું ગોકુલ જીવન અને પ્રેમલક્ષણા ભક્તિ છે. કર્તાને કાવ્યની ખરી પ્રેરણા જયદેવના ગીતગોવિંદ ઉપરથી મળેલી છે અને તેના સર્ગો પ્રમાણે જ આના સર્ગો અને ઘણી જગાએ તો રાગો પણ આવે છે. પણ અહીં શૃંગાર, ગીતગોવિંદ જેટલો ઉઘાડો નથી, તેમજ એટલો પ્રધાન પણ નથી. કૃષ્ણના જન્મથી કાવ્ય શરૂ થતું હોવાથી તેની બાળક્રીડા, યમુનાપતન, યશોદાવિલાપ વગેરે પણ આવે છે.

વિષય અને નિરૂપણ જૂની ઢબનું છે અને, ટૂંકા સંપ્રદાયની બહાર, કૃષ્ણની શૃંગાર ભક્તિ આપણી વર્તમાન રુચિને અનુકૂળ નથી એ આ વિષયપસંદગી અને શૈલીનો ગેરલાભ છે. કર્તામાં છંદની સારી હથોટી છે અને વર્તમાન રસવૃત્તિને અનુકૂળ કોઇ વિષય ઉપર તેઓ પોતાની સાહજિક શક્તિઓ અજમાવે તો વધારે જશ અને લોકપ્રિયતા મળવા સંભવ છે.

**કેટલાંક ઐતિહાસિક હથિયારોઃ**—લેખકઃ માણેકરાવ ( જુમ્માદાદા વ્યાયામ મંદિર, વડોદરા ) પ્રકાશકઃ સ્વામીરાવ ( ગણેશક્રીડા મંડળઃ ભાવનગર) પુસ્તક નાના ચોપાનિયા જેવડું જ છે પણ ઇતિહાસના શોખીનોને ઉપયોગી છે. હથિયારો વિશેની હકીકત સાદી ભાષામાં પ્રમાણપુરઃસર લખેલી છે. કેટલાંક હથિયારોના ફોટો બ્લોક આપેલા છે. આપણી પ્રાચીન યુદ્ધપદ્ધતિના શાસ્ત્રીય અભ્યાસની ઘણી જરૂર છે અને તેમાં આ પુસ્તક ઉપયોગી નીવડે એવું છે.

**ખોરાક અને પોશાકઃ**—લેખકઃ સ્વામીરાવ. આપણા જીવનમાં ક્રાન્તિ ચાલે છે એમ આપણે કહીએ છીએ તે માત્ર રાજકીય નથી, સામાજિક પણ છે. સમસ્ત જીવનને

વિશાલમાં વિશાલ અને ઝીણામાં ઝીણી દૃષ્ટિથી આપણે તપાસવાનું છે. ખોરાક અને પોશાક આપણા ઓછા અગત્યના પ્રશ્નો નથી. શ્રી સ્વામીરાવે આ વિષયો ઉપર પોતાના અનુભવથી સ્વતંત્ર રીતે ચર્ચા કરી છે. દરેક માણસે આ નાનું ચોપાનિયું વાંચવું જોઇએ, તેનો વિચાર કરવો જોઇએ, અને તે મુજબ જીવનને ઘડવું જોઇએ.

**શ્રી રામકૃષ્ણ ઉપદેશ**:—સ્વામી શ્રી બ્રહ્માનન્દજી દ્વારા સંકલિત. પ્રગટ કર્તા: શ્રી રામ કૃષ્ણ આશ્રમ, રાજકોટ સદર (કાઠિયાવાડ). જિજ્ઞાસુને આ બોધ હજી પણ તાજો અને પ્રેરણાપ્રદ લાગશે.

**વિજયની ચાવી**:—અનુવાદક: અંબાલાલ શિવલાલ પટેલ બી. એ., એલ. એલ. બી. કિંમત ૭ આના. મેથ્યુઝ ડૅાસન નામના લેખકના The Law of Success નામના પુસ્તકનો ભાવલક્ષી અનુવાદ છે.

**તત્ત્વાર્થાધિગમસૂત્ર**:—સંપાદક: પ્રો. હીરાલાલ રસિકદાસ કાપડિયા એમ. એ. પ્રકાશક: હીરાલાલ ભોગીલાલ શાહ. મૂલ્ય ૦-૩-૯

આમાં શ્રી ઉમાસ્વાતિકૃત **તત્ત્વાર્થ**નું મૂળ અને તે સાથે તેનો અનુવાદ છે. જૈન ફિલસૂફીનો આ પ્રામાણિક ગ્રન્થ છે. કોઇ કોઇ જગાએ નાનાં ટિપ્પણો આપ્યાં છે છતાં ઘણા શબ્દો જૈનેતરને ન સમજાય તેવા છે. પણ આ ગ્રન્થ મૂળ પાઠ કરવા માટે પ્રસિદ્ધ કરેલો છે અને તેને માટે તેનું કદ, છપાઇ, ભાષાન્તર, કિંમત સર્વ યોગ્ય છે.

કલ્પતરૂ કક્કાવલિ અથવા રમણિક બાલગીતા (પ્રથમ ભાગ):—પ્રયોજક: વેલચંદ લવજી-મુંબઇ ૩. પ્રકાશક: હિમ્મતલાલ અને અનન્તરાય તે શેઠ ઝવેરભાઇ ભાઇચંદના પૌત્રો. ભાવનગર. અમૂલ્ય. છપાઇ વગેરે બાળકોને મનોહર લાગે તેવી છે. ગીતમાં નીચે ટીપ કરી અર્થ કરવો પડે એવા અઘરા શબ્દો ન જોઇએ. શીખામણની આ રીત જૂની છે પણ ખોટી નથી.

મેઘસન્દેશ:—કર્તા: વલ્લભદાસ ભગવાનજી ગણાત્રા. પ્રકાશિકા: બહેન રમીબાઇ મોરારજી કામદાર. મૂલ્ય રૂ. ૦-૪-૦. આમાં કોલેજનો ત્યાગ કરી છાવણીમાં સૈનિક તરીકે રહેતો કોઇ તરુણ વિદ્યાર્થી મહાત્મા ગાંધીને યરોડા જેલમાં મેઘદ્વારા સન્દેશ મોકલે છે. કાવ્ય મંદાક્રાન્તામાં છે. અંત ભણી થોડા અનુષ્ટુપો છે. મેઘદ્વારા સન્દેશો, મેઘના પ્રયાણની દિશા વગેરે અનેક કાવ્યની વસ્તુસ્થિતિથી વિરુદ્ધ છે. એક કૌતુક તરીકે કાવ્ય જોવા જેવું છે.

# વિચાર ચંક્રમણ

## લગ્ન વિશે થોડું

ઘણાં માણસો અને ખાસ કરીને જુવાનો—જુવાનો જ લગ્ન વિશે વિચાર કરે, કારણ કે તેમને પરણવાનું બાકી છે, જેઓ પરણેલા છે તેમને આવા વિચારો ઓછા આવે—માને છે કે એક મનમાન્યું લગ્ન કરી શકીએ તો તેથી આખી જનતા પુણ્યશાળી અને સુખી થઈ જાય. આ માન્યતાને વિચારી જોઈએ

હવે એ ખરું છે કે કોઇ ન ફાવે તેવી વ્યક્તિ સાથે લગ્ન થાય તો તેથી જિંદગી આખી દુ:ખી થાય. કારણકે લગ્નબંધ જીવનભરનો છે એવા પણ ઘણા દાખલા છે જેમાં કુભારજા સ્ત્રી છતાં પુરુષે દુનિયાંમાં નામ કાઢેલું છે. પણ તે અસાધારણ સહનશીલતાવાળાં અને સંકલ્પબળવાળા જ કરી શકે. સાધારણ માણસની શક્તિઓ તો ઘરકકામથી હણાઇ જાય, તેનો વિકાસ ન જ થઈ શકે. એટલે ખરાબ લગ્નબંધ એ જીવનમાં શાપરૂપ છે તેમાં શક નહિ.

પણ અનુકૂળ પતિ કે પત્ની મળી જવાથી દુનિયાં આખી સુધરી જાય કે સુખી થઇ જાય કે પુણ્યશાળી થઇ જાય એમ માનવું એ ભૂલભરેલું છે અનુકૂળ લગ્નથી લગ્ન કરનાર સ્ત્રી કે પુરુષ પોતે પણ હોય તેના કરતાં એકદમ વધારે ઉચ્ચ નથી બની શકતો. ખરી ઉચ્ચતા તો માણસના અંગત માનસિક વિકાસની છે. અનુકૂળ લગ્ન પછી પણ માણસ પામર અને પ્રગતિહીન રહી શકે. ખરુ તો જેમ બે વિકસિત માનસવાળા પુરુષો કે એવી સ્ત્રીઓ જ સારી મૈત્રી બાંધી શકે, જેમ સારા માનસવાળો ગુરુ અને શિષ્ય જ સારો સંબંધ બાંધી શકે, તેમ જ વિકસિત મનવાળાં સ્ત્રી પુરુષો જ સારુ લગ્ન કરી શકે. અનુકૂળ લગ્ન એ જીવનમાં એક વ્યક્તિને મળેલી એક વિરલ અનુકૂળતા છે. પણ તે અનુકૂળતાથી તે વ્યક્તિ જેટલો પોતાનો વિકાસ સાધે, જેટલું દુનિયાંનું કામ કરે, જેટલી સેવા કરે, જાહેર વર્તનમાં જેટલો સારો દાખલો બેસાડે તેટલી જ તેમની દુનિયાં ઉપર સારી અસર અનુકૂળ લગ્ન પછી માત્ર એક બીજાનુ સુખ જ જુએ, ટૂંકા અર્થના કુટુંબના જ વિલાસભોગો મેળવે અને માણે તો તેનાથી દુનિયાંને કશો ફાયદો ન થાય, અને તેમનાં પોતાનાં જીવન પણ જરા પણ ઉચ્ચ કે ઉન્નત ન થાય. તેમને પોતાને એક પ્રકારનું સુખ મળે, પણ કોઇ પણ એક વ્યક્તિને કે બે વ્યક્તિને સુખ મળવાથી તેઓ આખી દુનિયાંને સુખી કરે છે એમ માનવું કેટલું બધું બેહૂદું છે? માત્ર લગ્નની વાતમાં જ આપણે આવું ખોટું ગપ ચલાવી લઇએ છીએ. બીજી કોઇ બાબતમાં આપણે આવું માનતા નથી. કોઇ એમ નથી માનતું કે મને ભાવતું ફળ ખાવા મળવાથી આખી દુનિયાં સુખી થઇ જવાની છે.

એટલે સારાં માણસો લગ્ન કરે તે સારુ લગ્ન કહેવાય, તેથી જગતને ફાયદો છે, પણ અનુકૂળ લગ્ન કરવાથી માણસો સારાં થઇ જતાં નથી, તેમ તેટલાથી જ દુનિયાં સુધરી જતી નથી. સારાપણું એ જગતના વ્યવહારમાં જેને સારાપણું કહીએ તે હોવું જોઇએ, લગ્નથી જ ઉદ્ભવતુ એવું કોઇ વિશિષ્ટ સારાપણુ નથી,

આ વાત તો ઘણી સાદી અને સ્પષ્ટ છે, એટલી સાદી છે કે તેને કહેવાનુ પ્રયોજન ન હોવુ જોઇએ પણ ઘણા યુવાનો અત્યારે પોતાને સાગ થવાની આવશ્યકતા કરતા પોતાને સારા લગ્ન કરવાની આવશ્યકતા વધારે મોટી સમજે છે એનો કશો જ અર્થ નથી માણસો જાતે સાગ હોય તો જ સારુ લગ્ન થઇ શકે

એક વાત અહીં સ્પષ્ટ કરવી જોઇએ એ ખરુ છે કે લગ્ન કરવાની ઇચ્છા એ બધી ઇચ્છાઓ કરતાં સૌથી પ્રબળ છે એના ઉપર સયમ ન હોય તો તે ઇચ્છા બીજી બધી ઇચ્છાઓને દાબી દે એ ઇચ્છાનો બધા એક સરખી રીતે સંયમ નથી કરી શકતા એ સ્વીકારવુ જોઇએ અને એ ઇચ્છાને અનુકૂળ લગ્નથી તુષ્ટિ મળવી પણ જોઇએ પણ સાથે સાથે જાણવુ જોઇએ કે જેમ બીજી કામનાઓ માત્ર એક વ્યક્તિની છે અને તેને તુષ્ટ કરવી તે માત્ર તે વ્યક્તિ પૂરતુ જ કાર્ય છે, એમ અનુકૂળ લગ્ન એ પણ લગ્ન કરનારી વ્યક્તિઓનુ જ કાર્ય છે તેમા તેઓ જગત ઉપર કાઇ અવનવો ઉપકાર નથી કરી નાખતા હા, લગ્ન કર્યા પછી જગતનુ કાંઈ કામ કરે તો તે જગતનુ કાર્ય કહેવાય, પણ તે તો લગ્ન પછીના કાર્યને લીધે, કાઇ લગ્નથી નહિ જ

તેમ જ માત્ર અનુકૂળ વ્યક્તિ સાથે એકવાર લગ્ન કરી દેવાથી લગ્નસુખનો કાયમી પરવાનો મળી જતો નથી લગ્નસ્નેહ એ એકવાર સપાદન કરી લઇએ એટલે હમેશા ચાલ્યા કરે તેવી સ્થિતિ નથી સ્નેહ તો દરેક ક્ષણે સપાદન કરવાનો છે સ્નેહ એ સ્થિતિ નથી, હૃદયોનો વ્યાપાર છે દરેક બદલાતી સ્થિતિ પ્રમાણે પરસ્પર હૃદય અનુરૂપ રહ્યા કરે તો જ સ્નેહ રહે

સ્વતત્રતા અને સ્નેહ બન્ને જીવનની દરેક ક્ષણે પ્રગટ રાખવાની વસ્તુ છે એ બન્નેને ટકાવવા હૃદયનો સતત વ્યાપાર ચાલવો જોઇએ—દીવા ટકાવવા તેની ઊર્ધ્વ ગતિ ચાલ્યા જ કરે છે તેમ

## નિર્વિઘ્ન સુખની ભાવના

ઘણા માને છે કે ચાલુ વસ્તુસ્થિતિને ભાગી ફોડીને એકવાર અમુક રીતે ગોઠવી દીધી હોય તો પછી તેનાથી નિરંતર સુખની પ્રાપ્તિ થાય ચાલુ સ્થિતિમા ફેરફાર કરવો હોય તે બેનાશક કરવો જોઇએ, પણ જગતમા કોઇ સ્થિતિ કાયમ રહેતી નથી, કોઇ સ્થિતિ નિર્વિઘ્ન ટકતી નથી. ઉપર સ્નેહ અને સ્વતંત્રતાને માટે જેમ સતત વ્યાપાર આવશ્યક કહ્યો તેમ જ કોઈ પણ સુખના અનુભવ માટે સતત વ્યાપાર ચાલવો જોઇએ જગતમા વિઘ્નો અનંત છે અને એ વિઘ્નો ઉપર વિજય મેળવવાની માણસની શક્તિ પણ લગભગ અનંત છે, અને તે વિજયજન્ય આનંદ પણ એટલો જ અનત છે જેમ પક્ષીને ઊંચે ઊડવા માટે પવનને કાપવો પડે છે, પણ તે પવન જ તેને ઊંચે ચડવાનુ સાધન છે, તેમ જગતમા વિઘ્નો છે અને એ વિઘ્નો પર વિજય મેળવતા મેળવતા જ માણસ આગળ વધે છે 'હાશ હવે તો કાઇ જ મેળવવાનું નથી રહેતુ, હવે તો માત્ર મેળવેલાનો ઉપભોગ જ કરવાનો છે' એમ જે ક્ષણે માણસ કહે છે તે જ ક્ષણે તેની પડતી શરૂ થાય છે, અને જીવનનો સર્વ આનંદ નાશ પામે છે *

* જીવન સબધી આ વિચારો Prof L P Jacks એમણે Constructive Citizenship અને The Challenge of Life એ બન્ને પુસ્તકમા બહુ સ્પષ્ટ રીતે મૂકયા છે

निघ्नै पुन पुनरपि प्रतिहन्यमाना·
प्रारब्ध मुत्तमजना न परित्यजन्ति ॥

વિઘ્નથી ફરી ફરીને હણાતા છતા ઉત્તમ પુરુષો પ્રારભ કરેલુ કામ છોડી દેતા નથી, એ આપણુ ધ્યેય હોવુ જોઇએ

**ધાર્મિક સ્વાર્થીપણુ**

તા ૯–૧–૩૧ ના 'બોબે ક્રોનિકલ'મા Abracadabra of Hindu Marriage (હિંદુ લગ્નના ધતરમંતર)ના વિચિત્ર મથાળા નીચે વાચ્યુ કે પૃથ્વીરાજ શાહબુદ્દિન સાથે લડતો હતો ત્યારે સૂર્યગ્રહણનો દિવસ આવ્યો અને તેના સિપાઇઓએ દેહના અને પોતાના આત્માના કલ્યાણાર્થે, શસ્ત્રો છોડી નદીમા સ્નાન કરવા ગયા અને એ રીતે દેશ ગુમાવ્યો અને પોતાના ધર્મ અને ધર્મસ્થાનો ઉપર મુસલમાનોના આક્રમણો વહોરી લીધા આ બીના ઐતિહાસિક નહિ હોય, પણ આમા આપણા હિન્દુઓનુ માનસ બરાબર દેખાય છે અત્યારે પણ આપણુ એ જ માનસ છે આપણે સામાજિક ફરજોને ધર્મમા અતરાય રૂપ ગણીએ છીએ; અને એ ફરજોમા કામચોરી કરીને ધાર્મિક મનાતી ક્રિયાઓ કરવા માડીએ છીએ ધર્મની આવી ભાવનાથી આપણને સામાજિક ફરજો સમજાતી પણ નથી

આપણે સહેલાઇથી કહીએ છીએ અને માનીએ છીએ કે હિંદ આધ્યાત્મિક દેશ છે, પણ આપણુ ધાર્મિક ગણાતુ જીવન અને ધાર્મિક ગણાતી ઘણી માન્યતાઓ કેવળ હીન તામસી અને પામર હોય છે એક અગ્રેજ પોતાનો ધધો સારો ચાલે અને તેને મોટો નફો મળે તેટલા માટે જાહેર ખબરો આપે આકડા ભેગા કરે, ધધાનો શાસ્ત્રીય અભ્યાસ કરે, વિજ્ઞાનની મદદ લે, તેને આપણે જડપૂજક ( materialist ) કહીએ છીએ, અને એવા જ નફા માટે કોઇ હિન્દુ પાઠ કરાવે, મંત્રો કરાવે જાપ કરાવે, માળાઓ ફેરવે, તિલક કરે, દર્શને જાય, તેને આધ્યાત્મિક કહીએ છીએ પણ નફાની લોલુપતામા એ હિન્દુ પેલા અગ્રેજ જેટલો જ જડપૂજક હોવા ઉપરાત વધારે અજ્ઞાન અને તામસી છે તેને કોઇ રીતે આધ્યાત્મિક કે ધાર્મિક વૃત્તિનો કહી શકાય નહિ તેમ જ કોઇ માણસ સ્વર્ગમા સુખચેનથી રહેવા માટે આવી ધાર્મિક ગનાતી બાહ્યક્રિયા કરે તો તે પણ તેટલો જ જડપૂજક ગણાવો જોઇએ આવી ધર્મભાવનાનો નાશ થવો જ જોઇએ તે કોઇને પણ ઐહિક કે પારમાર્થિક લાભ ન કરતા માત્ર વિજ્ઞાનની પ્રગતિ અટકાવે છે, દેશની શક્તિનો દુર્વ્યય કરે છે

× × ×

ઇગ્લંડનો સુપ્રસિદ્ધ ફિલસૂફ બર્ટ્રાન્ડ રસેલ, What I believe ( મારી માન્યતા ) નામના નાના પુસ્તકમા Salvation Individual and Social ( મોક્ષ વૈયક્તિક અને સામાજિક ) એ પ્રકરણમા લખે છે કે× પ્રાચીન ધર્મની મોટામા મોટી ખોડ એ છે

× One of the defects of traditional religion is its individualism, and this defect belongs also to the morality associated with it Traditionally, the religious life was as it were a duologue between the soul and God To obey the will of God was virtue and this was possible for the individual quite regardless of the state of the community . The individualism of the separate soul had its value at certain stages of history, but in the modern world we need rather a social than an individual conception of welfare.

કે તે વૈયક્તિક છે, અને આ ખોડ તે ધર્મે બોધેલી નીતિમાં પણ હોય છે. પરંપરા પ્રમાણે, ધાર્મિક જીવન જાણે ઈશ્વર અને જીવ વચ્ચેના એક સંવાદ જેવું હતું. ઈશ્વરની આજ્ઞા માનવી તે ધર્મ; અને સમાજની સ્થિતિની કેવળ ઉપેક્ષા કરીને આ ધર્મ પાળવો વ્યક્તિને શક્ય હતો. લેખક આગળ કહે છે કે હાલની માનવ વિકાસની ભૂમિકાએ આવા વૈયક્તિક કરતાં સામાજિક શ્રેયની ભાવના આપણે વધારે જરૂરની છે. રસેલ આ ટીકા ખાસ કરીને ક્રિશ્ચન સંપ્રદાયો વિશે કરે છે પણ તે પોતાની ટીકા સામાન્ય રીતે હિંદુ ધર્મને પણ લાગુ પડે છે એમ માને છે.

આ વચનો આધારણ હિંદુસ્તાનના ધર્મને લાગુ ન પડે કારણ કે હિંદુસ્તાનના કેટલાક ધર્મોમાં ઈશ્વર માનેલો નથી—જેમકે જૈનધર્મમાં, અને કેટલાંક દર્શનોમાં ઈશ્વરની ભાવના ક્રિશ્ચનો કરતાં તદ્દન ભિન્ન છે—જેમકે વેદાન્તદર્શનમાં.

પણ આપણા વ્યવહારજીવનમાં તો આપણે ધર્મને એવું પામર અને સ્વાર્થી સ્વરૂપ આપ્યું છે કે ઉપરનો રસલનો આક્ષેપ આપણને પણ લાગુ પડે છે. આ સ્થિતિ ચાલુ રહેશે તો આપણા સમાજનો અને આપણા ધર્મોનો નાશ થશે. રસેલ કહે છે તેમ પૂર્વકાલમાં આવી વૈયક્તિક ભાવના પોસાય તેમ હતી, તે સમાજને તે વખતે ઉપકારક પણ હતી, પણ અત્યારે સમાજનો વણાટ એટલો ગાઢ છે, તેનાં અંગપ્રત્યંગો એટલાં પરસ્પર આધાર રાખનારાં છે કે, શરીરની સ્વચ્છતા અને શરીરના પોષણ જેટલો જ સમાજની સ્વચ્છતા અને સમાજના પોષણનો આપણે વિચાર નહિ કરીએ તો આ જમાનામાં નભી શકીશું નહિ.

હવે આપણાં શાસ્ત્રોનાં તાત્ત્વિક વચનો લઈએ તો હું માનું છું કે તેમાં વૈયક્તિક દૃષ્ટિને પોષતું કશું નહિ મળે. એ બધાં વચનોનો આપણે હાલના જમાનાને અનુકૂળ વિશાળ દૃષ્ટિવાળો અર્થ કરી શકીશું. પણ તે જવા દઈએ. વધારે રસિક પ્રશ્ન એ છે કે ધર્મમાંથી આવો સંકુચિત અર્થ શી રીતે આવ્યો?

ધર્મને ક્રિયા સાથે એટલે વ્યવહાર સાથે સંબંધ છે. દરેક ધર્મ વ્યવહારમાં પ્રગટ થવા અમુક અમુક ક્રિયાઓ બોધે છે. એટલે આ ક્રિયાથી ધર્મ થાય છે એવી માન્યતા પ્રગટ થાય છે. ધર્મ વાસ્તવિક રીતે તો એક માનસિક દશા, એક માનસિક વૃત્તિ છે. ઈશ્વરને અંદર લાવ્યા વિના ધર્મની વ્યાખ્યા કરવી હોય તો એમ કરાય, કે ધાર્મિકજીવન એટલે પોતાની સામેની પરિસ્થિતિને સર્વાત્મથી—પોતાની સર્વશક્તિથી સમજી, તેને અનુરૂપ મન વચન કર્મથી વર્તવું તે. પણ આ દરેક ક્ષણની જાગૃતિ માગતી ધર્મભાવના વીસરાઈ ગઈ અને તેને બદલે અમુક ક્રિયાથી ધર્મ થાય એવી માન્યતા પેસી ગઈ. જેમ દ્રવ્ય ઉપાર્જન કરવાથી મળે, તેને ભેગું કરી શકાય, અને ભેગું કરેલું દ્રવ્ય ભવિષ્યમાં કામ આવે, તેમ ધર્મ ઉપાર્જન કરવાની વસ્તુ થઈ ગઈ અને તે પણ ભેગો કર્યો હોય તો ભવિષ્યમાં તેના ધણીને કામ આવે એવી માન્યતા થઈ ગઈ. જગતની અનેક ચીજો તરફની લોલુપતાની ગ્રન્થિઓ હતી તેમાં ધર્મ પણ એક લોલુપતાની ગ્રન્થિ જેવો બન્યો. જેમ ધનને માટે લોકો દોડાદોડ પડાપડી કરે છે તેમ ધર્મને માટે કરવા લાગ્યા. ધર્મમાં સ્વાર્થ ઓગળી જવાને બદલે ધર્મ સ્વાર્થની ગાંઠ બની ગયો! સારામાં સારી ભાવના પણ હીનના હાથમાં જતાં કેટલી વિકૃત બને છે!

રા. વિ. પાઠક




**કાયમી કલંક**

અંગ્રેજી રાજ્ય પોતા વિશે બે વાતોનું અભિમાન બતાવતું. એક તો એ કે પોતે રમતમાં અણુચી નથી કરતુ (sportmanship) અને બીજી, સ્ત્રીઓ તરફનો આદર બિલકુલ શસ્ત્ર વગરના સત્યાગ્રહીઓ ઉપર ગોળીબાર કરી, તેમને લાઠી મારી, તેમના પર મોટર ચલાવી, તેમણે રમતના ખેરૂ તરફની વફાદારીનો ખ્યાલ તો પૂરેપૂરો આપ્યો છે. પણ સ્ત્રીઓ તરફ પણ આવુ હિચકારાપણુ તેઓ બતાવશે એમ આપણુને ખ્યાલ નહોતો.

તા. ૧૫ મી જાન્યુઆરીએ આશ્રમનાં શ્રીમતી લીલાવતી બહેને શોલાપુરના કેદીઓનો દેહાંત કર્યો તેમના તરફ દિલસોજી બતાવવા બોરસદમાં સરઘસ કાઢયું સરઘસની મનાઈ હતી એટલે તેમને પરહેજ કર્યા એ તો ઠીક. પણ તેમણે પોતાના નામઠામની સર્વ માહિતી આપ્યા પછી પોતાના પતિનું મુંબઇનું સરનામુ ન આપ્યું એટલા માટે ફોજદારે તેમને ગાળો ભાંડી અને તમાચો માર્યો !

પણ હજી સરકારની ખરી કરણી તો બાકી છે. શ્રીમતી લીલાવતી બહેનનું અપમાન થયુ તેનો વિરોધ કરવા શ્રીમતી ભક્તિલક્ષ્મી બહેને તા. ૨૧ મીએ સ્ત્રી સિતમ દિવસ ઊજવ્યો. તે વખતે તો સરઘસની મનાઇ પણ નહોતી છતાં પોલીસે અનેક બહેનોને છાતીમાં, બરડામાં વગેરે જગાએ લાઠી બંદૂકના કુંદા વગેરેથી મૂઢ માર માર્યો.

સમાધાન થવાનું હશે ત્યારે થશે, સ્વરાજ્ય પણ મળશે, પણ સરકારી રાજ્ય ઉપરનું આ કલક કદી પણ ભૂંસાવાનું નથી.

* *

**લોકોનું દમન તેમ સત્યનું પણ દમન**

આ લડતમાં અંગ્રેજી રાજ્યનું ભૂરામાં ભૂરુ સ્વરૂપ અને આપણા પરતંત્ર દેશની લાચારમાં લાચાર સ્થિતિ તો હજી ધીમે ધીમે બહાર પડતી જાય છે.

અંગ્રેજી રાજ્ય જુલમ તો કરે, પણ તે જુલમની વાત આપણા પ્રામાણિક માણસો કે વર્તમાનપત્રો બહાર પાડે ત્યારે સામ્રાજ્યના મોટા અમલદારો તે સાચી પણ ન માને. આપણાં વર્તમાનપત્રોએ જુલમ વિશે આટલુ લખ્યું ત્યાંસુધી ઇંગ્લંડના કોઇ પણ માણસે કશું સાચુ ન માન્યું. જ્યારે મિ. બ્રેઇલ્સફોર્ડે લખ્યુ અને તે બહાર પડયું, ત્યારે હવે, ઇંગ્લંડનાં પત્રો લાઠીરાજ્યની હકીકત સ્વીકારે છે. પરતંત્ર દેશને જુલમ તો સહવાનો પણ તે ઉપરાંત પોતાની વાત કોઇ માને નહિ એ પણ જોવાનું.

અને સરકાર જુલમ કરવાનો પોતાનો હક માને છે તે ઉપરાંત તે જુલમની વાત દબાવી દેવાનો પણ પોતાનો હક માને છે. તેને તો લોકોને દબાવી દેવા છે તે સાથે સત્યને પણ દબાવી દેવું છે. રાણપુર તપાસ સમિતિ તેનો એક દાખલો હતો: હમણાં વળી શ્રીયુત અમૃતલાલ ઠક્કર અને શ્રીયુત દાદુભાઇ દેસાઈ જેવા નિરવદ્ય પ્રતિષ્ઠાવાળા સજ્જનોને બોરસદમાં જવાની મનાઇ કરી છે. ત્યાં જાય તો વળી ત્યાંના સિતમની વાત તેઓ બહાર કહે ને !

* *

## નવું પ્રકરણ

હિંદની રાજકીય સ્થિતિમાં નવું પ્રકરણ શરૂ થાય છે. અત્યાર સુધી લડાઇ ચાલતી હતી ત્યારે જે કેટલાક વિચારો કરવાને, આપણે તૈયાર નહોતા, અને આપણને વખત નહોતો, તે વિચારો કરવાનો સમય હવે આવ્યો છે, ત્યારે હાલની સ્થિતિ બરાબર સમજાય એટલા માટે છેલ્લા પ્રકરણના બનાવો આપણે નજર તળે કાઢી જઇએ.

### પ્રારંભ અને સ્વાતંત્ર્યનો ઠરાવ

૧૯૨૦–૨૧ માં ચાલેલી લડત ચૌરીચૌરાથી બંધ પડી તે પછી આ લડત ફરી જાગવાનું નિમિત્ત સાઇમન કમિશનની નીમણૂક ગણવી જોઇએ. આ કમિશનમાં બ્રિટનની સરકારે એક પણ હિંદીને ન નીમ્યો અને તેથી હિંદના બધા રાજકીય પક્ષોએ સાઇમન કમિશનનો બહિષ્કાર કર્યો. આનું જ એક પરિણામ એ આવ્યું કે મદ્રાસમાં ભરાયેલી ૪૨ મી રાષ્ટ્રીય મહાસભામાં આજ સુધી નહોતો થતો તે હિંદના સ્વાતંત્ર્યના ધ્યેયનો ઠરાવ પસાર થયો. યાદ રાખવું જોઇએ કે આ ઠરાવમાં એમ નહોતું કે મહાસભા સ્વાતંત્ર્ય મેળવવાને પગલાં ભરશે. માત્ર એટલું જ હતું કે "હિંદી પ્રજાનું ધ્યેય સંપૂર્ણ રાષ્ટ્રીય સ્વતંત્રતા મેળવવાનું છે. મહાસભાના કાર્યક્રમમાં હજી સ્વતંત્રતા મેળવવાના ધ્યેયને સ્થાન મળ્યું નહોતું. આ જ અધિવેશનમાં સાઇમન કમિશનના બહિષ્કારનો ઠરાવ પણ થયો.

સાઇમન કમિશનને અને ઇંગ્લંડના રાજદ્વારી પુરુષોને જવાબ આપવા મહાસભાએ દેશના રાજતંત્રનો ખરડો તૈયાર કરવા એક કમિટી નીમી અને આ કમિટીએ 'નહેરુ રિપોર્ટ'ના નામે પ્રસિદ્ધ થયેલો ખરડો તૈયાર કર્યો. આ કમિટીમાં હિંદના કોમી તેમ જ રાજદ્વારી સર્વપક્ષોએ ભાગ લીધો. મદ્રાસના ઠરાવમાં હિંદી પ્રજાનું ધ્યેય સંપૂર્ણ રાષ્ટ્રીય સ્વતંત્રતા મેળવવાનું હોવા છતાં આ ખરડો વસાહતી સ્વરાજ્ય (Dominion Status)થી સંતોષ માનતો હતો.

શ્રીયુત મોતીલાલ નહેરુના પ્રમુખપણા નીચે કલકત્તામાં ભરાયેલી મહાસભામાં આ ખરડો પસાર થવા રજુ થયો, આ મહાસભામાં પણ પૂર્ણ સ્વાતંત્ર્યનો પક્ષ જબરો હતો.

આ મહાસભા વખતે ગાંધીજીનું દૃષ્ટિબિન્દુ એવું હતું કે હાલ તુરત નહેરુ રિપોર્ટમાં છે તેવું વસાહતી સ્વરાજ્ય સ્વીકારવું એ સંપૂર્ણ સ્વતંત્રતાના લોકોના ધ્યેય સાથે વિસંવાદી નહોતું. તેમની સલાહ એવી હતી કે સરકારને વસાહતી સ્વરાજ્ય આપવાને બે વરસની અવધિ આપવી. એટલા સમયમાં વસાહતી સ્વરાજ્ય ન મળે તો મહાસભાએ પોતાનું ધ્યેય સંપૂર્ણ સ્વાતંત્ર્ય જાહેર કરવું. છેવટે એવો ઠરાવ પસાર થયો કે સરકાર એક વરસમાં એટલે ૩૧ મી ડિસેમ્બર ૧૯૨૯ સુધીમાં નહેરુ રિપોર્ટ મુજબનું સ્વરાજ્ય નહિ આપે તો મહાસભા "અહિંસાત્મક અસહકાર જાહેર કરશે, અને દેશને કર ન આપવાની

અને તેમના વિના બંધારણ ઘડવું મુશ્કેલ હતું વળી હિંદના ભાવી બંધારણમાં દેશી રાજ્યોને કેવા સબંધમાં મૂકવા એ પણ પ્રશ્ન હતો તેથી બ્રિટનની સરકારે લોર્ડ અર્વિન પાસે ગોળમેજી પરિષદનું જાહેરનામું કઢાવ્યું લોર્ડ અર્વિન હિંદ પાછા આવ્યા ત્યારે તેમણે તા ૩૧–૧૦–૨૯ ના વધારાના ગેઝેટમાં જાહેર કર્યું કે બ્રિટિશ હિંદ અને દેશી રાજ્યોના પ્રતિનિધિની એક પરિષદ ઇંગ્લંડમાં ભરવાશે અને તેમની સાથે ચર્ચા થયા પછી પાર્લમેન્ટ આગળ બિલ રજુ થશે લોર્ડ અર્વિને એમ પણ જાહેર કર્યું કે ૧૯૧૭ના જાહેરનામામાં એ સમાવિષ્ટ છે કે તેમાં ધારેલી હિંદની બંધારણીય પ્રગતિનું સ્વાભાવિક પરિણામ સાંસ્થાનિક સ્વરાજ્યની સિદ્ધિ છે

હિંદના રાજ્યપ્રકરણમાં સાંસ્થાનિક સ્વરાજ્ય શબ્દ અહીં જ પહેલો બોલાયો અને થોડીવાર લોકોને આશા બંધાઇ, પણ તે પછી પાર્લમેન્ટમાં ચાલેલી ચર્ચા ઉપરથી અને પછીના લોર્ડ અર્વિનના વચનો ઉપરથી તરત સમજાયું કે આ બધી શબ્દજાળ હતી મહાસભાના નેતાઓએ ગોળમેજી પરિષદને પણ નિરર્થક માની, પણ હિંદના વિનીત કે વિનરલ ગણાતા નેતાઓએ અને બીજા કેટલાક ગોળમેજી પરિષદમાં જવાનું દુરસ્ત ધાર્યું સાઇમન કમિશનના બહિષ્કાર માટે એકત્રિત થએલા રાજકીય પક્ષો અહીં પાછા જુદા પડયા

જ્યમી કોગ્રેસ ભરાયા પહેલા દેશના કેટલાક નેતાઓ લોર્ડ અર્વિનને મળી આવ્યા પણ તેમની સાથેની વાતચિતથી એવું ફલિત ન જ થયું કે ગોળમેજી પરિષદ "ડુમીનિયન સ્ટેટસ"નું બંધારણ ઘડવા જ બેસવાની છે એ પરિષદમાં ડુમીનિયન સ્ટેટસ કે સંપૂર્ણ સ્વરાજ્ય કે ગમે તેવા બંધારણની દરખાસ્ત ગમે તે લાવી શકશે એથી વધારે એ પરિષદ ઉપર આધાર રાખવો ખોટો છે એમ સ્પષ્ટ થયું.

તા ૩૧–૧૨–૨૯ સુધી સરકારે નેહરુ રિપોર્ટ પ્રમાણે કશું ન આપ્યાથી લાહોરની મહાસભાએ ઠરાવ કર્યો કે ગોળ ટેબલ કૉન-ફરન્સમાં જવાથી કશો લાભ થવાનો નથી. "આજથી મહાસભાના ધ્યેયમાં સ્વરાજ શબ્દ-નો અર્થ સંપૂર્ણ સ્વાતંત્ર્ય કરવો" અને વધારેમાં જાહેર કર્યું કે "નહેરુ રિપોર્ટમાં આલેખેલું બંધારણ આખું રદ થયું છે" આ ઉપરાંત ૧૯૨૯માં ગયાની મહાસભામાં કેટલાક કરજો નો ઇનકાર કરનારો એક ઠરાવ થયો હતો તેને અહીં નવા ઠરાવથી છવાડવામાં આવ્યો

લાહોરની બેઠક વખતે દેશ અસહકારની લડત હમણાં લડી શકશે એવો ગાંધીજીને વિશ્વાસ ન હતો પણ લાહોર કૉંગ્રેસ પછી લોકોએ જુદા જુદા પ્રસંગે જે ઉત્સાહ બતાવ્યો તેથી ગાંધીજીને તે ઉપર વિશ્વાસ બેસતો ગયો ખાસ કરીને સ્વાતંત્ર્ય દિન તરીકે ઓળખાયેલા તા ૨૬–૧–૩૦ ના રોજ દરેક શહેર અને ગામે મહાસભાએ કાઢેલું પ્રતિજ્ઞાપત્ર વંચાયું અને ૧૯૨૦–૨૧માં નહિ જોયેલા એવા પ્રજાના ઉત્સાહના દશ્યો જોવાયા

લાહોરના ઠરાવથી અંગ્રેજ જવાબદારી પુરુષો વિચાર કરતા થઇ ગયા હતા લોર્ડ અર્વિને વડી ધારા સભામાં ભાષણ આપ્યું ત્યારે ગાંધીજીએ ફરી વિચાર કરી હિંદની માગણીને વધારે સ્ફુટ સ્વરૂપ આપવા કેટલાક મુદ્દાઓ જણાવ્યા જે ગાંધીજીના અગિયાર મુદ્દાના નામે અત્યારે પ્રસિદ્ધ છે, અને હિંદના નેતાઓએ જેને સ્વરાજની કસોટી તરીકે સ્વીકાર્યા છે

તા ૧૪–૨–૩૦ના રોજ મહાસભાની કાર્યવાહક સમિતિએ ગાંધીજીને સત્યાગ્રહની લડતના સરમુખત્યાર નીમ્યા તા ૨જી માર્ચ ૧૯૩૦ના રોજ તેમણે વાઇસરોયને પ્રસિદ્ધ પત્ર લખ્યો તેમાં પોતાની ઉદ્દિષ્ટ કાર્યભાગની કાર્યરેખા જણાવી અને તે કરવાની પોતાને શાથી ફરજ પડે છે તે સંબધી પોતાની સ્થિતિ

સ્પષ્ટ કરી. વૉઇસરૉયને ફરી એક વખત ચર્ચા કરવાને વીનવ્યા. અહિંસાની શ્રદ્ધા અને આપણા સ્વરાજ્યના કેસને માટે આ એક અપૂર્વ લેખ છે. આ પત્ર તેમણે આશ્રમવાસી એક અંગ્રેજ યુવક સાથે ના. વાઇસરૉયને મોકલ્યો.

### કૂચ અને લડત

ના. વાઇસરૉયે પોતાના ખાનગી મંત્રી મારફત એટલો જ જવાબ મોકલ્યો કે કાયદાભંગથી માત્ર સુલેહશાંતિનો ભંગ થશે.

ગાંધીજીએ તા. ૧૨મી માર્ચના પ્રાતઃકાળમાં સત્યાગ્રહાશ્રમથી કૂચ કરી. ગાંધીજી ધર્મબુદ્ધિથી રાજપ્રકરણી કામમાં પડેલા છે એ સૌ જાણે છે. આ પેદલ કૂચ કરીને જવાની પદ્ધતિ પણ પ્રાચીન તીર્થંકરોનું સ્મરણ કરાવે છે. ભગવાન બુદ્ધ અને મહાવીર આવી રીતે એક સ્થળેથી બીજે જતા અને હજારો અને લાખો માણસોને [illegible]નો ઉપદેશ સંભળાવતા. આ કૂચની પણ [illegible] જ ચમત્કારક, કોઇએ નહિ માનેલી [illegible]ર થઈ. તા. ૫ મી એપ્રિલે તેઓ દાંડી પહોંચ્યા અને મીઠાના કાયદાનો ભંગ શરૂ થયો.

તે પછીના બનાવો તપસીલવાર કહેવાની જરૂર નથી. વાઇસરૉય ઉપરના પત્રમાં ગાંધીજીએ લખેલું ' હુ આશા રાખુ છું કે મારી પાછળ લાખો માણસ વ્યવસ્થિત રીતે કામ ઉપાડી લેશે. " એ વચન સત્ય પડયું સત્યાગ્રહની લડતમાં તેમના આદ્યદ્રષ્ટા ગાંધીજીએ પણ નહિ કલ્પેલા એવા લાઠીના હુમલા સરકારે કર્યા, પણ લોકો પાછા હઠયા નહિ. ગાંધીજીએ સરકારની આ દાનવી યુદ્ધનીતિનો નિકાલ કરવા ધારાસણાના મીઠાના અગર ઉપર આક્રમણ કર્યું. ત્યાં પણ સરકારે લાઠીનો પ્રયોગ અજમાવ્યો. છેવટે ગાંધીજીને પકડયા.

લડતના વિસ્તારનો ક્યાસ કરવા એટલું જોવું બસ છે કે વાઇસરૉયને પોતાની ખાસ સત્તાને આધારે ૧૧ ઑર્ડિનન્સો કાઢવા પડયા. પ્રેસને મોએ ડૂચો દીધો, માણસોને જેલમાં મોકલ્યા, લાઠીથી માર્યા, સ્ત્રીઓનું પણ અપમાન કર્યું, તેમના ઉપર પણ લાઠી ચલાવી, કોંગ્રેસને ગેરકાયદેસર મંડળ ઠરાવ્યું, તેની મિલકત જપ્ત કરી, કોંગ્રેસને મદદ કરવી એ પણ ગુનો ઠરાવ્યો અને છતાં લડત ચાલ્યા કરી. હમણાં જ મિ. ફ્રીરારે બહાર પાડેલા આંકડા પ્રમાણે એપ્રિલથી ડિસેંબર સુધી ૫૪૦૦૦ માણસોને જેલની સજા થઇ છે અને સરકાર લાઠી ચાલે ત્યાં સુધી કેદ કરતી નથી એ વિચારતાં આ લડતમાં ભાગ લેનારાની સંખ્યા પાંચ લાખથી વધારે ગણવી જોઇએ, એમ લાગે છે.

### રાઉન્ડ ટેબલ કૉનફરન્સ

દરમ્યાન રાઉન્ડ ટેબલ કૉનફરન્સ ભરાઈ. તેમાં કોંગ્રેસ સિવાયના બધા પક્ષકારોએ ભાગ લીધો. કૉનફરન્સ થોડા દિવસ કામ કરી પછી નાની નવ પેટાકમિટિમાં વહેંચાઈ ગઇ. બધી પેટા કમિટિઓ હજી પોતાનું કામ પૂરૂં કરી શકી નથી. કૉનફરન્સની તા. ૧૯ જાન્યુ. ની છેલ્લી બેઠકમાં હિંદના બંધારણના નક્કી થયેલા મુદ્દા મિ. રૅમ્સે મૅકડૉનલ્ડે નીચે પ્રમાણે રજુ કર્યા.

(૧) બધી ચર્ચાનું આધારભૂત ધોરણ એ હતું કે મધ્યવર્તી સરકાર એ બ્રિટિશ હિન્દ તેમજ દેશી રાજ્યોના સમવાયી તંત્ર ( federation ) નું બને. આ તંત્રનું સ્વરૂપ કેવું ઘડવું એ હવે પછી નક્કી થશે. આ તંત્રનાં અંગભૂત પ્રાંતો અને દેશી રાજ્યો, જે વિષયો સમવાય તંત્રને સુપરત કરશે તેટલા ઉપર જ તેની સત્તા રહેશે. તે વિષયો નક્કી કરવા હજી બાકી છે. દેશી રાજ્યો જે વિષયો આવી રીતે કેન્દ્રસત્તાને નહિ સોંપે, તે વિષયો પૂરતો તેનો વહીવટ, અત્યાર સુધી ચાલતું આવ્યું છે તેમ, વાઇસરૉયની મારફત થશે. આ સુપરત કરેલા વિષયો પૂરતું, કારોબારી મંડળ ધારાસભાને જવાબદાર રહેશે.

(૨) હાલ તુરત પૂરતું નીચેના વિષયો અપવાદરૂપે ગવર્નર જનરલની સત્તાના ગણાશે. ક. હિંદનું રક્ષણ અને તેનો પરદેશો સાથેનો સંબંધ. ખ. ગવર્નર જનરલ દેશની સુલેહશાન્તિને માટે જવાબદાર છે માટે, તેને માટે, તેમજ બંધારણ-જન્ય લઘુમતીના હક્કોના રક્ષણને માટે, સંકટની સ્થિતિમાં તેને કારોબારી પગલાં લેવાની સત્તા રહેશે.

(૩) રાજ્યનું અર્થપ્રકરણ અથવા મહેસૂલ (finance) સોંપતા પહેલાં ઉપર જણાવેલા હિંદના રક્ષણ વગેરેના ખરચના અપવાદો કરવા જોઇએ. તેમજ સેક્રેટરી ઑફ સ્ટેટ તરફથી જે જે જવાબદારીઓ લેવાઇ હોય તેના પાલન માટે પણ અપવાદ કરવા જોઇએ. આ વસ્તુને વહેવારુ સ્વરૂપ કેમ આપવું તે સંબંધી તદ્વિષયક કમિટીએ કેટલીક સૂચનાઓ કરી છે તેમાં એક રીઝર્વ બૅંક કાઢવાની સૂચના પણ છે. તેમજ હૂંડિયામણને માટે પણ પ્રબંધ કરવો જોઇએ. આટલા અપવાદો સાથે અર્થપ્રકરણ હિંદની જવાબદારીને સુપરત થશે. આનો અર્થ એવો થયો કે અર્થપ્રકરણમાં દ્વિસત્તાક વ્યવસ્થા ચાલશે.

(૪) ગવર્નરની સત્તા નીચેના પ્રાંતોમાં સંપૂર્ણ જવાબદારીનું ધોરણ સ્વીકારાયું છે. તેના કારભારીઓ ધારાસભામાંથી ચૂંટાશે અને સમસ્તરૂપે જવાબદાર રહેશે. સમવાય તંત્રના વિષયો અને હિંદસમસ્તના વિષયો બાદ કરતાં બધી સત્તા પ્રાંતોની સરકારને રહેશે. માત્ર જાહેર નોકરો અને લઘુમતીના બંધારણજન્ય હક્કોના રક્ષણ માટે જે સત્તા ગવર્નરને આપવાની જરૂર છે તેટલી જ તેને અપાશે.

(૫) મતદાર વર્ગને વ્યાપક કરવાને વધારે ઉદાર ધોરણ રખાશે.

(૬) લઘુમતીને પ્રતિનિધિત્વના ખાસ હકો આપવા ઉપરાંત એવી પણ બાંહેધરી અપાઇ છે કે કોમ કે ધર્મના કારણે કોઇના દિવાની હકો બાધિત થશે નહિ.

આ મુદ્દાઓ રજુ કરતાં મિ. રૅમ્સે મૅકડોનલ્ડે કહેલા અપવાદોને સ્પષ્ટ કરવા માટે કહ્યું હતું કે આ અપવાદો ત્રણ પ્રકારના છે. (૧) જ્યારે વ્યવસ્થિત રાજ્યતંત્ર ભયમાં આવી પડે ત્યારે સુલેહશાન્તિ જાળવવા એક સત્તાનો અપવાદ કરવો પડે છે, જે હરકોઇ રાજ્યતંત્રમાં સૌથી મોટા ઉપરીના અધિકારમાં હમેશાં રાખવામાં આવે છે. હિંદીઓ પોતે પોતાનું બંધારણ ઘડે તો તેઓ પણ આ સત્તાનો અવકાશ રાખે એમ તેમણે કહ્યું હતું. (૨) બીજા પ્રકારની અપવાદિત સત્તાના બે વિભાગો છે: (ક) ચાલુ સનદી નોકરીના નિર્વાહાર્થે અને અત્યાર સુધી સરકારે ઉત્પન્ન કરેલ આર્થિક જવાબદારીઓના પાલનને અર્થે એક; આમ કરવામાં હિંદનું જ હિત તેમણે બતાવ્યું હતું કારણકે નહિતર દુનિયામાં હિંદની શાખ હીણી પડી જાય. (ખ) હિંદનો ઇતિહાસ જોઇને સમયના અવધિ રૂપ અપવાદ સ્વીકારવો. (૩) છેલ્લો અપવાદ લઘુમતીવાળી કોમો સંબંધી છે. આ અપવાદ આપણે આપણી મેળે નક્કી કરીએ એમ વડા પ્રધાને ઇચ્છયું અને કહ્યું કે આ બાબતમાં હજી કંઇ આપણે છેલ્લે પાટિયે જઇ બેઠા હોઇએ એમ માનવાનું કારણ નથી. અર્થાત્ હિન્દુ મુસલમાન હજી પણ સંમત થઇ શકશે એમ તેમણે આશા બતાવી.

આ જ પ્રસંગે સર તેજ બહાદુર સપ્રુએ બધા કેદીઓને માફી આપવાની વાત કરી ત્યારે વડા પ્રધાને એવો જ જવાબ આપ્યો કે સુલેહશાન્તિ સાચવવાની ખાત્રી આપે તો તેમ થઇ શકે.

### હૃદય પલટો ?

આખા દેશની ના છતાં લિનીનો અને બીજા કેટલાક નેતાઓ ગોળમેજી પરિષદમાં ગયા તે કરતાં કોઈ ન ગયું હોત તો આખા

દેશનું બળ ઇંગ્લંડ વધારે સારું સમજી શકત એમાં શક નથી. પણ આ ગયા તેથી અને ગયા છતાં પણ ઇંગ્લંડના મન પર હિંદની આજ સુધી નહિ પડેલી એવી છાપ પડી છે ખરી. હજી પણ હિંદને દમનનીતિથી બેસાડી દેવું જોઇએ એમ માનનારા ત્યાં છે પણ તેવી વ્યક્તિઓ જ છે, એવા પક્ષો છે એમ હવે ન કહી શકાય. પાર્લમેન્ટમાં ગોળમેજી પરિષદના કાર્ય વિશે ચર્ચા થતાં મિ. ચર્ચહિલે કહ્યું કે વાઇસરોયે ડુમીનિયન સ્ટેટસની વાત કરીને-સાચા ગુજરાતી શબ્દોમાં કહેવું હોય તો-હિંદીઓને ફટવ્યા છે, તેમને એમ જ લાગ્યું છે કે કોનઝરવેટિવ પક્ષકારો સિવાયના બીજા રાજપ્રકરણી પુરુષોએ નબળાઇ જ બતાવી છે. પણ આમ કહેતી વખતે પણ તેમને એવી પ્રસ્તાવના કરવી પડી કે તેઓ જે કહે છે તે તેમનો અંગત અભિપ્રાય છે, તેમના પક્ષનો નથી.

પણ આટલો બધો વિરુદ્ધ મત ધરાવનાર વર્ગ ઘણો નાનો હશે. કોનઝરવેટિવ પક્ષના નેતા મિ. બોલ્ડવિને પણ કહ્યું કે કેટલાક હિંદી નેતાઓ જેમ અમુક દિવસે મૌન પાળે છે તેમ મિ. ચર્ચહિલે પણ મૌન પાળ્યું હોત તો વધારે સારૂ. મિ. મોરલીએ તો મિ. બેનને ત્યાં સુધી સૂચવ્યું કે બધા કેદીઓને માફી આપવી જોઇએ અને દમનના કાયદા બંધ કરવા જોઇએ એટલું જ નહિ પણ હિંદ-સ્વરાજ અમલમાં મૂકવું જોઇએ.

મિ. બેને આ સર્વેનો લબાણથી જવાબ આપ્યો તે ઉપરથી જણાય છે કે મજૂર સરકાર પોતે હિંદ તરફ હવે ગંભીરતાથી જુએ છે. તેમણે હિંદનું બંધારણ ફેરવવાનાં કેટલાંક કારણો જણાવ્યાં. પ્રથમ કારણ અત્યાર સુધી આપેલાં વચનો છે; તેવું જ નૈતિક કારણ પણ છે. તેમણે જણાવ્યું કે બાહ્ય બળથી હવે હિંદ પર રાજ્ય થઇ શકશે નહિ. "આપણી પાસે બળ તો પુષ્કળ હતું. આપણી પાસે પોલીસ અને લશ્કરી સિપાઇઓ હતા. હિંદમાં ચાલતું યુદ્ધ હિંદી અભિપ્રાયને ટેકો આપવા માટે ચાલે છે, લોકોના નૈતિક ટેકા વિના કોઇ પણ સરકાર બળવાન થઇ શકે નહિ." તેમણે એ પણ જણાવ્યું કે પચ્ચાસેક વરસ પહેલાં જેમ સુઢીભર માણસો રાજપ્રકરણમાં કોલાહલ કરતા તેવું આ નથી. અત્યારે જિલ્લા અમલ-દારોનું માનવક્કર કશું જ રહ્યું નથી. તેમણે આગળ જતાં કહ્યું કે આ હીલચાલમાં જુવાન સ્ત્રીપુરુષ બન્નેએ ભાગ લીધો છે. "જે માણસ રાષ્ટ્રના જુવાનોના અભિપ્રાય માટે તિરસ્કાર દર્શાવે છે તે રાજદ્વારી પુરુષ તરીકે દૂરદેશીવાળો નથી." હાલની હીલચાલના બળનો કયાસ તેઓ નીચેની હકીકત ઉપરથી કાઢે છે.

"એ ધ્યાનમાં રાખવા જેવું છે કે જે માણસોને વેપારી સાહસોમાં અત્યારે પૈસો ખોવાનો છે તેઓ આ હીલચાલને મદદ કરે છે અને સ્ત્રીઓ આમાં જે ભાગ લે છે તે સૌથી સૂચક છે. હું દિલગીર છું કે આમાંની કેટલીક અત્યારે જેલમાં છે." વળી હિંદના યુરોપિયનોનો પણ અભિપ્રાય બદલાયો છે. આવી સ્થિતિમાં રાજ્ય કરવું એટલે "લાઠી ચલાવવી, લાઠી છોડી બંદૂક લેવી અને બંદૂક છોડી મશીનગન લેવી."

મિ. ચર્ચહિલની રાજનીતિ તેઓ ચાર કારણોથી વખોડે છે: (૧) તે આપેલાં વચનોની વિરુદ્ધ છે. (૨) તેવી રાજનીતિ ઉપર રાજ્ય ચાલી શકે એમ નથી. (૩) એવી રીતે રાજ્ય ચલાવતાં લોકોનો નૈતિક ટેકો રહેતો નથી. (૪) એવી નીતિનો અર્થ બળના ઉપયોગથી રાજ્ય કરવું એવો થાય, અને ઇંગ્લંડની પ્રજા એ સાંખી શકે નહિ.

અત્યારના સમાધાન વિશે બોલતાં તેમણે જણાવ્યું કે આ સમાધાન ત્રિપક્ષી છે. એક તરફ બ્રિટિશ હિન્દ પોતાના હિતને અર્થે અમુક

આવા અપવાદો સાથે અર્થપ્રકરણ સોંપવાનો કશો અર્થ નથી કારણકે એ અપવાદો જ મધ્યવર્તી સરકારની આવકના લગભગ ૮૦ ટકા ખાઇ જાય. વળી એ પણ વિચારનું છે કે દેશી રાજ્યો સાથેના સમવાયી તંત્રમાં જો કે જેટલા મતો દેશી રાજ્યોને મળે, અને એટલાના વિરોધથી કારોબારી સત્તાને આપણે બરતરફ ન જ કરી શકીએ તો આ મધ્યવર્તી સત્તા માત્ર નામની જ રહે. સમવાયમાં રાજાઓ દાખલ થાય છે, અને બ્રિટીશ હિંદમાં જવાબદાર તંત્ર દાખલ કરવાને તેમણે આગ્રહ દર્શાવ્યો, તે વાતની આપણે કદર કરીએ, પણ એ યાદ રાખવું જોઇએ કે આમો દેશી રાજ્યના આંતર તંત્રમાં કશો ફેરફાર નથી થતો, દેશી રાજાઓનો અમલ પોતપોતાના રાજ્યમાં એટલો જ જોહુકમી રહેવાનો, અને સમવાયમાં દાખલ થવામાં તેમની એક મોટી નેમ તો બ્રિટીશ સર્વોપરીપણામાંથી નીકળી જાય, સમવાયી કોર્ટનું રક્ષણ મેળવવું એ છે. દેશી રાજ્યની રૈયતના હક્કોના રક્ષણાર્થે સમવાયે શું શું કરવું જોઇએ ? બીજી તરફથી દેશી રાજ્યો બ્રિટીશ હિન્દથી અત્યારે તદ્દન અલગ છે, તેને બદલે તેઓ સમવાયમાં શામિલ થતાં હોય તો તે તક શા માટે જવા દેવી એ પણ વિચારવાનું છે.

ચૂંટણીથી આવેલા બ્રિટિશ હિંદના પ્રતિનિધિઓ અને નીમણૂકથી આવેલા દેશીરાજ્યના પ્રતિનિધિઓની બનેલી મધ્યવર્તી સરકારને હિંદનું નસીબ સોંપવા કરતાં, બ્રિટિશ હિંદ માટે એક જુદી મધ્યવર્તી સરકાર બ્રિટિશ હિંદની રાજ્યપ્રકરણી જરૂરિયાતો લક્ષમાં લઇ રાખવી, અને પછી તેના ઉપર સમવાયી તંત્ર મૂકવું એ વધારે સારું નહિ ?

વળી હૂંડિયામણ અને બ્રિટિશ વેપારી હિતોને રક્ષણ આપવા માટે અપવાદો કરેલા છે તો આ સત્તા વિના સ્વરાજ્યનો શો અર્થ છે? એક સ્વપાય એ ખરું પણ બેંકમાં વહીવટ કોના હાથમાં રહે છે તે મુખ્ય સવાલ છે.

વળી હિંદ માથે કરેલાં દેવાંમાં કેટલાં હિંદ હિતાર્થે હતાં કેટલાં નહોતાં એ વિચાર પણ આ સંયોગમાં કરવો જોઇએ કે નહિ ? બ્રિટન આપણને હમેશાં કહેતું આવ્યું છે કે પોતે હિંદના ટ્રસ્ટી છે, તો ટ્રસ્ટી હવે હિસાબ આપશે કે નહિ ?

સૌથી મોટો પ્રશ્ન લશ્કરનો છે. હિંદી લશ્કર ઉપરનો કાબૂ હિંદને પોતાને ન હોય ત્યાંસુધી હિંદ સ્વરાજ્યનો કશો અર્થ રહેતો નથી. કાયદા અને ન્યાયના રક્ષણને માટે ગવર્નર જનરલમાં ખાસ સત્તાઓ રાખવામાં આવે છે પણ એ સત્તાની રૂએ ઓર્ડિનન્સો નીકળતા જેમણે જોયા છે તેઓને એવી સત્તા ઉપર વિશ્વાસ ન જ બેસે. એટલે મુખ્ય પ્રશ્ન લશ્કરને હિંદી બનાવવાની યોજના અને તે સાથે સાથે તેને હિંદના સ્વરાજ્યતંત્ર નીચે મૂકવાની યોજના નક્કી થયા વિના સ્વરાજ્યની વાત કરવી નિરર્થક છે.

આ બધા પ્રશ્નો અત્યારે આપણી સામે ઉપસ્થિત થયા છે. તેનો નિવેડો કેવો આવે છે તે ઉપર સમાધાનીનો આધાર છે. ત્યાંસુધી, ટોરી પક્ષની પેઠે, હિંદ પણ કાંઈ ચોકસ અભિપ્રાય બાંધી શકે નહિ.

## આવતી મહાસભાના પ્રમુખ

શ્રીયુત વલ્લભભાઇ પટેલને, કાર્યવાહી સમિતિએ પોતે જ નીમ્યા એ ઘણું જ ડહાપણ ભરેલું કર્યું છે. આ સ્થિતિમાં એથી વધારે સારી પસંદગી થઇ શકી ન હોત.

તા. ૫-૨-૩૧ રા. વિ. પા.

# 卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૧૧ માઘ : ૧૯૮૭ અંક ૪

## શ્રીયુત ક્ષિતિમોહન સેનની વ્યાખ્યાનમાળા

### વ્યાખ્યાન ૩ જું*

આસો વદ ૬, સં. ૧૯૮૨ મંગળ, મધ્યાહ્ન.

જો જંત્ર પ્રધાન થઇને જંત્રીને નષ્ટ ન કરી નાખે, તેને ગૌણ ન કરી નાખે, તો જંત્રનાં અનેક પ્રયોજનો છે. આ જે પુસ્તકોનો સર્વસંગ્રહ છે, જેને આપણે પુસ્તકાલય, લાઇબ્રેરી કહીએ છીએ એ શિક્ષણને માટે કાંઇ કમ સાધન છે? ખરું પૂછો તો એ એક સાર્વભૌમ સાર્વકાલિક નગર છે. ત્યાં પૃથ્વીના બધા દેશના અને બધા કાળના પંડિતો એક સાથે વાસ કરે છે. અહીં ગૌતમને અને વ્યાસને ભેગાં વસતાં કશો વિવાદ થતો નથી; વેદાન્તની પાસે ન્યાય સમાન ભાવે રહે છે; અહીં મહમુદના કુરાનની સાથે હિંદુઓનો વેદ રહે છે. ચીનના મહાન કૉન્ફ્યુશિયસની સાથે ક્રિશ્ચનોનું બાઇબલ રહે છે. કોઇની સાથે કોઇનો વિરોધ નથી. કવિ રવીન્દ્રનાથ કહે છે કે ગામના ચોકમાંથી ગમે તે રસ્તે જઈ શકાય. લાઇબ્રેરી પણ એવી ચોક જેવી છે, ત્યાંથી ચિંતનના ગમે તે માર્ગે જઇ શકાય છે. પુસ્તકાલયના આધારે જગતના ગમે તેટલા પૂર્વકાલ ઉપર પહોંચી શકીએ. એક પછી એક ગ્રંથ વડે એ રીતે ઠેઠ આદિકાલ સુધી સેતુ બાંધી શકાય. માનવની આવી ચિન્મયી મુક્તિ પુસ્તકાલય સિવાય બીજે ક્યાં છે? કોઇ પણ વ્યક્તિ જરા પણ બાધા સિવાય એ ચિન્મય રસ્તે જઇ શકે.

પણ જંત્રી જો સજીવ ન રહે, સાધક પોતાનો પ્રાણ ખુવે તો આ જ પુસ્તકાલય તેને ભારરૂપ થશે. આ પુસ્તકાલય ઘણાય સાધકોને સહાયરૂપ થયું છે, તે જ પુસ્તકાલયથી ઘણાય સાધકો દબાઇને મરી ગયા છે;—જેમ બખ્તરના ભારથી અનેક યોદ્ધાઓ મરી ગયા છે તેમ. એક બાઉલના સંબંધમાં એક વાત છે. એક વખત એક ધાન્યના કોઠારમાંથી ધાન્ય બહાર કાઢતાં તેમાંથી એક મરેલો સુકાઇ ગયેલો ઊંદર નીકળ્યો. બાળકો તેને જોઇને કિલકિલાટ હસવા લાગ્યાં કે "કોઠારમાંથી મરેલો ઊંદર નીકળ્યો!" બાઉલે કહ્યું: "એ શુષ્ક ઊંદર નથી, એ તો જ્ઞાનના અને શાસ્ત્રના ભારે પીસાઈ ગયેલો દબાઈ ગયેલો પંડિત છે. મહાપ્રાણની આશા કરીને તેણે શાસ્ત્રના કોઠારમાં પ્રવેશ કર્યો હશે. જો ધીરે ધીરે શાસ્ત્રને પચાવી શક્યો હોત તો ધીરે ધીરે તેને જ્ઞાન પ્રાપ્ત થાત અને તે શક્તિસંપન્ન પણ

* અનુસંધાન ગયા અંકના પૃ. ૧૪૫ થી.

*થાત; પણ થયું તેથી વિપરીત જ. સમસ્ત શાસ્ત્રના ભારથી તેની પીઠ પીસાઇ ગઇ."* જગતમાં અનેક પંડિતો આ કોઠારમાં પીસાઇ ગયેલા ઊંદરના જેવા છે. માનવ સમાજ આ શુષ્ક ઊંદરની પેઠે સત્ય પંથનું અનુસન્ધાન કરે છે તો માનવ સમાજની દુર્ગતિ કેમ ન થાય?

જેવું પુસ્તકાલય તેવું જ વિદ્યાલય છે. જો સાધક જીવન્ત રહે તો સર્વ વિષયમાં પ્રધાનવાદ જીવન જ છે. જો સાધકને ગૌણ કરી સાધનને પ્રધાન બનાવીએ તો મુખ્ય વસ્તુ જે સત્ય છે તે નષ્ટ થઇ જાય. એટલા માટે કોઇ જંત્ર ઉપર મારો કશો ક્રોધ નથી. પણ એ વસ્તુ ભૂલવી ન જોઇએ કે સાધન ગૌણ છે અને સાધક પ્રધાન છે. પ્રાણ દેવો, પ્રાણનો સંચાર કરવો, પ્રાણ રાખવો એ સાધના બહુ કઠિન છે અને એમ કરનારા ગુરુઓ પણ દુર્લભ છે. જે મળે છે તે પ્રતિષ્ઠાના અને સાધનના ગુરુઓ છે; પણ ખેતરની જમીન ગમે તેવી સારી હોય, ખેતરમાં ગમે તેટલું ખાતર નાખો, ગમે તેટલું બી વાવો, પણ જો બીજ જીવતું નહિ હોય, બીજ બળી ગયેલું હશે તો કશું ઊગશે નહિ. આપણી સામાજિક વ્યવસ્થા બીજને વાવવાની રાખીશું તો માત્ર સાધનો ભેગાં કરવાથી કશું વળવાનું નથી.

આપણું ફલલોભી કૃપણ મન સાધનાના ક્ષેત્રમાં નિશ્ચિત નકશા ( charts ) માગે છે. પણ આ નિશ્ચિતતાનો આડંબર ( *difinitism* ), તેની ઉપાસના તે સર્વ પ્રકારના પ્રાણ અને જીવનનું અવસાનક્ષેત્ર છે. ઈંટ કાઠનો મૃતસ્તંભ—જીવનહીન સ્તૂપ, જેને આપણે મહેલ, અટારી કે હવેલી કહીએ છીએ તે મિસ્તરીના નિશ્ચિત નકશા પ્રમાણે ભલે થયો હોય, પણ જીવંત વૃક્ષ, જીવંત લતા, પ્રાણવાન ફલ અને સુકુમાર પ્રાણભર્યું ફૂલ તો ચારે બાજુની જીવનશકિતના, ચારે બાજુના જીવનના આવાહન પ્રમાણે ચારે બાજુના સુસંગત harmonized જીવનમાં પરિણામ પામે છે. નદી શું ખોદેલી નહેર કે કાંસની પેઠે કદી વહે છે? જેઓ નદીને કાંસની પેઠે વહાવવા પ્રયત્ન કરે છે તેઓએ જાણવું જોઇએ કે જીવનને નકશાનો અણગમો છે—કટાળો છે. નદી કાંસના માર્ગને અવગણીને સ્વચ્છંદ પથે વહે છે. જીવંત ધર્મ અને જીવંત મનુષ્ય શું વેદશાસ્ત્રના વિધિનિષેધ માર્ગે કદી ચાલી શકે? એ કદી પણ સડકના રસ્તાનું અનુકરણ કરે? માટે જ શાસ્ત્રનિયત રસ્તાને અને જીવનને નિત્ય વિરોધ છે.

વસ્તુઓને, સરસામાનને ગોઠવવો એ ગૃહિણીપણું છે. પણ આ ગોઠવણયંત્ર સત્યને જકડી નાખવાનું કરે તે ચાલે નહિ. સત્યની સાધનાના અધિપતિ શિવ અને સમસ્ત પ્રકારની ગૃહગોઠવણની અધિષ્ઠાત્રી શક્તિ છે; પણ શક્તિ જ્યારે શિવને પગ નીચે ચાંપે ત્યારે તે પ્રલયંકરી કાલિકા મૂર્તિ બને છે. અને શક્તિ જો આદર્શનો–શિવનો સંહાર કરે, ગૃહવ્યવસ્થા એટલે ગૃહિણીપણું જો ઘરમાં પ્રધાન બની જાય, તો આપણા અંતરની ઉપયોગિતા વિધવા બની જાય અને કશું ફળ આપી શકે નહિ.

હાલમાં યુરોપમાંથી આ સર્વ પ્રકારનો ઉપયોગિતાવાદ આવ્યો છે. તેથી અહીં શિવ રહેશે કે નહિ એ પ્રશ્ન થાય છે. યુરોપ શાક્ત—શક્તિથી ભરપૂર છે. પણ શિવનો ત્યાગ કરવાથી શક્તિ કેવી પ્રલયકરી થાય છે તેનો પરિચય ત્યાં ધીમે ધીમે થવા માંડયો છે. હાલમાં એક દેશ બીજાને આખો ને આખો ગળી જવાનું તાકે છે. વ્યક્તિ વ્યક્તિને એકબીજાને ગળી જવાનું ચાહતાં નથી, પણ રાષ્ટ્રો તો બરાબર પરસ્પરનાં ભક્ષકો બન્યાં છે. રાષ્ટ્રોમાં એક પ્રકા[illegible]રભક્ષકત્વ ( cannibalism ) આવ્યું છે. અત્યારે યુરોપ પોતાની ભક્ષક પ્રવૃત્તિથી [illegible]ોળતું ફરે છે કે શિવ ક્યાં છે? યુરોપ સમજ્યું છે કે

શિવને છોડી દઇ શક્તિની ઉપાસનામાં કલ્યાણ નથી; પણ તેને શિવ જડતા નથી. યુરોપથી આણેલો ગૃહિણીપણાનો આ ભાવ પ્રેરણાને એક કોરે મૂકીને અત્યારે ચોક્કસ માર્ગો ઠીક ઠીક ઉપદેશી રહ્યું છે.

માત્ર ઇતિહાસ અને પૂર્વના દાખલા ( precedents ) પૂર્વવૃત્તાંત એ કામનાં નથી. તેમની પ્રતિષ્ઠા ભૂતકાળમાં છે. ભૂત એટલે પ્રાણહીન. જીવતાં માણસોમાં ભૂત એ ભયનો વિષય છે. કારણ કે ભૂતકાળ છે ચોક્કસ અને સુદૃષ્ટ અને ભવિષ્યકાળ છે અદૃષ્ટ. એટલે ભૂતકાળ કેવળ મૃત્યુ ભય નિરાશા છે. અને આશા સંભાવ્યતા શ્રદ્ધા શક્યતા એ સર્વ ભવિષ્યમાં છે. તેથી આ નિશ્ચિતતા–ચોક્કસતા એ નિરાશાનું ક્ષેત્ર છે. અનિશ્ચિત ( Indefinite )નું જે ક્ષેત્ર તે આશાનું ક્ષેત્ર છે. સાધના એ ભૂતકાળના દાસને માટે નથી. જે દાસ છે તેને માટે સાધના હોઇ જ શકે નહિ. વિધાતા પરમ મુક્ત પુરુષ છે, તે મુક્ત સાધકને ચાહે છે, તેને જ સહાય કરે છે, તે કદી દાસોથી વિંટળાવા ઇચ્છતા નથી જ્ઞાન મુક્તિનો રસ્તો છે. મનુષ્ય જ્યારે જીવન અને મુક્તિનો રસ્તો છોડીને જાય છે ત્યારે તે સત્તા ઉપયોગિતા અને સાધનોના ભારથી દબાઇ જાય છે–મરી જાય છે. જે આ સમસ્ત ભારથી દબાય નહિ, જે એ સર્વ વડે પ્રતિદિન મોટો થઇ શકે તે જ મુક્ત પુરુષ. પેલો સૂકો ઊંદર ધાનના ભારથી દબાઇ ગયો તેને બદલે તેણે નિત્ય થોડું થોડું ધાન પચાવ્યું હોત તો તે ધાન શક્તિનું કારણ બનત. તેમ જ્ઞાન કે સાધનોને પણ સાધક પચાવી શકે તો તેની શક્તિ વધે, નહિતર તે તેના ભાર નીચે જ દબાઇ જાય. એ રીતે શાસ્ત્રાભારથી દબાઇ ગએલા ઘણાએ 'શુષ્ક' ઊંદરો ચારે બાજુ મરીને પડે છે. અત્યારે આવા કેટલાએ સંગ્રહો છે અને કેટલાએ સાધકો તેથી મરે છે. તેમને સજીવન કરનાર કોઇ ગુરુ નથી!

જે ગુરુ શિક્ષા દે તેણે નિશ્ચિત રસ્તાનું અનુકરણ કરવું છોડી દઇ દરેક શિશુમાં રહેલી પ્રાણધારા પ્રવૃત્ત કરવી જોઇએ. દરેક શિશુના હૃદયરૂપી વિષ્ણુપદમાંથી, ભગીરથની પેઠે શંખધ્વનિ કરીને, તેણે શિશુની જીવનગંગાને મુક્ત કરવી જોઇએ–વહેતી કરવી જોઇએ. પ્રત્યેક હૃદયમાં ભગવાનનાં ચરણ છે; કારણ કે ભગવાન સર્વ હૃદયમાં અધિષ્ઠિત છે. એ પદમાં રહેલી ગંગા જો વહેતી થાય તો સગરના જે અનેક પુત્રો મરી ગયા છે તે ભસ્મમાંથી નવજીવન પ્રાપ્ત કરે. ગુરુએ પોતાને અનુસરનારા ગુલામોનું લશ્કર ઊભું કરવાનું નથી, પણ નવી સૃષ્ટિઓ રચનારા બ્રહ્માઓનું લશ્કર ઊભું કરવાનું છે. દરેક શિષ્યને તેણે એક એક સૃષ્ટિનો સરજનહાર કરવાનો છે, શિષ્યના અંતરમાં સુપ્ત રહેલા સર્જક બ્રહ્માને જાગ્રત કરવાનો છે. દરેક હૃદયમાં બ્રહ્મા છે પણ તે નિદ્રિત છે–અપ્રગટ છે, દીક્ષા દેનાર ગુરુએ તેને જાગ્રત કરવાનું છે. યોગ–વાસિષ્ઠ ગુરુની દીક્ષાના સંબંધમાં કહે છેઃ

यथा चित्रकृदन्तःस्था निर्देहा भाति पुत्रिका ।
तथैव भासते ब्रह्म चिदाकाशाच्छरंजनम् ॥

* ઉત્પત્તિ પ્રકરણ સર્ગ ૨ શ્લો.

टीकाः—चिदाकाशस्य अच्छम् स्वच्छम् यद् रंजनम् प्रतिबिंबग्राहकम् यद् मनः तद् ब्रह्म ।

[ ભાવાર્થઃ જેમ ચિત્ર કરનારના મનમાં દેહ વિનાની પૂતળી એટલે ચિત્રનો વિષય

રહેલો હોય છે તે પ્રમાણે ચિદાકાશનું સ્વચ્છ પ્રતિબિંબ ગ્રહણ કરનાર મનમાં પણ બ્રહ્મ જ ભાસમાન રહેલું છે.]

બ્રહ્મ એક પ્રતિષ્ઠિત મૂર્તિ નથી. પ્રત્યેક હૃદયમાં બ્રહ્મ છે. ગ્રીક ફિલસૂફ કહે છે કે "સમસ્ત સૃષ્ટિના મૂળમાં ભાવ (idea) રહેલો છે તેમ આપણું યોગવાસિષ્ઠ કહે છે કે મનની અંદર જે ભાવ છે તે જ બ્રહ્મ છે. તે સૃષ્ટિ કરે છે. કલાકારના હૃદયમાં જે ભાવ (idea) છે તે શિલ્પીનું બ્રહ્મ છે. કવિના હૃદયમાં જે ભાવ છે તે કવિનું બ્રહ્મ છે. યોગવાસિષ્ઠ ફરી કહે છે:

चिद्व्योम केवलमनन्तमनादि मध्ये
ब्रह्मेति भाति निजचित्तवशात्स्वयम्भूः ।
आकारवानिव पुमानिव वस्तुतस्तु
वन्ध्यातनूज इव तस्य तु नास्ति देहः ॥

(ઉત્પત્તિ પ્રકરણ, સર્ગ ૨, શ્લોક ૫૬)

દરેક સાધક, દરેક શિલ્પી, કવિ અને દરેક ચિંતાશીલ માણસના હૃદયમાં તે અનાદિ અનંત બ્રહ્મ વિરાજમાન છે. તે પોતાની ચિન્મય શક્તિથી પૂર્ણ છે. તેને આકારવાન મનુષ્યની પેઠે દેહ નથી—જેમ વંધ્યાના પુત્રને નથી તેમ. પરતુ પ્રત્યેક શિલ્પી, કવિ અને સાધકના ચિત્તમાં તે વિરાજિત છે. આ બ્રહ્માની સૃષ્ટિ અને આ વિશ્વબ્રહ્માંડના બ્રહ્માની સૃષ્ટિ એ બધી એક જ વાત છે. ઐતરેય બ્રાહ્મણમા છે કે આ જે વિશ્વજગત છે તે **देवानां देवशिल्पं अस्य अनुकृतिरिह लोके।** આ જે કાંસું સુવર્ણ હાથીદાંતથી શિલ્પીઓ અનેક પ્રકારની મૂર્તિઓ ઘડે છે તે મહાશિલ્પી–મહાગુરુનું અનુકરણ છે જગતના નાના પ્રકારના શિલ્પીઓ તેના શિષ્યો છે. એટલા માટે આપણા યોગીઓ કહે છે કે, આ જે બ્રહ્મની સૃષ્ટિ છે, આ જે જગત છે તે બાળકોનો ખેલ છે–બાળકોની લીલા છે.

इह सरजसि मार्गे निर्विशेषो विधाता
ह्यगणितगुणदोषो हेतुशून्यत्वमुग्धः ।
सरभस इव बालः क्रीडितः पांसुपूरै
रिह हि लिखति किंचित् तच्च भूयः प्रमार्ष्टि ॥

એ ઉદ્દેશ્યહીન વિધાતા અને શિશુ ધૂળ લઇને આ જગત સૃષ્ટિની રચનાનો ખેલ કરે છે. એટલા માટે તત્ત્વવાદી દાર્શનિકો વિચાર કરી કરીને હેરાન થઈ ગયા છે કે, આ સૃષ્ટિ સત્ય છે કે મિથ્યા છે? આ જે આનંદનો ખેલ છે તેને સત્ય કહો તો સત્ય અને માયા કહો તો માયા છે. ખેલવામાં તમે હિસાબ કરીને ખેલો, લાભ મેળવવા ખેલો તો આનંદ જતો રહે; કારણકે જે હિસાબી લોક છે તે હિસાબ વિના બીજું કાંઇ જાણતા નથી. તે હિસાબ કરીને વિચારે છે કે "પોતાનાં સંતાન ઉપર સ્નેહ કરવાથી કેટલા પૈસા મળે અથવા જાય? તે સ્ત્રીની સાથે વાત કરતાં મનમાં વિચારે કે એટલા સમયમાં કેટલા રૂપિયા કમાવાત?"

જે વિષયમાં તે લુબ્ધ છે તેને જ તે દેખી શકે છે. મારો એક કસરતી મિત્ર હતો, તેણે પરણ્યા પછી સ્ત્રીને મળતાં પૂછ્યું: "પંજા લડી શકો છો?" પત્નીએ કહ્યું: "ના." "કુસ્તી લડી શકો છો?" "ના." "લાઠી ખેલી શકો છો?" "ના." તે મોડી રાતે ઊઠીને મારી પાસે આવીને બોલ્યો: "ઠાકુરદા! એની સાથે કેવી રીતે વાત કરવી?" તે વિચારતો હતો કે જગતમાં કુસ્તી લાઠી સિવાય બીજું કાંઇ જાણવાનું છે જ નહિ!

વિધાતાની આ વિશ્વસૃષ્ટિ ઉદ્દેશથી મુક્ત આનંદની છે. એ આનંદ કોઈ ઉદ્દેશથી બદ્ધ નથી. તે મુક્ત છે માટે જ આ જગત આટલું સુંદર છે, અને જીવન પ્રેમ અને સૌન્દર્યથી ભરેલું છે. જો વિધાતાએ યક્ષની પેઠે લોભ કરીને આ સૃષ્ટિ રચી હોત તો તે આટલી સુંદર ન હોત–તે માત્ર બેડોળ અને પોતાના જ મૃત ભારથી દબાયેલી હોત.

જેમ આ વિશ્વસૃષ્ટિ છે તેમ આ શિક્ષાજીવન પણ ચિન્મય સૃષ્ટિ છે. શિક્ષણના બ્રહ્માએ પણ શિશુહૃદયમાં બેસીને કામ કરવાનું છે. તે પણ સર્જક છે. જો ગુરુ શિશુમાં રહેલા બ્રહ્માને જાગ્રત નહિ કરે તો કેવળ યન્ત્રદ્વારા પદ્ધતિ (system) દ્વારા શિશુના બાહ્યમાં રહેલા શૂદ્રને, દાસને તે હાંકશે અને તેની મુક્તિનો માર્ગ બંધ કરશે. જે યોગીઓ સત્યને પ્રત્યક્ષ કરે છે તેઓ બ્રહ્માને નિત્ય શિશુ કહે છે. આ વિશ્વસ્રષ્ટા વિશ્વસૃષ્ટિમાં એક શાશ્વત શિશુની પેઠે ખેલ કરે છે. તેથી જ આ વિશ્વ ઉદ્દેશ્યના ભારથી કે નિશ્ચિત માર્ગોથી કઠિન થઇ ગયું નથી.

જીવનના સંચાર માટે હમેશાં કોમળતાની જરૂર છે. પથ્થરમાં બી અંકુરે નહિ, તેને માટે કોમળ કાદવ જોઇએ. તેમજ ખેતરમાં પથરા નાખવાથી શક્તિસંચાર થાય નહિ, તેને માટે કોમળ પાણી જોઇએ. કુંભારને ઘડો કરવો હોય ત્યારે સુકી માટી કામ નહિ આવે, તેને પણ પાણી નાખીને માટી પોચી કરવી પડશે. જ્યાં બીજારોપણ કરવાનું હોય ત્યાં કોમળતા જોઇએ. આ વિશ્વના મૂળમાં લીલાપણું કોમળતા છે. ધર્મજીવનમાં પણ આવી કોમળતા જોઇએ. માટે જ સર્વે ધર્મગુરુઓ કહે છે કે "શિશુના જેવા થાઓ, શિશુ નવજીવન નવજ્ઞાનનો અધિકારી છે. તેથી જેઓ સાચા ગુરુઓ છે તેઓ વૃદ્ધને પણ કહે છે: "જો નવજીવન ચાહો તો શિશુ બનો." એટલા માટે આપણા આચાર્યો પણ નૂતન જન્મ દેવા માણસને દ્વિજ કરે છે. હાલના શિક્ષાગુરુઓ શિશુઓને વૃદ્ધ થવાનું કહે છે. ધૂળને ભાંગી તેની અમુક ચોકડામાં ઇંટ બનાવી તેને અગ્નિમાં પકાવીએ તો પછી તેમાં બીજ ઊગે ખરું? આપણા ગુરુઓ પણ એવી રીતે બાળકોને ચોકડામાં નાખી ભઠ્ઠીમાં પકવે છે, તેમાં તેમનામાં રહેલાં બીજો બળી જાય છે. આપણા દેશમાં આવા ઘણાએ બાલવૃદ્ધો ફલલોભથી પરીક્ષામાં પાસ થવા ભણે છે. તેમને કશાની પ્રેરણા નથી, શ્રદ્ધા નથી, તેઓ પરીક્ષાના ચોકડામાંથી પસાર થઈ પાકી ઈંટ જેવા થયા છે. અત્યારે આ બાળકો સાધનોના ભારથી દબાઇ મરેલા ઊંદર જેવા છે. શિશુઓ જો શિશુઓ રહે તો તે બ્રહ્માના સમાનધર્મા થઇ શકે. બાઉલનું ગીત છે:—

निठुर गरजी,

तुइ कि मानस–मुकुल भाजबि आगुने ?
तुइ फुल फुटाबि, बास छुटाबि सबुर बिहुने ।

देख् ना आमार परमगुरु साँइ,
से युगयुगान्ते फुटाय मुकुल ताड़ाहुड़ा नाइ।
तोर लोभ प्रचण्ड, ताइ भरसा दण्ड
पर आछे कोन उपाय?
कयसे मदन, दिस्ने वेदन, शोन् निवेदन,
सेइ परम गुरुर मने,
सहजधारा आपनहारा ताँर बाणी शोने,
रे गरजी।*

એ સૃષ્ટિનો ઉપાય છે. અંતરના બ્રહ્મને જાગ્રત કરે, દાસ્યના બંધનથી મુક્તિ દે, તે જ કેવળ ગુરુ. જેમ ગરુડે સ્વર્ગમાંથી અમૃત આણીને વિનતાને દાસત્વમાંથી મુક્ત કરી, તે પ્રમાણે ઉદ્દેશ્યના બંધનના દાસ્યમાંથી, ઉપયોગિતાના બંધનના દાસ્યમાંથી, લોભના દાસ્યમાંથી ગુરુએ આપણને મુક્તિની દીક્ષા દેવી જોઇએ. આજ જે ગુરુઓ પદ્ધતિને પ્રધાન કરે છે તેઓ લોભી થઇને ઉદ્દેશ્યરૂપી બંધન વડે આપણી માતાને દાસત્વમાં નાખે છે, જે ચિન્મયી પરાવિદ્યા છે તેને ઉપયોગિતાની દાસી કરે છે. તેને ધન, સત્તા, સુખ, સૌભાગ્ય, વૈભવને માટે ઘરેણે મૂકે છે. તેથી જ જે વિદ્યા આપણને મુક્તિ આપે તે અત્યારે આપણને દાસ બનાવે છે. ઘરમાં અગ્નિ લાગ્યો છે, સમુદ્રમાંથી જળ લાવીને તે બુઝાવી શકાય, પણ ત્યાં પણ અગ્નિ સળગ્યો છે. એ અગ્નિ કોણ હોલવશે? સમસ્ત બંધનનો અંત જ્ઞાન છે; તે જ્ઞાન જ જો બદ્ધ છે તો તેને કોણ છોડવશે? આપણે જનનીને દાસી બનાવી, તો આપણા જેવા ઉપયોગિતાવાદી, આપણા જેવા લોભી, આપણા જેવા દાસ બીજા કોને ગણવા? એ જનનીના દાસ્યમોચનની દીક્ષા દઇ શકે તે ગુરુ અને ભવિષ્યયુગના આચાર્ય પણ તે જ.

---

* ઓ નિષ્ઠુર ગરજવાન,

તું શું મન-મુકુલને અગારમાં શેકશે? તારી અધીરાઇમાં તું એની પાંદડીઓ ચીંથી નાખીશ, ગંધનો નાશ કરીશ? જોતો નથી કે મારા પરમ ગુરુ સાંઇ એક કળીને વિકસાવવાને યુગોના યુગો લે છે.

તેને જરા યે ઉતાવળ નથી હોતી. તારો લોભ પ્રચંડ છે એટલે જ તારે દંડ (= એટલે બલ, લગભગ બળાત્કાર એવો અર્થ છે.) વિના બીજો ઉપાય નથી, તારી તે શી ગતિ થશે?

મદન વીનવીને કહે છે કે મારા પરમ ગુરુના મનને વેદના પહોંચાડીશ નહિ.

જે સહજ પ્રવાહમાં પોતાને વહેતો મૂકે છે તે જ તે પરમ ગુરુની વાણી સાંભળી શકે છે—ઓ ગરજવાન!

# વિદેશી કાપડ બહિષ્કાર

કે

# મૂડી રાજ્ય?

બસો વર્ષથી ઊંડાં જડમૂળ ઘાલેલી બ્રિટિશ સલ્તનત પાસેથી સાંસ્થાનિક સ્વરાજ્ય કે સંપૂર્ણ સ્વરાજ્ય મેળવવું એ કેટલો વિકટ પ્રશ્ન છે તે આજે ભારતવર્ષની પ્રજા અને બ્રિટિશ પ્રજા સમજી ગઇ છે. બન્ને પક્ષ તરફથી એક એકનો સામનો કરવાને પ્રયાસ ચાલી જ રહ્યા છે. એક વર્ષ દરમિયાન અનેક પ્રકારના પાસા ફેંકાયા અને હારજીત થયા કરી છે. આપણા હિંદુસ્થાન પાસે સૌથી વધારે પ્રબળ શસ્ત્ર ગણીએ તો તે વિદેશી કાપડ બહિષ્કારનું છે. આ વસ્તુ તો સર્વત્ર માન્ય થઇ છે. પરતુ આ શસ્ત્રનો ઉપયોગ કેવી રીતે કરવો તે હજી બરોબર વ્યવસ્થિત નથી થયું. શ્રી. ગાંધીજીએ તો ચોખ્ખુ સમજાવી દીધું છે, કે વિદેશી કાપડનો બહિષ્કાર તો ખાદીથી જ થઇ શકે, અને તે માટેની દલીલો પણ વારંવાર આપી છે. છતાં કેટલેક દરજ્જે મિલના કાપડને શ્રી. ગાંધીજીએ છૂટ આપી છે, અને તે વસ્તુ મહાસભાએ પણ સ્વીકારી લીધી છે. હવે આ છૂટને લીધે વસ્તુસ્થિતિ શી ઉત્પન્ન થઈ છે તેનો હિસાબ આજ કરી લેવાની જરૂર જણાય છે.

શ્રી. ગાંધીજીએ આશ્રમમાંથી દાંડી તરફ પ્રયાણ કર્યું ત્યારથી માંડીને ગાંધીજીનો કારાવાસ થયો ત્યાં સુધી ખાદી અને સૂતર ઉત્પત્તિનું કામ બેશુમાર ચાલ્યું. ખાદીની અને રેંટિયા તકલીની માંગ ચારે તરફથી ખૂબ આવવા માંડી. ખાદીનો જથ્થો દેશમાં પૂરતા પ્રમાણમાં નહોતો એટલે લોકોએ જાપાનની અને મિલની ખાદી લીધી. અને રેંટિયા ચલાવવા માંડયા. દરમિયાન શ્રી. વિઠ્ઠલભાઇએ એક નવું સૂત્ર મૂકયું–એક વર્ષ સુધી કોઇએ નવું કાપડ લેવું નહિ, જૂનાં વાપરી નાખવાં, અને નવા કાપડ માટે પોતે કાંતી, કંતાવીને ખાદી તૈયાર કરાવવી.

જો પ્રજા આ સૂત્રને સત્યનિષ્ઠાથી વળગી રહી હોત તો લાભ થાત, પણ મનુષ્યની નબળાઇ આગળ સત્યનિષ્ઠા ટકી શકતી નથી.

ખાદી મળતી નહોતી, ઉત્પત્તિ કરાવવાનું કામ બહુ ધીરજનું અને મહેનતનું હતું. એટલા વચગાળામાં મૂડીવાદે પોતાનું બળ અજમાવી દીધું. શ્રી. ગાંધીજીએ મિલના કાપડને પરવાનગી આપી હતી, મહાસભાએ પણ પરવાનગી આપી હતી; પરંતુ તે કોને માટે, કેટલે દરજ્જે, તેનો વિચાર કોઇએ કર્યો નહિ–અને મિલવાળાએ જે પ્રલોભનની જાળ પાથરી તેમાં લગભગ આખું હિંદુસ્થાન ફસાઈ ગયું. લોકોના, ખાસ કરીને સ્ત્રીઓના, શોખ પૂરા પડે એવું કાપડ પુષ્કળ જથામાં મિલવાળાઓએ તૈયાર કર્યું, સ્વદેશી બજારો અને આઝાદ બજારો સંખ્યાબંધ ભરાયાં, લાખો રૂપિયાનું મિલનું કાપડ આ બજારોમાં વેચાયું. મિલવાળાનું તો કામ થઇ ગયું. પ્રજાએ જાણ્યું કે અમે વિદેશી કાપડનો બહિષ્કાર કર્યો. નવી મિલો ઊભી કરવાનો પણ વખત આવ્યો. ખાદી પડી ખોળંબે–એકદમ રેંટિયા તકલી ઓછાં થઇ ગયાં–રેંટિયા વર્ગો સૂના પડયા–અને એક મોટામાં મોટું શસ્ત્ર નબળું પડી ગયું. બાજી એટલે જઇને અટકી નહિ. ખાદી શુદ્ધ છે કે મિશ્ર તેની ખાતરી કરવાને અખિલ ભારત

ચરખા મંડળની છાપ પડે છે, એટલે માણસ તેમાં છેતરાય નહિ. મિલના કાપડમાં આ પ્રકારની છાપ હોતી નથી; તેમજ હાથવણાટના કાપડ પર પણ છાપ હોતી નથી. મિલ-માલિકોએ ઘણેભાગે સંપ કરીને પરદેશી સૂતર આણવાનું બંધ કર્યું, અને સ્વદેશી સભાએ તે તે મિલોનો સ્વીકાર કર્યો. આ સ્વદેશી સભાને મહાસભાએ માન્ય કરી. હવે મિલના કાંતેલા સૂતરની ને હાથે વણેલા કાપડની સ્થિતિ બહુ કઢંગી થતી જોવામાં આવી. હિંદુસ્થાનમાં લાખો કારીગરો આ ધંધા ઉપર ગુજરાન કરે છે. સૂતર અને રેશમનું કાપડ હાથની શાળ પર વણાય છે. આ વણાટમાં પરદેશી સૂતર અને રેશમ વપરાય છે તેમ જ કેટલેક અંશે દેશી સૂતર અને દેશી રેશમ પણ વપરાય છે. એટલે આ કાપડમાં દેશી અને પરદેશીનો ભેદ પારખવો બહુ મુશ્કેલ છે. જો આ કાપડને પરવાનગી ન મળે તો લાખો કારીગરો બેકાર થઇ જાય; અને પરવાનગી મળે તો પરદેશી તાર ઘૂસી જાય—ચોરી લુચ્ચાઇ થાય એ તો નક્કી જ. હવે આ બધાને જો મહાસભા પોતાની સીલ આપે તો ખાદીને જરૂર ધોકો લાગ્યા વગર રહે જ નહિ.

મહાસભા ખાદીને મહત્ત્વ આપે—અને મિલ અને હાથવણાટના કાપડને પણ પોતાની સીલ આપે તો પછી ખાદીનું સ્થાન ક્યાં? અજ્ઞાન પ્રજા તો માત્ર છાપ જોઇને દોરવાશે—અથવા કિંમત જોઇને દોરવાશે. મિલ અને હાથવણાટના કાપડ ઉપર મહાસભાની છાપ હશે અને તે સસ્તું હશે તો પછી ખાદીનો ભાવ કોણ પૂછવાનું છે?

જ્યાં સુધી શ્રી. ગાંધીજી ઉપર લોકોને શ્રદ્ધા છે ત્યાં સુધી એ શ્રદ્ધાની ખાતર કેટલેક અંશે ખાદીનો વાપર થશે—પણ પછી શું? પછી પાનાનાં મહેલ માફક ખાદીની ભાવના તૂટી જશે—અને મૂડીવાદ અને યંત્રજાળ ( Industrialism ) પોતાની સત્તા પૂર જોસમાં અજમાવશે, ત્યાં વિદેશી કાપડ અને વિદેશી વસ્તુના બહિષ્કારનું શું થશે? આ પ્રશ્ન મહાસભા અને ખાદીમાં રસ લેનાર સર્વ સ્ત્રીપુરુષને વિચાર કરવા જેવો છે—આજ તો વિદેશી કાપડનો બહિષ્કાર થાય છે અને પિકેટીંગ થાય છે તેમાં મૂડીવાદીઓને લહેર છે. ગરીબડી ખાદી મરી જાય છે.

મહાસભા પણ આ વસ્તુ પરત્વે ઉદાસીનતા ધરાવતી માલૂમ પડે છે! મહાસભા ખાદીને જ પોતાનો સાથ આપી શકે. દલીલ તરીકે એમ કહેવામાં આવે છે કે, જો ખાદી પૂરતા પ્રમાણમાં ન થતી હોય તો અજ્ઞાન લોકો પરદેશી કાપડ લેતાં અટકે, માટે તેમને રોકવાને મહાસભાએ છાપ આપવી જોઇએ; પરતુ એકની એક સંસ્થા બન્નેને છાપ આપે તો પ્રજા શું ગ્રહણ કરશે? જરૂર પોતાની સવડ પ્રમાણે જ વર્તશે મિલોના કાપડને મહા-સભાએ માન્ય કર્યું તે જ બરોબર નથી થયું, મહાસભાનો આદર્શ તો ખાદીનો જ હોય, અને તેના કાર્ય તરફ જ બધી શક્તિનો વ્યય થવો જોઇએ. મિલનું કાપડ આપોઆપ ખપશે. અને તેમાં જે પરદેશી સૂતર વપરાતું હશે, અથવા હાથવણાટમાં વિદેશી સૂતર અથવા રેશમ વપરાતું હશે તો તેની છાપ બીજે કોઇ માર્ગે આપવી જોઇએ. મહાસભા એ વસ્તુને પ્રમાણપત્ર આપી શકે નહિ.

આ પ્રશ્નનો તોડ કાઢવો બહુ મુશ્કેલ છે. અને મૂડીવાદીઓ એટલી અટપટી અને ગોળ ગોળ દલીલો કરે છે કે આ વસ્તુમાં સંપૂર્ણ ઊંડે ઊતરેલાં ન હોય તે ફસાઇ જાય. મહાસભાએ પ્રમાણપત્ર આપવું વ્યાજબી છે? હું ખાદીપ્રિય પ્રજાને પ્રશ્ન જ કરું છું.

શારદા મહેતા

# માયાવિની*

[ ખંડ શિખરિણી ]

(૧) ઉષાના રંગોમાં,
ફૂલોનાં અંગોમાં,
કવિના વ્યંગ્યોમાં વિલસતી સદા તારી પ્રતિમા,
લસે કુંજે કુંજે વિમલ મૃદુ તારો સુમહિમા,
અહો ! કણ્ઠે કણ્ઠે પ્રખર ઝરતી ગાનગરિમા,
જગત વદતુ 'ધન્ય મહિમા' !

(૨) ઉષા રંગો ચૂસી,
લઇ ફૂલે ચૂમી,
કવિવ્યંગ્યો ચૂંટી રસ મધુર મેં સંચિત કર્યો,
ભમી કુંજે કુંજે હૃદય મહિમાઆસવ ભર્યો,
પ્રિયે ! તારે દર્શે રસ ઉભરી તે આજ વહતો,
સ્તવન કરી તૂંને રિઝવતો

(૩) પ્રભાતે સૃષ્ટિના,
પ્રપાતે વૃષ્ટિના,

---

*માયાવિની—માયા જેની છે તે તત્ત્વ-ઈશ્વર. મનુષ્યોને વિવિધરૂપે દેખાતું ઈશ્વરનું સ્વરૂપ તે માયા. ઈશ્વરના સત્ય સ્વરૂપથી જુદું. એ માયાને આધારે થતી ઈશ્વરીય લીલાની આ પ્રશંસા છે. ઈશ્વરપ્રાપ્તિ માટેનો પ્રયત્ન, માયાના ભુલાવા, મુમુક્ષુ જીવના પડખા ઉકલા, આશા નિરાશાના અનુભવ વગેરેનો અર્થ પ્રધાન છે. સ્ત્રી રૂપી પ્રિયતમાનો અર્થ ગૌણ છે. સ્ત્રી પરત્વે કાવ્યનો કેટલોક ભાગ ઘટાવી શકાય પણ સમગ્રતયા ઈશ્વરની મૂર્ત લીલા જ કાવ્યની નાયિકા માટે સમુચિત લાગે છે. પોતાની રુચિ પ્રમાણે દરેક આમાંથી અર્થ ઘટાવી શકે છે. આ ટીકામાં કરેલો અર્થ શુષ્ક લાગે તો તો તે જ ખરો છે એમ મનાવવાનો લેખકને આગ્રહ નથી. વાચકની અભિરુચિને સંતોષે એવો શુભ પરિણામી અર્થ થવો જોઇએ એ જ આગ્રહ છે.

૧. ઉષા—આકાશમાં ગોચર થતા તત્ત્વોની કુમળી પ્રતિનિધિ. ફૂલો—પૃથ્વી પર પ્રગટેલા ઈશ્વરીય તત્ત્વોનું સુકોમળ સૂચક. કવિનાં વ્યંગ્ય—મનુષ્ય હૃદયનીસુકોમળ લાગણીઓ તેમજ તેની કળા ભાવના આ ત્રણને ઈશ્વરના સુમધુર સ્વરૂપના સૂચક માની તેમાં ઈશ્વરની પ્રતિમા કલ્પી છે. એનો મહિમા વિમલ છે-રાજા કે બીજા માણસોના મહિમા જેવો કલુષિત નથી. મૃદુ-કોમળ રુદ્ર નહિ. ગાનગરિમા-સ્તુતિની મહત્તા.

૨. આ ઉષા, પુષ્પ, અને કાવ્યમાંથી રસ કવિને મળ્યો છે.

મહિમાઆસવ—મહિમાનું તત્ત્વ-સાર પ્રયત્નપૂર્વક પ્રાપ્ત કર્યું. દર્શે-દર્શનથી. કોઈ દિવ્ય સંનિકર્ષથી એ સંચિત રસ આજે વહેતો થયો છે. અને તે માત્ર તને પ્રસન્ન કરવી એજ ઉદ્દેશથી વહે છે.

૩ ઈશ્વરની ઝાંખી કયી રીતે થઈ તે વર્ણવે છે

પ્રભાતે સૃષ્ટિના—કવિના આત્મપરત્વે તેમજ જગતના પ્રારંભમાં. વૃષ્ટિના પ્રપાતે-ઈશ્વરની દયાની વૃષ્ટિ થતાં આ જે આનંદાનુભવ મને થાય છે તે કદાચ ઈશ્વરીય કૃપાનું જ પરિણામ હશે.

કલાપે દૃષ્ટિના ઉદય તવ આભા થઇ ચઢી,
ઉષઃકાલે મારે મૃદુ મલકતી તું થઇ ખડી,
પ્રભાલોકે તારા, નયન, મુજ ઝંખાઈ પડતાં,
પ્રતિક્ષણ મીંચાઈ ઉઘડતાં.

(૪) તદા મૂર્છાકાળે,
પડી માયાજાળે,
ઉંધી બુદ્ધિડાળે લટકી અવળું વિશ્વ નિરખ્યું,
હતું જ્યાં રોવાનું મન સુરખ તે ઠામ હરખ્યું,
તને ખોળી ત્યાં જ્યાં હતું ન તવ એકેય પગલું,
ઉલટપથ મેં માંડયું ડગલું.

(૫) અહો, એ અંધારે,
કદી ઝીણી ધારે,
પ્રગલ્ભે આકારે કિરણસરિતા ત્યાં પ્રગટતી,
મનઃસૃષ્ટિ મારી ક્ષણ નિજ સ્વરૂપે પલટતી,
સ્મૃતિ તારી તાજી બનતી ઘડીના દર્શન થકી,
હરખસરિતા વ્હેતી અધિકી.

(૬) પ્રિયે! હું આશાએ
ટકયો કે પાસા યે
પડે તારી સ્હાયે કદિક સવળા જીવનમહીં,
સદા તારા યોગે વિચરણ કરું નિર્ભય રહી,
પ્રમાણું મોટું ના સુખ જગતમાં એ મિલનથી,
સુફલ વધુ એથી કઇ નથી.

---

**દૃષ્ટિના કલાપે**–જ્ઞાનદૃષ્ટિના સમૂહમાં, મારા જ્ઞાનજગતમાં તારો પ્રકાશ પ્રગટ થયો. મારા મને તને ઓળખી. **ઉષઃકાલે**–જીવનના પ્રારંભમાં–**પ્રભાલોકે**–તેજના આલોકથી–ચમકારથી. એ તારો પ્રકાશ મારી બાળઆંખો માટે અસહ્ય હતો. એ ઈશ્વરીય મહત્તા સમજવા બુદ્ધિ અશક્ત હતી. છતાં આંખો બંધ જ ન થઇ ગઇ. પ્રકાશના દર્શનની ઇચ્છાને લીધે અતિ તેજથી મીંચાતી છતાંતે પાછી ઉઘડતી પણ ખરી. અર્થાત્ સ્ખલન અને પ્રયત્નોની પરંપરા ચાલૂ જ રહેલી.

૪. **મૂર્છાકાળે**–આંખો મીંચાઈ જતી ત્યારે. **ઉંધી બુદ્ધિડાળે**–ઊલટી બુદ્ધિએ, ભ્રાન્ત મગજથી. પ્રેયને જ શ્રેય માન્યું અને તેથી ઈશ્વરથી વિમુખ થઇને બધી પ્રવૃત્તિઓ આદરી.

૫. **અંધારે**–અજ્ઞાનદશામાં. **પ્રગલ્ભે આકારે**–સંપૂર્ણ ગંભીર સ્વરૂપે છતાં ઝીણી ધારથી, ધસમસતા તેજ પ્રવાહથી નહિઃ તારા તરફથી મને કિરણ–આશાનાં, જ્ઞાનનાં–સતત સરિતા પેઠે અખંડ મળતાં. અને મને પાછું આત્મભાન થતું. ક્ષણ માટે પણ થયેલી એ ઝાંખી મારે માટે તો જીવનની ધન્ય ઘડી હતી.

૬. તારી મદદથી મારા જીવનના પાસા સવળા પડશે એ આશાથી જ હું ટકી રહ્યો. જીવન એક જુગારખાનું જ છે. અને એમાં સફળતાનિષ્ફળતા મળવી સાવ અનિશ્ચિત છે. તેમાં તારી મદદથી જ કઇ સાચે રસ્તે વળી શકાય તેમ છે. એ વિચાર છે. ઈશ્વરની આ મદદ જ, એના આશીર્વાદ, એ પોતાની સહાયે છે એ ભાવ જ જીવનને સત્પથે જવાને શક્તિમાન બનાવે છે. ઈશ્વરને આધારે રહીને જ નિર્ભયતા, આનંદ, કે જીવનસાફલ્ય મેળવી શકાય છે.

(૭) રહી આશા આધી,
દશા ત્યાં દુર્ભાગી.
પડી ત્યારે ત્યાગી મિલનસુખઆશા હું વિરમ્યો,
અહો ! તેવે ટાણે તવ દરશથી શોક જ શમ્યો,
સુભાગી એ યોગો ક્ષણિક પણ હું યે રજ ઠર્યો,
રજરજ કૃપાસંચય કર્યો.

(૮) અહો ! એ ઉત્કર્ષો,
રૂડા મીઠા હર્ષો,
તરંગો, આદર્શો હૃદયસરમાં ઊઠી તરતા,
ઝબાકા વિદ્યુત્‌ના ઝબકી ક્ષણમાં આભ ભરતા,
વિલાતાં એ પાછા નભ ગહન અંધાર ઉભરે,
હૃદયપર નૈરાશ્ય છવરે.

(૯) ઘડીઓ એ થોડી,
મળી વ્હેલી મોડી,
ગ્રહી જાણે તોડી અમર ફૂલ હાથેથી જમતો,
અહો ! એ ટાણે તો ત્રિભુવન ભરી બાથ ભમતો,
પ્રિયે ! લાગે જાણે સમય ફરી ના એ જ મળશે,
સ્મરણ કરતું ચિત્ત બળશે.

(૧૦) હવે શું સંભારૂં ?
સ્મરી શું વીસારૂં ?
વિસારી શું ધારૂં મનભવનમાં ક્હો, પ્રિયતમે !
રહ્યા ના યોગો એ મનવચનને પ્રાપ્ય પ્રથમે,
હવે વાણી જાગે, સ્ખલિત પગલે મંદ પળતી,
ડરતી વચનો ચેદ વદતી.

---

૭. પણ એ આશા તો છેટે જ રહી. અને કંઇ નવી જ આપત્તિ આવી પડી. માત્ર ઈશ્વરની આશીષ બસ નહતી. આશા સાથે પુરુષાર્થ ભળ્યો નહતો એટલે આશા સફળ ન થઇ શકી એટલે ભોળા હૈયાએ મિલનની આશા જ છોડી દીધી. હજી હૃદય અનુભવે અને જ્ઞાને ઘડ્યું નહતું તેથી આશા અને નિરાશાના મોટા મોટા ઝોક જ આવતા હતા. એ નિરાશાની દશામાં પાછી તારા કલ્યાણ રૂપની પ્રતીતિ થવાથી નિરાશાનું દુઃખ વિસારે પડતું. એ સ્થિતિ ઘડીભર ટકતી છતાં તેથી ઘણું મળ્યું.

૮. એ આશા ભરેલું જીવન અને પાછું નિરાશાથી છવાયેલું જીવન. આશા વીજળી પેઠે ઝબકીને જીવનઆકાશને ભરી દેતી. અંધારામાં એ પ્રકાશ પડતાં અતિ હર્ષ થતો. પણ વીજળી ઝબકતી બંધ થતાં અંધારાનું પ્રાબલ્ય ખૂબ જ ભાસતું. હૃદય આશાના વિલયથી અતિશય દુઃખમગ્ન બની જતું.

૯. એ મિલનની ક્ષણો થોડી હતી, યથા સમયે પણ મળેલી નહતી છતાં એથી આનંદની અવધિ થઈ જતી. પણ હૃદય હજી સ્થિરવૃત્ત બનેલું નહિ. અને ભૂતકાળનો આનંદ પાછો ફરી મળશે એવી શ્રદ્ધા પણ ન હતી તેથી ચિત્ત નિરંતર બળવા લાગ્યું.

૧૦. જીવનના એ મુગ્ધકાળમાં આશાએ રચેલા અને આશાન્વિત હૃદયે માણેલા આનંદોના સંસ્મરણોથી શું ? અને એ સંભારણાં એટલાં બધાં છે કે કેટલાંને ભૂલી જાઉં ? અને સ્મરણ તથા

(૧૧) મહત્તા શી તારી !
લહી ધારી ધારી,
કરી મે તૈયારી તવ શું કરવા સ્હેલ ભુવને,
તરે ભોળુ હૈયુ પ્રિયમિલનને સ્વપ્નપવને,
કરો જ્યા લબાવુ ત્યમ અધિક તું દૂર પળતી,
અધિકઅધિકી આશ ઢળતી

(૧૨) દયાને દૈ થભી
બની મોટી દભી,
પછી તેં પ્રારભી રમત બહુ સંતાકુકડીની,
ખુણે પાચે છૂપે, અભણ હુ નહી ભાળગલીની,
પડી ઊઠુ ત્યા તો કદમ કઇ તું દૂર નિકળે,
શ્રમથી પગ મારા નહીં કળે.

(૧૩) કરી પ્હોળો ખોળો,
બનાવ્યો તેં ઝોલો,
મને ત્યા હીંડોળ્યો, રુદન મુજ થંભે ક્ષણવળી,
મને હૈયે ધારી ભરિયુ મૃદુ તેં ચુબન લળી,
કૃપાની વર્ષામા ગભરુ અકળાયુ દિલ અને
ડરતુ નવ ઢૂકે ફરી કને

---

વિસ્મરણની થાળણીમાથી ચળાયા પછી બાકી રહેલાને મારા મનના ભવનમા કેટલુક ધારું ? એ વખતના આપણા મિલન માત્ર અનુભવગમ્ય–હૃદયગ્રાહ્ય હતા. મન અને વાણી તો ત્યારે આનદમા ગરક થઈ ડૂબી ગયા હતા. એ આનદાનુભવનો કાળ વીતી ગયો ત્યાર પછી હવે વાણી જાગી છે. એ આનદમજ્જનથી થાકી ગયેલી વાણી ઝડપથી ચાલવાને અશક્ત છે, અને મારો ક્ષુદ્ર બબડાટ એ આનદની ઝાખી પણ કરાવી શકશે કે કેમ એ બીકથી ડરતી ડરતી બેચાર બોલ બોલે છે. મંદ–ચોડા.

૧૧. હવે પ્રિયમિલન માટેના પ્રયત્નોનુ વર્ણન શરૂ થાય છે. ઈશ્વરની કલ્પના તો અત્યત રમણીય અને અફાટ હતી. એને પ્રાપ્ત કરી આપનાર આનદ મેળવવાની ઝખના હતી. એ મેળવવાને મે તૈયારી કરી સ્વપ્નપવને–સ્વપ્નોની હવામા–સ્વપ્ન જગતમા હૃદય તરવા લાગ્યું પણ મને ઈશ્વરને જેટલો પાસે ધાર્યો હતો એટલો પાસે પહોચવાનો પ્રયત્ન કર્યો ત્યારે ન જણાયો. એ તો દૂરનો દૂર જ દેખાવા લાગ્યો આશા પણ એ તરફ ઢળવા લાગી.

૧૨. એ પ્રાપ્તિના પ્રયત્નોમા અણધારી આફતો આવી અણઘડ અને દૂ કદથીં હૃદયને એ ઈશ્વરની નિર્દયતા લાગે છે. જો કે વસ્તુત: એ ઈશ્વરપ્રાપ્તિનો સુષ્ઠિક્રમ પ્રમાણે ખરો રસ્તો હતો. આ બાધાઓ સતાકુકડીની રમત જેવી લાગે છે. હુ અભણ હતો–જ્ઞાનની ગલીકૂચીની ખબર ન હતી. અને તેથી ઘડીમા પાસે અને ઘડીમા આઘે એમ રમત તારી સાથે ચાલી. પગ કળવા લાગ્યા. હૃદયબળ ખૂટવા લાગ્યુ

૧૩. ત્યા એકાએક પરિવર્તન થયું. જો કે એ કરેલા પુરુષાર્થનું જ પરિણામ હતું છતા હૃદય તેને ઈશ્વરનું કાર્ય માની લે છે તે કૃપા કરી ખોળો પાથરી મને બાળક પેઠે ઝુલાવ્યો અને માતાની પેઠે મને ચૂમી લીધી પણ આ કૃપા હૃદયે ઇચ્છી હતી તેના કરતા વધુ હતી. અને તેથી તે મૂઝાઈ ઊઠે છે. એ અત્યાનદ પણ અસહ્ય થઈ પડયો. કારણ હૃદય હજુ પૂરુ અધિકારી નથી થયું. અને જાણે આ પ્રયત્ન જ છોડી દઉ એમ વિચારવા લાગ્યુ.

(૧૪) દયાથી પ્રેરાઇ,
વહારે તું ધાઇ,
મને ધીમે સ્હાયી જગતપર મૂક્યો રખડતો,
'સ્વયં તું ખેલ્યો જા, નિરખ નિજ આંખે રખડતો,
તને ના હું ઝાલું નિજ યતનથી પામ મુજને,
ભટકી બન રીઢો અમુંઝણે.'

(૧૫) કસોટીએ ધાર્યો,
સમુદ્રે ઊતાર્યો.
ભવે તેં ઘૂમાવ્યો, નયન ભમતાં ફેર ચઢિયો,
પછી તો તેવો હું ડગુમગુ ડગે પથ પળિયો,
પ્રિયે ! સાચી લીલા નિજ નયન ત્યારે નિરખી મેં,
પ્રખળ પુરુષાર્થે સુરખીને.

(૧૬) અને તું યે સાચે,
યથા યત્ને રાચે,
પ્રયત્નોએ કાચે ફલ પણ અધૂરાં વિતરતી,
ભમી મારી પૂઠે પ્રકટ કદી છૂપી વિહરતી,
તજ્યો તેં મેં માન્યું, પણ તવ કદી આંખી બનતી,
રજ હસી અગમ્યા થઇ જતી.

(૧૭) સ્મૃતિ તારી જાગે,
ભમું વિશ્વે યાગે,
ઉડી બાગે બાગે.-કુસુમ હમતાં સ્પર્શ ચરણે,
ગુંથી તારી વેણી દિનમણિનિશાકાન્તકિરણે,
પ્રિયે ! તારા ચક્ષુ નયનનયને મેં નિરખિયાં,
વચન પણ તારા પરખિયાં.

---

૧૪. પણ ઇશ્વરની ઇચ્છા મને પ્રયત્નથી વિમુખ કરવાની ન હતી. પોતાના ખોળામાથી મને ઉતારીને જમીન ઉપર મૂક્યો,-માતાના બાળકને સ્તન્યપાન કરાવીને જમીનપર રઝળતો મૂકી દે તેમ. આ દર્શન પૂરેપૂરું સ્વપ્રયત્નથી પ્રાપ્ત ન હતું થયું. એને સ્વાનુભવથી રગતું લેઈતું હતું. એ શિક્ષા મળી. પોતાની આંખોથી જોવાનું, પોતાના યત્નથી મેળવવાનું અને મૂંઝવણોમા અથડાઇને રીઢા બનવાનું જ્ઞાન થયું.

૧૫. જીવનનો કસોટીકાળ પ્રારંભાયો. સંસાર સમુદ્રમા હું ઊતર્યો, ભવ–જગતમા હું ઘૂમ્યો. એ બધું જાણે ઈશ્વરઇચ્છાથી જ બન્યું તેથી ધાર્યો, ઊતાર્યો, ઘૂમાવ્યો ક્રિયાપદો મૂક્યા છે એ જગતને ચાકડે ભમતા આંખોને ફેર ચઢ્યા. એ ડગમગતે પગે ચાલતા ચાલતા આખરે જ્યારે ખૂબ પુરુષાર્થ કર્યો ત્યારે તારી સુરખી દીઠી.

૧૬. જેટલો અને જેવો પ્રયત્ન, તેટલો અને તેવો જ ફળલાભ. કર્મફળનો સિદ્ધાન્ત મેં પ્રત્યક્ષ દીઠો. મનુષ્યને માટે તો સ્વપ્રયત્ન વિના કાંઈ સિદ્ધિ નથી. પણ છતાં ઈશ્વરની જગતનું કલ્યાણ ઇચ્છતી ભાવના તો પોતાનું કામ કર્યે જ જાય છે. આ વાત ઘણી વાર સ્પષ્ટ જણાય છે અને નથી જણાતી. વિશ્વનું ગૌણ કલ્યાણમાર્ગે છે એ શ્રદ્ધા જ્યારે જતી રહે છે ત્યારે મોટી મૂંઝવણ ઊભી થાય છે તેવી આ સ્થિતિ છે.

૧૭. હવે વિવિધ રીતે પ્રકટ થતી ઇશ્વરની વિભૂતિઓનું વર્ણન આપે છે. તારી સ્મૃતિઓ– જીવનમા સાંભળેલી ને જોયેલી બધી સ્મૃતિઓ ઊઠે છે. વિશ્વના યજ્ઞમાં ભમતાં, બાગેબાગ ઉડતાં શું જોયું ? પ્રભુના ચરણસ્પર્શથી ખીલતાં પુષ્પો. સૂર્ય અને ચન્દ્રના કિરણોથી તારી વેણી ગૂંથાયેલી છે. પ્રતિનયનમાં તારી ઈશ્વરીય વિભૂતિ મૂર્ત દેખાય છે. તારા વચન પણ ઓળખાયા વગર રહેતા નથી.

(૧૮) કદી વાયુ યોગે,
સુભાગી સંજોગે,
ફણીને આભોગે મણિ જડિત શી તું ચમકતી,
કદી ભૃંગે ભૃંગે મધુર સ્વનથી કૈંક લખતી,
મયૂરોના નૃત્યે રસ વિભવ તારો વિતરતી,
પવન પગલે મંદ ફરતી.

(૧૯) કદી સૃષ્ટિ ખોળે,
સમુદ્રોની છોળે,
વિરાજી હિન્ડોળે ગગનમહીં તું ઠેક ભરતી,
રચી તારા તેજે શયન મૃદુ ત્યાં સ્હેજ ઠરતી,
વસંતે ધારીને શિરપર પ્રભામંજરી ફરે,
ટુહુકરવથી કાનન ભરે.

(૨૦) પ્રિયે ' તું એકાકી,
છતાં ના કૈં બાકી,
જતી સૃષ્ટિ હાંકી ક્રમણ પયપે અંગુલિધકે,
કૃપાદષ્ટે તારી ભુવન ભુવનો કેવળ ટકે,
અરે તારી ફૂંકે રવિ શશિ ગ્રહો તારક બળે,
જગત તવ ઘૂમે છ વમળે.

(૨૧) તટે બેસી દ્યૌને,
સુરંગી અબ્ધોને,
લઇ કે પુષ્પોને અભિનવ રચે હાર ગરવા,
લઇ આવે સ્વપ્ને મુજ નયનનો થાક હરવા,
સુણું વાતો તારી, નયન જહીં આરામ કરતાં,
વચન શ્રવણે અમ ઠરતાં.

૧૮. **વાયુયોગે**-પવનના સગમા. **સુભાગી સંજોગે**-ધન્ય પ્રસગોમાં. **ફણીને આભોગે**-નાગની ફેણ ઉપર જેમ મણિ ચમકે તેમ તું વિશ્વ ઉપર મણિ સમ શોભે છે. ભ્રમરના ગીતમાં તારું માધુર્ય વ્યક્ત થાય છે. મોરોના નૃત્યમા તારા રસની સમૃદ્ધિ દેખાય છે. વાયુની ગતિએ તું સર્વત્ર વ્યાપેલી છે.

૧૯. સૃષ્ટિના ખોળામા, સમુદ્રના તરગોમાં, અને આકાશનાં ઊંડાણોમાં તું હીંચકો બાંધી પૃથ્વીથી ગગન સુધીની ફાળો ભરે છે. તારાના તેજમાં શયન કરી આવે છે. **મૃદુ** એટલા માટે કે તારાનો પ્રકાશ મૃદુ છે. વસતમા વૃક્ષો ઉપર પ્રભાભરેલી મજરી-ફુલોની તથા સુગધની જન્મદાત્રી રૂપે પ્રગટ થાય છે. **ટુહુકરવ**-કોયલનો અથવા સમસ્ત પક્ષી સમુદાયનો.

૨૦. **એકાકી**-એકમેવાદ્વિતીયમ્, મનુષ્યને જે એકલતા દુ:ખદાતા થઈ પડે છે તે ઈશ્વરને ઊલટી શક્તિસ્વરૂપ થઈ પડે છે. **અંગુલિધકે**-માત્ર આંગળીના ધકાથી જ, અર્થાત્ ઈચ્છા માત્રથી જ સૃષ્ટિનો ક્રમ ચાલ્યા કરે છે. આ ભુવનો તારી કૃપાથી જ ટકી રહ્યાં છે. સૂર્યચંદ્રાદિ ગ્રહો તારા તેજથી જ બળે છે. તારી સત્તાના વમળમાં જ જગતનું અસ્તિત્વ છે.

૨૧. **દ્યૌને**-આકાશને કિનારે-ક્ષિતિજ ઉપર, સૂર્ય કે ચંદ્રના તેજથી સુરંગી બનેલાં વાદળાંની કિનાર ઉપર બેસી એ તારાના-આકાશ જન્મ્યાં પુષ્પના હાર રચે છે. નક્ષત્રમાળાઓ ઈશ્વરની આકાશલીલા. એ હાર લઇને તેનાં મધમધતાં પુષ્પોની સુગંધથી મારાં થાકેલાં નયનને આરામ આપવા તું આવે છે. મારો અંતરાત્મા તારી વાતો સ્થૂલ નેત્ર-દેહની ઈંદ્રિયો બંધ કરીને, સાંભળે છે.

(૨૨) પ્રિયે ! સૌમ્યે રૂપે,
જગત્ ઘેરા ધૂપે,
મઘાવી દે ભૂપે ભ્રમણ કરતી શાંત વિચરે,
અને મારા જેવા વચન ઘડી ત્યાં ધન્ય ! ઉચરે,
સ્વરૂપો તારાં સૌ નયન અમ ના સ્થૂલ નિરખે;
ઉપરઉપરે જોઇ હરખે.

(૨૩) સુણ્યું યોગીધ્યાને
રમે તું આહ્વાને,
કદી વેદોગાને સ્વર ગહન તારા નિતરતા,
યુગોને અંતે યે જન ન તવ રૂપે ઉતરતા,
ગુફાઓ વિશ્વોની મધુભર સદા બંધ અમને,
કવણ ગુણ વ્હાલી ! અમ કને ?

(૨૪) કદી ક્યાં અંધારે,
દુખીને આગારે,
સુકાં પુષ્પો ક્યારે રુદન તવ ઝીણું ઉતરતાં,
અને આંસુ ખારાં નયન ભરતાં ત્યાં ઉભરતાં,
જતી નાકા ઢાંકી નિજ કરવતી પીડિત તણી,
રુદન લુછતી ધીરજ ભણી.

(૨૫) અને છંદે છંદે,
અપારે આનંદે,

૨૨. તારા સૌમ્ય–કોમળ અને શાંત રૂપથી વિશ્વને કલ્યાણ અને શાંતિ આપતી શક્તિવતી, તેના ઘેરા–ઉત્કટ ધૂપથી સૃષ્ટિમાં કલ્યાણની સુગંધિ ફેલાવતી ભૂપે–પૃથ્વી પર તું ફરે છે. એ શક્તિને જગત ધન્યવાદોથી સત્કારે છે. પણ આ તો તારૂં એક જ શાંત સ્વરૂપ જોયું. તારાં રુદ્ર રૂપ જોવાને માટે તો અમારી સ્થૂલ આંખો અશક્ત છે. એ તો માત્ર બાહ્ય અને શાંત દેખાવોથી જ સંતોષ પામીને 'ધન્ય! ધન્ય!' પોકારી ઊઠે છે' તારૂં સર્વ દર્શન તો કોઈ બીજા માટે છે.

૨૩. યોગીઓના ધ્યાનના આહ્વાન કર્યે તું આવે છે એવી વાતો સાંભળી છે. તારા ગહન–અગમ્ય સ્વરો–જીવનમંત્રો વેદોમાંથી ઝરે છે. તારી પ્રાપ્તિ દુર્લભ છે. મહા યત્ને તારા સ્વરૂપનું જ્ઞાન થાય છે. અને જે ખરા દિવ્ય મધુ–મધ–અમૃતસમ આનંદથી ભરેલી ગુફાઓ–જ્ઞાન કે આનંદની સ્થિતિઓ છે તે અમારા માટે તો દુર્લભ છે કહો કે સદા બંધ જ છે. એ ગહન સ્થિતિમાં પહોંચવાને અમને અધિકાર નથી. એવા આ સુષ્ટિલોકો પાસે શો ગુણ હોઈ શકે.

૨૪. પણ આમ તેજ ભરેલાં સ્થાનોમાં, કે ગહન સ્થિતિઓમાં જ તું વસે છે એમ નહિ. પણ જગતના ખૂણાઓમાં, દુઃખીનાં ઘરોમાં, સૂકાએલાં પુષ્પોના ક્યારામાં પણ તારાં કરુણાનાં ગીત ઝરે છે, ઈશ્વર જગતનાં દુઃખ જોઇ રહે છે. અર્થાત્ આ અન્યાય તે સહન નથી કરી શકતો અને મનુષ્યો દ્વારા તે પોતાની આ લાગણીને વ્યક્ત કરે છે. ગીતામાં ભગવાન ભક્તનાં યોગક્ષેમ વહન કરે છે તે. આ ઇશ્વરનો ભરોસો રાખ્યે જ, તેના ઉપરની શ્રદ્ધાથી જ મનુષ્ય પોતાનાં રુદન ગટાડી શકે છે.

૨૫. તારી ભિન્નભિન્ન રૂપે ભમતી મૂર્તિ. ઘડી પાસે આઘે–તદ્દૂરે તદ્વન્તિકે. સરલભાવ—ઈશ્વરનો સંદેશો હંમેશાં સરલ હોય છે. વિશ્વના પ્રદેશમાં પવનથી યે અધિક સ્વચ્છન્દ રીતે ભમતા તારા સ્વરૂપને જેતાં આંખો થાકી જાય છે.

કદી દુઃખે મંદે જગત ભમતી મૂર્તિ વિમલા,
ઘડી પાસે આવે, મુદિત વદતી બોલ સરલા,
ઉડંતી સ્વચ્છન્દે પવનગતિએ વિશ્વભવને,
નયન નિરખી શ્રાન્ત જ બને.

(૨૬) પ્રતાપે તારે રે,
પ્રભાઓની સેરે,
સુને મારે ઘેરે કલકલનિનાદો ઉભરતા,
અને સુકકે હૈયે પ્રણયરસના બોલ ઝરતા,
મુંગી વાણી ખોલી, વચન કરુણામંદ પ્રકટયાં,
ચરણ ડગતા તે સ્થિર બન્યા.

(૨૭) ભરી અંગે લાલી,
મને હાથે ઝાલી,
શિખાવ્યું તેં વ્હાલી! કદમ ભરવા ભૂમિફલકે,
રડંતી આંખો તે હરખથી ભરી આજ મલકે,
કઠોરે આઘાતે, વચન મૃદુથી શિક્ષણ દીધું,
હૃદય મુજને અર્પણ કીધું.

(૨૮) પરોક્ષે પ્રત્યક્ષે,
ધરી પ્રેમે વક્ષે,
કદી શબ્દે દક્ષે જગત અમલે પણ્ડિત કર્યો,
પ્રકાશે ને રાત્રે પ્રણયઅભિસારે તવ ઠર્યો,
ભરોસે તારે હા! અવળી તુજ બાજી સવળી થૈ,
ઘડિકભર ચિંતા મનની ગૈ.

( અપૂર્ણ )

**सुन्दरम्**

---

૨૬ વર્ણનનો વિષય હવે બદલાય છે. અત્યાર સુધી ઈશ્વરની વિશ્વલીલા વર્ણવી હવે આત્મપરત્વે વર્ણન શરૂ થાય છે. ઈશ્વરના પ્રતાપથી મને પોતાને શો લાભ થયો તે જણાવે છે. **ઘેરે**–મારીનાં ઘર, તેમ જ દેહરૂપી ઘર. **સુકકે હૈયે**–પ્રેમ રહિત શુષ્ક દિલ. **મુંગી વાણી**–જ્ઞાન રહિત–ભાષારહિત હતી તે ખૂલી છે. **ડગતા ચરણ**–અસ્થિર ચિત્ત, સંશયાત્મક હૃદય.

૨૭ માતા બાળકને ચાલતાં શીખવે તેમ મને પણ **ભૂમિફલકે**–પૃથ્વીના પટપર પગલાં માંડવાનું શીખવ્યું. મારા પ્રાણહીન શરીરમાં **લાલી**–ઓજસ ભરી આપ્યું. કઠોર આઘાત પણ કર્યા, મીઠાં નરમ વચનોએ પણ મને પ્રેરણા આપી. મારી પાસે હૃદય જ ન હતું તે તેં મારામા પેદા કર્યું. મને પ્રેમ કરતાં શીખવ્યું.

૨૮. **વક્ષે**–છાતી સરસો ધરી–**શબ્દે દક્ષે**–ચતુર વચનોપદેશથી,**જગત અમલે**–વ્યવહારમાં મને માહીતગાર કર્યો. **પ્રકાશે ને રાત્રે**–જ્ઞાન અજ્ઞાનના કે, સુખ દુઃખના સમયે તારા પ્રતિ પ્રણયધરી હું **અભિસારે**–તને મેળવવા માટે નીકળ્યો ત્યારે શાંતિ થઈ. ઈશ્વરપરની શ્રદ્ધાએ મારી બાજી હારતી હારતી બચી ગઈ. છતાં હજી ચિરશાંતિ નથી મળી. આ તો તાત્કાલિક ચિંતા મટી છે.

# ભીલકુમાર એકલવ્ય

## પ્રવેશ પહેલો

[ અર્જુન, ભીમ, દુર્યોધન, કર્ણ વગેરે રમતા રમતા પ્રવેશ કરે છે. ]

અર્જુનઃ ગુરુએ તો સ્પષ્ટ ના જ કહી.

ભીમઃ કોને ના કહી?

અર્જુનઃ કોને શું? પેલો ભીલકુમાર આવ્યો હતો નાં, તેને. અહીં ગુરુજી પાસે ધનુર્વિદ્યા શીખવી હતી. ગુરુજીએ કહ્યું કે તું શુદ્ર છે માટે તને ન શીખવાડાય.

ભીમઃ ( હસે છે ) હા, હા. બસ એ ઠીક કર્યું.

દુર્યોધનઃ રાજકુમારો સાથે એ ભીલનો છોકરો ધનુર્વિદ્યા શીખે?—શીખી શીખીને એ બહુ તો શું કરે?

ભીમઃ અરે, એક બે હરણિયાં મારે. એવાને તે દ્રોણગુરુ ધનુર્વિદ્યા શીખવે?

કર્ણઃ ત્યારે કોને શીખવે?

ભીમઃ કોને શીખવે શું?—જે રાજકુમાર હોય, જે જન્મથી દ્વિજ હોય, જે વંશપરંપરા શુદ્ધ હોય, તેને જ માત્ર દ્રોણગુરુ સામે બેસીને ધનુર્વિદ્યા શીખવાનો અધિકાર છે, બીજાને નહિ.

અર્જુનઃ ( તિરસ્કારથી ) હા સ્તો. ભીલડાં, ને એવા એવા માટે આ રાજવંશી વિદ્યા નથી.

કર્ણઃ ( કરડાઇથી ) ના, નથી. એ વિદ્યા તો તમારે માટે જ છે.

ભીમાર્જુનઃ હા, હા, અમારે માટે જ છે. અમે રાજકુમારો છીએ. રાજકુમાર સાથે ભીલના છોકરાથી ન શીખાય.

કર્ણઃ એક ભીલનો પુત્ર માટે વિદ્યા ન શીખે, અને તમો રાજાના પુત્રો માટે વિદ્યા શીખો એમ? પણ, દ્રોણગુરુ તમારા આશ્રિત છે, દેવી સરસ્વતી નહિ. તમે શીખવશો નહિ, તો પણ એનું હૈયું ફાટીને નીકળેલી ધગશને તમે શી રીતે રોકી શકશો? તમે હસ્તિનાપુરના રાજકુમારો છો, એટલે તમારે શીમાડેથી એને વિદ્યા દીધા વિના પાછો વાળી શક્યા, પણ ચોખૂટ પૃથ્વીમાંથી ગમે ત્યાં ચરીને એ વિદ્યા લાવશે. ત્યારે તમારાં મોઢાં આવડાં થઇ જશે!

અર્જુનઃ પણ ચોખંડ પૃથ્વીમાં ગુરુ દ્રોણના તોલે આવે એવો કોઇ નર પાકયો નથી. ગુરુ દ્રોણની વિદ્યા મેળવનારો શિષ્ય કોઇથી હારે નહિ.

કર્ણઃ પણ અર્જુન! જ્યારે અંતરનાં પડ ભેદીને ઊંડાણમાંથી, પાણીના ધોધ જેવું, જ્ઞાનઝરણું પ્રગટશે ત્યારે તારા એક દ્રોણગુરુ શું, પણ સાતસાત દ્રોણગુરુ ન આપી શકે એટલું એ એકલો ભીલ શીખી જશે. મેં એ ભીલકુમાર જોયો છે.

**અર્જુનઃ** એમાં તેં શું જોયું છે ?

**કર્ણઃ** શું જોયું છે ?—જાણે કોઈ ધ્યેય માટે ઝૂકી રહેલી નિશ્ચળ આંખો ને હિમાલય જેવો અડગ દૃઢાગ્રહ. એ ભીલકુમાર સાધારણ નથી.

**અર્જુનઃ** ભલે અસાધારણ હોય. ગુરુ દ્રોણનો શિષ્ય કોઇથી હારે નહિ.

**ભીમઃ** અરે ! એમાં તે આટલી કડાકૂટ શી કરો છો ? જાને ભાઇ કર્ણ ! તું સૂતપુત્ર છે; અર્જુન સાથે તું નહિ શોભે. તું એની સાથે શીખવા જા.

**કર્ણઃ** ( રોષ દાબી ) હું તો શોભું કે ન શોભું, પણ વિદ્યા જેવી બધાને પવિત્ર કરનારી વસ્તુને, જે લોકો વૈશ્યની પેઠે સાચવી મૂકે છે, તે લોકો સૂતપુત્રથી પણ વધારે હીન છે !

( જાય છે

( દુર્યોધન પણ પાછળ પાછળ જાય છે

**ભીમઃ** આ કર્ણ બહુ જ અભિમાની છે.

**અર્જુનઃ** એને એમ છે કે હું પણ રાજાનો કુંવર છું.

**ભીમઃ** અને આ દુર્યોધન એને ચડાવે છે.

**અર્જુનઃ** કાંઇ નહિ, એમાં આપણે શું છે ?–પણ ચાલો, ગુરુદેવને જ જઇને ભીલ કુમાર એકલવ્યની વાત પૂછીએ.

( બન્ને જાય છે )

## પ્રવેશ ૨ જો

[ માર્ગમા એકલો એકલવ્ય ]

[ એકલવ્ય પ્રવેશ કરે છેઃ એની અડગ, દૃઢનિશ્ચયવાળી, પણ અત્યારે જરાક શોકથી ઘેરાયેલી વિશાળ આંખો, કોઇ ધ્યેય પાછળ જીવન હોમવા જેટલી તૈયારી બતાવી રહી છે. દૂર—દૂર—કોઇ દૂરના પ્રદેશમા પોતાનું ધ્યેય જોતો હોય તેમ તે ધીમે પગલે પ્રવેશ કરે છેઃ તેના હાથમાં તીરકામઠું છે, ડોકમાં માળા છે, ને કાને બે કુંડળ લટકી રહ્યા છે. ]

**એકલવ્યઃ** જંગલ કેટલું સુંદર છે ! હું જ્યારે જ્યારે કાંઇક પણ સુંદર જોઉં છું ત્યારે ત્યારે મને મારી મા સાંભરે છે. જ્યારે છેવટની રજા લીધી ત્યારે તેણે કહ્યુંઃ 'ભાઇ, આપણે શૂદ્ર, આપણો ધર્મ સેવાનો' અને એટલું કહીને, એ રડી પડી. સ્વજનો જેવા ભૂતકાળના દિવસો મને આજે યાદ આવે છે. ( થોડી વાર થોભી જાય છે ). હું શૂદ્રઃ મારો અધિકાર સેવાનો; પણ જે વખતે મારુ અંતર મને સાદ કરી કરીને ક્ષત્રિયધર્મ સ્વીકારવા કહી રહ્યું છે, તે વખતે મારે સાચો ધર્મ કયો માનવો ? પરશુરામ બ્રાહ્મણ થઇને ક્ષત્રિય બન્યા, વિશ્વામિત્ર ક્ષત્રિય થઇને બ્રાહ્મણ બન્યા, તો હું એકલવ્ય શૂદ્ર છું છતાં શા માટે ક્ષત્રિય ન બનું ?...પણ ગુરુ દ્રોણે મને વિદ્યા દેવાની ના કહીઃ ગુરુદેવે કહ્યું કે શૂદ્રને દીધેલી વિદ્યા વાંઝણી રહે. આજ હું, બીજી તો કોની, પણ આવા સુંદર જંગલની સાક્ષીએ પણ લઉં છું કે ગુરુદેવે જે વિદ્યા દેવાની ના પાડી છે, તે જ વિદ્યા, તેમની માનસી મૂર્તિ પાસેથી મારે શીખવી. આવો, આવો, જંગલનાં વૃક્ષો ને જંગલનાં પશુઓ, આવો, તમારા મિત્ર જેવા એકલવ્યને સાથ પૂરાવોઃ અને મને નિર્જન જંગલમાં વિદ્યાનો રસ લેતાં શીખવો.

( જાય છે )

## પ્રવેશ ૩ જો

[ શિકાર કરવા નીકળેલા રાજકુમારોઃ એક કુલેશઃ અને બીજા કેટલાક સાથીઓઃ સૌ શિકારના વેશમા છે ને હાથમાં તીરકામઠાં લઈ પ્રવેશ કરે છે. ]

**ભીમઃ** અર્જુન ! આ તારાં તીરકામઠાં તો બહુ કડાકુટિયાં ભાઇ ! ગદાના જેવી કાંઈ મઝા આવે ? એ...ને એક ફેરવીને દીધી કે ભુક્કા ! બીજી માગે જ નહિ.

**અર્જુનઃ** ધનુર્વિદ્યામાં અનેક પ્રકારની સચોટતા રહેલી છે. જેનું બાણ ખાલી ન જાય એ કાંઈ મોટા ધનુર્ધર ન કહેવાય, પણ જેનું બાણ જેટલું વિંધવું ઘટે તેટલું જ વિંધે-જેનું બાણ છૂટયા પછી પણ, જાણે તેના સ્વામીના અધિકારમાં હોય તેમ વર્તે એ ખરો ધનુર્ધર કહેવાય.

**ભીમઃ** હવે એ તારુ લાંબું લાંબુ ભાષણ જવા દે ! બોલ, આ ઝાડ એક હાથે ઉખેડીને ફેંકી દઉં ?...

**કર્ણઃ** ભીમ બિચારો જાડો અને જાડી બુદ્ધિનો; એને, આ ભાઇ વળી ધનુર્વિદ્યાનું રહસ્ય શીખવવા જાય છે.

**દુર્યોધનઃ** ભીમને ને ધનુર્વિદ્યાને બાર ગાઉનું છેટું ! એનું કામ તો બાવળિયા ઉખેડવાનું ને વડના ટેટા પાડવાનું !

**ભીમઃ** ભાઈ દુર્યોધન ! વડ ઉપરથી ટેટા પાડે એ કોઇક દિવસ, ધડ ઉપરથી માથાં પણ એવી જ રીતે ઉપાડે હો !

**અર્જુનઃ** મોટા મોટા ડુંગરને ઉખેડી મૂકે એટલી સચોટતા ને બળ જેના બાણમાં હોય-

**ભીમઃ** અને એક ઘા ભેગા ભુક્કા કરી નાખે, એવું વજન જેની ગદામાં હોય—

**કર્ણઃ** (પાસે જઇને) તેને ડુંગરાના ભાઇ જેવો કાળમીંઢ પથ્થર જાણવો.

**દુર્યોધનઃ** ગુરુદેવે આજે શું કહ્યું ? લાલિત્ય સિદ્ધ થવું સહેલ નથી.

**અર્જુનઃ** હા, એમ કે, એકલી સચોટતા કે બળ એ ધનુર્વિદ્યાનાં આવશ્યક અંગો નથી, પણ સિદ્ધહસ્ત કરેલું લાલિત્ય એ જ ખરું અંગ છે.

**ભીમઃ** પણ એ લાલિત્ય છે શું ? આપણે તો ભાઇ, કાલે એવો હાથ માર્યો હતો-સાણું ઘીથી તરબોળ લાડુ હોય ત્યારે મારી તો હોજરી ભરાતી જ નથી-કે ગુરુદેવે, લાલિત્ય કે લાઘવ ને ચપળતા ને સુજનતા કે દુર્જનતા વિષે જે કહ્યું તે આ કાને સાંભળ્યું તો ખરું-(કાન દેખાડે છે)-પણ આ કાને નીકળી ગયું ! ( બીજો કાન દેખાડે છે. ) દુર્જનતા વિષે તો આપણો ભાઇ દુર્યોધન ખૂબ જાણે છે.

**દુર્યોધનઃ** દુર્જનતા વિષે ગુરુદેવે એમ કહ્યું કે જેની દાઢ લાડુ જોઇને સળકે એ મોટામાં મોટા દુર્જન !

**ભીમઃ** અને જેની સળકે નહિ તે—

**કર્ણઃ** મોટામાં મોટા સજ્જન !

**ભીમઃ** ના, શ્રદ્ધજન !

**અર્જુનઃ** દુર્યોધન, ભીમ, તમે હમેશાં વાતચિત કરતાં કરતાં વિવાદ ઉપર ઊતરી પડો છો. સાંભળો, લાલિત્ય અભ્યાસ તથા આંતરપ્રેરણાથી જ સિદ્ધ થાય છે. ફૂલની ઉપર ફૂલ જેટલું જ કુમાશ ભરેલું તીર જે મનુષ્ય છોડી શકે તે સિદ્ધહસ્ત કહેવાય.

કર્ણ: આવા સિદ્ધહસ્ત તો તમે થયા હશો, ભાઇ, રાજકુમાર છો નાં, એટલે તમને વિદ્યા વરે.

અર્જુન: વિદ્યા વરે કે ન વરે, પણ ધનુર્વિદ્યામાં ગુરુદેવ જેટલુ કોઈ પારગત નથી. અને લાલિત્ય માત્ર તેમને જ વર્યુ છે.

કર્ણ: અને તમને—તેના શિષ્યને—નહિ ?

અર્જુન: કર્ણ ! તું અદેખાઇ કરે છે; પણ તારા કરતાં, હું વધારે ધનુર્વિદ્યા જાણું છું હો !

કર્ણ: એની હું કયાં ના પાડુ છું ? (કટાક્ષ મારતો હોય તેમ) તારાં બાણ તો ફૂલ જેવાં કુમળાં છે, છોકરાંને પણ ન લાગે.

અર્જુન: છોકરાંને ન લાગે, પણ તારા જેવાનુ તો અભિમાન ઉતારી નાખે

કર્ણ: મારુ ના ? હાસ્તો. તુ તો ગુરુ દ્રોણનો શિષ્ય છે, ને હું તો—કોનો ?—પરશુરામનો—જેનાથી તારા ગુરુદેવ જેવા પણ ધ્રૂજે તેનો—

અર્જુન: મારા ગુરુદેવ તારા જેવાથી તો ધ્રૂજે તેવા નથી. પણ, અરે ભીમ! આપણે વાતો કરતા રહ્યા ને આપણો કૂતરો કયાં ચાલ્યો ગયો ?

ભીમ: કોણ જાણે! પાછળ જ હતો ને ? આડે માર્ગે ચડી ગયો નહિ હોય ?

દુર્યોધન: (કટાક્ષથી) લાલિત્ય દર્શાવો ને !

કર્ણ: (કટાક્ષથી) અને કાં સુજનતા અજમાવો !

ભીમ: (કરડાઇથી) લાલિત્યનો પ્રયોગ હમણાં નથી કરવાનો, ભાઈ દુર્યોધન! એ તો દુર્જનતા ભૂલવવા માટે કરવાનો છે.

અર્જુન: ભીમ ! ચાલ, ચાલ, આપણે કૂતરો શોધી કાઢીએ.

(બન્ને જાય છે)

દુર્યોધન: લાલિત્ય ! એક શબ્દ શીખ્યે જાણે સિદ્ધહસ્ત થઇ ગયા !

કર્ણ: અભિમાનથી ભર્યો છે, બીજુ કાંઇ નથી. પણ ચાલો આપણે પણ કાંઈક શિકાર શોધી કાઢીએ

(જાય છે)

## પ્રવેશ ૪ થો

[ભીમ અને અર્જુન પ્રવેશ કરે છે. બાણોથી ભરેલા મોવાળો, તેમનો કૂતરો એક તરફ ઉભો છે. તે બસવાનો યત્ન કરે છ પણ બસી શકાતુ નથી.]

અર્જુન: (પ્રવેશ કરતાં જ) આહાહા ! આ રહ્યો આપણો કૂતરો.

ભીમ: કયાં છે ?

અર્જુન: આ ઊભો—પણ—(સંભાળથી મોં તપાસે છે પછી ગંભીર થઇને)-ભીમ! આટલામાં કોઇ મહાન ધનુર્ધર રહે છે. આ તે જોયું ?

ભીમ: શું ?

અર્જુન: એણે આ કૂતરાને માત્ર ભસતો જ બંધ કર્યો છે. એનું દરેકે દરેક બાણ —જે તો ખરો—ચપળતાથી આવીને જાણે કૂતરાને જાળવવા બેઠું હોય તેમ ચુપચુપ મોમાં બેસી ગયું છે. (ચમકે છે) હ, જો, સાંભળ—

**ભીમ:** શું માંભળું ?—આવી રીતે કૂતરાનું મોં બંધ કરવા પૂરતું જ બળ વાપરવું—તીરને એટલા જ વેગથી છોડવું–એ તો ભાઇ, આપણને ગમ નથી પડતી. એમ બળ ઉપર સંયમ રાખવાનું આપણને ન આવડે ભાઇ! એમ તે કાંઇ હરઘડીએ તોળી તોળીને બાણ ફેંકવું...

**અર્જુન:** અરે સાંભળ, સાંભળ, જો આ એ ટંકારવ. લાગે છે કે કોઇ મહાન ધનુર્ધર આટલામાં રહે છે—આહાહા! શી ખુબીથી બાણ ફેંક્યાં છે!

**ભીમ:**—ગુરુ દ્રોણ પોતે જ પરીક્ષા લેવા માટે અગાઉથી આવીને બેઠા બેઠા બાણ તો ફેંકતા ન હોય?

**અર્જુન:** આ બાણ ફેંકનારને ધનુર્વિદ્યા વરી છે. જેટલો જોઇએ તેટલો સંયમ જે માણસ હરઘડીએ પોતાના જ્ઞાન કે બળ ઉપર રાખી શકે છે, તે જ ખરો વિદ્વાન ને યોદ્ધો છે. આ બાણ ફેંકનારે વિદ્યાનો રસ માણ્યો છે

**ભીમ:** તું ભલેને કહે, મને તો ગુરુ દ્રોણ લાગે છે. જો સાંભળ આ ટંકારવ.

**અર્જુન:** (ઉતાવળથી) ના, ભાઇ, ના. તુ સાંભળ તો ખરો, આ તો કોઇ ગુરુ દ્રોણના પણ ગુરુ હોય તેમ લાગે છે. આહાહા—શી શીઘ્રતા!–ચાલ તો ખરો, એ મહા ધનુર્ધરને નીરખીએ—એ અવાજ ઉપર જ ચાલો (દિશા બતાવતો) આમથી આવતો લાગે છે.

(બન્ને જાય છે)

## પ્રવેશ ૫ મો

[ એક તરફ દ્રોણની પ્રતિમા છે: બીજી તરફ સતત બાણ છોડતો એકલવ્ય દેખાય છે. ભીમ અને અર્જુન પ્રવેશ કરે છે. એકલવ્ય તેમને જોઇને થંભે છે. ]

**અર્જુન:** ભાઈ, થોભો મા, થોભો માં, હુ તમારી શીઘ્રતા જોઇને ખુશ ખુશ થઇ ગયો છું! તમે જ અમારા કૂતરાનું મોં બાણોથી ભર્યું લાગે છે?

**એકલવ્ય:** હા, પણ તમે કોણ છો? હું કોઇને ખુશ કરવા માટે ધનુર્વિદ્યા શીખતો નથી.

**ભીમ:** મહાપ્રતાપી પાંડુરાજાનો પુત્ર, અને જેના ટંકારવથી આકાશ અને પૃથ્વી ધ્રૂજી ઊઠે છે તે આ અર્જુન–મહાબાણાવળી.

**એકલવ્ય:** સારૂં, એક તરફ? જરા ઊભા રહો. હજી પાશેરામાં પહેલી પૂણી જેવી મારી વિદ્યાને ગુરુદ્રોણના શિષ્ય સમક્ષ મૂકતાં મને લજ્જા આવે છે!

**અર્જુન:** અરે ભીલકુમાર!–આ તમારી પહેલી પૂણી—પણ આ શું? આ કોની પ્રતિમા છે?

**એકલવ્ય:** ગુરુ દ્રોણની, આપણા ગુરુની.

**અર્જુન:** આપણા? તમે ગુરુ દ્રોણના શિષ્ય છો?

**એકલવ્ય:** ગુરુ દ્રોણે મને શિષ્ય તરીકે સ્વીકાર્યો છે. મેં પ્રશ્નો પૂછ્યા છે; એમણે જવાબ વાળ્યા છે. આષાઢની મેઘલી રાત્રિમાં, જલબિંદુને પણ વિંધી નાખવાનો મર્મ મને બતાવ્યો છે. અને કહ્યું છે કે જીવન પૂરૂ થાય છે, વિદ્યા પૂરી થતી નથી.

અર્જુનઃ તમે તો ત્યાં–કેમ, આપણે ત્યાં મળ્યા હતા ને? તમને–શૂદ્રને ગુરુ દ્રોણે વિદ્યા આપવાની ના પાડી, પછી તમે તો ચાલ્યા આવ્યા; અને હવે ગુરુ દ્રોણના શિષ્ય શી રીતે બન્યા?

એકલવ્યઃ (શ્રદ્ધાથી) ગુરુ દ્રોણે જ મને વિદ્યાનું ખરું રહસ્ય શીખવાડ્યું: વિદ્યા જન્મે છે, અપાતી નથી.

અર્જુનઃ (વિષાદથી) એમ?—ત્યારે તમને પણ દ્રોણગુરુ વિદ્યાધ્યયન કરાવે છે?

એકલવ્યઃ (દૃઢ આત્મબળથી) હા.

અર્જુનઃ ગુરુ દ્રોણે શું કહ્યું છે? ધનુર્વિદ્યા સાધ્ય થઇ ક્યારે કહેવાય?

એકલવ્યઃ ઊંઘમાંથી ઊઠીને ફેંકેલું બાણ, મેઘલી જામી હોય તેવી અંધારી રાત્રે પણ આગીઆને વિંધી નાખે ત્યારે.

અર્જુનઃ
ભીમઃ હેં!

એકલવ્યઃ (બોલ્યા વિના બાણ ફેંકવાં શરુ કરે છે) ગુરુદેવ નમોનમઃ–(દ્રોણની પ્રતિમાના ચરણ પાસે પડેલું ફૂલ બાણ ફેંકીને તેના શિર પર ચડાવી દે છે. અર્જુન ભીમ આશ્ચર્યથી એકબીજા સામે જોઇ રહે છે.)

અર્જુનઃ (આશ્ચર્યથી) હવે તમારે શું બાકી રહ્યું છે?

ભીમઃ ગદાની વિદ્યા તો નથી આવડતી નાં?

એકલવ્યઃ હજી તો ઘણું બાકી છે. હું તો માત્ર થાય તેટલો પ્રયત્ન કરું છું–પણ વિદ્યાનો મર્મ–જીવન સમર્પણ કર્યા વિના મળે જ નહિ. ગુરુ દ્રોણ કહે છે કે હજી આ તો બધી છોકરાંને અભ્યાસ કરવાની મજા પડે માટે ગોઠવી કાઢેલી નાની નાની રમતો છે!

અર્જુનઃ
ભીમઃ (એકબીજા સામે આશ્ચર્યથી જૂએ છે. બન્ને સાથે જ બોલી ઊઠે છે) આવજો, આવજો, હસ્તિનાપુર દ્રોણ ગુરુ પાસે નવો પાઠ લેવા આવો ત્યારે ચુપચુપ ચાલ્યા જતા નહિ.

એકલવ્યઃ (હસીને) ગુરુ દ્રોણે મને દરેક પાઠ અને તેનું રહસ્ય લખી મોકલ્યાં છે!

અર્જુનઃ (બોલતાં અવાજ ફાટી જાય છે) હેં!—

(બન્ને જાય છે)

## પ્રવેશ ૬ ઠ્ઠો

સ્થળ જંગલ.

[દ્રોણ અને અર્જુન જંગલમાં ચાલતા ચાલતા]

અર્જુનઃ મેં એને બે વખત પૂછ્યું કે ગુરુ દ્રોણ તને શીખવે છે? અને તેણે બન્ને વખત હા કહી.

દ્રોણઃ હા કહી?

અર્જુનઃ અરે, એ ભીલડે તો એટલે સુધી કહ્યું કે ગુરુ દ્રોણે મને બધું લખી મોકલ્યું છે.

દ્રોણઃ ખોટું બોલ્યો. અંતે શૂદ્ર ને!

અર્જુનઃ પણ ગુરુદેવ! તમે મને કહ્યું છે કે તારા કરતાં મોટો ધનુર્ધર કોઈ ન થાય, અશ્વત્થામા પણ નહિ—તો હવે એ વચન તમારે પાળવાનું છે.

(ચાલતા ચાલતાં બન્ને જરા અટકી જાય છે.)

અર્જુનઃ (કાન દઈને) સાંભળ્યો આ અવાજ?—કેવો અખંડ ચાલ્યો આવે છે!

દ્રોણઃ (કાન દે છે) અવાજ પાણીની માફક સતત ચાલ્યો આવે છે, એ તેં જોયું?—જાણે પોતે ભાથામાંથી તીર લેતો નથી, પણ કોઈ આગળ તીર ધરીને જ ઊભું છે, અને એ તો માત્ર એક પછી એક અખંડ તીરો જ છોડયે જાય છે!

અર્જુનઃ ગુરુદેવ! તે દિવસે તમે કહ્યું કે અભ્યાસથી જ બધું સાધ્ય છે; પણ આ ભીલકુમાર માત્ર અભ્યાસથી જ આટલો કુશળ બની શકે એ તો માન્યામાં નથી આવતું.

દ્રોણઃ (ન સાંભળતા હોય તેમ) અહાહા!—

અર્જુનઃ શું? શું?

દ્રોણઃ કોઈ યોગી ચિત્તના ખૂણાખાંચાની સઘળી બાબતો જેટલી સરળતાથી અને છતાં સંપૂર્ણતાથી સમજી શકે, તેટલી જ સરળતાથી આ ભીલ ધનુર્વિદ્યાની દરેક દરેક બાબત સંપૂર્ણ સમજે છે. ધનુર્વિદ્યાને એણે કલાની જેમ પોતાના માનસિક વિકાસમાં સાધનરૂપ બનાવી છે. એ નર્યો લડવૈયો નથી લાગતો.

અર્જુનઃ એટલે જ તો ગુરુદેવ! હું તમને તેડી આવ્યો. આપણા કરતાં એ ચડી જાય તો આપનું વિદ્યાલય લાજે નાં!

દ્રોણઃ ચાલ, આ જ રસ્તે ત્યાં પહોંચાશે કે?

અર્જુનઃ હા, હા, એ જ રસ્તો.

(બન્ને જાય છે.)

## પ્રવેશ ૭ મો

[ગુરુ દ્રોણ અને અર્જુન દૂરથી એકલવ્યનો સતત અભ્યાસ જોઈ રહ્યા છે]

દ્રોણઃ અર્જુન! આ તો એકલવ્ય છે. મેં એને ધનુર્વિદ્યા શીખવી જ નથી. એણે તને કહ્યું કે મેં શીખવી છે?

અર્જુનઃ હા. એણે તો કહ્યું કે હું ગુરુ દ્રોણનો જ શિષ્ય છું!

દ્રોણઃ મારો શિષ્ય છે! (આશ્ચર્યથી ઊભા ઊભા જુએ છે)

અર્જુનઃ તમે, ગુરુદેવ! મને નથી કહ્યું કે મારી ધનુર્વિદ્યા અનન્ય બની રહેશે?

દ્રોણઃ બની રહી છે!—

અર્જુનઃ પણ— આ— એકલવ્ય—

દ્રોણઃ આ ભીલકુમારને આટલું કોણે શીખવ્યું?—છાનો છાનો સાંભળી તો નહિ ગયો હોય—

અર્જુનઃ વખતે એમ થયું હોય—ગમે તેમ,—આપણે એને પૂછી જોઈએ—

દ્રોણઃ તું અહીં થોભ, હું જાઉં છું.

અર્જુનઃ ગુરુદેવ! પણ મારા કરતાં વધે નહિ હો. હું તો તમારો વહાલો શિષ્ય— અને એ તો ભીલ!

દ્રોણઃ એનો જ હું ઉપાય કરું છું.

(એકલવ્ય પાસે જાય છે)

દ્રોણુ: એકલવ્ય ! મેં તને વિદ્યા ક્યારે શીખવી છે ? હું તારો ગુરુ છું ?

એકલવ્ય: (પ્રેમથી) તમારી માનસી પ્રતિમા મેં પૂજી છે. તમને ગુરુ માનીને મેં અભ્યાસ શરૂ કર્યો છે. તમે હમેશાં હાજર છો એમ માનીને હું શીખ્યો છું.

દ્રોણુ: હું હમેશાં હાજર છું ?

એકલવ્ય: હા. તમારી પ્રતિમાને મેં દર ક્ષણે સવાલો પૂછ્યા છે અને જવાબો મેળવ્યા છે !

દ્રોણુ: અને જવાબો મેળવ્યા છે ?

એકલવ્ય: મેં જ્યારે જ્યારે ભૂલ કરી છે ત્યારે કેવી લાગણીભરી નિશાનીઓથી તમે એ સુધારી છે !

દ્રોણુ: મેં એ સુધારી છે ?

એકલવ્ય: હરઘડીએ ખાલી આકાશમાંથી તમારી 'નિશાની' મને માર્ગદર્શન આપે છે. જાણે તમે ઊભા છો: એટલા જ આગ્રહી અને છતાં પ્રેમભર્યા: એવા જ દૃઢ અને દયાભર્યા: જાણે...

દ્રોણુ: એકલવ્ય ! તેં મારી વિદ્યા છાની રીતે ગ્રહણ કરી છે. ચોરીછુપીને લીધી છે !

એકલવ્ય: હા, ગુરુદેવ ! મેં છાની રીતે ગ્રહણ કરી છે: તમે પણ મને એકાંતમાં છાની રીતે શીખવી છે. જાણે આકાશમાંથી શબ્દરૂપે, ફૂલમાંથી સુગંધરૂપે, પવનમાંથી પ્રતિમારૂપે, સઘળે—તમે જ મને અનેક નિશાનીઓ વડે સમજાવી રહ્યા છો ! (પગમાં પડે છે) (ગદ્‌ગદ્) આપની માનસી પ્રતિમા મેં પૂજી છે. જ્યાં જ્યાં ન આવડયું ત્યાં ત્યાં પ્રતિમા સામે જોયું અને પ્રતિમાએ આંખની ઈશારતથી સઘળું સમજાવ્યું: છતાં ન સમજાયું તો જાણે હાથની નિશાનીથી બતાવ્યું: એમ છતાં ન સમજાયું ત્યારે મારા હૃદયમાં વાંચી શકાય એવા સ્પષ્ટ શબ્દો તમે લખ્યા છે, ગુરુદેવ !—(ફરી પગમાં પડે છે)

દ્રોણુ: આ મારી પ્રતિમા પાસેથી તુ બધુ શીખ્યો ?

એકલવ્ય: આપની માનસીમૂર્તિ—જે મેં અતરમાં સાંગોપાંગ ઉતારી છે—એણે જ મને કહ્યું કે દુનિયામાં ક્યાંય નિરુત્સાહ નથી: નિરુત્સાહ હૃદયમાં છે એણે જ મને કહ્યું કે ક્યાંય નિરાશા નથી: નિરાશા અતરમાં છે. એણે જ મને કહ્યું કે અખંડ અભ્યાસીને અસાધ્ય એવું કાંઈ નથી આપે કહ્યું તે પ્રમાણે જ હું વર્ત્યો છું, ગુરુદેવ !

દ્રોણુ: ત્યારે તું મારો શિષ્ય છે ?

એકલવ્ય: હા, ગુરુદેવ !

દ્રોણુ: તું મારી પાસેથી વિદ્યા શીખ્યો છે ?

એકલવ્ય: આપે મને આપી છે.

દ્રોણુ: (સહસા) ત્યારે ભીલકુમાર ! ગુરુદક્ષિણા લાવ !

એકલવ્ય: (સજળ નેને) બોલો, ગુરુદેવ ! શું આપું ? જીવનપર્યંતની સેવા આપું ? પ્રાણનો ખપ છે તો પ્રાણ આપું ?—શું આપું ?

દ્રોણુ: બીજું કાંઈ નહિ—માત્ર તારા જમણા હાથનો અંગૂઠો—(એકલવ્ય તરત ધરી દે છે)

દ્રોણુ: હાં, હાં—ઓ ભીલકુમાર !

એકલવ્ય: (શાંતિથી) ગુરુદેવ ! બીજું કાંઈ ?—હાથ આપુ ?—

દ્રોણઃ (સજળ નેને) તું ભીલ નથી,: શદ્ર નથી, શ્રદ્ધા છે. મારો શિષ્ય જ સર્વશ્રેષ્ઠ થાય એ અભિમાનમાં મેં સરસ્વતીની માનસી મૂર્તિને કલંક લગાડ્યુંઃ હવે તું મને શાપ દે!

એકલવ્યઃ (હાથ જોડે છે) આપની માનસી મૂર્તિએ ક્યારનો મને આશીર્વાદ દઇ દીધો છે! મારી આટલી નાની ભેટથી જાણે આપનું અંતર હર્યું!—

દ્રોણઃ ભીલ! ભીલકુમાર! તું મને શાપ દે! આટલો નાનો અંગૂઠો જાણે કોઇ મહાભયંકર ઉલ્કાપાતનું બીજ હોય એમ—એમાં પ્રચંડ દાવાગ્નિ હું દેખું છું. તું મને શાપ દે—શાપ દે, એટલે ભવિષ્યના ભયંકર અંધકારમાં હું એકાદ ક્ષણ જોઇ શકું! શાપ દે!—

એકલવ્યઃ (હાથ જોડીને) ગુરુદેવ! આશીર્વાદ આપો આ ડાબો હાથ કહે છે કે ગુરુદેવને પ્રણામ કરીને મને કામમાં લે!

દ્રોણઃ તું માણસ નથી, તું દેવ છે. જા, મારો આશીર્વાદ છે—(લથડતે પગલે પાછા ફરવા માંડે છે. એકલવ્ય તેના ચરણમાં પડે છે, તેના કપાળમાં જમણા હાથના અંગૂઠાનું લોહી ચાંલ્લારૂપે શોભી રહે છે. હાથ જોડીને તે ઊભો છે.)

દ્રોણઃ (પાછા ફરીને જોતાં—ચીસ પાડે છે)—આ—હા—ભી—લ—કુ—મા—ર!

એકલવ્યઃ ગુરુદેવ!—આજ્ઞા.

દ્રોણઃ (બેબાકળા) તારા કપાળમાં આ લોહીનો સ્પષ્ટ લેખ દેખાય છે—

એકલવ્યઃ કે—

દ્રોણઃ વિદ્યાનું આ મિથ્યાભિમાન કુરુકુળનું નિકંદન કરશે—આ—હા—લોહીના અગ્નિ જેવા અક્ષરો આ દેખાય—હજી દેખાય—(તે આંખ આડે હાથ ધરી દે છે-લથડતે પગલે ચાલે છે.)

(જાય છે)

એકલવ્યઃ ગુરુદેવ નમોનમઃ (ડાબે હાથે બાણ ફેંકવાં શરૂ કરે છે.)

દ્રોણઃ (બહાર આવતાં, અર્જુનને નિહાળી રહે છે.) અર્જુન!

અર્જુનઃ કેમ ગુરુદેવ!

દ્રોણઃ ભીલે જમણા હાથનો અંગૂઠો કાપીને ચરણમાં ધરી દીધો.

અર્જુનઃ આહાહા!—બસ હવે થયું નાં? હવે તો હું સર્વશ્રેષ્ઠ—

દ્રોણઃ (ગભીરતાથી) અર્જુન! પેલા આકાશમાં અગ્નિની જ્વાલા જેવા અક્ષરો જો.

અર્જુનઃ (શૂન્ય દૃષ્ટિએ આકાશમાં જુએ છે) કાંઈ નથી!

દ્રોણઃ મને વિશ્વાસઘાતીને સ્પષ્ટ દેખાય છે. કુરુકુલના નિકંદનનું બીજ વવાઇ ગયું છે—જાણે કોઇ મહાભયંકર દાવાનળ જેવા યુદ્ધનો અવાજ દૂર—દૂર—સંભળાય છે!

અર્જુનઃ (વિહ્વળ બની શૂન્ય દૃષ્ટિએ ચારે તરફ જૂએ છે) ગુરુદેવ! અંધકારમાં શબ્દવેધી બાણ ફેંકું?

દ્રોણઃ (ધ્યાન વિના—એક જ સ્થિર દૃષ્ટિએ) અને એ ભયંકર યુદ્ધમાં જાણે હું હણાઈ રહ્યો છું—

અર્જુનઃ (ભયથી) ગુરુદેવ!

દ્રોણઃ (એ જ સ્થિતિમાં) જાણે ભીષ્મ હણાય છે—જાણે હું હણાઉં છું—

અર્જુનઃ (ઉતાવળે) ગુરુદેવ! ગુરુદેવ! તમે ક્યાં છો?—શું બોલો છો? કોને હાથે હણાઓ છો?

દ્રોણઃ (સ્થિરતાથી કાંઈક સ્વસ્થ બનીને) તારે હાથે!—મારું મૃત્યુ જાણે વિશ્વાસઘાતથી થઈ રહ્યું છે.—કોઈ મહાભયંકર અપકીર્તિકર દાવાનલમાં તારે હાથે જ મારું મૃત્યુ થશે—એટલે—પાંડવોને હાથે.

અર્જુનઃ મારે હાથે? ગુરુદેવ! હું?

દ્રોણઃ (એકદમ સ્વસ્થ બનતાં) ચાલો, હવે ચાલો, મોડું થાય છે. કોઈ ભયંકર દાવાનળ જેવા યુદ્ધમાં આ વિશ્વાસઘાતનો બદલો મળો, અને મૃત્યુથી આ ડાઘ ધોવાઈ જાઓ.

અર્જુનઃ ગુરુદેવ! ભીલકુમાર કરતાં આપણે શ્રેષ્ઠ થયા એ કેમ ભૂલો છો?

દ્રોણઃ ચાલ ભાઈ ચાલ, હવે હસ્તિનાપુર પહોંચી જઈએ. તું મોટો યોદ્ધો હશે, પણ તું ખરો યોદ્ધો નથી. એકલવ્ય તો એકલવીર જ છે અને રહેશે. તું બહુ બહુ તો મહત્ત્વાકાંક્ષી યોદ્ધો છે; એ પુરુષોત્તમ છે.

(જય છ)

ધૂમકેતુ

# ચરવડા

જીવનનાં મૃદુ મીઠાં ઝરણાં પ્રતિપળ જ્યાં સુકાયે,
આશા મ્લાન વદન જ્યાં રોતી ધરા ધખે નિત હાયે—
એવી ભીતરની કથની—
પૂછો નહિ ભાઇ અને ભગિની !

પાપો લીલાં[1] ચોકી કરતાં ઊભાં નિશદિન દ્વારે,
માનવભાવ થીજે ત્યાં સર્વે–ખીલે કુકર્મો ફાલે
બાળે · ભડભડતી ઝાળે
જુલમની ભઠ્ઠી કાયાને !

એ નરકે તપ તપવા વિચરે કુમકુમ પગલે કોડે,
દેશસેવિકા કોમલઅંગી આજે થોકે થોકે !—
વિલોકે નેણુ અધમ તેને—
દીઠેલી રવિએ નહિ જેને !

વ્હાલભર્યા કર કો માડીના ગુંથતા નિત જે વેણી,
વણ હોળેલી વીખરાતી તે—આજ વીંખે લટ તેની
અધમ કો દુષ્ટા અપમાને,
અકથ દઇ ગાળ પ્રતિ વ્હાણે !

દેવપૂજાનાં કુસુમો ચૂંટતાં અંગુલી લાલ બને જે,
રુધિર ટપકતી કાંટાળાં તે કાથા મૂંજ વણે છે !
રક્તની અંજલિઓ દેતી
સલૂણી આશભરી રે'તી !

ધરતીનું એ દોઝખ જોવા કડણુ કરી ઉર પળજો:
સતી એ મરુભૂમિમાં ત્યાં દૂર થકી નીરખજો.
વીર કંઇ ભારતી–જાયાની
વ્યથાઓ મૂંગી ને છાની !

પગની હુંટી ખુલ્લી ન જેની ઝુલ્ફાં મગરૂર શીરે,
વણ વસ્ત્રા[2] ને મૂંડેલા તે ખેંચે ધીર અધીરે
કારમી ચક્કીઓ ભારે,
પ્રતિપળ જળતા તૂંકારે !

---

૧. પાપો લીલાં=વોર્ડર. જેઓમાં કેદીઓ ઉપર દેખરેખ રાખવા માટે ગુનેગાર વોર્ડરોને રાખવામાં આવે છે. આવા વોર્ડરોમાંથી ઘણાના હાથ ખૂનથી રંગાએલા હોય છે, અને કોઈ ને કોઇ ભયંકર નૈતિક ગુનો તો લગભગ દરેકને નામે ચડયો હોય છે.

૨. માત્ર લંગોટભેર જ ચક્કી પીસવાની હોય છે. મુંડનક્રિયા ફરજિયાત રીતે દર માસે કરાવવી પડે છે,

## પ્રસ્થાન

છાતી દુઃખે, તૂટે અંગો, , જ્વરથી કાયા કંપે,
અંગુલિથી છો લોહી ટપકે—ચક્કી ઘડી ન થંભે!
સડોસડ સોળ ઊઠે અંગે—
ભીંજતો લોટ રુધિર રંગે!

ઉષા ખીલે, મભ સંગીત રેલે, રંગની હેલી જામે[3],
"ચક્કી પીસો!" "ચક્કી પીસો!" એ શબ્દે તે લય પામે!
ચક્કીના ઘોર મહીં ઊંડે—
વ્યથાઓ અંતરની ખૂંદે!

હાકે જેની ધરણી ધ્રૂજે, ઉડતા જે વણ પાંખે,
વીર્ય અતુલ જે કર દાખવતા, તેજ ઝરે જે આંખે—
વહે તે વીર નરક ખાંધે,
દીન સમ વેણુ કટુ સાંખે!

ઘરડી આંખે કર ધ્રૂજન્તો માંડી ને જે જોતા,
લાકડી ટેકે હીંડે એવા વળી ગયેલા ડોસા
સતત ત્યાં શિર ભારા વ્હેતા,
ઠોકરે પડતા અથડાતા!

ઘોમ ધખ્યો મધ્યાહ્ન તપે છો કણ્ઠે પ્રાણ સુકાયે,
લાલ ટપકતાં બિન્દુ વિણ નહિ જળનું નામ જણાયે!
કાળમીંઢ પથ્થર તે ફોડે!
સળગતી નભ ચાદર ઓઢે!

કાયા કળતી, આંખો બળતી, નભ ચડતું ચગડોળે,
તૂટી પડે છો અંગો હેઠાં—ધરતી લેશે ખોળે!—
સહોદર હોય ભલે સાથે—
સળગતો સૂરજકર માથે![4]

અકળાશો મા: ઉરભેદક એ વીર કથા હજી બાકી—
રાષ્ટ્રવીરનો શોણિત-રંગ્યો ગળફાંસો ત્યાં કારી
નીરખજો વણ કંપિત નેને,
ભરી ઉર શહીદને ઘેને!

---

૩. યરવડામાં આજુબાજુની ઊંચી નીચી શિખરાવલિ અને આકાશ અનેક વખત ઉષા અને સન્ધ્યાના રંગોએ વિરલ સૌંદર્યથી શોભતા હોય છે; પણ અમાનુષી અત્યાચારો આગળ એ બધાં રાતમાંઇ ફીકા પડી જતાં હોય એમ લાગે છે.

૪. સગો ભાઈ બેભાન થઇ પડે તો પણ પોતાનું કામ છોડી તેને મદદ કરવા નહિ દોડાય. એવી મદદને સહેજે તેમની ભાષામાં કોઈ ફ્રૂટ વોર્ડર "ફીતુરી" તરીકે ઓળખાવી શકે. એટલે બેભાન થએલાની સંભાળ કુદરત જ લે. દુઃખનાં કપાળે સૂરજ જ હાથ ફેરવે!

એવી શહીદીના વણ સૂક્યા અક્ષર[૫] ત્યાં જઈ ખાંતે,
ઉકેલજે ધડકન્તે હૈયે, એકલડા એકાન્તે !
ચૂમજે પગલાં તે શોધી !
ધૂળ તે સધરજે મોંઘી !

ચાર જનેતાના લાડીલા ચાર સલુણા જાયા,
તરુણ અરુણ શા તેજ ભરેલા મૂકી ગયા અહીં કાયા !—
ખીલતાં કુસુમો કરમાયાં—
રાષ્ટ્રને ચરણે હોમાયાં !

સ્વજનો કેરી વસમી છેલ્લી વિદાય કો વર્ણવશે ?
કણ્ઠ વિંટાયા કર બે નાજુક પીંછી કઈ ચીતરશે ?
સુણતાં પથ્થર પણ દ્રવશે !
નીરખતાં વિશ્વ બધું રડશે !

તિમિર-પીછોડી હેઠળ ત્યાં તે કર્મ સમાપ્યું કાળું !
નિઃશ્વાસે છાનાં નવ રે'તાં દ્વારે લટક્યું તાળું !
ધરાનું અન્તર ચીરાયું—
ઉષ્ણ ત્યાં લોહી રેડાયું !

એ શહીદોને કર્ણે કો'એ "રામ" મંત્ર નહિ ફૂંક્યો
માર્ગ બતાવા એને કો'એ ઘૃત દીપક નહિ મૂક્યો.
ન કો'એ પિણ્ડ કરે દીધો,
વિસામો ક્હીંએ નવ કીધો !

એ વીરોનાં વ્હાલાં કેરાં ઊના આંસુ ટ્હોજે !
શેષ ભસ્મ ને અસ્થિ ઉપર ચણજે મંદિર, રોજે !
ભસ્મને ગંગોદક પાજે !
વીરના જશ ઉજ્જ્વલ ગાજે !

*

એવી ભીતર કેરી કથની—સુણતાં હૈયાં તૂટે !
તો ય નહિ ત્યાં થોડા પૂર શા ધસતાં વ્હેણો ખૂટે—
ટેકીલી હિન્દી જનતાનાં,
જુલમને વમળે ઘુમરાતાં !

એવા એ સૌ રાષ્ટ્રવીરની કોઈ દયા નહિ ખાશો—
હૈયે આગ ઊઠે તો જઈને સાથી બની કર સ્હાશો !—
રોકજે અધવચ નીસાસો !
વીરને સાચ જ દીલાસો !

ઝી.

---

[૫] શોલાપુર માર્શલ લૉના શહીદોની કરુણ કથા

# ગોળમેજી પરિષદ

**બ્રિટિશોનું માનસિક દેવાળું**

જ્યારે ઇંગ્લંડમાં હિંદની અશાન્તિ અને ગોળમેજી પરિષદ વિષે ખૂબ ચર્ચા ચાલી રહી છે ત્યારે સર હેન્રિ ડૉબ્સ નામના લેખકે પ્રશ્ન પૂછ્યો છે કે શું બ્રિટિશ પ્રજાએ શાસનદક્ષતા અથવા હાથ નીચેની પ્રજાઓના પર રાજ્યહકુમત ચલાવવાની દક્ષતા ખોઇ છે? જે પ્રજાએ ફ્રેન્ચ સરકારની સર્વોપરિ સત્તા સ્વીકારે છે, તેમાં બળવો જાગ્યો નથી પણ હિંદુસ્તાન, ઇરાક, પેલેસ્ટાઇન, લંકા તથા બ્રહ્મદેશમાં પુષ્કળ અશાંતિ છે. એ લેખક માને છે કે ફ્રેન્ચ લોકો પ્રજાની જોડે હળી જઇને મિત્રાચારી રાખે છે; અને અંગ્રેજ લોકો પોતાની ક્લબોમાં ટેનીસ, ગૉલ્ફ અને બ્રિજમાં ફુરસદનો સમય ગાળે છે અને પ્રજાથી અતડા અને અળગા રહે છે. ઘણે અંશે આ વાત ખરી છે, અને તેમાં એટલો વધારો કરવાની જરૂર છે, કે આ અતડાપણું છેલ્લાં પચાસ વર્ષમાં ઘણું વધી ગયું છે. ત્યાર પહેલાંના અંગ્રેજો હિંદી પ્રજા સાથે મીઠો સંબંધ રાખતા હતા, અને પ્રજાની ઉન્નતિમાં સક્રિય ( અને કેટલેક અંશે ) પ્રમાણિક ભાગ લેતા હતા.

× × ×

જો આપણે ઊંડા ઊતરીએ તો તેનું કારણ સમજાઇ જશે. સુએઝ કનાલ ખોદાઇ અને ઇંગ્લંડ અને હિંદુસ્તાન વચ્ચેનું અંતર ઓછું થયું ત્યારથી અંગ્રેજોને હિંદુસ્તાનની પ્રજામાં માત્ર પેટ ભરવા સિવાયનો બીજો રસ રહ્યો નથી. આજથી પચાસ સો વર્ષ પહેલાં અંગ્રેજો ફારસી, ઉર્દૂ, હિંદી અને સંસ્કૃત તથા પ્રાકૃત ભાષાઓનો અભ્યાસ કરી ગ્રંથો લખતા હતા તેમાં પણ ઘટાડો થયો, અને હિંદી પ્રજાને અંગ્રેજી સાહિત્ય, સામાજિક સંસ્કારો, રીતભાત, કળાઓ માટે પણ મોહ અને અભિમાન હતાં તેમાં ઘણો ઘટાડો થયો. હિંદી પ્રજાએ જોઇ લીધું કે ડુંગર દૂરથી જેટલો રળિયામણો દેખાય છે તેટલો સુંદર નથી અને ‘ ઘરકી મુર્ગી ’ માત્ર ‘ દાળ બરાબર ’ નથી.

એક બીજી બાબત પણ વિચારવા જેવી છે. રૅમ્સે મૅકડૉનલ્ડનાં ભાષણોમાં ઉચ્ચ આશય, આદર્શવાદ અને હૃદયની લાગણીના ઉદ્ગારો સંભળાતા હતા, પણ બ્રિટિશ પ્રતિનિધિઓમાંથી બીજી કોઇ પણ વ્યક્તિએ એ પ્રકારની છાપ પાડી નથી. વાત ખરી છે કે ગોળમેજી પરિષદ એ કાંઇ વિવાદમંડળની સભા નહોતી. તેની સાથેસાથે ભૂતકાળના માણસો તથા પ્રસંગો વિષે આપણે ઉચ્ચ અભિપ્રાય બાંધીએ છીએ એવો મનુષ્યસ્વભાવ છે, તે છતાં આ પરિષદની કાર્યવાહી તપાસતાં એવી છાપ મન પર પડે છે અને અંગ્રેજી પ્રજામાં સત્ત્વગુણ ઓછો થઇ ગયો છે, એની ખાતરી થાય છે.

× × ×

મનુષ્ય માત્ર કોઇ કોઇ વાર ભૂલ કરે છે અને જ્યારે તે ભૂલનું ભાન થાય ત્યારે તેને પ્રમાણિકપણે સુધારી લેવાનો પ્રયાસ થાય તો તેનાં પરિણામ માઠાં ન આવે. બ્રિટિશ

**ભૂલોની પરંપરા**

સરકાર એટલી અભિમાની થઈ ગઇ છે કે તે પોતાની ભૂલ જોઇ શકતી નથી, અથવા જુએ છે તો તેને ભૂલ તરીકે સ્વીકારવા રાજી નથી. હિંદી પ્રજાને વધારે રાજકીય હક્કો આપવાની જરૂર છે કે કેમ, અને જો હોય તો કયા અને કેટલા હક્કો આપવા તેનો નિર્ણય કરવા માટે કન્ઝર્વેટિવ સરકારે સાઇમન કમિશન નીમ્યું અને તેમાં પ્રજાની માગણી હોવા છતાં એક પણ હિંદીને ન રાખ્યો, એ ભારે ભયંકર ભૂલ થઇ ગઇ. એ ભૂલને સહેલાઇથી સુધારી લેવાત, પણ સરકારને પ્રતિષ્ઠાનું ભૂત નડયું હશે તેથી તે ભૂલ ચોખ્ખા હૃદયથી સુધારી નહિ. આ એક ભૂલને લીધે અને તેનો પશ્ચાત્તાપ ન કરતાં તેને થીંગડાં મારવા માટે જે જે ઉપાયો લેવામાં આવ્યા તેનાથી હિંદી પ્રજા વધારે ને વધારે નાખુશ થઇ અને અંતે લાહોરની મહાસભાએ સ્વતંત્રતા તથા પૂર્ણ સ્વરાજનો ઠરાવ પસાર કર્યો.

× × ×

સાઇમન કમિશને, હિંદી સરકારે સુધારાની જે સૂચનાઓ મોકલી છે તેમાં તથા ગોળમેજી પરિષદમાં હવે ભવિષ્યમાં વધારે હક્કો ક્યારે આપવા, એ પ્રશ્નને ઉતાવળથી ઉડાવી દીધો છે, અને તેનું કારણ પણ સ્પષ્ટ છે. દરરોજ દસ વાગે ખાવાની ટેવ પડી હોય અથવા રાત્રે દસ વાગે સૂઇ જવાની ટેવ પડી હોય તો દસ વાગે ત્યારે જરૂર ભૂખ લાગે અથવા ઊંઘ આવે. મૉન્ટેગ્યુના સુધારામાં અંગ્રેજ મુત્સદ્દીઓએ એક કલમ ઘૂસવા દીધી કે દસ વર્ષ પછી નવા વધારાના સુધારાઓ અને હક્કો આપવા માટે કમિશન નીમવું. હિંદી પ્રજાએ આ કમિશન માટે ઉતાવળ કરવા માંડી અને હિંદી સરકારે તેને મોડું નીમીને બે ત્રણ વર્ષ આગળ ધકેલવાનો છાનો પ્રયાસ કર્યો. બારડોલીમાં ગાંધીજીએ લડત મોકુફ રાખી અને જેલમાં ગયા અને ત્યારપછી મહાસભાની ઘણી શક્તિ ધારાસભામાં જવા ન–જવાની ચર્ચામાં વેડફાઈ ગઇ. મુલ્કી નોકરોએ (સિવિલ સર્વિસ) પ્રજાનાં કુસંપ અને નબળાઇનો લાભ લીધો. હિંદુમુસ્લીમો વચ્ચે તોફાન પણ થયાં, અને જ્યાં મન ઊંચાં થયાં હોય ત્યાં અણવિશ્વાસ તો હોય જ. એટલે મુસ્લીમોએ પોતાના હક્કો અને સંસ્કૃતિ જળવાઈ રહે તે માટે જે માગણીઓ કરી તેને લીધે વિખવાદ વધ્યો અને બન્ને પ્રજા વચ્ચેનો એખલાસ ઓછો થતો ગયો. આ કુસંપનો લાભ લઇને કન્ઝર્વેટિવ સરકારે એટલે બર્કનહેડ જેવા હૃદયશૂન્ય માણસોએ હિંદી પ્રજામતને ઠોકરે મારીને માત્ર બ્રિટિશ પ્રજાજનોનું કમિશન નીમ્યું. મહાસભાએ તેનો બહિષ્કાર કર્યો તેમાં તો નવાઇ જેવું નથી, પણ જે પક્ષને વિનીત કહેવામાં આવે છે તેમની ભિક્ષાવૃત્તિ હોવા છતાં તેમણે પણ આ અસહકારમાં ઝુકાવ્યું.

બ્રિટિશ સરકારે તેમ જ વિદેશી હિંદી સરકારે જો ડહાપણ વાપરીને થોડા હિંદીઓને કમિશનમાં લઇ લીધા હોત તો આ તદ્દન બગડેલી બાજી સુધારી શકાત; કોઇ બિચારા શાસ્ત્રી, મિત્ર, સપ્રુ જેવા નરમ પોચાઓને લીધા હોત તો પણ ચાલત; પણ 'વિનાશકાળે વિપરીત બુદ્ધિ' હોય એટલે એવી સમાધાની ક્યાંથી થાય? જ્યારે ભિક્ષુક વર્ગે બહુ થનથનાટ કર્યો ત્યારે હિંદી પ્રતિનિધિઓનું એક સલાહકાર મંડળ નીમ્યું. આ બધી બાબત બહુ જૂની અને અર્થ વિનાની હોય એવું આજે લાગે છે, પણ જે હિંદીઓમાં સ્વમાન થોડું હતું તેવા માણસોએ આ મંડળમાં ભાગ લીધો. વિનીત કહેવાતા માણસોએ અને તેમનાથી ઊતરતી પંક્તિના સ્વાર્થસાધકોએ (પોતાનો સ્વાર્થ હોય કે પોતાની કોમનો) દરેક દેશમાં પ્રજાને

દગો દીધો છે અને પ્રજાનું બળ તોડયું છે. તે પ્રમાણે આપણે ત્યાં પણ થયું. કમિશનના બહિષ્કારને લીધે યુવકોમાં ખૂબ જાગૃતિ આવી અને મહાસભામાં તેમ જ ધારાસભાઓમાં, ( તેમાં ખાસ કરીને હિંદી ધારાસભામાં ) સરકાર સામે સખત વિરોધ જાગ્યો.

× × ×

યુરોપના મહાભારત યુદ્ધ વખતે અંગ્રેજોએ પોતાને અનુકૂળ હકીકતનો પ્રચાર કરવાની અને પ્રતિકૂળ હકીકત દબાવી દેવાની કળા, કે હુન્નર, કે યુક્તિ ખૂબ ખીલવી હતી. આ યુક્તિનો ઉપયોગ કરીને ખરીખોટી હકીકતો આખા યુરોપ, અમેરિકા, એશિયા વગેરે ખંડોમાં ભારે ખર્ચના ભોગે ફેલાવી અને સાઇમન કમિશનના કામ વિષે બણગાં ફૂક્યાં. તેની સાથે સાથે હિંદી પ્રજા કેટલી બધી કુસંપી, નાલાયક અને પછાત છે તે બાબતનું ‘ જ્ઞાન ’ લેખો અને ભાષણોદ્વારા યુરોપ–અમેરિકામાં ફેલાવ્યું. આ પ્રકાશનમાં અંગ્રેજોની દુષ્ટતા સહજ જણાઇ આવતી હતી તેની અસર તદ્દન જુદી જ થઇ અને જ્યારે સવિનય-ભંગની લડત શરૂ થઇ ત્યારે દેશવિદેશના લોકો આ લડત જોવાને માટે આવ્યા. અને હિંદી પ્રજાની અહિંસાત્મક લડતથી આશ્ચર્યચકિત થઇ ગયા. ખાડો ખોદે તે પડે તેમ હિંદી સરકાર જૂઠી ઠરી અને તેના પ્રકાશનખાતાની ખરી કિંમત અંકાઇ ગઇ.

સાઇમનનો રિપોર્ટ મુએલો અવતર્યો, તેમાં વળી માથું પહેલું નીકળવાને બદલે લૂલા પગ જેવું પહેલું પ્રાસ્તાવિક પુસ્તક નીકળ્યું, એટલે બધી આશા ઊડી ગઇ. એ મુએલું કવખતનું કમજાત બચ્ચું જીવે છે અને મોટું થશે તથા તેમાંથી ભવિષ્યના સુધારા નીકળશે એવી બ્રિટિશ તથા હિંદી સરકારની ખોટી આશાઓને આખી દુનિયાએ હસી કાઢી. બિચારા સાઇમનને ગોળમેજી પરિષદમાં પણ ન લીધો અને બ્રિટિશ લીબરલોએ હિંદી પ્રતિનિધિઓને ખાણું આપ્યું તેમાં પણ તેનાથી હાજર ન રહેવાયું

અને-જે હિંદી જોહુકુરોની કમિટી નીમાઇ હતી તેને એવા એવા ફટકા પડયા હતા, એવાં માનભંગ થયાં હતાં અને માંહ્યમાંહ્ય મતભેદો પણ થયા હતા કે તેનો રિપોર્ટ પણ કચરાપેટીમાં પડયો.

આપણી હિંદી મહાસભાએ પણ જે રિપોર્ટ તૈયાર કરાવ્યો હતો, જેમાં પંડિત મોતીલાલ નહેરૂએ અજબ કાર્યદક્ષતા બતાવી હતી તે રિપોર્ટ પણ બાજુએ રહ્યો એટલી બધી પ્રગતિ હિંદી વાતાવરણમાં થઇ હતી. યુવકોએ સ્વતંત્રતા માટે ઝુંબેશ ઉપાડીને સાંસ્થાનિક સ્વરાજને ( ડુમિનિયન સ્ટેટસ) એક બાજુએ ફેંકી દીધું ૧૯૨૯ આખરે દેશના મુખ્ય નેતાઓ હાલના ભલા ગણાતા વાઇસરૉયને મળ્યા અને તેમના તરફથી સંતોષકારક જવાબ ન મળ્યો એટલે મહાસભાએ પૂર્ણ સ્વરાજના ધ્યેયને સ્વીકારી લીધું. ત્યારપછીનો ઇતિહાસ ઘણો તાજો છે તે છતાં ટૂંકામાં તપાસી જોઇશું.

× × ×

**પ્રચંડ શક્તિ**

" સાંસ્થાનિક સ્વરાજ્ય " એ શબ્દોથી હિંદી સરકાર તેમજ બ્રિટિશ સરકાર અભડાતી હતી, આજ સુધી અભડાય છે. સવિનય કાયદાભંગની લડત શરૂ થઇ અને આખો દેશ સળગી ઊઠયો. મહાસભા પક્ષના હિંદીઓ ગોળમેજી પરિષદમાં જાય નહિ તો પછી બીજા કોઇએ જવાનું ન જ હોય. આજે મૅકડૉનલ્ડ પણ કૉન્ગ્રેસને ‘ એ મહાન મોટો’ પક્ષ કહે છે. મોટો છે એટલું જ નહિ પણ તેના સાથ સિવાય બધી યોજનાઓ જમીનદોસ્ત થઇ જાય એમ છે. જો હિંદી પ્રજાજનોમાં

આજે પણ પૂરતી આત્મશ્રદ્ધા હોય, પૂરતું સ્વમાન હોય, દેશભક્તિ હોય તો મહાસભાના ફરમાનની વિરુદ્ધ કોઈ પણ ન જાય પણ હજી ઘણાયે કહેવાતા વિનીતો, કોમીવાદીઓ અને સ્વાર્થસાધકો એવા છે કે ગમે તેટલું અપમાન થયા પછી પણ એક સીસોટીનું આમંત્રણ મળે તો ગોરી સરકાર પાસે પૂંછડી પટપટાવતા દોડી જાય છે. આપણા દેશની આટલી નબળાઇ કબૂલ કરવી જોઇએ. કોઇ પણ હિંસક અગર અહિંસક બળવાની અંદર પ્રજાની સોએ સો ટકા વસ્તી જોડાઇ જાય એવું કોઇ પણ દેશમાં બન્યું નથી; આપણા દેશમાં પણ એવી ખોટી આશા કોઇ ન રાખે; પણ દેશે જે નિર્ધાર કર્યો તેની વિરુદ્ધ જનારની સંખ્યા દિન પર દિન ઓછી થવી જ જોઇએ. છેલ્લા બાર મહિનામાં એ કેટલી ઓછી થઇ છે તે આપણે જોઇ શકયા છીએ. સમાધાની થાય તો તેવા માણસોની સંખ્યા વધે પણ ખરી; પણ જેમ જેમ લડત વધારે ઉગ્ર થતી જાય છે, તેમ તેમ તે સંખ્યા ઓછી થશે અને તે પક્ષમાંથી દેશપ્રેમી વ્યક્તિઓ ઓછી થશે. આજે એમ ન કહેવાય કે નરમપક્ષના માણસોમાં દેશપ્રેમ નથી. તેમનામાં દેશને માટે લાગણી છે પણ હિંમત નથી તેમને પોતાની શક્તિનું ભાન નથી, દેશની શક્તિ વિષે અશ્રદ્ધા છે. આ લડતમાં જેમ બિકાનેરના મહારાજાની આંખો આઝાદ મેદાનનો લાઠીમાર જોઇને ખુલી ગઇ, તેમ આ બધાની આંખો બરાબર ખુલી નથી. તેમને વિદેશી સરકાર વિના સ્વરાજ ચલાવવાની આપણી શક્તિ વિષે શકા છે. એ લોકો સમજી શકતા નથી, કે નાનાં છોકરાંઓને ચાલવાના પ્રયત્નોથી ચાલતાં આવડે છે, બીજા કોઇ પણ સાધનથી નહિ. સ્વરાજ્ય ચલાવીને રાજ્ય ચલાવવાની કુશળતા આવશે, ન્યાયવૃત્તિ આવશે, સ્વાર્થત્યાગ આવશે.

આ ભિક્ષુક વૃત્તિ અને અણ–આત્મવિશ્વાસની ચર્ચા સાથે સાથે એટલું પણ કહેવાની જરૂર છે, કે જે પ્રજાએ ગુલામી સ્થિતિ ભોગવ્યા પછી ગુલામી વૃત્તિનો પૂરો ત્યાગ નથી કર્યો તે શંકાશીલ હોવાનો સંભવ છે. સામા માણસને માટે એક ગ્રહ બધાઈ જાય અને તેનામાં કોઇ દિવસ ઉદારતા, માણસાઇ, અથવા ન્યાયવૃત્તિ અને સત્યનો ઉદય નહિ જ થાય એવું માની લેવું એ પણ મોટી ભૂલ છે. ન્યાયને ખાતર કે સમય સમજી લઇને પોતાનો સ્વાર્થ સાચવવા માટે સામો પક્ષ પોતાનો વિરોધ છોડી દે એ બનવા જોગ છે. કલાઇવના દેશબંધુઓ પાસેથી તમે ન્યાયની કે સત્યની આશા કેમ જ રાખો, એ દલીલમાં બહુ વજૂદ નથી. એ આપણી માનસિક અનુદારતા બતાવી આપે છે. તેથી વિવેકબુદ્ધિથી અને વખતે વધારા પડતી ઉદારતા અથવા ભોળપણનો આક્ષેપ વહોરી લઇને પણ, વિરોધી પક્ષ જોડે કામ લેવાની નીતિ સારી ગણાય.

× × ×

ઇંગ્લંડમાં સીસોટી વાગી એટલે ગોળમેજી પરિષદમાં જવા માટે આ નબળા લોકોમાં પડાપડી શરૂ થઇ. વિનીત કહેવાતા પક્ષે પોતાના બચાવ માટે ગાંધીજી તેમજ નહેરુ પડિતજીઓ સાથે મસલત ચલાવી. આવી મસલતથી મહાસભાવાદીઓ હદપાર હઠીલા છે એવી દલીલ સરકાર કરશે તેનું ભાન તેમને ન રહ્યું. મસલત કરવાનું કાંઈ જ બીજું પ્રયોજન નહોતું; વાઇસરૉયે જરાયે નમતું મૂકયું નહોતું, જરાયે વધારે આશા આપી નહોતી. સ્લોકોમ્બ જેવા કોઈ માણસો ગાંધીજીને ચાંપી જોવા માટે આવ્યા તેમની ખાતરી થઈ, [illegible] એટલે દેશની માગણી સત્ય છે, તે માગણીની પાછળ માર ખાવાની અને મરવાની તૈયારી છે; તે છતાં આ નબળા માણસો ઇગ્લંડ સીધાવ્યા. જો આવે પ્રસગે [illegible] ધીરજ

રાખીને દુઃખ સહન કરે, અથવા જે પ્રેક્ષક માત્ર છે તે અધીરાઇ વિના ખેલ જોયા કરે તો પણ આપણી બધી માગણીઓનો સ્વીકાર થાય અને તેમ ન થાય તો લડવૈયા ખપી જાય–પણ આવી લડતમાં બીકણ, નમાલા, નાહિંમત માણસો શાણા અને વિચારશીલ હોવાનો ઢોંગ કરીને વચમાં ઝંપલાવે છે તે દેશને નુકસાન કરે છે. આ ઢોંગ પોતાની નબળાઇને લીધે કરવો પડે છે એ તે વ્યક્તિઓ સમજે છે; પણ અપવાદરૂપ એવા પણ માણસો હશે કે જેમની પ્રમાણિક પણ ભૂલભરેલી માન્યતા એવી હોય કે તેમણે તોડ આણવા માટે માગણીઓમાં છુટછાટ મૂકવી. ઇશ્વર આવા માણસોથી પ્રજાને બચાવે એટલું જ આપણે કહીશું.

× × ×

ગોળમેજી પરિષદના બધા સભ્યો એકઠા થાય ત્યાર પહેલાં એક બનાવ બન્યો તે અંગ્રેજી પ્રજાના કલ્પી ન શકાય એવા અજ્ઞાનનું માપ બતાવે છે. આપણા સેંકડો, બલ્કે હજારો હિંદી વિદ્યાર્થીઓ ઇન્ગ્લીશ, બીજી યુરોપીય અને અમેરિકન યુનિવર્સિટીઓમાં પસાર થાય છે. તેમાંના ઘણાયે સ્થાનિક હરીફોથી ચઢિયાતા પણ નીવડ્યા છે તે છતાં એક મિજલસમાં મધ્યપ્રાંતના એક વખતના કામચલાઉ ગવર્નરને પ્રશ્ન પૂછવામાં આવેલો કે તમારામાંથી કોઇને અંગ્રેજી ભાષા આવડે છે? એમ ધારો કે આ હકીકતમાં અતિશયોક્તિ હોય, ધારો કે એક માણસના અજ્ઞાનને આપણે સર્વસામાન્ય ન માની લેવું જોઇએ; પણ જે હિંદીઓ અનેકવાર ઇંગ્લંડ જઇ આવ્યા છે, જેમને અંગ્રેજો સાથે વર્ષોનો પરિચય છે, તે કહી શકશે કે હિંદી પ્રજાની કેળવણી, તેમની સસ્કૃતિ, તેમનું કળાકૌશલ્ય, રાજકારણ વગેરે ક્ષેત્રોમાં તેમની આધુનિક પ્રગતિ, તેમના આદર્શો અને આકાંક્ષાઓ વિષે અંગ્રેજ પ્રજા બહુ જ અજ્ઞાન છે. જે લોકો મજલિસે ખાસ અને મજલિસે આમમાં રહીને બ્રિટિશ પ્રજાનો રાજ્યવહીવટ કરે છે અને જે લોકો ત્યાંના રાજકીય પક્ષોનાં દૈનિક પત્રો ચલાવી રહ્યા છે તેમને હિંદી પ્રશ્નોનો વિચાર કરવાની ફુરસદ નથી, વૃત્તિ નથી અને દરકાર નથી; અને તેને પરિણામે જે થોડા માણસો હિંદમાં નોકરી કરી ગયા છે, મુલ્કી નોકરીમાં કે ગવર્નર તરીકે, તે સર્વજ્ઞ અને નિષ્ણાત ગણાય છે; અને તેમના જૂનાપુરાણા, અપ્રગતિવાન વિચારો બધા ખરા તરીકે સ્વીકારી લે છે. મજલિસે આમ કે ખાસમાં હિંદી વહીવટને વિષે વાર્ષિક ચર્ચા થાય છે તેનું પોકળ એ ટીકાને સમર્થન આપશે.

આપણે હિંદુસ્તાન દેશમાં ગમે તેટલા ગરમ થઇએ, ઠરાવો પસાર કરીએ, ગાળો ભાંડીએ, નાના સત્યાગ્રહો કરીએ, જેલમાં જઇએ, બૉંબ ફેંકીએ, ફાંસીએ ચઢીએ પણ તેની ઝાઝી ખબર ઇંગ્લંડમાં પડતી નથી. જે થોડા લોકો હિંદી પ્રજાના હિતને માટે સહાનુભૂતિ બતાવે છે તેમનો ત્યાં હિસાબ પૂછાતો નથી; સાચી હકીકત સંભળાવવા માટે પત્રિકાઓ મોકલો તે વચાતી નથી; અને સભાઓ ભરો તેમાં જવાબદાર રાજકીય પુરુષો આવતા નથી. મિસિસ ઍની બીસેંટને ઇંગ્લંડ ઓળખે છે, (જો કે તેમની ખ્યાતિ હવે જૂની થઇ ગઇ છે) તે છતાં તેમનો અવાજ પણ કોઈ સાંભળવા તૈયાર ન હતું, અને તેથી પોતાનાથી બનતો પ્રયાસ કરીને તેમણે છેવટે કહી દીધું કે આ અંગ્રેજ પ્રજા પાસેથી હિંદી પ્રજાને ન્યાય મળવાની આશા તેમણે છોડી છે.

આવા ભયંકર નિરાશાજનક વાતાવરણની અંદર ગોળમેજી પરિષદ શરૂ થઇ. વાઇસરૉય

અને મુખ્ય પ્રધાન (પ્રિમિયર) ગોળગોળ ભાષામાં મીઠા શબ્દોમાં આશા આપી રહ્યા હતા, અને તેમનો વાંક પણ કેમ કઢાય? આપણે વાંક તો જરૂર કાઢીએ પણ બિચારાઓની સ્થિતિ બરાબર સમજી લેવી જોઇએ. મજૂર પક્ષની સરકાર પોતાની બહુમતિ પર જીવતી નથી. કન્ઝર્વેટિવ અને લીબરલ પક્ષો એકઠા થાય તો એક સેકંડની અંદર એ સરકારને હાંકી મૂકે. હિંદી પ્રગતિના દુશ્મન થઇને જે બેઠા છે એવાની સોનેરી ટોળી 'મૉર્નિંગ પોસ્ટ' પેપરદ્વારા તોફાન મચાવી રહી હતી કે ડુમિનિયન સ્ટેટસ જેવા શબ્દ વાપરીને ખોટી આશા ઉત્પન્ન કરવી નહિ. ગાંધીજીને સાબરમતી આશ્રમમાંથી નીકળવા દીધા, લગભગ ચોવીસ દિવસ સુધી તેમને આગ સળગાવવાની છૂટ આપી, મીઠાના કાયદાનો ખુલ્લો ભંગ કરવા દીધો અને ત્યારપછી સામુદાયિક કાયદાભંગનો ઉપદેશ આપવા દીધોઃ તેને માટે ઇંગ્લંડમાં પ્રચંડ વિરોધ જાગ્યો અને અંતે ગાંધીજીને પણ પકડવા પડ્યા. ગાંધીજીને પકડવાને લીધે કોઇ કૂતરુ ભસ્યું કે નહિ તે આપણે જાણતા નથી—કૂતરાંઓને પણ અહિંસા ધર્મનો ચેપ લાગ્યો હોય એ બનવા જોગ છે—પણ હિંદી પ્રજાએ આખા દેશની જેલો તો ભરી કાઢી અને એક પછી બીજો કાયદો લઇને તેનો ભંગ કરવાની અખૂટ પરંપરા ચાલી રાખી. સરકાર પૂરેપુરી ગભરાઇ ગઇ પણ પ્રતિષ્ઠા અને જબરદસ્તીનાં ભૂત કાંઇ જતાં રહે છે? મિયાં પડ્યા પણ ટંગડી તો હવામાં ઊંચી રાખી!

જેને ધન્યવાદ આપવો ઘટે છે તેને તે આપવો જ જોઇએ. બ્રિટિશ સરકારે જે ઉસ્તાદી વાપરીને પરિષદને માટે રાજમહેલ અપાવ્યો અને બ્રિટિશ રાજા પાસે પરિષદની શરૂઆત કરાવી તેને શાબાશી આપવી જોઇએ. અંગ્રેજ લોકોને તેમના રાજા પ્રત્યે જે માન અને ભક્તિ છે તેનો ખ્યાલ કોઈ પણ અમેરિકન, ફ્રેન્ચ, જર્મન, રશિયન કે કોઇ પણ અબ્રિટિશ માણસને આવી શકતો નથી. એમાં દંભ કે ઢોંગ નથી. રાજા લગભગ સત્તાહીન છે, એમ કહીએ તો ચાલે કે તે શોભાનો ગાંઠિયો છે, તે છતાં પ્રજાને તેના તરફ ભક્તિભાવ છે. રાજા કે રાણી રાજમહેલમાંથી બહાર નીકળવાનાં હોય ત્યારે હજારો લોકો રસ્તામાં હારબંધ કલાકો સુધી ઊભા રહે છે. રાજાનાં છોકરાંઓને પણ તેવું જ માન મળે છે, નાનાં બાળક છોકરાંઓ જાહેર બાગમાં જતાં હોય તો પ્રજાજનો તેની આસપાસ વહાલથી વીંટળાઇ જાય છે. આખા યુરોપમાં કોઇ સત્તાવાન રાજા રહ્યો નથી તે છતાં ઇંગ્લંડમાં કૉમ્યુનિઝમનું જોર જામતું નથી, તેને કચડી નાખવા માટે બધા પક્ષો એકઠા થઇ જાય છે. મજૂર પક્ષના લગભગ બધા સભ્યો રાજાની સંસ્થા નાબૂદ કરવાની સામે છે. હવે, આ પરિષદમાં રાજાને બોલાવ્યા અને રાજમહેલનો ઉપયોગ કરીને આખી પ્રજાનું લક્ષ તેની કાર્યવાહી તરફ દોરવાની હોંશિયારી મજૂર સરકારે વાપરી એ નિઃશક છે; અને પછીથી જે જે કામ થયું તે બ્રિટિશ પેપરોએ વિગતવાર છાપ્યું અને તે વિષે ચર્ચા જગાડી એ અત્યંત ઉપયોગી કામ થયું. જે પ્રજાને હિંદી વસ્તુસ્થિતિનું ભાન નહોતું, જેને હિંદી પ્રજાની માગણીઓ વિષે નહિ જેવું જ્ઞાન હતું તેના મન ખૂલ્યાં, અને વખતે હૃદય પણ ખૂલ્યાં એમ કહી શકાય. ગોળમેજી પરિષદમાંથી સાંસ્થાનિક સ્વરાજ્ય મેળવીએ કે નહિ, કાંઇ પણ મહત્ત્વના થોડા સુધારા મળે કે નહિ તોપણ આ એક મહત્ત્વનો ફાયદો થયો કે બ્રિટિશ પ્રજાએ હિંદી માગણીઓ સાંભળી લીધી.

કેલિડોસ્કોપ નામનું એક રમકડું આવે છે તેમાં માત્ર બે ત્રણ કાચની પટ્ટીઓ અને

થોડા કાચના કકડા હોય છે અને જ્યારે જોવાના કાણામાં નજર નાખીએ ત્યારે અંદર જુદા જુદા રંગના જુદા જુદા આકારની કૃતિઓ જણાય છે. જરા ફેરવીએ એટલે કાચનો ખુણો બદલાઇ જાય અને જુદા રંગ અને જુદા આકાર જણાય. આ પરિષદમાં કાંઇ કાંઇ રંગો અને આકારો, સંગતો અને વિરોધો જોવામાં આવ્યા અને તે છતાં કહેવું જોઇએ કે મુસ્લીમોની હઠ બાદ કરીએ તો એકંદરે એ આમંત્રિત સભ્યોએ સાંસ્થાનિક સ્વરાજ્યની માગણી માટે થોડો જ મતભેદ પ્રદર્શિત કર્યો હતો.

પરિષદના રંગ

જ્યારે શ્રી. તેજબહાદુર સપ્રુએ સાંસ્થાનિક સ્વરાજ્યની માગણી રજૂ કરી અને તેને એક પછી એક ટેકા મળ્યા, અને સમવાયી (ફેડરલ) પ્રકારના બંધારણ માટે રાજાઓએ સહાનુભૂતિ બતાવી ત્યારે વાતાવરણમાંથી બધું ધૂમસ ઊડી ગયું અને પૂર્ણ પ્રકાશિત સૂરજનું તેજ બધે ફેલાઈ રહ્યું. ભિક્ષુક વર્ગના મોં અતિ આનંદથી ફસાઇ ગયાં.

ઘણુંકરીને બંગભંગની પહેલાં વાઇસરોય કર્ઝને યુનિવર્સિટિના પદવીદાન સમારંભમાં એક ટીકા કરી હતી કે હિંદુ શાસ્ત્રમાં મર્યાદિત સત્ય પાળવાનું કહ્યું છે. સાચું બોલવું, પણ મીઠું સાચું બોલવું. આ ટીકાથી આખુ બંગાળા અને વખતે આખું હિંદુસ્તાન ગુસ્સાથી લાલચોળ થઈ ગયું. કેટલાક માણસોને ઇશ્વરે એવી બક્ષીસ આપી હોય છે કે તેમનાથી નગ્ન સત્ય બોલાઇ જાય છે, અને તે તદ્દન કવખતે. આ પ્રમાણે બ્રિટિશ રાજકારભાર મંડળના તોફાની છોકરા (એનું વય તો ૫૦-૬૦ નું હશે) ચર્ચીલે બૉમ્બ ગોળો ફેંક્યો અને કહી દીધું કે પાર્લમેન્ટનો કોઇ પણ સભ્ય સાંસ્થાનિક સ્વરાજ્ય તો શું પણ આર્થિક સ્વતંત્રતા, હિંદી વડી ધારાસભામાં પૂર્ણ જવાબદાર રાજતંત્ર, લશ્કરી અને મુલ્કી ખાતાનો વહીવટ વગેરે આપવાને તૈયાર નથી. આવી ઢાલ સૂર્યની આગળ ધરી દીધી અને દુનિયામાં અંધકાર પ્રસરી રહ્યો. લઘુમતી કોમોના રક્ષણ અને અધિકાર માટે કાંઇ કાંઇ ખેલો રમાયા અને બીજું કાંઇ નહિ તો બ્રિટિશ પાર્લમેન્ટ અથવા ખાસ નિષ્ણાત પુરૂષોના કમિશનથી આ બાબતનો નિર્ણય કરવાનો વિચાર ચાલતો હતો તેવામાં મહમદ ઇકબાલે વાયવ્ય હિંદમાં મુસ્લીમ સંસ્થાન સ્થાપવાનો એક બૉમ્બ ફોડયો. રાજામહારાજાઓએ ફેડરલ પદ્ધતિ રજૂ કરી હતી તેનો સ્વીકાર થયો એટલે તે ખુબ આનંદમાં હતા કારણકે એ યોજનામાં ઇલાકાઓ તેમજ રાજ્યોને સ્થાનિક સ્વતંત્રતા મળે છે, પણ એટલામાં રામચંદ્રરાવે રાજ્યોની પ્રજાના રક્ષણ માટે શરતો રજૂ કરી, અને દખલગીરી શરૂ થઇ.

અંગ્રેજ પ્રજા. પણ ઘણી ખુશ હતી. 'માન્ચેસ્ટર ગાર્ડીઅન' વિચારશીલ અને પ્રગતિવાળું ગણાય છે પણ તેનાથી પણ એમ લખાઇ ગયું કે હવે સ્વાતંત્ર્યવાદી કૉંગ્રેસવાળાઓનો ભય રહ્યો નથી. વડી ધારાસભામાં ⅓ મત મુસ્લીમોના હોય, ⅓ રાજાઓના હોય તો માત્ર ⅓ માંથી થોડા મત કૉંગ્રેસવાળાઓના હશે એટલે એ પક્ષ અપંગ થઇ જશે.

મુસ્લીમો તેમજ લઘુ વસ્તીવાળી કોમો પોતાના હકો માટે રક્ષણ માગે તેમાં જરાયે નવાઇ જેવું નથી. પણ એ પ્રશ્નને આપણે ત્યાં ખોટું મહત્ત્વ આપવામાં આવે છે. એ પ્રશ્ન તો દરેક દેશમાં ઊભો થાય છે. રશિયાના નવા પ્રજાસત્તાક રાજ્યમાં અનેક ધર્મ પાળતી સેંકડો કોમોનો સમાવેશ થાય છે. રશિયાની વસ્તી હિંદુસ્તાન કરતાં ઓછી છે પણ પ્રદેશવિસ્તાર ઘણો વધારે છે અને ત્યાંની કોમી વિવિધતા આપણા કરતાં ઓછી નહિ પણ વધારે છે. ખરી વાત તો એ છે કે લઘુ કોમોનું બહાનું બતાવીને વાંદરો બન્ને બીલાડીઓને લઢાવી રાખવા ઇચ્છે છે અને બન્નેના રોટલામાંથી ટુકડા ખાયા કરવાનો તેનો

ઇરાદો છે. ઘણાયે હિંદુઓ ગાંધીજીની સાથે સંમત થાય છે કે અગ્રેજ પ્રજા આપણા કારભારમાં હાથ રાખે તેના કરતાં તો બધી સત્તા મુસ્લીમોને સોંપી દેવામાં ફાયદો છે કારણ કે અંતે તે હિંદી માટીમાથી બનેલા છે, તેમને આ દેશમાં રહેવું છે અને હરહમેશ હિંદુ, પારસી વગેરે કોમો સાથે વ્યવહાર અને વેપાર કરવાનો છે. તેની સાથે સાથે એ પણ ચોખ્ખુ સમજી લેવાનું છે કે મહમદ શફી કે ઝીણા જેવા માણસો હિંદી મુસલમાનોના પ્રતિનિધિ નથી. મુસ્લીમ પક્ષના જુવાનિયા હિંદી સ્વાતંત્ર્યને અગ્રસ્થાન આપે છે અને હાલમાં મુસ્લીમો રાજકીય ચળવળથી અલગ રહ્યા છે અને પરિષદમાં પોતાની જૂની પુરાણી ચૌદ માગણીઓને બાઝી રહ્યા છે તે કોઇ પણ નવજુવાનને પસંદ નથી. આ મુસ્લીમ પક્ષના પ્રમુખ તરીકે આગાખાન ઝળકી ઊઠયા હતા સિડનહામ અને ઓડ્વાયર જેવા માણસો હિંદીઓમાં ફાટફુટ કરાવવા માટે જે પ્રપચ રચી રહ્યા છે તેમના હાથમાં ઘણાએ માણસો નાચે છે આગાખાન હિંદુસ્તાનમાં રહેતા નથી, કોઈ જાતની જવાબદારી ઉઠાવતા નથી, દેશને માટે શો ભોગ આપે છે તે આપણે જાણતા નથી, પોતાની કોમ માટે ચાલતા કામને જરૂર મદદ કરતા હશે પણ તેમની મોટી પ્રતિષ્ઠાનો ગેરઉપયોગ પક્ષાપક્ષી અને કોમી'સ્વાર્થ સાધવામાં થાય તો તે ઇષ્ટ નથી. પણ આગેવાન વિનાના મુસ્લીમ પક્ષે તેમની સરદારી સ્વીકારી લીધી હતી. એકદરે એમ કહ્યા વિના નથી ચાલતું કે આ પક્ષે ઉચ્ચ આદર્શ કે દેશને માટે છુટછાટ મૂકવાની ઉદારતા બતાવી નથી. પ્રેમથી સામા પક્ષનો પ્રેમ-ભાવ મેળવી શકાય છે તેવી વર્તણૂક મુસ્લીમ પક્ષની હતી કે કેમ એ મોટો પ્રશ્ન છે. જ્યારે લગભગ બધી માગણીઓનો સ્વીકાર થયો અને પછી રાજાઓએ જોડાવાની માગણી સ્વીકારી એટલે તરત મુસ્લીમોએ વધુ માગણીઓ કરી, અને છેવટે એટલે સુધી કહ્યું કે રાજાઓ જોડાય એ શકય તેમજ ઇષ્ટ નથી. અમારી બધી માગણીઓનો સ્વીકાર નહિ થાય તો અમે સામે પડીશું.

જ્યારે હિંદુ મુસ્લીમ પ્રશ્નનો ગૂંચવાડો આવી રીતે વધી રહ્યો હતો ત્યારે મુસ્લીમ લીગના પ્રમુખસ્થાનેથી સર મહમદ ઇકબાલે મુસ્લીમ ઇલાકાની અથવા મુસ્લીમ રાજની યોજના રજૂ કરી. આ યોજના ઘણા મુસ્લીમોના અંતરમાં રમી રહી

**હિંદી અલ્સ્ટર**

હતી પણ કોઇ તેને જાહેર કરતુ નહોતું યોજના એવી છે કે સિંધ, બલુચિસ્તાન, વાયવ્ય સરહદ અને પજાબ: આ ચાર પ્રદેશોને એકઠા કરીને તેનું જુદુ રાજ્ય સ્થાપવુ. અગ્રેજી ભાષામાં 'પ્રૉવિન્સ' શબ્દ વાપર્યો છે જેને આપણે 'ઇલાકો' કહીએ છીએ; પણ એ અર્થ બધબેસતો નથી. પંજાબ એકલો ઇલાકો કહેવાય છે તેથી 'રાજ્ય' શબ્દ વધારે બધબેસતો છે અને એ યોજના યુરોપિયન મુત્સદ્દીઓએ કૉન્ગ્રેસવાદીઓને ફટકો મારવા માટે સૂચવી હોય એવુ અનુમાન કરવામાં આવે છે.

જે કવિએ "સારે જહાંસે અચ્છા હિંદોસ્તાં હમારા" ગાયું તેણે એ જ દેશનું ખૂન કરવાની યોજના મૂકી છે. આયર્લૅન્ડમાં જેમ બે રાજ્ય સ્થાપીને કલેશકકાસનાં બીજ રોપવાની દુષ્ટ મુત્સદ્દીગીરી થઇ તે પ્રમાણે "હિંદોસ્તાં" ને હમેશને માટે અપંગ કરવાનો આ પ્રયાસ છે. કાબૂલ આગળ જે સરહદ છે તે દિલ્હીની પાસે આવશે પણ સરહદ તો રહેવાની જ, અને સરહદી અશાંતિના પ્રશ્નનો પૂરો નિકાલ થઇ જતો નથી જે લોકો મુસ્લીમ પ્રવૃત્તિ તરફ અણવિશ્વાસ રાખે છે એટલે જેમના મન પર એવી છાપ પડી છે કે

હિંદી મુસ્લીમો બહારના મુસ્લીમો જોડે જોડાઈ જઇને હિંદુઓને ગળી જવા માગે છે તેમની દલીલ એવી છે કે આજે અફઘાનિસ્તાનને બંદર મળ્યું નથી. જો આ નવું મુસ્લીમ રાજ્ય સ્થપાય તો અફઘાનિસ્તાનની જોડે એકઠાં થઇ જઇને એક બહુ મોટું મુસ્લીમ રાજ્ય પેદા કરી શકાય અને તેને મુંબઈને ટક્કર મારે એવું કરાચીનું બંદર પણ મળે. અફઘાનિસ્તાન આજે બંદર વિનાનું છે, અને તેને બંદર મળે એટલે લડવાની સામગ્રી એકઠી કરવાની પુષ્કળ સગવડ મળે. અણવિશ્વાસથી ઉત્પન્ન થયેલી કલ્પનાને મર્યાદા હોતી નથી, તેથી આવાં પૅન-ઇસ્લામીક રાજ્યથી હિંદુ પ્રજાને એક હજાર ને એક દુઃખો ખમવાં પડે એવી ખરી ખોટી દલીલો રજૂ થઇ શકે.

વાત ખરી છે કે સિંધ છૂટું પડવાનું છે, પછી તે પંજાબમાં ભળી જાય કે કેમ તે નક્કી થયું નથી. વાયવ્ય સરહદનો છૂટો ઇલાકો થવાનો છે. હિંદુઓની વસ્તી આ ચારે પ્રાંતમાં નીચે પ્રમાણે છેઃ—

| | | |
|---|---|---|
| પંજાબ | ૩૨ ટકા | ૬૬ લાખ |
| સિંધ | ૨૫ ,, | ૮ ,, |
| વાયવ્ય ઇલાકો | ૬ ,, | ૧½ ,, |
| બલુચિસ્તાન | ૯½ ,, | ૩૮ હજાર |
| નવા મુસ્લીમ રાજ્યમાં | | |
| ૨½ કરોડની વસ્તીમાં | ૩૦ ટકા | ૭૫ લાખ |

હવે આંકડાથી એટલું જણાય છે કે પંજાબમાં મુસ્લીમો ૫૫ ટકા છે અને નવા રાજ્યમાં તેમની બહુમતી વધી જાય, પણ તેમાં બિન-મુસ્લીમોને લઘુમતીના હક્કો મળે એટલે આ યોજના કેવળ મતની દૃષ્ટિથી ફેંકી દેવા જેવી નથી. પણ માત્ર ધાર્મિક ભેદના કારણને લીધે એક નવો ઇલાકો અથવા છૂટું રાજ્ય સ્થાપીને હિંદુસ્તાન પર હમેશની ઝઝૂમતી તલવાર લટકાવવી એ ઇષ્ટ નથી. આપણે હિંદી સંસ્કૃતિને ઘડવા બેઠા છીએ. હિંદી સંસ્કૃતિ તે હિંદુ મહાસભાના સનાતની ધૂની સભ્યો ઇચ્છે છે તેવી 'હિંદુ' નહિ હોય; હિંદી સંસ્કૃતિ તે ઇસ્લામી આદર્શો માનથી ભરેલી નહિ હોય; હિંદુ, મુસ્લીમ, હિંદી, પારસી, ખ્રિસ્તી, શીખ, યાહુદી, જૈન, તેમજ અનેક વિદેશી કોમોની સંસ્કૃતિઓના સમન્વયથી પ્રેરિત હશે. જે સ્થાપિત ધર્મો છે— જીવતા, અડધા મુએલા, કે છેલ્લો શ્વાસ લેતા—તેમાં નવો પ્રાણ, નવી જુવાની આવવાની નથી મિયાં મહમદઅલીનાં સ્વપ્નો ભૂલ ભરેલાં હતાં, અને મહાદેવ મદન મોહન માલવિયા કે ભાઇ પરમાનંદનાં સ્વપ્નો ફળીભૂત થવાનાં નથી. આજનો મુસ્લીમ ભલે "હમારી સંસ્કૃતિ"ની બૂમો મારે, જુવાન મુસ્લીમ ખરે રસ્તે ચઢી ગયો છે અને જુવાન હિંદુ પણ ખરે રસ્તે ચઢી ગયો છે. એ બન્નેને ખોટી હરીફાઈ, અદેખાઇ અને કલેશ માટે ધિક્કાર છે. તેમને હિંદી સંસ્કૃતિમાં પૂરી શ્રદ્ધા છે.

**અસમાનતા**

હિંદુ સમાજને મોટો કાળો ચાંલ્લો, આખું કપાળ ભરી નાંખે એવો, અસ્પૃશ્યતાનો છે, એ વિષે અન્ય સ્થળે ચર્ચા કરીશું. પણ નવા હિંદી બંધારણમાં અસ્પૃશ્ય ગણાતી પ્રજાના રક્ષણ માટે પૂરતી વ્યવસ્થા થવી જોઇએ અને જરૂર થશે. લંડનની પરિષદમાં આંબેડકર વગેરે ભાઇઓએ ખેસૂરો અવાજ કાઢ્યો નહોતો એ બીના અવશ્ય નોંધવી જોઇએ.

"અમને કોઈ અડકશો નહિ; અમે હિંદી સરકારથી સ્વતંત્ર છીએ; અમે બ્રિટિશ તાજની સાથે કોલકરારો અને સનદોથી બંધાયલા છીએ, અને તેમાં લગભગ સરખા ભાગીદાર અથવા સાથી છીએ, અમે બ્રિટિશ તાજને અત્યંત વફાદાર છીએ; અમારે હિંદી સરકાર સાથે સંબંધ નથી, હિંદી ચળવળ સાથે લેવા દેવા નથી, હિંદી રાજકીય પ્રગતિ માટે દરકાર નથી; અમારા રાજવહીવટમાં કોઈ જરાયે હાથ નાખે તે અમે સહન કરીશું નહિ; માત્ર બ્રિટિશ તાજ તરફથી ગવર્નર જનરલ સાથે અમારો સંબંધ છે; કોઈ પણ હિંદી નેતા અમારી સાથે ચર્ચા કરવા લાયક નથી" એવી એવી દલીલ રાજાઓની હતી. "અમને ભયંકર અન્યાય થઇ રહ્યો છે; પોસ્ટ, ટેલીગ્રાફ, કસ્ટમ્સ, મીઠાંનો કર વગેરે સેંકડો બાબતોમાં અમને ભાગ મળવો જોઇએ તે મળતો નથી" આવું કાંઇક વલણ દેશી રાજાઓનું હતું. બટલર કમિટિ માટે તૈયારી કરી તેમાં સર લેસ્લી સ્કૉટ જેવા માણસોનો અભિપ્રાય લેવામાં રાજાઓ લાખો રૂપિયાના ખર્ચમાં પડી ગયા અને પરિણામ લગભગ શૂન્ય આવ્યું. બટલર કમિટિનો રિપોર્ટ તેના ભાઈ સાઇમનના રિપોર્ટની માફક ઓચરે પડ્યો. રાજ્યોના દીવાનો, સલાહકારો, મંત્રીઓ અને લુંટારાઓ તેમની સાથે ઈંગ્લંડ ગયા હતા. પોતાના રાજવહીવટમાં જરાયે દખલગીરી ન થાય તેટલા માટે સમવાયી એટલે ફેડરલ પદ્ધતિથી હિંદી રાજવહીવટ કરવાની તેમની માગણી હતી. શ્રીનિવાસ શાસ્ત્રી જેવા રાજપુરુષોને એ પદ્ધતિમાં વિશ્વાસ નહોતો કારણકે આ દેશનું સત્યાનાશ તડો, ન્યાતો, વાડાઓ અને પરસ્પર અદેખાઇને લીધે થયું છે. જો સમસ્ત દેશને માટે એક મધ્યસ્થ જબરી સત્તાવાન સંસ્થા ન હોય તો પ્રાંતો છૂટા પડવાનો પ્રયત્ન કરે તે બીકને લીધે ફેડરેશનનો પ્રયોગ અવહેવારુ લાગતો હતો. પણ જ્યારે રાજાઓએ માગણી કરી કે તેમને સ્થાનિક સ્વતંત્રતા મળે તો હિંદી પ્રાંતોને પણ મળવું જ જોઇએ, અને હિંદી પ્રજાને વડી સભામાં જવાબદારી મળે તો તેમની સાથે રાજ્યો જોડાવા તૈયાર છે, ત્યારે હિંદી પ્રતિનિધિઓએ તેમજ બ્રિટિશ પ્રતિનિધિઓએ તે બાબત ઉપાડી લેવાનું ઠરાવ્યું. હિંદી પ્રજાજનોએ દલીલ કરી કે હિંદમાં જવાબદાર લોકશાસન સ્થપાશે માટે રાજ્યોમાં પણ જવાબદાર રાજતંત્ર હોવું જોઇએ ત્યારે તે પ્રકારની વ્યવસ્થા પોતપોતાનાં રાજ્યોમાં દાખલ કરવાની રાજાઓએ કબુલાત આપી. આવી શરતે સમવાયી (ફેડરલ) પદ્ધતિનો સ્વીકાર થયો છે.

**દેશી રાજ્યો**

દેશી રાજ્યોની પ્રજા તરફથી રામચંદ્ર રાવે પ્રજાના રક્ષણ માટે હક્કોની માગણી કરી છે અને બ્રિટિશ રાજતંત્ર તથા દેશી રાજ્યો વચ્ચે તકરાર ઊઠે તેનો નિકાલ કરવા માટે એક વડી સુપ્રીમ કોર્ટ સ્થાપવાની યોજના પણ મૂકી છે. એ પ્રાથમિક હક્કો નીચે પ્રમાણે છે અને તેવા જ હક્કો હિંદી પ્રજા માટે પણ આવી જશે.

(૧) જાનમાલનું રક્ષણ, (૨) ધર્મ અને વિચારની છૂટ, (૩) જાહેર સભા તથા મંડળોમાં મળવાની છૂટ, (૪) કાયદાની દૃષ્ટિએ સર્વ નાગરિકોની સમાનતા, (૫) કાયદેસર ફરમાન વિના રોકવાની મનાઇ (હેબિયસ કૉર્પસ) અને કાયદેસર ન્યાય, (૬) ન્યાતજાત ધર્મના ભેદ સિવાય નોકરી તથા વેપારના હક્ક, (૭) આર્થિક સ્થિતિ સુધારવા માટે મંડળો કાઢવાનો હક્ક, (૮) દરેક નાગરિકને શસ્ત્ર રાખવાનો હક્ક, (૯) પ્રાથમિક કેળવણી મફત મળવાનો હક્ક, (૧૦) પુરુષના જેવા સ્ત્રીઓને હક્ક અને (૧૧) જાહેર કૂવા, રસ્તા, જગ્યા, સંસ્થાઓના વપરાશ કે ભોગવટાનો હક્ક.

ગોળમેજી પરિષદે દશ અઠવાડિયાની જાહેર તેમજ ખાનગી ચર્ચાઓથી શું નક્કી કર્યું, શું મેળવ્યું અને હવે હિંદી પ્રજાએ શું કરવાનું છે તે બાબતનો હવે વિચાર કરવાનો રહ્યો.

**પરિણામ**

આ પરિષદના ફળની બાબતમાં ત્રણ અભિપ્રાય નોંધવા જેવા છે –(૧) મુખ્ય પ્રધાન મૅકડૉનલ્ડ અને બ્રિટીશ નેતાઓનો, (૨) પરિષદના હિંદી પ્રજાજનોનો, તેમજ હિંદી વિનીતોનો, અને છેવટે (૩) મહાસભાવાળાઓનો નહિ પણ મહાસભા પક્ષના સામાન્ય ( man-in-the-street ) સભ્યોનો

(૧) (ક) મૅકડૉનલ્ડે સ્પષ્ટ ભાષામાં કહ્યું છે કે અમે હિંદી રાજ્યબંધારણનો ખરડો નક્કી કરવા માટે એકઠા થયા નહોતા, પણ તેના મુખ્ય સિદ્ધાંતો અને સાધનોનો વિચાર કરવા માટે મળ્યા હતા એટલે નવા મકાનનો પ્લૅન નક્કી થયો છે એમ પણ નથી પણ તેમાં કયા પ્રકારની કેટલી જોગવાઇ હોવી જોઇએ તેનો ' કામચલાઉ ' નિર્ણય કર્યો છે

(ખ) એકલા મજૂર પક્ષની સરકારે નહિ પણ બ્રિટનની બન્ને મજલીસોના ત્રણે પક્ષોએ હિંદી પ્રજા, અને તે ન બની શકે તો જે હિંદીઓ પરિષદમાં આવ્યા છે તેમની ખાતરી કરી આપી છે કે હિંદીઓની વ્યાજબી માગણીઓ છે તેને પૂરી પાડીશું એટલે હિંદ દેશમાં બ્રિટિશ સરકાર મુત્સદ્દીગીરીથી માત્ર મીઠા શબ્દો વાપરીને કાંઈ ખરી સત્તા આપવાની નથી તે અણવિશ્વાસ દૂર કર્યો છે

(ગ) હિંદી વડીસભા કે સભાઓને જવાબદાર રાજ્યતંત્ર આપવાનું ઠરાવ્યું છે, અર્થાત જે પ્રધાનમંડળ નીમાશે તે જેમ બ્રિટનનો રાજા એક પક્ષને જવાબદારી સોંપી દે છે તે પ્રમાણે તે પક્ષનો આગેવાન પોતાના મંત્રીઓને નીમશે, બધા મંત્રીઓ એટલે આખું મંત્રીમંડળ દરેક મંત્રીના વ્યક્તિગત કામ માટે જવાબદાર રહેશે અને કોઇ પણ મંત્રી પર અણવિશ્વાસનો ઠરાવ પસાર થાય તો આખું મંત્રીમંડળ રાજીનામું આપે

(ઘ) આ સરકારમાં હિંદી પ્રજા, રાજ્યો અને ગવર્નર જનરલ એ ત્રણેના પ્રતિનિધિઓ આવશે

(ચ) હાલમાં, લશ્કર અને પરરાજ્યો સાથેનો સંબંધ, એના દફતરો, ગવર્નર જનરલ પાસે રહેશે પછી આર્થિક અસ્થિરતા અટકાવવા માટે ખાસ સત્તા ગવર્નર જનરલને રહેશે એક રીઝર્વ બૅન્ક સ્થપાશે કે જે બદલાતી આખી સરકારના સ્વચ્છંદને આધીન નહિ હોય

(છ) કાયદા અને શાંતિ જાળવવાની સત્તા ગવર્નર જનરલને હશે જ આવી સત્તા દરેક રાજ્યબંધારણમાં હોય છે

(જ) લઘુપક્ષોના રક્ષણ માટે ન્યાત, ધર્મ, કોમ વગેરેનો વિચાર નહિ કરતા દરેક માણસને સર્વસામાન્ય એવા હક્કો પણ બંધારણમાં જાહેર કરીશું

(ઝ) પ્રાંતિક સરકારમાં સ્થાનિક સ્વતંત્રતાવાળું જવાબદાર રાજતંત્ર હશે જ

આવું ખોખું પરિષદમાં નક્કી થયું છે અને સૌ એમ ઇચ્છે છે કે વગર વિલંબે બીજો ભાગ પૂરવાનું શરૂ થઇ જાય. વિલંબને લીધે અંગ્રેજોએ વિશ્વાસ અને આબરૂ ગુમાવ્યા છે

આ પરિષદથી હિંદી પ્રજાને કાંઇ જ મળ્યું નથી, માત્ર મીઠા મીઠા શબ્દોનો પ્રહાર અથવા શબ્દોનો પ્રસાદ મળ્યો છે એ કહેવું સહેલું છે ઘણા પેપરોએ પહેલે દિવસે અને એક વખત ઝડપથી વાંચીને પોતાનો વિચાર નોંધી દીધો છે ગોળમેજી પરિષદમાં જનાર સૌ પરિણામના વખાણ કરે તે પણ સ્વાભાવિક છે એ જૂની જાણીતી વાત છે કે

**ગોળમેજીઆ સભ્યોના અભિપ્રાય**

ચાર ચોર ઘર ફાડવાને નીકળ્યા અને તેમાંના એકે નાના કાણામાંથી મોં ઘાલીને ઓરડામાં જોયું, એટલામાં અંદરના માણસે તેનું નાક કાપી લીધું. તેણે જાણ્યું કે બહાર મોં કાઢીશ તો માત્ર હું ફજેત થઈશ; તેથી તેણે હાજરજવાબીથી ખુશી પ્રદર્શિત કરીને બીજાને જોવા કહ્યું અને તે પ્રમાણે ચારે જણે નાક ગુમાવ્યું. આ પ્રકારની ટીકા પ્રમાણિક દેશબંધુઓ માટે છાજે કે કેમ એ પ્રશ્નરૂપ છે. સ્વભાવ પ્રમાણે કેટલાક માણસો સહેલાઈથી ભોળવાઈને ખુશ થઇ જાય એ પણ બનવા જોગ છે. આવા પૂર્વગ્રહ ( prejudice ) દૂર રાખીને હવે આપણે ગોળમેજીઆના અભિપ્રાય ટૂંકમાં જોઇશું.

(૨) શ્રી. તેજ બહાદૂર સપ્રૂ, જે લગભગ વરની મા જેવા આ પરિષદમાં હતા, તેમણે જણાવ્યું છે કે પરિષદથી ત્રણ ફાયદા થયા: (क) રાજાઓ જોડાયા અને સમવાયી (ફેડરલ) સરકારની યોજના જન્મ પામી; (ख) વડી ધારાસભામાં જવાબદારી મળી; અને (ग) રક્ષણ માટે લશ્કરને હિંદી બનાવવા માટે હક્કો મળ્યા. ફેડરલ સરકારની યોજના મિ. ઝીણા સિવાય બધાયે વખાણી છે. વડી ધારાસભાની જવાબદારીમાં સાથે સાથે અનેક ભારે બંધનો છે, અને બંધનો જ હમેશાં મોંકાણરૂપ નીવડ્યાં છે. હિંદી અફસરો માટે હિંદી સૅન્ડહર્સ્ટ કાઢવાની છૂટ સિવાય બહુ મેળવ્યું નથી.

પણ ઘણાખરા ગોળમેજીઓ બ્રહ્મદેશને પડતું મૂક્યું તે બાબતની ચર્ચા કરતા નથી. સ્વરાજમાં બ્રહ્મી પ્રજાને પોતાનું રાજ્ય કરવાની છૂટ હોય એ આપણે સૌ માગીએ છીએ, પણ તેની પ્રગતિ હિંદ દેશ સાથે થાય કે ખુદ અંગ્રેજોના હાથ નીચે રહીને થાય એ બાબત ઘણી જ મહત્ત્વની છે. અને આપણે તે બાબત બ્રહ્મી અભિપ્રાય બરાબર જાણવાની આવશ્યકતા છે.

શાણા શ્રીનિવાસ શાસ્ત્રી વિનીતો કરતાં જરા તેજ અને તીખા છે અને તેમનાથી કોઇ કોઇ વાર હૃદયના વિચારો દલવાઇ જાય છે. પરિષદ પહેલાં એમણે કહ્યું હતું, કે હિંદીઓને જે જોઇએ છે તે મળતું નથી, માટે તેમણે તોફાન ' કરવું એ જ માર્ગ ખુલ્લો છે. રામાનંદ ચૅટરજીએ પૂછ્યું કે એમ હોય તો ભલા ! તમે કેમ તોફાનમાં જોડાતા નથી ? પણ શાસ્ત્રીઆર શેકસપિયરના હૅમ્લેટ જેવા છે. એમનામાં વિચારોનો અમલ કરવાનું બળ નથી. એવા એવા પણ એ પંતુજી સારા છે. એ પૂરેપૂરુ સમજે છે કે આ રાજકીય લડતનું રણક્ષેત્ર ઇંગ્લંડમાં નથી, પણ હિંદુસ્તાનમાં છે. હિંદીઓ પોતાની માગણીઓને માટે આજે જેલમાં પડ્યા છે અને લાઠી ખમી રહ્યા છે. ઇંગ્લંડમાં ગોળમેજીઆની માગણીઓને સાંભળવી પડે છે અને તરત ઉપાયો યોજવા પડે છે તે અસહકારીઓના પ્રતાપને લીધે. જો બધા વિનીતો તેમ જ ખુશામતિયા અગર ખાંધિયા આટલું સમજી જાય તો જોઇતી ચીજ મળી રહે.

(૩) છેવટે આપણે સામાન્ય હિંદીનો અભિપ્રાય લઇશું. સામાન્ય પણ વિચારશીલ, (માત્ર પેપરોના અભિપ્રાયથી દોરવાઇ જાય એવો નહિ ) અને મહાસભાનું ધ્યેય સ્વીકારતો હોય એવાનો. તે કહે છે: (क) બ્રહ્મદેશ ખોયો, પણ તે બ્રહ્મદેશને માટે ઠીક થયું કે ખોટું તે આપણે બરાબર જાણી લેવાની જરૂર છે; (ख) વડી ધારાસભા માટે કેવો મતાધિકાર છે તે જાણ્યા વિના એ સભા માટે મત આપવો મુશ્કેલ છે. વળી જે વિષયો કે દફતરો ગવર્નર-જનરલને

હસ્તક રહેશે તેનો ખર્ચ કરવાની સત્તા વાઇસરૉયને હોય તો તેમાં વાર્ષિક આવકનો કેટલો હિસ્સો રોકાઇ જશે તે જાણવું જોઇએ. એક આગેવાને તો કહ્યું છે કે ૮૦ ટકા જેટલી આવક વાઇસરૉય બાજુ પર મૂકી દેશે; (ગ) ફેડરલ સભામાં દેશી રાજ્યોના પ્રતિનિધિ તે બધા રાજાઓ હોય, થોડા રાજા અને થોડા દીવાન મંત્રી હોય અથવા રાજા, મંત્રી અને પ્રજાવર્ગના હોય, એ બાબતનો નિર્ણય ન થાય ત્યાં સુધી ફેડરલ સરકાર માટે પણ શું કહેવું? મહાત્માજી તો એમની વ્યવહારકુશળ બુદ્ધિથી પૂછે છે, કે એમની અગિયાર શરતોનો અમલ કરવાની સત્તા મળે છે કે કેમ, તેનાથી આ સુધારાની કસોટી થશે. ધારાસભાના સભ્યો, અંગ્રેજ તેમજ હિંદી આ ટીકાથી ચીડવાય છે; કારણ કે બંધારણમાં આ અગિયાર શરતો આવી શકે જ નહિ. પણ ગાંધીજી કયાં એ સમજતા નથી? કયાં એમણે એ અગિયાર શરતો દાખલ કરવાની માગણી કરી છે? કલમને ગોદે એ બધી માગણીઓનો અમલ કરી શકાય એવું કયો સમજુ માણસ માને છે? ગાંધીજીની માગણીઓનો અમલ કરવાની સત્તા ભવિષ્યની નવી હિંદી સરકારને હિંદી રાજકાય પક્ષની ઇચ્છા મુજબ મળશે કે કેમ, એ મુખ્ય મુદ્દો છે. દાખલા તરીકે હૂંડિયામણ એટલે રૂપિયા શિલિંગનો રેશીઓ, અમર દારૂતાડી પર સખત અંકુશ મૂકવાની યોજના. એટલે ગાંધીજીની આ કસોટી ખોટી નથી. વળી એક માગણી એવી છે કે મુલકી (સિવિલ સર્વિસ) નોકરોના પગાર તથા પેન્શનોનો ભાર અસહ્ય છે. એ ૧૩૦૦ નોકરોના પગારમાં ઘટાડો ન થાય, અને તેવી જ રીતે ગવર્નરો અને ધારાસભાના પ્રમુખો વગેરે બધા નોકરોના પગારમાં ઘટાડો ન થાય તો એ સુધારા શા કામના? આજે પણ આ નોકરોનો લગભગ ત્રીજો ભાગ હિંદીઓનો બન્યો છે, પણ તે તેટલા જ પગાર ખાય છે અને લગભગ તેવી જ વૃત્તિવાળા છે. જ્યાં સુધી હિંદી સરકાર તરફ નહિ પણ પરદેશી સત્તાની ખુશમીજાજી પર તેમના પગાર, પ્રમોશનોનો આધાર રહે ત્યાં સુધી આ હિંદી સનદી નોકરો પણ વિદેશના જેવા જ અતડા અને લાગણીહીન રહેવાના; અને દેશપ્રેમથી અભડાતા ફરવાનો ડૉળ કરવાના. છેવટે આપણી પાસે કસોટી કરવાનો એક માર્ગ રહ્યો છે. રૅમ્સે મૅકડૉનલ્ડ ઉચ્ચ આશયવાન પુરુષ હતા, અને આજે રાજકારણમાં સત્તા ટકાવી રાખવાની પાર્ટી–રાજ્યનીતિમાં સપડાઇ ગયા છે; તે છતાં તેમની વિચારસૃષ્ટિ ઉદાત્ત છે. ૨૧–૧–૩૧ની રાત્રે તેમણે પ્રચારાર્થે ભાષણ કર્યું હતું. તેમાં છેવટના ભાગમાં કહ્યું હતું કે આ સુધારા સૂચવ્યા છે તેની અસર સામાન્ય શ્રમજીવી હિંદીઓ પર શી થશે તેનો હું વિચાર કરી રહ્યો છું. તેમને માટે મુખ્ય પ્રશ્ન તો આવક અને કમાણી, દરરોજના પગારનો છે, તેમને માટે મજૂરીના કાયદા જે તેમને કબૂલ કરવા પડશે અને જે રક્ષણ પણ આપશે, રાજ્યવહીવટની વ્યવસ્થાથી તેમને શું સોસવું પડશે, જમીનમહેસૂલ અને સેટલમેંટની કેવી રાજ્યનીતિ હશે, ખેતી સુધારવાની સગવડો કેવી થશે અને લાંચરુશ્વત તથા લૂંટ કેવી રીતે નાબૂદ થશે?—આ એક ગર્ભિત પણ અતિ સૂચક વાક્યની અંદર વડા પ્રધાને કસોટી રજૂ કરી છે અને જરા પણ વિચાર કરી શકે એવો માણસ જોઈ શકશે, કે ગાંધીજીના મુદ્દા લગભગ એ જ પ્રકારના છે, માત્ર જરા વધારે વિગતમાં ઊતર્યા છે. ગાંધીજીએ ૧૧ મુદ્દાની મર્યાદા બાંધી નથી. તેમાં ઘણાયે રહી ગયા છે. એટલે વડા પ્રધાનની દૃષ્ટિ અને ગાંધીજીની દૃષ્ટિ એક જ પ્રકારની છે અને એ બન્નેનો જવાબ આજે આપવો મુશ્કેલ છે.

આજની વસ્તુસ્થિતિ જોતાં આ પરિષદના નિર્ણયો, વડા પ્રધાન વગેરે રાજપુરુષોનાં ભાષણો લક્ષમાં લેતાં આપણે એટલું જ કહી શકીએ, કે કાયદાના સવિનય ભંગનો કાર્યક્રમ મોકુફ રાખવો કે કેમ તેનો નિર્ણય કરવો અધરો છે. એ બાબતનો નિર્ણય કરવા માટે આપણી પાસે જોઈએ તેવી સ્પષ્ટ હકીકત નથી. પરિષદની કાર્યવાહીમાંથી જે નીતરી આવે છે તે મોઘમ છે. તેમાંથી કાંઇ સંતોષકારક પરિણામ નીવડે પણ ખરું અને કાંઇ ન પણ નીવડે. એ મુખ્ય પ્રધાનોની લાગણી માત્ર આપણું કલ્યાણ કરી શકે એમ નથી. અને જો આપણે સ્વતંત્રતા નહિ પણ સ્વતંત્રતાના ધ્યેય (substance)ની પણ આશા રાખતા હોઇએ તો આ પરિષદમાંથી મેળવી શકીએ એમ નથી. કાંઇ પ્રગતિ થશે; કાંઇ હૃદયપલટાને લીધે ફાયદો થશે, પ્રજાનું બળ જોઇને સામો પક્ષ નમતું મૂકશે એવા એવા ફાયદા થવા સંભવ છે; પણ સ્વતંત્રતાની દૃષ્ટિએ આ પરિષદે સૂચવેલા ફેરફાર માટે આપણે જરૂર કહીશું કે "હનોઝ દિલ્હી દૂર અસ્ત."

સુમન્ત મહેતા

---

# સ્મરણોને વિદાય

વિદાય સ્મરણો દઉં નવ ફરી કદી આવશો;
થયેલ મુજ દ્વાર બંધ ઉરનાં ન ઊઘાડશો.
રમો જઇ અનન્તમાં નભવિહારમાંહીં લસો;
જઇ ઉદધિને ઉંડાણ ઉર શાન્તિ ધારી વસો.
અનેક દિન સંગ આપણ રહ્યાં, વળી રચિયાં
સદા સુખદુખોમહીં, સહુ વિસારોને ભાવિના
અગાધ ઉરમાં સુષુપ્તિ મધુરી લહો, ને મને
તજો હૃદયહીનને શરણ કાળના ગર્તને.
વળી પરમ વ્હાલથી ઉરપટે છબી ચીતરી
સહુ ય સરો જાવ આશ ધરવી હવે ના જરી.
અસત્ જગતનું મમત્વ નવ કલ્પને ધારવું
કરી હૃદય રેખશૂન્ય ગત સૌ હવે ભૂલવું.
વિદાય ! સ્મરણો; ન આગમન, આ દિશે, આ સ્થળે;
પડે ન પડઘા કદી શ્રુતિપથે પદાઘાતના.

બાદરાય

# મહાત્મા ગાંધીજીનો ૮ મો મુદ્દો

[ ગતાંકથી ચાલુ, અનુસંધાન પૃ. ૧૬૯ ]

## હમણાંની દેશી સ્ટીમર કંપનીઓ

અંગ્રેજ કંપની સામે જો કોઇ પણ દેશી કંપની ટકી શકી હોય તો તે સિંધીઆ સ્ટીમ નૅવીગેશન કંપની છે. એની સામે પણ શરૂઆતમાં ઠીક હરીફાઇ ચાલી. નૂરો ઘટ્યાં, ટીકીટોના ભાવો ઘટયા, વેપારીઓને નવી કંપનીને માલ ન આપવા માટે દબાણ થવા માંડયું અને ગુંગળાવી મારવા માટે દરેક પ્રયત્ન થયા. પરન્તુ વગવાળા ડાયરેકટરોએ પણ કમર કસી. દેશી વેપારીઓને વલણમાં લીધા. વીમા કંપનીઓ પાસેથી ઇન્સાફ મેળવ્યો. બેંકો પાસે પોતાની સ્ટીમરોનાં ઓચરીઆં સ્વીકારાવ્યાં. કસ્ટમ અને પૉર્ટ ટ્રસ્ટના અમલદારો પાસેથી લડીને સમાન હક્ક મેળવ્યો. ઍસેમ્બલીના મૅમ્બરો મારફતે હિંદી સરકારમાં દાદ પહોંચાડી. આ રીતે આ કંપનીએ પોતાનું પાણી બતાવ્યું. આથી બ્રિટિશ ઇંડિયા કંપનીએ સિંધીઆ સાથે દશ વરસને માટે સંધિ કરી.

## સ્ટીમર કંપનીઓ( દેશી )ને માટે મુશ્કેલીઓ

હિંદમાં સ્ટીમરો બાંધવાની સગવડો નથી, જેથી યુરોપમાં બંધાવવી પડે છે; હિંદમાં પાસ થયેલા અમલદારો મળતા નથી, જેથી પરદેશી અમલદારોને રાખવા પડે છે. સિંધીઆ કંપનીએ ત્રીસેક ઑફિસરોને વિલાયત મોકલી કેળવ્યા છે અને બનતા સુધી એ કંપનીમાં થોડાં વર્ષોમાં લગભગ બધા હિંદી ઑફિસરો જ આવી જશે.

બીજી નાની નાની પાંચ ૭ દેશી સ્ટીમર કંપનીઓ આંતરીય બંદરોના વેપારમાં રોકાયેલી છે. પણ તેમની થાપણ, શક્તિ અને સ્ટીમરો નાનાં હોવાથી તેઓ જાણવાજોગ કામ આપી શકતી નથી.

## પરદેશી સ્ટીમર કંપનીઓને મળતો લાભ

આપણો દેશ મોટી રકમનું કાપડ પરદેશ ચઢાવતો હતો તેને બદલે હવે સાઠ કરોડનું કાપડ પરદેશો પાસેથી—તેમાં મુખ્યત્વે ઇંગ્લંડ પાસેથી ખરીદે છે. આપણો દેશ પરદેશોમાં મોટી રકમની ખાંડ ચડાવતો હતો તેને બદલે વીસ કરોડની ખાંડ દર વર્ષે મગાવે છે. આપણે દરેક દરેક ચીજ જેવી કે—જાતજાતનું સુતરાઉ અને ગરમ કાપડ, ખાંડ, સાકર, પતરાં, લોઢાનાં બીમો, રેલ્વેના પાટા, રેલ્વેનો સામાન, લોઢાકામ, પીતળ, ત્રાંબુ, સોનું, ચાંદી, ઝવેરાત, ઘડીઆળ, મોટરકારો, ચીનીકામ, કાચની વસ્તુઓ, એન્જીનો, ખીલા માટે સાંચાકામ, લાકડી વસ્તુઓ, સૅાર્ટીઓ, હથિયારો, ખાવાની વસ્તુઓ, સીમેંટ, જાતજાતના વિલાયતી માદક પદાર્થો, સૅન્ટો, વારનીસો, રંગો, કોલસા અને એવી હજારો ચીજો પરદેશથી મગાવીએ છીએ અને તે પરદેશી કંપનીઓની સ્ટીમરો આપણા માટે લાવે છે. અને આપણે પણ પરદેશીના મોહમાં એવા ફસ્યા છીએ કે કરોડો રૂપિયાની વગર જરૂરિયાતની મોજશોખની વસ્તુઓ તેમની પાસેથી લઇ આપણી લક્ષ્મી લૂંટાવીએ છીએ. તે સિવાય આપણી પરદેશો તરફની ચડઊતરનો મોટો ભાગ જેવો કે

જુટનો પાક, જુટનું કપડું, જુટના કોથળા, ચોખાનો મોટો પાક, કપાસની ચાલીશ લાખ ગાંસડીઓ, આઠથી દશ લાખ ટન ઘઉં, ભોંયશિંગ, ચાહ, અળશી, સરસી, કૉફી, મરી, કરીઆણું એ રીતે કરોડો રૂપિયાનો માલ પરદેશી કંપનીની સ્ટીમરોમાં ચડાવીએ છીએ. આ સર્વે માલનો વીમો પણ પરદેશી કંપનીઓના હાથમાં જાય છે. માત્ર બહારની દુનિયા સાથેના વેપારનો આધાર પરદેશીઓના હાથમાં જ નથી, પરંતુ આંતરિક હિંદનો વેપાર પણ તેમના હાથમાં જ છે. આપણો આખો દરિયાઈ મુસાફરી કરનારો વર્ગ પરદેશી કંપનીઓના આશરે છે અને કરોડો રૂપિયા પરદેશીઓને વાર્ષિક-ભેટ આપે છે. હિંદુસ્તાનથી મક્કે જતાં હજારો યાત્રાળુઓ વાર્ષિક મોટી રકમ અંગ્રેજ સ્ટીમર કંપનીને ટિકિટના આપે છે. મેરસ્થાન-વાસીઓ, હજારો હિંદીઓ અને ગીરમિટીઆઓ દર વર્ષે પરદેશો ખાતે જાય છે. તે પણ સર્વે પરદેશી કંપનીઓ પાસેથી જ ટિકિટો લે છે. સુમાત્રા, સીલોન, મલાયા તથા કેપ તરફ જતાં હજારો મજૂરો મોટી રકમના પૈસા એ સ્ટીમર કંપનીઓને ખટાવે છે. આપણા પંદર લાખ મુસાફરો જે હિંદના આંતરિક બંદરોમાં આવજાવ કરે છે, તેમની મુસાફરીના પૈસા પણ પરદેશી સ્ટીમર કંપનીઓને મળે છે. હિંદના લશ્કરના સિપાઈઓ જેઓને દર વર્ષે જુદા જુદા પરદેશો ખાતે મૂકવામાં આવે છે તેમની ટિકિટોના પૈસા પણ પરદેશીઓને જ મળે છે. આપણી ટપાલ ઑફિસના દેશી પરદેશી મેલો માટે મોટી રકમ પરદેશીઓને અપાય છે. અંગ્રેજી અમલદારોનું લશ્કરી તેમજ મુલકી મુસાફરીખર્ચ પણ એ જ કંપનીઓ મેળવે છે. આ પરદેશી કંપનીઓએ એવી ઘોર માયામાં હિંદીઓને ઘેર્યા છે કે જીંદગીની જરૂરિયાતની દરેકે દરેક ચીજને માટે પરદેશીઓ ઉપર આધાર રાખવો પડે. આ બહુ શરમાવનારું છે.

### વહાણવટાની કમિટિ

સને ૧૯૨૨ થી ઍસેમ્બલી પાસે આ સવાલ એક અથવા બીજા રૂપે હમેશાં આવે છે. મૅમ્બરોના ઘણા દબાણથી સને ૧૯૨૩ માં હિંદી સરકારે એક કમિટિ નીમી હતી. તેમાં મૅમ્બરો તરીકે કૅપ્ટન હૅડલામ, સર આર્થર ફ્રુમ, સર લલ્લુભાઈ શામળદાસ, દિવાન બહાદુર ટી રંગાચારીઅર, બાબુ જદુનાથ રૉય, સર જૉન વાર્લ્સ નીમાયા હતા. તેમનો રિપોર્ટ ૧૯૨૪ માં પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો. આ કમિટિનો રિપોર્ટ પ્રજાને સંતોષ આપી શક્યો નહોતો. તેની બે મુખ્ય ભલામણો હતીઃ (૧) દેશના યુવકોને વહાણવટાને લગતું શિક્ષણ આપવાનો યોગ્ય પ્રબંધ કરવો; અને (૨) આ દેશનો આંતરિક બંદરનો વેપાર અને વહાણવટું હિંદી માલેકીનાં વહાણો મારફતે કરવાં. પહેલી ભલામણ હિંદી સરકારે માન્ય રાખી; પરંતુ બીજી ભલામણ બ્રિટિશ લાભોની વિરુદ્ધ જતી હોવાથી માન્ય રાખવામાં આવી નહિ.

### હિંદી યુવકોને કેળવવા માટે ડફરીન સ્ટીમર ગોઠવાઈ

વચમાં-ચાર વર્ષો પસાર થઈ ગયાં. પછી ઈ. ડફરીનને મુંબઈમાં ગોઠવી દર વર્ષે ૨૦–૩૦ યુવકોને તૈયાર કરવાની યોજના છે. પરંતુ તેમને યોગ્ય નોકરી આપવાની કાંઈ ગોઠવણ કરવામાં આવી નથી. બ્રિટિશ સ્ટીમર કંપનીઓમાં નોકરી મળે તેવો બંદોબસ્ત થયો નથી. આ તો નાના અમલદારો કેળવવાની સગવડ થઈ; પરંતુ કૅપ્ટનો, ચીફ ઑફિસરો, ઇજનેરો માટે દેશી યુવાનોને કેળવવાની કાંઈ સગવડ થઈ નથી.

## હિંદી દરિયાઈ કાફલો

દોઢસો વર્ષ થયાં બ્રિટિશ અમલ ચાલે છે. પરન્તુ હિંદીઓને દરિયાઇ લશ્કરી તાલીમ આપવાનો સવાલ અસ્પર્શ્ય ગણવામાં આવ્યો છે. છેવટે ઍસેમ્બલીના સભાસદોના દબાણથી હિંદી નૅવલ બીલ લંડન ખાતે આમની સભામાં પસાર કરવામાં આવ્યું. હિંદને ખર્ચે આ કાફલો રહેશે. તેમાં વાર્ષિક ત્રણ અમલદારની ભરતી થશે. એમાં બે અંગ્રેજ રહેશે અને એક હિંદી રહેશે. આ કાફલાનો ઉપયોગ હિંદની બહાર બ્રિટિશ સરકારની સૂચનાથી થઇ શકે અને હિંદીઓ સામે પણ થઇ શકે છે. આ બીલ ઍસેમ્બલીએ ઉડાડી નાખ્યું એટલે સરકારે પોતાની મુખ્ત્યારીથી તેને ચાલુ કરી દીધું છે !

## મિ. હાજીનું આંતરિક વહાણવટું હિંદી માલેકીનું રાખવાનું બીલ

દરિયાઈ કમિટિની ઉપલી ભલામણ સરકારે કબૂલ કરી નહિ એટલે મિ. હાજીએ પોતાના તરફથી આ ખાનગી બીલ મધ્યસ્થ ધારાસભામાં દાખલ કર્યું. એ બીલ તા. ૧૨ સપ્ટેંબર ૧૯૨૮ ના દિવસે સીલેક્ટ કમિટિને સોંપાયું. સીલેક્ટ કમિટિએ હિંદનો આંતરિક વેપાર હિંદી કંપનીઓના હાથમાં રહે એવો રિપોર્ટ કર્યો. પરન્તુ તે માટે સમય અને બીજા કેટલાક સુધારા કર્યા. એટલામાં નામદાર વાઇસરૉય તરફથી બન્ને પક્ષને સમજાવીને કાંઇ તોડ કાઢવાને માટે તજવીજ થઈ. તે તજવીજને અંગે દેશી અને વિદેશી વહાણવટીઓની એક સભા વાઇસરૉય સાહેબ તરફથી મેળવવામાં આવી. તે દરમિયાન મધ્યસ્થ ધારાસભામાં એ વિષય મુલતવી રહ્યો. સરકારે બોલાવેલી વહાણવટીઓની સભામાં ઘણો વાદવિવાદ ચાલ્યો, પરંતુ બ્રિટિશ ઇંડિયા સ્ટીમ નૅવીગેશન કંપનીએ નમતું તોળ્યું નહિ, જેથી કૉન્ફરન્સ ભાંગી પડી. નામદાર વાઇસરૉયે જાહેર કર્યું હતું, કે જો કૉન્ફરન્સ એકમત નહિ થાય તો હિંદી સરકાર પોતાનો સ્વતંત્ર નિર્ણય બહાર પાડશે. એ નિર્ણય હજી બહાર પડ્યો નથી. તેને માટે રાહ જોવાય છે. દરમિયાનમાં સત્યાગ્રહની ચળવળ ચાલુ થવાથી અને ઍસેમ્બલીમાં હિંદી પક્ષ નિર્બળ થવાથી મિ. સારાભાઇ હાજીનું બીલ પણ ખોળંબે પડ્યું છે. હવે સ્વતંત્રતાના મોટા ધ્યેય પાસે આ આંતરિક વહાણવટાના વહીવટની બાબત ગૌણતાને પામી છે. અને જ્યાં સુધી હિંદી વહીવટી સુધારા સંબધી વિષય અને સત્યાગ્રહની પૂર્ણાહુતિ ન થાય ત્યાં સુધી આ વિષયને અભરાઇ ઉપર ચડાવી રાખવામાં આવશે એવી માન્યતા રહે છે. એને માટે સરકારનું પેટ ઠંડું છે. તેને તો આ પ્રશ્ન ખોળંબે નાખવો છે.

## જગતના બીજા વિભાગોના વહાણવટાનો પ્રશ્ન

આખી દુનિયાની ઇંટર નેશનલ શિપીંગ કૉન્ફરન્સ જેમાં જગતના દરેક વિભાગના વહાણવટીઓના પ્રતિનિધિ હાજર હતા, તેમણે ઠરાવ કર્યો છે કે દરેક દેશ પોતાનાં આંતરિક બંદરોનું વહાણવટું પોતાના દેશને માટે રીઝર્વ રાખી શકે છે. બ્રિટન અને ગ્રીક પ્રજા વચ્ચેની સંધિમાં ગ્રીસને પોતાના વહાણવટાને માટે પોતાનો દરિયાઈ વેપાર રીઝર્વ રાખવાનો હક્ક કબૂલ કરવામાં આવ્યો છે. યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકા, રશિયા, ઑસ્ટ્રેલિયા, બેલ્જિયમ, ફ્રાંસ, હૉલેંડ, સ્પેન, પોર્ટુગલ, ઇટાલી, જાપાન, ચીલી, ટર્કી અને ગ્રીસ એટલા દેશોએ પોતાનાં આંતરિક બંદરો માટે દેશી વહાણવટાનો જ હક્ક રીઝર્વ ગ[illegible] બ્રિટિશ સરકારે પણ ૧૬૫૧ અને ૧૮૫૪ના કાયદાથી આવો હક્ક પોતાના વહા[illegible] [illegible]યો છે. વહાણવટું ધરાવનાર ૩૨ રાજ્યોએ અરસપરસની સંમતિથી એ હક્ક

દેશની મૉનોપોલી કબૂલ કરી છે. એ રીતે દરેક દેશનો એ હક સ્વીકારાયો છે, પણ હિંદુસ્તાનને એ હક આપવાની અંગ્રેજ સરકાર ના પાડે છે. આજે આઠ આઠ વર્ષો થયાં આ પ્રશ્ન ખૂબ ચર્ચાય છે. મિ. હાજીનું બીલ પણ અત્રે અને વિલાયતમાં ખૂબ ચર્ચાને પામ્યું છે. અંગ્રેજ વેપારીઓ આ બીલ હિંદી અંગ્રેજ સુજનતાને અઘટતી મારનાર ગણે છે; જ્યારે હિંદી પ્રજા એકે અવાજે એ બીલને હિંદીઓને ન્યાય આપવા માટે પાસ કરવાનું જણાવે છે.

**જર્મનીએ પોતાનું વહાણવટું કેવી રીતે સારી હાલતમાં આણ્યું**

જગતના છેલ્લા યુદ્ધમાં જર્મનીનું વહાણવટું તદ્દન નાશ પામ્યું હતું. વહાણવટાની સાથે જર્મનીનું આખું પરદેશી વાણિજ્ય પણ ખલાસ થયું હતું. તેનાં લશ્કરી વહાણો અને મનવારો સમુદ્રના તળીએ બેઠાં હતાં. વેપારી વહાણો અંગ્રેજ અને અમેરિકાના કબજામાં ગયાં હતાં. ધનસંપત્તિ, મનુષ્યબળ, જમીન, સંસ્થાનો, લશ્કર, નેવી અને વ્યાપાર, એ સર્વે તદ્દન પાયમાલ થયાં હતાં. એક પૌંડના ૨૦ માર્ક મળવા જોઈએ, તેને બદલે એક પૌંડના લાખો માર્ક મળતા હતા. બે મોટા પ્રાંતો ફ્રાંસે લઇ લીધા હતા. મોટી બૅંકો અને વેપારીઓ ભાંગી પડયાં હતાં. પરદેશીઓનું અબજો પૌંડનું દેવું હતું. આવે વખતે જર્મન પ્રજાએ કટિબદ્ધ થઇ પુનરુદ્ધારનું કાર્ય આરંભ્યું. પહેલાં ગામડાંઓના વેપારનું વર્ગીકરણ કરી સંગઠન કર્યું. તે પછી નાનાં શહેરોના વેપાર સાથે ગામડાંઓનાં વેપારને જોડી દેવામાં આવ્યો. તેની સાથે મોટાં શહેરોનો વેપારનો સંબંધ બાંધવામાં આવ્યો. મોટા મોટા શાહ વેપારીઓએ પોતાના સ્વાર્થનો ત્યાગ કરી દેશના વેપારને સુધારવા માટે કૃતપ્રયત્ન કર્યા. નવી નવી બજારો શોધાઈ; સસ્તો, સારો, ટકાઉ અને દેખાવડો માલ મોટી સંખ્યામાં પરદેશીઓને શાખ ઉપર અપાય તે મુજબ બંદોબસ્ત થયો. અને સૌ ઉદ્યોગોનું હૃદય એવું વહાણવટું જર્મનોએ અખંડ ઉદ્યોગથી સુધાર્યું. બૅંકો, રાજ્ય અને વહાણવટીઓ ભેગાં થયાં. પૈસો નહોતો છતાં થોડું થોડું ભેગું કરી વહાણવટાનો ઉદ્યોગ શરૂ કર્યો. કારીગરો, મજૂરો, લોઢા લાકડાના વેપારીઓ સર્વેએ મળી વહાણવટાના ઉદ્યોગને સજીવન કરવા પ્રયાસ આરંભ્યો. જર્મનોએ ત્રણ વરસમાં જ અદ્દભુત કામ કરી બતાવ્યું. તેઓએ ૩૪,૦૦,૦૦૦ ટનની નવી સ્ટીમરો બાંધી. સ્ટીમર કંપનીઓ પણ સર્વે જોડાઇ ગઇ અને એક પ્રયત્ન અને એક સૂત્રધારની નીચે ભારે પ્રગતિ થઇ રહી છે. થોડાં વરસોમાં જર્મની વહાણવટું ધરાવનાર પ્રજાની હરોળમાં આવી જશે.

**અમેરિકન વહાણવટું**

યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકા વહાણવટું ધરાવનારા દેશોમાં બીજો નંબર ધરાવે છે. યુદ્ધ પહેલાં અમેરિકાનું નામનું જ વહાણવટું હતું. જર્મની પાસેથી દંડ તરીકે કેટલીક સ્ટીમરો મળી હતી અને બીજી ઘણી બાંધવામાં આવી. પંદર વર્ષની મુદતમાં અમેરિકન સરકાર લગભગ પંદર કરોડ ડૉલરો સ્ટીમરોને મદદ તરીકે આપશે; તે સિવાય દોડતા વહાણવટાને ઉત્તેજન આપવાને સરકારે સંકલ્પ કર્યો છે. રાજ્યની ઘણી સ્ટીમરો છે, તે બીજાં રાજ્યોને વેચી શકાય નહિ, એવો કાયદો કર્યો છે.

**ઇંગ્લાંડનું વહાણવટું**

બ્રિટિશ એટલે અંગ્રેજ સરકાર એ દુનિયાના વહાણવટાની સામ્રાજ્ઞી છે. અંગ્રેજ લોકોએ પોતાની સત્તા, ગૌરવ, મોટું સામ્રાજ્ય, દેશવિદેશમાં ઊંચો મોભો, ઘણી પ્રજાઓ

ઉપર રાજ્ય, અઢળક સંપત્તિ, વિશાળ સાધનો એ સર્વે પોતાનાં અદ્વિતીય વહાણવટાથી જ મેળવ્યાં છે. એ નાના બેટના લોકો રાણી એલિઝાબેથના વખતથી જ મોટા વહાણવટીઓ થયા છે. Rule, Brittania rules the waves એ સૂત્ર તેઓએ પાળી બતાવ્યું છે. પોતાના મારવાડ જેવા સપ્ત ઋતુવાળા દેશમાં રહીને તેઓ પરદેશો ખાતે મહાન સાહસો ખેડવા તૈયાર જ છે. તેમનાં સાહસ વહાણવટા ઉપર નિર્ભર છે. વહાણવટા વગરનું ઇગ્લાંડનું ચિત્ર અકલ્પ્ય છે.

*જાપાનનું વહાણવટું*

રાજ્ય તરફથી મળેલા સહકારથી કેવું સુંદર પરિણામ આવી શકે છે તે માટે જાપાનનું દૃષ્ટાંત જાણવા જેવું છે. જાપાનીસ વહાણવટાની શરૂઆત ૧૮૬૭ થી જ થઇ. જાપાને પોતાના વહાણવટાને રાજ્ય તરફથી મદદ આપવા કબૂલ્યું હતું. દર વર્ષે ૨॥ લાખ યેન મદદ અપાતા હતા. તે પછી ૩॥ લાખ યેન જાપાન મેલ સ્ટીમર કંપનીને અપાયા, અને ૧૯૦૯ ના કાયદા મુજબ જાપાનીસ મૂડી અને જાપાનીસ મજૂરીથી બાંધેલાં વહાણોને રાજ્યે ઉદાર મદદ આપવાનું જાહેર કર્યું; તેમાં પંદર વર્ષથી જુની સ્ટીમરને મદદ મળે નહિ. અને સરકારે ઠરાવેલ માપની સ્ટીમર બંધાવી જોઇએ, એ પ્રમાણે ઠરાવ્યું હતું. આ મદદથી જાપાનીસ વહાણવટું પાંચલાખ ટનનું હતું તે ૨૨ વર્ષોમાં એકતાલીસ લાખ ટનનાં વહાણો ધરાવનારું થયું છે.

*બીજા દેશો*

ઇટલીના ડિક્ટેટર ( સર્વાધ્યક્ષ ) મુસોલિનીએ વહાણને લગતો કાયદો સુધાર્યો છે. જે દેશનો લશ્કરીવહાણ અને વેપારીવહાણનો કાફલો મજબૂત છે, તે જ દેશ સ્વતંત્રતા ભોગવવા યોગ્ય છે, એમ તેમનું માનવું છે. ઇટાલીની ઉન્નતિ કરવાની તેની તીવ્ર ઇચ્છા વહાણોના કાફલાના સુધારાથી જ પાર પડી શકશે, એમ તેની માન્યતા છે; તેથી દેશનું વહાણવટું સુધારવા, વધારવા અને વ્યવસ્થાપુરઃસર બાંધવા ઉપર તેણે લક્ષ આપ્યું છે. પંદર વર્ષોમાં ઇટલીનો વેપારીવહાણોનો કાફલો બહુ મજબૂત બનશે.

ઑસ્ટ્રેલિયાની સરકારે પણ પોતાના ખર્ચે અને હિસાબે વહાણનો કાફલો બાંધ્યો છે. કૅનેડા પણ સહકારી હિસાબે વેપારી વહાણો નીભાવે છે. યુરોપ અને અમેરિકાના ઘણાખરા દેશો પોતાના વહાણવટાને સુધારવા માટે સારી મદદ આપે છે. વહાણવટા વગર વેપાર નહિ અને વેપાર વગર લક્ષ્મી નહિ અને લક્ષ્મી વગર રાજ્ય નહિઃ એવી પ્રબળ માન્યતા સૌ રાજ્યોમાં છે.

*આપણે શું જરૂરનું છે ?*

આ દૃષ્ટાંતો ઉપરથી આપણું પછાતપણું જણાશે. હિંદી સરકારની દિલસોજી કુદરતી રીતે ઇગ્લાંડના વેપારી લાભો તરફ છે અને હિંદુસ્તાન એવો ગરીબ અને પછાત દેશ છે, કે તેનાથી રાજ્યની મદદ વગર કોઇ રીતે વહાણવટામાં આગળ વધવાનું બની શકે જ નહિ. આપણી જરૂરિયાતો નીચે મુજબ છેઃ—

(૧) નૅવીગેશન લૉ ( વહાણોને મદદનો કાયદો ).

(૨) વહાણો બાંધવા અને સફરો કરવામાં સરકારી મદદ.

(૩) પોસ્ટ ઑફિસના મેલના કરારો

(૪) દરિયાઇ લશ્કરી કાફલાનો સહકાર
(૫) આંતર બંદરોનો વેપાર હિંદી માલેકીનાં વહાણોને હસ્તક હોવો જોઇએ.
(૬) સસ્તા વ્યાજની લોનો.
(૭) રેલ્વેનાં ભાડાં વેપારી વહાણોને અનુકૂળ થાય તેવાં રાખવાં.
(૮) યુવકોને શિક્ષણ આપવા દરેક બંદરોએ ટ્રેનીંગ શિપો.
(૯) દરિયાઈ એંજીનિયરીંગનું શિક્ષણ
(૧૦) શિક્ષિત યુવકોને નોકરીની સગવડ.

આ મુખ્ય જરૂરિયાત છે.

હિંદના આંતરિક બંદરના વેપારને લગતું બીલ ફરી જરૂર લાવવામાં આવશે. આ વખતે હિંદના ઘણાખરા અગ્રગણ્ય નેતાઓ જેલમહેલની મીજબાની ચાખે છે. આ કાયદાની હિંદને જરૂરિયાત છે. કારણ કે ભૂતકાળમાં હિંદીઓને ખૂબ ચૂસવામાં આવ્યા છે પણ હવે વધારે વખત એ રીતે ચૂસવા દેવાનું હિંદીઓ કદી કબૂલ કરશે નહિ. અને આ કાયદો પસાર કરવાથી જ હિંદી વેપારને રક્ષણ મળશે. મહાત્મા ગાંધીજીએ આ પ્રશ્નને જે મહત્ત્વ આપ્યું છે તે યોગ્ય જ છે; કારણ કે જ્યાં સુધી આપણું મજબૂત વહાણવટું નથી, ત્યાં સુધી આપણો વેપાર સ્વતંત્રતા મેળવી શકશે નહિ. પરદેશીઓની સ્ટીમરો હિંદમાં મોટી કમાણી કરે છે, પરતુ તેમની સ્ટીમરોનું સમારકામ અહીં થતુ નથી. અત્રેના લોકોને ખટાવવા માટે તેઓ રાજી નથી. સ્ટીમરો માટેના સ્ટોર પણ તેઓ પોતાના દેશથી મંગાવે છે. ઉપરાંત સ્ટીમરોને લીધે કસ્ટમ અને પોર્ટ ટ્રસ્ટમાં મોટા પગારના યુરોપિયન અમલદારો રખાય છે. સ્ટીમરોમાં પણ ખલાસીઓ જેવી હલકી નોકરી હિંદીઓને અપાય છે; અમલદારો બધા પરદેશીઓ હોય છે. આ કાયદો પસાર થાય તો જ હિંદીઓને ન્યાય મળે તેમ છે. અને પરદેશીઓ જે ગેરલાભ કરે છે, તે પણ આ કાયદો પસાર થાય તો જ બંધ પડે. ઇતિશિવમ્

ડુંગરશી ધરમશી સંપટ

## તદા—

તદા ગરવગાજતા યુવકયૂથના સિંહ શા,
ધરા ધમધમાવતા, પ્રબળ પૌરુષે ધીખતા,
મહા જયનિનાદથી,—સબળ સ્ત્રીત્વથી શોભતી,
મહા પ્રલયકાળ શી, અમર યાજ્ઞસેની તણાં
જ્વલન્ત જયગીતથી,—પરમ શૌર્ય, ચૈતન્યના
સ્ફુલિંગ સમ બાળના કિલકિલાટથી, હાસથી,—
અને નયન વિસ્મયે ભરી નિહાળતા વૃદ્ધનાં,
તપી તપ, થયેલ જીર્ણ તનનાં મહત્તેજથી,—
જડયાં જીવન સાથ ધામ, ધન, ઘોરી, ધીંગી ધરા
તજી સકળ સામટાં, વન વને ભમી આથડી,
અકિંચન થયેલ સૌ હિજરતે ગયેલાં તણી
તમઃસરણિથી—

સચેત બનશે જ શૂન્યે બધું
અને કલહ કારમા, વિષય સૌ વિસંવાદ આ
શમી જઇ, અનન્ત કો પ્રગટશે જ સંગીત ત્યાં
અને રસસમાધિ સાધી, થઇ મુગ્ધ આખું જગત્
વિસારી નિજ વૈર, પન્થ પળશે જ બન્ધુત્વના;
તદા કવિ તણી નભે રમતી કોમળી કલ્પના
સદેહ થઇ સુન્દરી, કલહતપ્ત આ વિશ્વને
કરી વશ, પીવાડશે સુખદ શાન્તિ કેરાં અમી
યદા ઊતરશે અહીં ભરતગોત્ર ભાગીરથી.*

**મનઃસુખલાલ મગનલાલ ઝવેરી**

* "ભરતગોત્ર ભાગીરથી" અહીં ભાગીરથી એટલે ભગીરથના તપની-પ્રયાસની સંસિદ્ધિ. એટલે અત્યારે ભરતગોત્ર જે પ્રયાસ કરી રહ્યું છે તે સફળ થશે ત્યારે ઉપર જણાવેલું સર્વ થશે એમ કહેવાનો આશય છે. "ભાગીરથી" શબ્દ સાથે પિતૃકુળનો ઉદ્ધાર કરનારી દેવી એવો અર્થ પણ અભિપ્રેત છે. સાથે સાથે એ પણ ધ્વનિ છે કે એ પ્રયાસની સિદ્ધિ વિશ્વ પાસે શાન્તિનો સંદેશ મૂકશે અને વિશ્વબંધુત્વ (કે જે હજી તો કવિ રવીન્દ્રનાથની કલ્પના જેવું જ રહ્યું છે તે) ને માર્ગે લઇ જશે.

# સાહિત્યને ઓવારેથી—

## ૩

## દિ. બ. કેશવલાલ ધ્રુવ

અર્ધી સદીના તપ પછી વૃદ્ધ છતાંયે યુવા, અમિત્ર ને અજાતશત્રુ સરખા પેલા આપણા કેશવલાલભાઈ. સાહિત્યદેવને ધ્રુવની અટલ સ્થિરતાથી સેવતાં સેવતાં તેમણે કૈં કૈં જોયું અને અનુભવ્યું. ડૉ૦ ભંડારકર ગુરુનો વિદ્વત્તા યુગ જોયો; કવિ નર્મદાશંકરના સાહિત્ય-યુગનાં તેજ ઝીલ્યાં; નર્મદ–દલપતના કજિયા દીઠા; ગોવર્ધનરામનાં સાહિત્યનીર પીધાં; 'જ્ઞાનસુધા' અને 'સુદર્શન'ની સાઠમારી દીઠી; નરસિંહરાવ તથા બળવંતરાય ઠાકોરનાં કાવ્ય–ખ્યાડોના સરવાળા–બાદબાકી જોયા; અને કવિ ન્હાનાલાલનાં પિંગળ–બંડ નીરખ્યાં. ગોવર્ધન–યુગ આવ્યો ને ગયો, નરસિંહરાવ–યુગની ઉષા પ્રગટી ને આછી થઇ, 'કાન્ત'ની કાન્તિ જોઇ, ન્હાનાલાલનું યુગાધિપત્ય જોયુ, મુનશીનો મધ્યાહ્ન દીઠો; અને ત્યાર પછી તો કેટકેટલા સાહિત્ય–સિતારા તેમણે ઊગતા ને આથમતા દીઠા. અને તોયે તેઓ 'નિર્જન અરણ્યના શિવાલય સમા' એકાન્તની ગભીરતામાં મૂકભાવે સાહિત્યદેવની ઉપાસના કરતા આજે પણ તેવા જ ધ્યાનનિષ્ઠ રહ્યા છે. અધ્યાપક ધ્રુવ સાહિત્યના ઊંચા વ્યાસપીઠ ઉપરથી સારીયે સાહિત્ય-આલમને આકર્ષે છે તેમની વિદ્વત્તાનાં નીર ઊંડાં ને ઘેરાં છે, પણ તે સામાન્ય જનો માટે અપ્રાપ્ય; ને તેથી જ તેઓ કદી જનતાને આકર્ષી શક્યા નહિ, કે પોતાનો યુગ સરજાવી શક્યા નહિ. પદ્મનાભે અને ભાલણે તેમનાં દ્વાર ઠોક્યાં, અને ધ્રુવે તેમને આગમન દીધાં. કાલિદાસ, વિશાખદત્ત અને જયદેવનું તેમણે શરણુ શોધ્યું, અને તેમની પ્રાચીન કીર્તિને વધુ ઉજાળી. તેઓ ધૂળમાંથી સોનું શોધે છે, તેમને પથ્થરમાંથી પારસમણિ જડે છે. ગાંધીને ઘેર જવા નિર્માણ થયેલાં કાગળિયાંમાંથી, શુક્રવારી માટે ફેરીઆના હાથમાં જઇ પડેલી ચોપડીઓમાંથી, ને ઉધઇથી ખવાતા, અંધારી ઓરડીઓમાં જાળાંથી ઢંકાયલા ચોપડાઓમાંથી તેઓ મહામૂલ્યવાન અને પ્રાણવાન સાહિત્ય સરજાવે છે, અને સાહિત્યદેવના ઝળહળતા દીવાઓમાં કેટલાયનો ઉમેરો કરે છે.

કેશવલાલભાઇએ સાહિત્ય પાછળ જ ભેખ લીધો, અને સાહિત્યના આ પરમભક્તે કાવ્યને ઉજાળ્યું, ભાષાશાસ્ત્રનાં ગર્ભદ્વાર દીઠાં, અને છંદઃશાસ્ત્રને આવરી લીધુ. સંસ્કૃત, અંગ્રેજી ને ગુજરાતીઃ એ ત્રણેયના કાવ્યપ્રવાહોનો તેમણે પોતાનામાં ત્રિવેણી સંગમ કરાવી જનતાને કૈં અવનવું આપ્યું. તેમણે વેદને જોયા, પણ તે ગુજરાતી છંદોનો વિકાસ જાણવા; તેમણે પ્રાકૃત, મરાઠી અને હિંદીને પિછાની, પણ તે ગુજરાતી સાહિત્યનાં તુલનાત્મક મૂલ્ય આંકવા; તેમણે કૌમુદી અને અષ્ટાધ્યાયી નીરખી, પણ તે ગુજરાતી વ્યાકરણને વધુ વિશુદ્ધ કરવા; તેમણે ગુ. વ. સોસાયટીનું પ્રમુખપદ સ્વીકાર્યું, તે ગુજરાતી સાહિત્યની પ્રવૃત્તિને વિકસાવવા; અને તેઓ અમદાવાદની 'સાહિત્ય સભા'ના પ્રમુખ બન્યા, તે અમદાવાદને વધુ સાહિત્ય-રસિક બનાવવા.

અને સાહિત્યસેવા માટે તેમણે કેટલી બધી એકાગ્રતા દાખવી? અંગ્રેજ કવિ મૅથ્યુ ઍરનોલ્ડે ગાયું તેમ એક જ ધ્યેય સેવતા એ શારદાના પટ્ટશિષ્યે રાજકારણને બાજુએ મૂક્યું, સમાજસેવા તરફ આંખ મીંચી, ધર્મસેવા તરફ પીઠ કરી, અને માત્ર **ૐ નમઃ સાહિત્યદેવાય**–એવો જ રાતદિવસ જાપ જપ્યો. રાષ્ટ્રીય ચળવળથી તેમનું હૈયું સ્પષ્ટ રીતે ડોલતું નથી,–જો કે તેમાં તેમની હૃદયની સહાનુભૂતિ ઘણી છે;–અને સમાજના બડથી તેમનું ધ્યાન વિભક્ત થતું નથી,–જો કે તેમના સામાજિક વિચારો ઘણા વિશાળ ને ઉન્નત છે;–રેલ હો કે દુકાળ હો, હિમ હો કે તીડ હો, સુરાજ્યવ્યવસ્થા હો કે અંધાધુંધી હો: ગમે તે હો, તોયે તેમને મન તો સાહિત્યદેવની ઉપાસના એ જ મોક્ષનું પરમ સાધન.

કેશવલાલભાઈમાં સમભાવ છે, પણ તેમની અગાધ વિદ્વત્તાને લીધે મતભેદની સહિષ્ણુતા તેના પ્રમાણમાં થોડી લાગે. તેમનામાં ઉત્સાહ છે, પણ કલહની કાયરતા છે; વિવેચના અને ટીકાની શક્તિઓ છે, પણ છતાંયે ટીકાકારની જાહેર જોખમદારીઓ નથી વહોરવી એકલા ને અટુલા રહીને સાહિત્યનાં તિલક કરતાં તેમનાં સિત્તેર સિત્તેર વર્ષો વહ્યાં, અને સર્વ અંગો શિથિલ થયાં, તોપણ તેમનું એક જ ધ્યેય. તેમને મન તો સાહિત્ય એ જ પરમ દૈવત છે, શબ્દબ્રહ્મ એ જ સાચું બ્રહ્મ છે. તેમને સત્ય પ્રિય છે, પણ સમાજ વધુ પ્રિય છે. મર્હુમ સર રમણભાઈ અને મુ. નર્મદાશંકર મહેતાના સંસ્કૃતિયુગનો પડઘો પાડતા હોય તેમ તેઓ લોકમતની વિરુદ્ધ જઈ પોતાનો સત્ય મત રજૂ કરતાં બહુ બહુ વિચાર કરે; અને વ્યક્તિગત વિરોધ પણ તેમને બહુ જ થોડો ગમે તેમને સાહિત્યમાં કૈંક નવીન ને અદ્‌ભુત સમૃદ્ધિ જોઈએ છે, પણ તે તેમના મનગમતા માર્ગે જ.

તેમનામાં પ્રણાલિકાભંગ છે અને નથી. તેમના જીવનક્રમને ક્રાન્તિકારી તત્ત્વો બહુ ઓછાં રુચે, હૃદયથી તે નિભાવી લે, પણ આચારથી તે વિકસાવવા તો ભાગ્યે જ તૈયાર હોય. પણ તોયે કહેવું પડે કે તેમણે સાહિત્યક્ષેત્રના સંશોધનકાર્યમાં પ્રાચીન વિદ્વાનોની પ્રણાલિકાનો ભંગ કરી પાશ્ચાત્ય પંડિતોની તલસ્પર્શી અને નવીન પ્રથા સ્વીકારી છે.

કોઈનીએ અપ્રસન્નતા તેમને ગમતી નથી. તેમનામાં મુત્સદ્દીગીરી છે, પણ તે શાંત અને સૂઈ રહે તેવી. મ્યાનમાં રહેલી તલવારની માફક તેમની શક્તિઓ કોઈનોયે વિરોધ નથી કરતી. તેમને શત્રુ નથી, મિત્ર નથી; પક્ષ નથી, મંડળ નથી, શિષ્ય નથી કે અનુયાયી નથી: ને તેથી જ તેમને સાહિત્યજગતમાં બહુ થોડા જ વિરોધીઓ છે સત્ય પ્રિય ખરું, પણ મીઠાશ વધુ પ્રિય છે. ને તેથી જ તેઓ પોતાનાં મંતવ્યો જાહેરમાં પ્રગટ કરતાં ક્વચિત પાછી પાની કરે. ગમે તેમ પણ તેમના આ લાક્ષણિક સ્વભાવને લીધે તેઓ અનેક સાથે લડેલા આખડેલા આપણા કવિ ન્હાનાલાલના પણ પૂજ્ય અને માન્ય છે

**કેશવલાલભાઈ એટલે વિશાળ દૃષ્ટિબિંદુવાળી, સૂક્ષ્મ અને તલસ્પર્શી વિદ્વત્તા.** તેમની વિદ્વત્તા કેવળ પ્રાંતિક અભિમાનથી જકડાયલી ન રહેતાં ભારતવર્ષના પ્રાંતપ્રાંતની તથા યુરોપના દેશની વિદ્વત્તા સાથે પરિચય સાધે છે, અને તેના ગુણાગુણ શોધે છે. બીજું એ, કે તે વિદ્વત્તા સૂક્ષ્મ હોઈને બહુ ચોકસાઈવાળી પણ છે. કેશવલાલભાઈ જ્યારે ગુ વ. સોસાયટી તરફથી કોષનું કામ કરતા, ત્યારે ફારસી, અરબી અને ઉર્દૂ શબ્દોમાં ચોક્કસ જ્ઞાન માટે વૃદ્ધાવસ્થામાં પણ બાળકના જેટલી ઉત્સુકતાથી અને અરુણના જેટલા ઉત્સાહથી તેઓ મોલ્વીને મિત્ર બનાવી તેમની પાસે કૈં કૈં શીખી લેતા. વિશેષમાં તેમની વિદ્વત્તા તલસ્પર્શી

હોઇને કવિના જીવન તથા કવનનું હાર્દ સમજવા માટે પ્રસ્તુત કવિના પુરોગામી કે અનુયાયી કવિઓનો પણ અભ્યાસ કરવાનું તેઓ ચૂકતા નથી; એટલું જ નહિ, પણ આ સિદ્ધાંતને પોતાનાં ભાષાંતરોની પ્રસ્તાવનાના સંશોધનકાર્યમાં તેમણે એક અટલ ને અચળ નિયમ બનાવ્યો છે; અને તેથી જ તેમની આ પ્રસ્તાવનાઓ, તેમની વિદ્વત્તાના તેજે રગાઇ અનેક વાચકોને આંજી દે છે.

તેમની એ વિદ્વત્તામાં ઇતિહાસની દષ્ટિ છે, ને વ્યવહારની ઝાંખી પણ છે. અનેક કવિઓનો સમય નક્કી કરવામાં તેમણે ભારતના તત્કાલીન ઇતિહાસને જરાયે ઉવેખ્યો નથી. તેમની વ્યવહારદષ્ટિનું પણ એક ઉદાહરણ આપી તેને મૂર્ત બનાવું ! અધ્યાપક ધ્રુવને તેમના એક ગુજરાતી ભાષાંતરમાં અધમ પાત્રોની ભાષા તરીકે અંત્યજોની વાણી વાપરવી હતી. તે માટે પોતે લખેલી ભાષા ગમે તેટલી સારી હોય પણ સ્વાભાવિક ના બને એ શંકાથી તેમણે એક અંત્યજ શિક્ષકને બોલાવી તેની પાસે પોતાને જોઇતી ભાષાની સ્વાભાવિકતા ( naturalness ) લાવવા પ્રયત્ન કર્યો.

કેશવલાલભાઇની વિદ્વત્તા બહુધા વિચરે, પણ વધારે ભાગે તો અર્વાચીન કરતાં પ્રાચીન સાહિત્ય તરફ વધુ નજર રાખે તેવી ખરી. તેમની વિદ્વત્તામાં પુરાતત્ત્વનાં રજકણો છે તેથી કોઇક વખત તો એમ જ લાગે કે સંશોધન એ તેમની વિદ્વત્તાનો અર્ક હશે; તો ક્વચિત એમ લાગે કે રસિકતા—રસાનુસારી ભાષાંતરોને લીધે—તે જ તેમના જીવનનું રહસ્ય હશે. તેમને તો શબ્દબ્રહ્મ એ જ સાચું બ્રહ્મ હોઇ તીર્થયાત્રાની પણ બહુ ઇચ્છા થતી નથી. પણ કદાચ જો તેઓ તીર્થયાત્રાએ જાય તોપણ મૂર્તિપૂજા કરતાં પણ તેમની નજર તો તાડપત્રો, શિલાલેખો, પ્રાચીન ઇતિહાસ કે લોકજીવન તરફ જ હોય.

અધ્યયનની આવી એકાગ્રતાએ કેશવલાલભાઇને ઉપર જણાવ્યું છે તેમ અનેક લાલચોમાંથી બચાવી લીધા. તેઓ બબ્બે વખત અધ્યાપનકાર્ય માટે કચ્છના મહારાવના મમતાભર્યા આમંત્રણને લીધે કચ્છ—ભુજ ગયા, પણ આ અધ્યાપક તે નિરંતર અધ્યાપક જ રહ્યા. અને કદી યે તેમણે શિક્ષકવૃત્તિને સાધન બનાવી રાજતંત્રના હોદ્દેદાર બનવા અન્યની માફક ઇચ્છા સરખી પણ ના કરી. આ જ ધ્યેયથી પ્રેરાઇ તેમણે સુપાત્ર શ્રોતાવર્ગ મેળવવા લોકમતની પણ વિરુદ્ધ જઇને ઉગ્ર અસહકારના સમયમાં, સને ૧૯૨૧—૨૨ માં, ગુજરાત કૉલેજમાં ગુજરાતીના પ્રૉફેસરની પદવી સ્વીકારી. ઘણાને આમાં દેશદ્રોહની ગંધ આવી; પણ સરસ્વતી વિના બીજા બધાને ઉવેખનાર પોતાની દષ્ટિએ અધ્યાપન માટે મળેલી આ અણમોલ તક કેશવલાલભાઈ કાંઇ ગુમાવે ખરા ? તેવી જ નિમણૂક ઍલ્ફિન્સ્ટન કૉલેજમાં સ્વ. નરસિંહરાવભાઇની પણ થયેલી. અને જ્યારે ' નવજીવન 'ના પાને આ બંને સાક્ષરોની શુભ નિષ્ઠાની મહાત્માજીએ ખાતરી આપી, ત્યારે જ તેમની વિરુદ્ધનો લોકમત કંઈક શાંત પડ્યો.

અધ્યાપક ધ્રુવમાં જેવી અભ્યાસની એકાગ્રતા છે, તેવી જ કલહની કાયરતા છે. પહેલાં કહ્યું છે તેમ કોઇનીયે ખફગી કે અપ્રસન્નતા વહોરવી તેમને ગમતી નથી ને તેથી જ આજે પણ પ્રાચીન વિષયો ઉપર ' પ્રેમાભાઇ હૉલ ' માં જાહેર ભાષણો આપનાર કેશવલાલભાઇએ વૃદ્ધાવસ્થાના નિમિત્તે સને ૧૯૨૩ માં ગુજરાત કૉલેજની ડીબેટીંગ સોસાયટી તરફથી ગોઠવાયેલા ' કવિ ન્હાનાલાલનાં કાવ્યો ' ઉપરના ભાષણનું પ્રમુખપદ વિદ્યાર્થીઓની નમ્ર વિનંતિઓ છતાં નહોતું સ્વીકાર્યું, અને તેમને નિરાશ કર્યા હતા. સુયોગ્ય પ્રમુખ

મળવાને અભાવે ભાષણ અગાઉથી જાહેર કરાયલું હોવા છતાં પડતું મૂકવું પડે તેવી સ્થિતિ આવી. અને ઉત્સાહી વિદ્યાર્થીઓએ અન્ય કોઇના અભાવે એક ફેલોને તે પ્રમુખપદ આપી પોતાનું કામ આટોપ્યું.

વિદ્યાર્થીઓ સાથેનો કેશવલાલભાઇનો વ્યક્તિગત સંબંધ બહુ મમતાભર્યો હોય છે; પણ છતાં યે તેમની સાથેનો આ અધ્યાપકનો સામુદાયિક સહકાર બહુ થોડો હોવાથી વિદ્યાર્થી-ગણને તેમની વિદ્વત્તાનાં તેજ બહુ દુઃસહ લાગે છે. કોઇ કે બેદરકાર વિદ્યાર્થી તો કેશવલાલ-ભાઇને પોતાની મુશ્કેલીઓ પૂછવાની પણ હિંમત ના કરે; કારણ કે તેને પોતાની બુદ્ધિનું પ્રદર્શન થવાની બીક લાગતી હોય! ગમે તે કારણો હોય પણ આમવર્ગમાં ભળતા અધ્યાપક રામનારાયણભાઇને સત્કારનાર વિદ્યાર્થીઆલમ ને યુવકવર્ગ કેશવલાલભાઇને સાહિત્યની ઉમરાવશાહીના ઊંચા આસન ઉપર જ બેઠેલા માને છે.

કવિ પ્રેમાનંદ ઉપરનો અધ્યાપક ધ્રુવનો અભ્યાસ બહુ જ અગાધ છે; સૂક્ષ્મ સંશોધન-દૃષ્ટિ, સચોટ સર્વગ્રાહી નજર, તુલનાત્મક પદ્ધતિ અને પદ્યબંધની કસોટીથી તેઓ અણ-ખેડ્યા પ્રદેશોમાં ભમી જાદુગરની માફક અવનવી ને ચમત્કારભરેલી વસ્તુઓ આપણી આગળ ખડી કરે છે. સર્વત્ર તેમનું છેલ્લું સાધન—ઐતિહાસિક દૃષ્ટિથી પણ પર—તેમની પદ્યબંધની કસોટી (metrical test) છે. પદ્યતાન એ તેમનો જાદુઈ રાજદંડ છે; ને તેને જ આધારે તેઓ ત્રણ ત્રણ પ્રેમાનંદોની સૂચના કરે છે. સામાન્ય જનતા વિચારમૂઢ બની આ મંતવ્યોને હસી કાઢે છે, પણ કોઇ તેમની દલીલોના રદીઆ નથી આપતું—આપી શકતું. ધ્રુવ સાહેબ તેમનાં મંતવ્યોમાં બહુ જ ઉદાર હોય છે, ને વાજબી દલીલો તો પ્રતિપક્ષીને મોઢેથી સાંભળવા હમેશાં ઉત્સુક હોય છે પ્રેમાનંદને પણ તેઓ અનૈતિહાસિક રીતે ખોટો યશ આપવા તૈયાર નથી જ હોતા. પ્રેમાનંદ તેમનો માનીતો કવિ છે, છતાં ય તેઓ તેના અવગુણો તરફ આંખ મીચતા નથી. પદ્યરચનાઓમાં ને પ્રેમાનંદના કવિજીવનમાં વખત જતાં નવું જ્ઞાન ઊપજતાં તેમણે પોતાની માન્યતાઓ બેધડક ફેરવી છે, ને પહેલાંની ત્રુટીઓ કબૂલ કરી છે. એક એક શબ્દની વ્યુત્પત્તિ પાછળ કલાકના કલાક કે દિવસોના દિવસ ગાળનાર આ સાક્ષરરાજની ધીરજ કદી યે ખૂટતી નથી, ને ઉત્સાહ ઓસરતો નથી. ગુજરાત અને ગુજરાત બહાર પણ ગુજરાતી ભાષામાં અગેયને વનવેલી (blank verse)ના પ્રયોગ કરી બતાવનાર અધ્યાપક ધ્રુવના જેવો સંસ્કૃત, પ્રાકૃત, ગુજરાતી ને અંગ્રેજી પદ્ય-રચનાનો તુલનાત્મક ને તલસ્પર્શી અભ્યાસ બહુ થોડાનો જ હશે.

અમલદાર પિતાના આ વિદ્યોપાસક પુત્રે મહેસૂલ અમલદારીના કોડ અનુકૂલ સંયોગો છતાં યે જતા કર્યા અને આખુંયે જીવન સરસ્વતીને સમર્પ્યું. મુદ્રારાક્ષસની અંગ્રેજી આવૃત્તિથી તેમણે મહારાષ્ટ્રમાં પણ પોતાની વિદ્વત્તાની નોબત વગડાવી, ને સંશોધનના લેખોથી યુરોપના સંસ્કૃતપ્રિય દેશોમાં પોતાની કીર્તિ સ્થાપી. તેમનામાં સાહિત્યસેવાની અનેકગણી શક્તિઓ છે, અગાધ અને અમેય જ્ઞાન છે, પણ છતાંયે તેમના કેટલાક લાક્ષણિક ગુણોને લીધે તેમણે સામુદાયિક સાહિત્યસેવા બહુ જ થોડી કરી. વર્ષો થયાં પ્રમુખ છે છતાં ગુજરાત વર્નાક્યુલર સોસાયટી જેવી સદ્ધર સંસ્થાને વધુ લોકોપકારક અને લોકપ્રિય ભાગ્યે જ બનાવી શક્યા, કેટલાંય વર્ષો વિદ્યાદાતા ગુરુ તરીકે ગાળ્યાં છતાં વિદ્યાર્થી સંઘનો સાહિત્યશોખ વિશેષ કેળવી શક્યા નહિ; અને સાહિત્ય પાછળ આખું જીવન નીચોવી નાખ્યું, છતાં

ગુજરાતની સાહિત્ય શક્તિને ઉન્નત અને ઓજસ્ભરી બનાવી ભારતવર્ષના અન્ય પ્રાંતોને ગુજરાત તરફ અતિશય આકર્ષી શક્યા નહિ. આ બધું કદાચ તેમની શરમાળ શક્તિઓને અનુકૂળ નહિ હોય? આ અપ્રિય પણ કટુ વચન માટે અધ્યાપક ધ્રુવની મને વણમાગી ક્ષમા મળી જશે એવી શ્રદ્ધા રાખું છું.

અંતમાં, આ વયોવૃદ્ધ સાક્ષરવર્ય તેમના અભિમત માર્ગે હાલ પણ અખંડ ઉત્સાહથી કાર્ય કરી રહ્યા છે. હજુ તેમને ભાલણની કાદંબરીનો ઉત્તરાર્ધ આપવો છે, અને આજે પણ તેમની પ્રિય Post Graduate Studiesની યોજનાનાં તેમને સ્પષ્ટ અને સુરેખ સ્વપ્ન આવે છે. કેશવલાલભાઈ આમ બહુ બહુ કરવાના કોડ ધરાવે છે, અને ભૂતકાળમાં પણ અનેકવિધ કર્યું. હાલ પણ તેઓ યુનિવર્સિટી તરફથી ભાષાશાસ્ત્રવિષયક ભાષણો તૈયાર કરી રહ્યા છે, પણ તે બધુંયે વૈયક્તિક અને વિદ્દ્ભોગ્ય; લોકભોગ્ય કે સામુદાયિક બહુ જ થોડું પણ તેમાં તેમનો દોષ કેમ કદાચ? વિદ્વત્તા કે સાહિત્યશોખ એ કાંઇ કારખાનાનાં બીબાં ના બની શકે. નાનેરાઓને તે સાથ આપે છે, પણ તેને સ્વાશ્રયી બનાવે તેવો. કોઈ સમર્થ ને અભ્યાસશીલ યુવક પણ એક વખત તો તેમની વિદ્વત્તાનાં પ્રચંડ મોજાંના પ્રહાર ખાઇ પાછો પડે; પણ તેમાં કોનો વાંક? અર્ધી સદીનાં તપ કરી વિદ્યાદેવીનાં વર્ચસ્ નીરખનાર એ પરમભક્તને સમજવા તે કેટલું દુર્ઘટ કામ? અને છેવટે તેમની ઉજ્જ્વળ ને અગાધ સાહિત્યસેવા માટે તેમની જનસમાજને જણાતી મર્યાદાઓ તરફ ધ્યાન ન આપતાં સરસ્વતીના એ કોડીલા અને સેવાપરાયણ ભક્તને આપણે નમ્ર અને આદરભરી અનેકાનેક અંજલિઓ અર્પીએ!

શંકરલાલ ગં. શાસ્ત્રી

---

# વિચાર ચંક્રમણ

## ડૉ. પ્રફુલ્લચંદ્ર રૉયના ભાષણ ઉપર કેટલાક વિચારો

પહેલાંના વખતમાં જ્યારે લડાઇઓ થતી ત્યારે તેનાં કારણો ઘણાં જુદાં જુદાં હતાં. ધર્માન્ધતાને લીધે લડાઇઓ થતી; સ્ત્રીઓને લીધે લડાઇઓ થતી; શરણાગતના રક્ષણ માટે લડાઇઓ થતી; કોઇ રાજાના મોટા યશની ઇર્ષ્યા થવાથી લડાઇઓ થતી: પાડોશીનું રાજ્ય પચાવી પાડવાના લોભથી કે ખંડિયા રાજ વધારવાના લોભથી પણ લડાઇઓ થતી: આજે એવાં કારણોથી લડાઇઓ થતી નથી. આજે લડાઇનાં કારણો બહાર ગમે તે આપવામાં આવે, પણ ખરુ મુખ્ય અંતર્ગત કારણ તે આર્થિક કારણ છે. આર્થિક કારણો એ આ જમાનાની લડાઇઓનું ખાસ લક્ષણ છે. એના દાખલા આજથી સો વર્ષ પાછળ દૃષ્ટિ નાખતાં દુનિયાના કોઇ પણ દેશના ઇતિહાસમાંથી મોટે ભાગે જડ્યા વગર રહેશે નહિ. એટલે આપણા યુગને આપણે આર્થિક યુગ કહીએ તો ચાલે.

આ આર્થિક યુગ ઇતિહાસમાં ઘણે અંશે જેમ એક નવીનતા છે, તેમ એ યુગનો

જાલનો છેલ્લો દસકો (૧૯૨૦ થી ૧૯૩૦) તે એ નવીનતાની પણ એક નવાઇ છે આ દસકામાં દુનિયાનું આર્થિક સ્વરૂપ જેવું અને જેટલું બદલાઇ ગયું તેનો ખ્યાલ ગયા દસકાના છેલ્લા વર્ષના છેલ્લા મહિના સુધી પણ કોઇને ભાગ્યે જ આવ્યો હશે ગયા દસકામાં જગતની સ્થૂલ પ્રવૃત્તિઓમાં વીજળીનો પ્રભાવ વધતો આવતો હતો, તે આ દસકામાં સ્થૂળ અને સૂક્ષ્મ પ્રવૃત્તિ માત્રમાં વ્યાપી ગયો લોકના જીવનમાં, તેમની ભાવનાઓમાં અને તેમના વિચારોમાં પણ આ વીજળીનો વેગ પેસી ગયો છેલ્લા પાંચ દસકાઓમાં તો બળદના ગાડાઓથી માંડીને એરોપ્લેન સુધી વેગની પાંચ સ્થિતિ આવી ગઇ એના અનેક મહા પુરુષોએ સમયે સમયે તાણેલો છતાં રબરની પેઠે સ્થિતિસ્થાપક રહેલો હિંદુસ્તાન પણ આ વીજળીના વેગની અસરથી ઓગળવા માંડયો એને છેલ્લી વખત તાણનાર મહાપુરુષમાં ઇશ્વરની આપેલી કોઇ અદ્‌ભુત વિદ્યુત્ શક્તિ હતી આપણા જીવનના આર્થિક ગાડાને દાદાભાઇ નવરોજીએ વરાળનું એન્જિન જોડી રસ્તે ચઢવા કહ્યું ગાંધીજીએ વગર એન્જિને વિદ્યુત્‌થી ચાલવાનો રસ્તો કરી તેને ચલાવ્યું અને દોડાવ્યું ગૂજરાતમાં જન્મેલા આ બે મહાન હિંદીઓ તે હિંદુસ્તાનના આર્થિક આકાશના બે ધ્રુવતારક

આ દસકો શરૂ થયો તે પહેલાં તરત જ આર્થિક કારણોથી ઊભું થયેલું જગતે કદી ન જોયેલું, મહાન યુદ્ધ પૂરું થયું આ યુદ્ધે દુનિયાના આર્થિક જીવનના એકલા સ્થૂલ દેહને જ નહિ પણ સૂક્ષ્મ દેહને પણ બદલ્યો કોઇએ સ્વપ્નમાં પણ ન ધારેલી એવી ઉથલપાથલો થઇ એ સર્વનું પરિણામ તે આ દસકો લોકના સામાન્ય વપરાશની તમામ ચીજોની આ દસકામાં થયેલી વધઘટના રેખાનકશા (graphs) લઇને જુઓ તો ગૌરીશંકર શિખર (માઉન્ટ એવરેસ્ટ) થી માંડીને મુંબાઇની મલબાર હીલની ટોચ સુધીના અસંખ્ય શિખરો ચીતર્યાં હોય એવું લાગશે રૂ કાપડ, સતર અનાજ, બીઆં, ધાતુઓ વગેરે અનેક ચીજોમાં અકલ્પ્ય કહ્યું ન કરે તેવી વધઘટની ઉથલપાથલ થઇ ગણતરીબાજ અર્થશાસ્ત્રીઓ આમાં ગુંચાયા, ભૂલ્યા, ડાહ્યા ગાંડા કહેવાયા ગાંડા ડાહ્યા કહેવાયા ૧૯૧૯–૨૦ માં ગણતરી નહિ પણ નસીબ કે તુરંગ જે કહો તેને વશ થઇ 'રોકડું કરીને બેસી રહો" એમ માનનારા તે સાહસિક ગણતરીબાજ અર્થશાસ્ત્રીઓ 'પૈસો રોકતા નથી આવડતો, આઠ આના વ્યાજ તો ડોશીઓ યે ઉપજાવે છે" એમ કહી ગાંડામાં ગણતા એ ગણતરીબાજો આજે ગાંડા ઠરે છે એ રોકડું કરી બેસી રહેનાર 'ડોશીઓ' આજે જુવાન બની ચાલે છે ને ડાહ્યામાં ઠરે છે આ અસાધારણ આર્થિક પરિવર્તનના દસકામાં દુનિયાના બધા દેશોની જોડે ઘણે અંશે સરખી સ્થિતિ થઇ છે, એમ આજે દેખાય છે એટલે કોઇ પણ દેશના ડાહ્યા ગણાતા ગણતરીબાજોની ધારણાઓ ઊંધી પડી ગઈ છે કામ વગર રખડતા માણસો દરેક દેશમાં વધતા જાય છે તેના ઉપાયો યોજવામાં આજસુધી બધા દેશના ગજકર્તાઓ અશક્ત નીવડયા છે × જગતના આખા યે સમાજજીવનમાં કોઈ અસાધારણ પરિવર્તન થાય તો જ આજના આ અગમ્ય પરિવર્તનનો પાર પમાય, એમ કેટલાક માને છે. સામાન્ય વેપારીઓ લડાઇની મોંઘી તેજી પછીની મોંઘી મંદી આને કહે છે વેપારીઓમાં સાધારણ માન્યતા છે કે તેજી માણસ બનાવે છે, મંદી ઇશ્વર મોકલે છે એ રીતે જોતાં આજના આ આર્થિક પરિવર્તનકાળનો પાર આજ સુધી તો એકનો ઇશ્વર જ જાણતો હોય એમ લાગે છે

× અડધા લોક બેકારીનો પ્રશ્ન ઉકેલવા મથે છે ત્યારે અડધા મજૂરી બચે તેવા યંત્રોની શોધમાં પડયા છે એનો મેળ કયાં મળવાનો?

## ઉદ્ધારનો મહામંત્ર સ્વદેશી

દુનિયાના આ વિચિત્ર આર્થિક દમકાની અસરમાથી હિંદુસ્તાન કેમ બચે ? હિંદુસ્તાનમા અન્ય દેશોને મુકાબલે ઘણી આર્થિક વિચિત્રતાઓ છે, જેની વિગતમા ઊતરવાનો અહીં સમય નથી પણ એ વિચિત્રતાઓએ હિંદુસ્તાનનો આર્થિક પ્રશ્ન અન્ય દેશો કરતા વિચિત્ર અને જુદો જ બનાવ્યો છે હિંદની પરાધીનતાએ એની મુશ્કેલીએમા આવે સમયે વધારો કર્યો એની કુદરતી ભૌતિક સપત્તિએ એને યુદ્ધમા સપડાયલી યુરોપીય પ્રજાઓ જેવી ખરાબીમાથી બચવામા સહાય કરી એની ધમાતા ધમાતા રહી ગયેલી સસ્કૃતિના તેજબળે અનેક પ્રકારની અવનતિમાથી એને બચાવી ઉન્નતિના માર્ગે ચઢવા શક્તિ ટકાવી રાખી આવા ભારે જીવનકલહના યુગમા, આવા કટોકટીના સમયમા હિંદને એના મહાપુરુષોએ ઉદ્ધારનો જે મહામત્ર બતાવ્યો તે 'સ્વદેશી' દુનિયામા ઘણા દેશોએ આ મહામત્રની ઉપાસના હઠયોગની પેઠે ઉગ્ર રીતોથી સ્વદેશીના રક્ષણ માટે જકાતો નાખીને કરી છે, અને તેમા સફળતા પણ મેળવી છે. હિંદુસ્તાન એની પરાધીનતાને લીધે કોઇ પણ કાર્ય ઉગ્ર રીતોથી સાધી શકે તેમ નથી એટલે એને માટે તો શાત ઉપાસના—સ્વદેશીને માટે જનસમાજનો પ્રેમ જાગ્રત કરવો એ જ રીત ઉત્તમ છે બ્રિટિશ રાજ્યની શરૂઆતથી આજ સુધી રાજતત્રની પદ્ધતિમા ઘણા ઉપર ઉપરના ફેરફાર થયા પણ એ રાજતત્રની આર્થિક નીતિમા ઇસ્ટ ઈંડિયા કપનીના બૉર્ડ ઑફ ડાયરેક્ટર્સમા અને હાલની રાજપદ્ધતિમા બહુ જ ઓછો ફેરફાર થયો છે પિટ, મોર્લી કે મોન્ટેગ્યુ એમા કાઇ ભારે ફેર કરી શક્યા નથી વેજવૂડ બેન કે મેકડોનલ્ડ પણ શુ કરે છે તેનો ન્યાય ભવિષ્ય કરશે એટલે રાજકર્તાનો દેશ વેપારી તત્ત્વથી ભરેલો હોય ત્યારે તેમના આધીન દેશને પોતાની આર્થિક ઉન્નતિ માટે સ્વદેશીની આવી શાત ઉપાસના સિવાય બીજો ઇષ્ટ માર્ગ નથી અને એમા જ આર્થિક તેમજ બીજી બધી ઉન્નતિ સમાયલી છે 'સ્વદેશી' અને 'બહિષ્કાર' એ બન્નેની અસર દેખીતી ભલે એક લાગતી હોય, પણ એક પ્રેમનું સ્વરૂપ છે, જ્યારે બીજુ આવેશનુ સ્વરૂપ છે બન્ને પાણી છે પણ એક નદીનું નિત્ય વહેતુ અમૃતમય પાણી છે, જ્યારે બીજુ તળાવનુ બાધેલુ પાણી છે નદીના પાણીમા ઋતુ પ્રમાણે વધઘટ થાય, પણ તે નિર્મળતા સાચવે, તળાવના પાણીને સુકાઈ જવાનો ભય, અને દ્વેષરૂપી જીવાત થવાનો પણ ભય

## ડૉ. પી. સી. રાયનું ભાષણ

થોડા વખત ઉપર સર પી સી રાયે મદ્રાસમા સ્વદેશીનુ પ્રદર્શન ખુલ્લુ મૂકતા આપણા દેશના આર્થિક પ્રશ્નો સંબધી કેટલાક મનનીય વિચારો દર્શાવ્યા હતા એ વિચારો આખા હિંદને અને ખાસ કરીને પ્રાતિક દૃષ્ટિએ ગુજરાતને વિચારવા યોગ્ય છે સામાન્ય રીતે કોઈ બગાળી જ્યારે આખા હિંદને માટે બોલે છે ત્યારે લગભગ પચોતેર ટકા તે બગાળને ઉદ્દેશીને જ બોલે છે પણ સર પી સી રાય જેવા નિરભિમાન સાધુ પુરુષ તો ખુલ્લુ કહી જ દે છે "હુ તો બગાળને લગતા દાખલા આપુ છુ " હિંદુસ્તાન એક સંસ્કૃતિવાળો છતા પણ ભિન્ન ભિન્ન પ્રાતિક સસ્કારિતાવાળો એક દેશ નહિ પણ ખડ છે. એટલે બેગાળેગી પોતાના પ્રાતને ઉદ્દેશીને વાત કરવી એ દોષ હોય તો પણ ક્ષમ્ય છે એટલે ગુજરાતની કેટલીક ખાસિયતોને લક્ષ્યમા રાખી કોઇ કાઇ કહે તો ગર્વ કે આત્મશ્લાઘા છે એમ ધારવુ તે ભૂલ છે

ડૉ. રાય કહે છે :—

"બહિષ્કાર શબ્દ મને ગમતો નથી. એમાં પરદેશીનો માલ ન લેવાના નિશ્ચયમાં તેને આર્થિક પીડા કરવાનો ઈરાદો હોય છે. એના ગજવા ઉપર કાતર ફરે એટલે એનું મગજ ઠેકાણે આવે અને આપણને અનુકૂળ બને. એટલે અમુક કાર્ય વખતપૂરતું સિદ્ધ કરવાનું તે શસ્ત્ર છે. પણ તે હમેશ ટકતું નથી. સ્વદેશી હમેશાં ટકે છે. કારણ કે તે પોતાના જ દેશમાં બનેલી વસ્તુના પ્રેમમાંથી ઉત્પન્ન થાય છે. હું સ્વદેશી છું. સ્વદેશી મારો ધર્મ છે. પરદેશથી લાવવી પડતી ચીજો દેશમાં બનાવવી એ મારા જીવનનું ધ્યેય છે. એમાં રાજકીય વિચારોથી હું તણાતો નથી."

આજના સ્વદેશી વાતાવરણમાં દેશમાં કેવી જાગૃતિ આવી છે તે કોઈથી અજાણ્યું નથી. ડૉ. રાય કહે છે :—

"વિદેશી સીગારેટને બદલે દેશી બીડીનો ઉપયોગ એટલો બધો વધ્યો છે કે તેને લીધે કામ વગર રખડતાં અને લૂટફાટ કરતા કલકત્તાના અસંખ્ય ગુંડાઓ બીડી વાળવાના કામમાં રોજનો રૂપિયો પેદા કરે છે. * * * હિંદુસ્તાનમાં વર્ષે ત્રણથી ચાર કરોડ રૂપિયાની સીગારેટ આવે છે."

હાલના સ્વદેશીની ભાવનાના સમયમાં મોજશોખની વસ્તુઓનો સમાજે જે ત્યાગ કર્યો છે તેનો આ એક ઉત્તમ નમૂનો છે. મુંબઈ અને બંગાળ ઇલાકા દેશી બીડી વાપરતા થઈ ગયા છે તે સત્ય જ છે. ઘણે ભાગે મદ્રાસ ઇલાકા સિવાય આખા હિંદમાં દેશી બીડીનો વપરાશ વધ્યો છે. કહેવાય છે કે મુંબઈ ઇલાકામાં અત્તર આદિ મોજશોખની તમામ વસ્તુઓની આયાત પહેલાં કરતાં પચોતેર ટકા ઓછી થઈ ગઈ છે. એ અસાધારણ પરિવર્તન નથી?

## અંગ્રેજી રાજ્યનું અનર્થશાસ્ત્ર

વિદેશી કાપડ અને ખાંડ મળીને પરદેશથી સિત્તેર કરોડ કરતાં પણ વધારે રૂપિયાનો માલ આવે છે. ડૉ. રાય લખે છે:—

"બંગાળમાં કાપડ માટે વપરાતું બધું સુતર નવરાશના સમયમાં સ્ત્રીઓ જ કાંતતી. ઈ. સ. ૧૬૬૬ માં હિંદી મલમલ ઇંગ્લંડમાં પહેલવહેલી ગઈ. નૂરજહાં બેગમના ઉત્તેજનથી ઢાકાની મલમલ વિખ્યાત થઈ. અને હિંદુસ્તાનના રાજાઓ અને અમીરોમાં પ્રિય થઈ. એ મલમલ એવી ઉત્તમ થતી કે એને "આંખોનો ઉચ્છ્વાસ" અગર તો "વાયુ સુંદરી" "વહેતું પાણી" "શબનમ" "સવારનું ઝાકળ" એવા નામ અપાતાં. ઘેરે ઘેર કાંતવાનું ચાલતું. ૧૮૨૪ માં વિદેશી સુતર આવ્યું ત્યારથી એને ધોકો લાગ્યો. અને ૧૮૨૮ થી પડતી થઈ * * * ગામડામાં ઘેરે ઘેર ચાલતો આ ઉદ્યોગ સાઠ વર્ષમાં હતો ન હતો થઈ ગયો, બીજાઓને લાભ ગયો." * * * "એ જ પ્રમાણે ખાંડમાં થયું. છેક ૧૮૭૨ સુધી બંગાળ પોતાની જરૂરિયાત ઉપરાંત ખાંડ અને ગોળ બહાર મોકલતું. * * * આજે જાવાથી પંદર કરોડની ખાંડ દેશમાં આવે છે. તેમાં અડધોઅડધ બંગાળ ખાય છે."

કાપડની બાબતમાં ડૉ. રાય બંગાળનાં યશોગીત ગાય છે તે સત્ય છે. એ વખતે આખો હિંદ પણ એવો જ ઉદ્યોગી હતો. ગૂજરાતના કીનખાબ અને જરી તથા રેશમનું કામ ઢાકાની મલમલની પેઠે જ પંકાતું. ઝીણી મલમલના અમદાવાદમાં બનેલા તાકા બાદશાહોને નજર થયેલા છે. ખંભાત એક વખત 'દુનિયાનું વસ્ત્ર' કહેવાતું એટલું કાપડ ત્યાંથી ચડતું. ૧૬૫૬ માં ખાસ ઢાકાની મલમલનો ઇંગ્લંડમાં ઉલ્લેખ હશે પરંતુ ગૂજરાતી વેપારીઓ આખા હિંદમાંથી ઉત્તમ કાપડ લાવી બંદરોથી યુરોપ ચડાવતા. ૧૬૬૬ પહેલાં ઘણા કાળથી એ મલમલ પશ્ચિમના દેશોમાં જાણીતી હતી. ૧૮૨૦ માં ડૉ. ગીલ્બર્ટ પહેલવહેલો વિલાયતી

સૂતર કાપડ ગૂજરાતમા લાવ્યો એ 'દાકતરી સૂતર કાપડ' આવતા હાથકતામણ બંધ પડયુ પણ ગૂજરાતનુ સાહસ સમય ચેતી ગયુ વિલાયતી યાત્રિક રીતે જ વિલાયતીને હઠાવવા એણે ત્રણ જ દસકામા પ્રયત્ન આદર્યો યંત્ર અને હાથકામના લભાલાભ ક્ષણવાર બાજુએ રાખીએ આજે ગૂજરાતે સ્વદેશી કાપડ હિંદને પુરુ પાડવામા શુ કર્યુ છે તે સર્વ જાણે છે ઢાકામા કોઈ કોઈ આજે પણ વિલાયતી ૩૦૦ નબરના સૂતરમાથી મલમલ કાઢે છે મુબાઇ અને અમદાવાદની મિલો આ દસકામા વિદેશીની સાથે બેસે એવુ કાપડ કાઢી રહી છે 'ન્યનસુખ' અને 'સુદરીના ઉચ્છ્વાસ' બંધ થઈ ગયા પણ આજે કેટલીક મિલ 'વણેલી હવા' કાઢે છે

ખાડ માટે લખીને આગળ ડૉ રાય લખે છે —

It will thus be seen that though we have been close upon two centuries under British rule economically we are retrogressing day by day, in spite of the much advertised **Pax Britanicca** and the costly Royal Commissions with which unhappy India is so often saddled Witness the Royal Agricultural Commission which for all practical purposes has come to nothing except the creation of a few fat berths "

મોજશોખ માટે લખતા જજ કોર્ફર્ડના ઉતારા લઈ ડૉ રાય લખે છે કે —

"અર્થશાસ્ત્રના અભ્યાસીને બીજા પ્રાતો કરતા સરખામણીમા મદ્રાસ ઈલાકો ગરીબ લાગે છે, છતા મદ્રાસ શહેરમા જુઓ જ્યારે મોટરોની ધમાલ જોઈએ ત્યારે મદ્રાસને કોણ ગરીબ કહેશે ? 'ભવિષ્ય તરફ જુઓ તો દસ મોટર દોડાવનારમાથી એક પણ મોટર રાખવા જેટલી શક્તિવાળો કે ધનવાન નથી એ જણાઈ આવશે આ વાકય જજ કોર્ફર્ડે લેના દેણા માટે પણ કહ્યુ છે એ કહે છે, કે વર્ષે ૧૫૦૦ પૌંડ કમાનાર જજને ખાનગી બીજી મિલકત ન હોય તો મોટરકાર રાખવાનો હક નથી કારણકે તે તેની શક્તિની બહાર છે કોર્ટમા આવતા માણસો માટે એ જજ કહે છે કે 'ઘણા લોક શક્તિ ઉપરવટ ખર્ચ કરે છે As has been said, people marry on credit and live on judgment summonses ' આગળ એ જજ લખે છે "એક કામ કરનાર નોકરી ૪ શિલિંગ ૧૧½ પેન્સના હાથના મોજા પહેરે, એક પૌંડના જોડા પહેરે, ૧૩ શિલિંગ ૧૧ પેન્સની ટોપી પહેરે અને પાચ ગીનીનો કોટ પહેરે ત્યારે મારા હૃદયને આઘાત થાય છે '

ડૉ રાય લખે છે કે —

"જો આ વાત ધનવાન ઈન્ગ્લડને માટે બોલાય છે તો પછી માથા દીઠ બે આનાની આવકવાળા આપણા ગરીબ દેશને કેટલી ભયકર રીતે લાગુ પડે ! આપણા જુવાનિયાઓને આજના મોજશોખની જે લગની લાગતી જાય છે તે ક્ષયરોગના જતુઓ માણસનુ જીવન તત્ત્વ ચૂસી લે એના જેવુ લાગે છે ' * * * 'ફળદ્રૂપ બગાળમા અનાજનો ટોટો ન હોય એમ કોઇ ધારશે * * * પણ હિંદુસ્તાનમા ચોખાની વપરાશ ૩૩૫૧૦૦૦૦ ટનની છે અને ચોખાનો પાક ૩૨૦૦૦૦૦ ટન થાય છે એટલે બ્રહ્મદેશમાથી ચોખા ન આવતા હોય તો ભયકર પરિણામ આવે '

આ શબ્દોમા કેટલુક બગાળને માટે અને કેટલુક હિંદુસ્તાનને માટે સત્ય છે અને તે મનન કરવા યોગ્ય છે આ દસકાની શરૂઆતમા મોજશોખ અસાધારણ વધ્યા કેટલીક કોમો તો મોજશોખમા એવી ચઢી કે કયા અટકશે તે કહેવુ મુશ્કેલ હતું શરીરશુદ્ધિ અને ચોખવટ એ આપણે બહુ અગત્યની ચીજ છે 'ટૉઇલેટ' મોજશોખની વસ્તુ છે તેમ જ

સૌંદર્યવૃદ્ધિ માટે જરૂરી છે, છતા આ બધુ સસ્તી દેશી રીતોથી શોધવા કેટલા પ્રયત્ન થયા ? આ દસકાની શરૂઆતમા તો આવી વસ્તુઓ સ્વદેશી હોય તો ઘણા સુધરેલા અને શહેરી કુટુબોમા તેનો તિરસ્કાર થતો દશ આનાથી માડી એક રૂપિયાની એક ગોટી મળે એવા મોઘા વિદેશી સાબુ એક માણસ બે ચાર દિવસમા પૂરા કરે એવા દાખલા ખોળવા મુશ્કેલ નથી એક આનાના આબળા ચીકાખાઇથી આખુ ઘર નાહી સ્વચ્છ થાય એ હવ મિથ્યા ફડાકૂટ લાગે છે રેશમી કે ગરમ કપડુ આઠ અને બાર આના ધોલાઇ આપી વૉશિંગ કપનીમા ધોવરાવાય અને સોધા સસ્તા અરીઠાનો ઉપયોગ कृतपानामरिष्टकैः એવા વાક્યો સ્મૃતિકારના થોથામા રહે વિદેશી દતમજનોને ઉતારી પાડવાનો ઇરાદો નથી પણ બાવળ કે લીંમડાના તાજા લીલા દાતણમા કે માદા સ્વચ્છ મીઠામા તેનાથી કોઇ રીતે ઉતરતા ગુણ નથી એ કોણ ધ્યાનમા લે છે ? પૈસાની દાતણની સોટીમાથી બે દિવસ કે ત્રણ દિવસ આખુ ઘર દાતણ કરે એક કે સવા રૂપિયાની દતમજનની શીશી ઘરમા માણસ દીઠ જોઇએ અને દરકને જુદા એક રૂપિયાના પ્રોફીલેક્ટિક બ્રશ જોઇએ એનો હિસાબ કાઢો આવુ આવુ ખોળતા ઘણુ જડે તેમ છે વિદેશી સ્વીટ ચોકોલેટ વગેરેમા થતુ ખર્ચ તો અસહ્ય જ લાગે ચાર વર્ષ ઉપર અમદાવાદ સ્ટેશને પોતાના છોકરાને રડતો છાનો રાખવા માટે એક વાણિયણે કહ્યુ કે છાનો રહે તને ટૉફી અપાવુ ' ત્યારે તો હુ બે ક્ષણ થભી જ ગયો અને મને લાગ્યુ, કે હવે જમાનો ખરેખર બદલાયો પણ આવા પરિવર્તનોને વખતે રક્ષણ માટે ઇશ્વર કોઇ ને કોઇ સતને મોકલે છે એ હિંદુસ્તાનનું સદ્ભાગ્ય છે આ દસકાની શરૂઆતમા આર્થિક વહાણ ધનની ક્ષણિક રેલછેલવાળા સમુદ્રમા પૂરજોસમા મોજશોખમા ઝોલા ખાતું હતુ તેને ખબર નહોતી કે દસકો પૂરો થતા કયા ખડકને અથડાવુ પડશે ભરતી ગઇ ને ઓટ આવ્યો આવકો અને મોટા નફા ગયા મોજશોખ અને ખર્ચો તો એના એ રહ્યા આ સ્થિતિમા સમાજના ડૂબતા વહાણને ગાધીજીએ તાર્યું એ હિંદુસ્તાનના મોટા ભાગ્ય

તેલી બીયા માટે ડૉ રાય લખે છે —

' હિંદુસ્તાનમાથી નીકાશ થતા ૨૬¾ કરોડ રૂપિયાના તેલી બીયામાથી ૧૪ કરોડના બીયા ( ખાસ કરીને મગફળી ) મદ્રાસમાથી જાય છે એનો જ્યારે હુ વિચાર કરુ છુ ત્યારે રસાયણ શાસ્ત્રી તરીકે મને ઘણુ દુ ખ થાય છે આ બીયાનો ¾ ભાગનો ખોળ બને છે અને તેથી ઢોરના ખોરાક માટે અને ખાતર માટે દેશને કેટલુ નુકસાન ખમવુ પડે છે તેની ગણતરી થઈ શકતી નથી વળી એમાથી ( મગફળીનાથી ) જે તેલ કઢાય છે તેને હાઇડ્રોજનવાળુ કરીને હૉલેડ અને બેલજિયમથી ' વેજીટેબલ ઘી થઇને વધારે કિંમત આપી આપણે લઇએ છીએ How utterly helpless we are ' "

ચામડા કેળવવાના ઉદ્યોગ માટે ડૉ રાય બહુ કકળે છે એ કહે છે —

' કલકત્તાના પરામા ચીના લોક અને જાટ મુસલમાનોની નાની નાની ૨૫૦ ટેનરીઓ ચાલે છે અને સારુ કમાય છે આપણા કાલેજની છાપ ધરાવતા યુવાનો રૂપિયા ૨૫ કે રૂપિયા ૩૦ ની નોકરીની આશામા ગોથા ખાય છે તે કરતા આવુ કામ કરે તો પણ કેટલુ સારુ ! કલકત્તા યુનિવર્સિટી સેકડો M Sc B Sc અને D Sc પ્રતિ વર્ષ કાઢે છે એ કેવા નિરાધાર બાળક જેવા લાગે છે ! અને આવુ કાઈ સાહસ ન હોવાથી ક્ષુદ્ર નોકરી માટે ટળવળે છે ! '

આગળ ચાલતા લખે છે કે —

"ત્રણ વર્ષની સખત નોકરીમાંથી બચાવેલા ૮૦૦ રૂપિયાથી મેં બંગાળ કેમીકલ વર્કસની શરૂઆત કરી. એનો એક જ હેતુ હતો, કે કેમિસ્ટ્રી લઈ યુનિવર્સિટીમાંથી બહાર નીકળેલાને (Chemists manufactured in our universities) ધંધો મળી રહે."

વેપાર માટે કૉલેજિયનોની નાલાયકાત

આ પરિસ્થિતિનો ઉપાય બતાવતાં ડૉ. રાય હાલની ઊંચી કેળવણીની સખત ઝાટકણી કાઢે છેઃ—

"કૉલેજમાંથી ઉત્તીર્ણ થયેલા જુવાનને વેપાર કરવા બેસાડો. એને એક તો મોટી મૂડી જોઈશે. દરેક સાહિત્યથી ગોઠવેલી મોટી જગ્યા મોટા શહેરમાં સારા લત્તામાં જોઈશે. બહાર મોટર ગાડી રાહ જોઈ ઊભેલી જોઈશે. એને પહેરવા માટે યુરોપી રીતે સીવેલા વિલાયતી કપડાં જોઈશે. No wonder, such a nincompoop should rot all his life as a clerk drawing the respectable sum of Rs. 25 per month—આવો મંદ મતિનો રૂ. ૨૫) ના માનવંત પગારમાં જીંદગીભર સડે તેમાં નવાઈ નથી. એન્ડ્રુ કારનેગી તાર વહેંચનાર છોકરો હતો તે અમેરિકામાં મોટો કરોડપતિ અને દાનવીર થયો. તે પોતાની વાત કહેતાં લખે છેઃ 'આપણા યુવાનો પોતાની જીંદગી છેક હલકામાં હલકી નોકરીથી શરૂ કરે તો સારું. એમને ધંધો શરૂ કરતા પહેલાં તો ઝાડુ કાઢવાનું સોંપવું જોઈએ. હું પોતે પહેલા ઝાડુ કાઢતો.' હેનરી ફૉર્ડ અને કૅડકનો માલિક ઈસ્ટમન કૉલેજની ઉપાધિ મેળવવા ગયા નહોતા. તેઓ કહે છે, કે કૉલેજની ડીગ્રી ધંધા ઉદ્યોગના જીવનમાં હરકત રૂપ છે અને તે સર્જનશક્તિ તથા સાહસવૃત્તિને હણી નાખે છે. વળી દુનિયાના મોગમાં મોટા સાબુ બનાવનારનો દાખલો લઈએ. લૅંકેશાયરના એક ગાંધીની દુકાને એક છોકરો કાંટા ઉપર બેસી રહેતો. એની આંખમાં ચળકાટ સિવાય એનામાં કાંઈ આકર્ષણ નહોતું. એની આંખવાળો છોકરો સાધારણ તો ન જ રહે. આ માણસ તે વિલિયમ લીવર જે ભવિષ્યમાં મોટો ધનવાન અને સાબુ બનાવનારનો શિરોમણિ વાઈકાઉન્ટ લેવરહ્યુમ થયો. એણે થોડી પ્રાથમિક કેળવણી જ લીધી હતી. * * * જમશેદજી તાતા એલ્ફીન્સ્ટન કૉલેજમાં જઈને તરત જ ઊઠી ગયા હતા. એમને વીજળી કે ધાતુ વિષે કાંઈ જ્ઞાન નહોતું, છતાં વીજળી અને લોખંડનાં મોટામાં મોટા કારખાનાં આપણા દેશમાં એમણે કાઢ્યાં અને કલકત્તામાં સર હુકમચંદે લોખંડનું કારખાનું કાઢ્યું છે; પણ સર હુકમચંદ વીજળી કે લોખંડ ગાળવાનું જ્ઞાન ધરાવતા નથી એમ કહું તો તે ખોટું નહિ લગાડે. અને સર રાજેન્દ્રનાથ મુકરજી એન્જીનિયરીંગ કૉલેજમાં B. E. ની ડીગ્રી લઈ નીકળ્યા હોત તો બંગાળનો દિવસ અવળો આવત. અને બંગાળના અગ્રેસર વેપારઉદ્યોગના નેતા થવાને બદલે જીલ્લા ઈજનેર થઈ રૂ. ૬૦૦) નો પગાર ખાત."

આમ લખ્યા પછી ડૉ. રાય મલાયામાં તામીલ અને બીજી વસ્તીને ચીનાઓ બહુ ભણેલા ન છતાં કેવા હરાવે છે તેનું વર્ણન કરી લખે છેઃ

"તામીલ તો કુલી તરીકે જઈ જીંદગીભર કુલી જ રહે છે. ચીના કુલી તરીકે આવી જમીનદાર અને વેપારી થઈ જાય છે. 'Scholarly China has failed to produce industry' * * * 'This further illustrates that academic culture creates only swelled-head-do-nothings.—કૉલેજની કેળવણીથી ફુટેલ ભેજાંના એદી ઉત્પન્ન થાય છે."

બેકારીની બાબતમાં ડૉ. રાય માને છેઃ—

"મિલો અને બીજા ઉદ્યોગોમાં ફક્ત વીસ લાખ માણસો રોકાય છે. એમાં મૂડીવાળાનાં ખીસાં તર થાય છે અને મજૂરો ગંદી ચાલીમાં સડે છે. એને લીધે બાળકોનું મરણપ્રમાણ એમનામાં હજારે ૪૦૦ થી ૫૦૦ જેટલું છે. બંગાળમાં ચોખાની મિલો થઈ તેમાં કેટલાય મૂડીદારો તર થયા. પણ હજારો વિધવાઓનો રોટલો ગયો. ગઈ સદીના ઉત્તરાર્ધમાં મેન્ચેસ્ટરના

અર્થશાસ્ત્રીઓ એવા ભ્રમમાં રહ્યા કે દુનિયાના બધા દેશો હમેશ પછાત રહેશે અને તેઓ કાચો માલ પેદા કર્યા કરશે; ને લેન્કેશાયર તેમને તૈયાર માલ બનાવી આપશે. પણ આજે હિંદુસ્તાનની વાત બાજુએ મૂકો તો પણ ચીન, જાપાન અને યુરોપના દેશોમાં કાપડની મિલો થઈ છે અને પરિણામે બેકારીનો સવાલ ઉકેલવા માટે વ્હાઈટ જ્યોર્જ અને મૅકડોનલ્ડની બુદ્ધિની ખરેખરી કસોટી થઇ રહી છે."

આ પરિસ્થિતિના ઉપાય તરીકે કેટલાક વધુ યુનિવર્સિટીઓ કાઢવાની ભલામણ કરે અને નવા ગ્રેજ્યુએટો વધાર્યે જાઓ એટલે બેકારી ઘટશે એમ કહે છે. ડૉ. રાય કહે છે:—

"છેલ્લાં થોડાં વર્ષોમાં મદ્રાસ ઇલાકામાં બે નવી યુનિવર્સિટીઓ થઈ. અને એ યુનિવર્સિટીઓ કાઢનારાના ડહાપણ માટે મને ભારે શંકા છે." "સંયુક્ત પ્રાંતોનો દાખલો લ્યો. પહેલાં અલાહાબાદ યુનિવર્સિટી એકલી આખા પ્રાંતમાં ગ્રેજ્યુએટો પકાવતી હતી. આજે અડધો ડઝન યુનિવર્સિટીઓ ઊગી નીકળી છે તે ગણાવવાની જરૂર નથી."

આગળ ચાલતાં ડૉ. રાય જે. એમ. કુમારપ્પાનો અભિપ્રાય લખે છે:

"યુનિવર્સિટીઓમાંથી નીકળેલા આવા ભણેલાઓ બુદ્ધિમાં અધકચરા હોય છે અને બેકારીમાં વધારો કરી ભણેલા બેકારોનો એક એવો વર્ગ ઊભો કરે છે, કે જે કામ માટે તે કેળવણી પામેલા હોય છે તે કામ માટે નાલાયક હોય છે અને અસંતુષ્ટ રહી અસંતોષ ફેલાવી વિચારોમાં છેલ્લે પાટલે જઇ બેસે છે."

## ગૂજરાતની સ્થિતિ

આ બધા વિચારો આપણે ગૂજરાતની દૃષ્ટિએ ખાસ મનન કરવા જેવા છે. ડૉ. રાયે જે ભણેલો વેપાર કરવા નીકળે તેનો દાખલો આપ્યો તે બંગાળ અને બીજા પ્રાંતોને લાગુ પડે છે. ગૂજરાતને લાગુ પડે તેમ નથી. ગૂજરાતી વેપારી કોમના લોહીમાં ઉદ્યોગ એવો તો ઓતપ્રોત થયો છે કે ડૉ. રાયે આપેલા ચિત્રથી તેનું ચિત્ર જુદું જ છે. ડૉ. રાયે ગૂજરાતી વેપારીઓની પરિસ્થિતિ જોઇ હોત તો તે આ વાત આખા હિંદને માટે ન લખત. એનું કારણ ગૂજરાતે પોતાની સરકારિતા પ્રાચીનકાળથી જુદી જ રીતે ઘડી છે. ડૉ. રાય કારનેગીનો મત ટાંકીને લખે છે તેમ ગૂજરાતી વેપારીનો છોકરો પંડિતને ત્યાં ભણવા ભાગ્યે જ જતો. ધૂળીઆ નિશાળે કક્કો, બારાખડી, આંક ને લેખાં શીખી શરાફ કે વેપારી પેઢીમાં ગુમાસ્તો રહેતો. આ ગુમાસ્તાને, કારનેગી કહે છે તેમ, પહેલુ દુકાન વાળવાનું સોંપાતું. સેંકડા રૂપિયાની કોથળીઓ ઊંચકવી પડતી. એની પરીક્ષા કરવા શેઠ એને પોતાના ઘર માટે શાક લેવા મોકલતા. બહારના હેરાફેરા અને હૂંડીઓ દેખાડ કરવાનું અને ભરી આવવાનું કામ સોંપાતું. અડધું કે એક વરસ આમ 'ટીચાયા' પછી તેની હોશિયારી પ્રમાણે તેને ચોપડા વગેરેનું કે બીજું જોખમદારીવાળુ કામ સોંપાતું હતું. આમ, કેળવાયલો જુવાન પોતે સ્વતંત્ર કામ કરતો ત્યારે તેને કોઇ પણ કામમાં શરમ આવતી નહિ. સામાન્ય વ્યવહાર-કુશળતા—sound common sense કેળવાતી. આથી જ ગૂજરાતે પોતાના વેપાર ઉદ્યોગમાં કોઇ જગ્યાએ પરદેશીઓને નથી પેસવા દીધા; અને હિંદુસ્તાનમાં વેપાર ઉદ્યોગનાં ક્ષેત્રમાં આગળ પડતો ભાગ લીધો છે. આ વાત એટલી ઉઘાડી છે કે તેની વિગતમાં ઊતરવાની જરૂર નથી.

કારનેગી, ઇસ્ટમેન, વાઇકાઉન્ટ લેવરહ્યુમ, ફોર્ડ, સ્વતંત્ર દેશમાં જન્મેલા. એટલે એમનાં આખાં કાર્યક્ષેત્રો જ જુદાં. જમશેદજી તાતા ગૂજરાતમાં નવસારીના વતની. એમનાં કાર્યો ગૂજરાત બહાર ખ્યાતિ પામ્યાં તેનું કારણ એ જ, કે તેમનું કાર્યક્ષેત્ર ગૂજરાત બહાર અન્ય પ્રાંતોમાં વહેંચાયલું છે. પણ ગૂજરાતમાં અને ગૂજરાત બહાર અનેક પ્રકારની પ્રવૃત્તિઓમાં

પ્રથમ પંક્તિમાં રહેનાર અનેક ગૂજરાતીઓ છે. અનેક જાતના વેપારધધાને ( Commerce ) બાજુએ મૂકીએ તો ઔદ્યોગિક પ્રવૃત્તિઓમાં કાપડ સુતરની મિલો, કાચ, દીવાસળી, રસાયણિક વસ્તુઓ વગેરે અને પરચુરણ ઉદ્યોગોનાં કારખાનાંઓ અને વહાણવટું, શરાફી, વીમો વગેરે ધધાની પ્રવૃત્તિઓમાં પણ ગૂજરાતી ખાસ અગ્રેસર જ રહ્યું છે. અને એ બધાના સચાલકોનાં જીવન તરફ જોઈએ તો તેમાંથી સોએ નવ્વાણું કૉલેજની ડીગ્રી લીધા વગરના છે. વિલિયમ લીવરનો વાઇકાઉન્ટ લેવરહ્યુમ થયો એવો એક આપણો દાખલો જોઈએ ગૂજરાતને પોતાની જાહેરાત કરવાની ટેવ ઓછી હોવાથી એવા દાખલા બીજાથી મહેજ પણ ઊતરતા ન હોવા છતાં બહાર આવતા નથી:

**રા. બ. રણછોડલાલ**

ગઈ સદીના પ્રથમ પાદમાં એક સાધારણ કુટુંબમાં એક સામાન્ય દેખાતા પણ તેજસ્વી છોકરાનો જન્મ થયો. અમદાવાદમાં ભાણ સદાવ્રતની પોળમાં તેનું ઘર હતું એણે સાધારણ ગૂજરાતી, ફારસી અને અંગ્રેજી કેળવણી લીધી હતી. નાનપણમાં બીકણપણાને લીધે પોળના છોકરાઓ જોડે રમવાને બદલે એ ઘરમાં મેડે બારીઓ કરી લખોટીથી રમતો. ઉમ્મરલાયક થતાં સરકારી નોકરી લીધી, પણ એનું ચિત્ત બીજે હતું. એના જન્મસમયની લગભગમાંજ ડાકટર ગીલ્બર્ડ દાક્તરી સુતરને નામે ઓળખાતું વિલાયતી સુતર અમદાવાદમાં પહેલવહેલુ લાવ્યો હતો. એ વાતને બે દસકા થયા એટલામાં તો આ જુવાનના સાહસિક મગજમાં વિચાર આવ્યો કે આ લોક આપણુ રૂ વિલાયત લઇ જાઈ સુતર બનાવી અહીં પાછું લાવી નફો કરે છે, તો એ જ યત્નબળથી આપણે આપણા દેશમાં સુતર બનાવીએ તો કેમ ન કમાઇએ? એક વિદ્વાન લેખક લખે છે: ગમે એવા મોટાં એંજીન બનાવનાર કરતાં સૌથી પહેલી પૈડાંની શોધ કરનાર ખરો મહા પુરુષ. જ્યા જેની કદી કલ્પના પણ ન આવી હોય તે ઉદ્યોગ પહેલો સ્થાપવો તે અસાધારણ પ્રતિભા વગર ન બને. ગઇ સદીના પાંચમા દસકામા યત્રથી સુતરની મિલ કરવાનો પહેલો વિચાર આવ્યો છઠ્ઠા દસકામાં મુંબાઇ અને ભરૂચમાં પહેલી મિલો થઇ. પણ વિચાર તરીકે આ પુરુષનો વિચાર ગૂજરાતમાં પહેલો જ હતો. વિચાર અમલમાં આવતાં જોઇતી મૂડી ભેગી કરતાં અનેક વિઘ્નો આવ્યાં. એકવાર બધું પડી પણ ભાગ્યું. છેવટે ૧૮૫૯ માં અમદાવાદમાં શાહપુર વિભાગમાં પહેલી મિલ થઇ. આ યુવાન તે પાછળથી રાવ બહાદૂર રણછોડલાલ સી. આઇ. ઇ. તરીકે પ્રસિદ્ધ થનાર અમદાવાદના રણછોડભાઇ રેંટિયાવાળા. એ વખતે આગગાડી ન હતી યત્ર શું તે કોઇ જાણતું ન હતું તો એને ગોઠવનાર અને ચલાવનાર અહીં ક્યાંથી મળે? પહેલી મિલનાં યત્રો અને ઇજીન વહાણ મારફત ગૂજરાતના પ્રાચીન બંદરે-ખભાત આવ્યાં. પહેલું ઇંજીન આવતાં દરિયામાં ડૂબી ગયું! પહેલો ઇજનેર ખભાત ઊતર્યો તેને કોગળિયું આવ્યું ને મરી ગયો! રણછોડભાઇ તેથી નિરાશ ન થયા મિલ શરૂ થઈ અને કમાણી થઇ. પરિણામે અમદાવાદ આજે હિંદનું મેન્ચેસ્ટર બની રહ્યું છે.' પચમહાલમાં લોખંડ અને કોલસાની ખાણનો ઉદ્યોગ શરૂ કરવાનું અને બળતણ માટે મિલોને સ્વતંત્ર બનાવવાનું રણછોડભાઇએ ધાર્યુ. સરકારે એ સાહસને કાયમનો ઇજારો ન આપવાથી એ કામ બધ રાખ્યું હવે વધારે લખવાની જરૂર નથી. રણછોડભાઇનાં કાર્યો અમદાવાદ અને ગૂજરાત જાણે છે. નવાઈ એ જ કે એ બધું ઘણા પ્રતિકૂળ સન્જોગોમાં પહેલવહેલુ જ કરવાનું હતું. આવા મહાપુરુષનો જન્મ યુરોપ કે અમેરિકામાં થયો હોય તો કેટલી જાહેરાત થાય? અને ત્યાંના સ્વતત્ર સન્જોગોના કાર્યક્ષેત્રમાં આવી પ્રતિભાવાળો પુરુષ કેવું કામ કરી શકે? ગૂજરાતમાં આવા દાખલા નાના મોટા ઘણા છે.

### નિષ્કર્ષ

આ જોતાં ડૉ. રાયનું કહેવું ખરું દેખાય છે. પણ તેઓ આવી ગૂજરાતી વાતો જૂએ તો તેમની નિરાશા કાંઈક ઓછી થાય. આમ છતાં વેપારઉદ્યોગમાં પડેલા ગૂજરાતીઓની ખામીઓ ઢાંકવા જેવી નથી. ગૂજરાતી વેપારી કોમનો મોટો ભાગ તો કૉલેજની કેળવણી લેતો જ નથી. મોટેરાઓમાં તો ડૉ. રાય કહે છે તેવો જ કૉલેજ માટેનો તિરસ્કાર પણ છે. જે યુવાનો કૉલેજની કેળવણી લે છે તેમના ઉપર ડૉ. રાય વર્ણવે છે એટલી બધી ખરાબ અસર ગૂજરાતીઓ ઉપર નથી થતી તે વાત પણ ખોટી નથી. છતાં એટલું તો ખરું કે કૉલેજમાંથી આવેલો યુવાન વેપાર કરવા જાય તો એ મળતાવડો હોતો નથી. એને બીજા વેપારીઓ અજ્ઞાન ભૂંડ જેવા લાગે છે. વેપારીઓને એ છાતી કાઢેલા કબુતર જેવો લાગે. એને કાપડનાં પડીકાં ( બંડલ ) ઉપાડવાનો, ગાંસડી તોડવાનો, થેલી ઉપાડવાનો કે ઉઘરાણી જવાનો અણગમો હોય છે. વ્યવહાર અને વેપારની બાબતનું પોતાનું અજ્ઞાન છુપાવવાની સફાઈદાર કળા સિવાય કૉલેજનું જ્ઞાન તેના કાંઈ કામમાં આવતું નથી. કાપડીઆની કે શરાફની દુકાનમાં કે મિલમાં એને પુરૂરવાને ઉર્વશીનાં સ્વપ્નાં આવતાં નથી કે દુષ્યંતે સાંભળેલા મધુર સ્વરસંયોગ સંભળાતા નથી, તેથી એનું મગજ ગભરામણમાં પડે છે. આખરે કેળવાયલા વેપારને વખોડે છે અને વેપારી કેળવણીને વખોડે છે.

સાથે સાથે કહેવું જોઈએ કે વેપારીને પણ સામાન્ય જ્ઞાનથી વિમુખ રહેવું ઠીક નથી. છેક ગયા દસકા સુધી ગૂજરાતી વેપારીઓની સ્થિતિ કેવી હતી ? એ વેપારનું તેજ નહોતું, વેપારે એમના ઉપર કાબૂ મેળવ્યો હતો. એનું કારણ જીવનના બીજા રસનું એમનું અજ્ઞાન હતું. વેપારના એ કીડા હતા. ધનના ધનેરૂ હતા, એનું તત્ત્વ નહોતા. સુભાગ્યે આ દસકામાં અંગ્રેજીને બદલે ગૂજરાતી ભાષાનાં માન વધવાથી 'નવજીવને' સાહિત્ય માત્રમાં નવજીવન આણ્યાથી, અને કેટલેક અંશે છેક કૉલેજની ડીગ્રી નહિ પણ કૉલેજના ઊમરા સુધી જવાથી ગૂજરાતી વેપારી કોમની આ મનોદશા બદલાઈ જીવનનો રસ અનુભવવાની વૃત્તિ જાગતી જાય છે. હવે ગૂજરાત બહાર વસેલા મહાગૂજરાતમાં મારવાડીઓની પેઠે એકલા ન જતાં ગૂજરાતીઓ સકુટુંબ જઈ અન્ય દેશોમાં ખરેખરાં ગૂજરાતી સંસ્થાનો બનાવ છે. પહેલાં ગૂજરાતી વેપારીને ગૃહજીવન જેવું બહુ ઓછું હતું. સ્ત્રીનું સ્થાન ઘરમાં દાસી કે પૂતળીથી વધારે સારું નહોતુ. સ્ત્રી પુરુષ વચ્ચે કપડાં ને ઘરેણાં સિવાય બીજી વાત ભાગ્યે જ થતી. હવે એ બધું બદલાતું જાય છે. અને ગૂજરાતનું ગૃહજીવન ઉલ્લાસવાળું બનતું જાય છે.

### ભવિષ્યની ગૂજરાત યુનિવર્સિટી

આ બધી યે વસ્તુસ્થિતિનો વિચાર સામટો કરતાં ભવિષ્યમાં નીકળનાર ગૂજરાત યુનિવર્સિટી માટે શું ધારવું ? ડૉ. રાયની વિચારસરણી પ્રમાણે તો મુંબાઈ ઇલાકામાં એક જ યુનિવર્સિટી છે એ સુભાગ્ય છે. મહારાષ્ટ્ર અને ગૂજરાતમાં યુનિવર્સિટીઓ થાય તો આપણે ત્યાં swelled-head-do-nothings ની ભરતી થવાની ? બીજી રીતે જોઈએ તો વેપાર-ઉદ્યોગ અભણના હાથમાં રાખી પ્રજાને વેપારનું તેજ કે તત્ત્વ થવાને બદલે કીડા કે ધનના ધનેરૂ રાખવા ? આ પ્રશ્ન આપણા વિદ્વાન કેળવણીકારોએ વિચારવા જેવો છે. યુનિવર્સિટી થાય તો તે હાલની કારકૂનો ઉત્પન્ન કરતી અગર તો હવામાં કિલ્લા બાંધતા યુવાનો ઉત્પન્ન કરતી યુનિવર્સિટી કરવી કે કોઈ જુદા પ્રકારની, તે પણ વિચારવા જેવું છે. વિનીત-હાઈસ્કૂલની જ કેળવણી એવી અપાય, જીવનના રસ અનુભવવા જેવું અને વ્યવહારકુશળતા આવે એવું શિક્ષણ મળી રહે, ધંધાઉદ્યોગમાં પડવા માટે સમય અને શક્તિનો વ્યય

ન થાય એવું થાય તો દેશને બહુ ફાયદો થાય. જેને સમય, શક્તિ, અને શોખ હોય તે જ કૉલેજની ઉચ્ચતર કેળવણી લે.

એ સાથે એક અગત્યની વાત એ છે કે ગુજરાતમાં London School of Economics ની પદ્ધતિ ઉપર, પણ આપણાં ધોરણ અને સંજોગોને અનુકૂળ, એક અર્થ-શાસ્ત્રની શાળા નીકળવી જોઇએ. એના શિક્ષણક્રમ એવા વ્યાવહારિક હોવા જોઇએ કે એમાં ભણી ઉતરનારા વેપારીને ત્યાં કારકૂન થવાને બદલે ગમે તે સંજોગોમાં સ્વતંત્ર વેપાર, ઉદ્યોગ કે ધંધો કરી શકે. વળી આખી યે શિક્ષણ પદ્ધતિને સફળ કરવા માટે વેપાર ઉદ્યોગમાં પડવા ઇચ્છનાર વિદ્યાર્થીએ, હાલ ઑડીટરોને કરવું પડે છે તેમ, દેશી પેઢીઓમાં કે મિલોમાં થોડો વખત વગર પગારે રહી શીખવાની વ્યવસ્થા થવી જોઇએ. અને એ માટે વેપારી વર્ગે એવી શિક્ષણની સંસ્થા સાથે સંપૂર્ણ સહકાર પણ કરવો જોઇએ. વિદ્યાર્થીઓએ આવી પેઢી-ઓમાં હલકામાં હલકું કામ કરવામાં શરમ ન રાખીને ઉપરીઓના ધાંટા સહન કરવાની ટેવ પણ પાડવી જોઇએ. આવી અર્થશાસ્ત્રની શાળા કે એવી શિક્ષણસંસ્થા ગુજરાતમાં થાય તો શિક્ષણમી ડૉ. રાય કહે છે તેવો ભય ગુજરાતમાં તો નહિ રહે. અને એવી સંસ્થા માટે ગૂજરાત હિંદુસ્તાનનું આકર્ષણ રહેશે.

અમદાવાદ. રત્નમણિરાવ ભીમરાવ

૧૧-૨-૩૧.



# ઈ. સ. ૧૩૩૭ નું ગુર્જરદેશનું વર્ણન

થોડા વખત અગાઉ 'પ્રસ્થાન'માં સત્તરમા સૈકાના ગૂજરાતનું વર્ણન સંસ્કૃતમાંથી આપવામાં આવ્યું હતું.* ગૂજરાતનાં વર્ણનો જુદા જુદા સૈકાઓમાં ઘણી મોટી સંખ્યામાં મળી શકે છે; ખાસ કરીને આરબો, મુસલમાનો, અને યુરોપિયનો આપણા દેશમાં આવવા માંડ્યા, ત્યાર પછી તો બહુ મોટી સંખ્યામાં તેનાં વર્ણનો મળી શકે છે. તે વર્ણનોનું થોડું એક સ્વરૂપ મેં એકવાર 'ગુજરાતી'ના દીવાળીના અંકમાં આપ્યું હતું. નીચે આવું એક વર્ણન ચૌદમા સૈકામાં ઉકેશગચ્છના કક્કસૂરિએ લખેલા "નાભિનંદનજિનોદ્ધાર પ્રબંધ"માંથી હું પ્રસ્થાનના વાચકો સમક્ષ રજુ કરું છું. એ પ્રબંધ "શ્રી હેમચંદ્રાચાર્ય જૈન ગ્રંથમાળા"માં પ્રસિદ્ધ થયો છે, તેનો અનુવાદ આચાર્ય શ્રી વિજયનીતિસૂરિજીના શાસ્ત્રી ગિરજાશંકર તર-ફથી થયો છે, ને તેનું સંપાદન પંડિત ભગવાનદાસે કર્યું છે. શ્રી કક્કસૂરિએ પ્રબંધની રચના વિક્રમ સંવત્ ૧૩૯૩ માં કાંજરોટપુરમાં કરી હતી. આ પ્રબંધની ઐતિહાસિક ઉપયોગિતા વિષે હવે પછી

* જુઓ 'પ્રસ્થાન' પુ૦ ૧૧ પૃ૦ ૧૦૨.

अथान्यदा गूर्जरत्रादेशात् कोऽपि समाययौ ।
ससार्थः सार्थपोऽगण्यपण्यमादायय पुरम् ॥ ३७ ॥
निजापणसमासीनं स्वस्थं सार्थपतिं मुदा ।
कौतुकेन किंवदन्तीं प्रष्टु सल्लक्षणोऽवदत् ॥ ३८ ॥
आगतोऽसि कुतो देशात् स कीदृशगुणर्द्धिमा ।
पुर तत्र वरं किं च सर्वमाख्याहि मे पुर· ॥ ३९ ॥
स आख्यद् गौर्जराद् देशादायातोऽस्मि महामते ।
शक्यं स्यां तद्गुणान् वक्तुं यदि जिह्वा सहस्रवाक् ॥ ४० ॥
तथापि लेशतो देशगुणान् कानपि वर्णये ।
समृद्धिर्यथपीन्द्रस्याद्भुता तत् किं न कथ्यते ॥ ४१ ॥
समस्तसस्यसंपत्तिनिष्पित्तिप्रत्यला (?) चला ।
प्रत्यासन्नजलापूर्णकूपाऽनूपाऽस्ति यत्र भूः ॥ ४२ ॥
यत्र नारंगजंबीरजंबूर्निंबकदंबकाः ।
रंभाशोभांजनास्वच्छकपित्थकरमर्दकाः ॥ ४३ ॥
प्रियालुपीलुमाकन्दश्लेष्मातकबिभीतकाः ।
बीजपूरखर्जूरद्राक्षेक्षुपनसादय· ॥ ४४ ॥
मरुकः केतकी जाती चंपकः शतपत्रिका ।
मल्लिकावालकजपासमूलायूथिकादयः ॥ ४५ ॥
फलंति ये तु पुष्यन्ति तरवः केऽपि भूतले ।
कियन्तस्तव कथ्यन्ते संन्ति सर्वेपि तत्र ते ॥ ४६ ॥
मुद्गाढकीशालिमाषगोधूमाश्चयुगंधरी ।
इत्याद्यन्नानि सर्वाणि जायन्ते तत्र भूगुणात् ॥ ४७ ॥
यन्निवासी जनः सर्वो वेलाकूलेषु भूरिषु ।
व्यवसाये कृतेऽल्पेऽपि निःसीमश्रियमश्नुते ॥ ४८ ॥
यत्र नागरखंडानि नागवल्लीदलानि च ।
रञ्जयंति मलिनास्यं मित्राणीव सदांगिनाम् ॥ ४९ ॥
यत्र पाथेयपानीयवाहिनः केऽपि नाध्वगाः ।
प्रपाकूपसरोग्रामसत्राकारादिषु स्थिताः ॥ ५० ॥

यत्राविरलवृक्षालीतलसंचारिणः पथि ।
पान्था न जातु सन्तापं लभन्ते तपनातपात् ॥ ५१ ॥
शत्रुंजयरैवतकमुख्यतीर्थानि यत्र च ।
भव्यैरुपास्यमानानि प्रापयन्ति परं पदम् ॥ ५२ ॥
सोमनाथो ब्रह्मस्थानं मूलस्थानं रविस्तथा ।
यत्रेत्यादिकतीर्थानि विद्यन्ते लौकिकान्यपि ॥ ५३ ॥
यत्र कौसुंभमंजिष्ठारक्तवस्त्राणि सर्वदा ।
विचित्राणि पट्टसूत्रच्युतान्याददते जनाः ॥ ५४ ॥
उपकारैः सदाचारैः प्रियालापैर्यदंगिनाम् ।
मुदितैर्विबुधैः प्रोचे यो विवेकबृहस्पतिः ॥ ५५ ॥
विद्यन्ते ये क्षितौ देशा जायन्ते नास्य ते समाः
स्वर्गो न दृष्टस्तत् तेन कथयामि कथं समः ॥ ५६ ॥
यस्य ग्रामा अपि पुरैर्समा असमवैभवाः ।
ततः पुराणां संख्यानं कथयामि कथं तव ॥ ५७ ॥
अणहिल्लपुरस्तंभतीर्थमुख्यानि यत्र च ।
पुराणि संत्यसंख्यानि स्वःपुराभानि सत्तम ॥ ५८ ॥
परं प्रह्लादनपुरं सांप्रतं पुरमस्ति यत् ।
तत्समानं किमपि चेत्स्वर्गे भवति वा न वा ॥ ५९ ॥

ભાષાંતર:—હવે એક દિવસે ગૂજરાત દેશમાંથી કોઈ સાર્થવાહક સાર્થની સાથે અઢળક કરિયાણું લઈને તે નગરમાં આવ્યો ૩૭ એક સમયે તે પોતાની દુકાનમાં સ્વસ્થ થઈને બેઠો-હતો ત્યારે સલ્લક્ષણે હર્ષથી ને કૌતુકથી લોકવાયકા તેને પૂછી. ૩૮ "તમે ક્યા દેશમાંથી આવ્યા છો? તે કેવો ગુણવાન ને સમૃદ્ધિવાન્ છે? ત્યાં શ્રેષ્ઠ નગર કયું છે? તે બધું મને કહો." ૩૯ તે સાર્થપતિએ કહ્યુ: "હે મહાબુદ્ધિમાન, હું ગુર્જર દેશમાંથી આવ્યો છુ જો મને એક હજાર વાણીવાળી જીભ હોય તો જ હું એ દેશના ગુણોને વર્ણવી શકુ. ૪૦ તોપણ એ દેશના કેટલાક ગુણો હું કહીશ, કારણકે ઇન્દ્રની સમૃદ્ધિ અદ્ભુત છે છતાં તેનું વર્ણન શું નથી થતું? ગૂજરાતની ભૂમિ બધી જાતની અનાજ વગેરે સંપત્તિને ઉત્પન્ન કરવામાં સમર્થ છે તેમાં પર્વતો ઘણા આવેલા છે; તેના કૂવાઓ તદ્દન સમીપમાં જ રહેલા જળથી ભરપૂર છે અને તે ભૂમિ જળમય છે. ૪૨ એ દેશમાં નારંગી, મોસંબી, જાંબુ, લીંબડા, કદંબ, કેળ, સરગવો, કોઠી, કરમદાં, ચારોળી, પીલુ, આંબા, સીતાફળ, બહેડાં બીજોરાં, ખજૂરાં, દ્રાક્ષ, શેરડી, કુણુમ, વગેરેનાં ઝાડો, ૪૩ તેમ જ બોરસલી, કેવડો, જાઇ, ચંપક, શેવતી, માલતી, વાળો, જાસુદ, સમૂલ, જુઇ, વગેરે લતાઓ, છે. ૪૪ તારી પાસે મારે કેટલાં વૃક્ષોનાં નામો લેવાં? એટલુ જ કહું કે જે જે ફળવાળાં ને ફૂલવાળાં દુનિયામાં ઊગે

છે તે તમામ ત્યાં થાય છે. ૪૬ એ દેશની જમીનના ગુણથી મગ, તુવેર, ડાંગર, અડદ, ઘઉં, જુવાર-બાજરી, વગેરે બધાં અનાજ પણ નીપજે છે. ૪૭ એ દેશના રહેવાસી બધાં માણસો સમુદ્રના ઘણા કિનારાઓ ઉપર રહી થોડો વ્યવસાય કરે છે તોપણ અઢળક ધન મેળવે છે; ૪૮ જ્યાં નાગર (સોપારી)ના કટકાઓ ને નાગરવેલનાં પાન મિત્રો માફક લોકોનાં મેલાં મુખને પણ રંગે છે; ૪૯ જ્યાં પરબ, કૂવા, તળાવ, ગામ. ને અન્નક્ષેત્ર વગેરેમાં રહેતા મુસાફરો કદિ ભાતું કે પાણી સાથે લેતા નથી, ૫૦ જ્યાં મુસાફરો ઘાટાં ઝાડોની હારો નીચે ચાલે છે એટલે કદિ સૂર્યના તડકાથી દુઃખ પામતા નથી; ૫૧ જ્યાં શેત્રુંજો, ગિરનાર, વગેરે તીર્થો ભવ્ય જીવોથી ઉપાસાતાં મોક્ષપદને પમાડે છે; ૫૨ જ્યાં સોમનાથ, બ્રહ્મસ્થાન, મૂળસ્થાન. ને સૂર્યતીર્થ વગેરે લૌકિક તીર્થો આવેલાં છે, ૫૩ જ્યાં લોકો કસુંબી ને મજીઠીઆ રંગનાં રંગાએલાં રંગબેરંગી ને રેશમી કપડાં પહેરે છે, ૫૪ જે દેશ, લોકોના ઉપકારથી સદાચારથી ને મીઠી વાણીથી વિદ્વાનોવડે "વિવેક બૃહસ્પતિ" કહેવાયો છે, ૫૫ દુનિયાભરમાં જે જે દેશો છે તેમાંનો કોઇ આ દેશ જેવો બીજો દેશ નથી. સ્વર્ગ તો મેં જોયું નથી એટલે તેને સ્વર્ગના જેવો તો હું કેમ કહી શકું? ૫૬ જેનાં ગામડાં પણ ખૂબ વૈભવવાળાં હોઇ પુર જેવાં છે, એટલે પુરોની સંખ્યા તો હું તને કેમ કરી-કહી શકું? ૫૭ જ્યાં અણહિલપુર, ખંભાત, વગેરે નગરો સ્વર્ગનાં શહેરો જેવાં અસંખ્ય છે, હે સલક્ષણ. ૫૮ એ દેશમાં હાલ પ્રહ્લાદનપુર (પાલણપુર) નામનું નગર છે, જેના જેવું નગર સ્વર્ગમાં પણ હોય કે કેમ તે કહી શકાય નહિ. ૫૯—પ્રબંધના બીજા "પ્રસ્તાવ"માંથી.

વડોદરા,
તા. ૧૪ : ૨ : ૧૯૩૧.

કામદાર કેશવલાલ હિંમતરામ.

નોંધઃ—કેટલાક માને છે કે નારંગી જેવા ફળો આપણે ત્યાં ફિરંગીઓએ આણ્યાં પણ તેમ નથી. અહીં આપેલા શ્લોક ૪૩ મા તે ફળનો સ્પષ્ટ નિર્દેશ થયો છે. તે વખતે ફિરંગીઓ આવ્યા નહોતા. આરબો તે ફળ આપણે ત્યાં લાવ્યા છે. નારંગી અને અંગ્રેજી orange બન્ને શબ્દો આરબી 'નરજ'માંથી આવેલા છે. આવા અને બીજા કેટલાએક મુદ્દાઓ આવા વર્ણનોમાંથી ઉદ્‌ભવે છે. —લેખક




## શ્રીયુત મોતીલાલ નહેરુનું અવસાન

આ માસનો માથી ખેદકારક બનાવ શ્રીયુત મોતીલાલ નહેરુનું અવસાન છે. છેલ્લા દસકામાં હિંદે ઘણા રાજદ્વારી પુરુષો ખોયા. અસહકારની શરૂઆતમાં જ, અસહકારની માત્ર સંમતિ આપવા જેટલું કરી લોકમાન્ય ટિળક સ્વર્ગે સિધાવ્યા. તે પછી દેશબન્ધુ દાસ, સ્વામી શ્રદ્ધાનન્દ, હકીમ અજમલખાન એક પછી એક ગયા. લાલા લજપતરાયનો ઘા રુઝાયો નહિ તે પહેલાં મૌલાના મહમદઅલીનું અવસાન થયું અને તેના તાજા ઘા ઉપર મોતીલાલ નહેરુના અવસાનનો ઘા પડ્યો.

શ્રીયુત મોતીલાલ નહેરુના અવસાનથી લોકમાન્ય ટિળકનું અવસાન યાદ આવે છે લોકમાન્યે આખું જીવન દેશસેવામા, દેશની રાજપ્રકરણી શક્તિ વિકસાવવામા અને પરદેશી સત્તાની સામે હાકલ દેવામાં ગાળ્યુ પણ હિંદના રાજપ્રકરણનું નવુ જ પ્રકરણ ૧૯૨૦માં શરૂ થયું અને તરત તેઓ ભૂમિકા ઉપરથી નિષ્ક્રાન્ત થયા. અસહકારની પ્રચંડ હીલચાલમાં પૂજ્ય ગાધીજીને સલાહ આપી શકે, એવા એ એક ચાલ્યા ગયા. ઘણા વિચારકો માને છે કે તેઓ જીવતા રહ્યા હોત તો હિંદનો આ દસકાનો ઇતિહાસ કંઇક જુદો થાત. હિંદના રાજ્યપ્રકરણમાં દસ વરસે એટલે ૧૯૩૧માં બરાબર એવો જ બીજો પ્રસંગ આવ્યો, હિંદના રાજ્યપ્રકરણની નવી દિશા ખોલવાનો અવસર આવ્યો ત્યારે અત્યારના રાજ્યપ્રકરણમાં એવા જ મોભી ગણાય એવા મોતીલાલ નહેરુ ગયા

મોતીલાલ નહેરુ અને લોકમાન્ય ટિળકની સરખામણી કરવા જઇએ તો બહુ સામ્ય નહિ દેખાય. બન્ને પ્રખર શક્તિવાળા વકીલ હતા; લોકમાન્યની વકીલ તરીકે કારકીર્દી ઘણી ટૂકી, મોતીલાલ નહેરુની વકીલ તરીકેની કારકીર્દી ઘણી જ યશસ્વી, તો બીજી તરફથી સદ્ગત ટિળકની વિદ્વત્તા, એક બાજુ ગણિતશાસ્ત્રી, બીજી બાજુ ગીતાના રહસ્યકાર, અને ત્રીજી બાજુ 'આર્યોનો ઉત્તર ધ્રુવનો વાસ' એ તર્કના ઉત્પાદકની વિદ્વત્તા અત્યારે પણ અદ્વિતીય જ છે. સદ્ગત મોતીલાલ નહેરુએ લોકમાન્ય જેટલાં વરસો દેશસેવાને નથી આપ્યાં પણ તેમના પ્રતાપ અને પ્રભાવથી લોકમાન્ય જેટલો જ તેમનો અભિપ્રાય અત્યારના રાજ્યપ્રકરણમાં વજનદાર થયો હતો. તેઓ મોટા વક્તા નહોતા, પણ તેમની દલીલની શક્તિથી તેઓ વડીધારાસભામાં સરકાર પક્ષને ભારે પડતા, અને આત્મબળથી તેમણે આખા સ્વરાજ પક્ષને એક લાકડીએ હાંક્યો છે. વડી ધારાસભાના બાલ્યકાળમાં જ વિરુદ્ધ પક્ષને માટે પ્રતિષ્ઠા, બુદ્ધિ, કુનેહ, દેશપ્રેમ, અને ધીરતાનો તેમણે દાખલો બેસાડ્યો છે. અમદાવાદની ઓલ ઇન્ડિયા કોંગ્રેસ કમિટીની બેઠકમાં મહાત્માજીના કાંતણની લાયકાતના ઠરાવ વિરુદ્ધ બોલતી વખતની તેમની ગૌરવયુક્ત મૂર્તિ જોનાર વીસરી શક્યો નહિ હોય. ટ્રેડ યુનિયન બિલ વખતની તેમની દલીલ,

તેમની પ્રતિભાનો પુરાવો છે. અને નહેરુ રિપોર્ટ જો કે અત્યારે અમલમાં નથી તોપણ, આપણા બંધારણના ઇતિહાસમાં તેનું મહત્ત્વ ઓછું નથી.

સદ્દગત મોતીલાલની બુદ્ધિ કોઇથી હારે નહિ તેવી હતી, અને તેમને પોતાની બુદ્ધિશક્તિનું ભાન હતું પણ એ બુદ્ધિથી તેમની મહત્તા હતી તે કરતાં પણ તેમની વધારે મહત્તા તો એ હતી, કે તેમણે પૂજ્ય ગાંધીજીની આત્મસંપત્તિને ઓળખી અને તેની પછી તેમણે પોતાની બુદ્ધિનું ગૌણ સ્થાન લીધું. તેમના જવાથી ગાંધીજીને અને સારા દેશને, એક ડાહ્યા અને દૂરંદેશીવાળા, કોમી દૃષ્ટિની પાર ગયેલા સલાહકારની ખોટ પડી છે.

તેમના અને સદ્દગત લજપતરાયના, મૃત્યુને માટે તો નહિ, પણ તેમનું મૃત્યુ નજીક લાવવાને માટે તો, સરકારી અમલને જ ઇતિહાસ જવાબદાર ગણશે. તેમની ઉંમર પાકી હતી, પણ તેઓ વધારે જીવી શક્યા હોત. સરકારની નીતિથી તેમને જેલ મળી, ત્યાં તેમની સંભાળ ન લેવાઇ, અને સરકારે તેમને તબિયત અસાધ્ય થઈ ત્યાં સુધી મુક્ત કર્યા નહિ તેમણે પોતાનું એક રાજમહેલ જેવું આનંદભુવન દેશને ભેટ કર્યું, રાજકુંવર પેઠે ઉછેરેલ જવાહીરલાલને ભેટ કર્યો, આખા કુટુંબને દેશને ખાતર જેલમાં મોકલ્યું, અને છેવટે એક રાજશાહી વૈભવથી ગાળેલી જિંદગી પણ દેશને જ ભેટ કરી.

હિંદ તેમના જીવનમાં તેટલું જ તેમના અવસાનમાં પણ ગૌરવ ધરાવે છે.

રા. વિ. પા.

***

## નવા બંધારણમાં દેશી રાજ્યોની પ્રજા

જો હિંદ દેશમાં સંયુક્ત એટલે ફેડેરલ બંધારણની યોજના દાખલ થાય તો દેશી રાજ્યની પ્રજાનું શું થશે, તેને કયા હક્કો મળશે અને તેમની રાજકીય પ્રગતિ કેવી રીતે થશે એ પ્રશ્નોનો વિચાર થઇ રહ્યો છે. કોઇને પણ અન્યાય સિવાય એટલું કહી શકાય કે ગોળમેજી પરિષદમાં ગયેલા ઘણાખરા માણસોને આ બાબતની દરકાર નહોતી. શાસ્ત્રી અને જયકર તેમાં રસ લે છે એ વાત ખરી પણ જે પ્રશ્નો મોટા અને મહત્ત્વના ગણાય છે તેનો નિકાલ કરવામાં આ પ્રશ્ન નડશે એમ કરીને તેને છેડયો ન હોય. રામચંદ્ર રાવે દેશી પ્રજાને માટે ધાંટા પાડ્યા, જરા નરમાશથી તેમને એકદમ આશ્વાસન આપવામાં આવ્યું કે જેવી રીતે લઘુમતી કોમોના રક્ષણને માટે તજવીજ કરવામાં આવશે તેવી આ પ્રજાને માટે પણ થશે. વિચાર, ભાષણ અને મંડળો કરવાની છૂટ, કાયદેસર પરહેજી કર્યા સિવાય વ્યક્તિની સ્વતંત્રતા, ધાર્મિક સ્વતંત્રતા વગેરેને માટે તજવીજ બંધારણમાં થશે, અને રાજ્યોની તકરારો માટે એક ઉચ્ચ એટલે સુપ્રીમ કોરટ પણ સ્થપાશે. જયકરે એવી પણ માગણી કરી છે કે રાજ્યોનાં ન્યાયખાતાં આ કોરટ સાથે સંબંધ રાખે તો વ્યક્તિગત રાજ્યોમાં ન્યાય બરાબર મળી શકે.

હવે જે પ્રશ્નો દેશી પ્રજાને ગચવી રહ્યા છે તે નીચે પ્રમાણે છેઃ—

(૧) દેશી રાજ્ય એ સ્વતંત્ર પ્રાંત ગણાશે એટલે દેશી રાજ્યની પ્રજાને ફેડેરલ સભામાં જવાનો હક્ક હોવો જોઇએ. એ હક્ક હશે જ પણ તે ચુંટણીથી કે રાજાની નીમણુકથી? જે મતાધિકાર મુંબઇમાં હોય તે જ મહિસુરમાં હોય એવી દેશી પ્રજાની માગણી છે. આ બન્ને સભા માટે હોય, મજલિસે ખાસ અને મજલિસે આમમાં; એટલે ચુટણીથી જ મોટી સભાઓમાં જઇ શકાય.

(૨) હિંદી નોકરીઓ, સનદી એટલે ઇમ્પીરિયલ કે ફેડેરલ, મુલ્કી (સિવિલ) કે લશ્કરી, એ બધામાં દાખલ થવાનાં સરખા હક્ક હોવા જ જોઇએ.

(૩) અને આ બધી વ્યવસ્થા ક્યારે થઇ શકે કે જ્યારે દરેક દેશી રાજ્યમાં પ્રજાને લોકશાસનનો અધિકાર હોય. રાજાનું સ્થાન ગવર્નર જેવું હોય અને રાજ્યવ્યવસ્થા પ્રજાના પ્રતિનિધિ માત્રથી બનેલી ધારાસભા કે સભાઓ મારફત જવાબદાર ચુટાયેલા મંત્રી–મંડળ મારફત થતી હોય.

પણ બિકાનેરના રાજા હિંદી નરેન્દ્ર મંડળ તરફથી બોલતા હોય, તેમ સ્વદેશમાં પગલું મૂકતાંની સાથે કહે છે કે રાજ્યવ્યવસ્થા કેવી રાખવી તે અમે રાજાઓ નક્કી કરીશું, તેમાં કોઈ પણ બહારની સત્તાની દખલગીરી સહન નહિ કરીએ. સ્વરાજને માટે ક્યારે સુધારા કરવા; કેવા કરવા, કેટલા કરવા, કેટલાં વર્ષો (કે યુગો) પછી કરવા તેનો નિર્ણય અમે કરીશું. બિકાનેરના રાજા ગોળમેજી પરિષદમાંથી નહિ, પણ પરમેશ્વરના દરબારમાંથી કાંઈ નવીન સત્તા લઈ આવ્યા હોય એવું જણાય છે!

ધારાસભા મારફત રાજ્યવ્યવસ્થા કરવામાં ખર્ચ થાય છે એ કબૂલ કરવું પડશે. હાલના જેવા પગાર ન હોય તોપણ આ વ્યવસ્થા ખર્ચાળ છે તેથી નીચેની હકીકત પહેલાં પ્રગટ થઈ છે તે છતાં લક્ષમાં રાખવા જેવી છે, કેઃ-હિંદ દેશમાં એકંદર ૫૬૨ દેશી રાજ્યો છે, જેમાંથી ૩૨૭ને નરેન્દ્ર મંડળમાં જવાનો અધિકાર જરા સરખો નથી. બાકી રહેલા ૨૩૫માંથી ૧૨૭ રાજ્યોને નરેન્દ્ર મંડળમાં માત્ર ૧૨ પ્રતિનિધિ મોકલવાની સત્તા છે.

હવે, પાંચ લાખથી વધારે વસ્તી હોય એવાં માત્ર ૨૦ રાજ્યો છે, પચાશ લાખથી વધારે આવક હોય એવાં ૧૯ રાજ્યો છે, અને ૫૦૦ ચોરસ માઈલથી વધારે જમીન ૨૦ રાજ્યોની છે.

ન્યાતનો સુધારો ન્યાતની મારફત નથી થતો પણ બંડખોર વ્યક્તિઓથી થાય છે, અને હિંદી સ્વરાજ વડી ધારાસભા મારફત નહિ પણ બંડખોર મહાસભા દ્વારા ઘડાઈ રહ્યું છે. દેશી રાજ્યોનો સુધારો બંડખોર મંડળો અને વ્યક્તિઓ મારફત થશે. અનેક માર્ગે પ્રગતિ કરવાના પ્રયત્નો કરવા, પણ ડાહ્યો માણસ પોતાનું બળ એક જ મુખ્ય માર્ગે વાપરે.

સ્વ. મ.

## દેવાળિયો વહીવટ

અત્યારે જ્યારે દેશના અર્થપ્રકરણનું સ્વરાજ્ય આપવાની વાતમાં તેના અંકુશો અથવા અપવાદોની ચર્ચા ચાલે છે ત્યારે, જાણે કે એ અપવાદોથી થતી હાનિનું સ્વરૂપ બરાબર બતાવવા માટે જ હોય નહિ, તેમ તેનાં ખરાબમાં ખરાબ પરિણામો હાલનાં બજેટોમાં પ્રત્યક્ષ થાય છે. મુંબઈ ઇલાકાનું બજેટ ધારાસભામાં ઑન. મિ. પ્રધાને રજુ કર્યું અને તેમાં હાલની સરકારના વહીવટનું દેવાળું સ્પષ્ટ જણાઈ આવે છે.

૧૯૨૮–૨૯ની વરસ આખરે રૂ. ૨૭૨ લાખ સિલક રહી હતી. અને ૧૯૨૯–૩૦ના વરસને માટે રૂ. ૨૨૪ લાખની બચત ધારી હતી તેને બદલે રૂ. ૨૪૫ લાખની બચત રહી હતી.

૧૯૩૦–૩૧ના વરસના બજેટમાં રૂ. ૧ લાખની બચત ધારી હતી તેને બદલે રૂ. ૧૧૯ લાખની તૂટની ધાસ્તી અત્યારે રખાય છે. એકલા એક્સાઈઝ ખાતાની ઉપજમાં જ રૂ. ૭૬ લાખની તૂટ આવી છે. આનું કારણ કંઈક અંશે લોકોની રહેણીકરણીનો સુધારો હશે; કંઈક અંશે નાણાંની તંગી હશે, પણ મુખ્યત્વે તો દારૂનિષેધની ચળવળ જ છે. ૧૯૨૪–૨૫માં દારૂખાતાની ઉપજ સૌથી વધારે, એટલે રૂ. ૪૪૩ લાખ હતી અને ત્યારથી તે ઘટતી ચાલી છે. ચાલુ વરસમાં રૂ. ૩૮૯ લાખનું બજેટ કર્યું હતું પણ હવે માત્ર રૂ. ૩૧૩ લાખ અટકળાય છે. જંગલ ખાતામાં પણ ૧૯ લાખની તૂટ આવે છે, તેનું કારણ વેપારની મંદી ઉપરાંત મુખ્યત્વે તો જંગલની પેદાશ વસૂલ થઈ નથી તે છે. સ્ટૅમ્પમાં ૧૭ લાખની તૂટ આવે છે. સત્યાગ્રહને લીધે જમીન મહેસૂલ પણ પૂરેપૂરું આવ્યું નથી. રેલસંકટમાં ધીરેલા પૈસા પાછા આવ્યા નથી. બીજાં ખાતાંમાં પણ તૂટ આવી છે. આ ઉપરથી એટલું તો સિદ્ધ થાય છે કે, અસહકારની ચળવળથી સરકાર બીજી રીતે નહિ તો પણ આર્થિક દૃષ્ટિએ પણ અશક્ત બની જાય છે.

સક્કર બારેજની યોજનામાં જમીનનું ૧૯ લાખનું વેચાણ બજેટમાં આકાર્યું હતું તેને

બદલે માત્ર ૩ લાખ ઊપજ્યા. શ્રીયુત પ્રધાન સક્કર બારેજની યોજનાના કામની પ્રગતિ સંબંધી સંતોષ દર્શાવે છે પણ આ પણ મુંબઈની દરિયા પૂરણીની યોજના જેવી ન થાય તો સારું. બાકી અંગ્રેજ ઇજનેરોને પૂરતા પગાર મળે ત્યાં સુધી બારેજનું કામ તો ચાલે તેમાં નવાઈ શી?

હવે આવતા વરસનું બજેટ જોઈએ. આવતે વરસે પણ ઉપજ તો ઘટવાની જ. ત્યારે તેને માટે શું કરવું? સાચો ઉપાય તો એ કે ઉપજ ઘટે તેટલું ખરચ ઘટાડવું. ખરચની મોટી રકમ સરકારી અમલદારોના પગારો. પણ ઑલ ઇન્ડિયા સર્વિસના પગારો તો સેક્રેટરી ઑફ સ્ટેઇટે બાંહેધરી આપેલા છે તે કપાય કેવી રીતે? એટલે પ્રાંતિક સરકારના નોકરોના પગાર કાપી શકાય. પણ તે પણ ચાલુ નોકરોના કાપી શકાય કે કેમ તે સંબંધી મતભેદ છે. એટલે નવા આવતા નોકરોના પગારો કપાશે. મુંબઇ સરકારના પ્રધાનોના પગારો બીજા પ્રાંતો કરતાં વધારે છે. ૧૯૨૧–૨૨માં જ્યારે તેમના પગારોનો સુધારો થયો ત્યારે સોંઘવારી થાય ત્યારે તે પગારો ઘટાડવા એમ નક્કી થયું હતું. અત્યારના સંક્ષોભના વખતમાં જ્યારે તેમને ઓછું કામ કરવું પડે છે ત્યારે તેમના પગારમાં ઘટાડો કેમ કરાય?

આ રીતે પગારદારોમાંથી ખરચની બચત થઇ શકતી નથી, એટલે બીજા ખાતાંમાંથી ખરચ ઓછું કરવાની દરખાસ્ત છે. તેમાં મિ. પ્રધાનને ખાસ કરીને કેળવણી ખાતું, વૈદક ખાતું, સાર્વજનિક આરોગ્યનું ખાતું, ખેતીવાડી વગેરે ખાતાં જડયાં છે, જે મુખ્યત્વે પ્રજાના હિતનાં ખાતાં છે. એ રીતે ૩૯ લાખનું ખરચ ઓછું કરી શકાશે.

આવતા વરસની ઉપજ કેટલી થશે તે તો તેઓ ચોક્કસ કહી શકતા નથી. પણ આશરે તેઓ ૧૫૨૪ લાખની આવક થશે એમ માને છે અને સરકાર વહીવટનું ખરચ ૧૫૮૯ લાખ રૂપિયાનું રાખે છે. પ્રજાહિતનાં ખાતાંમાંથી ખરચ ઘટાડયા છતાં રૂ. ૬૫ લાખની તૂટ આવે છે.

મિ. પ્રધાન જાણે છે કે પ્રજાની કર ભરવાની શક્તિ ઘટતી જાય છે છતાં કર વધારવો પડશે. મિ. પ્રધાન જાણે છે કે ચાલુ સામાન્ય વહીવટી ખરચને માટે લોન લેવી એ દુષ્ટ રાજ્યનીતિ છે છતાં તેમને એવી લોન લેવી પડવાની. ગયે વરસે ૫॥ અને ૫॥। ટકાને વ્યાજે પૈસા મળશે એમ ધારણા રાખી હતી પણ ખરેખર ૬॥ અને ૬॥। ટકા આપવા પડયા હતા અને આ બધું જાણતાં છતાં પૈસાની લોન તો લેવી પડવાની જ.

આવક વધારવાનો એક ઉપાય મુંબઇ અને અમદાવાદમાં ચરસના વેચાણ માટે ઇજારો આપવો એ યોજ્યો છે. મુંબઈ મ્યુનિસિપાલિટી અને બીજાં સ્થાનિક તંત્રોને પ્રાથમિક કેળવણીની ગ્રાન્ટમાં પાંચ ટકા ઓછા કરવા, મકાનની ગ્રાન્ટો એક બે નાના અપવાદો સિવાય બંધ કરવી, અને નિશાળની ફી વધારવી. વૈદક ખાતામાં દરદીઓના ખોરાકનું ખરચ, અને યશોવૃત્તિ કામ કરનારા ડૉકટરોના પુરસ્કારો ઘટાડવા. તે ઉપરાંત નીચેના કાયદાઓ સુધારીને આવક વધારવાની આશા રાખે છે: (૧) કોર્ટ ફી ઍક્ટ. (૨) સ્ટૅપ ઍક્ટ. (૩) મિલ્કત તબદિલ કરવાનો કાયદો. (૪) વારસાનો કાયદો. આટલું કરતાં પણ નાણાં વ્યાજે લેવાં પડશે.

આ બધાનો અર્થ એ જ છે કે પ્રજાહિતનાં ખાતાંને ચૂસીને પણ સનદી નોકરો, જેઓ મુખ્યત્વે અંગ્રેજો છે, તેમના પગાર ચાલુ રાખવા. એટલે કે હિંદનું રાજતંત્ર હિંદીઓને માટે નથી પણ અંગ્રેજ નોકરોને પગાર આપવાને માટે છે. ઑસ્ટ્રેલિયામાં જ્યારે સરકારી નોકરોના પગારો ઓછા કરાય છે, મુસોલોની જ્યારે કલમને એક જ સપાટે જાહેર નોકરોના પગારો કાપે છે ત્યારે આપણે ત્યાં અંગ્રેજ નોકરોના પગારો સાચવીને, બાળકોનાં જ્ઞાન–સાધનો ઉપર અને દર્દીઓના ખોરાક ઉપર કાપ મૂકાય છે! અને આ નોકરોના પગારોને રાઉન્ડ ટેબલ કૉન્ફરન્સે ખાસ અપવાદથી સંરક્ષણ આપવાનું નિરધાર્યું છે! બીજા પ્રાન્તોની પણ એ જ કહાણી છે.

તા. ૨૬–૨–૩૧ રા. વિ. પા.

prasthAn

# પ્રસ્થાન

પુસ્તક ૧૧ ફાગણ : ૧૯૮૭ અંક ૫

## ભક્ત કબીરનો વસન્તોત્સવ

એક ઋતુને અંતે બીજી ઋતુ બેસે ત્યારે પશુપક્ષીઓ જાણે નવા અવતારને અભિમુખ થતાં હોય તેમ, જાણે તેને પ્રતિશબ્દ દેતાં હોય તેમ, અનેક પ્રકારના ફેરફારો દર્શાવે છે. માણસને પણ આમ કરવું સ્વાભાવિક છે. પણ માણસે કૃત્રિમ રીતે પોતાના મનને એવું અચેતન જડધર્મી બનાવી દીધુ છે કે આવા પ્રસગે પણ બહારના ફેરફારના પ્રતિધ્વનિ તેના અંતરમાં ઊઠતા નથી. ગ્રીષ્મ, વર્ષા, શરદ, હેમન્ત, શિશિર અને વસન્ત, એમ દરેક ઋતુને માણસનું મન સ્વાભાવિક રીતે પ્રતિશબ્દ આપે, પણ અનેક પ્રયોજનોના દબાણને લીધે તે એવો આન્તર અનુભવ કરી શકતો નથી.

આપણા પૂર્વજો પ્રકૃતિની આ પ્રેરણાને અન્તરમાં ઝીલવાને વર્ષાકાલમાં રથયાત્રા, ઝૂલન, નન્દોત્સવ ( જન્માષ્ટમી ) વગેરે જુદા જુદા ઉત્સવોની વ્યવસ્થા કરતા ગયા છે. બીજા ભાગોમાં " કજરી " વગેરે જુદા પ્રકારના વર્ષાના ઉત્સવોની વ્યવસ્થા છે. પણ વર્ષામાં બધા લોકોને ખેતીના કામમાં રહેવું પડે છે તેથી સામાન્ય માણસ પ્રકૃતિના સ્પર્શને અનુભવવાનો પ્રસંગ પામતો નથી. શરત્કાલમાં નવરાત્રિ, દુર્ગાપૂજા, દીવાળી વગેરે તહેવારોની વ્યવસ્થા આખા ભારતવર્ષમાં છે; પણ તે તો ફસલ લેવાનો સમય. તે વખતે પણ ફસલ લેવાના કામમાંથી લોકો જોઇએ તેટલો અવકાશ મેળવી શકતા નથી.

વસન્ત છે ફૂલની ઋતુ. તે વખતે આખા દેશમાં ખેડૂતને કામ ઓછું હોય છે. એટલે કુદરતના મહાભોજની સાથે મત્ત થવાને આ સમય સર્વને અનુકૂલ હોય છે. પ્રકૃતિમાં તે વખતે ફૂલોમાં અનેક પ્રકારના રંગનો ખેલ ખેલાય છે, તેથી માણસો પણ તે વખતે રંગનો ખેલ ખેલે છે. શીતને અંતે પ્રકૃતિમાંથી નવસંગીત ઉભરાતું મનુષ્યને પણ તલ્લીન કરે છે.

પણ માણસ માત્ર પશુ નથી. માણસ પણ જો માત્ર પશુની પેઠે પ્રકૃતિનો પ્રતિશબ્દ કરે તો તે એક " પશ્વાચાર " જ ગણાય. એમ ન થઇ જાય એટલા માટે આપણા લોકગુરુઓએ ઉત્સવોને ધર્મભાવથી પરિપૂર્ણ કર્યા છે. આપણા દેશમાં ઘણા લાંબા કાળથી ઋતૂત્સવો ધર્મોત્સવો ગણાયા છે, અને એ તરીકે પળાયા છે.

તેમ છતાં, જેમ વરસાદનું પાણી આપણે પાળ બાંધીને તળાવ વગેરેમાં સંઘરીએ છીએ છતાં જેમ કેટલુંક પાણી નકામું વહી જાય છે, તેમ આ વસન્તના મહોત્સવમાં ફૂલે

ફૂલે, પલ્લવે પલ્લવે ઉભરાતો ઉલ્લાસ ધર્મની સીમામાં બંધાઈ ન રહેતાં પ્રમત્ત પશ્વાચારમાં વહી જાય છે. હોળીમાં અને વસન્તોત્સવમાં તેથી અનેક ઉદ્દામ ઉચ્છૃંખલતા જોવામાં આવે છે. છતાં પુરાતની ગ્રીસ રોમ કરતાં આપણા ભારતમાં તે ઓછી છે. અલબત, અત્યારે યુરોપમાં કારખાનાંને લીધે જીવન એટલું કૃત્રિમ થઇ ગયું છે કે પ્રકૃતિની પ્રેરણા તેને સ્પર્શી શકતી નથી. તેને બદલે અત્યારે ત્યાં કૃત્રિમ જીવનની ભોગવિલાસિતા અને ઉચ્છૃંખલતા થઇ છે. પણ પ્રાચીન રોમમાં તો આ ( Bacchanalian : Saturnalia ) ઉત્સવોએ અતિ બીભત્સ રૂપ લીધેલું હતું. હાલના દિવસોમાં તે બીભત્સના પ્રતિદિવસની લીનામાં પથરાઇ જઇ હાલની સભ્યતાને સલ બની છે.

મિસરની નીલ નદીનું પાણી બાંધીને વિલકૉક ( Wilcock ) સાહેબ વિશ્વવિખ્યાત થયા છે. એક દિવસ વર્ષાકાળમાં બંગાળામાં ગંગાનદીના પૂરરૂપે પાણીના થતા દુર્વ્યયથી તેમને બહુ દુઃખ થયું હતું. કારણકે બંગાળામાં પાણીની એટલી બધી સંપત્તિ છે કે તેનું રક્ષણ કરવામાં આવે તો કોઈ દિવસ પાણીની તંગી પડે નહિ. લોકગુરુઓ પણ એવી જ રીતે પ્રકૃતિની સર્વ પ્રેરણાને આધ્યાત્મિક રૂપ આપી સાર્થક કરવા ઇચ્છે છે. પ્રકૃતિની આટલી મોટી ચેતનસંપત્તિને માણસ પશુની માફક મત્ત થઇ ઉડાવી દે તે તેઓ સહી શકતા નથી. ભારતના સાધકોએ એટલા માટે, વર્ષાની સ્પર્શસંપત્તિને ઝૂલન કજરી વગેરેના ગાનમાં, શરદના ઐશ્વર્યને નવરાતના ગરબા વગેરે ગાનમાં અને વસન્તના સમુલ્લાસને વસન્ત, ફાગ, હોરી, ચાચર[1] વગેરે સંગીતમાં ઝીલી લઇ સુલભ કરી આપવા પ્રયત્ન કર્યો છે. કબીરથી માંડીને કોઈ હિન્દુ કે મુસલમાન એવો નથી જેણે આમ કરવા કંઇ પ્રયત્ન ન કર્યો હોય. આ જાતનું બધુ સાહિત્ય અહીં જોઇ શકાય નહિ. પણ આ પ્રસંગે માત્ર કબીરની વાણી જોઇએ. તેનો જન્મ મુસલમાન કુળમાં થયો હતો, પણ એક હિંદુ સાધકની રીતે તેણે કરેલો આ પ્રયત્ન ધ્યાનયોગ્ય છે.

કબીર કહે છે: આ વિશ્વ ભગવાનના આનન્દનો ખેલ છે, માટે જ શુષ્ક તત્ત્વવાદમાં તેનું રહસ્ય સમજી શકાતું નથી.

> કરતા આનન્દ ખેલ લાઈ ।
> ઓંકારતે સૃષ્ટિ ઉપાઈ ॥
> આનન્દ ધરતી આનન્દ અકાસ ।
> આનન્દ ચન્દ–સૂર પરકાસ ॥
>
> કબીર તૃતીય ખંડ પૃ. ૭૭

સૃષ્ટિકર્તાએ તેની સૃષ્ટિમાં આનન્દનો ખેલ પ્રકાશ કર્યો છે. પોતાના આનન્દરવ ઓંકારમાંથી સૃષ્ટિ કરી છે; તેથી પૃથ્વી આનન્દ છે, ચન્દ્રસૂર્યનો પ્રકાશ આનંદ છે.

> આનન્દ સાગર, સમુદ્ર–તરંગા
> આનન્દ સરસુતી જમુના ગંગા ॥
> કરતા એક ઔર સબ ખેલ
> જનમ મરણ વિરહ મેલ ॥
>
> એજન

સાગર આનન્દ, સમુદ્રતરંગ પણ આનંદ, સરસ્વતી યમુના ગંગા સર્વ આનંદ એક જ કર્તાનો આ સૌ ખેલ છે. જન્મમરણ વિરહમેળાપ એ સર્વ તેની આનન્દલીલા છે.

[1] ચાચર એટલે હોળીનું નૃત્યગીત.

# ભક્ત કબીરનો વસન્તોત્સવ

કહે કબીર યહ ખેલનમાંહી
ખેલનહારકો ચીનઈ નાંહીં ॥
એજન

કબીર કહે છેઃ આ ખેલની મહીં રહીને અનુભવ પામવા છતાં પણ, જેનો ખેલ છે તેને તો કોઇપણ ઓળખી શકતું નથી.

કબીર કહે છેઃ આ ખેલ ખેલતાં જ મનુષ્યદેહ મળ્યો છે, એ કેટલા મોટા ભાગ્યની વાત છે. તેથી સચેતન થઇ વસન્તનો આ ફાગ ખેલ રમી લોઃ—

માનુષ તન પાયો બડે ભાગ
અબ વિચાર કે ખેલો ફાગ ॥

તે સાધકો સદા હોળી ખેલે છે. તે જગાએ નથી કોઇ દ્વન્દ્વ, નથી કોઇ ઉપાધિ, નથી બિન્દુ માત્ર દૈન્ય વા સંકોચઃ—

ખેલે સાધ સદા હોરી
તહ દ્વંદ ઉપાધિ નહીં થોરી ॥

તેથી કબીર પોતાના મનને હાંક મારીને ગાય છેઃ મનમાં ને મનમાં પ્રિયતમની સાથે એક થઇને આ હોળીખેલ ખેલી લે.

મન મેલિ પિતખવા ખેયા હોરી

આ રમતમાં ભાગ લીધા વિના રહી શકવાની કોઇની મગદૂર નથી. ખેલ માત્ર બાહ્યપ્રકૃતિની અંદર નથી, જીવનની અંદર પણ મચ્યો છે. તેથી કબીર કહે છેઃ તમારી અંદર જે વસન્ત-લીલા ચાલી રહી છે, તેથી હે રસિકસુજાણ, આ વસન્તખેલ ખેલી લેઃ

તુમ ઘટ વસન્ત ખેલો સુજાન ।

તેથી કબીર કહે છે, હે મન, આ સત્ય પ્રત્યક્ષ સમજીને હોળીનું નૃત્યગીત—ચાચર ખેલ. પ્રિયતમની સાથે મળીને, તેને ચરણે ચિત્ત સમાહિત કરીને જ ચાચર ખેલ. સત્સંગતિ અને સદ્‌ભાવનું સુભગ મિશ્રણ કરીને આનન્દમંગળ ગાન ગાઈ લે.

ચાચર ખેલો હો સમઝ
મન ચાચર ખેલો ॥
ચાચર ખેલો કત મિલિ
ચિત ચરણ લગાઈ ॥
સત સંગત સતભાવ મિલી
સુખ મંગલ ગાઈ ॥
એજન ૪ ૨૪.

પરન્તુ પ્રકૃતિની સાથે પરિપૂર્ણભાવે જોડાઇને હોળી ખેલતાં મનુષ્યને અનેક મુશ્કેલીઓ છે. મનુષ્ય પ્રકૃતિની માફક સરલ નથી. ગંભીર જટિલ દ્વંદ્વોથી અને ગંશયોથી તેનું મન ડોળાયેલું છે. તેનામાં અહંકાર છે એ મુખ્ય વાંધો છે. તેથી કબીર કહે છેઃ કેમ કરીને પ્રિયતમની સાથે હોળી ખેલીશ? આનન્દગળામાં ગંશયે ઘણી ગરબડ કરી મૂકી છે. મૃદંગ તેના દરેક તાલમાં દૂં દૂં દૂં કરી સર્વ સંગીતને ઢાંકી દે છે.

કૈસે હોરી ખેલ પિયા સંગ
દુવિધા રાધ મચાય રહી રે ।
તીનો તાલ મૃદંગ બજાવે
મેં મેં રાગિની છાય રહી રે ॥

આ અહંકાર અને સંશયની અંદર જ પ્રિયતમથી દૂર દૂર વિચ્છિન્ન છું આટલા દિવસ આ દુઃખ મનમાં ખટકતું નહોતું હમણાં વસન્તઋતુની આગમવાર્તાથી બહુ જ વેદનાની માફક તે વિચ્છેદ મનમાં જાગી ઊઠ્યો છે. તેથી કબીર કહે છે ફાલ્ગુન ઋતુ તો નજીક આવી પહોંચી, હવે કોણ મને એક વાર પ્રિયતમની સાથે મેળાપ કરાવી આપે

ઋતુ ફાલ્ગુન નિયરાણી
કૌન પિયાસે મિલાવે

એજન ૨, ૯૮

જેણે વિશ્વનો સાર જાણ્યો છે તેણે જોયું છે: આ જગતમાં સર્વે જ વસન્તનો ખેલ છે તે રહસ્ય તો વાણીમાં પ્રકાશ કરી કહી શકાતું નથી.

જો મત જાને યહી રે ફાગ હૈ
યહ કુછ અકથ કહાની ॥

ઉત્સવનાં નૃત્યગીતમાં, સંગીતમાં વિશ્વના તે જ વસન્તોત્સવનો કંઈ સ્વાદ, કંઈક પરિચય આ જીવનમાં મળે ત્યારે જ જીવન ધન્ય થાય

તેની સાથે વિયોગની લીલા પણ, આ વસન્તના ખેલમાં, વેદનામાં પણ, અન્તરને ભરી દે છે. કબીર ગાય છે મારી સાથે પ્રિયતમ એવી હોળી ખેલે છે! માર્ગ તરફ જોઈ જોઈ જન્મારો વહી ગયો તોપણ મળ્યો નહિ આ સંતાકુકડી એ પણ એના ખેલની લીલા!

હમારેકો એસે ઐસી હોરી
પથ નિહારત જનમ સિરાના
પરઘટ મિયે ન ચોરી ॥

એજન ૨, ૧૧૮

જે દિવસ વસન્તોત્સવના લીલારસમાં ભરપૂર થઈને પ્રિયતમ આ દૂરપણું આ વિયોગ મટાડીને મારા ઘરમાં ઉત્સવ કરવાને આવે તે દિવસ જ મારો ફાગ, તે દિવસ જ મારી હોળી આ સૌભાગ્ય, જીવનમાં પ્રાપ્ત કરીને કબીરે ગાયું મારો સ્વામી આજ મારી સાથે વસન્તનો ખેલ રમવા આવ્યો છે સખાની સાથેના મિલનના નૃત્યગીત—ચાચર રાગની અનહદ વાણી વાગી ઊઠી છે!

મેરે સાહબ આયે આજ
ખેલત ફાગરી ॥
ચાચર રાચ્યા સખા સંગ ભાગે
અનહદ વાણી રાગરી ॥

એજન. ૨, ૧૧૯

આવા જ ઉત્સવના દિવસે કબીર ગાય છે: હે બન્ધુ! મારા ઘરમાં આજ રસિક-સુજાન કાન્ત વિરાજમાન છે હવે હું રંગભરી હોરી ખેલીશ જનમ જનમની કલ્પના હવે મટી ગઈ છે. આજે જીવન—પ્રાણ મને પ્રાપ્ત થયો છે. પ્રિયતમના મિલનથી આજ હું પોતાને ભૂલી ગઈ છું તેથી જીવનમાં અપાર ખેલ રાચી રહ્યો છે. સુખસાગરમાં મેં સ્નાન કર્યું છે. આટલે દિવસે કબીર હોળીનો સત્ય ખેલ પામ્યો છે.

પ્યારે હમ ઘર કન્ત સુજાન
ખેલ્યો રંગ હોરી
જનમ જનમકી મિટી હૈ કલ્પના
પાયો જીવન પ્રાણ રી ॥
પીતમ મિલ આપ બિરાજ્યો
લાગ્યો ખેલ અપાર રી ॥
સુખસાગર અસનાન કિયા હૈ
ફગુઆ પાયો કબીર રી ॥

એજન. ૨, ૧૨૦

આજના મહોત્સવમાં પ્રિયતમે મારા ઉપર રંગ ઢોળ્યો છે. તેના સૂરની ચોટ આવીને મારા મનની અંદર લાગી છે. મારું સર્વ તનુ વિદ્ધ થયું છે.

મોપે સાંઈ રંગ ડારા
સુરકી ચોટ લગી મેરે મનમેં
વેધ ગયા તન સારા ॥

તેના સૂરના આઘાતથી વિદ્ધ થયા છતાં દુઃખ કરવાનું કશું કારણ નથી, તે આઘાતથી જ જીવનમંદિરમાં ઉત્સવસંગીત વાગી ઊઠે છે, કબીર તેથી ગાય છેઃ આ તનમંદિરમાં ઉત્સવવાદ્ય વાજે છે— વાલમ ફાગ ખેલે છે. આખા જગતમાં તેની વ્યાકુલતા જાગી ઊઠે છે અને રાગ અને અનુરાગ સર્વત્ર ઝરે છે.

શરીર મહલમેં બાજ બાજે
હોત છત્તીસા રાગ ॥
સુરત સખી જહા દેખ તમાસા
વાલમ ખેલે ફાગ ।
× ×
સારા જગમેં હોત કુતૂહલ
ઝરે રાગ અનુરાગ ॥

એજન. ૨, ૧૧૬

આજ જીવનમાં સ્વામી પોતે હોળી ખેલે છે! મારે જ જીવનમાં સરસ રાગિણીનું ગાન નિરંતર ચાલી રહ્યું છે. સરસ સૂર ત્યાં શોભાયમાન છે. આજે ખૂબ આનન્દમાં મહોત્સવ જામી રહ્યો છે.

કાયા નગર મઁઝાર
સાઁઈ ખેલે હોરી ॥
ગાવત રાગ સરસ સુર સોહે
અતિ આનંદ ભયોરી ॥

એજન. ૨, ૧૧૭

આ તે જીવનની હોળીનો ખેલ. આ ખેલમાં ભાગ લીધા વિના જેઓ પૃથ્વી છોડી ગયા છે તે બહુ જ દુર્ભાગી છે—કૃપણ છે.*

* શ્રીયુત ક્ષિતિમોહન સેનના વ્યાખ્યાનની, શ્રીયુત કરુણાશંકરભાઈ પારેખે મળેલી નોંધ ઉપરથી.

# અહંપ્રેમ

આ એક વિચિત્ર વ્યાધિ છે. સ્વાર્થ કરતાં એ ખરાબ છે, અહંકાર કરતાં એ નીચ છે, દભ તો એના પેટમાં રહ્યો છે. એ દુનિયાને દગો દે ત્યારે દે, પણ એ વ્યાધિ જેને વળગ્યો છે તેનો પરમ મિત્ર હોવાનો ડોળ કરી એને તો સતત દગો દે જ છે. એને વેરી તરીકે ઓળખતાં છતાં માણસ એને પરમ મિત્ર તરીકે સંઘરે છે, અને એની સાથે માણસની વિભૂતિ સતી થાય છે.

Self-love માટે ગૂજરાતી શબ્દ કયો? પહેલે વિચારે શબ્દ સૂઝે છે 'આત્મરતિ.' પણ એ પવિત્ર શબ્દનો પવિત્ર ભાવ મારીને એને આવા અપવિત્ર ભાવ માટે વાપરવો એ બરાબર નથી. અને એ શબ્દનો દુરુપયોગ કરવો જ હોય તો એને પોતાનો કરવા માટે અંગ્રેજી શબ્દ Auto-erotism ઉમેદવાર બેઠો જ છે. એટલે 'આત્મ-રતિ' શબ્દ નહિ ચાલે. Self-love ને માટે આપણે 'અહંપ્રેમ' શબ્દ વાપરીએં, અને એ રોગ જેને વળગ્યો છે એને 'અહંપ્રેમી' કહીએ. અહંકામ કહીએ 'ખુદગરજી'ની માફક 'ખુદઆશક' શબ્દ તૈયાર કરાય કે નહિ તે આપણે નથી જાણતા. પણ એના જેવો શબ્દ જોઈએ છે ખરો.

સંસ્કૃતમાં વચન છે કે **स्वयंदासास्तपस्विनः ।** તપસ્વી લોક તપસ્યાના અહંકારમાં અત્યંત સ્વાર્થી, અહંકારી અને અહંપ્રેમી બને છે, એક રીતે દેહરખા પણ બની જાય છે. એટલે 'સ્વયંદાસ્ય' શબ્દ Self-love ને માટે વપરાય.

અહંપ્રેમ એ દોષ દુનિયામાં પહેલાં આટલો ન હતો. દહાડેદહાડે તે વધતો જોવામાં આવે છે. એ અસામાજિક વૃત્તિ છે. તે જેમજેમ વધે તેમતેમ સંસ્કૃતિનો નાશ થતો જાય છે એમ જાણી લેવું.

અહંપ્રેમી માણસ હમેશાં દુઃખી ને દુઃખી જ રહે છે. પોતે દુઃખી થાય છે અને આસપાસના લોકોને દુઃખી કરે છે. Uncle Tom's Cabin એ પ્રખ્યાત નવલકથામાં સાત્ત્વિક પણ બેકદર વૃત્તિવાળા સેંટ ક્લેરની પત્ની અહંપ્રેમીનો ઉત્તમ નમૂનો છે. ગમે તે પરિસ્થિતિમાં અહંકામ વ્યક્તિ પોતાના જ દુઃખ ઉપર નજર ઠેરવે છે, અને દુનિયાની નજર ખેંચવાનો તિરસ્કરણીય પ્રયત્ન કરે છે.

અહંકામ વ્યક્તિ ખુશામતિયા લોકોને પોતાની આસપાસ ભેગા કરે છે અને એ રીતે પોતાની આસપાસ દહાડેદહાડે વધારે હીન વાતાવરણ ભેગું કરે છે. પરિણામે દુનિયામાં શું ચાલે છે, શ્રેષ્ઠતા શામાં રહેલી છે એનો ખ્યાલ એને નથી રહેતો. ભવિષ્ય માટે મોટીમોટી ઉમેદો બાંધીને પુરુષાર્થ કરવાને બદલે તે ભૂતકાળના પરાક્રમનું અખંડ સ્મરણ કરે છે અને એને વાગોળે છે.

અહંકામ માણસમાં સેવાભાવ જેવું કાંઈક કોક કોક વખતે દેખાઈ આવે છે, પણ એમાં સાચી સેવા નથી હોતી. નિઃસ્પૃહ, નિરપેક્ષ, સર્વસમભાન સેવા હોય તો જ એની પાછળ સેવાભાવ છે એમ માનવું. અહંકામ માણસો અહંતૃપ્તિને અર્થે અમુક સમુદાય એકઠો કરે જ

છે, તેથી પ્રથમપ્રથમ આભાસ થાય છે કે એનામાં લોકસંગ્રહશક્તિ છે, સેવાપરાયણતા છે. પણ કાળે કરીને ખાતરી થાય છે કે સૂર્ય, ચંદ્ર, તારા અહની પૃથ્વી આગળ જ ફરવા જોઈએ એવો આગ્રહ ત્યાં હોય છે.

કશાકની પાછળ આત્મવિલોપનની વૃત્તિ જાગે ત્યારે જ સાચી સહકારિતા, સાચો લોકસંગ્રહ અને સાચી સેવા પ્રગટ થાય અને આદર્શરૂપી સૂર્યની આસપાસ પોતે અને પોતાના જેવા ગ્રહો ફરે એવી ઇચ્છા પેદા થાય.

દંપતીનો પરસ્પર પ્રેમ જો ધર્મપરાયણ, આદર્શપરાયણ, સમાજપરાયણ અથવા ઓછામાં ઓછું અપત્યપરાયણ ન હોય તો ત્યાં અહંપ્રેમ બળ પકડવાનો અને એ વિવાહસંબંધ થોડા જ વખતમાં તૂટી જવાનો. યુરોપ અમેરિકાની સંસ્કૃતિ અને શિષ્યભાવે એનું અનુકરણ કરનાર બીજા દેશોની સંસ્કૃતિ આ અહંપ્રેમથી પછડાયેલી છે એ દોષ જોઈને વખતસર ચેતીને એને છોડે નહિ તો એણે મહતી વિનષ્ટિ માટે તૈયાર રહેવું જોઈએ.

આપણા દેશમાં તેમજ છાપે ચડેલા બીજા દેશોમાં સમાજના આગેવાનો, મુત્સદ્દી લોકો અને સાહિત્યસેવકો આ Self-loveને વધારે ને વધારે માન્યતા આપતા જાય છે અને લજ્જા—વ્રીડાનો નાશ કરતા જાય છે એમ દેખાય છે.

પણ જ્યારે કેળવણીના ક્ષેત્રમાં આ અહંપ્રેમ, આ અહંકામતા ડોકિયું કરે છે ત્યારે એ ભારે ચિંતાનો વિષય થઈ પડે છે. નાનાં બાળકોમાં અને યુવાનોમાં વિભૂતિપૂજા સ્વાભાવિક રીતે પડેલી હોય છે. મોટેરાં જે બોલે છે તે બધુ તેઓ 'પરમાર્થેન' ગ્રહણ કરે છે. મોટેરાં જેટલું બોલે છે તેટલું હૃદયથી બોલે છે, અનુભવની વાણી બોલે છે, બોલે છે એટલું પ્રસંગ આવતાં કરી બતાવવાનાં છે એમ માનીને તેઓ ચાલે છે. એ જ સાચી વૃત્તિ છે. દુનિયાના કડવા અનુભવથી અથવા મનુષ્યદ્રોહીઓએ શીખવેલી શંકાથી તેઓ આગળ જતાં જુદી રીતે વિચાર કરે છે અને તેમની વિભૂતિપૂજા નષ્ટ થાય છે. વિભૂતિપૂજાના દિવસોમાં જો અહંકામી શિક્ષકના પરિચયમાં તેઓ આવે તો અહંકામીને સ્વાભાવિક રીતે પોષણ મળે છે અને એ વિદ્યાર્થીઓને ચાહે છે. પ્રેમના ભૂખ્યા વિદ્યાર્થીઓ એની વધારે નિકટ આવે છે. અહંકામીનો સ્વભાવ હોય છે કે પોતાને જે જાતનો ખોરાક જોઈએ છે એ જાતનો ખોરાક પોતાની આસ પાસના વિદ્યાર્થીઓને થોડો પૂરો પાડવો. પછી તે પરસ્પર સંબંધ એવો બંધાય છે કે એકબીજાને ચાહવાને બદલે બંને જણા એકબીજાની મદદથી પોતપોતાને જ ચાહે છે અને એકબીજા વગર એકબીજાનું ચાલતું નથી એવો અનુભવ થવાથી પરસ્પર ગાઢ પ્રેમ છે એમ માની બેસે છે.

આ બધા દોષોમાંથી ઊગરી જવાનો ઉપાય શો ?

રોગ નવા જમાનાનો હોય તોયે ઉપાય કે ઇલાજ જૂનો હોઈ શકે છે. માણસ જ્યારે કંઈક અંતર્મુખ થાય છે ત્યારે પોતાના નિરીક્ષણથી અથવા હિતૈષીઓની સૂચનાથી પોતાની અંદર એ દોષ છે એમ જોઈ લે છે. દોષ જોયા સ્વીકાર્યા વગર ઇલાજ થઈ જ ન શકે. અને દોષ જોયા પછી પ્રામાણિક માણસ આગળ એ ટકી જ ન શકે, અથવા કંઈક ટક્યો તો વધી તો ન જ શકે.

પોતાની સ્તુતિ, પોતાનાં ગુણગાન, પોતાના પરાક્રમનું વર્ણન એ બધું અપથ્ય ખોરાક સમજી માણસે પ્રથમ ટાળવું જોઈએ. પોતાનાં વખાણ જેમાં હોય એવા કાગળો અથવા લેખો ફરીફરી વાંચવાની અથવા એકાંતમાં જોવાની લત એણે છોડવી જોઈએ.

પોતાના દોષ ઓળખીને, એને પોષવા ખાતર જેઓ સ્થૂલ કે સૂક્ષ્મ વખાણનાં વચનો કાઢે છે તેમનો સહવાસ ટાળવો જોઈએ. ખુશામત કરવાની દાનત ન હોય પણ ભોળપણમ ઉત્તેજન આપવાને કોઈ સ્તુતિ કરતું હોય તો નિખાલસતાથી એવા મુરબ્બીઓને કહેવું જોઈએ કે મારા દોષને એવું ઉત્તેજન નહિ આપતા. માણસમાત્રને અમુક સ્તુતિનો ખોરાક મળે જ છે, અને એ અનિષ્ટ છે એમ પણ નથી. પણ રોગીને અપથ્ય ખોરાક તો કોઈ ન આપે. આવી રીતે ખોટા ખોરાક વગર ચલાવવાની ટેવ પાડવાથી ચિત્તવૃત્તિની નીરોગિતા ખૂબ કેળવાય છે.

સાચા સેવાભાવમાં પક્ષપાત નથી હોતો. બધા પ્રત્યે સરખી જ રીતે સેવાવૃત્તિ વહે છે. જેની જેટલી જરૂર તેટલી સેવા આપવા એ હમેશાં તત્પર રહે. લેનાર સંકોચ કરે તો વાત જુદી.

અહંપ્રેમી માણસ શરૂઆતમાં ખડતલ પણ હોય, સેવાભાવ એનામાં પૂરેપૂરો હોય, તે અમુક બહાદુરી પણ બતાવે, સ્વાર્થત્યાગ સહેજે કરી શકે. અહંપ્રેમ સાથે ગમે તે સદ્ગુણો સારી રીતે નભી શકે છે, પણ વધી નથી શકતા. અહંપ્રેમની અસર આટલી સૂક્ષ્મ ન હોત, સ્થૂલ જ હોત તો સજ્જન લોકો એને તરત કાઢી મૂકત. પણ એ લાંબા વખત સુધી સુંદર મુખ રાખીને મર્યાદશીલ મદદગાર સાથી તરીકે રહી બતાવે છે, અને ધીમેધીમે પોતાનો કબજો જમાવતો જાય છે.

અખંડ ઉદ્યોગ, નમ્રતા, ક્રીડા, આત્મવિલોપન, સેવાપરાયણતા, સર્વસમાનતા અને કડવા ટીકાકારની સોબત એટલા અહંપ્રેમના ઇલાજો છે.

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

## ગાંધીજી વિશે કંઈક

ગાંધી એશિયાના મહાનમાં મહાન નિર્માતા છે. બીજા નિર્માતાઓ અને એનામાં ભેદ એ છે કે તે હિંસા કે કુનેહબાજીનું એક પણ કૃત્ય કરવા કરતાં પોતાની પ્રજાના સ્વાતંત્ર્યની આશાનો ભોગ આપવો પસંદ કરે છે. તે દુનિયાનો અપ્રતિમ નેતા છે, પ્રેમના પેગામનો અર્વાચીન પેગંબર છે. તેનો આધ્યાત્મિક ઉદ્ભવ બુદ્ધ, મોત્સી, નેઝેરેથનો જીસસ, એસીસીનો સંત ફ્રાન્સિસ, અને ટૉલ્સ્ટૉયના વંશમાં થયો છે. એવા માણસો, તેમણે કરેલાં તાત્કાલિક કાર્યો પછી પણ લાંબો સમય જીવન્ત રહે છે, પોતાની પછી મનુષ્યહૃદયને ગતિમાન કરતા દરેક કાર્યમાં કંઈકને કંઈક અસર કરે છે. ગાંધી, વીસમી સદીની નવી હિંદી પ્રજાનો જ્યૉર્જ વૉશિંગટન ભલે ગણાય, પણ આ મોંઘી આશા ફળી ફાલીને અશોકના સામ્રાજ્યની પેઠે અંધકારમાં સરી પડશે તે પછી પણ લાંબા સમય સુધી, જુદા જુદા માનવ વંશના વારસદારોનો તે ક્રાઇસ્ટ રહેશે—મનુષ્યજાતિઓના મિલનનો તારણહાર રહેશે.

Emiment Asians: by Joseph Washington Hall ( Upton Close ) એ પુસ્તકમાં છેલ્લે આપેલ ગાંધીજીના જીવનચરિત્રના છેલ્લા પારીગ્રાફનો અનુવાદ.

# માયાવિની

[ ગતાંકથી ચાલુ અનુસંધાન પૃ. ૨૨૮ ]

[ ખંડ શિખરિણી ]

(૨૯) પછી આંબાડાળે,
ધરેણારે નાળે,
કુવાકાંઠે, પાળે સરવરતણી, કુંજવગડે,
ધરંતી આકારો અભિનવ સ્વરૂપો તું રખડે,
તને જ્યારે જાણી, વદી વચન લેતી તું ઉથલો,
'નિરખી અહીં ? બીજે સ્થળ ચલો ?'

(૩૦) પછી ક્યારે ક્યારે,
લઇ જાતી તારે,
મને તું આગારે, વચન વદતીઃ ' આંહિ વિરમો,
જરા હું જૈ આવું, કરશું પછી વાતો બહુ અમો. '
અને હું ત્યાં બેઠો, તવ પર ભરોસો ધરી મને
પણ ન ફરકી તું મુજ કને.

(૩૧) પ્રતીક્ષા તારીમાં,
અટારીમાં ધીમાં,
વીત્યાં દુઃખે ભીનાં વરસ, હૃદયે શોક ઠરતો,
તહીં જોયો તારો ચકચકિત મેં સાળુ તરતો,
પ્રિયા મારી ધારી, નયન નમિયાં તે ગમ ખરે,
મન મિલન આશા જ ઉભરે.

---

૨૯—અને દુનિયાનાં વૃક્ષોમાં, જનગૃહોમાં, જલાશયોમાં તારાં પ્રગટ ને ભિન્ન રૂપો મેં જોયાં. એમ વિભિન્ન રૂપે તને આ સ્થૂલ જગતમાં જોઈ ત્યારે મને સુક્ષ્મમાં લઇ જવાને તે ઉથલો લીધો. અને મને બીજે સ્થળે દિવ્ય તથા સૂક્ષ્મ જગતમાં પહોંચવાને સાદ કર્યો.

૩૦—તારા આગારમાં–સત્ય સ્વરૂપની નજીક મને તું બોલાવી ગઇ. પણ છેક અંતર્ગૃહમાં તો પ્રવેશ ન જ થવા દીધો. ઈશ્વરનું ગૂઢતમ રૂપ તો હજી ગુપ્ત જ રહ્યું. મારે હજી તારા બારણા આગળ ઘોભવાની જ ખાસ જરૂર હતી. ઘરમાં પેસવાનો તેં મને સૂચક રીતે ઇન્કાર કર્યો તેનો ભાવાર્થ હું સમજી ન શક્યો, મારા અનધિકારનું ભાન થવાને બદલે તારી કૃપાને અવલંબી હું ત્યાં બેસી જ રહ્યો અને વધુ પુરુષાર્થ કરવો બંધ કર્યો. એટલે તારુ સ્વરૂપ ક્યાંથી દેખાય ?

૩૧—તારી વાટ જોતો અટારીમાં વરસોનાં વરસ બેસી રહ્યો, પણ અંદર પેસવાને પ્રયત્ન ન કર્યો. તું તો મને બોલાવા ન જ આવી. ત્યા ઘરની અંદર તારો નીલવર્ણો ચકચકતો સાલ્લો જોયો. શરીરથી અળગા વસ્ત્ર પેઠે તારા સત્ય સ્વરૂપથી જુદી કોઈ બીજી જ ચીજ મને દેખાઇ. એને જ મેં મારી પ્રિયતમા ધારી લીધી.

(૩૨) અને ચક્ષુસ્પર્શે,
સુબુદ્ધિ સંઘર્ષે,
જઉં લેવા હર્ષે, પટ પલટતો રંગ નિજ ત્યાં,
ન મૂર્તિ ત્યાં તારી, ઉલટ વિરમે સર્વ મુજ ત્યાં,
અરે એ પાછા તે નયન તવ શું ગોચર બને,
સ્વર તવ તરે મિષ્ટ પવને

(૩૩) પડે કર્ણે વાણી,
તને આવી જાણી,
મળી શું ઊજાણી, ઉલટ ધરી હું ઊઠી ધસતો,
ગ્રહું વ્હાલી હાથ, પગ પર ખડો હૈ નિરખતો,
વહી તારા મીઠા સુરભિ તનથી વાયુ ફરતો,
ગતિ તવ જણાવી વિહરતો

(૩૪) લહી છાયા તારી,
ઉજાશે અંધારી,
ગ્રહી હાથે ઝારી પટ પર પડી મંદ પગલે,
જતી દીઠી પુષ્પો વદનથી ખરતા શું ઢગલે!
અહો આશામૂર્તિ! નયન મુજ રૂપે તવ ઠર્યાં,
કદમ તવ મેં અર્પણ કર્યાં

(૩૫) હતી એ શું માયા,
અવિદ્યાની છાયા?

---

૩૨—પણ સુબુદ્ધિ સંઘર્ષે—સદ્બુદ્ધિની કસોટીએ ચઢાવતાં આંખની છેક પાસે લાવી જોતાં એ વસ્તુનો રંગ પલટાવા લાગ્યો. ધાર્યા કરતાં બીજી જ વસ્તુ એ તો નીકળી એ સાડીની પહેરનાર તો કોઈ બીજી જ નીકળી. અને એ વસ્ત્ર પણ ક્ષણક્ષણ પલટાતા રંગનું હતું—ઈશ્વરના આભાસો. વસ્ત્ર દગાખોર નીવડ્યું પણ પાછી તારી આંખો દેખાવા માંડી અને સ્વર સંભળાવા લાગ્યો. ઘરની અંદર કોઈની સાથે વાતો કરતી કે ફરતી હશે ત્યારે માત્ર આંખો નજરે પડી, આખો દેહ નહિ નહિ તો ઓળખાણ તરત પડે. ઈશ્વરના અમુક તત્ત્વો દેખાયાં.

૩૩—તારો સાદ સાંભળ્યાથી મને પૂરી ખાતરી થઈ, કે હવે જરૂર તું મને બોલાવા આવતી હશે. તારા દેહની સુગન્ધ લેઈ પવન પણ આવ્યો એટલે તું મારા તરફ આવે છે એવી મને ખાતરી થઇ. અને હું બેઠો હતો ત્યાંથી ઊભો થયો, તારા આવવાની વાટ જોવા લાગ્યો.

૩૪. તારા ઘરમાં પ્રકાશ હતો. ઈશ્વરનું તેજોમય ધામ એ પ્રકાશકમાં મનુષ્યોને ગોચર થાય એવું વાડું સ્થૂલ રૂપ પ્રકાશ અને છાયાના વિરોધથી સ્પષ્ટ દેખાવા લાગ્યું. પડદા પર તારી છાયા પડેલી જોઈ. જ્ઞાની મનુષ્યોના હૃદયો ઉપર છાયારૂપે પડેલી તારી મૂર્તિ મેં જોઈ. જો કે તે માત્ર આકાર બતાવતો છાયો જ હતો અંગાંગની સંપૂર્ણતા કે વર્ણાદિ જોવા મુશ્કેલ હતા. હાથમાં ઝારી હતી તેમાંથી પુષ્પ ઝરતાં હતાં. તારા એ છાયામય રૂપને ચરણે મારી આંખો મેં અર્પણ કરી દીધી.

૩૫. પણ વધુ આકરી સદ્બુદ્ધિની કસોટીએ ચઢાવતાં એ અવિદ્યાની છાયા જણાઈ. અનુભવીઓએ તારાં વર્ણવેલાં લક્ષણગુણ મને તારા એ છાયારૂપમાં ન જડ્યાં. જે આકારો રમણીય દેખાતા

ગણ્યા મેં પકાયા ગુણ તવ મહીં, આંહિ ન જડયા,
અડતાં આકારો કરથી થઈને રાખ જ પડયા,
પ્રિયા આ ના મારી, કુટિલ દિલ કોઇ અવરના,
કપટ ભર આળા ભમરના.

(૩૬) વિચારી જો વ્હાલી,
ન કયારે તું ઠાલી,
હઠો ખોટી ઝાલી પજવતી મને પૂર્વે જ કદી,
ગણું કેમે આજે કપટ કરી તું જૂઠ જ વદી,
પડે મારી પૂઠે, પ્રકટ કનડે બેશરમ થૈ,
ધરથર ભમાવે કુટિલ થૈ.

(૩૭) ગને કો દેખાડે,
સ્વરૂપો ઓછાડે,
લઇને બેસાડે પ્રણયસરિતાના તટ પરે,
જગતસૌન્દર્યોયે નયનપટ આગે તરવરે,
પડયાં પાસે તોયે કર ન મુજ તેને અડી શકે,
નહિ નહિ અરે લેઇ જ શકે.

(૩૮) ખીલ્યા તારા બાગો,
તહીં ખેલી ફાગો,
મને 'માગો, માગો' કહીઁ વર દીધો, મેં ભટકવા
પછી ગાંડયું, જોયા ફૂલકુસુમના ફાલ ગરવા,
વહે મીઠી ધારા મધુરસતણી અંજલિ ભરી,
અધર ધરું, ત્યાં કોઈ વિફરી

---

હતા તે હાથ અડાડતાં રાખનો ઢગલો થઇ ઢળી પડયા. અર્થાત્ તે આકાર બળી ગએલો હતો. મારા જ્ઞાનકરોના ઘસારાથી એ અવિદ્યા બળીને ખાખ થઇ ગઈ. અને આ છાયારૂપ મને કપટની મૂર્તિ દેખાયું.

૩૬—તને તો હું સદા સત્યમૂર્તિ માનતો આવ્યો છું. તારા વચન ફળ્યાં જ છે. તો આવું કપટ કેમ થયું? જે ઈશ્વરનાં વાકયો જગતમાં મનાય છે તે બધાને સાચાં માની લીધાં. પણ ઇશ્વરને નામે જે જૂઠ ચાલતું હતું તે હવે સ્પષ્ટ થઈ ગયું. આવી બેશરમાઇ ઈશ્વરમાં હોય જ નહિ એટલે આ છાનાલીલા કરનાર કોઈ બીજું જ છે, એમ મેં માન્યું.

૩૭—મને ભાવીને કોઈ-ઈશ્વરપ્રાપ્તિનો સાચો રસ્તો જાણવાનો દાવો કરનાર લોકો તારાં સ્વરૂપ-વર્ણનોથી મારી બુદ્ધિને ઓછાડી દે છે. કહેવાતા પ્રેમના આનંદોમાં ગરકાવ કરાવે છે. અને છેક મારી આંખ સમક્ષ જગતની સૌન્દર્યસમૃદ્ધિ મારા ઉપભોગ માટે રજૂ કરે છે. એ બધું છતાં કોઇક વચ્ચે આવી મને એનો ઉપભોગ કરતાં રોકે છે. મને સત્ય પથે જતો જોવા ઈચ્છતી તારી કામના મને આ ઉતરપાંડાથી ભરેલા જ્ઞાનથી વારે છે.

૩૮–૩૯. ફાગો હોળીના ફાગ રમાય છે તે. કોઈકે મને 'માગ, માગ, માગે તે આપું,' કહી વરદાન આપ્યું. તે કોણ હતું તે હું નક્કી કરવા ન રહ્યો. શું માગવું તે પણ મેં નક્કી ન કર્યું. માગ-

(૩૯) પુકારે જા નાસી,
ન આ સૃષ્ટિ વાસી,
જનો માટે ખાસી કરી સરસ વાડી જતનથી. ”
ગમે તેવું હો એ, મન સમજ્યું આંહીં છત નથી,
મહા ઔદાર્યોની, મધુર ફલ મારે અરથ શાં?
શ્રમ સરજકોના વ્યરથ શા?

(૪૦) ‘ અજાણ્યા તે સાદે,
ચડ્યો હું ઉન્માદે,
પડી જાણે વાદે મન મનવતો હું ભટકિયો,
મને માની ડાહ્યો અધિક, નહિ ક્યાંયે અટકિયો,
અહંકારે તેવે મન પણ ચડ્યું સ્વૈર ગગને,
કુસુમ મુજ સૌ કાં નહિ બને?

(૪૧) અને પુષ્પોપુંજે,
વનો કેરી કુંજે,
જહીં ભૃંગો ગુંજે ઉપવન તણા તે ગમ પળ્યો,
લહીને ભૃંગોની વિમલ રસલીલા, હું ય ચળ્યો,
અહો! મેં લંબાવ્યો કર કુસુમને કંક ચુંટવા,
કુસુમ રસ ઉત્કર્ષ લુંટવા.

(૪૨) રહ્યાં એ પુષ્પો ત્યાં,
ન જાણ્યુ સ્વપ્નો ક્યાં,

---

વાનું વરદાન મળ્યું એટલે બધું જ મળી ગયું માની હું તારા બાગમાં ભટકવા લાગ્યો. સર્વ વસ્તુના ઉપભોગની કામના કરી. સૃષ્ટિનો અમૃતરસ મારી પાત્રાપાત્રતાનો ખ્યાલ કર્યા વગર મેં પીવાને પ્રયત્ન કર્યો. એટલે જગતને રક્ષતા તારા કાનૂનો પીફર્યા અને મને રોકયો તથા ચેતાવ્યો કે ‘સૃષ્ટિના પામર જીવો માટે આટલા પ્રયત્નપૂર્વક આ બાગ બનાવ્યો નથી. અહીં તો લાયકનું જ કામ છે.’ પણ મેં તો એનો અવળો જ અર્થ કર્યો. એ કાનૂનોના બંધનો મને ઈશ્વરની ઉદારતાની ખામી જેવાં લાગ્યાં. આ બધો વિશ્વ ઉપભોગ જો મારા કામમાં નથી આવતો તો પછી તે શા કામનો છે? જાણે કે બધું મારે માટે જ સર્જ્યું ન હોય.

૪૦—મને વારતા એ અજાણ્યા સાદથી હું ઉશ્કેરાયો. ‘કોણ મને રોકનાર?’ એમ મનને અભિમાનથી ભરી હું ઉન્માદગ્રસ્ત થયો. કુદરતી કાનૂન કરતાં પણ હું વધુ ડાહ્યો થયો. એ અહંકારથી સ્વચ્છંદ મેં શરૂ કર્યો. અને ઈચ્છ્યું કે જગતનું એક એક ફૂલ હું કેમ ન સૂંઘી શકું? સ્વૈર–સ્વચ્છન્દે.

૪૧–૪૨. પુષ્પોપુંજે–ફૂલોના ઢગલામાં, જ્યાં અપાર ફૂલો ખીલ્યાં હતા તે વનકુંજમાં જે પુષ્પો ઉપર ભ્રમર ગુંજારવ કરતા હતા ત્યાં ગયો. એ ભ્રમરો તો બાગના જ હતા, જ્યારે હું તો બહારનો હતો. એમની વિમલ–કલુષિત, ભ્રષ્ટ નહિ એવી લીલા જોઇ, સઘળાં પુષ્પ ઉપર જરાયે આસક્તિ વગર તેમને ફરતા જોયા. અને મને પણ તેવું કરવા મન થયું–જો કે હું તો પૂરેપુરો આસક્ત હતો. એ ફૂલોને ચૂંટીને મારી પોતાની સાથે ફેરવવાને તેમજ તેના સમગ્ર રસને લૂંટી લેવા મેં ફૂલો ચૂંટવા હાથ લંબાવ્યો. ભ્રમર તો ફૂલને ઇજા કર્યા વગર માત્ર અમુક જ રસ લેતો

થઇ બાળો ઉડયા, કુસુમ નિરખ્યા કંટક પડયા,
ઉડી ભૃંગો ચોટયા, મુજ નયનથી અશ્રુ દદડયા,
અહા, દીઠા મારા કર ઉઝરડે રક્ત ઝરતા,
નિર્બલ થઇ નીચે જ સરતા

(૪૩) અને ત્યારે જાણ્યુ,
અજાણ્યુ ત્યાં જાણ્યુ,
ગ્રહી હૈયુ તાણ્યુ, વચન સમયા રક્ષકતણા,
ખરે ના આ વાડી મુજ અરથ ના ગીત નમણા,
તજીને વીહાનુ અનનત મુખે મદ પગતો,
ઉપવનખુણે જૈ હુ ઢળતો,

(૪૪) અને પશ્ચાત્તાપે,
મને ત્યાં સંતાપે,
બળે હૈયુ પાપે, કયમ જલદી પૃથ્વી પરહરુ,
બની ભૃંગો જેવો વિમલ, તનયે પાખ જ ધરુ,
છતા અંગે રંગી પણ હૃદય નીરંગ હુ કરુ,
કુસુમ સઘળે પાખ પગરુ

(૪૫) બળાપે ડૂબીને,
પ્રતપ્તે ને ભીને '

---

હતો એ ભેદ મારા ધ્યાન બહાર રહ્યો અને પરિણામ મારે સોસવુ પડ્યુ કુસુમોપભોગના સ્વપ્ન વરાળ થઈને ઉડી ગયા ફૂલો કાંટાની અંદર ઊગેલા હતા તે તો હવે જ જોયુ અમુક અધિકારવાળા ભ્રમર એને ચૂંગે છે એ ભાન હમણા જ થયુ એ ભમરા ઊલટા મને વળગી કરડવા લાગ્યા એમની પવિત્રતા મારી મલિનતાને ડખી મારા હાથ ઉપર કાંટાના ઉઝરડા થયા, લોહી વહ્યુ, હાથમાથી શક્તિ જતી રહી અને ઢીલા થઇ લટકી પડયા.

૪૩—જ્યારે ઠોકર ખાધી, પાપનુ ફળ મળ્યુ ત્યારે ભાન આવ્યુ અજાણ્યાની ખબર પડી હૈયાનો ખેંચીને નિગ્રહ કર્યો રક્ષક બોલતો હતો કે આ વાડી તારે માટે નથી એ વાત યાદ આવી. મારી આપદા તો મને જણાઇ આ ગીત અને આ વાડી મારે માટે ન હતા જ. એટલે પછી ઉન્માદ તજી નીચે મોઢે બાગના ખૂણામાં જઇને ઢળી પડયો

૪૪—પાપકૃત્યનો પશ્ચાત્તાપ પણ પાછો થવા લાગ્યો. ભ્રમરની સ્થિતિ પ્રાપ્ત કરવાની ઇચ્છા થઈ, સ્થૂલ પૃથ્વી તજી સૂક્ષ્મ વાયુમા ઉડવા ઇચ્છા થઈ ભ્રમર જેવો અનાસક્ત અને જ્ઞાનની પાંખો વાળો બનુ, શરીર ભલે રગવાળુ હોય, પણ હૃદય તો રંગહીન જ—શુદ્ધ જોઇએ. અને એવી અનાસક્ત દશાને પામીને મારી પાંખો સઘળા ફૂલો ઉપર ધરવાની મને ઈચ્છા થઈ.

૪૫—એ બળાપામા પડ્યાથી હુ તપ્યો પણ ખરો ને હુ ઠરો પણ થયો મારા હૃદયના બારણા-ઇન્દ્રિયો મેં સજ્જડ રીતે બંધ કરી વિષયથી વિમુખ કરી, પણ હૃદયના ઘરમા તો અંધારું. ત્યા જ્ઞાનનો દીવો સળગાવવા મે વાસનાઓનું દમન આદર્યું એમને પીસતા પીસતા સત્ય વિચારનુ તેલ નીકળ્યુ ને દીવાના મોઢા ઉપર આછુ કિરણ પ્રગટ થયુ

દિલે મેં વાસીને સજ્જડ કરિયા દ્વાર તનના,
મથ્યો એ અંધારે કિરણુ સળગાવા જ મનના,
દયાથી તારી હા દમન કરતા તૈલ પ્રગટ્યુ,
મૃદુ કિરણુ દીવામુખ ઝગ્યુ

(૪૬) મળી શાન્તિ એકે,
મને છો લૈ ફેંકે,
સમુદ્રે લોકે કે જન જગતના ચોકી કરતા,
છતા એ આશા કે તવ વચન ક્યારે ન ફરતા,
'જરા હુ જો આવુ, કરશુ બહુ વાતો પછી અમે,'
સ્મરણુ કરતા શોક વિરમે

(૪૭) પ્રતીક્ષામા બેઠો,
થશે ક્યારે ભેટો,
હવે હૈયે પેઠો ભય પિગળશે ઔર વધશે ?
ન જાણુ ક્યારે એ મૃદુ નયનના દર્શન થશે,
પ્રિયે ! જો પાછો હું ઘરઘર ભમુ ભાન વિસરી,
મન ન ધરતી રોષ જ જરી

(૪૮) વ્યથા મારી વાધે,
હવે તુ ક્યા લાધે ?
સ્મૃતિયોગો ગાધે ફરી ફરી કરી યાદ મનમાં,
ઘડી માણ્યા યોગો પ્રકટ બની નાચે ભવનમા,
કમાણી જૂની યે નભતુ બસ આ જીવનમહી
ક્ષણુ ક્ષણુ દુભાતુ મન મહીં

---

૪૬—એ નીવાએ મને શાતિ આપી કે ભલે આ જગતના ચોકીદારો મારી અપાત્રતાનો વિચાર કરી મને દરિયામા કે વનમા ફેંકી દે, છતા તારા વચન ફરવાના નથી. તારા ઉપર ખરો ભરોસો હશે તો બે વાર કૂટાઈશ, પણ તને તો મેળવીશ જ.

૪૭—તારા ઘરના આગણામા જે ઉપવન હતુ તેમા જ આ બધી ઘટના થઇ. એટલે હવે તો આ બાગમા જ પાછો વાટ જોતો ફર્યા કરુ છુ અને તુ તો અદર પુરાઇ રહી છે. મને આ ફૂટ-ગસ્થી જે બીક પેસી ગઇ છે તે જશે કે રહેશે ? તારુ દર્શન ક્યારે થશે ? એટલુ જ માગુ છુ કે જો તારા વિરહને લીધે આરો થઈને ગમે તેનુ સાભળ્યાં ગમે ત્યા પાછો ભટકવા લાગી જાઉ—તારા બાગમા તો તે મને લાવીને મૂક્યો છે, પણ ત્યાથી પાછો જગતમા ભૂલથી નાસી જાઉ—તોપણુ તુ અજ્ઞાન ઉપર તુ ક્રોધ ના કરીશ

૪૮—તારી પ્રાપ્તિની આશા હજી દૂર લાગે છે. વિરહ-વેદના વધે છે. ગાત્ર પહેલા થયેલી થોડી ઝાખીઓ પાછી યાદ કરવા મથુ છુ. એ મિલનનો આનંદ જ મારા મનભવનમા યાદ આવી મને કનડે છે. હવે નવુ તો કશું મેળવ્યુ નથી જે હર્ષ અત્યાર સુધી કમાયો, જેટલું તારુ જ્ઞાન મેળવ્યુ તેટલાથી જ સતોષ માની બેસી રહેવાનુ છે.

(૪૯) હવે શું જોવાનું?
હવે શું ગાવાનું?
હવે શું ખોવાનું? કર શિર પરે કેવલ ધરી,
બિછાવી શય્યા મેં સ્મરણકુસુમની કંટક ભરી,
ચુભે અંગે મારે અધિક અધિકા એ શયનથી,
સ્મૃતિશ્રમ સહેવા બલ નથી.

(૫૦) હવે ક્યારે મારે
ગૃહે મીઠી ધારે
સ્વરૂપે તું તારે નમણી રમણી થૈ ઉતરશે,
પ્રશાન્તે હૈયે રે હૃદય મુજ થાક્યું જ ઠરશે?
પ્રલાપો મારા રે કલ તવ સ્વરે નીરવ બને,
ગરક બનશે ચિત્ત કવને?

(૫૧) અનિત્યોમાં નિત્યા,
અસત્યોમાં સત્યા,
અકલ્પ્યા ને દિવ્યા, ગહનમહિમા, ઊર્ધ્વગતિકા,
સુગુપ્તોમાં ગુપ્તા, જગમણિઓ કુલલતિકા,
પ્રિયે! એવાં રૂપો નયન મુજ ક્યારે નિરખશે,
અમર ફલકે કાવ્ય લખશે?

(૫૨) પ્રિયે! આ તો વાતો,
સ્મૃતિની છાયા તો,
ન રે તેથી થાતો વિકલ દિલને તોષ રજ રે,

---

૪૯—તારા મિલનની આશા તો રહી નથી એટલે હવે શી ફિકર છે? સ્મરણોરૂપી ફૂલ પાથરી તે ઉપર સૂવાને યત્ન કરું છું, કે ફૂલોમાં સૂવાથી ઊંઘ આવે. અરે પણ એ ફૂલો તો કાંટાવાળાં છે, અને તેથી જેમ જેમ વધુ સ્મરણનો આશરો લેવા જાઉં છું, તેમ તેમ વધુ ભીડાઉં છું. એ થાક એટલો બધો થયો કે હવે એ યાદ કરવા જેટલી મહેનત કરવાની પણ શક્તિ નથી રહી.

૫૦—હવે તો મારા હૃદય પરમાં સુન્દર પ્રકાશરૂપી રમણી થઈને આવીને તું ક્યારે મને ધન્ય કરીશ એ જ પૂછું છું. તારા શાન્ત હૃદય ઉપર હું ક્યારે મારું તપ્ત હૃદય મૂકીને આરામ લઈશ? તારા દિવ્ય સ્વરમાં મારો બબડાટ ક્યારે શમી જશે?

૫૧—ગહનમહિમા—જેનો મહિમા ગહન છે તે. ઊર્ધ્વગતિકા—ઊંચી ગતિ કરનાર, નિષ્કામ શીલ, કુલલતિકા—જગતો રૂપી ફળો જેના પર બેઠાં છે એવી વિશ્વવેલ. એવા તારા સ્વરૂપો ક્યારે જોવાના મળશે? અને એવા રૂપની કવિતા અમર પાટિયા પર હું ક્યારે લખી શકીશ?

૫૨—કામનો ઉપસંહાર હવે થવા માંડે છે. આ બધું માત્ર વાતો જ છે, આછાં સ્મરણોના પડછાયા છે. પુરુષાર્થ કરીને મેળવેલા આનંદથી જે સંતોષ થાય તે આવા નકામા કાવ્યથી કેમ થાય? તારો પ્રતાપ ગાવા મારું કાવ્ય અસમર્થ છે. વાણી તો થાકી ગઈ છે. આ મગજ જરાક બબડે છે, તે પણ હવે થાકીને ઠંડું થઈ જશે.

પ્રતાપે તારા રે કયમ ગરીબનો ખાય ગજ રે
વદી વાણી થાકે, મન રજ કદી શાંત ન પડે,
શ્રમ કરી કરી તે પણ પડે

(૫૩) ધરી તારી દીક્ષા,
ગ્રહી મેં તો શિક્ષા,
ભલે માગું ભિક્ષા પણ ન તજવો યત્ન કદી એ,
રહો તું પુરાઈ અગમ વનને ઊંડી નદીએ,
તિરસ્કારે ઠગો પથ ભુલવજે રૂપ ધરતી,
વિવિધ કપટે છેતર ગમી,

(૫૪) પરંતુ આ જન્મે,
ન તો બીજે જન્મે,
ન તો જન્મેજન્મે કદી ન તવ રે પૂંઠ તજવી,
તને તો મારે રે પરમ ગણી સાધ્યા જ ભજવી,
મને શ્રદ્ધા વ્હાલી તવ મિલનમાં સર્વ મળશે
અમૃતરસમાં દુઃખ ગળશે

સુન્દરમ્

---

૫૩—હવે તો હૃદય જાગતું બેઠું છે એટલે તો નિશ્ચય કર્યો છે કે તારા પાછળ ફના થવું તારી જ દીક્ષા લઈને બેસવું અને ભલે ગમે તે થાય છતાં પ્રયત્ન બંધ ન જ રહે ભલે તું દુર્ગમ થઈ જા, મને ક્રોધ કરી હંફાવી મૂક રસ્તો ભુલાવ છેતર

૫૪—પણ આ નહિ તો બીજે ને બીજે નહિ તો ત્રીજે એમ જન્મજન્માન્તર સુધી તારી પાછળ મારે મચ્યા જ રહેવું છે તું જ મારું પરમ સાધ્ય છે તું મળ્યાથી બધું જ મળી જશે મારાં દુઃખ ત્યારે જ મટશે

# બે મુલાકાતો

જેલના મોટા દરવાજા બહાર અનેક સ્ત્રી પુરુષો પોતાના સ્વજનની મુલાકાત લેવા આવેલા છે અત્યંત ઉત્સુક નજરથી તે સર્વ, જાડા સળિયાથી અને અંદરના અંધારાથી લગભગ અપારદર્શક થઈ ગયેલા દરવાજાની અંદરના ભાગમા નજર નાખે છે કોઇ દરવાજાની પાસે આમથી તેમ ફરે છે, કોઇ પાસેની ઓરડીની બારીમા નજર નાખે છે કોઇ મેડી ઉપરની બારીમા જુએ છે, કોઈ રાહ જોવાના કંટાળાનો સમય કાઢવા જેલની અને જેલની બહારની વાતો કરે છે, જેને મળવા આવેલ છે તેના વખાણ કરે છે, કોઇ અમલદારોને શાપ આપે છે, કોઇ તેમના અન્યાયની કડવા શબ્દોમા ફરિયાદો કરે છે, કોઇ કોઈ વાર પૈસાદારો મોટર કે ગાડીમાથી ઊતરી કડિયા લાવી અંદર ખબર આપે છે, ત્યારે એક ઝાડ નીચે એક લોટામા પીવાનુ પાણી ભરીને બેઠેલી, સાદા ગામડિયા લુગડા પહેરેલી ડોશી વારવાર દરવાજા સામે જોતી વધારે દીન બનતી ન ઓળખાય તેવા નિઃશ્વાસો નાખે છે પણ આ બહારના માણસોની લાગણીની જાણે જરા પણ પરવા કર્યા વિના જેલનુ કામ ચાલે છે બહારની મુક્ત હવા પણ એકવાર અટકાયત વિના, એક વાર બધાયા વિના, અદર ન જઇ શકે એ જ જેલનુ મુખ્ય કામ હોય તેમ, બન્ને સામસામા દરવાજા એક સાથે ઉઘાડા ન રહી જાય તેને માટે સૌથી વધારે ધ્યાન અપાતું હતુ કોઇ વાર બહારનો દરવાજો ખૂલતો પણ તે માત્ર અદરના કેદીઓને બહાર કામ ઉપર લઈ જવા અથવા બહારથી કામ કરી આવેલા કેદીઓને અંદર લઇ જવાને અને તે વખતે પીળી ટોપીવાળા અભણ વૉર્ડરોની "ગિનતી"ની ધમાલ એટલા ભાગમા પ્રસરી જતી દર ક્ષણે 'ગિનતી' થતી, કેટલા ગયા કેટલા આવ્યા કેટલા બાકી રહ્યા, તેના હિસાબની ભૂલ ભૂલની આશકા, બહારનાની અને બાકીનાની ફરી ગિનતી, કોઇ ઑફિસરના આવવા જવા વખતની અનેક વાર મારી મારીને બરાબર પઢાવી દીધેલી સલામો, અદરના ચાલતા પંખા, મોટેથી ઉચ્ચારાતા હુકમો અને તેનો તેથી વધારે મોટા હુંકારથી અપાતો જવાબ ટાઇપોનો ખડખડાટ એ આડે ત્યા અન્ય કોઇ વ્યાપારને અવકાશ નહોતો

અંતે વિનાયકનુ નામ બોલાયુ એટલે એ ડોશી લોટો હાથમા લઇ ઊભી થઇ દરવાજાની ભારે જાળી એક પીળી ટોપીવાળાએ ઉઘાડી, ડોશી અદર ગઇ, અને એ બારી પાછી ધીમે રહીને દેવાઇ ગઇ ડોશીથી અજાણતાં એ દેવાની બારી તરફ રાંકની નજરથી જોવાઈ ગયુ પીળી ટોપીવાળા વૉર્ડરે આ જોઇને દરવાજાની અદરની એક ઓરડી બતાવતા જેલની ભાષામાં કહ્યુ "લ્યા બેઠો' જેમ જેલ સમાજની બહાર છે તેમ જેલની ભાષા પણ સમાજની બહાર છે

ડોશી એ સામાન ભરેલા ઓરડાના બારણા તરફ જોતા બેઠા એટલામા થોડી વારે જેલની વિધિ પ્રમાણે અદરના દરવાજાની બારી ઉઘડીને વિનાયક આવ્યો જાણે તેના શરીરને પણ સળિયાની જાળીમા જકડી લેવુ હોય તેમ તેના પહેરણ અને ટૂકી ચોરણી ઉપર કદરૂપી મોટી ચોકડીની ગજિયન ભાત હતી આ વિચિત્ર પહેરવેશ જોઇને તેની માથી એક વાર

તો દબાયેલા સ્વરે "બાપુ વીનુ" એવી હાય નખાઇ ગઇ વીનુએ આશ્વાસનથી કહ્યુ "આવો બા! હુ મજામા છુ "

'બાપુ તારુ શરીર તો સારુ છે ને!"

"હા, બા, મારી ફિકર કરશો નહિ "

"તને ખાવાનુ તો ફાવે છે ને!" ખવરાવવુ પોષવુ એ અનેક યુગોની સાધનાથી માતાના જીવનમા જેટલુ રહસ્યભૂત પવિત્ર અને ભવ્ય થયુ છે તેટલુ બીજા કોઇના જીવનમા નથી થયુ પત્નીને પણ 'ભોજ્યેષુ માતા' થવુ પડે છે

"હા! બા મને મજા પડે છે!"

"તને શુ ખાવા મળે છે?"

"રોટલા દાળ શાક બધુ મળે છે અને સવારમા કાજી મળે છે તે તો એટલી સરસ હોય છે કે મને લાગે છે કે આપણે ઘેર પણ દાખલ કરવી જોઇએ "

"મેં તો સાભળ્યુ કે રોટલામા સરકાર સીમેન્ટ નખાવે છે" શરૂઆતમા રોટલામા કાકરી આવતી હતી તેનો લોકકલ્પનાએ આવો ખુલાસો કર્યો હતો

"ના રે બા! એવુ તે હોય? મારુ તો અહીં વજન પણ વધ્યુ છે"

'વજન' શબ્દ આવ્યો એટલે આ વાતચીત ઉપર જે કારકુનને ચોકી રાખવા મૂકયો હતો તે એકદમ એની નિદ્રામાથી જાગૃત થઇ બોલી ઊઠયો "વજનની વાત ન કરો "

વિનાયકે કહ્યુ "પણ હુ વજન ઘટયાની વાત નથી કરતો વજન વધ્યાની તો વાત કરાય ને!"

જેલના કારકુને હા પાડી જેલમા વજન વધ્યાની વાત થઇ શકે અને ઘટયાની ન થઇ શકે એ કાયદાના અગમ્ય અર્થથી વીનુની મા ફફડી ઊઠી મૂઝવણમા તેની વાત કરવાની શક્તિ કુંઠિત થઇ ગઇ અને તેણે શી શી વાતો કરવાનું નક્કી કર્યું હતું તે સંભારવા લાગી વીનુએ કહ્યુ "કેમ બા શો વિચાર કરો છો?" તેની બાએ વિચાર કર્યા વિના જ પૂછ્યુ "તારે અહીં રહેવાનું કેવુ છે? ઓઢવાનુ પૂરુ મળે છે કે નહિ?"

વીનુ "હા બા" પૂરુ કહી રહે તે પહેલા અધિકારીનો હુકમ છૂટયો "જેલની કોઇ પણ વાત ન કરતા"

વીનુ વિશેષ બોલવા જાય તે પહેલા તેણે ઉમેર્યું 'તમે તકરારી છો તમારી મુલાકાતનો વખત પૂરો થયો છે ઊઠો '

વીનુ અને તેની બા બન્ને ઊભા થયા માતા પોતાના એકના એક દીકરાની આ હાડછેડથી તદ્દન દીન બની ગઇ હતી હજી તેને દીકરાને મળવાની ઉત્કંઠા જરાએ પૂરી થઇ નહોતી ઓરડીના પગથિયા પર આવતા વીનુએ કહ્યુ "લ્યો બા હવે જાઓ", પણ માતાની પ્રેમભરી દીન દૃષ્ટિથી તે એક તસુ પણ ચાલી શકયો નહિ અનેક રીતે મૂઝાયેલી માતા કોઇ નિગૂઢ બળોથી પ્રેરાયેલી એકદમ વીનુને મોઢે ગાલે અને ગળે પંપાળવા માંડી "લ્યો બા ત્યારે હવે તમે જાઓ" એમ વીનુ બોલતો રહ્યો અને "બેટા આવજે હો" એવુ અર્થ વગરનું વાકય બોલતા બોલતા માતાએ તેને કેટલીએ વાર પંપાળ્યા જ કર્યું આ દેવોને દુર્લભ દૃશ્યથી કઇંક જેલનો કારકુન પણ પીગળ્યો કે શુ, ઘણીવાર સુધી, ગાય વાછડાને ચાટે તેમ, માતા પુત્રને પંપાળતી રહી. કઇંક તૃપ્તિ થઇ હોય તેમ

થોડીવારે પંપાળતી રહી જઇ, વર્તમાન સ્થિતિ સમજી વીનુથી જુદાં પડતાં તેણે કહ્યું: "બેટા આવતે વખતે દિવાળીને લેતો આવું? તેને બહુ જ મન છે." વીનુએ માતાને આ વિચિત્ર સ્થિતિમાં જેમ પંપાળવા દીધું હતું તે જ અધીનત્વથી તેણે હા પાડી દીધી. "બાપુ જાળવીને રહેજે" કહી માતા ચાલી ગઈ. બારણા આગળ તેને બારી ઉઘાડો આપી નહિ તેથી તે ઊભી રહી. સામેની બારીમાંથી વીનુને બહાર કાઢતા હતા એટલે તેને રોકી હતી. આ કાયદાથી ફરી માએ દિકરાને જોયો. દિવાળીને આવવાની રજા આપી એ ડહાપણ કર્યું કે નહિ તેના વિચારમાં વીનુ નીચે જોઇ ચાલતો હતો, માતા તે સમજી પણ ખરી, પણ દિવાળીને લાવી શકાશે તેના ઉત્સાહમાં ચાલી ગઇ.

ગરીબ બિચારો વીનુ! ત્રણ વરસ ઉપર માના વાત્સલ્ય ભર્યા હઠ આગળ તે પીગળી ગયો હતો તેમ તે આ વખતે બીજી વાર પીગળ્યો અને તેણે પોતાની પત્નીને મુલાકાતે આવવા દેવાની હા પાડી! તે મુંબઇ યુનીવર્સિટીનો ગ્રાજ્યુએટ હતો. પૈસેટકે સાધારણ હતો. તેને નાનો મૂકીને તેનો પિતા દેવલોક પામ્યો હતો અને માતાએ કેટકેટલી આશાએ તેને ઉછેર્યો હતો. પણ એટલા માટે તેને ગરીબ બિચારો કહેવા જેવું નહોતું. આ બધું તેણે સ્વાભાવિક રીતે જ સહન કર્યું હતું, ઊલટું, આ મુસ્કેલીઓએ તો તેનું ચારિત્ર ઘડયુ હતું, તેને મજબુત, મહત્ત્વાકાંક્ષી અને દૃઢ મનનો બનાવ્યો હતો. પણ છેલ્લાં થોડાં વરસથી તેના જીવનને અને મનને સોંસરુ વીંધીં એક શલ્ય પીડતું હતું અને તે જે જાણતો હોય તેનાથી તે યાદ આવતાં જરૂર 'ગરીબ બિચારો વીનુ' એમ કહેવાઇ જાય!

નાનપણથી માદિકરાને સારુ બનતું. મા દિકરાને મોટો સુખી અને શક્તિશાળી જોવા ઇચ્છતી અને હજી સુધી દિકરાએ માતાને કશામાં નિરાશ કરી નહોતી. પણ જુવાન વયમાં અને તે સાથે કૉલેજમાં પ્રવેશ કરતાં તેના મહેચ્છાના વિચારો જેમ અનેક વિષયોમાં વળ્યા, પ્રસર્યા, તેમ લગ્ન તરફ પણ વળ્યા. તેને પોતાને જાહેર જિંદગીમાં ઝુકાવવાનો શોખ થતો જતો હતો, તે સાથે તેને પોતાની ચર્યામાં સહકાર આપે, તેના અર્ધાંગને દીપાવે, અને રસથી તેનો થાક ઉતારે, તેની મહેચ્છા પાર પાડવામાં ઉત્સાહ આપે, એવી એક પત્નીની પણ ઝાંખી કલ્પના થતી જતી હતી. જુવાનની કલ્પના અનુભવહીન, પોકળ હોય છે. વિનાયકને પોતાની આદર્શભૂત સ્ત્રી જેમ સ્થૂલ શરીરે કેવી હોય તેનો ખ્યાલ નહોતો, તેમ કયા વિશેષ ગુણોથી પત્ની તેને એવો સહચાર આપી શકશે તેનો પણ ખ્યાલ નહોતો. માત્ર તે પોતાની પત્ની પોતાની મેળે પસંદ કરવાનું ઇચ્છતો હતો. જો કે પત્ની કેમ પસંદ કરવી તે પણ જાણતો નહોતો.

વીનુની માતા જેમ વીનુની ભણવાની સગવડ કરી આપતી, તેની કપડાંની, ખાવાની સગવડ કરી આપતી, તેમ જ વીનુ જુવાન થતો લાગ્યો કે તરતજ તેણે વીનુને માટે કન્યાની શોધ કરવા માંડી. આવી બાબતમાં દિકરાને પૂછવાની કે તેની ઇચ્છા જાણવાની જરૂર હોય એવો તેને તર્ક પણ ન આવ્યો. નાતની એક સારા કુટુંબની થોડું ગુજરાતી ભણેલી છોકરીની સાથે તેણે સગાઈ કરી દીધી, વીનુ કૉલેજમાં હતો ને જ સગાઇ વજવી દીધી અને વીનુ ઘેર આવ્યો ત્યારે તેને કંસાર જમાડતાં આ વાત કરી.

વિશ્વાસથી ચાલતાં કાંટો ભોંકાય ને માણસ ચમકે તેમ વીનુએ ચમકી કહ્યું "પણ મને પૂછવું તો હતું."

ચતુર માતા કારણુ સમજી નહિ પણુ એટલુ તો સમજી કે વીનુને અત્યંત દુ ખ થયું છે તેણે વહુના થોડા વખાણ કરી જોયા, તેને એણે જોઇ છે એમ યાદ આપ્યુ, પણુ કશાથી વીનુને કળ વળતી નથી એમ જાણી, તે વખતે વાતને ખાઇ ગઇ, અને રજાઓમા ફરી એ વાત કાઢી નહિ વીનુ ઘણુ મૂંઝાયો, પણ શુ કરવુ તેનો રસ્તો નહિ જડવાથી તેણે પણુ ફરી એ વાત ઉચ્ચારી નહિ

માણુસ અણગમતી વસ્તુનો નિકાલ લાવતા જાણે ડરે છે, અને તેથી નિકાલની મુદત પાડયા કરે છે પણ સમજતો નથી કે વખત તેના ગેરલાભમા વહે છે એક વરસ પછી રજાઓમાં કન્યાના પિતાએ લગ્ન લીધા ત્યારે તેણે જોયુ કે પરિસ્થિતિ એટલે સુધી પહોચી છે કે તેની સામે તે એક પણ પગલાનો વિચાર કરી શકે નહિ છેવટે મૂંઝાઇને તેણે માતાને કહ્યુ "મારે નથી પરણવુ "

"પણ બેટા હવે તો દસ જ વરસો બાકી રહી છે કંકોતરીઓ લખાઇ ગઇ છે વડીપાપડ થઇ ગયા છે હવે ના ન પડાય "

વીનુ માની સામે માત્ર ફરી એ જ નકાર બોલવા ઉપરાત કાઈ કહી શકયો નહિ

માતાએ સાચી સરલતાથી તેને ફેરવી ફેરવીને પૂછ્યુ "ત્યારે તારે કોને પરણવુ છે? કયારે પરણવુ છે? શુ નથી જ પરણવુ? આ વિવાહમા શુ ખોટુ છે?" પણ તેને આ પ્રશ્નો નીચે રહેલ માનસ અને પોતાની વિચાર કરવાની પદ્ધતિમા એવડો મોટો ફરક લાગ્યો કે તે કશાનો જ ઉત્તર ન આપી શકયો ખરી રીતે આ બધા સવાલોના ઉત્તરો તેની પાસે હતા પણ નહિ તેને તો માત્ર પોતાની પસદ કરેલી સ્ત્રીને પરણવુ હતુ અને એ ઉત્તર તે આપી શકે તેમ નહોતો, આપે તો પણ તેની મા તે સમજી શકે તેમ નહોતી એ તે જાણતો હતો

છેક પરણવાના દિવસ સુધી તેણે ના પાડયા કરી અને બીજી બાજુ પરણવાને માટે જ જાણે આખી સૃષ્ટિ કામ કરી રહી હોય એમ તેને લાગતુ હતુ છેવટને દિવસે માતાએ વાત્સલ્યથી દિકરાને હાથ ફેરવીને કહ્યુ "મારા સમ જો બોલે તો આટલુ ગાની જા જા મારા દિકરા, જરા મીંઢળ બાધના?" વીનુ નાનો હતો અને તેને બહાર રમવા જવાનુ ઘણુ જ મન હોય, પણ 'જા મારા દિકરા, જરા તપેલુ લઇ આવ તો' એમ તેની મા કહે, અને રમવાની વૃત્તિ જરા રોકી તે તપેલુ લઈ આવતો, તેમ જ, તેજ અધીનતાથી તેણે મીંઢળ બધાવ્યુ અને ત્રણ દિવસમા તો લગ્ન થઈ ગયા!

માણસ ઘણીવાર લાગા ચાલતા બનાવનુ માત્ર મુખ દેખી શકે છે, આખો બનાવ દેખી શકતો નથી માણસ સ્વપ્નમા જેટલુ લાબુ જોઇ શકે છે તેટલુ પણ કાવ્યમા જોઇ શકતો નથી પરણી રહ્યા પછી જ વીનુને સમજાયુ કે લગ્ન, ત્રણ દિવસ, મા કે બ્રાહ્મણ કહે તેટલુ કરી લઇ છૂટી જવાનો બનાવ નથી પણ જિંદગીભર ચાલતો બનાવ છે અને એ તેને સમજાતું ગયુ તેમ તેમ તેની મૂંઝવણ વધતી ગઇ આ મૂઝવણથી તેને પત્નીનુ દર્શન પણ અકારુ થઇ ગયુ, દિવાળી નામ પણ તેને જૂનવાણી લાગ્યુ પોતે કરેલા કાર્યના પરિણામે, તેને પત્ની તરફ કાઇ કર્તવ્ય કે ફરજ છે એમ તેનુ મન જ ન માની શકયુ અને આ સઘળી કફોડી સ્થિતિના કારણરૂપ તેની મા તરફ તેને ધીમે ધીમે કંટાળો આવતો ગયો તે પોતે સમજી શકયો કે તેનો મા તરફનો પ્રેમ ઘટતો જતો હતો, તે ઘણી વાર કેવળ કર્તવ્યબુદ્ધિથી

માની સાથે વર્તતો હતો આથી તેને દુઃખ થતુ હતુ પણ મા તરફનો જૂનો પ્રેમ પાછો આવતો નહોતો બન્ને વચ્ચે જાણે કોઈ અદૃશ્ય પડદો આવી ધીમે ધીમે વધારે ને વધારે અપારદર્શક થતો જતો તેને લાગતો હતો જેમ નજીક નજીકના બે ઘરો વચ્ચે ધીમે ધીમે વાધુ પડે, તે ઊંચુ ને ઊંચુ ઉતરતુ જાય, અને બન્ને ઘર એક બીજાને દુરાસાદ્ય અને છેવટ અનાસાદ્ય થઈ જાય તેમ બન્ને વચ્ચે અંતર વધતુ જતુ હતુ કોઈનો પણ દોષ ન હોય છતા જાણે સર્વેને માઠુ લાગ્યુ હોય, સર્વે અપ્રસન્ન હોય, કોઈને ખબર ન હોય એવા કોઈ બનાવથી જાણે બધા દુઃખી હોય, તેમ આ ઘરનો વ્યવહાર ચાલવા માડ્યો

વીનુ બી એ થયો નોકરીને માટે તે કંઈક વિચાર કરે એટલામા ગાંધીજીએ મીઠાની કૂચ કરી અને આખો દેશ ખળભળી ઊઠ્યો વીનુએ આ જંગમા તુરત ઝુકાવ્યુ કુટુંબનો ભાર આટલે વરસે ઉતારી દિકરાની કમાણીનો ટેકો લેવાનો વખત આવ્યો ત્યારે જ વીનુએ ઘરનો ત્યાગ કર્યો તેથી માતાને ઘણુ માઠુ લાગ્યુ પણ તે અજ્ઞાત રીતે જાણી ગઈ હતી કે વીનુને સમજાવી શકાશે નહિ

જેલની પ્રથમ મુલાકાતે, એ અમાનુષ વાતાવરણમા વીનુની માતાનું વાત્સલ્ય ફરી એક વાર પ્રગટી ઊઠ્યુ, અને વીનુ પણ તેમા અધીન થઈ નાચ્યો બે વરસ ઉપર તેણે જેમ વિચાર્યા વિના મીંઢળ બંધાવવાની હા પાડી હતી, તેમ તેણે ફરીનાર દિવાળીને મુલાકાતે આવવાની રજા આપી

વીનુની વહુ તરફની ઉદાસીનતાથી માતાને વહુ તરફ અત્યંત વહાલ રહેતુ હતુ જેલમાથી મળવા જવાની વીનુએ આપેલ રજાથી કંઈક ઉત્સાહમા બન્ને પાછા ઘરનુ કામ કરવા લાગ્યા

એક દિવસ બપોરના વીનુના ગામમા એક અપૂર્વ બનાવ બન્યો વીનુના ઘર આગળ થોડે દૂર " ઇનકિલાબ ઝિન્દાબાદ "ની બૂમો ઘણા જ ઝનુનથી બોલાતી સંભળાવા લાગી દિવાળીને પતિ કેદમા ગયા પછી આ હીલચાલ અને તેમા ભાગ લેતી વ્યક્તિઓ તરફ, સ્વાભાવિક કૌતુક થયુ હતુ શેરી ઉપર પડતી અગાસીએ તે જોવા ગઈ એક યુવાનોનુ ટોળુ આ બૂમો પાડતુ પાડતુ ઘર તરફ આવતુ તેણે જોયુ ટોળામા સૌથી આગળ એક યુવાન મોટા વાંસડા ઉપર ત્રિરંગી વાવટો ફરકતો લઈ ચાલતો હતો હવે બૂમો બંધ કરી બધા યુવાનોએ ગાયુ

ઝંડા ઊંચા રહે હમારા

દિવાળી જોતી હતી એટલામા બીજી તરફથી પોલીસનુ ધાડુ આવ્યુ જાણે કોઈ ગયા ભવનુ વેર હોય તેમ તેણે યુવાનો ઉપર ધસારો કર્યો સૌથી પહેલો ફટકો ઝંડો લઈ ચાલનાર પર પડ્યો પણ તે મજબુત અખાડિયાએ હાથમાથી વાંસડો છોડ્યો નહિ જ્યારે વાંસડો ઝાલી રાખવો પણ અશક્ય થયો ત્યારે તેણે બીજા અખાડિયાને આપ્યો હવે પોલીસોએ જાણે એ જ મુખ્ય ધ્યેય હોય તેમ ઝંડાધારીને મારવા માંડ્યુ આખ ફરુન પણ ન કરે તેમ એકસામટા ત્રણ ચાર પોલીસ એક પર ચડી જતા તે ઝંડાધારી અશક્ત બનતા બીજાને ઝંડો આપતો એટલે ફરી મરાતા મરાતા, ગાળોદ્વારા વિજય દર્શાવતા તે બીજા પર ચડી જતા થોડી જ વારમા એક પછી એક ઘણા જુવાનો પડ્યા હવે માત્ર ઓમદ જ બાકી રહ્યો હશે પોલીસો આ છેવટનો વિજય નજીક જોઈ વધારે ઉત્સાહથી ગાળો

દેતા માર માગતા હતા એટલામા આ ચમત્કારહીન જમાનામા જાણે ચમત્કાર બનતો હોય તેમ, ઝડો એકદમ ઉપર ચાલ્યો ગયો થોડી વાર તો સૌ પોલીસ આભાજ બની ગયા પછી જ તેમણે જાણ્યુ કે વિજય તસુપૂર પણ છેટો નહોતો એટલામા અગાસી ઉપર ઊભેલી બાઇએ ઝડો લઈ લીધો હતો કોણ જાણે દિવાળીને એ એકદમ કેમ સઝ્યુ એ ઝડાવાળો પણ કશી પણ નિશાનિ વિના કેમ સમજી ગયો, અને દિવાળીએ ઝડો ઉપર ખેંચી લીધો અગાસી ઉપર તેને ઝાલીને ઊભી રહી માર ખાધેલા યુવાનો એકદમ ઉત્સાહમા આવી ગયા અને તેમણે લોહી નીતરતે અને મારથી ખોખરે થયેલે અવાજે પણ, ઝડા સામે હાથ ઊંચા કરી

ઝડા ઊંચા રહે હમારા

ફરી ગાયુ પોલીસ હવે નિરુપાય થઇ ગઇ દિવાળીને ગાળો ભાંડીને અને એક બેને જરા વધારે 'ચખાડી' ને તેઓ ત્યાથી ચાલ્યા ગયા, અદૃશ્ય થઇ ગયા કોઇ લશ્કર કિલ્લો સર કરે એટલો હર્ષ ત્યા વ્યાપી ગયો

કોઇ રાજ્યપ્રકરણનો 'વેદાન્તી' વિચારે કે એક નિરર્થક વાવટા માટે આ માર ખાવાનો શો અર્થ ! પણ આમ અનેક માણસોએ માર ખાવાથી **वन्दे मातरम्** ગીત રાષ્ટ્રગીત બન્યુ છે, અને એ જ પ્રમાણે અત્યારે આ ત્રિરગી વાવટો રાષ્ટ્રધ્વજ બને છે અને એ બધાથી રાષ્ટ્રભાવ ઘડાય છે

પોલીસ ગયા જોઇ દિવાળીએ ધ્વજ પાછો આપવા માડયો પણ સ્વયસેવકોએ એ ધ્વજ ત્યાજ રાખવા કહ્યુ દિવાળીએ સાસુને બોલાવી તે સર્વ હકીકત જાણી ચકિત થઇ ગઇ સ્વયસેવકોએ વીનુભાઇની ખાતર વાવટો રાખવા કહ્યુ અને માતાએ કબૂલ કર્યું અગાસીમાં એક ઠીકરાની કાણી કોઠી પડી હતી તેમા છોકરાએ ધૂળ ઠેકા નાખી એ વાવટો ખોડયો આખા ગામમા સૌથી ઊંચો વાવટો વીનુના ઘર પર ફરકવા લાગ્યો. અને દિવાળીને સૌ ઝડાવાળી દિવાળી કહી ઓળખવા લાગ્યુ

કેટલીક ક્રિયામા પોતામા કશી બહાદુરી હોતી નથી પણ તેથી માણસમા બહાદુરી આવે છે દિવાળીએ વાવટો ઊંચો લઇ લીધો તેમા બહુ બહાદુરી કરી નહોતી પણ તેથી તે બહાદુર બની, અને તેનાથી આખા ગામની સ્ત્રીઓમા નવી બહાદુરી આવી

એક દિવસ દિવાળી સવારમા પાણી ભરવા જતી હતી ત્યા તેણે ભાગોળે એક ગાડી અને તેની આસપાસ કેટલાક ખાદીધારી સ્વયસેવકો જોયા સ્વાભાવિક કુતૂહલથી તે જરા રસ્તો મરડી ગાડી પાસે ગઇ ત્યા બીજી દિશાથી એક સ્વયસેવક મારતી બાઇસિકલે આવ્યો, નીચે ઊતર્યો અને હાફતો હાફતો કહેવા લાગ્યો કે પોલીસોને આપણા મીઠાની ખબર પડી ગઇ છે બધા સ્વયસેવકો મૂઝાવા લાગ્યા કારણકે તેમણે અહીંથી બે ગાઉ દૂર એક ગામમા મીઠુ પહોચાડી ત્યા જાહેર રીતે વેચવાની લડત આપવાનુ નક્કી કર્યું હતું સ્વયસેવકો અદર અદર વાતો કરવા લાગ્યા કે ગામમા ક્યાઈ મીઠુ રખાય એટલુ ઓળખાણ પણ નહોતું દિવાળીને તરતબુદ્ધિ સૂઝી અને તેણે કહ્યુ કે મારા બેડામા ભરી આપો પાણી ભરવા જતી બધી પાણિયારીઓને તેણે અટકાવી અને મીઠુ વહેવાનુ કહ્યુ બધી સ્ત્રીઓએ મીઠુ માગવા માડયુ એ પાણીગેરડો ઘડીભર મીઠાગેરડો બની ગયો તળાવની પાળ ઉપર એક સ્વયસેવકને ધ્યાન રાખવા ઊભો રાખ્યો હતો લગભગ ગાડી ખાલી થઇ ત્યા સ્વયસેવકે નિશાની કરી. સ્ત્રીઓ ત્યાથી ખસી ગઇ, કેટલીક ગામ તરફ અને કેટલીક કુવા તરફ ગઇ

સ્વયંસેવકોએ પોલીસને ખોટી દિશાએ ચડાવવા ગાડી ગામ બહાર ગમે તે મારગે દોડાવી, અને રસ્તામાં જ ગમે ત્યાં મીઠું વેરી નાંખ્યું. પોલીસોનાં ઘોડાં તેની પાછળ દોડયાં. થોડે જઇ તેને પકડી પાડી ઊભું રાખ્યું પણ ગાડીમાં મીઠું મળ્યું નહિ. ગામમાં આવ્યા પણ કશી ભાળ મળી નહિ. પોલીસો નિરાશ થઇ પાછા ગયા.

હવે ઝંડાવાળી દિવાળીની ખ્યાતિ ગામ બહાર પણ ગઇ.

આ ગામના તાલુકાના મુખ્ય શહેરમાંથી સરકારે અત્યારે ઘણાખરા કાર્યકર્તાઓને પકડી લીધા હતા. બીજા તાલુકાઓમાં કોઇ કોઇ જગાએ સ્ત્રીઓની નીમણુંક હવે "સરદાર" તરીકે થતી હતી. ઝંડાવાળી દિવાળીની ખ્યાતિ એટલી થઇ હતી કે તેને હવે તાલુકાની સરદાર નીમી. તેને, નિમાતી વખતે તો, શું કામ કરવું પડશે તેની ગમ નહોતી પણ ધીમે ધીમે તેને બધું સમજાયું, અને થોડા વખત પછી તો તે પોતે લડતનો કાર્યક્રમ ઘડવા માંડી. તેણે ખાદીનું ખાતું ખોલ્યું, દારૂ અને પરદેશી કાપડના પહેરા ગોઠવ્યા, વાનર સૈન્યની વ્યવસ્થા કરી. પ્રભાતફેરી અને સરઘસો નિયમિત કર્યાં, અને પોતે જેલ જવા તૈયાર રહી ઘણાને તૈયાર કર્યા અને મોકલ્યા. હવે તો તેનું નામ વર્તમાનપત્રોમાં પણ આવતું થયું હતું.

વીનુની મુલાકાતનો વખત થયો ત્યારે તે પોતાની સાસુ સાથે જેલમાં ગઇ. જેલની વિધિ પ્રમાણે તેમને દાખલ કરીને અંદર બેસાડયાં. થોડીવારે વીનુ આવ્યો. તેણે માતાની પાસે કેસરી ખાદીની સાડીમાં કંઇક પ્રગલ્ભ રીતે ખુલ્લે મોઢે બેઠેલી દિવાળી જોઈ, પણ તે તરફથી આંખ ખસેડી તેણે બાના કુશળ સમાચાર પૂછ્યા, અને પોતાના કહ્યા. આટલા માસના અસહકારીઓના સહવાસથી જેલના અધિકારીઓમાં કંઇક માણસાઇની મૃદુતા આવી હતી. આ વખતે અધિકારીઓની ડખલ નહોતી, પણ દિવાળીને જોઇને વીનુ જરા ઠરડો થઇને બેઠો.

પણ પંદરેક દિવસમાં વીનુ ઘેર આવવાનો છે એ અપેક્ષાએ તેની માતા વધારે ઉત્સાહમાં હતી. તેણે વીનુને કહેવા માંડયું કે તું ઘેર આવીશ ત્યારે ઘર ઉપર મોટો ઝંડો ફરકતો જોઇશ.

"એમ કે ? સારું કર્યું બા !" વીનુએ કૃત્રિમ હર્ષ બતાવ્યો.

"પણ જો હવે તું ઘેર આવે ત્યારે દિવાળી એ થોડા દિવસ આપણે ઘેર રહેવા આવે એમ તું ન કહે ?"

"બા, એ તો એનાં માબાપને ફાવે તેમ કરે."

"માબાપને ત્યાં ક્યાં છે ! એ તો ભામણા ગામમાં છે ને દેશનું કામ કરવા હવે ત્યાં જ રહે છે. ત્યાંની સરદાર થઇ છે. !"

"ભામણામાં ઝંડાવાળી દિવાળી સરદાર થઇ છે તે આ દિવાળી ?" વીનુએ જિંદગીમાં પહેલી જ વાર દિવાળી સામું જોયું.

"હા. હા. એની કેસરી સાડી નથી જોતો ?"

"અરે શાબાશ રે શાબાશ." વીનુએ વેગમાં આવી જઇ કહ્યું અને ઘણા જ જોરથી દિવાળીનો બરડો થાબડયો. જિંદગીમાં દિવાળીને આ પતિનો પહેલો જ સ્પર્શ હતો. આ આટલી વિચિત્ર જગાએ, લોકોના દેખતાં, સાસુના દેખતાં, પતિએ બતાવેલા ઉમળકાથી તેનું મોં શરમ આનંદ અને સૌભાગ્યના ઓચિંતા ભાનમાં લાલ થઇ ગયું. વીનુએ પહેલીજ વાર

જોયું કે દિવાળી જરા બીને વાન હતી પણ તેજસ્વી અને સુંદર હતી. "આ ઝડાવાળી દિવાળી તે તું? અહીં ભામણાથી જગદીશ આવ્યો હતો તે તારી વાત કરતો હતો, પણ મને શી ખબર તું હઈશ. તને ઝડાવાળી શાથી કહે છે?" વીનુએ માને નહિ પૂછતાં પત્નીને સીધું જ પૂછ્યું. માતા તેના સામું જોઇ રહી. આ પ્રશ્ન પૂછતાં વીનુની શી આંખો, શો હર્ષ શો ઉત્સાહ! જાણે કેટલાંએ વર્ષથી મહત્ત્વાકાંક્ષા, ઉત્સાહ, કોઇ પણ નિર્દિષ્ટ પાત્ર વિનાનો પત્નીપ્રેમ સંઘરી રાખેલો, એકદમ ધરતી ફાડી સેર ફૂટે, એમ ફૂટી નીકળતો તેણે જોયો—તે જોઇ જ રહી!

દિવાળી હવે સ્વસ્થ થઇ હતી. એક સૈનિક સાથે વાત કરતી હોય તેમ "એમાં તો કાંઇ મોટી વાત નથી." એમ કહી બધું વૃત્તાન્ત કહ્યું.

"અને પેલું મીઠું લઇ આવી'તી એય કહેને!" માતાએ વચમાં ઉમેર્યું.

હવે વાતચીતના પહેરેગીરને માટે આ વધારે પડતું થઇ ગયું. તેણે કહ્યું "ગીડાની વાત ન કરો."

જરા પણ ડઘાયા વિના દિવાળીએ ચલાવ્યું: "અમે પાણી ભરવા ગયાં'તાં. ત્યાં ઊતરવડથી માલની ગાડી આવી'તી. ગામમાં માલ ક્યાં રાખવો તેની ગાડાધણીઓ ચિંતા કરતા હતા. ઉપર તોફાન ઝઝૂમી રહ્યું હતું. જો વરસે તો બધો માલ બગડે એમ હતું. એટલે હું ને નગરશેઠની દિકરી વજી, ને આપણી પાડોશણ રસિકા, ને ગોરની ડાહી અમે બધાંએ બેઠે બેઠે સાર સાર કર્યું."

વીનુ, પત્નીની આ કહેવાની ખુબીથી, તરતબુદ્ધિથી, પ્રાગલ્ભ્યથી ખુશ થયો અને વળી શાબાશી આપી.

વાત સારી પેઠે થઇ પણ તેમાં મુખ્ય વાતો કરનારાં હવે વીનુ અને દિવાળી હતાં. ઘણીવારે વીનુએ જ કહ્યું: "લ્યો હવે જાઓ. સમય પૂરો થઇ ગયો છે." સાસુ વહુ ઊઠયાં. સાસુ અતિ વહાલથી વહુના ખભા પર હાથ મૂકી ચાલવા માંડી. બારી પાસે આવીને બન્ને ઊભાં રહ્યાં. એ વોર્ડરો, પોલિસો, બીજા અનેક મુલાકાત માટે આવેલા કેદીઓ, બધાના દેખતાં દિવાળીએ જરા પણ શરમ વિના ઇન્તેઝાર આંખોથી વીનુ સામે જોયું. વીનુ પણ જોઇ રહ્યો. જેલમાં એવી શરમને સ્થાન નથી. અને માતાના 'સાચવીને રહેજે' એ શબ્દોથી વધારે, એ મૂક આંખો કહેતી હતી. વીનુ બારી ટપીને અંદર ગયો ત્યારે જ એ આંખોની મુલાકાત બંધ પડી.

# આપણી કવિતાસમૃદ્ધિના પ્રવેશકમાંથી ઉતારા

## ૭ સાત પેઢી

૧ "બાપાની પીપર" લખાઇ ત્યારથી માંડીને આજ લગીના છયાશી વર્ષના ગાળામાં ગુજરાતે એકે મહાકવિ પાક્યો નથી ગુજરાતી પ્રજાએ આ સમય દરમિયાન કરેલા ઉચ્ચારણોના વાહન લેખે મુખ્ય સ્થાન કવિતાનુ નહિ ગદ્યનુ છે નર્મદથી માંડીને આપણા ગદ્ય લેખકોમા ઉત્તમ વીશ કોણ, એવા પ્રશ્નપત્રના જવાબમા નીચેના દશ નામ આવ્યા વિના નહિ રહે એવુ મારુ અધીન મત છે —નર્મદ, નવલરામ, ગોવર્ધનરામ, "બીરબલ," મણિલાલ નભુભાઇ, વાડીલાલ શાહ, મોહનભાઇ ગાંધી, દત્તાત્રેય કાલેલકર, કિશોરલાલ મશરૂવાળા, અને અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી અને જોવાનુ આ પણ છે કે આ દશમાથી ચારે કવિતાઓ લખી છે, કવિ લેખે નામના પણ મેળવી છે, તથાપિ એ દરેક કવિ લેખે ગણાય છે તે કરતા ગદ્ય-લેખક તરીકે વધારે મોટા ગણાય છે, બેશક

૨ અને તોપણ આ અરસામા કવિતા યે સારી પેઠે વિવિધ વિષયો ઉપર અને અનેક જાતિની સ્ફુરી છે જૂના વહન આછા થયા સુકાયા અને લગભગ થમ્ભી ગયા, તેમની જગા નાના પ્રકારના નવા વહનોએ લીધી છે અને વર્તમાન યુગની પરિસ્થિતિથી મળતો યુરોપ અને વિશેષે ઈંગ્લાન્ડ દ્વારા આખી માનવજાતિના વિચારસમૂહ અને કલાસમૃદ્ધિની સાથે વધતા જતા પરિચયનો જે લાભ ગુજરાતી ગદ્યમા લેવાયલો જોઇએ છિયે, તે ગુજરાતી કવિતામા પણ લેવાયલો જોવામા આવે છે બંગાળી પ્રજા અને સાહિત્યને મુકાબને ગુજરાતે આ વર્તમાન તત્ત્વ ( મોડર્નિટી modernity ) મોડુ ઝીલ્યુ, તો તેની ગ્રાહકતામા ગુજરાત મહારાષ્ટ્ર કરતા તો આગળ, ઉત્તર હિંદ કરતા ઘણો આગળ છે

૩ કવિતાની સંસ્કૃતિપોષકતા, સજીવનતા અને અમરતા શેમા લેખાય વારુ ? સૈકાઓથી ઉતરી આવેલા કલારૂપોને કલ્પના ભાવ અને વિચારરસના એવાને એવા તાજા હૃદયગમ પ્રતીક રાખવામા, અને તેથી વધારે એ બધાયેના રુચિતંત્રને પ્રતિકૂલ ન પડે એવા અરનના કલારૂપો સર્જવા અને અપનાવવામા જે પ્રજાઓની સાથે આપણે સંબંધમા આવતા જઇએ તેમના આપણાથી જુદી જાતભાતના કલારૂપોને આપણી સુરુચિ ઘવાય નહિ તેમ અપનાવવા, એ કવિતાસર્જનોમા ( અને સાહિત્યસર્જનોમા ) સમુત્ક્રાન્તિનો ખાસ પ્રકાર છે વિ સ ૧૯૦૧ થી આજ લગીની ગુજરાતી કવિતા તપાસતા કવિતાની સંસ્કૃતિપોષકતા અને સજીવનતાનો આ પ્રકાર આપણુ સૌથી વધારે ધ્યાન ખેંચે એ કુદરતી છે

૪ સારા કવિનુ કવિતાસર્જન વીશ વર્ષ લગી એકસરખુ ચાલ્યા કરે એમ ભાગ્યે જ બને છે કવિનુ આયુષ્ય લાબુ હોય, તો તેમાં સર્જનશૂન્યતાના કે ઉતરતી રચનાઓના ગાળા પણ લાબા પડે એટલે આ આઠ સાડાઆઠ દાયકાને એક દૃષ્ટિપાતે જોવા જતા, તેમા કવિતાની ત્રણ ચાર નહિ પણ ૭ સાત પેઢીઓ એક પછી એક પોતાનુ સ્થાન લેતી જોવામા આવે છે પહેલી પેઢી નર્મદ–દલપત–ભોળાનાથની, બીજી નરસિંહરાવ–ગોવર્ધનરામ–

બાલાશંકર–મણિલાલ–હરિલાલ વગેરેની, ત્રીજી મણિશંકર–રમણભાઈ–ત્રિભુવન–હરગોવિન્દ–નથુરામ– જટિલ વગેરેની, ચોથી કલાપી–ન્હાનાલાલ–ખબરદાર વગેરેની, પાંચમી લલિત–બોટાદકર–રામનારાયણ–મનહરરામ–કેશવ હ શેઠ–વસન્તવિનોદી વગેરેની. છઠ્ઠી સાતમી એ નવી પેઢીઓ કુસુમાકર મલયાનિલ, ભાનુશંકર વગેરેથી માંડીને ગજેન્દ્ર બુચ, સુન્દરમ્, કૃષ્ણલાલ શ્રીધરાણી વગેરે છેલ્લા દશબાર વર્ષમાં કવિતાઓની અખંડ પલટણમાં થતી નવી ભરતીની ગણું છું આ તો માત્ર સ્મરણાર્થે સૂઝતા ગયા તેમ નામો ટપકાવ્યાં છે કોઈ પેઢીની આખી યાદી નથી આપતો છઠ્ઠીસાતમી પેઢીની પૂરી યાદી આજથી થઈ પણ ન શકે વળી એ પેઢીનિર્દેશોમાં નામોને જે અનુક્રમે મૂક્યાં છે, તેમાં અનુક્રમ પ્રમાણે ચડતી વા ઊતરતી ગુણવત્તાનો અર્થ કોઈએ ન વાંચવો આમાંની બધી નહિ તો કેટલીક પેઢીમાં, બારીક અભ્યાસ અને નિરીક્ષણથી કેટલાંક સામાન્ય લક્ષણ પણ જણાયા વગર નહિ રહે, એટલે દરેક કવિનાં લક્ષણો તપાસતાં તે એના પોતાના કેટલાં અને એની પેઢીનાં કેટલાં ગણાય એવી તુલનાત્મક ચર્ચાનું ક્ષેત્ર પણ હજી અણખેડ્યું છે વળી બીજા દેશોમાં કોઈ કોઈ કવિ એક પછી એક બે પેઢીનો વત્તોઓછો પ્રતિનિધિ ગણાયો છે, એવા દાખલા આપણા કવિઓમાંથી પણ મળી આવવા સંભવ છે

૫ અહીં આપણે વાવેલો લણેલો કવિતાફાલ જ આપણો વિષય છે, અને તેમાં જૂના છન્દ, જૂનવાણી શૈલી, કલામયતાના વારસે મળેલા બીબાં અને આદર્શો, પરંપરાપ્રાપ્ત વિષયો અને તે દરેકની શિષ્ટસંમત માંડણી, સુન્દર સ્મૃતિઓ પડઘા ઊર્મિઓ ભાવતરંગો વિચારતરંગો અને સૂચનસ્પન્દો જગાડતી રૂઢ કવિતોચિત મનાયલી પદાવલિ (પોયેટિક ડિક્શન poetic diction) આદિ અનેકાનેક ઝીણીમોટી વિગતે આપણા દરેક કવિ વિષે તેમ આપણી દરેક કવિતાપેઢી વિષે પૃચ્છા ઉઠાવવી, તપાસ કરવી અને ચર્ચા વિસ્તારવી પ્રાપ્ત થાય છે, જેમાં પુરાપ્રાપ્ત અંશ કયા કયા, નવીન અને વર્તમાન પરિસ્થિતિપ્રેરિત કયા કયા, અમુક કાવ્ય અમુક કવિ કે અમુક શૈલીના જ અનુકરણ જેવું શું શું,–ઉદાહરણ લેખે, ન્હાનાલાલી “ડોલન” કેટલે દરજ્જે વ્હીટ્મનક વર્સ લાઇબર (Whitman vers liber) છે, કેટલે દરજ્જે નથી,–નવા જૂનાનો મેળ કેવો સધાયો છે, પ્રધાન સૂર જૂનો છે યા નવો, પડવો માત્ર છે કે નવું સર્જન, વિજય જૂનાને લઈને છે કે નવાને, નવીન કેટલે દરજ્જે તલપદા જેવું સોહાવાયું છે, કેટલે દરજ્જે બાહ્ય અલંકરણ કે વિલાયતી વિચિત્રતા કે વર્ણસંકરતા જેવું રહે છે, વગેરે, વગેરે, વગેરે

૬ પરન્તુ આવી આવી ચર્ચા ફેલાય અને લોકમત કેળવાય તે પહેલાં કવિતાઓ જ વધારે વંચાય અને વંચાય તેટલી સંગીત લલકાર કે ભાવને તેમ પરિચિત વા પસંદ વિચાર લક્ષણને માન ઘૂંટયા કરવાને નહિ, વધારે ઊંડી અને સ્પષ્ટ સમજથી અને ઉદાર સુસંપન્ન તુલનાત્મક રસિકતાથી વંચાય, એ આવશ્યક પગથિયું છે આ ગ્રંથની યોજનામાં વિવરણને આટલી જગા આપવામાં આવે છે એવા અભિપ્રાયથી, કે સારી કવિતા સારી કેમ, નબળી કવિતા નબળી કેમ, નઠારી કવિતા નઠારી કેમ, એ માત્ર લાગણીસંવેદ્ય અને રુચિભિન્નતાનો વિષય નહિ, પણ સિદ્ધાંતોને વળગીને એવી શાસ્ત્રીયતાથી ઠસાવી શકાય એવી વસ્તુ છે, કે આ પ્રતિપાદનો સર્વમાન્ય અથવા લગભગ સર્વમાન્ય થવા પામે આવા ઉચ્ચ આશયોથી

વિવરણ લખવાનું લઇ બેસવામાં સાહસ પણ છે, અને વિજય કેટલો મળે તે છેક જ અનિશ્ચિત રહે છે.

૭ ફાસ્તી ઝુકાવું છું. બીજા બંધુઓને આવી સફર ખેડવાને નિમંત્રું પણ છું. જૂના સર્જકોની વર્ષોથી વહાલી થઇ પડેલી અને સુંદરતાનો સાર લાગેલી કૃતિઓ જાણે પહેલી વાર વાંચતા હોઇયે એમ નવેસર અનુભવવાનો, નવા નવા સર્જકો સાથે નવો જ બુદ્ધિ સમ્બન્ધ બાંધવાનો આનન્દ, આનંદ ઉપરાંત તાજગીભર્યો ઓરિયો પણ છે.

## પૂછું, મ્હને કહેવ !

(સોરઠા)—પુષ્કળ કવિતા માત્ર શ્રવણરંજની: તે વિષે
પૂછ રસિક સુપાત્ર,–કવિના ખાસ વાદિત્ર કે ? ૧
પુષ્કળ કવિતા માત્ર હાસ્યવશ, જરા જોડની:
રસિક વિવેકિ સુપાત્ર,–કવિતા શું ભાટણ સુઘડ ? ૨
પુષ્કળ કવિતા માત્ર કૃતજ્ઞફિસિયારી, વળી
પુષ્કળ કવિતા માત્ર પોચટ, આંસૂ સારતી: ૩
પુષ્કળ કવિતા માત્ર ખોટો ઓપ, અસત્પ્રભા:
પુષ્કળ કવિતા માત્ર બલિહારી ભાષાતણી. ૪
વળિ કવિતાના થોક ટાણે, ટાળે, વાયુમાં
જુસ્સા જે, જે શોક, નર્યા જ પડધા તેહના. ૫
"કવિઓ"ના પણ થોક જયો જેહ માને, હહે,
પિરસી તેહ જ લોક વાહ વાહ રળતા ફરે. ૬
કવિ તો ગુરુ, ઋષિ, દેવદૂત, વગેરે સાંભળ્યું:
પૂછું, મ્હને કહેવ,–સાચૂ આ, કે ઊપલું ? ૭
કવિતા દેવી ભવ્ય, સંસ્કૃતિ રક્ષે, ઉદ્ધરે:
તો કોના કર્તવ્ય નીરક્ષીર વિવેકના ? ૮
ને કવિતાના હંસ નીર ક્ષીર વિવેચકો,
તેને માગા કંસ ભણી શું ગરદન મારવા ? ૯

૮ **શ્રવણરંજની** : લલકારતાં કે સાજ સાથે ગીઠે કંઠે ગવાતાં સારી લાગે એવી. **જરા જોડતી, કૃતજ્ઞ ફિસિયારી:** "મોટા" એટલે નામાંકિત સત્તાધારી ઉચ્ચ પદવીના ધનાઢ્ય માણસો વિષેની, અમુક ગામ શહેર વિષેની, સ્વદેશ વિષેની. સદ્‌ગત મહાપુરુષો અને ભૂતકાળના બનાવ વિષેની, અને એ જ વર્ગમાં પડે એવી બીજી ઘણી કવિતાઓમાં ભારોભાર અનૈતિહાસિક અતિશયોક્તિઓ હોય છે, માથું ફાડી નાખે એવી ખુશામદો ય હોય છે. જેમ પ્રજા પોચટ અને ઊર્મિલ તેમ તેની આ વર્ગની કવિતા ઊતરતી.

૯ **ખોટો ઓપ, અસત્પ્રભા.** શૃંગાર રસ, દેવભક્તિ, આત્માની મુક્તિ કે પુરાણકથાને નામે ચલાવી લેવામાં આવતી, અને પોતાના વર્ગમાં વળી વખણાતી, કેટલીક કવિતા ગંદી અને અનીતિમય હોય છે. અમુક અમુક કવિતાઓના આ પ્રકારના દોષ ખુલ્લા દેખાડી દેવાનો મુખ્ય હેતુ બીજાઓ ચેતતા રહે, ચેપે ચેપે વાડીમાં સડો ન ફેલાય, એ હોવો જોઇએ. અને ઉગામાં ઉંચો હેતુ કવિતાભાવનાની શુદ્ધિ સંરક્ષવા અને પોષવાનો જ હોય. આમ વિવેચનના સામાજિક કર્તવ્યક્ષેત્રમાં દોષ ચોખ્ખા જોઇએ તથાપિ મૌન પાળવું એ

કર્તવ્યચ્યુતિ છે, વિનય અને મીઠાશથી પરન્તુ ચોખ્ખી દલીલો વડે દોષને દોષરૂપે જણાવી છૂટવું, એજ ધર્મ છે

૧૦ ભાષાબલિહારી. દેહ અને દેહીની જેમ વાણી અને તેમા વસેલો અર્થ, એ જોડી અન્યોન્યસંપૃક્ત અને એક જ છે એ સમજને પૃથક્ પૃથક્ જોઈયે અર્થગર્ભ નહિ એવી કવિત્વાભાસી પદાવલી ( પોયેટિક ડિકશન ) વાગાડમ્બર ( ઉતરતી પ્રતિનું હ્રેટરિક rhetoric ), અનુચિત અલંકરણો, પ્રકાશ બલ અને પ્રસાદ છૂટા છૂટા શબ્દ કે શબ્દજૂથ કે લયખંડ કે બેચાર પંક્તિમા જરા ચમકે પણ કૃતિને સમગ્રે લેતા તેનો અભાવ અથવા બાધક દોષ-દોષોની પ્રધાનતા, વગેરે બાબતોને આ " ભાષા બલિહારી " ટીકા સ્પર્શે છે[1] ઘણા માણસોને કવિ કહેવાઉં, કવિ બનુ, એવા દોહદ પ્રકટે છે—મહત્ત્વાકાંક્ષા અને પોતાના સાથીઓમા કોઈ ને કોઈ રીતે સરસાઈ મેળવવાની ઇચ્છા જિગીષાનો જ એક પ્રકાર છે,—અને આવા માણસો જમાને જમાને પાકે છે, અને વધતા જાય છે અલંકારિક કવિતા લોકપ્રિય હોય તે અરસામા જન્મેલી રચનાઓમા પહેલા દ્વિદલમા પ્રેમઘોડો હણહણે, બીજામા પ્રેમહાથી ડોલે, ત્રીજામા પ્રેમસિંહ ત્રાડે, અને ચોથામા તે ચન્દ્રના કિરણભાલાથી વીંધાઈ જઈ મરવા પડે શબ્દોની કટિમા લચકદાર ગી નાજુકતા લોકપ્રિય હોય, તે અરસામા જન્મેલી રચનાઓમા આંખલડીની પાંપણની ફરકે, ત્યા આંબલડા ડાળે કોયલબ્હેનડી ટહુકે ને મારી રસિકડીનું હૃદયલડું હેલે ચડે વંટોળિયાના મહિનામા ઘર દહાડામા જેટલો વાર વળાય એટલી ધૂળ, તેમ રાસ વગેરે લોકપ્રિય હોય, તે સમયમા રાસ ગરબા ગરબી ગાડા ભરાઈ શાકપીઠમા આવે, અને ચીભડા દૂધી વેંગણ ગાજર હોય એમ ટકે તેર શેર વેચાય

૧૧ કડકમા કડક ભાવનાભક્તે પણ સદૈવ ધ્યાનમા રાખવાનુ જે બીજનિપાતથી માંડીને ફલના પરિપાકપર્યન્ત દરેક દશામા સદોષ અથવા હાનિકારક, એવી એક પણ સર્જત આ સૃષ્ટિમા તો નથી વિપથગામી કવિ અને કુકવિ, ઉપકવિ અને અકવિ, નાકલિયા અને ડોળી, તત્ત્વમતા વેરાગી અને વેદાન્તીયા પાપના સરતા ત્યાગી, ગમે તેવા તોય માણસ છે, આપણા બન્ધુ છે, એઓનામા પણ ક્યાંક કો ઇને કોઈ પ્રકારની નિખાલસતા, સ્નેહશુદ્ધ સેવાબુદ્ધિ અને અનૃપણ તપોમયતા હોય છે ખરી—તો વિવેચકને તે પ્રથમ પરિચયે જડે નહિ માટે નથી જ એમ માની લેવુ એમા ઉતાવળ છે એટલુ જ નહિ પણ પોતાની અશક્તિના જ ગુનાગાર બનવા જેવુ છે સુરુચિ ફરતી જાય છે તેની રસુરકાન્તિના ઇતિહાસમા પગથિયા જોવાનું કાર્ય ગમે તેટલુ વિકટ હોય, તથાપિ વિદ્યમાન કવિઓમા આજે પણ જોનાર જોઈ શકે એમ છે, કે મૂળ શક્તિ મુદ્દલ નહિ એવામાથી કવિ થઈ ગયેલાઓ છે વળી અનુકરણિયામાથી થોડા જ વખતમા સારી પેઠે સ્વતંત્રતા ખીલવી ચૂકેલા, એવા વર્ગનો આપણો ઉત્તમોત્તમ દાખલો " કલાપી " છે

૧૨ જ્યો સામર લોકસમૂહ કવિ તો ગુરુ, ઋષિ, દેવદૂત, કવિતા તો દેવી, કલાઓ સર્વ નિસ્વાર્થ નિરાડમ્બર, અનન્ય તપોમય ભક્તિભાવે સેવવા યોગ્ય વગેરે અન્યોન્યપુષ્ટ

૧ બાબુરાવ દેસાઈ કૃત. ' સ્નેહનુ સ્વપ્ન ' આ દોષનો સારો નમૂનો છે શ્રુંગારમય માધુર્યમા એ કવિતા. સં. ૧૯૮૬ ના પ્રસ્થાનના અંકમા એ ઉપર વિવરણ પ્રકટ થયુ. આ લેખમાળામાથી અહીં ગૌણ રૂપે સમજ કરવા કેટલાક નમૂના ઉતારી દીધા છે (૧) નવા કવિઓ માટે એની જગા મેળવવાને, (૨) વિવરણમા દોષોના નિરૂપણનો લાભ અને વાચકોને જેમ બને તેમ રોગ કરવાને

અંગોની બનેલી ભાવના એટલી તો પ્રતિષ્ઠિત છે કે તેના વિવરણ અને સમર્થનમાં દુનિયાના અમર કવિઓ અને સૌંદર્યમીમાંસકો, ફિલસૂફો જ્ઞાનીઓ અને ચિન્તકોના મહાવાક્યો જ ઉતારિયે, તોય પાના ને પાના ભરાય અહીં ગુજરાતમાં મારી રીતે જાણીતા એક લેખક એવાં ત્રણ આપ્ત વચનો એક વાક્યમાં સાથે મૂકે છે, તે વાક્ય જ ઉતારીશ

'Poets are the heralds of philosophy (ફિલસૂફી મોડું મોડું ભાખે છે તે કવિઓએ તો આગળથી કહેલુ હોય છે), એ વર્ડ્ઝવર્થ (Wordsworth)નું સૂત્ર "જ્ઞાન એ કવિતાનો આત્મા છે" એ ગોવર્ધનરામનો સિદ્ધાન્ત, 'કવિ એટલે દ્રષ્ટા" એ ગીતા–ઉપનિષદોનું અર્થરહસ્ય '*

૧૩ આ નવ સોરઠામાંથી બે નવા છે, બાકીના 'વસન્ત' માસિક (વિ સ ૧૯૮૫ અષાઢ)માં છાપ્યા, ત્યારે 'પ્રજાબન્ધુ' સાતવારિયામાં ભાઈ 'સાહિત્યપ્રિય" (ગ રા ચુનીલાલ વર્ધમાન શાહ), એમણે પોતાના સામયિક 'સૂક્ષ્માવલોકન' નિમિત્તે એજ વિચાર માનાની પુષ્ટિમાં ત્રણ સોરઠા પોતે જોડ્યા (તા ૧–૮–૧૯૨૯નો અંક), તે શાબ્દિક ફેરફારો સાથે અપનાવી લઇને વિચારતન્તુને આગળ ચલાવુ છુ

ઘણીય કવિતા માત્ર નીરસ, કર્કશ, દુર્ગમ
જોતા ગળતા ગાત્ર–અર્થકણી પણ વા ન વા! ૧૦

નીરસ અને કર્કશ કવિતા કે દુર્બોધ કવિતાને ઉઘાડી પાડવા માટે વિવેચકની જરૂર પડતી નથી, પ્રજા જાતે તેનો અસ્વીકાર કરે છે પણ ઉલટપક્ષે બહારથી અનાકર્ષક છતાં આન્તર ગુણો એવા કે સાચા અધિકારીને શ્રીફલ જેવી લાગતી કવિતા પણ હોય છે, જો કે વિરલ, અને એવી કવિતાને સામાન્ય વાચક માટે સુગમ બનાવનાર નીરક્ષીર વિવેચક પણ ઘણા નથી હોતા

જટાળ તદ્દિક કઠોર* છોલી ફોડી નાળિયર
કોપરું શરબત ઓર આરે વિરલો હસનો ૧૧
સ્થલ સ્થલ હ સ ન રહોય સ્થલ સ્થલ નહૈં ઋષિ કે કવિ
સ્થલ સ્થલ કવિતા ન્હોય સ્થલ સ્થલ રસિક સુપાત્ર ના ૧૨

મ્હારી પણ એજ જિકર છે અને રાજિંદા ઉપયોગની ઘણી વસ્તુઓનું મૂલ્ય આપણે તે ચીજના સર્વસાધારણ (અવરેજ average) નમૂના ઉપરથી આંકિયે છિયે, તે ખોટું નથી, પણ એ જ ધોરણે માણસની ભાવનાઓ અને માણસના શ્રેયને લગતી બાબતોનું મૂલ્ય ન્હોય આંકતા ! ભાવનાપોષક મમુતકાન્તક વસ્તુઓમાં તો ઉત્તમ નમૂના વડે જ મૂલવણી થાય, ઉત્તમ નમૂનાઓને જ એ વર્ગના શુદ્ધ સાચા નમૂના ગણાય વળી

(મિશ્રજાતિ) કોનૂ આપ્યું, કેનૂ હૈયુ ગળેલૂ
કોની સાચી, કોનિ ખોટી પરીક્ષા,
એ પ્રશ્નોને તે જ જાણે ઉકેલી

* ન્હાનાલાલ દલપતરામ કવિ "કવિ એટલે દ્રષ્ટા" એમ લાગવ માટે વાપરેલા ત્રણ શબ્દોનો અર્થ એવો નથી ? કવિ માત્ર દ્રષ્ટા સંસ્કૃત પ્રણાલિકા કવિકુલગુરુને પણ દ્રષ્ટા નથી કહેતી વેદ સૂક્તોના કવિઓ, વાલ્મીકિ અને મહાભારત સંહિતાનો વ્યાસ એટલા જ દ્રષ્ટા આ કવિયુગી જમાનામાં તુલસીદાસ, જ્ઞાનદેવ અને પ્રેમાનન્દ જેવા માટે દ્રષ્ટાપદનો દાવો થાય છે, ત્યારે હું પૂછીશ–પૂછુ, મ્હને કહેવ ! શું આ અર્વાચીનો કાલિદાસથી ચડે ?

જે દેખતો સાર નિઃસારમાંનો.
નિઃસાર જે નિરખતો વળિ સારમાંનો. *

૧૪ દરેક આર્ય શાસ્ત્રકાર પોતાના શાસ્ત્રમાં આરંભમાં પ્રતિજ્ઞા કરે છે, જે એનું શાસ્ત્ર મોક્ષમાર્ગપ્રવાસી ને અપ્રતિકૂલ અને ઉપકારક હોવાથી જ તે એનો બોધ કરે છે. દુનિયામાં જીવવું અને પ્રાપ્ત કર્મો કરવાં તે ભાવનામય હૃદયે થાય તેમાં જ સાચું જીવન છે અને કર્તવ્યપાલનની શાન્તિ છે, તથા હૃદયની આવી ભાવનામયતા ખીલવવા પોષવા અને ટકાવવા માટે કવિતા અને કલાનાં સાધન નિર્મલ, આકર્ષક, આનન્દ જેનો સ્થાયી ભાવ છે એવાં, અને ફલપ્રાપ્તિ સદ્ય આપે એવાં છે. વહાલી ગૃહિણી અને સન્મિત્ર જેવાં એ ડગલે ડગલે સદ્‌બોધ આપે છે, અને સાત્ત્વિકતાનું વાતાવરણ જમાવે છે. સદ્‌ગુરુ અને સન્તસમાગમ તેમ મહત્સમાગમના જેવાં એ પાવક અને શ્રેયસ્કર છે. વળી ચોતરફ ફેલાઇ રહેલ આકાશ, દરિયો, ગિરિ, નદી, વાડી, ઉપવન, જંગલ, પક્ષી, વાદળ, ઉષા, સંધ્યા, વર્ષા, વસન્ત, દિવસ, રાત, આદિ અનન્તરૂપ અનન્તવેશ અનન્તોર્મિ કુદરત, જે આપણો સદાનો સાથી છે, તેને પ્રિયમાં પ્રિય, અને ગુરુઓનો ગુરુ પણ બનાવી લેવાની અદ્‌ભુત શક્તિ ખીલવીને, કવિતા અને કલા, માનવીને તેના એકાકી જીવનમાં દૃષ્ટવ્ય પોતાની બહારથી પણ જોતો, શ્રોતવ્યને પોતાની બહારથી પણ સાંભળતો બનાવી શકે છે. તો આ મારો રંક વિવેચનાયત્ન જેટલે અંશે કવિતાની સાચી કસોટીઓ ગુજરાતમાં સ્થાપવા અને ફેલાવવામાં સાધનરૂપ છે, તેટલે અંશે પરમ પુરુષાર્થનો નમ્ર સેવક પણ છે. સત્ય સૌંદર્ય અને ચારિત્ર એ ત્રણ વચ્ચે એટલો તો મેળ છે કે એ ત્રણ નથી એક જ છે; અને આ મહાસિદ્ધાન્ત વિષે જે બુદ્ધિ હજી શકાશીલ, તેની કને કવિતા કલા અને તેમની મીમાંસાની મૂલવણી ઇચ્છતો પણ નથી.

૧૫ છેવટ, મ્હારે વિષે નથી લખતો પણ—જે શ્રેષ્ઠ વિવેચકને કવિતા કે સાહિત્યપ્રદેશમાં ભાવનામય દૃષ્ટિ સિદ્ધ થઇ ગઇ હોય, જે વિવેચકોમાં રાજહંસ હોય, તે ગુજરાતના મહાલેખક શ્રી હેમાચાર્યનો દાવો પણ કરી શકે—જે અમો અનેકાનેકની કૃતિઓ તપાસતાં અને વિચારતાં તેનું તેનું હૃદ્‌ગત યથાર્થ પકડવા અને કરી જોવાને માટે તે તે કર્તા વિષે પ્રથમ દૃષ્ટિએ અંગત દીસે એવું લખાણ પણ કરવું અનિવાર્ય થઇ પડે ને કરિયે કદાપિ, તથાપિ તેમ કરવામાં અમારો આશય અંગત ટીકાનો મુદ્દલે હોતો જ નથી. ભલે આ ન સમજી શકે, અમારી આટલી યોગ્યતા ન સ્વીકારે કિંવા તે તે કર્તાના મોહપાશમાં નિખાલસપણે બંધાયલા હોય, તેવા બન્ધુઓ અમને નિન્દવા હોય તેટલા નિન્દો, પોતાનો ધારો ચાલે અને ત્રિગુણાત્મક રોષ ધરાઇ રહે ત્યાં સુધીઃ—

अम्हं निन्दउ कोऽवि जणु अम्हइं वण्णउ कोऽवि ।
अम्हं निन्दहुं कंवि नवि नम्हइं वण्णहुं कंवि ॥

(તરજુમો) નિન્દો અમને કોઇ જન સ્તવો અગર જન કોયે,
નવ નિન્દાસ્તુતિ કોઇની ભણિયે અમો કદીયે!

પોતાની કલાએ વિવિધતાએ અર્વાચીનતાએ ચોટે અને સર્જકતાએ નવા નવા કવિ–આત્માઓને પોતાનાં વાહન બનાવતી જાય છે. પરમ્પરાપ્રાપ્ત કવિતા–આદર્શોમાંના દોષ એમાં ઘટતા જાય છે. અને, દાખલા તરીકે, દલપતરામ અને નર્મદને અક્ષરમેળ વૃત્તોમાં પણ પ્રાસ આવશ્યક ગણવા પડેલા, એવી લોકરુચિની દશા ક્યારની યે ભૂતકાલની થઇ ગઇ છે. વર્તમાન બલો પ્રજાના ચિત્તને હલમલાવી રહ્યાં છે, તેનું એક આ તાજું પરિણામ પણ લક્ષમાં રાખવું ઘટે, જે એ જ બલો પાછલા સમયના જુદા જુદા દટાઇ ગયેલા અંશો અને અવશેષો —લોકકથા, રાસ, ગરબી, ભજન, દૂહા, આદિ—ને વધુ આકર્ષક બનાવી રહ્યાં છે. આ સંગ્રહમાં ગેય કવિતાને પ્રાધાન્ય તો નથી મળ્યું એટલું જ સૌએ સ્વીકારશે તો મને સન્તોષ છે. જે ગેય કવિતા લીધી છે તે પોતાના વર્ગમાં ઉંચી જાતની લાગશે એવી પણ આશા રાખુ છું. સવૈયા, શિખરિણી, સ્રગ્ધરા, હરિણી, આદિ કેટલાક ગ્રન્થ ગેય ગણાયા કરે છે, જો કે શાસ્ત્રદૃષ્ટિએ હોવાં જોઇતાં સંગીતનાં લક્ષણો એ બધોમાં ઓછાં છે, તેનો ખુલાસો મને તો આવો લાગે છે, કે સંગીત લેખે ઉતરતું જે કંઇ પણ સ્વીકારવું પડે તેને સારી કવિતા ગણાય જ કેમ, એ જૂની ભ્રાન્તિનો અમલ હજી ચાલે છે. અને એ ગમે તેમ—સંગ્રહને ટીકવા કાજે તપાસનારાઓને પણ, હું આશા રાખુ છું, કે કબૂલ કરવું પડશે, જે આમાં વિચારપ્રધાન વિચારાનુસારી લયવાળા પદ્યમાં રચેલી કવિતા પણ પુષ્કળ મનોવેધક અને ઉંચી કોટિની છે. રામનારાયણ અને ગજેન્દ્ર, ત્રિભુવન વ્યાસ અને સુન્દરમ્, કૃષ્ણલાલ અને બેટાઇ, દેશળજી અને મનસુખ, કાં તો સૌંદર્યે કાં તો ગાંભીર્યે, વિષયે કે માંડણીએ, તરગે કે દર્શને, માર્દવે કે વિશાલતાએ, કલાએ મહાનુભૂતિએ માધુર્યે અને વિશદતાએ પ્રજાના હૃદય ઉપર વિજયી ધસારો કરી રહ્યા છે. સાહિત્યક્ષેત્રમાં પ્રજાની વ્યવસ્થાશક્તિ જેમ વધશે, તેમ આ વિચારપ્રધાન કવિતાનો ફેલાવો પણ વધશે જ. છઠ્ઠી સાતમી પેઢીના ઉછરતા કવિઓને ઉદ્દેશીને કંઇ પણ ભલામણ કરવાનો અધિકારી હોઉં તો તે આટલી જઃ—લખ લખ કર્યાથી કવિત્વ નથી ખિલતું. લખાય તે બધું જ પ્રકાશન યોગ્ય ક્યાંથી હોય? લખેલું સુધારવાની કલા સર્જકતાની જ ન્હાની બ્હેન છે. અને એ મોટી બ્હેનના તો આશક જ બનો. બાહ્ય અને મૂર્ત વિષયોમાં કલ્પનાને વધારે ખેલવો. સાહસિક સર્જક બનો. કર્યું કરે તે શાનો કવિ! વળી કૃતિમાં તમારા વ્યક્તિત્વની છાયા જેમ ઓછી રહે તેમ તમારી કલા વધારે વિજયી, એ કલાભક્તિ સેવો. ક્ષણિક પ્રસંગ પણ ભલે આલેખો, તુચ્છ મનાતા વિષય ઉપર પણ ભલે લખો. પરન્તુ પેલું ખાબોચિયું ગગનનું પ્રતિબિમ્બ બની રહે છે, એ જ કલ્પનાકીમિયાનો ખરો આદર્શ છે. તુચ્છ લઘુ ક્ષણિક કે સવાક્ષણિકના નિરૂપણમાં અનન્તતા અને અજબતા સાથે સાથે જુવે બતાવે તે જ કલ્પનાનેત્ર. ક્ષરને અક્ષર કરે, અણુને મહાન કરે, આ કાને પેસી બીજે કાને નીકળી જવાની પ્રકૃતિવાળાં શબ્દઝૂમખાંને મગજમાં ચોંટાડી દે, રે સ્વપ્નામાં પણ તેમનું રટણ કરાવે, તે જ કલાનો વિજય અને કવિતાની સિદ્ધિ. નવું સંગીન અને બિનંગત, બિનંગત સંગીન અને નવું ઉપજાવે તે સાહસિક સૌંદર્યસેવક જ કવિ અને આપણી કવિતાનું ભવિષ્ય કેવું લાગે છે, એ સવાલનો પ્રથમ પ્હેલો જવાબ આ, જે વિચારપ્રધાન કવિતા હજી ઉંચી ચડશે, નવાં ક્ષેત્રો સર કરશે, અને વધારે ફેલાશે નિઃસંશય.

મહાકાવ્ય વિચારપ્રધાન કવિતાજાતિમાં જ શક્ય છે. 'વેનચરિત્ર,' 'ઇંદ્રજિત વધ,' 'શાન્તિસુધા,' 'કલિકા' વગેરે લખાયાં છે તે જાણું છુંઃ પણ યથાર્થ નામ મ હા કા વ્ય

હજી નથી જ સર્જાયું, એમ નન્નો ભણવામાં, લખાયાં છે તે લાંબાં કાવ્ય બાધક નથી. સાચું મહાકાવ્ય રચાય અને કવિતાશોખીનોને હૈયે તે વસી જાય, ત્યારે જ આ નર્મદયુગ વા સંક્રાન્તિયુગ–જેને હું "સુખારિ" યુગનું નવું નામ આપું છું તે–ચાલ્યા કરે છે, તેનો મોક્ષ થયો સમજાય, નવા યુગનો અવતાર ત્યારે જ જોવામાં આવે, તથા તેની કવિતા કયાં લક્ષણ–લક્ષણોએ વિશિષ્ટ થવાની એ તદ્દન નવો સવાલ ત્યારે જ વિવેચકના દૃષ્ટિવર્તુલની ઊગમણી દિશાએ ઊગવા પામે. એ નવો જન્મ ગુજરાતી કવિતામા જાતે જોવા પામીશ એવી મહામોટી આશા મ્હને ઇ. સ. ૧૯૦૦–૧૯૨૦ લગી હતી, હવે નથી.

દરેક બાલક જન્મે છે ત્યારથી તે પોતાની નવી સૃષ્ટિ જન્માવે છે; પણ વ્હેલોણા વારે કે પેઢીએ પેઢીએ કે 'સરસ્વતીચંદ્ર,' 'કુસુમમાલા.' 'કલિકા,' 'ભગવાન કૌટિલ્ય,' 'સત્યાગ્રહના પ્રયોગો,' 'કાન્તા,' 'ઇન્દુકુમાર,' ઉષા,' 'બે નફ્ફાર આદમી,' 'અનન્તા,' કે 'અશક્ય આદર્શો' જેવી જરા વધારે ધ્યાન ખેંચનારી ચોપડી બહાર પડતાં નવા યુગ-પ્રભાતનું કૂકડેકૂઊક લલકારીને નાચવું,–તે ઉપલા ફિલસુફીપ્રદેશના ગમ્ભીર તેમ ગહન સત્યને અનુરૂપ આચરણ છે નહિ.

આ પંચાવન કવિઓનું ન્યાતવાર વર્ગીકરણ કરી જોશો. "દ્વિજેતર" કવિઓની સંખ્યા વસતીના પ્રમાણમાં છેક ન્હાની છે એ વિષે બે મતને અવકાશ જ નથી. વર્તમાન સમયની ગુજરાતી સ્ત્રીઓ કવિતામાં હજી પડધા પાડવાથી કે સાથીયારંગોળી રચવાથી આગળ–સ્વતંત્ર સર્જકતા–લગી નથી ચડી, એ વિષે બે મતને અવકાશ જ નથી. અને **સાહિત્ય તો આખી પ્રજાની વાણી**, એ અંબાલાલ સાકરલાલ દેસાઇનું અર્થઘન સૂત્ર જો માનનીય, તો ગુજરાતી કવિતામાં હજી પ્રજામાંના ઘણા સૂર ભળતા જ નથી, એવા તારીજની સ્થૂલ સત્યતા સ્વીકારવી જ પડશે. સંક્રાન્તિકાલ જ ચાલ્યા કરે છે, એ મતનું આ દૃષ્ટિએ પણ સમર્થન થાય છે. વસતીનાં નીચલાં થરોમાંથી સ્થાયી અને ઉંચા સાહિત્યમાં ખુરશી મેળવે એવા કવિઓ પાકવા જ જોઇએ. પ્રજાની સજીવનતા, મહત્તા અને વિવિધતાની હૂબહૂ રેખાઓ કવિતામાં તો જ વધી શકે. પરન્તુ આવો ફેરફાર હૂંકી મુદતમાં ઘડાઇ આવે એવાં કશાં ય ખાસ ચિહ્નો અત્યારે તો વર્તાતાં નથી.

અહીં સંગ્રહેલા પંચાવન કવિઓમાં ઇ. ૧૯૦૦ થી ૧૯૧૧ લગીમાં જન્મેલા નવ જોવામાં આવે છે.

ઇ. ૧૯૦૧–ચંદ્રવદન મ્હેતા, ચતુરભાઇ પટેલ;
૧૯૦૨–ગજેન્દ્ર બુચ;
૧૯૦૩–"સ્નેહરશ્મિ";
૧૯૦૪–સુન્દરજી બેટાઇ;
૧૯૦૫–ઇન્દુલાલ ગાંધી;
૧૯૦૭–મનસુખલાલ ઝવેરી;
૧૯૦૮–"સુન્દરમ્"
૧૯૧૧–[illegible] શ્રીધરાણી

ઈ. ૧૯૦૨ માં જન્મેલા ગજેન્દ્ર બુચ તો ગયા. આ ૧૯૦૧–૧૯૧૧ લગીનો દાયકાના બીજા કવિઓ પણ હશે, પણ જેમની ઉત્તમ કૃતિઓ મ્હારા જોવામાં નથી આવી તેમને મ્હારી ગણતરીમાં લઇ પણ કયાંથી શકું.

ઈ. ૧૯૦૦–૧૯૦૧ માં જન્મેલા અત્યારે ત્રીસ વર્ષના. એથી મોટી ઉમરના, આ સંગ્રહમાંના ૫૫–૨૮=૨૭ કવિઓ વિદ્યમાન. સૌથી વૃદ્ધ રા. રા. છોટાલાલ નરભેરામ ભટ્ટ અને રા. રા. ડાહ્યાભાઇ દેરાસરીથી માંડીને રા. રા. રંજિતલાલ, મેઘાણી અને રસિકલાલ લગીના. અને સત્તાવીશમાં બીજા ઓછામાં ઓછા પાંચ સાત અહીંની વિચારણા માટે ઉમેરવા ઘટે, જો કે તેમાંના કોઇનો એક પણ નમૂનો અહીં લઈ શકયો નથી; ( ૧ ) મ્હારી ચોપડી ન્હાની એટલે, સદ્‌ગત કવિઓમાંથી વીશથી યે ઓછી સંખ્યા તો છેક ઓછી પડી જાય એવી સમજે. ( ૨ ) મ્હને જોઇતો ( છન્દ, શૈલી, વિષયમાં ) ચોપડીની વિવિધતા વધારે એવો દાખલો ન મળવાથી. મતલબ કે અત્યારે આપણા વિદ્યમાન કવિઓ ત્રીશ વર્ષ અને તેથી ન્હાની વયના આઠ દશ છે, તો મોટી વયના એથી ચારગણા છે જ. અને ઉછરતા લેખકો માટે હું આશાવન્ત છું, તો આ પાકા ઘડાઓ વિષે શું હું ઓછો આશાવન્ત છું? શા માટે?

૧૭ પ્રતિભાને પૂરતી ન ખીલવા દે એવાં ત્રણ વિઘ્નો પણ ધ્યાનમાં રાખવાનાં છે. પહેલું વિઘ્ન આયુષ્યનું આપણા પ્રાન્તમાં અલ્પ પ્રમાણ. કલાપી, મલયાનિલ, અને ગજેન્દ્ર એ ત્રણ જ દાખલા યાદ કરો, એટલે આ વિઘ્ન વિષે વધારે લખવા જરૂર નથી. આયુષ્યનું અલ્પ પ્રમાણ અને બીજા અવજોગ કેટલીક વાર કવિને એવી રીતે પણ નડે છે કે તે જાતે જીવે તો છે, પણ તેનો આખો સંસાર કથળી જાય છે, તેનું કવિજીવન પણ ચુથાઇ જાય છે.

બીજું વિઘ્ન પ્રજામાં કવિના નામને દીપાવે એવી કવિતા માટે કદરનો અને તૃષાનો અભાવ. રમણભાઇનો દાખલો આ સમ્બન્ધમાં હું વારંવાર ટાંકુ છું. રમણભાઇમાં પ્રતિભા ન્હોતી શું? ત્યારે એ પ્રતિભાવૃક્ષનો કવિતા ફાલ આટલો જ કેમ? આ વિઘ્ન કવિ જેવા પટુકરણ જન્તુને કેટલું તો નડે, તેનો જડ ગુજરાતને અત્યારે ખ્યાલ પણ આપી શકાય એમ નથી. પરન્તુ આવા વિઘ્ન સામે કમર કસીને પોતાનો ઇષ્ટ માર્ગ કરી લે, તે પ્રતિભા જ પ્રજામાં પ્રેરક બલ બની શકે. અસમભાવી પરિસ્થિતિ સામે દૃઢ રહી પોતે પોતાના જ જન્મસિદ્ધ કર્તવ્યકર્મમાં મચ્યા રહેવાનું સંકલ્પસામર્થ્ય, દાખલા તરીકે રા. રા. ન્હાનાલાલ દલપતરામે ખીલવ્યું છે, તેટલું કાન્તે ખીલવ્યું હોત, એમ ઘડી વાર કલ્પો: તો ત્હમને નથી લાગતું કે 'વસન્ત વિજય' અને 'ચક્રવાકમિથુન' નો કર્તા 'દેવયાની' કાવ્ય પૂરું કરત, એટલું જ નહિ પણ તે પછી એક મહાકાવ્ય પણ ગુજરાતી ભાષામાં ઉમેરત? ઇટાલિયન મહાકવિ દાન્તિના બેએક સર્ગ તો એમણે ગુજરાતીમાં ઉતાર્યા પણ હતા; કેટલાક ભાગનો પ્હેલો ગદ્યાનુવાદ લખેલો, કેટલાક ભાગ પ્રથમથી પદ્યમાં લખેલા. તેય પછી ફાડી નાંખ્યા જણાય છે. સ્વીડનબોર્ગી વિચાર મિનાર સાથે મેળ નહિ એટલે આમ કર્યું હશે? ગુજરાત નહિ ઝીલે એવા મનભેદથી? સારા નથી લખાયા એમ ખાત્રી થતાં? ન જાને.

ત્રીજું વિઘ્ન સંક્રાન્તિકાલના વાતાવરણમાં કવિતાપ્રવૃત્તિને પ્રતિકૂલ ન્હાના મોટા વાયુ વાયા કરે, એ રૂપનું છે. કાન્ત તો જાણે ધર્મશોધના ઉંડા અને કલારસથી અંધારા

કૂવામાં સરી પડયા, તથા તેમાંથી સત્યપ્રાપ્તિ પછી જામવા પામે છે તે શાન્ત વાતાવરણમાં પાછા આવી જ શક્યા નહિં. પણ આવા દાખલા અતિવિરલ. મનુષ્યજીવનમાં જ કેટલીક અનિશ્ચિતતાઓ ઉંડી અને સનાતન છે એટલે આવા અપવાદ તો ગમે તેવા સ્થિરવૃતિ દેશકાલમાં પણ કોઇક બને. અહીં આપણે વિચારવાના છે સંક્રાન્તિકાલના ખાસ વાયુઓ, જે કેટલીક વાર એવા તો જોરથી ચાલે છે, કે આખા સમાજને તળે ઉપર કરી નાખે છે. તેમાં પટુકરણ કવિને તો તે ઘડીના છઠ્ઠા ભાગમાં ઉત્તરથી ઉંચકીને દક્ષિણમાં ઉસેટી દે એમાં શું આશ્ચર્ય?

બીજા વિઘ્નની સામે તેમ ત્રીજાની સામે સાચી ઢાલ એક જ છે, જીવનની બીજી મુશ્કેલીઓ અને આપત્તિઓમાં માણસને જે જવાબ દે છે તેઃ એટલે કે દઢ ચારિત્રબલ.

૧૮ અને પ્રતિભા સાથે ચારિત્રનો પાવક સુયોગ આપણા જુવાન અને નીવડેલા વિદ્યમાન કવિઓમાં જે પ્રમાણમાં સધાયો છે, સધાય છે અને સધાશે, તેજ પ્રમાણમાં ગુજરાતી કવિતાનું ભવિષ્ય અહીં તોળી તોળીને આંકું છું તે કરતાં વધારે ઉજ્જ્વલ નીવડશે. પ્રતિભાની લોકોત્તર વાંસળી પોતાની અમીઝરતી મધુરતા લલકાર્યા વગર રહી જ ન શકે, એ રા. રા. જન્મશંકરે ગાયું છે, તે હું પણ અનુભવ અને શ્રદ્ધા બંને નેત્રે જોઉં છું, બુદ્ધિ અને હૃદય બંને કરણે માનું છું. આ પ્રવેશક એમની એ કડી ટાંકીને જ પૂરો કરું છુંઃ—

" નિર્ઝરણી જન્માન્તરની :
કરણી તું કાલાન્તરની :
અભિસરણી શી અન્તરની :
અભિઝરણી શ્રી નટવરની :
—ક્યાંથી વાંસલડી !"

વડોદરા, ૨૧-૧૦-૧૯૩૦, મંગળ, વિ. સં. ૧૯૮૬-૧૨-૩૦

બળવંતરાય ક. ઠાકોર.

# મિથિલા વિદ્યાપીઠ

મિથિલાનું નામ ઉચ્ચારતાં જ ' मिथिलायां प्रदीप्तायां[1] न मे दह्यति किञ्चन '–મિથિલા બળે છે તેમાં મારું કાંઇ બળતું નથી–એ પ્રસિદ્ધ પંક્તિમાં જીવનનો 'અનાસક્તિયોગ' પ્રકટ કરનાર મિથિલાધિપતિ જનકનું સ્મરણ થઇ આવે છે. ઉપનિષદના તત્ત્વવિચારના બ્રાહ્મણ અને ક્ષત્રિય પ્રવર્તકોમાં યાજ્ઞવલ્ક્ય અને જનક અગ્રિમ સ્થાને વિરાજે છે.[2] કવિવર ટાગોર કહે છે તેમ 'જનક, વિશ્વામિત્ર અને રામ આર્ય સંસ્કૃતિના પ્રસિદ્ધ આદર્શ વીરો હતા અને આર્ય વીર રામને રાજયોગી જનક પાસેથી જીવનસંદેશ મળ્યો.[3] જનકના જીવનમાં કૃષિકલા અને બ્રહ્મવિદ્યાનો–યજ્ઞભાવના અને તત્ત્વચિન્તનનો–સુભગ સંયોગ થયો હતો. જેમ ગાંધીજી વર્તમાન યુગનું વિશિષ્ટ કર્તવ્ય 'તન્તુયજ્ઞ' માને છે અને આચરે છે, તેમ રાજર્ષિ જનકે 'કૃષિયજ્ઞ'ને પોતાના યુગનો રાષ્ટ્રધર્મ માન્યો હતો અને વ્યવહારમાં મૂક્યો હતો. તત્ત્વનિષ્ઠ જનક જાતે હળ ખેડતાં 'સીતાના જનક'[4] બન્યા હતા.

પ્રાચીન ભારતમાં યજ્ઞસમારંભો એ સારસ્વત સત્રો હતા. આવા જ્ઞાનસત્રોમાં દેશના વિવિધ ભાગોમાંથી મહાન વિદ્વાનો એકત્ર થતા અને ધર્મ અને તત્ત્વજ્ઞાનના સૂક્ષ્મ પ્રશ્નો ઉપર વિચાર ચલાવતા. લોકમાનસમાં સંન્યાસની ભાવના હજી કાયમ નહોતી થઈ એટલે તપોવનને સ્થાને ઉપવનમાં કે નગરમાં જ્ઞાનીઓના આ જ્ઞાનવિહાર થતા. મિથિલામાં મહાજ્ઞાની જનકના યજ્ઞમાં વિદ્વાનોની પરિષદો ભરાતી અને ત્યાં તત્ત્વજ્ઞાનના અંતિમ પ્રશ્નો પરત્વે ઊંડી ચર્ચા થતી. વિદેહરાજની નગરી બ્રહ્મવાદીઓની અધ્યાત્મવિદ્યાનું મધ્યબિન્દુ બની હતી. ઉપનિષદના ઘણાખરા મહાન વિચારો જનકની મિથિલામાં ઉત્પન્ન થયા હતા. કોસલ અને છેક કુરુપંચાલના બ્રાહ્મણોની જ્ઞાનચર્ચાથી જનકની મિથિલા ગાજી ઊઠતી. આ સર્વ વિદ્વાનોમાં જનકના ગુરુ યાજ્ઞવલ્ક્ય એના દરબારનું ભૂષણ હતા. અશ્વલ, આર્ત-

---

૧ પાઠાન્તરઃ प्रदग्धायां

૨ બ્રાહ્મણો અને ક્ષત્રિયો બન્નેએ સાથે મળીને ઉપનિષદનું તત્ત્વચિન્તન કર્યું છે. અશ્વપતિ અને જનક ઉપનિષદના મહાન ક્ષત્રિયચિન્તકો હતા, પણ જનકના અધ્યાત્મવિદ્યાના ગુરુ યાજ્ઞવલ્ક્ય હતા. સંભારો ભવભૂતિની પંક્તિ—

' याज्ञवल्क्यो मुनिर्यस्मै ब्रह्मपारायणं जगौ '

ઉ. રા. અંક ૪

૩ રવીન્દ્રનાથ ટાગોર—A Vision of India's History.

૪ अथ मे कृषतः क्षेत्रं लाङ्गलादुत्थिता मया ।
क्षेत्रं शोधयता लब्धा नाम्ना सीतेति विश्रुता ॥

રામાયણ-બાલકાંડ અ. ૬૬

भूतलादुत्थिता सा तु व्यवर्धत ममात्मजा ।
वीर्यशुल्केति मे कन्या स्थापितेयमयोनिजा ॥ રામાયણ.

ભાગ, ઉષસ્ત ચાક્રાયણ, બ્રહ્મવાદિની ગાર્ગી વાચક્નવી, ઉદ્દાલક આરુણિ, વિદગ્ધ શાકલ્ય વગેરેની પ્રશ્નપરંપરાના ઉત્તર આપી યાજ્ઞવલ્ક્યે એ સર્વેને પરમાત્માના સત્ય સ્વરૂપની પ્રતીતિ કરાવી. સંન્યાસની ભાવનાના આદ્યપ્રવર્તક અને પ્રચારક ઋષિ યાજ્ઞવલ્ક્યને બ્રાહ્મણો અને ક્ષત્રિયો એક અવાજે સર્વોત્તમ જ્ઞાની તરીકે સ્વીકારતા. મિથિલાના સરસ્વતીસત્રની સૂક્ષ્મ ચર્ચાઓ પૂરી થતાં, વિજયની પુષ્પમાળ યાજ્ઞવલ્ક્યના કંઠે અર્પણ થતી.

ઔપનિષદ કાળની પેઠે મહાભારત કાળની વિદ્વદ્‌-પરિષદોએ બુદ્ધિબળના અખાડા હતા. આ યુગમાં પણ વાદવિવાદ એ જ્ઞાનપ્રાપ્તિનું સર્વોત્તમ સાધન મનાતુ. યજ્ઞવાટમાં વાદ અર્થે સંખ્યાબંધ વિપ્રો એકઠા થતા અને બુદ્ધિની ઉત્તમતા સિદ્ધ કરતા. રાજર્ષિ જનકનો યજ્ઞવાટ એ જ્ઞાનીઓનો અખાડો હતો. એની યજ્ઞશાલામાં વિદ્વાનોના વાદ સાંભળવાને અને એમાં ભાગ લેવાને અનેક બ્રાહ્મણો ભેગા થતા. આ વિદ્વાનોને જનકનો આશ્રય હતો. જ્ઞાનીઓની જ્ઞાનચર્ચામાં જનકને ખૂબ રસ હતો. આ સર્વ વાદવિવાદમાં જનક રાજા મધ્યસ્થ રહેતા અને એમનો નિર્ણય છેવટનો મનાતો. મહાભારતના 'વનપર્વ'માં મિથિલાની એક વિદ્વદ્‌-પરિષદ્‌નો રસિક ઉલ્લેખ છે:—

જનકની યજ્ઞશાલામાં અનેક વિપ્રો એકઠા થયા છે. ત્યાં ઉદ્દાલકનો શિષ્ય કહોળ દ્રવ્ય યાચવા જનક પાસે આવે છે. યજ્ઞવાટમાં વિદ્વાનોના શિરોમણિ વન્દી કહોળ સાથે વાદમાં ઊતરે છે અને એનો પરાજય કરે છે પિતાના પરાભવનો વૃત્તાન્ત સાંભળતાં વેંત જ કહોળનો બાલપુત્ર અષ્ટાવક્ર પોતાના મામા શ્વેતકેતુ સહવર્તમાન જનકના નગરમાં આવી પહોંચે છે. વન્દીને વાદમાં હરાવવાને અધીરો બનેલો વિપ્રકુમાર જનકની યજ્ઞશાલામાં પ્રવેશ કરવા જાય છે કે તરત જ દ્વારપાલ એને રોકે છે અને કહે છે કે વિદ્વદ્‌વર્ય, વન્દીનો હુકમ છે કે બાળકોને યજ્ઞવાટમાં આવવા ન દેવા. દ્વારપાળનાં આ વચન સાંભળી અષ્ટાવક્ર જોરથી પોકારે છે:—

'હે દ્વારરક્ષક! જો આ શરત હોય કે વૃદ્ધ માટે જ દ્વાર ઉઘાડું છે તો મને દાખલ કરવો ઘટે છે, હું વૃદ્ધ છું. મેં પવિત્ર વ્રતો પાળ્યાં છે અને હું વેદવિદ્યાની શક્તિ ધરાવું છું.

'જેને માથે પળિયા આવ્યાં છે તે જ વૃદ્ધ છે એવું કાંઈ નથી. દેવો તેને વૃદ્ધ ગણે છે કે જે વયમાં બાળક છતાં જ્ઞાનમાં વૃદ્ધ છે.

'કમળની માળા ધારણ કરનાર નરપતિને નિવેદન કર કે રાજસંસદમાં વન્દીને મળવાને હું તલસું છું અને બારણે ઊભો છું.

'અરે દ્વારપાળ! આજે સર્વ વિદ્વાનોની સાથે વાદમાં ઊતરેલો અને વન્દીને વાદમાં હરાવેલો તું મને જોઈશ.'

આ બાલવીરનો ઉત્તર સાંભળી રાજર્ષિ પોતે એને પ્રવેશ કરવાની અનુમતિ આપે છે. જનક કહે છે:—

'હે દિવ્ય પુરુષ! તને હું મનુષ્ય નથી ગણતો. તને બાળક નહિ પણ વૃદ્ધ લેખું છું. વક્તૃત્વમાં તારા સમાન બીજો કોઈ નથી: હે વિદ્વન્! તારે માટે દ્વાર ખુલ્લું છે.'

અષ્ટાવક્ર વન્દીને વાદમાં હરાવે છે.

વાદવિવાદનાં બે સ્વરૂપો-ઉગ્ર અને સૌમ્ય-અષ્ટાવક્ર અને સુલભાનાં આખ્યાનોમાં પ્રકટ થાય છે. 'શાન્તિપર્વ'માં [1]સુલભા અને જનકનો સુપ્રસિદ્ધ સંવાદ છે. પૃથ્વીમંડલમાં ફરતી ફરતી સુલભા નામની ભિક્ષુકી જનકના દરબારમાં આવે છે અને વાદમાં સૌમ્ય સહેતુક વાણીની ઉત્તમતા દર્શાવી જનકને નિરુત્તર કરે છે. આગળ ચાલતાં એ જ પર્વમાં શુકદેવની કથા કહેલી છે. [2]રાજર્ષિ જનક વિદ્યાપરાયણ અને ન્યાયપ્રિય હોવા ઉપરાંત મહાન ઉપદેશક પણ છે. બ્રહ્મજિજ્ઞાસાની તૃપ્તિ અર્થે ખુદ વ્યાસજી શુકદેવને જનક પાસે મોકલે છે. પહાડો, નદીઓ અને સરોવરો ઓળગીને શુક જનકની મનોહર નગરીમાં પ્રવેશ કરે છે. મિથિલાના રમ્ય ઉપવનમાં સુંદર રાજમહેલમા રાજર્ષિ જનક શુકદેવનું સ્વાગત કરે છે. 'મોક્ષશાસ્ત્રવિશારદ' રાજા શુકદેવને[3] 'સમત્વ'નું દર્શન કરાવે છે. [4]ભગવદ્ગીતામાં કર્મ અને જ્ઞાનનો જીવનમાં સમન્વય કરનાર કર્મયોગી તરીકે જનકનો ઉલ્લેખ થયો છે. 'વિષ્ણુ પુરાણ'માં મિથિલાના રાજાઓ આત્મવિદ્યાપરાયણ હતા એ નિર્દેશ ઉપરથી પણ મિથિલા ઔપનિષદ ધર્મના પ્રચારનું અગત્યનું કેન્દ્ર હતું એમ સમજાય છે.

મિથિલાના જનકના નામથી કોઇ વિશિષ્ટ રાજર્ષિ વિવક્ષિત નથી. વિદેહવંશમાં એટલા બધા જનક થઇ ગયા કે એ અખિલ રાજપરંપરા જનકવંશ કહેવાતી. શતપથ બ્રાહ્મણ અને બૃહદારણ્યકોપનિષદ્‌માં જનક 'સમ્રાટ્' કહેવાય છે. રાજસૂય યજ્ઞવડે એ રાજા થયો અને વાજપેય વડે એ 'સમ્રાટ્' થયો. આશ્વલાયન શ્રૌતસૂત્રમાં જનક મહાન યાજ્ઞિક તરીકે પ્રસિદ્ધ છે. રામાયણ પ્રમાણે મિથિલાના સ્થાપક નિમિ રાજાના પુત્ર મિથિનો પુત્ર 'સીરધ્વજ'[5]

---

૧ 'महीमनुचचारैका सुलभा नाम भिक्षुकी' શ્લો. ૭

મહાભારત-શાન્તિપર્વ અ. ૩૨૫

૨ યાજ્ઞવલ્કય, ઉદ્દાલક આરુણિ આદિ બ્રહ્મવાદીઓને આશ્રય આપનાર રાજર્ષિ.

૩ જનક શુકદેવ પ્રત્યે કહે છે:—

यदा स्तुतिं च निन्दां च समत्वेनैव पश्यति ।
काञ्चनं चायसं चैव सुखं दुःखं तथैव च ॥
शीतमुष्णं तथैवार्थमनर्थं प्रियमप्रियम् ।
जीवितं मरणं चैव ब्रह्म सम्पद्यते तदा ॥

શાન્તિપર્વ—અધ્યાય ૩૩૪ શ્લો. ૩૭, ૩૮

૪ कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः ।

ભ. ગી. અ. ૩ શ્લો. ૨૦

एवं परंपराप्राप्तमिमं राजर्षयो विदुः ।
स कालेनेह महता योगो नष्टः परंतप ॥
स एवायं मया तेऽद्य योगः प्रोक्तः पुरातनः ।
भक्तोऽसि मे सखा चेति रहस्यं ह्येतदुत्तमम् ॥

ભ. ગી. અ. ૪ શ્લો. ૨, ૩.

૫ "By the great Janaka' he (Raychaudhari) refers to the Janaka of the later Vedic texts whose court is said to have been thronged with

જનક છે રામાયણના બાલકાંડમાં 'મહાત્મા જનકની યજ્ઞસમૃદ્ધિ વિશાળ છે' એવો ઉલ્લેખ છે ભવિષ્યપુરાણ અનુસાર, નિમિના પુત્ર મિથિએ મિથિલા સ્થાપ્યું અને સ્થાપક તરીકે એ જનક કહેવાયો બૌદ્ધ જાતકોમાં 'મહાજનક'નો ઉલ્લેખ છે કૌટિલ્ય અર્થશાસ્ત્ર અને નિમિજાતક પ્રમાણે, વિદેહના છેલ્લા રાજા કરાલ જનકે એક બ્રાહ્મણ કન્યા ઉપર અત્યાચાર કરીને પોતાના વંશનો નાશ કરાવ્યો એવી હકીકત છે

રામાયણ, મહાભારત, બૌદ્ધ અને જૈન સાહિત્યમાં મિથિલા અથવા તિર્હુત એક નામાંકિત રાજ્ય તરીકે પ્રસિદ્ધ છે પ્રાચીન કાળથી વિદેહ દેશ એ વિદ્યા સાથે વ્યાપારનું પણ કેન્દ્ર હતો ગૌતમબુદ્ધના સમયમાં શ્રાવસ્તિથી વિદેહ સુધી લોકો વસ્તુવિક્રય અર્થે જતા બુદ્ધના સમયમાં વિદેહમાં પ્રજાશાસન પ્રવર્તતું હતું વજ્જીસંઘમાં વિદેહનો સમાવેશ થતો હતો જેમાં વૈશાલીના લીચ્છવીઓ અગ્રેસર હતા મહાવીર સ્વામી ત્રીસ વર્ષના એમના વિહારવાસ દરમિયાન છ માસ પર્યંત એમના પ્રિય નિવાસ મિથિલામાં રહ્યા[1]

બૌદ્ધ જાતકોમાં તક્ષશિલા અને વારાણસીની સાથે મિથિલા પણ બ્રાહ્મણવિદ્યાના પ્રસિદ્ધ સ્થાન તરીકે નિર્દિષ્ટ થએલું છે મિથિલાના સંસ્કારી રાજાઓએ જનકની જ્ઞાનપરંપરા લાંબો સમય સાચવી રાખી ત્યાંના એક રાજા વિદેહને ધર્મશાસ્ત્રમાં ચાર સન્ત પુરુષો ઉપદેશ આપતા એવો ઉલ્લેખ છે અન્ય રાજ્યોની પેઠે મિથિલાના રાજકુમારો વિદ્યાવિલાસને અર્થે તક્ષશિલા જતા એ હકીકત જાતકોમાંથી મળી આવે છે જનકના તેજસ્વી યુગ પછી વિદ્યાના કેન્દ્ર તરીકે મિથિલાનું સ્થાન ઘટતું ઊતરતું થયું હશે, પરન્તુ ઇસ્વીસનના બારમા શતકની આખરે નાલન્દા, વિક્રમશીલા, અને ઉદ્દાન્તપુરીના વિદ્યાપીઠોના વિનાશ પછી બ્રાહ્મણ સંસ્કૃતિનું પુનર્વિધાન થતાં, પ્રથમ મિથિલા અને પછી નવદ્વીપ, બ્રાહ્મણ સંસ્કારિતાના મહાન કેન્દ્રો બન્યા

મહિપાલદેવના રાજ્યમાં, ચેદીનરેશના ગાંગેયદેવે ગૌડ રાજ્ય ઉપર હલ્લો કર્યો અને મિથિલા છૂટયું મિથિલામાં બારમા શતકની આખરે દક્ષિણ હિન્દના રાજા નાન્યદેવે કર્ણાટ વંશની સ્થાપના કરી ત્યારથી મિથિલાના ઇતિહાસમાં ફરી પાછું તેજસ્વી પાનું ઉઘડે છે.

---

Brahmans and not to the traditional first King Janaka, the eponymous founder of the JanakaVamsa, or JanakaSiradhvaja, the reputed father of Sita.'

A reviewer of 'Political History of Ancient India from the accession of Parikshit to the extinction of the Gupta dynasty' by Hemchandra Raychaudhari.

'साध्वी यज्ञसमृद्धिर्हि जनकस्य महात्मनः'

रामायण-बालकांड अ

• જૈનો પોતાના ચોવીસમાંથી ૧૯ મા તીર્થંકર મલ્લિનાથને મિથિલામાં જ થયેલા માને છે વાદમાના પાસેના સીતામઢી ગામમાં તેઓ જન્મ કારણે માતા અર્થે જાય છે

આ હ્યુરવાહ 'Contributions to the History of Mithila' B and OR.

આપે છે જનક -- રાજ્યારોહણનું વર્ષ છે.

'હે દિવ્ય પુરુષ! આરતિમાં પંડિત ચંદા ચા નીચેનો શ્લોક આપે છે —

દેખું છું વક્તૃત્વમાં તારા ... વૈરિજને ।

' वास्तुम ॥

... વાદપર્યં। કર્ણાટ વંશના રાજાઓએ મિથિલા। રાજ્ય ...

મિથિલાની ઉત્તરમા તેરાઇના અભેદ્ય અરણ્યો આવેલા છે એની પશ્ચિમમા ગંડકી, દક્ષિણમા ગંગા, અને પૂર્વમા કૌશિકીના ઊંડા નીર વહી રહ્યા છે એની સમસ્ત ભૂમિ નાના નાના વાંકાચૂકા અગણિત જળમાર્ગોથી ગૂંથાએલી છે આવા પ્રાકૃતિક રક્ષણને લીધે મિથિલા ઉપર પરદેશીઓ વારંવાર હુમલાઓ કરી શક્યા નથી ઇસ્વીસનના તેરમા શતકમા મુસલમાન આક્રમણના પ્રલયમાથી મિથિલા સર્વથા મુક્ત રહી શક્યુ નહિ તો પણ તુર્ક હુમલાખોરોના અશ્વોને ત્યા આવતા ભારે પરિશ્રમ વેઠવો પડ્યો મલિક-ઇઝઝુદ્દિન તઘરિલે મિથિલા ઉપર આક્રમણ કર્યું, પણ માત્ર લૂટ કરી ચાલતો થયો ચૌદમા શતકના પ્રથમ ચરણને અંતે ગ્યાસુદ્દિન તઘલખે રાજા હરિસિંહદેવને હરાવી નેપાલમા નસાડી મૂક્યો આ બે પ્રસંગો બાદ કરતા મિથિલાનું લોકજીવન શાન્ત અને સુખી હતુ, અને વિદ્વજ્જનો નિર્વિઘ્ને સાહિત્યપ્રવૃત્તિ કરી શકતા એકસોપચ્ચીસ વર્ષ પર્યંત મુસલમાન આક્રમણથી નજીકના રાજ્યો વેરાન ખંડેરો થતા ગયા, છતા સંસ્કૃત વિદ્યાના સદ્ભાગ્યે, મિથિલાના સાહિત્યનો સ્રોત વહેતો રહ્યો

તેરમા સૈકાના આરંભથી પંદરમા સૈકાના અંત સુધી મિથિલામા સાહિત્યના સમુલ્લાસનો સુવર્ણયુગ હતો મુસલમાન હુમલાખોરોએ નિકટના વિદ્યાલયો બાળી નાખ્યા પરંતુ એ જ્વાલામાથી બચીને નાસી છૂટેલા પંડિતો અને અધ્યાપકોએ મિથિલામા આશ્રય લીધો વિદ્વાનોની ભરતીથી અને કર્ણાટ અને કામેશ્વર કુલના રાજવંશીઓની સહાયતાથી સંસ્કૃત અને મૈથિલી સાહિત્ય વિકાસ પામતુ ગયુ

આ સમયમા મિથિલામા ન્યાય, સ્મૃતિ, તત્ત્વજ્ઞાન, વ્યાકરણ, અલંકાર, કાવ્ય આદિ વિષયોમા વિશારદ મહાન પંડિતો થઇ ગયા ગંગેશ ઉપાધ્યાયના ‘ તત્ત્વચિન્તામણિ ’ ગ્રન્થથી ન્યાયશાસ્ત્રના ઇતિહાસમા નવીન યુગનો આરંભ થાય છે આ મહાન ગ્રન્થ હિન્દુ ન્યાયની અર્વાચીન પરંપરાનો આદિગ્રન્થ છે ‘ નવ્ય ન્યાય ’ ( Neo–Logic )ના સ્થાપક ગંગેશ અને એના ઉત્તરાધિકારી ન્યાયશાસ્ત્રાચાર્યોની શૈલી એમના પૂર્વાચાર્યો–ગૌતમ, નાગાર્જુન, આર્યદેવ, વાત્સ્યાયન, દિઙ્નાગ, ઉદ્યોતકર ધર્મકીર્તિ, કુમારિલ, વાચસ્પતિ અને ઉદયન કરતા આ નવીન વિદ્વાનોએ વ્યાપ્તિના અર્થની વિશેષ ચર્ચા કરી છે માધવાચાર્યના ‘ સર્વદર્શનસંગ્રહ ’મા ‘ તત્ત્વચિન્તામણિ પ્રકાશ ’ના કર્તા ગંગેશના પુત્ર વર્ધમાન ઉપાધ્યાયનો આદરપૂર્વક ઉલ્લેખ થયો છે આ યુગમા હરિસિંહદેવના મન્ત્રી નેપાલ વિજેતા ચન્દેશ્વર ઠક્કુર ‘ સ્મૃતિનુ પુનર્વિધાન ’ કરે છે સાત વિભાગમા ‘ સ્મૃતિ રત્નાકર ’ રચી એઓ ‘ નવ્ય સ્મૃતિ ’નો આરંભ કરે છે પદ્મનાભદત્ત વ્યાકરણનો નવીન સંપ્રદાય સ્થાપે છે ભાનુદત્ત મિશ્ર અલંકાર શાસ્ત્ર ઉપર લોકપ્રિય ગ્રન્થો રચે છે જ્યોતિરીશ્વર કવિશેખરાચાર્ય મૈથિલીમા ‘ વર્ણ રત્નાકર ’ લખે છે અભિનવ વાચસ્પતિ ન્યાય સ્મૃતિ અને તત્ત્વજ્ઞાનના સમર્થ લેખક છે મિથિલાના હરિનારાયણ અર્થે એ ‘ વિવાદ ચિન્તામણિ ’ રચ્યે છે નવદ્વીપના સુપ્રસિદ્ધ આચાર્યો વાસુદેવ સાર્વભૌમ અને રઘુનાથ શિરોમણિના ગુરુ પક્ષધર મિશ્ર ન્યાય ગ્રન્થો ઉપરાંત ‘ પ્રસન્ન રાઘવ ’ અને ‘ ચન્દ્રાલોક ’ના કર્તા છે [1]શંકર મિશ્ર

---

૧ મિથિલાના ત્રણ પ્રસિદ્ધ વિદ્વાનો પરત્વે એક સુપ્રસિદ્ધ ઉક્તિ નીચે પ્રમાણે કહેવાતી –

शङ्करवाचस्पत्यो शङ्करवाचस्पती सदृशौ ।
पक्षधर: प्रतिपक्षी लक्ष्यीभूतो न च क्वापि ॥

વૈશેષિક અને ન્યાયના ગ્રન્થો ઉપરાંત 'સ્મૃતિ સુધાકર' નામનો સ્મૃતિગ્રન્થ રચે છે જગદ્ધર, ગીતા, દેવી માહાત્મ્ય, મેઘદૂત, ગીત ગોવિન્દ, માલતી માધવ અને વેણીસંહાર ઉપર ટીકા લખે છે અને 'રસિક સર્વસ્વ' 'અને સંગીત સર્વસ્વ' નામના મૂળ ગ્રન્થો રચે છે મિથિલાના સર્વોત્તમ કવિ વિદ્યાપતિનુ નામ મૈથિલી ગીતો સાથે જોડાએલુ છે 'કૃત્તિ-લતા' 'કૃત્તિપતાકા' અને ખાસ કરીને પદાવલીએ બંગાળાના વૈષ્ણવ લેખકો અને ઉપદેશકોને અદ્‌ભુત પ્રેરણા આપી છે

મિથિલામા જ્ઞાનની ભારે પ્રવૃત્તિનો આ યુગ હતો પૂર્વોક્ત પંડિતો તે સમયના નભો મંડળના મહાન જ્યોતિર્ધરો હતા, મિથિલાના વિદ્યાપીઠનો સર્વોત્તમ પાક હતા આ સમયમા મિથિલાની કીર્તિ ટોચે પહોચી હતી અને હિંદના સર્વ વિદ્યાલયોમા પ્રસરી હતી

ઇસ્વીસનના તેરમા, ચૌદમા અને પદરમા શતકોમા મિથિલા બ્રાહ્મણવિદ્યાનુ એક મહાન કેન્દ્રસ્થાન હતુ ન્યાય, તત્ત્વજ્ઞાન, સ્મૃતિ આદિ વિષયો ત્યા શીખવાતા ખાસ કરીને ન્યાયશાસ્ત્રનુ અધ્યયન કરવા અર્થે હિંદના બધા ભાગમાથી વિદ્યાર્થીઓના ટોળેટોળા ત્યા ઊભરાતા

આ પ્રસિદ્ધ વિદ્યાસ્થાનમા વિદ્યાભ્યાસ પરિપૂર્ણ કરનાર વિદ્યાર્થીને શલાકા-પરીક્ષામા ઉત્તીર્ણ થવુ પડતુ ગ્રન્થના અમુક પૃષ્ઠમા સોય ખોસી વિદ્યાર્થીને પ્રશ્ન તરીકે પૂછાતુ આ પ્રમાણે, ગ્રન્થનો કોઇ પણ ભાગ સમજાવવામા એને પોતાની શક્તિ સિદ્ધ કરવી પડતી પરીક્ષામા સફલ થયા પછી એને મિથિલા વિદ્યાપીઠની ઉપાધિ પ્રાપ્ત થતી નવદ્વીપના સમર્થ પડિત વાસુદેવ સાર્વભૌમે, તે સમયના સર્વોત્તમ નૈયાયાયિક પક્ષધર મિશ્રના મહાવિદ્યાલયમા અભ્યાસ સમાપ્ત કર્યા બાદ શલાકા-પરીક્ષા પસાર કરી પરીક્ષામા સોયથી વિંધેલા તાડપત્રની એક હસ્તલિખિત પ્રત એને સમજાવવાની હતી પરતુ એક પછી એક એમ સો પ્રતો એણે સમજાવી એટલે આચાર્ય એટલા પ્રસન્ન થયા કે એને 'સાર્વભૌમ'ની ઉપાધિ અર્પણ કરી વાસુદેવ સાર્વભૌમે નવદ્વીપ જઇ 'નવ્ય ન્યાય'ના અધ્યયન અર્થે વિદ્યાલય ઉઘાડ્યુ પડિત વાસુદેવના શિષ્ય રઘુનાથ શિરોમણિએ પણ મિથિલા વિદ્યાપીઠમા ન્યાયનુ અધ્યયન કર્યું અને આચાર્ય પક્ષધર મિશ્રે એની પીઠ પ્રતાથી પ્રસન્ન થઈ એક વિદ્વદ્-પરિષદમા રઘુનાથની સર્વોત્કૃષ્ટતા જાહેર કરી અને નવદ્વીપ વિદ્યાપીઠને ઉપાધિઓ એનાયત કરવાનો અધિકાર આપ્યો

મિથિલા વિદ્યાપીઠે બંગાળાના અનેક વિદ્વાનો ઉત્પન્ન કર્યા સસ્કૃત વિદ્યામા-ખાસ કરીને ન્યાય અને સ્મૃતિમા-મિથિલાએ સમસ્ત બંગાળાના ગુરુ અને પ્રેરકનુ કાર્ય કર્યુ મિથિલા સ્નાતક વા નિષ્ણાત બનીને બગાળી વિદ્વાનો પાછા ફરતા ત્યારે વિદ્યાપતિના મૈથિલી ગીતો ગાતા ગાતા સમસ્ત બંગાળાને સંસ્કારી બનાવતા

આવી યશસ્વી કારકીર્દી મિથિલા વિદ્યાપીઠ ચિરકાલ ભોગવી શક્યુ નહિ આ વિદ્યાપીઠે જ્ઞાનનો છૂટથી વિનિમય ન કરતા ન્યાય શાસ્ત્રની હસ્તલિખિત પ્રતો કે નિષ્ણાત અધ્યાપકોના વ્યાખ્યાનની નોધો સસ્થા બહાર લઇ જવાનો વિદ્યાર્થી માટે નિષેધ કર્યો

---

શંકર અને વાચસ્પતિને શિવ અને બૃહસ્પતિ સાથે સરખાવાય પણ પક્ષધરને તો કોઇ સાથે સરખાવાય નહિ

વળી,

येषां कोमलकान्त कौशलकला लीलावती भारती ।
तेषां कर्कश तर्क वचनोद्गारेऽपि किं हीयते ॥

( પ્રસન્નરાઘવ-પ્રસ્તાવના )

કેવળ ઉપાધિઓ લઇને સ્નાતકો બહાર જઇ શકતા. આ પ્રતિબંધને લીધે મિથિલા સિવાયનાં વિદ્યાલયોમાં ન્યાયનો અભ્યાસ વધારવામાં ભારે મુશ્કેલીઓ નડવા માંડી. આખરે નવદ્વીપના બે સમર્થ પંડિતો–વાસુદેવ સાર્વભૌમ અને રઘુનાથ શિરોમણિ એ મિથિલા જઈ ન્યાયનું સાંગોપાંગ અધ્યયન કર્યું અને નવદ્વીપમાં નવ્ય ન્યાયની પ્રણાલિકા સ્થાપી. નદીઆના મહાન નૈયાયિકોએ બહોળે હાથે જ્ઞાનનો પ્રચાર કરવા માંડ્યો અને મિથિલાની કીર્તિ ઝાંખી પાડી.

સોળમા સૈકામાં મિથિલા વિદ્યાપીઠની સંકુચિત નીતિને પરિણામે ન્યાયશાસ્ત્રનો જોશબંધ વહેતો પ્રવાહ કાંઇક મંદ પડી ગયો. પંદરમા, સોળમા અને સત્તરમા શતકમાં, જ્યારે પંજાબમાં નાનક અને બંગાળમાં ચૈતન્યના ઉપદેશની અસરથી સમસ્ત ઉત્તરહિંદ ધાર્મિક અને સામાજિક સંચાલનોથી ખળભળ્યું હતું ત્યારે મિથિલા એ સર્વ પ્રવૃત્તિઓથી અલિપ્ત રહી કર્મકાંડની જાળમાં વ્યાપૃત રહ્યું. ઓગણીસ અને વીસમી સદીમાં વિસ્તરેલી વર્તમાન કેળવણીથી એ બહુધા અસ્પૃષ્ટ રહ્યું. આ ઊણપો છતાં અખિલ હિંદમાં સ્મૃતિના આદિથી તે અંતપર્યંત પ્રત્યેક અંગ ઘડવામાં મિથિલાનો સર્વોત્તમ ફાળો છે.

જેમ બૌદ્ધોના શૂન્યવાદ–અદ્વયવાદ–સામે ટકવાને બ્રાહ્મણોએ ન્યાય અને વૈશેષિકનું શરણ લીધું, તેમ મુસલમાનોના રીતરિવાજોમાંથી હિંદુસમાજનું સરક્ષણ કરવાને એમણે સ્મૃતિની નવીન રચના કરી. શ્રી. કાશીપ્રસાદ જયસ્વાલ કહે છે તેમ* 'વ્યવહાર–વિવાદ આદિ સાંગોપાંગ સ્મૃતિપરંપરા ( Legal history ) મિથિલા આજ સુધી સાચવતું આવ્યું છે.' બ્રિટિશ યુગ પહેલાં પણ આ દેશમાં પ્રાડવિવાક ( મુખ્ય ન્યાયાધીશ ) સસ્કૃતમાં લખેલું 'જયપત્ર' ( ન્યાયાધીશ અને સભ્યોની પરિષદનો નિર્ણય ) સ્મૃતિનો અદ્ભુત વિકાસ દર્શાવે છે. આવાં 'જયપત્રો'ના સુપ્રસિદ્ધ નમૂનાઓ મળી આવ્યા છે.+ સમુદ્રની પેલી પાર આવેલા જાવાના હિંદુ સંસ્થાનમાં લખાએલું 'જયપત્ર' અને મિથિલાનું 'જયપત્ર' એક જ પરંપરાને અનુસરેલ છે, એમ ડૉ. જુલિઅસ જોલીએ દર્શાવ્યું છે. આવો આ સુપ્રસિદ્ધ વિદ્યાસ્થળનો મહિમા છે.

મિથિલાના ઇતિહાસમાં યુદ્ધના ભેરીનાદ કે વિજયવંત રાજવીઓના જયઘોષ સંભળાતા નથી; પરંતુ સાહિત્યના શાન્ત અને સાત્ત્વિક રસમાં નિમગ્ન જનકના ઉત્તરાધિકારી રાજર્ષિઓના દરબારની જ્ઞાનગોષ્ઠીઓના મનોહર સૂર સંભળાય છે. સમગ્ર બંગાળા અને બિહાર મુસલમાન આક્રમણથી સંક્ષુબ્ધ થયા હતા તેવે સમયે પણ મિથિલાના હિંદુ રાજાઓ વિદ્વત્ સમાગમમાં અને કવિતા અને સાહિત્યના ઉપભોગમાં આયુષ્ય નિર્ગમન કરી શકતા હતા. 'શાન્તિની અધિત્યકાએ' ચિરકાળ રહીને મિથિલાએ શુદ્ધ સંસ્કૃત સાહિત્યનાં અમૃત ઝરણાં વહેવડાવ્યાં છે. જ્ઞાની રાજર્ષિઓની પરંપરા અને તજ્જન્ય સાહિત્ય–સમુલ્લાસ એ મિથિલાની સંસ્કૃતિની અનન્ય સાધારણતા છે. વિદ્યા એ બજારુ સોદાની વસ્તુ નથી, પરંતુ આત્માની સ્વાભાવિક અને અનિવાર્ય ભૂખ છે અને એ ભૂખની તૃપ્તિમાં કોઇ અનિર્વચનીય આનંદ રહેલો છે, એ મિથિલાના ઇતિહાસનો રહસ્યમન્ત્ર છે.×

રતિલાલ મોહનલાલ ત્રિવેદી

---

* K. P. Jayaswal—A Judgment of a Hindu Court in Sanskrit. J. B. O. R. S. 1920.

+ Ashutosh Mookerji—Historical Research in Bihar & Orissa. J. B. O. R. S. 1924.

× 'હિંદનાં પ્રાચીન અને મધ્યકાલીન વિદ્યાપીઠો' નામના, થોડાક સમયમાં પ્રસિદ્ધ થનારા પુસ્તકનું એક પ્રકરણ.

# સતી*

[ પતિના મૃત્યુ પાછળ સ્ત્રીઓને અગ્નિશરણે સહગમનનો રિવાજ એટલો સાધારણ હતો કે આજે આપણા માન્યામાં પણ ન આવે. સતી થવાનો રિવાજ પ્રથમ ક્યારે શરૂ થયો એ અનિશ્ચિત છે. વેદકાળમાં એ રિવાજ ન હતો, પરંતુ પુરાણ લખાયાં તે કાળે એ રિવાજનું અસ્તિત્વ ચોક્કસ છે. અગ્નિ, જળ અને વાયુને પાવન થવાના સાધનરૂપે હિંદુઓ ગણતા. દેહશુદ્ધિ–પ્રાયશ્ચિત્ત કરવા કાષ્ઠચિતા ખડકાતી. પાપના પ્રાયશ્ચિત્તનું એ સાધન હતું. સીતાનો દેહ પવિત્ર હોવાનું સાબીત કરવા કાષ્ઠજ્વાળામાં સ્નાન કરવું પડેલું. છતાંય સહગમન અથવા સતીના રિવાજનાં બીજ તો સ્ત્રીપુરુષના અમર દેહ ઐક્યના અલૌકિક આદર્શ અને પુનર્જન્મની માન્યતામાં છુપાયલાં જડશે. કોઇ પરાઇ પ્રજાનો કે પ્રદેશનો રિવાજ હિંદુઓએ અપનાવ્યો એ વિવાદ માની શકાતો નથી.

આપણા શાસ્ત્રમાં સતીના રિવાજ માટે મતભેદ છે. મનુસ્મૃતિ એ રિવાજને હલકો ગણી તેને અમાનુષી માને છે; ત્યારે હરીત સતીને અરુંધતીની ઉપમા આપે છે. પ્રેતકલ્પ સતીની કાયાને અંગારારૂપ થતી માને છે, પણ તેના આત્માને આંચ સરખી આવતી મનાતી નથી. સ્ત્રીને બળતાં દુઃખ નથી થતુ, એટલું જ નહિ પરતુ સ્વર્ગમાં સૌંદર્યનો ઓપ મળે છે. શંખના મત પ્રમાણે સતી ત્રણ લાખ વર્ષ સુધી સુખ ભોગવે છે. પુરાણમાં સતી પૂજ્ય મનાય છે, એટલું જ નહિ પરતુ જે સ્ત્રી સતી ન થાય તેને દુરાચારી પાપિણી માની છે. તેનો અવતાર સર્પ કે ધરોળીનો નિર્માણ થાય.

સગર્ભા સ્ત્રીને સતી થવાનો પ્રતિબંધ હતો. બ્રાહ્મણ સ્ત્રી સતીના રિવાજમાંથી પ્રથમ તો મુક્ત હતી, પરતુ પાછળથી બ્રાહ્મણો માટે સતીનો રિવાજ ઉચિત મનાયો. પતિ પરદેશમાં મરતાં સ્ત્રીને પાવડી કે તેનાં અસ્થિ સાથે બળી મરવાનું હતું. સ્ત્રી અટકાવમાં હોય તો પાંચમે દિવસે ચિતારોહણ કરવાની પ્રથા હતી. સતી થવું એ આત્મઘાત ન ગણાતો. અટકાવમાં રહેલી સ્ત્રીને પવિત્ર થવા ૨૫ શેર ડાંગર ખાંડવી પડતી. સતીના રિવાજને બંધ પાડ્યે આજ સો વર્ષ થયાં છે. હજુએ ક્વચિત્ ક્વચિત્ ઘાસલેટ છાંટી બળી મરતી સ્ત્રીઓ એ પ્રથાનો પડઘો પાડે છે યા તો પુનઃરુદ્ધાર કરવા મથતી હશે !

રજપૂતો યુદ્ધમાં હારતાં સ્ત્રીઓ જૌહર કરતી. પરધર્મીના હાથે કાયા ભ્રષ્ટ ન થાય એ માન્યતાથી ભોગ અપાતો. ચિતોડમાં આજેય કેટલીય સતીઓનાં મહાસ્મારક છે. પતિનું માથું ખોળે લઇ ભસ્મીભૂત થવાનું મહાભાગ્ય મનાતું. એ રિવાજ ગુજરાતમાં કેટલેક અંગે પ્રચલિત હતો. ઘણાં કુટુંબોમાં આજેય લગ્નપ્રસંગે સતીના પ્રસાદની પૂજા કરવાનો રિવાજ છે.

હિંદુ સંસારમાં ફરજિયાત વૈધવ્યનું મૂળ સતીના રિવાજમાં છુપાયલું હોય એ અશક્ય નથી. બળતાં પહેલાં કેશને અગ્નિસંસ્કાર કરવાનો સતીનો આગ્રહ હતો. સતી અને વૈધવ્યનો

* તા. ૪ : ૨ : ૩૧ મુંબઇ એન્થ્રોપોલોજિકલ સોસાયટી સમક્ષ અંગ્રેજીમાં વાંચેલો નિબંધ. પ્રમુખ રેવ. જોન મેકેન્ઝી.

રિવાજ સંકળાયલા છે જ. બન્નેય સમાન ધાર્મિક વિચાર—પ્રણાલિકામાંથી જ ઉદ્‌ભવે છે. કુટુંબમાં વિધવા બીનપગારી નોકર તરીકે આવકારદાયક હશે ( economic gain ) પણ તે જ વૈધવ્યમાં અર્ધી પ્રજાના જન્મનો વિનાશ છે ( Biological Loss ). યોગ્ય સ્ત્રીનું વૈધવ્ય એટલે આવશ્યક સુયોગ્ય પ્રજાનો નાશ. સતી અને વૈધવ્યમાં ફક્ત મરણકાંઠે પહોંચવાની રીતિની જ ભિન્નતા છે.

ગુજરાતનાં ઊંચાં કુટુંબોમાં સતી કેમ થતી એનો ઐતિહાસિક હેવાલ આપણા સાહિત્યમાં જૂજ છે. કરણઘેલામાં તેનું કંઈક આછું ચિત્ર છે. ગુજરાતના ઇતિહાસમાં સંશોધન કરતાં ઇતિહાસ અને સાહિત્ય બન્નેયને દીપાવે એવો સતીમાતાનો હસ્તલિખિત ગરબો લેખકના જાણવામાં આવ્યો. (શ્રી ફાર્બસ ગુજરાતી સભાનાં હસ્તલિખિત પુસ્તક અં. ૧૧૩. ) એવો અમૂલ્ય " સતીમાનો ગરબો " પ્રસિદ્ધ કરતાં રા. અંબાલાલ જાનીનો લેખક આભાર માને છે; તેમની સહાય સ્વીકારે છે. એ ગરબામાં સતીના રિવાજનું ચિત્ર છે, એટલું જ નહિ પણ ઐતિહાસિક સંશોધનમાં એનો આંક ઊંચો રહેશે. સંસારના ભૂતકાળનો ત્યાં પડઘો છે. અણઘટતા રિવાજનું અક્ષરસ્મારક છે. અનિવાર્ય એટલી ભાષાશુદ્ધિ કરી છે.

ઈ. સ. ૧૭૪૧માં સુરત શહેરના નાગર કુટુંબની સ્ત્રી સતી થતાં એ ગરબો લખાયલો છે. બળી મરતાં પહેલાં નવાબની પરવાનગી લેવી પડતી અને સગાંવહાલાંને સમજાવવાં પડતાં. શરીરે કેસર ચોળી અને ઘેળી–પી સ્ત્રીઓ બેભાન અવસ્થામાં ચિતાએ ચડતી એ માન્યતા ભૂલ ભરેલી છે, એટલું જ નહિ પણ સ્ત્રીઓ શરીર સંતાડી ચિતા ઢાંકી કાયા આનંદે બાળતી. એ આનંદનો જોશ ધાર્મિક હતો.

સુરેશ દીક્ષિત ]

શ્રી. શ્રી. ગણેશાય નમઃ । શ્રી અંબિકા સત્ય છે.

આ કલજુગમાં રે સતિમા જોર થયાં
નાગરની નાતમાં માન ભલાં જો રહ્યાં.
સરસ્વતિ માતને વિનવું ને ગણપતિ લાગું પાય રે—સતી૦ ૧
સંવત ૧૭૯૭ ના ભાદરવા વદ સાર રે
એકાદશી શુભ વાર ગુરુયે સત ચડયું નિરધાર—સતી૦ ૨
જે દહાડાનાં સ્વામિજી પધાર્યા તે દહાડાનું જાણ્યું રે
દૂધ પીને પ્રાણ જ રાખ્યો ઘરમાં કોઈએ નવ જાણ્યું રે—સતી૦ ૩
પહેલા પહોરનું સત ચડયું જે વારનો કાગળ વાંચ્યો રે
આપ રૂપ થઈ પોતે બેઠી પુરવ જનમનો સાચો રે—સતી૦ ૪
સુરતમાં એવો શોર જે નાગરમાં સતી થાય રે
નાનાં મોટાં જેણે સાંભળ્યું સૌકો જોવા જાય—સતી૦ ૫
સગાં કહે રે બાઇ શું કરો છો થાય છે આપણી હાંસી રે
જ્યારે આપણને સંકટ પડશે જાશે સઘળા નાશી—સતી૦ ૬
તમને સંકટ શાનું છે રે કોણ થયો વિતકારિ (?) રે
જે કહેશો તેને પરતો દેખાડું મારી વાત છે સાચી—સતી૦ ૭

સંસારમાં બેન સર્વને હોય છે એવી ન કરીએ વાત રે
સગાં કહે બાઇ છાનાં રહોને કાંયે કરો ઉત્પાત—સતી૦ ૮
શિવબાઇ કહે મને સત ચડયું છે મારૂં સત છે સાચુ રે
માનવીઓ તમે નથી માનતા મારે નથી કાંઇ કાચુ—સતી૦ ૯
કાગળ લઇ ખોળામાં બેઠાં મારે તો હવે બળતું રે
સગાંને હું શું કરૂં મારે સંસારને શું કરવું—સતી૦ ૧૦
વળતિ સતીમા એણી પેર બોલ્યાં માનવીઓ તમો માનો રે
નહિ તો સર્વે પ્રલયકાર વાળુ એટલું મનમાં આણો—સતી૦ ૧૧
લાલા સદાનંદે ઓરડે બેસાડી બહારથી દીધું તાળુ રે
તાળું તો ભાગી પડયું ને હવે તો હવેલી બાળુ—સતી૦ ૧૨
એક હાથમાં સોપારી એક હાથમાં રૂપીઆ બે રે
લાલા સદાનંદ સતી કને આવી આમાં કહો શું છે?—સતી૦ ૧૩
સતિમા કહે રે લાલા સદાનંદ અંબાનું નામ લે રે
એક હાથમાં સોપારી છે એકમાં રૂપીઆ બે—સતી૦ ૧૪
કંકુ કહાડીશ હું ને દેખાડું સદાનંદ કહે સાચુ રે
ચાલો હવે રજા લેવા જઇએ એમાં નથી કાંઇ કાચુ—સતી૦ ૧૫
લાલા સદાનંદ અસવાર થઇને દરબારમાં તે આવ્યા રે
ઠાકોર કરસનદાસ મેતા માણેકચંદ દિવાનજી બોલાવ્યા—સતી૦ ૧૬
ચારે મળી વિચાર કરીને ખાં સાહેબ કને આવ્યા રે
ઠાકોર કરસનદાસે અરજ કરી તવ ગાનેસુ બેસાડયા—સતી૦ ૧૭
ખાં સાહેબે વાત જ પૂછી તેનો ઉત્તર દીધો રે
ત્યારે નવાબની રજા અપાણી પડછો માની લીધો—સતી૦ ૧૮
લાલા સદાનંદ રજા લઇને પોતે હવેલી આવ્યા રે
આપ રૂપ થઇ સતીમા બેઠાં સહુ કોને મન ભાવ્યાં—સતી૦ ૧૯
ચાકર નફર સહુકો માગે માતા અમને આપો રે
હાથ ચોળી અંગારા કહાડયા બેઠા બેઠા તાપો—સતી૦ ૨૦
લાલા સદાનંદ વિનતિ કરે છે ઉભા બેઉ કર જોડી રે
કહો તો રથ મગાવુ કહો તો મગાવું ઘોડી—સતી૦ ૨૧
સતીમા કહે રથ મગાવો બળદ આપણા જોડી રે
રમઝમ કરતાં સતીમા ચાલ્યાં બેઠાં ચુદડી ઓઢી—સતી૦ ૨૨
ઠામઠામથી લોક જ આવ્યા કરે માહિમાંહિ વાત રે
સતીમા તવ તોરણે આવ્યાં દીધા કંકુના હાથ—સતી૦ ૨૩
સતીમા તો રથમાં જઇ બેઠાં પાસે બેન ને માસી રે
નાગર લોક સહુ જોવા ઉભા દુર્લભ દર્શન કહાંથી—સતી૦ ૨૪
લોક તણિ બહુ ભીડ મળી સહુ આડા અવળા દોડે રે
જ્યારે સતીએ રથ ચલાવ્યો ત્રણ ઘડી તવ દહાડો—સતી૦ ૨૫

નાણાવટમાં રથ ચલાવ્યો સદાનંદ અસ્વાર થાયે રે
રથ પાછળ લોક જ દોડે જે એ કહેતા જાય—સતી૦ ૨૬
દેશીવાટથી રથ દોડાવ્યો કેળાંપીઠમાં આવ્યો રે
થાળી લઇ કંકુની રથમાં બેઠાં જુહાર વધાવ્યો—સતી૦ ૨૭
લાલ દરવાજે થાપા દઇને તહાંથી રથ ચલાવ્યો રે
પવનવેગે રથ દોડાવ્યો અશ્વનીકુમારમાં આવ્યો—સતી૦ ૨૮
અશ્વનીકુમારની વાટે આવી ફરીને સતીમાએ આજ્ઞા કીધી રે
વેરાગીના મઠ આગળથી મશાલ લગાડી લીધી—સતી૦ ૨૯
અશ્વનીકુમારથી રથ ચલાવ્યો ગુપ્તેશ્વરની વાટે રે
રથની પાછળ લોક દોડે છે ભતરીજા બેઉ સાથે—સતી૦ ૩૦
ગુપ્તેશ્વરમાં રથેથી ઉતરતાં મનમાં સંદેહ આવ્યો રે
રથેથી ઉતરી કરીને સદાનંદ બોલાવ્યો—સતી૦ ૩૧
સતીમા કહે રે લાલા સદાનંદ સાંભળો મારી વાત રે
સુરજ દેવતા અસ્ત જ પામ્યા રે હવે પડી છે રાત—સતી૦ ૩૨
લાલા સદાનંદ વિનતી કરે છે એ વાતમાં છે ફાંશી (?) રે
કદાપી સત ઉતરી જાશે તો જગમાં થાશે હાંસી—સતી૦ ૩૩
આટલો પરતો તમને દેખાડયો તોયે તમો નહિ માનો રે
મારૂં સત ઉતરે નહિ તમે નિશ્ચે કરીને માનો—સતી૦ ૩૪
રાત વેળા અમો બળી મરીએ તો સાંભળો એનની માશી રે
નગરલોક સહુ એમ કરી કહેશે સતી ગયાં છે નાશી—સતી૦ ૩૫
પાંચ દહાડાનું સત છે મારૂં વાત કહું નિર્વાણ રે
નગર સહુકો દેખતી હું બળું ઉગમતે ભાણ—સતી૦ ૩૬
રાતવેળા અમે બળી મરીએ તો અમને લાગે પાપ રે
અંતકાળે મારે બળી મરવું નહિ બલ (?) માને બાપ—સતી૦ ૩૭
આયુપથી તો સહુએ કહે છે પણ સત આવે તે સતી રે
સગાં સહુકો ઊભાં છે ન્યા તોલે મ્હારી પતી—સતી૦ ૩૮
સતી કહે લાલા સદાનંદ સાંભળો મ્હારી વાત રે
ચાલો હવે વાડીમાં જઇએ રે હવે પડી છે રાત—સતી૦ ૩૯
ત્યાંથી સતીમાયે રથ ચલાવ્યો મુનશીની વાડીમાં આવ્યો રે
રથેથી ઉતરી કરીને સાથ સહુ બોલાવ્યો—સતી૦ ૪૦
આનંદી આનંદમાં બેઠાં વાત કરે છે મીઠી રે
જુગમાં સતી ઘણી થઇ પણ એવી કોઇ નથી દીઠી—સતી૦ ૪૧
લાલા સદાનંદે માણસ મોકલી પટેલને તેડાવ્યો રે
સતી માતાનું નામ સાંભળી તતક્ષણ દોડી આવ્યો—સતી૦ ૪૨
પટેલને તેડાવી કરીને આપ્યા રૂપૈયા ચાર રે
પછી તમને સરપાવ આપશું કરો મઢુલી તૈયાર—સતી૦ ૪૩

જાઓ પટેલ ને તમે વહેલા થાઓ ને રખે લગાડો વાર રે
લાલા સદાનંદે પોતીકાં તાં માણસ મોકલ્યાં ચાર—સતી૦ ૪૪
એમ કરતાં બહુ રાત જ ગઇ ને સાંભળો મહારા ગોર રે
ચાલો આપણે કાંઠે જઇએ રહ્યો છે પાછલો પહોર—સતી૦ ૪૫
ત્યાંથી સતીમા કાંઠે આવ્યાં માન જશ ભાલે (?) થાય રે
ગોરને હાથે તુલસી લઇને સતીમા નહાવા જાય રે—સતી૦ ૪૬
સતીમાતા તો નહાવા પેઠાં બુડકી એકસો ને આઠ રે
એક શ્વાસે બુડકી મારી કોણે ન ઝાલ્યો હાથ—સતી૦ ૪૭
લાલા સદાનંદ કાંઠે ઉભા વિશ્વાસ મનમાં આવ્યો રે
બ્રાહ્મણ પછવાડે મુકયા રખે તાપીમાં ઝંપલાવે—સતી૦ ૪૮
તેણે સમે નાહિને નીસર્યાં ગાયની પૂજા કીધી રે
ગોરગોરાણી ગાય છે વચમાં પ્રદક્ષણા તાં કીધી—સતી૦ ૪૯
ગોરગોરાણીને ઘરેણું આપ્યું ગાયને નાંખ્યું ઘાસ રે
ગાય તળેથી સતીમા નીસર્યાં સુરજદેવનું વાચ—સતી૦ ૫૦
ગાયે ગોરને પગે લાગી સતીમા કહે છે વાત રે
ચાલો હવે હવન કરીએ થોડી રહી છે રાત—સતી૦ ૫૧
સતીમાતા હવને બેઠાં વિધિ કહીને થાય રે
પછવાડે જે લોક જ ઉભા જે ચાંપે કહેતા જાય—સતી૦ ૫૨
સતીમાતા તો હવન કરે છે લોક કરે છે વાત રે
લાલા સદાનંદ સગાં સહોદરે આપ્યાં નાલીએર સાત—સતી૦ ૫૩
સગાં સહુ નાલીએર આપીને ઉભાં આંસુ પાડે રે
સતી કહે તમે રોતાં રોની બહેરાંને કોણ વારે—સતી૦ ૫૪
સતી માતા તો હવને બેઠાં પાસે કંકુની થાળી રે
ચુડો ઉતારી ગોરાણિને આપ્યો માંહે શખી વાળી—સતી૦ ૫૫
સતીમા હવન કરીને ઉઠયાં હાથમાં લુગડાં લીધાં રે
કાંઠે આવી નાહિ કરીને વિધિયે તરપણ કીધાં—સતી૦ ૫૬
સતીમાતાએ સરવે કરીને પહેર્યો ધોળો સાળુ રે
પછી સતીમા મઢી કને આવ્યાં વાત કરિ છે વારૂ—સતી૦ ૫૭
મઢી આગળ તાંહ હવન કરીને વાત કરે અશ્વમેધ રે
એટલે તો પ્રભાત થયો છે ઉગ્યા સુરજદેવ—સતી૦ ૫૮
ત્યાંથી સતીમા ઉઠી કરીને સુરજ પૂજા કીધી રે
સુરજદેવને વિનંતી કરીને આજ્ઞા માગી લીધી—સતી૦ ૫૯
સુરજદેવની સ્તુતિ કરીને આજ્ઞા માગી લીધી, રે
મઢી આગળ આવી કરીને પ્રદક્ષણા પંચ દીધી—સતી૦ ૬૦
એક હાથમાં નાળીએર લઇને કાકડો લગાડી લીધો રે
મઢી આગળ ઉભાં રહિને સુરજને નમસ્કાર કીધો—સતી૦ ૬૧

લોક તણી બહુ ભીડ મળી છે તેહને આઘાં કહાડો રે
જ્યારે સતીમા મઢીમાં પેઠાં ત્યારે બે ઘડી ચડયો દાડો—સતી૦ ૬૨
જ્યારે સતીમા મઢીમાં બેઠાં લાલા વેણીલાલ આવ્યો રે
લોક સહુ આઘા કરીને વેણીલાલ બોલાવ્યો—સતી૦ ૬૩
લાલા વેણીલાલે પ્રણામ કરીને સતીને વિનંતી કીધી રે
સતીમાતાએ નાળીએર આપ્યું આશિષ ઘણેરી દીધી—સતી૦ ૬૪
સતીમાતાના વચનથકી હું વાણી કરૂં પરકાશ રે
લાલા સદાનંદ મઢીના મો કને લઇ ઉભા તરવાર—સતી૦ ૬૫
તેજ જ્યોતી ત્રિભોવન માંહે વરત્યો જેજેકાર રે
સતીમાતા કહે આ સંઘાથે મારો પાંચમો અવતાર—સતી૦ ૬૬
તમો જાણશો ચીસ પાડશે લોક કરે બહુ શોર રે
હું કાંઇ ચીસ પાડું નહિ તમો છાનાં રાખો ઢોલ—સતી૦ ૬૭
લાલા સદાનંદ મઢી કને ઉભા પાસે ઉભા પાળા રે
સતીમાતાએ ઘી લઇને બિજ્વી આની માલા—સતી૦ ૬૮
સતી મા કહે રે લાલા સદાનંદ આવ્યું ધણીનું તેડું રે
તમને તો હું એટલું કહું છું માહરૂ વધાવજો દેહેથી—સતી૦ ૬૯
પછી સતીએ સંભારીને કાગળ ખોળામાં લીધો રે
સતીમાયે પોતા સ્વામિનો જીવ સ્મરણ કીધો—સતી૦ ૭૦
અગર ચંદનનાં લાકડાં નાખી માંહે તુલશીની કાષ્ટ રે
પહેલાં પોતાના કેશ લગાડી પછી લગાડયું ઘાસ—સતી૦ ૭૧
ચોહોગમથી અગ્નિ લાગ્યો ઉપર નાખી ધાસ રે
સતીમાએ વેમાને કીધો વૈકુંઠ કેરો વાસ—સતી૦ ૭૨
જ્યારે સતીની મઢી લાગી ત્યારે થયો ઢંગામ રે
કોઇ વધાવે સોપારી પૈસા કોઇ વધાવે બદામ—સતી૦ ૭૩
કેટલાક સવારે આવ્યા ઘણા રહ્યા છે રાત રે
સતીમાતા અલોપ થયાં તે જુગમાં ચાલી વાત—સતી૦ ૭૪
સંવત ૧૭૯૭ના ભાદરવા વદ સાર રે
દ્વાદશી શુભ વાર ભ્રગુએ સતી થયાં નિરધાર—સતી૦ ૭૫
એ ગરબો જે સાંભળે તેને વૈકુંઠ વાસ રે
નરનારી જે સાંભળે તે ફરી ન આવે ગર્ભવાસ—સતી૦ ૭૬
ફખુપીક કેશવ ચોકમાં તે અંબાજીનો ગુલામ રે
તેણે એ ગરબો બાંધ્યો છે નાના સુત દુર્લભરામ—સતી૦ ૭૭
સતીમા જોર થયાં નાગરી ન્યાતે રે માન ઘણાં થયાં.
ઇતિશ્રી સતીમાનો ગરબો સંપૂર્ણ. શ્રી. શ્રી.

સંપાદક: સુરેશ દીક્ષિત

# ડૉ. સર ચંદ્રશેખર વ્યંકટ રામનની નવી શોધ

## રામન પ્રકાશ–રામન ' ઈફ્રેકટ '

મનુષ્ય જે ભૌતિક જગતમાં વસે છે, તે જગતમાં રહેલાં મૌલિક તત્ત્વોનું અન્વેષણ કરવું, એને વિશે વિશેષ જ્ઞાનપ્રાપ્તિની જિજ્ઞાસા હોવી એ ભૌતિક શાસ્ત્રવેત્તાના વિશિષ્ટ અધિકારનો વિષય છે. આમ હોવાથી તે તત્ત્વોનાં સ્વરૂપ, તેમના ધર્મ કે ગુણુ તેમ જ તેમના પરસ્પર સંબંધ વિશે સ્પષ્ટ અને સરલ જ્ઞાન મેળવવા પ્રયોગો યોજાય છે અને સિદ્ધાંતોનું પ્રતિપાદન થાય છે. વળી આ રીતે ફલિત થતાં પરિણામો અને નિર્ણયો એવી સરલ ભાષા-શૈલીથી રજૂ કરવામાં આવે છે કે વિજ્ઞાનના અભ્યાસીઓને જ માત્ર નહિ, પણ ગમે તે વ્યક્તિ જે આ વિષયોમાં રસ લેતી હોય, તેમને સમજવામાં યા સમજાવવામાં સુગમ થાય.

ભૌતિક શાસ્ત્રીઓનાં કાર્યનો ઉપયોગ બીજાં શાસ્ત્રોના જ્ઞાનપ્રદેશમાં, તેમાં રહેલાં તત્ત્વો સંબંધે જ્ઞાન પ્રાપ્ત કરવામાં વારવાર થાય છે, એ આપણે જોઇએ છીએ અને જાણીએ છીએ. એની અસર સર્વગ્રાહી છે એમ કહીએ તો તે વાસ્તવિક જ ગણાય. આ બાબત ધ્યાનમાં રાખી ડૉ. રામને પોતાની પ્રયોગશાળામાં થોડાં વર્ષમાં જ શોધી કાઢેલા રસાયન અને ભૌતિક શાસ્ત્રના ભૌતિક પ્રશ્નો સાથે સબંધ ધરાવતા એવા એક નવીન જ વિષયના મહત્ત્વ અને સ્વરૂપનો ઉલ્લેખ કરી, ૧૯૨૯ની મદ્રાસમાં મળેલી વિજ્ઞાન-પરિષદ્ ( Science Congress )ના પ્રમુખસ્થાનેથી ભાષણ કર્યું હતું તેનો સાર આપવાનો આ લેખમાં પ્રયાસ કર્યો છે.

વળી આ વિદ્વાન હિંદી શાસ્ત્રજ્ઞ સર વ્યંકટ રામનને નોબેલ પારિતોષિક મળ્યાનું પ્રસિદ્ધ થયું–અને એ પારિતોષિક એમને મળી પણ ગયું ત્યારે એમણે કરેલી શોધો સંબધી થોડું ઘણું પણ જાણવાની સામાન્ય જનતામાં જિજ્ઞાસા ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે. આ જિજ્ઞાસા થોડે ઘણે અંશે પણ પૂર્ણ કરવા માટે અત્યાર સુધીમાં અનેક લેખો લખાયા છે અને એવા જ હેતુથી આ લેખમાં પણ ડૉ. રામનની શોધોનું નિરૂપણ કરવાનો યત્ન કર્યો છે.

વાસ્તવિક રીતે જોતાં ડૉ. રામનની શોધોનું મર્મ, એની અગત્ય અને મહત્ત્વ પૂરેપૂરું ધ્યાનમાં આવે એટલા હેતુથી કેટલીક બીજી બાબતોની માહિતી આપણે પ્રથમતઃ મેળવી લેવી જોઇએ છે; અને એનો ઉલ્લેખ અહીં કરવો ઉચિત જ લેખાવો જોઇએ.

જગતની બધી શોધોમાં કોઇક જ એવી હશે કે જે આકસ્મિક રીતે થઇ હોય. અમુક શોધ થાય–તે સફળ ઊતરે–તે પહેલાં એને યોગ્ય પરિસ્થિતિ તૈયાર હોવી જોઇએ;—એ પરિસ્થિતિ એટલે એને માટેની સર્વ સામગ્રી અને સાધન કે જેથી શોધ કરવામાં નડતી મુશ્કેલીઓ ઘણે ભાગે ઓછી થઇ જાય અને શોધને યોગ્ય સરલ ભૂમિકા ઉત્પન્ન થાય. આથી એમ સમજવું ન જોઇએ, કે જે વિજ્ઞાનશાસ્ત્રી આવી પરિસ્થિતિનો અથવા ભૂમિકાનો ઉપયોગ કરી શોધ કરે તેની કિંમત કોઇ પણ પ્રકારે ઓછી અંકાય. એની કિંમત ઊલટી વધે છે; કારણ કે જે પરિસ્થિતિ ઉત્પન્ન થયેલી છે, અને જેને બદલી શકાય નહિ એમ

મનાય છે, તે જ પરિસ્થિતિનો, તે જ ભૂમિકાનો ઉપયોગ કરી, પોતાના કર્તવ્યને બંધબેસતી કરવાનું મુશ્કેલ કામ એ પોતે જ કરે છે; અને આ પ્રચલિત પરિસ્થિતિમાં પ્રતિપાદન કરેલા સિદ્ધાન્તો અને વિધાનોના ઉપયોગની અથવા તો તેમાં કરવા પડતા ફેરફારો માટેની જવાબદારી તે પોતાને શિર લે છે. વિજ્ઞાનશાસ્ત્ર તેમ જ બીજાં શાસ્ત્રોમાંથી આવા પ્રકારના દાખલાઓ અનેક મળી આવે છે.

ડૉ૦ રામનની શોધ વિશે કાંઇ કહેતાં પહેલાં તો આપણે ' પ્રકાશ ' સંબંધે થોડોક વિચાર કરીએ. પ્રકાશની તો ઘણા પ્રાચીન કાળથી માહિતી મળેલી છે. સામાન્ય રીતે ' પ્રકાશ ' એટલે શું એ સર્વ કોઇ સમજે છે, પણ પ્રકાશમાં કોઇક પ્રકારની વધઘટ થવાથી શું થાય છે, રંગ જુદા જુદા કેવી રીતે ઉદ્‌ભવે છે, એ સબંધે તો આજથી સો–સવાસો વર્ષ પહેલાં સામાન્ય જનતાને બહુ જ ઓછું જ્ઞાન હતું. વળી આ રંગોનો, પ્રકાશક અને પ્રકાશિત પદાર્થોની આંતરઘટના સાથે ઘણો જ નિકટનો સંબધ છે એ કલ્પના તો ત્રીસ કે ચાળીસ વર્ષ થયાં, અને વિશેષતઃ માત્ર પંદર વર્ષથી જ વધારે આગળ પડતી આવેલી જણાય છે.

પ્રકાશનાં કિરણો જાતે અદૃશ્ય છે એ વાત ઘણાને અદ્‌ભુત લાગશે, પણ ખરી રીતે વસ્તુસ્થિતિ એ જ છે. જેમ પાણીમાંથી નીકળતી બાષ્પ (બાફ-Steam) એ દેખાતી નથી–અદૃશ્ય છે, અને ઊકળતા પાણીમાંથી નીકળતી વરાળ (Vapaur) તે બાષ્પ નહિ, પણ આસપાસની ઠંડી હવાને લીધે ઠંડી પડેલી બાષ્પમાંથી બનેલાં પાણીનાં ઝીણાં કણોનો જથો હોય છે; તે જ પ્રમાણે એક બારીમાંથી અંદર આવતી ઉષ્મા (ગરમી) અથવા અંશુપ્રસરણ (Radiation) અંદર આવે છે ત્યારે આપણે પ્રકાશકિરણ જોઈએ છીએ, એવો આપણને ભ્રમ થાય છે. જે જોઇએ છીએ તે પ્રકાશકિરણ નથી, પણ એ તો હવામાં આમ તેમ ઊડતાં ધૂળનાં અસંખ્ય રજકણો હોય છે. એ રજકણો ઉપર પેલા ઉષ્મા–અંશુ–પ્રસરણ પડવાથી અને પડયા પછી એનું પરાવર્તન (reflection) થયાથી જ આપણને એ રજકણો પ્રકાશિત થયેલાં જણાય છે. જો આ રજકણો હવામાં ન હોય તો આ પ્રકાશકિરણો આપણા જોવામાં આવી ન શકે. વળી જુદાં જુદાં રજકણોની આજુબાજુથી પરાવર્તિત થયેલો પ્રકાશ એક જ નિર્દિષ્ટ દિશામાં ન જતાં સર્વ દિશામાં ફેલાય છે. એટલે આવું પરાવર્તન અનિયમિત જણાય છે. જે નિયમો સાધારણ રીતે પ્રકાશકિરણના વાસ્તવિક પરાવર્તનને લાગુ પડે છે, તે નિયમો ઉપર વર્ણવેલા પરાવર્તનને લાગુ પડતા નથી. આથી એને સામાન્ય રીતે અનિયમિત પરાવર્તન કહે છે. પ્રકાશકિરણના અનિયમિત પરાવર્તનને માટે ' વિકીરણ ' (scattering) એ શબ્દ આધુનિક ભૌતિકશાસ્ત્રમાં રૂઢ થયો છે.

કોઈ પણ પદાર્થ ઉપર પ્રકાશકિરણો પડે તો ઉપર દર્શાવેલી બન્ને પરિસ્થિતિ ઉત્પન્ન થાય છે, અને પ્રકાશનું વિકીરણ થાય કે ન થાય તેનો મુખ્ય આધાર જે પદાર્થ ઉપર એ પ્રકાશ પડતો હોય તેની સપાટી અને ઓપ, એના કદ અને રચના ઉપર રહેલો છે. પદાર્થનાં કણ નાનાં હોય તો તેના કદ ઉપર વિકીરણનો આધાર હોય છે; પદાર્થ જો ઘટ્ટ હોય અને મોટા જથામાં હોય તો તેના બંધારણ અને આંતરઘટના ઉપર એનો આધાર રહેલો જોવામાં આવે છે. આ બધું આધુનિક શોધખોળોથી માલૂમ પડયું છે; અને આ સંબધમાં ડૉ. રામને જે શોધ કરી છે તેનાથી એ પ્રખર વિદ્વાન જગતભરમાં પ્રખ્યાત થયા છે.

પ્રકાશકિરણના તરંગો ઘણા જ સૂક્ષ્મ હોય છે, એ તરંગ–લહરીની લંબાઇ સુમારે એક કરોડ–અંશ ( $\frac{૧}{૧૦^{૭}}=\frac{૧}{૧૦૦૦૦૦૦૦}$ ) મિલિમિટર હોય છે આ ઉપરથી સહજ અંદાજ બાંધી શકાય કે જે પદાર્થની સપાટી ઉપરથી પ્રકાશનું નિયમિત પરાવર્તન કરાવવું હોય તે સપાટી પ્રકાશલહરીના સૂક્ષ્મ પરિણામ કરતાં વધારે પ્રમાણમાં ખડબચડી ન હોવી જોઇએ જો તેવી હોય તો પરાવર્તન નિયમિત થઇ પ્રકાશનું વિકીરણ વધારે મહેલાઇથી થઇ જાય. પદાર્થરચના કે બંધારણની જે પ્રચલિત કલ્પના વૈજ્ઞાનિકોએ કરેલી છે તે તપાસતાં પદાર્થનો કોઇ પણ પૃષ્ઠભાગ ( સપાટી–ઉપરિતલ ) સંપૂર્ણપણે સીધો, સરલ કે સાફ–ચકચકિત કે ખાડાખૈયા વિનાનો હોવાનું તો અસંભવિત જ છે, કારણ દરેક પદાર્થ અતિ સૂક્ષ્મ કણોનો બનેલો હોઈ એમાં એક બીજા કણો ( પરમાણુ–અણુ ) વચ્ચે થોડો થોડો પણ ખાલી અવકાશ ( જગા ) રહેવાનો જ નાના નાના ગોળાકાર એક સાથે મૂકીએ તો વચ્ચે વચ્ચે ખાલી જગા જોવામાં આવે છે તેવા પ્રકાર ઉપરની બાબતમાં કંઇક આપણે કલ્પી શકીએ

હવે માત્ર પૃષ્ઠભાગ ઉપરથી થતા પરાવર્તનનો વિચાર ન કરતાં જો પારદર્શક પદાર્થની આરપાર જતાં પ્રકાશકિરણો તરફ આપણે લક્ષ ફેરવીએ, તો આપણને એમ તરત જણાઇ આવશે કે અંદર પ્રવેશતાં એ કિરણોની આડે અસંખ્ય કણો આવે છે અને તેને લીધે તે કિરણોનું વારંવાર પરાવર્તન થઇ આખરે તે વિકીરણના રૂપમાં ફેરવાઈ જાય છે

## આકાશનો ભૂરો રંગ

આવી કલ્પનાનો આધાર લઇ પાણી–એ પદાર્થ સંબંધે વિચાર કરીએ પાણીના કણ સૂક્ષ્મ હોય છે અને પાણી એ પારદર્શક પદાર્થ પણ છે પ્રકાશકિરણને પાણીમાં પ્રવેશતાંની વાર જ, તેની પોતાની મૂળ દિશા—જે દિશામાં તે જતું હતું તે દિશા—બદલવી પડે છે જેમ ભીડમાં દાખલ થતાં મનુષ્યને પાર જવા માટે વારંવાર દિશા બદલી પોતાનો રસ્તો કરી લેવો પડે છે, તે જ પ્રમાણે પ્રકાશકિરણ પરત્વે આપણને અનુભવ થાય છે આમ વારંવાર બદલાતી જતી દિશાને લીધે પાણી પ્રકાશિત થયેલું જણાય છે ક્વિનીન ( મેલેરિયા–તાવમાં વપરાતી દવા )ના દ્રવણ ( Solution ) ઉપર તડકો પડતાં દઈ એની તરફ નજર કરતાં તેમાં ભૂરાશ પડતો રંગ જોવામાં આવે છે બીજી તરફથી જોતાં એનો રંગ પાણીના રંગ જેવો જ દેખાય છે કેરોસીનનો રંગ પણ આ જ પ્રમાણે તડકામાં ભૂરાશ પર દેખાય છે આ બધું આપણે અનુભવથી કહી શકીએ છીએ આકાશનો રંગ પણ ગળીના રંગ જેવો ભૂરો ( નીલ ) દેખાય છે આ વિશે પણ સર્વને માહિતી છે જ આપણે તે હમેશ જોઇએ છીએ આ બાબત શી રીતે સમજાવવી ?

આ વસ્તુસ્થિતિ શી રીતે ઉત્પન્ન થાય છે એની સમજણ પાડવા માટે અનેક પ્રયત્ન થયા છે, અને એને સંબંધે શાસ્ત્રીય સિદ્ધાન્તો પણ રજૂ થયેલા છે પદાર્થોના કણો પર પડતા પ્રકાશકિરણોનું વિકીરણ થવાને લીધે આ પ્રકારના રંગો દેખાય છે તે વાત બ્રિટિશ વૈજ્ઞાનિક લૉર્ડ રૅલેએ સુમારે ગાડ વર્ષ ઉપર સ્પષ્ટ કરી બતાવી છે જો હવામાં ધૂળના રજકણો ન હોત તો વિકીરણના અભાવે આકાશ તદ્દન કાળું જ દેખાત, અને સૂર્ય અતિ તેજસ્વી અને એટલો પ્રચંડ દેખાત કે તેની સામું જોવું પણ આપણે માટે અશક્ય થઇ પડત આપણે 'સૂર્યપ્રકાશ જોઇએ છીએ' એમ કહીએ છીએ, તે સૂર્યપ્રકાશ સાત રંગોનો બનેલો

છે, એ સાતે રંગ ભેગા ભળવાથી શુભ્ર તેજ ઉત્પન્ન થાય છે, જે આપણે તડકારૂપે અનુભવીએ છીએ. પ્રકાશનું માત્ર પરાવર્તન થાય તો તેના રંગમાં ફરક પડતો નથી, એ પણ અનુભવસિદ્ધ વાત છે. વળી આ નિરનિરાળા રંગોમાંનો ઘેરો ભૂરો (નીલ) રંગ દશ ભાગે અને લાલ રંગ દશ ભાગે લઇ બન્નેનું મિશ્રણ કરીએ તો પરાવર્તન પામેલા પ્રકાશમાં તેટલા જ પ્રમાણમાં બન્ને રંગો જોવામાં આવશે. પણ જો એ પ્રકાશ વિકીર્ણ થયેલો હોય તો ઉપર દર્શાવેલા નિયમમાં ફેરફાર કરવાની આવશ્યકતા જણાય છે. વિકીરણ થતાં જુદા જુદા રંગની તેજસ્વિતા (intensity) જુદા જુદા પ્રમાણમાં ઊતરતી જતી જોવામાં આવે છે. આ સંબંધે જે નિયમ પ્રતિપાદન કરેલો છે તે બહુ જ સરલ છે. દરેક કિરણની તેજસ્વિતા અથવા તીવ્રતા તે તે કિરણ-તરંગની લબાઇના ચતુર્ઘાત(fourth power)ના પ્રમાણમાં ઓછી થતી આવે છે. દૃષ્ટાન્ત તરીકે ભૂરા-પ્રકાશકિરણ-તરંગની લબાઇ આશરે ૪૦૦૦ એ. યુ. (ઍંગસ્ટ્રૉમ-યુનિટ-પ્રકાશને અંગે સ્વીકારાએલો અંક = એક ક્રોડચંશ મિલિમિટર) અને લાલ-પ્રકાશકિરણ-તરંગની લબાઇ ૮૦૦૦ એ. યુ. લઈએ તો લાલ-તરંગની લબાઇ ભૂરા-તરંગની લબાઇ કરતાં બેગણી થાય. હવે જો મૂળ પ્રકાશમાં ભૂરો અને લાલ બન્ને રંગ સરખા પ્રમાણમાં હોય તો ઉપર દર્શાવેલા નિયમ અનુસાર વિકીર્ણ પ્રકાશમાં લાલ રંગ કરતાં ભૂરો રંગ સોળગણો જોવામાં આવશે.

### ટિંડૉલ ઇફેક્ટ અને રામન ઇફેક્ટ

અવકાશમાં-હવામાં પથરાયેલાં અસંખ્ય સૂક્ષ્મ રજકણો અથવા તો એવા બીજા કોઇ કણ ઉપર સૂર્યપ્રકાશ પડે છે, ત્યારે તેનું વિકીરણ થાય છે અને લાલ રંગ વધારે પ્રમાણમાં કમી થઇ જાય છે અને સિલ્લકમાં વધારે ભૂરો રંગ રહે છે. આકાશનો રંગ ભૂરો દેખાય છે તેનું પણ આ જ કારણ છે. સમુદ્રનાં પાણી ભૂરાં દેખાય છે તે પણ આજ કારણને લઇને, અને ઉપર દર્શાવેલા નિયમના પ્રમાણમાં જ. આ રીતે થતુ વિકીરણ ટિંડૉલ (Tyndall) નામના વિદ્વાને સપ્રયોગ કરી બતાવ્યું અને સમજાવ્યું. આથી આવા દૃશ્યને ટિંડૉલ ઇફેક્ટ (Effect) કહેવાનો વૈજ્ઞાનિકોએ પ્રચાર પાડયો છે એટલે એ સંજ્ઞાથી એ ઓળખાય છે. આ વિકીરણ સંબંધે બે મુખ્ય બાબતો ધ્યાનમાં રાખવા જેવી છે. પહેલી બાબત એ કે, મૂળ પ્રકાશ જે જે રંગોના મિશ્રણથી બનેલો હોય તેજ સર્વ રંગ વિકીર્ણ પ્રકાશમાં જોવામાં આવે છે, એના સિવાયનો કોઇ પણ બીજો રંગ એમાં જોવામાં આવતો નથી. અને બીજી બાબત એ કે, ભિન્ન ભિન્ન રંગોની તેજસ્વિતા ઉપર કહી ગયેલા રેલે નિયમાનુસાર ઓછી થતી જાય છે; અર્થાત્ મૂળ પ્રકાશ જો સમરંગી એટલે શુભ્ર અથવા ઉજ્જ્વલ પ્રકાશ (સૂર્યતેજ) હોય તો ભૂરા રંગ કરતાં લાલ રંગની વધારે પ્રમાણમાં ઘટ થવાને લીધે વિકીર્ણ પ્રકાશમાં ભૂરો રંગ વિશેષ પ્રમાણમાં જોવામાં આવે છે. મૂળ પ્રકાશ જે રંગોનો બનેલો હોય છે તે રંગોમાં ફેર થતો નથી, ફેર માત્ર પડે છે તે દરેક રંગની તેજસ્વિતામાં. એટલે મૂળ રંગો વિકીર્ણ પ્રકાશમાં મળી આવે છે, તે સિવાયનો બીજો એક નહિ—આ ટિંડૉલ પદ્ધતિએ ઉપજાવેલા વિકીર્ણ પ્રકાશની અથવા વિકીરણની વિશિષ્ટતા છે. ડૉ. રામને કરેલા અપૂર્વ સંશોધનથી ઉપર ઉલ્લેખેલી બાબતો કરતાં કઇક જુદા જ પ્રકાર અને જુદી જ બાબતોનું આપણને ભાન થાય છે, અને જ્ઞાન મળે છે. મૂળ પ્રકાશમાં જેનું અસ્તિત્વ ન હોય-જેનો અભાવ હોય-એવા રંગ વિકીર્ણ પ્રકાશમાં જોવામાં આવે છે અને આ પ્રમાણેનું

વિકીરણ થાય કે નહિ તેનો નિકટ સંબંધ પદાર્થની રચના અને બંધારણ ઉપર હોય છે, એ સપ્રયોગ સિદ્ધ કરી આપવામાં જ અને સમજાવવામાં જ સર રામનની શોધખોળોનું રહસ્ય રહેલું છે. આ વિદ્વાન વૈજ્ઞાનિકની પ્રખર શક્તિ એ દિશામાં જ પોતાનું કાર્ય કરી રહી છે. આ રીતે થતું વિકીરણ–કે જે ટિંડૉલ ઇફેક્ટથી તદ્દન જુદા જ પ્રકારનું છે તેને રામન ઇફેક્ટ, અને એ રીતે ઉદ્દભવેલા નવીન રંગોને રામન–પ્રકાશ એ સંજ્ઞાઓ સર્વ દેશોના શાસ્ત્રીઓએ એને માટે ખાસ યોજી નિશ્ચિત કરી આપણા હિંદી વૈજ્ઞાનિકનું નામ વિજ્ઞાન-શાસ્ત્રના ઇતિહાસમાં અમર કર્યું છે.

**શક્તિનું કણમય સ્વરૂપ (Quantum theory or Quantum nature of Energy.)**

રસાયનશાસ્ત્રના સિદ્ધાન્તો પ્રમાણે તેમજ પ્રયોગોથી સિદ્ધ કરી બતાવ્યા પ્રમાણે દરેક પદાર્થ અમુક ચોક્કસ મૂળતત્ત્વોનો બનેલો હોય છે. અને આ માન્યતા રૂઢ થઈ ગયેલી છે. તેમ જ વળી મૂળતત્ત્વો અણુ અને પરમાણુનાં બનેલાં હોય છે, એ પણ એવી જ રૂઢ થયેલી માન્યતા છે. કોઇ પણ પદાર્થનાં મૂળતત્ત્વોમાં માત્ર પૂર્ણાંક અણુઓ જ હોય એમ આપણે માનવું પડે છે. પરમાણુ ( atoms )ના વધારે નાના ભાગ ન પાડી શકાય એવી માન્યતા વિશેષે કરીને હતી. પણ હવે તો એ પરમાણુમાંથી વિદ્યુત–અણુ ( Electrons ) ઉદ્દભવે છે, એટલે પરમાણુ એ દ્રવ્ય( matter )નો છેલ્લો અવશેષ નથી એમ વૈજ્ઞાનિકોએ સપ્રયોગ અને નિશ્ચિત રીતે સિદ્ધ કરી બતાવ્યું છે. શક્તિની પણ રચના આવા જ પ્રકારની હોઇ શકે, એવી કલ્પના સૌથી પ્રથમ પ્રખ્યાત જર્મન વિજ્ઞાનશાસ્ત્રી પ્રૉફેસર **માક્સ પ્લાંકે** કરી. તે સંબધી સંશોધન કરી એ કલ્પનાને સિદ્ધાન્તરૂપે પ્રતિપાદન કરી, જેને માટે સને **૧૯૧૮** માં પ્રો. પ્લાંકને નોબેલ પારિતોષિક આપવામાં આવ્યું હતું.

પ્રકાશ એ શક્તિનું એક સ્વરૂપ છે; જ્યારે એ ચોતરફ ફેલાય છે, જ્યારે તે આમતેમ જાય છે, અથવા તો એકાદ પદાર્થ પર પડે છે, ત્યારે એક નાની નળીમાંથી પાણીની ધારા જેમ એકસરખી અને ત્રુટિ પડયા વિના સતત પડ્યા કરે છે, તેમ પ્રકાશશક્તિનો પ્રવાહ સતત ચાલ્યા કરતો નથી, પણ પાણીના નળની ચકલી પૂરી બંધ કરી ન હોય અને જેમ પાણી ટપક ટપક થાય, તેમ શક્તિનો પ્રવાહ તૂટક તૂટક અને થોડા થોડા જથ્થામાં પડે છે. આ પ્રૉ. પ્લાંકની નવીન કલ્પનાનું વિશિષ્ટ અને મુખ્ય સ્વરૂપ છે. શક્તિનો દરેક અલ્પાંશ જાણે શક્તિનું પરમાણુ અથવા તો કણુ હોય એવી રીતે વર્તે છે. આ શક્તિ–અથવા પ્રકાશ–કણ કરતાં નાના જથ્થામાં શક્તિના ભાગ કરવાનું અશક્ય છે. શક્તિ સારા પ્રમાણમાં ભેગી કરીએ એનો અર્થ એમ સમજવાનો કે શક્તિનાં એક જ જાતનાં અથવા તો જુદા જુદા પ્રકારનાં શક્તિનાં પરમાણુ એમાં એકત્રિત કરેલાં હોવાં જોઇએ. આવા શક્તિ પરમાણુને **શક્તિપુંજ** ( Quantum ) કહીશું. આવા પુંજને પ્રૉ. પ્લાંક ક્વૉન્ટમ ઑફ્ એનર્જી ( Quantum of Energy ) કહે છે. આ 'શક્તિપુંજ' ભિન્ન ભિન્ન પ્રકારના હોય છે.

પ્રકાશની અંદર રહેલો 'શક્તિપુંજ' પ્રકાશતરંગની આવૃત્તિ સંખ્યા ( frequency )ના પ્રમાણમાં હોય છે. લાલ તરંગની આવૃત્તિસંખ્યા નાની હોય છે એટલે એમાં રહેલો 'શક્તિપુંજ' પણ ઓછો એટલે થોડા પ્રમાણમાં હોવો જોઇએ; ત્યારે જાંબુડા રંગની તરંગની

આવૃત્તિસંખ્યા મોટી હોય છે એટલે 'શક્તિપુંજ' પણ તેટલો જ વધારે અને મોટા પ્રમાણમાં હોય છે. વળી 'ક્ષ'-કિરણના (X—Rays) અથવા રૅન્ટ્ઝન કિરણોના તરંગની આવૃત્તિસંખ્યા અતિશય મોટી હોય છે, એટલે તેનો 'શક્તિપુંજ' પણ વિશેષ પ્રમાણમાં મોટો હોવો જોઇએ.

**'શક્તિપુંજ'ના પદાર્થનાં તત્ત્વો સાથેના આઘાત (-નું સંઘટ્ટન)**

કોઈ પણ પદાર્થ ઉપર પ્રકાશ પાડવો એટલે નાના મોટા શક્તિપુંજનું એના ઉપર ફેંકાવું-શક્તિપુંજનો પદાર્થ ઉપર થતો ઘસારો. આ ઘસારાનું પરિણામ તપાસીએ. લખોટીની રમત રમતાં એક લખોટીને-એના ઉપર ફેંકાયેલી બીજી લખોટીનો ધક્કો લાગતાં પહેલી લખોટીનું પરાવર્તન થાય છે અને બીજી લખોટી જેને ધક્કો લાગે છે તે જુદી જ દિશામાં હઠી જાય છે, એ આપણે અનુભવથી જાણીએ છીએ. આમાં પહેલી લખોટીમાં સર્વ શક્તિ એકઠી થયેલી હોય છે, બીજી લખોટી શરૂઆતમાં સ્થિર હતી. પણ એના ઉપર પહેલી લખોટી વડે આઘાત થતાં, અને એને ધક્કો લાગતાંની સાથે જ પહેલી લખોટીમાં રહેલી શક્તિના ભાગલા પડી જાય છે: એક ભાગની શક્તિથી એક (પહેલી) લખોટીનું પરાવર્તન થાય છે, અને આગળ ચાલી જાય છે, જ્યારે બીજી લખોટીમાં ગતિ ઉત્પન્ન થઇ તેની પીછેહઠ થાય છે. પદાર્થ ઉપર પ્રકાશ પડતાં આવો જ કઇક પ્રકાર જોવામાં આવે છે. મૂળ પ્રકાશના એક ભાગનું પરાવર્તન અથવા વિકીરણ થાય છે, બાકીના ભાગનું પદાર્થમાં શોષણ થાય છે એટલે શક્તિનો બાકીનો ભાગ એમાં સમાઇ જાય છે; અને એને લીધે એની ગતિ વધે છે. વિકીર્ણ પ્રકાશમાં, મૂળ પ્રકાશમાં રહેલી શક્તિ પ્રમાણમાં ઓછી થયેલી જોવામાં આવે છે એ અનુભવ-સિદ્ધ વાત છે. વળી જેટલે અંશે એ શક્તિ ઓછી થઈ, તેટલે અંશે એ શક્તિ-જે પદાર્થ ઉપર પ્રકાશ પાડવામાં આવ્યો હોય-તેમાં જ અંતર્ધાન થવી જોઇએ, એ ઉઘાડી વાત છે. આ અંશ એટલો તો સૂક્ષ્મ હોય છે કે એનાથી ઉદ્દ્ભવતી પદાર્થની ગતિને લીધે થતી પદાર્થના અણુઓની પીછેહઠ માપવી અશક્ય થઇ પડે છે.

**કૉમ્પ્ટન ઇફેક્ટ**

આ પ્રમાણે આપણે સમજૂતી તો આપી, અને એને માટે નિયમ પણ પ્રતિપાદન કર્યો; પણ પ્રયોગથી આ બાબત સિદ્ધ કરી બતાવવામાં આવે એ આ વિચારણાની શાસ્ત્રીય પ્રગતિ માટે અવશ્યનું છે. આ પ્રયોગો અમેરિકાના વૈજ્ઞાનિક પ્રૉ૦ કૉમ્પ્ટને કર્યા, અને તેમાં જે સફળતા એને મળી તેથી એ પ્રખ્યાત થયા—જે પ્રખ્યાતિને અનુરૂપ એમના આ યશસ્વી કાર્યના બદલારૂપે સને ૧૯૨૭નું અર્ધું નોબેલ પારિતોષિક એમને આપવામાં આવ્યું. ચક્ષુર્ગ્રાહ્ય (visible)-આંખે દેખી શકાય એવા-પ્રકાશતરંગો કરતાં 'ક્ષ'-પ્રકાશ તરંગોની આવૃત્તિ-સંખ્યા અતિશય મોટી હોવાને લીધે તે પ્રકાશમાં રહેલો શક્તિપુંજ પણ ઘણો જ મોટા પ્રમાણમાં અને પ્રબળ (જોસવાળો) હોવો જોઇએ, એ આપણે ઉપર જોઇ ગયા છીએ. પ્રૉ૦ કૉમ્પ્ટને પોતાના વિષય પરત્વેના પ્રયોગો માટે ક્ષ-કિરણોનો ઉપયોગ કર્યો, અને એના વડે પદાર્થના અણુ પરમાણુ સાથે થતો શક્તિનો પ્રચંડ આઘાત તે કરી શક્યો. આ પ્રયોગોથી એમ જણાઇ આવ્યું, કે મૂળ પ્રકાશમાં રહેલી શક્તિ કરતાં વિકીર્ણ પ્રકાશમાં કાંઇક અંશે ઓછી શક્તિ રહી હતી. એટલું જ નહિ પણ પદાર્થમાં મૂળ શક્તિનો બાકીનો લુપ્ત થયેલો અંશ પદાર્થના ઋણ વિદ્યુત્ કણો (Electrons)ને જોસભેર ગતિ આપી તેમની પીછે-

હઠ ( recoil ) કરવાના કારણભૂત થયેલો માલૂમ પડ્યો. પ્રો કૉમ્પ્ટને કરેલા સંશોધનનું ખરૂ મહત્ત્વ યથાર્થ રીતે આ પીછેહઠ ( recoil ) બતાવવાની બાબતમાં જ રહેલું છે વિકીર્ણ પ્રકાશની શક્તિ ઓછી થઇ એટલે એમાં રહેલો શક્તિપુંજ પણ મૂળ જેટલો પ્રબળ અને મોટા પ્રમાણમાં ન રહેતાં એક પાયરી ઊતરેલા પ્રમાણમાં જણાયો. તાત્પર્ય એ થયું કે, વિકીર્ણ પ્રકાશતરંગોની આવૃત્તિસંખ્યા ઓછી થઇ અને એ સાથે એની લંબાઇ વધી.

ત્રણ વિદ્યુત્કણો ઉપર 'ક્ષ'–કિરણો પડવાથી કણોની પીછેહઠ થઇ વિકીરણ પામેલા તરંગોની લંબાઇ વધી, એ શોધ આજથી પાંચ કે છ વર્ષ પહેલાં જ થઇ છે. પણ તે પછી ચક્ષુર્ગ્રાહ્ય પ્રકાશ ઉપર આવા પ્રયોગો કરી જોયા નહોતા. સર રામને આ સંબંધે પ્રયોગો કરવાની શરૂઆત કરી, અને તેમાં તેઓ પૂર્ણ સફળતા મેળવી યશસ્વી નીવડ્યા.–તેમના આ સંબંધી સર્વ પ્રયોગો તદ્દન સ્વતંત્રપણે કરાયેલા હતા, અને એમાં એમને જે સફળતા મળી અને નવીન સત્યો શાસ્ત્રીય રીતે સિદ્ધ કરી બતાવ્યાં તે બદલ તેમને સ્વીડિશ એકેડેમિએ નોબેલ પારિતોષિક ઇનાયત કર્યું.

આ લેખના અગ્રભાગમાં પ્રથમતઃ વર્ણવેલી ટિંડૉલ ઇફેક્ટ અને તે પછી વિચારેલી કૉમ્પ્ટન ઇફેક્ટ તેમ જ રામન્ ઇફેક્ટ જે વિશેનું સ્પષ્ટીકરણ તથા નિરૂપણ હવે આવશે, એ ત્રણે વચ્ચે ગોટાળો ન થવા પામે એટલા જ કારણથી આટલો વિષયાન્તર કરી ઉપર એનું લખાણ માત્ર પ્રસ્તાવનારૂપે આપવાની આવશ્યકતા જણાઈ છે.

### રામન્ પ્રકાશની ઉત્પત્તિ અને રામન્ ઇફેક્ટ

જુદા જુદા પ્રકારના પ્રવાહી પદાર્થો ઉપર ચક્ષુર્ગ્રાહ્ય પ્રકાશ પડતાં તેનું વિકીરણ થાય છે, અને એમાંથી તદ્દન જુદા જ પ્રમાણવાળી પ્રકાશલહરી ( તરંગ ) ઉત્પન્ન થતી જોવામાં આવે છે એ વાત પ્રો. રામનને ગયાં આઠ દશ વર્ષ થયાં જ બરાબર સમજાઇ હતી. પરંતુ એનું યોગ્ય કારણ તે પછી ઘણા વખત સુધી એમને ચોક્કસપણે જડયું નહોતું. આશરે ત્રણ વર્ષ પૂર્વે એમણે શુદ્ધ એકરંગી પ્રકાશ વડે કાચના કુપ્પા (ગોળ શીશી)માં ભરેલા એક પ્રવાહી પદાર્થ પર વિકીરણના પ્રયોગ કરી જોયા. એમાંથી એમને એમ સમજાયું કે વિકીર્ણ પ્રકાશમાં મૂળનો રંગ તો દેખાય છે, પણ તે ઉપરાંત અમુક ચોક્કસ બીજો રંગ પણ સાથે સાથે દેખાય છે. વળી એક બીજી બાબત સ્પષ્ટ રીતે જોવામાં આવી તે એ કે, દરેક પદાર્થથી મળતા વિકીર્ણ પ્રકાશને આ પ્રમાણે તપાસતાં તેના તરંગ અને મૂળ શુદ્ધ રંગના તરંગ વચ્ચે જે અંતર જોવામાં આવે છે તેનો આધાર પદાર્થના ગુણધર્મ ઉપર રહેલો છે. પ્રકાશ પદાર્થ ઉપર પડતાં વારૂ જ એ પદાર્થના જુદા જુદા ભાગોની મધ્યમાં જ કાંઇક વિશિષ્ટ પ્રકારના કમ્પ અથવા આંદોલનો થતાં હોવાં જોઈએ, અને વિકીર્ણ પ્રકાશમાં દૃષ્ટિગોચર થતો નવીન રંગ તે આ આન્દોલનોની પ્રતિમારૂપે હોવો જોઇએ, એવી પ્રો. રામને કલ્પના કરી. પ્રયોગોને અંતે એમનો આ તર્ક યથાર્થ હતો એવું ચોક્કસ રીતે એ સિદ્ધ કરી શક્યા.

રક્તવર્ણાતીત પટ ( Infra red spectrum )માં રહેલા અદૃશ્ય પ્રકાશમાંથી મોટી લંબાઇવાળા તરંગોનું શોષણ પ્રવાહી પદાર્થોમાં થાય છે એ અનુભવસિદ્ધ બાબત છે, અને એ વિષયમાં અનેક વૈજ્ઞાનિકોએ પૂરી જ માહિતી એકઠી કરી રાખેલી છે. પરંતુ આ લાંબા

તરંગો અને પદાર્થોની આંતર સ્થિતિ વચ્ચે શો સંબંધ છે તેનો ભેદ પ્રો. રામને શોધ કરી ત્યાં સુધી કોઇ પામી શક્યું નહોતું; એટલે કે આ દશ્યનો કાર્ય–કારણ સંબંધ કોઈ સમજાવી શક્યું નહોતું. પ્રો. રામનની શોધખોળથી આ વિષય ઉપર પુષ્કળ પ્રકાશ પડયો છે. એમણે કરેલું કાર્ય વૈજ્ઞાનિકોની જાણમાં આવ્યું તેની સાથે જ અસંખ્ય પદાર્થો પર જુદા જુદા ભૌતિક શાસ્ત્રના અભ્યાસીઓએ તેમ જ તેમાં પારગત થએલા એવા વિદ્વાનોએ પ્રયોગો કરવા માંડયા, અને રામન–પ્રકાશમાં દેખાઇ આવતા નવીન રંગ તેમ જ રક્ત વર્ણાતીત ( infra-red ) અદશ્ય પ્રકાશમાંથી શોષણ થએલા તરંગો એ બે વચ્ચેનો સંબધ સુંદર અને સરલ રીતે સિદ્ધ કરી બતાવ્યો.

ભિન્ન ભિન્ન પરમાણુના અણુ બને છે, ત્યારે અમુક ચોક્કસ જોડકાંમાં અમુક ચોક્કસ રીતે એ પરમાણુ જોડાએલાં હોય છે; અને આવાં જોડકાંના અનેક પ્રકાર હોય છે.

પરંતુ એમાનાં કેટલાંક જોડકાં–દષ્ટાંત તરીકે 'કાર્બન–કાર્બન', 'કાર્બન–હાઇડ્રોજન' 'કાર્બન–ઑક્સિજન' વગેરે આપણે સારી રીતે જાણીએ છીએ. એ જોડકાંઓમાં રહેલું અણુ અથવા પરમાણુનું એક બીજા માટેનું આકર્ષણ, તેમનાં સ્વાભાવિક આન્દોલનો, તેમજ એક બીજાના સંબંધને લીધે ઉત્પન્ન થતાં પરિણામો ઇત્યાદિ અનેક બાબતોનું સૂક્ષ્મપણે નિરૂપણ કરી લેવા માટે રામન–પ્રકાશ એ એક ઉત્તમ સાધન થઇ પડયું છે. હીરો અને ગ્રાફાઇટ બન્નેનું મૌલિક તત્ત્વ કાર્બન છે, અને બન્ને આ મૂળ દ્રવ્યનાં બે નિરનિરાળાં રૂપ છે. હીરો અતિશય કઠણ હોય છે, જ્યારે ગ્રાફાઇટ ઘણો જ પોચો અને ઘસાઇ જાય એવો પદાર્થ છે. એ બન્નેનાં અણુમાં કાર્બનનાં પરમાણુ એકબીજા સાથે કેવી રીતે જોડાએલાં છે તે રામન-પ્રકાશથી તપાસતાં સરલતાથી સ્પષ્ટ સમજાય છે. પ્રો૦ રામનની શોધખોળોથી રસાયનશાસ્ત્રના અભ્યાસીઓને તેમજ ભૌતિક શાસ્ત્રના અભ્યાસીઓને ઘણું શીખવાનું પ્રાપ્ત થયું છે. તેમજ પદાર્થરચનાનાં ગૂઢ તત્ત્વો સમજવાનો લાભ મળ્યો છે, અને હજી અધિકતર મળશે. આ પ્રમાણે વિજ્ઞાનશાસ્ત્રનું ક્ષેત્ર સામાન્ય રીતે વિશાળ બન્યું છે અને હજી પણ વધારે વિશાળ થશે.

આજે પણ સર્વ સંસ્કૃતિવાળા દેશોમાં એક પણ પ્રયોગશાળા એવી નથી કે જ્યાં રામન–પ્રકાશ સંબંધી શોધખોળો આગળ વધવાનું કાર્ય ચાલતું નહિ હોય. શાસ્ત્રજ્ઞોને આ એક અત્યંત ઉપયોગી સાધન આજ સાંપડયું છે, અને એની યોગ્યતા અંકાઇ ચૂકી છે–આ વાતનો વિરોધ કોણ કરશે?

'પરિમલ'
ગુજરાત કૉલેજ પાછળ
અમદાવાદ તા. ૨૮–૨–૩૧

વી. શી. દી.

# અખિલ એશિયા મહિલા પરિષદ

એશિયા ખંડનું સંઘટન તેની ભગિની દ્વારા કરી તેની ઉન્નતિનો માર્ગ કાઢવાની કલ્પના શ્રીમતી કઝીન્સ નામની હિંદભૂમિની હિતેચ્છુ બહેનના મનમાં પ્રથમ આવી એ શોચનીય છે કે ૭ હજાર માઇલ પર રહેના લોકોની આપણને માહિતી હોય છે અને આપણા પાડોશીઓ, જેમની સંસ્કૃતિના મૂળતત્ત્વો આપણાથી જુદાં નથી, તેમના વિષે કાંઇ પણ જાણવાનો આપણે પ્રયત્ન જ ન કરીએ સીલોન, જાવા, બ્રહ્મદેશ, જાપાન અને ચીન એ પૂર્વના દેશો હિંદુસ્તાનને પોતાના ધર્મસંસ્થાપકની જન્મભૂમિ તરીકે પૂજ્ય ગણે છે પશ્ચિમ તરફના અફઘાનીસ્તાન, અરબસ્તાન, ઇરાન અને તુર્કસ્તાન વગેરે ઇસ્લામી ધર્મવાળા દેશોને હિંદ સાથે ઘણા સૈકાની ઓળખાણ છે તેથી એશિયાનું સંઘટન ધર્મની મદદથી જ થશે એ ભવિષ્ય ખોટું લાગતું નથી

લાહોરમાં તા ૧૯ થી ૨૫ સુધી આ પરિષદ મળેલી તેમાં જાપાન, બ્રહ્મદેશ, સિલોન, અફઘાનીસ્તાન અને ઇરાન એટલા દેશોની પ્રતિનિધિ સ્ત્રીઓએ ભાગ લીધેલો જાપાનથી બે બહેનો રાષ્ટ્રીય પક્ષ તરફથી આવેલી, પણ આ પરિષદને યુરોપિયન લોકોએ મદદ કરેલી અને તેમના રાષ્ટ્રીય પક્ષનું બીરદ વાક્ય જાત મહેનત ( self help ) હોવાથી તેમણે આ પરિષદમાં ભાગ લીધો ન હતો આવી જાતની આ પહેલી જ પરિષદ હોવાથી અમેરિકા, ન્યુઝીલેન્ડથી ખાસ પ્રેક્ષક સ્ત્રીઓ આવેલી

જુદા જુદા પોશાક, જુદી જુદી જાતની કેશરચના, જુદી જુદી જાતની મુખાકૃતિઓ જોઇ આ સંમેલન અપૂર્વ લાગતું હતું સમેલન ખુલ્લું મૂકવાના પ્રસંગે ઓછામાં ઓછાં બારસો માણસો હાજર થયા હતા સર્વ પ્રતિનિધિઓએ શ્રીમતી સરોજિની નાયડુને એકમતથી અધ્યક્ષ ચૂંટેલા આ ચૂંટણી, ખાસ, અરબસ્તાનમાં ગયે વર્ષે જે સ્ત્રી રાષ્ટ્રીય સભા ભરેલી તેના પ્રમુખ મેડમ નૂર હમદની સૂચનાથી થયેલી સરોજિની નાયડુની પ્રતિભા માટે તેમના પૂર્વના ઉજ્જ્વલ સદ્‌ગુણો માટે અને સ્વદેશોન્નતિ માટેના એમના અપૂર્વ સ્વાર્થત્યાગ માટે આખા એશિયાના હૃદયમાં કેટલો આદર છે તે આ ઉપરથી દેખાય છે

વેદમંત્રના ગાનથી પરિષદનો આરંભ થયો. પછી બુદ્ધ અને ઇસ્લામના શુભાશિષ પરિષદના યશ માટે પ્રતિનિધિઓએ સ્વભાષામાં આપ્યા સ્વાગત સમિતિના પ્રમુખનું ભાષણ કપૂરથલાના સુંદર રાજકુમારીએ વાંચ્યું તે દિવસ માટે ઉપપ્રમુખ સિલોનના પ્રતિનિધિ લેડી બદરા નાયક હતા આ જ પ્રમાણે પ્રત્યેક દેશે જુદા જુદા દેશની પ્રતિનિધિ બહેનોને પરિષદનું ઉપપ્રમુખ પદ આપવામાં આવતું મંત્રીએ રાણી રાજવાડે હાજરી આપી નહિ શક્યા હોવાથી તેમની શુભેચ્છા વાંચી સંભળાવી ડૉ. મુથુલક્ષ્મી રેડ્ડીએ સૌથી પ્રથમ સ્વભાષામાં અને પછી અંગ્રેજીમાં આભાર માન્યો ટાગોરનું રાષ્ટ્રગીત ગાયા પછી પ્રારંભનું કામ પૂરૂં થયું

બીજા દિવસથી પરિષદના ખરા કામની શરૂઆત થઇ તા ૨૦ થી ૨૩ સુધી દરેક બેઠકમાં કાર્યક્રમની એકેક વિગત લઇ તે. તે વિષયની બહુ જ આકર્ષક રીતે ચર્ચા થઇ

હિન્દુસ્તાન માટે અત્યંત લાગણીથી અને તેજસ્વી રીતે હમેશ બોલનાર ડૉ. મુથુલક્ષ્મી રેડ્ડી માટે સહુને બહુ જ અભિમાન લાગતું હતું. તેમણે હિન્દુ સ્ત્રીઓના હક માટે ધારાસભામાં જઇ એટલું બધું કામ કર્યું છે કે તેમના કામની તુલના કરી શકાય નહિ.

એકંદર ચર્ચા પરથી એવો નિષ્કર્ષ નીકળ્યો કે બાળકોના શિક્ષણ તરફ જાપાન સિવાય કોઇ પણ દેશમાં બરાબર ધ્યાન અપાયેલું નથી. લોકોની તંદુરસ્તી બહુ જ ખરાબ છે, અને હિન્દુસ્તાનમાં સરેરાશ ૫૬૦૦ લોકે એક દવાખાનું આવે છે. પ્રાચીન હિતકર સંસ્કૃતિ બ્રિટિશ રાજ્ય પછી નષ્ટ થઇ છે અને લોકો અજ્ઞાન રહ્યાં છે. હિન્દુસ્તાનમાં તો ફક્ત કુલ ઉત્પન્નનો એક ટકો ખર્ચ શિક્ષણ માટે થાય છે. બર્મામાં બ્રિટિશ રાજ્ય પહેલાં અફીણનો પ્રતિબંધ હતો, હમણાં તે કાઢી નાખ્યો છે. હિન્દુસ્તાનમાં આખા જગતને દવા માટે જોઇએ તે કરતાં પાંચગણું વધારે અફીણ પાકે છે, તેમાંથી અરધોઅરધ આ દેશમાં જ ખપે છે. સરકાર મદ્યનો પણ પ્રતિબંધ કરતી નથી અને લોકોની નૈતિક અને શારીરિક અધોગતિમાંથી તે પૈસો પેદા કરે છે. સ્ત્રીઓ અને છોકરાં વેચવાનો વેપાર ખુલ્લી રીતે ચાલે છે, તે અટકાવવાનો પ્રયત્ન સ્ત્રીઓએ જ કરવો જોઇએ. તે માટે સ્ત્રી–પોલીસ અને સ્ત્રી–ન્યાયાધીશો હોવા જોઇએ. ખાંજરા જેવી નીતિ વિરુદ્ધની સંસ્થાઓ બંધ કરવી જોઇએ. પશ્ચિમના દેશોમાં છે તેવા મજૂરો અને છોકરાઓ માટે કાયદા કરી મજૂર સ્ત્રીઓ અને બાળકોની દુર્દશા અટકાવવી જોઇએ. ધર્મસહિષ્ણુતા અને વિશ્વબંધુત્વ કેળવવા માટે નાનપણથી જ ઘરમાં અને નિશાળમાં બાળકોને સર્વ ધર્મોના મહાન પુરુષો તરફ આદર થાય તેવું ધર્મશિક્ષણ આપવું જોઇએ. આર્થિક સ્વાતંત્ર્ય માટે સ્ત્રીઓને વારસો મળવો જોઇએ. બહુ પત્ની કરવાનો ચાલ સદંતર બંધ થવો જોઇએ.

તા. ૨૪ મીએ આ પ્રમાણે ચર્ચાઓ થઈ હતી તેને અનુલક્ષીને પરિષદે ઠરાવો કર્યા હતા તે ઘણા જ મનનીય છે.

તે પૂરું થયા પછી પરસ્પર આભાર માની પરિષદનું કામ પૂર્ણ થયું હતું ગામડાંની સ્ત્રીઓએ બનાવેલી ખાદીની ચરખાનાં ભરેલાં રંગીન ચિત્રોવાળી પૈસા રાખવાની નાની થેલીઓ પ્રતિનિધિઓને સ્મારક તરીકે ભેટ આપવામાં આવી હતી.

તા. ૨૫ મી લાહોરનાં ઐતિહાસિક સ્થળો જોવા માટે રાખેલી. આ આપણા ભાઇઓ રાષ્ટ્રસંઘ સ્થાપી જગતમાં શાન્તિ સ્થાપવા અને સમૃદ્ધિ વધારવા માટે પરિષદો મેળવે છે, પણ દરેક દેશ પોતાના સૈન્યમાં વધારો કરતો જાય છે. મનુષ્યસંહાર કરવાનાં સાધનની શાસ્ત્રીય શોધોને ઉત્તેજન આપે છે અને એવી રીતે વાણીથી ઊલટી જ ક્રિયા કરે છે. માટે હવે જગતમાં શાન્તિનું વાતાવરણ ફેલાવવાને સ્ત્રીઓએ પ્રયત્ન કરવો જોઇએ. તેમને યશ પણ મળશે.

આ ઢબથી અખિલ એશિયા મહિલા પરિષદનો ઉપક્રમ થયો હતો અને તે સ્તુત્ય છે; એટલું જ નહિ પણ તેમાંથી જ જગતના ભાવી ઐક્યનું ઉજ્જ્વલ સ્વરૂપ આશાવાદી લોકોને દેખાયા વિના રહેશે નહિ.

વડોદરા

# ભયંકર બહિષ્કાર

## ૧

શાહમૃગને માટે એવું કહેવાય છે કે જ્યારે તેનો શિકાર કરવા માટે કોઇ માણસ કે પ્રાણી તેની પાછળ પડે છે ત્યારે તે દોડતાં થાકી ગયા પછી રેતીની અંદર પોતાનું માથું સંતાડી દે છે; અને તેમ કરવાનું કારણ એવું મનાય છે કે પોતે દુશ્મનને જોઈ ન શકે એટલે દુશ્મન તેને નહિ જોઇ શકે એમ માને છે આવાં બેવકૂફ શાહમૃગ સાથે કોઈ માણસને ચર્ચા થઇ હોય એવું આપણા જાણવામાં આવ્યું નથી, પણ મનુષ્યજાતિની મૂર્ખાઇ જોયા પછી આવું અનુમાન કોઇએ કર્યું હોય તો તેમાં નવાઇ પામવા જેવું નથી.

માણસની એ વિશિષ્ટતા ગણાય છે કે તેનામાં બુદ્ધિ છે અને તેથી તે સારાં નરસાંનો વિવેક કરીને પોતાનું વર્તન કરે છે. પોતાથી વધારે બળવાન દુશ્મન તેની પાછળ પડે ત્યારે માણસ પણ નાસે છે અને ઘણીયે વાર પોતાનું માથું રેતીની અંદર સંતાડી દઇને એમ માને છે, કે એ દુશ્મન કે 'બલા' છે જ નહિ. ઉકેલી ન શકાય એવા પ્રશ્નો તેની સામે આવીને ખડા થાય છે ત્યારે તેનું મિથ્યા રક્ષણ કરવાનો પ્રયત્ન કરે છે, અને માને છે કે એવો પ્રશ્ન છે જ નહિ.

હિંદુ સમાજ અને હિંદી સમાજ જાણે છે કે કોઇ પણ કોમને અસ્પૃશ્ય ગણવી એ ધર્મની, ન્યાયની, રાજકીય વગેરે અનેક દૃષ્ટિથી ખરાબ છે. સનાતની હિંદુઓનો અપવાદ કરવો પડે છે, તે સિવાયનો આખો હિંદ દેશ માને છે કે અંત્યજ કહેવાતી કોમને જે અન્યાય થઇ ગયો છે તે હિંદુઓને મોટું કલંક છે. મિસ મેયો જેવી બાઇ તેની વાત કરે છે ત્યારે આપણે શરમાઇએ છીએ, એટલું જ નહિ પણ તેના કહેવા સિવાય પણ શરમાઇએ છીએ તે છતાં અન્યાય દૂર કરવા માટે આપણે કમર કસીને લડતા નથી રાજકીય અને સામાજિક પ્રશ્નોને સેળભેળ નહિ કરવાની સલાહ આપનાર લોકમાન્ય ટિળક પણ કાંઇક અંશે પીગળ્યા હતા. સનાતની મદનમોહન માલવિયા પણ પીગળ્યા હોય એવા ફતવા કાઢે છે, પણ જે વર્ગના એ બન્ને પ્રતિનિધિ છે કે હતા ( સામાજિક માન્યતામાં ) તેમના પર બહુ અસર થઇ નથી.

અને આપણા અસહકારીઓ પણ ઢીલા છે. ૧૯૧૯–૨૦ નાં વર્ષોમાં ગાંધીજીએ અસ્પૃશ્યતાનિવારણને અગ્રસ્થાન આપ્યું હતું; આજે તેમ નથી. જરા મોટા થાઓ ત્યારપછી તમારો પ્રશ્ન પણ હાથમાં લઇશું એ પ્રકારનું આશ્વાસન તેમને મળે છે. સરકારની સાથે લડી લઇશું ત્યારપછી બધાં સારાં વાનાં થશે આવી જ રીતે દેશી રાજ્યોની પ્રજાને પણ થાબડીને શાંત રાખવાનો ફોગટ પ્રયત્ન થાય છે પણ અસ્પૃશ્યતા તેમજ રાજાઓ જેમને નડતા હોય, જેમનો પ્રાણ કંઠે આવ્યો હોય તે બચવાને માટે જરૂર ફાંફાં મારે. મહાસભા મદદ કરે કે ન કરે, પણ તેમનાથી શાંત શી રીતે રહેવાય ? અને તેઓ પોતાના પ્રયાસ જોઇએ તેટલા સફળ ન થાય, ( તેની પાછળ સમસ્ત દેશનું બળ ન હોવાને લીધે ) તો મહાસભાને દોષ દે એ સ્વાભાવિક છે.

હિંદુ સમાજનો જે પ્રગતિવાન વર્ગ છે તે અસ્પૃશ્યતાના અન્યાયથી અકળાઇ રહ્યો છે, પણ એ અન્યાય તેને ખૂંચે છે, અસહ્ય લાગે છે એમ શી રીતે કહી શકાય? જો કાંટો ખૂંચતો હોય તો તે ખેંચી કાઢયા વિના એક ડગલુ ભરાય નહિ, જો અસહ્ય હોય તો સહન ન જ કરે. આપણે અસ્પૃશ્યતાને શરમ માનતા હોઇએ તો ભલે, કલંકરૂપ માનતા હોઇએ તો ભલે, પણ તેને જડમૂળથી ઉખેડી નાખવા માટે શુ કરીએ છીએ એ પ્રશ્ન દરેક સવિનયભંગી પોતપોતાને પૂછે. અસહકારના યુગમાં કાર્યકર્તાઓ અસહકારીઓ કહેવાતા હતા, જો કે માંહોમાંહ્ય તો સહકારી હશે જ અને અસહકાર તો માત્ર સરકારની સાથે હતો. તે પ્રમાણે આ કાયદાના સવિનય ભંગના યુગમાં બધા કાર્યકર્તાઓ, સૈનિકો તથા સેવિકાઓ માટે સવિનયભંગી શબ્દ સારો છે. તેને લીધે કાંઇ નહિ તો નામની અંદર આપણે ભંગીઓની સાથે એક થઇએ છીએ.

છેલ્લાં દશ વર્ષની અંદર અત્યજ કે બહિષ્કૃત, કે આદિદ્રવિડ, કે પંચમ કહેવાતી કોમોએ પોતાના હક્કો મેળવવા માટે ખૂબ પ્રયાસો કર્યા છે, પણ સવિનયભંગીઓને જોઇએ તેવો સાથ મળ્યો નથી. સરકારની સામે ભારે યુદ્ધ જાગ્યુ ત્યારે સરકારે આ વર્ગને પોતાના પક્ષમાં લેવાનાં ઘણાં ફાંફાં માર્યા, એ વર્ગે પણ પોતાને સમાન નાગરિક હક્કો મળે અને ઊંચાનીચાના ભેદો નીકળી જાય તેટલા માટે ચળવળ ઉપાડી, અને સવિનયભંગીઓએ પણ તેમને સરકારની સોડમાં ન જતાં પોતાની સાથે રાખવા માટે ઉત્સુકતા બતાવી. ગામેગામ અને મહોલ્લે મહોલ્લે સભાઓ થતી અને સૈનિકો માટે માગણી કરવામાં આવતી, તેમજ વિદેશી કપડાનો બહિષ્કાર અને મદ્યનિષેધનો ઉપદેશ આપવામાં આવતો હતો ત્યારે એક ગામમાં અત્યજવાડામા બનેલો પ્રસંગ નોંધવા જેવો છે: સભાસ્થાન પર લોકો નહિ આવતાં દૂર બેસી રહ્યા અને કહ્યુ કે, આજે તમને ગરજ છે તેથી તમે પહેલી જ વાર દર્શન દીધાં છે. કાર્યકર્તાઓએ ખુશામત કરીને તેમને ઠંડા પાડ્યા. સભાની અંદર એક ભાઇએ બોલવાની શરૂઆત કરતાં કહ્યું કે (૧) અમારી અસ્પૃશ્યતા જે થોડેક અંશે દૂર થઈ છે, આગગાડીમાં બેસી શકીએ છીએ અને રસ્તામાં ચાલતી વખત સંભાળજો સંભાળજોની બૂમો પાડવી પડતી નથી તે "ઢેડ મારે ધક્કે"ની સ્થિતિ અંગ્રેજ રાજ્યને લીધે છે, (૨) બીજું, અમને જે કેળવણી મળી છે તેની શરૂઆત ખ્રિસ્તી મિશનરીઓએ કરી છે, અને (૩) કૉન્ગ્રેસનો પક્ષ અમારા તરફ ગમે તેટલી સહાનુભૂતિ ધરાવતો હશે પણ તે સનાતનીઓના હાથમાં રમે છે, અને તેટલા જ કારણ માટે અમને સાર્વજનિક તળાવ, કૂવા, વાવ, ધર્મશાળા, શાળાઓ (પ્રાથમિક, માધ્યમિક તેમજ ટ્રેનિંગ), લાયબ્રેરીઓ, દવાખાનાં વગેરેનો લાભ મળતો નથી. પોતાના અંતરાત્માને જરા સંતોષવા ખાતર થોડી શાળાઓ અને વસતિગૃહો કાઢયાં છે, પણ તેની અસર હિંદુ સમાજ પર થતી નથી. જ્યારે મંદિરો (સાર્વજનિક)માં પ્રવેશ કરવાની લડત ઉપાડી હતી ત્યારે મહાસભાની તેમજ મુખ્ય આગેવાનોની મદદ મળી નહોતી. ગામપંચાયત, ડિસ્ટ્રીક્ટ બોર્ડ, મ્યુનિસિપાલિટી અને ધારાસભામાં તેમનું હિત સચવાતુ નથી. છૂટી શાળાઓ અને વસતિગૃહો આપીને દયા બતાવો છો તે અમને અપમાનકારક લાગે છે, અમારે તો નાગરિક સમાનતા જોઇએ છે અને તે સિવાય બધુ મિથ્યા છે. સવિનયભંગીઓએ શો બચાવ કર્યો તે લખવાની જરૂર નથી—તેમની પાસે ખરો બચાવ હતો જ નહિ.

અસ્પૃશ્યતાની ઉત્પત્તિ, ઇતિહાસ અને મીમાંસામાં ઊતરવાથી ફાયદો થવાનો નથી. મહાત્મા

શ્રદ્ધાનંદ અને ગાંધીજીએ આ વિષય પર ઘણું લખ્યું છે, પણ તેથી સનાતનીઓનાં હૃદય પીગળ્યાં હોય એવું માનવાને કારણ મળતું નથી. દારૂ પીવાથી શું નુકસાન થાય છે તેનાં વર્ણનો, મૅજિક લૅન્ટર્ન અને સીનેમાનાં દશ્યોથી દારૂ પીનાર પર અસર થતી નથી, પણ નહિ પીનારને એમ થાય ખરું કે આ દિશામાં કામ કર્યું હોય તો ઠીક. તે પ્રમાણે અસ્પૃશ્યતાનિવારણ વિશે ભાષણો અને લેખોની અસર નવજુવાનો પર થાય છે, પણ જે વર્ગ અસ્પૃશ્યતાને માને છે તેના પર અસર થતી નથી. પ્રજામત કેળવાય છે સત્યાગ્રહથી, અસ્પૃશ્યતા ભૂંસી નાખવાના આચારથી, એમ કહો કે બળજબરીથી; પરન્તુ તે શારીરિક બળજબરી નહિ, પણ આત્મિક; હિંસક નહિ પણ અહિંસાત્મક.

અસ્પૃશ્યતાને અસ્વચ્છતા જોડે સંબંધ નથી તે તદ્દન ઉઘાડું છે. જો કોઇ જન્મથી ગણાતો અસ્પૃશ્ય સ્પૃશ્યના આચારવિચાર પાળે અને તેની ત્રણ પેઢી સુધી તે પ્રમાણે રહે તોપણ તેને સ્પૃશ્ય ગણી શકાય કે કેમ એ પ્રશ્ન ઉઠાવ્યો હોય તો મહાભારત યુદ્ધ જામે. વણકરો મળ ઉપાડતા નથી, તે છતાં અસ્પૃશ્ય છે; તે મુડદાલ માંસ ખાતા નથી. માંસાહારી રજપૂતો, મરાઠા અને અનેક કોમો અસ્પૃશ્ય ગણાતી નથી. ખરું જોતાં માંસાહારીની વસ્તી નિરામિષાહારીના કરતાં વિશેષ છે. બંગાળી બ્રાહ્મણો મચ્છી ખાય છે, અને કોંકણી બ્રાહ્મણો પણ. એવી દલીલ કરવામાં આવે છે કે નાનાં છોકરાંઓની માતા દરરોજ મળ સાફ કરે છે! પણ શા માટે માતાઓનાં દૃષ્ટાંત આપવાં પડે? આખા જગતનો દરેક પુરુષ અને સ્ત્રી દરરોજ મળ સાફ કરે છે, પાણીથી કે કાગળથી, કે પથ્થરથી, કે રેતીથી—અથવા ગંદા રહીને સુકાઇ જવા દે છે; પણ તેથી તે અસ્પૃશ્ય બનતો નથી એમ દાક્તર સર્જન મળમૂત્ર, લોહી, પરૂને સૂંધે છે તે ક્યાં અસ્પૃશ્ય થાય છે?" બામણો " તેની સાથે પંગતમાં જમે છે.

એમ ધારો કે એ પ્રજાનાં મૂળ કુટુંબો કોઇ કારણસર બહિષ્કૃત થયાં હતાં, તો પછી તેમના પર કેટલા સૈકા સુધી વેર લેવું છે? જમાનો બદલાઇ ગયો છે, બહિષ્કારનાં કારણો ભૂલાઇ ગયાં છે, વેરભાવ ભૂંસાઇ ગયો છે.

એમ ધારો કે એ પ્રજા વર્ણસંકર થયેલી તેથી તેને દૂર રાખી હતી. ચાર વર્ણની અંદર રહેલી ન્યાતોની વિશુદ્ધતા વિશે ચર્ચા કરીને ગંદવાડના ખાડામાં પડવામાં લાભ નથી, પણ આજે જ્યાં વર્ણસંકરતા થાય છે ત્યાં નથી થતો બહિષ્કાર; અને એમ ધારો કે થોડા માણસો અળગા રહે છે તો પણ તે વર્ણસંકરો અસ્પૃશ્ય નથી થતા, નથી ગણાતા.

એમ ધારો કે હારેલી પ્રજા હતી જેને ગુલામીનું ભાન થવા માટે બહિષ્કૃત કરેલા. આપણે હિંદુઓ મુસલમાનોથી હાર્યા અને ત્યાર પછી અંગ્રેજોથી હાર્યા અને ઓગણીસમી સદીના અંત ભાગમાં અથવા આજે—આપણી સ્થિતિ ગુલામી કરતાં બદતર છે. આનું શું!

સંસ્કારોમાં અને રીતરિવાજમાં, ધર્મ પાળવામાં અને ન પાળવામાં, અંત્યજો બીજા હિંદુઓ જેવા જ છે.

પણ આ તો બધી દલીલો થઇ ગઇ. અસ્પૃશ્યતાની રૂઢિ પાછળ કાંઇ સત્ય કે ન્યાય, કે દયા છે જ નહિ.

આપણા સ્વરાજ્યવાદીઓ, પૂર્ણસ્વરાજ્યવાદીઓ તેમજ સ્વાતંત્ર્યવાદીઓ, સમાનતા, બ્રાતૃભાવ અને સ્વાતંત્ર્યને માટે લડે છે અને છતાં અસ્પૃશ્યતા મદદ કરી રહ્યા છે. આપણા ધર્મિષ્ઠ લોકો 'વસુધૈવ કુટુંબકમ્'ની વાતો કરે છે અને છતાં ૨૪ માંથી ૭ કે ૫ કરોડ માણસોને કુટુંબી તો

શું પણ જાનવરથી યે ઊતરતા ગણે છે ( દૃષ્ટાંત પાછળ આવશે ), અને આપણા ફિલસૂફો આત્મા અને પરમાત્માની મીમાંસા ગૂંથ્યા પછી એક ઈશ્વરનાં થોડાં છોકરાં, અથવા અંશોને વારસાના હક્કોમાંથી બાતલ કરી રહ્યા છે.

એ હક્કોની બાબત ઘણી લાંબી છે, અને તેની ચર્ચા બીજા લેખમાં કરાશે, પણ નીચે વર્ણવેલા અનુભવની હકીકત સાચા માણસનું હૃદય ચીરી નાખે એવી છે. કાઠિયાવાડના એક ગામડામાં જોયું કે એક કૂવા પર સ્ત્રીઓ પાણી ભરતી હતી. તેની પાસેના હવાડામાં ભેંસો અને કૂતરાં પાણી પીતાં હતાં, તેમાંથી વહેતું પાણી કાદવ અને કીચડમાં થઇને અને વાસી ગંધાતા પાણી સાથે એકઠું થયા પછી એક ખાડામાં પડતું હતું તેમાંથી ઢેડ બૈરીઓ પાણી લેતી હતી! કૂતરાં અને ગધેડાં ( કૂતરાં મળ ખાય છે, ઢેડ ભંગીઓ નથી ખાતાં ) હવાડામાં મોં નાખી શકે પણ ઢેડથી તેમાં વાસણ ન બોળાય એ ચીજ ભયંકર છે. પણ હજી તો એક બાબત રહી ગઇ. ઢેડના ખાડામાંથી એક નીક કાઢેલી તેમાંથી જે પાણી બીજા ખાડામાં જાય તેમાંથી ભંગીઓ પાણી ભરે, અને જો તેમાં પાણી ન આવે તો કલાકો સુધી કાલાવાલા કરે. આ વસ્તુસ્થિતિ જાણ્યા પછી,—આપણે બધા જાણીએ છીએ—હિંદુ મહાસભા કે રાજકીય મહાસભા કે કોઇ આગેવાન ' મઝૂર સબૂર ' કહે તે જુવાનિયા શી રીતે માને? તેમનું લોહી શા માટે ઉકળી ન આવે?

ઢેડ અને ભંગીઓમાં પણ ઊંચા નીચાનો ખ્યાલ છે. તેનો દુષ્ટ લાભ લઇને એવી દલીલ કરવામાં આવે છે કે એ ભેદભાવ કાઢી નાખો અને પછી વર્ણાશ્રમી હિંદુઓ સાથે સરખા થવાની માગણી કરો. અંગ્રેજ સરકાર પણ હિંદીઓને એ જ કહે છે, કે પહેલાં હિંદુ-મુસ્લીમ ઐક્ય કરો, અત્યજોને સરખા હક્કો આપો, પછી સ્વરાજ્યની વાતો કરીશું.

જેવી રીતે રાજકીય ક્ષેત્રમાં વિનીતો છે, તેમ સામાજિક ક્ષેત્રમાં પણ વિનીતો છે. બન્ને ટુકડાની ભિક્ષામાં માને છે, ટુકડાથી સંતોષ અને ભિક્ષા એ તેમની વૃત્તિ. આ વિનીત કાર્યકર્તા થોડી શાળાઓ કાઢે છે, તેમાં જૂજ સંખ્યા વાંચતાં લખતાં શીખે છે અને છોકરાં દશેક વર્ષનાં થાય એટલે મજૂરી કરવા માટે ઊઠી જાય છે. જો કાંઇ સારા સંસ્કારો પડ્યા હોય તો તે થોડા સમય પછી ભૂંસાઇ જાય છે. વસતિગૃહોમાં પણ મોટી વયનાં છોકરાં ઘણાં જ થોડાં આવે છે. આજના નવજુવાનને આવી જુદી શાળાઓ અને જુદી હૉસ્ટેલ ગમતી નથી, એટલે આ વિનીત (reformist) અને નવા બંડખોર (revolutionary) વર્ગોનો મેળ ખાતો નથી અને ખાવાનો નથી.

આ ચર્ચામાં આપણી દૃષ્ટિથી અસ્પૃશ્યતાની ભયંકરતા, અન્યાય, અમાનુષીપણાની વાતો થઇ, પણ અસ્પૃશ્યો પોતે શું કહે છે એવો પ્રશ્ન પુછાય છે. તેનો જવાબ કોણ આપે? આંબેડકર અને રાજાએ તો કહેવાનું કહી નાખ્યું છે અને આંબેડકર કરવાનું કરી નાખે એવા છે. બિચારા ગામડાંના અસ્પૃશ્યોને તો હજી હાલતાં ચાલતાં ગાળો પડે છે અને તે શી રીતે બોલે? તેને પોતાના હક્કોનું કે અન્યાયનું પૂરૂં ભાન નથી. ખરી ભયંકરતા તો આ છે. જ્યારે કોઇ સારાં કપડાં પહેરેલો અસ્પૃશ્ય એમ કહે છે કે અમારે સભામાં બધાની સાથે બેસવું નથી ત્યારે જ આપણને હિંદુસમાજના દુષ્ટ પાપનું પૂરું ભાન થાય છે.

ગુલામીની જડતામાં સબડી રહેલો હિંદુસમાજ હીચકારો થયો છે. જો અસ્પૃશ્ય ગણાતો માણસ મુસલમાન થાય કે ખ્રિસ્તી થાય તો તે અસ્પૃશ્ય નથી ગણાતો. આમાં અક્કલની

બલિહારી છે! ગામડાંઓમાં હિંદુઢેડ પાસે વેઠ લેવાય, તેને અનેક ત્રાસો આપવામાં આવે, પણ જો તે મુસ્લીમ કે ખ્રિસ્તી થાય તો તેનું નામ દેતાં વિચાર કરવો પડે! એટલે હિંદુ રહેવામાં અનેક ત્રાસ તથા અપમાન સહન કરવાં પડે, અને આ હિંદુસમાજની વર્ણવ્યવસ્થા સાચવી રાખવા માટે મહાત્માઓ બચાવ કરે!

જે વર્ગ અસ્પૃશ્ય ગણાય છે તેને અસ્પૃશ્ય અથવા untouchable એ શબ્દ ગમતો નથી. હવેથી તેમને Depressed કહેવાના છે. એ અંગ્રેજી શબ્દનો અર્થ અસ્પષ્ટ છે, દબાયલો કે ખુંદાયલો વર્ગ કહી શકાય–હિંદુસમાજે દાબેલો કે પોતાના પાપે દબાયલો એ ચોક્કસ થતું નથી, પણ જે નામ વપરાય તે ખરાબ છે. શેક્સપિયર કહે છે કે ગુલાબના ફૂલને ગમે તે નામ આપશો તો પણ તેની સુગંધ તેવી જ રહેવાની છે. તેમજ અસ્પૃશ્યતાની ભાવનાને જે નામ આપીશું તે દુર્ગંધ મારશે. અસમાનતા અને અન્યાય એ દુર્ગંધનું કારણ છે.

આ ભયંકર પાપી બહિષ્કારને એક જ રીતે દૂર કરી શકાય—Desperate diseases require desperate remedies. ભયંકર રોગનું નિવારણ ભયંકર ઔષધિથી થાય છે. અન્યાયો દૂર કરવાના માર્ગો બીજા લેખમાં તપાસીશું, પણ મહાસભાનો દરેક સભ્ય અસ્પૃશ્યના દૂર કરીને એ વર્ગને વિશેષ પ્રેમથી સાથે રાખે અને આગળ પાડે. નાગરિક અસમાનતા દૂર કરવાના ધોરણનો અમલ સક્રિય રીતે લાખો માણસો કરે. આ જાતનો હુકમ રાષ્ટ્રીય મહાસભા આપે અને દરેક હિંદીને માટે તે ફરજિયાત હોય!

આ સિવાય બીજા માર્ગો છે તેની ચર્ચા બીજા લેખમાં થશે.

(ચાલુ) સુમન્ત મહેતા

---

## શૈશવ—

અહો! કેવું મીઠું સ્મિત સુભગ એ શૈશવ હતું!
અનેરા આનન્દે અમલ રમતું સ્રોત વહતું;
હતી શીળી છાયા સહૃદય જનોની શિર પરે,
અને કાલી ઘેલી અનુપમ ગિરા મિષ્ટ અધરે.

હાસ ને અશ્રુએ બીનું મધુરુ સ્વપ્ન એ હતું:
ઉરપદ્મ ઉષઃ સ્પર્શે કૌમારે શાંત ખીલતું:
આશાનાં કે નિરાશાનાં સુખદુઃખ હતાં નહિં,
ઉત્સંગે માતના મોંઘા ઉલ્લાસે રમતાં અહીં.
મધુરાં એ ઉષઃસ્વપ્નો સ્મૃતિ માત્ર વિષે રહ્યાં,
રસની સ્મરણે સ્નિગ્ધ, અશ્રુઓ નયને વહ્યાં.

શું એ ફરીથી નહિ કાલ આવે,
ને સ્વાંતનું સ્રોત ફરી નચાવે?
નિષ્પાપ ને નિર્મળ બાલ ભાવો!
કે કોઇ એ દિવ્ય પ્રભાત લાવો.

અમીદાસ




**હરિશ્ચંદ્રાખ્યાનઃ**—સંપાદક અને સામાન્ય તંત્રીઃ દિ. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ; બી. એ. છપાવી પ્રગટ કરનાર ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ બી.એ. કિમ્મત રૂ. ૦–૮–૦.

પચીસેક વરસ ઉપર આ આખ્યાન મુંબઇમાં છપાયું હતું તે હાથ આવતાં, ઇતિહાસ ઉપર તેમાંથી નવો પ્રકાશ પડશે એ આશાએ દિ. બ. કેશવલાલભાઇએ તેને ફરી મુદ્રિત કરાવ્યું. કાવ્યનો કર્તા નડિયાદનો વિપ્રકુળનો રત્નદાસ છે, જે કાઠિયાવાડના રત્નદાસથી ભિન્ન છે. આખ્યાન સરલ છે અને શ્રીયુત કેશવલાલભાઇ જેવા પ્રસિદ્ધ ભાષાશાસ્ત્રીના સંપાદનનો તેને પૂરેપુરો લાભ મળ્યો છે.

પુસ્તકનું એટલું જ કે કદાચ વધારે ઉપયોગી અંગ તેની પ્રસ્તાવના છે. શ્રીયુત કેશવલાલભાઇએ આખ્યાનના અમુક અમુક શબ્દો ઉપરથી અને પ્રેમાનન્દ અને વલ્લભનાં આખ્યાનોનાં પ્રમાણોથી પ્રેમાનન્દને શિષ્યસંસ્થા હતી, અને તેના સંદિગ્ધ ગણાતા ગ્રંથો તેના જ હતા એમ સમર્થન કર્યું છે. તેમની દલીલો વિચક્ષણ અને તેમનું વર્ણન ઐતિહાસિક કલ્પનાથી પુષ્ટ હોઇ પ્રથમ દૃષ્ટિએ મનને હરી લે તેવું છે; પણ યુક્તિપરંપરાનો એકએક અંકોડો પ્રમાણપુરઃસર તપાસતાં પ્રતીતિકર થતી નથી. તેઓ દલીલોની પરંપરા યોજે છે, પણ તે સર્વને તેમનાં મંતવ્યોની ભૂમિકા ઉપરથી શરૂ કરે છે એટલે એ ભૂમિકા ન માનનારને એ સર્વ દલીલો આધાર વિનાની જ લાગે. દાખલા તરીકે, ચર્ચામાં ઊતરતાં જ તેઓ લખે છે કે "પ્રસ્તુત હરિશ્ચંદ્રાખ્યાન જૂના પદબંધની રીતે વિવિધ દેશીમાં રચાયલું છે. તે દેશીનું જ્ઞાન રત્નદાસે વડોદરે રહી મેળવ્યું હતું." રત્નદાસે વડોદરાથી દેશીનું જ્ઞાન મેળવ્યું એ ઇતિહાસ-સિદ્ધ સર્વમાન્ય વાત હોય તેમ તેનો ઉલ્લેખ કરેલો છે. વાસ્તવિક રીતે તે તો સાબીત કરવાનો વિષય છે. દેશીનું જ્ઞાન માત્ર વડોદરામાં જ થઇ શકે એવું કાંઇ નથી. આજ સુધી પિંગળની મદદ સિવાય કથાભટો માત્ર પરંપરાના સંસ્કારોથી દેશીઓ લખ્યે ગયા છે, તેમ રત્નદાસે પણ નડિયાદમાં રહીને દેશીઓ લખી હોય.

આખી તર્કપરંપરાનો પાયો પહેલા કડવાની ૧૮મી કડી છે. કવિ ગણપતિ અને સરસ્વતીની પ્રાર્થના કરી રહ્યા પછી કહે છે:

હરિકૃપાએ બાળપણથી મળ્યો સદ્ગુરુ સાર,
તેણે કરીને ધર્યો મુજને સંત-અંગીકાર. ૧૭
માન મૂકી ધરૂં ઇચ્છા કહેવા ગુણ હરિશ્ચંદ્ર,
સત્યવાદી રાય ''નામે 'ભક્ત પ્રેમાનન્દ. ૧૮
કવિજને કથી એ કથા સંક્ષેપ કરી વિસ્તાર,
'હનૂમંતકૃત રામાયણે' મેં સુણી તે નિરધાર. ૧૯

કથા પ્રૌઢી, બુદ્ધિમાને અંશ તેનો લીધ,
દાસ થઇ હરિકૃપાએ વિસ્તાર વિધ શું-કીધ. ૨૦

હવે અહીં ૧૮મી કડીના ઉત્તરાર્ધમાં કવિ પ્રેમાનન્દનો ઉલ્લેખ છે એમ માનવા કરતાં, આ બધી ૧૭થી ૨૦ કડીઓમાં હરિશ્ચંદ્રની કથાની જ વાત છે એમ માનવું વધારે ઉપપન્ન જણાય છે. કવિ કહે છે કે મને હરિકૃપાએ સારા સદ્‌ગુરુ મળ્યા, તેથી મને સંતોનો અંગીકાર થયો, અને તેથી હરિશ્ચંદ્રની કથા કહેવાની ઊર્મિ આવી—જે હરિશ્ચંદ્રને સર્વે, સત્યવાદી પ્રેમાનન્દવાળા ભક્ત તરીકે, અથવા સર્વે પ્રેમાનન્દવાળા ભક્તો, સત્યવાદી તરીકે ઓળખે છે. પોતાનું આ કથા તરફ કેવી રીતે લક્ષ દોરાયું તે વિશે કહે છે કે મૂળની સંક્ષિપ્ત કથાને હનુમંત રામાયણમાં કવિજને વિસ્તાર કરીને કહેલી, તે કથા મને પ્રૌઢી લાગી. તેનો મારી બુદ્ધિના માપ પ્રમાણે મેં અંશ ગ્રહણ કર્યો અને પછી આ કાવ્યમાં હરિકૃપાએ વિસ્તાર કર્યો છે. ૧૭મી કડીના પૂર્વાર્ધમાં સદ્‌ગુરુનો ઉલ્લેખ કરે, ઉત્તરાર્ધમાં સંતોનો ઉલ્લેખ કરીને, ત્યાંથી આડફેટ જઇ પાછો પોતાના ગુરુ પ્રેમાનન્દનો ઉલ્લેખ કરે એ સંભવિત નથી. પ્રેમાનન્દ વિશે કહેવું હોત તો ૧૭મીમાં જ્યાં ગુરુ વિશે કહે છે ત્યાં જ તેની સાથે સાથે કહી દેત. વળી ગુરુનું માહાત્મ્ય તેના મનમાં અહીં મુખ્ય વિષય હોત તો જેમ ૧ થી ૧૨ સુધી ગણપતિની સ્તુતિ કરી, ૧૩થી ૧૬ સરસ્વતીની સ્તુતિ કરી તેમ ગુરુની સ્તુતિ પણ બે ચાર આખી કડીઓથી કરત. પૂર્વાર્ધમાં હરિશ્ચંદ્રનો ઉલ્લેખ કરી અપ્રધાન ઉત્તરાર્ધમાં પ્રેમાનન્દ વિશે ન બોલત. એટલે પ્રકરણ જોતાં કવિનો અભિપ્રાય પોતાને શી રીતે હરિશ્ચંદ્રની કથા કહેવાની ઇચ્છા થઇ તે જણાવવાનો છે. તેમાં મૂળભૂત, કવિ હરિકૃપા માને છે એટલે ૧૭ની આદ્ય પંક્તિમાં અને ૨૦ની અંત્ય પંક્તિમાં હરિકૃપાનો જ ઉલ્લેખ છે. અને વલણમાં આખા કડવાનો સાર સંક્ષેપમાં મૂકતાં કહે છે:

વલણ

આપો મતિ શ્રીગણપતિ સરસ્વતી ને રઘુપતિ સહી,
રત્નદાસ કહેવા થઈ ઈચ્છા પ્રભુપદપંકજને ગ્રહી. ૨૨

આમાં ગણપતિ, સરસ્વતી અને હરિના પર્યાયરૂપે 'રઘુપતિ' અને 'પ્રભુ' પદ આવે છે. ગુરુને ઉદ્દેશીને કશું લખ્યું જ નથી. સતસમાગમ થયો, હરિશ્ચંદ્રનું આખ્યાન તેમની પાસેથી સાંભળ્યું, અને તે રચવા બુદ્ધિ થઇ તે સર્વ હરિકૃપાએ થયું છે; એ જ મુખ્ય વક્તવ્ય છે.

વળી ૧૮મી કડીમાં કથા સક્ષેપ કવિજને વિસ્તાર કરી કહેલો છે તે પ્રેમાનન્દની માર્કંડેય પુરાણાન્તર્ગત હરિશ્ચંદ્રાખ્યાન જ હોવું જોઇએ, એમ માનવાને કશું કારણ નથી. મૂળ કથાનો વિસ્તાર હનૂમન્તકૃત રામાયણમાં થયેલો તેનો એ ઉલ્લેખ હોય. અથવા વિષ્ણુદાસે લંબાણમાં હરિશ્ચંદ્રાખ્યાન કર્યું છે તે હોય. વિષ્ણુદાસે મૂળ કથામાં સ્વકલ્પિત હકીકતોનાં ઉમેરણ કર્યાં હોય તેટલા પરથી તેને મૂળ કથાનો વિસ્તાર કહેવામાં વાંધો આવતો નથી.

વિસ્તારી વ્રજને સંભળાવું ભારતનો મહિમાય

એ અતિ સામાન્ય પ્રસિદ્ધ લીટીમાં કહેલો વિસ્તાર પુરાણીઓ ગાંઠની ઉમેરેલી વાતોથી જ કરતા. અને શ્રીયુત કેશવલાલભાઇના સંપાદન ઉપરથી ફલિત થાય છે કે, હરિશ્ચંદ્રાખ્યાન ઉપર અમર હોય તો તે નાકરની છે. અને નાકરની કથા પણ ગમે તેટલી નાની પણ મૂળ કથાનો તો વિસ્તાર જ ગણાય, એટલે એ યુક્તિપરંપરાથી પણ પ્રેમાનન્દ સુધી જઇ શકાતું નથી.

અને પ્રેમાનન્દની બધી હકીકત માનવાને બીજું કેટલું બધું માનવું પડે છે! કેટલા બધા પાડા નવા કલ્પિત મોજવા પડે છે! પ્રેમાનન્દે આનંદમાં આવી જઇ હરિશ્ચંદ્રાખ્યાન

વિસ્તાર્યું છે એમ બતાવનારો પાઠ નવો છે. જૂની પ્રતનો છાપેલો પાઠ સંવત 'સત્તરસેં અ્યારોતરો' છે તેને બદલે સત્તરસેં ચૌંવોતરો કરવો પડે છે. આખ્યાન પૂરું કાર્તક માસમાં 'સદિ સુહાયે ચારુ ચતુર્થી, સુખદાયક ગુરુવાર રે' એ તિથિએ થયું છે, પણ જ્યોતિષના હિસાબે ૧૭૭૪માં ચોથે રવિવાર આવે છે. ને મુશ્કેલા ઓળાંડવા ચૌદશ સમજવી પડે છે.

સત્યવાદી શબ્દ હરિશ્ચંદ્ર માટે નહિ પણ એ પ્રેમાનન્દ માટે જ હતો એમ શ્રી. કેશવલાલભાઈ કહે છે, અને પ્રેમાનન્દે સ્વભાષા ગૌરવ માટે પાઘડી ન પહેરવાનું વ્રત લીધેલું તે પાળ્યું એ દંતકથામાં તેનું ઔચિત્ય જુએ છે. એ વ્રતની કથાના સમર્થનમાં યક્ષપ્રશ્નોત્તરનો છંદ ૫૨૧ ઉતારે છે. અને તેમાં પાછો પાકટેર કલ્પે છે. એ કવિતમાં પ્રેમાનન્દે વલ્લભના કાવ્યપ્રયત્નથી રાજી થઇ તેના આગ્રહે પાઘડી પહેરી એમ ઘટાવે છે જો કે પાછી તરત ઉતારી નાંખી એમ કહે છે. અને આ વલ્લભના કાવ્યની હસ્તલિખિત પ્રત મળતી નથી એ વાંધો તો ઊભો જ છે.

વળી એક બીજી મુશ્કેલી આવે છે. રત્નેશ્વરને ૧૭૩૫ની આસપાસ પુરાણીઓ સાથે ઝઘડો થયો હશે એમ માનવું પડે છે. તો તે શિષ્યની તકરાર ગુરુ (પ્રેમાનન્દ) ત્રીસ વરસ વીત્યા પછી માર્કંડેય પુરાણમાં લડે એ કેમ બને! માટે કલ્પના કરી છે કે પ્રેમાનન્દને પોતાને પણ તકરાર હોવી જોઇએ. ત્યારે પહેલાં કેમ પુરાણીઓ વિરુદ્ધ ન લખ્યું? કારણ કે રામચરણ ગુરુએ નિંદા કરવાની ના પાડી હતીઃ પછી ગુરુ મરી જતાં તેણે નિંદાનું પુરાણ લખ્યું. પણ હરિશ્ચન્દ્ર જેવો સંત અને સત્યવાદી કવિ તે ગુરુએ મના કરેલી વાત ગુરુના ગુજરી જવાનો લાભ લઇ કરે ખરો? જુવાનીમાં ન કર્યું તે પાકટ વયે કરે ખરો? અને આ બધી સંકલના માટે પાકું પ્રમાણ કશું જ નહિ.

આ પ્રમાણોથી શ્રીયુત કેશવલાલભાઇ માર્કંડેય પુરાણને પણ સમર્થન મળતું ગણે છે. અને તેને તેઓ આખ્યાનો અને કાવ્યનાટકોને જોડનારો અંકોડો ગણે છે. એમની સાલવારીની વ્યવસ્થામાં માર્કંડેય પુરાણ આ બે કાવ્યસમૂહો વચ્ચે આવતું હશે, પણ જ્યાંસુધી આખ્યાનમાંથી નાટકમાં સંક્રમણ કરતી બુદ્ધિની પ્રતીતિ પુરાણમાં ન થાય ત્યાં સુધી તેને વચલો અંકોડો ન કહી શકાય. પણ હજી તો માર્કંડેય પુરાણનું પ્રેમાનન્દનું કર્તૃત્વ પણ સંદિગ્ધ છે. પ્રસ્તાવનાની શરૂઆતમાં લખ્યું છે કે માર્કંડેય પુરાણ સદ્‌ગત ઇચ્છારામભાઇએ બીજી પ્રત મેળવી પ્રગટ કરેલું. પણ તેનો પુરાવો શો? એ "બીજી પ્રત" કોઇએ જોઇ છે? અમે તો સાંભળ્યું છે કે એ જ નાથાલાલ શાસ્ત્રી પાસેથી ખાનગી રીતે મેળવેલી નકલો ઉપરથી એ છાપેલું છે. એટલે માર્કંડેય પુરાણ એટલું જ સંદિગ્ધ રહે છે.

આમ દલીલની સાંકળ દરેક અંકોડે વધારે મજબુત થવાને બદલે વધારે નબળી પડતી જાય છે, દરેક સમર્થને પાકટેર કલ્પવો પડે છે તેથી દલીલની સંભવિતતા ઘટતી ઘટતી છેક શૂન્ય થઇ જાય છે.

આવા નિગમન ઉપર આવતાં અમને દુઃખ થાય છે કારણકે તેમાં શ્રીયુત કેશવલાલભાઇને એક પ્રકારનો અન્યાય થાય છે. તેમણે અનેકવાર પ્રસિદ્ધ રીતે કહ્યું છે કે પ્રેમાનન્દના અમુક ગ્રન્થો જો અસંદિગ્ધ છે એમ સામો પક્ષ કબૂલ કરે તો તેઓ એવા ગ્રંથોને આધારે આખી દલીલ ઘટના કરવા તત્પર છે. આ કહેણનો જવાબ તેમને મળ્યો નથી, અને છતાં સંશયી પક્ષ પોતાના સંશયને વળગી રહે છે. પણ બીજી તરફથી એ પણ કહેવું જોઇએ, કે

પ્રાચીન પ્રતોને સંઘર્યા અને જોયા વિના માત્ર નાથાલાલ શાસ્ત્રીએ કરી આપેલ નકલો ઉપરથી કાવ્યો પ્રસિદ્ધ કરવાં એ એટલું બધું અશાસ્ત્રીય અને જોખમકારક છે, અને તે કાવ્યોની પાછી બીજી પ્રત જ ન મળે તે હકીકત પણ એટલી બધી વહેમ ઉપજાવનારી છે કે વિવાદના નિયમોને અનુસરતાં આપણે એ પક્ષને ખોટો ન કહી શકીએ. આ સ્થિતિમાં નિર્ણય તરફ જરા પણ પ્રગતિ કરવાનો એક જ ઉપાય છે. જે જે કાવ્યોની પ્રાચીન પ્રતો મળતી હોય તેના ઉપર દલીલ રચવી—અન્ય ઉપર નહિ. આ ઘણું દુષ્કર હશે પણ એ એક જ માર્ગ અમને સાચો લાગે છે.

કહેવાની જરૂર નથી, કે શ્રીયુત કેશવલાલભાઇના હાથનું સંપાદન પામી આ ગ્રન્થ આપણા સુસંપાદિત ગ્રન્થોમાં એક મહત્ત્વનો ઉમેરો થાય છે. આટલી ઉંમરે તેમણે સાહિત્યના અભ્યાસીઓ ઉપર એક વિશેષ ઉપકાર કર્યો છે.

**જગતનો સંક્ષિપ્ત ઇતિહાસ:**—લેખક રામપ્રસાદ દેસાઈ, બી. એ. પેટલાદ. છપાવી પ્રસિદ્ધ કરનારઃ ઉપર પ્રમાણે. કિમ્મત બાર આના.

આ ઇંગ્લંડના પ્રસિદ્ધ વિચારશીલ સાક્ષર મિ. એચ. જી. વેલ્સના આ નામના પુસ્તકનો અનુવાદ છે. ઇતિહાસ લેખનમાં આને નવું પ્રસ્થાન ગણવું જોઇએ: અત્યાર સુધીના ઇતિહાસો માત્ર રાષ્ટ્રીય દૃષ્ટિએ, રાષ્ટ્રીય અસ્મિતાથી લખાતા હતા. છેલ્લા ભયકર યુરોપીય યુદ્ધથી કેટલાક વિચારકોને સમજાયું કે આવાં ભયંકર યુદ્ધોનું કારણ આ ટૂંકી રાષ્ટ્રીય દૃષ્ટિ અને લોલુપતા છે. આખી મનુષ્યજાતિને સમાનભાવથી એક ગણવાનો સમય હવે આવી ગયો છે, અને તેમ નહિ કરીએ તો વીસમી સદીના વિજ્ઞાનનાં ભયકર શસ્ત્રોથી માનવજાતિનો નાશ થઈ જશે. આ ઇતિહાસ એ દૃષ્ટિથી લખાયો છે. મનુષ્યજાતિનો ખરો ઇતિહાસ જુદા જુદા દેશવાર છેલ્લાં ૪ કે ૫ હજાર વર્ષનો જ નથી પણ પ્રાણીઓની સમુત્ક્રાન્તિના નિયમે વાંદરામાંથી માનવ થયું ત્યારથી શરૂ થયો છે અને તેનો વિકાસ ત્યારથી જોવો જોઇએ. આ પુસ્તકમાં આ માન્યતાથી ઇતિહાસ લખેલો છે મિ. વેલ્સના પુસ્તકની પણ ટુંકાવેલી આવૃત્તિનો આ અનુવાદ છે. મૂળનાં ઘણાં વિધાનો સામે વિદ્વાનોએ વાંધા લીધા છે, પુસ્તકમાં સ્ખલનો પણ હશે, પણ તેમાં રહેલી નવી દૃષ્ટિને લીધે પુસ્તક ઘણું ઉપયોગી છે અને દરેક વિચારકે વાંચવા યોગ્ય છે.

**હરિલીલા ષોડશ કલા:** ઉપોદ્દ્ઘાત: — લેખક: અંબાલાલ બુલાખીરામ જાની બી. એ. છપાવી પ્રગટ કરનાર: ઉપર પ્રમાણે. કિંમત આઠ આના.

ચર્ચાના વિષયને લીધે ઉપોદ્દ્ઘાત બે વિભાગમાં વહેંચાય છે. પહેલા વિભાગમાં પહેલી સાહિત્ય પરિષદના પ્રમુખ સદ્ગત ગોવર્ધનરામભાઇના વ્યાખ્યાન ઉપરથી ઉપસ્થિત થયેલ પ્રશ્ન, જે નરસિંહ અને મીરાંની ભક્તિજ્વાલા ગુજરાતમાં સ્વયંભૂ પ્રગટેલી કે તે કોઈ બહારની જ્યોતને આભારી હતી, તેની ચર્ચા છે. થોડાં વરસ ઉપર શ્રીયુત મુનશીએ વિધાન કરેલું કે નરસિંહ મહેતાને ચૈતન્યના સમય પછી મૂકવા જોઇએ. ઉપોદ્દ્ઘાત મુખ્યત્વે શ્રી મુનશીના વિધાનના નિરાસાર્થે જ છે. પણ આ પ્રશ્નને હરિલીલાના કર્તા ભીમ સાથે ઝાઝો સંબંધ છે એમ કહી શકાય નહિ. એટલો જ સંબંધ કે ભીમ પોતે વૈષ્ણવ હતો. પણ આ પ્રશ્નની ચર્ચામાં લેખકે ભક્તિમાર્ગનો અને વિશેષ કરીને તેના ગુજરાતના પ્રચારનો ઇતિહાસ આપ્યો

શ્રીયુત મુનશીનો તર્ક આથી આધારહીન થઇ જાય છે, એમ સ્વીકારવું જોઇએ. સાથે સાથે કહેવું જોઈએ કે લેખકે વિરોધી મતોનું ખંડન કરવામાં ભાષા ઉપર જરા સંયમ રાખ્યો હોત તો વધારે સારું.

પણ શ્રીયુત મુનશીની દલીલોનો માત્ર નિરાસ કરવાથી મહેતાનો જીવનકાલ સિદ્ધ થઇ જતો નથી. મહેતાના જીવનકાલ માટેનાં પ્રમાણોને હજી શાસ્ત્રીય રીતે મૂકી તેને સમર્થિત કરવાની જરૂર છે. લેખકે પૃ. ૯૪–૯૫ ઉપર કેટલાક પ્રાચીન લેખકોની સાલવારી આપી છે, તે વિશે તેમણે વધારે પુરાવા આપ્યા હોત તો સારું. આશ્ચર્ય તો એ છે કે ભીમના રચનાકાલનાં વર્ષો સં. ૧૫૪૦ થી ૧૫૭૭ એમણે આપ્યાં છે તે માત્ર આ પાના પરની નીચેની ટીપમાં જ છે. તે વર્ષો તેમણે કેવી રીતે નક્કી કર્યા છે તે વિશે કશો ઉલ્લેખ જણાતો નથી, કશી ચર્ચા નથી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી પ્રસિદ્ધ થયેલ પુસ્તક સંગ્રહની સૂચિમાં હરિલીલાની રચ્યાસાલ સં. ૧૫૪૦–૪૧ છે પ્રબોધ બત્રીશીની સં. ૧૫૪૬ છે. રસિકગીતા આ જ ભીમની માનીએ તો પણ તેની સાલ આપેલી જ નથી. તો પછી કવિનો રચનાકાલ તેમણે સં. ૧૫૭૭ સુધીનો શા પ્રમાણથી માન્યો ?

ઉપોદ્ઘાતના ઉત્તરાર્ધમા ભીમ કવિ વિશેની હકીકત છે લેખકે સપ્રમાણ સાબીત કર્યું છે કે ભીમ સિધપુર પાટણનો નહિ પણ પ્રભાસ પાટણનો—કાઠિયાવાડનો વતની હતો. તે સિવાય પણ કવિ વિશે બીજી માહીતી લખી છે તે સપ્રમાણ છે અને કવિનું ગુણદર્શન કરાવ્યું છે તે સમુચિત છે.

પુસ્તક અભ્યાસીઓને ઘણું જ ઉપયોગી છે.

**પારિભાષિક કોષ: પૂર્વાર્ધ:**—કર્તા: વિશ્વનાથ મગનલાલ ભટ્ટ. છપાવી પ્રસિદ્ધ કરનાર: ઉપર પ્રમાણે. કિમ્મત એક રૂપિયો.

આપણા લેખકોને ઘણા લાંબા વખતથી જણાયેલી ખોટ પૂરી પાડવાને આ પુસ્તક યોજ્યુ છે. તેમાં પારિભાષિક અંગ્રેજી શબ્દોના ગુજરાતી સમાનાર્થ શબ્દો છેલ્લાં પોણોસો વરસમાં જુદા જુદા લેખકોએ જે યોજેલા છે તે સંગૃહીત કર્યા છે. કોષના જેવા પુસ્તકમાં યોજના એ મુખ્ય વસ્તુ છે, અને અમને આ પુસ્તકની યોજના શાસ્ત્રીય તેટલી જ વાપરનારને સુગમ લાગી છે. નહિ યોજાયેલા સમાનાર્થ ગુજરાતી શબ્દો પણ તેમણે ગુજરાતીના પ્રસિદ્ધ લેખકો પાસેથી ખાસ મેળવી આમાં પ્રગટ કર્યા છે.

આ હજી પહેલો ભાગ છે, બીજો ભાગ પણ કર્તા સત્વર બહાર પાડે અને તેમાં તેઓ પરિભાષાના પ્રશ્નનું સામાન્ય વિવેચન કરે એમ ઇચ્છીએ છીએ.

કર્તાએ લીધેલા પરિશ્રમ માટે તેમને ધન્યવાદ ઘટે છે.

**પૌરાણિક કથા કોષ:**—કર્તા: ડાહ્યાભાઇ પીતાંબરદાસ દેરાસરી બૅરિસ્ટર–ઍટ–લૉ. છપાવી પ્રસિદ્ધ કરનાર: ઉપર મુજબ. કિંમત એક રૂપિયો.

આ કથા કોષનો ચોથો ખંડ છે. હજી પુસ્તક અધૂરૂં છે. બાકીનું પુસ્તક અને ઉપોદ્ઘાત પ્રસિદ્ધ થશે ત્યારે આની સમાલોચના કરી શકાશે.

**કવીશ્વર દલપતરામ હસ્તલિખિત પુસ્તક–સંગ્રહની સૂચિ:**—તૈયાર કરનાર: હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ, બી. એ. કિંમત દોઢ રૂપિયો.

ગુજરાતી પ્રાચીન કાવ્યોના અભ્યાસીને આ ગ્રંથ ઘણો જ ઉપયોગી છે. ગુજરાત

વર્નાક્યુલર સોસાઇટીને ૪૫૦ પ્રતો શ્રીયુત હીરાલાલ ત્રિભોવનદાસ પારેખે ભેટ કરી તેમાં બીજાં પુસ્તકો ઉમેરાઇ આ સંગ્રહ અત્યારે સારી સંખ્યાનો થયો છે. આવાં પુસ્તકોથી પુસ્તક સંશોધનના કામને ઘણી જ મદદ મળે છે.

પ્રાચીન ગુજરાતી ભાષાના ગ્રંથોનું સંપાદન પણ આ સંસ્થા કરાવે છે. અને તેવાં સંપાદનોના સારા નમૂના અત્યારે આપણી પાસે મોજૂદ છે. આ કામમાં ખતથી કામ કરનારનો વર્ગ ધીમે ધીમે વધતો જાય છે, તો સોસાઇટી અને તેવી બીજી સંસ્થાઓ આ હસ્તલિખિત ગ્રંથોમાંથી ઉપયોગી હોય તેવાનું સંપાદન કરાવશે એવી આશા રાખીએ છીએ. એ કામ થઇ જાય તો આપણા સાહિત્યનો પ્રામાણિક ઇતિહાસ પણ થઇ શકે.

**ગ્રંથ અને ગ્રંથકાર:**—તૈયાર કરનાર: ઉપર પ્રમાણે. કિમ્મત એક રૂપિયો.

આ ઉપયોગી પુસ્તક પણ એ જ લેખકની ખંતને આભારી છે. આપણી ભાષામાં આ પુસ્તકની ઘણી જરૂર હતી. પુસ્તક હજી સંપૂર્ણ છે એમ ન જ કહી શકાય. તેનું કારણ હાલનો રાજ્યપ્રકરણી ક્ષોભ ઘણે અંશે છે. પુસ્તક અપૂર્ણ રહેવાનું બીજું કારણ એ છે કે કેટલાક લેખકો તરફથી માહીતી મળી નથી. પૂજ્ય ગાંધીજી જેવા વિશે તો તેમનાં પુસ્તકો ઉપરથી માહીતી મેળવી શકાય પણ સામાન્ય રીતે આવા પુસ્તકની સફળતાનો આધાર માત્ર લેખકોના સહકાર ઉપર જ છે. અમે આશા રાખીએ છીએ કે બીજા લેખકો અને તેમના મિત્રો જોઈતી હકીકત પૂરી પાડી પુસ્તકને સંપૂર્ણ બનાવવા પ્રયત્ન કરશે.

**કાવ્ય–સાહિત્ય–મીમાંસા:**—સ્વ. રા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીકૃત. ગ્રથિત કરનાર: અ. ક. ત્રિવેદી ને બ્યો. જ. પાઠકજી. સોલ એજન્ટ ને પ્રકાશક. મો. ચુ. કોઠારી, પુસ્તક પ્રકાશક, રાવપુરા, વડોદરા. મૂલ્ય રૂા. ૧–૮–૦

આ પુસ્તકમાં સદ્‌ગત સાક્ષર શ્રી કમળાશંકરભાઇના કાવ્ય અને સાહિત્યની મીમાંસાના લેખો અને વ્યાખ્યાનો છે.

આપણી સાહિત્યવિવેચના ઘણે ભાગે અંગ્રેજી વિવેચનાને પગલે ચાલી છે. આપણા સ્નાતકોના મન ઉપર ઘડતર સમયમાં ઘણે ભાગે અંગ્રેજી સાહિત્ય વિવેચનના જ સંસ્કારો પડેલા હોય છે અને બહોળો લેખક વર્ગ તેમાંથી જ આવતો હોવાથી સ્વાભાવિક રીતે જ આપણી વિવેચના પણ એ માર્ગે ચાલે છે. સંસ્કૃત કાવ્યશાસ્ત્રોનો પરિચય થાય છે, પણ તે થોડાને જ અને પેલાના પ્રમાણમાં મોડો, અને સંસ્કૃત મૃત ભાષા ગણાતી હોવાથી, તેના સંસ્કારો જીવન્ત રહેતા નથી, અને વર્તમાન સાહિત્ય સમાલોચનામાં પ્રવૃત્ત થતા નથી. આમાં વાસ્તવિક દૃષ્ટિએ જોતાં ભાષા મૃત હોવાનો દોષ નથી, પણ શિક્ષણક્રમનો દોષ છે; એ જ અભ્યાસ ગુજરાતી દ્વારા યોગ્ય વયે થાય અને તેના સિદ્ધાન્તો વર્તમાન સાહિત્યના દાખલાથી શીખવામાં આવે તો વિવેચના એ રીતિ પણ ગ્રહણ કરે, અથવા પૂર્વ પશ્ચિમ બન્ને રીતિઓના કોઈ સમન્વય ઉપર ચાલે, જે ખરેખરો ઇષ્ટ માર્ગ છે. યુરોપનાં કાવ્યશાસ્ત્રો પણ મૃત ભાષામાં જ છે, પણ વધારે સારા શિક્ષણથી હજી સુધી જીવન્ત રહ્યાં છે.

આપણા સાહિત્યમાં પણ વિવેચનાનો સ્વતંત્ર વિચાર કરતાં સદ્‌ગત રમણભાઇએ આપણાં પ્રાચીન કાવ્યશાસ્ત્રોનો ઉપયોગ કર્યો છે. પણ તેમની વિવેચનામાં પ્રાધાન્ય હમેશાં પાશ્ચાત્ય વિચારોનું રહ્યું છે. આપણાં કાવ્યશાસ્ત્રની પ્રધાન દૃષ્ટિ રાખીને લખેલા વિવેચનલેખો આપણે સદ્‌ગત કમળાશંકરભાઇનાં લખાણોમાં જોઇ શકીએ છીએ.

સદ્‌ગતે, આમુખમાં શ્રીયુત ઓમેશચંદ્ર પાઠકજીએ બતાવ્યું છે તેમ, કાવ્યશાસ્ત્રોનો સારો અભ્યાસ કર્યો હતો. તેમણે એકાવલિ, પ્રતાપરુદ્રીય અને ભામહના કાવ્યશાસ્ત્રનું સમર્થ સંપાદન કર્યું છે, અને તે સિવાયના કાવ્ય પ્રકાશ રસગંગાધર વગેરે ગ્રન્થોનું પણ તેમને સહજ પ્રભુત્વ હતું તેથી, કાવ્ય સંબંધી લેખો લખતાં સ્વાભાવિક રીતે જ તેમની કલમમાંથી આપણા પ્રાચીન વિવેચકોના અમર સિદ્ધાન્તો નીતરેલા છે. સદ્‌ગત ઘણા સમય સુધી 'ગુજરાત શાળા પત્ર'ના તંત્રી હતા અને તેને અંગે તથા એક પ્રસિદ્ધ સાક્ષર હતા તેથી તેમને વખતોવખત લેખો લખવાના પ્રસંગો આવતા. તેમણે આપણાં પ્રાચીન કાવ્યશાસ્ત્રોમાંથી ઉદ્‌ભવતી અનેક દૃષ્ટિએ લેખો લખેલા છે.

આ પુસ્તકમાં ભાષાના બંધારણ વિશે તથા વ્યાકરણ વિષયના પણ લેખો સાથે મૂકયા છે. કોઇ વાંધો લે કે સાહિત્ય વિવેચના ભેગા આવા લેખોને સ્થાન નથી. પણ એ ખોટું છે. સદ્‌ગત રમણભાઈના પણ ભાષા-વિષયક લેખો "કવિતા અને સાહિત્ય"ના પુસ્તકમાં જ સંગ્રહાયા છે અને કાવ્યને અંગે ભાષાશુદ્ધિની અને વ્યાકરણની ચર્ચા એ તો આપણી પરંપરામાં પ્રસિદ્ધ છે. અંગ્રેજી વ્યાકરણોમાં પણ પિંગલ અને અલંકારોની ચર્ચા આવે છે. પણ કાવ્ય સાથે વ્યાકરણનો વિચાર કરવામાં એક રહસ્ય રહેલું છે. કાવ્ય એ ભાષાનું સર્વથી વધારે જીવન્ત સ્વરૂપ છે. ભાષામાં રહેલાં સૂક્ષ્મ બળો કાવ્યમાં જ બરાબર જણાય. શબ્દશક્તિનો અભ્યાસ કાવ્ય તેમજ વ્યાકરણ બન્નેને અંગે આપણે કરીએ છીએ. એટલે કાવ્ય અને વ્યાકરણના લેખોનો યોગ કોઇ રીતે ખોટો નથી, ઊલટો પરસ્પર ઉપકારક છે. ભાષાની શક્તિ નહિ જાણવાથી જ આપણા કેટલાક ઉછરતા કવિતા-લેખકો ઘણીવાર ઉપહસનીય પ્રયોગો કરવા દોરાય છે.

લેખો અંતરે અંતરે લખેલા છે, એટલે ઘણી જગાએ એકની એક વાતનું પુનરાવર્તન જણાશે. પણ આવાં પુનરાવર્તનો તો અભ્યાસમાં ઊલટાં ઉપકારક થવા સંભવ છે.

ગુજરાતી ભાષામાં જેમણે વિચારો કરતાં અને લખતાં શીખવું હોય તેમણે આ પુસ્તક અવશ્ય વાંચવું જોઇએ.

**હિંદ પર્યટનઃ**—કર્તા અને પ્રકાશકઃ મણિલાલ જગજીવન દ્વિવેદી, વિવિધ કળા મંદિરની સામે, કોઠી, વડોદરા. કીંમત રૂ. ૩-૮-૦

ગુજરાતી ભાષામાં પર્યટન સાહિત્ય ઘણું ઓછું છે તેમાં આ એક સારો ઉમેરો છે. કર્તાએ જુદે જુદે વખતે જાતે મુસાફરી કરીને આ લખેલું છે. દરેક દેશ કે પ્રાંતના માણસો અને ત્યાંના ધંધા રોજગાર તથા સામાજિક સ્થિતિ વિશે પણ આમાં ધ્યાન છે. પુસ્તકમાં કેટલાક ફોટાઓ પણ આપેલા છે જેથી કેટલાંક દૃશ્યો તાદૃશ જોવા મળે છે. તે ઉપરાંત એક હિંદુસ્તાનનો નકશો આપેલો છે. પુસ્તક કોઇ ખાસ નવી જ કે સાહિત્યની દૃષ્ટિએ લખાયું નથી પણ જે વ્યવહાર બુદ્ધિ દરેક ગુજરાતીમાં સામાન્ય છે, તેને સ્પષ્ટ રાખી લખેલું છે અને તેથી પુસ્તક આડંબર વિના સામાન્ય વાંચનારને ઉપયોગી થયું છે. આપણા વેપાર-સાહસિક ગુજરાતીને તેમજ પર્યટન શોખીન ગુજરાતીને આમાં ઘણું જાણવાનું મળે તેમ છે.

**બારડોલીની હિજરતઃ**—લેખકઃ ગિજુભાઇ. સંચાલક અને પ્રકાશકઃ રણછોડજી કેસુરભાઇ મીસ્ત્રી. પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ. કિંમત વાર્ષિક ફાળે ૦-૨-૦, છૂટક ૦-૨-૬.

પુસ્તકનો પરિચય તેના સરલ નિવેદનમાંથી યોગ્ય રીતે કરાવી શકાય તેમ છે. ગિજુભાઇ લખે

છે: "શિક્ષણનો મુલક છોડ્યો ને બારડોલી ને જલાલપુરના હિજરતી મુલકમાં આવ્યો. મારી નરી આંખે જે મેં જોયું, મારે કાને જે સાંભળ્યું, મારા અંતરમાં જે અનુભવ્યું તે બધું મારે મન અદ્ભુત લાગ્યું. તેથી દુનિયા આગળ તે મૂકવા લલચાયો છું."

આ શિક્ષણશાસ્ત્રીએ અનુભવેલી આ રાજપ્રકરણી હકીકત દરેકે વાંચવા લાયક છે.

**અન્ય દેશોમાં અસહકાર:**—ભાષાન્તર કર્તા: સૌ. રમીબાઇ મોરારજી કામદાર. પ્રકાશિકા: સૌ. ઉર્મિલા મહેતા. મૂલ્ય ૬ આના.

વર્તમાન રાજ્યપ્રકરણી લડતનું એક વિશિષ્ટ અંગ એ છે કે હિંદની બહેનોએ પણ તેમાં ભાગ લીધો છે. આ પુસ્તક આ અદ્ભુત આંદોલનનું જ એક આનુષંગિક ફળ છે. કર્તા સૌ. રમીબાઇ પુસ્તક લખી જેલમાં ગયાં છે, તે હકીકત પ્રકાશકે નોંધી છે. પણ આપણે સૌ જાણીએ છીએ કે પ્રકાશક બહેન સૌ. ઉર્મિલા મહેતા પણ પછી જેલમાં ગયાં છે. અસહકાર માત્ર નૈતિક વ્યવહારનું શાસ્ત્ર નથી પણ રાજ્યપ્રકરણમાં પણ સફળ ઊતરે એ વાત અહીં ઇતિહાસના દાખલા આપી બતાવેલી છે. ભાષાન્તર સુવાચ્ય થયું છે.

અત્યારે આવા પુસ્તકની ભલામણ કરવાની પણ જરૂર ન જોઇએ.

**રાનીપરજમાં રેંટિયો:**—સંવત ૧૯૮૪ નું નિવેદન સ્વરાજ આશ્રમ સંઘ, બારડોલી. રેંટિયાની કાર્યશક્તિનો આ એક સફળ અખતરો છે.

**પાટણકર કાવ્ય-મંજરી ભાગ ૨ જો:**—લેખક અને પ્રકાશક: ધરમપુર સ્ટેટ રાજકવિ ભોગીલાલ રતનચંદ વોરા, રતનપોળ પીપળાવાળો ખાંચો, અમદાવાદ. કીંમત રૂ. ૧-૪-૦

**તકલી:**—લેખક તથા પ્રકાશક: રસિક ચુનીલાલ ભાયાણી, ૪૦, નવી હનુમાન ગલી મુંબઇ ૨. તકલીના ઉપયોગ સંબંધી માહીતી અને આંકડા ચિત્રો સાથે આપેલા છે.

**સ્ટવના અકસ્માતથી કેમ બચવું:**—લેખિકા: દિવાળીબાઇ રાઠોડ. પ્રકાશક: પંડિત નારાયણ મૂળજી પુસ્તકાલય, ૨૨૯ કાલબાદેવી રોડ, ઝવેરબાગ મુંબઇ નં. ૨. મૂલ્ય ચાર આના.

સ્ટવે અનેક ગુજરાતી બહેનોના ભોગ લીધા છે. તેનું કારણ માત્ર સ્ટવના ઉપયોગની ગેરમાહીતી અને પૂરતી સંભાળનો અભાવ. એવી સ્થિતિમાં આ નાનું પુસ્તક ઘણું જ ઉપયોગી છે. પુસ્તકમાં જોઇતા ચિત્રો પણ આપેલાં છે. પુસ્તકના પ્રમાણમાં કિંમત ઘણી ઓછી છે, અને સ્ટવ વાપરનાર આટલી કિંમત જરૂર ખરચી શકે. દરેક ગુજરાતી બહેને આ ચોપડી વાંચી જવી જોઇએ.

**નિરંજન ગીતા:**—લેખક: ચુનીલાલ ત્રિભુવનદાસ ભાયાણી. કીંમત રૂપીઓ એક. કર્મ ભક્તિ જ્ઞાન વગેરે ઉપર નાનું કાવ્ય.

આવે તો **[illegible]स्तोत्रम्** ( सटिप्पणम् ) આ સંસ્કૃત સ્તોત્ર શ્રી તપોવન સ્વામીએ - બને પંડિત શ્રી વલ્લભરામ વિશ્વનાથે પ્રકાશિત કરેલું છે. મૂલ્ય ૧૦ આના.

નાગરિક (ત્રૈમાસિક):—તંત્રીઓ: ચન્દ્રશંકર બુચ, ડોલરરાય માંકડ, હોસ્પીટલ રોડ કાંપો. વાર્ષિક લવાજમ રૂ. ૩-૦-૦ છુટક નકલ રૂ. ૧-૦-૦. વર્ષ ૬ ઠ્ઠાના માર્ચ ચરણનો પ્રાન્ત અમને જોવા મોકલ્યો છે. નાગરિકે ૭ વરસમાં સારી પ્રગતિ કરી છે. તેના લેખો વિચારોનું રહ્યું છ.પર્વક લખાય છે. અમે તેને હૃદયપૂર્વક આવકાર આપીએ છીએ અને આપણે સદ્‌ગત કમળાશંક.

## સ્વરાજયાત્રા

સ્વરાજયાત્રાનું એક થાનક આવી પહોંચ્યું છે. આ થાનકે પહોંચતાં લગભગ એક વર્ષ આપણને લાગ્યું છે. ગાંધી-અરવિન કરાર આ યાત્રાનું પ્રથમ વિરામચિહ્ન બન્યું છે. અરવિને ગાંધીને એક વર્ષ પહેલાં આપેલો પ્રત્યુત્તર આ યાત્રાનું પ્રસ્થાનચિહ્ન હતું.

બ્રીટીશ સામ્રાજ્યના પ્રતિનિધિ પાસે પશુબળનો પાર નથી. તેની પાસે મોટાં મોટાં લશ્કરો છે, પશુના જેવું વશવર્તી નોકરતન્ત્ર છે. આ બધા બળનો એ સરકારે થાય તેટલો ઉપયોગ કર્યો. સરકારનો હેતુ પ્રજાને દબાવવાનો, ભયભીત કરવાનો હતો. આ હેતુમાં સરકાર લગભગ નિષ્ફળ થઇ! જેલ, લાઠી, અત્યાચાર, અને લશ્કરનો ઉપયોગ થઇ શકે એવા પ્રસંગો ઉત્પન્ન કરવાના પ્રયત્ન, અને પેશાવર, શોલાપુર આદિમાં લશ્કરનો ઉપયોગ, અને પ્રજા જેને નિર્દોષ માને છે એવા શોલાપુરના ચાર નાગરિકોને ફાંસી-આમાંની કોઇ પણ ચીજ પ્રજાને દબાવી શકી નથી. સ્થિતિ ઉત્તરોત્તર વિકટ થતી હતી, અને અહિંસક, અશસ્ત્ર પ્રજાને હિમાલયથી તે કેપ-કોમોરીન સુધી લશ્કરી હિંસાનો ભોગ કરવાનો જ વિકલ્પ સરકાર પાસે રહ્યો હતો.

આજના યુગમાં હિંદુસ્તાન ઉપર આવો પ્રયોગ અસંભવિત છે એ બ્રીટીશ મુત્સદ્દીઓ જોઇ શક્યા તે માટે ઇશ્વરનો ઉપકાર!

ગાંધીજી પાસે આધ્યાત્મિક બળ અને એ બળથી ઉત્પન્ન થયેલા લોકબળનો પાર નથી. વાઇસરૉયને પોતાના બળની જે હિસાબી ખાત્રી હતી તે ગાંધીજીને ન હોય. પણ તેમને અંતરાત્માની ખાત્રી હતી જેની ઊણપ વાઇસરૉય પાસે ઘણી હોવી જોઇએ. ગાંધીજીના આ બળે ભારતવર્ષનાં અંધિયાર પાણી કેવી રીતે મુક્ત કર્યાં તે અન્યત્ર કહ્યું છે.

પ્રજાએ મહાસભાના ફરમાનને માન આપી ચાલુ સરકારની સત્તા સ્વીકારવાની ના પાડી. મીઠાનાં કાયદાનો ભંગ એક અન્યાયી કાયદાનો ભંગ હતો, ઉપરાંત તેમાં બ્રીટીશ સરકારની સત્તાના અસ્વીકારની 'નૈતિકચેષ્ટા'-(moral gesture) હતી.

સરકારે પોતાની સત્તા પ્રજા પાસે બળજોરીથી સ્વીકારાવા માટે અથાગ પ્રયત્ન કર્યો; પ્રજામતને માન નહિ આપવાની અડગ હઠિલાઇ બતાવી.

અરસામાં શ્રી. સપ્રુ અને જયકરે ગાંધીજી, મોતીલાલ નહેરૂ, જવાહરલાલ નહેરૂ આદિ સાથે અકાલે સમાધાનીના પ્રયત્ન આદર્યા. લોકના પ્રતિનિધિઓએ પોતાની ઓછામાં ઓછી માગણી રજુ કરી. હિંદી સરકારને અથવા તેની નોકરશાહીને તે સમયે ઘણી ઘણી આશાઓ હતી; હજુ પણ તેઓ મહાસભાની હયાતીની ઉપેક્ષા કરવા સજ્જ હતા.

લંડનમાં ગોળમેજી પરિષદ ભરાઇ. સમર્થ ભાષણો થયાં! બંધારણના રૂપની ચર્ચા થઇ! સંરક્ષણો ઉપર ભાર મૂકવામાં આવ્યો! પણ આ વિવિધ સૂરોમાં એક સૂર વ્યાપક હતો:

**મહાસભા વિના ગોળમેજી પરિષદના કામને બીજું કોઈ બહાલી આપી શકે તેમ નથી. યરવડાના કેદીની અનુમતિ વિના કોઈ પણ રાજતંત્ર હિંદમાં ચાલી શકે તેમ નથી.**

બ્રીટનને આ સમજાવ્યું એ ગોળમેજી પરિષદની મોટામાં મોટી સેવા! હિંદી હજુરીની (અને હજુરિયાઓની પણ) આ મોટામાં મોટી સેવા!

મહાસભાની પરોક્ષ હાજરીએ બ્રીટીશ મુત્સદ્દીઓનો હૃદયપલટો કર્યો! મહાસભાના બળનો વિલાયતના મુત્સદ્દીઓને ખ્યાલ ન આવ્યો હોત, વિલાયતના મુત્સદ્દીઓએ હિંદી સરકારના પખવાડિયા અહેવાલો ઉપર જ કેવળ આધાર રાખ્યો હોત, તો આ યાત્રાનું અત્યારે કેવું સ્વરૂપ હોત તે કલ્પવાની હિંમત ચાલતી નથી.

પરિણામે સરકારે ગાંધીજી અને બીજા મહાસભાના નેતાઓને બીનશરતે છૂટા કર્યા. પ્રજાનો એ મોટામાં મોટો વિજય! પ્રજા સરકારને તેની ભૂલ સમજાવી શકી, પોતાનો મત સાંભળવાની તેને ફરજ પડી.

મી. બેન તેમનાં ભાષણોમાં ગમે તે કહે, બહારના આચારનું રૂપ ગમે તેવું હોય,-પણ આ બનાવનો એક જ અર્થ ઇતિહાસકાર નોંધશે: જે સંસ્થા અને જે માણસ હિંદના બંધારણને

બહાલી આપવાની સત્તા ધરાવે છે તેની સાથે વાત કરવાની સરકારને ફરજ પડી !

આ જ પ્રસંગે હિંદની માગણી સમર્થ રીતે રજુ કરે એવા તેનો ઓજસ્વી વકીલ અવસાન પામ્યો. ઈશ્વર જાણે ગાંધીજીની ખૂબ કસોટી કરવા માગતો હોય તેમ અસહકારના પ્રારંભના કટોકટીના પ્રસંગે ટિળક અવસાન પામ્યા; વાઇસરૉય સાથે તહ કરવાના પ્રસંગે મોતીલાલજી અવસાન પામ્યા.

ગાંધીજી અને અરવિનની વાટાઘાટ ચાલી. આ વાટાઘાટનો સાચો અને રહસ્યપૂર્ણ ઇતિહાસ તો મહાદેવભાઇ જેવા કોઇ જ્યારે લખશે ત્યારે પ્રજા જાણશે. આ વાટાઘાટના પરિણામે તહકુબીનો ગાંધી-અરવિન કરાર પ્રસિદ્ધ થયો.

આ કરાર પ્રથમ વાંચતાં તો લડાઇએ ચડેલી પ્રજાને આઘાત થયો આનાં બે કારણો અમને સમજાય છે: એક તો લડાઇથી ટેવાઇ ગયેલા લોકમાનસને મૂળની સ્થિતિ ઉપર આવતાં શ્રમ પડતો હતો, અને બીજું, કરાર કાયદાની પરિભાષામાં લખાયો છે.

પણ ગાંધીજીએ અને શ્રી. રાજગોપાલાચાર્યે તેનું ભાષ્ય કર્યા પછી અસંતોષનું કાંઈ કારણ રહેતું નથી.

અમારી દૃષ્ટિએ આ કરાર વિષે ત્રણ બાબતો ખાસ ધ્યાનમા રાખવા જેવી છે. એક એ કે આ તહકુબીનો કરાર છે—લડત મુલતવી રાખવાનો કરાર છે, લડત બંધ કરવાનો કરાર નથી. લડત બંધ તો સ્વરાજધામની પ્રાપ્તિથી થાય. કહો કે આ કરારથી લડતનું રૂપ બદલાયુ છે.

બીજું એ કે ગરીબ પ્રજા માટે મીઠાના કાયદાની જે ક્રૂરતા હતી તે આથી દૂર થઇ છે. મીઠાના કાયદાનો ભંગ સાર્થક થયો છે બીનજકાતી મીઠું ઉપાડવા પ્રજાએ જે સંકટ વેઠ્યુ તે મીઠા પૂરતુ તો સાર્થક થયુ છે

ત્રિજ્યા મોકલ્યો છે. ધારણમાં જવાબદારીનુ વિચારોનું રહ્યું છે. પર્વક લખાય સંરક્ષણો હિંદના આપણે ગદ્દગન કમળાશંકર પડે આપણે

આ શરતોએ મહાસભા ગોળમેજી પરિ[ષદમાં] જાય એમાં માન છે. મહાસભા પોતાનું પૂ[ર્ણ] સ્વરાજ્યનું ધ્યેય તેમાં રજુ કરી શકશે-એટલે કે તે ધ્યેયને મૂર્ત કરતુ બંધારણ ઘડવાનો પ્રયત્ન કરી શકશે. આવું બંધારણ ઘડવામાં બ્રીટીશ સરકાર તરફથી અન્તરાયો નાંખવામાં આવશે તો મહાસભાનો માર્ગ સ્પષ્ટ છે

પણ આવું બંધારણ ઘડવામા હિંદુસ્તાન તરફથી જે વિઘ્નો ઊભાં થાય એવાં છે તેનો વિચાર કરવા જોઇએ. આમાં બે વિઘ્નો બહુ ભાર[ે] છેઃ એક તો હિંદુ-મુસલીમ અને બીજી કોમોની સમાધાની. આ તકરાવતો અને ઝગડાઓ મ[ાં] મૂળ જવાબદારી કોની છે એ ચર્ચવાનું આ સ્થળ નથી પણ એટલુ તો ચોક્કસ છે કે હિંદુઓ, મુસલમાનો અને બીજી કોમો એ[ક] અવાજે અમુક જાતનું બંધારણ ન માગે ત[્યાં] સુધી સામો પક્ષ હિંદુસ્તાનને જોઇતુ બંધારણ આપવા સામે ઘણી દલીલો કરી શકે એટલે આપણુ પ્રથમ કાર્ય આ વિકટ દિશામાં છે. [આ] દિશામાં જો આપણે ઐકય સાધીએ તો પરિષદ અને તેમાં ન ફળીએ તો પછીની લડતમાં બહુ સાધી શકીએ

બીજુ વિઘ્ન સંસ્થાનના રાજાઓનુ છે ગાંધીજીએ કહ્યું છે તે પ્રમાણે એક બાજુ જોહુકમી રાજાઓનું તત્ત્વ અને બીજી બાજુ શુદ્ધ પ્રજાસત્તાક તત્ત્વ જો સમવાયમાં ભેગાં થાય તો જરૂર ધડાકો થાય. આથી રાજાઓ કાલધર્મ સમજવો રહ્યો. હવે રાજાઓનો [સમય] નથી, લોકની એક વ્યક્તિ થવામાં [શોભા] છે ! આ તત્ત્વ સમજી તેઓ સાચી રીતે [રાષ્ટ્ર]તીય સમવાયમાં જોડાય તો સાચો ભારતીય સંસ્થાન-સમવાય થાય.

પણ સ્વરાજ્યયાત્રાના આ પહેલા ... ઊભા રહી અત્યાર સુધીની યાત્રાનું સૌથી ... રહસ્ય વિચારીએ તો તે મહાસભા તરફ[ની] વફાદારી છે. મહાસભાનું ધ્યેય સત્ય [અને] અહિંસાના માર્ગે પૂર્ણ સ્વરાજ પ્રાપ્ત કરવું છે. આ ધ્યેયને અનુસરી મહાસભા જે ફરમાન કરે તે વફાદારીથી પ્રજા પાળે તો સ્વરાજ્યનું વિજયપ્રસ્થાન છે તેમાં શંકા નથી

તા. ૧૮-૩-૩૧

卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૧૧ ચૈત્ર : ૧૯૮૭ અંક ૬

# સોમનાથનાં દર્શન

( પૃથ્વી )

વિવર્ણ રવિ ઊતરે મલિન ભાસતી પશ્ચિમે,
રજોર્ટો સઘળી દિશા અનિલ અટ્ટહાસે હસે,
તરંગગણતાંડવે ક્ષુભિત સિન્ધુ આજે દિસે,
નિહાળું શું હું સોમનાથતણી ચંડ મૂર્તિ દગે ?

અનેક ઋતુચક્રના ખર્મોખમી ઘસારા અને
પડ્યા વિખરી, જે, અહિં હૃદયભેદતા શેષ એ-
પુરાતન પ્રસિદ્ધિના; પ્રગટભેદ પાષાણમાં-
નિહાળું કર કારમા, વિકૃતબુદ્ધિ ધર્માંધના.

ન રોષ, નહિં દ્વેષ વા હૃદયમાંહિં એને વિશે;
પડયું પતનશીલ જે; વદુ ન શબ્દ ધિક્કારના;
છતાંય અકળાવતો વિષમ ક્ષોભ કૈં આત્મને.
" કુટુમ્બ પરમેશનું અખિલ વિશ્વ " એ ભાવના,
વિધર્મક્ષમતા જતાં વિપથસંચરી બુદ્ધિ એ-
ગઇ વિસરી, વા કદી નહિં જ પ્રાપ્ત યે એહને.

બને ન અસિધાર તો કદિય ધર્મસંસ્થાપિકા;
શમે તિમિરસૃષ્ટિ જો પ્રગટ જ્ઞાનની દીપિકા;
ઉકેલું ઇતિહાસના કરુણ શબ્દ હું આ સમે,
વિલોકું બહુ પૃષ્ઠ હું લિખિત રક્તની લેખણે;
વિચારું, બનું દીન હું, સમજું માનવી મૂઢતા;
નમું નમું અનેકશઃ, પ્રભુ ! શું અર્પશો ના ક્ષમા ?
અનેક ઋતુચક્રના હજી પ્રહાર અહિં થશે,
અનેક ઇતિહાસના વિલય અક્ષરો પામશે;
તરંગકર ફેંકતો અમરવાણ અંભોનિધિ
મનુષ્યમતિમૌર્ખ્યના સતત શબ્દ ઉચ્ચારશે.

સુંદરજી ગો. બેટાઇ

# એક હઠપ્રયોગ

## એકાંકી પ્રહસન

બૅરિસ્ટર વલ્લભદાસ : પિતા
માનકુંવર : માતા
વનવેલી : પુત્રી
પ્રો. જગદીશ : જમાઇ
મનસુખ : નોકર
મોતી : નોકરડી

### ચિત્ર પહેલું

[ સુધારામાં આગળ વધેલા ગણાતા બૅરિસ્ટર વલ્લભદાસે પોતાની પુત્રી વનવેલીનું પ્રૉફેસર જગદીશ સાથે લગ્ન કર્યાને હજી એક માસ પૂરો થયો નથી. વનવેલીનો આજે જન્મદિન છે. પ્રૉફેસર જગદીશે સુધરેલી ઢબે સસરા-સાસુને એ પ્રસંગે આશીર્વાદ આપવા નિમંત્ર્યાં છે. ]

[ રાતના આઠ વાગ્યા છે. રસોડાના બહારના ચોકમાં મોતી રંગોળી પૂરે છે. મનસુખ એક સુંદર ધૂપદાનમાં અગરબત્તી સળગાવે છે. બાજુમાં એક મોટા થાળમાં રંગોળી વચ્ચે કલાત્મક રીતે ગોઠવવાનાં રંગ બેરંગી ફૂલ પડયાં છે. ]

મનસુખ : ( અગરબત્તી સળગાવતો લહેરથી સીટી વગાડે છે. )

મોતી : ( રંગોળી પૂરતાં કોઇ જૂના લોકગીતની માનીતી કડી વારંવાર ગણગણે છે. )

મનસુખ : ( થોડી વારે ) મોતી, આ બાજુ તો રંગોળી પૂરી નાખી ને? તો હું અહીં ફૂલ ગોઠવવા માંડું?

મોતી : ( પૂરવામાંથી ઊંચે જોઇ ) હા, ગોઠવવા માંડને—આપણે અરધા કલાકમાં તો પૂરૂં કરવાનું છે.

મનસુખ : માટે તો બધે રંગોળી પુરાઇ રહે એ પહેલાં ફૂલ ગોઠવવાનું હું શરુ કરું છું.

( બન્ને અબોલ રહી ફરીથી કામમાં પડે છે. )

( થોડી વારે રંગોળી બધે પુરાઈ રહે છે. )

મોતી : કેટલું બાકી રહ્યું? લાવ જોઉં બાકીનાં ફૂલો. જ્યાં બાકી રહ્યાં હોય ત્યાં હું ગોઠવી દઉં. તું તારે છુટો હવે.

મનસુખ : ( ઊભો થઇ થાળ આપે છે ) ભલે, તું ગોઠવ.

મનસુખ : ( બાકીની બધી ગોઠવણ તરફ જોઇ સંતોષથી ) હાશ, ભગવાન, નિરાંત થઇ.

મોતી : ( ફૂલ ગોઠવી ઊભી થતાં ) હા.

મનસુખ : શું કહે છે?

મોતી : કાંઇ નહિ. એ તો મેં કહ્યું 'હા!'

મનસુખ : એમ નહિ. તારે પણ એવું બોલવું જોઇએ.

મોતી : કેવું?

મનસુખ : હાશ, ભગવાન, નિરાંત થઇ.

**મોતી :** ( આશ્ચર્યથી ) કેમ ?

**મનસુખ :** કારણ કે આપણે એવું જ બોલવું જોઇએ.

**મોતી :** આવું વળી ક્યાંથી લાવ્યો ?

**મનસુખ :** એમાં નવું શું છે ? કોઇ પણ કામ પૂરુ થયે આપણે આત્મસંતોષથી નથી કહેતા કે, 'ચાલો આ પૂરું થયું.' અથવા 'ચાલો ગગા ન્હાયા.' તેવું જ આ છે.

**મોતી :** ( હસે છે ) પણ એનો કાંઇ અર્થ નથી.

**મનસુખ :** નથી કેમ, તું શું જાણે ? કોઇ પણ કામ પૂરુ થયે આમ કહેવું એ એક ધાર્મિક ... ...

**મોતી :** ( વધારે હસે છે ) ઓ...હો ! ધરમની પૂછડી દેખુ તમે તો ?

**મનસુખ :** ( ગભીર બની ) મોતી, તું મને હસવામાં કાઢે છે પણ હું તને ખરુ કહું છું કે આપણે દરેક પ્રસંગે રામનામ લેવું જોઇએ. અને આમાં રામનામ વિના બીજું છે શું ? ગાંડી ન થા. આમ બોલ જોઉં: 'હાશ, ભગવાન, નિરાંત થઇ.'

**મોતી :** ( ઠડાઇથી ) હું તો કાંઇ નથી કહેતી.

**મનસુખ :** ચાલ, મારે ખાતર તો કહીશ ને ?

**મોતી :** અ હં, એવું તે કોણ કહે ?

**મનસુખ :** ( ગરમ થતાં ) હું કહું છું તો પણ તુ નહિ બોલે ?

**મોતી :** ( ચિડાઇને ) ના, નથી કહેતી જા.

**મનસુખ :** જો હાં, મોતી, મારી સાથે આવું નહિ ચાલે. હુ જે કહું તે તારે કરવું પડશે.

**મોતી :** તુ જે કહે તે કરવા હું કાંઈ બંધાયલી નથી. મારે કરવું હશે તો કરીશ, અને નહિ કરવું હોય ત્યારે નહિ કરું. રામજ્યો ?

**મનસુખ :** ( જરા નરમ બની ) પણ મોતી, આમ આડુ શું પાડે છે ! હું તને એમાં ક્યાં હુકમ કરુ છું ? હું તો માત્ર વિનંતિ કરુ છું ! આ તો મને સારું લાગે એટલા ખાતર તારે કહેવાનું છે. ચાલ, બોલ જોઉં ?

**મોતી :** આડુ ન પાડે તો શું કરે ? આવું ગાંડા જેવું બોલાવવાની તે વળી જીદ શી કરવી ? મારે નથી બોલવું તે નહિ બોલું.

**મન :** ( તોછડાઇથી ) મોતી, માને છે કે નહિ ? તારે બોલવું જ પડશે. મારો હુકમ છે.

**મોતી :** ( મનમાં ) પીટચો હજી પરણ્યો નથી તે પહેલાં આટલી અમલદારી કરે છે તો પછી તો કોણ જાણે શું યે કરશે ? ( પ્રકટ ) ખરેખર, બોલવું જ પડશે ?

**મન :** તુ હસવામાં ન કાઢ. હું તને સાચું જ કહું છું કે તારે બોલવું જ પડશે.

**મોતી :** ( તોરમાં ) એમ ? બોલવું જ પડશે ? નાજી, નહિ બોલાય.

**મન :** ( બમણા ગુસ્સાથી ) મોતી, હું તને વિનંતિ કરું છું કે બોલ.

**મોતી :** ( ઉશ્કેરાઇને ) તને એક વાર કહ્યું ને ? મારે નથી બોલવું.

**મન :** આ છેલ્લી વાર તને કહું છું કે બોલ : 'હાશ, ભગવાન, નિરાંત થઈ.'

**મોતી :** પણ તને છેલ્લી વાર કહું છું કે મારે નથી બોલવું, નથી બોલવું, નથી બોલવું.

**મન :** ( એકદમ મોતી પાસે ધસી આવી ) એટલે તુ તારી જીદ નહિ છોડે એમ ?

**મોતી** : ના.

**મન** : ઠીક ત્યારે, હવે લેતી જા (મોતીના હાથની આંગળીઓ જોરથી દબાવે છે)

**મોતી** : (દુઃખથી) ઓ.... ઓ.... છોડ.

**મન** : બોલ ત્યારે મેં કહ્યું એ.

**મોતી** : ના, ના. ઓ...ઓ... મરી ગઇ.

**મન** : બોલ, બોલ, બોલી દે એટલે તું છુટ્ટી.

**મોતી** : (એક ઝટકાથી તેનો હાથ છોડાવી દૂર ઊભી રહે છે. તેની આંખમાંથી અંગારા ઝરે છે) મારા પર બળાત્કાર! મુઆ બાયલા! જા નથી કહેતી. થાય તે કર. (ચાલી જાય છે.)

**મન** : ઠીક, તો હવે તારે ને મારે રામ રામ.

**મોતી** : (સાંભળીને એક તિરસ્કારભરી દૃષ્ટિ નાખી ચાલી જાય છે)

**મન** : (તેની આગળ આવી ઊભો રહે છે) મોતી, બસ, આટલામાં જ આવું કે? તું આમ જ મારી સાથે લગ્ન કરવાની હતી કે?

**મોતી** : તારી ગુલામડી થવા રાજી હોય તેની સાથે લગ્ન કરજે. હું તારી ગુલામ થવા નથી માગતી. (ચાલી જાય છે.)

**મન** : (સ્વગત) સાલાં બૈરાંની જાત જ અડિયલ અને જીદ્દી! જરા જેટલી વાતનું વતેસર કરી નાખે? અત્યારે મેં એને મારી નાખી હોત તો પણ એ બોલી ન હોત.

જગદીશ : (અત્યાર સુધી આ સાંભળી રહેલા હસતા હસતા બહાર આવે છે) હવે બોલે કે ન બોલે પણ હમણાં તો એ બિચારીને જીવવા દે. વળી આગળ ઉપર જોઇ લેવાશે.

**મન** : (જરા શરમીંદો બની) સાહેબ, આપે બધું સાંભળ્યું હશે!

જગ : (ખડખડાટ હસી પડી) ખરેખર એ છોકરી જરા જીદ્દી છે.

**મન** : ના સાહેબ, આટલા વરસથી અમે સાથે રહીએ છીએ પણ અમારે કોઇ વાર આવો કજિયો થયો નથી. આજે કોણ જાણે એના મગજમાં શું યે ભૂત ભરાયું છે તે આટલી આડાઇ કરે છે!

જગ : સ્ત્રીઓનાં ભેજાંમાં કયે વખતે શું ભરાશે એનું કઇ ઠેકાણું છે? ઠીક હવે એ તો. આજની બધી તૈયારી થઇ ગઇ? કલોઇને ત્યાંથી સામાન લાવવાનો હજી બાકી જ હશે–જો તપાસ કર તો.

**મન** : જી. (જાય છે) (જતાં જતાં સ્વગત) ગમે તેમ થાય એને બોલાવું ત્યારે જ ખરો.

## ચિત્ર બીજું

જગ : ( તેના તરફ મજાકભરી રીતે હસતાં ) વારુ, હું તને બોલાવીશ પછીથી.
( મનસુખ જાય છે )

વન : કેમ હસતા'તા ?

જગ : અરે હા, એ તો તને કહેવાનું જ ભૂલી ગયો. જાણે વાત એમ બની, કે હું નીચેના ચોકમાં બધુ બરાબર ગોઠવાયું છે કે નહિ તે જોવા માટે ગયો. ત્યાં મનસુખ અને મોતી વચ્ચે કાંઇક ચકમક જેવું લાગ્યું એટલે સાંભળવા માટે અંદરના ઓરડામાં ઊભો રહ્યો. મનસુખે ચોકમાં બધું બરાબર ગોઠવાયલું જોઇ કહ્યું કે ' હાશ, ભગવાન, નિરાંત થઇ.' હવે એણે મોતીને પણ એ પ્રમાણે બોલવા કહ્યું.

વન : કેવું વિચિત્ર !

જગ : મોતીએ એનુ કહેવુ માન્યું નહિ. મનસુખે તેની પાસે એ બોલાવવા ઘણા પ્રયત્નો આદર્યા, પણ એ તો એવી ને એવી જીદ્દી જ રહી

વન : ( મોતી પ્રત્યે સહાનુભૂતિ બતાવતાં ) હવે એ તો મનસુખ જીદ્દી કે મોતી એ હજી ઠરાવવાનું રહે છે.

જગ : એ બિચારાએ તો એને વિનતિ કરી હતી.

વન : અરે, એવી વિચિત્ર અને અર્થહીન વિનતિ તે થતી હશે !

જગ : પણ વનુ, એ એટલું નિર્દોષ વાક્ય છે કે એ નહિ બોલવાનું જીદ્દીપણે પકડી રહેવામાં મોતીનો કોઇ રીતે બચાવ થઇ શકે એમ છે જ નહિ.

વન : ( સતેજ થઇ ) જેવો એ જીદ્દી માગણીનો કોઇ રીતે બચાવ થઇ શકે નહિ. હું તો મોતીને જરા પણ દોષપાત્ર ન માનું.

જગ : ( હસીને ) ચાલો તેમ આપણે તેમાં નકામો વિવાદ કરવાનું કારણ નથી—આપણા બે વચ્ચે એવું કદી બને જ નહિ.

વન : ( સંદેહથી જગદીશને જોઇ રહે છે. )

જગ : દાખલા તરીકે હુ તને એવું કશું કરવા વિનતિ કરુ તો તુ તે સહજ કરે એની મને ખાતરી છે. કેમ ખરુ કે નહિ ?

વન : ( છણકો કરતાં ) અં અં...

જગ : ( ખાતરીપૂર્વક ) મને તો વિશ્વાસ છે જ કે તુ કરે જ.

વન : ધારો કે હું ન કરું તો ?

જગ : ન કરે તો ? એ તો માની જ ન શકાય તેવી વાત છે તું કહે તો શરત મારવી.

વન : એટલે સુધી ન જતા.

જગ : કેમ નહિ ? એક વખત અખતરો કરી જોઇએ.

વન : ( ગભરાટથી ) ના, ના, એવુ કશું કરવું નથી.

જગ : ચાલ, હું તને વિનતિ કરુ છું, વનુ, કે 'હાશ, ભગવાન, નિરાંત થઇ એમ એટલું તું બોલ.

વન : હવે એવું તે શું બોલાવતા હશો ? આવા બાળક જેવા ક્યાંથી ?

જગ : ના, ના, પણ વનુ કહે ને. ચાલ, કહી નાખ.

વન : (અમેક્રમપણે) પણ આ તે કેવી માગણી ?

જગ : મારે ખાતર વનુ, બસ બોલી નાખ.

વન : ના, ના, મારે એવું નથી બોલવું. તમે પણ કેવા છો ?

જગ : ચાલ ગાંડી ન થા, બોલી નાખ.

વન : (નિશ્ચયથી) ના જી, તેમ નહિ બની શકે.

જગ : (સાશ્ચર્ય) એટલે ? હું કહું છું તો ય તું નહિ બોલે ?

વન : ના.

જગ : (જરા નમ્ર થઇ) પણ વનુ, મારી વિનંતિને પણ તું આમ તરછોડે છે?

વન : પણ એવું બાલીશ અને અર્થહીન મારે નથી બોલવું.

જગ : બાલીશ કે અર્થહીન, ગમે તેમ, તું મારી વિનંતિ સ્વીકારે છે કે નહિ એ જોવાનું છે.

વન : આવી માગણી કરો તેમાં તમારી ભૂલ છે.

જગ : તે હશે. પણ તેને અવગણીને તો તું મને દુભવે છે જ.

વન : (ગુસ્સે થઇ ઊભી થાય છે) શું ? હું તમને દુભવું છુ ! આવું તો આ પહેલી વાર જ તમારે મોઢે સાંભળુ છું !

જગ : તું પણ આ પહેલી જ વખત મારી વિનંતિ અવગણે છે.

વન : તમે પણ આવી બાલીશ અને વિચિત્ર માગણી પહેલી જ વાર કરો છો !

જગ : બાલીશ ! વિચિત્ર ! હુ આ શું સાંભળુ છું ? આને જ તું પ્રેમની ભાષા કહે છે, નહિ ?

વન : પ્રેમ મુર્ખાઇ કરવાનું પણ માગી લે કેમ ?

જગ : પણ મેં ક્યાં તારા પર હુકમ કર્યો છે ? તને વિનવું છું ને ?

વન : (સૂચક) એમ ! અને હુકમ કરો તો ?

જગ : તો–(અટકી જાય છે)

વન : (વધુ સૂચક) ધારો કે તમે હુકમ કરો તો ? શું થાય ?

જગ : (અચકાતાં) તો તો મને ખાતરી છે કે તું કરે જ.

વન : (નિશ્ચયાત્મક રીતે) ત્યારે પણ હું ન જ કરુ.

જગ : શું ? !

વન : હં, ત્યારે એમ જ કહો ને કે તમે મારા પર હુકમ પણ કરવા માગો છો મને કેવળ પજવવાનો જ વિચાર છે. હજી વિનતિ તો કદાચ માનવાનું મન થાય, પણ હુકમને તાબે તો હરગીઝ નહિ થવાય.

(નોકરને બોલાવવા ઘંટડી વગાડે છે.

જગ : ઑફ ! વનુ, તું કેવી અસભ્ય રીતે મારી સાથે વાત કરે છે ! એક સંસ્કારી અને સુશીલ પત્ની પતિ સાથે આમ જ વર્તે, નહિ વારુ ?

વન : (હસીને) એવો સંસ્કારી પતિ પત્ની ઉપર કાંઇ અર્થહીન પ્રલાપ માટે હઠ પૂર્વક હુકમ છોડતો હોય ત્યારે ખાસ કરીને.

## ચિત્ર ત્રીજું

વન : ( મોતી આવે છે તેને ) મારો રૂમાલ ઉપર કબાટમાં રહી ગયો છે તે નીચે લઇ આવ તો.

( મોતી જાય છે )

જગ : વનુ, એક સામાન્ય વસ્તુને હાથે કરીને મોટું સ્વરૂપ ન આપ.

વન : પણ હું ક્યાં આપું છું? તમે જ હસવાનું ખસવું કરી બેઠા છો!

મન : ( પાન-સોપારીની તાસક લઇ પ્રવેશે છે અને ખૂણા પરની ટીપાઇ પર મૂકે છે )

મોતી : ( વનલીલા માટે ભરવાનો રૂમાલ લાવે છે )

( મનસુખ તેને આંખના ઈસારાથી પૂછે છેઃ 'આવે છે કે નહિ'? મોતી પણ આંખના ઈસારાથી મક્કમપણે નકારે છે અને ચાલી જાય છે. મનસુખ તેના પર ગુસ્સે થતો તેને ડરાવતો ધમધમ પગલે પાછળ જાય છે. )

વન : ( જગદીશ પાસેથી દૂર ખસી સોફા પર બેસી રૂમાલ ભરવામાં ગુંથાય છે. )

જગ : ( ટેબલની જમણી બાજુએ ઊભો રહી છાપું વાંચવાનો ડોળ કરે છે. મનસુખ અને મોતી જાય છે એટલે છાપામાંથી બહાર વનલીલા તરફ જુએ છે, પણ એ રૂમાલ ભરવામાં જ મશગુલ હોવાથી તેના તરફ જોતી નથી. તેનું ધ્યાન ખેંચવા જગદીશ છાપું એક બાજુએ ફેંકી દે છે અને ધીરેથી ) વનુ, તેં શું નક્કી કર્યું? હવે તો જીદ છોડી દે?

વન : ( રૂમાલ એક બાજુએ ફેંકી દઈ, ઉશ્કેરાઇને ) શું કહ્યું, તમે પ્રોફેસર? જીદ્દી તમે કે હું? એ શબ્દ સામે મારો ખાસ વાંધો છે. હું કદી પણ જીદ્દી હતી જ નહિ અને વળી આ બાબતમાં તો હું હોઉં તે કરતાં તમે વધુ જીદ્દી છો તે ક્યારના હઠપૂર્વક આાં નકામો કંકાસ લઇ બેઠા છો. તમારી અર્થહીન માગણી હું કોઇપણ રીતે પોષવા બંધાયલી નથી, સમજ્યા?

જગ : ( જરા નરમ પડી ) પણ વનુ, આ અર્થહીન માગણી છે એમ માનવાની હું ક્યાં ના પાડું છું? મારે માત્ર મારી કોઇ પણ વિનંતિને તું અવગણે નહિ એટલું જ જોઇએ.

વન : હું પણ આપને નમ્રતાપૂર્વક વિનંતિ કરું છું કે આ વસ્તુને આટલેથી જ બંધ કરો. આશા છે કે મારી આ વિનંતિ આપ નહિ જ અવગણો.

જગ : પરંતુ પહેલી વિનંતિ કોની છે? મારી. અને તેં તે અવગણી છે, એ હું જરા પણ સહન કરી શકતો નથી.

વન : ( કરડાકીથી ) હાં, એમ છે! ત્યારે તો મારે દરેક પ્રસંગે આપની પાસે હા જી હા જ ભણવાની, એમ જ ને? કદી પણ 'ના' નો ઉચ્ચાર કરવાનો જ નહિ. બીજા સામાન્ય પતિ અને એક સંસ્કારી પ્રોફેસર પતિમાં હવે શું તફાવત રહ્યો, એ મને સમજાતું નથી. તમારી સાથે સહચાર સાધતી, તમારા જેટલા જ હક્કને લાયક, તમારો મિત્ર થઇ રહે એવી સ્ત્રી તમારે ન જોઇએ. તમારે તો તમારી સઘળી ઇચ્છાઓને અધીન રહેતી એક ગુલામડી જ જોઇએ છે એમ કહો ને? વાહ પ્રોફેસર!

જગ : વનુ, આટલી બધી અતિશયોક્તિ?

વન : હું તો માત્ર એટલું સમજું છું, કે આમાં તાબેદારી વિના બીજા કશાનુંય સૂચન નથી. પણ એ તાબેદારી તો મારાથી સ્વીકારાશે જ નહિ. મારા પોતાના હક્કોનું મારે ગમે તે ભોગે રક્ષણ કરવું જ રહ્યું, અને તે હું પ્રાણાન્તે પણ કરવાની જ. ધમકી કે ભયથી

કરવા હું ટેવાયલી છું જ નહિ. તમે આટલા સંકુચિત હશો એનો મને કે પિતાજીને પહેલાં ભાગ્યે જ ખ્યાલ હતો !

**જગ :** ( હસતાં ) મનુ ભગવાને પણ કહ્યું છે કે न स्त्री स्वातंत्र्यमर्हति। અર્થાત્ સ્ત્રી સ્વતંત્રતાને લાયક જ નથી.

**વન :** ( પકડી લઈને ) હાં, હું નહોતી કહેતી કે તમારે તો સ્વામી થવું છે, સહચર નહિ. તમે આજ્ઞા કરો અને હું તેનું પાલન કરું તો જ આર્યોનો પુરાણો પતિ-પત્ની ધર્મ સચવાઇ રહે તેમ છે ! પણ હવે એ દિવસો તો ગયા. તમે જેટલું સમજપૂર્વક કરવા કહો તે સઘળું કરવા તૈયાર છું; નહિ કે તમે જે કાંઇ કહેશો તે.

**જગ :** ( ભાવાવેશમાં ) નહોતું ધાર્યું કે વનુ જેના હૃદયમાં મારે માટે ઊંચું સ્થાન છે, તેને મોઢે મારે આ સાંભળવું પડશે !

**વન :** ( જક્કીપણે ) નહોતું ધાર્યું કે જેને માટે આ હૃદયમાં આટલું ઊંચું સ્થાન છે તે આવી અયોગ્ય માગણી આટલી હઠપૂર્વક કદી કરશે !

**જગ :** પણ હું તો પ્રથમ ટોળમાં જ કહેતો હતો ને ?

**વન :** હોય ?! હજી તમારે મન આ ગમ્મત જ છે ખરું ને ? ( રડે છે. ) પહેલાં તો મને કેટલાં ય વચન આપ્યાં હતાં કે 'તને કદી દુભવીશ નહિ,' તે આજે પથ્થર જેવું હૈયું રાખી મારી સાથે તકરાર કરી મને દુભવવા જ માગે છે ! હું શું જાણું કે પુરષો આટલા નિર્દય થતા હશે !

**જગ :** ( તેના રડવાથી વિવશ થતો ) વનુ, પણ તું એમાં રડે છે શું આમ ? તારા રડવાથી તો મને દુઃખ જ થાય છે.

**વન :** ( ડૂસકાં ભરતી ) રડે નહિ તો શું કરે ? તમે કરો છો એવું તે ?

**જગ :** ( મરડાટમાં ) ખરેખર, હું પતિરૂપે એક ભયાનક રાક્ષસ જ છું, નહિ તો તારા જેવી સુશીલ સ્ત્રીને આટલું દુઃખ હોય ? ખરેખર, મારા જેવા હિંસક પશુને પાને તું પડી એ ભાવિનો દોષ નહિ તો બીજું શું સમજવું ?

**વન :** ( બોલ્યા વિના રડયા જ કરે છે. )

**જગ :** ( ઓરડામાં બીજી બાજુએ આંટા મારતો ) સાલું, આ રુદન કેવું વિચિત્ર લાગે છે ! હમણાં પેલાં આવે તો શું ધારે ? ( વનલીલા પાસે જઇ સંયમપૂર્વક ) વનુ, પ્રિયે, આમ શું કરે છે ? ચાલ જવા દે બધું. આપણે પહેલાંની જેમ મિત્રો બની જઇએ. ( તેને ગળે લાડથી હાથ મૂકે છે. )

**વન :** ( હાથરુમાલ મોં પરથી દૂર કરી ) મિત્રો ?!

**જગ :** ખરેખર, તારો જન્મદિન આ રીતે જાય એ કેટલું ખરાબ ?

**વન :** ( દુભાતી ) હવે તમને તે સમજાય છે ?

**જગ :** સાચે જ. આપણા બે વચ્ચે ઊચાં મન થવાનું કારણ જ ન હોઇ શકે ?

**વન :** અને છતાંય આવી નજીવી વસ્તુને તમે કેવું સ્વરૂપ આપ્યું ?

**જગ :** (લાડ કરતાં) જો હવે એ લેખે નમતું હું મૂકું છું ને, પછી શું ? ચાલ હવે ભૂલી જા એ સઘળું. ( ગળે નાખેલા હાથથી પાસે ખેંચે છે. )

**વન :** ( સમાધાન સ્વીકારતી ) ત્યારે અત્યાર સુધી શું કામ અમને ત્રાસ આપ્યો ?

કહું ને હવે, 'પ્રૉફેસર ધણી સ્ત્રી પર શૂરો ?'

જગ : (અબોલ રહી વ્હાલપનું એક ચુંબન લઈ) જો, પણ વનુ, આટલી તો હું તને ચાહું છું તોય તું નહિ બોલે ?

વન : (હાથ છોડાવી દૂર જઇ ઊભી રહે છે) વળી પાછું એનું એ ?

જગ : ત્યારે તું નહિ જ બોલે ?

વન : તમારે વળી પાછો નવેસર કજિયો કરી મને સતાવવી જ છે એમ જ ને ?

જગ : (વિનીત ભાવે) પણ આ તો કજિયો મટી જાય માટે જ કહું છું ને ? તું બોલી જા એટલે બસ મને સંતોષ થાય.

વન : (થોડી વારના આત્મમંથન પછી) ના. છેલ્લી વાર કહું છું કે મારાથી એ નહિ બોલાય.

જગ : (ગુસ્સો દખાવતાં) નહિ બોલાય ?

વન : (નિશ્ચયાત્મક રીતે) ના.

જગ : (વધુ ગુસ્સે થઈ) ઠીક છે. હું પણ જોઉં છું. તું સમજે છે કે તારા આટલું બોલવાથી મને સંતોષ થશે; પણ તેટલું કરવા પણ તું તૈયાર નથી. મારી ઇચ્છા ગમે તેવી અયોગ્ય અથવા વિચિત્ર હોય તેથી શું ? કેવળ મારી ઇચ્છાને માન આપવા ખાતર પણ તું બોલવા તૈયાર નથી. હું કદાચ હઠ કરતો હઇશ પણ પ્રેમને વશ શું નથી ? એ શબ્દોની મારે મન ભલે કશી કિમ્મત ન હોય પણ એના પર તું મને કેટલો ચાહ્ છે તેનો આધાર છે. મેં તને વિનંતિ કરી, આજ્ઞા કરી, તને સમજાવવાના આટલા પ્રયત્નો કર્યા, પણ તું એવી જ જીદ્દી રહી. અને હજી તું મને ચાહ્ છે, એમ કહેવાનો ફાંકો રાખે છે ! છટ્, પતિને રીઝવવા ખાતર તારાથી એક સામાન્ય વસ્તુ તો થઇ શકતી નથી તો બીજું તો શું કરે ? મને હવેથી કહેતી આવીશ નહિ કે તું મને ચાહે છે. તને આજે સંપૂર્ણપણે ઓળખી લીધી.

(ઓરડામાં ઉતાવળે આંટા મારે છે)

વન : હજી પણ તમે મારા પર જીદ્દીપણાનું આરોપણ કરો છો ? હમણાં તો તમે જ કબૂલ કરો છો કે એ માગણી જ અર્થશૂન્ય છે અને છતાં તમે એને આટલી હઠપૂર્વક વળગી રહો છો ?! બોધપૂર્વક હું એ અર્થશૂન્ય માગણીને સ્વીકારું એટલે કે મારી જાતનું એટલું માનસિક અધઃપતન વહોરી લઉં. અને તમે મારા એ અધઃપતન માટે ક્યારના તલસો છો ! આને તમે પ્રેમ કહો છો ! અને તમે જાણો છો કે તમારી આજ્ઞાથી મને દુઃખ થાય છે છતાં પણ (નરમ થતાં છેવટે રડી પડે છે) તમે છાલ ક્યાં છોડો છો ? તમારી માગણીથી બીજાને ત્રાસ થાય પણ તેની તમને ક્યાં લાગણી છે ? મારો આત્મા એ વસ્તુ સામે બળવો કરે છે, પણ તમે તમારી હઠ છોડવા તૈયાર નથી. આમાં હઠ કોની છે ? કોનામાં પ્રેમની ઓછપ છે ? (વધુ રડે છે.)

## ચિત્ર ચોથું

મનસુખ : (આવીને) સાહેબ, મહેમાનો આવે છે.

જગ : ચાલો અમે આવ્યાં. (જરા ગભરાટથી) અરે વનુ, જરા આંસુ તો લૂછી નાખ—એ લોકો શું ધારશે ?

વન : ગમે તે ધારે, મને શું? વાંક મારો નથી.

જગ : ( છોભીલો પડી ) ઠીક, હવે કૃપા કરી હમણાં છાની રહે અને એમને કશું જાણવા દઇશ નહિ. ચાલ એમને લઇ આવીએ.

( બન્ને આવકાર આપવા જાય છે )

જગ : ( સાસુ–સસરાને ) જય, જય, પધારો.

વલ્લભ : જય, જય, પ્રૉફેસર ! જરા આવતાં મોડું થયું. આજે તો કૉર્પોરેશનની મીટિંગ હતી ને ? હજી પંદર મિનિટ પહેલાં જ ખલાસ થઈ.

માન : ( સૂર પૂરતાં ) માટે જ મોડું થયું તો.

જગ : મેં પણ એમ જ માન્યું હતું. પણ કાંઇ હરકત નહિ, ચાલો.

( સર્વે દિવાનખાનામાં આવે છે )

વલ્લભ : કેમ વનુ, તું તો બોલતી જ નથી ? પ્રૉફેસર છે માટે ? એવી જૂનવટ આપણે ક્યાં હવે પોષીએ છીએ ?

વન : ( ગભરાટથી ) ના રે, બોલું છું ને. કેમ બા ?

માન : તું બોલે છે પણ કેમ અસ્વસ્થ લાગે છે ? કાલનો ઉજાગરો તો નથી ને ?

વન : ( ડૂમો ભરાઇ આવતાં બોલી શકતી નથી. )

માન : કેમ પ્રૉફેસર, શું થયું છે આને ? કે પછી બન્ને જણ કાંઇ બોલ્યાં છો !

જગ : ( કચવાટથી ) ના રે, એવું કાંઇ ખાસ નથી. એ તો સહજ. વનુ જરા ચિડાઈ છે.

વન : ( રોકી રાખેલાં આંસુ નીકળી પડે છે ) જોયું બા, હજી તો એમનાં વિશેષણો ચાલુ જ છે. હું ચીડિયણ પણ થઇ ગઇ !

જગ : ( મુંઝવાતો ) અરે પણ આમ વડિલોની હાજરીમાં પણ તું—

માન : શાન્ત થા વનુ. એ તો હોય, ચાલ્યા કરે.

વન : ( ડૂસકાં ભરતાં ) હા, પણ બા, આ તો બન્યું છે જ એવું જેથી મને રડવું આવ્યા જ કરે છે. વાંક મારો નથી છતાં શા માટે મારે સહન કરવું જોઇએ ? મને નકામી દુભવે છે !

માન : ( સ્મિત કરતાં ) શું થયું પ્રૉફેસર ?

વલ્લભ : અરે પાછી તું ક્યાં એમની તકરારમાં પડે છે ? એ તો ઘરમેળે જ પતી જશે. આપણે વચ્ચે પડવાનું કારણ નથી.

જગ : ( મૂંઝવણ અને કચવાટથી ) વનુ ફરિયાદ કરે છે એ સાંભળીને તો તમને એમ જ લાગે ને કે મેં એને ઘણી જ ખરાબ રીતે દુભાવાનું કારણ આપ્યું છે ? માટે હવે તો તમે જ સઘળું સાંભળો અને કહો કે કોણ દોષભાગી છે.

વલ્લભ : ( મીઠાશથી ) અરે, તમે તે ગાંડા થયા ? તમારી કેળવણી અને ઉચ્ચ સંસ્કારો અમારાથી હજી સુધી વણપીછ્યા રહ્યા છે કે અમે તમારા માટે એવી કોઈ પણ પ્રકારની હલકી માન્યતા ધરાવીએ ? ચાલો, જવા દો એ વાત.

જગ : પણ મારે તો મારો કેસ આપની પાસે જેમ છે તેમ મૂકવો જ જોઇએ ને !

વલ્લભ : જરાય જરૂર નથી.

જગ : પણ આપ કદાચ એમ ધારો કે—

**વલ્લભ** : પણ અમે કશુ જ ધારવા માગતા નથી, પછી કાંઇ ?

**માન** : પણ સાહેબ, એમને કહેવા તો દો કે વાત શુ છે ? એમ કરવાથી એનું જે તે સમાધાન થશે. બોલો, બોલો પ્રોફેસર શુ થયું ?

**જગ** : જાણે એમ બન્યું કે આજે સાંજે અમારા મનસુખ મોતી પાસે "હાશ, ભગવાન, નિરાંત થઇ" એવું બોલાવવા માગતો હતો તે મેં સાંભળ્યુ. પેલી બોલી નહિ એટલે મનસુખ ગુસ્સે થયો પણ પેલીએ માન્યું નહિ. હસતાં હસતાં મેં એ વાત વનુ આગળ કરી, અને કહ્યુ કે આપણા વચ્ચે તો આવું બને જ નહિ. પછી મેં ટોળમાં એને એ વાક્ય બોલવા વિનંતિ કરી. પણ એણે એટલી હઠપૂર્વક અને જીદ્દીપણે ના પાડી કે અમે એક બીજાને થોડાં અરુચિકર સંભળાવ્યાં.

**વન** : ( હજી પણ રડતી ) જુઓ બા, હજી પણ તમે સાંભળો છો કે મારા પર કેટલા દોષોનું આરોપણ થાય છે ? હું હઠીલી છુ, જીદ્દી છું, ચીઢિયણ છુ. હું બધુ જ છું હુ જ ખરાબ છું !

**વલ્લભ** : ( વસ્તુસ્થિતિ જાણી હસતાં ) ગાંડી છે તુ વનુ ખરેખર !

**માન** : ( ગભીર બની ) નહિ સાહેબ, તમે વનુને આમાં અન્યાય કરો છો. વનુ વળી જીદ્દી હતી જ કયારે ? ( વનલીલાને ) શાન્ત થા બેટા, અમે આ કજિયામાં વચ્ચે પડવા માગતાં નથી. એ તો વખત જતાં ભુલાઈ જશે.

**વન** : પણ બા, હજી તો એ હઠ કરે જ છે કે મારે એ વાકય બોલવું જ જોઇએ ?

**માન** : સાચુ, પ્રોફેસર ?

**જગ** : ( મથન અનુભવતાં ) હવે આપણે આ વિષય જ અળગો કરીએ તો ?

**વલ્લભ** : ( હસી પડી ) That is good, Professor ! અને હવે તમને બધાને હુ વિનતિ કરુ છુ કે આપણે પાટલે બેસવું જોઇએ. આશા રાખુ છું કે મારી વધતી જતી ભૂખ પ્રત્યે તમે સહાનુભૂતિ ધરાવશો. વનુ, તું હજી એવી ગાંડી જ રહી. પ્રોફેસર, તમારે પણ નવી પત્નીના સ્વાભાવિક દોષો પ્રત્યે ઉદાર દૃષ્ટિ રાખવી એ તો વખત જતાં બધું ઠીક થઇ જશે. આ પણ ( માનકુંવરને ઉદ્દેશી ) પહેલાં એવાં જ હતાં ને ? પણ હવે તો અમારે એટલો સઘન સુમેળ છે કે અવગણના એ વસ્તુમાત્રથી એ અજાણ છે. મારે અત્યારે જો એની પાસે "હાશ, ભગવાન, નિરાંત થઇ" એમ બોલાવવું હોય તો એ તરત જ બોલી નાખે એમાં શંકા નથી.

**માન** : ( સ્વાભિમાનપૂર્વક ) નહિ, નહિ સાહેબ ! આપની ભૂલ થાય છે. જરા સંભાળજો.

**વલ્લભ** : ( અસ્વસ્થ થતા ) કેમ ?

**માન** : કારણ તમે મને એવું બોલવાનું કહો જ નહિ.

**વલ્લભ** : પણ ધારો કે કહું તો ?

**માન** : તો હું બોલું નહિ.

**વલ્લભ** : ( રોષ અને ગાંભીર્યનીમિશ્ર સ્થિતિમાં ) ઓહો ! સાચુ ? તું ખરેખર એમ કહે છે ?

**માન** : ખરેખર. એમાં શંકા શી ?

**વલ્લભ** : એટલે તું પોતે મારી ઇચ્છાની સામે થાય ?

**માન** બેશક

જગ ( પ્રસંગની ગંભીરતા કલ્પી ) આપને હું વિનતિ કરુ છુ કે એ વિષય જ આપણે આટલેથી બંધ કરીએ

**વલ્લભ** ( ધરતીકંપ અનુભવતા અને ગરમ થતા ) હરગીઝ નહિ હવે આનો તો નિકાલ કર્યે જ છૂટકો ( માનકુવરને વિનતિરૂપે ) હું તમને વિનતિ કરુ છુ કે 'હાશ, ભગવાન, નિરાત થઇ' એમ એક વખત બોલો

**માન** કૃપા કરી અત્યારે મને કશુ જ બોલવાનું કહેશો નહિ

**વલ્લભ** હુ વિનતિ કરુ છુ

**માન** જી ના

**વલ્લભ** (હજી પણ હસતા પરતુ દરેક પળે ગંભીર થતા ) જ્યારે હુ કોઈ પણ કામ સ્વસ્થ રીતે થયેલુ જોઉં છુ ત્યારે હુ હમેશા આત્મસંતોષથી કહું છુ કે 'હાશ, ભગવાન, નિરાત થઇ ' તમે શા માટે એક વખત ન કહો ?

**માન** ( જીદપૂર્વક ) મારે નથી કહેવુ માટે

**વન** ( પ્રસગનુ અવિવેકી થતું ચિત્ર કલ્પી ) બા, તમે પણ શુ આમ ?

**વલ્લભ** માનકુંવર !

**માન** ના જી

**વલ્લભ** (રોષથી ઊભા થઇ ) હવે આ ગમ્મત નથી રહી તું શુ નહિ બોલીને તારી હઠથી વનુ પર ખરાબ છાપ પાડવા માગે છે ? કેટલુ ખરાબ ?

જગ ( ગભરાટ અને સંકોચ અનુભવતો ) પણ હું આપને બન્નેને હવે આગ્રહ-પૂર્વક વિનવુ છુ કે—

**માન** ( ઊભી થઇને ) ઠીક હવે, જાણ્યા તમને એ તો પુરુષોનો મૂળ સ્વભાવ તો ગમે ત્યા જણાવાનો જ પુરુષ હમેશા સ્ત્રી સામે પુરુષનો જ પક્ષ લેવાનો બાપ થઇને પણ જમાઇનો પક્ષ લઇ છોકરીનો દોષ કાઢના તૈયાર થયા જ છો ને !

**વલ્લભ** હું તો મારો પોતાનો જ પક્ષ લઉં છુ બીજાના પક્ષની મને શુ પડી છે ! વનુ અને પ્રોફેસરના મતભેદની મને પડી નથી પડી છે મને માત્ર આપણા બે વચ્ચેના મતભેદની, સમજી ? માટે જ તને એ બોલવા માટે હવે તને આજ્ઞા કરુ છુ

**માન** આવી અર્થહીન માગણી તમે મારી પાસે કયી રીતે કરી શકો છો ?

**વલ્લભ** અર્થપૂર્ણ કે અર્થહીન એની મને પડી નથી એનુ પાલન એ જ તારી આજ્ઞા-ધારકતાનું સૂચન છે

**માન** જે આજ્ઞા અર્થપૂર્ણ ન હોય તેવી આજ્ઞાનુ પાલન કરવામા મને ધર્મ સમજાતો નથી

**વન** ઠીક કહ્યુ, બા ! હું પણ એમ જ માનું છુ Soul of human existence

**માન** તમારે સમજવુ જોઇએ કે અમે પણ અમુક અધિકારો ધરાવતી પત્નીઓ છીએ, નહિ કે ગુલામીમા સબડતી તુર્ક સ્ત્રીઓ ?

**વન** અને ત્યાં ભલે પત્નીઓ પતિની માલિક હોય, આ તો હિંદુસ્તાન અને તેમાંય વળી વીસમી સદી છે એ તુર્કીવાદ અહીં નકામો છે

**માન :** અને કેળવણી મુક્તિ પામવા અને અનુભવવા માટે, જીવનની વિશાળતા અનુભવવા, સંકુચિતતાઓથી પર થવા માટે લીધી છે, નહિ કે ગુલામીમાં સબડવા. અમારા હક્કોનું કેમ રક્ષણ કરવું એ અમને ખૂબ માલૂમ છે.

**વન :** આંધળી આજ્ઞાધીનતાને તો હું ગુલામીનું પ્રથમ પગથિયું જ કહું.

**માન :** સૌથી પહેલાં તો અમે કોઇ પણ આજ્ઞાની ઉપયુક્તતા અનુપયુક્તતાનો વિચાર કરીએ છીએ-પછી જ તેના પાલનનો.

**વન :** અને આટલી અનુપયુક્ત માગણીનો સ્વીકાર તો કેમ જ થઇ શકે ?

**માન :** ( તાનમાં આવી ) કદી નહિ, બિલકુલ નહિ, કોઇ પણ રીતે નહિ.

( બન્ને જણાં દૂર ચાલ્યાં જાય છે અને ગુસપુસ કરે છે. )

( વલ્લભદાસ અને જગદીશ ધીરેથી વાત કરવાનો પ્રયત્ન કરે છે, પણ એક બીજાને સાંભળી ન શકવાથી મૂંઝવણ અનુભવતા શાન્ત રહે છે.

( થોડી વારે )

**વલ્લભ :** જોયું હવે ? આ તો આપણે આખી સ્ત્રીજાતિનો કોપ વહોરી લીધો !

**જગ :** શું કરવું હવે ?

**વલ્લભ :** જે કાંઇ થાય તે સવેળા કરવું જોઇએ. કારણ હવે મારી ભૂખનો સ્વામી હું નથી રહ્યો, પણ એ મારો સ્વામી બની બેઠી છે. માટે એના પર મારું પુનરાધિપત્ય સ્થાપવા માટે મારે એને વહેલામાં વહેલી તકે શાન્ત કરવી જ રહી.

**જગ :** એ ખરું, પણ આપણાથી નમતું તો ન જ આપી શકાય ?

**વલ્લભ :** જુઓ પ્રૉફેસર, આ કજિયો એવા પ્રકારનો છે જેમાં અંતે કોઇને કશો લાભ નથી. હું પણ આમાં કેવળ દોરવાઈ જ ગયો છું. જો કે હું જરા ગુસ્સે થઇ ગયો ખરો પણ હવે હું પહેલાંની જેમ શાન્ત થઈ શક્યો છું. મને હવે લાગે છે કે એ લોકોની તકરાર છેક નકામી તો નથી જ. આમાં હઠપૂર્વક આજ્ઞા કરવી એમાં જેટલી જીદ છે એટલી જ જીદ હઠપૂર્વક તેનો અનાદર કરવામાં છે.

( બન્ને શાન્ત રહે છે. )

( દૂર )

**વન :** ( માનકુંવરને ) પણ બા, મને પહેલેથી ખબર હોત કે એનું આ પરિણામ આવશે તો એને રમુજ ગણી હું બોલી ગઇ હોત. હવે શું થાય ? હવે તો છેવટ સુધી મક્કમ રહે જ છૂટકો.

**માન :** ( સાભિમાન ) તેં જે કર્યું તે બરાબર જ કર્યું છે. પુરુષોની હૃદયહીન વર્તણૂક પોષવા આપણે બંધાયલાં નથી જ.

**વન :** એ તો હવે પ્રૉફેસરને પણ સમજાશે કે મારામાં કેટલું પાણી છે.

**માન :** શાબાશ દીકરી, નબળાઇને વશ કદી થવું જ નહિ. તારા બાપાને પણ જરા સહન તો કરવું જ પડશે પરંતુ એનો ઉપાય નથી. તેમણે સહન કર્યે જ છૂટકો.

**વન :** ચાલો, તમે મારે પડખે છો એટલે મને હિમ્મત રહેશે.

**માન :** તું જરા પણ ફિકર ન કર. અંતે જીત આપણી જ છે.

( દૂર )

વલ્લભ : ( દલીલ કરતા ) ઠીક હવે. એ તો શબ્દ છે ખાલી. સ્ત્રીઓ આગળ નમતું આપવું એમાં દુઃખ તો છે જ, માટે તો આપણે એને sense of honour કહીએ છીએ. કાંઇ નહિ, એ તો જરા મજાકથી હમણાં આપણે બાજી ઠેકાણે લાવીશું. ( ધીરેથી કાનમાં કાંઇક કહે છે. )

જગ : ( ખુશ થતાં ) હા, એ બહુ મુશ્કેલ નથી. એનો ઉપાય હું હમણાં જ કરુ છું ( જાય છે )

( મો પર આછું સ્મિત લાવી પાસે આવતા )

વલ્લભ : ( મજાકથી ) મહાદેવીઓ, તમારા સમર્થ સામનાથી અમે મહાદેવો હાર્યા અને હણાયા છીએ. માનકુવર, આ પળે હું સાચે જ એક તારુ અને બીજું પળે પળે વધતી જતી ભૂખનું—જે હમણાં જ દૂર થશે એમ આશા રાખુ છું—એમ દ્વિધા સ્વામીત્વ અનુભવું છું. તમને બન્નેને હવે પ્રાર્થું છું, કે અહીં વધુ વખત નહિ ગાળતાં ભૂખરૂપી શત્રુનું મારા પરનું અનાહૂત સ્વામીત્વ દૂર કરવામાં મને મદદરૂપ થાઓ.

( વનલીલા અને માનકુવર એક બીજા તરફ વિજય-મટકા મારે છે. )

( જગદીશ બે સુંદર બનારસી સાડીઓ સાથે પ્રવેશે છે. )

જગ : ( વનલીલા પાછળ ઊભો રહી ) વનુ, હું દિલગીર છું કે તને દુઃખ આપવામાં હું કારણભૂત થયો. હું આશા રાખુ છું કે આ કલહની શાન્તિના સ્મરણરૂપ આ બે સાડીઓમાંની એક પસંદ કરી તું મને એ કલહશાન્તિમાં તારો સાથ આપીશ. (સાડીઓ તેની પાસે ધરે છે)

વન : ( શરમાતી કશુ બોલ્યા વિના સંકોચથી બેસી રહે છે. )

જગ : વનુ, વડિલો પાસે આ અવિનય થાય છે.

વન : ( કશું બોલ્યા વિના એક સાડી તરફ આંગળી કરે છે. )

જગ : ( પોતાને હાથે તેને આપે છે ) જો, હવે મેં લગભગ પોણા ભાગ જેટલું નમતું નથી આપ્યું...?

વન : ( એક ક્ષણ મંથન અનુભવી એકાએક ) હાશ, ભગવાન, નિરાંત થઇ. ( મોઢું શરમથી ઢાંકી દે છે. )

વલ્લભ : ( ઓટેથી ) શાબાશ.

( સઘળા રસોડાગા જવા માટે ઊભા થાય છે. વનલીલા અને જગદીશ આગળ ચાલે છે, માનકુંવર અને વલ્લભદાસ પાછળ આવે છે. )

( માર્ગમાં )

માન : સાહેબ !

વલ્લભ : કેમ ?

માન : આમ જુઓ, મારુ સાંભળો તો

વલ્લભ : ( ઠંડા પેટે ) શું ?

માન : બીજી એક સાડી હજી રહી છે.

વલ્લભ : એમ ?!

માન : આપણે પણ એનાથી સમાધાન કરીએ તો !

વલ્લભ : ( હસી પડી ) ગાડીથી ? એ તો મને બહુ ભારે પડે !

માન : ભારે શાનું એમાં વળી ?

**વલ્લભ :** જો સમજાવું. આ લોકો તો હજુ યુવાન છે. યુવાન પત્નીના રોષશમન માટે યુવાન પતિ આટલો મોટો ભોગ હમણાં આપી શકે. મારી ઉંમરે એનો એ ઉત્સાહ નહિ રહે. સમજી ગઇ ને? માટે જ કહું છું કે તારે તો એથી ઘણા થોડામાં પતાવવું જોઇએ.

**માન :** વયના વધવા સાથે આમ એક બીજા પ્રત્યેની લાગણીમાં પણ તફાવત?

**વલ્લભ :** ( હસીને ) નહિ તો ઊગતાં અને આથમતાંમાં શો ફરક?

( સર્વે પાટલા પર ગોઠવાય છે )

**જગ :** ( બાજુ પર ઉભેલા મનસુખને, હસીને ) કેમ મનસુખ, શું થયું તારું? તેં સમાધાન કર્યું કે નહિ?

**મન :** ( જરા ગમગીન ) અરે સાહેબ, એ મારું માને? ભારે જીદ્દી!

**મોતી :** ( ક્ષોભથી ) પણ સાહેબ—

**વન :** ( હસી પડી ) હવે તારે કહેવું જ પડશે મોતી, એ નહિ ચાલે. તું એને ક્યારની પજવે છે.

**મોતી :** પણ બાઇ સાહેબ, તમે જાણો છો કે એ—

**વન :** હા, અમે બધું જાણીએ છીએ. તું બોલી નાખને એટલે બસ.

**માન :** હા ચાલ મોતી, બોલી નાખ. તેં તો આજ અમારી સાંજ ખરાબ કરી. એની સજા ખાતર તારે અમારા બધાંની વચ્ચે બોલવું પડશે. ચાલ બોલ: 'હાશ, ભગવાન, નિરાંત થઇ.'

( બધાં એકાએક માનકુંવર તરફ જોઇ હસી પડે છે. )

**માન :** ( આશ્ચર્યથી ) કેમ? શું થયું?

**વલ્લભ :** ( હસતાં ) આખરે તું પણ આમ બોલી ખરી!

**માન :** ( શરમાઇ જઇ ) ચાલો, એમ તો એમ. એનો અંત આવ્યો.

**વલ્લભ :** ચાલ મોતી, હવે તારો વારો. તું એકલી જ બાકી રહે છે.

**મોતી :** ( આંતરમથન અનુભવતી, મુંઝાઇ ) ના, મારાથી નહિ બોલાય.

**વન :** મેં તો એનું લગ્ન આવતા માસમાં કરવાનો નિશ્ચય કર્યો છે.

**મોતી :** ( એકાએક આનંદમાં આવી જઇ ) સાચું? હાશ, ભગવાન!

**બધાં :** ( એકી સાથે ) ચાલ, ચાલ પૂરું કર.

**મોતી :** શું?

**જગ :** હવે બાકી રહ્યું તે.

**મોતી :** ( સમજતાં ) અરે?

( ચારે બાજુ જોઈ રહે છે )

**બધાં :** ચાલ, ચાલ કેટલી વાર?

**મોતી :** ( ઉતાવળે ) નિરાંત થઇ.

( શરમાઇ ત્યાંથી નાસી જાય છે. )

**બધાં :** શાબાશ! શાબાશ!×

**ભાઇલાલ પ્રભાશંકર કોઠારી**

× મૂળ જર્મન લેખક Roderich Benedix ના "Eigen sihn" ઉપરથી.

# ભયંકર બહિષ્કાર

## ૨

અંત્યજ અથવા અસ્પૃશ્ય ગણાતા વર્ગને ન્યાય આપવો હોય તો શું શું કરવું પડશે તેનો વિચાર કરવો રહ્યો. ગાંધીજીએ ગયા સપ્ટેમ્બર મહિનામાં યરોડાથી લખ્યું છે તે નીચે પ્રમાણે છે:

" 'અંત્યજો ભલે વૈષ્ણવનો પોષાક પહેરે, માળા–કંઠી રાખે, ભલે તે ગીતાપાઠ રોજ કરે ને ધંધો લેખકનો કરે તો યે અસ્પૃશ્ય છે.' આમ જે ધર્મ મનાય કે આચરાય તે ધર્મ નથી, અધર્મ છે, ને નાશને યોગ્ય છે. આપણે અસ્પૃશ્યતાનિવારણને વ્રતનું સ્થાન આપીને એમ માનીએ છીએ કે અસ્પૃશ્યતા હિંદુ ધર્મનું અંગ નથી, એટલું જ નહિ પણ એ હિંદુધર્મમાં પેસી ગયેલો સડો છે, વહેમ છે, પાપ છે, ને તેનું નિવારણ કરવું પ્રત્યેક હિંદુનો ધર્મ છે, તેનું પરમ કર્તવ્ય છે. તેથી જે તેને પાપ માને છે તે તેનું પ્રાયશ્ચિત્ત કરે, અને કંઇ નહિ તો પ્રાયશ્ચિત્તરૂપે પણ ધર્મ સમજીને સમજદાર હિંદુ પ્રત્યેક અસ્પૃશ્ય ગણાતા ભાઇ–બહેનને અપનાવે, તેનો હેતે સેવાભાવે સ્પર્શ કરે, સ્પર્શ કરી પોતાને પાવન માને, અસ્પૃશ્યનાં દુઃખો દૂર કરે, વર્ષો થયાં કચરી નાખવામાં આવેલાં છે તેથી તેનામાં જે અજ્ઞાનાદિ દોષો પેસી ગયા છે તે ધીરજપૂર્વક દૂર કરવામાં તેને મદદ કરે અને આમ બીજા હિંદુને કરવા મનાવે, પ્રેરે."

અસ્પૃશ્યતા નિવારણ કરવાના ત્રણ રસ્તા છે એમ કહી શકાય: (૧) વિનીત માર્ગ અથવા પ્રજામત કેળવવાનો; (૨) બીજો, સત્તાના ઉપયોગથી સુધારાઓ દાખલ કરવાનો; અને (૩) ત્રીજો સત્યાગ્રહનો. આ ત્રણે માર્ગોએ કૂચ કરવાથી, ત્રણે માર્ગે જુદાં લશ્કરો મોકલીને આપણા ધ્યેયને પહોંચી શકાશે. પ્રજામત ઘણો કેળવાયો છે, પણ હિંદુઓની નૈતિક નબળાઇને લીધે તેમનાથી કોઇ પણ વિચારનો અમલ વહેલો થઇ શકતો નથી. ગુલામીને લીધે આંખમીચામણાં કરવાની અગર ધપ્પા ખાવાની શક્તિ હદપાર ખીલી છે. પુણ્યપ્રકોપનો જુસ્સો લગભગ ખોઇ બેઠા છે તેથી બીજો અને ત્રીજો માર્ગ સાથે સાથે લીધા વિના છૂટકો નથી.

આપણા દેશમાં ૩૧૬ કરોડ માણસોની વસ્તીમાં લગભગ ત્રણથી પાંચ કરોડ અસ્પૃશ્યો છે, એમ કહેવાય છે. સનાતનીઓ ત્રણ કરોડ ગણે છે અને બહિષ્કૃત આગેવાનો પાંચ કરોડ કહે છે. પણ આપણે હાલમાં આખા દેશનાં દુઃખ રડવા ન બેસીએ તો આપણી પાસે ચોક્કસ આંકડા મોજૂદ છે. મુંબઇ ઇલાકાની વસ્તી ૧,૬૦,૧૨,૩૪૨ ની ગણાય છે તેમાં ૧૪,૭૧,૦૦૦ અસ્પૃશ્યો છે, એટલે લગભગ ૯-૨ ટકા જેટલી છે અને "અંત્યજ સેવા મંડળે" જે તપાસ કરી છે તેમાં પણ તેમની વસ્તી સરેરાશે ૧૦ થી ૧૨ ટકા થાય છે. મુંબઇની સરકારે અંત્યજ અને પછાત કોમોની સ્થિતિ તપાસવા માટે એક સમિતિ નીમી હતી અને તેનું નિવેદન પ્રગટ થઇ ગયું છે તેમાં

એક સભ્યે ખરું કહ્યું છે કે સાર્વજનિક શાળાઓમાં અંત્યજનાં છોકરાં દાખલ કરવાની બાબતમાં બીજા બધા વિભાગોના કરતાં ગુજરાત ઘણું પછાત છે. દક્ષિણમાં અંત્યજ કોમના શિક્ષકો સાર્વજનિક શાળાઓમાં શિક્ષકો તરીકે નિમાય છે, ગુજરાતમાં તેમ નથી. સરકારે ગમે તેટલા હુકમો કાઢ્યા હોય તે છતાં કોઇ પણ સાર્વજનિક કૂવામાંથી અંત્યજોને પાણી ભરવા દેતા હોય એવો એક પણ દાખલો જાણવામાં નથી. જમીન મહેસૂલને લગતા હુકમોનો અમલ થાય છે અને આ હુકમોનો થતો નથી તે બતાવે છે કે, સરકારની તેમજ પ્રજાની ઇચ્છા મોળી છે. બોરસદ અને તેની લગોલગ આવેલા ગાયકવાડી ભાદરણ તાલુકામાં અંત્યજોની સ્થિતિ જોતાં ચોખ્ખુ જણાઈ આવે છે કે, ગાયકવાડી સરકારના આગ્રહને લીધે ભાદરણમાં અંત્યજોનાં છોકરાં વધારે સંખ્યામાં ભણે છે અને તેવાં છોકરાં સામાન્ય શાળામાં દાખલ થઇ શકે છે. બન્ને તાલુકાની વસ્તી એક જ જાતની છે અને તેમની વચ્ચે લગ્ન વગેરે સામાજિક સંબંધ છે. કેળવણીમાં બન્ને સરખાં હશે અને રાજકીય ભાવનામાં બોરસદ ચઢીઆતો હશે ( હોવો જોઇએ ), તે છતાં અસ્પૃશ્યતાની સ્થિતિ ઉપર પ્રમાણે છે. આપણે એવું અનુમાન કરી શકીએ કે વડોદરા સરકારની સક્રિય સહાનુભૂતિ અને દબાણને લીધે સારુ પરિણામ ભાદરણ તાલુકામાં આવ્યું છે, એટલે એવાં દબાણની જરૂર છે. તે દબાણ સ્વરાજ–સરકાર અને રાજકીય મહાસભા કરી શકે.

૧૯૨૭ ની સાલમાં મુબઇ ઈલાકામાં લગભગ ૬૦,૦૦૦ અંત્યજ છોકરાં કેળવણી લેતાં હતાં તે તેમની વસ્તીના માત્ર ૪ ટકા થાય છે. તેમને માટે છૂટી શાળાઓ છે તેમાં શિક્ષકો સંસ્કાર વિનાના, જ્ઞાન વિનાના હોય એટલે શી કેળવણી મળતી હશે તે આપણે કલ્પી લેવાનું છે. કેટલાક સાર્વજનિક શાળાઓમાં દાખલ થાય છે ત્યાં તેમને મકાનની બહાર ખુલ્લામાં અથવા ઓસરીમાં બેસાડવામાં આવે છે, એટલે જે સંખ્યા મિશ્ર તરીકે બતાવવામાં આવે છે તેમાં પણ અંત્યજ છોકરાંને અપમાન અને પ્રતિકૂળતા હોય છે. આ ભેદ અને અસ્પૃશ્યતા કાઢી નાખવા માટે સ્વરાજ સરકાર, મહાસભા અને સત્યાગ્રહ, એ ત્રણેનો ઉપયોગ કરીને ન્યાય મેળવી ન આપીએ તો આપણે નિર્માલ્ય અને હીચકારા ગણાઇએ.

બોર્ડિંગ સ્કૂલોની જરૂર થોડા વખતને માટે પડે તો તેમાં ઘણા સારા સંસ્કારી શિક્ષકો જેમને પછાત વર્ગો તરફ ખાસ પ્રેમભાવ હોય તેવા રાખ્યા હોય તો જ સાર્થક થાય.

કેળવણીની બાબતમાં એ અનુભવ થયો છે કે તેમની હાલની સ્થિતિ જોતાં તેમને ફરજિયાત કેળવણીની શિક્ષામાંથી મુક્ત કરવાની સૂચના દયાભાવે કરવામાં આવે છે પણ તેથી એ કોમનું અહિત થાય છે અને નાનાં છોકરાંઓને કામે લગાડી કેળવણીથી છુટા રાખવાના લોભને મદદ થાય છે.

જે ધંધા તેમણે હસ્તગત કર્યા છે—વણાટકામ, સુતારકામ વગેરે—તેનું જ્ઞાન સાથે સાથે મળે તો તેમને ભણવાની સાથે થોડી થોડી કમાણી પણ થાય.

અસ્પૃશ્યતાનિવારણની બાબતમાં મહાસભાવાદીઓએ પ્રમાણિકપણે કામ ઉપાડવું જોઇએ. તેમણે તેમને ઘેર જવું, તેમને પોતાને ઘેર બોલાવવા, સભાઓમાં સાથે બેસાડવા, મીજલસોમાં સાથે રાખવા, અને અખાડા વગેરેમાં દાખલ કરવા—આજે કોઇ દાખલ થવા તૈયાર ન હોય તો ખાસ ઉત્તેજન આપીને દાખલ કરવા, એટલે એ કોમની બીક ભાંગે અને ઉચ્ચ ગણાતા વર્ગની છીટ જાય. આપણા રાષ્ટ્રીય મિશનરીઓ તેમના લત્તામાં જઇને રહે. અંત્યજ સેવા મંડળ જે પ્રવૃત્તિ શાળાઓની અને વસતિગૃહની ઉપાડે છે તેના કરતાં

અંત્યજવાડામાં (જો કે એ વાડા ભવિષ્યમાં હોય જ નહિ) એક મિશન નાખીને અનેકવિધ સેવા ઉપાડી લે એ માર્ગ વધારે ઉત્તમ છે; જેને યુરોપમાં Settlement કહે છે તે પદ્ધતિથી કામ કરવાની આવશ્યકતા છે.

સરકારની એટલે જાહેર નોકરીમાં તદ્દન છૂટથી આ કોમને સ્થાન મળવું જોઇએ. પોલીસ અને લશ્કરમાં દાખલ કરવાનું વખતે સહેલું થશે, કેળવણી ખાતામાં પણ સહેલું છે; પણ દરેક કચેરીમાં તેમને દાખલ કરવા.· તેમને ન્યાય આપવાની વાત ઠીક છે, પણ તે ઉપરાંત તેમને વિશેષ લાભ મળવા જોઇએ. Fair field and no favour એટલે ન્યાયવૃત્તિથી વર્તન થાય તો સેંકડો વર્ષોથી પછાત પડેલી આ કોમ બીજી કોમો સાથે હરિફાઇમાં ટકી ન શકે; માટે આજે તેમની ઓછી લાયકાત હોય તે છતાં દાખલ કરવા. મુંબઇ જેવા શહેરમાં જ્યાં છુઆછૂતનો પ્રશ્ન મહત્ત્વનો ન હોય ત્યાં સરકારી કચેરીઓમાં ૯૯૩ કારકૂનોમાંથી એક પણ આ કોમનો નથી. એ લોકો કચેરીમાં જાય તો તેમની પ્રતિષ્ઠા વધે, બીક ભાંગે અને તેવાં કુટુંબોમાં કેળવણીનો પ્રચાર પણ વધે. હાલમાં તો ગમે તેવો પૈસાદાર માણસ હોય તે મામુલી સિપાઇ ચપરાસીથી બીએ છે!

સત્તાની રૂએ બધા નાગરિક અન્યાયો દૂર કરી શકાય અને તેમને ભૂતકાળમાં અન્યાય કરીને પછાત રાખ્યા છે તેના પ્રાયશ્ચિત્ત તરીકે તેમને વિશેષ લાભ અપાવવા. અંત્યજ વર્ગને હમેશાં ગંદા લત્તાઓમાં, નદી-કોતરડાં કે ખાડીની પાસે ઘરો માટે જમીન મળે છે. ત્યાં ન સચવાય સ્વચ્છતા કે ન સચવાય આરોગ્ય.

નાગરિક હક્કોમાં ઘણી માગણીઓ એ કોમે કરી છે. કેટલાક પ્રદેશમાં તેમને જાહેર રસ્તા પર ફરવાનો પણ હક્ક હોતો નથી. આગગાડીમાં બેસતાં અડચણ પડે છે, જાહેર ધર્મશાળામાં ઊતરવા દેતા નથી; સાર્વજનિક દવાખાનાં, મંદિરો, લાયબ્રેરીઓનો ઉપયોગ થઇ શકતો નથી. સાર્વજનિક કૂવા, તળાવ અને વાવ-હવાડાનો લાભ મળતો નથી. આ બધું કાયદાના સખત અમલથી દૂર કરવું જોઇએ.

અને તે છતાં જે અડચણો દૂર ન થાય અથવા ન થતી હોય તેને સત્યાગ્રહથી દૂર કરવી એ છેલ્લો માર્ગ છે. આપણે સત્યાગ્રહથી વિદેશી મહાશક્તિવાન સરકારને હંફાવી છે, અને આપણા પોતાના ભાઇઓનાં હૃદય વધારે સહેલાઇથી પીગળાવી શકીએ. આવા સત્યાગ્રહો વ્યક્તિગત કરવા પડશે. જ્યાં જ્યાં મહાસભાની સમિતિ હોય ત્યાં તે પ્રશ્ન ઉપાડી લે, જ્યાં ન હોય ત્યાં સભ્યોને મોકલે; પણ જે સમાજ જડ થયો છે તેને ન્યાયને માર્ગે ચડાવવા માટે સત્યાગ્રહ કર્યા વિના છૂટકો નથી. આજે તેમ કરીશું તો આપણામાં ફાટફૂટ પડશે એ દલીલ કાયરની છે.

મહાસભા તરફથી મહાન સંકલ્પ કરવાની જરૂર છે કે, હિંદીઓમાંથી ત્રણ કરોડ માણસો તો શું, એક પણ માણસ અસ્પૃશ્ય ન હોય; અને જે દેશમાં મહાત્મા ગાંધીજીના અહિંસા ધર્મનું પાલન થતું જાય છે ત્યાં તો પાખંડી સનાતનીઓને પણ અસ્પૃશ્ય ન ગણીએ.

આવી રીતે હિંદી પ્રજાએ અને ખાસ કરીને ગુજરાતી પ્રજાએ આ ભયંકર બહિષ્કારનું નિકંદન કાઢવું જોઇએ. જો ગાંધીજીની માફક આપણે માનતા હોઇએ કે અસ્પૃશ્યતા "એ હિંદુ સમાજમાં પેસી ગયેલો સડો છે, પાપ છે" તો તે સડાને ઔષધિથી મટાડવો; ઔષધિથી ન મટે તો શસ્ત્રક્રિયાથી મટાડવો—ઔષધિ ઘણી થઇ ગઈ છે એમ દરેક વૈદ્ય કહેશે, હવે બાકી રહી છે શસ્ત્રક્રિયા.

સુમન્ત મહેતા

## ૪

## રા. કનૈયાલાલ મુનશી

સિનેમાની ફિલમના દશ્યોની જેમ રેખાચિત્રોની વેગવતી હારમાળા આપનાર મુ. ચંદ્રશંકર પંડ્યાએ જ્યારે પોતાના મનશ્ચક્ષુથી તેમના ગાઢ મિત્ર અને તેમને મન ' Superman ' સરીખા લાગતા રા કનુ મુનશીના જીવનના મેઘધનુષ્યની માફક વિવિધ રંગો નિહાળ્યા, અને 'વીસમી સદી'ની પ્રયોગશાળામા જ્યારે તેમના જીવનનુ વિવિધ ને નિરનિરાળુ પૃથક્કરણ કરી બતાવ્યુ, ત્યારે તો મને પણ મુનશીજીવન સબધી અવનવા વિચારો સ્ફુર્યા પણ પછી ધીમે ધીમે મુનશીના જાહેર પ્રશસકોમા એટલી ભરતી થઈ કે તેમણે મારા હૃદયદ્વાર સુધી આવી ખૂબ કોલાહલ કરી મૂક્યો મને પણ લાગ્યુ કે આ પ્રશસાકાર્યમા જો હું પાછળ રહી જઈશ તો મુનશીને કદાચ તેમના જ કહેવાતા પ્રશસકોના હાથે અન્યાય થઈ બેસશે, ને તેથી જ આમ અમદાવાદના કેટલાક જીવત મહાજનોનુ સ્વાગત મુલતવી રાખી મુનશીને આજે 'પ્રસ્થાન'મા સમયોચિત અને સુયોગ્ય સત્કાર આપવાની મેં હિંમત કરી છે

અભ્યાસકાળ દરમિયાન વડોદરાની કોલેજમા પ્રૉ અરવિંદ ઘોષની પ્રેરક જ્ઞાનગગાનાં પાન કરનાર, ગોવર્ધનરામના અભિનવ સાહિત્ય-યુગનો પરિચય સાધનાર, ઊગતી જુવાનીમા ડૉ. એનિ બિસેન્ટની 'હોમરૂલ'ની પ્રવૃત્તિને ઝીલનાર અને વર્ષો પછી ક્રમે કરી ગાધી-યુગની અહિંસાને સત્કારનાર મુનશીએ કેટલા ટૂક સમયમા જ તેમના અનેરા ચળકાટથી જનતાને આકર્ષી લીધી છે! મહેચ્છા, મહત્તા અને માતૃભૂમિની સેવાના સ્વપ્ન સેવનાર મુનશીએ દેશાભિમાન અને વ્યાવહારિકતાનો યોગ્ય સમન્વય કરી કેટલી વસ્તુઓ આજે સિદ્ધ કરી લીધી છે. એક જ પ્રહારે માન અને ગૌરવભરેલી મજરીને મારનાર, કલ્પનાના ઊંડાણદંડે મહાઅમાત્ય મુંજાલ અને ભટરાજ કાકના મન પારખનાર આ લેખકે આપણને કેવા જીવત અને જ્વલત પાત્રો આપ્યા છે! 'મા'ની સેવાના સ્વપ્ન સેવનાર 'સુદર્શન' દ્વારા તેમણે પોતાની જ મનોસૃષ્ટિના ભાવિ (સ્પષ્ટ) આંક ઉકેલ્યા, 'ભગવાન કૌટિલ્ય' અને 'ધ્રુવસ્વામિનીદેવી' દ્વારા ભૂતકાળના ગાઢ અધકારભર્યા પડદા ચીર્યા, અને 'કોનો વાંક' અને 'વેરની વસુલાત' વડે વર્તમાનના વિવિધ રગ અવલોક્યા, ને આ રીતે તેમણે કેટલુ યે સર્જનાત્મક સાહિત્ય ગુજરાતની સાહિત્ય આલમને ચરણે ધર્યું

પણ ભૂલ્યો, મુનશી માટે 'ચરણે ધરવુ' એમ કહેવુ તે તેમને મન તો માનહાનિ ગણાય. તેમણે તો આ સર્જનાત્મક સાહિત્યના ચોકેચોક ગુજરાતની જનતા ઉપર બોમ્બના ધડાકાની માફક નાખ્યા કર્યા, અને અજાઈ ગયેલી-મૂઢ બનેલી એ જનતાએ આખો ચોળતી મુનશીની સાહિત્યશક્તિઓનો સ્વીકાર કર્યો પણ આ જ વસ્તુને ગુજરાતી યુવકો માટે વધુ સ્પષ્ટ કરી બતાવુ? પ્રખ્યાત અંગ્રેજલેખક મૅકૉલેએ 'ઇગ્લેન્ડનો ઇતિહાસ' લખી તેની અદ્ભુત શૈલી અને અવનવા વિચારપ્રવાહને લીધે અન્ય લેખકોના માન મુકાવ્યા, અને યુવાન પુરુષ કે સ્ત્રી-વાચકોના ટેબલ ઉપર તેને પ્રથમ સ્થાન અપાવ્યુ, તેવુ જ સ્થાન ગદ્ય સાહિત્યમાં

મુનશીની 'ગુજરાતનો નાથ,' એ નવલકથાએ પ્રાપ્ત કરી ગુજરાતના યુવકોના હૃદયગઢ સર કરી લીધા છે, ને ગોવર્ધનરામના 'સરસ્વતીચંદ્ર'ને વાચકની મનોસૃષ્ટિ આગળથી જરા પાછળ પાડી દીધો છે

કહે છે કે મહાઅમાત્ય મુંજાલની જેમ મહત્ત્વાકાક્ષી અને સર્વલક્ષી થવા પ્રયત્ન કરનાર મુનશીએ અનેક ક્ષેત્રોમા વૃમી માહિત્યને અન્યાય કર્યો, પણ તેમ કહેનારે મુનશીનો દોર કાઢતા પહેલા મુનશીહૃદયને વધારે પારખવુ રહ્યુ **મુનશી એટલે ગુજરાતની અર્થસાધક, વિજયવંતી અને અનેકગણી મુશ્કેલીઓને પણ તરી પાર ઊતરનાર કુશાગ્ર બુદ્ધિ** અને તેમની બુદ્ધિનુ આ વિશિષ્ટ લક્ષણ, તેઓ જ્યારે યુનિવર્સિટીના રજીસ્ટર્ડ ગ્રેજ્યુએટો તરફથી ધારાસભાના સભ્યપદ માટે થનાર ચુટણી વખતે પહેલવહેલા ઉમેદવાર તરીકે ઊભા રહ્યા ત્યારે જણાઇ આવ્યુ અને તેવુ જ કઇ યુનિવર્સિટીના, ને સાહિત્ય પરિષદના બધારણોમા પણ કારણકે મુનશીની નજર સાધ્ય તરફ જ હોય છે, પછી ભલે સાધન ગમે તેવુ હોય ગોકામતાને શુષ્ક અને સાગ્રહીન માનતા હોય તેમ તેમનું મન નવીનતાથી આકર્ષાય છે પ્રાપ્ત થયેના કુસુમને આકામ ચૂસી લેઇ દૂરના અણદીઠ પ્રદેશના અભિનવ કુસુમો તરફ વિવિધતાના આરાધક બની ઊડી જનાર ભ્રમરની તેમનામા ઉત્સુકતા અને અસ્થિરતા છે જુઓ! જુદા ક્ષેત્રોમા વિચરતા મુનશી જ્યા જાય ત્યા નવી ભાત પાડે અને આગળ જણાઇ આવે હાઇકોર્ટમા, ધારાસભામા, યુનિવર્સિટીમા, બારડોલી સત્યાગ્રહમા અને બીજા કેટલાયે કમીશન અને કમિટિઓમા ગમે તે સાધનનો ઉપયોગ કરી તેમણે ક્યારે આગળ પડતો ભાગ નથી લીધો? કારણકે, પહેલા કહ્યુ તેમ સાધનની શુદ્ધાશુદ્ધતા વિષે તેઓ બહુ ચિંતા નથી ધરાવતા

મુનશી એટલે વિચક્ષણ જાદુગર, વખત જોઇને સફળ પાસા ફેંકનાર તરીકે તેમને ઘણા જણ ઓળખે છે તેઓ પ્રસગે પ્રસગનો સદુપયોગ કરી જાણે છે, અને તેથી જ તેઓ કેટલીયે કાર્યસિદ્ધિ કરી શકે છે અમદાવાદમા કેમ માટે કે કમિટિ માટે આવે, ને થોડી ફુરસદની પળોમા બીજા કેટલાયે મહત્ત્વના કાર્યોમા ભાગ લે, અને ભાષણો પણ રાખે પણ એવા બધા ભાષણોના મૂલ્ય એકસરખા ક્યાથી હોય? અમદાવાદમા 'સાહિત્યના પયદેવ'ની પિછાન આપનારા ભાષણમા જે અનેરી ભાત હતી, નડિયાદના 'ગુજરાત એક ભાવના' એ ભાષણમા જે સર્વગ્રાહી સમાલોચના અને અદ્ભુત આશાવાદ હતો, એવુ કાઇ બધા જ ભાષણમા ઓછુ હોય છે? 'સાહિત્યના ત્રણ'ના અમદાવાદના એ ભાષણ વખતે તો કેટલાક શ્રોતાઓને લાગ્યુ કે ગુર્જર સાહિત્યના ખરા રચનાર અને ડૉ કેતકરના ગુજરાતી જ્ઞાનકોશમા સહાય આપનાર મુનશીની ભાષા કેમ આમ ઠોકરાઇને વ્યાકરણદોષોથી કલુષિત બનતી હતી? પણ આ અસગતતા તે જ મુનશીની વિવિધતા છે ને? મુનશી એમની અદ્ભુત શક્તિથી કેટકેટલુ લખી લખીને ફેંકી દે છે? કોઇ મિત્રોની સહાયથી ને અદભૂત લક્ષ્મીના બળથી તૈયાર સાધનો મેળવી મુનશી તેમને પોતાની સર્વગ્રાહી અને સચોટ દૃષ્ટિથી વ્યવસ્થિત કરી તેમને ઓપ આપે છે, ને તેમનુ સુયોગ્ય સંવિધાન કરી જનતા માટે જાહેરમા મૂકે છે, અને પછી તેમને પોતાની કૃતિઓના વિવેચનો વાચવામા, તેમના લાલિત્યભર્યા શબ્દોમા વખાણ સાભળવામા, અને ટીકાકારના સખત ટીમ-પ્રહારો ઝીલવામા ખૂબ મજા પડે છે તેમની ચકોર બુદ્ધિથી આવી ટીકા કે પ્રશસાનું માપ આગળથી કાઢી લેઇ તે માટે તેઓ તૈયાર જ રહે છે, ને તેમા જ તેઓ ગમે છે પ્રણયવિકાસના તેઓ હિમાયતી હોઇ

રા. નરસિંહરાવ અને રા. બ. ક. ઠાકોરના ગંગબળે જાણે કે નવીન સ્વરૂપે સાહિત્યમાં ક્રાન્તિકારક તત્ત્વોનું પુનરુજ્જીવન કરતા હોયની! 'કાકાની શશી' અને 'પુરંદર પરાજય,' અને 'ગુજરાત'ના દિવાળીના અંકમાં અપાયલી વાર્તાઓ અને નાટિકાઓઃ આવું આવું તો તેઓ કેટલું યે લખ્યા જ જાય છે; જનતા તે વાંચે છે, વિચારે છે, ને તેનું વિવરણ કરે છે. પણ સાહિત્યનો આમવર્ગ કંઈક શાંત થાય ના થાય ત્યાર પહેલાં તો મુનશીએ કંઈક નવું સરજાવ્યું જ હોય. તેમનાં સાહિત્ય ગંસદનાં ભાષણો ને તેમાંયે બારડોલી ઉપરનું તેમનું 'મૂલ્યપરિવર્તન' અને 'સુવર્ણયુગનાં સર્જન' કોઇ અજબ શબ્દસામર્થ્ય બતાવી સાહિત્યની વિવિધ શક્તિ પૂરવાર કરે છે.

ગાંધીયુગની સર્વતોમુખી અને પુણ્યપ્રદ પ્રવૃત્તિ આગળ મુનશીની સાહિત્ય કે રાજકીય પ્રવૃત્તિ ઢંકાઇ જતી હોવાથી સાહિત્યક્ષેત્રમાં મુનશી તે યુગસ્રષ્ટા કે યુગભોક્તા, આ પ્રશ્ન કેટલાક નવીન અભ્યાસીઓને મૂંઝવે છે, પણ આ પ્રશ્ન જ અહીં અસ્થાને છે. મુનશી પોતાના બુદ્ધિબળે, અને સ્વાભાવિક નિડરતાથી નાનકડા ગુજરાતમાં થાય તેટલું બધું જ કરી દે એમ તેમણે બારડોલીના સત્યાગ્રહ યુદ્ધ વખતે પણ બતાવી આપ્યું. મુનશીમાં જો તીક્ષ્ણ બુદ્ધિ સાથે લાક્ષણિક નિડરતા અને દેશદાઝ ના હોત તો તેઓ આજે વર્ષો પછી પણ મહાસભાની છત્રછાયા ન સ્વીકારત, અને તેમનું તેજસ્વી વ્યક્તિત્વ ક્યારનું યે અમલદાર પિતાને પગલે ચાલીને સરકારની સોડમાં ઢંકાઇ ગયું હોત.

અને આ બુદ્ધિબળના ઉપાસકને પણ જગદ્‌વિભૂતિસમા મહાત્માજીની આધ્યાત્મિકતા માટે અપૂર્વ માન છે, એમ તેમના 'જ્યોતિર્ધરો' સાખ પૂરે છે. ને એ જ આધ્યાત્મિક તેજથી રંગાઇ કે અંજાઇ તેમણે સત્યાગ્રહની લડતમાં ઝંપલાવ્યું મુનશી એ પ્રથમ ગુજરાતી, પછી હિન્દી. ખ્વાબને માણનાર, ગુજરાતના–પાટણના–લાટના–ભૃગુકચ્છના ગૌરવની યશગાથાઓ રચનાર આ ગ્રંથકારે પોતાની વાણીને વર્તનમાં ઉતારવા માતૃભૂમિને ચરણે પોતાની સર્વ શક્તિઓ સમર્પી—ધારાસભાનું સભ્યપદ તજી દીધું, વકીલાતને પણ વેગળી મૂકી, અને રાષ્ટ્રસેવાની દિશામાં ગૌરવભરી ભાત પાડી.

મુનશીને કેટલાક સાહિત્યચોર માને છે, અને 'કૌમુદી'માં તેના પુરાવા પણ અપાયા. યુરોપના સાહિત્યઋણ વિષે જો મુનશીએ પોતે નિખાલસતાભર્યો ખુલાસો બહાર પાડયો હોત તો સાહિત્યનો આમવર્ગ કેટલાયે તર્ક-વિતર્ક ને વિતંડાવાદમાંથી બચી જાત. એ સાહિત્યઋણનો સ્વીકાર કર્યા છતાંયે મુનશીની પ્રભાવતી પ્રતિભાની ગુજરાતે જરૂર કદર કરી હોત. પણ મુનશીના સ્વભાવમાં આવી નિખાલસતા હશે ખરી?

મુનશીની સર્વ નવલકથાઓમાં 'પ્રતાપ' 'ડારે તેવી, દઝાડે તેવી નિશ્ચલતા' 'સખત બીડાયલા હોઠ' એવું એવું તો કેટલું યે સામાન્ય જ હોય છે. અને તેમની લેખનપદ્ધતિ ને શૈલી પણ હવે એટલી તો રૂઢ બની ગઇ છે કે 'કૌમુદી'ના ગઇ સાલના અંકમાં કોઇએક લેખકે તેમની ઢબે જ 'ભગવાન કૌટિલ્ય'નું આગળથી જ અનુસંધાનમાં એક પ્રકરણ લખી આપ્યું; ને, 'મુનશીજી, નવીન આપો, નહિ તો પિષ્ટપેષણ તો તમ જેવા નવીનતા ને વિવિધતાના ઉપાસકને શોભે નહિ' તેમ સચવીને મુનશીની એ નવલકથા તેમની જ પદ્ધતિએ પૂરી લખી આપવાની તે લેખકે અનુજ્ઞા માગી હતી.

મુનશીની ઘણીખરી નવલકથાઓનું વસ્તુસંવિધાન કલાયુક્ત અને મોહક, રસપ્રદ અને વેગભર્યું છે લાંબા વર્ણનો, નીરસ પાત્રપરિચય, શુષ્ક વાચ્યત્વના દોષોથી ઘણે અંશે તેમની નવલકથાઓ મુક્ત છે તેમનો વાર્તાપ્રવાહ તે સરિતાપ્રવાહ જેવો જ રમ્ય, વેગવતો ને આહ્લાદક છે વાચકને બધો વખત જિજ્ઞાસાપરાયણ કેમ રાખવો એ વિચાર પ્રસંગોની ફૂલ ગૂંથણીમા તેમની ધ્યાનબહાર ભાગ્યે જ હોય છે એક પણ પાન છોડવાનુ મન થાય નહિ, ને વાર્તાપ્રવાહની ખાતર તે છોડી શકાય પણ નહિ,—' ભગવાન કૌટિલ્ય ' જેવા માટે નહિ,—એ જ વસ્તુ વાચકને પ્રસંગોના પૂરમા ખેંચાતો રાખે છે મુનશીની લોકપ્રિયતાનુ આ પણ એક મુખ્ય કારણ છે

પણ તેમની નવલકથાઓની આથીયે સુંદર વિશિષ્ટતા તો તેમનુ પાત્રાલેખન ને પાત્રવિકાસ છે તેમના પાત્રો તે જીવત, સૃષ્ટિમા અનુભવીએ તેવા, દેશાભિમાની, આકર્ષક અને આબેહૂબ છે પ્રસગો અને સવાદોદ્વારા, તે તે પાત્રોના ગુણદોષથી વાચક વિશેષ માહીતગાર છે, અને પછી તો તેમનાથી તે એટલો બધો તો પરિચિત થાય છે કે પાન દૂર હોય કે વેશ બદલીને આવે તોપણ તે તેને ઓળખી કાઢે છે કાકની વિચક્ષણ સાહસિકતા, મુંજાલની સત્તાદર્શક ડારકતા અને ઉદા મહેતાનુ મીઠુ હાસ્ય વાચકને તે તે પાત્રની અધારી રાત્રિએ પણ ઓળખાણ આપે તેના તાદૃશ છે યુરોપના ' Introduction 'ના સામાજિક શિષ્ટાચારને અનુસરતા હોય તેમ મુનશી એક વખત વાચકને મુખ્ય પાત્રો સાથે પરિચય કરાવી આપે છે, અને પછી તો બને એકબીજાની ગાઢ મૈત્રી સાધવા પોતાની જ મેળે વિશેષ પરિચયમા આવે તેમ ઇચ્છતા હોય તેવી રીતે તેઓ અદૃશ્ય થતા લાગે છે સક્ષેપમા, બીજમાથી રોપ થાય ને રોપમાથી વૃક્ષ થાય તે જ રીતે મુનશીના પાત્રો ઉત્તરોત્તર સ્વાભાવિક વિકાસ પામતા કહી શકાય

અને આ ગુણદર્શનની જમે બાજુને ત્રુટીઓની ઉધાર બાજુ પણ છે ' રેખાચિત્રો 'ની અગણિત સૃષ્ટિ રચનાર બ્રહ્માના જેવી ઉધાર બાજુને ઉઘાડી મૂકવાની ' પડા, ' કે જમે બાજુને જ નમતી બતાવવાની 'નાગરિકતા' મારામા બહુ થોડી છે, ને તેથી જ મારે તેની સાથે છાયા પણ બતાવવી રહી મુનશીના પાત્રો કેટલેક અંશે તો સ્વચ્છદી, સાહસિક સત્તાશીલ, તોફાની કે યુક્તિ–પ્રયુક્તિવાળા હોય છે તેમના પાત્રાલેખનમા જાણે કે આત્મલક્ષિત્વના ( Subjectivity ) જ ઓળા પડતા હોય તેમ તેમના પાત્રોની એક વખત જે વિવિધતા ને વિશિષ્ટતા સમજી લીધી તો પછી વગર વાચ્યે પણ તેમની કોઇ પણ નવલકથાના પાત્રો ઉપર તમે તે સઘળી જ્ઞાન ધરાવવાનુ સાહસ કરી શકો પાત્રોના સુંદર સમન્વય ખાતર મુનશીએ ઇતિહાસનુ ખૂન કર્યું, ને કેટલાક યુરોપના સાહિત્યના પાત્રોને ગુજરાતી સ્વાગ સજાવી ઇતિહાસને ઉવેખ્યો નહિ તો તેમના પાત્રો પ્રેમાનદના પાત્રો જેવા ગુજરાતી અને ગુર્જર સસ્કૃતિના પ્રેરક કેમ ના લાગે ? અને તેમના ' પુરદર, ' ' ચ્યવન ' ' જયસિંહ ' કે ' કીર્તિદેવ ' વિદ્વાન્ અને રસિક વિવેચકોને કેમ કૃત્રિમ અને અનૈતિહાસિક લાગે ? પણ એ તો જેમ તેમના કેટલાક વિભૂતિમાન પાત્રો એ મનુષ્યની સહજ ત્રુટીઓની પર થઈ શકતા નથી, તેમ તેમનુ ઉત્તમ સર્જન પણ ઇતિહાસ સાથે સ્વચ્છદતાએ વર્તવાની લાલચને દૂર ન કરી શકે તો તે બહુ આશ્ચર્યકારક ન લેખાય. આટલુ તો માત્ર સૂચનાત્મક રીતે જ. નહિ તો પછી સાહિત્યસંસદ મુનશી માટે ક્યા ઓછુ સામર્થ્ય ધરાવે છે ?

તોયે કબૂલ કરવુ પડે કે મુનશી એ ગુજરાતનુ ઝળહળતુ રત્ન છે ગુજરાતના જાહેર જીવન પરત્વે ગરકારના જીવમોની ઘડીએ કે કુદરતી આફતોની પળે કવિઓ ને લેખકો તો બિચારા કુંભકર્ણ જ બની જાય છે, ને તેમની કલમ જ્યારે ઠરી જાય છે, ત્યારે મુનશીએ યુગધર્મને પિછાણ્યો, અને થોડાક સાહિત્યસેવકોની માફક શબ્દદેહે પુસ્તકોમા ગાયેલી અસ્મિતા ગુજરાતની ગૌરવવતી ભૂમિ ઉપર ઉતારવામા ફાળો આપ્યો આ કાઇ તેમને માટે ઓછુ શોભાસ્પદ છે? પણ મુનશી જો બુદ્ધિના પ્રમાણમા એકાગ્રતા સાધે, નિડરતાના પ્રમાણમા સ્નેહ ને સમભાવ દાખવે, ઊભરાઇ જતા ઉત્સાહના પ્રમાણમા સ્થિરતા પ્રાપ્ત કરે, તો તેઓ તેમના માનીતા ગુજરાતની કેટ-કેટલી મહાન સેવાઓ કરી શકે? એ એકાગતાના અભાવે, ને નવીનતાના શોખને લીધે આજે તેમનુ 'ગુજરાત,' 'સાહિત્ય સંસદ' અને 'સાહિત્ય-ખડ' કેટલા પ્રાણવાન કે ચેતનવતા રહ્યા છે? હાલ તો આપણે **'આવા મનુષ્યની બુદ્ધિને જગત નમે, પણ ચાહી ન શકે'** એ શ્રીમતી લીલાવતીના તથ્યાશવાળા અભિપ્રાયને જ ટેકો આપવો રહ્યો જગન્નિયતા તે બુદ્ધિને વર્ચસ્વંતી ને વરેણ્ય બનાવો!

અંતમા, મુનશીએ સાહિત્યને ઉજાળ્યુ, ચેતનવતુ બનાવ્યુ, ને તેને નવો ઝોક આપ્યો, સાહિત્ય અને રાજકારણના સેતુ બનતા હોય તેમ-જો કે હજુ સાહિત્યના સેતુ બનવાની કે ગુજરાતના અગ્રગણ્ય વિદ્વાન બનવાની તો બહુ વાર છે-તેમણે પ્રજાની નાડ પરખી, રાષ્ટ્રની જરૂર પિછાણી, અને 'મા'ની સેવામા સહકુટુબ જોડાયા સાહિત્યને વ્યાવહારિક જીવનમા સ્થાન નથી, સાહિત્ય એટલે આદર્શ, આચારની એરણ ઉપર ન ટીપાય તેવી ભાવનાઓ—આ માન્યતાને ઉચ્છેદી મુનશીએ તેવી ભાવનાઓને આચારમા ઉતારી, પોતે ઝપલાવ્યુ, સ્વાતંત્ર્યની વેદી ઉપર બુદ્ધિબળ અને દ્રવ્યની આહુતિઓ આપી, અને પ્રથમ પ્રયત્ને જ ઝડપાયા પાછા છૂટ્યા અને તેટલી જ તેજસ્વી રીતે ફરીથી ઘૂમવા લાગ્યા આમ આદર્શોના આદિત્યના હજારો કિરણો પોતાની કુશાગ્ર બુદ્ધિએ અનેકધા ઝીલનાર એ મુનશીને તેમની વિવિધ ગુર્જર સેવા-રાષ્ટ્રસેવા-માટે આપણા હાર્દિક અને આદરભર્યા અભિનંદન હો!

શંકરલાલ ગં શાસ્ત્રી

# महात्मप्रशस्तिः

[ स्रग्धरावृत्तम् ]

यस्य भ्रूभङ्गमात्रे
　　हरति सुभयदां चण्डतां राजलक्ष्म्या
येनोक्तः शब्द एको
　　जनयति चलनं सुप्तलोके समस्ते ।
नाबद्धं येन देहे
　　प्रहरणमपरं वै क्षमामन्तरेण
सोऽयं गांधी महात्मा
　　जगति विजयते राष्ट्रस्वातंत्र्यमूर्तिः ॥ १ ॥

सर्वेषां वन्दनीयः
　　प्रकृतिमलिनतादैन्यदुःखोपहर्ता
वाचा पीयूषवत्या
　　परवशपतितं लोकमुद्बोधयन्यो ।
दृष्टोऽसौ शुष्कदेह–
　　स्तदपि मदवतां भूभुजां दर्पहर्ता
सोऽयं गांधी महात्मा
　　जगति विजयते राष्ट्रस्वातंत्र्यमूर्तिः ॥ २ ॥

[ अनुष्टुप् ]

अहिंसाव्रतधारी यो
　　राष्ट्रसेवापरायणः ।
निर्मलो निरहंकारो
　　महात्मा वन्द्य एव सः ॥ ३ ॥

बादरायणकृता

# વિશ્વગીતા

ભગવદ્‌ગીતાથી આપણે એટલા બધા પરિચિત છીએ કે ગીતા શબ્દના સાન્નિધ્યથી એ ગીતાનું આપણને સહેજે સ્મરણ થાય; માટે શરુઆતમાં જ 'વિશ્વગીતા'નો શબ્દાર્થ કહી દઉં. ગીતા સંસ્કૃત શબ્દ ગીતનું નારીજાતિનું રૂપ છે. ઉપનિષદ (નારી જાતિ) શબ્દના સંયોગથી ગીત શબ્દ ગીતામાં પરિણમ્યો, એટલે ગીતા શબ્દનો મૂળ અર્થ તો ગાન જ. અને વિશ્વગીતા એટલે વિશ્વનું ગાન—The song of the Universe. અત્રે એ કવિ ન્હાનાલાલના એક પુસ્તકનું નામ છે.

હવે પ્રસ્તુત વિષય પર આવતાં પહેલાં કવિ ન્હાનાલાલરચિત સાહિત્યસૃષ્ટિનું જરા વિહંગાવલોકન કરીએ. કવિ ન્હાનાલાલે ગુજરાતને ભવ્ય કાવ્યો, અપ્રતિમ નાટકો, અને પ્રેરણાત્મક ભાષણો અર્પ્યાં છે. એમનાં કાવ્યોમાં અર્થગૌરવ અને કલ્પનાવૈભવ છે; એમનાં નાટકોમાં કલામય ગૂંથણી અને ચિરંજીવ પાત્રો છે; એમનાં ભાષણોમાં વર્તમાનને પારખવાની, ભૂતકાળને ભેદવાની, અને ભવિષ્યનાં દ્વાર ખખડાવવાની શક્તિ છે. હા, ઇતિહાસાલેખન અને વિવેચનમાં એમનું કવિત્વ આપણને ઘણી વાર ખૂંચે છે; પણ વસ્તુસ્થિતિના ભવ્ય આલેખન માટે કોઇ કોઇ વાર એમની ત્રુટિઓ સહન કરવાનું આપણને મન થઇ જાય છે. છતાંયે એટલું તો આપણે અવશ્ય ઇચ્છીએ કે કવિ તે કવિ રહે તેમાં જ ખરી મઝા છે.

હવે આપણા નાટક સાહિત્યનો જરા વિચાર કરીએ. કમભાગ્યે ગુજરાતમાં શિષ્ટ નાટકો અને રંગભૂમિ હજુ જુદાં છે, એટલે આપણને શ્રવ્ય નાટકો જ સારા સાહિત્યકારો તરફથી મળ્યાં છે. આ નાટકોમાં આપણે નાટકનાં ખાસ લક્ષણોની અપેક્ષા રાખીએ તેમાં શું ખોટું? ક્રિયાનું સંચલન, પાત્રોનું નિરૂપણ અને વિકાસ, વસ્તુસંકલના, સબદ્ધતા અને સર્વ દશ્યોનું એકગામિત્વ—એ તત્ત્વો જેમાં ન હોય એવાં પુસ્તકોને નાટકો કહેતાં આપણે જરૂર અચકાઇએ. કવિ ન્હાનાલાલે જયા જયન્ત, રાજર્ષિ ભરત, ઇન્દુકુમાર, મોગલ યુગનાં નાટકો ગુજરાતને અર્પ્યાં છે; એ બધાંમાં નાટક તરીકેની શી શી વિશિષ્ટતાઓ અને અપૂર્ણતાઓ છે એ પ્રશ્ન અત્યારે મારે માટે અપ્રસ્તુત છે. પરન્તુ એ બધાની વસ્તુસંકલનામાં નાટકનું લક્ષણ તો છે જ; એટલે બીજી અપૂર્ણતાઓ ભલે હોય છતાં એ બધાં નાટકો છે.

વિશ્વગીતાને પણ કવિ નાટક કહે છે; શા માટે તે સમજાતું નથી—સમજવું અતિ કઠિન છે. સ્થળ, કાળ અને વસ્તુની એકાગ્રતા એ પ્રાચીન ગ્રીકોનાં નાટકોનાં અપરિહાર્ય લક્ષણો છે. અને એ સાહિત્યમાં આવી એકાગ્રતાવાળાં નાટકો રચાયાં છે. પણ અંગ્રેજીમાં શેક્સપિયરે સ્થળ અને કાળની એકાગ્રતાને ગૌણ બનાવી વસ્તુની એકાગ્રતા પર જ લક્ષ આપ્યું. આપણાં સંસ્કૃત નાટકોમાં તો વસ્તુની એકાગ્રતા જ પ્રધાનતઃ સચવાવી જોઇએ એ નિયમ થયેલો જણાય છે. અને આપણે વાર્તાપ્રધાન સાહિત્યનો વિચાર કરીએ તો એટલું તો અવશ્ય કહેવું પડશે, કે નાટક અને નવલકથા—એ બન્નેમાં વસ્તુની એકાગ્રતા એ આવશ્યક, મૂલગત અંશ છે. અને એ અંશનો ઉચ્છેદ થતાં, નાટક તે નાટક ન રહે, નવલકથા

તે નવલકથા ન રહે; હા, નવાં નવાં કલાસૂત્રો અને નાટ્યસૂત્રો રચાય ત્યારે ભલે તેમ બને. આપણી કલાદૃષ્ટિ તેમનો એ પ્રમાણે અંગીકાર કરતાં આપણને અટકાવે છે.

વિશ્વગીતાને નાટક તરીકે આપણી સમક્ષ મૂકતાં, કવિએ પોતાના સમર્થનમાં ત્રણ દૃષ્ટાન્તો આપ્યાં છે: ઋગ્વેદસંહિતા, ભાગવત અને ભગવદ્‌ગીતા. આમાં વદતો વ્યાઘાત સ્પષ્ટ છે. આ ત્રણમાંથી એકે પુસ્તક નાટક નથી; જ્યારે વિશ્વગીતાને કવિ આપણને નાટક તરીકે સ્વીકારવાનું કહે છે.

કવિની બીજી દલીલ: "સંહિતા એટલે સંગ્રહ નહિ, સંહિતા એટલે ફૂલછાબ નહિ, સંહિતા એટલે ફૂલમાળા." અસ્તુ. પણ એ ફૂલમાળા ગૂંથવામાં પણ શ્રી. નરસિંહરાવભાઈએ કહ્યું છે તેમ વિવેક તો જોઇએ જ ને ?

"સહુ રંગ ભળે અનુકૂળ રીતે
વળી ગંધવિરોધ કહીં ન નડે."

રંગ અને ગંધનો સંવાદ જાળવ્યા વગર કોઇ વિવિધ પુષ્પોની માળા તૈયાર કરે તો એમાં એનું કલાવિધાન ક્યાં શોધીશું ? કવિ કહે છે:

"વીણ્યા રૂંવડા ગૂંથનાર રસમાલીનું કલાવિધાન આમાં છે."

ગૂંથનાર શબ્દ પહેલાં "રંગ અને ગંધનો સંવાદ મેળવી" એટલો શબ્દો ઉમેરેલા હોય એવું નાટક કવિ ગુજરાતને ભવિષ્યમાં આપે એમ આપણે ઇચ્છીએ. શુકદેવનું યાત્રાભ્રમણ અને પતંજલિનું દર્શન એ બન્ને દ્વારા નાટકની એકાગ્રતા સાધવા કવિએ પ્રયાસ કર્યો છે. પરન્તુ એક માણસ એક સ્થળમાં ઊભો રહીને વિવિધ દૃશ્યો જુએ એટલે એ બધાં દૃશ્યોનું એક નાટક બનાવી દેવાય ? ખચિત નહિ. વળી નવી જાતનું આવું સર્જન હોય તેને નાટકનું નામ આપવા શા માટે લલચાવું જોઇએ ? એવા પુસ્તકને નાટક કહેવા કરતાં કલાવિધાનના એક નવા પ્રયોગ તરીકે રજૂ કર્યું હોત તો વધારે યોગ્ય લેખાત.

પુસ્તકમાં વસ્તુ પ્રાચીન છે. પ્રાચીન વસ્તુ લઇને કાલિદાસ, ભવભૂતિ અને શેક્સપિયરે કેવાં કલાવિધાન કર્યાં છે તે સર્વવિદિત છે. કવિ ન્હાનાલાલે હમણાં એવો પ્રયાસ વિશેષતઃ આદર્યો છે. અમુક પ્રાચીન દૃશ્ય કે પ્રસંગથી કવિની પ્રતિભા ઉત્તેજિત બને છે એટલે એ એ પ્રસંગને નવું સ્વરૂપ આપવા પ્રેરાય છે; અને જેટલો વેગ એની પ્રતિભામાં પુરાયો હોય એટલા પ્રમાણમાં એ નવું સ્વરૂપ આકર્ષક અને ભવ્ય બને છે. આ પુસ્તકનાં વિવિધ દૃશ્યોના અવલોકનથી મારા આ કથનના સત્યની પ્રતીતિ થશે.

હવે પુસ્તકના અવલોકન પહેલાં પુસ્તકની એક વિશેષતા જોઇ લઇએ. કવિ ન્હાનાલાલનાં ઘણાંખરાં પુસ્તકોમાં અર્પણ—એ એક અસામાન્ય વિશેષતા છે. પિતૃભક્તિથી નીતરતું ગીતાના ભાષાન્તરનું અર્પણ ન જોયું હોય તેમણે જરૂર જોઇ લેવું. અને 'કેટલાંક કાવ્યો ભા. ૨ જા'નું અર્પણ પણ ગુરુભક્તિને મૂર્તિમંત બનાવતા એક ગદ્યકાવ્ય જેવું છે. અને અહીં તો અર્પણમાં ઋણસ્વીકારનો અંશ પણ છે. સંસ્કૃત સાહિત્યના ગગનમાં પ્રકાશતા સપ્તર્ષિ મંડલના તારા તે વાલ્મીકિ, વ્યાસ, કાલિદાસ, ભવભૂતિ, માઘ, બાણ અને જયદેવ. આ સપ્તર્ષિમંડલ હજુયે પ્રકાશે છે, અને માનવીની રસિકતા રહેશે ત્યાંસુધી તો જરૂર પ્રકાશશે. લોકમાન્યતાને આધારે વાલ્મીકિને પ્રથમ સ્થાન કવિએ આપ્યું છે. વ્યાસ અને વાલ્મીકિના ઐતિહાસિક વ્યક્તિત્વની ચર્ચામાં આપણે અત્યારે નહિ ઊતરીએ. આપણે માટે તો રામાયણ અને મહાભારતનું કર્તૃત્વ બસ છે, અને એ કવિઓએ સર્જાવેલી અપ્રતિમ સૃષ્ટિ સદા યે આપણને પ્રેરણા પાનાર અને

રસશાસ્ત્રની ઉપદેશક રહેશે. કવિની ખરી પિછાન કવિહૃદય જ કરી શકે; સામાન્ય મનુષ્યને પણ એના હૃદયમાં ગૂઢ રહેલો કવિત્વનો અંશ પ્રેરે, ત્યારે જ એ કવિના કવિત્વનું ખરૂ મૂલ્ય કરી શકે. કવિ ન્હાનાલાલ ઘણા થોડા શબ્દોમાં એ મહાકવિઓની કેવી પિછાન કરાવે છે તે જોઈએ.

પવિત્ર અને પ્રતિભાસંપન્ન રામાયણના કર્તા વાલ્મીકિ માટે પુણ્ય અને ઉજ્જ્વલ બે જ શબ્દ. વ્યાસ માટે અંભોનિધિશા અને સૂરજનયણા.

કાલિદાસની સુન્દરતાની ચન્દની ઉછાળતી પ્રસાદની પૂનમ.

ભવભૂતિની ઉરફેરમો ફેરતી પ્રીતિલતા. માઘ અને બાણે "ત્રૈલોક્ય વીણી લીધાં." આકાશો એમને સરોવર છે, સૂર્યપથ ક્રીડાપ્રદેશ છે. माघे मेघे गतं वयः અને बाणोच्छिष्टं जगत्सर्वम् એ ઉક્તિઓ સુવિદિત જ છે.

જયદેવજી—"લાલિત્યના છોડ જેવા, પુષ્પપાંખડી વેરતા અને રસપડછંદે નાચતા." પ્રેમ અને ભક્તિનો સંયોગ એ જયદેવની વિશેષતા છે. સાથે ભાવનર્તન અને શબ્દલાલિત્ય ભળવાથી જયદેવ માટે સંસ્કૃતમાં કહેવાય છેઃ—

यदि हरिस्मरणे सुरसं मनो
यदि च काव्यकलासु कुतूहलम् ।
ललित कोमलकान्तपदावलीम्
शृणु सखे जयदेव सरस्वतीम् ॥

આમ એ મૃત્યુતરેલા સપ્તર્ષિને આપણે કવિ જોડે વદન કરીએ.

હવે નાટકનો પરિચય કરાવનાર પહેલુ દૃશ્ય જોઈએ. શરુઆતના પ્રાર્થનમાં કવિએ એક પરિચિત છન્દનો નવીન રીતે પ્રયોગ કર્યો છે.

"રજનીને રજનીપતિ, દિવસને દિનમણિ
તેજના ઓઘથી વધાવે.
× ×
અગનને પાટ આ ગહન ભેદાવલી
અગર જયમન્ત્ર ઉચ્ચારે."

આમ ઝૂલણા છન્દમાંથી એક, બે કે ત્રણ માત્રાઓ ઓછી કરીને કવિએ કેવા પ્રકારનું છન્દોલાલિત્ય ઉપજાવવા ધાર્યું છે તે સમજાતું નથી. આ જ દૃશ્યમાં આપણને નાટકના વસ્તુનું સૂચન પણ મળે છે.

**પતંજલિઃ**—સંસારનું ચક્રવર્તી સત્ય ક્યું?
હજી તો નથી લાધ્યું મ્હને
પાતંજલ (?) યોગદર્શનનું એ પરમસૂત્ર.

પતંજલિનો આ પ્રશ્ન બરાબર લક્ષમાં રાખવા જેવો છે, કારણ કે એ જ આ દૃશ્યમાળાને ગૂંથતું કવિનું સૂત્ર છે. પાતંજલ શબ્દ પછી પ્રશ્નાર્થનું ચિહ્ન મેં મૂકયું છે. પતંજલિ પોતે જ પાતંજલ યોગદર્શનનું સૂત્ર શોધે છે?

નટી.—બ્રહ્માંડના અણુઅણુમાં છે
અદ્ભૂત મહાનાટક
ને પરમ નાટક તે છે
અદ્ભુત વર્ણીલી આ જગત્‌લીલા.

પરન્તુ અહીં ' નાટક ' શબ્દ એના પારિભાષિક અર્થમાં સમજવાનો નથી. આ સૂચનથી દોરાઈને પુસ્તકને આપણે નાટકનું નામ ન આપીએ એટલી સાવચેતી રાખવાની જરૂર છે

નામ માટેનું બીજું સૂચન'

પતંજલિ —ભજવો વિશ્વલીલાનું
ભવ્ય નાટક,
લોકલોકના ચિત્ર વિચિત્ર
પડદાઓ સમૂ,
× ×
વિશ્વગીતાને નામે ઉચ્ચારશે
રસ જગતમાં.
નટી —ગીતા ગાઇ હતી શ્રીકૃષ્ણચન્દ્રે
વિશ્વગીતાના ગાનારા અમે કોણ ?

અહીં ગીતા શબ્દથી શરુઆતમાં જે ભ્રમનું મેં સૂચન કરેલું છે તેના ઉત્પાદનને અવકાશ છે. બાકી ભગવદ્‌ગીતા અને વિશ્વગીતાનો સબંધ મને તો बादरायण संबंध જેવો લાગે છે.

પહેલા અંકને કવિએ કાળજૂના પ્રશ્નો—એવું નામાભિધાન અર્પ્યું છે. પ્રશ્નનું ચિન્તન બધા ય પ્રવેશોમાં નથી, કોઇ કોઈ પ્રવેશમાં કાળજૂનાં-જૂનાં દશ્યોનું એમણે પોતાની પ્રતિભા દ્વારા કરેલું નવસર્જન જ છે.

પ્રવેશ ૧: સીતાહરણ લક્ષ્મણજી સીતાજીના કઠોર વચનો સાંભળી, આશ્રમને રામની આણની મર્યાદારેખા દોરી રામને મદદ કરવા જાય છે રાવણ સંન્યાસીવેશે આવે છે. સીતાજી ભિક્ષા આપવા બહાર આવે છે રાવણ સીતાનું હરણ કરે છે આ દશ્યનું વસ્તુ અહીં એક માનસશાસ્ત્રનો પ્રશ્ન ઉદ્‌ભવે છે રાવણ સંન્યાસીવેશે છે છતાં સીતા જોડે નિર્લજ્જ થઇને વાર્તાલાપ કરે છે, અને એનો એવો વાર્તાલાપ છે છતા સીતા એની હદને માન આપી મર્યાદારેખાની બહાર આવે છે! હા, એક બારી કવિએ રાખી છે—સ્ત્રીહૃદયની અદ્ભુત શ્રદ્ધા સીતામાં છે:

" સતિયાને સંકટ શા ? "

પણ મારો તો રસિક વાચકોને એક જ પ્રશ્ન છે' રાવણ પોતાની લંપટતા સીતા સન્મુખ પ્રગટ કરે એથી કલામયતા જળવાય છે ખરી ? સંન્યાસી સંપૂર્ણ—દ્દભ્ય વેશ ભજવીને રાવણ સીતાને છેતરે એમાં જ વધારે સ્વાભાવિકતા તો આવે.

દશ્ય બદલાતાં આપણી સમક્ષ આશ્રમમાં બેઠેલી શૂન્યહૃદયા શકુન્તલા આવે છે દુષ્યન્તના ચિન્તનમાં લીન બનીને એ બેઠી છે. દુર્વાસા પ્રવેશ કરે છે. કોઈ એમનું સ્વાગત કરતું નથી ઋષિનો ક્રોધ પ્રજ્વળે છે અને એ શકુન્તલાને શાપે છે. અહીં એક પ્રશ્ન

વિચારણીય છેઃ જગતમાં પૂજ્ય કોણ? ન્યાય કે ન્યાય ઉવેખનારા ઋષિઓ? દુર્વાસાને પણ શકુન્તલાની સખી પાસેથી આ પ્રશ્નનો ઉપદેશ મળે છેઃ—

"તપોદષ્ટિથી નિરખિયે મહાત્મન્
નિરખિયે અને યદચ્છા આચરિયે."

અને આ ઉપદેશથી આર્દ્ર થઇને એ શકુન્તલાના શાપનું નિવારણ બતાવતા જાય છે.

ત્રીજા પ્રવેશમાં કંસરાયનું ધનુષ્ય નગરચોકમાં પડયું છે. સેનાનીઓ એ ધનુષ્યનું પૂજન કરાવી કંસની આણ મનાવવા ઊભા છે. આ પ્રવેશ એકંદરે આડંબરયુક્ત અને 'નાટકી' જેવો લાગે છે. એક જ દૃષ્ટાન્ત આપુંઃ

( કૃષ્ણ ગોપલોકો સાથે આવે છે )

ધ્વજનાયક—વન્દન વન્દો આ ચક્રવર્તીત્વને
એક ગોપ—ઓ કરદણજી! ઈ ચક્કર કને કિયે?
જ્હેરાણાનો રવૈયો કે ગોળી?

સીધો, સાદો ગોપ ચક્રવર્તીત્વ શબ્દ સમજ્યો નહિ. એને એમાંથી 'ચક્કર' યાદ રહ્યું. એટલે એણે જિજ્ઞાસાથી કૃષ્ણને પ્રશ્ન પૂછયો.

કૃષ્ણનો ઉત્તરઃ—

"સારો સંસાર છે ગોળી,
ને રાજ્યી છે રવૈયોઃ
નેતરા છે નરનારને હાથ."

આ ઉત્તર પેલા ગોપે સાંભળ્યો, અને પછી એણે શું કર્યું તે તો કવિ જાણે! કારણ કે આ સાંભળ્યા પછી એ ગોપ કાંઇ બોલતો નથી. પણ આને આપણે આડંબર નહિ તો બીજું શું કહીશું? નાટકી અંશ ચન્દ્રાનના કાવ્યમાં છે.

ચોથા પ્રવેશમાં આત્મા, પરમાત્મા અને માયાનું ચિન્તન છે. કવિ ન્હાનાલાલની પ્રતિભા ઊર્ધ્વગામિની છે. જેટલી ઊંચે ચડવામાં, નભોવિહારમાં એ ખીલે છે એટલી પૃથ્વીને પગથારે નથી રમી શકતી. અને અહીં એ પ્રતિભાને અનુરૂપ વિષય મળવાથી ઓર ખીલી છેઃ

"માનવી માનવીના જીવનમાં,
અકૂદેક છે ચાંડાલિણી."

આ ચાંડાલિણી તે માયા, એના પાશ તે કર્મબંધનો. 'આતમબલ'થી અજાણ્યો માનવી આ ચાંડાલિણીને અજેય માને છે. આકાશવાણી—અંતરવાણી એને ઊંચે ઊડવા પ્રેરે છે—માયાને જીતવાનો માર્ગ બતાવે છે. આમ સત્માં કવિની અચલ શ્રદ્ધા આ પ્રવેશના અન્તમાં દેખાય છે.

પ્ર. ૫ઃ ભરતગોત્રનાં લજ્જાચીર

કવિ ન્હાનાલાલના સ્વભાવની ઉગ્રતા અને એમની યુદ્ધપ્રિયતા સર્વવિદિત છે. અને આ પ્રવેશમાં એમના એ ગુણોને વિસ્તરવાને સંપૂર્ણ અવકાશ મળ્યો છે. વળી એ જ ગુણોથી ઉત્તેજિત થઇને કવિએ મહાભારતના બીજા જ્વલંત પ્રસંગો પર પોતાની પ્રતિભાશક્તિનો ઓપ ચઢાવ્યો છે.

દ્રૌપદીનું પાત્ર મહાભારતમાં પણ ઉજ્જ્વલ અને શૌર્યવંતું છે. અહીં એ ઉજ્જ્વલતા થોડા ક્ષેત્રમાં પણ કવિ સફળતાથી દર્શાવી શકયા છે.

કુરુકુળની રાજસભાને દ્રૌપદી એક જ પ્રશ્ન પૂછે છે: " આ ભરતકુલની રાજસભા છે ?" ભીષ્મ, દ્રોણ—કોઈ ઉત્તર આપતુ નથી અન્તે દુર્યોધનના નિર્લજ્જ ઉત્તરથી એનુ ખરુ યોગિની સ્વરૂપ પ્રગટ થાય છે. અને બ્રહ્માંડભરના પાપ–પુન્જને ભસ્મીભૂત કરવા ઉદ્યત થયેલી મહામાયાસમી દ્રૌપદી આપણાં મનશ્ચક્ષુ સમીપ ખડી થાય છે.

" પાચ પાચ પ્રાણે યે
શરીરના શબ રહે.
પાચ પાચ નાથે એમ
અનાથ છુ આજ. "

આ શબ્દોમાં રહેલી કરુણતા અને સ્ત્રીહૃદયની કોમળતા ક્ષણિક જ છે.

" ધરિત્રી રહતી નથી,
હુ યે રહીશ નહિ."
× ×
× ×
આ શુ પાડવો વિરાજે છે ?
કે પાડવોના પૂતળા ?"

આમ શરુઆતની કરુણતા ધીમે ધીમે ઉગ્રતામાં પરિવર્તન પામે છે અને દ્રૌપદીનું ખરુ સ્વરૂપ આપણે જોઇ શકીએ છીએ.

આ પ્રવેશમા રાજાઓના ધર્મની પણ કવિએ વિચારણા કરી છે. ભીષ્મ–પિતામહનુ એક જ વાકય આપણે જોઇએ:

" રાજાીને સજ્જન મટવાના અધિકાર નથી. "

" રાજરાજેશ્વરને"ના લેખક અત્યારે રાજવીઓને આ વેણુ સભળાવે તો ? પણ ગુજરાતનાં એ સદ્‌ભાગ્ય નથી

આ ભવ્ય દૃશ્યનો અન્ત પણ એટલો જ ભવ્ય છે. દ્રૌપદીનાં ચીર ખેચાઇ રહ્યા પછી " અંધારપછેડો ઓઢેલો ' ચદ્ર આવે છે અને કહે છે:—

" જોઇ–જોઇને હુ તો થાકયો આવું:
આજ નહિ અજવાળું અન્ધકારને."

ચન્દ્રના આ એક જ વાકયમાં કૌરવોની ક્રૂર મનોદશાનું સૂચન સંપૂર્ણ છે. પછી વૃદ્ધા પૃથ્વી આવે છે. રાજા એટલે પૃથ્વીપતિ, સત્કર્મશાલી પતિથી—રાજાથી પૃથ્વી નિત્ય યૌવન માણે છે. અને દુરાચારી પતિથી એ રસહીન બને છે પાપી પતિને વશ પડેલી કોઇ પુત્રી પિતાને ફરિયાદ કરતી હોય એવી કરુણ પૃથ્વીની આ ફરિયાદ છે.

" હરિ ! નેહને નેણલે ઝુલાવી
ને દેવના દાન દીધા:
પછી ભવને ભૂલામણે ભૂલાવી
ને પારકા કેમ કીધા ?
× ×
હરિ ! અજવાળે અમને ઉછેર્યા
ને દેવના દાન દીધા;
પછી અન્ધારે રાને ઉશેટયા ?
કે પારકા કેમ કીધાં ?"

અત્યારે પણ દારિદ્રયથી પીડાતી અને લોહીથી ભિંજાતી પૃથ્વી—આપણી ભૂમિ બ્રહ્માને આવો કરુણ પોકાર નહિ સંભળાવતી હોય?

આમ એક અંક પૂરો થાય છે આ બધા દૃશ્યોને પોતાની કલ્પનાશક્તિથી સંકળાવીને કોઇ ' નાટક 'નો એક અંક બનાવી શકે તો તે ભલે ' વિશ્વગીતા 'ને નાટક કહે

બીજા અંકની શરુઆત સિદ્ધ–લોકોના દર્શનથી થાય છે જગતને ઊર્ધ્વ લઇ જવા માટે સિદ્ધો સિદ્ધલોકમાંથી જગતમાં અવતરે છે અને જગતને આત્મતેજ આપી પ્રદીપ્ત કરે છે, એ માન્યતાને આધારે એ પ્રવેશ રચાયો છે આમા ચમત્કારોની પરપરા છે, એટલે આધુનિક દૃષ્ટિથી જોનારને આ દૃશ્યમા દિવ્ય ચમત્કારોથી ઉત્પન્ન થતા અદ્દ્ભુત રસ સિવાય વિશેષ કાઇ નહિ જણાય અને અત્યારે–જ્યારે ચમત્કાર સાહિત્યના અને જીવનના પ્રદેશમાથી દૂર થવા માંડ્યો છે ત્યારે આવુ દૃશ્ય, આપણને–આપણી કલાના આદર્શોને નહિ સંતોષે.

પછીના પ્રવેશમા શકરાચાર્ય અને મડનમિશ્રનો સંવાદ–શાસ્ત્રાર્થ છે માહિષ્મતીના તટ પર પનિહારીઓ જલ ભરવા આવી છે, એ ઝોલા ખાતી, પાણી ભરી, ગીત ગાતી પાછી વળે છે. માથે પાણીની હેલો ઉપાડીને ઘેર જતા એ પનિહારીઓ આ ગીત કેમ ઝીલતી હશે તે સમજાતુ નથી પણ વસ્તુસ્થિતિ જોઇએ. કવિની દૃષ્ટિ સમક્ષ પ્રથમથી જ આત્મ-પરમાત્મનો–કર્મજ્ઞાનનો સવાદ તરવરે છે, અને તેથી જ આ ગીત અહીં યોજાયુ છે. અને આ કઇ સામાન્ય પનિહારીઓ નથી. જે નગરીમા પક્ષીઓ પણ જગતના નિત્યત્વ અને અનિત્યત્વ વિશે ચર્ચા કરતા, જે નગરીમા ભારતી સમી કુલદેવી વિરાજતી હતી, જે નગરીને મડનમિશ્ર જેવા પંડિત અને તેના શિષ્યો શાસ્ત્રપઠનથી ગજવતા હતા–તે નગરીની આ પનિહારીઓ છે એટલે એમનુ ગીત પણ આત્મા, પરમાત્મા અને જગતના પ્રશ્નોની વિચાર-પરપરાથી ભરેલુ છે.

> "મ્હારે પાચ પાચ તત્વના માટલા
> પાણીડા કેમ ભરીએ?
> મ્હારે ત્રણ ત્રણ ગુણની વેલ,
> પાણીડા કેમ ભરીએ?
>
> × ×
>
> સખી નીર ઉછળે એ અનન્તના,
> પાણીડા કેમ ભરીએ?
> એના આરતી ને ઓટ છે અઘોર,
> પાણીડા કેમ ભરીએ?
>
> × ×
>
> એવા આત્માની નદીઓના નીર
> પાણીડા કેમ ભરીએ?"

શકરાચાર્ય અને મંડનમિશ્રનો સંવાદ એટલે ઉત્તર અને પૂર્વમીમાસાનો શાસ્ત્રાર્થ અહીં બન્ને મહારથીઓનો સવાદ હૃદયસ્પર્શી કે બુદ્ધિગ્રાહ્ય નથી લાગતો ઉપરનું ગીત રચીને જાણે કવિની પ્રતિભાને થાક લાગ્યો હોય તેમ એ સવાદમાં કવિ ઉજ્જ્વલતા નથી પૂરી શક્યા વિશેષમા કઇક અસંગતતા પણ અહીં પ્રવેશી છે જીવો બ્રહ્મૈવ નાપર એમ ઉચ્ચારનાર–એકમેવાદ્વિતીયમ્ નો ઘોષ ગજવનાર શકરાચાર્ય જાણે દ્વૈતવાદી હોય એવો ભ્રમ આપણને

આ પ્રવેશ વાંચતાં થાય છે. અને કર્મવાદ અને જ્ઞાનવાદનો ભેદ સ્પષ્ટ થાય એટલી વિશદતા પણ સંવાદમાં નથી જણાતી.

પછીનો પ્રવેશ પ્રેરણાજનનનો છે. વાલ્મીકિ આપણા આદ્ય કવિ કેમ લેખાય છે, આ વાત તો સર્વવિદિત છે. આ પ્રવેશમાં કવિએ પ્રતિપાદન કરેલ એક સત્ય તારવીએ: સર્જક વસ્તુ સાથે એકતા સાધે ત્યારે ખરું કાવ્ય ઉદ્‌ભવે છે. કારણ કે ચિત્તક્ષોભ કે ઊર્મિસંચલનને એ એકતા વગર અવકાશ મળતો નથી. પ્રસંગદર્શનથી કવિની ઊર્મિઓમાં આઘાત થાય છે અને તે આઘાતથી તેમાં સંચલન ઉદ્‌ભવે છે; એ સંચલનનું શબ્દમાં પરિણમવું તે કાવ્ય.

આ પછીના પ્રવેશમાં અપસરાઓની પ્રેમગોષ્ઠિ છે. અપસરાઓએ પણ જગતને સૌન્દર્ય અર્પ્યું છે. ઉર્વશી અને શકુન્તલાની જનની મેનકાએ વિક્રમોર્વશીય અને અભિજ્ઞાન–શાકુન્તલનું વસ્તુ અર્પ્યું. અને શકુન્તલા માટે કવિ શું કહે છે?

"મહા યોગીન્દ્રની યોગલક્ષ્મી
સૌન્દર્ય પાત્રમાં ઠલવાયે
જગતને લાધ્યું રસનું અમર ફલ."

પરન્તુ અપસરાઓના અદ્‌ભુત સૌન્દર્યકિરણથી અસ્પૃષ્ટ એવો એક અદ્‌ભુતતર પુરુષ તે ગર્ભયોગી શુકદેવજી. અને તેને ઉદ્દેશીને ગવાયેલું ગીત આ દૃશ્યના પ્રાણરામું છે.

દૃશ્ય બદલાતાં આપણે સર્વ ધર્મોના પયગંબરોની મંડળી એકત્ર થયેલી જોઇએ છીએ. આમાં કવિનો સર્વધર્મસમભાવ પ્રદર્શિત થાય છે. અને વિશ્વને નિષ્પાપ કરવા અવતરતા એ પયગંબરોના સમાજમાં પૃથ્વી એક કડવું વેણ પૂછે છે:

"આટ આટલા સૂરજ ઉગ્યા માનવલોકે
તોય અંધારાં કેમ ન અજવાળાં થયાં?"

પૃથ્વીના આ પ્રશ્નનો ઉત્તર પણ આ પ્રવેશમાં શોધતાં મળી રહેશે. સમસ્ત વિશ્વના ધર્મ અને માનવીઓનો સમન્વય કરે એવો પયગંબર જગત માગે છે. પરમાત્માનાં કિરણો જ હજુ જગતને મળ્યાં છે. અખંડ બ્રહ્મજ્યોત ક્યારે લાધશે? આ પ્રવેશમાં 'બ્રહ્મ' શબ્દ આપણને ખૂંચે છે. કવિનો 'બ્રહ્મ' શબ્દ માટેનો મોહ એમના વાચકોથી અજાણ્યો નહિ હોય; છતાં થોડા શબ્દો અહીં આપું છું, જેથી અર્થનું સંશોધન કરવામાં રસિક વાચકને પણ જરા આનંદ અને વિશેષ શ્રમ પડે.

| | |
|---|---|
| ૧ બ્રહ્મમહેલ | ૨ બ્રહ્મભાસ્કર |
| ૩ બ્રહ્મઅજવાળાં | ૪ બ્રહ્મમહિમા |
| ૫ બ્રહ્મપાટી | ૬ બ્રહ્મસભા. |

આમ આ બીજા અંકમાં કાળજૂના પ્રશ્નોની વિચારણા પછી પરાપૂર્વનાં મન્થન થયાં. એ મન્થનમાંથી તારવેલું નવનીત તે 'ત્રિકાલપર સનાતનતા'–નિત્ય પરિવર્તન પામતા જગતનું ચિરસ્થાયી તત્ત્વ.

પહેલા પ્રવેશમાં શુકદેવજીના યોગથી મેનકાના સ્થૂલ સૌન્દર્યનો પરાજય થાય છે. જયા-જયન્તમાંના કામના પરાજય કરતાં આ દૃશ્ય વધારે ભવ્ય છે. "સૌન્દર્ય શીલથી શોભે છે" અને "જોબનવેલીને ફૂલડે ફૂલડે પુણ્યના પરિમલ પમરે, તો સંસારયાત્રા તીર્થયાત્રા નીવડે"–આ કવિનાં સંદેશવાહક વાક્યો. પવિત્રતા સૌન્દર્યથી અજેય અને મહાન છે.

ऊर्ध्वमूलमधःशाखमश्वत्थं प्राहुरव्ययम् ।

પ્રવેશ રજો: સનાતન અશ્વત્થ. એ અવ્યય અશ્વત્થ તે આ જગત : એનાં મૂળ પરબ્રહ્મમાં અને એની શાખા વિશાખાઓ જગતભરમાં વિસ્તરેલી છે. આમાં જગતનાં વિવિધ દશ્યો કવિએ બતાવ્યાં છે. રા. બટુભાઈ ઉમરવાડીઆએ એક સ્થળે કહેલું છે કે કવિ ન્હાનાલાલ નવા છતાં જૂના છે, એ સત્યની પ્રતીતિ અહીં થાય છે.

"ઢીંઢા છે રૂઢિસ્વતન્ત્ર એક્કે કો સંસારી?
પ્રકૃતિપર હોય તે રૂઢિપર હોય."

આ શબ્દોમાં કવિની પ્રણાલિકાપૂજા આપણને દષ્ટિગોચર થાય છે. પણ કવિ પ્રણાલિકાના અંધપૂજક નથી એ આગળ વાંચતાં આપણે જાણી શકીએ છીએ.

"યુગયુગની સ્મૃતિસંહિતા
ને યુગયુગના સંસાર માર્ગ."
"સ્મૃતિ એટલે સંસાર વસ્રો
જીરણ ઉતારવા ને નવા પહેરવા."

પરંતુ જૂનાંને દૂર કરવામાં અને નવાંને સત્કારવામાં વિવેક અને સંયમની જરૂર છે. તે માટે કવિનો સંદેશ જગતના સુધારકોને પહોંચાડવા જેવો છે:

"નવસૃજનના સૃજનસામર્થ્ય હોય
એને છે ઉચ્છેદવાના અધિકાર."

વિશ્વને પ્રેરતા, વિશ્વને ઉચ્ચગામી બનાવવા મથતા અવધૂતો–મહાપુરુષોને એકત્ર થયેલા કયાંય જોયા છે? કવિની સમર્થ પ્રતિભા તમને તે બતાવશે. જગતને માટે પોતાની શક્તિઓનો વ્યય કરવો એ જ મહાપુરુષોનો ખરો આનન્દ છે. અને એ આત્મતૃપ્તિના આનન્દ માટે જ મહાપુરુષો જગતમાં અવતરે છે. એ અવધૂતોની મસ્તીનું એક સુંદર ભજન આ દશ્યમાં છે. કવિ ન્હાનાલાલે પ્રાચીન સાહિત્યનું જે પાન કર્યું છે તેમાંથી દ્વિવિધ લાભ ગુજરાતને મળ્યો છેઃ એક તેમના રાસ દ્વારા અને બીજો તેમનાં ભજનો દ્વારા. ભજનો કરતાં રાસની સંખ્યા વિશેષ છે એ ખરું, પણ ભજનોમાં યે કવિ ન્હાનાલાલની વિશેષતા છાની રહેતી નથી. અને રાસ તથા ભજન એ બન્નેથી 'પ્રેમભક્તિ' નામનું સાર્થત્વ હું જોઇ શકું છું. મસ્તી–આત્માનંદ એ ભજનોનું ખાસ લક્ષણ છે–મધ્યવર્તી ભાવ છે. એટલે આ ભાવ ન હોય ત્યાં ભજન શુષ્ક અને નીરસ બની જાય છે. કવિમાં રહેલ ભક્તિની મસ્તી આ ભજનોમાં પ્રત્યક્ષ થાય છે. ભાષા પણ ભજનને અનુરૂપ અને સ્વાભાવિક છે

ચોથા પ્રવેશમાં મુક્ત આત્માના પ્રવાસપથનું વર્ણન છે. એ પ્રવેશમાંનું ગીત વાંચવાથી તેનો સાર સહેલાઇથી અને રસપૂર્વક સમજી શકાય તેમ છે:

"આવ્યા ગગનનાં ન્હોતરાં
ચાલો વિશ્વ વધાવા;
આતમ આ ઉડું ઉડું થાય
વિશ્વનો રાજ વધાવા.
× ×
આવ્યા અનન્તના ન્હોતરા.
ચાલો વિશ્વ વધાવા
× ×

વિહરે લ્હેરખડે વિરાટ
વિશ્વનો રાજ વધાવા."

હવે છેલ્લો પ્રવેશ બ્રહ્માંડમંડલનો મહારાસ જોઇએ. બ્રહ્માંડમાં કૃષ્ણસમોવડો રાસરસિયો હજુ જગતે નથી જોયો, એટલે આ રાસમાં પણ એ જ પ્રધાન પુરુષ છે. અને કૃષ્ણ હોય ત્યાં ગોપીઓ, સૂરદાસ, જયદેવ, મીરાં અને નરસિંહ મહેતા ન હોય તે કેમ બને?

શુકદેવજીની યાત્રાનો અહીં અન્ત આવે છે એટલે એમનો આનન્દ આ પ્રવેશમાં મધ્યવર્તી છે. અને એ આનન્દ વ્યક્ત કરવા જે છન્દ કવિએ યોજ્યો છે તે પણ તેટલો જ વેગધારી છે. પ્રાચીન ચારણી સાહિત્યના આ છન્દનો આદર કરી કવિએ ભાવની અને છન્દની એકતા સાધવામાં સફળતા મેળવી છે. સ્થાલીપુલકન્યાયે એ છન્દને આપણે જોઇએ.

"વરસે છે મન્દ મન્દ અમીનાં કંઈ બુન્દ બુન્દ
ઝમકે પદછન્દછન્દ, દિગ્દિગન્ત રોળે;
ઉરના અણમોલ ભાવ, રૂપના અણમોલ લ્હાવ,
છાટે રાસરંગધાવ નયનની દોળે,

× ×

વિલસે રસના વિલાસ, પ્રકૃતિ ને પુરુષ રાસ,
ઉછળે આનન્દ હાસ, પ્રભુતા ગાજે
હો સન્ત ! પ્રભુતા ગાજે"

છેલ્લો રાસ મીરાંબાઇની ભક્તિ, સૂરદાસની આત્મઝંખના અને શુકદેવજીની પરિતૃપ્તિના પ્રતીકરૂપ છે. એમાં વિશ્વમાં વિલસતા, પ્રકાશ પ્રેરતા અને જનતાનું કલ્યાણ કરતા પર-બ્રહ્મનું–પરમાત્માનું ગાન છે.

આ દૃશ્યને અન્તે યોગર્ષિ પતંજલિ આવે છે અને ઉચ્ચારે છેઃ

"દિશાસાગર ભરતું બ્રહ્માંડ એટલે
પરબ્રહ્મ અને યોગમાયાનો લગ્નયોગ.
આદરું હું યે મ્હારું યોગશાસ્ત્ર.
મ્હને યે લાધ્યું યોગનું પરમ સૂત્રઃ
चित्तवृत्तिनिरोधः योगः"

યોગમાયા એટલે શું? પતંજલિના આ ઉચ્ચારણની વિશેષતા પુસ્તકનાં વિવિધ દૃશ્યોમાંથી શી રીતે તરી આવે છે? આ બધા પ્રવેશોમાંથી એમને યોગનું તત્ત્વ શી રીતે લાધ્યું? આ બધા પ્રશ્નો અગમ્ય જ રહે છે. યોગના સૂત્રનું તત્ત્વ એમને કદાચ શુકદેવજીના દૃષ્ટાન્ત પરથી લાધ્યું હોય તો ભલે.

આમ આ 'નાટક' પૂરું થાય છે. અને 'વિશ્વગીતા'નું નાટક કહેવાને બદલે **વિશ્વલીલા** નામ આપવાનું હું તો પસંદ કરું—તે પણ નાટક તરીકે નહિ. અને 'વિશ્વલીલા' શબ્દમાં પુસ્તક અને નામ બન્નેની સાર્થકતા સધાતી મને તો લાગે છે.

ભાનુશંકર બા. વ્યાસ

# શ્રીયુત ક્ષિતિમોહન સેનની શિક્ષણ-વ્યાખ્યાનમાળા

## વ્યાખ્યાન ૪ થું*

આસો વદી ૭ બુધ, ૧૯૮૨

ગ્રીસમાં વિદ્યા વ્યક્તિની ખાનગી સંપત્તિ ગણાતી; ભારતમાં વિદ્યા એ એક સાધના હતી. ગ્રીસમાં વિદ્યા મૂલ્ય આપીને ખરીદ કરી શકાતી; કોઈ કોઈ વાર એ મૂલ્ય એટલું મોટું હતું કે સાધારણ ગરીબ માણસ એટલું આપી શકે નહિ. અત્યારના પાંચ હજાર-દશ હજાર રૂપિયા જેટલું દ્રવ્ય આપવું પડતું. ભારતવર્ષમાં વિદ્યા પૂરી કર્યા પછી દક્ષિણા આપવાનો રિવાજ હતો, પણ તે દક્ષિણા શિષ્યની ઇચ્છા અને શક્તિ ઉપર આધાર રાખતી. દક્ષિણા એ મૂલ્ય નથી; વિદ્યા એ જ્ઞાનનો યજ્ઞ છે, અને યજ્ઞ દક્ષિણા વિના હોઇ શકે નહિ. યજ્ઞ પૂર્ણ થતાં યજમાન શક્તિ અનુસાર એક રૂપિયો, એક ફળ, એક વસ્ત્ર ગમે તે આપે તે ચાલે. શિષ્યોએ એવી રીતે સહસ્ર સુવર્ણદાન અને સહસ્ર ગોદાન પણ કર્યાં છે; પણ કદી વિદ્યા વેચાતી નહિ. ગ્રીસમાં વિદ્યા વેચાતી અને તેથી જ વિદ્યાવાન વ્યક્તિ તેનો વેપાર પણ કરી શકતી.

ગ્રીસમાં ગુરુ વિદ્યાર્થી પાસે talents (ટૅલન્ટસ) માગતો. ટૅલન્ટસનો હાલનો અર્થ બુદ્ધિ થાય છે, પણ તે વખતે તે એક સોનાનો સિક્કો હતો. હિંદમાં શિષ્ય પાસેથી પાત્રતા અને અધિકારની અપેક્ષા રખાતી, પણ પૈસા ખાતર કોઈ વિદ્યાની ના પાડતું નહિ.

શિક્ષણ ચાલતાં દરમિયાન પિતાનો તેના પુત્ર ઉપર લાલનપાલનનો હક રહેતો નહિ; કારણકે શિક્ષણસમયે તે પિતાનો પુત્ર નથી, પણ સમસ્ત માનવસમાજ તરફથી તે સાધના કરતો હોય છે અને તેથી સમાજ પાસેથી પોતાના નિર્વાહનો હકદાર બને છે. ગમે તે વિદ્યાર્થી, ગમે તે ગૃહસ્થને ત્યાં '**भवति भिक्षान्नदेहि**' કહેતો તો ભિક્ષા મળતી. ભિક્ષાનો અર્થ ત્યાં યાચકતા નથી, પણ એક રીતે ગૃહસ્થના અન્નમાં તેનો ભાગ ગણાતો. ભિક્ષા ગૃહસ્થને ઘેર જઇને માગવાનો રિવાજ હતો, કે જેથી કોઇ કૃપણ કે જડબુદ્ધ ગૃહસ્થનો ભંડાર સાર્થક થઇ શકે.

આ ઉપરથી આપણે કહી શકીએ, કે ભારતમાં વિદ્યાધન સાર્વજનિક તપસ્યાધન હતું. સર્વ જનનો તે પ્રાણ હતું. જેમ વાયુ, તેજ વગેરે સર્વના પ્રાણના આધારનું વસ્તુ મૂલ્ય આપીને ખરીદ થતી નથી, તેમ વિદ્યાનું પણ હતું. મૂલ્ય વિનાની એટલે નકામી એવો અર્થ નથી, પણ મૂલ્ય વિનાની એટલે મૂલ્યથી અતીત એવો અર્થ છે. ગ્રીસમાં વિદ્યા ખરીદીની ચીજ હતી તેથી કોઇ પણ માણસ તેને તાળુ મારી ગુપ્ત રાખી શકતો; પણ હિંદમાં ગુરુઓને માટે વિદ્યાદાન ન કરવું એ મોટો અપરાધ ગણાતો. એ અપરાધનું નામ 'બ્રહ્મઘાત' હતું; કારણકે તેમાં અંતરસ્થ બ્રહ્મનો ઘાત થાય છે.

વેદના આરંભકાળમાં બ્રહ્મચર્ય વગેરે પૂર્ણ વિકસિત થયાં ન હતાં. તે સમયમાં એક ઋષિ તપસ્યા કરતા અને અંતરમાં પ્રેરણાજ્યોતિ પ્રાપ્ત કરીને એક એક મહાસત્ય વાણી ઉચ્ચારતા-જેમ આકાશમાંથી વર્ષા આવે છે, અને આખી ભૂમિને ભીંજવે છે તેમ. પણ જેમ વરસાદની આકાશવૃત્તિ ઉપર આધાર ન રાખતાં લોકોએ પછીથી કૂવા, તળાવ વગેરેની યોજના કરી, તેમ શિક્ષણમાં પણ થયું. ઋષિઓ શિષ્યના હૃદયને ચારે બાજુથી ઘેરીને સંસ્કારી કરીને સરોવર જેવું બનાવતા, જેમાંથી એક ઉપર એક જ્ઞાનકમળો ફૂટતાં. આ

* અનુસંધાન માઘ: ૧૯૮૭-પૃ. ૨૧૮ થી

શિષ્યો જ્યારે ગુરુની ચારે બાજુ વિંટળાઇ રહેતા ત્યારે બ્રહ્મચર્યાશ્રમનો આરંભ થયો અને એ તીર્થ તે જ વિદ્યાયતન બન્યું. વિદ્યાયતનને માટે કોઇ ઇંટ કે કાટમાલની જરૂર ન હતી. એક બાઉલનું ગાન છે કે

"મેં એક સરોવર જોયું કે જેને ઘાટ નથી, તો પણ તેમાં ઊતરતાં મેં મારી તૃષ્ણા તૃપ્ત કરી; કિન્તુ, મેં એક સોનાના ઘાટવાળુ સરોવર જોયુ કે જેની મધ્યે જળ નહોતું હું તૃષાર્ત હોઇને સોનાને ઘાટે બેઠો તે વખતે અંતર્દાહથી તેમ જ સોનાના દાહથી બળવા લાગ્યો."

એટલે માનસતીર્થની રચના વિનાની કેવળ બાહ્યપ્રતિષ્ઠા જીવન દેતી નથી; એટલુ જ નહિ પણ તે એવડી શક્તિથી મારે છે. જ્યાં ધીરે ધીરે મરત ત્યાં દગ્ધ કરીને મારે છે.

ઋષિઓ સમજ્યા કે જ્ઞાન આપણા અંતરનો પ્રાણ છે અને બાહ્યવસ્તુથી તે કોઇ ઉચ્ચતર વસ્તુ છે. એવા પ્રાણને ઉપયોગી ભૂમિ પણ વધારે પ્રાણમય જોઇએ તેથી તેઓ કહેતા કે નગરમાં નહિ, ગામમાં નહિ પણ ઉદ્યાનમાં, ઉપવનમાં, અરણ્યમાં તેની પ્રતિષ્ઠા થાય. જ્યાં ભૂત ઇંટ, કાટ, પત્થરના સ્તૂપ નથી, જ્યાં માનવસમાજના મિથ્યા આચાર એ તપના વિઘ્ન નથી એવા પ્રકૃતિના સૌંદર્ય મધ્યે, વનસ્પતિની સ્થિર તપસ્યા તળે, નદીને કિનારે, પક્ષીનાં સંગીતમાં, એવા જ્ઞાનતીર્થની પ્રતિષ્ઠા થાય. તે વખતના રાજા–મહારાજાઓ પણ રાજમહેલો છોડી જ્ઞાનતૃષા તૃપ્ત કરવા માટે એ જળાશયોનો આશ્રય લેતા. કદી એવી સંસ્થાઓ પોતાને ત્યાં લઇ જવાનો આગ્રહ ન કરતા. તેઓ જાણતા હતા કે ગમે તેવા સંગેમરમરના હોજને ચાટવાથી તૃષા છીપાતી નથી તે સમયે આજે જેમ 'પૅકેટ એડિશન' ( Pocket Edition ), ગીતા છે તેવા તે વખતે 'રાજધાની એડીશન'વાળા આશ્રમો ન હતા.

પણ એમ ધારવુ નહિ કે ગુરુઓ સમાજની બહાર રહેતા અને તેમનામાં માનવમહાભાવ ન હતો. ગુરુઓ શિષ્ય મંડળોને લઇને તીર્થયાત્રા વગેરેના નિમિત્તે સમાજમાં, જનપદમાં, નગરમા ભમતા, તેમ જ સમાજના માણસો પણ છાત્રોસહિત ગુરુને મહાન પ્રસંગે આમંત્રણ આપતા અને તેથી સમાજને ઉચ્ચ વાતાવરણનો લાભ મળતો. આ રીતે ધીમે ધીમે બ્રહ્મચર્ય આશ્રમનો વિકાસ થયો. જે સત્ય ઋષિઓ પ્રેરણા દ્વારા મેળવતા, તે શાશ્વત સત્ય મેળવવા શિષ્યો ઋષિઓને ઘેરીને એક સત્યનું સરોવર તૈયાર કરતા. ઉપનયન સસ્કારમાં ઉપનયન મન્ત્ર છે કે 'आयन्तु सर्वतो... ...' સર્વે સ્થાનેથી હવે બ્રહ્મચારીઓ, જેમ સમુદ્રમાં ચારે દિશાએથી નદીઓ આવે છે તેમ આવો. સમુદ્ર તો નદીનુ અવસાન છે, પણ શિષ્યો ગુરુસમુદ્રમા ભળવાથી સરોવરનું જળ હમેશાં તાજુ અને અખૂટ રહ્યા કરે છે. સત્ય કોઇ એક સ્થળનુ અથવા કાળનું ન રહેતાં નિત્ય કાળનુ અને સર્વ સ્થાનનુ બને છે.

ત્યારપછી આપણા સમાજમા ક્રમશ: ચાતુર્વર્ણ્ય વ્યવસ્થા થઇ હું તેનો બચાવ કરતો નથી, પણ ઐતિહાસિક સત્ય છે તે કહું છું દરેક દેશમાં તેના પ્રયોજના અને સાધના પ્રમાણે તે સમાજનો વિકાસ થાય છે. આપણા દેશમાં શૂદ્ર નામનો વર્ણ છે. યુરોપિયનોએ જઇ અમેરિકા, ઑસ્ટ્રેલિયા વગેરે દેશોમાં જઇ ત્યાંની અસલ જાતોને ખતમ કરી તેમ નહિ કરતાં ભારતવર્ષી આર્યોએ તેમની સાથે વાસ કર્યો હાલ યુરોપિયનો સંસ્થાનોની અસલ પ્રજાનો નાશ કરતા નથી, કારણકે તેમની મજૂરીથી સામ્રાજ્ય સમૃદ્ધ થાય છે. એમ છતા, તેમની સાથે તેઓ વાસ કરતા નથી, ભારતવર્ષના આર્યોએ પ્રાચીન જાતિઓનો નાશ કર્યો નહિ, એટલુ જ નહિ પણ તેમની સાથે વાસ કર્યો. તે સમયે આર્યો પહેલાંની, દ્રાવિડ સંસ્કૃતિ અને દ્રાવિડોથીયે પૂર્વની કોઈ એક પ્રાચીન સંસ્કૃતિ હતી. જેઓ તે સમયની સમસ્ત સભ્યતાને જુએ છે, તેઓને લાગે છે કે દ્રાવિડોની સંસ્કૃતિ આર્યોના કરતાં કમ નહોતી; કોઇ કોઇ વિષયમાં શ્રેષ્ઠ પણ હતી. તેટલા માટે આર્યોએ શૂદ્ર જાતિને બળાત્કારથી પોતાની શિક્ષણ-

વ્યવસ્થામાં આણી નહિ. અને તે જાતિએ અંદર આવવાની ના પણ કહેલી તે ભારતવર્ષનું એક સૌભાગ્ય છે; કારણકે મધ્ય યુગમાં જે અગમનિગમવાદો (Mysticism) શૈવદર્શન, શાક્તદર્શન અને યોગના પણ કેટલાક અંશો અસ્તિત્વમાં આવ્યા છે તે વેદ સમય પૂર્વેની સંસ્કૃતિના મિશ્રણથી થયા છે. એ આર્યોએ પોતા પહેલાંની સંસ્કૃતિને મારી નાખી હોત તો બુદ્ધ, જિન તેમ જ લોકાયતિક મહાપુરુષોની પ્રાપ્તિ થઈ હોત નહિ. આપણે કેવળ યજ્ઞયાગ કરનારા અને ઉપનિષદના મંત્રના દ્રષ્ટાઓને જ મેળવી શકત, કદાચ ઉપનિષદના મંત્રદ્રષ્ટાઓને પણ ન મેળવી શકત.

આપણે જોઇએ છીએ કે બુદ્ધે જે સત્યનો પ્રચાર કર્યો છે તે વેદમાં ન હોવા છતાં પણ ઉપનિષદ્ વગેરેમાં પૂરેપુરો છે. જન્માન્તર, કર્મવાદ, એ યજ્ઞયાગમાં નથી. આપણે જોઇએ છીએ કે યાજ્ઞવલ્કય એક બાજુ યજ્ઞયાગ કરે છે, પણ તેનામાં બીજી બાજુ Mysticism ગૂઢ તત્ત્વ છે, જેને એક ઇટાલિયન પંડિત ગતિમાન ધર્મ કહે છે. યાજ્ઞવલ્કયને જ્યારે આત્માની કથા, કર્મની કથા, જન્માન્તરની કથા સંબંધી પ્રશ્નો કર્યા ત્યારે તેણે જિજ્ઞાસુઓને કહ્યું કે "અહીં નહિ, એકાન્તમાં ચાલો. હું તે તમને કહીશ." તે વખતે તેમણે જે કહ્યું તે જાણે બુદ્ધ કોઈ શતાબ્દિ પૂર્વે આવીને વિરાજમાન થયા હોય એવું લાગે છે.* આર્યોએ દયાથી કે અશક્તિથી તેમની આગલી સંસ્કૃતિનો નાશ ન કર્યો તે આપણું સદ્દભાગ્ય છે. કારણ કે એ બે સંસ્કૃતિના મિશ્રણથી નાના પ્રકારની વિચિત્ર જ્ઞાનસંપત્તિ ઉત્પન્ન થઇ છે.

ત્યાર પછી ચાતુર્વર્ણ્ય વ્યવસ્થા થઇ. તેમાં શિક્ષણવ્યવસ્થા હતી, તે બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય માટે હતી, તેથી જ ચાર વર્ણ ન કહેતાં ત્રણ વર્ણ કહ્યા છે. કિન્તુ, એ વાત સર્વ જાણે છે કે શૂદ્રને વેદનો અધિકાર ન હોવા છતા પણ જ્ઞાનનો અધિકાર હતો. આર્યોના અહીં આવ્યા પછી ઘણે લાંબે કાળે વર્ણવ્યવસ્થા રૂઢ થઇ છે. જ્યારે સ્મૃતિઓદ્વારા આખો દેશ નિયમિત થયો, ત્યારે મહાભારત, ભાગવત, હરિવંશ આદિમાં જોઇએ છીએ કે શૂદ્રને જ્ઞાનનો અધિકાર સંપૂર્ણ હતો. તેની ઇચ્છા હોય તો ભલે વેદને રસ્તે ન જાય, કિન્તુ જ્ઞાનની દરકાર તેને માટે પણ હતી. ભક્તિશાસ્ત્રના મહાગ્રન્થ શાણ્ડિલ્ય સૂત્રના દ્વિતીય અધ્યાયના દ્વિતીય આન્હિકના ૭૮ મા સૂત્રમાં સ્વપ્નેશ્વરકૃત ભાષ્યમાં अथ अज्ञानाम् प्रधानाधिकरणनैरत्यात् तदधिकारश्चिन्त्यन्ते। निन्दित चाण्डालादि योनिपर्यन्तमधिक्रियते संसारजिज्ञासाय अविशेषात्। બ્રાહ્મણથી તે ચાંડાલ પર્યન્ત સર્વને જ્ઞાનમાં સમાન અધિકાર છે. કારણ કે સંસારની જિજ્ઞાસામાં કોઇ ભેદ નથી. ફરી એ ગ્રન્થમાં સ્વપ્નેશ્વર કહે છે: *स्त्रीशूद्रादीनाम् चाण्डालादीनाम् च* ज्ञानमपि श्रुतिमूलमेव भवति। अन्यथा तदसिद्धि प्रसङ्गात्। સ્ત્રીશૂદ્રાદિ અને ચાંડાલાદિનુ જ્ઞાન પણ શ્રુતિને આધારે છે, નહિ તો તેની અસિદ્ધિનો પ્રસંગ આવે. જો શૂદ્રાદિને વિદ્યાનો અધિકાર ન હોય તો આપણે જોઇ શકીએ કે शूद्रादीनाम् तु भक्तिसाधनस्य तावत्तेषा अधिकारसिद्धौ હોય. અને શૂદ્રાદિ માટે જ્ઞાન મેળવવાનો કોઇ ઉપાય ન હોય, તેમને સત્યજ્ઞાનનો અધિકાર ન હોય, તો જગતની સમસ્ત વિદ્યા ન વિદ્યા પ્રયુક્તિ कल्पनासिद्धा (૮૧ સૂત્ર, સ્વપ્નેશ્વર ભાષ્ય.) તેથી જ ચાતુર્વર્ણ્યને હુ કોઇ અંધશ્રદ્ધાથી જોતો નથી. હું સનાતની અસનાતની, સર્વને નિરપેક્ષ ભાવે જોઉં છું. ચાતુર્વર્ણ્ય તે વખતની સમાજવ્યવસ્થા હતી, પણ તે નિત્ય કાલનુ શાશ્વત સત્ય ન હતું. તે તત્કાલોચિત વ્યવસ્થા હતી, અતિકાલિક વ્યવસ્થા ન હતી.

---

* જેમને આ વિષયમા વિશેષ જાણવું હોય તેમણે રેમ મુનિવર્સિટીના પ્રો. ફ્રેમોલિનું Doctrines of Religions તેમજ ઈશ્વરના અભ્યાસી Doctor E. J. Carpenter નું Theism of Medieval India જોવું.




# મિથિલા વિદ્યાપીઠ

**[ અનુપૂર્તિ ]**

રા રા. રતિલાલભાઇના ગયા અંકમા આવેલા માહિતીથી ભરપૂર લેખમાં એક બીજી જ દિશામાંથી ઉમેરો કરવા માગુ છુ.

જનક, નિમિ તથા કરાળ આ ત્રણે વ્યક્તિઓ આયુર્વેદના સાહિત્યમાં સુપ્રસિદ્ધ છે તે ત્રણેના સંબંધમાં નીચે પ્રમાણે માહિતી મળે છે:

(૧) **જનક વૈદેહ**—" મિથિલાના જનકના નામથી કોઇ વિશિષ્ટ રાજર્ષિ વિવક્ષિત નથી. વિદેહ વશમાં એટલા બધા જનક થઇ ગયા કે એ અખિલ રાજપરપરા જનકવશ કહેવાતી " આ વાક્ય અક્ષરશ સાચુ છે સુશ્રુત સંહિતામાં શાલાક્ય તત્રનો ( આંખ, કાન, નાક, ગળુ તથા માથા વગેરેના રોગોનુ વર્ણન કરનાર આયુર્વેદની શાખા ) જે ભાગ છે તે વિદેહાધિપતિએ રચેલા વિદેહતત્ર પરથી લખાયલો છે એમ સુશ્રુત પોતે કહે છે. (क) એટલે કે વિદેહતત્ર નામે એક શાલાક્યતંત્રનો ગ્રથ સુશ્રુતના સમયમાં પ્રખ્યાત હતો અને તે વિદેહાધિપતિએ રચેલો હતો. ત્યારે એ ' વિદેહાધિપતિ ' કોણ ? ચરક સંહિતામાં, શારીર સ્થાનમાં, ગર્ભમાં કયાં અંગો પહેલા વિકાસ પામે છે એ પ્રશ્નની ચર્ચામાં જનક વૈદેહનો મત ટાંકેલો છે. (ख) આ પરથી એમ અનુમાન થાય છે કે, જનક વૈદેહ અને ઉપર કહેલો વિદેહાધિપતિ એ બન્ને કદાચિત્ એક જ વ્યક્તિના જુદાં જુદાં નામો હોય ! ગમે તેમ હો, પરતુ વિદેહતત્ર બહુ પ્રખ્યાત ગ્રથ હતો અને તેના ઉતારા સુશ્રુત ઉપરાંત બીજા લેખકોએ પણ કરેલા છે.

(૨) **નિમિ**—ઉપર કહેલા વિદેહતત્રથી જુદો એક બીજો નિમિતંત્ર નામનો ગ્રથ પણ પ્રખ્યાત હતો. તેના લેખકનું નામ નિમિ શાલાક્યતંત્રના રોગોનાં વર્ણનમા, ટીકાકારોએ, નિમિતત્રમાંથી ઉતારા આપ્યા છે. આ નિમિ કોણ ?

---

(क) शालाक्य तंत्राभिहिता विदेहाधिप कीर्तिता

( सु० उ० तं० अ० १ )

(ख) इन्द्रियाणीति जनको वैदेहः

રામાયણમાં, શિવધનુષ્યના ભંગ વેળાએ, જનકે પોતાના કુળનું વર્ણન આપ્યું છે. ત્યાં નિમિ, જનકનો પૂર્વજ હતો એમ માલૂમ પડે છે. આ ઉપરાંત ચરકસંહિતામાં, રસની ચર્ચા કરતાં, નિમિ નામના વિદેહના રાજાનો ઉલ્લેખ છે. (क) તેમજ માધવનિદાનની ટીકામાં નેત્રરોગોના વર્ણનમાં તેના ટીકાકાર શ્રીકંઠે, ' નિમિ ' અને ' વિદેહ ' આ બન્ને નામો જુદાં જુદાં વાપરીને ઉતારા કર્યા છે. એટલે જો ફક્ત વૈદકીય સાહિત્યનાં પ્રમાણો જોઇએ તો એમ જણાય છે કે નિમિ અને વિદેહ બન્ને શાલાક્યતંત્રના લેખકો હતા તથા વિદેહમાં રાજ્ય કરતા હતા.

(૩) કરાલ—કરાલતંત્ર નામના શાલાક્યતંત્રના ગ્રંથનો લેખક. સુશ્રુત સંહિતાના ટીકાકાર ડલ્લણ તેને ' કરાલભટ્ટ ' નામથી ઓળખાવે છે. પરંતુ એના કરતાં વધારે માનનીય, ચરક સંહિતાના સુપ્રસિદ્ધ ટીકાકાર ચક્રપાણિદત્ત તેને ફક્ત ' કરાલ ' નામથી ઓળખે છે: એટલું જ નહિ પરંતુ નેત્રરોગોની સંખ્યા ગણાવતાં કરાલનો મત એક પ્રમાણ તરીકે ટાંકે છે: " વિદેહના મત પ્રમાણે આંખના ૭૬ રોગો છે, કરાલના મત પ્રમાણે ૯૬, જ્યારે કૌશીતકિના મત પ્રમાણે ૮૦ છે. " (ख) માધવનિદાનની ટીકામાં શ્રીકંઠે કરાલતંત્રમાંથી ઉતારા કર્યા છે. આ પરથી કરાલ પણ અત્યંત પ્રાચીન છે એમ જણાય છે.

આટલે સુધી આવ્યા પછી જણાશે કે,

( ક ) શાલાક્યતંત્રના ઉપર વર્ણવેલા ત્રણે ગ્રંથો, વિદેહતંત્ર, નિમિતંત્ર તથા કરાલતંત્ર ત્રણે પ્રાચીન સમયથી બહુ પ્રખ્યાત હતા. સુશ્રુત સંહિતા તથા ચરક સંહિતા બન્ને તેમના આધુનિક સ્વરૂપમાં લખાયાં તે પહેલાં એ તંત્રો જાણીતાં હતાં.

(ખ) નિમિ તથા જનક બન્ને વિદેહના રાજાઓ હતા.

(ગ) એક જ શાખાના પ્રમાણભૂત ગ્રંથો આ વિદેહ દેશમાં લખાયા તે પરથી અનુમાન થાય છે કે, મિથિલામાં આયુર્વેદનો અને ખાસ કરીને શાલાક્યતંત્રનો અભ્યાસ બહુ ખાસ રીતે થતો હશે ! આ ત્રણમાંનો એક ગ્રંથ હાલ મળતો નથી એ આપણું દુર્ભાગ્ય ! ! !

ટંકશાળ, અમદાવાદ — બાલકૃષ્ણ અમરજી પાઠક
એમ. બી. બી. એસ.

---

(क) निमिश्च राजा वैदेहो बडिशश्च महामतिः ।

× ×

एते श्रुत वयोवृद्धा जितात्मानो महर्षयः ।

× ×

सप्तरसा इति निमिर्वैदेहः

( च० सं० सू० स्था० अ० २६ )

(ख) रोगाणां षट्सप्ततिः विदेहः प्राह । करालस्तुषण्णवतिः । अशीतिं कौशीतकिः प्राह ।

# ફેડેરલ હિંદમાં સંસ્થાનો

જનસમાજની પ્રગતિ અને તેનો કારભાર ત્રિરાશીને હિસાબે ઠરાવેલાં ચોક્કસ ધોરણે ચાલતો નથી, અથવા જો એવાં ધોરણે હશે તો આપણે તે કળી શક્યા નથી. બંગાળાના ભાગલા પાડી સરકારે ભયંકર ભૂલથાપ ખાધી અને આખા હિંદ દેશને જાગ્રત કરી નાંખ્યો. ૧૯૧૬માં કોણે ધાર્યું હતું કે ગાંધીજી આખા દેશના સરમુખ્તાર થશે અને પ્રજાને એક નવું અજાણ્યું શસ્ત્ર આપશે? રુશિયાનો આમવર્ગ એક મોટું બળવાન રાજ્ય સ્થાપીને ટકાવી રાખશે એવું ૧૯૧૬માં કોણે ધારેલું?

આપણે તે છતાં નિરાશીના હિસાબો કર્યે જઇએ છીએ. ૧૯૩૦ના જાન્યુઆરીમાં હિંદભરમાં ભાગ્યે ૧૦૦૦ સ્ત્રીઓ જાહેર કાર્યમાં ભાગ લેતી હશે, બાર મહિનામાં તેમની સંખ્યા લાખોથી ગણાય છે. આજે સંસ્થાનો અથવા "દેશી રાજાઓ" પોતાના હક્કો જમે કરાવવા બેઠા છે અને દેશી રાજ્યોની પ્રજા જેવી ચીજનું અસ્તિત્વ નથી, એમ લગભગ માની બેઠા છે; તેથી સંસ્થાનોના પ્રશ્નનો વિગતવાર અભ્યાસ કરવો આવશ્યક છે. શરૂઆતમાં સંસ્થાનોની માગણીઓ તપાસી લઇએ. એ ભાગ કાંઇ શુષ્ક લાગશે અને પછી તેની ચર્ચા અથવા તપાસ કરીશું.

સાઇમન કમિશનના નિવેદનમાં તેમજ મહાસભાએ તૈયાર કરેલા નહેરૂ નિવેદનમાં સંસ્થાનોનું ભવિષ્ય નક્કી કરવામાં આવ્યું નહોતું અને સંસ્થાનોને લગભગ અલગ રાખવામાં આવ્યાં હતાં; પણ સેંટ જેમ્સના રાજમહેલમાં પડદો ખુલ્યો ત્યાર પછી આખા ખેલનું સ્વરૂપ બદલાઇ ગયું. ને એટલી ઝડપથી ઓચિંતું બદલાઇ ગયું કે બ્રિટિશ ડેલીગેશનને પોતાના વિચારો બદલી નાખવા પડયા અને મુસ્લીમ પ્રતિનિધિઓ પોતાની ચૌદ માગણીઓ વિષે હઠ લઇને બેઠા હતા તે પણ વિમાસણમાં પડી ગયા. રાજાઓએ અથવા સંસ્થાનોએ આ માગણી કરી તેમાં માત્ર સ્વાર્થબુદ્ધિ હતી કે સ્વાર્થ સાથે દેશપ્રેમની લાગણી ઊભરાઇ આવી હતી તેની ચર્ચા કરવી નિરર્થક છે. અમુક પાસો પડયો અને આખી બાજી બદલાઇ ગઇ. ગોળમેજી પરિષદનો નિર્ણય એવો છે કે હવે સુધારાનો વિચાર કરવામાં ફેડેરેશનને એક મુખ્ય સ્થભ ગણવાનો છે. મહમદઅલી ઝીણાના ચૌદ મુદ્દાનો સ્થંભ હાલી ગયો તેથી તે એમ માને છે, કે સસ્થાનોને હજી દૂર રાખવાં, અને દિલ્હીમાં ગાંધીજીએ કહ્યું છે તે સ્વાતંત્ર્યના વાતાવરણમાં ખીલતા હિંદનો અને આપખુદ સંસ્થાનોનો મેળ થશે કે કેમ એ બહુ સભાળથી વિચારવા જેવો પ્રશ્ન છે અને વખતે એવા મેળનાં પરિણામ વિપરીત આવે.

"પ્રસ્થાન"ના મહા તથા ફાગણના અંકમાં સંસ્થાનોની પ્રજાની માગણીઓ વિષે ટૂંકી નોંધ લેવામાં આવી છે—હવે આપણે સંસ્થાનોની માગણીઓ શી છે તેનો વિગતવાર વિચાર કરીએ. ગ્વાલિયરના રાજપ્રકરણી ખાતાના પ્રધાન, સસ્થાનો તરફથી વકીલાત અને ખટપટ કરનાર મહામંત્રી કર્નલ હક્સર અને નરેન્દ્રમંડળના એક ઉપમંત્રી પાણીકરે 'ફેડરલ હિંદ' નામનું પુસ્તક ૧૯૩૦માં પ્રગટ કર્યું છે તેમાંથી આ મુદ્દા લીધા છે.

(૧) આપણે જોતા આવ્યા છીએ કે છેક પ્રાચીનકાળથી હિંદ દેશમાં સ્થાનિક સ્વરાજ્યની વ્યવસ્થા હતી અને દરેક પ્રાંત અથવા પ્રદેશની કાંઇ કાંઇ વિશિષ્ટતા જળવાઇ રહેતી હતી.

જ્યારે જ્યારે આ સ્થાનિક વિશિષ્ટતા ભૂંસી નાખીને, સ્વાતંત્ર્ય છીનવી લઇ, સામ્રાજ્ય સ્થાપવાનો પ્રયત્ન થયો છે ત્યારે તે રાજ્ય તૂટી પડ્યું છે. મૌર્ય, ગુપ્ત, વગેરે તેમજ મોગલ પાદશાહી સુધીના ઇસ્લામી વંશોની તવારીખ તપાસી જુઓ.

(૨) પણ જો દરેક પ્રાંત અથવા સંસ્થાનને છૂટું પડવા દઇએ તો શી વલે થાય તેનો સચોટ દાખલો મરાઠા સામ્રાજ્યની અવદશામાંથી મળી રહેશે. જ્યારે હોલ્કર, ભોંસલે, ગાયકવાડ, સિંદે અને બીજા જાગીરદારો છુટા પડી ગયા ત્યારે મરાઠા સામ્રાજ્યનું સંગઠન તૂટી ગયું.

(૩) હિંદી સામ્રાજ્યમાં એવા પ્રકારનું ફેડરેશન થવાની જરૂર છે કે સ્થાનિક સ્વતંત્રતા અથવા વિશિષ્ટતા જળવાઇ રહે અને તે છતાં એ છુટાં સંસ્થાનો તથા ઇલાકાઓનું સબળ સંગઠન થાય. સ્વાધીન હિંદમાં સંસ્થાનોને અસ્પૃશ્ય "પરદેશી" જેવાં રાખવામાં ડહાપણ નથી.

(૪) આ જાતનું સંગઠન બ્રિટિશ પાર્લમેન્ટ ન ઘડી શકે; કારણ કે સંસ્થાનો બ્રિટિશ મુલકમાં આવતાં નથી. તે પોતાની રાજીખુશીથી દાખલ થાય. આ સંસ્થાનોની ખાતરી થાય કે એમને જીવતાં રાખવામાં આવશે અને તેમના હક્કો સચવાશે તો દાખલ થાય. એ હક્કો કોલકરારોથી સ્થાપિત થયેલા છે, અને કોઇએ "આપ્યા" નથી.

(૫) આ સ્થાપિત હક્કોનું રક્ષણ ફેડરેશનથી જ થઇ શકે છે. તેની આવશ્યક શરતો નીચે પ્રમાણે છેઃ—

(ક) દરેક સંસ્થાન અથવા ઇલાકાના વ્યક્તિગત હક્કો અને મધ્યસ્થ સરકારના હક્કો નક્કી કરવા.

(ખ) જે જે બાબતો સ્પષ્ટ રીતે મધ્યસ્થ સરકારને સોંપવામાં આવે તેમાં જ તે દરમ્યાનગીરી કરે.

(ગ) જે બાબતો સોંપવામાં ન આવી હોય તેમાં વ્યક્તિગત સંસ્થાનને સર્વ સત્તા રહે.

(ઘ) આ બન્ને બાબતોનો કોડ સ્પષ્ટ રીતે રાજબંધારણમાં આવવો જોઇએ.

(ચ) સર્વોપરી ન્યાયાધિશી (સુપ્રીમ જ્યુડીશિયલ કાઉન્સિલ)ના બાબતની તકરારોનો નિર્ણય કરશે.

(૬) સંસ્થાનો નાનાં છે અને તેની વસ્તી ટૂંકી છે, તે લક્ષમાં લઇને રાજબંધારણમાં કલમો હોય કે જેથી એ રાજ્યોને ખાલસા ન કરાય. નાનાં રાજ્યોનું પ્રતિનિધિત્વ સ્થાનિક જૂથોથી થશે. દાખલા તરીકે કાઠિયાવાડનાં નાનાં રાજ્યો, ઓરીસાનાં રાજ્યો, સીમલાનાં રાજ્યો વગેરે.

(૭) રાજાઓ નીચે જણાવેલી ખાત્રી માગે છેઃ

(ક) કોલકરારો કાયમ રહે, જેમાં તેમની સરમુખત્યારી સચવાય, પણ ફેડરેશનને લીધે કેટલીક સત્તા મધ્યસ્થ સરકારને સોંપવી પડે.

(ખ) મધ્યસ્થ સરકાર માટે ફેડરલ કાઉન્સિલ તથા ફેડરલ કાર્યવાહક મંડળ કરવાં, જેમાં ઇલાકા તથા સંસ્થાનો એ બન્નેને લગતા પ્રશ્નોનો નિર્ણય થાય.

(ગ) એક સર્વોપરી કોર્ટ સ્થાપવી, જેમાં રાજબંધારણને વિષે ઉપસ્થિત થતા મતભેદોનો ચુકાદો થાય, સંસ્થાનો વચ્ચે માંહોમાંહે થતી તકરારોનો ચુકાદો મળે, પોતપોતાની કોર્ટમાં નિકાલ ન થાય તેવા પ્રશ્નોનો ઇન્સાફ મળે. દાખલા તરીકે નૌકાસૈન્ય વિષે.

(૮) સંસ્થાનોના રાજબંધારણમાં જે ફેરફાર થાય તે દરેક સંસ્થાનની મરજી' મુજબ.

યુનાઈટેડ સ્ટેટ્સની સરકારને દરેક સ્ટેટની વ્યવસ્થા નક્કી કરવાનો હક્ક છે તેવો અહીં ન હોય; કારણ કે કોલકરારોમાં આ સંસ્થાનોની સ્વાધીનતા સ્વીકારાઇ છે.

(૯) સંસ્થાનોમાં સુરાજ્ય જળવાઇ રહે અને ગેરવ્યવસ્થા ન થાય તેને માટે નીચે બતાવેલા ઉપાયો છે—જાહેર મતનું બળ, અને જ્યાં ઘણી ગેરવ્યવસ્થા હોય ત્યાં ફેડરેલ કાઉન્સિલની એક ચાલુ સમિતિ ઢા પાડે તો મધ્યસ્થ સરકાર દખલગીરી કરે.

(૧૦) જે પ્રશ્નોમાં સંસ્થાનોને લાગે વળગે છે તેના નિર્ણય માટે કાઉન્સિલ થાય તેમાં સંસ્થાનને ⅓ ભાગનું પ્રતિનિધિત્વ હોય. હિંદના પ્રતિનિધિઓમાં ગવર્નર જનરલના પ્રધાનોનો સમાવેશ થાય.

(૧૧) આ કાઉન્સિલની એક ચાલુ સમિતિ થશે જેમાં અમુક મોટા રાજાઓને કાયમનું સ્થાન હશે.

(૧૨) જે પ્રશ્નો હિંદને તેમજ સંસ્થાનોને સરખા લાગુ પડે છે તેનો અમલ આ કાઉન્સિલના હાથમાં રહેશે. દાખલા તરીકે રેલ્વે, પોસ્ટ, ટેલિગ્રાફ, જકાત, કરન્સી, ટંકશાળ વગેરે.

### તપાસ

સંસ્થાનોની મોટામાં મોટી દલીલ એવી છે, કે એમણે જે કોલકરારો કર્યા છે અને સનદો મેળવી છે તેને આધારે યાવચ્ચંદ્ર દિવાકરૌ અમુક સત્તા ભોગવવાનો હક્ક છે. કોલકરારોને કાગળિયાનાં ચિથરાં માનવામાં આવે તો જનસમાજમાં કુસંપ, ક્લેશ અને કંકાસ વ્યાપી રહે. અને પશુબળનું જોર જામીને સુસંસ્કૃતિનો સત્યાનાશ થઇ જાય. કોલકરારો અને રાજ્યબંધારણો પવિત્ર છે, પણ જેમ જમાનો બદલાતો જાય છે, તેમ તેમાં સામાજિક વાતાવરણને અનુકૂળ ફેરફાર થયા કરે છે. જે જ્ઞાન વિજ્ઞાન કે શાસ્ત્રમાં પરિસ્થિતિને અનુકૂળ ફેરફાર થાય છે, શબ્દો તથા વિચારોના નવા અર્થ ( interpretations ) થાય છે, તે જ સનાતન થઇ શકે છે. જડતાને લીધે શુષ્ક ચીજ તૂટી જાય છે. સંસ્થાની રાજાઓએ કોલકરારો કર્યા છે તેનો અમલ કેવી રીતે થાય છે તેનો વિચાર કરીએ. આજે જે રાજાઓ પૃથ્વીને છાપરે ચઢીને પોકાર કરે છે કે અમે સ્વતંત્ર છીએ, અમારે હિંદી ગવર્નર જનરલ સાથે લેવાદેવા નથી, અમે બ્રિટિશ તાજના મિત્રો છીએ અને બ્રિટિશ તાજ વાઇસરૉયની મારફત થોડું કાંઈ સર્વોપરીપણું ભોગવે છે તે રાજાઓ ગઈ કાલે બારસો રૂપરડીના પગારવાળા એક પોલિટિકલ એજંટના ગુલામ હતા. મુગલ પાદશાહોના વારસોને પૂરતું પેટ ભરીને ખાવાનું મળતું નથી. શિવાજી મહારાજના અવસાન પછી હોલકર, શિંદે, ગાયકવાડ, ભોંસલે અને બીજા અનેક રાજારજવાડાઓના પૂર્વજો સામાન્ય નોકરો, હુક્કો પકડનાર અને પેંજરો પકડનાર હતા. અંધાધુંધીના સમયમાં બાહુબળથી લૂંટફાટ, ચોરી, લુચ્ચાઈ, વિશ્વાસઘાત કરીને પણ શૌર્ય અને વ્યવસ્થાશક્તિના પ્રભાવથી રાજ્યો કરીને બેઠા. મહારાજા રણજિત-સિંહ એ નવાનગરના મહારાજ છે, પણ ગાયકવાડને ખંડણી દર વર્ષે ભરે છે. આ બધી ભૂતકાળની તવારીખની ચર્ચા કરવામાં કાંઇ ફાયદો નથી. સંન્યાસી કે નદીનું મૂળ તપાસવામાં ફાયદો નથી. લક્ષ્ય આજની નર્મદા અને લક્ષ્ય છે; અને અનેક સંન્યાસીઓએ ચક્રવર્તી ધર્મપ્રચાર કરીને નાના સંપ્રદાયો ઊભા કર્યા છે. તેમની જુવાનીના આત્મમંથન અને ભૂલોની શોધ કોણ કરે છે? રાજાઓ રાજ પડાવી બેઠા છે, પણ આજે તે રાજા છે એ વાત બસ છે. હિંદના મોટામાં મોટા મહારાજા નિઝામ ઉલ-મુલ્કે બ્રિટિશ તાજની સાથે સમાનતા બતાવી એટલે લૉર્ડ રેડિંગે એવો ધપ્પો માર્યો કે આજ સુધી પાછું માથું ઊંચું

નથી. આવી રીતે ઇતિહાસ તો લખાતો જાય છે. ધર્મોમાં પણ મૂળપ્રચારક બુદ્ધ કે જીસસ કે મહમદ એમણે જે ઉપદેશ આપ્યા હોય તેમાં વખતોવખત વધારા અને ટીકાઓ થઇને નવું શાસ્ત્ર રચાય છે. તેમ "દેશી રાજ્યો"ને લગતાં પોલિટિકલ ખાતાંમાં પણ ચુકાદા ( precedents ) વગેરે છે કે જેને લીધે હિંદી સરકાર અને રાજાઓની વચ્ચેનો સંબંધ, તેમના બન્નેના હક્કો વધતા ઘટતા જાય છે.

જ્યારે બ્રિટિશ હિંદી સરકારને બદલે હિંદી સરકાર થશે, ત્યારે પણ આ કોલકરારો તથા ચુકાદાઓ પ્રમાણે નિર્ણયો થશે અને તે ધોરણ પણ સમયાનુસાર બદલાતું જશે. હર્કસર પોતે જ લખે છે ( પા. ૨૬ ) કે અમેરિકન રાજ્યબંધારણમાં ઘણી ચીજ અસ્પષ્ટ છે અને તેની ભાષા ૧૫૦ વર્ષ પહેલાંની હોઈ આજે તેમાંથી અનેક અર્થો નીકળે છે. તે છતાં એ ભાઇ એવી દલીલ કરે છે, કે રાજાઓના હક્ક વિષે વિગતવાર ઉલ્લેખ બંધારણમાં આવવો જોઈએ. તે આવશે તે છતાં ફેરફાર થશે એ એમના ખ્યાલમાં તો હશે જ. ભવિષ્યના કાયદાશાસ્ત્રીને કમાણીનું એક સાધન તો મળશે

બંધારણ થયા પછી અને સ્વાધીનતા મેળવ્યા પછી થોડા વખત માટે સરમુખ્યારીથી રાજ્ય ચાલશે તો રાજાઓનું શું થશે ? તેમના અસ્તિત્વને માટે કોણ બાંહેધરી આપવાનું છે ? અથવા ભાષા અને સંસ્કૃતિના હિસાબે નવા પ્રાંતો ( States ) રચવાનું ઠરશે; દાખલા તરીકે કર્ણાટક, આંધ્ર, ગુજરાત વગેરે. તો પછી રાજ્યોનું શું થશે તે કોણ કહી શકે ? સંસ્થાનોની પ્રજા ધીમે ધીમે હિંદી પ્રજામાં એકઠી થઇ જાય છે, તે મહાસભામાં જાય છે અને કાઉન્સિલોમાં પણ જશે. પોતાના સંસ્થાનની કાઉન્સિલમાં જાય તે ઉપરાંત તેમને ફેડેરલ કાઉન્સિલમાં જવાનો હક્ક હોવો જ જોઇએ. રાજાઓનો સમાવેશ આ સંસ્થાની પ્રજામાં થઇ જાય છે, પણ તે ઉપરાંત તેમની સત્તા કેટલી જળવાશે તે વિષે પ્રમાણિક શંકા રહે છે. તે શંકા હૈદ્રાબાદ જેવા મોટા અને એકજથ્થુ રાજ્ય માટે નથી પણ જે રાજ્યો બહુ નાનાં છે અને જે ઘણાં દૂર વહેંચાઇ ગયેલાં અથવા ફૂલગૂંથણીમાં છે તેનું ભવિષ્ય વિચાર કરવા જેવું છે. ૫૬૨ રાજ્યો લાંબા વખત સુધી ટકી રહે એ બનવા જોગ નથી. તેને કોઇ ખાલસા કરવાનું નથી, પણ પોતાની રાજીખુશીથી એકરસ થઇ જશે.

બિકાનેરના મહારાજા એમ માને છે, કે સંસ્થાની રાજ્યોમાં પ્રગતિ ક્યારે કરવી, કેટલી કરવી, તેનો નિર્ણય રાજ્યો કરશે. વાત ખરી છે, કે એનો નિર્ણય સંસ્થાનો કરશે, પણ રાજા એ સંસ્થાન નથી, અને સ્વાધીન હિંદનો પ્રજામત ઘણો બળવાન હશે. સંસ્થાનોની પ્રજા પણ બળવાન હશે એટલે રાજાઓ તો સારા અને લાયક હશે તો જ રાજ્ય કરી શકવાના છે એ નિર્વિવાદ છે. આજે સંસ્થાનો એમ ન માને, કે અમને કોઇએ સ્પર્શ કરવો નહિ ! લજામણીના છોડ જેવા રાજાઓ પ્રજાશાસનના યુગમાં જીવી શકશે નહિ. ઘરેણાંગાંઠાં પહેરીને, હાથી પર બેસીને, પ્રજાને મૂર્ચ્છિત કરવાના કે આંજી નાખવાના દિવસો વહી ગયા છે. આજના સાચા આદર્શો આવતી કાલને ઘડે છે, આજનાં દુઃખોનું નિવારણ આવતી કાલે થશે. હિંદી પ્રજા નવું સ્વર્ગ ઘડવા બેઠી છે, અને તેના પ્રયાસોમાંથી નવી દુનિયા સરજી કાઢશે.

## સંસ્થાન એટલે શું

સંસ્થાનો તરફથી રાજાઓ ગોળમેજી પરિષદમાં ગયા હતા અને સંસ્થાનોની સ્વાધીનતા

( સ્થાનિક ) માટે મસલત અને તકરાર કરી રહ્યા છે તેમના ભાષણોમા કોઇ દિવસ પ્રજાને વિષે એક શબ્દ બોલાતો નથી તેથી સંસ્થાનિક પ્રજા એમ માને છે કે રાજાઓ સપૂર્ણ આપખુદી ભોગવવા ઇચ્છે છે આ પ્રશ્ન પણ હિંદુ-મુસ્લીમ પ્રશ્નના જેવો અણુવિશ્વાસથી ગુચાઇ ગયેલો છે. રાજાઓની માગણીઓનો વિચાર થશે અને સંસ્થાનિક પ્રજાની માગણીઓ, તેમના જન્મસિદ્ધ હક્કો અથવા નાગરિક હક્કો, તેમનુ પ્રતિનિધિત્વ, ( ગોળમેજી પરિષદમા તેમજ ભવિષ્યની કાઉન્સિલોમા ) નક્કી થશે જે સત્યાગ્રહની સામે બ્રિટિશ સલ્તનતને નમવુ પડે છે તે દેશી રાજ્યોમા શુ ન કરી શકે ? અને તે પણ જ્યારે ચોમેર સ્વાધીનતાનું વાતાવરણ હશે ત્યારે પણ સસ્થાની પ્રજા માગે છે કે એમની માગણીઓનો વિચાર હાલમા જ થવો જોઇએ એ માગણીઓ 'પ્રસ્થાન'ના ગયા બે અંકોમા જણાવી છે જે રાજ્યમા અંધાધુધી હોય અને પ્રજામા ભારે અસંતોષ હોય ત્યા ફેડેરલ સરકાર વચમા પડી શકે એવી શરત હોવી જ જોઇએ, તેમ ન હોય તો ગાધીજી કહે છે તેમ ધડાકો અથવા બળવો જાગે

સસ્થાન એટલે રાજા નહિ, સસ્થાન એટલે માત્ર પ્રજા નહિ, પણ રાજા અને પ્રજા રાજા વિનાની પ્રજા હોય પણ પ્રજાવિનાના રાજા ન સભવે, તેથી જ્યારે થોડા વર્ષમા પ્રજાની ચુટણીથી જ પ્રતિનિધિઓ ધારાસભામા જશે, પછી તે રાજાને મોકલે કે રાજ્યના કોઇ નિષ્ણાત નોકરને મોકલે કે પ્રજામાનો આગેવાન જાય, પણ પ્રજાનો આગેવાન એ જ નિષ્ણાત હોવાનો સભવ છે અને બનવાજોગ છે કે વખત જતા તે જ રાજા, પ્રમુખ અથવા આગેવાન હશે આ સ્વપ્ન નથી પણ દૂરનુ ભવિષ્ય છે, પણ નજદીકના ભવિષ્યમા એટલે નવા બધારણમા પ્રજાના પ્રતિનિધિત્વને માટે વ્યવસ્થા કરવી પડશે

## સ્વતંત્રતા

ગાધીજી હાલમા સમજાવી રહ્યા છે કે, પૂર્ણ સ્વરાજ એ સ્વતંત્રતા કરતા બહેતર છે પોતપોતાનુ રાજ્ય અને તે કરવાની સત્તા હોય તેના કરતા વધારે શુ જોઇએ ? પણ તેમા નિયમન-સયમ હશે સ્વતંત્રતામા સ્વચ્છદ પણ હોઈ શકે ઇન્ડિપેન્ડન્સના પ્રચલિત અર્થમા સ્વચ્છદ છે જ નહિ અને આપણે આની મિથ્યા ચર્ચામા પડવાની જરૂર નથી, પણ જે રાજાઓ સ્વતંત્રતા માગીને ફેડેરેશનમા જોડાશે તેમને કેટલી બાબતોમા સ્વાધીન હિંદની સાથે રહેવુ પડશે તેનો વિગતવાર વિચાર કરવાની જરૂર છે તે બાબતો જોયા પછી જણાશે કે તેમની માગણીઓ જેટલી ભયકર જણાય છે તેની રહી શકશે જ નહિ

સ્વાધીન હિંદ અને સસ્થાને સર્વસામાન્ય વિષેની યાદી —

( ૧ ) હિંદનુ રક્ષણ લશ્કર, નૌકાસૈન્ય અને હવાઇ સૈન્ય, તેમા કોલેજોનો સમાવેશ થશે, કયાથી કેવી રીતે વિદ્યાર્થીઓ લેવા વગેરે સસ્થાની લશ્કરોનો ઉપયોગ લડાઇમા કેવી રીતે કરવો ( એટલે લશ્કરને કેટલુ તૈયાર રાખવુ, કેટલી તાલીમ આપવી વગેરે )

લડાઇ માટે દેવુ કરવાનો અધિકાર ફેડેરલ સરકારને મળશે જ દારૂગોળા બનાવવાના કારખાનાઓ, અને તેને લગતી ચીજો જ્યા બનતી હોય તેના પર સત્તા

( ૨ ) પરદેશી રાજ્યો સાથેનો વ્યવહાર તેમા કોલકરાર કરવા, લીગ ઑફ નેશન્સમા ભાગ લેવો, પરદેશ સાથેના વપારને લગતી રાજ્યનીતિ ઘડવી, પરદેશીઓને હિંદી બનાવી યોગ્ય હક્કો આપવા મુસાફરીમા સગવડો આપવી, હિંદની બહાર વસવાની શરતો અન્ય રાજ્યો સાથે કરવી આ છેલ્લી બાબતમા જ લાખો માણસોના હિતનો પ્રશ્ન આવી જાય છે

( ૩ ) બંદરો, તેમાં ક્વૉરેન્ટાઇનના નિયમો, વહાણોની અવર-જવર, ગોદીઓ, જકાત, હિંદી ઉદ્યોગોને ઉત્તેજન, હિંદી બેન્કો, રેલ્વેમાં માલ ચઢાવવાના નૂરના દર નક્કી કરવા વગેરેનો સમાવેશ થાય છે.

(૪) રેલ્વે, ટ્રામ્વે, સરિયામ રસ્તા, વહાણુ માટે અને હોડીઓ માટે નદીઓ મારફત વ્યાપાર ખીલવવો અને હવાઇ માર્ગો નક્કી કરવા.

( ૫ ) પોસ્ટ, ટેલિગ્રાફ, દૂરના ટેલિફોન, વાયરલેસ વગેરે.

( ૬ ) જકાત અને આબકારીની નીતિ.

(૭) કરન્સી અને ટંકશાળ.

( ૮ ) પેટંટ, ટ્રેઇડમાર્ક, અને કોપીરાઇટ.

( ૯ ) એકસ્ટ્રાડીશનના કાયદા.

(૧૦) બંદૂક, તોપ અને દારૂગોળા, ગોળીઓના વેપાર પર દેખરેખ.

(૧૧) જાહેર દેવાં કરવાની સત્તા.

આટઆટલી બાબતોમાં સંસ્થાનોના રાજાઓ તેમજ તેમની પ્રજાને સાથે બેસીને અમલ કરવાના હોવાને લીધે કેળવણી, જાહેર આરોગ્ય, સ્વચ્છતા, ખેતી, વ્યાપાર, ઉદ્યોગ, સામાજિક રૂઢિ-રિવાજો, રસ્તા, મ્યુનિસિપલ અને ગામડાંઓનું સ્થાનિક સ્વરાજ્ય, એ દરેક બાબતમાં એકસરખી વ્યવસ્થા કર્યા વિના છૂટકો નથી. અલબત્ત કે દારૂની રાજ્યનીતિ જુદી જુદી રાખી શકાય જ નહિ. ન્યાયને લગતા કાયદા લગભગ એકસરખા રાખવા પડશે. થોડા ઘણા ફેરફાર આજે અમેરિકાનાં જુદાં જુદાં સ્ટેટોમાં છે, તેવી રીતે અહીં રહેશે. આજે આપણે પણ જાણીએ છીએ કે વડોદરા કે મૈસુરમાં જે હક્કો પ્રજા પચાવી શકે તે બિકાનેરની પ્રજાને એકદમ માફક ન આવે, જો કે સ્વરાજ શીખવાનો રસ્તો એક જ છે, અને તે સ્વરાજ કરવાનો.

રાજાઓ અને સંસ્થાની પ્રજા વચ્ચે આજે ખેંચતાણ થશે, વખતે ઝઘડાઓ પણ થશે, સંસ્થાનો અને હિંદી રાજ્ય વચ્ચે પણ ખેંચતાણ થશે, કોઇ સંસ્થાન બળવો પણ કરે, અને હિંદી સરકાર જુલમ પણ કરે, પણ આ બધી ખેંચતાણમાંથી એક બળવાન, સંસ્કારી રાષ્ટ્ર ખડું કરવાનું છે ( એ રાષ્ટ્ર ઘડાતું જાય છે ). એ ધ્યેય પાંત્રીસ કરોડ હિંદીઓ પોતાની નજર સામે રાખશે તો સૌને સુખ અને શાંતિ મળશે.

સુમન્ત મહેતા

# લો ક ચ ર્યા

[ આ માસિકના વાચકોને અને ગુજરાતના જીવનમાં રસ લેનારા સ્ત્રીપુરુષોને અમે વિનંતિ કરીએ છીએ કે તેઓ અમને પોતપોતાના સ્થાનના લોકજીવનની સપ્રમાણ માહિતી આપી અમારા પ્રયત્નમાં તેમનો સહકાર આપે. એમાથી જાણવાયોગ્ય અને ચોક્કસ લાગશે એવી માહિતી આ વિભાગમા આપવા પ્રયત્ન કરીશું. તંત્રી ]

ગુજરાતી સ્કૂલ
જમશેદપુર, તાતાનગર
ધૂળેટી—૧૯૮૭

શ્રુ. શ્રી. બટુભાઈ,

તમને મેં અહીની કંઇ હકીકત મોકલવાની હા પાડેલી, પણ તમે જાણો છો કે હું લખવાની બાબતમાં બહુ આળસુ છું વળી હકીકત પણ કંઇ મળવી જોઇએ ને! એટલે આજે રજાનો દિવસ એને માટે કાઢ્યો છે.

અહીંની વસ્તી ઘણીખરી કારખાનાને લીધે જ છે. અહીંના ગુજરાતીઓમાંથી ઘણા ખરા તો વેપાર જ કરે છે. ફક્ત બે કે ત્રણ જ જણ કારખાનામાં કામ કરે છે. બાકીની બધી જ વસ્તી વેપારને અંગેની છે.

ગુજરાતીઓ ને કાઠિયાવાડીઓ ને કચ્છીઓમાં વળી ફેર ગણીએ તો અહીંઆં મોટો ભાગ કાઠિયાવાડીઓનો છે. તેમાંયે મને એક ભાઇએ કહ્યું હતું, કે અમરેલીનો ફાળો મોટો છે. કાઠિયાવાડીઓની વસ્તી કરતાં કચ્છીઓની ઓછી ને તળ ગુજરાતના તો બહુ જ થોડા માણસો છે.

અહીંનો ઘણોખરો વેપાર—થોડા અપવાદ સિવાય—ગુજરાતીઓના હાથમાં છે. હૉટેલો પણ કેટલીક ગુજરાતીઓની છે પણ અહીના ગુજરાતીઓ પૈસા પેદા કરવા સિવાય બીજી બાબતોમાં ધ્યાન આપતા લાગતા નથી—જો કે તેઓ પેદા કરીને તેમની રીતે ખર્ચ પણ કરે છે અને દાન પણ કરે છે. ત્યાંના વેપારીઓની પેઠે જ તેઓ પણ સવારના સાતથી કે કોઇ કોઇ ૭ થી રાતના નવ—કે પછી દશ વાગ્યા સુધી કામ કરે છે.

પણ એમાં કંઇ સુધારો થવાનાં આછાં ચિહ્ન છે. અહીના ગુજરાતી સમાજ તરફથી એક બંધુ મંડળ ચાલે છે. તેમાં ગયા વર્ષે લગભગ સિત્તેર સભાસદો હતા. એ મંડળ દરેક મહિનાના અંતમાં એક દિવસ નક્કી કરી તે દિવસે બધા વેપારીઓ દુકાનો બંધ રાખે તેમ ગોઠવણ કરે છે ને ઘણીખરી દુકાનો તે દિવસે બંધ રહે છે. મેં સાંભળ્યું છે કે પહેલાં તો હૉટેલો પણ બંધ રહેતી, પણ હવે તો તે બંધ રહેતી નથી. પણ જ્યારે આખો વેપાર ગુજરાતીઓના હાથમાં છે ત્યારે તેઓ ધારે તો અમુક જ વખત દુકાન ખુલ્લી રાખવી એવો નિયમ કરી શકે છે. આ તરફ પણ કેટલાક વેપારીઓનું ધ્યાન ગયું છે. એવો વખત પણ આવશે—કદાચ નજીકમાં જ—જ્યારે અહીં એ પદ્ધતિએ કામ થતું હશે.

ગુજરાતી સમાજની વાત છે તો તે પૂરી જ કરી લઉં. સમાજ તરફથી ગુજરાતી

ચોથા ધોરણ સુધીની નિશાળ ચાલે છે. અને એને માટે એક સુંદર–જો કે નાનું–મકાન પણ છે. એની પાસે દશથી અગીઆર હજાર રૂપીઆનું સ્થાયી ભંડોળ છે. તેના વ્યાજમાંથી અને દર વર્ષે ઉઘરાણું થાય છે તેમાંથી આ નિશાળ ચાલે છે.

તાતા કંપની એને માસિક ૨૫) રૂપીઆની ગ્રાન્ટ પણ આપે છે. સમાજનું એક પુસ્તકાલય પણ છે, ને વાંચનાલય પણ છે. જો કે બધાને માટે જગાના અભાવે તંગી વેઠવી પડે છે તોપણ એનો લાભ જેટલો જોઇએ તેટલો લેવાતો હોય એમ લાગતું નથી. પુસ્તકાલયમાં પણ જૂની ઢબની નવલકથાઓનું પ્રમાણ એકદમ વધારે છે, ને વાંચનારા પણ ઘણાખરા એ જ વાંચે છે. પુસ્તકાલયોનો મૂળ ઉદ્દેશ–માણસને સંસ્કારી વાચન તરફ દોરવો તે--અહીં જળવાતો નથી. પણ એ હવે સારૂં થઇ જશે એમ ધારી શકાય; કારણ કે અત્યારે એ નિશાળની સમિતિને હસ્તક છે તે મેં ઉપર જણાવેલા બન્ધુ સમાજને હસ્તક મુકાવાની વાત મેં સાંભળી છે. અહીં ગયા ઉનાળામાં અખાડાનો રસ પણ લોકોને લાગેલો એમ મેં સાંભળ્યું છે. પણ તે બહુ દિવસ ટક્યો લાગતો નથી કારણ કે અત્યારે એનો સામાન અવ્યવસ્થિત પડ્યો છે, ને તેનો કોઇ ઉપયોગ કરતું નથી.

મેં સાંભળ્યું છે કે સમાજના ઘણા માણસો પૈસા આપવા તૈયાર છે, પણ તેનો વહીવટ કરવાનો ઘણાને વખત નથી; કારણ કે બધા વેપારીઓ છે. વેપારીઓ એમની દુકાનમાં ન બેસે કે એની પાછળ વખત આપે! તોયે કેટલાક ઉત્સાહી ભાઇઓને લીધે–ને ભણેલા ને સમજુ આગેવાનોને લીધે–એ બધું સારી રીતે ચાલે છે. હમણાં તો શાળા માટે એક મોટું નવું મકાન બનાવવાની વાત પણ ચાલી રહી છે. શાળા ચાલવામાં કઇ ખાસ હરકત નડે એમ લાગતું નથી; કારણ કે વાર્ષિક ફાળામાં અહીંથી લગભગ ૧૫૦૦ થી ૧૬૦૦ રૂપીઆ ભેગા થાય છે.

અહીં કાઠિયાવાડીઓ ઘણા છે એ તો ઉપર કહી જ ગયો. એટલે અહીં ઘુમટાનો રિવાજ પણ છે; કારણ કે ઉપર કહ્યું તેમ અહીંનો ઘણોખરો વર્ગ વેપારી છે. તે સુધારાપ્રિય નથી. એમને આની સામે ઘણાય લોકોની ટીકા–કટાક્ષ સાંભળવા પડ્યા છે, પણ એ બધા મક્કમ લાગે છે. જો કે કેટલાંક કુટુંબોમાં આ સુધારો થવા લાગ્યો છે, પણ એ આંગળીને વેઢે ગણાય તેટલાં જ છે. આવી સ્થિતિમાં પણ અહીંની સ્ત્રીઓ એક મહિલા મંડળ ચલાવે છે. એ કેવું ચાલે છે ને ત્યાં શું થાય છે તેની પૂરી માહિતી મને મળી નથી.

સમાજ વિષે આટલું બસ થશે, એમ ધારૂં છું. અહીંની ગુજરાતીઓની વસ્તી દર વર્ષે વધે છે. તેનું પ્રમાણ અને કયા વર્ગમાં કેટલાં સ્ત્રીપુરુષો વધ્યાં તેનું પત્રક કે જે અહીંના એક આગેવાનની પાસેથી મેં મેળવ્યું હતું તે મારી પાસેથી ખોવાઇ ગયું છે. તે જો તમારી ઇચ્છા હશે તો ફરીથી બનાવી મોકલીશ.

અહીંનું કારખાનું હું જોઇ આવ્યો. તે જોતાં તો ઘણો વખત લાગ્યો. બે વખત ચાર ચાર કલાક ગાળ્યા તોપણ માંડ પૂરૂ કરી શક્યો. એ જોઇને એટલું જ લાગ્યું કે એ કારખાનું જબરજસ્ત છે. એ બહુ જ મોટા પાયા ઉપર છેઃ તેમાં લગભગ ૧ થી ૧॥ લાખ મજૂરો કામ કરે છે, ને તે ચોવીસે કલાક ચાલુ રહે છે,–જો કે તેમાં કોઇને આઠ કલાકથી વધારે કામ કરવાનું હોતું નથી. એટલે એક દિવસમાં ત્રણ વારા બદલાય છે.

એના ઘણાખરા મોટા હોદ્દાઓ અમેરિકનો કે અંગ્રેજોના હાથમાં છેઃ એટલે એનું

ખર્ચ બહુ જ આવે છે. એને રક્ષણ આપવાને બહાને સરકાર કેવી રીતે પૈસા કમાય છે એ તો હમણાં જ ધારાસભામાં જણાવાયું હતું.

પણ કંપનીના નોકરોને રહેવા માટે સુંદર—આગળ બાગ બનાવી શકાય તેવાં—મકાનો મળે છે, ને પગાર પણ ઠીક મળે છે. અહીંના રસ્તા પણ સ્વચ્છ છે, ને પાણી જવાની ગોઠવણ પણ સારી છે. મેલું જવાની પણ ઉત્તમ ગોઠવણ છે.

અહીંથી ત્રણ ચાર માઇલ દૂર બે નદીઓનો સંગમ થાય છે. ત્યાં ઘણી વખત અહીંનો ગુજરાતી સમાજ દુકાનો બંધ કરે છે ત્યારે જાય છે.

અહીં હિંદુસ્તાનના બધા પ્રાંતમાંથી માણસો આવેલા છે. એટલે સામાન્ય રીતે હિન્દી ભાષા બોલાય છે. બંગાળી લોકોની વસ્તી પણ ઘણી છે ને તેથી બંગાળી સાંભળવાનું પણ ઠીક ઠીક મળે છે. બાકી મહારાષ્ટ્રીઓ તરફથી મહારાષ્ટ્ર ક્લબ ચાલે છે તેમાં સંગીત પુષ્કળ થાય છે, ને તેઓ ખાદી પણ વેચે છે.

ખાદીનું પ્રમાણ ગુજરાતીઓમાં બહુ જ ઓછું છે. વિલાયતી કાપડનો ને વસ્તુઓનો પણ મોટો વેપાર ગુજરાતીઓ કરે છેઃ જો કે અહીંથી એક ભાઈ ગુજરાતમાં જઈને જેલ ગયા છે ને થોડાં કુટુંબોમાં ખાદી પણ પેઠી છે. કંપની તરફથી એક ટેકનીકલ ઇન્સ્ટીટ્યૂટ ચાલે છે. તેમાં પહેલી જ વખત આ વર્ષે એક ગુજરાતી ભાઇ—સોમાભાઇ દવે—ચુંટાયા છે. તે ઉમરેઠના બ્રાહ્મણ છે. એમાં આખા હિંદુસ્તાનમાંથી વર્ષે ફક્ત ૨૪ જણને દાખલ કરે છેઃ તેમાંય ૧૮ તો બિહાર, બંગાળ અને મદ્રાસમાંથી લે છે. બાકીના છમાં એ પણ એક ચુંટાયા છે.

અહીં બંગાળી લોકો ઉત્સવો ઠીક ઊજવે છે. આપણે ત્યાં વિદ્યાર્થીઓનો એક ઉત્સવ નથી. અહીં વસંત પચમીએ સરસ્વતી પૂજાનો ઉત્સવ ઠાઠમાઠથી ઊજવાય છે. કલકત્તાથી લગભગ દરેક નિશાળમાં માટીની સરસ્વતીની મૂર્તિ મંગાવે છે, તેની તે દિવસે બધા વિદ્યાર્થીઓ પૂજા કરે છે. વિદ્યાર્થીઓ પૈસા ભેગા કરી તે દિવસે નિશાળમાં જ જમવાનું કરે છે, ને એ મૂર્તિને સુંદર કપડાં વગેરે પહેરાવી એક મંડપમાં રાખે છે. પછી એક બ્રાહ્મણ ત્યાં ઊભો રહે છે ને જેટલી ટુકડીઓ દર્શને આવે તેટલીને એક સંસ્કૃત શ્લોક બંગાળી ઉચ્ચારથી બોલાવે છે. તેનો અંત મને હજુ પણ યાદ છે—**सरस्वत्यै नमो नमः।** શ્લોકના ખંડ પાડીને બોલાવે છે એટલે મેં પહેલાં તો ધાર્યું કે કંઇ બંગાળી હશે; પણ બીજી જગાએ પૂજા કરી ત્યારે જણાયું કે એ તો શ્લોક છે.

આ ઉત્સવ નિશાળના વિદ્યાર્થીઓ જ કરે છે એવું નથી. એમની સાથે નિશાળના જૂના વિદ્યાર્થીઓ પણ જોડાય છે, ને કેટલાંક કુટુંબો તો પોતાને ઘેર પણ મૂર્તિ મૂકીને ઉત્સવ કરે છે. ગમે તેમ તે દિવસે બધાં સરસ્વતીની પૂજા કરે છે, ને એ દિવસે મોટો ઉત્સવ માને છે.

પણ બંગાળી લોકો કદાચ નિયમિત નહિ હોય. મને કારખાનાના—ઇલેક્ટ્રીકલ ડિપાર્ટમેન્ટ—ના સભ્યોની સરસ્વતીપૂજામાં જવાનું આમંત્રણ હતું. તેમાં સવારે ઉપાકીર્તન, બપોરે પૂજા, સાંજે વિસર્જન ને પ્રસાદ એમ કાર્યક્રમ હતો. અમે ફરવા ગયાં હતાં ત્યાંથી બારોબાર સાતેક વાગે ત્યાં ગયાં. તો અમારી અજાયબી વચ્ચે ત્યાં તો મંડપમાં બધાં ઊંઘતાં

હતાં. પછી બપોરે ગયો તો હજુ તો મૂર્તિ શણગારાતી હતી. મેં એક જણને પૂછ્યું કે સવારનો ને અત્યારનો કાર્યક્રમ થઇ ગયો? તેણે કહ્યું એ પડતા મુકાયા છે. સાંજે ખરો કાર્યક્રમ હતો તેમાં જવાની ઇચ્છા ન થઇ, તોપણ દર્શન કરી આવ્યો. દિવાળી જેવો જ એ ઉત્સવ હતો: ભીડ પુષ્કળ હતી. ઇલેક્ટ્રીક ડિપાર્ટમેન્ટ એટલે વીજળી પણ પુષ્કળ હતી—જો કે વિદ્યાર્થીઓ પણ વીજળીની રોશની કરે છે. ને બંગાળી સંગીત ચાલતું હતું: સુંદર લાગતું હતું. પણ ભીડ બહુ હતી ને સાંભળનારા કરતાં ચા પીવા ને પ્રસાદ ખાવા આવેલાની સંખ્યા મને વધારે લાગી. મારાથી સંભળાશે નહિ એમ લાગ્યું એટલે પાછો આવ્યો. મોટા મંડપમાં આપણે હિંદોળા વખતે થાય છે તેમ સામે મૂર્તિને શણગારીને મૂકી હતી ને દર્શનેચ્છુઓની ભીડ અપાર હતી. આ ઉત્સવ ગુજરાતમાં ઉજવવા જેવો છે, ને વિદ્યાર્થીઓમાં એ પ્રિય બનાવવા જેવો છે.

અહીંઆં રામકૃષ્ણ મિશનની એક શાખા છે. એનું નામ વિવેકાનંદ સોસાઇટી. એના તરફથી કેટલીક પ્રાથમિક શાળાઓ ચાલે છે. હમણાં જ એના તરફથી વિવેકાનંદની જયંતિ ઉજવાઇ હતી. મેં પહેલું બંગાળી સંગીત ત્યાં જ સાંભળ્યું. આર્યસમાજ તરફથી પણ નિશાળ ચાલે છે. મે સાંભળ્યું કે પહેલાં અહીંની બધી જાહેર પ્રવૃત્તિ આર્ય સમાજીઓના હાથમાં હતી, પણ હમણાં એવું નથી.

તિલક પુસ્તકાલય નામનું એક પુસ્તકાલય પણ છે. પણ તેની પાસે મકાન સિવાય બીજું કાંઇ સારું નથી. પુસ્તકો છે પણ બહુ જ થોડાં, પણ તે બધી ભાષામાં છે.

કાગળ બહુ લાંબો થયો. હવે બીજું કંઇ લખવું નથી. એ જ

લિ.

**ચીમનલાલના વંદન.**

# ગોળમેજી પરિષદ્‌માં સૂચવેલું હિન્દનું ભાવિ

## ( આર્થિક અને નાણાં વહીવટને લગતાં બંધનો )

### ૧—પ્રવેશક

લંડનમાં ભરાયલી ગોળમેજી પરિષદ્‌માં હિન્દના ભાવિ રાજબંધારણને લગતી જે કેટલીક સૂચનાઓ કરવામાં આવી છે, તેનો આર્થિક આભાસ અને નાણાંવહીવટને લગતો સંબંધ અતિ સૂક્ષ્મપણે તપાસવાની જરૂર છે. એ પરિષદ્‌માં થયેલી તમામ ભલામણો જાણી બૂજીને સૂચનાકારમાં રહેવા દીધી છે; એટલે એમાં ભાગ લેનાર કોઇ પણ વર્ગને તે બંધનકર્તા ન થાય. શા કારણે આ ભલામણો સૂચનારૂપે જ રહેવા દીધી છે, તે બારીકીથી તપાસવું હવે વ્યર્થ છે. પણ એક વસ્તુની જરૂર નોંધ લેવી જોઇએ, અને તે પરિષદ્‌માં ભાગ લેનાર સભ્યોથી તો જરા પણ અજાણી નથી. આ વસ્તુ એમ છે કેઃ હિન્દી પ્રજામતના સૌથી મોટા ભાગના પ્રતિનિધિઓ એ પરિષદ્‌માં હાજર ન હોવાથી, પરિષદ્‌ની ભલામણો ન છૂટકે અનિશ્ચિત, અસ્પષ્ટ દેખાય છે. આ સંજોગોમાં હિન્દી પ્રજાદષ્ટિએ પરિષદ્‌માં ચર્ચાયલા મુદ્દા તથા તેને લગતી બાબતો સ્પષ્ટ કરવાની અગત્ય છે—પ્રજામત દર્શાવવાની, તેમ જ કેળવવાની—આવશ્યકતા છે. પરિષદ્‌નો પુનર્ભાવ થવા સંભવ છે. આયર્લેન્ડને માટે જેમ માઇકલ કોલીન્સ ગયા હતા, તેમ હિન્દ માટે બ્રિટિશ રાજપુરુષો સાથે સંધિ કરવા આપણી રાષ્ટ્રીય મહાસભાના નાયકો જવા સંભવ છે. તે વખતે હિન્દી પ્રજામત અવ્યક્ત રહે તે સર્વથા અનિચ્છનીય છે. હિન્દની માગણીઓ અને જરૂરિયાતોનો એકસામટો ખ્યાલ કરી, વ્યવહારિક તેમ જ નૈતિક દષ્ટિએ તેની સમાલોચના કરી, હિન્દી પ્રજાની એ માગણીઓ તથા જરૂરિયાતો પરિષદે કરેલી ભલામણોમાં કેટલે અંશે સમાવેશિત થાય છે, અને કેટલા પ્રમાણમાં તે સંકોચ પામે છે વા બોધ થાય છે, તે જાણી, વિચારી, નિડરપણે—સ્પષ્ટપણે,—વ્યક્ત કરવાની આવશ્યકતા છે. એટલે કે ગઈ પરિષદ્‌માં જે ભય રહ્યો હતો તે આગામી પરિષદ્‌માં ન રહે. આ માગણીઓ એકે અવાજે અને નિર્ભયપણે કરવાથી કદાચ પરિષદ્ તૂટી પડવા પણ સંભવ રહે તો તેથી પણ ડરવું ન જોઇએ. કારણ એ માગણીઓને ફળીભૂત કરવામાં જ બ્રિટિશ પ્રજાના નેતાઓની પ્રમાણિકતા—નીતિપરાયણતાની કસોટી છે. માટે જ આ લેખમાં પરિષદ્‌ની ભલામણોના આર્થિક તેમ જ નાણાંવહીવટને લગતા આભાસનું પૃથક્કરણ અને સમાલોચના કરવામાં આવ્યાં છે, દરેક સૂચનાનું હાર્દ વિમાસી, તેનો સ્પષ્ટ તેમ જ લક્ષ્ય અર્થ વિચારી, તેનો હિન્દી પ્રજાની માગણી સાથે મુકાબલો કર્યો છે, અથવા તેનો પરસ્પર સંબંધ કે પ્રમાણ તપાસ્યાં છે. એ મુકાબલા અને તપાસમાં પરિષદ્‌ની સૂચના કદાચ અક્ષરશઃ તેના જ શબ્દોમાં ન લીધી હોય, તો પણ સર્વથા [illegible] ભાવાર્થ—તેનું હાર્દ—સમજાવવાનો પ્રયત્ન કર્યો છે; અને તે ભાવાર્થને ઉદ્દે[illegible]

[illegible]ગાળી લોકો કદાચ નિ[illegible]
[illegible]સભ્યોની સરસ્વતીપૂજામાં જ[illegible]
બપોરે પૂજા, સાંજે વિસર્જન ને પ્રસાદ [illegible]
બારોબાર સાતેક વાગે ત્યાં ગયાં. તો અમ[illegible]

[illegible]ગજતંત્ર : તેનું સ્વરૂપ અને સીમા

[illegible]નેક સિદ્ધાંતમાં પરિષદની ભલામણોએ એક મૌલિક [illegible] કોઇએ કબૂલ રાખ્યો હતો; અને તે ફેર એ કે,

ભવિષ્યમાં દેશની રાજકીય સત્તા હિન્દી પ્રજાના પ્રતિનિધિઓને જવાબદાર રહેશે. આજે આવી જવાબદારી યા તો છે નહિ, અથવા હોય તો તે હિન્દી પ્રજા પ્રતિ તો નથી જ; અને માટે જ હિન્દી રાજતંત્રને નોકરશાહી કહેવામાં આવે છે. રાજતંત્રમાં જવાબદારીનું તત્ત્વ રાખવું તે પ્રજાકીય રાજબંધારણની ઇમારતના પાયારૂપ સમજવું. આ જવાબદારીતત્ત્વ, બેશક, સ્પષ્ટ અને નિર્વિવાદપણે કે બિનશરતે કબૂલાયું નથી. ઉલટું, જવાબદારી-તત્ત્વાબક્ષવાના બદલા તરીકે, મૂલ્ય દાખલ, કેટલીક મર્યાદાઓ, શરતો, જામીનગીરીઓ સૂચવાઇ છે, કે જેથી વ્યવહારદષ્ટિએ એ જવાબદારી નુકસાન (?) ન કરે. નુકસાન કોને થાય, કેમ થાય, કેવું થાય–તેનો વિચાર નહિ. ફક્ત કોઇ પણ જાતની, સંભવિત કે અસંભાવ્ય હાનિ (?) ન ઊપજે માટે પરિષદ્‌માં મળેલા બ્રિટિશ રાજપુરુષોએ સૂચના કરી—ધમકીરૂપે નહિ, કિંમતરૂપે નહિ, છતાં જવાબદારી તત્ત્વની કબૂલિયાતને જોડાજોડ આ ઉમેરો કરી દીધો. અને તે પરિષદ્‌માં તે વેળા હાજર રહેલા હિન્દી રાજપુરુષોએ તત્ત્વતઃ માન્ય કર્યો. પરિષદના કોઇ પણ પ્રતિનિધિએ હિન્દી પ્રજામતે નિશ્ચિત કરેલ સાંસ્થાનિક સ્વરાજનો મુદ્દો તે સ્વરૂપમાં રજૂ કર્યો જ નહિ. અને તેથી પરિષદે જો એ દરજ્જો સ્વીકાર્યો છે એમ કહેવું હોય, તો તે માત્ર ઉપર કહેલી કબૂલાત પરથી નીકળતા સારાંશને અંગે—તેમાંથી ઉદ્‌ભવતા અનુમાનને લીધે કહી શકાય. પણ એ સારાંશ કે અનુમાન વાસ્તવિકપણે હિન્દી પ્રજાની માગણી સર્વથા સંપાદન કરશે કે કેમ, તે હિન્દી પ્રજાનાયકોએ, આ કબૂલાતનું સ્વરૂપ, શરત, સીમા વિચારીને નિશ્ચિત કરવાનું છે.

### ૩—સુધારાનો માપ

આજના આપણા બ્રિટિશ હિન્દના સર્વથા બિનજવાબદાર અને મુખ્યત્વે પરદેશી બુદ્ધિના રાજતંત્રનો ખ્યાલ કરીએ, ત્યારે તો જરૂર લાગે કે પ્રજાના પ્રતિનિધિવાળી સંસ્થાને જવાબદાર રાજ્તંત્રનો સિદ્ધાંત પણ કબૂલ મંજૂર થાય તે ઘણો મોટો અને મૌલિક ફેરફાર લાગે. હિન્દનું ભાવિ રાજબંધારણ સંયોજક ( Federal ) તત્ત્વાનુસાર યોજાશે; અને તેની મધ્યસ્થ રાજસંસ્થા–મધ્યસ્થ પ્રધાન મંડળ ( Federal executive )–સંયોજિત પ્રજા-પ્રતિનિધિત્વવાળી ધારાસભાને જવાબદાર થશે. મધ્યસ્થ–એટલે કે અખિલ ભારતીય રાજસંસ્થા, અને પ્રાંતિક એટલે કે સ્થાનિક અને રજવાડી સરકારની પરસ્પર સત્તા, મર્યાદા, કાર્યક્ષેત્ર, કેમ રચાયાં છે, અને સંયોજન ( Federation ) થયા પછી કેમ રચાશે, તેનો વિચાર અહીં કરવાની આવશ્યકતા નથી,–જો કે જવાબદારીનું સ્વરૂપ અને મર્યાદા બરાબર સમજવા માટે તે મીમાંસા પણ અગત્યની ગણાય ખરી. પણ એ પ્રશ્ન અત્યારે અળગો રાખી, અહીં માત્ર આ તત્ત્વનું સિદ્ધાંતસ્વરૂપ જ તપાસીએ. મને લાગે છે, કે કેવળ સિદ્ધાંત તરીકે પણ મધ્યસ્થ પ્રધાન મંડળની પ્રજાકીય જવાબદારીનું તત્ત્વ મંજૂર ન થાત, જો પરિષદ્‌માં મળેલા સર્વ સભ્યો એ જ શબ્દનો એક જ અર્થ કરતા હોત તો. બ્રિટિશ હિન્દના પ્રતિનિધિઓના મનથી સંયોજિત પ્રધાન મંડળની જવાબદારી, હિન્દનો પ્રજામત કાંઇ પણ અંશે સંતોષવો હોય, તો નાનામાં નાની માગણી, સૂચના કે ભલામણ હતી. જવાબદારી તત્ત્વતઃ મંજૂર રહે, તો તેમને સંતોષ. પછી તે કેવી, કેટલી, ક્યાં, અને કેમ અમલમાં આવે, તેનો પૂરો ખ્યાલ આ વર્ગના સભ્યોને પણ નહોતો, અને ચિન્તા પણ નહોતી. હિન્દી રાજવીઓ પરિષદ્‌માં હાજર હતા; તેમને તો એટલું જ જોઇતું હતું કેઃ હિન્દની ગમે તે રાજરચના થાય; પણ તેઓ તો

સંયોજિત રાજરચનામાં તો જ જોડાય કે જો હિન્દી સરકાર આજની પેઠે પરદેશી સત્તાને આધીન ન રહેતાં સ્વદેશી જવાબદારી સ્વીકારે. હિન્દી સરકારનું આધુનિક બિનજવાબદાર પરદેશ ખાતું ( Political Department ) તેમને શલ્યરૂપ છે. એટલે તેમને એવી રાજરચના જોઇએ છે કે જેમાંથી એ શલ્ય દૂર થાય. અને બ્રિટિશ રાજપુરુષો પરિષદ્‌માં હતા, તેમને જવાબદારી તત્ત્વની એટલી કનવાર નહોતી, તેમ સંયોજનકૃતિની પણ એટલી પરવા નહોતી. તેમને તો ફક્ત હિન્દની જાહેર નોકરશાહીમાં જોડાયલા બ્રિટિશ લોકો, તેમજ હિન્દમાં વેપાર ખાતર કે ધંધાને લીધે ઘર કરી બેઠેલા બ્રિટિશ લોકોના લાભ જળવાઇ રહે એટલો જ માત્ર શોચ અને વિચાર હતો. અને આવી જાળવણી તો જ થાય કે જો હિન્દની ભાવિ સરકાર એક કરતાં વધારે તત્ત્વની બને; અને તેમાં જવાબદારીનો સિદ્ધાંત આરોપાય. સરકારમાં જો પરસ્પર વિરોધી તત્ત્વો હોય; અને તેવી સરકાર પ્રજાને જવાબદાર હોય, તો અષ્ટંપષ્ટં સમજાવી પરદેશી લાભ જાળવી રાખવાની તદબીર કે પેરવી અવારનવાર કરી શકાય. અને તેથી તેમણે અમુક જાતની શરતો, જામીનગીરીઓ અને મર્યાદાઓ સૂચવી, કે જેથી જવાબદારી તો વસ્તુતઃ તેમના જ–પરદેશીઓના જ–લાભ ખાતર હોય. બર્નાર્ડ શૉની છેલ્લી કૃતિ( Apple–Cart )માં બ્રિટનના ભાવિ પ્રધાનમંડળને એક વ્યયમય વ્યક્તિગત સત્તાને ( Breakages, Limited ) આધીન આલેખી છે. પરિષદ્‌માં મળેલા બ્રિટિશ રાજપુરુષોએ સૂચવેલી મર્યાદાશરતો અને જામીનગીરીઓ જો તમામ મંજૂર થાય, તો આપણી હિન્દી સરકાર પણ ભવિષ્યમાં બ્રિટિશર્સ લિમિટેડના લાભ માટે હિન્દી પ્રજાને જવાબદાર રહેશે ! ! ! ટૂંકમાં, ગોળમેજી પરિષદ્‌ની આ મૌલિક ભલામણનું પૃથક્કરણ કરીએ તો એમ દેખાય છે કે: (૧) બ્રિટિશ હિન્દના પ્રતિનિધિઓએ ઉદ્દેશ જણાવ્યો, એટલે કે જવાબદારી તત્ત્વ માગ્યું; (૨) રજવાડી પ્રતિનિધિઓએ તેની વિધિ કહી—એટલે કે સંયોજન ( Federation ) માગ્યું; અને (૩) બ્રિટીશ રાજપુરુષોએ તેની મર્યાદા સૂચવી, શરતો કહી, અને તે વિફરે નહિ માટે જામીનગીરી માગી. આમ ત્રિવિધ કારણે ઉદ્‌ભવેલી કૃતિનું સ્વરૂપ પ્રત્યેક વિભાગ પોતાને ફાવતી રીતે કલ્પે તો તેમાં નવાઈ શી ? અંધહસ્તિન્યાયની એ જ ઉત્પત્તિ.

### ૪—જવાબદારીની મર્યાદા

પ્રજાકીય જવાબદારીની રૂપરેખા ખરેખર સમજવી હોય, તો રાજતંત્રની તમામ યોજના એકસામટી જોવાની જરૂર છે. રાજશાસન શું છે; રાજસત્તાનો કેમ ભાગ કરાય, અને તેની કેમ વહેંચણી થાય; સંયોજિત રાજતંત્ર એટલે શું; સંયોજાયલાં રાજ્યોનાં પરસ્પર કાર્યક્ષેત્ર કેમ નિર્માણ થાય, અને તેનો કેમ વહીવટ કરાય એ સૌ સમજવાની આવશ્યકતા છે; તેમ જ તેની પૂંઠે રહેલ, અથવા તેના બીજરૂપ, સામાજિક નીતિ અથવા ફિલસૂફી પણ જાણવી આવશ્યક છે. પણ આ લેખમાં એ સૌ વિષયનો સમાવેશ કરી શકાય તેમ નથી, એટલે જ આપણે આ પ્રજાકીય જવાબદારી તત્ત્વની મર્યાદા, શરતો અને જામીનગીરીઓ તપાસી સંતોષ માનીશું. હિન્દનું મધ્યસ્થ પ્રધાન મંડળ પ્રજાપ્રતિનિધિત્વવાળી ધારાસભાને જવાબદાર રહે, એ વસ્તુ સર્વમાન્ય છે. પણ જ્યારે એ વાતનો પરિષદે ઘડેલી રૂપરેખા સાથે વિચાર કરીએ, ત્યારે તેમાં બહુ વિસાત જણાતી નથી. પરિષદે સૂચવેલી મર્યાદા, શરતો કે જામીનગીરી પર છેવટ લગી બ્રિટિશ લોકો ભાર મૂકશે, અને તેને અનિવાર્યપણે આવશ્યક ગણશે, તો ભવિષ્યની સાંસ્થાનિક સ્વરાજ ભોગવનાર હિન્દી સરકારને,—અને તે દ્વારા હિન્દી

પ્રજાને—આજની બિનજવાબદાર છતા પરાધીન સરકારને છે તેના કરતા પણ વાસ્તવિકપણે ઓછી સત્તા રહેશે હિન્દના રાજતંત્રમા જો ખરેખર સતોષકારક સુધારો કરવો હોય, તો પ્રજાને રાજસત્તા જવાબદાર બનાવવાને બહાને, વસ્તુત હિન્દી સરકારને આજે જે બ્રિટિશ પાર્લામેન્ટ પ્રતિ જવાબદારી રહેલી છે તેમાથી વિમુક્ત કરી, હિન્દી પ્રજાના પ્રતિનિધિઓ પ્રાપ્ત નહિ જેવી જવાબદારી અપાય જ નહિ જવાબદારી તત્ત્વ ખરેખર દાખલ કરવુ હોય,—અને તે વિના રાજબધારણુ મીઠા વિનાના અન્ન જેવુ લાગશે,—તો તે સંગીન અને સપૂર્ણ પણે થવુ જોઇએ,-નિરપવાદ, નિર્વિવાદ, નિષ્પ્રતિબધપણે યોજાવુ જોઇએ જો બ્રિટિશ રાજ પુરુષો માગે છે એ તમામ મર્યાદા, શરતો અને જામીનગીરીઓ મજૂર થાય તો ધાર્યાથી સદતર વિપરીત જ નીવડશે માટે જ આ મર્યાદા અને શરતો તેમ જ જામીનગીરીઓનું સ્વરૂપ અને પ્રતિઘાત સમજવાની અગત્ય છે, અને તેની સૂચનાવાળા રાજકીય સુધારા તથા ફેરફારો સાથે મુકાબલો કરવાની જરૂર છે, કે જેથી તેનો દેખીતો તેમ જ ગર્ભિત અર્થ સમજાય

આજે વસ્તુસ્થિતિ એવી છે કે, જો આ તમામ બાજી સમજી, ગોળમેજી પરિષદે ચીતરેલી ભાવિ રેખાઓ આ દેશને લાભ કરે એવા સ્વરૂપમા તેનો પુનરુલ્લેખ થાય, સ્પષ્ટ તેમ જ હિન્દના રાષ્ટ્રીય આશયોને સપુષ્ટિ આપે તેમ તેની રજુઆત થાય, તો બ્રિટન તેમ જ હિન્દમા આજે આપણે માની લઇએ તેનાથી વધારે પ્રમાણમા આપણી સ્પષ્ટ, સીધી, સરળ માગણી લોકમાન્ય થાય આ કારણસર આ લેખમા પરિષદ્ની ભલામણુના આર્થિક આભાસ પર ખાસ ભાર મૂક્યો છે, અને જ્યા અનિવાર્ય જણાયુ ત્યા જ માત્ર તેના રાજકીય મુદ્દા પર લક્ષ દોરવ્યુ હશે

## ૫—મર્યાદિત રાજતત્ર

પરિષદ્ની ભલામણ મુજબ હિન્દના ભાવિ રાજતત્રની મર્યાદા એમ નિર્માવી જોઇએ, કે જેથી તેમાથી ત્રણ મુખ્ય રાજકર્મો અમુક અનિશ્ચિત મુદત લગી બાદ રહે આ પૈકી પ્રથમ તો દેશના રક્ષણ અને બચાવને લગતુ રાજકર્મ આ બાદ કરવાનુ પ્રયોજન શુ અને તેનો ઉદ્દેશ શો તે પરિષદ્ના સત્તાવાર અહેવાલ પરથી સ્પષ્ટ જણાતુ નથી પરંતુ આ મર્યાદિત સ્થિતિ લગભગ દશ વર્ષ સુધી ચાલશે એમ માલૂમ પડે છે રક્ષણકર્મથી ભાવિ સરકાર વિમુખ રહે એટલે હિન્દ તમામની ધારાસભા ફોજ અથવા હવાઇ સેનાને લગતા કોઇ પણ પ્રશ્ન પર ઉદ્ગાર કાઢી નહિ શકે કે? અને તેમ નહિ તો આ મર્યાદાનો એવો અર્થ કે જેથી આ ખાતામા જવાબદાર હિન્દી પ્રધાનમડળની સર્વોપરિ સત્તા સર્વથા કબૂલ નહિ રખાય? એટલે કે છેવટની સત્તા, આખરનું ચલણ આ ખાતામા જવાબદાર પ્રધાનનુ નહિ, પણ ચાલુ વ્યવહાર તેવા પ્રધાનને હાથે થાય–છેવટની જવાબદારી વિના–તો કોઇ વાધો નહિ રક્ષણખાતુ, ફોજ વહીવટ આમ બાકાત કરવાનુ એક જ માત્ર કારણ કલ્પી શકાય, અને તે એ કે આ વહીવટ યથોચિત કરવા માટે હિન્દીવાનોને જોઇએ તેટલી સમજણ નથી એવા જ્ઞાનની અછત માટે હિન્દીવાનોનો દોષ કાઢી ન શકાય કારણ આ ખાતામાથી હિન્દીઓને વર્તમાન સરકારે હમેશ બાકાત રાખ્યા છે હિન્દના કેટલાક રાજવશીઓને લડાઇ ખાતાની, આજની પરિસ્થિતિમા પણ સદતર સમજણ નહિ પડે એમ કહી શકાય જ નહિ છતા પણ, દલીલ ખાતર એમ માની લઇએ કે આપણામા હાલ તુરત આ ખાતા ચલાવવા પૂરતી માહિતી નથી, તો પણ તેનો જુમલે અર્થ શો? લડાઇ ખાતાના એકેએક

પ્રશ્નમાં કંઇ આવી ખાસ માહિતીની જરૂર રોજ પડતી નથી. આથી ઊલટું, એ ખાતામાં ઉદ્‌ભવતા દૈનિક અનેક પ્રશ્નો એવા હોય છે કે જેનો નિકાલ સામાન્ય બુદ્ધિના જવાબદાર પ્રધાન મારફત થાય તો જ દેશને લાભ થાય. જે મર્યાદા બાંધવાનો બ્રિટિશ રાજપુરુષોએ આમ પ્રયત્ન કર્યો છે, તે જો નવા સુધારાના હાર્દ–અનુસાર હોય; જો એ મર્યાદા પ્રજાપ્રતિનિધિઓને જવાબદાર રાજતંત્રના સિદ્ધાંતને બંધ બેસતી હોય; અને જો ભવિષ્યમાં, જ્યારે આ વચલો ગાળો ( Transition period ) ખલાસ થાય ત્યારે, આમ બાકાત કરેલાં ખાતાંનો વહીવટ જવાબદાર પ્રધાન મંડળ મારફત સુગમ કરવો હોય, તો તો બિનતકરારે આવશ્યક છે કે, જવાબદાર રાજતંત્રમાંથી કોઇ પણ ખાતાની બાકાત માત્ર એટલા પૂરતી હોય, મર્યાદા ફક્ત એટલી હદની હોય, કે જેથી એવા બાકાત કરેલા ખાતાના ખાસ ( Technical ) વિભાગના વહીવટ અને સલામતીને જોખમ ન સંભવે. આટલી મર્યાદા યથોચિત માહિતીના અભાવે આપણે હાલ તુરત તો કબૂલ રાખવી પડશે, એમાં કોઇ સમજુ, વ્યવહારદૃષ્ટિવાળા હિન્દીવાનથી ના પાડી નહિ શકાય. અને એ ગાળો ભવિષ્યમાં નુકસાન ન કરે માટે એવી રચના કરી હોય કે બાકાત કરેલાં ખાતાંમાં તેને લગતી મૂળ રાજનીતિ તેમ જ ખર્ચ માટે તે ખાતાનો પ્રધાન જવાબદાર રહે; પણ તેનો અમલ, હાલ તરત માટે, ચોક્કસ વિભાગો, કે જ્યાં ખાસ જ્ઞાનની જરૂર હોય તેમાં જવાબદાર પ્રધાન સર્વોપરિ નહિ, પણ તે ખાતાના સલાહકાર મંડળના સહકારથી ચલાવે. આવી વ્યવસ્થાથી થશે એમ, કે ખાસ માહિતીની ખોટ હાલ તરત નુકસાન નહિ કરે. હિન્દીવાનો આવા બાકાત કરેલા ખાતામાં વચગાળા દરમિયાન માહિતગાર બની પાવરધા થશે. અને વખત આવશે ત્યારે હાલ બાકાત રાખેલાં ખાતાં પણ સહજ હાથ ધરી શકાશે. બ્રિટિશો જો ખરેખર હિન્દનું જ હિત આવી બાકાત કરી સાધવા ચાહતા હોય, તો તેમણે આમાં જરા પણ વાંધો ઉઠાવવો જોઇએ નહિ. અને વાંધા કરે તો તેમનું નગ્ન સ્વરૂપ જણાતાં વાર નહિ લાગે.

### ૬—લડાઇખાતું

લડાઇખાતાનું પુનઃ દૃષ્ટાંત લઇએ, એ ખાતું એટલે લડાઈ જાગી ઊઠે ત્યારે યુદ્ધકર્મ એટલું જ માત્ર નહિ. એમાં તો લડાઇ થાય કે શાંતિ ચાલુ હોય ત્યારે પણ દેશના બચાવનાં સાધનો અને સરંજામની વ્યવસ્થા અને વહીવટ, તેમ જ લડાઇ થાય ત્યારે જરૂર જોગાં ધનધાન્ય, માણસ ઇત્યાદિની જોગવાઇ, કેળવણી, તૈયારી સૌ સમાઈ જાય છે. સંપૂર્ણ સ્વરાજમાં આ ખાતાને લગતી તમામ વ્યવસ્થા–વહીવટ આવી જવાં જોઇએ. પણ આપણે હિન્દી પ્રજા છેલ્લાં સો વર્ષમાં યુદ્ધકર્મથી, હથિયારના વપરાશથી ફરજિયાત વિમુખ થયેલા હોવાથી, દલીલ કરી શકાય કે આ ખાતાના યુદ્ધકર્મ અને આયુધાદિને લગતી ખાસ વિગતોમાં આપણને જરૂરજોગી માહિતી હાલ તરત નથી; અને તેટલા કારણસર મજકુર ખાતાના એ વિભાગો બાકાત રાખવા જોઇએ. આ દલીલ માન્ય રાખીએ તો પણ તે લડાઈખાતાના અન્ય સૌ વિભાગોને લાગુ પડતી નથી. લડાઇને માટે તૈયારી, સરંજામ, સૈનિકોની કેળવણી, લડાઇનાં સાધનોને લગતાં કારખાનાં; એ ખાતાનો જુમલે થતો ખર્ચ–જે તમામને આપણી આર્થિક પરિસ્થિતિ સાથે અતલગનો સંબંધ છે, અને જેમાં હિન્દીવાનો બિનમાહિતગાર છે એમ કહી શકાય જ નહિ, તેને તો જવાબદારીમાંથી બાકાત રાખી શકાય જ નહિ. વચગાળેના સમયમાં પણ, આ સૌ વિભાગો તો કોઇને પણ નુકસાન

કર્યા વિના, અને આ દેશના અનેકવિધ લાભ ખાતર, પ્રજાપ્રતિનિધિત્વની ધારાસભાને જવાબદાર મંત્રીને હવાલે કરવા જોઇએ. વળી, દેશના બચાવને લગતી તમામ રાજનીતિ પણ એ જ પ્રધાનમંડળને હસ્તક હોવી જોઇએ, કે જેથી દેશની સામાન્ય રાજનીતિના અનેક વિભાગો પરસ્પર વિરોધી માર્ગ ન લઇ જાય. આ વિષયમાં રાષ્ટ્રીય રાજનીતિને તો અતિ ઉંડો સંબંધ છે. એ રાજનીતિને અંગે આપણી પડોશી પ્રજા સાથે આપણને સંતોષ કે વિરોધ જામે છે; અને એ વિરોધને લીધે જ વિગ્રહ પ્રભવે છે. માટે જ્યાં સુધી આ રાજનીતિ આપણા જવાબદાર પ્રધાન મંડળને હસ્તક હોય, ત્યાં લગી એવો ડર બહુ નહિ રહે કે, આ દેશના લાભાલાભનો વિચાર કર્યા વિના આપણને આપણા પડોશીઓ જોડે વિગ્રહ આદરવો પડશે. આજ વળી એ પણ ધ્યાનમાં રાખવું જોઇએ, કે દુનિયા આખીમાં યુદ્ધ-સામગ્રી કમી ( Disarmament ) કરવાની, લડાયક નજરની પશુવૃત્તિ નાબુદ કરવાની, ગોઠવણ થઇ રહી છે. અને તે તમામ હિલચાલ કે બનાવનો લાભ લેવો હોય તો પણ આ ખાતું પ્રજાકીય જવાબદારી હેઠળ રહેવું જોઇએ. આવી ચળવળ કે પ્રગતિને પરિણામે આપણી યુદ્ધસામગ્રીનું ખર્ચ ઘણા જ મોટા પ્રમાણમાં ઘટી જવા સંભવ છે; અને જ્યાં લગી આ ખર્ચ નહિ ઘટે ત્યાં લગી દેશોદ્ધાર કે પ્રજોન્નતિ આ દેશમાં સંભવશે નહિ. હિન્દને ગાંધીયુગમાં પશુબળ અજમાવવાનો લેશ માત્ર પણ મોહ નથી અને હિન્દ જો ખરેખર સંસ્થાની સ્વરાજ મેળવી શકે તો એક પણ કારણ દેખાતું નથી, કે જેને લીધે તે બ્રિટનના સમ્રાજ્યીય વા અન્ય પ્રજાને શોષક લોભનો ભોગ બને. આથી હિન્દના રાષ્ટ્રીય રક્ષણની મૂળ રાજનીતિ તો હિન્દના જવાબદાર પ્રધાન મડળને જ સ્વાધીન રહેવી જોઇએ; અને તેમાં એ બચાવને લગતાં તમામ સાધન સંચય કે વિનિમય, તેમ જ તમામ ખર્ચ તમામ કેળવણી —એ સૌ સ્વરાજમાં સમાવાં જોઇએ. નહિ તો સ્વરાજ નામનું જ નીવડશે. વળી, આજે આપણને અસ્ત્રશસ્ત્ર વા યુદ્ધસરંજામ માટે જોઇતી અનેક ચીજો પરદેશથી આણવી પડે છે; તે સૌ દેશમાં જ બનાવવા માટેનાં યન્ત્રાલયો કે યોજનાનો વિચાર પણ આવા જવાબદાર પ્રધાન મડળ હસ્તક રહેવો જોઇએ, અને તેમાંથી ઉદ્‌ભવતા લાભ સૌ હિન્દને જ સંપ્રાપ્ત થવા જોઇએ. અર્થાત્ લડાઇખાતાની જવાબદારીમાંથી ફક્ત યુદ્ધસામગ્રીને લગતા ખાસ પ્રશ્નો, અને ફોજના લડાઈ દરમિયાન યથોચિત ઉપયોગવિધિ, હાલ હિન્દીવાનો એ પરત્વે જરૂર જોગી ખાસ માહિતગીરી ધરાવતા ન હોવાથી, થોડા વખત માટે, બાકાત કરી શકાય. પણ એ ખાતાના બીજા સર્વ વિભાગ, અને એ ખાતાને લગતી મૂળ રાજનીતિ તો હિન્દી જવાબદાર પ્રધાનને જ હસ્તક રહેવી જોઇએ. ગોળમેજી પરિષદ્‌માં આ વિષયમાં કરવામાં આવેલી ભલામણોનો જો આવો સ્પષ્ટ અર્થ કરવામાં આવે, અને ચોખ્ખી મર્યાદા બાંધવામાં આવે, તો બ્રિટિશ અને હિન્દી પ્રજા વચ્ચે ગેરસમજૂતી અટકે; એટલું જ નહિ; પણ આપણી પ્રગતિ સાથે હિન્દ–બ્રિટનનો પરસ્પરનો સારો સંબંધ જળવાઈ રહે.

### ૭—પર રાજ્યો સાથે વ્યવહાર

યુદ્ધકર્મ સાથે પાડોશી પ્રજા જોડેના વ્યવહારને અતલગનો સંબંધ છે; અને તે ખાતું પણ ગોળમેજી પરિષદે કરેલી ભલામણ મુજબ જવાબદારી તત્ત્વમાંથી બાકાત રાખવામાં આવ્યું છે. પણ આ ખાતામાં કયા કયા વિષયોનો સમાસ થાય તે પણ વિચારવાનું છે. આ

ખાતામાં પ્રથમ તો સંધિવિગ્રહનો વિષય; બીજો શાંતિના સમયમાં પડોશી રાજ્યો સાથે સંબંધ અને વ્યવહાર, તેના માર્ગો, તે માટેના અધિકારીઓ, ઇત્યાદિનો વિષય; ત્રીજો એ વ્યવહાર દ્વારા તે પ્રજા સાથે પરસ્પર લાભકારી આર્થિક જીવનને લગતા કોલકરારો; દેશી પ્રજાના દરેક પરદેશમાં વેપારવ્યવહાર, તેની વૃદ્ધિહાનિની તપાસ માટે ખાસ અધિકારીઓ, સમિતિઓ ઇત્યાદિનો વિષય—આ તમામને સ્વરાજની જવાબદાર સરકારના કાર્યક્ષેત્ર, અધિકારમાંથી, અલગ રાખવાની કે બાકાત કરવાની કશી પણ જરૂર દેખાતી નથી. આજે હિન્દની પરિસ્થિતિ જોતાં, અને હિન્દને નામે વર્તમાન સરકારે કરેલી કેટલીક જુમ્મેદારી જોતાં, એમ દલીલ કરી શકાય કે, જ્યાંસુધી હિન્દીવાનો નવા રાજબંધારણમાં ટેવાઇ જાય નહિ, ત્યાંસુધી સધિ-વિગ્રહ જાહેર કરવાનો અંતીમ પ્રશ્ન—આખરની સત્તા—આ નવા જવાબદાર તંત્રમાંથી બાકાત રાખવો જોઇએ. જો સધિ-વિગ્રહ પણ કેવળ હિન્દનાજ લાભને અવલંબી કરવાના હોય,—અને તે સિવાય બીજો કોઈપણ સિદ્ધાંત હિન્દને માન્ય થશે જ નહિ તો પછી આ બાકાતનું પણ સગીન કારણ જણાતું નથી. યુદ્ધકર્મે માટે હિન્દીવાનોની માહિતગીરીની ખોટ બાકાત માટે કારણરૂપ બતાવી શકાય, તેવું કારણ પણ આ વિષયમાં દેખાતું નથી. સંપૂર્ણ સાર્વભૌમ સત્તાના એક ચિહ્ન તરીકે આ છેવટની સત્તાનો અંગ્રેજી સાર્વભૌમને હસ્તક નામ ખાતર—દેખાવ ખાતર—સામ્રાજ્યના નામના ઐક્ય ખાતર રાખવી હોય, તો વાંધો ઓછો થાય. પણ એ વ્યવસ્થામાં પણ એક શરત તો જરૂર થવી જોઇએ કે, લડાઇ કે સંધિ હિન્દી સરકાર ભલે કરે બ્રિટિશ સમ્રાટ્‌ના નામથી; પણ તે સવાલનો નિર્ણય તો હિન્દી પ્રધાન મંડળે જ કરવાનો છે, અને તે લોકોએ નિર્ણય કેવળ હિન્દના જ લાભહાનિની નજરે કરશે. આ ઉપરાંતના બીજા પરદેશ ખાતામાં આવતા તમામ વિષય તો જવાબદારી રાજતંત્રને આધીન હોવા જ જોઇએ. હિન્દના સરસૂબાને તેની નિમણૂંક વેળા જે સૂચિપત્ર આપવામાં આવે છે, તેમાં, બાકાતનો અનર્થ થાય નહિ માટે, આ ભલામણ, સ્પષ્ટપણે દાખલ કરવી જોઇએ. આ છેલ્લી શરતની ખાસ અગત્ય તો એમ ઉભી થાય છે કે, જે સત્તાના હાથમાં સધિવિગ્રહનો આખરનો હુકમ રહ્યો હોય, તે સત્તા આડકતરી રીતે પ્રજા પર મોટા બોજા નાખી શકે. અને તેથી જો તે સત્તા બિનજવાબદાર હોય તો ઘણું જ નુકસાન સંભવે છે. આટલા કારણસર લડાઇ કરવાની કે સધિ કરવાની છેવટની સત્તા હિન્દના જવાબદાર તંત્રમાંથી બાકાત રહે તોપણ સરસૂબાના સૂચિપત્રમાં હિન્દનો પરદેશ સાથેનો વ્યવહાર કેવળ હિન્દના જ લાભની દૃષ્ટિએ ચલાવવાનો છે, એ વાતનો ખાસ ઉલ્લેખ થવો જોઇએ. અને આ બાકાત પરદેશ ખાતાના બીજા વિભાગોને તો કદીએ લાગુ પાડી શકાય જ નહિ. પરદેશ ખાતું આંતરરાષ્ટ્રીય વ્યવહાર માટે એલચીઓ ઇત્યાદિ અધિકારીઓ નીમે છે. એ અધિકારીઓ દેશને લાભ દાયક વ્યાપારી સધિઓ કરે છે; અને આપણા વેપારને ઉપયોગી વિગત, બાતમી, આંકડા શોધે છે. તે તમામનો જવાબદાર રાજતંત્રમાં સમાવેશ થવો જોઇએ. વળી એ તમામ વિભાગના અધિકારીઓની પંક્તિ પણ હિન્દીમય કરવાની જરૂર છે, અને તેના વહીવટમાં હિન્દના લાભની નજર દાખલ કરવાની અગત્ય છે. આટલા પૂરતો ગોળમેજી પરિષદની ઉપર્યુક્ત ભલામણમાં ગેરસમજ થવાનો સંભવ છે; અને તે અટકાવવા માટે જરૂરજોગું સ્પષ્ટીકરણ કરવાની તેટલી જ આવશ્યકતા છે, જેથી આપણો માર્ગ નિષ્કંટક થાય.

## ૮—હિન્દી પરદેશ ખાતાનો રજવાડી વિભાગ

હિન્દના પરદેશ ખાતાનો એક ખાસ વિભાગ છે, કે જેનું સ્થાન અને ઉપયોગ બદલાયલા ભાવી રાજ્યચક્રમાં સર્વથા બદલાઇ જશે. અને તેથી તે બાકાત કરવાનો કઇ સાર જ રહેશે નહિ. એ વિભાગ આજ હિન્દના દેશી રજવાડાનો બ્રિટિશ સત્તા સાથેના વ્યવહાર કે સંબંધને લગતો છે. હવે જો ભવિષ્યનું રાજબંધારણ સયોજિક તત્ત્વ પર રચાય, તો પછી આજના રજવાડા તે આવતી કાલના આપણા ભાગીદાર થશે, સયોજત રાજ્યના અંગભૂત બનશે. એટલે આજે જે રીતે તેમની જોડે વ્યવહાર કરાય છે અથવા સંબંધ નિભાવાય છે, તે રીત, પદ્ધતિ કે વ્યવસ્થાની પછી જરૂર જ રહેશે નહિ દેશીરાજ્યો અને બ્રિટિશ પ્રાંતોને સમાન લાભ કે ઉપયોગનાં સૌ ખાતાં તો સયોજિત સરકારને આધીન રહેશે; અને તેમાં રજવાડી કામને અલગ રાખવા જેવુ કશું રહેશે નહિ ગોળમેજી પરિષદમાં બિરાજેલા હિન્દી રાજવંશીઓ અને તેમના અમાત્યોએ બે ત્રણ અંગત બાબતો ઉપર કહેલા સયોજિત રાજ્યરચનામાંથી બાકાત રાખવાની માગણી કરી હતી અને તેમાં મુખ્યત્વે રાજાઓનુ અગત સન્માન (Status), તેમનો વશ ચલાવવા માટે દત્તક ઇત્યાદિના હક્ક, તેમની બાળવયમાં–સગીર અવસ્થામાં–તેમના રાજવહીવટનો બંદોબસ્ત ઇત્યાદિ અને એવી જાતના સવાલો સમાયા છે. આટલી બાકાત રાજાઓને અગત સ્વમાન માટે આજે જરૂરની લાગે છે. અને તેમાં હિન્દ સમસ્તના વાસ્તવિક રાજવહીવટને કઇ અતલગનો સંબંધ ન હોવાથી આપણે પણ એ બાકાત સામે બહુ વાંધો ઉઠાવવાની અગત્ય નથી. ઉમેરવાની જરૂર છે કે, આ બાકાત પણ થોડા સમય માટે છે–વચલા ગાળા માટે. અને તે દરમિયાન રાજવીઓ પોતે જ જોઇ શકશે કે, આવા અગત પ્રશ્નો જે મંડળમાં પોતે પ્રમાણસર, અથવા પ્રમાણથી પણ અધિકતર, હાજરી ધરાવતા હોય તેની સત્તાથી બહાર રાખી, અને ત્રાહિત અમોમિયા લોકને વશ રહેવા દેવાથી, તેમને પોતાને જ ગેરલાભ સંભવે છે. અને જ્યારે એ ભાન પ્રગટશે ત્યારે તેઓ તે બાકાત પોતાની મેળે જ કાઢી નાખવા સંમત થશે. એ સિવાય તો પરદેશ ખાતાનું તમામ કામ સયોજિત રાજ-વ્યવસ્થાને સોંપવું જોઇએ.

(ચાલુ) અ૦ ખુશાલ તલકશી શાહ

# કરાંચી મહાસભા

કરાંચી મહાસભા માટે નીકળતા જ અમને અમદાવાદના સ્ટેશને સરદાર ભગતસિંહ અને તેમના સાથીઓને ફાંસી દીધાની ખબર મળી અને અત્યંત આઘાત થયો તે પછી તો સ્ટેશને સ્ટેશને આ જ બાબતની પૂછપરછ આબાલવૃદ્ધ કરતા મહાસભામાં હવે શું થશે તે જ પ્રશ્નની ચર્ચા આખા રસ્તે થઈ પડી જુવાન ડેલીગેટોના હૃદય ખળભળી ઊઠ્યા હતાં અને આખા વાતાવરણમાં ગમગીની હતી કોઇ કહેતું 'આપણામાં ભાગલા પાડવા સરકાર આ દાવપેચ ખેલે છે.' કોઇ કહેતા, 'ગાંધીજીની પ્રતિજ્ઞાની કસોટી સરકાર કરવા માગે છે' બીજા કહેતા, 'સરકારે આપણને ઉશ્કેરવા જાણી જોઇને જ આ પગલું લીધું છે ગઇ સાલની માફક મહાસભાના અઠવાડિયામાં જ સરકારે મહત્ત્વનું પગલું ભર્યું છે ગઈ સાલે સરકારના વલણને લીધે પૂર્ણ સ્વરાજનો ઠરાવ ગાંધીજીએ રજૂ કર્યો આ સાલ આ પગલાને લીધે ઉદ્દામપક્ષના હાથ સબળ થયા છે તેથી ગાંધી-અરવીન કરારનામું ઉદ્દામપક્ષ ભાંગીને ભુક્કો કરી નાખશે કે શું? સરકાર મોઢે તો સંધિની વાતો કરે છે, પણ તેનો ભાવ તોડનારાં આવા કૃત્યો કરી શો પાસો રમવા માગે છે તે સમજાતું નથી.' આવી શંકાકુશંકાઓથી વાતાવરણ ભરેલું હતું. હૈદ્રાબાદમાં પગ મૂકતા જ વાંચ્યું કે કરાંચીમાં નવજુવાનોએ ગાંધીજીને 'પાછા જાવ' એ પોકારોથી વધાવી લીધા 'ડેલી ગેઝેટ" નામના એંગ્લો ઇન્ડીઅન પત્રમાં ગપ્પુ વાંચ્યુ, 'લાલ ખમીસવાળા નવજુવાનોએ ગાંધીજીને વાવટાના વાંસથી ઇજા કરવા પ્રયત્ન કર્યો, અને પંડિત માલવિયાજી ન હોત તો ગાંધીજીને ઇજા થાત' ભગતસિંહના દેહાંતથી જુવાનોના હૃદય ખળભળેલા તો હતા જ ગાંધીજી પર હુમલો થયાની વાત સાંભળી તેમને ખૂબ દુ:ખ થયું, નવજુવાનોના કૃત્યથી શરમ લાગી. ગાંધીજી પર હુમલો થયાની વાત કોને ન ઉશ્કેરે? સક્કર જેવા દૂર દૂરના સ્થળે પણ આ બાબતના ભણકારા સાંભળ્યા જ કરતા સક્કરના સુપ્રસિદ્ધ મંદિરના વૃદ્ધ મહંતે અમને જણાવ્યુ, કે આ બાજુ લાલ ખમીસવાળાનું ખૂબ જોર છે ગાંધીજીએ ભગતસિંહને બચાવવાની કલમ કરારનામામાં કેમ દાખલ ન કરી તે અમને પૂછ્યું દેશને ખૂણે આવેલા આ પૌર્વાત્ય સંસ્કૃતિના સુંદર દશ્યોથી ભરેલા આ શહેરના અભણ અને પ્રાકૃત શહેરીઓ સંધિ અને ભગતસિંહ બાબત અમારો ગુજરાતીઓનો મત જાણવા આતુર હતા સંધિની બૌદ્ધિક સમજણ આપવી એ એક વાત છે અને એને અંતરથી વધાવવી એ બીજી વાત છે પેલા વિદ્વાન મહંતને જવાબ આપતા અમે કહ્યુ, કે અહિંસાની લડતને અંગે પકડાએલા માણસોની જ બાબત સંધિમાં પ્રસ્તુત હતી. મહાસભા હિંસામાર્ગીઓ માટે સંધિની કલમોમાં સિદ્ધાંતની દૃષ્ટિએ છૂટ મેળવવાની વાત ન કરી શકે. આ મુદ્દો તેના ગળે ઊતર્યો, પણ હૃદયને આ કબૂલ કરવું મુશ્કેલ હતું

લાલ ખમીસવાળાઓની એક લાખની મોટી ફોજ જોવાની મળશે એવી કાંઇક છાપ અમારા મન પર બેઠી હતી તેથી પહેલા જ અમે જતિનનગરમાં નવજુવાન સભાના મંડપમાં પેઠા. પતંગીઆ કાગળના કાળા વાવટા મંડપ પર ફરકતા જોઇ અમને ગ્લાનિ થઇ આવી. ફાટેલા-તૂટેલા કનાતને સાંધીને મંડપ સજ્યો હતો. ગરીબ કામદારો-પ્રોલેટેરીએટ-ના પ્રતિનિધિઓનો

મંડપ તો આવો જ હોય ને? અમને પ્રેક્ષકોની ટિકિટ મળી. તપાસ કરતાં માલૂમ પડયુ કે ડેલીગેટની ટિકિટ આપવા બાબતમાં સભાના કાર્યકર્તાઓ ખૂબ કાળજી રાખતા. લાલ વાવટા-વાળાનું આ ટોળું અસભ્ય અને તોફાની હશે એવી કલ્પના સાધારણ રીતે બધાંના મનમાં હોય છે; પણ એમ નથી. પ્રારંભમાં ઇન્ટર નેશનલનું પ્રખ્યાત ગીત મધુર કંઠે કેટલીક લાલ ખમીસવાળી ગંરકારી બહેનો ગવડાવતી હતી. સભામાં હાજરી આપનારો વર્ગ અને સંખ્યા મોટી હતી. અમે જોયું, કે આ જુવાનીઆઓને ખોટા દેખાડવા તોફાન કરવાના ઇરાદાથી પ્રેક્ષક વર્ગમાં કેટલાક ઘુસી ગયા હતા, અને વખતોવખત દંગો કરવાનો પ્રયત્ન કરતા હતા. અહીં પણ લાલ ખમીસવાળા તો જૂજ જ હતા. જતિનનગર અને હરચંદરાયનગર મળી કુલ્લે સો બસો કરતાં વધારે સંખ્યા ભાગ્યે જ હશે, ખુદાઇ ખિદમતગાર જેઓ સરહદના ગાંધી ખાં અબ્દુલ ગફુરખાના અનુયાયી છે તેઓ લાલ કોટ પહેરે છે. તેમને લાલ ખમીસવાળા ન સમજવા જોઇએ.

લાલ ખમીસવાળાની સામે તો કરાંચીમાં 'કોંગ્રેસ યુવક મંડળ' આચાર્ય ગિદવાણીજીની પ્રેરણાથી એક વર્ષથી ચાલે છે અને એમની વગ નજીવી છે એમ અમને લાગ્યું ભગતસિંહને ફાંસી દેવાઇ એ બનાવથી નવજુવાનો ઉશ્કેરાયા હતા. આ ઘા તાજો હોવાથી કેટલાક ઉદ્દામ લાલ ખમીસવાળાઓએ મલીર સ્ટેશન પર અણછાજતાં દેખાવો કર્યા; પણ તેથી જુવાનોના મનમાં કાંઇ ગાધીજી માટે પૂજ્યભાવ જરાએ ઓછો થયો હોય એમ નહોતું. સંધિથી ઘણા નારાજ જરૂર થયા હતા, પણ તેથી ગાધીજીનું નેતૃત્વ ફગાવી દેવા જુવાનો કટિબદ્ધ થયા હતા એવી છાપ કોઇના મન પર પડી હોય તો તે ખોટી છે. ગાંધીજીની અહિંસાથી અથવા મહાસભાના કલામય ભવ્ય મંડપના મધુર વાતાવરણથી વિરોધ ગળી ગયો એમ પણ નથી. ગાંધીજીના કરાંચી મધ્યે થયેલા પહેલા પ્રવચનથી વાતાવરણ સૌમ્ય અને શાંત જરૂર બન્યું હતું

મહાસભાના પ્રતિનિધિઓમાં ઘણા જુવાનો હતા. તેઓની ચુટણી કેમ થઇ તે બધા જાણે છે. કરાંચીમાં ડેલીગેટોની ચુટણી થઇ તેનું રમુજી વર્ણન અમને મળ્યું હતું. 'ક' વર્ગના છૂટેલા કેદીઓએ ઠરાવ કર્યો હતો, કે 'અ' અને 'બ' વર્ગના કેદીઓને મત ન આપવો અને તેથી બધા જ ડેલીગેટો 'ક' વર્ગના કેદીઓમાં આવ્યા હતા. અમે જોયું, કે બીજા પ્રાંતોના કેદી ડેલીગેટો પણ જુવાનીઆ હતા, મહાત્માજીને ટેકો આપવાની શરતે કેટલીય જગ્યાએ પ્રતિનિધિઓની ચુટણી થઇ હતી એવી વાત અમે સાંભળી. આંધ્રના કેટલાક પ્રતિનિધિઓએ એની સાક્ષી પણ પૂરી. પોતાના બંધનને લીધે કહો કે મહાત્માજીના નેતૃત્વ નીચે આગામી લડતમાં લડવાની હોશ અને આકાંક્ષાને લીધે કહો અથવા બન્નેને લીધે કહો, પણ એ સ્પષ્ટ છે કે સંધિના મુખ્ય ઠરાવનો વિરોધ પહેલાંથી કાંઇ ભારે નહોતો.

વિષયવિચારિણી સમિતિમાં સંધિનો ઠરાવ રજૂ થયો ત્યારે સુભાષ બાબુએ નિવેદન વાંચ્યું તે અત્રે ઉતારવાની જરૂર નથી. આ નિવેદન રજૂ થતાં જ વાતાવરણ સ્પષ્ટ થયું. ઉદ્દામ પક્ષમાં મુંબઇના પ્રતિનિધિઓ હતા. ગાધીજીનુ નેતૃત્વ તેમને જોઇએ જ છે. સંધિ વિષેનો ઠરાવ જે શબ્દોમાં ઘડવામાં આવ્યો છે તે તપાસવા જેવું છે. લાહોર મહાસભાની આજ્ઞાથી એ વિરોધાત્મક નથી. આ ઠરાવથી પૂર્ણ સ્વરાજના ધ્યેયથી મહાસભા પાછી હઠતી નથી આ ઠરાવની કલમો તેના મૂળ અર્થમાં વપરાય તો છેવટની સમાધાની લગભગ અશકય છે. આપણને અશક્ય દેખાતી વસ્તુ ગાંધીજી સાધ્ય કરી શકે છે. મહાસભાની કાર્યવાહક

સમિતિએ છેવટના રૂપમા જે ઠરાવ રજૂ કર્યો તેમા 'સલામતી' શબ્દને બદલે 'વધઘટ' (Adjustment) શબ્દ વિચારપૂર્વક દાખલ કરવામા આવ્યો છે સરદાર વલ્લભભાઇએ પોતાના પ્રમુખ તરીકેના વ્યાખ્યાનમા જણાવ્યુ તેમ આ શબ્દયોજના સ્વ૦ પડિત મોતીલાલજીની છે એક દેશ બીજા દેશ જોડે યુદ્ધમા ઊતર્યો હોય ત્યારબાદ જે સમાધાની થાય તેમા આ 'વધઘટ'નો પ્રશ્ન જ રજૂ થવો જોઇએ, નહિ કે સલામતીનો વિષયવિચારિણી સમિતિમા રજૂ થયેલા ઠરાવમા આ સિદ્ધાત સ્વીકારાએલો છે લશ્કર, પરદેશી રાજ્યો જોડેના સબધ, નાણાવહિવટ અને આર્થિક નીતિ, રાષ્ટ્રીય દેવા વિષે નિષ્પક્ષ પચની તપાસ તથા બન્ને પક્ષને સ્વેચ્છાએ છૂટા થવાનો હક્ક આ ઠરાવમા પ્રતિપાદન થયેલો છે. જે 'વધઘટ' ગોળમેજીમા રજૂ થવાની છૂટ રખાઈ છે તે પણ દેશના હિતાર્થે સ્પષ્ટ રીતે સ્વીકાર્યા બાદ જ થઇ શકશે પડિત જવાહરલાલે મહાસભાની ખુલ્લી બેઠકમા જણાવ્યુ તેમ, આ ઠરાવથી મહાસભા ગોળમેજીમા જવા બધાઇ જતી નથી આમ હોવાથી ઉદ્દામપક્ષવાદીઓનો વિરોધ કેમ હળવો થઇ ગયો તે સ્પષ્ટ જણાય છે મુબઇના પ્રતિનિધિઓ સાથે થયેલી વાતચીતો પરથી જણાતું હતું કે તેમણે તેમનુ દૃષ્ટિબિંદુ મહાસભાની કાર્યવાહક સમિતિ સમક્ષ રજૂ કરાવ્યુ હતું ત્યારબાદ મિથ્યા વિરોધ કરવો અનુચિત હતો બગાળાના પ્રતિનિધિઓ જોડે ખૂબ વાત થયા બાદ અમને લાગ્યુ કે ત્યાનો પ્રજામત ગાધીજીની સુલેહ સ્વીકારવાની તરફેણમા હતો મધ્યપ્રાતના પ્રતિનિધિઓમાના કેટલાકનો વિરોધ થતા અમે એ જ બાબત જાણવા ઇચ્છા રાખી હતી તામિલનાડુના પ્રતિનિધિઓને અમે કહેતા સાભળ્યા, કે ગાધીજીને આ પળે સબળ કરવા જ જોઇએ જુવાનીઆ પ્રતિનિધિઓના હૃદય સધિથી સતોષાયા નથી એ સ્પષ્ટ જણાતું હતું પરતુ ગાધીજીની ભક્તિ બધા વિરોધો શમાવતી હતી કોઇકે કહ્યુ તેમ, સધિનો ઠરાવ પસાર થયો તેનું કારણ સધિભક્તિ કરતા ગાધીભક્તિ વધારે હતી તે હતુ જે દિવસે વિષયવિચારિણી સભામા આ ઠરાવ પસાર થયો ત્યારનું વાતાવરણ સુગ્ગા અસતોષનું જરૂર હતુ પરતુ કેટલાક મોટેરા પ્રતિનિધિઓએ આ ઠરાવ પસાર થયો તે દિવસે જુવાનોની પીછેહઠના ઉદ્ગારો કાઢવા માડ્યા હતા તે સાવ અનુચિત હતું જુવાનોએ પીછેહઠ કરવાની નહોતી તેમને તો તેમની સિપાહીગીરી શોભાવવાની હતી અને આ ઠરાવનો ખોટો વિરોધ કરતા થોભી જઇને તેમણે સિપાહીગીરીને છાજે એવુ વર્તન બતાવ્યુ હતુ આને જુવાનોની પીછેહઠ કહેવી એ ભાગ્યે જ શોભાસ્પદ ગણાય

ઠરાવ પસાર થયો તે રાતે એક સિંધી આગેવાને કહ્યુ હતુ કે, "મહાસભાએ પૂર્ણ સ્વતત્રતા માટે લાહોરમા ઠરાવ કર્યો ત્યારબાદ ગાધીજીના મતવ્યો કાઇ ખાસ બદલાઇ જતા નથી પૂર્ણ સ્વરાજ કહો, સસ્થાનિક સ્વરાજ કહો કે સપૂર્ણ સ્વતત્રતા કહો, ગાધીજીનો અર્થ એક જ છે મહાસભાએ 'સપૂર્ણ સ્વતત્રતા' શબ્દ વાપર્યો છે સ્વતત્રતા તો સપૂર્ણ હોય જ ના? હજી પણ આપણે 'અગાઉ સપૂર્ણ સ્વતત્રતા' કહીએ તેથી કાંઈ ફેર ઓછો પડવાનો છે? મહાસભાના મુખ્ય ઠરાવની બધી કલમોને વળગી રહેવામા આવે તો સરકાર નમતું જોખી દઇને બધુ આપી દે એવુ વિલાયતમા કે સરકાર પક્ષમા નથી એટલે છેવટની સુલેહ થવી હાલ તો અશક્ય વસ્તુ લાગે છે"

મહાસભાની ખુલ્લી બેઠક ૨૯ મી માર્ચની સાજે મળી એ મનોરમ દૃશ્ય ભુલાય એમ નથી લાઉડસ્પીકર મારફતે સિંધી બાળાઓએ 'જય ભારત'નુ સુપ્રસિદ્ધ ગીત ગાઇ સભાને

સંગીતમય બનાવી મૂકી હતી ખુદાઇ ખિદમતગારોના વાજિંત્ર સાથે દેશનેતાઓની પધરામણી પૌર્વાત્ય સસ્કૃતિને અનુરૂપ અને આકર્ષક હતી પાત્રીસ હજારની માનવમેદની સમક્ષ જ્યારે ડૉ ચોઇથરામ એમનુ સ્વાગત વ્યાખ્યાન કરવા વ્યાસપીઠ પર આવ્યા ત્યારે અખડ શાતિ સ્થપાઇ હતી એમણે એમનુ વ્યાખ્યાન સ્પષ્ટ સ્વરે મોઢેથી કર્યું હતુ. સિંધની પ્રાચીન સસ્કૃતિના સ્થળો જોવાની ભલામણો કરી તેમણે વ્યાખ્યાન સમાપ્ત કર્યું હતુ 'સરદાર વલ્લભભાઇ આજે હિંદના બેતાજ બાદશાહ છે અમારા હૃદયના પણ તેઓ બેતાજ બાદશાહ છે,' એવુ ભાવપૂર્વક બોલી તેઓએ સરદારને તેમનુ વ્યાખ્યાન આપવા વિનતિ કરી હતી ત્યારબાદ પ્રમુખશ્રીએ વ્યાસપીઠ પર આવી એમનુ ભાષણ હિંદી જબાનમા ઘણી જ સાદી રીતે તેમની વિશિષ્ટ શૈલીમા ચોખ્ખા ઉચ્ચારથી વાચ્યુ હતુ એમના ટૂકા અને મુદ્દાસરના ભાષણ વિષે અહી લબાણથી ઉલ્લેખ કરવો અપ્રસ્તુત છે 'ભગતસિંહ અને તેના સાથીઓની દેશભક્તિ, હિમ્મત અને બલિદાન આગળ મારુ શિર ઝૂકે છે,' એ વાક્ય ઉચ્ચારતા તેમના અવાજમા દર્દ હતું એમણે સધિનુ રહસ્ય બતાવી જણાવ્યુ હતું કે 'ઐક્ય વિના પરિષદમા જવુ નકામુ છે હિંદુ તરીકે હુ તો મારા પૂર્વગામી પ્રમુખનો સિદ્ધાત સ્વીકારી લઇને નાની કોમોના હાથમા કલમ અને સ્વદેશી કાગળ મૂકી દઇ કહું કે તમારી માગણી લખો, હુ તમામ ઉપર સહી મારીશ ' આ ભાવના સભાજનોએ હર્ષથી વધાવી લીધી હતી જે ગભીર પ્રસગે મહાસભા મળી હતી તેનું ગાભીર્ય સાચવી રાખવાની વિનતિ કરી તેમણે સભાનું કામ શરૂ કરવા આજ્ઞા કરી હતી

સરદાર ભગતસિંહ વિષેનો પહેલો ઠરાવ રજૂ કરવા પડિત જવાહરલાલ ઊભા થયા અને વ્યાસપીઠ પર આવ્યા તે વખતની તેમની ચાલમા તેમના હૃદયનો ખળભળાટ સ્પષ્ટ દેખાતો હતો ગભીર મુખમુદ્રાથી થડકતે સ્વરે તેમણે સરદાર ભગતસિંહ, સુખદેવ અને રાજગુરુને અજલિ આપી તેમના શુદ્ધ દેશપ્રેમના મુક્તકઠે વખાણ કર્યાં હતા ભગતસિંહે દેશમા આઝાદીની જે ચિનગારી મૂકી તેના તણખા દેશભરમા પ્રજ્વલિત રહેશે એ ભાવનાથી વાતાવરણ તેમણે ભરી દીધુ હતુ પડિતજીનુ આખુ વ્યાખ્યાન દર્દથી ભરેલુ અને હૃદયનો વલોવાટ દાખવતુ હતુ આખા સભામડપમા તેમણે કારુણ્ય ફેલાવ્યુ હતુ

પડિત માલવિયાજી અને ભગતસિંહના પિતાજી સરદાર કિસનસિંહના વ્યાખ્યાનોએ સભા-મડપને 'ભગતસિંહ ઝિન્દાબાદ'થી ભાવનામય કરી મૂક્યો હતો રાત્રિની નીરવ શાતિમા, ચદ્રના ઠડા પ્રકાશમા જ્યારે આ ઠરાવ સભાજનોએ ઊભા થઇને ગમગીનીમા પસાર કર્યો ત્યારે આખુ વાતાવરણ દર્દમય શાતિથી ભરપૂર હતુ

બીજા દિવસની મહાસભાની ખુલ્લી બેઠકમા પહેલો અગત્યનો ઠરાવ સરહદના પ્રાતને લગતો હતો આ ઠરાવમા સરકારની ધુસણીઆ નીતિનો સખ્ત વિરોધ કરવામા આવ્યો હતો આપણુ લશ્કર આ સરહદના બહાદૂર લોકોને દબાવવામા ન વાપરવામા આવે તેવી માગણી મહાસભાએ આ ઠરાવમા કરી છે મહાસભાએ આ બહાદૂર પ્રજાને ખાતરી આપી છે કે તેમના જન્મસિદ્ધ હકોના ભોગવટામા અમે આડખીલી નહિ નાખીએ આ બાબતમા એમને ખાતરી આપ્યાથી મહાસભાની પ્રતિષ્ઠા સરહદમા ખૂબ જામશે ખા અબ્દુલ ગફુરખા જ્યારે વ્યાસપીઠ પર આવ્યા ત્યારે તેમની સૌમ્ય મૂર્તિથી સભાજન પર ખૂબ અસર થઇ હતી અને જાણે તેઓ હિંદુ મુસલમાન ઐક્યના ફિરસ્તા ન હોય તેવો ભાસ થતો હતો

બ્રહ્મદેશનો ઠરાવ મૂકતાં પંડિત જવાહરલાલે આમપ્રજા સમજે એવી ભાષામાં બ્રિટિશ શાહીવાદી નીતિની સમજણ આપી હતી. પેટ્રોલ-તેલના કૂવાઓ માટે અને બ્રહ્મદેશની ખનિજ સંપત્તિને લીધે તેમજ હિંદ પર બ્રિટિશ સરકારનો હંમેશ કાબુ રહે તે હાનતને લીધે બ્રિટિશ પ્રજા આ દેશને એના જૂના પાડોશી, સંસ્કૃતિની દૃષ્ટિએ સહોદર જેવા દેશથી છૂટો પાડવા મથામણ કરે છે એમ તેમણે જણાવ્યું હતું. શાહીવાદી નીતિની ચિકિત્સા કરનારું આવું વજનદાર અને ટૂંકું ભાષણ આખી મહાસભા દરમિયાન થયું નથી.

બીજા દિવસનો સંધિ સંબંધી મુખ્ય ઠરાવ હવે પંડિત જવાહરલાલે રજૂ કર્યો હતો. આ ઠરાવ રજૂ કરતાં એમની મનોવ્યથા ઉઘાડી ભાસતી હતી. દેશના એક સાચા સિપાહીને છાજે એવી રીતે તેમણે સંધિનું સ્પષ્ટીકરણ કર્યું હતું. પૂર્ણ સ્વરાજની વ્યાખ્યા કરતાં તેમણે કહ્યું, ' પૂર્ણ સ્વરાજ એટલે શાહીવાદનો નાશ, પૂર્ણ સ્વરાજ એટલે સામાજિક પલટો. બ્રિટિશ રાજ્યથી છૂટા પડવું એટલે તેની શાહીવાદી નીતિથી છૂટા પડવું. બ્રિટિશ શાહીવાદની જોડે તમામ પ્રકારનો સંબંધ તોડવો એનું નામ પૂર્ણ સ્વરાજ. મૈત્રીનો સંબંધ આપણે કોઇ પણ દેશ જોડે બાંધીએ એ તો આપણી મરજીનો વિષય છે.' એમણે મહાસભામાં ખુલ્લેખુલ્લું જણાવી દીધું, કે હું સમાજવાદી છું. હું ગરીબ ખેડૂત અને કામદારોનું રાજ્ય ચાહું છું. હું સમાજના પરિવર્તનમાં માનું છું. સ્વરાજની આટલી સ્પષ્ટ કલ્પના મહાસભામાં ભાગ્યે જ રજૂ થઇ હશે.

ઠરાવનો વિરોધ કરવા શ્રી. જમનાદાસ મહેતા ઊભા થયા હતા. ન્યાયની ખાતર કહેવું જોઇએ કે એમણે એમનાં મતવ્યો જેટલી ચોક્કસ, અને સચોટ ભાષામાં રજૂ કર્યાં એટલી સ્પષ્ટ રીતે ભાગ્યે જ રજૂ થાત. બધા વિરોધી મતવાળાઓએ પણ તેમની આ સુસ્પષ્ટતાનાં ન ચાલ્યે પણ વખાણ કર્યાં હતાં.

ત્યારબાદ સ્વામી ગોવિંદાનંદે ઊભા થઇ પ્રમુખશ્રીની રજાથી એક નિવેદન વાંચ્યું હતું અને ઉદ્દામ પક્ષવાળાઓની નીતિ જાહેર કરી હતી.

મુંબઇના નવજુવાન નેતા શ્રી. મહેરઅલીએ વ્યાસપીઠ પર આવી એક સૈનિકના મોઢામાં શોભે એવી ભાષામાં નવજુવાનોના વિચારો રજુ કર્યા હતા. મહાસભાએ કરેલી સંધિને લીધે મહાસભાની ગોદમાં મૂડીદારો ભરાઇ બેઠા છે એવી શંકા તેમણે રજૂ કરી હતી. ' જ્યારે ગાંધીજી લડત માટે આહ્વાન કરશે ત્યારે અમે પહેલી હારના સિપાહીમાં હોઇશું, ' એ એમના નિવેદનનું છેલ્લું વાક્ય નોંધવા લાયક છે.

સામ્યવાદી સરદેસાઇએ ' સંધિએ દેશને ધોકો દીધો છે ' એમ જણાવી એમના પક્ષનું મંતવ્ય રજૂ કર્યું હતું.

ગાંધીજીનું છેવટનું વ્યાખ્યાન અગાધ શાંતિમાં મોડી રાતે થયું હતું. ગઈ આખી લડત નેતાઓ વિના પ્રજાએ ચલાવી છે તેથી ' મહાત્મા ' વિના લડત ચલાવી ન શકાય એવી અનાથ મનોદશા કોઇએ સેવવી ન જોઇએ એ તેમના પ્રવચનનો મુખ્ય ધ્વનિ હતો.

મહાસભાની ખુલ્લી બેઠકમાં આવી રીતે સંધિને લગતાં સઘળાં દૃષ્ટિબિંદુ રજૂ થયા બાદ લગભગ સર્વાનુમતે મહાસભાએ સંધિને બહાલી આપી હતી.

છેલ્લા દિવસની સબજેક્ટસ કમિટિમાં જે ઠરાવ રજૂ થયો તેને કેટલાક જાણીતા તામિલ-નાડના પ્રતિનિધિઓએ મહાસભાનો ' star resolution ' તરીકે વર્ણવ્યો હતો. આ

ઠરાવનાં એટલાં પાસાં છે કે તેનું વિવેચન અત્રે ન થઇ શકે. દરિદ્રનારાયણ માટેનું એ જાહેર-નામું મહાસભાના ચોપડે પહેલી જ વાર ચઢયું છે. કેટલાક બંગાળના પ્રતિનિધિઓએ આપેલી માહિતી જો સાચી હોય તો જણાવવું જોઇએ, કે આ ઠરાવની પાછળ કેટલાક અગ્રગણ્ય મજૂર સેવકોનું પીઠબળ છે. પંડિત જવાહરલાલે અને ગાંધીજીએ અત્યંત પરિશ્રમ વેઠી ચોવીસ કલાકમાં અનેક સુધારાઓ રજૂ થયા છતાં તે દરેકનું હાર્દ તપાસી લઇ આ ઠરાવને છેવટનું સ્વરૂપ આપ્યું હતું. મહાસભાની ખુલ્લી બેઠકમાં બંગાળના નેતા સેનગુપ્તાએ બુલંદ સ્વરે તેને ટેકો આપ્યો હતો. કેટલાક નેતાઓને આ ઠરાવ જરાક વહેલો આવેલો છે એમ લાગતું હતું; પરંતુ ખુલ્લી મહાસભાએ ઘણી જ મોટી બહુમતિએ તે ઠરાવ વધાવી લીધો હતો.

પ્રમુખશ્રીનું છેવટનું વ્યાખ્યાન કરાંચીવાસીઓ અને પ્રજાજનોના કાનમાં લાંબો વખત ગુંજારવ કરશે. એમણે લડતમાં યાહોમ કરવા હંમેશ તૈયાર રહેવાની હાકલ કરી શસ્ત્ર ચક-ચકિત રાખવા જે સલાહ આપી તે દરેક મહાસભાવાદીએ હૈયે રાખવા જેવી છે અને યુવાનોએ સંઘરવા જેવી છે. લડત માટેની આવી રણહાકલ સિંધ જેવા પ્રદેશમાં પહેલી જ વાર શ્રોતાજનોએ સાંભળી અને તેણે પ્રેરણા પાઇ છે.

મહાસભા સમારંભમાં ગોઠવાએલા ખાદી પ્રદર્શને હજારો માણસોને આકર્ષ્યા હતા. સિંધમાં ખાદીનું કામ ગૂજરાત વિદ્યાપીઠના ભૂતપૂર્વ અધ્યાપક મલકાનીએ બે વર્ષથી શરૂ કર્યું છે તેના નમૂના આકર્ષતા હતા.

મહાસભામાં હાજરી આપનારને એક બાબત આકર્ષ્યા વગર રહે જ નહિ. મહાસભાની તૈયારીમાં ત્યાંના ગૂજરાતી નેતા શ્રી. નારાયણદાસ આણંદજી અને શ્રી. મણિલાલ વ્યાસની અવિરત મહેનત અને શ્રી. કનુ દેસાઇની કલાશક્તિ ધ્યાન ખેંચે એમ હતી. આ વખતની મહાસભામાં જે આકાશછત્રધારી મંડપની રચના હતી તથા જે સુંદર રસોડા વ્યવસ્થા જોવામાં આવતી હતી તેનાં મુક્તકંઠે વખાણ દરેક પ્રાંતોના ડેલીગેટોને કરતા સાંભળ્યા હતા.

આપણા ગૂજરાતના સરદાર આ વર્ષે દેશના સરદાર બન્યા છે, તેમની સરદારી હેઠળ આગામી લડતમાં દેશ અને જુવાનો પોતાનો ફાળો આપવા હરહંમેશ કટિબદ્ધ રહે એટલી પ્રેરણા તો કરાંચીએ આપી છે જ.

કમળાશંકર લલ્લુભાઈ પંડયા
જીવણલાલ ક. ચાંપાનેરીઆ




આ પુસ્તકની શરૂઆતમાં એટલે કારતકના અંકમાં 'પ્રસ્થાન'ને પોતાની અસલ પૂર્ણિમા ઉપર લઇ આવવાની આશા દર્શાવી હતી. તે માત્ર આશા જ હતી—વચન નહોતું પણ આપણા ઉપર અંગ્રેજી રાજ્ય બેઠું, અને આપણા મનમાં અંગ્રેજી ભાષા પેઠી, ત્યારથી શબ્દોના કંઇક તરેહવાર અર્થો થાય છે. તમે બતાવો માત્ર આશા, અને સામેના તેનો અર્થ કરે વચન. અંગ્રેજ સરકાર દેશી રાજા પાસેથી માત્ર આશા જ રાખે, કે તેઓ અમુક અમુક સ્ટેટના હકો સરકારને આપશે, પણ તે આશાનો અર્થ છે હુકમ. તે પ્રમાણે રાજા ન કરે તો ત્રીજે દિવસે તેનું રાજ્ય જપ્ત થાય. તેમ કોઇ રાજ્યપ્રકરણી પુરુષ કહે, કે અમુક કાયદો પસાર કરવાથી બેકારી ચાલી જશે એમ અમે આશા રાખીએ છીએ, તો તે આશાનો અર્થ લોકો કરે વચન. આવી ગેરસમજૂત અમારા સ્વૈરવિહાર સબંધી થવાનું કારણ નથી કારણકે આ ગેરસમજૂતી થવાનું કારણ છે પોતપોતાનો લાભ. હવે સ્વૈરવિહાર થોડા દિવસ વહેલો વાંચવા મળે તેમાં કોઇને ખાસ લાભ હોય એમ હું નથી માનતો. ખરું પૂછો તો ખાવા સિવાયનો કોઇ પણ બનાવ વહેલો બનવાથી લાભ થતો હોય એવી માન્યતાની વિરુદ્ધ જ ગુજરાતી ભાષાનો પુરાવો છે. "ધીરજનાં ફળ મીઠાં" એનો અર્થ હું તો એમ કરું છું, કે મોડું થાય તો વાંધો નહિ; છતાં ધીરજના ગર્ભમાં કાલેતર તત્ત્વ કોઇ માનતા હોય તો બીજી કહેવત બતાવું. "કોને ખબર છે વહેલા ઊઠવામાં લાભ કે મોડા ઊઠવામાં લાભ?" કહેવતમાં પ્રશ્ન મૂક્યો છે, પણ સૂચના સ્પષ્ટ રીતે મોડા થવાના પક્ષની છે. એક ભાઇએ મોડા ઊઠવાના લાભ વિશે એક લેખ લખ્યો હતો. તેમણે આ કહેવતનો ઉપયોગ કર્યો હતો કે નહિ તે યાદ નથી, પણ આ કહેવત મોડા ઊઠવાના પક્ષની ન હોય તો પણ છેવટ બન્ને કોટિઓ વચ્ચે સંશય માનનારી તો છે જ. વહેલું કરવાના પક્ષમાં ગુજરાતીઓ કદાચ એક કહેવત બતાવી શકે: "લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મોં ધોવા ન જવું." મને પૂછો તો આ કહેવત શિયાળાના દિવસોમાં મોં ધોવાની અને નાહવાની જરૂર નથી એમ જ કહે છે. પણ ધારો કે વિલંબ નહિ સારો એવો આ કહેવતનો અર્થ હોય તો પણ, તે ક્યારે, કે લક્ષ્મી ચાંલ્લો કરવા આવતી હોય ત્યારે સ્વૈરવિહાર લક્ષ્મી નથી, તે ચાંલ્લો કરવા આવતો પણ નથી. હા—એક અર્થમાં ચાંલ્લો કરે છે, દર વરસ પાંચ

રૂપિયાનો. પણ તે ચાંલ્લો કરાવવાની કોઇને ઉતાવળ હોય એમ તો હું માનતો નથી. એટલે સ્વૈરવિહાર બે દિવસ વહેલો વાંચવા મળે એમાં કોઇને ખાસ લાભ હોય, અથવા એ સંબંધી કોઇ ઉતાવળ કરે એ હું ન માનું. એટલે મારી દર્શાવેલી 'આશા'નો કોઇ 'વચન' અર્થ ન જ કરે. છતાં કોઇ વચન માને તો કહેવાનું, કે વિષ્ણુ ભગવાન પોતે જેમ કોઇ વાર રામાવતારમાં આપેલું વચન કૃષ્ણાવતારમાં પાળે છે, તેમ આ પુસ્તકમાં આપેલું વચન અમે આવતા પુસ્તકમાં પૂરુ કરીશું. અને તેનો સમય પણ જ્યોતિષની રીતે નક્કી કરીને કહેવામાં વાંધો નથી. તે સમય, બીજો કોઇ નહિ તો, પુરુષોત્તમ માસ. પુરુષોત્તમ માસ જેમ વરસોની જ્યોતિષ ગણતરીનો તફાવત ભાંગવા યોજાયો છે, તેમજ તે મોડાં પડેલાં માસિકોને પોતાના અસલ માસ ઉપર આણી આપવાને સરજાયો છે. પુરુષોત્તમ ભગવાન જેમ ભક્તોને મનોવાંચ્છિત આપે છે તેમ મોડાં માસિકોના તંત્રીઓની મનઃકામના પણ પૂર્ણ કરે છે. તેમાં પણ આ બાબતમાં તંત્રીઓને વર મળે છે તે અપૂર્વ છે. સાક્ષાત્ મહાકાલ પોતે પણ કોઇને કાલનું દાન આપી શકતા નથી, ગત કાલનું કોઇને દાન કરી શકતા નથી, તેવું દાન તે તંત્રીને કરીને તેનું મોડું માસિક યોગ્ય સમય પર લાવી મૂકે છે.

બસ, આ વખતે આટલો જ સ્વૈરવિહાર. સ્વૈરવિહાર અમુકથી ઓછો ન જોઇએ એવી જો કોઇની માન્યતા હોય તો તે ખોટી છે. સ્વૈરવિહારને તો લઘિમા અને ગરિમા, અણિમા અને મહિમા, બધી સિદ્ધિઓ છે; તે યથાકામ હળવો અને ભારે થઇ શકે છે. તેને કોઇ light literature (હળવું સાહિત્ય) કહે છે ત્યારે મને ખોટું લાગે છે. તે બન્ને છે. તેમજ તે યથાકામ લાંબો અને ટૂંકો થઇ શકે છે. બીજી રીતે કહીએ તો, તે ટૂંકો જ હોય તો તેને લાંબો કરી શકાતો નથી; લાંબો હોય તો ટૂંકો કરી શકાતો નથી; માટે જ તે સ્વૈરવિહાર છે. તે ટૂંકો હોય, કે ન જ હોય, તો તેને માટે સ્થળસંકોચ કે એવું બીજુ બહાનું કાઢવાની જરૂર નથી.

પણ હવે બસ. આ સંબંધી ઘણું કહેવાનું છે. પણ વધારે લખું તો કદાચ આને ટૂંકાના દાખલા તરીકે મૂકવા ઇચ્છું છું તે ખોટું પડી જાય!

'સ્વૈરવિહારી'



**સાહિત્યમાર્તંડ રા. બ. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળાનું અવસાન**

ચાલુ માસમાં સાહિત્યમાર્તંડ રા. બ. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળાના અવસાનની સખેદ નોંધ લેવી પડે છે એમના જવાથી એમના જમાનાના અતિ વિરલ પ્રતિનિધિઓમાંથી આપણે એક ઘણા જ યશસ્વી પ્રતિનિધિને ખોઇએ છીએ.

સદ્ગતે લગભગ ૮૭ વર્ષનું લાંબું આયુષ્ય ભોગવ્યું. તેમનું આખું આયુષ્ય, ઉદ્યમ વ્યવહારકુશળતા ખંત ચીવટ કરકસર વગેરે, સાધારણ ગણાતા છતાં ઘણા જ અસાધારણ જોવામાં આવતા, ગુણોનો એક દાખલો છે.

એ ગુણોને લીધે ઘણા જ ઓછા સંબંધવાળા કાર્યપ્રદેશોમાં સદ્ગતે સફળતા મેળવી છે. સદ્ગતે ગદ્યપદ્યનાં અનેક પુસ્તકો લખવા ઉપરાંત પ્રસિદ્ધ પ્રાચીન કાવ્યમાલાનું સંપાદન કરી સાહિત્યની ચિરસ્મરણીય સેવા કરી છે તે તો જાણીતું છે. પણ તે ઉપરાંત એક શિક્ષક તરીકે, એજ્યુકેશન ઇન્સ્પેક્ટર તરીકે, મિલિટરી સેક્રેટરી તરીકે, લુણાવાડાના દિવાન તરીકે અને છેવટે એક મિલ માલિક તરીકે પણ ઇષ્ટ સફળતા મેળવી હતી. કાર્યવ્યવસ્થા અને માણસોનાં મન સંપાદન કરવાની શક્તિ, જે પૂછો તો આ ગુણો ગણાય, તેના તેઓ નથી એમ જ કહે છે. પણ

પણ, તે ક્યારે, કે લક્ષ્મી ચપડતા સુધારક હતા ચાંલ્લો કરવા આવતો પણ ન તીક્ષ્ણ વ્યવહાર દૃષ્ટિએ, ઘણાં વરસો પહેલાં, આપણા દેશમા સ્વદેશીના ઉત્તેજનની અગત્ય જોઈ હતી, તે ઉપર પુસ્તક લખ્યું હતું અને તેના પ્રચારને માટે પગલાં પણ ભરેલાં હતાં. સંસાર સુધારામા નાત બહારના લગ્નની તેમણે પોતાના કુટુંબમાં જ પહેલ કરેલી છે.

જેમ જીવનમાં તેમણે અનેક ક્ષેત્રો ખેડ્યાં છે તેમ સાહિત્યમાં પણ કર્યું છે. તેમણે ભાલણ દશમસ્કંધ અને કેવળપુરીની કવિતા જેવા ગ્રંથોનું સંપાદન કર્યું છે; વિશ્વની વિચિત્રતા, ગૃહવિદ્યા, દેશી કારીગરીને ઉત્તેજન, જેવા વિષયો ઉપર લેખો લખ્યા છે; ગણિત વ્યાકરણ ભૂતળ જેવા વિષયો ઉપર પાઠ્ય પુસ્તકો લખ્યાં છે અને છેવટે બાળ સાહિત્યમાં પાંચ ટચુકડી સો વાતો પ્રગટ કરી છે. સાહિત્યકાર સાથે શ્રીમંત હોવાનો એ વિરલ દાખલો હતો, અને લેખિનીથી સરસ્વતીની ઉપાસના કરવા ઉપરાંત તેમણે છઠ્ઠી સાહિત્ય પરિષદના પ્રમુખ હતા ત્યારે પરિષદને દસ હજારની બક્ષિસ આપેલી છે.

સદ્ગત પોતાની પાછવાડે કુશળ કુટુંબ મૂકી ગયા છે, જેમાંની કેટલીક વ્યક્તિઓ તો ક્યારની જાહેર જીવનમાં અને સાહિત્યમાં સ્થાન મેળવી ચુકી છે. સદ્ગતના જવાથી તેમના કુટુંબને અને ગુજરાતને ખોટ પડી છે, પણ તેમનું લાંબુ સફળ આયુષ્ય જોતાં, આપણી પરંપરાની પણ રહસ્યવાળી પ્રથા પ્રમાણે કહેવું જોઇએ કે, તેઓ ભાગ્યશાળી થઇ ગયા!

રા.

* * *

### ગાંધીજીકી જે

ગાંધીજીએ વાઇસરૉય સાથે મળી તહ-કુબીનું ખત તૈયાર કર્યું અને તેને મહાસભાની તત્કાલીન કાર્યવાહકસભાએ બહાલી આપી ત્યાર પછી સરકારના મનમાં અને પ્રજાના મનમાં મોટામાં મોટો પ્રશ્ન એ હતો કે કરાંચીની મહાસભા આ ખતને બહાલી આપશે કે નહિ? જેઓ ગાંધીજીની પ્રકૃતિથી થોડાક અંશે પણ માહિતગાર હતા તેમને વિશ્વાસ હતો કે મહાસભા એ ખતને બહાલી આપશે; જો કે બધા એમ ધારતા હતા કે ગાંધીજીનું કાર્ય ઘણું વિકટ થશે.

આમ માનવાનાં અનેક કારણો હતાં. લોકોની વાતચીતમાં અને છાપાંઓમાં એમ કહેવાતું કે યુવાનવર્ગ આ ખતથી ઘણો અસંતુષ્ટ થયો છે; અને યુવાનવર્ગ મહાસભામાં મોટી સંખ્યામાં જનાર છે. બહાલીના ઠરાવ ઉપર જો મત લેવામાં આવશે તો બહુમતિથી ઠરાવ ઊડી જશે. આ પ્રમાણે યુવાનોના અસંતોષનો અગ્નિ બળતો હતો તેમાં સરકારે ભગતસિંગ, સુખદેવ, અને રાજગુરુને ફાંસી દઈ બળતામાં ઘી હોમ્યું. આથી યુવાનવર્ગની અને હિંદુસ્તાન માટે સક્રિય લાગણીવાળા વડીલવર્ગની પણ, ક્રોધજ્વાલાઓ બધું બાળી નાખશે એવી ગાંડી દેખાતી હતી. આનું પ્રથમ ચિહ્ન ગાંધીજીને કરાંચી આવતાં જે કાળાં ફૂલ મળ્યાં અને પાછા જવાના આદેશો મળ્યા તેમાં દેખાતું હતું. હિંદુસ્તાનમાં ગાંધીજી માટે આ અનુભવ કદાચ નવો હશે; એમને જેવા માણસો ચગદાઇ જાય એ સ્થિતિ પછી તો આ બનાવ ખરેખર ચોંકાવી નાંખે એવો જ દેખાતો હતો. પણ ગાંધીજીએ તો દક્ષિણ આફ્રિકાના અનુભવો યાદ કર્યા—અને તેની સાથે સરખાવતાં તેમને યુવાનોની આ ચેષ્ટામાં કશું વધારે પડતું ન જણાયું!

આ પરિસ્થિતિ ઉપર ગાંધીજીએ જે રીતે કાબુ મેળવ્યો તે તેમના જીવનના અનેક મહાન પ્રસંગોમાં સ્થાન મેળવશે. છાપાંવાળાઓને-ખાસ કરી 'ટાઇમ્સ' અને 'ઇન્ડિયન ડેઈલી મેઈલ'ને-પોતપોતાના મનની સ્થિતિ પ્રમાણે ગાંધીજીની ચાલબાજી દેખાઇ. જે પરિણામ આવ્યું તે ઉપરથી વાહિતો ચાલબાજીનું અનુમાન કરે તો તેની સાથે દલીલ કરવાની જરૂર નથી. પણ ગાંધીજીના જીવનનાં પ્રેરકબળોને સમજવા જેઓ પ્રયત્ન કરે છે તેઓને તો આમાં અહિંસાનો જ—ગાંધીજીના નિર્વ્યાજ પ્રેમનો જ—વિજય દેખાય છે. જે માણસો એમનો વિરોધ કરે એવા હતા તે એવા મુત્સદ્દીઓ અથવા દુનિયાના ખાધેલા ન હતા કે જે પ્રેમને વશ ન થાય; અને એકવાર વિરોધ શમ્યા પછી ગાંધીજીની દલીલનું બળ અપ્રતિહત હતું. સાચી દલીલની સત્યતા પણ આગન્તુક વિરોધના કારણો શમ્યા પછી જ સમજાય છે!

કેટલાક કહે છે યુવાનોમાં નવીન કાર્યના નેતૃત્વની શક્તિ ન હતી માટે તેઓ વશ થયા. અમે યુવાનો વિષે એવો અભિપ્રાય ધરાવવાની ના પાડીએ છીએ. કારણકે ગયા વર્ષના યુદ્ધના જે ઉજ્જવલ પરિણામો આવ્યાં છે તેમાં યુવાનોના નેતૃત્વે મોટું કાર્ય કર્યું છે.

ગાંધીજીએ પોતાની સહજ રીતે વિરોધ શમાવ્યો ત્યાર પછી બધા કહે છે કે મહાસભાની બેઠકમાં કાંઇ રસ ઉત્પન્ન કરે એવું ન રહ્યું! અલબત્ત, મહાસભાનું તમાશા તરીકેનું આકર્ષણ ઘણું ઓછું થઇ ગયું હશે. પણ ગાંધીજીના જયે જે રીતે મહાસભાનું નાવ પાર ઊતાર્યું તે વિચારશીલ પ્રેક્ષકો માટે તો અતિ રસિક વિષય બન્યો હશે.

* *
*

### મહાસભાના પ્રમુખ

હિંદી પ્રજાના હાથમાં પોતાના સેવકની કદર કરવાનું મોટામાં મોટું સાધન મહાસભાના

પ્રમુખનું સ્થાન છે. એ સ્થાન છેલ્લા ૪૪ વર્ષથી હિંદી પ્રજા પોતાના વિશિષ્ટ સેવકોને આપતી આવી છે. આ વર્ષે એ સ્થાન સરદાર વલ્લભભાઇ પટેલને મળ્યું છે. એ મહાન વંશમાં સરદાર વલ્લભભાઇને સ્થાન મળવાથી એ મહાન વંશનું ગૌરવ વધ્યું છે.

૧૮૫૭ ના બળવાને દાબી દેતાં અંગ્રેજ સરકારે જે ભયંકર હત્યાકાંડ પ્રવર્તાવ્યો તેથી હિંદી પ્રજામાં ભારે અરેરાટી ફેલાઇ ગયેલી. એ સમયે સ્વાતંત્ર્યની વાત કરવી એ પણ જીવના જોખમનો સવાલ હતો: અંગ્રેજ સરકારના છતા દોષો બતાવવામાં પણ અસાધારણ હિંમતની જરૂર રહેતી. મહાસભાના શરૂઆતના પ્રમુખોની—તેઓ એકલા બોલનારા હતા એવી—ટીકા કરીએ તે પહેલાં આ યાદ રાખવાની જરૂર છે. તેઓએ પોતાની બોલવાની નિડરતાથી પ્રજામાં અમુક જાતની વિચારની અને વાણીની નિડરતા કેળવી એ સેવા અત્યારે નાની લાગે પણ તેનું ઐતિહાસિક મહત્ત્વ નાનું નથી. આ ઉપરાંત આપણે આજે જે સ્પષ્ટતાથી માગણીઓ કરીએ છીએ તે તે જમાનાના ઊંડા અભ્યાસી પ્રમુખોને આભારી છે તે પણ ભૂલવું ન જોઇએ. ગાંધીજીના સુપ્રસિદ્ધ અગિયાર મુદ્દાઓ, મોટા ભાગે, મહાસભાના પ્રમુખોના ભાષણોના સત્ત્વરૂપ છે.

આ માગણીઓ કરવાના જમાના પછી એ માગણીઓ સરકારને સ્વીકારવી પડે એવું પ્રજાબળ—કેવળ પ્રજામત નહિ—ઉત્પન્ન કરવાનો જમાનો આવ્યો. આ જમાનાને ગાંધીયુગ કહીએ તો તે યથાર્થ છે. આ જમાનામાં જે લોકો કેવળ નિડરતાથી બોલી શકે, અભ્યાસપૂર્વક સરકારના દોષો બતાવી શકે અને પોતાના લખાણમાં અને ભાષણમાં છટા લાવી શકે તેઓની બહુ કિંમત રહી નથી. સરકારના દોષો જાણીતા થઇ ગયા હતા, પરતંત્રતા કલંકરૂપ છે એ ભાવના પણ વ્યાપી ગઇ હતી। હવે તો જેઓ આ અનિષ્ટ સ્થિતિને મટાડી શકે તેવા નાયકોની પ્રજાને જરૂર લાગવા માંડી. ગાંધીજી પોતે એવા નાયક થયા અને બીજા એવા નાયકો તૈયાર કર્યા.

આ યુગના મહાસભાના પ્રમુખો બધા લડાઇના નાયકો છે. એમનામાં બીજા ગુણો હશે પણ પ્રજાએ એમની કદર એમની લડવાની શક્તિથી કરી છે. આ દૃષ્ટિએ વલ્લભભાઇનું સ્થાન અદ્વિતીય છે એમ અમે કહીએ તો કોઇ પ્રાન્તીય પક્ષપાતનો આરોપ કરે; પણ એવો આરોપ વહોરી લઇને પણ એ દાવો અમે કરીએ છીએ.

સરદાર વલ્લભભાઇનું જાહેર જીવન એટલે કે લડાયક જીવન. અનિષ્ટ સ્થિતિની ચર્ચા કરવાનું એમને પસંદ નથી, અનિષ્ટ સ્થિતિ સામે લડવામાં જ તેઓ શક્તિ ખર્ચે છે. ગાંધીજીએ સત્યાગ્રહનો મંત્ર આપ્યો, એને તંત્રનું સ્વરૂપ આપવાનું માન વલ્લભભાઇને મળ્યું. ખેડા, બોરસદ અને બારડોલી—આ ત્રણ ક્ષેત્રોમાં પ્રજાને અહિંસક રાખી તેઓએ લડતાં શીખવાડ્યું. બારડોલીના યુદ્ધે તેમનું નામ હિંદુસ્તાનના ખૂણાઓમાં પ્રસિદ્ધ કરી દીધું—બ્રિટનમાં પણ જાણીતું કરી દીધું અને દુનિયાના નવું જાણવાના કુતૂહલવાળા લોકોમાં પણ કુતૂહલ પેદા કરી દીધું. બારડોલીના વિજયથી જ મહાસભાની વરમાળ તેમના કંઠને સ્પર્શ કરતી હતી. ત્યાર પછીના જગપ્રસિદ્ધ યુદ્ધમાં ગુજરાતે તેમના નેતૃત્વને અનુસરી જે કરી બતાવ્યું તેથી એ વરમાળ તેમના કંઠે આરોપાઇ.

સરદાર વલ્લભભાઇને એ માન આપી મહાસભાએ ક્ષાત્રતેજને માન આપ્યું છે; અને ખેડૂતને પણ માન આપ્યું છે.

વયોવૃદ્ધ સાક્ષર શ્રી નરસિંહરાવે જે આશા પ્રગટ કરી છે તે 'આબાલગોપાલ' સૌની છે:

यत्र योगेश्वरो गांधी यत्र्ँ पार्थो यत्र पूर्वधरः।
तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम॥

***

**મહાસભાના પ્રમુખનું ભાષણ**

સરદાર વલ્લભભાઈનું ભાષણ મહાસભાના પૂર્વના પ્રમુખના ભાષણો સાથે સરખાવવામાં આવે તો તેમાં આખા જમાનાનો ફેર દેખાશે. ચાલુ લડતના, આવતી કાલે અમલમાં મૂકવાના પ્રશ્નોની વ્યવહારુ અને સરલ વિગત તેમણે રજૂ કરી છે. આ પ્રશ્નો પાછળની ફિલસૂફી કે સમર્થનની દલીલમાં ઊતરવાનો તેમણે પ્રયત્ન કર્યો નથી. આખું ભાષણ એક લડવૈયાને છાજે એવું છે. કાર્યમશગુલ માણસ જેમ કાર્યોની યાદી રજૂ કરે તેવું તેમનું ભાષણ છે. લડતના યુગને છાજે એવું એ ભાષણ છે.

શ્રદ્ધાંજલિથી ભાષણ શરૂ થાય છે. પછી ટુંકામાં ગયા વર્ષની લડતનો ખ્યાલ આપ્યો છે; અને અહિંસા કેટલી કાર્યસાધક નીવડી છે તે બતાવ્યું છે. "ખેડૂતોની અહિંસક લડતમાં ભાગ લેવાની શક્તિ વિષે અનેકને શંકા હતી અને તેઓ મોટા રમખાણની દહેશત રાખતા હતા. પણ આ વર્ગે જે બહાદૂરી અને અપૂર્વ સહનશક્તિથી આ લડતમાં ભાગ લઇ એ શંકા અને દહેશતને ખોટી પાડી એ જ આ લડતમાં સિદ્ધ થયેલી અહિંસાનો મોટામાં મોટો પૂરાવો છે."

પછી તેઓ સંધિનું રહસ્ય સમજાવે છે અને ખોળાધારીનો શો અર્થ છે તે સ્પષ્ટ કરે છે; અને હિંદુ–મુસલિમ અને બીજી કોમોના ઐક્ય વિના પરિષદમાં જવું નકામું છે એ અભિપ્રાય વ્યક્ત કરે છે. આ પછી તરત જ આપણે શું શું કામ કરવાનું છે તે મુદ્દાઓ ઉપર તેઓ આવે છે. વિદેશી વસ્ત્ર બહિષ્કાર, સ્વદેશીને સજ્જડ કરવાની સૂચના, અંગ્રેજ વેપારીઓએ માગેલી સમાનતાના હકની અયોગ્યતા, દારૂનિષેધ અને નિમકવેરા વિષે ટુંકામાં પોતાના અભિપ્રાયો જણાવી પોતાના ભાષણનું સ્વરૂપ જણાવે છેઃ

"આટલે લગી મને સાંભળ્યા પછી હવે તો તમે જોઇ ચૂક્યા હશો કે બુદ્ધિમાનોને રસ પડે એવા કેટલાયે વિષયોમાં મને કેટલો ઓછો રસ છે. નોકરીઓ, હોદ્દા અગર ધારાસભાની જગ્યાઓમાં મને રસ પડતો નથી. ખેડૂતો એ બધામાં કશું સમજે નહિ. નોકરીઓ અને જગ્યાઓની ખેડૂતોને કશી પડી નથી. મારે હિસાબે તો ગાંધીજીની અગિયાર માગણીઓમાં સ્વરાજનો સાર બધો આવી જાય છે. જે યોજનામાં એ મુદ્દા ન જળવાતા હોય તે સ્વરાજ નથી. રાજામહારાજા, જમીનદારો અને બીજા બધા માલદારોના હકો ત્યાં સુધી તેમને લીધે ગરીબ શ્રમજીવીઓને ધક્કો પહોંચતો નથી તેટલી મર્યાદા સુધી મને માન્ય છે. મારી નજર તો પ્રજામાં જેઓ કચડાયેલા છે તેમને ઊભા કરવા તરફ અને દેશમાંના મોટાની જોડાજોડ તેઓ ટટાર બેસી શકે એવા કરવા તરફ ચોંટેલી છે. ઇશ્વરની દયાથી એ કચડાયેલાઓને પણ સત્ય અને અહિંસાનો સંદેશો પહોંચ્યો છે, અને તેણે તેમને સ્વમાનની અને સ્વશક્તિની સહેજ ઝાંખી કરાવી છે. હજુ ઘણો પંથ બાકી છે; પણ આપણે તેમને સારુ છીએ, તેઓ આપણી ગુલામીને સારુ નથી એટલો સંકલ્પ આપણે આજે કરીએ. આપણે આપણાં ટૂંકાં મન અને ઇર્ષ્યાદ્વેષ છાંડીએ, આપણા ધર્મના ઝઘડા ભૂલીએ અને એટલું જ ગોખીએ કે મહાસભા કરોડો શ્રમજીવીઓની પ્રતિનિધિ છે અને તેમને ખાતર જ હસ્તી ધરાવે છે. આટલું કરી શકીશું તો આપણે મહાસભાને સ્વાર્થને સારુ નહિ પણ માનવહિતને માટે કામ કરનારી એક અજોડ શક્તિ બનાવી મૂકીશું."

**મહાસભાના મુખ્ય ઠરાવો**

૪૫ મી મહાસભાના મુખ્ય ઠરાવો બે ગણાય: એક સંધિને બહાલી આપનારો અને બીજો સ્વરાજની કલ્પના આપતો. સંધિનો ઠરાવ નીચે પ્રમાણે છેઃ

"મહાસભાની કાર્યવાહકસમિતિ અને હિંદી સરકાર વચ્ચે થયેલી કામચલાઉ સમાધાની

પર વિચાર ચલાવ્યા પછી આ મહાસભા તેને મજૂર રાખે છે, અને સ્પષ્ટ કરવા માગે છે કે મહાસભાનું પૂર્ણ સ્વરાજ (કમ્પ્લીટ ઇન્ડિપેન્ડન્સ)નું ધ્યેય અખંડિત રહે છે.

બ્રિટિશ સરકારના પ્રતિનિધિઓ જોડે કોઇ પણ પરિષદમાં પ્રતિનિધિઓ મોકલવાનો માર્ગ બીજી રીતે મહાસભા માટે ખુલ્લો હશે તો મહાસભાના પ્રતિનિધિઓ એવો પ્રયત્ન કરશે જેથી આ ધ્યેયની સિદ્ધિ થાય, અને પ્રજાને લશ્કર, પરદેશ સાથેનો વ્યવહાર, નાણું, તથા નાણાં વિષેની અને આર્થિક નીતિ ઉપર કાબૂ મળે, હિંદમાં બ્રિટિશ સરકારે કરેલા નાણાંના વ્યવહારો નિષ્પક્ષ ન્યાયમંડળદ્વારા તપાસાય, અને હિંદે કે ઇંગ્લંડે ઉપાડવાના બોજાની તપાસ થઇ રકમ નક્કી થાય, અને બંને પક્ષને સ્વેચ્છાએ ભાગીદારીમાંથી નીકળી જવાનો હક મળે.

પણ, હિંદુસ્તાનના હિતને અર્થે દેખીતી રીતે આવશ્યક હોય એવી બાંધછોડ કરવાની મહાસભાના પ્રતિનિધિઓને છૂટ રહેશે એ શરતે આ મહાસભા મહાત્મા ગાંધીને તેમની આગેવાની નીચે કામ કરવા કાર્યવાહકસમિતિ જેમને નીમે એવા બીજા પ્રતિનિધિઓ સાથે એવી પરિષદમાં મહાસભાનો પક્ષ રજૂ કરવાને નીમે છે અને સત્તા આપે છે.”

કોઇ પણ લડાઇના અંતે સંધિ તો કરવી જ પડે છે. સરકારે બીન સરતે નાયકોને છોડયા એમાં જ સરકારે મહાસભાનું બળ સ્વીકારી લીધું. એટલે બળવાન પક્ષ તરીકે મહાસભા સ્વરાજના બંધારણની ચર્ચા કરે એમાં કોઈ પણ જાતની નાનમ નથી. વળી આ ઠરાવથી મહાસભાની પોતાની માગણી કોઇ પણ રીતે ઓછી થતી નથી; અથવા પોતે જે ધ્યેયો માટે યુદ્ધ આદર્યું તે ધ્યેયોમાં પણ ફેર થતો નથી. એટલું જ નહિ પણ એ ધ્યેયો પ્રાપ્ત કરવાનો સંભવ જો મહાસભાને ન લાગે તો તે પરિષદમાં જવા પણ બંધાતી નથી. આ ઉપરાંત જગત સમસ્ત એ પણ સ્પષ્ટ થાય છે કે મહાસભા લડવાના શોખની ખાતર લડતી નથી પણ સર્વથા ન્યાય્ય અને ઇષ્ટ ગણાય એવા ધ્યેયો માટે લડે છે; એ કોઇનું કાંઇ પડાવી લેવા લડતી નથી પણ હિંદુસ્તાન હિંદીઓનું રહે તે માટે લડે છે. આ પ્રમાણે પરિષદમાં જવાની વૃત્તિ સ્પષ્ટ કર્યાથી મહાસભાનું નૈતિક બળ ઘણું વધી જાય છે. એ માગણીઓ પૂરી ન કરી મહાસભાને ફરી યુદ્ધમાં ધકેલવાની જવાબદારી બ્રિટિશ સરકારને શિર રહેશે એથી હિંદુસ્તાન અને બીજા દેશોને જે નુકશાન થશે તેની જવાબદારી પણ બ્રિટનને શિર રહેશે.

સ્વરાજના મૂળ હકોવાળો બીજો મહત્ત્વનો ઠરાવ નીચે પ્રમાણે છેઃ

“આ મહાસભાનો એવો અભિપ્રાય છે કે મહાસભાની કલ્પના પ્રમાણેના સ્વરાજનો આમવર્ગને માટે શો અર્થ થશે એનો તેમને ખ્યાલ આવી શકે એટલા માટે તેઓ સહેલાઇથી સમજી શકે એવી રીતે મહાસભાની સ્થિતિનું બયાન કરવું જરૂરનું છે. આમવર્ગની લૂંટનો અંત આણવા માટે રાજકીય સ્વાતંત્ર્યમાં ભૂખે મરતાં કરોડોના સાચા આર્થિક સ્વાતંત્ર્યનો સમાવેશ થવો જ જોઇએ. તેથી મહાસભા જાહેર કરે છે કે તેના તરફથી જે કોઇ બંધારણ કબૂલ કરવામાં આવે તેમાં આટલી બાબતોનો સમાવેશ થવો જોઇએ અથવા સ્વરાજ સરકારને તેનો અમલ કરવાની શક્તિ મળવી જોઇએ:

૧. પ્રજાના મૂળ હકો, જેમાં નીચેના તો હોવા જ જોઇએઃ (ક) સભા અને સંગઠનની સ્વતંત્રતા, (ખ) વાણીની અને છાપાંની સ્વતંત્રતા, (ગ) અંતરાત્માને અનુસરવાની, અને પ્રજાકીય સુલેહશાંતિ અને સદાચારની આડે ન આવે એવી રીતે ધાર્મિક માન્યતાની અને આચરણની સ્વતંત્રતા, (ધ) નાની

કોમોની સંસ્કૃતિ, ભાષા અને લિપિઓની રક્ષા, (૬) સ્ત્રીપુરુષના ભેદભાવ વિના તમામ શહેરીઓને સમાન હકો અને ફરજો, (ચ) કોઈ પણ શહેરીને તેના ધર્મ, ન્યાત-જાત કે માન્યતા અથવા લિંગભેદને કારણે જાહેર નોકરીમાં, સત્તા કે માનના હોદ્દામાં, અને કોઈ પણ વેપાર કે ધંધો કરવામાં કશી અડચણનો અભાવ, (છ) જાહેર રસ્તા, કૂવા, નિશાળો અને જાહેર વાપરની બીજી તમામ જગાઓની બાબતમાં સૌ શહેરીઓના સમાન હકો, (જ) હથિયાર રાખવાની અને વાપરવાની બાબતમાં જે નિયમો અને પ્રતિબંધો કરવામાં આવેલા હોય તે અનુસાર હથિયાર રાખવાના અને ધારણ કરવાનો હક, (ઝ) કાયદાની કલમો સિવાય બીજી રીતે કોઇ પણ માણસની સ્વતંત્રતા છીનવી લેવામાં નહિ આવે, તેમજ તેના ઘર કે માલ-મિલકતમાં પ્રવેશ નહિ કરવામાં આવે કે તે જપ્ત કે ખાલસા નહિ કરવામાં આવે.

૨. ધર્મની બાબતમાં સરકારની નિષ્પક્ષતા.

૩. પુખ્ત વયનાં તમામ માણસોનો મતાધિકાર.

૪. મફત પ્રાથમિક કેળવણી.

૫. કારખાનાંના મજૂરોને માટે જિવાઇ-પૂરતો દરમાયો, મજૂરીના કલાકની મર્યાદા, કામ માટે આરોગ્યદાયી પરિસ્થિતિ, ઘડપણ, માંદગી અને બેકારીનાં આર્થિક પરિણામો સામે રક્ષણ

૬. દાસત્વમાંથી અથવા લગભગ દાસત્વ જેવી સ્થિતિમાંથી મજૂરોની મુક્તિ.

૭. મજૂર સ્ત્રીઓનું રક્ષણ અને સુવાવડના સમય દરમ્યાન રજાનો પૂરતો બંદોબસ્ત.

૮. નિશાળે જવા યોગ્ય ઉંમરના બાળકોને કારખાનાંમાં રોકવાની બંધી.

૯. લવાદો મારફતે ઝઘડા પતાવવા માટેના યોગ્ય તંત્ર દ્વારા પોતાના હિતની રક્ષા માટે મહાજનો બાંધવાનો મજૂરોનો હક.

૧૦. ખેડૂતોએ આપવાના ખેતીના ગણોતમાં અને મહેસૂલમાં ઠીકઠીક ઘટાડો. અને આર્થિક દૃષ્ટિએ નુકસાનકારક એવી જમીનોની બાબતમાં જરૂરી જણાય એટલી મુદત માટે ગણોતમાંથી મુક્તિ; અને જ્યાં એવા ઘટાડાને કારણે જરૂરી જણાય ત્યાં નાના જમીનદારોને જરૂરી રાહત આપવી.

૧૧. ઓછામાં ઓછી અમુક ઠરાવેલી રકમ ઉપરાંતની ખેતીની આવકો પર આવકના પ્રમાણમાં આવકવેરો.

૧૨. પ્રમાણસર વારસાવેરો.

૧૩. લશ્કરી ખરચના આજના પ્રમાણમાં ઓછામાં ઓછો અર્ધો ભાગનો ઘટાડો.

૧૪. મુલકી ખાતાંમાં ખરચ અને પગારોમાં મોટો ઘટાડો. ખાસ નીમેલા શાસ્ત્રજ્ઞો તથા એવા લોકો સિવાયના કોઇ પણ સરકારી નોકરને અમુક ચોક્કસ રકમ, જે સામાન્ય રીતે રૂ. ૫૦૦ થી વધારે ન હોય, તે કરતાં વધારે પગાર ન અપાય.

૧૫. પરદેશી કાપડ અને પરદેશી સૂતરને દેશમાંથી કાઢીને દેશી કાપડનું રક્ષણ.

૧૬. કેફી પીણાં અને પદાર્થોની સદંતર બંધી.

૧૭. હિંદમાં પેદા થતા મીઠા પર વેરાનો અભાવ.

૧૮. હિંદી ઉદ્યોગોને મદદ મળે અને આમ-વર્ગને રાહત મળે એ જાતનો સરકારનો હૂંડિયા-મણના દર પર અંકુશ.

૧૯. ચાવીરૂપ ઉદ્યોગો અને ખનિજ દ્રવ્યોની માલિકી પર સરકારનો કાબૂ

૨૦. સીધી કે આડકતરી રીતના ભારે દરના વ્યાજ પર અંકુશ.

ઉપરની વસ્તુઓની નીતિ અને સિદ્ધાંતોને વિરોધી ન થાય એવી રીતે તેમાં ફેરફાર કે સુધારાવધારા કરવાની મહાસમિતિને છૂટ રહેશે."

આ ઠરાવની સામે વિષયવિચારિણી સભામાં જે વાંધા લેવામાં આવ્યા હતા તેમાં કેટલુંક

વજૂદ હતું. આમાં વિવાદગ્રસ્ત અનેક પ્રશ્નોનો નિકાલ કરવાની જરૂર ઉત્પન્ન થાય છે. તે કરવા માટે જે સમય અને જે મન્ત્રણાની જરૂર પડે તેના માટે અવકાશ ન હતો. ' રસ્તે જનાર માણસને ખબર પડે કે સ્વરાજ કેવું હશે '–એ જણાવવા માટે આ ઠરાવ કરવામાં આવ્યો છે એ દલીલમાં પ્રચારની દૃષ્ટિએ વજૂદ છે. પણ જેમાં અનેક મતભેદ હોય અને જેને તત્કાલ બદલવાની જરૂર પડે એવી કલ્પનાઓને ઠરાવમાં મૂકવામાં કેટલું ડહાપણ છે તે વિષે શંકાને સ્થાન છે. Complete Independence પૂર્ણ સ્વરાજના અનેક અર્થોથી કેટલો તીવ્ર મતભેદ અને કેટલું વૈમનસ્ય ફેલાયાં છે તેના પૂરાવા મહાસભામાં જ હતા. તેના જેવા જ મતભેદ કરે એવા આ ઠરાવમાં અનેક શબ્દો છે. પણ એ સંતોષની વાત છે કે આ ઠરાવને છેવટનું રૂપ આપવા માટે એક સમિતિ નીમાઇ છે અને શ્રી. પ્રકાશમે કામની શરૂઆત કરી દીધી છે.

આ વીશ મુદ્દાઓમાં એવું કાંઇ પણ નથી જે અનિષ્ટ ગણાય. ફક્ત ટીકા કરવા યોગ્ય કાંઇક હોય તો તે એ છે કે કેટલીક કલમોમાં રહેલી આર્થિક વહેંચણીની દૃષ્ટિ પર્યાપ્ત નથી. મહાસભાની સામે આક્ષેપ છે કે તે મૂડીદારોની સંસ્થા છે. આ આક્ષેપનો પરિહાર કરવા કલમ ૫, ૬, ૭ આદિ દાખલ કરવામાં આવી હોય તેમ લાગે છે. પણ અમને લાગે છે કે તે પર્યાપ્ત નથી. આજના યુગમાં યંત્રોથી ચાલતું કારખાનું જેઓ મૂડી રોકે છે તેમની માલિકીનું છે એ સિદ્ધાંત સ્વીકારી શકાય એમ નથી. 'જિવાઇ પૂરતા દરમાયા'થી જેના શ્રમથી પેદાશ થાય છે તેઓ સંતોષ માની શકે નહિ. મૂડી રોકનારાઓને, મૂડીના બળથી, કોઇ પણ રીતે મજૂરી કરનારાઓથી વધારે ભાગ લેવાનો હક નથી. જ્યાં સુધી આ તત્ત્વ સ્વીકારાય નહિ ત્યાં સુધી સ્વરાજના વિગ્રહ કરતાં પણ વધારે પ્રબળ વિગ્રહો માટે માલિકીમાં માનનારાઓએ તૈયાર રહેવું પડશે. મહાસભાએ જો મૂડીવાળાઓને ચેતવણી આપવી જ હતી તો પૂરેપુરી જ આપવી જોઇતી હતી; નહિ તો ભવિષ્યનાં વિરોધ-બીજ આ ઠરાવમાં મૂકવાની જરૂર ન હતી એમ અમારો નમ્ર મત છે.

આવી કેટલીક વિવાદાસ્પદ બાબતો બાદ કરીએ તો આ વીશ મુદ્દાઓમાં એવું ઘણું છે જેને માટે પ્રજા જેટલો ભોગ આપે તેટલો ઓછો છે.

## ગણેશ શંકર વિદ્યાર્થીનો મહિમા

કાનપુરના બનાવ ઉપર શી ટીકા કરવી? કેવળ શરમથી નીચે જોઇ રહેવું એ જ લાગણી દરેક હિંદનું હિત ઇચ્છનારને થાય છે. ' એ તમિસ્રામાંથી ઉત્પન્ન થતો એક તેજોરાશિ ઉદય પામે છે. અને તે ગણેશ શંકર વિદ્યાર્થીનો ઝળહળતો આત્મા ! તેને વંદન કરીએ !

૨.

# प्रस्थान

પુસ્તક ૧૧ વૈશાખ: ૧૯૮૭ અંક ૭


## કરાંચીની મહાસભા

દરેક વર્ષે જ્યારે મહાસભા ભરાય છે ત્યારે પત્રકારો એ વિશેના અગ્રલેખોમા લખે છે, કે આ મહાસભા દેશના કટોકટીને સમયે મળવાની છે પરંતુ પ્રતિવર્ષની એ પુનરુક્તિ આ વર્ષે તો સાચી જ હતી આખા હિન્દની જ નહિ પરતુ આખી દુનિયાની નજર કરાચી ઉપર હતી આ મહાસભા ઘણી રીતે અપૂર્વ હતી દશ મહિનાના અલૌકિક અને વિકટ આન્દોલન પછી પહેલી વાર જ મહાસભા મળતી હતી લોક અને સરકાર વચ્ચે આવો સગ્રામ જેમ અદ્ભુત હતો, એવીજ રીતે બ્રિટિશ રાજ્યના સુબા તથા રાષ્ટ્રનેતા વચ્ચેની સધિનો પ્રસંગ પણ અસાધારણ હતો એ સધિને મહાસભા સમતિ આપશે કે કેમ? નહિ આપે તો ગાંધીજી શુ પગલું લેશે? ગાધીજી નેતૃત્વ તજી દેશે તો બીજુ કોણ મોખરે આવશે અને મહાસભાનુ બળ ટકશે કે નહિ? આવી સ્થિતિ નહિ થાય તો પણ કેવી રીતે અને કેટલી હદ સુધી ફાટફૂટ થશે? આવા પ્રશ્નો અને તર્કો લોકો કરતા હતા કારણકે દેશના ભવિષ્યનુ કરાચીમા નિર્માણ થવાનુ હતુ એમ બધાને લાગતું હતુ

* * *

બીજી અપૂર્વતા મહાસભા ભરાવાના સમયમા હતી અત્યાર સુધી વકીલો અને બીજા વ્યવસાયી મહાપુરુષોની સગવડ ખાતર મહાસભા ડિસેમ્બરમા નાતાલના વખતે ભરાતી હતી. ગયા વર્ષના નિર્ણય પ્રમાણે આ વર્ષે પહેલી વાર જ માર્ચ મહિનામા એ ભરાઇ રાજકીય પ્રવૃત્તિ ધનવાનોનો વિનોદ નથી પરતુ લોકોનો અને નેતાનો રાષ્ટ્રીય ધર્મ છે, એ વાતનો સ્વીકાર બેઠકના આ ફેરફારમા થયો છે ત્રીજી અપૂર્વતા એ હતી કે કોઇ મહાસભા આટલા થોડા સમયમા મળી નહિ હોય દશ બાર મહિના પહેલેથી મહાસભાની તૈયારીઓ ચાલે છે અને છતાયે છેલ્લે છેલ્લે પુષ્કળ ઉતાવળ કરવી પડે છે કલકત્તામા મહાસભા ભરાઇ ત્યારે પંડિત મોતીલાલનુ સરઘસ પસાર થઇ ગયા પછી થોડેક દિવસે એ માર્ગ ઉપરની કેટલીક ઇમારતો તૈયાર થઇ હતી, એ વખતે ડૉક્ટર અન્સારીએ મહાસભાનું પ્રદર્શન ખુલ્લુ મૂક્યુ ત્યારે એ સ્થળ પ્રદર્શન કરતા મેદાન જેવુ વધારે દેખાતુ હતુ, અને મહાસભા તથા પ્રદર્શનની ' ગાઇડ-બુક ” એ બને પૂરા થયા પછી પ્રગટ થઇ હતી! પરતુ કરાચીના લોકોની કાર્યદક્ષતાની જેટલી સ્તુતિ કરીએ એટલી ઓછી છે સધિ થઇ ત્યા સુધી તો મહાસભા ભરાશે કે નહિ એની પણ ખાતરી નહોતી એટલે તે પછી તૈયારી શરૂ થઈ પરંતુ થોડા દિવસમા

કરેલી એ વ્યવસ્થા ચમત્કારિક હતી. મહાસભાની વ્યવસ્થામાં તો એક આખું નગર સરજવાનું હોય છે. આગના બંબાથી તે તાર–ટપાલની ઑફિસ સુધી, જંગી રસોડાથી તે સુધરાઇ ખાતાંની ગોઠવણ સુધી સર્વ વ્યવસ્થા કરવી પડે છે. આનો ખ્યાલ એક વાત ઉપરથી જ આવશે. મહાસભાના રસોડે એકંદરે એક લાખ વીસ હજાર માણસો જમી ગયાં હતાં; જેમાંથી ચાર હજાર પ્રતિનિધિ અને અતિથિઓ હતા, ચાર હજાર મહાસભાના કાર્યકર્તાઓ હતા અને ૭ હજાર સ્ત્રીઓ હતી. આ વ્યવસ્થાને માટે ૧૫૦ પગારદાર રસોઇયાઓ હતા, ૧૭૦ મફત કામ કરનારા હતા, અને ૪૨ દેખરેખ રાખનારા હતા. કરાંચીના લગભગ બધા પ્રતિષ્ઠિત ગુજરાતી વેપારીઓ રસોડાની વ્યવસ્થામાં જ રોકાયેલા હતા. કરાંચીની પ્રજા અને એના લોકનેતાઓનો ઉત્સાહ અને કાર્યકુશળતા એવાં હતાં કે કોઇ મુશ્કેલી નડી નહિ. જોતજોતામાં આખું નગર સરજાઈ ગયું. કલકત્તાના 'સ્ટેટ્સમેન' પત્રના ઉપતંત્રી મિ. લેસી આવી રચનાત્મક શક્તિ અને વ્યવસ્થિત કામ કરવાની આવડત જોઇને આશ્ચર્યચકિત થઇ ગયા હતા; કારણ કે હિન્દીઓ આવું એક નગર રચી શકે છે અને એની સર્વ વ્યવસ્થા આવી સરસ રીતે કરે છે એનો ખ્યાલ એને નહોતો. આ સફળતા માટેનું ઘણું માન કરાંચીની મ્યુનિસિપાલિટીના પ્રમુખ શ્રી. જમશેદ મહેતાને હતું એમ સૌ કોઇના કહેવા ઉપરથી જણાતું.

નેતાઓની અને પ્રમુખની કુટીઓમાં સાદાઇ અને સ્વચ્છતા હતી. જેવી ઝૂંપડીમાં શ્રી. વલ્લભભાઇ રહ્યા હતા એવામાં ફિરોઝશાહ મહેતા કે જીન્હા કે તેજ બહાદુર સપ્રુ રહે કે? આપણે 'ડિમોક્રસી'ની વાતો કરીએ કે મજૂર અને ખેડુતની ઉન્નતિ વિશે ભાષણો આપીએ, પરતુ પ્રજાનું કામ કરતાં લોકનેતાઓએ ગરીબની પેઠે રહેવું જોઇએ, પ્રજાના પૈસા કરકસરથી વાપરવા જોઇએ અને પ્રજાકીય થવા માટે પ્રજાની સ્થિતિનો અંગત અનુભવ કરવો જોઇએ, એ પાઠ ગાંધીજીએ પ્રથમ દેશને શીખવ્યો છે.

* * *

આખી મહાસભામાં સૌથી સુંદર સ્થળ તો જ્યાં મહાસભાની બેઠક થતી હતી એ જ હતું. ત્રીસ ચાળીસ હજાર માણસો એ ભવ્ય અને વિશાલ વર્તુલ–મંડપમાં સમાઇ જતાં. આટલી મેદનીના પ્રમાણમાં ભીડ કે ગડબડ બિલકુલ ન હતાં. એ ગોળ–મંડપની ઉપર આકાશ સિવાય કંઇ છત્ર નહોતું. એક મોટા 'એમ્ફીથિયેટર' જેવી એની ગોઠવણ હતી. વક્તાઓ માટે મધ્યમાં ગોઠવેલું Rostrum, પ્રમુખની આચ્છાદનવાળી બેઠક, Loud speaker (અવાજ આખી સભામાં પહોંચાડવાનું યંત્ર)ની યોજના, વીજળીના દીવાની રચના–એ સર્વ વ્યવસ્થા અદ્ભુત હતી. રાતે જ્યારે મહાસભા ભરાતી ત્યારે દૃશ્ય અત્યન્ત સુંદર જણાતું. ચારે પાસના દીવાઓથી મંડપની રચના મનોહર જણાતી હતી અને એ સર્વ ઉપર શુક્લ પક્ષનો ચન્દ્ર કૌમુદી રેલાવતો. જાણે કોઇ મહાન શહેનશાહનો દરબાર હોય કે કોઇ ગાંધર્વ–દેશ હોય એવો દેખાવ થતો. આ વિશાલ સભામંડપની સામે ઊંચો રાષ્ટ્રીય ધ્વજ ફરકતો હતો.

* * *

સ્વયંસેવકોની અને સ્વયંસેવિકાઓની ટુકડીઓની કવાયત અને કૂચ જોઇને કોઇને પણ હર્ષ થયા વગર રહે એવું નહોતું. સરકારી લશ્કરના અમલદારો પણ એમની તારીફ કરતા હતા. આવી ટુકડીઓમાં સરહદ પ્રાન્તના ખાન અબ્દુલ ગફાર ખાનના લાલ ખમીસવાળા

સિપાઇઓ ખાસ ધ્યાન ખેંચે એવા હતા કરાચીમાં બે પ્રકારના લાલ ખમીસધારીઓ હતાં નવજવાન ભારત સભાના અને અબ્દુલ ગફાર ખાનના આપણા દેશમાં મુસોલિનીનો ફાસિસ્ટ પથ સ્થપાય તો કાળા ખમીસધારીઓ પણ થાય જો કે ભગતસિંહના શોકમાં કેટલાક નવજવાનો કાળા ખમીસ પણ પહેરતા હતા સફેદ ખમીસ તો ઘણાખરા એ ધારણ કર્યું હતુ ખમીસના રગ વડે રાજકીય મત પ્રદર્શિત કરવાની પ્રથા આપણે ત્યા હજી પ્રચલિત નથી થોડા વર્ષો પર રાષ્ટ્રીય ધ્વજાના ત્રણ રંગોવાળી કફની પહેરનાર એક "પારસી કૉંગ્રેસવાળા" આવતા હતા પરતુ હવે તો શ્રી બ ફ ભરૂચા પણ સફેદ કપડા જ પહેરે છે અને શ્વેત રગ બીજા સર્વને ઢાકી દે છે

* *

ગાધીજી કરાચીમા આવે એને આગલે દિવસે ભગતસિંહ અને એમના સાથીઓને ફાંસી દીધાના સમાચારે કરાચીમા ખળભળાટ કરી દીધો મહાસભાની બેઠક દરમિયાન ગાધીજી સિવાય બીજા કોઇ નામની જો જાદૂઇ અસર થતી હતી તો એ ભગતસિંહના નામની અહિંસાના ઉપાસકની સાથેજ ભગતસિંહને લોકો આટલુ માન આપે એ કેટલાકને વિપરીત લાગે પરતુ વસ્તુત લોકોની લાગણી એવી નિયમાનુસારી કે પ્રમાણબદ્ધ નથી હોતી તેઓ એ બનેમા જેને સ્તુત્ય અને પૂજનીય ગણે છે તે એમની રીતિ નહિ પરતુ એમની અનન્ય દેશભક્તિ, એમનો અપૂર્વ સ્વાર્થત્યાગ, એમનુ શૌર્ય અને એમની મરણ પ્રત્યેની બેદરકારી

આ વખતની મહાસભા દરમિયાન જે બે સારામા સારા ભાષણો થયા તે મહાસભાની બેઠકમા નહોતા થયા, અને એ બને ભગતસિંહને ઉદ્દેશીને જ હતા એક તો મહાસભાને આગલે દિવસે મહાસભાના જ મડપમા ગાધીજીએ જે જાહેર વ્યાખ્યાન કર્યું હતુ એ અને બીજું ભગતસિંહને ફાંસી દીધી એને બીજે દિવસે સાજે રામબાગની સભામાં ડૉક્ટર સત્યપાલે જે ભાષણ આપ્યુ હતુ તે બને એ સપ્તાહના શ્રેષ્ઠ વ્યાખ્યાનો હતા અને બને ભગતસિંહ વિશેના જ હતા મહાસભામા પણ સૌથી સરસ ભાષણ ભગતસિંહ માટેનો ઠરાવ રજૂ કરતા પડિત જવાહરલાલે જે વ્યાખ્યાન કર્યું હતું તે હતુ એટલે કે જેમ પડિત જવાહરલાલે કહ્યું કે, ગોળમેજી પરિષદમા ભગતસિંહનુ શબ દેશના પ્રતિનિધિઓ અને પરદેશી રાજ્યકર્તાઓની વચ્ચે આડુ આવ્યા કરશે, એમ આખી મહાસભાની સામે એ મૃત્યુ પામેલો વીર ક્ષણે ક્ષણે ખડો થતો હતો એનુ નામ પોકારતા લોકો ઉશ્કેરાઈ જતા હતા અને સ્ત્રીઓની આખમા આસુ આવતા હતા એના મરણની છાયા આખી મહાસભા ઉપર પથરાયેલી હતી

* * *

ભગતસિંહને ફાસી દીધાથી યુવકો ઉશ્કેરાઇ જશે, ગાધીજીનુ કાર્ય અત્યત કઠણ થશે, મહાસભાની સ્થિતિ પલટાશે એમ ઘણા ધારવા લાગ્યા સરકારે એમ ધાર્યું હોય કે મહાસભાની બેઠકના આરંભમા જ ફાસી દેવાથી મહાસભામા તડ પડશે અને યુવકોનો કે હિંસાવાદીઓનો ગાંધીજી સામે જબરો બળવો થશે અને ગાધીજીની સત્તા ભાગી પડશે તો એ આશા વ્યર્થ ગઇ એની અસર ઊલટી થઇ અને ઐક્યની આવે સમયે કેટલી આવશ્યકતા છે એનુ ભાન સર્વને થયુ, એમા ગાધીજી મલિર સ્ટેશને ઊતર્યા ત્યારે લાલ ખમીસધારી કેટલાક નવજવાનોએ જે બાલિશ વર્તન કર્યું એથી એમની બુદ્ધિનુ માપ થયુ અને લોકોની લાગણી એમની વિરુદ્ધ થઇ એને બદલે શાન્તિપૂર્વક, ધીરજથી અને કુશળતાથી એમણે પોતાનો પક્ષ વ્યવસ્થિત કર્યો હોત તો ગાધીજીની સામે ભર મહાસભામા તેઓ લડી શકત

ગાંધીજીએ એમના વર્તનને જે રીતે હસી કાઢયું તેથી એ વિરોધનો ડખ નાબૂદ થઇ ગયો; પરંતુ આ તો પ્રકટ અને બાહ્ય કારણ. ખરુ કારણ તો એ છે કે, ગાંધીજીનો જેટલો પ્રભાવ આ મહાસભામાં પડતો હતો એટલો ભાગ્યે જ કોઇ આગલી મહાસભામાં પડયો હશે. જેઓ હાંસી કરવા આવ્યા હતા એ લગભગ મૂઢ થઇ ગયા, જેઓ વિરોધ કરવા આવ્યા હતા એ કોણ જાણે શાથી અંજાઇ ગયા—એવા કઇ અદ્દભુત જાદૂથી એમણે સર્વને વશ કરો લીધા. એમની સામે બીજો કોઇ એવો જાદૂગર નહોતો કે જે વિરુદ્ધ અસર કરી શકે અથવા એમની અસરનો લોપ કરી શકે. એસેમ્બ્લી વગેરે ધારાસભાઓમાં લડનારા પ્રવીણ નાયકો લગભગ અશક્ત થઇ ગયા જણાતા હતા. શ્રી. સુભાષ બોઝ સુદ્ધાં સર્વ આ અસરને વશ થઇ ગયા હતા. શ્રી. જમનાદાસ મહેતાએ કહ્યું એ ખોટું નહોતું કે સર્વની બુદ્ધિને જાણે પક્ષાઘાત થયો હોય એમ લાગતું હતું.

* * *

આ સ્થિતિનાં કારણ તપાસવાં આવશ્યક છે. પ્રથમ તો ગયા દશ મહિનાની અસર હજી વિલુપ્ત નથી થઇ, એનો ઇતિહાસ હજી વિસ્મૃત નથી થયો. એ યુદ્ધ ગાંધીજીએ જ શરૂ કર્યું હતું, એમની સરદારી હેઠળ જ પ્રજા લડી હતી, એમના સિદ્ધાન્તો પ્રમાણે અને એમનાં યોજેલાં શસ્ત્રો વડે જ સંગ્રામ થયો હતો અને અંતે એમની સાથે જ સુલેહ કરવા બ્રિટિશ સલ્તનત મથી હતી, એ સૌ લોકો સારી રીતે સમજતા હતા. એમની શક્તિની સીમા આંકવી કઠણ છે એમ પણ ઘણાને ઊંડુ ઊંડુ લાગતું હતું, અને જેમણે દેશને દશ મહિનામાં આટલો સળગાવી મુકયો અને આટલુ ચેતન આપ્યું, એમની રાજકીય દૃષ્ટિ અને શક્તિ ઉપર વિશ્વાસ રાખવો જોઇએ એમ પણ ઘણાને લાગતું હતું. તે ઉપરાંત આ પ્રસંગે ઐક્ય જરૂરનું છે અને ગાંધીજીના વચન અને એમની માગણીની પાછળ આખી પ્રજાનું બળ છે એ બ્રિટિશ સલ્તનતને અને જગતને દેખાડવું આવશ્યક છે, એવી પણ ઘણા ખરાની માન્યતા હતી. સાચી વાત તો એ પણ છે કે, આખા રાષ્ટ્રને દોરી શકે એવો ગાંધીજી સિવાય અત્યારે દેશમાં કોઇ સમર્થ નેતા નથી, તેમ ગાંધીવાદના રાજકીય માર્ગ સિવાય બીજો વ્યાવહારિક અને પ્રબલ માર્ગ અત્યારે કોઇને સૂઝતો નથી. આથી ગાંધીજીની સામે ખાનગીમાં ભલે ગમે એટલા લોકો બબડે અને એમની રીતિમાં ગમે એટલા દોષો શોધી કાઢે, છતાં રાષ્ટ્રની લગામની જવાબદારી લેવા અત્યારે બીજું કોઇ તૈયાર નથી. ગાંધીજીના પંદર વર્ષના અથાગ પરિશ્રમને પરિણામે દેશમાં આટલી જાગૃતિ આવી છે અને આટલું ચેતન આવ્યું છે. એમનો વિરોધ કરનારમાં ભલે એમના જેટલું ઉદાત્ત ચારિત્ર્ય ન હોય, છતાં એમને પોતાના ધ્યેયનું અને માર્ગનું સ્પષ્ટ ભાન હોવું જોઇએ અને એ અમલમાં મૂકવાની શક્તિ હોવી જોઇએ અને કેળવવી જોઇએ. હાલના ગાંધીજીના વિરોધીઓમાં કેટલાકને પોતાના લક્ષ્યનું અથવા માર્ગનું ભાન નથી, કેટલાકમાં ગહદયતા નથી, કેટલાકમાં શક્તિ નથી, કેટલાકમાં એકે નથી. આવા વિરોધીઓને ગાંધીજીનું બળ જોઇએ છીએ, પણ એ પોતાના હેતુ માટે અને પોતાની જરૂર પૂરતું. એમના ટીકાકારોને એમના અપૂર્વ વ્યક્તિત્વની સહાય જોઇએ છીએ પણ એનો સાધન તરીકે ઉપયોગ કરવા માટે. આ અશક્ય છે. કાં તો ગાંધીજીને ખસેડીને એમનું સ્થાન લેવા એમના વિરોધીઓએ તૈયાર રહેવું જોઇએ, નહિ તો એમની શક્તિની સાથે એમની રીતિની ઊણપો પણ થોડે ઘણે અંશે ચલાવી લેવી જોઇએ. એક બાજુથી આપણે કહીએ છીએ કે, દેશમાં ઐક્ય હોવું

જોઇએ, ગમે તેવા અને ગમે તેટલા અંગત મતભેદ છતાં રાષ્ટ્રીય મંચલનમાં એકત્રિત થવું જોઇએ. અને છતાં જ્યારે કરાંચીમાં કોઇ અદ્વિતીય પ્રકારનું ઐક્ય મહાસભામાં પ્રકટ થયું ત્યારે કેટલાક એને પણ નિન્દે છે અને પ્રજાએ પોતાની બુદ્ધિ અને હૃદય એક જ પુરુષને અર્પી દીધાં છે, એમ કહે છે.

* * *

કોઇ પણ મહાસભામાં ગાંધીજીનો કદાચ આટલો સંપૂર્ણ વિજય નહિ થયો હોય. ૧૯૨૦ માં કલકત્તામાં કે નાગપુરમાં, ૧૯૨૮ માં કલકત્તામાં કે ગયે વર્ષે લાહોરમાં ગાંધીજીનો વિરોધ કરનાર એક મજબૂત પક્ષ હતો; પરંતુ આ વખતે તો ગાંધીજીનો પક્ષ બહુ મત ધરાવતો હતો, એટલું જ નહિ પણ લગભગ આખી મહાસભા એમના પક્ષમાં હોય એમ જાણે લાગતુ હતું. અલબત, આ સ્થિતિમાં કેટલાક ગેરલાભ હતા. ગાંધીજી એક ભાવના મટીને એક મૂર્તિ બને એ બિલકુલ ઇષ્ટ નથી. ગાંધીવાદ એક મંચલન મટીને એક સંપ્રદાય થાય, એ ઇચ્છવાજોગ નથી. "મહાત્મા ગાંધી કી જય" ના પોકારમાં સ્વતંત્ર વિચાર કરવાની શક્તિ હણાઇ જાય તો દેશને એકદરે નુકસાન છે. કરાંચીમાં આવી સ્થિતિ કોઇક વાર ઊભી થતી હતી. કોઇ પણ ઠરાવનો જરા પણ વિરોધ થાય તો એ તો ગાંધીજીએ ઘડેલો છે એમ કહીને એની વિરુદ્ધની દલીલોનો સંહાર કરવા પ્રયત્ન થતો, ઘણા ઠરાવો મહાસભાની પ્રતિષ્ઠાને કે પ્રચલિત રાજકીય વાતાવરણને અનુકૂળ શૈલીમાં ઘડેલા નહોતાઃ કેટલાક તો ઠરાવ કરતાં નિબંધ જેવા વધારે લાગતા હતાઃ કેટલાકમાં ભાષાની અશુદ્ધિ અને વિચારના દોષ હતા આટલા બધા કામના બોજા હેઠળ, પુષ્કળ ઉતાવળમાં ઘડાયેલા ઠરાવો અપૂર્ણ અને અશુદ્ધ રહી જાય એ સ્વાભાવિક છે. ગતે એક વાગે ઊઠીને ઠરાવો ઘડવાનો સમય ગાંધીજીને મળતો હતો એમ જાણ્યામાં છે, પરંતુ મહાસભાની કાર્યવાહક સમિતિ પણ આ ઠરાવોને મહાસભા સમક્ષ રજૂ કરતાં પહેલા પૂરેપુરા તપાસતી હોય કે સુધારતી હોય એમ જણાતું નહોતું. મહાસભાએ આર્થિક ઉન્નતિ તથા મૌલિક હક્ક વિશે જે છેલ્લો લાંબો ઠરાવ પસાર કર્યો, એમાં પણ ઉતાવળનાં ચિન્હો સ્પષ્ટ દેખાતાં હતાં; કારણકે એ ઠરાવ અપૂર્ણ અને અપકવ દશામાં હતો. ગાંધીજી અને પંડિત જવાહરલાલના સિદ્ધાન્તોનું એમાં વિચિત્ર પ્રકારનું મિશ્રણ થયું છે અને વિચારપૂર્વક યોજેલી કોઇ રાષ્ટ્રીય નીતિ એમાં પ્રકટ થતી હોય એવું લાગતુ નથી. એમાંના ઘણા સિદ્ધાન્તો સાચા નથી એમ કહેવાનો ઉદ્દેશ નથી. પરંતુ જે પ્રશ્નો અભ્યાસપૂર્વક પૃથક્કરણ કરવા જેવા છે એને વિશે બહુ ઉતાવળથી એમાં નિર્ણય કરવામાં આવ્યો છે. દાખલા તરીકે સરકારી નોકરોને ૫૦૦ રૂપિયા કરતાં વધારે પગાર ન આપવો અને જમીનદારોની આવક પર કર નાખવો એવા મુદ્દા એ ઠરાવમાં છે; પરંતુ ઉદ્યોગ અને વેપારમાંથી નફો કરતા હોય એમની પર કઇ અંકુશ નથી પરદેશી કાપડના બહિષ્કાર વગેરેથી એમને તો વધારે રક્ષણ મળવાથી એમની કમાણી વધવાની; છતાં નફાની આશા વગર કામ કરનાર રાજ્યના સેવકોના એકલાના પગાર કાપી નાખવા એમાં નથી ન્યાય કે નથી વિવેક. મહાસભાની બીજી કોઇ બેઠકમાં આવો ઠરાવ આવ્યો હોત તો એની સૂક્ષ્મતાપૂર્વક પરીક્ષા થાત અને એક સુઘટિત અને વિચારશીલ ઠરાવ થાત. આ ઠરાવ ઉતાવળમાં થયેલો છે, અપૂર્ણ છે, એમાં કેટલીક વાતો ઉમેરી શકાય એમ છે વગેરે એની વિરુદ્ધની દલીલો એ રજૂ કરવામાં સ્વીકારવામાં આવી અને છતાં ગાંધીજીના નામના ચમત્કારથી એ પસાર થયો. વિવિધ કારણોને લીધે આ મહાસભામાં

એક જાતનો માનસિક પક્ષાઘાત થયો હતો એ નિર્વિવાદ છે. અંગત મિલકત સામુદાયિક કહીએ તે પહેલાં અંગત વિચારશક્તિને સામુદાયિક કરવાનું કાર્ય આપણે ઉપાડી લીધું છે, એમ કોઇ કટાક્ષ કરનાર કહી શકે. પરતુ એમાં ગાંધીજીની સાથે સાથે વિનયપૂર્વક, પ્રમાણિકપણે અને બુદ્ધિપુરઃસર મતભેદ ન દર્શાવનારાનો દોષ હતો, ગાંધીજીનો નહિ.

* * *

ગાંધીજી પછી જો કોઇ નેતા આ મહાસભામાં લોકોના હૃદયમાં બીજે સ્થાને હોય એમ લાગતું તો એ પંડિત જવાહરલાલ. મોતીલાલના એ જેવા લાડકા હતા, એવા જ દેશના છે. એમના પિતાના તથા પંડિત ગણેશશંકરનાં મરણના આઘાતે એમના હૃદય પર બહુ અસર કરી હોય એમ જણાતું હતુ. ઉર્દૂ શબ્દોથી ભરપૂર એમનાં ભાષણો પંડિત માલવીયજીના હિન્દી કરતાં સમજવાં જરા વધારે કઠણ હતાં, છતાં એમાં હજી પહેલાંના જેવો જ જુસ્સો અને દૃઢતા જણાતાં. એમને સંધિ રુચતી નથી એવું એ ભાષણોમાંથી સ્પષ્ટ સમજાતું, સંધિના ઠરાવ પરનુ એમનું ભાષણ સંધિની વિરુદ્ધનું હતું કે પક્ષનું એ સમજવું મુશ્કેલ હતુ; છતાં કંઇક અંશે ગાંધીજી પ્રત્યેની એમની ભક્તિ અને વફાદારીને લીધે, કંઇક અંશે ગાંધીજીની સહાય વગર આન્દોલન ચલાવવાની સર્વ લોકનેતાના જેવી અશક્તિના સચોટ ભાનને લીધે અને કંઇક અંશે લોકમત આ તરફ છે એવા ખ્યાલને લીધે એમણે સંધિનો વિરોધ નથી કર્યો. આમાં એકંદરે વિવેક અને દીર્ઘદૃષ્ટિ જ છે.

જવાહરલાલનાં બે ચિત્રો ભુલાય એવાં નથી. સંધિનો ઠરાવ સમસ્ત મહાસભા સમક્ષ એ રજૂ કરવા આવ્યા ત્યારે કેટલાક બંગાળી અને મદ્રાસી પ્રતિનિધિઓએ "અંગ્રેજી, અંગ્રેજી" ની બૂમો પાડી ત્યારે જે મક્કમતાથી પચાસ હજાર માણસ જોઇ શકે એવી રીતે એમણે ડોકું ધૂણાવી ના પાડી એ એક યાદ રહી જાય એવું દૃશ્ય હતુ. એ જ પ્રમાણે મહાસભા જ્યારે પૂરી થઇ અને 'વન્દે માતરમ્' ગવાઇ રહ્યું તે પછી 'Loud speaker' માં અંગ્રેજી National Anthem ના સૂર વાજિંત્રમાં સંભળાયા ત્યારે એ ગીત ગવાય છે એમ ધારી "What is this!" એમ બૂમ મારીને રોષથી જવાહરલાલ પ્રમુખની બેઠક આગળથી ઊતરી આવ્યા એ પણ એમના જુસ્સાનું એક જોવાલાયક દૃશ્ય હતુ.

આર્થિક સિદ્ધાન્તોવાળા છેલ્લા ઠરાવ માટે જવાહરલાલનો ખાસ આગ્રહ હતો, એ સ્પષ્ટ હતું. સંધિમાં જવાહરલાલ ગાંધીજીની આડે ન આવ્યા એમ આ વિષયમાં ગાંધીજીએ એમને પોતાનો માર્ગ લેવા દીધો હોય એ સંભવિત છે.

* * *

શ્રી. વલ્લભભાઇને ભાષણો કરતાં કાર્ય વધારે પ્રિય છે, એ એમના પ્રમુખપદેથી આપેલા ભાષણ પરથી તેમજ મહાસભાનું કાર્ય ત્વરાથી ઉકેલવાની એમની વૃત્તિ તથા શક્તિ પરથી જણાતું હતું. એમને પોતાના બળનું તથા છેલ્લાં દશ વર્ષથી મહાસભાના પ્રમુખપદના પાયા સત્યાગ્રહના પરમ ઉપાસકની જે શક્તિ ઉપર ટકેલા રહે છે એ શક્તિનું બરાબર માપ હતું. એ બળ વડે જે કંઇ મંદ વિરોધ હતો એને દાબી દેવા એ મથતા હતા. મહાસભાનો જે રંગ હતો એ પહેલે જ દિવસે વિષયવિચારિણી સમિતિમાં જોયા પછી, આપી તેથી ઘણી વધારે છૂટ તેઓ વિરોધીઓને આપી શકત. પરતુ સમયનો વ્યય થાય એ એમનાથી સાંખી શકાતું નહોતું. એમને પ્રમુખ નીમવામાં ગુજરાતને અને ખાસ કરીને ગુજરાતના ખેડૂતોને દેશે માન આપ્યું છે એ નિઃશંસય.

ચર્ચામાં સૌથી સરસ શ્રી સત્યમૂર્તિ દીપી નીકળ્યા. એમનાં ભાષણો એક પક્ષમાં હોય કે બીજા, પરંતુ દરેક વખતે સ્પષ્ટ, સચોટ અને દલીલથી પૂર્ણ હતાં. કાર્યવાહક સમિતિના કેટલાક ઠરાવોમાં એમણે આવશ્યક અને સારા સુધારા કરાવ્યા અને કેટલાક પાછા ખેંચી લેવડાવ્યા. શ્રી. જમનાદાસ મહેતાના વિરોધને કોઇયે ખાસ ગંભીર ગણ્યો નહિ. એ પહેલી વાર બોલવા ઊભા થયા તે વખતે "હિન્દી, હિન્દી" ના પોકારો કરીને એમને હિન્દીમાં બોલવાની ફરજ પાડવામાં આવી ત્યારે પોતાને હિન્દી નથી આવડતું એમ કહેવાને બદલે ઉતાવળમાં "હમ હિન્દી નહિ હે" એમ કહી દીધુ ત્યારથી સભામાં એમના વિરોધ પ્રત્યે હાસ્ય સિવાય બીજી વૃત્તિ જણાઇ નહિ. એમની કેટલીક દલીલો સાચી અને સારી હતીઃ પણ શું બોલે છે એના કરતાં કોણ બોલે છે એ વસ્તુ પર લોકોનું ધ્યાન વધારે હતું અને એ છેક ખોટી દૃષ્ટિ નથી.

સ્ત્રીઓએ આ સચલનમાં પુષ્કળ ભાગ લીધો હતો એના ચિહ્નરૂપે પુષ્કળ સ્ત્રીઓ મહાસભામાં આવી હતી. શ્રીમતી કમળાદેવી ચટ્ટોપાધ્યાયે ભગતસિંહના ઠરાવના સુધારા પર અનુમોદનમાં ભાષણ કર્યું હતું અને એએક સ્ત્રીઓએ આવતી મહાસભાનું નિમંત્રણ કરવા ભાષણ કર્યું હતું; છતાં શ્રીમતી સરોજિની નૈડુ સિવાય કોઇને ભરમહાસભામાં બોલવાની તક નહોતી આપવામાં આવી, એ જે ફાળો સ્ત્રીઓએ આન્દોલનમાં આપ્યો હતો તે જોતાં અન્યાય કહેવાય.

બર્મા હિન્દુસ્થાનનો પ્રાન્ત છે, છતાં આ મહાસભામાં પહેલી જ વાર બર્મીઝ ભાષામાં એક બર્મન "ફુંગી"(ધર્મગુરુ)એ ભાષણ કર્યું હતું. બર્માના પ્રતિનિધિના નેતા શ્રી. મોંગ મોંગજીએ કરેલાં અંગ્રેજી ભાષણો પણ લોકોને ગમ્યાં હતાં. ખાન અબ્દુલ ગફાર ખાંન દેખાવમાં જેવા બળવાન વીર પુરુષ છે, એવા જ સરસ વક્તા છે એમ એમનાં ભાષણો પરથી જણાયું.

મહાસભામાં બે ત્રણ બહુ કરુણ પ્રસંગો બન્યા હતા. વિષયવિચારિણી સમિતિની સભામાં શ્રી. વલ્લભભાઇએ પ્રમુખપદ લેતા પહેલાં પંડિત મોતીલાલનાં વૃદ્ધ પત્નીને પોતાની અને ગાંધીજીની વચ્ચે સ્વર્ગસ્થ પંડિતજીની છબીની હેઠળ બેસાડ્યાં ત્યારે આખી સભાની આંખ સામે મોતીલાલ ખડા થઇ ગયા અને આખી સભામાં આપોઆપ શાન્તિ પથરાઇ ગઇ. ભરમહાસભામાં ભગતસિંહ વિશેના ઠરાવ ઉપર પંડિત જવાહરલાલ અને પંડિત માલવીયજીનાં ભાષણ પુરાં થયા પછી ભગતસિંહના વૃદ્ધ પિતા અને રાજગુરુના માતા મેદની સમક્ષ આવ્યાં ત્યારે લોકોની લાગણી સમાઇ શકી નહિ. "ભગતસિંહ ઝીન્દાબાદ"ની બૂમો ચોમેરથી પડી. ભગતસિંહના પિતાએ સરસ ભાષણ કર્યું. તેઓ પણ જૂના યોદ્ધા હોય એમ જણાયું.

ગાંધીજીનાં ભાષણો તો એમની હમેશની લાક્ષણિક શૈલીનાં હતાં. ટૂંકાં, મુદ્દાસર, સચોટ વાક્યો યન્ત્રદ્વારા આખા મંડપમાં ધીરે ધીરે સંભળાતાં હતાં અને એમના હાથની મુદ્રાઓ દૂરથી દેખાતી હતી. ત્યારે કોઇ લોકનેતા કે વક્તા બોલે છે એમ નહોતું લાગતું, પણ કોઇ આધુનિક બુદ્ધ પોતાનાં સૂત્રો અને મંતવ્યો વિશે વ્યાખ્યાન કરે છે એમ ભાસતું. ગોળમેજી પરિષદ માટે મર્યાદિત સંમતિ એમને મહાસભા તરફથી મળી, પરંતુ પ્રજાની અસીમ શ્રદ્ધા એમને મળી ચૂકી છે એમ વારંવાર જણાયું.

* * *

એક વ્યક્તિ પરની આવી પરાધીનતાથી કોઇક અધીરા થતા હતા, કોઇક અકળાતા હતા; પણ હાલ તો એ સ્થિતિ અનિવાર્ય છે અને એકંદરે અનિષ્ટ પણ નથી. ગાંધીજીને મ્યુસોલિની સાથે કોઇ સરખાવે તો ભલે, પરતુ એમની એકહથ્થુ સત્તાનાં બીજ અને એનું રૂપ ભિન્ન છે. એમની સત્તા ભિન્ન પ્રકારની છે અને ભિન્ન રીતે ઉદ્ભવેલી અને ટકેલી છે. એના મૂળમાં શારીરિક બળ નથી, અત્યાચાર કે બળાત્કાર નથી; પણ નૈતિક શક્તિ છે, અપૂર્વ સેવાભાવ છે, લગભગ દૈવી નિઃસ્વાર્થવૃત્તિ અને અસીમ ત્યાગ છે. ગાંધીજી વિરોધીઓનો સંહાર કરવા યત્ન નથી કરતા, પણ એમને જીતી લેવા મથે છેઃ કેસ્ટર–ઓઇલના નહિ પણ પ્રેમના ઘુટડા તેઓ દુશ્મનોને પાવા તત્પર હોય છે. એમનું અપમાન કરનાર લાલ ખમીસધારીઓનો વિરોધ એમણે બહુ કુશળતાથી હણ્યો હતો. બીજી વાત એ છે કે, આપણને હજી તાલીમની બહુ જરૂર છે. આપણે ત્યાં મોટા નેતાઓ થાય તે પહેલાં સાચા અનુયાયી થવાનું આપણે હજી શીખવું પડે એમ છે. ગાંધીજી શ્રેષ્ઠ નેતા છે; કારણ કે પોતાના એ સૌથી સારા અનુયાયી છે. જે મહાપુરુષે દેશમાં આટલી જાગૃતિ આણી એનાથી લોકો કેટલેક અંશે અંજાઇ પણ જાય તો એમા આશ્ચર્ય નથી. પરંતુ સાચી હકીકત તો એ છે, કે આવા વિશાલ દેશમાં આટલા બધા વર્ણભેદ અને આર્થિક ભેદ છતાં રાષ્ટ્રના એક કેન્દ્ર થવું એ વિરલ જ છે. મીલમાલિકો અને મજૂરો, વિદ્વાનો અને નિરક્ષર લોકો, વેપારીઓ તથા ખેડૂતો, નાસ્તિકો તથા ભક્તો, સ્ત્રી કે પુરુષ, બાળક કે વૃદ્ધ સર્વ એમના તરફ ખેંચાય છે અને આકર્ષાય છે એનું મુખ્ય કારણ એક જ લાગે છે કે, ઘર્ષણ અને કલહના આ જમાનામાં ગાંધીજી સમન્વય અને સંગતિનું સ્થાન છે. કલહ વગર પ્રગતિ નથી એ વાત સાચી છે અને કદાચ સંપૂર્ણ સામાજિક સંવાદ આ દુનિયામાં અશક્ય હશે. પરતુ નિરતર વિસંવાદ મનુષ્યસ્વભાવને પ્રતિકૂલ છે. અને એથી અંધકારમાં સપડાયેલો માણસ જેમ સહસાજ તેજને શોધે છે, તાપથી કાયર થયેલો માણસ શીતલતા માટે જેમ સ્વાભાવિક રીતે તલસે છે, મૃત્યુથી બીતો મનુષ્ય જેમ અંતરના ઊંડાણમાંથી અમરતાને ઝંખે છે, એમ અવિરત કલહ અને અસંગતિથી કંટાળેલો અને ત્રાસ પામેલો મનુષ્ય કોઇ સનાતન સ્થિરતા અને સતત સમન્વયને વાંછે છે. આથી જ વિવિધ પ્રકારના અને પરસ્પર વિરુદ્ધ સ્વભાવ અને સિદ્ધાન્તના લોકો ગાંધીજીને અનુસરે છે અને પૂજે છે. કારણ એમનું વ્યક્તિત્વ અને એમની ફિલસૂફી એવા ચિરસ્થાયી સમન્વયનુ મૂર્ત સ્વરૂપ છે.

* * *

આ મહાસભા ગાંધીમય જ હતી. ગાંધીજી એ શબ્દમાત્રમાં એનો સારાંશ કહી શકાય. કોઇ અજબ જાદુગરની પેઠે એમણે આખી મહાસભાને વશ કરી દીધી હતી. રાજકીય દૃષ્ટિએ પ્રજાના બળનો આંક દિન–પ્રતિદિન ચઢતો જાય છે એને માપવાનું આ એક સરસ સ્થળ હતું આખી પ્રજા ગાંધીજીનું નેતૃત્વ સ્વીકારે છે અને ગાંધીજીના શબ્દમાં પ્રજાના અવાજનો સૂર છે એનું આ મહાસભાએ પ્રતિપાદન કર્યું. ભાષણોની દૃષ્ટિએ કે તીખી ચર્ચા અને વિવાદની કે સરસ વાગ્યુદ્ધોની દૃષ્ટિએ આ મહાસભા નિરાશાજનક ભલે લાગે. પરતુ એના ઠરાવો કેવળ મિથ્યા શબ્દજાળો નથી; પણ એની પાછળ સમસ્ત રાષ્ટ્રની શક્તિ એકઠી થતી જાય છે એ કંઇ થોડું પરાક્રમ નથી અને જેમ સગ્રામ વખતે તેમ સુલેહમાં પણ રાષ્ટ્ર એક થઈ શકે છે, એ આ મહાસભાએ સિદ્ધ કર્યું.

ગગનવિહારી મહેતા

# વિકલતા

( પૃથ્વી )

( ૧ )

પડયો કઠિન દંડ શો કઠિન ચિત્ત પાષાણમાં ?
સુતા સ્મરણસ્રોત અંતર તણા કુદી આવતા,
અને ઉછળી ઊર્ધ્વ શા અપટુ બુદ્ધિને ઓળતા,
મ્હને અકલ રૂંધતી, વરવી વ્યાપતી મૂઢતા.

( ૨ )

પ્રભો ! પતિત હું, વિભો ! વિકલ દષ્ટિ કે શોધતો–
ઊંડી તિમિરખાઇમાં, વિતથ યત્ન શું માહરો ?
ગયું ગયું જ શુ ખરે હૃદયસંચમાં સંઘર્યું ?
રહ્યું પુનિત કર્મ એક, સ્મૃતિ અશ્રુથી ભીંજવું ?

( ૩ )

ગયો હૃદયસંગિ ! તુ, હૃદયમાંહિ તોયે રહ્યો;
અને સ્મરણવાદ્યના વિવિધ તાર ઝંકારતો;
સુણું રુચિર ગાન એ સુભગ શાન્તિમાં લીન હું;
પરંતુ જડ જાગતુ વિષમ ભાન ને ભૂલુ હું.

( ૪ )

સખા ! કંઇ લીધા દીધા હૃદયકોલ; ના એ પળ્યા;
કર્યાં કઇક વાવણાં, નહિ જ કિન્તુ પાકો લણ્યા;
ગણી અફલ એ બધુ અમર તત્ત્વની શોધમાં–
ઉડયો અમર ! તોડી શું ક્ષણિક બન્ધનો કાયનાં ?

( ૫ )

હશે અણુ અણુ વિશે સકલ વિશ્વમાં વ્યાપિયો–
અણુ અણુ બની જઇ વિરતિ આતમા તાહરો;
વિમૂઢ, જડ દષ્ટિ ને તિમિરલુપ્ત પાષાણુ હું—
મથું ઘણું, પરન્તુ, હા, વિરલ એ ન પામી શકું

× ×

( અનુષ્ટુપ )

( ૬ )

પ્રજ્વળુ હું ભલે વ્હાલા ! ઉગ્ર આ ઉરભઠ્ઠીમાં;
ઊર્ધ્વયાત્રા હજો ત્હારી સુખદા, શાન્તિદા, શિવા !

સુંદરજી ગો. બેટાઈ

# ગોળમેજી પરિષદમાં સૂચવેલું હિન્દનું ભાવિ*

## આર્થિક અને નાણાં વહીવટને લગતાં બંધનો

### ૯—જવાબદારીની શરતો (Safeguards)

આ ત્રિવિધ બાકાતઃ—લડાઇખાતું, પરદેશખાતું, અને રજવાડા સાથે અંગત સંબંધના સવાલો. એ બાકાત કેમ કરવી અથવા કેટલા અશે અને કેવા સ્વરૂપમાં તે નુકસાનકર્તા નહિ થાય એ ઉપર સંક્ષેપમાં પૃથક્કરણ કરી બતાવવા પ્રયત્ન કર્યો છે. હવે શરતોનો વિચાર કરીએ. શરતો (Safeguards) અને બાકાત (Reservations)ના મૂળ સ્વરૂપમાં જે ફેર છે તે લક્ષમાં હમેશ રહેવો જોઇએ. જે પણ ખાતાની જેટલે અંશે પણ બાકાત કરવામાં આવે, તેટલા પ્રમાણમાં આપણું મંસ્થાની સ્વરાજ પણ અપૂર્ણ; અને સંપૂર્ણ સ્વાતંત્ર્ય તો નહિ જ. હિન્દી રાજતંત્ર જવાબદાર બને, પણ તેમાંથી અમુક ખાતાંઓ બાદ રહે, તેટલા પૂરતું એ જવાબદારી તત્ત્વ અપૂર્ણ. શરતો એટલે જવાબદારી તત્ત્વ તત્ત્વરૂપે અપૂર્ણ નહિ; પણ એના ઉપયોગમાં—વપરાશમાં—દૈનિક વહીવટમાં, જવાબદાર પ્રધાનમંડળમાં અનુભવ કે (માહિતગારીને અભાવે દેશને અથવા તેના કોઇ વર્ગને અણધારી હાનિ થાય, તે અટકાવવાને માટે આ અટકાયત—અથવા શરતો. મોટર ગાડી વેગમાં કોઇ ચડાવ પરથી ધસતી આવતી હોય તેનો વેગ નિયમિત રાખવો હોય ત્યારે જેમ તેના પર અટકાયત (Brake) મૂકવી પડે છે, તેવી આ નવા રાજ્યચક્રના અણધાર્યા વેગથી અણધારી આફત આવી ન પડે માટે શરતો મુકરર કરવી. શરતોનાં મૂળ તત્ત્વો માટે આટલું તત્ત્વજ્ઞાન. ગોળમેજી પરિષદમાં સૂચવાયલી શરતો સૌ આજ પ્રકારની છે એમ કહેવાનો ભાવાર્થ નથી, પરંતુ કોઇ પણ જાતની શરતોનો ન્યાયસર કશો પણ બચાવ હોય તો તે ઉપર્યુક્ત વિધિસર થઇ શકે.

આટલું પ્રાસ્તાવિક કહ્યા બાદ આપણે ત્યાં માગેલી પ્રત્યેક શરતનો વિચાર કરીએ. શરતો તમામ સૂચવાની વેળા, સૂચવનાર વ્યક્તિ એમ દલીલ કરતા હતા કે, એ શરતો માત્ર હિન્દનું નવું શાસન નિર્વિઘ્ને વ્યવહાર કરી શકે, અને હિન્દની આંટ અને આંતરરાષ્ટ્રીય વ્યવહાર નિષ્કંટક ચાલુ રહે, તેટલા માટે જ સૂચવવામાં આવે છે. હિન્દના આર્થિક લાભ અથવા સંરક્ષણ ખાતર આવી શરતો તો હિન્દીઓને પોતાને જ વિચારવાની હોય એમાં પરદેશી સત્તા જે કંઈ કહે તે શકની નજરે જોયા વિના ચાલે નહિ; છતાં આ મૂળ બિન્દુ આપણે ધ્યાનમાં રાખી માગેલી—સૂચવેલી—શરતોનો વિચાર કરીએ. એમાં હિન્દના લોકની સ્વરાજશક્તિ માટે જે અવિશ્વાસ દેખાય છે તેની કનવાર કર્યા વિના, જે સ્વરૂપમાં એ રજમાત્ર પણ માન્ય કરી શકાય તેનો જ ખ્યાલ કરીએ. કારણ કે જો આ શરતો આપણા પ્રતિ અણવિશ્વાસથી ઉદ્‌ભવી હશે તો તેના સામું પણ હિન્દી પ્રજા જોઇ શકશે નહિ.

અહીં સરવાળે માત્ર એટલું જ ઉમેરવાની જરૂર છે કે, જ્યાં લગી કોઇ પણ શરત

---

* અનુસંધાન ચૈત્ર: ૧૯૮૭ પૃ. ૪૦૬-૧૩.

દેખીતી જે રીતે કેવળ હિન્દના જ લાભ ખાતર છે એમ પૂરવાર થઇ ન શકે; અથવા જ્યાં લગી હિન્દનું જવાબદાર પ્રધાન મંડળ અનિવાર્ય સંજોગોને લીધે કોઇ પણ વિષયમાં તેનો વહીવટ કરવા અશક્ત, અથવા મર્યાદિત શક્તિવાળું છે, એમ સાબીત ન કરી શકાય, ત્યાં સુધી આવી રીતે તેના કાર્યક્ષેત્રની મર્યાદા અટકાયત કરાય નહિ.

### ૧૦—હિન્દનું રાષ્ટ્રીય કરજ: સૂચનાનું મૂળ દૃષ્ટિબિન્દુ

વર્તમાન સરકારના હિમાયતી કે પ્રતિનિધિઓ જ્યારે આવી શરતો સૂચવે છે ત્યારે તેઓ સાથે એમ કહે છે કે, આ શરતનું મૂળ કારણ હિન્દે—અથવા હિન્દને નામે સરકારે—અખ્ત્યાર કરેલી જુમ્મેદારી અદા થવી જોઇએ. એ અદા કરવા પૂરતી નાણાંની સામગ્રી, અને તેટલા માટે કારભારની વ્યવસ્થા હિન્દી નાણાંવહીવટ મારફત થવી જોઇએ. આ વ્યવસ્થા અમુક વખત માટે કાયમ રહે માટે નાણાંવહીવટ કે આંટ વ્યવહાર માથે કાંઇ રાખવો જોઇએ. સરકારી હિમાયતીઓ જ્યારે આ સૂચના કરે ત્યારે પ્રજાકીય પ્રતિનિધિઓને એમ લાગવા વિના રહે જ નહિ કે, આવો કાબુ જો આ દેશની જ આંટ વ્યવહાર માટે આવશ્યક હોય તો આપણે માથે ફરજરૂપ, બંધનકર્તા, અટકાયત તરીકે શા માટે સૂચવવામાં આવે છે? હિન્દની આંટ આબરૂ અને વ્યવહાર નિષ્કટક રાખવો એ તો આપણને પોતાને જેટલું જરૂરનું હોય તેટલું બીજા કોઇને ન હોય. અને એ આંટ કે વ્યવહારના પાયા પર રચાયલું આપણું આર્થિક તંત્ર પણ જેટલે દરજ્જે ન્યાયસર લાગે, તેટલા પ્રમાણમાં નભાવવું એ પણ આપણું કર્તવ્ય છે. આપણે પોતે યોગ્ય લાગતી શરતો કરી દઇએ, પણ આપણું કર્તવ્ય બજાવવામાં આપણા પર બાહ્ય કાબુની લેશમાત્ર જરૂર નથી. અને જો તેવો બાહ્ય કાબુ, અથવા આપણી સત્તા મર્યાદિત કરવા માટે હક પકડવામાં આવે, તો પછી એમ જ લાગે કે આવી શરતો હિન્દના લાભ માટે કેવળ નહિ, પરંતુ હિન્દના આર્થિક તંત્રમાં સ્વાર્થ ધરાવતા પરદેશીઓના લાભ ખાતર સૂચવવામાં આવે છે. આવો વહેમ સહજ ઉપજે. પણ તે વહેમી નજર દૂર રાખીએ, અને દરેક શરતનો તેના હાર્દની નજરે વિચાર કરીએ, તો પણ તે જે સ્વરૂપમાં સૂચવાઇ છે તે સ્વરૂપમાં માન્ય કરી શકાય તેમ નથી.

### ૧૧—કરજની અદાગીરી

હિન્દે—સ્વરાજ ધરાવનાર હિન્દે—રાષ્ટ્રીય કરજની જુમ્મેદારી સ્વીકારી, તે યથાસ્થિત અદા કરવા માટે સંપૂર્ણ બંદોબસ્ત કરવો એ પહેલી શરત સૂચવાઇ છે. વળી અદાગીરીમાં આડખીલી ન થાય માટે ભવિષ્યમાં આ દેશમાં તેમજ પરદેશમાં કરજ કરવાની સત્તા પર અમુક પ્રકારનો અંકુશ સૂચવવામાં આવ્યો છે. આ બે જાતનાં નિયમનો, અંકુશો, અટકાયતો રાષ્ટ્રીય શક્તિના ભિન્ન ભિન્ન વિભાગને લાગુ પડે છે. જે કરજ આજે ચાલુ થયલું બતાવવામાં આવે છે, તેના વ્યાજ અને મુદ્દલ પૂરતો બંદોબસ્ત કરવા માટેની શરત ભૂતકાળના કરેલા કરજને અનુસરીને છે. જે અંકુશ હવે કરવા પડતા કરજ માટે મૂકવા ધાર્યો છે તે ભવિષ્યની સત્તા ઉપર મર્યાદા મૂકે છે. પહેલા વર્ગના અંકુશથી હાલ જે આપણા લેણદારો છે તેના લાભ—તેનું હિત—જાળવી રાખવાનો પ્રયત્ન કર્યો છે. બીજા વર્ગના નિયમનથી પણ એ જ મતલબ સાધવાની છે. એટલે કે ભવિષ્યમાં થનાર લેણદારોને એવા કોઇ પણ હક કે જામીનગીરીઓ નહિ અપાય કે જેથી ચાલુ લેણદારોના હકને આંચ આવે. ભૂતકાળના લેણદારોને વ્યાજ તેમજ

મુદ્દલ નિયમસર, કરારસર, વેળાસર મળશે એટલો નાણાંનો બંદોબસ્ત વર્તમાન પરિસ્થિતિમાં કરવો, અને તેની જામીનગીરી આપવી. અને ભવિષ્યમાં કરજ કરવું પડે, ત્યારે તે શા કારણસર કરવું પડે છે તે સરસુબાને તપાસવાની શક્તિ આપવી, કે જેથી તેઓ નિરર્થક વ્યયકારી કરજ થતું અટકાવી શકે; અને તે માર્ગે ચાલુ લેણદારોના હિતને જરા પણ અલવલ આવવાની બીક રહે, તો તે મૂળથી જ નાશ કરી શકે. કરજ કરવાને સંગીન કારણ હોય, અનિવાર્ય અગત્ય હોય, તોપણ તે કરવા જવા પહેલાં સરસુબાને તેની કુલ રકમ, વ્યાજનો દર, મુદ્દલ ભરપાઇ કરવાની શરતો અને વ્યવસ્થા—એ સૌ નિરીક્ષવાની સત્તા; અને તે ઉપરાંત પરદેશમાં કરજ કરવું હોય ત્યારે બ્રિટિશ સામ્રાજ્યીય સરકારને તે તપાસી સંતોષ થાય તો મંજૂર કરવા જેટલી સત્તા. આ છેલ્લા અંકુશ કે નિયમન માટે એમ બહાનું કરે છે કે, હિન્દી સરકારી કરજ તો બ્રિટિશ કાયદાસર ટ્રસ્ટી સિક્યુરીટી ગણાય છે; અને તેમાં ટ્રસ્ટીઓ વિધવા અથવા બાળકોની મિલકત થાપણ તરીકે રોકતા હોવાથી, જોવાની જરૂર છે કે આવા કરજની વ્યાજ આદિ તમામ શરતો નિરાધાર વિધવા બાલકોના હિતમાં વાજબી છે. જો પરદેશમાં કરવા ધારેલું કરજ ઇગ્લંડમાં કરીએ, તો તો કદાચ આવી શરત છેક જ બેહૂદી ન લાગે. પણ જો એ કરજ ઇગ્લંડેતર દેશમાં કરીએ, તો અંગ્રેજી સરકારને આવી જામીનગીરી આપવા હિન્દી સરકાર શા માટે બંધાયલી બને?

કરજનું પ્રકરણ આટલાથી જ ખતમ થતું નથી. ચાલુ કરજનો બોજો આજે પણ એવો ભારે છે કે, બીજું કોઇ કારણ ન હોય તો તેટલા કારણથી જ હિન્દુસ્થાનના આર્થિક લાભો સાધવા—ઉદ્ધાર કરવાની કોઈ પણ સગીન યોજના હાથ ધરી શકાતી નથી. કારણ પાધરું છે. આવી દરેક આર્થિક યોજના માટે મૂડીની જરૂર હોય છે; અને તે મૂડી કંઇ ભૂતકાળના સંચયમાંથી આપણને મળી શકે તેમ નથી એને માટે તો કરજ કરવું પડે. અને જ્યાં સુધી આગલું કરજ આટલુ મોટું હોય, ત્યાં સુધી નવું કરજ આસાનીથી થાય જ કેમ? તેનો બોજો ઉઠાવવો પણ અઘરો બને. કારણ કે જ્યાં સુધી, જે આર્થિક યોજના માટે કરજ કરી મૂડી મેળવી હોય તે સપૂર્ણતઃ ફળીભૂત ન થઇ હોય—અને તેવી ફળીભૂતતા માટે ન છૂટકે ત્રણ ચાર પાંચ વર્ષનો સમય જોઇએ—ત્યાં સુધી એને પેટે આપવા પડતા વ્યાજનો બોજો તો દેશની ચાલુ આમદાની પર જ પડે. હવે આ આમદાની પર પ્રથમ તો ભૂતકાળના કરજનો બોજો એટલો બધો છે કે તેમાંથી ફારેગ થઈ નવો બોજો ઉઠાવવા જેટલી શક્તિ જ નથી રહેતી. પરિણામ? પરિણામ એ જ કે, આ મુખ્યત્વે હાનિકારક ભૂત કરજના બોજા ખાતર આપણને ભવિષ્યમાં દેખીતી લાભકારક આર્થિક અભ્યુદયની યોજનાઓ પડતી મૂકવી પડશે. ત્યારે એ શરત આપણા લાભ માટે છે એમ કેમ માની શકાય? અલબત, જો કોઇ પણ વેળા આંતરરાષ્ટ્રીય બજારમાં આપણી આબરૂ કમી થાય, તો તે બજારમાંથી નાણાં ધીર મેળવવાની મુશ્કેલ થઇ પડે. પરતુ આપણા ભૂતકાળના કરજનું દબાણ કમી કરવા માટે આપણે જરૂર જણાતાં જે કાંઇ પગલાં લઇએ, તેને પરિણામે જો આપણી આંતરરાષ્ટ્રીય આબરૂ કમી થવાનો ડર લાગતો હોય, તો જવાબ સીધો જ છે. આપણે પરદેશ ભીખ માગવા જવાને બદલે આપણા દેશમાં જ ઉઘરાણું કરવું. વળી પરદેશી નાણાવટીઓ—મૂડીદારો—આપણને રોકડ ધીરધાર ન કરે, તેથી કંઇ તેઓ આપણી સાથે તમામ વેપાર-સંબંધ ત્યજી દેશે એમ માનવાનું પણ કારણ નથી. આજની સોવિયેટ સરકારે રશિયાના

ભૂતકાળનાં તમામ કરજ આપવાની સાફ ના પાડી છે; છતાં રશિયા સાથે વેપાર સંબંધ સાધવા તો દરેક યુરોપિયન પ્રજા આતુર છે. તો પછી આપણે પણ એવું કંઇક કરીએ, એવી જાતનું એક જ પગલું ભરીએ, તેથી ચાલુ લેણદારોના હિત ખાતર ભવિષ્યના લેણદારો ભડકી જશે એમ માનવાની જરૂર નથી. મૂડીદારોમાં સ્વાર્થવૃત્તિ એટલી પ્રબળ હોય છે કે વર્ગલાભ કરતાં પણ આત્મલાભની તેઓ પ્રથમ તપાસ કરે છે. છતાં એમ માની લો કે, મૂડીદારો મૂડીના લાભ ખાતર ભડકી બેસે, અને નાદાર માનેલા હિન્દને નવી ધીરધાર કરવા ના પાડે, તોપણ તેથી વેપારી સંબંધ પણ અટકી જશે—કે નાબૂદ થવા માંડશે—એમ કેમ કહી શકાય? અને આપણા દેશના જ લેણદારોને આવાં કોઇ પગલાંથી નુકસાન સંભવે તો તેથી પરદેશી લેણદારો શા માટે ગભરાય? અને તેથી ઊલટું, પરદેશી લેણદારોને કોઇ આંચ આવે, તેથી ભવિષ્યમાં થનાર દેશી લેણદાર શા વાસ્તે અટકી ભડકી જાય? ધનસંપત્તિ—મૂડી—બહુ સહેલાઈથી દેશપાર જઇ શકે છે. અને મૂડીદાર આસામીનો સ્વદેશપ્રેમ પોતાના સ્વાર્થ વિરુદ્ધ હોતો નથી. છતાં આવાં કારણસર થતી મૂડીનિકાસ અટકાવવાના ઇલાજો પણ મળી શકે છે. અને હિન્દની ભાવિ સરકાર તે અજમાવી શકશે, અને દેશની મૂડી દેશમાં રાખી શકશે, એમ શા માટે ન માનીએ? આટલું તો નિઃસંદેહ કે, જ્યાં લગી આ કરજના બોજામાંથી કોઇ પણ રીતે રાહત મળે નહિ, ત્યાં લગી હિન્દનો આર્થિક અભ્યુદય સાધવો મુશ્કેલ છે. અને એ રાહત મેળવવાના રસ્તા એટલા પાધરા છે, સુગમ છે, કે તે લેતાં સંભવતઃ ભયથી ડરી જવાનું કશું પણ કારણ નથી.

હિન્દના આર્થિક અભ્યુદયના માર્ગમાં આ નડતો કરો બીજે રૂપે પણ ઉપાધિરૂપ છે. જ્યાં લગી કરજનો આ બોજો નડે છે; જ્યાં લગી એ કરજનો મોટો ભાગ ખરેખર લાભદાયક માર્ગે વપરાયો નથી; ત્યાં લગી આપણને સમાજસુધારાના અનેક રસ્તા અગમ્ય છે, દાખલા તરીકે દારૂનિષેધ. દારૂ ઇત્યાદિ કેફી ચીજોની બનાવટ અને વેચાણમાંથી સરકારને હાલ એટલી મોટી દર સાલ આમદાની છે, કે તેનો સદંતર નિષેધ કરવાનો માર્ગ આ સરકાર અખ્ત્યાર કરી શકતી જ નથી. અને તેનું મૂળ કારણ સરકારને ઉઠાવવો પડતો આ મોટો ખર્ચનો બોજો છે. આ સૌ રોગનું મૂળ કરજનો બોજો હોવાથી આપણને વિચાર કરવાની ફરજ પડે છે કે, આ કરજ કેવી જાતનું છે. જો કરજ ઉપયોગી, ઉત્પાદકમાર્ગે નાણાં વાપરવા કર્યો હોત, તો તેનો બોજો જણાત નહિ; કારણ જેટલો બોજો લાગત તેના પ્રમાણમાં આવક પણ થાત. આજે જે કરજનો આંકડો આપણી સામે કાઢવામાં આવે છે, તેમાં એવી કેટલીક રકમ કહેવાય છે કે જે ઉપયોગી વા ઉત્પાદક માર્ગે વપરાયલી સરકાર ગણાવે છે. પણ એ દરેક રકમની, તેમજ એવી બીજી તમામ રકમની સમકાલીન તપાસ થવી આવશ્યક છે. દરેક રકમનું કરજ શા માટે કરવામાં આવ્યું; કોણે અને કઇ સત્તાએ શામાટે કર્યું; વાસ્તવિક રીતે તેનો કેવો વપરાશ થયો; એ વપરાશને પરિણામે આપણને—દેશને—શું મત્તા કે મિલકત મળ્યાં—એ તમામ સવાલની ઊંડી તેમજ બારીક તપાસ કરવાની અગત્ય છે. હિન્દી પ્રજા તેની રાષ્ટ્રીય મહાસભા દ્વારા કહી ચૂકી છે કે, આ તમામ કરજ કરનાર સત્તાનો અધિકાર; તે કરવાનું કારણ; તેના વપરાશનું ઠેકાણું; તેમાંથી થયેલ લાભહાનિ—એ સૌની જાહેર સ્વતંત્ર ન્યાયાસન સમક્ષ સ્પષ્ટ તપાસ થવી જોઇએ. આ માગણીનો અર્થ એવો કરી શકાય જ નહિ કે, હિન્દી પ્રજા તેના કહેવાતા રાષ્ટ્રીય કરજ જોયા જાચ્યા વિના અદા કરવાની ના પાડે છે.

પ્રજા તો માત્ર તેની નિરીક્ષા કરવા માગે છે, કે જેથી જેટલો ભાગ કોઇપણ કારણે—અધિકાર, કારણ, વપરાશના દોષને લીધે—અણમાન્ય થાય, તેટલો ભાગ આપણા પર બોજા તરીકે પડે નહિ. ભાગીદારીમાં નવો ભાગીઓ દાખલ થાય ત્યારે તેને ભાગીદારની મિલ્કત તેમજ જુમ્મેદારી જોવાનો હક છે; સગીર વયનો આસામી ઉંમર લાયક થાય ત્યારે તેની મિલ્કત વાલીના હાથ તળે હોય તો તેનો હિસાબ લેવાનો હક છે; તેમજ હિન્દી પ્રજા આજ ઉંમર-લાયક થઇ, પોતાના રાજતંત્રની લગામ પોતાના હાથ ધરવા પહેલાં, પોતાને ખાતે કઢાતી કરજની રકમ માટે તપસીલ કરવા માગે છે. એ તપાસણી બાદ આપણે ખાતે જે કંઇ રકમ નીકળે—અદાલત આપણને આપવાનું ફરમાવે,—તે આપણે અવશ્ય ભરી આપવા બંધાયા છીએ. પણ એ તપાસનું નામ સરખુ લેવાની પણ ના પાડવી, અને કરજની રકમ માટે કોરે પાને મતું કરાવી લેવા આગ્રહ કરવો, એ તો માત્ર સરકારની પોતાની નબળાઇ બતાવે છે. કેસ તદ્દન લૂલો છે, એટલે એ અદાલત પાસે રજૂ કરવાની પણ ના પાડે છે. આ લેખમાં આ કેસ કેટલે દરજ્જે લૂલો છે તે બતાવવા માટે વધારે મોટી દલીલ કરવા જેટલું સ્થાન નથી; પણ એટલું તો ઉમેરવાની અવશ્ય જરૂર છે કે, જો બ્રિટિશ પ્રજા એમ કહે કે, આ કરજના આંકડા પર, તે કરનાર સત્તાના અધિકાર કે કારણ કે વપરાશ પર જરા પણ વિચાર કર્યા વિના, તેનો હિસાબ તપાસ્યા વિના, કાયદેસર તે લેણાનો ખ્યાલ કર્યા વિના, સહી કરી દેવી, તો તે હિન્દી પ્રજા ન્યાય ખાતર તેમજ પ્રજાહિત ખાતર કરી શકે જ નહિ.

કરજની રકમ અને વ્યાજવિધિ ઉપરાંત, તેના વહીવટમાં એવા અનેક મુદ્દા છે કે જેના પર પણ હિન્દી પ્રજાને અત્યત અન્યાય થયો છે, અને હજુ પણ થાય છે; અને તે દૂર કર્યા વિના આ વિષયમાં હિન્દી પ્રજાને કદી સંતોષ થશે જ નહિ. દાખલાતરીકે, આપણા રાષ્ટ્રીય કરજનો જે ભાગ બ્રિટિશ ચલણમાં અંકાય છે, અને જે મૂળ વિલાયતમાં ઉઘરાવ્યો હતો, તેના પર આપણે દર સાલ વ્યાજ આપીએ છીએ, તેના પર હિન્દનો આવક પરનો કર પડતો નથી. બીજા બધાય દેશોમાં—સંસ્થાનોમાં—ત્યાંની સરકાર આવો કર લેવા શક્તિમાન છે, અને તે વસૂલ કરે છે. આટલી મારી શામાટે અપાય છે તેનું ન્યાય કે કાયદાને અંગે એક પણ કારણ નથી. મારી નજરે તો આ વ્યાજની રકમ હમેશ માટે આપણા દેશમાંથી તણાઈ જતી હોવાથી, તેના પર ચાલુ કર કરતાં પણ વધારે સખ્ત કર વસૂલ કરવાનો હિન્દી પ્રજાને દરેક જાતનો હક છે. ઇંગ્લંડમાં તો પોતાની પ્રજાના, પોતાના જ લેણદારો અથવા મૂડીદારો, અથવા જમીનદારો પર, કમાનાર લોકની કમાણી પર જે ભાવે આવકનો કર લેવાય છે તેના કરતાં વધારે ભાવે આ અણકમાયલી આમદાની પર ભારે કર લેવાય છે. આપણે તો માત્ર ચાલુ ભાવે પણ જો આવકવેરો બ્રિટિશ ચલણમાં લેખાતા હિન્દના રાષ્ટ્રીય કરજ પર—અને હિન્દમાંથી એવી જ રીતે તણાઇ જતી બીજી મિલકત પર—હિન્દી સરકારનો આવકવેરો વસૂલ કરીએ તો આ દેશને દર સાલ રૂા. ૫ કરોડ જેટલી રાહત મળે. હવે જો આ દેશના હિતને, આ કરજના પ્રકરણમાં, આટલી હદનો અન્યાય કરવામાં આવ્યો હોય, અને છતાં બ્રિટિશ સરકાર આજે આપણને એમ કહે કે સ્વરાજ સોંપવા પહેલાં તમારે આ આંકડા પર જોયા જાણ્યા વિના કોરે પાને મતું કરી આપવું, તો ન છૂટકે હિન્દી પ્રજાને તેની સદંતર ના પાડવી પડશે. આ બે દૃષ્ટિબિન્દુ વચ્ચે રહેલા તફાવતનું સમાધાન કરવું હોય, તો ગોળમેજી પરિષદે કરેલી ભલામણ સ્પષ્ટ કરવાથી થઇ શકશે.

એ બનામણુમાં એવુ કશુ નથી કે હિન્દી પ્રજા ચાહે છે તેની તપાસણી ન કરી શકાય પણ જ્યા સુધી સરકાર સ્વતંત્ર ન્યાયાસન સમક્ષ તમામ કરજ અને તેના વહીવટવિધિની તપાસ કરાવવાની ના પાડે, ત્યા સુધી સતોષકારક પરિણામ આણવુ અશક્ય છે સરકાર, બેશક, એમ માગી શકે કે, તપાસને પરિણામે જે કઇ રકમ આપણી વિરુદ્ધ નીકળે તે આપણે આપવી એવી કબુલાત આજથી જ આપવી પણ એ શરત, અને વગર વિચાર્યે તમામ કરજ કબૂલ કરી લેવાની માગણી–તેના વહીવટવ્યવહારમા કઇ પણ ફેર કર્યા વિના કબૂલ રાખવાની શરત–વચ્ચે જમીન આસમાન જેટલો ફરક છે.

આ કરજના પ્રશ્નમા એક બીજી બારિકી છે, તેની પણ અહીં ટૂંક નોંધ લેવી ઠીક પડશે કરજની સંપૂર્ણ અદાગીરીમા લેશ પણ વાધો કાઢવો એ ઘણાને મનથી આર્થિક તંત્રનો પાયો ડગાવવા સમાન થાય છે કરણ એજ કે, વેપારનો તમામ વ્યવહાર આટ આબરૂ પર–કરજના સિદ્ધાત પર થતો હોવાથી, એના મૂળને કશી પણ અડચણ આવતા, આખુ આર્થિક તંત્ર તૂટી પડે આટલી વાત કબૂલ કરવી પડશે કે, જ્યા લગી આર્થિક તંત્રમા ઉત્પત્તિ વપરાશને માટે નહિ, પણ વેચાણને માટે થાય છે, ( Production not for Use but for Exchange ) ત્યા લગી ગજફૂર દલીલ બહુ જ વજનદાર થઇ પડે છે અને સમાજ આખો જ્યા સુધી બદલાય નહિ, અને તેના પરસ્પરના આર્થિક સબંધના મૂળ તત્ત્વો બદલે નહિ, ત્યા સુધી આત્મસપૂર્તિ ( Self-sufficiency ) અને પેદાશ વપરાશ માટે સર્વથા કેમ કરી શકાય ? પણ આ મૂળ સિદ્ધાતનો સવાલ અલગ રાખીએ, તોપણ રાષ્ટ્રીય કરજ પર જે માર્ગે આપણી રાષ્ટ્રીય મહાસભાએ હલ્લો કરવા ધાર્યો છે, તે માર્ગે વેપારીની આટ–આબરૂને કશો વાધો આવવો સભવતો જ નથી મહાસભા ફક્ત હિસાબની તપસીલ કરાવવા માગે છે, અને જે–અથવા જેટલા પ્રમાણમા–આંકડો વ્યાજબી ઠરે, તેટલા પ્રમાણમા કરજ ભરપાઇ કરવા બધાય છે માત્ર તપાસ માગવાથી નાદારી સૂચવાતી હોય, તો કોણ જાણે ? આ માગણીનો એક આટલો સૂક્ષ્મ પ્રતિઘાત થવો સભવ છે કે, કરજદાર તમામ વર્ગો, જે આજપર્યંત પોતા પર કહેવાતું કરજ કઇ પણ પૂછગાછ કર્યા વિના કબૂલ રાખી બેઠા હતા, તે હવે કદાચ ન રાખે, અને હિસાબ જોવા માગે ખુદ આપણા દેશમા, દેશીઓના પરસ્પર લેવાદેવામા આ નિરીક્ષાની ઇચ્છા પ્રવેશ કરે, તો હિન્દના આર્થિક લાભને રજમાત્ર પણ નુકસાન સંભવતું નથી ઊલટું, આજે જે આપણો ખેડૂતવર્ગ આ ભૂતકાળના જમા થયલા કરજના ભારથી મરણતોલ થઇ ગયો છે તે કદાચ પોતાના કરજની પણ આવી નિરીક્ષા કરવા નીકળે, તો તેની બચત અને પ્રગતિમા વધારો થવા સભવે છે

## ૧૨—ભવિષ્યમાં કરજ કરવાની સત્તા પર અંકુશ

હિન્દની ભાવિ સરકાર, સ્વરાજ ભોગવતી થાય, અને હિન્દી પ્રજાને જવાબદાર બને, તેના પર લાર્ડ રેડીંગ સાહેબે ગોળમેજી પરિષદની ગઇ બેઠકમા અનેક જાતના અંકુશો કરજ કરવાના પ્રકરણમા સૂચવ્યા હતા અને આવી જાતની મર્યાદા રાખવાનો સિદ્ધાંત હિન્દના ત્યા હાજર રહેલા પ્રતિનિધિઓએ સ્વીકાર્યો હતો, પણ જે સ્વરૂપમા, જે કારણસર આ અંકુશો સૂચવાયા છે, તે જ સ્વરૂપમા તે મઞ્જૂર રાખીએ તો ભવિષ્યની સ્વરાજ સરકારની આ પ્રકરણની સત્તા આજની નોકરશાહી સરકાર પર કાયદાના ફરમાનસર શા કારણસર કરજ કરવુ અથવા લેણદારોને કેવી શરતો આપવી તેને લગતા કોઇ જાતના બધન નથી. આથી વિરુદ્ધ, ના રેડિંગ સાહેબે સૂચવ્યું છે કે, હિન્દના સ્વરાજબધારણમા સરસૂબાને

એટલી સત્તા આપવી જ જોઇએ, કે જેથી તે દેશ અથવા પરદેશમાં કરવા ધારેલા નવા કરજનાં કારણો, શરતો અને લેણદારોને આપવા ધારેલ ખાતરી ( Security ) સંબંધી તે અમલદાર સ્વતંત્રપણે શોચ કરી શકે. અને તેમને જો સંતોષ ન થાય, તો તે તેના પ્રધાન મંડળની કરજ કરવાની ધારણા નાબૂદ કરે. વળી એ જ સર્વોપરિ અમલદારને વર્તમાન લેણદારોના હકને કોઇ રીતે નવા કરજથી અલવલ ન આવે તેનો પણ વિચાર સોંપવા ધાર્યો છે: અને તે વિચારને અંગે સૂઝતા માર્ગો લેવાનો અધિકાર તેમજ સત્તા પણ આપવાની સૂચના છે. પરદેશમાં જો નવું કરજ કદી કરવું હોય, તો કંઇક વધારે અંકુશ બ્રિટિશ પ્રધાન મંડળ આવા જ કારણસર નાખવા શક્તિમાન છે અને રહે એમ લૉર્ડ રેડિંગ અને તેના ગોઠિયાઓ કહે છે. આ સૂચનાના કારણ તરીકે લૉર્ડ રેડિંગે એમ જણાવ્યું કે, ઈંગ્લંડમાં હિન્દી સરકારની લોનો સૌ ટ્રસ્ટી સિક્યુરીટી ગણાય છે; અને તેમાં વિધવા કે સગીર શખસોનાં નાણાં મુખ્યત્વે રોકાતાં હોવાથી, વાજબી છે કે બ્રિટિશ સરકાર આવી ચોકસી કરવા ચાહે. આવી જાતની શક્તિ મર્યાદા કદી આપણે ઇંગ્લંડમાં કરજ ઉઘરાવીએ ત્યારે કબૂલ રાખીએ, ( જો કે તે કબૂલ રાખવાનું ન્યાયદષ્ટિએ કારણ કશું નથી ) તોપણ ઇંગ્લંડ સિવાયના દેશોમાં આપણો આંટ-વ્યવહાર સારો હોય, અને ત્યાં આપણને લોક સહેલાઇથી ધીરવા ઇચ્છતા હોય તો, આવા અંકુશ શા માટે કબૂલ રાખીએ? બ્રિટિશ સરકાર જો આપણા કરજ માટે કોઇ પણ રીતે જવાબદાર હોય તો તો આવી માગણી સમજી શકાય. પણ જ્યાં બ્રિટિશ સરકારને માથે આપણા કરજ પેટે પાઇભરની જવાબદારી નથી, ત્યાં આવી સૂચનાઓ કેમ માન્ય કરી શકાય? આવી સૂચનાઓનાં ખરાં કારણ તો બે જ છેઃ (૧) એક તો એ કે, ભવિષ્યની સ્વરાજ ભોગવતી જવાબદાર હિન્દી સરકારને કરજે નાણાં કાઢવાની શા વાસ્તે જરૂર પડશે, તે આપણી નોકરશાહી અને તેના મુરબ્બીઓ-લૉર્ડ રેડિંગ જેવા-સમજી શકતા જ નથી. મુખ્યત્વે આપણને આર્થિક પ્રયોજન વાસ્તે મૂડી જોઇશે; અને તે કરજ કરી મેળવવામાં વાંધો નહિ આવે. પણ આ કારણસર કરજ કરવા વખતે એ હિન્દી સરકારને પોતાને દરેક જાતની તકેદારી રાખવી જ પડશે; અને જોવું જોઇશે કે એમના દર વખત થતા નવા લેણાની શરતો કે વપરાશથી તેના નવા તેમજ જૂના લેણદારોની સ્થિતિ કે હક્કને નિરર્થક અલવલ ન આવે. પણ આ દલીલ આપણે પોતે વિચારવાની છે. એના ખાતર કઇ આપણા પર બાહ્યસત્તાને અંકુશ મેલવાનો અધિકાર નથી. વળી, બાહ્યસત્તા-એટલે બીજા દેશની સરકાર-આવી કોઇપણ શરત તો જ માગી શકે કે જો એક રાજ્ય તરીકે તે બીજા રાજ્યની લેણદાર હોવ તો. પણ અહીં તો આપણા જે બ્રિટિશ લેણદારો છે, તે સૌ ખાનગી વ્યક્તિઓ છે. બ્રિટિશને રાજ્ય તરીકે આપણી પાસે કંઇ લેણું નથી. તો પછી એનાથી આવી શરતો માગી કેમ શકાય? અને આપણાથી તે મંજૂર કેમ કરી શકાય? આપણે જો મંજૂર કરીએ તો આપણાથી ગમે તેવી જરૂર હોય, ગમે તેવો લાભ સંભવતો હોય, તોપણ બ્રિટિશ પરવાનગી વિના કોડીભારનું કરજ કરી શકાય નહિ. એટલે પરિણામ એ કે, ચાલુ કરજને માટે આપણી તમામ મિલકત અને આમદાની ગીરો મૂકવાં; એટલુ જ નહિ પણ ભવિષ્યમાં પણ તેનો કોઇ જાતે ઉપયોગ કરવો નહિ એમ બંધાઇ જવું. આ કેટલું બેહૂદું! (૨) બીજું કારણ તો શરત, મર્યાદા, જામીનગીરી સૌમાં એકસરખું છે. અને તે હિન્દી પ્રજા પ્રતિ અણવિશ્વાસ; તેના સ્વરાજ્યશાસન સંબંધી શંકા. દાખલા-દલીલથી એને રદ કરી શકાય નહિ, માટે તે ઉમેરવાની જરૂર નથી.

અપૂર્ણ ]

એ. ખુશાલ તલકશી શાહ

# સુરદાસ

તેને સૌ સુરદાસને નામે ઓળખતા. પ્રસિદ્ધ ભક્ત કવિ સુરદાસે પોતાની આંખો ફોડી હતી એવી વાત જ્યારથી ચાલી ત્યારથી દરેક આંધળાને અને ખાસ કરીને આંધળો બાવાને સૌ સુરદાસ કહે છે. તે પણ આંધળો બાવો હતો.

શહેરમાં એક ધરમશાળા હતી તે રસ્તાની બે બાજુ આવેલી હતી. એક બાજુ ગૃહસ્થોને ઉતરવા માટે ઓરડીવાળાં મકાનો હતાં અને તેની સામે બીજી બાજુ પતરાંના છાપરાવાળું એકઢાળિયું હતુ. એકઢાળિયાને કેડપૂર દિવાલ હતી, તેની ઉપર તે ખુલ્લું હતુ. સુરદાસ આ એકઢાળિયાવાળા ભાગમાં આવતા જતા બીજા બાવાઓ સાથે રહેતો.

સુરદાસ ત્રીસ વરસનો હતો. તેને કોઇ મિત્ર નહોતો તેમ તે શહેરમાં જઇ બીજાઓની માફક માગી શકતો નહિ ધરમશાળાના ઉતારૂઓ કોઇ વાર કાંઇ આપે, કોઇ આવતો જતો પૈસો પાઇ આપે, પણ તેનાથી તેનું હમેશનું ગુજરાન થાય તેમ નહોતું તેનું ગુજરાન ધરમશાળાની ખબર રાખનાર એક વિઠ્ઠલ મરાઠો કરતો કોણ જાણે કેમ, કંઇ પણ કારણ વિના, તે હમેશાં સુરદાસને એક બે વાર મળી જતો, સુરદાસ પાસે પૈસા હોય કે ન હોય, પણ તે તેને જોઇતી ચીજ અને ખાવાનું પૂરૂ પાડતો.

સુરદાસ એક નાનું ડફ લઇ સાંજે સાંજે ગાતો. તેનો રાગ બહુ સારો નહોતો પણ તે રીતસર તાલબદ્ધ ગાઇ શકતો અને ડફ ઘણું સુદર વગાડતો. પણ શહેરના લોકોને તેની કદર નહોતી. એક વાર એક પરગામનો પ્રસિદ્ધ સાક્ષર ત્યાં કોઇ સંસ્થાના 'આશરા' નીચે ભાષણ આપવા આવેલો, તે અહીંથી પમાર થતા આનું ગીત સાંભળી ત્યાં ઊભો રહેલો, અને તેથી, આપણા પર પ્રત્યયના નિયમ પ્રમાણે, શહેરના લોકોને પણ લાગ્યું કે આ સાંભળવા જેવુ છે. ત્યારથી સાંજે સાંજે સુરદાસ પાસે એક નાની મંડળી ભરાતી, આવતા જતા મજૂરો અને કોઇ સારા માણસો પણ તે સાભળવા ઊભા રહેતા અને સુરદાસને બે પૈસા આપતા. હવે સુરદાસ પહેલાંની અપેક્ષાએ તેમ જ બીજા બાવાઓની અપેક્ષાએ પૈસાદાર થવા લાગ્યો. વિઠ્ઠલે ઉતરેલાં કપડાં વેચાતા આણી આપ્યાં અને સુરદાસ ભિખારીમાંથી કંઇક સભ્ય ગાવાવાળો ગણાવા લાગ્યો.

કેટલાક દિવસથી શહેરમાં એક પરદેશી સારંગીવાળો આવ્યો હતો. તે સારંગી બજાવી જાણતો હતો અને સારુ ગાતો પણ હતો તે દેખાવમાં પણ ફક્કડ હતો. માથે એક જૂનો રેશમી ફેંટો, રાજાઓ બાંધે છે તેવી રીતે તે બાંધતો, ઉત્તર હિંદમાં પહેરે છે તેવો એક લાંબો અંચ્ખન જેવો ડગલો પહેરતો અને દુકાને ફરી ફરીને ગાઇને પોતાનો નિર્વાહ કરતો. એક દિવસ ફરતાં ફરતાં તે આ ધર્મશાળામાં આવી ચડયો અને તેણે આ સુરદાસને ડફ બજાવતો અને ગાતો સાંભળ્યો. "વાહ વાહ સુરદાસજી, બહુ અચ્છા ગાતે હો" કહી તે તેની પાસે ઓટલા ઉપર બેઠો. "અચ્છા કુછ સુનાઇએ. મૈં સારગી બજાતા હું." કહી તેણે સારંગી પર ગજ ફેરવવા માંડયો. સુરદાસે ગાયું. તેના ડફ પર પરદેશી ખુશ ખુશ

ગયો. તેણે સુરદાસને " જી કુછ લીજિયે પાનસુપારીકે લિયે " કહી એક પૈસો આપ્યો. પાસે બેઠેલા એક બીજા બાવા-ભિખારીએ કહ્યું " તુમ બી માંગનેવાલા હો, તુમ કૈસે દે સકતે હો. ?" પરદેશીએ કહ્યું " જી મેં તો પાનસુપારીકે લિયે દેતા હું. મેં શહેરમેં ફિરતા રહેતા હું તો કભી સુરદાસજીકો કૈસે ન દૂં ". સુરદાસ ખુશ થયો. તેણે બીજું ગીત લલકાર્યું અને સારંગી ડફ ગીતના આકર્ષણથી ત્યાં સારું ટોળું થઇ ગયું. હવે તેણે પરદેશીને ગાવા કહ્યું. તેનો સૂર વધારે આકર્ષક હતો. લોકોની મેદની વધી. પૈસા પડવા માંડયા તે બધા ભેગા કરી તેણે સુરદાસને આપ્યા. પણ સુરદાસ સમજી શકયો કે પરદેશીનો સૂર પોતાના કરતાં ઘણો સારો હતો. તેથી તે જરા ખસિયાણો પડી ગયો અને તે તેના મોં પર દેખાયું. તેણે કહ્યું " આપ તો મુજસે બહુત અચ્છા ગાતે હો !" સારંગીવાળો આ સમજી ગયો અને તેણે સુરદાસને ફરી ઉત્સાહ આપવા પણ સાચા દિલથી કહ્યું " મેં સારે હિંદુસ્તાનમેં ઘૂમા હું. લેકિન ઐસા ડફ કહીંભી નહિ સુના હૈ " સુરદાસ ફરી ઉત્સાહમાં આવ્યો, અને તેણે વળી થોડાં ભજનો ગાયાં. સારંગીવાળાએ થોડી વારે પૂછ્યું " સુરદાસજી, આપ ક્યા કરતે હો ?"

" કુછ નહિ. બસ ભજન કરતા હું. "

" તો ચલો મેરી સાથ. શહેરમેં દોનું સાથસાથ ઘૂમેંગે. એકસે ભલા દો. "

" હાં. કુછ હરકત નહિ. "

" તો ચલો અભીસેં. "

બન્ને વચ્ચે સમજુતી થઇ ગઇ અને સ્ટેશન તરફના રસ્તે બન્ને ચાલ્યા.

હવે ગામમાં આ બે માણસો વધારે પ્રસિદ્ધ થયા અને તેમને વધારે પૈસા પણ મળવા માંડયા.

એક દિવસ એ જ ધરમશાળાના ઓટલા ઉપર સુરદાસ અને પેલો સારંગીવાળો પરદેશી ગાતા હતા. ત્યાં તેમણે ઓચિંતુ જોયું કે પોતાના ગીતમાં કોઇ ત્રીજો અતિ મધુર સ્વર ભળેલો છે. પરદેશીએ બજાવતાં બજાવતાં જોયું તો ઓટલા પાસેના કઠેડા ઉપર એક સ્ત્રી ઝૂકી રહી છે અને બહુ જ સ્વાભાવિક રીતે તલ્લીન થઇ સાથે સાથે ગાય છે. તેનું માથુ ખુલ્લું હતું, કાળા વાળની સુંદર લટો ગળાની બન્ને બાજુ ખભા ઉપર થઈ છાતી પાસે લટકતી હતી. તેના કપાળમાં ભસ્મનો ચાંદલો હતો. તેણે શરીરે એક કફની જેવું પહેરણ પહેરેલું હતું. તે ક્યારે આવી, અહીં પહેલેથી રહેતી હતી કે હમણાં આવી, તે કેવડી ઉમરની હતી, તે પરણી હતી કે કુંવારી તે કોઇ જાણતું નહોતું. ધર્મશાળા એટલી પ્રસિદ્ધ જગા છે કે ત્યાં કોઇ કોઇને ઓળખતું હોતું નથી. જાદુગરના પટ પર જેમ ઓચિંતુ કોઇ માણસ કે પદાર્થ દેખાય, નાટકના તખ્તાપર કોઇ નવું પાત્ર પ્રવેશ કરે, તેમ આ ધર્મશાળામાં આ બાઈ ઓચિંતી જ દેખાઇ, અને આ સુરદાસના જીવનનાટકમાં તેણે ઓચિંતાં જ પ્રવેશ કર્યો.

ગાયન પૂરું થયું એટલે પરદેશીએ કહ્યું " આઇએ માઈ. તુમ કહાંસે આ રહી હો ?"

" અભી આઇ. "

" કહાંસે આઇ ?"

બાઇ માત્ર નિર્દોષ, પણ જરા ભ્હીલા મોઢાથી હસી, અને તે વખતે તે વધારે સુંદર દેખાઇ.

" તુમ ગાના કહાં સીખી ? બહુત અચ્છા ગાતી હો. "

" તુમ ગાતે થે, ઔર મૈં ભી ગાને લગી ! "

" લેકિન તુમ કહાં સીખી ? "

તેણે ફરી તેવું જ વ્હીલું સનું હાસ્ય કર્યું.

" અચ્છા, તો દેખો માઇ, તુમ હમારી સાથ ચલો. ઔર હમારી સાથ તુમ ભી ફિરને લગો. હમ સબ સાથ ગાયેંગે ઓર સાથ ખાયેંગે. "

" અચ્છા. "

" તુમ્હારા નામ ક્યા ? " સુરદાસે પૂછ્યું.

" રામપ્યારી. "

પરદેશીએ ડબરો ખોલી તેનું ઢાંકણું, ડબરો, થોડા કાગળના કકડાઓ પાથરી ત્રણ ભાણાં બનાવ્યાં, અને એકેક દરેકની પાસે મૂક્યું. ખાવાનું શરૂ થયું પણ રામપ્યારી માત્ર વ્હીલે મોઢે મંદ મંદ હસતી હતી, અને બન્ને સામે જોતી હતી. પરદેશી તેની આ વિલક્ષણતા સમજવા તેની સામે વારવાર જોતો હતો. એટલામાં સુરદાસે કહ્યું " રામપ્યારી, તુમ ક્યોં નહીં ખાતી હો. ? "

જવાબમાં રામપ્યારી માત્ર હસી અને તે વખતે તેના મોં પર કોઈ અદ્ભુત સૌંદર્ય ઝળકી રહ્યું. તેણે તે વખતે કશું ખાધું નહિ.

રામપ્યારી, બાવાઓમાં જ મળી આવે તેવી વિલક્ષણ પ્રકૃતિની હતી. તે સ્વભાવે સુની હતી. ગાવા સિવાય તેને કોઇ પણ ઐહિક વસ્તુમાં રસ નહોતો. આવાં માણસો ગાંડાં દેખાય, પણ રામપ્યારીમાં કોઇ અગાધ સૌજન્ય હતું, અને તે તે હસતી ત્યારે આખા મુખ ઉપર છવાઇ તેને અપ્રતિમ સૌન્દર્ય અર્પતું. આ સૌજન્યથી જ તેનું મુખ રેખા વિનાનું, બાળક જેવું ભરેલું દેખાતું, અને તેથી તે મોટી ઉંમરની હતી છતાં જુવાન લાગતી.

હવે શહેરમાં આ ત્રણે ય જણાં સાથે ફરવા લાગ્યાં. સંગીતનો પૂરો સરંજામ હવે આ મંડળીમાં થઈ ગયો. રામપ્યારી ગાતી, સુરદાસ ડફ વગાડતો અને પરદેશી સારંગી વગાડતો. સારંગીવાળો આગળ ચાલતો, અને તેની પછવાડે રામપ્યારીને ખભે એક હાથ દઇ બીજે હાથે ડફ ઝાલી સુરદાસ ચાલતો. આ મંડળી જ્યાં જ્યાં જતી ત્યાં મોટાં ટોળાંને આકર્ષતી. માણસો આપે તે પૈસા લેવાનું કામ રામપ્યારી કરતી. હવે તેમને પૈસા પણ ઠીક થતા.

એક દિવસ આ ગાનારની મંડળી એક કંદોઇની દુકાન આગળથી પસાર થતી હતી. દુકાનમાં બેઠેલા જુવાન છોકરાએ મશ્કરીમાં કહ્યું.

" સુરદાસજી ! આ તમારી સાથે કોણ છે ? " સુરદાસજીએ કહ્યું " ક્યોં ! રામપ્યારી હૈ. વહ ભી હમારે સાથ આતી હૈ "

પેલા છોકરાએ મશ્કરીમાં કહ્યું " સુરદાસજી ! નસીબદાર છો. બહુ સુંદર બૈરી મળી ગઇ છે. "

રામપ્યારી માત્ર સામું જ જોઇ રહી હતી.

ટોળામાંથી એક બીજો માણસ બોલ્યો. " નસીબદાર તો કેવો ! આ ફાંકડા પરદેશીને છોડીને જુઓને આ આંધળાને મોહી ગઇ. "

રામપ્યારી તેનું વિલક્ષણ હાસ્ય હસી

ત્રીજાએ મશ્કરી કરતાં કહ્યું: "અલ્યા કેમ કાંઇ આંધળો એટલે ન પરણે એમ ! તમે બધા દેખતા જ પરણો ને આંધળો રહી જાય ?"

રામપ્યારી વધારે ઉતાવળું ફરી હસી.

પરદેશીએ ત્યાંથી ચાલવા રામપ્યારીને કહ્યુ અને સૌ ત્યાંથી ચાલ્યાં. પણ તે દિવસે તેઓ વધારે ફર્યાં નહિ. થોડા પૈસા લઇ સૌ પાછાં આવ્યાં.

સુરદાસને આ રામપ્યારીનો સ્પર્શ એ જીવનમાં પહેલો જ સ્ત્રીનો સ્પર્શ હતો. તેને રામપ્યારી સાથે પરણવાની સ્ફુટ ઇચ્છા થઇ નહોતી. પણ કયા જુવાનને સ્ત્રીનો સ્પર્શ અસર કર્યા વિના રહ્યો છે ? તે રામપ્યારીના અવાજથી મુગ્ધ હતો, તેના સ્પર્શથી રોમાંચ અનુભવતો અને અંધાપાને બહાને તેને રામપ્યારીની સોબત સતત મળ્યા કરતી તેથી તે જીવનમાં નવો આનંદ અનુભવતો. સતત સોબત અને સતત સંસર્ગથી તેનુ મન રામપ્યારીની સોબત ઉપર પોતાને સ્વામિત્વ મળ્યું સમજતું હતું. પણ આ કદોઇની વાતચીત ઉપરથી તેના મનમાં નવો સંશય ઉત્પન્ન થયો. રામપ્યારી રૂપાળી હતી ? પરદેશી પણ ફાંકડો હતો ? પોતે તો આંધળો હતો ! પોતાનું રૂપ કેવું છે તે જાણવા તેની પાસે આંખ નહોતી ! રામપ્યારીના રૂપની કદર પણ તે કરી બતાવે તેમ નહોતું ! રામપ્યારી પોતા જેવા અપંગને ચાહે તે અશક્ય હતું. તે જરૂર પેલા પરદેશીને ચહાતી હશે બન્ને ગમે તેમ કરતાં પણ હશે તેની તેને ખબર પણ ક્યાંથી પડે !...

સ્ત્રીપુરુષના પ્રેમફળમાં ગુપ્ત રીતે ઇર્ષ્યાનો કીડો રહેલો છે—તેમાં પણ પુરુષના પ્રેમમાં ખાસ. ઘણીવાર ફળ બેસે તે પહેલાં તે કીડો ફળના પૂર્વરૂપ મધુને અને ઝાડને બન્નેને ખાવા માંડે છે. સુરદાસને પણ તેમ થયુ. તેને આંખ હોત તો તે તરત જોઇ શકત કે રામપ્યારીમાં દાંપત્ય પ્રેમને સ્થાન જ નહોતું. એ વાત દુનિયાં ફરીને અનુભવી થયેલો પરદેશી સારંગીવાળો જાણતો હતો સુરદાસને આંખ હોત, તો પરદેશીની આંખ જોઇને પણ તે સમજી શકત કે પરદેશીની ઇર્ષ્યા કરવાને કશું જ કારણ નહોતું પણ આંધળા માણસને મોટામાં મોટો ગેરફાયદો એ છે કે બીજાના મોં પરના ભાવો જોઇને પોતાના અભિપ્રાયો સુધારવાની તેને તક જ મળતી નથી. માણસ પોતાનું પોણુ જીવન તો બીજાને જોઇને સુધારે છે, અને બીજાને જોવાનું પોણું કામ આંખ કરે છે. તે આંખ આ સુરદાસને નહોતી તેને ગદામાં ગદા વિચારો આવવા લાગ્યા.

એક દિવસ રાતે ઓટલેથી ઉતરતાં સુરદાસનો પગ પગથિયુ ભૂલ્યો, લપસ્યો અને મરડાયો. તેનાથી ગામમાં ફરાય તેમ ન રહ્યું. તે જાણતો હતો કે આજ સુધીમાં તેમની પાસે પાંચેક રૂપિયા ભેગા થયા હતા તેણે પરદેશીની ગેરહાજરીમાં રામપ્યારીને કહ્યું કે તું આજે ન જતી. મારો પગ સારો નથી માટે તારુ કામ પડશે. રામપ્યારી માત્ર હસી જ. પણ સુરદાસની ચાકરી રામપ્યારી કરી શકે એટલા માટે જ પરદેશી આજે બહારથી મોડો આવ્યો. આવીને તેણે સુરદાસને કહ્યુ: "ઇસ ટ્રેન કે બખત પર ધર દો ધટ સિર્ફ જાને દો. તુમ્હારા કામ તો સબ હો ગયા હૈ. હમ લોગ અભી લોટ આયેંગે." સુરદાસે પૂછ્યું "ક્યોં ! રામપ્યારી, તુજકો જાના હૈ ?" રામપ્યારીએ હસીને કહ્યુ "હાં ! જાઉં." સુરદાસે શરૂ કર્યું "લેકિન

મુઝકો ..." પણ તેને કશું કોમ યાદ ન આવ્યું. સુરદાસની અપ્રસન્નતા જોઈને પરદેશીએ કહ્યું. "ઔર દેખો, સુરદાસજી, મૈં તુમ્હારે લિયે એક અચ્છા લકડી લે આઉંગા. યહ મેરી કસૂર હોઇ કી અભી તક તુમ્હારે લિયે લકડી મૈં નહીં લાયા. અચ્છે આદમીકો ભી લકડી ચાહિયે, તો આપ કે લિયે તો જરૂરહી હોની ચાહિયે." મનના અનેક વિચારોમાં ગૂંચાતાં સુરદાસે કહ્યુ "અચ્છા, જાના હો તો જાઓ." રામપ્યારી અને પરદેશી ચાલ્યાં. સુરદાસ ઘણીવાર સુધી સારંગીના સૂરો દૂર જતા લુપ્ત થયા ત્યાં સુધી સાંભળતો ઊભો રહ્યો.

થોડી વારે ધર્મશાળાનો પરિચિત કોઇ બાવો આવ્યો તેણે પૂછ્યું: "ક્યોં! સુરદાસજી, આજ તો ફિરનેકો નહી ગયે?" સુરદાસજીએ પગ મચકોડાયેલો બતાવ્યો. બન્ને વાતે ઊખળ્યા; સુરદાસે વાતવાતમાં પૂછ્યું: "તુમકો યહ પરદેશી કૈસા લગતા હૈ?"

"હાં, દેખનેમેં તો અચ્છા લગતા હૈ." જવાબનો અર્થ તો એટલો જ હતો કે દેખાતો તો પરદેશી સારો લાગે છે, અનુભવ વિના વધારે શું કહી શકાય? સુરદાસ એ સમજ્યો પણ તેના સંશયદગ્ધ મને સાથે સાથે એવો અર્થ પણ કર્યો કે પરદેશી દેખાવડો છે. તેણે અવાજને સ્વાભાવિક રાખી પૂછ્યુઃ "અચ્છા! યહ સિર પર ક્યા રખતા હૈ?"

"સાફા રખતા હૈ."

સુરદાસે વિચાર્યું કે પોતે ટોપી જ પહેરે છે. તેણે પૂછ્યુઃ "અચ્છા યહ કહિયે. દેખનેમેં સાફા અચ્છા લગતા હૈ યા ટોપી?"

"વહ તો જૈસા આદમી. કિસીકુ ટોપી અચ્છી લગે, કિસીકુ સાફા."

આથી સુરદાસની મૂંઝવણ વધી સારા દેખાવાની વાત તેને વધારે ને વધારે અગમ્ય અને પોતાને માટે અશક્ય લાગતી ગઈ તેણે પાણી માગી વાત બદલી.

અધૂરામા પૂરુ તે દિવસે ટ્રેન મોડી આવવાને લીધે રામપ્યારી અને પરદેશી બન્ને જરા મોડાં આવ્યાં સુરદાસ કાંઇ બોલ્યો નહિ ખાતી વખતે માત્ર તેણે બહુ વિચારીને એક પ્રશ્ન પૂછ્યો "અચ્છા જી, આપ કહાં કે રહેનેવાલે?" પરદેશીએ, જે વિવેક હિંદુસ્તાનીઓને જ આવડે છે તે વિવેકથી જવાબ આપ્યો "જી મૈં જોનપુરમેં રહતા હું."

સુરદાસે તરત બીજો સવાલ પૂછ્યોઃ "અચ્છા, તો રામપ્યારી તુમ કહાં રહતી હો?'

"જોનપુર" એક બાળક જેમ વિચાર કર્યા વિના વાક્યનો છેડો પકડી લઇ જવાબ આપે તેમ રામપ્યારીએ જવાબ દઇ દીધો.

સુરદાસ વહેમાયો તે પરદેશીએ જોયુ. રામપ્યારીનો જવાબ ખોટો હતો તે પણ પરદેશી સમજી શકયો હતો. તેણે ઉલટ તપાસ કરી સુરદાસનો સશય કાઢવા પૂછ્યું? "અચ્છા, તબ તુમ જોનપુરમેં કહાં રહતી હો? કિસકી લડકી?"

રામપ્યારી તેનું વિલક્ષણ હાસ્ય માત્ર ફરી હસી. પરદેશીએ વધારે પૂછવું બંધ કર્યું.

આમ બે ત્રણ દિવસ ચાલ્યુ. હવે તો તે રામપ્યારીને રોકવાનું કહી શકે તેમ ન રહ્યુ, કારણકે જૂની બચત ખૂટતી જતી હતી અને ઘણો વખત સુરદાસની ચાકરીમાં જતો હતો તેથી પેલાં બે શહેરમાં ઝાઝું ફરી શકતાં ન હોતાં.

આઠ દસ દિવસે સુરદાસ હાલતો ચાલતો થયો. પૈસાની તંગી હતી તેથી શહેરના જે દૂરના ભાગમાં ઘણા દિવસથી તેઓ ગયાં ન હોતાં ત્યાં આ વખતે ગયાં. તેમને ઘણે દિવસે ફરતાં જોઇ એક જુવાને કહ્યું :

"અહો ! સુરદાસજી, તુમ ફરી આયે ? મૈં તો સમજતા થા કિ યેહ 'દોનું' ફક્કડ બિચારા અંધેકુ છોડ કર સહેલ કરનેકુ કિધરભી ચલ ગયે !"

રામપ્યારી જરા હસી. પરદેશી બોલ્યો "હમ ગરીબ લોગોંકો ઐસે બદનામ ક્યોં કરતે હો !" પણ સુરદાસના મનમાં આનો ડંખ સખ્ત લાગ્યો.

એક દિવસ આખી મંડળી બજારમાં ગાતી હતી. તે દિવસે રામપ્યારી નદીથી નાહીને પાછી આવતી હતી, ત્યારે કોઇ બ્રાહ્મણે તેને કપાળમાં ચંદન ચર્ચ્યું હતું, અને રસ્તામાં આવતાં એક છોકરાએ તેની ડોકમાં ફૂલનો હાર પહેરાવ્યો હતો, તે તેણે તેમને તેમ રહેવા દીધો હતો. તેના વાળ હમેશની જેમ છૂટા ખભા પર થઇને છાતી પર ઢળેલા હતા. હમેશની માફક તે તલ્લીન થઇ ગાતી હતી અને આજે હમેશ કરતાં કંઇક વધારે આકર્ષક દેખાતી હતી. તેણે આજે ગઝલ ઉપાડી હતી. તેણે ગાયું:

હા રી આજ આ બન ઠન કે કિધર જાતે હૈ ?
મહેફિલો હરરોજ મગર જાતે હૈ !

"હૈ" આગળ ગાવામાં પ્રબળ તાલ પડતાં તેનું ડોકુ સ્વભાવિક રીતે ધૂણતું, તેના વાળ અને આખુ લાવણ્યમય અંગ કંપતુ અને અધિક લાવણ્યવાળું લાગતું. ગીત પૂરુ થતાં ટોળામાંથી એકે કહ્યું "રામપ્યારી ! તું પણ આજ ખૂબ બની ઠની છે. આમ બની ઠનીને ક્યાં જવાની છે ?" રામપ્યારી હસી. પરદેશીએ સલામ કરી તે બંધ કરવા સર્વેને વીનવ્યા, અને મંડળી લઇને આગળ ચાલ્યો. પરદેશી સ્પષ્ટ જોઇ શક્યો કે સુરદાસ આથી ચીડાયો હતો.

મંડળી આગળ ગઇ અને રામપ્યારીએ કોણ જાણે કેમ એ જ મૃત્યુગીત ફરી ગાવા માંડયું.

હા રી આજ આ બન ઠન કે કિધર જાતે હૈ.

વળી મંડળી આગળ ચાલી. પરદેશીએ રામપ્યારીને કાંઈ બીજું ગીત ગાવાનું કહ્યું. તેણે બીજું ગીત ઉપાડયું પણ તે પણ મૃત્યુગીત જ હતું.

કર લે સિંગાર, ચતુર અલબેલી.
સાજન કે ઘર જાના હોગા !'
નહા લે, ધો લે, સીસ ગુંથા લે,
ફિર વહાંસે નહિ આના હોગા ॥
કરલે સિંગાર.

પણ આ ગીતમાં પણ સુરદાસને તો બની ઠનીને નાસી જવાનો ધ્વનિ જ દેખાયો

સાંજે ફરીને બધાં ધરમશાળામાં આવ્યાં. સુરદાસને પ્રસન્ન કરવા પરદેશીએ આજ થોડી મીઠાઈ લીધી હતી. ધરમશાળામાં આવી ત્રણેય ખાવા બેઠાં. જમતાં જમતાં લોટો ઢળી ગયો હોવાથી પરદેશી પાણી લેવા ઊઠયો.

આજ સવારથી સુરદાસ વહેમાણો હતો. બન્ને જોનપુરનાં વતની છે, આજે રામપ્યારીએ કંઇક ખૂબ ઠઠારો કર્યો છે, રસ્તામાં પણ તે બની ઠનીને નાસી જવાનું જ ગાતી હતી, આજે મીઠાઇ લીધી છે તે રસ્તામાં ભાતા તરીકે કામમાં આવે માટે લીધી છે, આજે જ જરૂર આ પરદેશી રામપ્યારીને લઇને નાસી જવાનો છે એમ તેણે સાંકળો મેળવી રાખી. વહેમથી સરવા થયેલા કાને તેણે પરદેશીને ઊઠતાં સાંભળ્યો અને તરત પૂછ્યું. " કયોં! પરદેશી, કિધર જાતે હો!" તેણે કહ્યું કે પાણી ઢળી ગયેલું હોવાથી તે ફરી ભરવા જતો હતો પણ એ જ વખતે તેનો વહેમ વધ્યો, ને તે વધારે ધ્યાનપૂર્વક સાંભળવા માંડ્યો. એટલામાં સૂતી રામપ્યારીનો પડિયો ફૂતરું ઉપાડી ગયું. રામપ્યારી તે લેવા એકદમ ઊઠી અને દોડી, તે સુરદાસે સાંભળ્યું. તેને થયું કે નક્કી રામપ્યારી પરદેશી પાછળ નાઠી. તેણે ફાટી જતે અવાજે એકદમ "રામપ્યારી" "રામપ્યારી" એમ બે વાર બૂમ પાડી. જવાબમાં રામપ્યારીએ "કયા હૈ?" કહેલું પણ સુરદાસના અવાજમાં તેનો હસતો ઝીણો અવાજ સંભળાયો નહિ. સુરદાસ એકદમ ધોકો ફેરવતો દોડ્યો, આ વિચિત્ર દૃશ્ય જોઇને રામપ્યારી હસી. સુરદાસે જોરથી લાકડી ફેરવી, તે જોઇ રામપ્યારી ફરી ખડખડાટ હસી. સુરદાસે બન્ને હાથે એક શબ્દવેધી ફટકો માર્યો, અને રામપ્યારી ફટકો પડતાં ત્યાં જ મરણ પામી. પાણી લઇ પાછાં ફરતાં પરદેશીએ આ જોયું અને ફોજદારીમાં સંડોવાવું ન પડે માટે તે છાનોમાનો નાસી જ ગયો.

સુરદાસ લાકડી ધબ ધબ નીચે પછાડતો, રામપ્યારીને અને પરદેશીને ગાળો દેતો દેતો ધરમશાળાનાં પગથિયાં ચડવા માંડ્યો. તેનો ધોકો તેના ડરૂ ઉપર પડ્યો અને ડરૂ ફાટી ગયું.

બીજે દિવસે સવારે એજ ઓટલા ઉપર સુરદાસ આંધળી આંખે વિચારમાં ગમગીન બેઠો હતો. ત્યાં વિઠ્ઠલ આવ્યો અને તેણે પૂછ્યું " કયોં, સુરદાસજી?"

સુરદાસ, કેવળ કલ્પિત પણ પોતે સાચા જ માનેલા દુઃખદમાં દુઃખદ અન્યાયથી, લાંબે રાગે રડી પડયો.

દ્વિરેફ

---

# સ્થિત્યન્તર

( પૃથ્વી )

સુબદ્ધ સહુ તાર એક દિન ગીત આલાપતા;
અનેક ઉરવાદ્ય ગાન કરતાં સુસંવાદમાં.
તરંગ રવના વહી, જગ વિશાલમાં વિસ્તરી,
અનન્ત ધ્વનિમાં ભળી, પ્રકૃતિ તત્ત્વ સર્વે ભરી,
અખંડ લયધૂનથી પરમ તૃપ્તિને અર્પતા.
ભરી હૃદય મસ્તીો વાદક વિસારી ચિત્તે રહ્યાં
અશાન્તિ, ત્યમ ક્ષોભ, દુઃખ; પરવાહ જંજાળની
તજી સતતગાન વર્ષણથી વિશ્વ ભીંજાવતો.

સુબદ્ધ સહુ તાર ગીતલય કિન્તુ આજે નહિ;
અને ઇતર વાદ્યના સ્વર બન્યા વિસંવાદ આ;
પ્રસન્ન જનચિત્ત ખિન્ન! પલટી ગયુ કાં બધું?
દિગન્ત શમ્યું ગાન; વાદક ક્યંહીં ન કો' જાણતાં.
પડી વિવશ તન્ત્રીો મૂક, ગતકાલ કેરી કથા
કહે જગતને, સુણી નયન અશ્રુ કૈં સારતાં.

वादरायण

# થોડાંક સ્મરણો

ગાંધીજીએ ખોરાકને બહુ મહત્ત્વ આપ્યું છે. ખોરાકના પ્રયોગો એ એમણે પુષ્કળ કર્યા છે. એમની આત્મકથામાં એ પોતે કયે વખતે શું ખાધું હતું, તેની એમણે ઠીક ચર્ચા કરી છે. ખોરાકના જુદાજુદા અખતરા કરવા એ એમનો પ્રિય વિનોદ છે. પણ ગાંધીજી તો મહાત્મા છે, એમની દરેક પ્રવૃત્તિમાં આખા જગતને રસ પડે, તેથી એમના જીવનનો દરેક પ્રસંગ, એમની દરરોજની દિનચર્યા, લોકો સાનંદાશ્ચર્યથી સાંભળે કે વાંચે.

પણ જ્યારે બીજા અલ્પજનો ( ગાંધીજીની સરખામણીમાં તો અલ્પ જ ને ? ) યુરોપ અમેરિકા જઇ પત્રો લખે, અને તેમાં પોતે ત્યાં શું ખાય છે તે વાતને જ પ્રાધાન્ય આપે, ત્યારે એ ખોરાકની વાત કોણ જાણે કેમ બહુ ક્ષુલ્લક લાગે છે. હું અમેરિકા ગઇ તે પહેલાં પણ એ ' બાફેલા બટાકા ', ' ટમાટાનો સૂપ ' અને ' ઓટમીલની ઘેંસ ' ની વાતો, એ પરદેશથી " છપાવવાના ઉદ્દેશ વગર " લખાયેલા પત્રોમાં વાંચી કંટાળો આવતો. હવે અમેરિકા જઇ આવ્યા પછી પણ એ બાબતમાં મારો અભિપ્રાય ફર્યો નથી.

અમેરિકામાં દરરોજ નાસ્તામાં, લંચમાં કે રાતના જમણમાં કઇ કઇ વાનીઓ પીરસાતી તે તો હું પ્રયત્ન કરું તો પણ યાદ ન કરી શકું; પણ અમેરિકામાં ઘણી વાર જુદે જુદે સ્થળે જમતી વખતે થયેલી વાતો મને યાદ રહી ગઇ છે.

તેમાંની કેટલીક કદાચ વાચકોને રસ પડે એવી હશે એમ ધારી લખું છું. હિંદુસ્તાન વિશે સાધારણ રીતે અમેરિકનો કેટલું જાણે છે તેનો પણ વાચકોને કાંઇક ખ્યાલ આવશે.

× × ×

અમે ૭ જણાં એક ટેબલ ઉપર જમવા બેઠાં હતાં. મારા સિવાય બીજી પાંચે અમેરિકન કન્યાઓ હતી. એ બધાં જ યુનિવર્સિટીનાં ત્રીજા કે છેલ્લા વર્ષમાં અભ્યાસ કરતાં હતાં. જમતાં જમતાં મેં દૂધ માગ્યું. તરત મારી સામે બેઠેલી કન્યાએ પૂછ્યું : " તમારા દેશમાં દૂધ હોય છે ? "

મેં કહ્યું : " ના, તેમાં જ અહીં વધારે પીઉં છું ને ?"

પોતાની સુંદર ભૂરી આંખો પહોળી કરી તે કન્યા પૂછવા લાગી : " ત્યારે તમે બધાં હમેશાં પાણી જ પીઓ છો ? "

મેં જવાબ દીધો : " પાણી પણ શેનું મળે ?"

ત્યારે તે બોલી : " ત્યારે ખાવાનું શું ખાઓ છો ? "

મેં કહ્યું : " કશું જ નહિ. અમે હવા ઉપર જીવનાર પ્રજા છીએ. "

આટલો લાંબો વાર્તાલાપ ચાલ્યો. ત્યારે આખરે પાંચમાંથી એક કન્યાને શક પડ્યો કે હું એ લોકોને બનાવતી તો નહિ હોઉં !

× × ×

એક બહેનપણીની મોટરમાં એના કુટુંબ સાથે હું એક ગામથી બીજે ગામ જતી હતી. રસ્તામાં બધાં લાકડાંનાં જ ઘર જણાતાં હતાં. અમે બપોરે લંચ માટે એક દુકાનમાં રોકાયાં.

ખાતી વખતે મેં મારી બહેનપણીના પિતાને પૂછ્યું: "તમારા ઠંડા દેશમાં લોકો લાકડાંનાં ઘર શા માટે બાંધતા હશે?"

હજી તો મારા સવાલનો તે જવાબ દઈ શકે તે પહેલાં તો અમારા સાથમાંની એક યુવતી બોલી ઊઠી: "હા, ખરેખર! હું તમને બહુ જ દિવસોથી પૂછવાનું ભૂલી જતી હતી. તમારા દેશમાં લોકો ઘર બાંધીને રહે છે?"

મેં કહ્યું: "ના. અમે લોકો ઝાડ ઉપર રહીએ છીએ."

યુવતીએ આનંદથી તાળી પાડી કહ્યું: "ખરેખર? કેવી મઝા! રહેવા માટે તમે કેવાં ઝાડ પસંદ કરો છો?"

× × ×

પાનખરના દિવસો હતા. સાંજે ૭ વાગે અમે જમવા બેઠાં હતાં બારીના કાચમાંથી સૂર્યાસ્ત દેખાતો હતો. તે દિવસે પશ્ચિમનું આકાશ કાંઈ અસાધારણ સુંદર બન્યું હતું. અમે સૌ તે વખાણની નજરે જોઈ રહ્યાં હતાં. એકાએક એક કન્યા મને પૂછવા લાગી: "તમારા દેશમાં સૂર્યાસ્ત થાય છે?"

× × ×

એક વાર એક બહેનપણીને ઘેર હું થોડા દિવસ રહેવા ગઈ હતી. સવારે નાસ્તા વખતે ઈંડાં ખાવા વિશે કાંઈ ચર્ચા ચાલી. મારી બહેનપણીનો વીસેક વર્ષનો ભાઈ મારી સાથેની ખુરસી ઉપર બેઠો હતો, તેણે મને પૂછ્યું: "તમારા દેશમાં મરઘીઓ ઈંડાં મૂકે છે?"

× × ×

એક મોટું જમણ હતું. ભિન્ન ભિન્ન દેશના અમેરિકામાં વસતા લોકોને આમંત્રણ હતાં. પરદેશમાં રસ લેતા અમેરિકનો પણ ત્યાં હતા. સ્ટીમશીપ કંપનીનો એક અમેરિકન એજન્ટ પણ ત્યાં હતો. એણે મને પૂછ્યું: "તમે કયે રસ્તે થઈ પાછાં સ્વદેશ જશો?" મેં વિસ્તારપૂર્વક મારા પ્રવાસની રૂપરેખા કહી સંભળાવી. છેવટે મુંબઈનું નામ સાંભળી તે બોલી ઊઠ્યો: "મુંબઈ તો આફ્રિકાના પૂર્વ કિનારા ઉપર ને?"

× × ×

આ ઉપરથી કોઈને એમ લાગશે કે અમેરિકન લોકો બુદ્ધિહીન હશે. જે પ્રજા જગતમાં આજે આટલી મોખરે આવી છે તેને બુદ્ધિહીન કેમ કહેવાય? પણ ત્યારે આપણા દેશ વિશેનું એ લોકોનું આવું શરમભરેલું અજ્ઞાન કેમ હોઈ શકે? એનું કારણ મને તો નીચે પ્રમાણે લાગે છે.

દરેક વ્યક્તિગત અમેરિકન બહુ ભલો, ખુલ્લા દિલનો અને ઉદાર હોય છે; પણ આખી પ્રજા તરીકે અમેરિકન લોકો બહુ જ અહંકારી હોય છે. 'અમેરિકા જ દૈવી ભૂમિ છે, બીજા બધા દેશો તો ઠીક' એ જ પ્રકારનું ગુમાન તે પ્રજાને છે. એ લોકોને શાળાઓમાં શિક્ષણ પણ એવું જ અપાય છે. પણ આ ઉપરથી કોઈ એમ ન ધારે કે આપણા દેશમાં રસ લેનારા ત્યાં કોઈ નહિ હોય. ગાંધીજીના નામથી અજાણ્યું તો ત્યાં નાનામાં નાનું બાળક પણ મેં નથી જોયું. મેં ઉપર દાખલા આપ્યા તે તો એક પ્રકારનું અમેરિકન માનસ દર્શાવે છે. બીજો એવો પણ વર્ગ હતો કે જેને આપણો ઇતિહાસ, આપણી રાજકીય પરિસ્થિતિ અને આપણા સમાજજીવનનો ખૂબ સરસ અભ્યાસ હતો.

અંતમાં, મારા એક નાનકડા બાલમિત્રે નિર્દોષ ભાવથી આપણા આખા દેશને નીચું જોવરાવે એવી વાત કરી હતી તે ટાંકી બંધ કરીશ.

મિસિસ સ્ચુલરને ત્રણ બાળકો હતાં. સૌથી નાનો આર્થર ૭ જ વર્ષનો હતો. હું રાત્રે નવ વાગે એ લોકોને ઘેર પહોંચી, ત્યારે મિસિસ સ્ચુલરે કહ્યું: "મારો આર્થર તમારા આગમનના સમાચાર સાંભળી એટલો ઉશ્કેરાઇ ગયો હતો કે નવ વાગ્યા સુધી ઊંઘી ન શક્યો. હમણાં જ મેં સમજાવીને તેને સુવાડી દીધો છે." સવારે મારા ઓરડાનું બારણું મેં ખોલ્યું ત્યારે નાનકડો આર્થર સામે જ ઊભો હતો. અમે નાસ્તો કરવા બેઠાં ત્યારે પોતાની ઊંચી ખુરસી ઉપર બેસી ખાવાપીવાનું ભાન ભૂલી આર્થર એકી ટસે મને પગથી માથા સુધી નિહાળી રહ્યો. એના પિતાએ એનું મૌન તોડાવવા કહ્યું: "આર્થર! તું હિંદુસ્તાન વિશે બહુ સવાલો પૂછવાનો હતો તેનું શું થયું?"

આર્થરની વાચા ખુલી, એણે પૂછ્યું: "તમારા દેશનો પ્રમુખ કોણ છે?"

શરમાવાનો હવે મારો વારો આવ્યો. મેં કહ્યું: "અમારા દેશમાં તો રાજા છે."

આર્થર બોલ્યો: "તમારા રાજાનું નામ શું?"

મેં કહ્યું: "પાંચમો જ્યોર્જ."

આ સાંભળી આર્થરનો આખો ચહેરો હસી ઊઠ્યો. હસતો હસતો તે બોલ્યો: "તમે તો મને બનાવો છો. જ્યોર્જ તો ઇંગ્લાંડનો રાજા છે." શરમની મારી હું ચૂપ બેઠી. આર્થરના પિતા બોલ્યા: "કેમ આર્થર! કેનેડામાં જ્યોર્જ રાજા રાજ્ય કરે છે તે તું નથી જાણતો? તે જ પ્રમાણે એ રાજા હિંદુસ્તાનમા પણ રાજ્ય કરે છે."

બહુવાર મનમાં ને મનમાં કાંઇ વિચાર કર્યા પછી આર્થરે પોતાના પિતાને પૂછ્યું: "ડૅડી! હું કેનેડા જાઉં તો મારે પણ રાજાના હાથ નીચે રહેવું પડે કે?"

પિતાએ કહ્યું: "હાસ્તો."

તરત જ સોનેરી વાંકડિયા વાળવાળું પોતાનું નાનકડું માથું હવામાં ઉછાળી આર્થર બોલ્યો: "તો તો હું એકદમ યુનાઇટેડ સ્ટેટ્સમાં પાછો ચાલ્યો આવું."

હું તો તે બાળકની મસ્તીખોર આંખો તરફ જોઇ જ રહી.

વિનોદિની નીલકંઠ




દેશપક્ષના ઘણા નેતાઓ ફરિયાદ કરે છે કે સરકાર અથવા કહો કે સરકારના અમલદારો ( કારણકે સરકાર એટલે શું એ હું નથી સમજતો ) યુદ્ધવિરામની શરતો નથી પાળતા અને જે અમલદારોએ યુદ્ધમાં ખરાબ જુલ્મો કર્યા, અને જેમના ઉપર કામ ચલાવવું જોઇએ, તેમના ઉપર કામ ચલાવવાને બદલે, તેમને ઇનામો આપે છે. પણ આમાં હું સરકારનો દોષ જોતો નથી. મારે મન તો સરકાર અને દેશ બન્ને સરખા. હું તો એક શાસ્ત્રીય દષ્ટિવાળો સાહિત્યકાર રહ્યો. શાસ્ત્રને પોતાનું પારકુ નથી હોતું, અને સાહિત્યકારને તો કદી પણ એવી સંકુચિત દષ્ટિ નથી હોતી. આપણા મહાભારતમાં પાંડુકુમાર સહદેવ જોશી હતો, જ્યોતિષશાસ્ત્રનો જાણકાર હતો, તો તેને મન બન્ને પક્ષો સરખા હતા. તેણે તો કૌરવોને પણ લડાઇનું મુહૂર્ત જોઇ દીધું હતું. અને ગુજરાતી સાહિત્યકારોને તો તટસ્થતા સેવવાનો લાંબા સમયનો વારસો છે એમ કોઇક કહેતું હતું.

એટલે સરકાર જો પોતાના અમલદારોને માનપાન આપતી હોય તો તેમાં મને કશું ખોટું નથી લાગતુ. આ માનપાન, ખરી રીતે, લડાઇમાં જીત્યા પછીના સરપાવો નથી એ તો સૌ કોઇ જાણે છે. કારણકે હજી લડાઇ પૂરી થઇ નથી, અને પૂરી થઇ હોય તોપણ, કોણ જાણે શા માટે, સરકાર પોતે જીતી છે એમ માનતી નથી! મારી નજરે તો સરકાર જીતી જ છે. જ્યારથી સરકારી રાજ્ય હિંદમાં આવ્યું ત્યારથી બધી લડાઇઓના આંકડા જુઓ, અને અત્યાર સુધીમાં નિશાળોમાં ચાલતા ઇતિહાસોમાં આવતાં લડાઇઓનાં વર્ણનો વાંચો. દરેક યુદ્ધમા સરેરાશ પ્રમાણ કાઢો તો સરકારના એક માણસ ઘાયલ થયેલે શત્રુના ( એટલે કે હિંદના દેશી રાજ્યોનાં લશ્કરોનાં ) ઓછામાં ઓછાં સો માણસ ઘાયલ થયાં કે મરણ પામ્યાં એમ બતાવેલું હશે. વળી તમે ઉત્તરોત્તર ઇતિહાસો જોતા જાઓ તો જણાશે કે સરકારનાં મરેલાં માણસોનું પ્રમાણ ઓછું થતું હશે અને દેશી લશ્કરોનાં મરેલાં માણસોનું પ્રમાણ વધતું જતું હશે. વધારે શોધ કરવાથી ઇતિહાસકારોને કદાચ જડી આવતું હશે કે દુશ્મનોનાં* માણસો પહેલાં કહ્યાં હતાં તે કરતાં વધારે મર્યા હતાં, અને પોતાનાં ઓછાં

* દુશ્મનો એટલે અંગ્રેજ સરકારના દુશ્મનો. જ્યારથી અંગ્રેજી રાજ્ય આપણે ત્યાં આવ્યું ત્યારથી એમના મિત્રો તે આપણા મિત્રો, અને એમના શત્રુઓ તે આપણા શત્રુઓ. એમ આપણે સમજવું જોઇએ—પછી ભલે તે શત્રુઓ આપણા દેશી રાજ્યો જ હોય! જેમ પત્ની પતિને ઘેર જતા

મર્યા હતાં. અસ્તુ. એ ઇતિહાસ માંડ માંડ હું ભૂલ્યો છું એટલે એની વધારે પંચાત કરવાની જરૂર નથી. મારે કહેવાનું એ છે કે એ બધી સંખ્યાની સાથે આ સત્યાગ્રહની લડતમાં મરેલા અને ઘાયલની સંખ્યા જોશો તો અત્યાર સુધીની પરંપરાને પણ શરમાવી દે તેવી તે જણાશે. અત્યાર સુધી સરકારના એક મરેલાએ દુશ્મનના સો મુઆ હશે તો આ લડતમાં સરકારના એક ઘાયલ થયેલાએ દુશ્મનના હજાર ઘાયલ થયા માલૂમ પડશે. અરે! ધરાસણા જેવા ક્ષેત્રમાં તો કદાચ સરકારના શૂન્ય ઘાયલ થયેલાએ દુશ્મનના પાંચસો કે હજાર ઘાયલ થયા હશે. કોઇ પણ ગણિતવેત્તાને પૂછશો તો તે કહેશે કે ૫૦૦/૦ કે ૧૦૦૦/૦ કે ૧/૦ હશે ત્યાં સુધી પણ આ પ્રમાણને દુનિયાંનું ભૂત કે ભવિષ્ય કોઇ પણ વટી જઇ શકે તેમ નથી. એવાં અદ્વિતીય પરિણામો આ લડાઇમાં આવેલાં છે. એટલે સરકારને પોને હારી એમ માનવાને જરા પણ કારણ નથી.

વળી આ લડાઇ જો આર્થિક ગણીએ તોપણ સરકાર જીતી છે. એક ખેડૂતે જો સરકારના ચાર આનાનું ભરણું રોક્યું તો તેના બદલામાં તેની હજારોની મિલકત બગડી છે. એટલે એ રીતે પણ સરકારની જીત છે.

છતાં સરકાર પોતે જીતી છે એમ માનતી ન હોય તો તેનું એક જ કારણ મને જણાય છે. લડાઇમાં એકાદ ઉપાય આપણે કરવા ધાર્યો હોય અને તે ઉપાય કરીએ તે પહેલાં જો લડાઇ બંધ પડી જાય, પછી ભલે વિજય થયો હોય, તોપણ જરૂર મનમાં નિરાશા થાય કે આપણે આટલું ન કરી જોયું. ડૉક્ટરોને એમ ઉપાય કર્યા વિના દરદી સાજો થાય છે ત્યારે તેવી જ નિરાશા થાય છે. તેમ સરકારના ઘણા અમલદારોને એમ હતું,—અને અમલદારો શું? હજી ઇંગ્લંડના પણ કેટલાક ડાહ્યા રાજદ્વારી પુરુષોના મનમાં એમ રહી ગયું છે, કે માણસોને જો બંદૂકોથી મારી નાંખ્યાં હોત તો હિંદમાં સુલેહશાંતિ અને કાયદા અને બંદોબસ્તનો અમલ બેસી શકત. એમ માનનારાને "મનની મનમાં રહી ગઇ છે." એટલે એમને લાગે છે કે અમે હાર્યા. પણ તે સિવાય તટસ્થ રીતે હું તો કહું છું કે સરકાર જ જીતી છે. પણ સરકાર પોતાનાં માણસોને ઇનામો આપે છે તે જીત થયાનાં નથી. યુદ્ધવિરામ અને જીત વચ્ચેનો ફરક આપણે ન જાણીએ પણ સરકાર બરાબર જાણે છે. તેણે ઘણી જીતો કરી છે અને ઘણાં યુદ્ધવિરામો જોયાં છે.

તમે પૂછશો કે ત્યારે સરકાર પોતાના અમલદારોને માનપાન શેનાં આપે છે? તમને લાગશે કે કેટલાક અમલદારોને તે માનપાન આપીને રૈયતની લાગણીનું અપમાન કરે છે, તો મારે તટસ્થ રીતે કહેવાનું કે એમાં સરકાર કશું પણ ખોટું કરતી નથી. જરા વિચારી જુઓ. આ યુદ્ધવિરામમાં પણ છેવટ સલાહ ન થાય તો બન્ને પક્ષને લડવું પડે તે તમે જાણો

---

પતિનાં સગાંને પોતાનાં સગાં કરે છે, પતિના ગોત્રને પોતાનું ગોત્ર કરે છે, તેમ હારેલી પ્રજા હમેશાં જીતનાર પ્રજાનાં મિત્ર શત્રુને પોતાના મિત્ર શત્રુ સમજે છે, અને વ્યવહાર પણ એ રીતે જ કરે છે. અંગ્રેજીમાં કહેવત છે : There is nothing wrong in war and love. અર્થાત્: યુદ્ધ ને પ્રેમ બન્નેમાં, પ્રત્યવાય ન હોય કે! એટલે કે યુદ્ધ અને પ્રેમ એ બન્ને એક સરખી સ્થિતિવાળાં છે.

અરે! પણ આ નોંધ વાંચીને આપણા નવા જમાનાની સ્ત્રીઓ પતિનું ગોત્ર સ્વીકારવાની સામે બંડ તો નહિ કરે ને! એમને કદાચ એમ લાગે કે પતિના ગોત્રનો સ્વીકાર એ પુરુષથી પરાજય પામ્યાની નિશાની છે!

છો તેવી રીતે લડવું પડે તો લડવાને માટે સજ્જ રહેવા, તમને તમારા સરદાર કહે છે, અને તેમ કરવામા યુદ્ધવિરામની શરતોનું ઉલ્લંઘન નથી થતું એ તમે કબૂલ કરો છો તો સરકાર પણ છેવટે યુદ્ધ કરવાનું આવે તો પોતાના માણસોને તેને માટે શા માટે તૈયાર ન રાખે? તમે કહેશો કે આ યુદ્ધમા દેશ તો સત્યાગ્રહના શસ્ત્રથી લડે છે, તેને તો માત્ર પોતાનું મન જ તૈયાર રાખવાનું છે તો હું કહું છું સરકારને પણ પોતાના માણસોના મન તૈયાર રાખવાના છે તમારે લાઠી ખાવા, ગોળી ખાવા મનને મજબૂત કરવું પડે, તો સરકારને પણ જગ પણ સામા થતા વિના માર ખાવાને તૈયાર ઊભા રહે તેના માણસોને મારી શકે, તેને માટે પોતાના માણસોના મન તૈયાર કરવા પડે સામે નહિ મારનારને મારવુ એ શું નાની સૂની વાત છે? એમા તો બહાદુરી કરતા કંઈક નવું જ શીખવવું પડે છે અત્યાર સુધી મહાન યોદ્ધાઓ પોતાની સામા થનાર સામે લડ્યા છે હવે સામા ન થનારને મારે એવા નવા યોદ્ધા સરકારને પેદા કરવા પડશે સરકારની પાસે આ એક નવો જ પ્રશ્ન ઊભો થયો છે. સામાન્ય સરકાર તો આવી સ્થિતિમા ગભરાઈ જાય, પણ અંગ્રેજ સરકાર પાસે એટલા બધા બુદ્ધિવાળા માણસો છે કે તેઓ આવા વિચિત્ર યુદ્ધમા પણ ઉપાય શોધી શકે મારે આ બાબતમા સરકારને વિનતી કરવાની છે સત્યાગ્રહની લડતમા લોકોને લાઠી મારી ખોખરા કરી અશક્ત કરી નાખવાની યુક્તિ ઇતિહાસમા અમર થવી ઘટે છે આ યુક્તિનું મહત્ત્વ બધા સમજે એ મહત્ત્વનું છે જો આ યુક્તિ હાથ ન આવી હોત તો સરકારને એટલા બધા માણસો જેલમા મોકલવા પડત કે સરકાર છેવટે મૂંઝાઈ જ જાત કદાચ કોઈ લડાઈમા કેદી ન પકડાયા હોય તેટલા પકડાત એ બધાને ખવરાવવું પડત તેનું ખરચ થાત ગાંધીજીનું ધાર્યું થાત અને સરકારને હાર કબૂલ કરવી પડત તેને બદલે આ લાઠી મારવાથી તરત સત્યાગ્રહી દુશ્મનો અશક્ત બને છે તેમને કેદમા મોકલવા પડતા નથી, અને તેમની સારવાર પણ સત્યાગ્રહીઓ જ કરતા હોવાથી તેવા ખરચમાથી પણ સરકાર બચી જાય છે બીજી લડાઈઓ માટે તોપ ગોળા બંદૂક બેયોનેટ વગેરેનું જે ખરચ થાય છે તેનું આમા કશું ખરચ પણ ન કરવું પડે અત્યારે બધા રાજ્યો અને મજૂર સરકાર પણ લશ્કરી ખર્ચ ઓછું કરવાને માટે લશ્કર ઘટાડવાની વાતો કરે છે પણ આ લાઠી મારવામા ઝાઝું ખરચ નથી થતું એટલે આવી લડાઈ મજૂર સરકારને પણ ઇષ્ટ હોવી જોઈએ વળી એક બીજો પણ ફાયદો છે લશ્કરને માટે જે કરોડો રૂપિયાના સાધનોનું ખરચ થાય છે તે બધું પરદેશ જાય છે, એવો સરકાર ઉપર આક્ષેપ છે આ લાઠી-લશ્કરના માણસો બધા દેશી હતા, અને તેનું સાધન જે લાઠી તે પણ સ્વદેશી હતું સરકાર આ નવા પ્રકારની લડાઈના પક્ષમા લાઠીઓના આંકડા બતાવી કહી શકે કે આવા બેકારીના સમયમા તેમણે આટલા દેશી માણસોની લશ્કરમા ભરતી કરી, અને આટલા હજાર કે લાખ દેશી લાઠીઓ લીધી! વળી બીજી બધી લડાઈઓમા લશ્કરને કવાયત કરતા જેટલો વખત જાય છે તેથી કેટલા બધા ઓછા વખતમા આ લશ્કર તૈયાર થઈ શકે છે તે પણ એક મોટો ફાયદો છે દેશી માણસોને વિલાયતી ઢબે કવાયત કરાવી હિંદમા લશ્કર ઊભું કરી તેને હિંદીઓ સામે લડાઈમા ઊભું રાખી શકાશે એ ફ્રેંચ સરદાર ડ્યુપ્લેની મહાન ઐતિહાસિક શોધ ગણાય છે, અને અંગ્રેજો પોતાની શોધથી નહિ પણ ફ્રેંચોની શોધથી જીત્યા એવો તેમના ઉપર આક્ષેપ છે પણ સામ્રાજ્ય ખોવાની અણી ઉપર આવ્યું ત્યારે લાઠીના ઉપાયથી તેમણે સામ્રાજ્યને સાચવી લીધું કહો કે સામ્રાજ્ય ફરી જીત્યું (ઘણા રાજદ્વારી અંગ્રેજો આ મોખાને સામ્રાજ્યના પુનર્વિજયનો મોખો ગણે છે) દુનિયામા

ઓછામાં ઓછી ખોટ કે ખુવારીથી મોટામાં મોટું યુદ્ધ જીતાયાનો આ અદ્વિતીય દાખલો છે. કહે છે કે દુનિયામાં કદાચ હવે બધા કચરાયેલા વર્ગો નિઃશસ્ત્ર સત્યાગ્રહ યુદ્ધનો ઉપાય અજમાવશે, તો સરકાર આ લાઠીના ઉપયોગના શોધની જાહેરાત, દુનિયાંની બધી સરકારોના લાભ માટે કરે તો સારું. આ લાઠીના ઉપાયની અપૂર્વતા નવીનતા બુદ્ધિમત્તા જેવી તેવી નથી ખુદ મહાત્માજીએ કબૂલ કરેલું કે આ લાઠીનો પ્રયોગ કદી મારા ખ્યાલમાં આવેલો જ નહિ. માટે સરકારે આ લાઠીપ્રયોગ જેણે શોધી કાઢ્યો હોય તેનું નામ પ્રસિદ્ધ કરવું જોઇએ. જો તે કોઇ અંગ્રેજ હોય તો તેને અંગ્રેજી એ. બી. સી. ડી.માંથી સારામાં સારા વીણી કાઢીને આઠ દસ અક્ષરો આપવા અને તેનું એક બાવલું મુંબઈમાં, બીજું ધરાસણામાં અને ત્રીજું અમદાવાદમાં સત્યાગ્રહાશ્રમ સામે મૂકવું. જો તે કોઇ હિંદી હોય તો તે શોધનું માન જરૂર તેને અને આખા હિંદને મળવું જોઇએ, એવો અમારો આગ્રહ છે.

'હજી લાઠીના પ્રયોગથી પૂરેપૂરું જીત્યા નથી, અને લાઠીના પ્રયોગ છતાં કદાચ પૂરેપૂરી ફતેહ ન મળે તો?' એવી શંકાથી આ શોધની પ્રસિદ્ધિ બંધ રાખવી યોગ્ય નથી. મેકિયાવેલીએ પ્રજામાં ભેદ પાડી રાજ્ય કરવાનો ઉપાય બતાવ્યો; તે પોતે પોતાની જ પ્રજામાં ભેદ પાડી રાષ્ટ્રને નવા વિજેતાને વશ કરવામાં મદદ કરવાને રાજી હતો, પણ તેને રાજ્યનું કારભારુ કદી ન મળ્યું; સરકારે એ ભેદનીતિ હિંદમાં હિંદુ મુસલમાનો વચ્ચે અજમાવી અને તે હવે નિષ્ફળ જશે, છતાં એ ભેદનીતિ રાજ્યપ્રકરણમાં એક અગત્યની નીતિ છે તેની કોઇ ના પાડતું નથી. તો તેવી રીતે આ લાઠીનો ઉપાય સફળ ન થાય તોપણ તે એક અગત્યનો ઉપાય છે તેની કોઇથી ના ન પાડી શકાય. એટલે તે શોધ કરનાર બહાર પાડવો જોઇએ, અને તેને આખી દુનિયાં તરફથી માન મળવું જોઇએ. દુનિયાંમાં લડાઇના દારૂની શોધ છે, તેટલી જ અગત્યની, દારૂ નકામો પડતાં, આ લાઠીની શોધ છે.

કોઇ કહેશે કે લાઠી તો આ પહેલાં પણ હતી, એ કાંઇ નવું હથિયાર ન ગણાય. પણ એ સાચુ નથી. વસ્તુ નવી હોવાની જરૂર નથી, તેનો પ્રયોગ નવો છે એ જ ખૂબી છે. અને નવી વસ્તુ શોધી કાઢવા કરતાં પણ ચાલી આવતી વસ્તુનો નવો ઉપયોગ કરી લેવો એ વધારે મોટી બુદ્ધિનું ચિહ્ન છે. લવાની બુદ્ધિની પરીક્ષા કરવા અકબરે શેરી આડો હાથી ઊભો રખાવ્યો ત્યારે લવાએ પાસે પડેલું એક કુરકુરિયું હાથી ઉપર ફેંકી હાથીને ભડકાવી નસાડયો હતો. એ કુરકુરિયું કોઇ નવી વસ્તુ ન હોતી પણ તેનો પ્રયોગ નવો હતો! પીનલ કોડ અને બીજા કાયદામાંથી શોધી કાઢ્યું કે કાયદા અને વ્યવસ્થા માટે બળ વાપરી શકાય તે જેટલી કાયદાની અપૂર્વ શોધ છે તેટલી જ અપૂર્વ શોધ આ યુદ્ધકળામાં અને યુદ્ધશાસ્ત્રમાં છે.

તેમ છતાં, અંગ્રેજોમાં આપણા કરતાં ઇતિહાસબુદ્ધિ ઘણી વધારે વિકાસ પામેલી છે તેમ છતાં, સરકાર પોતે આ મહાન શોધ કરનારનું નામ બહાર નહિ પાડે, તો પછી કહીશું કે ખરેખર દુનિયાં પોતાના મોટા માણસોને ઓળખતી નથી, અને મહાપુરુષની પોતાના સમયમાં કદર થતી નથી!!

'સ્વૈરવિહારી'

# અમેરિકામાં દારૂનિષેધ

યુનાઇટેડ સ્ટેટ્સમાં દારૂનિષેધ વિષે મહાન અખતરો કરવામાં આવ્યો છે તેની સફળતા બાબત વિવિધ અભિપ્રાયો સાંભળવામાં અને વાંચવામાં આવે છે. ૧૯૨૯ની શરૂઆતમાં પ્રેસિડંટ હુવરે એક કમિશન નીમ્યું અને તેમાં આખા દેશમાં પ્રખ્યાત થયેલા દસ ધારાશાસ્ત્રી અને ન્યાયાધીશો તથા કન્યાઓની કૉલેજની એક સ્ત્રી પ્રેસિડંટની નિમણૂક કરી. આ કમિશને લગભગ એવર્ષ સુધી કામ કર્યા બાદ પોતાનો રિપોર્ટ પ્રગટ કર્યો છે. તેના મુખ્ય મુદ્દા અને અભિપ્રાયો નીચે પ્રમાણે છે :—

(૧) અમેરિકાના રાજ્યબંધારણમાં જે સુધારો પસાર થયો છે [ દારૂનિષેધને લાગતો કાયદો ] તેને રદ કરવાની દરખાસ્ત સામે અમારો વિરોધ છે.

(૨) દારૂ પીવાની દુકાનો, કોઇ પણ પ્રકારે અને શરતે, પાછી ઊઘડે તેની સામે આ કમિશન છે.

(૩) દારૂનો વેપાર કોઇ પણ પ્રકારે કોઇ પ્રાંતિક સરકાર અગર વડી સરકાર ફરી કરે તેની સામે છીએ.

(૪) જે દારૂનિષેધનો કાયદો પસાર થયો છે તેમાં સુધારો કરીને બીયર અને અમુક બહુ જલદ નહિ એવા દારૂ ગાળવા તથા વેચવાની છૂટ આપવી એ ભલામણની વિરુદ્ધ છીએ.

આ ચાર કલમો આપણા દેશમાં પણ લક્ષમાં રાખવા જેવી છે કારણ કે લગભગ તેના જેવી જ સૂચનાઓ અહીં પણ થાય છે. ઘણાં દુકાનદાર એવું સૂચવે છે અને પીનારા તેને અનુમોદન આપે છે કે તાજી સોજી તાડી પીવાની છૂટ હોવી જોઇએ. ખરી હકીકત એવી છે કે વ્યસની માણસોને તો ઘેન ચઢે ત્યાં સુધી પીએ તો જ સંતોષ થાય, અને પ્રશ્ન ઘેનનો છે. બીજી સૂચના એવી છે કે ગાળવાનો અને વેચવાનો વેપાર સરકાર પોતે હાથમાં રાખે અને જોઇતો અંકુશ મૂકે. આજે પણ વૈદ્યકીય ઉપયોગને માટે દારૂ મળી શકે છે અને સરકારના હાથમાં મોટી લાલચ મૂકવાનું પરિણામ કેવું આવે છે તે આ દેશમાં પરદેશી બ્રિટિશ સરકારની બદદાનત પરથી જણાઇ આવે છે તેના કરતાં પણ આપણાં સ્વદેશી રાજ્યોમાં એ લોભ અને મોહ કેવું સત્યાનાશ વાળે છે તેના પરથી જણાઇ આવે છે.

કમિશન લખે છે કે આ દારૂનિષેધના કાયદાથી આમવર્ગને ફાયદો થયો છે તે નિશંક છે. અને એ લોકોની રહેણીકરણીમાં દેખાતો સુધારો થયો છે. લોકો વધારે કામ કરી શકે છે તેથી ઉદ્યોગોને ઉત્તેજન મળ્યું છે, અને કમિશન " ખાતરીપૂર્વક કહે છે કે આ નિષેધથી ખરો અને ચોખ્ખો ફાયદો દેશને થયો છે."

પરદેશોથી દારૂ છાનો આવે છે, અમેરિકામાં પણ છાનો ગળાય છે, ઉદ્યોગો માટે વપરાતો દારૂ પીવાય છે અને પીનારના ઘરમાં ગાળી લેવામાં આવે છે એ વાત ખરી છે. મનાઇ કરી છે માટે ગાળવો, વેપાર કરવો કે પીવો અને કેટલાક જુવાનો સાહસિક અને શૌર્યભર્યું ગણીને કાયદાભંગ કરે છે, તે છતાં પણ આમવર્ગને ઘણો ફાયદો થયો છે.

છેલ્લા બાર મહિનામાં આપણો અનુભવ પણ એવો જ છે કે પૈસાદાર લોકો, ભણેલી કોમોનો પીનાર વર્ગ અને ચકચૂર દારૂડીઆ એ ત્રણે કોઇ પણ પ્રકારે મેળવી લે છે. આપણે એ વર્ગો માટે ચિંતા કરવાની છે જ નહિ.

આપણે ઇચ્છીએ છીએ કે સ્ટેટ્સમાં દારૂનિષેધનો કાયદો કાયમ રહે અને આપણે પણ દારૂનો વપરાશ નહિ જેટલો કરી નાખીએ.

સુ. મ.

# મારું મૃત્યુપત્ર

[ ૧૯૧૦ ના માર્ચ મહીનામાં દેશભક્ત શ્રી. વિનાયક દામોદર સાવરકરને હિંદુસ્તાનના સ્વાતંત્ર્ય અર્થે સશસ્ત્ર ચળવળ કરવા રાજદ્રોહની કલમ અનુસાર લંડનમાં પકડવામાં આવ્યા. તે પહેલાં એમના વડીલભાઈ શ્રી. ગણેશપતને આજન્મ દેશનિકાલની સજા થઇ ચૂકી હતી અને નાનાભાઈ પણ લૉર્ડ મિન્ટો પર બૉંબ ફેંકવાના પ્રકરણમાં પકડાયા હતા. તે વખતે એમના અસહાય ભાભી કે જેમને આ જન્મે તો મળવું લગભગ અસંભવિત હતું તેમને પોતાની અટકાયતના ખબર મોકલ્યા અને સાથે સાથે "ઉદાત્ત, આકર્ષક દિવ્ય મર્મવાળું–' મારુ મૃત્યુપત્ર ' " લંડનની બ્રીસ્ટન જેલમાંથી મોકલ્યું. ]

( વસંતતિલકા )

વૈશાખનો કુમુદનાથ નભે હસે છે,
એ શુભ્ર ચાંદની મહી જગ આ વિલાસે;
જેને સ્વયં જલ સિંચે નિજ ' બાલ '[1] સ્નેહે,
તે જૂઇનાં ફૂલ ખીલી પ્રસરે સુવાસ.
આવ્યાં બધાં સુહૃદ સ્નેહી સગાં ઘરે ને,
આનંદમગ્ન કુલ ગોકુળીયું થયું છે;
આદર્શ દીપ્તિ શુચિતા ધૃતિ જે, યુવાની,
તે જોઇને તરુણ મંડળી, કીર્તિ નાચે.
પ્રેમે સરોજ નવયૌવનનાં ખીલ્યાં જે,
મ્હેકે સુવાસિત ઉદાત્ત સુસંસ્કૃતિના;
ભેગાં થઈ ઉપવને સહુ સાથ ક્હો' દિ,
વાતો કરી ધવલ ચદ્રની ચાંદનીમાં.
શ્રી રામચંદ્ર વનવાસ કથા રસાલ,
સ્વાતંત્ર્ય યુદ્ધ ઇટલિનું ક'દિ સુણાયે;
તાનાજી જે સમરધીર તણો પવાડો[2]
ગાયા ચિતોડગઢ કે શનવાર વાડો.
ને શૌં થઇ પ્રિયકરા નિજ આ અનાથ ?
દુર્દાસ્ય, ખિન્ન, શરભિન્ન, વિચ્છિન્ન માતા
શોકે ચિરાઇ જડબંધન તોડવાને
સિંચ્યા યુવાન હૃદયે ઉપદેશ સાચા.
તે કાલ રમ્ય, મધુરા પ્રિય મૈત્રિ તેવી,
તે ચાંદની નવકથા રમણીય રાત્રી;
તે ધ્યેય દિવ્ય નિજ માત વિમોચનાર્થે
તે ઉગ્ર નિશ્ચય અને ઉપદેશ સાચો.

૧ એમના નાનાભાઈ હાલ ડૉ. સાવરકર

૨ પવાડો ( પોવાડો )=વીરરસનું એક જાતનું મરાઠી કાવ્ય

તેવે સમે કીધ સહોદર શું પ્રતિજ્ઞા,
તે સર્વ દેવિ વહિની[1] સ્મરતિ નથી શું ?
"બાજી પ્રભુ થઈશું" એ યુવકો વદે છે,
"થાશું ચિતોડ યુવતીઓ" યુવતી સગર્વ.
અંધારમાં વ્રત લીધાં નવ એ અમોએ,
પૂર્ણ પ્રકાશ ઇતિહાસ પ્રમાણનો છે;
દિવ્યાર્થ સિદ્ધ કરવા નિજ દેહ હોમે,
ને અગ્નિઝાળ સહશે સતી શું અજાણ ?
લીધી વળી પ્રિયજનો સહ જે પ્રતિજ્ઞા,
તે તે સ્મરી ઘડીક સાંપ્રત તું વિલોક,
ને આઠ વર્ષ હજી તો વીતિયાં નથી ત્યાં
આ કાર્ય સિદ્ધિ ? મનશે નવ હર્ષ પામે ?
જાગ્યો સ્વદેશ હિમપર્વત સેતુ સુધી,
ને દીનહીન સહુ આજ ઉભાં સગર્વ;
આવે બધાં રઘુપદે નિજ અર્પવાને
જાજ્વલ્ય અગ્નિ પ્રકટ્યો અહીં યજ્ઞકુંડે.
આ યજ્ઞસિદ્ધ કરવા તુજ ઉગ્ર દીક્ષા,
સાચી કરો બધીય પૂરવની પ્રતિજ્ઞા;
આ વિશ્વનું અખિલ મંગલ સાધવાને,
હોમાય કોણ અહીં ભક્ષ્ય હુતાશ માંહે.
યુદ્ધે જવા પ્રભુ રઘુત્તમ આ નિમંત્રે,
દિવ્યાર્થ દેવ મુજ કુલ સુસજ્જ છે આ;
રે સાધ્વી ગર્જન કરી પહેલા હવીનું,
મોંઘેરુ માન મળ્યું એ પ્રભુની પ્રસાદી.
ધર્માર્થ દેહ પડશે ઠર્યું એ નિતાંત,
તે બોલ ફોક નહીં બાલિશ બાયલા તેં;
ના ભીરુ હું નવ ચૂકું ધૃતિ યાતનામાં,
નિષ્કામ કર્મ રતિ યોગ નહીં ચૂકાયે.
લીધી વળી પ્રિયજનો સહ જે પ્રતિજ્ઞા,
સત્યાર્થ એહ કરવું મરવું પડે વા;
એ અગ્નિમાંહી નિજ માત વિમોચનાર્થે,
ને સ્વાર્થ બાળી કૃતકૃત્ય સહુ થઈએ.
રે માતૃભૂમિ તુજને મેંન સોંપીશું ને,
વક્તૃત્વ, વાગ્વિભવ એ સહુ અર્પિયાં છે;
અર્પી તને કવિની નૂતનશ્રી રસાલ
લેખિની આ તુજ સિવાય ન અન્ય માટે

[1] વહિની=ભાભી ( મરાઠી )

હોમ્યાં સહોદર સગાં અહીં યજ્ઞકુંડે,
કીધું સ્વયં દહન યૌવન દેહ ભોગ;
આ કાર્ય નૈતિક સુસંમત સર્વ દેવે,
એ સેવના મહીં જ છે રઘુવીર સેવા.
એ યજ્ઞકુંડ મહીં યૌવન ને વિલાસ,
દાવાનળે વહિની, પુત્ર, પ્રિયાય હોમ્યાં;
એ યજ્ઞકુંડ મહીં ધીર વરિષ્ઠ બંધુ,
કીધો હવી પરમકારુણ્ય પુણ્યસિંધુ.
હોમ્યો હુતાશ મહીં પ્રિય કનિષ્ઠ બંધુ
આવ્યો હું એ હવી થવા તુજ યજ્ઞકુંડે;
જન્મ્યા સહસ્ર મુજ માતૃકુખે કદાપિ,
હોમું બધાય નરમેધ પુરો કરું એ.
સંતાન આ ભરતભૂમિ તણાં કરોડો,
જે માતૃભૂમિરત સજ્જન ધન્ય તે હો;
ને ઇશ્વરાંશ કુલ આપણું એ બધામાં
નિર્વંશ થૈ અમર એમ ભલે થતું એ.
થાએ ચિરંજીવ નવા કુલનાથ થાએ,
રે માતૃભૂમિ તુજ બંધન તોડવાને;
દીક્ષાનલે પડી થયા પરિપૂર્ણ હેતુ—
ને સ્વાર્થ બાળી કૃતકૃત્ય સહુ થઇએ.
ને ધૈર્યથી વહિની તું વ્રત પાળજે સૌ,
કલ્યાણી સોંપ્યું તુજને કુળશીલ સર્વે;
શ્રી પાર્વતી તપ કરે હિમ પર્વતે તે
ને રાજપૂત રમણી હસતી ચિતામાં.
ને ભારતીય અબલાબલ તેજ આજે,
આ ભારતીભૂમિ મહીંથી થયું ન લુપ્ત;
ને સિદ્ધ એ વ્રત થવા તું ઉદાર ઉગ્ર,
વીરાંગના તવ સુવર્તન હો સમગ્ર.
માગું છું ગદ્ગદ હૃદે તુજ પાસ દેવી
આ વત્સ વત્સલ પદે તુજ, શીષ મૂકી;
સપ્રેમ અર્પણ હજો પ્રણતિ તને આ,
આલિંગન પ્રિયકરા મુજ પત્નિને આ.
અંધારમાં વ્રત લીધાં નવ એ અમોએ,
પૂર્ણ પ્રકાશ ઇતિહાસ પ્રમાણનો છે;
દિવ્યાર્થ સિદ્ધ કરવા નિજ દેહ હોમે.
ને અગ્નિ ઝાળ સહશે સતી શું અજાણ!

હરિશ્ચંદ્ર ભટ્ટ

# સાહિત્યને ઓવારેથી–

## ૫

## કવિ ન્હાનાલાલ

અને હવે લઇએ આપણી ગરવી ગુજરાતના ગૌરવવંતા કવિ ન્હાનાલાલ. સારાયે ગુજરાત કાઠિયાવાડનાં ગામડાંમાં ઘૂમનાર, કુદરતી દશ્યોમાં રાચનાર, આર્યસંસ્કૃતિમાં રાચનાર, અને અંધાર–ઉજાળતા બ્રહ્મચર્યસને પૃથ્વી ઉપર ઉતારવાનાં સ્વપ્ન સેવનાર આ યુગકવિ કેટકેટલા રસિક ગ્રંથોની ગુજરાતી સાહિત્ય વર્ગને લ્હાણી કરે છે? અગદ્યાપદ્યના આદ્યસ્રષ્ટા ને ડોલન શૈલીના આ ખાસ હિમાયતીએ કવિતા–દેવીની આજે પણ ઉત્કટ ને આદરભરી સેવા કરે છે, અને આખરી સંગ્રામમાં મરણીઆ થનાર સૈનિકના નિઃસીમ ઉત્સાહથી 'વન'માં પ્રવેશ કર્યા પછી પણ યૌવનને શરમાવે તેવો સાહિત્યશ્રમ કરી રહ્યા છે.

કવિત્વનો વારસો મેળવનાર, 'કવિ' શબ્દને સાર્થ કરનાર, આ ક્રાન્તદર્શીએ આર્યાવર્તને, આર્યકુલને, અને આર્ય મનુજ અને મહિલાઓને માટે કેટકેટલું કર્યું છે! 'ઇન્દુકુમાર' અને મનોહર 'ઉષા' દ્વારા તેમણે યુવાનોની અભિલાષા અને આદર્શો વ્યક્ત કર્યા; રાસનું સાહિત્ય ખેડી દયારામ, દલપતરામ, નવલરામ વગેરેને વધુ મહિમાવતા બનાવ્યા, અને ગુર્જર સુંદરીઓને વીરાની વીરપસલીથી ઋણી બનાવી. 'જયા અને જયન્ત' વડે નૈષ્ઠિક બ્રહ્મચર્યનો સંદેશો આપી 'પ્રેમ'નાં વિવિધ સ્વરૂપ નિરખ્યાં. તેમણે ઇતિહાસના પાઠ પઢી, ભૂતકાળમાં ઝાંખી કરી, વર્તમાનને નિહાળ્યો, અને ભવિષ્યની સીમાઓ ઉચ્ચારી. મૂર્તિમાન બની જગતને સંબોધતા ત્રણે કાળને તેમણે 'જયા–જયન્ત'માં વાચા દીધી, કાળને કાંઠે બેસી કાળની સીમાઓ ભૂંસતી 'વિશ્વ–ગીતા' આપી; અને ઇતિહાસને ઓવારેથી સત્ય સોહામણાં 'અકબરશાહ' અને 'જહાંગીર–નૂરજહાં' આપ્યાં. વિશેષમાં, ઇતિહાસાતીત કુરુક્ષેત્ર કવતા આ કવિ 'સંઘમિત્રા' જેવી કેટલીયે સરજાતી કૃતિઓને જગત્પ્રકાશ બતાવવાના મનોરથ સેવી રહ્યા છે.

કવિ ન્હાનાલાલમાં ભાવનાની સુન્દરતા છે, અને ભવ્યતાની ઝાંખી છે; કલ્પના, મૃદુતા ને મધુરતા છે. લલિત અને મનોહર શબ્દાવલી, નાનાં સમતોલ વાક્યો, અને કલ્પનાના અનેરા વિહારઃ આ બધું તેમની કૃતિઓને હૃદયંગમ બનાવે છે, અને વાચકને ક્વચિત્ મંત્રમુગ્ધ કરે છે. ગુજરાતના કાવ્યસાહિત્યમાં પિંગળના પક્ષકાર કવિ–પિતાના આ કવિ–પુત્રે પિંગળ સામે બંડ જગાવ્યાં, અને 'ડોલન'વતી અગદ્યાપદ્ય શૈલીને પ્રધાનપદ આપ્યું. અને આ સંક્ષોભકારી, ડોલન ભરેલી 'નિબંધ રસચરણાવલી'–અગદ્યાપદ્ય શૈલી–વિષેનાં કવિ ન્હાનાલાલ અને મોટાલાલનાં સાહિત્યયુદ્ધો અમર બન્યાં હોય તેમ આજે પણ ઘણાયની સ્મૃતિમાં તાજાં હશે. કવિતાસ્રોત ચિત્તક્ષોભમાંથી નહિ, પણ ચિત્ત પ્રસન્નતામાંથી જન્મે છે, એમ ઉચ્ચારનાર કવિની આ લાક્ષણિક કાવ્યશૈલી લોકપ્રસિદ્ધ અને અનુકરણથી પર છે એમ તો કબૂલ કરવું પડે, કારણકે 'ગુજરાતનો તપસ્વી' અને 'સૌરાષ્ટ્રનો સાધુ'એ બતાવ્યું છે કે અગદ્યાપદ્યશૈલીમાં કવિની આટઆટલી સફળતા હજુ અન્ય કોઇને નથી વરી.

કવિનાં કેટલાંક સર્જનો જેટલાં શબ્દસોહામણાં છે તેટલાં જ અર્થમાં ગૌરવવંતાં છે; અને 'ઋજુ, ભવ્ય અને સુંદર શૈલીના પ્રવર્તક, પ્રખ્યાત અંગ્રેજ કવિ ટૅનીસનની યાદ આપે છે. ટૅનીસન 'રોમૅન્ટીસીસ્ટ' અને 'ક્લાસીસ્ટ' બંને હતો; કાવ્યપ્રકાશના કર્તા મમ્મટ પણ ભાખે છે કે કવિતા એટલે શબ્દ અને અર્થ બંને. કવિ ન્હાનાલાલનાં કેટલાંક જ્ઞાનપૂર્ણ સુત્રો, તેમના આદર્શ ભરેલા બોધ, અને તેમની રસિક વિચારશ્રેણી હરકોઇને તેમને માટે માન ઉપજાવે તેવાં છે. તેમની કવિતાને કલ્પનાની પાંખ સાથે અલંકારોની સુંદરતા પણ છે. તેમાં સૌન્દર્ય શીલથી શોભે છે–સ્વચ્છન્દતાથી નહિ, યૌવન સંયમથી ઊજળું બને છે, ઉચ્છૃંખલતાથી નહિ; શૃંગાર રસસમાધિથી શુચિ બને છે, વિષયવાસનાથી નહિ. ક્યાંયે અનાર્યતાનું સમર્થન, અનીતિના અંતિમ વિજયઘોષ કે અસુરોનું સામ્રાજ્ય નહિ હોય, જ્યાં ત્યાં ઇશ્વરી સત્તાનો સ્વીકાર, જગતપિતાના પેગામનું પાલન ને પ્રેમ–છલોછલ ભક્તિ જ જળહળે છે; જાણે કે પૃથ્વી ઉપર રહીને દેવોના દિવ્યધામમાં વાચક વિચરતો હોયની!

અને આ બધામાં તેમનું આત્મલક્ષિત્વ જ નથી? ઘણાયે ધર્મોનો ને સંપ્રદાયોનો કવિએ નિખાલસ હ્રદયથી અભ્યાસ કર્યો છે. સ્વામિનારાયણ સંપ્રદાય તો તેમને પિતૃકુળ તરફથી વારસામાં મળ્યો છે. કાળબળે પ્રાર્થનાસમાજે પણ તેમના હ્રદયને આવરી લીધું, અને પછી તો કવિએ આર્યસમાજ, સનાતનધર્મ, પુષ્ટિસંપ્રદાય, જૈન, ઇસ્લામ અને ખ્રિસ્તી ધર્મનો પરિચય સાધ્યો. ને તેથી જ તેઓ આજે બધા ધર્મોની યોગ્ય કદર કરી તેઓમાંથી સર્વસામાન્ય નિષ્કર્ષ શોધે છે. કવિ તો હાલ કહે છે કે 'I have outgrown all cults' (હું સર્વ સંપ્રદાયોથી પર છું). અને ખરેખર આવી વિશાળ ભાવના વિના 'અકબરશાહ'માં સર્વસમન્વય અને વિશ્વકલ્યાણના આદર્શો વ્યક્ત કરી શકે ખરા? તેમનાં 'બાદશાહનામા'ને 'અકબરશાહ' ને 'જહાંગીર નૂરજહાં' જુઓ. એટલે તમારી નજર આગળ હિન્દુ–મુસ્લીમ વિરોધ ઓગળી જશે, ને ડૉ. ટાગોરના વિશ્વબન્ધુત્વની ઝાંખી થશે.

કવિ એ વિશાળ આમ્રવૃક્ષ છે; ને તેની ડાળીએ ડાળી મ્હોરેલી છે. તેનાં ગુણદર્શન કરવાં ને તેની કિંમત આંકવી એ છેક સહેલુ કામ નથી. તેમની કેટલીક કૃતિઓમાં તો ઇતિહાસ અને કવિત્વ અભેદ્ય મિત્ર બની રહે છે; કારણકે તેમને મન ઇતિહાસનું ખૂન કરી "અસત્યોના પાયા ઉપર ધજાગરા રોપવા ઐતિહાસિક કહાયે નથી, કવિતા યે નથી."

કવિની સર્જનપદ્ધતિયે બહુ લાક્ષણિક છે. અભ્યાસ, ચિંતન, સર્જન અને સમાલોચનાઃ આ ચાર અવસ્થાઓ વટાવીને જ તેમની હરકોઇ કૃતિ જગતપ્રકાશ જુએ છે; કારણકે તેમના મતે તો આંબેથી કાચી કેરી ઉતારનારે ઉતાવળના કરતાં તેને પકવવા જેટલી ધીરજ રાખવી જોઇએ. ઉતાવળ, અપૂર્ણતા કે છીછરાપણું તેમને બહુ થોડું રુચે છે.

રસસાહિત્યમાં પણ કવિ ન્હાનાલાલે બહુ કિંમતી ફાળો આપ્યો છે. ગરબા–ઘેલી ને રાસરમણે આનંદતી ગુર્જર સુન્દરીઓને તેમણે કેવા અદ્‌ભુત ને અમર રહે તેવા રાસ આપ્યા છે. 'મહીડાં' 'પૂછશો માં' 'રૂપલા રાતલડી' 'દેવનાં દાન દીધાં' વગેરેમાં કવિ કોઇ અનુપમ રીતે જ હ્રદયના કોમળ ભાવોને સ્પર્શ્યા છે; અને વિશેષ પરિચય માટે 'રાસ-કુંજ' અને તેમાં આપેલી કવિની અભ્યાસપૂર્ણ પ્રસ્તાવના જુઓ. આજે તેમના કેટલાયે રાસ ને ઢાળ વિવિધ અનુકરણોનો વિષય બન્યા છે. પણ કવિએ આ બધું કર્યું તે પુરોગામીઓનું સાહિત્ય–ઋણ સ્વીકારીને જ.

અને કવિમાં કેટકેટલી ગુણપૂજા છે! નરસિંહ મહેતા, મીરાં, પ્રેમાનંદ, નર્મદાશંકર, નવલરામ, દલપતરામ, ગોવર્ધનરામની, અને શિવાજી જેવા ભારત–વીરોની જયંતિઓમાં તેમણે કેટકેટલી આદરભરી ગુણસ્તુતિઓ ગાઇ છે? 'જાય છે તેની જગા નથી પૂરાતી' એમ માનનાર આ સહૃદય ગુણદ્રષ્ટાએ કેટલાયતી જયંતિઓને સાહિત્યક્ષેત્રમાં અમર બનાવી છે.

એવા આ કવિમાં સ્ત્રીજાતિ માટેનાં અનહદ માન છે, પ્રકૃતિદેવીનાં વિવિધ દર્શન છે, સંન્યાસીના ત્યાગ છે, સ્નેહીના રસભંડાર છે, ને ભક્તની મસ્ત ભક્તિ છે. વિશેષમાં કવિ એ રાષ્ટ્રપ્રેમી ને દેશાભિમાની કવિ છે. 'ધન્ય હો ધન્ય જ પુણ્ય પ્રદેશ' 'ગિરનાર' અને તેમનાં રાષ્ટ્રભક્તિનાં અન્ય કાવ્યો આપણને તેમના આ વિશિષ્ટ લક્ષણની પણ ખાત્રી કરાવે છે. અને વિશેષ માટે 'જહાંગીર–નૂરજહાં' કે 'અકબરશાહ' માં કરેલાં ગરવી ગુજરાતનાં વર્ણનોમાં કવિકલમ કેવી થનગને છે તે જુઓ એટલે આપોઆપ આ બધું સમજાશે.

અને તે ઉપરાંત કવિનાં વિવેચનો જુઓ. તેમની ઐતિહાસિક, તુલનાત્મક પદ્ધતિ રસપ્રદ યુગચિત્ર રજુ કરે છે; ને તેમણે જયંતિઓનાં ભાષણોમાં આપેલા સાલવારીના આંકડા આપોઆપ જ કાળદર્શન કરાવે છે. પણ તોયે આ સાથે જણાવવું પડે કે કવિદૃષ્ટિમાં અતિશયોક્તિના આંક બહુ તેજ હોઇ કવિનું કવિત્વ તેમની વિવેચનશક્તિને આવરી લે છે, ને ઉધાર બાજુને ઉવેખી જમે બાજુને હદપાર નમતી બતાવે છે, ને તેથી કવિ તે વિવેચક મટી માત્ર ગુણદ્રષ્ટા જ બને છે.

કવિ તે સ્વભાવે કવિ જ છે, ને તેથી તેમનું નાટ્યકારિત્વ વિવેચનની માફક જ કવિત્વ જેટલું સફળ નથી થયું. તેઓ પ્રથમ કવિ છે, પછી નાટ્યકાર છે, ને પછી વિવેચક છે. નાટકોમાં તેઓ જીવનના ગૂઢ સવાલોને કે આત્માના કૂટ પ્રશ્નોને તત્ત્વચિંતકની, સૌન્દર્ય-દ્રષ્ટાની કે ભક્ત હૃદયવાળા કવિની દ્રષ્ટિથી છણે છે. 'બાદશાહનામા'નાં બે પ્રસિદ્ધ નાટકોની ત્વરિત પ્રસંગમાળા બાદ કરીએ તો કવિનાં અન્ય નાટકોમાં કાર્યની ગતિ બહુ મંદ હોય છે, ને સ્પષ્ટ પાત્રનિરૂપણ કે સૂક્ષ્મ પાત્રવિકાસ પણ બહુ ધ્યાન ખેંચે તેવો હોતો નથી. તેમનાં પાત્રો અપાર્થિવ ને તેમની ભૂમિકા ઉચ્ચ; સર્વત્ર સત્યનો જ વિજય ને આદર્શોનો જ પમરાટ. સંસારમાં નજરે જોઇએ છીએ તેવી વિજય પામતી દુષ્ટતાઓ કે જગતજંજાળોનો વાસ્તવિક ને વ્યવહારૂ ઉકેલ જેવું બહુ થોડુ ગણાય. પણ આ બધું શાને હોય? કારણકે કવિ તે કલ્પનાના વિહારી છે, આદર્શોના અભિલાષી છે.

કેટલાક આધુનિક વિવેચકો કહે છે કે મહાકાવ્ય લખે તે મહાકવિ. કવિનું 'બાદશાહ-નામું' કે 'કુરુક્ષેત્ર' આપણી આ મહાકાવ્યની આશા પૂરશે કે? કવિ તે આ યુગના મહા-કવિ છે, પણ તેઓ સર્વકાલીન મહાકવિ ગણાય ત્યાર પહેલાં તો આપણને તેમનામાં કાલિદાસની વ્યંજના ને કલા, અને શેક્સપીઅરનું માનવહૃદયનું સૂક્ષ્મ અવલોકન ને તેનું સ્વયવિકાસ પામતું વિવિધ પાત્રનિરૂપણ વગેરે દ્રષ્ટિગોચર થવું જોઇએ ને!!

કવિ ન્હાનાલાલને છંદોબદ્ધ રચના પણ હસ્તસિદ્ધ છે. 'પ્રભો અંતર્યામી,' ઉત્તરાયણ વખતનું કાવ્ય, પિતૃતર્પણ, મેઘદૂતનું ભાષાંતર અને અન્ય છૂટાછવાયા શ્લોકો તેના સબળ પુરાવા છે. પણ તેમાંએ પાછો યતિભંગ આવે કે શ્લોકમાં માત્રામેળ છંદનું તત્ત્વ આવે. તોયે તેમની છંદોબદ્ધતા ભાવવાહી છે. હાલ સરજાતી 'સંઘમિત્રા' આનો નિર્ણય કરવામાં આપણને વધુ મદદગાર થશે.

અને હવે કવિની ભાષા માટે પણ બે બોલ કહી દઉં. ઉપર જણાવ્યું તેમ તે લલિત, સુંદર ને મનોહર છે; તોયે કહેવું પડે કે ખાસ જરૂર વિના પણ ક્વચિત્ તે વ્યાકરણ દોષથી કલુષિત થાય છે–' સૃજન, ' 'ચંદ્રી' 'પરિશુદ્ધવું,' 'સંક્રાન્તવું' જેવા શબ્દો તેનાં સ્પષ્ટ ઉદાહરણ છે. જરૂરિયાત વિના આવાં બંડ જગાવવાથી નવા યોજેલા શબ્દો શું અમર થશે ? પુનરુક્તિ ને કોઇકવાર તો અર્થહીન પુનરુક્તિ એ પણ કવિભાષાની અન્ય ખામી છે. આવી પુનરુક્તિને કારણે એક વખત એમ પણ કહેવાતું કે કવિએ ' પ્રભુ ' શબ્દને બજારૂ ચીજ બનાવી દીધી છે. વિશેષમાં, કેટલીક કૃતિઓમાં અપ્રચલિત સંસ્કૃત કે ફારસી શબ્દોનો અતિરેક વાચકને કંટાળો ઉપજાવે છે; કારણકે તે માટે નથી હોતી સમજુતી કે ન મળે નોંધ. કોઇક વખત તો અર્થની ક્લિષ્ટતા કે ભાવની અસ્પષ્ટતા પણ તેમની કવિત્વ-શક્તિમાં ઊણપ લાવે છે.

અને તોયે જીવંતકાવ્ય સાહિત્ય અવલોકતાં જણાવવું પડે કે કવિ **ન્હાનાલાલ તે અર્વાચીનયુગમાં શિષ્ટવર્ગના પ્રતિભાશાળી મહાન કવિ છે, આધુનિક કવિઓના અગ્રણી છે.** તેમનું કવિત્વ પ્રતિભાવંતું છે, ને તેમનું સર્જનક્ષેત્ર વિશાળ છે. સમૃદ્ધ સાહિત્ય-સંસ્થા હોય તેમ દરવર્ષે તેઓ અવનવા રસાળ ગ્રંથો ગુજરાતી શિષ્ટવર્ગને પિરસે છે; અને ગુર્જરસાહિત્યને વિશેષ ગૌરવવંતું બનાવે છે.

કવિની કૃતિઓની આટલી સમીક્ષા પછી કવિને હવે આપણે મનુષ્યસ્વભાવે નિરખીયે. કવિ સ્વભાવે નિડર છે, તેવા જ નિખાલસ છે; માની છે પણ માયાળુ છેઃ ને તેથી જ તેમનાં ભાવભીનાં આતિથ્ય મેમાનોની મુક્તકંઠે પ્રશંસા પામ્યાં છે. તેમનામાં ઉત્સાહ સેવાભાવના છે; પણ તે આવેશથી રંગાઇ જાય તેવાં. તેઓ જો રીઝે તો માથું આપે, ને ખીઝે તો કટ્ટર વિરોધી બને, કારણકે કવિસ્વભાવ સ્નેહમાં તેમજ વિરોધમાં બહુ તીવ્ર છે, તેથી જ એ તીવ્ર આવેશમાં અસહિષ્ણુતા તેના સૂર પુરાવી કવિહૃદયની ઉદારતા ઉપર વિજય મેળવે છે, ને તેમને મિત્રોમાં ને સમાજમાં અપ્રિય બનાવે છે. તેથી જ કરીને કવિએ કેટકેટલા કલહ કર્યા ને કેટલાયના ગાઢ સ્નેહસંબંધ જતા કર્યા. નિડરતા, આવેશ ને અસહિષ્ણુતાને લીધે કેટલાયને કવિ ન્હાનાલાલ મનુષ્ય તરીકે બહુ પ્રાકૃત લાગે છે, પણ ન્યાયની ખાતર જણાવવું જોઇએ કે કવિ તે કવિત્વના ઉન્નત મેરુ શિખરે વિરાજેલા હોઇ મનુષ્ય તરીકે છેક તલેટીએ ઊભેલા દેખાય છે. આ લાક્ષણિક સ્વભાવને લીધે તો કવિને પણ ઓછું શોષવું પડ્યું નથી ! નહિ તો તેમણે અસહકારના વખતમાં દેશદાઝે પ્રેરાઇને કરેલો નોકરીનો ત્યાગ, તેમના સુવર્ણ મહોત્સવના પ્રસંગો, ને તેમનો સાહિત્યપરિષદ સાથેનો અસહકાર આમ આજે આપણે માટે દુઃખભર્યાં સ્મરણના જ વિષયો ના બને. કોઇક અધન્યપળે ગાંધીજી સાથે તેમને ખડાખાજાં થયાં, ને ત્યારથી કવિનું જાહેર જીવન વણખીલ્યું જ રહ્યું. પણ ગુજરાતને તેથી લાભ જ થયો છે. આ પ્રતિકૂળ સંયોગોએ જ કવિની કવિત્વશક્તિને એકાગ્ર કરી ને તેને પૂરબહારમાં પ્રફુલ્લાવી. સાચા હૃદયના આ કવિની જાહેર સામાજિક કે રાજકીય સેવાઓ દેખાઇ, ના દેખાઇ, ને અદીઠ બની. એક સૂચના કરી લેઉં ? નિષ્પક્ષપાત રીતે બંને પક્ષનું સાંભળી શુદ્ધ ન્યાય આપી કવિને સંતોષી કે અદ્દ્ભુત પ્રેમબળે તેમને જીતી લેઈ વિદ્યાપીઠ ને સાહિત્યપરિષદ સાથેનાં કવિનાં રૂસણાં છોડાવનાર આખા ગુજરાતમાં કોઇ પણ નહિ હોય ? મહાત્માજી પણ તેમને ના અપનાવી શકે ? સંયોગો જોતાં માત્ર આટલી સૂચનાથી જ સંતોષ માનવો રહ્યો.

કવિ માટે હજુ પણ એક વસ્તુ બાકી રહી જાય છે. તેઓ લોકજીવનને સ્પર્શે છે અથવા દૂરથી સહાનુભૂતિની નજરે નિહાળે છે; પણ તેમાં લીન થતા ના કહી શકાય. કવિ તે પહેલાં કહ્યું તેમ, મુખ્યત્વે શિષ્ટ વર્ગના જ કવિ છે. કવિ દલપતરામનું 'ક. દ. ડા.' તરીકે લોકજીવનમાં ગામડે ગામડે જે સ્થાન હતું, તેવું આજે કવિ ન્હાનાલાલનું કહી શકાય?

આશા છે કે નિડર ને નિખાલસ કવિ આ નિડરતા ને નિખાલસતાની કદર કરશે.

આ બધાં વિશિષ્ટ લક્ષણોવાળા કવિ ન્હાનાલાલ અભિમાનીને ત્રાડ દે છે, વિરોધીને પછાડે છે, ને શિષ્ય જેવા નાનેરાઓને સાથ આપે છે, દોરે છે, વખાણે છે. કવિસ્વભાવની પારાશીશીમાં ક્ષુદ્ર તે મહાન દેખાય છે, ને અણુ તે મેરુશિખર બને છે. તેની સત્ય હકીકતો રાગદ્વેષની રજથી ઢંકાયલી રહી અપૂર્ણ દેખાય છે. માનીતાની મોટાઇ વધારવાની અને વિરોધીઓની લઘુતા સાધવાની પ્રબળ ઇચ્છા તેમની મહાનુભાવતાને પણ મ્હાત કરી તેમના શબ્દ-દેહે ગાયેલા આર્ય આદર્શોને કવિજીવનમાં વ્યક્ત થતા રોકે છે. તેમના પાર્થિવ સ્વભાવમાં તેમનાં પાત્રોની જો અપાર્થિવતા ભળે, અને આ દેહે તેમની કળેલી ભાવનાઓનો પરિમળ સગાં, સ્નેહીઓ, અને સમાજમાં ફેલાવે, તેઓ રાગદ્વેષથી પર થઇ સત્યના પૂજારી બને, સદ્‌ભાવથી વિરોધીઓ સાથે કામ લે, અભિમાન વિના પ્રશંસકો સાથે સમભાવ કેળવે, તો ગુજરાત, નહિ જોયેલો કવિ જુએ, સાહિત્યે નહિ જોયેલો સાહિત્યસ્રષ્ટા મળે, રાષ્ટ્રને એક પ્રેરક ભક્ત મળે, ને તેમની આર્યસંસ્કૃતિનો સંદેશો ઘેરેઘેર ઝીલાય. તો જ તેમની કાવ્યચંદ્રિકા દરેક સહૃદય વાચકને આહ્લાદ આપે. કવિવર મહાગુજરાતની આ મહત્ત્વાકાંક્ષા ક્યારે પૂરી પાડશે? સાહિત્યમાં 'કુરુક્ષેત્ર' સર્જતા આ કોડીલા કવિ જીવનનું કુરુક્ષેત્ર ક્યારે મિટાવશે?

પણ આ 'જો ને તો'ની કલ્પનાને બાજુએ મૂકીને વિચારીએ તોપણ જણાશે કે કવિ એ અર્વાચીનયુગના મહાન સાહિત્ય સરજનહાર છે, ભવ્ય આમ્રવૃક્ષ જેટલા મનોહર અને મધુર છે. કાણાને કાણો કહેવાની તેમની ઝનુની નિડરતાને લીધે ભલે તેમનાં મૂલ્ય આજે લોકદૃષ્ટિએ ઓછાં અંકાય, આવતી કાલે તો તેમની સુયોગ્ય કદર જ થશે. વિશ્વનિયંતા તેમની સહજ બુદ્ધિને અને ઉચ્ચ કવિત્વશક્તિને વરેણ્ય ભર્ગના ફુવારાથી વધુ નિર્મળ અને વધુ પવિત્ર બનાવો! આવી ઉન્નત અભિલાષા સેવતી બૃહદ ગુજરાતની સાહિત્ય જનતાનાં આ યુગકવિને અનેકગણાં આદરભર્યા વંદન હો!

શંકરલાલ ગંગાશંકર શાસ્ત્રી

# નસીબ સામે પડકાર

: મુક્ત મનહર :

ચાલુ થા, ઓ નસીબના ચક્ર; ત્હારી કુમક છે
કાળ, મ્હારા જીવનને જારી રીતે ગળી જતો:
ત્હારી કુમક છે મ્હારો શત્રુ બળવાન અને
ભયંકર—ત્હેની મ્હને પરવા લગીરે નહિ—
મ્હારો શત્રુ અને શત્રુ સકળ સંસારનો !
ચાલુ થા તું જેવી રીતે હોય ત્હારે ચાલવું.
મનાવી લેવાને ત્હને મ્હારી પાસે શબ્દો નથી,
નીચપણું એવું નહિ, કરું ત્હારી યાચના.
અજમાવ ત્હારું બળ, ઝીલવા તૈયાર છું હું:
ત્હારી કુમક છે જ્યારે શત્રુ મ્હારો ભયંકર,
મ્હારી કુમક છે ત્યારે—શા માટે હું નહિ કહું ?
મ્હારી કુમક છે મ્હારા અભ્યાસો ને અનુભવો,
અખતરાઓ કરેલા પ્રેમ તણા જીવન પર.
નસીબ ! તું કોઇ રીતે હરાવી શકે ન મ્હને,
જો કે મ્હને હારેલો તું માની શકે ઘણી વાર:
મ્હારી નિષ્ફળતાઓ તે મ્હારી નિરાશાઓ નથી;
આપત્તિઓ, અકસ્માતો, ત્હારા મેળવી આપેલા
ખજાનાઓમાં ખજાના જેવા ગણું છું હું, ભાવી !
મ્હને ખરું જ્ઞાન માત્ર દુ:ખમાંથી સાંપડે છે
ભુલી તે તું જાય છે, જો કરાવું હું યાદ ત્હને.
ભાવી ! મ્હને જખમો આપીને તું હસે છે મિથ્યા:
જખમો તે સહીને હું બનું છું તબીબ જાતે;
મ્હારા જખમોથી મ્હને જખમો સહી લેવાનું
કુદરતી રીતે નવું જોમ થતું પ્રાપ્ત, ભાવી !
અજમાવ, ભાવી ! ત્હારી અજમાવ બૂરી કળા,
મેળવવા મહેરબાની ત્હારી હું તૈયાર નથી;
શું છે શત્રુભાવમાં, ને મિત્રતામાં ફેર ત્હારી ?
આશ્રિતો થનારાંને શું ઉગારી શકે છે, વા, તું ?
નહિ નહિ, કદી નહીં એવું મ્હેં નિહાળ્યું આંખે.
ભાવી ! ત્હારા મંદિરોમાં ના હું કરું ધૂપ દીપ,
ત્હારી બંદગીમાં રોકાવું છે બેવકૂફી માત્ર;
શાને માટે અથવા તો પૂછું હું સલાહ ત્હારી,
જ્યારે મ્હને હણવાનું કામ છે સોંપાયું ત્હને ?
બચાવું જો એવી રીતે વખત ખોવાતે એળે,
તો તું થશે, ને થશે જ, મ્હારે વશ આપો આપ !

- ૬




શ્રી. 'પ્રસ્થાન'ના તંત્રીજી,

આપના માસિકના ફાગણના અંકમાં રત્નદાસકૃત 'હરિશ્ચન્દ્રાખ્યાન'ની જે સમર્થ સમાલોચના આપે કરી છે એ સંબંધી કંઇક વિશેષ હકીકત જણાવું છું તો તે પ્રકટ કરવા કૃપા કરશો.

(૧) **ગુરુ અને સંત.** શ્રી. કેશવલાલભાઇ નીચેની પંક્તિઓ ઉપરથી પ્રેમાનંદને સંત અને રત્નદાસનો ગુરુ માને છે:—

હરિકૃપાએ બાળપણથી મળ્યો સદ્‌ગુરુ સાર;
તેણે કરીને થયો મુજને સંત-અંગીકાર.

પરન્તુ ધ્યાન રાખીને જોવાથી જણાશે કે આમાં જણાવેલા ગુરુ અને સંત એ બે ભિન્ન વ્યક્તિઓ છે. પોતાને બાળપણમાં સદ્‌ગુરુનો મેળાપ થયો હતો અને તેમની કૃપાથી કોઇ સંતે તેનો અંગીકાર કર્યો હતો–અપનાવ્યો હતો એમ કહેવાનો કવિનો આશય છે. આ અર્થ એ કાવ્યના છેવટના ભાગનાં બે ચરણો ઉપરથી પણ સ્પષ્ટ થાય છે:—

ગુરૂપ્રતાપે થઈ પૂરણ ... ... ...
સંતકૃપાએ કવિબુદ્ધિ આવી+ ... ...

અર્થાત્ સંતની કૃપાએ કવિત્વશક્તિ પ્રાપ્ત થઇ અને ગુરુના પ્રતાપે આ કથા પૂર્ણ થઇ. આ ઉપરથી સિદ્ધ થાય છે કે, ગુરુ અને સંત ભિન્ન ભિન્ન છે. જો પ્રેમાનંદ રત્નદાસનો ગુરુ હોય તો તે સંત હોવો જોઇએ નહિ અને જો પ્રેમાનંદ સંત હોય તો તે તેનો ગુરુ હોવાનો સંભવ નથી.

(૨) **'પ્રેમાનંદ' શબ્દનો વિશેષણ તરીકે પ્રયોગ.** ઉક્ત આખ્યાનના આરંભમાં 'સત્યવાદી સર્વે જાણે ભક્ત પ્રેમાનંદ' એમાં 'પ્રેમાનંદ' શબ્દ નામવાચક નથી, પણ હરિશ્ચન્દ્ર કે ભક્તનું વિશેષણ છે એમ આપે જે તર્ક કર્યો છે, ને મને યોગ્ય જણાય છે. આવો એક પ્રયોગ ગુજરાતી પ્રાચીન સાહિત્યમાં થએલો મારા જાણવામાં આવ્યો છે. વિષ્ણુદાસકૃત જાલંધર આખ્યાનની* નીચલી પંક્તિઓમાં એ શબ્દ વિશેષણ તરીકે વપરાયો છે:-

+ મૂળમાં 'આવે' શબ્દ છે, પણ અહીં અંતમાં ઉપરની પંક્તિ જોતાં ભૂતવાચક 'આવી' શબ્દ જોઇએ. 'આવી' ઉપરથી લહીઆઓએ 'આવિ'-'આવે' કર્યું હોય એ સંભવિત છે.

* આ કાવ્ય અપ્રકટ છે, પણ તે લેખકના હાથે સંપાદિત થઈ ગુ. વ. સોસાઇટી તરફથી થોડા માસમાં પ્રસિદ્ધ થનાર છે.

થઈ તાપસરૂપ નિર્મળ બેઠા શ્રીગોવિંદ,
ખગપતિ ચેલો કર્યો પૂરણ પ્રેમાનંદ. (કડવું ૨૯, કડી ૧૫)

વૃન્દાને છળવા માટે ગરુડને શિષ્ય બનાવી વિષ્ણુ તાપસનું રૂપ લઇ વનમાં તપ કરવા બેઠા હતા એ પ્રસંગની ઉપરની કડી છે. આમાં 'પ્રેમાનંદ' ગોવિંદનું વિશેષણ છે એમાં સંદિગ્ધતા નથી. વિષ્ણુદાસનો સમય પ્રેમાનંદ કરતાં સો વર્ષ પહેલાંનો છે. જો એનો સમય નિશ્ચિત ન હોત તો કોઇ કલ્પનાશક્તિવાળા વિવેચક વિષ્ણુદાસ (વિષ્ણુનો સેવક —ગરુડ)ને ખગપતિ ગણી તેને પ્રેમાનંદનો શિષ્ય માનવા લલચાયો હોત તો તે સ્વાભાવિક ગણાય.

(૩) કાવ્યનું વર્ષ. પરન્તુ સૌથી અગત્યની બાબત આ કાવ્ય રચાયાનું વર્ષ છે. મૂળમાં એ રચાયાની મિતિ સં. ૧૭૦૪, કાર્તિક સુદ ૪, ગુરુવાર છે. પરન્તુ પ્રેમાનંદનો જન્મ સં. ૧૬૯૫ સામાન્ય રીતે નિર્ણીત થયો છે. તેથી એ વર્ષ કાયમ રહે તો રત્નદાસ પ્રેમાનંદનો શિષ્ય બની શકે નહિ. આથી શ્રી. કેશવલાલભાઇએ એ વર્ષ ફેરવીને સં. ૧૭૭૪નું કર્યું, પરન્તુ જ્યોતિષગણતરી કરી જોતાં મૂળ કાવ્યનાં તિથિવારનો મેળ બેઠો નહિ. એ વર્ષમાં કાર્તિક સુદ ચોથે રવિવાર હતો એમ જણાયું. તેથી તેમણે તેની તિથિ ફેરવી—ચોથને બદલે ચૌદશ કરી! પરન્તુ એ ફેરવેલી તિથિ પણ ખોટી જણાય છે. જો પ્રથમના રવિવારે ચોથ હોય તો તે પછીના રવિવારે અગીઆરશ આવે અને તેથી ચૌદશે બુધવાર હોય, ગુરુવાર કેવી રીતે હોઇ શકે? હા, જો એ દશ દિવસમાં એક તિથિ વધી હોય તો ચૌદશે ગુરુવાર સંભવે; પણ ખરુ જોતાં એમ બન્યું નથી. જ્યોતિષગણતરીથી જોતાં એ વર્ષની એ તિથિએ બુધવાર જ હતો.

સં. ૧૭૭૪ કાર્તિક સુદ ૧૪ = બુધવાર, ૬ નવેંબર, ઇ. સ. ૧૭૧૭. તો પછી ગુરુવાર ફેરવીને બુધવાર કરીશું? આ પ્રમાણે જો મૂળ મિતિનું વર્ષ, તિથિ અને વાર એમ બધુંએ ફેરવવું પડે તો પરિણામ શુ આવે? એ જ કે, ફેરવેલું વર્ષ તદ્દન ખોટું જ હોવું જોઇએ. શ્રી. કેશવલાલભાઇએ ફેરવેલું સં. ૧૭૭૪ નું વર્ષ આ રીતે ખોટું ઠરે છે. હવે આપણે એ જોવાનું છે કે, કાવ્યનું મૂળ વર્ષ ખરુ છે કે નહિ. જ્યોતિષગણતરીથી એ વર્ષ સાચું ઠરે છે, કેમકે એનાં તિથિવારનો મેળ બરોબર બધ બેસે છે.

સં. ૧૭૦૪ કાર્તિક સુદ ૪ = ગુરુવાર, ૨૧ ઑક્ટોબર, ઈ. સ. ૧૬૪૭ આ પ્રમાણે મૂળનું વર્ષ ખરું જ છે, તો પછી તે ખોટી રીતે ફેરવવાની માથાકૂટ શા માટે કરવી? આ ચર્ચા ઉપરથી નિઃસંદિગ્ધ રીતે સિદ્ધ થાય છે કે, રત્નદાસ પ્રેમાનંદનો શિષ્ય હોવાનો બિલકુલ સંભવ નથી.

ઉપરની મિતિઓની જ્યોતિષગણતરી કરી આપવા માટે મારા મુરબ્બી શ્રી. મં. પે. ખરેઘાટ સાહેબનો ઋણી છું.

અક્ષયતૃતીયા,
મંગળવાર, સં. ૧૯૮૭

શામલાલ ચુનીલાલ મોદી




**હિંદી ઉદ્યોગ—તેનું ભૂત, વર્તમાન અને ભવિષ્ય.** કર્તા સિસિલ-માથેસન. ૧૯૩૦.

આ દેશમાં કપાસ, શણુ, ન્હાના મોટા ઉદ્યોગોમાં, તેમજ રેલવે, લોખંડ, કોલસા, ચામડાં, ચોખા વગેરેનાં કારખાનાંઓમાં કામ કરતાં મજૂરોની સ્થિતિનો અભ્યાસ કરવા માટે એક સમિતિ નિમાઈ હતી. આ બધા ધંધાઓમાં રોકાયલા કામગારોને હદપાર કામ કરાવીને તેમનું લોહી ચૂસી ન લેવાય, તેમને પૂરતા પગાર મળે, તેમનું રક્ષણ થાય તેટલા માટે શી વ્યવસ્થા આજે છે અને ભવિષ્યમાં કેવી થવી જોઇએ તેની ચર્ચા આ પુસ્તકમાં છે તેથી પુસ્તકને જે નામ આપવામાં આવ્યુ છે તે બરાબર નથી, ગેરસમજૂત ઊભી કરે એવું છે.

આપણા દેશના કામગરોના રક્ષણ તેમજ તેમની ઉન્નતિ માટે જે થોડું કામ થઇ રહ્યું છે તેમાં ઘણા થોડા લોકો રસ લે છે. જેવી રીતે આપણી પછાત કોમોની ઉન્નતિને માટે પરદેશી અને પરધર્મી મિશનરીઓએ કામ ઉપાડવાની શરૂઆત કરી હતી, અને અસ્પૃશ્યોને સ્પૃશ્ય કર્યા; ગામડાંઓમાં કેળવણીનો પ્રચાર કેવી રીતે કરવો, કયા પ્રકારની કેળવણી આપવી તેને માટે એક કમિશન નીમીને પુષ્કળ માહિતી એકઠી કરી પુસ્તક દ્વારા પ્રસિદ્ધ કરી; તેવી જ રીતે હિંદની ખ્રિસ્તી કાઉન્સિલે હિંદી કામગારોની હાલની સ્થિતિનો તેમજ કારખાનાંને લગતા કાયદા વગેરેનો અભ્યાસ કરવા માટે અને એ કામગારો તથા કારીગરોના હિતને માટે પ્રજાએ તેમજ સરકારે કયા ઉપાયો લેવાની આવશ્યકતા છે તેની સૂચના કરવા માટે એક કમિટિ નીમી. તેમાં બાઇ માથેસન જેવાં અનુભવી બહેન, એક બીજાં બહેન અને નાગપુરના સમાજસેવક મનોહરલાલને કામ સોંપ્યું. આ સમિતિએ દેશમાં ફરી ફરીને, કારખાનાંના માલિકો તેમજ કામગારોની સાથે ચર્ચા કર્યા પછી, બે વર્ષની મહેનત ઉઠાવીને આ પુસ્તક પ્રગટ કર્યું છે. અંગ્રેજ સરકારે મજૂર કમિશન નીમ્યું હતું તેનું નિવેદન જ્યારે પ્રસિદ્ધ થશે ત્યારે ઘણી હકીકત બહાર પડશે તે છતાં આ પુસ્તક દરેક સમાજસેવકને વાંચવાલાયક છે.

આપણે ત્યાં ઘણા ધંધા ઘરગથ્થુ છે. ખેતી કરનારી પ્રજા બચત વખતમાં બીજા ઉદ્યોગોથી પોતપોતાની કેટલીક જરૂરિયાતો પૂરી પાડી લે છે, અને બ્રાહ્મણ-યજમાનવૃત્તિનો ધંધો કરનારો-જમીન પણ ખેડે છે. એક કારખાનામાં સેંકડો માણસો રોકાયલા હોય એવા ઉદ્યોગો ( મીલો ) વિષે આપણે ઘણું સાંભળીએ છીએ, પણ તેમાં પ્રજાનો સેંકડે અર્ધો ટકો ( ૧૦૦૦ માં ૪.૮ ) પણ રોકાયલો નથી. આ સંખ્યામાં રેલવેનાં કારખાનાંનો સમાવેશ થયો છે. પણ ૨,૭૦,૦૦૦ માણસો કોલસા અને ધાતુની ખાણોમાં રોકાયા છે તે ગણ્યા નથી. જ્યુટ અને કપાસમાં ૬૨ ટકા જેટલા રોકાયા છે, પણ તેનો લગભગ અર્ધો

ભાગ માત્ર લોઢવાનાં જીનોમાં મોસમ પૂરતો કામ કરે છે. ન્હાનાં કારખાનાંમાં ૪૪૦૦૦, અને ચોખા અને ખાંડના કારખાનાંમાં ૮૩૦૦૦ જાય છે.

આપણે ત્યાંથી ઘણો માલ પરદેશ ઊપડી જાય છે, તેના આંકડા જોઇને લોકો ભડકે છે. પણ લક્ષમાં રાખવાનું છે કે, આપણે **દર આઠ એકરની ખેતીમાંથી સાત એકરનો માલ દેશમાં જ વાપરીએ છીએ.** મીલોમાં મુંબઇ અને અમદાવાદ બે શહેરોમાં દેશની કુલ મીલોમાંથી ૫૮ ટકા જેટલી મીલો અને ૬૦ ટકા જેટલા મજૂરો છે; અને તે સિવાય કાનપુર, શોલાપુર, નાગપુર, વડોદરા, બેંગલોર અને ઇન્દોર, મદ્રાસ, મદુરા વગેરેમાં કારખાનાં છે. એકદર એમ લાગે છે કે, મુંબઇ–અમદાવાદમાં સ્થિતિ છે તેમ નહિ, પણ જ્યાં કાચો માલ પેદા થાય છે ત્યાં ઠેકઠેકાણે થોડી મીલોનું જૂથ થાય એ આર્થિક દૃષ્ટિએ યોગ્ય છે. જેમ જેમ સમાજમાં જ્ઞાન અને સાંચાકામ વધતું જશે, તેમતેમ નાનાં કારખાનાં મોટી સંખ્યામાં થશે એવું જણાય છે.

## કપાસનો ઉદ્યોગ

આપણા દેશમાં ત્રણસો કરતાં વધારે મીલો છે તે છતાં કપાસનો પાક ઊતરે છે તેનો ⅔ ભાગ પરદેશ મોકલી આપીએ છીએ.

આપણી મીલોની ગેરવ્યવસ્થા વિષે અનેક ટીકા થાય છે તે છતાં આ કમિટિ જણાવે છે કે "હિંદી મીલોના મંચા અને કારખાનાંની સ્થિતિ યુરોપની મીલો કરતાં બહુ ઉતરતા પ્રકારની નથી. હિંદી મીલોમાં ઘણા સુધારા કરવાની જરૂર છે, પણ હાલમાં તેને ઉતારી પાડવામાં આવે છે તે યોગ્ય નથી."

બીજા દેશોમા સ્ત્રી કામગારોની સંખ્યા પુરુષ કરતાં વિશેષ હોય છે. અહી પુરુષોની સંખ્યા ૭૭ ટકા છે. કામમાં મોટો ભાગ મુસલીમોનો હોય છે.

કાનપુરમાં ખ્રિસ્તીની સંખ્યા સારી છે, મદ્રાસમાં લગભગ ૩૩ ટકા જેટલી છે. મદ્રાસની બે મોટી બકીંગહામ અને કર્ણાટક મીલોમાં સ્ત્રીઓને રાખતા નથી, મુંબઇની મીલોમાં છોકરાંઓને રાખતા નથી અને કાનપુરમાં પણ સ્ત્રીઓને જૂજ રાખવામાં આવે છે. અમદાવાદમાં છોકરાંઓ મોટા પ્રમાણમાં રખાય છે અને અર્ધો વખત ભણાવવાની યોજના માત્ર નામની છે. મદ્રાસમાં સ્કૂલમાં છોકરા ભણતા હોય તેમાંથી જ અર્ધા વખત માટે રોકવામાં આવે છે, *આ યુરોપિયન અને અમદાવાદી શેઠિયાની સરખામણીમાં આપણે* શરમથી નીચે જોવા જેવું છે.

કામગારોને રહેવા માટે 'ચાલ' અથવા ઓરડીઓની વ્યવસ્થાના ઉપર કડક ટીકા થાય છે તે યોગ્ય છે, અને મુબઇ અમદાવાદની 'ચાલ' તો અસહ્ય છે.

## હાથવણાટનો ઉદ્યોગ

ખાદીની ઉત્પત્તિ નવી છે અને તેનું પ્રમાણુ જૂજ છે, એટલે અહીં હાથવણાટનો અર્થ દેશી કે વિદેશી સુતર, રેશમ, કૃત્રિમ રેશમ વગેરે દોરામાંથી વણવાના ધંધાનો કરવાનો છે. દક્ષિણ હિંદુસ્તાનમાં આ ઉદ્યોગ ઘણો ફેલાયો છે અને માત્ર મદ્રાસ ઇલાકામાં ૧,૭૦,૦૦૦ શાળોમાં દશ લાખ માણસોને રોજી મળે છે. આખા દેશમાં હાથવણાટથી જેટલું કાપડ થાય છે તેનો ત્રીજો ભાગ મદ્રાસમાં થાય છે.

પંજાબમાં ૧,૭૬,૩૯૩ હાથશાળો છે અને તેમાં બે લાખ પુખ્ત વયનાં માણસો કામ

ફરી રહ્યાં છે અને તેમાં દર વર્ષે પાંચ કરોડ રૂપિયાનો માલ તૈયાર થઇ ઇરાન, અફઘાનિસ્તાન તરફ રવાના થાય છે.

બિહાર ઓરિસામાં લગભગ ૧૩ કરોડ રૂપિયાનું કાપડ વપરાતુ હતું. (૧૯૨૧) તેમાંથી પાંચ કરોડનું હાથવણાટથી તૈયાર થયું હતું. તેવી જ રીતે ગુજરાત, મહારાષ્ટ્ર, બંગાળ વગેરે પ્રદેશોમાં હાથવણાટનું કામ મોટા પાયા પર થાય છે અને એકંદર ૨૦ લાખ શાળો પર ૬૦ લાખ માણસો પોતાનું ગુજરાન ચલાવે છે, એવો અડસટ્ટો કાઢવામાં આવ્યો છે.

આપણી મીલોનું સુતર અહીની મીલોમાં વપરાઇ જાય છે, પણ જો અહીનુ સુતર સોંઘું વેચાય તો હાથશાળોનો ઉદ્યોગ ઘણો ખીલી શકે અને એક તસુ જેટલું પરદેશી કાપડ બહારથી મંગાવવાની જરૂર ન રહે. એવી ગણતરી થઇ છે કે આપણે ત્યાં ૫૦ લાખ ચરખા છે અને જો તેની સંખ્યા વધે તો પુષ્કળ કાપડ પેદા થાય. આ લડતની પહેલાં દેશમાં કાપડ ( કટકા ) નો જેટલો ખપ હતો, તેના ૨૮ ટકા જેટલો માલ અહીંની શાળોમાં ઉત્પન્ન થયેલો.

મીલના માલની હરિફાઇમાં હાથવણાટ શી રીતે જીવી શકે છે તે જાણવાની જરૂર છે, તેનાં કારણો નીચે પ્રમાણે છે :

(૧) હાથવણાટનો માલ વધારે ટકાઉ ગણાય છે.

(૨) હાથવણાટનો માલ તે જ ગામડાંમાં ઉધાર મળે અથવા સાટામાં વેચી શકાય છે, ખાસ કરીને સાડીઓ.

(૩) લગ્ન તથા બીજી લગ્નક્રિયાઓને પ્રસંગે અમુક જાતનું કપડું જ પહેરવું પડે છે અને તે શાળો પર થાય છે.

(૪) સાડીની કોર અમુક જાતની અટપટી હોય છે અને ભાત ઉપાડ વધારે ન હોય તો મીલને તે કરવાનું પાલવે નહિ.

(૫) ટુવાલ, ચાદરો, પલંગપોષ વગેરે માલ શાળોમાં સોંઘો અને ટકાઉ નીકળી શકે છે.

(૬) લુંગી, મદ્રાસ રૂમાલ, સાફા વગેરેનો માલ બ્રહ્મદેશ, સિંગાપુર, અરબસ્તાન વગેરે સ્થળે જાય છે. તે હાથવણાટમાં શુદ્ધ સારો નીકળે છે.

(૭) શુદ્ધ ખાદી હાથવણાટની હોવી જ જોઇએ.

(૮) ઘણો જાડો માલ હાથવણાટનો ઠીક પડે છે.

વણાટકામને ઉત્તેજન આપવા માટે કેટલાંક પગલાં લેવાની જરૂર છે :

(૧) તેમને સુતર વગેરે કાચો માલ, ફટકા શાળ વગેરે ખરીદવા માટે સોંઘી તગાવી આપવાની જરૂર છે.

(૨) આડતિયા, વેપારીઓ, શાહુકારના પંજામાંથી બચાવી લેવા માટે બની શકે તો સહકારી મંડળીની જરૂર છે.

(૩) દારૂ તથા સામાજિક ખર્ચોમાં ઘણું નાણું બગાડે છે તેમાંથી બચાવી લેવાની જરૂર છે.

(૪) તેમના માલને વેચવા તેમ જ જાહેરાત કરવા માટે વ્યવસ્થા થવાની આવશ્યક્તા છે.

### કામગારવર્ગની ઉન્નતિ

કુ. માથેસન વિનીત પક્ષની છે અને મજૂરવર્ગની સુધારણા માટે તેણે જે ઉપાયો સૂચવ્યા છે તે ટૂંકમાં નીચે પ્રમાણે છેઃ—

(૧) આ દેશમાં આજથી ૪૮ કલાકનું અડવાડિયું કરવામાં વેપારીવર્ગને, ધંધાને તેમ જ મજૂરને ગેરફાયદો છે. ( મજૂરને કેવી રીતે ગેરફાયદો છે તે જણાવ્યું નથી ) માટે ૫૪ કલાકનું અઠવાડિયું રાખવું, એટલે ૯ કલાક ૬ દિવસ.

(૨) નિયમથી ઠરેલા કલાકો કરતાં વધારે વખત કામ ચોરીથી લેવામાં આવે છે એમ જણાય છે.

(૩) દરેક પ્રકારના અન્યાય પકડવાને અને મીલમાલિકોને સુધારા કરવાની યોગ્ય માહિતી આપવાને માટે એક મધ્યસ્થ કચેરી ખોલવાની જરૂર છે.

(૪) ૨૦ કરતાં ઓછા માણસો કામ કરતા હોય એવું કારખાનું તેમાં વરાળ વપરાતી હોય કે નહિ તેને કારખાનાના કાયદામાં દાખલ કર્યું નથી તે કરવાં જોઇએ, અને તેના પર સારી દેખરેખ રાખીને અકસ્માત અને અસ્વચ્છતાના નિયમો પળાવવા જોઇએ. જો દશ અને વધારે માણસોનું ધોરણ રાખવામાં આવે તો પણ ફાયદો થશે.

(૫) દંડ કરવામાં આવે તો તેને એક રજીસ્ટરમાં દાખલ કરવા જોઇએ કે ઇન્સ્પેક્ટર તેને જોઇ શકે. મુંબઇના મીલમાલિકોએ એવો હુકમ કર્યો છે કે, એક મહિનામાં પગારના બે ટકાથી વધારે દંડ ન કરવો.

(૬) ઇન્સ્પેક્ટરો માટે ખાસ લાયકાત કે શિક્ષણનું ધોરણ નથી, થોડી નામની ધંધાદારી પરીક્ષા સિવાય. તેથી હાલમાં ઇંગ્લંડ સાથે ફેરબદલી કરવામાં આવે તો સારુ થાય એવી સૂચના છે.

(૭) સુવાવડ વખતે કામગાર સ્ત્રીઓને જે લાભ મળવા જોઇએ તેને માટે કાયદો થવાની આવશ્યકતા છે અને માણસ માંદો પડે તેને રજા મળવા બાબત પણ કાયદાથી ધોરણ ઠરવું જોઇએ. ખેતી કરનાર કામગારોને મોસમમાં બે ત્રણ મહિનાની લાંબી વગર પગારની રજા મળે અને તેમની જગ્યા ખાલી રહે એવી સગવડ થવાની પણ જરૂર છે.

(૮) મોટો પ્રશ્ન સંસ્થાનિક રાજ્યોનો છે અને જેવા કાયદા હિંદમાં થાય તેવા સંસ્થાનોમાં અવશ્ય થવા જોઇએ. સુ. મ.

---

## (૨) દારૂનિષેધ પ્રવૃત્તિની અસર

દારૂનિષેધને લીધે હિંદ દેશના જુદા જુદા પ્રાંતોમાં નીચે પ્રમાણે ઘટાડો ગયા બાર મહિનામાં થયો હતો. એવો અડસટ્ટો કરી શકાય કે, પ્રજાના ગજવામાથી લગભગ નવ કરોડ રૂપિયા દુર્વ્યસનમાં ખર્ચાતા બચ્યા.

| | | | | | |
|---|---|---|---|---|---|
| મદ્રાસ | ૩૮ | લાખ | બર્મા | ૧૭.૬ | લાખ |
| મુંબઇ | ૬૧.૭ | ,, | બિહાર-ઓરિસા | ૩૦.૬ | ,, |
| બંગાળા | ૩૫ | ,, | મધ્યપ્રાન્ત બિરાર | ૨૨.૬ | ,, |
| સંયુક્ત પ્રાંત | ૧૩ | ,, | આસામ | ૬.૩ | ,, |
| પંજાબ | ૭.૭ | ,, | | ૨,૩૨,૭૫,૦૦૦ | |

સુ. મ.

# લોકચર્યા

[ આ માસિકના વાચકોને અને ગુજરાતના જીવનમાં રસ લેનાર સ્ત્રીપુરુષોને અમે વિનંતિ કરીએ છીએ કે, તેઓ અમને પોતપોતાના સ્થાનના લોકજીવનની સપ્રમાણ માહિતી આપી અમારા પ્રયત્નમાં તેમનો સહકાર આપે. એમાંથી જાણવાયોગ્ય અને ચોક્કસ લાગશે એવી માહિતી આ વિભાગમાં આપવા પ્રયત્ન કરીશું. તંત્રી ]

## શ્રીમાળી બ્રાહ્મણ

મુખ્યત્વે કરીને મોટાં શહેરોમાં આ જ્ઞાતિ જથાબંધ વસે છે. શ્રીમાળી બ્રાહ્મણો, શ્રીમાળી વાણીઆ, સોની જેવી વેપારી ને કારીગર કોમનું ગોરપદું કરતા હોવાથી એ કોમો જે ગામમાં વસી હોય છે ત્યાં થોડાં ઘણાં આ બ્રાહ્મણોનાં પણ ઘર હોય છે જ.

શ્રીમાળ, પુરાણ, વિમલ પ્રબંધ વગેરે પ્રાચીન ઐતિહાસિક પુસ્તકો પરથી જણાય છે કે, મારવાડના ઉજ્જડ મેદાનમાં આજથી આઠેક સદી પહેલાં આવેલા ભિન્નમાળમાં આ જ્ઞાતિનાં ઘરો પુષ્કળ પ્રમાણમાં હતાં. એ પ્રદેશ આજથી સૈંકડો વર્ષ પહેલાં રસાળ હતો, જાહોજલાલીથી ભરપૂર હતો. ભિન્નમાળનું પ્રસિદ્ધ ગુર્જર રાજ્ય ઠેઠ અલાઉદ્દીનની કારકીર્દિ સુધી પોતાની સત્તા ચલાવી રહ્યું હતું. ચંદ્રાવતી જેમ જૈનોનું મુખ્ય મથક થઇ પડયું હતું, તેમ ભિન્નમાળ શ્રીમાળીઓનું મુખ્ય સ્થળ હતું.

શ્રીમાળી એ બ્રાહ્મણ અને વાણીઆ બંનેના પૂર્વપદ તરીકે વપરાતો શબ્દ છે. એ સિવાય સોનીનો સમાવેશ પણ શ્રીમાળીમાં થતો હોવાથી શ્રીમાળ નગરમાં ગોરપદું કરનારા બ્રાહ્મણો મોટી સંખ્યામાં હોય એ સંભવિત છે. ગુજરાત અને દિલ્હી વચ્ચે આવેલી આ ગુર્જર રાજધાની અગત્યનું વેપારી મથક હોવાથી અને મારવાડી કોમ વેપારી હોવાથી ભિન્નમાળના વણિકોની મહેરબાનીથી તેના ગુરુરૂપે શ્રીમાળી બ્રાહ્મણો પર સારી સ્થિતિ ભોગવતા હતા.

કહેવાય છે કે ભિન્નમાળમાં નેવું હજાર વાણીઆ ને પિસ્તાલીસ હજાર બ્રાહ્મણો હતા. બે ઘર વચ્ચે એક બ્રાહ્મણનું ઘર એવો શ્રીમાળી કોમની અધિષ્ઠાત્રી દેવી શ્રી મહાલક્ષ્મી સમક્ષ કરેલો કોલકરાર હતો. શ્રીમાળીનો આ બધો સમૂહ ગુર્જર રાજ્ય સાથે ભાગ્યો. હિંદુરાજ્ય તૂટતાં શ્રીમાળીઓ ચોગરદમ નાઠા: કોઇ જોધપુર, કોઈ વાહણ, કોઈ કચ્છ-કાઠીઆવાડનાં જુદાં જુદાં સ્થળોમાં જઇ રહ્યા. જ્યાં જ્યાં વાણીઆ ગયા, ત્યાં ત્યાં બ્રાહ્મણો પણ ગયા; અને સાથે શ્રીમાળનગરના રિવાજો પણ લેતા ગયા, કુળદેવીની મૂર્તિ પણ લેતા ગયા. ત્યાંના અનેક સંસ્કારોના અવશેષરૂપ બ્રહ્મસમાજ હવે નવાં શ્રીમાળનગરો વસાવવા, પોતાના યજમાનોને ભૂતકાળથી કદી વિખૂટા ન પડવા દેવાનો નિશ્ચય કરી ચોતરફ વીખરાયો.

શ્રીમાળી બ્રાહ્મણો શ્રીમાળનગરમાં કેવી રીતે રહેતા હતા, ક્યાં રહેતા હતા, તેની ઉત્પત્તિ કેવી રીતે થઈ વગેરે બધું શ્રીમાળપુરાણમાં દર્શાવેલું છે. સ્કંદપુરાણના ભાગ તરીકે આ પુરાણ પૌરાણિક ઢબથી દેવદેવીઓના ખાસ આશ્રિત તરીકે, તેમાં પણ ખાસ કરીને મહાલક્ષ્મીનાં વહાલાં સંતાનો તરીકે શ્રીમાળીઓને ગણાવે છે. વણિકોએ વેપાર કરી મેળવેલી અઢળક લક્ષ્મી અને

તેના ગુરુ તરીકે બ્રાહ્મણોને મળેલો તેનો પ્રસાદ એટલો બધો વિપુલ હોય કે મહાલક્ષ્મીની પોતાના પર કૃપા છે એવી શ્રીમાળીઓની દૃઢ માન્યતા થઇ જાય એ સ્વાભાવિક છે.

શ્રીમાળનગરમાં વસતા બ્રાહ્મણોમાં ૧૪ ગોત્રો હતાં. ગોત્રો બહુધા પ્રસિદ્ધ ઋષિઓ–જેવા કે ભારદ્વાજ, ગૌતમ, પારાશર વગેરેનાં નામ પરથી પ્રચલિત થયાં છે. ગુજરાત કાઠીઆવાડમાં વસતા શ્રીમાળી બ્રાહ્મણોમાં મોટે ભાગે બે ભેદ જોવામાં આવે છે: સામવેદી ને યજુર્વેદી. જો કે ઋગ્વેદ ને અથર્વવેદ પણ શ્રીમાળી બ્રાહ્મણોના ગણાય છે ખરા, પણ તેની સંખ્યા નહિ જેવી છે. અવટંકો ૮૪ ગણાતી તેમાં અત્યારે દવે (દ્વિવેદી,) ત્રવાડી (ત્રિવેદી) વગેરે વેદ પરથી; વ્યાસ, ઓઝા, જોશી વગેરે ધંધા ને બીજાં કારણો પરથી ચાલતી આવે છે.

શ્રીમાળીઓએ શ્રીમાળનગરના રીતરિવાજો જાળવી રાખવામાં આગેવાની લીધી છે. સેંકડો વર્ષ પૂર્વે શ્રીમાળનગરમાં જે રીતે લગ્ન થતાં, તે જ રીતે અત્યારે પણ થાય છે. ધન-કુબેર જાતિના ગુરુ તરીકે પુષ્કળ ભિક્ષા મળતી હોવાથી એ રિવાજો ખરચાળ પણ બહુ છે. અત્યારે સામાન્ય સ્થિતિનો શ્રીમાળી એ બોજા નીચે ચપાતો જાય છે અને પોતાની જિંદગી-ની કમાણી એક જ લગ્નપ્રસંગમાં ઉડાવી નાખે છે.

લગ્નની તિથિ અગાઉ ચોવીસ કલાકે વરરાજા જાન સાથે કન્યાને ગામ જઇ પહોંચે છે. લગ્નતિથિ અગાઉની રાત્રિ લગ્નના એક અગત્યના વિધિથી ભરપૂર હોય છે. એ વિધિ 'કજેવા'ના નામથી ઓળખાય છે. 'કજેવા' શબ્દ કદાચ 'કવેળા' શબ્દનું ઉલટાએલું રૂપ હોય. કારણ કે દંતકથા મુજબ વરકન્યાના જોડાને આ વેળા ઢુંડા નામની રાક્ષસી ઉપાડી જતી હતી. એ રાક્ષસીને છેતરવા માટે જોડું નહિ પણ સ્ત્રીઓ જ આ વખતે અંદરોઅંદર લગ્નવિધિ કરે છે. ખરુ લગ્ન આજ ગણાતું હતું તેની સાબીતી પણ મળી આવે છે. કારણ કે 'કજેવા' થયા બાદ હાલમાં શ્રીમાળી બ્રાહ્મણોનું અર્ધું લગ્ન સંપૂર્ણ થાય છે. જો કે તે વેળા વરકન્યાનો હસ્તમેળાપ થતો નથી, છતાં પણ શ્રીમાળનગરમાં બનેલી કેટલીએક દુઃખદ ઘટનાનું આ સ્મરણ હોય અને અસલ વાત પર કલ્પનાનાં અનંત જાળાં બાઝયાં હોય એ સંભવિત છે.

કહેવાય છે કે શ્રીમાળ નગરમાં સારિકા નામની રાક્ષસી બ્રહ્મકન્યાઓનો નાશ કરવાનો ધંધો લઇ બેઠી હતી. આથી શ્રીમાળનગર ઉજ્જડ બની ગયું હતું. શ્રીપુંજ નામનો રાજા મૃગયા કરવા આવ્યો. તેણે શ્રીમાળનગરના બ્રહ્મકુંડમાં સ્નાન કર્યું. આથી તેનો કોઢનો રોગ ગયો. આમ અનેક વર્ષોનો રોગ ફક્ત નાહવાથી જ ગયો હોવાથી રાજા ખુશ થયો. તેણે નગરને ઉજ્જડ જોઇ ને ફરી વસાવવા પ્રયત્ન કર્યો. બ્રાહ્મણોને અભયદાન આપવામાં આવ્યું તેમની કન્યાઓને બચાવવાનું પોતે માથે લીધું બ્રહ્મકન્યાઓનાં લગ્ન લેવરાવ્યાં. ચોરીઓ બંધાઇ. રાજા ધનુષબાણ હાથમાં લઇ સારિકાનો નાશ કરવા તૈયાર થયો. સારિકા આવી. રાજાએ બાણ તાકયું. રાક્ષસી થંભી ગઇ. બોલી: 'રાજા, મારૂ નામ રહે એવું કઇ આ લોકો પોતાની લગ્નવિધિમાં દાખલ કરે તો હું સુલેહ કરવા તૈયાર છું.' બ્રાહ્મણોએ રાક્ષસીને ખાતર અમુક રિવાજો દાખલ કર્યા. લગ્નવિધિ ચાલે તે દરમિયાન વગર ધોએલે એકના એક લૂગડે વરકન્યાએ રહેવું. લગ્નતિથિની આગલી રાત્રે 'કજેવા' કરવા, તે વખતે વેવાણુ વેવાણુ વચ્ચે લગ્નવિધિ કરવો વગેરે. અત્યારે પણ વર શ્વસુરપક્ષ તરફથી મળેલું ધોતિયું તથા મુગટો લગ્નસમય દરમિયાન પહેરે છે. તે ગમે તેટલાં મેલાં થાય તો પણ તેનાથી

ધોઇ શકાતા નથી કન્યા એક ને એક પાનેતર આઠ દહાડા સુધી પહેરી રાખે છે લગ્નતિથિ બાદ આઠમે દહાડે ' કાકણદોરા ' છૂટે છે ત્યાર બાદ વરકન્યાથી બીજાં વસ્ત્રો પહેરાય છે આ બધી વિધિ શ્રીમાળ નગરની રૂઢિનું અદલ અનુકરણ છે શ્રીમાળ પુરાણમા લખ્યુ છે કે સારિકાને મોકલનાર શ્રીમાળનગરમાથી લડીઝગડી છૂટા પડનાર બ્રાહ્મણો હતા કદાચ એ બ્રાહ્મણે અમુક રીતરિવાજો સબધી મતભેદ પડતા છૂટા પડયા હોય અને પાછળથી ગાજ્જરીથી પોતાને મનગમતા રિવાજો શ્રીમાળનગરવાસીઓ પાસે કબૂલ કરાવ્યા હોય !

શ્રીમાળી અષ્ટમંગળા કહેવાય છે બીજી બધી વર્ણોમા ચૉરીમા ફેરા ફરે એટલે પરણેતર પૂરું થયુ ગણાય શ્રીમાળી ચૉરીમા આઠ ફેરા ફરે છે લગ્નને દિવસે ચાર ને બીજે દિવસે ચાર હસ્તમેળાપ ચૉરીમા નહિ પણ ગોત્રજ સમક્ષ થાય છે માડવા નીચે અગત્યની વિધિ થતી નથી વળી લગ્નનો વિધિ લગ્નતિથિથી માડીને બરાબર આઠમે દિવસે પૂરો થાય છે આઠમે દિવસે ' કાકણદોરા ' છૂટે એટલે વરકન્યાને નિયત કરેલા વસ્ત્રો તજી બીજા કપડા પહેરવાની છૂટ મળે સામાન્ય રીતે વર કે કન્યા લગ્નવિધિ દરમિયાન ભારે પોષાક પહેરી શકે જ નહિ વરઘોડા વખતે વર જેટલો ઠાઠ કરવો હોય તેટલો કરે, પણ ચાર ઘડીની તેની એ બાદશાહી તરત જ એક ધોતિયુ ને અગવસ્ત્ર તરીકે મુગટાના પહેરવેશમા ફેરવાઇ જાય છે શ્રીમાળી બ્રાહ્મણની જાન નવ દિવસ તો ઓછામા ઓછી રહે છે જ પણ કેટલેક સ્થળે આગ્રહ કરી એથી પણ વધારે દિવસ રોકવાનો રિવાજ છે એકેક માસ સુધી જાન રહ્યાના દાખલા પણ મોજૂદ છે લગ્નગીતો પણ શ્રીમાળીની જૂની જાહોજલાલીને હજુ જાળવી રહ્યા છે શ્રીમાળનગરમાની ઉંટા રાક્ષસી કે જે શ્રીમાળપુરાણમા સારિકાના નામથી ઓળખાય છે તે હજુ શ્રીમાળીની લગ્નતિથિની આગલી પરોઢે જ્યારે આખુ જગત શાંતિમા ઘોરતું હોય ત્યારે ભૈરવ ટૂંકાર કરી ઊઠે છે રાત્રિના શાત સમયમા વર તોરણ ' છબવા ' જાય છે સ્વસ્તિવાચક મંત્રોના શુદ્ધ અશુદ્ધ ઉચ્ચારોથી વાતાવરણ ગાજી રહે છે અને એ અધકારની ભયકરતામા બૈરાઓ ઉંટાનુ શરણ શોધતા ગીતો ગાય છે આ બધી ધમાલની ઉત્પત્તિ ખરેખર એક મહાન ભયમાથી ઉત્પન્ન થએલી હશે તેની કલ્પના આ કાર્યના સાક્ષીને થયા વિના રહેતી નથી

જ્ઞાતિની ઇષ્ટદેવી સામાન્ય રીતે મહાલક્ષ્મી ગણાય છે લગ્નસમયે મહાલક્ષ્મીને મંદિરે જવુ લગભગ ફરજિયાત છે શ્રીમાળીનો જથ્થો જે જે ગામમા હોય છે, ત્યા ત્યા મહાલક્ષ્મીનું મંદિર હોય છે કોઇ કોઈ સ્થળે એ મદિરનો વહીવટ શ્રીમાળીઓના હાથમા હોય છે અને શ્રીમાળી વણિકો વગેરેના લગ્નપ્રસગે મળતા લાગામાથી એ મંદિરોનો વહીવટી ખર્ચ ચાલ્યા કરે છે કેટલેક સ્થળે મહાલક્ષ્મીના મંદિરોનો વહીવટ મહાજન કે સ્થાનિક દેશી રાજ્યોના તાબામા હોય છે, પણ મૂળે તો તે બધુ શ્રીમાળીઓનું જ ગેરવ્યવસ્થા ને કુસંપને લઇને મહાજન કે દેશી રાજ્યોને વચ્ચે પડવુ પડેલુ

શ્રીમાળી બ્રાહ્મણો ભિન્નમાલ તૂટયા પછી પાટણ આવી વસ્યા મહાલક્ષ્મી પણ પાટણ લાવ્યા. પણ પાટણની રાજલક્ષ્મી વાઘેલા વશના સ્થાપક સાથે ધોળકે જઇ વસી તે સાથે શ્રીમાળીઓ પણ ધોળકે પહોચ્યા ત્યાથી કાઠીઆવાડના રજવાડામા વેપારીઓ સાથે ધીમે ધીમે પગપેસારો કર્યો અત્યારે જો કે રાજગુરુ તરીકે શ્રીમાળી બ્રાહ્મણો કામ કરતા નથી છતા વાણીઆના ' ગોર ' તરીકે તેઓ કાઠીઆવાડના મોટાં રજવાડાના મુખ્ય શહેરોમાં વસેલા છે કચ્છમાના શ્રીમાળીઓ પણ પાટણ તૂટતા તે તરફ ગયા લાગે છે

મારવાડ ને ગુજરાત બંનેમાં મળી અત્યારે ત્રીસેક હજાર શ્રીમાળીઓ હશે. તેમાંના ૧૧,૫૧૪ ગુજરાતી ભાષા બોલનારા પ્રદેશમાં વસે છે. તેઓમાં પરસ્પર ખાવા-પીવાનો વ્યવહાર છે. કન્યાની લેવડદેવડ માટે ખાસ ઘોળ નથી, પણ સામવેદી ને યજુર્વેદી એવા બે તડ છે. બંને પક્ષો સાથે બેસી જમી શકે છે, પણ પરસ્પર કન્યા આપના લેતા નથી. જો કે તેમ કરવામાં બંધન નથી, છતાં રૂઢિ હજુ તોડી શકાતી નથી. યજુર્વેદી મુખ્યત્વે કરીને કાઠીઆવાડ ને કચ્છમાં જામનગર, મોરબી, ધ્રાંગધ્રા, ચુડા, હળવદ, અંજાર વગેરે સ્થળોમાં ને સામવેદી ભાવનગર, ધોળકા, અમદાવાદ વગેરે સ્થળોમાં મોટા જથામાં વસે છે. ગુજરાતમાં ઘણે ભાગે સામવેદી જ વસે છે. કન્યાની લેવડદેવડ કરવામાં કુળ તરફ ખાસ જોવામાં આવે છે. 'કલિયણ' ને 'ધાકડ' એવા બે ભેદ બંને પક્ષમાં છે. કુળવાન વર્ગ ખાસ કરીને પોતાની દીકરી 'ધાકડ'માં આપતો નથી, લે છે ખરો. આ ભેદ બહુધા દીકરીના પૈસા લેવા-દેવા સંબંધમાં પડેલો છે. કુળવાન વર્ગ દીકરીના પૈસા લેવામાં નાનમ સમજે છે; એટલું જ નહિ પણ સાટું, ત્રેખડ કરવામાં શરમ માને છે. ત્યારે 'ધાકડ' એ બાબતમાં બહુ લક્ષ આપતા નથી. તેઓ દીકરીના પૈસા લે છે, સાટું ત્રેખડ કરે છે, તો પણ અત્યારે સ્થિતિ એવી બની ગઈ છે કે કુળવાન વર્ગ કે જે દીકરીના પૈસા ન લેવાની બાબતમાં મગરૂર હતો તે ધીમે ધીમે સાટાંના રસ્તે વળતો જાય છે. કારણ કે પોતાના દીકરાને કુવારા રાખી દીકરીને કૃષ્ણાર્પણ કરવાનું હવે તેઓને પરવડતું નથી. યજુર્વેદીમાં આમ હજુ સુધી આ બાબતમાં ટકી રહેનારનાં પચાસેક ઘર ભાગ્યે જ રહ્યાં હશે. અર્થાત્ આ ઘોળ દહાડે દહાડે નાનો થતો જાય છે અને કદાચ થોડાં વર્ષોમાં નામશેષ થઇ જશે.

કન્યા સામાન્ય રીતે ઋતુકાળ પહેલાં પરણે છે. ઋતુધર્મમાં આવેલી દીકરી પરણી ન હોય એ સ્થિતિ અત્યારે પણ મોટા ભાગમાં ભયંકર મનાય છે, પરતુ શ્રીમાળનગરના એક રિવાજે આમ છતાં બાળલગ્નના બૂરા પરિણામથી જ્ઞાતિને બચાવી છે. સામાન્ય રીતે દરેક જ્ઞાતિમાં પરણ્યા બાદ કન્યાને સાસરે લઇ જવામાં આવે છે, પરતુ આ જ્ઞાતિમાં પરણ્યા બાદ જાનને વિદાય દેતી વેળા કન્યાને ગામના પાધરમાંથી જ ઉતારી લેવામાં આવે છે અને પછીથી સારો દિવસ જોઇ વળાવવામાં આવે છે. સમજુ માબાપો આ રિવાજનો સારો લાભ ઉઠાવી શકે છે. તેઓ પોતાની દીકરીને એકાદ બે કે કોઇ દાખલામાં ત્રણત્રણ વર્ષ ઘેર રાખે છે, એટલે ચૌદ પંદર વર્ષની ઉંમર પહેલાં કન્યા ભાગ્યે જ પતિના સમાગમમાં આવે છે. સામાજિક રિવાજોમાં આ રિવાજે જેટલું નુકસાન નથી કર્યું, તેટલું નુકસાન અસમાન વયના લગ્ને કર્યું છે. પુરુષ એક કરતાં વધારે વાર પરણે છે, તેથી એક જ પુરુષ કેટલીક વેળા બબ્બે, ત્રણત્રણ સ્ત્રીઓ એક પછી એક પરણી લગભગ દરેકને અકાળ મોતને આધીન બનાવે છે અને તેથી એકંદરે ઓછી સંખ્યાવાળી જ્ઞાતિ દહાડે દહાડે ચુસાતી જાય છે, સ્ત્રીવર્ગ દુર્બળ થતો જાય છે અને સંતતિ પણ વડવાઓની જ્ઞાનબુદ્ધિ ગ્રહણ કરી શકતી નથી.

સન ૧૯૦૧ ના વસ્તીપત્રક મુજબ ગુજરાતમાં ૧૭,૩૯૮ શ્રીમાળી બ્રાહ્મણો વસતા હતા. તેમાં ૯૨૬૩ પુરુષ ને ૮૧૩૫ સ્ત્રીઓ હતી. અર્થાત્ સો પુરુષે ૮૭.૮૨ સ્ત્રીઓનું પ્રમાણ હતું. ૧૯૨૧ માં વસ્તી ઘટી ૧૧,૫૧૪ની થઇ. તેમાં ૬૨૦૩ પુરુષ ને ૫૩૧૧ સ્ત્રીઓ હતી. અર્થાત્ ૧૦૦ પુરુષે ૮૫.૬ સ્ત્રીઓ હતી. વસ્તી વીસ વર્ષમાં આમ કુ બની ગઇ છે

અને ૧૯૩૧ ના આંકડા બહાર પડયે કદાચ ઘટાડો એથી પણ મોટા પ્રમાણમાં ચાલુ રહે તેવા દરેક સંભવ છે. મોટી મોટી બ્રાહ્મણજ્ઞાતિઓ સાથે સરખાવતાં આ જ્ઞાતિમાં સ્ત્રીઓનું પ્રમાણ ઓછું છે. તેમાં પણ સેંકડે ૨૩ ટકા વિધવાઓને બાદ કરીએ તો સેંકડે ૬૨ ટકા સ્ત્રીઓનું પ્રમાણ આવે. આવી સ્થિતિમાં લોહીનો વેપાર વધે તેમાં નવાઇ નથી. બબ્બે ને ત્રણત્રણ હજાર રૂપિયે કન્યાઓ વેચાયાના દાખલા આ જ્ઞાતિમાં સામાન્ય મનાય છે. અને કેવળ 'પુ' નામના નરકમાંથી તરવા ખાતર આખી જિંદગીની કમાણી પત્ની પાછળ ખરચનારની સંખ્યા પણ જ્ઞાતિમાં સારી છે. આવી સ્થિતિમાં અગાઉની જેમ બ્રહ્મચારી–આજીવન બ્રહ્મચારીનો વર્ગ ઊભો થાય તો જ જ્ઞાતિની સંખ્યા ટકી શકે તેમ છે.

આ સ્થિતિ કંઇ એકલા શ્રીમાળી બ્રાહ્મણોની જ નથી, લગભગ બધી બ્રાહ્મણ જ્ઞાતિ અત્યારે મૃતપ્રાય થઈ ગઇ છે. સામાજિક પરિસ્થિતિમાં બ્રાહ્મણ પોતાના ધંધાને અંગે ઉત્તમાંગરૂપ રહ્યા છે. જ્યાં સુધી આ કાર્ય તેઓએ બરાબર બજાવ્યું ત્યાં સુધી તેઓનું સમાજે પોષણ કર્યું; પરતુ જ્યારથી એ સ્થાન ગુમાવ્યું, ત્યારથી આજીવિકાનાં બીજાં સાધનો ખોળી બીજી વર્ણના કુલાચાર સ્વીકાર્યા સિવાય તેમનો આરો રહ્યો જ નથી. શું વ્યાસ વસિષ્ઠ ભારદ્વાજના પુત્રો આધુનિક સમયમાં હોટલમાં શાકપુરીનાં ભાણાં ફેરવતા, મેલું ધોતિયું પહેરી દાળશાકનાં તપેલાં ઉતારતા કે મરણ પાછળ લાડવા ઉડાવતા નજરે નથી પડતા ? બ્રાહ્મણોએ અત્યારે શૂદ્રવૃત્તિ ગ્રહણ કરી છે, છતાં તેઓ પોતાને બ્રાહ્મણ કહેવરાવે છે એ જ બ્રાહ્મણજ્ઞાતિનો કરુણ અંત લાવવાને પૂરતું છે.

શ્રીમાળી બ્રાહ્મણોનો મોટો ભાગ હજુ ગોરપદું કરે છે; પણ વિદ્વત્તાહીન ગોરપદું હવે કેળવાએલા વર્ગમાં મશ્કરીનું પાત્ર બની રહ્યું છે. અજ્ઞાન યજમાનો હજુ બ્રાહ્મણના વાક્યને પ્રભુના વાકય તરીકે માની શ્રદ્ધા સેવે છે, પણ કેળવાએલો વર્ગ દહાડે દહાડે શ્રદ્ધાહીન બનતો જાય છે અને કેટલેક સ્થળે પોતાના કુલગોરને લાગા સિવાય બીજી કોઇ પણ ધર્મક્રિયામાં ભાગ લેવા દેતો નથી. બીજી જ્ઞાતિના વિદ્વાન બ્રાહ્મણો આ કાર્ય કરે છે. વિદ્વત્તાહીન ગોરપદું હવે ભાગ્યે જ ટકવાનું છે, માટે જ્ઞાનના વિસ્તાર સાથે કાં તો જ્ઞાતિએ જ્ઞાન પ્રાપ્ત કરવું પડશે અગર બીજે ધંધે વળગવું પડશે.

બીજા બ્રાહ્મણોની જેમ શ્રીમાળી બ્રાહ્મણો પણ સંકરતાથી બહુ ડરે છે. મારવાડમાં મૂળ વતન છતાં મારવાડી શ્રીમાળી ગુજરાત–કાઠીઆવાડના શ્રીમાળી સાથે બેસી ભોજન-વ્યવહાર કરવામાં પણ શંકાશીલ હોય છે, જો કે તે જ પ્રદેશમાંથી ગરીબ શ્રીમાળીઓની દીકરી પૈસાથી ખરીદાઈ ગુજરાતમાં આવે છે ત્યારે એ શંકા રહેતી નથી. એ બંને દેશો વચ્ચે અત્યારે ભાષાભેદે કરીને જોઇતો સંબંધ સ્થપાઇ શકે તેમ નથી. તે સાથે મારવાડી ભાઇઓનું કુલાભિમાન પણ તે સંબંધમાં મોટો અંતરાય થઇ પડે છે.

જ્ઞાતિએ પોતાની ઉન્નતિ કરવા પ્રયત્નો કર્યા છે ખરા, પણ જૂજ પ્રમાણમાં. લાંબે અંતરે ભરાએલી ત્રણ પરિષદો આ બાબતમાં કઇ સંગીન કાર્ય કરી શકી નથી. પરિષદના ઠરાવોથી આમવર્ગ સદા વિમુખ જ રહ્યો છે. આનાં કારણો પણ છે. પરિષદ કેવળ કેળવાએલાનું જ ક્ષેત્ર બની રહી છે. કેળવાએલા જૂના વિચારના અભણ વર્ગ સાથે ચર્ચા ચલાવવામાં નાનમ સમજે છે; તેમ જૂના વિચારવાળા સંકુચિત વિચારનું ક્ષેત્ર મિથ્યાભિમાન ખાતર છોડવા ચાહતા નથી.

જો કે ઉચ્ચ શિક્ષિત વર્ગ દહાડે દહાડે વધતો જાય છે, પણ એ વર્ગને જે પરિસ્થિતિમાં ઉછરવું પડે છે તે એવી હલકી હોય છે કે, એક કે બે પેઢીમાં એ શિક્ષિત વર્ગ પાછો સામાન્ય સપાટી પર આવી ઊભો રહે છે. જ્યાં સુધી કેળવણી સર્વાંગે ન સ્વીકારાય, ત્યાં સુધી સતત પ્રગતિ સધાવી મુશ્કેલ છે. કેળવાએલો પતિ પોતાની જ્ઞાતિમાંથી સમાન કક્ષાની પત્ની ન મેળવી શકે અને સરકારી કન્યા પોતાને માટે યોગ્ય પતિ જ્ઞાતિમાંથી ન પ્રાપ્ત કરી શકે એ સ્થિતિ સારી તો ન જ ગણાય.

ભોજનવ્યવહારમાં પણ શ્રીમાળી બ્રાહ્મણ બહુ સંકુચિત વિચારનો છે. કાઠીઆવાડી ને કચ્છી બીજી કોઇ પણ બ્રાહ્મણ જ્ઞાતિ સાથે એક પંક્તિમાં બેસી નહિ જમે. મારવાડીનું પણ એમજ સમજવું. કેવળ ગુજરાતી–ખાસ કરીને અમદાવાદી–લગભગ બધા બ્રાહ્મણો સાથે એક પંક્તિમાં બેસી જમી શકે છે. ગુજરાત–કાઠીઆવાડના કેટલાક સ્થિતિચુસ્ત શ્રીમાળીઓ તો પરદેશમાં પણ પોતાની આ પ્રણાલિકા જાળવી શક્યા છે.

આ જ્ઞાતિએ પણ હિંદને કવિ માઘ જેવો પ્રખ્યાત કવિ અર્પ્યો છે. ગુજરાતને ચરણે દલપતરામ જેવો લોકપ્રિય કવિ સમર્પ્યો છે. કેટલાક રાજનીતિજ્ઞ, ધર્મનિષ્ઠ પુરુષો પણ સારી સંખ્યામાં ગુજરાત–કાઠીઆવાડને ચરણે ધર્યા છે. પણ એ જ મહાપુરુષોને જ્ઞાતિએ તો પોતાની સંકુચિત મનોદશાને લીધે જીવનભર સતાવ્યા જ છે, એમ કહીએ તો ચાલે.

મહાશંકર ઇંદ્રજી દવે

## ગુપ્તચરનો પત્ર

૨૯–૪–૩૧

મહેરબાન સાહેબ,

મારો છેવટનો પત્ર 'પ્રસ્થાન'માં પ્રગટ થયો ત્યારપછી તો સાબરમતીમાં ઘણાં પાણી વહી ગયાં. ગયા વર્ષની–લડત દરમ્યાન જેમ લોકમાનસના એક નવીન પ્રકારનો ખ્યાલ આવ્યો તેમ લડત બંધ થતાં પણ તે જ માનસના એક જુદા પ્રકારનો ખ્યાલ આવ્યો. ગાંધીજીએ તહકુબીના ખત ઉપર સહી નહોતી કરી ત્યાં સુધી લોકો એમ વાતો કરતા કે ગાંધીજીમાં એટલું ડહાપણ છે કે જેથી તે સંધિ કરશે. આ શબ્દોમાં આ વિચારો લોકો મૂકતા હતા એમ કહેવાનો મારો ભાવાર્થ નથી પણ સંધિ થાય તો સારુ એવા કોઇ ભાવથી વિવિધ જાતના લોકો વિવિધ રીતે વાતો કરતા; પણ જ્યારે ગાંધી–અરવીનનું કરારનામું બહાર પડ્યું કે તરત જ લોકમાનસમાં એક વિલક્ષણ ફેરફાર થતો દેખાયો. જે લોકોએ લડતમાં સક્રિય ભાગ લીધો હતો તેઓ તો મોટે ભાગે સૈનિકની માફક બહુ બોલતા ન હતા, તેમાંના કેટલાકને અસંતોષ હતો પણ તેઓ બહુ ટીકા કરતા દેખાતા ન હતા; પણ જે લોકોએ લડાઇમાં કશું પણ કર્યું ન હતું, જેઓ વિલાયતી કાપડ પણ છોડવા તૈયાર ન હતા, જેઓએ લડત દરમ્યાન એક જ ચિંતા રાખી હતી કે હવે આ લડત ક્યારે બંધ થાય, તે લોકો તરફથી મોટામાં મોટો અસંતોષ જાહેર થયો હતો. તેઓને આ કરારનામું કરવામાં ગાંધીજીની બહુ મોટી ભૂલ જણાતી હતી, ગાંધીજી છેતરાતા હતા એમ લાગતું હતું. તેઓ ફરિયાદ કરતા હતા કે "ગાંધીજીએ નકામા લોકોને હેરાન કર્યા, મેળવી

મેળવીને શુ મેળવ્યુ ?" ઇત્યાદિ, ઇત્યાદિ આ તો શહેરની પોળોના વતનીઓની વાત થઇ, પણ વધારે રમુજી વાત તો એ છે કે સરકારી અમલદારો જેમનુ રૂવાડુ ગાંધીજીની જેલથી અને ધરપકડના કાળા કેરથી પણ નહોતુ ફરકયુ એ લોકો ગાંધીજીની સખ્તમા સખ્ત શબ્દોમા ટીકા કરતા હતા, અને તે લડત બંધ કરવાની બાબતમા હું ધારુ છુ આપે જ મને કહ્યુ હતુ કે કૉલેજના અધ્યાપકો સંધિની બાબતમા બહુ મોટો અસંતોષ ધરાવે છે!

હવકુ માનસ વ્યક્ત કરતા આ જાતના સ્પષ્ટ ચિહ્નો જવા દો તે છતાએ સામાન્યરીતે લડાઇના પૂરમા તણાતી પ્રજાને આ લડત બંધ થતા આઘાત લાગ્યો એ તો સ્પષ્ટ છે આનુ કારણ એ તહકુબીની શરતોમા એટલુ નથી શોધતો તહકુબીની શરતો ગાંધીજીએ કહ્યુ હતુ તેમ કાયદાની ભાષામા લખાયેલી છે એટલે કેળવાયેલા લોકો પણ ગાંધીજીના અને બીજા નેતાઓના ભાષ્ય વિના તે શરતોનુ તાત્પર્ય સમજી શક્યા ન હતા જો કે જે રીતે સરકારી પોલાદી ચોકઠુ એ શરતોને અમલમા મૂકે છે તે જોતા તો અણસમજુઓની અણસમજ જ સાચી હતી એમ ઘડીભર લાગી જાય છે પણ એ જવા દઇએ મને લોકમાનસમા થયેલા આ આઘાતનુ કારણ જરા જુદુ લાગે છે. રસી ખેંચાતી હોય અને અકસ્માત એકાદ પક્ષ દોરડુ છોડી દે અને બળથી ખેંચતો સામો પક્ષ ભોંય પડે અને જે પ્રત્યાઘાત લાગે તેવો કઇક આ આઘાત હતો લડાઇના પૂરમા લોકમાનસ ખેંચાતુ હતુ, ઓચિંતાની લોકો સમજે એ પહેલા સ્થિતિમા એકાએક ફેરફાર થઇ ગયો આથી ઘડીભર લોકમાનસ નિરાલંબ થઇ ગયુ અને આ નિરાલંબિતાનો અસંતોષ સંધિ વિષેના અસંતોષમા પરિણામ પામ્યો પણ તમે કહેશો કે આમા કોઈ શુ કરે ? હું એ કહુ છુ કે કોઇ શુ કરે ? મારુ નિરીક્ષણ તો એટલું કહે છે કે લોકો જ્યારે સંધિને વિષે અસંતોષ જાહેર કરતા ત્યારે તેમા સંધિની સમજ એ મુખ્ય કારણ ન હતુ પણ ઉપર જણાવી એવી માનસિક નિરાલંબિતા કારણ હતુ આથી કેટલાક રાજકીય બન્ધુઓને પોતાની બુદ્ધિનું અપમાન થતુ લાગશે પણ તમે જાણો છો કે મારો ઇરાદો કોઇનુ આ પત્રમા તો અપમાન કરવાનો નથી અને એટલા માટે તો 'પ્રસ્થાન'મા તમે તેને સ્થાન આપો છો અસ્તુ

લડત મોકુફ રહી એટલે હુ તો પાછો મારા પ્રિય વિષયોના અધ્યયન અને નિરીક્ષણમા પડી ગયો ફેબ્રુઆરી માસમા નડિયાદમા સતરામનો મહોત્સવ થયો સતરામને વિષે મને એક જાતનુ આદરપૂર્વક કુતૂહલ હતુ તમે જાણો છો કે સાધારણ રીતે મને આપણા સાધુઓ અને કહેવાતા વૈરાગીઓ વિષે બહુ આદર નથી, અને છતાએ હિંદુધર્મના કેટલાયે અંશો ઉપર મને બહુ આદર છે જૈન કે બીજા સાધુઓના કહેવાતા અપરિગ્રહની તો હું હમેશા નિર્લજ્જપણે ઠેકડી કરૂ છુ અને છતાયે મને આપણી અપરિગ્રહની ભાવનાને વિષે ખૂબ આદર છે **सपि प्राज्य राज्य तृणमिव परित्यज्य सहसा**—વિશાળ રાજ્યને તણખલાની જેમ છોડી દેવાની ભાવના માટે અને કેટલાક દાખલાઓમા તે જાતની શક્તિ માટે તો મારુ માથુ ઝૂકે છે, જો કે રાજકીય દૃષ્ટિએ રાજ્ય એ રાજાની મિલકત છે એમ હું માનતો નથી પણ એ તો અપ્રસ્તુત છે સતરામ મહારાજની સંસ્થામા આ જાતનો સાચો અપરિગ્રહ મૂર્તરૂપે છે એમ મેં કેટલાયે આપ્તજન પાસેથી સાંભળેલુ બીજુ, આજના કળિયુગમા અતિથિધર્મ તો સર્વથા લુપ્ત થતો જાય છે. દુર્ભાગ્યે હું એવુ માનનારો છુ કે દુનિયા શરૂ થઇ ત્યારથી જ કળિ પ્રવર્તમાન છે અને સતયુગ તો અમેતુક

વિચારકોની કલ્પનામાં જ હયાત છે. આમ છતાંયે પહેલાના કળિયુગને આજના કળિયુગ જોડે સરખાવતાં એક મોટા ધર્મનો નાશ થતો દેખાય છે અને તે અતિથિધર્મ. આનાં આર્થિક અને માનસિક કારણોની તપાસમાં હું અત્યારે નહિ ઊતરું પણ હકીકત સ્પષ્ટ છે એમ મને લાગે છે અને એનું મુખ્ય કારણ માણસોનાં મન વધારે એકલપેટાં થઇ ગયાં છે અથવા તો શતપથ બ્રાહ્મણના પેલા અસુરોની જેમ આજના માણસોને પોતાનાં પેટ કરતાં કોઇ બીજી વધારે મોટી વસ્તુ જણાતી નથી. શ્રીમંત કુટુંબોમાં, કે જ્યાં ખાનપાનનો ખૂબ વ્યય થાય છે ત્યાં પણ આ માનસિક કૃપણતા પ્રતીત થાય છે. જાણે કે પોતાની જાત સિવાય બીજાની સેવા કરવાનો માણસોને કટાળો આવે છે. એવા આ જમાનામાં સંતરામ એ મૂર્તિમંત આતિથ્ય છે, એવું જ્યારે મેં સાંભળ્યું ત્યારે તો મારુ કુતૂહલ દ્વિગુણ થયું.

સવારના પહોરમાં, શિયાળાની ઠંડીમાં, પાંચ વાગ્યાના સુમારે નડિયાદમાં કુવાને કાંઠે સ્ત્રીઓનું મોટું ટોળું પાણી ભરતું હતું. મને જરા નવાઇ લાગી. સાથીએ કહ્યું કે નડિયાદમાં દરેકના ઘેર એટલા મહેમાન છે કે આટલું વહેલું પાણી ન ભરાય તો બીજું કશું કામ થઇ શકે નહિ.

સંતરામના દર્શને હું ગયો. અતિશયોક્તિના ઇરાદા વિના કહું છું કે માનવ–સાગર ઉલટયો હતો. સત્યાગ્રહની લડતમાં તાલીમ મેળવી આવેલા સ્વયંસેવકો જે રીતે વ્યવસ્થા જાળવતા હતા, તે જોઇને હિંદુસ્તાનના ભાવી વિષે મને તો આશા લાગી.

અસંખ્ય કહી શકાય એટલા માણસોને જમાડવા સામે મને વિરોધ નથી. જમણવારોની પ્રથાની વિરુદ્ધ હોવા છતાં પણ હું જમણવારોમાં માનનારો છું પણ પેલા યજ્ઞના દેવતામાં જે રીતે ઘી અને બીજા પદાર્થો હોમાતા હતા તે જોઇને તો મારો બધો આદર ઘડીભર ગલિત થઇ ગયો. આવી ટીકાથી ભક્તજનોનાં હૃદય દુભાય, પણ શું કરીએ આ જગતમાં ભક્તજનોએ જ સહેવાનું છે એટલે તેઓ મારા જેવા અભક્તની ટીકા સહન કરી લેશે.

પણ તમે જાણો છો કે મારું મન આવા આર્થિક નફાતોટામાં બહુ વાર રહી શકતું નથી. મને તો એ યજ્ઞ, એ માનવસાગર, એ સંતસમુદાય જોઇને બ્રાહ્મણયુગના અને ત્યાર પછીના મહાયાગો યાદ આવ્યા. હિંદુસ્તાનના ઇતિહાસમાં બુદ્ધ પૂર્વેના બ્રાહ્મણ યુગને નિંદવાની એક પ્રથા—fashion—થઇ ગઇ છે. પણ એ પ્રાચીન યુગનો મારો ખ્યાલ મને એમ કહે છે કે હિંદુસ્તાનની સંસ્કૃતિનાં મૂળ તો એ બ્રાહ્મણ યુગમાં જ નંખાયાં છે. સાહિત્ય, સંગીત, શિલ્પ, ન્યાય આદિ અનેક ગૌરવભરી બાબતોનાં બીજ અને વિકાસ એ મહાયાગની સંસ્થાઓમાં દેખાય છે. ગૃહસ્થધર્મ પણ એ સંસ્થામાં જ વિકાસ પામતો દેખાય છે.

આ મહાયાગો પ્રસંગે દેશદેશના વતનીઓ આવતા અને આવા માનવ સમુદાયોમાં જે આર્થિક અને માનસિક આપ-લે થતી તેનો હિંદુસ્તાનની સંસ્કૃતિના ઘડતરમાં મોટો ફાળો છે.

એટલે અગ્નિમાં આહુતિઓ આપવામાં જરા પણ શ્રદ્ધા ન હોવા છતાં મને એ બ્રાહ્મણ કાળ માટે બહુ આદર છે. મને વૈરાગી સંસ્થાઓ કરતાં મંગલમય સામાજિક સંસ્થાઓમાં કાંઇક વિશેષ આકર્ષણ છે. એથી એ યુગ મને ગમતો હશે.

ગમે તેમ હો પણ મને આ સંતરામનો ઉત્સવ જોઇને એ પ્રસંગનું સ્મરણ થયું. સાધુ સંતોને વિષે બહુ આદરબુદ્ધિ ન હોવા છતાં તેઓને વિષે મને કુતૂહલ તો ખૂબ જ છે એટલે બની શકે તેટલા સંતોના સમાગમમાં આવવા મેં પ્રયત્ન કર્યો. વળી તમે જાણો છો કે મને યોગની પ્રક્રિયાઓમાં કંઇક શ્રદ્ધા છે. એટલે મારે એ પણ જોવું હતું કે આમાં કોઇ સાચા યોગીઓ છે કે ? હું તમને તરત જ જણાવી દઉં. યોગ વિષેની મારી લાલસા તો પૂરી ન થઇ પણ તેના કરતાં કેટલીક વધારે મહત્ત્વની બાબત જાણવા મળી. સંતરામ પોતે જ તપ અને સંયમની પ્રસન્ન મૂર્તિ છે. બીજા સાધુઓમાં કેટલાક તો અગડંબગડં હતા, કેટલાક જમાનાને અનુકૂળ થવા પ્રયત્ન કરતા ભાપણીઆઓ હતા, પણ ત્રણ ચાર સંતો ખરેખરા વિદ્વાન અને ખરેખરા સંયમી હતા. તેમને જોઇને તેમના બધા વિચારો સ્વીકાર્ય ન હોવા છતાં મન પ્રસન્ન થતું. કેટલાકને ચરણે પડવાનું સહજ જ મન થઇ જતું. આ થોડાક સંતોમાં મને આપણા પ્રાચીન ઋષિમુનિઓની પરંપરા સચવાતી હોય એમ લાગ્યું, જો કે આખા હિંદુસ્તાનને લાગેલા બીકણપણાના રોગમાંથી તેઓ પણ સર્વથા મુક્ત નહિ હોય. બોરસદમાં સરકારે કરેલા સ્ત્રીઓ ઉપરના અત્યાચારોની હકીકતથી એક વૃદ્ધ પ્રજ્ઞાચક્ષુ વિદ્વાન સંતની આંખમાંથી આંસુધાર પડી ત્યારે મને થયું કે આ સંતો હું માનતો હતો તે પ્રમાણે જડ થઇ ગયેલા નથી; પણ જ્યારે એ સંતે લાચાર થઇને એમ કહ્યું કે "હમ ક્યા કરે ?" ત્યારે મને એમ થયું કે હિંદુસ્તાનના ભૂતકાળમાં આટલું ઊંચું આધ્યાત્મિક વાતાવરણ હોવા છતાં સાંસારિક વસ્તુઓને વિષે આ "હમ ક્યા કરે ?" નું માનસ આપણી પરતંત્રતા માટે ખૂબ જવાબદાર હોવું જોઇએ અસ્તુ. આ સંતોને મળવાથી સાધુઓ વિષે એકંદરે મારો આદર વધ્યો.

× × ×

તમે બધા રાજદ્વારી કાર્યકર્તાઓ તહકુબીને ચર્ચતા હતા ત્યારે મને તો આ લડત દરમ્યાન કેટલેક અંશે દાબી રાખેલાં મારાં જૂનાં કુતૂહલો પૂરાં કરવાનું મન થયું. પેલા અમેરિકન નવલકથાકાર સીંકલેર લુઇને નોબેલ ઇનામ મળ્યું ત્યારથી મને એમ થતું હતું કે "ભલા જોઇએ તો ખરા કે આ અમેરિકન લેખકમાં શું હીર છે ?" તમારા પેલા અમેરિકા જઇ આવેલા મિત્રને ઘેર હું ગયો હતો ત્યાં "એલ્મર ગ્રેન્ટ્રી" નામની સીંકલેર લુઇની નવલકથા પડી હતી. જે પુસ્તકો ઉપર એને નોબેલ ઇનામ મળ્યું એમાંનું આ એક છે.

વાર્તા વાંચતાં તો આકર્ષક લાગી પણ વાર્તાને આકર્ષક કરવાની કળા યુરોપ અને અમેરિકાના સાધારણ લેખકોને પણ એટલી બધી હસ્તગત થઇ ગઇ છે કે તેટલા ઉપરથી હું તેની નોબેલ ઇનામની લાયકાત સ્વીકારવા તૈયાર ન હતો. મારી લોકચર્યામાં પુસ્તકોની સમાલોચનાને તમે સ્થાન આપશો કે નહિ એ વિષે મને શંકા છે, પણ મારી પોતાની ચર્યા એમાં થતી હોવાથી અને હું પણ લોકનો એક ભાગ હોવાથી આપ તે સ્વીકારશો એવી આશા રાખું છું. અને વળી હું જે કાંઇ લખું છું તે સમાલોચના પણ ન કહેવાય !

'એલ્મર ગેન્ટ્રી 'માં સીંકલેર લુઇનો પ્રયત્ન ૧૯મી સદીના અંત ભાગનો અને ૨૦મી સદીના ચાલુ દાયકા સુધીના અમેરિકન જીવનના એક ભાગનો પ્રતિબિંબ આપવાનો હોય એમ લાગે છે. હું આ સમય આપું છું કારણકે લેખકે '૧૯૨૫ ની સાલનો નિર્દેશ કર્યો છે. આમાં અમેરિકાની ખ્રિસ્તી ધર્મના વિવિધ ફાંટાઓની સંસ્થાઓનો અને હિંદુસ્તાનમાંથી પણ ગયેલા એકાદ ધર્મના ધર્તિંગનો લેખક ખ્યાલ આપવા પ્રયત્ન કર્યો છે. સીંકલેરે જે ખ્યાલ આપ્યો છે તે વાસ્તવિક છે એમ માનવાનું મન તો થઇ જાય છે; પણ એમ કરવા જતાં અમેરિકાની ખ્રિસ્તી ધાર્મિક સસ્થાઓને કદાપિ અન્યાય થઇ જાય. એટલે એમ કહેવું એ ઉચિત છે કે આ ગ્રંથમાં સીંકલેરે આ ધાર્મિક સંસ્થાઓના જે ગૂઢ અને પ્રગટ દોષો છે તેનો ધ્વંસક ઉપહાસ કર્યો છે. ધર્મને સમાજમાં ફેલાવવા માટે તેને જે રૂઢ રૂપો આપવાં પડે છે, તે રૂપો આપવામાં જ કેટલેક અંશે ધાર્મિક અનુભવની નૈસર્ગિકતા નાશ પામે છે.' વળી ધર્મ શરૂઆતમાં માણસોના વર્ગોને સંસ્કારી કરતો હશે પણ ધર્મનું પ્રારંભનું તાજું બળ સંસ્થાઓમાં મૂર્ત થતાં ધર્મના ઉપર તેના અનુયાયીઓના તે તે વર્ગના માનસની છાપ પડયા વિના રહેતી નથી. અમેરિકા એટલે કે ડોલરનો દેશ. ડોલરો કમાવા માટે અજબ વ્યવસ્થા. દરેક વસ્તુનું ડોલરથી માપ ત્યાંની ધાર્મિક સંસ્થાઓ ઉપર પણ આ ડોલરની વ્યવસ્થાશક્તિની ઊંડી છાપ પડી ગઇ છે. આથી ડોલરની બાબતમાં તો અમેરિકાએ અનુપમ વિજય મેળવ્યો છે એમ કહી શકાય. એની એ જ વ્યવસ્થાશક્તિથી ધર્મનાં રૂઢ રૂપોને પણ ખૂબ વ્યવસ્થિત અને સંગઠિત કરી નાંખ્યાં છે. પણ 'એલ્મર ગેન્ટ્રી' વાંચતાં જણાય છે કે આ બધામાંથી ધર્મ તો મરી જ ગયેલો દેખાય છે. "એલ્મર ગેન્ટ્રી"માં 'American commercialised Christianity 'નો હૂબહૂ ચિતાર છે. પણ આમાં અમેરિકાનો દોષ હોય એમ મને નથી દેખાતું મને તો આમાં ધર્મને સંપ્રદાયોનું રૂપ આપવાની કેટલેક અંશે અનિવાર્ય રીત જ જવાબદાર લાગે છે. તમારા આ ધર્મક્ષેત્ર મનાતા હિંદુસ્તાનમાં પણ બીજુ શું થયું છે? દા. ત. તમને બ્રાહ્મણોને મહેનત કર્યા કરતા ભિક્ષા માગીને જીવવું વધારે અનુકૂળ લાગે છે. એટલે તમે તમારા દેવ શંકરની ઉદાત્ત કલ્પનામાં ભિક્ષાટન પણ મૂકી દીધું. આ અનુયાયીઓ પોતાના દેવને પોતાના રૂપમાં કેવો ઘડે છે તેનો દાખલો થયો. એક બીજો દાખલો આપું. જૈન ધર્મ એ ત્યાગનો અને તપનો ધર્મ ગણાય છે. તેના પંડિતો તેને આવો ઓળખાવે તો છે જ. પણ જૈન ધર્મના કહેવાતા વેપારીઓએ તેને કેવું સ્વરૂપ આપી દીધું છે? તમે કદાપિ જાણતા નહિ હો પણ જેમ બજારમાં કોઇ ચીજની હરાજી થાય તેમ જૈન મંદિરોમાં અને અપાસરાંઓમાં અમુક વિધિઓ કરવાના હક્કની પણ હરાજી થાય છે! વેપારી વર્ગ પોતે સોનારૂપા અને જવાહીરમાં રાચે છે એટલે તેણે તેના વીતરાગ દેવને પણ સોનું રૂપુ અને જવાહીર ભારોભાર પહેરાવ્યું. વેપારીઓને પોતાની પેઢીઓ નફો આવે એ રીતે ચલાવવાની ટેવ હોય એટલે તે ટેવનો ફાયદો આણંદજી કલ્યાણજીની પેઢીને પણ મળે.' ઇત્યાદિ. ધર્મ તેના અનુયાયીઓથી કેટલો બધો વિકૃત થાય છે તેના ઇતિહાસમાંથી બીજા અનેક દાખલાઓ ટાંકી શકાય...

પણ આ તો બધું અપ્રસ્તુત ગણાશે. હું 'લોકચર્ચા' કરવા બેઠો છું એટલે પુસ્તકની વાત કરવા જતાં પણ તેમાં જ ઊતરી પડાય છે.

'એલ્મર ગેન્ટ્રી' Y. M. C. A ની ટરવેલીજર કોલેજમાં ભણતો એક વિદ્યાર્થી છે. આ સંસ્થામાં યુવાનોને ધાર્મિક બનાવવાને વિવિધ પ્રયત્નો થાય છે. પણ 'એલ્મર ગેન્ટ્રી'ને ધર્મની કાંઇ પડી નથી. તેનું મન જુવાનીનાં પ્રલોભનો પૂરાં કરવામાં પડેલું છે. શરીરે ખૂબ મજબૂત બાંધાનો છે. રમતોમાં પહેલે નંબર. બધાય એનાથી બીએ. આ ધાર્મિક પરહેજીમાંથી દારૂ પીવામાં અને જીન્સી વલણોને તૃપ્ત કરવા જુવાન છોકરીઓ સાથેના પ્રસંગો શોધી કાઢવામાં તેની ખાસ વિશેષતા છે. તેના તોફાનને માટે Hell raising શબ્દ વાપર્યો છે અને તેનું પોતાનું બીજું નામ Hell-cat સાથીઓએ પાડયું છે. તેની ઓરડીમાં રહેતો તેનો જીમ લેફ્ટીસ નામનો બીજો મિત્ર છે. આ મિત્ર એલ્મરના જેટલો બળવાન કે દારૂ અને સ્ત્રી માટેની અદમ્ય વાસનાવાળો દેખાતો નથી, જો કે તે એલ્મરનાં આ બધાં પરાક્રમોમાં સાથી તો રહે છે. પણ તેની નાસ્તિકતા બુદ્ધિપૂર્વક ઘટાવેલી અને લગભગ સાંપ્રદાયિક થઈ ગયેલી છે. જ્યારે એલ્મરની બુદ્ધિને પોતાને આવી બાબતોમાં રસ જ નથી. જીમ લેફ્ટીસ એની આગળ નાસ્તિકતાની દલીલો મૂકે એટલે તે તેને સ્વીકારી લે અને પોતાને પણ નાસ્તિક કહેવડાવે. બાકી એલ્મરનું મન તો એની લાલસાઓ તૃપ્ત કરવામાં સતત રોકાયલું રહે છે. મારી સમજ પ્રમાણે 'એલ્મર ગેન્ટ્રી'ને સમજવા માટે તેના સ્વભાવનું આ લક્ષણ બરાબર ધ્યાનમાં રાખવું જોઇએ કારણકે એ જ્યારે પાદરીપણાની પાયરીઓ ચઢતો ચઢતો લગભગ બીશપની પદવી સુધી પહોંચે છે, એટલે કે વાર્તાના અંત સુધી–તેના સ્વભાવનું આ લક્ષણ બદલાતું નથી. ધર્મની ભાવના એના દિલમાં મુદ્દલ ઊતરતી જ નથી. સંપ્રદાયનાં વિવિધ રૂઢ રૂપોનો ઉપયોગ, તે પોતાની જીન્સી વૃત્તિ અને વહેવારી સુખનું જીવન ગાળવાના હેતુથી જ કરે છે. અને આવો માણસ–શક્તિવાળો તો તે છે જ–જે સરળતાથી ધર્મની સંસ્થાઓમાં અગ્રણીપદ લઈ શકે છે તેમાં જ અત્યારના અમેરિકામાં ‥ચલિત ખ્રિસ્તી ચર્ચોની સખ્તમાં સખ્ત ટીકા આવી જાય છે.

એલ્મર ગેન્ટ્રીને ધાર્મિક બનાવવાને માટે તે સંસ્થાના અધ્યાપકો અને આચાર્ય અને બીજા ધાર્મિક વિદ્યાર્થીઓ ઘણા આતુર છે. પણ એલ્મર કોઇને કોઠું આપતો નથી. એક વસે એલ્મર અને તેનો મિત્ર તેના એકાદ પરાક્રમમાંથી પાછા આવતા હતાં ત્યારે તેનો એક સાથી કે જેણે પાદરી થવાનું નક્કી કર્યું હતુ તે એક સભામાં ભાષણ આપતો હતો. ત્યાં કેટલાક માણસો તે બીચારાને સતાવતા હતા. એલ્મર અને તેનો મિત્ર ત્યાં જઇ પહોંચ્યા. તેમને આ ધાર્મિક સહાધ્યાયી માટે મુદ્દલ આદર કે પ્રેમ ન હતો, પણ જ્યારે બીજા માણસોને તેને સતાવતા જોયા ત્યારે એલ્મરે મારામારી કરી પોતાના મિત્રને બચાવી લીધો અને પેલા વિરોધીઓને દબાવી દેવા ધર્મનાં પણ આવેશભર્યા શબ્દોમાં વખાણ કર્યાં. બસ થઇ ચૂક્યું. આ હકીકત આખી કોલેજમાં ફેલાઈ ગઈ. એલ્મર હવે ધર્મ તરફ વળ્યો છે કે ધાર્મિક થતો જાય છે એ વાતાવરણ એની આજુબાજુ ઉત્પન્ન થઇ ગયું. કોલેજના આચાર્યે પણ એની સાથે પ્રેમથી વાત કરી, અને એલ્મરને ખરો ધાર્મિક પુરુષ બનાવવાને બધાએ ઘેરો ઘાલ્યો. જીમ લેફ્ટીસની નાસ્તિકતાએ થોડાક સમય સુધી તેને મદદ કરી પણ છેવટે તે જુદા જુદા ખુણાઓમાંથી થયેલાં ધાર્મિક આક્રમણો આગળ ટકી શકયો નહિ. આમાં તેની મા પણ એક પ્રબળ કારણ બની. એલ્મરને આ દુનિયામાં ફક્ત તેની માને માટે જ સાચી લાગણી હતી. બાકીનું જગત તેના ભોગનું ક્ષેત્ર હતું અને તેની માની ઇચ્છા

તેના દીકરાને પાદરી થયેલો બીશપ-થયેલો જોવાની હતી. આવાં અનેક બાહ્ય કારણો જે સીંકલેર લુઇએ અદ્દભુત કુશળતાથી વર્ણવ્યાં છે તેનો તે ભોગ થયો અને તેણે ચર્ચમાં પ્રવેશ કર્યો. નવલકથાનો પછીનો ભાગ એલ્મર ગેન્ટ્રી એક પછી એક-બેપ્ટીસ્ટ, મેથોડીસ્ટ ઇવેન્જલીસ્ટ, ક્રિશ્ચિયન સાયન્સ, આદિ સંપ્રદાયોમાં જાય છે, દરેક પ્રસંગે તે કેટલી કુશળતાથી પોતાનું કામ આગળ ધપાવી શકે છે, કોઇ અનિવાર્ય બળને વશ થતો હોય એમ કેવી રીતે આકર્ષક સ્ત્રીઓને વશ કરે છે, અને એક પછી એક કેવાં ધતિંગો ધપાવે જાય છે તેની ચોંકાવી નાખે એવી કથા છે. એલ્મર જ્યારે તેની મહત્ત્વાકાંક્ષાની પદવીએ પહોંચવાની તૈયારીમાં છે તે વખતે એક હલકા ધંધા કરનારી મોહક સ્ત્રી તેને ફસાવે છે, સુપ્રસિદ્ધ ધર્માચાર્ય એલ્મર ગેન્ટ્રીનું દુરાચરણ અમેરિકાનાં છાપાંએ ચડે છે, પણ એક કુશળ ફોજદારી ગુનાના વકીલ મિત્રની મદદથી બધું ખોટું છે એમ જાહેર થઇ શકે છે. આ અરસામાં એલ્મર ખૂબ હૃદયસંતાપ અનુભવે છે, તેને પરિણામે કંઇક સાચી પ્રાર્થના કરી શકે છે. પણ પ્રાર્થના કરતાં કરતાં ગાયક મંડળ તરફ વળે છે. ત્યાં તે એક નવી ગાયક છોકરી જુએ છે. A new singer, a girl with charming ankles and lively eyes, with whom he would certainly have to become well acquainted. આ વિચાર મનમાં વિદ્યુતવેગે ઉદ્દભવી જાય છે. બાકી રહેલી પ્રાર્થનાની ચાર પાંચ લીટીઓ એલ્મર પૂરી કરે છે અને ત્યાં વાર્તા પણ પૂરી થાય છે.

"ટરવેલીંજર" કોલેજમાં ભણતો એલ્મર નવલકથાને અંતે પણ એ જ એલ્મર રહે છે.

આપણે મળ્યા ત્યારે મેં તમને "એલ્મર ગેન્ટ્રી"ની વાર્તાની પધ્ધતિ વિષે વાત કરી ત્યારે તમે એ પદ્ધતિને "અડવાના પરાક્રમ"ની વાતની પદ્ધતિ સાથે સરખાવી હતી. અત્યારે લખતાં મને એ તમારી સરખામણી ઠીક લાગે છે. અદમ્ય કામલાલસાવાળો એલ્મર ગેન્ટ્રી દુનિયાના બધાયે ધાર્મિક સંપ્રદાયોમાં વારાફરતી દાખલ થાય, દરેક સંપ્રદાયને સમૃદ્ધ અને લોકોમાં જાણીતો કરે અને દરેક વખતે નવી નવી સ્ત્રી વિષેની પોતાની લાલસા પૂરી કરતો રહે. કથાની પદ્ધતિની દૃષ્ટિએ પણ 'એલ્મર ગેન્ટ્રી' સરળતા અને સચોટતાનો એક સરસ નમૂનો છે. પણ મારી દૃષ્ટિએ આ નવલકથાની વિશેષતા સીંકલેરે 'એલ્મર ગેન્ટ્રી'ના મનનો જે ચિતાર આપ્યો છે તેની અંદર છે.

નવલકથામાં ચારિત્રનિરૂપણના ત્રણ પ્રકારો ખાસ કરીને નોંધવા જેવા છે. સર વૉલ્ટર સ્કૉટ વગેરેની એક શૈલી, જેમાં મનની સપાટીનાં વર્ણન હોય અને રૂઢ રીતે ઇષ્ટ અને અનિષ્ટ તત્ત્વોનાં વર્ણન હોય. બીજી, રશિયન લેખક ડોસ્ટોએવ્સ્કી અને તેની અસર નીચે આવેલા લેખકોની. આ કૃતિઓમાં બનાવોનાં પરિમાણ ઉપર ખાસ ધ્યાન આપવાનું નથી, પણ મનનાં પડ પાછળનાં પડ ઉખેડવાનો પ્રયત્ન હોય છે. આ શૈલીને ફ્રોઇડ વગેરેની સાઇકો-એનાલિસીસના સંશોધનોએ ખૂબ મદદ કરી છે. આ કૃતિઓના કેટલાક ભાગ ચિત્તશાસ્ત્રનાં પ્રકરણો જેવા પણ લાગે. સીંકલેર લુઇમાં મને એક નવીન શૈલી દેખાય છે. એમાં પણ ઉદ્દેશ મનની સપાટીનાં પાછળનાં પડોનો નિર્દેશ કરવાનો છે અથવા તો એમ કહીએ કે માણસના વર્તનમાં જેનું તેને સ્પષ્ટ ભાન નથી એવાં પાછળનાં માનસિક બળો તેની પ્રવૃત્તિનાં

ખરેખરાં કારણ છે એ બતાવવાનો છે. અને આ ઉદ્દેશ ડૉફ્રોએર્સ્કીની જેમ સ્વભાવનાં વર્ણનો કરીને નહિ પણ પાત્રના તે તે પ્રસંગ ઉપરના શબ્દો, વિચારો અને કાર્યોથી. 'એલ્મર ગેન્ટ્રી' એક પછી એક જે કાર્યો કરે છે અને પ્રત્યેક કાર્ય તેના પ્રેરક બળોને જે રીતે વ્યક્ત કરે છે તેમાં અને આ લેખકની વિશિષ્ટતા દેખાય છે. માણસના મનમાં જે વાસનાઓ રહેલી છે, જે વાસનાઓને આટલા વર્ષની માનવ સંસ્કૃતિ સુધારી શકી નથી, અને જેનું સ્વરૂપ પશુની સાથે સમાન હોવાથી આપણે જેને પાશવવાસનાઓ અથવા વૃત્તિઓ કહીએ, તે અજાણતાં માણસને કેવી રીતે પ્રેરે છે, અને જણાયા પછી માણસની બુદ્ધિ આદિ બીજી શક્તિઓનો પોતાના લાભમાં કેવો ઉપયોગ કરે છે તેનું સચોટ ચિત્ર 'એલ્મર ગેન્ટ્રી' માં દેખાય છે.

વાર્તા પૂરી થતાં મને એમ તો લાગ્યું કે નોબેલ ઇનામ અસ્થાને નથી ગયું, જો કે બધાયે વાર્તાના લેખકો અને નવલકથાકારો પોતાના મનના ખુણામાં ક્યાંક એમ માનતા હશે કે વધારે સારાં સ્થાનો રહી ગયાં છે. અસ્તુ. એની સાથે આપણને કાંઇ સંબંધ નથી.

'એલ્મર ગેન્ટ્રી'ની દૃષ્ટિથી હું આપણા દેશમાં ચાલુ સંપ્રદાયો તરફ નજર કરવાને લલચાઉં છું. આપણા બધા ધાર્મિક સંપ્રદાયો અત્યારે જે લોકોના હાથમાં છે તેમાં ઘણા 'એલ્મર ગેન્ટ્રીઓ' હયાત છે એમ માનવું ગમે નહિ પણ કદાપિ માનવું પડે. 'એલ્મર ગેન્ટ્રી'ઓ બીજા બધા ધંધાઓમાં હશે પણ ધર્મના ધંધામાં તેઓ સૌથી વધારે અકારા લાગે છે. એથી એમ લાગે છે કે બીજી બધી વસ્તુઓના ભલે ધંધા થાય પણ ધર્મનો ધંધો થાય એ ઠીક નથી. અમેરિકામાં જેમ બીજા ધંધાઓ આગળ વધ્યા છે તેમ આ ધર્મનો ધંધો પણ આગળ વધ્યો છે એટલો એને એની પ્રગતિનો ગેરલાભ છે.

વારુ. આ કાગળ મારી આંખ દૂખતી હતી તે વેળાએ બીજું કાંઇ કરવું ગમતું ન હતું ત્યારે લખાવેલો છે. એટલે મારો સમય વ્યતીત કરાવીને તો આ કાગળ કૃતાર્થ થઇ ગયો છે. તમને યોગ્ય લાગે તો આ ખીચડા જેવા કાગળને પ્રગટ કરશો. અત્યાર સુધીના તમે મારા કાગળ પ્રગટ કર્યા છે એટલે આ કાગળ લખાવતી વખતે એ પ્રગટ થવાનો છે એવો વિચાર મનમાં રહેલો છે. પણ ઇશ્વરની જેમ તંત્રીઓના માર્ગ પણ અભેદ્ય છે.

લિ. આપનો નમ્ર સેવક

ગુપ્તચરના સલામ.




**ભારતીય સઙ્ગીત કલાઃ**–લેખકઃ મહારાણીશંકર અંબાશંકર શર્મા. સંગીતલેખન-ચિહ્નયોજકઃ શ્રીધર લક્ષ્મણ જાંભેકર. પ્રકાશિકાઃ ઇચ્છાદેવી મહારાણીશંકર શર્મા, આચાર્યા-કન્યા ગુરુકુલ, ગણદેવી. કિં. રૂ. ૭)

અતિ હર્ષની વાત છે કે હિંદમાં હાલના અશાંતિના વાતાવરણમાં પણ ગુજરાતી ભાષામાં સંગીત જેવા વિષય ઉપર એક ગ્રંથ પ્રસિદ્ધ થયો છે એ ગ્રંથ અથવા પુસ્તકનું નામ "ભારતીય સંગીત કલા" છે. તેના કર્તા અને લેખક પંડિત મહારાણીશંકર અંબાશંકર શર્મા છે. પંડિત પોતે ગણદેવી ગુરુકુલ આશ્રમના માલિક છે. તેમનાં પત્ની શ્રીમતી ઇચ્છાદેવીએ અને એ જ ગુરુકુલનાં આચાર્યાએ પુસ્તકનું પ્રકાશન કર્યું છે. પુસ્તકમાં સંગ્રહ કરેલાં ગુજરાતી ગીતો પંડિત મહારાણીશંકરનાં છે. ગીતોનું સ્વરાંકન વડોદરાના રા. રા. શ્રીધર લક્ષ્મણ જાંભેકરે કર્યું છે. પુસ્તકમાં સાઠ જુદા જુદા ઉચ્ચ ઉસ્તાદી રાગો તેના પલટાઓ સહિત આપ્યા છે. ગીતો પણ સર્વધર્મમાન્ય ઐશ્વરભાવ તથા રાષ્ટ્રીય ભાવનાવાળાં છે, એમ તેમના કર્તાનો દાવો છે. તે ઉપરાંત પં. ભાતખંડેકૃત દસજનથાટ અને તજ્જન્ય ૧૫૦ રાગોનું સ્વરૂપદર્શક કોષ્ટક તેમજ પ્રચલિત તાલોના ઠેકાના બોલો–માત્રાઓ વગેરે છે અને કર્તાની વિસ્તૃત પ્રસ્તાવના એ તે પુસ્તકની વિશેષતા છે, જેના ઉપર હું વાચકોનું ધ્યાન ખેંચવા માગું છું

મારા મિત્ર અને ગુરુબંધુ પં. ઓંકારનાથજીએ એ પુસ્તકને આશીર્વાદ આપતાં એક વસ્તુનો ઉલ્લેખ કર્યો છે. તે એ કે "હિંદુસ્થાની સંગીતમાં જે ભાવભીના રાગો છે અને એના જે પ્રાચીન પદ્યોની હૃદયગ્રાહી સ્વરરચના છે તેને ગાયકોની સહાયથી અપનાવીને મહારાષ્ટ્રનું સંગીતોપયોગી સાહિત્ય–ધનને વધારવાને કિર્લોસ્કર, ગડકરી, ખાડિલકર જેવા મહારાષ્ટ્રીય પ્રતિષ્ઠિત કવિઓએ ઘણો યશસ્વી પ્રયોગ કર્યો છે, જેને પરિણામે આજે એ સ્વરરચનાથી લખાયેલાં પદ્યોને 'મહારાષ્ટ્રીય સંગીત'નું નામાભિધાન કરવામાં આવ્યું છે. ગુજરાતમાં, ગુજરાતના ધુરંધર કવિઓએ હજી સુધી એ માર્ગ તરફ દૃષ્ટિ નાખી હોય એમ જાણમાં નથી. ગુજરાતે ધ્વનિ–કાવ્યો અને ગરબા–રાસ જેવાં લોકગીતોનો પર્યાપ્ત વિકાસ સાધ્યો છે, પરંતુ એ વણખેડ્યો માર્ગ હજુ પણ વણખેડ્યો જ છે.

આ પુસ્તકના રચિતાએ એ માર્ગે ભલી કૂચ આરંભી છે; અને તેઓ એમના એ સુપ્રયાસ માટે ધન્યવાદને પાત્ર છે.

પંડિત ઓંકારનાથજીના એ આશીર્વાદને હું અંતઃકરણપૂર્વક ટેકો આપું છું, અને પુસ્તકમાં જે ટીકાત્મક ભાગ છે તે ઉપર આવું છું.

(૧) "સંગીતશાસ્ત્રદર્શન" નામની ભૂમિકા જે પુસ્તકના આરંભમાં આપી છે તેના

તરફ વાચકોનુ ધ્યાન ખેંચવા માગુ છુ પંડિતજીએ શાસ્ત્રનુ દર્શન કરાવ્યુ છે તેમા સગીત શાસ્ત્ર ઉપરના પુસ્તકોનુ તેમનુ વાચન ઠીક જણાય છે આપણા દેશમા સ્વરલેખન પદ્ધતિ જે હતી તેનો નમૂનો સામવેદમાથી ઉદ્ધૃત કર્યો છે તેની વિશેષ ચર્ચા પંડિતજીએ કરી હોત તો વધુ સારુ થાત "તાનસેન જેવો ગાયકસમ્રાટ શુદ્ધ વૈષ્ણવ હિન્દુ હરિદાસનો શિષ્ય પણ તેવા તાનસેન જેવાએ પણ સસ્કૃત શાસ્ત્રોનુ શિક્ષણ લેવા કે તેનો ઉદ્ધાર કરવા ઇન્તેજારી બતાવી હોય તેવુ કાઇ જણાતુ નથી, પોતાના કામને ચિરજીવી રાખવા કોઇ ગ્રથ પણ તેમણે લખ્યો નથી એ તેઓની શાસ્ત્ર અને અક્ષરજ્ઞાન તરફની બેદરકારી મતા વવાપૂરતું સ્થાલીપુલાક ન્યાયે બસ છે" તાનસેન સગીતમા વિદ્વાન પ્રતિભાશાળી ગાયક હતા, એટલુજ નહિ પણ તેઓ એક સસ્કૃત વિદ્વાન પણ હતા તાનસેન વિષેની પંડિતજીની માહિતી અધૂરી લાગે છે, કારણ કે "સગીત કલ્પદ્રુમ"મા તાનસેનરચિત કેટલાએ ગીત પ્રબધો મોજૂદ છે આ ઉપરથી તાનસેનની સાક્ષરતાનો ઉત્તમ ખ્યાલ આવે છે એટલુજ નહિ પણ બારીક દૃષ્ટિએ તે ગીતો તપાસતા તાનસેને સગીતમા કેટલી ક્રાન્તિ આણી છે તેનો પણ ખ્યાલ આપણને આવશે મેં એવા ગીતોનુ ટાચણુ કર્યું છે, અને થોડા સમયમા તેને પ્રસિદ્ધ કરવા માગુ છુ આ ઉપરાન્ત તાનસેને મહમદી ધર્મ સ્વીકારતા પહેલા એક ગણપતિસ્તોત્ર રચ્યુ છે તેની નોધ "મિશ્રબન્ધુવિનોદ"મા છે તાનસેનકૃત ત્રણ ગ્રથોની નોધ તેમા છે —

સંગીતસાર સવત ૧૬૧૭
સગીતમાલા „ „
શ્રીગણેશસ્તોત્ર „ „

આ ત્રણે ગ્રથો સંવત ૧૬૧૭ એટલે ઇ સ. ૧૫૬૧ના છે આ વખતે હિંદમા આગ્રે અકબરનુ રાજ્ય હતું તાનસેન પાછળથી અકબરના દરબારમા રાજગાયક તરીકે જોડાએલા તે પ્રસિદ્ધ છે

આના પછી સગીતની વ્યાખ્યા, શ્રુતિ સ્વર–મીમાસા, બાવીસ શ્રુતિઓ, સાત સ્વરો, મના લક્ષણો વ૦ પ્રાચીન ગ્રથના આધારે કહ્યા છે પછી સ્વરયોજનામાન આવે છે મા ગ્રથકર્તાની સમજમા કઈ ફેર જણાય છે સપ્ત સ્વરોના આંદોલનનું પ્રમાણ બરાબર આપ્યુ છે, પરતુ વજનના માપ બરાબર નથી પૃ ૧૩ ઉપર સપ્તસ્વરોના અનુક્રમે વજન શેર ૨૪, ૨૭, ૩૦, ૩૨, ૩૬, ૪૦, ૪૫, ૪૮ આપ્યા છે તે ભૂલભરેલુ લાગે છે, કારણ કે સપ્ત સ્વરોનું આંદોલનનુ પ્રમાણ સરખુ હોતુ નથી દાખલા તરીકે મધ્યષડ્જના અવાજનો તાર કાયમ કરવા માટે જેટલુ વજન જોઇતુ હોય તેનું બમણુ નહિ પણ સ્વરની ઊંચાઈના પટના વર્ગ જેટલુ વજન દ્વિગુણ ષડ્જ (એટલે તાર સપ્તકનો "સા" સ્વર) ઉત્પન્ન કરવા માટે જોઇએ

તેના નિયમ નીચે મુજબ છે —

(1) For a given string, and a given tension, the time of a vibration varies directly as the vibration number and inversely as the length

(2) When the length of the string is given, the vibration

number varies directly and the time of vibration inversely, as the square root of the tension.

(3) The strings of the same length and tension vibrate in times which are proportional to the square root of the linear density, the vibration number being in inverse ratio to this.

Page 6 "On Sound" by Dr. W. H. Stone

આ નિયમો ઉપરથી જણાશે કે, તારની લંબાઈ અને સ્વરોની આંદોલનસંખ્યાનું પ્રમાણ વ્યસ્ત હોય છે; તેમ જ સ્વરની ઊંચાઇના વર્ગના પ્રમાણમાં તારનું ( tension ) ખેંચાણ વધે છે.

ખેંચાણ વ્યક્ત કરવા માટે આપણે તારના એક છેડામાં વજન બાંધીને તે તાર એ મેરુની સહાયથી એક લાકડી-ડાંડી ( Sonometre ) ઉપર લટકાવીએ અને પછી દરેક સ્વરનું વજન તપાસી શકીએ.

તે ઉપરથી જણાશે કે સપ્તસ્વરોના આંદોલનના ગુણોત્તરના વર્ગ કાઢવાથી વજનનું પ્રમાણ નીકળશે. જેમકે :

ષડ્જ અને પંચમ સ્વરનું આંદોલન પ્રમાણ—**सा** ૧; **प** $\frac{૩}{૨}$ છે. તો પંચમ સ્વરના પટનો વર્ગ કાઢવાથી પંચમનું વજન આવશે. $\frac{૩}{૨} \times \frac{૩}{૨} = \frac{૯}{૪}$ આ રીતે પંચમ સ્વરનું ૨$\frac{૧}{૪}$ શેર વજન આવે.

તેમ જ મધ્યમનું $\frac{૪}{૩} \times \frac{૪}{૩} = \frac{૧૬}{૯} =$ ૧$\frac{૭}{૯}$ શેર મધ્યમ સ્વરનું વજન આવ્યું.

ગાંધાર સ્વરનું $\frac{૫}{૪} \times \frac{૫}{૪} = \frac{૨૫}{૧૬} =$ ૧$\frac{૯}{૧૬}$ શેર ગાંધાર સ્વરનું આવ્યું.

એ જ પ્રમાણે દરેક સ્વરનું વજન આંદોલનની સંખ્યાની સહાયથી કાઢી શકાય.

પાન ૧૩ ઉપર જે પ્રમાણ આપ્યું છે તે આંદોલનનું છે. તેના જ વર્ગ કરવાથી સ્વરોનાં વજન આ પ્રમાણે આવશેઃ—

| सा | रि | ग | म | प | ध | नी | सा |
|---|---|---|---|---|---|---|---|
| ૧, | $\frac{૮૧}{૬૪}$, | $\frac{૨૫}{૧૬}$, | $\frac{૧૬}{૯}$, | $\frac{૯}{૪}$, | $\frac{૨૫}{૯}$, | $\frac{૨૨૫}{૬૪}$, | ૪ |

આના પછી વિકૃત ( કોમલ, તીવ્ર ) અને સ્થાયી તથા અસ્થાયી સ્વરોનું વિવેચન છે. ( પાન ૧૫ ઉપર ) તેમાં "**त एव विकृतावस्था द्वादश प्रतिपादिताः॥** એમ એક સંગીતરત્નાકરનું વચન ટાંક્યું છે તે અસ્થાને છે; કારણ કે સંગીતરત્નાકરના વિકૃત સ્વરો અને હાલના વિકૃત સ્વરો જુદા છે. આધુનિક રૂઢિ પ્રમાણે ગ્રંથકર્તા પંડિત મહારાણીશંકરજી એક સપ્તકમાં પાંચ વિકૃત માને છે; પણ સંગીતરત્નાકરના કર્તા ૧૨ વિકૃત અને ૭ શુદ્ધ સ્વર મળીને ૧૯ સ્વરોના પારિભાષિક પ્રકારો માનતા હતા તે વસ્તુ પ્રસિદ્ધ છે; અને ધ્વનિદૃષ્ટ્યા એક સપ્તકમાં ૧૪ સ્વરો માનતા હતા એમ અત્યારના શોધક કહે છે. "સંગીતરત્નાકરનું અવલોકન" નામનો મેં એક લેખ લખ્યો છે તે યથાવકાશ "કૌમુદી" માસિકમાં પ્રગટ થાય છે તેમાં મેં એ વિષે ચર્ચા કરી છે. હાલના શુદ્ધ વિકૃત મળીને બાર સ્વરો સાથે સંગીતરત્નાકરનો કાંઇ પણ સબંધ નથી. વળી સંગીતરત્નાકરની પરિભાષા જુદી છે. એક તો એ ગ્રંથ ૭૦૦ વર્ષ પૂર્વેનો છે અને તેમાં સંગીતની ચર્ચા થઇ છે તે તે વખતના સંગીતની છે એટલુંજ નહિ પણ ખૂબ પ્રાચીન કાળથી ચાલતી આવેલી સંગીતપદ્ધતિઓના તેમાં દાખલાઓ છે. અસ્તુ.

આના પછી શુદ્ધ વિકૃત બાર સ્વરોનું કોષ્ટક આપ્યું છે તે ઉપયોગી છે. શાસ્ત્રોમાં લખેલા શ્રુતિસ્વરનો ક્રમનિયમ આપીને તે ઉપરાન્ત હાલનો શ્રુતિક્રમનિયમ પણ આપ્યો

છે; અને તે શ્રી. ભાતખંડેના પથના ગ્રંથોમાંથી જ ઉદ્ધૃત કર્યો છે તે વાસ્તવિક છે; પ્રાચીન શાસ્ત્રકાર સંગીતના સપ્ત સ્વરો "स्वस्वान्त्यश्रुतिसंस्थेऽस्मिन्" માનતા હતા, અને હાલના પંડિતો

हिंदुस्तानीयं संगीते श्रुतिक्रम विपर्ययः।
एते शुद्धस्वराः सप्त स्वस्वाद्य श्रुति संस्थिताः॥

એટલે કે ૧, ૫, ૮, ૧૦, ૧૪, ૧૮, ૨૧ એવી રીતે સ્વરો શ્રુતિ ઉપર છે એમ સ્પષ્ટ લખ્યું છે તેથી ગ્રંથકર્તાને અભિનંદન.

આટલા વિવેચન પછી શ્રુતિસ્વરોનું કોષ્ટક આપ્યું છે. તેમાં દરેક શ્રુતિનું નામ, સ્વરનામ, આંદોલન શ્રુત્યંતર અને શ્રુતિમાન આપ્યાં છે. તેમાં કેટલીક શ્રુતિઓની આંદોલનસંખ્યામાં મતભેદ પણ હશે.

કોષ્ટકમાં અકોમલ रि, શુદ્ધતર म, અકોમલ ध, ઇત્યાદિ નવીન નામો જણાય છે તે અસ્વાભાવિક લાગે છે. શુદ્ધ મધ્યમની આંદોલન સંખ્યા ૩૧૫ આપી છે; અને શુદ્ધતર म ની ૩૨૦ આપી છે. શુદ્ધ અને શુદ્ધતર એવા જે મધ્યમના ભાગ પડ્યા તેના કરતાં શાસ્ત્રીય પરિભાષામાં:

| | આંદોલન સંખ્યા | |
|---|---|---|
| શુદ્ધ મધ્યમ | ૩૨૦ | |
| કોમલ મધ્યમ | ૩૧૫ | = અથવા તીવ્રતર ગાંધાર |
| અતિ કોમલ મધ્યમ | ૩૦૩⅓ = | ,, તીવ્ર ગાંધાર |

આ પ્રમાણે નામો આપ્યાં હોત તો પણ ઠીક થાત.

જૂનો ગાયક વર્ગ અને તેની પરંપરા ચલાવનાર હાલનો ગાયક વર્ગ સ્વરોની બે પ્રકારની જ અવસ્થા માને છે: તીવ્ર અને કોમલ–જેમકે તેમની ભાષામાં કલ્યાણ રાગને બધા તીવ્ર સ્વરો લાગે છે, ભૈરવીને બધા કોમલ સ્વર લાગે છે. આ તો કેવળ પરિભાષાનો ફરક છે. નવીન જમાનાની ભાષા હવે નવીન થશે: શુદ્ધ સ્વરો તે શુદ્ધ જ કહેવાશે. શુદ્ધ સ્વરોની નીચલી અવસ્થા તે કોમલ અને ઊપલી અવસ્થા તે તીવ્ર આટલી વ્યાખ્યા સ્વીકારીએ તો કોઇપણ શ્રુતિને સ્વરનું નામ આપતાં મૂંઝવણ થવાનો સંભવ નથી. હું બાવીશ શ્રુતિઓને નીચે પ્રમાણે ઓળખવા સૂચના કરું છું:

१. षड्ज शुद्ध
२. अति अति कोमल रि
३. अति कोमल रि
४. कोमल रि
५. शुद्ध रि
६. अति कोमल ग
७. कोमल ग
८. शुद्ध ग
९. तीव्र ग
१०. शुद्ध म
११. तीव्र म
१२. तीव्रतर म
१३. तीव्रतम म
१४. प शुद्ध
१५. अति अति कोमल ध
१६. अति कोमल ध
१७. कोमल ध
१८. शुद्ध ध
१९. अति कोमल नी
२०. कोमल नी
२१. शुद्ध नी
२२. तीव्र नी
२३. द्विगुण (सा)

પ્રસ્તુત પુસ્તકમા શુદ્ધ म ના ૩૦૦ આંદોલન અને શુદ્ધ મધ્યમના ૩૧૫ આંદોલન આપ્યા છે ૩૧૫નો શુદ્ધ મધ્યમ જરા વિચિત્ર લાગે છે હિંદુસ્થાની શુદ્ધ સપ્તક સ્વયભૂસ્વર-સપ્તક કહેવાય છે આ સ્વયભૂ સ્વરોમા ૩૧૫ આંદોલનોવાળો શુદ્ધ મધ્યમ કાનને સુરેલ લાગશે કે નહિ તે સવાલ જ છે

પાન ૨૨ ઉપર સપ્તક યોજના છે તેમા પ્રત્યેક સ્વરનુ વજન આપ્યુ છે મધ્ય **षड्ज** સ્વરનુ ૨૪ શેર વજન કલ્પીને બાકીના સ્વરોનુ વજન લખ્યુ છે તે બધુ ભૂલ ભરેલુ છે તે ઉપર કહેલા સિદ્ધાન્તથી સિદ્ધ થાય છે

પાન ૨૬ ઉપર સ્વરમડળની વ્યાખ્યા "**सप्तस्वरास्त्रयोग्रामा**" ના ટીપ શિક્ષાની આપી છે સગીતરત્નાકરમાથી મુર્છના અને તેના સાત પ્રકારો પણ આપ્યા છે હાલના સગીત માટે તે નકામુ છે ત્યાર પછી તાન મેલ, અથવા થાટની સગીતપારિજાતની વ્યાખ્યા આપી છે

પાન ૨૮ થી ૫૮ સુધી સગીતની બીજી માહિતી છે તેમા ૭૨ થાટોનું નિદર્શન, દસ મુખ્ય થાટોનું વર્ણન, તેના નામો અને સ્વરૂપો, ગાવાના સમયો, પૂર્વાગરાગ, ઉત્તરાગરાગ અધિપ્રકાશ, રાગ વગેરે માહિતી શ્રી ભાતખડેના પુસ્તક ઉપરથી જ લીધી છે, અને તે બહુ જ ઉપયોગી છે. સગીતના બીજા પારિભાષિક શબ્દો સમજાવ્યા છે ત્યાર પછી ખ્યાલ, ધ્રુપદ, ટપ્પા ઠુમરી, હોરી વિગેરે સગીતના પ્રબધોની પણ વ્યાખ્યા આપી છે વાદ્યોમા કેવળ ચાર પ્રકારના વાદ્યોનો ઉલ્લેખ છે તાલવિભાગમા થોડા પ્રાચીન અને અર્વાચીન તાલોના નામ આપ્યા છે.

વડોદરાવાળા મૌલાબક્ષની સગીતની લેખનપદ્ધતિ સ્વીકારવામા આવી છે એ પદ્ધતિમા ઘણાખરા પ્રચલિત રાગોનુ એક એક ગુજરાતી ગીત આપવામા આવ્યુ છે ગીતોનુ સાહિત્ય-દષ્ટ્યા નિરીક્ષણ કરવાનો મારો ઇરાદો નથી ગ્રથકર્તા પોતે કવિ છે ગુર્જર સાહિત્યકારો જ તેની પરીક્ષા કરશે હુ તો કેવળ સગીતની દૃષ્ટિએ એ ગીતોને વધાવી લઉં છુ આપણુ સગીત હિન્દી સાહિત્યમય છે તેને ગુજરાતી ભાષાનો પહેરવેષ ચડાવવાનો છે એ કામ ધારીએ તેટલુ સહેલુ નથી પડિત મહારાણીતકરે આ ક્ષેત્રમા પ્રવેશ કર્યો છે તેઓ આ પ્રયત્નમા સફળ થાય તેમ હુ ઇચ્છુ છુ, કારણ કે હિન્દી ગાયનોના અર્થ બીજા પ્રાન્તના લોકો સમજી શકતા નથી. પોતાની જ ભાષમા ગાયેલું ગીત જેવુ સાભળનાર ઉપર અસર કરી શકે છે તેવુ પરભાષાનુ ગીત નથી કરી શકતુ તેથી સગીત પણ સ્વભાષામા જ હોવુ જોઇએ મહારાષ્ટ્રમા એ જ દૃષ્ટિએ આધુનિક વિદ્વાનોએ પ્રયત્ન કર્યો છે, અને તેમા તેઓ ઘણે અશે સફળ થયા છે

હવે કેટલાક ગીતોનુ સગીતની દૃષ્ટિએ થોડુ વિવેચન કરીએ

(૧) પાન-૪ "માતા ગરવી ગુર્જરી" 'બહાર' રાગમા આપ્યુ છે મૂળ હિન્દી ગીત "કૈસી નીકસી ચાદની"ની રાહ ઉપર રચાએલુ છે મૂળ ગીતમા જે રસ છે તે રસ ગુજરાતીમા ઉતર્યો નથી. અથવા ગ્રથકર્તાનો એ ઉદ્દેશ પણ નહિ હશે-લગભગ બધા ગીતો વિષે એવુ બન્યુ છે

(૨) બીજુ ઉદાહરણ રાગ હમીરનુ "હિન્દ સુદર અમારૂ ઘર પ્યારૂ" વિષે કહી શકાય. રાગ માલકસ "માતા જનમભૂમી ગુર્જરી" વિષે ગુજરાતી કવિતા મૂળ ઢાળને

આબેહુબ ઉતરી છે, પણ રસ બરાબર લાગતો નથી. મ. ગાંધીજી, મહર્ષિ દયાનંદ, સયાજી મહારાજ વગેરે પ્રસિદ્ધ વ્યક્તિઓનાં નામ પણ આમાં આપ્યાં છે. ગુજરાતની સમૃદ્ધિ બતાવવા ખાતર આ ગીતની રચના થઇ હશે પણ તેમાં સાહિત્યદષ્ટયા કંઇ મળતું નથી.

(૩) રાગ–કિર્વાણી–દક્ષિણ હિંદુસ્થાની રાગ લાગે છે. તે રાગની ઢાળ સરસ ઉતરી છે; કવિતા પણ સરસ જણાય છે.

(૪) રાગ—મુલતાની–"સ્વાતંત્ર્યની દેવી" રસતી સાથે રાગનો મેળ બરાબર લાગતો નથી.

(૫) રાગ–કામોદ–"મારી ઉંઘ ભૂખ ભાગી રે" હિંદી ગીત "મોરી નૈનન લગન લાગીરે" નું ગુજરાતી ભાષાન્તર લાગે છે. મૂળ ઢાળ ગુજરાતીમાં સરસ ઉતર્યો છે.

(૬) રાગ–દેસ–ગુજરાતી "નિસદિન રટ મન" હિન્દી કવિતા "પિયા કર ધર દેખો ધરકત હૈ મોરી છતિયા". ઢાળ સરસ ઉતર્યો છે.

(૭) રાગ–બિહારી–ગાયનાચાર્ય મુ. પંડિત વિષ્ણુ દિગંબર કૃત બિહારી રાગની ઢાળ ઉપર ગુજરાતી શબ્દો આબેહુબ ઉતર્યા છે.

(૮) રાગ–મિયાનો મલ્હાર–ગુજરાતી ગીત "જલધર ઇશ્વિર" સરસ ઉતર્યું છે. રસ અને રાગનો મિલાપ બહુ જ સુંદર છે, અને કવિતા પણ સુંદર છે.

(૯) રાગ–કાફી–"તારી સત્તા છે અપાર"–કવિતા અને રાગ સુંદર છે.

(૧૦) રાગ–ધાની–હિન્દી ગીત "કૃષ્ણ મુરારી" ના ઢાળ ઉપર ગુજરાતી ગીત "ભક્ત વત્સલ શંકર" નામનું રચાયું છે. મૂળ ગીતમાં ઉત્કંઠા જેટલી છે તેટલી નવા ગીતમાં નથી. ઢાળમાં શબ્દો બરાબર ગોઠવાયા છે, પણ રસ બરાબર ઉતર્યો નથી. અમુક એક ઢાળમાં શબ્દો ગોઠવવામાં કવિની પ્રતિભા અટકે છે તેનું આ ઉદાહરણ છે. મૂળ "કૃષ્ણ મુરારીનું" ગીત બહુ જ સુંદર છે. તેની સરખામણીમાં નવું ગીત ઉતરતું છે.

(૧૧) રાગ વંગીય કાફી–છેલ્લું ગીત "વન્દે માતરમ્" ની સારીગમ બરાબર આપી છે.

આ પ્રમાણે થોડાંક ગીતોનું મેં અવલોકન કર્યું છે; પણ એકંદરે મારે કબુલ કરવું જોઇએ કે ગ્રંથકર્તાનો ઉદ્દેશ સારો છે; પ્રયત્ન બહુ જ સરસ છે. મૂળ હીન્દી ઉસ્તાદી ચીજોના ઢાળો ગુજરાતીમાં ઉતારવાનું કામ સહેલું નથી. તે તો તે જ કહી શકે કે જેણે તે ચીજો બરાબર સાંભળ્યાં હોય અને તેના રાગ રાગિણીઓની સાથે જે કવિનો પરિચય હોય. એ દૃષ્ટિએ જોતાં ગ્રંથકર્ત્તાને અભિનંદન આપવું ઘટે છે; અને ગુર્જર સંગીત નિર્માણ કરવાનું શ્રેય પ્રસ્તુત પુસ્તક પ્રસિદ્ધ કરીને ગ્રંથકર્તાએ મેળવ્યું છે, એટલું કહું તો તેમાં અતિશયોક્તિ નથી. આ પુસ્તકથી ગુર્જર સંગીત સાહિત્યમાં એક સરસ સંગીતગ્રંથનો ઉમેરો થયો છે એટલું કહીને-હું અવલોકન સમાપ્ત કરું છું.

ના. મો. ખરે.




## રાષ્ટ્રીય મુસ્લીમો

જો મુસ્લીમોને હિંદુસ્તાન દેશમાં રહેવું હોય, જો તેમને અહીં જ ખેતી કે બીજો કોઇ ધંધો કરીને જીવન-નિર્વાહ કરવાનો હોય અને પોતાના નાગરિક ધર્મના પાલનને માટે આ દેશની સંસ્થાઓમાં સેવા કરવી હોય (પંચાયતોમાં, શાળાઓમાં, ધારાસભાઓમાં), તો બીજા નાગરિકોની માફક આ દેશના થઇને દેશની મુક્તિને માટે લડીને સ્વતંત્રતા મેળવવા માટે ભોગ આપવો જોઇએ અને પછી બધા હક્કો ભોગવવા તરફ લક્ષ રાખવું જોઇએ. પણ જ્યારે મહાસભાની સ્થાપના થઇ ત્યારે દુષ્ટ અંગ્રેજોની ઉશ્કેરણીને લીધે મુસલમાનો તેમાં જોડાયા નહિ તેમજ સામાન્ય કેળવણી લેવામાં પણ પાછળ રહી ગયા. અંગ્રેજો મુગલ તેમજ બીજા મુસ્લીમ વંશનાં રાજ્યો વિષે ખોટી તવારીખ શીખવતા હતા તેની સામે અલીગઢ કૉલેજમાં સખત વિરોધ જાગ્યો હતો. તે વાતાવરણમાંથી મિયાં મહમદઅલી અંગ્રેજ સરકારની તેમજ હિંદુની ગણાતી રાજકીય મહાસભાની વિરુદ્ધ થયા હતા, અને જગત ભરમાં મુસ્લીમોને એકઠા કરીને ઇસ્લામી સામ્રાજ્ય સ્થાપવાનાં સ્વપ્ન સેવતા હતા. એ સ્વપ્નને ખીલાફતની ચળવળથી ખૂબ ઉત્તેજન મળ્યું અને જ્યારે તુર્કીના કમાલપાશાએ ખીલાફતને તિલાંજલિ આપી ત્યારે એ ભાઇ હેબતાઇ ગયા. એમનાં બધાં સ્વપ્ન ઊડી ગયાં છે અને એમણે કોમી વિખવાદનું જે ઝેર રેડવામાં મદદ કરી હતી તેની અસર ઓછી થતી જાય છે.

૧૯૩૦ ની સત્યાગ્રહની લડતમાં મુસ્લીમોએ થોડી મદદ પણ કરી છે અને બાકી તટસ્થ રહ્યા હતા તે પણ ઠીક હતું; પણ સંધિ થઇ કે તરત હિંદુ મુસ્લીમ તોફાન જાગ્યાં અને મુસ્લીમ જુદાપણાનો પોકાર થઇ રહ્યો. અંગ્રેજ સરકારના ગુલામ રહીને પોતાની સત્તા જમાવવાનાં સ્વપ્ન કેટલાં પાપી છે તેની ચર્ચા કરવાની જરૂર નથી. પણ જ્યારે કોમી જુદાપણાનો પવન સખત વાયો હતો તે વખતે દૂરઅંદેશી વિચારશીલ મુસ્લીમ ભાઇઓએ પોતાના વિચાર પ્રગટ કર્યા, અને રાષ્ટ્રીય જીવનમાં તેમને જુદા મતાધિકાર નથી જોઇતા તે બાબત પોતાના વિચાર હિંમતથી બહાર પાડયા. રાષ્ટ્રીય ઐક્યમાં માનતા મુસ્લીમો આજ સુધી ચૂપ રહ્યા હતા તેમને મિયાં શૌકતઅલીના તોફાને બહાર પાડયા.

એક સ્વદેશી ફાઉન્ટનપેન લઇને ઇસ્લામી ભાઇઓની માગણીઓ સ્વીકારી લેવી કે નહિ એ પ્રશ્ન મહત્ત્વનો નથી. એટલું જરૂરનું છે કે હિંદી મુસ્લીમો "હિંદી" છે, તેમને હિંદુસ્તાનમાં રહેવું છે, ખાવું છે અને જીવન ગાળવાનું છે, અને હિંદી તરીકે બધા હક્કો મેળવવા છે અને ભોગવવા છે એ સ્પષ્ટ થવું જોઇએ. હિંદુમુસ્લીમો બહારના પરદેશી હોય અને અફઘાનિસ્તાન, ઇરાન, ઇરાક, પેલેસ્ટાઇન, તુર્કી વગેરેના મુસ્લીમોના જોર પર અને અંગ્રેજ

સરકારની કૃપાદૃષ્ટિથી અમુક હક્કો આ દેશમા ભોગવવા માગતા હોય તો તેવી બેહદી માગણી કોઇ પણ હિંદી સ્વીકારનારો નથી પણ એવી બેહૂદી માગણી કોઇ પણ ગાંડા અથવા મૂર્ખ માણસ સિવાય કરે જ નહિ અને આજે આખા દેશભરમા મુસ્લીમ ભાઇઓ પોતાના ખરા અભિપ્રાય દર્શાવી રહ્યા છે એના ભાઇઓ માટે સ્વદેશી પેન તૈયાર હોય તો અમને વાધો નથી

સર અલી ઇમામે તદ્દન ખરુ કહ્યુ છે કે જો કોઇ પણ કોમ માટે જુદો મતાધિકાર રાખ્યો હશે તો તે રાષ્ટ્રમા ભળશે નહિ હિંદ એક રાષ્ટ્ર થાય એ કેવળ આવશ્યક છે હિંદુઓને અને મુસ્લીમોને મતભેદો રહેશે એ માન્યતા જડમૂળમાથી ઉખેડી કાઢવાની છે જેટલા કૃત્રિમ ટેકા મૂકવામા આવશે તેટલા પ્રમાણમા લઘુ કોમો વધારે નબળી થશે, કારણ કે પોતાના બળ ઉપર નહિ પણ બહારના બળ પર તે જીવવા ઇચ્છે છે મુસ્લીમો હિંદુસ્તાનમા આવ્યા અને સદીઓ સુધી રાજ્ય કર્યું તે વધારે સંખ્યાને કારણે નહિ, વધારે લશ્કરને આધારે નહિ, વધારે મતોના જોર પર નહિ, પણ વધારે આત્મવિશ્વાસ તે આત્મબળને લીધે

ડૉ. અનસારીએ જણાવ્યુ હતુ કે સકુચિત મન રાખવુ અને બીજા ધર્મોની વિરુદ્ધ ધર્માંધ અણુવિશ્વાસ રાખવા એ ઇસ્લામના જગપ્રસિદ્ધ ભ્રાતૃભાવના આદર્શની વિરુદ્ધ છે ઇસ્લામી સંસ્કૃતિ છૂટા રહેવાને લીધે નાબૂદ થશે, અને જો મુસ્લીમ સસ્કૃતિમા શ્રદ્ધા હોય તો આપણે તણાઇ જવાનો ડર રાખવો ન જોઇએ

એકંદરે આખા દેશભરમા રાષ્ટ્રીય મુસ્લીમોએ પોતાનો અવાજ સંભળાવ્યો છે અને એક મહિના પહેલા એવુ વાતાવરણ હતું કે હિંદુ મુસ્લીમ પ્રશ્ન વ્હાઇટ હૉલને અગર જિનીવાને સોંપી દેવો પડશે તે ભય આજે રહ્યો નથી

પણ એટલુ સૂચવવાની જરૂર છે કે રાષ્ટ્રીય મુસ્લીમો આપણા વિનીત આગેવાનોના જેવા સૈન્ય વિનાના નેતા ન રહે પણ મહોલ્લે મહોલ્લે અને ગામેગામ ફરીને મુસ્લીમ આમવર્ગને સાચો માર્ગ સમજાવે જો એમ નહિ કરવામા આવે તો અંતે આમવર્ગ તો સ્વાર્થસાધક ધુતારાઓના હાથમા રમે છે—પછી તે હિંદુ હોય, મુસ્લીમ હોય, અમેરિકન હોય, કે બ્રિટિશ હોય

* * *

## દેશી રાજ્યોની પ્રજા

દેશી રાજ્યોની પ્રજા અમુક હક્કો માગે છે તેની ચર્ચા આ માસિકના છેલ્લા ત્રણ અંકોમા આવી ગઈ છે કરાચી ગયેલા પ્રતિનિધિઓમાથી જે દેશી રાજ્યોના હતા તે ત્યા ભેગા થયેલા અને ગાધીજીને તેમજ શ્રી વલ્લભભાઇને મળેલા એવી સૂચના થઇ છે કે હાલમા દેશી રાજ્યોની બે સંસ્થાઓ છે તે એકઠી થઇને પરિષદ બોલાવે અને પોતાની માગણીઓ બરાબર નક્કી કરે એકનુ નામ All India States Peoples' Conference અને બીજીનુ નામ All India States Subjects' Conference છે બન્નેના અર્થ એક જ છે, બન્નેના હેતુ એક જ છે, પણ બીજી સંસ્થા મૈસુરના તેમજ દક્ષિણના કેટલાક રાજ્યોની પ્રજા એકઠી થઇ છે

આ પરિષદની પાસે આજે ત્રણ મોટા પ્રશ્નો છે

(૧) રાષ્ટ્રીય મહાસભામા તેનુ સ્થાન નક્કી કરવુ અને બધી સમિતિઓમા પોતાનુ પ્રતિનિધિત્વ મેળવવુ,

(૨) મહાસભા મારફત રાજ્યોમા સુધારા કરાવવા,

(૩) જો ગોળમેજી પરિષદ ભરાય તો તેમા પ્રતિનિધિત્વ મેળવવુ અને દરેક ધારાસભાની તેમજ હિંદી ધારાસભામા યોગ્ય સ્થાન મેળવવા માટે પ્રયાસ કરવો

આ ત્રણે કાર્યો કરતા જે ખરુ મહત્ત્વનુ છે તે નીચે જણાવ્યુ છે.

કેટલાક રાજ્યોમા પ્રજાને બોલવાની છૂટ નથી અને બીજાં રાજ્યો વિષે ટીકા કરવા પર અંકુશ મુકાય છે એટલે આવી પરિષદો ખાલસા હિંદની હદમા મળે એ અનિવાર્ય છે

પણ એવા વાતાવરણમા ખૂબ તીખી કડવી ભાષા વાપરીને સ્થાનિક કાર્યકર્તાઓએ કામ કરવાનું વાતાવરણ તદ્દન બગાડી મૂકવુ એ કેવળ મૂર્ખાઈનું કામ છે, એટલુ લક્ષમા રાખવાનું છે અને દરેક રાજ્યમા ત્યાની પ્રજામા સ્વરાજ ભોગવવા માટે જેટલુ બળ આવશે તેટલુ જ સ્વરાજ તેઓ ભોગવી શકશે

એમ સભળાય છે કે કચ્છની પ્રજાની ખાસ પરિષદ મળવાની છે અને તેને લગતી બે પત્રિકાઓ કેટલાક યુવાનો તરફથી પ્રગટ થઈ છે તેમા હાલના કાર્યકર્તાઓ કચ્છ દેશમા રાજકીય કામ કરતા નથી અને કરાવતા નથી તે વિષે સખત ટીકા કરી છે ટીકા કરનાર ભાઈઓએ પણ ત્યા રહીને કામ કરતા હોય, કે તેમ કરવા તૈયાર હોય, કે કાઈ પોતાની સેવા અર્પણ કરતા હોય એવુ જણાવ્યુ નથી દેશમા કામ કર્યા વિના, પરિષદોમા કરેલુ કામ અને તેના પરની ટીકા બન્ને નિરર્થક છે સવાલ માત્ર એટલો જ છે કે રચનાત્મક કામ કરવુ છે કે નહિ? ટીકાઓ કરવી અને ભૂલો કાઢવી એ સહેલા કામ છે

***

## અસ્પૃશ્યતાનિવારણ અને રામમદિર

અસ્પૃશ્યતાને લીધે હિંદુ ધર્મમા ગણાતા ઢેઢ, ભગી, ચમાર વગેરેને મદિરો અને બીજા ધર્માલયોમા પેસવા દેતા નથી તે અન્યાય કેવી રીતે દૂર કરવો એ પ્રશ્ન આપણા સમાજની સામે ડોળા કાઢીને ઊભો છે "ભયકર બહિષ્કાર"ના લેખમા આ બાબતની ચર્ચા થઈ છે એક પક્ષ એવુ માને છે કે હાલમા એ પ્રશ્નને છેડવો નહિ, જ્યારે સ્વરાજ મળશે ત્યારે બધા માર્ગ વાળાના થશે, બીજો પક્ષ એવુ માને છે કે જ્યા સુધી હિંદુ સમાજમાથી અસ્પૃશ્યતા નીકળી જાય નહિ ત્યા સુધી તેમને માટે જુદા મદિરો સ્થાપવા, અને ત્રીજો પક્ષ એવુ માને છે કે સ્વરાજની ભાવનામા અસ્પૃશ્યતા જેવી દુષ્ટ પાપી માન્યતાને સ્થાન ન હોય અને એવી માન્યતાને દૂર કરવા માટે પ્રજાને સમજાવવી અને ન માને તો સત્યાગ્રહ કરીને એ પ્રશ્નનો નિકાલ કરવો આ અન્યાય સમજાવવા માટે ૧૯૧૮–૨૦–૨૧–૨૨ અને ત્યાર પછી અથાક પ્રયત્નો થયા છે અને છેવટે કેટલાક સત્યાગ્રહોને લઈને કહેવાતા અસ્પૃશ્યોને કેટલાક હક્ક મળ્યા પણ છે જો આપણે છૂટા મદિરો બાધીએ તો અન્યાયને વિશે જે તીવ્ર લાગણી છે તે મોળી પડી જાય છે આપણા રાજકીય ક્ષેત્રમા વિનીત પક્ષ ડહાપણડાહ્યો થઈને સત્યાગ્રહીની બાજી બગાડે છે તેવી જ રીતે આ બાબતના વિનીત પણ પોતાના વહાલા કામને બગાડે છે તેમનો સ્વભાવ વિનીત હોવાને લીધે તેમનામા ધીરજ અને હિંમત ઓછા હોય છે

ગઈ રામનવમીને દિવસે નડિયાદમા એક રામમદિર ખુલ્લુ મૂકવામા આવ્યુ હતુ તે વખતે શ્રી અમૃતલાલ ઠક્કર અને શ્રી નરસિંહભાઈ ઈશ્વરભાઈ વચ્ચે તીવ્ર મતભેદ પ્રગટ થયો હતો શ્રી નરસિંહભાઈએ ઉપર જણાવેલી દલીલ ઉપરાંત એ પણ જણાવ્યુ છે કે જે કાર્યકર્તાઓ મૂર્તિપૂજામા માનતા નથી તે પણ અસ્પૃશ્ય કે ભીલને માટે મૂર્તિ સ્થાપીને તેમને હિંદુધર્મમા ખેંચવાનો પ્રયાસ કરે છે જો એમ થતું હોય તો તે તદ્દન અપ્રમાણિક કહેવાય એ મદિર બધાવનાર દેશસેવકો પોતાના શ્રેયને માટે મદિરોમા જાય છે કે કેમ તે જાણવુ જોઈએ એક સૂચના એવી પણ આવી છે કે આજે અજ્ઞાન બ્રાહ્મણો લાખો અને કરોડો ગરીબ હિંદુઓને ધૂતે છે તેમા વળી ઉમેરો શા માટે કરવો? આવા રામમદિરોમા કોઈ ધુતારો ભવિષ્યમા પેસી ન જાય એ પણ સભાળવાનુ રહ્યુ

**બાળલગ્નો અને શારદાઍક્ટ**

બાળલગ્નો અટકાવવા માટે જે કાયદો પસાર થયો છે તેનો પ્રમાણિક અમલ થઇ શક્યો નહિ કારણ કે ગયા વર્ષમા સખત લડત ચાલતી હતી આ લડતના સમયમા સરકાર એ કાયદાનો અમલ કરીને પછાત પ્રજાનો રોષ માથે ચઢાવવા તૈયાર નહોતી અને કાર્યકર્તાઓ રાજકીય લડતમા પડયા હતા આ વર્ષે આવા ઘણા બાળલગ્નો ગુજરાતમા થાય છે એવુ સમજાય છે ગાધીજીને પણ આ બાબત લખવામા આવ્યુ છે અને તેમણે સલાહ આપી છે કે જે કાર્યકર્તાઓને આ અન્યાય ખૂચતો હોય તેમણે આવા લગ્ન અટકાવવા માટે કામ ઉપાડી લેવુ જોઇએ અમદાવાદમા સ્થપાયેલા ગસાર સુધારા મંડળે હાલમા જ એક જાહેરાત પ્રગટ કરી હતી કે ગુજરાતમા ગામેગામ આ લગ્નો અટકાવવા માટે જુવાનો કમર કસે, અને જો સલાહ કે મદદ જોઇતી હોય તો એ મંડળને લખે સરકારી કાયદાને પસાર કરાવતી વખત પણ એવી ઇચ્છા દર્શાવી હતી કે જો ગામડે ગામડે દેખરેખ રાખનાર સમિતિ (વિજીલન્સ કમિટિ) સ્થપાય તો જ આ કાયદાનો અમલ કરાવી શકાય. ગાધીજીએ વકીલોને પણ મદદ કરવાની સૂચના કરી છે હવે આ આખો સવાલ આપણા યુવાન વર્ગના હાથમા છે જો જવાબદારી લેવા તૈયાર ન હોય તો કોઇ સમાજ સુધારાના મડળને મળીને અરજી કરાવે, પણ ખરુ જોતા જિલ્લે જિલ્લે સમાજ સુધારા અથવા બાળલગ્ન પ્રતિબધક મડળો સ્થપાવા જોઇએ

કોઇ પણ માણસ એવી માનસિક સકુચિતતા ન બતાવે કે હાલમા સામાજિક પ્રશ્નોને છેડવા નહિ કોઇ પણ પ્રશ્ન ઢાકી શકાતો નથી દરેક પ્રશ્ન નિકાલને માટે બૂમ મારી રહ્યો છે કોઈ પણ દેશહિતચિંતક ભૂલે નહિ કે બાળલગ્ને પ્રજાને અનેક રીતે નુકસાન કર્યુ છે પણ તેની ચર્ચામા ન ઊતરતા અમે ખાસ આગ્રહથી કહીશુ કે બાળલગ્નને લીધે નાની વયમા યુવકો અને યુવતીઓને માથે જવાબદારી આવશે આપણી રાજકીય લડતમા એવી જવાબદારી વાળા યુવકો ને યુવતીઓ લડતમા ઝુકાવતા અચકાશે નહિ પરણેલામા જે સાહસ હોય છે તે પરણેલામા કદી આવવાનું નથી. ભવિષ્યની લડતમા વધારે સખત કષ્ટો સહન કરવા પડશે અને વધારે લાંબા, વખતે જીવનભરના, વિયોગ આવશે જ્યા સુધી સ્વરાજ ન મળે ત્યા સુધી આપણા યુવકો અને યુવતીઓ જેટલી ઉંમર સુધી છૂટા એટલે પરણ્યા વિનાના રહે તેટલુ દેશને માટે સારુ છે

માટે હમણા જે લગ્નો થાય છે તેમા બાળલગ્ન થતા હોય (કન્યા ૧૪ વર્ષ પુરા અદરની અને વર ૧૮ વર્ષ પુરાની અદર હોય તે બાળલગ્ન કહેવાય), તો તેને અટકાવવા માટે જુવાનોએ ધસી પડવુ જોઇએ

આ પ્રશ્નની ચર્ચા શરૂ થઈ ત્યાર પછી ઘણા લગ્નો જુવાનોએ અટકાવ્યા છે દેશને માટે જેલમા જઈ આવેલા યુવકોને ઘરબહાર કાઢી મૂકવાના પ્રસંગ પણ સાભળ્યા છે જુવાનો, યુવક મંડળો અને યુવક સઘોની હાલમા ખરી કસોટી થઇ રહી છે

***

**ન્યાતની બહાર લગ્નો**

છેલ્લા બે ત્રણ માસની અદર મુબઇમા ચારપાચ લગ્નો થયા છે તેની નોધ લેવી જોઇએ એવા લગ્નો 'આતર-કોમીય' કહેવાય છે [આતર-કોમીય એ શબ્દ સારો છે કે નહિ તે સાક્ષરો જાણે, પણ અમને ગમતો નથી] કુ શાન્તિલા દેસાઇ સ્વ અબાલાલભાઈની પૌત્રી થાય તે બૅરિસ્ટર રમણલાલ દેસાઇ, અનાવિલ, ની સાથે પરણ્યા છે એ બહેન મુબઇ યુનિવર્સિટીના ગ્રેજ્યુએટ છે બીજા બહેન કુ પ્રિતમિલા મહેતા જાતે નાગર છે, તેમણે દિલ્હી તેમજ ગ્રેટબ્રિટનમા દાક્તરી અભ્યાસ કર્યો છે અને તેમના લગ્ન દાક્તર

રમણલાલ સાથે થયાં છે. એ ભાઇનું કુટુંબ વણિક છે, કે હતું. ત્રીજાં બહેન પ્રભાવતિ, શ્રી. છેલશંકર વ્યાસનાં બહેનનું લગ્ન શ્રી. અમૃતલાલ જોશીની જોડે થયું છે. એ બહેન બાળવિધવા હતાં અને ન્યાતે પ્રશ્નોરા નાગર છે. અને ભાઇ અમૃતલાલ સારસ્વત (સોરઠી) બ્રાહ્મણ છે.

ચોથું લગ્ન કુ. પન્નાબહેન મહેતાનું લગ્ન શ્રી. બાલકૃષ્ણ દફતરી સાથે થયુ છે. શ્રી. પન્નાબહેન સર મનુભાઇ મહેતાની પુત્રી છે અને મુંબઇ યુનિવર્સિટીનાં ગ્રેજ્યુએટ છે. ભાઇ દફતરી ન્યાતે સુરતી કાયસ્થ છે.

આ ચાર લગ્નો થવાને લીધે હિંદુસમાજના ન્યાતિબંધારણના પાયા તૂટી પડશે એવું અમે માનતા નથી. એ બંધારણ ઘણું હચમચી રહ્યું છે અને આ લગ્નો તે સ્થિતિના પરિણામરૂપ છે. દરેક લગ્નમાં પરણનાર સ્ત્રી–પુરુષની યોગ્યતાનો વિચાર થાય અને કહેવાતી ન્યાતજાત આડે ન આવે એવો વખત આવી ગયો છે. જેમ જેમ આપણા સમાજમાં યુવાન યુવતીઓ મોટી વયે પરણશે અને શાળામાં, કૉલેજમાં, મિત્રમંડળમાં, અગર સેવાનાં કાર્યોમાં વધારે મળતાં થશે તેમ તેમ આવાં લગ્નોની સંખ્યા જરૂર વધવાની છે. ઉપર જણાવેલાં લગ્નોથી યુવકો તથા યુવતીઓની બીક ભાંગે છે અને સમાજ પણ ટેવાય છે. આવાં લગ્નોની સામે ટીકા કરવાનો વખત તો લગભગ વહી ગયો છે, તે છતાં એ લગ્નોમાં કુસંપ કે કલેશનાં ચિહ્નો જણાય તો રૂઢીચૂસ્ત પ્રજા આનંદથી કૂદે છે; માટે હમેશાં પહેલ કરનારાઓએ સંભાળીને વર્તવું એ આવશ્યક છે. આવાં લગ્નો જોઇએ તેટલાં સફળ ન થાય તો રૂઢિસુધારકોએ ગભરાવાનું નથી. નવા અખતરાનું વાતાવરણ કેટલેક અંશે કૃત્રિમ થયા વિના રહેતું નથી. જ્યારે જુદા જુદા ધર્મનાં સ્ત્રી-પુરુષો પરણશે ત્યારે આંતર–જ્ઞાતીય લગ્નોનાં વખાણ થશે.

* * *

## ગુજરાતમાં હિંદુ સંમેલન

મે મહિનાના છેલ્લા ત્રણ દિવસોમાં અમદાવાદમાં "હિંદુ સંમેલન" મળવાનું છે. આ સંમેલનને હિંદુ મહાસભા સાથે શો સંબંધ છે તે સમજાતું નથી. તે મુંબઇ ઇલાકાના હિંદુઓનું છે કે આખા હિંદુસ્તાન દેશનું કે ગુજરાતનું તે પણ સમજાતું નથી. તેમાં ગમે તે મત આપશે કે ચુંટાએલા પ્રતિનિધિઓ હશે તેનો પણ ખુલાસો નથી.

દરેક કોમ તેમજ જ્ઞાતિ, દરેક પોળ અને મહોલ્લાને સંગઠન કરવાનો અધિકાર છે. જે સંગઠનથી દેશની પ્રગતિ થાય તે આવકારદાયક છે. હિંદદેશમાં હિંદુઓની મોટી સંખ્યા છે. નાની સંખ્યાવાળી કોમોનું સંગઠન હમેશાં સારું હોય છે. કોમી માગણીઓ અને છૂટછાટમાં કોઇ પણ કોમને અન્યાય ન થાય તે જરૂર સંભાળવું જોઇએ. આજનો યુગ હિંદીઓને માટે હક્કોનો નથી પણ દેશસેવા અને આત્મભોગનો છે. કયી કોમ વધારે સેવા કરે, દેશહિતને માટે વધારે ભોગ આપે, દુઃખો સહન કરે, એ ખરો પ્રશ્ન છે. તેમાં એ કોમની કસોટી છે. જે વધારે ભોગ આપશે અને સેવા કરશે તેની લાયકાત વધશે, તેનું બળ વધશે અને સ્વરાજને માટે વધારે લાયક બનશે. જેમ કસરત કર્યા વિના શારીરિક બળ વધે નહિ તેમ દેશસેવા કર્યા વિના દેશનું કાર્ય કરવાની શક્તિ આવતી નથી. એટલે ખરી હરીફાઇ તો કોણ વધારે દેશસેવા કરે તેની હોવી જોઇએ.

તેની સાથે સાથે એટલું જરૂરનું છે કે આજે કોમ કોમ વચ્ચે જે કાંઇ અણવિશ્વાસ અને ગેરસમજૂત હોય તેને કોઇ વધારે નહિ. પ્લૅટફૉર્મ પરથી બોલવું સહેલું છે પણ તેની સારી માઠી અસર શી થાય છે તેનો વિચાર કરવો જરૂરનો છે, અને દરેક પત્રે પણ આ લક્ષમાં રાખીને ટીકા કરવી જોઇએ.

* * *

## હિંદી દાક્તરો

હમેશાં અન્યાય, દુઃખ અને સંતાપમાંથી ઐક્ય અને સુખ પ્રાપ્ત થાય છે. આપણા હિંદી દાક્તરો અને વૈદકીય વિદ્યાર્થીઓને

ઉચ્ચ શિક્ષણને માટે યુરોપ અને અમેરિકા જવુ પડતુ હતુ, પણ આ દેશના દાક્તરો બુદ્ધિવાન છે અને અગ્રેજો જે ધધો પચાવી બેઠા હતા તેમા ભાગ પડાવે છે વળી બધી સરકારી નોકરીઓમા પરદેશી માણસને બદલે સ્વદેશી રાખવા એવી હિંદીઓની માગણી છે તેથી અગ્રેજ દાક્તરોએ અક્કલ વિનાનું કાવતરૂ રચ્યુ અને ગ્રેટબ્રિટનની મેડીકલ કાઉન્સિલે હુકમ કાઢ્યો કે જો અમુક શરતોનુ પાલન ન થાય તો હિંદી યુનિવર્સિટીઓની ડીગ્રીને ગ્રેટબ્રિટનમા સ્વીકારવી નહિ જો આમ થાય તો હિંદીઓને ગ્રેટબ્રિટનની ડીગ્રીઓ મળે નહિ અને તેથી હિંદી મેડીકલ સર્વિસમા તેમને નોકરી મળે નહિ, એટલે અગ્રેજોની સખ્યા ઘટવાને બદલે વધે પરિણામ ધાર્યા કરતા જુદુ જ આવ્યુ અને જે ધધામા ઐક્ય નહોતું તે એકઠા થઇ ગયા હિંદી યુનિવર્સિટીઓ અને દાક્તરોએ આ ધધાના રક્ષણ તેમજ પ્રગતિને માટે જોઇ લીધુ કે એક સમસ્ત હિંદ મેડીકલ કાઉન્સિલ સ્થાપ્યા વિના છૂટકો નથી, અને દાક્તરી શિક્ષણ ભાગમા સારી પદ્ધતિઓ આપવાને માટે આખા દેશની યુનિવર્સિટીની મેડીકલ ફેકલ્ટીઓએ મળીને કાર્યક્રમ નક્કી કર્યો આ બધી ચળવળને પરિણામે ૧૯૩૦ ના જુનમા હિંદી સરકારે એક પરિષદ બોલાવી અને હિંદી મેડીકલ કાઉન્સિલ સ્થાપવાની ચર્ચા કરી આ કાઉન્સિલમા નોકરી ખાતુ એટલે બ્રિટિશ અથવા ગુલામી વૃત્તિવાળા પ્રતિનિધિ ચુટાય તેને માટે પૂર્ણ લક્ષ રખાયુ છે ડૉ જીવરાજ મહેતાએ પૂનામા અખીલ ભારત મેડીકલ પરિષદમા પ્રમુખસ્થાનેથી ભાષણ કર્યું છે તેમા આ બધી બાબત વિગત વાર સમજાવી છે ટૂંકમા, સરકારી પરિષદની સૂચનામા નીચે બતાવેલા મુખ્ય વાંધા છે (૧) કાઉન્સિલના ૩૭ સભ્યોમાથી માત્ર ૮ મેડીકલ ગ્રેજ્યુએટોમાથી ચુટાઈ આવશે તે સભ્યોએ ઓછામા ઓછા દસ વર્ષ પહેલા ડીગ્રી લીધેલી હોવી જોઇએ અને તેમને કૉલેજમા શીખવવાનો અનુભવ હોવો જોઇએ આ શરતને લીધે બીનસરકારી પ્રતિનિધિઓને દાખલ થવાનુ ઘણુ મુશ્કેલ છે કારણ કે ઘણ... સરકારના હાથમા છે. (૨) બીજી શરત એવી છે કે જે દાક્તરો માત્ર લાઇસેન્શીએટ થયા છે તેમને રેજીસ્ટર ન કરવા ડૉ જીવરાજ માસ્તુ કહે છે, કે એ શિક્ષણ સુધારવુ એ આપણો ધર્મ છે, તેનો બહિષ્કાર કરવાથી તબીબી ધધાને અને જનસમાજને નુકસાન છે (૩) ત્રીજી ભૂલ એવી થઇ છે કે દરેક સરકાર પોતાના ઈલાકામાથી એક પ્રતિનિધિ મોકલે તેના કરતા દરેક સ્થાનિક (એટલે ઇલાકાની) મેડીકલ કાઉન્સિલ એક પ્રતિનિધિને સમસ્ત હિંદી કાઉન્સિલમા મોકલે (૪) એક અમલદારને પ્રમુખ નીમવાને બદલે ચૂંટણીનો પ્રમુખ હોવો જોઇએ (૫) જે દાક્તર હિંદી રજીસ્ટરમા દાખલ ન થયો હોય તેને હિંદમાં કોઇ પણ સિવિલ, લશ્કરી કે નૌકાની નોકરીમા રાખી શકાશે નહિ એવુ ધોરણ હોવુ જોઇએ

તેવી જ રીતે આજે ઇન્ડિયન મેડીકલ સર્વિસમા હવે માત્ર લશ્કરી વિભાગ જ રાખવો અને સિવિલ સર્વિસ તદ્દન નાબૂદ થવી જોઇએ હવે દેશમા એટલા બધા ઉચ્ચ શિક્ષણ લીધેલા દાક્તરો છે કે મોટી મોટી સસ્થાઓ તેઓ ચલાવશે આજે મોટા દેશી રાજ્યોમા, મૈસુર વડોદરા વગેરેમા હિંદી દાક્તરો જ આખા રાજ્યની સસ્થાઓ ચલાવે છે ઇન્ડિયન મેડીકલ સર્વિસમા આજે આશરે ૬૨ ટકા દાક્તરો છે ધીમે ધીમે એ બધા હિંદીઓ જ થઇ જવા જોઇએ પછી મોટો પ્રશ્ન શોધખોળનો છે પણ તેની વિગતો સામાન્ય વાચકોને રસમય ન નિવડે

ખરી વાત એવી છે કે હવે આપણી યુનિવર્સિટીઓમા અને હૉસ્પિટલોમા એવા પ્રકારનું શિક્ષણ મળવુ જોઇએ કે સામાન્ય રીતે યુરોપ અમેરિકા જવાની જરૂર જ ન રહે આજે કેટલેક અશે એવુ થઇ ગયુ છે કે ઈગ્લડની દાક્તરની છાપ ન મળી હોય તો ઊચી નોકરી ન મળે અમેરિકા કે જર્મનીની કૉલેજોમા પસાર થએલા દાક્તરો ગમે તેવા હોશિયાર હોય તો પણ તેમને એ છાપ વિના સરકારી કે મ્યુનિસિપલ નોકરી મળતા વાધા નડે છે સ્વમાનને ખાતર આપણે સ્વાશ્રયી થવાની જરૂર છે અને સ્વાશ્રયી થઇ શકીએ એટલી આપણી શક્તિ છે ગુ. મ

卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૧૨ જેઠ: ૧૯૮૭ અંક ૨

# આપણું રામરાજ્ય

હિંદની સ્વતંત્રતાની લડતનો સંપૂર્ણ ઇતિહાસ જ્યારે લખાશે ત્યારે કરાચીની મહાસભા તેમાં ઘણુ અગત્યનું સ્થાન લેશે એ મહાસભાના કામમા મહત્ત્વ ધરાવનારો ઠરાવ તે સ્વરાજના મૂળ હકોવાળો આપણે રાવણરાજ્યમાથી રામરાજ્યમા દાખલ થઇશુ ત્યારે જીવન બદલાશે એ તો ખરુ જ, પણ તે બદલાઇને કેવુ રૂપ લેશે તેના સિદ્ધાંતોના શબ્દથી રૂપરેખા દોરવાનો આ એક પ્રયત્ન હતો

શરૂઆતના વાક્યમા જ આ ઠરાવનો હેતુ ખુલ્લો થઇ જાય છે " આમવર્ગની લૂંટનો અત આણવા માટે રાજકીય સ્વાતંત્ર્યમા ભૂખે મરતા કરોડોના સાચા આર્થિક સ્વાતંત્ર્યનો સમાવેશ થવો જ જોઇએ " મહામભામા આર્થિક લૂટ ( economic exploitation )ને આટલુ મહત્ત્વનું સ્થાન અપાતુ જોઇ મારા જેવા સમાજવાદી સંસ્થાઓમા વિશ્વાસ ધરાવનારાનુ હૈયુ સ્વાભાવિક જ ઉલ્લાસ પામે

સારી સરકારી વ્યવસ્થા સ્થિતિની પહેલી કસોટી તે કાયદાના રાજ્ય ( rule of law ) ની હાજરી અથવા ગેરહાજરી અંગ્રેજી રાજ્યબધારણની પ્રગતિમા હકોનો ખરડો ( Bill of Rights ) કેવો અગત્યનો ભાગ ભજવે છે તે અહીં વિસ્તારીને લખવાની ભાગ્યે જ જરૂર છે. મહામભાનો આ ઠરાવ, તે આપણા હકોનો ખરડો એને ત્યારે આપણે મહાત્માજીના નામ સાથે જોડી ગાધી–ખરડાનું નામ આપીએ ?

પેટા કલમ ક મા સભા અને સંગઠનની સ્વતંત્રતા એ મૂક્યા છે આટલા અનુભવ પછી હિંદીવાનોને અને ખાસ કરી ગુજરાતની પ્રજાને એ હકનુ મહત્ત્વ સમજાવવાની શી આવશ્યકતા હોય ? સમાજનો સત્તા સામેનો અવાજ તેમજ સ્થપાયેલી સત્તા સામે લડવાની શક્તિ એ આ હકો વગર તો ખીલે જ નહિ આ જ દલીલો પેટા કલમ ખ " વાણીની અને છાપાની સ્વતંત્રતા "ને લાગુ પડે છે. વિલાયતમા છાપાને ગન્યનો ચોથો સ્થભ ( fourth state of the realm ) કહે છે, તેમા અતિશયોક્તિ જરાએ નથી સ્વતંત્ર છાપુ એ જેટલુ પ્રજાનો અવાજ ઉઠાવવા માટે તેટલુ જ સરકારને પોતાની ગજનીતિ નક્કી કરવા અને દોરવા માટે અગત્યનુ સાધન છે

ગ નો ઉદ્દેશ જેટલો મહત્ત્વનો તેટલો જ તકરારી ( controversial ) છે. રામરાજ્યનો નજીકના ભવિષ્યના હિંદમા ધર્મ તો હશે જ સમગ્ર દૃષ્ટિએ અને ઊંડાણથી

નજર કરતાં બધા ધર્મના કાનુનો—એટલે અસલ ઠરાવેલા મુદ્દાઓ, લોકસંગ્રહના નિયમો ( a bundle of social ethics ) છે એમ કહેવું ખોટું નથી. તો પણ આપણા અભણ ભોળા લોકોને એ મુદ્દાઓનો સામાજિક અર્થ ( social significance ) સમજ પડતાં હજી થોડી વાર છે, એટલે તેઓ થોડો વખત સુધી તો સ્થપાયેલા ધર્મો ( institutionalised religion )માં માનશે જ. ત્યારે આ છૂટ તો જરૂરી છે. પણ આપણે આ છૂટ પ્રજાકીય સુલેહ–શાન્તિ અને સદાચારને અનુસરીને જ આપીએ. આથી અંગ્રેજી સલ્તનતમાં ધર્મના નામથી જે કેટલીક છૂટો મળતી હતી તે હવે અશક્ય થશે. આ કલમ તકરારી છે. ધર્મનો કયો રિવાજ અથવા કયું આચરણ સામાજિક પ્રગતિનો નાશ કરે છે, અને તેને લીધે પોતે જ નાશ થવા લાયક છે તે નક્કી કરતાં ઘણીએક તકરારોનાં અને લડાઈઓનાં બીજ રોપાશે એ સંભવિત છે.

એક કોમની ભાષા, લિપિ, સાહિત્ય, કળા, તાલીમતવાલ્મે વગેરેનો જુમલો, તે તેની સંસ્કૃતિ. પેટા કલમ ઘ પ્રમાણે આપણી નાની કોમોની સંસ્કૃતિને બહુમતીના દાબથી કચડાઈ જતાં રક્ષણ કરવાનું માથે લઈએ છીએ. મહાત્માજીએ એ સવાલ ઉપર બોલતાં ઊર્દૂ ભાષાનો દાખલો આપ્યો તે મનન કરવા જોગ છે. તેમ વળી આપણે એક જ રાહમાં ઘસડાવાનું નથી. રામરાજ્યનું હિંદ તે હુન્નરઉદ્યોગોથી ભરપૂર પ્રદેશ થવાનો; તો તેને તેવો બનાવવા અર્થે અર્વાચીન જમાનાના પશ્ચિમના ઔદ્યોગિક દેશોની હુન્નરકળા વગેરે તે દેશોની ભાષાઓ ભણ્યા વિના અને ઔદ્યોગિક સંસ્કૃતિ ( industrial civilisation )નો અભ્યાસ કર્યા વિના કેમ મેળવી શકાય? અંગ્રેજી અને ફ્રેન્ચનો તો આપણે ત્યાં થોડો ઘણો પ્રચાર છે જ, પણ આપણે પૂરતા પ્રમાણમાં જર્મન, અને રશિયન—જે દેશ આવતા ભવિષ્યમાં બનવા જોગ છે કે આખી દુનિયાને દોરશે તેની ભાષા જાણતા નથી. આપણી લઘુમતી કોમોની સંસ્કૃતિનું રક્ષણ કરીએ તેની સાથે બહાર આગળ વધેલા દેશોની સંસ્કૃતિમાં પણ ઘણુંક શીખવા જોગ અને ગ્રહણ કરવા જોગ છે તે લઈએ, એવો સિદ્ધાંત કબૂલ કરવામાં હિંદને ફાયદો જ છે.

હિંદની વસ્તીનો આશરે અર્ધો ભાગ સ્ત્રીઓનો બનેલો છે. ધાર્મિક કાયદાઓનો ખોટો અર્થ કરીને, અથવા તે કાયદાઓ એક જુદા દરજ્જાની સામાજિક પ્રગતિને આધારે રચાયેલા હતા તેને તે જ રૂપમાં આપણા વખતમાં પણ અમલમાં મૂકીને, આપણી બન્ને મોટી કોમોએ ઇતિહાસના અસંખ્ય દાખલાઓનું શિક્ષણ ભૂલી જઈ અત્યાર સુધી લિંગભેદના આધારે આપણી સ્ત્રીઓને ઉતરતા દરજ્જા ઉપર રાખી મૂકી છે; સ્વરાજ્યમાં પેટા કલમ ૪ અને ઘ પ્રમાણે એ સ્થિતિ નાબૂદ થવાની. મહાત્માજીએ પોતાની ટીકામાં આપણી વીરાંગના રીકરેટરોનો દાખલો આપ્યો. તેઓની હિંમત અને વ્યવસ્થાશક્તિ માટે કોને આદર ન હોય? પણ આવું છૂટાપણું ભોગવતી કેટલી સ્ત્રીઓ આપણાં ઘણાં અર્વાચીન કહેવાતાં શહેરોમાં પણ ગણી શકીએ? એ બાબતમાં ગુજરાત તો કાંઈ ઘણું આગળ વધેલું ધારે, પણ મેં તો અત્યંત દિલગીરી સાથે જોયું છે કે, ગુજરાતનાં સુધરેલાં શહેરોમાં તો હજી ભણેલી સ્ત્રીઓને પણ મગાન હકોની ઇચ્છતા માટે શંકા છે. ઘણાક ત્યારે પૂછશે કે, એઓ આવા હકોને માટે કેમ લાયક છે? પણ એ તો, ગોળમેજી પરિષદમાં માર્ક્વિસ ઑફ લોધિયને કહ્યું હતું તેમ, જોખમદારી નાખ્યા સિવાય પોતાના પગ ઉપર સ્વતંત્ર ઊભા

રહેવાનું બળ નહિ જ આવે. સરકારી કે ખાનગી નોકરીમા, માનમાં અથવા હોદ્દામાં જેમ ધર્મ કે ન્યાતજાતનો તફાવત નહિ, તેમ લિંગભેદનો ફરક પણ રહેશે નહિ. પશ્ચિમના દેશોની માફક આપણી સ્ત્રીઓ જો સ્વતંત્ર કામ કરી આપણા આર્થિક, રાજકીય અને સામાજિક જીવનમાં ભાગ લે તો આપણી પેદા કરવાની શક્તિ ( productive capacity ) બેવડી થાય એમ આશા રાખી શકાય

પેટા કલમ છ ઉપર કેટલુ લખું ? આપણે માથે ચોંટેલું એક ઘણુ જ શરમાવનારુ કલંક—અસ્પૃશ્યતા—નો મૂળથી નાશ કર્યા વિનાનું રાજ્ય તે રામરાજ્ય કેમ બને ?

ज કાયદાને અનુસરીને હથિયાર રાખવાની છૂટ આપે છે એટલે હથિયાર ધરાવવાની પૂરી છૂટ તો સભવતી જ નથી, પણ આપણો હથિયારનો કાયદો ( Arms Act ) એવા હેતુથી નહિ ઘડાય કે તે હમણાની માફક આપણને બાયલા અને હથિયાર ધરવા નાલાયક બનાવે.

झ ખુલ્લી રીતે કાયદાના રાજ્યનો મહત્ત્વનો સિદ્ધાંત આપણી આગળ મૂકે છે. બંધારણ પ્રમાણે ધારાસભાએ પસાર કરેલા કાયદા અનુસારે જ સરકારનો બંદોબસ્ત અને કાબુ પ્રજા ઉપર ચાલે, એટલે કાયદો અને બંદોબસ્ત ( Law and Order ) ના બહાના હેઠળ થયેલા અત્યાચારો ન થઇ શકે. સાથે એક કલમ ઉમેરી શકાય કે, સરકારી અમલદારોને લાગુ પડતો કાયદો, તે દેશનો સામાન્ય કાયદો જ. કાયદાભંગ માટે જેટલો પ્રજાજન તેટલો જ સરકારી અમલદાર પણ જવાબદાર બન્નેનો ઇન્સાફ એક જ અદાલત એક જ ધારા પ્રમાણે કરે.

કલમ ૨ પ્રમાણે સ્વરાજ્યની સરકાર ધાર્મિક બાબતોમાં તદ્દન નિષ્પક્ષપાત રહેશે એટલે રાજ્યમાન્ય ધર્મ ( established church ) જેવું કાંઇ જ નહિ સરકારનો પ્રધાન, નહિ એક પાઇ હિંદુ મંદિર માટે મંજૂર કરી શકે, કે નહિ મુસ્લીમ મસ્જિદ માટે એ ઇચ્છવા જોગ છે કોમી ધોરણ પર ચાલતી બધીએ સંસ્થાઓને આ સિદ્ધાંત લાગુ પડવો જોઇએ, પણ કલમ એક પેટા કલમ ગની માથે વાચતા એ તટસ્થતા અમલમાં મૂકવી ભારે પડશે એમ લાગે છે એક કેળવાયેલી પ્રજાને પણ એ સવાલ કેટલો હરાવે છે, તે હાલમાં વિલાયતમાં સતતિનિયમન ( Birth Control ) ની સામેનો રોમન કેથોલિકોનો વિરોધ અને સરકારની તેઓને નારાજ કરી તેઓના મત નહિ ગુમાવવાની વર્તણૂક બતાવી આપે છે. અલબત્ત, એ મુદ્દાઓના પાયા ઉપર કાનુનરૂપી ઇમારતો ઊભી કરવાનો વખત આવશે ત્યારે દેશનાં સૌથી સરસ ભેજાઓનું કામ પડશે.

કલમ ૩ ની સામે કોઇક સ્વાભાવિક પૂછી શકે કે, હિંદની ગામડાંની પ્રજા કેવી રીતે મતાધિકાર મેળવવા લાયક છે ? એક અંશે એનો જવાબ કલમ ૪ આપે છે. મફત ( અને આશા રાખી શકાય કે જલદી જ મફત અને ફરજિયાત ) પ્રાથમિક કેળવણીથી આપણે તેને વાંચી લખી શકતી બનાવીએ. પછી રાજકીય બુદ્ધિ ( political consciousness ) કુદરતી રીતે જ ઉદય પામે, અને એ બધુ જો આ પેઢી( generation )માં નહિ તો આવતીમાં તો જરૂર. કેળવણીના પ્રચારથી આપણે શહેરનું તો શું પણ ગામડાંનું જીવન પણ મદંતર ફેરવી નાખી શકીએ, એની કોણ ના પાડશે ?

કલમો ૫,૬,૭,૮ અને ૯ કારખાનાંના મજૂરોના ભલા અર્થે છે. એમાં વિસ્તારેલું

રક્ષણ તથા તંત્ર વગેરેના હક્કો આપીએ અને હડતાળો કાયદેસર ઠરાવીએ, એટલે મજૂરને મૂડીવાદ સામે પોતાના હક્કો માટે લડવાનું ચેતન આપેલું કહેવાય. વળી ઘડપણ, માંદગી અને બેકારી સામે તેનો વીમો વગેરે ફરજિયાત બનાવી બચાવ કરીએ, એટલે સમાજે પ્રત્યેક મનુષ્ય તરફની પોતાની જોખમદારી કબૂલેલી કહેવાય. રાજ્ય જે એવી જોખમદારીઓ પૂરતી રીતે માથે ઉઠાવે તે સમાજવાદી બંધારણ અત્યારે આપણું તેવા આદર્શ તરફ પહેલું પગથિયું. ખેતીકાર મજૂરોને માટે પણ મહાસભા તેઓના હિતમાં જ છે, એ અનેક વેળા દેખાડયું છે. આપણે ગુજરાતના ખેતીકાર મજૂરોને—રાનીપરજ મજૂરોને—અને બંગાળ આસામ વગેરેના ચાના બગીચાઓના કામદારોને આપણે દાસત્વ જેવી સ્થિતિમાં રાખીએ છીએ, તેમાંથી તેઓ છૂટશે. મજૂર સ્ત્રીઓ માટે સુવાવડ વખતનો બંદોબસ્ત કરવો યોગ્ય જ ગણાશે. પણ આને લગતી કલમ ૭ માં જણાવેલું ' રક્ષણ " તે કઇ રીતનું હશે ? એક તરફથી સ્ત્રીપુરુષોના સમાન હક્કોની વાતો કરીએ અને બીજી તરફથી સ્ત્રીઓને કાયદાપૂર્વક ઠરાવેલા ધધારોજગારમાંથી રક્ષણ કરવાને બહાને દૂર રાખીએ, તે તો એક વદતોવ્યાઘાત કહેવાય.

આગળ વધેલા દેશોમાં સ્ત્રીઓ આજકાલ વહાણ પર ઇજનેર પણ થાય છે, અને કોલસાની ખાણની મજૂરીમાંથી તેઓને બાકાત રાખી છે તે સામે ચળવળ કરે છે, એ મહાત્માજીને ખબર ન હોય એમ તો બને જ નહિ. સમાન જોખમદારી સાથે સમાન હક્કો તો હોવા જ જોઇએ. કદાચ ઠરાવ ઘડતી વેળા નેતાઓનાં મનમાં કાંઇક બીજી જાતનું રક્ષણ હોય, પણ આ કલમોનો મોટો ફાયદો તો એ કે, મહાસભા ઔદ્યોગિક મજૂરોના લાભમાં નથી એ આરોપ આપણે વારવાર સાંભળીએ છીએ, તે હવે પછી ટકી શકશે નહિ. સ્વરાજ્ય મૂડીવાદનું પરસ્તાન નથી, એ આપણે ખુલ્લું બતાવી આપીએ છીએ. વળી એ બાબતમાં મહાસભાએ વિદેશી કાપડના બહિષ્કારવાળા ઠરાવમાં મિલમાલેકોને તેમની મજૂરો તરફની વર્તણૂક માટે જે રસ્તા બતાવ્યા છે, તે સૂચક છે.

મેં ઉપર, મહાસભા પ્રાથમિક કેળવણી ફરજિયાત બનાવવા ધારતી નહિ હોવા પર ધ્યાન ખેંચ્યુ હતું. પણ કલમ ૮ પ્રમાણે નિશાળે જવા લાયક ઉંમરનાં બાળકોને કારખાનાંમાં રોકવાની બંધી કરવામાં આવશે, એટલે સ્વાભાવિક રીતે જ તેઓને નિશાળે મોકલવાનો બંદોબસ્ત પણ કરવામાં આવશે વળી કારખાનાંમાંથી જ નહિ પણ ખેતરોમાંથી પણ બાળકમજૂરો આપણે કાઢી નાખવા જ જોઇએ. બાળક, શહેરનું કે ગામનું, એની પહેલી ફરજ અને જવાબદારી તે કેળવણી, એ સિદ્ધાંત આપણે માન્ય રાખવો જોઇએ જો એ જવાબદારી તેનાં માતપિતાથી ઉપાડી ન લેવાય, તો રાજ્યે તો ઉપાડવાની વ્યવસ્થા કરવી જ ઘટે.

૧૦ મી કલમ આપણા ખેડૂતોને અર્પણ કાધી છે અને તે મહેસૂલ, ગણોત વગેરેમાં ઘટાડો કરવાનું વચન આપે છે. વળી આર્થિક પોસાણ વિનાની જમીનોને મહેસૂલમાંથી મુક્તિ આપવા જણાવ્યું છે. પણ આને બદલે ખેતીના ટુકડાઓ આર્થિક જ હોય એ સિદ્ધાંત, અને જ્યાં ન હોય ત્યાં તેમને તેવા બનાવવા માટે કેવી રાજનીતિ અખત્યાર કરવામાં આવશે, એ બતાવવું વધારે યોગ્ય લાગે છે. આપણી કંગાલ ખેતીવાડીની દશાનું તો આ અનાર્થિક ટુકડાઓ ( uneconomic holdings ) મૂળ કારણ છે, તો એ બાબતની રાજનીતિ જાહેર કરવી એ ઘણું અગત્યનું હતુ.

૧૧મી કલમ અર્થશાસ્ત્રીઓની એક જૂની ફરિયાદ દૂર કરશે ખેતીમાંથી આવપત વેરા આપી શકે તેવી કમાઇવાળા ખેતીકારો ગરીબડા હિંદમાં થોડા જ હશે પણ એ ખેતીની મજૂરી કરવાવાળાઓ પાસે ગણોત ખાઇને ગબ્બર બનનારા લક્ષાધિપતિઓ આપણામાં ઘણાક મળી આવશે. વેપારઉદ્યોગની કમાણી પર વેરો લેવાય, પણ એ જમીનદારોની કમાઈ આવપત વેરામાંથી, જમીન મહેસૂલ તો લેવાય જ છે એ કારણે, મુક્ત રહે છે! આ વસ્તુસ્થિતિને લઇને બંગાળ, મદ્રાસ અને બીજા કેટલાક ભાગો જ્યાં કાયમી જમાબંધી (permanent settlement ) હસ્તી ધરાવે છે તે ભાગોમાં માલદાર જમીનદારો આવકના પ્રમાણમાં કરો આપવામાંથી સાવ છટકી જાય છે. આપણા ઇન્સાફના પાયા ઉપર બંધાયેલા સ્વરાજ્યમાં એ કેમ ચાલે ?

સમાજવાદી બંધારણમાં વારસા જેવી સંસ્થા જ ન હોય, અથવા ઘણી જૂજ હોય. એ સ્થિતિ લાવવા માટે આસ્તે આસ્તે કર નાખી વારસાની રકમમાંથી સમાજના ઉપયોગ માટે કાંઇક લેવાની ૧૨ મી કલમની ધારણા છે. પ્રમાણસર વારસાવેરો, એ માટે અંગ્રેજીમાં graduated શબ્દ વાપર્યો છે. પણ ફક્ત મૂળ રકમનું પ્રમાણ ( graduate ) ઠરાવવાથી કર નાખવાની મતલબ સરતી નથી. કર તો વર્ધમાન પ્રમાણના ( *progressive* ) જોઇએ. વીસ હજારના વારસાવાળો જો ૧૦૦ રૂપિયા આપે તો ચાલીસ હજારવાળો ૨૦૦ નહિ પણ ૩૦૦ આપે. મહાસભાએ આ મુદ્દો ધ્યાનમાં લીધો હશે ? કાંઇ કહી શકાતું નથી.

લશ્કરી ખરચના બોજામાંથી આપણે છૂટીએ ત્યારે જ બીજાં પ્રજાકીય પ્રગતિનાં ખાતાં માટે પૈસા ફાજલ પાડી શકીએ. ૧૩ મી કલમ ઓછામાં ઓછો ૫૦ ટકાનો ઘટાડો સૂચવે છે. શાહીવાદનું બંધારણ ટકાવી રાખવા માટે તો, સ્વરાજ્યમા આપણે લશ્કરની જરૂર જ નથી, તેમ આપણે લડાઇ કરી પારકા મુલકો પણ જીતવા નથી; ફક્ત બચાવ માટે જોઇએ છીએ તો ૫૦ થી પણ વધુ ટકાનો ઘટાડો મહેજે થઇ શકશે. આંતરરાષ્ટ્રીય પ્રજાસંઘ ( League of Nations ) નીચે મોટાં લશ્કરોનું કામ જ શું છે ?

મુલકી ખાતાંમાં અંગ્રેજી પ્રથા ( *Convention* ) પ્રમાણે આપણે કહેવાતાં આબરૂદાર કુટુંબો ( "respectable families" )ના વંશજોની ઊંચા પગારોથી નિમણૂક થતી જોતા આવ્યા છીએ. સત્તા અને હકુમત ભોગવવી એ કાંઇ મનુષ્યજાતની મનોવૃત્તિને ઓછો સંતોષ નથી, પણ તેની સાથે દેશથી પોષાય પણ નહિ તેવા ઊંચા પગારો લેવા તે કઇ જાતની જાહેર પ્રજાની સેવા કહેવાય ? ૧૪ મી કલમ પ્રમાણે આપણે કોઇ પણ રાજ્યના નિયુક્ત નોકર અથવા અમલદારને રૂ. ૫૦૦ થી વધુ નહિ આપીએ. આનો અર્થ, કેટલાક દોઢચતુર એંગ્લો ઇંડિયન છાપાવાળાઓએ દેખાડ્યું છે તેમ, ત્રિરાશી માંડીને, ઑફિસના સિપાઇને બે રૂપિયા આપવા એમ નથી. મતલબ એ જ કે, હાલ ચાલતું આવક-ખરચનું ગંજાવર અસરખાપણ ઘટાડવું. ઊંચા પગારો નીચા કરીએ એટલે નીચેના પગારવાળાઓને ભૂખે નહિ મારીએ, બલ્કે તેઓના પગાર સંજોગ મળતાં વધારીએ.

૧૫, ૧૮ અને ૧૯ એ કલમો ઔદ્યોગિક પ્રગતિને લગતી છે. વિદેશી કાપડ ને ચરખા સામે ટક્કર ઝીલાવી મહાત્માજીએ સારા શાહીવાદને હરાવ્યો અને વળી આપણા ગ્રામજીવનમાં સદીઓથી જણાયેલું નહિ એવું ચેતન આણ્યું ચરખાની પહેલી મતલબ પૂરી પડી એમ માની લઇએ તોપણ ગામડાંમાં નાના હુન્નરઉદ્યોગોનું ધોરણ દાખલ ન

થાય ત્યાં સુધી તો આપણા ખેડૂતોને વરસના ૭ મહિના સુતર કાંતવા અને કાપડ વણવા સિવાય બીજું કામ મળશે જ નહિ. એ ઝુંપડાંના ઉદ્યોગનું રક્ષણ તો ત્યારે જરૂરી છે. પણ આપણે તો હાથવણાટના જ નહિ, પણ બધાએ દેશી કાપડને રક્ષણ આપવાનું માથે લઇએ છીએ. જે ઉદ્યોગને રક્ષણ આપીએ તેની પાસે સ્વાભાવિક જ આપણે શરતો કરાવીએ. કાબુ મેળવ્યા સિવાય મિલના ઉદ્યોગને આપણે શા સારુ રક્ષણ આપીએ? ૧૯ મી કલમ પ્રમાણે જો એ ઉદ્યોગને ચાવીરૂપ ગણીએ તો સરકાર તેને રક્ષણ આપે, અને સાથે સાથે ઘટનો કાબુ પણ ધરાવી શકે.

૧૬ મી કલમ પ્રમાણે કેફી પીણાં તથા પદાર્થોની બંધી કરવા ધારી છે. સરકારી આવકનું એક મોટું સાધન આથી બધ થશે. પણ લાંબી નજરે જોતાં તો એમાં ફાયદો જ છે. દારૂ પાછળ ખર્ચાતા પૈસા લોકોને સુખી જીવન આપવા કાજે ખર્ચાશે એટલે દેશના ઔદ્યોગિક બળમાં વધારો થઇ જીવનનું ધોરણ ઊંચું જશે. એક તરફથી ત્યારે પ્રજાની કર આપવાની શક્તિ વધતી જશે, અને સીધા કરો, જેવા કે આયપત વેરામાં વધારો કરી શકાશે. બીજી તરફથી વળી લશ્કરી અને મુલકી ખરચમાં ઘટાડો થશે, એટલે સંભવિત છે કે, રાજ્યની નાણાં સંબંધી સ્થિતિને જરા પણ ધોકો નહિ પહોંચે. મીઠા પરનો કર પણ વળી રદ કરવા ધાર્યો છે, એટલે મીઠાના ખેતીવાડી અને ઔદ્યોગિક ઉપયોગમાંથી મોટી અડચણો દૂર થશે.

છેલ્લી અને ૨૦ મી કલમ વ્યાજના દર પર અંકુશ રાખવાનું કહે છે. એક રૂપિયો વ્યાજે કઢાવી તેની ઉપર મહિને ચાર આના વ્યાજ ભરનાર ભોળા લોકોની વાત કોણે નથી સાંભળી? આપણે આશા રાખીશું કે, હાલના ગામડાંના શાહુકારોની મનોવૃત્તિ સ્વરાજ્યમાં બદલાઇ જશે. કદાચ તેઓને ગામડાંની સહકારી બૅંકમાં મેનેજર નીમવાથી રાજ્યની તેમજ લોકોની બંનેની મતલબ સચવાશે અલબત્ત, આપણા રચનાત્મક કાર્યક્રમમાં પહેલો જબરદસ્ત પહાડ તો ખેડૂતોનાં પાછલાં દેવાંઓનો છે. હવે પછીનાં દેવાં ઉપરનું વ્યાજ અંકુશમાં રાખીએ; પણ આપણી ગામડાંની પ્રજા જે ગળા સુધી આ પહેલાંની ડૂબી ગઇ છે તેની પર આ અંકુશથી કેટલો ફાયદો થશે તે કહી શકાતું નથી!

મહાત્માજી કહે છે કે, આપણું કામ કોઇ પણ વર્ગને મિટાવવાનુ નથી. "આપણે તો જુલમ, અત્યાચાર, નિર્દયતા મિટાવવાનું કામ છે." ત્યારે જે વર્ગનું જીવન આ અવગુણો ઉપર જ ચાલે છે તેમનું શુ? આપણી શાહીવાદ સામેની મોટી લડાઇ જીતીશું ત્યાર પછી તો આપણને ઘણીક નાની લડાઇઓ આપણા પડોશીઓ સાથે લડવી પડશે બનવા જોગ છે કે, દેશમાં નવું ચેતન આવવાને લીધે ઘણાક ઉપર કહેલા વર્ગોની મનોવૃત્તિ બદલાઇ જશે, તેઓ ખુશીથી પોતાના હકોના ભોગ આપશે. ઇતિહાસમાં આવા દાખલા મળી આવે છે. જાપાનના સમુદાયવર્ગે તેમ જ મધ્ય યુરોપના ઉમરાવવર્ગે પોતાના હકો છોડી દીધા ન હોત તો એ દેશોનો ક્યાં પાર આવત? આપણે હિંદીઓમાં માંહોમાંહે જ ઘણીએક ગોળમેજી પરિષદો બેસાડવી પડશે. તે વગર ગમરાજ્ય ન આવે.

*Econ.*

# ચક્રદૂત

## કાલિદાસને

### એક અર્પણ કાવ્ય

[ આ કાવ્ય આ લેખકના ચક્રદૂત નામના લાંબા ખંડકાવ્યનો અર્પણ ભાગ છે-**તંત્રી** ]

શિખરિણી

૧

અહો ! સૃષ્ટિક્ષેત્રે વિવિધ પલટાતે નવફલે
ખીલી કૈં વાડીઓ કવિજનતણી આર્દ્ર બલદા,
સમૃદ્ધા, શ્રીવંતી સકળ કરમાતી, પણ અરે,
સદા તારી ખીલી મધુરસભરી નિત્ય મધતી.

૨

તદા મારે બાલ્યે ગુરુજનતણી અંગુલિ ગ્રહી
ભમંતાં વાડીમાં તવ ફલિત પુષ્પો નિરખિયાં,
પ્રસાદે તેઓને રજરજ ખણી છાલ જ ચૂસી,
અહા ! એ મીઠાશે ફલ કટુ થયાં અન્ય જગનાં.

૩

દિનોના દી' બેઠો પ્રતિ તરુતળે સ્વાદ ગ્રહતો,
ફળો એનાં લાગ્યાં અધિક મધુરાં ચર્વણ થકી,
લહ્યું લોભી હૈયે ફળ બસ થશે કાં મુજ લિયે ?
ખૂટયાં ના ખાધાં એ, અધિક વધિયાં ભક્ષણ થકી.

૪

અહો ! મેં દીઠો તે રઘુવર તણો વંશવગડો,
સુરંગે, પત્રે તેં કવિવર ! ઉગાડયો સુકવને,
તપશ્ચર્યા સેવી, પરમ બલિ યજ્ઞે અરપિયાં
અને કીર્તિક્ષોમે સ્વકુલ છવર્યું દિગ્વિજયના.

૫

ઉમા મુક્તાવેણી તપમરવરે મગ્ન નિરખી,
કુમારે દીઠો મેં પુનિત તપથી જન્મ ધરતો,
અહો ! એ દેવોની તપસુરભિથી આર્દ્ર ગિરિના
ભમ્યો કાવ્યક્રોડે મુખ નિરખતો દિવ્ય ગુરુનાં.

૬

દુસાઇ રાજાના પ્રણય વમળે દીન અબળા
તણાતી દીઠી હા ! તપવન વિષે મ્લાન વદના,
ટળી મૂર્છા, સાચા પ્રણય અભિસારે ઉભય તે
મળ્યાં પાછાં, પામ્યાં ભરત કલગી શો પ્રણયની.

૭

જતો છાંટયા તારા અભિનવપથે કલ્પનજલે
લહ્યો સ્નેહે પૂર્યો તવ વચનથી મેઘ પળતો,
અને યક્ષાગારે વિરહ બળતી શ્યામલ તનુ
લહી મેઘોદ્ગારે હૃદય ધરતી હામ બલથી.

૮

અહો ! એ વિશ્વે તો કૃતયુગ તમે સર્જન કર્યો,
મહાસામ્રાજ્યોનો બલવિભવ સત્ત્વે વિતરિયો,
તપશ્ચર્યા ધૂમ્રે પુનિત વનથી ભારત ભર્યું,
અને સાચા સ્નેહે જ્વલનતપ આદર્શ પ્રગટયો.

૯

અહો ! તે કાળે તો કવિવર ! મહા દિવ્ય જગમાં
હશે તુ ઘૂમતો વિજય–રસ–સૌન્દર્યભવને,
અહો ! ત્યારે સાચા શિવ પણ થઈ તુષ્ટ ઉતરે
અને સંદેશાઓ જડ પણ લઈ મેઘ જ પળે.

૧૦

અહો ! તારે કાળે શિશુ પણ રમે સિંહશિશુથી,
વિલાસો ત્યાગીને મૃદુલ રમણી શાંત તપતી;
મહા સત્ત્વે પૂર્યો, પ્રણય શુભથી, વીર્ય, ગુણથી
હતો એ સંતોનો યુગ કવિ ગુરો ! ગૌરવ ભર્યો.

૧૧

પ્રભો એ વીલાઇ, ગહનતમ અંધાર ઊતર્યો,
ગયાં એ સામ્રાજ્યો, જ્વલન તપના શાંત બનિયા,
અને જામ્યા ગાઢા અવનતિથરો ભારત પરે,
બન્યું ના કૈં તેથી, સમયમુખનો ગ્રાસ બનિયું.

૧૨

અને આજે તારા વિમલમુખ આદર્શપટમાં,
લહી છાયા તે તે સુખ સમયની, શોક વધતો;
કથા ચૂંથી શોભે નહિ, પ્રિય હવે ! આ પતનની,
હશે જાણ્યું જોયું સકળ તવ તે ક્રાન્તનયને.

૧૩

ચહું નિત્યે। તારે યુગ વિહરવા કાવ્યભવને,
અને આ જંજાળો મધુ વિસરવા જીવનતણી,
લઈ તારી દીક્ષા તવ ચરણ મેં આસન કર્યું,
મને લાધી શિક્ષા તવ કવનમાં કર્મ યુગની.

૧૪

અહો ! શું શિક્ષાથી રઘુકુલતણી કર્મબલની,
મહત્તા ત્યાગોની, તપતપનની, શુદ્ધ દિલની,
ઊડયા ધૂમ્રો પાછા, તપવનતણો અગ્નિ પ્રજળ્યો,
મહા સત્ક્ષેત્રે આ સુભગ બલિદાનો પ્રગટિયાં.

૧૫

અને માતા કેરી મુખકમલ આભા પ્રગટવા,
પ્રયત્નો મંડાયા, પ્રવર રણમાં પંથ પળિયા,
કવે ! તારા સર્જ્યા ભરત શિશુનાં પુત્ર સહુ આ
મથે પાછા સાથે જનકયુગને મૂર્ત કરવા.

૧૬

અહા ! પાછા જાગ્યા સમર રઘુને દાનવતણા,
દિલીપો દેતા કે નિજ બલિ બચાવા સુરભિને,
ઉમાઓ ઊંડેરાં તપથી શિવપુત્રો પ્રગટતી,
કુમારો તેના ત્યાં અબળ હણતા દાનવકુલો.

૧૭

અહો ! યુદ્ધોત્સાહો રઘુકુલતણા ભારતપટે
વળી જાગ્યા આજે કવિ કુલગુરો ! નેત્ર નિરખું,
તરે આંખો સામે મધુર તવ ચિત્રો કવનનાં,
પગો પાસે જોઉં ખળખળ વહતી યુદ્ધસરિતા.

૧૮

અને બેઠો તીરે પગ છબછબાવું જલ વિષે,
ઉડાડી આછેરા રજ જલતણા સીકર રમું,
અને આધે મધ્યે ગહન જલમાં ફાળ ભરતાં
મહા મોજાં દેખું પ્રબળ ધસતાં મુક્તિ ગ્રહવા.

૧૯

અને રુદ્રા રમ્યા સમર સરિતા રંગ ધરતી
મને ત્યાં આકર્ષે ગહન જલમાં સ્નાન કરવા,
સગી આંખે સાચે કવન તવ શું મૂર્ત થઈને,
વહેતાં દેખી ત્યાં, સમરજલમાં હુંય પડિયો.

૨૦

તણાતાં એમાં મેં રણુરસ સુધાસિક્ત લહરે
ભુજાશક્તિ જાણી મુજ, સમરવારિપ્રબળતા.
અને શક્તિસ્રોતે હૃદય તરતું ગીતં જલનાં
સુણીને મૌને મેં મૃદુ ગણુગણે ગીત રણુનાં.

૨૧

મથે એ ઉત્સાહે જલ નિજ ભુજામાંહિ ભરવા,
કયમે માયે કૂહોને ઉદધિજલ નૌકા ઉર વિષે;
સ્મરી તેં જે ધાર્યા કરતલ વિષે કાવ્યગિરિઓ,
તજે આશા,ક્યાં તે રવિ,લઘુ શિખા દીપતણી ક્યાં?

૨૨

મહા કાવ્યો આજે પ્રગટ ઇતિહાસો યુગતણા,
પડી આ સામગ્રી કવિજન ! મહા કાવ્યકૃતિની,
મને શ્રદ્ધા પાછા કવિગુરુ અહીં જન્મ ધરશે,
અને આ ટાણાને અમર કવને મૂર્ત કરશે.

૨૩

અને તે આશાથી તવ કવનમાર્ગે જ પળતો
કરું ભેગાં કાષ્ઠો તમ અરથ અગ્નિ પ્રજાળવા,
પછી ત્યારે આવી મુજ કવનનાં કાષ્ટ નિરખી,
સડેલાં વાંકાં ને તજી, સરલ ને પુષ્ટ ગ્રહજો.

૨૪

કૃતાર્થી હું થાઉં, કવન મુજ આ કાષ્ઠ સરખાં
પ્રજાળો હોમાઈ અધિક ગુણ કાવ્યજ્વલન જો,
ચહું તેથી તારાં નયન ઊઘડી ક્રાન્તદરશી
મને બોધો રસ્તો ચયન કરવા કાષ્ટ વગડે.

સુન્દરમ્

# ગોળમેજી પરિષદ્‌માં સૂચવેલું હિંદનું ભાવિ *

## ૧૩ ચલણ અને હૂંડિયામણ

ગોળમેજી પરિષદ્‌ની લંડન બેઠક દરમ્યાન બીજી શરત સૂચવાવલી તે ચલણ અને હૂંડિયામણ સંબંધી હતી. એ વિષયની ચર્ચા ત્યાં ધાર્યા કરતાં જુદે રસ્તે ઊતરી ગઈ હતી, કારણ કે ચર્ચા કરનારમાંથી કોઈક રિઝર્વ બેંકનું ચર્ચા દરમ્યાન નામ દીધું હતું. એમ માની લીધું કે, જો રિઝર્વ બેંક સ્થાપવામાં આવે, અને તે નિશ્ચિતપણે વહીવટ શરૂ કરે, તો આ વિષયમાં વધારે સૂચના કરવાની જરૂર નહિ રહે. જ્યાં સુધી એ સંસ્થા સ્થાપિત થાય નહિ ત્યાં સુધી આ પરત્વે માગેલી શરત હિન્દના ત્યાં મળેલા પ્રતિનિધિઓને માત્ર નામની જ લાગી. પણ એમ માનવામાં તેમની શરતચૂક થઈ છે. રિઝર્વ બેંક સ્થપાય, અને તેનું બંધારણ તેમ જ વહીવટ સર્વથા સંતોષકારક હોય તોપણ તેને કઈ દેશની ચલણનીતિ નિર્માણ કરવાની સત્તા અપાય ? ચલણનું મૂળ, ચલણનું ધ્યેય, ચલણનો આધાર એવી કોઈ પણ વહીવટદાર સંસ્થાને સોંપાય જ નહિ તે તો માત્ર તેનો વહીવટ કરે—જે કંઈ મૂળ કાયદો હોય તેનો અમલ કરે. ચલણના મૂળ અને તેના વહીવટ પર દેશની આબાદી મોટે ભાગે આધાર રાખે છે; કારણ કે જે નાણું માત્ર પ્રજાની આંટ પર જ ફરી શકે—વપરાઈ શકે—તેને ચાલુ વપરાશની વેપારી માટે મૂડી સાથે નિકટનો સંબંધ છે. આ સૌને લગતો મૂળ કાયદો તો દેશની સર્વોપરી ધારાસભા મારફત જ પસાર થવો જોઈએ. હવે, ગોળમેજી પરિષદે આ વિષયમાં જે શરતો માગી છે, તેનો અર્થ તો એટલો જ કે, સ્વરાજ ભોગવતા હિન્દને આ ચલણપદ્ધતિનો કાયદો કરવાની સત્તા રહેશે જ નહિ. પણ તેથી ઊલટું જે હાનિકારક ચલણ-પદ્ધતિ આજે પ્રચલિત છે તે ચાલુ રાખવી. આ માગણી માટે બહાનું બીજી માગણી માટેના બહાના માફક એટલું જ બતાવાય છે, કે એવી શરતો કરવાથી, અંકુશ રાખવાથી, હિન્દની આંટ ઇત્યાદિ જળવાઈ રહે આ વિષયમાં ભવિષ્યની હિન્દી સરકારને કાયદો ઘડવાની સત્તા નામની આપે; પણ સાથે સરસૂબાને એવો અધિકાર આપે, કે એમને એવા કાયદાની કોઈ કલમ કે આખો કાયદો વાધા ભરેલો લાગે, અથવા ધારાસભાની સત્તાબહારનો લાગે, તો તે રદ કરવો, તો તે પણ સર્વથા અણમાન્ય અને અસહ્ય લાગશે હિન્દના ચલણ અને હૂંડિયામણનું પ્રકરણ છેલ્લાં ૪૦ વર્ષમાં બિનજવાબદાર નોકરશાહીએ કરેલા અખતરાથી થયેલી ભૂલોથી ભરપૂર છે. આ સમય દરમ્યાન હિન્દી પ્રજા કે તેના પ્રતિનિધિઓને આ વિષયમાં કાર્યાત્મક કંઈ કરવાનો અધિકાર કે અવસર મળ્યો જ નથી. હવે જો, આ વખત દરમ્યાન છેલ્લા ૧૦, ૧૫ કે ૩૫ વર્ષમાં કરેલા અખતરાથી દેશની નાણાં સંબંધી આબાદીને અલવલ આવી નથી, (એમ બ્રિટિશ નોકરશાહી કહે છે) તો હવે પછી પ્રજાને જવાબદાર પ્રતિનિધિત્વવાળી હિન્દી ધારાસભા આ વિષયમાં આગલી બધી ભૂલોને રદ કરનાર એક આખરનો પ્રયોગ કરી દે, તેથી દેશની આબાદીને કેવું મોટું નુકસાન સંભવે છે ? હાલની ચલણનીતિમા સ્વરાજવાળું હિન્દ જે કંઈ ફેરફાર કરવા ધારે અને કરે તે સૌ દેશની હિત-સાધનાની નજરે જ કરવામાં આવશે અને તેથી તો હિન્દની આંટ—આબરૂને એટલો સંગીન

---

* અનુસંધાન વૈશાખ : ૧૯૮૭ પૃ. ૧૬

ટેકો મળવો જોઇએ કે જેમાં બિનજવાબદાર સર્વોપરી સત્તાધારી સરસૂબાને તેનાં કૃત્યને આડે આવવાનું કશું કારણ રહે જ નહિ. બેશક, ચલણ, અને હુંડિયામણનો વિષય બહુ ગૂંચવણ ભરેલો છે; અને તેથી, એક વાર ચલણની મળનીતિ નિર્માણ કર્યા પછી, તેનો રોજિંદો વ્યવહાર કરવા માટે યથોચિત શક્તિવાળી સંસ્થા સ્થાપવી જોઇશે; પણ આવી સંસ્થાની સ્થાપનાનો પ્રશ્ન રાજકીય બંધારણને લગતો નથી, પણ દેશના આર્થિક વ્યવહારને લગતો છે. અને તેથી આ પરત્વે એવી કોઇ પણ શરત મંજૂર કરાય નહિ, અને જામીનગીરી અપાય નહિ, કે જેથી દેશની સર્વશ્રેષ્ઠ ધારાસભાની સત્તામાં ખામી રહે; અને ચલણને લગતી મળનીતિનો કાયદો પસાર કરવો અશક્ય થાય. ચલણનું મૂળ અને તેની પ્રમાણભૂત વસ્તુ; ચલણની વિધવિધ જાતનો પરસ્પર સંબંધ, અને ખાસ કરીને કાગળના ચલણ ખાતે જમા થતી અનામત રકમ ( Reserve ); અને તે સૌ સાથે સંબંધ ધરાવનાર આંટ આબરૂનાં વ્યવહાર સાધનો,–આ સૌને લગતું પ્રાથમિક બંધારણ, મૂળ કાયદો તો ધારાસભાએ જ ઘડવાનો અને પાસ કરવાનો અધિકાર રહેવો જોઇએ. અને તેમાં ન જોઇએ કોઇ શરત, મર્યાદા; કે ન અપાય કોઇ જામીનગીરી, કે ન સહેવાય કોઇની અટકાયત. બાકી, એ મૂળ કાયદાનો અમલ કરવા માટે, કાયદો પોતે જ કોઇ સંસ્થા મુકરર કરે, અને તેને અગાઉથી નિશ્ચિત કરેલું કાર્યક્ષેત્ર આપે, તો તેની સામે વાંધો કરાય નહિ. માત્ર એવી અમલ કરનાર સંસ્થા નીમાય કે નહિ, તે કારણસર ધારાસભાની સત્તા કમી કરાય જ નહિ.

### ૧૪ સરકારી પગારના દરો

ગોળમેજી પરિષદમાં સૂચવામલી શરતોના ત્રીજા વિભાગમાં (૧) ચાલુ લશ્કરી ખર્ચને માટે યથોચિત નાણાંની જોગવાઇ; (૨) સરકારી દિવાની તેમ જ લશ્કરી અમલદારો અને રેલ્વે જેવા નફાદાયક ખાતાના અધિકારીઓના પગાર માટે જોઇતાં નાણાંની જોગવાઇ; અને (૩) નોકરીને આખરે અપાતા એવા પગાર–વર્ષાસનની જોગવાઇ તથા જામીનગીરીનો સમાવેશ કરવામાં આવ્યો હતો. જે ભાવાર્થમા આ શરત સૂચવવામાં આવી હતી તે જ ભાવાર્થમાં તે મંજૂર થાય તો તેનું પરિણામ એમ આવશે કે, હિન્દની ભવિષ્યની સંસ્થાની સ્વરાજ ભોગવનાર સરકારને પોતાના નોકરોના પગાર કે વર્ષાસન ઘટાડવા કે બદલાવવાની સત્તા રહેશે નહિ. જે સત્તા અતિજ અદના આસામીને પણ વગર કહ્યે હોય જ છે; જે સત્તા આ દેશની સર્વોપરી સરકારને તાબેદાર દરેક સંસ્થાને પણ વગર કહ્યે હોવી જ જોઇએ, તે સત્તા આપણી મુખ્ય સરકારને પરદેશી નોકરવર્ગ પરત્વે તો નહિ જ. અને જો પરદેશી નોકરોના પગાર પર કાપ મૂકવાની સ્વરાજ સરકારને સત્તા ન આપો, તો એ નોકરવર્ગમાં એ સત્તાનું સન્માન શું રહે? આ શરત સૂચવવાનું બહાનું તો એટલું જ કે, જે નોકરો આજે હિન્દી સરકારની સેવામાં છે, તેની જોડે વ્યક્ત વા વ્યગ્ય કરારનામાં છે; અને જ્યાં જ્યાં આવાં કરારનામાં હોય ત્યાં ત્યાં તે અખંડ રાખવાં જોઇએ. આ શરત માત્ર વર્તમાન નોકરવર્ગને માટે પણ મજૂર રાખો, તો પણ તે અતિજ મોટે ભાગે અનર્થકર્તા થઇ પડશે. કારણ જે નોકરવર્ગનો દંડ કરવા જેટલી હામ આપનાર સંસ્થાને અધિકાર નથી, તે નોકરવર્ગને મજકૂર સરકારને તાબેદારીપણું કેમ રહે? અને ચાલુ નોકરવર્ગને એક જાતની શરતો; અને હવે પછી જોડાનાર નોકરોને બીજી જાતની શરતો; હિન્દીવાન નોકરોની એક સ્થિતિ, અને પરદેશી નોકરોની બીજી,—એમ ભિન્નભાવ રાખીએ તો રાજ્યવહીવટ પણ

કેમ ચાલે? જુદી જુદી જાતના નોકરોમાં પરસ્પર હરિફાઇ અને અદેખાઇ વિના બીજું કંઇ કામ જ નહિ થાય. વળી, વર્તમાન નોકર વર્ગ, એટલે જે નોકરો ઇ. સ. ૧૯૩૧ ના માર્ચ મહિના સુધીમાં દાખલ થઇ ગયા હશે તે તમામ તેમાં ગણાઇ જશે. અને તે સૌને જો આવી ખાસ લાભકારી શરતો આપો, તો જ્યાં સુધી આજે વર્તમાન નોકરોમાંથી સૌથી તરતનો જોડાયલો અમલદાર નોકરીમાંથી ફારેગ થાય નહિ, ત્યાં સુધી દેશની તમામ રાજ્ય-સત્તા તેને બંધાયલી. આ વ્યવસ્થા હિન્દી સરકારને બિલકુલ અયોગ્ય છે. આવી શરતો આપણે જો મંજૂર કરીએ, તો દેશ તમામનું ગીરવીખત આ નોકરશાહીને આવતાં ૩૫ વર્ષ સુધી લખી આપવા બરાબર થશે. ભૂતકાળમાં હિન્દની સરકારે અનેક વાર આ કહેવાતા કરારનામામાં ફેરબદલી, સુધારાવધારા કર્યાં છે. જ્યારે ચાંદીના રૂપિયાની કિંમત પડી ભાગી, ત્યારે સરકારે આ નોકરશાહીના લાભ ખાતર "હૂંડિયામણનું લવાજમ" (Exchange Compensation Allowance) આપ્યું હતું—એટલે કે રૂપિયાની કિંમત ૧૬) પેની હોય તોપણ તેમને તો જ્યારે વિલાયત રૂપિયા મોકલાવવા હોય ત્યારે સરકાર દર રૂપિયે ૧૮) પેની, ૨૦) પેની વધારે ભાવ આપે; અને એ માર્ગે ૧૨½ થી ૨૫) ટકા જેટલો આડકતરી રીતે લાભ કરી આપે. આજે પણ અનેક વિભાગમાં રજા દરમ્યાનના પગારના હૂંડિયામણમાં, વર્ષાસનના હૂંડિયામણમાં સરકાર પોતાના નોકરોને આવાજ ખોટા લાભ આપતી રહી છે. રૂપિયાની સોનાની કિંમત પડી ગઇ, તેમાં કઇ હિન્દી પ્રજાનો દોષ નહોતો. એ તો તમામ સરકારની રાજનીતિનું પરિણામ હતું. છતાં આવી રીતે પગાર વધારી દેવાથી થતું નુકસાન તો પ્રજાને જ વહોરવુ પડે છે. અહીં આ દાખલો આપવાનું કારણ એ જ કે, સરકારે નોકરવર્ગ સાથે કરેલાં કરારનામાં ફેરવી શકાય—અને ભૂતકાળમાં ફેરવ્યાં છે—તેનો આ દાખલો અને પ્રમાણ. અલબત, કરારનામાની આ ફેરબદલી તો નોકરોના લાભ ખાતર કરી હતી અને **લી-કમીશન** કે બીજાં એવાં અનેક બહાને વારંવાર કરેલા ફેરફારો મુખ્યત્વે નોકરોના જ લાભ ખાતર હતા. પણ તેથી ફેરફાર કરવાની શક્તિ સરકારને છે, તેની ના પાડી શકાય નહિ; અને અત્યાર સુધી, જે સત્તાની રૂએ નોકરોના લાભમાં ફેરફાર કર્યા હતા, તે જ સત્તાની રૂએ હવે પ્રજાના લાભમાં ફેરફાર કરે તો સિદ્ધાંતની નજરે કશોય તફાવત નથી. ઉપરાંત સરકારે છેલ્લાં સાતેક વર્ષમાં કેટલાક લશ્કરી ખાતાના અમલદારો સાથે એવાં કરારનામાં કર્યાં છે, કે જેની એક કલમની રૂએ, જો ભાવતાલમાં સરેરાશ દશ ટકા જેટલો ફેર પડે તો તે પ્રમાણમાં તેના પગારમાં પણ ઘટાડો કરવો. આ શરત દરેક કરારનામામાં નહિ હોય, પણ તેનો સાર તો સૌને લાગુ પાડવો જોઇએ. ૧૯૨૪ પછી ભાવતાલમાં સરેરાશ દશ ટકાથી વધારે ફેર પડયો છે; અને રૂપિયાનું હૂંડિયામણ વધારવાથી તેથી પણ વધારે ઘટાડો થયો છે; તો પછી હિન્દી સ્વરાજ સરકાર વર્તમાન પગારના દર શા વાસ્તે અવિચ્છિન્ન ચાલુ રાખે? અને તે ચાલુ રાખવાની બાંહ્યધરી શા માટે આપે?

આ સૌ દાખલા દલીલ આપવાનું મૂળ કારણ એ જ કે, પ્રજાના નોકરો સાથે કરેલા સ્પષ્ટ વા વ્યંગ્ય કરારનામામાં પ્રજાના હિતમાં કે નોકરોના લાભમાં સમયોચિત ફેરફાર કરવાને સર્વોપરી સરકાર શક્તિમાન હોવી જ જોઇએ. એટલી સત્તા ન હોય તો ને સરકારનો રાજવહીવટ ચાલી શકે જ નહિ. સરકાર જેવા શેઠની સાર્વભૌમ સત્તાનું આ તો ચિન્હમાત્ર, નિશાનરૂપ છે. અને તેથી, ઉપર જણાવેલી શરત મંજૂર કરવાથી આ સાર્વભૌમ સત્તામાં

ખામી આવે,–પગારાદિ આજે છે તે કાયમ રાખવાની કબુલાત આપવાથી અનેકવિધ હાનિ થવા સંભવ હોવાથી,–તે કબૂલાત આપી શકાય જ નહિ, અને આપવી પણ નહિ વળી, આજે જે રીતે અપાય છે તેજ રીતે સર્વાંગે આ પગારાદિ કાયમ રાખવાની કબુલાત આપીએ, અને કરભારને માર્ગે અથવા બીજા એવા કોઇ પણ ઉપાયે આ પગાર ઇત્યાદિનો બોજો કમી કરવા પૂરતી સત્તા સરકાર હસ્તક રહેવા ન દઇએ તો, આપણા દેશ પર ૩૦ થી ૩૫ વર્ષ લગી મોર્ટગેજ ખત થઇ જશે અને તેથી પ્રજાને જરૂર પડતા સામાજિક કે આર્થિક સુધારાના પ્રયોગો સાધી નહિ શકાય. આથી ઊલટુ, આપણે જો ખ્યાલમા રાખીએ કે ૧૯૨૫ પછી પણ રૂપિયાનો ભાવ કૃત્રિમપણે સરકારે વધારવાથી, ૧૦૦ રૂપિયાની રકમ ૧૯૨૫ મા જે કિંમતની હતી તેથી આજે ૧૨½ ટકા વધારે કિંમતની છે, અને સાથે-સાથે ભાવતાલની સરેરાશમા તેથી પણ વધારે ફેર પડેલો હોવાથી–રૂપિયાનું મૂલ્ય સાથ ખરીદવાની શક્તિમા તેથી વધી જવાથી–જે પગારની રકમ ૧૯૨૫ મા અપાતી તેની તેજ રકમની આજે ખરી કિંમત ૨૫) ટકાથી પણ વાસ્તવિકપણે વધારે છે એટલે પગારના દરમા જ્યાસુધી આપણે ૨૫) ટકા જેટલો કાપ મૂકીએ ત્યાસુધી અમલદારવર્ગને વાસ્તવિકપણે કશોય અન્યાય થાય નહિ એટલે, સરવાળે આ પગાર ઇત્યાદિની કાયમપણા માટેની શરતમા એટલુ જ કહેવાનુ કે (૧) એ કબૂલ રાખવાથી આપણી ભવિષ્યની સરકારની સર્વોપરી સત્તામા ખામી આવે, (૨) દરેક કામ આપનારને જે તેના નોકર પ્રતિ સાદામા સાદી શક્તિ હોય છે તે પણ હિન્દી સરકારને આવી કબુલાતથી ન રહે, (૩) આજે ૨૫) ટકા જેટલો કાપ મૂકવાથી તો આપણે વાસ્તવિકપણે સરકારી નોકરવર્ગને જરાપણ નુકસાન કરતા નથી, અને (૪) જ્યાસુધી આટલી કરકસર ન થાય, ત્યાસુધી દેશમા જોઇતા આર્થિક અભ્યુદય કે સામાજિક સુધારાના પ્રયોગો આદરી શકાશે જ નહિ

અહીં ઉમેરવુ જોઇએ કે ઉપર જણાવેલી તમામ બાકાત અને જામીનગીરીઓનો સરવાળો કરીએ,—એટલે કે ફોજ ખાતાના ખર્ચના રૂ ૫૫ કરોડ, કર્જને હિસાબે ૫૦) કરોડ, પગાર વર્ષાસન ઇત્યાદિ ખાતે બીજા ૪૦) કરોડ તો પછી હિન્દની ભવિષ્યની સ્વરાજ સરકારને તેના તમામ વહીવટમા નાણાવહીવટ સબંધી સુધારા કરવાને ૫) ટકા જેટલો પણ અવકાશ ભાગ્યે જ રહેશે અને આ અવકાશના સબંધમા પણ એટલું યાદ રાખવુ જોઇએ કે, ભવિષ્યની સંયોજિત રાજ્યવ્યવસ્થામા સૌથી વધારે પૈસા આપનાર આવકની તો જકાતમાથી થશે. પણ હિન્દુસ્થાન જો ભવિષ્યમા સ્વદેશી ઉદ્યોગના સંરક્ષણ માટે જકાત વિધિ ગોઠવે,–અને તેવી ગોઠવણનો મોટો સંભવ છે–તો તો આ મુખ્ય આમદાનીમા પ્રતિ-વર્ષ ઘટાડો થવાનો જ સંભવ રહે છે એટલે આવક વધવાનો કોઇ માર્ગ રહેશે નહિ–હાલ મોજુદ છે તેટલા કરભારનો ખ્યાલ કરીએ તો એટલે કે સરવાળે, આજના ૧૩૦ કરોડ જેટલી કિંમતના અંદાજપત્રમાથી ૫૫) કરોડ ફોજ ખાતે બાદ કરીએ, ૨૦) કરોડ વ્યાજ ખાતે અલગ રાખીએ (રેલ્વે ઇત્યાદિના કર્જ પેટેનું વ્યાજ ન ગણીએ તો) અને ૪૦) કરોડ જેટલા પગાર અને વર્ષાસનની રકમ દૂર રાખીએ,–તો આવકના કરભારમાથી પ્રજાને રાહત આપવી હોય તો માત્ર ૧૫ કે ૨૦ કરોડ જેટલી રકમ પર પણ માંડ માંડ હાથ નાખી શકાશે આમાથી હિન્દી ખજાનચી કેમ મીઠાવેરો રદ કરી શકશે કે અમુક ઉદ્યોગને ખાસ સહાય આપી શકશે તે સમજવુ મુશ્કેલ છે અને માટે જ નિશ્ચિતપણે માનવુ પડે છે કે, ઉપલી શરતો મંજૂર કરી શકાય તેવી નથી

આટલી વિગત તો સયોજિત હિન્દની સંયુક્ત ( federal ) સરકારને અંગે. એમાં પ્રાંતિક સરકારનો તો ખ્યાલ સરખો પણ કરાયો નથી અને દેશના ખરા હિતસાધક અનેક ખાતાંઓ તો પ્રાંતિક સરકારને હાથ છે. કેળવણીનાં સાધનો અને જોગવાઇ વધારવી હોય, તો પ્રાંતિક તિજોરી પર આધાર રાખવો પડશે. સુખાકારીની સામગ્રી વધારવી હોય તોપણ તે જ દિશામાં પ્રયાસ કરવો પડશે. દારૂનિષેધ કરવામાં પણ એ જ માર્ગ લેવો પડશે. સાથે જમીનની મહેસૂલ કમી કરવી હોય—અને તે જરૂર કમી કરવી પડશે, કારણ આજના દર અસહ્ય છે—તોપણ પ્રાંતિક તિજોરીના ભોગે. આ પરસ્પર વિરોધી, અને છતાં દેશને અનિવાર્ય જરૂરની બાબતો સિદ્ધ કરવા માટે, જ્યાં લગી ઉપર કહેલી શરતો, બાકાત કે જામીનગીરીઓ આપણા પર અંકુશરૂપે રાખવામાં આવે, ત્યાં લગી આપણી ભવિષ્યની સરકારમાં વાસ્તવિક સ્વરાજનું ચિહ્ન સરખું પણ નહિ રહે

**૧૫ પરદેશી વેપારી અને આર્થિક તત્ત્વોને રક્ષણ**

આ ઉપરાંત પરદેશી વેપારીઓ અને બીજાં તેવા જ આર્થિક તત્ત્વોને ખાસ રાહત આપનાર જામીનગીરી માગવામાં આવી છે આ તત્ત્વો કેવી જાતનાં હોય છે તેનો સાક્ષાત્ ખ્યાલ કરવો હોય, તો શ્રીયુત સારાભાઇ હાજીના દેશી વહાણવટાને સહાયકારી કાયદાનો દાખલો મનમાં રાખવો બ્રિટિશ તત્ત્વોના હિમાયતી એમ કહે છે કે, આ જાતની રાજનીતિ, દેશી ઉદ્યોગ કે વેપારને ખાસ લાભ કરવા માટે પરદેશી તત્ત્વોના ખોટી રીતે જામી ગયેલા હક્કો દૂર કરવાની રાજનીતિ બ્રિટિશ વેપારીઓને હાનિકર્તા થશે. અને માટે વર્તુળ પરિષદ્‌માં એવી સૂચના કરવામાં આવી હતી કે, આવી તમામ બાબતોનો નિર્ણય કરવા માટે તેમજ બ્રિટિશ તેમજ હિન્દીવાનોને સમાન હક આપવા માટે, એક વેપારી સંધિ ( Trade Convention ) કરવી. પણ હિન્દીવાન અને બ્રિટિશ વેપારી કે ઉદ્યોગી તત્ત્વોને હિન્દમાં એક જ પાયા પર મૂકવાથી સમાનતા નહિ, પણ અસમાનતા વધવા સંભવ રહે છે. સમાનતા તો પરસ્પર સર્વથા સમાન તત્ત્વો વચ્ચે જ હોય. પણ આજે વર્તમાન પરિસ્થિતિમાં, હિન્દના દેશી સાહસ અને ઉદ્યોગને, ભૂતકાળમાં જોઇએ તેટલું પ્રોત્સાહન કે સંરક્ષણ નહિ મળવાથી, બહુ જ શોષવું પડે છે. આજ લગી હિન્દની સરકારે તેને પ્રોત્સાહન આપવાને બદલે રાજનીતિ અને રાજવહીવટ એવા આદર્યા છે કે જેથી તેને નુકસાન જ થાય. હિન્દી ઉદ્યોગ—વેપાર પરદેશી વેપારી તત્ત્વો સાથે વસ્તુતઃ સમાનપણે હરિફાઇ કરી શકે, તે પહેલાં આવશ્યક છે કે, આપણા દેશી વેપાર—ઉદ્યોગને સતત અને સંગીન ઉત્તેજન અને સંરક્ષણ આપવું જોઇશે આવા ઉત્તેજનથી કે સંરક્ષણથી પરદેશી તત્ત્વો પર કેવી અસર થાય છે, તેનો વિચાર કરવાને હાલ આપણને કારણ કે અવકાશ નથી. વળી હિન્દના મૌલિક ઉદ્યોગો—જેવાં કે લડાઇને લગતા સરંજામ બનાવનાર ઉદ્યોગ, અથવા તો ખનિજ પદાર્થના ધંધા, અથવા તો નાણાવટા અને વહાણવટાના ઉદ્યોગ, કે શક્તિ સંપાદન ( Power Supply )નાં કારખાનાને તો ભવિષ્યની સ્વરાજ સરકારને ખાસ ઉત્તેજન આપવું જ પડશે. જો તે આ દિશામાં હિન્દી ઉદ્યોગ અને સાહસ ખીલવવા ચાહે તો આ સૌ ક્ષેત્રમાં હિન્દીવાન અને પરદેશી વચ્ચે દેખીતી રીતે સંપૂર્ણ સમાનતા જાળવવા જતાં આપણે હિન્દીવાનોને તો ખાસ મુશીબતમાં નાખી દઇશું, એવી બીક રહે છે. જ્યાં લગી હિન્દીવાનો ખરેખર સબળ થાય નહિ, ત્યાં સુધી સમાનતાની વાત જ કરવી નહિ. પણ ઉપર કહેલ વેપારી સંધિની કલમો વર્તુલ પરિષદ્‌માં ચર્ચાઇ જ નહોતી. માત્ર ઉપર જણાવ્યું

તે મૂળતત્ત્વ કરવામાં આવ્યું હતું; અને તે મૂળતત્ત્વ મંજૂર કરી શકાય તેમ નથી. એ સિદ્ધાંતને અનુસરી કિનારાને લગતા વહાણવટાનું સંરક્ષણ અને ઉત્તેજન માગવામાં આવે છે. તે જ સિદ્ધાંત અને તેવી જ રાજનીતિ હુંડિયામણનો ધંધો કરતી પરદેશી બૅન્કો (Exchange Bank), વીમા કંપનીઓ અને ખનીજ પદાર્થ ખોદવનાર સંસ્થાઓને લાગુ પાડવાં પડે. એ સૌમાં હિન્દીઓનું સ્થાન સબળ કરવાની અનિવાર્ય અગત્ય છે.

આ સંબંધમાં છેવટ મુદ્દા પર ધ્યાન ખેંચવાનું તે એ કે, વર્તુળ પરિષદમાં સમ્રાટને દસ્તક અનેક જાતની સત્તા રહેવા દેવાની સૂચના કરી છે, તે નામંજૂર થવી જોઈએ. કારણ કે આવી સત્તાને બળે સમ્રાટ્ જે અંદાજપત્ર તેને પસંદ પડે નહિ તો તે તમામ રદ કરી શકે. અને બીજી પણ આવી અનેક જાતની સત્તા તેને રહેવા દીધી છે, તેથી વાસ્તવિક સ્વરાજ્યમાં બહુ જ મોટી ખામી આવવા સંભવ રહે છે. આજે પણ સમ્રાટ્ને અંદાજપત્ર ઇત્યાદિના સંબંધમાં અનેકવિધ સત્તા છે ખરી; પણ ઉપર સૂચવેલી સત્તાનો ચાલુ સત્તા સાથે મુકાબલો કરીએ, તો આજની સત્તા ઘણી જ કમતી લાગે. એ સૂચના અનુસાર તો સમ્રાટ્ ચાલુ વહીવટમાં પણ આડખીલી મારી શકે; અને જ્યારે પણ જમાપાસાથી ઉધારપાસુ વધારે થાય, અને કોઇ પણ જામીનગીરી અદા કરવામાં મુશ્કેલી લાગે, ત્યારે અંદાજપત્ર તમામ રદ બાતલ કરી શકે. ચાલુ વ્યવહારમાં સમ્રાટ્ને આવી સત્તા આપવી તે કોઈ રીતે કબૂલ કરી શકાય નહિ. અને ઉપર જણાવેલી બાબતોના રક્ષણ માટે પણ તેવી સત્તા અપાય નહિ. ઉપર જણાવ્યું તેમ ભવિષ્યમાં હિન્દી સંયુક્ત સરકારનો નાણાંવહીવટ અતિશય દુષ્કર થવા દેખીતો જ સંભવ છે, અને તેમાં આવી આવી મુશ્કેલીઓ નાખીએ, તો તે અશક્ય થઇ પડશે. એ મુશ્કેલી સમ્રાટ્ને અનન્ય સત્તા આપવાથી ટળશે નહિ. એ તે ઊલટી વધારે વિકટ થઇ પડશે. અને જેટલા પ્રમાણમાં સૂચવાયેલી સત્તા આજની સત્તા કરતાં પણ વધારે છે તેટલા પ્રમાણમાં તે સ્વરાજ્યને ઝાંઝવાના જળ સમાન બનાવી દે એમ લાગે છે.

હવે માત્ર બ્રહ્મદેશનો હિસ્સો તપાસવો બાકી રહ્યો. વર્તુળ પરિષદે સિદ્ધાંત માન્ય કર્યો લાગે છે કે, બ્રહ્મદેશને હિન્દુસ્થાનથી જુદો પાડવો. પણ જુદા થયા પછી બ્રહ્મદેશની શી સ્થિતિ—શી વ્યવસ્થા—થશે, તેનો સ્પષ્ટ વિચાર કર્યો દેખાતો નથી. એ માત્ર બ્રિટિશ સંસ્થાન રહેશે કે બ્રિટિશ ડોમિનિયન થશે તે પણ જણાતું નથી. ભવિષ્યમાં બ્રહ્મદેશ ગમે તે સ્થિતિ ભોગવે, પણ જુદા પડતી વેળા, બ્રહ્મદેશમાં હિન્દીવાનોના હકોના રક્ષણ માટે, તેમજ હિન્દ અને બ્રહ્મદેશ વચ્ચે પરસ્પર પ્રમાણસર કરજની વહેંચણી સંબંધમાં, નિરાકરણ થવું જોઈએ. અત્યાર લગીમાં હિન્દુસ્થાને બ્રહ્મદેશ ખાતે ઘણું ખર્ચ્યું છે, નુકસાન સહ્યું છે. ૧૮૭૦થી માંડીને આજસુધીમાં બરમીસ લડાઇ, અને તે દેશના ચાલુ રાજવહીવટની ખોટ ખાતે, મોટી રકમનું કરજ કર્યું છે, અથવા ખોટ ખાધી છે. તેનો પણ ફેંસલો થવો જોઈએ. હિન્દીવાનો અને બરમીસ લોકો વચ્ચે વેપારી સંધિથી આ પ્રશ્નની ઉકેલણી થઇ જશે એમ મનાતું નથી. કારણ કે બ્રહ્મદેશની ભવિષ્યની સરકાર કયા પાયા પર રચાઈ હશે, તે આજ લગી જણાયું નથી. હિન્દ અને બ્રહ્મદેશ પરસ્પર સ્વતંત્ર તેમજ સમાન રાજ્યો હોય, બે નહિ જ પ્રજાના હિતને અનુસરી, આવી સંધિ કરવાની સ્થિતિમાં ન હોય, ત્યાં લગી એવી સંધિનું નામ દેવું તે પણ ફક્ત બહાનારૂપ છે. એટલે, બ્રહ્મદેશને અલગ કરવાનો સિદ્ધાંત માન્ય રાખવા પહેલાં, બ્રહ્મદેશમાં હિન્દી હકો જાળવવા માટે પૂરતી જોગવાઇ અને જામીનગીરી મળવાં જોઈએ. આ સૌનો આખરનો નિર્ણય તો બ્રહ્મદેશના પ્રજામત પર રાખવો ઘટે. એ પ્રજામતની વર્તુળ પરિષદમાં કોઈને બહુ પડી નહોતી. પણ હવે તો એવી ઉપેક્ષા કેમ કરી શકાય!

સંપૂર્ણ ]

અ. ખુશાલ તલકશી શાહ

# અગાધ તલ—

અગાધ તલ પામવા જળ ઉથામી અમ્ભોધિનાં
—ઉંડાણુ ગરલે ઉંડાણુ—શરવેગથી સોંસરો
અનેક થર ભેદતો—જલધિનાં રહસ્યો સમાં !
સુગાધ તલ ભાળતો. કર અનન્ત લબાવીને
પ્રપાત કરતો તહીં તલ અગાધ ઉંડ જ તું !
અભેદ્ય જલતેજના ઘટિત અન્તરાલે ઉભો.
ગળે સ્મૃતિ ! વિચારના વમળ ચિત્ત મુંઝાવતા !
શી ખોજ કરવા અહીં જલધિ અન્તરાલે ઉભો ?
સમુદ્રતનયા કહીં ? નહિ જ. શેષશાયી કહીં ?
અરે જગત મૂળ ક્યાં ? ત્રિપુરસુંદરી યોગ ક્યાં
અનાદિ શિવ સાથમાં સતત સાધતા પ્રેમથી ?
અરે નહિ ! મને રુચે નહિ જ ! કલ્પનાઓ બધી.
વિષાદ ? નહિ. મુઠ્ઠિઓ હું જલતેજના મોતીની
ભરી જલધિના તટે સજ અપૂર્વ ગુંથીશ ને
પ્રિયા શિર પરે ધરી પ્રણયપાત્ર હુએ બનું
ખમાવત ઉપેક્ષિતા થઇ'તી શોધની ધૂનમાં.

× × ×

સમુદ્રતટ વેળુમાં કર ઉઘાડું. મોતી કહીં ?
હતાશ ! જળ તો સરે જલધિ ! તેજ તેજે મળે.

મૂસિકાર

# વાદળીઓ તડકો

માગશર માસ ચાલે છે. પરોઢિયું થયું છે. શહેરના લોકો કોઇ જાગ્યા છે, કોઇ જાગવાની તૈયારીમાં છે. એકાદ બે દુકાનોનાં બારણાં અધખોલાં જોવામાં આવે છે.

ફોજદાર હાફિઝુદ્દીન સાહેબ રાતની 'ડયુટી' બજાવી એક સિપાઇ સાથે ચોકી પર પાછા જાય છે. સિપાઇનું નામ, રામસિંગ છે. દૂર સુદૂરના મુજફ્ફરપુર જિલ્લામાંથી ઠેઠ બંગાળ સુધી નોકરી માટે આવ્યો છે. નોકરી પણ સારી બજાવી લાગે છે. તેનું પેટ આ વાત સારી રીતે કહી આપે છે.

અકસ્માત્ કૂતરું ભસ્યું. ફોજદાર સાહેબે મોં ફેરવ્યું. એક રોગી, લાળ ઝરાવતું, સફેદ ને કાળા પટાવાળું એક કૂતરું ધસ્યું આવે છે અને તેની પાછળ એક કાછડી નીકળી ગઇ છે એવો માણસ દોડ્યો આવે છે. એક જબ્બર કૂદકો મારી એ માણસ કૂતરાના પાછલા બે પગ પકડી રસ્તા પર ઊંધો સૂઇ ગયો. કૂતરું પણ મોં ફેરવી તેને કરડવાનો નિષ્ફળ પ્રયાસ કરતું કરતું કરાંઝવા લાગ્યું.

માણસ બૂમ પાડી બોલ્યો: "અરે નેપલા, જલદી આવ! પટલા, તું પણ જલદી આવ! બચ્ચાજી હવે બરાબર સપડાયા છે! હવે તેને પણ બરાબર મજા બતાવું છું."

તેના હોકારાથી નેપલા ને પટલા નામધારી માણસો આવી પહોંચ્યા. તે સિવાય વણ બોલાવ્યા બીજા લોકો પણ કોઇ ધોતિયું પહેરતા પહેરતા, તો કોઇ આંખો ચોળતા ચોળતા રસ્તામાં આવી ઘેરો વળી ઊભા અને મુક્તકચ્છ માનવની બહાદુરી જોઇ ચકિત થવા લાગ્યા.

રામસિંગે ફોજદાર સાહેબને કહ્યું: 'હજૂર, માલૂમ હોતા હૈ ઉધર કોઇ હલ્લા મચા રહા હૈ!'

હજૂરની ભમર સંકોચાઇ. તે લાંબાં ડગલાં ભરતા ભરતા ઘટનાસ્થળે જઇ પહોંચ્યા.

પેલો માણસ ઊઠી ઊભો થયો છે. નેપલા ને પટલા કૂતરાના બંને કાન આમળી ઊભા છે. કૂતરું બિચારું ટાઢ ને ભયથી ધ્રૂજે છે. પૂંછડી પર કંઇ જુલમ ન ગુજરે એવી બીકથી તે તો તેણે ઠેઠ પેટ નીચે ચોંટાડી દીધી છે. માણસના ડાબા હાથની આંગળીમાંથી લોહી પડે છે. તે પોતાનો રુધિરથી ખરડાએલો હાથ ઊંચો કરી બોલે છે: 'કુત્તાકા છાના હામ લોકો એકદમ મેરે ફેલા હૈ.'

ફોજદાર બીડ ઠેલી એ માણસ પાસે આવી ભેરી નાદે બોલ્યા: 'એય, હલ્લા મત કરો. શું થયું છે? આ બધી ગડબડ શાની છે? તું સાંઢની માફક બરાડે છે શાનો? તારું નામ શું?

પેલો વક્તા ચોંકી ઊઠયો. તે હાથ જોડી દયા ઊપજે એવા સૂરે બોલ્યો: 'હજૂર, મારું નામ બંસીલોચન કર્મકાર. સોનાનું કામ કરું છું. લોકો સોનીના નામથી ઓળખે છે એ નાતનો હું છું. રૂપાને અડકતો નથી. મારા બાપદાદાએ પણ રૂપાનું કામ કર્યું નથી. હજૂર! માબાપ છો! હજૂર, આ ગરીબ તદ્દન માર્યો ગયો છે!

ફોજદાર તીક્ષ્ણ દૃષ્ટિથી તેના તરફ જોઇ દાઢી પર હાથ ફેરવતો ફેરવતો બોલ્યો: 'ચિલ્લાઓ મત! થયુ છે શું તે બોલ!'

બંસીલોચન એક વખત કૂતરા તરફ ને બીજી વાર પોતાની આંગળી તરફ જોઇ બોલ્યો: 'હજૂર! હજુ તો ઊંઘમાંથી ઊઠી જંગલ ગયો હતો. જંગલ જઇ પાછો ઘેર આવું છું ને બારણાં ઉઘાડી જેવો કળશીઓ નીચે મૂકું છું કે તરત કોણ જાણે કયાંથી આ કૂતરું આવી ચડયું ને મારી આંગળી પર બચકું ભરી લીધું. જુઓ તો ખરા! આખી આંગળીનો છુંદો કરી નાખ્યો છે. હજૂર, આપ અમારાં માબાપ છો. આ બાબત મને ન્યાય આપો.'

- હજૂર ભમર સંકોડી બોલ્યા 'આ કૂતરુ કોનું છે?'

બસીલોચન રડતા સૂરે બોલ્યો 'હજૂર, એ તો કોણ જાણે!'

ફોજદાર ગંભીર મુખ કરી ઊભા થોડી વાર વિચાર કરી ગર્જી ઊઠ્યા 'આ બધુ નહિ ચાલે કૂતરા પાળવાનો શોખ હવે કાઢી નાખવો પડશે કમરે દોરી બાંધી ચોકી પર લઇ જઇશ વાસા પર થોડીક લાતો પડશે એટલે આ શોખ જતો રહેશે રામસિંગ, તપાસ તો કરો કે કૂતરુ છે કોનુ? માલાને કાન પકડી ચોકી પર લઈ જવો પડશે આ કૂતરુ કોનુ છે?' ફોજદારે ભીડ તરફ જોઇ પ્રશ્ન પૂછ્યો

ચોતરફ જમા થઇ ઉભેલા માણસો એકબીજાના મો સામુ જોવા લાગ્યા ભીડમાથી કોઇએક જવાબ આપ્યો 'આ તો પોલિસ સાહેબનુ કૂતરુ છે!'

સહેજ ચમકી ફોજદાર સાહેબે કૂતરાને બરાબર તપાસ્યુ પણ કોઇ બાબતનો નિશ્ચય થયો નહિ છેવટે રામસિંગ તરફ જોઇ પૂછ્યુ 'આ બાબતમા તારો શો મત છે?'

રામસિંગ તટસ્થ વૃત્તિ દર્શાવી આકાશ ભણી જોઇ રહ્યો હતો ફોજદાર સાહેબની આખ મળતા જ તે બોલી ઊઠ્યો વાદળી ચઢી છે હજૂર, કદાચ વરસે પણ ખરી!'

ફોજદાર સાહેબે એકદમ આકાશ તરફ જોયુ તેણે સાક્ષી પૂરી કહ્યુ કે 'માલૂમ તો ઐસા હી પડતા હે'

ત્યારબાદ બસીલોચન તરફ જોઇ મખત અવાજે કહ્યુ 'જો, આ વાત હુ સમજી શકતો નથી આટલુ નાનુ બચ્ચુ તારા જેવા ડોસાને કરડે જ શી રીતે! તારુ આ દાઢી જેવુ મો જોતા જ કૂતરુ નાસી જાય તેમ છે જા જા, કોણ જાણે ક્યાંથી આગળી કપાવી લાવ્યો છે અને નકામો અહી ધાધલ મચાવે છે જુઠ્ઠા, ચોર! એકાદ બે લોતો ખાધી લાગે છે! ચાલ રામસિંગ!'

તે ચાલ્યા જવાની તૈયારી કરે છે ત્યાં ભીડમાથી એક માણસે આગળ આવી કહ્યુ 'હજૂર, મસીના એક શબ્દ પર પણ વિશ્વાસ રાખતા નહિ એ તો જબ્બર દારૂડીઓ છે આખી રાત દારૂ ઢીંચ્યો છે મસારના પહોરમા કૂતરાને રસ્તા પરથી જતુ જોઇ તેણે તેને પકડયુ માથે ચઢાવી થૈ થૈ નાચ આરભ્યો ત્યારબાદ એક સળગતી સિગારેટ લઇ કૂતરાના મોમા નાખવા ગયો એટલે કૂતરાએ તેને બચકુ ભર્યું હજૂર, આમા કૂતરાનો તે શો ગુનો! માણસ પણ આવો ત્રાસ સહન ન કરે તો આ તો બિચારુ પશુ છે! જુઓને તે દિવસે

મસીએ તેને અટકાવી કહ્યુ 'રાખ રાખ, તારુ ભાષણ બહુ થયુ તુ કેવોક સત્ય વાદી યુધિષ્ઠિર છે એ બધા જાણે છે સિગારેટને તો અત્યારે કોઇ અડકતુય નથી તો પછી હું તેના મોમા એ અશુદ્ધ ચીજ નાખવા જાઉં તે તદ્દન ખોટુ છે'

રામસિંગ ગર્જી ઊઠયો 'હલ્લા મત કરો'

બસી તર્ક તજી ફોજદાર સાહેબ તરફ જોઇ નીચા વળી કુરનિશ બજાવવા લાગ્યો 'હજૂર, મોટા સાહેબના કૂતરાને હું ઓળખુ છુ, આ તે નથી'

'ખરુ કહે છે?'

'હા, હજૂર'

ચોતરફ ઉભેલા માણસોમાથી બે ચાર જણાએ આમા સાક્ષી પૂરી

ફોજદાર સાહેબ અનુભવી હાસ્ય હસી બોલ્યા 'હુ પણ એમજ કહુ છુ! આવુ કૂતરુ? એને શુ પોલિસનો ઉપરી રાખે ખરા! કયો સુવર આવી વાત કરે છે! પોલિસના ઉપરીનુ કૂતરુ શુ તમારા જેવુ છે કે ગમે ત્યા રખડતું ફરે ચાલ બસી, ચાલ ચોકી પર! કેફિયત લખાવ!'

રામસિંગ અત્યાર સુધી કૂતરાનું બરાબર નિરીક્ષણ કરતો હતો તે મોં ટીખું કરી બોલ્યો : 'હજૂર, મને લાગે છે કે આ કૂતરુ સાહેબનું જ છે ગઇ કાલે આવા કૂતરાને મે સાહેબના બગલામાં જોયુ હતું.'

ફોજદાર સાહેબનું મોં વળી ગભીર બની ગયુ ત્રાસજનક ખાસી ખાઇ તે ફરિયાદ કરવા લાગ્યા: 'અરે, કેવી સખત ટાઢ પડે છે. થોડી વાર ઊભુ પણ રહેવાય તેમ નથી. રામસિંગ, કૂતરાને સાહેબ પાસે લઇ જા. સાહેબને મારી સલામ કહેજે અને કૂતરુ રસ્તામાંથી મળ્યુ તે મેં મોકલાવ્યુ છે એમ કહેજે.'

ત્યારબાદ બસીલોચન તરફ જોઇ કહ્યું : 'હવે બહુ થયુ આમ તારો અડદથી ઊજળો હાથ ઊંચો રાખી શુ ઊભો છે હજુ! તારી બહાદુરી તો બહુ થઇ! એક નાનો સરખો ઊઝરડો થયો છે ત્યા તો આમ કૂદવા શાનો મંડી ગયો છે? તારુ માથું તો ચીરી ખાધુ નથી ને! ને પાછો આળ ચઢાવવા આવ્યો છે! જા!'

એ વખતે એક માણસ બોલી ઊઠ્યો : 'અરે પેલો પોલિસ સાહેબનો ચપરાસી કરીમ જાય છે. તેને બોલાવો કે પત્યુ'

કરીમને બોલાવવો ન પડ્યો. ભીડ જોઇને તે પોતે આવી ઊભો

એક માણસે તેને વ્યગ્રતાથી પૂછ્યુ 'ચપરાસી સાહેબ, આ કૂતરુ સાહેબનું છે?'

કરીમ સહેજ હસી બોલ્યો 'કોણે કહ્યુ? આ કઇ મોટા સાહેબનું કૂતરું નથી એ'

ફોજદાર આવેશમા બોલી ઊઠ્યો· 'ખરી વાત છે કરીમ! હું પણ ક્યારનો કહું છુ કે આવું મુડદાલ કૂતરુ તે સાહેબ રાખે ખરા? હવે વધારે પૂછપરછની જરૂર નથી મને લાગે છે કે આ કોઇ વકીલ સાહેબનુ કૂતરુ છે! હા! હા! હા! પરતુ હસવાનો અત્યારે સમય નથી. એ કૂતરુ કોઇને કરડે એ તો ઠીક નહિ. એને ગળે દોરી બાધી ચોકી પર લઇ ચાલો. ત્યાં કૂતરાનો માલિક એની મેળે આવી પહોચશે.'

કરીમ બોલ્યો 'સાહેબ, આ કૂતરુ મોટા સાહેબનુ નથી એ ખરી વાત, પરતુ એ તેમના દોસ્ત હનુસિંગ સાહેબનુ છે. તેઓ સાહેબ ગઇ કાલે પધાર્યા છે' .

ફોજદાર સાહેબનું મો વળી ફીકુ પડી ગયુ. તે ગમે તેમ કરી વાત બદલવાનો પ્રયત્ન કરતો બોલ્યો: 'એમ! સાહેબના દોસ્ત પધાર્યા છે એ તો હું જાણતો નહોતો કેટલાક દિવસ રહેવાના છે? તેમનુ શરીર તો સારુ છેના! વારૂ, વારૂ! સાહેબના દોસ્ત તે કઇ જેવાતેવા હોય! આ કૂતરુ તેનું છે કે! સારૂ! સારૂ!'

ફોજદાર સાહેબ કૂતરાને ખોળા પર લઇ પપાળવા લાગ્યા. મો પર હાસ્ય ફેલાવવાનો પ્રયત્ન કરતા બોલ્યા 'કૂતરુ બહુ જ શાત છે. જોતાવેંત ખોળામા લઇ રમાડવાનું મન થાય છે. કેવું ચૂપ બેઠુ છે, કેવી મજાની આખો છે! બિચારુ ટાઢથી ધ્રૂજે છે! આવુ કૂતરુ વળી એક માણસની આગળીને બચકુ ભરે ખરુ! જવા દોને એ વાત!'

કરીમ ફોજદાર સાહેબના ખોળા પરથી કૂતરાને લઇ ચાલતો થયો.

ફોજદાર બસીલોચન તરફ જોઇ બોલ્યો 'સાલાનુ સાહસ તો જુઓ! કૂતરાને સિગારેટ પીવરાવાય! ચાલ કમબખ્ત મવાલી! ચોકી પર સિરજોરી કરે છે! પગથી તે માથા સુધી ચાબુકે ફટકાવવો પડશે.'*

મહાશંકર ઇંદ્રજી દવે

---

*આ વાર્તા કર્નલ સીમ્પસનના ખૂન માટે ફાસીની સજા પામેલા શ્રી. દીનેશચંદ્ર ગુપ્તે લખેલી છે અને ફાસીની સજા સાભળતી વખતે પ્રખ્યાત માસિકમા છપાય એવી ઇચ્છા દર્શાવી હોવાથી બગાળી માસિક 'પ્રવાસી'એ તે છપાવી છે.

# —બાલને—

ખેલ તું, ગેલ તુ, બાલ! ન્હાનાશા ગૃહ–આંગણે;
ખેલવાના હશે ત્હારે ભાવિના જગ કે રણે.
અમોલા હર્ષની છોળે ન્હાઇ લે, ન્હવરાવી લે;
કાલમેઘધનુષ્યે જો રંગવૈભવ શા લસે !

( દ્રુત૦ )

જનનિનાં મૃદુ ચુમ્બન માણી લે,
પિતૃતણા સુણી પ્રેમલ શબ્દ લે;
વિમલ અંતર હર્ષપરાગની—
વિપુલ ઋદ્ધિ, કુમાર, ઉડાડી લે.

( અનુ૦ )

અંબોડે બ્હેનડી કેરે ગૂંથ્યાં ફૂલો નિહાળીને
રાચી લે, નાચી લે, બાલ!–સુભગા વેળ આ ખરે!

( દ્રુત૦ )

નિરખી લે તુજ નેત્ર ભરી ભરી
વિલસતો વિધુ વાદળીબ્હેનથી;
સકલ તારકસંઘ નિહાળીને
હરખથી તુજ હસ્ત ઉછાળી લે.

( અનુ૦ )

ઉષાના રંગની રેલે અંગોળી લે અનેકધા,
સલુણા સ્મરણે એના ખીલશે જીવનપ્રભા.

( દ્રુત૦ )

લલિત આ લઈ કાગળ–હોડલાં
વિમલ હોજજલે તું તરાવી લે;
ગહન વિસ્તૃત આ જગસિન્ધુમાં
સભર જીવનનાવ ચલાવજે.

( અનુ૦ )

સદાય વધજો ત્હારુ અમળુ આત્મગૌરવ,
શિશુભાવતણું વ્હાલા! ઘટજો નવ સૌષ્ઠવ.
પોષજો સૂર્ય ને ચન્દ્ર તાહરા દેહદેહીને;
મળજો પ્રેરણા, તાત! અખડાનન્દની ત્હને.

સુંદરજી ગો. બેટાઇ

# મુંબાઈ ઇલાકાની કેળવણીનો સને ૧૯૨૯–૩૦ ની સાલનો રિપોર્ટ

મુંબાઇ ઇલાકાની કેળવણીનો સને ૧૯૨૯–૩૦ ની સાલનો રિપોર્ટ ડિરેક્ટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રક્શન તરફથી હમણાંજ બહાર પડયો છે. કેટલાંક વર્ષો પછી ઇલાકાનો કેળવણીનો રિપોર્ટ આ વર્ષે કાંઇક વખતસર બહાર પડયો છે, તેને માટે અમે ડિરેક્ટર સાહેબને અભિનંદન આપીએ છીએ. અમુક વર્ષનો કેળવણીનો રિપોર્ટ તે સાલ વીતી ગયા પછી બે કે ત્રણ વર્ષે બહાર પડે તો તેની કાંઈ કિંમત જ નથી. ત્વરાથી રિપોર્ટ તૈયાર કરી બહાર પાડવામાં ડિરેક્ટરને શું શું મુશ્કેલીઓ પડે છે તેનો મને સંપૂર્ણ ખ્યાલ છે. જુદે જુદે સ્થળોએથી માહિતી મગાવી તેને એકત્ર કરી તેનું વર્ગીકરણ કરવામાં સમય જાય છે, એ વાત ખરી છે; તો પણ તાબાના નોકરો પાસેથી તેમ લોકલ બોર્ડો, મ્યુનિસિપાલિટીઓ અને કેળવણીની બીજી સંસ્થાઓ પાસેથી બનતી ત્વરાથી તેમના રિપોર્ટ મંગાવવાની ચીવટ રાખવાની જરૂર છે. વળી આ રિપોર્ટોમાં કેટલાક બિનજરૂરી અને ત્રાસદાયક આંકડાઓ મગાવવાની જે પ્રથા પડી છે તે પણ બંધ કરવાની જરૂર છે. માત્ર ખાસ જરૂરી આંકડાઓ મગાવવામાં આવે તો *જિલ્લાઓના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સપેક્ટરોને* તેમ સ્થાનિક મંડળોને તે મેળવી તાકીદે મોકલી આપવાનું સુગમ થઇ પડે. આ સંબંધમાં અત્રે એક અગત્યની સૂચના કરવાનું મને યોગ્ય લાગે છે. અત્યારનો જમાનો પ્રાંતિક અસ્મિતાનો છે. ભાષાના ધોરણ ઉપર પ્રાંતોની પુનર્રચના કરવાની ચળવળ ચોતરફ ચાલી રહી છે; તો તે સમયે દરેક પ્રાંતના ઇન્સપેક્ટરો પોતે જે રિપોર્ટ ડિરેક્ટરને મોકલે છે તે છપાવી પ્રગટ કરી તેની નકલો જાહેર વર્તમાનપત્રો ઉપર, રજિસ્ટર્ડ લાયબ્રેરીઓ ઉપર, તેમ સ્થાનિક મંડળો ઉપર મોકલી આપે તો જુદા જુદા પ્રાંતોની કેળવણીની સ્થિતિનો પણ ખ્યાલ જાહેર પ્રજાને આવે.

### કેળવણી પાછળ થતું ખર્ચ

મુંબાઇ ઇલાકામાં સને ૧૯૨૯–૩૦ ની સાલમાં કેળવણીની પાછળ એકંદર ખર્ચ લગભગ ચાર કરોડ રૂપિયાનું થયું છે. તેમાં સરકારનો ફાળો બે કરોડ અને દસ લાખ રૂપિયાનો છે. મુંબાઇ સરકારની વાર્ષિક આવક લગભગ ૧૫ કરોડ રૂપિયાની છે. તેમાંથી સરકાર કેળવણી પાછળ બે કરોડ રૂપિયા એટલે તેમની વાર્ષિક આવકના સેંકડે ૧૩ ટકા ખરચે છે. પોલીસ ખાતામાં સરકાર પોણાબે કરોડ રૂપિયા ખરચે છે, અને કેદખાનાં પાછળ ૨૫ લાખ રૂપિયા ખરચે છે. એટલે સરકાર પોલીસ અને કેદખાનાં પાછળ જેટલું ખરચે છે, તેટલું જ પ્રજાને કેળવણી આપવા પાછળ ખરચે છે. કેળવણી ખાતે એકંદરે જે ખર્ચ થાય છે તે પૈકી ૧૭ લાખ રૂપિયા એટલે એકંદર ખર્ચના ૬ ટકા કેળવણીને માર્ગસૂચન અને તેની તપાસણી (Direction and Inspection) પાછળ થાય છે. આ ખર્ચ પ્રમાણમાં વધારે છે, એમ કહેવાનો મારો ઉદ્દેશ નથી; પરંતુ એટલું તો કહ્યા

વગર ચાલતું નથી કે એ ખાતે જે ખર્ચ કરવામાં આવે છે તેનો પૂરતા પ્રમાણમાં કેળવણીને લાભ મળતો નથી. આનાં કારણો ઘણાં છે. ઇન્સપેક્શન કરનારા અમલદારોને ઇન્સપેક્શન ઉપરાંત વહીવટનું કામ પણ કરવું પડે છે. આને લીધે ઇન્સપેક્ટરના પદને માટે જરૂરી યોગ્યતા મેળવતા રહેવાનો, કેળવણીને લગતાં પુસ્તકો વાંચી તે ઉપર મનન કરવાનો, કેળવણીને લગતા જુદા જુદા પ્રયોગો કરવાનો તેમ અન્ય સ્થળોએ થતા એવા પ્રયોગો જોવાનો, તેના પરિણામો ઉપર વિચાર કરવાનો ઇન્સપેક્ટરોને સમય મળતો નથી. માત્ર વહીવટ પાછળ તેમનો પુષ્કળ વખત ચાલ્યો જાય છે. વળી વહીવટ કરનાર અમલદારની મનોદશા નોકરશાહી (Bureaucratic) થઇ જાય છે. તે અભિમાની અને અતડો બની જાય છે. શિક્ષકોનો મિત્ર બની તેમના કામ અને પ્રયાસો પ્રત્યે મહાનુભૂતિ દર્શાવવાની તેની મનોવૃત્તિઓનો નાશ થાય છે. તેનામાં જાણે કે અજાણે અસહિષ્ણુતા આવી જાય છે. આવાં આવાં કારણોને લીધે આ બે ખાતાંઓને જુદાં પાડી નાખવાની આવશ્યકતા મને જણાય છે. શિક્ષક તરીકે જેણે સારી કીર્તિ પ્રાપ્ત કરી હોય ને શિક્ષકના ધંધાનો જેને અનુભવ હોય, નવા નવા પ્રયોગો પ્રત્યે જેને પ્રેમ અને પક્ષપાત હોય તે જ ઇન્સપેક્ટરના પદને યોગ્ય છે.

વળી હાલમાં ઇન્સપેક્ટરોના કામની કદરનો આધાર શાળાઓના ઇન્સપેક્શન કરવાની તેમની શક્તિ ઉપર રહેતો નથી, પરંતુ તેમની વહીવટ કરવાની બાહોશી ઉપર રહે છે; તેથી તુમારોના નિકાલ કરવાને પોતાના મગજને તેઓ જેટલી તસ્દી આપે છે, તેટલી તસ્દી કેળવણીના પ્રશ્નો ઉપર વિચાર કરવાને તેઓ આપતાં નથી. અધુરામા પૂરું આપણા દેશમા ઇન્સપેક્ટરોની નિમણૂકો કોમી ધોરણ ઉપર કરવામાં આવે છે. આ પદ્ધતિ કેળવણીના હિતને તો વિનાશકર્તા જ છે. શિક્ષકના ધંધાનો માત્ર નહિ જેવો અનુભવ ધરાવનારાઓ-કોઇ કોઇ વાર તો શિક્ષક તરીકે તદ્દન ના-લાયક ઠરેલાઓને પણ તેમને અમુક કોમના હોવાથી ઈન્સપેક્ટરોના હોદ્દા ઉપર નીમવામાં આવે છે. કેળવણીના હિતની ખાતર આ બધી ચાલતી પ્રથાઓ બંધ થાય તો જ ઇન્સપેક્શન પાછળ થતા ખર્ચનાં સારાં પરિણામો આપણે જોઇ શકીએ.

કેળવણીના ખરચની બાબતમાં એક બાબત રિપોર્ટમાં આપણું ખાસ ધ્યાન ખેંચે એવી છે. આપણા ઇલાકામાં દેશી વિદ્યાર્થીને કેળવણી આપવામાં દરેક વિદ્યાર્થી દીઠ વાર્ષિક ખરચ રૂ ૧૯-૫-૦ આવે છે. તેમા સરકારનો ફાળો દરેક વિદ્યાર્થી દીઠ રૂ. ૧૨-૭-૦ આવે છે, ત્યારે દરેક યુરોપિયન વિદ્યાર્થી દીઠ વાર્ષિક ખર્ચ રૂ. ૧૫૩ આવે છે. તેમાં સરકારનો ફાળો વિદ્યાર્થી દીઠ રૂ ૭૦ આવે છે.

## કેળવણીની સ્થિતિ

આપણા ઇલાકામાં બધી જ શાળાઓ (જેમાં કૉલેજોનો પણ સમાવેશ થાય છે)માં મળી એકંદર ૧૨,૬૨,૨૪૦ વિદ્યાર્થીઓ ભણે છે. તેમાંના ૧૦,૭૮,૮૯૪ પ્રાથમિક શાળાઓમાં ભણે છે; ૯૧,૫૦૦ માધ્યમિક શાળાઓમાં ભણે છે; ૯૭૫૦ કૉલેજોમાં ભણે છે અને બાકીના ખાસ શાળાઓમાં ભણે છે એટલે વસ્તીના પ્રમાણમાં સેંકડે ૬.૩ ટકા વિદ્યાર્થીઓ ભણે છે. જેટલા વિદ્યાર્થીઓ શાળાઓમાં ભણવા જોઇએ તેમાંના માત્ર અર્ધા ભણે છે, બાકીના અર્ધા કોઇ પણ પ્રકારની કેળવણી લીધા વગર માત્ર રખડયા કરે છે. આખા

ઇલાકામાં શહેરો તથા ગામડાંઓ મળી એકંદરે ૨૬,૮૩૧ ગામો છે, તેમાંથી માત્ર ૧૦,૮૩૧ ગામોમાં નિશાળો છે, બાકીનાં ૧૬,૦૦૦ ગામોમાં બિલકુલ શાળા–પ્રાથમિક શાળા પણ નથી. એટલે સરેરાશ અઢી ગામ વચ્ચે એક શાળા છે. મુંબાઇ, અમદાવાદ જેવાં શહેરોમાં આવેલી અસંખ્ય શાળાઓ ધ્યાનમાં લઇએ તો ત્રણ ગામમાંથી એક ગામમાં શાળા છે અને બાકીનાં બે ગામો તદ્દન શાળાઓ વગરનાં છે–એમ કહી શકાય. ૮·૩ ચોરસ, માઇલના અંતર વચ્ચે માત્ર એક શાળા છે. મુંબાઇ, અમદાવાદ વગેરે મોટાં શહેરોમાં નજદીક નજદીક આવેલી અસંખ્ય શાળાઓ ધ્યાનમાં લઇએ તો ગામડાંઓને માટે કહી શકાય કે ૯–૧૦ ચોરસમાઇલને અંતરે એક શાળા છે. આ વસ્તુસ્થિતિ દેખીતી જ એટલી બધી નિરાશાજનક છે કે તે બાબતમાં કાંઇ વિશેષ ટીકા કરવાની જરૂર રહેતી નથી. કોઇ પણ સુધરેલા દેશમાં આવી વસ્તુસ્થિતિ સહન કરી શકાય જ નહિ. આપણા દેશ ઉપર દોઢસો વર્ષ થયાં સુધરેલી બ્રિટિશ સરકારનો અમલ ચાલે છે, છતાં કેળવણીમાં આપણો દેશ આટલો બધો પછાત માલમ પડે છે એ નવાઈ જેવું છે. આપણા દેશના બીજા ઇલાકાઓ અને પ્રાંતો તેમ દેશી રાજ્યો કરતાં કેળવણીની બાબતમાં મુંબઇ ઇલાકો આગળ પડતો ગણાય છે. આગળ પડતા ઇલાકાની જ્યારે આવી સ્થિતિ છે ત્યારે બીજા ઇલાકાઓ તથા પ્રાંતોની સ્થિતિ તો કેવીએ હશે?

## કેળવણીમાં થતો વ્યય

પ્રાથમિક શાળાઓમાં એકંદરે આશરે અગીઆર લાખ બાળકો ભણે છે. તેમાંનાં અર્ધા તો બાળવર્ગમાં જ હોય છે. ૧૯૨૫ ની સાલમાં બાળવર્ગમાં જેટલા વિદ્યાર્થીઓ ભણતા હતા તેમાંથી માત્ર ૧૮ ટકા જ સને ૧૯૩૦ ની સાલમાં ચોથા ધોરણમાં આવેલાં છે. બાકીના ૮૨ ટકા તો નીચલા ધોરણોમાંથી જ શાળાઓમાંથી ઊઠી ગયાં છે. આ બાળકો નિશાળમાં દાખલ થયાં અને ના થયાં એ સરખું જ છે. આ ૮૨ ટકા બાળકો પાછળ થયેલો ખર્ચ નકામો જ ગયો છે. આપણો દેશ નિર્ધન છે તો આપણા ગરીબ દેશને આટલો બધો નાણાંનો તેમ શક્તિનો વ્યય કેમ પાલવે? આ આંકડાઓ સરકારી રિપોર્ટોમાંથી જ લીધેલા છે; એટલે કેળવણીખાતાના અધિકારીઓની જાણ બહાર તો આ વ્યય હોઇ શકે જ નહિ. આ ભયંકર વ્યયના કારણો શોધી આ વ્યયને અટકાવવાનો કે કાંઇ ઓછો કરવાનો પ્રયાસ કેળવણીખાતાએ કદી કર્યો છે ખરો? આ વ્યય માત્ર આર્થિક કારણોને લીધે છે એમ જણાવવામાં આવે છે, અને અમુક ઉંમર સુધી બાળકોને શાળાઓમાં ફરજિયાત રાખવાં જ જોઇએ એવો કાયદો થાય તો જ આ વ્યય અટકે એમ કહેવામાં આવે છે. કેટલેક અંશે તેમનું આ કહેવું સત્ય છે. પરંતુ આ ઉપરાંત આવા મોટા વ્યયનાં બીજાં પણ કારણો હોવાં જોઇએ. આ પ્રશ્નનો બારિકાઇથી અભ્યાસ કરી તેના ઉપાયો કરવાની ખાસ આવશ્યકતા મને જણાય છે.

'ગામડાંઓની પ્રાથમિક શાળાઓ બાળકોને આકર્ષક કે રુચિકર લાગતી નથી. બાળકોને પાંચ વર્ષ સુધી તેમાં મોકલ્યા કરવાં એ લાભકર્તા છે, એમ બાળકોનાં માબાપ માનતાં નથી તેથી તેઓ જલદીથી બાળકોને શાળાઓમાંથી ઉઠાડી મૂકે છે, એ પણ આ વ્યયનું એક કારણ છે એમ મારી માન્યતા છે. શાળાઓ બાળકોને રુચિકર કે આકર્ષક લાગતી નથી તેનાં કારણો મારી માન્યતા પ્રમાણે નીચે પ્રમાણે છેઃ–

(૧) ગામડાંઓની શાળાઓમાં અર્ધ ઉપરાંત શાળાઓમાં માત્ર એક જ શિક્ષક હોય છે. એ શિક્ષકને પાંચ પાંચ વર્ગો શીખવવાના હોય છે તેનાથી બધા વર્ગો ઉપર ધ્યાન આપી શકાતું નહિ હોવાથી તેને પોતાને પોતાના કામમાં આનંદ કે રસ પડતો નથી; તેથી પોતાનું શિક્ષણ તે આનંદી કે રસિક બનાવી શકતો નથી; આથી બાળકોને નિશાળમાં આનંદ પડતો નહિ હોવાથી તેઓ ઊઠી જાય છે.

(૨) ગામડાંઓની શાળાઓના શિક્ષકોમાં જરૂરી યોગ્યતા પણ હોતી નથી. ત્યાં મોટે ભાગે અનટ્રેન્ડ શિક્ષકો હોય છે. તેમના પગારો બહુ જ ઓછા હોય છે, એટલે તેઓ માથા-ઉતાર કામ કરે છે. આવા યોગ્યતા વગરના શિક્ષકો પોતાનુ શિક્ષણ તેમ પોતાની શાળાઓ આકર્ષક કેવી રીતે કરી શકે? જે શાળાઓમાં બાળકોને આનંદ પડે નહિ, રસ પડે નહિ ત્યાં તેમને દિવસના ૭ કલાક ગોંધાઈ રહેવાનુ કેમ ગમે? આ કારણથી ઘણી મોટી સંખ્યામાં બાળકો નિશાળોમાંથી ઊઠી જાય છે.

(૩) પ્રાથમિક શાળાઓનો અભ્યાસક્રમ આખા ઇલાકા માટે એકસરખો રાખવામાં આવેલો છે. આ અભ્યાસક્રમ તૈયાર કરતી વખતે સ્થાનિક પરિસ્થિતિ ઉપર બિલકુલ લક્ષ આપવામાં આવ્યુ નથી. ગામડાંઓની શાળાઓમા ભાષાજ્ઞાન અને બીજા સંસ્કારી વિષયોને હદ ઉપરાંત મહત્ત્વ આપવામાં આવ્યુ છે. ગામડાઓની શાળાઓમાં તો નીચલાં ધોરણોમાં માત્ર લખતાં વાંચતાં અને બહુ જ સરળ અંકગણિતનુ જ શિક્ષણ અપાવવુ જોઇએ. ઉપલાં ધોરણોમાં ગ્રામ્ય જીવનને અનુકૂળ થાય એવા વિષયોનું શિક્ષણ દાખલ કરવું જોઇએ. આમ થાય તો જ માબાપો અને બાળકોમાં શાળા અને શિક્ષણ લોકપ્રિય થાય અને આટલી મોટી સંખ્યામાં બાળકો શાળાઓમાથી ઊઠી જાય નહિ ગ્રામ્ય જીવનને કયા વિષયો અને કેવી જાતનું શિક્ષણ અનુકૂળ થાય એમ છે તે નક્કી કરવાનું કામ શહેરોમાં વસતા કેળવણી ખાતાના અધિકારીઓ કે ટ્રેનિંગ કૉલેજના અધ્યાપકોથી થઇ શકે નહિ. ગામડાંઓની શાળાઓના શિક્ષકોને તાલીમ આપવાને માટે ગામડાંઓમા ટ્રેનિંગ સ્કૂલો કાઢવી જોઇએ. એ ટ્રેનિંગ સ્કૂલોના શિક્ષકો અને વિદ્યાર્થીઓએ ગામડાંઓનાં જીવનનો પ્રત્યક્ષ અનુભવ લઈ ગામડાંઓના લોકો પોતાનાં બાળકોને કેવી જાતનું શિક્ષણ આપવા માગે છે તે શોધી કાઢી તે અનુસાર ખેતી, હસ્તકામ વગેરે વિષયોને ગામડાઓની શાળાઓના શિક્ષણમાં અગત્યનું સ્થાન આપવુ જોઇએ. આમ થશે ત્યારે જ ગામડાંઓની શાળાઓ લોકપ્રિય બનશે વિદ્યાર્થીઓ લાંબા વખત સુધી શાળાઓમાં રહેશે અને વિદ્યાર્થીઓનાં માબાપ પણ સમજતાં થશે કે, શાળામાં ભણવાથી મારો છોકરો વધારે સારો ખેડૂત કે વધારે સારો કારીગર બનશે; એટલે તે બાળકને નિશાળમાંથી જલદીથી ઉઠાડી મૂકવાનું પસંદ કરશે નહિ.

## શિક્ષકોની યોગ્યતા

ગમે તે મનુષ્ય શિક્ષક થઈ શકે નહિ, પરતુ બીજા ધંધાદારીઓની માફક ધંધાની યોગ્યતા પ્રાપ્ત કરવાને માટે શિક્ષકોને પણ ખાસ તાલીમની જરૂર છે, એ સત્ય હાલમાં તો માત્ર કેળવણીકારોએ નહિ પણ જનસમૂહે પણ સ્વીકાર્યું છે. ૧૨-૧૫ વર્ષ ઉપર સરકારે પણ એ સત્ય સ્વીકાર્યું હતું અને સરકારી ઠરાવો દ્વારા આ બાબતમાં પોતાની રાજનીતિ સ્પષ્ટ નિવેદન કરી આપણને જણાવ્યુ હતું કે, તેઓ જિલ્લે જિલ્લે એક ટ્રેનિંગ સ્કૂલ ઉઘાડી શિક્ષકોને ટ્રેનિંગ આપશે અને દશ વર્ષમાં તો પ્રાથમિક શાળાઓના બધા શિક્ષકોને જરૂરી

તાલીમ આપને. આથી શાળાઓમાં દશ વર્ષ પછી બધા ટ્રેન્ડ શિક્ષકો થઈ જશે. આ દિશામાં તેમણે કામ પણ શરૂ કરી દીધું હતું. અને આપણા ગુજરાત પ્રાંતમાં અમદાવાદની પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કોલેજ ઉપરાંત નડિયાદ, ગોધરા, ભરૂચ અને સુરતમાં નાના પાયા ઉપર ટ્રેનિંગ સ્કૂલો ઉઘાડી પણ દીધી હતી. પરંતુ ધીમે ધીમે એમની આ પ્રગતિમાન રાજનીતિ તેમણે ફેરવી નાખી હવે તો સરકાર આ રિપોર્ટમાં તેમ બીજે સ્થળેથી આપણને કહે છે કે, પ્રાથમિક શાળાઓમાં માત્ર ૫૦ ટકા ટ્રેન્ડ શિક્ષકો હશે તો ચાલશે! એ રાજનીતિ અનુસાર તેમણે જિલ્લાઓની ટ્રેનિંગ સ્કૂલો બંધ કરી દીધી છે. પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કોલેજમાંથી ત્રીજા વર્ષનો વર્ગ કાઢી નાખ્યો છે, અને પહેલા બે વર્ષોના વર્ગોમાં પણ દાખલ થનાર વિદ્યાર્થીઓની સંખ્યા ઘટાડી દીધી છે. ટ્રેનિંગ શાળાઓમાં તાજા વિદ્યાર્થીઓને દાખલ કરવાનું બંધ કરી દીધું છે અને જેઓ શિક્ષકના ધંધામાં અનટ્રેન્ડ શિક્ષકો તરીકે જોડાયા હોય તેમને જ મર્યાદિત પ્રમાણમાં ટ્રેનિંગ કોલેજોમાં દાખલ કરે છે. તેમની આ રાજનીતિથી સરકારે કેળવણીને તેના મૂળમાં જ સખત પ્રહાર કર્યો છે અને કેળવણીની પ્રગતિને પાછી હઠાવી છે. આખા ઇલાકામાં સને ૧૯૨૯–૩૦ ની સાલમાં ટ્રેન્ડ શિક્ષકોનું પ્રમાણ સેંકડે ૫૩.૮ હતું ગુજરાતમાં એ પ્રમાણ એના કરતાં પણ સહેજ ઓછું એટલે સેંકડે ૫૩.૧ છે શિક્ષકોને ધંધાની તાલીમ આપવાને માટે સરકારે જે રાજનીતિ ગ્રહણ કરી છે ને જો ચાલુ રાખવામાં આવશે તો દિનપર દિન ટ્રેન્ડ શિક્ષકોનું પ્રમાણ વધવાને બદલે ઘટતું જશે અને એથી કરીને આપણા બાળકોને હાલમાં જે પ્રકારની કેળવણી આપવામાં આવે છે તેના કરતાં પણ હલકી કોટિની કેળવણી મળશે આ પ્રશ્નમાં જાહેર પ્રજાએ વધારે રસ લેવાની અને ચળવળ કરી સરકારની રાજનીતિમાં ફેરફાર કરાવવાની જરૂર છે સરકાર જો પોતાની આ રાજનીતિમાં ફેરફાર ના કરે તો ગુજરાતના લોકલ બોર્ડો અને મ્યુનિસિપાલિટીઓએ એકત્ર થઈ પોતાના તરફથી એક ટ્રેનિંગ કોલેજ ઉઘાડવી જોઈએ

## સ્ત્રીકેળવણી

આપણા ઇલાકામાં સ્ત્રીકેળવણીની સ્થિતિ તદ્દન નિરાશાજનક છે, એ વાત સને ૧૯૨૯–૩૦ની સાલના કેળવણી ખાતાના સરકારી રિપોર્ટમાં આપેલા આંકડાઓ તપાસતાં સ્પષ્ટ માલમ પડશે આખા ઇલાકામાં એકંદરે ૨,૬૧,૪૨૬ છોકરીઓ બધી જ શાળાઓમાં (જેમાં કોલેજો, ખાસ સંસ્થાઓ વગેરેનો સમાવેશ થાય છે) થઈને કેળવણી લે છે. એમાંની માત્ર ૬૫૦ કોલેજોમાં ઉચ્ચ શિક્ષણ લે છે, ૧૭,૭૧૨ માધ્યમિક શાળાઓમાં કેળવણી લે છે, ૨,૩૨,૫૫૦ પ્રાથમિક શાળાઓમાં કેળવણી લે છે અને બાકીની સરકારે નહિ સ્વીકારેલી શાળાઓમાં તેમ ખાસ શાળાઓમાં કેળવણી લે છે સ્ત્રીઓની વસ્તીના પ્રમાણમાં સેંકડે માત્ર ૨.૮ છોકરીઓ કેળવણી લે છે એકંદર વસ્તીના પ્રમાણમાં ભણવા-યોગ્ય ઉંમરની છોકરીઓનું પ્રમાણ ઓછામાં ઓછી ગણતરી પ્રમાણે પણ સેંકડે ૧૫ ટકા તો હોવું જ જોઈએ. એટલે ૧૫ છોકરીઓ ભણવી જોઈએ તેમાંથી માત્ર ૩ છોકરીઓ ભણે છે! બાકીની ૧૨ છોકરીઓ કોઈ પણ જાતની કેળવણી લીધા વગરની રહે છે પ્રાથમિક શાળાઓમાં જે છોકરીઓ ભણે છે તેમાંની માત્ર ૫.૬ ટકા ચોથા ધોરણ સુધી પહોંચે છે એટલે બાળવર્ગમાં ૧૦૦ છોકરીઓ દાખલ થાય છે તો તેમાંથી માત્ર ૭ છોકરીઓ ચોથા ધોરણ સુધી પહોંચે છે. બાકીની ૯૪ છોકરીઓ તો નીચલાં ધોરણો-

માંથી જ ઊઠી જાય છે. એટલે એ છોકરીઓ નિશાળોમાં દાખલ થઇ અને ના થઇ એ સરખું જ છે! શાળાઓમાં દાખલ થયેલી સો છોકરીઓમાંથી માત્ર ૧·૫ ટકા ૭ ધોરણો પૂરાં કરે છે. એટલે સો છોકરીઓમાંથી માત્ર દોઢ છોકરીઓ પ્રાથમિક શિક્ષણ પૂરું કરે છે! આંકડા દીવા જેવા સ્પષ્ટ છે એટલે એ સંબંધી વધુ વિવેચન કરવાની જરૂર જ રહેતી નથી.

## મુસલમાનોની કેળવણી

સરકાર તરફથી તેમના તાબાના અમલદારોને તેમ લોકલ બોર્ડો તથા મ્યુનિસિપાલિટી જેવાં સ્થાનિક મંડળોને ખાસ સૂચના કરવામાં આવી છે કે, તેમના કેળવણી સંબંધી રિપોર્ટોમાં મુસલમાન કોમની કેળવણી બાબત ખાસ ઇલાયદી નોંધ કરવી. તેમની આ સૂચના અનુસાર ડિરેકટરના ૧૯૨૯–૩૦ ની સાલના રિપોર્ટમાં પણ મુસલમાન કોમની કેળવણી માટે એક ઇલાયદુ ખાસ પ્રકરણ તેમણે લખ્યું છે. મુસલમાન કોમ કેળવણીમાં બીજી કોમો કરતાં પછાત છે તેથી તેમને ખાસ હકો અને ખાસ લાભો આપવામાં આવે છે. ૨૦–૨૫ વર્ષ ઉપર ગમે તેમ હશે, પરન્તુ હવે મુસલમાન કોમ કેળવણીમાં પછાત છે એમ કહી શકાય એમ નથી. માજી ડિરેકટર મી. લૉરી પોતાના છેલ્લાં પાંચ ૭ વર્ષોના રિપોર્ટોમાં સ્પષ્ટ લખતા હતા કે, કેળવણીમાં મુસલમાન કોમ પછાત છે એમ કહેવું ખોટું છે અને તેના પુરાવામાં તેઓ આંકડાઓ રજૂ કરતા હતા. સિંધ પ્રાંતની વસ્તી બાદ કરીએ તો આખા મુંબાઇ ઇલાકામાં મુસલમાનોની વસ્તી એકંદર વસ્તીના સેંકડે ૮·૬ ટકા જેટલી છે; ત્યારે શાળાઓમાં ભણતા વિદ્યાર્થીઓમાં મુસલમાન વિદ્યાર્થીઓનું પ્રમાણ સેંકડે ૧૩·૧ ટકા જેટલું આવે છે. હિંદુઓની વસ્તીના પ્રમાણમાં શાળાઓમાં ભણતા હિંદુ વિદ્યાર્થીઓનું પ્રમાણ સેંકડે ૬·૨ ટકા આવે છે. એટલે ૧૫ હિંદુ છોકરાઓમાંથી માત્ર ૭ હિંદુ છોકરા ભણે છે અને ૯ ભણ્યા વગર રહે છે. મુસલમાનોની વસ્તીના પ્રમાણમાં મુસલમાન વિદ્યાર્થીઓનું પ્રમાણ સેંકડે ૧૦·૯ ટકા એટલે લગભગ ૧૧ ટકા જેટલું આવે છે. એટલે ૧૫ મુસલમાન બાળકોમાંથી ૧૧ બાળકો ભણે છે, માત્ર ૪ ભણ્યા વગરના રહે છે. આ આંકડા સ્પષ્ટ રીતે પૂરવાર કરે છે કે, કેળવણીની બાબતમાં મુસલમાનો હિંદુઓ કરતાં બિલકૂલ પછાત નથી, ઊલટા આગળ છે. ડિરેકટરના રિપોર્ટની નોંધ લેતાં સરકાર પોતાના ઠરાવમાં જણાવે છે કે મુસલમાન કોમ કેળવણીમાં હજી પછાત કહેવાય; કારણ કે હિંદુઓની આગળ પડતી કોમમાં વસ્તીના પ્રમાણમાં શાળાઓમાં ભણતા વિદ્યાર્થીઓનું પ્રમાણ સેંકડે ૧૮·૧ ટકા આવે છે; ત્યારે મુસલમાનમાં તે પ્રમાણ ફક્ત ૧૦·૯ ટકા છે. આવી જાતની સરખામણી વાસ્તવિક કહેવાય નહિ. શું મુસલમાન કોમમાં આગળ પડતા અને પછાત એવા બે વર્ગો નથી? સરખામણી કરવી હોય તો બંને કોમોની સમગ્ર સરખામણી થઇ શકે. હિંદુ કોમમાંથી માત્ર આગળ પડતી નાતોના આંકડા લેવા, તે આંકડા જુદા પાડી તેની સાથે આખી મુસલમાન કોમના આંકડા સરખાવવા; એ શું ન્યાયની દૃષ્ટિએ યોગ્ય કહેવાય? પણ સરકારે તો દેશમાં કોમી તત્ત્વ ઊભું કરી તેને સદા જીવંત રાખવાની રાજનીતિ ગ્રહણ કરી છે; એટલે આ સબંધમાં ચર્ચા કરવી એ અરણ્યરુદન સમાન છે. શાળાઓમાં દાખલ કરવામાં, વિદ્યાર્થીઓને સ્કૉલરશીપો આપવામાં, તેમ વગર ફીએ મારી વિદ્યાર્થીઓ ભણાવવામાં સરકાર મુસલમાનોને ખાસ લાભ આપી તેમના પ્રત્યે ઉઘાડો પક્ષપાત બતાવે છે અને કેળવણીના પવિત્ર ક્ષેત્રમાં પણ સરકાર કોમી તત્ત્વ દાખલ

કરે છે, એ ખરેખર દુઃખદ છે. આગળ પડતી હિંદુ કોમ માટે મારી વિદ્યાર્થીઓનું પ્રમાણ સેંકડે ૭૬$\frac{1}{2}$ ટકા રાખવામાં આવ્યું છે; ત્યારે મુસલમાન માટે એ પ્રમાણ ૨૨$\frac{1}{2}$ ટકા રાખવામાં આવેલું છે; એ શું મહારાણી વિક્ટોરિયાએ પોતાના ઢંઢેરામાં જાહેર કરેલી રાજનીતિ અનુસાર છે? શું બ્રાહ્મણ, વાણીઆ વગેરે ઊંચી નાતોના હિંદુઓમાં ગરીબાઇ નથી? તેમનાં બાળકોને મારી અને સ્કૉલરશીપનો લાભ પૂરતા પ્રમાણમાં શા માટે ના મળવો જોઇએ? કોઇ પણ જાતના કોમી ભેદભાવ વગર બધા જ લાયક વિદ્યાર્થીઓને સરખા પ્રમાણમાં મારીનો કે સ્કૉલરશીપોનો લાભ શા માટે ના મળવો જોઇએ? મેં હાઇસ્કૂલ સ્કૉલરશીપ તથા મિડલ સ્કૂલ સ્કૉલરશીપ પરીક્ષાઓના પરીક્ષક તરીકે કામ કર્યું છે. ઊંચી નાતના હિંદુ વિદ્યાર્થીઓ માટે ઘણી ઓછી સંખ્યામાં આ સ્કૉલરશીપો રાખવામાં આવેલી હોવાથી ઘણા લાયક ઊંચી નાતના હિંદુ વિદ્યાર્થીઓ સ્કૉલરશીપો મેળવી શકતા નથી; ત્યારે તેમના કરતાં યોગ્યતામાં ઘણા જ ઊતરતા, બધા વિષયોમાં પાસ પણ નહિ થએલા મુસલમાન વિદ્યાર્થીઓ તેમને માટે ઘણી મોટી સંખ્યામાં સ્કૉલરશીપો રાખેલી હોવાથી સ્કૉલરશીપ લેવા ભાગ્યશાળી થાય છે. આ વિષય ઘણો જ નાજુક છે અને આ બાબતમાં મુસલમાન ભાઇઓની લાગણી ઘણી તીવ્ર થતી જાય છે, એટલે આ વિષય પર વધુ ચર્ચા કરવી મને યોગ્ય લાગતી નથી. આવી જાતની કોમી પક્ષપાતની સરકારની રાજનીતિ એકંદરે તો મુસલમાનોને જ નુકસાનકર્તા છે. હમણાં તો એ કોમ આ વાત નહિ સમજે તોપણ પચ્ચીસ વર્ષે તો તેઓ તે જરૂર સમજશે. આત્મબળ અને સ્વાશ્રય એ જ ખરેખરાં બળો છે અને જ્યાં સુધી મુસલમાન કોમ ઉપર—બીજી કોમોને નુકસાન કરીને પણ—સરકારનો પક્ષપાત રહેશે ત્યાં સુધી મુસલમાનો પાછલે બારણે પેસવાની નીતિ સ્વીકારે જશે અને આત્મબળ અને સ્વાશ્રય કદી પણ પ્રાપ્ત કરી શકશે નહિ.

## માધ્યમિક કેળવણી

માધ્યમિક કેળવણીની બાબતમા સરકારે એવી રાજનીતિ સ્વીકારી છે કે, દરેક જિલ્લામાં સરકારે પોતાના તરફથી તો માત્ર એક જ નમુનાદાર શાળા ગણવી અને ખાનગી પ્રયાસોથી ચાલતી બીજી માધ્યમિક શાળાઓને માત્ર નાણાંની મદદ આપવી અને તે શાળાઓના કામકાજ ઉપર પણ સામાન્ય દેખરેખ રાખવી. તેથી આપણા ઇલાકામાં માધ્યમિક કેળવણીની લગભગ બધી જ જવાબદારી ખાનગી પ્રયાસો ઉપર જ અવલમ્બી રહી છે. ખાનગી પ્રયાસોથી ચાલતી માધ્યમિક શાળાઓને નાણાંની મદદ આપવામાં સરકારે એવી નીતિ ગ્રહણ કરી છે કે, તેમના ખર્ચનો ત્રીજો ભાગ તેમને મદદ તરીકે આપવો; પરન્તુ ડિરેક્ટર સાહેબ તેમના રિપોર્ટમાં પ્રમાણિકપણે કબૂલ કરે છે કે, હાલમાં નાણાંભીડને લીધે સરકાર ખાનગી પ્રયાસોથી ચાલતી માધ્યમિક શાળાઓને નક્કી કરેલા ધોરણમુજબ ગ્રાંટ આપવા અશક્ત છે. અને એ જ કારણને લીધે શાળાઓનું શિક્ષણ તેમ વ્યવસ્થા સુધારવાને શાળાઓના વ્યવસ્થાપકો ઉપર દબાણ લાવી શકે એમ નથી. સરકારની પોતાની માધ્યમિક શાળાઓમાં ગ્રેજ્યુએટ શિક્ષકોનું પ્રમાણ સેંકડે ૭૪·૭ ટકા છે; ત્યારે ખાનગી શાળાઓમાં ગ્રેજ્યુએટ શિક્ષકોનું પ્રમાણ માત્ર ૩૬·૬ ટકા છે. સરકારી માધ્યમિક શાળાઓમાં ટ્રેન્ડ શિક્ષકોનું પ્રમાણ ૬૪·૩ ટકા છે; ત્યારે ખાનગી માધ્યમિક શાળાઓમાં ટ્રેન્ડ શિક્ષકોનું પ્રમાણ ફક્ત

૧૧·૮ ટકા છે. ખાનગી શાળાઓના વ્યવસ્થાપકો વધુ પ્રમાણમાં ટ્રેન્ડ શિક્ષકો મેળવી શકતા નથી; કારણકે માધ્યમિક શાળાઓના શિક્ષકોને ટ્રેન કરવા આખા ઇલાકામાં માત્ર એક કૉલેજ છે અને તેમાં દાખલ થનાર વિદ્યાર્થીઓની સંખ્યા પણ મર્યાદિત છે. માધ્યમિક શાળાઓનું શિક્ષણ સુધારવાને માધ્યમિક શાળાઓના શિક્ષકોને વધારે પ્રમાણમાં ટ્રૅનિંગ મળી શકે એવી કાંઇ યોજના કરવાની જરૂર છે. બી.એ.ના અભ્યાસક્રમમાં એક ઐચ્છિક વિષય તરીકે શિક્ષણશાસ્ત્રને સ્થાન આપવામાં આવે તો માધ્યમિક શાળાઓમાં ટ્રૅનિંગ લીધેલા શિક્ષકોનું પ્રમાણ સહેલાઇથી વધી શકે.

ડિરેક્ટરના રિપોર્ટમાં માધ્યમિક કેળવણી સંબધના પ્રકરણમાં એક વાત આપણું ખાસ ધ્યાન ખેંચે છે અને તે એ છે કે, મેટ્રીકયુલેશનની પરીક્ષામાં પાસ થયેલા વિદ્યાર્થીઓનું પણ અંગ્રેજી જ્ઞાન બહુ જ કાચુ હોય છે, અને તેઓ કૉલેજોમાં પ્રોફેસરોનાં ભાષણો બરાબર સમજી શકતા નથી. આપણા વિદ્યાર્થીઓ લાગલાગટ સાત સાત વર્ષ સુધી અંગ્રેજી ભાષાનો અભ્યાસ કરે છે, માધ્યમિક શાળાઓમાં બીજા વિષયો કરતાં અંગ્રેજી ભાષાના અભ્યાસને ઘણું જ વધારે મહત્ત્વ આપવામાં આવે છે; છતાં સાત વર્ષની અંતે પણ વિદ્યાર્થીઓનું અંગ્રેજી ભાષાનું જ્ઞાન બહુ જ કાચુ હોય છે! સુંદર અને સંસ્કારી ભાષા તો બાજુ પર રહી, પણ વિદ્યાર્થીઓ વ્યાકરણ અને જોડણીની ભૂલો વિનાની શુદ્ધ ભાષા પણ બોલી કે લખી શકતા નથી એનું કારણ શુ હશે? હાલમાં "ડિરેક્ટ મેથડ"થી અંગ્રેજી ભાષા શીખવવાની પદ્ધતિ પ્રચલિત છે. એ પદ્ધતિમાં તો કાંઇ ખામી નહિ હોય? માધ્યમિક શિક્ષણમાં રસ લેનાર સર્વેએ આ પ્રશ્ન ઉપર શાંતિથી વિચાર કરવાની જરૂર છે. વિદ્યાર્થીઓનું અંગ્રેજી ભાષાનું જ્ઞાન કાચું હોવાનાં અનેક કારણોમાં મને એક કારણ એ પણ લાગે છે કે, મેટ્રીકયુલેશનની પરીક્ષા માટે પસંદ કરવામાં આવતાં પાઠ્ય પુસ્તકો ઘણાં લાંબાં અને અઘરાં હોય છે. આથી કરીને વિદ્યાર્થીઓ એ પુસ્તકો વાંચવાને બદલે માત્ર પૈસા કમાવાના ઉદ્દેશથી લખાયલી "નોટ્સ"જ સમજ્યે કે વગર સમજ્યે ગોખી મારે છે. મેટ્રીકયુલેશનની પરીક્ષા માટે થોડાં પાનાંનાં સહેલાં પુસ્તકો પસંદ કરવામાં આવે તો વિદ્યાર્થીઓ તે રસ અને આનંદથી વાંચશે અને એથી એમનું અંગ્રેજી સુધરશે. ૨૫–૩૦ વર્ષ ઉપર પ્રીવિયસની પરીક્ષા માટે પણ "વિકાર ઑફ વેકફીલ્ડ" અને "પ્રાઇડ એન્ડ પ્રેજ્યુડીસ" જેવાં સહેલાં પુસ્તકો પસંદ કરવામાં આવતાં હતાં. પુસ્તકો સહેલાં હોવાને લીધે વિદ્યાર્થીઓ એ પુસ્તકો વારંવાર વાંચતા. એ પુસ્તકો વાંચવામાં તેમને આનંદ અને રસ પડતો અને "નોટ્સ"ની મદદ વગર તેઓ ભાષાની ખુબીઓ સહેલાઇથી સમજી શકતા હતા અને તેમનું અંગ્રેજી ભાષાનું જ્ઞાન હાલના વિદ્યાર્થીઓનાં જ્ઞાન કરતાં વધારે સગીન બનતું હતું. બહુ જ લાંબાં અને ઘણાં અઘરાં પાઠ્યપુસ્તકો એ વિદ્યાર્થીઓના કાચા અંગ્રેજી જ્ઞાનને માટે કેટલેક અંશે જવાબદાર છે એવી મારી માન્યતા છે.

## ઉપસંહાર

આ રિપોર્ટમાં નાણાંભીડનાં રોદણાં વારંવાર રડવામાં આવેલાં છે. નાણાંભીડને લીધે કેળવણી સુધારવાની તેમ કેળવણીના બહોળા પ્રચારની અનેક યોજનાઓ મુલતવી રાખવી પડી છે એમ રિપોર્ટમાં જણાવવામાં આવે છે. હવે આ નાણાંભીડનું દુઃખ થોડા સમયમાં દૂર થશે એનાં કાંઇ ચિહ્ન જણાતાં નથી. તો પછી કેળવણી, જેના ઉપર પ્રજાની

ઉન્નતિનો મુખ્ય આધાર છે તેની પ્રગતિને તેમ તેના વિકાસને ક્યાં સુધી અટકાવી રાખવાં જોઇએ ! કેળવણીનો પ્રશ્ન એ અત્યારે આપણી સમસ્ત એક મહાપ્રશ્ન છે. નાણાંભીડની મુશ્કેલીથી ડરી જઇ એ પ્રશ્નનો ઉકેલ ના આણવો એ આપણી પ્રજાની ઉન્નતિને અટકાવી રાખવા સમાન છે. સરકારની પાસે બાહોશ રાજનીતિજ્ઞ-પુરુષો તેમ નાણાંશાસ્ત્રીઓની ખોટ નથી. સરકાર ધારે તો આ નાણાંભીડના પ્રશ્નનો તાત્કાલિક ઉકેલ લાવી કેળવણીની પ્રગતિમાં આ જે મહાન નડતર ઉત્પન્ન થયું છે તેને સહેલાઇથી દૂર કરી શકે એમ છે. નાણાંભીડ કે બીજા કોઇ પણ બહાને કેળવણીની પ્રગતિ તેમ તેના વિકાસને અટકાવી રાખવાં એ તો આત્મઘાતક રાજનીતિ છે.

પ્રાણલાલ હીરપારામ દેસાઈ



# નદી અને ઝરણાં

(શિખરિણી)

વનો ભેદી મોટાં વહી જતી સરિતા મદભરી  
ચહું તેને કિન્તુ નવ પૂરું ત્યહીં ઉર ઉઘડે  
બધીયે ઉર્મિઓ નિરખી છબી એ ભવ્ય, દરખે  
મહત્તા પેખીને પણ પ્રણયમાં લેશ ખમચે.  
પરંતુ ન્હાનાં આ જળઝરણ જે નાચ કરતાં  
રમું તેની સાથે તીર ઉપર કે વ્હેન વચમાં  
કરું સ્વચ્છન્દે હું રસ મધુર ગોષ્ઠી ઉલટમાં  
વ્યથાઓ ઊડીયે કથી કથી લઉં ઉર રીઝવી.

પ્રભો ! તારો એવો પ્રણય અતિગંભીર નદ શો  
સરું વ્હેને તોયે અકલિત કલા ઓળખી ડરું  
વધારે તેથી જો જળઝરણ જેવાં જનઉરો  
મહે ગમું, એવું દ્રવિત મનનું માર્દવ ધરું  
અરે ! તેમાં શો હું તુજ પ્રણયનો દ્રોહ કરતો  
છુપા બેઠો ખોલે ક્યમ સરજી એ પ્રીતિ વિસરું.

રતિલાલ મોહનલાલ શુક્લ

# એક પ્રાચીન રેંટિયા ગીત

## પ્રારંભક

આ ગીત ભાલણનું છે. સાડાચારસો વર્ષ ઉપર રચાએલું છે. મુનિશ્રી જયવિજયજી પાસેના એક જૂના પાના ઉપર ઉતારેલું છે. તે પાના ઉપર આરંભમાં 'સાલિભદ્ર ભાસ' અને 'નિમિકુમાર ફાગ' એ બે જૈન ગુજરાતી ટૂંકાં કાવ્યો લખેલાં છે અને છેવટે કોરી રહેલી જગામાં આ ગીત ઉતારેલું છે. જૈન કાવ્યોના અક્ષરો કરતાં આ અક્ષરો જુદા પડે છે. આશરે બસેં વર્ષ ઉપર કોઇએ ઉતારેલું લાગે છે. પ્રાચીનતાના કારણે કેટલાક શબ્દોના અર્થ સમજાતા નથી. આશા છે કે, કોઇ જાણકાર એના ઉપર પ્રકાશ નાખશે. સહેજસાજ *ફેરફાર સાથે અસલ પ્રમાણે જ શબ્દો ઉતાર્યા છે.*

### ગીત

**રાગ : રામગરી**

અજરામર એક રેંટીઉ રે; તેને ફેરાનો નહિ પાર રે,
ક્ષણ એક ભમતો રહે નહિ રે, અકલ તે માંડણહાર રે. અ० ૧
સંવત્સર તે લાઠડી રે, તેને[1] આરા માસ તે બાર રે,
અયન બે તે દાબડાં રે, ખીલા યંત્ર મસાર રે. અ० ૨
બાંધી તે સંધે બે દામણાં રે, માલીસારો મેર રે,
મહત્ર ઘડી માંકડી રે, [2]ઉડણ ચડણ તે માળ ફરે રે. અ० ૩
ઉખા ફ્રીધુ[3] ઉખારીઉ રે, ઉદાપી આકાંકાર રે,
મૂલ પ્રગટ માંચી કરી રે, માયા તે કાંતણહાર રે. અ० ૪
એક ચડે, એક ઉતર રે, આપૂણા તે અરણઆર રે,
મન ફેરવૂં ફાલકે રે, વીટીઉ વારોવાર રે. અ० ૫
મરણ સાથે માંડીઉ રે, વેચાય તે કરમને હાથે રે,
ભાલણ ભૂલો પડયો રે, જેણે સેવ્યા નહિ રઘુનાથ રે. અ० ૬

### શબ્દાર્થ

અજરામર = જેને ઘડપણ કે મરણ નથી તે; મહાકાળ.
માંડણહાર = માંડનાર, રચનાર.
લાઠડી = લાઠી, લાકડી, પૈડાની અંદર લોખંડનો સળીઓ હોય છે તે.
આરા = પૈડાની વચમાં લાકડાની પટીઓ હોય છે તે.
અયન = વર્ષના બે વિભાગ, ઉત્તરાયણ–દક્ષિણાયન.
દાબડાં = ?
ખીલાયંત્ર = ?

---

૧. તેણે. ૨. તે ઉડણ ચડણ. ૩. કીધો.

મસાર = ?
સધે = (૧) સાથે; (૨) સધિ = બે યુગનો સંધિકાળ.
માલીસારો = ?
મેર = સૂર્ય ? સં. મિહિર:
મહુત્ત = મુહૂર્ત ?
માંકડી = ?
ઉડણચડણ = ઉડવું અને ચડવું, આંટા ફેરા કરવા; જન્મમરણ ?
ઉખા = ?
ઉખારીઉ = ?
ઉઢાળી = ?
આકાંકાર = ?
મૂલ પ્રકટ = મૂળ પુરુષ, પરમાત્મા.
કાતણહાર = કાંતનારી.
આપૂપા = પોતાની મેળે.
અરણઆર = ?
વારોવાર = (૧) વારવાર; (૨) દિનપ્રતિદિન.

## ભાવાર્થ

આ કાવ્યમાં કાળને રેંટીઆની ઉપમા આપી છે. રેંટીઆનું પૈડું જે ધરી ઉપર ફરે છે તે વર્ષ એના બાર આરા તે વર્ષના બાર માસ. એ રેંટીઓ ફેરવનાર માયા–અવિદ્યા. માયા જે માંચી ઉપર બેઠેલી છે તે પરબ્રહ્મ. અર્થાત્ માયા પરબ્રહ્મને દબાવે છે–તેનું આવરણ કરે છે. મનને ફાળકીની ઉપમા આપેલી છે. જીવને સુતરની ઉપમા આપી છે[1] તેને જન્મમરણ લાગેલા છે. તે કર્મના હાથે વેચાય છે–અર્થાત્ કર્મ પ્રમાણે તેની ગતિ થાય છે. છેવટે કવિ જણાવે છે કે, રઘુનાથજીની–ઇશ્વરની ભક્તિ નહિ કરે તે ભૂલો પડેલો જાણવો–એટલે તે શ્રેયના માર્ગથી દૂર ભટકે છે.

ભાલણ વેદાન્તજ્ઞાનમાં પારગત હતો, એમ આ ગીત નિઃસંશય રીતે સિદ્ધ કરે છે.

રામલાલ ચુનીલાલ મોદી




## યુરોપનો મૂડીવાદ અને લોહીચૂસણિયા રાજ્યનીતિ

ગેસ્ટન રીઓ નામના કોઇ ફ્રેંચ લીબરલે ' નોવેલરિવ્યુ મોંદીએલ 'માં સમસ્ત યુરોપના સંગઠન ઉપર લખેલા લેખમાં ફ્રેંચ લેખક અને વિચારક રોમેઇન રોલાં ઉપર કટાક્ષો કર્યાં હશે, તેના જવાબમાં રોમેઇન રોલાંને યુરોપનાં રાજ્યોની લોહીચૂસણીઆ નીતિ ખુલ્લી પાડતો એક લેખ " યુનિટી "માં છપાયો છે. તેમાંથી ચૂંટી કાઢેલો ભાગ અમે નીચે આપ્યો છે. કહેવાની જરૂર નથી કે, સમસ્ત યુરોપનુ સગઠન એટલે રશિયા સિવાયનાં યુરોપનું સગઠન ! રશિયા એ પૂર્વયુરોપ અને બાકીનાં રાજ્યો પશ્ચિમયુરોપનાં ગણાય છે. આ તમામ રાજ્યો પછી ભલે તે પ્રજાસત્તાક ગણાતાં હોય, તોપણુ મૂડીવાદી છે. રાજકારણમાં પણુ ત્યાં મૂડીનું જ ચલણુ છે. સામાન્ય માણુસ પોતાનો મત આપે છે એ ખરુ, પરતુ એ મતના રહસ્યનું ખરુ જ્ઞાન એને હોતુ નથી. એ પોતાના અભિપ્રાયો વર્તમાનપત્રોમાંથી ઉછીના લે છે, છાપખાનું એનો ગુરુ છે, અને પ્રેસ છેવટ મૂડીદાર વર્ગના હાથમાં હોય છે; તેથી મૂડીદાર વર્ગ પોતાનુ ધન વધારવાને, અને પોતાના દેશના અગર પરદેશના ગરીબ લોકોને ચૂસી ખાવાને જે અંદર અંદર છુપી રીતે કરારો કે સમજૂતીઓ કરેલી હોય છે, તેને તે જાણે કે અજાણે અનુમતિ આપે છે. એ છુપા કરારો કે કૉન્ટ્રાકટોની વિરોધી બાબત તે ખરાબ દુષ્ટ. તે એટલે સુધીની કે તેની સાથે જો લડાઇ થાય તો તેમાં આ મૂડીદાર માટે લડનાર માણુસ–પરમેશ્વર, પ્રેમ, શૌર્ય, શાન્તિ વિશ્વબંધુત્વ વગેરેનો ભક્ત અને તેની સામેના માણુસો તે ખરેખરા નરપિશાચો ! આવી ભાષા આપણે ઘણી વાર છેલ્લા યુરોપીય યુદ્ધ વખતે વપરાતી સાંભળી છે. આ જુલ્લણું વિરુદ્ધ ૧૯૧૭માં લેનિને જાહેર કર્યું—" યુરોપનાં લશ્કરો ! આવા લડાઇ જગાવનાર મૂડીવાદી લોકો સામે બડ ઉઠાવો અને સામસામાં એકબીજાનાં ગળાં કાપવાને બદલે લડાઇનાં જ મેદાન ઉપર ભેટો ! " સામ્યવાદી લશ્કરો દુશ્મનોની ઉપર ગોળીઓનો મારો ચલાવવાને બદલે હેંડબીલો, જાહેરાતો અને નાનાં ચોપાનીઆંઓનો મારો ચાલુ રાખતાં, એ વાત હવે કોઇને પણ અજાણી નથી. રોમેઇન રોલાંના લેખના નીચે આપેલા સારમાંથી આપણે જોઇ શકીશું, કે સામ્યવાદી રશિયા અને યુગોની ઉંઘમાંથી જાગતું પૂર્વ–આ બે યુરોપનાં અત્યારે મોટામાં મોટા શત્રુઓ છે. જાણે અજાણે, આપણુને ગમે કે ન ગમે તોપણુ બ્રિટનની સાથેની આજની તહકૂબી ભાંગી પડે અને હિંદમાં પાછી સ્વાતંત્ર્યની લડત શરૂ થાય, તો બ્રિટનમાં મૂડીવાદ રાજ્ય કરે છે તેટલે અંશે તેની સામે લડતાં, રશિયામાં સામ્યવાદનું જે સ્વરૂપ આજે પ્રચલિત છે તેને ગ્રહણુ ન કરીએ તોપણુ આપણે સામ્યવાદના સિદ્ધાન્તોનો તો સ્વીકાર કરવો જ પડશે.

રોમેઇન રોલાં લખે છેઃ—

"સ્વભાવથી જ મારી દૃષ્ટિ ઇતિહાસકારની છે, અને ધંધો પણ હું તે જ કરું છું. આથી પ્રજાઓ આડે રસ્તે જાય અને તેમનામાં દુષ્ટતા ઘર કરી બેસે તે સ્પષ્ટ રીતે જોવાને હું ટેવાયેલો છું. હું ફ્રાંસનો એક સ્વતંત્ર વતની છું. ... ... અને દરેક સમયનાં રાજ્યો કે દેશો પોતાની દુષ્ટ અહંતાને ઉપરથી સારા દેખાતા સિદ્ધાન્તો અને રાજ્યનૈતિક જુઠ્ઠાણુંઓના લેપથી ઢાંકવા પ્રયત્ન કરે તેને લઇને હું આંધળો બની જતો નથી.

"ગોરી સંસ્કૃતિનો વાવટો ફરકાવનાર યુરોપનાં રાજ્યોએ તથા અમેરિકાએ રાજાની એકહથ્થુ સત્તાને બદલે આદર્શ પ્રજાસત્તાક રાજ્યના સિદ્ધાન્તને સ્વીકાર્યો છે. આથી આખી દુનિયા પર પોતાનો દોર ચલાવતી પાશવ અને મૂર્ત રાજ્યસત્તા સામાન્ય પ્રજાને કદી કશું પૂછતી નથી; છતાં તેની મરજીને તથા કેટલાક બુદ્ધિશાળી માણસોના રાજ્યતંત્રોને જાણે અધીન હોય તેવો ડોળ કરે છે. વધુ ન ખુલ્લી રીતે કહીએ તો, એકહથ્થુ સત્તાના જમાનામા પણ પોતાના અંગત રાજદ્વેષને ઢાંકવા ધર્મ, સ્વદેશ વગેરે ઉચ્ચ હેતુઓના જુઠ્ઠાણાનો ઉપયોગ કરવો પડ્યો છે. આજે હવે જમાનો બદલાયો છે, પણ કહેવાતા પ્રજાસત્તાક રાજ્યોમા મૂડીદાર વર્ગ જ તમામ સત્તા પચાવી પડ્યો છે, અને તેમની દ્વેષીલી વક્રતા અને બહાર દેખાડવાના સત્ય, ન્યાય અને સ્વાતંત્ર્યના ધોરણો વચ્ચેનો વિરોધ આપણાંને પણ આંજી નાખે તેવો છે.

"આપણાં પ્રજાસત્તાક રાજ્યોમા લોકોનું ક્યાંય ચલણ નથી, એ વાત આપણે બહુ સારી રીતે જાણીએ છીએ. કારણ તેમને જે કંઇ ખબર મળે છે તે પ્રેસ દ્વારા મળે છે, અને પ્રેસ કે વર્તમાનપત્રો જેમના હાથમાં પૈસા છે તેમની સત્તાને વેચાયેલાં છે! આથી લોકોની સત્ય જાણીને વિવેચન કરવાની શક્તિ શૂન્ય થઈ જાય છે. લોકોની લાગણીઓ જે ખોટી રીતે ઉશ્કેરવામાં આવે છે, તેના ઉપર સંયમ રાખવાને કોઇ તેમને શીખવાડતું નથી, કારણ જો એક વાર વર્તમાનપત્રોનું લખાણ આ દૃષ્ટિએ જોતાં તેમને શીખવાડવામા આવે તો રાજ્ય ચલાવવાની જે યુક્તિઓ છે તેની તેમને ખબર પડી જાય! જેઓ પોતાને બુદ્ધિશાળી લીબરલો કહાવે છે તેઓ પણ લોકોને આ બાબતમાં દોરી શકે એમ નથી. કારણ ગેરટન રીઓ જેવા પણ રાજ્ય ચલાવવાની રમતમાં પ્યાદાં જેવાજ હોય છે.

"યુરોપના છેલ્લા યુદ્ધમા દુનિયા પરનો વેપાર અને જમીનને વહેંચી લેવા બાબત છુપી રીતે કરેલા અધમ કરારોને છુપાવવા દરેક પક્ષને પોતાની જાત હોમી દેતાં શૌર્ય, સ્વાર્થત્યાગ અને સ્વદેશનાં ગીતો પ્રસિદ્ધ વ્યક્તિઓ પાસે ગવડાવવા પડતા. આવા માણસો એમને મળી જ રહેતા. કહેવાતા બુદ્ધિશાળી લોકોએ પોતાના અને કુટુમ્બના સ્વાર્થનો ત્યાગ કરીને કેટલી સચ્ચાઇથી લડાઇનાં ચરાતન વિશે ગુણગાન કર્યાં તેની મને ખબર છે. તેઓ આ બાબતમાં પોતે છેતરાયા હતા અને બીજાઓને પણ તેમણે છેતર્યા હતા. જો આ બાબતનું ભાન મેં તેમને ન કરાવ્યું હોત તો તેઓ હંમેશ અંધારામા જ રહેત પણ આ બાબત તેમની આંખો ઉઘાડવા માટે મને તેમણે કદી માફી આપી નથી. એ દિવસોમા જ્યારે યુવાવસ્થાનાં આભાસોમાંથી (ઐતિહાસિક જુઠ્ઠાણુંઓ, દેશ અને પ્રજા પ્રજાના અને રાજ્યોના જુઠ્ઠાણામાથી) હું દુઃખ સહન કરતો, ધીમે ધીમે મુક્ત થતો હતો

જેમકે પીલ્સુડસ્કીના પોઁવાંડમાં! નિરાશામાં ગરકાવ થયેલું હંગરી જો કોઈ મહાન ગુનો કે પાપ કર્યાથી તેની શૂરવીર પ્રજા જીવતી રહી શકે. એમ હોય, તો તેમ કરવાને પણ તૈયાર છે. આવું યુરોપ, યુરોપ આખાને એક અપમાનરૂપ છે. જો યુરોપને બચાવવું હોય તો જેઓ આજે જીતીને બેઠા છે તેઓએ આગળ આવવું જોઈએ અને જે ખરાબ અન્યાયો અને દુશ્મનાવટો કરવામાં આવ્યાં છે તે તેમણે ભૂંસી નાખવાં જોઈએ. જો યુરોપનો નકશો આ રીતે ફરીથી રચવામાં આવે, જો થોડો પણ આ દિશામાં પ્રયત્ન કરવામાં આવે, તો જેઓ લડાઈમાં જીત્યા છે તેમને પણ મહાન સ્વાર્થત્યાગ કરવો જ પડે; કારણ યુરોપને ખુવાર કરવામા તેમની જવાબદારી હતી, અને તેને લઈને તે ખુવારીની કિંમતનો અમુક ભાગ તેમને માથે પણ પડે. ફ્રાન્સમાં જો કોઈ આવા સિદ્ધાન્તનું પ્રતિપાદન કરે તો તે કદી પ્રજાને પ્રિય ન જ થઈ શકે!........પણ હું છાતી ઠોકીને કહું છું કે, એ વફાદાર રીતે શાંતિથી સાથે રહી શકાય તે રીતનો નિર્ણય કરવો. જ્યા સુધી નિર્ણય નહિ કરાય ત્યા સુધી "યુરોપ, યુરોપ" એમ ખાલી બોલવાનો કશો અર્થ નથી, યુરોપ એક દેશ છે જ નહિ.

"આજે ફ્રાન્સ અને જર્મની વચ્ચે વિગ્રહ ફરી જાગે તો તેમા ભયકર જોખમ નથી. જર્મનીની આર્થિક સ્થિતિ એટલી ખરાબ છે કે તે લડાઈમા ઊતરવા અશક્ત છે..........પણ આજની ખરી રમત તો વેપારના ક્ષેત્રમા રમાય છે. આ વાતને એક વર્ષથી વધારે થયુ. "સુલેહશાંતિમા લૂંટ" એ મથાળા નીચે ૧૯૨૯ ના નવેંબરમા આર્નોલ્ડ રેશબર્ગ અને ફ્રાન્સની પ્રજાના આગેવાન વેપારીઓ વચ્ચે થએલી છુપી મસલતો કે સગતૂતીઓની મે સખ્ત રીતે ઝાટકણી કાઢી હતી. એ આર્નોલ્ડ રેશબર્ગ જર્મનીનો મોટામાં મોટો પોટાશનો વેપારી છે. મસલતોને પરિણામે ફ્રાન્સ અને જર્મની વચ્ચે લશ્કરી બાબતમાં જે સધિ કરી હતી તેની યોજનાઓ કોઇને પણ ભડકાવી મારે તેવી હતી; કારણ લડાઇનો સામાન ઉત્પન્ન કરતી જે જર્મન કંપનીઓને સકેલી લેવી પડત તે કંપનીઓની જીંદગી ઊલટી વધી, અને વધારામા ફ્રાન્સના આગેવાન વેપારીઓને આમાથી નફો પણ મળ્યો! અત્યારે પણ એવી અફવા ચાલુ જ છે કે, આ છુપા કરારનામાઓ પુરા જોસમા ચાલુ છે. જર્મનીની આર્થિક અવદશાને લઇને ત્યાના ઉદ્યોગો લશ્કરી સરંજામ બનાવવાના કામમાં પોતાની મૂડી રોકી શકે તેમ નથી, અને તેથી જ લડાઇનો સરંજામ તૈયાર કરતાં કારખાનાઓને ફરીથી પગભર કરવા ફ્રાન્સની મદદ મગાય છે. અલબત્ત ફ્રાન્સને આથી અમુક નફો પણ મળે છે, અને તે ઉપરાત લડાઈનો સરંજામ વધારવાની તક પણ મળે છે!

"આવી પૈશાચી યોજનાઓને લઇને જ સમસ્ત યુરોપની (સમસ્ત એટલે કે રશિયા સિવાયના યુરોપની) લડાઈની બાબતમા હજુ પણ ભાગીદારી ટકી રહી છે. તેના કારણોમા આવી પૈશાચી યોજનાઓ પણ છુપી રીતે પોતાનો ભાગ ભજવે છે. ફ્રાન્કો-યુરોપિયન લીગના બુદ્ધિશાળી વર્ગનો આ યોજનાઓ વિશે શો અભિપ્રાય છે તે હુ જાણવા માગું છું. શું તેઓ આના પર ફૂલના હાર ચઢાવવા માગે છે?........પશ્ચિમ યુરોપના બે જબરાં રાજ્યો પોતાનાં લશ્કર અને લડાઈના સરંજામને સમૃદ્ધ કરીને વધારે વખત તલવાર મ્યાનમા રાખે એ માની શકાય જ નહિ. તેઓ તો શિકારને મારવા તલપી રહ્યા જ છે, પણ પોતાથી એકલાથી તેને મારી ન શકાવાથી તેઓ તેને વહેંચી ખાવા માગે છે! આ શિકાર તે કયો?..............

"આ બાબત વિષે હુ હરહમેશ જાગતો જ રહ્યો છું-વર્ષોથી આ ભલા ભરવાડોના ધમપછાડા જોઇ રહ્યો છું-રશિયાની આયાતનીકાસ બંધ કરી તેને ગુગળાવી મારવાનો પ્રયત્ન ચાલુ જ છે!...અને પોલાડ અને બાલ્કનમા તો ત્યાના ભાડુતી લશ્કરોને તાલીમ આપવા મિલિટરી-લશ્કરી મિશનો પણ મોકલવામા આવ્યા છે! મોરક્કોમાં હમણાં જે કેસ (ટ્રાયલ) ચાલ્યો હતો તેમાથી (રેમ્ઝીન જેવાએ પોતાનો જીવ બચાવવા પોતાના એકરારમાં જે અતિશયોક્તિઓ કરી તેને બાદ કરીએ તો) મને પહેલેથી ગંધ ન આવી હોય તેવું કશું નહોતું. માત્ર આ એકરારોમાથી એટલું તો સ્પષ્ટ તરી આવે છે કે, રશિયા જ એમનો શિકાર છે! જો અત્યાર સુધી રશિયાની સામેની યોજનાઓ ફતેહમંદ ન નીવડી હોય તો તેનું એક જ કારણ છે કે, સદ્ભાગ્યે, આ એંગ્લ-ફ્રેન્ચ-જર્મન

લૂંટના કસાનો રશિયન રીંછને મારીને તેની ચામડીના ટુકડા કરી તેને અંદર અંદર કેમ વહેંચવું તે વિશે એકમત થઈ શક્યા નથી. આ વિશે એક વાર સમજૂત થાય અને સમસ્ત યુરોપના વેપારી અને લશ્કરી પક્ષોનું સંગઠન થઇ જાય, તો તો શું કોઈ એમ સ્વપ્ને પણ ખ્યાલ કરી શકશે કે, જે સોવીએટ આ રાજ્યોના ( મૂડીદાર ) સામાજિક બંધારણનું વિરોધી છે, અને જેની ફતેહ એમની હયાતીને માટે જોખમકારક છે તેની સામે કશું કર્યા વગર ઘડીભર પણ બેસી રહેશે ?

"હું ગેસ્ટન રીઓને પૂછું છું—તે અને તેમના "બુદ્ધિશાળી" મિત્રો એ વખતે કયા પક્ષમા જોડાશે ? પશ્ચિમ યુરોપમા તેલ અને પેટ્રોલનો જે વેપારી પક્ષ છે તેને શું તે પૂજ્યા કરશે ? નહિ તો બીજું શું કરશે ? તમારા કાર્ડ ટેબલ પર ખુલ્લાં કરો ! જુઓ, મારાં આ રહ્યાં ! જો રશિયા સામે તોફાન મચશે, પછી ભલે તેના દુશ્મનો ગમે તે હોય તોપણ હુ રશિયાનો પક્ષમા જઈ ઊભો રહીશ. મે એ દેશને ઘણી વાર સીધી સલાહ આપેલી છે. પણ હું જાણું છુ અને માનું પણ છું કે, આજનું રશિયા એક અતિતેજસ્વી સાહસનો અખતરો છે, અને તે ભવિષ્યના સમાજની સઘન આશારૂપ છે. જો તેનો નાશ થાય તો પછી યુરોપના ભાવિમા મને કશો રસ ન રહે; કારણ સામાજિક પ્રગતિની દૃષ્ટિએ તે સૈકાઓ સુધી જુલમની ખાડીમાં જ સડયા કરે !

"પણ વાત આટલેથી અટકતી નથી. આપણા ઘરની બહાર દાવાનળ સળગે છે. ગેસ્ટન રીઓ જેવા જુવાન આશકો પર ભૂરકી નાખવા આ યુરોપે ૧૭૮૯ ની એક કુમારીનું સ્વરૂપ લીધું છે !... પણ દુનિયાના બીજા દેશો એના વાઘના રાચાથી પરિચિત છે ! આજના યુરોપનાં પ્રજાસત્તાક રાજ્યો–મહારાજ્યો લોહી ચૂસનારા મહાભૂતો છે ! આ જગલી પ્રાણીઓએ આખી પૃથ્વીના સપાટ મૃત દેહને વહેંચી લીધું છે ! એમની લોભવૃત્તિ અથાગ છે. તેમના કરતાં વીસગણી વસ્તીવાળાં પ્રદેશોનાં સુવર્ણ અને શોણિતને ચૂસે છે ! બ્રિટિશ સિંહના પંજા હિંદના પડખામાં ખૂનેલા છે, અને તે એટલા ઊંડા ગયા છે કે તેનાથી તે પાછા કાઢી શકાતા નથી. એને હિંદ વગર જીવવું પણ ભારે થઇ પડે !.... એશિયાની મહાન પ્રજાઓ પોતે પુનરુત્થાન કરે છે તે માટે તેમને દોષિત ઠરાવી શકાય જ નહિ. સૌને મોખરે જાપાન છે. તેણે શસ્ત્રોના બળે પોતાનું મોટાપણું જાહેર કર્યું છે. ચીન જાગ્રત થયુ છે, અને હવે તે કદી પાછુ ઊંઘશે નહિ. અને પોતાની શક્તિના સંપૂર્ણ ભાન સાથે ગાંધીના હિંદે મહાન મુક્તિના નિશાનડંકા વગાડયા છે. એશિયાના બાકીના દેશોને આ માર્ગે પ્રસ્થાન કરતા બહુ દિવસ નહિ લાગે. ફ્રેન્ચ ઇન્ડો–ચાઈનામાં આ નવજીવનના આંચકાએ દેખાયા છે, પણ આપણા પ્રજાસત્તાક રાજ્ય( ! )ના પ્રો–કૉન્સલો કે વાઈસરૉયોએ તેને લોહીથી ભૂંસી નાખ્યા છે...

"અને આવતી કાલે જ પ્રશ્ન ઊઠશે,–કે પછી આજે ઊઠયો જ છે ગેસ્ટન રીઓ અને તેમના મિત્રો કયા પક્ષમા ઊભા રહેવાના?.... એશિયા અને આફ્રિકા પોતાની બેડીઓ તોડવા ઊઠશે તેમની સાથે ? જ્યારે યુદ્ધ શરૂ થશે ત્યારે પોતાના સ્વાતંત્ર્ય માટે લડતા લોકોની સામે થઈ યુરોપના સ્વાર્થી પક્ષોને કયો સિપાઈ મદદ કરશે ?

"હુ મારે માટે બંધાઉ છુ–બીજા કોઈની જવાબદારી હું મારે શિર ન લઈ શકુ. યુરોપ! જો તું આ રાક્ષસી લડાઇમા ઊતરીશ તો હુ હિંદ, ચીન કે હિંદી–ચીનના લોકો સાથે રહી તારી, અને તારા જુલમની સામે કૂચ કરીશ ...સૈકાઓથી તમે એ દેશોનું ધન લૂંટી ગયા છો તો પણ હજી તેઓ તેમની અતિપ્રાચીન અને અત્યારે પુનર્જીવિત થએલી સંસ્કૃતિ અને આધ્યાત્મિકતાને વળગી રહ્યા છે ! રશિયા અને સુન–યાટ–સેન તથા ગાંધીના એશિયાને હું કહું છું: 'ભાઇઓ ! મારા પર વિશ્વાસ રાખજો,–હું કરોડોમાંનો માત્ર એક જ છુ, પણ મારું આખું જીવન પશ્ચિમ યુરોપમાં સ્વાતંત્ર્યના ઉપાસક તરીકે મે ગાળ્યું છે....અને યુરોપને તો હું કહું છુ–યુરોપને વિશાળ કરો અથવા જીવતા મરો !' "

યુરોપમાં જર્મની અને ઑસ્ટ્રીઆ વચ્ચે હમણાં જે કસ્ટમ્સ યુનીઅન–દાણ વિશેની સંધિ થઇ છે. આની સામે જર્મની અને ઑસ્ટ્રીઆ સિવાયનાં યુરોપનાં, બાકીના દેશો વચ્ચે આવાં જ કસ્ટમ્સ યુનીઅન સાધવા ફ્રાન્સ અથાક પ્રયત્ન કરે છે. યુરોપમાં હવે પછીનું જે યુદ્ધ થવાનું છે તેને કશી વાર ન લાગે તે માટેનો સ્પષ્ટ પ્રયત્ન આ લાગે છે. ૧૯૧૪ની લડાઇનો અંત આવ્યો ત્યારથી જ પેલાં પ્રજાસત્તાક રાજ્યે–ફ્રાન્સે એવું વર્તન રાખ્યું છે કે જો તેની લોભવૃત્તિને દાબવા પ્રયત્ન કરવામાં નહિ આવે તો યુરોપમાં શાંતિ રહેવી મુશ્કેલ થઇ પડશે. રોમેંઇન રોલાંના ઉપર છાપેલા લેખમાંથી આપણને એમ લાગે કે બ્રિટન, જર્મની અને ફ્રાન્સ, યુરોપનાં એ ત્રણે મુખ્ય રાજ્યો રશિયાની સામે લડાઇમાં ઊતરશે. યુરોપનું કોકડું કોઇ પણ માણસને ખ્યાલ આવી શકે તે કરતાં વધારે ગુંચવાયેલું છે. જો ફ્રાન્સમાં મી. બ્રીઆન્ડ પોતાનું કામ સાધી શકે અને બાકીનાં રાજ્યો વચ્ચે કસ્ટમ્સ યુનીઅન કરી શકે, તો યુરોપની સ્થિતિ ૧૯૧૩–૧૪માં જેવી હતી તેવી થઇ રહે ! પણ આ વખતની પરિસ્થિતિમાં આટલો તફાવત રહેશે તે એ કે રશિયા, જર્મની અને ઑસ્ટ્રીઆની વિરુદ્ધ નહિ જાય, પણ ફ્રાન્સની વિરુદ્ધ જશે. આવી રીતે વેપારની હરિફાઇ કરતા બે વિરોધી પક્ષોમાં યુરોપનાં રાજ્યોને વહેંચી નાખવાની પદ્ધતિ જ દુષ્ટ છે. આ પદ્ધતિની શોધનું માન ઇંગ્લાંડને ઘટે છે; કારણ ખાસ કરીને નેપોલિયનને હરાવ્યા પછી–યુરોપમાં બેલન્સ ઑફ પાવર–જુદાં જુદાં રાજ્યો વચ્ચે સમતોલપણું રહેવું જ જોઇએ એ પદ્ધતિસર ઇંગ્લાંડે પોતાની રાજ્યનીતિ ચલાવી છે. દુનિયામાં જે રીતરિવાજો કે ધારાધોરણો ઘડાય છે તે પાછળથી તેના સર્જકને જ ખાઇ જાય છે ! તો આવે વખતે બ્રિટન ફ્રાન્સ જોડે જશે કે રશિયાનાં મિત્રરાજ્યો જર્મની અને ઑસ્ટ્રીઆ જોડે ?

( ૨ )

" આપણને ઘણી વાર એમ થાય છે કે, અમુક બાબતો વિષે આપણે વધારે જાણતા હોઇએ તો સારુ—ઉદાહરણતરીકે નાણાંના આંતરરાષ્ટ્રીય ચલણ વિશે, અને ખાસ કરીને ન્યૂયૉર્કથી મેડ્રીડ ( સ્પેન ) ૬ કરોડ ડૉલરની જે લોન મોકલવામાં આવી તે શા માટે મોકલવામાં આવી તે બાબત જો આપણને સ્પષ્ટ સમજૂતી હોત તો સારુ. સ્પેનના રાજા ઑલ્ફોન્ઝોને જે. પીઅર પોઇન્ટે આ જ વખતે નાણાં શા માટે મોકલવાં જોઇએ ? કોઇ કહેશે કે, આપણે દુનિયામાં રહીએ છીએ, અને સ્પેનનો રાજા પોતાની ગાદી ટકાવી રાખે, અને આપણી પૃથ્વી પર જે દેશ હજી પણ જુલમી રાજ્યસત્તા નીચે દબાયેલો છે ત્યાંનાં ક્રાન્તિકારોનાં લશ્કરોને રાજાની સત્તા તોડી પાડી પ્રજાસત્તાક રાજ્ય સ્થાપતાં તે રાજા અટકાવે એટલા માટે આ નાણાં મોકલવામાં આવ્યાં છે. પણ સ્પેનમાં રાજાની સત્તા ટકાવી રાખી, પ્રજાસત્તાક રાજ્યને જાહેર થતાં મોર્ગને શા માટે પ્રયત્ન કરવો જોઇએ ? દોઢસો વર્ષ પહેલા જે પ્રજાના બાપદાદાએ ત્રીજા જ્યૉર્જને ફેંકી દીધો તેના જ દીકરાઓ આવા ધંધામાં પડે એ કેવું કહેવાય ? ૧૮ મા સૈકામાં અમેરિકાએ પ્રજાસત્તાક રાજ્ય તરફ પ્રયાણ કર્યું. હવે વીસમી સદીમાં શું અમેરિકા પોતે જ બીજા દેશોને પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવામાં કનડગત કરશે ? અને ભવિષ્યમાં આથી કેવડી મોટી મુશ્કેલી ઊભી થશે તેનો ખ્યાલ કરો ! ભવિષ્યમાં કોઇક દિવસે તો રશિયામાં થયું તેમજ સ્પેનમાં પણ પ્રજા-

મત્તાને ફતેહ મળશે જ, અને નીકોલાસ ઝારની જે દશા થઇ તે ઑલ્ફોન્ઝોની પણ થશે. પછી જ્યારે નવું રાજ્ય સ્થપાશે ત્યારે જૂના રાજ્યએ પરદેશ પાસેથી લોનો લઇ જે દેવાં કર્યાં હશે તે વિશે તેમને વિચાર કરવો પડશે તે વખતે પ્રજાસત્તાના વીર નેતાઓને કેદ કરવા અને પ્રજાને ગુંગળાવી નાખવા માટે જે દેવાં કરવામાં આવ્યાં હતાં તે શું પાછાં આપશે, કે તેને માન્ય પણ રાખશે? નવીન પ્રજાસત્તાક રાજ્યે આ ગુલામીનો સ્વીકાર શા માટે કરવો? અને વસ્તુસ્થિતિ આવી છે તો પણ જો પ્રજાનાં આવાં દેવાંનો સ્વીકાર કરવામાં નહિ આવે તો દુનિયા (એટલે કે મૂડીવાદી દુનિયા) અપ્રમાણિકતાનો શોરબકોર કરશે, અને રશિયાની જેમ સ્પેન સાથેનો વ્યવહાર બંધ કરશે. ખરુ પૂછો તો આવી લેવડદેવડ અમને બિલકુલ પસંદ નથી "

'યુનિટી' સોમ તા. ૨૦ એપ્રિલ ૧૯૩૧

આ લખાયુ ત્યાર પછી સ્પેનમાં પ્રજાસત્તાક રાજ્ય જાહેર થઇ ચૂક્યુ છે, છતા અમે ઉપરની હકીકતનું ટાંચણ કર્યું છે, કારણ હિંદી સરકાર નવી નવી લોનો બ્રિટનમાં હિંદને નામે ઊભી કરે છે, અને હિંદ ઉપર દેવું લાદ્યા કરે છે. સ્પેનમાં તો દેશનો રાજા કે તેના પક્ષના લોકો પોતાના જ દેશ ઉપર એક પક્ષ દાબી દેવા દેવું કરતા હતા, પણ હિંદ કંઇ અંગ્રેજોનો દેશ નથી તેથી, અને અંતે તેમને દેશ છોડી જવું પડશે તે કારણથી પણ છેલ્લાં થોડાં વર્ષોથી તો હિંદી સરકાર હિંદનું દેવું વધારતી જ જાય છે! હિંદને ગુલામીના સકંજામાં વધારે વખત રાખવા માટે જ એ બધુ દેવું કરવામાં આવે છે એ વાત સ્પષ્ટ છે, છતાં જ્યારે હિંદી મહાસભાએ આવાં દેવા માન્ય ન રાખવા બાબત જાહેર કર્યું ત્યારે વિલાયતમાં પણ ખળભળાટ થયો હતો. બ્રિટનોને હિંદ છોડવું પડે તોપણ તેઓ એવી સ્થિતિ લાવી મૂકે કે સૈકાઓ સુધી હિંદ બ્રિટનને દેવું ચૂકવ્યા જ જાય! સ્વતંત્ર હિંદ દેવું માન્ય ન રાખે એમ જ બને, એટલે કે હિંદે રશિયાના નહિ તો બીજા કોઇ સ્વરૂપમાં સામ્યવાદનો સ્વીકાર કરવો જ પડે.

પ્રા.

# લોકચર્યા

[ આ માસિકના વાચકોને અને ગુજરાતના જીવનમા રસ લેનાર સ્ત્રીપુરુષોને અમે વિનતિ કરીએ છીએ કે, તેઓ અમને પોતપોતાના સ્થાનના લોકજીવનની સપ્રમાણ માહિતી આપી અમારા પ્રયત્નમા તેમનો સહકાર આપે એમાથી જાણવાયોગ્ય અને ચોક્કસ લાગશે એવી માહિતી આ વિભાગમા આપવા પ્રયત્ન કરીશું — તંત્રી ]

## પારડીનો પત્ર

પારડી તાલુકો સુરત જિલ્લામાં દક્ષિણ હદે છેલ્લો છે એની ઉત્તર હદે નદી વહે છે, અને દક્ષિણ હદે કોલક નદી વહે છે પૂર્વમા ધરમપુર રાજની હદ લાગેલી છે અને દક્ષિણે પોર્ટુગીઝ દમણ સ્ટેટની હદ લાગેલી છે પારડી તાલુકા પછી થાણા જિલ્લો શરૂ થાય છે એટલે ગુજરાતી અને મરાઠી ભાષાની હદ પારડી તાલુકો ગણાય–થાણા જિલ્લામા મરાઠી ભાષા વપરાય છે એટલે તેમાના કેટલાક શબ્દો પારડી તાલુકામા વપરાય છે એવો એક શબ્દ "કાય" 'શું' 'કેમ' ના અર્થમા વપરાય છે એક નવો જ શબ્દ અહીં જાણવા મળ્યો એ શબ્દ તે "ખનકુ" કોતરકુ ખાડી, ખાઇ ના અર્થમા વપરાય છે તે ખન ધાતુને કુપ્રત્યય લાગી બન્યો છે આ બાજુ "ભણજાતે"નો પ્રયોગ રૂઢ છે ભણ=સૂર્ય અને જાતે=આથમતે એટલે કે સમીસાંજે ફુટેલા ચીંથરડાને આ બાજુના લોકો 'જીન્ઝોટા' કહે છે એ કયી ભાષાનો શબ્દ છે તેની મને ખબર નથી આ તાલુકાની ભાષામાથી ભાષા શાસ્ત્રીઓ ઘણા નવા અને વિચિત્ર શબ્દપ્રયોગ શોધી શકે "મા"ને આ તાલુકામા 'માય' કહે છે 'માય' અને 'કાય' શબ્દો કેવા વિનોદભર્યા પ્રાસાનુપ્રાસે વપરાય છે તે નીચેના સવાદ પરથી જણાશે —

છોકરો—( માને બોલાવે ત્યારે ) ઓ ! માય
મા—( છોકરાને ) કાય
કયે દિવસે ને બદલે 'કે દી' એજ પ્રમાણે 'તે દી', 'જે દી' વગેરે વપરાય છે

અહીંના દરેક કૂવા આગળ એક થાભલો જમીનના દાગે ઊચે બીજી મજબૂત સાગડી આડી ઊચી નીચી ફરી શકે તેમ ગોઠવે છે સાગડીને એક છેડે દોરડુ બાધી દોરડે ચામડાનુ નાનું ડોલકુ બાધે છે અને બીજે છેડે ભારે વજન બાધ્યું હોય છે દોરડુ પકડીને ડોલકુ પાણીમા ઉતારીએ અને ડૂબે એટલે મૂકી દઇએ તો પેલા ભારે વજનને લીધે એની મેળે ઉપર આવી રહે છે એક માણસ બહુ ઝડપથી આ કામ કરે છે ઢોરને પાણી પાવા માટેના હવાડા ભરવા લોકો કોસ વાપરતા નથી પણ આવી ગોઠવણથી જ કામ લે છે એ યત્રને આ લોકો 'તીર' કહે છે તીરના જેવો દેખાવ લાગે છે તેથી એ નામ પાડયું હશે બારડોલી, જલાલપુર વગેરે ભાગમા આવુ યત્ર વપરાતુ નથી એ બાજુ તો કોસ જ વપરાય છે કોસને માટે બે બળદ અને બે માણસ જોઇએ આમા તો એક જ માણસ સહેલાઇથી કામ કરી શકે છે, પણ પાણીનુ પ્રમાણ બહુ થોડુ હોય છે.

આ બાજુના બધા લોકો બીડી ખૂબ ફૂંકે છે. એક પછી એક સળગાવ્યે જ જાય. પાન અને ચહા પણ દરેક ઘેર હોવાની. ગમે તેટલા ગરીબ હોય, રહેવાનું ઘર ગમે તેવું તૂટું ફૂટું હોય, તોપણ તેઓ ચહા, બીડી ને પાન ખાવાના જ. આ લોકોના હાડમાં ડડાઈ, આળસ બહુ હોય એમ લાગે છે. કેમકે તેઓ રોજ ટાઢ હોય ન હોય તોપણ સગડી સળગાવે. અને સગડી તાપતાં તાપતાં બીડી ફૂંકતા જાય અને અલકમલકનાં ગપ્પાં હાંકે. આ બાજુ હોક્કાનું નહિ પણ બીડીનું રાજ છે. બીડી વાળીને સળગાવી આપવી એ માન આપવાનું ચિહ્ન ગણાય છે. બીડી નહિ પીતા હોય તેવા ખેડૂતને બળદ નહિ વેચવો એવી આ બાજુ માન્યતા છે; કેમકે ખરીદનાર બીડી પીતો હોય તો બળદને તેટલો વખત આરામ મળે! પણ ખેડૂતો બળદને આરામ આપવા બીડી પીએ છે એ વાત જ વાહિયાત લાગે છે.

લોકો અસ્વચ્છ બહુ રહે છે. ઘર અને કપડાં પણ તેવાં જ. રાધણું અને પાણીઆરુ પણ સૂગ ચઢે તેવું. વાસણો ચકચકતાં તમે ભાગ્યે જ જોઇ શકો, ગમે ત્યાં ગમે તે ચીજ પડી હોય. મોટા લોકોને ત્યાં પણ ગમે ત્યાં ગમે તે ચીજ પડી હોય મોટા લોકોને ત્યાં પણ ગમે તેવી સુંદર ચીજો પણ ગમે ત્યાં રખડતી હોય. સહેજ પ્રયત્ને સહેજ ચીવટથી બહુ સુંદર સફાઇ રાખી શકાય તેમ હોય, છતાં લોકો આળસ અને અસ્વચ્છતાથી ટેવાયલા હોવાથી ગંદકીથી સુગાતા નથી, અને જેવું હોય તેવું ચાલવા દે છે. પણ લડત પછી સૈનિકોના સહવાસમાં આવ્યા પછી લોકો સ્વચ્છતાનું મહત્ત્વ સમજતા જાય છે, સૈનિકો પણ સફાઇ દિન જાતે ઝાડુ પકડીને ઊજવે છે અને તેની સુંદર અસર થાય છે.

પારડીમાં પાટીદાર, અનાવલા, વાણીઆ આટલી ઊજળીઆત વસ્તી છે. થોડા પારસી પણ છે. બાકીની બધી વસ્તી રાનીપરજ, દૂબળા, ચોધરા, વગેરેની છે.

રાનીપરજના પુરુષો તો લંગોટભેર જ રહે છે કેટલાક તો કામ કરતી વેળા ડગલુ પણ ઉતારી મૂકે છે અને માત્ર લંગોટભેર જ કામ કરે છે. એવી રીતે એક ચોધરાને બન્ને પગ મધ્યમસર આગળ પાછળ રાખી કુહાડો ઊંચે અદ્ધર ઊંચકી લાકડામાં ઘા મારવાની તૈયારીમાં જોયો ત્યારે મને વિશ્વામિત્રનુ ચિત્ર સાંભરી આવ્યું; પણ એ લંગોટ એમની સાદાઇ કે પવિત્રતાની નહિ પણ કંગાલિયતની નિશાની છે; અને એની પાછળ અજ્ઞાન, અસંસ્કાર અને બીભત્સતાની પરાકાષ્ઠા છુપાયેલી છે એનુ જ્યારે ભાન થયુ ત્યારે મને બહુ દુ:ખ થયુ

આવ્યા. એટલે મહાજન ભેગું થયું અને તેનો સખ્ત બહિષ્કાર જાહેર કર્યો. એટલે પીઠાવાળો પણ એની મેળે નરમ થયો. વાપી કસ્બામાં પણ એવું જ મહાજન છે. પરદેશી કાપડની ગાંસડીઓને સીલ પણ મહાજનોનું જ મારેલું છે. એ ઉપરથી જ મહાજનની પ્રતિષ્ઠા અને લાગવગ જણાઇ આવે છે. મહાજનની આ પ્રાચીન વ્યવસ્થા કેટલી સુંદર છે! સ્વરાજ્ય વખતે આવી પ્રજાકીય સંસ્થાઓ કેવો સરસ વહીવટ ચલાવતી હશે?

તાલુકાનો મુખ્ય પાક ચોખાનો છે. એટલે લોકો ચોખા જ વધારે ખાય છે. ચોખાના લોટના રોટલા પણ પહેલવહેલા આ જ તાલુકામાં મેં ખાધા. એકલા ચોખાના રોટલા ચીકણા બહુ થતા હોવાથી કેટલાક અંદર થોડો જુવારનો લોટ પણ ભેળવે છે.

આ તાલુકામાં કપાસ જુવારનો પાક થતો નથી. બધી જમીન દરિયાકાંઠાની હોવાને લીધે ભૂરી છે, અને બાગાયતને લાયકની છે. પણ પ્રજા ઘણી ગરીબ હોવાથી બાગનો ખર્ચ કરી શકતી નથી. એટલે તેઓ મુખ્ય પાક ભાત–ડાંગર–કોલમનો લે છે અને પાછળથી વાલ દીવેલા કરે છે. જેઓ સંપત્તિવાન છે તેઓ ભાતનો પાક લીધા પછી વાડી કરે છે. તાલુકો ઠંડો હોવાથી દેશી તેમ જ કલમી આંબા પુષ્કળ છે.

ઊદવાડા સ્ટેશનથી અર્ધો માઇલ દૂર પટેલ નર્સરી નામે બાગ આવેલો છે. એ બાગના માલીક શ્રી. અંબાલાલ મોતીભાઇ પટેલ બી. એ. જી. ની પદવી ધરાવે છે. તેઓ પારડી ખેતીવાડી વર્ગના શિક્ષક પણ હતા; પણ તેમણે ચાલુ લડતને અંગે રાજીનામું આપ્યું હતું. એઓ શાસ્ત્રીય પદ્ધતિએ આંબા, ચીકુ વગેરે ફળાઉ ઝાડોની કલમો તેમજ જુદી જુદી જાતનાં ફૂલઝાડોની કલમો અને વેલો ઉગાડે છે, અને વેચે છે. એમનાં બી પણ ઊગે એવાં ખાતરી લાયક હોય છે. બીજા કેટલાક બાગો છે ખરા, પણ જ્ઞાન અને અનુભવની ખામીને લીધે એટલા શાસ્ત્રીય અને સ્વચ્છ પદ્ધતિએ ચાલતા નથી.

તાલુકામાં કપાસ પાકતો ન હોવા છતાં અને પ્રજા ગરીબ હોવા છતાં, લોકો જેવું તેવું રૂ ખરીદીને ૫૦૦ રેંટિયા ચલાવે છે.

આ તાલુકાના ૭૫ ટકા જેટલા કો-ઓપરેટિવ સોસાયટીના ભોગ થઇ પડ્યા છે. મને ખબર આપનાર સદ્‌ગૃહસ્થે કહ્યું હતું કે, આસામી નાદાર થઇ જાય તો શાહુકાર તેને નિભાવવાનો વિચાર પણ કરે; પણ સોસાયટી તો તેવો કોઇ વિચાર ન કરતાં ૧૮ ટકા જેટલું ભારે વ્યાજ ગરીબ ખેડૂતો પર ચઢાવ્યેજ જાય છે. એટલે સૌ માને છે કે સોસાયટીએ ગરીબ લોકોને ચૂસી લીધા છે.

સહકારી મંડળીઓની જરૂર તો છે જ; પણ તેનું બંધારણ અને નિયમો એવા હોવા જોઇએ, કે જેથી લોકોમાં સહકારનું તત્ત્વ ખીલે. પણ એવાં ન હોવા જોઇએ, કે જેથી તેમને હેરાન થવું પડે. સોસાયટીના માણસો પણ લાયક, સંસ્કારી ને સેવાભાવી હોવા જોઇએ. રેઢિયાળ માણસો સોસાયટીના નિયમો ગમે તેટલા સારા હોય, તોપણ લોકોને હેરાન કર્યા જ કરશે. કોલક, ઊદવાડા અને ઉમરસાડી આ ત્રણ ગામો તો છેક દરિયાને ઉંબરે વસેલાં છે. દરિયામાંથી માછીઓ પુષ્કળ માછલી પકડે છે, અને તેનો જબરો વેપાર ચાલે છે. જે જે ગામે જઇએ ત્યાં, બજારમાં કે સડકે પર માછલીની નાક ફાડી નાખતી ગંધ જરૂર આવવાની. એટલી બધી મચ્છીઓ તાલુકામાં છે. આ મચ્છી ઉપર પણ સરકાર કર ઉઘરાવે છે. જે ગરીબ માછીઓ આ માછલી વેચવા લઇ જાય છે તેમની લગભગ અાખી કમાણી સરકાર ટેક્સ દ્વારા લઇ લે છે.

ઉપર કહેલાં ત્રણું ગામો પહેલાં મીઠું બનાવવાનો ધંધો કરતાં હતાં; પણ મીઠાવેરા પછી તે બંધ થઇ ગયો હતો. હવે તેમને મીઠું બનાવવાની છૂટ મળી છે, એટલે એઓ હવે મીઠું પકવશે.

એક મીઠો અનુભવ અહીં વર્ણવી દઉં. ઊદવાડા પાસે તીઘરા નામે ગામ છે. ત્યાં એક બ્રાહ્મણ મિત્ર મને પોતાનાં સગાંને ત્યાં લઈ ગયા. જમવાનો વખત થયો એટલે અમને બન્નેને અબોટિયાં આપવામાં આવ્યાં. હું તો પાટીદાર રહ્યો, અબોટિયું કોઇ દિવસ પહેરેલું નહિ એટલે થોડી આનાકાની કરી; પણ બ્રાહ્મણ ગૃહસ્થે આગ્રહ કરવાથી રમુજ માટે પહેરવાનું મને મન થયું. અને અબોટિયું પહેરીને જમવા બેઠો. જમી ઊઠયા પછી પેલા મિત્રે હું પાટીદાર હોવાની વાત કરી એટલે અમારા યજમાન બહુ શરમાઇ ગયા. અને મને કહેવા લાગ્યા કે તેમને આગળથી ખબર હોત તો તેવો આગ્રહ ન કરત. હવે આવો ત્યારે એવું નહિ થાય!

તાલુકો જગલી (અપમાનમાં નહિ) રહ્યો. એટલે ઠેરઠેર લીલોતરી જ તમારા જોવામાં આવવાની. જ્યાં જ્યાં જાઓ ત્યાં આજુબાજુની કરમદીની લીલીછમ જાળો હોવાની અને અત્યારે તો વસંતઋતુ એટલે કરમદીનાં ફૂલોની સુગંધ જાઇ અને જૂઇનું સ્મરણ કરાવે છે. જગલી મોગરો પણ ઠેર ઠેર જોવાનો મળે. વળી અહીં એક મોટું ઝાડ થાય છે. એનાં ફૂલોની સુગધ બહુ જ સુંદર હોય છે. મોટું બોરસલી જેવું એ ઝાડ વસતઋતુમાં પાંદડે પાંદડે ફૂલોના ગુચ્છાથી દીપી રહે છે. જ્યાં જાઓ ત્યાં થોડે થોડે અંતરે તમને એનાં ફૂલોની સુદર સુગંધ મળવાની જ. એ ઝાડને ચોધરાઓ રધલી કહે છે અને બીજાઓ અંકુરો કહે છે. આવાં સુદર ફૂલવાળાં ઝાડને આવા શુષ્ક નામે ઓળખાતાં જોઇ દુઃખ થાય છે, પણ ચોધરાઓ જે કહે છે તે શબ્દ ભ્રષ્ટ હોય અને ખરું નામ રાધવી હોય એ સંભવિત છે.

તાલુકામાં ઠેરઠેર ઊંચી ટેકરીઓ છે. ઊદવાડા પાસેની ટેકરીમાંથી બી. બી. રેલ્વે પથ્થરો અને કપચી ઉપાડી જાય છે. તેને માટે ટેકરી ફરતી એણે રેલ્વે નાખી છે. સવારનો સૂર્યોદય પૂર્વની ટેકરી ઉપર સુંદર દેખાય છે. અને સાંજનો સૂર્યાસ્ત પશ્ચિમની ટેકરી પાછળ પણ એટલો જ સુંદર અને ગભીર દેખાય છે. આવો સૂર્યોદય અને સૂર્યાસ્ત જોઇ સહેજે પાવિત્ર્યનો ભાવ હ્રદયને આવરી લે છે અને ઉત્સાહથી હ્રદય ઉભરાઇ જાય છે. એવા ભાવાવેશમાં હું તો ઘણી વખત બોલી પણ ઊઠતો કે આ તો દેવભૂમિ છે, આટલો સુંદર સૂર્યોદય હિમાલયવાસીઓને જ જોવા મળતો હશે. કેટલું સુંદર કેટલું પવિત્ર! પણ જેમને આ સુંદરતા અને પવિત્રતા જોવાની પુણ્યશાળી દૃષ્ટિ હોય તેને જ માટે એ સુંદર અને પવિત્ર છે. એવી દૃષ્ટિ મળવી એ પણ પ્રભુની અમૂલી ભેટ છે. ઘણાઓ તો આ જીવનમાં એ દૃષ્ટિથી વંચિત જ રહે છે. એ દૃષ્ટિ કોઇની આપી આવતી નથી, કવિ અને ફિલસૂફોને વાંચવાથી પણ નથી આવતી: એ તો અંતરદૃષ્ટિ છે અને સ્વયંભૂ છે. કેટલાકની એ દૃષ્ટિ જલદી ખૂલે છે અને કેટલાકની મોડી અને ઘણાંની તો જીવનાંત સુધીમાં કયારેય ઊઘડતી નથી. વધારે કોઇ વખત લખી જણાવીશ, હાલ તો એજ.

માધવભાઈ કાલીદાસ પટેલના પ્રણામ.

# સિંહલદ્વીપનાં તીર્થસ્થાનો

રામાયણમાં વર્ણવેલી લંકા તે આજનો સિંહલદ્વીપ કે બીજો દેશ એ વિવાદનો વિષય છે. મોટે ભાગે વિદ્વાનોનો એવો મત છે કે, રામ રાવણના વિગ્રહનો પ્રદેશ તે અર્વાચીન સિંહલદ્વીપ નથી.

હિંદુ ધર્મનાં દેવાલયો આખા સિલોનમાં ચાર પાંચ સ્થળે જ મુખ્યત્વે કરીને જોવામાં આવે છે. તેમાં કોલંબોનું મોટું મંદિર જે બહુ અર્વાચીન છે અને ચીલાવ પાસે મુનીશ્વરનું દહેરૂં છે તે ગણાય. કોલંબોથી ચીલાવ લગભગ પચાસ માઇલ ઉત્તરે આવેલુ છે. ત્યાંથી બે માઇલ દૂર મુનીશ્વરનું મંદિર છે. એ મંદિર બહુ પુરાણું જણાય છે; તે ઉપરાંત તેમાં વિશેષ કાંઇ નથી. દંતકથા એવી છે કે, રામચન્દ્રજી લંકા આવ્યા ત્યારે આ મંદિરમાં મહાદેવજીના લિંગની સ્થાપના કરી હતી. આ મંદિરનો વહીવટ હાલ તામિલ પૂજારીઓ કરે છે.

આ દેશનુ નામ સિંહલદ્વીપ ઇ. સ પૂર્વે છઠ્ઠા સૈકામાં પડયું. બંગદેશની મહારાણી સુપાદેવીના સિંહથી ઉત્પન્ન થયેલા વિજય નામે પરાક્રમી પુત્રે લગભગ અઢીહજાર વર્ષ ઉપર હિંદુસ્તાનથી આવી આ દેશમાં પોતાની સત્તા જમાવી એવી દંતકથા છે. હાલમાં સીલોનને પશ્ચિમને કિનારે પુત્તલમ નામનુ સ્થળ છે. ત્યાં વિજય પોતાના સાહસિક વીરો સાથે ઊતર્યો એવી માન્યતા છે. કેટલાક વિદ્વાનોનો એવો મત છે કે, વિજય અને તેના સાથીઓની હોડીઓ બંગાળી ઉપસાગરમાંથી ધસડાતી સિલોનને પૂર્વકિનારે ત્રિંકોમાલી બંદરે આવી પહોંચી અને એ બંદરે વિજય પ્રથમ ઊતર્યો પરાક્રમી વિજય સિંહનો પુત્ર હોવાથી એ દેશનુ નામ સિંહલદ્વીપ પડયું, એવી એક માન્યતા છે. પ્રાચીન રોમ સ્થાપનાર રોમ્યુલસની માફક વિજય સિંહણનુ દૂધ પી ઊછરેલો હોવાથી અતિ બળવાન અને પરાક્રમી હતો અને તેથી એ દેશને સિંહલદ્વીપ નામ આપવામાં આવ્યુ એવી પણ એક માન્યતા છે.

અર્વાચીન સિલોનની પ્રજા મોટે ભાગે બુદ્ધ ધર્મ પાળનારી છે. બુદ્ધધર્મનાં પ્રાચીન સ્તૂપો, ચૈત્યો અને વિહારો સિલોનનાં વિસ્તારવાળાં જંગલોમાં અસંખ્ય જોવામાં આવે છે. સિલોનના આ પ્રાચીન ભવ્ય અવશેષો જોવા માટે હાલ તો ટ્રેન તેમજ મોટરને માર્ગે સારી સવડ છે. પ્રાચીનમાં પ્રાચીન અવશેષો અનુરાધાપુર અને તેની આજુબાજુ જોવામાં આવે છે.

સિલોનનુ હાલનુ પાટનગર કોલંબો સીલોનની બધી રેલ્વેનુ કેન્દ્ર છે. કોલંબોથી લગભગ સાઠેક માઇલ દૂર કુરુનેગેલા નામના સ્થળથી સીલોનનાં જંગલો શરૂ થાય છે. ઇ. સ ના ચૌદમા સૈકામાં કુરુનેગેલા સીલોનની રાજધાનીનુ શહેર હતુ. આ સ્થળે આવતાં રસ્તામાં અતિ મનોહર વિવિધરંગી પતંગિયાં જોવામાં આવે છે. માર્ગમાં ઠેકાણે ઠેકાણે નાનાં મોટાં અસંખ્ય તળાવોમાં સુંદર ગુલાબી અને રાતાં કમળો બુદ્ધધર્મના રહસ્યનાં સૂચક ચિહ્ન જેવાં જોવામાં આવે છે. મલિન કાદવ કીચડમાં ઊંડાં મૂળ ઘાલેલાં છતાં તે કાદવથી સર્વ રીતે અલિપ્ત આ સુંદર પદ્મો માનવજીવનનો ઉન્નત આદર્શ રજૂ કરે છે. આ જ હેતુ લક્ષમાં રાખી

ઝાડીઓમાં તથા મણકાનાં તોરણો લટકાવવામાં આવ્યાં હતાં. ફૂલદાનીઓ રત્નજડિત હતી. બારીઓમાં પણ રત્નો જડ્યાં હતાં. રસોડામાં રાંધવાના ચરુમાંથી ભાત કાઢવાની મોટી કડછી જે સામાન્ય રીતે લાકડાના હાથાને નારિયેળની કાચલી ઘાલી બનાવવામાં આવે છે, તે પણ સોનાની વાપરવામાં આવતી. મઠમાં વસનાર સાધુઓ પોતપોતાના અધિકાર મુજબ જુદા જુદા માળમાં વસતા. ઉપરના છેલ્લા ચાર માળ સૌથી પવિત્ર સાધુઓ—અર્હત્ માટે રાખવામાં આવ્યા હતા. દુટ્ઠુ–ગેમુનુએ એક ભવ્ય અને વિશાળ સ્તૂપ ચણાવવા માટે અત્યંત શ્રમપૂર્વક યોજના કરી—આ સ્તૂપને "મહાથૂપ" એ નામથી ઓળખાવવામાં આવે છે. મઠની નજીકમાં જ આ સ્તૂપ બંધાવવા માટે ઢોલ વગાડી ઠેકાણે ઠેકાણેથી કારીગરો બોલાવવામાં આવ્યા. લગભગ પાંચસો ઈંટો પાડનાર કારીગરો હાજર થયા.

"એક દિવસમાં કેટલું કામ તમે કરી શકશો?" રાજાએ એક કારીગરને પૂછ્યું.

કારીગરે ગર્વથી ઉત્તર આપ્યો: "સો માણસો ખેંચી શકે એવા ગાડામાં જેટલી માટી માય તેટલી બધી હું એક દિવસમાં વાપરીશ."

એક પછી એક દરેક કારીગરે થોડા ખર્ચમાં વધારે કામ થાય એવા અંદાજ રજૂ કરવા માંડ્યા. પરંતુ રાજાની યોજના કાંઇ જુદી જ હતી. છેવટે એક કારીગરે કહ્યું: "આ કામ ઉતાવળનું નથી. બહુ સભાળપૂર્વક દળી, વાટી ચાળીને ચોખ્ખી કરીને માટી વાપરવી પડશે. સેંકડો વર્ષ સુધી ટકે એવું આ કામ બનાવતાં બહુ ધીરજ રાખવી પડશે." રાજાને આ કારીગર પસદ પડ્યો. રાજાએ પૂછ્યું: "આ મકાનની આકૃતિ કેવી થશે?"

દંતકથા એવી છે કે, વિશ્વકર્માના આત્માએ આ કારીગરના શરીરમાં તે જ ક્ષણે પ્રવેશ કર્યો, અને એનામાં અદ્‌ભુત શક્તિ ઉત્પન્ન થઇ. એ શક્તિના બળે તેણે એકદમ થોડું પાણી લઇ એક વાસણમાં નાખી જોરથી હલાવ્યું. પાણીમાં વમળ અને પરપોટા થવા લાગ્યા. એ વમળ પાસે થયેલો પરપોટો બતાવી કારીગર બોલ્યો: "નામદાર, આ પરપોટા જેવી આકૃતિ આ સ્તૂપની બનાવીશ" રાજાએ પ્રસન્ન થઇ તે કામ આ કારીગરને સોંપ્યું

આ મકાન બાંધવા માટે દિવસે જોઇતી ઈંટો દર રાત્રે અગાઉથી દેવો ગોઠવી જતા, તેમ જ મકાનની શોભા માટે સુવર્ણ તેમજ બીજી મૂલ્યવાન વસ્તુઓ પણ દેવો તરફથી મળતી. કામ કરનાર કારીગરો તથા મજૂરો માટે ખાવા પીવાની સર્વ સામગ્રી માટે રાજાએ લાખો રૂપિયા તીજોરીમાં અગાઉથી જ એકઠા કરી રાખ્યા હતા.

આ સ્તૂપમાં જે મૂલ્યવાન વસ્તુઓ સંગ્રહી રાખવામાં આવી હતી તેમાં સૌથી વધારે અને મૂલ્યવાન વસ્તુ તે અદ્‌ભુત કારીગરીથી બનાવેલો બોધીસત્ત્વ વૃક્ષનો નમુનો હતો નીલમ જડેલી ભૂમિમાં પરવાળાનાં બનાવેલાં એનાં મૂળિયાં હતાં. નક્કર રૂપાનું બનાવેલુ એનું થડ સત્તાવીસ ફીટ ઉંચુ હતું અને આઠ ઇંચ ઘેરાવામાં હતું. તે ઉપર દેવદેવીઓ અને બીજાં પવિત્ર ચિહ્નો કોતરવામાં આવ્યાં હતાં. થડમાંથી પાંચ સોનાની ડાળીઓ નીકળતી અને તેને સોનાનાં પાંદડાં અને કળીઓ તથા ફળ પરવાળાનાં બનાવવામાં આવ્યાં હતાં. આ વૃક્ષની આસપાસ ચારે બાજુએ રત્નો અને પુષ્કળ મોતી જડેલી દિવાલો બનાવવામાં આવી હતી. મૂળ આગળ સોનાનાં ફૂલોવાળાં રત્નજડિત કૂંડાં ગોઠવવામાં આવ્યાં હતાં.

આ અદ્‌ભુત સુંદર સ્તૂપ પૂરો થાય તે અગાઉ રાજાને પોતાનું મરણ સમીપ આવતું લાગ્યું. રાજાની તીવ્ર નિરાશા કાંઇક અંશે મટાડવાને રાજાના ભાઇ સાધુ ટીસાએ મકાનના તૈયાર થયેલા ભાગ ઉપર વાંસ તથા લાકડાંનાં ચોકઠાં ગોઠવી, આખું મકાન તૈયાર થયા પછી જેવું દેખાય, તેવાં આબેહૂબ ચિત્રોના પટ બંધાવ્યા.

રાજા ગેમુનુ વીશ સદીમાં પૃથ્વી પર પાછો આવી શક્યો હોત તો, એણે અત્યંત શ્રમ અને ભક્તિભાવથી બંધાવેલાં આ મકાનોનાં જીર્ણ ખંડેર જોઇ, તેનો આત્મા અત્યંત કષ્ટ પામત. એ મકાનો ઉપર ઘાસ અને છોડવા ઊગી ગયા હતા. છેલ્લાં ચાળીસ વર્ષથી સિંહલ-દ્વીપનાં અનેક આવાં ખંડેરોનો જીર્ણોદ્ધાર કરવાનું કાર્ય ચાલુ કરવામાં આવ્યું છે, અને એ મકાનોની પૂર્વ આકૃતિને કાંઇક કાંઇક મળતાં એ બધાં ખંડેરોને નવેસરથી બંધાવવાનું કાર્ય ચાલે છે.

રાજા વિજયના પ્રધાન અનુરાધાએ ઇ. સ. પૂર્વે ૫૪૩ માં અનુરાધા નક્ષત્રમાં આ શહેરનો પાયો નાખ્યો અને તે ઉપરથી એ શહેરનું નામ પાડવામાં આવ્યું એવી કથા છે.

અનુરાધાપુરમાં દુટ્ટુગેમુનુ રાજાએ બંધાવેલાં અનેક મકાનો છે. સિંહલદ્વીપના સર્વ રાજાઓમાં એ રાજાનું નામ સૌથી પ્રખ્યાત છે અને એ દેશના ધર્મના ઇતિહાસમાં એ રાજાની ગણના મોટા સચ્ચરિત્રશાળી સાધુ રાજા તરીકે કરવામાં આવે છે. આજ પણ અતિશય માન અને ભક્તિભાવથી એ રાજાનું સ્મરણ કરવામાં આવે છે. એના નામ ઉપરથી પછીના જમાનામાં અનેક વિહારો અને ધર્મશાળાઓ બંધાઇ છે. અમે અનુરાધા-પુરમાં ઊતર્યા હતા તે ધર્મશાળાનું નામ પણ એ રાજાના નામ ઉપરથી પાડવામાં આવ્યું છે આ ધર્મશાળામાં એક ભાગમાં બુદ્ધ વિહાર છે ત્યાં સાધુઓ રહે છે. આપણી ભાષામાં એ નામનો અર્થ દુટ્ટુ ગેમુનુ યાત્રી વિશ્રામસ્થાન એવો થાય. રાજા પરાક્રમી હતો તેવોજ નમ્ર અને નિરભિમાની હતો. અનેક ભવ્ય મકાનો અને તળાવો વગેરે બંધાયા પછી રાજાએ લખ્યું છે " રાજસમૃદ્ધિ અને જાહોજલાલીના પ્રદર્શન તરીકે આ બધું બંધાવ્યું નથી, પરન્તુ બુદ્ધ શાસન સ્થાપિત કરવાના પવિત્ર હેતુથી આ કાર્ય કરવામાં આવ્યું છે."

આ સ્તૂપની દક્ષિણ બાજુએ એક ઓટલો છે. તેના ઉપર સંખ્યાબંધ થાંભલા છે. અસલ " દલદ માલિગવ " ( દંત મંદિર ) ના આ અવશેષ છે, એમ માનવામાં આવે છે. દંતકથા પ્રમાણે ભગવાન બુદ્ધની ડાબી દાઢ, જે સ્થળે ઇ. સ. પૂર્વે ૫૪૩ માં ભગવાન બુદ્ધનો અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો ત્યાંથી લઇ સંભાળપૂર્વક રાખવામાં આવી હતી. ઈ સ. ના ચોથા સૈકામાં કલિંગ દેશની રાણી હેમમાલા એ દાઢ સિંહલદ્વીપમાં લાવી. ઓળ-ખાઇ જવાની તથા પકડાઇ જવાના ભયથી રાણી બ્રાહ્મણ સાધ્વીના વેશમાં ત્યાં આવી અને આ પવિત્ર પદાર્થને અંબોડામાં સંતાડીને લાવી. કિતિસીરી મેઘવાન રાજાએ આભાર અને આનંદપૂર્વક એનો સત્કાર કર્યો અને મૂલ્યવાન પથ્થરની દાબડીમાં તેને મૂકી રાખી.

પ્રખ્યાત ચીની મુસાફર ફા હીન એ દાંત વિષે આ પ્રમાણે વર્ણન કરે છેઃ " દર વર્ષે એક વખત ભગવાન બુદ્ધના આ પવિત્ર અવશેષનાં પ્રજાને દર્શન કરાવાતાં. બુદ્ધ ધર્મા-નુયાયી પ્રત્યેક પ્રજાજન આ મહા સમારંભની તૈયારીમાં મદદ કરવા આવતો. કોઇ રસ્તા સાફ કરવામાં મદદ કરતો, કોઇ રસ્તા શણગારવા લાગતો અને કોઇ રસ્તા પર ફુલ અને સુગંધી પદાર્થ વેરવા માંડતો. મૂલ્યવાન આભૂષણોથી શણગારેલા હાથી ઉપર આ દાંત પધ-રાવી તે હાથીને દબદબા ભરેલા સરઘસમાં આખા શહેરમાં ફેરવતા. સરઘસને આખે રસ્તે

બન્ને બાજુએ ભગવાન્ બુદ્ધના પાચમો પચાસ જન્મોની જાતક કથાઓનાં ચિત્રો ટાંગવામા આવતા. "અભયગિરિ" ઉપર આ દાતને નેવુ દિવસ સુધી પ્રજાજનોને દર્શન કરવા રાખવામાં આવતો અને ત્યા ચોવીસે કલાક દીપ અને ધૂપ બાળવામા આવતા. આ મુદતને અંતે વિધિપૂર્વક તે દાતને રાખવાને ખાસ સ્તૂપમા તેને લઇને મૂકવામાં આવતો "



ભગવાન બુદ્ધના ગળા પાસેના હાડકા ઉપર બાંધેલા સ્તૂપ—અનુરાધાપુર

અનુરાધાપુરના મકાનોના ખંડેર પાસે કેટલાક છુટા છવાયા પત્થરો પડેલા છે તેમાની કોતરણી જોતા જણાય છે કે આ બધાં મકાનો બહુ કલામય બાંધેલા હતા. એક સ્થગે એક પત્થર ઉપર નાગ અને નોળીઆની લડાઇનો દેખાવ કોતરેલો છે ઉપર ઝાડની ડાળે વાદરી બચ્ચાને છાતી સાથે દાબીને બેઠી છે અને હાસ્ય અને અનુકમ્પાની મિશ્ર લાગણી સાથે આ યુદ્ધ નિહાળે છે. આવા તો અગણ્ય પત્થરો આજુબાજુ પડેલા છે, આ બધા મકાનોમા "રૂવનવેલી સેય" (મણિ મન્દિરસ્તૂપ), અભયવાપિ (બામવાકુલમ) થુપારામા (ભગવાન બુદ્ધના ગળા આગળના હાડકા ઉપર બાંધેલ સ્તૂપ), મહેન્દ્રની રાખ જે સ્થગે રાખવામા આવી છે તે સ્થળ, મીરી સવેતી વિહાર, ઇસુરૂમુનિયા, વેસીયગિરીય, હાથીખાના, જેતવનરમ્, કૂતમપોકુન (જોડીયા તળાવ) વગેરે મુખ્ય ગણાય અનુરાધાપુરમા થોડુ થોડુ અંગ્રેજી જાણનાર એક સારો ભોમિયો અમને મળ્યો તેણે આ બધા સ્થળો બહુ બારીકીથી બતાવ્યા

અનુરાધાપુરથી આઠ માઇલ દૂર મહીન્તલે નામનું સ્થળ છે ઇ સ પૂર્વે લગભગ અઢી હજાર વર્ષ ઉપર સિંહલદ્વીપમા રાજા તિસ્સ રાજ્ય કરતો હતો મહીન્તલે નજીકના મીસ્સા પર્વતના જગલોમા એક દિવસ તે શિકાર કરતો હતો તે વખતે તેણે એક સાબર ચરતુ દીઠું શિકારી છેક નજીકમા છે તેના લેશ પણ ભાન વિના આ નિર્દોષ પ્રાણી ચર્યા કરતું હતુ વીર ન્યાયપ્રિય રાજાને નિર્દોષ પ્રાણીની આ સ્થિતિનો સ્વાર્થમય લાભ લેવાનું યોગ્ય લાગ્યુ નહિ, તેથી પોતાના ધનુષ્યના ટકારથી તે પ્રાણીને જાગ્રત કર્યું પ્રાણી તરતજ છલગ મારી અતિ વેગથી દોડવા મડ્યુ રાજાએ તેની પૂઠ પકડી

પ્રાણીની પાછળ દોડતો હતો તે જ વખતે રાજાને કોઈનો અવાજ સંભળાયો: "તિસ્સ ! આ તરફ આવો." અવાજની દિશા તરફ જોતાં તેણે એક પીળાં વસ્ત્રધારી સંન્યાસી જોયો. સંન્યાસી બોલ્યો: "સત્યધર્મશાસનકર્તા ભગવાન બુદ્ધના હું અને મારી સાથેના છ સાધુઓ શિષ્યો છીએ અને ભારતવર્ષમાંથી આ દેશની પ્રજા પ્રત્યેની અનુકમ્પાથી પ્રેરાઈ અહીં આવ્યા છીએ."

થોડા જ સમય પૂર્વે રાજા તિસ્સે સમ્રાટ અશોકને કેટલીક અતિ મૂલ્યવાન ચીજો ભેટ તરીકે મોકલી હતી મહારાજ અશોકે એ ચીજોનો વિનયપૂર્વક અંગીકાર કરી ઉત્તરમાં કહાવ્યું હતું કે "ભગવાન બુદ્ધને હું શરણાપન્ન થયો છું અને આપ પણ એ માર્ગે આત્માનું કલ્યાણ સાધવા પ્રવૃત્ત થાઓ એવી મારી અંતરની ઇચ્છા છે" આ બનાવ બન્યા પછી થોડા જ સમય પછી પૂર્વોક્ત સાધુઓ સિંહલદ્વીપમાં આવ્યા હતા. જે સાધુ સાથે રાજા તિસ્સને વાતચીત થઇ તે અશોકનો પુત્ર મહેન્દ્ર હતો. અર્વાચીન હિન્દ અને તે ઉપરાંત બીજા કેટલાક દેશોના મહાન સામ્રાજ્યના ચક્રવર્તીપદની અવગણના કરી અશોકનો આ ધર્મશીલ પુત્ર બુદ્ધભિક્ષુ બન્યો હતો. મહેન્દ્રના ઉપદેશની અસર રાજા તિસ્સના ચિત્ત ઉપર એવી તો પ્રબળ થઇ કે તેણે તત્કાળ બુદ્ધ ધર્મ અંગીકાર કર્યો. રાજા સાથે તે વખતે ચાળીસ હજાર સૈનિકો હતા તેઓએ પણ બુદ્ધ ધર્મનો સ્વીકાર કર્યો

સિંહલદ્વીપમાં અત્યારે પણ મહેન્દ્રને ભક્તિભાવથી લોકો પૂજે છે; કારણકે ભવસાગર તરવાનો પરમ માર્ગ દર્શાવનાર તે પવિત્ર સાધુ હતો એટલું જ નહિ, પરંતુ ભારતનું નવું સાહિત્ય, તત્ત્વજ્ઞાન, નીતિશાસ્ત્ર વગેરેના નવા સંસ્કાર સિંહલદ્વીપની પ્રજા પર પાડી તેણે એ દેશની પ્રજામાં નવી અને ઉન્નત સંસ્કૃતિ સ્થાપન કરી. સિંહલદ્વીપના કલાકૌશલ્યને બુદ્ધ-ધર્મની અસર થઈ નવો જ વેગ અને બલ પ્રાપ્ત થયાં.

જે સ્થળેથી મહેન્દ્રે રાજા તિસ્સને ધર્મોપદેશ કર્યો તે ખડક આજ પણ મહીન્તલેમાં મોજૂદ છે. મહેન્દ્રને રહેવાનો મઠ, બુદ્ધ સાધુઓના વિહાર, અન્નક્ષેત્રો, ઔષધાલય, પાઠશાળાઓ, યાત્રીઓનાં વિશ્રામસ્થાનો, તેમને ખાવાપીવા માટેનાં સ્થળો, તળાવો વગેરે અનેક સ્થાનોના અવશેષો આજ પણ મહીન્તલેમાં જોવામાં આવે છે. તે સમયના રાજાઓ રોગગ્રસ્ત મનુષ્યોનાં દુઃખનિવારણ માટે પોતે જાતે વૈદકનો અભ્યાસ કરતા અને રોગનિવારણનું કાર્ય એ ધાર્મિક કાર્યોમાં બહુ મહત્ત્વનું ગણાતું.

રાજા બુદ્ધદાસ (ઇ. સ. ૩૪૧-૩૭૦) વૈદકમાં બહુ નિપુણ ગણાતો અને મનુષ્ય ઉપરાંત પ્રાણીઓનાં શરીરની પીડાનું પણ તે નિવારણ કરતો. તેને માટે કહેવાય છે કે, એક વખત રોગનિવારણનાં પોતાનાં ઔષધ તથા બીજાં સાહિત્ય સાથે એ જતો હતો ત્યારે રસ્તાની બાજુએ એક મોટા નાગને અતિશય પીડાતો તેણે જોયો. રાજાએ નાગને કહ્યું: "તારી પાસે આવી તારા રોગનું નિવારણ તો હું ન કરી શકું, કારણકે કુદરતી સ્વભાવ પ્રમાણે તું કદાચ મને ડસે." નાગે આ સાંભળી એક દરમાં પોતાનું માથું ખોસી દીધું. રાજાએ પાસે આવી નાગના શરીરમાંથી રોગગ્રસ્ત ભાગ કાપી કાઢ્યો, ઔષધ લગાડ્યું અને એ રીતે નાગના દુઃખનું નિવારણ કરી આગળ ચાલ્યો.

અત્યારના સમયમાં ખ્રિસ્તી ધર્મોપદેશકો દુનિયાના સર્વ ભાગોમાં ઇસ્પીતાલો અને અપંગાશ્રમો કાઢી જે પ્રકારનું ધર્મકૃત્ય કરે છે તે જ પ્રકારના ધર્મકૃત્યની પ્રથા બુદ્ધ સમયમાં

બુદ્ધભિક્ષુઓમા જોવામાં આવતી, અને માદા માણસની શુશ્રૂષા, રોગનિવારણઅર્થે ઔષધશાળાઓ અને બીજા ઉપચારો કરવાનુ કાર્ય બુદ્ધ સાધુઓનુ મુખ્ય કર્તવ્ય ગણાતુ. મનુષ્યના શરીરના દુ:ખો નિવારણ કરવાના પુણ્યકાર્યની આ ભાવના ખ્રિસ્તીધર્મમા બુદ્ધધર્મની અસરથી પ્રવેશ પામેલી જણાય છે

મહીન્તલેના અવશેષોમા મીસા પર્વતના લગભગ બે હજાર પગથિયા, સિંહગિરીય, નાગપોકુનમ્, કલુદીય પોકુનમ્, રાજગિરિલીન, રાજગિરિમક વગેરે મુખ્ય જોવા લાયક છે



. . "મણિ મન્દિર ' સ્તૂપમા પુનરુદ્ધાર કરેલી કેટલીક મૂર્તિઓ—અનુરાધાપુર.

અનુરાધાપુર અને મહીન્તલેના અવશેષો જોતા સિંહલદ્વીપની પ્રાચીન સમૃદ્ધિ જાહોજલાલી વૈભવનો ખ્યાલ આવે છે માઇલોના માઇલો સુધીના વિસ્તારમા મંદિરો, મઠો, વિહારો, સ્તૂપો વગેરેના અગણિત અવશેષો જોતા જણાય છે કે, બુદ્ધ ધર્મની પૂર્ણકલાના સમયમા આ સ્થળો અતિ રમણીય, સમૃદ્ધિવાન અને ધર્મપરાયણ રાજાઓના નિયત્રણ નીચે હશે

અનુરાધાપુરથી મોટરને રસ્તે લગભગ સિત્તેર માઇલ દૂર માતલે નામનું સ્થળ છે ત્યા પણ બુદ્ધ તીર્થસ્થળોના કેટલાક અવશેષ છે તેમા મુખ્ય "અલુ વિહાર" નામનુ છે આ સ્થળે ઈસ્વીસનના પ્રથમ સૈકામા બુદ્ધ સાધુઓની મોટી પરિષદ્ મળી હતી અને ત્યા બુદ્ધ ધર્મના સૂત્રો અને વિધાનોનો સગ્રહ જે ત્રિપીટકને નામે ઓળખાય છે તે લખવામા આવ્યો હતો

માતલે આવતા રસ્તામા વિજિતપુર નામનું એક પ્રાચીન સ્થળ આવે છે. ઇ સ પૂર્વે બીજા સૈકામા આ સ્થળ તામીલ લોકોના કબજામા હતુ દુટુગેમુનુ રાજાએ તામીલ લોકો સામે ભારે યુદ્ધ કરી તે શહેરનો કબજો લીધો આ યુદ્ધનુ અતિ સુદર અને સવિસ્તર વર્ણન મહાવશમા આપેલુ છે રાજાના પ્રિય હાથી કન્દુલને મુખ્ય દરવાજો તોડવા માટે નિયુક્ત કર્યો ત્યારે કિલ્લાનો બચાવ કરનારાઓએ તેના ઉપર ઉકળતો સીસાનો રસ રેડ્યો અત્યત કષ્ટ પામતો હાથી પાસેના તળાવમા બળતરા મટાડવા પડ્યો હાથીના

શરીર ઉપર મલમ ચોપડી રાજા ગેમુનુએ પોતાને હાથે તેના શરીર ઉપર કપડું લપેટ્યું. તે ઉપર પાડાના ચામડાનાં સાત પડવાળુ જાડું ઢાંકણ વીંટ્યું. અને તે ઉપર તેલ લગાડેલું ચામડું વીંટ્યું બળતરાની પીડાથી શાંત થયેલો હાથી ફરી પાછો દતૂશળોથી દરવાજા તોડવા મંડયો, અને પગના બળથી દરવાજાનો ઉમરો તોડી નાખ્યો. ઉપરની કમાન અને બુરજ તોડી નાખી હાથીએ સૂંઢમાં રથનું પૈડું લીધું અને દરવાજા ઉપર તેનાથી અત્યંત જોરથી પ્રહાર કર્યા. સૈનિકોએ પણ રથનાં પૈડાં અને બીજું જે હાથમાં આવ્યું તે લઇ દરવાજા તોડવામાં મદદ કરી અને એ રીતે દરવાજા તોડી શહેરમાં પ્રવેશ કર્યો અને માર્ગમાં આવતા પ્રત્યેક તામીલનો વધ કરતા ગયા.

વિજિતપુરના અવશેષમાં એક મોટો સ્તૂપ છે. ભગવાન બુદ્ધના ગાલના એક હાડકા ઉપર આ સ્તૂપ બનાવેલો છે. ઇ. સ. ના ચોથા સૈકામાં આ બનાવેલો ધારવામાં આવે છે. નેવું ફીટના ઘેરાવાનો અને ચાળીસ ફુટ ઉંચો આ સ્તૂપ ભવ્ય જણાય છે અને બુદ્ધ ધર્મનાં અતિ પવિત્ર સ્થળોમાંનો એક ગણાય છે.

વિજિતપુરની પાસે જ કાલવીવા અને બલાલુવીવા નામનાં વિશાળ તળાવો છે. આ બે તળાવોમાં થઇને અગીઆર અબજ ગેલન પાણી માય તેવી ગોઠવણ છે. છેક અનુરાધાપુર સુધી પાણી લઇ જવા માટે ચોપન માઇલ લાંબી એક નહેર આ તળાવોમાંથી ખોદેલી છે.

અનુરાધાપુરથી પૂર્વ તરફ જતાં લગભગ ચાળીસેક માઇલને અંતરે મિનરીયવીવા નામનું તળાવ આખા સિંહલદ્વીપમાં પ્રાચીન ઇજનેરી કળાના સૌથી અગત્યના સ્મારક તરીકે ગણાય તેવું છે. ઇ સ. ના ચોથા સૈકામાં આ તળાવ બાંધવામાં આવ્યું. ત્રીસ માઇલના વિસ્તારનું આ અતિ ભવ્ય સરોવર આસપાસના મુલકને ખેતીવાડી માટે અતિ ઉપયોગી સાધન હોવા ઉપરાંત સુંદરતા અને કલાના નમુના તરીકે પણ અદ્દભુત છે. –

મિનરીયવીવાથી અગ્નિકોણ તરફ લગભગ સોળ માઇલને અંતરે આવેલા પોલોનારૂવા નામના સ્થળમાં સિંહલદ્વીપના સ્થાપત્યના અનેક અગત્યના નમુના જોવામાં આવે છે. ઇ. સ. ના બારમા સૈકામાં પરાક્રમબાહુ નામના અતિ બળવાન રાજાના સમયમાં આમાંના ઘણા બનાવવામાં આવ્યા હતા એમ જણાય છે. રાજાના મહેલો, રાજમાલીગવ, નંદનવન, શીતલ માલીગવ, વીતડાગે (ગોળ મંદિર) નિઃશક લતામંડપ, સાત મહાલ પ્રાસાદ વગેરે ખાસ અગત્યનાં અને સુંદર ભવ્ય સ્થળો છે.

કોલંબોથી લગભગ ચુંવોતેર માઇલ દૂર ઇશાન તરફ સિલોનનું પ્રખ્યાત સ્થળ કેન્ડી આવેલું છે. ભગવાન બુદ્ધના એક દાંત ઉપર બાંધેલો સ્તૂપ અને મંદિર એ આ સ્થળનાં પ્રખ્યાત તીર્થસ્થાન ગણાય છે. કેન્ડીનુ બાંધેલું વિશાળ તળાવ, તેની આસપાસની રમણીય ટેકરી અને તેના ઉપર ફરતો રસ્તો, બોટેનીકલ ગાર્ડન્સ, મ્યુઝિયમ, હુનરશાળા તેમજ ચ્હા અને રબરનાં પુષ્કળ બગીચા તથા કારખાનાંને લીધે સિલોનમાં આ સ્થળ સૌથી વધારે અગત્યનું ગણાય છે. કેન્ડીના 'દનદ માલિગવ' (દંત મંદિર)નો મહિમા આખા સિલોનમાં સૌથી વધારે ગણાય છે; કારણકે બીજે સ્થળે એવાં મંદિરોમાં ભગવાન બુદ્ધના દેહના કોઇ અવશેષ ઉપર સ્તૂપ ચણી લેવામાં આવેલો હોય છે, ત્યારે અહીં એ દાંતને સુરક્ષિત રીતે ઢાંકવામાં આવ્યો છે અને દર વર્ષે એક દિવસે એનાં દર્શન કરાવવામાં

આવે છે એ દિવસ મહાપર્વનો ગણાય છે અને લાખો યાત્રીઓ ત્યાં એકઠા થાય છે. ભગવાન બુદ્ધના એક દાંતને એક રત્નજડિત સુવર્ણની દાબડીમાં રાખવામાં આવ્યો છે. આ દાબડી રૂપાની દાબડીમાં, તે તાંબાની દાબડીમાં, તે દાબડી કાંસાની દાબડીમાં, તે લોખંડની દાબડીમાં, લોખંડની દાબડી લાકડાની દાબડીમાં અને લાકડાની દાબડી પથ્થરની દાબડીમાં એમ દાબડીઓની પરંપરામાં આ પવિત્ર અવશેષને સંભાળપૂર્વક જાળવી રાખવામાં આવ્યો છે. એ આખા મોટા દાબડા ઉપર નાનું સ્તૂપના આકારનું ઢાંકણું છે તેની રોજ પૂજા થાય છે. એ સ્તૂપ ઉપર મૂલ્યવાન અલંકારો ચઢાવેલા છે. એ સ્તૂપના અલંકારો અને પર્વને દિવસે વપરાતી પૂજાની સામગ્રી—સોનારૂપાના રત્નજડિત અત્યંત કિંમતી અને અદ્ભુત સુંદર કારીગરીવાળાં પાત્રો વગેરે સામાન્ય રીતે જોવાનો પ્રસંગ મળતો નથી. અમે ગયા તે જ વખતે યુરોપથી કેટલાક મુસાફરો મંદિર જોવા આવેલા હતા. તેમને બતાવવા માટે સાથે કેન્ડીના વતની કેટલાક અમલદારો પણ આવ્યા હતા તેમને આ બધું વિગતવાર સમજાવી બતાવવામાં આવ્યું તે વખતે અમને પણ એ જોવાનો લાભ મળ્યો. સીલોનમાં છેલ્લા રાજા રાણીએ ભેટ આપેલા આ બધાં મૂલ્યવાન પાત્રો અને અલંકારો છે.

કોલંબોથી લગભગ ચાર માઇલ દૂર કેલીનિયા નામનું સ્થળ છે, ત્યાં એક વિહાર અને મંદિર છે. મંદિરમાં ખાસ આકર્ષક કાંઇ નથી. ભગવાન બુદ્ધની, વિષ્ણુની શેષશાયી મૂર્તિ જેવી મૂર્તિને કઢરૂપા પીળા રંગથી રંગીને કલાનો ધ્વંસ કરવામાં આવ્યો છે. ત્યાં પાસે વિહારમાં બહુ મૂલ્યવાન પુસ્તકોનો સંગ્રહ છે અને તેમાં ટીબેટની લિપિમાં લખેલાં બુદ્ધ ધર્મનાં આઠ હજાર દુર્લભ હસ્તલિખિત પુસ્તકોનો સંગ્રહ છે. તે ઉપરાંત બુદ્ધ સમયનાં રેશમી વસ્ત્ર ઉપર દોરેલાં કેટલાંક ઐતિહાસિક રંગીન ચિત્રો પણ રાખેલાં છે. આ સંગ્રહ સ્વામી દામોદરે અત્યત શ્રમ વેઠીને કરેલો છે.



ભગવાન્ બુદ્ધની અનન્તશાયી મૂર્તિ—કેલનિયા.

સિંહલદ્વીપ આ અને બીજાં અનેક તીર્થસ્થળો, અગણિત નાના મોટા વિહારો અને મંદિરો તથા યાત્રા વખતે એકઠી થતી લોકોની મેદની અને ઉત્સાહ જોતાં, બુદ્ધ ધર્મની

પ્રાચીન જાહોજલાલી, પ્રજા ઉપર તેની અસર અને સંસ્કાર અને પ્રાચીન સમયની ધર્મવિધિઓનું સચોટ ભાન થાય છે. બુદ્ધ ધર્મના અંતર્ગત સિદ્ધાંતો વિષે વિચાર કરતાં, એના રહસ્ય અને ભવ્ય કલ્પના વિષે મનન કરતાં જણાય છે કે, કુદરતી સંજોગો જેવાં કે વાતાવરણ, હવા, મહાવિસ્તારી ગીચ જંગલો, પ્રચંડ ઊંચાં વૃક્ષોની અનંત ઘટાઓ વગેરે લક્ષમાં લેતાં આ મહાન ધર્મનાં ગભીર મતોના મનન અને નિદિધ્યાસન માટે જોઈતી અનુકૂળતાવાળુ સ્થળ સિંહલદ્વીપ જેવું હિન્દુસ્થાનમાં એક પણ નથી. સિંહલદ્વીપનાં તીર્થસ્થળો જોતાં આ બધા વિચાર આવે છે તેની સાથે એ દેશની અર્વાચીન ધાર્મિક સ્થિતિ જોતાં અત્યંત દુઃખ થાય છે.

સંસારના ક્ષુદ્રલક સુખવૈભવની મોહજાલમાંથી બચી ગૂઢ ચિંતન દ્વારા જન્મ-જન્માન્તરની ઘટમાળ નિવારણ કરવાનો જે પરમ ઉન્નત સિદ્ધાન્ત અને જે ધર્મમંત્રો બુદ્ધ ધર્મમાં સ્થાપિત કરવામાં આવ્યા છે તેનો અર્વાચીન સિલોનમાં સર્વ રીતે લોપ થયેલો જણાય છે. પશ્ચિમની મોહક અને ઉપરના ડોળ દમામવાળી સર્વ રીતિનીતિ તથા રહેણી-કરણી સિલોનમાં પ્રચલિત થયેલી જોવામા આવે છે. મઠો અને વિહારોમાં વસતા સંન્યાસીઓ અને ભિક્ષુઓ કેવળ મોજશોખ અને એશઆરામમાં જીવન ગાળે છે અને જગતનાં પરમ ઉન્નત સત્ય પ્રગટાવનાર મહાન ધર્મનાં શાસનોનું પ્રતિક્ષણે જીવનમાં સર્વ રીતે ઉલ્લંઘન કરે છે. આવી અધમ સ્થિતિ શાથી થઈ હશે એનો નિર્ણય કરવો બહુ મુશ્કેલ છે. તીવ્ર વૈરાગ્યની ભાવના, પરકાલ અને પરજીવન માટેની તૈયારીનું જ લક્ષ્યબિન્દુ, દેહદમન, કઠોર વ્રતવિધાનો વગેરે ભાવનાવાળા ધર્મ સાથે મોહોત્પાદક, ઝગઝગાટવાળી, આકર્ષક, જીવનનાં સુખ સગવડ અને વૈભવની સર્વ સામગ્રી પુરી પાડતી અને તૃષ્ણાઓને સંતોષ આપનારી પશ્ચિમની સંસ્કૃતિના સંઘર્ષણનું આ પરિણામ હશે?

"ગુ"

× આ લેખના કેટલાક ભાગ માટે સત નિહાલસિંગના "The Relics of Old Ceylon" નામના નાના પુસ્તકની મદદ લેવામાં આવી છે.

# સ્વદેશી લશ્કર

સ્વરાજ વિષે ભાષણ કરનારા, લખનારાં અને સરકારની સાથ મસલત કરનારા નહદાઓ લશ્કરને વિષે કેટલા અજ્ઞાન હોય છે, અને છેક ગોળમેજી પરિષદની "રક્ષણ સમિતિ"માં મહાલનારા સભ્યો કેવી ભયંકર રીતે છેતરાયા છે તે વિશે મુંબઇના 'ક્રોનિકલ'માં ડૉક્ટર દાદાચાનજીના બે લેખ આવી ગયા છે. યુરોપની મોટી લડાઇ વખતે દાક્તર દાદાચાનજીને કમિશન મળ્યું હતું અને ત્યાર પછી હિંદી લશ્કરના વિષયનો એમણે અભ્યાસ કર્યો છે અને ઘણું લખ્યું છે. બિનલશ્કરી સૈન્ય એટલે ટેરીટોરિયલ, ઑફિસર્સ ટ્રેઇનિંગ કોર વિષે પણ એમણે ઠીક પ્રમાણમાં લખ્યું છે.

અંગ્રેજ પ્રજા અતિ મુત્સદ્દી છે અને જર્મન, ફ્રેન્ચ અને અમેરિકન સરકારોને પણ મુત્સદ્દીગીરીથી છેતરી શકે તે બીચારા બિનઅનુભવી ભોળા,ભદ્ર જેવા ગોળમેજીઆને છેતરે તેમાં શી નવાઇ! તેમાં વળી આ ગોળમેજીઆ તો ભિખારીની માફક ગમે તે ટુકડાથી ખુશ થવા તૈયાર હતા. વળી એમણે પોતે કબૂલ કર્યું છે કે તેઓ લશ્કરી વિષયથી અજ્ઞાત હતા, તેમને પટાવવાને કેટલી વાર લાગે?

હિંદી લશ્કર પાછળ હિંદી વાર્ષિક આવકનો અડધો ભાગ એટલે રૂા. ૫૫ કરોડ દર વર્ષે વપરાય છે. ગોળમેજી પરિષદના પ્રાથમિક નિવેદનમાં ૮૩ પાનાં છે, તેમાંથી માત્ર ૩ પાનાં લશ્કર વિષે છે અને તેમાંનું એક પાનું સમિતિના કાર્યનિર્દેશ તથા સભ્યોના નામથી ભરેલું છે. એ નિવેદનમાં જણાવ્યું છે કે "હિંદી લશ્કરમાં હિંદી અફસરોને (ટુકડીઓના અફસરો), રાખવા માટે તાત્કાલિક પગલાં લેવાં પણ તેમાં કેટલા અફસરોને કેટલા વર્ષોમાં તૈયાર કરવા તે જણાવી શકાયું નથી; કારણ કે સમિતિના ઘણા સભ્યો આ વિષયથી અજ્ઞાત છે." દાક્તર દાદાચાનજી પૂછે છે કે, અજ્ઞાત સભ્યો શા માટે એ સમિતિમાં રહ્યા હશે?

લશ્કરમાં ૩૦૦૦ ગોરા અફસરો છે અને આપણે ત્યાં દર વર્ષે ૨૦ થી ૫૦ અફસરો તૈયાર કરીએ તો ૮૦ વર્ષમાં બધા અફસરો હિંદી થઇ શકે ખરા. કેટલા વર્ષનો અભ્યાસક્રમ રાખવો અને કેટલા વર્ષમાં બધી ટુકડીઓના અફસરો હિંદી થઇ જાય તેની મુદત જણાવી શકયા નથી.

જ્યારે યુરોપમાં લડત જાગી ત્યારે દરેક ત્રણ મહિને ૫૦૦૦ અફસરોને ઇંગ્લંડની કોલેજોમાં તૈયાર કરવામાં આવતા હતા. જો હિંદી લશ્કરી કોલેજમાં ત્રણ વર્ષનો અભ્યાસક્રમ રાખ્યો હોય તો તેટલા વર્ષમાં ૩૦૦૦ માણસો તૈયાર કરી શકાય. પ્રશ્ન માત્ર ખર્ચ કરવાનો છે. દરેક મોટા ઇલાકામાં એક કોલેજ હોય અને તેમાં ૫૦૦ વિદ્યાર્થીઓને દાખલ કરાય પણ જેને નાચવું ન હોય તેને આંગણું વાંકુ પડયા વિના ન રહે. આજે આપણી યુનિવર્સિટીઓ દર વર્ષે ૮૦,૦૦૦ ગ્રેજ્યુએટો તૈયાર કરે છે એટલે અફસરોને તાલીમ આપવાનો પ્રશ્ન જરાયે અઘરો નથી. વળી તે કોલેજો ઉપરાંત આપણી સામાન્ય કોલેજોમાં ૫૦ થી ૧૦૦ અફસરો તૈયાર થાય. ગ્રેટબ્રિટન અને સંસ્થાનોમાં તેમ થાય છે. પણ એમ કહેવાય છે કે આપણા હિંદી અફસરોમાં પુરી લાયકાત નહિ આવે. ડૉક્ટર દાદાચાનજીએ અફસરો જોઇ રહ્યા છે અને કહે છે કે, ઇંગ્લંડના મેટ્રિક્યુલેટ પાસ થયેલા અને નાપાસ થયેલા

કચરામાંથી જે અફસરો પેદા થાય છે તેના કરતાં કોઇ પણ હિંદી ઊતરતા પ્રકારનો નહિ નીવડે. અને એટલું તો નક્કી છે કે જે અફસરો ત્રણ મહિનામાં તાલીમ લઇને કામ કરતા હતા તેના કરતાં ઊતરતા નહિ જ હોય.

આપણા ઘણા જ થોડા હિંદીઓ સમજતા હશે એવી ચોંકાવનારી હકીકત ડૉ. દાદાચાનજી પ્રગટ કરે છે. એમ ધારો કે ૩૦૦૦ લશ્કરી અફસરો તૈયાર થયા, તો તે માત્ર નોકરોના જેવા છે, અથવા સંચાના જેવા છે. સંચા હલાવનાર લશ્કર તો તદ્દન જુદું છે. સીમલામાં જે મુખ્ય કાર્યાલય (હેડ ક્વૉર્ટર્સ) છે તેમાં બધા અફસરો, કારકૂનો અને ઑર્ડર્લી એટલે નોકરો ગોરા હોય છે અને બધી સત્તા તેમના હાથમાં હોય છે. ત્યાં એક પણ હિંદીનો પગપેસારો થયો નથી. આખા લશ્કરની ચાવી અહીં છે. કરોડો રૂપિયાનો સ્ટોર લેવાય છે તે અહીંથી લેવાય છે. અહીંથી એક હુકમ નીકળે તો લાખો માણસોનો ભૂકો થઇ જાય. ગોળમેજી પરિષદના નિવેદનમાં આ કાર્યાલય અને સ્ટાફને હિંદી કરવા વિષે એક શબ્દ પણ નથી. સ્ટાફ કોલેજોમાં હિંદીઓને દાખલ કરવા અથવા તેની જુદી કૉલેજ કાઢવા વિષે એક શબ્દ નથી, એટલે ૩૦૦૦ ગોરાને બદલે ૩૦૦૦ હિંદી આવે તોપણ તે પૂતળાં જેવા રહેવાના.

એમ ધારો કે, સ્ટાફની અંદર પણ ધીમે ધીમે હિંદીઓ કોઇ દિવસ પગપેસારો કરશે તોપણ લક્ષમાં રાખવાનું છે કે હિંદી લશ્કરી કાર્યાલય લંડનની વૉર ઑફિસના હુકમ પ્રમાણે વર્તે છે. હિંદી લશ્કર હિંદીઓને માટે નથી, હિંદના હિતને માટે નથી, હિંદની બહારના પ્રદેશોમાં બ્રિટિશ હિતને માટે લડયાં કરે છે. આજે આ લશ્કરને હિંદી કાયદા લાગુ પડતા નથી, તેનો ખર્ચ હિંદમાં પડે છે પણ કાયદા નિબંધો બ્રિટનના છે, તેને કાલે ચીન તો પરમ દિવસે ઇજિપ્ટમાં મોકલે. જે લશ્કર પર કોઇ પણ હિંદી સરકારની સત્તા નથી, જેને વાઇસરૉય નહિ પણ વ્હાઇટ હાલમાંથી હુકમ મળે તે લશ્કર હિંદી શી રીતે કહેવાય? અને સ્વરાજનું લશ્કર કેવી રીતે કહેવાય? આ સત્તા મેળવવા માટે ગોળમેજી પરિષદના નિવેદનમાં એક હરફ પણ નથી.

આ બધી ભારે મુશ્કેલીઓ છે; પણ જ્યારે હિંદી વિદ્યાર્થીઓને કોલેજોમાં દાખલ કરવામાં આવશે ત્યારે રાજાઓના, જમીનદારોના, લશ્કરી અને પોલીસ અફસરોના છોકરાઓને બહુ મોટી સંખ્યામાં દાખલ કરવામાં આવશે, અભણ વર્ગને લેવામાં આવશે, ભણેલા નહિ; જે કોમોમાં રાજકીય જાગ્રતિ નથી તેવાને ઉત્તેજન મળશે, એટલે તેમના બાપવાલીઓને પણ દબાવી દેવાનું એક હથિયાર આ સરકારના હાથમાં રહેશે.

પણ આપણા જુવાન "સ્વરાજીઓ" કહેશે કે બાર મહિનામાં સરકાર તો આપણી થશે એટલે આ બધી મુશ્કેલીઓ ટળી જશે; પણ સ્વરાજ તો હજી બહુ દૂર છે, એટલે એ આશ્વાસન નકામું છે.

સર કલોડ જેકબ જે પહેલાં અહીંના કમાન્ડર-ઇન-ચીફ હતા તે લખે છે કે કાર્યદક્ષતા અથવા ધારેલું કામ કરી શકે એ શક્તિ અથવા વ્યવસ્થા એ લશ્કરનું પહેલું અને એક લક્ષ હોય લશ્કરને હિંદીમય કરવાની યોજનાથી તે ઘટશે, તેથી લશ્કરને બહુ જ ધીમેથી હિંદીમય કરાવી શકાશે. બહુ જ ધીમે એટલે ૨૦ વર્ષે હોય અથવા ૨૦૦ વર્ષે પણ હોય— સેનાપતિ જેકબ ૨૦૦ વર્ષ નહિ પણ ૧૦૦ વર્ષની મુદત ધારતા હોય એમ લાગે છે.

હિંદી લશ્કરને હિંદીમય કરવામાં મોટા વાંધા છે. જેકબ માને છે કે, હિંદીઓ જ નિષ્પક્ષ અંગ્રેજો રહે એવું ઇચ્છે છે. જ્યારે હિંદુમુસ્લીમ કોમીય ઝગડામાં ગળાં કપાતાં હોય ત્યારે અંગ્રેજો વિના કેમ ચાલશે?

હિંદી ગોરા લશ્કરનું કામ નીચે પ્રમાણે છેઃ—

(૧) પરદેશી પ્રજા હિંદ પર હુમલો કરે તે સામે રક્ષણ.

(૨) સરહદ પર રહેતી પ્રજા—ખાસ કરીને વાયવ્ય ખૂણામાં રહેતી પ્રજા-સામે રક્ષણ.

(૩) જ્યારે પોલીસ શાંતિ અને વ્યવસ્થા ન જાળવી શકે ત્યારે સરકારને મદદ કરવા, અને

(૪) જે હિંદી (સ્વદેશી) લશ્કર છે તેને વફાદાર રાખવા માટે.

સર જેકબનો અભિપ્રાય એવો છે કે, આખા લશ્કરની તાલીમ, શિસ્ત અને વિશ્વાસપાત્રતાનો આધાર અફસરોના "મેસ" એટલે જમવાની કલબના વાતાવરણ પર છે. એ મેસમાં તેમનું ચારિત્ર ઘડાય છે. પણ આ હિંદીઓ નાનપણમાં પરણેલા આવશે એટલે કુટુંબ સાથે રહેશે. વળી હિંદુમુસલમાનો સાથે ન પણ જમે. બાર ભૈયા અને તેર ચોકા જેવો ઘાટ થાય એવા સૈન્યમાં સંઘબળ શું હોય? માટે ઘણાં ઘણાં વર્ષો સુધી અંગ્રેજી સિપાઇ, અંગ્રેજી અફસરો, અંગ્રેજી બધું રાખવાની અનિવાર્ય આવશ્યકતા છે. તેમ કર્યા વિના છૂટકો નથી અને હિંદીમય કરવાની વાત ગલત અને નુકસાનકારક છે.

આપણે એમ ન માનવું કે આ એક ઘરડા નોકરશાહીનો અભિપ્રાય છે. અંગ્રેજો એને જરૂર ટેકો આપશે. કેટલો આપશે તે જોવાનું રહ્યું.

સુમન્ત મહેતા

તા. ક. હિંદના લશ્કરના ગાજી કમાન્ડર-ઇન-ચીફ સર ક્લોડ ડબ્લ્યુ. જેકબે 'રાજકીય બંધારણમાં સુધારો અને હિંદનુ લશ્કર' એ વિષે એક લેખ લખી બહાર પાડ્યો છે. હિંદનું હિંદીઓનું બનેલું લશ્કર અને હિંદનું વિલાયતી એટલે કે ગોરૂં લશ્કર એ બન્નેનું પ્રમાણ એવું હોવુ જોઇએ કે હિંદી લશ્કરને બ્રિટિશ રાજ્ય તરફની વફાદારીમાં ગોરૂં લશ્કર મક્કમ રાખી શકે! હિંદમાં લશ્કરને શુ કામ કરવાનું છે તે વિષેના ઉપર જણાવેલા ચાર મુદ્દાઓમાં આ છેલ્લો મુદ્દો સૌથી અગત્યનો છે, અને તેથી જ હિંદના લશ્કરને હિંદી બનાવવા સામે આ લોકોનો અને બ્રિટિશ સરકારનો સખ્ત વિરોધ છે. હિંદના લશ્કરમાં હિંદીઓને એવી રીતે જ ગોઠવવા કે જેથી હિંદી લશ્કરની Efficiency કાર્યદક્ષતા કે કર્તવ્યપરાયણતા કે શિસ્ત જરા પણ મોળી કે ઢીલી ન પડે! આ એફિશીઅન્સીનો અર્થ શો હોઇ શકે તે કોઇ સાધારણ સમજુ હિંદીને કહેવું પડે તેમ નથી. સર ક્લોડ જેકબ કહે છે કે આ પ્રકારના હિંદના લશ્કરના બંધારણને લઇને જ હિંદ ઉપર પરદેશોથી સ્વારીઓ ચડી આવી નથી. હિંદ પર નાદિરશાહ જેવા લૂંટ કરવા આવતા નથી, પણ બ્રિટિશ સરકારની દરેક ક્ષણે ચાલતી લૂટ નાદીરશાહ જેવાની લૂંટ કરતાં પણ વધારે ખરાબ છે, અને હિંદને વધારે પાયમાલ કરે છે. આ લૂંટને કાયમ રાખવા જ તેમને લશ્કરની મદદની જરૂર છે. ૧૮૫૭ માં બ્રિટને હિંદને નિઃશસ્ત્ર કર્યું, અને કેળવણીમાં પછાત રાખ્યા છતાં હિંદના લશ્કરમાં જોડાવાનો પોતાનો જન્મસિદ્ધ હક્ક હિંદ આજે માગે છે, ત્યારે સરકાર અને સરકારી નોકરી કરી ગએલા માજી. અમલદારો એમ કહે છે કે લશ્કરમાં ભરતી થઇ શકે પરંતુ તે હિંદની લડાયક પ્રજામાંથી જ, રાજપુત, જાટ, મરાઠા

વગેરેની જ ચુંટણી થઇ શકે, સાધારણ વાણીઆ બ્રાહ્મણમાંથી નહિ. પણ—સરકારનો કુતર્ક આગળ ચાલે છે—આ કોમો ભણેલી નથી, કેળવાએલી નથી, અને લશ્કરમાં ઊંચે પાયરીની નોકરીઓ માટે અતિશય બુદ્ધિશાળી માણસ જોઇએ તેથી—રાજપુત, જાટ વગેરે બિન-કેળવાએલી કોમોને અત્યંત ધીમે ધીમે જ લશ્કરમાં ઊંચી નોકરીઓ આપી શકાય. અલબત્ત કેળવાએલા "પંડિતો" કે વાણીઆ બ્રાહ્મણને તો લશ્કરમાં લઇ શકાય જ નહિ, કારણ તે લડાયક કોમો નથી! સર ક્લૉડ જેકબ જેવા પણ અંગ્રેજી કહેવત ભૂલી જતા લાગે છે કે Put a man in his uniform and he will shoot his mother—માણસને લશ્કરી પોશાક પહેરાવો, અને પછી જુઓ કે એની માને પણ ગોળીથી મારે છે કે નહિ. તો પછી કેળવાએલા માણસો લશ્કરમાં શા માટે ન આવી શકે?

પણ ખરી હકીકત એ છે કે સરકાર કેળવાએલા વર્ગને લશ્કરી તાલીમ આપી લશ્કરમાં મોટી નોકરીઓ આપતાં ડરે છે. માત્ર બુદ્ધિની કેળવણી આપી બુદ્ધિના જ ક્ષેત્રમાં "પંડિતો" કે કેળવાએલા ચળવળીઆઓ સરકારને આટલા રંજાડે છે તો પછી માત્ર શબ્દોની દલીલની સાથે સાથે સીસા જેવી ભારે દલીલનો પણ ઉપયોગ હિંદીઓ જાણે તો તો આ ભલી સરકારની હયાતી માટે એ કેટલુ જોખમકારક થઇ પડે! અત્યારે પણ સરકારના મનમાં ઊંડે ઊંડે એમ જ છે કે તમે દલીલો ભલે ગમે તેટલી કરો પણ છેવટની દલીલ અમને આવડે છે, તે એ કે અમે કહીએ તે શાબ્દિક હુકમ માન્ય ન રાખો તો ભગજમાં આઉંસ અરધો આઉંસ સીસું ભરવું પડે, કે જેથી તમે ઝટ સમજી જાઓ. અને લશ્કરની કાર્યદક્ષતાનો અર્થ પણ આ જ છે. સર ક્લૉડ જેકબ કહે છે—'જો લશ્કરની એફિશીઅન્સી—કાર્યદક્ષતા જળવાઇ રહે—તો હિંદના લશ્કરને હિંદી બનાવવા સામે કશો વાંધો લઈ ન શકાય. પણ આખા પ્રશ્નની ગૂંચ—એ કાર્યદક્ષતામાં આવી રહી છે. "Efficiency is the crux of the whole problem. No one would complain about increased Indianisation, if it could be certain that "real efficiency" were maintained." આ Real efficiency—સાચ્ચી કાર્યદક્ષતા કઇ?

સમજતાં બહુ વાર લાગે એમ નથી. સરકાર હુકમ આપે કે નિઃશસ્ત્ર અસહકારીઓ કે અહિંસક રીતે કાયદો તોડી બેઠો બળવો કરનાર પ્રજા સામે ગોળીઓ છોડો-ત્યારે દરેક હિંદી સિપાઇએ પોતાના જ દેશી ભાઇઓ સામે ગોળીઓ છોડી તેમના પ્રાણ લેવા! આ કાર્યદક્ષતા લશ્કરી સિપાઇનું વફાદારપણું-અને એ બધું બ્રિટન હિંદની લૂંટ ચાલુ રાખે તે માટે જ!! ઘરવાલ ભાઇઓની ટુકડી આમ કરવા ના પાડે, તો તે મહાન અનીતિ-demoralisation of the army-લશ્કરમાં પેસતો મોટો રોગ કે સડો! પણ અહિંસક લડતે આજે તો આખી દુનિયાને દેખાડી આપ્યું છે કે સત્ય અને નીતિ કોના તરફ છે-સ્વાતંત્ર્ય માટે લડતી અહિંસક હિંદી પ્રજા સાથે કે માત્ર પોતાના સ્વાર્થી ચૂસને નીભાવવા ગમે તે રીતે લોહી રેડવા તત્પર એવા બ્રિટન સાથે! સર ક્લૉડ જેકબ સાહેબ તો એમ પણ કહે છે કે હિંદીઓમાં નૈતિકબળ અને પ્રમાણિકપણું પણ નથી. ઇતિહાસ તો સાક્ષી પૂરે છે જ કે જે હિંદનું બ્રિટિશ રાજ્ય જુઠ્ઠાણાં અને ખોટા દસ્તાવેજો ઉપર જ રચાએલું છે; તેના કોઈ પણ મોટા હોદ્દેદારને હિંદી પ્રજા સામે આ રીતના આક્ષેપો મૂકવાનો હક નથી!

આપણી માગણી તદ્દન સીધી છે, અને તે એ કે હિંદના લશ્કરમાં જોડાઇ હિંદનું રક્ષણ કરવું.




હું પહેલેથી માનતો આવ્યો છું કે આપણા પ્રાચીન શાસ્ત્ર ઘડનારા બ્રાહ્મણો અને હાલના અંગ્રેજો બન્ને એકસરખા છે. મને પોતાને માનવવંશશાસ્ત્ર ઉપર આસ્થા નથી જો કે મારા એક મિત્રે માનવંશશાસ્ત્રના જે કેટલાક મહાન સિદ્ધાન્તો બતાવ્યા તે મને બધાને કહેવાની ઇચ્છા તો થાય છે. તે કહે કે બ્રહ્મા નવા નવા સૃષ્ટિ કરવા બેઠા, અને જરા બિનઅનુભવી, એટલે તેમણે પહેલો ઘાણ નાંખ્યો અને જરા પાક્યો ન પાક્યો તેવો કાઢી લીધો. એટલે એ ઘાણના માણસો ભજિયાંની પેઠે તદ્દન કાચાં અને સફેદ રહ્યાં તેમાંથી, આ યુરોપની ધોળી પ્રજાઓ થઈ પણ બ્રહ્મા જરા બુદ્ધિશાળી ખરા, તેમને સમજાયું કે આ ઘાણ કાચો રહ્યો એટલે બીજો ઘાણ ખૂબ વાર રાખ્યો, તે બળી ગયો તેમાંથી આ આફ્રિકાની કાળી પ્રજાઓ થઈ. ત્રીજા ઘાણમાં બહુ સાવચેત રહ્યા, તોપણ પેલી બળી ગયાની બીક તાજી હતી, એટલે પૂરતો વખત થોભી ન શક્યા, અને ઘાણ કાઢી નાંખ્યો તેમાંથી પીળી પ્રજા થઈ. તે સફેદ અને કાળી કરતાં અલબત્ત સારી પણ તોપણ જરા કચાશ ઉપર ખરી. પછી તો બ્રહ્માજી બરાબર હોશિયાર થયા, ઘાણ કાચો પણ ન રાખ્યો અને બળવા પણ ન દીધો, અને બરાબર પાકો થયે કાઢ્યો, તે આપણી હિંદની આર્ય પ્રજા. આ બાબત હું માનવાને તૈયાર હોઉં તો એક જ કારણથી, કે તેમાં હિંદ અને એશિયાવાસીઓને માટે સારુ કહેલ છે. ઘણાં ખરાં શાસ્ત્રોમાં, અને ઉપશાસ્ત્રો (Pseudo-sciences)માં તેના સિદ્ધાન્તો ખરાખોટા માનવાનું એક જ કારણ હોય છે કે તેનાં નિગમનો પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે આપણી ખુશામત કરતા હોય છે. કેટલાક ઘણા જ કુશળબુદ્ધિ પુરુષો તો એથી પણ આગળ જઈને કોઈ પણ શાસ્ત્ર જેટલે અંશે પોતાના લાભની વાત કહે, પોતાને સારું લાગે તેવું કહે, તેટલે અંશે જ તેને માને છે; વિરુદ્ધ કહે ત્યાં તે શાસ્ત્રને ખોટું માને છે. આ બાબતમાં હાલના ભણેલાઓ જૂના દેશીઓ કરતાં મન ઉપર વધારે સંયમ અને કાબુ બતાવે છે. જૂનો માણસ જ્યોતિષ અને સામુદ્રિકને માને છે, પણ તેને આખાને માને છે; મંગળ નડતો હોય તો મગળનું નિવારણ શાસ્ત્રોક્ત રીતે કરે છે. હાલનો કેળવાયેલો માણસ પૂર્વની પશ્ચિમની બન્ને રીતે હાથ જોવરાવે છે, જ્યોતિષ જોવરાવે છે, અને બન્નેમાંથી પોતાના લાભનું હોય તેટલું જ સાચું માને છે, પણ મગળનું અનુષ્ઠાન કરવાનું આવે કે મૃત્યુંજયનો જાપ કરાવવાનો આવે ત્યારે સુધરેલો બની કશું જ કરતો નથી અને આવાં

શાસ્ત્રોમાં પોતે માનતો નથી એમ માને મનાવે છે ઘણા તો સ્પષ્ટ કહે છે કે જ્યોતિષ સારું કહે ત્યારે આપણો ઉત્સાહ વધારવા તે માનવું, પણ ખરાબ કહે ત્યારે તેના ઉપર વિશ્વાસ જ ન રાખવો આ નિરક્ષીર વિવેક વેદાન્તે પણ નહિ કર્યો, ભાષ્યે પણ નહિ વિચારેલો છે આ રુચિ-અનુકૂલ શ્રદ્ધા રાખતા કદાચ તે પશ્ચિમના માણસો પાસેથી શીખ્યા એ લોકો, શરીરશાસ્ત્ર કે ઇતિહાસ કે માનસશાસ્ત્ર કે સમાજશાસ્ત્રમાંથી એમ સાબીત થાય કે સફેદ ચામડીવાળા ગની કે કાળી ચામડીવાળા માણસો કરતા ઉત્તમ છે, તેમનામાં શરીરબળ વધારે છે, વ્યવસ્થાશક્તિ વધારે છે, તેમની સસ્કૃતિ વધારે વિકસિત કે પ્રગતિવાળી છે ત્યારે ઘણા જ ખુશ થાય છે અને તેવા પુસ્તકો વાચવાની આખા જગતને ભલામણ કરે છે તેને લીધે લેખકો પણ એવા નિગમનો-વાળા પુસ્તકો જ લખે છે અરે કાળી ઉધેઈ કરતા સફેદ ઉધેઈ વધારે બળવાન છે, સફેદ ઉધેઈ કાળી ઉધેઈ પાસે પોતાનુ કામકાજ કરાવે છે એટલુ જ સાબીત થાય તોપણ ખુશ થઇ જાય છે અને ભવિષ્યમા કાળા રીંછ કરતા સફેદ રીંછ વધારે સારુ, કે કાળા કાગડા કરતા સફેદ કાગડો વધારે સારો, કે લાલ મરચા કરતા સફેદ મરચો વધારે બળવાન એમ કોઇ સાબીત કરી આપે તો તેને મોટામા મોટુ ઇનામ પણ આપે. તો પછી આ માનવવંશ વિષેનો બ્રહ્માનો ખુલાસો, જેમા હિંદી અને એશિયાવાસી વિષે સારુ કહેલુ છે, તે હુ કેમ ન માનુ?

પણ તે સિવાય હુ માનવવશશાસ્ત્રને જરા પણ માનતો નથી એમનાં નાકના અને મોના માપો અને મોના ખૂણા ઉપર મને જરા પણ વિશ્વાસ નથી એમના માપો ખોટા છે એમ મારુ કહેવુ નથી, પણ પાચ આઠ કે દશના માપ ઉપરથી કોઇ રગવે તે સાચુ કેમ મનાય? હજી તેણે મારા શરીરના કે તમારા શરીરના માપો ક્યા લીધા છે આમ માપો ઉપરથી કઇ સાબીત કરી શકાતુ હોત તો આપણા પૂર્વજોએ માપ ઉપરથી જ વર્ણો અને નાતો ન ઠરાવ્યા હોત? શુ તેમને માપના લેતાં આવડતુ? પણ તેમને ખાત્રી હતી કે બ્રાહ્મણના અને ઢેડના માપો સરખા આવશે જ અને તથી માપોથી નાતોમા ગોટાળો ન થઈ જાય માટે તેમણે માપો ઉપર જરા પણ આધાર ન રાખતા માત્ર નાતો માટે નાતો ઉપર જ આધાર રાખ્યો અરે બુદ્ધિ કે શીલ કે કુશળતા કે શાય કે એવા આ ચલ જગતના કોઇ પણ ચલ અંશ ઉપર આધાર ન રાખતા વ્યવહાર માત્ર નાત જે અચલ છે, તેના ઉપર રચ્યો તેને જ જન્મસિદ્ધ માની એટલે આ માપ ઉપર મને વિશ્વાસ નથી

છતા જ્યારે જોઉં છુ કે સમાજવ્યવસ્થા કરવામા હાલના અગ્રેજો અને પ્રાચીન શાસ્ત્રકાર બ્રાહ્મણોની બુદ્ધિ એક જ પ્રકારની છે ત્યારે માનવા લલચાઉં છુ કે બન્ને કદાચ આર્યો હશે. હમણા સમાજવ્યવસ્થાના આવા કેટલાક દાખલા મારા જોવામા આવ્યા છે. બ્રાહ્મણોએ જેમ નક્કી કર્યું છે કે બ્રાહ્મણના નામને છેડે જ શર્મા આવે, ક્ષત્રિયના નામને છેડે વર્મા આવે વૈશ્યને ગુપ્ત આવે અને શૂદ્રને દાસ આવે બ્રાહ્મણ બીજાને લખે ત્યારે આશીર્વાદ લખે પણ દાસ બ્રાહ્મણને આશીર્વાદ ન લખી શકે. અમુક અમુક જગાએ શૂદ્રો ન જઇ શકે, માત્ર બ્રાહ્મણ જઇ શકે વગેરે તેમ જ આપણા અગ્રેજ આર્યો પણ એવા જ નિયમો ઘડવા લાગે છે વરસ ઉપર જ્યારે લૉર્ડ અર્વિને ગાંધીજીને પત્ર લખ્યો અને છેવટે Yours sincerely ' એટલે આપનો સાચા દિલથી ( મિત્ર ) ' એમ લખી નીચે સહી

કરી ત્યારે ઇંગ્લંડમાં ભારે ધમાલ થઇ ગઇ. કારણકે અંગ્રેજ વાઇસરૉયથી કોઇ પણ દેશીને એમ લખાય જ નહિ. વાઇસરૉયથી એમ પહેલા પુરુષમાં 'હું છું' એમ કરીને પત્ર જ ન લખાય. જેમ દર્શન કરવા જઇએ ત્યારે આપણને દેવ પોતાને હાથે તો પ્રસાદ તરીકે ફૂલ કે સાકર ન આપે, પણ આપણાથી પ્રત્યક્ષ રીતે આપણે હાથે લેવાય પણ નહિ, પણ તેનો પૂજારી જ આપણને બધું આપે, જેમ અંબાજીની માનતા ભયો કરનારા દ્વારા જ પહોંચાડી શકાય તેમ, અથવા તેને કંઇક મળતી રીતે, વાઇસરૉય સાહેબને જે કંઇ આપણને કહેવું હોય તે તેમના સેક્રેટરીદ્વારા જ કહી શકે. કદાચ આ શિષ્ટાચારનો એવો પણ અર્થ હશે કે વાઇસરૉય સાહેબથી કોઇના 'સાચા દિલથી મિત્ર' પણ ન થઈ શકાય! એવો જ એક બીજો બનાવ હમણાં પાછો બન્યો. ગાંધીજી સીમલે વાઇસરૉયને મળવા ગયા ત્યારે તેમના મકાન સુધી ઠેઠ મોટરમાં બેસીને ગયા!!! હવે એ રસ્તે કોઈ કાળા માણસથી મોટરમાં બેસીને જવાય જ નહિ. એ બનાવથી આખું ઇંગ્લંડ ખળભળી ગયું છે! એમ થવાથી એ રસ્તો અપવિત્ર થતો હશે કે રાજ્યને અપશુકન થતા હશે તે હું જાણતો નથી. પણ તેમનો કકળાટ જોતાં કઇક માઠુ થઇ ગયું હોય એમ લાગે છે.

પણ એક બાબતમાં મને અંગ્રેજો હજી પૂરા આર્ય જણાતા નથી. તેમના વિધિનિષેધ આપણા જેવા છે એ ખરુ, પણ તે વિધિનિષેધનો ભંગ થાય ત્યારે શું કરવું, તેનું નિવારણ શું, અથવા તેનું પ્રાયશ્ચિત્ત શુ તે તેઓ સમજતા નથી. આપણાં શાસ્ત્રો એમ વધારે આગળ પડતાં અને દીર્ઘદૃષ્ટિવાળાં છે. સમુદ્રગમન ન થાય, અનાર્યને ન અડાય, એ બધુ ખરું, પણ જો એમ થઇ ગયું હોય તો તેનું પ્રાયશ્ચિત્ત થઇ શકે. અપવિત્ર વસ્તુ પવિત્ર થઇ શકે છે. કહે છે કે જયપુરના મહારાજા (અલબત મરહુમ) ઇંગ્લંડ ગયા ત્યારે આખી સ્ટીમરને ગોમૂત્રથી પવિત્ર કર્યા પછી જ તેમાં બેઠા હતા. પણ ગાંધીજી નિષિદ્ધ રસ્તે મોટરમાં બેસીને ગયા તે પ્રત્યવાયના નિરાકરણ માટે શું કરવું, રસ્તો વ્હીસ્કી કે બ્રેન્ડી કે એવા કોઇ ચાહોથી છાંટવો, કે એ મોટર હાંકનારનો લાઇસેન્સ લઇ લેવો, કે ગાંધીજીને સજા કરવી ત ગબંધી અંગ્રેજ સ્મૃતિકારો કશુ જ કહી શકયા નથી. પ્રાયશ્ચિત્તથી આપણે આપણું પાપ મટાડી શકીએ એ કલ્પના જ અંગ્રેજોમાં નથી. એટલે જ તેમનાં શાસ્ત્રો પ્રમાણે પુરુષ ઉપર પાપનો ભાર વધતો જ જાય છે, કદી પાપ ઓછું થઇ શકે જ નહિ. પાપની સજા શાશ્વત નરક છે એટલે પછી બીજાં પાપોથી એ સજા વધી જ ન શકે, એટલે કે એક વાર પાપ કર્યા પછી બીજાં પાપો ન કરવાને કશું કારણ ન રહે! આપણે પ્રાયશ્ચિત્તની સગવડ એટલી બધી વધારી દીધી કે હંમેશ પાપ કરતાં છતાં કોઇને જરા પણ પાપ ઉધાર બાજુમાં ન રહે!

એક બીજું જોતાં પણ એ જ વિચાર આવે છે. આપણા બ્રાહ્મણો હાલ જેમ પહેલાં કેવો ધર્મારો થતો, બ્રહ્મભોજન થતું, ગુસ્તાનો થતાં તે સંભારી સંભારીને કકલાણ કરે છે, તેમ જ અંગ્રેજો હાલ પોતાનો માલ હિંદમાં નથી ખપતો તેથી કકલાણ કરે છે. જેમ અત્યારે અસ્પૃશ્યોને મદદ કરવાના ઉપાયો થાય છે ત્યારે કેટલાક બ્રાહ્મણો દલીલ કરે છે કે જો બધી નાતો તમારે મન સરખી હોય તો બ્રાહ્મણોને મદદ કરવાની સંસ્થાઓ કાઢોને, તેમ જ અંગ્રેજો અત્યારે કહે છે કે તમારે સ્વરાજમાં અમારી સમાન થવું હોય તો અમને તમારા સ્વરાજમાં વેપારના સમાન હક્કો આપોને!!

× × ×

પ્રસ્થાનના તંત્રી ઉપર એક ભાઇએ નીચે પ્રમાણે લેખ લખી મોકલ્યો છે. પ્રસ્થાનના તંત્રી એટલે અહીં રા. વિ. પાઠક સમજવાનું છે' કારણકે તેના બીજા તંત્રી હાલ બહારગામ ગયેલા છે. હવે આ તંત્રી વિશે મને પૂરી ખાત્રી છે કે તંત્રીમાં વસેલી નૈસર્ગિક ક્રૂરતા વડે તેઓએ આ લેખનો નાશ જ કર્યો હોત આ પ્રજાસત્તાક રાજ્યોના જમાનામાં પણ તંત્રી કોઇ વિલક્ષણ આપખુદ સત્તા ધરાવે છે; જોન બુલ જેમ વેપારનાં નાકાં દબાવીને બેઠો છે, તેમ તંત્રીઓ વિચાર–પ્રસિદ્ધિનાં બધાં નાકાં દબાવીને બેઠા છે. દાણ લેનાર ઘણી વાર માલ આગળ જવા દેતો નથી, પાછો જવા દેતો નથી, અંદરથી લૂંટી લે છે, ઘણાને રોકી રાખે છે, ઘણાને દાણ લઇ જવા દે છે, ઘણાને દાણ વિના જવા દે છેઃ તેમ જ બરાબર તંત્રી, ઘણા લેખોને જવા દે છે, ઘણા પાસેથી લેખ પાછો મોકલવાની ટીકીટરૂપે દાણ લે છે, ઘણાને, પાછા મોકલે છે, ઘણાને તો પાછા ન મોકલતાં રોકી રાખે છે, ઘણાને ખોઇ નાંખે છે, ઘણાને બગાડે છે, ઘણામાંથી પોતે ચોરી કરીને રાખી લે છે, અને ઘણી વાર જેમ દાણનો નોકર નધણિયાતો માલ કહી વેચી નાંખે છે તેમ લેખોને પણ લેખકના નામ વિના ગમે ત્યાં છાપી મારે છે. પણ એ તંત્રી સાથેના મારા આત્મીય સંબંધને લીધે તેઓ મને કોઇ કોઇ વાર તેમના લેખોની વ્યવસ્થામાં ગરબડ કરવા દે છે. તે પ્રમાણે આ ચર્ચાપત્ર તેઓ પાછું મોકલે અથવા (એટલો પણ વિવેક બતાવવાને બદલે) ફાડી નાંખે તે પહેલાં તે મારા હાથમાં આવ્યું, એ ચર્ચાપત્રના લેખક મારા ઓળખીતા નીકળ્યા, (તંત્રી ઓળખાણ જેવું આ દુનિયામાં કાંઇ રાખતો નથી) એટલે પ્રસ્થાનમાં સ્વચ્છન્દને માટે જે અવકાશ મને મળ્યો છે તેમા તેને સ્થાન આપુ છુ.

આમ કરવામાં એ લેખકભાઇને ખાસ નુકસાન જતું હોય એમ હું માનતો નથી. ગણવું હોય તો એક બાબતનું કદાચ નુકસાન ગણાય. સ્વૈરવિહાર શુદ્ધ કલાનું સ્વરૂપ છે; શુદ્ધ કલામાં સત્ય કે અસત્ય હોતુ નથી, કારણકે સત્યાસત્યની દૃષ્ટિ નીતિની છે અને નીતિદૃષ્ટિ એ કલામાં મોટામાં મોટું પાતક છે. એટલે વાંચનારા કદાચ આ ચર્ચાપત્ર એ લેખકભાઇનું છે એમ માનવાની ના પાડે. પણ તેમ થાય તોપણ લેખકે તેમાં નુકસાન ન ગણવું જોઇએ. તેમનુ ચર્ચાપત્ર તદ્દન નાશ પામત તેના કરતા સ્વૈરવિહારના આવે તો શું ખોટું છે? જૂની હોપની વાંચનમાલામાં એક પાઠ હતો–બે બાઇડીઓ અને એક છોકરાનો.' બે બાયડીઓ એક જ છોકરાની માતા હોવાનો દાવો કરતી હતી કોઇ બે પુરુષોએ પિતા હોવાનો આવો દાવો કર્યો હોત તો ચલાવી લેવાત. અંગ્રેજી ભાષા, જેમાં ઘણું ગંદુ ચાલી શકે છે, તેમાં એક કહેવત છે કે 'માતૃત્વ એ હકીકત છે, પિતૃત્વ એ અભિપ્રાય છે.' બે વિરુદ્ધ અભિપ્રાયો ચાલી શકે છે, અરે, અનેક વિરુદ્ધ અભિપ્રાયો ધારણ કરવા તેમાં તો બુદ્ધિની સમૃદ્ધિ ગણાય છે! પણ બે વિરુદ્ધ હકીકત ચાલી શકતી નથી. એટલે આ બે બાઇઓ કાજી પાસે ગઇ. કાજીએ જોયું કે આ બાબત કોઇ રીતે પુરાવો મેળવી શકાય તેમ નથી, ત્યારે તેણે કહ્યું કે આ છોકરાને ઊભો ચીરો અને દરેક બાઇને એકેક અરધિયું આપો. ત્યારે ખોટી માતાએ હા પાડી, પણ સાચીએ છોકરો મરી જાય તેના કરતાં ખોટી દાવેદારને તે મળે તેને માટે સંમતિ આપી. હવે એ વારતામાં પછી કાજી સાચી માતાને આ સંમતિ ઉપરથી ઓળખી છોકરો આપે છે પણ તેની સાથે મારે નિસબત નથી. મારે કહેવાનું એ છે કે ચર્ચાપત્રના લેખક જે

તેના સાચે જ ઉત્પાદક હશે તો પોતાનો લેખ નાશ પામે તે કરતાં પોતાના કર્તૃત્વ સંબંધી શંકા પડે તેવી સ્થિતિમાં પણ તે સ્વૈરવિહારમાં છપાય તેને સંમતિ આપશે જ. ન આપે તો તો પછી એ એના ખરા ઉત્પાદક નથી જ તો! હવે આ લેખ સંબંધી મેં એવડી લાંબી પ્રસ્તાવના કરી છે કે તમને બધાને તેને વિશે ખૂબ જિજ્ઞાસા થઇ હશે.

## એક સૂચના.

**મહેરબાન તંત્રી સાહેબ "પ્રસ્થાન":—**

સવિનય જણાવવાનું કે મને નીચેનો વિચાર સ્ફુર્યો છે. તે આપની સમક્ષ રજૂ કરું છું. અને તેને "પ્રસ્થાન"ના "ચર્ચાપત્ર" ના વિભાગમા પ્રસિદ્ધ કરશો એવી આશા રાખુ છુ.

આપણું ગુજરાતી સાહિત્ય, અગણિત લેખકોથી ઉભરાઈ ગયું છે; તે તો સુવિદિત છે. તેમા કુમારિકા, પરિણીત, યુવક, બાળક, વૃદ્ધ વગેરેનો સમાવેશ થાય છે; મને એમ લાગે છે કે દરેક લેખક, પોતાના નામ હેઠળ, પોતાની ઉમર દર્શાવે તો, સાહિત્યરસિક સમાજને, લેખક અને લેખ વિષે અભિપ્રાય બાધવામા અતિ સુગમતા પડે.

લેખ કૃતિ ને લેખક ઉત્પાદક છે. બન્ને વચ્ચેનો નિકટ સબધ સહેજે કલ્પી શકાય એમ છે. એટલે અમુક કૃતિનો લેખક, અમુક ઉંમરનો છે, એમ સમાજ જાણે ત્યારે તે વધુ તુલનાત્મક દૃષ્ટિથી લેખો વાચતા અને વિચારતા શીખી જશે. દાખલા તરીકે સાક્ષર શ્રી. છગનલાલ હરિલાલ પંડયા અત્યારે વૃદ્ધાવસ્થામા મુસાફરી કરી રહ્યા છે, પણ તેમની "પ્રેમ"ની વાર્તાઓ કોઈ અંકુરિત યુવક લેખકની કલમને પણ પાછળ પાડી દે એવી હોય છે આ બાજુ સાક્ષરશ્રી વૃદ્ધ છે, એ સત્ય કયા સમસ્ત સમાજ તો ન જ જાણતો હોય, એ દેખીતુ છે, એટલે તેમણે એવી વાર્તાઓના લેખક તરીકે તો ખાસ, નામ હેઠળ, ઉમર દર્શાવવી જોઇએ. સાક્ષાર શ્રી. પંડયા આ વાચે તો માફ કરશે. એવી આશા પહેલેથી જ "રીઝવ" કરી લઉ છુ.

દર્શાવેલ ઉમર ઉપરથી, સહેજે અનુભવ, જ્ઞાન અને શક્તિનું બાહ્ય માપ કલ્પી શકાય છે. ગહન વિષયો ચર્ચતા રા. "કૌમુદીકાર" યુવાન હશે અને "સુરદાસ" જેવી રસિક વાર્તાના લેખક "દ્વિરેફ" સાહેબ, ત્રીજા આશ્રમના દ્વારની સાંકળો ખખડાવતા હશે, એ ઉમર દર્શાવ્યા વિના કલ્પી જ ન શકાય.

"પ્રસ્થાન"નો લેખકવર્ગ આ નવીનતા સ્વીકારી લે, અને નિયમિત પોતાના નામ હેઠળ-પછી ભલે તે નામ કાંઈ 'તખ્ખલુસ' હોય કે મૂળ-સત્ય ઉમર લખવી શરૂ કરી દે. આશા રાખું છું કે મારી આ શોધ (!) અથવા સૂચના અફળ તો નહિ જ જાય. સાથે સાથે મને આવો વિચાર કેમ સ્ફુર્યો, તે મારી નીચે દર્શાવેલ ઉંમર ઉપરથી, કલ્પવું બહુ અઘરુ નથી જ. હાલ એ જ.

લિ...... સ્નેહાંકિત

અમદાવાદ
૮ : ૬ : ૧૯૩૧

પુરુષોત્તમ ખો. વોહાણુના
સસ્નેહ વંદેમાતરમ્
ઉ. વ. ૧૯

હવે આ ચર્ચાપત્ર છપાવવામાં જોડણી મારી ઇચ્છાનુસાર કરવાની મેં છૂટ લીધી છે. તે તો ક્ષમ્ય છે એટલું જ નહિ પણ, મારી પહેલાંના એક સમર્થ દાખલાથી, ન્યાય્ય છે. શ્રીયુત નરસિંહરાવે એક લેખ ગુજરાતશાળા પત્ર માટે લખેલો પણ જોડણીના

"આ-તાપે સર્વ ચાતે, વિરસ થઇ જતા, આખરે સાભરી એ,
ઝાલીને એક હાથે, ગુખશું મુખ ધરી, ચક્ષશી સ્વાદ લીધો,
ત્યા તો અગો બધાગે, સ-જડ પુલકિયા, મોથી સીત્કાર વહ્યો !"
' વ્હાલી શુ ભેટ ચૈ કે ? " "અરર નહિ નહી, નીકળી કેરી ખાટી !"

ટાઇમ્સ ઑફ ઇન્ડિયા દરવરસ ઉનાળામા કેરી ઉપર એકાદ લેખ લખવાનુ જ (આ વખતે તો ખબર નથી, પણ એવો લેખ આવ્યો હશે એમ માનુ છુ ) તે અગ્રેજ લોકોનો જીવનની ચીજોમા રસ બતાવે છે તો મારે પણ કેરી વિશે કેમ ન લખવુ ? કોઇ કહેશે કે આ તો જૂની સસ્કૃત ઢબે શૃગારને શ્લેષમા રાખી લખ્યુ તેમા શુ ? તો હુ કહુ છુ, તેમા ખોટુ શુ થઇ ગયુ ? તેથી તો શૃગારમા અને કેરીમા બન્નેમા જીવનરસ છે એમ સાબીત થયુ અને છતા એક વિશેષ વાત ટાઇમ્સ ઑફ ઇન્ડિયાનો લેખ લખનાર તો મીઠી હાફુસ કેરીઓ ખાઇને તે ઉપર લખે છે હુ તો ખાટી કેરી ઉપર પણ લખુ છુ, તો મારો જીવનરસ તેનાથી પણ અધિક ખરો કે નહિ ? !

હવે આ કાવ્ય ઉપરથી મારી ઉંમર વિશે જે ધારવુ હોય તે ભલે ધારો બાકી હુ તો છુ એનો એ,

"સ્વૈરવિહારી"




## અંગ્રેજ ઇતિહાસકારોની સત્ય શોધ (?)

ઇતિહાસકાર વિન્સેન્ટ એ. સ્મિથ[1] મહાશયે ભાંડારકર સ્મારક ગ્રંથમાં 'The Jain Teachers of Akber' એ મથાળાવાળા લેખમાં શ્રી હીરવિજય સૂરિની હકીકત આપેલી છે એમાં તેઓ 'સાફ' જાતિના હતા' એવું તેમણે કહેલું છે. એ સબંધી લખતાં તેઓ લખે છે કે:--

"The same inscription states that Hirvijaya belonged to the Sapha race" (પૃ. ૨૭૩)

તેમનું આ લખાણ જોયા પછી વિચાર થયો કે આ 'સાફ' જાતિ તે કઇ? જૈનોમાં એ નામની કોઇ જાતિ હોય એવું જણાતું નથી, તેમ જૈન સાધુઓમાં કોઇ એ નામની શાખા હોય એમ પણ દેખાતું નથી; ત્યારે સ્મિથે આ લખ્યું શી રીતે?

એ વિષે વધુ અન્વેષણ કરતાં માલૂમ પડ્યું કે, સ્મિથના પુરોગામી બુલ્હર મહાશય પણ હીરવિજયજીને 'સાફ' જાતિના જણાવે છે.

શત્રુંજયના કેટલાય શિલાલેખોમાં હીરવિજયજી અને તેમના શિષ્યોનું વર્ણન મળી આવે છે. તેમાંના એક શિલાલેખમાં હીરવિજયજી માટે નીચે જણાવેલું પછી વિભક્તિવાળું વિશેષણ આ પ્રમાણે લખેલું છે. "सुविहितसाधुसीरसागरप्रोल्लासितशीतपादानाम्"[2] તેનો અર્થ એ થાય છે કે "સત્ક્રિયાશીલ સાધુના સમુદ્રને ઉલ્લાસિત કરવામાં ચંદ્ર જેવા."

બુલ્હર સાહેબ આ વિશેષણમાંથી હીરવિજયજીની 'સાફ' જાતિ સાબીત કરે છે; પણ એ વિશેષણમાં હીરવિજયજીની 'સાફ' જાતિને સૂચવનારો શબ્દ કયાં છુપાયો છે તે મુદ્દલ જણાતું નથી. તેમ બુલ્હર સાહેબે આ વિશેષણ સિવાય બીજું કોઇ પણ પ્રમાણ તેમની સાફ જાતિ માટે જણાવેલું નથી.

---

૧ લખેલી પ્રતોના અક્ષરો બરાબર ન વંચાવાથી કેવા કેવા ભ્રમો થાય છે, એ વિષેનું એ[illegible] સન્મતિતર્ક'ની પ્રસ્તાવનામાં લખેલું છે. તેની લખવાની સામગ્રી મેળવતાં આ લેખની સામગ્રી મળી આવી છે.

૨ પ્રાચીન જૈન લેખ સંગ્રહ ભા. ૨, પૃષ્ઠ ૪૪ તથા અવલોકન પૃષ્ઠ ૯ ટિપ્પણ.

'હીરસૌભાગ્ય'માં લખેલું છે કે, શ્રી હીરવિજય સૂરિ પાલણપુરના રહીશ અને ઓસવાળ જાતિના હતા. તેમના પિતાનું નામ કુંવરજી (કુરા)શા, અને માતાનું નામ નાથીબાઇ હતું 'હીરસૌભાગ્ય'નો કર્તા દેવવિમળ છે, તે હીરવિજયજીને ઓસવાળ જાતિના જણાવે છે અને મહાન શોધક બૂલ્હર મહાશય તેમને 'સાફ' જાતિના ઠરાવે છે. માત્ર હીરસૌભાગ્યમાં જ નહિ, પણ હીરવિજયજીના રાસમાં અને હીરવિજયજીને લગતા બીજા ગ્રંથોમાં પણ તેમને ઓસવાળ જાતિના કહેલા છે. એટલે હીરવિજયજીની ઓસવાળ જાતિ હોવા વિષે કશો સંદેહ રાખવાનું કારણ નથી; ત્યારે બૂલ્હર મહાશયની કલ્પના પ્રમાણે હીરવિજયજીની 'સાફ' જાતિ માટે એક પણ પ્રમાણ જડતું નથી. એટલે આપણે શોધવાનું એ છે કે, બૂલ્હરે આ નવી શોધ કરી શી રીતે?

જે શિલાલેખ ઉપરથી 'સાફ' જાતિનો સૂચક શબ્દ તેમણે શોધ્યો છે તે શિલાલેખના વિવેચનમાં શ્રીમાન જિનવિજયજીના જણાવ્યા પ્રમાણે બૂલ્હર મહાશયને થયેલા લિપિભ્રમને[1] લીધે આ 'સાફ' જાતિની નવી શોધ થઇ છે.

પૂર્વોક્ત વિશેષણમાં સાન્ક શબ્દ વપરાએલો છે. તે સાધુના ન્ક નું ઉપરનું પાંખડું, બૂલ્હર મહાશયના ધ્યાનમાં ન આવવાથી તેમણે ન્ક ને ફ વાંચ્યો અને ઝટ લખી નાખ્યું કે હીરવિજયજી 'સાફ' જાતિના હતા.

જો એમણે એ વિષે સાધારણ પૂછપરછ કરી હોત, હીરવિજયજીને લગતા બીજા લેખો જોયા હોત અથવા દૂર ન જતાં તેમની સાથે કાર્ય કરનારા દેશી માણસોને પૂછયું હોત તોપણ તેમનો આ ભ્રમ આગળ ન વધતાં ત્યાં જ અટકત અને સમાધાન થઇ જાત.

સ્મિથ મહાશયે પણ પોતાના પુરોહિત બૂલ્હર સાહેબનું જોઇને જ હીરવિજયજીની જાતિ માટે ઉપર્યુક્ત અંગ્રેજી લખાણ લખ્યુ લાગે છે.

બૂલ્હર તો ચૂકયા, પણ જો આ સ્મિથે થોડીક જ તસ્દી લઇને હીરવિજયજીના બધા લેખો કાળજીથી જોયા હોત અથવા વધુ માથાફોડમાં ન ઊતરતાં તેમણે હીરસૌભાગ્યમાં આવેલા હીરવિજયજીના વંશને લગતા માત્ર બે ચાર શ્લોકો જોઇ લીધા હોત તોપણ તેમનો ખુલાસો થઇ જાત અને બૂલ્હરે શોધેલી ભ્રમવાળી કલ્પના તેમના હાથે તેમના એ નિબંધમાં આવું શાસ્ત્રીય રૂપ ન લેત; પણ અંગ્રેજ ઇતિહાસકારો પાસેથી આવી આશા રાખવી એ વધારે પડતું છે. તેઓ આજ સુધી હિન્દુસ્તાનના ઇતિહાસ સાથે સ્વચ્છંદથી ખેલતા આવ્યા છે. તેઓની પ્રકૃતિમાં સત્યશોધનને બદલે મત્તાનુ જોમ વધારે જણાય છે. હિન્દુસ્તાનનો ઇતિહાસ લખવાનો તેમનો ઉદ્દેશ હિંદુસ્તાનની ખરી સ્થિતિ રજૂ કરવાનો નથી, પણ હિન્દીઓની બુદ્ધિઓને આંજી, ભ્રાન્ત કરી રાજ્ય ટકાવવાનો છે, તે હવે કોઇથી છાનું રહ્યું નથી.

તેઓ વિચક્ષણ છે, વિવેચક છે, ઉંડી માહિતી મેળવી શકે એવા છે અને ખરેખરૂ શોધી સત્યને પ્રગટ કરવાને સમર્થ છે, છતાં હિન્દુસ્તાનનો ઇતિહાસ લખતી વખતે તો તેમણે તે વલણ સ્વીકાર્યું લાગતું નથી. આ હકીકત, બૂલ્હરના ભ્રમને ટકાવનાર સ્મિથ મહાશયની એ અંગ્રેજી પંક્તિઓ ઉપરથી જ સાબીત થાય છે.

---

૧ લિપિભ્રમના કારણથી બૂલ્હર મહાશયે આવી અનેક ભૂલો કરેલ છે. "आ दि शा ता" આ શબ્દનું ખરું વાચન आदिशाता છે; પણ બૂલ્હરે 'द'ની પૂર્વના હ્રસ્વઇના નિશાનને પડિમાત્રા સમજી અને द ઉપરના હ્રસ્વઇના વળાંકને दની માત્રા સમજી. એટલે તેમણે તે दि ને दै વાંચ્યો. આ ઉપરથી તેમણે જણાવ્યું કે, જૈનોમાં એક 'अदै' શાખા છે, જ્યારે વસ્તુતઃ એમ નથી.

(જુઓ પ્રાચીન જૈન લેખ સંગ્રહ—અવલોકન પૃ૦ ૧૪)

સત્યગવેષક વિદ્વાનોનો સ્વભાવ છે કે, તેમણે મૂકેલા વિચારો બુદ્ધિગ્રાહ્ય, સબળ પ્રમાણોથી ફેરફાર કરવાને યોગ્ય જણાય તો તેઓ પોતાના વિચારોને ફેરવવાને કદી ચૂકતા નથી. અંગ્રેજ ઇતિહાસકારો પાસેથી પણ સૌ આવી આશા રાખે, એ સ્વાભાવિક છે. અંગ્રેજોએ હિંદુસ્તાનના ઇતિહાસમાં આવું ઘણું લખ્યું છે, જે ફેરવવાને યોગ્ય સિદ્ધ થઇ ચૂક્યું છે; છતાં કોઇ માડીજાયો સત્યગવેષક અંગ્રેજ એ વિષે કલમ ઉપાડતો જણાયો નથી. અથવા એમ પણ હોય, કે એ બહાદુર અંગ્રેજોને આવી પીછેહઠ ન ગમતી હોય.

ફારબસ સાહેબે તો હેમાચાર્ય વિષે લખતાં હદ વાળી દીધી છે. તેમણે રાસમાળામાં લખી માર્યું છે કે, હેમાચાર્ય અંતસમયે મુસલમાન થયા હતા, પણ એનાં પ્રમાણ માટે કશું જ મૂક્યું નથી.

સત્તા, સામ્રાજ્ય અને રંગના મદ સિવાય આવું હડહડતું જૂઠાણું કોણ લખી શકે ? આ જોતાં તો આપણે સ્મિથને અને બૂલ્હરને ધન્યવાદ આપવો જોઇએ કે તેમણે પોતે ઉપજાવેલા 'સાફ' શબ્દની મુસલમાન ધર્મમાં પ્રચલિત 'સુફી' સાથે સરખામણી કરી અકબરના મિત્ર હીરવિજયજીને સુફી સંપ્રદાયના જાહેર ન કર્યા.

આવા અનેક ભ્રમો અંગ્રેજોએ આપણા ઇતિહાસમાં ઉભા કર્યા છે, તેથી હિન્દુસ્તાનના ઇતિહાસનું નવું સર્જન કરવા આપણે તેના મૂળ સાધનો સુધી પહોંચવું જોઇએ. તે વિષે સવિશેષ ઊહાપોહ કરીને, અગત્યની માહિતીઓ મેળવીને અને તુલનાદૃષ્ટિને સામે રાખીને આપણે આપણા દેશનો પ્રાન્તવાર અને સમાજવાર ઇતિહાસ તૈયાર કરવો જોઇએ.

તટસ્થ અને નિર્ભય રહીને આપણે વિધિયુક્ત પ્રયત્ન કરીશું તો થોડામાં થોડા અંગ્રેજોનાં એ ગપ્પો આપોઆપ જ અટકી જવાનાં.

ઇતિહાસમાં પ્રાન્ત કે સમાજની અસ્મિતા ભેળવવી ન ઘટે. તેમાં તો જે જેવું હોય તેવું જ સાચું આવે

હીરવિજયને તથા હેમચંદ્રને જૈન ગુરુ ધારીને તેમના વિષે થએલી અસંગત કલ્પનાઓની કોઇ ઐતિહાસિક ઉપેક્ષા કરે તો તે સાચો ઐતિહાસિક કહેવાય ખરો ?

હીરવિજય અને હેમચંદ્ર જેમના ગુરુ છે એ જૈનો એ ભ્રાન્ત કલ્પનાઓનું નિરસન કરશે એમ ધારવું એ પણ યોગ્ય નથી, કારણ કે જૈનો તો આ યુગમાં ખરેખરા જૈનો જ બન્યા છે. એટલે પોતાના ગુરુ તરફ કોઇના કોઈ પ્રકારના આક્ષેપોથી તેમનું રુવાડું ફરકે એમ નથી માટે ઇતિહાસને દેશનું ધન સમજીને પ્રત્યેક ઇતિહાસપ્રેમીએ હિન્દુસ્તાનના, ગુજરાતના કે સમાજના કોઇએ લખેલા ઇતિહાસમાં કોઇ પણ પ્રકારની અસત્ય અને ભ્રામક કલ્પનાને આગળ વધવા ન દેવી જોઇએ.

બેચરદાસ જીવરાજ દોશી.

## ખુલાસો

ગયા પ્રસ્થાનમાં ( પૃ ૭૧ કોલમ ૧ ), જ્ઞાત્યંતર લગ્નની નોંધમાં પ્રશ્નોરા ( ભોરાગા )નો ઉલ્લેખ છે, તે સંબંધી કેટલાક વાચકો તરફથી ચર્ચા અને પૂછપરછ થતાં જણાવવાનું કે, આ નાત ભોરાગા કે મોટા પ્રશ્નોરાને નામે ઓળખાય છે. સામાન્ય પ્રશ્નોરા[1] ગણાતી નાતથી આ નાત જુદી છે. તે નાતની સ્થિતિ સંબંધી વધારે માહિતી માટે જુઓ પ્રસ્થાન પુ ૨, પૃ ૧૬૧ લોકચર્ચા.

તંત્રી

[1] આ નાતની કંઈક વિસ્તારપૂર્વક હકીકત માટે જુઓ પ્રસ્થાન પુ. ૯ પૃ. ૩૧૪-૩૧૨

તંત્રી




**દીર્ઘાયુ કેમ થવાય ?** :—લેખક: ડૉ. પ્રભાકર ત્રિકમજી કોઠારી પાકુ પૂંઠુ મૂલ્ય રૂ. ૨)

પ્રજાના આરોગ્યને લગતા જ્ઞાનમાં વધારો કરનારા આ પુસ્તકને અમે સહર્ષ આવકાર આપીએ છીએ. વિદ્વાન લેખકે પુસ્તકને ત્રણ વિભાગોમાં વહેંચીને બને તેટલી માહિતી સરળ ભાષામાં આપી છે. હિંદીઓનું સરેરાશ આયુષ્યપ્રમાણ પ્રતિદિન ઓછું થતું જાય છે–એ પ્રશ્ન વાચકોની દૃષ્ટિ આગળ ધરીને એમણે આરોગ્યને લગતા પ્રશ્નો ચર્ચ્યા છે. યાંત્રિક યુગની આપણાં શરીરો પર થયેલી અસરો, કૃત્રિમ અને શહેરી જીવનનાં દૂષણો, તેમજ આપણા હાનિકારક સાંસારિક રિવાજોની શરીર પર થયેલી માઠી અસરો તેમણે આબેહૂબ આલેખી છે. ખોરાકને લગતી માહિતી પણ ઠીક ઠીક આપી છે. મનુષ્યની જીવન-મર્યાદા લબાવવાના છેલ્લામાં છેલ્લા વૈજ્ઞાનિક પ્રયોગોનો પણ તેમણે સાર આપ્યો છે.

સૌથી વિશેષ અગત્યની બાબત માનસિક સ્વચ્છતા ( mental hygiene ) પણ તેઓ વીસર્યા નથી. 'શરીરના ષડ્રિપુ' તથા "સોનેરી સંત્રા" આ બન્ને પ્રકરણો વારવાર વાંચવા લાયક છે.

આ ગ્રંથ તદ્દન સ્વતંત્ર ન હોતાં, એ અંગ્રેજી ગ્રંથોને આધારે લખાયલો છે. પરતુ આ દેશને લગતી હકીકતો લેખકે તેમાં ઉમેરેલી હેવાથી તે દરેકને વાંચવા યોગ્ય છે.

આપણું જીવન લંબાવવાને કયા કયા ઉપાયો લેવાવા જોઇએ તે પણ લેખકે સપ્રમાણ બતાવ્યું છે અને પ્રજા તેમજ રાજ્યની ફરજો યથાશક્તિ બતાવી છે. આમ કરવામાં સ્વાભાવિક રીતે જ તેમણે પ્રજાને ખંખેરી છે, જ્યારે રાજ્યને પંપાળ્યું છે.

> "આપણે અત્યારે દુનિયાની એક એવી સર્વોપરી અને અતિશય કેળવાયલી પ્રજાની સાથે સંબધમાં જોડાયા છીએ કે જેનુ પરિણામ હિંદુસ્થાનીઓને વાસ્તે સુખાકારી-ભરેલું અને લાંબી જીંદગીવાળુ અને દેશમાં આબાદી ભરેલું હોવું જોઇએ. તેમ નહિ, હોવાનું કારણ શું હશે ? મારા મત પ્રમાણે તો એમાં 'આપણો જ' દોષ છે. × × × બ્રિટિશ સરકાર પોતાથી બને તેટલું દેશમાં આરોગ્ય અને સુખાકારી વધારવા મહેનત કરે છે; પણ આપણા કમભાગ્યે આપણે તેનો ખરો ઉપયોગ લેતા નથી, અને ઊલટા એવા કામમાં અડચણ પહોંચાડીએ છીએ."

દાક્તરો જ્યાં સુધી દાક્તરો જ રહે ત્યાં સુધી સારુ. જ્યારે તેઓ વકીલ બને છે ત્યારે બાજી મારે છે ! ! રાવ બહાદુર દાક્તરનું દૃષ્ટિબિંદુ પ્રજાના દોષો તરફ વિશેષ ગયેલું હોવાથી તેમણે




## રાજકીય પરિસ્થિતિ

અત્યારની તહકૂબીની સ્થિતિ તે લડાઇની પણ નથી અને આખરી સ્વસ્થતાની પણ નથી. આ સ્થિતિમાં લડાઇના ઉત્સાહને અવકાશ નથી તેમ જ લાંબા કાર્યક્રમોનો ઉપક્રમ કરવાની સ્વસ્થતા પણ હોતી નથી. એટલે સામાન્ય રીતે આ સ્થિતિમાં અસંતોષ રહે.

પણ તેવા અસંતોષ ઉપરાંત અસ્વસ્થતાનાં બીજાં ઘણાં કારણો છે. રાઉન્ડ ટેબલ કોનફરન્સમાં આખા હિંદનો એક જ અભિપ્રાય મહાસભાના પ્રતિનિધિ તરીકે પૂ ગાંધીજી રજૂ કરી શકે તેમાં જ આપણી શોભા છે, તેમાં જ આપણુ બળ છે, પણ હજી સુધી આપણા મુસલમાન ભાઇઓ લઘુકોમ તરીકેના પોતાના હકો સંબંધી એકમત થઇ શકયા નથી. મુસલમાન ભાઇઓમાં મોટો ઉત્સાહી જુવાનવર્ગ અલગ મતદાર મંડળો નથી માગતા એ ઘણુ આશ્ચર્ય છે, પણ હજી કેટલાક જૂના મતના દુરાગ્રહથી અલગ મતદાર મંડળની માગણીને વળગી રહ્યા છે. આપણા મુસલમાન ભાઇઓ આ સંબંધી એક મત રજૂ ન કરી શકે તો રા. ટે. કોનફરન્સમાં જવું કે નહિ એ પ્રશ્નનો નિકાલ યોગ્ય થયો છે. પૂ. ગાંધીજીએ કહ્યું છે કે એ વિષયમાં એકમત ન થાય તોપણ પોતે કોનફરન્સમાં જશે અને તેમાં કોંગ્રેસનું દૃષ્ટિબિન્દુ સમજાવવા જેટલો ભાગ લેશે.

ગાંધીજીના આ નિર્ણયને કોંગ્રેસની વર્કિંગ કમિટિનો ટેકો છે પણ આ હિંદુ-મુસલમાન પ્રશ્નથી વધારે કટોકટીનો પ્રશ્ન તહકૂબીની શરતો સરકાર તરફથી પળાતી નથી તે છે. આ સંબંધી આખી પ્રજામાં ગંભીર અસંતોષ ફેલાયેલો છે. હજી કેટલાક કેદીઓને છોડયા નથી. કેટલીક ખાલસા કરેલી જમીન પાછી આપી નથી, હજી રાજીનામું આપેલ પટેલોને પટેલાઇ પાછી મળી નથી. અને તે ઉપરાંત મહેસુલ માફી અને તગાવી બાકીને માટે જપ્તીઓ થતી જાય છે અને વસુલાત થતી જાય છે. એક બાબત તો નક્કી છે, કે સરકારના અમલદારોમાં તહકૂબીથી થવો જોઇતો સદ્‌ભાવ જરા પણ દેખાતો નથી. જો છેવટની સુલેહ આ સરકારી અમલદારો સાથે જ કરવાની હોય તો સુલેહ નથી જ થવાની એમ માની ભવિષ્યના કાર્યક્રમનો વિચાર કરવો એ જ બાકી રહે. પણ સરકારી અંગ્રેજ અમલદારો જેમ એક તરફથી હિંદના પ્રતિનિધિ નથી, તેમ જ તે ઇંગ્લાંડના અભિપ્રાયના પણ પ્રતિનિધિ નથી. હિંદમાં નોકરી કરતો અંગ્રેજ ઇંગ્લાંડનાં ઉત્તમ માનસનો નમૂનો ન ગણી શકાય, એટલે એમના અભિપ્રાયો ઉપરથી ઇંગ્લાંડના અભિપ્રાયનું અનુમાન ન કરવું જોઇએ: અને તેથી સુલેહની શરતોનો પણ બને તેટલી ઉદારતાથી આપણે નિર્વાહ કરી લેવો જોઇએ. યુવકવર્ગ, અસંતોષ છતાં, ગાંધીજીની સાથે ઊભો રહ્યો છે તે સંતોષની વાત છે.

પણ ઇંગ્લાંડની સ્થિતિ પણ ખાસ આશાપ્રદ જણાતી નથી. ચર્ચિલ અને તેમના મળતિયાઓને હિંદની અને તેના નેતાઓની નિન્દા કરવા સિવાય બીજો કાંઇ ધંધો નથી લાગતો. મજૂર સરકારનું પોતાનું હાર્દ શું છે તે પણ જાણવું મુશ્કેલ છે. મિ. બેન સ્વરાજના અંકુશો

સંબંધીનાં પોતાનાં બે વિરુદ્ધ કથનોમાંથી કયું સાચુ તે પણ કહી શકતા નથી. અને એવી એવી મજૂર સરકાર પણ અત્યારે પાર્લમેન્ટમાં નિર્બળ છે. બજેટની બાબતમાં તે લિબરલો સાથે સલાહ કરવા પ્રયત્ન કરે છે અને હજી સુધી તે પ્રયત્નોમાં સફળ થવાની આશા બંધાઇ નથી.[1]

બીજી તરફથી આપણા દેશી રાજાઓએ સમવાય તંત્રમાં સંમતિ આપેલી તેમાંથી પણ કેટલાક હાલ ખસી જવાનો વિચાર કરે છે, એમ પતિયાલાના મહારાજાના ખબરપત્ર ઉપરથી જણાય છે દેશી રાજ્યો પ્રજાના હકો બંધારણથી ન સ્વીકારે ત્યાં સુધી સમવાય તંત્રની વ્યવહારુ મુશ્કેલીઓ પણ ઓછી નથી, અને તે તરફ તો કોઈ જ દેશી રાજા અત્યારે વિચાર કરતો નથી. દેશી રાજ્યોની પ્રજાઓ પોતાના હકોની બાબતમાં મક્કમ છે, અને દેશી રાજ્યો જો નહિ સમજે તો હાથે કરીને ખેમવાની ડાળ કાપશે, એમાં સંશય નથી.

તહકૂબીમાં દારૂ અને પરદેશી કાપડના ચોકી પહેરાનો હક પ્રજાનો કબુલાયો છે. દારૂના ચોકી પહેરામાં પણ, દારૂ વેચનારાઓ કાયદા બહાર જઈ ગમે ત્યાં દારૂ વેચે છે, અને ગમે તે વખતે દારૂ વેચે છે, તેને સરકાર કાયદેસર રીતે કશી નસિયત કરતી નથી એટલે સરકારની ઇચ્છા જ દારૂ પાવાની હોય એમ, અને સરકારે પોતે કબુમણુતે મને આ શરતો સ્વીકારી છે એમ જણાય છે.

પરદેશી કાપડ વેચાતુ લઇ દેશપાર કરવાની યોજના પગભર થઇ છે એ સંતોષકારક છે, પણ આપણા કાપડિયા ભાઇઓને પરદેશી કાપડ જ વેચવું છે, એ ગુજરાતને ઘણું જ શરમાવનારુ છે. આ સ્થિતિમાં ગામડે ગામડે સ્વદેશીનો સંદેશો પહોંચાડવાનું ભગીરથ કામ આપણા કાર્યકર્તાઓને માથે આવી પડેલ છે. કેટલાક જુવાન કાર્યકર્તાઓએ ગામડામાં જઇ આ કામ ઉત્સાહથી ઉપાડી લીધું છે તે જોતાં ઘણોજ સંતોષ થાય છે. ઓલપાડ, પારડી, બારડોલી વગેરે તાલુકામાં પ્રજોન્નતિનું કામ સંગીન પાયા પર ચાલે છે. પણ ગુજરાત આખાને પહોંચી વળે તેટલા જુવાનો હજી બહાર પડયા નથી. જુવાનોને માટે અત્યારે મહાન કામ કરી આપવાની સારી તક છે. પણ જે જુવાનો એ તકનો લાભ લેવા જેટલો ત્યાગ ન કરી શકતા હોય તેમણે માત્ર અભ્યાસ ન કરવાથી દેશકાર્ય કરાય છે, એમ માનવું એ આત્મપ્રતારણા છે. તેમણે ફરી લડાઈ જાગે તો તેમાં જોડાવાને તૈયાર રહી હાલ તુરત અભ્યાસમાં જોડાઇ જવું જોઇએ, એમ અમે માનીએ છીએ.

તા. ૧૮-૬-૩૧

૧. મજૂર સરકારને લીબરલો સાથે થીંગડિયુ સમાધાન થયું છે તેવા તાજા ખબર છે

## શુદ્ધિપત્ર

પૃ. ૭૯ ઉપર કાવ્યના મથાળા તરીકે 'ચક્રદૂત' છપાયું છે તે રદ કરીને, તેની નીચેના ભાગને જ એટલે 'કાલિદાસને' મથાળું ગણવું પૃ. ૮૧ ઉપર પણ એ પ્રમાણે સુધારો સમજી લેવો.

卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૧૨ અષાઢ: ૧૯૮૭

# પ્રો. લાસ્કી

## અને

## "આજ્ઞાપાલનની મર્યાદા"

ઇ. સ. ૧૯૨૮ ના મે-જૂનમાં લંડનમાં આવેલા સાદા જણાતા મકાનના એક ઓરડામાં ત્રીસેક વિદ્યાર્થીઓ બાંકડા ઉપર બેસીને એક શાંત અકૃત્રિમ વ્યક્તિનું વ્યાખ્યાન સાંભળી રહ્યા હતા. આ વ્યક્તિની બોલવાની શાંત શૈલી, સ્પષ્ટ ઉચ્ચાર, ભાવ પ્રમાણે બદલાતો અવાજ, એનો વિષય ઉપરનો કાબૂ, વિષયને બહુ જ સરળતાથી રજૂ કરવાની એની અજબ ઢબ, ઊંડા જ્ઞાન સાથે સંમિશ્રિત થએલી એની વિચારોની નિખાલસતા, આ સઘળું બધા વિદ્યાર્થીઓને મુગ્ધ કરતું હતું. ત્રીસે જણ વિચારોથી સભર એવા એ વ્યક્તિના શબ્દપ્રવાહને ચિત્રવત્ થઇ એકાગ્રચિત્તે સાંભળી રહ્યા હતા. એટલામાં ચોપડી બંધ થયાનો અવાજ આવ્યો. એ વ્યક્તિ ઊભી થઇ: "બસ, હવે આવતી કાલે. સાંજે, ફરી મળીશું ત્યારે; ગૂડ નાઇટ" કહી ઓરડામાંથી બહાર ચાલી ગઇ. વિદ્યાર્થીઓનો ધીમો ગણગણાટ શરૂ થયો. એક પછી એક તેઓએ પણ જવા માંડયું.

આ ત્રીસમાં હું પણ એક હતો. મેં બહારના વિદ્યાર્થી તરીકે અમુક વ્યાખ્યાનો સાંભળવા માટે "ફી" ભરી પરવાનગી લઇ લીધી હતી. જે વિચારો આ વ્યાખ્યાનમાં સાંભળ્યા તેને ગાંધીજીના "સત્યાગ્રહ"ના વિચારો સાથે કેટલું બધું સામ્ય છે! રાજકારણના વિષયમાં બહુ જ્વલંત અને તાત્ત્વિક ગણાતા આ વિચારો "સત્યાગ્રહ"માં કેવા સમાઇ જાય છે? એની પ્રતિભા કેટલી છે? એમ આશ્ચર્ય પામતો હું બધાના ગયા પછી છેલ્લો ઊઠયો ને મકાનની બહાર નીકળી મેં ઘર તરફ જવા માંડયું.

આ સાદુ મકાન તે લંડનની પ્રખ્યાત 'સ્કૂલ ઑફ ઇકોનોમિક્સ' અને આ શાંત અકૃત્રિમ વ્યક્તિ તે પ્રખ્યાત પ્રો. લાસ્કી.

આ વાતને બે વર્ષ વીતી ગયાં છે. ગયા વર્ષના છેલ્લા પાદમાં એક પુસ્તક પ્રગટ થયું. તેના વિચિત્ર આકર્ષક નામથી અને તેના લેખકની કાંઇક થોડી પીછાનથી તે મેં મંગાવ્યું. આ પુસ્તક તે "The Dangers of Obedience" અને તેના લેખક તે પ્રો. લાસ્કી.

આ પુસ્તકમાંનો પહેલો નિબંધ મેં વાંચ્યો અને વાંચતાં જ ઇ સ ૧૯૨૮ ના મે-જૂનમાં સાંભળેલાં વ્યાખ્યાનો એકદમ મારા મનમાં તાજાં થયાં. જાણે ફરીથી વિચારોથી ભરેલો એ શબ્દપ્રવાહ મારા કાનમાં—મનમાં—સતત પડતો ના હોય !

પ્રો લાસ્કી એ "લંડન યુનિવર્સિટી"ના પ્રોફેસર હતા હાલ અમેરિકાની "યેલ યુનિવર્સિટી"માં તેઓ અધ્યાપક તરીકે કામ કરે છે રાજકારણના વિષયમાં એઓ ઇંગ્લંડના એક જવલ્લેજ જોવામાં આવતા વિચારક છે તેઓ માત્ર વિદ્વાન નથી પરંતુ ખરેખરા તત્ત્વચિંતક છે. તેમની દૃષ્ટિ તત્ત્વવેત્તાની જેમ વિશાળ અને ગહન છે તેઓ હાલના રાજકીય અને સામાજિક બંધારણોને ઝીણવટથી તપાસી તેમાં રહેલા દોષો નિખાલસતાથી અને સ્પષ્ટતાથી આપણને બતાવી દે છે અને તે દૂર કરવાના ઉપાયો જરા પણ સંકોચ વિના સૂચવે છે તેમની દલીલો સીધી સરલ, સચોટ અને ન્યાયપુરઃસર હોય છે ઘણી વાર એમના સૂચનો વિનોદવાદથી ભરેલાં હોઇ આપણને ચોંકાવી મૂકે છે ખરી 'સમતા'ના તે ભક્ત છે તેમના વિચારો આપણને ઘણી વાર સ્તબ્ધ કરી મૂકે છે અને આપણા મનમાં હજારો વિચારોની પરંપરા ઉત્પન્ન કરતા જાય છે એમની વિદ્વત્તા લાક્ષણિક છે તેનો ઉપયોગ તે જરા પણ ખોટો ડોળ કે ઢોંગ કર્યા વગર કરી શકે છે આ સમર્થ વિચારક અને તેના વિચારોની અસર તળે એક વખત આવ્યા પછી આપણામાં દૃષ્ટિવિશાળતા આવ્યા વગર રહેતી જ નથી

એમણે એમના એ છેલ્લા પુસ્તકમાં એક વિકટ પ્રશ્નનો સુંદર ઉકેલ કર્યો છે સત્તા—પછી તે રાજ્યસત્તા હો કે બીજી કોઇ સત્તા હો—અને સામાન્ય જનને ઘણી વાર અથડામણમાં આવવું પડે છે આ અથડામણો ઘણા મહત્ત્વના મુદ્દાઓ પર હોય છે આવી અથડામણોમાં સત્તાધીશો હંમેશા ખરા નથી હોતા, અથવા ખરા હોય જ એમ માનવું ભૂલભરેલું છે ત્યારે આવા પ્રસંગોએ શું કરવું ? શું સત્તાવાળાઓએ સામાન્ય જનતાને દાબી દેવી કે પ્રજાજનોએ સત્તાની સામે બળવો કરવો ? સામાન્ય વ્યક્તિએ સત્તાની આપખુદીના અન્યાયો મૂંગે મોઢે સહન કરવા કે તેનો સામી છાતીએ સામનો કરવો ? સત્તાના ખોટા દોર સામે જો સામાન્ય જન સામો નથી થતો, જો તે મૂંગે મોઢે બધું સહન કરી લે છે તો તે એક એવી જાતની માનસિક જડતામાં જકડાઇ જાય છે કે તેમાંથી પોતાની જાતને છોડાવવી તેને અશક્ય થઇ પડે છે આ ઉપરાંત સત્તાધીશોની માન્યતા તો સબળ બને છે કે, આવા દોરથી જ પ્રજા પાંસરી રહેવાની પ્રજાની આવી જડતામાં સ્વતંત્રતા ખીલે જ ક્યાંથી ? જ્યારે આખી પ્રજા સ્વતંત્રતા પ્રાપ્ત કરવા મથી રહી હોય છે, જ્યારે જીવલેણ યુદ્ધ મંડાયાં હોય છે ત્યારે એવા પણ પડ્યા હોય છે, કે જેઓને આ બધું નકામું લાગે, ગાંડું લાગે આવા લોકો "પતંજલિ" અને "કેન્ટ" ના દાખલાઓ આપી દલીલો કરે છે કે, આવા મહાન પુરુષોએ પણ યુદ્ધ ચાલતાં હતાં ત્યારે તેમાં ભાગ લીધો ન હતો, તેઓ તો પોતાના કામમાં જ મશગુલ હતા, એમને યુદ્ધમાં જરાએ રસ નહોતો અધકચરા વિદ્વાનો અને કહેવાતા બુદ્ધિવાદીઓ આવા વલણના હોય છે પરંતુ તેઓ નથી સમજતા કે બધા કાંઇ "પતંજલિ" કે "કેન્ટ" નથી વળી એ મહાપુરુષોએ બતાવેલી "તટસ્થતા" એ કાંઇ મૂંગે મોઢે સત્તાનો જુલ્મ સહી લેવાની પ્રાણઘાતક 'ટેવ'ના કહેવાય "તટસ્થતા" અને "અવિચારી કબૂલાત" (acquiescence) વચ્ચે ઉત્તર અને દક્ષિણ જેટલો તફાવત છે પ્રો લાસ્કીએ તો "Studies in the Problems of Sovereignty" થી માંડીને તે

" Grammar of Politics " સુધી અને ત્યારપછીથી છેક " Liberty in the Democratic State " સુધીની પોતાની પુસ્તકમાલામાં કોઇ પણ સત્તાનાં આવા હક્કોને સાફ સાફ ઇન્કાર કર્યો છે.

પ્રો. લાસ્કીએ ચાર મુદ્દાઓ ખાસ સ્પષ્ટ કર્યા છેઃ—

૧ રાજ્ય સર્વસત્તાધીશ છે, એ વાત તદ્દન ખોટી છે. સમવાયી તંત્રવાળા સમાજમાં રાજ્ય માત્ર એક તંત્ર છે.

૨ રાજ્યે પણ બીજી સંસ્થાઓ અથવા તંત્રોની માફક પોતાની ફરજ અદા કરીને પ્રજાજનનો વિશ્વાસ અને પ્રેમ મેળવવાં જ જોઇએ. રાજ્ય માટે આ ખાસ અનિવાર્ય છે.

૩ કાયદામાં હુકમનું તત્ત્વ અથવા કાયદાનું ફરજિયાતપણું એ એનું ખાસ તત્ત્વ નથી, પરંતુ કાયદો એ એક એવી વસ્તુ છે કે જેમાં સામાજિક અનુભવો વ્યક્ત થાય છે. મનુષ્યેચ્છાઓ પૂરી પાડવાનું અને તેને નિયમનમાં રાખવાનું તે એક સાધન છે.

૪ જેમ વ્યક્તિની કિંમત તેના ચારિત્ર્યબળથી મપાય છે, તેવી જ રીતે રાજ્યની કિંમત પણ તેના ચારિત્ર્યબળથી જ અંકાવી જોઇએ.

એમનાં બે વર્ષ પૂર્વે સાંભળેલાં વ્યાખ્યાનો સાંભળતી વખતે અને એમના આ છેલ્લામાં છેલ્લા પુસ્તકમાંના ઉપરોક્ત મુદ્દાઓ વાચતી વખતે મને એક જ લાગણી થએલી. મને એમ જ લાગતું કે જાણે કોઇ ગાંધીજીના " સત્યાગ્રહ " ની મીમાંસા કરતું ન હોય !

પરંતુ આપણા દેશમાં તો " સત્યાગ્રહ "નું આચરણ થાય છે–ઓછું કાંઇ એ સુંદર રીતે પ્રગટ થએલાં પુસ્તક–' પોથીમાંના રિંગણા ' જેવું છે ? આવું નવું સર્જન જ્યારે આપણે ત્યાં થઇ રહ્યું છે ત્યારે હજી પણ " ફાસ્સીઝમ " ( ફાશીઝમ ) " સોવિયેટ રશિયા " અને " લીગ ઑફ નેશન્સ " તરફ એકીટસે આશ્ચર્યચકિત થઇ શું કામ જોઇ રહેવું ?

રાજકારણ વિષયના વિચારોમાં જે ખૂબ જ્વલંત, જીવતું અને સર્જક છે તે "સત્યાગ્રહ"માં છે કે નહિ એવી કોઇને કુશંકા થતી હોય તો તેને પ્રો. લાસ્કીનું આ પુસ્તક વાંચવાની મારી આગ્રહપૂર્વક ભલામણ છે.

પશ્ચિમના જૂના પુરાણા થએલા રાજકીય વિષયના મુદ્દાઓને પોપટની માફક બોલી જવામાં આપણે એવા ટેવાઇ ગયા છીએ કે આવાં નવાં વિચારવહેણો આવે છે ત્યારે આપણને તાજગી અને જોમ મળે છે.

આજ્ઞાપાલનની કિંમતની આંકણીમાં કેટલી બધી અતિશયોક્તિ થાય છે તેના ઉપર પ્રો. લાસ્કીએ ઠીક ભાર મૂકયો છે. અલબત્ત, તેની કેટલીક મર્યાદિત ઉપયોગિતા છે; પરંતુ અમર્યાદિત અને અંધ આજ્ઞાપાલનમાં કેટલો બધો ભય છે તે તેમણે સારી રીતે બતાવ્યો છે. એઓ લખે છેઃ " આપણે હમેશાં કહીએ છીએ કે પ્રજાની ( આપણી ) સમતિ ઉપર આધાર રાખતાં રાજ્યનાં કૃત્યો વાસ્તે પ્રજા ( આપણે ) જવાબદાર નથી. અમૃતસરની કતલ આપણને અમર કરતી નથી, બહુ બહુ તો તે સામે આપણે માત્ર મોંનો વિરોધ કરી બેસી રહીએ છીએ. આ આપણી ફક્ત વિઘાતક જડતા નથી, પરંતુ પ્રજા તરીકેની ' ફરજ–ચૂક ' છે. આપણી સલામતી ખાતર બીજે અન્યાય થતો હોય તે આપણે નીરાતે સાંખી લઇએ છીએ. આવું મૌન એ ' અવિચારી કબૂલાત ' છે અને આમ અન્યાયની સામે નહિ થવાની કુટેવથી આપણે આપણી પોતાની સ્વતંત્રતા ઉપર આવતી તરાપોને પણ જોઇ શકતા નથી. " આ એમના નિબંધનો મુખ્ય મુદ્દો છે.

તેઓ વારવાર ભાર મૂકી જણાવે છે કે —અન્યાયનો વિરોધ નહિ કરવાથી અને તેની સામે નહિ થવાથી, આપણે પોતાના ખરા હક્કો માટે લડનારને નિર્બળ બનાવીએ છીએ અને સત્તાના દોરને મજબૂત કરી મૂકીએ છીએ આવી મૂગે મોઢે સહી લેવાની, વિચાર વિના કબૂલી લેવાની ટેવ આપણામા નાશકારક જડતા ઉત્પન્ન કરે છે અને દરેક 'આપખુદી' આવી જડતા ઉપર જ નભી રહેલી હોય છે આવી વખતે આજ્ઞાપાલન ન કરવુ, આજ્ઞા તોડવી, એ એકલો આપણો હક્ક નથી, પણ ફરજ છે

ગાધીજીના ઉપદેશનુ સ્મરણ કરાવતા શબ્દોથી પ્રો લાસ્કી કહે છે કે –" જે કોઇ જૂઠાણાને, અન્યાયને કબૂલી લે છે તે કદી સ્વતત્ર રહેતો નથી " ગાધીજીના "સત્યાગ્રહ"ને સમાજહિતની વિરુદ્ધ ગણનાર ટીકાકારોને પ્રો લાસ્કીના નીચેના મતદર્શનથી જબરો આઘાત લાગશે પ્રો લખે છે કે –" રાજ્યકર્તાને, તેનુ ખરુ બળ શેના ઉપર આધાર રાખે છે,—પ્રજાની સંમતિ ઉપર—તેનુ ભાન કરાવવાનો જે આગ્રહ ધરે તે જ ખરા પ્રજાજન છે"

ગાધીજીએ ઘણી વાર કહેલુ છે કે રાજ્ય તેના પશુબળ ઉપર નથી ટકતુ, પણ પ્રજાના વિશ્વાસ, પ્રેમ અને સહકાર ઉપર ટકે છે. પ્રજાનો આ સહકાર બળાત્કારથી નથી મેળવાનો, પણ વિશ્વાસ સપાદન કરી મેળવાય છે અને જે ક્ષણે રાજ્યસત્તા આપખુદીથી વર્તે કે તે જ ક્ષણે આ સહકાર આપવો પ્રજાએ બધ કરવો જોઇએ

આમ પ્રો કહે છે તે વાજબી છે કે –" રાજ્ય પોતાના ચારિત્ર્યબળથી જ આજ્ઞા પળાવી શકે છે" રાજ્ય પોતાની પ્રજાના આત્મભાનના બળની સામે કદી થઇ શકતુ નથી પ્રજામા જ્યા 'આપખુદી'નો સામનો કરવાની ઇચ્છાશક્તિ નથી ત્યા જ 'આપખુદી' રહી શકે છે.

ઘણાને એમ લાગશે કે "આત્મભાન"ના આ સિદ્ધાતથી રાજકીય આજ્ઞાપાલન બહુ જ મર્યાદિત બની જાય છે અને સત્તાના દોરની સામે થવાની ટેવથી અરાજકતા વ્યાપવાની પ્રો લાસ્કી આ દલીલને આમાદ ઉરાડી દે છે તેઓ જણાવે છે કે —" જો કોઇ ઊંડા અન્યાયો થયા હશે તો જ લોકો સત્તાની સામે થશે અને ગમે તે ભોગે તે સત્તાને જડ મૂળથી ઉખેડી નાખશે" બર્કના કહેવા પ્રમાણે આવા અન્યાયોના પરિણામે જ બળવાઓ થાય છે પ્રો. લાસ્કીની પણ આ જ ચિકિત્સા છે, પણ તે વધારે સીધી, સ્પષ્ટ અને ચોટ છે અને તેટલા પૂરતી તે સ્વતત્રતાના સિદ્ધાતને મદદરૂપ છે પ્રો આખરે જણાવે છે કે –" શાતિ ગમે તે ભોગે મેળવી શકાય સુલેહશાતિ, નિયમ-વ્યવસ્થાના પ્રેમીઓએ જાણવુ જોઇએ કે મૃત્યુ પણ એક એવી જ શાતિ અને વ્યવસ્થા છે પણ આ કાઇ ધ્યેય ન ગણાય. વ્યવસ્થિત આજ્ઞાભંગ હમેશા અનીતિમય અન્યાયમાથી પરિણમે છે આવા અન્યાયો પ્રજા પાસે બળવાઓ કરાવે છે. માટે જ્યા જ્યા 'આપખુદી' દેખાય ત્યા ત્યા તેનો સખત વિરોધ કરવો જ કોઇનું પણ–રાજ્યનુ પણ–આંધળુ આજ્ઞાપાલન ન કરવુ જો આટલું નહિ કરીએ તો સત્ય, ન્યાય અને હક્કને હમેશ માટે વનવાસ ભોગવવો પડશે સ્વતત્રતાની ખરી કિંમત આવા વિરોધ કરવામા, 'આપખુદી'નો સામનો કરવામા જ છે દરેકનો આ ધ્યાનમંત્ર હોવો જોઇએ "

પ્રો લાસ્કીનુ આ પુસ્તક તેના આ પહેલા જ નિબધ માટે–જો કે તેમા બીજા નિબધો છે છતા દરેક વિદ્યાર્થીના ઘરમા હોવુ જોઇએ, એમ મારુ માનવું છે

ચૈતન્યપ્રસાદ દિવાનજી

# ગૂજરાતની વનસ્પતિઓ

## વનસ્પતિઓનો મહિમા

ઇમર્સન કહે છે ' Trees are imperfect men, ' અર્થાત્ વૃક્ષો એ અપૂર્ણ માનવીઓ છે ' આપણા પ્રાચીન ઋષિમુનિઓને તરુમહિમાની સારી પિછાન હતી ' તરુ ' શબ્દ જ કેટલો અર્થપૂર્ણ છે ! **तरन्ति आपद् अनेन इति तरु**[1] અર્થાત્ જેના વડે મનુષ્યો દુઃખ તરી જાય એ તરુ = ઝાડ આ એક જ અર્થમા તરુમહિમાના અનેક ગ્રંથોનો નિષ્કર્ષ આવી જાય છે[2]

હિંદુ સસ્કૃતિનો વિસ્તાર વૃક્ષપ્રચૂર વનમા થયો છે કવિવર રવીન્દ્રનાથ ઠાકુર હિંદુ સસ્કૃતિને ' તપોવનની સસ્કૃતિ '[3] કહે છે અને તે યોગ્ય જ છે જેટલુ ઊંચુ સ્થાન વૃક્ષોને હિંદુ-સાહિત્યમા અપાવવુ છે એટલુ બીજી કોઇ પણ પ્રજાના સાહિત્યમા અપાયલું નથી અને હોય પણ ક્યાથી ? બીજી પ્રજાઓની સસ્કૃતિનો વિસ્તાર વનમા નથી થયેલો મેદની માફક પ્રેયને નહિ પણ વીરની માફક શ્રેયને જ ઇચ્છનાર આર્યો જીવનરહસ્યના અટપટા કોયડા ઉકેલવાને વનમા જ સીધાવ્યા હતા હિંદુ સસ્કૃતિનું ચિત્ર જ્યારે કોઇ કલાકાર દોરશે ત્યારે તેને વન વિના નહિ ચાલે

અતિથિ પધારે ત્યારે તેની કુશળતા સાથે વૃક્ષોની કુશળતા પણ હિંદુ કવિઓ જ પૂછે વરતંતુ શિષ્ય કૌત્સને કુશળ સમાચાર પૂછતા રઘુ 'સુતનિર્વિશેષ આશ્રમપાદપો'ની ખબર પૂછે છે[4]

અને વૃક્ષોને વદન પણ હિંદુ કવિઓ જ કરે **यो देहमर्पयति चान्यसुखस्य हेतोः। तस्मै वदान्य गुरवे तरवे नमोऽस्तु ॥ ( भवभूति )** એ વદાન્ય ગુરુતુલ્ય તરુઓને અમારા નમસ્કાર ! કેવી અજબ ભક્તિ !

સૌંદર્યની મૂર્તિમંત પાર્વતીજીએ દેવદારના વૃક્ષનું ' અપત્ય વાત્સલ્ય ' કર્યું છે ગૌરીએ પોતાના હૃદયનો રસ પાઇને એ દેવદારુને ઉછેર્યું હતુ એ રસિક કથા કોણ નથી જાણતુ ? વન્ય ગજના કપોલઘર્ષણથી એ અપત્યતુલ્ય દેવદારની છાલ ઉઝરડાય છે ગૌરીને આ દૃસ્ય જોઇ ભારે દુઃખ થાય છે અને એથી જ એ તેની રક્ષા માટે શિવજીના કુમ્ભોદર નામના અનુચરને ત્યા આગળ રોકે છે ! આ આખોય પ્રસગ કેટલો ભવ્ય છે !

---

૧ અમરકોષના ટીકાકાર ક્ષીરસ્વામીએ આ વ્યાખ્યા આપેલી છે

૨ એક અમેરિકન ગ્રથલેખકે પણ વૃક્ષો માટે નીચેના ઉદ્ગારો કાઢયા છે " Soil formers, soil fixers, soil improvers, preventers of floods, sanitary agents, suppliers of natural blessing and beautifiers of the earth "

૩ જુઓ ' Message of the Forest ' નામનુ એમનુ મનનીય વ્યાખ્યાન

૪ आधारबन्धप्रमुखैः प्रयत्नैः संवर्धितानाम् सुतनिर्विशेषम् ।
कच्चिन्न वाय्वादिरुपप्लवो वः श्रमच्छिदामाश्रमपादपानाम् ॥

( रघुवंश )

જર્મન, ગ્રીક અને રોમન જેવી પ્રાચીન પ્રજાઓ પણ વૃક્ષોની ભક્ત હતી પ્રાચીન જર્મન કાયદામા ઝાડની છાલ ઉતારનારને દેહાતદંડની શિક્ષા ફરમાવવામા આવતી[1] ગ્રીક અને રોમનને મન પવિત્ર એવા સાઇપ્રસ વૃક્ષના કોઇ પણ અગનુ છેદન કરનાર વ્યક્તિને આકરાના આકરો દડ ભોગવવો પડતો રોમના ફોરમમા–રોમન સસ્કૃતિના કેન્દ્રસમા સ્થળમા–રોમની સ્થાપના કરનાર રોમ્યુલસે અજીરનુ ઝાડ વાવ્યુ હતુ જ્યારે એ ઝાડ કરમાઈ ગયેલુ ત્યારે આખી પ્રજા વિચારમા પડી ગઇ હતી. ઈગ્લેંડમા કેટલાક વૃક્ષો અદ્યાપિ પવિત્ર મનાય છે

## વર્તમાન પરિસ્થિતિ

પણ અત્યારે આપણા વનોની—વૃક્ષોની શી દુર્દશા છે ? અદ્રિતનયાએ પોતાના હૃદયનો રસ પાઇને દેવદારુને ઉછેર્યું હતુ હાલ વૃક્ષારોપણ માટે આવી ધગશ કોનામા છે ! વૃક્ષની છાલ ખરાબ રીતે ઉતરડાયલી જોઇને ગૂજગતના વનસ્પતિશાસ્ત્રી સ્વ જયકૃષ્ણભાઇની આંખોમા આસુ ઊભરાતા આ લેખકે પ્રત્યક્ષ જોયા છે પણ ફોરેસ્ટ ઑફિસરોને કે અન્ય કોઇને એની કશીયે પડી નથી અત્યારે પ્રતિવર્ષ લાખો ઝાડો કપાઇ રહ્યા છે, લીલોછમ દેશ–શસ્ય શ્યામલ ભારત–આજે ઉજ્જડ ગનના લાગ્યો છે પચમહાલના ઘાટા જગલો હાલ કયા છે ? પાવાગઢની વિપુલ વૃક્ષરાજિ અત્યારે નથી એમ કહું તો કોઇ અત્યુક્તિ ન ધારે ડાગનુ વિશાળ જગલ કોઇ કુશળ વનરક્ષક વિના ઝાંખરાના જગલ જેવુ ભાસે છે જે ઓખામડળમા ગુગળના લાખો ઝાડ અને કટાળા થોરના વન હતા તે ઓખામડળમા હાલ દાતણો ક્યાંયથી સ્ટીમરમા આવે છે ! કાઠિયાવાડ અને કચ્છ વૃક્ષહીન થયા છે ! વનવિદ્યા–( Forestry )ના એકાદ નિષ્ણાત ભક્તની ગૂજરાત રાહ જોઇ રહ્યુ છે ગૂજરાતની વનશ્રી ખડિત થઇ છે ગૂજરાત–કાઠિયાવાડનો દરિયાકિનારો કોઇ કુશળ marine engineer વિના ઝરૂપો દીસે છે આપણા રાજાઓને અને શ્રીમતોને આખો જ કયા છે કે તેઓ આ મહારલીલા જુએ અને વિચાર કરે ! શિકારના શોખીન રાજાઓ પણ હવે કયા રહ્યા છે કે તે નિમિત્તે પણ જગલો સચવાય !

## વૃક્ષારોપણ

"આપણા પ્રાચીન ઋષિઓએ પચમહાભૂતોમા પાર્થિવ તત્ત્વને પ્રધાનપદ આપેલુ છે, કારણ એના ઉપર જ સર્વ સૃષ્ટિનો આધાર છે પચમભૂત–પાર્થિવ તત્ત્વને એક છેડે માની છે અને બીજે છેડે મનુષ્ય છે આ નિર્જીવ પૃથ્વી સજીવ પ્રાણીઓને અને સર્વશ્રેષ્ઠ માનવજાતને અન્ન આપે છે એ જીવનવિહીન પૃથ્વી અને પ્રાણી વચ્ચેનો સેતુ વનસ્પતિ–ઔષધિ અને વૃક્ષ છે સર્વ પ્રાણીઓ પૃથ્વીનો રસ લઇને જ જીવે છે, પણ એ બધો રસ વનસ્પતિ દ્વારા મળે છે જો વનસ્પતિ દ્વારા એ ન મળે તો સીધી રીતે પૃથ્વીને ચૂસીને પોતાનુ જીવન નિભાવી શકે એવી પ્રાણીઓની અને મનુષ્યોની શક્તિ નથી ફળ, મગ, ઘાસ, ગાયનુ દૂધ એ બધાની ઉત્પત્તિ વનસ્પતિમાથી જ છે–વનસ્પતિ ભૂમિરસથી પ્રાણવહન કરે છે અને તેથી જ એને પૃથ્વીમાતાના સ્તનરૂપ કહેલી છે–પૃથ્વીમાતાનો પ્રાણરસ, વનસ્પતિ દ્વારા લઇને પોતાનુ જીવન ચલાવે છે

"પરતુ એ વનસ્પતિનો આપણે આહાર દ્વારા જ નહિ પણ બીજા અનેક પ્રકારનાં

---

1 Tree Craft for Young India by E. L. King

સંહારકાર્યોથી નાશ કરીએ છીએ, અને એ નાશના પ્રમાણમાં આપણે એનો ઉછેર કરતા નથી. આપણાં ઘર, ઈંધન વગેરે વનસ્પતિમાંથી જ મેળવીએ છીએ. જે જે દેશોમાં અરણ્યો નષ્ટ થયેલાં છે તે તે દેશોમાં વૃષ્ટિ ઓછી થએલી છે. એ દેશના પંડિતોએ તેમને ચેતાવેલા કે તમો વનસ્પતિનો ઉછેર કરો, નહિ તો વરસાદ ઓછો થવાને લીધે સમસ્ત દેશ મરુભૂમિ થઇ જશે–એ તમારું મૃત્યુસંકટ છે. એમણે આ મૃત્યુસંકટ ટાળવાના ઉપાય તરીકે ત્યાંના વિદ્યાલયના વિદ્યાર્થીઓને પ્રત્યેક વર્ષે એકેક વૃક્ષ રોપવાની સૂચના કરી અને પ્રજામાંના દરેકને ઉત્સવ પ્રસંગે એકેક ઝાડ રોપવાનો નિયમ ઠરાવ્યો. આમ અનેક પ્રકારે વનસ્પતિની પુનઃ પ્રતિષ્ઠા થવાથી, એ દેશમાં વરસાદ પાછો વધવા લાગ્યો છે. આપણે પણ અત્યારથી સાવધાન નહિ થઇએ તો આપણું મૃત્યુ સમીપ આવતું જાય છે. રાજપૂતાનાની પાસેનું બ્રહ્માવર્ત–સરસ્વતી અને દૃશદ્વતીની વચમાંનું બ્રહ્માવર્ત–પહેલાં નદી અને વનસ્પતિઓથી ભરેલું હતું. અને તેથી જ બ્રહ્માવર્તને આર્યાવર્તનું મુખ્ય સ્થાન ગણેલું છે. તેને સમસ્ત તીર્થોમાં આદિતીર્થ ગણેલું છે.' પરંતુ જંગલનો નાશ કરવાથી તે જ બ્રહ્માવર્ત આજ મરુભૂમિ થઇ પડયું છે. એ રણે મહેસાણા અને કલોલ-પંતિ આક્રમણ કર્યું છે અને અહીં પણ ધીરે ધીરે વૃષ્ટિ કમી થવાથી રણ આગળ વધે છે. આ અવસ્થામાં મૃત્યુ ઉપર પ્રાણપ્રતિષ્ઠા કરવાનો મુખ્ય ઉપાય વનસ્પતિને ઉછેરવાનો છે. કેટલાયે દેશ મૃત્યુ ઉપર વિજય મેળવવાને કમર કસીને મહેનત કરી રહ્યા છે, અને તેમાં કેટલાક વિજય મેળવ્યો છે. જે ભારતવર્ષમાં ઋષિઓએ વનસ્પતિને આશ્રયે જ આશ્રમો અને મંદિરો સ્થાપેલાં અને સાધના કરેલી અને જે દેશમાં વનસ્પતિ પૂજ્ય ગણાય તે પવિત્ર પ્રાચીન દેશ વનસ્પતિ ઉછેરવામાં પાછળ પડશે? ... "[1]

## ગૂજરાતમાં વનસ્પતિઓ ઉપરનું સાહિત્ય

ગૂજરાતમાં હજારો જુદી જુદી જાતની વનસ્પતિઓ થાય છે, પણ શોકની વાત છે કે, કોઇ પણ દેશી યા પરદેશી વિદ્વાને ગૂજરાતની વનસ્પતિઓ ઉપર એક પણ પુસ્તક લખ્યું નથી. યુરોપિયન વનસ્પતિશાસ્ત્રીઓએ (એકાદ બે હિંદી વનસ્પતિશાસ્ત્રીઓના અપવાદ સિવાય) હિંદુસ્તાનના ઘણાખરા પ્રાંતોની વનસ્પતિઓ ઉપર નાનાં મોટાં ઘણાં પુસ્તકો લખ્યાં છે. ડેવીડ પ્રેઇનનું 'બેંગાલ પ્લેન્ટ્સ,' ડુથીનું 'ગેંજેટીક ફ્લોરા,' હેઇન્સનો 'ફ્લોરા ઑફ ધી સેન્ટ્રલ પ્રોવિન્સીઝ,' ગેમ્બલનો 'ફ્લોરા ઑફ મદ્રાસ,' કર્નલ લેમ્બરનો 'પંજાબ પ્લેન્ટ્સ,' કોલેટનો 'ફ્લોરા સીમલેન્સીઝ,' બર્કીલનો 'ફ્લોરા ઑફ બલુચિસ્તાન,' રાયબહાદુર ઉપેન્દ્રનાથ કાંજીલાલકૃત 'ફ્લોરા ઑફ આસામ,' કવેમોંટ અને રોયલકૃત 'પ્લેન્ટ્સ ઑફ કાશ્મીર,' વૉલીસ અને બર્કીલકૃત 'પ્લેન્ટ્સ ઑફ નેપાલ,' બર્કીલ અને સ્મીથકૃત 'પ્લેન્ટ્સ ઑફ ભુતાન એન્ડ સીકીમ,' મુરેનું 'પ્લેન્ટ્સ એન્ડ ડ્રગ્ઝ ઑફ સિન્ધ,' થિયોડર કૂકનો 'બોમ્બે ફ્લોરા,' ડાલ્ઝેલનો 'બોમ્બે ફ્લોરા,' નેઇર્નનું 'ફ્લાવરિંગ પ્લેન્ટ્સ ઑફ વેસ્ટર્ન ઇંડિયા,' ટેલબોટનો 'ફ્લોરા ઑફ બોમ્બે પ્રેસિડેન્સી'–ઇત્યાદિ સાહિત્યમાં ગૂજરાતનું નામ નથી એ જોઇ કયા ગૂજરાતીને નહિ લાગી આવે? જો આપણે કચ્છને ગૂજરાતમાં ગણીએ–અને તે ગણવું જ જોઇએ–તો ફાધર બ્લેટરે 'જરનલ ઑફ બોમ્બે

[1] શાંતિનિકેતનના પ્રિન્સિપાલ શ્રી. ક્ષિતિમોહન સેનનું વૃક્ષારોપણ નિમિત્તે કરેલું પ્રવચન–'પ્રસ્થાન' પુસ્તક ૧, અંક ૩.

નેચરલ હિસ્ટરી સોસાયટી'ના બીજા વૉલ્યુમમાં 'પેપર્સ ઑન ઇંડિયન બોટેની' એ નામનાં લેખમાં 'કચ્છનો ફ્લોરા' આપેલો છે. એ વિદ્વાને એ જ રીતે પચગીની અને સીલોનના ફ્લોરા લખ્યા છે. બોમ્બે ગેઝેટિયરના બોરની વૉલ્યુમ ૨૫ માં 'ગુજરાત ટ્રીઝ' વિષે એક નજીવું પ્રકરણ છે. એમાં ફક્ત મુખ્ય એવાં ૧૨૪ ઝાડોની નોંધ છે. આ સિવાય અંગ્રેજીમાં કે ગૂજરાતીમાં ગૂજરાતની વનસ્પતિઓ ઉપર એક પણ સ્વતંત્ર પુસ્તક નથી.

ગિરનાર અને ગિરનાં જંગલોનો ફ્લોરા (ફ્લોરા એટલે સપુષ્પ વનસ્પતિઓનો[1] સંગ્રહ) હજી કોઇએ લખ્યો નથી. આબુ, પાવાગઢ, રાજપીપળા હિલ્સ, ડાંગનાં જંગલ, વાંસદાનાં જંગલ–આ બધાના 'ફ્લોરા' હજી કોઇએ લખ્યા નથી. આ ક્ષેત્ર તદ્દન અક્ષુણ્ણ જ રહ્યું છે. આ અક્ષુણ્ણ પથ ઉપર વિજયી પ્રસ્થાન કરનાર એકના એક ગૂજરાતના ગૌરવરૂપ સ્વ. જયકૃષ્ણભાઇ ઇન્દ્રજી. પૂજ્ય જયકૃષ્ણભાઇએ 'બરડા ડુંગરની જડીબુટ્ટીઓ અથવા **વનસ્પતિશાસ્ત્ર** અને **કચ્છની જડીબુટ્ટીઓ**–આ બે કીમતી પુસ્તકો લખ્યાં છે. આ બે પુસ્તકો માટે ગૂજરાત જરૂર ગર્વ લઇ શકે છે. ગૂજરાતના દુર્ભાગ્યે એ મહાપુરુષ હવે આપણી વચમાં રહ્યા નથી–દેવલોક પામ્યા છે. વનસ્પતિના અભ્યાસ પાછળ એ મહાપુરુષે ભેખ લીધો હતો.

### "વનસ્પતિશાસ્ત્ર"

સ્વ. જયકૃષ્ણ ઇન્દ્રજીકૃત આ ચિરંજીવ ગ્રંથ ગૂજરાતી સાહિત્યની શોભારૂપ છે. હિંદુસ્તાનની કોઇ પણ પ્રાંતિક ભાષામાં હજી સુધી આવો સુંદર ગ્રંથ કોઇએ લખ્યો નથી. આ ગ્રંથ એમની વનસ્પતિશાસ્ત્રના જ્ઞાનના નિષ્કર્ષરૂપ છે. એમાંની દરેક વનસ્પતિનું વર્ણન એ વનસ્પતિ આગળ બેસીને જ લખાયલું છે. પાન, ફૂલ, બીજ, પુંકેસર, સ્ત્રીકેસર, સ્ત્રી-કેસરાગ્રમુખ, પરાગ–ઇત્યાદિનું સૂક્ષ્મ નિરીક્ષણ આપણને આશ્ચર્યમાં ગરકાવ કરે છે. ટૂંકમાં કહું તો એ બેનમૂન ગ્રંથની લીટીએ લીટીએ ચોકસતા છે, અપૂર્વતા છે, રસિકતા છે. કેટલીક સંદિગ્ધ વનસ્પતિઓનો એમાં પહેલી જ વાર નિર્ણય થયેલો જોવામાં આવે છે. અંગ્રેજ વિદ્વાનોના ગ્રંથોને ભુલાવે એવો આ અપૂર્વ ગ્રંથ જોઇને હરકોઇ ગૂજરાતીની છાતી ઉછળો.

તેમનો બીજો ગ્રંથ 'કચ્છની જડીબુટ્ટીઓ' એ પણ અનેક દૃષ્ટિએ મૂલ્યવાન ગ્રંથ છે. એ ગ્રંથ–રત્નનાં મૂલ્ય હજી સુધી કોઇ ગૂજરાતી ઝવેરીએ મૂલવ્યાં નથી. ગૂજરાતના એ **લિનિયસને** આપણા સર્વનાં વંદન હો !

### વનસ્પતિશાસ્ત્રનો પરિચય

વનસ્પતિશાસ્ત્ર ( Botany ) એ ઘણું જ સુંદર સાયન્સ છે. સાયન્સમાત્ર સુંદર છે; પણ વનસ્પતિશાસ્ત્ર જેવું રંગિક, સહેલાઇથી શીખી શકાય એવું, અગત્યનું સાયન્સ બીજું નથી. વનસ્પતિશાસ્ત્રનું અંતિમ ધ્યેય શું એ પ્રશ્નનો ઉત્તર એક યુરોપીય વિદ્વાન નીચે પ્રમાણે આપે છે:—

---

૧ અપુષ્પ વનસ્પતિઓ ( Cryptogamia )–જેમાં હંસરાજ ( ferns ), લીચન્સ, સમુદ્રવનસ્પતિ ( Algæ ) વગેરેનો સમાવેશ થાય છે–તેની તો હું વાત જ નથી કરતો. યુરોપિયન વિદ્વાનોએ આ એકેક વર્ગ ઉપર નોખાનોખા પુસ્તકો–જેવા કે ફાધર બ્લેટરકૃત 'ફર્ન્સ ઑફ બોમ્બે'–લખેલાં છે. સમુદ્ર વનસ્પતિ ( Algæ )નો વિષય લઇને અર્થાત્ વનસ્પતિશાસ્ત્ર Botany–લઇને m. sc. થનાર પ્રથમ ગૂજરાતી રા. સુરેશ દીક્ષિત આ વિષય ઉપર જ્યારે કંઈ લખે ત્યારે ખરૂં.

"સરજનહારે સર્જેલા એક મહાન વિભાગ સાથે સંસર્ગમા આવવું, બુદ્ધિપુરઃસરના અવલોકનથી તેના વિવિધ રૂપોને નિહાળવા, દષ્ટિ અને વિવેકશક્તિનો ઉપયોગ કરીને તેના સ્વરૂપના સૌષ્ઠવને શિક્ષિત મનોવૃત્તિથી નિહાળવુ તેમા રહેલા સૌંદર્યને સાચી રસવૃત્તિથી પિછાનવુ—આ બધાને વનસ્પતિશાસ્ત્રના અંતિમ ધ્યેય તરીકે ગણી શકાય

"પાનનું પૂર્ણ સ્વરૂપ, પુંકેસરની મૃદુતા, ડાંડી ઉપરના નાના નાના બિંદુઓ, તે પ્રત્યેક બિંદુનુ જાણવા યોગ્ય રહસ્ય, અદ્ભુત નિયમિતતાથી થતુ પ્રત્યેક વનસ્પતિનું ઘટન ( Organization ) અને સવર્ધન—આ બધુ જાણ્યા અને જોયા પછી પ્રભુના અનત અને અગાધ જ્ઞાન માટે ખરેખરુ માન અને સાચી ભક્તિ પ્રગટે છે અને જીવન ઉદાત્ત બને છે

"જ્ઞાનના ઝમકારાથી અંજાઇ ગયેલા આ જમાનામા અને વધુ સ્પષ્ટ કહુ તો અનેક અનુપયોગી બાબતોથી કલુષિત થયેલા આજના વાતાવરણમા, વિચાર કરવાની શક્તિ જરા પણ વધી નથી છતાયે, નાની મોટી અનેક વસ્તુઓનો વિચાર કર્યા કરવાથી ઉત્પન્ન થતા શારીરિક અને માનસિક શ્રમને લીધે પણ આરામની જરૂર તો જણાય છે જ આવે વખતે વનસ્પતિના સૌન્દર્યનુ પાન કરવાની જેને ટેવ પડી ગઇ હોય તેવાઓને માટે તો એ ટેવ-લત—ખરેખર વિશ્રામસ્થાનરૂપ થઈ પડે છે. ખળખળ વહેતા ઝરાઓના કલકલ નિનાદ, અગણિત પક્ષીઓનુ મધુર સગીત, પવનની લહરિથી હાલી ઊઠતા લાખો પદડાઓમાંથી નીપજતુ સુમધુર સગીત, 'લીલાછમ પલ્લવમા ઠરતો વાયુ'—આ બધુ શ્રમિત હૃદયને સાત્વન આપવા માટે પૂરતું છે પ્રકૃતિ માતા પોતાના પુસ્તકનુ સ્વય ઉદ્ઘાટન કરી તેના ચિત્ર-વિચિત્ર તેજસ્વી પૃષ્ઠોને એક પછી એક ફેરવીને વિશ્વનિયતા પરમાત્માની અનત અને અમેય શક્તિઓનો આપણને પરિચય કરાવે છે "[1]

## સાહિત્યમાં વનસ્પતિઓનું સ્થાન

વનસ્પતિશાસ્ત્રનો પરિચય આપણા સાક્ષરો અને કવિઓને અવનવી કલ્પનાઓ સ્ફુરાવશે, આપણા ચિત્રકારોની દૃષ્ટિમા અજબ પરિવર્તન સાધશે, આપણા કારીગરોની કારીગરીમા વૈવિધ્ય પ્રેરશે સસ્કૃત સાહિત્યમા વનસ્પતિના ઉલ્લેખો અગણિત છે, જ્યારે ગૂજરાતી સાહિત્યમા વનસ્પતિના વર્ણનનો સાવ જ અભાવ કેમ છે? પ્રાચીન કવિઓના કર્ણિકાર, અશોક, સપ્તપર્ણ સલ્લકી ઇંગુદિ, મધૂક, બકુલ, કમલ, મુનિદ્રુમ—આ ઝાડોને અત્યારે ગૂજરાતમા કયો સાક્ષર ઓળખે છે? અશ્વઘોષના 'બુદ્ધચરિત'મા કર્ણિકાર ( गजमाना इव कर्णिकारशाखा ) નો શ્લોક વાચનારા કદીએ કર્ણિકાર[2] કયુ ઝાડ હશે તે શોધે છે ખરા? प्रस्निग्धा क्वचिदिङ्गु[3]दीफलभिद सूच्यन्त पत्रोपला ( શાકુંતલ ) ઇંગુદીનું વૃક્ષ જોવાની ઇચ્છા સાક્ષરોને જન્મી છે ખરી? प्रसवे सप्त[4]पर्णानां

---

૧ A Hand-book for use in the Jungles of Western India, by F. Jell પ્રસ્તાવના

૨ કર્ણિકાર એટલે ગરમાળાનુ ઝાડ ( Cassia fistula ) વધુ સ્પષ્ટતા માટે જુઓ 'નિઘટુ આદર્શ' પૂર્વાર્ધ પા ૪૨૮.

૩ ઇંગુદિ એટલે ઇંગોરિયાનુ ઝાડ, જેના ફળ ની ગામડાના લોકો મોઇ બનાવે છે ઇંગોરિયો—( Balanites Roxburghii )

૪ સપ્તપર્ણ એટલે સાતપાન કોકણમા ખૂબ થાય છે શીમળા શાલ્મલિ જેવા, પણ સાત પાન વાળુ ઝાડ—લેટીન નામ Alstonia Scholaris

मदगन्धिभिराहताः। असूयचेव तन्नागाः सप्तधेव प्रसुस्रुवुः (રઘુવંશ). એ સપ્તપર્ણનાં મદગન્ધિ પુષ્પો જોવા કયા સાક્ષરનું કુતૂહલ ઉદ્દામ બન્યું છે? **प्राणानिव शोषणेन महता स्पृष्टा लता माधवी**[1] (રત્નાવલી નાટક). આ માધવીલતાનાં પુષ્પ જોઇને કયા કવિએ પોતાના હર્ષને કાવ્યમાં વ્યક્ત કર્યો? **मुनिद्रुमः**[2] **कोरकितः सितद्युतिः वनेऽमुनामन्यत सिंहिकासुतः** (શ્રી હર્ષ). આ મુનિદ્રુમ શું હશે? **सीतादेव्याः स्वकरललितैः सल्लकी-पल्लवाग्रैः। अग्रे लोलः करिकलभको यः पुरा वर्धितोऽभूत्॥** અને **शिशिरकटुकषायः स्त्यायते सल्लकी**[3]**नामिभदलितविकीर्णग्रन्थिनिष्यन्दगन्धः॥** (ઉત્તરરામચરિત) **स नर्मदारोधसि सीकरार्द्रैर्मरुद्भिरानर्तितनक्तमाले**[4] ' (રઘુવંશ). આ નક્તમાલનાં હજારો ઝાડ અમદાવાદમાં સત્યાગ્રહ આશ્રમ તરફ જતાં આવે છે. એનાં સુંદર ફૂલોની માળાઓ પહેરીને રમણીઓ રાત્રે શયનગૃહમાં જતી (**नक्तं अलते इति नक्तमालः**)

આવાં તો લાખો વાક્યો સંસ્કૃત સાહિત્યમાંથી તારવી શકાય. કોઇ પુસ્તક એવું નથી કે જેમાં વનસ્પતિઓને સ્થાન નથી. ખુદ વેદમાં પણ વનસ્પતિઓની સ્તુતિ છે. અથર્વવેદમાં અનેક વનસ્પતિઓની સુંદર સ્તુતિઓ ઋષિઓએ ગાઇ છે.[5]

ત્યારે ગૂજરાતી સાહિત્યમાં શી સ્થિતિ છે? ક્યાંયે વનસ્પતિ સાથે કવિઓને ઘનિષ્ઠ સંબંધ જોવામાં નથી આવતો. જે પ્રજાને વનસ્પતિઓ સાથે ઘનિષ્ઠ સંબંધ નથી તે પ્રજાના સાહિત્યમાં વનસ્પતિની ઉપમાઓ–રૂપકો–ક્યાંથી હોય? 'જર્મન રંગ અને ઇસ્ત્રીદાર કપડાં વાપરનાર સમાજમાં કોઇ પણ કવિ **क्षौमं केनचिदिन्दुपाण्डुतरुणा**—જેવો શ્લોક લખી શકે ખરો?[6] '

આ જ શબ્દો ગૂજરાતી–હિંદી ચિત્રકારને લાગુ પડી શકે. ભરતના વાવટા ઉપર કોવિદારનું ચિત્ર હતું (જુઓ 'The Flags of Ancient India: Modern Review' Aug. 1924). હવે જો ચિત્રકાર કોવિદાર[7] શું છે તે સમજતો જ નહિ હોય તો તે શું ચીતરશે? આપણા ચિત્રકારો, રંગનારાઓ અને છાયલ છાપનારાઓ–દરેકને વનસ્પતિનું જ્ઞાન આવશ્યક છે.

## ગૂજરાતનાં ઉદ્યાનો

ગૂજરાતમાં શ્રીમંતો છે પણ ઉદ્યાનો નથી, એ જોઇને ગૂજરાતીઓ કલારસિક નથી એમ કોઇ કહે તો તેથી આપણને ખોટું ન લાગવું જોઇએ. કોઈ કલારસિક શ્રીમંતની પત્ની

---

૧ માધવીલતા બરાબર આંબા જેવાં પાનવાળી અને અતિશય સુગંધિ પુષ્પોની મોટી વેલ. Hiptage madublota.

૨ मुनिद्रुमः અગથિયો. Sesbania grandiflora.

૩ सल्लकी = શાલેડી જેનો ગુંદર ઇસેસ અથવા કુંદરુ તરીકે બજારમાં વેચાય છે એ ઝાડ. Boswellia serrata.

૪ नक्तमाल = કરંજ. Pongamia glabra.

૫ પૃશ્નિપર્ણીની સ્તુતિ જુઓ, અથર્વ. અ, ૨–૨૫–૧. કેટલી સુંદર સ્તુતિ છે! આ પૃશ્નિપર્ણી બહુ અલભ્ય વનસ્પતિ છે. ડાંગના જંગલમાં ખૂબ થાય છે. એનો છોડ–અરે એનાં ફૂલ–પુષ્પમંડપ –ઓહોહો! આ છોડ કવિઓ જુએ તો જરૂર તે પર કાવ્ય રચે. Uraria picta.

૬ કાકા કાલેલકર.

૭ કોવિદાર એટલે Bauhinia variegata અર્થાત્ આપણે જેની બીડી વાળીએ છીએ એ આસોત્રાના જેવાં પણ તેથી ઘણાં મોટાં પાનવાળું વૃક્ષ.

પોતાના બગીચામાં નાનાં છોડઝાડને પાણી પાતી હોય એ દૃશ્ય હજી ગૂજરાતને જોવા મળ્યું નથી. સ્ત્રીઓ માટે આવશ્યક એવી જે ૬૪ કલાઓ વાત્સ્યાયને ગણાવી છે તેમાં એક કલા ' **वृक्षायुर्वेदयोगाः** ' છે–અર્થાત્ છોડ કેમ રોપવા, તે કેમ વધે છે તે જોવું, પોતાનું ગૃહોદ્યાન કેમ બનાવવો–આ જ્ઞાન સ્ત્રી માટે આવશ્યક હતું ( વાત્સ્યાયનનો કાલ ઇ. સ. ત્રીજો સૈકો ). વળી દરેક સ્ત્રીએ પોતાના નાના બગીચામાં થોડાંક શાક, ધાણાજીરૂં, વરિયાળી ઇત્યાદિ, અજમોદ, શેરડી વગેરે વાવવાં જોઇએ, એમ વાત્સ્યાયને કહેલું છે. થોડાંક સુંદર ફૂલઝાડ પણ બગીચામાં હોવાં જોઇએ.[1]

અત્યારના રડ્યાખડ્યા બાગોમાં હિંદુસ્તાનનાં સુંદર ઝાડપાનોને સ્થાન નથી. જ્યાં જુઓ ત્યાં એરેલિયા, ક્રોટન્સ, એકેલિફા–નાં રંગબેરંગી પાનોવાળા છોડવાનાં કુંડાં લાદેલાં જણાય છે. રંગૂન ક્રીપર, રેલ્વે ક્રીપર, એન્ટીગ્નોનમ્ અને પેશન ફ્લાવર્સની વેલો જોવામાં આવે છે. આપણાં ગુલાબ, જાઇ, ચંબેલી, પારિજાતક, માધવીલતા, અશોક, કર્ણિકાર, સપ્તપર્ણ, સ્વર્ણચંપક, કોવિદાર, પૃશ્નિપર્ણી, પાટલા ( વસંતદૂતિ ) વગેરે ક્યાંય જોવામાં નથી આવતાં. આસોપાલવ એ પ્રાચીન **અશોક** નથી એ યાદ રાખવું ઘટે છે. આપણે આપણું શું સારું છે તે શોધવું–સમજવું ભૂલી ગયા છીએ અને દરેકમાં પરદેશી નકલ કરતા થઇ ગયા છીએ. એમ ન હોય તો ગૂજરાતનાં ગૃહકુંજે ઉજાળતી ગૂજરાતણોની વેણીમાં પારિજાતક, ચંપક, જાઇ, મોગરો, બકુલ કે મધુમાલતીનાં પુષ્પો કેમ નથી જણાતાં? ગુલબાસ અને બારમાસી જેવાં નિર્ગંધ કુસુમો કેમ ગમે છે? અમદાવાદમાં આશ્રમના રસ્તે હજારો કરંજનાં –**नक्तमाल**નાં–ઝાડો ઊભેલાં છે, પણ અમદાવાદની કોઇ સ્ત્રીની વેણીમાં આ સુંદર ફૂલો કેમ જોવામાં આવતાં નથી? સંસ્કૃત કવિઓનું પ્રિય **कुब्जक** પણ ( કડાનાં ઝાડ ) આપણા ઉદ્યાનોમાં નથી જણાતું. અને **मदनैकबन्धु बकुल**! ઓહોહો! શી એનાં પુષ્પની ખુશબો! સૂકાય પણ સુગંધ ન મૂકે! આપણા ઉદ્યાનો બકુલ( બોલસરી )ની ફોરમથી ક્યારે મ્હેંકી ઊઠશે? બોલસરીનાં દાતણથી દાંત મજબૂત થાય, તેનાં પુષ્પોથી આપણાં સ્ત્રી–પુરુષો બાલકો અને દેવો રીઝે અને તેની સૌરભથી આપણું વાતાવરણ દિવ્ય સૌરભમય બને!

આર્યો પ્રથમથી જ ઉદ્યાનોના શોખીન છે. વાત્સ્યાયનના વખતમાં દરેક મોટા શહેરની આસપાસ અનેક ઉદ્યાનો હતાં. કપિલવસ્તુની આસપાસ પાંચસો ઉદ્યાનો હતાં એમ **લલિતવિસ્તર** કહે છે.[2] નથી રહ્યાં હવે એ ઉદ્યાનો અને નથી પ્રચલિત રહી એ પ્રાચીન ઉદ્યાન–યાત્રાઓ ( garden picnics )—ઉજાણીઓ!

### શિક્ષિત યુવાનો તરફ આશા છે

પણ આ બધું ત્યારે જ થઇ શકે કે જ્યારે શિક્ષિત યુવાનો વનસ્પતિશાસ્ત્રનો પ્રેમ કેળવે–તે તરફ વળે ત્યારે. આટઆટલા બી. એસસી. અને એમ. એસસી. ગૂજરાતમાં છે છતાં વનસ્પતિશાસ્ત્રમાં તેમના તરફથી કઇ જ ફાળો મળ્યો નથી. શિક્ષણપદ્ધતિ દોષિત છે. વનસ્પતિશાસ્ત્ર ( Botany ) લઇને પાસ થનાર વિદ્યાર્થીને Structural

---

૧ कुब्जकामलकमल्लिकाजातीकुरण्टकनवमालिकातगरनन्द्यावर्तजपागुल्मानन्यांश्च बहुपुष्पान्बालकोशीरकपातालिकांश्च वृक्षवाटिकायां च स्थण्डिलानि मनोज्ञानि कारयेत् ॥ વાત્સ્યાયન કામસૂત્ર-કાશી-આવૃત્તિ પા. ૨૨૫

૨ ( જુઓ Lalit–vistara ed. by Lefmann. )
पञ्च चोद्यानशतानि समन्तान्नगरस्य प्रादुर्बभूवुः बोधिसत्त्वस्य परिभोगाय.

Botany નું જ્ઞાન હોય છે, પણ વૃક્ષો સાથે તેને મુદ્દલેય પરિચય હોતો નથી અમુક અમુક નૈસર્ગિક વર્ગો ( Natural orders ) મોઢે કરી પરીક્ષામાં પાસ થવાય છે. મેડિકલ કોલેજોમાં પણ આ જ સ્થિતિ છે. કોલેજના કંપાઉન્ડમાં થતાં ઝાડ કોઇ વિદ્યાર્થી પૂરાં ભાગ્યે જ જાણે છે ડૉક્ટરોને બોટેનીનું જ્ઞાન ખૂબ જ આવશ્યક છે. જે જે ડૉક્ટરોએ વનસ્પતિશાસ્ત્રનો અભ્યાસ કર્યો છે તેઓએ વનસ્પતિની દવાઓ ( Indigenous Drugs ) ઉપર સારો પ્રકાશ પાડ્યો છે **જહૉન લિંડલે** જેવો પ્રખ્યાત વનસ્પતિશાસ્ત્રી[1] ડૉક્ટરોને વનસ્પતિશાસ્ત્ર જાણવા ખૂબ ભાર દે છે. ગઇ મહાન લડાઇ વખતે કેટલાક ડૉક્ટરો અમુક દવાઓ ન મળવાથી ખૂબ અકળાતા હતા. એવે વખતે તેમનો વનસ્પતિશાસ્ત્રનો અભ્યાસ તેમની વ્હારે ધાયો હતો એક યુરોપીય વિદ્વાન આપણા વનસ્પતિ તરફના પ્રેમના અભાવ માટે નીચે પ્રમાણે સરસ ઠપકો આપે છે:—

"યુરોપિયનોએ જે સફળતાથી વનસ્પતિશાસ્ત્રનો શાસ્ત્રીય પ્રચાર યુરોપમા કર્યો છે તે સફળતાથી આ દેશમા વનસ્પતિશાસ્ત્રનો પ્રચાર માત્ર આ દેશના વતનીઓ જ કરી શકે. આખા મુબાઇ ઇલાકામા અવા ૬–૭ માણસો પણ નહિ મળી શકે કે જે ઘાટના કોઇ પણ સાધારણ જગલમા જઇને કોઇ પણ છોડ-ઝાડને માત્ર પાન જોઇ ઓળખી શકે. આ છ સાત માણસો બાદ કરતા, જેના ધાર્મિક કાર્યોમાં એક કવચિત જ થતા જગલના છોડ-સોમની બહુ જરૂર પડે છે—તેવાઓ જ જગલ તરફ તિરસ્કારની નજરથી જુએ છે અને વનસ્પતિના ચમત્કાર અને ડહાપણ વિષે કશુ જ જાણ્યા વિના તે તરફ પોતાનો અજ્ઞાનપૂર્ણ તિરસ્કાર દર્શાવી સંતોષ દાખવે છે

"જે દિવસે કેળવાયેલા બ્રાહ્મણો મોટા સોમયજ્ઞો શીખવી શકે તે કરતા પણ ગૂઢતર પાઠો શીખવા માટે જગલોમા જતા શીખશે તે દિવસ હિંદુસ્તાન માટે ખરી ઉન્નતિનો હશે."[2]

## વૈદ્યો અને વનસ્પતિઓ

મહર્ષિ ચરક ( ઇ. સ. પૂ ૩૦૦ થી ૪૦૦ ) કહે છે કે "વધુ શુ? જે વનસ્પતિઓ

૧ જહૉન લિંડલેનો Flora medica નામનો સુંદર ગ્રંથ અત્યારે ભાગ્યે જ મળી શકે એમ છે. એની પ્રસ્તાવનામા એણે ડૉક્ટરોને તેમના વનસ્પતિશાસ્ત્રના દુર્લક્ષ્ય માટે ઠીક ઠપકો આપ્યો છે. આ વિષય માટે વાચકો મારા '**નિઘંટુ આદર્શ**' ની પ્રસ્તાવના વાચી જશે તો પણ ચાલશે.

૨ "By natives of India alone, can Botanical science be pursued in India with the same success which has attended the efforts in this direction of Europeans in Europe. Perhaps there are not half a dozen men in the Presidency ( Bombay ) who can go into any ordinary ghat Jungle and tell its trees and plants by leaves alone Half a dozen men excepted little apparently is known of the great vegetable kingdom by those, whose deepest mysteries nevertheless require the juice of a rare jungle plant ( sarcostemma Viminale, says Dr Hang, is true 'Soma' of the Vedas ) but many of whom are still content to feel an ignorant contempt for the jungle with all of wonder and of wisdom which it contains.

It will be a day of real progress in India which sees the educated Brahmins going forth into the jungle to learn deeper lessons from it than even the most elaborate of Soma sacrifices can teach him " F. Jell

ઓળખી શકે તે જ વૈદ્ય "[1] આ છતા પણ ગૂજરાતમાં ભાગ્યે ૮-૧૦ વૈદ્યો એવા હશે કે જેને વનસ્પતિનું ઠીક ઠીક જ્ઞાન હોય અલબત, સાધારણ જનસમાજના વનસ્પતિજ્ઞાન કરતાં તેમનુ જ્ઞાન કંઇક ઠીક હોય છે એ ખરુ, પણ વૈદ્યોને એટલાથી સંતોષ ન હોવો જોઇએ. વનસ્પતિશાસ્ત્રના જ્ઞાનથી તે અનેક અજાણી દવાઓનો ઉપયોગ કરી શકે છે. શાસ્ત્રમાં **નાગબલા** ( ગંજેટી–Grewia populifolia n o Tiliaceae )નાં મૂળ ગમે તેવા ઘા માટે મરમ ગેપણુ છે એ તે જાણે છે, પણ ગંજેટી તે ઓળખતો નથી એટલે મુઝાય છે. વનસ્પતિશાસ્ત્રના જ્ઞાનવાળો વૈદ્ય તુરત જ ગજેટીની અવેજીમાં તે જ વર્ગની, તેની જ સગી બહેન **ધામણુ** ( Grewia Asiatica **धन्वन.** = (सं ) અથવા ઢગલાબંધ ઊગતો **ઝીપટો** યા ભરવાડા ( Triumphetta rotundifolia ) નાં મૂળીઆંથી કામ ચલાવે, કારણ કે તે જાણે છે કે એક જ નૈસર્ગિક વર્ગનાં ઘણા ખરાં ઝાડપાનના લગભગ સરખા જ ગુણદોષ ( properties ) હોય છે

વનસ્પતિસામ્રાજ્યમા ( Vegetable kingdom ) સૌથી ઉપયોગી એવી વનસ્પતિઓ Malvaceæ order માલ્વેસી ઑર્ડર ( આ વર્ગમા કપાસ, ભીંડા, શીમળો, જાસુદ, પારસપીપળો, ગુણખેરૂ ઇત્યાદિ છોડ ઝાડ આવે છે )માં થાય છે. એ આખાય વર્ગમાં આશરે એક હજાર જુદી જુદી જાતની વનસ્પતિઓ ઊગતી જણાયેલી છે આ એક હજારમાથી ઘણીખરી માત્ર હિંદુસ્તાનમા જ થાય છે, અન્યત્ર નહિ જંગલમાં ભૂલા પડ્યા હોઇએ તો આ વર્ગની વનસ્પતિ ઓળખીને આપણે તે નિર્ભયપણે ખાઇ શકીએ. આ વનસ્પતિઓમાં ચીકાશ ( gummy substance ) છે એટલે તે પૌષ્ટિક ગણાય છે.

આવું જ Leguminoseæ order[2] અર્થાત્ શિંબી વર્ગ માટે. આ મોટા વર્ગમાં સાત હજાર વનસ્પતિઓ અત્યાર લગીમાં જાણવામા આવેલી છે આ વર્ગની વનસ્પતિઓના ગુણદોષ એકસરખા નથી એક ચણોઠીના વેલામાં તેનાં મૂળીઆં ઊલટી કરાવનાર, પાન ગ્રાહી અને ઉપલેપક, ફૂલ માદક અને બીજ ઝેરી ગણાય છે ! જ્યારે બીજી ઘણી એવી છે કે જે આપણે સુખેથી ખાઇ શકીએ ધતુરાના વર્ગની ( N o solanaceæ ) તમામ વનસ્પતિઓ ઓછી વત્તી ઝેરી છે. Convolvulaceæ order (વરધારો, શખાવલી, નસોતર, વિદારીકંદ, ઉંદરકની ઇત્યાદિ વર્ગ )–જે બહુ સહેલાઇથી ઓળખી શકાય એવો વર્ગ છે એનો અભ્યાસ પણ કરવા યોગ્ય છે

અંગ્રેજ વિદ્વાનોએ આ એકેક વર્ગ ઉપર નોખા નોખા ગ્રંથો લખ્યા છે; કોઇને અમુક વર્ગની વનસ્પતિઓનો શોખ હોય તો તે તેની પાછળ જ પડે. આપણને પણ આવો શોખ-આની નકલ-કરવાની જિજ્ઞાસા પ્રગટો !

## ગૂજરાતની વનસ્પતિઓ

'મુબાઇ ઇલાકાની વનસ્પતિઓ' એ નામના લાંબા લેખમાં તેનો લેખક લખે છે કે "મુબાઇ ઇલાકાનો વિસ્તાર, તેની જુદી જુદી જાતની જમીનો અને તરેહ તરેહનાં હવા-પાણી જોતાં આ ઇલાકાની વનસ્પતિ-સમૃદ્ધિ બહુ સારી તો ન જ ગણી શકાય, કદાચ કોઇ

૧ किं पुनर्यो विजानीयात् औषधीः सर्वथा भिषक् ॥

૨ Natural orders અર્થાત્ નૈસર્ગિક વર્ગોના ગુણદોષ જાણવાની ઇચ્છાવાળાને Mrs. Loudon's Encyclopaedia of Plants. ( Longmans, green & Co. ) જોઇ જવા સલાહ્મણ છે. હુકરના 'ફ્લોરા ઑફ બ્રિટિશ ઇંડિયા' ની લાંબી પ્રસ્તાવના પણ મનનીય છે.

એને ' દક્ષિણ-સમૃદ્ધિ 'થી પણ સંબોધે આખા ઇલાકાનો ફ્લોરા (સપુષ્પ વનસ્પતિઓનો સગ્રહ ગ્રથ)—અપુષ્પ વનસ્પતિઓને ગણવી છોડી દઉં છુ–ભાગ્યે જ પૂરી બે હજાર વનસ્પતિની જાતો( species )નો થાય છે હિંદુસ્તાનના બીજા કોઇ પણ ભાગમા ૨૦ માઇલના વિસ્તારમા આટલી જાતો કોઇ પણ સહેલાઇથી જોઇ શકે દખ્ખણ અને ગૂજરાતની ફળદ્રૂપ જમીનમા વનસ્પતિની વિવિધ જાતો બહુ જ ઓછી જોવામા આવે છે કોકણ અને પશ્ચિમઘાટના પહાડોમા જ્યા ભેજ ઠીક ઠીક રહે છે ત્યા જ જાતોની વિવિધતા જોવામા આવે છે બાકી ગૂજરાત અને દખ્ખણમા એકની એક જાતની વનસ્પતિઓથી ભરાયેલા વનો જોવા મળે છે "[1]

ગૂજરાત મુબાઇ ઇલાકાની અદર છે એટલે આ વર્ણન ગૂજરાતને પણ ઠીક લાગુ પડે છે આખા ઇલાકામા જ્યા બે હજાર જાતો ભાગ્યે થાય છે તો પછી એકલા ગૂજરાતમા ભાગ્યે હજાર–પદરસો જાતો થતી હશે અને એમાયે ઘાસ અને મોથના વર્ગની ( Gramineae and Cypraceæ orders ) ઘણી વનસ્પતિઓ બાદ કરીએ તો ભાગ્યે જ છસો–સાતસો વનસ્પતિઓ ગણી શકાય

હવાપાણીની આ અસર છે પચગીની ઉપર લીંમડો શોધ્યો જડતો નથી, મહાબળેશ્વર ઉપર લેગ્યુમિનોઝી વર્ગ( શિંબી વર્ગ )નો એક છોડ ભાગ્યે જોવા મળે છે[2] હિમાલયમા શિંબી વર્ગના ઝાડો નહિ જેવા જ થાય છે સેંટ હેલીનામા આ વર્ગનુ ( Leguminoseæ ) એક પણ ઝાડ નથી મહામલેશ્વરની વનસ્પતિઓ માથેરાન ઉપર નથી થતી અને માથેરાનની મહામલેશ્વર ઉપર નથી જડતી અને એ બન્નેની વનસ્પતિઓ ગૂજરાતમા સુદ્દલેય થતી નથી અરે, પચમહાલની વનસ્પતિઓ ગૂજરાતના બીજા ભાગમા ભાગ્યે જ જોવામા આવે છે પચમહાલના ઇદરખ–Anogeissus latifolia ( N–o Combretace ) ના ઝાડો મેં ભરૂચ, સુરત, વરડો ગિરનાર અને ડાગમા ક્યાયે જોયા નથી કચ્છ–કાઠિયાવાડના કેટલાક ઝાડ ગૂજરાતની ફળદ્રૂપ જમીનમા ન જ જોવામા આવે પચમહાલના વેટલન્તરો ( चीरतरु (संस्कृत) Dichroslachys Cineria ), અંકોલ ( Alangium Lamarkii ), ટીંગરૂ ( Diospyros Embryopteris ), મહુડો ( Bassia latifolia )–ઇત્યાદિ ઝાડો ગૂજરાતમા જવલ્લે જ જોવા મળે છે દ્વારકાના સમુદ્ર કિનારે થતી કવરી ( Capparis grandiflora ) ગૂજરાતમા ભાગ્યે જ જોવા મળે છે અર્થાત્ હવા, પાણી, શરદી, ઉંચાઇ વગેરેની અસર વનસ્પતિઓમા સ્પષ્ટ જણાય છે

આ છતાય ગૂજરાતની વનસ્પતિઓનો અભ્યાસ કરનાર વિદ્યાર્થીને ગૂજરાત ઘણી ઉપયોગી વનસ્પતિઓ દેખાડી શકે છે એગ્રિકલ્ચરલ ખાતુ ધારે તો ઘણીયે નવીન જાતો ગૂજરાતના જગલોમા ઉગાડી શકે

---

૧ ( The Botany of the Bombay Presidency by Dr W. Grey Bombay Gazeteer Vol XXV )

૨ " Dr Cooke notices as remarkable that there is not a single tree of the order ( Leguminoseæ ) at Mahabaleshwar, though several at Matheran " ( Flowering Plants of Western India by Nairne p 72 ) પણ મે મહાબળેશ્વરમા આ વર્ગના ઝાડ જોયા છે.

## વનસ્પતિ ઉદ્યાન ( *Botanical garden* )

આખાયે ગૂજરાતમા ક્યાયે સુદર વનસ્પતિ-ઉદ્યાન છે ખરુ ? મેં તો જોયુ નથી એકલા પૂનામા બે બાગો દર્શનીય છે, જ્યારે સારાયે ગૂજરાતમા ફક્ત એક કચ્છ-ભૂજનો શરદબાગ ( Botanical garden ) બાદ કરીએ તો ભાગ્યેજ એક પણ વનસ્પતિ-ઉદ્યાન જોવા મળે છે લંકા, કલકત્તા કે જાવાના અદ્‌ભુત રૉયલ બૉટેનિકલ ગાર્ડન્સ ભલે ગૂજરાતમા ન હોય, પણ તેની એકાદ નાનીશી પ્રતિકૃતિ પણ ગૂજરાતમા હશે તો તો ગૂજરાતીઓ તે જોઇ ખૂબ રાચશે કચ્છ જેવા વેરાન મુલકમા કચ્છના રાવસાહેબના શોખથી શરદબાગ ફાલ્યો ફૂલ્યો છે, તો ગૂજરાતની ફળદ્રૂપ જમીનમા એના કરતા અનેક દરજ્જે ચઢિયાતો બાગ ગૂજરાતના શ્રીમતો, રાજામહારાજાઓ બનાવી શકે એવા બાગોમા દેશ પરદેશના સુદર, ઔષધોપયોગી વૃક્ષો ઉછેરવામા આવે, વર્ણસકરી વનસ્પતિઓની શોભા જોઇ આખ ઠરે—આવુ કઇક ગૂજરાતમા હોવુ જોઇએ મુબાઇના રસ્તાઓ ઉપર પોતાનો કમનીય વિસ્તાર અને રમણીય પુષ્પરચના દાખવતા ઉભેલા કેસીયા નૉડોરા ( Cassia nodora ), કેસીયા માર્જીનેટા, કેસીયા મૉસ્ચેટા, પેલ્ટોફોરમ્ ( Pelto phorum ), સ્ટાર ઑફ ધ વગેરે સુદર પરદેશી વૃક્ષો ગૂજરાતના ઉદ્યાનોમા અને ગૂજરાતની સડકો ઉપર ક્યારે જોવા મળશે ? મુબાઇના વિક્ટોરિયા ગાર્ડનમા થતા લવિંગ, જાયફળ, કપૂર, સમુદ્ર-ફળ, કોકમ, કવોસિયા, સ્ટ્રોફેન્થસ જેકેરેન્ડા, ગ્વાયાકમ્, બૉટલ બ્રશ—ઇત્યાદિ ઝાડો ગૂજરાતમા જરૂર ઊગી શકે એમ હુ માનુ છુ

શ્રીમતો, કલારસિકોનુ મુબારક ધ્યાન આવા વનસ્પતિ ઉદ્યાનો તરફ વળો ટૉલસ્ટૉય પોતાના નાનાશા બાગને પોતાની ઔષધ-પેટી ( Medicine chest ) તરીકે સંબોધતા હતા આપણે પણ પ્રાર્થના કરીએ કે **माध्वीर्नः सन्तु ओषधी** -આપણી વનસ્પતિઓ મધુમતી થાઓ !

## ઉપસંહાર

વિશ્વવિખ્યાત શાકુતલનો પ્રથમ પડદો વનના અવર્ણનીય દૃશ્ય વચ્ચે જ ઊઘડે છે, કુમારસંભવમા નગાધિરાજ હિમાલયની અપ્રતિમ શોભાથી જ શરૂઆત થએલી છે, રઘુવશનો પ્રથમ સર્ગ વનના અપ્રતિમ સૌન્દર્ય વચ્ચે જ શરૂ થાય છે, દિલીપ અને સુદક્ષિણા—બન્નેનું વસિષ્ઠ આશ્રમ તરફ પ્રયાણ કવિએ અલૌકિક રીતે વર્ણવ્યુ છે પોલા વાસમા પવન ભરાવાથી નીપજતા સગીતધ્વનિ સાથે કુજોમા વનદેવતા તાલ મિલાવીને નૃપતિના વશકૃત્યોના યશોગાન ગાતા હતા રસ્તામા વૃદ્ધ ગોપાલો ઘીના તાસળા ભરી ભરીને રાજદપતિના સત્કાર માટે આવતા અને તે વૃદ્ધ ગોવાળોને રાજા ઝાડોના નામો પૂછી પોતાનો વનસ્પતિપ્રેમ દર્શાવતા હતા. ઓહોહો ! કેવુ મનોહર એ વર્ણન છે ગૂજરાતના રાજા-મહારાજાઓમા એ વનસ્પતિ-પ્રેમ જાગો ! ગૂજરાતની કલારસિક સ્ત્રીઓમા ગૌરી જેવુ વૃક્ષો તરફ ‘ અપત્ય-વાત્સલ્ય ’ સ્ફુરો ! ગૂજરાતના બાળકો વનસ્પતિદ્વેષીના વિવેકી ભક્ત બનો ! પગ તળે છુદાતી અમખ્ય વનસ્પતિઓનો પરિચય સાધવાની જિજ્ઞાસાવૃત્તિ યુવાનોમા જાગ્રત થાઓ !

એક રસિક અંગ્રેજ કવિની ઉક્તિઓ ટાંકી આ મર્યાદિત લેખ સમાપ્ત કરીશ:

" There is a lesson in each flower,
A story in each stream and bower,
In every herb on which you tread
Are written words, which rightly read
Will lead yon from earth's fragrant sod
To hope, to holiness and God. "

બાપાલાલ ગ. વૈદ્ય

તા. ક.

ગૂજરાતની વનસ્પતિઓ ઉપર વિસ્તૃત ગ્રંથ લખવાની ઉમેદવાળાઓ નીચેનાં પુસ્તકોનો લાભ લઇ શકે —

૧ Transactions of the Medical and Physical Society of Bombay-Vol I. 1838-39.

'A general sketch of the Province of Gujerat from Deesa to Daman by A Gibson '

૨ Bombay Gazeteer Vol. II, III, IV, XXV.

૩ 'નિઘંટુ આદર્શ' ની પ્રસ્તાવના. કર્તા: બાપાલાલ વૈદ્ય

૪ વનસ્પતિ-શાસ્ત્ર કર્તા જયકૃષ્ણ ઇન્દ્રજી.

૫ કચ્છ સ્વરથાનની વનસ્પતિઓ કર્તા જયકૃષ્ણ ઇન્દ્રજી
ઇત્યાદિ—

# સ્વજનવિરહ

**પૃથ્વી**

હતો નહિ હું ધારતો કદિય મિત્ર તે મ્હેં કિધા,
હતો નહિ જ ઇચ્છતો વિષમ ઔષધો તે પીધાં ;
ન જાણુ મુજને હતી વિકટ પંથ તે મ્હેં લીધાં !
વિયોગ સ્વજનો તણો સખત આજ સાલે મ્હને,
પડ્યો સહુથી છુટો—નહિ મળ્યો ફરી એકને !
અરે ! ફરિથિ માહરાં સહુય તે હવે શે બને ?
ગયું સરકિ એક જે પ્રિય સ્હવાર સોહામણું
બની સરલ કેન્દ્ર માહરિ અતૃપ્ત આ આંખનું
નહીં નહિ જ દીઠું તે, ન અથવા ન દીઠું ઘણું !
દિઠા કદિય આવતા કબરમાંથિ પત્રો ત્હમે ?
કરી ખબર કોઇ ત્યાંય અથવા ? જિતેલા યમે
મહા બુરજ માટિના વખત એંથિ ખો'યા અ'મે !
શકૂં ન સમજી શું પાર જગકેરિ પેલી હશે,
કહે નહિ જ કોઇ વાત જન ત્યાંય કે'વા વસે ;
અને મગજ કલ્પના ન કરતૂં રિબાતૂં રિસે.
કસે કૃપણુ ભાગ્ય યાર અટકી ગયા આવતા,
કરી કુદરતે મના સહિત હર્ષ પાસે જતાં;
મ્હને દ્વિગુણુ સાંભરે, સુખિ દિનો, ત્હમે શા હતા !
ફરે ફિકર માંહિ હું, ફરું વળી બની બ્હાવરો,
નિરાશ, નિરુપાય, અલ્પ, અધુરો, છતાં આકરો
મુસાફર મુવા તણો, પણ જરા પ્રમાદી ખરો !
"તું કેમ અશડાય છે ?" નહિ જ કોઇ પૂછે મ્હને,
"ઉદાસ ક્યમ તૂં, અને સખત દુઃખ શાં છે ત્હને ?"
"પ્રવાસ મહિં તાહરા નથિ જ કોઇ સાથી, અને ?"
મ્હને જિવન માહરૂં મરણથી ય ઝાંખૂ દિસે
સુઝે નહિ જ કાંઇએ, દિવસ રાત જો'વા ડસે ;
નિહાળી મુજને જડો[1] મુખ વિચિત્ર રાખી હસે.
કર્યું નથિ જ મોકું મ્હેં, પણ ગયો પછાડી રહી ;
સુણાઇ જુજ વારતા મુજ, અનેક જોકે કહી
વ્યથા વિદ્ય કેરિ રાતદિન જે રહો હું વહી.
કરી કરિ અનેક યાદિ ગત કાળની હું ભરૂં
જ્યો નયન માહરાં,—રુદન તોય ખોંગી ખરૂં
શકાય મુજથી નહીં : સમજ આવતાં તે ડરૂં !

---

કુરૂપો.

કદાચ જગ જાણિ જાય મુજ ભેદ કાર્પણ્ય[1] એ
વિસારિ શકતો હું ના, પણ નહીં છુપાવાય જે
ભળી કરું સમાજમાં, અરર, વ્યક્ત તે શી રિતે ? ૧૨

પ્રથા[2] જગત કેરિ સાથ મુજને ન સંબંધ હો :
મ્હને વખત શોભવા જગતમાહિં આ કેટલો ?
પતંગવત જિન્દગી નિકટ મૃત્યુ દીવો ખડો ! ૧૩

હું જાણું નહિ હાલ કાલ મુજ શા થશે ; કો કહે,
કદાચ સરિતા વિશાળ મુજ આ વહેતી રહે,
અને હૃદય બંધ થાય જડતા સદાની ગ્રહે ! ૧૪

પછાડિ નિજ પુસ્તકો જઇ શ્મશાનમાં જે સુના
વિરામ નહિ ઇચ્છતા પણ વિરામ લેતા સદા
ગયા જ પરિવાર તે સહુ ય મૃત્યુને પામતાં ! ૧૫

નહીં જ ; અધુરાં રહી કંઇક છે લખાણો ગયાં,
વિભાગ નહિ પૂર્ણ છે કંઇક ગ્રન્થ કેરા થયા ;
કંઇક ઉપદેશ મર્મ વણગ્રસ્ત મોંઘા રહ્યા. ૧૬

કૃતઘ્ન સમયે ન કામ કંઇ બાકિ રાખ્યૂં પુરે
દિધૂં નહિ જ છે થવા સહુ ય આદર્યૂં તે પુરૂં :
પ્રવીણ ગુરુઓ, કહો, કરવું માહરે શું શરૂ ? ૧૭

શકું રુદનમાંહિં કેમ કરિ સ્વસ્થતા વાપરી,
ન આવિ યદિ અંતરે નિજ નિવાસ સ્થાપે ફરી—
પ્રયાણ ગઈ સર્વથા મુજ સુખો સહે જે[3] કરી ? ૧૮

[4]તું કેમ થઇ સજ્જ આજ ઉભિ અપ્સરાના સમી ?
નિહાળ તુજ આપદા કર વિચાર,—છે તે કમી,
અનેક રજની હતી સુહૃદ સાથ જે આ રમી ? ૧૯

તજી સહુય અંગરાગ બન સાચિ તૂં સત્વરે,
વિલેપન વૃથા હવે તુજ શરીરને તૂં કરે ;
ન આજ[5] ગુજરાતને ઠગિ શકીશ આડંબરે. ૨૦

ઉભા મરણિયા અનેક તહિં આજ છે તૂં ઉભી ;
હસે તું તપ ત્હેમનાં[6] તુજ હસાવનારી ખુબી :
સમાલ, પણ, તેમ જાય નહિ તુ સ્વછંદે ડુબી ! ૨૧

સુહાગણ, સુકોમલે ! સુગમ સ્નેહ ત્હારો થતાં
ગયાં કંઇક આંસુઓ મુજ ઉડી ; રહે છે, છતાં,
હજુય ટપબાપ્પ બિન્દુ નહિ જે સુકાશે કદા ! ૨૨

'પતીલ'

---

૧ ખરુ રુદન કરી શકાતુ નથી તે કાર્પણ્ય. ૨ જગતમાં દુઃખો બતાવવાની હલકી પ્રથાઓ. ૩ જે સ્વસ્થતા સુખો સહે એટલે સુખોની સાથે પ્રયાણ કરી ગઈ છે. ૪ અહીંથી ચાર શ્લોક કવિતાને સંબોધેલા છે. ૫ ગુજરાતના વીરો અને સહૃદયો આજે વિલક્ષણ સમરાંગણમાં ગયા છે ત્યારે. ૬ કવિતા, તપનો આદર્શ મૂકી, આપણા તપને હસે છે.

# હિંદમાં બનાવટી રેશમનાં સુતર અને કાપડની આયાત

પરદેશથી આયાત થતાં બનાવટી રેશમનાં સુતર તેમ જ કાપડ ઉપર પ્રતિબંધ મૂકવો એ ઇચ્છવા યોગ્ય છે કે કેમ ? આ સવાલ છેલ્લા કેટલાક સમયથી પ્રજાનું ધ્યાન ખેંચી રહેલ છે.

બનાવટી રેશમનાં સુતર તથા કાપડ હિંદમાં આયાત ન કરવાં જોઇએ તે બાબત કેટલાંક કારણો ટૂંકમાં, હુ આ લેખમાં આપવા ધારુ છુ. છેલ્લાં ત્રણ વર્ષનાં બનાવટી રેશમના સુતરની આયાતના આંકડા તપાસતા માલૂમ પડી આવશે કે આ વર્ષો દરમિયાન દર વર્ષે હિંદમાં ૭૩ લાખ રતલ બનાવટી રેશમનું સુતર આયાત થયું છે—જો કે ઉપર મુજબ આયાત થએલ માલની કિંમત પ્રતિ વર્ષ ઘટતી આવેલ છે આથી જણાઇ આવે છે કે બનાવટી રેશમના સુતરની કિંમત ઘટતી આવે છે. ૧૯૨૮–૨૯ ની સાલમાં આયાત થએલ સુતરની કિંમત ૧૩૫ લાખ રૂપિયા હતી, ૧૯૨૯–૩૦ માં ૯૯ લાખ રૂપિયા થઇ હતી, જ્યારે ૧૯૩૦–૩૧ માં તેની કિંમત માત્ર ૮૧ લાખ રૂપિયા થએલ છે.

ઇ. સ. ૧૯૨૮–૨૯ માં સુતરાઉ તેમ જ બનાવટી રેશમના કાપડની આયાત ૪૯૦ લાખ વાર હતી, ઇ. સ. ૧૯૨૯–૩૦ માં ૫૬૦ લાખ વાર અને ઇ. સ. ૧૯૩૦–૩૧ માં ૫૧૦ લાખ વાર; અને તેની અનુક્રમે કિંમત ૩૩૦ લાખ, ૩૧૫ લાખ અને ૨૮૧ લાખ રૂપિયા હતી આ આંકડાઓ ઉપરથી પણ જણાઇ આવે છે કે, બનાવટી રેશમના માલની કિંમતમાં ઘટાડો થતો આવેલ છે. સુતરાઉ તેમ જ બનાવટી રેશમનાં કાપડનો નિકાસ કરનારા દેશોમાં હિંદમાં સૌથી વધુ માલ મોકલનાર દેશ જાપાન છે, તે એક જાણવા જેવી બાબત છે. જાપાનમાંથી ઇ. સ. ૧૯૨૮–૨૯ માં ૩૦ લાખ વાર એટલે કે હિંદની કુલ આયાતના ૬ ટકા જેટલું કાપડ આયાત થયું હતું; ઇ. સ. ૧૯૨૯–૩૦ માં ૨૫૦ લાખ વાર એટલે કે હિંદની કુલ આયાતના ૪૪ ટકા અને ઇ. સ. ૧૯૩૦–૩૧ માં ૩૯૦ લાખ વાર એટલે કે હિંદની કુલ કાપડની આયાતના ૭૭ ટકા કાપડ આયાત થયું હતુ. અને આ આયાતોની અનુક્રમે કિંમત ૩૦ લાખ; ૧૪૦ લાખ અને ૧૭૦ લાખ રૂપિયા હતી. આમાં ખાસ નોંધ લેવા જેવી બાબત એ છે જે ઇ. સ. ૧૯૨૮–૨૯ ની માલ સાથે સરખાવતાં જાપાને માત્ર એક જ વર્ષમાં પોતાના હિંદ માટેના કાપડના નિકાસમાં ૮૦૦ ટકા અને બે વર્ષમાં ૧૨૦૦ ટકા વધારો કર્યો હતો.

## હિંદમાં બનાવટી રેશમના સુતરની વપરાશ

હિંદમાં આયાત કરવામાં આવતા બનાવટી રેશમના સુતરનો શામાં શામાં વપરાશ કરવામાં આવે છે તે હવે આપણે તપાસીએ કોર્ટલોડઝ તેમ જ બીજી કેટલીક પેઢીઓએ આ સંબંધમાં હિંદમાં હાથશાળો પર વણાટકામ કરતા વિભાગોમાંથી મળેલી માહિતી ઉપરથી કેટલાક આંકડાઓ ભેગા કરેલ છે અને તે ઉપરથી અડસટ્ટો બાંધી શકાય છે કે, આયાત થતા બનાવટી રેશમના સુતરમાંથી ૬૦ થી ૮૦ ટકા તો હાથશાળો જ ખાય છે.

મુંબઇના મિલઉદ્યોગ સાથે નિકટ સંબંધ ધરાવનાર એક ઑફિસરનું માનવું છે કે, મુંબઇમાં આયાત થતા બનાવટી રેશમનાં સુતર તથા મર્સેરાઇઝ્ડ સુતરના ૬૦ ટકા અને હિંદમાં આયાત થએલા માલના ૮૦ ટકા હાથશાળોમાં વપરાય છે. મુંબઇના કસ્ટમ કલેક્ટર તો તેથી પણ ઊંચો આંકડો મૂકે છે. તેમના મત પ્રમાણે બનાવટી રેશમના સુતરનો ૯૫ ટકા ઉપયોગ હાથશાળો કરે છે.

ચોક્કસ આંકડાઓને અભાવે, બનાવટી રેશમના સુતરની આયાતના કેટલા ટકા હાથશાળોમાં વપરાય છે તે બાબત એકમત થઇ શકવું મુશ્કેલ છે; છતાં એટલું તો ચોક્કસ જણાઇ આવે છે કે, આયાત કરવામાં આવતા મર્સેરાઇઝ્ડ સુતર તેમ જ બનાવટી રેશમના સુતરનો મોટો ભાગ હાથશાળો ઝીણું કાપડ બનાવવાના ઉપયોગમાં લે છે. બનાવટી રેશમનો ઉપયોગ સામાન્ય થઇ પડયો છે તેનું મુખ્ય કારણ એ છે કે તેનો ઉપયોગ કરવાથી કાપડ તેજદાર અને આકર્ષક બને છે; અને બીજું, તેમાંથી બનાવેલ કાપડ આબેહૂબ રેશમી કાપડ જેવું જ લાગે છે. જાપાન, ઇટલી તથા બીજા દેશોની સામે હરિફાઇમાં ટકી શકે તેવું કાપડ ઉત્પન્ન કરવા માટે મિલો પણ તેનો ઉપયોગ કરે છે.

બનાવટી રેશમના સુતરની હિંદમાં આયાત કરવાની જરૂર છે કે કેમ, તે બાબત હવે આપણે તપાસીએ. અલબત્ત, બનાવટી રેશમનું સુતર વાપરવા પ્રત્યે લોકોનું વલણ વધારે અને વધારે થતું જાય છે તે બાબત કશો શક નથી; છતાં દેશનાં હવાપાણી વગેરે તરફ જોતાં, એમ તો કોઇ આગ્રહપૂર્વક નહિ જ કહી શકે કે બનાવટી રેશમનો ઉપયોગ જરૂરનો છે. વળી જો આયાત કરવામાં આવતા બનાવટી રેશમના સુતર તેમ જ સુતરાઉ અને બનાવટી રેશમના કાપડનો ઉપયોગ ઉપર અંકૂશ મૂકવામાં ન આવે તો વખત જતાં હિંદને કાપડ માટેની પોતાની જરૂરિયાત માટે સ્વાવલંબી બનાવવામાં તે અડચણરૂપ થઇ પડશે એ પણ ચોક્કસ વાત છે. હિંદમાં બનાવટી રેશમ ઉત્પન્ન કરવું શક્ય છે કે કેમ એ સવાલ ઉપર છેલા દસકામાં એકબે વખત તપાસ થઇ હતી અને તે તપાસને પરિણામે માલૂમ પડયુ છે જે હિંદમાં તાત્કાલિક બનાવટી રેશમ ઉત્પન્ન કરવું તદ્દન અશક્ય છે. વસ્તુસ્થિતિ આમ હોઇને, અને હિંદમાં બનાવટી રેશમના ઉદ્યોગને રક્ષણ આપવાનો સવાલ જ ઉપસ્થિત થતો નથી તેને અંગે, બનાવટી રેશમની આયાત ઉપર અંકૂશ મૂકવાના સંબંધમાં કેટલાક હિંદી મહાસભા સાથે સહમત થઇ શકતા નથી. એમ પણ દલીલ કરવામાં આવે છે કે, બનાવટી રેશમની આયાત બંધ કરવાથી હિંદમાં હાથશાળ ઉપર કામ કરતા વણકરોને ઘણું નુકસાન થશે અને તેમનો ધંધો પડી ભાંગશે; કારણ કે તેઓ કાપડ વણવામાં બનાવટી રેશમનો ઉપયોગ કરવાને ટેવાઇ ગએલા છે. પરતુ આ દલીલ વજૂદ વગરની છે અને ખાસ કરીને જ્યારે હિંદવાસીઓએ સ્વદેશી વસ્તુઓનો જ ઉપયોગ કરવાનો નિર્ણય કરેલ છે અને તેઓ એટલા માટે પરદેશથી આયાત થતા બનાવટી રેશમના સુતરમાંથી બનાવવામાં આવેલ કાપડ ખરીદનાર નથી એ બાબત ધ્યાનમાં લઇએ તો ઉપર મુજબની દલીલ વજૂદ વગરની લાગે છે. તેઓએ સ્વદેશી કાપડ વાપરવાનો નિર્ણય કરેલો છે એનો અર્થ એ જ થઇ શકે કે તેઓ દેશમાં ઉત્પન્ન કરવામાં આવેલ સુતરમાંથી દેશમાં જ વણાએલ કાપડનો ઉપયોગ કરશે.

એટલા માટે જો બનાવટી રેશમના સુતરમાંથી બનાવવામાં આવેલ કાપડ દેશાવરોમાં

નિકાસ કરવાનો ઇરાદો ન જ હોય તો હિંદુસ્તાનની હાથશાળોએ તેમજ મિલોએ તેનો ઉપયોગ તાત્કાલિક બંધ કરવો જ જોઇએ. મહાત્મા ગાંધી અને કેટલાક મિલમાલેકો વચ્ચે આ સંબંધમાં જે સમજૂતી થઇ છે તે સમજૂતીને ગયા એપ્રિલ માસમાં બોમ્બે મિલ–ઓનર્સ એસોસિયેશનની કમિટીએ મજૂરી આપવાનો ઠરાવ પસાર કરેલ છે તે એક આવકારદાયક પગલું છે અને એ સમજૂતી મુજબ બનાવટી રેશમના સુતરનો ઉપયોગ ૧૯૩૧ ના ઓગસ્ટની ૧૧ મી તારીખ પછી સદંતર બંધ થઇ શકે તે મુજબ ધીમે ધીમે ઓછો કરતા જવાનું નક્કી થએલ છે. બનાવટી રેશમનો કાપડ બનાવવામાં થતો ઉપયોગ કાઢી નાખવાના તેમના નિશ્ચય માટે બોમ્બે મિલ–ઓનર્સ એસોસિયેશનને આપણે જરૂર અભિનંદન આપવું જોઇએ. દેશના બહોળા હિતના રક્ષણાર્થે વિલાયતી સુતર અને કાપડ પર પ્રતિબંધ મૂકવાની ચળવળ તથા લડતમાં હિંદી મહાસભાને મદદરૂપ થવાની જરૂરિયાત મિલમાલેકો સમજતા થયા છે તે આથી જણાઇ આવે છે.

બોમ્બે મિલ–ઓનર્સ એસોસિયેશન ઉપરના નિર્ણય ઉપર આવ્યું તે અગાઉ કેટલીક મિલો પોતાની બનાવટમાં બનાવટી રેશમના સુતરનો ઉપયોગ બંધ રાખવાની મહાસભાની શરત પાળવાને તૈયાર ન હતી; કારણકે તેમનું મતવ્ય એ હતું કે, આવા પ્રકારના સુતરનો ઉપયોગ એ જ પ્રકારના બીજા ઉદ્યોગની પ્રગતિને હાનિકર્તા થઇ પડતો નથી. પરતુ આ પ્રકારના સુતરનો ઉપયોગ હવેથી ન કરવા **હિંદુસ્તાનની** મિલોએ કબૂલ કરેલ છે.

જેઓ ઉપર મુજબની દલીલ કરે છે તેઓએ દેખીતી રીતે હિંદના રેશમના ઉદ્યોગના સંબંધમાં વિચાર કર્યો હોય તેમ લાગતું નથી. બનાવટી રેશમનું સુતર, તેમાંથી બનાવવામાં આવેલ કાપડ, અગર બનાવટી રેશમ તથા સુતર મિશ્ર કરીને વણવામાં આવેલ કાપડની આયાત જો છૂટથી કરવા દેવામાં આવે, અને દેશ તેનો પ્રતિબંધ ન કરે, તો એટલું તો શક વગરનું છે કે, આવા પ્રકારના માલની આયાત બહુ જ વધી જાય અને તેમ થાય તો બેશક હિંદના રેશમના ઉદ્યોગને ધક્કો પહોંચે.

બનાવટી રેશમ સસ્તું હોવાને અંગે હિંદના રેશમના ઉદ્યોગ ઉપર ગભીર અસર ક્યારની થઇ ચૂકી છે અને મહાસભા બનાવટી રેશમની આયાત ચાલુ રહેવા દે તો હિંદનો રેશમનો ઉદ્યોગ સદંતર નાશ પામે તેવો ભય રહે છે. જેઓ સુંદર કપડું બનાવવા ખાતર હિંદમાં બનાવટી રેશમ આયાત કરવામાં વાંધા જેવું નથી જોતા તેઓને, હિંદમાં રેશમના ઉદ્યોગને રક્ષણ આપવાની જરૂર છે કે કેમ તે સવાલની તપાસ કરવા ટેરીફ બોર્ડ બેસે તે વખતે ટેરીફ બોર્ડના સભાસદ તરીકે નિયત કરવામાં આવે તો તેઓ હિંદી મહાસભાના વિચાર સાથે જરૂર એકમત થઇ શકે. આ સવાલ તરફ કલાની દૃષ્ટિએ જોતાં એમ પણ દલીલ થઇ શકે કે, બનાવટી રેશમની મદદથી સુંદર કાપડ ઉત્પન્ન થઇ શકે છે તેથી તેની આયાત પર પ્રતિબંધ ન મુકાવો જોઇએ. પરતુ હિંદના રેશમના ઉદ્યોગને આપણા ઘટતા રક્ષણનો ખ્યાલ કરીએ તો બનાવટી રેશમનાં કાપડ તેમજ સુતરની આયાત બેશક બંધ કરવી જોઇએ. બીજું બનાવટી રેશમનાં કાપડ અને સુતરની આયાતનું પ્રમાણ વધતું જ જશે અને અત્યારે જે પરદેશી સુતર અને સુતરાઉ કાપડની આયાત ઉપર આપણે પ્રતિબંધ મૂકેલ છે તેનું સ્થાન લેશે એ ચોક્કસ સમજવું; અને આ પ્રકારની ધાસ્તીમાંથી બચી જવું હોય તો દેશે બનાવટી રેશમની આયાત બંધ કરવાના કાર્યમાં મહાસભાને મદદ કરવી જ જોઇએ.

બનાવટી રેશમના સુતરમાંથી હિંદમાં બનાવેલ કાપડ તેમજ પરદેશથી આયાત થતું બનાવટી રેશમનું કાપડ ન વાપરવા માટે લોકોના ઐચ્છિક નિર્ણય ઉપરાંત, મારી તો સૂચના છે કે, સરકારે તેની આયાત બંધ કરવા માટે તેના પર મોટી જકાત નાખવી જોઇએ. કાપડ ઉદ્યોગમાં હિતસંબંધ ધરાવનારા કેટલાક ગૃહસ્થોએ સરકાર આગળ ગયે વર્ષે સૂચના મૂકી હતી કે, બનાવટી રેશમના કાપડની આયાત પર અત્યારે જે ૧૫ ટકા જકાત છે તેને બદલે ૨૦ ટકા અગર કંઇક વધુ જકાત લેવી; પરતુ ઉપરની સૂચના તેઓએ બીજા જ ધોરણ પર કરેલી. તેઓની દલીલ એ હતી કે, બનાવટી રેશમના સુતર ઉપરની ૭½ ટકા જકાતમાં અને બનાવટી રેશમના કાપડ પરની ૧૫ ટકા જકાતમાં એટલો બધો ફેર નથી કે જેથી હિંદના કાપડના ઉદ્યોગને ઘટતું રક્ષણ મળતું રહે. છેલ્લા બજેટ વખતે બનાવટી રેશમના કાપડની આયાત ઉપર ૧૫ ટકાને બદલે ૨૦ ટકા જકાત ઠરાવવામાં આવેલ છે અને બનાવટી રેશમના સુતર ઉપર ૭½ ના વધારીને ૧૦ ટકા કરેલ છે—જો કે જકાતમાં ઉપર મુજબનો વધારો, હિંદના ઉદ્યોગને રક્ષણ આપવાના ઇરાદાથી કરવામાં આવેલ નથી; પરતુ મહેસૂલ વધારવા ખાતર જ કરવામાં આવેલ છે, એ હકીકત ખ્યાલમાં રાખવા જેવી છે. અને સરકારની નાણાંપ્રકરણી સ્થિતિ આવતે વર્ષે કદાચ સુધરતી લાગે તો જકાતમાં કરવામા આવેલ આ વધારો બંધ પણ કરી દેવામાં આવે. હિંદના રેશમના ઉદ્યોગની ખીલવણી તરફ લક્ષ રાખવા, અને અત્યારે આયાત થઇ રહેલ જે પરદેશી સુતર અને સુતરાઉ કાપડ ઉપર આપણે પ્રતિબંધ મૂકીએ છીએ તેનું સ્થાન બનાવટી રેશમનાં કાપડ અને સુતર લઇ લે એ ભય દૂર કરવા સારુ, મારી તો સૂચના છે કે બનાવટી રેશમનાં કાપડ અને સુતર ઉપર અત્યારે નાખવામાં આવેલી જકાતમાં હજુ પણ વધારો કરવો ઘટે છે, જેથી કરીને તેની આયાત ઘટી જાય.

આ સવાલ ઉપર મહાત્માજીનો અભિપ્રાય શો છે તે જાણવાનો મને થોડા જ વખત અગાઉ સુયોગ પ્રાપ્ત થએલો; અને બનાવટી રેશમનાં કાપડ અને સુતરની આયાત ઉપર પ્રતિબંધ મૂકવો ઘટે છે, એમ મહાત્માજીએ પોતાનો મત દર્શાવ્યો હતો. ઉપર જણાવેલાં કેટલાંક વજૂદવાળાં કારણોને અંગે હું આશા રાખુ છું કે મિલોની માફક હાથશાળો પણ કાપડવણાટમાં બનાવટી રેશમનો ઉપયોગ બંધ કરશે અને લોકો પણ હિંદુસ્તાનમાં વણાએલું કે બહારગામથી આયાત થયેલું બનાવટી રેશમનું કાપડ ત્યાજ્ય ગણશે.

આ બાબતની વિગતવાર ચર્ચા મેં મારા "How to compete with Foreign Cloth" (પરદેશી કાપડ સામે હરિફાઇ કેમ કરવી ?) નામના અંગ્રેજી પુસ્તકમાં કરેલ છે તે તરફ આ પ્રશ્નનો ઊંડો અભ્યાસ કરવા ઇચ્છનારાઓનું ધ્યાન ખેંચું છું.

મનમોહનદાસ પી. ગાંધી

## સાહિત્યને ઓવારેથી—

૬

### પ્રિન્સિપાલ આનંદશંકર ધ્રુવ

અને હવે લઇએ વિદ્યાર્થીઓમા પ્રિય અને પ્રસિદ્ધ થયેલા પ્રિન્સિપાલ આનદશકર ધ્રુવ બુદ્ધિમત્તાની સૂચક ભવ્ય મુખમુદ્રા, ભાલને શોભાવતો પૂર્ણિમાના ચદ્ર જેવો ગોળ ચાલ્લો અને નાગરશાહી પાઘડીના કરડીઆમા ઢકાઇ રહેલી તેમની લાબી શિખા આ બધુ તેમના માટે વિદ્યાર્થીઓમા પૂજ્યભાવ પ્રેરવામા બહુ મદદગાર થાય છે અને જ્યારે 'શ્લથલમ્બિની' (શિથિલ અર્થાત્ વીખરાએલી અને લાબી) જટા તેમના ખાનગી અભ્યાસખડમા તેમના પીઠપ્રદેશને આવરી લે છે ત્યારે તો પૂજ્યભાવથી પ્રેરાએલા વિદ્યાર્થીને તો જાણે કે તે બુદ્ધિમાન મસ્તિષ્કમાથી વેદવિદ્યાની વડવાઇઓ ફૂટી બહાર નીકળતી હોયને ! સાહિત્યના સમૃદ્ધ સર્જનથી નહિ, તો સરસ્વતીની અવિરત ઉપાસનાથી તેમણે કેટકેટલા ગુર્જર યુવકોને તેમની પ્રેરણાના પાન કરાવ્યા, વિદ્વત્તાના જળ પાયા, ધર્મનુ સ્વરૂપ સમજાવ્યુ અને અનુભવના સૂત્રો બોધ્યા આજે પણ ગુજરાતના મહાવૃક્ષની વિવિધ ટોચે બેઠેલા તેમના કેટલાએ શિષ્યો જોવામા આવે, અને વર્ષો સુધી અધ્યાપકપદ ભોગવેલુ હોવાથી આજના 'વાનર સૈનિક' ના પિતા અને પિતામહ પણ કોલેજમા તેમનુ શિક્ષણ પામ્યાના દાખલા મળી આવે અમદાવાદની ગુજરાત કોલેજના વિકાસનો પા સદી ઉપરાતનો ઇતિહાસ તેમના જીવન સાથે સુદૃઢ સકળાયેલો છે એવા આ મહાત્માજીના માનીતા અને વર્ચસ્વંતા આચાર્ય ધ્રુવ આજે ભાગીરથીને કાંઠે વારાણસીના હિંદુ વિદ્યાપીઠને શોભાવી રહ્યા છે

ગુજરાતની આધુનિક, ગૌરવવતી અને સતત વૃદ્ધિગત થતી અગાધ વિદ્વત્તાના અગ્રગણ્ય પ્રતિનિધિઓમા તરી આવે તેવી ત્રણ વ્યક્તિઓ છે મુ નરસિંહરાવ દિવેટીઆ, મુ કેશવલાલ ધ્રુવ અને પ્રિન્સિપાલ આનદશકરભાઇ અન્ય કોઇને અવિદ્વાન તરીકે ઉવેખવાનો અહીં હેતુ નથી આટલુ તો માત્ર ગણનારૂપે જ જીવનભર વિદ્યાવ્યાસગ કર્યો હોય અને તેનો જ અપ્રતિમ રસ માણુતા માણુતા જેણે જીવન વ્યતીત કર્યું હોય, તેવા આ ત્રણ વિદ્વાનો આજે પણ ગુજરાતની સસ્કૃત વિદ્વત્તાને શોભાવી રહ્યા છે આનદશકરભાઇ મુખ્યત્વે તો સસ્કૃતના જ અધ્યાપક રહ્યા, એટલે સંસ્કૃત વિદ્યાના તિલક કરતા કરતા તેઓ 'વન' વટાવી ગયા સંસ્કૃતના સંગીન જ્ઞાન માટે તેમણે પૂર્વ અને પશ્ચિમની સસ્કૃતવિષયક શિક્ષણપદ્ધતિઓ જાણી લીધી છે શ્રીમત પિતાના આ વિદ્યાવિલાસી પુત્રે શાસ્ત્રીય રીતે સંસ્કૃત વિદ્યાને સેવી તેના વિશેષ મૂલ્ય આકયા પૂર્વના સાયણ અને પશ્ચિમના મેક્સમૂલર જેવા પડિતોના મતોનો પોતામા સમન્વય કર્યો, અને હસવૃત્તિથી યોગ્ય અને અયોગ્યનો, સત્ય અને અસત્યનો વિવેક કર્યો

આનદશકરભાઈ હાલ તો પ્રિન્સિપાલ છે, એટલે વિદ્યાપીઠની પરિભાષા પ્રમાણે તો

આચાર્ય કહેવાય. પણ, ગુજરાતમાં તો ગુજરાત કૉલેજના પ્રોફેસર તરીકે જ જાણીતા થયેલા છે, એટલે તેમને અધ્યાપક તરીકે જ વિશેષ ઓળખાવીશ.

આ સમર્થ વિદ્વાનની અભ્યાસવૃત્તિ તે વેદોની દેવવાણીથી જકડાઇ ગઈ નહિ; પ્રાચીન પ્રણાલીના વૃત્તથી રૂંધાયેલાં એ સંસ્કૃત વિદ્યાનાં વિશુદ્ધ જળ નીરખવા તેમણે અન્ય વિદ્યાઓનો પણ અભ્યાસ જારી રાખ્યો; ને તેથી સંસ્કૃત ઉપરાંત તેમનો ગુજરાતી ને અંગ્રેજી સાહિત્યનો અભ્યાસ પણ તલસ્પર્શી અને સ્તુતિપાત્ર છે, ને અંગ્રેજીના પ્રોફેસર તરીકે પણ તેમણે કામ કર્યું છે. વિશેષમાં તેમનો લૉજિક, ઇતિહાસ, તત્ત્વજ્ઞાન વગેરેનો અભ્યાસ પણ તેટલો જ સૂક્ષ્મ અને સમૃદ્ધ છે. સમાજશાસ્ત્ર ( Sociology ) એ તત્ત્વજ્ઞાનનું મૂર્ત સ્વરૂપ છે એમ માની તેમણે આ વિષયને પણ પોતાના અભ્યાસક્ષેત્રમાં સ્થાન આપ્યું છે. અને આ ઉપરાંત એલ. એલ. બી. ની ડીગ્રી વડે તેમણે કાયદાના વિષયોને પણ અપનાવી લીધા છે. ખરેખર સતત વિદ્યોપાસના શું શું નથી કરી શકતી ?

અને આનંદશંકરભાઇની સાહિત્યકારકીર્દિ સ્વ૦ મણિલાલ દ્વિવેદીના 'સુદર્શન'થી થઇ; અને તે બ્રહ્મનિષ્ઠ સાક્ષરના અવસાન પછી તેમણે 'સુદર્શન' સંભાળ્યું; અને સુદર્શન ગદ્યાવલીની પ્રસ્તાવના રૂપે સ્વ૦ મણિલાલભાઇના જીવનની ટૂંકી રૂપરેખા પણ લખી. 'સુદર્શન'ને આનંદશંકરભાઇએ કેટલાંક વર્ષ ચલાવ્યું. પણ તેઓ તેના 'આદ્યદ્રષ્ટા'ની માફક આર્ય ભાવનાના આચાર્ય ( Missionary )ના બનતાં માત્ર પૂજક જ રહ્યા. આ સ્વતંત્ર લેખનવૃત્તિ 'સુદર્શન'ના વાચકોને મોળી લાગવાથી અને ક્ષિતિજ ઉપર યુગપરિવર્તનનાં ચિહ્નો દેખાવાથી નવા યુગને અનુરૂપ થવા તેમણે 'વસન્ત'નો પ્રારંભ કર્યો. આજના જેવી ત્યારે ગાંધીયુગની વ્યાવહારિક આધ્યાત્મિકતા નહોતી સનાતનીઓની સ્થિતિચુસ્તતા અને 'સુધારાવાળા'ઓની તે વખતની ઝનૂની ખંડનાત્મક નીતિઃ આ બંનેનું સુયોગ્ય સંમિશ્રણ કરી પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિનાં સુંદર તત્ત્વો બતાવવાં, જનતાને સુયોગ્ય પંથે વાળી ઉત્સાહના પૂરમાં ઉન્માર્ગે જતી અટકાવવી, આર્ય ધર્મને ઉજાળવો, સાહિત્યને સમૃદ્ધ કરવું, અને રાજકારણને રાષ્ટ્રભાવનાથી પ્રદીપ્ત રાખવું : આ બધું કરવાની ત્યારે જરૂર હતી. અને આવી ઉદાત્ત ભાવનાઓથી પ્રેરાઇ તેમણે 'વસન્ત'ને વધામણાં દીધાં; અને તેને સમર્થ વિચારોનું પ્રેરક બનાવ્યું. 'વસન્ત'ના તંત્રીપદેથી તેમણે ધર્મ અને નીતિ ઉપર છૂટા છવાયા કેટલાયે સ્વતંત્ર લેખો લખ્યા. અને સાહિત્યનાં વિવેચનક્ષેત્ર ઉપર પણ તેમણે પોતાની વિદ્વત્તાનો પ્રકાશ નાખ્યો. આ ધર્મ અને નીતિ ઉપરના લેખોનો સંગ્રહ તે તેમનો 'આપણો ધર્મ' નામે ગ્રંથ.

આનંદશંકરભાઇના હાથે સ્વતંત્ર પ્રકાશન પામેલું તેમનું આ એકનું એક પુસ્તક છે. તેની સુગમ્ય શૈલી, તેનું વિચારગૌરવ અને તેના જ્ઞાનપૂર્ણ વિષયોને લીધે તે અભ્યાસશીલ વાચકને આનંદ આપે તેવું છે. ધર્મ, નીતિ અને તત્ત્વજ્ઞાન ઉપર તેમણે કેટલાંક બીજાં પુસ્તકો પણ લખ્યાં છે. બાળકો માટે લખાયેલાં 'હિંદુ ધર્મની બાળપોથી', 'નીતિશિક્ષણ' અને 'ધર્મવર્ણન' તથા મોટેરાઓ માટે લખાયેલાં 'હિંદુ વેદધર્મ' અને શ્રી રામાનુજાચાર્યના શ્રીભાષ્યના ભાષાંતરના બે ગ્રંથોઃ આ બધામાં તેમની ઉચ્ચ વિચારસરણી, અગાધ વિદ્વત્તા, અને જગતભરના સર્વ ધર્મોનો તુલનાત્મક અને તટસ્થ અભ્યાસ ખાસ ધ્યાન ખેંચે તેવાં છે. બાળકો માટે લખાયેલાં પુસ્તકોમાં તો કઠિન અને ગહન વિચારો પણ

બહુ જ સ્પષ્ટ, સરળ અને ચોક્કસ શબ્દોમાં જણાવ્યાં છે; ને વિશેષમાં તેઓ આનંદશંકરભાઇની દક્ષતાભરેલી વિચક્ષણ શિક્ષણશક્તિની સાખ પૂરે છે. ટૂંકમાં, આ બધા ધાર્મિક ગ્રંથોમાં અને સંસ્કૃત 'ન્યાયપ્રવેશ'માં તેમની વિદ્વત્તા તેમણે બહુ જ સરળ સ્વરૂપે તે મનોરંજક રીતે વહેવરાવી છે.

અને સાહિત્યના ક્ષેત્રમાં પણ તેમની 'સ્મરણ સંહિતા' ઉપરની વિવેચનાત્મક નોંધ અને 'વસંત'માં 'ગ્રંથાવલોકન'ના મથાળા હેઠળ તેમના વિવેચનના લેખો પશ્ચિમના સમૃદ્ધ, વિવિધ અને વિશાળ સાહિત્યની દષ્ટિએ મૌલિક રીતે લખાયેલા હોઇને સાહિત્યમાં અનેરી ભાત પાડે છે.

આનંદશંકરભાઇને પુસ્તકો લખવા કરતાં પુસ્તકો વાંચવાનો અને તે વિચારવાનો વધારે શોખ છે; એટલું જ નહિ, પણ સાહિત્યની દષ્ટિએ કીમતી ગ્રંથો ખરીદીને તેમને પોતાના ખાનગી પુસ્તકાલયમાં સંગ્રહવાનો પણ તેટલો જ શોખ છે. તેમની લાયબ્રેરીમાં તેમના અભિમત વિષયો ઉપરનાં છેક તાજાં જ પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો પણ મળી આવે, ને તેથી તે લાયબ્રેરી અભ્યાસી મિત્રોમાં સારી રીતે જાણીતી થયેલી છે. ખરેખર, આનંદશંકરભાઇ વિત્ત અને વિદ્વત્તા વડે લક્ષ્મી અને સરસ્વતીને પોતાનામાં 'એકસંસ્થ' (એક જ સ્થળે રહેતી) કરી છે. સોનું જેમ સુગંધથી વિશેષ વખણાય તેમ તેમની શ્રીમંતાઇ ને વિદ્વત્તા અન્યોન્યમાં યોગ્ય રીતે ભળી ખાસ આદર ને આકર્ષણનું પાત્ર બન્યાં છે.

આનંદશંકરભાઇ એટલે નાગર અને નાગરિક બંને. જન્મે ઉચ્ચ કુટુંબના નાગર એટલે કુલ તરફથી આર્ય સંસ્કૃતિ વારસામાં મળી; વિશેષમાં નાગરિકોએ વ્યક્તિત્વ સાચવી સાધેલાં સમયજ્ઞતા અને સમયાનુસારિતાનાં લક્ષણો પણ તેમનામાં છે. આનંદશંકરભાઇ એટલે કેવળ વિદ્વત્તાનો શુષ્ક ભાર નહિ, શાસ્ત્રીય વેદિયાપણું નહિ, કે હાંસીપાત્ર પંતુજીપણું નહિ; નાગરત્વની સંકુચિતતાને તેઓ નાગરિકતાથી વિશાળ બનાવે છે, અને વિદ્વત્તાના ભારને વિનોદભરેલી રસિકતાથી હળવી બનાવે છે. તેમની આ રસિકતાને લીધે તો ગુજરાત કૉલેજમાં તેમનાં વિદ્વત્તાપૂર્ણ ભાષણો પણ છેક નીરસ નીવડતાં નહિ. ચશ્માંની દાંડી ઉપર આંગળી મૂકી અધ્યાપક ધ્રુવ જ્યારે ભાષણ આપતા હોય, ત્યારે તો વાણીનો અસ્ખલિત પ્રવાહ વહે, ને જ્ઞાનના ભંડાર ખૂલે. આ વિદ્વત્તા, આ રસિકતા અને આ સંસ્કારસંભારને લીધે તેમના એક અનુયાયી સમર્થ વિદ્વાન કહે કે '**आनंदशंकरगुरोश्चरणौ नमामि**' તો તેમાં શું આશ્ચર્ય !

આ બધા ગુણોને લીધે તેઓ વ્યવહારદક્ષ તથા કાર્યકુશળ પણ બન્યા છે. મહાત્માજીને અને તેમને તો આશક માશૂકનો સંબંધ છે. મજૂરોના લવાદ મંડળ વખતે આનંદશંકરભાઇ પણ હતા, અને તે વખતે મહાત્માજીને તેમની વિશેષ કિંમત સમજાઇ. અને પછી થોડા જ વખતમાં ઇ. સ. ૧૯૧૯ની આખરમાં ગાંધીજીએ આ 'અણમોલ રત્ન'ની પંડિત માલવિયાજીને ભેટ કરી. ગુજરાત કૉલેજમાંથી પ્રો. ધ્રુવની વિદાયગીરીના માનમાં કરેલો એ ભવ્ય મેળાવડો; પ્રિન્સિપાલ રોબર્ટસનની હાજરી, અને મહાત્માજીનું પ્રમુખપદ, સંભાવિત ગૃહસ્થોનું આગમન, અને વિષાદભર્યા હૃદયે માનભરી વિદાય દેતો વિદ્યાર્થીગણઃ આ પ્રસંગ 'નવજીવન'ના પાને સચવાયો છે, તેમ જ ગુજરાત કૉલેજના ઇતિહાસમાં પણ અમર થયો છે.

અને તેમની કાર્યકુશળતા માટે વિશેષ કાંઇ જણાવી લઉં ગુજરાત કૉલેજની તેમની નોકરી દરમ્યાન ધ્રુવ સાહેબને યુરોપિયન પ્રિન્સિપાલ અને યુરોપિયન પ્રોફેસર સાથે સંસર્ગમાં આવવુ પડતુ, ને તેમની ખુશામત કર્યા વિના સ્વમત સાચવી પોતાની લાક્ષણિક વ્યવહાર-કુશળતાથી તે બધાનું મન જીતી લેતા આ બાહોશીને લીધે તેઓ ગુજરાત કૉલેજના પણ એક વખત ઍક્ટિંગ પ્રિન્સિપાલ બન્યા હતા તે આ જ વિશિષ્ટ વ્યક્તિતને લીધે બનારસ હિંદુ યુનિવર્સિટીની કૉલેજના પ્રિન્સિપાલ તરીકે તેમણે ત્યાના પક્ષભેદો શમાવ્યા, ને સ્થાનિક કલહોને નિર્મૂળ કર્યા બધા પક્ષોથી પર રહી સ્વતંત્ર વિચાર અને વ્યવહાર કરવો એ તેમનું ખાસ લક્ષણ છે આ જ વ્યવહારકુશળતા તેમણે નડિયાદની સાહિત્ય પરિષદના પ્રમુખ તરીકે બતાવી, અને તેની કાર્યવાહી સભાઓમા ગભીર અથડામણોના પ્રસંગો દૂર રાખ્યા પણ આ પ્રમુખપદ અન્યને સોપે ત્યા સુધી સાહિત્ય પરિષદનુ નાવ સ્થિર ને સુરક્ષિત રાખવાનુ કામ તેમના જેવા માટે પણ સહેલુ નથી 'જ્યા જ્યા આનંદશંકરભાઈ, ત્યા ત્યા સફળતા,' એમ મહાત્માજીએ બાધેલી આ વ્યાપ્તિ સાહિત્ય પરિષદ સંબંધી પણ સાચી પડો!

ઉપર સૂચવ્યા પ્રમાણે આનંદશંકરભાઇ તે કેવળ ગુજરાતના જ નહિ, પણ સમગ્ર ભારતવર્ષના વિદ્વાન છે બનારસ હિંદુ કૉલેજના પ્રિન્સિપાલ છે, ને હિંદુ યુનિવર્સિટીના વર્ષોથી પ્રો-વાઇસ ચૅન્સેલર છે આ વિદ્વત્તાને લીધે જ તેઓ એક વખત ફિલોસૉફિકલ કૉન્ગ્રેસના હિંદી વિભાગના પ્રમુખ ચુટાયા ને 'ઇન્ટર યુનિવર્સિટી બોર્ડ'ના પણ પ્રમુખ થયા વિશેષમા તેમની કાર્યકુશળતાને વરેલી વિદ્વત્તાનો લાભ પજાબ, લખનૌ, આગ્રા, અલીગઢ વગેરે યુનિવર્સિટીઓ પણ ઉઠાવે છે પણ મુબાઇ યુનિવર્સિટીને સ્વજનની કદર હોય ખરી?

આનંદશંકરભાઇ જન્મથી જ ઉચ્ચ હોઇને ખાનદાનીનુ ખમીર ધરાવે છે, ને આમવર્ગ સાથે થોડો સબધ ધરાવે છે પણ ઠક્કર બાપાનુ 'ભીલસેવા મડળ' કે અમદાવાદનુ મજૂર મહાજન ખેંચીને લેઇ જાય ત્યારે તો જનતા સાથે ભળવામા બાકી નથી રાખતા સરકારમા તેમજ પ્રજામા તેમને કેટલાક સાથે ગાઢ ને મીઠો સબધ છે ટૂંકમાં, **આનંદશંકરભાઇ વિશિષ્ટ વિદ્વાન છે, સમર્થ વિચારક છે, દીર્ઘદર્શી પત્રકાર છે, સુપ્રસિદ્ધ અધ્યાપક છે ને બાહોશ સચાલક છે** તેમની વિદ્વત્તા ઊંડા સમુદ્ર જેવી નહિ, પણ વિશાળ વટરાજ જેવી છે સ્વ કેશવલાલભાઇની સશોધનદૃષ્ટિ કે સ્વ નરસિંહરાવભાઇની ચોકસાઇ, એ તેમની વિદ્વત્તાના ખાસ તરી આવતા લક્ષણો નથી તોયે જણાવવુ જોઇએ કે પરપ્રાંતોમા ઝળહળતા આ રત્ન માટે તેનુ જન્મદાતા ગુજરાત યોગ્ય ગૌરવ લઇ શકે

વિવેકયુક્ત રસાળુ સંમિશ્રણ એ આનંદશંકરભાઇના સ્વભાવનુ ખાસ લક્ષણ લાગે છે આ સમન્વયશક્તિને લીધે તેઓ અસહકારના વખતમા વિદ્યાપીઠ તેમજ ગુજરાત કૉલેજ એમ બને સાથે મીઠો સબધ સાચવી શકતા આ જ લક્ષણને લીધે તેઓ ખાદી અને મિલકાપડને સાથે પહેરી શકે છે, ને આ જ કારણે બે વિરુદ્ધ પક્ષો સાથે પણ સદ્ભાવભર્યો મેળ રાખી શકે છે આ સુવર્ણમાર્ગ તેમની ચોકસાઇ, દૃષ્ટિવિશાળતા અને સમન્વય શક્તિને લીધે તેમણે સાચી સહૃદયતાથી જ સ્વીકાર્યો હોય, પણ જનસમાજ તે રીતે સમજવા જેટલી ધીરજ ને ડહાપણ દાખવી શકે ખરો? તેને તો 'પર્વતરાજ હિમાલયનુ હિમમય થવુ ને આગળવુ બને સ્વભાવસત્ય લાગે છે' પણ દૂરથી જ નિરખનારને હિમાલય એવો લાગે તો તેમા કોનો દોષ હિમાલયનો કે નિરખનારનો?

નવયુગનાં પ્રતિબિંબ ઝીલ્યા છતાં, પશ્ચિમની સંસ્કૃતિ જાણ્યા છતાં, ને ઉચ્ચ પદવી પામ્યા છતાં સરકારી દરબારી મેળાવડાઓમાં કે મિજલસોમાં આર્ય સંસ્કૃતિના પ્રતીક તરીકે ધોતિયાના પહેરવેશનું ગૌરવ સાચવવા જેટલી હિંમત રાખી શક્યા હોય, પ્રસંગોપાત પણ પાટલૂન પહેરવાના મોહ કે ભીરુતાની પર થઇ જેઓ ઠેઠ વાઇસરોય જેવાં બ્રિટિશ સલ્તનતના પ્રતિનિધિને મળતી વખતે પણ જેમણે ધોતિયાનાં પહેરવેશનું અપવાદરૂપે ઉચ્ચ સ્થાન સાચવ્યું હોય, તેવા આધેડ વયના ઉર્વત, અગ્રગણ્ય અને સરકારી માનપાન પામેલા ગુજરાતીઓમાં ગણના થઇ શકે તેમ છે સર પ્રભાશંકર પટ્ટણીની, સર લલ્લુભાઇ મહેતાની અને પ્રિન્સિપાલ આનંદશંકર ધ્રુવની. પાટલૂન પહેરવાનાં પ્રલોભનો ઊભા થવા છતાં ગાંધી યુગના પુરોગામી સુધારાયુગમાં તેઓ પાટલૂનની પરાધીનતા દૂર રાખી શક્યા તે એક ગૌરવભરેલી બીના છે. મહારાષ્ટ્રના સાદાઇભર્યા જીવનમાં, કે હાલના ગુજરાતના રાષ્ટ્રીય વાતાવરણમાં આ વસ્તુની આટલી ઉચ્ચ કિંમત આજે ન અંકાય એ સંભવિત છે.

અસ્પૃશ્યતા માટે આનંદશંકરભાઇના વિચારોમાં કેટલાકને એક વખત અસ્પષ્ટતાની ગંધ આવી, અને તેથી તેમણે તે વાતને છાપાને પાને ચઢાવી. પણ ન્યાયની ખાતરેય જણાવવું જોઇએ કે ધ્રુવ સાહેબ અંતઃકરણથી જ અસ્પૃશ્યતામાં માનતા નથી, ને અસ્પૃશ્યતા-નિવારક મંડળોની સભામાં ખુલ્લે દીલે હિંમતભેર ભાગ લીધો છે, અને મજૂર મહાજન તરફથી અંત્યજ મજૂરો વચ્ચે કામ કર્યું છે. વિશેષમાં આ મહાજનના અંત્યજ પ્રતિનિધિ-ઓને બનારસમાં પોતાને ઘેર અતિથિ તરીકે સત્કાર્યા છે ! સનાતનીઓને કદાચ આમાં આર્ય સંસ્કૃતિ અભડાઇ જતી લાગશે !

આનંદશંકરભાઇના ખાનપાનના વ્યવહાર વિષેના વિચારો સનાતન સંપ્રદાયને બંધબેસતા છે, ને ભોજનવ્યવસ્થા માટે તો સાથે નાગર રસોઇયો પણ રાખે છે. તેમની આ દૃઢ થયેલી ને સહૃદયતાથી અંકાયલી માન્યતાઓ માટે આપણે તેમનું મન દૂભાવવાનું કારણ નથી. નાગરત્વ માટે તેમને નાગરિકતા કરતાં કદાચ વધારે અભિમાન હશે ખરું ? અને આનંદશંકરભાઇમાં 'ગોળમટોળપણું' છે, 'ઉમળકા કરતાં Awe વધારે છે' એમ કહેનારાઓએ તેમને ધીરજથી ને મત્સનિષ્ઠાથી વિશેષ સમજવાનો પ્રયત્ન કરવો જોઇએ.

આવો જ બીજો આક્ષેપ એ છે કે 'આનંદશંકરભાઇની વિદ્વત્તા વન્ધ્યા રહી છે.' સત્ય તો એ છે કે તે વિદ્વત્તા વન્ધ્યા નથી રહી, પણ વીરપ્રસવિની નથી બની. તેમની કૃતિઓ જોતાં તેઓ વિદ્વત્તાચોર કહેવાય. તેમની વિદ્વત્તા, મૌલિકતા અને વિચારગૌરવ જોતાં કહેવું પડે કે તેમની કૃતિઓ આ સમર્થ ને સર્વદેશીય વિદ્વાનને ૠેય આપે તેવાં કે તેમના યશઃશરીરને વધુ કાન્તિમાન બનાવે તેવી નથી.

અને આનંદશંકરભાઇની કૃતિઓમાં 'આપણો ધર્મ' વિના બધાં પુસ્તકો વડોદરા રાજ્ય તરફથી પ્રસિદ્ધ થયેલાં છે. વડોદરા સરકારની એ પ્રેરણા ના હોત તો તેમની વિદ્વત્તા કદાચ ઉજ્જડ રણભૂમિ જ રહેત. ગુજરાતના શિષ્ટ વર્ગની સાહિત્યવૃત્તિને પ્રજ્વલિત કરે કે સમગ્ર ભારતવર્ષની મુક્ત કંઠે પ્રશંસા પામે તેવી તેમની કેટલી કૃતિઓ હશે ? સત્ય તો એ છે કે, તેમને સ્વભાવથી જ સ્વતંત્ર લખવા કરતાં વાંચવાનું ને વિચારવાનું વધારે પ્રિય છે.

અને ઇન્ટર-યુનિવર્સિટી બોર્ડના મેમ્બર, હિંદુ બનારસ કોલેજના પ્રિન્સિપાલ અને અનેક

વર્ષોના અનુભવી અધ્યાપક, આ આનંદશંકરભાઇ ગુજરાતને તેમની વિદ્વત્તાનો ને સહજ શક્તિઓનો ક્યારે લાભ આપશે ? 'ગુજરાતી યુનિવર્સિટી નીકળે તો હું મારી સેવાઓ મફત અર્પું' એમ ઉચ્ચારનારને આવી નિઃસ્વાર્થ સેવાઓ ગુજરાતને ચરણે ધરવાનો પ્રસંગ ક્યારે આવશે ? 'પોસ્ટ–ગ્રેજ્યુએટ્સ સ્ટડીઝ'ની યોજના અમલમા મૂકવાની, કે 'ડેક્કન ઓરિએન્ટલ રીસર્ચ ઇન્સ્ટીટ્યુટ' જેવી ગુજરાતમા એક કેન્દ્રસ્થ સંસ્થા સ્થાપી તેના સંચાલક બનવાની, અથવા તો 'ગુજરાતી યુનિવર્સિટી'ના સ્વપ્ન સફળ કરવાની તરુણ ગુજરાતની મહેચ્છા આચાર્ય ધ્રુવ ક્યારે સિદ્ધ કરશે ? તેઓ ધારે તો સરકાર, દેશી રાજ્યો ને શ્રીમંત વર્ગનો નાણા દ્વારા સારો સહકાર મેળવી આ બધુ ગુજરાતની ભૂમિમા ઉગાડી શકે પણ એ દિન ક્યારે આવશે ? સાબરમતી તીરને ગંગાકાંઠડો માની ગુજરાતની કેળવણી ને સાહિત્યવિષયક નિષ્કામ સેવા કરવા તેઓ ક્યારે તૈયાર થશે ?

પંડિત માલવિયાજી પાસેથી મહાત્માજી તેમને મુક્ત કરાવે ત્યારે ! પણ ગુજરાતની સેવા કરવાનો તેમનો દૃઢ સંકલ્પ હોય તો પછી એવા દૃઢ મનને નીચાણમા વહેતા જળ-પ્રવાહની માફક રોકવાને કોની હિંમત ચાલે ? દૃઢ સંકલ્પ એ માર્ગમા આવતા સર્વ સંકટોને દૂર કરે છે જ ગુજરાતનુ આ ઝગહગતુ રત્ન તેની માતૃભૂમિને તેના અણારભર્યા તેજથી ક્યારે ઉજાળશે ? ગુજરાતને આ સંક્રાન્તિ યુગમા આવા પાણીદાર રત્નની સેવા ગુમાવવી તે ના પરવડી શકે

અને વૃદ્ધની શિથિલ મંદ ગતિએ ડગલા ભરતું તેમનુ 'વસંત' ! તેની નિયમિત અનિયમિતતાથી તો ગુજરાતી વાચક વર્ગ ટેવાઈ ગયેલો છે 'નવયુગને અનુકૂળ થવાને' તે અસ્તિત્વમા આવ્યુ, અને નવયુગને તેણે અનુકૂળ થવુ જોઇએ એમ તેના તંત્રીએ તેના રજત મહોત્સવ વખતે ઉચ્ચાર્યું 'વસંત'મા સ્થાન પામવુ એ એક વખત ઊગતા લેખકો માટે ગૌરવભરેલી મહેચ્છા મનાતી આજે તેમા પહેલાની વિવિધતા ને ઉચ્ચ કક્ષા કેટલી જળવાય છે ? 'વસન્ત'ની ગુણસમૃદ્ધિ જો વધશે તો ગુજરાત તેની અનિયમિતતા તો સાંખી લેશે. બનારસ જેટલા દૂર સ્થળેથી તેને સંભાળવુ એ તેના તંત્રીની એક મુખ્ય અગવડ છે પણ તે અગવડને દૂર કરવા 'વસન્ત'ને વારાણસી લઇ જઇ તે વડે પરપ્રાન્તની વિદ્વત્તાથી તેને શોભાવવુ એ ઉન્નત અભિલાષ શું અસ્થાને છે ? અથવા જો તેને અમદાવાદમા જ રાખવુ હોય તો કોઇ સમર્થ સહતંત્રી કે ઉપતંત્રી રાખી તેને વિશેષ ચેતનવંતુ ના બનાવાય ? હાલ તો તેમા તંત્રીની કલમ કોઇક વખત તો છેક અદૃશ્ય થઇ જાય છે, ને બે ચાર લાંબા લેખો ગમે તેમ છપાવી 'વસન્ત'નો અંક બહાર પાડવામા આવે છે શ્રીયુત ઇચ્છાશંકર તેના તંત્રીની ઇચ્છાઓને કેટલે અંશે પૂરી પાડે છે ?

અને આનંદશંકરભાઇના સાહિત્યવિષયક વિવેચનો, ગ્રંથાવલોકનો કે પ્રાસંગિક નોંધો ગંભીર વિચાર, નિષ્પક્ષપાત દૃષ્ટિ ને અગાધ અભ્યાસના સૂચક હોઇ યુવાન વાચકવર્ગને બહુ જ લાભ આપે તેવા છે 'પ્રિયદર્શના,' ગાંધીજીની 'ગીતા' ના અવલોકનો મનન કરવા જેવા છે, ને તેમની નીડર ને તટસ્થ વૃત્તિની સાખ પૂરે છે પણ આવા અવલોકનો—જીવંત લેખકોની કૃતિઓ ઉપર અવલોકનો—લખવા તેમના કલહભીરુ સ્વભાવને બહુ અનુકૂળ નથી, ને તેથી ગુજરાતી સાહિત્યને એક સમર્થ વિવેચકની સેવાઓ નહિ મળવાનો અન્યાય થયો છે જીવંત લેખકોની કૃતિઓના વિવેચક બનવાનું ધ્રુવ સાહેબને જો ના રુચે તો

છેવટે વિદેહી લેખકો ઉપર પણ વિવેચનશાસ્ત્રની દૃષ્ટિએ તેમના વિશાળ અભ્યાસનો તેઓ પ્રકાશ નાખે, ને યુવાન વર્ગને માર્ગદર્શક બને તો ગુજરાતી સાહિત્યના વિકાસ પામતા વિવેચનક્ષેત્રને કેટકેટલો લાભ થાય !

અંતમાં, સામાન્ય રીતે જનતા સાથે અંતર રાખતા આ વર્ચસ્વતા અધ્યાપક તેમનું શીર્ષ પળિયાથી સફેદ બને, અને અંગ ગલિત થઈ અશક્ત બને, ત્યાર પહેલાં ગરવી ગુજરાતની નિષ્કામ સેવા કરી માતૃભૂમિનું ઋણુ અદા કરે, ને ગુજરાતના કેળવણીક્ષેત્ર ને સાહિત્ય પ્રદેશને વધુ ઉન્નત ને ઉજ્જ્વળ બનાવો એવી આશા રાખતી ગુજરાતની સાહિત્ય આલમના ને શિષ્ટ જનતાના આર્ષ દૃષ્ટિ સેવતા ને આર્ય સંસ્કૃતિને પોષતા આ જ્ઞાન અને અનુભવના પરિપાકવાળા વૃદ્ધ આચાર્યને નમ્ર વદન હો !

શંકરલાલ ગગાશંકર શાસ્ત્રી
એમ એ એલ એલ બી



# સખાને

એ પ્રિય યાદ સદાની અંતર સાચવી રાખે તારી
કેમ ભૂંસાય કદાપિ સખે પ્રિય કોમળતા જગન્યારી      એ પ્રિય૦

જીવન પથ બધોય પરિસ્થિતિ ઘેરી રહી છે ભારી,
અકળાવે અણુવિકસ્યું અંતર તેજકિરણુ વિનિવારી
રહેજો એક જ અંતરની પણુ એક ઉઘાડી બારી      એ પ્રિય૦

*      *

વિશ્વનદે રસમય જીવનનું સુમધુર વહેતું વારી,
અંજલિ ભરી દઉં અર્ધ્ય ચરણુ એ ઇચ્છા એક જ મારી
એ નયનોની વાચું, ઉતારૂં, કે નહિ પ્રેમ ખુમારી,
તો પણુ એક જ અંતરની હો એક ઉઘાડી બારી      એ પ્રિય૦

સવાઇલાલ પંડયા

# પુણ્ય સ્મરણું*

સ્નેહી, સાદુ, સદય ઉર સંસ્કારસૌમ્યે સુહાતું,
વૃત્તિ ઉંચી, વદન મધુરી ઉર્મિઓથી છવાતું;
દૃષ્ટિ કૂંળી, વચન મીઠડું;--ભાવના ભવ્યે લ્હાતું,
કર્મે, ધર્મે, વિલાસે,-જીવન સુહૃદનું દિવ્યઆશે સ્ફુરાતું:

મોહ્યાં બન્ને તરુણ વયમાં શારદા કીર્તિ સંગે,
સોહ્યાં પ્રેમે ગૃહસુખ રમાની કલા રમ્ય રંગે;
સન્મિત્રોનાં સુરસદનશાં પ્રીતિધામો વિશાળાં;
ફેર્યાં ભાવિ અનેરાં,—જીવિત ભરતિ ને ઓટમાં કૈં નિહાળ્યાં:

હીમાદ્રિ શો અડગ, ન ડરે સત્યની ભક્તિ માંહે,
ગંગાજીશી જન—સ્વજનની પુણ્ય વાત્સલ્યતા છે;
રત્નાબ્ધિનો સરસ—રસનાં—રત્નનો કોપ જાણે,
યાત્રી સત્તીર્થ કેરો, હૃદય જગપિતાને પદે નિત્ય માણે:

આવી ના બહુ, ઉરલહરિઓ સૌખ્ય ને શાન્તિની, એ
લાવી લ્હોયે મહાગે, પ્રણયઝરણીઓ માધુરી "કાન્ત" ચિત્ત.

રામમોહનરાય જસવંતરાય

તથા
જે , તેમની નીડર ને ..
લેખકોના કૃતિઓ ઉપર અવલોકન..
નથી, ને તેથી ગુજરાતી સાહિત્યને એક કવિજીવનનું ગીત. પુણ્ય સ્મરણ. આ કાવ્ય કેટલાંક વર્ષો
પૂર્યો છે. જીવંત લેખકોની કૃતિઓના : તેમાં કેટલોક મહત્ત્વનો સુધારો થઈ, અત્ર પુનઃપ્રકાશન
રા. જ.

# માનવી—વામન કે વિરાટ ?

## વિશ્વ તરફની બે દૃષ્ટિઓ

### यथा दृष्टिस्तथा सृष्टि ।

[ સામાન્ય વ્યવહારદૃષ્ટિ છોડી દૃષ્ટિને વિશાળથી વિશાળતર કરતા જઇએ તેમ તેમ એક ગહન વિશ્વ આપણી નજરે પડે છે. તેવી જ રીતે દૃષ્ટિને સૂક્ષ્મથી સૂક્ષ્મતર કરતા જઇએ તો પણ તેવુ જ બીજુ ગહન વિશ્વ આપણી નજરે પડે છે લેખક બન્ને વિશ્વોનો ઘણી જ રસિક રીતે અહીં પરિચય આપેલો છે. તંત્રી ]

૧

પ્રશ્નરૂપે મથાળુ છે. ઉત્તર તેની નીચે છે અને પ્રતિપાદન માટે લેખ છે.

અખિલ બ્રહ્માંડમાં માનવનુ સ્થાન શુ એ વિચારવાનો આ પ્રશ્નનો હેતુ છે. આપણે ત્રણ રીતે જોઇએ છીએ અને એ ત્રણેય રીતે આપણી નજર સામે ત્રણ જુદી જુદી સૃષ્ટિ ખડી થાય છે. સ્થૂળ, સૂક્ષ્મ અને વિરાટ એવી ત્રણ સૃષ્ટિઓ આપણે વિજ્ઞાનની સહાયથી જોઇ કે જાણી શકીએ છીએ. એટલુ જ નહિ પણ એ ત્રણ સૃષ્ટિઓની રચના, તેનાં માપ, અંતર, આકાર, વેગ વગેરે આપણે માપી શકીએ છીએ, ગણિતના આધારે ગણી શકીએ છીએ, તેના ફોટા પાડી શકીએ છીએ અને તે કયા પદાર્થ અને પરમાણુના બનેલ છે તેનો નિર્ણય પણ કરી શકીએ છીએ. એ ત્રણેય વિશ્વમાં આપણે યથેચ્છ વિજ્ઞાનવિહાર કરી બ્રહ્મ અને બ્રહ્માંડની લીલા નજરે નિહાળી શકીએ છીએ. કોઇ અલૌકિક બક્ષીસ, લબ્ધિ, કલ્પના કે ફિલસૂફી દ્વારા મન ચક્ષુ કે પ્રજ્ઞાચક્ષુવડે નહિ પણ સ્થૂળ સાધનો દ્વારા આપણા આ ચર્મચક્ષુદ્વારા અને આપણી સાદી સામાન્ય બુદ્ધિથી એ વિશ્વને જોઇ અને સમજી શકીએ છીએ. હવે એ કલ્પનાનો નહિ પણ પ્રત્યક્ષ જોવા જાણવાનો વિષય થઇ પડયો છે.

આ ત્રણ સૃષ્ટિઓને આપણે ત્રણ જાતનાં વિશ્વ કહીશુ અને એ ત્રણ જાતનાં વિશ્વ મળીને બ્રહ્માંડ બનેલુ છે. એક તો આપણુ પોતાનું સ્થૂળ સામાન્ય વિશ્વ, બીજુ આ સામાન્ય વિશ્વના હરકોઇ ઘન પ્રવાહી કે વાયુરૂપ પદાર્થનાં અણુઅણુ દીઠ રહેલાં અનંતાનંત અણુવિશ્વ—અથવા સૂક્ષ્મવિશ્વ અને ત્રીજુ વિરાટવિશ્વ કે જેની આગળ આપણુ સ્થૂળ સામાન્ય વિશ્વ તો પેલા અણુવિશ્વથી પણુ અણુરૂપ—અલ્પઅલ્પ ભાસે છે તે

આપણે જોઇ ગયા કે ત્રણ દૃષ્ટિએ ત્રણ વિશ્વ દેખાય છે તેમાં સ્થૂળ સામાન્ય વિશ્વ નરી આંખે જોવાય છે, જ્યારે અણુ વિશ્વ સૂક્ષ્મદર્શક યન્ત્રની સહાયથી અને વિરાટવિશ્વ પ્રખર દૂરબીનની સહાયથી જોઇ શકાય છે હવે સમજી શકાશે કે, માનવને સ્થૂળ સામાન્ય વિશ્વનો ઘટકાવયવ અથવા એટમ ગણીએ તો અણુવિશ્વને તે વિરાટરૂપ છે, જ્યારે બીજી બાજુ વિરાટવિશ્વ સાથે સરખાવતાં તે તેને અણુમાત્ર–વામનજી કે અંગુઠિયા જેવડો પણ ભાગ્યે જ લાગે. વિરાટવિશ્વ અને અણુવિશ્વ વચ્ચે સ્થૂળવિશ્વના વર્ગ અને વર્ગમૂળ ( Square & Square Root ) જેટલુ અનંતાનંત અંતર છે એમ સહેજે વિચારતાં સમજાય તેવુ છે.

અનંતતા (Infinity) બે પ્રકારની હોય છે: એક પરાર્ધ પરાર્ધ પરાર્ધ.........પરાર્ધ જેવડી અફાટ અને અમાપ; બીજી પરાર્ધ પરાર્ધ.........પરાર્ધાંશ જેટલી કલ્પનાતીત નાનામાં નાની અપૂર્ણાંક રકમ જે લગલગ શૂન્યમાં વિલીન થઇ જાય તેટલી નાની હોય છે તે. પહેલીને વિરાટ અનંતતા (Nacrocosm) અને બીજીને આણુવિક અનંતતા (Microcosm) કહી શકાય. માનવ એ બને અનતતા વચ્ચે ઝોલા ખાતું પ્રાણી છે. તેથી જ તે વિરાટમાં અણુ અને અણુમાં વિરાટ છે. તમારી કલ્પના સામે એક પિરામીડ કલ્પો કે જેનો શિરોભાગ ઝીણો ઝીણો થતો માઇલોના માઇલો સુધી વચ્ચે જ જાય છે અને તેના એ છેડા ઉપર અણુવિશ્વ વિરાજે છે. અને તેનો જાડો છેડો જાડો થતો છેક અપાર અને અફાટ જાડો થઇ જાય છે અને તે જાડા છેડે તમે વિરાટવિશ્વને સ્થાપી શકો. હવે માનવી તો એ જાડામાં જાડા થતા અને પાતળામાં પાતળા થતા અનંતતાના અત જેટલા લાંબા પિરામીડ ઉપર અધવચ લટકતો એક ત્રિશંકુ માત્ર છે, એમ તમારા ખ્યાલમાં આવશે.

હવે આપણે એ બન્ને પ્રકારની અનંતતા કેવી છે તેનો ખ્યાલ આપવા નીચેનાં ઉદાહરણો લઇએ. પ્રથમ આપણે વિરાટ અનતતાનો ખ્યાલ કરીએ. એ વિરાટ અનંતતાનો ખ્યાલ કરવા આપણા ફૂટ-વાર કે માઇલનાં માપિયાં ત્યાં કામમાં નહિ આવે. આપણા એ માપિયાથી બહુ તો આપણે કલાકે સો સવાસો માઇલની ઝડપે દોડતુ વાવાઝોડું કે રેલવે એન્જીન કે ૩૫૦-૪૦૦ માઇલની ઝડપે ઊડતા એરોપ્લેનના વેગને માપી શકીએ. પણ એવા યાંચા માપથી આપણે ગ્રહગ્રહ વચ્ચેના, વિશ્વ કે નિહારિકાનાં માપ થોડાં જ માપી શકવાના હતા? એક સહેજ ખ્યાલ બાંધોને કે ૬૦ માઇલની ઝડપી પેશાવર મેઇલથી દિવસ અને રાત એમ ચોવીસે કલાક મેખમેખા આપણી મુસાફરી ચાલુ રાખીએ ત્યારે આપણને આપણા આ સ્થૂળ સામાન્ય વિશ્વના ગ્રહો સુધી પહોંચતાં નીચે પ્રમાણે વખત લાગેઃ—

| | | | |
|---|---|---|---|
| ચદ્ર ૧૬૬ દિવસ | | બૃહસ્પતિ | ૭૪૦ વર્ષ |
| નેપ્ચ્યુન ૫૦૫૫ વર્ષ | | મગળ | ૭૬ ,, |
| યુરેનસ ૩૧૬૦ | ,, | વીનસ | ૫૦ ,, |
| શનિ ૧૪૭૦ | ,, | સૂર્ય | ૧૭૭ ,, |

મર્ક્યુરી ૧૧૦ વર્ષ.

એટલે કે અનેક પેઢાનુપેઢી ચાલી જાય ત્યારે આપણે આપણા જ વિશ્વમાંહેના બંધુગ્રહ સુધી પહોંચી શકીએ; જ્યારે નજીકમાં નજીકના તારા સુધી પહોંચવા માટે આપણી ગાડીને ૪ કરોડ વરસ સુધી અવિરત અને અવિશ્રાન્ત દોડયા જ કરવું પડે! આપણાં ઝડપીમાં ઝડપી વિમાનો પણ એ અતર ભેદવા કેટલાં નાલાયક ઠરે! આથી આપણે આકાશનાં અતર માપવા જુદું જ માપિયું રાખીશું તો જ આપણો આરો આવશે.

ખગોળશાસ્ત્રીઓએ એ અતર આવી રીતે માપ્યાં છે. ગ્રહ, નક્ષત્ર કે તારામાંથી પ્રકાશને નીકળીને અહીં આપણી પૃથ્વી ઉપર આવી પહોંચતાં કેટલો સમય લાગે છે તે ઉપરથી તેઓ કેટલા દૂર છે તે મપાય છે. જેમકે આપણો ચદ્ર આપણાથી એક સેકન્ડ, સૂર્ય આઠ મિનિટ અને સાડાઅઢાર સેકન્ડ દૂર છે. પ્રકાશનો વેગ ઝડપીમાં ઝડપી ગણાય છે. કેટલો હશે એ કાંઇ ખ્યાલ ખરો? પ્રકાશનો વેગ એક સેકન્ડે ૧૮૬૦૦૦ માઇલનો ગણાય છે. પણ કેટલાક તારાઓ, આકાશગંગા માંહેનાં અનેકાનેક વિશ્વો અને આપણા સૂર્યને પણ આંટી દે તેવા બીજા અનેક સૂર્યો, ગ્રહો, નક્ષત્રો, નિહારિકાઓ આપણા સૂર્યના બનેલા

મહમાળરૂપી આપણા વિશ્વથી અનેકગણા તેજસ્વી, પ્રખર અને વિશાળ મહાવિશ્વો–વિરાટ વિશ્વો વસેલાં છે તે સઘળાંનાં માપ, અંતર ને ઉજાસ આપણી વેધશાળાઓનાં પ્રચંડ દૂરબીનો અને સાહિત્યો માપી આપે છે.

આ અતિ દૂર આવેલાં વિરાટ–વિશ્વોનાં ( Super Universe ) માપ જ્યોતિર્વર્ષથી મપાય છે. આપણે જોઇ ગયા કે જો પ્રકાશનો વેગ સેકંડે ૧૮૬૦૦૦ માઇલનો છે તો નિહારિકા ( Nebula ) માંહેનો નજીકમાં નજીકનો તારો આપણાથી ત્રણ જ્યોતિર્વર્ષ દૂર છે એનો અર્થ શો થાય ? એક જ્યોતિર્વર્ષ એટલે ૫૮૮૦૩૪૮૫૦૦૦૦૦ માઇલ. અથવા હવેથી સગવડની ખાતર આપણે એક જ્યોતિર્વર્ષ એટલે ૬ મહાપદ્મ ( ૬ ખીલિયન ) માઇલ કહીશું. ત્યારે પેલો નિહારિકાનો તારો લગભગ ૨ શંકુ માઇલ દૂર ગણાય. આકાશમાં એક નહિ પણ હજારો આકાશગંગાઓ વહે છે. અને એવી આકાશ-ગંગામાં પચીસ ત્રીસ હજાર જ્યોતિર્વર્ષો જેટલાં વિશાળ વિશ્વો વ્યાપી રહ્યાં છે ! એન્ડ્રોમીડા નામનું નક્ષત્ર આપણા પૃથ્વીરૂપી ગ્રહથી ખાસ્સા સાડાનવ લાખ જ્યોતિર્વર્ષ જેટલું દૂર છે ! આ રીતે એક નિહારિકાથી બીજી નિહારિકા વચ્ચે દસ–દસ લાખ જ્યોતિર્વર્ષનું અંતર છે ! એટલે આપણા કેટલા માઇલ તેનો કાંઇ ખ્યાલ ખરો ? ૬૦ પરાર્ધ માઇલ થયા !

પણ પરાર્ધ માઇલો કે લાખો જ્યોતિર્વર્ષનો આપણને પ્રકટ ખ્યાલ આવવાનો જ કઇ રીતે ? એ વિરાટ વિશ્વના જ્યોતિર્ધરોએ એમનાં તેજઃકિરણો ફેંકેલાં તે આપણને દશ દશ લાખ વર્ષે મળે એમ એનો અર્થ થયો. લાખો વર્ષ એટલે કેટલી પેઢીઓ ? આ રીતે એક યુગનાં કિરણ બીજા યુગમાં પહોંચે અને તે પણ પ્રકાશવેગે ધસ્યાં આવતાં છતાં એ કેટલી તાજુબીની વાત છે ?

સાદો દાખલો લઇએ. નોવા પીકટોરીસનો તારો ફાટીને ફડાશિયાં થયાના ખબર આપણને બે વર્ષ પહેલાં મળ્યા. અહા, કેટલા વાસી એ સમાચાર છે ? ખરી રીતે તો કોલમ્બસ જન્મ્યો અને ૧૪૯૨ માં અમેરિકા શોધી કાઢ્યો તેથી યે એક સદી પહેલાં એ તારાના ટુકડા ઊડી ગયા હતા ! પ્રકાશવેગી દૂતને પણ આ સમાચાર પહોંચાડતાં પાંચ સૈકા થયા !

પ્રકાશની પાંખ પર બેસી સેકંડના ૧૮૬૦૦૦ માઇલને વેગે આંખના એક પલકારામાં —એક સેકંડમાં તો આપણી પૃથ્વી ફરતાં આઠ પ્રદક્ષિણા ફરી વળો. ચાલો. એ પ્રકાશના પાંખાળા ઘોડે પલાણ માંડો. તમારી ચોવીસોમી પેઢીનો તમારો પ્રપ્રપ્ર... ... ...પૌત્ર આકાશગંગાને આરે જઇ નજીકના તારારૂપી બેટ ઉપર જઇ ઊતરશે અને તમારા ચોવીસોમા પોતરાનો સોળસોમો પોતરો છેલ્લામાં છેલ્લા જાણીતા તારકદ્વીપ ઉપર જઇ ઊતરશે. આમ હજાર સદી જ્યોતિર્વર્ષોની મુસાફરી કરતાં ચાર હજારમી પેઢી સુધી પ્રવાસ ચાલે ત્યારે તમે દૂર દૂરના મીંડા જેવડા તારા પાસે જઇ પહોંચો ! હજારો પેઢી અને લાખો વરસ ગાળો ત્યારે તમે એ જ્યોતિર્ધરોની જ્યોતિ પામો. આની આગળ ત્રણ ત્રણ પેઢીના મશહૂર ભગીરથ પ્રયાસ તે શા લેખામાં ?

લાખ લાખ વરસ પહેલાં રવાના થયેલું તેજ ઝાંખું ઝાંખું આપણને મળે છે તે અસલમાં કેટલું તેજસ્વી હશે· તેનો કાંઇ ખ્યાલ છે ? એવા એવા તારા પડયા છે કે જેની આગળ આપણો સૂરજ તો પાણી ભરે ! સાતમા વર્ગના તારાઓનું તેજ આપણા સૂર્ય કરતાં

એક લાખગણું તેજસ્વી હોય છે. દશ દશ લાખ માઇલના વ્યાસનો, દશ હજાર અંશ ગરમીવાળો, પૃથ્વીથી દશલાખગણો મોટો, પ્રત્યેક ચોરસ ઇંચે ૮ લાખ કેન્ડલ પાવરનો પ્રકાશ ફેંકતો, ૩ લાખ માઇલ ઊંચા ભડકા કાઢી ભભૂકતો આપણો સૂર્ય આ અસામાન્ય તારાઓ આગળ કેટલો દીન ગણાય? માટે જ કહ્યું હશે ને કેઃ—

મોટા નાના બહુ મોટામાં, તો મોટા વળી નાના,
વ્યોમનાવમાં રવિબિંદુ તો ઘર દીવડા શા ખોટા?—ગોવર્ધનરામ

'પ્રસ્થાન'ના પાના જેટલું આપણું વિશ્વ ગણો તો આ આપણી પૃથ્વી. આ ટપકા કરતાંય નાની ગણાય. અને આપણું વિશ્વ તો બાપડું પેલાં મહાવિશ્વો–વિરાટ વિશ્વો આગળ મૂળે જ કાંઇ હિસાબમાં નથી તો પૃથ્વીરૂપી ગ્રહ તે કોણ માત્ર? જ્યારે આપણો પૃથ્વીરૂપી ગ્રહ નહિવત્ છે તો પછી આપણું ગામ, મહેલાત કે વાડીવજીફા તે કોણ માત્ર? કેટલા પરાર્ધ-પરાર્ધાંશ હશે તેનો હિસાબ કાંઇ ખરો? છતાં યે માનવનું કાંઇ અભિમાન છે? માનવી કેટલો ઉપહાસપાત્ર છે? વિરાટવિશ્વ આગળ વિશ્વ, વિશ્વ આગળ પૃથ્વી, તેની આગળ ખંડ, દેશ, ઇલાકો, પ્રાંત, જિલ્લો, તાલુકો, ગામ, શેરી, ઘર કે તેમાં વસનાર પુરા ત્રણેય હાથનું નહિ તેવું માનવસળેકડું તે કોણ માત્ર? વિરાટના માપે માપતાં માણસની કેટલી ક્ષુદ્રતા અને અલ્પતા ગણાય?

આપણી આંખની પેલી પાર કેટકેટલાં વિશ્વાધિવિશ્વો છવાયાં છે તેનો ખ્યાલ કરો! વાચક, તમારો હાથ લંબાવો અને તેમાં એક પાઇ પકડી રાખો અને તેની સામે જુઓ. એક પાઇ જેટલી જગ્યા પાછળ તો દોઢ કરોડ સૂર્યો સંતાયા છે! આને અતિશયોક્તિ રખે લેખતા. આ કાંઇ પરીઓની વાર્તા કે દંતકથા નથી. આ તો વિજ્ઞાનસિદ્ધ હકીકત છે. રાત્રે દેખાતા હજારમા ભાગના આકાશના એક ફોટામાં ચાર લાખ તારા છપાયા હતા! એક જ દાખલો લ્યો. દૂર વિદૂર દીસતો પેલો એન્ટેરીસનો તારો દૂરબીનમાં દીસે છે તો એક બિંદુ-માત્ર, પણ વાસ્તવિક રીતે જોતાં આપણા સૂર્યથી એ ચાર કરોડ ગણો મોટો છે!

ચાલો, બીજી રીતે હિસાબ ગણીએ. ધારો કે ૮૦૦૦ માઇલના વ્યાસની આપણી પૃથ્વી એક ઈંચનો લખોટો માત્ર છે; અને એ રીતે દર ઇંચ બરોબર ૮૦૦૦ માઇલ લેખે ગણીએ તો પણ આપણા વિશ્વના જ માપ તો વિચારોઃ—

આપણો સૂર્ય એ ૯ ફુટનો ૩૨૩ વાર દૂર પ્રકાશતો ગોળો ગણાય અને આપણો ચંદ્ર અઢી ફુટ દૂર રહેલો એક વટાણા જેવડો લાગે. જ્યારે બૃહસ્પતિ, શનિ, યુરેનસ અને નેપ્ચુન પૃથ્વીથી ૧, ૨, ૪ અને ૬ માઇલ દૂર રહે. વારુ. પણ નજીકમાં નજીક તારો આ હિસાબે પણ કેટલો દૂર રહે તે ખબર છે? પુરા ચાલીસ હજાર માઇલ!

રાત્રે ટમટમતા તારા આપણી માફક પલકે પલકે પલકતા નથી, પરન્તુ એના પલકારા વચ્ચે ૧૧ મહિના, ૬૫ વર્ષ, ૧૦૦૦ વર્ષ કે દશ લાખ વર્ષનો ગાળો હોય છે!

## ૨

## અણુ વિશ્વ

ત્યારે હવે આપણે અણુવિશ્વની વાત માંડીએ. આ અણુવિશ્વના માપક તરીકે આપણા ફુટ-વાર તો શું પણ આપણા ઇંચ પણ મોટા અને અગવડભર્યા થઇ પડશે. એ અણુવિશ્વ-(Microscopic Universe) સૂક્ષ્મ વિશ્વમાં માપિયા તરીકે માઇક્રોન એટલે મીટરનો

દશલાખમો ભાગ અને મીટર એટલે ૩૯.૩૭ ઇંચ લંબાઇનું માપ. મિલિમીટર જે ફૂટપટ્ટી પર સેન્ટીમીટરના દશાંશભાગ આપેલો છે તે મિલિમીટરનો હજારમો ભાગ તે માઇક્રોન.

સૂક્ષ્મદર્શક યંત્ર અને કેમેરાના હથોડા ટાંકણા વડે અણુવિશ્વના ઘટકાવયવો તોડી ફોડીને તેની અંદરનું તારતમ્ય વિજ્ઞાનશાસ્ત્રીઓએ શોધી કાઢ્યું છે. એ યંત્રના કાચ કે એની ભુંગળી જે આપણે આંગળા વચ્ચે નચાવીએ છીએ તેનો આપણને કાંઇ ખ્યાલ છે ? તેની અંદર પણ અનંત સૂર્યમાળાઓ અને અણુવિશ્વો વસેલાં છે. આકાશના વિરાટવિશ્વમાં જેમ ગ્રહ, નક્ષત્ર, નિહારિકા અને સૂર્યો હતા; તેમાં જેમ એક બીજા વચ્ચે હજારો અને લાખો જ્યોતિર્વર્ષોનું અભેદ્ય અંતર હતું; તેમ અણુવિશ્વનાં નક્ષત્રો અને ગ્રહો વચ્ચે પણ હજારો માઇક્રોનનું અંતર છે આપણી પૃથ્વીનો ભમરડો જેમ સેકંડે ૧૮ માઇલની ઝડપે ફરે છે, બીજા ગ્રહો પણ પોતપોતાની કક્ષામાં ફરે છે અને સૂર્ય ફરતી પ્રદક્ષિણા કરે છે અને ખુદ-બખુદ સૂર્ય તેની સૂર્યમાળા–તેના માંડલિકો સાથે પૃથ્વીથી સાતગણી ઝડપે એટલે કે સેકંડે ૧૩૦ માઇલની ઝડપે મૃગશીર્ષ તરફ પ્રયાણ કરી રહ્યો છે; તેમ આ અણુવિશ્વમાં પણ તેના માંડલિકો અને ગ્રહમાળાઓ અતર્ક્ય વેગથી ભ્રમણ કરી રહેલ છે. એ મોટા જ્યોતિર્ધરોમાં જેમ શક્તિ રહેલી છે તેમ આ અણુવિશ્વમાં પણ માણસ ન ધારે અને માણસ ન ધરાવે તેટલી અગાધ અને અફાટ શક્તિ રહેલી છે. મતલબ કે, આ અણુવિશ્વો પેલાં વિરાટવિશ્વો જેવાં જ રચના અને સ્વભાવમાં છે. બન્ને એવડાં નહિ તો એવા જ છે. યથા **पिंडे** તથા **ब्रह्मांडे** અને **यथा पिंडे तथा पुद्गले** એ ન્યાયે સ્થૂળ, સૂક્ષ્મ અને વિરાટમાં ગુણ સ્વભાવનો અભેદ જ છે.

રજ જેટલો કોઇ પણ પદાર્થ લ્યો. તેમાં તો અનેક અણુઓ આવેલાં છે. તે અણુ ( molecule ) પાછાં નાનાં પરમાણુ( atom )નાં બનેલાં છે અને તે પરમાણુ અનેકાનેક ઋણાત્મક વિદ્યુતકણો ( electron ) અને વિધેયાત્મક કણો ( Protons )નાં બનેલાં છે. એ પ્રમાણે અણુવિશ્વો રચાયાં છે. હવે આપણે એ અણુવિશ્વરૂપી પરમાણુથી વાત શરૂ કરીએ. કણાદ જીવતાં અને મરતાં **हे पेलवः हे पेलवः हे पेलवः** કર્યા કર્યું તે પેલવો એટલે અણુઓની અદ્ભુત કથા માંડીએ. આ ઇલેકટ્રોન એવો તો સૂક્ષ્માતિસૂક્ષ્મ છે કે તેનું કદ દશ મહાપદ્મ–દશ બીલિયન જેટલું મોટું થાય ત્યારે કેવળ ટાંકણીના ટોપકા જેવડું થાય અને એ હિસાબે આપણી આસપાસની તમામ ચીજ એટલા પ્રમાણમાં મોટી થાય તો બંદૂકની ગોળી આપણી પૃથ્વી જેવડી મોટી થાય. આપણે એક કરોડ માઇલ ઊંચા થઇએ અને નાનાં બાળકો વધીને વજનમાં ૫ કરોડ ટન અથવા લગભગ ત્રણ અબજ મણ થાય અને ઉંદરમામાની પૂછડી વધીને પૃથ્વીને બાર આંટા મારે તેવડી મોટી થઇ જાય ! આટલું બધું બને ત્યારે ઇલેકટ્રોન માંડ ટાંકણીના ટોપકા જેવડા કદનો થઇ શકે. તમારી એ આંગળી વચ્ચે તમે 'પ્રસ્થાન'નું પાનું પકડો છો ત્યારે તમને શું ખ્યાલ આવે છે ? ધારો કે એક ઇંચમાં ત્રણસો પાનાં થાય. પણ એ એક પાનાની ઇંચના ત્રણસોમા ભાગની જાડાઇમાં ઉપરાઉપરી કેટલા પરમાણુઓ એકગોઝ ઉપર સવાર થયા હશે કે જેને લીધે એક પાનાની જાડાઇ પ્રાપ્ત થઇ છે તેની કલ્પના કરો તો ? શું બસ પાંચસો ? હજાર ? પાંચ હજાર ? અરે ના રે ના ! એટલી જ જાડાઇમાં પૂરા ત્રણ લાખ પરમાણુ ઉપરાછાપરી આવી વસ્યા છે ત્યારે માંડ એટલી જાડાઇ પ્રાપ્ત થઇ છે–અર્થાત્ એક ઇંચમાં નવ કરોડ અણુઓની

( molecules ) હાર ખડી થઇ જાય છે અથવા કહોને એક ઈંચ લંબાઈમાં નવ કરોડ અણુવિશ્વો આની વસેલાં છે !

લોર્ડ કેલ્વીનની ગણતરી પ્રમાણે કોઇ પણ ઘનઇંચ વાયુમાં સામાન્ય ઉષ્મા અને વાયુદાબ વખતે એકડાં ઉપર ૨૩ મીંડા જેટલા અણુઓ હોય છે. બીજો એક સાદો જ દાખલો લઇએ. એક ગ્રામ ( પોણાત્રણ વાલ જેટલું ) જાંબલી એનેલાઇન રંગમાં ૫ મહાપદ્મ ( બીલિયન ) જેટલા અણુઓ છે. પાણીમાં આ રંગ નાખીને આ પ્રયોગ પ્રત્યક્ષ કરી જોયેલો છે. એવી જ રીતે એક ગ્રામ હાઇડ્રોજન (મિત્રવાયુ), ઓક્સીજન (પ્રાણવાયુ) અને કાર્બન ડાઇ-ઓક્સાઇડ(અગાર વાયુ)માં અનુક્રમે ૨૧૭૪×૧૦^૨૩, ૧૩૫૯×૧૦^૨૨અને ૯૮૮૧×૧૦^૨૧ અણુઓ છે એવી મેક્ષવેલની ગણતરી છે. સોડીયમ નાઇટ્રેટ જ્યારે ખાતરરૂપે વપરાય છે ત્યારે પાણીમાં તે એટલો તો વ્યાપી જાય છે કે પ્રત્યેક ઘનઇંચ પાણીમાં તેના ૮૧૩૧ ઉપર તેર મીંડાં-વાળી રકમ એટલે કે લગભગ પરાર્ધ જેટલા અણુઓ વ્યાપી જાય છે. અથવા એક ગ્રામમાં ૫૧ ઉપર ૨૩ મીંડાં જેટલા પરમાણુવિશ્વો સમાયાં છે. આ સ્થળે પરમાણુવિશ્વ સાથે વિરાટ-વિશ્વ જરા સરખાવી જોઇએ. અહીં એક ગ્રામમાં આટલાં અનંત વિશ્વો છે. જ્યારે એકાદ વિશ્વનું જ અનંતાનંત ટન જેટલું વજન હશે. આપણી પૃથ્વી જ એક મામુલી ગ્રહ છે. તેનું જ વજન ૬ ઉપર ૨૧ મીંડા જેટલા ટન છે અને આપણા સૂર્યનું આપણી પૃથ્વીથી ૩૩૩૦૦૦ ગણું વજન છે. આ રીતે આપણા બધા ગ્રહો અને આપણા વિશ્વના ૨૬ ચંદ્રો એ બધાનું વજન ગણીએ ત્યારે આપણા સ્થૂળ સામાન્ય વિશ્વનું વજન પામીએ. પણ આપણું એ સ્થૂળ સામાન્ય વિશ્વ તો પેલાં વિરાટ વિશ્વો આગળ શી બિસાતમાં ? અને તો પછી એ વિરાટ વિશ્વ આગળ આ અણુ વિશ્વો કેટલાં અલ્પ ? છતાં એમનામાં કેટલી તાકાત છે તે હવે જોઇએ.

આ પરમાણુઓ પેલાં વિશ્વોની જેમ વળી ગતિમાન છે. હાઇડ્રોજન પરમાણુઓ—વિશ્વગોળાઓ સેકંડે ૬૦૦૦ ફૂટની ઝડપે સામાન્ય ઉષ્મા અને દાબ વચ્ચે ગબડયા કરે છે. અને મિનિટે માઇલ જતી આપણી પેશાવર મેઇલથી સાઠગણી અને મોટા લીંડબર્ગે જેવાના વીમાની ઝડપથી દશબારગણો વેગ આ અણુ વિશ્વમાં છે એ ખ્યાલ આગળ માણસની યાંત્રિક શોધખોળના વેગ તે કોણમાત્ર એમ નથી લાગતું ?

હવે આપણે એ અણુવિશ્વની નિહારિકા અને નક્ષત્રો તપાસીએ. એ અણુઓ પદાર્થના સ્વભાવ અને સ્વરૂપ પ્રમાણે અમુક પરમાણુઓ ( atoms )નાં બનેલાં છે. એ પરમાણુઓ વિષે હવે વિચારીએ.

આ અણુવિશ્વમાં એટલે એક જ અણુમાં ૨૫૦૦૦ સૂર્યો અને ગ્રહોપગ્રહો વગેરે સમાયલા છે. માત્ર આ ૦ મીંડામાં જ આકાશમાં જેટલા તારા દૃષ્ટિગોચર થાય છે તેથી વધારે પરમાણુઓ ( atoms ) સમાયેલાં છે !

એકેક મહાપદ્મ ( બીલિયન )ની અકેકેક એવી એક મહાપદ્મ ગૂટીઓ માત્ર દોઢ ગ્રામ ( ચાર વાલ ) હાઇડ્રોજન વાયુના અણુઓની થાય ! અર્થાત્ એક અણુનું વજન એક ઉપર ૨૪ શૂન્યાંશ થાય.

એક બીજો દાખલો લઇએ. આખા યુરોપ ફરતા દરિયાના ૫૦ ફૂટ પહોળા કાંઠા ઉપરની રેતીનાં કણો કરતાં વધારે અણુઓ એક ડોલ પાણીમાં છે. દરિયામાં એ બાલ્ટી

ઢોળી નાખો તેના એ કલ્પનાતીત અણુઓ દરિયાના પાણીમા ભળી જશે, ત્રણ ચાર વર્ષમા સર્વવ્યાપી થઇ જશે હવે કોઇ પણ સ્થળેથી દરિયાના પાણીનુ ટીપુ લ્યો, તમને તેમા એક લાખ અણુ પેલા બાટલીના પાણીના મળી આવશે

એક સેકડના પાચમા ભાગમા આપણે ચપટી વગાડી શકીએ પણ તેટલા વખતમા તો એ વિશ્વમડળના દશપરાર્ધ આણુવિક વર્ષ વીતી ગયા હશે, કેટલાક અણુઓ તો એથીયે ઝડપે ફરનારા છે બદૂકનો ધડાકો થતામા તો અનેક અણુઓએ તેમની કુદરતનિર્મિત જીવનયાત્રા સુખરૂપ પૂર્ણ કરી હશે એવા વાયુકાળ જીવો બદૂકના ધડાકા દરમ્યાન પોતાની મેળે જ જીવન જીવી ગયા હશે એવી જ રીતે આકાશી ગ્રહોપગ્રહના ધડાકા ભડાકા થતા થતામા તો આપણે પણ આપણુ આયુષ્ય કે માનવજાતે પોતાનુ આયુષ્ય પૂર્ણ કર્યું હશે

પણ આ અણુઓની શી રચના છે તે વિચારીએ એ અણુઓમા આખી સૂર્યમાળા સમાયલી છે પ્રોટોન અને ઇલેક્ટ્રોન એવા બે જાતના વિદ્યુતકણો એકસરખી સખ્યામા જોડાઇ પ્રભવબિંદુ ( Nucleus ) અથવા સૂર્ય રચે છે તેની આસપાસ વધારાના છૂટા રહેલા ઇલેક્ટ્રોન આકાશની સૂર્યમાળા જેમ સૂર્યની આસપાસ ફેરફુદડી ફરે તેમ ફર્યા કરે છે

હવે આપણે એ ઇલેક્ટ્રોન અને પ્રોટોનનો થોડો વિચાર કરીએ એક અધોળ પદાર્થમા ૫૪ ઉપર ૨૭ મીંડા જેટલા વિદ્યુતકણો હોય છે અથવા એક ઇંચ લબાઇમા ૨॥ કરોડ એવા કણો સમાય।

અણુવિશ્વ માહેના સૂર્યરૂપી પ્રોટોન ભાવાત્મક વીજળીથી ભરેલો હોય છે અને તે તેના ઇલેક્ટ્રોનરૂપી ઋણાત્મક વિદ્યુતકણો કરતા ૧૮૦૦ ગણો ભારે હોય છે. પ્રોટોનરૂપી પુરુષ–શિવ અને ઇલેક્ટ્રોનરૂપ પ્રકૃતિ–પાર્વતીના સયોગથી આ સૃષ્ટિ રચાઇ છે તેમ જરા વિચાર કરતા જણાઇ આવશે પણ દેખાવમા પ્રોટોન કરતા ઇલેક્ટ્રોન ઘણો મોટો માર્ગ છે પ્રોટોન ૧૦–૧૫ સે મી અથવા ૧૦–૧૯ માઇક્રોન અને ઇલેક્ટ્રોન ૧૦–૧૭ માઇક્રોન વિન્યાસનો હોય છે જ્યારે અણુ ૧૦–૯ માઇક્રોન વ્યાસનું હોય છે સાદી ભાષામા કહીએ તો એક સેન્ટીમીટરમા ૧૦૦ બીલિયન ( મહાપદ્મ ) પ્રોટોન અને ૧ બીલિયન ઇલેક્ટ્રોન હોય છે આ ફરતા ઇલેક્ટ્રોન એ સૂર્યની આસપાસના ગ્રહોપગ્રહો એ પ્રોટોન અને ઇલેક્ટ્રોન જુદા જુદા મૂળતત્ત્વો પ્રમાણે જુદી જુદી સખ્યામા હોય છે યુરેનીયમમા ૧૪૬ ઇલેક્ટ્રોન તેટલા પ્રોટોન સાથે સંયુક્ત થઇ સૂર્ય અથવા પ્રભવબિંદુ બને છે અને બાકીના ૯૨ ઇલેક્ટ્રોન તો એ સૂર્યમાળાની આસપાસ રાસ ખેલ્યા કરે છે. એ રીતે કેટલાકમા એક ગોપી એક કહાન હોય છે, તો કેટલાકમા ઝાઝી ગોપીઓ મળી રાસ ખેલે છે

વિદ્યુતકણોના આ રાસખેલ પ્રભવબિંદુ—કર્ષણબિંદુરૂપ કૃષ્ણની આસપાસ નજીક નજીક ચક્રાકારે ફરે છે, પણ કોઇ વાર તેમા દખલ પેદા થાય છે તો એ ચક્રાવો લાબો કે લબગોળ પણ બને છે ઓછામા ઓછા એક સેન્ટીમીટરના પાચ કરોડમા ભાગ જેટલે અતરે ( ઇલેક્ટ્રોનની ) એ વિદ્યુતકણોની રાસમડળી ફર્યા કરે છે, પણ એ રાસ કેટલી ઝડપે ચાલે છે તેની આપણને ભાગ્યે જ કલ્પના આવશે. પ્રકાશની ઝડપના ૧૩૪મા ભાગની ઝડપે, અર્થાત્ સેકડના ૧૪૦૦ માઇલની ઝડપે એ અનત કુડાળા ફર્યે જ જાય છે। આપણા પોતાના વિશ્વની—આપણી સૂર્યમાળની ઝડપથી ૧૦ ગણી ઝડપે આ સૂક્ષ્માતિસૂક્ષ્મ ચેતનકણિકાઓ રાસ ખેલે છે, અથવા બીજી રીતે કહીએ તો એક સેકડના દશ-

લક્ષાંશ ભાગમાં આ વિદ્યુત્કણિકાઓ—આ રાસરસીલી ગોપિકાઓ સાત અબજ કૂદડીઓ કરી વળે છે। અર્થાત્ એટલા સમયમાં તેના ૭ અબજ વર્ષો પુરા થાય છે આ આંકડા અને હકીકતો આપણને કાલ્પનિક લાગે, પણ તેવું નથી ગણિત અને પરોક્ષ માપન વડે એ શોધી કઢાયાં છે

આ અણુવિશ્વ અને વિરાટવિશ્વના માપ લેવાયા છે, ફોટા ખેંચાયા છે અને પૃથક્કરણ પણ કરવામાં આવ્યાં છે આ ઇલેક્ટ્રોન અને પ્રોટોનની રચના આ ગમ્મતો વગેરેના ફોટા એ વિષયના પુસ્તકોમાંથી વિજ્ઞાનરસિક વાચક જોઇ શકે છે કે રાસરસિલી રમણીઓ હાસ્ય વેરે તેમ આ વિદ્યુત્કણો ક્ષણે ક્ષણે પોતાના હાસ્યફૂલડાં વેર્યા જ કરે છે! તથાપિ તે અણુવિશ્વ ક્ષીણ બની કદી નષ્ટભ્રષ્ટ બની જતું નથી

આપણા સવિતા દેવતા—આપણા સૂર્ય ભગવાન દરેક સેકંડે ૪૦ લાખ ટન આવા વિદ્યુત્કણોરૂપી આશિષકુસુમો આપણા ઉપર વેરે છે અને પૃથ્વીને પાલ્લે દર સેકંડે પાંચ રતલ જેટલા આપણે ઝીલીએ છીએ અને એટલે જ આપણી પૃથ્વી કદાચ આટલી તાઝગી અને પ્રફુલ્લતા પામતી હશે

હવે અણુવિશ્વનો દાખલો લઇએ એક ચોખાભાર જેટલી કસ્તૂરી એક ઓરડામાં રાખવામાં આવી હતી દશ વર્ષ સુધી એણે એના વિદ્યુત્કણોરૂપી હાસ્યકુસુમો વેર્યા કર્યાં અને ઓરડો મઘમઘ્યા કર્યો છતાં દશ વર્ષે આખરે ય એના વજનમાં ખાસ ફેર પડયો હતો નહિ। સરસવના દાણા જેટલા રેડિયમ ક્લોરાઇડ મહિનાઓ અને વર્ષો પર્યંત કરી પણ ક્ષતિ પામ્યા વિના તેની વીજળીક અસર તેના કણો દ્વારા અન્ય પદાર્થોને પહોંચાડે છે આ દૃષ્ટિએ નાનો તોય રાઇનો દાણો કહેવું એ પણ અતિશયોક્તિ થઇ કહેવાય પણ એકાદ ઇલેક્ટ્રોન પણ આવી અગાધ અને પ્રબળ શક્તિ ધરાવે છે. ગ્રેઇનના ૭૦મા ભાગના રેડિયમમાંથી સેકંડે ત્રણ કરોડ ઇલેક્ટ્રોન ઝર્યા કરે છે

આંતર આણુવિક શક્તિ ( Inter-atomic energy ) ખીલવવામાં આવે તો કલ્પનામાં પણ ન આવે તેવા અજબ કામ કરે એવી શક્તિ એ અણુઓ અને તેના વિદ્યુત્કણો ધરાવે છે

એક બેઆનીભાર અણુઓમાંથી લંડનથી એડીનબરો સુધી ભારેમાં ભારે રેલ્વેટ્રેઇન ચાલી શકે તેટલી શક્તિ પેદા થઇ શકે!

એક અધોળ ઇલેક્ટ્રોન બીજા અધોળને ધકેલે તો તેમાંથી એક ઉપર અઠ્ઠાવીસ મીંડા જેટલા ટન જેટલી શક્તિ પેદા થાય અને તેનાથી આખી પૃથ્વી ભાગીને ભૂકો થઇ જાય અને એમાંનો પ્રત્યેક કણ નવનવ કરોડ માઇલને છેટે ઊડી પડે! કોલસાના એક કટકામાં એક અબજ જેટલા વિદ્યુત્કણો છે તેમાંનો એક જ કણ સાતભાગમાં આખી દુનિયા પરના કોલસાથી પેદા થતી શક્તિ પૂરી પાડે। મોટા આટલાન્ટિક મહાસાગરને આ પારથી તે પાર અને તે પારથી આ પાર જવા આવવા માટે મોરેટીના જેવી મોટામાં મોટી સ્ટીમરને જેટલી શક્તિ જોઇએ તેટલી શક્તિ તો માત્ર વટાણા જેટલા ધાતુના ટુકડામાંથી પેદા થઇ શકે! આટલી અગાધ શક્તિ કાઢતાં ચાલીસ હજાર અંશ ગરમી કાઢવી ક્યાંથી અને કઇ રીતે એ શક્તિ સંઘરવી એ હજી પ્રશ્નો છે, એટલે કઢાઇ નથી.

હવે આ બધા ઉપરથી અણુવિશ્વ અને વિરાટવિશ્વમાં કયું વધારે આહ્‌લાદક અને મોહક છે એ કોણ કહી શકે? ક્ષુદ્ર જણાતું ક્ષુદ્ર નથી. એ અલ્પતામાં શક્તિ અને ખૂબી રહેલી છે તેનો પૂરતો ખ્યાલ હવે તો આવી શકયો હશે.

સર્વત્ર જ્યાં જુઓ ત્યાં બ્રહ્મનું સંકલન, યોજના અને ચેતનતત્ત્વ પ્રકટ અને અપ્રકટ ભરપૂર ભર્યાં છે એમ આ ઉપરથી સહેજે જણાઇ આવશે. માટે જ આત્માને વિષે કહ્યું હશેને કે:–

अणोरणीयान्महतो महीयान् ।
गुरोर्गरीयाल्लँघोर्लघीयान् ॥

આવા પ્રખર પ્રબળ આત્માને લીધે જ માનવની મહત્તા છે; નહિતર સ્થૂળ રીતે જોતાં તો માનવ કોણ માત્ર? એક રીતે માનવ એટલે અણુવિશ્વોનું બનેલું બ્રહ્માંડ જ છે ને? છતાં માનવ, વામન કે વિરાટ એ તો કઇ દૃષ્ટિએ જુઓ છો એ ઉપર અવલંબે છે.

ડાહ્યાલાલ હરગોવિંદ જાની



# પંથવિભેદ

( પૃથ્વી )

ક્ષમા—સ્વજન! આપણા પથ જુદા પડે આજથી;
વિલોલ જળસાગરે સફર સ્વલ્પ સાથે કરી,
વિલુપ્ત ગતકાલની વિવિધ રમ્ય ચિત્રાવલિ,
અનેક ઘટના નવી નીરખી વર્તમાને ભળી.
પ્રકાશ ઉરશું પીતાં સુભગ સ્વપ્નસૃષ્ટિ રચી,
—ન યાદ તુજને શું તે વખત કેવી મસ્તી મચી?–
રસોર્મિ તણી એકતા અનુભવી; શકું શે કથી?
ગયો વખત એ વહી, ખબર ના જરાયે રહી;
અચાનક અરે! વિયોગ તણી આવી ઉભી ઘડી.
સ્ફુરે હ્રદયમાં અનેક સ્મરણો; રડે આંખડી.
ફરી મધુર હાસ તે જીવન પામશે શું નહિં?
શકે વચન ના વદી ઉર, વિચાર ઉંડા કરે;
ચહે, પ્રિય! કદીક તું અવર પંથ જાતાં સ્મરે.

અમીદાસ

# મુંબઈનો પત્ર

ભાઈશ્રી પાઠક,

જૂન મહિનાના પહેલા અઠવાડિયામાં મુંબઈનું વાતાવરણ અત્યંત દુઃખજનક હોય છે. દરિયાકિનારાની ભેજવાળી હવાની સાથે ઘણો સખત આકરો તાપ હોય એટલે સવારના અગિયારથી સાંજના સાત સુધી પરસેવાના રેલા વહ્યા કરે; અને ઘામને લીધે રાત્રે ઊંઘ પણ ન આવે. બહારનું વાતાવરણ આટલું ગરમ હોય છે તે વખતે સામાજિક વાતાવરણ શાંત અને શિથિલ હોય છે; કારણ કે ઘણાખરા "ચળવળીઆ" અથવા દેશનેતા થાક ખાવાને માટે કોઈ પહાડ પર ઠંડી હવા ભોગવવા ચાલ્યા જાય છે. જૂના જમાનામાં જ્યારે દેશની લડતો જીભ અને કલમથી લડાતી નહોતી ત્યારે બધી લડતો ચોમાસાના ચાર મહિનાને માટે બંધ રહેતી હતી અને વિજયાદશમીથી લડતોની ફરી શરૂઆત થતી.

આ મહિનાના બીજા અઠવાડિયામાં મહાસભાના મંત્રીમંડળ (વર્કિંગ કમિટી)ની સભા મુંબઈમાં મળી એટલે એ મંડળના કેટલાક સભ્યો તથા તેમને મળવા આવેલા બીજા દેશના નાયકોએ ઠેકઠેકાણે ભાષણો કર્યાં હતાં. તેમનો સંદેશો ટૂંકામાં નીચે પ્રમાણે હતો.

> "સંધિ ચાલે છે ત્યાં સુધી પરદેશી માલ અને ખાસ કરીને પરદેશી કાપડનો બહિષ્કાર કરો; દારૂ-તાડીનો બહિષ્કાર કરો અને કરાવો; સંધિમાંથી કાયમની સુલેહ થશે એવી શ્રદ્ધા રાખો; મહાસભામાં શ્રદ્ધા રાખો, અને મતભેદ તથા આપસઆપસના કલેશને શમાવી દો "

આ સિવાય બીજું કહે પણ શું?

આપણે શરમ સાથે કબૂલ કરવું પડશે કે મહાસભાએ જે કામ આપણને સોંપ્યું છે તેનો અમલ સારી રીતે થતો નથી. ૧૯૨૯–૩૦ની સાલમાં આ મહિનામાં જેટલું પરદેશી સુતર આવ્યું હતું તેના કરતાં વધારે સુતર દેશમાં આવ્યું છે તે સૌ કોઈ જાણે છે. સ્વદેશી માલ વેચવા માટે વધારે સંખ્યામાં દુકાનો ઊઘડે છે તે ખરુ છે. પણ પરદેશી માલ ઊપડે છે અને નવો માલ (કાપડ પણ) પરદેશથી આવ્યે જાય છે, એ કબૂલ કરવું પડે છે. ત્રણ દિવસ સુધી સાંસ્થાનિક પરિષદ મળી તેમાં ત્રણેક હજાર માણસોમાંથી ઘણું કરીને એક કે બે માણસો જ કાંતતા દેખાતા હતા. બાર મહિના પર લોકો એમ કહેતા હતા કે, તકલી સહેલાઈથી સાથે રાખી શકાય એવી ચીજ છે તેથી બધા તેનો ઉપયોગ કરશે અને રેંટિયાનું સ્થાન લેશે. આમવર્ગના ઉત્સાહના હિસાબ ઘણુંખરું ખોટા પડે છે. આપણે આશા રાખીએ તેના કરતાં વધારે હોઈ શકે છે અને ધારીએ તેના કરતાં ઘણી ઝડપથી તે શમી જાય છે.

હિંદુસ્તાની સેવાદળને મહાસભાએ પોતાના તાલીમબદ્ધ લશ્કર તરીકે સ્વીકાર્યું છે. તેમાં જે તાલીમ, શારીરિક માનસિક અને શિસ્તની આપવામાં આવે છે તેનો મેં યોગ્ય

અભ્યાસ કર્યો નથી પણ દેશના બધા આગેવાનો તેનાં વખાણ કરે છે. દેશના લગભગ દરેક પ્રાંતમાં તેની શાખા છે. બધા પ્રશ્ન પૂછે છે કે ગુજરાતમાં એની શાખા કેમ નથી?

તમે, હું અને 'પ્રસ્થાન'ના વાચકો, પૂરેપુરા સો નહિ હોય તો પચાણુંથી વધારે ટકાના ગુજરાતી હોવાને લીધે મને લખતાં સંકોચ થાય છે કે ગુજરાત એવું સકળગુણસંપન્ન છે કે તેને આ પ્રકારની તાલીમની જરૂર નથી. શેકસપિયરની માફક કહી શકાય કે "ગુજરાત! તારું નામ શિસ્ત છે."

સારું થયું છે કે બિચારો શેક્સપિયર લગભગ ભુલાઇ ગયો છે. જો કોઇ ગ્રેટબ્રિટનની આધુનિક સ્ત્રી જાણે કે "Frailty thy name is woman" એ શેક્સપિયરે લખ્યું છે તો ત્યાંનાં પુસ્તકાલયોમાંથી એનાં પુસ્તકો કાઢીને તેની હોળી કરી મૂકે.

ગુજરાતમાં સૈનિકોની અછત નથી, શિસ્તની અછત નથી, ગુજરાતમાં ખાદીની અછત નથી. અખિલ ભારત ચરખાસંઘે આખા દેશભરમાં શાખાઓ કાઢી છે, પણ ગુજરાતમાં નહિ. જૂના જમાનામાં બંગાળા સુવર્ણબંગલા, અનેરુ અને અદ્વિતીય ગણાતું હતું; આજે તેનું સ્થાન ગુજરાતે ઝૂંટવી લીધું છે.

## સમસ્ત હિંદ રાજસ્થાની પ્રજાપરિષદ

આ બીજા અઠવાડિયામાં રાજસ્થાની પ્રજાપરિષદ ભરાઇ હતી. અખિલ ભારત દેશનો ત્રીજો ભાગ રાજસ્થાની સત્તાના હાથ નીચે છે. રાજસ્થાની પ્રજાની સંખ્યા લગભગ આઠ કરોડ જેટલી છે, એટલે ફ્રાન્સના કરતાં બમણી છે, ઇટલી કરતાં બમણી છે, ગ્રેટબ્રિટન અને સાથે ઉત્તર આયર્લેંડ કરતાં બમણી છે. રાજસ્થાનો અથવા સંસ્થાનોની સંખ્યા લગભગ ૫૬૨ જેટલી છે, એમ હિંદી સરકાર કહે છે. આ રાજસ્થાનો વિષે એટલું કહી શકાય કે **જ્યાં રીતસર, કાયદેસર, વ્યવસ્થિત રાજકારભાર હોય એવું એક પણ નથી.** મૈસૂર અને પતિયાળાની રાજવ્યવસ્થાની સરખામણી ન થઇ શકે એટલો તફાવત છે તે છતાં બધાં થોડેઘણે અંશે કાયદાને દૂર રાખનારાં, એકહથ્થુ, અવ્યવસ્થિત અને અવિશ્વાસપાત્ર છે. એક પણ રાજ્યની પ્રજા સુખી નથી. પણ દુનિયામાં કયા રાજ્યની પ્રજા સુખી છે? જે બ્રિટિશ હિંદ કહેવાય છે તેના જેટલો કાયદેસર અને વ્યવસ્થિત કારભાર આ ૫૬૨ માંથી એક પણ રાજ્યમાં નથી. કોઇ ખેડૂત સંસ્થાનમાંથી નીકળીને ખાલસામાં વસવાને રાજી હોય, પણ ખાલસામાંથી નીકળીને દેશી રાજ્યમાં જવાને કોઇ હા ન પાડે. બાબુ રામાનંદ ચેટરજીએ વિદ્વત્તાભર્યું ભાષણ કર્યું. તેના છેવટના ભાગમાં કહ્યું છે કે, હિંદમાં અનેક પ્રકારની રાજ્યવ્યવસ્થા થઇ ગઇ છે. ઘણાયે રાજાઓ એકહથ્થુ વહીવટ કરતા, પણ તે બધા પ્રજાની કાંઇ ને કાંઇ સેવા કરતા. प्रजाम् रञ्जयतीति राजा। એ બતાવી આપે છે કે પ્રજાને સંતોષી રાખવી એ રાજાનો ધર્મ છે.

ખરી વાત એવી છે કે, બ્રિટિશ સલ્તનતની છાયા નીચે રાજાઓને ખુલ્લી હવા અને સૂર્યનાં કિરણોનો લાભ મળ્યો નથી અને તેથી તે ફિક્કા, નમાલા, કર્તવ્યભ્રષ્ટ થઇ ગયા છે. તેમની અધોગતિ સ્વચ્છંદને પરિણામે છે.

આ ૫૬૨ રાજ્યોની પ્રજાના પ્રતિનિધિઓને એક સ્થળે એકઠા કરવા એ લગભગ અશક્ય ચીજ છે. આ પરિષદ ત્રીજી હતી અને માત્ર ચાર વર્ષના કામને અંતે જે સંગઠન

થયું છે તે અસંતોષકારક ન કહેવાય. પંજાબ, રાજપુતાના, મધ્ય હિંદ, બુંદેલખંડ, સંયુક્ત પ્રાંત, ઉત્કલ, ગુજરાત કાઠિયાવાડ અને મહારાષ્ટ્રનાં ઘણાં રાજ્યોના પ્રતિનિધિઓ આવ્યા હતા. મહારાષ્ટ્રથી દક્ષિણના ભાગમાં સંસ્થાનો છે તેમાંથી બહુ થોડા હતા. હૈદ્રાબાદ અને ત્રાવણકોરમાંથી થોડા હતા અને તે જ વખતે મૈસુરમાં પ્રજાપ્રતિનિધિસભાની બેઠક હતી એટલે ત્યાંથી કોઇ આવ્યું નહોતું.

સામાન્ય રીતે એમ કહેવાય કે, જે રીતનો ત્રાસ અને જુલમ પતિયાળા જેવા રાજ્યમાં છે તેવો મહારાષ્ટ્રમાં કે દક્ષિણહિંદમાં નથી. ગુજરાતકાઠિયાવાડનાં કેટલાંક રાજ્યોમાં બોલવા લખવાની છૂટ નથી તેવી સખ્તાઇ દક્ષિણમાં નથી. જ્યાં વધારે સખ્તાઇ અને આપખુદી અને બીનજવાબદારી છે ત્યાંની પ્રજા વધારે અસંતુષ્ટ અને બંડ કરવાને તૈયાર છે. આ કારણને લઇને કચ્છ, કાઠિયાવાડ, પંજાબ અને કેટલાંક ગુજરાતી રાજ્યોના પ્રતિનિધિઓમાં ખૂબ કડવાશ જોવામાં આવતી હતી. ગાંધીજીને લીધે જે જાગૃતિ ગુજરાત–કાઠિયાવાડમાં આવી છે તેને લીધે પ્રમાણમાં કાઠિયાવાડનો પોકાર ભારે હતો. આ સભા મુંબઇમાં મળે એટલે ગુજરાત અને કચ્છ–કાઠિયાવાડના માણસો વધારે લાભ લે એ પણ સહજ સમજી શકાય અને મુંબઇમાં વસતા ગુજરાત કાઠિયાવાડના વેપારીઓએ નાણાંની મદદ કરી હતી એટલે તેમની સંખ્યા ઘણા મોટા પ્રમાણમાં હતી.

પરિષદના પ્રમુખ ઘણા જાણીતા પત્રકાર છે. જલદ અને તે છતાં સમતોલ વિચારવાળા છે. એક વખત લીગ ઑફ નેશન્સમાં જઇ આવ્યા છે તે છતાં હું માનું છું કે આવી પરિષદોમાં રાજકીય પુરુષ ( Statesman )ની પસંદગી થવી જોઇએ. પત્રકાર અને પંતુજીને બેસાડીએ તો આપણી પછાત સ્થિતિનું પ્રદર્શન થાય છે. રાજકારણની રમત પ્રમાણશાસ્ત્ર- ( logic )ના આધારે રમાતી નથી. રાજકારણમાં કાર્યકુશળતા, મનુષ્યસ્વભાવ પારખવાની શક્તિ, સમાધાની કરવાની શક્તિ હોવી જોઇએ. જેને દાવપેચ કહે છે તે નહિ પણ Strategy નો અવશ્ય હોવી જોઇએ. હું એમ પણ માનું છું કે પ્રમુખ બહુ વૃદ્ધ ન હોય તો સારું. આજની જુવાન પ્રજાને તેવા જ માણસો–એટલે વચલી વયના માણસો દોરી શકે. રાજસ્થાની ખેડૂતનો પ્રાણ છેક કંઠે આવ્યો છે અને થોડા સમય પછી તે સત્યાગ્રહ ( Direct action ) કરશે તેથી તેને યોગ્ય આગેવાન હોય તો ઠીક. આ પરિષદના ચાલકોમાં ત્રણ માણસો ખાસ ધ્યાન ખેંચતા હતાઃ શરીરે જાડા, હમેશાં હસતા, હમેશાં જવાબ આપવા તૈયાર, બ્રહ્મા જેવા પ્રોફેસર અભ્યંકર રાજ્યબંધારણની દૃષ્ટિએ આ પરિષદનું ઘડતર કરતા હતા. રાજ્યોને કાયદેસર સ્વતંત્ર બનાવવાની ધૂનવાળા અને અનુભવી, ગોળમેજી પરિષદ વખતે લંડન જઇ આવેલા ચૂડગર અને ઍટલાસ અથવા કાચબાની માફક આખી દુનિયા ( રાજસ્થાની )નો ભાર ખમતા હોય એવા અને તે છતાં જરાયે વળી ગયેલા નહિ પણ હસતા, ગોઠવતા, ઉમંગથી છલકાતા અમૃતલાલ શેઠ. આ ત્રણે ધૂની માણસોની ધૂનને લીધે આ પરિષદમાં ઉત્સાહ હતો.

પરિષદ મળે ત્યાર પહેલાં એક મતભેદ જાગ્યો હતો. કેટલાક થોડા માણસો એમ માનતા હતા કે, આ પરિષદ રાજકીય મહાસભાના હાથ નીચે કામ કરે. પણ મહાસભા તો દેશી પ્રજાના પ્રશ્નથી નાસતી ફરે છે. ૧૯૨૯ માં પહેલી જ વાર એક ઠરાવ લાવવા દીધો હતો. રાજસ્થાની પરિષદ હાલમાં મહાસભામાં સમાઇ જાય તેમાં બન્નેને નુકસાન છે અને

કોઇ પ્રકારનો ફાયદો નથી. અંદર સમાઇ ન જાય તેથી વિરોધક તો નથી જ; અને થયું પણ એવું કે મહાસભાની કાર્યવાહક સભા રાજાઓ સાથે મસલત કરે છે તેને લીધે એ સભાના સભ્યો આ પરિષદમાં આવ્યા નહિ. મુંબઇમાં ત્રણ મિનિટ દૂર બન્ને સભા મળતી હતી, વખત પણ મળે એમ હતું તે છતાં અલગ રહ્યા. મહાસભા અલગ રહે એ ઇચ્છવા જેવું છે અને જ્યારે મદદ કરવાનો પ્રસંગ આવે ત્યારે ધસી આવે એ ખરો માર્ગ છે.

પરિષદમાં એક પક્ષ પ્રજાતંત્ર સંઘનો એટલે પૂર્ણ સ્વતંત્રતામાં માનનારો હતો. તે પક્ષ રાજાઓને નાબૂદ કરવા, એટલે તેમને માત્ર જમીનદાર બનાવી દેવા એમ માનતો હતો. એ પક્ષમાં જૂજ સંખ્યા હતી અને તેમાંની કોઇ પણ વ્યક્તિ પોતાના રાજ્યમાં જઇને કામ કરે એવી નથી એવો તેમના પર આક્ષેપ હતો. ગુજરાત–કાઠિયાવાડમાં ઘણુંયે રાજ્યો એવાં છે કે જ્યાં લગભગ કોઇ પણ પ્રકારનું પ્રજાકીય અથવા જનસેવાનું કામ કરી ન શકાય અને અમૃતલાલ ઠક્કર જેવાને દારૂનિષેધની વાત ન કરવા દે. આ ઉદ્દામપક્ષે પરિષદના ધ્યેયને બદલવા માટે લડત ઉપાડી અને તેમાં ફાવ્યા; પણ તેનું ખરું કારણ જુદુ જ હતું. આજના ધર્મભ્રષ્ટ રાજવીઓનું અસ્તિત્વ જળવાઇ રહે એવું હજારમાંથી એક માણસ ભાગ્યે જ માનતો હોય, અને શ્રી. જમનાદાસ મહેતાએ કહ્યું તે બરાબર છે કે, એક ભલો રાજા હોય પણ તેનો છોકરો કેવો નીવડશે તે આપણે શું જાણીએ? એટલે એ વંશપરંપરાના પ્રમુખની વ્યવસ્થા નાબૂદ કર્યા વિના છૂટકો નથી.

જે સ્વાર્થી માણસો અને પત્રો આ પરિષદને બિનજવાબદાર માને છે તે એવી ટીકા કરે છે કે, આવા ઠરાવો કર્યા તેની પછવાડે બળ કયાં છે? વાત ખરી છે. લેનિન અને ટ્રૉટસ્કીની પછવાડે શરૂઆતમાં કયાં બળ હતું?

વિચારના પ્રવાહના જેવી બીજી કોઇ શક્તિ નથી. વીજળીના પ્રવાહથી સુરંગ ફોડી શકાય, પણ વિચારના બળથી રુશિયાનું મોટું રાજ્ય નાબૂદ થયું આ પ્રજાશાસન અને સામ્યવાદના યુગમાં એકહથ્થુ બિનજવાબદાર સત્તા ટકી રહે એ શકય નથી, તેને ઉખેડી નાખનાર કોઈ એક વ્યકિત નથી, પણ કાળબળ છે.

આ પરિષદમાં કેટલીક ખામીઓ જોવામાં આવી તે નોંધવી જોઇએ. વિષયનિયામક સભામાં એક પણ સ્ત્રી સભ્ય નહોતી, અને પ્રતિનિધિઓમાં પણ જો હશે તો થોડી. આ બહુ વિચિત્ર લાગતું હતું. બહારથી આવેલા મહેમાનોનાં ભાષણોમાં ઘણો વખત ગાળ્યો હતો તે બતાવી આપે છે કે, હજી આ સંસ્થામાં છોકરવાદપણું છે. જરા નાટકિયા વૃત્તિ પણ જોવામાં આવી અને ગંભીર કામની ધૂન લાગી હોય એવું કોઇ વાર જણાતું નહોતું. અમુક માણસો રાજાઓ વિષે ટીકા કરતી વખતે બિકાનેરના પોલીસોએ રોકેલી જગ્યા તરફ નજર નાખતા–જાણે કે રાજાને સંભળાવવા માગતા હોય. આ નબળાઇ અને બીકનું ચિહ્‌ન છે અને તેમાં inferiority complex નું દર્શન થાય છે.

જે ઠરાવો પસાર થયા તેમાં નીચેના ખાસ નોંધવા લાયક છે :—

(૧) રાજાઓ પ્રજામત જાણતા નથી, તેમણે જાણવાની દરકાર કરી નથી તેથી તેમને ગોળમેજી પરિષદમાં પ્રતિનિધિ તરીકે ન ગણવા–પ્રજાપક્ષને પ્રતિનિધિત્વ આપવું.

(૨) રાજાઓ દેશપરદેશ ભમ્યા કરે છે તેથી તેમના રાજ્યમાં ગેરવહીવટ થાય છે અને પ્રજાના પૈસાનો ગેરઉપયોગ થાય છે.

(૩) જ્યાં જ્યાં રાજસત્તા તરફથી જુલમ થતો હોય તેની સાચી હકીકત મેળવી પ્રસિદ્ધ કરીને પ્રજામત કેળવવો.

(૪) પ્રજાના હક્કો નવા હિંદી બંધારણમાં દાખલ કરવા.

(૫) રાજ્યોના કારભાર વિષે પુસ્તકો, ચોપાનિયાં છપાવવાં.

(૬) રાજ્યોમાં જવાબદાર રાજતંત્ર દાખલ કરવા માટે ચળવળ કરવી.

આ પરિષદના અહેવાલથી 'પ્રસ્થાન'નો એક આખો અંક ભરી શકાય એમ છે.

## કલામંડળ

મુંબઇમાં એક કલામંડળ ( The Arts Club ) છે, તેનાં મુખ્ય ચાલકો મારાં જૂનાં મિત્રો છે. મી. ફૈઝી રાહમીન જાણીતા ચિત્રકાર છે. યુરોપમાં શીખેલા પણ અહીં આવીને પોતાની કળા ખીલવી છે. એમનાં ચિત્રોને દેશવિદેશમાં બતાવ્યાં છે અને નવા દિલ્હીનાં મકાનોમાં ચિત્રો પૂર્યાં છે. એમનાં પત્ની અતિયા બેગમને સંગીત વગેરેનો શોખ છે. મલબાર હિલ પર જંજીરાનાં બેગમ સાહેબે મકાન બંધાવ્યું છે ત્યાં આ મંડળ મળે છે. ( Indo-Saraceniec ) રાજ્યના વખતમાં બંધાયલા મકાનનો તે નમૂનો છે અને રાતા પથ્થર ( Sand-Stone ) નું છે. બધો સામાન સ્વદેશી છે. ખુરશીઓને બદલે દિવાલ પાસે નીચી 'સેટી' અને માચીઓ, સુંદર છીંટના પડદા, ખાટલા વગેરે બધું હિંદી છે અને વીજળીના દીવા એવી રીતે ગોઠવ્યા છે કે ઓરડામાં અજવાળું પડે પણ દીવા દેખાય નહિ. દિવાલ પર મિ. રાહમીનનાં ચિત્રો અથવા ચિત્રોની રૂપરેખાઓ (Studies) લટકાવ્યાં છે. મકાનની પછવાડે મુગલશૈલીનો નાનો પણ સુંદર બાગ છે, અને તેમાં ફુવારા ઊડે છે. તેની આગળ એક છજાં જેવો ભાગ છે ત્યાં મુંબઇનો બૅકબે અને ખાસ કરીને ચોપાટી વગેરેનો ભાગ બહુ સુંદર દેખાય છે. મકાનના બે માળના ઉપર એક અગાશી છે અને તેના ઉપર એક પેવીલિયન એટલે બેસવા રમવા કે જ્યાફતને માટે ખુલ્લો ઓરડો છે. ત્યાંથી મુંબઇની આસપાસનો દેખાવ અતિસુંદર દેખાય છે. અખાત પર આવેલાં ઊંચાં મકાનો પર આથમતા સૂર્યનાં કિરણો પડે છે તે સૌન્દર્ય વર્ણવી શકાય એવું નથી.

આ કલાગડળમાં પાશ્ચાત્ય અને પૌર્વ્ય નૃત્યકળા, સંગીત અને ચિત્રકળાના પ્રયોગો જોવામાં આવે છે. ઊંડા પણ ખરા કલાકારની ઘણી કિંમત શક્યો સંભવ છે, જે સભ્યો જોડાયા છે તે બધા કલામાં સમજે છે એમ ન હોય, પણ સમજવાનો પ્રયત્ન કરે છે.

આ મંડળમાં સાહિત્યને પણ સ્થાન છે. હું પ્રો. રાધાકૃષ્ણન જે આંધ્ર યુનિવર્સિટીમાં વાઇસ ચૅન્સેલર છે તેમની સાથે ગયો હતો. એમની બોલવાની છૂટથી હું આશ્ચર્યચકિત થઇ ગયો. ફિલસોફીના અધ્યાપકે કળા પર ભાષણ કર્યું તેમાં એટલો હાસ્યરસ કે લોકો અંજાઇ જાય. અજબ વાક્પ્રવાહ, ઉચ્ચાર સામાન્ય રીતે મદ્રાસીના જેવા હોય છે તેવા નહિ પણ intonation અંગ્રેજનું નહિ. નાનપણમાં જેણે ઇંગ્લંડમાં શિક્ષણ લીધું હોય તે જ intonation પ્રાપ્ત કરી શકે છે.

## આનંદ વિહાર

અહીં એક બૌદ્ધ સોસાયટી છે. તેનો પ્રાણ ડૉ૦ નાયર જેમના નામે પોત્રેલ અને કું. ચાલે છે તે છે. મકાનના છેક ઉપલા માળ પર ડૉ. નાયરના ટેબલ પર ફાઇલો, કાગળો, ખડીઆ, પેન, પેન્સીલોની વચમાં બુદ્ધ ભગવાનની છબીઓ જોઇ વાતાવરણ જરા વિચિત્ર,

લાગ્યું. જે સ્થાપિત ધર્મો છે તેમાંથી મને બૌદ્ધ ધર્મ વધારે પસંદ છે, પણ આ વાતાવરણ અસહ્ય લાગ્યું. શા માટે ? આ તો મુંબઇ નગરી છે. આપણા મિત્ર પ્રૉ. ધર્માનંદનું પ્રવચન હતું. પ્રવચન પછી ચર્ચા થઇ તેને લીધે વાતાવરણ તકરારી બની ગયું, એ મને જરાયે ન ગમ્યું.

અહીં જે રાષ્ટ્રીય મેડિકલ કૉલેજ છે તેને ડૉ. નાયરે મકાન બધાવી આપ્યું છે. તેની હૉસ્ટેલની પાસે એક આનંદ વિહાર બાંધ્યો છે તે જોવા માટે અચાનક નીકળી પડયો. વિહારનાં બારણાં બંધ હતાં. હજી સુધી કોઇ સાધુ કે ગૃહસ્થ ત્યાં રહેવા આવ્યો નથી. સાત તાળાં ઉઘાડયાં ત્યારે બુદ્ધ ભગવાનનું પૂતળું જોયું. બ્રહ્મદેશ કે જાવા તરફનું હશે. બુદ્ધનાં પૂતળાં ઘણુંખરુ સારાં હોય છે. પણ આમાં તો પાતળું તીણું મોં હતું. " આનંદ " તો ભોગવતા હશે, પણ સાત તાળાંને લીધે બિચારાને એકાંત તો ઘણું હતું ! નીચે નાનો સરખો બાગ છે તેમાં સારસ વગેરે પક્ષીઓનાં માટીના પૂતળાં હતાં. વિહારમાં પક્ષીઓ હોય તે સ્વાભાવિક છે, પણ તે માટીનાં પૂતળા નહિ. ભારે સમન્વયનો આ યુગ છે. હાથમાં હાડકાં લઇને શારીરશાસ્ત્રનો અભ્યાસ કરતા વિદ્યાર્થીઓની નજર નીચે અને પડોશમાં સ્થાન અને સમાધિ કરવાં પડશે એવો આ યુગ છે.

સુમન્ત મહેતા

---

# કંચન

કંચનની મા તેને સાત વર્ષની મૂકીને મરી ગઇ હતી. તેના પિતાએ ફરી લગ્ન નહોતું કર્યું. કંચનને, તેનાથી મોટો એક ભાઇ હતો. તેના પિતા, મૂળ તો એક ગામડાના રહીશ હતા અને નાની વયથી શહેરમાં આવી રહ્યા હતા. પણ શહેરમાં આવવાથી તેમને કાંઇ ખાસ આર્થિક લાભ થયો નહતો. એક ત્રણ ખડવાળું ઘર તેમણે ભાડે રાખ્યું હતું, અને તેમાં તેઓ સાંકડે મોકળે સમાસ કરતા હતા. પરંતુ કંચનના ભાઇનાં લગ્ન પછી તેઓને જગ્યાની તંગાશ પડવા લાગી. લાંબા વખતથી એક જ જગ્યાએ રહેતા હોવાથી આડોશીપાડોશીમાં ઠીક સંબંધ બંધાયો હતો. એટલે કંચન ચૌદ પંદર વર્ષની થઇ ત્યારથી, પાડોશમાં રહેતી એક વિધવા ડોશીને ત્યાં સૂવા જતી. ડોશીને કાંઇ સંતાનમાં ન હતું, અને રાત્રે બરાબર દેખાતું નહિ, એટલે, કંચનની હાજરી તેમને ઠીક કામમાં આવતી.

કંચનની મા મરી ગયા પછી તે તેના બાપ અને ભાઇના હાથે, અને પછી ભાભીના હાથે ઊછરી હતી. તેના બાપ ફરીથી લગ્ન કરવાની પ્રથાના વિરોધી હતા એમ કાંઇ નહોતું, પરતુ કંચન તરફ તેમને અતિશય પ્રેમ હતો, અને પોતે ફરીથી લગ્ન કરશે તેથી કદાચ કંચનને દુઃખ પડશે એવો તેમને ભય રહેતો હોવાથી તેમણે ફરીથી લગ્ન નહોતું કર્યું. તેઓ કેટલેક અંશે સુધરેલા વિચારના હતા. તેમણે, કંચનને ગુજરાતી તથા અંગ્રેજીનું ઠીક શિક્ષણ આપ્યું હતું.

અભ્યાસ દરમિયાન ઊછરતી છોકરીને જે ઘરકેળવણી અને તેના વર્તન ઉપર દેખરેખ જોઇએ તે રાખનાર કોઇ હતું નહિ. બાપ તથા ભાઇ, દિવસે સૌ સૌના કામે

જતા, કચન નિશાળે જતી અને વહેલી ઘેર આવે અને જો મનમા આવે તો કાઇક ઘર કામ કરતી તેના ઉપર કોઇનો અંકુશ રહ્યો ન હતો તેને સારુ નરસુ સમજાવનાર કોઇ ન હતુ ભાભી આવ્યા પહેલા તે સ્વચ્છદી થઇ ચૂકી હતી અને તે આવ્યા પછી પણ તે ટેવ મટી નહિ

કચન સૂવા જતી તે ડોશીના ઘરના છજામા, પાડોશના માધવલાલ શેઠના ઘરની એક આખી બારી પડતી હતી તે બારીમાથી માધવલાલ શેઠના પત્ની ઘણી વખત આ છજામા આવતા, અને તે અને કચન મોડી રાત સુધી બેસતા અને વાતો કરતા બન્ને એક જ ન્યાતના હતા ડોશી કોઇ કોઇ વાર સાથે બેસી વાતોમા ભળતા પણ ઘણી વાર તો વહેલા સૂઇ જ જતા

માધવલાલ શેઠના વિવાહ નાનપણમાથી જ થયેલા અને ઊંચા કુળની કન્યા શોધવાની ઇતેજારીવાળા તેમના બાપે, કન્યાની ઉંમરનો બહુ વિચાર કર્યો ન હતો હાલ, શેઠની ઉંમર ૩૪ વર્ષની અને શેઠાણીની ઉંમર ૩૫ વર્ષની હતી તેમને મધુકર નામનો એક મત્તર વર્ષનો પુત્ર હતો, તે સિવાય તેમને કાઇ સંતતિ ન હતી ઘણી દવાઓ કરી હતી, પણ દરેક વૈદ્ય-દાક્તર કહેતા હતા કે શેઠાણીના નસીબમા ફરી માતા થવાનુ ન હતું

ઘરમા શેઠાણીનો દોરદમામ બહુ ચાલતો, ઘરના વ્યવહારમા શેઠનું બહુ ચાલતુ નહિ પણ શેઠાણી એટલુ સમજતી કે શેઠ વીફર્યા તો કોઇના નથી શેઠાણી વિષે વૈદ્ય-દાક્તરનો અભિપ્રાય જાણ્યા પછી બીજી વાર લગ્ન કરવાની શેઠને વારવાર ઇચ્છા થઇ આવતી પણ ચતુર શેઠાણી પોતાના પર શોક્યનુ સાલ આવે નહિ, અને પોતાના પુત્રને બધી દોલત મળે તે હેતુથી, શેઠને વારવાર સમજાવતી ફોસલાવતી, અને શેઠને સતોષ આપવાની પોતાની અશક્તિ જાણતી હોવાથી શેઠની વૃત્તિઓ સતોષાય એવા ઉપાયો લેતી

એક રાત્રે કચન અને શેઠાણી છજામા બેઠા હતા પૂનમનો ચન્દ્ર આકાશમા બરાબર ખીલ્યો હતો પવન ધીમે ધીમે વાતો હતો રાતના દસ વાગ્યા હતા બન્ને જણ ખૂબ વાતોએ ચડયા હતા લાબા વખતના સહવાસ પછી કચન અને શેઠાણી એક બીજા સાથે ઠીક છૂટ લેતા વાતવાતમા શેઠાણીએ જાણી લીધુ હતુ કે કચન, તેણે ધારી હતી તેવી અને તેટલી ભોળી ન હતી અગિયાર વાગ્યા અને બન્ને ઊઠયા, કચન પોતાની બારી તરફ જવા લાગી શેઠાણી કહે "આવને અદર, થોડીવાર આપણે બેસીશુ અને આવ પાન બાન ખાઇએ" કચન શેઠાણીના ઘરમા ગઇ અદર પલગ ઉપર શેઠ સૂઇ ગયા હતા પાનની પેટી લેવાના બહાને શેઠાણી પાછલા ખડમા ગઇ, અને બન્ને ખડ વચ્ચેનુ બારણુ બધ કરતી ગઇ

મોડી રાતે, કચન, છજામાં થઇ ડોશીના ઘરમાં ગઇ અને પોતાની પથારીમા સૂઈ ગઇ

૨

સ્ત્રી અને પુરુષના શારીરિક સબધનું શુ પરિણામ આવે છે તેટલુ ન જાણવા જેટલી કચન ભોળી ન હતી પરતુ તે પરિણામ આટલુ જલદી આવશે એમ તેણે સ્વપ્ને પણ નહોતુ ધાર્યું બે ત્રણ માસમા કચનને પોતાની સ્થિતિ જણાઇ, અને તેને ગભરામણ થઈ તેણે શેઠાણીને વાત કરી, અને શેઠાણી પણ વિચારમા પડી ગઇ તેમના ઘર સાથે સબધ ધરાવનાર કોઇ સ્ત્રીએ અત્યાર સુધી આવી મુસ્કેલી શેઠાણીની સમક્ષ રજૂ કરી ન હતી.

શેઠાણીએ ઉપાય બતાવ્યો, પણ તે પ્રમાણે કરવાનુ બની શકે તેમ નહોતું દિવસ પર દિવસ જતા ગયા, અને કચન વધુ અને વધુ ગભરાતી ગઇ શરૂઆતમા કચને ભાભીને છેતરી, પણ તેના શરીરમા ફેરફાર થતા ગયા અને ચતુર ભાભી બધુ સમજી ગઇ એક દિવસ ભાભીએ પટાવીને બધુ પૂછી લીધુ કચન આમ તો પકી હતી, અને કોઇથી ગાજી જાય એમ નહોતી, પણ પોતાની સ્થિતિ વિષમ હતી એમ તે જાણતી હતી એટલે તેણે બધી વાત નીચે મોઢે કહી તે દિવસથી ભાભીએ, કચનને પોતાની પાસે સુવાડવા માડી

ભાભીએ કચનના ભાઇને વાત કરી અને ભાઈએ બાપને કહી ભાભીએ ઉપાય સૂચવ્યો હતો કે કોઇ ન જાણે એમ દવાદારૂ કરી બધુ છૂપુ રાખવુ પણ કચનના બાપને તે ઉપાય ગળે ઊતર્યો નહિ

કચન ઉપર તેણે કાઇ કાઇ આશાઓ બાધી હતી પોતે એમ માનતો કે પોતે માની ખોટ પૂરી પાડી છે, અને છોકરીમા ઉત્તમ સસ્કાર પડયા છે પણ જ્યારે તેણે જોયુ કે પોતે કાઇ જ કરી શક્યો ન હતો અને કચને દગો દીધો હતો ત્યારે તેને બહુ જ માઠુ લાગ્યુ

કચનનો બાપ સમાજથી ડરનારો અને ન્યાત જાતમા લાજ–આબરૂ સાચવવાની અને વધારવાની આકાક્ષાવાળો હતો કચનને સારા કુળવાન કુટુબમા પરણાવવાની તેને હોંશ હતી, પણ હવે તે હોશ તેના મનમા જ રહી ગઇ કચનના પતનથી બીજુ વધુ પતન પોતા માટે હોઇ ન શકે એમ તેને લાગ્યુ

તેણે નિશ્ચય કર્યો કે માધવલાલ શેઠને મળી બધી વાત તેને મોઢે કહેવી, તેની પાસે કબૂલ કરાવવી, અને કચનને પરણવાની તેને ફરજ પાડવી જે પુત્રીના સુખ માટે પોતે ફરીથી લગ્ન નહોતુ કર્યું તે જ પુત્રીને શોક્ય ઉપર પરણાવવા માટે પોતાને તૈયાર થવુ પડયુ એ તેને માટે અસહ્ય હતુ પણ બીજો ઉપાય નહોતો

' પણ માધવલાલ પરણવાની ના પાડે તો ? તો શુ થાય ? " કચનના બાપે આ સ્થિતિ ઉપર બહુ વિચાર કર્યો દીકરાની બહુએ સૂચવેલો ઉપાય તેને વ્યવહારૂ લાગ્યો, પણ તે, તેવી હત્યા કરવાની વિરુદ્ધ હતો તેની સ્થિતિ બહુ કફોડી હતી તેના હૃદયને બહુ દુ ખ થતુ હતુ અર્તત્ય દુ ખથી ઉપજેલી બેપરવાઇ આગળ તેનુ સમાજ સુધારાપણુ એ ગળવા લાગ્યુ ઊડા વિચાર પછી તેણે નિશ્ચય કર્યો કે માધવલાલ જો ના પાડે તો તેને ફજેત કરવો તેની એબ ઉઘાડી પાડવી અને જરૂર પડે તો કોર્ટે પણ ચઢવુ એમ કરતા કચન જગતત્રીશીએ ચડશે તે તે જાણતો હતો પણ હવે તેને કશાની પરવા ન હતી

વૈદ્ય દાકતરના અભિપ્રાય જાણ્યા પછી બીજી સ્ત્રી કરવાની માધવલાલ શેઠને ઇચ્છા થઇ આવતી હતી, પરતુ શેઠાણીની " કર્તવ્યપરાયણતા " જોયા પછી તેમણે તે વિચાર માડી વાળ્યો હતો, અને હવે તો શેઠને ન્યાતમા સુધારકની પ્રતિષ્ઠા મળી ગઇ હતી–ઘણા લોક જાણતા હતા કે શેઠને સ્ત્રીસુખ નથી, છતા શેઠ ફરીથી પરણતા નથી, એટલે ન્યાતમા લોકો તેમના તરફ માનથી જોતા–યુવાન વર્ગ તેમને આદર્શ વડિલ માનતો, અને વિવાહયોગ્ય છોકરીઓના માબાપ મનમા કચવાતા શેઠ પણ પોતાનો મોભો જાણતા હતા અને જાળવવા મથતા હતા

એટલે કચનના બાપે જ્યારે તેમની આગળ તેમની જ વિરુદ્ધ ફરિયાદ કરી, ત્યારે

પહેલાં તો પોતે આખી વાતનો ઇનકાર કર્યો, પણ કંચનના બાપે હકીકત મોઢે કરાવવા માટે કંચનને બોલાવવા માંડી ત્યારે શેઠે પોતાની ભૂલ કબૂલ કરી. પણ શેઠાણી જીવતાં પોતે ફરી લગ્ન કરે, તો ન્યાત જાતમાં હલકું પડે, એટલે લગ્ન કરવાની બાબતમાં તો પોતે અશક્તિ જ બતાવી.

કંચનના બાપે બહુ બહુ વિનવણીઓ કરી પણ શેઠે પોતાનો વિચાર ફેરવ્યો નહિ. ત્યારે કોઇ જ ઉપાય ન રહ્યો ત્યારે કંચનનો બાપ વિફર્યો–તેણે શેઠ શેઠાણીને ફજેત કરવાની ધમકી આપી–પોતાની અને પોતાની દીકરીની આબરૂની દરકાર રાખ્યા વિના પોતે બધી વાત ખુલ્લી પાડશે, ન્યાત પાસે ન્યાય માગશે, અને તેથી યે આગળ જઇને ખટલો કોર્ટે ચઢાવશે વગેરે અનેક બાબતો કહી.

શેઠ, ન્યાય અને ન્યાતનું નામ સાંભળી ઢીલા થઇ ગયા—તેમણે બે દિવસ વિચાર કરી પછી જવાબ આપવાનું કબૂલ્યું.

શેઠે બધી વાત શેઠાણીને કહી. શેઠને બે માર્ગ સુઝ્યા અને તે તેમણે શેઠાણી પાસે મૂક્યા—કાં તો શેઠ પોતે પરણે અથવા મધુકર પરણે. શેઠાણીને ધર્મસંકટ આવી પડ્યું. શોક્યનું દુઃખ ઊભું ન થાય તે માટે પોતે શેઠને આટલી અનુકૂળતા કરી આપતી હતી, અને છતાં તે ઊભું થવા વખત આવ્યો. અને જો તેમ ન થવા દે તો જે પુત્રના સુખ માટે પોતે આટઆટલાં પાપ કરતી હતી તે જ પુત્રને તે પાપનો ભોગ થવાનો વખત આવે! બેમાંથી ક્યો માર્ગ પસંદ કરવો તે સવાલ બન્નેને મૂંઝવી રહ્યો. બન્ને માર્ગ કઠણ હતા. એકમાં પુત્રના સુખનું સત્યાનાશ વળતું હતું, બીજામાં શેઠની આબરૂનું સત્યાનાશ થતું હતું.

બીજી કોઇ છોકરી માટે વાત હોત તો, શેઠ, પોતા માટે કદાચ વિચાર કરત–પરંતુ આ તો કંચન, જેના વિષે પોતે બધું જાણતા હતા તેની વાત હતી! પોતે જ કર્તા હતા છતાં આવી પતિત છોકરીના પતિ થવાની તેમની ઇચ્છા ન હતી. પણ પોતા માટે અશક્ય હતું તે મધુકર માટે શક્ય લાગ્યું. "મધુકર હજી બાળક છે, અણસમજુ છે. દુનિયામાં નજરે દીઠાનું પાપ છે. મધુકરનો વાંધો નહિ. અને મારી આબરૂ રહેશે તો મધુકરને જ તેનો ફાયદો છે ને!" શેઠાણીએ ગણતરી કરી કે શેઠ પરણશે તો પોતાની સત્તા જશે, પોતે ભીખારી બનશે, અને કંચનની પ્રજા મધુકરના દ્રવ્યમાંથી ભાગ પડાવશે. આ કારણથી તેને પણ શેઠનો રસ્તો—મધુકર પરણે તે—વધુ સહીસલામત લાગ્યો.

પણ એ રસ્તો સ્વીકારતાં પહેલાં તેણે શેઠ પાસે પાણી મૂકાવી સંકલ્પ કરાવ્યો કે ભવિષ્યમાં તે પોતાની જાત ઉપર સંયમ રાખશે.

બે દિવસ પછી કંચનના બાપ આવ્યા–શેઠે પોતે લગ્ન કરવાની પોતાની અશક્તિ બતાવી, પણ મધુકર માટે માગું કર્યું. કંચનના બાપને શેઠ ઉપર તિરસ્કાર આવ્યો પણ તેમાં પોતાને કાંઇ લાગતું વળગતું નથી, એમ ગણી માગું સ્વીકાર્યું

૩

મધુકર અને કંચનનાં લગ્ન થઇ ગયાં.

મધુકર માટે શેઠનો જે અભિપ્રાય હતો તે સાવ સાચો ન હતો. નાનપણથી જ તે બોર્ડિંગમાં રહેતો હોવાથી અને ત્યાં સારી સંગત મળી ગયેલી હોવાથી તેનામાં સારા આદર્શો બંધાયા હતા. તે પરગામ રહેતો હોવાથી તેના બાપુની આવી પ્રવૃત્તિઓ વિષે તેને કાંઇ ખબર ન હતી. તે બહુ ઓછા બોલો હતો–ઘણા તેને "મૂંગાભાઇ" કહેતા–પણ જો તે

કોઇ કામ હાથમાં લે તો તે પાર પાડવા માટે પોતાથી બનતું કરતો—જે કામ તેને સોંપવામાં આવતું, અગર જે કામ તે ઉપાડી લેતો તેમાં તે તલ્લીન બની જતો અને તે કાર્ય સફળ કરવા માટે તનતોડ પ્રયાસ કરતો.

તે હતો તો સત્તર વર્ષની ઉંમરનો, પણ સ્ત્રીઓની હાલની પતિત સ્થિતિમાંથી તેમને ઉગારવાનાં સ્વપ્નાં તે સેવતો. બોર્ડિંગમાં રહેતા જે જે વિદ્યાર્થીઓના પ્રસંગમાં તે આવ્યો હતો તેમાંના ઘણા પરણેલા, અને કોઇક તો બાપ પણ હતા—તેમની પત્નીઓ વિષે તેને જે જે હકીકત તેમની પાસેથી મળતી તેના ઉપર તે મનન કરતો—સ્ત્રીઉદ્ધારના પ્રશ્નનો અભ્યાસ તે ચોપડીઓ અને માસિકો દ્વારા કરતો, કારણ તેની પાસે તે વખતે બીજાં કોઈ સાધનો ન હતાં.

બાપની આજ્ઞામાં રહેવાનો સ્વભાવ તેને પહેલેથી જ પડી ગયો હતો, તેના બાપની તેને જબરી ધાક હતી—તેમની પાસે બેસવાની પણ તેની હિંમત ન ચાલે; અને તેના બાપ તેને કોઇ કારણસર બોલાવે ત્યારે તે થરથરતો, તેવા તેને નાનપણના સંસ્કારો હતા. ઘર બહાર નીકળીને બોર્ડિંગમાં રહેવા આવ્યા પછી તેનામાં કાંઇક હિંમત આવી હતી, પરંતુ તે તો, બાપથી દૂર હોવાને લીધે હશે, નહિ કે તે ખરેખરો હિંમતવાન બન્યો હશે, એમ તેને લાગતું. બોર્ડિંગમાં બેઠાં બેઠાં પણ તેના બાપનો જો કોઇ ઠપકાનો કાગળ આવે તો તે શિયાવિયા થઇ જતો.

તેથી, મોટી ઉંમરે લગ્ન કરવાના નિશ્ચયવાળા મધુકરને પોતાની સત્તર અઢાર વર્ષની ઉંમરે, તેના બાપે કહી તે કન્યા સાથે પરણવું પડ્યું; અને તરત જ સંસાર માંડવો પડ્યો.

પણ, તે અને કંચન પહેલી વખતે મળ્યાં તે જ વખતે તે કંચનની સગર્ભાવસ્થા સમજી ગયો. વિલાસી કંચને પોતાની સ્થિતિ છુપાવવા અને મધુકરને ભોળવવા ખૂબ પ્રયત્ન કર્યા, પણ મધુકર તો અગ્નિથી જેમ નાસે તેમ નાસતો. તેના મનમાં કાંઇ કાંઇ વિચારો આવ્યા, તેનું અંતર ધવાયું, તેની બુદ્ધિ બહેર મારી ગઇ, સંસારસુખના તેના બધા અભિલાષો સ્વપ્નવત્ થઇ ગયા. તે રડી પડ્યો.

કંચન તેની પાસે ગઇ. તેને મનાવવા—રીઝવવા પ્રયત્ન કરવા લાગી. તેના માથે તેણે હાથ ફેરવ્યો, મધુકરે હાથ ફેરવવા દીધો પણ તેનું મન એવું ને એવું રહ્યું.

મધુકરને આખી રાત ઊંઘ ન આવી—જ્યારે તે કાંઇક શાન્ત પડ્યો ત્યારે તેણે ઠંડે મગજે વિચાર કરવા માંડ્યો—પોતાની સ્થિતિ બહુ જ કઢંગી છે તે તે સમજી ગયો, પણ હવે શું કરવું તેનો જ વિચાર કરવાનો હતો.

કંચનની સ્થિતિ તેણે જાણી હતી અને કંચને તે કબૂલ પણ કરી હતી. તેનો ઇતિહાસ પૂછવાનું તેને યોગ્ય લાગ્યું નહિ. તેણે એમ જ માન્યું કે કંચન કોઇ નરરાક્ષસનો ભોગ થઇ પડી હતી. તેમાં કંચનનો વાંક નહોતો તે તો બિચારી ફસાઇ પડી હતી........પણ એક ભૂલથી આખી જિંદગી શા માટે બરબાદ જાય? માણસ ભૂલને પાત્ર છે, અને ભૂલ થઇ ગયા પછી ફરીથી ભૂલ નહિ કરવાનો પ્રયત્ન કરનાર, અને થયેલી ભૂલ માટે પશ્ચાત્તાપ કરનાર વંદનીય છે......તેને કંચનની દયા આવી. શા માટે કંચન તેવી ન હોય? અને તેવી ન હોય તો પણ તે શા માટે તેને ન સુધારે? શું તે પોતાની ફરજ નથી?

સ્ત્રીઉદ્ધારના પ્રશ્નમા રસ લેનારને, તે કાર્ય ગૌથી પહેલુ પોતાની જ સ્ત્રી માટે કરવાનો પ્રસગ આવ્યો !

તેણે કચનને વસ્તુસ્થિતિ સમજાવી અને કહ્યુ "કચન આપણે બહુ જ કઢગી સ્થિતિમા છીએ તારી શારીરિક સ્થિતિ મેં જોઇ છે અને તે તુ પણ કબૂલ કરે છે હુ ધારુ છુ કે કોઇ ભૂલનું તે પરિણામ હશે મારે તારો ઇતિહાસ જાણવો નથી અત્યારે આપણે તે વાત નહિ કરીએ એ જ ઉત્તમ છે હાલ તો પાપનુ પ્રાયશ્ચિત્ત કરવુ જોઇએ આપણે ત્રણ વર્ષ સુધી છૂટા રહીશુ હુ અહીં રહી શકીશ નહિ તને વારવાર પત્ર લખતો રહીશ માણસ ભૂલને પાત્ર છે પણ પરિશ્રમપૂર્વક જે સુધરવા ઇચ્છે છે તે સુધરી શકે છે "

પતિ તરફની કડકમા કડક શિક્ષાની આશા રાખનારી, મધુકરના આ શબ્દો સાભળીને આશ્ચર્ય પામી તેણે મધુકરને આટલો સાદો, ઉદાર અને તેટલા જ નિશ્ચયાત્મક સ્વભાવવાળો નહોતો ધાર્યો મધુકર ભોળો છે અને તેને પોતાના સૌંદર્ય પહેરવેશ, છટા અને હાવભાવથી તે ભોળવી શકશે એમ તે માનતી હતી પણ જ્યારે તેણે આ શબ્દો સાભળ્યા ત્યારે તેને ભારે અજાયબી થઇ

૪

બે દિવસ પછી મધુકર પરગામ ચાલ્યો ગયો

કચનને હવે પોતાની સ્થિતિ બહુ સાલવા માડી બાપને ઘેર પોતે શરમની મારી ઊચુ જોઇ શકે એમ રહ્યુ નહિ મધુકરના જતા રહેવાથી ભાઇ, ભાભી તથા બાપ, બધી વસ્તુસ્થિતિ સમજી ગયા હોવા જોઇએ એમ તેને લાગ્યુ

સાગરામા શેઠાણી હવે તેના ઉપર બહુ જાપતો રાખતી હતી શેઠ અને કચન કોઇ દિવસ મળી શકતા નહિ મધુકર આમ ચાલ્યો ગયો તેથી શેઠાણી પણ હતાશ થઇ ગઇ હતી, અને બગડેલી બાજી કેમ સુધારવી તેના જ વિચારો હવે તે કરતી

એક દિવસ તેણે કચન સાથે વાત છેડી કચને, મધુકરનું વર્તન અને તેના શબ્દો, બધુ કહી દીધુ શેઠાણીની આખમાથી દડદડ આસુ પડવા લાગ્યા બાપની આજ્ઞા ન ઉથાપનાર દીકરો આટલે સુધી જાતે દુ ખ સહન કરે છે અને કરશે તે જાણી તેને બહુ લાગી આવ્યુ તેને વધુ તો એ લાગ્યુ કે એ બધુ તેના પોતાના જ કર્તવ્યનું ફળ હતું કચને શો જવાબ આપ્યો તે તેણે પૂછ્યુ, ત્યારે કચને કહ્યુ કે પોતે કશો જવાબ આપ્યો નહિ

કચન વિલાસી હતી, અને તેથી જ તેને મધુકરનું પહેલી રાત્રિનું વર્તન બહુ જ વિચિત્ર લાગ્યુ હતુ પણ મધુકરે જ્યારે પોતાનો નિશ્ચય તેને કહી સંભળાવ્યો, તેના તરફથી અમુક પ્રકારના પ્રાયશ્ચિત્તની આશા રાખી અને તેમા પોતે પણ ભાગ લેવા તૈયાર થયો ત્યારે મધુકરની મહત્તાનો તેને ખ્યાલ આવ્યો પોતે પડેલી છે અને તે પોતાનો પતિ જાણે છે છતા તે પતિ પોતાને ઉગારવા પ્રયત્ન કરે છે, તેની પાછળ રહેલુ મધુકરનુ માનસ તો તેનાથી ન સમજાયુ, પરતુ તેની મહત્તાથી તે જીતાઇ, તેમા રહેલો ત્યાગ તે જોઇ શકી અને સયોગ અને અનુકૂળતાનો ભોગ બનેની કચન પોતાની જાતને સુધારવા તૈયાર થઇ પોતે કર્યું હતુ તે ન કર્યું તો થઇ શકે તેમ નહોતુ, પરતુ તેના બદલામા જે શિક્ષા થાય અને જે સહન કરવુ પડે તે બધુ ખમવા અને સહન કરવા તે તૈયાર થઇ

એક મહિના પછી કંચનને કસુવાવડ થઇ તેમાથી તે ઊઠી ત્યારે પોતે પવિત્ર થઇને ઊઠી એમ તેને લાગ્યુ

મધુકરના પત્રો વારવાર આવતા, અને કંચન પણ તેના જવાબ લખતી બન્ને વચ્ચે ધીમે ધીમે સ્નેહ બધાતો જતો હતો, બન્ને એકબીજાને સમજતા જતા હતા કંચનમાથી વિલાસ તો નષ્ટ નહોતો થયો તેને વિયોગ બહુ સાલતો એટલે તે મધુકરને ઘેર આવવા વારવાર વિનવતી, પણ મધુકર પહેલી રાત્રિનું તેનુ વચન તેને યાદ દેવડાવતો વખત જતો ગયો તેમ કંચન, મધુકરને વધુ અને વધુ સમજતી ગઇ

" સ્ત્રી અને પુરુષ એક બીજાના પાપપુણ્યમા ભાગી છે, સુખદુ:ખમા ભાગી છે તો પછી એક સુખમા રહે અને બીજુ દુ:ખમા રહે એ કેમ બને? બન્ને એકબીજાને આધાર-રૂપ છે એક પડે ત્યારે બીજુ હાથ આપી તેને ખાડામાથી ઉગારી લે એ બીજાની ફરજ છે બન્ને પડે તો સૃષ્ટિનો અત આવે દુનિયામા કાઇ સપૂર્ણ નથી સપૂર્ણતા એ આપણુ ધ્યેય છે તેને પહોચવા દરેકે પ્રયત્ન કરવો જોઇએ તેમા ભારે મુશ્કેલીઓ રહેલી છે પણ તે ઓળગવી, અને ફસાયા તો તેમાથી નીકળવુ—નીકળવા પ્રયત્ન કરવો—તેમા જ મનુષ્યજીવનનુ સાર્થક્ય રહેલુ છે માણસ પાપમા પડયો તેથી તેના આત્માનો અત આવતો નથી—આત્મા પડતો નથી, આત્મા અમર છે, શુદ્ધ છે તેને ફક્ત સચેતન કરવાની જરૂર છે તેના ઉપર પડેલી રાખ ઉડાડી દેવાની જરૂર છે માણસ ભૂલને પાત્ર છે, પણ ભવિષ્યમા ભૂલ ન કરવાનો અને તેમાથી બચવાનો જે પ્રયત્ન કરે છે તે જ ઉત્તમ મનુષ્ય છે "

આ અને આવા વિચારો પોતાના પત્રોદ્વારા, મધુકર કંચનના મગજમા રેડતો અને કંચન તે વાચી વિચારી આચરણમા મૂકવા પ્રયત્ન કરતી કેટલુક તે ન સમજતી, પણ સમજતી તેટલુ પ્રયત્નપૂર્વક પાળતી જેમ જેમ વખત જતો ગયો અને પત્રોદ્વારા તે મધુકરના પરિચયમા આવતી ગઇ તેમ તેમ, મધુકરમા રહેલી ભાવનાઓ, તેના આત્માની ઉદારતા, તેના ચારિત્ર્યની શુદ્ધતા તેના હૃદયની વિશાળતા, તેનુ નિખાલસપણુ, તેની સેવાપરાયણતા, તેનો ત્યાગ, બધુ તે સમજતી ગઇ અને પોતે તો તેના આગળ એક સ્વાર્થી તુચ્છ પ્રાણી છે, તેની સ્ત્રી તો શુ પણ તેની નોકરડી થવા માટે, તેના પગ ધોઇને પીવા માટે પણ લાયક નથી એમ તેને લાગવા માડયુ પાપપંથે વળેલી પોતાને સારા માર્ગે ચઢાવનાર પતિદેવના દર્શન માટે હવે તે બહુ ઇંતેજાર થવા લાગી

મધુકરના પત્રોના તે જવાબ આપતી અને તેમા પોતાની ત્રુટિઓ કબૂલ કરતી પોતે સુધરવા પ્રયત્ન કરે છે તેમ જણાવતી અને છેવટે લખતી કે મધુકરને લાયક બનવાની તો પોતાની શક્તિ નથી, પરતુ તેની જે કાઇ સેવાચાકરી બની શકે તે કરવા પોતે ઇચ્છા રાખે છે.

શેઠાણી કંચનમા થતુ પરિવર્તન જોતી અને રાચતી મધુકરને સુખી જોવાની આકાક્ષાવાળીની આશાઓ ફળીભૂત થશે એમ લાગતું કંચન જેવી વિલાસીને પણ મધુકર ઠેઠ સુધારી શકયો અને તેનામા પરિવર્તન કરાવી શકયો તેનું મૂળ, મધુકરની ઉદારતામા હતુ તે પણ તે જોઇ શકતી પોતાની કૂખે આવુ રત્ન પાકયુ તે માટે તેને આનદ થતો, અને તેજ પુત્રના દુ:ખનું કારણ પોતે જ હતી તે યાદ આવતાં તે ખિન્ન થતી

મહિના પર મહિના ગયા કોડીની કંચન રોજ દિવસો ગણતી.

મધુકરને આવવાને હજી દોઢેક વરસ બાકી હતું, તેટલામાં એક દિવસ શેઠાણીને તાવ ચઢી આવ્યો અને બે ત્રણ દિવસની માંદગી ભોગવી તેનો આત્મા પરલોકમાં સીધાવી ગયો. મધુકર-કચનને સુખી જોવાની તેની અભિલાષા પણ અધૂરી જ રહી. પોતાના પાપનો ડંખ તેના મનમાં રહી જ ગયો.

૫

કચન નિરાધાર બની. પિયરમાં કોઇ નહિ, અને સાસરિયામાં માની ખોટ પૂરે તેવી સાસુ હતી, તે પણ ચાલી ગઇ. અને જે સસરાના પાપાચારમાં પોતે ભાગી હતી તે સસરાની સાથે ઘરમાં રહેવાનું થયું તેથી તેના મનમાં કાંઇક કાંઇક કુશંકાઓ ઉદ્ભવવા લાગી.

માતાના મરણનિમિત્તે તો મધુકર છેવટે આવશે એમ તેણે ધાર્યું હતું, પણ મધુકર ન જ આવ્યો. તેના પિતા વારંવાર આ બાબતમાં બોલતા અને મધુકરનો વાંક કાઢતા એ વાત કચને મધુકરને લખી પણ ખરી, પણ તે તરફ તેણે કાંઇ લક્ષ આપ્યું નહિ.

બે ત્રણ મહિના ગયા.

કચન સવારમાં વહેલી ઊઠીને નહાતી. નહાવા માટે અલગ ઓરડી હતી. એક સવારે તે નહાતી હતી–ઓરડીનું બારણું બંધ હતુ, પણ નકુચો છૂટી ગયેલો હોવાથી અંદરની સાંકળ વાસી શકાતી નહોતી. ઘરમાં બીજું કોઇ તે વખતે ઊઠતું નહિ એટલે તે નિશ્ચિંત હતી લગભગ નહાઇ રહી હતી, ત્યાં ઓરડીનું બારણું ઊઘડયું. બારણામાં માધવલાલ શેઠ ઊભા હતા. તે કચન ભણી જોઈ રહ્યા–કચન સાથેના પાછલા પ્રસંગો તેમને યાદ આવ્યા. ઇચ્છાના વેગને રોકી ન શક્યા–હાથ લાંબો કરી, કચનનો હાથ પકડી તેને પોતાની પાસે ખેંચી

આંખ વીંચીને ઊઘડે તેટલા વખતમાં આ બની ગયું. કચનને તરત ભાન આવ્યું, તરત જ તેણે શેઠના હાથમાંથી પોતાનો હાથ છોડાવ્યો અને કહ્યુઃ "તમે તો હવે મારા પિતા છો, તે કેમ ભૂલી જાઓ છો? હુ હવે પાછલી કચન નથી રહી. જાઓ અહીંથી" પણ શેઠ ત્યાંથી ખસ્યા નહિ. એટલે તેણે કહ્યું: "તમે નહિ જાઓ તો હું ઘાંટા પાડી પાડોશીઓને બોલાવીશ." તે વખતે, તો શેઠ તરત જ ત્યાંથી ચાલ્યા ગયા.

શાન્ત પડેલું ઘરનું વાતાવરણ ફરી પાછું ઊકળી ન ઊઠે એ હેતુથી કચને આ બનાવ વિષે મધુકરને કાંઇ પણ લખ્યું નહિ અગર બીજા કોઇને કાંઇ કહ્યું નહિ. શેઠે ધાર્યું હતું કે કચન મધુકરને લખશે, તો પછી મધુકર આવીને અથવા પત્ર લખીને કજિયો કરશે. પણ એવું કાંઇ બન્યું નહિ એટલે શેઠ સમજી ગયા કે કચને મધુકરને કાંઇ લખ્યું નથી; પણ, કશું ન લખવામાં રહેલો કંચનનો હેતુ તે ન સમજી શકયા. કચનની ચુપકીદીનો તેમણે ઊંધો અર્થ કર્યો. તેમણે માન્યું કે કચન હજી તેમને ચાહે છે!

કચનને વારંવાર સતાવવા માંડી. થોડો વખત તો કચને સહન કર્યું પણ પછી તેનાથી ખમાયું નહિ. જ્યારે તેને લાગ્યું કે હવે પોતાની જાત સલામતી મુશ્કેલ છે, ત્યારે તેણે મધુકરને પોતાની કફોડી સ્થિતિ વર્ણવી. શેઠનું નામ લખ્યું નહિ પણ પોતે નિરાધાર છે, યુવાન છે અને લોકો માને છે કે પતિવિહોણી છે એટલે પોતા તરફ તેઓ કુદષ્ટિ કરે છે. અને પોતાનો કાંઇ ઉપાય નથી તથા પોતે બહુ અકળાઇ છે વગેરે વગેરે બાબતો લખી.

પણ મધુકરને આમાં કાંઇ ગંભીર દેખાયું નહિ. ઘણી સ્ત્રીઓને તેમ થતું હશે પણ તેથી ગભરાવાનું શું કારણ? તેણે લખ્યુંઃ "તારે માથે છત્રરૂપ પિતાજી છે અને તારા

ચારિત્ર્ય વિષે તારી વિરુદ્ધ એમની પાસેથી મેં હજી સુધી એક શબ્દ પણ સાંભળ્યો નથી તો પછી તારે ગભરાવાની શી જરૂર છે? એમ ગભરાઈએ તો સમાજમાં રહેવાય કેવી રીતે? અને આપણે સારાં છીએ તો પછી દુનિયા ભલે ને ગમે તે બોલે! ગામને મોઢે કાંઈ ગરણું છે? તારે શા માટે બીજા શું બોલે છે તેની દરકાર રાખવી જોઈએ? મારી બા ગુજરી ગઈ તોપણ પ્રતિજ્ઞાને કારણે નથી આવ્યો, તો આજ આવા નજીવે કારણે પ્રતિજ્ઞાભંગ કેમ કરાય?"

કંચનની મૂંઝવણ વધી. જે પિતાને તે છત્રરૂપ માને છે તે જ પિતા શાપરૂપ છે એની મધુકરને ક્યાં ખબર હતી? પાછલો ઇતિહાસ લખી મોકલવાનું તેને ઘડીભર મન થયું પણ અત્યારસુધી નહિ કહેલું હવે કેવી રીતે કહેવું? ભૂતમાં ભંડારેલા ભૂતને પાછું શી રીતે બહાર લાવવું? આટલો આદર્શવાદી મધુકર, પોતાના પિતા વિશે આટલું ખરાબ માનશે? હું સારી થઈ છું એવી પ્રતીતિ હું ગાડમાંડ તેને કરાવી શકી છું તે પ્રતીતિ પણ કદાચ ખોઈ બેસીશ તો? એમ વિચારી તેણે કશું લખ્યું નહિ. માત્ર ફરી ફરીને પોતાના રક્ષણને માટે તેણે મધુકરને બોલાવ્યો.

પણ શેઠની સતામણી અસહ્ય થતી જતી હતી. મોટું ઘર, ઘરમાં શેઠ સિવાય બીજું કોઈ નહિ, પિયરમાં જતાં પગ ઊપડે નહિ, એ બધી વસ્તુઓ શેઠને અનુકૂળ હતી. કંચન વારંવાર છટકી જતી, પણ એક દિવસ તે પકડાઈ ગઈ. શેઠ બળજબરી વાપરવા ગયા પણ કંચનના સાગ નસીબે નીચેથી કોઈએ બારણું ખખડાવ્યું અને શેઠ એકદમ ચાલ્યા ગયા.

પણ વારંવાર આ પ્રકારના હુમલામાંથી પોતે બચી શકશે નહિ એમ તે સમજી ગઈ. બીજી તરફ મધુકરને હવે સમજાવી શકવાની તેણે આશા છોડી. મધુકરને વારંવાર બોલાવવાના તેના કાગળોનો મધુકરે એવો અર્થ કર્યો હતો કે, કંચન પોતાના સહવાસ માટે અધીરી થઈ છે. તેણે સતીત્વને વિલાસી નહિ એવો પણ મનોવિકાર પ્રતિજ્ઞાની અવધિ સુધી કાબૂમાં રાખવાનો ઉપદેશ આપ્યો. હવે કંચન શેઠ વિષેની આખી ખરી હકીકત લખે તો તેણે એવો અઘટિત આક્ષેપ માત્ર પોતાની તૃપ્તિ માટે કર્યો છે એવો વહેમ મધુકર ખાય એમ તેને સ્પષ્ટ જણાયું. ઘર છોડીને જવાના પોતાના કૃત્યનો લોકો અને કદાચ મધુકર બહુ જ ખોટો અર્થ કરશે અને શેઠને પોતાને વિષે બોલવાનું મળશે. અત્યાર સુધી તેણે કદી શેઠનો વાંક પ્રસિદ્ધ રીતે કાઢ્યો નહિ. હવે કાઢે તો કોઈ માને નહિ. પિયરિયાં માત્ર માને, તેઓ તો ઊલટા પોતાને જ વધારે દોષિત ગણે. તેને શિયળરક્ષણના સર્વ ઉપાયો બંધ દેખાયા. અને હજી તો અવધિના પૂરા છ માસ બાકી હતા!

૬

રાતના બાર વાગે ડાઘુ એક સુનામણીનું શબ દૂધેશ્વર તરફ લઈ જાય છે. મરનારના માનમાં માધવલાલ શેઠ પાઘડી સોતા અભડાયા છે. આંખે ગરતે ગોંથી મોટી તેમની ખૂબી હતી.

કંચનને વશ કરવાનો લાગ શોધતા શેઠ રાત્રે ઉજાગરો કરતા હતા ત્યાં કંચનના ઓરડામાં ઘરેડો સાંભળ્યો. ગમે તે યુક્તિ કરી કંચનનો ઓરડો ઉઘાડી પોતાની નાતના દાક્તરને બોલાવી કંચનને જિવાડવાની નહિ પણ તરત બાળવાની યુક્તિ કરી લીધી. આદર્શવાદી છોકરાની બ્રહ્મચર્યની ઘેલછાને લીધે મારી લાખ ટકાની વહુએ આ કામ કર્યું

એમ શેઠે ખાનગીમાં દાક્તરને સમજાવ્યું. હાઠડી બાંધી લીધા પછી જ કંચનનાં પિયરિયાં પહોંચી શક્યાં.

શબ બળ્યું એટલી વાર શેઠે વહુનાં બેફાટ વખાણ કર્યાં. નાતનાં માણસો શેઠની સાલસાઇથી ચકિત થઇ ગયાં. સવાર પહેલાં ડાઘુ પાછા ઘેર આવ્યા.

તેજ સવારે મધુકરને એક પત્ર મળ્યો. ઉઘાડી મધુકરે વાંચ્યું:

"પ્રિય મધુકર,

આજ રાતના દેહાંતનો પૂરો નિશ્ચય કરી આ પત્ર લખું છું. તમને પત્ર પહોંચે તે પહેલાં હું ચાલી ગઇ હોઇશ માટે પત્ર વાંચી આ તરફ આવવાનું સાહસ કરતા ના.

અત્યાર સુધી નહિ કહેલું તમને કહું છું. મારુ પહેલું પતન કરનાર તમારા પિતા જ હતા. તે પછી તે દોષ ઢાંકવાને તમારી સાથે મારો વિવાહ કરાવનાર એ જ હતા. હું સદ્ભાગ્યે તમારે પલ્લે પડી અને પતિત દશામાંથી ઉદ્ધરી. પણ એ ઉદ્ધરેલું શીયળ એ પિતાની સાથે નહિ સચવાય એમ લાગ્યું ત્યારે મેં આ કામ કર્યું.

મારા આ કૃત્યનો બચાવ કરવા, કે મારા પતન કરનાર પર વૈર વાળવા આ પત્ર નથી લખતી, માત્ર એટલું જ કહેવા લખું છું કે તમે ફરી વાર જરૂર પરણજો, અને તે આ પિતાથી છૂટા થઇને જ. હું પરણી ત્યારે તમારે લાયક ન હતી, મરતી વખતે તમારે લાયક થઇ છું એટલું સાંત્વન મારે માટે બસ છે.

હવે તો હમેશને માટે તમારી જ
કંચન"

થોડી વાર પછી તાર આવ્યો કે "કંચન રાતના ગુજરી ગઇ છે. જરૂર આવો." પણ મધુકર ગયો નહિ.

ફરી શેઠનો ઠપકાનો કાગળ આવ્યો:

"તારી મા મરી ગઇ ત્યારે પણ તુ નહોતો આવ્યો. મારી એકલ દશામાં મારી એક પણ સગવડ વિષે તેં નથી પૂછ્યું! આથી નાતજાતમાં ઘણું ખરાબ દેખાય છે. સદ્ભાગ્યે નાતજાતમાં આપણી એટલી પ્રતિષ્ઠા છે કે હજી સારા કુટુંબ સાથે તારો સંબંધ થઇ શકશે. હું જે કંઈ લખું છું તે તારા સાચા હિત માટે જ લખુ છું." વગેરે વગેરે.

મધુકરે આટલો જ જવાબ આપ્યો:

"પિતાશ્રી,

સૌ. કંચન શાથી મરી તે તમે જાણો છો. નાતજાતમાં મારું ખરાબ ન બોલાવા દેવું હોય તો તે ખરું કારણ કહેજો. એમ ન કરી શકો તો હવેથી મારા હિતને માટે કશું જ ન કરશો.

મારી કદી રાહ ન જોશો.




ફેનર બ્રોકવે લિખિત 'Indian Crisis' નામનું એક પુસ્તક તાજેતરમા જ બહાર પડ્યું છે. હિંદના મજૂરોની સ્થિતિ ઉપર તેમણે લંબાણથી લખ્યુ છે અને તે સિવાય બીજા પણ ઘણા જાણવા જેવા આંકડા આપ્યા છે તે આજના ચેતનયુગમાં ઉપયોગી હોઈ તેમાથી કેટલુંક અમે નીચે ઉતારીએ છીએ

હિંદના મજૂરોના રહેવાના ઘરની સ્થિતિ ન માની શકાય તેટલી ખરાબ છે ૧૯૨૮ના બ્રિટિશ ટ્રેડ યુનિયન કોંગ્રેસના રિપોર્ટમા વિગતો દર્શાવવામા આવી છે. ચોરસ નવ ફૂટની, ગારાની દિવાલોવાળી, ઘોડાઘણા નળિયાવાળી અંધારી ઓરડી, જેનું ભાડુ મહિને ત્રણ રૂપિયા પડે છે તે રહેવાના, રાંધવાના અને સૂવાના–બધા કાર્યો માટે વપરાય છે. આવી ઓરડીમા, છોકરાઓ સહિત ચારથી આઠ માણસો ખડકાય છે. માલિકો તરફથી પૂરા પાડવામા આવતા ઘરો કંઇક વધારે ઠીક હોય છે. ભાડુ મહિને બે રૂપિયા હોય છે, જો કે પુરુષોનો માસિક પગાર લગભગ ચૌદ રૂપિયા અને સ્ત્રીઓનો નવ રૂપિયા હોય છે. એક ઓરડીમા કા તો આખુ કુટુબ રહે છે અથવા તો ત્રણચાર કુંવારા પુરુષો રહે છે. ઘર બહાર ખુલ્લી મોરી હોય છે જેમા ઘણી વાર કચરો, અને એઠવાડ પડેલ હોય છે, જેથી હવા દૂષિત થાય છે.

હિંદના એક મોટા શહેરમા વસ્તી કેવી ભરચક હતી તે ટ્રેડ યુનિયન રિપોર્ટના નીચેના આંકડાઓ બતાવે છે —

**કુલ વસ્તી ૧,૦૭૨ ૩૦૯**

| | |
|---|---|
| એક ઓરડીમા પાચ અને તેથી ઓછા માણસો | ૬૮૯,૨૧૭ |
| એક ઓરડીમા ૬ થી ૯ માણસો | ૨૩૬,૭૮૩ |
| એક ઓરડીમા ૧૦ થી ૧૯ માણસો | ૧૧૫,૭૩૧ |
| એક ઓરડીમા ૨૦ અને તેથી વધારે માણસો | ૩૧,૫૭૮ |

મુંબઈ મ્યુનિસિપાલિટીએ કાકરેટના બ્લૉકોની ચાલી બધાવી છે, પણ અહીંઆ પણ એક ઓરડામા એક કુટુબ રહેવાનો નિયમ છે વળી સામાન્ય હિંદી મજૂર માટે તે ભાડુ ઘણું આકરુ છે. આવી સ્થિતિ સાથે ગરીબાઇ સયુક્ત થતા દરદનો હુમલો અટકાવવાનુ લોકો માટે અસભવિત નીવડે છે. ૧૯૮૧ મા હિંદના આયુષ્યની સરેરાશ લબાઈ ૩૦૰૭૫ હતી જે હવે ૨૩ ૫ વર્ષની છે. પૂર્વની બીજી પ્રજા જાપાનીઝ લોકોનું સરેરાશ આયુષ્ય ૪૪ ૫ વર્ષનુ હોતા આ સરખામણી વિષમ બને છે

## બાળમરણના મોટા પ્રમાણનાં કારણો

બાળમરણના આકડા વધારે ચોંકાવનારા છે. ૧૯૨૯મા ગ્રેટબ્રિટનમા મરણપ્રમાણ ઘટીને દર હજારે ૬૫નું થયુ, ત્યારે બ્રિટિશ હિંદમા તે ૨૦૬ છે શહેરમા તો એક વર્ષની નીચેની ઉમરના બાળકોનુ મરણપ્રમાણ તેથી વધારે છે.

| | | | |
|---|---|---|---|
| મુંબઇમા | દર હજારે | મરણપ્રમાણ | ૫૭૨ છે. |
| કલકત્તામા | ,, | ,, | ૩૮૬ છે. |
| મદ્રાસમા | ,, | ,, | ૨૮૨ છે. |

મુંબઈના આરોગ્યખાતાના અધિકારીઓએ કરેલ તપાસના રિપોર્ટમા જણાવ્યું છે કે એક ઓરડીની અંદર જન્મતા બાળકોમાથી દરહજારે ૮૨૮.૫ જન્મના પહેલા વર્ષમા જ મરી જાય છે. બાળમરણનું આ ભયંકર પ્રમાણ, રહેવાના ઘરોની શરમભરેલી સ્થિતિનું પરિણામ છે.

બાળમરણનું બીજું કારણ આપણા કેટલાક રીતરિવાજોને અંગે છે. બાળલગ્ન અને સુવાવડ વખતની ગંદી પ્રથાઓ. ૧૯૨૧ ની વસ્તીગણતરી પ્રમાણે પંદર વર્ષ પૂરા થયા પહેલા નેવું લાખ કન્યાઓ પરણી હતી. જો કે પતિ અને પત્ની તુરત જ સાથે રહેતા નથી, પણ સેન્સસ રિપોર્ટ જણાવે છે કે, ઋતુકાળ પ્રાપ્ત થયા પછી સંસાર ચલાવવાનું સાર્વત્રિક છે. રિપોર્ટ જણાવે છે તે સમય ભાગ્યે જ એક વર્ષનો હોય છે... . જે કમિટિએ આ રિપોર્ટ તૈયાર કર્યો તેની પાસે પહેલ પુરાવા, આ કાળે થયેલ લગ્નને અંગે પ્રસૂતિસમયની પીડા, મૃત્યુની મોટી સંખ્યા, કસુવાવડ અને ગર્ભાધાન પછીની લાંબી માદગી, બતાવતા હતા.

બાળલગ્નની પ્રથાના અનિષ્ટ પરિણામો, સુવાવડસમયની ભયંકર સ્થિતિથી વધારે અનિષ્ટ બને છે. ઘણા ઘરોમા, ઉચ્ચ કુટુંબોમા પણ, એવો વહેમ છે કે સુવાવડી સ્ત્રી અસ્પૃશ્ય છે, અને તેથી ફાટેલ તૂટેલ ગોદડા વાપરવામા આવે છે, અંધારો ઓરડો સુવાવડ માટે રખાય છે, પ્રકાશ, સ્વચ્છ હવા ન પેસી જાય તેની કાળજી રાખવામા આવે છે. સુવાવડીને ઠંડુ પાણી પણ આપવામા આવતુ નથી. સુયાણીનો ધંધો હલકો ગણવામા આવે છે, અને તેઓને તિરસ્કૃત કરવામા આવે છે. ઘણી વાર તો તેઓ ગામડાની ગંદામા ગંદી સ્ત્રીઓ જ હોય છે.

બાળલગ્ન અને બાળકના જન્મસમયના ગંદા રિવાજો સામે કેળવાયેલા હિંદીઓએ બળવો જગાડ્યો છે. વળી ધારાસભાના હિંદીપ્રતિનિધિઓએ લગ્નવય વધારવા વારવાર દબાણ કર્યું છે. બ્રિટિશ અધિકારીઓ તરફથી એવા હેતુથી વિરોધ ઉઠાવવામા આવ્યો છે કે આવો કાયદો જનસમાજના અભિપ્રાય કરતા આગળ પડતો થશે. છેવટે ૧૯૨૯ મા કન્યાની ઉમર ૧૪ વર્ષની તથા પુરુષની ઉમર ૧૮ વર્ષની કરવાની સરકારે હા પાડી. ખરી મુશ્કેલી તો એ છે કે, જો કે ધારાપોથીમા આવો કાયદો હોય તોપણ લાખો હિંદીઓને તેની ખબર હોતી નથી. કાયદા પછી પ્રચારકાર્યની ખાસ જરૂર છે.

હિંદના ઘણા ભાગોમા બીજો ભયંકર રિવાજ અફીણની વપરાશનો છે તેનો ઉપયોગ ખાવામા, પીવામા તથા બાળકોની દવા તરીકેનો છે સામાન્ય જનસમૂહમા, ખાસ કરીને ખેડૂતોમા, આ ટેવ બહુ અલ્પ છે, કેમકે તેની ધાર્મિક મનાઈ છે. પણ આસામમા જ્યા તે ઉત્પન્ન થાય છે ત્યા ખાવામા તથા પીવામા તેનો મોટો ઉપયોગ થાય છે. અફીણની ઉત્પન્ન માટે આસામ વિશાળ ક્ષેત્ર છે આખા વેપારનો સરકારી ઇજારો છે. સરકારી જમીનમા તે વવવામા આવે છે અને સરકારી પરવાનગી-વાળી દુકાનોમા તે વેચાય છે. માનસિક અને શારીરિક ભયંકર અસરને અંગે, ખાવા તથા પીવામા તેનો પ્રતિબંધ કરવાની, આસામ સરકારના સિવિલ સર્જને ભલામણ કરી છે. પચ વર્ષ પહેલા તેણે કરેલ રિપોર્ટમા જણાવ્યુ હતુ કે, વસ્તીના ૭૭ ટકા લોકો અફીણ લેવાના પરિણામો ભોગવતા હતા. સરકારે, કાયદાથી નક્કી કરેલ પ્રમાણનો ઉપયોગ કરવા દેવાનુ જારી રાખ્યુ. કેળવણીના પ્રચારથી, અફીણની વપરાશ ઓછી કરવાનો સંભવ, થોડા વર્ષ પહેલા મહાત્મા ગાંધીજીએ બતાવ્યો. અફીણ ખાવાની તથા પીવાની વપરાશ બંધ કરવાનો ઉપદેશ લોકોને આપવા તેમણે ગામડામા ભ્રમણ કર્યું પરિણામ એ આવ્યું કે માત્ર છ મહિનામા ૪૨ ટકા વપરાશ ઘટી. ૧૯૨૧–૨૪ થી આસામની સરકારે મંજૂર કરેલ પ્રમાણના અફીણનો ઉપાડ ન થયો. મજૂરોમા, ખેડૂતો જેટલો ધર્મનો પ્રભાવ ન હોવાથી, જ્યારે કામ પર હોય ત્યારે બચ્ચાને સુવડાવી દેવા સ્ત્રી મજૂરો ખાસ કરીને અફીણ વાપરે છે. સત્તાવાર રીતે જણાવવામા આવ્યુ છે કે, મુંબઈની સુતરાઉ કાપડની મિલોમા કામ કરતી માતાઓના ૯૮ ટકા, આ હેતુ માટે અફીણનો ઉપયોગ કરે છે. એક વખત તો મ્યુનિસિપાલિટીએ અફીણની ગોળીઓ વેચી અને તેના ગુણોની જાહેરાત કરી. સદ્ભાગ્યે આ કાર્યનો એવો સખ્ત વિરોધ ઊઠ્યો કે તે બંધ કરવુ પડ્યુ. પણ બાળકોનો નાશ તો ચાલુ જ છે.

અફીણની ઉત્પત્તિ તથા વેચાણમાંથી સરકારને મહેસૂલનો મોટો ભાગ મળે છે. આસામમાં વસ્તુતઃ આવકનો ½ ભાગ આમાથી મળે છે. ખરેખર, આ આવક સિવાય સરકારને દેવાળું કાઢવું પડે.

+ + +

**મોટી ઉંમરના પુરુષોનું કેળવણીનું પ્રમાણ. (૧૯૩૧ ની વસ્તીગણતરી પ્રમાણે)**

| | ટકા | | ટકા |
|---|---|---|---|
| બંગાળ | ૨૨·૫ | સંયુક્તપ્રાંતો | ૮·૯ |
| મદ્રાસ | ૨૧·૪ | પંજાબ | ૯·૭ |
| મુંબઈ | ૧૮·૪ | મધ્યપ્રાંતો | ૧૦·૪ |
| | | બરમા | ૬૨ |

## હિંદમાં બ્રિટિશ મૂડી

હિંદમા રોકાયેલ બ્રિટિશ મૂડીનો મોટો ભાગ, ગવર્નમેન્ટ તથા પબ્લીક લોનમાં તથા સ્ટેટ રેલવેના કરજમાં રોકાયેલ છે. ૧૯૨૬-૨૭ ની મૂડીની તારીજ નીચે આપી છે.

| | પૌંડ |
|---|---|
| ગવર્નમેન્ટનું ચોખ્ખું કરજ | ૨૬૧,૦૦૦,૦૦૦ |
| ગવર્નમેન્ટનું રેલવે કરજ | ૧૨૦,૦૦૦,૦૦૦ |
| લડાઇની લોન | ૧૬,૦૦૦,૦૦૦ |
| હિંદમાં રજીસ્ટર થયેલ કંપનીમા રોકેલ | ૭૫,૦૦૦,૦૦૦ |
| હિંદ બહાર રજીસ્ટર થયેલ કંપનીમા રોકેલ | ૧૦૦,૦૦૦,૦૦૦ |

આ રકમમાં, ખાનગી કંપનીમા રોકાયેલ મૂડીના તથા બીજાં ઔદ્યોગિક ખાતાં કે જેના આંકડા મળી શકયા નથી, તેમા રોકાયેલી રકમો ઉમેરવી જોઇએ. સરવાળો ૬૦૦,૦૦૦,૦૦૦ પૌંડ થવા કરતાં ૭૦૦,૦૦૦,૦૦૦ પૌંડ થવાનો વધારે સંભવ છે. **જો પાંચ ટકાનું વ્યાજ ગણીએ તો હિંદમાંથી વાર્ષિક ૩૫,૦૦૦,૦૦૦ પૌંડ બ્રિટનમાં જાય છે.**

## હિંદ બ્રિટિશ માલના બજાર તરીકે

જ્યારે આપણે હિંદને બ્રિટિશ માલના બજાર તરીકે વિચારીએ છીએ ત્યારે આપણે જોઇએ છીએ કે, ૧૯૨૭-૨૮ માં યુનાઇટેડ કિંગ્ડમમાથી આયાત થયેલ માલની કુલ કિંમત ૯૦,૦૦૦,૦૦૦ પૌંડ હતી. હિંદમાથી બ્રિટનમા નિકાસ થયેલા માલની કિંમત માત્ર, ૬૦,૦૦૦,૦૦૦ પૌંડ હતી. વધારેમા વધારે કિંમતનો સુતરાઉ માલ હતો, જે નીચેના કોષ્ટક પરથી જણાશે.

| | પૌંડ | | પૌંડ |
|---|---|---|---|
| સુતરાઉ માલ | ૫૦,૭૦૦,૦૦૦ | મોટર, સાયકલ તથા તેના ભાગો | ૨,૦૦૦,૦૦૦ |
| ધાતુઓ | ૧૨,૫૦૦,૦૦૦ | પ્રોવીઝન | ૧,૭૩૫,૦૦૦ |
| સાંચાકામ | ૯,૨૫૦,૦૦૦ | દારૂ | ૧,૫૬૫,૦૦૦ |
| રેલવેનો સામાન | ૨,૭૫૦,૦૦૦ | હાર્ડવેર | ૧,૫૩૦,૦૦૦ |
| સૂતર | ૨,૩૦૦,૦૦૦ | તમાકુ | ૧,૪૮૦,૦૦૦ |
| ઓજારો | ૨,૦૨૦,૦૦૦ | સાબુ | ૧,૦૯૦,૦૦૦ |
| | | રસાયણી પદાર્થો | ૧,૦૯૦,૦૦૦ |

## બ્રિટિશ અધિકારીઓના પગારો

એવી ગણતરી કરવામાં આવે છે કે હિંદની મહેસૂલનો ત્રીજો ભાગ એટલે કે ૩૨,૮૦૦,૦૦૦ પૌંડ દરવર્ષે અંગ્રેજોના પગાર, પેન્શન તથા બ્રિટિશ રાજ્યતંત્રથી થતા લાભોમા, હિંદ ઇંગ્લંડને આપે છે. ઉચ્ચ દરજ્જાના અધિકારીઓને બાદશાહી પગાર મળે છેઃ

| | પૌંડ |
|---|---|
| વાઇસરૉય અને ગવર્નર જનરલ | ૧૯,૦૦૦ |
| વડા સેનાધિપતિ | ७,४०० |
| ગવર્નર-જનરલની કાઉન્સિલના સભ્યો | ६,००० |
| દશ પ્રાંતિક ગવર્નરો | ४,८०० थी ८०८० |
| કલકત્તાના વડા જજ | ५,३०० |

મધ્ય સરકાર સાથે સંબંધ ધરાવતા લગભગ ૨૫૦ બ્રિટિશ અધિકારીઓને ૧૮૫૦ પૌંડ અગર તેથી વધારે પગાર મળે છે. અને દશે પ્રાંતોમા અગિયારથી પાંત્રીશ સનદી નોકરો છે જેનો પગાર ૧૫૫૦ પૌંડ થી ૪૭૫૦ પૌંડનો છે. આ નિયમિત પગાર ઉપરાંત, ભારે ભથ્થાં આપવાગાં આવે છે. ગવર્નર-જનરલને ફર્નીચર (ફર્ના) ૪૫૦ પૌંડ મળે છે. બીજા ગવર્નરોને ૩૦૦ પૌંડ અને કારોબારી સભાના સભ્યોને ૧૩૦ થી ૨૫૧ પૌંડ મળે છે. નોકરી સંભાળતા જ, મુસાફરી ખર્ચ તથા બધું વ્યવસ્થિત કરવા માટે ગવર્નરને ૧૨૦૦ થી ૧૮૦૦ પૌંડ મળે છે. અને હિંદ બહાર રહેતા બધા ઉચ્ચ અધિકારીઓને અંગત ભથ્થાના તથા દરિયાપાર નોકરી કરવા માટે વાર્ષિક ૧૬૦ પૌંડ મળે છે. નોકરીમાંથી નિવૃત્ત થતા, નોકરીના પૂરા કરેલ દરવર્ષ માટે એક મહિનાના પગારના હિસાબે પેન્શન આપવામાં આવે છે.

## દેશી રાજ્યોમાં કેળવણી

| | પાંચ વર્ષ તથા તેથી વધારે ઉંમરના પુરુષોમા સેંકડે ભણેલાની સંખ્યા | પાંચ વર્ષ તથા તેથી વધારે ઉંમરની સ્ત્રીઓમાં દર સેંકડે ભણેલની સંખ્યા |
|---|---|---|
| ત્રાવણકોર રાજ્ય | ૩૮·૦ | ૧૭·૩ |
| કોચીન „ | ૩૧·૭ | ૧૧·૫ |
| વડોદરા „ | ૨૪·૪ | ૪·૭ |
| બ્રિટિશહિંદ | ૧૪·૪ | ૨·૦ |

છોટાલાલ માનસિંગ કામદાર

# કામદાર કમિશનનો હેવાલ

વ્હિટલી કમિશનનો હેવાલ બહાર પડયો છે. આ હેવાલને જુદા જુદા મત ધરાવતા પક્ષોએ જુદી જુદી રીતે આવકાર આપ્યો છે. હેવાલની પ્રસ્તાવનામાં કમિશનના સભ્યો જણાવે છે:

"અમારા હેવાલની કિંમત ગમે તે આંકવામાં આવે, પરંતુ આ હેવાલની સાથે જુબાનીઓના ગ્રંથો પ્રગટ થવાના છે તે મજૂર પ્રશ્નના અભ્યાસ માટે વર્ષો સુધી ઉપયોગી અને બીજે ન મળે એવી માહિતીની ખાણ જેવા છે"

જુબાનીઓના સદરહુ ગ્રંથો હજી પ્રગટ થયા નથી. પરંતુ હેવાલ પર એક જ દૃષ્ટિ નાખતાં સ્પષ્ટ જણાય છે કે કામદાર કમિશને મજૂર પ્રશ્નની પ્રમાણભૂત માહિતી ભેગી કરી, તેને બાહોશીથી તપાસી સુંદર અને રોચક શૈલીમાં રજૂ કરી છે. મજૂર સ્થિતિના સંપૂર્ણ અને ઊંડા અભ્યાસની અપેક્ષા પ્રજાએ કમિશન પાસેથી રાખી હતી. હેવાલમાં જે આંકડા અને માહિતી રજૂ કરવામાં આવી છે તે તપાસતાં જણાય છે કે જેટલા વિષયોની તેમાં માહિતી આવવી જોઇએ, તથા સંપૂર્ણ આંકડાની હારમાળા હોવી જોઇએ તથા તે રજૂ કરવામાં મજૂરદૃષ્ટિ રાખવી જોઇએ તેનો કેટલેક અંશે અભાવ છે. છતાં આજે મજૂર સાહિત્ય એટલું ઓછું છે, ઉદ્યોગો તથા મજૂરજીવનનો અભ્યાસ એટલો ઓછો થયો છે કે આ અપૂર્ણ માહિતી અને આંકડાઓ પણ આવકારલાયક છે. કમિશને કરેલી ભલામણો વિષે ભિન્નભિન્ન મત હોઇ શકે, પણ આ હેવાલ થોડાં વર્ષો સુધી એક પ્રમાણભૂત રેફરન્સ પુસ્તક તરીકે રહેવાનો અને તે દૃષ્ટિએ એની કિંમત ઘણી છે એ ચોક્કસ છે.

કમિશન નિમાયું ત્યારથી પ્રજાએ એમાંથી મોટી મોટી આશાઓ નહોતી રાખી. પ્રજાનું કે પ્રજાના એક અંગની મુક્તિનું દ્વાર આવાં કમિશનો કાંઇ ખોલી આપતાં નથી. બાદશાહી કમિશનો મોટાં પરિવર્તનોનાં પ્રવર્તક બન્યાં હોય એવું જાણમાં નથી. આજની પરિસ્થિતિના ચોકઠામાં રહીને એમને ભવિષ્યનું કાર્ય વિચારવાનું હોય છે અને તેઓ ચાલુ સ્થિતિમાં અહીંતહીં થીંગડાં મારવા ઉપરાંત વધુ સૂચવી શકતાં નથી. આપણા દેશને તો આવાં કમિશનોનો કડવો અનુભવ થયો છે. આવાં કમિશનો પછવાડે એના લખલૂટ ખર્ચને લીધે ઊપજતો હૈયાબળાપો અને એની અધકચરી ભલામણો પ્રત્યે સરકારની ઉપેક્ષામાંથી ઊપજતી નિરાશા જ રહે છે. ખેડૂત કમિશને લાખો રૂપિયા ખર્ચ્યા, એને લીધે ખેડૂતોની સ્થિતિમાં તલમાત્ર ફેર પડયો નથી. આ મજૂર કમિશને બે વર્ષના મહાપ્રયાસ પછી હળવી, અસંતોષકારક, આસ્તે કદમ ચાલવાને કરેલી દરખાસ્તોનો પણ સ્વીકાર કેટલો થશે તે કલ્પવું મુશ્કેલ નથી. એ વિષે કમિશનને પોતાને જ અશ્રદ્ધા છે. એટલે કમિશનના હેવાલની એની ભલામણોની દૃષ્ટિએ કિંમત આંકવામાં સાર નથી.

કમિશને પોતાની ભલામણો બાબત લખ્યું છેઃ

"અત્યારના વિકટ મામલાને પહોંચી વળવા માટે વિગતવાર ભલામણો કરતાં સરકારની કામદાર નીતિના વિકાસ માટે વિચારપૂર્ણ યોજનાની હિંદ અમારી પાસે આશા રાખે છે."

આ આશા એણે ફળીભૂત કરી નથી. મજૂર પ્રશ્ન આધુનિક યુગનો વિકટમાં વિકટ પ્રશ્ન છે. સમાજવાદ અને સામ્યવાદની પાશ્ચાત્ય હિલચાલો પૌર્વાત્ય દેશોમાં અને ખાસ કરીને હિંદમાં ખૂબ અસર કરી રહી છે. એનાં તત્ત્વો હિંદની ભૂમિમાં શા સ્વરૂપમાં પરિણમશે અને સમાજની સિકલ બદલી નાખવામાં શો ફાળો આપશે એ પ્રશ્નો આપણી સમક્ષ ખડા થયા છે. એક દાયકા માટે ઉપયોગી થઇ પડે એવા આ હેવાલમાં 'સરકારની કામદાર નીતિના વિકાસની વિચારપૂર્ણ યોજના' રજૂ કરવાનો દાવો ધરાવતા આ કમિશને આ ગંભીર પ્રશ્નો સંપૂર્ણ રીતે વિસાર્યા છે. પરંતુ તેથી કાંઇ તેની સમસ્ત મજૂરજીવન પર થતી અસર ભૂલી કે મટાડી શકાય એમ નથી. ઔદ્યોગિક પરિવર્તન પછી ઇંગ્લાંડમાં જે નવી વિકટ પરિસ્થિતિ ઊભી થઈ તેની તપાસ માટે કમિશનો નીમાએલાં તેમણે આખા જનસમાજને મજૂરસ્થિતિ બાબત સફાળો જગાડયો હતો. હિંદુસ્તાનનાં કેટલાંય ઔદ્યોગિક કેન્દ્રોમાં મજૂરોની આવી જ ભયંકર દુર્દશા છે તે બાબત પ્રજાનું લક્ષ ખેંચી તેને જાગ્રત કરવા માટે જે હિંમત અને વેધક દૃષ્ટિ જોઇએ તે અહીં જણાતી નથી. આ હેવાલ કામદાર પ્રશ્નની ઊંડી તપાસ કરનારા ગ્રંથ કરતાં મજૂર સુખાકારીનાં બાહ્ય સાધનો (welfare) સંબંધી વધારે વિચાર કરે છે. તેમાં મજૂરો હકથી શું માગી શકે તેના કરતાં, તેમને દયાથી શું આપી શકાય તેનો વધારે વિચાર કર્યો છે. અને આ ગમે તેટલું પરિણામે ઉપયોગી હોય તોપણ ન્યાયી દૃષ્ટિબિન્દુ નથી.

આ વસ્તુસ્થિતિથી નવાઇ પામવા જેવું કાંઇ નથી. વ્હિટલી કમિશન નીમાયું ત્યારે જ તેની સાથે સહકાર કરવો કે નહિ તે વિષે દેશના કામદાર નેતાઓમાં મતભેદ ઉત્પન્ન થયો હતો. એ કારણે પડેલા ભાગલા હજી સંધાયા નથી. હિંદના કામદાર સેવકોમાં પડેલા આ બે પક્ષો સ્વભાવભેદના સૂચક છે. કમિશનની સાથે સહકાર કરનારો વર્ગ ધીરે ધીરે સુધારામાં માનનારો છે. બીજો પક્ષ સામાજિક પરિવર્તન માગે છે. આ પક્ષને રુશિયાનો વાયુ લાગ્યો છે એમ કહી તેને હડસેલી દેવામાં આવે છે. પરંતુ તેમાં એક બાજુ ગોરકોના પેગામોને વેદવાક્ય માનનારા કેટલાક મજૂરસેવકો છે, જ્યારે બીજી બાજુ દેશકાળની સ્થિતિ સમજનારા, અહિંસાને નીતિ તરીકે સ્વીકારનારા વિચારવંત મહાસભાવાદીઓ અને દેશસેવકો પણ છે. આ ઉદ્દામ પક્ષે કમિશનનો સંપૂર્ણ અસહકાર કર્યો હતો. બધી પરિસ્થિતિ ધ્યાનમાં રાખીએ તો કમિશનની આ ભલામણોને માટે નવાઇ નહિ લાગે.

કમિશનને મર્યાદિત કામ હતું એનીમાં રોકાએલા મજૂરોનો પ્રશ્ન કેટલો વિકટ છે તે આપણે જાણીએ છીએ. આ વિકટ પ્રશ્નને કમિશનની મર્યાદાની બહાર રાખવામાં આવ્યો હતો! આ મજૂર કમિશનમાં મજૂરોના પ્રતિનિધિ જેવા ગણી શકાય એવા બે જ સભ્યો હતાઃ એક સંઘવાદી શ્રી. એન. એમ. જોશી અને બીજા સમાજવાદી શ્રી. દિવાન ચમનલાલ. મજૂર કમિશનમાં એક બગીચાવાળા સર એલેક્ઝાંડર મરે, માલિકવર્ગ તથા મૂડીવાદીઓના બે વધુ પ્રતિનિધિઓ, ઉદારમતવાદી શ્રી. શ્રીનિવાસ શાસ્ત્રી અને બાકીના સરકારી કે અર્ધસરકારી સભ્યોનો આ શંભુમેળો મજૂરોને તાંબાપતરા ઉપર સ્વાતંત્ર્યનું જાહેરનામું લખી આપશે એવું કોઇએ માન્યું જ નહોતું.

આટલી મર્યાદા સ્વીકાર્યા બાદ આપણે કમિશનની કાર્યવાહી તરફ નજર કરીએ તો જણાય છે કે જે ચિત્ર તેમણે મજૂરોની દશાનું રજૂ કર્યું છે તે આંખ ઉઘાડે એવું છે. તેણે મજૂરોના ઘરોની અત્યંત દુર્દશા અને એ પ્રશ્નના ઉકેલના માર્ગોની સૂચક ચર્ચા કરી છે, દેવાદારીના પ્રશ્નનો હિંમતથી ઉકેલ આણવા પ્રયાસ કર્યો છે, અને અકસ્માત વખતે મજૂરોને મળતા કૉમ્પેન્સેશનના કાયદાને વિશાળ બનાવવા ઉપયોગી સૂચનાઓ કરી છે. પગાર અને કામગીરીની સ્થિતિ, છૂટાછવાયા ઉદ્યોગો જેમાં મજૂર મંડળો બાંધવાં મુશ્કેલ છે એવાં બિડી, શેતરંજીઓના વણાટના અને બીજા નાના કારખાનાંના મજૂરોની દુર્દશા વગેરેનો સ્પષ્ટ પરિચય આપ્યો છે. રેલ્વેના મજૂરોનો પ્રશ્ન હેવાલનું એક અગત્યનું અંગ છે. ચાના અને બીજા બગીચાના મજૂરોનો વિકટ પ્રશ્ન હેવાલના ચાર પ્રકરણોમાં રજૂ કરવામાં આવ્યો છે. હેવાલની શરૂઆતમાં જ કારખાનાંના કામદાર વર્ગની ગામડાંમાંથી થતી ઉત્પત્તિ અને એમનો ગ્રામજીવન સાથેનો સબંધ વર્ણવ્યો છે તે બતાવે છે કે બીજા આ વિષયના લેખકોની માફક કમિશને તેનો ઉપરચોટિયો અભ્યાસ નથી કર્યો પરંતુ આપણા દેશની ભૂમિકા જાણવાની વિવેકદૃષ્ટિ બતાવી છે.

મજૂરોને કામે રાખવાની અત્યારની પ્રથાથી માંડીને એમના નાગરિક તરીકેના હક્કોની ચર્ચા કમિશને કરી છે. પ્રથમ પ્રશ્નમા કમિશને કામદારોની બેકારીનો સવાલ સમાવી લીધો છે. દુકાળ વખતે રાહત આપવામાં આવે છે એવી કાંઇક યોજના એમને મજૂરોને રાહત આપવા માટે સૂઝી છે! મજૂરોને કામે ચઢાવવા Labour exchanges કેટલાં બધાં ઉપયોગી છે એ બાબત તેમણે લક્ષ જ નથી આપ્યું. અઠવાડિયાના કામના કલાકો ૫૪ કરી સમાધાનીનો વચલો રસ્તો કાઢ્યો છે. પગારના પ્રશ્ન બાબત અધકચરી ભલામણ કરી છે. નાનાં નાના કારખાનાં તથા Sweated ઉદ્યોગોમાં પગારનું ધોરણ અતિ હલકુ હોય છે. આ કારખાનાં માટે હલકામાં હલકા પગાર નક્કી કરવાની અગત્ય જુએ છે, પણ તેને માટે એક બીજી કમિટિ નીમવા દરખાસ્ત કરે છે. મિલો અને જ્યુટનાં કારખાનાંમાં પગારનું સર્વસાધારણ ધોરણ દાખલ થઇ શકે. પણ એ સૂચવતાં એને આંકડાઓનો અભાવ નડે છે! માંદગી માટે વીમો, ઘડપણમાં પેન્શન વગેરે સૂચવતાં માલિકોની અનેક મુશ્કેલીઓ તરફ સહાનુભૂતિ બતાવવા ગયા છે અને કાંઇ પ્રગતિસૂચક પગલુ લઇ શકાયું નથી.

મજૂરોને પોતાના સંઘો બાંધવામાં પ્રેરણા અને મદદ મળે તેમ કમિશને ઇચ્છ્યું છે. સરકારે અને રેલ્વેઓએ એ બાબત પોતાના કામદારો પ્રત્યે ખરા દિલની સહાનુભૂતિ બતાવવી જોઇએ. અત્યારના મજૂર તકરારના કાયદા ઉપરાંત મિલોમાં મજૂર સમિતિઓની ભલામણ કરી વ્હિટલી સાહેબે પોતાના પ્રિય બાળકને અહીં પુનર્જીવન આપવાની તક વિચારી છે. છેવટે મજૂર તકરારોનો નિકાલ કરવા કાયમી 'સમાધાન સમિતિઓ' નીમવાની દરખાસ્ત કરી છે. મજૂર, માલિક અને સરકારના પ્રતિનિધિઓ મળી એક ઔદ્યોગિક કાઉન્સિલ નીમવા કમિશને દરખાસ્ત કરી છે. આ કાઉન્સિલ મજૂર કાયદાના ખરડા ઘડે, વિચારે અને તેના પેટાનિયમો ઘડે એવી રચના કમિશને સૂચવી છે. ઔદ્યોગિક પાર્લામેંટની આ દરખાસ્ત તરફ ઘણા આકર્ષાય છે, પરંતુ એમાં તત્ત્વ કેટલુ છે તે હવે પછી જોઇશું!

કારખાનાંના બે પ્રકાર વર્ણવવામાં આવ્યા છેઃ મોસમી અને કાયમી. મોસમીમાં જીન,

પ્રેસ, ઓઇલ મિલો વગેરે, અને કાયમીમા સુતર કાપડ તથા શણની મિલો, એન્જીનિયરીંગ ખાતા વગેરે મળી ૧૬।। લાખ કામદારો છે આ અને બીજા બગીચાઓમા દશ લાખ મજૂરો કામ કરે છે રેલવેમાં સાડાસાત લાખ નાના મોટા પગારના કામદારોનું ભવિષ્ય સંકળાએલુ છે. ખાણોમાં રા લાખ સ્ત્રી–પુરુષ મજૂરો છે. એક લાખ દશ હજાર મજૂરો જમીનની નીચે કામ કરે છે. મુબઇ અને કલકત્તા એ બે શહેરો મળી ખલાસીઓની સખ્યા ૯૨ હજાર છે. તે ઉપરાંત, બધા બદરો પરના ગોદીના કામદારો તો સેંકડો છે. આપણા દેશમા ખેડૂતપ્રશ્ન પહેલુ સ્થાન ભોગવે છે. પરતુ કેટલાક મજૂરપ્રશ્ન તરફ સૂગ બતાવે છે તેમણે આ આંકડા વિચારવા જેવા છે એક કરોડ ઉપરાંત વસ્તીનો આ પ્રશ્ન છે વળી જે ઉદ્યોગોમાં કામદારો રોકાએલા છે એમાના કેટલાક એવા છે કે જેમાં એક દિવસની કામની અટકાયતથી આખા દેશને આંચકો લાગે એવા ચાવીરૂપ ઉદ્યોગો છે. હિંદના મજૂરો અત્યત દુર્દશામા વસે છે. તેમનુ રોગપ્રમાણ અને મરણપ્રમાણ દેશમાં એક મોટું Danger-spot–ભયસ્થાન છે તે આપણે જાણવુ જોઇએ. મજૂરપ્રશ્નનું મહત્ત્વ સમજવાની ખાસ આવશ્યકતા છે ઉપર કહ્યા તેવા બધા ઉદ્યોગોના મજૂરોના વિધવિધ પ્રશ્નો બાદશાહી કમિશને છણ્યા છે, તે હવે પછી જોઇશુ

જીવણલાલ ક. ચાંપાનેરીઆ



# સ્વદેશી કાપડનો જ સ્વદેશમાં ઉપયોગ*

કલકત્તાના વેપારી મડળના સેક્રેટરી ભાઇશ્રી મનમોહનદાસ પુરુષોત્તમ ગાધીએ આ નાનું પુસ્તક લખ્યુ છે તેમના બીજાં પુસ્તકો હવે સારી રીતે જાણીતાં થઇ ગયા છે 'પ્રસ્થાન' માજ મે તેમના *Indian Cotton Textile Industry, (1930)* નામના પુસ્તકનું એક વાર અવલોકન કર્યું હતુ ×

ભાઇ મનમોહનદાસ ગાધીના આ નવા ને નાના પુસ્તકમાં તેમણે લખેલા પહેલા પુસ્તકના વિચારોનુ કેટલેક અંશે પુનરાવર્તન થએલુ જોવામાં આવે છે, છતા આ પુસ્તકનું

* *How to Compete with Foreign Cloth A study of the position of Hand spinning, Hand–weaving and Cotton Mills in the Economics of Cloth production in India* —by M. P. Gandhi, M. A., F. R. Econ. S., I. S S. Secretary, Indian Chamber of Commerce, International Chamber of Commerce, Indian National Committee, 1929-31; Joint Secretary, Swadeshi Prachar Samiti, Calcutta. 1931. Pp 123. Rs. 3/3/—

× "હિંદુસ્તાનના સુતરાઉ કાપડનો ઉદ્યમ" ચૈત્ર, સવત ૧૯૮૬

મુખ્ય પ્રયોજન સ્વદેશી કાપડ ને વિદેશી કાપડ વચ્ચેની હરિફાઇમાં લોકોએ સ્વદેશી કાપડને ખાસ ઉત્તેજન આપવું જોઇએ ને તેમાં પણ ખાદીને ઉત્તેજન આપવું જોઇએ તે હોઈ, આ નવા પુસ્તકની ઉપયોગિતા ખાસ વધે છે ને તે ઉપર ગૂજરાતી સમાજે તો ખાસ લક્ષ આપવાની જરૂર છે.

પુસ્તકનો આમુખ સર—શ્રી. પ્રફુલ્લચંદ્ર રોયે લખ્યો છે. કર્તાએ પુસ્તકને પ્રકાશિત કર્યા અગાઉ તેની નકલ ગાંધીજીને મોકલી હતી ને ગાંધીજીએ તે ઉપર કેટલીક સૂચનાઓ મોકલી હતી તેનો સમાવેશ કર્તાએ પુસ્તકમાં કર્યો છે. તેઓ એક સ્થળે (પાનું ૫૩, નોંધ) લખે છે: "I had an occasion to consult Mahatma Gandhi on this point. He stated: 'I personally believe that we can take the necessary raw cotton from foreign countries.'" આવી રીતે લેખકે ગાંધીજીના અંગત અભિપ્રાયો એક ઠેકાણે ટાંકી બતાવ્યા છે. ઉપરાંત પુસ્તકનું નામ ગાંધીજીની સૂચનાથી રાખવામાં આવ્યું છે એમ કર્તા પોતે પ્રસ્તાવનામાં લખે છે. છેવટે, પુસ્તકને છેડે ને પુસ્તકની અંદર કર્તાએ ઠેઠ હમણાં સુધીના ઘણા ઉપયોગી આંકડાઓ આપ્યા છે. આ કારણોથી પુસ્તક ઘણું ઉપયોગી ગણી શકાય.

શરૂઆતમાં લેખકે હિંદના કાપડના ઉદ્યમનો નાનો સરખો ઇતિહાસ આપ્યો છે, જે હવે લગભગ સારી રીતે જાણીતો થઇ ગયો છે ને જે તેમના આ જ વિષય ઉપરના અગાઉના પુસ્તકના ટૂંકા સારરૂપે છે. આ પુસ્તકનું મુખ્ય પ્રયોજન ખાદીને ને તેના સહયોગી શાળો તથા હાથયંત્રો ઉપર વણાતા કાપડના ઉદ્યમને મિલમાં બનતા કાપડ કરતાં વધારે ઉત્તેજન અપાવવાનું હોવાથી તેમાં તે બંને વિષે વધારે સંગીન ઉહાપોહ કરવામાં આવ્યો છે.

લેખક કહે છે કે શાળો અને હાથયંત્રો ઉપર વણાતા કાપડનો વપરાશ આપણા દેશમાં ધારવામાં આવે છે તેના કરતાં ઘણો વધારે છે. અને જો કે ઈ. સ. ૧૯૦૯ થી ઇ. સ. ૧૯૨૦ સુધીના વચગાળાના વખતમાં તે ઉદ્યમને કાંઇક મુશ્કેલીઓ પડી હતી છતાં ત્યાર પછી તે ફરીથી પગભર થયો છે; એટલું જ નહિ પણ લોકો તે ઉદ્યમને મિલના ઉદ્યમ કરતાં વધારે ઉત્તેજન આપે છે ને તે ઉપર હાલ લાખો માણસો પોતાનો નિર્વાહ ચલાવે છે. આ હાથયંત્રો ઉપર વણકરો દેશી અથવા પરદેશી સુતર વણી કાપડ તૈયાર કરે છે ને ખેતી બાદ કરીએ તો એ ઉદ્યમ હિંદના ઉદ્યમોમાં પહેલે નંબરે આવી શકે છે:

"During the year 1929–30, the hand-looms consumed 351 million lbs. of mill yarn and produced 1404 million yards of cloth, as compared with 2418 million yards of cloth produced by the mills. Even though the production of hand-looms is less than that of the mills, it must be admitted that next to agriculture, hand-weaving is still the largest and most widespread industry throughout the whole of India." P. 8

આટલું લખ્યા પછી લેખક તરત આ રાષ્ટ્રીય ગૃહઉદ્યમ કેમ વધારે સંગીન કરી શકાય તેની ચર્ચામાં ઊતરે છે. મારે કહેવું જોઇએ કે એ ચર્ચા સંપૂર્ણ કરવામાં આવી નથી.

કદાચિત્ પુસ્તકના કદની મર્યાદા જાળવવાનો પ્રયાસ કરવામાં તે ચર્ચા વિશેષ થઇ શકી નહિ હોય; છતાં જ્યારે લેખકે એ વિષયને છેડવાનો આરંભ કર્યો ત્યારે તેમણે તેનું સંપૂર્ણ દિગ્દર્શન કરાવવું જોઇતું હતું. આ ગૃહઉદ્યમને કેળવવા માટે હમણાં હમણાં આપણી રાષ્ટ્રીય સંસ્થાઓએ ને સરકારી સંસ્થાઓએ ઘણા પ્રયત્નો કર્યા છે–ખાસ પંજાબમાં, બિહારમાં, આંધ્રદેશમાં, મદ્રાસ ઇલાકામાં ને વડોદરા સંસ્થાનમાં. એ રાષ્ટ્રીય સંસ્થાઓના ને સરકારી સંસ્થાઓના અનુભવોનું પૂરું બયાન આ પુસ્તકમાં આપવાની જરૂર હતી, પણ એ બયાન આપણને તેમાં મળી શકતું નથી; અલબત્ત, તેમાં છૂટાંછવાયાં અવતરણો જોવામાં આવે છે; ને એકાદ બે સ્થળોએ લેપ્પ્ક્ર બેકિંગ કમિટિઓનાં નિવેદનોનો ઉપયોગ કર્યો છે. પણ પુસ્તકનું કદ વધી પડે તેથી ડરી નહિ જતાં આ પ્રયાસોની સવિસ્તર હકીકતો જો તેમણે પુસ્તકમાં રજૂ કરી હોત તો પુસ્તકની ઉપયોગિતા ચોક્કસ વધી શકત ને તેનું સ્થાન કાપડના ઉદ્યમના ઇતિહાસમાં અવશ્ય ઊંચું આવી શકત.

ઇ. સ. ૧૯૧૯ પછી ગાંધીજીના રેંટિયાપ્રચારના કાર્યથી આ ગૃહઉદ્યમને લાભ થયો છે તે કર્તા પુસ્તકમાં ઘણી વાર કહે છે; ને આપણા વણકરો પરદેશી સુતર વાપરે છે તે સામે તેઓ પોતાનો વિરોધ જાહેર કરે છે. આપણા દેશમાં કુલ ૫૦૦૦,૦૦૦,૦૦૦ વાર કાપડ વપરાય છે તેમાં ચોથો ભાગ આ ગૃહઉદ્યમ પૂરો પાડે છે, ૪૦ ટકા આપણી મિલો પૂરો પાડે છે, ને બાકીના ૩૫ ટકા જેટલો ભાગ પરદેશમાંથી ને તેમાં ખાસ કરીને જાપાનમાંથી આવાત થાય છે. હિંદમાં જે કાપડ બને છે તેનો ૪૦ ટકા જેટલો ભાગ આ ગૃહઉદ્યમ પૂરો પાડે છે, જ્યારે બાકીનો ભાગ સાંચાકામથી વણાય છે.

આંકડાઓના અભ્યાસ ઉપરથી આટલો ફલિતાર્થ જોઇને કર્તા આ ગૃહઉદ્યમને નિભાવવા માટે જુદા જુદા ઉપાયો સૂચવે તે સ્વાભાવિક છે. તેઓ પહેલાં તો પરદેશી કાપડ ઉપર સખત જકાત નાખવાનું સૂચવે છે; પછી પરદેશી સુતર ઉપર પણ તેટલી જ સખત જકાત નાખવાનું તેઓ સૂચવે છે; છતાં આ ગૃહઉદ્યમ જો હરિફાઇમાં ન ટકી શકે તો મિલોને ખાદી ઉત્પન્ન કરતી અટકાવવાનું સૂચન તેઓ કરે છે. તેઓ જણાવે છે કે જો ઘરમાં કાંતવાનું કામ મોટા પાયા ઉપર ચાલે તો શાળોને ને હાથસાંચાઓને સારા સુતરનો મોટો જથ્થો મળે ને તેથી વણકરો પરદેશી ને હિંદની મિલમાં બનતા સુતરથી એકદમ સ્વતંત્ર થઇ જાય. આ જ મુદ્દાને લેખક વિશેષ ચર્ચે છે ને ચર્ચા પછી એવા નિર્ણય ઉપર આવે છે, કે હિંદની તમામ મિલોએ ઊંચા નંબરનું સુતર ને બારીક કાપડ બનાવવું ને જાડો બર હાથવણાટ ઉપર નભતા વણકરોને બનાવવા દેવો. ગાંધીજી માફક તેઓ રેંટિયા-પ્રચાર માટે ખાસ આગ્રહ કરે છે ને ખુદ અંગ્રેજ અમલદારોનાં લખાણોમાંથી તે પક્ષ વધારે પૂરવાર કરવા અવતરણો આપે છે; એટલું જ નહિ પણ મિલોના માલેકોનાં નિવેદનોની પણ તે માટે સાક્ષી પૂરે છે. પછી તેઓ હાથસાંચાઓને સુધારવાનું જણાવે છે ને વણકરોને *Spinning,* તથા તેમના માલને ખપાવવા સહકારી મંડળીઓ, અર્બન બેંકો,

* *Cloth-production in I*... વિશેષ લક્ષ આપવાનું કહે છે. આટલું કર્યા છતાં હાથવણાટ
S. Secretary, Indian ... થાય તો કહેવામાં આવ્યું છે કે લોકોએ હાથે કાંતેલું ને
Commerce, : Indian ... ગે વાપરવું, તેમણે પોતાનો બારીક કાપડ માટેનો મોહ છોડી
Prachar Samiti, ... રીબ-લોક અર્થે, ને ગૃહઉદ્યમ અર્થે, એટલો ભોગ આપવો.

× " હિંદુસ્ત... છે કે જો પરદેશી સુતરની આયાત એકદમ બંધ કરવામાં આવે, જો

મિલોમાં માત્ર બારીક કાપડ જ તૈયાર થાય, ને લોકો બહુ ભાગે હાથે વણેલું ને હાથે કાંતેલું કાપડ—એટલે શુદ્ધ ખાદી વાપરે તો હિંદની મિલોમાં બનતા બારીક કાપડની વલે શી થાય? પરદેશમાં તેને કોણ અડકવાનું છે? અલબત, મિલનો ઉદ્યમ સદંતર અટકી જાય તો પણ શુદ્ધ ખાદીના પ્રચારકોને તે માટે શોક નહિ થાય. પણ લેખક પોતે શુદ્ધ ખાદી-પ્રચારક નથી તે તેમના પુસ્તકમાં સ્થળે સ્થળે જણાય છે તેથી ઉપલો સવાલ તેમણે બરોબર લક્ષમાં રાખ્યો નથી તે નવાઇ જેવું જણાય છે.

શુદ્ધ ખાદીનો વપરાશ વધે તે માટે લેખક રેંટિયાનો માત્ર પ્રચાર સૂચવતા નથી; તેઓ કહે છે કે આપણે તે માટે ઘેર ઘેર સારૂં કાંતવું જોઇએ. હવે હમણાં સુધી આપણે હાથથી સુંદર સુતર કાંતી શકતા ને તે કામ હજુ પણ આપણે ઉત્તેજન મળ્યે ને ધ્યાન આપવાથી પુનઃ એટલી જ સારી રીતે સાધી શકીએ તે ચોક્કસ છે; પણ તે માટે પુનરુદ્ધારની જરૂર છે. આપણા વણાટકામને આપણી ભવિષ્યની રાષ્ટ્રીય સરકાર તરફથી ઉત્તેજન મળે, ને પરદેશી સુતરની આયાતનો તે સરકાર તરફથી અટકાયત થાય તો તેટલા પૂરતો આપણા વણાટકામનો વપરાશ દેશમાં વધે અને આપણું હાથે કાંતેલું સુતર હાથ-વણાટના કામમાં વપરાય. પણ વાત એ છે કે આપણે હવે હાથે કાંતશું ખરા? ભવિષ્યમાં આપણા બધા ઉદ્યમો ને ઉદ્યોગો રાષ્ટ્રીય ઉત્તેજનથી વિકાસ પામશે; તે વિકાસમાં આપણો અત્યારનો બેકાર સમાજવિભાગ કાંઇક સમાઇ જશે ને રોજી ભેગો થઇ જશે; આપણા ખેડૂતો પણ તે વખતે જુદા જુદા ખેતીના ને તેને સહાયક ઉદ્યમોમાં પડી જશે; ને બીજા દેશોમાં બન્યું છે તેમ તેઓ માત્ર હાથે કાંતશે નહિ. અલબત્ત, સંક્રાંતિ થયા પછી આ વિચાર પરિણમે; દરમ્યાન હાથકતામણ હાથ ઉપર લઇ શકાય ને ચોમાસાના તથા વરસના બીજા ભાગના મહિનાઓમાં નિરુદ્યમી રહેતાં ખેડૂતોનાં કુટુંબો ને બીજાઓ હાથ-કતામણનો રાષ્ટ્રીય ઉદ્યમ હાથમાં ધરી શકે, એટલે અંશે ખાદીપ્રચાર ઉપયોગી થઇ શકે અને આપણી દરિદ્રતાના રોગના ઔષધરૂપે મોટું કાર્ય કરી શકે. પણ તેથી બીજા દેશોમાં જે બન્યું છે ને તરફ આપણે દુર્લક્ષ આપવું જોઇએ નહિ.

આ વિચાર ગૂજરાત માટે તો ખાસ મહત્ત્વનો છે. ગૂજરાત કપાસનો દેશ છે; ગૂજરાત સુતરાઉ કાપડના ઉદ્યમનો દેશ છે; ગૂજરાત દેશની પ્રજા ધનિક છે ને વળી શોખીન છે; પરદેશી કાપડનો જેટલો વપરાશ હમણાં સુધી ગૂજરાતીઓ ને ગૂજરાતણો કરતાં હતાં તેટલો વપરાશ હિંદના બીજા કોઇક જ પ્રજાવિભાગે કર્યો હશે. ગૂજરાતે હવે સ્વદેશી વ્રત ધારણ કર્યું છે. જે ગૂજરાતે સ્વદેશી ઉદ્યમને વિકસાવ્યો પણ જે ગૂજરાતે સ્વદેશી મંત્રને વધાવ્યો નહિ, તે જ ગૂજરાત અત્યારે સ્વદેશી વ્રત ધારીને સ્વદેશી વસ્ત્રધારી બનતું જાય છે. મને લાગે છે કે દશ પંદર વર્ષોની મુદતમાં તો આપણે પરદેશી કાપડનો સમૂળગો ત્યાગ કરીશું. એટલું જ નહિ—પરદેશી કાપડ જેવું જ બારીક, સાફ ને સુંવાળું કાપડ આપણે આખા હિંદ માટે ને પરદેશ મોકલવા માટે પણ તૈયાર કરી શકીશું.

આ વિચારની અપેક્ષાએ ગૂજરાતમાં હાથકતામણ ને હાથવણાટ વધારે લોકમાન્ય થવાં જોઇએ. ૧૯૩૦ ના જૂન માસથી ને ડિસેમ્બર માસ સુધી તો ઘણા ગૂજરાતીઓ રેંટિયાઓ ફેરવતા, તકલીઓ રાખતા ને ખાદીમાં સજ્જ થઈ ફરતા હતા. હવે શું જોવામાં આવે છે? ગૂજરાતમાં રેંટિયા ફરતા ઓછા થઇ ગયાં છે. ભાગ્યે જ તકલી જોવામાં આવે

છે; ખાદીનો એવડો મોટો પ્રચાર લાગતો નથી; ને શુદ્ધ ખાદીને બદલે લોકો મિલની ખાદી વાપરે છે ને ખાદીની મોંઘાઈ તેમને ભારે લાગે છે.

એટલું ખરૂં છે કે શુદ્ધ પણ મોંઘી ખાદી વાપરી શકાય ને છતાં ઓછું ખર્ચ થઇ શકે;–કાપડનો વપરાશ જ ઓછો કરીને ને વધારે કપડાં પહેરવાનો ચાલ છોડી દઇને. એ પણ ખરૂં છે કે ભવિષ્યમાં આપણી પોતાની સરકાર મિલોને ખાદી તૈયાર કરતી અટકાવે; વ્યવહારમાં, સમાજમાં, રાજદરબારમાં ને બધે ઓછાં, પણ શિષ્ટ સમાજમાં ચાલી શકે તટલાં, કપડાં પહેરનારાઓને સભ્યતાથી વિમુખ ન માને, પરદેશી કાપડની આયાત ઉપર મોટી જકાત નાખી સ્વદેશી કાપડનો પ્રચાર વધારે, અને આ—બાબત ખાસ લક્ષમાં રાખવા જેવી છે—મિલોના કાપડના ને શુદ્ધ ખાદીના ભાવોને નિયમમાં રાખી હાથકતામણને બહુ સારા પાયા ઉપર મૂકી દે, ને હજારો વર્ષો સુધી જે બારીક સુતર આપણે કાંતી શકતા તેવું જ બારીક સુતર આપણે પુનઃ હાથથી કાંતી આપી શકીએ. રા. મનમોહનદાસ ગાંધી કહે છે તેમ બે કરોડ રેંટિયા જો ચાલુ થાય તો આપણે આ વિષયમાં સ્વાયત્ત થઇ શકીએ-(પાનું, ૭૪) પણ ભાઇ મનમોહનદાસ ગાંધીએ ઉપર જણાવેલા સંક્રાંતિના સમયનો બહુ વિચાર કર્યો હોય એમ તેમના પુસ્તકથી જણાતું નથી. ઉલટું ૭૬ મે પાને તેમણે ભાખેલુ ભવિષ્ય અત્યારે તો ગૂજરાત પરત્વે ખોટું ઠરે છે.

આ વિચારશ્રેણીમાં, એક બાબત ચર્ચવી રહી જાય છે. સ્વદેશી વસ્ત્રપ્રચાર કરવામાં "પિકેટીંગ"ને કેટલું સ્થાન મળવું જોઇએ? "પિકેટીંગ"થી પ્રચાર બરોબર થઇ શકે છે ખરો? ને જો તેનું તાત્કાલિક પરિણામ સારૂં આવતું હોય તો તે પરિણામ કાયમ ટકી શકે ખરૂં? "પિકેટીંગ" આખા દેશમાં સર્વવ્યાપી થઇ શકે ખરૂં? "પિકેટીંગ" કરવાની જરૂર પડે છે તેથી લોકોનું માનસ હજુ યોગ્ય દિશામાં જઇ શકતું નથી તેમ ન કહી શકાય?

એક રીતે "પિકેટીંગ" હાલના સંજોગોમાં ખાસ અગત્યનું કહી શકાય. આપણી સરકાર રાષ્ટ્રીય સરકાર નથી; તે સરકારનો પોતાનો કાપડનો ઉદ્યમ આપણી ખાસિયતો ઉપર જ નભે છે; તે કદી પોતાની મેળે તે ઉદ્યમ સામે ભારે જકાત નાખી આપણા ઉદ્યમને નહિ ટેકવે; તેથી, જ્યાં સુધી એ સરકારનો સ્વાર્થ છે ત્યાં સુધી શાંત "પિકેટીંગ"ની અગત્ય છે એમ માની શકાય. શાંત પિકેટીંગનું પ્રયોજન પરદેશી કાપડનો વપરાશ બંધ કરાવવાનું છે-જકાતનું પ્રયોજન તેની આયાતને બંધ કરવાનું છે-વપરાશ નહિઃ એટલે અંશે "શાંત પિકેટીંગ"ની અસર જકાતની અસરથી ઊતરે છે. આ વિષય ઉપર લેખકે ચર્ચા કરી નથી.

એકંદર આ નાના પુસ્તકની ઉપયોગિતા ઘણી છે. સરકારને, પ્રજાને, અર્થશાસ્ત્રીઓને અને દેશમાં કાપડના ઉદ્યમમાં પરેલા બધા વેપારીઓને તેમાં આવેલા વિચારો ને ખાસ કરીને આંકડાઓ ઘણા મહત્ત્વના છે. લેખક પોતાના વિચારોને મોટા પુસ્તકને રૂપે મૂકે તો તે પ્રયાસ ખાસ પ્રશંસાપાત્ર ગણાશે. ખરી રીતે તો આવું સાહિત્ય માત્ર અંગ્રેજીમાં નહિ પણ દેશની તમામ ભાષાઓમાં બહાર પડવું જોઇએ.

કેશવલાલ હિંમતરામ કામદાર

---

× This tendency of voluntary spinning' on the part of the people in the cities in deference to the strong appeal made by Mahatma Gandhi will not decrease.




**કલ્પના કુસુમો:**—લેખકઃ લલિતમોહન ચુનીલાલ ગાંધી બી. એસ સી. એમ. એ; એલ એલ બી. એડવોકેટ. મૂલ્ય રૂા. ૨–૦–૦

લેખકે ૧૯૨૨ થી ૧૯૨૭ સુધીમાં લખેલી ૧૭ વાર્તાનો આ સંગ્રહ છે.

પુસ્તકનો ઉપોદ્‌ઘાત શ્રીયુત નરસિંહરાવભાઇએ લખી આપેલ છે. તેમાં ટૂંકી વાર્તાની મિતાક્ષરી રસ–મીમાંસા કરી છે તે મનનીય છે. વાર્તાની વિવેચનાને અંગે તેમણે એક બીજો પ્રશ્ન પણ સામાન્ય દૃષ્ટિએ ચર્ચ્યો છે તે પણ મહત્ત્વનો છે. તે એ કે "વાર્તાલેખકે પોતાનું અંગત સ્વરૂપ પ્રકાશિત કરવાની મર્યાદા શી હશે?" અને તેનો ટૂંકો જવાબ એ કહ્યો છે કે તેમ કરવાના સ્પષ્ટ ઉદ્દેશ સિવાય લેખક સંયમ અને કલાના ગૂઢ નિયમોની મર્યાદા સાચવીને પાત્રો દ્વારા અથવા કદી કદી સાક્ષાત્ રૂપે પોતાનાં મતવ્યો પ્રગટ કરી શકે.

લેખક "સ્પષ્ટ ઉદ્દેશ" સિવાય પોતાનાં મંતવ્યો કલાને આવશ્યક મર્યાદામાં રહીને મૂકી શકે એ મત સાથે અમે સામાન્યતઃ મળતા થઇએ છીએ. પણ ઘણી વાર લેખકના સ્પષ્ટ ઉદ્દેશ વિના લેખકનાં મંતવ્યો નહિ પણ તેના ગ્રહો ( obsessions ) કલામાં ઘૂસી જઇ કલાને બગાડે છે અને કલ્પનાના સ્વૈરઉડ્ડયનને અટકાવે છે એમ પણ બને છે. અને આ લેખકની વાર્તાઓનું મુખ્ય ભયસ્થાન અમને એ જણાયું છે, જે તરફ તેમનું ધ્યાન ખેંચવું અમને આવશ્યક લાગે છે. તેમની સર્વ વાર્તામાં એક જ વસ્તુ આવે છે, અને તે લગ્ન અથવા સ્ત્રીપુરુષનું પરસ્પર આકર્ષણ. લગ્ન સિવાય કોઇ પણ વાર્તામાં બીજો કોઇ વિષય નથી. વિવિધતા હોય તો તે માત્ર એટલી જ કે કોઇ જગાએ અનુકૂળ પતિ ન મળવાથી સ્ત્રી મરી જાય છે, કોઇ જગાએ અનુકૂળ પત્ની ન મળવાથી પુરુષ મરી જાય છે, કોઇ જગાએ અનુકૂળ પતિપત્ની મળી શકે છે. લાગણીનો આઘાત બતાવવાની તેમની રીત પણ જાણે એક જ છે, માંદગી–અશ્રુ–મરણ. વાર્તાનાં પાત્રો જાણે બધાં જ પ્રતિભા, પ્રતાપ, સ્વતંત્ર ગમ વિનાના છે. તેમનાં પાત્રો યૌવનસંપન્ન સાધનસંપન્ન, અથવા વિદ્યાસંપન્ન છે છતાં કોઇ પણ બહાદુરીથી વિજયી થઇ બહાર આવતું નથી. બહુ બહુ તો મુશ્કેલી સાથે સમાધાન કરી લે છે.

તેમની સર્વ વાતો જોતાં એવી જ અસર થાય છે કે જાણે જગતમાં કામ–તૃપ્તિ-( સ્ત્રીપુરુષના પરસ્પર આકર્ષણને માટે 'કામ' શબ્દ વાપર્યો છે )થી પર, તેથી ઉન્નત કાંઇ છે જ નહિ.

તેમના જુવાનોએ પત્નીપ્રાપ્તિ સિવાય કોઇ કલ્પના કે ભાવના ભાગ્યે જ કરેલી છે. આ આવડા મોટા જગતમાં તેમને બીજા કશાનાં સ્વપ્નો નથી આવતાં. પ્રાકૃત જનમાં આમ બને પણ લેખકનાં કેટલાંક પાત્રો કલ્પનાશીલ છે તેમાં પણ આથી વિશેષ કશું નથી,

ઘણી ખરી વાર્તામા બનાવો ઘણા જ ઓછા છે ટૂંકી વાર્તામા અમુક જ પ્રકારના બનાવો હોવા જોઇએ એમ ન કહી શકાય, પણ અહીં વાર્તાનુ કલેવર લગભગ અપુષ્ટ રહી જાય છે, અને પાત્રોની લાગણીઓ કે વિચારોથી તે પુષ્ટ થતુ નથી ઘણી જગાએ કારણભુત બનાવ વિના જ મા ૧ પાત્રોના બદલાતા જતા સ્વભાવોનુ વર્ણન આવે છે લેખક પાત્રો કે બનાવોને સુસંગત સુશ્લિષ્ટ કલ્પી શકયા નથી. એક દૃષ્ટાન્ત આપી શકીશું.–

કલા એ પારખી શકતો. કલાનું એને ગાડપણ હા યુ હતુ. દુનિયાની એને પરવા ન હતી જીવન તરફ એની બેદરકારી અનોખી હતી એને માત્ર આજની પડી હતી. પળેપળ મહાથી એને આનંદ જોઇતો હતો.

પરણવુ એને ગમતુ ન હતું છતાય એક બાળક જેવી કન્યાને એને પરણવુ પડયુ હતુ. એને માટે એના ઉર મહીં ઉમળકો ન હતો આખમા સ્નેહ ન હતો શબ્દમા દયા ન હતી અધિકારનો નશો અને માલિકીનું ગુમાન એને ચઢયા હતા ...” (પૃ ૧૬૮—૧૬૯)

આમા કોઇ પણ એક વ્યક્તિની સુશ્લિષ્ટ કલ્પના નથી માત્ર લેખકને ગમ્યા તેવા વિશેષણો તેમણે એક વ્યક્તિમા આરોપ્યા છે એક જ વ્યક્તિમા કલાપરીક્ષા–કલાઘેલછા, તેની સાથે માત્ર ‘આજની જ પડી હતી’ એવી મનોવૃત્તિ, તેની સાથે પત્ની ઉપર અધિકારનો નશો અને માલિકીનુ ગુમાન હોઇ શકે ! અને આ ઇન્દુ, જેણે પછીથી વિશાખાની ખોટી અમસ્ત નિંદા કરી, તેને તે જોઇ રહ્યો તેનું વર્ણન “ઇદુ પ્રભુની પ્રભુતા જોવામા મશગુલ બન્યો હતો” (પૃ ૧૬૯) એમ કરાય સૌંદર્યમા પ્રભુતા જોઈ શકાય એ ખરુ, પણ ઇન્દુ એ જોતો હતો ? તેની આખી જીવનચર્યા સાથે આવી દૃષ્ટિ સુસંગત છે ? આખા પુસ્તકમા લેખક કલા શબ્દનો ઘણો જ ઉપયોગ કરે છે છતા અમને તો તેમના કોઇ પાત્રમા સાચી કલાપ્રીતિ કે કલાનિષ્ઠા દેખાયા નથી.

ઓછા કે વધારે, સાદા કે સકુલ બનાવોથી પણ વાર્તામા એક ચમત્કાર આવે છે સામાન્ય રીતે આ વાર્તાઓમા બનાવો નહિ જેવા બને છે, પણ જ્યા બનાવ જરા પણ આકર્ષક કરવાનો પ્રયત્ન છે, ત્યા બનાવો પણ બંધબેસતા નથી એક નાની જ વાર્તા લઇએ—જેમા બનાવો છે કિશોરને, તેની પત્નીએ વિસ્ચી ઉપર લખેલા કાગળના કકડા કોઇ “દિતેન્દુ” ગોકરે છે, તેના મજકુરથી તેને તરલિકા ઉપર વહેમ આવે છે તે તરલિકાને કાઢી મૂકે છે પોતાનુ મરણ જાહેર કરે છે પછી ન ઓળખાય એવા વેશે તરલિકાને પિયેર તેને જોવા જાય છે તરલિકાના પતિનો સંદેશો લાવ્યો છુ એમ કહી તરલિકાના શયનખડમા પ્રવેશ મેળવે છે ત્યા તેના દેખતા, વિસ્ચી ડાક્ટર તેને જોવા આવી તરલિકાનુ સંવનન કરવા અને તેથી આગળ જઇ અડપલુ કરવા પ્રયત્ન કરે ખરો ? પછી આગળ જતા આ વેશધારી કિશોર, તરલિકાને કહે છે કે તેના પતિને વિશુદ્ધિની ખાતરી થતા તે પસ્તાયો હતો વગેરે. પણ તરલિકાના પતિએ મરણ વખતે લખેલી ચિઠ્ઠી તરીકે જે ચિઠ્ઠી તેણે આપી છે તેમા તો સ્પષ્ટ રીતે વિસ્ચીની બાબતનો વહેમ છે, એટલુ જ નહિ, મર્મભેદક ટોણો છે ! એવી ચિઠ્ઠી આપ્યા પછી તે કઇ રીતે કહી શકશે કે તરલિકાના પતિને પશ્ચાત્તાપ થયેલો ? એ ચિઠ્ઠી વાચીને તો તરલિકા બેભાન થઇ ગઇ હતી ! અને છેવટે કિશોરના મનનુ જે ચિઠ્ઠીના ટુકડાથી સમાધાન થાય છે તે ટુકડા વિસ્ચી ત્યા જ તે જ વખતે શા માટે નાખે ? કિશોરના હાથમા આવવા ? અને એ ચિઠ્ઠી પણ કેવી અસબદ્ધ છે ? “હમણા તો સુખી છુ પણ ભવિષ્યની વાત કોણ જાણે ?” એ વાક્ય ત્યા શા માટે આવે ?

લેખકની જોડણીની ભૂલો, અને શબ્દનો ખોટા અર્થમાં પ્રયોગ એ વિશે કાંઇ નથી કહેતા. પણ તેમની પારીગ્રાફ પાડવાની રીત અર્થહીન છે. એક જ વસ્તુના કે ભાવના વર્ણનમાં તેઓ કાંઇ પણ કારણ સિવાય એક બે વાકયે પારીગ્રાફો પાડી નાખે છે. દાખલા આપવા જેટલી અહીં જગા નથી પણ આ બાબત પુસ્તકમાં સ્થળે સ્થળે જોઈ શકાશે.

**ગલગોટાઃ**—લેખક અને પ્રકાશકઃ દેશળજી પરમાર, સલાપોસ રોડ, ગવારો, અમદાવાદ મૂલ્ય દસ આનાં.

બાળકોને ગમ્મત સાથે અક્ષરજ્ઞાન કરાવવાને આ પુસ્તક યોજાયું છે. પુસ્તકમાં બાળકોને ગમે તેવાં ચિત્રો શ્રી. રવિશંકર પંડિતે કરેલાં છે. વાચનવસ્તુ જૂનાં તાલબદ્ધ જોડકણાંની ઢબનું કર્તાએ બનાવેલું છે. જૂનાં જોડકણાંનું હાસ્ય કે કટાક્ષ કે કૌતુક નવાંમાં ઉતારવું મુશ્કેલ છે, પણ પ્રયત્ન આવકારલાયક છે.

**બાળકોનાં ગીતોઃ**—લેખકઃ રમણલાલ પી. સોની. પ્રકાશકઃ ચુનીલાલ વિ. ભુટાલા. મોડાસા. પ્રકાશ ગ્રંથમાળાનો આ બીજો મણકો છે. છૂટક કિંમત ૦–૫–૦

નાનાં છોકરાંને ગાવાનાં તાલપ્રધાન સરલ ગેય પદ્યોનો આ સંગ્રહ છે. અને તેમાં જૂનાં બાલગીતો અને લોકગીતોની શૈલીનું અનુકરણ છે, જો કે વિષયો નવા છે. કેટલાંક પદ્યોમાં લેખકે સારી સફળતા મેળવી છે. સ્થળસંકોચને લીધે અમે માત્ર એક જ દાખલો આપીશું.

દીવાળી પર ઘર ઘર દીવા
રચે નાર રંગોળી,
હોળી શેરીમાં સળગાવે
ઘેરૈયાની ટોળી.
દીવાળીના ધૂમ ધડાકા
જાણે આવી રાણી;
હોળી તો ગાંડી ગામડિયણ
ફાકે સૌએ ધાણી. વગેરે

'અમે' જેવા કાવ્યોનાં નીતિવચનો આ શૈલીને બહુ ભારે પડે છે. 'ઝેરનો પ્યાલો' ગીત આ સંગ્રહમાં અસ્થાને છે. લેખકમા બાળગીતો લખવાની સ્વાભાવિક શક્તિ છે તે તેઓ કેળવે અને ખીલવે એમ અમે ઇચ્છીએ છીએ.

**દિવા સ્વપ્નઃ**—લેખકઃ ગિજુભાઇ. પ્રકાશકઃ શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર. દસ આના.

લેખક મોન્ટેસોરી શિક્ષણ પદ્ધતિના પ્રયોજક અને હિમાયતી તરીકે પ્રસિદ્ધ છે. અહીં તેમણે પોતાને અભિમત નવી શિક્ષણપદ્ધતિની હિમાયત એક વાર્તા દ્વારા કરી છે. આ રીતે વાર્તાનું પ્રયોજન પ્રચાર છે. છતાં વાર્તા ઘણી જ રસિક રીતે લખાઈ છે, અને કર્તાનું વકતવ્ય તેમાં બરાબર રજુ થયું છે. શિક્ષણની વાર્તાનો આપણી ભાષામાં આ કદાચ પહેલો જ દાખલો હશે. પુસ્તક દરેકે વાંચવા લાયક છે.

**સાદી સીધી વાતો ભાગ. ૧ઃ**—કર્તા રમણલાલ પી. સોની. પ્રકાશકઃ ચુનીલાલ વિ. ભુટાલા. મોડાસા. પ્રકાશ ગ્રંથમાળાનો આ પહેલો મણકો છે. ગ્રંથમાળાનું વાર્ષિક લવાજમ ૧ રૂપીઓ. બહારગામ માટે રૂ. ૧। છુટક કિંમત ૦–૩–૦

આ ખરાબ કાગળમાં ખરાબ રીતે છપાયેલી નાની ચોપડીમાં કેટલીક સાચી વાર્તાઓ છે

અને તે અમે વાંચવાની ભલામણ કરીએ છીએ. લેખકમાં આપણા અનેકરંગી જીવનમાંથી અનુભવ મેળવી તેને વાર્તાના રૂપનાં મૂકવાની આવડત છે. જો કે હજી ઘણી જગાએ પ્રારંભકની કચાશ છે. ખાસ કરીને જ્યાં વાર્તાની દિશા બદલાવવાની હોય ત્યાં લેખક કોઇ કોઇ વાર ઉચિત પ્રસંગ નથી યોજી શકતા. જેમકે 'માનો અંગૂઠો' એ વાતમાં માધિયા પર દુઃખ વધતું જ જાય છે તે બરાબર દર્શાવ્યું છે, પણ જીવલીની ઓળખાણથી તેનો દિવસ વળે છે એ બનાવ જરા પૂરતાં કારણો વિનાનો લાગે છે. પછી માધિયાના શેઠના મનનું પરિવર્તન પણ જરા ઉતાવળિયું લાગે છે. પણ તે સઘળુ છતાં આ વાર્તામાં ગ્રામ-જીવનની સાચી હકીકત સરલ રીતે અને અસરકારક રીતે કહેલી છે. તેવી જ રીતે 'રતની'ની વાત પણ સ્વાભાવિક રીતે વિકસે છે. પણ છેવટ તેનો અંત આખી વાત સાથે એક-રસ થતો નથી. ટૂંકી વાતમાં એક જ મુખ્ય વિષય આવી શકે છે. 'રતની'ની વાતમાં ગામડામાં ઊચ નીચ બધી વર્ણો વચ્ચે કેવો સમાનભાવ હોય છે તે બરાબર બતાવ્યું છે, પણ પછી રતનીનું ઘર કોઇ પૈસાદારે લઇ લીધુ છે એમ એક પારીગ્રાફમાં બતાવ્યું છે તે પ્રસંગ આખી વાર્તાથી જાણે જુદો પડી જાય છે. ત્રણ ખંડમાં જ એ વાર્તા પૂરી કરી હોત તો થઇ શકત. નહિતર રતનીની જગા કેવી રીતે પૈસાદારના હાથમાં આવી તે બરાબર દર્શાવવા વાર્તા લખાવવી જોઇએ. ગંગા નોતરું સારી વારતા છે અને ગામનો માણસ ગામ શા માટે છોડી શહેરમાં જાય છે તે તેમાં બરાબર બતાવેલું છે. છેલ્લી 'ભેમલા દાદા'ની વાતમાં તેમણે નવી જ શક્તિ બતાવી છે. આપણાગાં સામાન્ય ભાંડ ભવાયા વગેરે વર્ગો લોકોનો સ્વભાવ પારખી જે એક વિકટ હાસ્ય કરાવી શકતા તેની ચાવી આ લેખક પાસે છે. અને તેઓ બિલકુલ અશ્લીલતા વિના એ જ યુક્તિએ હાસ્ય કરાવી શકે છે. લેખકમાં નિર્દભતા અને વાર્તાયોગ્ય અનુભવ સારવવાની સહજ શક્તિ છે, તે તેઓ કેળવે તો ખરા વાર્તાકાર થાય એમાં શકા નથી.

**આવાં વાંદરાં ન જોઇએ:**—લેખક: ગિજુભાઈ. પ્રકાશક: જયકૃષ્ણ ના. વર્મા. 'ગુણ-સુન્દરી' કાર્યાલય. ૧૧૪ ગિરગામ બેકરોડ. મુંબઇ ૪.

આમાં બાળકોને માટે લખાએલી દસ વાર્તાનો સંગ્રહ છે. લગભગ બધી વાર્તા પ્રચલિત છે પણ લેખકે તેને પોતાની શૈલીમાં કહી છે. 'આવાં વાંદરાં ન જોઇએ' એવું મથાળું રાખવાનું કારણ એ છે કે આ વાર્તામાં વાંદરાના અવગુણો દર્શાવેલા છે. આ નામની ચોપડીમાં ૪થી વાર્તા 'વાંદરો ને મગર' કેવી રીતે આવે તે અમે સમજી શકતા નથી. એ પ્રસિદ્ધ વાતમાં તો મગર મિત્રદ્રોહી છે, અને વાંદરો પોતાની કુશળતાથી તેના પંજામાંથી સટકી જાય છે. આ વાર્તા ઠેઠ બુદ્ધ જાતકોના સમયથી આ જ પાઠને માટે કહેવાય છે, અને તેમાં આવા નિંદક મથાળા નીચે આવવા જેવું એ વાંદરાએ કશું કર્યું નથી.

વાર્તાની ભાષા બાળકોને પ્રિય લાગે તેવી સરલ છે.

**ઇંદિરા અને બીજી વાર્તાઓ:**—બંગાળી ઉપરથી ભાષાન્તરકર્તા: રંગીલદાસ લક્ષ્મી-દાસ સુતરીઆ. બી. એ. બાબુ બંકિમચંદ્રની ઇંદિરા અને બીજા બંગાળી લેખકોની ૧૪ વાર્તાનો આ સંગ્રહ છે. બધી વાતો રસિક છે. એક સિવાયની બધી વાતોનું ભાષાન્તર મૂળ બંગાળી ઉપરથી કરેલું છે.

**અર્પણ:**—કર્તા: સુશીલ. પ્રકાશક: દેવચંદ દામજી શેઠ.

આ પુસ્તક જૈન પત્રની ઇ. સ. ૧૯૨૮ ની ભેટનું છે. તેમાં જૈન ધર્મમાં દૃષ્ટાન્તો-રૂપે કહેવાતી વાર્તાઓ રસિક રીતે કહેલી છે. પુસ્તકને શ્રી. ઝવેરચંદ મેઘાણીએ આમુખ લખી આપેલ છે. વાર્તાઓ સંપ્રદાયની હોવા છતાં સર્વને રસ પડે તેવી છે.

**પવિત્ર હિમાલયપ્રવાસ:**—લેખક અને પ્રકાશક: પદ્માવતી દેસાઇ અમદાવાદ. કિંમત રૂા. ૧–૮–૦ આમાં યાત્રાની દિવસે દિવસની હકીકત છે. યાત્રાળુને સર્વ રીતે આ નાનું પુસ્તક ઉપયોગી છે.

**રાજ્ય આવક વેરો અને આપણી દરિદ્રતા:**—લેખક: જે. સી. કુમારપ્પા. ગૂજરાત વિદ્યાપીઠ. અમદાવાદ. પ્રકાશક નવયુગ પુસ્તક ભંડાર. દેવસાનો પાડો અમદાવાદ. વાર્ષિક ફાળે ૦–૪–૦ છૂટક ૦–૫–૦

અધ્યાપક કુમારપ્પાએ 'યંગ ઇંડિયા'માં લખેલાં પ્રકરણોને અહીં પુસ્તકાકારે છપાવ્યાં છે. તેમાં બ્રિટિશ સરકારની અર્થનીતિ વિષે તેમજ જનતા ઉપરનાં તેનાં પરિણામો વિષે સમીક્ષા છે. પુસ્તક સર્વેએ વાંચવા યોગ્ય છે.

**નેપાળ અને આસામભ્રમણ:**—લેખક: મણિલાલ જગજીવન દ્વિવેદી. નદિાલ (વડોદરા રાજ્ય) (હાલ ઉજ્જૈન.) કિંમત રૂા. ૦–૧૪–૦

સાદી ભાષામાં લખેલું વર્ણન મુસાફરોને ઉપયોગી છે તેટલું જ રસિક પણ છે. ચિત્રોથી ચોપડી વધારે ઉપયોગી બની છે.

**અંત સમય આસપાસ:**—લેખક: કાપડિયા પરમાનન્દ કુંવરજી બી. એ. એમ. એસ. બી. પ્રકાશક શા. નરોત્તમ હરજીવન–ભાવનગર. વાચનમનનની વિનંતિપૂર્વક ભેટ.

આપણા ઘણાખરા રીતરિવાજો આપણે ફરી તપાસી સુધારવા જેવા છે. તેમાં માંદગી અને મરણસમયની આપણી રીતભાત ખાસ કરીને. આવી બાબતો ઉપર આપણે જોઇતું ધ્યાન આપતા નથી તે ભૂલ કરીએ છીએ. લેખકે વ્યવહારબુદ્ધિથી વિચારશીલ રીતે આ લેખ લખેલો છે.

**ગુજરાતમાં ફૂલવાડીની ખીલવણી:**—લેખક: અને પ્રકાશક: અંબાભાઈ મોતીભાઇ પટેલ બી. એજી. એફ. આર. એચ. એસ. પટેલ ફાર્મ અને નર્સરી, ઉદવાડા સ્ટેશન. કિંમત ૦–૮–૦ ગુજરાતમાં અખતરાથી સફળ નીવડેલ સાત ફળાઉ ઝાડો વાવવા અને ઉછેરવા સંબંધી આમાં માહતી છે.

**હિંદ શૌર્ય:**—લેખક: દ્વારકાદાસ લાલજી સરૈયા બી. એ. એલ. એલ. બી. જામનગર.

હિંદ પોતાનો બચાવ પોતે કરી શકે તે વિષય ઉપર દલીલ અને ઇતિહાસના તથા કથાનકોના દાખલાથી અહીં સારો પ્રકાશ પાડેલો છે. અત્યારે આ વિષય આપણા રાજ-પ્રકરણમાં ઘણો મહત્ત્વનો છે.

**ગાયત્રી વાર્તિક:**—કર્તા: નારદલાલ પોપટભાઇ વૈષ્ણવ. પ્રકાશક: મોતીલાલ રવિશંકર ઘોડા બી. એ. એલ. એલ. બી. નડિઆદ મૂલ્ય રૂ. ૧–૦–૦

આ વાર્તિકનું મૂળ સંસ્કૃત શ્રી સુરેશ્વરાચાર્યે લખેલું છે. તેનું અહીં ભાષાન્તર છે. પુસ્તક તે વિષયના જિજ્ઞાસુઓને ઉપયોગી છે.

**મહાન સાધ્વીઓ:**—અનુવાદકો: શિવપ્રસાદ દલપતરામ પંડિત. હાસમ હીરજી ચારણિયા. અને ર૦ નારાયણ હેમચન્દ્ર. પ્રસિદ્ધિસ્થાન સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય.

હિન્દ સિવાયના બીજા દેશોની સાધ્વી સ્ત્રીઓનાં આમાં જીવનચરિત્રો છે. પુસ્તક સુવાચ્ય છે.




### અજ્ઞાન અને માનસિક સંકુચિતતા

મુંબઈમાં મહાસભાની કાર્યવાહક સભા મળી હતી ત્યારે રાષ્ટ્રીય મુસ્લીમ પક્ષે ડુંગરીમાં એક સભા બોલાવી હતી–રાષ્ટ્રીય મુસ્લીમ પક્ષને બોલવા ન દેવો એવો આગ્રહ એક બીજા પક્ષનો હતો–એ સભામાં ધાંધાટ થયો, પથરા પડયા અને છેવટે એક મારવાડીનો જાન ગયો અને થોડાને ઇજા થઇ. આપણે પૂરેપુરુ સમજી લેવાની જરૂર છે કે જ્યાં સુધી આપણા હિંદુ કે મુસ્લીમ ભાઇઓ અને બ્હેનો અજ્ઞાન રહેશે ત્યાં સુધી વહેમ, ધર્મને નામે ચાલતા ઢોંગ અને અસહિષ્ણુતાનો નાશ થવાનો નથી આજે ગાગાબાવા અને લાખો લફંગા માણસો હિંદી પ્રજાના અજ્ઞાન પર તાગડધિન્ના કરે છે. એ જાણીતી હકીકત છે કે મુસ્લીમ ભાઇઓ કેળવણીમાં પછાત છે–આ ડુંગરીના બનાવ પછી એક મિત્રે સૂચના કરી કે જો હિંદુ-મુસ્લીમ એખલાસ કરવો હોય તો પાંચ વર્ષ સુધી આખા દેશની શાળાઓ વગેરે બંધ કરીને બધો પૈસો માત્ર મુસલમાનોના શિક્ષણ માટે વાપરવો, બધો પૈસો અને શક્તિ અજ્ઞાનનું અંધારૂ દૂર કરવા માટે વાપરવાં. આ સૂચના વ્યવહારૂ ન હોય પણ તેનો ભાવ સહેલાઈથી સમજી શકાય એમ છે. સાંકળની મજબૂતી તેની નબળામાં નબળી કડીના બળ પર આધાર રાખે છે. હિંદુમુસ્લીમ એખલાસનો આધાર હિંદુ અને મુસ્લીમોના સાચા જ્ઞાન પર છે. અજ્ઞાનને લીધે અશ્રદ્ધા આવે છે. અશ્રદ્ધાને લીધે અદેખાઇ અને કલેશ.

મુ. મ.

* * *

### જ્ઞાનપ્રચાર

૧૯૨૧ ની સાલમાં વસ્તીગણતરી થઈ તે વખતે આપણા દેશમાં માત્ર ૬ ટકા જેટલા માણસો શિક્ષિત એટલે લખી વાંચી શકે એવા નોંધાયા હતા. છેલ્લા દશ વર્ષમાં ઠીક પ્રગતિ થઇ હશે એવું અનુમાન કરીએ છીએ. જે પ્રજાના ૯૪ ટકા જેટલા માણસો અભણ હોય તે સ્વરાજ કેવી રીતે ટકાવી શકે એ પ્રશ્ન ખડો થાય છે. અક્ષરજ્ઞાનથી માણસો સદ્‌ગુણી, સદાચારી થાય છે એમ કોઈ નહિ કહે અક્ષર-જ્ઞાન આપ્યા વિના બીજા માર્ગે લોકોને ધર્મ, સંગીત અને વ્યવહારૂ જ્ઞાન શીખવી શકાય તે છતાં અક્ષરજ્ઞાન એક મહત્ત્વનું સાધન છે. તે સિવાય જે માણસોને અક્ષરજ્ઞાન મળ્યું હોય છે તેમને ધંધાને લીધે બીજું જ્ઞાન મળતુ નથી–તેવું જ્ઞાન આપવા માટે અનેક જાતના પ્રયાસો, અનેક પ્રકારની સંસ્થાઓ મારફત થવા છે, આવા જ્ઞાનના ત્રણ પ્રકાર પાડી શકાય.

(૧) જેમને અક્ષરજ્ઞાન મળ્યું નથી તેમને તેવા જ્ઞાનની સાથે, કામગારોની સંસ્થાઓ તેમજ તેમના હિતને માટે જે ચળવળો ચાલી રહી છે તેનું જ્ઞાન આપવાનું છે.

(૨) નાની ઉંમરે ધંધામાં પડવા માટે શાળા છોડી દીધી હોય તેમને કૉલેજોમાં જે શિક્ષણ અપાય છે તે રાત્રે કે અનુકૂળ વખતે આપવાની યોજના કરવાની છે.

(૩) અને ગામડાંની પ્રજા બધાથી અલગ થઇ જાય છે તેમને નાગરિક ધર્મ તથા

દરરોજ ઉપયોગમાં આવે એવું આરોગ્ય વગેરે વિષયોનું જ્ઞાન આપવું.

આવું જ્ઞાન, રાત્રે, રજાઓના દિવસોમાં, સહકારી મંડળીઓ, ખેડૂત મંડળો, રાત્રિશાળાઓ મારફત આપી શકાય.

ગ્રેટબ્રિટનમાં તો એવું ઠર્યું છે કે આવું શિક્ષણ આપવાની યોજના કાયમને માટે હોવી જોઇએ અને તેના વિના સારા નાગરિકો પેદા ન થઈ શકે.

આપણા દેશમાં આ ત્રણે પ્રકારના શિક્ષણની જરૂર છે. અક્ષરજ્ઞાન વિનાનાને જ્ઞાન આપવું, ખેતી, વેપાર અને ધંધાકામ ને લગતા વિષયોનું જ્ઞાન જે તે માણસોને આપવું, અને જેમનું શિક્ષણ ગરીબાઇને લીધે અટક્યું હોય તેની આગળ ભણવાની ઇચ્છા સંતોષવી.

આપણી ૩૫ કરોડ માણસની વસ્તી માટે ઘણું કામ કરવાનું છે. હમણાં હાર્ટોગ કમિટી મળી હતી તેના નિવેદન પરથી જણાય છે કે દેશમાં અત્યંત થોડું કામ થાય છે અને તેમાં મુંબઇ ઇલાકો ઘણો પછાત છે.

| ઇલાકા | પુરુષો માટે | | સ્ત્રીઓ માટે | |
|---|---|---|---|---|
| | સંસ્થાઓ | વિદ્યાર્થીઓ | સંસ્થાઓ | વિદ્યાર્થીઓ |
| મદ્રાસ | ૫૬૦૪ | ૧,૫૧,૬૯૧ | ૩૩ | ? |
| મુંબઇ | ૧૯૩ | ૬૩૯૦ | ૯ | ૭૮૮ |
| બંગાળા | ૧૫૧૯ | ૩૦૮૭૩ | ૧ | ૬૫૫ |
| સંયુક્ત પ્રાંત | ૨૬ | ૭૨૩ | ૦ | ૦ |
| પંજાબ | ૩૭૮૪ | ૯૮૪૧૪ | ૨ | ૫૩ |

દક્ષિણામૂર્તિવિદ્યાર્થીભુવને એક અભ્યાસક્રમ અક્ષરજ્ઞાન માટે યોજી કાઢ્યો છે. જેમ જેમ અનુભવ થશે તેમ તેમાં સુધારો થશે, અને દેશમાં જે યુવકો રાજકીય લડતમાં ભાગ નથી લેતા તેમણે આ પ્રકારનું રચનાત્મક કામ પોતાના ફુરસદના વખતમાં કરવું જોઇએ. ફુરસદ મળતી નથી.એ કાઢવી પડે છે. ગઇ લડતમાં સ્ત્રીઓ રાંધી છોકરાંઓને નિશાળે મોકલી પિકેટિંગ કરતી;હતી અને પાછી રાત્રે જમતી વખતે હાજર થઇ જતી. એટલે ખરા ઉમંગ વિના કોઇ પણ જાતનું સારું કામ થઇ શકતું નથી. સાથે સાથે પુસ્તકાલયો અને વાચનાલયો કાઢવાની જરૂર છે તે ભાગ્યે જ કહેવાનું હોય.

સું. રા.

***

**કોમી હુકોનું સમાધાન**

છેવટ સુધી રાજકીય હકો સંબંધી મુસલમાન ભાઇઓમાં પડેલા બે પક્ષ વચ્ચે સમાધાન ન જ થઈ શક્યું. આ સમાધાન ન થવા દેવામાં સીમલાનો દોરીસંચારો મૂળ કારણભૂત છે એમ સમજવા છતાં મૌ. શૌકતઅલી રાષ્ટ્રીય મુસ્લીમ પક્ષ સાથે સંમત ન થઇ શક્યા એ શોચનીય છે. એટલે એ પક્ષને એક તરફ રાખી મહાસભાની કાર્યવાહી સમિતિએ રાષ્ટ્રીય પક્ષ સાથે સમાધાન કર્યું વિભક્ત મતદાર મંડળોની માગણી સિવાય આમાં મુસલમાન ભાઇઓની સર્વ માગણીઓને માન અપાયું છે. અને વિભક્ત મતદાર મંડળ જેટલું આખા દેશને અને મુસ્લીમ ભાઇઓને બીજું કશું ભાગ્યે જ વધારે હાનિકારક હોય.

સમાધાન નીચેના મુદ્દા ઉપર થયું છેઃ—(૧) અ બધી કોમોની સંસ્કૃતિ, ભાષા, લિપિ, કેળવણી, ધાર્મિક ક્રિયાઓ અને દાનોને રક્ષણ આપવું. (બ) દરેક કોમના અંગત કાયદાને બંધારણમાં સ્થાન આપવું (ક) જુદા જુદા પ્રાંતોની લઘુમતીવાળી કોમોના રાજકીય હકોનું રક્ષણ કરવાનું કામ સમવાયી તત્રનું રહેશે. (૨) મત આપવાનો હક પુખ્ત વયનાં બધાં સ્ત્રીપુરુષને મળવો જોઇએ. (ટીપ. પુખ્ત વયનાં સ્ત્રીપુરુષોને મત આપવાનો મહાસભા નિર્ણય કરી ચૂકી છે તેમ, ગમે તેમ થશે તોપણ મતના હકો સર્વત્ર એકસરખા રહેશે અને દરેકનું પ્રતિનિધિત્વ સંખ્યાના પ્રમાણમાં આવી શકે તેવી રીતે નક્કી થશે તેની ખાત્રી આપી છે. ) ૩ અ હિંદનાં મતદાર મંડળો સંયુક્ત જ રહેશે. બ. સિંધમાં હિંદુઓ

સામનો કરે છે. મોરબીએ આ બાબતમાં સખ્તાઇનું પગલું લીધું. મહાત્માજીએ શ્રી મહાદેવભાઇને મોકલી સમાધાન ન કરાવ્યું હોત તો તે સમસ્ત કાઠિયાવાડ અને સમસ્ત ગુજરાતના પ્રશ્નનું સ્વરૂપ તો સહેજે લેત અને કદાચ તેથી પણ મોટું લેત. તે બંધ પડ્યું ત્યાં મહીસુરમાં ત્યાંના દરબારી અમલદારોએ સ્વદેશી વાવટો ઊખેડી નાખવાનું બેહૂદું પગલું લીધું છે. સ્વદેશી વાવટા સામે જે સરકારે વાંધો નથી લીધો તો દેશી રાજ્ય શા માટે વાંધો લે છે તે સમજાતું નથી. અંગ્રેજ સરકાર કરતાં પણ અંગ્રેજ સરકારના હિતને માટે તેઓ વધારે ઇંતેજારી અને ઉત્સાહ ધરાવતા જણાય છે !

***

### શ્રીયુત શંકરરાવ પાઠકનું મૃત્યુ

આ અઠવાડીઆમાં શ્રી શંકરરાવ પાઠકના અવસાનના સમાચારથી સંગીતપ્રેમી સજ્જનોને ઘણો ખેદ થશે. સદ્‌ગત શ્રીયુત વિષ્ણુ દિગંબરના પટ્ટશિષ્યો પૈકી એક હતા. તેમણે ગુજરાત વિદ્યાપીઠમાં સંગીતના અધ્યાપક તરીકે કામ કરીને ગુજરાતની સારી સેવા કરી હતી અને અનેક ગુજરાતી વિદ્યાર્થીઓ અને કુટુંબોમાં સંગીતનો શોખ અને સંસ્કારો ઉત્પન્ન કર્યા હતા. સદ્‌ગત સારું ગાતા અને તે ઉપરાંત અનેક વાદ્યો ઉપર તેમનું પ્રભુત્વ હતું. આખા હિંદમાં વાયોલિન પર દેશી સંગીત બજાવનાર તરીકે તેમનું સ્થાન ઘણું ઊંચું હતું. ગુજરાતમાં રહી તેમણે ગુજરાતનાં લોકગીતોનો પણ સારો અભ્યાસ કર્યો હતો. હાલ તેઓ અંગ્રેજી શીખી યુરોપમાં જવાનો વિચાર કરતા હતા ત્યાં થોડા રોજની માંદગીથી તેમનું શોકકારક અવસાન થયું. સદ્‌ગતના જવાથી ગુજરાતને અને સંગીતના અભ્યાસને ન પુરાય તેવી ખોટ પડી છે. રા.

***

### શ્રી પ્રાણજીવન પાઠકને અભિનંદન

પ્રસ્થાનના વાચકોને શ્રી પ્રાણજીવન વિ. પાઠકનું નામ નાટકોના તથા ફિલસૂફીવિષયક લેખોના લેખક તરીકે જાણીતું છે. તેઓએ આ વર્ષે પૂર્વ અને પશ્ચિમના ચિત્તશાસ્ત્ર વિષે તુલનાત્મક અને વિવેચનશીલ નિબંધ એમ. એ. ની પરીક્ષામાં રજૂ કર્યો હતો. તેમાં તેઓ પ્રથમ વર્ગમાં પ્રથમ આવ્યા છે; અને ચાન્સેલર મેડલ તથા તેલંગ મેડલ મેળવવા ભાગ્યશાળી થયા છે. ફિલસૂફીના વિષયમાં આ વિરલ માન છે. તેમના પરીક્ષકો પ્રો. રાનાડે અને પ્રો. ત્રિવેદીએ તેમનો નિબંધ બોમ્બે યુનિવર્સિટીને છાપવા સૂચના કરી છે. આવું વિરલ માન મેળવવા માટે એક ગુજરાતી તરીકે અમે તેમને અભિનંદન આપીએ છીએ.

શ્રી. પ્રાણજીવન ૧૯૧૯ માં બી. એ. માં ફિલસૂફી ઓનર્સ સાથે પાસ થયા ત્યારથી તેમણે પશ્ચિમની ફિલસૂફીનાં વિવિધ અંગોમાં પોતાનો અભ્યાસ સતત ચાલુ રાખ્યો હતો તથા તેમાં છેવટના ગ્રંથોથી પરિચિત રહેવા હમેશાં પ્રયત્ન કરતા હતા. પ્રાચીન હિંદુ ફિલસૂફીનો અભ્યાસ પણ તેઓ આગળ વધાર્યા કરતા હતા. અમને આશા છે કે આ રીતે તેઓ તેમનો અભ્યાસ ચાલુ રાખશે અને તેનાં પરિણામ ગુજરાતીમાં પ્રગટ કરશે. તેમના યુનિવર્સિટીના નિબંધને તેઓ ગુજરાતી રૂપ આપશે એવી અમે આશા રાખીએ છીએ.

આમના જેવા આશાપ્રદ અભ્યાસીની સેવાનો લાભ ગુજરાતને મળે તો સારું. હમણાં હમણાંમાં આપણા અભ્યાસીઓને એક પછી એક પરપ્રાન્તર જ જવું પડ્યું છે. ગુજરાત પરપ્રાન્તની શિક્ષણસંસ્થાઓને પૈસા આપી નભાવે છે અને તેના પોતાના અભ્યાસીઓને બહાર જવું પડે છે આવું આમના સંબંધમાં ન બને તો સારું.

તા. ૨૪-૭-૩૧ ર. છો. પ.

卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૧૨ • શ્રાવણ : ૧૯૮૭ અંક ૪

# મૉન્ટેગ્યુની રોજનીશી*

## મૉન્ટેગ્યુ

એડ્વિન એસ. મૉન્ટેગ્યુ ઇંગ્લંડના લૉઇડ જ્યૉર્જના કૉએલિશન–સર્વપક્ષીય મંત્રી-મંડળમાં હિંદુસ્તાનનો સેક્રેટરી હતો. તે અગાઉ તેણે હિંદના મદદનીશ સેક્રેટરી તરીકે જૉન અથવા લૉર્ડ મૉરલે નીચે કામ કર્યું હતુ. ઇ. સ. ૧૯૧૭માં મેસોપોટેમિયાના જંગમાં હિંદી લશ્કરને વેઠવી પડેલી ખુવારી ઉપર નિવેદન કરવા નિમાયેલા કમિશનના રિપોર્ટ ઉપર જ્યારે પાર્લમેન્ટમાં તકરાર થઇ ત્યારે મૉન્ટેગ્યુએ હિંદના રાજ્યતંત્રને સખત ભાષામાં વગોવ્યું હતુ અને તે ભાષણમાં એ રાજ્યતંત્રને વાસ્તે વપરાએલો ante-diluvian જરીપુરાણું–શબ્દ હિંદના રાજ્યતંત્રના ટીકાકારોની પરિભાષામાં અત્યારે તો ઘરગથ્થુ શબ્દ થઇ ગયો છે. લૉઇડ જ્યૉર્જ તે વખતે મુખ્ય પ્રધાન હતો. તેણે મૉન્ટેગ્યુની પ્રતિભાને તુરત પારખી લીધી અને ચેમ્બરલેઇને જ્યારે ભારતમંત્રીના પદનુ રાજીનામુ આપ્યું ત્યારે તેણે તુરત મૉન્ટેગ્યુને એ હોદ્દા ઉપર નીમી દીધો. મૉન્ટેગ્યુ નહોતો લિબરલ, કે કૉન્ઝરવેટિવ, કે સોશ્યાલિસ્ટ–તે રેડિકલ પક્ષનો હતો ને મિલ ને મૉર્લે તેના ખરા ગુરુઓ હતા. જ્યારથી તેણે હિંદનું રાજ્યતંત્ર પોતાના હાથમાં લીધુ ત્યારથી તેની ભવિષ્યની કારકિર્દી નક્કી થઇ ગઇ. હિંદના રાજકારણ સાથે તો મૉન્ટેગ્યુએ ખરુ તાદાત્મ્ય કરેલું. હિંદ માટે તેણે પોતાનું સર્વસ્વ આપી દીધું–શરીર, વખત ને ભવિષ્ય પણ. જો તેણે હિંદના રાજકારણ સંબંધી કર્ઝનને ને લૉઇડ જ્યૉર્જને નમતું આપી દીધુ હોત તો તે કોઇ વાર બીજા મંત્રીમંડળમાં બેસી શકત. કેટલાકો તો એક વાર એટલે સુધી ધારતા હતા કે ભવિષ્યમાં મૉન્ટેગ્યુ ઇંગ્લંડનો મુખ્ય પ્રધાન પણ થાય. પણ ખિલાફતના વિષયમાં મૉન્ટેગ્યુએ કર્ઝન સામે ને લૉઇડ જ્યૉર્જ સામે વિરોધ કર્યો ને તેને પોતાના હોદ્દાનુ રાજીનામું આપવાની ફરજ પડી. આ બનાવ પછી ઇંગ્લંડના રાજકારણમાં અવનવા ફેરફારો થઇ ગયા, ને મૉન્ટેગ્યુએ મરણ સુધી એકલા, હતાશ અને જડ જેવા થઇ જિન્દગી ગાળી. ઇંગ્લંડના લોકોએ તેની કદર ખરી નહિ એટલું જ નહિ, પણ તેના રાજકારણ સામે હિંદમાં પણ પ્રચંડ વિરોધ ઊભો થયો.

* An Indian Diary, by Edwin S. Montague, Secretary of State for India, 1917–22, edited by Venetia Montague (William Heinmann) London, 1930, 21s, with a preface from the editor.

સામનો કરે છે. મોરબીએ આ બાબતમાં સખ્તાઈનું પગલું લીધું. મહાત્માજીએ શ્રી મહાદેવભાઈને મોકલી સમાધાન ન કરાવ્યું હોત તો તે સમસ્ત કાઠિયાવાડ અને સમસ્ત ગુજરાતના પ્રશ્નનું સ્વરૂપ તો સહેજે લેત અને કદાચ તેથી પણ મોટું લેત. તે બધ પડયું ત્યાં મહીસુરમાં ત્યાંના દરબારી અમલદારોએ સ્વદેશી વાવટો ઊખેડી નાખવાનું બેહૂદું પગલું લીધું છે. સ્વદેશી વાવટા સામે જે સરકારે વાંધો નથી લીધો તો દેશી રાજ્ય શા માટે વાંધો લે છે તે સમજાતું નથી. અંગ્રેજ સરકાર કરતાં પણ અંગ્રેજ સરકારના હિતને માટે તેઓ વધારે ઇંતેજારી અને ઉત્સાહ ધરાવતા જણાય છે !

***

### શ્રીયુત શંકરરાવ પાઠકનું મૃત્યુ

આ અઠવાડીઆમાં શ્રી શંકરરાવ પાઠકના અવસાનના સમાચારથી સંગીતપ્રેમી સજ્જનોને ઘણો ખેદ થશે. સદ્‌ગત શ્રીયુત વિષ્ણુ દિગંબરના પટ્ટશિષ્યો પૈકી એક હતા. તેમણે ગુજરાત વિદ્યાપીઠમાં સંગીતના અધ્યાપક તરીકે કામ કરીને ગુજરાતની સારી સેવા કરી હતી અને અનેક ગુજરાતી વિદ્યાર્થીઓ અને કુટુંબોમાં સંગીતનો શોખ અને સંસ્કારો ઉત્પન્ન કર્યા હતા. સદ્‌ગત સારું ગાતા અને તે ઉપરાંત અનેક વાદ્યો ઉપર તેમનું પ્રભુત્વ હતું. આખા હિંદમાં વાયોલિન પર દેશી સંગીત બજાવનાર તરીકે તેમનું સ્થાન ઘણું ઊંચું હતું. ગુજરાતમાં રહી તેમણે ગુજરાતનાં લોકગીતોનો પણ સારો અભ્યાસ કર્યો હતો. હાલ તેઓ અંગ્રેજી શીખી યુરોપમાં જવાનો વિચાર કરતા હતા ત્યાં થોડા રોજની માંદગીથી તેમનું શોકકારક અવસાન થયું. સદ્‌ગતના જવાથી ગુજરાતને અને સંગીતના અભ્યાસને ન પુરાય તેવી ખોટ પડી છે. રા.

***

### શ્રી પ્રાણજીવન પાઠકને અભિનંદન

પ્રસ્થાનના વાચકોને શ્રી પ્રાણજીવન વિ. પાઠકનું નામ નાટકોના તથા ફિલસુફીવિષયક લેખોના લેખક તરીકે જાણીતું છે. તેઓએ આ વર્ષે પૂર્વ અને પશ્ચિમના ચિત્તશાસ્ત્ર વિષે તુલનાત્મક અને વિવેચનશીલ નિબંધ એમ. એ. ની પરીક્ષામાં રજૂ કર્યો હતો. તેમાં તેઓ પ્રથમ વર્ગમાં પ્રથમ આવ્યા છે; અને આન્સેલર મેડલ તથા તેલંગ મેડલ મેળવવા ભાગ્યશાળી થયા છે. ફિલસૂફીના વિષયમાં આ વિરલ માન છે. તેમના પરીક્ષકો પ્રો. રાનાડે અને પ્રો. ત્રિવેદીએ તેમનો નિબંધ બોમ્બે યુનિવર્સિટીને છાપવા સૂચના કરી છે. આવું વિરલ માન મેળવવા માટે એક ગુજરાતી તરીકે અમે તેમને અભિનંદન આપીએ છીએ.

શ્રી. પ્રાણજીવન ૧૯૧૯ માં બી. એ. માં ફિલસૂફી ઑનર્સ સાથે પાસ થયા ત્યારથી તેમણે પશ્ચિમની ફિલસૂફીનાં વિવિધ અંગોમાં પોતાનો અભ્યાસ સતત ચાલુ રાખ્યો હતો તથા તેમાં છેવટના ગ્રંથોથી પરિચિત રહેવા હમેશાં પ્રયત્ન કરતા હતા. પ્રાચીન હિંદુ ફિલસૂફીનો અભ્યાસ પણ તેઓ આગળ વધાર્યા કરતા હતા. અમને આશા છે કે આ રીતે તેઓ તેમનો અભ્યાસ ચાલુ રાખશે અને તેનાં પરિણામ ગુજરાતીમાં પ્રગટ કરશે. તેમના યુનિવર્સિટીના નિબંધને તેઓ ગુજરાતી રૂપ આપશે એવી અમે આશા રાખીએ છીએ.

આમના જેવા આશાપ્રદ અભ્યાસીની સેવાનો લાભ ગુજરાતને મળે તો સારુ. હમણાં હમણાંમાં આપણા અભ્યાસીઓને એક પછી એક પરપ્રાન્તરજ જવું પડયું છે. ગુજરાત પરપ્રાન્તની શિક્ષણસંસ્થાઓને પૈસા આપી નભાવે છે અને તેના પોતાના અભ્યાસીઓને બહાર જવું પડે છે આવું આમના સંબંધમાં ન બને તો સારુ.

તા. ૨૪-૭-૩૧ ર. છો. પ.

In the harrowing crisis of the Punjab he refused to hold the scale between the two races, British and Indian and he gave a blank card to "the man on the spot"... The result was a decline in the prestige of the chief office in India. It is contended that he acted as a constitutional Viceroy But it is not a true picture of his work During his times the Viceroy ceased to function ...In fact self effacement was the characteristic feature of Lord Chelmsford's administration One even discerns symptoms of weariness as the drama draws to its well deserved end. . . .His unconstitutional self-effacement succeeded in almost destroying the influence of the constitutional party in India and gave rise to the movement for "self government by all peaceful and legitimate means" By all means therefore, on account of Reform Act and on account of the emergence of the party for immediate 'Swarajya", his administration closed one epoch and opened a new one in our history He was the last of the old order The landing of Lord Reading heralded a new age, throbbing with new sentiments and ideas and inspired by new persons The long and dreary winter of Indian political depression was gone for ever, and the spring of responsible government and fresh political self-assertiveness dawned on the political horizon.[×]

ચેમ્સફર્ડની બુદ્ધિની જડતા મોન્ટેગ્યુ અનેક વખતે શોકપૂર્વક બહાર પાડે છે. તેની પોતાની કાઉન્સિલના હિંદી સભ્ય સર શંકરન્ નાયર સાથે તેને બોલવ્યવહાર પણ નહોતો, જો કે તેમાં કદાચ સર શંકરન્ પોતે પણ જવાબદાર હોય! મોન્ટેગ્યુને ને ચેમ્સફર્ડને જુદા જુદા મંડળોના પ્રતિનિધિઓ મળવા આવતા તે બધા પૂતળા માફક આવતા ને ચાલ્યા જતા! વાઇસરૉય તેમને કદી એક ઉત્સાહનો શબ્દ કહેતો નહિ ને મોન્ટેગ્યુને કહેવા દેતો નહિ! "મોન્ટેગ્યુ ને હું અમે બન્ને તમારા બધાનો ઉપકાર માનીએ છીએ ને તમારું કહેવું અમે યોગ્ય વખતે બરાબર લક્ષમાં રાખીશું" એટલા સામાન્ય ઉદ્ગારો સિવાય આવા પ્રસંગે બીજો કશો વ્યવહાર થતો નહિ! હિંદના ગવર્નમેન્ટ ઉપર ખૂબ ઊહાપોહ થાય, તેમાં બીજા લોકો પૂર્ણ ભાગ લે, પણ ચેમ્સફર્ડ માત્ર બહુવચન ને એકવચનની ભૂલો કાઢે, આર્ટિકલમાં 'એ' કે 'ધિ' વાપરવો તેટલી જ સૂચના કરે Indian Government ને Provincial Governments માં આઈ, જી, ને પિ, અક્ષરો મોટી એબીસીડી ના પડે કે નીચી એબીસીડી ના પડે એટલું કામ કરે. કૉલેજના પ્રોફેસરના જેટલું, પોતાના વિદ્યાર્થીઓને નિબંધ માટે ઘટતી સૂચનાઓ આપવા જેટલું પણ કામ

× A political and Administrative History of India, 1757-1920 (1924).

ન કરે ને દરેક બાબતમાં "હુ મારા કાઉન્સિલરોને પૂછી જોઇશ ને પછી મારો મત આપીશ," એવા નામર્દાઇના વેણ બોલે એ વાંચી સ્વરાજ્ય માટે હિંદ પુત્રોની નાલાયકીની શરણાઇઓ ફૂંકનારાને ખરેખર શરમ આવે જ આવે!

મૉન્ટેગ્યુ તેવી જ સ્થિતિ મદ્રાસની સરકારના સબંધમાં આપણી પાસે રજૂ કરે છે તે સરકારનું તંત્ર એ વખતે લૉર્ડ પૅન્ટલૅંડના હાથમાં હતું ને પૅન્ટલૅંડ આગલ જનતાના હાથમાં રમકડા જેવો થઈ રહ્યો હતો ચેમ્સફર્ડ ને પૅન્ટલૅંડ એક જ મતના અને લગભગ એક જ સ્વભાવના હતા ને તેથી બન્નેએ વસ્તુસ્થિતિ સમજ્યા વગર હિંદી રાજકારણને એકદમ ક્રાંતિકારક સ્વરૂપ આપી દીધુ × એકે પોતાની કાઉન્સિલ ઉપર ને પ્રાંતિક સરકારો ઉપર અંકુશ રાખ્યો નહિ, બીજાએ પોતાના સ્થાનિક સલાહકારો ઉપર અંકુશ રાખ્યો નહિ પૅન્ટલૅંડ તો હડાહડ જૂના જમાનાનો હિમાયતી હતો તે કહેતો કે અંગ્રેજો હિંદીઓ સાથે સામાજિક વ્યવહાર ભલે કેળવે પણ રાજકારણની બાબતો તો તેમણે કદી હિંદીઓ સાથે છેડવી નહિ + આવું રાજકારણ મૉન્ટેગ્યુને ક્યાંથી પોસાય? ખૂબી તો એ છે કે આવા ગવર્નરો ને ગવર્નર-જનરલો હિંદના રાજ તંત્ર ઉપર બેઠા હતા છતા આપણા જૂના વિચારના મુત્સદ્દીઓ તેમના ઉપર મોહ પામતા હતા ને તેમનો ભરોસો કરી દેશના વહિવટમાં સુધારો કરાવવા ઇચ્છતા હતા!

તે વખતનું હિંદની અમલદારશાહીનુ માનસ ઉપરના ચિત્રોથી આપણને એકદમ મળી શકે છે ખૂબી તો એ છે કે હિંદપુત્રોને હજુ તે માનસનો ભરોસો હતો ને તે ઉપર તેઓ નભતા હતા!

## તે વખતની હિંદી જનતા: અનિશ્ચય ને આત્મવંચના

મૉન્ટેગ્યુની ડાયરીમાં હિંદપુત્રોના માનસનું પણ સારું ચિત્ર આપવામાં આવ્યું છે ટિળકથી માંડીને સિંહ સુધીના હિંદી મુત્સદ્દીઓને તેણે જોએલા અલબત્ત, ટિળક જેવા વિચારકો સાથે તેને આગળ અમલદારોએ મળવા દીધો નહોતો, એટલે તેમના વિચારો તેને બરોબર જાણવાનો કદી પ્રસંગ મળ્યો નહિ છતા ગાંધીજી, સુરેન્દ્રનાથ બેનરજી, વાડિયા, વાચ્છા, શેતલવડ, ઝીણા, એ બધા સાથે તેણે કાંઇક કાંઇક પરિચય કરેલો ને તે બધાના આછા આછા છાયાચિત્રો આપણને તેની નોંધમાં મળી શકે છે. સુરેન્દ્રનાથ બેનરજી

---

× Madras has produced no contribution whatever to the discussion of the matters we have to deal with The Government of India letters and circulars are answered on halfsheets of note paper the whirlwind (હોમરૂલ લીગની પ્રવૃત્તિનો ઉલ્લેખ છે) ranges round them political storms wax and wane, and they remain obstructive, sullen effortless—*Diary,* P 109

+ He (Pentland) told me that he believed we ought not to talk politics to these people at all we ought to play with them, hum over them on politics and discuss with them education industrial development and social reform, that there is no necessity of doing anything, that he could not understand why we thought differently, that nobody in Madras wanted the Announcement × × × that he does not know what to say or how to think he has no confidence to express an opinion × × he assured me that constitutional questions were impossible here × ×—Diary P P 125-126.

મુત્સદ્દીગીરી વિષે તે બહુ સારુ બોલતો નથી, ભૂપેન્દ્રનાથ બસુ વિષે તેનો ઊંચો અભિપ્રાય નહોતો, સિંહ સાથે તે પરિચય હજુ જમાવતો જતો હતો, વાચ્છા ને વાડિયા માટે તે સારુ બોલે છે પણ તેમનામા સ્વરાજ્યની જવાબદારીઓ લઇ લેવાની હિંમત નહોતી એમ તે સ્પષ્ટ (ને મારા મત પ્રમાણે સાચુ) કહી દે છે*

ઇ સ ૧૯૧૭મા કોંગ્રેસને સ્થપાયા એકત્રીસ વર્ષો થયા હતા છતા તેના આગેવાનોમા રાજ્યતંત્ર પોતાના હાથમા લેવાની હિંમત આવી નહોતી કારણ સ્પષ્ટ છે તેઓ જનતાથી વિમુખ રહેતા, તેમને અંગ્રેજનો સહવાસ વધારે ગમતો તેમનુ જીવન મુખ્યત્વે પૌર જીવન હતુ તેમનામા હજુ વ્યવસ્થાશક્તિ નહોતી આવી, ને તેમણે લોકમત હજુ કેળવ્યો નહોતો અંગ્રેજ અમલદારો તેમના ઉપર આક્ષેપ મૂકતા કે તેઓ જનતાના ખરા પ્રતિનિધિઓ નહોતા તે એક પ્રકારે તદ્દન સાચુ હતુ

## એ વખતની નરેન્દ્રમડળી અપમાનિત ને એકલસૂરી

માન્ટેગ્યુની નોંધની એક ખાસ વિશિષ્ટતા છે તેમા આપણા નરેન્દ્રમડળના નામચીનોના પણ સુદર ચિત્રો રજૂ કરવામા આવ્યા છે મોન્ટેગ્યુને હિંદની હવાથી રોજ કંટાળો છૂટતો તાવ સખત હોય તો પણ તેને તબીબી સારવારનો ભરોસો પડતો નહિ બ્રિટિશ અમલદારો તેને જેમ બને તેમ તુરત હિંદમાથી વિદાય કરવા ઇચ્છતા હતા કનડિના કલાકો સુધી ચાલતી ચર્ચામાથી, જુદા જુદા મડળોના પ્રતિનિધિઓની એકસરખી ને ક્લિષ્ટ મુલાકાતોથી છૂટવાનો ને આરામ લેવાનો માત્ર એક જ ઇલાજ હતો—ને તે એ કે વચગાળાના વખતમા જુદા જુદા સ્થાનોમા શિકારે ચડી જવુ ને રાજામહારાજાઓની પરોણાગત ચાખી આવવી, હજુ પણ ગવર્નરો ને વાઇસરૉયો એ પ્રમાણે વર્તે છે એ શિકારપાર્ટીઓમા ને અન્યથા મોન્ટેગ્યુને રાજાઓનો પરિચય થતો એવા પરિચયનુ બયાન આપણને પહેલી જ વાર તેની નોંધમા મળી શકે છે

બ્રિટિશ અમલદારીથી માત્ર હિંદુઓ જ કંટાળ્યા નથી, રાજાઓ તેથી વધારે કંટાળ્યા હોય એમ હવે પુરવાર થતુ જાય છે બ્રિટિશ હિંદના મુત્સદ્દીઓને અંગ્રેજો પાસેથી મોટા હોદ્દાઓ માત્ર જોઇતા નહોતા તેમને માત્ર સામાજિક વ્યવહાર જોઇતો નહોતો, તેમને તો આખી હિંદી જનતાની આર્થિક ને રાજકારણી સ્થિતિ અંગ્રેજોને સત્તાભ્રષ્ટ કરી સુધારવી હતી મહાયુદ્ધમા હિંદે બતાવેલી વફાદારી રજૂ કરી તેઓ કહેતા હતા કે સ્વરાજ્ય આપવાથી હિંદુસ્તાન ઇંગ્લડના સામ્રાજ્યથી વિખૂટુ નહિ પડે, તેમ અંગ્રેજોનો વેપાર કે તેમની એશિયા ઉપરની હકૂમત તૂટી પડશે નહિ નરેન્દ્રોને એવી કોઇ અભિલાષાઓ નહોતી, તેમને સ્વરાજ્ય જોઇતુ નહોતુ તેમને સામ્રાજ્યમા મોટા હોદ્દાઓ જોઇતા નહોતા, તેમને પોતાની પ્રજાની સ્થિતિ સુધારવા માટે કોઇ ખાસ રાષ્ટ્રીય અધિકારો જોઇતા નહોતા, તેઓ બ્રિટિશ અમલદારોની ખુશામત કરતા નહોતા, તેમની વફાદારી સ્પષ્ટ ને કામચલાઉ વફાદારી હતી છતા બ્રિટિશ અમલદારોને જેટલો અવિશ્વાસ હિંદી મુત્સદ્દીઓનો હતો તેટલો જ અવિશ્વાસ હિંદી

* I would not have the slightest hesitation in giving Bombay complete responsibility—not the slightest But it is interesting to note that even people who are more or less extreme in policy do not like any responsibility. They want power to make their resolutions binding on the existing executive, but they do not wish to take over the work of the executive *Diary* P 147

રજવાડાંનો હતો. પોલિટિકલ ડિપાર્ટમેન્ટના પંડિતો તો રાજાઓને બાળકો માફક રાખતા. રાજાઓ આ બાબત કોને કહે ? વાઇસરૉય તો શહેનશાહથી પણ અધિક. તેના સેક્રેટરીઓ વળી ક્યાંથી ઓછા ઊતરે એવા હોય ? તેથી જ્યારે તેઓ મૉન્ટેગ્યુને મળ્યા ત્યારે તેમને કોઇ "દેવ" ઊતરી આવ્યો હોય એમ લાગ્યું ને તેને તેમણે પોતાની બધી આપવીતી કહી નાખી. અલ્વરે કહ્યું, કે રજવાડાંને હવે જીભ આવી છે ને તેઓ ગુલામીમાં રહેશે નહિ; સિંધિયાએ બ્રિટિશ અમલદારોએ કરેલાં પોતાનાં અપમાનો "રૅડિકલ" સાહેબ પાસે રજૂ કર્યાં.× બધાએ કહ્યું કે તેમની સાથેના કોલકરારોનું કોઇ પાલન કરતું નથી. ટૂંકામાં, બ્રિટિશ અમલ હિંદુસ્તાનની નવી "છાંગ" પ્રતિકૂળ થતો જતો હતો. રજવાડાં પરત્વે કે હિંદી જનતા પરત્વે બ્રિટિશ અમલદારોને પોતાની સત્તા કોઇ કાળે ઓછી કરવી નહોતી.

એક રીતે બીચારા રાજાઓની સ્થિતિ તો તે વખતે દયાજનક હતી. તેઓ ધોબીના કૂતરા જેવા નહિ વાટના ને નહિ ઘાટના એના જેવા હતા. બ્રિટિશ અમલદારો તેમની પાસેથી ગુલામી માગતા; તો હિંદી મુત્સદ્દીઓ તેમનો તુચ્છકાર કરતા.* કૉંગ્રેસપક્ષની આ ભયંકર ભૂલ હતી. તે ભૂલ તેણે હવે સુધારી નાખી છે. પણ એ વખતના કૉંગ્રેસવાળાઓમાં નહોતા એવા સર્વ હિંદરાષ્ટ્ર જોવાના કોડ, નહોતી તેમની એવી દૂરદર્શિતા, કે નહોતો તેમનો અત્યારના જેવો આત્મનિશ્ચય.

એ વખતના કેટલાક જુવાન રાજાઓ બચ્ચાં જેવા નહોતા, એ આપણને આ રોજ-નોંધોમાંથી જણાઈ આવે છે. કેટલાએક રાજાઓ તો બહુશ્રુત, સ્વતંત્ર બુદ્ધિવાળા ને દૂરદર્શી પણ હતા. મૉન્ટેગ્યુ જામસાહેબની જાણીતી થયેલ પરોણાગતનાં અને યુરોપના લાંબા સહવાસથી બધે હમેશાં તરી આવતી મીઠાશનાં વખાણ કરે છે તો અલ્વરના મહારાજા-ની બુદ્ધિચપળતાની પણ મુક્તકંઠે તારીફ કરે છે. અલ્વરના મહારાજાની તારીફ આપણને બધાને વિસ્મિત કરે એ સ્વાભાવિક છે, પણ જેઓ નરેન્દ્રમંડળના ગુપ્ત મંત્રોથી પરિચિત છે તેઓ પણ તે જ મત ધરાવે છે. મૉન્ટેગ્યુ કહે છે કે એકલા અલ્વરના મહારાજાએ એટ્કિન્સનના કોલકરારોના બધા ગ્રંથો અક્ષરશઃ જોયેલા. એકલા અલ્વરના મહારાજાએ હિંદની રાષ્ટ્રીય ભાવનાનો ખરો માયનો જાણેલો.+ અલ્વરના મહારાજાએ એટલે સુધી

× સિંધિયાએ એક વાર વાઇસરૉયના ગયા પછી પાઘડી માથા ઉપરથી નીચે મૂકી હતી તે માટે તેનું સખત અપમાન થયું હતું ને તેને એમ સૂચના આપવામાં આવી હતી કે જ્યારે વાઇસરૉય સાથે પોતે જમતા હોય ત્યારે તેણે પાઘડી માથા ઉપર રાખવી. રાજાઓ કહેતા કે જ્યારે હિંદી મુત્સદ્દીઓને ઉઘાડે માથે વાઇસરૉય સાથે મુલાકાત આપવા દેવામાં આવે છે ત્યારે રાજાઓ સામે આવો પ્રતિબંધ શા માટે મૂકવો જોઇએ ?

* The princes invited Chintamani and other Congress leaders to discuss their proposals. But they told them that they regarded the native states as anachronisms and did not wish to have anything to do with them. This has set them all babbling again.—*Diary*, P. 188

+ Alwar said that when he started arguing, he was called treacherous and traitorous. He is the only chief who has taken the trouble to read the treaties in Aitchison.—Diary, P. 245

આગાહી કરેલી કે દસ વર્ષોમાં એટલે ઇ. સ. ૧૯૨૭ દરમ્યાન હોમરૂલ લીગના તમામ ઉદ્દીઆઓને બ્રિટિશ સરકારે સ્વીકારવા પડશે !×

ફેર એ છે કે એ વખતે રજવાડાં એકલવાયાં પડી ગયાં હતાં; તેમનો ધણીધોરી કોઇ નહોતું; અત્યારે ઘણાં રજવાડાં નરેન્દ્રમંડળમાં ગોઠવાઇ ગયાં છે ને તેમણે હિંદના મુત્સદ્દીઓ સાથે એકમેળ કરવા પ્રયાસો આદર્યા છે.

રજવાડાંના એકલા હોવા માટે રજવાડાં પોતે પણ કેટલેક અંશે જવાબદાર હતાં. ઘણા રાજાઓ કૉંગ્રેસના આગેવાનોના નામમાત્રથી ભડકતા ને તેમનો વહીવટ એકદમ આપખુદ, સ્વાર્થી ને રાષ્ટ્રવિરોધી હતો.

બ્રિટિશ અમલદારો રજવાડાંના ગહન વિષય પરત્વે મુંઝાય તે સ્વાભાવિક હતું. રજવાડાંના પ્રકારો અનેક; બધાંને એકસરખો વ્યવહાર જોઇએ નહિ; કોઇને જૂની ખાનદાની ઉપર નભવું; કોઇને મોટી ઉપજ ઉપર તડાકા મારવા; કોઇને પોતાની રિયાસતના મોટા વિસ્તાર ઉપર માન જોઇએ; કોઇ જગતના માન ઉપર નભે; કોઇ વળી શાહેનશાહની કે પાર્લમેન્ટના સભાસદની મોહબ્બત ઉપર નભે; દરેકનો ઇતિહાસ જુદો: કોઇને પ્રજાના ચાહ ઉપર તો બિલકુલ ટકવું નહિ. દરેકને વાઇસરૉયની ને પોલિટિકલ ડિપાર્ટમેન્ટના માન્યવરોની ચાહના જોઇએ! આવી પરિસ્થિતિમાં બ્રિટિશ અમલદારો માત્ર રજવાડાંને દબાવતા ને બીજું કશુ ખાસ કરતા નહિ. તેમનામાં ભલાભલા માણસો તો બધા સાથેનો વ્યવહાર એકસરખો કરવા ઇચ્છતા, જેમ અત્યારે કૉંગ્રેસ એ વ્યવહાર પ્રજાની દૃષ્ટિએ નિશ્ચિત કરવા ઇચ્છે છે. ત્યારે વૉટ્સન જેવા બ્રિટિશ હિતની દૃષ્ટિએ તે વ્યવહારનિયમ જોવા ઇચ્છતા.*

### અંગ્રેજોનો સામ્રાજ્યમદ: હિંદની સુષુપ્તિ: હતાશ મૉન્ટેગ્યુ

આ રોજનીશીની નોંધ હવે પૂરી થવી જોઇએ. તેમાંથી આપણને શું જાણવાનું મળે છે? રોજનીશી લખાતી હતી ત્યારે મહાયુદ્ધ હજુ ચાલતું હતું; હજુ મિત્રરાજ્યો ભારે મુશ્કેલીમાં હતાં. રોજનીશી જ્યારે ખલાસ થઇ ત્યારે પણ મિત્રરાજ્યોનો વિજય જ થશે તેમ કોઇને લાગતું નહોતું. એ વખતે ઇંગ્લંડની જનતાને પોતાની ખુદ જીવનદોરીનો ભય લાગતો હતો. યુરોપની એવી સ્થિતિ હતી ત્યારે ખુદ હિંદમાં અંગ્રેજો શું કરતા હતા? તેમનો અમલ રોજરોજ નિષ્ક્રિય, પ્રતિકૂળ, જોહુકમી, સ્વાર્થી ને સંકુચિત થતો જતો હતો. લાંબા વખત સુધી ભોગવેલી સત્તાથી તેઓ ભવિષ્ય પરત્વે અંધ થઇ ગયા હતા. વચનોને ને વફાદારીને તેઓ ભૂલી જવા માગતા હતા. ભૂતકાળ તરફ, ઇતિહાસ તરફ, (રાજ્ય) નીતિશાસ્ત્ર તરફ તેઓ બેદરકાર બની ગયા હતા. તેઓ સંશયબુદ્ધિ થઇ ગયા હતા ને રજ્જુને સર્પ માની ક્ષણે ક્ષણે ભય પામતા હતા. તેઓ રાજાઓને દબાવતા, ગાંધીજીને અવગણતા, મિસિસ બેઝન્ટને ધિક્કારતા; ઝીણાને, મહમદઅલીને ને આગાખાનને મરખા ગણતા; ચંદાવરકર, સેતલવાડ, વાડિયા ને વાચ્છા, સુરેન્દ્રનાથ બેનરજી, મોતીલાલ નેહરુ ને મદનમોહન માલવીયને અંડખોર ગણતા; ટિળકને ને લજપતરાયને

× Watson tells me that Alwar is under the impression that eventually a full Mrs. Besant programme will be accomplished in ten years. P. 281

There is no Indian as intelligent as Alwar is P. 293.

* The right thing to do would be to scrap all their treaties, provided they were willing to do so, and to form a model treaty for all of them. P. 22

અસ્પૃશ્ય ને હિંસાવાદી ગણતા, ને બ્રિટિશ તંત્રનું ગરીબડું ગાડું ઉથલાઈ પડેલાં ચાલવું તેમ જ ચાલવું જોઈએ એમ બધે બાજવાર કરતા.

મોન્ટેગ્યુ આ મનોદશા પિછાનતો હતો તેથી તેઓ તેને ને તેની નીતિને ધિક્કારતા. બીચારો મોન્ટેગ્યુ! તેને ક્યાંયથી ઉત્તેજન મળ્યું નહિ,* નહિ હિંદથી કે નહિ ઇંગ્લંડથી

## પ્રવાસનું પરિણામ

મોન્ટેગ્યુના પ્રવાસથી હિંદી રાજકારણે જુદું સ્વરૂપ લીધું. મોડરેટો હોમરૂલ લીગમાં ભળતા બંધ થઇ ગયા. મિસિસ બેઝન્ટનો પક્ષ કાંઈક નબળો થઇ ગયો. તેના નિવેદન–રિપોર્ટ–થી હિંદના મુત્સદ્દીઓ રાજકારણને ને તેના વ્યવહારને જુદી દૃષ્ટિથી વિચારવા લાગ્યા. મોડરેટોને તો એમજ લાગ્યું કે એ સુધારાઓના યોગ્ય અમલથી હિંદને દશ વર્ષોમાં સ્વરાજ્ય મળી જશે! એ બીચારાઓ હમેશા રાજકારણમાં બહુ આશાવાદી દેખાયા છે! "મોર્લેમિન્ટો રિફોર્મ" વખતે પણ ગોખલેએ એવા જ ઉદ્ગારો કાઢેલા! ને દશ વર્ષોમાં તો એ ઉદ્ગારો ખોટા નીવડ્યા+ મોન્ટેગ્યુએ એમનું માનસ બરોબર તપાસી લીધું હતું. મોડરેટો ખોટા પડ્યા ને તેમના વિરોધીઓ સાચા ઠર્યાં. લાંબા વખતની અનુભવાએલી સત્તાના મદથી અંધ થએલી આંગ્લ જનતા કાળચક્રને ઓળખતી નહોતી તેમના ડાયરો, ઓ'ડ્વાયરો, વિલિયમ વિન્ગેન્ટો, રેડોકો, સિડનહેમો ને કર્ઝનો મુચકુન્દ જેવા થઇ ગયા હતા.

તે જ સાથે હિંદી જનતાની અંધતા પણ વિસ્મિત કરે ખરી. હિંદના અગ્રગણ્ય મુત્સદ્દીઓને તે જનતા પાછળ રહેલું બળ જાણીતું નહોતું. હજુ તેમને બ્રિટિશ સલ્તનતનો મોહ મટતો નહોતો, હજુ તેઓ પૂરા અંગ્રેજભક્ત મટી ગયા નહોતા: તેમને હજુ ક્રાંતિના ઇતિહાસનું ભાન નહોતું, તેઓ હજુ ઓગણીસમી સદીના યુગમાં તણાતા જતા હતા. જેમ મોગલાઇની પશ્ચિમ અવસ્થામાં અનેક રજપૂત રાજાઓ, કાયસ્થ અમલદારો ને ઉત્તર હિંદના હિંદુઓ સામ્રાજ્યની છેલ્લી ઘડીઓ ગણાતી હતી છતાં તે માનતા કે જેવા ના પાડતા હતા તેમ ઇ. સ. ૧૯૧૭ના વખતના હિંદી મુત્સદ્દીઓ પણ હિંદના ભાવી રાજકારણની ઝાંખી કરતાં પણ અચકાતા હતા–એટલો તેમનો વર્તમાન સ્થાપત્યે મોહ હતો.

એ એકલા મોન્ટેગ્યુએ જ્યારે આજ સુધી તે ચાલુ વર્ષો માટે તો હિંદી જનતા "સ્વરાજ્ય"ની આશાના મધુર સ્વપ્નામાં ગેરાઈ ગઇ!

એ સભાના ખોટી હતી, એ કાળ પુરુષાર્થનો નહિ પણ સ્તુતિનો હતો. એમાં આશાવાદ

* The Government on whose behalf I come, as a member of which I am working day and night, has never sent me, in answer to my telegrams, one little line of encouragement. If I ever failed, what have I done? I have kept India quiet for six months at a critical period of the war; I have set the politicians thinking of nothing else but my mission; I have helped the Government of India, day in and day out, in the discharge of their ordinary functions. That I have done and if everything else fails, I think I am entitled to some message of encouragement. P. 255

+ Indians can be swept off their legs by speeches. They never hear them. P. 357

હતો, એમાં બલિદાન નહોતું પણ માત્ર અંધશ્રદ્ધા હતી, એ ડાયરે બતાવી આપ્યું. છતાં એ દુરાગ્રહ હમણાં સુધી રહ્યો.

જો સાયમનમાં મોન્ટેગ્યુ જેવી શક્તિ હોત તો એ સુષુપ્તિ દશા ક્યાં સુધી લંબાત તે કોણ કહી શકે?

હવે તો હિંદી જનતા પરસ્પર આજ સંદેશ કહેતી રહી છે કે:—

नन्यात्मानं बहु विगणयन् आत्मनैवावलंबे ।
तत्कल्याणि त्वमपि नितरां मा गमः कातरत्वम् ॥

मेघदूतम्

કેશવલાલ હિંમતરામ કામદાર

---

# સુંદરવનમાં સહકારી ગ્રામરચના

સરસ્વતીચંદ્રના વિખ્યાત લેખક સાક્ષર શ્રી. ગોવર્ધનરામભાઇએ "કલ્યાણગ્રામ"નો આદર્શ જનતા સમક્ષ રજૂ કર્યો. "વેરની વસુલાત"માં શ્રી. કનૈયાલાલ મુનશીએ પણ એક આદર્શ સમાજનું આલેખન કર્યું. પુનર્ઘટનાની વાતો સ્થળે સ્થળે હમણાં પણ સંભળાય છે. કોઇક કોઇક ઠેકાણે તે માટે પ્રયત્નો પણ થયા છે. પરંતુ હજી સુધી જૂના કાળની ગ્રામપંચાયત જેવી સંસ્થા નીચે નવા કાળની સગવડોવાળો આદર્શ અસ્તિત્વમાં આવ્યો જાણ્યામાં નથી.

અત્યારની આપણી અડચણોમાં મુખ્ય ગામડાંનું દેવું છે. ભારે વ્યાજથી આ દેવું વધતું જાય છે. ખેતી ઉપર ગામડાંનો આધાર છે. પણ ત્રણ વર્ષમાં એકાદ વર્ષ તો અવૃષ્ટિ કે અતિવૃષ્ટિથી પાક ખરાબ થાય, અને તે સમયે રાહત પણ ભાગ્યે જ મળે. વળી સરકાર-મહેસૂલ ભારે. એટલે દેવામાંથી ગામડાંના રહેવાસીઓ છૂટે જ નહિ. પછી નવી રચના કેવી રીતે થાય? વળી અજ્ઞાન, અને અનારોગ્યની પીડા. નિશાળો અને ઇસ્પિતાલો સ્થાપવી સરકારના હાથમાં. અને સરકાર તો હમેશાં નાણાંભીડમાં જ! એટલે અક્ષરજ્ઞાન કે દવાખાનાં નીકળે નહિ. નાના મોટા અમલદારોને રોફ મારવાનું મળે ગામડામાં. એટલે ગ્રામપંચાયતની સ્થાપનાની વાત જ કોણ કરે? આ સૌ કારણોને લીધે "આદર્શ પ્રદેશ"ના પ્રયત્નો થયા છે ખાનગી સાહસે, અને તે સફળ થયા નથી. છતાંયે જે પ્રયત્નો થયા છે તે સૌમાં કાંઇ કાંઇ વિશેષતા છે, અને તેમાંથી કાંઇ ને કાંઇ શીખવાનું મળે છે.

આવો એક ખાનગી પ્રયત્ન સર ડેનિયલ હેમિલ્ટન નામના સ્કોટલેંડના લક્ષાધિપતિએ બંગાળામાં કર્યો છે. સર ડેનિયલ "સહકારી" તત્ત્વમાં અખૂટ શ્રદ્ધા ધરાવે છે. બંગાળામાં એજ્યુકેટ અને અંડર એજ્યુકેટમાં વધી પડેલી બેકારીના ઉપાય તરીકે તેઓ સહકારી ધોરણે સમાજરચના કરી તેમને ખેતીવાડી તરફ વાળવા ભલામણ કરે છે. તે માટેની યોજના તેમણે હિંદી સરકાર સમક્ષ રજૂ કરી છે. તેમણે કેટલાંએ વર્ષો ઉપર આદર્શ પ્રદેશ રચવાનો પ્રયોગ કર્યો છે. ૧૯૦૭માં સર ડેનિયલ હેમિલ્ટને બંગાળાની સરકાર પાસેથી ચાળીસ વર્ષને પટે ૭૨,૦૦૦ વીઘાં જમીન લીધી. આ જગા ગંગા નદીના મુખ આગળ, નદીના અનેક ભાગ થઇ જઇને ટાપુઓનો જે પ્રદેશ થઇ ગયો છે ત્યાં આવી છે. આ પ્રદેશ બંગાળામાં

સુંદરવનને નામે ઓળખાય છે બંગાળી સુંદર બન ઉપરથી અંગ્રેજીમાં તેનું નામ સુંદરબાન્સ થઇ ગયું છે તે જગા ચાર ટાપુઓમાં વહેંચાઇ ગઇ છે અત્યાર સુધીમાં ચાળીસ હજાર વીઘા જમીન ખેતીવાડીને યોગ્ય કરી શકાઇ છે સર ડેનિયલે આ ચાળીસ વીઘા ઉપર ૧૯ ગામડાં વસાવ્યાં છે જમીન સાફ કરવા આવેલા મજૂરોમાંના જ ઘણાખરા અત્રે વસી ગયા આજુબાજુના પ્રદેશોમાંથી આ મજૂરો આવે છે તેમાંના ઘણાખરા તો દેવા નીચે દટાયેલા જ હોય તેમના દેવાની તપાસ કરીને સર ડેનિયલે તે દેવાં ચૂકવી આપ્યાં અને ફક્ત પોતાનું જ દેવું રાખ્યું જૂના દેવા ઉપર ૫૦ ટકાથી ૧૫૦ ટકા જેટલું વ્યાજ હતું તેને બદલે ૧૨ ટકાનું વ્યાજ રાખવામાં આવ્યું જેટલી જમીન ખેતી માટે તૈયાર થાય ત્યારે તેની વચમાં એક ગામ વસાવવામાં આવે છે અને તેમાં સહકારી શરાફી મંડળી સ્થાપવામાં આવે છે કેટલાએક વર્ષોના અનુભવ બાદ ગામડામાં અંદરના કારભાર માટે ગ્રામ પંચાયતની પણ સ્થાપના કરવામાં આવે છે આ પંચાયત લવાદીથી દાવાઓનો અને કજિયાઓનો નિકાલ પણ લાવે છે જો લવાદીથી પક્ષકારોને સંતોષ થાય નહિ તો તેઓ સર ડેનિયલના મેનેજરને અરજી કરી શકે છે અને મધ્યસ્થ પંચાયતમાંથી એક સરપંચની નિમણૂક કરવામાં આવે છે

ગામડામાં લોકો પોતાનાં ઘર પોતે જ બાંધી લે છે—પણ નજરે જોનાર બહારના માણસો જણાવે છે કે આ ઘરો બધાં ચોખ્ખાં છે, અને પરિણામે ગામડાં પણ ચોખ્ખાં રહે છે ઘરના કપાઉંડમાં ઊકરડા જોવામાં આવતા નથી સર ડેનિયલે **દારૂ-તાડીની એક પણ દુકાન પોતાની જાગીરમાં રાખી નથી.**

આ પ્રમાણે આ ગામડાંના લોકો ત્રિવિધ ધન બચાવ કરી શકે છે (૧) વ્યાજની રકમમાં મોટો બચાવ થાય છે (૨) કચેરીની ક્રિયાઓમાં ખર્ચ થતો નથી (૩) દારૂનો ખર્ચ થતો નથી દારૂ નથી એટલે આરોગ્ય પણ સારું રહે અને દવાખર્ચ બચે

આ જમીનમાં પાક ચોખાનો સર ડેનિયલ હેમિલ્ટને એક ચોખા ખાંડવાની મીલ સ્થાપી છે તે સહકારી ધોરણે ચાલે છે એટલે આ ખેડૂતોને ડાંગર વેચવા નથી જવું પડતું, પણ તેઓ તૈયાર ચોખા વેચી શકે છે અને ડાંગર ખંડામણ પણ સસ્તામાં થાય છે આ ઉપરાંત તૈયાર માલ વેચવા માટે સહકારી વેચાણ મંડળી મારફતે ચોખા સારા ભાવથી વેચી શકાય છે સાધારણ રીતે ગરીબ અને અજ્ઞાન ખેડૂત પાસે મંડીદારો બહુ સસ્તામાં પાક પડાવી લે છે, પરંતુ સહકારી વેચાણ મંડળીની વ્યવસ્થા તો જાણનારોના હાથમાં હોય છે એટલે તેઓ છેતરાય નહિ વળી આ વેચાણ મંડળીના ભાગીદાર ખેડૂતો પોતે જ હોય, એટલે તેમાં જે નફો આવે તે પાછો તેમને જ મળે આ ઉપરાંત એક સહકારી ભંડાર પણ ત્યાં ચાલે છે ખેડૂતોને જરૂરી દરેક ચીજ આ ભંડાર મંગાવે છે પહેરવાનું કાપડ કે ખેતીનાં ઓજાર આ સૌ ત્યાં મળે છે એટલે એ બાબતમાં પણ ખેડૂતોને કોઇ છેતરી જાય તેમ સંભવ નથી

ખેડૂતોને નાણું ધીરવા માટે સહકારી મંડળીઓ છે વળી એક મધ્યસ્થ સહકારી બેંક પણ છે આ બેંક મંડળીઓને નાણું ધીરે અને મંડળીઓ ખેડૂતોને ધીરે આ પ્રમાણે ખેડૂતો સાડાબાર ટકાના વ્યાજથી નાણું મેળવે છે જ્યારે બાજુ પરની જમીનદારીમાં વ્યાજનો દર ૫૦ ટકાથી ૧૫૦ ટકા સુધીનો છે

ખેડૂતો નવરા હોય ત્યારે ઘેર બેઠાં કામ કરી શકે તે માટે રેંટિયા અને શાળનો

ગૃહ–ઉદ્યોગ પણ દાખલ કરવામાં આવ્યો છે; હજી સુધી આનો લાભ થોડાંક જ ગામોએ લીધો છે. પણ પોતાનું કાપડ પોતે જ તૈયાર કરવાના હેતુથી બીજાં ગામો પણ આ ઉદ્યોગ દાખલ કરશે એમ લાગે છે.

આ જાગીરમાંથી સર ડેનિયલને જે ચોખ્ખો નફો થાય છે તેમાંથી અડધો ભાગ પ્રજા-પોષણ સંસ્થાઓ–શાળાઓ અને દવાખાનાંઓમાં તે વાપરે છે. ૧૯ ગામો વચ્ચે ૧૫ શાળાઓ છે. તેમાં છોકરા છોકરીઓ ભેગાં ભણે છે. તે ઉપરાંત એક કન્યાશાળા છે, અને એક મિડલ સ્કૂલ છે તથા ત્રણ દવાખાનાં ચાલે છે. આ પ્રમાણે જેમના પરસેવાથી નાણું મળ્યું છે તેમને સર ડેનિયલ હેમિલ્ટન અડધું પાછું આપે છે. જો અંગ્રેજ સરકાર ખેડૂતો પાસેથી લીધેલા ધનનો ચોથો ભાગ પણ ખેડૂતોને માટે વાપરે તો કલ્યાણગ્રામો રચવાની જરૂર જ ન રહે, ખેડૂતો ઉપરાંત આ બધી જાગીરની વ્યવસ્થા માટે ચાલીસ ભણેલાઓનું પણ ત્યાં પોષણ થાય છે.

ગુજરાતમાં ઘણાયે ઇનામદારો પાસે જમીન છે. કેટલાંએક દેશી રાજ્યોમાં પણ પડતર જમીન છે, જેને નાણાંવાળાઓ પટે લઇને ખેતી યોગ્ય બનાવી શકે તેમ છે. આવી જમીનોમાં સહકારી ગ્રામ–રચના કરવાનો ઉપર મુજબનો પ્રયોગ સફળતાથી કરી શકાય. અત્યારે મૂડીદારો અને મજૂરોના કલહના સમયમાં સહકારી વ્યવસ્થાના વિશાળ પ્રયોગો કરવાની ખાસ જરૂર છે. કદાચ સાચા સહકારી સિદ્ધાંતોની જાણ પ્રજામાં થાય તો વર્ગ-કલહનો સંભવ જ જતો રહે.

**કેશવપ્રસાદ દેસાઈ**

# — રોહિણી —

**[ મંદાક્રાન્તા ]**

ધીમે ધીમે રવિકર સર્યા વારિધિ આસપાસ:
ધીમે ધીમે રવિમુખ નમ્યુ ઓપતું અંતહાસ:
ધીમે સૂર્યે અતલજલના ઓષ્ટમાં ઓષ્ટ પૂર્યા:
ઢોળાયા ત્યાં જલદલ પરે શેરડા સ્નેહસ્ફૂર્યા. ૧

વ્યોમે જોયું, વદન મલક્યું, કંકુના કુંડ ઢોળ્યા:
સંધ્યાએ ત્યાં તરલ તરતાં સર્વ સ્વાંગો ઝબોળ્યાં:
એવાં બોળી ઉભય ઉરને સાગરે પ્રેમ–ઘેઘ:
ઊભાં જોડી નયનનયને કાંઠડે સિંધુ કેરા. ૨

પ્રાતઃકાલે નગરપતિનો પુત્ર જાવા સિધાવે:
છેલ્લી છેલ્લી હૃદયપ્રતિમા સાથ ગોષ્ઠિ ચલાવે:
રૂંધાએલાં ઉર ઉભયનાં: શબ્દ તૂટે અપૂર્ણ:
સો સો ગોષ્ઠિ ઉભય કથતા આંખથી અશ્રુપૂર્ણ. ૩

"પ્રાતઃકાલે અતલજલ આ રોહિણી ફેરવાશે:
મસ્તિ સાટે વિરહદુઃખના તાન–આલાપ ગાશે:
આ કાંઠે તું સમદર તણા, પાર ઊભો હું પેલે:
ગાશું ત્યારે સૂર સરકતા આવશે વારિહેલે." ૪

" ને રાત્રિએ ગહન જલમાં રોહિણી—પાંચ તારા,
જોજે નિત્યે પ્રિય ! મલકતાં માનજે અશ્રુ મારાં:"
એવે થાતા ઉદય નમણે ગાલ સંધ્યા-ઉષાના:
ચૂમ્યા ચૂમ્યા ગુલ ઉઘડતા ગાલ એણે પ્રિયાના. ૫

જોઇ જોઇ નયનનયને કૉલ દીધા અનુક્તઃ
તારાઓથી મુખ ચમકતુ વ્યોમનુ હાસ્યયુક્તઃ
ગેલંના એ અનિલભ્રમરે સુંદરી પદ્મ સાથે,
સુણ્યા કૉલો અકથ : રજનિનાથ પોખે સુહાસે. ૬

* * *

કાંઠે કંઠે હૃદય ભમતુ એક પ્રેમી—વિયુક્ત,
સંધ્યાએ ત્યાં પ્રતિદિન, જ્યહાં કાલ લીધા અનુક્તઃ
જોઇ તારા ઉર સળગતુ આંખ મીંચે ઉઘાડે
મુગા મુગા હૃદયપડઘા અબ્ધિ એના ઉપાડે. ૭

વીત્યાં વર્ષો : હૃદય કુમળુ શુનુ ખંડેરસ્નુંઃ
વારિ ખૂટ્યાં નયનસરનાં, એક આંસુ ન ઊનું:
કંઠે ઊભી સુતનુ—સ્વરૂપા પૂર્વમાં નેન નાખેઃ
સામે કંઠે હૃદય વળતું ઊડીને પ્રેમપાંખે. ૮

ઘેરી ઘેરી ગહન ગગની રાત્રિએ સૌ વિરામે,
ત્યારે દોરી નયન નમણાં રોહિણી તીર સામે;
ઊભે નિત્યે અચળ. પ્રતિમા હોય પાષાણ કેરીઃ
આંખો જાણે પલપલકતી તારલી બે સુનેરી. ૯

* * *

જેવી દીસે ક્ષિતિજ સરિતે પક્ષમાલા બગોની,
તેવી દીસે જલધિક્ષિતિજે કાફલી સો શઢોનીઃ
ઉંચા—નીચા શઢ ઉછળતા—ઝૂલતા સિંધુ ગોજે:
એવું કંઠે હૃદય ઉછળે નાવ શુ પ્રેમ હોજે. ૧૦

આવે આજે નગરપતિનો પુત્ર પાછો કમાઇઃ
સો સો વ્હાણો શગ ખડકતા માંડ લક્ષ્મિ સમાઇઃ
જાણે લાવે સકળ ધનભંડારને લૂટી જાવા !
કંઠે ઊભા પુરજન સહુ આદરીને વધાવા. ૧૧

સુક્કાં, ઠુંઠાં, તરવર ગણે જેમ ખીલે વસંતઃ
ઘેરાએલા ગગન ઉઘડે તારલાઓ હસંતઃ
એવા એના હૃદયચરણમાં સ્નેહના ઓઘ છૂટ્યાંઃ
અંગે અંગે, ઉર, વદન સૌંદર્યના પુષ્પ ફૂટ્યાં. ૧૨

ગુંથી વેણી બકુલફુલડે, સીંદુરે ભારી સેંથી
અંજી ભૂરા નયન સુરમે, પાનીએ પાઇ મેંદી,
તારાગુંથી શરીર ધરતી રોહિણી ચુંદડીને,
આવે કાંઠે સભર ઉર, ગાલે ગુલાબો મઢીને ૧૩

ધીમે ધીમે બગ સરિખડાં નાવડાં પાસ આવે
બાલા સ્વપ્ને 'પ્રિયજન અહા ! ભેટ મીઠી શું લાવે ?"
કાંઠા પાસે–હૃદય ધડકે–જેમ વ્હાણો પધારે
મતાડે જ્યાં હૃદયધબકા, ગાલ દીપ્તિ વધારે ૧૪

મધ્યાકાળે નગર સમિપે નાંગર્યાં નાવ ભારે
કૂદી નીચે પુરપતિ તણો પુત્ર કોને ઉતારે ?
નીચે આવી રતિસમ રૂપા કોઇ સૌંદર્યવન્તી
ચાલે ધીમે નગરપતિના પુત્ર સાથે હસતી ૧૫

માતા આવી સજળનયના, પુત્ર માથું નમાવે
બ્હેની જોડી નિરખી નિરખી પુષ્પ વેરી વધાવે
સામયું એ પુર ભણી વળ્યું વાગતાં ઢોલ–ત્રાંસાં
એકાકી કો કય તિર ખડી, મૂર્તિ શી સ્તબ્ધશ્વાસા ? ૧૬

ધીમે ધીમે રવિકર છુટયા વારિધિથી વિખૂટા
ધીમે ધીમે રવિ જલ તણા ઓષ્ટથી ઓષ્ટ છૂટયા
ધીમે સૂર્યે વિરહજલમાં જંપલાવ્યું અગમ્ય
વેરાયા ત્યાં જલદલ પરે શેરડા દુઃખજન્ય ૧૭

વ્યોમે જોયું હૃદયમળને, ગાલમાં લોહી દોડયું
સંધ્યાએ એ વિરહસમયે મૌન આક્રંદ જોડયું
ડૂબ્યાં સરો જનસકળના શહેર કેરી દિશામાં
તારા ઊગ્યા વદનકમળે આંસુડાં શા નિશાના ૧૮

ગાજે ઘેરું અકથ જલધિ, હાથ કાંઠે પછાડે
કૂદી કૂદી હૃદય દુખતા, જોરથી બૂમ પાડે
કાંઠે ઊભી ઝગીઝગી થતી ઝાગતી એ ચિતા શી
ઝંઝાવાતે જઇ જલધિએ બૂમ પાડે, "ખલાસી !" ૧૯

"આપું વીરા ! ધન સકળ આ અંગ માથે મઢેલું,
પ્હોંચાડું જો સમદર તણી મધ્યમાં નાવ વ્હેલું"
પ્હોંચે પ્હોંચે ઉદધિપટની મધ્યમાં નાવ ત્યાં તો,
ગાજી ઊઠ્યો દિશ સકલમાં રોહિણીનો ધુમાકો ૨૦

નાશિક જેલ
૧ ૭ ૧૯૩૦
મંગળવાર

કૃષ્ણલાલ શ્રીધરાણી

# જાદુઈ ચાબૂક

અમારે ઊદવાડાથી ભીમપોર જવું હતું. ભાડાનો એક ટાંગો કર્યો હતો. અમારામાંનો કોઇ માંદો નહોતો, નબળો પોચો પણ નહોતો, ભીમપોર દૂર નહોતું, વખત ઘણો હતો; પણ અમે તો માણુમ હતા એટલે ટાંગો કરવાના છીએ એનું ભાન હોવાથી નકામા નકામા રોકાયા કરતા હતા અને બહુ કામ કરતા હોઇએ એમ લોકોને લાગે તેમ વર્તતા હતા. અમે ટાંગો ભાડે કર્યો ને ભીમપોર જવા ઊપડયા.

આ ટાંગાને રબર ટાયર તો નહોતાં, પણ બેઠક નીચે સ્પ્રિંગ હતી એટલે વધારે આચકા નહોતા લાગતા. ટાંગાને બે લાલ ઘોડા જોડ્યા હતા. બન્ને ઘોડાનો પાછલો ભાગ ઠીકઠીક અણીદાર હતો, પેટમા પણ કળામય ખાડા હતા, ઘોડાને ઘામ ખાવાની ઇચ્છા તો હતી પણ તે ન મળવાથી તેના બદલામાં તેઓ લગામ કડુમ, કડુમ ચાવવો મથતા હતા; લગામ ચાવવાનું કદી અટકતુ નહિ એટલે ઘોડાને ભૂખનું દુઃખ ઓછું જ લાગતું હશે!! કાન ઘડીમાં આડા પડતા, ઘડીમા ઊભા કરતા અને ઘડીમાં સીધા કરી ટાંગાએ જોડાવાની પોતાની ના સૂચવતા હતા. પણ હાંકનાર અને અમે તો એને ચપળ-તાની ને તેજીની નિશાની જ ગણતા!

હાંકનાર હે, હે, હે, ની ત્રણ ચાર બૂમ મારે ત્યારે તેઓ બેત્રણ ડગલાં ભરતા હતા અને જ્યારે હાંકેડુ ઘીસી સૂતરની દોરીના ત્રણ કટકા ગાંઠીને બનાવેલી ચાબૂક લગાવતો ત્યારે પોતે બહુ જ જોરમાં દોડે છે એમ બતાવવાને પૂછડાં ઊંચાં કરીને લાદ પાડતા અથવા પોતે લાદ પાડવા માટે જ થોભે છે, તે સિવાય તો પવનવેગે ઊડે છે એમ બતાવવા પણ લાદ પાડતા હોય! આ ઘોડા પેલા બાહુકના ઘોડા જેવા, "પહોળા પગ કરીને ઊભા રહે, વારે વારે મળમૂત્ર કરે" એવા હતા. પણ આવા નબળા ઘોડા વધારે દોડે એમ અમે બાહુકના ઘોડાના વર્ણન પરથી જાણતા હતા, એટલે અમે ભાડું ઠેરવી ટાંગામાં બેઠા.

ટાંગામાં અમે ચાર જણુ અને એક હાંકનાર મળી પાંચ જણુ બેઠા હતા. ટાંગાવાળા સાથે ભાડું ઠેરવતાં અમને માલમ પડયું હતુ કે તે બાહુક જેવો દેખાતો ગણિતનો છેક અજાણ્યો નહોતો. ધોતિયું, ભૂરો કોટ અને માથે ગાંધી ટોપી પહેરી તે ટાંગો હાંકવા બેઠો. ટાંગામાં ચાર જણુ જ બેસી શકે તેમ હોવાથી હાંકનાર આગળ બેઠો હતો. ત્યાં બેઠાં બેઠાં ઘોડાને પણ સારી રીતે હાંકી શકાય તેમ હતું. કેમકે ટાંગામાં બેસીને હાંકતાં હાથ દૂર પડે, અને હુકમની અસર પણ ઓછી થાય!

ટાંગો ઊપડ્યો. હાંકનારે બાહુકની પેઠે કાનમાં મંત્ર ફૂંકવાને બદલે ચાબૂકના જાદુઇ ફટકા પર ફટકા મારી ઘોડાનો વેગ વધાર્યો. આ ટાંગો જીવતા બે હોર્સ પાવરનો હતો તે નજરે પ્રત્યક્ષ જોયા પછી જો એ ઘોડા પાંચ માણુમને લઇને દોડવાની આનાકાની કરે તો તેની હઠ માટે, તેની આડાઇ માટે તેને સખત સજા કરવી જ જોઇએ. ન્યાયની અદાલત પણ આડા માણસોને સખત સજા કરી સીધા કરવાની ઉમેદ રાખે જ છે ને? કોઇ પરદેશી કાપડ લેવા કે દારૂ પીવા જાય તેની આડે આવે એવ ને સખત સજા નહિ કરે તો બીજું શું કરે?

હાંકનાર આ સિદ્ધાંત સમજતો હોય કે ન હોય પણ તેને ઘોડાનો વેગ વધારવામાં જાદુઇ સખત શિક્ષા બહુ ઉપયોગી થઇ પડે છે એવું અનુભવજન્ય જ્ઞાન હોવાથી એ સાધનનો તે નિઃશંક ઉપયોગ કરતો. અને અમે તેને હસીને મૂંગી સંમતિ આપતા અને ઘોડાઓ ઉપર તેની જાદુઇ તાત્કાલિક અસર થતી.

આગળ ચાલતાં સડકની બાજુ પર એક ઝાંપો આવ્યો. ઘોડાએ સીધો સડકનો માર્ગ મૂકી તે માર્ગ લીધો. અમે સૌ ચીડાઇ ગયા ઝાંપામાંથી ઘરના વાડામાં ઘૂસી છૂટી જવાની ક્ષુદ્ર મનોવૃત્તિ, અને અમને ખેંચી જવાની આળસ, આ બધી આડાઇ જોઇ અમે ગુસ્સે થઇ ગયા અને જો કે અમે વહેલા નીકળી શકત પણ જાણી જોઇને મોડા નીકળ્યા અને હવે ઘોડાની આવી આડાઇથી મોડું થતું હતું એટલે એ ગુસ્સામાં વધારો થયો.

હાંકેડુએ પણ પોતાના મુસાફરો ઘોડાના આવા ખોટા વર્તનથી નારાજ થાય અને પરિણામે બીજી વખત પોતાના ટાગામાં તેઓ નહિ બેસે એવો સંભવ લાગવાથી, તેમજ પોતાના ઘોડા થાકી ગયા નથી પણ એ તો તેમની મસ્તી જ છે એમ બતાવવા લગામ ખેંચી ચાબૂકનો ખૂબ ખૂબ એકસરખો ઉપયોગ કર્યો. તેમ છતાં ઘોડાઓ મોં સડક ભણી રાખી પગ તો ઝાંપા તરફ જ ઉપાડતા રહ્યા એટલે હાંકેડુએ ટાંગો ઊભો રાખ્યો અને નીચે ઊતરી લગામની લાકડી પકડીને ખેંચી ખેંચીને રસ્તે પાડયા અને પછી રોકાણનો બદલો લેવા જાદુઇ ચાબૂકનો બમણા ઉત્સાહથી સ્પર્શ કર્યો. ઘોડા તો આ અણધાર્યા ગરમાગરમ સ્વાગતથી--અણધાર્યા પણ કેમ કહેવાય, આગળ ઉપરના અનેક અનુભવોથી એઓ માહિતગાર હોવા જોઇએ—હાંક અને પેટના ખાડાની પરવા કર્યા વગર ખૂબ ઉતાવળે દોડવા લાગ્યા, પણ જ્યાં સુધી તેમની નજર પહોંચી શકી ત્યાં સુધી તે વાડો અને તેમાંનુ ઘાસ જોયા કર્યું.

એ વાડો, ને ઘાસથી થોડે દૂર ગયા પછી દોડતાં દોડતાં રસ્તામાં કાંઈ ઈંટ કે ઢેકું કે ઝાંખરુ આવે તો ભડકવાનો ઢોંગ કરી પહોળા પગ કરીને ઊભા રહેતા અને હાંકડુ તો તેઓ સાચે જ ભડકે છે એમ માનીને તેમની એ ભડક કાઢવા જાદુઇ ચાબૂકના વરસાદથી તેમને નવડાવતો. અને પરિણામે ઘોડાને થાક ખાવા ૧૦–૧૫ સેકન્ડ મળતી પણ પછી બમણા વેગથી ચાબૂક ખાઇને દોડવું પડતું.

ટાંગાવાળાનું ધ્યાન ઘોડાના શરીર પર કે પેટ પર હતું તેના કરતાં ઘણું વધારે તેમની મદદ વડે આવનાર ઉતારૂઓ પાસેના ખખડતા સિક્કા તરફ હતું—તેનો ઉપયોગ ક્યાં ક્યાં કરવો તેના વિચારમાં હતુ.

ઘોડા હોય એટલે તેણે દોડવું જ જોઇએ, તેનાથી ધીમે ચલાય નહિ, ને ધીમે ચાલે તો ઉતારૂ કે ટાંગાવાળો સહન કરે નહિ અને ત્રાડ પાડે "ચલાવ, ચલાવ." ઘોડાની જાતે તો દોડવું જ જોઇએઃ નાનો હોય, મોટો હોય, જાડો હોય, પાતળો હોય, ઉતારુ ન હોય, થોડા હોય કે ઘણા હોય, માઇલ જવાનું હોય કે ૨૫ માઇલ જવાનું હોય. ભૂખ્યા હોય કે તરસ્યા હોય. થાકયા હોય કે તાજા

હતી. અને જ્યારે એ કિંમતી શિખામણ ઘોડા ભૂલી જતા અને થોભી જતા ત્યારે ત્યારે ટાંગાવાળો અચૂક તે યાદ દેવડાવતો, ફરી ફરીને યાદ દેવડાવતો. ઘોડા એ શિખામણથી દોડતા તો જરૂર, પણ વધુ દોડવાની ઇચ્છા છતાં પગ આપોઆપ ધીમા પડી જતા એટલે રખેને ટાંગાવાળો ફરીથી ચાબૂકની શિખામણ આપે એ ભયથી થોભતાં થોભતાં વારંવાર ટાંગાવાળા તરફ મોં ફેરવી નજર રાખતા. એ નજર હોવા છતાં પગ ચંભતા કે તરત જ પીઠ ઉપર અપૂર્વ પ્રેમથી ચાબૂક બેઠી પડતી !

જ્યારે જુઓ ત્યારે ટાંગાની આસપાસ પાંચ પચીસ ખજૂરાંનાં ઝાડો તો હોય જ. આવાં ખજૂરાંમાંથી ટાંગો જતો હતો. એમ આગળ ચાલતાં કસ્ટમ લાઇન આવી અને ટાંગાવાળાએ ઘોડાને 'હો, હો' કરી ઊભા રાખ્યા. પોતે જાતે ઊભા રહે તેના કરતાં હાંકેડુએ ઊભા રાખ્યા તેથી ઘોડાને ઘણો આનંદ થયો. પોતે જરૂર કરતાં વધારે ચાલે છે તેથી જ ટાંગાવાળાને થોભાવવા પડ્યા એવો ગર્વ પણ થયો હશે.

એક ખાખી ડગલીવાળો સિપાઈ બાદશાહી અદાથી આવ્યો અને ગાડીમાં કાંઇ વાંધા-ભરી ચીજ હશે જ એવી શકાભરી નજરે બન્ને બાજુએ જોઇ હુકમ કર્યો: 'ચલાઓ.' ટાંગા-વાળાએ ડચકારા કર્યા, અને ઘોડા ધીમે ચાલવા લાગ્યા. પણ આ ધીમા ધીમા સાંસ્થાનિક સ્વરાજથી જેમ કોઇને સંતોષ થતો નથી, તેમ અમને પણ સંતોષ થાય તેમ નહોતું; એટલે ટાંગાવાળાએ ચાબૂકદેવીનો જાદુઈ સ્પર્શ ઘોડાને કર્યો એટલે ઘોડામાં અપૂર્વ શક્તિનો સંચાર થયો, અને તેમણે વેગે દોડવા માંડ્યું

આગળ જતાં રસ્તાની બાજૂએ એક જીર્ણ, ભાંગેલાં પગથિયાંવાળુ નાનકડા મહાદેવના મંદિર જેવું ડેલું આવ્યું. વળી ટાંગાવાળે ગાડી થોભાવી. ઘોડાઓએ ગાડી થોભાવવાની વ્યવસ્થા કરનારને આશિષ દીધી. બે મિનિટ ગઇ એટલે આ ડેલામાંના ખાટલામાં નિરાંતે સૂતેલો એક લાંબા કદરૂપા વાળવાળો પગમાંની ચંપલ બાદશાહી ચાલથી ઘસડતો ટાંગા આગળ આવ્યો તેના હોઠ બીડી પી પીને કાળા પડી ગયા હતા. તેણે ભૂરો ને મેલખાઉ સેંથો અને બદન પહેર્યા હતાં. બદન પાછળ બે પિત્તળનાં બટન ચકચકતાં હતાં. પોતે ડેલામાં રહે છે એ જ પોતે પોર્ટુગીઝ સરકારની સરહદનો રક્ષક છે એમ બતાવવા પૂરતુ હોય તેમ કશા જ પટા કે બિલ્લા વગર તે આવ્યો હતો. કાંઇ વાંધાભરી ચીજ ટાંગામાં હોય તો તેની તપાસ કરવા એ આવ્યો હતો. તે પોર્ટુગીઝ સરકારની હદમાં દાખલ થતા પહેલો અને હદ છોડતાં છેલ્લો પ્રતિનિધિ હતો. આવો પહેલો ને છેલ્લો પ્રતિનિધિ હોવા માટે તે મગરૂર હોય એમ સ્પષ્ટ જણાતું હતું. તેણે ટાંગામાં ડોકિયું કર્યું અને ટાંગાને જવાની રજા આપી.

ફરી ટાંગાવાળાએ ચાબૂકનો સ્પર્શ કર્યો અને ઘોડા પવન વેગે ઊડવા લાગ્યા. ઋતુપર્ણની જેમ અમારી શાલ ઊડી જવાની ધાસ્તી નહોતી. કેમકે અમારી પાસે શાલ જ નહોતી.

થોડે ગયા એટલે એક ટેકરો આવ્યો. ટાંગાનું પૈડું ટેકરા આગળ આવ્યું કે ઘોડા અચકાઇને ઊભા રહ્યા. ટાંગાવાળાએ જાદુઇ ચાબૂકવડે ખૂબ ખૂબ એકનિષ્ઠાએ જોરથી એકસરખા સ્પર્શો કર્યા, પણ આ વખતે ચાબૂકનું જાદુ ચાલ્યું નહિ. એટલે એક ઉતારૂએ નીચે ઊતરી પૈડું ટેકરા પર ચડાવી દીધું, અને વળી પાછો ટાંગામાં બેસી ગયો. આ પછી ચાબૂકનું જાદુ પૂર્વવત્ ચાલવા લાગ્યું.

અમે ભીમપોર પહોચ્યા ટાંગો હતો એટલે બેક્રિકરાઇથી સર્યારત સુધી વાતોના તડાકા માર્યા અને ચાબુકના જાદુથી થોડી જ વારમા ઊજવાડા આવી પહોચ્યા ટાગાવાળાના હાથમા રૂપાના સિક્કા મૂકી અમે નીચે ઊતર્યા

રૂપાળા સિક્કા ટાગાવાળાએ ગજવામા મૂક્યા ઘોડાને ચારો નાખવાની તેની મરજી હતી પણ તેની પાસે ચારો નહોતો એટલે તેણે ટાગાનુ મો ફેરવીને ટાગો ઊભો રાખ્યો ઘોડાઓએ છૂટકાગનો દમ ખેચ્યો ને આનદથી આરામ લેવા લાગ્યા અને ટાગાવાળો બીજા ઉતારૂ ક્યારે મળશે તેની ચિંતા કરવા લાગ્યો

× × ×

અમારામાનો કોઇ મદિ નહોતો, નબળો પોચો પણ નહોતો, ભીમપોર દૂર નહોતું વખત ઘણો હતો વગેરે વગેરે હતુ ને નહોતુ એ ખરુ પ ણ અમે તો માણુસો હતા એ તમારે યાદ રાખવુ જોઇએ—અને ઘોડાઓ તો ઘોડા જ હતા ઘોડાઓ ઉપર કાઇ જુલમ થયો હોય તો તેની જવાબદારી અમાર માથે નથી, કારણુકે અમે કાઇ ટાગો મફત વાપર્યો નહોતો ટાંગાવાળાને અમે ભાડાના પૈસા આપ્યા હતા અને ટાગાવાળાએ પણ કોઇ માણસ પર જુલમ કર્યો નહોતો અને ઘોડા પર ચાબૂક ચલાવવાની કાયદાની મનાઇ નહોતી એકદરે ટાગાવાળાએ અને અમે જે કર્યું તે યોગ્ય જ હતું !

માધવભાઈ કાલિદાસ પટેલ



# બાબુ ક્ષિતિમોહન સેનની શિક્ષણવ્યાખ્યાનમાળા*

## વ્યાખ્યાન ૫ મું

આસો વદ ૮ ગુરુ, સં ૧૯૮૨

પૂર્વે મેં કહ્યું કે ચાતુર્વર્ણ્ય એક નિત્ય કાલના સત્યને જાણવાને માટે તાત્કાલિક વ્યવસ્થા હતી, પણ તે સ્વ ય નિત્યવસ્તુ ન હતી મનુષ્ય ઘણી વાર જો ઉપાય અને લક્ષ્યની વચ્ચે ગોટાળો કરે તો સાધનાનો વિપર્યય થાય છે યુરોપમા અનેક સમાજતત્ત્વવિદો કહે છે કે "ભારતવર્ષની ચાતુર્વર્ણ્ય વ્યવસ્થા એ એક યુક્તિયુક્ત (reasonable) વ્યવસ્થા છે માનવ-સમાજમા ત્રણ પ્રલયશક્તિ છે એક ધર્મગુરુઓની શક્તિ (ecclesiastic power), બીજી રાજશક્તિ અને શાસનશક્તિ (Political administration) અને ત્રીજી ધનશક્તિ (financial power) એ ત્રણ જ્યારે ભિન્નભિન્ન ભાવે ભિન્નભિન્ન સ્થાનમાથી કામ કરે ત્યારે કોઇ એક શક્તિ વધારે પ્રબળ બનીને જુલમ કરે નહિ. યુરોપમા જોઇએ છીએ કે કોઇ કોઇ સમયે ધર્મ-વ્યવસ્થા રાજાના હાથમા આવી હતી હેન્રી આઠમાના સમયે અને બીજે અનેક સમયે તેમ થયું હતુ તે વખતે પ્રજાને દારુણ દુ ખ હતુ, કારણકે રાજશક્તિ અને ધર્મગુરુની શક્તિ બને એકત્ર થઇને પ્રજાને વધારે પીસે છે પોપ ધર્મગુરુ હતો, કિંતુ મોટા રાજા જેવો હતો એક બાજૂ

* અનુસધાન પુ ૧૧ અક ૬, પૃ ૩૯૩

પોપ અર્થાત્ ધર્મગુરુએ રાજશાસન કરીને અને બીજી બાજૂ ધર્મશાસન કરીને પ્રજાને પીસી હતી. હાલમા ભારતવર્ષમાં રાજાના હાથમાં રાજશક્તિ અને ધનશકિત બન્નેનું મિલન થયું છે. તેથી પ્રજા વધારે પીડાય છે. શિક્ષાની વ્યવસ્થા તેના હાથમાં હોવાથી કેટલી મોટી દુર્વ્યવસ્થા થઈ છે? યુરોપિયન તત્ત્વવિદો કહે છે કે આ ત્રણુ શકિત ત્રણ સ્થાનમાં રહે તો કોઇ એકલી અત્યંત પીડા કરી શકે નહિ. ચતુર્થ શક્તિ છે શ્રમજીવીઓની શક્તિ-શૂદ્રશક્તિ. એમ લાગે છે કે ભવિષ્યમાં પૃથ્વીમાં સર્વથી મોટી શક્તિ આ શૂદ્રશક્તિ થશે, કારણકે પૃથ્વીમાં ધર્મગુરુઓની શકિતની પરીક્ષાનો પ્રયોગ થઇ ગયો છે. સર્વ દેશોની સભ્યતાના પ્રારભમાં ધર્મગુરુઓએ શાસન કર્યું છે. ધર્મશકિત દ્વારા પીડિત જે પ્રજા હતી તેણે વિચાર્યું કે રાજાના હાથમાં એ શકિત આપીને તે દ્વારા શાસિત થઇ અનુભવ લેવો. તેનાથી જે કલ્યાણ અકલ્યાણ થયું છે તેનો અનુભવ પણ થઇ ગયો છે. ત્યારપછી ગઇ શતાબ્દિમાં વૈશ્યશક્તિનો પ્રયોગ થઈ ગયો છે, અને હવે મૂડીદારો (Capitalists) દ્વારા પ્રજા કેટલી પીડાય છે તેનો અનુભવ થતો જાય છે. હાલમાં પ્રજાતંત્ર (democracy) ને નામે અમેરિકામાં મૂડીદારોનું રાજ્ય ચાલે છે. એ લોકોનો એટલો પ્રચંડ અત્યાચાર છે કે તેમની વિરુદ્ધ માથુ ઊંચકવાની કોઇની પણ શક્તિ નથી. જેમ કોઇ સમયે સમુદ્રમાં અષ્ટપદી જંતુ હતાં તેના લાગમાં કોઈ વસ્તુ કે પ્રાણી આવે તો તે તેના પગ વડે પીસાઇ જતું અને બચાવનો ઉપાય રહેતો નહિ, તેમ મૂડીદારો અનંતપદી દાનવ છે. એનો પ્રત્યેક પદ તેના નાગપાશથી એકી વખતે સમસ્ત રક્ત અને જીવનશોષણ કરે છે. એક રાજાના જુલમમાં વિદ્રોહી થવું સહેલું છે, પણ હાલમાં અમેરિકાના મૂડીદારોના વિદ્રોહી થવું મુશ્કેલ છે. હાલમાં યુરોપમાં રાષ્ટ્રશક્તિ ચાલે છે, તેના પડદા નીચે એક મૂડીદારની શકિત ચાલે છે. વળી તેમના હાથમાં યુરોપની ધર્મગુરુઓની શક્તિ (ecclesiastical power) છે. હાલમાં સમસ્ત મદિરો ધનશકિતથી નિયન્ત્રિત છે. હાલમાં યુરોપમાં ક્રિશ્ચિયન એ મૂડીદારોની શકિત છે. તેનું એક કારણુ એ છે કે પ્રત્યેક પ્રચારક ધર્મગુરુ તેનો પગાર ખાય છે, અને તે મૂડીદાર પોતાના ધન વડે જેટલા પ્રકારના ક્રિશ્ચિયન પ્રચારો છે તેને ખરીદ કરી લે છે. તેમની દાસ ન હોય એવી કોઇપણ ધર્મવ્યવસ્થા યુરોપમાં નથી. એક વાર એ દુર્વ્યવસ્થાનો વિચાર ધર્મની બાજૂથી ટોલ્સ્ટોયે કર્યો હતો, કિન્તુ તે મૂડીદારોની સામે ટકે એવું તેના પ્રચારનું-તે દુર્વ્યવસ્થાના પ્રતિવાદ-પ્રતિકારનું સામર્થ્ય ન હતું; કારણકે ટોલ્સ્ટોય સત્યદ્રષ્ટા હતો, પણ પ્રચારક ન હતો. કિન્તુ આજ રશિયામાં સમસ્ત મડીદારોની વિરુદ્ધ જે પ્રચડ મસ્ત પ્રતિવાદ ઊઠયો છે તેના આદિગુરુઓમાં ટોલ્સ્ટોય એક હતો. ક્રોપોટકિન એક પ્રકારે પ્રતિવાદ કરે છે, ડેસ્ટોવ્સ્કી અન્ય પ્રકારે પ્રતિવાદ કરે છે, ગોગોલ અને મેક્સિમ ગોર્કી વળી અન્યભાવે કરે છે; કિન્તુ ટોલ્સ્ટોય પ્રતિવાદ કરે છે ધર્મ અને જ્ઞાનની દિશાએથી. યુરોપમાં-રશિયામાં જે પ્રતિવાદ ચાલે છે તે આપણે જાણતા નથી, પણ તેઓ દાવો કરે છે કે તેઓ શૂદ્રશક્તિને એક પ્રયોગ કરવાનો સમય આપશે. હાલમાં મૂડીદારો તેમને કુનામ આપીને તેમાં વિઘ્ન નાંખવાની ચેષ્ટા કરે છે. કેટલાક જાણુ તેનો બોલ્શેવિઝમ અને કોમ્યુનિઝમ એ પ્રમાણે ગાળો દઇને તેમાં વિઘ્ન નાંખવાની ચેષ્ટા કરે છે; કારણકે ગયા મહાયુદ્ધના સમયમાં તે યુદ્ધનું પ્રધાન અંગ શબ્દવેધી બાણુ-અપશબ્દથી વિઘ્ન નાંખે છે. ઇગ્લંડમાં એ શબ્દવેધી

બાણુ ચલાવનાર સેનાપતિ લોર્ડ નોર્થક્લિફ હતો. તેણે અમેરિકામાં એ બાણુ ચલાવેલું, અને યુરોપમાં તેના શિષ્યો આજે ચલાવે છે; પણ જો એ સત્ય વાત હશે તો કોઇ અપશબ્દ દ્વારા તેને અટકાવી શકશે નહિ. કારણકે જર્મનીનું યુદ્ધ બંધ થયું તેના મૂળમાં શું હતું? જર્મન સૈન્યે કહ્યું કે: "અમે કોને માટે યુદ્ધ કરીએ છીએ? અમે આટલા માટે પ્રાણ આપી શકીએ?" એમ લાગે છે કે જર્મનીમાં રશિયાનું સત્ય જણાઇ ગયું છે. એ પ્રકારે ઇંગ્લેંડમાં આજ કોલસાની હડતાલ અને દેશદેશમાં નાના પ્રકારની હડતાલો પડે છે તે શું છે? તે એ સાબીત કરે છે કે તમે ગમે એટલા અપશબ્દ વાપરો પણ તે ભાવિ પ્રયોગને અટકાવી શકાશે નહિ. કારણકે આપણા તંત્રશાસ્ત્રમાં છે કે સત્ય માત્ર પારદના—પારાના જેવું છે, પારદનું નામ શિવરસ છે. કોઇ પણ વ્યકિત તેને મૂઠીમાં બાંધી શકે નહિ. મૂઠી જેટલી દૃઢ વાળો તેટલો તે આંગળીની ફાટોમાંથી સરી જાય છે. સત્યને બાંધી શકે એવું સામર્થ્ય કોનું છે? ભવિષ્યમાં શૂદ્રશકિતનો પ્રયોગ થશે. તેનાથી માનવજાતિનું સંપૂર્ણ કલ્યાણ થવાનું છે એવુ નથી. જેમ પૂર્વકાલના ભિન્નભિન્ન પ્રયોગોમાં આંશિક ભાવે કલ્યાણ થયું છે, તેવું કલ્યાણ થશે, કારણકે પૂર્ણ સત્યના એક અશને જો પૂર્ણ સત્યનો સંપૂર્ણ અધિકાર આપો તો તેથી એ પૂર્ણ ફલ દઇ શકે નહિ. શૂદ્રશક્તિના પ્રયોગથી જે કલ્યાણ–અકલ્યાણ થાય તે પછી એ ચાર શકિતનું પરસ્પર સુસામંજસ્ય જો થાય તો કદાચ ભવિષ્યમાં કલ્યાણ થાય, પણ તે આપણે હાલ જાણી શકીએ નહિ. ભારતવર્ષમાં એ ચાર શકિતનું સામજસ્ય કરવાની સંભાવ્યતા પણ એ ચાર શક્તિ ધર્મશક્તિથી શાસિત થઇ ધર્મ અને જ્ઞાન પ્રધાન થયું. એ પ્રધાન થવામાં પણ દોષ હતો નહિ. પરંતુ જ્યારથી તેણે જુલમ કર્યો ત્યારથી ભૂલ થઇ. આપણા દેશના ધર્મગુરુઓ સામાજિક વ્યવસ્થા તાત્કાલિક વ્યવસ્થા હતી તે વાત ભૂલી ગયા. એટલા માટે પ્રથમ જે એક મસ્ત ભૂલ થઇ ગઇ તેનું કારણ હું સ્પષ્ટ કરી સમજાવું છું. ઘણા માણસો જિજ્ઞાસા કરે છે કે "યુરોપમાં આપણા જાતિભેદની પેઠે વર્ણભેદ નથી?" છે, કદાચ તે કરતાં વધારે દુઃખદ હઇ નથી પણ તેઓ જાણે છે કે એ સામાજિક વ્યવસ્થા ધર્મગત વ્યવસ્થા નથી ધર્મની પાસે ભગવાનના મંદિરમાં જવાને સર્વ સમાન છે. પણ આપણે સામાજિક ભાવે એક હોઈ શકીએ. પણ આપણો જે ભેદ તે કેવળ ધર્મગત છે. એ બેની મધ્યે એક મોટો પ્રભેદ છે. શા માટે? આપણા શરીરમાં જો વૈષમ્ય હોય એટલે સમતા અર્થાત્ સ્વાસ્થ્ય જો નષ્ટ થાય તો આપણી રકત ફરવાની હૃદ્‌પિંડની ક્રિયા દ્વારા તે વૈષમ્ય ધીરે ધીરે દૂર થઇને સ્વાસ્થ્ય પ્રતિષ્ઠિત થાય છે નાડી જોઇને આપણા રક્તભ્રમણને સુસ્થ કરવાની ચેષ્ટા—વૈષમ્યને દૂર કરવાની—અસ્વસ્થને સ્વસ્થ કરવાની ચેષ્ટાનો આપણે અનુભવ કરી શકીએ છીએ. બીજું આપણા Nervous power નું મૂલસ્થાન જે મસ્તકમાં છે તે મગજ જો સુસ્થ રહે તો વૈષમ્ય ધીરે ધીરે દૂર થાય અને ત્રીજું વૈષમ્ય શક્તિને દૂર કરનારી શક્તિ પરિપાકશક્તિ ( digestive and eleminative system ) છે. જ્યાં સુધી એ ત્રણ મર્મસ્થાન શુદ્ધ રહે ત્યાં સુધી વૈદ્ય રોગીના પ્રાણ સંબંધે આશા તજતો નથી. પરતુ જો તે દેખે કે પાકાશયમાં વિકાર થયો છે તેમજ જો દેખે કે નાડીમાં વિકાર થયો છે તેમજ જ્યારે જુએ કે મસ્તકમાં અર્થાત્ બોધસ્થાનમાં વિકાર થયો છે— એ પ્રકારે એ ત્રિસન્નિપાત જ્યારે થાય ત્યારે જાણે છે કે એ રોગ હવે અસાધ્ય છે. મનુષ્ય-સમાજમાં જો અસ્વસ્થતા હોય, તેમજ મનુષ્યની નાના પ્રકારની રચેલી નાનાવિધ

વ્યવસ્થામાં અવ્યવસ્થા હોય તો તેનો શેષ ઉપાય એ છે કે ધર્મ તેને વિશુદ્ધ કરે. એ ધર્મશુદ્ધિમાં વિષમતા–ભેદબુદ્ધિ આવે ત્યારે તેને કોણ શુદ્ધ કરી શકે ? જ્યારે ધર્મ જ વિકૃત થાય ત્યારે તેને કોણ પ્રકૃતિસ્થ કરી શકે ? એટલા માટે ક્રિશ્ચિયન અને મુસલમાન સમાજમાં જો નાનાવિધ વૈષમ્ય હોય તો ધર્મ તેને શુદ્ધ કરે છે. પરતુ આપણા સમાજમાં અન્ય સ્થળે સામ્ય હોવા છતાં ધર્મમાં વૈષમ્ય છે, તેથી આપણને એ વિપદમાંથી કોણ બચાવશે ?

" આપનિ કહારી આરી આપનાર પાય,
અહંકાર કરે નૌકા ડુબાઇછ દરિયાય;
પરે સુને મૂખ' હબિ એ રે હતભાગ,
શિરે કરિલે સર્પાઘાત પાગા બાધા કે યાય ? "

યુરોપના જાતિભેદની સાથે આપણા જાતિભેદનો આ પ્રભેદ થયો. બ્રહ્માના ચાર અંગમાંથી ચાર જાતિ ઉત્પન્ન થઇ, એ સુંદર કથા છે. જે કોઇ સમાજના અંગમાં અડચણ કરવાને ચાહે તે બ્રહ્માના અંગમા આઘાત કરે છે. બ્રાહ્મણ બ્રહ્માનું માથુ, ક્ષત્રિય તેનું ઉરસ્–બાહુ, વૈશ્ય ઊરુ–જંઘા અને શૂદ્ર તેના પગ છે હાલમાં આપણી આ એક ભૂલ થાય છે કે પગને બાદ કરીએ છીએ, પણ પગને બાદ કરવાથી માથુ બચે નહિ. કોઇ કોઇથી મોટું નથી. આ યુક્તિસિદ્ધ ( rational ) વિપત્તિ થઇ તે ઉપરાંત ઐતિહાસિક વિપત્તિ પણ છે. મુખ્યત્વે બ્રાહ્મણનો પુત્ર બ્રાહ્મણ, અને ક્ષત્રિયનો ક્ષત્રિય થાય, એ જન્મગત જાતિભેદની સમાજવ્યવસ્થામાં બીજી ભૂલ છે. પણ જ્ઞાનનો અભાવ હોય, વિચારનો અભાવ હોય, ત્યાં બેસીને કોણ વિચાર કરે કે ' જન્મગત જાતિ ચાલે ? ' કારણકે મનુષ્યમાં જે જડતા અને આળસ છે તે સહજ પથને ખોળે છે. તેઓએ જોયુ કે પિતાની જાતિનો પુત્ર થાય તો તે સહેલુ થાય. પણ તેથી થયુ એ કે કોઇ એક શક્તિ લઇને પુત્ર પિતાના ઘરમાં જન્મ ધર્યો પણ તે પિતાની જાતિની શક્તિ નહિ, પણ અન્ય જાતિની શક્તિ, અને તે અન્ય જાતિની શક્તિના સ્ફુરણને ત્યાં અવકાશ હતો નહિ ભૃગુપુત્ર પરશુરામ થયો તેમણે ક્ષત્રિય થવુ ઉચિત હતુ. તેને તેમ કરવા નહિ દેતાં જો આચાર્ય બનાવીએ તો તે પરશુના મત્રનો ઉચ્ચાર કરશે. વસિષ્ઠ વેશ્યાના–ઉર્વશીના પુત્ર હતા. જો તેણે કુલ-પન્થાવલમ્બન કર્યું હોત તો ઋગ્વેદનું સપ્તમ મડલ પ્રાપ્ત થાત નહિ. લોમહર્ષણ સુતારનો પુત્ર હતો જો શક્તિનો ભેદ ન હોત તો પુરાણ ક્યાથી થાત ? પ્રતિષ્ઠિત વ્યાસ ધીવરીગર્ભજાત હતા. તે જો જાતિધર્મ ધારણ કરત તો અષ્ટાદશ પુરાણ, મહાભારત, ભાગવત, ગીતા એ સમસ્ત આપણે ગુમાવત. નારદ હતા દારૂ વેચનાર કલાલ કન્યાદાસીના પુત્ર. જો તેણે કુલ-પન્થાવલંબન કર્યું હોત તો ભારતવર્ષમાં ભક્તિશાસ્ત્ર અપ્રતિષ્ઠિત હોત, કારણકે ભક્તિશાસ્ત્રનું મૂલ નારદપચરાત્ર છે. એ પ્રકારે કેટલા ઋષિનાં નામ ગણાવું ? વિશ્વામિત્ર ક્ષત્રિય હતા. સંહિતાની પછી બ્રાહ્મણ થયા. તેના રચનાર મહીદાસ હતા. તેની માતા શૂદ્રી હતી–તે શૂદ્રી ગર્ભજાત હતી. જો તેઓ સર્વ રીતે કુલપન્થાવલમ્બન કરત તો વેદથી તે પુરાણપર્યન્ત સર્વ શાસ્ત્ર આપણે ગુમાવત. આપણે વિશુદ્ધ કુલજાત ઋષિઓની પાસેથી ખુબ અલ્પાંશે પ્રાપ્ત કર્યું છે. જ્યારે એવું હતું ત્યારે જાતિભેદમાં સરલતા હતી, જરા મહ-જતા હતી અને તેથી તેઓએ ઋષિત્વ પણ પ્રાપ્ત કર્યું અને શાસ્ત્રરચના કરવા પણ શક્તિમાન થયા. સમાજે તેમને અડચણ કરી નહિ; કિન્તુ એવી અડચણ સમાજે જ્યારે કરી ત્યારે કેટલા પરિમાણમાં આપણે શાસ્ત્ર ગુમાવ્યાં છે તેનો નિર્ણય કરી શકાશે ? કેટલાય

ક્ષત્રિયના ઘરમાં બ્રાહ્મણ અને કેટલાય શૂદ્રવૈશ્યના ઘરમાં બ્રાહ્મણે જન્મ ધર્યા છે, તે સર્વને વિકસિત ન થવા દઈને સમાજે બ્રહ્મહત્યા કરી છે. તેમજ કેટલાય બ્રાહ્મણ વૈશ્ય-શૂદ્રના ઘરમાં ક્ષત્રિયને વિકસિત ન થવા દઈને રાજન્યશક્તિનો ઘાત કર્યો છે અને કેટલાય બ્રાહ્મણ ક્ષત્રિય શૂદ્રના ઘરમાં વૈશ્યોએ જન્મ ધારણ કર્યો; પણ તેમને વિકસિત ન થવા દઈને કેટલો લક્ષ્મીઘાત કર્યો છે ! જો કે પરિપૂર્ણ સ્વાર્થબુદ્ધિ દ્વારા અનેક વ્યવસાય કરીને તેઓ ધનવાન થયા છે, કિન્તુ તેમાં વૈશ્યત્વનો જે મહાન આદર્શ-સમાજને ઐશ્વર્યવાન કરવો-તેથી તેઓ વિમુખ થયા છે. જેઓ પોતાના ઘરમાં ધન રાખે છે તેમનાથી સમાજનું કલ્યાણ થાય નહિ. તેનો અપચય જે સમાજમાં હોય તે સમાજ શી રીતે ઉન્નતિલાભ કરે ? અત્યાર સુધી સમાજ ટક્યો છે તે આશ્ચર્ય છે. આ ચાતુર્વર્ણ્ય પ્રતિષ્ઠિત થયા પછી નારીઓનો સહજ અધિકાર ગયો છે. ચાતુર્વર્ણ્ય વ્યવસ્થા પૂર્વે અને પછી જ્યાં સુધી કઠિન થઈ ન હતી ત્યાં સુધી સ્ત્રીઓ પોતે પરણતી અને તેને અનુરૂપ શિક્ષા પ્રાપ્ત કરતી, તેમજ સમાજ પણ એ નારીશક્તિ દ્વારા બહુ બલ પ્રાપ્ત કરતો. સ્ત્રી મોટી ઉંમરે પરણે ત્યારે પોતાની જાતિમાં વર પસંદ કરે જ એમ નથી. બંગાળામાં એક કથા છે કે "બિછાનાની પાસે જે પગ ખસી પડે તે બિછાનામાં જ પડે એમ નથી. ક્યાં પડશે તેનો નિર્ણય થાય નહિ." એટલા માટે જે પ્રમાણમાં એ વ્યવસ્થા સુપ્રતિષ્ઠિત થતી ગઈ, તે પ્રમાણમાં સ્ત્રીની પ્રતિષ્ઠા કમી થવા લાગી; અને વિવાહનું વય પણ કમી થવા લાગ્યું **सो मम पतिः** ઇત્યાદિ મન્ત્રદ્વારા સમજી શકીએ છીએ કે કન્યા મોટી ઉંમરે લગ્ન કરતી અને મોટી ઉંમર સુધી શિક્ષા પ્રાપ્ત કરતી. અથર્વમાં જોઈએ છીએ કે **ब्रह्मचर्येण कन्या युवानं विन्दते ।** બ્રહ્મચર્યથી કન્યા યુવાનને મેળવે છે. કિન્તુ બ્રહ્મચર્યના પાલનને માટે જે યૌવનની આવશ્યક્તા છે તે ન હોય તો બ્રહ્મચર્ય રાખે કેવી રીતે ? એટલે વય કમી થવા લાગ્યું ગન્ધર્વવિવાહ ચાલ્યો ગયો. બ્રાહ્મવિવાહ આર્ષ હતો, અને પ્રાજાપત્ય પણ આર્ષ હતો, કિન્તુ હાલમાં સંગે સંગે પૈશાચ અને રાક્ષસ વિવાહ પણ ચાલે અને છે. વિવાહનો મહાન આદર્શ ચાલ્યો ગયો છે; કારણકે દ્રવ્યના બળદ્વારા જોરથી વિવાહ કરે, મિથ્યા કુલાભિમાનના બળથી વિવાહ કરે તે ચોરી અને દસ્યુતા છે. ભારતવર્ષની ચાતુર્વર્ણ્ય પ્રતિષ્ઠા થયા પછી સ્ત્રીનું વય ધીરે ધીરે કમી થવા લાગ્યું તેથી સાધનાની અવસ્થા જે બ્રહ્મચર્ય તેને પણ ગુમાવ્યું અને તે સાધનાહીન નારીઓ સમાજમાં શક્તિસંચાર ન કરતાં ભારરૂપ થઈ પડી. જે સમાજ આટલા દિવસ સુધી બે અંગે ચાલતો તે હવે એક અંગે, એક પગે ચાલે છે અને બીજાને લકવા થયો છે. હિંદુ સમાજ હજાર હજાર વર્ષથી અત્યાર સુધી ચાલ્યો આવે છે તેથી સમજી શકાય છે કે, તેની કેટલી પ્રબલ શક્તિ છે ! તેથી સત્ય કથા કહું છું કે સમાજની એક ચક્રની સ્થિતિ બકરાક્ષસના અધિકારમાં છે. ગ્રીસ વગેરે જાતિઓના વીરત્વને જોઈએ છીએ ત્યારે તેના મૂલમાં રહેલી નારીપ્રેરણા જણાય છે. જગતમાં કોઈ પણ વીરજાતિ એવી નથી કે જેના વીરત્વના મૂલમાં નારીપ્રેરણા ન હોય રાજપૂતાનાના ઇતિહાસમાં જોઈએ છીએ કે તેના વીરત્વના મૂલમા નારીપ્રેરણા હતી. વીરાચારી જે તાંત્રિક તે સાધનાને માટે શક્તિ ચાહે છે અને તે નારી છે. આપણા જે વિશ્વતત્ત્વ ( Cosmology )ના સમસ્ત સત્યદ્રષ્ટા છે તે કહે છે કે બ્રહ્મે પોતાને પુરુષ અને પ્રકૃતિરૂપે વિભક્ત કર્યો. અને ત્યારે સૃષ્ટિનો આરંભ થયો. તેમજ

સમસ્ત સત્ય શિવ અને શક્તિના યોગથી ચાલે છે. જ્યારે શિવ શક્તિથી વિયુક્ત થાય છે ત્યારે સૃષ્ટિનો પ્રલય થાય છે. પુરાણમાં એવું છે કે સ્વર્ગ દેવતાના હાથથી ભ્રષ્ટ થયું. દેવતાઓ બહુ ચેષ્ટાથી તેનો દૈત્યોના હાથમાંથી ઉદ્ધાર કરી શક્યા નહિ. તેઓ શિવ પાસે ગયા. તેઓએ જોયું કે શક્તિથી વિયુક્ત થઇને શિવ શબરૂપ હતા—અર્થાત્ શક્તિ હતી નહિ. ત્યારે શક્તિને શિવસંગે સંયુક્ત કરવાની તેમણે ચેષ્ટા કરી. ત્યાર પછી તપસ્યા દ્વારા શક્તિ શિવની સાથે સંયુક્ત થઇ. દેવતાઓએ કામદ્વારા શક્તિને શિવની સાથે સંયુક્ત કરવાની ચેષ્ટા કરીને ભૂલ કરી. શિવ–શક્તિ જે એટલી મોટી પ્રબલ અને વિશુદ્ધ અગ્નિના જેવી મહાપવિત્ર છે તેમાં જો કામ આવે તો કામ ભસ્મ થાય. એ યોગેશ્વર પાસે કામ ઊભો રહે તો તે ભસ્મ થાય. એટલા માટે જ્યારે કામ ભસ્મ થયો ત્યારે દીર્ઘ તપસ્યાદ્વારા શક્તિ શિવની સાથે મળી અને ત્યારે કુમારસંભવ થયો. તે કુમાર હતો શક્તિ-ધર. તેણે સમસ્ત સ્વર્ગરાજ્યનો ઉદ્ધાર કર્યો. ભારતવર્ષમાં જે સમસ્ત દુઃખ છે તેનું કારણ એ છે કે સમસ્ત શિવ મૃત, શક્તિહીન છે. તેમની જે શક્તિ તેને સાધનાનો સમય મળતો નથી. જેમ શિવે મૃત સતીનો દેહ લઇને પ્રલયંકર તાંડવનૃત્ય–પ્રલયતાંડવલીલા કરી હતી તેમ હાલ ભારતવર્ષના શિવો કોઇ કામ કરવાને ચાહે છે તો તે કામ ન થતાં પ્રલય થાય છે. શિવશક્તિ સિવાય તાંડવ અસંભવ છે, શક્તિવિના શિવ હલનચલન કરી શકે નહિ. ભગવાન શંકરાચાર્ય શાક્ત ન હતા. ને બ્રહ્મવીર હતા. તેમણે આનન્દલહરીની પ્રથમ પંક્તિમાં લખ્યું છે કે

> शिवः शक्त्यायुक्तो यदि भवति शक्तः प्रभवितुं
> न चेदेवं देवो न खलु कुशलः स्पन्दितुमपि।

આજ ભારતવર્ષની શક્તિને ચાતુર્વર્ણ્ય વ્યવસ્થાની રક્ષાને માટે ક્રમશઃ તેનું વય કમી કરી, સાધનાહીન કરી, ધીરે ધીરે આપણે સમ્યક્ રૂપે ( successfully ) મારી નાખી છે. અને એ મૃત શક્તિની પાસે મુમુર્ષુ શિવ બેઠા છે. આવા દેશમાં કયા કલ્યાણની, કયા નવયુગની સૃષ્ટિ થઇ શકે ?

[ ચિત્રાંક ૧*

આમ જુદા મરોડ પડી જઇ, તેની આકૃતિઓ સ્થિર થઇ જવામાં જુદા જુદા પ્રાન્તના કાયસ્થો, મહેતાજીઓ અને લહિયાઓએ ઠીક ભાગ ભજવ્યો છે. સાચું પૂછતાં, છાપખાનાના જમાનાના પહેલાં, લેખનકલાના સંશોધકો અને પ્રચારકો તેઓ જ ગણાય. તેઓમાંથી જેના હસ્તાક્ષર અને મરોડની વિશિષ્ટતા સુંદરતાને માટે ખ્યાતિ પામે, તેના મરોડનું બીજાઓ અનુકરણ કરે, અને ધીમે ધીમે એ મરોડ તે લિપિની સ્થિર આકૃતિ બની જાય. અક્ષરોને શોભાવવાની હોંશમાંથી, અથવા લેખકનાં રુચિ તથા સ્વભાવની

---

* ચિત્રાંક ૧ ની નોંધ

टीप्पणी-

૧. વચલી આકૃતિઓ; અથવા મૂળ સાથે સંબંધ દેખાય એવી રીતે કાઢેલી આકૃતિઓ.

૨. कु નું મોડી સ્વરૂપ અનિયમિત રીતે થાય છે. તેથી નીચે ग्रु નું આપ્યું છે; બીજા વ્યંજનો સાથે ઉકાર गु માં બતાવ્યા પ્રમાણે સામાન્ય રીતે જોડાય છે.

૩. બ્રાહ્મીનો આકાર કેવો ઊલટો થઇ ગયો તે જણાય છે. એમ ઘણી વાર થાય છેઃ द, इ વગેરેમાં એક લિપિ કરતાં બીજીમાં ઊલટાયેલી આકૃતિ જ છે. न । આમાંથી → આવો થયો છે.

૪. જોડાક્ષરમાં વપરાતાં રૂપો.

૫. મું ટિપ્પણ નથી.

૬–૭ ચિત્રમાં ઉત્તરે નોંધ આપી છે.

૮. દક્ષિણીઓ ज્ઞ નો ઉચ્ચાર द्न्य કે द्न જેવો કરે છે, અને તે એના મોડી સ્વરૂપમાં જણાઇ આવે છે. બંગાળીમાં ज् + ञ સ્પષ્ટ દેખાઇ આવે છે.

૯. બ્રાહ્મી મૂળાક્ષરો માટે હું ડૉ. ભાંડારકરના अशोक નામના અંગ્રેજી પુસ્તકનો ઋણી છું.

અક્ષરના મરોડ પર અજાણ્યે થતી અસરમાંથી, જુદી જુદી લિપિઓનો ઉદ્‌ભવ હોય એમ જણાય છે. એવા પ્રસિદ્ધ લેખક અને તેના શિષ્યોના હસ્તાક્ષરો આખા પ્રાંતમાં પ્રસરી જવાથી, ત્યાં એના જ મરોડનો પ્રચાર થાય છે, અને છેવટે એ લિપિનું સ્વરૂપ પકડે છે.

બે-ત્રણ દૃષ્ટાંતોથી આ બાબતને સ્પષ્ટ કરી આગળ ચાલું:

બાળબોધ અને ગૂજરાતી લિપિમાં કાનાને ઉપરથી નીચે કાઢવાની એક સામાન્ય પદ્ધતિથી એ લિપિને હાલના આકારો મળ્યા છે એમ કહી શકાય. આ બન્ને લિપિની સમાનતા થઈ.

પણ બાળબોધ લખનારાઓમાં પોતાના અક્ષરોને ખૂણાદાર કરવાની, અને ગૂજરાતીઓમાં અક્ષરોને ગોળાશ આપવાની સાધારણ ટેવ છે. દાખલા તરીકે, સરખાવો—च ચ, ट ટ, ढ ઢ, थ થ, य ય.

આથી ઊલટું, બંગાળી અને મોડીમાં કાનાને નીચેથી ઉપર લઈ જવાની સાધારણ પદ્ધતિ છે, અને તે એ બન્ને લિપિઓની સમાનતા છે; પણ બાળબોધ લખનારાઓની જેમ બંગાળીઓ પણ ખૂણા સ્પષ્ટ કરવાના હોંશિલા જણાય છે, અને મોડી લહિયાઓને ગૂજરાતીઓની જેમ ગોળાશ પસંદ છે દાખલા તરીકે, ચિત્રાંક ૧ માં બંગાળી અને મોડીના નીચેના અક્ષરો તપાસો: ખ, થ, દ, ધ, જ ઇત્યાદિ.

આ જરા આશ્ચર્યકારક છે ખરું. કારણ, બાળબોધ અને મોડી બન્ને મહારાષ્ટ્રની લિપિઓ છે, અને દરેક જણ બન્ને છૂટથી લખે છે. છતાં, બાળબોધ લખતી વખતે તેઓ ખૂણા પાડવાનો સ્વભાવ બતાવે અને મોડી લખતી વખતે ગોળાશ લાવે એ વિચિત્ર છે. જાણે કોઈ ગૂજરાતમાં વસેલા બંગાળીએ મહારાષ્ટ્રમાં જઈ મોડીનો પ્રચાર કર્યો હોય એવું લાગે.[1]

એર. ગમે તેમ પણ જુદી જુદી લિપિઓ અસ્તિત્વમાં આવી છે. છતાં, હવે તો એની આકૃતિઓ અત્યંત સ્થિર થઈ ગઈ છે, અને એમાં ફેરફાર પડતો નથી એમ માનવાનું નથી. મુદ્રણકળાએ અને ખાસ કરીને બીબાંથી છાપવાની કળાએ પણ લેખનકળામાં પુષ્કળ ફરક પાડ્યો છે અને પાડતી રહે છે. શાળાઓનાં પાઠ્ય-પુસ્તકો, કોપી-બુકો, લોકપ્રિય વર્તમાનપત્રો વગેરે જેવા મરોડનો ઉપયોગ શરૂ કરે તેવા મરોડ ધીમે ધીમે લખવામાં પ્રચાર પામે છે, અને થોડે વર્ષે એ આકૃતિઓ સ્થિર બની જાય છે. હમણાં હમણાંમાં જ 'નવજીવને' પ્રચલિત કરેલો 'રુ' આનું એક દૃષ્ટાંત છે. ૨-૪ વર્ષ પર ભાગ્યે જ કોઈ એને આ રીતે લખતા. 'રુ' એ જ એક રીત હતી. કેટલાંક છાપખાનાંઓએ 'જુ' અને 'જૂ' ને બદલે 'જુ' અને 'જૂ'નો પ્રચાર શરૂ કર્યો છે, અને તેની પણ લેખકો પર અસર પડે છે. બીબાંથી છપાયેલા સૌથી પહેલા પુસ્તકના અક્ષરોને આજે છપાયેલા કોઈ પુસ્તકના અક્ષરો સાથે સરખાવીએ, તો મરોડમાં ઘણો ફરક પડેલો માલૂમ પડ્યા વિના નહિ રહે.

પણ, આ તો મેં નાના ફેરફાર કહ્યા. ગૂજરાતી લિપિ વાસ્તવિક રીતે દેવનાગરીથી બહુ જુદી ન હોવા છતાં આજે એ જે જુદા જેવી લાગે છે તેનું કારણ બીબાંથી છાપવાની

૧. દેવગિરિના પ્રસિદ્ધ વિદ્વાન હિમાદ્રિ પંતે મોડી લિપિનો પ્રચાર કર્યો એમ મહારાષ્ટ્રી વિદ્વાનો માને છે. એ વિષે મારે કશું કહેવાનું નથી. ઉપર તો એક 'જાણે કે'ની જ કલ્પના કરી છે.

કળાએ કરેલો સુધારો છે એ વાત ધ્યાનમાં લેવા જેવી છે. માથાની લીટી દોર્યા વિના લખવાની પદ્ધતિ ગૂજરાતમાં છેલ્લી પેઢીમાં જ અસ્તિત્વમાં આવી છે, એ વાત ઘણાઓના ધ્યાન બહાર ગયેલી લાગે છે. શિલાછાપના જમાના સુધી માથાની લીટી અક્ષરનું અનિવાર્ય અંગ છે એવી સમજૂત બીજા પ્રાંતોની જેમ ગૂજરાતમાંયે હતી, હજુએ નામું લખનારા મહેતાજીઓ દરેક નોંધ શરૂ કરતી વખતે કમમાં કમ પહેલી લાઇન માટે તો લીટી તાણવાનું ચૂકતા નથી. વીસેક વર્ષ પહેલાં તો કાગળ-પત્ર, દસ્તાવેજ વગેરે બધું લખાણ, લીટી દોરેલા કાગળ હોય તો યે માથાની લીટી ખેંચ્યા વિના તેઓ કરતા નહિ. એ ટેવ હવે ઘટતી જાય છે, છતાં એને ચીવટપણે વળગી રહેલા હજુ મળી આવે ખરા.

શિલા પર છપાયેલાં ગૂજરાતી પત્રો અને પુસ્તકોમાં આ માથાની લીટી જળવાઇ રહેલી છે. પછી આવ્યો બીબાંનો જમાનો. ગૂજરાતી બીબાંના પહેલા પ્રયોજકને એ લીટીને તિલાંજલિ આપી દેવાનું સૂઝ્યુ. લીટીના આ લોપથી ગૂજરાતી જાણે તદ્દન જુદી જ લિપિ હોય એવો ભાસ કરાવ્યો છે. પણ, મારા મત પ્રમાણે એથી લખવા, વાંચવા તેમજ છાપવામાં ઘણી સગવડ વધી ગઇ. લીટીવાળા ગૂજરાતી અક્ષરોને પણ પહેલાં મોતીના દાણાની ઉપમા અપાતી. એ ઉપમા હવે પહેલાંથીએ વધારે યથાર્થ થયેલી છે. છાપવામાં વિશેષ નોંધવા જેવી સગવડ તો એ છે કે ઉપરની લીટીની જાડાઇથી રોકાતો ભાગ છૂટો થવાથી ગૂજરાતી અક્ષર એ જ માપના બાળબોધ અક્ષર કરતાં મોટો બને છે. દાખલા તરીકે, સ્મોલ પાઇકામા છાપેલી નીચેની બે લીટીઓ સરખાવો :

सत्य ए ज परमेश्वर छे—સત્ય એ જ પરમેશ્વર છે.

મને લાગે છે કે દેવનાગરી તથા બંગાળીના (?)* પહેલા ટાઇપ પાડનારને પણ જો એમ સૂઝી ગયું હોત કે માથાની લીટી એ અક્ષરનું અનિવાર્ય અંગ નથી, પણ લેખનની વ્યવસ્થા સાચવવા દરેલુ રેખાલેખન (ruling) જ છે, અને તૈયાર રેખાંકિત કાગળ પર અથવા છાપવામાં એની જરૂર નથી, નો નાગરી કે બગાળીનું સ્વરૂપ ગૂજરાતી કરતાં બહુ ભિન્ન પ્રકારનું ન હોત.

માથાની લીટી અક્ષરનું અનિવાર્ય અંગ છે એમ મનાવવામાં લેખકોની ટેવ પણ કારણ બની હશે. ગૂજરાતી અને મોડી લખનારાઓ કાગળની પહોળાઇ જેટલી સળંગ લીટી પહેલાં દોરીને પછી લખવા માડે છે, આથી એ લીટી વ્યવસ્થા માટે જ છે એમ સૂઝવામાં મુસ્કેલી નથી આવતી. પણ દેવનાગરી કે બંગાળીના લેખકોને અક્ષરે અક્ષરે માથું ખેંચતા જવાની અને લખતા જવાની, અથવા, એથી યે આગળ વધી, પહેલો અક્ષર કાઢી તે પછી માથું ખેંચવાની ટેવ હોવાથી, લીટી અક્ષરનો જ ભાગ છે એવો ખ્યાલ ઉત્પન્ન થાય છે. આ ટેવ નિરપવાદ નથી. પહેલી આખી લીટી દોરી, પછી બાળબોધ અક્ષર કાઢનારા પણ મારા જોવામાં આવ્યા છે. ચિત્રાંક ૨માં આના નમૂના આપ્યા છે.

* બંગાળી વિષે પ્રશ્નચિહ્ન મૂક્યું છે, કારણ એ લિપિ સાથે મારો પરિચય ઓછો છે બંગાળામાં ए અને य, ग અને ज, ण અને न વચ્ચે માત્ર માથાની લીટીનો જ ભેદ છે. મારા આ લેખની બંગાળી લિપિની બાબતમા હું બહુ આત્મવિશ્વાસપૂર્વક નથી કરી શકતો. એ લિપિ બીજી ત્રણ લિપિઓથી કેટલી બાબતમા ઘણી જુદી પડી ગયેલી માલૂમ પડે છે.

(૧) અક્ષરનો ખાસ ભાગ અને માથાની લીટી જેવો વ્યવસ્થા-બાધક ભાગ,

(૨) અક્ષરની અમુદ્રિત આકૃતિ અને મડન કે શોભા માટે, અથવા લેખકોની લખવાની વિશિષ્ટ છટાથી થયેલો તેમા કાયમી સુધારો દાખલા તરીકે, ચિત્રાક ૩મા 'ક' ને લખવાના જુદા જુદા ભેદો આપ્યા છે એમા સ્વસ્તિકને મળતા ગૂજરાતી તથા બાળબોધના પહેલા બે પ્રકારોને કાયમનુ અથવા સર્વમાન્ય સ્વરૂપ મળ્યુ છે એમ કહી શકાય બાકી બધા પ્રકારો જુદા જુદા લેખકોની અગત ટેવોનુ પરિણામ છે ગૂજરાતી લિપિમા અક્ષરોના કાનાના નીચેના ભાગને જમણી બાજૂએ વાળી લેવાની ટેવ, એ પણ આવો મડનનો જ ભાગ ગણાય આ રીતે દરેક અક્ષરનુ પૃથક્કરણ કરી શકાય,

(૩) અક્ષરની અમુદ્રિત આકૃતિને કલમ ઉપાડયા વિના લખવાથી એમા પડતો ફેરફાર કાળે કરીને આ ફેરફાર અક્ષરની કાયમની આકૃતિ બની જાય ઉદાહરણાર્થ, ગૂજરાતી અ, ખ, ચ, ફ બ, ભ લ, ળ વગેરેની આકૃતિઓ ચિત્રાક ૧ મા તપાસો, અને તે જ અક્ષરોની મોડી તથા બગાળી આકૃતિઓ સાથે સરખાવો ત્રણેમા કલમ ઉપાડયા વિના લખવાની વૃત્તિ છે, પણ ઢગ જુદી જુદી છે, તેથી ભેદો નિર્માણ થયા છે

જો લિપિની એકતા કે સમાનતા સાધવી હોય તો તેની ખાસ આકૃતિને કાયમ રાખી, સ્થાનની જુદી જુદી લીપીઓમા થયેલા તેમના મડનોનો, તથા કલમ ઉપાડયા વિના લખવાની ટેવમાથી થયેલા ભેદોનો કોઇ એક જ પ્રકાર સામાન્ય ઉપયોગમા સ્વીકારવો જોઇએ કોઇક અક્ષર માટે વિકલ્પ હોય તો તે સ્પષ્ટ અને સહેજે સમજી શકાય એવો જોઇએ, અથવા પ્રસિદ્ધ જોઇએ દાખલા તરીકે अ-अ, झ-झ, ण-ण, ज्ञ-ज्ञ, श-श, ल-ल, ५-५, ८-८, ९-९ ઇત્યાદિ પ્રસિદ્ધ વિકલ્પો છે, બીજા ફેરફાર કેવલ મડનના છે

પ્રથમ તો, માથાની લીટીની બાબતમા ઉપર જે કહ્યુ છે તેને અનુસરી એ લીટીની અનાવશ્યકતા સ્વીકારવાની જરૂર છે માથાની લીટી વિના બાલબોધ લિપિમા કોઇ લખતુ જ નથી એમ કાઇ નથી આ સાથે એની રીતે લખેલો એક નમૂનો રજૂ કરુ છુ (ચિત્રાક ૩) મુદ્રણમા એને દાખલ કર્યેથી કાઇ મુશ્કેલી ઊભી થાય એમ મને લાગતુ નથી

જો માથાની લીટીને સામાન્ય મુદ્રણમાથી કાઢી નાખવાનુ સ્વીકારવામા આવે અને બીજા કશામા ફેરફાર ન કરવામા આવે તો યે લિપિની એકતાનુ અર્ધુ કે એથી યે વધુ કામ પતી જાય એમ મને લાગે છે સામાન્ય રીતે, હાલની દેવનાગરી કે બાળબોધ લિપિને માથાની લીટી કાઢી નાખી સામાન્ય લિપિ કરી શકાય એમા કેટલાક અક્ષરોની બાબતમા અપવાદ કરવાની જરૂર પડે, અને કેટલાક અક્ષરોના આકારોમા સહેજે સ્વીકારી શકાય એવો થોડોક ફેરફાર કરવો પડે

આમાથી પહેલા અપવાદોનો વિચાર કરીએ

ख, ष, ખ—માથાની લીટી કાઢી નાખીએ તો ख અને र व એ બે વચ્ચે ભેદ કરવો મુશ્કેલ પડે હિંદીમા ष અને ख વચ્ચે ફરક નથી બન્ને માટે ष એ એક જ વર્ણ છે, અને સામાન્ય રીતે હિંદી બોલવાવાળા ष અને क्ष બોલતા જ નથી, પણ ख જ બોલે છે એમ કહીએ તો ચાલે પણ મરાઠી અને ગૂજરાતીમા એ ત્રણે અક્ષરોનો ભેદ સ્વીકાર્યા વિના ચાલે એમ નથી અમલમા ख, ष અને क्ष નો બધે જ એકસરખો ઉચ્ચાર થતો હશે,

એમ જણાય છે. ચિત્રાંક ૧ પરથી જણાઇ આવશે કે 'ખ' એ ષ કે ख ને કલમ ઊંચક્યા વિના લખવાની રીતમાંથી બન્યો છે, અને ख એ क्ष (क्ष) નું રૂપાન્તર છે. હવે ष ની આકૃતિ સર્વે લિપિઓમાં સરખી જ હોવાથી, એને એ જ વર્ણ માટે રાખવી ઘટે. તેથી ख અને ખ વચ્ચે પસંદગી કરવાની રહી. ઉપરની લીટી કાઢી નાખવાથી ख એ ભ્રમકારક સંજ્ઞા થાય, તેથી કાં તો એની લેખનપદ્ધતિમાં થોડો ફેરફાર કરવો જોઇએ, અથવા "ખ' ને સ્વીકારવો જોઇએ. ख ના र અને व એ બે ભાગોને ચિત્રાંક ૧માં દર્શાવ્યા પ્રમાણે એકબીજા સાથે જોડીને લખવાથી र અને व થી એને જુદો પાડી શકાય; પણ હાથેથી લખવામાં બેદરકારીથી લખનારા એવી કાળજી ભાગ્યે જ રાખે, અને ઉપરાંત કલમ ઉપાડ્યા વિના એ અક્ષર લખવો શક્ય ન થાય. આથી 'ખ' ને મળતી આકૃતિને જ સ્વીકારી લેવી ઇષ્ટ છે, એમ મને લાગે છે. કાનાને નીચેથી ઉપર કાઢવાના ભેદ સિવાય, બીજી રીતે બંગાળી અને મોડી આકૃતિને એ આકૃતિ મળતી પણ આવે છે, અને ઘણા મોડી લેખકો તો વિકલ્પે બરાબર ગૂજરાતીના જેવો જ ख કાઢે છે, એ ગૂજરાતી આકૃતિની તરફેણમાં કારણો છે. છતાં આ બાબતોમાં કેવળ તર્ક કરતાં રુચિભેદ અને મમત્વનું બળ પણ ઘણું હોય છે. અને તેથી તરતમાં अ અને ઋ ની જેમ બંને આકૃતિઓનો વિકલ્પ રાખવા હું સૂચવું. સમય જતાં એમાંની જે આકૃતિ વધારે લોકપ્રિય થાય તે કાયમનું સ્થાન મેળવી લે.

ळ, ળ—ळ ની ઉપર જે નાનકડી સીધી લીટી છે, તેનું પ્રયોજન એને માથાની લીટી સાથે જોડવાનું છે. માથાની લીટી કાઢી નાખીએ તો એ લીટીનીએ જરૂર રહેતી નથી. તો પછી, બીજા અક્ષરો સાથે ઊંચાઇ-પહોળાઇ ઇત્યાદિની સમાનતા સાચવવા માટે 'ળ' એ વધારે અનુકૂળ આકૃતિ લાગે છે. સામાન્ય રીતે કાનાયુક્ત અક્ષરો વધારે સગવડ-વાળા છે, એમ સર્વત્ર અનુભવ છે. કાનો છેવટે આવે જ એ માટે તો મોડીમાં क નો આકાર જ એવો બદલ્યો છે કે એ મૂળ દેવનાગરીમાંથી ઊપજેલો છે એમ વર્તવું પણ મુશ્કેલ થાય.

ङ, ङ, छ, ट વર્ગ ब, ध, ह—ळ ની જેમ આ અક્ષરોની પણ ઉપરની સીધી લીટીનું પ્રયોજન માથાની લીટી સાથે જોડવાનું છે. જો માથાની લીટી કાઢી નાખીએ તો આ લીટી પણ કાઢી નાખવી કે રહેવા જ દેવી એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. શરૂઆતમાં રહેવા દેવામાં આવે તો યે ગૂજરાતી અને મોડીની જેમ લખવામાં એનો ધીમે ધીમે લોપ જ થવાનો એમ નિશ્ચિત લાગે છે. બીજી બાજૂથી એ લીટીને કાઢી નાખવાથી અક્ષરની બાકીની આકૃતિ માટે વધારે જગ્યા મળે છે, અને તેથી એ જ માપમાં વધારે મોટા અક્ષર લખી શકાય છે. આથી એ લીટી કાઢી નાખવી વધારે ઇષ્ટ જણાય છે.

પણ એ લીટીને કાઢી નાખવાનો નિર્ણય કરીએ તો ल અને श નો જરા વિચાર કરી લેવો જોઇએ.

ल—બાળબોધમાં જે રીતે ल લખાય છે, તે રીતે એ જાણે ઉપરની લીટી હોય એવો ભાસ થાય છે. પરંતુ નાગરી, બંગાળી અને ગૂજરાતીમાં એ કાનાનું સ્વરૂપ પકડે છે, એટલે એ 'લ' ના જેવો જ રહે એ ઇષ્ટ ગણાય. પછી એની મુદ્રિત આકૃતિમાં એ કાનાનો નીચેનો ભાગ અંદરથી વાળી લેવામાં આવે તો એ માત્ર રુચિનો જ પ્રશ્ન રહે; અને એ રીતે કદાચ બધા જ કાના જેમ ગૂજરાતીમાં બહારની બાજૂ વાળવામાં આવે છે તેમ અંદરની બાજૂ વાળી શકાય. પણ એ બે આકૃતિઓમાં એટલો નજીવો ભેદ છે કે બન્ને વિકલ્પે પણ ચાલી શકે.

ક્ષ ની ઉપરની લીટી કાઢી નાખવામાં આવે તો એ '૨' ની સાથે ભળી જાય. એ મુશ્કેલી ટાળવા માટે ઉપરથી મીંડું વાળી લેવાની ગૂજરાતી તથા નાગરી પદ્ધતિ છે એ વધારે અનુકૂળ થાય એવી છે. એ બન્નેનો સમાવેશ કરનાર ચિત્રાંક ૧ માં દર્શાવેલો ક્ષ પણ થઇ શકે વિકલ્પે ક્ષ તો રહી શકે જ. આપણે એને કેવળ જોડાક્ષરોમાં જ વાપરીએ છીએ, પરંતુ સર્વત્ર જ એનો પ્રચાર થાય તો શું હરકત છે? એ બંગાળી આકૃતિની વધારે નિકટ પણ છે, અને અન્ય લિપિઓને અપરિચિત તો નથી જ.

આ તો આજની મુદ્રણપદ્ધતિમા ઓછામા ઓછો ફેરફાર કરી જે સાધી શકાય તે દષ્ટિએ વિચાર કર્યો એ દૃષ્ટિએ ચિત્રાંક ૪ મા પહેલા વિભાગમા એવી સુધારેલી લિપિનો નમૂનો દર્શાવ્યો છે.

[ ચિત્રાંક ૪ *

જો આટલુ જ કરવામા આવે તો યે એક કિલ્લો જીત્યા જેવું થાય.

આટલી સુધારણાથી પ્રચલિત માથાની લીટીવાળી લિપિ નિરુપયોગી થવાની નથી. સામાન્ય લખાણથી બીજુ લખાણ જુદું પાડવા માટે, તથા સંસ્કૃત કે પર-ભાષાના લખાણ માટે એ લિપિનો—અંગ્રેજીમા જેવો ઇટેલિક્સ નો ઉપયોગ છે તેવો—કરી શકાય જે શબ્દો રેખાંકિત કરવાના હોય, તેને અધો-રેખાંકિત ( underlined ) કરવાને બદલે ઉપરિ-રેખાંકિત ( overlined ) કર્યા હોય તો યે એ જ હેતુ સરે; અને એવું ઉપરિ-રેખાંકન પ્રચલિત નાગરી લિપિથી સહેજે સિદ્ધ થાય. ઇટેલિક્સ જેવી લિપિને અભાવે હાલ આપણને તે હેતુ સિદ્ધ કરવા જાડા ટાઇપનો કે અવતરણચિહ્નોનો ઉપયોગ કરવો પડે છે તેને બદલે એ જ સાપના માથાની લીટીવાળી લીટીનો ઉપયોગ કરી શકાય.

* ચિત્રાંક ૪ની નોંધ

વિભાગ ૧.—માથાની લીટી વિના પ્રચલિત કરી શકાય એવી લિપિ

વિભાગ ૨.—પરિચ્છેદ ૩માં સૂચવેલા ફેરફાર યુક્ત લિપિ. પંક્તિ ૧-પૃથક્ સ્વરૂપ; પંક્તિ ૨-૩ લપેટવાળુ, અથવા કલમ ઉપાડ્યા વિના લખી શકાય એવું સ્વરૂપ, જે પૈકી બીજી પંક્તિનું મુદ્રણમાં અને ટાઇપરાઇટરમાં યે મૂકી શકાય

૩

પણ, નાગરી અને તજ્જન્ય લિપિઓમાં બીજા પણ કેટલાક સુધારા કરવાની જરૂર સર્વત્ર જણાયેલી છે. અને એ દૃષ્ટિએ થોડોક વિચાર કરવો અયોગ્ય નહિ થાય. અલબત્ત, આ વિભાગની સૂચનાઓ સર્વમાન્ય થઇ ન શકે એવો સંભવ છે; એ વિચારવા જેવી લાગે અને તે ઉપરથી બીજી સ્વીકારવા જેવી સૂચનાઓ મળે તોપણ તે ઠીક જ થશે. મારી સૂચનાઓ હું આગ્રહપૂર્વક રજૂ કરતો નથી.

લિપિનો આજે ત્રણ રીતે ઉપયોગ થાય છેઃ લખવામાં, છાપવામાં અને ટાઇપરાઇટિંગમાં. છાપવામાં જે આકૃતિઓ નક્કી કરી હોય તે સામાન્ય રીતે અક્ષરોનો આદર્શ નમૂનો બને છે. હવે, મુદ્રણનાં બીબાં બનાવવામાં અને ટાઇપરાઇટિંગનાં બીબાં બનાવવામાં એક ભેદ મહત્ત્વનો થાય છે. મુદ્રણનું બીબું જેમ શોભે તેમ ઓછું વત્તુ પહોળું કરી શકાય છે. એમાં, સામાન્યતઃ, ઊંચાઇ પ્રત્યે જ લક્ષ આપવાનું હોય છે. ટાઇપરાઇટરમાં અક્ષરની પહોળાઇનું માપ પણ સાચવવાનું હોય છે. ટાઇપરાઇટરમાં એક ટાઇપ પડે કે તરત જ નિશ્ચિત જગ્યા છૂટે છે, અને ત્યારપછી બીજો ટાઇપ એટલી જ જગ્યામાં પડે છે. આથી, જો એક ટાઇપ બહુ પહોળો હોય અને બીજો બહુ સાંકડો હોય તો બે અક્ષરો વચ્ચેનું અંતર બરાબર મચવાતું નથી, અને દેખાવ બહુ શોભતો નથી. નાગરી, ગૂજરાતી વગેરે ટાઇપરાઇટર પરનાં લખાણ બહુ સુઘડ નથી લાગતાં, તેનું કારણ કેટલાક સાંકડા અક્ષરોને બહુ પહોળા કરી નાખેલા હોય છે, અને કેટલાક પહોળા અક્ષરોને બહુ ઠાંસીને દાબ્યા હોય છે.

હસ્તલેખન અને મુદ્રણમાં એક ફેર એ પડે છે કે કલમ ઉપાડયા વિના અક્ષરનો ઘાટ ઘડેલો છે એવી રીતે મુદ્રણનાં બીબાંને તૈયાર કરવાની જરૂર પડતી નથી. એમાં એક જ અક્ષરની આકૃતિ તૈયાર કરવા માટે ત્રણ કે ચાર વાર કલમ ઉપાડવી પડી હોય તો યે ચાલે; જેમકે, ક્ષ માં. પણ, હસ્તલેખનમાં લખનાર બનતાં સુધી કલમ ઉપાડવા ઇચ્છતો જ નથી. એ અનિચ્છામાંથી જ અંગ્રેજી લેખનલિપિ અને મોડી લિપિઓનો પદ્ધતિપૂર્વક પ્રચાર થયો છે. અને દરેક લિપિના એવા જોડેલા અક્ષરો અને શબ્દો લખનારા હોય છે જ.

આ ટેવ રહેવાની જ, એ લિપિના સુધારકે ધ્યાનમાં રાખવું જોઇએ. અને તેથી, કલમ ઉપાડ્યા વિના લખવાથી પોતે સૂચવેલા અક્ષરો-કૃતિઓનો ઘાટ કેવો બદલાશે, અને એમ લખવાની કેટલી અનુકૂળતા થશે, એનો એણે ખ્યાલ કરી લેવો જોઇએ જો એનો બરાબર ખ્યાલ ન કરવામાં આવ્યો હોય તો એવું બને છે કે જે અક્ષરો છાપવામાં તરત જ ભિન્ન પડી જાય, તે લખવામાં એક જેવા થઇ જાય છે. બંગાળી તથા મોડીમાં એવા ઘણા અક્ષરો છેઃ ઉદાહરણ તરીકે, બંગાળીમાં জ, গ, হ, ষ; મોડીમાં ज, न; फ, ल; घ, ह, द; स, ब, ઇત્યાદિ. આ સાવ અશક્ય થાય એમ કદાચ ન બને, છતાં એ વિષે સાવચેતી લેવી ઘટે છે.

આ બાબતો ધ્યાનમાં રાખી હું કેટલીક સૂચનાઓ કરું છું. એ બધી સૂચનાઓ આજે સ્વીકારવા જતાં નવી જ લિપિ કરવા જેવું લાગશે એનો મને ખ્યાલ છે; અને તેથી એ સૂચનાઓના હું તરત સ્વીકારી શકાય એવી, અને કાલાન્તરે સ્વીકારવા જેવી, એવા બે ભાગ પાડું છું.

**(૧) કાનો**—નાગરી લિપિઓના ઘણાખરા અક્ષરો કાનાવાળા હોય છે એ જાણીતી વાત છે. એ કાનો અક્ષરને છેડે આવે છે, અને જોડાક્ષરમાં એનો લોપ થાય છે. ઓછી

લિપિના પ્રવર્તકે એ કાનો હમેશાં છેડે જ આવે એ માટે આગ્રહ રાખ્યો છે, અને તેથી કાના જેવો દેખાતો, પરંતુ, ખરું પૂછતાં, સ્વસ્તિકના જ ભાગ તરીકે યોજાયેલો, વચ્ચેનો લીટો, જાણે કાનો જ હોય તેમ, એણે આકૃતિમાં ફેર કરીને છેડે આપ્યો છે. મુદ્રણકળા, ખાસ કરીને ટાઇપરાઇટિંગની કળા નહોતી ત્યારે આ જ સારામાં સારી રીત ગણાય.

પણ હવે એથી ઊલટું કરવાની જરૂર છે. એટલે કે, બધા જ અક્ષરોના કાના સાવ છેડે નહિ, પણ કિંચિત્ ડાબી બાજૂએ ખસેડવા ઘટે છે. ( જુઓ ચિત્રાંક ૫ વિભાગ ૨ અને ૩ ની પહેલી પંક્તિમાં આપેલા નમૂના )

આમ કાનાને જરા ડાબી બાજૂએ ખસેડવાથી મોટો લાભ એ થાય કે, જોડાક્ષર માટે એ કાનાનો લોપ કરીએ તો યે આખા અક્ષરની પહોળાઇ ઘટે નહિ.

આટલી સુધારણા ટાઇપરાઇટિંગમાં કેટલી બધી મહત્ત્વની અને સગવડભરી થાય, અને તેથી ટાઇપરાઇટિંગના અક્ષરોના ઘાટ પૂરા અક્ષર અને જોડાક્ષર બન્નેમાં કેવા સરખા આવી શકે તે સહેજે લક્ષમાં આવે એમ છે. ( આમાં થોડીક સગવડ વધારવા ખાતર મેં ग, न, અને ण માં થોડો ફેરફાર કર્યો છે, તે વાચકને ચિત્રાંક ૪ માં જોવા વિનંતિ કરું છું; એથી હાલનો व, ग બને છે, અને 'ણ' નો 'ગ' જેવો ભાગ ग જેવો જ થાય છે; તથા ग ને ભિન્ન પાડવા એમાં એક લીટો ઉમેર્યો છે. )

ઉપર પ્રમાણે કાનાને ડાબી બાજૂએ ખસેડતાં હસ્તલેખનમાં એનું સ્વરૂપ કેવું થઇ શકે તેના નમૂના ચિત્રાંક ૪ ની બીજી પંક્તિઓમાં આપેલા છે. રુચિ પ્રમાણે એમાંના એકાદ કે વધારે સ્વરૂપોને મુદ્રણમાં યે દાખલ કરી શકાય.

(૨) બારાખડીનાં ચિહ્નો—બીજી સૂચના બારાખડીનાં પ્રચલિત ચિહ્નોમાં ફેરફાર કરવા માટેની છે, અને તે ઉપરથી આખી વર્ણમાલામાં જ સંભવી શકતા ફેરફારનો વિચાર કરવાનો છે.

બારાખડીના પ્રચલિત ચિહ્નોમાં નીચેના દોષો છેઃ ( આ બધા વિચારમાં મેં બંગાળી લિપિનો વિચાર બાજૂએ રાખ્યો છે, કારણ કે એનો મને પરિચય નથી. )

૧. બારાખડીનાં ચિહ્નો સાધારણ રીતે અક્ષર સાથે જોડાઇને અને અક્ષરની નીચે અથવા ઉપર જાય એવી રીતે લખાતાં હોવાથી, છાપવામાં એના ઉપર તથા નીચેના ભાગો તૂટી જાય છે અને તેથી ઘણી અશુદ્ધિઓ ઉત્પન્ન થાય છે;

૨. એને માટે કેટલીક વાર તો ખાસ ટાઇપ જ બનાવવા પડે છે;

૩. ટાઇપરાઇટિંગમાં એને માટે મૂંગી (dumb-Key) ની યોજના કરવી પડે છે, અને તે ઝડપ વધારવામાં અત્યંત અંતરાયરૂપ થાય છે એટલું જ નહિ, પણ એનો ઉપયોગ હસ્તલેખનની ટેવ કરતાં ઊલટી રીતે કરવો પડે છે; એટલે કે પહેલા અક્ષર અને પછી કાનો, માત્ર, વરડું, અનુસ્વાર, ( રેફ ) ઇત્યાદિ ચિહ્નો કાઢવાને બદલે, પહેલાં ચિહ્નોની કળ વાપરી પછી અક્ષરની કળ દબાવવી પડે છે;

૪. એની પહોળાઈ અક્ષરના જેટલી ન રાખી શકાય તો ટાઇપરાઇટરના લખાણનો દેખાવ શોભતો નથી.

આથી, એ ચિહ્નોમાં એવો ફેરફાર કરવાની જરૂર છે કે તે અક્ષરની ઉપર અથવા નીચે નહિ, પણ બાજૂ પર આવે એમ લખી શકાય, એની પહોળાઇ અક્ષરના જેટલી જ થાય છતાં કાંઇક વિશેષતાને લીધે ચિહ્ન છે એમ આંખને પરખાઇ આવે, અક્ષરોની સામાન્ય મર્યાદાથી થોડાં ઘણાં ઊંચાં નીચાં જાય તો યે તૂટવાનું કારણ ન રહે ( જેમ અંગ્રેજીમાં

f, l, t, g, વગેરે અક્ષરો વિષે છે ), અને હસ્તલેખનમાં સહેલાઇથી અક્ષર સાથે જોડી પણ દઇ શકાય.

આ હેતુથી મેં ચિત્રાંક ૪માં પ્રચલિત ચિહ્નોમાં ફેરફાર કરી, જરા જુદા જાતનાં ચિહ્નો સૂચવ્યાં છે. એ વિષે મુદ્રણવિદ્યાના પ્રવીણ લોકો વધારે વિચાર કરી શકે, અને એમાં વધારે સુધારા સૂચવી શકે. મેં સૂચવેલાં ચિહ્નોની ખાસિયતો જણાવીને જ હું અટકીશઃ

૧. ચિહ્નોના આવા સુધારાથી મુદ્રણકામ સહેલું થશે એમ હું માનું છું;

૨. ટાઇપરાઇટરમાં એથી મૂંગી કળની જરુરિયાત નહિ રહે; રહે તો કદાચ એકાદ–બેની જ;

૩. એમાં કાનાના ચિહ્નમાં જે ફેરફાર સૂચવ્યો છે તેવો કાનો કાઢવામાં આવે તો તે સામાન્ય અક્ષરના જેટલી જ ટાઇપરાઇટરમાં જગ્યા રોકી શકે;

૪. આ પદ્ધતિ સ્વીકારવામાં આવે તો अइ, आइ, आउ, एइ, જેવા સંયુક્ત સ્વરોવાળા અંગ્રેજી અક્ષરોના બરાબર ઉચ્ચાર દર્શાવવા ચિત્રાંક ૪ માં દર્શાવ્યા પ્રમાણે યોજના કરી શકાય.

આનો એક ગેરફાયદો ગણાવી શકાય એમ છે. તે એ કે જગ્યા વધારે રોકાય; ઉપર અને નીચે આવતાં ચિહ્નો બાજૂ પર કાઢવાથી બે અક્ષરની જગ્યા રોકાય, એટલે મુદ્રકોને ફાયદો થાય અને છપાવનારાને નુકસાન થાય. સરાસરી લીટી દીઠ ૨ શબ્દો, અથવા પાના દીઠ ત્રણેક લીટી ઓછી છપાય.

(૩) **રેફ અને યુક્ત ર**—જે કારણસર બારાખડીનાં ચિહ્નોમાં ફેરફાર કરવો આવશ્યક જણાય છે, તે જ કારણસર જોડાક્ષરમાં માથા ઉપર ચડાવવાના રેફ ( ) ને બદલે સાર્યો, પહેર્યો, ઇત્યાદિમાં જેવું રકારનું ચિહ્ન કરવામાં આવે છે, તેવું ચિહ્ન હંમેશાં જ રાખ્યું હોય તો ઠીક. એ ચિહ્નનો ઉપયોગ હાલ હાલમાં જ બંધ પડવા લાગ્યો છે, તેને ફરીથી ચાલુ કરવો અયોગ્ય નહિ થાય.

પણ, પ્ર, ક્ર, દ્ર શ્ર, ઇ૦ માં જે પાછળ રકાર જોડવાનો આવે છે તેનો નિર્ણય સહેલો નથી. પ્ર, ક્ર, દ્ર, શ્ર અથવા ર્ર એમ લખી શકાય ખરું, અથવા ચિત્રાંક ૪ માં જણાવ્યા મુજબ એ જોડી શકાય ખરું, અને સાદી નાનકડી લીટીમાં ર કેમ આવ્યો છે તેનું એમાં સૂચન થાય છે ખરું, પણ આપણે એ નાનકડી લીટીથી એટલા બધા ટેવાઇ ગયા છીએ, કે નિદાન આપણી આજની આંખને બીજી આકૃતિ ગમે એમ નથી. આથી, નિદાન વિકલ્પે, જૂની રીત પણ રાખવી પડે એમ લાગે છે. અપવાદરૂપે ટાઇપરાઇટરમાં જે એક–બે મૂંગી કળ રાખવી પડે, તેમાં રેફ, રકાર, ડ, ઢ ઇત્યાદિ અક્ષરો નીચે હિંદીમાં કાઢવામાં આવતું ટપકું ( बिन्दी ), કદાચિત્ અનુસ્વાર ( નિદાન અસ્ફૂટ અનુનાસિક માટે ), અકારનો લોપ દર્શાવનાર 'ખોડા ' નું (્) ચિહ્ન, જોડાક્ષરમાં બે અક્ષરને જોડી દેવા માટે એક નાનકડી લીટી, ઇત્યાદિનો સમાવેશ કરવો પડે.

આ પ્રમાણે મારી સૂચનાઓ છે. એમાં સુધારાવધારાને અવકાશ છે. એ સૂચનાનુસાર લખેલાં વાક્યો કેવાં લાગે તેનો નમૂનો ચિત્રાંક ૫ માં દર્શાવ્યો છે. ચિત્રમાં અક્ષરો સારા ન લાગે એમ સંભવિત છે; કારણ જે મારો વિષય નહિ તે કરવાનો મેં પ્રયત્ન કર્યો છે. પરિચ્છેદ ૨ માં દર્શાવ્યા તેટલા સુધારા તરતમાં જ દાખલ થઈ શકે એમ મારો મત છે; બાકીના સમય લે તોપણ હરકત નહિ.

મુદ્રકો આનો વિચાર કરે એમ ઇચ્છું છું.

કિશોરલાલ ઘ. મશરૂવાળા

# સ્વ. શંકર દત્તાત્રેય પાઠકને

તે આજ મૂંગી
સ્વહીન મૂંગી
વિરક્ત વાયોલિન આજ તારી
પડી અહા, પાઠક! એ સતારી,
ને સાજ સૂતો સઘળો પડયો આ,
સંગીતના મધુર એ પડછંદ થોભ્યા. ૧

રે, આજ મૂંગી,
સ્વરહીન મૂંગી,
વિરક્ત સંગીતસભા પડી હા,
છાયા અહીં મૃત્યુતણી ખડી હા,
જે પ્રેરનારો કર આંગળીને
તે અગ્નિને કર પડયો જ બળી બળીને. ૨

રે, આજ મૂંગી,
સ્વહીન મૂંગી,
તે ધૂન સંગીત તણી ઊઠે હા,
તે રાગ સૂણ્યા પ્રજળી ઊઠે હા,
ભાર્યો ઉરે મેં તવ જે હુતાશ,
તે મૃત્યુફૂંક જગવે કરતી પ્રકાશ. ૩

એ ગીતધારા,
સંગીતધારા,
પ્રચંડ વ્હેતી તવ કાંઠથી જે,
ને આંગળી રાગઉરે ગુંથી જે,
એ મિષ્ટ ને ભદ્ર, પ્રસન્ન ગાણાં,
ઊગ્યાં સુણંત પ્રિય પાઠક કંઠ વ્હાણાં. ૪

એ ગીતધારા,
તારા ફુવારા,
સંગીતના તે તાપના પ્રવાહો,
એ રાગિણી કંઠ તણા વિવાહો,
આ શુષ્ક લોક ભજવી ગયો તું,
સૂકું ધરાતલ રસાર્દ્ર કરી ગયો તું. ૫

એ ગીતધારા,
રસપૂર્ણધારા,
સરસ્વતી તણુરથી ગ્રહી જે,
ને કાષ્ટદેહે પણ સંગ્રહી તે,
ગૂંજ્યો ઘણું જીવનતંબુરો એ,
ને બાકી રાગ શીખવા જ ગયો પુરો એ. ૬

સંગીત થંભ્યાં,
તવ વાદ્ય જંપ્યાં,
ઝંખ્યાં હશે ધામ મળ્યાં તને તો,
ડંખ્યાં મટે ગીત કયમે મને તો?
સંગીતનાં ચાતક આ રડે હાં,
પ્રેમીઉરે મરણધા વસમો પડે હા. ૭

રે, ગીત થંભે,
પણ કોણ જંપે?
ઝંકાર વીણા કરતી ભલે ના,
હવે ન ઊઠે સ્વર તો ભલે ના,
અમર્તનું મૂર્ત થએલ ગાણું,
છોને અમર્ત મહીં લીન થયું જ ગાણું. ૮

પ્હેલાં હતું ના,
હમણાં થતું ના,
એ ગીત ક્યાંથી પ્રગટ્યું ન જાણુ,
એ પ્રેરણા જીવનની શું માનું?
અનંતનું ગીત અગમ્ય ન્યારું,
ગાઇ ગયું ઘડિક, પાઠક! મીન તારું. ૯

સુન્દરમ્

# કામદાર કમિશનની ભલામણો

૧

કામદાર કમિશનના હેવાલની સમાલોચના કર્યા બાદ આપણે હવે ભલામણોની ચર્ચામાં ઊતરી શકીએ એવી સ્થિતિમાં છીએ. આ હેવાલે મજૂરોની દશાનું જે ચિત્ર રજૂ કર્યું છે તે વિષે ઇંગ્લંડના મજૂર પક્ષનું મુખપત્ર 'ડેલી હેરલ્ડ' લખે છે:

'આ હેવાલ વાંચી કોઇપણ અંગ્રેજ શરમની તીવ્ર લાગણી અનુભવ્યા વિના રહે નહિ, કારણકે આ સ્થિતિ બ્રિટિશ સરકારે ચલાવી લીધી છે, એટલું જ નહિ પરંતુ બ્રિટિશ અમલ દરમ્યાન તે હસ્તીમાં આવી છે. જે ભયંકર જિંદગી અત્યારનો હિંદી મજૂર જીવે છે તે હવે ઘડીભર પણ ચલાવી લેવાય એમ નથી.'

ઇંગ્લાંડમાં ઔદ્યોગિક પરિવર્તન થયુ તે અરસામાં જે સ્થિતિ માન્ચેસ્ટર અને આજુબાજુનાં પરાંમાં આવી હતી, જેનું ચિત્ર આપણને ત્યાંના આરંભકાળના કામદાર કમિશનોમાં મળે છે, તેવી સ્થિતિ અત્યારે આપણા દેશના ઉદ્યોગોમાં, ખાસ કરીને અરક્ષિત અને સંગઠિત નહિ થયેલા (unorganised) ઉદ્યોગો તેમજ મોસમી કારખાનાંમાં, નજરે પડે છે. પાશ્ચાત્ય અનુભવોનો લાભ આપણે લીધો હોત તો આ સ્થિતિ મોટે ભાગે ટાળી શકત. પણ પરચક્ર અને પરદેશના વેપારના બેવડા દબાણ આગળ આ બનવું મુશ્કેલ હતું. સામાન્ય રીતે એમ પણ કહી શકાય કે ઉદ્યોગના ચાલકોમાં દૂરદેશીપણું અને ઉદ્યોગમાં પહેલેથી વિચારેલી યોજનાનો અભાવ હતો હજી પણ માલિકવર્ગની ટૂંકી દૃષ્ટિ મજૂર કાયદાની આડે આવે છે. જે કાયદાના શુભ હેતુ અને ફલદાયી પરિણામ વિષે બેમત ન હોય તેની વિરુદ્ધ પણ એ દલીલ કરવામાં આવે છે કે ઇંગ્લંડમા જે એક સદીના ગાળા પછી સુધારા થયા તે સુધારા અહીં એકદમ કરી દેવા નુકસાનજનક અને ઉતાવળિયા છે. કેટલાક એમ પણ દલીલ કરે છે કે પાશ્ચાત્ય ધોરણો અહીં અમલમાં મૂકવાં વ્યાજબી નથી. આખો ઉદ્યોગ જ જ્યાં પાશ્ચાત્ય ધોરણે ચાલે છે ત્યાં પાશ્ચાત્ય અનુભવનો ફાયદો કેમ ન ઉઠાવવો અને પાશ્ચાત્ય ધોરણ લાભદાયી કેમ ન થાય તે તેઓ વિચારતા નથી, અથવા વિચારવાની ના પાડે છે. સદ્ભાગ્યે પ્રજામત જાગ્રત થએલો છે. જે સમજુ અને સુસંસ્કારી માલિકોએ આવાં ધોરણો દાખલ કરવામાં પહેલ કરી છે તેમનો દાખલો લેવાય તે માટે વાતાવરણ તૈયાર થએલું છે. કામદાર કમિશનની ભલામણો આવા આગળ પડતા માલિકવર્ગનાં કાર્યોને બહાલી આપે છે અને એ કાર્યોને વેગ આપનારી નીવડશે એ દેખીતું છે. કમિશન પોતે જ કહે છે:

'અમારી ઘણીખરી ભલામણો વ્યક્તિગત માલિકોએ પોતાના વિચારો સફળ કરી બતાવ્યા છે તેની હિમાયત કર્યા ઉપરાંત કાંઈ આગળ જતી નથી.'

કામદાર કમિશનની ભલામણોની વિશિષ્ટતા આ જ છે. આખા હેવાલમાં પાને પાને તેમણે ધીરે ધીરે પ્રગતિ કરવા ખાસ લક્ષ દોર્યું છે. જો આ ભલામણો અમલમાં મૂકવામાં આવે તો થોડે ઘણે અંશે પણ મજૂરોની સ્થિતિમાં આવકારલાયક સુધારો થાય.

કમિશને પોતાના હેવાલમા કાયમી અને મોસમી કારખાનામા કામ કરતા મજૂરો વિષે જે ભલામણો કરી છે તેનો માત્ર આપણે અહીં વિચાર કરીશુ આ અને બીજા બગીચાના મજૂરો અને રેલવે, ખાણો અને ગોદી વગેરેના કામદારોની કામગીરીની સ્થિતિ અને પગારનુ ધોરણ વગેરે પ્રશ્નો વિશિષ્ટ હોવાથી તેને જુદા જ વિચારવા ઠીક થઇ પડશે ફેક્ટરીના કામદારવર્ગમા મિલમજૂરો આપણુ ખાસ ધ્યાન ખેંચશે

## મજૂર ભરતીના પ્રશ્નો

કામદારોને કામે રાખવાની પ્રથા વિષે કમિશને વિગતવાર વિચાર કર્યો છે આ પ્રશ્નની જોડે મજૂરોના ઉપરી જોબરોનો પ્રશ્ન સકળાએલો છે કમિશન કહે છે તેમ, ' મજૂર શોધવાનું ક્ષેત્ર હવે ગામડુ રહ્યુ નથી, પરતુ મિલના દરવાજે મજૂર મળી રહે છે છતા જોબરની પ્રથા ચાલે છે હજી ય માલિકવર્ગ પોતે આ મજૂર રાખવાની બાબતમા જવાબદારી ઉપાડવા તૈયાર નથી થયો ' ઉદ્યોગના આરભમા ગામડેથી મજૂરો લઈ આવી ભરતી કરવાનુ અગત્યનુ કામ જોબરો કરતા હવે તો એ સત્તાનો એ દુરુપયોગ જ કરે છે ઉદ્યોગના અનુભવીઓ જાણે છે તેમ જૂના કાયમી મજૂરોને કોઈ પણ બહાના હેઠળ મૂકી તેમની જગ્યાએ નવા છોકરા 'ઓ દાખલ કરાવવાની તે તરકીબો રચે છે અને એ વચયો માણસ ' હોવાથી આ બાબતમા ફાવી જાય છે લાચની નુકસાનકારક પ્રથાનુ મૂળ અહીં જ છે મજૂર હડતાળોમાની પોણા ભાગની હડતાળો જોબરના પ્રશ્ન અગે પડે છે, એ આ વિષયના આકડા તપાસવાથી માલમ પડે છે સ્ત્રીકામદારો પર તે અનુચિત સત્તા ધરાવે છે અને એમાથી અનેક અનર્થો ઊપજે છે કામદાર તરીકે કે મિકેનિક તરીકે તેની કિંમત નહિ જેવી છે મજૂરોને રાખવા અને કાઢવાની સત્તા જોબર પાસેથી છીનવી લઈ એની જગ્યાએ અમેરિકન પદ્ધતિ મુજબ માત્ર મેનેજરને જ જવાબદાર હોય એવા અમલદારની નિમણૂક કરવા માટે કમિશને ભલામણ કરી છે કમિશન કહે છે કે

' ખાતાના ઉપરીને મળીને આ અમલદારે જાતે રાખ્યો ન હોય એવો કોઈપણ માણસ કારખાનામાં કામે લેવો ન જોઇએ અને આ અમલદારની મજૂરી વગર કોઇને કાઢી ન શકાય, સિવાય કે અમલદારને સાભળ્યા બાદ મેનેજર કોઇને પોતે દાખલ કરે '

આવા અમલદારો નીમાય છે ત્યારે ખાતાના ઉપરી અને મેનેજર સુદ્ધા તેને પોતાનો હરીફ માને છે અને સહકારથી કામ લેતા નથી તેવો અનુભવ થયો છે મજૂરોને કામે રાખવાની ખરી પ્રથા તો મજૂર ભરતી ખાતાની ( Labour Exchange ) જ છે આ ખાતુ મજૂર–માલિકના મંડળોના સયુક્ત આશરા હેઠળ ચાલે અમદાવાદ જેવા શહેરમા જ્યા અમુક ખાતાના મજૂરો મોટા ભાગે મજૂર મડળમા જોડાએલા છે ત્યા આ પ્રથા શરૂ કરવી જરા ય મુશ્કેલ નથી

સ્ત્રીકામદારોના ઉપરી તરીકે હાલ કેટલાક મુબઇના કારખાનામા સ્ત્રીઓ છે પણ ઊંચા ચારિત્ર્યવાળી અને સસ્કારી બાઇઓની દોરવણી આવશ્યક છે, એમ કમિશનને લાગ્યુ છે. આવી બહેનોને આ કામે નીમવામા આવે તે અત્યંત જરૂરી છે કોઇપણ સજોગોમા સ્ત્રીમજૂરોને અધમ પુરુષરાક્ષસોના કબજામાથી છોડાવવી જોઇએ

આ બધી ભલામણો માલિકવર્ગની શુભેચ્છાઓ પર છોડવામા આવી છે તેથી પ્રગતિ ખરેખર કેટલી થશે તે કહી શકાય એમ નથી આ બાબતમા પછાત માલિકો માત્ર

આળસથી અને નવો ચીલો પાડવાની નાઉમેદથી કાંઇપણ પગલાં ન લે તો નવાઇ નહિ. મજૂરજીવનમાં આ પ્રશ્ન એટલો અગત્યનો છે કે તેના વિષે વધારે સખત ભલામણની આપણે કમિશન પાસે અપેક્ષા રાખતા હતા.

## કામદાર કેળવણી

મજૂરભરતીના પ્રકરણમાં જ કમિશને મજૂરકેળવણી અને બેકારીનો પ્રશ્ન ચર્ચી લીધો છે. કેળવણીનો પ્રશ્ન ઉદ્યોગની દૃષ્ટિએ જ અહીં રજૂ થાય તે સ્વાભાવિક છે. ઉપર જે લાંચની પ્રથાની વાત કરી તે મજૂરની અભણ સ્થિતિમાં ટકી રહે તે સમજાય એમ છે. કમિશન લખે છે:

'ઉદ્યોગમાં અજ્ઞાન મજૂરો હોવાથી જે અગવડો અને ખામીઓ ઘર કરી બેસે છે તેનાં ખરાબ પરિણામો પર જેટલો ભાર મૂકીએ એટલો ઓછો છે. આ ખરાબ પરિણામો પગાર, તંદુરસ્તી, માલની પેદાશ, ખાતાની વ્યવસ્થા અને બીજી અનેક દિશામાં દૃષ્ટિગોચર થાય છે. આધુનિક સાંચાકામમાં અમુક જાતની કેળવણી આવશ્યક રહે છે, અને અભણવર્ગના મજૂરો મારફતે યંત્રકામ ખીલવવું ભયજનક છે, તેથી અમે ભારપૂર્વક કહેવા માગીએ છીએ કે આ બાબત યાદ રાખી ઉદ્યોગમા જોડાએલા મજૂરોની કેળવણી તરફ ખાસ ધ્યાન અપાવું જોઈએ.'

ઉદ્યોગમાં જોડાએલા કામદારોની કેળવણીનો પ્રશ્ન કેટલો અગત્યનો છે તે આ અવતરણ બતાવે છે.

કામદારની કેળવણીનો પ્રશ્ન દેશના કેળવણીના પ્રશ્નની જોડે સંકળાએલો છે તે ભૂલવું જોઇતું નથી. મહાસભાએ મફત અને ફરજિયાત કેળવણીને પ્રજા સમસ્તના હકોના ખરડામાં એક હક તરીકે દાખલ કરેલ છે. એ સ્થિતિ પ્રાપ્ત ન થાય ત્યાં સુધી માલિકવર્ગે પોતાના મજૂરોની કેળવણી માટે ખાસ ધ્યાન આપવું જોઇએ. ધનના ઉત્પાદકો મજૂરો છે. એમના પરસેવાથી મૂડી ભેગી થાય છે. ભણેલો મજૂર ઉદ્યોગને લાભકર્તા છે. માલિક મજૂરના વાલી તરીકે પોતાને ગણે તો પણ તેની ફરજ મજૂર પ્રત્યે બેવડી થઇ પડે છે. ગમે તે દૃષ્ટિએ પણ જ્યાં સુધી રાજ્ય આ બાબતમાં પગલાં લેવા શક્તિમાન ન થાય ત્યાં સુધી માલિકોએ પોતાની જવાબદારી સમજી કામદારોની કેળવણીના પ્રશ્નનો ઉકેલ કરવો જોઇએ. મ્યુનિસિપાલિટીને તેઓ અનેક રીતે મદદગાર થઇ શકે. કમિશન કહે છે તેમ મકાન આપીને, નિશાળમાં જરૂરી સામાન વસાવી આપીને અને બીજી અનેક રીતે મદદ કરવાની માલિકોની ફરજ છે.

આ કેળવણીના પ્રશ્ન સંબંધી કમિશને એક બે સૂચનાઓ કરી છે તે લક્ષમાં લેવા જેવી છે. અર્ધો દિવસ કામ કરનાર છોકરાઓ માટેની દિવસ–શાળાઓ ફળદાયી ન થઈ શકે એમ તેમનું માનવું છે. રાત્રિશાળાઓ પણ બહુ ઉપયોગી ન નીવડે એમ તેઓ માને છે. દશ દશ કલાકની મજૂરી પછી રાતના ભણવાનું કામ લેવું એ એક જાતની નિર્દયતા જ છે એમ તેમને લાગે છે. મજૂરને ટેકનિકલ ( technical ) જ્ઞાન આપવાની આવશ્યકતા કેટલાક જુએ છે. કમિશન કહે છે કે આ ભ્રમ છે. મજૂરને તો સામાન્ય જ્ઞાન, સંસ્કારની કેળવણી જોઇએ છે અને તેને માટે ખાસ સગવડ, વખત વગેરેની, કરી આપવી જોઇએ. ભણેલા માણસોને ઉદ્યોગનું જ્ઞાન આપવા માટે પસંદ કરવા અને મધ્યમ વર્ગના શિક્ષિત જુવાનોને ઉદ્યોગમાં જોડાવાની તક આપવા અને એ રીતે મધ્યમ વર્ગ અને મજૂરવર્ગ વચ્ચે જે અંતર છે તે દૂર કરવા તેઓ સૂચવે છે.

મજૂરોનાં બાળકોની કેળવણીનો પ્રબંધ થવાથી આજના કરતાં વધુ કુશળ કામદાર ઉદ્યોગને મળશે અને ઉદ્યોગને લાભ થશે, એમ તેઓ કહે છે.

કેળવણીનો પ્રશ્ન મૂકેલતાં એક બાબત જણાવવી જરૂરી છે. મજૂર સંઘોનું પ્રાથમિક કામ મજૂરોની કામગીરી અને પગારની સ્થિતિ સુધરે તે માટે પ્રયાસ કરવાનું અને એ સંબંધી અમુક ધોરણ રહે તે માટે મજૂરોનું રક્ષણ કરવાનું છે. મજૂરસંઘો પોતાના કાર્યક્ષેત્રમાં આને લગતા પ્રશ્નોને ખાસ મહત્ત્વ આપે એ જરૂરી છે. જો તેઓ કેળવણી માટે પ્રબંધ કરવા જાય અથવા જો તેઓ પાસે મજૂરશાળાઓનો પ્રબંધ થવાની અપેક્ષા રાખવામાં આવે તો તે યોગ્ય નથી. અલબત્ત, મજૂર સ્વાવલંબી બને તે ઇચ્છવા જેવું છે. પરંતુ આ સંબંધી સઘળું કરવાની ફરજ રાજ્ય, મ્યુનિસિપાલિટી અને માલિકની છે. મજૂરસંઘો આપણા દેશની વિકટ સ્થિતિમાં આ માટે પ્રયાસ કરે છે ખરા, પણ તે તેનું મુખ્ય કામ ન ગણાવું જોઈએ.

## કામદારોની બેકારી

મજૂરભરતીના પ્રકરણમાં બેકારીનો સવાલ કમિશને ચર્ચી લીધો છે. હાલની મજૂરભરતીની પ્રથાને લીધે તેમજ મજૂરને કામસર ઘેર જવું હોય ત્યારે રજા આપવાની ઘટતી નિયમિત વ્યવસ્થાની ખામીને લીધે મજૂરોમાં આવ–જા બહુ થાય છે. 'બદલીવાળા'ની સંખ્યા બહુ થઈ જવાથી કામદાર સંખ્યામાં જોઈએ તેના કરતાં મોટો વધારો થાય છે. જો રજા આપવાની પ્રથા વ્યવસ્થિત કરવામાં આવે અને મજૂરભરતીના મોટા સવાલનો નિકાલ ઉપર કહ્યું એ રીતે લાવવામાં આવે, તો અત્યારે જે મજૂરોની મોટી આવ–જા થાય છે તે અટકશે. પછીથી બેકારીનો પ્રશ્ન ઓછો ગંભીર બનશે. આજ તો એક મિલમાંથી બીજી મિલમાં મજૂર ભટકતો ફરે છે અને થોડા દિવસની બેકારી એના કપાળમાં ચોટેલી રહે છે. આ બધુ આ સંબંધી ઘટતા સુધારા કરવાથી ઘટી જશે એ ચોક્કસ છે.

પશ્ચિમના ઘણાખરા દેશોમાં બેકારીનો વિકટ પ્રશ્ન ઉકેલવા રાજ્યે પ્રયાસો કર્યા છે અને બેકારોને મદદ આપવાની ફરજ સ્વીકારાઈ છે. આપણા દેશમાં તો લાખો બેકારો બિચારા બેકાર છે, અને એમને કાંઈપણ રાહત અપાતી નથી ત્યાં થોડા હજાર મજૂરોની બેકારી માટે વીમાની કે બીજી રાહતની યોજના, જેની અગત્ય તો અમે પણ સ્વીકારીએ છીએ, વિચારાય એ સંભવિત નથી. પરતુ જ્યારે એકાએક મજૂરોને કમી કરવાનો પ્રસંગ ઊભો થાય ત્યારે દુકાળમાં રાહત અપાય છે એ ધોરણ મુજબ રાહત આપવાની વાત કમિશને કરી છે એ, તો અઘટિત અને વિચાર વગરની છે. દુકાળ વખતે પબ્લિક વર્કસમાં દુઃખી લોકોને, કામદારો આવે છે એની જોડે મજૂરોને મૂકાય એમાં મજૂરો પોતાનું અપમાન માને ... સ્વાભાવિક છે. મિલો પોતાના કામકાજને માટે ખાસ રિઝર્વ ફંડો ઊભાં કરે આવી બાબતોને ... મજૂરોને આવા કપરા વખતે મદદ આપવા આવો કાંઈક ખાસ ... મજૂરોને અધમ પુરસ્કારને આ પ્રશ્નને મર્યાદિત માન્યો છે. દેશના મોટા બેકારીના આ બધી ભલામણો મર્યાદિત છે, પણ એ સબંધી કમિશને રાહતની જે ભલામણ ખરેખર કેટલી ... તેવો શબ્દ વાપરી કહીએ તો ક્ષુલ્લક અને અર્થ વગરની છે.'

માંદગી વખતે મદદ થાય તે માટે રાજ્ય, ઉદ્યોગ અને મજૂર મળી સામાન્ય ભંડોળ કરે છે. માંદગીના વીમાની ફાયદાકારક યોજના ઉદ્યોગમાં થવી જોઇએ પણ એ સંબંધી કાંઇ સક્રિય ભલામણો નથી.

## કામના કલાકો

મજૂરજીવનનો સૌથી અગત્યમાં અગત્યનો પ્રશ્ન કામના કલાકોનો છે. કમિશન કહે છે તેમ કામના કલાકો દશથી ઘટાડીને નવની જે ભલામણ કમિશને કરી છે તે સૌથી વધારે સૂતરકાપડના ઉદ્યોગને લાગુ પડે છે, કારણકે મુખ્ય ઉદ્યોગમાં સૂતર કાપડના ઉદ્યોગમાં જ અઠવાડિયાના પુરા ૬૦ કલાક પ્રમાણે કામકાજ ચાલે છે.

આ સંબધી આપણે યાદ રાખવું જોઇએ કે અત્યારના કારખાનાંના કાયદા પ્રમાણે મજૂર દિવસમાં વધુમા વધુ અગિયાર કલાક કામ કરી શકે એવી છૂટ છે. કમિશન આમાં એક કલાક ઘટાડી વધુમા વધુ કામના કલાક દસ કરે છે અને અઠવાડિયું સાઠનું છે તેને બદલે ચોપનનુ કરે છે. બીજુ યાદ રાખવાનુ એ છે કે મજૂરના કામના કલાક દિવસના નવ થાય છે, નહિ કે મિલ ચલાવવાના. 'શિફ્ટ' કેમ રાખીને મજૂરના કલાકો નવ હોવા છતાં માલની પેદાશમા મોઘુ ન પડે તે અને પ્રમાણમાં ઘટાડો ન થાય તે કમિશને સરસ રીતે સમજાવ્યુ છે અને તેવા 'શિફ્ટ' (વારા) ગોઠવાય તે માટે એટલી હદ સુધી કમિશનરો ગયા છે કે અંધારુ થયા બાદ રાતના દસ સુધી સ્ત્રીમજૂરોને કામ કરતા રહેવાની છૂટ આપી છે! 'ધીરે ધીરે પ્રગતિ' કરવાની સાવચેતી આટલી હદ સુધી જાય છે!

સર વિક્ટર સાસૂનને તો ય સંતોષ થતો નથી. એમને તો માણસ કરતાં માલની વધુ પડી છે. પણ માલની પેદાશ મોંઘી નહિ થાય કે ઘટશે નહિ એવું તેઓ સમજતા નથી. 'થાક'ના સવાલની વૈજ્ઞાનિક તપાસ થઈ છે. '૭ કલાકના કામનો દિવસ'× નામનું પુસ્તક પ્રગટ થયું છે તેમાં આ પ્રશ્ન ડો. વર્નનના પુરાવા ઉપરથી ઠીક રીતે છણાયો છે. પણ એટલે સુધી જવાની જરૂર નથી. બાર કલાક ઘટાડીને દશ કલાક કરવામાં આવ્યા તેનું પરિણામ ઉદ્યોગને લાભજનક જ આવ્યુ છે. મજૂરો પહેલાં કરતાં વધારે કામ આપે છે. દશ કલાક ઘટીને આઠ કલાક થાય તો શરૂઆતમાં અડચણ પડે, માલની પેદાશ ઘટે પણ છેવટે અને સરવાળે તો લાભ જ થાય એ બધા પુરાવા ઉપરથી સ્પષ્ટ જણાય છે. અને કમિશને તો વળી નવ કલાક માટે જ ભલામણ કરી છે.

હિંદુસ્તાન જેવા ગરમ દેશમાં કામના કલાક દશ રાખવા માટે દલીલો કરવી તેમાં નરી નિર્દયતા જ છે. ઠંડા દેશોએ આઠ કલાકનું ધોરણ દાખલ કરેલું છે એ જ ધોરણ આપણે દાખલ કરવું જોઇએ. 'દશ કલાક કામ ચાલવું ન જોઇએ, ચાલી શકે જ નહિ, ચાલતું પણ નથી' એ તદ્દન સાચી વાત છે. કેમ ચાલે? મજૂર પણ માણસ છે અને મિલમાંથી નીકળીને કમ્પાઉન્ડમાં ફરે છે તે 'હદ ઉપરાંત કામના કલાક સામે આત્મ-રક્ષણ'નો એક જાતનો ઉપાય છે. ગણતરી મુજબ મજૂર આઠથી નવ કલાક જ કામ આપે છે. તો પછી એને મિલમાં વધુ વખત શા માટે ગોંધી રાખવો? એમાં શું લાભ છે?

અમને ખાતરી છે કે મજૂર પ્રતિનિધિઓ માગે છે તેમ કામના કલાક ઘટાડીને આઠ કરવામાં આવે તો મજૂરની કાર્યશક્તિ વધે અને છેવટે માલની પેદાશમાં પણ કાંઇ ખોટ

× 'The Six Hours Day' by Lord Leverhulme

ન આવે છતા આ પ્રશ્ન આ દૃષ્ટિએ તપાસવો એ ખોટુ દૃષ્ટિબિંદુ છે એમ અમને લાગે છે કમિશન ક્હે છે

'મજૂરોને નાગરિક બનાવવા માટે, હાથ જે વેઠિયા જેવી એની હસ્તી છે તેને બદલે જીવનમા એનો વિકાસ થાય એ દૃષ્ટિએ અને શારીરિક સ્વસ્થતાની જાળવણી સારુ એ આવશ્યક છે કે મજૂર કારખાનામાથી મુક્ત થઇ નવરાસનો વ્યાજબી વખત મેળવે'

મજૂર કમિશન આ સબધી સમાધાનીનો રસ્તો સ્વીકારે છે એ પૂરતુ નથી છતા નવ કલાકનો કાયદો તાબડતોબ થાય એવી આશા રાખીએ જો માલિકો સ્વેચ્છાથી નવ કલાકનો કામનો દિવસ જાહેર કરે તો કેટલુ સારુ?

બાળકોની પાસેથી ૧૨ થી ૧૫ વર્ષ સુધીમા વધુમા વધુ પાચ કલાક કામ કરવા દેવાની ભલામણ છે તે અત્યત અસતોષજનક છે પદર વર્ષ નીચેના બાળકોને કામ કરવા દેવાની છૂટ ન હોવી જોઇએ

આ કામના કલાકના સવાલ જોડે પગારનો પ્રશ્ન સકળાએલો છે કામના કલાક નવ થવાથી પગારમા ઘટાડો થશે અને તેથી ચોક્કસ હડતાળ પડશે એમ મર વિકટર સાસૂન કહે છે! મજૂરનો પગાર ઘટે તે પોમાય એમ નથી છતા બિચારો મજૂર આરામ મેળવવા માટે કેટલા ફાફા મારે છે તે આ મિલમાલિકને શી ખબર હોય? મજૂરનો પગાર ન ઘટે એ રીતે જ કામના કલાક ઘટવા જોઇએ છતા જો કામ પર પગાર મેળવતા મજૂરોના પગાર ઓછા કામના કલાકને લીધે ઘટે તો પણ તે થોડા વખતને માટે જ હશે ટૂક વખતમા બધો મેળ મળી રહેશે પગાર અને પ્રોડકશન વધે તો નવાઇ નહિ મજૂરને બીક છે તે તો એ છે કે કદાચ માલિકો માચાની ઝડપ વધારી તેને કાયર કાયર કરી નાખે 'Speed up' ઝપાટાબધ કામ કરાવી લેવાની પદ્ધતિથી તે બિચારો ત્રાહિ ત્રાહિ પોકારે છે જો આવી યુકિત વાપરવામા આવે તો મજૂરની શારીરિક હાલત ઉપર માઠી અસર થવાનો સભવ છે અને નવ કલાકનો લાભ ધૂળ ભેગો થવાનો છે આપણે ઉમેદ રાખીએ કે આ સુધારો કરતા માલિકવર્ગ માલની દૃષ્ટિ કરતા માણસનુ હિત વધુ મહત્ત્વનુ વિચારશે *

## કામગીરીની સ્થિતિ

કારખાનામા ગદકી અને ધૂળ ઘટાડવા તથા ઝીણુ ઊડે છે તે અટકાવવા, પોતાની મેળે સાફ થાય એવા પુરુષસ્ત્રીઓ માટે જુદા સ્વચ્છ જાજરાનો પ્રબધ કરવા પીવાનુ ઠડુ પાણી જોઈતા પ્રમાણમા પૂરુ પડે, નાહવાધોવાની વ્યવસ્થા થાય વગેરે માટે કમિશને સૂચનાઓ કરી છે મજૂરોના વસવાટના સ્થળોમા ભીડ હોય છે અને એમને નાહવાધોવાની અત્યત મુશ્કેલી જ પડે છે તેથી એ કામદારો માટે નાહવાની વ્યવસ્થા મિલોમા કરવી આવશ્યક છે કમિશને માત્ર ચામડાના ઉદ્યોગ અને એવા ગદા કારખાનામા આ વ્યવસ્થા ફરજિયાત ગણી છે

* કામદાર હિતના કાયદા બાબત ચીન પ્રગત છે ત્યા આ વર્ષના ઑગસ્ટ માસમા મજૂરોને માટે જે કાયદો અમલમા મૂકવાનો હતો તેમની નીચેની કલમ જાણવા જેવી છે

'મજૂરો માટે કામના કલાક આઠ રાખવામા આવશે, પરતુ સ્થાનિક સજોગો તેમ અને કામની દૃષ્ટિએ આવશ્યક જ હોય તો દશ કલાક કામ લઇ શકાશે અને અસાધારણ સજોગોમા બાર થઈ શકે, પણ આ રીતે 'ઓવરટાઇમ' લેવામા આવે તે માસિક ૩૬ કલાકથી વધારે ન હોવુ જોઈએ.'

કામગીરીના પ્રશ્નમાં વધુમાં વધુ અગત્યનો સવાલ ખાતાંની ગરમીના ધોરણનો છે. મિલોના ખાતાંમાં બહારનો માણસ જઇ ચઢે ત્યારે તે ઉકળાટ અને ગુગળાટની લાગણી અનુભવે છે. મિલોના ખાતાંમાં કૃત્રિમ રીતે અમુક ટેમ્પરેચર રાખવાની વ્યવસ્થા કરવી પડે છે આ આખો પ્રશ્ન વિચારવા સરકારે મિ ટી. મેક્સનીને ૧૯૨૩ ની સાલમા નીમ્યા હતા. તેમણે જે ભલામણો કરી છે તે સબંધી સઘળા એકમત થયા છે. અમદાવાદની મિલોએ આ સૂચનાઓ ઝપાટાબંધ ઉપાડી લીધી છે તે સંતોષજનક છે. કારખાનાંના ઇન્સ્પેકટરની દોરવણી પ્રમાણે ખાતાંની ગરમીનું ચોક્કસ ધોરણ રાખવામાં આવે છે આ પ્રશ્નની વિગતોમાં ઊતરીએ નહિ છતાં એટલું તો કહીશું જ કે કારખાનાંમાં આ સુધારા કરવામાં તેને લીધે થતા ખર્ચનો વિચાર સર્વોપરી ન રહેવો જોઇએ. કમિશન સાચું જ કહે છેઃ

'આ સબધી સુધારો કરવાની જરૂર હોય ત્યા તે સુધારો માગવાનો હક મજૂરોને છે, ભલે તેને લીધે નફો ન થતો હોય.'

જે કારખાનાંમાં ગરમીનુ પ્રમાણ કામદારોની તંદુરસ્તીને નુકસાનકારક હોય અગર તેમને ખાસ બેચેની ઊપજે એવું હોય તેની સામે સખત પગલાં લેવાવાં જોઇએ. કારખાનાંના હાલના કાયદાની કલમ કમિશનને અપૂર્ણ લાગે છે તેથી તેઓ તેમાં નીચેનો ઉમેરો કરાવવા ઇચ્છે છે

'કામદારની તંદુરસ્તીને ચોક્કસ નુકસાનકારક જણાય એવી હાલત અટકાવવાનો હેતુ કલમ ૯મા છે. કામદારની તંદુરસ્તી બગડે એવું સીધું પરિણામ આવે નહિ એવી સ્થિતિ હોય છતા મજૂરને ગભીર બેચેની થતી હોય ત્યા પણ મજૂરનુ રક્ષણ થવું જોઈએ.'

કામદાર સુખાકારી અને સગવડો (Welfare) નો પ્રશ્ન આ જ પ્રકરણમાં સમાવી લેવામાં આવ્યો છે. જે કારખાનાંમા મજૂરની સામાન્ય સુખાકારી અને ઓછામાં ઓછી સગવડો (નાહવા ધોવાની વ્યવસ્થા, ખાવા બેસવા માંડવા, આરામનું સ્થળ, બાળકો માટે ઘોડિયાં ઇત્યાદિ સગવડો) જળવાતી ન હોય, અને તે સંબધી તકરાર પડે ત્યારે તે કારખાનાં માટે 'વેલ્ફેર ઓર્ડર' કાઢવાની પ્રથા શરૂ કરવા કમિશન સૂચવે છે. ગ્રેટ બ્રિટનમાં આવી પ્રથા છે. સ્થાનિક સરકારની હેઠળ ચીફ ઇન્સ્પેક્ટર આવા હુકમો કાઢે અને મતભેદનો નિકાલ પચ મારફતે થાય એવી સૂચના કમિશને કરી છે.

સ્ત્રીકામદારોનાં બાળકો માટે ઘોડિયાંની જરૂરિયાત સંબંધી ભલામણ કરતાં કમિશને ગફલત કરી જણાય છે અઢીસો સ્ત્રીઓની સંખ્યા હોય ત્યાં આવા ઘોડિયાંખાતાં ખોલવાની તેઓ ભલામણ કરે છે. અમદાવાદનો દાખલો લઇએ તો આ ભલામણ અનુસાર ૭૦ જેટલી મિલોમાંથી ૩ મિલોને જ આ ખાતા ખોલવાની ફરજ પાડી શકાય તેથી અમદાવાદના મજૂરોનું મુખપત્ર 'મજૂર સંદેશ' આ ભલામણને 'હાસ્યજનક' ગણે છે.

કામદારોની ભરતી, કામના કલાક અને કામગીરીના પ્રશ્નો એમના પગાર અને જીવનના ધોરણ સાથે સકળાએલા છે પણ તેનો વિચાર તો હવે પછી જ થઈ શકશે.

(ક્રમશઃ)

જીવણલાલ ક. ચાંપાનેરીઆ

# પૂર્વ આફ્રિકામાં પાંચ વર્ષ

[ 'પ્રસ્થાન' માટે ખાસ લેખમાળા ]

## ચિત્ર ૧ લું

બનારસીદાસ ચાતુર્વેદી ગૂજરાતને જાણીતા છે. ગૂજરાત વિદ્યાપીઠમાં એ અધ્યાપક હતા શ્રીમતી સરોજિની નાયડુ સાથે એ આફ્રિકાને પ્રવાસે ઊપડયા હતા અને 'મોડર્ન રિવ્યુ'ના "પ્રવાસી ભારતીય" વિભાગના તંત્રી તરીકે અને હાલ 'વિશાલ ભારત' નામના હિંદી માસિકના તંત્રી તરીકે પરદેશનિવાસી હિંદીઓની સેવા એ બજાવતા રહ્યા છે. એમની પ્રેરણાએ મને પૂર્વ આફ્રિકા બતાવ્યું અને પાંચ વર્ષ અનેક વિચિત્ર અનુભવો લેવડાવ્યા. એ અનુભવો અને તેને અંગે ઉત્પન્ન થતાં કેટલાંક સંસ્મરણો બહાર પાડવાનો વખત હજી આવ્યો નથી, પરંતુ આ પાંચ વર્ષમાં જે જે સુંદર પ્રદેશોમાં મારો નિવાસ નિર્માયો હતો તેનું વર્ણન મારા ગૂજરાતનિવાસી બંધુઓને આપવાનો સમય બહુ વાર વ્યતીત થવા દેવો યોગ્ય નથી.

મુંબઈથી હું ૧૯૨૬ના જુલાઇની સાતમી તારીખે ઊપડયો હતો. વાદળ કાળાં હતાં, આગબોટ ઊપડતાં વેંત જ વરસાદ શરૂ થયો હતો. પુરાણલિખિત "અરુણાબિંદુ" અગર અત્યારનો અરબ્બી સમુદ્ર પર્વતતુંગ તરંગો ઉછાળતો હતો. આગબોટના તૂતક ઉપર અગર બેડારિયામાં ખીચોખીચ માણસો ભર્યાં હતાં. મુંબઇ છોડયે એક કલાક થયો તેટલામાં તો નવ્વાણું ટકા ઉતારૂઓ સમુદ્રઘૂર્ણાથી લપાઇ થઇ ગયા, કેટલાંકો ઊલટી કરવા લાગ્યાં, કેટલાંકો લિંબુ ઉપર લિંબુ ચૂસવા લાગ્યાં, કેટલાંકો માથે મજબૂત પાટા બાંધવા માંડયાં, કેટલાંકે ઇશ્વરનામાભિધાન સાંભરવા માંડયાં. દારૂ પી લથડિયાં ખાતા હોય તેમ સાગરપ્રવાસના ટેવાયેલા ખલાસીઓના સારંગો, વીશીવાળાઓ વગેરે પોતપોતાનાં કામકાજ પૂરતા જ ફરતા માલમ પડવા માંડયા.

સાગર ઘોર ઘેરો ઘૂઘવાટ કરતો હતો. મને સુભાગ્યે સમુદ્રઘૂર્ણા લાગતી નહોતી, નૌકાડોલન સાથે દેહડોલન સાચવતાં લથડિયાં ખાતાં અથડાવું પણ પડતું નહોતું. ભરત મહાસાગરનાં ઊર્મિતોષ દર્શન કરવા ખાતર હું આગળના તૂતક ઉપર જઇને ઊભો. એ તૂતક ઉપરથી ખુલ્લું હતું અને પાણીથી ઝબકોળ હતું. વારે વારે જેમ નૌકા આગળ વધતી માર્ગ કાપતી હતી, તેમ જબરદસ્ત વિશાળ મોજાંઓ કપાઇ, ભાંગી, તૂતક ઉપર ફરી વળતાં હતાં, તૂતક ઉપર ઊભેલા મને નવડાવી દેતાં હતાં; સુતારના કેબિન પાસે ઊભતાં ઝીણી શીતળ રૂ જેવી લાગતી વાછંટથી ભિંજાવતાં હતાં.

ચાર દિવસ જગત અસૂર્ય, જળમય રહ્યું. માણસો માંદાં અને સૂતેલાં રહ્યાં, વીશીવાળાઓ નિર્વ્યવસાય અને કમાઇવાળા રહ્યા. પાંચમે દિવસે આગબોટની ગતિ સ્થિર થઇ; ઉપરનું તૂતક સુકાયું; પૂર્વ દિશામાં ઉષા પ્રગટી અને ઠરી, અકડાઇ ગયેલી નૌજનતા ઉપર સૂર્યનારાયણે ઉષ્મા પ્રસરાવતી કિરણાંગુલિઓ ફેરવી. સારંગોએ કેન્વાસ છોડવા માંડયાં; વીશીવાળાઓએ ગંભીરતાપૂર્વક ચાની તથા રસોઇની તૈયારીઓ કરવા માંડી. તૂતકના નળ

ઉપર હાથમા દાતણના કૂચા અને ખાલી લોટાવાળાં સ્ત્રીપુરુષોની ભીડ થવા માંડી, શોખીન પૂર્વઆફ્રિકા નિવાસીઓ "ચાય"ની બૂમ પાડવા માંડયા.

નહાઇ ધોઈ, ચા પી, નાસ્તો કરી હું ઉપર ગયો. આકાશ સ્વચ્છ હતું, પૂર્વ દિશાના ભાલ પ્રદેશ ઉપર સોનાના ચાંદલાથી સૂર્યનારાયણ બિરાજી રહ્યા હતા. સમુદ્ર સૌમ્ય પથરાઇ રહ્યો હતો, તેનાં નીલ જલમાં આછું આછું તેજઃપ્રતિબિમ્બ પડતું હતું. આગબોટની બાજુ પર પાણી ભાંગતાં ભાંગતાં બરફનાં ફૂલ જેવી સુંવાળી શીકરકણીઓ ઉછાળતું હતું.

લગભગ દશેક વાગ્યે જહાજના કપ્તાન, ડાક્ટર તથા હિંદી કારકૂન તપાસ અર્થે નીકળ્યા; તપાસ તો ફક્ત ટિકિટની કરી. કેટલાકોએ અધુરી ટિકિટો લીધી હતી; કેટલાકોએ પોતાનાં બચ્ચાંની ઉંમર ઓછી લખાવી હતી, કેટલાંક બૈરાંઓના પતિ સલૂનમાં મુસાફરી કરતા હતા તેમની પાસે ટિકિટો હતી; કેટલાંક તૂતકની ટિકિટ હોવા છતાં ઉપર સલૂનમાં સૂતેલાં પકડાયાં હતાં વગેરે અનેક ધડમથલ કરી ત્રણે સાહેબો ચાલ્યા ગયા. મેં ડાક્ટર તથા કરાણી સાથે પરિચય પાડયો, તેમની પાસે બપોરના જમી જહાજના જીવનવ્યવહારની કેટલીક સૂક્ષ્મ માહિતીઓ મેળવી. વહાણ ઉપરના યુરોપિયનોના વ્યવહાર જાણ્યા અને નિહાળ્યા. પૂર્વ આફ્રિકાના પ્રદેશોના સરકારી હિંદી નોકરોની વાતચીતો તટસ્થ રીતે સાંભળી, આગબોટના પુસ્તકાલયમાંથી થોડાં પુસ્તકો મેળવ્યાં અને દિવસ પસાર કર્યો.

તે દિવસે રાતના લગભગ ત્રણેક વાગે કોલાહલ કાને પડયો. બીજાઓ સાથે હું પણ જાગી ઊઠયો અને તપાસ કરી. કોઇએક હિંદી સ્ત્રી ફાળકા ઉપર સૂતેલી હતી તેના ઉપર દાનના લટાર મારતા કોઇ આદમીએ હાથ નાખ્યો હતો. આપણા માણસો ગમાર અને નાહિંમત હોય છે. પૂરતી સંભાળ રાખતા નથી અને આવા કિસ્સાઓ બને ત્યારે અંદર અંદર કોલાહલ કરી શમાવી દે છે.

તે પછીની રાત શાંતિથી પસાર થઈ, પણ સવાર પડતા જ એક દરજી ગૂમ થયેલો માલમ પડયો. તે રાતસુધી હતો; સૌ સાથે વાતોના ગપાટા મારતો બેઠો હતો અને બધા વીખરાયા ત્યારે તે પણ છૂટો પડી પોતાની પથારીમા સૂતો દેખાયો હતો કપ્તાનને નિવેદન થયું. આગબોટના ખૂણેખૂણા તપાસવામાં આવ્યા, પરતુ તેનો પત્તો લાગ્યો નહિ અને છેવટે નિર્ણય થયો કે તેણે કોઇ દુઃખના માર્યા દરિયામાં પડી આપઘાત કર્યો છે. તેનો સરસામાન નોંધાયો અને આગબોટના સત્તાધીશોના કબજામાં ગયો. આખો દહાડો એની એ વાત સર્વ મંડળમાં ચાલી રહી એ જ જાતના અનેક કિસ્સાઓ જાણકાર લોકોએ કહી સંભળાવ્યા. સેકન્ડ કલાસના કેબિનમાંથી એક વ્યભિચારિણી પત્નીના પતિએ પોતાની સ્ત્રીને કપડાં કઢાવી બાજૂની ગળકબારીમાંથી મધરાતે નીચે સાગરજળમાં હડસેલી મૂકી હતી અને પછી તેની પાછળ પોતે કૂદી પડયો હતો, બન્નેના જલપ્રવેશના સમયના ધબકારા સંભળાઇ ગયા હતા, આગબોટ ઊભી રહી હતી, ખલાસીઓ પાણીમાં પડયા હતા, પુરુષ અને સ્ત્રી બન્ને હાથ આવ્યાં હતાં, ઉપર લઈ આવ્યા પછી બન્ને મૃત્યુવશ થયાં હતાં, તેમનાં શબને એક સાથ જલશાયી કરવામાં આવ્યાં હતાં, અને આગબોટને બે મિનિટ થંભાવી, ઉતારૂઓએ અને અમલદારોએ અવસાન પામેલાંઓને છેલ્લી વખતનું માન આપ્યું હતું.—આ અને એવી બીજી અનેક વાતો કહેવામાં આવી. ઘણાઓએ આંખમાં આંસુ લાવી સ્મશાનવૈરાગ્ય

બતાવ્યો; થોડા કલુષિત ચિત્તના માણસોએ તે પછી સ્ત્રીસ્વભાવને વ્યભિચાર સહજ છે એ સિદ્ધાંતનું દાખલા અને દલીલ સાથે સમર્થન કર્યું !

વળતે દિવસ એ બધું વિસારે પડયું. આફ્રિકાનો કિનારો નજદીક આવવા લાગ્યો, વિષુવવૃત્ત ઓળગી નૌકા દક્ષિણ ભૂગોળાર્ધમાં પેઠી સૌરાષ્ટ્રના શિયાળાની ઘણા લાંબા વખતથી નહિ અનુભવેલી ટાઢની ચીમકીનો પ્રવાસ દરમ્યાન પ્રથમ અનુભવ થયો. લોકોને મોંએથી જિંદગીમાં કદી નહિ સાંભળેલાં અગર સાંભળવા ધારેલાં ગામનાં નામોનાં ઉચ્ચારણ કાને પડવા માંડયાં ફ્લોરેન્સ રિડ્લના " કિનિયા મિસ્ટ "ના પુસ્તકમાંથી સ્વાહિલીના છૂટા છૂટા શબ્દો વાચવામા આવ્યા અને એ દ્વારા સ્વાહિલીનો આછો આછો અભ્યાસ મળાયો પોર્તુગીઝ આફ્રિકા જતા એક જુવાન આસજન પાસેથી આફ્રિકાની અનેક અરધી સાચી, અરધી ઝાંખી કથાઓ સાંભળી લીધી.

પ્રવાસના બીજા અડવાડિયાના સવારના નવ વાગે આગબોટ મોમ્બાસાના કિનારાની નજદીક આવી આગલી રાતે ધૂમસ હતુ તેથી ઉતારૂઓના કહેવા પ્રમાણે સ્ટીમર જરા આડે રસ્તે ફાટી હતી અને તેથી રસ્તા ઉપર આવતા મોડી થઈ હતી આફ્રિકાનો પૂર્વ-કિનારો અત્યત લીલો અને સુદર છે તેની વાલુકા સોરઠકિનારાની સફેદ ઝીણી પ્રવાળ વાલુકાની બનેલી છે, પણ વનસ્પતિ છેક સમુદ્રજલને સ્પર્શ કરીને ઊભે છે. હિંદને કિનારે સાગરનીર માટીભરપૂર પીળા હોય છે, મધ્યે મહાસાગર આ અંબુ આકાશનો નીલ વર્ણ ધારણ કરે છે, પણ આ કૃષ્ણખંડના કિનારાના વારિ કાળાં શ્યામ હોય છે

જુલાઈ માસ શિયાળાનો મહિનો ગણાય છે એમ મને સૌએ કહ્યુ હતુ, પણ બદરમા પ્રવેશ કરતા વરસાદના વાદળ ચડી આવ્યા અને આગબોટ ઊભી રહ્યા પહેલા તો ટમટમ વરસાદ શરૂ થયો. આગબોટ મોમ્બાસા દ્વીપને ફરતો ચકરાવો લે છે પહેલાં મોમ્બાસાનું બારુ છે. આ બારુ હમણા ઉપયોગમા લેવાતુ નથી; તે બારાને જમણે હાથ છોડી મોમ્બાસા શહેર ઉપર નજર નાખી આગબોટ કિલિન્ડિનીના વિશાળ બદરમાં પ્રવેશે છે આજે એ બદર ઉપર ડક્કાઓ બાધવામા આવ્યા છે, પણ ૧૭મી જુલાઈ ૧૯૨૬ને રોજ હજી ડક્કાઓ તૈયાર થયા નહોતા આગબોટ વચમાં જ ઊભી રહેતી, એક પાસ મોમ્બાસા શહેર અને બીજી પાસ આફ્રિકાની ખડભૂમિની વનભૂમિ, ઉપર વાદળાંથી ભરેલુ આકાશ.

આગબોટ નાંગરી, લીલા-પીળા-લાલ વાવટાઓ ચડયા; કિનારેથી ડાક્ટરના, પોલીસના, એજન્ટના મછવાઓ છૂટયા થોડી વારે પીળો વાવટો ઊતર્યો અને અનુભવી ઉતારૂઓએ શાંતિનો શ્વાસ મૂક્યો એક સારગ બધાને સેકન્ડ કલાસના " સ્મોકિંગ રૂમ " પાસે જઈ ઊભવાનુ કહી ગયો સ્ટીમરમાં પ્રવેશદ્વાર પર લાંબી તુર્કી ટોપીવાળા, ઉઘાડા પગવાળા આફ્રિકન સિપાહીઓ-અસ્કારીઓ ઊભા રહી ગયા. એક લાઇટરમાં વિચિત્ર વેશધારી સ્વાહિલી મજૂરો ભરાઇને આવ્યા.

નાડીઓ તપાસાઇ, પાસપોર્ટો જોવાયા, જામીનગીરીઓ લેવાઇ, ઊતરવાની છૂટ અપાઈ અગર પાછી ખેંચાઇ વગેરે અનેક નાટકો થયા અને પછી લોકોનુ ઊતરવાનું ચાલુ થયુ. મે કિનારે જવાના પાસ મેળવ્યા સ્ટીમર ઉપર સ્વાહિલી મજૂરોએ દરોડો પાડયો અને તૂતકોનો તથા ભડકોનો કબજો લીધો. લગભગ બપોરે એક વાગે હુ કિનારે ગયો મારી સાથે પોર્તુગીઝ આફ્રિકા જનાર આસયુવકજન હતો. તેણે મારા બાળપણના એક પરિચિતનું

ઘર બતાવ્યુ અનાયાસે ત્યા નૈરોબીનિવાસી એક બીજા સબધી જનના પણ દર્શન થયા સ્વાહિલી વાતચિતની એક નાનકડી સરખી ચોપડી મેં ત્યાથી પડાવી લીધી

મોમ્બાસા શહેર મને નવીનતાભર્યું લાગ્યુ નહિ ૧૯૨૬ના જે મોમ્બાસા હતું તે આજે નથી તે દિવસ હજી મોમ્બાસા પ્રૌઢાવસ્થા પામતુ હતુ કિલિન્ડિનીથી શહેરનો રસ્તો હજી ધીંગોધીંગ મકાનોથી ભરપૂર નહોતો થઇ ગયો

સાજે વરસાદ સાવ રહી ગયો હતો અને અમે શહેરમા સહેજ લટાર મારવા નીકળ્યા દીવાદાંડી તરફના એક રસ્તા પર આગળી ચિંધી મને મારા મિત્રે કહ્યુ "આ રસ્તે હિંદી ઓને સામાન્ય રીતે જવા દેવામા આવતા નથી યુરોપીય રમણરમણીઓના સંકેતસ્થાન તરીકે વપરાય છે" હું એ સમજી શકયો નહિ કેનિયામા યુરોપીય–હિંદીઓ વિષે સખત ભેદ સાચવવામા આવે છે એ તો મને ખબર હતી, પણ ૧૯૨૩મા નિવાસાતર બધ કરવામા આવ્યુ હતુ આ વિષયમા આગળ ઉપર વધારે લખીશ, પરતુ તે વખતે તો મેં ફકત એક જ સવાલ કરીને સતોષ માન્યો 'ટાગાનિકામા પણ એવુ હશે?" અનુભવની આત્મશ્રદ્ધાથી મારા મિત્રે કહ્યુ "ના"

મોમ્બાસા સૌરાષ્ટ્રના દક્ષિણકિનારા જેવુ છે જેણે માધવપોર, સીલ, નવાબદર, વેરાવળ, પાટણ, મહુવા વગેરે જોયા હોય તેને તેની વનસ્પતિ અને આબોહવા અજાણ્યા ન લાગે જૂનાગઢ, વેરાવળની બાધણી, બારણાંની કોતરણી, ગૃહદ્વારનો મ્હોરો, વગેરેનો જેને અનુભવ હોય તેને મોમ્બાસા ઘર જેવુ લાગે મસ્કત, કરાચી, પોરબદર માગરોળ, જગબાર, મોમ્બાસા, મલિન્ડી એ આરબમડળમા આવી જાય છે અને તે બધાના ઉપર એકસરખી આરબ સસ્કૃતિની છાપ પડી રહી છે મને આ પરિચિત રચના જોઇ ખૂબ આનદ થયો આગબોટ ઉપર જઇ મેં આ વાત મારા બાલકોને કહી તેઓ પણ રાજી થયા

વળતે દિવસ મારા બન્ને સબધીજનને આગબોટ ઉપર જમવા નોતર્યા હતા અને સવિતાની તબિયત બરોબર નહોતી અને આગલે દિવસ શહેરમા નહોતો લઇ જઇ શકયો તેથી તેને મળવાની તક આપી હતી એ ભોજન અને સમાગમ અત્યત આનદપ્રદ નીવડયા તે પછી સાજે ચાર વાગે સ્ટીમર જગબાર જવાને ઊપડી

૨

પૂર્વ આફ્રિકામા મળસ્કુ કે સધ્યાકાળ હોતા નથી વિષુવવૃત્તના એ પ્રદેશમા સૂર્ય ગુફામાથી સિંહ કૂદી નીકળે તેમ પૂર્વમાથી બરોબર સામો ઊભો કૂદી નીકળે છે, અને પહેલેથી જ પોતાના તાપની પ્રચડતાનો પરિચય કરાવે છે સાજે જગતની ક્ષુલ્લકતાથી કટાળી જતો કોઇ મહાનુભાવ એ ક્ષુદ્રતા સહન ન થવાથી એકદમ પીઠ ફેરવી અદશ્ય થાય તેમ તે પશ્ચિમ સાનુમાનના શિખરથી પાછળ ઊતરી પડે છે

સૂર્ય ઊગ્યો કે ડાબા હાથ ઉપર જગબારનુ સુદર દ્વીપસ્થ શહેર અને ત્યાના સુલતાનનો લીલો વાવટો નજરે પડયો જગબાર હિંદના પશ્ચિમ કિનારાના સાહસિક વાણિયા, ભાટિયા, વહોરા વગેરેનુ ઘણા જૂના વખતથી વ્યાપારસ્થાન છે અત્યારનો સબધ મસકતથી આરબો જગબાર આવી અહીંની મસનદ સ્થાપી ત્યારથી શરૂ થાય છે અહીં સર્વ કોટિના હિંદીઓ વસે છે, હજી પણ હિંદી નાણુ ચાલે છે અને સુલતાનની સ્થિતિ હિંદુસ્તાનના દેશી રાજાઓ જેવી છે,

આગબોટ મધ્યદરિયે નાંગરે છે. સમુદ્રનીર સૂર્યપ્રકાશમાં નાહતું નાચતું તેને અંતરમાં રમાવતું શમાવતું હિલોળા ખાય છે. અંદર દૂર સુધી તેની સ્વચ્છતાથી નજર પ્રવેશી શકે છે. પરદેશથી આવતી આગબોટ સંબંધી બધી વિધિઓ પરિપૂર્ણ થાય ત્યાં સુધી મેં એ સ્ફટિક સ્વચ્છ સાગર, એ સુંદર શહેર અને એ ફીરમજી આકાશ નીરખ્યાં કર્યાં. બે ત્રણ ત્રાંબાના પૈસા પાણીમાં ફેંક્યા તે નીચે ડૂબકી મારી લઇ આવતા આફ્રિકન છોકરાઓને રસ અને ગમ્મતપૂર્વક નિહાળ્યા. એ ધ્યાનમાંથી "ઉધ્ધરગરાય કે?" એવા મધુરા અને પ્રીતિયુક્ત સવાલે મને જગાડ્યો. એ સવાલ રા. ગ. બિહારીલાલ નારાયણજી અનંતાણીનો હતો. એ કચ્છભૂજના નાગર-ગૃહસ્થ છે. લગભગ દશેક વરસથી 'ઝાંઝીબાર વૉઇસ' નામનું અંગ્રેજી-ગૂજરાતી વર્તમાનપત્ર એ ચલાવે છે. તેમના ભાઇ ડાક્ટર હિમ્મતનાને "જંગબારનો ઇતિહાસ" એ નામનું એક નાનું પુસ્તક ગૂજરાતી સાહિત્ય-ભંડોળમાં અર્પણ કર્યું છે. એ જો વધારે સુંદર રીતે છપાયું હોત, વધારે શુદ્ધ જોડણીથી છપાયું હોત અને આપણા વાચનારાઓ બૃહદ્-ગૂજરાતમાં સહેજ સરખો પણ રસ લેતા હોત તો વધારે જાણીતું હોત. બિહારીલાલ પોતે પણ સાહિત્યાર્ણવને કિનારે ધસી આવતા તરંગોમાં છબછબિયાં મારે છે. જંગબારમાં તેમની બુદ્ધિ અને નીડરતા હિંદીઓને ઘણી ઉપયોગી થઇ પડે છે. કેનિયા પોતાને પૂર્વ આફ્રિકાનું નેતા માની વખતોવખત બિહારીલાલની સેવાવૃત્તિને ઉત્તેજી તેનો ઉપયોગ કરે છે. બિહારીલાલ મુત્સદ્દી ગણાય છે, પૂર્વ આફ્રિકાના લોકપ્રિય લોકોત્સાહક વક્તા છે. ચંચળતા તેમની તમામ પ્રવૃત્તિઓમાંથી ડોકિયાં કરે છે, ચપળતા તેઓ જે જે કાર્ય ધ્યાનપૂર્વક હાથ ધરે છે તેનું લક્ષણ બને છે. તેઓ અજ્ઞાત કરવાને આતુર છે, અભિપ્રાય આપવામાં આત્મશ્રદ્ધાળુ છે. સ્વભાવના વિલાસપ્રિય છે, સમજણના સેવાભાવી છે, ભાઇઓના ભાઇ છે. સ્વાશ્રયી છે. મધુરભાવી મુરબ્બીઓની મર્યાદા જાળવવાની સભાનતા રાખે છે. લોકનિંદાના બીરુ નથી છતાં લોકોની મમતાના આકાંક્ષી છે.

મારા આફ્રિકા આવવા વિષે મેં તેમને આગળથી ખબર આપ્યા હતા અને તદનુસાર મને પોતાને ઘેર લઇ જવા આવ્યા હતા. તેમની મીઠી ભાષા અને આકર્ષક આકૃતિએ મારું મન હર્યું અને અમે જ્યારે મળ્યા ત્યારથી જ મિત્રો બન્યા. એ મૈત્રી આફ્રિકાની અનેક આપત્તિઓમાં અખંડ, સ્થિર અને ગંભીર ચાલુ રહી છે.

જંગબારમાં ઊતરતાં મને વેરાવળ યાદ આવ્યું-ફક્ત વેરાવળની શહેરસુધરાઈ જંગબાર જેવી નહિ. રસ્તાઓ વેરાવળના બજારના રસ્તાઓ જેવા જ સાંકડા છે, ઘરની બાંધણી પણ જૂનાગઢ વેરાવળ અને પ્રભાસપાટણના ઘરોના જેવી જ છે. અરબ્બી શિલ્પ મહેરાબ, કમાન, તાક વગેરે દરેક ઘરમાં નજરે પડે છે. બારણાંઓ ઉપર અને મ્હેરાની કમાનમાં કુરાને શરીફની સુંદર સુરાઓ કોતરેલી નજરે પડે છે. જંગબાર હિંદીમય છે. ત્યાં મેં દૂધ વેચનારી હિંદી ગોવાલણો જોઇ. સાફ સોનાસમી ચળકતી પીતળની માંજેલી વટલોઇઓ પર નજર નાખી. ટપાલ વેચતા પોરટના હિંદી પટાવાળાઓ જોયા, શુદ્ધ પાણીની કાવડો લઇ જતા હિંદી પાણી ભરનારા નિહાળ્યા, મરજાદ સાચવતા ભાટિયાઓ દેખ્યા, સાહેબનો જન્મ દિવસ ઊજવતા ખોજાઓને પણ મળ્યો. તે દિવસે આફ્રિકાનો અનુભવ નહોતો એટલે હિંદ સાથેનું દરેક જાતનું સામ્ય ખાસ ધ્યાન પર આવતું.

આ બેટ લવંગના વેપારનું જબરજસ્ત ધામ છે અને માડાગાસ્કર જ ફક્ત તેનાથી શિરટાય થાય છે. "લવંગલતા પરિશીલન કોમલ મલય સમીરે" ગાતા રસિક જનોને અહીં કહેવાની જરૂર પડે છે કે લવંગનાં લાંબાં ઊંચાં પાતળાં ઝાડ થાય છે, પણ વેલડીઓ થતી નથી. આ ઝાડ ઊંચાઇના પ્રમાણમાં પાતળાં હોય છે અને તે ઘણાં પર્ણાળ હોય છે; તેનાં પાંદડાં બહુ નીચેથી બાઝે છે અને તેથી થડની આસપાસ અનેક લતાઓ ચડી ચડીને વળગી રહી હોય એવો ભાસ થાય છે. એથી સંસ્કૃત કવિઓ એને લવંગલતા કહી વર્ણવતા હોય તો ભલે. હિંદુસ્તાનમાં લવંગ થતાં હોય એમ મને ખબર નથી, એટલે એ વિષે હું વધારે કહી શકતો નથી. જંગબારમાં લવંગનાં તો વનનાં વન ઊભાં છે. આ આખો દ્વીપ અત્યંત લીલો અને રસાળ છે; સહેજ ડુંગરાળ પણ છે. તેને ફરતો લગભગ ૫૮ માઇલનો મોટરનો રસ્તો છે. આખે રસ્તે કેળ, નાળિયેર, આંબા, લવંગ વગેરેનાં ઝૂડ પડ્યાં છે. વસતિમાં આફ્રિકન-સ્વાહિલીઓ, રાજકર્તા અરબો અને વેપારી તથા નોકરિયાત હિંદીઓ છે. અમલદારો બધા ય અંગ્રેજો છે. મૌલિક વેપાર યુરપીયો કરે છે. જૂની પેઢીઓ દિવસે દિવસે નિસ્તેજ અથવા સ્થિરતેજ થતી જાય છે.

બિહારીલાલ પાસેથી પૂર્વ આફ્રિકાના રાજ્યબંધારણ સંબંધી અને દારેસ્સલામના સમાજ-જીવન તથા વ્યક્તિઓ સંબંધી ઘણી સૂક્ષ્મ માહિતી મેળવી. તેમણે મને દારેસ્સલામના અંગ્રેજ વર્તમાનપત્રકાર મિ. મેનકીન ઉપર એક પત્ર આપ્યો. ભાઇ વ્રજલાલ ઓલનો એક પત્ર પણ મને બતાવ્યો અને પછી તેમના ઉપર પણ પોતાનો પત્ર આપ્યો. આગબોટ સવારમાં ચાર વાગે ઊપડવાની હતી તેથી આખો દિવસ ઘણા જ આનંદમાં ગાળી સાંજ પડતાં અમે સૌ ઉપર ચડી ગયાં. લગભગ નવેક વાગ્યે હું એકલો પડયો. બાળકો સૂઇ ગયાં; ઘણાખરા ઉતારૂઓ મોમ્બાસા ઊતરી ગયા હતા. વધારે જંગબાર ઊતર્યા. દારેસ્સલામના ફક્ત એકાવન ઉતારૂઓ રહ્યા. મુંબઇથી ખીચોખીચ ભરેલી આગબોટ સૂની લાગવા માંડી. મધ્ય મહાસાગર હોવાથી મોજાંનો ઘૂઘવાટ ન હોતાં સાગર પણ શાંત હતો. ભડકિયામાંથી માલ ઉપાડી પડખે ઊભેલા મછવામાં ઉતારતી ક્રેનનો કર્કશ અવાજ વારે ઘડીએ એ શાંતિમાં ભંગ પાડતો હતો. ઉપરથી પિયાનો બજાવતી કોઇ યુરોપીય લલનાના ખંડસંગીતનો વખતે વખતે આછેરો અવાજ નીચે ઊતરતો હતો; યુરોપીય ઢમછબનું અનુકરણ કરતા કેટલાક હિંદીઓ મોટે સાદે હસતા, સ્ટુઅર્ડ પાસેથી બરાડા પાડી પીણું માગતા તેથી સંગીતનો સૂર ઘણી વાર દબાઇ જતો. આ સંજોગોમાં હું વિચારહિલોળે ચડયો. ડાબા હાથ પર જંગબારના અસંખ્ય દીપકો ચમકતા હતા; ઉપર દક્ષિણગોળાર્ધનું નક્ષત્રમંડળ ઝળકી રહ્યું હતું; આસપાસ સાગરનાં શ્યામ જળ પવનના સૂસવાટ સાથે સૂર મિલાવી સળકતાં હતાં. આવતી કાલથી મારું આફ્રિકન જીવન આરંભ પામવાનું હતું. એ આરંભ બહુ આશા-સૂચક લાગતો ન હતો. મોમ્બાસા અને જંગબાર જોયા પછી મન ઉપર અવસાદછાયા છવાતી હતી. પ્રવાસી હિંદીઓ હિંદમાં હોય તેવા જ લાગતા હતા. બ્રિટનનો મગરૂર આત્મોત્કર્ષ અહીં પણ એમને આંજતો હતો. મેં મનમાં ને મનમાં પ્રભુપ્રાર્થના કરી; મન સ્થિર કરી શાંતિ મેળવી; મને મળી શકે તેવા અવકાશોનું આવાહન કરી આત્મામાં આશા ભરી અને પછી હું સ્થાન પર જઇ નિદ્રાવશ થયો.

(ક્રમશઃ) ઉછરંગરાય કે. ઓઝા



## નાણાં વિષેની સલામતી

શ્રીયુત વિઠ્ઠલભાઇ પટેલે લંડનમા ભરાયેલી ઇંડિયન નેશનલ કોન્ફરન્સની બેઠકના પ્રમુખ તરીકે એક સુંદર ભાષણ આપ્યુ હતુ આપણી સ્વાતંત્ર્યની લડત સબંધી, ગંધી પછીની મહાસભાની વલણ સંબંધી, તેમજ આપણી આજની રાજકીય પરિસ્થિતિ સંબંધી સુંદર મીમાંસા કરતુ એ ભાષણ છે. તેમાથી નાણાંવિષયક સલામતી સબંધી નીચેનો ભાગ આપીએ છીએ:

સંરક્ષણ અને પરદેશ સાથેના વ્યવહારમા હિંદુસ્તાન જેમ પૂરો કાબૂ માગે છે, તેવી જ રીતે નાણાના વહીવટની બાબતમા તેમજ આર્થિક નીતિમા પણ પૂરેપુરો કાબૂ માગે છે. ગોળમેજી પરિષદની હાલની ભલામણો ફેડરલ સ્ટ્રકચર કમિટિના અહેવાલના ૧૮મા ફકરામા આપેલી છે. આ ભલામણોથી જ ગવર્નર જનરલને દેવુ કરવાની બાબતમા અને અંદાજી બાબતમા દખલ કરવાની એટલી બધી સત્તાઓ આપવામા આવી છે કે પરિણામે તે ભલામણોને આધારે એક હાથે પ્રજાને જે મળે છે તે બીજે હાથે પાછુ લઈ લેવાય છે. એનાથી પણ આગળ જઇને પરિષદને હિંદુસ્તાનની નાણા અને ચલણની નીતિમા પણ ગવર્નર જનરલ માટે પૂરતી સત્તા મેળવવી જરૂરની લાગી છે. આ તો હદ થઈ.

જે સલામતીઓની ભલામણ કરવામા આવી છે તે દરેક બાબતમા એટલી બધી દખલ કરનારી અને શરમ ઉપજાવે એવી છે કે કોઈ પણ સ્વમાનવાળો હિંદી નવા બંધારણમા આર્થિક દફતર લેવાને માટે તૈયાર નહિ થાય. હુ આ દરેક ભલામણને તપાસીને તે કેટલા હાસ્યજનક અને અપમાનકારક છે તે બતાવવામા તમારો વખત નહિ લઉં. પણ એમા બે બાબતો એવી છે કે જેના પર ખાસ ધ્યાન આપવાની જરૂર છે.

### સેક્રેટરી ઑફ સ્ટેટે નીમેલા અમલદારોના પગાર પેન્શન ઇત્યાદિ

(૧) પ્રશ્ન એ છે કે પ્રાંતીય નહિ એવી અખિલ હિંદની નોકરીના હાલના અમલદારોના પગારો અને પેન્શન સંયુક્ત ભંડોળના ખર્ચનો ભાગ બનાવી શકાય કે નહિ? અને જો બનાવી શકાય તો કેટલા હદ સુધી?

મહાસભા આ પ્રશ્નનો એના ગુણદોષ ઉપરથી વિચાર કરવા તૈયાર છે. એ વિવાદાસ્પદ છે કે રાજ્યને વખતોવખત નોકરીના કરારના નિયમોમા ફેરફાર કરવાનો અને ફરીથી નક્કી કરવાનો હક છે કે નહિ? અને આજની પરિસ્થિતિમા આવી સત્તા સેક્રેટરી ઑફ સ્ટેટમા સ્પષ્ટ રીતે કે સૂચનથી રહેલી છે. એ પણ યાદ રાખવાનું છે કે ૧૯૨૫ પછી રૂપિયાની બદલાકિંમત (exchange value) કૃત્રિમ રીતે ૧૨॥ ટકા વધારી મૂકવામા આવી છે. અને હિંદી સરકાર રૂપિયાના જ ચલણમા પગાર વગેરે આપવા બંધાયેલી હોવાને પરિણામે, સરકારી નોકરોને જે રકમ આપવામાં આવે છે તે ૧૨॥ ટકા જેટલી વધી જાય છે.

વળી, એ પણ ધ્યાનમા રાખવુ જોઇએ કે એક તરફથી રહેવાનું ખર્ચ અથવા વસ્તુઓના ભાવ ખૂબ ઘટી ગયા છે અને એ ઘટાડો બદલાકિંમતના વધારાના પ્રમાણમા પડવો જોઇએ તેના કરતા

વધારે નીચે પડયો છે એ પણ જાણીતુ છે કે લશ્કરી અને દિવાની અમલદારોના હાલના પગારોમા કમ્પેન્સેશન અને ખાસ સુંથ્થાઓની જાતની કેટલીક રકમો આવે છે. અને આ રકનો હિ દી સરકાર વખતોવખત ફરી જોઇ જઇ નક્કી કરે છે.

આવી અને બીજી બાબતો મને લાગે છે કે બહુ મુસીબતની નહિ થાય અને બન્ને બાજુએ આપ-લેની છૂટથી તેનો નિકાલ થઈ શકશે.

## હિંદુસ્તાનનું જાહેર દેવું

આ બધા દેવાઓ નિયમ પ્રમાણે છે અને તેથી તેમને વિશે કઈ કહેવા કરવાનું નથી, એમ માનીને જ ગોળમેજી પરિષદે કામ ચલાવ્યુ છે. હિંદી મહાસભાનો એવો દાવો છે કે આ દેવાઓની ઝીણવટથી તપાસ થવાની અને પૂરેપુરી તપાસ થવાની જરૂર છે. અને ત્યાર પછી જ હિ દુસ્તાનને એ દેવાઓની જવાબદારી સ્વીકારવાનું કહી શકાય.

આ વખતે હુ યુરોપમા આવ્યો ત્યારથી જાહેર દેવાના પ્રશ્ન વિશે આતરરાષ્ટ્રીય અભિપ્રાય શુ છે—ખાસ કરીને યુરોપના દેશોના રુખખમા —તેનો અભ્યાસ કરવાનો હુ પ્રયત્ન કરુ છુ.

મારા અભ્યાસના પરિણામથી હું આ પ્રશ્નને તપાસુ તેમા જે થોડીક મિનિટ જાય તેટલી વાર આપ ધીરજ રાખશો

આ દેશમા ( ઇગ્લડમા ) આ પ્રશ્ન ઉપર હિ દી મહાસભાના વલણને જે ખોટી રીતે રજૂ કરવામા આવે છે તે જોતા આવા પરીક્ષણની ખાસ જરૂર છે. આપણા ટીકાકારો ટીકામા એટલી હદ સુધી જાય છે કે મહાસભાનુ વલણ રશિયાના કોમ્યુનિસ્ટોથી પ્રેરાયેલુ છે. હુ નિ સકોચ રીતે કહુ છુ કે આ ટીકા એ જાણીજોઈને ઈર્ષાખોરોએ કરેલુ જૂઠાણુ છે. મહાત્મા ગાધી અને જવાહરલાલ નહેરુએ અને મહાસભાના બીજા મુખ્ય આગેવાનોએ આ માગણીને જે મુદ્દાસર રીતે રજૂ કરી છે તેમા સીધી કે આડકતરી કોમ્યુનિસ્ટ અસરની જરા પણ ગધ નથી. એ આતરરાષ્ટ્રીય નાણાવહીવટની સ્પષ્ટ મૂડીવાદી યોજના છે. અને તે આતરરાષ્ટ્રીય અને આતરસામ્રાજ્યકીય મૂડીવાદના નિયમોથી તેમજ ગોઠવણીથી દોરાયેલી છે. મહાસભાની યોજના ક્રાન્તિકારી અથવા તો સામ્યવાદી નથી, એટલુ જ નહિ પણ ઊલટુ સામ્યવાદીઓ તો તે યોજનાને મહાસભાના દ્રોહી મૂડીવાદી નાયકોના દ્રોહકૃત્ય તરીકે ભાડે છે !

મહાસભાની તટસ્થ સમિતિ મરફતે દેવાની તપાસ કરવાની માગણી, સામ્યવાદીઓ જે રીતે હિ દુસ્તાનના દેવાનો નિકાલ કરવા માગે છે તેનાથી તદ્દન વિરુદ્ધ છે સામ્યવાદીઓનુ એક મડળ ઉઘાડે ચોક નીચે પ્રમાણેની માગણીઓ કરે છે—

क હિંદુસ્તાનના લોકોએ તેમની પોતાની પાર્લામેન્ટે અથવા સોવિયેટે ન કર્યા હોય એવા બધા ય દેવાઓની જવાબદારીનો ત્યાગ કરવો,

ख ઉદ્યોગમા અને રેલવે, નહેરો, રસ્તાઓ, કારખાનાઓ, ખાણો ઈત્યાદિ કામોમા થયેલી મૂડીની રોકાણોનો વિચાર કરતી વખતે એ પણ ધ્યાનમા લેવુ જોઇએ કે આ દેશમાથી ગ્રેટબ્રિટન મોટા નફાઓ કરી ગયુ છે, તેમ જ ગ્રેટબ્રિટનમા મોકલેલા કાચા માલને માટે અન્યાયી દરો આપવામા આવ્યા છે, અને

ग પોતાની સત્તા હિ દુસ્તાનમા ચાલુ રાખવા માટે બ્રિટિશ સરકારે જે લોકોને માર્યા હોય, ફાંસીએ લટકાવ્યા હોય, અપગ કર્યા હોય, કેદમા નાખ્યા હોય, અથવા બીજી રીતે હેરાન કર્યા હોય તેમના વારસો અને કુટુબોને યોગ્ય બદલો આપવો જોઇએ.

સામ્યવાદીઓની આ શાખા હિ દુસ્તાનના લોકોને એમ દબાણ કરીને કહે છે કે બ્રિટનના દેવાની રકમ ભરપાઈ કરી દેવા ઉપરાત બ્રિટન પાસેથી હિ દુસ્તાનને નુકસાનીના બદલામા ૪૦૦૦,૦૦૦૦૦૦ માગવા જોઇએ આ રશિયામા ક્રાન્તિ થયા પછીની કલ્પના છે. એ સામ્યવાદીઓની

માગણી છે, જ્યારે મહાસભાની માગણી તો તદ્દન સાદી અને સરળ છે. એ માગણી ન્યાયની રીતે હિંદુસ્તાનનું દેવું કેટલું ગણાય અને કેટલું ન ગણાય એ નક્કી કરવા માટે તટસ્થ સંશોધનની છે. આ કોઈ નવો મુદ્દો નથી, આ તો એક જૂનું દુઃખ છે. અને જ્યારે બધી શાહુકારી વાતોનો નિર્ણય થવાનો વખત આવ્યો છે તે સમય સહજ રીતે દેવાદાર અને લેણદાર વચ્ચે ઉત્પન્ન થતી એ સ્વાભાવિક માગણી છે.

## રાજકીય માગણીઓ

હિંદુસ્તાનની રાજકીય માગણીનો પ્રશ્ન બાજૂ પર મૂકીએ તોપણ આ જાતની તપાસની, એક ન્યાયની બાબત તરીકે, હિંદુસ્તાન કોઈ પણ ન્યાયી અને પ્રામાણિક બ્રિટિશ પ્રધાન મંડળ પાસે અપેક્ષા રાખે. જ્યારે ૧૯૦૬ થી ૧૯૧૩ સુધીની લિબરલ સરકારે આ પ્રશ્નને ખુલ્લા અને પ્રામાણિક મનથી ન વિચાર્યો ત્યારે હિંદુસ્તાન કડવાશની લાગણી સાથે નિરાશ થયું હતું. ૧૯૧૮-૧૯નો લૉઇડ જ્યોર્જની સરકાર પાસેથી પણ એવી અપેક્ષા રાખવામાં આવી હતી કે તે આ પૈસાની બાબતમાં ન્યાય આપશે— રાજકીય અને બંધારણના સુધારાના પ્રશ્નથી સ્વતંત્ર રીતે. પણ હિંદુસ્તાનની આ આશા પણ ભ્રમરૂપ જ થઈ પડી.

હવે મજૂર સરકારનો વારો આવ્યો છે અને તેની સાથે મજૂરપક્ષ અને જે જુદા જુદા પક્ષોનો બ્રિટનનો મજૂર પક્ષ બનેલો છે, તેને પણ કંઈક કરવાનો વારો આવ્યો છે. મજૂર સરકાર તરીકે આ બાબતમાં કંઈક પગલાં તેણે ભરવા જોઈએ. અને જો તેઓ નિષ્ફળ જાય તો જેઓ તેમના મત અને મદદકારથી મજૂર સરકારને ટેકો આપે છે તેઓએ તેને આ નૈતિક ફરજ બજાવવાનું દબાણ કરવું જોઈએ. મેં ઉપર કહ્યું તે પ્રમાણે આ આખોયે પ્રશ્ન બંધારણના પ્રશ્નથી જુદો પડે છે. એને ગોળમેજી પરિષદ સાથે પણ સંબંધ નથી. તે પોતે એક સ્વતંત્ર જ પ્રશ્ન છે અને તે તાત્કાલિક અને સ્વતંત્ર નિકાલની અપેક્ષા રાખે છે મજૂર સરકારે સ્વતંત્ર માણસોની એક સમિતિ એકદમ નીમી દેવી જોઈએ. આ સમિતિમાં, દાખલા તરીકે, સિનેટર બોરાહ, ફ્રાંસનો નાણાખાતાનો મંત્રી, એક સ્વિડીશ નિષ્ણાત એવા માણસો હોય આ સમિતિ બ્રિટિશ સરકારે હિંદુસ્તાનમાં કરેલા નાણાવિષયક વ્યવહારની તપાસ કરે તેમજ પ્રત્યેક દેશે કેટલી જવાબદારીઓ લેવી જોઈએ તેની તપાસ કરે અને તે વિષયે નિર્ણય આપે મજૂર સરકાર પ્રસંગને યોગ્ય વર્તન કરી શકશે?

છેવટનાં કેટલાંક વર્ષોના બનાવો ઉપરથી એ સ્પષ્ટ દેખાય છે કે બ્રિટન હિંદુસ્તાન તરફ કાળા લોકોના દેશ તરીકે, અથવા તો જિતાયેલા દેશ તરીકે, અથવા તો બન્ને તરીકે, જાણી જોઈને, જુદી જાતની વર્તણૂક બતાવે છે. અને દુર્ભાગ્યે, અત્યારની મજૂર સરકાર એ ધિક્કારવા યોગ્ય નીતિ ચાલુ રાખે છે

હું મારી દૃષ્ટિના સમર્થનમાં કેટલાક દાખલા આપું છું:—

૧. છેવટના મહાન વિગ્રહ પછી તરત જ દુનિયામાં સૌથી પહેલાં રશિયાએ પોતાના પહેલાંના દેવા અને પરદેશીઓની ખાનગી મિલકત અને ગેરન્ટીઓના હકનો ઇનકાર કર્યો. આ બન્ને દાવાઓનો સરવાળો ૨૮૦૦,૦૦૦૦૦૦ પાઉન્ડ થતો હતો. બાર વર્ષના બાર દઈને કરેલા ઈનકાર પછી મજૂર સરકાર આ વિષયની તપાસ માટે એક સંયુક્ત કમિટિ રશિયા પાસે નિમાવવામાં સફળ થઈ છે. એ તો ઉઘાડી વાત છે કે આ કમિટિમાં રશિયાના પ્રતિનિધિઓને મહત્વનું સ્થાન હશે. મજૂર સરકાર રશિયા પાસે દેવાના તપાસનું કમિશન નીમાવી શક્યું છે તેને પોતાનો એક મહાન વિજય ગણાવે છે. એની એ જ મજૂર સરકાર હિંદુસ્તાનની આ જ જાતની સાચી માગણીનો તિરસ્કાર કરે છે।

૨. ઇટાલી પાછળના ભાગમાં નામરજીથી લડાઈમાં જોડાયું હતું. બ્રિટન અને બીજા મિત્ર-રાજ્યોએ તેને આર્થિક મદદ આપી હતી ઈટાલીએ બ્રિટન પાસેથી ૨૬૫,૦૦૦૦૦૦ અને વધારે રકમ ઉઠીની લીધી હતી. પણ આ રકમ પાછી આપવાની એની જરા પણ મરજી હોય એમ દેખાયું નહિ ચેમ્બરલેઈન તેમની ફેસિસ્ટ રાજનીતિથી મુગ્ધ થઈ ગયા હોય એમ લાગતું હતું. ચેમ્બરલેન

ઈટાલી પાસેથી વ્યાજ અને મુદ્દલના આખા દેવા પેટે ૨ ટકા રકમ સ્વીકારીને સંતોષ માને છે. પણ હિંદુસ્તાનની બાબતમાં વાત જુદી છે!

૩. મિ બાલ્ડવિને ચોકસ હિસાબથી ગણતરી કરીને અમેરિકાને દરેક વર્ષે ૩૩,૦૦૦૦૦૦ પાઉન્ડ આપવાનું અને પછીથી દરેક વર્ષે ૩૮,૦૦૦૦૦૦ પાઉન્ડ આપવાનું કબૂલ કર્યું. ઘણાખરા બ્રિટિશ મુસદ્દીઓ અને છાપાઓ નૈતિક કારણોને ખાતર સંપૂર્ણ ફરી-તપાસની માગણી કરે છે. આ દેવાનો કેટલો ભાગ નૈતિક દૃષ્ટિએ યોગ્ય છે તેની તટસ્થ તપાસ માટે બ્રિટન માગણી કરે છે. જૂન ૨૨, સોમવારના 'ડેલી એક્સપ્રેસ'ના પૃ. ૮ પરના અગ્રલેખમાં કહ્યું છે:

"કયારે પણ આ સાચું દેવું ન હતું. એનો ક્યારે પણ એ રીતે દાવો થવો જોઈતો ન હતો, અને એ રીતે એનો નિકાલ પણ થવો જોઈતો ન હતો."

વારુ. હિંદુસ્તાન પણ બ્રિટનના પોતાના દેવા વિશે બરાબર એ જ કહે છે અને એનું એ 'ડેલી એક્સપ્રેસ' હિંદુસ્તાનને ગાળો દે છે!

૪. જર્મનીએ લડતની નુકસાનીમાં જે કાંઈ આપવાનું હતું તે કબૂલાઈ ગયું ૯. પણ તે પ્રમાણે આપવાની જર્મનીની વ્યવહારુ શક્તિ વિશે પ્રશ્નો ઉઠાવવામાં આવ્યા છે, કમિશન પછી કમિશન નીમવામાં આવે છે અને ફેરફારો કરવામાં આવે છે. ડૉઝ, યંગ, સ્ટીવન્સનની દલીલો ઉપર ધ્યાન આપવામાં આવે છે. પણ હિંદુસ્તાનની બહુ સાધારણ માગણીઓ તિરસ્કારવામાં આવે છે.

૫ ન્યૂ સાઉથ વેલ્સની મજૂર સરકારે પોતાના વડા પ્રધાન મિ લેન્ગની સૂચનાથી બ્રિટિશ દેવા પેટે દર વર્ષે આપવાના ૫૦૦૦૦૦૦ ભરવાની જોર દઈને ના પાડી છે. આ વિશે ગ્રેટબ્રિટનમાં કાંઈ ઘોંઘાટ થયો નહિ—કાંઈ ધમકીઓ આપવામાં આવી નહિ, કાંઈ સંરક્ષણો માગવામાં આવ્યાં નહિ સ્ટૉક એક્સચેઈન્જ ઉપર કાંઈ ગાળાગાળી થઈ નહિ. ન્યૂ સાઉથ વેલ્સની સરકારે આ વર્ષે તો દેવું ભર્યું પણ નથી. અને ઑસ્ટ્રેલિયાની સમવાયી સરકારે કાયદાની દૃષ્ટિએ શું સ્થિતિ થાય તે નક્કી કરવાનો પ્રયત્ન કરવા માંડયો છે. પણ હિંદુસ્તાનથી તો પોતાની આર્થિક જવાબદારીઓ યોગ્ય રીતે શોધી શકાય જ નહિ!

૬. ઑસ્ટ્રેલિયાની સમવાયી સરકાર પોતે પણ બ્રિટનના દેવા વિશે પોતાનો વાંધો રજૂ કરે છે અને ફરી તપાસની માગણી કરે છે. ઈટાલી બ્રિટન પાસેથી દેવાની બાબતમાં જે રીતની ગોઠવણની અપેક્ષા રાખે છે એવો જ દાવો ઑસ્ટ્રેલિયા પણ કરે છે. ઑસ્ટ્રેલિયાના આવા દાવા ઉપર ઇંગ્લાંડ ધમાલ નથી કરતું, આલ્બર્ટ હૉલમાં સભાઓ ભરાતી નથી, પણ બધા સહાનુભૂતિ જ ધરાવે છે. ઑસ્ટ્રેલિયાની સરકારે દેવું આપવાની બીજા રૂપમાં યોજના (Conversion Scheme) પ્રગટ કરી છે કે જે તમે જો સ્વીકારો તો ઐચ્છિક છે અને જો ન સ્વીકારો તો ફરજિયાત છે! જૂન ૧૪ મીનું 'સનડે ઓબઝર્વર' સ્પષ્ટ રીતે લખે છે કે આ ફરજ (Compulsion) પાડવાની જ નવી યોજના છે પણ નૈતિક કારણોસર તેનો બચાવ કરે છે. ઑસ્ટ્રેલિયાની લોનવાળાઓ ભલે ઓછું વ્યાજ લે, પણ હિંદુસ્તાનની લોનવાળાઓનું તો સંરક્ષણ થવું જ જોઈએ!

૭. જ્યારે ૧ પાઉન્ડ બરાબર ૨૫ ફ્રૅંક હતા ત્યારે ફ્રેંચ લોકોએ બ્રિટિશ નાણાં રોકનારા પાસેથી ૫૦,૦૦૦-૦૦ કરોડના લીધા હતા. હવે અત્યારે જ્યારે એક પાઉન્ડ બરાબર ૧૨૫ ફ્રૅંક છે ત્યારે ફ્રેંચ લોકો એ દેવું પાછું આપવાનો આગ્રહ રાખે છે. આનો અર્થ એ છે કે તેઓ કેવળ ૧૦,૦૦૦૦૦૦ પાઉન્ડ જ પાછા આપવા માગે છે. સ્નોડન અને હેન્ડર્સન ન્યાય માગતા હતા, પણ તેમને કાંઈ મળ્યો નહિ. ત્યારે હવે હિંદુસ્તાનની ન્યાયની માગણી વિશે શું?

### હળવી માગણીઓ

દેવાની બાબતમાં બીજી પ્રજાઓનું જે વલણ છે તેની સાથે હિંદુસ્તાનના જાહેર દેવા વિશે હિંદી મહાસભા જે વલણ લે છે તે સરખાવવા હું આ તમને કહું છું. તમે જો તેમ કરશો તો તમને સ્પષ્ટ જણાશે કે મહાસભાની માગણી ઘણી જ હળવી અને સંભાળથી કરેલી છે. પણ બ્રિટન આ

જુદા જુદા વલણ તરફ કયી રીતે જુએ છે તેનો જરા વિચાર કરો. બન્નેમાં કેટલો બધો તફાવત છે ? જાહેર દેવા સબંધીના મારા વિચારોની રજૂઆત હું બીજા બે દાખલાઓ આપીને પૂરી કરીશ. એ ઉપરથી તમે જોશો કે ગ્રેટબ્રિટન હિંદુસ્તાનના વલણ ઉપર કેટલી જુદી રીતે જુએ છે.

૧. જ્યારે મહાત્મા ગાંધીએ હિંદુસ્તાન જેવા ઘણા ગરીબ દેશને માટે એવી માગણી કરી કે સરકારી નોકરોના પગારો ૫૦૦ રૂપિયાથી વધારે ન હોવા જોઈએ એટલે કે વાર્ષિક લગભગ ૪૫૦ પાઉન્ડ જેટલા,—ત્યારે એ માગણીને બાલિશ ગાંડી ખટપટ તરીકે તિરસ્કારવામાં આવી.

હવે જ્યારે ન્યૂ સાઉથ વેલ્સ કે જે અપેક્ષાએ વધારે સમૃદ્ધ દેશ છે અને જ્યાં મજૂરીના દર ઘણા ઊંચા છે તેના પ્રધાન મિ. લેંગે જ્યારે એવી સૂચના કરી કે રાજ્યના નોકરોનો વધારેમાં વધારે પગાર વાર્ષિક ૫૦૦ પાઉન્ડ હોય ત્યારે ત્યાંનું આખું પ્રધાનમંડળ સર્વાનુમતે આ યોજનાને પસંદ કરે છે, અને બ્રિટનમાં એ વિરો કોઈ કાંઇ બોલતું નથી.

૨. હિંદુસ્તાને ૧૯૨૯-૩૦ની સાલમાં ગ્રેટબ્રિટન પાસેથી ૧૯૦૦,૦૦૦૦૦૦ વાર કાપડ ખરીદ્યું, પણ ૧૯૩૦-૩૧માં ફક્ત ૭૭૨,૦૦૦૦૦૦ વાર કાપડ ખરીદ્યું. આના ઉપર મોટી ધમાલ મચી. માન્ચેસ્ટરના એકસચેન્જમાં બોયકોટની વિરુદ્ધ ઠરાવો કરવા મિટિંગો થવા લાગી, ઈત્યાદિ ઈત્યાદિ.

ઑસ્ટ્રેલિયાએ ૧૯૨૯-૩૦ની સાલમાં ૧૯૫૦,૦૦૦૦ પાઉન્ડની કિંમતનું પરદેશી કાપડ ખરીદ્યું, પણ ૧૯૩૦-૩૧માં ફક્ત ૯૦૦૦૦૦૦ પાઉન્ડની કિંમતનું કાપડ ખરીદ્યું. પણ આની સામે વિરોધ દર્શાવવાને માટે કાંઈ સભાઓ થઈ નહિ કે કોઇએ ધોધાટ કર્યો નહિ. ઊલટું, ઑસ્ટ્રેલિયાના લોકો તરફ ખૂબ સહાનુકંપા દર્શાવવામાં આવી. હવે ઑસ્ટ્રેલિયાના કાચા માલની કિંમત ફક્ત ૩૦ ટકા ઓછી થઇ હતી; જ્યારે હિંદુસ્તાનના કાચા માલની કિંમત ૫૦થી ૬૦ ટકા ઓછી થઈ હતી !

૨.

૨

## ' હિંદી નાણાંખાતાની જુગતીઓ '

નીચેનું અવતરણ વિલ્ફ્રેડ સ્કેવન બ્લન્ટના ' સિક્રેટ હિસ્ટ્રી ઑફ ધ ઇંગ્લિશ ઑક્યુપેશન ઑફ ઇજીપ્ત 'માંથી લીધેલું છે આ ગ્રન્થ ૧૮૯૫ની સાલના અરસામાં લખાયેલો છે અને ૧૯૦૭માં બહાર પડેલો છે. લેખક, નીચેના અવતરણ ઉપરથી જણાશે તે પ્રમાણે, એક ચૂસ્ત કૉન્ઝર્વેટિવ છે. આમાં લેખકે ૧૮૯૫ પહેલાંની વસ્તુસ્થિતિનો હેવાલ આપ્યો છે. એમાં જણાવેલી અનિષ્ટ સ્થિતિ ઉત્તરોત્તર વધારે અનિષ્ટ થતી ગઇ છે. તે જમાનામાં પણ હિંદુસ્તાનના માથે કેવું અન્યાયી દેવું હતું તે આ અવતરણ ઉપરથી જણાય છે. ત્યાર પછી તો આ અન્યાયી દેવાનો બોજો વધતો જ ચાલ્યો છે. એનો વિગતવાર તેમજ સત્તાવાર ઇતિહાસ જાણવા માટે દરેક રાષ્ટ્રહિતૈષી અંગ્રેજી જાણનારે મહાસભા તરફથી હમણાં જ પ્રસિદ્ધ થયેલા ' રિપોર્ટ ઑન પબ્લિક ડેટ્સ ' ભા. ૧ અને ૨ ના અહેવાલો વાંચવાની અમારી ખાસ ભલામણ છે :

" જેઓ પોતાને હિંદુસ્તાનના ' નેટિવો ' ( વતનીઓ ) કહેવરાવે છે તેઓ ગુલામોની નાત છે: બાયલી, દુઃખી, અને અતિશય દુબળા ! હું જો કે એક ચૂસ્ત કૉન્ઝરવેટિવ છું અને કાર્લટન ક્લબનો સભ્ય છું, તોપણ આ લોકોને જે મિસરરાઈ ગુલામીમાં રાખવામાં આવ્યા છે તે જોઇને મને આઘાત પહોંચ્યો છે તે મારે કબૂલ કરવું જોઇએ અને બ્રિટિશ સંસ્થાઓ અને બ્રિટિશ રાજ્યના ફાયદાઓમાં મને જે વિશ્વાસ હતો તેને સખત ધક્કો પહોંચ્યો છે. ' સારામાં સારા નિષ્ણાતો '—સરકારના સેક્રેટરીઓ, કમિશનરો ઇત્યાદિ—ના હાથ નીચે ચાલતા હિંદી નાણાખાતાની જુગતીઓ (mysteries)નો હું અભ્યાસ કરું છું, અને હું એવા અનુમાન ઉપર આવ્યો છું કે આપણે જો આ વેગે

હિંદુસ્તાનનો 'વિકાસ' કર્યે જઇશું, તો વહેલામોડા, તેના વતનીઓને મનુષ્યાહારી થવાની ફરજ પડશે કારણકે તેમનું ખાવા માટે માણસ સિવાય બીજું કાંઇ બચશે નહિ મને એ સ્પષ્ટતાથી સમજાતું નથી કે આપણે અંગ્રેજો, આ ભૂખે મરતા હિંદુઓ [હિંદીઓ] પાસેથી જેની તેઓને જરૂર નથી એવી ચીજો માટે શા માટે પૈસા લઇએ છીએ? જેમકે, રેલવેઓ, મોટા રસ્તાઓ, જેલો, ગાંડાની ઇસ્પિતાલો, સર બાર્ટલ ફ્રેઅરની યાદગીરીના મકાનો અને મને એ પણ સમજાતું નથી કે તેમની દયામણી ચોખાની મુઠ્ઠીઓમાંથી પોલીસોના મેજિસ્ટ્રેટોના અને એન્જિનિયરોના મોટા ધાડાંઓને પોષવાને કેમ દબાણ કરવામાં આવે છે હિંદીઓને આમાંની કોઈ ચીજની જરૂર નથી, તેઓને તો તેમના ચોખાની બહુ જરૂર છે, જે એમની પાંસળીઓ તરફ જોનાર હરકોઈ માણસ કહી શકશે. એમના માથા ઉપર જે દેવું લાદવામાં આવ્યું છે તેને વિશે તો મને એમ લાગે છે કે તેનો તો સર્વથા ઈન્કાર કરવો એ જ વધારે પ્રામાણિક છે **હિંદુસ્તાનને આપવાનાં દેવાં તરીકે તો જરૂર એનો ઇન્કાર થવો જોઇએ. સરકારોએ પોતે કરેલાં, લોકોએ કરેલાં નહિ, દેવાં માટે લોકોના ઉપર કરના બોજા નાખવાની સરકારો શા માટે નૈતિક ફરજ સ્વીકારે છે તે હું સમજી શકતો નથી. સ્વરાજવાળા દેશમાં પણ બધાં જાહેર દેવાં થોડેઘણે અંશે અન્યાયી જ હોય છે; પણ હિંદુસ્તાન જેવા પરદેશી જુલમગારોના હાથમાં પડેલા દેશ માટે તો તે દેવાં કેવળ છેતરવાનો ધંધો છે.*"** (પૃ. ૬૨-૬૩)

૨.

ॐ

* "The *natives*, as they call them, are a race of slaves, frightened, unhappy, and terribly thin Though a good Conservative and a member of the Carlton Club I own to being shocked at the Egyptian bondage in which they are held, and my faith in British institutions and the blessings of British rule have received a severe blow I have been studying the mysteries of Indian finance under the 'best masters,' Government secretaries, Commissioners, and the rest, and have come to the conclusion that if we go on *developing* the country at the present rate the inhabitants will have sooner or later, to resort to cannibalism, for their will be nothing but each other left to eat I do not clearly understand why we English take their money from these starving Hindoos to make railroads for them which they don't want, and turnpike roads and jails and lunatic asylums and memorial buildings to Sir Bartle Frere, and why we insist upon their feeding out of their wretched handfulls of rice immense armies of policemen and magistrates and engineers They want none of these things, and they want their rice very badly, as anybody can see by looking at their ribs. As to the debt they have been saddled with, I think it would be honester to repudiate it, at least as a Debt on *India* I never could see the moral obligation governments acknowledge of taxing people for the debts they, and not the people, have incurred All public debts, even in a self-governing country, are more or less dishonest, but in a foreign despotism like India they are a mere swindle "

—'Secret History of the English Occupation of Egypt' by Wilfrid Scawen Blunt Publisher T. Fisher Urvin London 1907. P. 62–63.




વડલોઃ—લેખકઃ કૃષ્ણલાલ શ્રીધરાણી પ્રકાશકઃ ગોપાળરાવ ગજાનન વિદ્વાંસ, શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિરઃ ભાવનગર.

ત્રણ ગુરુઓના આશીર્વાદ સાથે પ્રકાશિત થયેલા આ નાના નાટકને અમે આવકાર આપીએ છીએ. આ નાટકને લેખકની શિક્ષણસંસ્થા દક્ષિણામૂર્તિભવને પ્રગટ કર્યું છે, તે સંસ્થાના ચિત્રશિક્ષકે તેને મહિયારીના સુંદર ચિત્રથી વિભૂષિત કર્યું છે, અને કાકા સાહેબે તેનો ઉપોદ્ઘાત લખી સાહિત્ય મંદિરનાં દ્વારો તેને ઉઘાડી આપ્યાં છે.

આ નાટકને એક દૃષ્ટિએ ભવાઈના રૂપનું નાટક કહી શકાય; ભવાઈ સાથે સરખાવતાં અમે તેને જરાપણ હીન પ્રકારનું કહેવા માગતા નથી. અમે માનીએ છીએ કે ભવાઈના પ્રકારના પ્રયોગો થવાની જરૂર છે. તે નાટકપ્રકારનું ખાસ લક્ષણ એ છે કે તેમાં પાત્ર પોતે જ પોતાનું ઓળખાણ કરાવતું કરાવતું પ્રવેશ કરે છે અને તે પણ ઘણે ભાગે કોઈ ગીતદ્વારા કે તાલબદ્ધ ગવાતાં જોડકણાં દ્વારા. ભવાઈમાં તો નાચ પણ હોય છે, અને એ નાચની ખુબી એ છે કે તે નાચ માત્રથી તે પાત્રના સ્વભાવનું સૂચન થાય છે. અહીં નાચનો ઉલ્લેખ નથી છતાં અમે માનીએ છીએ કે આ નાટકનો કદાપિ પ્રયોગ થાય—માત્ર નિશાળોમાં જ થવા સંભવ છે—તો ગાન સાથે પાત્રના સ્વભાવાનુરૂપ નાચ પણ થાય તો સારું.

આ નાટક કંઈક બાલકૌતુકની દૃષ્ટિથી લખાયું છે એમ કહી શકાય. પણ તેમાં કલ્પનામાં કે શૈલીમાં ક્યાંય પણ બાલિશતા નથી. કૃતિને કલાકૃતિ બનાવવાનો લેખકનો સ્પષ્ટ સંકલ્પ છે. આવા નાટકમાં કલ્પનાના વિહારની પાર કોઈ ખાસ ગૂઢ રહસ્ય હોતું નથી, છતાં જો આમાં રહસ્ય જેવું હોય તો તે એ કે બાલસુલભકૌતુક અને ઉભરાતા જીવનની દૃષ્ટિએ અવાસ્તવિક જોતાં વિશ્વ સુખી દેખાય છે અને એ સુખ પણ નથી, પણ એ બધાની પાર, છેવટે કુકડો કહે છે તેમ, માનવદૃષ્ટિ કશું જોઈ શકતી નથી. કુકડો કહે છેઃ

જાગે જગના પ્રાણ સહુ પણ,
વ્યર્થ બધો પોકાર !
આભ ચીરું હું તોય ન પહોંચે,
નાદ મૃત્યુને પાર !...અમે

લેખકે અનેક જગાએ નવીન કલ્પના બતાવી છે. પણ જ્યાં જ્યાં તેમણે જૂની પરંપરાગત કલ્પનાઓ લીધી છે ત્યાં ત્યાં, કંઈક અનૌચિત્ય લાગે છે અને રસભંગ પણ થાય છે. ભીંડિ કમલિની ચંપો વગેરેની ઉક્તિઓ આવા જૂના કલ્પના-ચીલે ચાલે છે. તેની સાથે સરખાવતાં વડલાને સંબોધેલી કોયલની ઉક્તિ જેઃ—

"મૂળ વધી વધીને જમીનમાં પહોંચ્યાં તોય તમારો મશ્કરીનો સ્વભાવ ન ગયો દાદા સાહેબ !" તાજી અને નવીન સહેજે માલુમ પડશે. એ વડલાની આખી કલ્પના સુંદર છે. કદાચ અવિભક્ત કુટુંબવાળા હિંદુ જીવનના અનુભવમાંથી જ આવી કલ્પના ઉત્પન્ન થાય. છેવટે મૃત્યુ વખતે વડલાની ઉક્તિમાં બાલસરલતા સાચવીને લેખક કંઇક ભવ્યતા લાવી શકયા હોત તો વધારે સારું એમ લાગે છે.

કૃતિ આશાપ્રદ છે. પોતાના અનુભવને અને સનાતન સત્યને વફાદાર રહી આ જુવાન લેખક બીજી વધારે કૃતિઓ આપણને આપશે એમ આશા રાખીએ છીએ.

**કેળવણીકાર:**—ગુર્જરી ગ્રન્થમાળા મણકો ૪. લેખકઃ પ્રો. ગજેન્દ્રશંકર લાલશંકર પંડ્યા. એમ. એ. બી. ટી. મૂલ્ય ૦-૧૨-૦

ભજવવાના ઉદ્દેશથી લખાતાં નાટકો છપાઇ પ્રસિદ્ધ થવાં જોઇએ એમ અમે ઘણા વખતથી માનીએ છીએ. તે દિશામાં કરેલો આ પ્રયત્ન આવકાર યોગ્ય છે.

આ નાટકના કર્તાએ ચાલુ કેળવણી અને તેમાં પણ ઉચ્ચ કેળવણીમાં સહશિક્ષણ ઉપર ટીકા કરી છે તેની સાથે ઘણા થોડા કેળવાયેલાઓ સમત હશે. કેળવણીની ખરાબ બાજુના કર્તાના નિરૂપણમાં અમને વાસ્તવિકતા જણાતી નથી, તેમજ કેટલાંક સ્વભાવનિરૂપણો અને માનસિક પરિવર્તનો અમને નાટકી લાગે છે. વળી જે કેળવણીનો આદર્શ કર્તા પ્રતિપાદન કરવા માગે છે તે માત્ર પાત્રોની ઉક્તિઓમાં શબ્દોમાં રહે છે, તે તખ્તા પર પ્રત્યક્ષ બતાવાતો નથી—કદાચ બતાવાય પણ નહિ. એ રીતે આ વિષય નાટકને ઉચિત પણ ન ગણાય. છતાં કર્તાએ એક યોગ્ય દિશામાં પ્રયત્ન કર્યો છે અને નાટકની પ્રગતિ ઇચ્છનારાઓને આ પુસ્તક વાચવા યોગ્ય છે.

**હાથીના દાંત:**—લેખકઃ પુરુષોત્તમ ત્રીકમદાસ. મળવાનું ઠેકાણું : ગુણસુંદરી કાર્યાલય, ૧૧૪, ગીરગામ બેકરોડ, મુંબઇ ૪. મૂલ્ય રૂ. ૧-૦-૦

આ નાટકનું બીજ કદાચ "કાકાની શશી"માંથી મળ્યુ હોય. તે નાટકમાં શશી પછવાડે ઘેલા થયેલા અને સ્વતંત્રતાને નામે છૂટ લેતા સોલિસિટર કુંદનલાલને ઠેકાણે લાવવા તેની પત્ની પરપુરુષ સાથે પોતાને વ્યવહાર હોવાનો દેખાવ કરે છે. અને નાટકની પરિસ્થિતિમાં તેથી કુંદનલાલ ઠેકાણે આવે છે. "હાથીના દાંત"માં સ્ત્રીઓની સભા પુરુષોને ઠેકાણે લાવવા સાચેસાચ પરપુરુષો સાથે સંબંધ રાખવાનો ઠરાવ કરે છે, તે ઠરાવનો રમલા અમલ કરે છે અને તે રીતે દીલીપ સાથે શૃંગારચેષ્ટા કરતી પકડાય છે. તેનો ધણી તેના પર છૂટાછેડાની ફરિયાદ માંડે છે. સ્ત્રીપુરુષ બન્ને જાતિઓ વચ્ચેના યુદ્ધ જેવા આ કેસમાં પુરુષોના કાવત્રાથી સ્ત્રીઓ હારે છે—'બને છે.' 'કાકાની શશી'નો જ એક વિચાર વધારે દૂર લંબાવ્યા જેવું આ નાટક લાગે પણ તેના જેટલું આ સત્યની નિકટ નથી. પરપુરુષના સંબંધનો ઢોંગ કરવો અને સાચેસાચ તેવો સંબંધ કરવો એ બેની વચ્ચે મૌલિક ફરક છે, અને એ ફરકને લીધે આ નાટક નીચેથી સત્ય કે વાસ્તવિકતાની ભૂમિકા ખસી જાય છે. ઉપહાસને પણ ભૂમિકા તો સત્યની જ જોઇએ. આમુખમાં શ્રીયુત મુનશી કહે છે કે "દામ્પત્ય જીવન માટે જેટલી પત્નીની નીતિ જરૂરની છે તેટલી જ પતિની છે." એ ખરું છે. આ નાટકમાં અરુણના વર્તનમાં એ દેખાય પણ છે. પણ એ મુદ્દો સર્વત્ર ગૌણ રહી જાય છે, અને બહાર તો માત્ર સ્ત્રીઓનો જ ઉપહાસ થાય છે. અને એ ઉપહાસ માટે

કલ્પેલી સ્થિતિ અમને અશક્ય લાગે છે. પુરુષની બેવકૂફીથી સ્ત્રીમાં સાચેસાચી બેવફાઈ ઊગે એ સંભવિત છે. એ સંભવિતતા કાંઇ નવી સ્ત્રીની જ નથી. પહેલાં પણ એમ બનતું. પણ એ બેવફાઇની સાચી વૃત્તિ વિના* સ્ત્રીને વ્યભિચાર કરતી ચીતરવી એ સ્વભાવથી ઊલટું નિરૂપણ છે. અને એ જ નિરૂપણ પ્રધાન બનતાં આખું નાટક જાણે ગમે તે પ્રકારે નવીન સ્ત્રીના ઉપહાસ માટે જ લખ્યું હોય એવું જણાય છે. સંવાદને વધારે કડક અને ત્વરિત કરવા ઉપર જ લક્ષ આપવા જતાં સમસ્ત યોજનાની કલ્પનામાં મૌલિક ભૂલ અને અપક્વતા રહી ગઇ છે.

કર્તાનાં પાત્રો આકર્ષક છે, તેમની વાક્છટા, રીતભાત, ખાસ કરીને લલિતાના સ્વભાવનું આલેખન, મનોહર છે અને કર્તાએ સંવાદલેખનમાં વિશિષ્ટ શક્તિ બતાવી છે. પણ સમસ્તની યોજનાની સુશ્લિષ્ટ કલ્પના વિના કોઇ કૃતિ સાહિત્યમાં સાચું સ્થાન મેળવી શકતી નથી.

**બે નાટકો**:—કર્તાઃ શારદાપ્રસાદ વર્મા. યુગાન્તર કાર્યાલય, ગોપીપરૂં, સુરત મૂલ્ય ૦-૭-૦

શ્રીયુત ઉમરવાડિયાના "લગ્ન" નાટકથી જીંદગીની વેડ સૂચિત થયું જણાય છે. પણ બન્ને નાટકનું મુખ્ય વક્તવ્ય ભિન્ન છે. પહેલામાં જીવવા માટે નાલાયક મનુષ્યોનો નાશ કરવો જોઇએ એવા મતને સમર્થન મળે છે. આ નાટકમાં માતાના સ્નેહથી, આત્મભોગથી વૈજ્ઞાનિકનું એ પ્રયોજન નિષ્ફળ જાય છે અને જીવનનું રહસ્ય વૈજ્ઞાનિક જુએ છે તે કરતાં કંઈક વધારે ગૂઢ છે એમ સૂચિત થાય છે. બીજું નાટક "જંતરવાળો"નું વસ્તુ પ્રસિદ્ધ વીજાણંદ શેણીની લોકવાર્તા છે.

બીજા નાટકનું વસ્તુ અમને નાટકયોગ્ય નથી જણાતું—છેવટ કર્તા તેને નાટકમાં ઊતારી નથી શક્યા. પહેલાનું નિરૂપણ નાટકની ઢબનું છે, પણ પહેલા જ પ્રવેશમાં માતાના નિશ્ચયનું સ્પષ્ટ સૂચન થઇ જાય છે અને બાકીના પ્રવેશો જાણે અંતમાં કેવળ અંતરાયભૂત થતા લાગે છે એટલી કલાની કચાશ લાગે છે, પણ કર્તા ખરેખર કંઇક કહેવાની પ્રેરણાથી જ લખે છે એમ સ્પષ્ટ જણાય છે.

કર્તાને અમે નવા પ્રયત્નોમા વધારે સારી ફતેહ ઇચ્છીએ છીએ.

**ત્રિવેણી અને બીજાં ત્રણ બાલનાટકો**:—લેખક અને પ્રકાશક: યશવંત સવાઇલાલ પંડ્યા, વિક્ટોરિયા બાગ સામે, અમદાવાદ. પાંચ આના.

આ યુવાન લેખકમાં પ્રસગો ઉપજાવવાની કલ્પના છે, નાટક લખવાની સાચી ઉમેદ છે. પણ દરેક કલાની કૃતિમાં જે ઐક્ય કે સમગ્રતા જોઇએ તેનો એમને ખ્યાલ જ રહેતો નથી એમ જણાય છે. આ નાટકોમાં પ્રસંગનો અને સંવાદનો થોડો ચમત્કાર દેખાય છે, પણ પાત્રના સ્વભાવમાં સુશ્લિષ્ટતા નથી સચવાતી અને નાટકમાં એકતા નથી આવતી.

---

* શ્રીયુત મુનશી આમુખમાં લખે છે: "કેટલાક પ્રસંગો અવાસ્તવિક લાગી જાય. પણ આજે જેને પાશ્ચાત્ય flippancy ( આછકલા વેડા ) કહી શકાય તેનો જો વા વધતો જાય તો આવું કંઇક વાતાવરણ જરૂર ઊભું થાય." હાલના વાતાવરણમાં આછકલા વેડા ક્યાંક ક્યાંક આવે છે એ ખરું પણ અહીં રમલા એવા માનસથી વર્તતી નથી. કર્તાએ તેને માત્ર બેવકૂફ બતાવી છે અને એ બેવકૂફી તેનાં સ્વભાવમાં સુશ્લિષ્ટ નથી એ વક્તવ્ય છે.

**પતંગિયાં**:—સંપાદકઃ જમુ દાણી. પ્રકાશકઃ ધી ન્યુ ઈરા સ્કુલ, મુંબાઇ ૭. કિં. ૦-૧૦-૦

આ બાલગીતોના સંગ્રહને અમે આવકાર આપીએ છીએ. સપાદક કહે છે તેમ અમે માનીએ છીએ કે આ ગીતો બાળકો આનંદથી નૃત્ય કરતાં તાલ આપતાં ગાય છે અને તે દૃષ્ટિએ આ ગીતો બાળગીતો તરીકે સફળ થયાં છે.

પણ કર્તાનું ધ્યાન કાવ્યનો અર્થ કરતાં નૃત્યગીત તરફ વધારે ગયું છે એમ કહ્યા વિના ચાલે તેમ નથી; બાળકોને ઘણીવાર અર્થ વિનાનું માત્ર ગાવા જ જોઇએ છીએ. તેવાં ગીતો સામે વાંધો ન હોઇ શકે. પણ જે ગીતોમાં અર્થ છે અને તે સ્પષ્ટ ઉદ્દામ શૃંગારનો છે તેવાં ગીતોને અમે આવા સંગ્રહમાં ઉચિત નથી ગણતા. તેવું એક ગીત 'હલકે હાથે' છે. કવિ ન્હાનાલાલનાં બધાં ગીતોમાં આ સૌથી તોફાની મસ્ત શૃંગારનું છે. સંપાદક દલીલ કરે છે કે ભાવ ન સમજાય, અર્થ ન સમજાય એવાં ગીતોના અભિનય કરી બાળકોએ અનેકને દિઙ્મૂઢ કર્યા છે. પણ એ અવસ્થામાં સમજ્યા વિના કરેલા શૃંગારના અભિનયની કે એવા શૃંગારના ગીતની ખરાબ અસર તે છોકરાં ઉપર નથી થતી એમ ન કહેવાય. સંપાદકનો આ સંગ્રહ કરવાનો હેતુ "કયાં ગીતોમાં કયાં કયા તત્ત્વો પ્રાધાન્ય ભોગવે છે, એને કેમ ખીલવી શકાય" એ બતાવવાનો પણ છે. અમે પૂછીએ છીએ કે આ ગીતમાં કયું તત્ત્વ પ્રાધાન્ય ભોગવે છે અને તેને તે શી રીતે શીખવશે? જે મૂળ લોકગીત ઉપરથી કવિએ આ ગીત લખ્યું છે તે ઉપલબ્ધ છે, તે નિર્દોષ છે. મહી વલોવવાના અભિનવને અવકાશ આપે તેવું છે ત્યારે તો આ ગીત અહીં સંગ્રહવાને એક પણ કારણ રહેતુ નથી.

શિક્ષકનો પોતાના વિષય માટેનો ઉત્સાહ ઈષ્ટ છે. ગીતનૃત્યમાં વિદ્યાર્થીઓ સમય પણ ભૂલી જાય એ સ્વાભાવિક છે. છતાં કલાની કેળવણીથી બીજા કશા વિષય ઉપર એકચિત્ત ન થઇ શકે એવી નબળાઇ વિદ્યાર્થીઓમાં ન આવવી જોઇએ એ કેળવણીનો સમગ્રતાથી વિચાર કરનારે લક્ષમાં રાખવું જોઇએ.

આ સંગ્રહ અમને ઉપયોગી જણાયો છે અને આ ઉત્સાહી શિક્ષક બીજાં પણ પોતાના વિષયને લગનાં પુસ્તકો આપણને આપશે એમ આશા રાખીએ છીએ.

**नाभिनन्दन जिनोद्धार प्रबन्धः**–(ગૂજરાતી અનુવાદ સાથે) સંપાદકઃ પં. ભગવાનદાસ હરખચંદ

અલ્લાઉદ્દીન ખીલજીએ વિ. સં. ૧૩૬૯માં શત્રુંજય તીર્થનો નાશ કર્યો હતો. તેનો પુનરુદ્ધાર પિતા પુત્ર દેવલ અને સમરસિંહે કરાવ્યો તેનું આ સવિસ્તર વર્ણન છે. સમરસિંહ પાટણના સૂબા અલપખાનનો કૃપાપાત્ર હતો તેથી તેની પાસેથી તેણે ફરમાન મેળવ્યું, તે પછી મૂર્તિની શિલા કેવી રીતે આણી ત્યાંથી શરૂ કરી પુનરુદ્ધારની સમસ્ત ક્રિયા તથા સંઘની યાત્રાનું આમાં વર્ણન છે. પ્રબન્ધ ઉકેશગચ્છીય કક્કસૂરિએ સં. ૧૩૯૩માં પૂરો કરેલો છે.

ગ્રન્થ મોટે ભાગે અનુષ્ટુપમાં લખેલો છે. વિક્રમના ચૌદમા શતકની ગુજરાતીમાં લખાતી સંસ્કૃત ભાષાના એક નમૂના તરીકે તેનું મહત્ત્વ છે. ગ્રન્થ સાંપ્રદાયિક દૃષ્ટિથી લખાયો છે. તીર્થના ખંડન જેવો મુખ્ય બનાવ માત્ર બે શ્લોકમાં પતાવ્યો છે અને ત્યાં પણ તેનું કારણ કલિમહિમા કહેલો છે. છતાં પ્રબન્ધ સીધી અને આડકતરી રીતે તે સમયના ઇતિહાસ, ભૂગોળ અને આપણી સામાજિક સ્થિતિ ઉપર પુષ્કળ પ્રકાશ પાડે છે. ગુજરાતની ધનિકતા અને તેના મોટા શેઠિયાઓની દાનાઇ તેમાં બરાબર જણાય છે, જેને માટે ગુજરાતે હમેશાં મગરૂર રહેવું જોઇએ.

ટૉલ્સ્ટૉયની Father Surgius નામની વાર્તાનો આ અનુવાદ છે. એક સાધુ ઇશ્વર-સાધના કરતાં કેમ પતિત થાય છે તેનું આ સુંદર બ્યાન છે. ગુજરાતી સુગમ કરવા આમાં પરિસ્થિતિ અને પાત્રોનાં નામો ગુજરાતી યોજ્યાં છે. અમે હમેશાં આવા ફેરફારની વિરુદ્ધ છીએ. અને તેનું મુખ્ય કારણ એ છે કે મૂળ વાર્તાનું વાતાવરણ આપણે અનુવાદિત વાર્તામાં ખડું કરી શકતા નથી. અને આપણા દેશમાં ન જ બને અથવા કોઈક જુદી રીતે બને તેવી, અને તેથી એટલે એવી અસ્વાભાવિક વાર્તા ખડી કરી વાચકના ચિત્તને ખોટે રસ્તે વિચાર કરતું કરી મૂકીએ છીએ. આ વાર્તામાં કર્તાને શંકા રહે છે તેમ, એવું બન્યું જ છે. આપણી હિંદુઓની ઇશ્વરસાધના કરવાની રીત આમાં નિરૂપેલી રીતથી અત્યંત ભિન્ન છે. આપણામાં પણ સાધનામાં પતન અને તે પણ સ્ત્રીના મોહથી, થયાના દાખલા છે, પણ આમાં નિરૂપેલી અસ્વસ્થતા, ક્રાળ, એ અત્યંત વિદેશી, ખ્રિસ્તી ધર્મનાં છે, હિંદુ ધર્મનાં નથી.

છતાં વાર્તા સુવાચ્ય છે અને તેમાંથી સાધકને ઘણું જાણવાનું મળે એમ છે.

**ઓળીપો અને બીજી પ્રેમ કથાઓ**:—લેખકઃ ઝવેરચંદ મેઘાણી, સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર, રાણપુર. મૂલ્ય ચાર આના.

સૌરાષ્ટ્રની રસધારમાંથી (૧) ઓળીપો (૨) શેત્રુંજીને કાંઠે, (૩) દસ્તાવેજ (૪) આહીરની ઉદારતા (૫) સુહિણીમેહાર એ પાંચ રસિક અને વૈવિધ્યવાળી વાર્તાઓનો આ નાનો સંગ્રહ છે.

**કુરબાનીની કથાઓઃ**—લેખક પ્રકાશક ઉપર પ્રમાણે. મૂલ્ય ૭ આના.

કવિવર રવીન્દ્રનાથ ઠાકુરની "કથા ઉ કાહિની"ના અનુવાદની આ ત્રીજી આવૃત્તિ છે. આ પુસ્તક કોઇ કોઇ જગાએ પાઠ્યપુસ્તક તરીકે નિયત થયેલું હોવાથી આ આવૃત્તિની ભાષા વિદ્યાર્થીઓને વધારે અનુકૂળ કરી છે.

ત્રીજી આવૃત્તિ થઇ છે એ જ પુસ્તકની લોકપ્રિયતાનો સ્પષ્ટ પુરાવો છે.

**જવાહરલાલ નહેરુના પત્રોઃ**—અનુવાદક અને પ્રકાશકઃ મોહનલાલ મોરારજી મહેતા. મળવાનું ઠેકાણુંઃ ધી જનરલ બુક ડીપો, ૧૧૬ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ, ૨. કિંમત રૂ. ૦–૮–૦

પંડિત જવાહરલાલ નહેરુને આપણે એક પ્રબળ દેશનેતા તરીકે જાણીએ છીએ પણ આ પત્રોમાં તેમનો વિજ્ઞાનનો શોખ જાણવાનો પ્રસંગ મળે છે. આ પત્રો તેમની દસ વરસની પુત્રી ઇંદિરાને મોકલેલા છે. તેમાં પૃથ્વી અને સૂર્યમાળા કેમ બંધાઇ, તેનું પ્રથમ સ્વરૂપ કેવું હતું, પછી તેમાં પ્રથમ કેવાં પ્રાણી થતાં અને પછી તેમાંથી વિકાસ થતાં થતાં માણસો થયાં તે સાદી ભાષામાં લખેલું છે. માણસની સંસ્કૃતિનો ઇતિહાસ પણ રૂપરેખામાં આપેલ છે અને એ રીતે સંસ્કારિતા કોને કહેવાય તેનું દિશાસૂચન કરેલું છે.

પુસ્તક દરેક વિદ્યાર્થીને ઉપયોગી છે.

**બાળ વિજ્ઞાનઃ**—લેખકઃ સૌ. વિમળા સેતલવાડ પ્રકાશકઃ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડ, વડોદરા. મૂલ્ય રૂ. ૧–૮–૦

નાનાં બાળકોની જિજ્ઞાસાને તૃપ્ત કરી તેને યોગ્ય ઉત્તેજન આપવાને માટે આપણી ભાષામાં જોઇએ તેવું વિજ્ઞાનનું સાહિત્ય નથી. તે ખોટ પૂરી પાડવા આ પુસ્તક લખાયું છે. પુસ્તકની ભાષા સરલ છે. અક્ષરો મોટા ચોખ્ખા—જો કે જુદા જુદા રંગની શાહી વાપરવાની અમને જરુર નથી લાગતી—અને આકર્ષક છે. આખું પુસ્તક સુઘડતાથી છપાયું છે. પસંદ કરેલા વિષયો પણ સામાન્ય રીતે બધાંના જોવામાં આવે તેવા છે જો કે વિશેષ

કરીને શહેરનાં છોકરાંને માટે આ પુસ્તક લખાયું છે પણ આ વિષય એટલો મોટો છે કે તેમાં હજી બીજા પ્રયત્નોને ઘણો અવકાશ છે. ચિત્રો આપીને પુસ્તકને વધારે ઉપયોગી બનાવ્યું છે. આટલાં કિંમતી આકર્ષણોના પ્રમાણમા કિંમત વધારે નથી, જોકે આપણા ગરીબ દેશને આટલી કિંમત પણ વધારે પડે. નાનાં બાળકોને સુગમ કરવા આવું પુસ્તક દરેક પુસ્તકાલયે રાખવું જોઇએ.

**વિજ્ઞાનનો વિકાસ**—લેખકઃ રેવાશંકર ઓધડભાઇ સોમપુરા, બી. એ પ્રકાશકઃ લાભશંકર રેવાશંકર સોમપુરા, નવા યુગ, ચોક, પાલીતાણા. કિંમત રૂ. ૨-૮-૦

History of Science ( વિજ્ઞાનનો ઇતિહાસ ) નામના મોટા પુસ્તકમાંથી અઘરો અને સામાન્ય ગુજરાતીને દુર્ગમ પડે એવો ભાગ છોડી દઇ તેનુ ભાષાન્તર આ પુસ્તકમાં પ્રગટ કર્યું છે. શૈલી સરલ છે, અને લેખકે ઘણા જ ઉત્સાહથી આ કામ કર્યું છે. પણ ભાષાની ભૂલો ઠેકઠેકાણે રહી ગઇ છે અને કાગળ અને અક્ષરો પણ સારા વાપરી શકાયા નથી. લેખકે કોઇ મિત્ર પાસે ભાષા સુધરાવી હોત અને કોઇ સસ્થા દ્વારા આ પુસ્તકને સુઘડ રીતે છપાવ્યુ હોત તો વધારે સારુ પણ વિજ્ઞાનના જુજ સાહિત્યમાં આ ઉત્સાહી લેખકે કરેલા ઉમેરાને અમે આવકાર આપીએ છીએ અને સર્વને અને ખાસ કરીને વિદ્યાર્થીઓને તે વાંચવાની ભલામણ કરીએ છીએ.

**બાપુની કૂચ**—લેખકઃ ઇન્દુપ્રસાદ ભટ્ટ અને માણેકલાલ ઠાકર. પ્રકાશકઃ નટવરલાલ દવે મત્રી, ઉષા પ્રકાશન મદિર, આણુદ. કિંમત પાંચ આના.

પૂજ્ય ગાધીજીએ દાંડી તરફ કૂચ શા માટે કરી, કેમ કરી તે સર્વ હકીકત અહીં નાના બાળકો સમજી શકે એવી ભાષામા કહેવાનો પ્રયત્ન કર્યો છે. હિંદના ઇતિહાસમાં આ અતિ મહત્ત્વનો બનાવ બાળકોને કહેવાને આ ઉપયોગી પુસ્તક છે.

**ભારતનું ભાવિ યાને એક કામદારની આત્મકહાણીઃ**—લેખકઃ મગનલાલ શકરલાલ મોદી પ્રકાશકઃ પ્રભુદાસ વાલજી ઠક્કર. સોલ એજન્ટસ વિલાસ ઓફીસ ૧૮૧ બજાર ગેટ, કોટ, મુબઇ. કિંમત ૦-૮-૦

આ ટૂંકી વાર્તાના લેખકમાં વાર્તા લખવાની, પ્રસગો યોજવાની અને વર્ણનો મૂકવાની આવડત છે. પણ અંગ પ્રત્યંગોને જોડવાની અને તેમાંથી એક સમગ્ર રૂપ ઉત્પન્ન કરવાની કળા અને કલ્પના નથી આ વાર્તામાં જ્યાં સુધી મજૂરનું જીવન આવે છે ત્યાં સુધી વાર્તા બરાબર ચાલે છે પણ પછી તે મજૂર સાબરમતી આશ્રમમાં જાય છે ત્યાંથી—અને આ પ્રકરણોને લેખક સૌથી વધારે અગત્યનાં ગણે છે !—વાર્તા કથળે છે, ઉપદેશાત્મક થઇ જાય છે. આ વાર્તાના ત્રણ મુખ્ય ભાગો મજૂર જીવન, આશ્રમ જીવન, અને બારડોલીનો પ્રેમ પ્રસંગ વણાઇને એક થતા નથી. શૈલી વસ્તુ બધામાં જુદા રહી જાય છે, જો કે દરેક અગનું વિધાન ઠીક થયું છે. લેખક સમગ્ર કલ્પના કરવામાં સફળ થાય તો સાચી વાર્તાઓ આપી શકે એમ અમે માનીએ છીએ.

વાર્તામાં ઠેરઠેર અશ્લીલ જાહેર ખબરો આપી સોલ એજન્ટસ વિલાસ ઑફિસે ઘણી જ હીન રુચિ બતાવી છે. અને કિંમતના પ્રમાણમાં કાગળ છાપ વગેરે ખરાબ વાપર્યાં છે.

**ઇશુ અને ગાંધી**—પ્રયોજક અને પ્રકાશક કપિલપ્રસાદ મહાસુખભાઇ દવે ખાપા-શાસ્ત્રીની પોળ, સાકડી શેરી, અમદાવાદ મૂલ્ય ચાર આના

આ બે મહાપુરુષોના સામ્ય સબધી ઘણુ કહેવાયુ છે આ નાનકડા પુસ્તકમાં એ બન્ને પુરુષોના સમાન વચનો સામસામા મૂકવામા આવ્યા છે. બન્નેના જીવનના સમાન પ્રસગો અને એવા પ્રસગોના ચિત્રો પણ બહુ ચાતુર્યથી મૂકેલા છે આ નાનું પુસ્તક પણ ઘણુ આકર્ષક છે.

**વાનર સૈનિક રમેશ**—લેખક ચન્દ્રશકર પ્રકાશક જયકૃષ્ણ ના વર્મા, 'ગુણસુદરી' કાર્યાલય, ૧૧૪ ગિરગામ બેકરોડ, મુબઇ ૪.

આ એક વાનર સૈનિકની વાર્તા છે તે બાળકોને રસ પડે તેવી રીતે કહેવાઇ છે બાળકોને ઉત્સાહી અને દેશવત્સલ કરે તેવી છે.

**અયોધ્યા ઓહિયાં**—લેખક છગનલાલ નથુભાઇ જોષી પ્રકાશક પ્રસ્થાન કાર્યાલય અમદાવાદ ત્રણ આના

કપની સરકારે કેવી દગલબાજીથી અને ક્રૂરતાથી અયોધ્યાના નવાબો પાસેથી અયોધ્યા પડાવી લીધુ તેનુ આ સરલ કથન છે.

**વિપ્લવની વાતો:**—પ્રગટકર્તા ગાંડીવ સાહિત્ય મંદિર. ૧૮૦ કેળાપીઠ, સુરત
મૂળ હિંદી ઉપરથી આ વાર્તાઓ ઉતારેલી છે

**તકલી**—લેખક રસિક પ્રકાશક રસિક સુનીલાલ ભાયાણી ૪૦, નવી હનુમાન ગલ્લી મુબઇ ૨. કિંમત ૨ આના

ચિત્રો સાથે તકલી કાતવાને માટે સમજણ પડે તેવી રીતે આમા સૂચનાઓ આપેલી છે.

**પૂજારીને પગલે:**—લેખક. જયસુખલાલ કૃષ્ણલાલ મહેતા એમ એ. પ્રકાશક પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ ચાર આના

બહુ જ આશા બનાવેલાવાળી રૂપકની ઢબની આ વાર્તા છે તેમાં લેખકે પોતાના વિચારો, દૃષ્ટાન્તો, ભાવનાઓ ચાતુર્યથી અસરકારક રીતે ગૂંથ્યાં છે તેમની શૈલી લાક્ષણિક છે.

**પંડિત જવાહરલાલ**—કર્તા ગોકળદાસ કુબેરદાસ મહેતા. પાચ આના.

આખા દેશના પ્રિય જુવાન નેતાના જીવનની રૂપરેખા

**ગોરા કે ગોઝારા**—મૂળ લેખક જ્યૉર્જ બર્નાર્ડ શૉ. પ્રગટકર્તા ગાંડીવ સાહિત્ય મદિર, સુરત બે આના

ઇજિપ્તમા દેનશાવાઇ નામના ગામમાં અંગ્રેજોના જુલમનો કિસ્સો

**પિકેટિંગનો પ્રભાવ**—લેખક તથા પ્રકાશક ન્યાયરત્ન લલ્લુભાઇ ભીમભાઇ દેશાઇ. સદલપુર—જી સુરત મૂલ્ય ૭ આના.

અનેક કિસ્સાવાળી પિકેટિંગની સફળતાની વારતા

**વીરાંગનાઓની વીરહાક** (સચિત્ર)—પ્રકાશક: નવયુગ પુસ્તક ભંડાર, દેવમાનો પાડો, અમદાવાદ કિંમત ૦—૨—૬

આ નાના પુસ્તકમાં નીચે પ્રમાણેના જીવનચરિત્ર-લેખો છે,

| | લેખક |
|---|---|
| પૂ. કસ્તુરબા | શ્રી રાધિકા મ. ગાંધી |
| શ્રી હંસા બહેન | શ્રી વિદ્યાગૌરી નીલકંઠ |
| શ્રી કમળાદેવી ચટ્ટોપાધ્યાય | શ્રી અરવિન્દા દેસાઇ |
| શ્રી સરલાદેવી શેઠ | શ્રી ઇન્દુમતી મહેતા |

**વાનરસેનાનાં ગીતો:** ભાગ ૧ લો:—સમ્પાદકઃ ચંદ્રશંકર મણિશંકર ભટ્ટ. પ્રકાશકઃ ' ગુણસુંદરી ' કાર્યાલય, ૧૧૪ ગિરગામ બેકરોડ, મુંબઇ ૪.

વાનરોને પ્રિય નીવડેલાં ગીતો, ધૂનો વગેરેનો સંગ્રહ.

**રણરસિયાંના રાસઃ**—લેખક અને પ્રકાશકઃ મૂળજીભાઇ પીતામ્બરદાસ શાહ, મોટા બાજવાડા, વડોદરા. શ્રી. મંજુલાલ મજમુદારના પ્રવેશક સહિત. મૂલ્ય છ આના.

**બારડોલી ગીત સંગ્રહ:**—પ્રકાશકઃ સી. એચ. દવે એન્ડ કો. બુકસેલર્સ એન્ડ સ્ટેશનર્સ, આણંદ. કિંમત ૦–૧–૦

**ગુજરાતના ખેડાવાળ:**—સંપાદકઃ જ. દ. પંડયા બી. એ. અમદાવાદ.

આ બાજ ખેડાવાળ પત્રિકાના પુ. ૫નો ૨ જો અંક છે. પત્રિકા ખાસ કરીને જ્ઞાતિ માટે પ્રકટ થાય છે પણ આ અંક દરેક જ્ઞાતિએ લક્ષમાં લેવા જેવો છે. આમાં ખેડાવાળોની સને ૧૮૭૨ થી ૧૯૨૧ સુધીની વસ્તીની સંખ્યા અને તેને લગતી બીજી જે જે હકીકત સરકારી સેન્સસ રિપોર્ટમાંથી મળી તે એકત્ર કરી છે. લેખક પુસ્તકને અંતે ખરું જ લખે છે કે સામાજિક સ્થિતિના અભ્યાસ વિના સમાજના દર્દની દવા કરવી અશક્ય છે એટલે તે અભ્યાસમાં જેટલા વધારે ભાગ લે તેટલો જ ફાયદો છે.

**કરક કાવ્ય ભાગ પહેલો:**—સંગ્રહ કરી પ્રસિદ્ધ કરનારઃ હરીલાલ હરદેવલાલ મુનશી. કુમસ. કિંમત ૦–૨–૬

આપણાં પ્રાચીન કાવ્યોની ઢબનાં ભજનો અને સ્તુતિઓનો આ સંગ્રહ છે. ઘણાંખરાં ભજનો હિંદીમાં છે તે બતાવે છે કે ક્યાંસુધી અને કયાર સુધી હિંદી ભાષા હિંદની સામાન્ય ભાષા હતી. થોડાં ગુજરાતી ભજનો પણ છે.

**અમૃતવાણી ભાગ પહેલો:**—બનાવનાર તથા પ્રસિદ્ધ કરનારઃ દેવી સૂરજબા. મુ. નડીઆદ. કિંમત બાર આના.

**અમૃતવાણી ભાગ બીજો:**—બનાવનારઃ બ્રહ્મવાદિન સૂરજબા. છપાવી પ્રસિદ્ધ કરનારઃ દેસાઇ રણછોડભાઇ ઝવેરભાઈ. ઠે. દેસાઇ વગો. નડીઆદ. કિંમત રૂ. ૧–૦–૦.

**શ્રી કરચેલિયા પ્રતિષ્ઠા મહોત્સવ:**—લેખકઃ શાંતિચંદ્ર પરીખ. પ્રકાશકઃ શ્રી કરચેલિયા જૈનસંઘ.

**શ્રી સત્યનારાયણ કથાઃ**–કર્તા અને પ્રકાશકઃ મગનલાલ મયારામ મહેતા, ઉપલેટા–( કાઠિયાવાડ ) જ્ઞાતિભાઇઓને અમૂલ્ય ભેટ. અન્ય પાસેથી રૂા. ૦–૫–૦ પોસ્ટ સાથે.

હિંદુ કોમ અનેક નાતોમાં વહેંચાયેલી છે. તેનો અભ્યાસ આપણે નાતવાર કરીને પછી જ કરી શકીશું. આ પુસ્તકમાં કર્યો છે તેવો અભ્યાસ દરેક નાત કરે, અને તેનાં પરિણામો પ્રસિદ્ધ કરે તે ઘણું જ ઇચ્છવા જોગ છે.

**ગીતા-સૂચિઃ**—સંપાદકઃ હનુમાનપ્રસાદ પોદ્દાર, 'કલ્યાણ'-સંપાદક. પ્રકાશકઃ ગીતા પુસ્તકાલય, ૩૦ બાંસતલ્લા ગલી, કલકત્તા.

ભગવદ્ગીતા માત્ર હિંદુઓનું કે માત્ર હિંદનું પુસ્તક નથી પણ સત્ય શોધતી આખી દુનિયાનું પુસ્તક છે. તે વિશે રચાયેલા બધી ભાષાના ગ્રંથોની યાદી તૈયાર કરી કલ્યાણના સંપાદકે ઘણું અગત્યનું કામ કરેલું છે.

**આરોગ્ય પત્રિકા (ત્રૈમાસિક)**:—પ્રસિદ્ધ કરનારઃ અમદાવાદ મ્યુનિસિપાલિટી. વાર્ષિક લવાજમ (ટપાલ ખર્ચ સિવાય) ૦-૮-૦. છુટક નકલના ૦-૨-૦

આ પત્રિકા જનસમાજને આરોગ્યના વિષયનું ઉપયોગી જ્ઞાન સરળ ટૂંકા લેખો દ્વારા આપવા માટે અને અમદાવાદના શહેરીઓ મ્યુનિસિપાલિટીની પ્રવૃત્તિઓમાં રસ અને અભિમાન લઇ શકે એટલા માટે પ્રસિદ્ધ કરી છે. સર્વ તેનો લાભ લઇ શકે તેટલા માટે લવાજમ ઘણું જ થોડું રાખેલુ છે. પૂંઠા ઉપર અમદાવાદનાં સુંદર સ્થાપત્યકામોનાં ચિત્રો આપેલાં છે તે પણ યોગ્ય કરેલુ છે. મ્યુનિસિપાલિટીનો આ પ્રયાસ સફળ થઇ ગુજરાતની તેવી બીજી સંસ્થાઓને દાખલો આપનાર થઇ પડે એમ ઇચ્છીએ છીએ.

**રાનીપરજમાં રેંટિયોઃ**—પ્રકાશકઃ જુગતરામ દવે, બારડોલી સત્યાગ્રહ પ્રકાશન વિભાગ, બારડોલી સંવત ૧૯૮૪નું નિવેદન

**શેઠ ઘેલાભાઇ લાલભાઈ જવેરી કેશર—બરાસ** ફંડ પ્રસિદ્ધ કર્તાઃ જીવણચંદ સાકરચંદ જવેરી. મેને. ટ્રસ્ટી. વિ. સં. ૧૯૮૫ ઇસ્વી ૧૯૨૯ સં. ૧૯૮૩-૮૪ આશ્વિન અમાવાસ્યા પર્યંત.

**હિંદુ અનાથાશ્રમનો રિપોર્ટઃ**—પ્રકાશકોઃ વલ્લવભાઇ હાથીભાઇ દેસાઇ; મોહનલાલ હરિવલ્લવદાસ શાહ માનદ મંત્રીઓ, હિંદુ અનાથાશ્રમ, નડીઆદ. તા. ૧-૯-૨૮ થી તા. ૨૧-૧૦-૩૦ નો દ્વૈવાર્ષિક રિપોર્ટ.

**બહેરા-મુંગાની શાળા, અમદાવાદ. ૨૧ મો વાર્ષિક હેવાલ** સને ૧૯૨૯. મણિલાલ મોહોલાલ શાહ, ભોગીલાલ ધીરજરામ લાલા, પ્રાણશંકર લલ્લુભાઇ દેસાઇ, મંત્રીઓ.

રા.

[ હજી સ્થલસંકોચને લીધે કેટલાક પુસ્તકોનો પરિચય આપવો બાકી રહી ગયો છે. ]




**ચિનુનાથ મહાદેવ અન્ત્યજો માટે ખુલ્લા મુકાયા.**

સદ્‌ગત સર ચિનુભાઇએ અમદાવાદમાં પોતાના મકાન નજીક પોતાના કુટુંબે પૂજા કરવા માટે ચિનુનાથ મહાદેવ સ્થાપેલા તે મહાદેવની જગા તે કુટુંબની ખાનગી મિલકત છે. તે મહાદેવનાં દર્શન કરવાનો હક અન્ત્યજોને પણ આપીને એ કુટુંબે હિંદુઓની ધાર્મિક પ્રગતિનો સારો દાખલો બેસાડ્યો છે. સાર્વજનિક દેવમંદિરોના ટ્રસ્ટીઓ પણ હવે આ ખાતે આવશ્યક પગલું લે તો સારું. પણ દેવમંદિરોના ખાનગી માલિકોએ તો આનો દાખલો લેવામાં ઢીલ ન કરવી જોઇએ.

* * *

**રાષ્ટ્રીય ધ્વજ**

ચાલુ માસની તા. ૬–૭–૮ ઉપર મળેલી મહાસમિતિએ અનેક મહત્ત્વના ઠરાવો કરેલા છે. તેમાં રાષ્ટ્રીયધ્વજ સંબંધી ઠરાવ પણ છે.

“ ધ્વજ પહેલાની માફક આડા ગોઠવેલા ત્રિરંગી પટાનો રહેશે. પણ રંગોની ગોઠવણ સૌથી ઉપર કેસરી, તેની નીચે સફેદ અને તેની નીચે લીલો એ પ્રમાણે રહેશે વચમાના સફેદ પટા ઉપર ઘેરા વાદળી રંગમા રેંટિયાનુ નિશાન આવશે. આ રંગો કોઇ પણ કોમના સૂચક નહિ ગણાય; પરંતુ કેસરી રંગ ધૈર્ય અને ત્યાગનો સૂચક, સફેદ શાન્તિ અને સત્યનો તથા લીલો શ્રદ્ધા અને શૌર્યનો સૂચક ગણાશે. રેંટિયો એ આમવર્ગની આશાનું પ્રતીક છે. ધ્વજનુ માપ લંબાઈ ૩ અને પહોળાઇ ૨ એ પ્રમાણમા રહેશે. ”

કોમી અર્થસૂચકતા કાઢી નાખી એ ઇષ્ટ છે. અને એ આપણે કોમી ભાવનાથી એટલા પર ગયાનું ચિહ્ન છે.

* * *

**પ્રજાના મૂળ હક્કો અને આર્થિક કાર્યક્રમ**

ગઇ મહાસભાના અધિવેશન સમયે આનો કાચો ખરડો પસાર થયેલો પણ આ કામ ઘણી ઉતાવળમાં થએલું હોવાથી પુખ્ત વિચાર કરી આ સબંધી નિવેદન બહાર પાડવા સમિતિ નીમી હતી. એ સમિતિના નિવેદન પછી મહાસમિતિએ નીચેના મૂળ હક્કો ઠરાવેલા છે. આ વિષય ઘણો મહત્ત્વનો છે, પણ અહીં તો માત્ર તેની નોંધ લેવી શકય છે.

**પ્રજાના મૂળ હક્કો અને ફરજો**

૧. (ક) હિંદુસ્તાનના દરેક પ્રજાજનને પોતાના વિચારો દર્શાવવાની સ્વતંત્રતાનો, સભા અને સંગઠનની સ્વતંત્રતાને તથા નીતિ અને કાયદાથી વિરુદ્ધ ન હોય તેવા કાર્યો માટે શાન્તિપૂર્વક અને શસ્ત્ર વિના એકત્રિત થવાનો હક છે.

(ખ) હિંદુસ્તાનનો દરેક પ્રજાજન, પોતાની ધર્મબુદ્ધિને અનુસરવાની તથા પ્રજાની સુલેહશાન્તિ અને સદાચારની આડે ન આવે એવી રીતે પોતાનો ધર્મ માનવાની અને આચરવાની સ્વતંત્રતા ભોગવશે.

(ગ) નાની કોમોની તથા ભિન્ન ભિન્ન ભાષા બોલનારા પ્રદેશોની સંસ્કૃતિ, ભાષા અને લિપિ સુરક્ષિત રહેશે.

(ઘ) હિંદુસ્તાનના સૌ પ્રજાજનો કાયદાની દૃષ્ટિએ ધર્મના, ન્યાતજાતના, કોમના અથવા તો સ્ત્રીપુરુષના ભેદભાવ વિના સમાન છે.

(ઙ) કોઈ પણ દેશીની તેના ધર્મ, નાતજાત, માન્યતા અથવા લિંગભેદને કારણે સરકારી નોકરીમા, સત્તા કે માનના હોદ્દામા, તથા કોઇ પણ વેપાર કે ધંધો કરવામા કોઈ પણ જાતની અધિકારહીનતા ગણવામાં આવશે નહિ.

(ચ) કૂવા, સરિયામ રસ્તા, નિશાળો તથા જાહેર વાપરની બીજી તમામ જગાઓ જે રાજ્યને અથવા સ્થાનિક સંસ્થાઓને ખર્ચે બાંધવામાં આવેલાં હશે અથવા કોઇ ખાનગી વ્યક્તિએ જાહેર પ્રજાના ઉપયોગને અર્થે અર્પણ કર્યા હશે તેની બાબતમાં સૌ દેશીઓના સમાન હકો અને ફરજો ગણાશે.

(છ) હથિયાર રાખવાની અને વાપરવાની બાબતમાં જે નિયમો અને પ્રતિબંધો કરવામાં આવે તેને અનુસરીને દરેક દેશીને હથિયાર રાખવાનો અને ધારણ કરવાનો હક છે.

(જ) કાયદાના અમલની રૂએ કરવામાં આવે તે સિવાય બીજી કોઈ પણ રીતે કોઇ પણ માણસની સ્વતંત્રતા છીનવી લેવામાં નહિ આવે, તેમ જ તેના ઘરમાં કે માલિકીની જગામાં પ્રવેશ નહિ કરવામાં આવે કે તે જપ્ત કે ખાલસા નહિ કરવામાં આવે.

(ઝ) સઘળા ધર્મોની બાબતમાં સરકાર નિષ્પક્ષતા જાળવશે.

(ઞ) પુખ્ત વયના તમામ માણસોને મતાધિકાર રહેશે.

(ટ) મફત અને ફરજિયાત પ્રાથમિક કેળવણીની વ્યવસ્થા સરકાર કરશે.

(ઠ) સરકાર કોઈને ઈલકાબો નહિ આપે.

(ડ) મોતની સજા નાબૂદ કરવામાં આવશે.

(ઢ) હિંદુસ્તાનનો દરેક દેશી હિંદુસ્તાનમાં કોઈ પણ સ્થળે જઇ શકશે, અને દેશના કોઈ પણ ભાગમાં વસવાટ કરી શકશે, મિલકત ધારણ કરી શકશે, કોઈ પણ વેપારધંધો કરી શકશે તથા દેશના બધા ભાગોમાં કાયદાના રક્ષણની તથા કાયદેસર મુકદ્દમાની બાબતમાં સમાનતા ભોગવશે.

### મજૂરવર્ગ

૨ (ક) સમાજની આર્થિક રચના ન્યાયી ધોરણ ઉપર રચાયેલી હશે, જેથી સમાજમાં દરેક જણ સારી અને સુઘડ ઢબે પોતાનું જીવન ગુજારી શકે.

(ખ) સરકાર કારખાનામાં કામ કરતા મજૂરોના હિતની રક્ષા કરશે અને યોગ્ય કાયદાથી તથા બીજી રીતે તેમને સારી ઢબે જીવન ગાળી શકે તેટલો દરમાયો મળે, કામ કરવાની જગ્યા આરોગ્યપ્રદ હોય, મજૂરીના કલાક મર્યાદિત હોય, માલિકો અને મજૂરો વચ્ચેની તકરારનો નિવેડો લાવવા માટે યોગ્ય વ્યવસ્થા હોય, તથા ઘડપણ, માંદગી કે બેકારીને લીધે જે આર્થિક હાડમારી આવી પડે તેની સામે રક્ષણ મળે, એવી વ્યવસ્થા કરશે.

૩. દાસત્વમાંથી અથવા લગભગ દાસત્વ જેવી સ્થિતિમાંથી મજૂરોની મુક્તિ.

૪. મજૂરસ્ત્રીઓનું રક્ષણ અને ખાસ કરીને સુવાવડ દરમ્યાન રજાનો પૂરતો બંદોબસ્ત.

૫. નિશાળે જવા યોગ્ય ઉંમરનાં બાળકોને ખાણોમાં કે કારખાનામાં રોકવાની બંધી થશે.

૬. પોતાના હિતની રક્ષાને અર્થે ખેડૂતો અને મજૂરોને મહાજનો બાંધવાનો હક રહેશે.

### કારભાર અને સરકારી ખર્ચ

૭. જમીનભોગવટાની, જમીનમહેસૂલની તથા ગણોતની પ્રથામાં સુધારા કરવામાં આવશે. ખેતીની જમીન ઉપરના બોજાની વાજબી વ્યવસ્થા કરવામાં આવશે. જે અનુસાર નાના ખેડૂતો અત્યારે જે જમીનમહેસૂલ તથા ગણોત ભરે છે તેમાં ઠીકઠીક ઘટાડો કરીને તેમને તત્કાલ રાહત આપવામાં આવશે; આર્થિક દૃષ્ટિએ ન પોસાઈ શકે એવી ખેતીની બાબતમાં જરૂરી જણાય તેટલી મુદત માટે ગણોતમાંથી મુક્તિ આપવામાં આવશે, અને આવી રીતે ગણોતમાંથી મુક્તિ આપવાને અથવા ગણોતના દરમાં ઘટાડો કરવાને કારણે જરૂરી જણાય ત્યાં નાના જમીનદારોને જરૂરી રાહત આપવામાં આવશે, તથા ઉપર જણાવેલો હેતુ બર લાવવા માટે ઓછામાં ઓછી ઠરાવેલી એવી વાજબી રકમ ઉપરાંતની જમીનમાંથી થતી ચોખ્ખી આવક ઉપર ક્રમસર વધતો જતો એવો આવકવેરો નાખવામાં આવશે.

૮. ઓછામાં ઓછી અમુક ઠરાવેલી મિલકત ઉપરાંતની મિલકત ઉપર ક્રમિક દરને ધોરણે વારસાવેરો નાખવામાં આવશે.

૯. લશ્કરી ખર્ચમાં પુષ્કળ ઘટાડો કરવામાં આવશે, જેથી આજના પ્રમાણ કરતાં ઓછામાં ઓછા અર્ધા ભાગનો ઘટાડો થાય.

૧૦. મુલ્કી ખાતામાં ખર્ચ અને પગારોમાં મોટો ઘટાડો કરવામાં આવશે. ખાસ નીમેલા શાસ્ત્રજ્ઞો તથા એવા લોકો સિવાયના કોઈ પણ સરકારી નોકરને અમુક ચોક્કસ રકમ, જે સામાન્ય રીતે માસિક રૂ. ૫૦૦ થી વધારે ન હોય, તે કરતાં વધારે પગાર આપવામાં આવશે નહિ.

૧૧. હિંદુસ્તાનમાં બનાવવામાં આવતા મીઠા ઉપર વેરો નહિ નાખવામાં આવે.

### આર્થિક અને સામાજિક કાર્યક્રમ

૧૨ દેશી કાપડને સરકાર રક્ષણ આપશે, અને એ હેતુથી પરદેશી કાપડ અને પરદેશી સૂતરનો

બહિષ્કાર કરવાની તથા એવાં બીજા જરૂરી જણાય તે ઉપાયો લેવાની નીતિ સરકાર અખત્યાર કરશે. સરકાર બીજા દેશી ઉદ્યોગોને પણ જ્યાં જરૂર જણાય ત્યાં પરદેશોની હરીફાઈ સામે રક્ષણ આપશે.

૧૩. કેફી પીણાં અને પદાર્થોની દવાના ઉપયોગ સિવાય સદંતર બંધી કરવામાં આવશે.

૧૪. નાણાચલણ અને હુંડિયામણનું નિયમન રાષ્ટ્રીય હિતની દૃષ્ટિએ કરવામા આવશે.

૧૫. ચાવીરૂપ ઉદ્યોગો અને ખાતા, ખનિજ દ્રવ્યો, રેલવે, જળમાર્ગો, વહાણવટું તથા વ્યવહારના બીજાં સાધનો ઉપર સરકારી માલિકી અથવા કાબૂ રહેશે.

૧૬. ખેડૂતોને દેવાદારીમાથી રાહત, તથા સીધી કે આડકતરી વ્યાજખોરી ઉપર અંકુશ.

૧૭. દેશીઓને લશ્કરી તાલીમ મળે એવી વ્યવસ્થા સરકાર કરશે, જેથી પગારદાર લશ્કર ઉપરાંત રાષ્ટ્રના રક્ષણ માટે બીજી વ્યવસ્થા ઊભી થઇ શકે.

કેટલાકની ટીકા છે કે અત્યારના મૂડીતંત્રમાં મોટો ફેરફાર કર્યા સિવાય આ પ્રમાણે બની શકશે નહિ. પણ સ્મરણમાં રાખવું જોઇએ કે અહીં મહાસભા માત્ર ધ્યેયો અને મૂળ હેતુ નક્કી કરે છે, તેનાં સાધનો નહિ.

* * *

## મહાસભાનાં દળો

પ્રસિદ્ધ હિંદુસ્તાની સેવાદળ પોતાનું સ્વતંત્ર અસ્તિત્વ મેલી દઇ કોંગ્રેસના સ્વયંસેવક બની જાય છે. તે જ પ્રમાણે લાલ કફનીવાળા ખુદાઇ ખિદમતદારો પણ મહાસભાની ઉપરી સત્તા નીચે આવે છે. આથી મહાસભાને નિત્યસજ્જ દળો મળે છે, એ એક લાભ છે.

* * *

## રાઉન્ડ ટેબલ કોન્ફરન્સ અને ગાંધીજી

આ માસનો સૌથી વધારે ચિન્તાકારક પ્રશ્ન, જે ગાંધીજી કોન્ફરન્સમાં જશે કે નહિ, તેનો હમણાં શુભ નિવેડો આવેલો છે; તહકૂબી કરીને લોર્ડ અરવિન હિંદમાંથી ગયા તે પછી તરત જ તેની શરતો સરકારે તોડવા માંડી છે એવી ફરિયાદ આખા હિંદમાં બધેથી ઊઠતી આવી છે, અને જાણે કોન્ફરન્સને નિષ્ફળ કરવાનાં જ પગરણ સરકાર માંડે છે, એવો વહેમ વધતો ગયો છે. કોન્ફરન્સમાં જે ઇસ્લામી ભાઇઓ નીમાયા છે, તેમાં કોમી પક્ષપાતના દુરાગ્રહથી મુક્ત એવા બે ત્રણથી વધારે નથી. રાષ્ટ્રીય મુસ્લીમ પક્ષના પૂરતા પ્રતિનિધિઓ નથી. એટલું જ નહિ પણ ડૉ. અનસારી હિંદુ મુસ્લીમ બન્નેને માન્ય એક વખતના મહાસભાના પ્રમુખ અને અત્યારના રાષ્ટ્રીય મુસ્લીમ પક્ષના માન્ય નેતા પણ નથી. આજ રીતે હિંદના વેપાર ઉદ્યોગને પણ પૂરતું પ્રતિનિધિત્વ મળ્યું નથી. ઇંડિયન ચેમ્બર ઓફ કોમર્સ ઍન્ડ ઇન્ડસ્ટ્રીઝના ફેડરેશને શ્રીયુત પુરુષોત્તમદાસ, શ્રીયુત ઘનશ્યામદાસ બિરલા અને શ્રીયુત જમાલ મહમદને પોતાના રા. ટે. કો ના પ્રતિનિધિઓ તરીકે પસંદ કર્યા હતા તેમાંથી શ્રી. પુરુષોત્તમદાસ એકને જ સરકારે પ્રતિનિધિ તરીકે સ્વીકાર્યા છે. કોન્ફરન્સમાં હિંદના વેપાર ઉદ્યોગના હિતનો પ્રશ્ન જેવો તેવો નથી અને તેમાં પૂરતું પ્રતિનિધિત્વ ન મળવાથી ઉપરોક્ત મંડળે કોન્ફરન્સ સાથે અસહકાર કર્યો છે. શ્રી. પુરુષોત્તમદાસે કોન્ફરન્સમાં જવાનું બંધ રાખ્યું છે.

પણ જાણે ખુદ ગાંધીજીને પણ ન જવા દેવા હોય એવી જાતનું તહકૂબીની શરતો પરત્વે સરકારનું વર્તન હતું. આ સંબંધી ગાંધીજીએ સરકારની સંમતિથી ગયા 'નવજીવન'માં લાંબુ તહોમતનામું બહાર પાડ્યું છે તે ઉપરથી ખ્યાલ આવે છે કે બધી અગત્યની બાબતમાં શરતનો ભંગ થયો છે.

ગાંધીજીનો આ પ્રશ્નના નિવેડા વિના લંડન નહિ જવાનો આગ્રહ તે ઉપરથી સમજી શકાય છે. 'માત્ર બારડોલી હિંદ નથી'. એ આક્ષેપનો જવાબ આપણે તહોમતનામું વાંચ્યા પછી આપી શકીએ કે 'આખું હિંદ બારડોલી અને તેથી પણ વધારે ખરાબ થયું હતું.' સરકારનો મહાસભાની મધ્યસ્થી ન સ્વીકારવાનો

તેમજ ત્રાહિત પંચ મારફત ફેંસલો ન આપવાનો દુરાગ્રહ પણ આથી સ્પષ્ટ દેખાય છે. આવી સ્થિતિમાં ગાંધીજી જેવા લોકહિતચિંતક અને લોકો તરફની પોતાની જવાબદારી સમજનારા ન જ જાય. શ્રીયુત માલવીયજી અને શ્રીમતી નાયડુએ પણ જવાનો વિચાર બંધ રાખ્યો હતો,—અલબત્ત મોડરેટ બંધુઓ જવાના નિશ્ચયમાં મક્કમ જ રહ્યા હતા.

ગાંધીજીએ સુલેહ સાચવવાની ખાતર એક પછી એક કેટલી છૂટ મૂકી તે આખા પત્રવ્યવહારમાં જણાઇ આવે છે. અને અત્યારે સુલેહ થઇ છે તેમાં પણ ખરું ગાંધીજીની સહનશીલતા અને ઉદારતા જ કારણભૂત છે—સરકારનું સૌજન્ય નહિ. સરકારને અતિ મોડું કર્યા વિના કશું સારું કામ કરતાં આવડતું નથી.

છેલ્લા ખબર છે કે માત્ર બારડોલી માટે સરકારે તપાસ કરવાની સંમતિ આપી છે, બીજી બાબતોમાં ફરિયાદનાં કારણો નિવારવાને સરકારે આશ્વાસન આપ્યું છે. અને એટલા ઉપરથી ગાંધીજીએ લંડન જવાનો નિશ્ચય કર્યો છે. તા. ૨૯ મીની સ્ટીમરમાં તેઓ રવાના થશે. આ ખાતે તેમની સફર પ્રસંગે આખું હિંદ ખરી ઉલટથી સુખ અને યશ ઇચ્છે છે તેમાં અમે પણ જોડાઇએ છીએ.

* * *

### બ્રહ્મદેશને અલગ કર્યો

નામદાર શહેનશાહની સરકારે જાહેર કર્યું છે કે બ્રહ્મદેશ માટે જુદી કોન્ફરન્સ ભરાશે અને તેમાં અલગ બ્રહ્મદેશના બંધારણના ધોરણની ચર્ચા થશે. આનો અર્થ એટલો જ છે કે બ્રહ્મદેશને અલગ કરવાનો વિલાયતની સરકારે ઠરાવ કરી દીધો છે અને તે પ્રશ્ન હવે રા. ટે. કો. માં ઉપાડી શકાશે નહિ. ખરી રીતે રા. ટે. કો. માં છેલ્લી બેઠકમાં આવી સમજૂત નહોતી. બર્મા કમિટિએ બ્રહ્મદેશને જુદો પાડવાનું નિવેદન નક્કી કર્યું ત્યારે પણ તે પ્રશ્ન આખી કોન્ફરન્સ આગળ રજૂ થશે એવી સમજણ હતી. અને એમ થયું તેનું કારણ પણ એ હતું કે તે વખતે સંમતિ આપનાર હિંદના સભ્યો એમ માનતા હતા કે બ્રહ્મદેશ પોતે અલગ થવા ઇચ્છે છે અત્યારે માલૂમ પડ્યું છે કે બ્રહ્મદેશમાં એવો મોટો વર્ગ છે જે અલગ પડવા માગતો નથી.

અને બ્રહ્મદેશની માગણી હતી તે પણ પહેલાં સ્વરાજ્યની અને પછી જુદાં પડવાની; તેને બદલે ઇંગ્લેંડની સરકાર તેમને આપે છે પહેલાં અલગ પડવાનું અને સ્વરાજ્યનું તો જ્યારે થાય ત્યારે ખરું. આવી સ્થિતિમાં જો બ્રહ્મદેશ અલગ પડે તો તેનું પરિણામ એટલું જ આવે કે બ્રહ્મદેશના વેપારમાં જે હિંદીઓ ભાગ પડાવતા હતા તે બંધ પડે અને બ્રહ્મદેશને સ્વરાજ્ય ન હોય એટલે ત્યાં અંગ્રેજ વેપારીઓ એકલા વેપાર કર્યા કરે! આમાં ગુજરાતને પુષ્કળ નુકસાન થવાનું કારણ કે આપણા સાહસિક વેપારીઓ અત્યારે તે પ્રાન્તમાં મોટા વેપારીઓ છે.

* * *

### મિ. રેમ્સે મેકડોનલ્ડ રાજીનામું આપે છે

આ નોંધ પ્રેસમાં મોકલીએ છીએ ત્યાં છેલ્લા તારના ખબર છે કે મિ મેકડોનલ્ડ રાજીનામું આપે છે.

ઈંગ્લંડના રાજ્યપ્રકરણમાં આનું શું મહત્ત્વ છે તેની અત્યારે ઉતાવળમાં ચર્ચા ન કરતાં એટલું નોંધી લઇએ કે હિંદ તરફની રાજનીતિમાં આથી કશો ફેર પડશે એમ માનવાને કારણ નથી. હિંદ ઉપર પાર્લમેન્ટના ત્રણ પક્ષોમાંથી કોઇને અમુક નીતિનો આગ્રહ જ નથી. હિંદને ઇંગ્લંડનું રાજ્યપ્રકરણ એટલું મહત્ત્વ જ આપતું નથી.

૨૫-૮-૩૧

### સંગીત માર્તંડ શ્રીયુત પંડિત વિષ્ણુ દિગંબરનું અવસાન

હમણાં પંડિતજી શ્રી. વિષ્ણુ દિગંબરના અવસાનના શોકજનક ખબર મળ્યા. સદ્ગતે સંગીતની પુનઃ પ્રતિષ્ઠા કરવામાં આખી જિંદગી અર્પણ કરી છે, તેમના જવાથી હિંદી સંગીતને મોટી ખોટ પડી છે.

卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૧૨ ભાદ્રપદ: ૧૯૮૭

# સિદ્ધરાજના કીર્તિસ્તંભના લેખનો એક અંશ

## પરિચય

પાટણના 'વિજળ કુઆ' નામના એક મહોલ્લાના નાનકડા શિવમંદિરની ભીંતમાં પ્રાચીન લેખવાળો એક પથ્થર જડેલો છે, એમ આશરે દશેક વર્ષ ઉપર મારા જાણવામાં આવ્યું હતું. તે ઉપરથી તે જોવા હું ગયો હતો, પણ તે પથ્થરની ખંડિત અવસ્થા તથા તેની લિપિની પ્રાચીનતાને લીધે એ લેખ પૂરેપુરો વાંચી શકાયો નહોતો. પરતુ એટલું તો હું જાણી શક્યો હતો કે તે સિદ્ધરાજના કીર્તિસ્તંભનો એક અંશ હોવો જોઇએ. એનો નિર્દેશ ઇ. સ. ૧૯૨૭ માં મુંબઈમાં ભરાએલી સાહિત્ય પરિષદમાં વાંચેલા નિબંધમાં મેં કર્યો હતો.

થોડા માસ ઉપર પુરાતત્ત્વજ્ઞ પંડિત શ્રી જિનવિજયજી પાટણમાં આવ્યા હતા. તેમને મેં એ સંબંધી વાત કરી, ત્યારે તેઓએ મારી સાથે આવીને તે લેખ પૂરેપુરો વાંચી આપ્યો અને તેને સાફ કરાવી તેનો ફોટોગ્રાફ લેવડાવ્યો. તેથી તે મારા ધારવા પ્રમાણે એ જ પ્રશસ્તિનો સિદ્ધ થયો. એ લેખનું પંડિતજીને એટલું બધું મહત્ત્વ લાગેલુ કે તેમણે પાટણમાં એક જાહેર ભાષણમાં જણાવ્યું હતું કે "જો મારી પાસે ધન હોય તો એ'પથ્થર ખરીદી લઇ એક લાખ રૂપિયા ખરચી સુંદર કલાત્મક ટાવર બંધાવી તેના ઉપર તે મુકાવું!"

આ પથ્થરની લંબાઇ ૨૬ ઇંચ અને પહોળાઇ ૧૩ ઇંચ છે. તેમાંના લખાણનું માપ ૨૪ અને ૧૦ ઇંચનું છે. આ પથ્થર ડાબી બાજૂથી તૂટેલો જણાય છે. અત્યારે એનો આકાર લંબચોરસ છે, પણ મૂળમાં ડાબી બાજૂએ મધ્યભાગે અણીવાળો એટલે બાણના આકારનો હશે એમ લાગે છે. કારણકે બીજી પંક્તિઓના શ્લોકાંકોમાં એક બે શ્લોકોનો તફાવત માલૂમ પડે છે, જ્યારે પાંચમી અને છઠ્ઠી પંક્તિની વચ્ચે ૭ સાત શ્લોકો ગયા હોય તેમ જણાય છે. એટલે તેની મૂળ આકૃતિ નીચે પ્રમાણે હશે એમ હું કલ્પું છું:—

卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૧૨ ભાદ્રપદ: ૧૯૮૭

# સિદ્ધરાજના કીર્તિસ્તંભના લેખનો એક અંશ

## પરિચય

પાટણના 'વિજળ કુઆ' નામના એક મહોલ્લાના નાનકડા શિવમંદિરની ભીંતમાં પ્રાચીન લેખવાળો એક પથ્થર જડેલો છે, એમ આશરે દશેક વર્ષ ઉપર મારા જાણવામાં આવ્યું હતું. તે ઉપરથી તે જોવા હું ગયો હતો, પણ તે પથ્થરની ખંડિત અવસ્થા તથા તેની લિપિની પ્રાચીનતાને લીધે એ લેખ પૂરેપુરો વાંચી શકાયો નહોતો. પરંતુ એટલું તો હું જાણી શકયો હતો કે તે સિદ્ધરાજના કીર્તિસ્તંભનો એક અંશ હોવો જોઇએ. એનો નિર્દેશ ઇ. સ. ૧૯૨૭ માં મુંબઈમાં ભરાએલી સાહિત્ય પરિષદમાં વાંચેલા નિબંધમાં મેં કર્યો હતો.

થોડા માસ ઉપર પુરાતત્ત્વજ્ઞ પંડિત શ્રી જિનવિજયજી પાટણમાં આવ્યા હતા. તેમને મેં એ સંબંધી વાત કરી, ત્યારે તેઓએ મારી સાથે આવીને તે લેખ પૂરેપુરો વાંચી આપ્યો અને તેને સાફ કરાવી તેનો ફોટોગ્રાફ લેવડાવ્યો. તેથી તે મારા ધારવા પ્રમાણે એ જ પ્રશસ્તિનો સિદ્ધ થયો. એ લેખનું પંડિતજીને એટલું બધું મહત્ત્વ લાગેલું કે તેમણે પાટણમાં એક જાહેર ભાષણમાં જણાવ્યું હતું કે "જો મારી પાસે ધન હોય તો એ પથ્થર ખરીદી લઇ એક લાખ રૂપિયા ખરચી સુંદર કલાત્મક ટાવર બંધાવી તેના ઉપર તે મુકાવું!"

આ પથ્થરની લંબાઇ ૨૬ ઇંચ અને પહોળાઇ ૧૩ ઇંચ છે. તેમાંના લખાણનું માપ ૨૪ અને ૧૦ ઇંચનું છે. આ પથ્થર ડાબી બાજૂથી તૂટેલો જણાય છે. અત્યારે એનો આકાર લંબચોરસ છે, પણ મૂળમાં ડાબી બાજૂએ મધ્યભાગે અણીવાળો એટલે બાણના આકારનો હશે એમ લાગે છે. કારણ કે બીજી પંક્તિઓના શ્લોકાંકોમાં એક બે શ્લોકોનો તફાવત માલૂમ પડે છે, જ્યારે પાંચમી અને છઠ્ઠી પંક્તિની વચ્ચે ૭ સાત શ્લોકો ગયા હોય તેમ જણાય છે. એટલે તેની મૂળ આકૃતિ નીચે પ્રમાણે હશે એમ હું કલ્પું છું:—



આ લેખમાં ૭૬, ૭૭, ૭૯, ૮૭ અને ૯૦ શ્લોકાંક જોવામાં આવે છે. એ ઉપરથી જણાય છે કે આ પ્રશસ્તિમાં સો ઉપરાંત—કદાચ એકસો ને આઠ શ્લોકો હશે. આ પથ્થરની અંદર આશરે સોળ શ્લોકો હોવાથી આખી પ્રશસ્તિના આવા સાત પથ્થર હશે એમ અનુમાન થઇ શકે છે. એમાંથી અત્યારે કાળના મુખમાંથી એક જ પથ્થર બચ્યો છે! મૂળ લેખ નીચે પ્રમાણે છે:—

## મૂળ લેખ

१ .... थम धर्मपालनपदोपाध्यायशिक्षागृहं
शश्वत् पौरसमृद्धिवर्धनमहाक्षेत्रं यदुर्वीतले ।
यन्निःशेष........

२ ........भूमिप्रणयपरिणतोद्दामभीत्या प्रविष्टाः
अन्ये देशान्तरेभ्यः प्रथितनयपथख्यातिरागादुपेताः ।
के के.... .

३ ............... .लसमतिर्वैदग्ध्यभंगीनिधिः
पूतां वृत्तिमसौ त्रिवर्गविषयां भेजे विभक्तस्थितिः ॥ ७६ ॥
उच्चैरव्यभिचारि भू........

४ .... ण ॥ ७७ ॥
देवानां स्नपनानि दानविधयः स्नानादिशौचक्रियाः
संजीवन्ति चराचराणि भुवने भूतानि यस्मादिह ।

५ ................नृपः ॥ ७९ ॥
पूर्णेन्दुपादैरिव शीतयोगै
र्गंगातरंगैरिव पुण्यरूपैः ।
स्वप्ने समागत्य तमेकभक्तं
प्रबोधयामास च........

६ ................तदा च जज्ञे
भगीरथस्य त्रिदशापगेव ॥ ८७ ॥

ततः सा पूरयामास सरः सिद्धेशकारितं ।
खानितं सगरेणेव साग............

७ ........तैर्विर........म्रवतीपतेः ।
किंवाम्भोदपरंपराभिरभितः क्लप्तं विलीय क्षण।
देवं सिद्धनरेन्द्रनिर्म्मित........

८ ........प्रपीतपयसोरेवादि कूलंकषाः
क्षीयन्ते सहसेव तानि विविधक्ष्मापाल सैन्यान्यपि ।
नो नि........

९ ......................तान्वहं ।
निःशेषं निजगोत्रमत्रभगवान् कुम्भोद्भवः प्राहिणोत्
तेनाप्यस्य न बिन्दुमात्रकम............

१० ............साप्यत्र विश्राम्यति ॥ ९० ॥
विश्रामधाम भुवनत्रयखेदभाजः
श्रीसिद्धराजपरमेश्वर...... .....

## અનુવાદ

૧ ...પૃથ્વી ઉપર ધર્મપાલન માટે ઉપાધ્યાયોનું શિક્ષાગૃહ અને નગરની સતત સમૃદ્ધિ વધારનાર મહાક્ષેત્ર.........

૨ ......(તેના) ભૂમિ મેળવવાના અનુરાગને પરિણામે (કેટલાકને) પ્રચંડ ભય ઉત્પન્ન થયો હતો અને બીજા કેટલાક તેની રાજ્યનીતિની ખ્યાતિના આકર્ષણથી તેની પાસે આવ્યા હતા. કોઇ કોઇ.........

૩ ......ની બુદ્ધિવાળો અને ચાતુર્ય તથા રાજનીતિના ભંડાર જેવો (તે હતો). તે ત્રિવર્ગ (ધર્મ, અર્થ, કામ) પ્રત્યે સરખા ભાવે પવિત્ર વૃત્તિ રાખતો. ૭૬. અનન્ય ભાવથી ઉચ્ચ રીતે.........

૪ ......૭૭. જેનાથી (પાણી) દેવોનાં સ્નાન, દાનના વિધિ અને નાહવા વગેરે શુદ્ધિની ક્રિયાઓ થઇ શકે છે અને જેના વડે આ પૃથ્વીમાં ચર (સ્થિર) અને અચર (હાલતાં ચાલતાં) પ્રાણીઓ (વનસ્પતિ અને ફરતા જીવો) જીવન ધારણ કરે છે...

૫ ...... રાજા ૭૯. ચદ્રનાં કિરણો જેવા શીતળ સ્પર્શથી તથા ગંગાના તરંગો જેવા પવિત્ર સ્વરૂપથી સ્વપ્નમાં આવીને પોતાના અનન્ય ભક્તને જગાડયો—ઉપદેશ કુર્યો...

૬ ......તે વખતે ગગાજીએ ભગીરથને કહ્યું હતું તેમ કહ્યું. ૮૭. પછી તેણીએ સિદ્ધરાજે બંધાવેલું સરોવર છલકાવી દીધુ. સગરની માફક ખોદાવેલું......

૭ ......તેઓથી રચેલું......અવતી પતિનું અથવા તો જેમ એક ક્ષણમાં વાદળાંઓ ચારે તરફથી ચઢી આવી ઢાંકી દે તેમ સિદ્ધરાજે બનાવેલું.........

૮ ......રેવા (નર્મદા) આદિ નદીઓનાં જળ પીધેલાં......એ રીતે વિવિધ પ્રકારના રાજાઓનાં સૈન્યો નાશ પામે છે.

૯ કુંભના પુત્ર ભગવાન અગસ્ત્યે પોતાના સઘળા કુટુંબીઓને (કુંભો–ઘડાઓ) મોકલ્યાં, તોપણ એક ટીપું સરખું........

૧૦ ... તે પણ અહીં વિશ્રામ લે છે. ૯૦. વિશ્રામનું ધામ અને ત્રણે લોકના ખેદનો નાશ કરનાર પરમેશ્વર સિદ્ધરાજ.........

## કીર્તિસ્તંભનાં સૂચનો

આ લેખમાં ત્રણ સ્થળે સિદ્ધરાજનાં નામ છે એ ઉપરથી એ સિદ્ધરાજનો લેખ છે એ નિઃસંશય છે. તેમાં જે સરોવરનું સૂચન છે એ સહસ્રલિંગ સરોવર હોવું જોઈએ, કેમકે સિદ્ધરાજનો કીર્તિસ્તંભ એ સરોવરના કાંઠે હતો એમ વિવિધ ગ્રંથોના પ્રમાણ ઉપરથી જણાય છે. હેમચન્દ્રાચાર્ય द्वयाश्रय काव्य માં સહસ્રલિંગના વર્ણનમાં લખે છે કે—

" પોતાના મહાન કીર્તિસ્તંભ જેવા દેવઘર કરાવ્યા "

(सर्ग १६, श्लोक १२२)

સોમેશ્વર कीर्तिकौमुदी માં લખે છેઃ—

" જે તળાવતટે શોભે ઊંચો ઉજ્જવળ રૈપ્યવત્
કીર્તિસ્તંભ, વ્યોમગંગાના પ્રભાવવત્ "

(स. १, श्लो. ७५)

રાજશેખરે प्रबन्धचिंतामणि માં જયમંગલસૂરિનો નીચેનો શ્લોક ટાંક્યો છે, તેમાં સરોવરને વીણાના તુંબડાની અને કીર્તિસ્તંભને તેના દંડની ઉપમા આપી છેઃ—

कीर्तिस्तंभमिपोच्चदण्डरुचिरामुत्सृज्य बाहोर्वला—
तन्त्रीका गुरुसिद्धभूपतिसरस्तुम्बां निजां कच्छपीम् ॥

પ્રાચીન ગુર્જરકાવ્ય समर रासु માં સહસ્રલિંગને પૃથ્વીના કુંડળની ઉપમા આપી છે અને કીર્તિસ્તંભને તેના હાથની–પૃથ્વી જાણે બીજો હાથ ઊંચો કરીને ઈંદ્ર પાસેથી તેનું કુંડળ માગે છે.

अमिय सरोवरु सहसलिंगु इकु धरणिहिं कुंडलु ।
कित्तिखंभु किरि अवररेसि मागइ आखंडलु ॥

(G. O. S., प्रा. गु. का. पृ. २९)

આ ઉપરથી જણાય છે કે સિદ્ધરાજનો કીર્તિસ્તંભ સહસ્રલિંગના કાંઠા ઉપર હતો.

## સહસ્રલિંગ પ્રશસ્તિ

प्रबन्धचिंतामणि માં લખ્યું છે કે સિદ્ધરાજે સહસ્રલિંગ સરોવરની પ્રશસ્તિ શ્રીપાળ કવિ પાસે લખાવી હતી અને તેનું સંશોધન પંડિતોની સભા બોલાવી કરાવ્યું હતું. તેમાંથી તેણે નીચેના બે શ્લોકો પણ ટાંક્યા છેઃ—

## સિદ્ધરાજના કીર્તિસ્તંભના લેખનો એક અંશ

न मानसे मायति मानसं मे,
पंपा न संपादयति प्रमोदम् ।
अच्छोदकाच्छोदकमत्र सारं
विराजते कीर्तितसिद्धि भर्तुः ॥ १ ॥
कोशो नापि युतं दलैरुपचित नोच्छेत्तुमेतत्क्षमं
स्वस्यापि स्फुटकण्टकं व्यतिकरं पुंस्त्वं च धत्ते न हि ।
एकोप्येष करोति कोशरहितो निष्कण्टकं भूतलं
मत्वैवं कमला विहाय कमलं यस्यासिमाशिश्रियत् ॥ २ ॥

પરન્તુ આ પ્રશસ્તિનો બીજા કોઈ ગ્રંથમાં ઉલ્લેખ નથી. આમાંનો પહેલો શ્લોક તો कीर्तिकौमुदी માં જોવામાં આવે છે. ( स. १, श्लो. ७८ ) એટલે એ સોમેશ્વરનો છે. બીજો શ્લોક વાંચતાં એનો સરોવર સાથે કંઈ સંબંધ જણાતો નથી. એ પણ બીજા કોઈ ગ્રંથમાંથી ઉતારેલો હશે. વળી, प्रभाकर चरित માં શ્રીપાળે લખેલી પ્રશસ્તિઓની નોંધ છે. તેમાં પણ સહસ્રલિંગની પ્રશસ્તિનો ઉલ્લેખ નથી.

श्रीदुर्लभसरोराजे तथा रुद्रमहालये ।
अनिर्वाच्यरसैः काव्यैः प्रशस्तिरकरोदसौ ॥

એટલે સહસ્રલિંગની જુદી પ્રશસ્તિ હોવાનું સિદ્ધ થઈ શકતું નથી. કીર્તિસ્તંભની પ્રશસ્તિ શ્રીપાળે રચી હતી કે કેમ એ માટે પણ શંકા રહે છે.

## કીર્તિસ્તંભનો સમય

સિદ્ધરાજે સહસ્રલિંગ સરોવર માળવાની જીત પછી પૂરું કર્યું હતું અને એ યુદ્ધના સ્મારક તરીકે જ તેણે કીર્તિસ્તંભ ઊભો કર્યો હતો, તેથી એક જ સમયે તેણે બે જુદી પ્રશસ્તિઓ નહિ કરાવી હોય એમ અનુમાન કરીએ તો ખોટું નથી. કીર્તિસ્તંભની પ્રશસ્તિમાં જ સહસ્રલિંગ સંબંધી હકીકત તેણે લખાવી હશે. માળવાના વિજય પછી સહસ્રલિંગ પૂર્ણ કર્યું હતું એમ प्रबन्धचिंतामणि માં સ્પષ્ટ રીતે લખ્યું છે. એ વાતનું હેમચન્દ્રાચાર્યે પણ द्वयाश्रय ના પંદરમા સર્ગના ૧૧૪મા શ્લોકમાં અલિત સૂચન કર્યું છેઃ

"મૈથિલિના કારણથી થએલું યુદ્ધ પાર પાડીને જેમ રાઘવે યજ્ઞ કર્યો હતો, તેમ એણે વ્યતિપાતરહિત શુભ તિથિએ મહાસરોવરનું મુહૂર્ત કર્યું."

સિદ્ધરાજના માળવાના વિજયનો સમય સં. ૧૧૯૦ છે (ગેઝેટીઅર, પૃ. ૧૭૭), એટલે આ કીર્તિસ્તંભ સં. ૧૧૯૫ ના શુમારે ઊભો કર્યો હશે. આથી ફાર્બસ સભામાં સંઘરાએલા એક ગુજરાતી કવિતમાં સહસ્રલિંગ બનાવ્યાનું વર્ષ સં. ૧૧૫૨ જણાવેલું છે એ ખોટું જણાય છે.

"સંવત શકર–વીર ચઉતર શુદ લગન આચારં"

(ગુજરાતનાં ઐતિહાસિક સાધનો ભા. ૧, પૃ. ૨૩)

## ઐતિહાસિક તત્ત્વો

દુર્ભાગ્યે આ લેખ આખો મળી આવ્યો નથી. આવો લાંબો લેખ જો આખો મળ્યો હોત તો તેમાં ચાવડાઓ અને સોલંકીઓનો ઇતિહાસ હોત અને સિદ્ધરાજનાં પરાક્રમોનું

પણ વર્ણન હોત એમ હોત તો ઇતિહાસની કેટલીએ ગૂચો ઉકેલાઇ શકી હોત તેમ છતા, આ અશથી પણ બે બાબતો ઉપર થોડોક પ્રકાશ પડે છે —

(૧) લેખની પહેલી પક્તિ સિદ્ધ કરે છે કે સિદ્ધરાજે કોટકિલ્લા અને જળાશયો ઉપરાત પાઠશાળાઓ પણ બધાવી હતી હેમચન્દ્રાચાર્ય દ્વયાશ્રય ના પદરમા સર્ગમા લખે છે કે તેણે સહસ્રલિંગના કાઠા ઉપર બ્રાહ્મણોના અધ્યયન માટે આશ્રમો અને દેવગૃહ બધાવ્યા હતા —

"વૃત્તિ તથા સૂત્રને જાણનારા, કલ્પસૂત્ર જાણનારા, આગમ જાણનારા, સસર્ગવિદ્યા (?) જાણનારા, ત્રિવિદ્યા જાણનારા, ષડગ જાણનારા એવા પડિતો અને ક્ષાત્રવિદ્યા જાણનારા, ધર્મ જાણનારા, તથા નાસ્તિકવિદ્યાવાળાને નિર્મૂળ કરાવનારા, યાજ્ઞિક, ઔથિક (?) ઇત્યાદિને સતોષવા સ્રા શાળએ મઠ બધાવ્યા" —૧૨૧

"બ્રાહ્મણ જેવા ગ્રથવિશેષમા નિપુણ, શતપથ બ્રાહ્મણ જાણનારા સહિત, ષષ્ઠિપથાધ્યાય જાણનારા, ને ઉત્તરપદ પૂર્વપદના વિવેકપૂર્વક લક્ષણાદિથી નિપુણ એવા બ્રાહ્મણોએ જ્યા અધ્યયનની ધૂમ ચલાવી છે એવા, પોતાના મહાન કીર્તિસ્તભ જેવા, શત્રુભૂમિરૂપી વાક્યમા પદિકની પેઠે પદધારી દેવઘર એણે કરાવ્યા "—૧૨૨

(૨) છઠ્ઠી પક્તિમા સરસ્વતીના જળથી સરોવર ભરાયાનો ઉલ્લેખ છે પ્રબંધચિંતામણિ મા લખેલુ છે કે સરોવરમા પાણી પ્રથમ નીકળ્યુ નહોતુ, પણ વરસાદના પાણીથી ભરાયુ હતુ લોકકથાઓ જણાવે છે કે સમાજના શાપથી સુકાઇ ગયુ હતુ, પણ માયા ઢેડના બલિદાનથી ભરાયુ હતુ આ વાતોને આ લેખ ખોટી પાડે છે સરસ્વતીમાથી નહેર ખોદીને અગર તો તેનું વહેણ એમા વાળીને સરોવરમા પાણી ભરવામા આવ્યુ હશે અદર ભગીરથ અને ગગાનો ઉલ્લેખ છે એથી જેમ ભગીરથ ગગાનો પ્રવાહ સ્વર્ગ ( હિમ્ ) માથી વાળીને હિંદુસ્તાનમા લાવ્યા, તેમ સિદ્ધરાજે સરસ્વતીનો પ્રવાહ વાળીને સરોવર ભર્યું હશે અત્યારે આ પ્રવાહ સરોવરને અડીને વહે છે, પણ ઉત્તર દિશાએ ત્રણ ગાઉ સુધી નદીની રેત હોવાથી એ તરફ મૂળ વહેણ હશે એમા શકા નથી પરતુ એ વહેણે જ સરોવરનો પાછળથી નાશ કર્યો હશે પાટણના એ તરફના દરવાજાનુ નામ ફાટી પાળ ' છે, એ સૂચવે છે કે સરોવરનો કાઠો તૂટી ગયો હશે એ તળાવના અને નદીના પાણીથી જૂના પાટણને પણ નુકસાન થયુ હોય અને નવુ વસાવવાની જરૂર પડી હોય એમ પણ અનુમાન થઇ શકે છે

રામલાલ ચુનીલાલ મોદી

# લિપિના સુધારણા

(૧)

મુદ્રણના કેટલાક નિવાર્ય અને કેટલાક અનિવાર્ય દોષોને લીધે, તેમ જ મારા હસ્ત-લેખમાં રહી ગયેલી કેટલીક ભૂલોને લીધે, મારો છેલ્લા અંકમાં આવેલો લેખ કેટલીક જગ્યાએ દુર્બોધ્ય થયો છે; એ માટે આ ખુલાસો આપવાની જરૂર પડી છે.

ચિત્રોની છાપો પણ મેં આશા રાખી હતી, તેથી કાંઇક નાના કદની આવી છે. આથી યે કેટલીક બાબતો તપાસવી કઠણ પડે એમ છે. ખાસ કરીને ચિત્રો ૧ અને ૪ વધારે મોટા કદમાં આવ્યાં હોત તો ઠીક થાત

વળી, ચિત્રાંક ૪ ના બીજા ભાગમાં ય અને ૨ વચ્ચે '૨'ની એક વિશેષ આકૃતિ બતાવેલી હતી કાંઇક કારણથી એ આકૃતિ જ ત્રણે લીટીઓમાંથી ઊડી ગયેલી લાગે છે. ચિત્રાંક ૪ ના ૧ લા વિભાગમા '૨'ની જે પહેલી આકૃતિ બતાવી છે, તેને અનુસરીને એ આકૃતિ હતી.

વિશેષ ભૂલો નીચે મુજબ સુધારી લેવાની જરૂર છેઃ

પાનું ૨૫૦, લીટી ૩ જીથી ૬ ઠ્ઠીઃ "દાખલા તરીકે......પરિણામ છે"—એ આખુ વાક્ય કાઢી નાખવું જોઇએ, કારણ એને લગતુ ચિત્ર જ આવ્યુ નથી.

એ જ પાના પર કેટલાક અક્ષરોના બાળબોધ અને નાગરી ભેદોના જે દાખલા આપ્યા છે, તેમાં નાગરી તરીકે છપાયેલા વર્ણો પ્રસિદ્ધ નાગરી વર્ણો નથી, પણ, વળી, એનો એક બીજો જ પ્રકાર છે. મેં જે સૂચવેલા તે ચિત્રાંક ૧ ની નાગરી લીટીઓમાં જેવા ઝ, ભ, લ કાઢ્યા છે તે. અંકો ૫, ૮, અને ૯ પણ મેં બીજા સૂચવેલા.

૨૫૫ મા પાના પર "'રેફ' અને યુક્ત ૨" એ મથાળા તળેની નોંધની બીજી કડિકાનુ નીચેનું વાક્ય યોગ્ય ચિત્રને અભાવે સમજાય એવું નથી રહ્યું. એ વાક્યરચના પણ બહુ કઢંગી થઇ ગઇ છે એ કાઢી નાખવાથી હરકત નહિ આવે. "અથવા ચિત્રાંક ૪ માં ... ... સૂચન થાય છે ખરુ."

(૨)

પણ, આ લેખ છપાયો તે દરમિયાનમાં આ ચર્ચાએ થોડી આગળ પ્રગતિ કરી છે. આ લેખ લખ્યા પછી મેં પૂજ્ય ગાંધીજીને નીચે મુજબ એક કાગળ લખ્યો હતો. એમણે એ વિષય પર જાણીતા સાક્ષરોના અભિપ્રાયો મેળવવા મને આજ્ઞા કરી. એમનો ઇરાદો ત્યારબાદ એ વિષે 'નવજીવન'મા યે ચર્ચા કરી લઇ, પછી શું નિર્ણય કરવો તે વિચારવાની હતી. એ મુજબ મેં કેટલાક વિદ્વાનોને એ પત્રની નકલ મોકલેલી. તે પર કેટલાક અનુકૂળ, પ્રતિકૂળ, તટસ્થ એવા અભિપ્રાયો પણ મળ્યા છે. પણ કાંઇક ગેરસમજથી એ કાગળ 'સાહિત્ય'ના તંત્રીએ એમના માસિકમાં ચર્ચાપત્ર તરીકે પણ છાપી દીધો. એમ એની ધાર્યા કરતાં જુદી રીતે અને વહેલી પ્રસિદ્ધિ થઇ. આથી કાંઈ નુકસાન થયું નથી, પણ

એમાં જે મરોડો સૂચવેલા તે એના ખાસ બ્લૉક વિના સમજી શકાય એવા નથી. આથી, એ કાગળને હું ફરીથી છાપવા અને એના સમર્થનમાં થોડી ટીકા કરી લેવા ઇચ્છું છું :

## પૂ૦ ગાંધીજીને લખેલા કાગળની નકલ

"વિ.......જેલમાં મેં કેટલાક મિત્રોને નીચેની બાબતમાં પ્રયત્ન કરવા વચન આપેલું, અને એનુ મહત્ત્વ તો છે જ, એટલે અવકાશે એનો વિચાર કરવા વિનતિ કરુ છુ.

ઘણા મહારાષ્ટ્રીઓ અને હિંદીઓને મે કહેતા જાણ્યા છે કે જો ગૂજરાતી લિપિની મુશ્કેલી ન હોય તો ગૂજરાતી પુસ્તકો વાચવાની ઘણી મુશ્કેલી ઓછી થઈ જાય. હુ એમને કહેતો કે ગૂજરાતી અને નાગરીમા માથાની લીટી અને થોડા અક્ષરોનો જ ભેદ છે. જે થોડા અક્ષરોનો ભેદ જણાય છે, તેમાના ઘણા અક્ષરો તો મોડીમાયે ગૂજરાતી જેવા જ છે. (અને ઉમેરુ કે કેટલાક હિ દી નાગરીને મળતા છે.)

લિપિની એકતા સાધવા માટે નાગરી લિપિ જ મુદ્રણ માટે રાખવી એમ ઘણા સૂચવે છે. પણ, ગૂજરાતીમા રહેલી સગવડ નાગરીમા નથી, એથી એ સૂચના લોકપ્રિય થતી નથી.

પણ, ગૂજરાતી લિપિના થોડાક અક્ષરોમા આપણે સહેજસાજ ફેરફાર કરીએ, તો એને નાગરીને મળતું સ્વરૂપ આવ્યા છતા, ગૂજરાતીની સગવડો જળવાઈ રહે. ગૂજરાતીઓને તો નાગરીનો પરિચય હોય છે જ, એટલે એમને તો કાઈ મુશ્કેલી નડશે જ નહિ, અને નાગરી લિપિવાળાઓની સગવડ વધશે; એટલું જ નહિ, પણ એવી સુધરેલી લિપિ એની મેળે પ્રચારમા આવશે એમ મને લાગે છે.

(જે અક્ષરો જેવી રીતે ફેરવવાની જરૂર લાગે છે તેનો નમૂનો, અને તે વિષે સૂચના જુદા કાગળ પર દર્શાવ્યા છે.)

ગૂજરાતી લિપિની ટેવવાળાઓએ પોતાનુ હાથનું લખાણ આમ જ (મે લખ્યુ છે તેમ) લખવાનુ શરૂ કરવું જોઇએ, એવી કાઈ જરૂર નથી; પણ મુદ્રણમા થયેલો આટલો ફેરફાર ધીમે ધીમે લખવામાયે આવી જશે જ.

પછી નાગરી અને ગૂજરાતી વચ્ચે કેવળ માથાની લીટીનો જ ભેદ રહેશે. એવી માથાની લીટીવાળી લિપિ પરભાષાના શબ્દો માટે, સસ્કૃત માટે ઇટેલિક્સ ની ગરજ સારવા, અને અધોરેખિત (under-lined) ને બદલે ઉપરિ-રેખિત (over-lined) લખાણ કરવા વાપરી શકાય.

'નવજીવન'મા આટલા અક્ષરોનો ફેરફાર થાય તો સભવ છે કે શરૂઆતમા એક કૉલમથી શરૂ કરી 'હિંદી નવજીવન' પણ આનુ થઇ શકે, અને એથી મુદ્રણમા યે ઘણો ખર્ચ બચે. સ્વામી તેમજ કાકા લિપિની આ સુધારણાને અનુકૂળ છે. લિપિની સુધારણા વિષે બીજા ઘણા પ્રશ્નો છે ખરા; પણ આ એ દિશાનુ હળવામા હળવું અને સહજસાધ્ય પગથિયું લાગે છે. અવકાશે વિચારશો. વિનતિ"

× × ×

જે અક્ષરો ફેરવવા જેવા છે, અને તેનો જેવો મરોડ ગૂજરાતીમા શોભે એમ રાખવો જોઇએ, તે નીચે બતાવું છું:

(૧) અવશ્ય ફેરવવા જેવા:

અ ક ચ જ ઝ ક્ષ ફ બ ભ

(૨) ફેરવ્યા હોય તો ઠીકઃ                    અંક

ઇ ઈ ઉ ઊ સ દ — દ | ઘ ઈ ઉ ઊ

(૩) મરોડનો વિકલ્પ રાખી શકાય એવાઃ

ણ-ણ, મ-મ, લ-લ, ળ-ળ; ૯-૯

ટિપ્પણ:–૧. અના મરોડ પર ખાસ ધ્યાન ખેંચું છું: એમાં ગૂજરાતી, બાળબોધ તથા નાગરી ત્રણે વચ્ચેનો સંબંધ જણાય છે. ૨. નાગરી च અને द નો ગૂજરાતીમાં યે જોડાક્ષરોમાં ઉપયોગ થાય છે. (૩) ख અને र-व વચ્ચે ગોટાળો ન થાય તે માટે કાં તો બતાવ્યા પ્રમાણે બેયને જોડવા જોઈએ, અથવા ગૂજરાતી આકાર જ રાખવો જોઈએ. (૪) ગૂજરાતી મ અને ૬ ને મહારાષ્ટ્રીઓ ભ અને ૫ સમજે છે, તેથી એમાં થોડો ફેરફાર હોવો ઘટે છે. (૫) ए–ऐ ને બદલે अे–अै લખવાનો જ શિરસ્તો રાખવો જોઈએ. મહારાષ્ટ્રમાં યે કેટલાકે એ રીત શરૂ કરી છે."

ઉપલો કાગળ વિદ્વાનોને મોકલ્યા બાદ શ્રી. નરસિંહરાવભાઈને ત્યાં આ વિષે ચર્ચા કરવા માટે એક નાનકડું મંડળ ભેગું થયું હતું. એમાં શ્રી. અંજારિયા, શ્રી. રામરાય બક્ષી તથા શ્રી. ગોકુળભાઈ ભટ્ટ હાજર હતા. શ્રી. અંજારિયા લિપિની એકતા સાધવા માટે નાગરીનો યે સ્વીકાર કરવાના પક્ષપાતી છે, એ જાણીતું છે. શ્રી. નરસિંહરાવભાઈ એ વિચારથી અસહમત છે એ પણ જાણીતું છે. પણ, ગૂજરાતી લિપિમાં કશો જ ફેરફાર ન કરી શકાય, એમ શ્રી. નરસિંહરાવભાઈનો યે મત નથી. શ્રી. રામરાય બક્ષી તથા શ્રી. ગોકુળભાઈ ભટ્ટને ગૂજરાતી, હિંદી, મરાઠી ત્રણે ભાષા બોલનાર વિદ્યાર્થીઓના પરિચયમાં આવવું પડે છે, અને તેથી એ ત્રણે ભાષાઓની લિપિ જેટલી સરખી થાય તેટલી વ્યાવહારિક દૃષ્ટિએ પણ ઇષ્ટ સમજે છે.

એ ચર્ચાનું પરિણામ મારી સૂચનાઓને એકંદરે સ્વીકારનારું આવ્યું. એ ચર્ચાની કેટલીક વિગતો નીચેની ટીકાઓમાંથી મળી રહેશે, એટલે જુદી પાડીને નથી આપતો.

મારા લેખ પરથી વાચકે જોયું હશે કે ગૂજરાતી લિપિનો ત્યાગ હું સૂચવતો જ નથી. એની વિશિષ્ટતા કાયમ રાખીને એને બીજી લિપિઓની નિકટ લાવવા માટે મારી સૂચના છે. મને લાગે છે કે એટલા ફેરફારથી ગૂજરાતી લિપિને ખોવાપણું નથી, પણ સંભવ છે કે ગાંધીજી પ્રત્યેના પત્રના છેલ્લા પેરેગ્રાફમાં જણાવ્યા મુજબ એથી ગૂજરાતી લિપિનો ઊલટો વધારે પ્રચાર થાય.*

* મુદ્રણકળાએ લિપિને હાલ હાલમાં કેટલી ફેરવી નાખી છે, તેનું એક દૃષ્ટાંત છેલ્લા લેખને છપાયેલો જોયા બાદ જ મારા ધ્યાનમાં આવ્યું છે. મેં એમાં જણાવ્યું છે કે "ગૂજરાતીઓમાં અક્ષરોને ગોળારા આપવાની સાધારણ ટેવ છે. દાખલા તરીકે, સરખાવો — ... ય, થ; ય, ય;" કમભાગ્યે મુદ્રણના આ 'ય' અને ય, જે ય–ય થી હું પરિચિત હતો તે નથી. મેં ચિત્રાંક ૧ માં બતાવ્યા છે તેવા ગોળારાવાળા જ થ અને ય પહેલા છપાતા એમ મારો ચોક્કસ ખ્યાલ છે,

જે પ્રતિકૂળ મતો આવેલા છે, તેમાંથી વિગતવાર ચર્ચા શ્રી નાજુકલાલ ચોકશી તથા શ્રી. મોતીભાઈ અમીનના સંયુક્ત પત્રમાં જ છે. એ પત્રમાં મુખ્યત્વે કરીને સૂચવેલા સુધારાથી હસ્તાક્ષરમાં કેવા ગોટાળા થશે એ આપણે વિગતવાર દર્શાવ્યું છે: દાખલા તરીકે क, फ સાથે, ज, त કે न સાથે, भ, જા સાથે, इ, ર, હ કે ई સાથે, ड, उ સાથે, ख, ख સાથે, ण, ગ સાથે ઇત્યાદિ. (આ બધાંમાં માથાની લીટી નીકળી જશે એ યાદ રાખવાનું છે.)

આ દલીલ વિષે આટલી બાબતો યાદ રાખવાની છે:

(૧) મેં સૂચવેલા સુધારા કોઈ નવી જ આકૃતિઓ નથી. કરોડો માણસો એ આકૃતિઓ આજે કાઢે જ છે. એ લોકોમાં એથી જેટલા ગોટાળા થતા હશે, તેથી વધૂ ગોટાળા ગૂજરાતીમાં થવાનો સંભવ નથી.

(૨) હસ્તાક્ષરના ગોટાળા અશક્ય કરી મૂકવાનું કોઈ લિપિમાં સામર્થ્ય જ નથી. આપણા સ્વપ્નામાં ન આવે એવા વિચિત્ર અક્ષર કાઢનારા લોકો હમેશાં મળી આવે છે. ૩ ના જેવો ક, ज्ञ ના જેવો क्ष, મ ના જેવો ઘ, જા ના જેવો થ, થ ના જેવો ય, અને ય ના જેવો થ કાઢનારા લોકો મેં જોયા છે, અને તે ચીપી ચીપીને લખેલા હસ્તાક્ષરોમાં. હસ્તાક્ષરમાં તો એક રીતે લેખક તેટલી લિપિ બની જાય છે એમ કહીએ તો યે ચાલે. તામીલ-તેલુગુ પણ બ્રાહ્મી લિપિમાંથી જ નીકળેલી છે, એમ શ્રી. ગૌરીશંકર ઓઝા બતાવે છે. આમ કોની કલ્પનામાં યે આવે? પણ એ હસ્તલેખનનું જ પરિણામ છે. આથી, મુદ્રણની આકૃતિ નક્કી કરવામાં બેદરકાર લખનારા કેવી રીતે અક્ષરોને બગાડશે અથવા કયા અક્ષર સાથે ભળી જાય એવો લખશે એટલી જ દૃષ્ટિએ વિચાર કરવો બરાબર નથી. પણ છાપવામાં એ અક્ષરો સહેજે જુદા પડી જાય એવા છે કે કેમ, એ આકૃતિ લેખન-સુલભ છે કે કેમ, અને કાળજીથી લખનાર પણ એને કોઈ બીજા અક્ષર સાથે મેળવી જ દે એવી ધાસ્તી છે કે કેમ, એ વિચારવું વધારે યોગ્ય છે.

આ દૃષ્ટિએ ख ની માથાની લીટી કાઢી નાખીએ, અને બે ભાગોને જોડીને લખીએ, તો તે લેખન સુલભ પણ નથી થવાનું, અને સ્વ સાથે પણ ભળી જાય, એ વાંધો સાવ યોગ્ય છે. આથી ખ તો ગૂજરાતી જ રાખવો જોઈએ એ હું માન્ય રાખું છું. (ઉપરોક્ત શ્રી. નરસિંહરાવભાઈની સાથેની ચર્ચામાં યે એમ જ ઠર્યું હતું.)

ઇ, ઈ કરતાં इ, ई ઓછા લેખન-સુલભ છે તથા 'હ' સાથે ભળે એમ છે; તેથી શરૂઆતમાં શ્રી. નરસિંહરાવભાઈએ પણ એ ન બદલવા એવો અભિપ્રાય આપેલો. પણ, ગુજરાતીમાં હ્રસ્વ અને દીર્ઘ ઈ વચ્ચેનો ભેદ છાપવામાં યે એટલો સૂક્ષ્મ છે, કે એ નજરે પડી શકતો નથી; એ લક્ષમાં આવતાં એમણે એ બન્ને અડચણો સ્વીકારીને યે એ મરોડ બદલવાની તરફેણમાં થયા. (ર અને હ નો જેટલો સાધારણ રીતે ગોટાળો થાય છે, તેટલો इ અને ह નો થશે એમ મને નથી લાગતું; પછી વિશિષ્ટ ટેવોની વાત જુદી છે.) વાસ્તવિક રીતે, લેખન-સુલભતા એવી બાબત છે કે એમાં લેખકો સુલભ કરવાની રીતો ખોળી જ લે છે અને સુધારેલો इ-ई લખવામાં કેવું સ્વરૂપ લેશે તે મેં બ્લોકમાં જમણી બાજૂના હાંસિયામાં બતાવ્યું છે.

ઉ, ઊ ના પ્રચલિત ગૂજરાતી મરોડ વધારે લેખન-સુલભ છે, એમ હું પોતે માનું છું. ऊ કલમ ઉપાડ્યા વિના લખવો કઠણ છે. આથી, એ મરોડ ન ફેરવવા એમ મારું

વલણ હતું. પણ ઊ લેખન–સુલભ છે જ એમ ન કહી શકાય; એનો દીર્ઘાંશ વરડુના જેવો દેખાતો હોત તો ઠીક, પણ દીર્ઘ અન્જુના જેવો દેખાય છે, તથા એ બહુ શોભીતી આકૃતિ છે એમ પણ ન કહેવાય; એ ઊંટનો ખ્યાલ ચોક્કસપણે આપે છે, અને ઊંટને આપણે કોણ જાણે કેમ, સુંદર નથી ગણતા. વળી જો નાગરી સાથે સમાનતા લાવવા બીજા અક્ષરો આપણે બદલવાનું સ્વીકારીએ, તો આને ન બદલવાનો આગ્રહ રાખવાનું 'ખ'ની બાબતમાં છે તેવું કોઇ ખાસ કારણ નથી. આમાંની કેટલીક દલીલ શ્રી. નરસિંહ-રાવભાઇની હતી, અને તે બધાને વજનદાર લાગી. આથી, એ બદલવાની તરફેણમાં ઉપલા મંડળનો મત થયો.

વિકલ્પે રાખી શકાય એવા મરોડોની બાબતમાં ગૂજરાતી મરોડ બદલવા જોઇએ એવો આગ્રહ નથી જ. એનો વિકલ્પ રાખી શકાય એનો અર્થ જ એ કે પ્રચલિત મરોડ ભલે રહ્યા.

પ્રતિકૂળ મતોમાં શ્રી. કેશવલાલભાઇ ધ્રુવ અને શ્રી. બળવંતરાયભાઇ ઠાકોર મુખ્યત્વે છે; પણ બંનેના વિરોધનું દષ્ટિબિન્દુ સાવ નોખું છે. શ્રી. કેશવલાલભાઇ તો મુદ્રણ માટે નાગરીના જ પક્ષપાતી છે, એટલે એમને આ અર્ધા સુધારાની આવશ્યક્તા નથી લાગતી. શ્રી. ઠાકોરને આ સુધારા ગૂજરાતી લિપિની વિશિષ્ટતાને અને સૌંદર્યને વિઘાતક લાગે છે, અને પ્રગતિને બદલે પ્રતિગતિ કરાવનારા લાગે છે. એમના મતના સમર્થનમાં તેઓ લિપિ વિષેના પોતાના વિચારો એક વિસ્તૃત લેખમાં ચર્ચવા ધારે છે, એટલે સ્વાભાવિક રીતે જ એમણે પત્રમાં એની વિગતવાર ચર્ચા નથી કરી.

એક બીજી વાત પણ કહેવી જોઇએ. મેં જે આકારો કાઢ્યા છે, તે કાંઇ સુંદરતાના આદર્શ નથી. સુંદર બનાવવાનું કામ બીબાં પાડનારનું છે. મારી અણઘડ કલમથી એ ન આવી શકે. મેં તો માત્ર મરોડની દિશા બતાવી છે એટલું જ. સુંદરતાની બાબતમાં મારો એક સામાન્ય મત એટલો જણાવું કે કેટલાક આકારો આપણને પરિચય અને પક્ષપાતને લીધે સુંદર લાગે છે, અને અપરિચય અને પક્ષપાતને અભાવે બેડોળ લાગે છે. થોડા જ દિવસ પર એક દક્ષિણી મિત્રે મને કહ્યું કે ગૂજરાતી અક્ષરો લીટી વિનાના હોવાને લીધે બાંડા લાગે છે! જ્યારે એક પ્રસિદ્ધ ગૂજરાતી વિદ્વાન કહે છે કે ગૂજરાતી લિપિને દેવ-નાગરી જેવી કરવી એટલે સુંદર સુરતી સ્ત્રીને મારવાડણ બનાવવાની સૂચના છે. મારો સુરતી હોવાનો દાવો થઇ શકે ખરો, પણ મારવાડણને અસુંદર કહેવાની મારી હિંમત નથી. પણ, આ બે દૃષ્ટિનો જ ભેદ થયો, અને સુંદરતાની બાબતમાં અધિકારયુક્ત મત આપવાની મારી લાયકાત નથી એ પણ હું સ્વીકારું છું.

આટલું જણાવી, આ ચર્ચા હું મારી તરફથી બંધ કરવા ધારું છું. આ વિષયમાં મેં જેમને વચન આપ્યું હતું, તે વચન પાળવા માટે જેટલું મારે માટે કરવું શક્ય હતું, તેટલું મેં કર્યું છે, એમ હું માનું છું. એથી વધારે આગ્રહ કરી એ વિષયને ઘોળવો મારા સ્વભાવમાં નથી. આ ચર્ચામાં જે સજ્જનોએ મને મદદ કરી છે તે સૌનો, તેમજ 'પ્રસ્થાન'ના તંત્રી તથા પ્રકાશકે જે ખાસ અનુકૂળતા કરી આપી તે માટે તેમનો આભારી છું.

કિશોરલાલ ઘ. મશરૂવાળા

# માળીને

( પૃથ્વી )

વિચિત્ર જગમાં ભર્યાં પ્રકૃતિતત્ત્વ કૈં ગૂઢ જે
પ્રફુલ્લ તું કરી બધાં સતતસિંચને, સંગ્રહે;
અને જનકુલે કરે મધુર લ્હાણુ માધુર્યની.
અબૂઝ જન વિશ્વના પ્રકૃતિમાતને વીસરી
અચેતન શું રાચતા, ત્યહિં કરે પુનર્યોગ તું.
'ભરું મધુરતા જગે' હૃદય ધ્યેય એ રાખતો
અહીં અમર પાઠવ્યો પરમદેવનો દૂત તું.
અમૂલ તુજ જીંદગી વ્રત અમૂલ દીક્ષા મહા.

ભરેલ જગમાં કુવાસ કદિ નષ્ટ થાશે ન વા?
અનન્ત અણુ વિશ્વનાં પરિમલે ભર્યાં ફોરશે?
પ્રયત્ન ફળપ્રાપ્તિની નવ કરીશ એ તું સ્પૃહા.
નઠોર જગ છો રહે; ઉર અગાધ શ્રદ્ધા ભરી,
સુગંધ ભરિયાં સુપુષ્પ, ફળ મિષ્ટની લ્હાણુથી
લઇ અમર કીર્તિ, જીવન કૃતાર્થ ત્હારું કરે.

बादरायण

# મહારાષ્ટ્રદર્શન

આજે મુંબઇમાં સ્વરાજ કે ગોળમેજી પરિષદની વાતો થતી નથી, પણ હરહમેશ જ્યાં જઇએ ત્યાં બેકારીની ચર્ચા ચાલી રહી છે. બેકારી વધતી જાય છે, ખેતીની કમાણી ઓછી થઇ એટલે વકીલ દાક્તરો શરાફો અને વેપારીઓ ટળવળે છે. મધ્યમવર્ગની બેકારીને લીધે કારીગરોનું કામ ઓછું થાય છે. આ બેકારી સર્વવ્યાપક થતી જાય છે. બધા કહે છે, કે તેનું કારણ અહીં નથી પણ યુરોપ અમેરિકામાં છે. હિંદ દેશ તો બિચારો ગરીબ છે, પણ યુરોપ–અમેરિકાનાં રાષ્ટ્રોમાં શા માટે બેકારી વધતી જાય છે? કોઇ કહે છે, કે જગતભરમાં અશ્રદ્ધાનું વાતાવરણ ફેલાઇ રહ્યું છે અને નાણાંની તંગી છે. અસ્થિરતા અને અશ્રદ્ધાને લીધે લેણદેણ ઘટી ગઇ છે. બીજા કેટલાક એમ કહે છે, કે સાંચાકામને લીધે એક માણસ આઠથી દશ માણસનું કામ કરે છે, એટલે થોડા માણસોને બેકાર થવું જ પડે. જો મોટું સાંચાકામ છોડી દઇએ તો જગતના બધા માણસોને પૂરતુ કામ મળે. આપણી જરૂરિયાતો પણ ઓછી થાય, આપણે આપણુ અનાજ અને કપડાં મેળવી લઇએ, સૌને સુખ શાંતિ મળી રહે.

આવી આવી વાતો પૂર્ણ ગંભીરતાથી અને મશ્કરીમાં થતી હતી તે છોડીને હું પૂના જવા માટે નીકળ્યો. પૂનાની આગગાડી હવે વીજળીથી દોડે છે, લગભગ વીજળીને વેગે. આગગાડીમાં આવતા આંચકા પેટને વલોવી નાખે છે તે તો સહન કરી લેવાય, પણ એટલો અવાજ થાય છે કે કેટલીક વાર પાસે બેઠેલા માણસના કાનમાં બૂમ મારીએ તોપણ પૂરુ સમજાય નહિ. બારીની બહાર નજર નાખીએ તો લોખંડી ભૂંગળાં, ઊંચાઊંચા લોખંડી થાંભલા, અને સેંકડો તાર નજરે પડે છે. કોઇ જંકશન આવે ત્યાં જમીન પર ભૂલભુલામણી જેવા અસંખ્ય પાટા અને ઉપર તારનાં દોરડાં જોઇને જીવ ગભરાઇ જાય મને વિચાર આવ્યો કે આ યંત્રયુગમાંથી તકલીના યુગમાં પેસતાં બાર મહિના લાગશે કે બારસો વર્ષ? પણ આખી ગાડીમાં તકલી ફેરવનાર કોઇ એક જ ધૂની એમ બારસો વર્ષની મુદ્દતથી ગભરાઇ જાય એમ નથી. રુશિયાએ પાંચ વર્ષની પ્લેન—યોજના કરી, પાછાં પાંચ વર્ષ, પાછાં—વગેરે વગેરે પણ આ તો આદર્શને સિદ્ધ કરવાનો પ્રયાસ છે, શ્રદ્ધાથી ડુંગરો ઊંચકાયા છે અને સાત સમુદ્ર ઓળંગી શકાયા છે.

પૂનામાં સાધારણ રીતે ખાદી જોવામાં આવતી નથી. થોડા દક્ષિણી ભાઇઓ પહેરે છે, અને ગુજરાતી ભાઇઓ ઠીક પ્રમાણમાં પહેરે છે. કોઇ દેશનેતા આવે ત્યારે ખાદીના ડગલા અને ટોપી બહાર નીકળે છે. ધોળી ટોપી ઘણી ઓછી જોવામાં આવે છે, ગુજરાતી છોકરાઓ સિવાય તેનો ઉપયોગ થોડા કરે છે. પિંજવા કાંતવાનો એક વર્ગ હતો તે બંધ પડયો છે. ગાંધીજીનો એક અંગ્રેજ વૉર્ડર હતો તે હમણાં જેલમાંથી છૂટયો છે, તે કહે છે કે ઘણા ખાદીધારીઓને ઘેર આમંત્રણથી જઇ આવ્યો છું. આખા ગામમાં દિવસોથી ફર્યા કરુ છુ, પણ મેં તો માત્ર એક અંગ્રેજને રેંટિયો ફેરવતાં જોયો (તે ફાધર એલ્વીન). આ ટીકા સર્વાંશે ખરી છે એમ હું માનતો નથી, પણ એટલું ખરુ છે, કે અહીં ખાદી પ્રત્યે પ્રેમ નથી. આઠ દિવસમાં મેં એક પણ તકલી ફરતી જોઇ નથી, મારા સિવાય. એક

કાંતવા પિંજવાનો વર્ગ હતો તેમાં મુંબઇ નવજીવન સંઘમાંથી આવેલા ભાઇ પાછા મુંબઇ જાય છે. ઘેરઘેર ફરીને શીખવવાનો પ્રયત્ન કર્યો, પણ જરા યે જવાબ ન મળ્યો. અહીંના લોકો કહે છે કે અમે તો પાંત્રીસ વરસથી 'સ્વદેશી' પહેરીએ છીએ ! દુઃખની વાત એવી છે કે પાંત્રીસ વરસ પહેલાં જે સ્વદેશી ગણાતું હતું તેવું કાપડ, એટલે પરદેશી સૂતરનું હાથે કે મિલમાં વણાયેલું કાપડ હજી વપરાય છે.

હજી આપણા દેશમાં પ્રાંતીય અભિમાન ઘણે અંશે જોવામાં આવે છે. અને જો ભૂલ ન કરતો હોઉં તો બંગાળા અને મહારાષ્ટ્રમાં એ વિશેષ પ્રમાણમાં ફેલાઇ રહ્યું છે. બંગાળીઓને અને મહારાષ્ટ્રીઓને બિનબંગાળી અને બિનમહારાષ્ટ્રી આગેવાન થાય તે અસહ્ય હોય એવી ટીકા સાંભળી છે; અને આજથી પંદર વર્ષ પહેલાં "ગુજરાથી" માત્ર વેપારી હતો અને રાજકારણ વિષે ઉદાસીન હતો તે મહારાષ્ટ્રી ભૂલી શકતો નથી. પણ આજે તો પંદર વર્ષમાં દુનિયા ઊંધીચત્તી થઇ જાય છે અને કોઇકોઇ રાષ્ટ્રોના ઇતિહાસ અને સીમા બદલાઇ ગયાં. માત્ર વેપારી દૃષ્ટિવાળા ગુજરાતીએ ૧૯૧૭ ની સાલથી સત્યાગ્રહો શરૂ કર્યા છે અને સરકારને હંફાવી નાખી છે. ૧૯૨૧ના બારડોલીએ હિંદભૂમિનાં સાત લાખ ગામડાંને જાગ્રત કર્યાં. અને ૧૯૨૮ના બારડોલીએ તેમના હાથમાં મજબૂત હથિયાર મૂકી દીધું. ૧૯૩૦ની સાલમાં આખા દેશભરમાં બંડ સળગી ઊઠ્યું અને બંગાળાએ વધારેમાં વધારે સંખ્યા જેલમાં પૂરી આપી તે છતાં જે ધજાની આસપાસ પ્રજા તેમજ સરકારની નજર ચોંટી રહી હતી તે (Storm Centre) ગુજરાતમાં હતું. એક ભાઇએ કહ્યું, કે. જ્યારે આખું હિંદુસ્તાન મુસ્લીમ રાજ–પાદશાહના હાથ નીચે ચાલી જતું હતું અને હિંદુઓ ઇસ્લામ ધર્મને સ્વીકારતા થયા હતા ત્યારે મહારાષ્ટ્રે સામનો કર્યો અને હિંદુત્વને બચાવ્યું; હવે મહારાષ્ટ્ર સિવાયના બીજા હિંદુઓ અને મુસ્લીમોનો ધર્મ છે, કે અંગ્રેજ સરકારને હાંકી મૂકવાનું કામ તેમણે ઉપાડી લેવું.

મારા એક દક્ષિણી મિત્રે એવો પણ બચાવ કર્યો કે જ્યારે આખું હિંદુસ્તાન ઊંઘતું હતું ત્યારે અમે તેને જગાડ્યું. સ્વરાજ એ અમારો જન્મસિદ્ધ હક છે એનો પાઠ સ્વદેશી, બોયકોટ અને રાષ્ટ્રીય કેળવણીની લડતો લડી બતાવી. હવે અમે આરામ લઇએ છીએ અને જરૂર પડશે ત્યારે તૂટી પડીશું.

બીજા એક વિચારશીલ દક્ષિણી ભાઇએ કહ્યું, કે ખરી વાત તો એવી છે, કે મહાત્માજીની ફિલસૂફી અમારે ગળે ઊતરતી નથી. અમે સ્વદેશીમાં માનીએ છીએ, ખાદી એ પૂરેપુરું સ્વદેશી કાપડ છે તે સ્વીકારીએ છીએ પણ એમની અતિશયોક્તિની સામે થવું પડે છે. સૂતરને તાંતણે સ્વરાજ છે એ અમે કબૂલ કરતા નથી. અમે લોકમાન્યને ખૂબ માન આપતા હતા, તેટલું જ માન ગાંધીજીને આપીએ છીએ. પણ ગુજરાતમાં દરેક પ્રશ્નમાં ગાંધીજીને પૂછવાની નપુંસકતા જોવામાં આવે છે તે અમે સહન કરી શકીએ એમ નથી. બુદ્ધિની સાથે લાગણી હોવી જોઇએ, એ વાત તદ્દન સાચી છે. જ્યાં સુધી હૃદય પીગળ્યું નથી ત્યાં સુધી આત્માની જાગ્રતિ થઇ જ નથી, પણ બુદ્ધિને તરછોડી નાખવામાં આવે છે તે અમને કબૂલ નથી. મહારાષ્ટ્રને માનસિક વિકાસમાં શ્રદ્ધા છે. મહારાષ્ટ્ર વ્યક્તિત્વમાં માને છે અને આજનું ગુજરાત માનતું નથી તેથી અમારો મેળ ખાતો નથી. તે છતાં યે અમને મહાત્માજી વિષે ઘણું માન છે. અમારાં ખેડગાંવ (ગામડાંઓ)માં એમનો સંદેશો પહોંચ્યો છે, પણ પૂનામાં અને મોટાં

ગામોમાં તેની સામે વિરોધ જોવામાં આવે છે. પૂનાનિવાસીઓ એમ પણ કહે છે, કે ખરી ગોળમેજી પરિષદ લંડનમાં નહિ ભરાય પણ પૂનામાં ભરાશે.

ઉપર જણાવેલી હકીકત ઉપરથી કોઇ એવું અનુમાન ન કરે, કે મહારાષ્ટ્રમાં દેશાભિમાનનો જુસ્સો ઓછો છે. વખતે જોઇએ તેવું સારુ નેતૃત્વ નહિ હોય એવું કહેવાય છે. ભૂગોળની અંદર વિલેપાર્લે અને છેક વાપી નદી સુધીનો પ્રદેશ મહારાષ્ટ્રમાં ગણાય છે એટલે ગયા વર્ષની લડતમાં મહારાષ્ટ્રનો ફાળો ઓછો નથી. તે ઉપરાંત સાદાઇ, આત્મભોગ અને ચીવટપણાને લીધે મહારાષ્ટ્રીઓ સ્વરાજ્યની લડતમાં જરૂર મોટો ફાળો આપશે. જો અહીં બ્રાહ્મણ–અબ્રાહ્મણનો વિખવાદ નહોત તો ગરીબ ગામડાંઓએ ક્યારનુંય બંડ ઉઠાવ્યું હોત. મહારાષ્ટ્રનો ખેડૂત ગુજરાતી ખેડૂત કરતાં વધારે ગરીબ અને વધારે અભણ છે.

ગુજરાતનાં લીલાંછમ ખેતરો, વાડીઓ અને નદીઓના પ્રદેશમાંથી મહારાષ્ટ્રમાં જઇએ છીએ ત્યારે બે પ્રકારના વિચાર આવ્યા કરે છે: સપાટ જમીનને બદલે જ્યાં ત્યાં ટેકરીઓ અને પહાડ જોવામાં આવે છે, તેને લીધે કાંઇક ભવ્યતાનું દર્શન થાય છે. મહાદજી શીંધે એ નેપોલિયનના જેવો કાબેલ સેનાપતિ હતો. તેની છત્રી આજે જ્યાં અંગ્રેજી લશ્કરની છાવણી છે ત્યાં બાંધી છે. એ છત્રીના ત્રીજા મજલ પરથી પૂના અને તેની આસપાસના પહાડોનું દૃશ્ય ઘણું ભવ્ય છે, કાંઇક ભયાનક છે. પણ બીજી દૃષ્ટિએ જોતાં આ પહાડો અને ટેકરીઓમાંથી માત્ર પથ્થર અને મુરમની પેદાશ થઈ શકે. માઇલો સુધી એકે મોટું ઝાડ જોવામાં ન આવે એ દૃશ્ય ગુજરાતીને ઘણુ વસમું લાગે છે. મહારાષ્ટ્ર પહાડ પર આવેલું છે એટલે હવા ઠંડી અને સ્ફૂર્તિ આણે એવી છે. આ તરફ ખડસપાનાં ઝાડ જ્યાં ત્યાં જોવામાં આવે છે અને કાળા પથ્થરની ભોંય (Back ground) પર પીળાં ચાંલ્લાવાળાં સફેદ ફૂલો ઘણા સુંદર લાગે છે. તેવી જ રીતે અહીં ગુલમહોરના ઝાડની હારની હાર નજરે પડે છે. એ આગના ભડકા જેવા ફૂલો રસ્તાને શોભાવી રહે છે. રસ્તા પહોળા હોય છે, કારણકે જમીનની તંગી નથી અને પથ્થર અને મુરમ પાસેથી ખોદી લેવાનાં એટલે રસ્તા થોડે ખર્ચે થાય છે, સારી સ્થિતિમા જાળવી શકાય છે. તેનું પરિણામ એવું આવ્યું છે, કે આગગાડીની જોડે ભાડાની મોટરો હરીફાઇ કરીને નાસીક, સતારા, મુંબઈ વગેરે દશે દિશામાં દોડધામ કરી મૂકે છે.

સાબરમતી નદીના કિનારે યાંત્રિક બળ વાપરવા વિષે ચિંતા અને સંતાપ થાય છે, પણ અહીંની પ્રજા યંત્રના બાહુથી ગભરાતી નથી. ટાટાનું મોટું વીજળીનું કારખાનું મુંબઇ અને તેની આસપાસ માઇલો સુધી રોશની અને વિદ્યુતશક્તિનો પ્રચાર કરી રહ્યુ છે. અહીં એક વાયરલેસનું મોટું મથક છે—સરકારનું નહિ પણ આપણી સ્વદેશી કંપનીનું છે અને આખા યુરોપ–અમેરિકા સાથે વાયરલેસના સંદેશાનો વ્યવહાર અહીંથી થાય છે. આ કારખાનામાં એક ગુજરાતી ભાઇએ બધી ક્રિયા અમને સમજાવી, તેમાંથી ૭૫ ટકા ત્યાંના સંચાના અવાજને લીધે અમે સાંભળી ન શક્યા અને ૨૫ ટકા સાંભળ્યા છતા સમજ્યા નહિ.

વાયુ, વાદળાં, વરસાદને લગતું જે શાસ્ત્ર રચાતું જાય છે તેનું મુખ્ય કાર્યાલય દેહરાદૂનમાં હતું તે હવે પૂનામાં લઇ આવ્યા છે. આખા દેશમાંથી દરરોજ સેંકડો તાર અહીં આવે છે અને તેના પરથી વાયુ–વરસાદના વરતારા થાય છે: વરસાદ આવશે કે રેલ

આવશે કે વાવાઝોડું આવશે. આજે તો અભ્યાસ થઇ રહ્યો છે. ઇંગ્લંડમાં એવું કહેવાય છે ( કટાક્ષમાં ), કે જ્યારે વાયુશાસ્ત્રી કહે કે વરસાદ પડવાનો છે ત્યારે છત્રી લેવી નહિ! ૧૯૨૭માં રેલ આવી ત્યારે આ કાર્યાલયમાંથી વડોદરે તાર આવેલો કે સખત વરસાદ પડશે, પણ ઘણીએ વાર એ પ્રકારના તાર કર્યા પછી રેલ નથી આવતી એવું પણ બન્યું છે.

પૂના શહેર આખા મહારાષ્ટ્રમાં કેળવણીનું કેન્દ્રસ્થાન છે. ભામબૂરડાના લત્તામાં કોલેજો અને વિદ્યાર્થીઓ, વિદ્યાર્થીઓને માટે વીશીઓ, ચા-નાસ્તાની દુકાનો, ખુરસી ટેબલ, પલંગ ભાડે આપવાની દુકાનો જોવામાં આવે છે. આ બાબતની ચર્ચા પણ કરી ગયો છું અને બીજા ઘણા કરી ગયા છે એટલે વિશેષ નહિ લખું પણ એટલું કહેવાની જરૂર છે, કે ડેક્કન એડ્યુકેશન સોસાયટી વૃદ્ધત્વને પામી છે, એના આદર્શો ઘસાઇ ગયા છે એવું ચોખ્ખું જણાઇ આવે છે. જેવા તેવા પણ પરાંજપે હતા ત્યાં સુધી જૂની પ્રતિષ્ઠા અને કીર્તિ સચવાઇ રહ્યાં હતાં અને કોલેજમાં અગરકર, ટીળક અને ગોખલેના વાતાવરણની છાયા રહી હતી. હવે એ વાતાવરણ જતું રહ્યું છે. સાદાઇ, દેશસેવાની ધગશ, સ્વાર્થત્યાગ, દેશને ઉન્નત કરવાની મહત્ત્વાકાંક્ષા એ ખાસ જણાતાં નથી. શિક્ષકવર્ગ ગોખણિયાં પુસ્તકો લખીને અગર યુનિવર્સિટીમાં પેસીને ભાડાં બચાવીને અગર બીજી કોઇ સંસ્થામાં કામ કરીને પૈસા કમાવાની દૃષ્ટિ રાખે છે, એમ મનાય છે. કોલેજની આસપાસ અધ્યાપકોએ પોતે મકાનો બંધાવ્યાં છે એ તેની સાક્ષી પૂરે છે. આ બાબતમાં પરાંજપેએ અત્યંત ખરાબ દાખલો બેસાડ્યો છે. જેને વિષે આશા રખાયેલી, કે ગોખલેની માફક કોલેજ છોડયા પછી હિંદસેવક સમાજમાં આગળ પડતો ભાગ લેશે તેણે અમલદારોની દોસ્તી શોધી, એક પછી એક એવી રીતે મોટા પગાર કે મુશાહીરાનાં કામો લીધાં, માગીને લીધાં, તેને લીધે આખા મહારાષ્ટ્રનું વાતાવરણ બગડયું. આજે તો વિદ્યાર્થીઓમાં એવું જ ભાવનાહીન વાતાવરણ છે અથવા ભાવના છે તેને ઉત્તેજન મળે એવું નથી.*

આપણા ગુજરાતના ઘણા વિદ્યાર્થીઓ અહીં ભણે છે. તે ભાઇઓને મળવાનો પ્રસંગ આવ્યો હતો; મહારાષ્ટ્રની અંદર રહીને એ લોકો મહારાષ્ટ્ર જોડે ભળી જવાનો પ્રયાસ કરતા નથી, અને વખતે મહારાષ્ટ્રીઓ તેમને ભેળવવાનો પ્રયાસ કરતા નહિ હોય એ અત્યંત ખેદજનક છે. હું ઇગ્લંડમાં એવી રીતે રહેલો કે તેમના જીવનના સારાનરસા સંસ્કાર સમજી શકું એટલો ગાઢ સંબંધ બંધાયો હતો, પણ ત્યાં તો કુટુંબની અંદર મહેમાન ( paying guest ) રાખવાની પદ્ધતિ છે. આપણા દેશમાં એ પદ્ધતિ દાખલ કરવાની હવે આવશ્યકતા નથી ? જો દક્ષિણી ભાઈ કે બહેનો ગુજરાતમાં ભણતાં હોય તેમને પણ આવો લાભ મળે એવું હું ઇચ્છું છું.

અહીં એક ભયંકર વાતાવરણ એવું જોયું, કે ગુજરાતીઓમાં ઐક્ય નથી અને વિરમગામથી પૂર્વના ગુજરાતીઓ અને પશ્ચિમના એટલે કાઠિયાવાડ-કચ્છના ગુજરાતીઓમાં બનાવ નથી. તેમનું ખાવાનું રસોડું જુદું છે. જો કે સ્વાદને માટે આજના જુવાનિયાએ દરકાર ન કરવી ઘટે તે છતાં એ કાંઈ સમજાય એવું છે, પણ જો હું ભૂલતો ન હોઉં તો માત્ર પૂનામાં નહિ પણ બીજાં સ્થળોએ પણ ગુજરાતી અને કાઠિયાવાડીનો મેળ ખાતો નથી.

* આ લેખ પ્રગટ થતી વખતે ડેક્કન એજ્યુકેશન સોસાયટીએ કરેલી ગુલામી વૃત્તિ બતાવી છે તે જગપ્રસિદ્ધ છે.

આ પ્રકારનો અહંભાવ, પ્રાંતિક અસ્મિતાની અતિશયતા અનિષ્ટ છે. તેમના મિત્રોનો ધર્મ છે કે આવા ખોટા ભેદભાવો દૂર કરવા. આપણે બધા હિંદી છીએ એ અસ્મિતા પૂરતી છે, જો કે તેમાંય થોડી સંકુચિતતા છે.

વિદ્યાર્થીવર્ગનો પહેરવેશ જોતાં મને એમ લાગે છે, કે ધીમે ધીમે ધોતિયું જતુ રહે છે અને તેની જગ્યાએ પહોળી કે સાંકડી સુરવાળ આવી છે. સુરવાળ અને ઘૂંટણ સુધીની તગડી ( Shorts ) એ આપણા યુવાનોનો પહેરવેશ થાય એમ હું ઇચ્છુ છું. ધોતિયાં ધોવાની મહામુસીબત છે, અને સુરવાળ પહેરનારાઓ કહે છે કે તે વધારે ટકે છે, બહુ ઓછું કપડું વપરાય છે. આ લખતાં હું એથી જ ગભરાઉ છું, કે મારા મિત્ર ' સ્વૈર-વિહારી ' પૂછશે કે સુરવાળમાંથી બેન્ડેજ થાય ? રૂમાલ થાય ? ખેસ થાય ? ચડ્ડી, લગોટ, કોથળી, પાર્સલ કરવાનું કપડું, ચાદર અને બીજી સેંકડો ચીજો થાય ? અને મારે કહેવું જોઇએ કે એ થેલીઓ સહેલાઇથી થાય, જો બાઇસિકલમાં ભરાઇને ઘૂટી આગળનો ભાગ ફાટી ન ગયો હોય તો. બાકી તો ઘણી થોડી ચીજો સુરવાળમાંથી નીપજે.

૧૯૨૦ના અસહકારના યુગમાં રાષ્ટ્રીય કેળવણીને માટે સંસ્થાઓ નીકળતી હતી ત્યારે મહારાષ્ટ્રમાં મહારાષ્ટ્ર વિદ્યાપીઠની સ્થાપના થયેલી. એ સંસ્થા હવે માત્ર આયુર્વેદીય કોલેજ ચલાવે છે અને લોકમાન્ય ટિલક મંદિરના મકાનની પછવાડે આવી છે. કોલેજની વ્યવસ્થા સારી છે.

પૂનામાં પહેલાંના જેવું પ્રેરક વાતાવરણ નથી તે છતાં ગુજરાતી યુવકો જાય એ ઇચ્છવા જેવું છે. પર–પ્રાંતમાં જવાથી સ્વાશ્રય વિશેષ કેળવાય છે અને પૂનાનાં હવાપાણી સારાં છે. આપણા પ્રાંતની બહાર વિશેષ ફરવાને લીધે માનસિક સંકુચિતતાનો નાશ થાય છે. હું જરૂર ઇચ્છું છું કે ગુજરાતી યુવાનો માત્ર પૂના જોઇને બેસી ન રહે પણ મહારાષ્ટ્રનાં બીજાં શહેરો, ઐતિહાસિક સ્થળો અને તીર્થો પણ જુએ અને મહારાષ્ટ્રીય માનસને સમજવાનો પ્રયત્ન કરે.

આ પ્રાંતમાં ઇંટ અને ચૂના તરફ ઘણો પ્રેમ છે, એમ એક મારા જૂના અધ્યાપક મિત્ર હરહમેશ કહેતા હતા. એક સંસ્થાનું નામ આપીને મોટું મકાન કરી બેસે છે અને એ પ્રજાની ચીવટ એવી છે કે એટલુ કરે ત્યારે જ જંપે. પ્રો. કર્વેના નામથી પરિચિત હિંદ મહિલા યુનિવર્સિટીની કોલેજ તેમજ હાઇસ્કૂલનાં સુંદર મકાનો છે. કોલેજ અને હોસ્ટેલ પાછળ બે લાખ રૂપિયા ખર્ચાયા હશે, પણ પંદર વર્ષ સુધી ચાલ્યા છતાં ત્યાં ભાગ્યે ૪૦ કન્યાઓ ભણતી હશે ગયા વર્ષે તો ૩૦ પણ પૂરી નહોતી હમણાં એક ગોખલેના સ્મારક તરીકે હોલ અને પુસ્તકાલયનું મોટું મકાન સદાશિવ પેઠમાં તૈયાર થાય છે. સરકારે પણ તેનું અનુકરણ કર્યું છે અને ઇંટ અને ચૂનો વપરાયાં કરે છે. હાલમાં જ્યાં હિંદ સેવા મંદિર એટલે સર્વંટ ઓફ ઇંડિયા સોસાયટીનું મકાન છે તે ૧૫ વર્ષ પહેલાં એકાંતમા અળગુ શાંત સ્થળે ખડું હતું. આજે આસપાસ બંગલાઓ થઇ ગયા છે અને મોટરો દોડે છે, અને તેના પછવાડેના ભાગમાં ભાંડારકર ઇન્સ્ટિટ્યૂટ વગેરે અનેક સંસ્થાઓ આવી છે. હિંદ સેવક સમાજના મકાનમાં જતી વખતે જાણે પવિત્ર મંદિરમાં પેસતા હોઇએ એવી લાગણી હૃદયમાં થતી નથી. તેનું મુખ્ય કારણ એ છે, કે ગોખલેના અવસાન પછી એ સમાજમાં એક પણ વ્યક્તિ એવી નથી રહી કે જેના વ્યક્તિત્વથી આપણે અંજાઇ જઇએ. અલબત્ત, શ્રીનિવાસ

શાસ્ત્રી પોતાના વિચાર પ્રમાણે દેશસેવા કરી રહ્યા છે પણ એમનામા બીજાઓના હૃદયમા પ્રવેશ કરવાની શક્તિ નથી આ મડળ જે દેશની રાજકીય સેવા માટે મિશનરીઓ તૈયાર કરવા માટે ૧૯૦૬ મા સ્થપાયુ હતુ તે દેશની કટોકટીની લડતના પ્રસંગે એ ચળવળથી દૂર રહે, તો પ્રજા તેને માન ન આપે અથવા સામાન્ય માણસો તિરસ્કારે તેમાં નવાઇ જેવુ નથી આ મડળની વૃત્તિ એટલી અધોગતિએ પહોચી છે કે ઠક્કરબાપાનુ વચણ તેમને ખૂચે છે મત્યાગ્રહને બાજૂ મૂકીએ તો આ મંડળના ઘણાયે સભ્યો દેશસેવાના કીમતી કાર્યો કરી રહ્યા છે કુજરુ, જોષી અને વઝે એમના નામ દેશભરમા જાણીતા છે—પણ આ સંસ્થા રાજકીય લડતને મોખરે જનાર સૈનિકોને માટે સ્થપાઈ હતી તેથી જ આટલી ટીકા, દિલગીરી સાથે, કરવી પડે છે ગોખલે પોતાના મંડળ સાથે રહીને તાલીમ આપી શકયા નહિ, શાસ્ત્રીજી પણ તેમ કરી શકયા નહિ—તેમણે અદ્દભુત કાર્યદક્ષતા બતાવી છે, પણ તેમનામા લોકોને પ્રેરવાની શક્તિ નથી, અને બીજુ કોઈ પ્રેરી શકે એવુ રહ્યુ નથી।

એવી જ સ્થિતિ મહારાષ્ટ્રના રાજકીય પક્ષની છે લોકમાન્ય ગુજરી ગયા પછી તેમની ગાદી કેલકરને મળી એ કોઇ પણ પ્રકારે ગાદીને લાયક નહોતા, નહોતા એ આત્મબળ, સ્વાર્થત્યાગ, દૃઢતા કે કાર્યકુશળતા, એટલે રાજકીય વાતાવરણ ચૂથાઇ ગયુ હવે કોઇ કોઇ આગેવાનો ખડા થાય છે

આ બન્ને હકીકત લક્ષમા ગખવા જેવી છે જે આશાજનક મંદિરમાથી હજારો માણસો પ્રેરણા પામીને દેશને માટે પોતાનુ સર્વસ્વ હોમી દેવા તૈયાર થાય છે, જેને માટે પોતાનો પ્રાણ આનંદથી પાથરી દે છે, તે મંદિરમા શાંતિ, શૂન્યતા કે કલેશ આવી જતા વાર લાગતી નથી

આ બધી સસ્થાઓની ચર્ચાની સાથે એક ટીકા કરવાનુ મન થાય છે કે સુરત, અમદાવાદના ઘરોમા જે સુદર લાકડકામ જોવામા આવે છે તે અહીં બિલકુલ નથી ખરુ જોતા એમ કહીએ તો ચાલે કે એમનું સ્થાપત્ય બેડોળ અને કઢંગુ છે વાત ખરી છે કે પેશ્વાઓ લડાઇમાથી પરવાર્યા નહોતા એટલામા બાબરોભૂત આવ્યો, એટલે સ્થાપત્ય કે કોઇ પણ કળાને ખીલવવાનો વખત ન મળ્યો સારા મંદિરો પણ નથી, અને રાજ મહેલને બદલે કિલ્લો છે વાડાઓ ઘણા બેડોળ છે, અને તેના દીવાનખાનામા રસિકતા નથી માગ જૂના ચિત્રો પણ નથી અને સંગીતનો શોખ છે પણ જે લોકો સંગીત સમજવાનો દાવો કરે છે તે કહે છે કે તેમા કોમળતા કરતાં "આલાપવિલાપ"ની કસરત (Vocal gymnastics) વધારે છે આ ઉછીના લીધેલા અભિપ્રાય વિષે મને સમત કે વિરુદ્ધ થવાનો અધિકાર નથી.

## ધર્મક્ષેત્ર

જ્યારે પ્રજામા જાગૃતિ આવે છે ત્યારે રાજકીય, સામાજિક, ધાર્મિક વગેરે દરેક દિશામાં તેનું જોર અને જુસ્સો જણાઇ આવે છે મહારાષ્ટ્રમા જાગૃતિ આવી તે વખતે મુસ્લીમ રાજ્યોનું જોર પણ વધી પડ્યુ હતુ સમર્થ સ્વામી રામદાસે મહારાષ્ટ્રમા ઠેકઠેકાણે ફરીને મંદિરો સ્થાપ્યા હતા હિંદુધર્મના રક્ષણનો ઉપદેશ ચોમેર ફેલાઇ રહ્યો હતો પણ તેમની પહેલા નામદેવ, એકનાથ વગેરે મહાન વ્યક્તિઓએ પ્રજામાં અજબ ચેતન રેડયુ હતું. તેરમી સદીના છેલ્લા ભાગમા જ્ઞાનેશ્વર થઇ ગયા. તેમણે ભગવદ્‌ગીતાને મરાઠી ભાષામા

ઉતારી અને તેના પર ટીકા લખી. ગીતા જેવા પવિત્ર પુસ્તકને બોલાતી ભાષામાં ઉતારવું એ મહાન પાપસમું ગણાતું હતું. યુરોપમાં રેફર્મેશન વખતે પણ આવી જ ધાંધલ પાછળથી થઇ હતી. જ્ઞાનેશ્વરે આમવર્ગમાં ઉપદેશ કરવા માંડ્યો તેને પરિણામે દરજી, સુતાર, કુંભાર, માળી, હજામ, દુકાનદાર, મહાર વગેરે વર્ગોમાંથી તેમના શિષ્યો થયા અને તેમણે ગીતાના રહસ્યનો પ્રચાર કરવા માંડયો. તે વખતના બ્રાહ્મણોએ જ્ઞાનેશ્વર તથા તેમના શિષ્યોને દુઃખ દેવામાં કાંઇ બાકી રાખ્યું નહોતું તે છતાં આમવર્ગમાં ચેતન રેડાયું અને મહારાષ્ટ્રના જીવનનું પરિવર્તન શરૂ થયું. આ જ્ઞાનેશ્વરની સમાધિ પૂનાથી ૧૫-૨૦ માઇલ દૂર આળંદી ગામમાં છે. જે પ્રદેશમાં પથ્થર અને ટેકરીઓ જોવામાં આવતી હોય ત્યાં હમેશાં નદીઓની આસપાસનો પ્રદેશ અતિ રમણીય લાગે એ સ્વાભાવિક છે. આળંદી નાની નદી પર આવેલું છે અને નદીકિનારે મોટાં મોટાં ઝાડોની સુંદર ઘટા છે. જ્ઞાનેશ્વરને પૂજનારા લોકો 'વાતકરી' (વૃત્તકરી) કહેવાય છે અને આપણે ત્યાં ભજનમંડળીઓ હોય છે તેવી રીતે આ વાતકરીની ટોળી સાદામાં સાદી ભાષામાં ઉપદેશ આપવાને નીકળી પડે છે. પૂનામાં રહેતા આપણા ગુજરાતી ભાઇઓમાથી કોઇએક આ બાબતનો સારો અભ્યાસ કરે તો કેવું સારું ?

આ વિષય પર લખતી વખતે મને સાંભરી આવે છે, કે સતારાની પાસે અથવા પંચગની જવાના રસ્તા પર વાઇ નામનું ગામ છે ત્યાં એક પ્રખ્યાત પ્રાજ્ઞ પાઠશાળા છે. એ પાઠશાળામાં વ્યાકરણ, સાહિત્ય, દર્શનો અને વખતે કર્મકાંડનું શિક્ષણ આપવામાં આવતું હશે. પણ એવું સાંભળ્યું છે કે એ સસ્થામાં કથા અને કીર્તનકારોને જે શિક્ષણ આપવામાં આવે છે તેમાં સ્વરાજ્ય, સ્વદેશી, સામાજિક સુધારા, વ્યસનનિષેધ વગેરે વિષયોનું એવું જ્ઞાન આપવામાં આવે છે કે કથાની અંદર એ બાબતનો ઉપદેશ આપી શકાય—ગુજરાત કાઠિયાવાડમાં સંસ્કૃત પાઠશાળાઓ તો ઘણી છે, તેમાંથી કોઇ આ પ્રકારનું કામ ઉપાડી લે તો કેટલો બધો ફાયદો થાય ! આ માસિકના વાચકો એવી સૂચના કરી શકે.

જેવી રીતે જ્ઞાનેશ્વરે આમવર્ગમાં ધર્મપ્રચારનું કામ કર્યું, તેવી રીતે આખા હિંદ દેશમાં અનેક સંપ્રદાયો મારફત પ્રચાર થયો છે. ગયા વર્ષની લડતમાં એક નાના કોળીઓના ગામડામાં થોડા સત્યાગ્રહીઓને ગીતાનો પાઠ બોલી જતાં સાંભળ્યા ત્યારે મને મનમાં હસવું આવ્યું. એક ભાઇ તો એટલે સુધી માનતા હતા કે ગીતાજીના સંસ્કૃત શબ્દોની અંદર અને શ્લોકોની અંદર એવું તેજ છે કે અંધકારને હઠાવી દે. એ પોપટિયા ઉચ્ચારથી કાંઇએ ન વળે એમ આજનો યુવાનવર્ગ કહે છે.

પૂનામાં બધી સંસ્થાઓ છે તેનું વર્ણન કરવા બેસું તો પુસ્તક લખાઇ જાય, પણ એક વાત નોંધવી પડશે. પૂનાની ખેતીવાડી કૉલેજના એક અધ્યાપક, પ્રો. જયશંકર ત્રિવેદી એ પણ એક સંસ્થા છે. પૂનામાં જઇ પહોંચેલો કોઇ પણ વિદ્યાર્થી એમના નામથી અપરિચિત હોય તો નવાઇ જેવું ગણાય. તેઓ કૉલેજમાં વિદ્યાર્થીઓને દાખલ કરવામાં મદદ કરે છે, હૉસ્ટેલમાં રહેવા માટે ઓરડી ન મળે તેવાને માટે એક વિદ્યાર્થીગૃહ છે તેનો કારભાર ઘણા ભાઇઓએ ઉપાડયો છે, પણ તેનો આત્મા આ "ત્રિવેદી સાહેબ" છે. કોઇ ભૂલો પડેલો મુસાફર પણ ત્રિવેદીને પૂછતો જાય છે. એમની સેવાના માર્ગોનું વર્ણન કરીએ તો વખતે ભવિષ્યમાં એમનું કામ દસગણું વધી જાય. તે તો ઠીક થાય પણ કુપાત્રો એમને ત્રાસ આપે

તેથી તે લખતો નથી. ગુજરાતી હોવા છતાં તેઓ મહારાષ્ટ્રના બોયસ્કાઉટના કમિશનર છે, ગાંધીજીની સેવા તેમણે ખૂબ કરી છે. એ સરકારી નોકર છે એટલે મારાં વખાણો વખતે નુકસાન કરી બેસે. તેઓ એક સાચા ધર્મિષ્ઠ ગૃહસ્થ છે. જે સેવાને વિષે ડાબો હાથ પણ ન જાણે કે જમણા હાથે શું કર્યું છે એવી એમની મૂંગી સેવા છે. એમને વિષે અહીં મેં ઉલ્લેખ કર્યો છે તેમાં કાંઇક અસેવા થાય છે એમ મને લાગે છે પણ લેખકને માટે આવું વર્તન ક્ષમ્ય ગણાય છે!

છેવટે, આખા દેશમાં એક બૂમ પડી રહી છે કે ગામડાંઓને સુધારો. એ બાબતમાં અહીં જે જાણવાનું મળ્યુ તે નોંધ્યું છે. આજે ખરી સુધારણા તો ગુજરાતના ગામડાંઓમાં થઇ રહી છે; કારણ કે ખેડૂત જાગૃત થયો છે. મહારાષ્ટ્રનાં ગામડાંઓનું જીવન સુધારવા માટે અને આખા દેશના કાર્યકર્તાઓને પ્રેરણા મળે તેટલા માટે થોડા વખત પર પૂનામાં ગ્રામસુધારણા પરિષદ ભરાઇ હતી. કન્યાકેળવણીના વિષયની માફક આ ગ્રામસુધારણાનો પ્રશ્ન પણ એવો છે કે જેમાં જરાયે અનુભવ કે અભ્યાસ ન હોય એવા સજ્જનો છૂટથી પોતાના અભિપ્રાય આપે છે અને સુધારણાનો સોનેરી માર્ગ બતાવી દે છે! કેટલાક એમ માને છે, કે જો ગ્રામપચાયતો સ્થાપી દેવામાં આવે તો આપણા સાત લાખ ગામડાંઓનો ઉદ્ધાર ટૂંક સમયમા થઇ જાય! વડોદરા સરકારની કલમને લસરકે હજાર કે વધારે ગ્રામપચાયતોની સ્થાપના થઇ છે, અને તે સ્થપાયાને વીસ વર્ષ પણ થઇ ગયાં; પણ તેનાથી ખાસ જાણવા જોગ સુધારો થયો હોય એવું જાણવામાં નથી કેટલાક એમ માને છે કે ગામડાંમાં કેળવણી આપીએ તો જોતજોતામા ઉન્નતિ થશે. બીજા કેટલાક કહે છે, કે ઔદ્યોગિક ઉન્નતિ થાય તો જ ગામડાંઓની સ્થિતિ સુધરે. મહારાષ્ટ્રની અદર દખ્ખણ ખેડૂત સભા (ડેક્કન એગ્રીકલ્ચરલ એસોસિયેશન) છે. તેણે દક્ષિણના ખેડૂતની કાંઇ ખાસ સેવા કરી હોય એવું જાણવામા નથી, પણ એક અખતરો ગ્રામસુધારણાનો શરૂ કર્યો હતો તે હાલમાં હિંદ સેવક સમાજના મિ. દેવધરની દેખરેખ નીચે ચાલી રહ્યો છે. પૂનાથી સતારા જવાના રાજમાર્ગ પર અને પૂનાથી આશરે પદર માઇલ દૂર એક ખેડ કરીને બહુ નાનુ ગામડું છે અને તેની પાસે શિવાપુર કરીને જરા મોટું ગામડુ છે અને એમ ત્રણેક નાનાં ગામડાંના જૂથમાં કામ થાય છે. સેવાસદનની એક દાયણને રૂ. પચીસના પગારે રાખી છે તે ત્યાં કન્યાશાળા ચલાવે છે, પ્રસૂતિના પ્રસંગે મદદ કરે છે અને ગામડાઓની સ્વચ્છતા માટે શિખામણ આપે છે. મજૂરી કરતી સામાન્ય બાઇઓને પ્રસૂતિ વખતે બહુ મદદની જરૂર હોતી નથી અને મહારાષ્ટ્રની ખેડૂત પ્રજા અત્યત ગરીબ છે એટલ આરોગ્યનો એક અને મુખ્ય પ્રશ્ન રોટલાનો છે. આ ગામડાંઓમાં બે રાત્રિશાળાઓ ચાલે છે શરૂઆતમા સખ્યા સારી હતી પણ પછીથી લોકોનો ઉમગ ઓછો થઇ ગયો છે. જે સામાન્ય શાળા છે તેમાં છોકરાંઓને કસરત તેમ જ રમતગમતો શીખવવામાં આવે છે. એક મૉડલ ફાર્મ કરવા માટે જમીન લીધી છે અને આ સરયા પાસે આઠ લોખડી હળો છે તે ખેડૂતોને ભાડે આપવામાં આવે છે. પથરા અને મુરમની જમીનમા જુવારીનો પાક કરવાનો એટલે ઊંડું ખોદવા માટે લોખડી હળને આઠ આઠ બળદો જોડવા પડે છે. આ અખતરાને માત્ર બે વર્ષ થયાં છે, એટલે કાંઈ પરિણામ બતાવી શકાય એમ નથી એવું મિ દેવધરે જાહેર કર્યું છે.

આ પરિષદમાં શ્રી. મદનમોહન માલવિયા પ્રમુખ હતા. એક અંગ્રેજ પાદરી આ પરિષદમાં હાજર હતા તેમણે મને કહ્યું, કે સભામાં પરદેશી કાળાં કપડાં અને લાલ ચટક

પાઘડી પહેરીને દેવધર મહાલતા હતા ત્યાં પ્રમુખ સાહેબે ખાદી અને રેંટિયાની વાતો કરી તે ' બહેરા કાન " પર અથડાઇ. બીજી એક યોજના પૂનાની મ્યુનિસિપાલિટીના ચીફ ઑફિસર ભાગવતની છે. તેમાં એક સાયન્સના અને એક ખેતીના સ્નાતકોને રોકી લઇને ગામડાંમાં આશ્રમ સ્થાપ્યો છે. ખેતીનો સુધારો અને જીવનનો સુધારો કરવાનો આશય છે. હાલમાં મિ. ભાગવત પોતે અથવા તેમના મિત્રો પૈસા ખર્ચે છે, પણ એમની નાણાં મેળવવાની યોજના વિચિત્ર છે. એ ભાઈ એમ માને છે, કે ખેતીમાં ૧૦૦ ટકાનો સુધારો થઇ નાણાં બમણાં આવશે. તેમાંથી ખેડૂત ખુશીથી ૫૦ ટકા જેટલો વધારો આ સંસ્થાને બક્ષિસ આપશે. બીજી સૂચના એવી છે, કે આસપાસ લોકલ બોર્ડનું જે કામ થતું હોય તેનો કૉન્ટ્રેક્ટ લઇને તેમાંથી જે બચત થાય તે આ સંસ્થાને મળશે. સામાન્ય માણસને એમ લાગે કે આ શેખચલ્લીનાં સ્વપ્ન છે, પણ ધૂની માણસ શું નથી કરી શકતો ?

ત્રીજી યોજના એક મિ. જી. એન. કાનીટકર ચલાવી રહ્યા છે, પણ તેની વિગત હજી મળી નથી. અને ચોથી યોજના ખ્રિસ્ત સેવાસંઘની છે. તેમને બારડોલી આશ્રમોના જેવું કામ કરવું છે, પણ આ તરફ પથ્થરની જમીન છે અને કપાસ ઊગતો નથી. તેમણે પૂનાથી પાંચ માઇલ દૂર બાંધ કરીને ગામડું છે ત્યાં જમીન લીધી છે.

આ પરિષદને All India Rural Uplift Conference—ભારતવર્ષીય ગ્રામ-સુધારણા પરિષદનું નામ આપવામાં આવ્યુ હતું; પણ પાછળથી સારે નસીબે 'ભારતવર્ષીય' શબ્દ કાઢી નાખ્યો. ભારતભૂષણ માલવિયજી પ્રમુખસ્થાને હતા અને હિંદ સેવક સમાજના પ્રમુખ સ્વાગત કરતા હતા તે છતાં પુના જેવડા મોટા શહેરમાં મહારાષ્ટ્ર, બંગાળા વગેરે પ્રાંતોમાંથી ભાગ્યે ૨૦૦ માણસો એકઠા થયા, અને બીજે દિવસે ખરું કામ ચાલ્યું ! ગ્રામ-સુધારણાની ચર્ચા થઇ ત્યારે ભાગ્યે ૪૦ માણસોની હાજરી હતી. અહીં ગામડાંઓમાં ઓછું કામ થયું છે. ખેડૂત અત્યંત ગરીબ છે અને અજ્ઞાન પણ છે. માલવિયજીની સાથે બનારસ યુનિવર્સિટીના એક યુવાન ગુજરાતી અધ્યાપક આવ્યા હતા તે આ તરફની ગરીબાઇ જોઇ હેબતાઇ ગયા. ખરી વાત એવી છે, કે જેમ ગુજરાતમાં કેટલાક સેવાભાવી જુવાનો ગામડાંઓમાં થાણાં નાખીને કામ કરી રહ્યા છે, તેવી રીતનું સતત કામ મહારાષ્ટ્રમાં થયું હોય તો તે ઘણુ થોડું છે. દેવધર દાદા અમલદારોની માફક બીજાઓ પાસે કામ કરાવવા ઇચ્છે છે તેથી સફળ થતા નથી.

વળી હાલમાં જ મૈસુરના નિવૃત્ત થયેલા દીવાન વિશ્વેશ્વરૈયાએ એક યોજના પ્રગટ કરી છે પણ એમને સરકારી ખાતાંઓદ્વારા કામ લેવું છે. મને તેમાં જરા યે શ્રદ્ધા નથી તેથી આ પરિષદનો અહેવાલ પૂરો કરીને આ લેખ પૂરો કરું છું.

સુમન્ત મહેતા

# હિંદુસ્તાનમાં ગાંધીજીનાં ૧૬ વર્ષ

## [ ૧૯૧૫—૩૧ ]

(૧) ૧૯૧૫ ના આરંભમાં ગાંધીજી દક્ષિણ આફ્રિકાથી વિલાયતને રસ્તે પાછા ફર્યા ને મુંબઇ બંદરે ઊતર્યા. દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહને લીધે તેમની ખ્યાતિ વધી હતી, એટલે તેમના માનમાં મુંબઇમાં એક મિ. પિટિટને ત્યાં અને બીજો સ્વ. ઉત્તમલાલ ત્રિવેદી તરફથી ગુજરાતીઓનો, એમ બે મેળાવડા થયા. તે વખતે આવા મેળાવડાનું કામકાજ બધું સાધારણ રીતે અંગ્રેજીમાં થતું. ગુજરાતીઓ માટે થયેલા મેળાવડામાં બીજા બધાએ અંગ્રેજીમાં જ ભાષણો કર્યાં, છતાં ગાંધીજીએ તો તેનો જવાબ ગુજરાતીમાં જ આપવાનો આગ્રહ રાખી અંગ્રેજીની પ્રથાનો ભંગ કર્યો. આ તેમનો હિંદુસ્તાનમાં આવ્યા પછીનો પહેલો સત્યાગ્રહ.

(૨) આ પછી ગાંધીજી પોતાના કુટુંબીઓને મળવા રાજકોટ જતા હતા ત્યાં તેમનું ધ્યાન વિરમગામની જકાતતપાસણી ઉપર દોરાયું. એમણે એ વિષે મુંબઇ સરકારને તેમ જ હિંદી સરકારને પણ લખ્યું. લગભગ બે વરસના પત્રવ્યવહાર પછી છેવટે ૧ લી જાન્યુઆરી ૧૯૧૮ થી પ્રજાની એ હાડમારી દૂર થવાનો હુકમ નીકળ્યો.

(૩) ગાંધીજી આવ્યા તે પહેલાં શ્રી. મગનલાલ ગાંધી ફિનીક્સના આશ્રમવાસીઓને લઇને આવી પહોંચ્યા હતા અને તેમનો મુકામ કવિસમ્રાટ ટાગોરના શાંતિનિકેતનમાં હતો. ગાંધીજી ત્યાં પહોંચ્યા એટલે તેમણે કવિ ઠાકુરની પરવાનગી મેળવી ત્યાંના અધ્યાપકો અને વિદ્યાર્થીઓ પાસે બધું જ કામ હાથે કરી લવાનો અખતરો કરાવ્યો, જો કે એ લાંબો વખત ન ચાલ્યો.

(૪) ૧૯૧૫ માં હરદ્વારમાં કુંભ હતો. ગાંધીજી પોતાની ફિનીક્સની ટુકડી લઇને ત્યાં ગયા. આ ટુકડીએ ત્યાં ભંગીનું કામ ઉપાડી લીધું. આ જ દિવસોમાં જેમને ત્યાં તેઓ ઊતરે તે બહુ ખટપટ ન કરે અને પોતાને પણ અનુકૂળતા થાય તે સારુ બે વ્રતો ગાંધીજીએ લીધાં: એક ૨૪ કલાકમાં પાંચ વસ્તુઓથી વધારે ન ખાવાનું વ્રત; અને બીજું, રાત્રિભોજનનો ત્યાગ.

(૫) દક્ષિણ આફ્રિકામાં ગોરાઓ જોઇને હસે એ બીકે ગાંધીજીએ શિખા રાખેલી નહિ; તે તરફ એક સ્વામીએ તેમનું ધ્યાન ખેંચતાં ગાંધીજીને પોતાની આ વિષેની દુર્બળતાનો ખ્યાલ આવ્યો અને તેમણે શિખા ફરી ઉગાડી.

(૬) ૨૫મી મે ૧૯૧૫ ને રોજ ગાંધીજીએ અમદાવાદમાં સત્યાગ્રહાશ્રમની સ્થાપના કરી; તેનો આરંભ કોચરબમાં શ્રી. જીવણલાલ બૅરિસ્ટરના મકાનમાં થયો. ૧૯૧૭ ના મધ્યમાં એ અત્યારે છે તે જગ્યા ખરીદી તેના ઉપર મકાનો બાંધી ત્યાં ખસેડવામાં આવ્યો.

(૭) આશ્રમની સ્થાપના થયા પછી થોડા મહિનામાં જ તેમાં એક અંત્યજ કુટુંબ જોડાયું. આથી આશ્રમના મિત્રમંડળમાં ક્ષોભ થયો અને આશ્રમને પૈસાની મદદ બંધ થઇ; પણ ગાંધીજીની દૃઢતાને કારણે આશ્રમ નભ્યો, અને મદદ પણ છેલી ઘડીએ આવી મળી. આશ્રમવાસીઓમાં પણ આ કુટુંબ ભળવાથી ખળભળાટ થયેલો, પણ આશ્રમ તે પટાવી ગયું.

(૮) ૧૯૧૭ માં ગાંધીજીની પ્રેરણાથી ગોધરામાં અત્યંજોની એક પરિષદ ભરાઇ. તેમાં કેટલાયે આગેવાનો અને ઊંચી (!) જ્ઞાતિના કહેવડાવનારાઓએ ભાગ લીધો હતો અત્યંજોદ્ધારનો પાયો તેમણે ત્યારથી જાહેરમાં નાખ્યો.

(૯) ૧૯૧૭ ના આરંભમાં જ ગાંધીજીને ચંપારણનો સત્યાગ્રહ કરવો પડ્યો. ગળીના માલિકો ખેડૂતો ઉપર જે અત્યાચાર કરતા તેની ફરિયાદ ગાંધીજી પાસે આવી. તેઓ તેની તપાસ માટે ગયા. ત્યાં મોતીહારીમાં તેમને ચંપારણ છોડી જવાની નોટિસ આપવામાં આવી. ગાંધીજી એ નોટિસ માનવા તૈયાર ન હતા, અને તેથી આ મનાઇહુકમના અનાદર માટે તેમને જવાબ આપવા સારુ સમન્સ આપવામાં આવ્યો. ગાંધીજીએ ગુનાનો સ્વીકાર કર્યો; પણ સરકારની સૂચનાથી તેમની સામેનો કેસ પાછો ખેંચી લેવામાં આવ્યો સરકાર તરફથી ખેડૂતોની એ ફરિયાદોની તપાસને સારુ એક સમિતિ પણ નીમવામાં આવી. ગાંધીજીએ એ સમિતિના સભ્ય થવાનું કબૂલ્યું. આ સમિતિએ બધી ફરિયાદો ખરી ઠરાવી. 'તિન કઠિયા'* કાયદો બંધ કરવાની અને નીલવરોએ ગેરવાજબી રીતે લીધેલાં નાણાંનો અમુક ભાગ ખેડૂતોને પાછો આપવાની તેણે ભલામણ કરી અને સરકાર તરફથી એનો પૂરેપુરો અમલ થયો.

(૧૦) ૧૯૧૭ માં ગિરમિટની પ્રથા બંધ કરાવવા સારુ પ્રચારને અર્થે ગાંધીજીને હિંદુસ્તાનનાં બધાં શહેરોમાં ભ્રમણ કરવું પડ્યું અને છેવટે આ પ્રથા બંધ થઇ. આ પ્રથા બંધ કરાવવાનો ગાંધીજીનો પ્રયત્ન ૨૩ વરસનો હતો.

(૧૧) ચંપારણના સત્યાગ્રહ દરમિયાન ગાંધીજીએ બિહારનાં ગામડાંઓમાં પણ પ્રવેશ કર્યો. પોતાના થોડા માણસોને બોલાવીને તેમને ગામડાંના લોકોને શિક્ષણ આપવાનું અને તેમને સ્વચ્છતાના નિયમોનું પાલન કરતાં શીખવવાનું સોંપ્યું. સાધારણ દવાદારૂનો પણ પ્રબંધ કર્યો. એ ગામોમાં જે ગરીબી અને અજ્ઞાન હતાં તેની સામે લડવાનો એમનો આ પ્રયત્ન હતો; જો કે આ કામ લાંબો વખત ન ચાલી શક્યું. પણ તેની અસર તો ઘણી ઊંડી થઇ.

(૧૨) આ અરસામાં ગાંધીજીને શ્રી. અનસૂયા બહેન તરફથી અમદાવાદના મિલ મજૂરોને વિષેનો કાગળ મળ્યો. મજૂરોની પગાર વધારવાની માગણી હતી. ગાંધીજીએ મિલ-માલેકોને પંચ નીમવા સારુ વીનવ્યા; પણ મિલમાલેકો તેને સારુ તૈયાર ન હતા. એટલે તેમણે તેમને હડતાળ પર જવાની સલાહ આપી. હડતાલીઓ સાથે તેમણે નીચેની શરતો કરી:

क શાંતિનો ભંગ ન જ કરવો; ख કામે ચડવા માગે તેના ઉપર બળાત્કાર ન કરવો; ग તેમણે ભિક્ષાન્ન ન ખાવું.

આ હડતાળ દરમિયાન ગાંધીજી શ્રી. વલ્લભભાઇ તથા શ્રી. બેંકરને સારી રીતે ઓળખતા થયા. આ હડતાલ લગભગ ૨૧ દિવસ ચાલી. પણ છેવટમાં મજૂરો મોળા પડતા જણાયા. તેઓ પોતાની પ્રતિજ્ઞા તોડશે અને કદાચ કોઇના ઉપર બળાત્કાર પણ કરે, એવો ગાંધીજીને ભય લાગ્યો. પોતે જે પ્રતિજ્ઞાના સાક્ષી હતા તે પ્રતિજ્ઞા તૂટે તેમાં તેમને પોતાના તપમાં ખામી લાગી. એટલે એમણે મજૂરોની સભામાં જાહેર કર્યું: "જ્યાં સુધી મજૂરો સજ્જ ન થાય ને નિકાલ ન આવે ત્યાં લગી હડતાળ નિભાવી ન શકે તો ને ત્યાં લગી મારે ઉપવાસ કરવો છે." આ પછી તરત જ મિલમાલેકોએ પંચનો સ્વીકાર કર્યો, અને

* પોતાની જમીનના ૩/૨૦ જેટલા ભાગમાં ખેડૂતને ગળીનું વાવેતર જે કાયદાની રૂએ તેના મૂળ માલેકને સારુ ફરજિયાત કરવું પડતું તે.

હડતાળ છૂટી. પણ આજે પણ અમદાવાદના મજૂરોનું કામ મજૂરસંઘ તરફથી ગાંધીજીની પ્રેરણા અને સલાહ પ્રમાણે થયાં કરે છે અને એ સંઘની ખ્યાતિ વિદેશોમાં પણ પહોંચી ગઇ છે.

(૧૩) આ પછી તરત જ ગાંધીજીને ખેડાનો સત્યાગ્રહ હાથ ધરવો પડ્યો. ખેડા જિલ્લામાં તે વર્ષે પાક નિષ્ફળ ગયો હતો. પાક ચાર જ આની કે તેથી ઓછો હોય તો તે વર્ષનું મહેસૂલ માફ થવું જોઇએ, એવી જાતનો ધારો છે. પણ અમલદારોએ આંકણી વધારે કરી. લોકો પાક ચાર આનીથી ઓછો આંકતા હતા. તેમણે પંચની માગણી કરી. સરકાર શેની માને? ગાંધીજીએ સત્યાગ્રહની સલાહ આપી. મહેસૂલ બાકી માટે જપ્તીદારોએ લોકોનાં ઢોર વેચ્યાં, ઘરમાંથી ગમે તે માલ ઘસડી ગયા, ચોથાઇની નોટિસ નીકળી, ખેતના ઊભા પાક પણ જપ્ત થયા. ગાંધીજીએ ખેતરનો એ પાક લઇ આવવાની પણ સલાહ આપી. શ્રી. મોહનલાલ પંડ્યા અને એમના સાથીઓને આ કામમાં પકડાવાથી જેલ થઇ. પણ છેવટે આ લડતનો અંત આવ્યો અને સમાધાની થઇ. પ્રજામાં શક્તિ પૂરી નહિ આવેલી તેથી સમાધાનીની શરતનો લાભ તે બરાબર ન લઇ શકી તેથી ગાંધીજીને અસંતોષ રહ્યો ખરો.

(૧૪) ખેડાનું પ્રકરણ ચાલતું હતું તે વખતે હજી યુરોપનું મહાયુદ્ધ બંધ નહોતું થયું. વાઇસરૉયે તેને અંગે કેટલાક આગેવાનોને નોતર્યા. તેમાં ગાંધીજીને પણ નોતર્યા. તેમણે કેટલોક વિચાર કરીને નિમંત્રણનો સ્વીકાર કર્યો. પણ ત્યાં તેમણે હિંદી—હિંદુસ્તાનીમાં બોલવાની માગણી કરી અને તેમને તેની પરવાનગી મળી. વાઇસરૉયની સભામાં હિંદુસ્તાનીમાં બોલવાનો તે વખતે આ પહેલો જ દાખલો હતો.

આ સભામાં ગાંધીજીએ રંગરૂટની ભરતીને ટેકો આપ્યો ખરો, પણ તેમને તે સભામાં લોકમાન્ય અને અલીભાઇઓ જેવા આગેવાનોની ગેરહાજરી ખૂંચી. તેમણે આ વિષે પોતાનો આ અભિપ્રાય જાહેર કરવા વાઇસરૉયને કાગળ લખ્યો અને તેમાં તેમણે ખિલાફતની મુસલમાનોની માગણીને પણ ટેકો આપ્યો. રંગરૂટ ભરતીનું કામ ગાંધીજીએ મોટી જહેમત ઉઠાવીને કરવાનું આરંભ્યું અને તે મહેનતને પરિણામે તેઓ સખ્ત માંદગીને બિછાને પટકાઇ પડયા; પણ એટલામાં લડાઇ બંધ થઈ.

(૧૫) ગાંધીજીનો રાષ્ટ્રભાષા 'હિંદુસ્તાની' વિષેનો પ્રેમ અપ્રતીમ છે એ જાણી ઉત્તરની હિંદીભાષી પ્રજા ઘણી રાજી થઇ. તેમણે તેમને ૧૯૧૮ માં ઇંદોરમાં મળેલા હિંદી સાહિત્ય સંમેલનના પ્રમુખ તરીકે ચૂંટી કાઢયા. દક્ષિણ ભારતમાં આજે જે કંઇ હિંદીનો પ્રચાર થયો છે તે ગાંધીજીની પ્રેરણાને જ આભારી છે.

(૧૬) ૧૯૧૯ના આરંભમાં હજી તો માંદગીના બિછાનામાંથી ઊઠ્યા પણ ન હતા કે રૉલેટ કમિટિની ભલામણો એમના વાંચવામાં આવી, અને થોડા દિવસમાં જ તેણે કાયદાનું રૂપ લીધું. ગાંધીજીએ તરત તેની સામે સત્યાગ્રહ કરવાનો નિર્ણય કર્યો. મિત્રોની એક સભા બોલાવવામાં આવી અને તેમાં હાજર રહેલા બધાએ સત્યાગ્રહનાં પ્રતિજ્ઞાપત્રો પર સહીઓ કરી. સત્યાગ્રહ સભા સ્થાપી તેનું મથક મુંબઇમાં રાખ્યું અને પછી તો સત્યાગ્રહનાં પ્રતિજ્ઞાપત્રો પર ઠીકઠીક સહીઓ થઇ, પત્રિકાઓ નીકળવા માંડી અને સત્યાગ્રહને સારુ ઠેકઠેકાણે સભાઓ પણ ભરાઇ.

[ અનુસંધાન પૃ. ૩૪૧ ]

# શુદ્ધ કે દોષિત ?

## ૧

ચૌદ વર્ષની કળા, ગરીબ માબાપની એકની એક દીકરી હતી. તેમની સ્થિતિ પહેલાં તો કાંઇક સારી હતી, પરંતુ છેલ્લાં ત્રણ-ચાર વર્ષથી નબળી પડી હતી. અતિવૃષ્ટિમાં ઘર પડી ગયું હતું અને વેપારની ઉઘરાણીમાં પૈસા ધલાઇ ગયા હતા. કળાના પિતા એક નાનકડી દુકાન રાખી, પરચુરણ સામાન વેચી જેમ તેમ ઘર નિભાવતા હતા.

આર્થિક સ્થિતિ સારી ન હતી, પરતુ કળાના પિતા સંસ્કારી હતા, અને માબાપે–બન્નેએ–પેટે પાટા બાંધીને પણ દીકરીને ઠીક ઠીક કેળવણી આપી હતી. કળાને કોઇ સારે ઘેર પરણાવવાની તેમને બહુ ઉમેદ હતી, જેથી દીકરી સુખી થાય અને તેનું સુખ જોઇ, રાચી, પોતે પોતાનું બાકીનું આયુષ્ય સુખમાં કાઢે.

કળા રૂપ રૂપનો ભંડાર તો ન કહેવાય, પણ તેનું શરીર ઘણું જ ઘાટીલું હતું. તેનામાં સૌંદર્ય ઠીક પ્રમાણમાં હતું; અને ઘરના સારા સંસ્કારી વાતાવરણમાં તે ઊછરી હતી, એટલે તેની સાથે લગ્ન કરવા માટે ઘણા યુવાનો તૈયાર થયા હતા; પણ એક યા બીજા કારણસર તેનો વિવાહસંબંધ હજી સુધી કોઇની સાથે થયો ન હતો.

આજે શરદુત્સવ હતો. સાહિત્ય સમાજ તરફથી દરવર્ષે ગરબાનો કાર્યક્રમ ગોઠવાતો તે પ્રમાણે આ વર્ષે પણ ગોઠવાયો હતો. કળા તેમાં ભાગ લેવાની હતી, તે જાણી તેની ન્યાતના ઘણા યુવાનો ઉત્સવમાં આવ્યા હતા. ગરબામાં, કળા સોળે કળાએ ખીલી હતી અને સૌંદર્યની મૂર્તિ નહિ છતાં લોકો તેના તરફ અનિમેષ નયને જોઇ રહ્યા હતા. ગરબા રાતના એક વાગે પૂરા થયા. આવેલા મહેમાનો અને ગરબામાં ભાગ લેનારી યૌવનાઓ ઘેર જવા લાગ્યાં. ઘણીખરી છોકરીઓ તો તેમનાં માબાપ સાથે જ આવી હતી. કળાનાં માબાપ આવી શકે તેમ નહિ હોવાથી તે, પોતાની પાડોશમાં રહેનાર એક છોકરીની સાથે આવી હતી. તે છોકરીનાં માબાપ પણ સાથે જ હતાં; પણ બધાં પાછાં ફર્યાં તે વખતે, કળા બધાંથી છૂટી પડી ગઇ, અને પોતાના સાથને શોધવા લાગી, પણ કોઇ દેખાયું નહિ. ગાભરી ગાભરી, તે જલદી ઘર તરફ ચાલવા લાગી.

મનહર, કળાની ન્યાતનો જ એક ખાધે પીધે સુખી ઘરનો છોકરો હતો. તેણે હમણાંજ ડૉક્ટરની પરીક્ષા પાસ કરી હતી તે પણ ગરબા જોવા – સાંભળવા આવ્યો હતો. તેણે કળાને જોઇ હતી અને તેના મનમાં તેને માટે આદર અને પ્રેમ ઉદ્‌ભવ્યાં હતાં. પણ તે જાણતો હતો કે પોતે પરણેલો હતો એટલે કળા વિષેનો વિચાર નિરર્થક હતો. તેણે ધીમો નિઃશ્વાસ મૂકયો.

તે કળાથી સહેજ જ આગળ જતો હતો. ગાભરી ગાભરી જતી કળાને તેણે જોઇ. તેને નવાઇ લાગી કે મોડી રાતે ગરબા પૂરા થશે એમ જાણવા છતાં કળા એકલી કેમ આવી હશે! તેની ગભરામણ તે કળી ગયો. તેણે પૂછ્યું : "કળા! કેમ દોડે છે! કાંઇ કામ હોય તો કહેજે. તારા ઘર સુધી આવું ?" કળા જરા વાર થંભી, પણ

પછી તેને વિચાર આવ્યો કે હું એકલી પડેલી સાથે અઘટિત છૂટ લેવા આ આમ કહે છે અને તેથી તેણે કડકાઇથી જવાબ આપ્યો "તમે તમારા ઘર સુધી જાઓ તો જ ઘણું છે!" તે ઉતાવળે પગલે ચાલી પડોશીઓ ભેગી થઇ ગઇ અને તેમની સાથે ઘેર ગઇ.

મનહર તો કળાનો બોલ સાંભળી ડઘાઇ જ ગયો. ઉપકાર કરવા ગયો ત્યાં ઊલટું અપમાન સહેવું પડયું. તેણે વિચાર્યું કે કેટલીક છોકરીઓને આ પ્રમાણે કેટલાક પુરુષો ફસાવે છે એટલે કળાએ પણ તેને એવો ધાર્યો હશે.

ઉપરના પ્રસંગને ત્રણેક માસ થઇ ગયા. કળાનાં લગ્ન એક આધેડ વયના પૈસાદાર શેઠિયા સાથે લેવાયાં. કળાને સુખી દેખવાની ઉત્કંઠાવાળા પિતાએ તેમને શોધી કાઢયા હતા. અને ન્યાતમાં તેમની દૃષ્ટિએ બીજો કોઇ મુરતિયો યોગ્ય નહિ લાગવાથી આ શેઠ સાથે લગ્ન કરવાનું ઠરાવ્યું હતું. વરપક્ષના બધા આવ્યા. કળાના પિતાએ વીજળીના દીવા, પંખા વગેરેની સગવડ ઠીક પ્રમાણમાં રાખી હતી. લગ્નક્રિયા સમાપ્ત થઇ ગઇ. પણ કળાને વળાવવાની તૈયારી ચાલતી હતી ત્યાં અચાનક વીજળીનો તાર તૂટયો, અને કળાના પતિ ઉપર પડયો. વીજળીનું દબાણ પૂરું હતું. મિનિટમાં તો તેમનો આત્મા આ લોક છોડી પરલોક ચાલ્યો ગયો.

જેને પહેલેથી જ પતિ તરીકે સ્વીકારવા જે તૈયાર ન હતી તેના મન પર આ બનાવથી કાંઇ ખાસ અસર થઇ નહિ. તેને એટલું લાગ્યું કે હવે તેને આજીવન વિધવા રહેવું પડશે અને સંસારનું સુખ જોવાનું રહેશે નહિ. પણ તે સુખ તો તેના પતિની હયાતીથી પણ તેને મળત કે કેમ તે વિષે તેને શકા હતી. ફક્ત પૈસો દેખીને તેનું મન ચલિત થાય તેમ નહોતું. તેનામાં સત્કાર રેડે, તેની ઉછળતી આશાઓ ફળીભૂત કરે, તેના અંતરના ઉલ્લાસ અને કોડ પૂરા કરે તેવો પતિ મેળવવાની લાલસાવાળી કળાને આવા માણસની કોટે વળગાડીને તેના પિતાએ તેના કુમળા હૃદય ઉપર પ્રહાર કર્યો હતો. કળાને મન તેનું લગ્ન એક નીરસ ક્રિયા હતી; એટલે, આ અકસ્માતથી પોતે વિધવા બની એટલું જ તેને લાગ્યું, તે સિવાય બીજું કાંઇ નહિ.

તેનાં માતાપિતા ઉપર તો વજ્રપાત થયો. તેઓએ કળા ઉપર કાંઇ કાંઇ આશાઓ બાંધી હતી. તેમના બધા હવાઇ કિલ્લાઓ તુટી પડયા. તેમના હૈયે બળતી સગડી બંધાઇ.

બાર માસ વીતી ગયા. કળા વિધવા થઇ હતી, એટલે તેટલો વખત તો વૈધવ્ય પાળવું જ જોઇએ; દરમિયાન તેના પિતા ગુજરી ગયા. કળાનું વૈધવ્ય તેમનાથી ખમાતું નહોતું, અને તેમની બધી આશાઓ તૂટતાં તેમનાં હૃદય અને શરીર પણ તૂટતાં ચાલ્યાં હતાં.

મૂળે ગરીબ અને તેમાં રોજનો રોટલો લાવનાર પણ ગયો. કળા અને તેની મા ખૂબ જ વિમાસણમાં પડયાં. બન્ને વિધવા! બહાર જઇ તેઓ શું કરે? ન્યાતજાતમાં મોભો જાળવવો પડે, એટલે દિવસે તો બહાર પણ ન જવાય. રાત્રે, બહાર નીકળી, આડોસી-પાડોસીનું કામ કરી આવી, અને દળવા ખાંડવાનું લાવી, બન્ને જણ માંડ માંડ ગુજરો કરવા લાગ્યાં.

આ ગરીબાઇમાં પોતાના ભણતરનો ઉપયોગ કરવો જોઇએ એમ કળાને લાગ્યું. તેને વિધવા થયે બાર માસ થઇ ગયા હતા એટલે કોઇ નિશાળમાં નોકરી લેવાનો તેણે વિચાર

કર્યો અને તેની મા આગળ વ્યક્ત કર્યો. તેની મા બિચારી જૂના જમાનાની હતી, પરંતુ પેટ માટે લાજમર્યાદામાં રહીને જે કાંઇ કરી શકાય તે કરવાની જરૂર હતી એટલે તેણે કળાની મુનસફી ઉપર છોડયું. એટલામાં તેમની ન્યાતનાં એક શેઠિયાએ જાહેર કર્યું કે તેમની ન્યાતમાંથી જે કોઇ સ્ત્રી નર્સનું શિક્ષણ લેવા તૈયાર હોય તેને સઘળો ખર્ચ આપવામાં આવશે. કળાને નર્સ થવાનું વધુ પસંદ હતું જ, પરતુ તેનું કામ શીખવા માટે પૈસા ન હતા, તેથી જ તેણે શિક્ષિકા થવાનું પસંદ કર્યું હતું. પણ હવે તો આ સગવડ થઇ ગઇ, એટલે નર્સનો અભ્યાસ શરૂ કર્યો. અભ્યાસ દરમિયાન બન્ને જણુ પરચુરણ કામ કરી ઘર નિભાવતાં. બે વર્ષમાં તો તે બધું કામ શીખી ગઇ, અને પછી, તેના અને તેની માના ભરણપોષણની ચિંતા ગઇ.

૨

મોહનલાલ શેઠ સારી પેઠે પૈસાદાર હતા અને મોટા જમીનદાર હતા. તેમની ત્રણ પત્નીઓ સુવાવડમાં જ મરી ગઇ હતી, અને તેમના મરણ માટે મોહનલાલ શેઠ સિવાય બીજું કોઇ જવાબદાર ન હતું, તેમ જાણતાં છતાં શેઠને ચોથીવાર કન્યા આપવા કન્યાનાં માબાપમાં પડાપડી થઇ હતી. એટલે હાલ તેમને ચોથી હતી. આગલી ત્રણે સ્ત્રીઓ સુવાવડમાં જ મરી ગઇ હતી એટલે તેમનાં હાલનાં પત્નીની સુવાવડ માટે પણ શેઠને ચિંતા રહેતી હતી. આ વખતે તો કોઇ સારી નર્સ રાખવાનો તેમણે નિશ્ચય કર્યો હતો. યોગ્ય સમય આવતાં કળાને નર્સ તરીકે રાખી લીધી. કળાને, તે દિવસોમાં ખાવાપીવાનું તથા રહેવાનું અને સૂવાનું શેઠને ત્યાં જ રાખવાનું નક્કી કર્યું હતું.

શેઠને એક માશી હતાં અને તે પણ શેઠને ત્યાં જ રહેતાં. શેઠ, શેઠાણી અને નોકર-ચાકર સિવાય ઘરમાં બીજું કોઇ હતુ નહિ. શેઠને હજી સુધી કાંઇ જીવતું સંતાન ન હતું.

યોગ્ય સમયે શેઠાણીને પુત્ર પ્રસવ્યો. હોંશિયાર કળાને પોતાની પૂરેપૂરી હોંશિયારી વાપરવી પડી હતી અને આખી વસ્તુસ્થિતિ એવી હતી કે શેઠાણીને બચાવવા માટે કળા જરૂર અભિમાન લઈ શકે.

કળાને આખો દિવસ શ્રમ પડ્યો હતો, એટલે તે રાત્રે માસીએ શેઠાણી પાસે બેસવું, એમ નક્કી કર્યું હતું. કળા પોતાને માટે રાખેલા જુદા ખંડમાં સૂવા માટે ગઇ. પણ આજે તેને ઊંઘ આવતી ન હતી. તેણે અત્યાર અગાઉ સુવાવડો ઠીક પ્રમાણમાં કરી હતી, પરતુ આજે તેનું મગજ ચગડોળે ચડ્યું હતું. બધા વિચારોમાં સૌથી ઉગ્ર વિચાર તો તેને એ જ આવતો કે તેના નસીબમાં માતા થવાનું લખાયું જ નહોતું: "મોહનલાલ શેઠ ત્રણ વખત વિધુર થયા અને છતાં, તે ચોથી વખત પરણી શકયા. સમાજ તેમાં કાંઈ અનિષ્ટ જોતો નથી, પાપ જોતો નથી અને તેમણે એક ભવમાં ચાર ભવ કર્યા એવું કોઇ કહેતું નથી. ત્યારે શું સ્ત્રીજાતિએ જ પાપ કર્યા?" કળાનું ચિત્ત આજે ઠેકાણે ન હતુ. જિંદગીમાં પહેલી વખત તેને માતા થવાની ઇચ્છા થઇ આવી. પણ પોતે તે બાબતમાં નિરાધાર છે તે પણ તેને લાગ્યું, અને તેને તે સ્થિતિ બહુ જ ખૂંચી. માંડ માંડ બાર વાગે તેની આંખ મીંચાઇ.

તેના અંતરના ભાવો તેના મુખ ઉપર સ્પષ્ટ જણાતા હતા. અને સ્વપ્નમાં આવતા બનાવોથી તથા આનંદને લીધે તેનું મુખ ખૂબ સુંદર લાગતું હતું. શરીર પણ એવી બેદર-

કારીથી પથારી ઉપર પડ્યું હતું; કે જોનારની આંખ જ ચંળી જાય, ત્યાં પછી વિષયી ગાંડો બને તેમાં શી નવાઇ? બારણાની તડમાંથી મોહનલાલ શેઠ જોઇ રહ્યા હતા. શેઠાણીની સુવાવડ માટે બીજી બધી નર્સોને કોરાણે મૂકી, કળાની પસંદગી કરવામાં પણ તેમનો કાંઇક મુદ્દો સમાયેલો હતો.

કળા, પોતાના ખંડનું બારણું અંદરથી ઉઘાડું જ રાખીને સૂઇ ગઇ હતી કે જેથી જરૂર પડે તો માશી આવીને તેને ઉઠાડી શકે. મોહનલાલ શેઠ બારણું ઉઘાડી અંદર આવ્યા. વીજળીના ઓછા વાદળી પ્રકાશમાં કળાની દેહલતા ખરેખર પોતાને આહ્વાન કરતી હોય એમ તેમને લાગ્યું. શેઠ ગાંડા બન્યા, ઝાંખો ઝાંખો વીજળીનો દીવો પણ તેમણે હોલવી નાખ્યો.

× × ×

સવાર પડ્યું અને કળાએ પોતાની વસ્તુઓ લઇ ચાલવા માંડ્યું શેઠાણી તો આભી જ બની ગઈ, પણ મોસીનું રુંવાડુંએ ન ફરક્યું. શેઠાણીએ બહુ વીનવણી કરી, અને કળાને જે દુઃખ હોય તે જણાવવા કહ્યું. પણ કળાએ રહેવા જ ના પાડી.

મોહનલાલ શેઠે તેને તેની ફી આપવા માંડી, તેની ફી લહેણી હતી તેના કરતાં ચાર પાંચ ગણી રકમ જોઇ કળા ગુસ્સાથી રાતી પીળી બની ગઇ. રાતના ઊંઘમાંનાં સ્વપ્નાં અને બીજા બનાવો યાદ આવ્યા. રૂપિયા હાથમાં લઇ, છુટ્ટા મોહનલાલ શેઠના મોઢા પર મારી, તે ઘરની બહાર નીકળી ગઇ.

કળા, શેઠના ઘરમાંથી નીકળી ત્યારે તો તેને ખૂબ ક્રોધ આવ્યો હતો. તેનું મોઢું લાલચોળ બની ગયું હતું. પરંતુ ઘરની બહાર નીકળ્યા પછી, અને સવારનો ઠંડો પવન લાગ્યા પછી તેનો ગુસ્સો કાંઇક શાન્ત પડ્યો. પોતે નિરાંતે વિચાર કરી શકે એ હેતુથી તેણે એક ભાડાની ગાડી કરી લીધી અને પોતાના ઘર તરફ લાંબે રસ્તે ગાડી લેવાનું ગાડીવાળાને કહ્યું. રસ્તામાં તેને પોતાને લગતા વિચારો આવ્યા. પોતાની અનિચ્છાએ પોતાનું શિયળ લૂંટયુ હતું તેના ઉપર વેર લેવાના વિચારો આવ્યા; પણ તેમ કરતાં, સમાજમાં પોતાનું શું સ્થાન રહેશે તેની કલ્પના કરતાં તે થથરી ઊઠી. અને આગલા દિવસે શેઠાણીને અવતરેલા પુત્રને જોતાં પોતાને જે જે વિચારો આવ્યા હતા, તથા ઊંઘતા પહેલાં જે જે વિચારો આવ્યા હતા, અને રાતમાં જે જે સ્વપ્નાં આવ્યાં હતાં, તે બધું યાદ આવતાં પોતાનું ભવિષ્ય જાણે સામે જ નજરે દેખાતુ હોય એમ તેને લાગ્યું, અને શરીરે કમકમાટી છૂટી. ઘર આવ્યું ત્યાં સુધી તેના વિચારો ચાલ્યા. મોઢા પરના ભાવ માંડ માંડ છુપાવી તે ઘરમાં પેઠી.

કળા, ધાર્યા કરતાં બહુ વહેલી આવી તેથી તેની માને બહુ નવાઈ લાગી. ધાર્યું કે શેઠાણી રાતમાં જ ગુજરી ગઇ હશે એટલે કળા સવારના પહોરમાં પાછી આવી હશે. કળાને હાથે થયેલી એક પણ સુવાવડનો કેસ બગડે નહિ એવી લોકવાયકા હતી, એટલે તેની માને આશ્ચર્ય થયું.

તેની માએ વહેલાં આવવાનું કારણ પૂછ્યું, પરંતુ કળા કાંઇ બોલી નહિ; પણ જ્યારે તેની માએ વધારે વધારે પૂછ્યું ત્યારે તેનાથી રહેવાયું નહિ, અને પોક મૂકી છૂટે મોઢે

રડી પડી. તેની મા ગભરાઈ ગઇ. તેણે કાંઇ કાંઇ વીનવણીઓ કરી. થોડી વારમાં કળા પોતે જ શાંત થઇ, અને માની ગોદમાં મોં સંતાડી તેણે બધી વાત કહી.

દીકરીનો વાંક નહોતો, અને નિદ્રાવસ્થાનો તથા અનાથાવસ્થાનો લાભ શેઠે લીધો હતો તે જાણ્યા છતાં, કળાની માને ખૂબ ગુસ્સો આવ્યો. તેણે કળા ઉપર ગાળ, માર અને મહેણાંનો વરસાદ વરસાવ્યો. ફક્ત એટલી કાળજી રાખી કે એ બધું, બહાર કોઇ ન જાણે એટલા ધીમા અવાજે બોલવું અને કરવું. કળાએ બધું ચૂપચાપ સહન કર્યું, અને જ્યારે બહુ અકળાઇ ગઇ ત્યારે એટલું જ કહ્યું: "બા, પણ મારો વાંક શો? હું શું કરું?" તેની મા કહેઃ "રાંડ! જીભ કરડીને મરી જવું હતું. રાંડે મારી કૂખ લજવી!"

કળાની માને કળાની આબરૂ બહુ વહાલી હતી, અને પોતાની કૂખ લજવાઇ હતી, તેથી તેને બહુ લાગ્યું હતું; એટલે પહેલાં આવેશમાં તો તે કળાને જેમ ફાવે તેમ વઢી, પણ પછી તે ઠંડી પડી અને ભવિષ્યનો વિચાર કરવા લાગી. આમાંથી જે કાંઇ લાંબું ન થાય તો સારું, એમ વિચારી હમણાં તો તે શાન્ત પડી.

એક અઠવાડિયા સુધી કળા, ઘરની બહાર ન નીકળી. આજુબાજુ કોઇ કાંઇ જાણતું ન હતું, પરંતુ કળાની દૃષ્ટિએ એને એમ જ લાગતું કે લોકો તેને મૂંગો ઠપકો આપે છે, અને બધા, તેની તરફ એક હલકટ-રખડેલ સ્ત્રી તરીકે જુએ છે.

તેનો ધંધો તો ચાલતો જ હતો. પોતે મળતાવડા સ્વભાવની તથા આવડતવાળી હોવાથી ધીમે ધીમે તે રસ્તે પડી; પણ તેના અને તેની માના મનમાં જે ભય પેઠો હતો તે સાચો પડવા લાગ્યો. એક મહિનો ગયો, બીજો મહિનો ગયો અને બન્નેની મૂંઝવણ વધવા લાગી. એક દિવસ તેની મા કહેઃ "તું દવાદારૂ શીખી છું ત્યારે શા માટે તેનો ઉપાય કરતી નથી?" કળાને આ વાત સાંભળીને કંપારી છૂટી. બીજી જ ક્ષણે તેને વિચાર આવ્યો કે જો તે તેમ ન કરે તો તેનાથી બહાર નીકળાશે કેમ? બાળકની માતા થવાનો પોતાને હક છે? તેમ ન કરે તો બાળકનું શું થાય? અને ત્યાર સુધી રહેવું કયાં? તેણે પૈસા ઠીક પ્રમાણમાં-ચાર છ માસ બન્ને જણ નિરાંતે રહી શકે એટલા એકઠા કર્યા હતા. બહુ વિચારી તેણે કહ્યું: "આપણે હજી ચારેક માસ અહીં રહીશું. ત્યાર સુધી મારો પહેરવેશ હું બરાબર જાળવીશ. અને પછી આપણે થોડા વખત યાત્રાએ જઇશું. પણ તું કહે છે તેમ તો હું નહિ જ કરું-છેવટે કાંઇ નહિ બને તો અનાથાશ્રમ તો છે જ!" તેની માએ કબૂલ કર્યું.

દિવસો પર દિવસો અને મહિના પર મહિના વીત્યા. બન્ને જણ યાત્રાએ ગયાં. કળાની સગર્ભાવસ્થા, કળા અને તેની મા સિવાય ત્રીજું કોઇ જાણતું ન હતું-પુણ્યધામ મથુરામાં જઇને તેઓ રહ્યાં. બાળક મરેલું જ અવતર્યું. ત્રણેક માસ પછી, તેઓ પોતાને ગામ પાછાં આવ્યાં, અને કળા પોતાને ધંધે લાગી ગઇ.

૩

ડૉક્ટર મનહરે ત્રણ વર્ષથી પોતાનો ધંધો શરૂ કર્યો હતો. અને ધીમે ધીમે એક હોંશિયાર ડૉક્ટર તરીકે તેની ખ્યાતિ વધતી ચાલી હતી. સુવાવડના કેસોમાં તે અવારનવાર કળાની મદદ લેતો. કળાને તે ભૂલ્યો ન હતો. શરદુત્સવના ગરબા પછી; ઉપકાર કરવા જતાં કળાએ તેને જે શબ્દો કહ્યા હતા તે, હજી તેના મનમાં કોતરાઇ રહ્યા હતા. એ

શબ્દોમાં પોતાના અપમાન કરતાં, કળાનું સ્વમાન તરી આવતું હતું, એમ તેને દેખાતું હતું અને કળામાં રહેલી ચારિત્ર્યની ભાવનાએ તેના મન ઉપર સારી અસર કરી હતી.

કળા તથા તેની મા યાત્રાએ ગયાં હતાં તેવામાં મનહરને, કળાની ઘણી જરૂર પડી હતી. મનહરની પત્નીને સુવાવડ આવવાની હતી, અને કળા સિવાય બીજા કોઇને રોકવાની તેની ઇચ્છા ન હતી. પણ કળા તો ન હતી, એટલે નછૂટકે, તેણે બીજી એક નર્સને રોકી. પણ આ સુવાવડમાં મનહરની પત્ની ગુજરી ગઈ; એટલે ડૉક્ટર હોવા છતાં, કળાનો હાથ જ હલકો એવી જે લોકમાન્યતા હતી તે તે પણ માનતો થઇ ગયો. કળાના આવ્યા પછી તેણે આ વાત કળાને કહી. કળાએ દિલગીરી દર્શાવી અને કામકાજ હોય તો કહેવા વિનંતી કરી.

બન્ને એક જ પ્રકારના ધંધામાં હોવાથી એકબીજાની વારંવાર જરૂર પડતી, અને સાથે કામ કરવાના તેમને ઘણા પ્રસંગો આવતા. ડૉક્ટર મનહર ઘરનો સુખી હતો; એટલે કમાણી જશે તેની તેને ચિન્તા ન હતી, તેથી પોતાના ધંધા તરફ બેદરકાર રહેતો. એક દિવસ એક ગરીબ તાવલો દર્દી દવાખાનામાં સૌથી પહેલો આવીને બેઠો હતો. કળા પણ ડૉક્ટરે બોલાવી હતી એટલે આવી હતી. આપેલો વખત ડૉક્ટર સાચવતા નથી એમ કળા જાણતી હતી; પરંતુ આજે તો બહુ જ મોડું થયું. તેની ધીરજ ખૂટી, તેનું બીજું કામ બગડતું હતું. પરંતુ તેના કરતાં, પેલા દર્દીની સ્થિતિ જોઇ તેને ડૉક્ટર ઉપર ગુસ્સો આવ્યો. વળી મોડા મોડા પણ જ્યારે ડૉક્ટર આવ્યા ત્યારે, કળાને જે કહેવાનું હતું તે કહી, તે તરત જ કોઇ વિઝીટે ચાલી ગયા. પેલા દર્દીએ લાંબો નિઃશ્વાસ મૂકયો અને તેની આંખમાં આંસુ આવ્યાં. કળાથી આ સહન ન થયું, પણ તે વખતે તો તે ગમ ખાઇ ગઇ.

પ્રસંગ આવતાં તેણે આ વાત ડૉક્ટરને કહી અને ઉમેર્યું: ' ડૉક્ટર સાહેબ, આપણો ધંધો પરોપકારનો છે—પૈસા મળે છે તે આપણા પેટ માટે ગળે છે.' બાકી સેવા તો અમૂલ્ય જ હોય છે. અને તેવી સેવા, એક માણસ, બીજા માણસની કરવા બંધાયેલો છે, ને મનુષ્ય તરીકેની આપણી ફરજ છે. અને વળી આપણામાં તો આવડત છે. તો પછી ખતથી સેવા શા માટે ન કરવી ! તમે વખતસર દવાખાને આવો, અને બેસો, બીજા દર્દીઓ દવાખાનામાં હોય અને કોઇ વિઝીટ માટે તેડવા આવે, અને તમે આ દર્દીઓને મૂકીને ન જાઓ તો તેમની આંતરડી કેટલી ઠરે ? "

બીજા કોઇએ ડૉક્ટરને જો આ શબ્દો કહ્યા હોત તો આ ગર્ભશ્રીમંત તેને ધૂતકારી જ કાઢત, પણ કળાના શબ્દો તેનાથી પાછા ઠેલાયા નહિ. તેનો અનુભવ હતો, કે વિઝીટ પર બોલાવનાર કાંઇ વધુ માંદા હોય છે તેવું ખાસ હોતું નથી. વિઝીટ પર બોલાવવામાં માંદગીની ગંભીરતાનું કારણ હોવાને બદલે, ધનની વિપુલતાની અનુકૂળતા જ મોટે ભાગે હોય છે. એટલે કળાનું કહેવું ડૉક્ટર સાહેબને ગળે ઊતર્યું. કળાની શિખામણ તેમણે આભાર માથે ચઢાવી, અને ત્યારથી તેમનું જીવન વધુ નિયમિત અને સેવાપરાયણ બનતું ગયું.

કળાને જોઇને ડૉક્ટરને બહુ જ વિચાર આવતા; શા માટે પોતે, કળા જેવી સ્ત્રી ન મળે ત્યાં સુધી રાહ ન જોઇ ? અને હવે ન પરણી શકાય ? કળા વિધવા હતી તેથી શું ! બન્ને જોઇ શક્યાં હતાં કે બન્ને એકબીજા તરફ આકર્ષાય છે; પણ તે આકર્ષણમાંથી બચવા જ્યારે કળા ભગીરથ પ્રયત્ન કરતી ત્યારે ડૉક્ટર તો તેમાં ખેંચાતે જ જતા હતા.

મોહનલાલ શેઠના ઘરમાના બનાવ પછી કળાએ નિશ્ચય કર્યો હતો કે સસારમા પડવા નો અને માતા થવાનો વિચાર સરખો પણ ન કરવો પ્રેમ અનુભવવાની વૃત્તિ અને માતા થવાના કોડ પોતે કચરી નાખ્યા હતા, એમ તે માનતી, પોતાની જાતને તે બહુ સભાળતી અને રાતના ડ્રેસો તે કવચિત જ હાથમા લેતી ડૉક્ટર તેનુ આ વલણ જાણતો હતો, અને તેની તેને બહુ નવાઇ લાગતી નર્સના ધંધામા જે હિંમત અને નિર્ભયતા જોઇએ તે, કળામા પૂરીપૂરી નથી એમ તે માનતો પણ તે તો તેના શરમાળપણાને લીધે અગર તેની માને એકલી મૂકી ન જવાની વૃત્તિને લીધે છે એમ કરી તે પોતાના મનને મનાવતો

એક દિવસ કળાને તે કહે "કળા ! તને યાદ છે, સૌથી પહેલા આપણે કયા મળ્યા હતા ?" કળાએ તો સૌથી પહેલા જ્યારે તે અને મનહર, નર્સ અને ડોક્ટર તરીકે મળ્યા હતા તે પ્રસગ કહી બતાવ્યો ડોક્ટર કહે "ના, તેનાથી ઘણાયે વહેલા આપણે મળ્યા હતા અને મારી તો તારા તે વખતના શબ્દો માટે ફરિયાદ છે !" કળા મુઝાઇ તેને કાઇ ખબર ન હતી ડોક્ટરે ખુલાસો કર્યો 'આજથી ત્રણ–સાડાત્રણ વર્ષ ઉપર શરદુત્સવ હતો અને તુ તારા સગાથી જુદી પડી હતી અને ગભરાયેલી ગભરાયેલી દોડતી જતી હતી અને કોઇએ તને ઘર સુધી મૂકી જવાનું કહ્યુ હતુ યાદ છે ?"

કળા વિચારમા ઊંડી ઊતરી ગઇ અને એકદમ યાદ આવ્યુ તે બોલી ઊઠી "હા, હા, મને યાદ આવે છે મારી એક બહેનપણી અને તેના માબાપ સાથે હું આવી હતી. અને તેમનાથી છૂટી પડી હતી, અને ઉતાવળી ઉતાવળી હું ઘર તરફ જતી હતી ત્યારે કોઇએ એમ કહ્યુ હતુ એવા તો મુઆ ઘણા લોકો રાત્રે ફરે છે એટલે, મને યાદ છે, મેં તેને ધૂતકારી કાઢ્યો હતો અને જરાક સભળાવી પણ હતી" ડોક્ટરે કહ્યુ "તે હું જ હતો !" કળા અવાક બની ગઇ ડોક્ટર જેવા આટલા સારા માણસનું પોતે અપમાન કર્યું હતુ તેથી તેને બહુ લાગી આવ્યુ, અને ડૉક્ટરની માફી માગી ડોક્ટર કહે 'મને કાઇ ખોટુ લાગ્યુ નથી ઊલટી તારી હિંમત અને તારુ ચારિત્ર્ય જોઇ હું તો ખુશ થયો હતો"

કળા ઘેર ગઇ આ પ્રસગ તેના મન આગળ બરાબર ધીમે ધીમે ગોઠવાતો ચાલ્યો ત્રણ સાડાત્રણ વર્ષની વાત ! તે વખતે તો પોતે કુમારી હતી ! ગરબા ગાવા ગઈ હતી તેનો પહેરવેશ, તેનો ગરબો, તેની ઢબ અને તેને પોતાને, લોકોએ ખૂબ વખાણ્યા હતા મનહર તેને રસ્તામા મળ્યો હતો છતા તે ઓળખી શકી નહિ અને તે બિચારો તેને મદદ કરવા આવ્યો ત્યારે ઊલટુ તેનુ અપમાન કર્યું ! અને તે મનહરે ગણકાર્યું પણ નહિ ! અને પોતાના ચારિત્ર્ય વિષે તેના મન પર સારી છાપ પડી !

"ચારિત્ર્ય ! મારા ચારિત્ર્ય વિષે તેના મન પર સારી છાપ પડી ? તે બિચારો શુ જાણે કે મારુ ચારિત્ર્ય કેવુ છે ? હું વિધવા થઇ, અને પાપી મોહનલાલની વિષયવાસનાનો ભોગ થઇ, અને માતા પણ થઇ અને છતા, તે મને ચારિત્ર્યવાન માને છે તેનુ આકર્ષણ જબરુ છે. પણ તેને હુ કેવી રીતે સ્વીકારુ ? મારુ પાપ મારી જિંદગી સુધી મારા મનમા શમાવુ તેને ઉતરુ અને તેની સ્ત્રી થાઉં તો, હુ તેનો, પ્રભુનો અને મારી જાતનો દ્રોહ કરુ છુ એમ ન કહેવાય ? પણ તેનો પ્રેમ કેટલો છે ? તે કેવો સુદર પુરુષ છે ? તેની વાણી, તેનુ મો, તેની બોલવા–ચાલવાની છટા, તેનો સ્વાર્થત્યાગ,

તેનામાં રહેલી દયા અને તેનું એકલવાયું જીવન–બધું આકર્ષક છે......હું તેને પરણું, તો તેને શાન્તિ થાય ? તેને શાન્તિ મળશે ? લોકો કહેશેઃ વિધવાવિવાહ કરનાર ડૉક્ટરને ત્યાં કોણ જાય ? ના, ના, એવું કહે તો નહિ ......પણ મારું પાપ કોઇ રીતે પ્રકટી નીકળે તો ? અરેરે, તો પછી તેના હૃદયને કેટલો આઘાત પહોંચે ? ના, ના, હું નહિ પરણું. તેને દૂરથી જોઇને રાચીશ."

થોડાક દિવસ ગયા. એક દિવસ ડૉક્ટર કહેઃ "કળા ! એક કેસ છે. મોહનલાલ શેઠની વહુને સુવાવડ આવવાની છે. તું આજથી જ ત્યાં જજે. તારે રહેવા કરવાનો બધો બંદોબસ્ત તેઓ કરશે." મોહનલાલ શેઠનું નામ સાંભળી કળાએ એકદમ ના કહી. ડૉક્ટર અચંબો પામ્યાઃ "કળા કોઇ દિવસ ના કહે નહિ અને આજે કેમ ના કહી ?" તેમણે કળાને પૂછ્યું. પણ કળા, પોતાની તબિયત હમણાં સારી નથી રહેતી એમ કહી ઘેર ચાલી ગઇ. ડૉક્ટર સાહેબ જોઇ જ રહ્યા. કળાના વર્તનમાં આજનું પરિવર્તન તેમને સમજાયું નહિ. તેમણે બીજી કોઇ નર્સ મોકલવાનો પ્રબંધ કર્યો.

## ૪

મનહર અને કળા એકબીજાને ચાહતાં થઈ ગયાં હતાં, અને બન્ને પોતાપોતાનાં અંતરમાં એ વાત જાણતાં હતાં. સાથે કામ કરતાં, એટલે વારંવાર સ્પર્શ થઇ જતો, બન્ને રોમાંચ અનુભવતાં. મનહરે બે ત્રણ વખત પોતાના પ્રેમની વાત કહી હતી, અને કળા જો તૈયાર હોય તો સમાજની દરકાર રાખ્યા વિના, લગ્ન કરવાની તત્પરતા તેણે જણાવી હતી. મનહરનો પ્રેમ કળાએ પરખ્યો હતો, અને આવા શબ્દો સાંભળતાં તે ગાંડી બનતી. તેનો પ્રેમ ઊભરાઇ જતો. મનહરની ચેષ્ટા તેને ગમતી અને તેને તે વધાવતી. પણ લગ્નની વાત આવતાં "ના, ના," પોકારી ઊઠતી. તેના અંતરમાં બહુ અકળામણ થતી. મનહરનો અને મનહર તરફનો તેનો પ્રેમ તેને એક બાજૂ ઘસડતો હતો, જ્યારે બીજી બાજૂએ તેને પોતાનું પાછલું જીવન યાદ આવતું, અને તે તેને સામી બાજુ ઘસડતું.

તેણે ખૂબ વિચાર કર્યો. મનહરનો પોતા પરનો કાબુ તે જાણી ગઇ હતી. મનહર બોલે તેમ તે બોલતી, તેના ઉચ્ચાર અને ઢબનું અનુકરણ કરતી, તેના જેવી ભાષા બોલવા મથતી, તેને સંપૂર્ણ અનુકૂળ રહેતી. "શા માટે બધી વાત છુપાવીને પોતે પરણી ન નાખે ? મનહર ક્યાંથી જાણવાનો હતો કે કળાનો પાછલો ઇતિહાસ કેવો છે ? અને, શું દુનિયામાં મારા જેવું કોઇને નહિ થતું હોય ? તે છતાંએ કહેવું હશે તો પરણ્યા પછી ક્યાં નથી કહેવાતું ?......ના, ના, પણ તે તો દગોજ કહેવાય ને ? હું શા માટે પહેલેથી જ બધી વાત તેને ન કહું ? થવાનું હશે તે થશે."

એક દિવસ વાત નીકળતાં તેણે કહ્યું : "મનહર, તમે મને ઓળખતા નથી. મારામાં દુર્ગુણો ઘણા છે."

"કાંઇ નહિ, તે તો મારામાંયે ક્યાં નથી ?" મનહરે જવાબ આપ્યો.

"પણ મારામાં ઘણા છે, અને તેમ નથી એમ તમે માનતા હો, તોયે તમે મને મારી વાત કહેવા દો અને પછી લગ્ન વિષે વિચાર કરજો."

મનહરે કળાને પોતાના પાસે ખેંચી; નીચું નમેલું મોઢું, હડપચી ઝાલી ઊંચું કર્યું. બન્ને જણ એકબીજા સામું જોઇ રહ્યાં. મનહરે કહ્યું: "મારે કાંઇ સાંભળવું નથી. મારે

તો બસ મારી કળા મળે એટલે બધું આવી ગયું. મારે બીજું કાંઇ જોઇતું નથી. તું હા પાડ એટલે થયું."

બધું કહેવાનો નિશ્ચય કરીને આવેલીનો નિશ્ચય ડૂબ્યો. તેણે હા પાડી. મનહર ખૂબ આનંદમાં આવી ગયો. એક અઠવાડિયા પછી સિવિલ મેરેજ કરવાનું તેમણે નક્કી કર્યું. મનહર તેની ખટપટમાં પડ્યો. જેટલો વખત કળા, મનહરના સમાગમમાં રહેતી તેટલો વખત તેનો પ્રેમ પીતી, અને બાકીના વખતમાં તેનાં સ્મરણો સેવતી. જિંદગીમાં પહેલી વખત તેણે પ્રેમ અનુભવ્યો હતો, અને તેવો અનુભવ મળતાં તેણે પ્રેમસાગરમાં ઝંપલાવ્યું હતું. મનહર માટે જાત આપવી પડે તો તે માટે તૈયાર હતી. પણ કોઈ વખતે ભૂતકાળ આવીને દૃષ્ટિ સમક્ષ ખડો થતો, અને તેનો બધો આનંદ, શોકમાં ફેરવાઇ જતો.

લગ્નની તિથિ નક્કી થઇ ગઈ હતી. તેમણે લગ્ન તદ્દન ખાનગી રાખ્યું હતું. કળાએ તેની માને પણ કહ્યું ન હતું. લગ્નને આગલે દિવસે કળાએ મનહરને કહ્યું : "મનહર, વહાલા, હું તારો પ્રેમ જાણું છું. પણ તું મારી વિનંતી કબૂલ કર, તારે પગે પડું છું; મારી એક વિનંતી કબૂલ કર. મારે મારામાં જે દોષ છે તે તારી પાસે કબૂલ કરવા છે. અને મારી જે કથા છે તે તને કહેવી છે. લગ્ન પહેલાં એટલું સાંભળ."

મનહરે, કળાના શબ્દોમાં શરમાળપણું અને શુદ્ધતા જોયાં. તેણે કહ્યુ : "વહાલી, મારે તો તું છે એટલું બસ છે. દોષ તો માણસમાત્રમાં હોય છે. મારામાં પણ છે. મારે પણ ઘણી વાતો કહેવાની છે. લગ્ન થઇ જવા દે, પછી નિરાંતે વાતો કરીશું." મનહરના પ્રેમ આગળ કળા અવાક બની ગઇ.

પણ કળા, આજે તો પોતાની બધી હકીકત લખીને જ લાવી હતી. મનહર ન જાણે તેમ તે ભૂતકાળના ઇતિહાસનો કાગળ તેણે મનહરના કોટના ખીસામાં સરકાવી દીધો.

રાત તેણે બહુ જ અસ્વસ્થતામા કાઢી. "કાલે તો હું પરણવાની, મને મનગમતો ભરથાર મળવાનો છે. સુખમય જિંદગી શરૂ થવાની છે. વિધવાવિવાહ સામે સમાજ શું બોલશે તેની મને દરકાર નથી. ઊલટી સમાજની કાંઇક સેવા કરી ગણાશે........પણ, કાગળ વાંચી મનહર શું ધારશે ? શું કરશે ? લગ્ન બંધ તો નહિ રહે ?" તેની આશાઓ તૂટતી હોય એમ તેને લાગ્યું, "ના, ના, મનહર એટલો તો ઉદાર છે જ. મને જરૂર માફ કરશે."

સવારે, તે મનહરને ત્યાં ગઇ. તે લગ્નનો દિવસ હતો એટલે મનહરે નવાં કપડાં કાઢ્યાં હતાં અને તે ખૂબ આનંદમાં હતો. કળાને વિચાર આવ્યા : "તેણે કાગળ વાંચીને માફી આપી હશે ?" આગલા દિવસે જે કોટ પહેર્યો હતો અને જેના ખીસામાં તેણે કાગળ સરકાવી દીધો હતો તે તો ધોબીને આપવા માટે જુદો જ ટાંગ્યો હતો. કળાએ તે જોયો અને પારખ્યો. કાંઇ કામે મનહર બીજા ખંડમાં ગયો એટલે કળાએ તે કોટનાં ખીસાં તપાસ્યાં. બધાં ખીસાં ખાલી હતાં, પણ એકમાંથી પેલો કાગળ નીકળ્યો ! તે ખીસું તપાસવાનું મનહર ભૂલી જ ગયેલો અને કાગળ એમ ને એમ, વગર વંચાયો, પડી રહેલો. કળાને અંધારાં આવ્યાં. માંડ માંડ જીવ ઠેકાણે રાખી તેણે પોતાના કપડામાં છુપાવી દીધો.

× × 

લગ્ન થઇ ગયાં અને તેઓ ગામ બહારના, મનહરના બંગલે ઊપડી ગયાં. સગાં વહાલાંને તથા કળાની માને ખબર મોકલાવી દીધી હતી.

લગ્ન પછીની પહેલી રાત બન્ને જણ ખૂબ આનંદમાં હતાં. મનહર, કળા માટે સુંદર બંગડીઓ અને હારની ભેટ લાવ્યો હતો. બંગડીઓ તેણે જાતે કળાના હાથે પહેરાવી, અને હાર કળાના ગળામાં પહેરાવ્યો. હાર બહુ જ સુંદર હતો, અને વચ્ચે મોટો હીરો હતો. શરીર પર તે બરોબર શોભે તે પ્રમાણે, તેણે કળાના કબજાનો ગળા આગળનો ભાગ ગોઠવ્યો. કળાનું શરીર સુંદર તો હતું જ, ત્યાં, આ આભૂષણથી તો તે ખૂબ ખીલી ઊઠ્યું. બન્ને જણ ઉન્મત્ત હતાં.

ધીમે ધીમે તેઓ વાતે વળગ્યાં. હજી સૂવાને વાર હતી. બન્ને એકબીજાની બાજુમાં ગાદી ઉપર બેઠાં હતાં. મનહરે વાત ઉપાડી:

"વહાલી, હવે આપણે આપણી વાતો કહીએ,"

કળાનું મોઢું એકદમ પડી ગયું, પણ મનહરે જોયું નહિ. તેણે વાત ચલાવી:

"જો, હું પહેલાં મારી કહું. હું બહુ જ દુઃખી હતો. મારી સ્ત્રી સાથે મારે જરાયે બનતું નહિ. તે બદસુરત હતી એટલું જ નહિ, પણ તે બહુ જ કર્કશ સ્વભાવની હતી. હું છેક જ કંટાળી ગયો હતો. સુખનાં સાધનો, હું ઘરની બહાર શોધવા મંડ્યો. મારો પ્રેમ બીજી સ્ત્રી તરફ વળ્યો. મોહનલાલ શેઠ છે ને? તેમની નવા તરફ વહાલી, આ મારી ભૂલ હતી. પણ તને જોયા પછી મેં સંયમ સારા પ્રમાણમાં કેળવ્યો છે. થોડા વખત માટે હું પાપી બન્યો હતો. તે પાપ હું તારી આગળ આજ ખુલ્લું કરું છું; અને તારી માફી માગું છું. વહાલી, મને માફ નહિ કરે?"

કળા, મનહરના ખભા ઉપર જ માથું નાખીને બધું સાંભળતી હતી. ધીમે ધીમે તેણે મનહરના માથા ઉપર હાથ ફેરવ્યો. "મારા વહાલા" એટલું જ તે બોલી શકી, અને પતિની ગોદમાં માથું સમાવી દીધું.

થોડો વખત ગયો. પોતાનો વારો હજી આવવાનો છે તે તે જાણતી હતી. પરંતુ તે જે પ્રમાણે મનહરને માફી આપી હતી, તે પ્રમાણે મનહર પોતાને માફી આપશે કે મ તે તે જાણતી નહોતી. તેણે લગ્ન પહેલાં લખી રાખેલો કાગળ મનહરને આપ્યો. મનહર ઊઠીને દીવા પાસે કાગળ વાંચવા ગયો.

# પુરોવચન*

[ આપણા રાસસાહિત્યની એક ચર્ચા—તંત્રી ]

સૌ. દીપકબા દેસાઈનો આ ત્રીજો કાવ્યસંગ્રહ છે. "સ્તવનમંજરી" (૧૯૨૪) "ખડકાવ્યો" (૧૯૨૬) અને પછી આ "રાસબત્રીશી" (૧૯૩૧) નો સંગ્રહ જન્મ પામે છે. પહેલા બે સંગ્રહો કરતાં લોકપ્રિય થવાનું તત્ત્વ આ સંગ્રહમાં ખૂબ વધારે છે. લોકપ્રિય થાય એવું તત્ત્વ જ્યારે કવિતામાં ભળે છે ત્યારે એ કવિતાનો સત્કાર અને પ્રચાર ઘણો વધી જાય છે. પિંગળના અમુક સંખ્યાથી ગણાતા વૃત્તો કરતાં, 'ઢાળ'ના અસંખ્ય પ્રકારોથી યુગે યુગે નવપલ્લવ થતા દેશી સંગીતનું ભવિષ્ય ઊજળું જ છે. આ સ્થળે કવિ બોટાદકરના બીજા કાવ્યસંગ્રહોની અપેક્ષાએ 'રાસતરંગિણી'નું ભવિષ્ય સરખાવવાનું મન થાય છે.

આ સંગ્રહની વિશિષ્ટતા તે તેનું ઢાળનું વૈવિધ્ય છે. બત્રીસે રાસ નવનવા ઢાળમાં ગૂંથીને લેખિકાએ રાસરસિયણ ગુજરાતણોની રસવૃત્તિ પોષવાનો યત્ન કર્યો છે. ઘણા ખરા ઢાળ લોકપ્રિય છે, અને તેથી ઝીલાવાને સરળ પણ છે. કેટલાકમાં રાસસાહિત્યના વર્તમાન સ્વરૂપનાં શાસ્ત્રીય રાગચ્છાયાવાળા પ્રતિબિમ્બ છે. અમદાવાદ, વડોદરા, ભરુચ, સુરત અને મુંબઇ જેવાં શહેરોમાં ઊજવાતા શરદ્‌ઉત્સવો તથા નવરાત્ર મહોત્સવોએ પ્રાચીન 'ગરબા'ના સાહિત્યમાં નવો પ્રાણ ફૂંકવાના સફળ અખતરા કરેલા છે, અને એ દ્વારા ગરબાની પ્રણાલિકાનું એક નવું પ્રસ્થાન શરૂ કરી દીધું છે. પરંતુ હજી ગુજરાતને આંગણેઆંગણે તેનો પ્રચાર થવો બાકી છે.

આ સંગ્રહનાં બધાં ગીતોને રાસ કહીને અને તેને રાસ-યુગના ફાલ તરીકે લેખિકાએ ઓળખાવ્યાં છે. એટલે આ 'રાસ' અને 'રાસ-યુગ' તે શું તેની મીમાંસા અહીં સંક્ષેપમાં કરવી પ્રાપ્ત થાય છે.

'ગોળ કુંડાળે ફરતા મંડળની ગતિના તાલ સાથે એકતાન બનીને ગવાતું ગીત—તેમાં કે એક જણ ગાય અને બીજા ઝીલે—એ પ્રકારનું ગીત—તે 'રાસ' એમ પ્રાકૃત વ્યાખ્યા આપી શકાય. આ રાસનું પરંપરાપ્રાપ્ત દાન ગુજરાતણોને મળ્યું છે. પાર્વતીએ બાણપુત્રી ઉષાને 'લાસ્ય' નૃત્ય શીખવ્યું; ઉષાએ દ્વારકાની ગોપીઓને તે શીખવ્યું; દ્વારકાની ગોપીઓએ સૌરાષ્ટ્ર દેશની સ્ત્રીઓને તે શીખવ્યું; અને તેમણે વિવિધ દેશની સ્ત્રીઓમાં તેનો પ્રચાર કર્યો ×

આમ, લાસ્ય જેવા સ્ત્રીસહજ નૃત્યનું જન્મસ્થાન પ્રાચીન સમયમાં સોરઠ હોવાનું જણાય છે. વળી રાસરમિયા કૃષ્ણચંદ્રે આપણા દેશને જ સ્વ-દેશ કીધો હતો, એટલે કહાન-ગોપીના રાસનો પ્રાચીન પરિચય ગુજરાતને હોય એ સ્વાભાવિક છે. આ રીતે રાસની સંસ્થાએ

---

* સૌ. દીપકબા દેસાઈકૃત "રાસબત્રીશી" નામે ગીતસંગ્રહ છપાય છે તેનું "પુરોવચન."

× જુઓ શાર્ઙ્ગદેવકૃત સંગીतरत्नाकर (પ્રકરણ ૧૩ મું સેંકું); नर्तनाध्याय શ્લોક ૬, ૭, ૮.

ગુજરાતમાં પ્રાચીન કાળથી વાસ કર્યો જણાય છે. તેથી જ ગુજરાતમાં રાસનો સત્કાર તથા પ્રચાર ઘણા સૈકાઓ પહેલાંનો છે. +

"જેમાં મડળાકાર નૃત્ય હોય, અને તે નૃત્યમાં એક નેતા હોય—જેમ ગોપસ્ત્રીઓમાં હરિ તેમ—એ પ્રમાણે થતા ગેય પ્રકારને હલ્લીસક અથવા રાસક કહેતા. ગોપ લોકોની ક્રીડાના આવા પ્રકારમાં સોળ, બાર અથવા આઠ નાયક કે નાયિકા (કે પછી છેક ચોસઠ યુગલ સુધી હોય) તે બધાં મળીને વિવિધ તાલ અને લયથી જે ગીત ગાતાં તે ગીત રાસક કહેવાતું."*

આ પ્રાચીન રાસનાં ગીતોનો વિષય ઘણે ભાગે કૃષ્ણગોપીના વિવિધ લીલાવિહારનો હતો. નરસિંહ મહેતાનાં 'રાસસહસ્રપદી'નાં પદો આ ચરિત્રસંકીર્તનથી જ ઓતપ્રોત છે. ગોવાળિયાઓના દાંડિયા રાસ આજે એના જ અવશેષ છે.

રાસમાંથી ગરબા તરફ પ્રસ્થાન ક્યારે થયું, અને કેટકેટલી પરિસ્થિતિ વટાવીને થયું તે જાણવા ચોક્કસ સાધન ઉપલબ્ધ નથી; છતાં નવરાત્રમહોત્સવમાં જે ઘટસ્થાપન થાય છે તેમાંથી સ્થૂલ 'ગરબા' ની ઉત્પત્તિ જણાય છે. મધ્યમાં રાખી પૂજેલો સ્થૂલ ગરબો, ભક્તિનો આવેશ વધતાં, માથે મૂકી ઘૂમવાની વૃત્તિ જાગી:—પોતાની પૂજ્ય વસ્તુને આપણે માથે જ ચડાવીએ છીએ ને!—એટલે પ્રત્યેક સુંદરી પોતાનો ગરબો માથે સ્થાપી ગોળ ગોળ ઘૂમવા માંડી; પછી ભાવનો આવેશ વધતાં એ આવેશને પ્રગટ કરવાની સહજ વૃત્તિ થઇ આવી. એટલે આવેશને પ્રગટ કરવાને સુંદરીના કંઠમાંથી સૂર નીકળ્યા. એ સૂરને ભાષાએ મદદ કરી; પરંતુ તેટલેથી હૃદયનો આવેશ પૂરેપુરો વ્યક્ત થઇ શક્યો નહિ. સંગીત ગાતાં ગાતાં અને ગરબો માથે લઇ ઘૂમતાં ઘૂમતાં, હાથપગ, નેત્ર, વાણી—બધું યે નાચવા લાગ્યું.

એટલે એ નૃત્યનો—ગરબાના ગીતનો તાલ, ઘૂમવાની ગતિ સાથે આપોઆપ ગોઠવાઇ ગયો; અને "ગરબે રમવાની" આપણી ગુજરાતણોની પ્રિય રમત આમ શોધી કઢાઇ. છિદ્ર છિદ્રથી અજવાળા ઝરતો સ્થૂલ ગરબો માથે લઇને ઘૂમતી કુટુંબની જગદમ્બાસમી ગુજરાતણે શક્તિનાં સ્તોત્રો ગાવાં શરૂ કર્યાં; અને એ રીતે ગરબે રમતાં ગાવાનાં ગીતોનો જન્મ થયો. અને એ ગીતો પણ ગરબો સંજ્ઞા પામ્યાં.

આમ આપણે જોયું કે જેમ દીપકભર્યો ગરબો અને તે લઇ ઘૂમનારી સુંદરીઓનું વૃન્દ એક જ શબ્દથી ઓળખાવા લાગ્યાં તેમ, એ ગરબે રમનારી સુંદરીઓએ ફરતાં ફરતાં ગાયેલાં ગીત પણ 'ગરબો' નામથી પ્રચાર પામ્યાં.

ગરબો રમાડતાં રમાડતાં શરીરના હાથ, કેડ અને માથું—એમ પ્રત્યેક અંગનું હલનચલન થવા માંડ્યું એ હલનચલનની વ્યવસ્થિતતામાંથી ડોલન અને તાલ જન્મ્યાં. એ ડોલન અને તાલને સાથ આપવા કંઠમાંથી ગીતની ધારાઓ નીકળી. આવી રીતે ગરબે ગાવાનું ગીત, એ ડોલન અને આછા નૃત્યનું પ્રેરક અને પોષક બન્યું.

રાસ અને ગરબા વચ્ચેના આગળ તરી આવતા ભેદો તપાસીએ તો જણાશે કે 'રાસ'માં તાલ વિશેષ પ્રકટ રહે છે; વળી એમાં નૃત્ય, વાદ્ય અને ગીત એ ત્રણેનો સંવાદ હોય

+ સરખાવો ન્હાનાલાલ કવિની 'રાસકુંજ' પ્રસ્તાવના પૃષ્ઠ ૧૮: "ભારતનું રાસતીર્થ ગુજરાત છે; પણ ગુર્જર કુંજોમાં યે રાસેશ્વરનું નિજમંદિર તો છે રસેશની રસભૂમિકા સોરઠમાં."

* જુઓ હેમચંદ્રની દેશીનામ માલા (૮-૬૫); ધનપાલની પાઇઅ લચ્છી નામમાલા (શબ્દ-૬૭૨); તથા મેદિની કોશ.

છે, × ' ગરબા ' માં ડોલનને સ્થાન મળે છે અને એક પ્રકારની હલક આવવાને લીધે તાલ કઈક ધીમો અને હીંચને* અનુસરતો બની જાય છે—આટલું રાસ અને ગરબા વચ્ચેનું અંતર ધ્યાનમાં લેવા જેવું છે.

બીજો ભેદ ગીતના વિષયનો છે. રાસમાં જેમ મુખ્યત્વે કૃષ્ણગોપીના લીલાવિહારને સ્થાન મળ્યું, તેમ ગરબામાં ખાસ કરીને શક્તિનાં અને દેવીનાં વિવિધ સ્વરૂપોનાં વર્ણનને સ્થાન મળ્યું છે.

ત્રીજો ભેદ ગીતના વિસ્તારનો છે. રાસનાં વર્ણનોમાં રાસલીલાના અમુક પ્રસંગનું જ શબ્દચિત્ર ઘણે ભાગે હોય છે. ગરબો મુખ્યત્વે વર્ણનાત્મક, અમુક ખાસ પ્રસંગની હકીકત વર્ણવનાર, અને ઝીણી ઝીણી વિગતોથી ભરપૂર હોવાથી લખાણમાં વધારે હોય છે.

વિક્રમના અઢારમા શતકના ઉત્તરાર્ધમાં વલ્લભ ભટ્ટે શક્તિના જે ભાવપૂર્ણ ગરબા રચ્યા છે તેમાં મુખ્યત્વે મહાદેવીની શક્તિ, શણગાર, શોભા, આભૂષણ વગેરેની સ્તુતિનાં અને તેથી ઊપજતા સાત્વિક આનંદનાં વર્ણન આવી જાય છે. ગરબાના વિષયો તરીકે ક્રમે ક્રમે રાધા-કૃષ્ણના પ્રેમપ્રસંગો અને સામાજિક તથા રાજકીય ઘટનાઓ પણ યોજાતી ગઈ; અને એ રીતે ગરબાના વસ્તુની મર્યાદા વિશાળ બનતી ગઈ. આપણા આ રાસ, ગરબા અને ગરબીમાં રાધા કે ગોપીને મિષે ગુજરાતણોના જીવનના જ ઉલ્લાસ, આશા નિરાશા, કોડ, ઉત્કંઠા વગેરે પ્રકટ કરવાનું પરોક્ષ સાધન કવિઓને હાથ લાગ્યું છે.

ગરબામાંથી જ જન્મેલી કલાયુક્ત રચના ગરબીની છે. લાંબા વર્ણનાત્મક ગરબાઓની સરખામણીમાં ' ગરબી ' એ એકધારી, ટૂંકી અને ભાવપ્રધાન રચના છે. વળી ઊર્મિગીતનું તત્ત્વ પણ એમા વિશેષ હોય છે. સંસ્કૃત મુક્તકોના જેવી પ્રત્યેક ગરબી વિચાર, ભાવ અને પ્રસંગમાં એક સપૂર્ણ કાવ્ય હોય છે.

ગરબામાં વિશેષ વર્ણન ઘણે ભાગે બાહ્ય જગતનુ હોય છે. લાગણી કે ભાવનાનું સૂચન માત્ર જ એમાં થઇ શકે છે. એટલે વિશેષ કલા એમાં આવવી શક્ય નથી. ' ગરબી ' મુખ્યત્વે કરીને ભાવાત્મક હોય છે; એટલે એમાં હૃદયના ભાવને વર્ણવવાની તક કવિને મળે છે. ટૂંકામાં કહીએ તો, ગરબા કરતાં ટૂંકી, એકત્રિત રમની અને ભાવપ્રધાન એવી દેશી સંગીતની રચના તે ગરબી. +

ગરબા કરતાં ગરબીનો તાલ પણ આછો, હલકો અને દ્રુત અથવા મધ્ય લયને

× સરખાવો, કવિ ન્હાનાલાલની ' રાસકુંજ ' ની પ્રસ્તાવના, પૃષ્ઠ ૮: " રાસ એટલે ગીત, ભાવ, વાદ્ય અને નૃત્યનો સંવાદ."

* ' હીંચ 'ની મીમાંસા માટે જુઓ, ઉપરની પ્રસ્તાવના, પૃષ્ઠ ૮: ' હીંચ એટલે એક જાતનો હિંડોળ; અમુક પ્રકારનો આરોહઅવરોહ.

' હમચી, હીંચકો, હીંચકવું, હીંચ : એ સૌ એક કુળોત્પન્ન શબ્દપરિવાર છે.'

+ સરખાવો :

" ' ગરબો ' અને ' ગરબી ' એ બે વચ્ચે વળી ભેદ છે. ગરબો સ્થૂલ સ્વરૂપનો લાંબો અને વિષયની સંક્ષિપ્ત એકતા સાધવાની આવશ્યકતા વિનાનો; અને ગરબી તે ગરબા કરતાં વધારે નાજુક સૂક્ષ્મ સ્વરૂપની, સંક્ષિપ્ત અને વિષયમાં સુશ્લિષ્ટ એકતા સાધનારી."

—શ્રી. નરસિંહરાવનો લેખ : " ગુજરાતી સાહિત્યમાં સંગીત કાવ્ય " કૌમુદી પુ. ૧, અં. ૧, પૃષ્ઠ ૩૮.

અનુકૂળ હોય છે; એટલે ગરબીમાં તાલ છે પણ તે ગર્ભિત–ઢંકાયલો રહે છે. રાસ અને ગરબાના જેવો ગરબીનો તાલ આગળ પડતો, ઊછળતો અને મસ્ત હોતો નથી.

ગરબો અને ગરબીના અંતઃસ્વરૂપમાં જેમ ભેદ છે તેમ એને ગાવાની ઢબમાં, તેમ જ એના ગાનારમાં પણ ભેદ જોઇ શકાય છે. કાઠિયાવાડમાં પુરુષો અને ગુજરાતમાં સ્ત્રીઓ ગરબા ગાય છે. પુરુષોના ગરબા કરતાં સ્ત્રીઓના ગરબા વધારે સ્વાભાવિક લાગે છે. પુરુષો તો ગરબા ગાતી વખતે ઠેકડા મારી, મોટા મોટા હોકારા પાડી, તાળીઓ પાડતા, કુંડાળામાં કૂદતા ફરે છે. પુરુષોના આવા ગરબા ગોવાળિયાઓના રાસ–દાંડિયા રાસ–સાથે સારા સરખાવી શકાય. ગરબામાં ઘણુંખરું મર્દાનગીભર્યા હાવભાવ સાથે મસ્તી દીઠામાં આવે છે. સ્ત્રીઓની ગરબીઓમાં કોમળતા અને લાલિત્ય આગળ પડતાં હોય છે. ગુજરાતની ગરબીઓમાં કળા હોય છે, શાંતિ હોય છે અને માર્દવ હોય છેઃ તો કાઠિયાવાડની ગરબીમાં કૌશલ્ય, છટા, મસ્તી અને ખુમારી હોય છે. ગુજરાતની ' ગરબી 'માં સ્ત્રીઓની સુકુમારતા છે : તો કાઠિયાવાડના ' ગરબા 'માં મર્દોની મસ્તી છે.

વલ્લભ ભટ્ટ જેવા કેટલાક કવિઓએ ગરબા રચવામાં કુશલતા સિદ્ધ કરી છે. દયારામભાઇ જેવા કેટલાકે ગરબાથી વધુ મીઠી, છતાં ટૂંકી ટૂંકી એવી ભાવપૂર્ણ ગરબીઓ રચી સુંદરીહૃદયમાં સ્થાન મેળવ્યું છે.

રઘુનાથ, શાંતિદાસ, રાજે, દયારામભાઇ વગેરેના સમયથી રેલાતી રહેલી ગરબીઓની રસસરિતામાં કવિ નર્મદે, વિવેચક નવલરામે અને કવીશ્વર દલપતરામે ગરબીનું પ્રાચીન પ્રસ્થાન સાચવી રાખ્યું છે. નરસિંહરાવ, ગોવર્ધનરામ, મણિલાલ એમણે પણ એ જ પ્રણાલિકાએ ગમન કર્યું છે.

આમ કેટલાક સમયથી દયારામનો " ગરબી યુગ " આરંભાયલો, તે છેક નાટક કંપનીઓનો યુગ આવતા સુધી ગીતસાહિત્યમાં પોતાનું પ્રભુત્વ સાચવી રહ્યો. પરંતુ ગુજરાતી રંગભૂમિના સાહિત્યકારો વાઘજી અને ડાહ્યાભાઇએ આવીને યુગપરિવર્તન કરી બતાવ્યું. નાટકના તખ્તા ઉપર રાસ અને ગરબાનું પ્રાચીન સ્થાન ફરીવાર સ્થાપવાના સફળ પ્રયત્નો તેમણે કર્યા. પ્રાચીન લોકગીતોને તેમણે સમયોચિત ફેરફાર સહિત ઉપયોગમાં લેવા માંડયાં; કેટલીક વાર તો રાસ, ગરબો અને ગરબી—એ ત્રણે ઉત્તરોત્તર વિકાસ સૂચવતાં ગીતસ્વરૂપોનાં કેટલાંક મિશ્ર તથા ભેળસેળ સ્વરૂપો પણ એમણે પ્રચારમાં આણ્યાં: અને પરિણામે, 'ગરબી યુગ 'ની ઘરેડમાંથી ગીતોને બહાર કાઢી, પ્રાચીન ગીતસ્વરૂપોનો નવેસર પરિચય કરાવવાનું પ્રસ્થાન તેમણે આરંભ્યું. આ યુગપલટો એટલો બધો લોકપ્રિય થયો કે પછી તો એવું થઇ ગયું કે કોઈ પણ નાટક ' ગરબા ' વગરનું હોઇ શકે એમ કલ્પવું અઘરું થઇ પડયું.*

---

*સરખાવો, કવિ ન્હાનાલાલકૃત " રાસકુંજ "ની પ્રસ્તાવના, પૃષ્ઠ ૬ :

" આપણા આ નવયુગમાં રાસને સાચી સંજીવિની છાંટીને લોકઝીલાતા તો કીધા સ્વ. વાઘજી આશારામ ઓઝાએ. ખરી રીતે આપણે ત્યાં...રાસ–યુગ પણ બેઠો ' પૂનમ ચાંદની 'થી...દેવરામભાઇના ' નૈષધનાથ ! તજી ના જશો વને– ' નવરાસ ઝીલનારીઓએ મનભર ઝીલ્યો. પછી રચાયા સ્વ. ડાહ્યાભાઈ ધોળશાજીના રાસ : " ઊગ્યો સખિ ! સુહિનો શૃંગાર. " " શી ( શું ? ) નટવર વસંત થેઇ થેઇ નાચી રહ્યો '...પછી આવ્યા મૂળશંકરભાઈ અને ફૂલચંદભાઇના રાસ: " મોહિની માયા મનોહરી રાસે રમે રે " અને " અહો બ્રહ્મનાદ ગાજે. "...અને પછી તો એવું થયું કે જાણે રાસ વિનાનું નાટક જ ન હોય. "

અમદાવાદના બંધુસમાજે ૧૯૦૬ માં "ગીતમાળા" નામે શિષ્ટ રાસે ગરબા અને ગરબીનો સંગ્રહ પ્રકટ કર્યો. રણજિતરામે પ્રાચીન લોકગીતોના સંગ્રહ તરફ આ જ અરસામાં રસિક લેખોદ્વારા સાહિત્યકારોનું ધ્યાન ખેંચ્યું. આ દસકાની જાગ્રતિથી પ્રેરાઇ, કવિ ન્હાનાલાલે ૧૯૧૦માં "ન્હાના ન્હાના રાસ"નો પચાસ રાસ (પછીથી સંવર્ધિત સંખ્યા એંશી)નો સંગ્રહ બહાર પાડ્યો; અને એક નવો 'રાસ–યુગ' બેઠો છે એમ સાહિત્યસૃષ્ટિમાં જાહેર કર્યું.+ અહીં નોંધવું ઘટે છે કે સમયનાં ટૂંકાં ટૂંકાં વર્તુલો પાડી, દરેકને 'યુગ'નું નામ આપવાની સંકુચિત દૃષ્ટિ સાહિત્યના ઇતિહાસના અભ્યાસીને ગૂંચવનાર છે.

આ સ્થળે "રાસ" શબ્દના ઉપયોગ સંબંધી એક નોંધ કરવી પ્રાપ્ત થાય છે. કવિએ પોતાના ગીતસંગ્રહનું નામ "ન્હાના ન્હાના રાસ" આપી, 'રાસ' શબ્દનો અર્થ ખૂબ સામાન્ય બનાવી દીધો છે. રાસ એ ગુજરાતના દેશી સંગીતનો એક વિશિષ્ટ પ્રકાર છે; અને તે જ પ્રમાણે ગરબો અને ગરબી પણ તેવા જ વિશિષ્ટ પ્રકારો છે; "દેશી સંગીત"ને જો સામાન્ય જાતિ (Genus) કહેવામા આવે તો 'રાસ,' એ તેનો વિશિષ્ટ પ્રકાર (Species) ગણવો પડે.

છતાં "ન્હાના ન્હાના રાસ" પ્રકટ થયા પછી, શ્રી. રાયચુરાનું "રાસમંદિર" (૧૯૧૫; ૧૯૨૮), કવિ બોટાદકરની "રાસતરંગિણી" (૧૯૨૪), કવિ ખબરદારની "રાસચંદ્રિકા" (૧૯૨૯), શ્રી. કેશવ શેઠના "રાસ" (૧૯૨૨), "રાસમંજરી" (૧૯૨૯) અને "રણના રાસ" (૧૯૩૦), શ્રી. ચંદ્રકાંત ઓઝાના 'રાસમણિ' (૧૯૨૭) તથા "રાસેશ્વરી" (૧૯૩૦) ના સંગ્રહો, રા. ચંદુલાલ વ્યાસના "રાસસંગ્રહ"ના બે ભાગ, તથા સૌ. શાન્તિબહેને ગીતફૂલડાંથી રચેલી "રાસકુંજ"* (૧૯૨૮)–વગેરે ગીતસંગ્રહોમાં આ 'રાસ' શબ્દ સામાન્ય ગીતવાચક અર્થમા જ વપરાવો શરૂ થયો છે.

આમ 'રાસ' શબ્દ સંદિગ્ધ અર્થમા યોજાવાથી, સાહિત્યમાં પ્રાચીન ઉત્તરોત્તર ક્રમનું ભાન ભૂલવનારી એવી અવ્યવસ્થા ઊભી થઇ છે, અને તેથી જ ઘણે ભાગે રાસ–સાહિત્ય વગોવાવા પણ માંડ્યું છે.× જે ગીતનો ઢાળ કેવળ કલ્પિત હોય અને જેનો મેળ કોઇ પણ

---

+ જુઓ, ઉપરની પ્રસ્તાવના પૃષ્ઠ ૧ તથા પૃષ્ઠ ૬:

"સુંદરીની દૃષ્ટિએ નિહાળતા આપણા સાહિત્યનો આ રાસ–યુગ છે. રાસ ન રચનાર આજે કોઇક જ કવિતાકાર હશે."

"નર કે નાર આજ કોક જ આપણી કવિતા રચતા હશે જે રાસ નહિ રચતા હોય."

* જુઓ "રાસકુંજ," સપ્રાહિકાની પ્રસ્તાવના, પૃષ્ઠ ૨:

"રાસકુંજમા રાસનો વિસ્તીર્ણ અર્થ—ગરબે ફરી તાલબદ્ધ ગાઇ શકાય તે—લીધો છે."

× સરખાવો, "સ્વૈરવિહાર" પૃષ્ઠ ૨૦૬:

"લેખકનો ત્રીજો ઉપાય, કાંઈ લખવાનું ન હોય ત્યારે, કાવ્ય લખવાનો છે. તેમાં પણ પરલક્ષી નહિ પણ આત્મલક્ષી, તે પણ બને તો રાસ, કારણ આ રાસ–યુગ છે, અને તે પણ બને તો કોઈ બીજા કવિની પંક્તિ લઇને......" વગેરે

વળી જુઓ "સ્વૈરવિહાર": શરદુત્સવો અને નવા રાસો: પૃષ્ઠ ૧૬૩:

"આપણે ત્યા જેમ સ્ત્રીઓનું ખાસ કાવ્ય કે ગીતસાહિત્ય છે તેમ એવા (રાસ) સાહિત્યના ઉત્પાદક ખાસ કવિઓ પણ છે. સાહિત્યમાં પણ માગ અને ઉત્પન્નનો અર્થશાસ્ત્રનો નિયમ લાગુ પડે છે તે ઘણી સારી વાત છે."

પ્રાચીન કે પ્રસિદ્ધ ઢાળ સાથે ન ખાય તેને 'રાસ' તરીકે ઓળખાવવાનો લોભ ઘણા ઊગતા કવિઓને થાય છે. કવિનો મનકલ્પ્યો ઢાળ જ્યાં સુધી લોકપરિચિત ઢાળ સાથે જરા પણ સંબંધ બતાવી શકે નહિ ત્યાં સુધી, અવનવા ઢાળ યોજવાની કેવળ પ્રયોગદૃષ્ટિથી સારો અર્થ સરે તેવો સંભવ જણાતો નથી.

" સંગ્રહ ( રાસતરંગિણી ) ના 'સત્કાર' માં શ્રીયુત મેઘાણી ન્હાનાલાલથી રાસયુગ મંડાયો ગણે છે. અહીં રાસ શબ્દથી કંઇક ભ્રમ થયો અમને લાગે છે. શ્રીયુત ન્હાનાલાલ પછીથી જ 'રાસ' શબ્દ આ રીતે વપરાવા લાગ્યો એ ખરું, પણ ખરી રીતે આ રાસનું સાહિત્ય અવિચ્છિન્ન ચાલતું રહ્યું છે. દયારામે ગરબીઓ ગાઇ તે પછી દલપત-નર્મદે, શ્રીયુત નરસિંહરાવે, સદ્‌ગત ભીમરાવે, અને પ્રધાનપણે સંસ્કૃત વૃત્તોમાં લખનાર કવિઓએ પણ એકાદ બે આ પ્રકારનાં ગીતો લખ્યાં છે. પણ કવિ ન્હાનાલાલના રાસો પછી 'રાસ' શબ્દ પ્રચલિત થયો, અને પછી એ નામથી એ સાહિત્ય લખાવા માંડ્યું; અને અત્યારે પણ ગરબી ગરબો રાસ રાસડો કોને કહેવો અને કોને ન કહેવો એ સંબંધી અતંત્રતા જ છે, – સાહિત્ય અને સંગીત બન્નેમાં. "+

ઉપર ગીતોના ત્રણ વિશિષ્ટ પ્રકાર* આપણે જોયા, તેવો એક ચોથો વિશિષ્ટ પ્રકાર ગૌરી ઉત્સવો, શરદુત્સવો, વસંતોત્સવો, નવરાત્રમહોત્સવો અને ગરબાસમારંભો દ્વારા જન્મ પામ્યો છે. એને " શાસ્ત્રીય રાગચ્છાયા પ્રકાર " એવું નામ આપવા હું લલચાઉં છું. હજી આ પ્રકાર ખાસ કરીને મોટાં શહેરોમા જ જણાતો થવા માંડ્યો છે. ગુજરાતમાં ઘેરઘેર તેનો પ્રચાર અને સત્કાર થવાનો બાકી છે; એટલે આ પ્રકારને સર્વમાન્ય થતાં હજી સમય જોઇશે—જો સર્વમાન્ય થવાનો હશે તો.

" સામાન્યતઃ શાસ્ત્રીય રાગો, ગરબા ગરબી કે રાસમાં પૂર્ણસ્વરૂપે ખડા થતા નથી. કેટલાક રાસમાં અમુક એક રાગના અધૂરા સ્વરો લાગતા હોય ત્યાં, અને અન્ય રાગની છાયા જેમાં આવતી હોય ત્યાં, જે રાગનું પ્રાબલ્ય જણાયું "+ ત્યાં શાસ્ત્રીય રાગની છાયા બતાવીને, તેવા ગીતપ્રકારનો " રાસ "ના વિસ્તીર્ણ પ્રદેશમાં પ્રવેશ કરાવવામાં આવ્યો છે. " નવીન રૂઢિએ એ પ્રકારનાં ગીતોને 'ગરબી' તરીકે પ્રચલિત કરવા માંડયાથી,× અને અત્યાર સુધી ગરબામાં તાળી સાથે ન ગવાયલાં, છતાં તે પ્રમાણે ગવાઇને પ્રચારમાં આવતાં હોવાથી, શાસ્ત્રીય સંગીતના સંસ્કારવાળા સુંદરીસમાજમાં એ ગીતો લોકપ્રિય થતાં જાય છે.

વર્તમાન ગુજરાતમાં શાળા પાઠશાળાઓદ્વારા કન્યાઓમાં શાસ્ત્રીય સંગીતનો થોડો ઘણો પરિચય વધતો જતો હોવાથી, શુદ્ધ રાગનાં ગીતોને ગરબામાં ઊતારવાનું નવું પ્રસ્થાન શરૂ થઈ ચૂક્યું છે. આ પ્રયાણ વિકાસની દિશામાં છે કે આપણી ગુજરાતણોના પ્રાચીન

---

+ જુઓ " પ્રસ્થાન " પુસ્તક ૮, પૃષ્ઠ ૧૩૮: 'રાસતરંગિણી'ની ચોથી આવૃત્તિનું શ્રીયુત રામનારાયણ પાઠકનું અવલોકન.

* ગુજરાતી દેશી સંગીતનાં ત્રણ પ્રકાર—રાસ, ગરબો અને ગરબી સંબંધી અહીં આપેલી હકીકત, સ્વ. સૌ. ચૈતન્યબાળા મજમુદારના " ગરબાનું સાહિત્ય " ( ૧૯૨૭ ) નામના અપ્રકટ વિસ્તૃત નિબંધ ઉપરથી ટૂંકાવીને, આપી છે.

+ જુઓ 'રાસકુંજ'ની સંગ્રાહિકાની પ્રસ્તાવના પૃષ્ઠ ૫.

× જુઓ, શ્રી. નરસિંહરાવની " રાસકુંજની સરિગમ "ની પ્રસ્તાવના પૃષ્ઠ ૧૮.

રાસ અને ગરબાના ગરાસ અથવા 'સ્ત્રીધન'ની વિશિષ્ટતાને હાનિ પહોંચાડનાર છે તે બાબત હજી કંઇ પણ અનુમાન ઉપર આવવું શક્ય નથી.

આ ચોથા પ્રકારમાં ગરબીનો આત્મા જે તાલ છે તે ગૌણ થઇ, તેમાં સંગીત પ્રધાન બન્યું છે; અને ગતિ મંદ થઇ છે. આ રીતિએ ગમે તે શુદ્ધ રાગનું ગીત ગરબે ફરતાં ગાવાનો નવો પ્રકાર પ્રચારમાં આવતો જાય છે. ગરબે ગવાતાં ગીતોમાં વિલંબિત, મધ્ય અને દ્રુત—એમ ત્રણે લય આવી શકે છે. એકનું એક ગીત ગરબે ઘૂમતી વખતે અથવા રાસ રમતી વખતે પ્રથમ વિલંબિત, પછી મધ્ય અને ત્યાર પછી દ્રુત લયમાં સામાન્ય રીતે લેવાય છે; પરંતુ આ શાસ્ત્રીય રાગચ્છાયા પ્રકારનાં ગીતો મુખ્યત્વે વિલંબિત લયમાં જ વિશેષ ચાલી શકે છે; અને દ્રુત લયમાં લેતાં "પહરાણે ગરબી બનાવેલાં ગીતની દશા ભોગવે છે." તેથી કવિશ્રી નરસિંહરાવે એક સ્થળે ચેતવણી આપી છે તેમ, ગરબીઓમાં જ્યારે સંગીત પ્રધાન બની જશે, ત્યારે ગરબી ગરબી મટી ઉસ્તાદી "ચીજ" થઇ જવાનો ભય રહે છે ખરો; અને આ પ્રમાણે ગરબે ગાવાનાં ગીતોનો પ્રદેશ વિસ્તૃત અને સર્વસાધારણ બનતો જશે તો કેટલીક અવ્યવસ્થા ઉત્પન્ન થવાનો પણ સકારણ ભય રહે છે. આ અવ્યવસ્થાની ચિકિત્સા એક સૂક્ષ્મ વિવેચકે આમ કરી છેઃ

"ગરબી–રાસ ગાવાની પરંપરા અમુક વચગાળામાં કેટલીક ઊંચી ગણાતી કોમોમાં ને કેટલાંક કુટુંબોમાં વિચ્છિન્ન થઇ ગઇ હતી. તે કોમો કે કુટુંબો રાસમાં રસ લેવા લાગ્યાં ત્યારે જે ખરેખરાં રાસ નહિ એવાં ગીતો પણ તેમણે રાસ કે ગરબી ગરબા તરીકે ગાવા માંડ્યાં. તેથી ખરી રીતે આ પ્રકારમાં અત્યારે અવ્યવસ્થા થઇ છે.

"× × × સંગીતના રાસેતર પ્રકારને રાસમાં ઊતારી બગાડિયે તો તેથી જતે દહાડે આપણા વિશિષ્ટ (ગરબા) સાહિત્યની અવગણના થાય અને એ પ્રકાર સેળભેળ થઇને બગડે. નાટકે જેમ શુદ્ધ સંગીતને બગાડ્યું છે તેમ, રાસની અવ્યવસ્થા રાસ અને ઇતર સંગીતને પણ બગાડે. તેથી, રાસની શુદ્ધ પ્રણાલિકા પડેલી રહે તે ઠીક છે.

"× × × આ અવ્યવસ્થા થવાનું એક બીજું કારણ એ છે કે રાસ કે ગરબા જે જૂની ઢબે ગવાતા હતા તે ઢબે હવે ગવાતા નથી. જો એ ઢબે હજી પણ ગવાય તો ગાનાર પોતે જ સમજી જાય કે અમુક ગીત ગરબી છે કે નથી."*

આ પ્રમાણે આપણે જોયું કે ગુજરાતના દેશી સંગીતના શ્રાવ્ય અને ગેય એમ જે બે પ્રકાર છે તેમાં, આખ્યાનોની "દેશીઓ" મુખ્યત્વે શ્રાવ્ય છે; અને ગીત, ભજન, ધોળ વગેરે મુખ્યત્વે ગેય છે. એ ગેય પ્રકારમાંથી જે ગીતો તાળી સાથે ગરબામાં ફરતાં ફરતાં ગાઇ શકાય છે તેનો એક અલગ વિભાગ છે. આ ગેય વિભાગમાં રાસ, ગરબો અને ગરબી— એ ત્રણ પ્રાચીન ક્રમાનુસારી પ્રકારોનો સમાવેશ થાય છે; તે ઉપરાંત નવો અને ચોથો પ્રકાર શાસ્ત્રીય રાગચ્છાયાવાળાં ગરબે ગવાતાં ગીતોનો છે.

પ્રસ્તુત 'રાસબત્રીશી'માં આ ચારે વિભાગોનાં દૃષ્ટાંતો નજરે પડે છે; અને એ રીતે સૌ. દેસાઇનો સંગ્રહ લાક્ષણિક છે; અને વૈવિધ્યની દૃષ્ટિએ અદ્યતન અથવા up-to-date

* જુઓ શ્રીયુત રામનારાયણ પાઠકનું "રાસકુંજ"નું અવલોકન 'પ્રસ્થાન' પુસ્તક ૮, પૃ. ૧૪૧.

કહીએ તેવો છે; કારણ કે એમાં છેલ્લામાં છેલ્લો—કંઈક ઊંચી સંગીતકલા માગી લે તેવો—રાગચ્છાયા પ્રકાર પણ સારું પ્રતિનિધિત્વ પામ્યો છે.

ગીતના સર્વગ્રાહી વિષય, વિવિધ મનોહર ઢાળ, તથા કેટલીક સુંદર પદાવલીઓ—વગેરેનો રસિક પરિચય કરાવવાનો લોભ, લાંબા બની ગયેલા 'પુરોવચન'ને વધારે લંબાવે તેવો ભય હોવાથી, જતો કરવો પડે છે.

જેમને માટે આ રાસસંગ્રહ તૈયાર થયો છે તેમને માટે આ 'પુરોવચન'ની જરૂર નથી. તેમને તો સીધો ગીતોનો જ ઉપભોગ કરવા દેવો એ વધારે સારું છે. ગીતના ઢાળનું પ્રત્યક્ષ જ્ઞાન જેમને ન હોય તેમની સગવડ ખાતર સ્વરલિપિ દ્વારા ઢાળનો પરિચય નોટેશન આપીને કરાવ્યો છે. આને લીધે સંગ્રહની ઉપયોગિતા વળી ઑર વધી ગઈ છે.

નોટેશનના સંબંધમાં કંઈ પણ લખવા હું અસમર્થ છું; પરંતુ જો ગીતના ઢાળ ખાતર નોટેશન આપ્યું હશે અને ફક્ત નોટેશન ખાતર જ ગીતના પ્રચલિત ઢાળમાં ફેરફાર કરવાની છૂટ નહિ લીધી હોય તો અવશ્ય, તેનાથી ગુજરાતની તેમ જ ગુજરાત બહારના પ્રાન્તની બહેનોને પણ આપણાં ગીતોના ઢાળ જાણવાનું ખૂબ સુગમ થઈ પડશે. આટલું શાસ્ત્રીય અંગ ઉમેરવા માટે લેખિકાને ધન્યવાદ ઘટે છે.

મંજુલાલ રણછોડલાલ મજમુદાર

# પ્રીતિયોગ

( અનુષ્ટુપ )

હૈયાના પટમાં આજે સ્મૃતિનું ધણ દોડતું,
સુનેરી સૌરભોદ્દાહિ રેણુ ઊર્ધ્વ ઉડાડતું.

( વસન્તતિલકા )

એ એ જ પુણ્યજલિની પ્રિય ગોમતી, જ્યાં
પૂર્વે પ્રસન્ન, સખિ, જીવનપાદ માંડ્યા;
એ એ જ કૃષ્ણસ્મૃતિનાં શુચિ ગાન ગાતો
સિન્ધુ, જ્યહિં પરમ પ્રેરક પ્રાણ પામ્યાં.

( અનુષ્ટુપ )

હસતાં, રમતાં કેવાં ઉરઊર્મિ ઉછાળતાં,
ઉષાના રસિલા રંગો લેવા કર પ્રસારતાં !

( વસન્તતિલકા )

એ એ જ છે પુનિત ધામ, પ્રિયે, પહેલું–
જ્યાં નેત્રનર્તન થયું રસગોઠડીનું;
ને જન્મ જન્મ તણી વિસ્મૃતિ ઊપરે જ્યા
પ્રીતિ તણો સુદૃઢ સેતુ, સખી, રચાયો.

( અનુષ્ટુપ )

પૂર્વજન્મપ્રવાસોનો વિશ્રાન્તિયોગ એ, સખી,
ઊજવ્યો પરમાનન્દે આત્માએ આત્મને મળી.

( દ્રુતવિલમ્બિત )

વિરલ એ પલ આત્મસુયોગની
વિમલ હર્ષદ અંતર સંઘરી;
ભરતો નિત્યનવા સુખસૌરભે
નહિં શું આપણુ જીવનવારિધિ ?

( અનુષ્ટુપ )

જો જો એ ચદ્રા પ્રસન્ના શું આશિષો વરસી રહી:
"સદૈવ જીવને, વ્હાલાં, વિલસો રસચન્દ્રતી !"

સુંદરજી ગો. બેટાઈ

# વ્યવહારમાં અનેકાન્તવાદ+

બહેનો અને ભાઇઓ

આજે આપણે એવા યુગમાં છીએ કે જ્યારે દરેક ધર્મે અને દરેક વર્ણે પોતાનામાં જે કાંઇ શ્રેષ્ઠ અને પ્રશસ્ત મનાતું હોય, તે સમગ્ર રાષ્ટ્રને ચરણે ધરવું જોઇએ. એનાથી આગળ જઇને બોલવાની છૂટ લઉં તો એમ પણ કહું કે સમગ્ર માનવજાતના ચરણે ધરવું જોઇએ. હવે એ જમાનો પૂરો થયો છે, કે જ્યારે માણસો પોતાની વિશેષતાઓ પોતાના સંપ્રદાયમાં કે પોતાના વર્ણમાં સાચવી રાખે, અને તે વર્ણ કે સંપ્રદાયનું નામ જેઓ ધારણ ન કરતા હોય તેમને તેના અનધિકારી ગણે. આજે બ્રાહ્મણકુળમાં જન્મેલો એવો દાવો નહિ કરી શકે કે વિદ્યા પામવાનો અને આપવાનો અધિકાર તેને એકલાને છે; તેમ જ આજે કોઇ એવું નહિ કહી શકે કે અંગમહેનતથી સેવા કરવી એ કેવળ શૂદ્રોનું જ કામ છે; તેમ જ લોકસંગ્રહ ઉપર ભાર મૂકવાનો અધિકાર કેવળ વેદ સંપ્રદાયના અનુસરનારાઓને છે અથવા અહિંસાની વાત કરવાનો અધિકાર કેવળ જૈનોને છે, કે મધ્યમ પ્રતિપદાથી સંચરવાનો અધિકાર કેવળ બૌદ્ધોને છે. આજે તો દરેક સંપ્રદાયની કૃતાર્થતા પોતાનામાં જે કાંઇ સારું હોય તે સમગ્ર માનવજાત આગળ રજૂ કરવામાં છે, અને પોતાના સંપ્રદાયનું નામ બીજાઓ ધારણ કરે એવો આગ્રહ રાખ્યા વિના તેઓ પોતાના ધર્મ કે વર્ણની વિશેષતાઓ ગ્રહણ કરે એમ ઇચ્છવામાં છે.

આ દૃષ્ટિથી વિચાર કરતાં જૈનધર્મ આખા રાષ્ટ્રની જનતા સમક્ષ અથવા તો માનવજાત સમક્ષ શું શું રજૂ કરી શકે? જૈનધર્મમાં એવા ઘણા આચારવિચારો અને વિધિવિધાનો હશે કે જે જૈનોને પોતાને શ્રેષ્ઠ લાગે; છતાં સમગ્ર માનવજાત આગળ તેના ચાલુ રૂપમાં તે મૂકવાને ઘણા અંતરાયો હોય. પણ જીવનમાં અહિંસાની દૃષ્ટિની પ્રધાનતા, કે મન અને શરીરને કબજામાં રાખવા ઇન્દ્રિયસંયમ ઉપર ભાર, અથવા વિચારના ઐકાન્તિક દુરાગ્રહો દૂર કરવા અનેકાન્ત દૃષ્ટિની વ્યવહારુ ઉપયોગિતા માનવજાત સમક્ષ જરૂર રજૂ કરી શકાય.

જૈનાચાર્યો જૈન દર્શનના બીજા નામ તરીકે ઘણી વાર 'અનેકાન્ત દર્શન' એવું નામ આપે છે. આ બતાવે છે કે, તેમની દૃષ્ટિએ અનેકાન્તના સિદ્ધાન્તનું કેટલું મહત્ત્વ છે. ભગવાન વર્ધમાન મહાવીરે જૈનધર્મનો પુનરુદ્ધાર કર્યો ત્યારથી અનેકાન્તનો ઇતિહાસ આપણે શરૂ કરી શકીએ. ઉત્તર હિંદુસ્તાનમાં તે યુગ એવો હતો કે જ્યારે વિચારસ્વાતંત્ર્ય કોઇ પણ જાતના પ્રતિબંધ વિના મુક્ત રીતે વહેતું હતું. વિચારકો પોતપોતાની દૃષ્ટિઓ આગ્રહપૂર્વક લોકો સમક્ષ રજૂ કરતા હતા. આ દૃષ્ટિઓ વિવિધ રીતે અને પોતપોતાના ખ્યાલથી રજૂ થતી હતી.

હવે એ સ્વાભાવિક છે કે આવી વિવિધ દૃષ્ટિઓ એકબીજાના સંપર્કમાં આવતાં સંઘર્ષણ વિરોધ ઉત્પન્ન થાય. આ વિરોધો વિચારના પ્રદેશમાં હોય તેથી તેમાં રાગદ્વેષને ઓછું સ્થાન

+ પં. સુખલાલજીએ ગોઠવેલી પર્યુષણ વ્યાખ્યાનમાળામાંનું એક વ્યાખ્યાન.

હોય એમ માનવાને કશું કારણ નથી. આથી જ્યારે દેશમાં વિવિધ જાતની વિચારસમૃદ્ધિ વધતી જાય ત્યારે તેમાંથી રાગદ્વેષને બાજૂ પર રાખી દરેક વિચારને તેની પોતાની દૃષ્ટિએ તપાસવાની જરૂર ઉત્પન્ન થાય છે. આ જરૂર પૂરી પાડવા અનેકાન્તવાદ હયાતીમાં આવ્યો હશે, એમ મારું માનવું છે. પણ અનેકાન્તનો અર્થ કાંઇ એવો છે જ નહિ કે દરેક દૃષ્ટિ સાચી જ હોય અથવા દૃષ્ટિ સાચી હોય તોપણ તે દૃષ્ટિને આધારે ચાલતા વિચારો તત્સગત હોય. આ બન્ને પરીક્ષણથી જ નક્કી થાય. અનેકાન્તવાદનો અર્થ કદી પણ એવો થતો જ નથી કે દરેક માણસ જે કાંઇ કહે છે તે બધુંએ સાચું છે અથવા તો તે માણસને ફાવે તેમ કરવાનું એક ઓઠું છે! એમ માનવું એ સર્વથા અનુચિત છે. અનેકાન્તવાદ તે તે દૃષ્ટિની અને તે તે તત્ત્વની તાત્ત્વિક પરીક્ષા કરીને જ તે દૃષ્ટિની યથાર્થતા અને આચરણ-યોગ્યતા સ્વીકારે છે. પણ અનેકાન્ત દૃષ્ટિ એવો અભિપ્રાય રાખે છે કે વસ્તુ અનેકધર્માત્મક હોઇ તેની પૂરેપુરી સમજણ અથવા ઉત્તરોત્તર વધતી સમજણ તેને અનેક દૃષ્ટિએ તપાસવાથી જ મળે છે.

આ રીતે અનેકાન્તને વિચારીએ તો તે બધા તત્ત્વજિજ્ઞાસુઓને વિચારવા જેવી દૃષ્ટિ છે એમ લાગશે. પણ આજે હું આપની સમક્ષ કેવળ ફિલસૂફોની દૃષ્ટિથી જ અનેકાન્તવાદની ચર્ચા કરવા ઇચ્છતો નથી. જેમ પ્રાચીનકાળના આચાર્યોએ તે તે વિદ્યમાન દર્શનોનો અભ્યાસ અને પરીક્ષા કરી સ્યાદ્વાદને 'સકલદર્શન સમૂહાત્મક'—આ હેમચન્દ્રનો શબ્દ છે—ઠરાવ્યો તેમ આજે પણ કોઇ વિચારકો વિદ્યમાન ફિલસૂફીઓના અને વૈજ્ઞાનિક દૃષ્ટિઓના અભ્યાસ અને પરીક્ષણથી સ્યાદ્વાદને નવો અવતાર આપી શકે. આવા પ્રયત્નથી ઘણાં નવાં તત્ત્વો જડી આવે એવું મને લાગે છે. પણ આપણા દેશમાં, ખાસ કરીને ગુજરાતમાં, અને ગુજરાતમાંએ જૈનોમાં, વિદ્યાનો અનાદર છે અને તેથી વિદ્યાનો દુર્ભિક્ષ વર્તે છે. એવી પરિસ્થિતિમાં આવા બહુ શ્રમસાધ્ય અને સારા જ્ઞાનભંડાર આદિ સગવડોની અપેક્ષા રાખતા પ્રયત્નને કરનારા કોઇ મળે એમ મને લાગતુ નથી. પણ હાલમાં આવા પ્રયત્નને સ્થાન ન મળે તોપણ અનેકાન્તવાદને વ્યવહારમાં મૂકવાને ખાસ અડચણ આવવી જોઇએ નહિ. તેમ કરવા માટે અનેકાન્તની વિચારદૃષ્ટિ ખીલવવાની જરૂર છે. અને આ દૃષ્ટિ ખીલવવા માટે દરેક બાબતમાં સત્ય જાણવાની ઉત્કટ ઇચ્છા એ પ્રથમ આવશ્યક છે. આવી ઉત્કટ ઇચ્છા મમત્વના કારણથી ઉત્પન્ન થતા રાગદ્વેષને કબજામાં રાખવા બળ આપી શકે. જે પ્રમાણમાં આપણે વિચારના પ્રદેશમાં ઉત્પન્ન થતા રાગદ્વેષને કબજામાં રાખી શકીએ, તે પ્રમાણમાં પ્રતિપક્ષીનાં મતવ્યોનો તેની દૃષ્ટિથી સમજવાનો માર્ગ સરળ થાય છે. આ માર્ગ સરળ થતાં દરેક માણસ પોતાની બુદ્ધિ-શક્તિની ખીલવટ પ્રમાણે તે તે દૃષ્ટિઓ તપાસી શકે, અને તેના તથ્યાંશોનો સમન્વય કરી, તે પ્રમાણે પોતાના આચરણમાં ઉચિત ફેરફારો કરી શકે.

આ દૃષ્ટિનો વેપારઉદ્યોગના ક્ષેત્રમાં ઉપયોગ કરી જોઇએ; કારણકે જૈનોનો મુખ્ય વ્યવહાર વેપારઉદ્યોગનો છે. વેપાર અને ઉદ્યોગ સમાજના યોગક્ષેમ માટે છે. સમાજની આવશ્યક વસ્તુઓ ઉત્પન્ન કરવી અને તેને યોગ્ય સ્થળે પહોંચાડવી એ ઉદ્યોગ અને વેપાર માત્રનું ધ્યેય હોઇ શકે. એકબીજાના ઉદ્યોગોના વિનિમયથી સમાજ પોષણ પામે છે; અને આ વિનિમયની રીત ઉપરથી સમાજની સંસ્કૃતિનું એક રીતે માપ પણ કાઢી શકાય છે.

હવે આપણે જાણીએ છીએ કે સૌથી વધારેમાં વધારે ઝગડા વેપારઉદ્યોગમાં થાય છે. રાગદ્વેષને વધારેમાં વધારે અવકાશ આ ક્ષેત્રમાં મળે છે. આનું કારણ શું? એક કારણ આપણે આપણા અનુભવમાંથી સ્પષ્ટ રીતે કહી શકીએ છીએ અને તે એ કે, આપણે આવા પ્રસંગોમાં અંગત લાભનો કે સ્વાર્થનો જ વિચાર કરતા હોઇએ છીએ! સામા માણસ પાસેથી વધારેમાં વધારે કેમ લેવાય અને તેને ઓછામાં ઓછું કેમ અપાય એ હમેશાં આપણું ધ્યેય હોય છે. સામાનું ધ્યેય પણ મોટાભાગે એવું હોય છે. આવાં બે ધ્યેય વચ્ચે સંઘર્ષણ અને વિરોધ જ હોય. અહીંઆં અનેકાન્તવાદની દૃષ્ટિનો ઉપયોગ થઇ શકે. આપણી વધારેમાં વધારે લેવાની અને ઓછામાં ઓછું આપવાની દૃષ્ટિ જો ન્યાય્ય હોય તો સામાની એવી દૃષ્ટિને પણ આપણે ન્યાય્ય માનવી જોઇએ. પણ આ પ્રમાણે સામાની દૃષ્ટિને ન્યાય્ય માનવાથી વિરોધ દૂર થતો નથી. કેટલીક દૃષ્ટિઓ જ ખોટી હોય છે અને તે આપણામાં છે માટે બીજામાં ન્યાય્ય માનવી એ ઋજુતા ખરી! તો પણ તેને શુદ્ધ વિચારની દૃષ્ટિએ તપાસવાની જરૂર રહે છે. એમ તપાસતાં જણાશે કે પોતે વધારેમાં વધારે લેવું અને બીજાને ઓછામાં ઓછું આપવું એ આખો મનોભાવ અસામાજિક એટલે કે સમાજસંસ્થાનો વિઘાતક છે. અને તેથી એ મનોભાવ જેમ બીજા વિષે ખોટો છે, તેમ આપણા વિષે પણ ખોટો છે. આ રીતે ઉત્તરોત્તર વિચાર કરતાં સમાજવ્યવસ્થાના પ્રશ્નો ઉપર આપણે આવી પહોંચીએ અને દરેકને પૂરતું, પણ કોઇને માટે વધારે પડતું નહિ એવા આદર્શ ઉપર આવી પહોંચીએ; અને મહેનત કરી શકે–શારીરિક કે બુદ્ધિની–એવા દરેકજણને પૂરતું મળવું જોઇએ એ આપણી દૃષ્ટિ થાય. આ સિદ્ધાંતથી વિચારીએ તો આપણે જેમ આપણા માટે પૂરતું ઇચ્છીએ તેમ સામા માટે પણ પૂરતું ઇચ્છીએ અને જેમ સામા માણસને પૂરતા કરતાં વધારે સંગ્રહ ન કરવા દઇએ, તેમ આપણે આપણા માટે પણ પૂરતા કરતાં વધારે સંગ્રહ રાખવો અધર્મ્ય ગણીએ. આ વિચારસરણીમાં જેમ સામાજિક ન્યાયને સ્થાન આપીએ છીએ તેમ અપરિગ્રહની ધાર્મિક દૃષ્ટિને પણ સ્થાન આપી શકાય. ફક્ત એમાં હમેશાં એટલું ધ્યાન રાખવું પડે કે સામો માણસ અપરિગ્રહી થાય એવી અતિ ધાર્મિક (!!) દૃષ્ટિ ન રાખીએ!! અથવા તો પરિગ્રહની મર્યાદા પૂરી થાય એટલે સ્ત્રી કે પુત્રના ખાતે જમે કરી અપરિગ્રહનાં ગુણગાન ન ગાઇએ।

આ રીતે નાના મોટા વ્યવહારમાં દૃષ્ટિની યોગ્યતાની તપાસ કરી બીજામાં એ દૃષ્ટિની યોગ્યતા સ્વીકારી આપણે વ્યવહારમાં અનેકાન્ત દૃષ્ટિનો ઉપયોગ કરી શકીએ.

અનેકાન્તવાદનો બીજા રાજકીય, સામાજિક અને કૌટુમ્બિક વિરોધોમાં પણ ઉપયોગ કરી શકીએ. એક દેશમાં રહેતી પ્રજા બીજા દેશની પ્રજા ઉપર પોતાના અધિક પશુબળના કારણે રાજ્ય કરે એ અન્યાય્ય છે. જેમ સાચો અનેકાન્તવાદી હિંદુસ્તાનમાં રાજ્ય કરતા અંગ્રેજનો વિરોધ કરે, તેમ તે કોઇ પણ હિંદીને બીજા દેશ ઉપર રાજ્ય કરવા જતાં અટકાવે: આ જ ન્યાયે તે નાની કોમો ઉપર આપખુદી કરતાં અટકે. સ્વરાજ્ય મેળવવાની રીતોના ભેદ પ્રમાણે રાજકીય પક્ષો પડે છે. આ રાજકીય પક્ષોમાં પણ વિધવિધ રીતે અનેકાન્ત દૃષ્ટિએ સમન્વય શક્ય છે. પણ અહીંઆ એ બતાવવા જતાં રાજકીય વિષયનું લાંબું ભાષણ થઇ જાય.

સામાજિક સુધારાઓમાં અને ભિન્ન ભિન્ન કોમોની પ્રતિષ્ઠાના પ્રશ્નોમાં પણ અનેકાન્ત દૃષ્ટિએ ઘણો સમન્વય સાધી શકાય. પોતાના શ્રમથી સમાજને જરૂરની વસ્તુઓ જે ઉત્પન્ન કરે છે તે બધા સરખા આદરને યોગ્ય છે. ફિલસૂફને ખેડૂત કરતાં વધારે માન આપવાની જરૂર નથી, તેમ ખેડૂતના કામ કરતાં ફિલસૂફના કામની કિંમત ઓછી ગણવાની જરૂર નથી. તમે કેવળ 'ઉદરભર'વાદી હો તો બીજી વાત છે!

સામાજિક સુધારાઓમાં પણ આ દૃષ્ટિ યોગ્ય માર્ગ બતાવશે. કોઇ માણસ આપણને ન અડે અથવા આપણું ચોખ્ખાઇથી પીરસેલું જમણ જમતાં તેને વટલાઇ જવાનો ભય લાગે તો તે જેમ આપણને અપમાનકારક લાગે, તેમ બીજા પ્રતિ આપણું એવું વર્તન અનુચિત ગણાવું જોઇએ. આ દૃષ્ટિએ અસ્પૃશ્યતાને અથવા તો અંત્યજ કહેવાતાઓને મંદિરોમાં આપણી રીતે દાખલ ન કરવામાં કેટલો બધો અધર્મ છે તે સમજાઇ જશે.

માણસ જેટલો સંયમ કેળવે એટલું તે તેને માટે વધારે સારુ છે. પણ જે બાબતોમાં તે પૂરેપુરો સયમ રાખી શકતો ન હોય અને તેથી સામાજિક આચારે તેને જે ભોગની છૂટ આપી હોય તે છૂટ માણસ પોતે જેટલી લે તેટલી બીજા લે તો તેણે વાંધો લેવો ન જોઇએ. વિધુર અથવા વિધવા સંયમ કેળવી પોતાનું જીવન સેવાપરાયણ ગાળે તે ઉત્તમ ગણાય. પણ સમાજમાં જો વિધુર કોઇ પણ દોષ વિના પુનર્લગ્ન કરી શકે તો વિધવાને પણ તેવી જ રીતે છૂટ હોય.

આમ જીવનના અનેક પ્રશ્નોમાં અનેકાન્ત દૃષ્ટિની વ્યવહારુ ઉપયોગિતા છે.

કોઇ પણ દૃષ્ટિની, જે કારણથી તે ઉત્પન્ન થાય છે તે કારણ સાથે, તાત્ત્વિક પરીક્ષા કર્યા પછી જેટલે અંશે તેની સત્યતા જણાય તેટલે અંશે તેને ગ્રહણ કરવી; અને એવી રીતે ઉત્તરોત્તર ચિત્તના સમન્વયને વધારતા જવું એ અનેકાન્તવાદનું રહસ્ય છે. આ ક્રિયા જીવનના મોટા ધ્યેયોમાંનું એક ધ્યેય છે. દરેક વસ્તુ અથવા પદાર્થ વ્યવહારમાં અનેક રીતે ભાસે છે. માટે એમાં આપણે જાણતા હોઇએ અથવા આપણે સાચી માની હોય તેવી બાબતોની સાથે આપણે ન જાણતા હોઇએ અથવા આપણે માની હોય તેના કરતાં બીજી રીતે તે જ વસ્તુ વિષે બીજા અનેક મતો સાચા હોય એવા તાત્ત્વિક સંભવ ઉપર અનેકાન્ત દૃષ્ટિ નિર્ભર છે.

સાચો અનેકાન્તવાદી જીવનને આ રીતે સમજવા અને જીવવા પ્રયત્ન કરે છે. આ વિચારસરણી જો લાભદાયક હોય તો તે જેટલી જૈન કુળમાં જન્મેલાઓ માટે છે, તેટલી જ બીજાઓ માટે પણ છે. આમ સમગ્ર જગતના ઉપયોગ માટે જૈન નામનો આગ્રહ રાખ્યા વિના પણ અનેકાન્તવાદનું નજરાણું માનવજાતના દરબારે રજૂ કરી શકાય!

રસિકલાલ છો. પરીખ

# પ્રેમનું પૃથક્કરણ*

શિખરિણી

મૂકે નિઃશ્વાસો તે હૃદય દુખડાંનાં નહિ નહિ !
રડે, ખેરે અશ્રુ, નયન પલળેલાં દિલ સૂકાં !
ઘડી પ્રેમી સાથે લટપટ બની ગેલ કરતાં
પછી "પ્યારી"–"વ્હાલી" "પ્રિયતમ"–"પિયુ" નામ જ રહે !

નમે સૌ દેવોને હૃદય ન નમ્યું કોઇ સુરને !
કરે પ્રીતિ સૌથી જીગરવત એકે નહિ નહિ !

બધાં નેત્રો વ્હાલાં, નયન પ્રિયનાં માત્ર પ્રિય ના !
પડે કો બધે તો નહિ નહિ જરી સ્થાન ગણુના !

રહે પ્રીતિ નેત્રે, નહિ જ હૃદયે પ્રેમ વસતો !
ઉડે સ્થાને સ્થાને હૃદય સ્થિર ના કોકિલ સમું !

અરે ! આવી મૈત્રી જગતભર દીસે ભટકતી
ઘણાં હૈયા ચીરી હૃદય રુધિરે રાસ રમતી !

યુવા, વૃદ્ધાવસ્થા, સુખદુઃખ સમે, નિર્મલ અતિ,
ડગે ના પ્રીતિની દિલ પરની જ્વાલા ઝબકતી

બગીચા મ્હેલોમાં ઘટ વન અને જંગલ વિશે
રહે શાન્તિ હૈયે; પ્રિયતમ, પ્રિયા એક જ રહે

ભર્યાં હૈયાં પ્રેમે–વધુ ઘટુ થતાં જીવ નીકળે,
વધે તો આનન્દે, કમી થઇ જતાં શોકથી મરે !

દ્રવે, નીચોવાયે હૃદયરસ મીઠો છલકતો
પરન્તુ ન્હેળો તે દિલરસઝરો ના ખૂટી જતો.

બલિહારી આવાં મધુર રસવાળાં હૃદયને !
અહો ! સાધુ હૈયાં ! વિમલ શુભ સ્થાને ચિર રહો.

પ્રભુ ! આવી પ્રીતિ જનહૃદયમાં વાસ કરજો.
ઉડો પૃથ્વી ઊંચે ! સુર, જન બનો દિવ્ય સરખાં !

તથાસ્તુ !
આનન્દ ! તારું એક શીકર.

કલાપી

* પોરબંદરના માજી દીવાન, કલાપીના મિત્ર રા. આનન્દરામ દવેના સૌજન્યથી

[ ૩૧૬ મા પૃષ્ઠથી ચાલુ ]

(૧૭) રોલેટ કાયદા સામે વિરોધ જાહેર કરવા સારુ ગાંધીજીએ ૧૯૧૯ની ૩૦ મી માર્ચે આખા દેશમાં હડતાળ પાડવાનું જાહેર કર્યું. પણ પાછળથી આ તારીખ બદલીને ૬ ઠ્ઠી એપ્રિલ રાખવામાં આવી. છતાં દિલ્હીમાં તો ૩૦ મી માર્ચે જ હડતાળ પડી. સત્તાવાળાઓથી આ ન ખમાયું: આવી જબરદસ્ત હડતાળ પહેલાં કોઇ દિવસ નહોતી પડી. તેમણે દમનનું શસ્ત્ર ઉપાડ્યું. લાહોર અમૃતસરમાં પણ દમનનો વા વાવા માંડ્યો.

(૧૮) ૬ઠ્ઠી એપ્રિલને રોજ પહેલાં કદી નહિ પડેલી એવી મોટી હડતાલ આખા દેશમાં પડી. તે દિવસે ગાંધીજીએ કાયદાનો શવિનયભંગ કરવાની પણ તૈયારી કરેલી. જપ્ત થયેલાં પુસ્તકોમાંથી તેમનાં ' હિંદ સ્વરાજ ' અને ' સર્વોદય ' પુસ્તકો છપાવીને તેમણે વેચવાનું નક્કી કર્યું. તેમણે અને તેમના બીજા સાથીઓએ તેની હજારો નકલો વેચી, પણ સરકારે આંખ આડા કાન કર્યા.

(૧૯) ૭ મી એપ્રિલે ગાંધીજી મુંબઇથી દિલ્હી તથા અમૃતસર જવા સારુ ઊપડ્યા. રસ્તામાં પલવલ સ્ટેશન આવે તે પહેલાં જ તેમના હાથમાં પંજાબમાં પ્રવેશ કરવા સામેનો મનાઇ હુકમ મૂકવામા આવ્યો. ગાંધીજીએ તો તેનો સવિનય અનાદર કરવાનું અને જે સજા થાય તે વહોરી લેવાનુ ઠરાવ્યું. પલવલ સ્ટેશને પોલીસે તેમનો કબજો લીધો અને તેમને મુંબઇ તરફ લાવવામાં આવ્યા.

(૨૦) ગાંધીજીના પકડાવાના સમાચાર દેશમાં ફરી વળતાં લોકો ઉશ્કેરાઇ ગયા. મુંબઇમાં લોકોને શાંત રાખવાનુ કામ કઠણ થઇ પડ્યું. અમદાવાદમાં તો મોટું હુલ્લડ થયું. અમૃતસરમાં ડાયરશાહી થયાનો અવસર આવ્યો. પણ ગાંધીજીને તો મુંબઇ લાવી છોડી મૂકવામાં આવ્યા હતા. અમદાવાદના હુલ્લડના સમાચાર મળતાં ગાંધીજી મુંબઇથી અમદાવાદ આવ્યા અને લોકોને શાંત કરવાના કામમાં ગૂંથાયા.

(૨૧) પંજાબની ડાયરશાહી તો અત્યાચાર અને જુલમની ત્રાસ ઊપજાવે એવી કહાણી હતી. પ્રજાને પાઠ શીખવવા સારુ જનરલ ડાયરે સખતમાં સખત પગલાં લીધાં હતાં. *આની તપાસને સારુ સરકારે હંટરકમિટિ નીમી. મહાસભાએ પણ એક જુદી કમિટિ પોતા* તરફથી નીમી. આ કમિટિના કામની લગભગ બધી જવાબદારી ગાંધીજી ઉપર જ હતી. અહીં જ ગાંધીજી પં. મોતીલાલજીના નિકટ પરિચયમાં આવ્યા.

(૨૨) આ અરસામાં ગાંધીજીએ ' યંગ ઇંડિયા ' અને ' નવજીવન ' સાપ્તાહિકો પોતાના હાથમાં લીધાં અને તે દ્વારા તેમણે લોકકેળવણી અને સત્યાગ્રહનો પ્રચાર કરવા માંડ્યો. એ બે પત્રો અને તેની સેવાથી આજે ગુજરાતીઓ તો અજાણ્યા નથી જ.

(૨૩) પંજાબની ડાયરશાહીની તપાસ ચાલતી હતી તે દરમ્યાન દિલ્હીમાં એક જાહેરસભા ત્યાંના આગેવાનોએ બોલાવી અને તેમાં ગાંધીજીને નોતર્યા. ગાંધીજીએ ખિલાફત અને પંજાબકાંડ વગેરે અન્યાયોના ઇલાજ તરીકે પહેલ વહેલો ' અસહકાર ' ( Non Cooperation ) ત્યાં સૂચવ્યો ( ૨૩મી નવેમ્બર ૧૯૧૯ ), જો કે જાહેર રીતે તેની ઘોષણા તો ૧૯૨૦ની પહેલી ઓગસ્ટે થઇ.

(૨૪) ત્યારપછી અમૃતસરની મહાસભામા તેમણે ભાગ લીધો અને મોંટફોર્ડ સુધારાને કબૂલ રાખવાની પ્રજાને સલાહ આપી આ વખતે તેમણે એ અનુભવ્યુ કે મહાસભાના બધારણમા ઘણો સુધારો કરવા જેવો છે તેમણે શ્રી લોકમાન્યના પ્રતિનિધિ શ્રી કેલકર અને શ્રી દાસના પ્રતિનિધિ શ્રી સેનની મદદથી એક નવુ બધારણ તૈયાર કર્યું

(૨૫) નવા સુધારાને ગાધીજીએ અમૃતસરની મહાસભામા ટેકો તો આપ્યો પણ પછી થોડા જ મહિનામા તેમણે નવીન ધારાસભાનો બહિષ્કાર પોકાર્યો તેમણે ખેતાબો છોડવાની પણ માગણી કરી પોતાને મળેલા કૈસરેહિંદનો ચાદ અને બીજા યુદ્ધના ચાદ તેમણે ઑગસ્ટના પહેલા અઠવાડિયામા વાયસરૉયને એક કાગળ લખી મોકલી આપ્યા અદાલતો અને સરકારી નિશાળોનો બહિષ્કાર પણ સૂચવ્યો

(૨૬) આશ્રમ ખોલ્યા પછી ત્યા મિલનુ સૂતર હાથસાળ વડે વણાતુ અને આશ્રમ વાસીઓ તે કપડા પહેરતા હજી હાથે કાતવાનુ કામ શરૂ નહોતુ થયુ ગાધીજીને મિલનું સૂતર વણવા વગેરેમા જે અગવડો આવી તેના ઉપર વિચાર કરતા એ વસ્તુ એકાએક તેમને સ્ફુરી અને ત્યારપછી તો 'ખાદી' એટલે હાથે કાતેલા સૂતરનુ હાથે વણેલુ કાપડ એ વ્યાખ્યા નક્કી થઇ અને આજે તો મહાસભાનો હુકમ ખાદી જ પહેરવાનો છે

(૨૭) ખિલાફતને સારુ આદોલન ચાલતુ હતુ પજાબના હત્યાકાડથી લોકોના હૃદય ખળભળી ઊઠ્યા હતા અસહકારનો એકમાત્ર ઇલાજ ગાધીજીએ સૂચવ્યો હતો પણ જાહેર રીતે પહેલવહેલો શાત અસહકાર કરવાનો ઠરાવ ખિલાફત પરિષદે કર્યો પછી ગુજરાત રાજકીય પરિષદે ગાધીજીની સૂચનાથી તે ઠરાવ સ્વીકાર્યો અને એના ઉપર વિચાર કરવા સારુ ૧૯૨૦ના સપ્ટેંબરમા મહાસભાની ખાસ બેઠક કલકત્તામા ભરવામા આવી ઘણી ચર્ચાને અતે ખિલાફત અને પજાબના અન્યાયને દૂર કરવા અને સ્વરાજ પ્રાપ્તિને સારુ અસહકાર કરવાનો ઠરાવ પસાર થયો પ મોતીલાલજી અસહકારમા જોડાયા ત્રણે બહિષ્કારનો ઠરાવ પણ થયો

(૨૮) નાગપુરની મહાસભામા ગાધીજીએ મહાસભાને સારુ જે બધારણ ઘડ્યુ હતું તે સ્વીકારાયુ, અને ત્યારથી તેના ધ્યેયમા શાતિને માર્ગે સ્વરાજ મેળવવાની કલમ નોધાઇ અસહકાર અને ત્રણે બહિષ્કારના ઠરાવને તો તેણે બહાલી આપી જ પણ અહીં બીજુ મહત્ત્વનું કામ તો ગાધીજીએ અત્યજ પરિષદનું પ્રમુખપદ સ્વીકારી કર્યું અસ્પૃશ્યતા નિવારણના કામને તેમણે મહાસભાના કામ જેટલુ જ અગત્યનુ ગણાવ્યુ

(૨૯) શાળાઓનો બહિષ્કાર થવા માડ્યો એટલે રાષ્ટ્રીય શિક્ષણનો પ્રશ્ન ઊભો થયો ૧૯૨૦મા જ એક રાષ્ટ્રીય શિક્ષણ મડળની સ્થાપના થઇ ગાધીજી તેના પ્રમુખ થયા આ મડળ તરફથી ૧૮મી ઑક્ટોબરે ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના કરવામા આવી આ વિદ્યા-પીઠનું કામ તો પ્રજાની નજર સમક્ષ છે એણે ગયા યુદ્ધમા શો ફાળો આપ્યો હતો તે તો આજે એકેએક ગુજરાતી જાણે છે

(૩૦) ૧૯૨૦ના સપ્ટેંબરમા ગાધીજીએ રાષ્ટ્રભાષા હિંદીમા 'હિંદી નવજીવન' શરૂ કર્યું આજ દશ વર્ષ થયા તે રાષ્ટ્રભાષાની અને તે ભાષાભાષીઓની સેવા કરી રહ્યું છે

(૩૧) આ અરસામા ગાધીજીને આખા દેશની મુસાફરી પવનવેગે કરવી પડી, અને તેઓ જ્યા જ્યા ગયા ત્યા અસહકારનો, ત્રણે બહિષ્કારનો, સ્વદેશીનો અને સૌથી મહત્ત્વનો

અહિંસાનો સંદેશો આપતા ગયા. આથી આખા દેશમાં અજબ ચેતન આવી ગયું. ગામેગામ જાણે જાગૃતિનું મોજું ફરી વળ્યું.

(૩૨) ૧૯૨૧ના એપ્રિલ મહિનામાં ગાંધીજીએ રેંટિયાની છાપવાળા ત્રિરંગી રાષ્ટ્રીય ધ્વજની સૂચના કરી અને આજે તો એ ઝંડો આપણો પ્રાણ થઈ પડયો છે. એને સારુ હજારોએ પોતાનાં માથાં ફોડાવ્યાં છે અને લોહી રેડયું છે.

(૩૩) આ જ અરસામાં ગાંધીજીએ આજે તેમનો જગતપ્રસિદ્ધ થયેલો કચ્છ ધારણ કર્યો. એની પાછળ ગરીબોની લાગણી, દરિદ્રનારાયણની સેવાની તેમની આતુરતા વગેરે દીપી રહેલાં છે.

(૩૪) આ જ વરસમાં તેમણે રાષ્ટ્રીય ટિલક સ્વરાજફાળાને સારુ રૂપિયા એક કરોડની માગણી કરી અને તે ટૂંક મુદતમાં ભરાઈ ગયા. આ ફાળાનો મોટો ભાગ રેંટિયા અને ખાદીના પ્રચારના કામમાં ખરચાયો અને એને લીધે ઘણું રચનાત્મક કામ થયું.

(૩૫) અસહકારના પ્રચારે આખા દેશમાં અજબ ચેતન આણી મૂક્યું હતું. હજારો યુવકો દેશસેવાને અર્થે જેલમાં ગયા. ધારાસભાનો બહિષ્કાર કરવામાં આવ્યો, નિશાળો છોડીને સેંકડો વિદ્યાર્થીઓ લડતમાં જોડાયા. પં મોતીલાલજી અને શ્રી. દેશબંધુ જેવા આગેવાનો પણ પકડાયા. સરકાર મૂંઝાઈ ગઈ. વાયસરૉયને પોતાની મૂંઝવણ જાહેર રીતે કબૂલ કરવી પડી, અને મુંબઈના ગવર્નરને તો અસહકારની સફળતા હાથવેંત જ બાકી છે એમ લાગ્યું. દમનનો દોર તો ચાલુ જ હતો, મૌલાના મહમદઅલી અને શૌકતઅલી પણ પકડાયા હતા.

(૩૬) સરકારે આ વખતે પંડિત માલવિયાજીદ્વારા સમાધાની કરવાનો પ્રયત્ન પણ કર્યો. છતાં તેને સમાધાની ખુલ્લા દિલથી નહોતી કરવી એથી એમાં સફળતા ન મળી.

(૩૭) ૧૯૨૧માં ૧૭મી નવેમ્બરને રોજ પ્રિન્સ ઑફ વેલ્સ મુંબઈ બંદરે ઊતર્યા, તે વખતે મહાત્માજીની સૂચનાથી તેમનો બહિષ્કાર કરવામાં આવ્યો હતો, એટલે તે દિવસે મુંબઈમાં મોટી હડતાલ પડી. પણ દેશના દુર્ભાગ્યે તેમાથી મોટું હુલ્લડ થયું. ગાંધીજીથી આ કેમ સહન થાય? તેમાં તેમણે પોતાની જવાબદારી જોઈ અને તેના પ્રાયશ્ચિતરૂપે તેમણે અપવાસ આદર્યા.

(૩૮) અમદાવાદની મહાસભા આવીને ઊભી. ગુજરાતમાં બેડો બળવો શરૂ કરવાનું ગાંધીજીએ માથે લીધું અને બારડોલીને માથે એ કાંટાનો તાજ પહેરાવવાનું નક્કી કરવામાં આવ્યું. અમદાવાદની મહાસભાએ ગાંધીજીને લડત ચલાવવા માટેની સંપૂર્ણ સત્તા આપી.

(૩૯) ૧૯૨૨ની પહેલી ફેબ્રુઆરીએ વાયસરૉયને વિષ્ટિનો કાગળ લખી પોતે બારડોલીમાં સવિનય ભંગ શરૂ કરવાના છે તેની ખબર આપી, અને બારડોલીમાં સવિનય ભંગની તૈયારીઓ ચાલુ થઈ.

(૪૦) પણ દેશનું દુર્ભાગ્ય હજી બાકી હતું. ચૌરીચોરામાં ગંભીર બનાવ બન્યો. શાંત અસહકાર કરવાની પ્રતિજ્ઞા જેમણે લીધેલી તે મહાસભાના માણસો પણ ત્યાં પોલીસચોકી બાળવામાં અને પોલીસોને મારવાના કામમાં ઉશ્કેરાયલાં ટોળાં સાથે ભળ્યાના ખબર ગાંધીજીને મળ્યા. ગાંધીજી સમસમી ગયા તેમને સવિનય ભંગની લડત, જે અહિંસાના પાયા ઉપર રચાયલી હતી તે બંધ રાખવાનો પોતાનો ચોખ્ખો ધર્મ જણાયો. અને તેમણે તેમની સામેની કડકમાં કડક ટીકાઓની કશી પણ પરવા કર્યા વિના પોતાના એ ધર્મનું પાલન કર્યું.

(૪૧) ગાંધીજીએ લડત બંધ રાખી પણ પ્રજાને રચનાત્મક કાર્ય કરવા સારુ નોતરી અને તેમની સામે આ કામો મૂક્યાંઃ મહાસભાના સભ્યો વધારવા, રેંટિયા અને શુદ્ધ ખાદીની પ્રવૃત્તિ વધારવી, રાષ્ટ્રીય શિક્ષણ, અંત્યજોદ્ધાર, દારૂનિષેધ, શહેર અને ગ્રામ પંચાયતની સ્થાપના, વગેરે.

(૪૨) ૧૯૨૨ની પહેલી ફેબ્રુઆરીએ ગાંધીજીએ વાયસરોયને છેલ્લો કાગળ લખ્યો. ફેબ્રુઆરીની ૧૪મીએ લડત મોકૂફ રાખવામાં આવી અને દસમી માર્ચને રોજ ગાંધીજીને પકડવામાં આવ્યા. તેમનો ઐતિહાસિક મુકદ્દમો ચાલ્યો અને ૧૮મી માર્ચે તેમને ૭ વરસની સાદી કેદની સજા કરવામાં આવી.

(૪૩) જેલમાં તેમને Appendicitisનું દરદ થયું. ગાંધીજીએ જેલમાં તેમજ ઇસ્પિતાલમાં બધાનાં મન જીતી લીધાં હતાં. ગાંધીજીને પોતાના વિશ્વાસના ડૉક્ટરને Appendicitisના ઑપરેશન સારુ બોલાવવા માટેની સરકારે સૂચના કરી પણ એમણે તો સરકારી ડૉક્ટર ઉપર પોતાનો સંપૂર્ણ વિશ્વાસ હોવાનું જ જાહેર કર્યું. અને કર્નલ મેડોકે તેમનું ઑપરેશન કર્યું અને તે સફળ થયું.

(૪૪) ૧૯૨૪ની ૫મી ફેબ્રુઆરીએ ગાંધીજીને બિનશરતે છોડવામાં આવ્યા. આ વખતે દેશનું વાતાવરણ આખું કથળી ગયું હતું. હિંદુ મુસલમાનોમાં વૈમનસ્ય વધી ગયું હતું. મહાસભામાં પણ નાફેરવાદી અને સ્વરાજી એવા બે પક્ષો પડી ગયા હતા.

(૪૫) દક્ષિણ આફ્રિકાનો ઇતિહાસ ગાંધીજીએ જેલમાં લખવા માંડેલો, તેના લગભગ ૩૦ પ્રકરણ તેમણે ત્યાં લખ્યાં હશે જે તેમના છૂટ્યા પછી 'નવજીવન'માં છપાવા લાગ્યાં. બાકીનાં પ્રકરણો બહાર લખાયાં.

(૪૬) ગાંધીજીએ મે મહિનામાં સ્વરાજીઓને ધારાસભામાં જવા માટેની છૂટ આપનારું પોતાનું નિવેદન બહાર પાડ્યું આ પછી મહાસભાનું સુકાન લગભગ સ્વરાજીઓના હાથમાં જ રહ્યું. ગાંધીજીએ તો રચનાત્મક કામમાં-જેમાં ખાદીનું કામ મુખ્ય હતું, તેમાં જ સંતોષ માન્યો અને નાફેરવાદીઓને તે કામને તન મન અને ધનથી આગળ ધપાવવાની પ્રેરણા કરી.

(૪૭) ગાંધીજીએ ગુજરાત પ્રાન્તિક સમિતિમાં ૧૯૨૪ના જુલાઇ મહિનામાં ફરજિયાત કાંતણ દાખલ કર્યું અને પછી તરત જ મહાસભા સમિતિ આગળ પણ તે ઠરાવ તેમણે મૂક્યો.

(૪૮) હિંદુ મુસલમાનોમાં સંપ થાય અને તેમનાં ઝઘડાઓ મટે તેટલા સારુ ગાંધીજીએ દિલ્હીમાં ૧૪મી સપ્ટેંબર ૧૯૨૪થી ૨૧ દિવસના ઉપવાસ પ્રાયશ્ચિત અને ઈશ્વર પાસે એક યાચનારૂપે આદર્યા. એની અસર દેશવ્યાપી થઇ. બધાને ક્ષોભ થયો. તાત્કાલિક અસર તો હિંદુ મુસલમાનના ઝઘડાઓ ઉપર પણ સારી થઇ; જો કે આજે તો હિંદુ-મુસલમાનોમાં વૈમનસ્ય ઘણું વધી ગયું છે.

(૪૯) આ અરસામાં અખિલ ભારત ચરખાસંઘની સ્થાપના પણ થઇ. એ સંઘ અત્યારે આખા દેશમાં ખાદીની પ્રવૃત્તિ ચલાવે છે અને ખાદીની પ્રવૃત્તિ ગામડાંઓ અને ખાસ કરીને ગરીબોમાં જે ઘર કરી ગઇ છે તે ખાસ કરીને આ સંઘને આભારી છે.

(૫૦) બેલગામની મહાસભામાં કાંતણનો મતાધિકાર દાખલ કરવામાં આવ્યો. આ મહાસભાનું પ્રમુખપદ ગાંધીજીને જ મળેલું હતું.

(૫૧) આ જ વખતે બેલગામમાં ગોરક્ષા પરિષદ હતી. તેના પણ ગાંધીજી પ્રમુખ હતા. આ પરિષદને પરિણામે ૧૯૨૫ના માર્ચ મહિનામાં તેનું એક બંધારણ ઘડીને અખિલભારત ગોરક્ષા

મંડળ સ્થાપવામાં આવ્યું, જે પાછળથી ગોસેવાસંઘ બની ગયું. આ મંડળની પ્રવૃત્તિને કારણે આજે આશ્રમમાં એક ચર્માલય ચાલી રહ્યું છે જેમાં મરેલાં ઢોરનાં ચામડાંનાં જોડા વગેરે તૈયાર કરાવી વેચવામાં આવે છે. બીજી પણ અનેક પ્રવૃત્તિઓ આ મંડળદ્વારા થાય છે.

(પર) ૧૯૨૫ના નવેમ્બરમાં ગાંધીજીએ પોતાની આત્મકથા લખવી શરૂ કરી અને તે ઠેઠ ૧૯૧૯ સુધી લાવીને મૂકી દીધી. આજે તો એ પ્રજાની સમક્ષ પુસ્તકરૂપે મૂકાયેલી છે. એમાંથી હિંદુસ્તાનની વર્તમાન અને ભાવિ પ્રજાને હમેશાં પ્રેરણા મળતી રહેશે એવું એ પુસ્તક છે.

(પ૩) ૧૯૨૬ના સપ્ટેંબર માસમાં એક અહિંસાની તત્ત્વચર્ચાનું પ્રકરણ ઊભું થયું. એક મિલમાં આશરે ૬૦ હડકાયાં કૂતરાંઓને ગોળીબારથી મારી નાખવામાં આવ્યાં. અમદાવાદની જૈન પ્રજા ખળભળી ઊઠી. ગાંધીજીએ એ શેઠનો બચાવ કર્યો અને એ બચાવમાં 'આ તે જીવદયા' નામની એક લેખમાળા લખી નાંખી. 'ગાંધીજીની અહિંસા વેવલી નથી' એ બતાવવા માટે એ લેખમાળા પૂરતી છે પણ એ પછી આશ્રમમાં એક રોગથી પીડાતા વાછડાને ઝેરની પીચકારી આપીને તેમણે એમની અહિંસામાં સાચો વિવેક અને ભૂતદયા સમાયેલાં છે એ બતાવી આપ્યું છે.

(પ૪) ૧૯૨૮માં ગાધીજીએ કાઠિયાવાડ પરિષદમા તેની પણ મર્યાદા બાંધી કોઇપણ રાજ્યને વિષે વ્યક્તિગત તેની નિંદા કે ટીકારૂપ ઠરાવ ન થાય એવા ઠરાવથી એ પરિષદનું કામ ઘણું સરલ થઇ ગયુ.

(પપ) ૧૯૨૭ માં આશ્રમના વ્યવસ્થાપક શ્રી મગનલાલ ગાંધી જે ગાંધીજીના ભત્રીજા થતા હતા અને જેઓ ફિનીક્સથી તેમની સાથે આવેલા તેમનો દેહાંત થયો. ગાંધીજીને આથી મોટો આઘાત થયો. તેમણે તે વખતે યુરોપની યાત્રાનો જે વિચાર ચાલી રહ્યો હતો તે એકદમ મુલતવી રાખ્યો અને આશ્રમમા જ એક વરસ પગ બાંધી રહેવાનો નિશ્ચય કર્યો. પરિણામે ૧૯૨૮ના ફેબ્રુઆરીમાં સત્યાગ્રહ આશ્રમને બદલે તેનું નામકરણ ઉદ્યોગમંદિર કરવામાં આવ્યું. કારણ એ હતુ કે આશ્રમમાં જોડાયેલા સભ્યો તેમનો સતત પ્રયત્ન હોવા છતાં આશ્રમના નિયમોનુ બરાબર પાલન નહોતા કરી શકતા. ગાંધીજી આવી રીતે નિયમોના પાલનની શિથિલતાથી આશ્રમના આદર્શને નીચો પડવા દે એ કેમ બને ? તેમજ જે લોકો આશ્રમમાં જોડાયેલા તેઓ નિયમોનુ પોતાથી બને તેટલુ પાલન કરવાનો પ્રયત્ન તો કરતા જ હતા તેમને પણ ગાધીજીથી કેમ છોડાય ? તેથી આ ત્રીજો રસ્તો કાઢવામાં આવ્યો. નિયમો તો તેના તે જ રહ્યા છતા નિયમોના પાલનની થોડી ઘણી શિથિલતા ચલાવી લેવામાં આવી અને છતા તેમને દરેકને તેના પાલનમાં પ્રયત્નશીલ રહેવા માટે તો સૂચવવામાં આવ્યુ જ.

(પ૬) ૧૯૨૮ના એપ્રિલમાં બારડોલી સત્યાગ્રહ જાગ્યો. એના સચાલનનું શ્રેય બધું સરદાર વલ્લભભાઇને (અહીં જ તેઓ સરદાર થયા) ઘટે છે. પણ તેમને પ્રેરણા બધી ગાંધીજી પાસેથી જ મળતી હતી. બારડોલીએ પોતાને આ વખતે દીપાવ્યું, હિંદુસ્તાનમાં પોતાનું નામ કાઢ્યું અને સરકારને નમતુ આપવાની તેણે ફરજ પાડી.

(પ૭) ૧૯૨૮ની મહાસભાએ દેશના વાતાવરણને ફેરવી નાંખ્યું. ગાંધીજીએ ફરી પાછું દેશનું રાજકીય સુકાન પોતાના હાથમાં લઇ લીધુ. સાયમન કમિશનનો તો બહિષ્કાર કરવામાં આવ્યો હતો, પણ હિંદને શું જોઇએ છે તેને સારુ એક ખરડો તૈયાર કરવા સર્વ-પક્ષ પરિષદ તરફથી પંડિત મોતીલાલજીના પ્રમુખપણા નીચે એક કમિટિ નીમી. એ કમિટિએ એક ખરડો તૈયાર કર્યો, તે નહેરુ રિપોર્ટના નામથી ઓળખાયો. ૧૯૨૮માં મહાસભાએ ઠરાવ કર્યો કે ૧૯૨૮ની ૩૧મી ડિસેમ્બર પહેલાં જો એ ખરડો સરકાર તરફથી સ્વીકારવામાં નહિ આવે તો મહાસભા ૧લી જાન્યુઆરીથી સપૂર્ણ સ્વતંત્રતાની હિમાયત કરશે. સરકારે તે વખતે તો કંઇ તેના ઉપર ધ્યાન ન આપ્યું પણ જેમ જેમ દિવસો જતા ગયા તેમ તેમ તેને પણ ચિંતા થવા લાગી.

(૫૮) લોર્ડ ઇરવિનની સરકારે આમાંથી એક રસ્તો કાઢવા સારુ એક ગોળમેજી પરિષદ ઇંગ્લંડમાં ભરવાનું જાહેર કર્યું મહાસભા ભરાય તે પહેલાં ગાંધીજી અને પંડિત મોતીલાલ નહેરુ વાયસરૉયને આ સંબંધમાં મળ્યા પણ ખરા, પણ તેમને કંઈ સંતોષ ન થયો ૧૯૨૮ની ૩૧મી ડિસેમ્બરની અવધિ પૂરી થઈ મહાસભાએ સંપૂર્ણ સ્વતંત્રતાનું પોતાનું ધ્યેય જાહેર કર્યું નહેરુ રિપોર્ટ ઊંચો મૂકાયો

(૫૯) ૨૬મી જાન્યુઆરીએ મહાત્માજીની સૂચનાથી આખા દેશમાં સ્વતંત્રતાનો દિવસ ઊજવવામાં આવ્યો શહેરોમાં ગામડાઓમાં દરેક ઠેકાણે સભાઓ ભરી સ્વતંત્રતાનો ઠરાવ પસાર કરવામાં આવ્યો એ દિવસ હિંદને સારુ અપૂર્વ હતો

(૬૦) મહાસભા સમિતિની બેઠક આશ્રમમાં મળી તેણે લડતની કુલ મુખત્યારી ગાંધીજીને સોંપી ગાંધીજીએ ૧૨મી માર્ચે દાંડી યાત્રાની કૂચ જાહેર કરી સવિનય ભંગને સારુ નિમકનો કાયદો તેમણે પસંદ કર્યો દાંડીની યાત્રા એ ઇતિહાસમાં અમર રહેવા સરજાયેલી યાત્રા હતી લોકોએ અપૂર્વ ઉત્સાહ બતાવ્યો ગાંધીજી અને તેમના ૭૯ સાથીઓ સ્વરાજ લીધા વિના આશ્રમમાં ફરી ન દાખલ થવાનું વ્રત લઈને ઊપડયા આખા ગુજરાતમાં, આખા દેશમાં, આ યાત્રાએ ચેતન આણી મૂકયું ગાંધીજીએ આ જ યાત્રાના પ્રસંગ પહેલાં ગીતાનો પોતાનો અનુવાદ તૈયાર કર્યો હતો તે અને આશ્રમ ભજનાવલિ એ બે પુસ્તકો દરેક યાત્રીએ પોતાની સાથે રાખ્યાં અને થોડાં ઉપયોગ પૂરતાં કપડાં સિવાય કંઈ પણ લીધા વિના આ અપરિગ્રહી સૈનિકોએ સ્વરાજ લેવા સારુ આ યાત્રાનો આરંભ કર્યો હતો અને હજી સ્વરાજ નથી મળ્યું એટલે એ યાત્રા પણ ચાલુ જ છે પણ એ યાત્રાને પરિણામે હિંદુસ્તાન સ્વરાજની અધિક પાસે આવી પહોંચ્યું છે એ કોણ કબૂલ નહિ કરે?

(૬૧) ૬ઠ્ઠી એપ્રિલ ૧૯૩૦નો દિવસ પણ એટલો જ અપૂર્વ હતો ઇતિહાસમાં તેને સારુ પણ અમર સ્થાન રહેવાનું છે તે દિવસે નિમકના સત્યાગ્રહનો આરંભ થયો અને પછી તો આખા દેશમાં એ સત્યાગ્રહ વ્યાપી ગયો સરકારે પણ પોતાના ઉપાયો અજમાવવા માંડયા ગાંધીજીને પકડયા અને યરવડાની જેલમાં પૂરી દીધા પણ પ્રજા તો આગળ વધે જ ગઈ લૉર્ડ ઇરવિને દસ ગોરડિનન્સો કાઢી પ્રજાની આ ચળવળ દાબી દેવાનો પ્રયત્ન કર્યો પણ બધા પ્રયત્ન નિષ્ફળ ગયા જેલમાં ગાંધીજી સાથે સમાધાની કરવાનો તેમણે પ્રયત્ન કરી જોયો પણ સરકાર મહાસભાની શરતો કબૂલ ન કરે ત્યાંસુધી સમાધાની શેની થાય?

(૬૨) ૧૯૩૧ના માર્ચમાં ગાંધીજી અને લૉર્ડ ઇરવિન વચ્ચે સંધિ થઈ આ બધા બનાવો તો હમણાંના જ ગણાય એટલે હજી આંખ આગળ જ હોવા જોઈએ આ સંધિનો અમલ કરવામાં 'સીવિલ સર્વિસ' તરફથી ઘણી અડચણો આવી એટલે ગાંધીજીની સલાહથી મહાસભા સમિતિએ ગોળમેજી પરિષદમાં પોતાનો પ્રતિનિધિ ન મોકલવો એમ નક્કી કર્યું જો કે પ્રતિનિધિ મોકલવો એ સંધિનો એક અગત્યનો મુદ્દો હતો

(૬૩) પણ સરકાર આથી મૂંઝાઈ તેને નમતું તો નહોતું આપવું પણ તેને તેનો બધો દોષ ગાંધીજીને માથે નાખવો હતો એટલે છાપાઓમાં એવા ખબર પ્રગટ થયા કે સરકારને તો સમાધાન કરવું હતું પણ ગાંધીજીએ તહોમતનામું છાપ્યું એટલે હવે કંઈ ન થઈ શકે ગાંધીજીને આવા ક્ષુદ્ર કારણને લઈને સમાધાન તૂટી પડે એ ન ગમ્યું તેમણે વાયસરૉયને તાર કરી પોતાની સ્થિતિ સ્પષ્ટ કરી અને જરૂર જણાય તો તેમની મુલાકાત માટે જવાની પોતાની તૈયારી જણાવી આથી છેવટની ઘડીએ સમાધાન થયું અને ગાંધીજી અનેક કડવા ઘૂંટડા ગળીને તેમને પોતાને કંઈ આશા ન હોવા છતાં છેલ્લો કટોરો પીવા' તા ૨૯-૮-૩૧ને રોજ ગોળમેજી પરિષદમાં જવા સારુ લંડન તરફ ઊપડી ગયા

**મોહનલાલ મ. ભટ્ટ**

# યુરોપનું ઘુંચવાએલું અર્થપ્રકરણ

૧૯૧૮–૧૯માં યુરોપની લડાઇનો અંત આવ્યો, પછી તહનામાં થયાં; એની કેટલીએક કલમો અતિનિષ્ઠુર હોવાથી ૧૯૨૯માં "યગ પ્લાન" અમલમાં મૂકવામાં આવ્યો. આને હજી બે વર્ષ પણ નથી થયાં ત્યાં જર્મની આર્થિક અવદશાની ટોચ પર પહોંચી ગયું! તા. ૧૭, ૧૮, ૧૯ જુનના દિવસોમાં જર્મનીમાંથી નાણાંની એક આખી નદી બહાર વહેવા માંડી, અને એક માસની અંદર તો નોર્થ વુલ કંપની તૂટી, અને તેની સાથે જર્મન બેંક અને ડાર્મસ્ટાટર બેંકને પણ એ ઘસડતી ગઇ! નોર્થવુલ કંપની પડી ભાગવાથી લંડનની એક મોટી બેંકને ૧૨૫૦૦૦૦૦૦ પાઉન્ડની ખોટ ગઇ, અને ડાર્મસ્ટાટર બેંક પડી ભાગવાથી "સીટી" ને લગભગ ૫૦૦૦૦૦૦ પાઉન્ડનો ધક્કો પહોંચ્યો. યુરોપની નાણાં બજારમાં એક મોટી ફાટ પડી તે કેમે કરતાં ન પૂરાઇ શકી. જર્મનીમાંથી એટલા જબ્બર વેગે નાણાં બહાર તણાઇ જતાં હતાં કે એ પ્રવાહ જારી રાખવો અશક્ય હતો. જુલાઇની તા. ૯–૧૦, ડૉ. લ્યુથરને જર્મનીથી લંડન અને લંડનથી પેરીસ નાણાંની શોધમાં એરોપ્લેનમાં ઊડીને જવું પડયું, અને છતાં તેને નાણાં મળ્યાં નહિ! જુનની ૧૩મીએ રીશબેંકે રીન્ડીસકાઉન્ટની તેરીખ પાંચથી સાત ટકાની કરી! ૧૯૨૨ના નવેંબરમાં જ્યારે જર્મનીમાં આવું જ ભયંકર પ્રકરણ બની ગયું ત્યારે ૮ થી ૧૦ ટકાની તેરીખ ખોલાવામાં આવી હતી, અને ૧૯૨૩ના જુલાઇ માસમાં જર્મન માર્કની કિંમત એટલી ઓછી થઇ ગઈ હતી કે કાગળનાણાંના ચલણને પહોંચી વળવા જર્મનીમાં ૧૩૮૩ છાપખાનાંઓ, ૧૩૩ ફેકટરીઓ અને લગભગ ત્રીસેક પેપર મિલો રાત ને દિવસ કામ કરતી હતી! જર્મનીના લેણીઆતોને લાગ્યું કે જર્મની રોકડ આપી લડાઇનો દંડ ભરી શકશે નહિ, તેથી નાણાંને બદલે ચીજોનો ઉપયોગ થવા માંડયો; તો ઉત્પન્ન કરેલી ચીજોનો પણ નવ વર્ષમાં ભાવ ઘટવા માંડયો, તે એટલે સુધી કે ચીજોની કશી કિંમત રહી નહિ, માત્ર નાણાંની જ કિંમત રહી. જુનના બીજા અઠવાડિયામા જર્મનીમાં નાણાંભીડ એટલી વધી પડી કે જર્મનીની સ્ટેટ બેંક–રીશબેંક પણ ૪૮ કલાક સુધી પોતાનાં બારણાં બંધ રાખ્યાં! આ ધક્કો ઇંગ્લાંડ પર પણ લાગ્યો, અને ઇંગ્લાંડની સરકારને પોતાના રાજવહીવટમાં કરકસર કરવી પડશે એમ લાગ્યું. યુરોપનાં નાણાંવહીવટના પ્રકરણને લઇને જ લેબર સરકારને ગજીનામું આપવું પડયું અને એ બનાવ સૌને પરિચિત છે.

૧૯૧૮માં યુરોપીય યુદ્ધનો અંત આવ્યો ત્યારે તહનામામાં જર્મનીએ આ લડાઇ ઊભી કરી માટે તેના પર દંડ લાદવામાં આવ્યો હતો. ફ્રાન્સનો ઘણો ભાગ ઉજ્જડ વેરાન થઈ ગયો હતો અને તે પ્રજાને મોટો ધક્કો પહોંચ્યો હતો, માટે આ દંડમાંથી અરધાથી વધારે રકમ તેને આપવી એમ નક્કી કરવામાં આવ્યું! બ્રિટિશ લોકો પણ ફ્રાન્સની હાલત જોઈ એટલા ગળગળા થઇ ગયા કે તેમણે આ વાત સ્વીકારી. અમેરિકાનું યુનાઇટેડ સ્ટેટસ લેણીઆતોનું પણ લેણીઆત હતું, કારણ તેણે મોટી મોટી રકમો યુરોપનાં મિત્ર રાજ્યોને ધીરી હતી. જર્મની, ફ્રાન્સ તથા ઇંગ્લાંડ વગેરે દેશોને પૈસા આપે, અને તે દેશો વળી યુનાઇટેડ સ્ટેટસને રકમો ભરે, આ રીતે થોડો વખત વ્યવહાર ચાલ્યો. પછી ૧૯૨૨–૨૩માં જર્મન ચલણની કિંમત એટલી તો ઘટી

ગઇ કે એક પાઉન્ડના ૧૫૦,૦૦૦,૦૦૦,૦૦૦ માર્ક બોલાય ! જર્મની પાસે નાણાં નહોતાં તેથી પારકાં નાણાં લઇ દેશમાં ઉદ્યોગો ચલાવી તે દંડ ભરતું હતું ! આ દંડ અસહ્ય લાગ્યો તેથી ૧૯૨૯માં "યંગ પ્લાન" અમલમાં મૂકવામાં આવ્યો, રૂએ રુયે જર્મનીએ ભરવાના દંડના હફતામાં મોટો ઘટાડો થયો. છતા એ દંડના હપતા ભારે તો હતા જ !

સૌથી પહેલા ગઇ ૧૫મી જુને વીએનાની ક્રેડીટનસ્ટાલ્ટ બેંકની સ્થિતિ ખરાબ છે એમ બૂમ પડી. લોકોનો બેંક પર દરોડો પડ્યો, અને બેંકને ટકાવી રાખવા ફ્રાન્સ પાસે નાણાંની માગણી કરવામાં આવી ફ્રાન્સે જે શરતોએ નાણાં આપવા હા કહી, તેમાંની એક શરત એવી હતી કે ઑસ્ટ્રીઆએ જર્મની સાથે ઑસ્ટ્રો-જર્મન કસ્ટમ્સ યુનિયનમાં ભળવું નહિ. ઑસ્ટ્રીઆ કોઇ કાળે આ કલમ સ્વીકારી શકે એમ નહોતું. હવે બેંક જો તૂટે, તો આખા યુરોપને તેનો આચકો લાગ્યા વગર રહે નહિ; તેથી જુનની ૧૭મીએ બેંક ઑફ ઈંગ્લાંડ ૪૨૫૦૦૦૦ પાઉન્ડનાં ઑસ્ટ્રીઅન નેશનલ બેંકનાં ટ્રેઝરી બૉન્ડ ખરીદશે એમ સર રોબર્ટ કિન્ડર્સલીએ વીએનામા જાહેર કર્યું આ નાણાં ઑસ્ટ્રીઆની નેશનલ બેંકે ક્રેડીટન સ્ટાલ્ટને ધીરવા એમ ઑસ્ટ્રીઆની સરકારે મજૂર કર્યું, પણ ત્યાર પછી તે સરકારને તુરત રાજીનામું આપવુ પડયુ. ક્રેડીટનસ્ટાલ્ટ બેંક તરી પણ ઑસ્ટ્રીઆ સરકાર વગરનું થઇ પડયું. ક્રેડીટનસ્ટાલ્ટનો ધક્કો તેની સાથે સંબધ ધરાવતી એમસ્ટેલ બેંક નામની ડચ બેંકને પણ લાગ્યો, અને તા ૧૯મી જુને ડચ કાયદા પ્રમાણે બેંકને ફડચામાં ન લઇ જતા તેના લેણીઆતોને બેંકે "મોરેટોરીઅમ" જાહેર કર્યું !

આ જ દિવસે પ્રેસિડન્ટ હૂવરે વૉશિંગ્ટનમા જાહેર કર્યું કે "ખાસ કરીને જર્મનીમાં જે ભયગ્રસ્ત સ્થિતિ ઉત્પન્ન થઇ છે તે અટકાવવા અને અમેરિકા તથા અમેરિકા બહારની આર્થિક પરિસ્થિતિ સુધરે તે માટે અમે કદાચ મદદ કરીએ."

પણ એમસ્ટેલ બેંકે મોરેટોરીઅમ માગ્યું અને તેની સાથે યુરોપમા બનાવો એટલી ઝડપથી બનતા હતા કે બીજે જ દિવસે, તા. ૨૦મી જુને પ્રેસિડન્ટ હૂવરને "મોરેટોરીઅમ" જાહેર કરવું પડયુ. તે જાહેરનામામા જણાવવામા આવ્યું કે "આથી આંતરરાષ્ટ્રીય દેવાં, દંડ, કે રીલીફ્રટ પરના વ્યાજ કે મુદ્દલની ભરપાઈ એક વર્ષ માટે મુલતવી રાખવી એમ અમેરિકન સરકાર સૂચવે છે. આવતા વર્ષે દરમિયાન દુનિયાની આર્થિક પરિસ્થિતિ કંઇક સુધરે અને અમેરિકામાં જે નવી તેજીનાં ચિહ્નો જણાય છે તેને બહારની દુનિયાની સ્થિતિ દાબી ન દે એ આ દરખાસ્તનો હેતુ છે ........ આંતરરાષ્ટ્રીય દેવાંનો બોજો સામાન્ય સમયે સહી શકાય તેવો હોય છતાં આવી મંદીને વખતે અત્યત ભારે થઇ પડે એ સ્વાભાવિક છે. મદીને લીધે ઉત્પન્ન થતાં કારણો, જેવાં કે પરદેશી માલની કિંમત ન ઊપજવી, નાણાં સંબંધીના વ્યવહારમાં વિશ્વાસની ખામી-વગેરે કારણોને લીધે (આખી દુનિયાનું) સોનું યુનાઇટેડ સ્ટેટ્સ તરફ વહે છે; જેથી બીજા દેશોના 'ક્રેડીટ'ને બહુ જ ધક્કો પહોંચે છે; અને અમારા માલને ખરીદવાની તેમની શક્તિ ઓછી થાય છે. પરિણામ એ આવે છે કે અમેરિકામાં બેકારી વધે છે, અને ખેડૂતોને પણ માલની પૂરેપૂરી કિંમત ઊપજતી નથી. આખી દુનિયાની આબાદાનીમાં અમારું હિત સમાયેલું છે, અને આખી દુનિયાને સદ્ધર બનાવવાની અમારી ઇચ્છા આ દરખાસ્તમાં સ્પષ્ટ દેખાઇ આવે છે."

યુરોપનાં દરેક રાજ્યે આ દરખાસ્તને વધાવી લીધી, માત્ર ફ્રાન્સને એ ન ગમી! મી મેકડોનલ્ડે તા ૨૨મી જુને હાઉસ ઓફ કોમન્સમા કહ્યું "યુનાઇટેડ સ્ટેટ્સના પ્રેસિડન્ટની કોઇનુ પણ ધ્યાન ખચે એવી દરખાસ્તને યુનાઇટેડ કિંગડમની સરકાર અત કરણપૂર્વક આવકાર આપે છે, અને એ દરખાસ્ત માથે અમારે સબધ છે તેટલા પૂરતુ અમે જાહેર કરીએ છીએ કે પ્રેસિડન્ટની સૂચનાને અમારો પૂરેપૂરો ટેકો છે" તા ૨૪ મીએ મોરેટોરી અમની યોજનાને અમલમા મૂકવા શા પગલા લેવા જોઇએ તે વિશે હાઉસ ઓફ કોમન્સમા ચર્ચા કરી, અને જણાવવામા આવ્યુ કે લેણીઆત સરકારોએ માત્ર ઇન્ટરનેશનલ સેટલમેન્ટની બેંકને જણાવી દેવાની જ જરૂર છે કે તેઓ આ દરખાસ્તને એક વર્ષ માટે અમલમા મૂકવા કબુલાત આપે છે, કારણ યુરોપના રાજ્યો તથા અમેરિકાની કોન્ફરન્સ ભરવાનો અત્યારે વખત નથી"

તા. ૨૩ મીએ સીનોર મુસોલીનીએ આ યોજનાના સ્વીકારનો વોશિંગ્ટન તાર કર્યો કે "ઇટલીને આથી ભારે ત્યાગ કરવો પડશે, પરતુ પૂર્ણ વિચાર કર્યા પછી સિદ્ધાતની દૃષ્ટિએ આ દરખાસ્તનો પૂરેપૂરો સ્વીકાર કરવાનો મેં નિશ્ચય કર્યો છે"

તા. ૨૧ મી જુને જર્મનીના ચેન્સેલર ડૉ બ્રુનીંગ અને ડૉ કર્ટીઅસ આ બાબત નક્કી કરવા પેરીસ જવાના હતા આ તમામ જાહેરાતોને લીધે બેંક ઓફ ઇગ્લાડ અને ફ્રાન્સ, યુનાઇટેડ સ્ટેટ્સનુ ફેડરલ રીઝર્વ બોર્ડ અને ઇન્ટરનેશનલ સેટલમેન્ટની બેંક—આ બધાએ મળીને જર્મનીની રીશબેંકને ૧૦૦૦૦૦૦૦૦ ડોલરનુ ક્રેડીટ આપ્યુ, તોપણ આ પહેલાના અઠવાડિયામા રીશબેંકે ૬ થી ૭ કરોડ જેટલુ સોનુ અને ફોરીન એક્સચેન્જ ગુમાવ્યુ હતુ!

પણ ફ્રાન્સ મોરેટોરીઅમને જલદી સ્વીકારે તેમ નહોતુ મે માસમા (તા ૧૩-૧૪-૧૫) જ્યારે જિનીવામા કમિટી ફોર ધી ફેડરેટેડ યુનિયન ઓફ યુરપ—ની બેઠક મળી, ત્યારે જે આર્થિક કારણોને લીધે ઓસ્ટ્રો-જર્મન કસ્ટમ્સ યુનિયન ઘડવામા આવ્યુ હતુ તેને કોઈ બીજી રીતે નીવારવાનો વિચાર કરવામા આવ્યો હતો લગભગ દરેક પ્રજાના પ્રતિનિધિએ ઓસ્ટ્રીઆને આર્થિક મુશ્કેલીમાથી બચાવવુ જોઇએ અને તેણે જર્મની સાથે કસ્ટમ્સ યુનિયનમા ન ભળવુ એમ આડકતરી રીતે જણાવ્યું, પણ કોઇએ સીધે સીધી રીતે ઓસ્ટ્રીઆને કેવી રીતે મદદ કરવી તેની સ્પષ્ટ દરખાસ્ત મૂકી નહિ "ઓસ્ટ્રો-જર્મન કસ્ટમ્સ યુનિયન" એ શબ્દ પણ ચર્ચામા વાપરવામા આવ્યો નહોતો, જો કે બધાના મનમા એ જ વસ્તુ ડખતી હતી નાતનુ પચ ભેગુ મળ્યુ હોય અને બધી વાત આડી જ ચાલે એટલુ જ હલકુ વાતાવરણ લીગ ઓફ નેશન્સમા ઘણી વાર હોય છે એમ કહીએ તો તે તદ્દન ખરૂ છે

ફ્રાન્સે જે જે મુશ્કેલીઓ ઊભી કરી તે બધામા ઊતરવાની જરૂર નથી માત્ર એમાથી સરળ રસ્તો શોધવામા વખત વહી ગયો! તા ૩૦ મી જુને ઇટાલીઅન સરકારે પોતે મોરેટોરીઅમ જાહેર કરી દીધુ! ફ્રાન્સે જે શરતો મૂકી તે અમેરિકા સ્વીકારી ન શકયુ, કારણ અમેરિકાની દૃષ્ટિ માત્ર નાણાવ્યવહાર અને આર્થિક પરિસ્થિતિને સુધારવા પૂરતી જ હતી, જ્યારે ફ્રાન્સને તો જર્મનીનો સમૂળો નાશ કરવાની જ વૃત્તિ હતી — અને આનુ નામ જ યુરોપનું આધુનિક રાજપ્રકરણ! દડ તરીકે જે રકમ જર્મની ફ્રાન્સને આપે છે તે

રકમ જર્મનીને તે પાછી ધીરે પરંતુ તે જર્મન રાજ્યને નહિ, પણ જર્મન ઉદ્યોગોને – આ એક ફ્રાન્સની શરત હતી એ તો અમેરિકાએ સ્વીકારી છે આ ક્રમમા ઊંડે ઊતરતા આપણને સ્પષ્ટ જણાઇ આવે છે કે યુરોપના આંતરરાષ્ટ્રીય લેણદેણના વ્યવહારમા વેપારની દુનિયા જર્મનીને બચાવવા મથે છે, ત્યારે યુરોપના રાજ્યોની સત્તા જર્મનીને ખુવાર કરવા જ માગે છે।

જર્મન સરકાર પાસે અત્યારે કશી "એસેટસ" છે નહિ, ઇંગ્લાંડ અને અમેરિકા તેને વધારે લાંબુ "ક્રેડીટ" આપવા હા કહે છે, પણ નવા નાણા ધીરવા ના પાડે છે ડૉ બ્રુનીંગના હાથમા અત્યારે તો સત્તા છે અને ડૉ બ્રુનીંગ લડાઇને અંગે જર્મની પર લાદવામા આવેલો દંડ કે દેવાનો ઇન્કાર કરવા ના પાડે છે ડૉ બ્રુનીંગના પક્ષ સિવાય બીજા બે પક્ષો જર્મનીમા છે એક ફેસીસ્ટોનો ( Nazis ) અને બીજો સામ્યવાદીઓનો ( Communists ) જો ડૉ બ્રુનીંગ પદભ્રષ્ટ થાય તો કદાચ ફેસીસ્ટોને હાથ સત્તા જાય, અને ફેસીસ્ટો પાસે કશો મુકરર કાર્યક્રમ નથી, છતા એટલુ તો તેમણે નક્કી કર્યું છે કે જર્મનીના દંડ-દેવાનો ઇન્કાર કરવો। સામ્યવાદીઓને સત્તા મળે તો તેઓ પણ આ મુદ્દા પર મમત થાય પણ બીજી રીતે તેઓનો કાર્યક્રમ ફેસીસ્ટો કરતા જુદો પડે છે જર્મનીમા અત્યારે બેકારી બહુ વધી ગઇ છે. એક પ્રજા તરીકે નાણાનો વહીવટ સદ્ધર પાયા પર મૂકવા જતા, જર્મન પ્રજાએ દરેક દિશામા કાપકૂપ કરી છે જર્મન બેકારી માત્ર મજૂર વર્ગમા જ નથી, પણ મધ્યમ વર્ગમા પણ છે, અને આ વસ્તુસ્થિતિ વિપ્લવ આણે એટલી ભયંકર છે મજૂર વર્ગ શારીરિક હાડમારી અને બેકારીથી ટેવાએલો હોય છે, પણ જે મધ્યમ વર્ગે સારા દિવસો જોયા હોય, જીવનમા સુખસગવડ શું એ સાધારણ અનુભવ્યું હોય તેવો વર્ગ જ્યારે તદ્દન બેકાર થઇ જાય, ત્યારે સમાજમા ક્રાન્તિ થયા વગર ન રહે જર્મન ( ખાસ કરીને પ્રુશીઅન ) સ્વભાવ એવો છે કે બેકારીમા તેને રાજ્ય તરફથી અપાતી મદદ લેવી ગમતી પણ નથી। એને કંઇક કામ કરવાનુ મન રહ્યા જ કરે છે, કશુ કામ ન મળે તો યુનિવર્સિટીમા જઇ ટેકનિકલ શિક્ષણ લે છે એ શિક્ષણ લીધા પછી પણ તેને કામ મળી શકતુ નથી, અને વ્યક્તિગત આપત્તિ સમાજમા વિપ્લવના બીજ રોપે છે કશો કાર્યક્રમ ઘડેલો ન હોય તો પણ રાજ્યતંત્રને ઉથલાવી પાડવાના આવેશ એના મનમા આવે છે એક મુસાફરે કહ્યું છે તેમ 'જર્મનીમા બધુ તેનું તે લાગે છે, રસ્તાઓ બહુ જ ચોખ્ખા છે, મજૂરોના ઘર બહુ જ સારા છે, માત્ર પોલીસો જરા વધારે પ્રમાણમા દેખાય છે, સામાન્ય રીતે જોતા વાતાવરણમા કોઇને કશુ અસ્વાભાવિક ન દેખાય, પરંતુ લોકોની સાથે વાત કરતા તરત માલૂમ પડી આવે છે કે દરેક પળે તેઓ વિપ્લવ થશે એમ માને છે 'અલબત્ત અત્યારે તો તેઓ 'નેકઝીમ'–ફેસીસ્ટો છે, અને ફેસીસ્ટો તરીકે જ તેઓ સરકારને ઉથલાવી પાડશે પણ ત્યાર પછી તેઓ સામ્યવાદીઓ બની જશે?' એમ સૌ કોઇ માને છે!" જર્મનીમા જો સામ્યવાદ આવે તો રશીઆમા જેમ તે ઘર કરી રહ્યો છે તેમ જર્મનીમા પણ તે ટકી રહે।

આમ ન બને તે માટે ફ્રાન્સ, ઇંગ્લાંડ, અમેરિકા શા પ્રયત્નો કરશે? ઑસ્ટ્રો-જર્મન-કસ્ટમ્સ યુનિયનની હિલચાલ ફ્રાન્સ પકડ્યું ડેન્યુબપ્લાન-મોરેટોરીઅમ પરની ચર્ચાને એક માસ સુધી તો એવી દુષ્ટ રીતે અદ્ધર લટકાવી રાખી કે તમામ જર્મન બેંકોને બારણાંના

બીજા આડવાડીઆમાં અમુક વખત બંધ રહેવું પડયું; એ દરમિયાન ફ્રેન્ચ સરકારે ઇંગ્લાંડમાંથી પણ બે કરોડ પાઉન્ડ પાછા ખેંચી લીધા, અને તે રીતે તેને પણ મુશ્કેલીમાં નાંખ્યું ! લડાઇના દંડનો મોટો હિસ્સો ફ્રાન્સને ભાગે જાય છે, એટલે ફ્રાન્સની પાસે મૂડી પુષ્કળ છે. ઈંગ્લાંડ–અમેરિકા જર્મનીને ટકાવી રાખવા જે પ્રયત્નો કરે છે તેનો બધો લાભ ફ્રાન્સને મળે છે. નાણાં અને મૂડીની બાબતમાં તે આજે માત્ર યુનાઇટેડ સ્ટેટ્સથી ઊતરે છે.

પણ જો જર્મનીને સામ્યવાદી બનવા ન દેવું હોય, તો ઈંગ્લાંડ–અમેરિકાએ એને મદદ કરવી જ જોઇએ, અને જર્મની માટે એક જ માર્ગ શક્ય છે; અને તે એ કે રાજ્યે તમામ ઉદ્યોગોનો વહીવટ પોતાને હાથ ધરવો. બ્રુનીંગની સરકાર આ દિશા તરફ પ્રયાણ કરી રહી છે; સામ્યવાદમાં પણ ઉદ્યોગોનો વહીવટ સરકાર પોતાના હસ્તક કરે છે. પણ બ્રુનીગ-સરકારનો વહીવટ અને સામ્યવાદીઓના વહીવટ વચ્ચે એટલો તફાવત રહેશે કે બ્રુનીંગ ઉદ્યોગોનો વહીવટ પોતાને હાથ કરી લડાઇનો દંડ ભર્યા જ કરશે, જ્યારે સામ્યવાદીઓના હાથમાં જો સત્તા જાય તો તેઓ દંડ-દેવાનો ઇન્કાર કરી જર્મન પ્રજાને માટે જ આખો વહીવટ પોતાને હાથ ધરે ! બ્રુનીંગ-સરકારનો ઉદ્યોગો પરનો વહીવટ સ્થપાય તો દુનિયામા મૂડીવાદની જીત થઇ ગણાય; અત્યાર સુધી મૂડીવાદની વ્યવસ્થા પ્રમાણે એક જ પ્રજામાં બે વિભાગો પડી જતા, મૂડીદારવર્ગ અને મજૂરવર્ગ. સામ્યવાદનું તર્કશાસ્ત્ર એમ કહેશે કે આ વર્ગો વધીને એવડા મોટા થઇ શકે કે એક સમસ્ત પ્રજા મૂડીદાર વર્ગને સ્થાને આવે, અને બીજી એક પ્રજા મજૂર વર્ગનું સ્થાન લે ! જેમ જેમ આ પક્ષો વધારે વિશાળ બને તેમ તેમ મૂડીવાદનો અત વધારે નજીક આવે એ શક્ય છે. ઈંગ્લાંડ–અમેરિકા જેવા મૂડીદાર દેશો પોતાનું લેણું વસુલ કરવા સામ્યવાદીઓના કાર્યક્રમનું સૌથી મોટું અગ જર્મની પાસે સ્વીકારાવે એ જ એક નવાઇની વાત છે ! માત્ર બહારનું દેવું પતાવવા જર્મની સામ્યવાદનું એક પગલુ લે, તો પોતે સામ્યવાદી કેમ ન બને એ જોવાનું છે.

ઇંગ્લાંડમાં મી. મેકડોનલ્ડે પોતાના મજૂર પક્ષને ત્યજીને કન્ઝરવેટિવ અને લીબરલોની સાથે નવું સંયુક્ત પ્રધાન મંડળ રચ્યું એ મૂડીવાદની જીત છે. "આપણા જ જીવન દરમિયાન સમાજસત્તાવાદ સ્થાપિત થવો જોઇએ" એમ અત્યાર સુધી મેકડોનલ્ડ કહેતા. અને એ જ મેકડોનલ્ડને મૂડીવાદની આગળ નમતું આપવું પડ્યું જો મોરેટોરીઅમ જાહેર કરવામાં આવે તો ઈંગ્લાંડને એક વર્ષમાં એક કરોડને દશ લાખ પાઉન્ડની તૂટ પડે. જો મોરેટોરીઅમ ન સ્વીકારવામાં આવે તોપણ ઈંગ્લાંડના બજેટનું જમા ઉધાર પાસું સરખું થઇ રહેતું નહોતું. આ પાસાં મેળવવા કાપકૂપ કેવી રીતે કરવી તે બાબત ભલામણ કરવા 'ઇકાનોમી—કમિટી' નીમવામાં આવી હતી. તે કમિટીએ ૯૬૫૦૦૦૦૦ પાઉન્ડની કાપકૂપ થઇ શકે એમ જણાવ્યું અને કાપકૂપ કેવી રીતે કરવી તે વિશે જુદી જુદી ભલામણો કરી હતી. ( ઉ. ત. બેકારીના વીમામાં જે રકમ આપવામાં આવે છે તેમાં ૨૦ ટકા ઘટાડો કરવો, કેળવણીને અપાતી ગ્રાન્ટ અને શિક્ષકોના પગારમાંથી ૨૦ ટકા

"It is thought that the only effective method open to Germany now is the institution of some form of State control of industry and finance, and signs are not wanting that the Bruning is Government moving in that direction."

થયો તે કંઇ દયાભાવથી કરવામાં આવ્યો નહિ જ હોય એમ લાગ્યા વગર રહેતું નથી. યુરોપમાં માલ વચાતો જ નહોતો, બેકારી અને નાણાભીડ વધતી હતી, એવે વખતે જો હિંદમાં ચાર માસ વધારે સત્યાગ્રહ સિવિલ ડિસઓબિડિયન્સની હીલચાલ ચાલી હોત તો આ સરકાર અને ઇંગ્લાંડને ભારે થઇ પડત. આજે પણ તેઓ તો ધારે છે કે ગોળમેજી પરિષદમાં પણ "જો તેઓ હિંદના નેશનેલિસ્ટોને એવી રીતે છેતરી શકે કે આવતા થોડા માસ દરમિયાન તેઓ બ્રિટિશ માલના બહિષ્કારની સખત ચળવળ બંધ રાખે અને એ દરમિયાન બ્રિટનની આજની નાણાભીડનો સમય વીતી જાય—આટલું જો સાધી શકાય, તો બ્રિટન 'ડોમિનિયન સ્ટેટસ'નો એક ટુકડો પણ હિંદને નહિ જ આપે" ( If Indian Nationalists can be duped for a few more months, so that they will not start a vigorous campaign of boycott of British goods as a political weapon, until the present financial crisis in Britain is overcome, then Britain will not even make any substantial concession towards 'Dominion Status') આપણને વિચાર આવ્યા વગર રહેતો નથી કે શું ગાંધી – અરવિનપેક્ટ થયો તે પણ આપણને છેતરવા જ? દુનિયાના મહાનમાં મહાન પુરુષ મહાસભાના અખંડ પ્રતિનિધિ થઇને ઇંગ્લાંડ ગયા છે, તે છેતરાય તો નહિ જ, એમ આશા રાખીશું

તા. ૧૨ સપ્ટે, ૧૯૩૧ (મળેલું)

### Bibliography


(1) French Foreign Policy Huddleston,
(2) Our Financial Position and Prospects H. Cox,
(3) The European Discontent H Brown,
(4) Foreign Affairs-G Glasgow,
(5) The Financial and Economic Crisis G. Glasgow,
(6) A Reconnaisance on the Continent Prof Toynbee – The Contemporary Review July – Aug 1931
(7) The European Crucible,
(8) The European Crisis,
— the Fortnightly Review June – Aug 1931
(9) Crisis in Britain and Indian Freedom Dr Taraknath Das—" Liberty "
(10) Challenge to Labour Government E F. Wise in "New Leader" reprinted in Bom Chr etc etc
(11) Report of the Financial Obligations' Committee

# સંગીતાચાર્ય કૈલાસવાસી પંડિત વિષ્ણુ દિગંબરનું સંક્ષિપ્ત ચરિત્ર

અમને જણાવતા ભારે ખેદ થાય છે કે ભારતના પ્રસિદ્ધ સંગીતનેતા સંગીતાચાર્ય પંડિત વિષ્ણુ દિગંબર પલુસ્કરનો દેહાન્ત મહારાષ્ટ્રમા મીરજ મુકામે તા ૨૧–૮–૩૧ ને રોજ થયો હતો સ્વર્ગસ્થ પંડિતજી એક મહાન વિભૂતિ હતા એ કેવળ મહારાષ્ટ્રના કે ગૂજરાતના નહિ બલ્કે અખિલ ભારતના એક ઝળકતા રત્ન રૂપે હતા સંગીતના ઉદ્ધારાર્થે એમણે જેટલા પ્રયત્નો કર્યા તેટલા ભાગ્યે જ કોઇએ કર્યા હશે સંગીતના ઉદ્ધાર માટે જ એમનો અવતાર હતો એમ કહીએ તો તેમા જરાય અતિશયોક્તિ ન કહેવાય ગુરુવર્ય પંડિતજીએ પોતાના ઉદાહરણથી એક આદર્શ સંગીતાચાર્ય કેવા હોવા જોઇએ તે બતાવી આપ્યુ છે જ્યારે ભારતવર્ષમા સંગીતની સ્થિતિ બિલકુલ અધમ દશાએ પહોચી હતી,– કોઇપણ ગાયક કે વાદકને સમાજમા યોગ્ય સ્થાન ન મળતુ હતુ–એવે વખતે એમનો જન્મ થયો

મહારાષ્ટ્રમા કુરુંદવાદ નામક દેશી રાજ્યમા એમનો જન્મ થયો ( ૪ સ ૧૮૭૨ ) એમના પિતાશ્રી શ્રીદિગંબરપંત કીર્તનકાર હતા હરિકીર્તનનો એમનો વંશપરંપરાનો ધંધો હતો પંડિતજી જ્યારે બાર વર્ષના હતા ત્યારે એક વખત દારૂની રમતમા તેમની આંખમા દારૂ જવાથી તેમની આંખ હમેશની બગડી તેથી તેમનુ અંગ્રેજી ભણતર બંધ થયુ વડીલોએ સંગીત શીખવાની સલાહ આપી અને પંડિતજી સ્વર્ગસ્થ બાળકૃષ્ણ બુવા–ગાયનાચાર્ય–પાસે સંગીત શીખવા ગયા બાળકૃષ્ણ બુવા એક નામાંકિત અને પ્રસિદ્ધ ગાયનાચાર્ય હતા હમણા જ ચાર વર્ષ ઉપર તેઓ વૃદ્ધાવસ્થા ભોગવી ગુજરી ગયા બાળકૃષ્ણ બુવાએ અનેક શિષ્યોને વિદ્યાદાન કર્યું તેમાથી ગુરુવર્ય પંડિતજી સહુથી વધારે દીપી નીકળ્યા જૂની પરંપરાના ગાયક વાદકોમા જે ખોટો રિવાજ અત્યાર સુધી પડેલો હતો કે શિષ્યોને ખુલ્લા દિલથી વિદ્યા ન શીખવવી–શિષ્યો ભલે તનમનથી તેમની અપાર સેવા કરે, તોપણ વિદ્યાની ચોરીની જે સંકુચિત દૃષ્ટિ તેમનામા હતી–તે તેઓ કાઢી ન શકયા બાળકૃષ્ણ બુવા આ વાતને અપવાદરૂપ હતા તેથી ગુરુવર્ય પંડિતજી જેટલો વખત તેમની પાસે રહ્યા તેટલો વખત ગુરુ પાસેથી એમણે પૂરેપુરુ જ્ઞાન સંપાદન કરી લીધુ કુરુંદવાદ પાસે જે મીરજનુ દેશીરાજ છે, તેના અધિપતિ મહારાજા બાળા સાહેબને તે વખતે સંગીતનો શોખ હતો બાળકૃષ્ણ બુવાને પોતાના દરબારમા નોકરી તરીકે રાખ્યા તેથી પંડિતજીનું શિક્ષણ મીરજમા થયુ મીરજના મહારાજાએ પણ પંડિતજીના શિક્ષણમા મોટી મદદ કરી ને જ્યા સુધી પંડિતજીનુ સંગીતશિક્ષણ પૂરુ થયુ ત્યા સુધી બુવા સાહેબને દરબારમા રાખ્યા

પંડિતજીનો અવાજ ( કંઠ ) નાનપણમા બહુ સારો નહોતો, કંઠમાથી સાદા સાદા તાન આલાપ પણ તેઓ કાઢી નહોતા શકતા એક વખત કલ્યાણ રાગનુ ગીત શીખવવુ ગુરુએ શરૂ કર્યું એ ગીત ' પટલોરે કથન ' હતુ પંડિતજી તેને બરાબર ઝીલી ન શકયા એટલે ગુરુએ નિરાશ થઇ ગુસ્સામા કહ્યુ " વિષ્ણુ, તારા કંઠમાથી આ ગીત બરાબર

નીકળતુ નથી માટે તુ આજથી સગીત શીખવાતુ મકી દે બીજુ કંઇ શીખ નકામા ગાયન શીખવામા તારુ આયુષ્ય ન બગાડ કારણ કે તને સગીત આવડવાનુ નથી "

ગુરુજીના આવા ઉદ્ગારોથી પડિતજીને બહુ માઠુ લાગ્યુ તેઓ રડવા લાગ્યા અને ગુરુજીને કહ્યુ કે " હુ ઘરમાથી નીકળ્યો તે સગીત શીખવા ખાતર તમે મને નિરાશ કરો તો હુ કયા જાઉ ? મારી આખ પણ સારી નથી જેથી હુ બીજુ કંઇ કરી શકુ પાછો ઘેર જાઉ તો વડીલો વઢશે, હવે હુ ઘેર જવાનો નથી ભલે મને સગીત શીખતા ૧૦ ને બદલે ૨૦ વર્ષ લાગે તોપણ કંઇ હરકત નથી હુ તો અહીં જ રહેવાનો " ગુરુ તે સાભળી ચકિત થયા ચારપાચ દિવસ પછી શાન્ત થઇ એમણે સાદા સાદા આલાપો સાદી રીતે શીખવવા શરૂ કર્યા અને કહ્યુ તારા કઠ જરા પરિશ્રમ કરશે તો મધુર અને પતળો (ફરતો) થઇ જશે હુ જેમ કહુ તેમ તુ મહેનત કરતો જા " પડિતજીએ તે પ્રમાણે કર્યું ગુરુ પાસે જે જે ગીતો રાગ ના આલાપો શીખતા તે બધાને કંઠસ્થ કરવા પડિતજી સારી રીતે મથતા દરરોજ ૧૮ કલાક સુધી તેમની મહેનત ચાલતી એમ તે વખતના તેમના મિત્રો અને સહાધ્યાયીઓ કહે છે તે વખતે પડિતજીના સમયપત્રકમા છ કલાકની ઊંઘને પણ સ્થાન નહોતુ ગુરુગૃહવાસ દરમિયાન તેમણે અત્યત ભક્તિભાવથી ગુરુની સેવા સુશ્રુષા કરી અને ગુરુકૃપાથી તેમને તપશ્ચર્યાનુ ફળ મળ્યુ ઘેર ખાનગી બેઠકોમા, મોટી મોટી મિજલસોમા ગુરુજીને પડિતજી હમેશ સાથ આપતા હતા અને એ સાથ આપવામા ગુરુજીનું વલણ જોઇ તે પ્રમાણે વર્તતા તેથી સભામા કેવી રીતે ગાયન કરવુ, વગેરે પડિતજી જાણી શકયા અને સભાધીટપણાનો આવશ્યક ગુણ તેમનામા કાયમનો ઊતર્યો ગુરુના સહવાસથી ગાયનનુ પ્રત્યક્ષ શિક્ષણ તેમને મળ્યુ અને પડિતજીના ગાયનમા ગુરુની જેવી વિવિધતા આવવા લાગી પડિતજીના ગાયનમા વિશેષતા એ હતી કે તેઓ ચારચાર પાચ પાચ કલાક એક જ ગીત એક જ રાગમા જુદા જુદા આલાપો સહિત ગાઇ શકતા હતા એક વખત લીધેલો આલાપ કે તાન ફરી ન આવે દરેક વખત નવીન નવીન આલાપનુ સ્ફુરણ થતુ

પડિતજીનુ વિદ્યાર્થી દશામા ખાનગી જીવન બહુ જ નિર્મળ અને સાદુ હતું કોઇપણ પ્રકારનુ વ્યસન તેમને નડ્યુ નથી આસપાસનુ ગુરુભાઇઓનુ વાતાવરણ આટલુ બધુ નિર્મળ ન હોવા છતા પડિતજી કેવળ તેમાથી અલિપ્ત રહ્યા સોપારીના કટકાનુ વ્યસન પણ એમને નહોતુ એમને એક જ વ્યસન હતુ અને તે પોતાનો સગીતનો અભ્યાસ

પડિતજીની ગુરુભક્તિ પણ વિશેષ હતી ગુરુજી પ્રવાસ કરતા ત્યારે એમની સાથે રહેતા અને એમની સેવા પોતે કરતા એમની તબિયત વિષે તેઓ બહુ જ કાળજી રાખતા આગળ ઉપર પડિતજી જ્યારે કમાતા થયા ત્યારે ગુરુજીનું થોડુ ઘણુ દેવુ પણ પડિતજીએ જ પતાવી તેમને કરજ મુક્ત કર્યા

પડિતજીએ પોતાનો અભ્યાસ ઈ સ ૧૮૯૬મા પૂરો કર્યો અને તેમણે સગીતના પ્રચારાર્થે ઉત્તર હિંદુસ્તાનમા જવાનો નિશ્ચય કર્યો એ જ સાલના શ્રાવણ માસમા પડિતજી ગુરુજીથી છૂટા પડયા, પડિતજી મીરજથી શ્રાવણની પુર્ણિમાએ નીકળ્યા સુધાકરે પણ પોતાની સપૂર્ણ કળાનો પ્રભાવ એમના ઉપર પાડયો પડિતજી પ્રથમ ઔંધ ગયા ત્યા તેમને સારી રીતે વિદાય મળી પણ મુબઇ નજીક કલ્યાણમા એક વકીલોની કલબમા એમનો જલસો

થયો. ત્રણ કલાક તનતોડ મહેનતની મજૂરી વકીલોએ ચાર આના આપી! પંડિતજીએ શાન્ત ચિત્તે તે પણ સ્વીકાર્યા. આગળ ઉપર પોતાની આ વાત જ્યારે અમને કહેતા ત્યારે પંડિતજી અમને વિનોદથી કહેતા કે "મારા ગાયનની ઓછામાં ઓછી કિંમત ચાર આના તો છે જ!"

કલ્યાણ પછી પંડિતજી વડોદરા ઇંદોર દેવાસ ધારા ઉજ્જૈન ગ્વાલિયર મથુરા દિલ્હી વગેરે શહેરોમાં ગયા. ત્યાં જૂની પરંપરાના ગવૈયાઓ સાથે તેમનો મુકાબલો થયો. તેમાં પંડિતજી બહુ જ સારી રીતે પસાર થયા. તે વખતે તેમની હોશિયારી, વિદ્વતા અને તૈયારીની પ્રશંસા જાહેરમાં થવા લાગી. પંડિતજીનું સંગીત સાંભળી, તેમનાં પાંચ પાંચ સસકો સુધી ફરતા ગળામાં આલાપને સાંભળી બધા ચિત્રની પેઠે મુગ્ધ થતા હતા. એક વખત ગ્વાલિયરમાં જાહેર મિજલસમાં એમને ફરમાશ કરવામાં આવી તે ઉપરથી એમણે તોડી રાગનું ગાયન શરૂ કર્યું સમય સવારનો હતો. ચાર કલાક સુધી એક જ રાગ એમણે અનેક પ્રકારની વિવિધતા સહિત આલાપ્યો. તેથી તેમની એટલી બધી પ્રસિદ્ધિ થઇ ગઇ અને એટલું બધું માન મળ્યું કે તે વખતના ગવૈયાઓમાંથી કોઇને એમના જેવું માન મળ્યું નહતુ. આ પછી પંડિતજી આખા પંજાબ પ્રાન્તમાં ફર્યા. એમની જગ્યે જગ્યે કીર્તિ ફેલાઈ. જલધરમાં દર વર્ષે સંગીતમેળો ભરાય છે. એમાં ઘણાખરા પ્રસિદ્ધ સંગીત ઉસ્તાદો આવે છે તેમાં પણ પંડિતજી પોતાનું સંગીતનૈપુણ્ય બતાવી પ્રેક્ષકોને મુગ્ધ કર્યા. તેથી લોકોની પડિતજી ઉપર એટલી શ્રદ્ધા બેસી ગઇ અને પંડિતજીનું નામ એટલુ બધું પ્રચલિત થઇ ગયું કે દર વર્ષે પડિતજીને સાંભળવા ખાતર હજારો લોકો એ જલસામાં બહારથી આવતા. આમ આખા પંજાબ પ્રાંતમાં એમની કીર્તિ પ્રસરી. દેશાવરનાં પણ નિમંત્રણો આવવા લાગ્યા અને પડિતજીને કમાણી પણ ખૂબ થઇ.

પ્રવાસ દરમિયાન પડિતજીને પૈસા ખૂબ મળ્યા, એમનું નામ પણ ખૂબ ગવાયું. પણ એમણે સગીતની સ્થિતિનું જે નિરીક્ષણ કર્યું તેથી તેમના હૃદયને ખૂબ આઘાત પહોંચ્યો. પોતે નામાંકિત થયા પણ સમાજમાં ગાયકવાદકને જે માન અથવા યોગ્ય સ્થાન મળવું જોઇએ તે નહોતું મળતું એ વાત, એ સ્થિતિ તેમને માટે અસહ્ય હતી. અને વિચાર કરતાં એમને એમ લાગ્યું કે જ્યાં સુધી ખાનદાન કુટુંબોમાં સગીતનો પ્રચાર ન થાય, સંગીતના ઉપાસકો જ્યાં સુધી વ્યસનમુકત ન થાય, જ્યાં સુધી તેઓ પોતાનુ ચારિત્ર્ય ન સુધારે, ત્યાં સુધી સગીતની ઉન્નતિ ફ્લ છે. ડોકટરો ને વકીલોને સમાજમાં સ્થાન છે, વેપારીઓને છે, વિદ્વાનોને છે, તો પછી ગાયક, વાદકને કેમ નથી? તેમાં સમાજનો દોષ છે કે ગાયક વર્ગનો પોતાનો દોષ છે? પડિતજીએ એ વાતની નાડ બરાબર પારખી, અને તે દૃષ્ટિએ સંગીતના પ્રચાર અર્થે એમણે નિશ્ચય કર્યો.

એ નિશ્ચય પાછળ એમની ત્યાગની વૃત્તિ હતી. તેથી એ નિશ્ચય તેઓ તરત જ અમલમાં મૂકી શકયા અને તેના ફળ રૂપે તેમણે ૧૯૦૧ ની સાલમાં 'ગાંધર્વ મહાવિદ્યાલય' નામની સંગીત સંસ્થા ખોલી. પોતાની અત્યાર સુધીની બધી કમાણી તેમાં જ ખર્ચી. મકાન ભાડે લીધું, સરસામાન ખરીદ્યો, વાદ્યો વેચાતાં લીધાં. બાકીનો બધો જોઇતો ઠાઠ જમાવ્યો. એટલામાં એમના પૂ. પિતાશ્રી ગૂજરી ગયાનો તાર મળ્યો. પડિતજી તેથી નિરાશ ન થતાં વિદ્યાલય ખોલવાના સમારંભમાં મગ્ન રહ્યા. અને જસ્ટિસ ચેટરજીને હસ્તે ૧૯૦૧ના મે મહિનાની પાંચમી તારીખે લાહોરમાં વિદ્યાલય ખોલ્યું. હજારો માણસો,

ધનિકો, રાજા, મહારાજાઓ આ સમારંભમાં આવ્યા તેથી પંડિતજીને એમ લાગ્યું કે આપણું કામ હવે જોશબંધ ચાલશે.

પરંતુ તે ન બન્યું. ૧૦ દિવસ સુધી એક પણ વિદ્યાર્થી દાખલ ન થયો. જસ્ટિસ ચેટરજી પંડિતજીને મળવા આવેલા, તેમણે કોઇ પણ વિદ્યાર્થીને ભણતા ન જોયા તેથી તેમને એમ લાગ્યું કે આજે છૂટી છે. ચેટરજીએ પંડિતજીને પૂછ્યું: 'પંડિતજી, આજે છૂટી છે?' પંડિતજી કહેઃ "ના! છૂટી નથી. કોઈ વિદ્યાર્થી આવ્યા નથી એટલે છૂટી છે!" ચેટરજીને માઠું લાગ્યું અને કહેવા લાગ્યા કે 'પંડિતજી, હું આપને કહેતો નહોતો કે આ પંજાબી લોકો આવા છે? એ કોઇ આવવાના નથી. કેમકે એમને સંગીતના કાન જ નથી. અને તમારા વિદ્યાલય માટે લાહોર શહેર બરોબર નથી. હવે તો તમે ચેતો.' પણ પંડિતજી એને ગણકારે એવા નહોતા. એમણે કહ્યુંઃ 'બાપુજી, હું અહીં જ રહેવાનો છું. કોઇ વિદ્યાર્થી ન આવે તો મને ફિકર નથી. હું મારા ગાયનની મહેનત કરીશ. કોઇ આવશે તો ભણાવીશ, નહિ તો હું અને મારો તંબુરો તો છે જ.' ચેટરજી બાબુ પંડિતજીનો અડગ નિશ્ચય જોઇ વિસ્મય પામ્યા પણ બીજે જ દિવસથી વિદ્યાર્થીઓ દાખલ થવા લાગ્યા. અને ૭ મહીનામાં જ ૧૫૦ વિદ્યાર્થીઓની સંખ્યા થઇ. એવી રીતે પંડિતજીનો નિશ્ચય ફળ્યો.

૧૯૦૮ સુધી પંડિતજીએ લાહોરમાં તે વિદ્યાલય પોતે જ ચલાવ્યું. એ વિદ્યાલય મારફત ઉપદેશક વર્ગ (ટ્રેઇનિંગ ક્લાસ) ખોલ્યો. જેમાં સંગીતનું મફત શિક્ષણ, ભોજન, અને રહેવાની સગવડ આપવામાં આવતી. એક પ્રેસ પણ ખરીદ કર્યું જેમાં પંડિતજીની બનાવેલી સંગીતની ક્રમિક ચોપડીઓ છપાતી. એ વિદ્યાલય દ્વારા પંજાબમાં સંગીતનો પ્રચાર ખૂબ વધ્યો. આ મુદત દરમિયાન પંડિતજી પ્રવાસ કરીને જે કમાણી કરતા તે બધી વિદ્યાલયમાં જ ખર્ચ કરતા, કારણ કે ફી ઉપર સંસ્થાનું ખર્ચ નભાવવું ભારે હતું તેથી પૈસા મેળવવા માટે પંડિતજીને બહાર જવું પડતું

૧૯૦૮ ના ઓક્ટોબરમાં પંડિતજી મુંબઇ આવ્યા. અને વિજ્યાદશમીએ મુંબઇમાં વિદ્યાલયની શાખા શરૂ કરી. મુંબઈમાં વિદ્યાલયનું કામ લાહોરના ધોરણ ઉપર જ ચાલ્યું, પણ મુંબઇ શહેર મોટું હોવાથી ત્યાંનું કામ એટલું બધું વધી પડ્યું અને વિદ્યાર્થીઓની સંખ્યા પણ ઠીક ઠીક વધી. શિક્ષકો પૂરા પડતા થાકી જતા હતા પણ સાત સાત ઉપદેશક વર્ગનું કામ ચાલુ હોવાથી શિક્ષકોની તાણ ઓછી થઇ અને વિદ્યાલયનું કામ સરળ રીતે ચાલવા લાગ્યું. સંગીતપ્રચારક કામ એ રીતે ચાલતું હતું, પણ કેવળ ફી ઉપર ત્યાં પણ નિભાવ થાય એમ ન હોતું. તેથી જલસાદ્વારા પૈસા પેદા કરવા પડયા. ઉપરાંત, હિંદુસ્તાનમાં દરેક પ્રાન્તમાં દરવર્ષે દોરા કાઢવા પડ્યા, અને આવી રીતે ૧૯૧૫ સુધી એ કામ અવ્યાહત ચાલ્યું.

૧૯૧૫ માં વિદ્યાલય માટે મુંબઇમાં જમીન ખરીદવામાં આવી. તેને માટે પંડિતજીને એક મિત્રે કરજના રૂપમાં પૈસા આપ્યા અને તે ઉપર જોઇતું મકાન પણ બાંધી આપ્યું. એ મકાન વિદ્યાલયના તાબામાં ૧૯૨૪ સુધી હતું. તે દરમિયાન એ મકાન સાચવવા પાછળ પંડિતજીને ખૂબ મહેનત પડી અને ખૂબ સમય તેની પાછળ જતો હતો તે જગજાહેર છે. આ કડણ દિવસોની અંદર પણ પંડિતજીનું સંગીત ઉપરની ચોપડીઓ લખવાનું કાર્ય ચાલુ જ હતું. પંડિતજીએ આજ સુધી લગભગ ૫૦ ઉપરાંત ક્રમિક પુસ્તકો લખ્યાં છે.

પંડિતજીનું આ કાર્ય ચિરકાળ યશદાયી થશે. પંડિતજીનાં પુસ્તકોની વિશેષતા એ છે કે તેમાં ગીતોનો સંગ્રહ સાધુસંતોની વાણીમાંથી વીણેલો છે અને તેને જ રાગદારીનું સ્વરૂપ આપેલું છે.

પંડિતજીએ મુંબઇમાં પાંચ, લાહોરમાં એક, કરાંચીમાં એક અને ત્યારપછી રાષ્ટ્રીય મહાસભાના અધિવેશન વખતે તે તે સ્થળે એક, એવી રીતે અનેક સંગીત પરિષદો ભરાવી તેમજ રાષ્ટ્રીય મહાસભાદ્વારા સંગીતના પ્રચારનું કામ કર્યું. રાષ્ટ્રીય મહાસભામાં 'રાષ્ટ્રગીત' ગાવાનો પાડેલો પ્રચાર પંડિતજીનો જ છે. મહાસભામાં પણ 'રઘુપતિ રાઘવ રાજા રામ' એ ધૂનનો પ્રચાર એમણે જ કર્યો છે. આવી રીતે રાષ્ટ્રભક્તિને, ભગવતની ભક્તિનો સંબંધ એમણે જ પ્રથમ બતાવ્યો.

પંડિતજીના કુળમાં હરિદાસ, કીર્તન કરવાની પદ્ધતિ છે. તેથી પંડિતજીમાં ભાવનાત્મક વૃત્તિનો સારી રીતે વિકાસ થયો અને એ વૃત્તિ સંગીત કળાની પોષક જ થઇ. મોટા મોટા સાધુઓના સહવાસથી તુલસીદાસ રામાયણના નિરન્તર વાચન, પારાયણ અને પ્રવચનથી એમની મૂળવૃત્તિને ચેતન મળ્યું અને છેલ્લાં આઠ વર્ષમાં તેનું ભગવતભક્તિમાં રૂપાન્તર થયું. જૂનાં ઉસ્તાદી ગીતો પંડિતજી કોક જ વાર ગાતા. તેમાં રહેલા શૃંગારાદિ બીભત્સ રસોથી એ કંટાળી ગયા. કારણ કે એમના જીવનમાં જ એ વસ્તુ નહોતી. તેથી ભક્ત કવિનાં ભજનોનો ઉપયોગ હરહંમેશ કરતા.

મુંબઇમાં એમણે ૧૯૨૪ સાલ સુધી કામ કર્યું. તે જ વરસમાં મુંબઇનું મકાન વિદ્યાલય ઉપરનું કરજનું દેવું ન પતવાથી એમના હાથમાંથી ગયું. તેથી વિદ્યાલયનું કામ મુંબઈ જેવી અફાટ નગરીમાં પહેલાં જેવું ચલાવવું મુશ્કેલ હતું. તેથી નાશિક પંચવટીમાં એક સુંદર જગ્યા મેળવી તેના ઉપર એક નાની સરખી ઇમારત બાંધી તેમાં કામ ચલાવવાની યોજના પંડિતજીના મનમાં આવી. એટલામાં પંડિતજી ચાતુર્માસ નિમિત્તે નાશિકમાં રામાયણ પ્રવચન કરતા હતા. ત્યાં એમના ચાર માસના નિવાસથી ત્યાંના લોકોએ તેમની યોજનાને સહાનુભૂતિ બતાવી અને તેનું પર્યવસાન રામનામાધારાશ્રમ સ્થાપવામા થયું. એ આશ્રમ માટે જમીન મળી છે અને તેના ઉપર પ્રથમની યોજના મુજબ નાની સરખી ઇમારત અને રામાયણ મંદિર છે. મંદિરમાં તુલસીદાસ રામાયણની સ્થાપના કરી છે, જેમ શીખોના ગુરુદ્વારમાં ગ્રંથ સાહેબ. મંદિરમાં એમના શિષ્યો રામનામની હરહંમેશ ચોવીસે કલાક ચોકી કરે છે. સંગીત વર્ગો આદિનાં ક્રમિક પુસ્તકો છાપવાનું વગેરે કામ ત્યાં જ ચાલે છે.

છેલ્લાં આઠ વરસમાં પંડિતજીએ હિંદુસ્તાનના દરેક પ્રાન્તમાં નાનાં મોટાં શહેરોમાં જઇ ત્યાં સંગીતના જલસાઓ, રામાયણ પ્રવચન, હરિકીર્તન ઇત્યાદિ દ્વારા સંગીતનો પ્રચાર કર્યો હતો. તેમજ હિંદુસ્તાનના દરેક ઘરમાં 'રઘુપતિ રાઘવ રાજા રામ, પતિત પાવન સીતારામ' એ ધૂનનો પ્રચાર એમણે કર્યો છે. સાધુસંતોના સહવાસથી નિરંતર ધાર્મિક પ્રવચન, પારાયણ કીર્તન વગેરે કરવાથી એમની મૂળની સદ્વૃત્તિઓને ચલન મળ્યું અને તેનું રૂપાન્તર અખંડ ભગવત્‌ગીતામાં થયું. છેલ્લાં પાંત્રીસ વર્ષમાં એમણે સંગીત દ્વારા ભારતવર્ષની જે સેવા કરી છે, તેથી સંગીતકળા અને વિદ્યાને ગૌરવ પ્રાપ્ત થયું છે. એમના જવાથી સંગીતદેવીનો પનોતો પુત્ર ગયો છે અને તેની ખોટ વણપુરાયેલી જ રહેશે. તથાપિ એમનું કાર્ય એમના શિષ્યોની આગળ છે. એમના શિષ્યોએ એમની પાસેથી સ્ફુરણા લઇને એમનું જ કાર્ય ક્યારનુંએ શરૂ કર્યું છે. હવે એમના સ્મરણથી જ એ કાર્યને ચલન મળો અને ઇશ્વર એમના આત્માને શાંતિ આપો એટલું ઇચ્છી આ લેખ સમાપ્ત કરૂં છું.

નારાયણ મો. ખરે




### રાઉન્ડ ટેબલ કૉન્ફરન્સ

પૂજ્ય ગાંધીજીએ રાઉન્ડ ટેબલ કૉન્ફરન્સમા જવા પ્રયાણ કર્યું ત્યારથી જગતની આંખો તેમની સાથે સાથે ચાલતી રહી છે.

દેશી વેપાર ઉદ્યોગના હિતના પ્રતિનિધિ તરીકે શ્રીયુત બિરલા, સર પુરુષોત્તમદાસ અને શ્રી જમાલ મહમદને મોકલવાનું લૉર્ડ અર્વિને કબૂલ કરેલું હતું તે કારણસર તેમને પાછા રા. ટે. કૉ. ના પ્રતિનિધિઓ ચૂંટ્યા છે. એક વાઇસરૉયે કબૂલ કરેલું કરવામાં પણ કેટલું મોડું ? અને હજી ડૉ. અનસારીને નીમતા નથી! જો કે મૌ. શૌકતઅલીએ એમની નિમણૂક માટે સંમતિ દર્શાવી છે, રાષ્ટ્રીય મુસ્લીમ પક્ષના એ જ માથા પ્રતિનિધિ છે, અને તેમના વિના ગાંધીજીને કોમી સવાલોનું નિરાકરણ કરતાં મુશ્કેલી પડે છે

વિલાયતમાં ગયા પછી મહાત્માજીએ હિંદનો પક્ષ જે રીતે રજૂ કર્યો છે તેથી હિંદ સમસ્તને અભિમાન અને સંતોષ થયો છે. તેમણે પોતાના મુદ્દા ટૂંકામાં ટૂંકી રીતે નીચે પ્રમાણે મૂક્યા છેઃ (૧) સંપૂર્ણ સ્વાતંત્ર્ય; (૨) આ સ્વાતંત્ર્ય, રાજીખુશીની ભાગીદારી અને સમાનભૂમિકા ઉપરની સમજુતીની શરતોનું વિરોધી નથી; (૩) તેમજ તે સમવાયતંત્ર કે હિંદના હિતની સાબીત કરી શકાય તેવી જરૂરી રક્ષણબંધીની પણ વિરુદ્ધ નથી. આથી આગળ જઈને તેમણે એક બીજી બાબત પણ કહી છે જે ખાસ કરીને ઇંગ્લાંડના હિતની છે. તેમણે કબૂલ કરેલું છે કે હિંદના હિતને જ્યાં હાનિ થતી નહિ હોય ત્યાં તેઓ ઇંગ્લંડના માલ તરફ પક્ષપાત બતાવવા તૈયાર છે. મહાત્માજીએ લૅંકેશાયરની મુલાકાત લીધી ત્યારે ત્યાંની ગરીબાઈને માટે દિલસોજી દર્શાવતાં અને તેમની ધીરજ અને બહાદુરી માટે ધન્યવાદ આપતાં પણ આ જ પક્ષપાતની વાત કરી હતી. તે પ્રસંગે પણ તેમણે યોગ્ય જ કહેલું કે હિંદના કરોડો માણસો આથી પણ વધારે ખરાબ દશામાં પડેલા છે.

પણ સામાન્ય રીતે રા. ટે. કૉ. સંબધી શ્રદ્ધા ઊઠતી જાય છે. ગાંધીજી પોતે ઇંગ્લંડની દીર્ઘસૂત્રીપણાની બાજીથી કંટાળી ગયા છે. તેમણે સ્પષ્ટ કહી દીધું છે કે ઇંગ્લંડની સરકાર પોતાનાં પાનાં દેખાડ્યા વિના વિદ્યાર્થીઓની ચેષ્ટાની માફક હિંદીઓ પાસે માત્ર ભાષણો જ કરાવ્યા કરશે તો પોતે હિંદ પાછા ફરશે, અને પછી પાછા આવી શકશે કે કેમ તે કહી શકાય નહિ. ઇંગ્લંડ તો પોતાના અર્થપ્રકરણી મુશ્કેલીઓમાં અત્યારે ડૂબાડૂબ છે, ત્યાંની રાષ્ટ્રીય સરકાર અસ્થિર છે, નવી ચૂંટણી થવાનો ભય રહે છે. અને ગમે તે યુક્તિ કરીને તેઓ હિંદ ઉપર પોતાના માથા પરના આર્થિક બોજા લાદી શકાય અને હિંદમાંથી કમાણી ચાલુ રહે તેવી યુક્તિ કરવાની તક જુએ છે. અને તે તક મેળવવા માટે વખત ગાળવાની નીતિ અખત્યાર કરે છે. ગાંધીજીએ આ સ્પષ્ટ જોઈ લીધું છે, અને તે વિશે પોતાનો નિશ્ચય સ્પષ્ટ પરખાવી દીધો છે.

આપણા બંધારણની બે મુખ્ય ગૂંચોઃ (૧) દેશી રાજ્યોની સાથેનો સંબંધ; (૨) લઘુમતીનું સંરક્ષણ. આમાં પહેલો મુદ્દો પણ હજી

નિરાકરણની નજીક આવ્યો છે એમ ન કહી શકાય પણ અત્યારે બીજો મુદ્દો વધારે કલેશકર થયો છે. વિભક્ત મતદાર મંડળોનો પક્ષ જરા પણ નમતું મૂકતો નથી.

તે ઉપરાંત આપણી રાજ્યપદ્ધતિ ઇંગ્લંડ માફક દીવાને આમ અને દીવાને ખાસ એમ બે મંડળોથી ચલાવવી કે માત્ર આમના મંડળથી, એ પ્રશ્ન પણ મહત્ત્વનો છે. પણ તેનો નિર્ણય ગુણદોષ ઉપર થશે એટલે એ ઉપરના બે પ્રશ્નો જેવો કુટિલ અને વિકટ નથી.

હમણાં તો કશા સંબંધી અભિપ્રાય બાંધ્યા વિના ત્યાં જે થાય તે જોવાનું રહે છે, અને હિંદમાં આપણી જે ફરજ હોય તેમાં અડગ રહેવાનું રહે છે.

## હિંદના બનાવો

એક તરફ જ્યારે આખા જગતની નજર ગાંધીજી તરફ વિલાયતમાં છે ત્યારે હિંદીઓની નજર હિંદ ઉપરથી જરા પણ ખસી ન શકે એવી રીતે સરકાર હિંદી વહીવટ ચલાવ્યા કરે છે. રા. ટે. કો. નાં કાર્યો ઉપરથી કશો જ અભિપ્રાય ન બાંધી શકીએ એવી સ્થિતિ છે ત્યારે અહીંનાં સરકારનાં કાર્યો એવાં છે કે તે સંબંધી અભિપ્રાય બાંધતાં જરા પણ વાર ન લાગે.

**હિંદનું અર્થપ્રકરણ :** યુરોપના અર્થ-પ્રકરણના વમળમાં હિંદ પણ ઘસડાયું છે. આ વમળમાં લગભગ બધા દેશો આવી ગયા છે પણ હિંદની દશા બીજા કરતાં વધારે ખરાબ છે કારણકે તેનો રૂપિયો હૂંડિયામણથી ઇંગ્લંડ સાથે બંધાયેલો છે. તેને બાંધેલે પગે તરવાનું છે, અને ડૂબતું ઇંગ્લંડ તેને મડાગાંઠ દઈ વળગી પડ્યું છે.

ગઇ તા. ૨૨-૨૩-૨૪ ત્રણ દિવસ સરકારના ઑર્ડિનન્સથી બજાર બંધ રહી. અને બજાર ઉઘડતાં સરકારે સોનાના વેચાણ ઉપર અંકુશ મૂક્યો. સત્યાગ્રહ યુદ્ધ બંધ પડ્યું, સરકાર સાથે તહકૂબી થઈ, છતાં ઑર્ડિનન્સનું રાજ્ય બંધ નથી પડ્યું!

સર સેમ્યુઅલ હોર, જેઓ હાલ મિ. વેજવુડ બેનની જગાએ સ્ટેટ સેક્રેટરી છે, તેમણે જાહેર કર્યું છે કે પાઉન્ડ રૂપિયાનો સંબંધ એટલે રૂપિયાનો ૧ શિ. ૬ પેન્સ નક્કી કરેલો દર ગમે તે ભોગે કાયમ રહેશે. પણ આમાં ભોગ માત્ર હિંદનો અપાય છે, ઇંગ્લંડનો નહિ. દુનિયાની બજારમાં પાઉન્ડની અને સોનાની જે સરખી કિંમત આજ સુધી રહેતી તે હવે નથી રહી. સોના કરતાં પાઉન્ડની કિંમત ઘટી છે. અત્યાર સુધી દુનિયાના વેપારના ભાવો પાઉન્ડમાં બોલાતા તે હવે ડૉલરમાં બોલાય છે. ખરી રીતે રૂપિયાનો પાઉન્ડ સાથેનો સંબંધ (જેના દરની વિરુદ્ધ આપણે આટલાં વરસથી બોલતા આવ્યા છીએ) તે સોના ઉપર આધાર રાખતો હતો અને પાઉન્ડની કિંમત સોનાથી ઘટી તેની સાથે જ એ સંબંધ બંધ પડવો જોઈએ, જેથી બન્નેનો સંબંધ જગતના નાણાંબજારથી એની મેળે સ્વાભાવિક રીતે વ્યવસ્થિત થઈ જાય. પણ સરકાર હૂંડિયામણનો દર કાયમ રાખવા માગે છે. એનો અર્થ એ થયો કે દુનિયાની બજારમાં પાઉન્ડની કિંમત બધે ઘટી ગઈ છે ત્યારે પણ હિંદમાં તેની તેની તે કિંમત રહેશે. આને પરિણામે બ્રિટિશ માલને હિંદની બજારમાં ૧૫ ટકા નફો મળ્યા કરશે. શ્રીયુત બિરલાએ આ કહ્યું છે અને અંગ્રેજી પત્ર 'મૉર્નિંગ પોસ્ટ' પણ આ કબૂલ કરે છે. એક તરફથી ગાંધીજી મિત્રભાવે લૅંકેશાયરના માલને ઉત્તેજન આપવા વૃત્તિ બતાવે છે, મહાસભા તહકૂબીની શરતો પાળીને બ્રિટિશ માલના બહિષ્કારનું નામ સુદ્ધાં દેતી નથી ત્યારે સ્ટેટ સેક્રેટરી અને હિંદી સરકાર પોતાની સત્તાથી હિંદનું અહિત ન જોતાં, અને આખા દેશના વિરોધ છતાં માત્ર ઇંગ્લંડના સ્વાર્થ પ્રમાણે નાણાંવ્યવસ્થા કરે છે. હિંદને સરકારી રાજ્ય

તરફનું આટલું અપમાન આજસુધી લાગ્યે જ લાગ્યું હશે !

હિંદના હુંડિયામણના દર ઉપર કાબૂ રાખવા હિંદનું સોનું ઇંગ્લંડમાં અનામત રાખવામા આવે છે. આ સોનું પણ આર્થિક વમળમાંથી બચવા ઇંગ્લંડ વાપરી નાંખે એવી દહેશત છે. ઇંગ્લંડ પોતાના ટ્રસ્ટીપણાનો ઉપયોગ પૂરેપૂરો કરી લેવા ઇચ્છે છે !

આ વખતમાંથી બચવાનો એક જ ઉપાય છે—સ્વદેશી.

**નવા કરો :** સર જ્યૉર્જ શુસ્ટર નીચે પ્રમાણે નવા કરોની દરખાસ્ત રજૂ કરે છેઃ (૧) રૂની આયાત ઉપર દર પાઉન્ડે ૭ પાઈ; (૨) સંચાકામની આયાત ઉપર ૧૦ ટકા; (૩) રંગની આયાત ઉપર ૧૦ ટકા; (૪) ગોળ (પરદેશી)ની આયાત ઉપર દર હંડ્રવેટે રૂ. ૬–૧૨ થી વધીને રૂ. ૭–૪; (૫) બૂટ અને શુઝની આયાત ઉપર ૨૦ ટકા જે પહેલાં પણ હતા, અથવા દર જોડીએ ૪ આના એમાંથી જે વધારે હોય તે; (૬) બનાવટી સુતર ૧૫ ટકા; (૭) બનાવટી રેશમી માલ, વીજળીની બત્તી ઉપર ૨૦ ને બદલે ૪૦ ટકા; (૮) રૂ, સાંચાકામ, અને રંગ સિવાય દરેક માલની આયાત ઉપર $\frac{1}{4}$ વધારો; (૯) ૧૦૦૦ થી ૧૯૯૯ ની આવક ઉપર રૂપિયે બે પાઇ ઇનકમ ટેક્સ, આ વરસ માટે અને પછીને માટે ચાર પાઇ; (૧૦) ઇનકમટેક્સના ચાલુ દરોને માટે, ચાલુ વરસમાં $\frac{1}{4}$ નો વધારો પછીને માટે $\frac{1}{4}$ નો; (૧૧) મીઠા સુદ્ધાં બધા દેશમાં બનતા માલ ઉપરની એક્સાઇઝ જકાતમાં $\frac{1}{4}$ નો વધારો; (૧૨) દેશની અંદરના કાગળો માટે પોસ્ટના દરોમાં ૫૦ ટકા વધારો.

આયાત વેરા અને એક્સાઈઝની જકાતોનો વધારો ૩૦ મી સપ્ટેંબરથી અમલમાં મૂકાશે અને પોસ્ટના દરોનો વધારો ગવર્નરજનરલ નક્કી કરે તે તારીખથી.

હજારની આવકવાળા ઉપરનો ઇનકમટેક્સ, અને મીઠા ઉપરનો કર અને પોસ્ટના દરોનો વધારો મધ્યમ અને ગરીબ વર્ગ ઉપર બહુ ભારે પડશે.

ઉપજને માટે કર નાંખવા પડે પણ રાજ્ય વહીવટ માટે ભયંકર દેવું કરવું પડતું હોય ત્યારે પણ સનંદી નોકરોના પગારોને સ્પર્શ ન કરી શકાય, અને લશ્કરી ખર્ચ ઘટાડી ન શકાય એના જેવી બીજી શી નાલેશી હોય ?

***

**વડી ધારાસભા :** વડી ધારાસભામાં જેમનો બોજ પડે તેવા હિંદના સભ્યો રા. ટે. કૉ. માં ગયા છે ત્યારે તેમની ગેરહાજરીનો લાભ લઇ સરકાર એક પછી એક દમનનીતિના કાયદા પસાર કરાવ્યે જાય છે. સૌથી પહેલાં વર્તમાનપત્રોને મોઢે મૂંગો દેવાનો સરકારે ઠરાવ કર્યો છે. બંગાળામાં કેટલાક યુવકોએ ખૂન કર્યાં છે, તેનો દોષ વર્તમાનપત્રો ઉપર ઢોળ્યો છે. અને તે અટકાવવા માટે દરેક પ્રેસ પાસેથી રૂ. ૫૦૦૦) સુધીની જામીનગીરી સરકાર સુકાવી શકશે. કોઇ પણ લખાણ સીધી કે આડકતરી રીતે અત્યાચારને ઉશ્કેરનારું જણાતાં આ રકમ ખાલસા થશે, અને રકમ ખાલસા થયા પછી દસ દિવસમાં પ્રેસનું જાહેરનામું એની મેળે રદ જશે. નવા જાહેરનામા માટે રૂ. ૧૦૦૦૦) જામીનખતના જોઇશે અને એવો બીજો ગુનો થયે, સ્થાનિક સરકારની પરવાનગી સિવાય તે પ્રેસને નવું જાહેરનામુ કરવા દેશે નહિ. આ બિલ હાલ તો એક વરસને માટે છે પણ જરૂર પડે તો બીજાં બે વરસ સુધી લબાવી શકાશે. ખાલસાના હુકમ ઉપર હાઇકોર્ટમાં અપીલ થઇ શકે છે.

આમાંથી કોઇ પણ પ્રેસ બચી શકે ખરું ? સરકારી અમલદારોને સીધી નહિ તો આડકતરી ઉશ્કેરણી ન દેખાય એવી સરકાર સામે કોઇ પણ ટીકા હોઇ શકે ખરી ?

બીજી તરફથી પર રાજ્યો સાથેના

સંબંધનું ( Foreign Relation Bill ) બિલ રજૂ થયું છે. બ્રિટિશ હદમાં રહીને કેટલાંક વર્તમાનપત્રો દેશીરાજ્યો વિરુદ્ધ બોલે છે તેનાથી દેશી રાજ્યોનું રક્ષણ કરવા આ કાયદો ઘડાય છે. આને માટે વધારેમાં વધારે બે વરસની સજા ઠરાવી છે.

સત્યાગ્રહની લડાઇ વખતે લડાઇ દાબી દેવાને જે ઑર્ડિનન્સો કરેલા હતા તે જ ઑર્ડિનન્સો નવે અવતારે અત્યારે વડી ધારાસભામાં પસાર કરાવાય છે. સરકાર એમ જ સમજતી જણાય છે કે તહકૂબી માત્ર પ્રજાને અને મહાસભાને બંધનકારક છે, પોતાને નહિ જ. તહકૂબીમાં સરકારનો ફાવે તેમ કાયદો ઘડવાનો હક ક્યાં બંધ થયો છે ?!

અત્યાચારો–ચિતાગોંગમાં એક યુવકે એક દેશી પોલીસ અમલદારનું ખૂન કર્યું તે અમલદાર મુસલમાન હતો. કેટલાક મુસલમાન ગુંડાઓએ આને કોમી ખૂન બનાવી હિંદુઓ ઉપર કેટલાંય અત્યાચારો કર્યા. આ સંબધી તપાસ કરવા મહાસભાએ સમિતિ નીમેલી તેનું નિવેદન આવી ગયું છે. નિવેદનનો સાર એ છે કે આ અત્યાચારોમાં અંગ્રેજ અમલદારો અને મુસલમાન પોલીસની ઉશ્કેરણી હતી. તપાસ કરનાર સમિતિના સભ્યો સંભાવિત હિંદુ–મુસલમાન દેશહિતના કાર્યકર્તાઓ છે. આવો અભિપ્રાય સરકારને સ્વતંત્ર તપાસ કરવાને પૂરતો નથી !

થોડા દિવસ ઉપર, હિજલીની જેલમાં બંગાળાના નજર કેદીઓ (detinues)ને રાખ્યા છે તેમના ઉપર ગોળીબાર કરવામાં આવ્યા છે. જેને પરિણામે બે મરણ પામ્યા છે અને વીસ ઘાયલ થયા છે. આ સંબંધમાં તટસ્થ તપાસ કરાવવાને માટે સદર કેદીઓએ ઉપવાસ આદર્યા છે. અને આખી પ્રજાનો આ સંબંધમાં દૃઢ આગ્રહ છતાં તટસ્થ તપાસ સરકાર આપતી નથી.

ગાંધીજીએ સરકાર સામે જે તહોમતનામું બહાર પાડેલું હતું તેનો સરકારે લૂલો જવાબ આપેલો તેનો પાછો સામો જવાબ 'યંગ ઇન્ડિયા'માં બહાર પાડેલ છે. જો સામાન્ય વ્યવહારમાં જેને શરમ કે આબરૂની બેવના કહીએ છીએ તે સરકાર જેવી રાજ્ય કરતી સત્તાને હોય તો તેણે ખરેખર કેટલીક બાબતો માટે તો શરમાવું જ જોઇએ. ખરેખર, આપણને દરેકને એમજ થાય કે સત્યાગ્રહની લડત દરમિયાન આ કરતાં લોકો વધારે સુરક્ષિત હતા.

***

## પૂ૦ ગાંધીજીની આ વરસની જયંતી

પૂ૦ ગાંધીજીને ૬૩મું વરસ આવતી ભાદરવા વદ ૧૨શને દિવસે બેસે છે. તેના પહેલાંનું આખુ આઠવાડિયું જયંતી સપ્તાહ તરીકે પળાશે. સપ્તાહનો મુખ્ય કાર્યક્રમ ખાદીવેચાણ છે. આ યોગ્ય છે. અમે એક જ બાબત તરફ ધ્યાન ખેંચીએ છીએ. ગુજરાતને પોતાના પ્રાંતની ખાદી તરફ ઘૃણા છે. પણ આ વખતે એમ ન થતાં ગુજરાત પોતાની ખાદી ખપાવશે એમ અમે આશા રાખીએ છીએ.

તેમની મહત્તામાં હિંદ પોતાની મહત્તા માને છે. અમે એ મહાન પુરુષને પ્રસ્થાન તરફથી સપ્રેમ અભિવાદન કરીએ છીએ.

તા. ૩૦–૯–૩૧

# મંગલશબ્દ

[ વિશ્વશાંતિ પરના એક ખંડકાવ્યમાંથી ]

ત્યાં દૂરથી મંગલ શબ્દ આવતો,
શતાબ્દિઓના ચિરશાંત ઘુમ્મટો
ગજાવતો ચેતનમંત્ર આવતો. ૩

પ્રકાશના ધોધ અમોઘ ઝીલતી
ધપે ધરા નિત્ય પ્રવાસ-પંથે,
એ તેજ પીને નિજ સૃષ્ટિ ખીલતી
જુએ ઘડી, ને વધતી ઉમંગે.
અંગે લગાવ્યા હિમલેપ શીળા,
જ્વાલામુખી કિંતુ ઉરે જ્વલત.
મૈયાતણે અંતર શું હશે પીડા ?
કે સૃષ્ટિચિંતા ઉરમાં અનંત ?
વિશ્રામ કાજે વિરમે નહિ જરા,
અકથ્ય દુઃખે અકળાય હૈડે;
ઉચ્છ્વાસથી વાદળગોટ ઊડે
ને દૂર ફેલે જલનીલ અંચળા.
ભમે ભમે દુઃખતપી વસુંધરા
ડગો ભરે તેજપથે અધીરાં ૧૭

એ તોય પૂરા ન થયા પ્રકાશ!
અંધારમાં આથડી ભૂતસૃષ્ટિ!
આ રક્તરંગી પશુ-પંખી પ્રાણી
પૂકારતાં સૌ નખ-દંત-નાશ
ને રક્ત પીને ઉછરેલ ભોળી,
આ લાડિલી માનવતા ધરાની
ઇતિહાસની ભૂલભુલામણીઓ
રચે, અને કૈં જગવે લડાઇઓ.
ઘેલી સ્વહસ્તે નિજ અંગ ચીરે,
ને ભીંજતી આત્મ તણાં રુધીરે.

જળ્યાં કરે ચોદિશ કોટિકલેશ,
શમે ન એ આગ અખૂઝ લેશ.
કો સિંચતા જીવનવારિ સંત
તોયે રહે પાવક એ ધગંત,
પેગામ દૈવી પયગંબરો વદ્યા,
શમી ન એ ભીષણ વિશ્વવેદના! ૩૩

ત્યાં દૂરથી મંગલશબ્દ આવતો!
યુગો તણી કૈંક પડી કતાર,
આવે ધ્વનિ એહની આરપાર;
'તું પાપ સાથે નવ પાપી મારતો!' ૩૭

એ મંત્ર ઝીલ્યો જગને કિનારે
ઊભેલ યોગીપુરુષે અનેકે,
આરણ્યકોએ, ઋષિમંડલોએ;
સુણેલ બુદ્ધે ઇશુએ, મહાવીરે.
ન તોય નિદ્રાજડ લોક જાગ્યા,
ડૂબી ગયો મંત્ર અનંતતામાં. ૪૩

એ આજ પાછો ધ્વનિ સ્પષ્ટ ગાજતો
આ યુદ્ધથાક્યા જગને કિનારે.
ગાંધીતણે કાન પડ્યો, ઉરે સર્યો
ને ત્યાં થકી વિશ્વવિશાલ વિસ્તર્યો.

યુગોયુગની તપસાધના ફળી!
જરી મહા અંતરવેદના શમી! ૪૯

માસે માસે, અભિનવહાસે,
ઊગે બીજકલા
યુગેયુગે પયગંબર જાગે
ભાંગે જગશૃંખલા. ૫૩

(મળેલું)

卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૧૨ આશ્વિન : ૧૯૮૭ અંક ૬

# ચંદ્રદર્શન

( દ્રુતવિલમ્બિત )

સરવરે તરતી તરણી અને
નયન 'ચન્દ્ર કહીં' કહિ શોધતા
ઉદય શૃંગ થકી તહિં આવતી
તિમિર ટાળતી ચન્દ્ર તણી પ્રભા

उदयगूढशशाङ्कमरीचिभि
तमसि दूरमित प्रतिसारिते।
अलकसंयमनादिव लोचने
हरति मे हरिवाहनदिङ्मुखम् ॥

[ ઉદયગૂઢ શશાંક તણાં કરો
તમસ દૂર કરે અહિંથી તદા
અલક બાંધતી હોય જ એમ આ
હરતું પૂર્વદિશામુખ લોચનો ]

કવિશિરોમણિશબ્દ મુખે સ્ફુરે
પ્રિયતમામુખ એ હૃદયે રમે
કર ઉંચા કરિ કેશ સજાવતી
હૃદયને ભરતી છવિ એ ઉભી
હૃદય લીન સખી મમણે થતા
હર અડાડી વ્હે શશિની પ્રભા
'નયન માંડ ઉગે મુજ કાન્ત જો
ઉદય શૃંગ પરે અસવાર એ '

## પ્રસ્થાન

[1]અચલ ગર્ગ વને મૃગયા કરી
તુરગ ખેલવિને ગિરિના તટે
વિજયિ કોઇ જુવાન સમો હયે
શિખરથી નયની[2] નમતો ઝુકે.

*       *       *

( વસંતતિલકા )

દક્ષે સતીપતિ તણું અપમાન કીધુ
યજ્ઞાગ્નિ માંહિ નિજ દેહ સતી સમર્પે
રુદ્રે ગ્રહી કર મહીં બળતી લતા એ
સર્વસ્વ જીવનતણું કદિ જો બચે એ !
ગર્ગાચલે વિચરતાં ભવહાથ માંહી
ઢાળે સતી નયન એકલ રુદ્ર થાયે
કમ્પે હિમાચલ અને ધ્રુજતી વનશ્રી
ને ભૂમિનું હૃદય ફાટિ[3] સરે વિરામ્યું.

( હરિણી )

નયન ચુમિને પત્ની કેરાં જુવે ભવ સૃષ્ટિમાં
હૃદય મથતી ઉંડી ઉંડી વ્યથા કરિ ગૂઢ એ;
નયન સરતું ઉત્કણ્ઠાથી ભરેલ સરોવરે[4]
હિમગિરિ વિષે વ્યાપી રહેતો જુવે સતી આત્મને ![5]

( અનુષ્ટુપ )

નમસ્કાર તને દેવી ! હિમશ્રી જલરૂપ ઓ !
મૂર્તિ કરુણ ભાવોની શિવશક્તિ વિયોગના ! !

*       *       *

( ત્રોટક )

અભિજાત યુવાન સમો હયથી
ઉતરી નભમાં ચઢતો ક્રમથી
ગગનોપવને હિમરશ્મિ ફરે
સરના હૃદયે પણ રૂપ ધરે !

( રથોદ્ધતા )

મેઘના વિવિધ ગુલ્મની મહીં
ચંદ્રમા વિચરિ વેગથી ઉભો
ચોકમાં ગગનના, હૃદે ધરે
મૂર્તિ એ જલમયી વિયોગની.

---

૧ હિમાલયના એક ભાગનું નામ જે અત્યારે ' કુમાયુ ' કહેવાય છે.
૨ નયની સરોવરના કાંઠે નયનીદેવીનું મંદિર છે.
૩ નયનીતાલ જ્વાલામુખીની ક્રિયાથી થયેલું ગણાય છે.
૪ લોકકથા એવી છે કે સતીની એક આંખ સરી પડી અને નયન આકારનું સરોવર થયું.
૫ સતી બીજા ભવમાં ગિરિજા થયાં.

ચંદ્રમા નયન માંડિને ઉભો
પાન એ સરહદે સરી કરે
પ્રેમની પરમ ગૂઢ વેદના
વર્ષતો નભથિ શું પ્રભામિષે?

* * *

( શાલિની )

આકાશે તો ચંદ્રમા થંભિયો ને
તેજોરૂપે અંતરિક્ષે ખડું છે
થમે ધીમે ડોલતિ નાવડીઓ

( મંદાક્રાન્તા )

ના થમે ત્યાં હ્રદયરસને વર્ષતી સૂરમાલા.

આકાશે ને સ્થલ જલ મહીં સૂરની માલિકાઓ
વ્યાપી રૂહેતી દ્યુતિસહ મળી આંખ ને કાન તર્પે
સ્વપ્ના જેવું, જગ છતરનું, દશ્ય આ પામતો હું
સૌન્દર્યે આ, તરલ તરતો, યોગનિદ્રા વિશે શું?

* * *

( દ્રુતવિલંબિત )

સરવરે તરણી તરતી હતી
સકલ લોકમહીં શશિ રાજતો
પ્રકૃતિ સુંદર ચિત્ર ભમી ખડી
જવનિકા રજતે રશ્મિ ધારતી

* * *

( પૃથ્વી )

કહે કવિજનો સદા શ્રવણરમ્ય શબ્દો મહીં
વ્યથા જ વિખુટા તણી નિરખિ ભાવ સૌન્દર્યના!
યથાર્થ! નિરખી સુધાકર સુધા બધે વર્ષતો
મને ગમગિની દમે! સ્મૃતિ ભરાય વ્હાલાં થકી!

( અનુષ્ટુપ )

વાદળું શ્યામ આવતાં ઢંકાતા ચંદ્રમા જરા
નયનો ત્હોય શોધે છે સૌન્દર્યમૂર્તિને નભે!

મૂસિફાર

કુદરતી શક્તિ, તેમની લાયકાત, તેમની ઇચ્છાને અવલંબીને રહેશે. છોકરાંઓ મોટી વયનાં થાય ત્યાંસુધી પરણશે નહિ કારણ કે હવે આર્થિક પ્રશ્ન મહા મુશ્કેલ થઇ ગયો છે. મોટી વય સુધી પરણશે નહિ એટલે કેટલાંક (છોકરા તેમજ છોકરીઓ) પરણવાનું બિલકુલ માંડી પણ વાળશે. કોની સાથે પરણવું તેનો નિર્ણય પણ હવે માબાપ કે દાદાદાદી કરી શકશે નહિ, અને જ્ઞાતિબંધન ઢીલું થઇ જશે.

સંયુક્ત કુટુંબની વ્યવસ્થાએ ગમે તેવી સેવા કરી હશે પણ તે આજના યુગને પ્રતિકૂળ છે તેથી મરણનાં તરફડિયાં મારતી જણાય છે. બળદગાડીની લાંબી મુસાફરી ગમે તેટલી રસિક હોય તે છતાં આજે મુખ્ય ભાગે આપણે રેલવે અને મોટરનો ઉપયોગ કરીએ છીએ તે પ્રમાણે સંયુક્ત કુટુંબ વિચ્છિન્ન થવા માંડયાં છે.

### ન્યાય અને સમાનતા

જૂના જમાનાની બધી સંસ્કૃતિઓમાં એવું બન્યું છે કે પછાત અને જંગલી પ્રજાને અન્યાય કરી, તેમની શક્તિ તેમજ સુખને કચડી નાખીને, અમુક જાહોજલાલી ખડી થઇ છે. આજે યુરોપીય સંસ્કૃતિમાં પણ એ જ તત્ત્વ જોવામાં આવશે. પોતાના દેશના મજૂર તથા કામગર વર્ગને અને પરદેશ એટલે એશિયા આફ્રિકા વગેરે દેશોની પછાત પ્રજાને કચડી નાખીને યુરોપીય સંસ્કૃતિ જામી છે. આ અન્યાયનો નાશ થવા માંડયો છે. એક તરફથી કામગરવર્ગે બંડ કર્યું છે અને બીજી તરફથી પછાત પ્રજાઓમાં જાગૃતિ આવી છે. આપણા દેશમાં હજી કરોડો માણસો અસહ્ય અન્યાયના ભોગ થઇ પડેલા જણાય છે. ત્રણ ચાર કરોડ અંત્યજો ઉપરાંત આપણે ત્યાં ભીલ, કોળી, બારૈયા, દૂબળા, રાનીપરજ, ઠાકરડા, સંતાલ, ટોડા વગેરે અનેક જાતની પછાત અને જંગલ, પહાડ કે કોતરડામાં રહેતી પ્રજા છે કે જેની ઉન્નતિ વિના આપણે આગળ જઇ શકવાના નથી. શહેરોમાં પણ અડધા કરતાં વધારે ભાગની પ્રજા દુઃખ અને અજ્ઞાનમાં સડે છે. સાંકળની મજબુતાઇ તેની દરેક કડીની મજબુતાઇ પર આધાર રાખે છે તેમ એક રાષ્ટ્રની સંગીનતાનો આધાર તેની દરેક કડીની સંગીનતા પર રહેલો છે. એટલે આ દુઃખી પ્રજાની ઉન્નતિ કર્યા સિવાય આપણી ઉન્નતિ થવાની નથી.

હિંદુ, જૈન અને બૌદ્ધ ધર્મમાં અહિંસાને મહત્ત્વનું સ્થાન મળ્યું છે તે છતાં આપણા શહેરમાં બીચારા મારવાડીઓ રસ્તા પર અને રેતીમાં લારીઓ ખેંચે છે. તેમની લારીમાં માલ સીંચતી વખતે આપણા પૈસાપૂજક ધર્મિષ્ઠો અહિંસાને યાદ કરે છે ખરા? ધર્મ પાળવામાં રહ્યો છે, દીવાનખાનામાં કે દેવાલયમાં રાખી મૂકવાનો નથી. ત્રીજો સિદ્ધાંત સંયમનો છે. જે માણસોએ કસરત કરી છે તે જાણે છે કે કસરતી માણસ હમેશાં વધારે સંયમી થાય છે. જેમ પ્રજામાં આત્મબળ વધે છે તેમ તે વધારે સંયમી બને છે. એમ કહેવાય છે કે જાપાનમાં છોકરાંઓ ક્વચિત જ રડતાં જોવામાં આવે છે. અહીં હિંદુસ્તાનમાં જે ભેંકડો તાણીને છોકરાંઓ રડે છે તેવું મેં આઠ વર્ષમાં એક પણ વખત યુરોપના કોઇ દેશમાં જોયું નથી. નબળી પ્રજા રડે તેમાં શી નવાઇ? આ નબળાઇને લીધે આપણી આર્ય પ્રજામાં રડવાકૂટવાનો રિવાજ પેસી ગયો છે. અને જ્યારે આપણામાં આત્મબળનું ભાન આવશે ત્યારે તે રિવાજ જતો રહેશે. કહેવત છે કે 'નબળી ગાયને બગાઇઓ ઘણી' તેવી રીતે કંગાલ અને અસંયમી પ્રજાને સેંકડો બગાઇઓ બાઝી છે. ખોટી મોટાઇને લીધે લાખો

અને કરોડો રૂપિયા લગ્નમરણ પ્રસંગે ખર્ચવામાં આવે છે તે દુર્વ્યય ક્યાં સુધી ટકી રહેશે? કન્યાવિક્રય અને વરવિક્રયની પદ્ધતિનો આધાર અસમાનતા પર છે. જેમ જેમ આ સિદ્ધાંતો આપણા જનસમાજમાં પચી જશે તેમ તેમ આ બધા કુરિવાજો ઊખડી જશે. ઇસ્લામને માટે આપણે એટલું કહેવું જોઇએ કે એ ધર્મમાં અજબ રીતે સમાનતાની ભાવના ખીલી છે. ભણેલો અને અભણ, વિદ્વાન મૌલાના અને હાથે મજૂરી કરી પેટ ભરતો મુસલમાન એ બન્ને એક ભાણે સાથે બેસીને ખાય છે. તેમનો ભ્રાતૃભાવ જબરો છે. એકનું દુઃખ બીજો ઉપાડી લે છે. મુડદાંને કબરસ્તાનમાં લઇ જતા હોય તે વખતે જેટલા મુસ્લીમો સામા મળે તે એક બે મિનિટ સુધી પોતાનો ખભો આપે છે. આપણા હિંદુસમાજમાં જૈનને અન્યાય થતો હોય તો હિંદુને લાગે નહિ, આડાં ટીલાંવાળાને ઊભાં ટીલાંવાળા માટે લાગણી ન હોય, એવી ભયંકર સ્થિતિ છે. ટીલાં અને ટપકાં, જનોઇ અને કંઠીએ સેંકડો ભેદ પાડી નાખ્યા છે. હિંદુસમાજમાં બળ નથી કારણકે તેમાં ભ્રાતૃભાવ નથી, ઐક્ય નથી, અને મતભેદને માટે ભયંકર અસહિષ્ણુતા છે.

જે વિચારો—જે આદર્શોને લીધે આપણે રાજકીય પરિવર્તન કરી રહ્યા છીએ તે જ વિચારો અને આદર્શો વડે આપણે સમાજસુધારણા કરી રહ્યા છીએ. બન્નેનાં હથિયાર પણ સરખાં છે. આત્મશુદ્ધિ, આદર્શોનો પ્રચાર અને સત્યાગ્રહ એ આપણાં સાધનો છે. આ સાધનો ઉપાડીને તમે પ્રવૃત્ત થઇ જાઓ તો લગભગ અલોપ થઇ ગયેલા ધર્મને પાછો લાવી શકશો એવી આશા રહે છે.

સુમન્ત મહેતા

---

# લંડનથી પત્ર

૬ ઓફર્ડ ગાર્ડન્સ
લંડન એસ. ડબલ્યુ. ૭
૨૫–૯–૩૧.

સ્નેહી ભાઇ પાઠક,

'પ્રસ્થાન'માં લંડનની ખબરઅંતર લખવાનું તમારું આમંત્રણ મળતાં મને કેટલો બધો આનંદ થયો તે હું વર્ણવી શકતો નથી. થોડા જ દિવસ પર રમેશ (ડા. સુમંતનો પુત્ર) મારી સાથે રહેતો હતો ત્યારે મને અમદાવાદ ખૂબ યાદ આવતું. આપણા બધા જૂના-'યુગધર્મ'ના વખતના મિત્રમંડળની ખૂબ ખબરઅંતર મધરાત સુધી વાતો કરી પૂછેલી. ને ઘડીભર જાણે અમારા-અથવા જે આશ્રમમાંથી મને જેલમાં રવાના કરવામાં આવ્યો હતો, તેનાં સ્મરણો દિલમાં ઊંડાં ઊંડાં જાગૃત થયાં જ કરતાં. તે પછી થોડા જ દિવસમાં તમારું મીઠડું નોતરું મળ્યું. તેથી મારા કંઇક શુષ્ક ને સખ્ત બનેલા દિલમાં આનંદની હેલીઓ આવે છે.

'પ્રસ્થાન'માં ભાઇ નંદલાલના કાગળો અમેરિકાથી આવતા તે મેં કોઇ કોઇ વખત વાંચેલા, ત્યારે મને સ્વપ્ને પણ થોડો જ ખ્યાલ હતો કે હું પણ વળી લંડનથી કંઇક તેમાં ચીતરીશ. પણ નંદલાલ તો અમદાવાદથી જ અમેરિકા ગયેલા ને પાછા જૂના સંસાર–

સમાજમાં ભળી ગયા. હું તો સાત વરસ મુંબઈમાં રહીને–ને વળી દશ મહિના જર્મનીની તોફાની ભૂમિમાં રહીને લંડન આવ્યો છું. મેં 'યુગધર્મ' સંકેલ્યા પછી પણ જાણે અનેક ભવ વીતાવ્યા હોય એમ લાગે છે. મારા જીવનના રંગમાં તેમ મારા વિચારો લાગણીઓ ભાવનાઓના વહનમાં ઘણું જ પરિવર્તન થયું છે. છતાં જેવા અમિમય ભાવથી હું આ પત્ર પાઠવું છું, ને હવે પછી વખતોવખત પાઠવીશ, તે તેવા જ કંઇક ભાવથી તમે ને તમારા વાંચકો વધાવી લેશો. કોઇક બોલ કડવા કે અતડા લાગે તે પણ ગમ ખાઇને સહી લેશો એવી આશા રાખું છું.

આટલી પ્રસ્તાવના કરી વળી પાછો સાત વરસે જાણે 'યુગધર્મ' ની ખુરશી અથવા સાદડી પર બેસીને પાછો લખવા માંડું છું.

ભાઇ સુમંતના કાગળ પરથી તેમના ને કદાચ તમારા સૌના મનમાં પણ, એવી શંકા રહેલી જણાય છે કે હું કદાચ ગાંધીજીને લંડનમાં મળવા ન જાઉં! પણ તે કેમ બને! મારા વિચારો ગમે તેટલા બદલાયા છે તોપણ મારું ખમીર બદલાયું નથી, બદલી શકાયું નથી. ગઈ સાલ જ્યારે સીનેમાનો ઊંધો વેપલો કરતો હતો ત્યારે પણ તેમના સબરસ-સંગ્રામની નોબતો સાંભળીને મારા હૈયાના તારમાં ઝણઝણાટ થવા લાગેલો. ને તેમની ગિરફતારીના સમાચાર મેં એકાએક સાંભળ્યા ત્યારે મારા સ્ટુડીઓનાં પગથિયાં પર ઊભો હતો છતાં પણ મારી આંખોમાં અનાયાસે આંસુ ઊભરાઇ આવેલાં. ગાંધીજીની ધાર્મિક, સામાજિક ને રાજકીય ભાવનાઓની સામે ગમે તેટલો લડું છું તોપણ તેમના પ્રત્યે એક બુઢ્ઢા બાપ કે દાદા જેવી લાગણી અખંડિત રહી છે. ને તેથી ગઇ ૧૨ મી તારીખની સાંજે ગાંધીજી લંડનમાં પધાર્યા તે જ દિવસે તેમનાં દર્શન કરવા હું ફ્રેંડઝ હાઉસમાં પહોંચી ગયો હતો.

તે દિવસે સવારથી હવા ઘણી ખરાબ હતી. વાદળ ઘમઘોર ઘેરાયાં હતાં. ઝરમર વરસાદ વરસતો હતો. છતાં બસેંએક માણસ કલાકદોઢ કલાકથી તે મકાનના દરવાજા આગળ ગાંધીજીની વાટ જોતાં ઊભાં હતાં. કેમેરાઓની ને Fox monic tone ની પલટન પણ ઊભી હતી. ગાંધીજીને આવવાનો વખત થયો તેવામાં એક ભાઇ તેમની બોટ ટ્રેનથી પહેલા પહોંચીને આવ્યા હતા. તેમણે ધોતિયું પહેરણ ને ટોપીનો અસલ ગાંધીશાહી પોશાક પહેર્યો હતો–માત્ર દક્ષિણી ભાઇઓની માફક ધોતિયાંની સાથે કાળાં ગરમ મોજાં તેમણે પહેર્યાં હતાં. તેઓ ગાડીમાંથી બહાર નીકળી પડયા એટલે તેમને કોઇ નવી જાતના પ્રાણી સમજીને લોકો તેમની આસપાસ વીંટળાઇ વળ્યા, કેમેરાઓ તેમની સામે ગોઠવાઇ ગયા, એટલે તેઓ ઘણા ગર્વથી ફુલાઈ પણ ગયા. પણ થોડીવાર પછી તેમની નવીનતા ઓસરી ગઇ એટલે તેમનો ભાવ ઘટી ગયો ત્યારે જરા ઝંખવાણા પડી ગયા.

હું સભાસ્થાનમાં ગયો ત્યારે હોલ ભરાવા માંડ્યો હતો. અડધાએક કલાક પછી, પહેલા માલવિયાજી, પટ્ટણીજી ને શ્રીમતી સરોજિની નૈડુ પધાર્યાં. સર્વેએ તેમને ઠીક સત્કાર આપ્યો. પણ છેવટે ગાંધીજી, મહાદેવભાઇ દેવદાસ ને મીરાંબહેન સાથે પધાર્યા ત્યારે તો તેમને કુદરતી રીતે જ અસાધારણ માન મળ્યું. પાંચેક મિનિટ સુધી તાળીઓનો ગડગડાટ ચાલુ રહ્યો. ગાંધીજી તો જેવા અમદાવાદમાં તેવા જ લંડનમાં દેખાયા. તે જ રૂપ ને તે જ વેશ. અલબત, મેં તેમને સાતેક વરસ પછી જોયા તેથી તેમના જરા ઘસાઇ ગયેલા ચહેરા પર ને તેમનાં કાયમનાં ચશ્માં પર મારી નજર ઠરી રહી.

શ્રી. હાઉસમેન ને ગાંધીજીનાં ભાષણ તો તમારે ત્યાં છાપાંમાં ઘણાં જ વિગતવાર આવી ગયાં હશે તેથી હું તેનો સાર પણ આપતો નથી. પણ તેમના શબ્દો મારા કાનમાંથી મારા દિલમાં આરપાર જતા હતા.

* * *

બીજે જ દિવસે રવિવારે બપોરે સાડાબાર વાગે બે પટેલ મિત્રોની સાથે હું ગાંધીજીને મળવાને કિંગ્ઝલી હોલ પહોંચી ગયો. મહાદેવભાઇ મને છેક ખુલ્લી અગાશીમાં ગાંધીજી રેંટિયો ચલાવતા હતા ત્યાં લઇ ગયા ત્યારે પહેલાં તો મને તેમણે ઓળખ્યો જ નહિ. પણ પાસે જઇને કંઇક બોલ્યો એટલે તો ડોસા ખૂબ આનંદમાં હસીને બોલ્યા : "ઓહો ઇન્દુલાલ! બહુ વરસે મળ્યા. હું તો ધારતો જ હતો કે તમને કદાપિ છેક ખોઇ બેસવાનો તો નથી જ!"

"હું આપને સાત વરસે મળું છું" મેં નમસ્કાર કરીને કહ્યું. "છેલ્લો આપને બેલગામની કોંગ્રેસ વખતે ૧૯૨૪માં મળેલો."

"હા, બરાબર." તેમણે રેંટિયો ચાલુ રાખીને કહ્યું. "તમને મારો કાગળ મળ્યો કે નહિ?"

"ના, મેં આપને બર્લીનથી લખેલા કાગળના જવાબની વાટ તો ઘણી જ જોઇ" હું બોલ્યો.

"અરેરે!" ગાંધીજી કહે "હું દરેક વખતે એમ ધારું કે મેં તમને જવાબ લખ્યો. ને પછી મહાદેવને પૂછું કે મેં ઇન્દુલાલને લખ્યું? ને દર વખતે જવાબ મળે 'ના'. આમ મારી આટલી રખડપટ્ટીમાં અત્યાર સુધી ન જ લખાયું."

આટલી પ્રસ્તાવના થયા પછી બીજી વાતો થઇ. હિંદુ-મુસલમાન, રાજાઓ વગેરે સવાલો પર ગાંધીજીના વિચારો ચાંપી જોયા. તેમાંથી કંઇ ખાસ જાણવાનું ન મળ્યું. તમે તો જાણો છો જ ગાંધીજીને કંઇ બહુ આશા નથી. તે માન્યતા ખરી પડી.

વાત ચાલતી હતી તેવામાં કાંતવાનું પૂરું કરીને ભોજન લાવવા ગાંધીજીએ મીરાંબહેનને ફરમાવ્યું. Menu નો ક્રમ તેમણે કહી સંભળાવ્યો ને મીરાંબહેન સામગ્રી લેવા ચાલ્યાં એટલે ગાંધીજી હાથ મોં ધોવા ગયા. પાછા આવીને દૂધ-ફળ આરોગવે આરોગવે ક્યાંય સુધી મેં તેમની સાથે વાતો કરી. જાણે ફરી પાછો સાબરમતીના આશ્રમમાં કે યરોડાની જેલમાં તેમની પડખે બેસીને, તેમના અંતરમાં સમાઇ જઇને, એક કુટુંબી તરીકે વાત કરતો હોઉં એમ લાગ્યું. અમે બધા અમારું ખાણું પણ ભૂલી ગયા. વખત જતો ગયો તેમ પેટ જોરથી ઊંડું દબાવતા ગયા. છેવટે ખાણું પૂરું થયું ને થોડી વારમાં સર તેજ બહાદુર સપ્રુ ને શ્રી. જયકરની પધરામણી થઇ એટલે અમે બધા ઊઠીને ઊભા થયા.

"વખતે ફરી આપને મળવાનો પ્રસંગ મળી શકશે" મેં બીતે બીતે કહ્યું.

"જરૂર આવતા રહેજો" ગાંધીજીએ કહ્યું. "તમે મારાથી હમેશાં ભાગતા ફરતા હતા!"

અમે ચાલ્યા. એક દાદરો ઊતર્યા એટલે વળી શ્રી. શાસ્ત્રી ને માલવિયાજીનાં દર્શન થયાં. દિલ્હીમાં ગાંધીજી સાથે વલ્લભભાઇ ને જવાહીરલાલ હતા; અહીંયાં આ જરીપુરાણાં રાજરત્નો છે. જોઇએ હવે શું થાય છે.

તે પછી ગાંધીજીની પ્રવૃત્તિ મોટે ભાગે ફીડરલ સ્ટ્રક્ચર કમિટીમાં ને ખાનગી મસલતોમાં જ સંકુચિત થઇ રહેલી છે. તેમણે તે કમિટીમાં આપેલાં ભાષણો તો તમારા વાંચવામાં આવ્યાં હશે. એટલે તે પર મારી લાંબી ટીકાઓ આપીને તમને કંટાળો આપતો નથી.

ચાર્લી ચેપલીન ગાંધીજીને મળવા ગયો હતો. તે મહાત્માજીની પ્રાર્થનામાં પણ ભળ્યો. બન્નેના ચિત્રનું કટીંગ આ સાથે મોકલું છું. તે વિશે પણ અહીંઆંના છાપાના રિપોર્ટ મુંબઇમાં પ્રગટ થયા હશે. આજે ગાંધીજી માન્ચેસ્ટર જવાના છે. ત્યાંથી તેઓ પાછા આવશે ત્યારે પછી કદાચ આવતે અઠવાડીએ તેમનાં દર્શન કરવા પાછો જઇશ.

સદ્‌ભાગ્યે ગઇ કાલે સાંજે હાઇડ પાર્ક તરફ ફરવા જતો હતો તેવામાં સામેના ફૂટ-પાથ પર દેવદાસ ને પ્યારેલાલ નજરે પડયા. દેવદાસ સામેથી રસ્તો ઓળગતાં થોડુંઘણું મુંઝાયા ને ગુંચાયા પછી મારી પાસે અનાયાસે જ આવી પહોંચ્યા. તેમને ગાંધીજીની ખબર પૂછી. દેવદાસ કહે: " બાપુને તો આવું કામ દેશમાં પણ પહોંચ્યું નથી. છેક રાતના એક વાગે સુએ છે ને સવારે તો ચાર વાગ્યાથી કામ શરૂ કરે છે. માણસોનો appointments નો મારો તો એટલો બધો છે કે કહેવાની વાત જ નહિ. છતાં આવવું હોય ત્યારે સવારે આઠેક વાગે ટેલીફોન કરી જોજો તો નક્કી કરીશું. "

પછી રાજકારણ વિષે બોલતાં કહેઃ " બાપુને તો કઇ આશા નથી હિંદુ મુસલમાન એકતાની પણ આશા નથી. બાપુ થોડુંક અંગ્રેજોના humour કરીને ચાલ્યા જશે. "

અત્યાર સુધીનો સરવાળો આ છે.

તમે ભાદરવા સુદ પુનેમે તમારો અંક બહાર પડવાનું લખ્યું છે. ભાદરવાની ને પુનેમની પણ એમને એમ તો મને ખબર પડત જ નહિ. ઘણા વખતથી દેશી મહિના છેક જ ભૂલી ગયો છું. મારી ડાયરી પણ અંગ્રેજી નહિ પણ જર્મન છે, છતાં તમે ઉદારતાથી સાથે સાથે અંગ્રેજી તારીખ પણ લખી છે તે પરથી જાણું છું કે આ લખું છું ત્યારે જ ચૌદશ થઇ. ને તમારો કાગળ પણ પરમ દિવસે બારશે જ મળ્યો. તેથી આ લખાણ મળતાં વિલંબ થયો લાગે તો તે દરગુજર કરવા વિનતિ કરીને આ જેવો તેવો કાગળ તમારી ને 'પ્રસ્થાન'ની સેવામાં રજુ કરું છું.

લે. ઇન્દુલાલ યાજ્ઞિકના
વંદેમાતરમ.

---

# સખી ! જો ને–

[ નીચેના ગીતની સ્વરરચના અને તરહા સંગીતપ્રવીણ શ્રી. શંકરરાવ ગણેશ વ્યાસે કરેલી છે. ચિન્હપદ્ધતિ ગાધર્વ મહાવિદ્યાલયની છે. શબ્દાર્થ રચના શ્રી. રસિકલાલ છે. પરીખે કરેલી છે.
તંત્રી ]

રાગ માંડ—તાલ દાદરા

સખિ ! જો ને આ ચાંદલો શો ગગને રાજતો
શો ગગને રાજતો
સખિ ! જો ને શો સરવરે કિરણ ગુંથતો. સખિ ! જો ને આ૦

**સાખી**

હૈયે પ્રિયતમ પ્રકાશતો પણ ક્યાં છે એ મુખચંદ
શા ને તું ઓ ! મત્ત થઇ કરે કરુણ આક્રંદ ?
સખિ ! છો ને એ ચાંદલો ગગને રાજતો,
સખિ ! એની એ ટેવ સદા પ્રણયી બાળતો. સખિ ! જો ને આ૦

રાગ માંડ – તાલ દાદરા

૧ મ પ ધની સાં સાં સાં સાં રેં નીસાં ની ધ પ ધ ૫ ની ધ પ ગ મ પ ૧
સખી • • • જો ને આ • વ્યાં દ લો • • શો ગ ગ ને • રા જ તો

પ ધ ની સાં ની ધ ૫ ની ધ પ ગ મ પ ૧ મ મ મ મ મ મ ગ મ પ ધ ની સાં ની
શો • • • • ગ ગ ને • રા જ તો સખી જો ને શો સ ર વ રે • • • • •

ધ ૫ ની ધ પ ગ મ પ.
કિ ર ણુ • ગુ થ તો

સાખી

મ પ ધ ની સાં સાં સાં સાં સાં સાં સાં સા સાં રેં ની સાં I ની સાં ની ધ
હૈ યે • • • પ્રિ ય ત મ પ્ર કા શ તો • • • • • • •

ની ધ પ ધ ની સાં I ધ ધ ધ સાં રેં રેં રેં સાં રેં ગં I રેં મં ગં રેં સાં ની ધ
• • • • • • પ ણુ ક્યા છે એ મુ ખ ચ • • • • • • • • • •

સાં સાં સાં ની ધ ધ ધ પ ની ધ પ ની ધ પ મ મ પ ધ ની સાં ની ધ મ મ ગ
દ શા નું • તુ આ ભ ત્ત થ ઈ • • • • • ઠ રે • • • • • • ક રુ ણુ

સા ગ રે ગ સા સા
આ • • • ઠ દ

૧ મ પ ધ ની સાં સાં સાં સાં રેં ની સા ની ધ પ ધ ૫ ની ધ પ ગ મ પ
સ ખી • • • છો ને એ • વા દ લો • • ગ ગ ને • રા જ તો

૧ મ મ મ મ મ મ ગ મ પ પ ધ ની સા ધ ૫ ની ધ પ ગ મ પ.
સ ખી એ ની એ રે • વ સ દા • • • પ્ર • ણુ થી • બા ળ તો

# કામદાર કમિશનનો હેવાલ*

## ૨

## મોસમી કારખાનાં

મોસમી કારખાનાં એટલે આખું વરસ જે કારખાનાં ન ચાલતાં હોય પણ અમુક ઋતુ અને મોસમમાં જ જેનું કામ ચાલતું હોય. એવાં કારખાનાંમાં જીનો અને પ્રેસો અગત્યમાં અગત્યનાં છે. એમાં ૧,૩૬,૬૬૬ સ્ત્રીપુરુષ મજૂરો જોડાએલાં હાલના કારખાનાંના કાયદામાં આ કારખાના માટે જુદી કલમો નથી. કમિશને કારખાનાંના બે વિભાગ પાડી કાયમી અને મોસમી કારખાનાં માટે જુદી ભલામણો કરી છે. હાલ તો મોસમી કારખાનાં વધુ કલાક કામ કરવાની છૂટ આપનારી કલમોનો ઉપયોગ કરે છે, દુરુપયોગ પણ કરે છે, કારણકે ઇન્સ્પેકટરનું લક્ષ તો ઉદ્યોગનાં મોટાં કેન્દ્રો તરફ જ રહે છે અને કારખાનાં ઉપર નિરીક્ષણ બરાબર રહેતું નથી. પરિણામે આ કારખાનાંમાં કામદારોની સ્થિતિ દયાજનક હોય છે. કમિશનને જણાયું છે કે જીનોમાં, ખાસ કરીને પંજાબમાં, સ્ત્રીકામદારો પાસે ખૂબ વધારે પડતું કામ લેવાના અને કારખાનાંના કાયદાના ભંગના અસંખ્ય દાખલા બને છે. ગામડાંમાંથી આવતા મજૂરો બિચારા કાયદાથી અજ્ઞાત હોય છે અને એમની નાણાંભીડ પણ અત્યંત હોય છે. એટલે એમની પાસેથી ફાવે તેમ કામ લેવાય છે. યંત્રથી અકસ્માતો થાય તે તરફ દુર્લક્ષ કરવામાં આવે છે. આ સ્થિતિમાં નિરીક્ષણની પદ્ધતિ મજબૂત અને સખત કરવાની ભલામણ કમિશન કરે છે.

મોસમી કારખાનાંના કામના કલાકોની બાબતમાં કમિશને ઉદારતા બતાવી છે. આ કારખાનાંમાં આખું વરસ કામ ચાલતું ન હોવાથી તેમ જ ગામડાંમાં છૂટાં કારખાનાં આવેલાં હોવાથી એકાદ કલાક વધારે કામ રખાય તો તેમને વાંધો લાગતો નથી.

### અરક્ષિત ઉદ્યોગો

'ધીમે ધીમે પ્રગતિ' કરવાનું સૂત્ર લક્ષમાં રાખી અરક્ષિત ઉદ્યોગોને થોડુંઘણું રક્ષણ આપવાનું કમિશનને આવશ્યક લાગ્યું છે. રંગશાળાઓ, બીબાં બનાવવાનાં અને લાકડાં વહેરવાનાં કારખાનાં, બિહાર અને ઓરિસ્સામાં આવેલાં અબરક વહેરવાનાં કારખાનાં, પંજાબના ઊન સાફ કરવાનાં કારખાનાં, લાખનાં કારખાનાં, દેશભરનાં બીડીઓનાં કારખાનાં, શેતરંજીઓ બનાવવાનાં કારખાનાં, ઇત્યાદિનો સમાવેશ આ મથાળા હેઠળ કરવામાં આવ્યો છે. આવા 'ગૃહ ઉદ્યોગો'માં કામદારોની સ્થિતિ અત્યંત દયાજનક હોય છે. બાળકો અને સ્ત્રીઓની કમકમાટી ઊપજાવે એવી દશાનું ચિત્ર કમિશને દોર્યું છે. પાવર મશિનરી ન હોય એવાં ૫૦ અને વધારે કામદારોવાળાં કારખાનાંને રજિસ્ટર કરી એ માટે એક સાદો જુદો કાયદો ઘડી કાઢવા કમિશને ભલામણ કરી છે. કમિશનના મજૂર સભ્યો માગે છે કે ૨૫ કામદારોવાળાં આવાં કારખાનાં માટે કાયદો કરવો જોઇએ. ઇલેકિટ્રક કે ઓઇલ એંજનથી ચાલતાં હોય તેવાં કારખાનાંમાં દશ ઉપરાંત મજૂરો કામ કરતા હોય તેને માટે અત્યારના

---

* આ લેખનો પહેલો હપ્તો પ્રસ્થાનના શ્રાવણ અંકમાં છપાયો છે.

ફેક્ટરીના કાયદાની નક્કી કરેલી કલમો લાગુ પાડવી જોઇએ. આવાં કારખાનાંનાં નિરીક્ષણની મુશ્કેલીઓ કમિશન સ્વીકારે છે અને હાલ તરત બાળકો અને સ્ત્રીઓની અસહ્ય સ્થિતિ માટે તથા મજૂરોનું અકસ્માતથી રક્ષણ થાય તે માટે જ હળવા સુધારા સૂચવે છે.

## કામદારોની આવક અને જીવનનું ધોરણ

કામદારોની આવકનો પ્રશ્ન કમિશનને મુશ્કેલમાં મુશ્કેલ લાગ્યો છે. આ સંબંધી જરૂરી આંકડા નથી મળતા એ સંબંધી કમિશને ખાસ ભાર મૂક્યો છે, અને આંકડાઓ ભેગા કરી જુદા જુદા ઉદ્યોગોમાં જોડાએલા મજૂરોની આવક અને જીવનનું ધોરણ તપાસવા આગ્રહભરી ભલામણો કરી છે. કામદારોના ઓછામાં ઓછા પગારના નિર્ણય કરવા સંબંધી કમિશન સમક્ષ ઘણી જુબાનીઓ પડી હતી. આ પ્રશ્ન બાબત કેટલીક ગેરસમજુત છે. તેથી એ વિષે વિચાર કરવામાં ગફલત થાય છે. તેથી આ સંબંધી આંતરરાષ્ટ્રીય કામદાર કૉન્ફરન્સે ૧૯૨૮ની સાલમાં જે ઠરાવ કર્યો છે તે લક્ષમાં રાખવાની અગત્ય છે :

'જે ઉદ્યોગોમા પગારનું ધોરણ અસાધારણ હલકુ હોય અને જ્યા મજૂરમાલિકની મરજીથી ધોરણો બાંધી શકાય અને રક્ષણ મળી શકે એવા મંડળો ન હોય તે ઉદ્યોગોમા (અને ખાસ કરીને ગૃહઉદ્યોગોમાં) ઓછામાં ઓછું પગારનું ધોરણ નિયત કરવા ઘટતી વ્યવસ્થા ઊભી કરવી જોઇએ.'

આ અવતરણ બતાવે કે મોટી મિલોના કામદારો માટે ઓછામાં ઓછું પગારનું ધોરણ નિયત કરવાનો પ્રશ્ન છે જ નહિ. ઉપર જણાવ્યા તેવા અરક્ષિત ઉદ્યોગોને આ બાબત લાગુ પડે છે. એના કામદારોના પગાર અને જીવનના ધોરણના આંકડા નથી મળતા તેથી પ્રાસ્તાવિક તપાસો કરવાની અગત્ય કમિશન જુએ છે. કામદાર નેતાઓને આ પ્રશ્નની અપૂર્ણ તપાસને લીધે તથા ચોક્કસ ભલામણના અભાવને લીધે નિરાશા ઊપજી છે.

સૂતર કાપડના ઉદ્યોગનો પ્રશ્ન જુદો છે. કમિશન જણાવે છે તેમ,

'પગાર કરવાની પદ્ધતિમાં અને ભાવોની સરખામણીમાં એક અને બીજા કેન્દ્ર વચ્ચે ખૂબ ફેર જણાય છે, એટલું જ નહિ પણ એક કેન્દ્રમાં જ એક મિલ અને બીજી મિલ વચ્ચે પણ ફેરફારો છે.'

'અમદાવાદમાં તો આ તફાવતો વળી વધારે છે.' એટલે સૂતર કાપડના ઉદ્યોગ માટે એક જ જાતનું કામ કરવા માટે પગારનું સર્વસામાન્ય ધોરણ નિયત કરવાના પ્રશ્નોનો જ નિકાલ કરવાનું રહે છે. ૧૯૨૨ની સાલથી મુંબઇ ઇલાકામાં આ પ્રશ્ન ઉપસ્થિત થયો છે. ૧૯૨૭ની સાલમાં ટેક્સટાઇલ ટેરિફ બોર્ડ નીમાયું તેણે મુંબઈના મિલમાલિક મંડળને પગારનું સર્વસામાન્ય ધોરણ કરવા ભલામણ કરી હતી. ૧૯૨૮–૨૯માં મુંબઇની હડતાળ તપાસ સમિતિએ એ સંબંધી વિગતવાર તપાસ કરી હતી. હજી આ સંબંધી પગલાં લેવાયાં નથી. શાળખાતાના કારીગરોના પગારની ગણતરી એવી ગૂંચવણ ભરેલી અને મુશ્કેલ હોય છે કે સામાન્ય ભણેલો માણસ પણ તે સમજી શકે નહિ. તો પછી અજ્ઞાન મિલકામદારના વિષે પૂછવું જ શું ? વિલાયતમાં પગારના દરોની છાપેલી યાદી ચોડવામાં આવે છે એવી પ્રથા પણ અહીં નથી. આ સ્થિતિમાં કારીગર ગૂંચવાય છે અને જ્યારે જ્યારે પગારની ચિઠ્ઠી મળે છે ત્યારે એના મનમાં ખોટી ગણતરી થયેલી હોવા વિષે શંકાઓ રહી જ જાય છે. ગેરકાયદેસર કાપકૂપ કે ખોટી ગણતરી ન થતી હોય તેની એને શી ખાતરી પડે ? તેથી હડતાળો પણ પડે છે. વસ્તુસ્થિતિ આવી હોવાથી આ બાબત કમિશને માલિકોને ફરજ પાડી હોત તો કાંઇ ખોટું નહોતું.

Living wage એટલે કામદારો સગવડથી જીવનનિર્વાહ કરી શકે એવું ધોરણ નિયત કરવાની બાબતમાં કમિશને ભલામણ કરી નથી તે આપણું ધ્યાન ખેંચે છે. કામદારોના પગારના તેમજ જીવનનિર્વાહના થોડાક જૂના આંકડા કમિશને ફરી છાપ્યા છે. કામદારના પગારનું ધોરણ, રૂપિયા આના પાઇમાં મળતો પગાર, અને એને પડતા ખરા પગાર ( Real wages ), એ ત્રણેયમાં ફરક હોય છે. અનાજ અને બીજી જિંદગીની જરૂરિયાતોના ભાવ વધેઘટે છે અને તેની અસર મજૂરના ખરા પગારના ધોરણ ઉપર થયા કરે છે. એટલે આ મુશ્કેલ પ્રશ્નની ઘણી વિગતોમાં ઊતરવાની આવશ્યકતા રહે છે. છતાં એટલું તો પુરવાર થયું છે કે મજૂર પોતાના પગારનો ૮૫ ટકા ભાગ ખોરાક, બળતણ, દીવાબત્તી, કપડાંલત્તાં અને ઘરભાડામાં વાપરે છે. કામદારને શરીરની આ જરૂરિયાતો ઉપરાંત બીજી જરૂરિયાતો હોય છે એ કેમ ભૂલી શકાય ? પગારના સાઠ ટકા આ ઓછામાં ઓછી જરૂરિયાતો માટે વપરાય એવું ધોરણ સામાન્ય રીતે મનાએલું છે. આ બધું વિચારતાં કામદાર માટે ' Living wage 'નો સિદ્ધાંત સ્પષ્ટપણે સ્વીકારવો જોઇએ. અમદાવાદના કામદારોને માટે શ્રી. કૃષ્ણલાલ ઝવેરીએ પચ તરીકે સાત ટકા પગારનો વધારો કરી આપ્યો ત્યારે આ સિદ્ધાંત પર તેમણે ભાર મૂક્યો હતો. અને ગાંધીજીએ એ સંબધી ' યંગ ઇંડિયા 'માં અગ્રલેખ લખી આ સિદ્ધાંતના સ્વીકારની અગત્ય જણાવી હતી. આ પ્રશ્ન વિષે કમિશન પાસે સઘળાએ અસરકારક ભલામણોની આશા રાખી હતી તે નિષ્ફળ ગઇ છે.

મજૂરોની આવકના પ્રશ્નની જોડે તેના પગારમાં થતી કપાત અને દંડની બાબત વિચારવી અગત્યની છે. ' પ્રસ્થાન 'માં આ વિષે વિગતવાર ચર્ચા એક આગલા અંકમાં અમે કરી હતી અહીં તો માત્ર કમિશનની ભલામણોની તારવણી જ કરીશું. કમિશનની ભલામણોનો સારાંશ નીચે મુજબ છે :

(૧) બાળ મજૂરોના દંડનો પ્રતિબંધ થવો જોઇએ.
(૨) દંડની રકમ જે હપ્તામા દંડ થયો હોય ત્યારબાદ એક માસની અંદર વસુલ કરી લેવી જોઇએ.
(૩) એક રૂપિયાના પગારમા અડધા આનાથી વધુ દંડ ન થઈ શકે.
(૪) દંડથી ભેગી થએલી રકમ મજૂરહિતના કાર્યમા વપરાવી જોઇએ.
(૫) દંડ શા કારણથી કરવામા આવ્યો અને કેટલો થયો વગેરેની યાદી દર માસે પાટિયાં પર ચોડવી જોઇએ.
(૬) કાપડની નુકસાની માટે દંડ થાય ત્યારે નુકસાનીનું કાપડ માથે અપાય તો તેની કિંમત જથાબંધ માલના ભાવે ગણાવી જોઈએ અને એ હિસાબે પૈસા કપાય.

કમિશનના મજૂર પ્રતિનિધિઓ માને છે કે માલિકો મજૂરના ગુનાના છેવટના ન્યાયાધીશ ન હોવા જોઇએ, કારણકે આ કામ અણઘડ અને કેટલીકવાર કિન્નાખોર અધકચરા જ્ઞાનવાળા ઉપરીઓના હાથમાં સોંપવામાં આવે છે, એટલે મજૂરો વિનાવાંકે દંડાય છે. અનુભવથી માલૂમ પડયું છે કે દંડની પ્રથા નથી તે કારખાનાંમાં શિસ્ત જળવાય છે. મજૂર અને માલિક વચ્ચે મીઠાશ જળવાય તે માટે આ પ્રથાની જરૂર જરાય નથી.

મજૂરોની દેવાદારીનો પ્રશ્ન ગભીર અને વિકટ છે. કમિશનના હેવાલના આ ભાગમાં મજૂરદષ્ટિ ખૂબ સચવાએલી નજરે પડે છે. મજૂરની આવક અને જીવનનાં ધોરણ આજે હલકાં છે તેનું એક મૂળ કારણ તેઓ અત્યંત દેવામાં સબડે છે તે છે. અમદાવાદનો મજૂર

દેવાના ભારમાં કચડાઇ ગયેલો છે. વ્યાજનો દર ૭૫ ટકા ઘણીવાર હોય છે. એક આનાથી પણ વધુ દર કોઈક કોઈકવાર નજરે પડે છે.

દેવાદાર મજૂર ઉદ્યોગને નુકસાનકારક છે. સુખની આશા ક્ષિતિજ ઉપર હોય તો માણસ કામ કરવાને ઉત્સાહી થાય છે. બિચારા મજૂરને સુખની આશા જ ન હોય પછી તેની કાર્યશક્તિ કેમ ખીલે ! મજૂરને આ કપરી સ્થિતિમાંથી બચાવવા કમિશને આવકારદાયક સૂચનાઓ કરી છે :

(૧) સો રૂપિયાથી ઓછો પગાર મેળવતા કામદારને દેવાં માટે જેલમાં ન બેસાડી શકાય.

(૨) મજૂરે પ્રોવિડન્ટ ફંડ માટે જે રકમ માલિકના ચોપડે ભરી હોય તે ઉપર જપ્તી ન કરવી.

(૩) હાલ જે દેવું હોય તેને વાળવા માટે મજૂરની બે વર્ષની અંદાજે આવક અને ખર્ચમાં જે બચત રહે તેટલી રકમની ગણતરીના મૂળ ધોરણ પર હુકમ થઈ શકે.

પણ મજૂર પઠાણની લાકડીમાંથી કેમ મુક્ત થઇ શકે ? તેથી કમિશને ઠરાવ્યું છે કે કારખાનાં આગળ પગાર વખતે લેણું મેળવવા ફરતા પઠાણ અને લેણદારને ગુનેગાર ગણવા. પોલિસ એને દેખતાં પકડી શકે.

કાયદામાં આ કલમો દાખલ થાય એટલે મજૂરને ઉધાર માલ મળવો મુશ્કેલ થઇ પડશે. એની 'ક્રેડિટ' ઘટી જશે. પણ તેમાં કાંઇ સત્યાનાશ વળી જવાનું નથી એવું કમિશન માને છે.

કમિશને લખ્યું છે :

'મજૂરની હલકા પ્રકારની કાર્યશક્તિનાં કારણો મિશ્રિત છે. દેશની આબોહવા એ એક કારણ છે. પણ મૂળ કારણ તો મજૂરની નાદુરસ્ત તબિયત, એના શરીરને સ્વાસ્થ્ય નથી હોતું, માનસિક શક્તિ પણ અણખીલેલી છે. એની હલકી આવકને લીધે અનેક દુઃખો અને હાડમારીઓ ઉત્પન્ન થાય છે, અને હલકી આવક હલકી કાર્યશક્તિને લીધે છે. ગરીબાઇને લીધે ખરાબ પરિસ્થિતિ ઊભી થાય છે, ખરાબ પરિસ્થિતિ હલકી કાર્યશક્તિ ઉત્પન્ન કરે છે અને હલકી કાર્યશક્તિ ગરીબાઈ ઉત્પન્ન કરે છે. આ ખરાબ ઘટમાળ 'vicious circle' તોડવી જોઇએ.'

કામદાર કલ્યાણની દૃષ્ટિએ દેવાદારીનો પ્રતિબંધ કરવા જે ઉપાયો કમિશને સૂચવ્યા છે તે આ ખરાબ ઘટમાળ અટકાવશે એ સ્પષ્ટ છે.

## અકસ્માતની નુકસાની માટે કાયદો

મજૂરને અકસ્માત થાય તે વખતે તેને નુકસાની આપવાને લગતા કાયદાને લીધે મજૂર આવકના પ્રશ્ન પર અસર થાય છે. આ કાયદો હાલમાં ઘણો મર્યાદિત છે અને તેનો લાભ અમદાવાદ જેવા સુવ્યવસ્થિત મજૂરમંડળ સિવાયના સ્થળોએ મજૂરોને મળતો નથી. આ માટે પુષ્કળ કેળવણી અને આ સંબંધી જ્ઞાનનો ફેલાવો કરવાની જરૂર છે. અમે જોઇએ છીએ કે મજૂર કમિશને પણ આ અગત્ય સ્વીકારી છે. કાયદાને સારી રીતે વિશાળ બનાવવાની ભલામણ કરી મજૂર કલ્યાણ માટે તેમની સદ્ભાવના બતાવી છે. આ ઉપરથી જણાય છે કે કામદાર કમિશનના સભ્યોને મજૂરહિતના પ્રશ્નોની ઊંડી અને સાચી સમજ છે પણ તેમની ભલામણો અધકચરી અને ઢીલી છે. તેનું કારણ તેમનું માનસ મૂડીદાર છે અને સરકાર, જે એક મોટામાં મોટી મૂડીવાદી સંસ્થા છે, તેનો પક્ષ લેવાની તેની વૃત્તિ છે. આ વૃત્તિ ન હોત તો કમિશનરો ખરેખર પોતાના મજૂરજ્ઞાનને લીધે મજૂરહિતની દૃષ્ટિએ પાર્યું કરી શક્યા હોત.

હવે આ કાયદાની ભલામણો જોઇએ. જ્યાં સાંચાકામ ચાલે છે ત્યાં બધે જ મજૂરને અકસ્માતની નુકસાની મળે તે માટે કાયદાને વિસ્તૃત કરવાની પહેલી અને મોટી ભલામણ કમિશને કરી છે. ખાણોમાં કામ કરતા મજૂરો, બંદર પરના કામદારો, તેલના કૂવાના ક્ષેત્રોમાં કામ કરતા મજૂરો, ખલાસીઓ, ચાના અને બીજા બગીચાવાળા, નહેરો, જાહેર રસ્તાઓ, પાઇપલાઇનો, ખોદાણકામ અને બધો બાંધવામાં જોડાયેલા મજૂરો—આ સઘળાઓને આ કાયદાનો લાભ મળે એવી સગવડ કમિશનરોએ સૂચવી છે. મકાન બાંધકામમાં જોડાયેલા સુથારો, કડિયા અને મજૂરોને આ કાયદાનો લાભ મળશે. અત્યારે તો મિલ કે કોઇ ઔદ્યોગિક કારખાનાંના બાંધકામ ઇત્યાદિ માટે જ આ લાભ છે. નવી ભલામણોથી એ વિસ્તૃત થાય છે. પણ કેટલા સુથાર, કડિયા અને મજૂરોને આ નવી ભલામણની ખબર હશે? અને એમને થતો આ નવો લાભ સમજાવવા પ્રચારની કેટલી બધી જરૂર છે?

હાલના કાયદા મુજબ મજૂરને અકસ્માત થાય ત્યારબાદ દશ દિવસે તેને નુકસાનીનો લાભ લેવાનો હક પ્રાપ્ત થાય છે. બીચારા મજૂરની રોજી તૂટી જાય અને દવાદારૂનું ખર્ચ એને આવી પડે ત્યારે જ આ કલમને લીધે મદદ મળતી નથી. દશ દિવસ પછી ઘા રૂઝાઈ ગયો હોય છે. દરમિયાન જેટલું ખર્ચ એને થાય તે ભોગવવા માટે અને રોજી તૂટી ગયેલી હોવાથી તેને દેવાદાર થવું પડે છે. આ દશ દિવસનો લાંબો વખત છે એ કમિશને સ્વીકાર્યું છે, અને સાત દિવસ રાખવા સૂચના કરી છે તે સંતોષકારક નથી. અમારા મત મુજબ તો મજૂરને અકસ્માત થાય અને એની રોજી તૂટે કે તરત જ તેને દવાદારૂ અને ખાવા પીવા જેટલા પૈસા મળવા જ જોઇએ, જેથી તે બીચારો દેવામાં ન પડે. કામદારને આ જ વખતે પૈસાની ખાસ જરૂર હોય છે. અને જે ઉદ્યોગને તે રળી આપે છે, જે ઉદ્યોગ કરી માલિકને ધન ઉત્પાદન કરી આપે છે તે ઉદ્યોગે આ સમયે મદદ આપવી જ જોઇએ. ઉદ્યોગને માથે આ બોજો હોય એ સ્વાભાવિક જ છે અને તે બોજાને માટે ઉદ્યોગે તૈયાર રહેવું જ જોઈએ.

અત્યારના કાયદામાં બીજા સુધારા કરવાની ભલામણો વિષે અહીં વિગતોમાં નથી ઊતરતા. કમિશને મજૂર પ્રત્યે આ બાબતમાં સારી ઉદારતા બતાવી છે. હેવાલનું આ સંતોષજનક પ્રકરણ છે એટલું જ અહીં કહીશું.

### આરોગ્ય અને મજૂર ઘરોના પ્રશ્નો

આરોગ્ય અને મજૂર ઘરોના વિવિધ પ્રશ્નો મજૂરનાં આવક ખર્ચની દૃષ્ટિએ અલબત્ત અગત્યના છે. પરંતુ તેની અસર આખા મજૂરજીવન ઉપર અને પરોક્ષ રીતે સમાજજીવન પર થાય છે તેથી તેનું મહત્ત્વ ખૂબ વધી જાય છે. આ પ્રશ્નોની ચર્ચા તદ્દન અલગ અને મોટો વિષય છે.

અહીં તો માત્ર એક બે મુદ્દા જે કમિશને રજૂ કર્યા છે તે જ જોઇ જઇશું. મનુષ્યના આરોગ્ય અને રહેઠાણના પ્રશ્નો આ ઔદ્યોગિક યુગમાં જટિલ અને નવા ઉત્પન્ન થયેલા છે. પણ જો દીર્ઘદૃષ્ટિ રાખી અને છેવટના વૈજ્ઞાનિક અનુભવોનો લાભ લઇ તેનો ઉકેલ કરવામાં આવે તો ઔદ્યોગિક સ્થિતિને પ્રમાણમાં ખૂબ સુધારી શકાય એ નક્કી છે. મનુષ્યની નવી જરૂરિયાતોને પહોંચી વળવાના કામમાં વિજ્ઞાનનો લાભ લેવો જ હોય તો નવી જાતનાં વિજળી કે સ્ટીમના બળે ચાલતાં કારખાનાંની કામગીરીની સ્થિતિ મજૂરના

[ અનુસંધાન પૃ. ૩૮૯ ]

# પુસ્તકાલય અને પુસ્તકવાચન

[ એક ભાષણ ]*

વિદ્યારસિક સજ્જનો,

આપે મને આ વડોદરા પ્રાંત પરિષદના પ્રમુખનું સ્થાન આપ્યું તેને માટે હું આપનો આભારી છું. આપે મને એક માનપ્રદ સ્થાન આપ્યું છે તે ઉપરાંત ગુજરાતનો આ ભાગ, જે મેં અત્યારસુધી જોયેલ નથી, તે જોવાની તક આપી છે, તેને માટે પણ આભારી છું.

આજના વક્તવ્યમાં મારે સૌથી પહેલાં આપ સર્વેને આ પ્રાંત પરિષદો ભરવાની કલ્પનાને માટે અભિનન્દન આપવાનું છે. આવી હીલચાલોને જલાશયો બાંધવાની વ્યવસ્થા સાથે સરખાવી શકાય. પ્રથમ તો અમુક આખા વિભાગ કે પ્રદેશ માટે આપણે એક મોટું જલાશય બાંધી તેમાં પાણી એકઠું કરીએ છીએ. પણ તે થઇ રહ્યા પછી આપણું કામ તે જલાશયમાંથી દૂરના ભાગમાં ઘેરેઘેર અને ખેતરેખેતર એ પાણી પહોંચાડવાનું છે. આપણા દેશની હીલચાલો પણ એ જ રીતે ધીમે ધીમે દૈશિક અને સ્થાનિક રૂપ લેતી જવી જોઇએ અને જાય છે. સમસ્ત હિંદને માટે મહાસભાનું સ્વરૂપ ઘડાયું અને તે કલ્પના લોકોને પરિચિત થઇ એટલે તેનાં પ્રાંતિક રૂપો ઘડાયાં. ખરી રીતે મહાસભાની ભાવનાને મૂર્ત કરતાં શરીરો ગામેગામ શહેરેશહેર અને જિલ્લેજિલ્લે જોઇએ. તે જ પ્રમાણે વડોદરા રાજ્યની પરિષદોએ મૂર્ત સ્વરૂપ લીધું અને તે લોકોને પરિચિત થયું એટલે તેની પ્રાંત પરિષદો કરી લીધી તે ઘણું જ ડહાપણભરેલું પગલું લીધેલું છે. એ જ હીલચાલને બરાબર સમજીને દરેક ગામ પુસ્તકાલયના ઉત્સવો પોતપોતાની રીતે ઊજવતાં થઇ જાય એ આપણે ઇચ્છવા જેવું છે.

પુસ્તકાલયનો ઉત્સવ એ ખરેખર જ્ઞાનનો મહોત્સવ છે. માણસ જાત બીજાં પ્રાણીઓ કરતાં ઉચ્ચતર છે તેનું એક મોટું કારણ તેનું જ્ઞાન છે. માણસ, માત્ર પોતાના અનુભવથી જ્ઞાન મેળવી શકે છે એટલું જ નહિ પણ પારકા અનુભવના જ્ઞાનનો લાભ લઇ શકે છે. વ્યક્તિઓ ભેગી થઇ પોતાનું જ્ઞાન ભેગું કરી શકે છે, એક બીજાના અનુભવોથી જ્ઞાનને શુદ્ધ કરી શકે છે. તે ઉપરાંત એક જમાનો પોતાનું જ્ઞાન બીજા જમાનાને વારસામાં આપે છે અને એ રીતે મનુષ્યજાતિમાં જ્ઞાનની વૃદ્ધિ થયા કરે છે. દરેક પ્રજાએ પોતાના જ્ઞાનને પોતાનું મોંઘામાં મોંઘું ધન ગણેલ છે અને તેને સાચવવા સૌથી વધારે પ્રયત્ન કરેલ છે. માણસ જાતની દરેક ઉત્કર્ષકારક પ્રવૃત્તિના નિમિત્તે આપણે એકાદ ઉત્સવ પાળીએ છીએ. જન્મનો ઉત્સવ છે, નવું ધાન્ય લાવીએ તેનો ઉત્સવ છે, પરણવાનો ઉત્સવ છે, વિજયનો ઉત્સવ છે, અરે મરણનો પણ ઉત્સવ છે, તો જ્ઞાનપ્રાપ્તિનો ઉત્સવ કેમ ન પાળીએ ! માત્ર એટલું જ કે આ ઉત્સવનું આંતર તત્ત્વ, જે દરેક દિવસ એ ઉત્સવમય થવો જોઇએ, તે આપણે આ એક જ પ્રસંગની પૂર્ણાહુતિએ ભૂલી ન જઇએ !

અંગ્રેજીમાં કહેવાય છે કે ' માણસ માત્ર રોટીથી જીવતો નથી. ' સૂચિતાર્થ એ છે કે

---

* તા. ૧૨-૧૦-31 ના રોજ વડુ (તાલુકે પાદરા)માં ભરાયેલ વડોદરા પ્રાંત બીજી પુસ્તકાલય પરિષદમાં પ્રમુખસ્થાનેથી આપેલું ભાષણ.

માણસનો સ્થૂલ દેહ જેમ રોટી માગે છે તેમ જ તેનો ચૈતન્યદેહ જ્ઞાન માગે છે. જેમ રોટી વિનાનું શરીર કૃશ થઇ થઇને છેવટે નકામું થઇ જાય છે, તેમ જ જ્ઞાન વિનાનું ચૈતન્યશરીર પણ કૃશ થઇ છેવટ નકામું થઇ જાય છે. જાણી જોઇને ભૂખે મરનાર જેમ આત્મહત્યા કરે છે તેમ જ જ્ઞાન વિના ચૈતન્યદેહને ભૂખે મારનાર પણ આત્મઘાત જ કરે છે. "આત્મઘાતી પુરુષો અસૂર્ય અંધતમસાવૃત લોકમાં જાય છે." એ ઉપનિષદનું વાક્ય તેને પણ લાગુ પડે છે, કદાચ તેને જ વધારે લાગુ પડે છે.

અમુક પ્રકારનું જ્ઞાન તો ઉપર કહી તે 'રોટી'ને માટે પણ જરૂરનું છે. માણસના સ્થૂલ દેહના નિર્વાહનાં સાધનો પણ જ્ઞાન ઉપર આધાર રાખે છે એટલું જ નહિ પણ જેમ જેમ માણસ જાતનું જ્ઞાન આગળ વધતુ ગયું છે તેમ તેમ આ સાધનોમાં પણ તેણે ફેરફારો કર્યા છે. અત્યાર સુધીના બધા ફેરફારો ઇષ્ટ જ છે એમ કોઇ કહી શકે નહિ, કોઇ કોઇ જગાએ અનિષ્ટ સાધનો આવી ગયાં છે,—ત્યાં જ્ઞાન પોતે જવાબદાર નથી પણ જ્ઞાનનો દુરુપયોગ જવાબદાર છે,—એ સાધનોમાં સુધારાને ઘણો અવકાશ છે અને એ સુધારાને માટે જ્ઞાનની જરૂર છે; એટલું જ નહિ પણ ગમે તેવું સાધન કે ઉપાય પરિસ્થિતિ બદલાતાં અપાય થઇ જાય છે અને ત્યારે પાછું જ્ઞાનથી જ આપણે નવું સાધન શોધવું પડે છે. આવી રીતે જેને આપણે રોટી કહીએ તેને માટે પણ જ્ઞાનની અને જ્ઞાનવિસ્તારની ઘણી જરૂર છે.

આપણા જીવનમાં તો અત્યારે આ પ્રકારના જ્ઞાનની ઘણી જ જરૂર છે. પશ્ચિમની સાધનસંપન્ન સંસ્કૃતિએ આપણું આખું જીવન અત્યારે છિન્નભિન્ન કરી નાંખ્યું છે. તેને માટે એ સંસ્કૃતિને દોષ દેવા કરતાં, આ બદલાયેલી પરિસ્થિતિમાં આપણે શું કરવું જોઇએ તેનો વિચાર કરી તેનો અમલ કરવો એ વધારે જરૂરનું છે. રોટી શબ્દ મેં ઉપર લક્ષણાથી વિસ્તૃત અર્થમાં વાપર્યો છે, પણ વાચ્યાર્થમાં પણ દરેક માણસને પેટપૂર રોટી કેમ મળે, અને એ રોટી (વાચ્યાર્થમાં જ) કેમ બનાવવી ત્યાંથી માંડીને જીવનના એકેએક પ્રદેશ સંબંધી આપણે ફરી વિચાર કરી લેવો જોઇએ. ખરી રીતે જરા સમજીએ તો કાગડે ઘૂડ વીંટ્યા જેટલા અને જેવા પ્રશ્નો આપણી આસપાસ છે. તે બધા ગણાવતો નથી, ગ્રામસુખાકારી, કેળવણી, સમાજવ્યવસ્થા, રાજ્યવ્યવસ્થા વગેરે વગર કહે આપણી દૃષ્ટિ આગળ દેખાવા માંડે છે અને તે દરેકને માટે શુદ્ધ જ્ઞાનની અને તે પ્રમાણેના આચરણની જરૂર છે. પહેલાંના જમાનામાં અને આ જમાનામાં એક મોટો ફરક એ છે કે પહેલાં થોડાં માણસો વિચાર કરતાં અને બીજા તેમની પાછળ શ્રદ્ધાથી ચાલતા તેટલાથી ચાલતું, પણ હાલના સમયમાં તો દરેક માણસે જીવનની અમુક અમુક વાતો તો જાણવી જ જોઇએ. પહેલાં પણ અત્યારે મનાય છે તેટલું અંધ અનુકરણ નહોતું, પણ અત્યારે તો—એક જ દાખલો લઉં છું—માણસ પોતાનો મત આપવાનો હક શું છે અને તે કેમ વાપરવો તે ન સમજે તો મહાન અનર્થ થવા સંભવ છે. એટલે આપણા વિસ્તૃત અને અટપટા વ્યવહારને માટે ઘણા જ્ઞાનની જરૂર છે.

સામાન્ય વ્યવહારમાં જેમ સાધનોના જ્ઞાનની જરૂર છે તેમ માનવસ્વભાવ જાણવાની, તેની શક્તિ અને શક્યતાના જ્ઞાનની, અને તેની ઉપરની જ્ઞાનજન્ય આસ્થાની [illegible]ણી જ જરૂર છે. આપણાં નેવું ટકા દુઃખો તો માણસ માણસને સમજતું નથી તે[illegible] થાય છે. તે સર્વ દૂર કરવાને જ્ઞાનની જરૂર છે.

પણ આ ઉપરાંત મારે એક વસ્તુ તરફ આપનું ધ્યાન ખેંચવાનું છે. આપણા જીવનની ઘણીખરી પ્રવૃત્તિ કેવળ વ્યક્તિગત સ્વાર્થ પોષવાને માટે જ થાય છે એમ આપણને ઘણીવાર સમજાય છે; તેથી આપણી જાત ઉપર આપણને ઘણીવાર ઘૃણા ઊપજે છે. આ ઘૃણા ખોટી છે એમ મારું કહેવું નથી. પણ આ ઘૃણામાં તેમજ આપણી સ્વાર્થમય સર્વ પ્રવૃત્તિની અંદર પણ એક અંતર્ગત પારમાર્થિક વૃત્તિ, મણકામાં સૂત્રપેઠે રહેલી, અને ઠેકાણે ઠેકાણે શુદ્ધ સ્વરૂપમાં ડોકિયાં કરતી, જણાશે. પાણીનો નીચાણમાં વહેવાનો સ્વભાવ આપણે જાણીએ છીએ પણ તે સ્વભાવની અંદર જ ઊંચે ચડવાનો સ્વભાવ રહેલો છે જે આપણને ફુવારામાં પ્રતીત થાય છે. તેવું જ માનવસ્વભાવનું છે. માણસ પોતાના દેહ માટે શરીર-મનની પ્રવૃત્તિ કરે છે તે જ પોતાના દેહનો સ્વાર્થ વીસરી કુટુંબનાં માણસોના હિતને માટે પ્રયત્ન કરે છે, તે જ માણસ કુટુંબનું હિત એક કોરે મૂકી અતિથિની સેવા કરે છે, તે જ માણસ પોતાનાં સગાંસંબંધીનું હિત ન જોતાં આખા દેશનું હિત જોઇ શકે છે, અને તેને માટે પ્રવૃત્ત થઈ શકે છે. આવી રીતે, વધારે પારિભાષિક શબ્દોમાં કહું તો, દેહનું અભિમાન છોડી દેહની પાર સમષ્ટિના કેન્દ્રના અભિમાનથી, અથવા તેમાં તેને વિલીન કરી, પ્રવૃત્ત થવાની તેનામાં એક પ્રબળવૃત્તિ રહેલી છે. અને એ વૃત્તિ માણસના બીજા પ્રદેશોમાં પણ છે.

મારે એ કહેવાનું છે કે જ્ઞાનમાં પણ એમ છે. માણસ કેટલુંક જ્ઞાન પોતાના કે પોતાનાં માનેલાંના સુખના સાધન તરીકે મેળવવા પ્રયત્ન કરે છે, પણ તે સાથે સાથે તે અમુક જ્ઞાન તો સ્વાર્થના કેન્દ્રથી કેવળ વિછૂટો થઇ, માત્ર જ્ઞાનની ખાતર પણ મેળવવા ઇચ્છે છે. અને જગતનું ઘણુંખરું જ્ઞાન આ રીતે ભેગું થયેલું છે કલાની સર્વે કૃતિઓમાં એટલે સર્જનાત્મક સાહિત્યમાં તેમ જ કેવળ વૈજ્ઞાનિક જિજ્ઞાસાથી મેળવાતા જ્ઞાનમાં પ્રવૃત્ત થતી વૃત્તિઓ ટૂંકા સ્વાર્થથી વિછૂટી પડી ગયેલી હોય છે. દેશની સંસ્કૃતિ આ પ્રકારના જ્ઞાનથી ઘડાય છે. જેમ આપણે એમ કહી શકીએ કે જે માણસે એકલાં બેઠાં બેઠાં પેટ ભર્યું છે, અને પાંચ માણસોની સાથે બેસીને ખાધું નથી, તેણે જમણનો સ્વાદ લીધો નથી, જેમ આપણે એમ કહી શકીએ કે જે માણસે માત્ર પોતાના જ સ્વાર્થ માટે કાર્યો કર્યાં છે પણ જનતા માટે નથી કર્યાં તેણે કાર્યનો ખરો આનંદ ભોગવ્યો નથી, તેમ જ આપણે એમ કહી શકીએ કે જે માણસે સ્વાર્થથી કેવળ મુક્ત થઈ જ્ઞાન લીધું નથી તેણે જ્ઞાનનો સ્વાદ ચાખ્યો નથી.

વ્યવહારમાં આ સત્યનું સ્વરૂપ એ છે કે દરેક માણસને પોતાના ધંધા માટે જરૂરી જ્ઞાનપ્રવૃત્તિ ઉપરાંત એક કેવળ શોખની જ્ઞાનપ્રવૃત્તિ હોવી જોઇએ. આ વાસ્તવિક રીતે વસ્તુભેદ નથી પણ દૃષ્ટિભેદ છે. કહેવાનો ભાવાર્થ એ નથી કે ડોકટરે વૈદ્યનો અભ્યાસ છોડી દઇ અર્થશાસ્ત્રનો અભ્યાસ કરવો, અને અર્થશાસ્ત્રના અધ્યાપકે અર્થશાસ્ત્રનો અભ્યાસ છોડી દઈ કાવ્યશાસ્ત્રનો અભ્યાસ કરવો. વક્તવ્ય એ છે કે જિજ્ઞાસા, સ્વાર્થ કે ફળને લક્ષીને માત્ર ચાલવી ન જોઇએ. ડોકટર પોતાના વિષયનો જ અભ્યાસ કરે અને તે સ્વાર્થથી મુક્ત થઇને કરી શકે છે અને જ્ઞાનનો ખરો સ્વાદ લઇ શકે છે. કેટલાક પોતાના ધંધાના વિષયમાં જ એ મુક્ત વાતાવરણમાં જઇ શકે છે. કેટલાક એ મુક્તિ

માટે ધંધાથી જુદા જ કોઇ વિષયમાં જિજ્ઞાસા રમમાણ કરી મહાલે છે, પણ એવા મુક્ત આનંદનો કોઇ ને કોઇ વિષય હોવો જોઇએ.*

આ બાબત યુરોપ વગેરે ખંડોમાં એટલી સ્વીકારાઈ ગઇ છે કે ત્યાં દરેક સંસ્કારી માણસને શોખનો આવો કોઈ ને કોઇ વિષય હોય છે જ. માત્ર ટિકિટો ભેગી કરવી કે એવી કોઇ પ્રવૃત્તિને હું અવશ્ય આ પ્રકારની પ્રવૃત્તિ નથી કહેતો, જો કે એ પણ કેવળ આળસુ કે વ્યસની જીવન ગાળવા કરતાં ઘણી વધારે સારી છે. પણ એ દેશમાં ખરેખર આવા શુદ્ધ જ્ઞાનના શોખવાળા ઘણા માણસો મળે છે. આ બાબતના અનેક દાખલા મહાત્માજી ગોપાલનના વિષય ઉપર વિચાર કરતા હતા ત્યારે આપણને મળ્યા. આપણાં ઢોરોની ઓલાદ, આપણાં ચામડાં હાડકાં વગેરેનો અભ્યાસ અત્યાર સુધી ઘણાખરા અંગ્રેજ અમલદારોએ જ કરેલો છે. ઘણા અંગ્રેજ અમલદારો પોતાના ઑફિસના કામ ઉપરાંત અહીંનાં પક્ષીઓ, પથરા, જીવડાં, વનસ્પતિ વગેરેનો અભ્યાસ કરે છે, અને આ વિષયો ઉપર અત્યારે ઉપલબ્ધ સાહિત્ય ઘણુંખરુ તેમનું જ છે. આપણામાં હજી આ જાતની જિજ્ઞાસા ઘણી થોડી છે, જો કે હવે નવા શરૂ થયેલા જમાનામાં એ વધારે ને વધારે જોવા મળશે એવાં સુચિહ્નો દેખાય છે.

શોખનો વિષય દરેકને જુદો જુદો હોય છે. એ માણસની પ્રકૃતિ ઉપર આધાર રાખે છે. અને જેમ દરેક બાળકને પોતાનાં અંગો, તેની શક્તિઓ, તેનો ઉપયોગ વગેરે અનેક પ્રયોગોથી જાણવાં પડે છે તેવું માનસિક શક્તિનું પણ છે. નાનું બાળક હાથ પગ પછાડે છે, કૂદે છે, ઠેકે છે તે પોતાનાં અંગોની શક્તિઓ જાણવા માટે. તેમ જ માણસને પોતાની માનસિક શક્તિઓ જાણવાને અનેક ધમપછાડા મારવા પડે છે. બાળક જેમ પોતાની શક્તિઓ જાણવા અને કેળવવા તોફાન કરે છે, અને તે તોફાનનાં વરસો હોય છે, તેમ જ માણસમા આ માનસિક શક્તિઓ જાણવાનાં પણ વરસો આવે છે. માણસ બચપણથી જ માનસિક શક્તિઓ જાણવા પ્રયત્ન કરતુ હોય છે, પણ તેના ધમપછાડા ખાસ કરીને કિશોર વયથી શરૂ થાય છે અને તે પચ્ચીસી, જેને કેટલાક ગધાપચીસી કહે છે, ત્યાં સુધી કદાચ પહોંચે છે. જ્ઞાનની ઊઘડતી ભૂખને તૃપ્ત કરવી અને તે સાથે તેને પથ્ય ખોરાક આપવો એ કેળવણીનો દુર્ઘટ પ્રશ્ન છે. આપણે અહીં કેળવણીશાસ્ત્રમાં જવા ઇચ્છતા નથી, પણ પુસ્તકાલયની દૃષ્ટિથી આપણે એમ કહેવું જોઇએ કે દરેક પુસ્તકાલયમાં દરેક વિષયનાં પુસ્તકો હોવાં જોઇએ. અમુક વિષયના વાંચનારા ઓછા છે માટે તેવાં પુસ્તકો ન લેવાં એ દલીલ ખોટી છે. જ્ઞાનની બાબત માગ અને ઉત્પન્નના અર્થશાસ્ત્રના નિયમ ઉપર છોડી શકાતી નથી. અમુક શાસ્ત્રીય જ્ઞાનની જિજ્ઞાસા ન હોય તો અનેક સાધનોથી તે ઊલટી ઉત્પન્ન કરવી જોઇએ. હલકા સાહિત્યની ખપત વધારે છે એ એવું સાહિત્ય લેવાને લેશ પણ કારણ નથી. જિજ્ઞાસા તૃપ્ત થવાને પથ્ય પુસ્તકો હોવાં જોઇએ. તે સાથે પુસ્તકાલયના ઉપયોગ સંબંધી પણ એટલું કહી શકાય કે ઘણાંખરાં માણસોને અમુક વખતે અમુક વિષયની જિજ્ઞાસા જાગે છે, અને તે વખતે તે

---

* અહીં એ કહેવું જોઇએ કે જેમ શરીરના કેટલાક શોખો કર્તવ્યપરાયણતામાં આડા આવે છે તેમ આ શોખ પણ આડો આવી શકે અને ત્યારે તે કર્તવ્યચ્યુતિ જ ગણાય. કોઈ ડૉક્ટર કોઈ બીજા વિષયના શોખથી દરદીના દર્દનો પૂર્ણ અભ્યાસ ન કરે તો તે ખરેખર કામચોર જ ગણાય. પણ આપણા મૂળ વિષયની સાથે આને સંબંધ નથી.

માણસે તે જિજ્ઞાસાને ભૂખે મારવી ન જોઇએ પણ પોતાની શક્તિ પ્રમાણે તેને તૃપ્ત કરવી જોઇએ. માણસનું મન એક એવું અખંડ અવયવી છે કે તેનો એક જગાએ નકામો રોધ કરો તો આખા મનની દુરસ્તી બગડે. એક જિજ્ઞાસાને ખોટી રીતે દાબવાથી બીજી જિજ્ઞાસાઓ મદ થઇ જાય અને એમ કરતાં છેવટે જિજ્ઞાસા ઊઠતી જ બંધ થઇ જાય. એટલે દરેક માણસે જે વખતે જે જિજ્ઞાસા ઊઠે તેને તૃપ્ત કરવા પ્રયત્ન કરવો જોઇએ. એટલું જ નહિ આ નિયમનો ઝીણી બાબતોમાં પણ ઉપયોગ છે. બાળપણમાં અમુક ચમત્કારી વાંચવાની જિજ્ઞાસા હોય છે. તો તે ઉંમરે કથાસરિત્સાગર, મહાભારત, રામાયણ, અરેબિયન નાઇટસ, ઇલિયડ વગેરે વાંચી જવાં જોઇએ. અથવા અમુક વખતે હાસ્યનાં પુસ્તકો વાંચવાની જિજ્ઞાસા થઇ હોય, કે અમુક જ ગ્રન્થકાર જેવા કે રમણભાઇ, કે કાલિદાસ, કે ડિકન્સ, કે સ્કોટ, વાંચવાની ઇચ્છા થઇ હોય, તો તે જિજ્ઞાસાના ઉત્થાનમાં જ તેવા ગ્રંથકારો વાંચી નાંખવા જોઇએ. એ જિજ્ઞાસા સરી ગયા પછી સંભારીને પછીના વ્યવસાયી જીવનમાં એ પુસ્તકો વાંચી શકાવાનાં નથી. જેમ વ્યવહારમાં આપણે કહીએ છીએ કે માણસે પોતાની જાત તરફ વફાદાર રહેવું જોઇએ, જેમ કલામાં કહીએ છીએ કે કલાકારે પોતાની જાત તરફ વફાદાર રહેવું જોઇએ, તેમ જ જ્ઞાન મેળવવામાં પણ પોતાની સ્વાભાવિક જિજ્ઞાસાને વફાદાર રહેવું ઘટે છે. એમ કરવાથી જ, જેમ કામ કામને શીખવે છે તેમ, એક જ્ઞાન બીજા જ્ઞાનનો માર્ગ કરતું જાય છે અને જ્ઞાન સ્વાભાવિક રીતે વૃદ્ધિ પામે છે. ઘણા વિદ્યાર્થીઓ વિષયમાં રસ હોય છતાં આટલાથી પાસ થઇ જવાશે, હવે વધારે વાંચવાની શી જરૂર છે એમ કહીને વાંચતા નથી. તેઓ પોતાની સ્વાભાવિક શક્તિને હણે છે.

પોતાની વિશિષ્ટ શક્તિઓ જાણવાને અનેક વિષયોનું જ્ઞાન મેળવવાની જરૂર છે એમ ઉપર કહ્યું. તે સિવાય પણ એક વિષયનું જ્ઞાન સંપૂર્ણ મેળવવા સામાન્ય રીતે બધા વિષયોના જ્ઞાનની જરૂર છે. જ્ઞાનના વિષયો પરસ્પર એટલા બધા સંકલિત છે, કે તેમાંથી એકને કેવળ જુદો પાડી સમજી શકાતો નથી. એટલા ઉપરથી કેળવણીએ એક એવો સિદ્ધાન્ત સ્વીકાર્યો છે કે અમુક વિષયનું બધું જ્ઞાન મેળવવું જોઇએ તે સાથે સાથે બધા વિષયનું થોડું થોડું જ્ઞાન જોઇએ. શ્રીયુત બાબુ ક્ષિતિમોહન સેને આને માટે બહુ સારું દૃષ્ટાન્ત આપ્યું છે. ખેડૂત જેમ આખું ખેતર ખેડે છે પણ તે સાથે એક જગાએ ઊંડો કૂવો કરે છે તે જ પ્રમાણે, માણસે જ્ઞાનના બધા વિષયોનો સ્પર્શ કરવો જોઇએ અને તે સાથે એક વિષયમાં ઊંડાં ઊતરવું જોઇએ.

ઉપર મેં કહ્યું કે માણસની જિજ્ઞાસા તીવ્ર થાય ત્યારે તેને તૃપ્ત કરવાનાં સાધનો આપવાં જોઇએ. આનો અર્થ એવો નથી કે જે ગમે તે બધું વાંચવા અથવા ગમે તેવું વાંચવાનાં સાધનો આપવાં. નાના બાળકને રેલવેની બારીમાંથી લંબાઇને જોવાનો ઘણો શોખ હોય છે, તેને ઊંચી જગાએથી કૂદકો મારવાનું મન પણ થાય, પણ આપણે તેમ કરવા દેતા નથી. તેમ જ વાચન અપથ્ય પણ હોઇ શકે અને તેવું વાચન હરગીજ નહિ આપવું જોઇએ.* સમાજને ખર્ચે ચાલતાં જાહેર પુસ્તકાલયોમાં તો તેની ખાસ સંભાળ લેવી જોઈએ. આ સંભાળ સામાન્ય રીતે વિજ્ઞાનનાં પુસ્તકોમાં લેવાની બહુ જરૂર હોતી નથી, જો કે તેમાં પણ પ્રામાણિક પુસ્તકો જ લેવાવાં જોઇએ. વિજ્ઞાનનું પુસ્તક ખરાબ શૈલીમાં હશે તો તે એની મેળે ઓછું વંચાશે, તેનાથી વધારે નુકસાન થવા સંભવ નથી. પણ કલાનાં અને

* અલબત્ત અપથ્ય વાચન કયું તે નક્કી કરતાં ઘણી જ ઉદારતા અને સૂક્ષ્મતા રાખવી જોઈએ. અપથ્ય શું છે તે ઠરાવવામાં ઘણીવાર ભૂલો થાય છે પણ એનો અર્થ એવો નથી કે કશું વાચન અપથ્ય હોઈ જ નથી.

તેમા પણ વાર્તાના પુસ્તકોમા આ સભાળ લેવાની જરૂર છે વાર્તા ઘણી આકર્ષક લાગે છે, અને ખાસ કરીને સુવાનો, કે જેમના મન ઉપર સૌથી વધાર અસર થવાનો સભવ છે, તેમને તેનું ઘણુ જ આકર્ષણ હોય છે આ વિષયમા હુ એક વાર બોલી ગયો છુ * એટલે વિશેપ કહેતો નથી મા। આ તરફ સૌનુ ધ્યાન ખેચુ છુ અને એટલુ ઉમેરુ છુ કે શિક્ષણ-સસ્થાના અભ્યાસક્રમમા તેમ જ ખાનગી વાચનમા માનસવિકાસ માટે કલાને નામે ગણાતી ચીજો વાર્તા, ચિત્ર, કવિતા, સંગીત, નૃત્ય વગેરે એકલા બસ નથી, તેની સાથે બુદ્ધિને અને કલ્પનાને બન્નેને તાલીમ આપે એવા વૈજ્ઞાનિક અભ્યાસની પણ જરૂર છે

આ પ્રસગે જ યાદ આવે છે માટે લખું છુ મેં એવા કેટલાક વાર્તા વાચનારા જોયા છે કે જેમને માત્ર વાર્તા વાચવાની જ ભૂખ હોય છે વાર્તા પણ તેઓ પૂરી સમજતા નથી, તેની વિવેચના કરી શકતા નથી, તે સારી ખોટી પારખી શકતા નથી મેં તો એવા પણ જોયા છે કે એક વાર વાચેલી વાર્તા છ આઠ મહિને બીજી વાર વાચે તો તેમને ખબર પણ ન પડે કે આ પહેલા વાચેલી હતી ! કોઇ ખાઉધર માણસ ભાવતી ચીજ ચાખ્યા વિના ગળી જાય અદરની કાકરી કે દુર્ગન્ધ પણ પારખે નહિ એના જેવુ આ છે આમ વિચાર્યા વિનાનુ વાચ્યુ કેવળ નિરર્થક છે વાચેલુ વિચારવાની ટેવ કેળવી શકાય છે, પણ તે ટેવ પાડવાના કે કેળવવાના ખાસ નિયમો નથી. એટલે આમ વાચનારાને એટલુ જ સૂચવી શકાય કે તેમણે અમુક અમુક અતરે વાચવાના ઉપવાસ પાળવા

વાર્તા સાહિત્યના શોખીનોને એક સૂચના કરું તો તેઓ માફ કરશે. અનેક વાર્તા વાચ્યા કરવા કરતા, સારી અને ઉત્તમ અનેક વાર વાચવી એ ઘણુ વધારે સસ્કારપોષક છે ખરી રીતે વાર્તા ખરી કલાત્મક છે કે નહિ તેની એક સૌથી વધારે વિશ્વસનીય કસોટી એ છે કે તેને વારવાર વાચવાનુ મન થાય છે કે નહિ, અથવા વારંવાર વાચવા છતા તેમાથી રસ આવે છે કે નહિ, વારવાર વાચતા તેમાથી નવો નવો આનદ આવે છે કે નહિ ? વાચનાર આવી ટેવ પાડશે તો તેની રસવૃત્તિ કેળવાઇને છેવટે તે પોતાની મેળે હલકી રસવૃત્તિવાળી વસ્તુ વાચશે જ નહિ

એક તરફથી પુસ્તકાલયો માટે ચોપડીઓ પસદ કરનારને હુ જેમ પથ્ય પુસ્તકો જ લેવાની ભલામણ કરુ છુ તેમ બીજી તરફથી હુ આપણા વિવેચકોને પણ પુસ્તકોનુ વિવેચન કરતી વખતે લોકહિતનો વિચાર કરીને વિવેચના કરવાની વિનતી કરુ છુ આ વિષય ઉપર હું એકવાર બોલી ગયો છુ× એટલે એટલુ જ કહીશ કે વિવેચનમા અગત સબધ કે લાભનો પક્ષપાત ન હોવો જોઇએ, અને તેટલે જ અશે, માઠું લગાડવાનો ભય પણ ન હોવો જોઇએ વિવેચના, પુસ્તક વેચાતુ લેવુ કે નહિ એનો નિર્ણય કરવામા ઉપકારક થાય એટલી સ્પષ્ટ હોવી જોઇએ

વાર્તા સાહિત્યને અગે એક બીજી સૂચના પ્રસ્તુત જણાવાથી કરુ છુ આખા હિંદમા હિંદી ભાષા દેશભાષા હોવી જોઇએ એમ હવે લગભગ બધા વિચારકો માને છે તો હિંદી ભાષાના પ્રચાર માટે આપણે વધારે નહિ, પણ એટલુ કરી શકીએ કે હિંદી ભાષામાં ઉપલબ્ધ કેટલીક સુંદર વાર્તાઓ પુસ્તકાલયમા રાખીએ વાર્તાના રસથી આ વાર્તાઓ

* સોજીત્રા પુસ્તકાલય સુવર્ણ મહોત્સવ પ્રસગે તા ૮-૩-૨૮ ને રોજ આપેલુ વ્યાખ્યાન પ્રસ્થાન પુ. ૫, પૃ ૩૦૫

× તા ૧૭-૩-૨૯ના રોજ ગુજરાત સાહિત્યસભા રજતમહોત્સવને પ્રસગે ભરાયેલા લેખક સમેલનમા આપેલુ ભાષણ પ્રસ્થાન પુ ૭, પૃ ૩૭૯

હિંદીમાં વંચાશે અને તેથી એની મેળે એ ભાષાનો પરિચય થશે. આમ કરવા એકાદ હિંદી વ્યાકરણ કે હિંદી કોશની નકલ રાખવી પડશે. તેથી કાંઇ ખાસ ખર્ચ વધી જવાનું નથી.

મેં આગળ કહ્યું તેમ જ્ઞાનની પ્રવૃત્તિ અર્થશાસ્ત્રના માગ અને ઉત્પન્નના નિયમ ઉપર છોડી શકાય નહિ. જ્ઞાન એવો વિષય છે કે તેની ખપત ઉત્પન્ન કરવી જોઇએ. એમ ન કર્યું હોત તો અત્યારે આપણે જે ભણ્યા છીએ તેમાંના ઘણા ભણ્યા વિનાના જ રહ્યા હોત. તેમ જ શ્રીમંત ગાયકવાડ સરકારે અથવા તેમની મહેચ્છાને સફળ કરાવી આપનાર શ્રીયુત મોતીભાઈ આમીને માગ અને ઉત્પન્નના નિયમની રાહ જોઇ હોત તો આ પુસ્તકાલય-પ્રવૃત્તિ કદાચ શરૂ જ ન થઇ હોત. શ્રીમંતે તથા શ્રીયુત મોતીભાઇએ એમનું કામ અર્થશાસ્ત્ર ઉપર ન છોડતાં જાતે કર્યું છે. તો હવે આગળ જતાં દરેક ગામે અને દરેક માણસે તે કામ ઉપાડી લેવાનું છે. ગામમાંથી નિરક્ષરતાનો સદંતર નાશ કરવો તે દરેક ગામના દરેક ભણેલાની ફરજ છે. ચીનનો શબ્દકોશ વાંચવો એ પણ એક ભાગીરથ કામ છે, એવડા મોટા દેશમાંથી નિરક્ષરતા કાઢી નાંખવી એ મહાભારત કામ છે, છતાં ત્યાંના જુવાનોએ થોડાં વર્ષમાં, રાજ્યને ખરચના ખાડામાં ઉતાર્યા વિના એ કર્યું. તો આપણા હિંદી જુવાનો એ શા માટે ન કરી શકે ? અત્યારે શ્રી દક્ષિણામૂર્તિ ભવનમાંથી નીકળેલી વાંચતાં શીખવવાની યોજનાથી આ કામ ઘણું સહેલું થઈ ગયું છે. આપણા જુવાનોએ ઘેર ઘેર ફરીને અભણને ભણાવવાં જોઇએ અને ભણેલાંને વાંચતાં કરવાં જોઇએ. વડોદરા રાજ્યે આ પુસ્તકાલયની યોજના એટલી સરળ અને સુલભ કરી છે, કે અત્યારે એક પણ ગામ પુસ્તકાલય વિનાનું હોય તે શરમ ગણાવી જોઇએ.

પુસ્તકાલયની યોજના જોતાં તમારું પુસ્તકાલય તો ગામમાં કે શહેરમાં સંસ્કારપોષક કેન્દ્ર બનાવી શકાય એમ હું માનું છું. પુસ્તકાલયની સાથે જ એક નાનું સરખું શિક્ષણને ઉપયોગી પ્રદર્શન રાખી શકાય. તે જ પ્રદર્શનમાં ગામમાં થતી વિશેષ ચીજો, જોવા લાયક સ્થળોના ફોટા અને ગામને લગતા આંકડા, ગામની વરસોવરસની નોંધ, તથા ગત ઇતિહાસનાં સાધનો ભેગાં મૂકી શકાય. ગામનું પુસ્તકાલય ગામમાં બીજું સભાસ્થાન ન હોય, અને ખુલ્લી સભા ન ભરી શકાય તેમ હોય તો સભાસ્થાન તરીકે પણ ઉપયોગમાં લઇ શકાય. અને અમુક અમુક ઉત્સવે ગામ તરફથી સંગીતના જલસા, કે નાટકના પ્રયોગો જેવાં કામનું પણ તે કેન્દ્ર કરી શકાય. પુસ્તકાલય લોકોના વહીવટમાં હોવાથી તેના અનેક ઉપયોગો થઇ શકે. પુસ્તકાલયનું મકાન કરતી વખતે જ આ બધા ઉપયોગો ધ્યાનમાં લઇ મકાન કરી શકાય. તેવાં મકાનોની યોજનાની ચર્ચા હાથ લેવાવી જોઇએ.

પુસ્તકાલયનું મકાન ગામમાં કે શહેરમાં કોઈ શાન્ત જગાએ વધારે અવરજવરના લત્તાથી જરા દૂર છતાં આળસુઓને બહુ દૂર ન પડે એવા ભાગમાં જોઇએ. તે મકાન સુંદર હોવું જોઇએ. સુંદર એટલે તેને મોંઘાં સ્થાપત્યનાં આભૂષણો લગાડવાનું હું નથી કહેતો, પણ તે ઘાટીલું હોવું જોઇએ અને અંદર બેસનારને એક પ્રકારનું સ્વાસ્થ્ય મળે તેવું તે હોવું જોઇએ. માણસને ખાસ વાંચવાની વૃત્તિ વિના પણ અંદર જઇ બેસવાનું મન થાય એવું જોઇએ. લાઇબ્રેરીનો અંદરનો ભાગ પણ સારા લેખકો અને સાહિત્યકારોના ફોટાઓ કે કલાકૃતિના ફોટાઓથી સુશોભિત બની શકે તો સારું. આપણે પુસ્તકાલયમાં વાંચનારાઓને શિખામણનાં વચનો મોટે અક્ષરે લખેલાં લાઇબ્રેરીમાં ચોડીએ છીએ. પણ અત્યારે તો કેળવણીશાસ્ત્રે પણ એવાં સીધાં વચનો કહેવાં કે વંચાવવાં છોડી દીધાં છે. ઉપદેશની એવી સીધી ઉક્તિનું કાંઇ ફળ નથી, કોઇવાર હાનિ છે, એમ નવું માનસશાસ્ત્ર કહે છે. પણ કેળવણીની વાત દૂર રાખતાં પુસ્તકાલયની અંદર એવાં વચનોનો ઝાઝો ઉપયોગ હું નથી જોતો. પુસ્તકાલયમાં જે આવે છે તેને વાંચવાની શિખામણ દેવાની જરૂર નથી. એવી

શિખામણ મૂકવી હોય તો ગામમાં કે શહેરમાં ઠેકઠેકાણે મૂકો. પુસ્તકાલયમાં માત્ર એક જ વચન મૂકવાની મને જરૂર લાગે છે અને તે શાન્તિ જાળવવા વિશે. દરેક પુસ્તકાલયની બહાર રાહદારી રસ્તે શાન્તિ જાળવવાની અને અંદર શાન્તિ જાળવવાની સૂચના કે નોટિસ કે વિનંતી લખવી જોઈએ અને ગામલોકોએ પણ પુસ્તકાલયની આસપાસ ઘોંઘાટ નહિ કરવા ચીવટ રાખવી જોઈએ. શાન્તિને હવે આપણે સામાજિક સદ્‌ગુણ ગણતાં શીખવું જોઈએ.

બંધુઓ, એક અધ્યાપક તરીકે વાંચવા વંચાવવાનો મારો ધંધો હતો અને હજી પણ મારો એ જ ધંધો હું માનું છું. એ ધંધાની એક આનુષંગિક ફરજ તરીકે આજનું પદ મેં સ્વીકારેલું છે, જો કે હું જાણું છું કે પુસ્તકવાચન સંબંધી સામાન્ય તાત્ત્વિક ચર્ચા કરવા ઉપરાંત હું તમારો વહીવટ વધારે કાર્યકારી થાય એવી કશી જ સૂચના આપી શકતો નથી. હું એવા શહેરમાંથી આવું છું જે મુંબઈ ઇલાકામાં દોલતને માટે પ્રસિદ્ધ છતાં, ત્યાં એક પણ આદર્શ પુસ્તકાલય નથી. મારે તો એ વિષયમાં કંઈ સૂચના કરવાને બદલે અહીંથી સૂચનાઓ લઈ જવાની છે, પણ મને મારો અવાજ એ ધનિકોના કાન સુધી પહોંચાડતાં કે તેમની ઉદારતા આ માર્ગે દોરતાં આવડતું નથી. વડોદરા નરેશે આ બાબતમાં સારો દાખલો બેસાડયો તેનો દાખલો બીજા રાજ્યોએ પણ હજી નથી લીધો, બ્રિટિશ સરકારે પણ નથી લીધો, બ્રિટિશ રાજ્યના ધનિકોએ પણ નથી લીધો. મારા કરતાં વધારે સત્તા ધરાવનારા પુસ્તકાલય પરિષદના અધ્યક્ષો પણ આનો પ્રચાર નથી કરાવી શકયા. અત્યારના સમાજનો મોટામાં મોટો અને આખા સમાજને ખૂંચતો પ્રશ્ન જ એ છે કે એક જ વ્યક્તિમાં કે સંસ્થામાં એકઠાં થતાં ધન અને શક્તિનો સમાજના હિતને માટે કેવી રીતે ઉપયોગ કરવો, અને તેવો ઉપયોગ થવાને શું કરવું?

અસ્તુ. એ ઘણો મોટો પ્રશ્ન છે. તે અત્યારે ચર્ચી શકીએ તેમ નથી. મારે મારું વક્તવ્ય પૂરું કરતાં માત્ર તમારો અને તમારા કાર્યવાહકોનો ઉપકાર જ માનવાનો રહે છે. મારે મન નાનનો ઉત્સવ એ ઘણો આનંદપ્રદ ઉત્સવ છે અને તેમાં ભાગ લેવા નોતરી તમે મને ઘણો આભારી કર્યો છે.

છેવટે હું વિદ્યાનાં વચનોનું સ્મરણ કરી મારું વક્તવ્ય પૂરું કરીશ.

विद्या ह वै ब्राह्मणमाजगाम
गोपाय मा शेवधिष्टेऽहमस्मि ।
असूयकायानृजवेऽयताय
न मा ब्रूया वीर्यवती तथा स्याम् ॥
यमेव विद्याः शुचिमप्रमत्तम्
मेधाविनं ब्रह्मचर्योपपन्नम् ।
यस्ते न द्रुह्येत्कतमच्चनाह
तस्मै मा ब्रूया निधिपाय ब्रह्मन् ॥

"વિદ્યા બ્રાહ્મણ પાસે ગઈ અને બોલીઃ હું તારો ખજાનો છું, મારું રક્ષણ કર. અસૂયા કરનાર, ઋજુતા વિનાના અને અસંયત પુરુષ આગળ મને ઉચ્ચારીશ નહિ, જેથી હું વીર્યવતી થાઉં. જેને તું શુદ્ધ અપ્રમત્ત મેધાવી અને બ્રહ્મચર્યવાળો જાણતો હો, તારો દ્રોહ ન કરે, તેવા રક્ષકને હે બ્રહ્મન્! તું મને કહેજે."

આપણે સર્વે એ વિદ્યાના ખજાનાના અધિકારી થઈએ!

તા. ૧૨-૧૦-૩૧

[ ૭૭૮માં પૃષ્ઠથી ચાલુ ]

આરોગ્યને ઓછામાં ઓછી નુકસાનજનક બનાવવા ધ્યાન આપવું જ જોઇએ. વળી એક સ્થળે કેંદ્રિત થતા મજૂર સમૂહના રહેઠાણ અને આરોગ્યના પ્રશ્નોને પહોંચી વળવા પાશ્ચાત્ય અનુભવનો ઉપયોગ કરવો જ જોઇએ બન્ને વસ્તુ સાથે સાથે ચાલે તો જ લાભ થાય. માલિકવર્ગે દૂરદેશીપણું વાપરી આ માટે ઘટતાં ખર્ચો કરવા તૈયાર થવુ જ જોઇએ.

મજૂર કમિશને આ બાબત પર ઠીક ભાર મૂકયો છે. કમિશનરો કહે છે તેમ જાહેર આરોગ્ય માટેનું ખર્ચ મનુષ્યસુખ બક્ષશે એ જ એનો મોટો બદલો છે પરંતુ તે ઉપરાંત આર્થિક દૃષ્ટિએ પણ લાભદાયી નીવડશે એ યાદ રાખવા જેવુ છે. કમિશને લખ્યું છે :

'રાજ્યને નફો થાય એવા કામમાં મૂડી રોકવાનો એક આ સરસ માર્ગ છે. મોટા બાળમરણપ્રમાણને લીધે જે પ્રજાશક્તિ વેડફાય છે અને સંપત્તિ એળે જાય છે તેની ગણતરી થઈ શકે એમ નથી. માંદગી અને રોગચાળાને લીધે મજૂરશક્તિનો જે હ્રાસ થાય છે તથા કામદાર વહેલા મરણશરણ થાય છે તેને લીધે જે સંપત્તિનું નુકસાન ખમવું પડે છે તે ગણ્યું જાય એમ નથી. પ્રજાજીવનની આ શક્તિ ન હણાય તે માટે થોડા પણ અસરકારક ઈલાજ કરવામા આવે તો હિંદની સંપત્તિમા ઠીક વધારો થાય જો હિંમતથી આ દુઃખદારિદ્ર્યને ફેડવા પ્રયાસો યોજાય તો જીવનના ધોરણ અને સંપત્તિમાં મોટું પરિવર્તન થાય. અમને લાગે છે કે હવે આ બાબતમા ઊંઘતા રહેવાને અને ઢીલ કરવાને કારણ નથી. ખાસ કરીને મજૂરઘરોનો પ્રશ્ન ઉકેલવા તાત્કાળિક પગલા લેવાં ઘટે. હિંદ જેવો દેશ જાહેર આરોગ્ય માટે પૈસા કાઢવા અશક્ત છે એવું કહેનારા લોકોને અમારો જવાબ એ છે કે એમ કરવામાં ઘડીભર પણ રોકાવા જેવી સ્થિતિ હવે નથી રહી.'

મજૂર કમિશનના મોળા અને પલકે પલકે માલિકની વાત કાને ધરી અગત્યના સુધારા માટે રાહ જોવાનું કહેનારા સભ્યો આ શબ્દો ઉચ્ચારે છે તે ધ્યાનમાં રાખી આ પ્રશ્નોનું ગાંભીર્ય અને તાકીદ માલિકો અને સરકાર સમજશે એવી આશા રાખીએ.

ઔદ્યોગિક ક્ષેત્રોમાં આવ્યાથી મજૂરે પોતાના ગામડાંનાં જીવનમાં આવશ્યક ફેરફારો કરવા જોઈએ. આપણા ભણેલા લોકો પણ શહેરોની નવી પરિસ્થિતિને અનુકૂળ થવા જીવનમાં ફેરફારો નથી કરી શકતા તો અજ્ઞાન અને અભણ મજૂરો કયાંથી જ કરે ! શહેરમાં આવવાથી એમનું ગૃહજીવન તૂટી જાય છે. શહેરમાં સ્ત્રીઓ કરતાં પુરુષોની સખ્યા વધારે હોય છેઃ

મુંબઈમા એક હજાર પુરુષે ૫૫૩ સ્ત્રીઓ
કલકત્તામાં " " " ૪૭૫ "

અને એ જ મુજબ બીજાં ઔદ્યોગિક સ્થળોમાં. આ બાબતમાં યોગ્ય પ્રમાણ જળવાતું ન હોવાથી જીવન અને નીતિના મુશ્કેલ પ્રશ્નો ઊભા થાય છે.

મજૂર ઘરોનો પ્રશ્ન એની સાથે સંકળાએલો છે. મજૂરવસ્તી જે ભયાનક સ્થિતિમાં રહે છે તેનાં વર્ણનો હવે બધાએ વાંચ્યાં છે. પણ હજુ તેનો નિકાલ કરવા જે આગ્રહ જોઈએ તે જણાતો નથી. આ પ્રશ્નને વધુ ગંભીર ન થવા દેવામાં મૂડીદારોને લાભ છે.

અમે જોઈએ છીએ કે આ બધા પ્રશ્નોની બાબતમાં કમિશને હળવી ભલામણો કરી છે. પણ તેનો ય અમલ તરત થાય એવી આશા જરૂર રાખીએ. મજૂરઆરોગ્ય અને ઘરોના પ્રશ્નો સંબંધી અસરકારક પગલાં લેવાની બુદ્ધિ વહેલી નહિ સૂઝે ? માલિકવર્ગ બીજી બધી બાબતોની માફક આ વિષયમાં બેદરકાર રહેશે તો બીજાં અનેક અસંતોષનાં કારણો સાથે આ અસહ્ય સ્થિતિને લીધે ક્યારે જ્વાળા ફાટી નીકળશે તે દૈવ જાણે !

## મજૂર મંડળો બાંધવાનો હક

પણ મજૂર પોતે સ્વાવલંબી અને સંગઠિત ન થાય તો એમાંથી કશું ય થવાનું નથી. અને આ માટે તેની પાસે રાજમાર્ગ એક જ છેઃ મજૂર મંડળો બાંધવાનો તેનો હક પ્રતિપાદન અને પ્રાપ્ત કરવાનો. મજૂર કમિશને આ માટે માલિકવર્ગને અને સરકારને સમજણ પડે અને ગળે ઊતરે એવી દલીલો લંબાણથી કરી છે. અત્યારે મજૂર મંડળને, જો તે સરકારને ચોપડે નોંધાયેલું હોય તો, માલિકો અને સરકાર ( જો માલિક હોય તો તે, ) સ્વીકારે છે. પણ ઘણી વાર મજૂર મંડળને કાગળ ઉપર જ માન્ય કરવામાં આવે છે. પોતાના સંઘમાં જોડાવાના 'ગુન્હા' બદલ અગર આગેવાન તરીકે કામ કરવા માટે મજૂરને બરતરફ કરવાના બનાવો બન્યે જ જાય છે. ગઈ રેલ્વે હડતાળમાં જે મજૂરોએ આગેવાનીભર્યો હિસ્સો લીધો તેમને કાપકૂપના બહાના હેઠળ કાઢવામાં આવ્યા. આ કેસમાં છેવટે તો સરકાર જ માલિક છે. મજૂરોને અન્યાય થયો છે, થયાં જાય છે. સરકાર જેવી સરકાર સામે લડવા જેટલી શક્તિ મજૂરમાં આવી નથી. છતાં અસંતોષ ધુંધવાયા કરવાનો જ છે અને છેવટે પરિણામ સારુ નહિ જ આવે એ દેખીતું છે. મજૂર કમિશને આ બાબત સરસ રીતે સમજાવી છે. કમિશન માગે છે કે મજૂર મંડળને ખરા અંતરથી આવકાર આપવો જોઇએ. તેના પ્રતિનિધિઓ બહારના હોય કે મજૂરો જાતે જ હોય તો પણ તેમનો દરજ્જો સ્વીકારી તેમની સાથે મસલતો કરવામાં માલિકે માનહાનિ ન સમજવી જોઇએ પણ મજૂર મંડળો છેવટે પોતાને લાભદાયી છે એ સમજવા જેટલું દુરંદેશીપણું દેખાડવું જોઈએ. કમિશનના આ વિચારો માલિકવર્ગ ધ્યાનમાં લે તો કેટલી હડતાળો અને તકરારોમાંથી બચી જવાય!

## ઔદ્યોગિક તકરારો

મજૂર હડતાળોનો પ્રશ્ન વિગતવાર વિચારવો જરૂરી છે. અમદાવાદ મજૂર મહાજને આ સંબંધી જે પ્રથા શરૂ કરી છે તે ઉપયોગી દાખલો પૂરો પાડે છે. અહીં દરેક ઝઘડા પંચ મારફતે પતાવવા ભગીરથ પ્રયત્ન થાય છે. ગાંધીજી અને શેઠ મંગળદાસે પંચ તરીકે મળી અનેક મોટી તકરારોમાંથી અમદાવાદના ઉદ્યોગને બચાવી લીધો છે. મજૂરોની ફરિયાદોના નિકાલમાં અણઘટતી અને અસહ્ય ઢીલ થાય છે તે માટે વખતોવખત મજૂર માલિકના પ્રતિનિધિઓની સંયુક્ત સમિતિ ભરવા અને ઝઘડાઓના તાત્કાલિક નિકાલ કરવા અખતરો અજમાવવામાં આવે છે કમિશન કહે છે તેમ આ બધી સફળતા મળી છે તેનું કારણ અહીંના આગલા સંબંધો, એક જ પ્રાંત અને ભાષા બોલનારા માલિક અને મજૂર વચ્ચેનો નિકટનો સબંધ અને ગાંધીજી જેવા મહાપુરુષની મદદ છે. છતાં બીજે આ અખતરો કેમ ન અજમાવી શકાય? કમિશને કારખાનામાં મજૂર સમિતિઓ સ્થાપવા, તેમને ખરેખર અધિકારો સોંપવા અને માલિકોએ તેમની જોડે ખરા દિલથી સહકાર કરવા ભલામણો કરી છે.

આજના ઔદ્યોગિક તકરારોના કાયદાની મુદત ૧૯૩૪ માં પુરી થશે. આ ત્રણ વરસ દરમિયાન રેલ્વે જેવી જાહેર હિતની સંસ્થાઓમાં જોડાયેલા કામદારોને અને બીજા ઉદ્યોગોના મજૂરોને અસંતોષનું કારણ ઉપસ્થિત થાય તે વખતે ન્યાય મળે તે માટે ઘટતો પ્રબંધ કરવા કમિશને સૂચના કરી છે. ઔદ્યોગિક તકરારોનો નિકાલ કરવામાં કાયદાથી ઘટતી યોજના કરવી પડશે. આ પ્રશ્ન ભવિષ્યના નિકાલ માટે રાખી મૂકવામાં આવ્યો છે તે કમિશને સારું નથી કર્યું.

## રાજબંધારણમાં કામદાર પ્રશ્નોનું સ્થાન

ભાવી સમવાયી રાજબંધારણમાં કામદાર પ્રશ્નોનું શું સ્થાન રહેશે? મધ્યસ્થ સરકારના હાથમાં મજૂર હિતના કાયદા કરવાનું રહે એમ' કમિશન કહે છે, અને તે યોગ્ય જ છે. અલબત્ત, પ્રાંતિક સરકારો પોતાના પ્રાંતમાં ચાલતા ઉદ્યોગોના વિશિષ્ટ પ્રશ્નો માટે કાયદા કરી શકશે. પણ તે મધ્યસ્થ સરકારે કરેલા કાયદાના સિદ્ધાંતે અવિરોધી હોય એવા જ હશે. કામદારોને ખાસ મતદાર મંડળો આપવાં કે નહિ તે બીજો સવાલ છે. જો ખાસ મતદાર મંડળો દેશની ધારાસભામાં રહેશે તો મજૂરોને પણ તે મળે એવું કમિશન માગે છે, અને નોંધાયેલાં મજૂર મંડળોના સભ્યો પોતાના વર્ગના ધારાસભાના સભ્યો ચૂંટી કાઢે એવી સૂચના કમિશને કરી છે. જ્યારે દરેક પુખ્ત ઉંમરનાં પુરુષ-સ્ત્રી મતદાર તરીકે પોતાનો હક મેળવશે ત્યારે જ આપણી મુંઝવણો મટવાની છે. અને મહાસભા તેનાથી ઓછું માગતી નથી.

કમિશને 'ઔદ્યોગિક ધારાસભા'ની એક યોજના રજૂ કરી છે. આ સૂચનામાં કલ્પના એવી છે કે મજૂરો, માલિકો અને પ્રજાનું જાહેર હિત રજૂ કરનારા સભ્યોની સરખી સંખ્યા ભેગી મળી વખતોવખત કામદારહિતની નીતિના પ્રશ્નો ચર્ચે, મજૂર અને માલિક વચ્ચે સહકારની ગાંઠ બંધાય, એકબીજાની સ્થિતિ સાચા દૃષ્ટિકોણથી સમજતાં શીખે અને ઉદ્યોગમાં સુલેહ-શાંતિ અને એકદિલી સચવાય. મજૂરોમાં ઉંચા પ્રકારનું સંગઠન નથી આવ્યું અને એ સંગઠનમાંથી સાચી શક્તિ નથી લાધી ત્યાંસુધી આવી કોઇપણ વ્યવસ્થા ફલદાયી થવાની નથી જ.

મજૂર કમિશને કરેલી ભલામણોમાંની કારખાનાંઓને લગતી ઉપર જણાવેલી દરખાસ્તો ઉપરાંત બીજી અગત્યની ભલામણો કમિશને કરી છે એ છોડી દઇએ છીએ. અમે શરૂઆતમાં જ કહ્યું હતું તેમ આવાં કમિશનોને આજની પરિસ્થિતિના ચોકઠામાં રહી કામ કરવાનું હોય છે, અને તેમની પાસેથી ક્રાંતિકારી ભલામણોની આશા રાખવી ફોકટ છે. છતાં મજૂર કમિશન વિષે એટલું તો સર્વાનુમતે કહેવાયું છે કે એણે કરેલી ભલામણો અમલમાં મૂકવામાં આવે તોપણ મજૂરજીવનમાં આવકારલાયક સુધારા થાય, એમનું સંગઠન કરવામાં મદદ થાય અને કામદારો એક ડગલું આગળ વધે. માલિકવર્ગમાંના જે લોકો હળવા ફેરફારો પણ સહન કરવા તૈયાર ન હોય તેમણે સમજવું જોઇએ કે અત્યારે ક્રાન્તિનો વાયુ ફેલાઈ રહ્યો છે તેનાથી કોઇ અસ્પૃષ્ટ રહી શકવાનું નથી. સમય ઓળખી હાલ આવશ્યક હોય એવા ફેરફારો કરવા તેઓ તૈયાર નહિ થાય તો ભારે જોખમ ખેડશે. કામદારોની ક્રાંતિ, પ્રોલેટેરિયન રેવોલ્યુશન,નાં જેઓ સ્વપ્નાં સેવે છે તેમણે સમજવું જોઇએ કે મજૂરનું ભાવી મજૂરે પોતે જ ઘડવાનું છે. એમનામાં રહેલી મહત્ત્વાકાંક્ષાઓ પ્રગટ કરવા નવા વિચારકો મજૂરોને ભલે મદદગાર થાય, બાહ્ય દબાણ ઓછું જ ફળદાયી નીવડશે. મજૂરજીવનમાં રસ લઇ મજૂરસેવા દ્વારા તેમનાં હૃદય ઓળખવાનો મજૂરસેવકોનો ધર્મ છે. મજૂરજીવનમાં નાનામોટા સુધારા કરવા માટે સંગઠન ઉપયોગી છે તે જ સંગઠન ક્રાંતિ માટે કામ આવવાનું છે, આ સૂત્ર આ અધીરા કામદારનેતાઓએ યાદ રાખવાની જરૂર છે. એ સંગઠન વધારવા અને મજબૂત કરવા સર્વ શક્તિ એકત્રિત કરવી આવશ્યક છે. મજૂર હિલચાલના વાવટા ઉપર 'સંગઠન'નું એક જ સૂત્ર આજે બસ છે.

જીવણલાલ ક. ચાંપાનેરીઆ

# ચાંદલિયો !

[ કુવાને કાંઠડે રે કે મોગરો ઊગ્યો ગોવાળિયા !
મોગરો લળી લળી જાય મોગરો લે રે ગોવાળિયા !—એ રાહ]

આજ અમારા રે કે ગગને પધારો, ચાંદલિયા !
બાર બાર માસનાં રે કે તિમિરો વિદારો. ચાંદલિયા ! ૧

મેઘ મૃશળધાર રે કે ગરજીને વરસ્યા, ચાંદલિયા !
તારા અમીનાં રે કે તોય સૌ તરસ્યાં. ચાંદલિયા ! ૨

આભનાં આંગણાં રે કે વાળી સમાર્યાં, ચાંદલિયા !
કુસુમો નક્ષત્રનાં રે કે મહીં મહીં વેર્યાં. ચાંદલિયા ! ૩

સ્વારીમાં ભૂપની રે કે મોખરે દોડે, ચાંદલિયા !
આગળ વધામણી દે કે તેજને ઘોડે. ચાંદલિયા ! ૪

આભને કાંઠડે રે કે ઊગ્યો ન ઊગ્યો, ચાંદલિયા !
ગિરિઓને શેખરે રે કે હાથ તુજ પૂગ્યો. ચાંદલિયા ! ૫

પૃથ્વીના શીશને રે કે હાથ જરા અડિયા, ચાંદલિયા !
સાતે સમુન્દ્ર રે કે હેલે ચડિયા. ચાંદલિયા ! ૬

મહુવરને નાદે રે કે ફણીધર ડોલે, ચાંદલિયા !
હૈડાં માનવનાં રે કે તેમ ચડયાં ઝોલે. ચાંદલિયા ! ૭

ભૂમિ આકાશને રે કે આજ સ્વચ્છ કીધાં, ચાંદલિયા !
સચરાચર જીવને રે કે અમીદાન દીધાં. ચાંદલિયા ! ૮

વિશ્વ અનંતમાં રે કે ક્યાં તમ જાનારા, ચાંદલિયા !
પામર શાં મૂખડે રે કે ક્યાં અમ ગાનારાં ! ચાંદલિયા ! ૯

સંગીત વિશ્વનું રે કે ક્યાંય નહિ માયે, ચાંદલિયા !
નાની શી મોરલી રે કે તોય ઝીણું વાયે. ચાંદલિયા ! ૧૦

ઊંચે આકાશમાં રે કે આનંદે ફરતા, ચાંદલિયા !
તોય અમ દુઃખનો રે કે ડાઘ દિલે ધરતા. ચાંદલિયા ! ૧૧

સતત સતાપથી રે કે કુમુદો મીંચાયાં, ચાંદલિયા !
હળવા ત્યાં હાથથી રે કે અમૃત સીંચાયાં. ચાંદલિયા ! ૧૨

જેવો કુમુદને રે કે પ્રેમે સભાળે, ચાંદલિયા !
તેવી અમ આરજુ રે કે અંતરમાં પ્યારે. ચાંદલિયા ! ૧૩

જેવા ગગનમાં રે કે અઢળક રેલો, ચાંદલિયા !
દીન મંદિરિયે રે કે તેમ આજ મ્હાલો. ચાંદલિયા ! ૧૪

એક કટાક્ષે રે કે આભ અજવાળો, ચાંદલિયા !
અંધારાં અંતરે રે કે તેમ આજ ન્યાળો. ચાંદલિયા ! ૧૫

મેઘે અલીંજિયાં રે કે અમીએ ભીંજાવો, ચાંદલિયા !
પથ્થરના ઉરથી રે કે ફૂલ પ્રગટાવો. ચાંદલિયા ! ૧૬

હાસ્ય અમી વેરતા રે કે જગત બધે પળજો; ચાંદલિયા !
વરસ વીતે ન ત્યાં રે કે વે'લા વળજો. ચાંદલિયા ! ૧૭*

શેષ

---

* ગાવાને માટે ગીત ટૂંકું કરવું હોય તો ૯–૧૦–૧૩ કડીઓ છોડી દેવી. તેથી પણ વધારે ટૂંકું કરવું હોય તો જરૂર લાગે ત્યાં સુધી ૧૪, ૫, ૭, ૪ એક એક છોડવી.

# લીગ ઑફ્ નેશન્સ (પ્રજાઓનું મંડળ)

લીગ ઑફ્ નેશન્સ એટલે પ્રજાઓનું મંડળ. એ યુરોપિયન પ્રજાઓની મૈત્રી અને સદ્ભાવ માટે સ્થપાયેલું પ્રજાઓનું મહામંડળ છે. એની મુખ્ય તેમ યુરોપિયન પ્રજાઓ અને તેમનાં હિત, સ્વાર્થ અને સંબંધમાં આવતી એશિયા, આફ્રિકા અને અમેરિકાની પ્રજાઓ વચ્ચે ભાઇચારો અને સ્નેહસંબંધ વધારવાની છે. એનાં મુખ્ય કાર્યકર્તા અને દોરી ખેંચનાર બધાં યુરોપિયન રાજ્યો–તેમાં પણ મોટાં યુરોપિયન રાજ્યો અને તેમની સાથે મળેલું જાપાન છે. એઓ આ નાટકનાં મુખ્ય પાત્રો અને સૂત્રધારો છે. આપણું હિંદુસ્તાન પણ એ પ્રજાઓનાં મહામંડળનું મેમ્બર એટલે સભ્ય છે. અને આવી સભ્યતા મેળવવા માટે તેને ભારે આર્થિક સહાયતા આપવી પડે છે. પણ એ વિષય પાછળથી યોગ્ય સ્થળે ચર્ચીશું. કારણ કે પ્રથમ લીગ ઑફ્ નેશન્સની ઉત્પત્તિ, બંધારણ, ઉદ્દેશ, કાર્યપદ્ધતિ અને તેનાં કાર્યો સંબંધી ટૂંકામાં પણ સૌ સમજી શકે તેવી સરલતાથી સમજાવ્યા પછી જ હિંદ સાથેનો તેમનો સંબંધ સ્પષ્ટ અને સ્વચ્છ રીતે સમજાવી શકાય. તેથી હિંદ સાથે લીગનો સંબંધ પાછળથી ચર્ચાશે.

## લીગ ઑફ્ નેશન્સની ઉત્પત્તિ

પ્રજા પ્રજાઓ વચ્ચે ઘરમેળે સમાધાન કરવાની ગોઠવણ ઝાર નીકોલસની દરખાસ્ત ઉપરથી હેગ ખાતે ૧૮૯૯ થી ૧૯૦૭ માં થઇ. ધનકુબેર એન્ડ્રૂ કારનેગીએ તેને માટે હેગ ખાતે મોટું શાન્તિદેવીનું મંદિર બાંધી આપ્યું; પરંતુ પ્રજાઓની વચ્ચે ભારે ઈર્ષા, અદેખાઇ, કુસંપ અને છૂપી દુશ્મનાવટ હતી, જેથી સમાધાનનું કામ અને શાન્તિ તથા સલાહની કાર્યપ્રણાલિ ઘણી જ ધીમી ગતિથી આગળ ચાલી. પરંતુ ૧૯૧૪માં જગતના મહાયુદ્ધે આ સમાધાનીની કાર્યપદ્ધતિ ઉપર પાણી છાંટયું.

ચાર વર્ષો સુધી ભયંકર જાનમાલનો કચ્ચરઘાણ વળ્યો. જે પ્રજાઓ સુધારામાં, સંસ્કૃતિમાં, વિદ્યા જ્ઞાન હુનર કળા સાહિત્ય અને શ્રેષ્ઠતામાં તથા સમૃદ્ધિમાં પોતાને સૌથી શ્રેષ્ઠ માનતી હતી તે જ પ્રજાઓ કૂતરા–બિલાડાઓની પેઠે એકબીજાઓને નખોડિયાં મારવા મંડી ગઇ અને એ સંસ્કૃતિ કેટલી પોલાણવાળી છે, તે જગતે જોયું. આધુનિક સુધારાએ પૂરી કિંમત ભરી અને આ સુધારાના સંસ્કારોથી માણસોનાં પશુહૃદયો બદલાતાં નથી અને રાગદ્વેગ ઓછાં થતાં નથી એમ સિદ્ધ થયું.

આ મહાયુદ્ધમાં એક કરોડ માણસો યુદ્ધભૂમિ પર મરાયા અને તેથી બે–ત્રણગણાં વધારે ઘાયલ થયાં. લાખો માણસો ઘરબાર વગરનાં થયાં. પ્રજાઓની નાણાં સંબંધી સ્થિતિ નબળી થઇ. અબજો રૂપિયાનું પ્રજાઓને ખરચ અને નુકસાન થયું યુરોપનાં નીતિધર્મ શિથિલ થયાં; રોગ, દુકાળ અને બેકારી વધ્યાં. આ પરિણામનાં ફળ હજી પણ યુરોપ ભોગવે છે. તે વિષે વધારે કહેવું ઉચિત નથી.

પ્રજાઓનું મંડળ સ્થાપવાનો પ્રથમ વિચાર અમેરિકાનાં યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ્ અમેરિકાને થયો. યુદ્ધમાં થાકેલાં યુરોપિયન રાજ્યોની તે વખતની માનસિક દશાને એ

વિચાર ગયો. આખા જગતભરનાં રાજ્યોનું એક મંડળ સ્થાપી તે દ્વારા યુદ્ધ બંધ કરવાની યોજના યોજાઈ; અને સને ૧૯૨૦માં તેનું કામ શરૂ પણ થઈ ગયું.

### પ્રજાઓના મંડળનું બંધારણ અને સ્વરૂપ

મૂળ લખતમાં છવીસ કલમો છે. તે સંબંધી વિગત આગળ જણાવીશું, પરંતુ એની પ્રસ્તાવના નીચે મુજબ છેઃ–

પ્રજાઓનો પરસ્પર સહકાર અને સુલેહ તથા જાનમાલનું રક્ષણ; યુદ્ધમાં ન જવું એ ફરજ સમજી કબૂલ કરવું; પ્રજાઓની વચ્ચે ખુલ્લો, સ્વચ્છ અને ન્યાયી સંબંધ કેળવવો અને એકબીજાની સાથે સહકાર મેળવવા કાનૂનો અને કાયદાઓ બનાવવા;

પ્રજાઓનો સંબંધ ન્યાયનીતિ ઉપર નિભાવવો અને પરસ્પરની સંધિઓને માન આપવું.

આવી રીતે ભવિષ્યનાં યુદ્ધો બંધ કરાવવાં અને પ્રજાઓ વચ્ચે સંબંધ વધારવાને માટે આ પ્રજામંડળ સ્થપાયું. આ પ્રજામંડળ કંઈ મોટું રાજ્ય નથી, તેની પાસે કંઈ સત્તા નથી, લશ્કર નથી, દરિયાઈ ફોજ નથી, પરંતુ ભાઈચારો વધારવા માટે સમજાવટ અને સહકારથી કામ લેવાની યોજના છે. તકરારમાં ઊતરેલાં રાજ્યોને બીજાં રાજ્યોની મદદથી સમજાવી, દબાણ લાવી અને પ્રાર્થીને યુદ્ધમાં જતા અટકાવી ઘરમેળે પતાવટ કરવાનું સાધન છે. અને આવી સમજાવટ, વાતચીત અને લખાણોને ખૂબ પ્રકાશ આપી લોકમત કેળવવાનો અખતરો છે.

### સભ્ય તરીકે જોડાએલી પ્રજાઓ ઉપર ફરજો

પ્રજામંડળમાં જોડાયા પછી તેના ખત ઉપર સહી કરવી પડે છે. તેમના આંતરવહીવટ અથવા સુલેહશાન્તિ ભરેલા બહારના વહીવટમાં દરેક પ્રજા પૂર્ણ સ્વતંત્રતા ભોગવે છે. પરંતુ બહારનાં રાજ્યો સાથેની ગંભીર તકરારો લીગ મારફતે પતાવવાની તેની ફરજ છે.

### લીગની સાથે જોડાએલાં મંડળો

પ્રથમ મંડળ પ્રજાઓનું પંચ છે. બીજું પ્રજાકીય ન્યાય સંસ્થા છે. એ બન્ને હેગ ખાતે આવેલાં છે અંગ્રેજીમાં પહેલા મંડળનું નામ Permanent Court of Arbitration અને બીજા મંડળનું નામ Permanent Court of International Justice છે. તે સિવાય હમણાં બહુ મહત્ત્વને પામેલ મજૂરીના પ્રશ્નનો ઉકેલ લાવવા માટે International Labour Organization એટલે મજૂર મહામંડળ સ્થાપવામાં આવ્યું છે. લીગનું બંધારણ અને તેની કાર્યપ્રણાલિ સંબંધી ઘણા ભણેલાઓમાં પણ અજ્ઞાન છે. પરંતુ ટૂંકામાં, જગતનાં રાજ્યોની ભલી વાંચ્છના અને પરસ્પર સહકાર હોય ત્યારે જ એની અગત્યતા અને કાર્યક્ષેત્રનો વિસ્તાર સ્વીકારાય છે.

### લીગના સભ્યો

૧૯૨૯ સુધી લીગના ૫૪ સભ્યો હતા. આમાં એશિયાનાં રાજ્યો જાપાન, ચીન, હિંદ વગેરેનો સમાવેશ છે. અમેરિકા એમાં જોડાયું જ નથી. અને લીગના કાર્યકર્તાઓને રશિયાનો વિશ્વાસ નથી. એટલે એવાં કેટલાંક મોટાં રાજ્યો હજી ન્યાતબહાર છે.

જર્મની નાતમાં છે પણ એના તરફ શકની નજરથી જોવામાં આવે છે. અને લીગનું સૌથી મોટું વગવાળું રાજ્ય ફ્રાન્સ હમેશાં જર્મનીને લાતો માર્યા કરે છે. જે કોઈ રાજ્ય ખત ઉપર સહી કરે અને કે બીજા રાજ્યોની સહાનુભૂતિ ધરાવતું હોય તો તેને સભ્ય તરીકે દાખલ કરવામાં આવે છે. અને બે વર્ષની નોટિસ આપી કોઈ પણ સભ્ય લીગમાંથી પોતાનું નામ સભ્ય તરીકે પાછું ખેંચી શકે છે. બ્રાઝીલ અને કોસ્ટારિકા એ બન્ને રાજ્યોએ એવી રીતે લીગમાંથી પોતાનાં નામ રદ કરાવ્યાં છે.

લીગનાં મુખ્ય ત્રણ વ્યવસ્થાપક મંડળો:—પ્રથમ Assembly એટલે મુખ્ય સભા; બીજું Council એટલે કાર્યકારિણી સભા; ત્રીજું Secretariat એટલે મંત્રી મંડળ.

**૧ એસેમ્બ્લી**

આમાં (એસેમ્બ્લીમાં) બધા સભ્યો ભાગ લઇ શકે છે. તેમની પાસે કાઉન્સિલે તૈયાર કરેલો વાર્ષિક રિપોર્ટ મૂકવામાં આવે છે. અને એમનો ચુકાદો એકમતે હોવો જોઇએ. પણ તકરારી પક્ષોને મત આપવાનો અધિકાર નથી. દરેક સભ્યને ત્રણ અથવા ઓછા પ્રતિનિધિ મૂકવાનો હક છે. તેમની સાથે ગમે તેટલા સલાહકારો અને અનુભવીઓ મૂકી શકાય છે. સપ્ટેમ્બરના પહેલા સોમવારની એસેમ્બ્લીની વાર્ષિક સભા, જીનિવા ખાતે મળે છે. વાર્ષિક રિપોર્ટ રજૂ થવા ઉપરાંત નવા સભ્યોની ચૂંટણી, વાર્ષિક સરવૈયાં અથવા અંદાજપત્રની રજુઆત અને તેમાં વધારો ઘટાડો, સભ્ય પાસેથી કેટલો ફાળો લેવો તે નક્કી કરવું; પ્રજાઓ વચ્ચેની સંધિઓ સંબંધી વિચાર કરવો, અને કાઉન્સિલ તથા સેક્રેટરીએટને રાહબરી સૂચના સલાહ અને હુકમ આપવા, વગેરે એનો કાર્યપ્રદેશ છે. મૂળ ખતમાં પણ એસેમ્બ્લી ફેરફાર કરી શકે છે. પરંતુ તેવો સુધારો જ્યાં સુધી બધી સરકારો કાયદેસર રીતે અને લેખિત મંજૂરી ન આપે ત્યાં સુધી ખતમાં દાખલ થતો નથી.

એસેમ્બ્લી ૭ કમિટિ નીમે છે. દરેક રાજ્યને એ કમિટિ ઉપર એક સભ્ય નીમવાનો હક છે: (૧) કાયદા, ધારાધોરણ અને કાનૂની કમિટિ; (૨) શાસ્ત્રીય સંસ્થાઓની કાર્યપદ્ધતિની કમિટિ; (૩) હથિયારબંધી ઘટાડવાની કમિટિ; (૪) અંદાજપત્ર ઘડનારી કમિટિ; (૫) સામાજિક (Social) પ્રશ્નો તપાસનારી કમિટિ; (૬) રાજકીય પ્રશ્નોની કમિટિ.

આ કમિટિઓ સન્મુખ તેમના નિર્ણય માટે જુદા જુદા પ્રશ્નો મૂકવામાં આવે છે, જેના ઉપર એ કમિટિઓ વિચાર કરી ઠરાવ કરે છે, અને એ ઠરાવો એસેમ્બ્લી પાસે રજૂ થાય છે. એસેમ્બ્લી તેના ઉપર ચર્ચા કરી, સુધારી અથવા અસલ સ્વરૂપમાં મંજૂર કરે છે, અથવા કાઢી નાખે છે.

એસેમ્બ્લીની ભાષા અંગ્રેજી અને ફ્રેન્ચ છે. બન્ને ભાષામાં કાર્યપ્રણાલિ રજૂ થાય છે અને ભાષણો પણ એ બન્ને ભાષાઓમાં ભાષાંતર થઇ મુકાય છે. આ પ્રસંગે ચારસો જેટલાં છાપાંઓના પ્રતિનિધિઓ હાજર રહે છે અને દુનિયાના સર્વ ભાગોમાં કામકાજની હકીકત પહોંચાડે છે. આખા જગતનું ધ્યાન આ વખતે એસેમ્બ્લીના કામકાજ તરફ ચોંટે છે અને દરેક રાજ્યના પરદેશખાતાના પ્રધાનો અને બીજા અગત્યના અમલદારો સભ્યો તરીકે એસેમ્બ્લીમાં ભાગ લે છે.

**૨ કાઉન્સિલ**

બીજી, મુખ્ય લીગની કાર્યકારિણી સભા એટલે કાઉન્સિલ છે. દર ત્રણ માસે એટલે માર્ચ, જૂન, સપ્ટેમ્બર અને ડિસેમ્બરમાં કાઉન્સિલની બેઠકો જીનિવા ખાતે મળે છે. પણ જરૂર પડે અસાધારણ સભા પણ બોલાવી શકાય છે. એમાં ૧૪ સભ્યો છે. પાંચ સભાસદો જૂનાં અને સૌથી મોટાં રાજ્યો તરફથી કાયમના સભાસદો તરીકે નિમાયા છે. ફ્રાન્સ, જર્મની, ગ્રેટ બ્રિટન, ઇટાલી અને જાપાન હંમેશ માટેના સભ્ય છે. બાકીના નવ સભ્યો લીગની એસેમ્બ્લી બીજા સભ્યોમાંથી ચૂંટી લે છે. જર્મનીને ૧૯૨૬માં દાખલ કરવામાં આવ્યું હતું. એસેમ્બ્લી દર વર્ષે ત્રણ વર્ષની મુદતને માટે સભાસદો ચૂંટી કાઢે છે. મુદત પૂરી થયા પછી એ જ સભ્યને ફરી ચૂંટવામાં આવતો નથી. કાઉન્સિલના હાથમાં જબરજસ્ત સત્તા અને વગ છે, તેથી સભ્ય રાજ્યોની વચ્ચે કાઉન્સિલની બેઠક માટે સખત હરીફાઇ ચાલે છે.

કાઉન્સિલની સત્તા

(૧) કાયદા અનુસાર હથિયારબંધી ઘટાડવાની તજવીજ અને ગોઠવણ કરવી;

(૨) જે રાજ્યોનો વહીવટ (Mandate) મહારાજ્યોને લીગે સોંપેલ છે, તે સંબંધમાં દેખરેખ રાખવી;

(૩) મંત્રીના હાથ નીચેના અમલદારોની નિમણૂકને બહાલી આપવી. એ સિવાય ખાસ સંધીઓ પ્રમાણે નીચેના હકો કાઉન્સિલને મળ્યા છે: (ક) સારનાં મુલકનો વહીવટ ચલાવવો; (ખ) ડેન્ઝીકનાં શહેરનાં વહીવટ માટે હાઈ કમિશનર નીમવો; (ગ) લઘુમતીના રક્ષણ ઉપર દેખરેખ રાખવી

દર વર્ષે કાઉન્સિલનો પ્રમુખ બદલાય છે. મુળાક્ષર પ્રમાણે રાજ્યોમાંથી વારાફરતી સૌને પ્રમુખપણું મળે છે. કાઉન્સિલ એક એક વિષય એક એક સભ્યને સોંપે છે અને તેના રિપોર્ટ ઉપર વિચાર ચલાવી યોગ્ય નિર્ણય કરે છે. કાઉન્સિલની મિનિટ ખૂફ્ર છપાવીને સભ્યોની વચ્ચે વહેંચાય છે.

૩ મંત્રી મંડળ

મુખ્ય મંત્રી (Secretary General) ના હાથ નીચે ૬૦૦ અમલદારો કામ કરે છે. હમણાં એક અંગ્રેજ સર જેમ્સ એરીક ડ્રમન્ડ એ પદ ઉપર છે. એની નિમણૂક એસેમ્બલીની સમતિથી કાઉન્સિલ કરે છે અને દરેક અમલદારની નિમણૂક કાઉન્સિલની સંમતિથી મહામંત્રી કરે છે. એને મદદ કરવાને એક ઉપ–મહામંત્રી અને ત્રણ નિમ્ન મહામંત્રીઓ છે. જુદાં જુદાં સભ્યરાજ્યો પાસેથી અમલદારો મેળવાય છે. પરંતુ તેઓ સર્વે મહામંત્રીના અધિકાર અને હુકમ નીચે છે. મંત્રી ખાતાના નીચે મુજબનાં વિભાગો બનાવવામાં આવ્યા છે: (૧) રાજકીય વિભાગ; (૨) આર્થિક અને નાણાં વિભાગ; (૩) માર્ગ વ્યવહાર સાધનોનો વિભાગ; (૪) લઘુમતી અને શાસન વિભાગ; (૫) રક્ષિત રાજ્યોનો વિભાગ (Mandates section); (૬) હથિયારબંધી ઘટાડવાનો વિભાગ; (૭) આરોગ્ય વિભાગ, (૮) સામાજિક પ્રશ્ન વિભાગ; (૯) બૌદ્ધિક સહકાર અને દેશ પરદેશ સબંધી વિભાગ; (૧૦) કાનૂની વિભાગ; અને (૧૧) ખબર વિભાગ.

વિભાગોના મથાળાંથી દરેકની કાર્યપ્રણાલિ સમજાશે. કાનૂની વિભાગ બીજા સૌ વિભાગોને સલાહ આપે છે અને સંધિપત્રો રજિસ્ટર કરે છે. આખા જગતના વર્તમાનપત્રોનો ત્યાં અભ્યાસ થાય છે અને ખબરનો વિભાગ અનેક વિષયનાં આંકડાઓ, ખબરો અને તેને લગતું સાહિત્ય ભેગુ કરી જગતના જુદા જુદા વિભાગોમાં ફેલાવે છે. દર માસે લીગે કરેલાં કામનું વર્તમાનપત્ર નીકળે છે. ૧૦૦ વર્તમાનપત્રોની ચાલુ એજન્સીઓ જીનિવા ખાતે છે. એ પ્રમાણે ટૂંકામાં લીગનું બંધારણ છે.

લીગના ખતની મુખ્ય કલમો

(૧) પહેલી કલમમા પાચ જૂના સભ્યોની વ્યાખ્યા આપવામાં આવી છે અને કોઈપણ સ્વતંત્ર દેશ અને સંસ્થાન કે સભ્યોની સમતિથી દાખલ થઈ શકે છે અને તેને લીગના કાયદા માનવાની ફરજ છે. બે વર્ષની નોટિસ આપીને તે છૂટો થઈ શકે છે; (૨) બીજી કલમમાં મંત્રીમંડળ મારફતે લીગનું કામ ચાલશે એ પ્રમાણે જણાવ્યું છે; (૩) ત્રીજી કલમમાં એસેમ્બલીની વ્યાખ્યા અને મર્યાદા બતાવી છે; (૪) ચોથી કલમમાં કાઉન્સિલની સત્તા અને ચૂંટણીની વિગત છે; (૫) પાંચમી

કલમમાં બધા સભ્યોની સંમતિથી દરેક કાર્ય કરવાની જરૂરિયાત બતાવે છે; (૬) મહામંત્રી મંડળની વ્યાખ્યા આપે છે; (૭) જીનિવા ખાતે લીગ મળે અને મંત્રી મંડળના અમલદારોને રાજદ્વારી હકો અને રક્ષણ આપે છે; (૮) આઠમી કલમ અગત્યની છે. તેમા સભ્યો પરસ્પર સલાહ અને સમાધાનને વાસ્તે ઓછામાં ઓછી હથિયારબંધી રાખવા અને દેશપરદેશની પરસ્પરની ફરજોનુ રક્ષણ કરવાનુ જણાવે છે. અને રાજ્યોમાં હથિયારબંધી ઘટાડવા માટે દરેક રાજ્યનો વિસ્તાર વસ્તી અને શક્તિ જોઇતપાસી લીગ બંદોબસ્ત કરશે. અને આ બાબતની ખબરો એટલે દરિયાઇ, મુલકી અને હવાઇ હથિયારબંધીની દરેક ખબર દરેક રાજ્ય આપે એવી મેમ્બરો ઉપર ફરજ છે, (૯) કલમ નવમીમાં આઠમી કલમની બાબતો સબંધી પગલાં લેવા લીગ એક હમેશ માટેનું કમિશન નીમશે; (૧૦) કોઇ રાજ્ય લડાઇ અથવા ફિસાદ ન કરે અને કદાચ થાય તો કાઉન્સિલની સલાહ મુજબ ચાલે; (૧૧) કોઇ પણ રાજ્ય ફિસાદ અથવા યુદ્ધ કરે તો આ સવાલ લીગે ઉપાડી લેવો અને કાઉન્સિલ બોલાવી એ અટકાવવા દરેક પગલાં લેવાં; (૧૨) સભ્યો કબૂલ કરે છે કે બે સભ્ય રાજ્યોની વચ્ચે તકરારનો નીવેડો લાવવાનું કામ લીગને સોંપવામાં આવશે. લીગ તરફથી નિમાયલા પંચે તેનો ખુલાસો વાજબી સમયમા આપવો પડશે અને કાઉન્સિલે પોતાનો ઠરાવ ૭ મામની અંદર બહાર પાડવો પડશે;. (૧૩) બે રાજ્યોની વચ્ચે સધિપત્રની શરતો અથવા બીજો કોઇ કાનૂની સવાલ ઊઠે અને તે સમાધાન ન થાય તો લીગના ન્યાય ખાતાને સોંપવામાં આવશે. અને દરેક સભ્ય તેના ચુકાદા પ્રમાણે વર્તશે. અને જો તે પ્રમાણે વર્તવામાં ન આવે તો કાઉન્સિલ યોગ્ય પગલાં લેશે, (૧૪) લીગનું ન્યાયખાતું ( Permanent Court of International Justice ) બધા કાનૂની વાંધાઓનો નિકાલ કરવાની અને તે સબધી સલાહ આપવાની સત્તા ધરાવે છે, (૧૫) બે સભ્ય રાજ્યોની વચ્ચે કાંઇ વાધો પડે તો તે બાબત લીગના મહામત્રીને ખબર આપવાની ફરજ પાડે છે. કાઉન્સિલ આવા વાધાની પતાવટ બનતી મહેનતે કરશે. અને તે સંબંધી બનતી વિગત પ્રજા સમક્ષ મૂકશે. જો પતાવટ નહિ થાય તો કાઉન્સિલ પોતાનો અભિપ્રાય જગતને જાહેર કરશે. આ ઉપર કોઇ પણ સભ્યરાજ્ય એસેમ્બ્લીને વાંધાને લગતી ખબર આપી શકે છે અને તેને લગતી વિગતો આ કલમમાં છે; (૧૬) જો કોઇ સભ્યરાજ્ય આ કલમોનો ભગ કરી યુદ્ધ કરશે તો તે લીગના સર્વ મેમ્બરો સામે યુદ્ધ કરે છે એમ સમજાશે, અને તેની સાથે સર્વે પ્રકારનો સંબધ બીજા સભ્યો બંધ કરશે. આવા નાફરમાન મેમ્બરને લીગમાંથી દૂર કરશે અને જરૂર પડે લીગની સૂચનાથી તેની સામે લશ્કરી પગલાં પણ લેવાશે. (૧૭) એ કલમમાં લીગનો સભ્ય ન હોય એવા રાજ્ય સાથે તકરાર પડે તો તેને સભ્ય થવાની વિનંતિ કરવામાં આવશે અને તે આ તકરારપૂરતું જ સભ્યપણુ રહેશે. જો આ વિનંતિ કબૂલ કરવામાં આવશે તો કલમ ૧૨ થી ૧૬ જરૂરજોગા સુધારા સાથે લાગુ પડશે. તે રાજ્ય સભ્ય થવા કબૂલ ન કરે તો તેની સામે કલમ ૧૬ લાગુ થશે. બન્ને રાજ્યો જો સભ્ય ન હોય તોપણ એ રાજ્યો લડાઇમા ન ઊતરે તેવી દરેક તજવીજ લીગ કરશે; (૧૮) દરેક સંધિ અને કરારનામું ફરજિયાત લીગના સેક્રેટરી પાસે દરેક સભ્યે રજિસ્ટર કરાવવું જ જોઇએ અને એ પ્રગટ કરવામાં આવશે; (૧૯) એ કલમમાં જે સંધિઓ નકામી થઇ હોય અને જે સંધિઓથી સલાહ-સંપનો ભંગ થાય તેવી સંધિઓ ફરી વિચાર માટે લીગ લાગતાં-વળગતાં રાજ્યોને મોકલાવશે; (૨૦) જે સંધિઓ અને કરારો લીગના ખતની કલમોની વિરુદ્ધ થયાં હશે તે સદી

ગયો હતો. તેણે કાંઇ સાંભળ્યું નહિ, કોઇ વિનંતિ ગણકારી નહિ. ત્રણ દિવસ તો કળા ખાવાનું કરતી પણ મનહર ભાણા પર બેસી ઊઠી જતો. આજ તો ચૂલો પણ ચેત્યો નહિ. કળા બાવરી બની ગઈ.

મનહરે કળાને સો રૂપિયા આપ્યા, અને ભવિષ્યને માટે પોતે ગોઠવણ કરતો જશે એમ કહ્યું; પણ કળાએ તે ન સ્વીકાર્યા. ધીમે ધીમે, બળતા હૃદયે અને અશ્રુપૂર્ણ આંખે, તેણે એક પછી એક આભૂષણ તેના શરીર પરથી ઉતાર્યું અને બધાં મનહરના પગ આગળ ખડકયાં.

તે રાત્રે મનહર ચાલ્યો ગયો.

ગામમાં બધે વાત ફેલાઇ હતી, કે વિધવા નર્સ કળાનું અને ડૉકટર મનહરનું લગ્ન થયું હતું. લોકોએ તર્ક-વિતર્ક કર્યા. કળાની માથી કળાનું આ પગલું ખમાયું નહિ. દીકરીનું મોઢું નહિ જોવાનો તેણે નિશ્ચય કર્યો.

ચાર દિવસ ગયા. એક સવારે વહેલી અંધારામાં કળા તેની માને ઘેર આવી. તેનું મોઢું ફિક્કું હતું, રડી રડીને આંખો લાલ થઇ સૂઝી ગઇ. તેના શરીરમાં જોર ન હતું, ન હતો આનંદ, તેના પગ ભાંગી ગયા હતા અને તે માંડ માંડ ચાલતી હતી. તેની માને આ કશું દેખાયું નહિ. તે તો તેને જોતાં વેંત જ તડૂકી: " રાંડ ! નીકળ મારા ઘરમાંથી; ઘરડાની આબરૂ ઉપર પાણી ફેરવ્યું. રાંડે એક ભવમાં બે ભવ કર્યા, મારી કૂખ લજવી. પેટે પથ્થર કેમ ન પડી ? " વગેરે કાંઇ કાંઇ સંભળાવ્યું.

નસીબમાં શાન્તિ તો હતી જ નહિ. પણ દુઃખ રડવાનું અને દિલાસો મેળવવાનું આ એક જ ઠેકાણું રહ્યું હતું તે પણ સળગી ઊઠયું. માના શબ્દબાણે કળા બેભાન થઈ ગઇ. તેની માએ આ બધો ઢોંગ ધાર્યો અને તેણે કળાને વેલણે વેલણે મારી. બેભાન કળાને ખબર ન હતી કે તેના કાનમાં કયા શબ્દો અથડાય છે, અને શરીર પર શા શા પ્રહારો થાય છે ! તેની મા થાકી ત્યારે મારતી બંધ થઇ, અને પછી માથે છેડો નાખીને રડી. ઘાંટો તો કદાચ નહિ, એટલે ધીમે સાદે પણ તેણે બધો ઊભરો કાઢયો.

કળાને ભાન આવ્યું ત્યારે તેનું આખું શરીર દુખતું હતું અને શરીરમાં તાવ ધીખ્યે જતો હતો. તેને બરડે અને હાથેપગે સોળ ઊઠયા હતા. તે ઊઠી એટલે તેની માને શરાતન ચડયું અને ગર્જી: " જા, મારા ઘરમાંથી જા. " કળાથી એક ડગલું પણ ખસાય એમ ન હતું. એટલો દિવસ ત્યાં પડી રહેવા કળાએ તેની માને વીનવી. માંડ માંડ માએ એટલું માન્યું. રાત્રે કળા ભૂખ્યા પેટે તેની માને ત્યાંથી નીકળી.

કયાં જવું તેની તેને ખબર ન હતી. રેલવે સ્ટેશને ગઇ અને સવારે ઊતરાય તેટલા દૂરના ગામની તેણે ટિકિટ લીધી, અને ટ્રેનમાં બેઠી. મનહરનાં ઘરેણાં, તેની બોરો અને તેના સો રૂપિયામાંથી તે કાંઇ પોતાની સાથે લાવી ન હતી. મનહરને જ પાછાં આપી દીધાં હતાં, અને તેની વિનવણીઓ છતાં તેણે કાંઈ પોતાની પાસે રાખ્યું ન હતું. પોતાની પાસે જે કાંઇ થોડા પૈસા હતા, તે જ તેણે સાથે લીધા હતા. ગાડીમાં બેસીને તેણે જે કાંઇ ભાવ્યું તે ખાધું. રાત જેમ તેમ કાઢી સવારે તે ઊતરી.

પણ ગામમાં કયાં જવું ? જિંદગીના અનુભવો જાણે હમણા જ શરૂ થતા હોય તેમ તેને લાગ્યું. મનુષ્યસ્વભાવના અનુભવો પણ તેને હજી હમણાં જ થવા લાગ્યા હતા. જે જે

પુરુષોનો તેને પરિચય થયો હતો તે બધાનો તેને કડવો અનુભવ થયો હતો. મનહર માટે તે પાણીપાણી થઇ જતી; પોતે મનહરને છેતર્યો હતો કે કેમ તે તે વારંવાર પોતાના અંતઃકરણને પૂછતી; અને પોતાનો વાંક ન દેખાય છતાં પોતાનો જ વાંક હતો એમ મનને મનાવ્યા કરતી.

ગામ મોટું હતું. સ્ટેશન સામેની ધર્મશાળામાં તેણે મુકામ કર્યો. તે ઘણુંખરું પોતાની ઓરડીમાં જ રહેતી અને ખાવાનું બજારમાંથી મંગાવી ચલાવી લેતી. બે ત્રણ દિવસ પછી તેની પાડોશની ઓરડીમાં મોહનલાલ શેઠ અને તેમનાં માશી આવીને રહ્યાં. કળાને ખબર ન હતી, પરંતુ અચાનક એક દિવસ નળ આગળ ત્રણેનો ભેટો થઇ ગયો. કોઇ કાંઇ બોલ્યું નહિ. કળા પોતાની ઓરડીમાં ચાલી આવી પણ બારણું બંધ કરતી હતી ત્યાં તો શેઠ અંદર આવ્યા, અને તેમની પાછળ માશી આવ્યાં.

" અરે નર્સ, તમે અહીં ક્યાંથી ? તમારા દાક્તર સાહેબ, તમારા ધણી, ક્યાં ગયા ? " મોહનલાલે પૂછ્યું. કળાથી કાંઇ બોલાયું નહિ, તેની આંખમાંથી બે આંસુ સરી પડયાં. શેઠનાં માશી પાસે આવ્યાં. કળાએ કહ્યું: " તેમને જરૂરી કામ હતું તેથી તે બહારગામ ગયા છે, અને હું તો આ ગામ જોવા આવી છું. બે-ચાર દિવસ પછી પાછી જવાની છું. "

પણ બંનેમાંથી કોઇએ આ માન્યું નહિ. તેમને લાગ્યુ કે કાંઇક ગોટાળો છે. થોડી વાર આમ તેમ વાતો કરી તેઓ ગયાં, અને કળાએ બારણાને સાંકળ દીધી. જમવાનો વખત થતાં શેઠનાં માશી ખાવાનું લઇને આવ્યાં, પરંતુ કળાએ તે લેવાની ના પાડી. માશી કહે: " તું તો ગાંડી છું. દુઃખ તો સંસારમાં સૌને પડે છે તેથી કાંઇ આમ નિરાશ થતાં હઇશું ? તું શું કરવા દુઃખ ભોગવે છે ? હું છું, મોહનલાલ છે, તારે શું દુઃખ હોય ? જે જોઇએ તે માગી લેજે. અમારાથી જુદાઇ ગણીશ નહિ. તે તો તારાં પગલાં પૂજે છે. તારી હોશિયારી ન હોત તો તેનો વશ વધત ક્યાંથી ! "

પણ કળાએ કાંઇ સ્વીકાર્યું નહિ. બજારમાંથી આણેલું ખાવાનું થોડુંક હતું તેથી તેણે ચલાવ્યું. બે દિવસમાં મોહનલાલ શેઠ અને તેમનાં માશી તો ત્યાંથી ગયાં; પણ જતાં જતાં કળાને કહેતાં ગયાં કે તેને ભીડ હોય ત્યારે તેમને કાગળ લખે. અને તે ગામના ડૉક્ટર સાથે તેમને ઓળખાણ હતી એટલે તેને, તેમણે કળા વિષે વાત કરી હતી તે પણ કહ્યું.

૬

બીજે દિવસે, કળાને ડૉક્ટર નીલકંઠરાયનો કાગળ મળ્યો. તેમાં જણાવ્યા પ્રમાણે તે તેમને મળવા ગઇ. ડૉક્ટર નીલકંઠરાય તાજા પાસ થયેલા ડૉક્ટર હતા, અને કોઇ અનુભવી કમ્પાઉન્ડરની શોધમાં હતા. કમ્પાઉન્ડરનું અને નર્સનું બનેનું કામ કરે એવું જો કોઈ માણસ મળી જાય તો સારું, એમ ગણી તેમણે કળાને નોકરી રાખી. કળાએ ગામમાં બે ઓરડીઓ ભાડે રાખી અને પોતાના જીવનનો નિર્વાહ કરવા લાગી.

પણ નસીબ બે ડગલાં આગળ ને આગળ. વિષયલોલુપતામાં ડૉ. નીલકંઠરાય મોહનલાલ શેઠથી ઊતરે એવા ન હતા. કળાનું સૌંદર્ય ઝાંખું પડયું હતું, છતાં તે ઘણી જ આકર્ષક હતી. ડૉક્ટરનો તેના તરફનો રાગ વધતો ચાલ્યો અને કળા મૂંઝાની ગઇ.

એક દિવસ તે આના જ વિચારમાં હતી ત્યાં અચાનક તેનાથી અરીસામાં જોવાઇ

ગયું. તે પોતાનું સૌંદર્ય તેમાં જોઇ રહી. બધાં દુઃખનું મૂળ આ સૌંદર્ય છે એવું તેને પહેલી વાર ભાન થયું. પહેલી જ તકે તે સૌંદર્ય વેડફી નાખવાનું તેને મન થયું. પોતે કદ્રૂપી હોય તો જ સહીસલામત છે એમ તેને લાગ્યું. આંખો ઉપરની ભ્રમરો, સુંદર કમાનદાર કામદેવના ધનુષ્ય જેવી હતી અને મોઢાની મોહકતામાં ખાસ વધારો કરતી હતી. તેને વિચાર આવ્યો: "શા માટે એ ભ્રમરોને કાપી નાખવી નહિ? પણ તો પછી મનહરને તે ગમશે? દેવને ચઢાવવા માટે જે પુષ્પો જરૂરનાં હોય તે તો સંઘરી જ રાખવાં જોઇએ. પણ કાંઇ નહિ. અત્યારે તો કદ્રૂપું બનવું એ જ જરૂરનું છે. અને મનહરને એ સૌંદર્યની ક્યાં ગરજ હતી?" કાંઈપણ વધુ વિચાર કર્યા વિના કળાએ હાથમાં કાતર લીધી અને બંને ભ્રમરો કાપી નાખી. તેના સૌંદર્યમાં ફેર પડી ગયો. કળાને સંતોષ થયો.

અહીં આવીને કળાએ તેની માને કાગળ લખ્યો હતો. પોતાનું ઠેકાણું પડ્યું હતું તે તથા પોતાનું સરનામું તેમાં જણાવ્યું હતું. પોતાનાં કર્મો માટે માફી માગી હતી, અને ત્યાં આવીને પોતાની સાથે રહેવા વિનંતિ કરી હતી.

કળાની મા અને મોહનલાલ શેઠની વહુને માશીભાણેજનો સંબંધ હતો. પરંતુ શેઠાણીની સુવાવડ વખતના બનાવ પછી કળાની માએ સબંધ ઓછો કરી નાખ્યો હતો. શેઠાણી આ બાબતમાં કાંઇ જાણતી ન હતી, એટલે તે તો સંબંધ જાળવી રહી હતી, અને ખાસ કરીને મનહર અને કળાના લગ્ન પછી કળાની મા સાથે વધુ પ્રમાણમાં સંબંધ રાખવા લાગી હતી.

મનહર પોતાનો મટી પારકો થયો હતો, એ શેઠાણીને બહુ લાગતું હતું. કળાને તે પોતાની શોકય જેવી જ ગણતી. તેના ઉપર વેર લેવામાં, સારામાં સારુ સાધન, કળાની માને પોતાના હાથમાં રાખવી તે જ હતું, એવી શેઠાણીની ગણતરી હતી.

કળા અને મનહર છૂટાં પડયાં તે વાત કોઇ જાણતું ન હતું. કળાનો કાગળ આવ્યો ત્યાંસુધી તેની મા પણ જાણતી ન હતી. કળાની મા અભણ હતી એટલે કળા તરફથી આવેલો કાગળ તેણે શેઠાણી પાસે વંચાવ્યો અને બધી હકીકત જાણી. કળાની માએ જવાબ લખાવરાવ્યો, કે હમણાં તો તે ત્યાં જવા ઇચ્છતી નથી.

ડૉક્ટર નીલકંઠરાયને જોતાં જ કળાએ તેમને પારખ્યા હતા. એવા માણસને ત્યાં, અને તે પણ મોહનલાલ શેઠની લાગવગથી, પોતાને નોકરી કરવાની હોવાથી તેને પોતાની જાત ઉપર તિરસ્કાર આવ્યો હતો. બીજા કોઈ સંયોગોમાં તે તેના દવાખાનામાં ક્ષણભર પણ ઊભી ન રહેત પણ તે વિપરીત સંયોગોમાં આવી પડી હતી, એટલે તેણે મૂંગે મોઢે ડૉક્ટર સાહેબના દૃષ્ટિપ્રહારો સહન કર્યા હતા.

આવા સંજોગોમાં, પોતાની સાથે પોતાની મા જેવું કોઈ માણસ હોય તો સારું, એ હેતુથી તેણે પોતાની માને બોલાવી હતી, પણ તેણે તો આવવાની ના લખી. ડૉક્ટર તરફની સતામણી ધીમે ધીમે વધતી જતી હતી, અને તેનો ધંધો પણ બરાબર ચાલતો નહિ હોવાથી કળાને પગાર પણ વખતસર અને પૂરો મળતો નહિ. પગાર માટે જો તે માગણી કરતી તો ડૉક્ટર પૈસાની ટાંચ છે એટલી વાર પોતાનું ખરચ ઓછું કરવા પોતાની સાથે આવી રહેવા સૂચના કરતો!

એક દિવસ કળા તેની નિર્લજ્જતાથી ખૂબ કંટાળી હતી. દુનિયામાં તેનું કોઈ તેને

દેખાતું નહિ કે જેની પાસે જઇને તે પોતાનું અંતર ખોલે. તેનો મનહર તેને છોડીને ચાલ્યો ગયો હતો, અને તે ક્યાં ગયો હતો તેની તેને ખબર પણ ન હતી. સવાર અને રાત તે મનહરનું સ્મરણ કરતી, પોતાની ભૂલોની ક્ષમા માગતી અને તેની નોકરડી તરીકે પણ સ્વીકારવા તેને અંતરથી વિનવતી, તેનું આરોગ્ય અને સુખ પૂચ્છતી, અને તે જોઇને પોતે જીવન વીતાવશે, એમ મનથી સંકલ્પ કરતી.

આજે તે છેક હારી ગઇ હતી. તેણે એક લાંબો કાગળ મનહર ઉપર લખ્યો, અને તેમાં અંતરનો ઊભરો ઠાલવ્યો. તેણે ફરી ફરીને બધી વિનવણીઓ કરી. પોતાની ભૂલ માટે ક્ષમા માગી અને મનહરની દયા યાચી. કાગળ લખી રહી, પણ સરનામાની તેને ખબર ન હતી. તેણે વિચાર્યું કે મનહર, પોતાના દવાખાને, કમ્પાઉન્ડરને સરનામું આપી ગયો હશે. એટલે તેણે તે સરનામે કાગળ મોકલ્યો. કાગળમા પોતાની આર્થિક સ્થિતિ સિવાય બધું લખ્યું હતું.

૭

મોહનલાલ શેઠનાં વહુ તરફથી કળા ઉપર એક દિવસ કાગળ આવ્યો કે કળાની માનું ઘર બળી ગયું હતું અને તેની મા સખ્ત દાઝી હતી, તથા તેની બન્ને આંખોને ખૂબ ઇજા થઇ હતી. કળા તરત જ માને ઘેર આવી. ત્યાં તેને ખબર પડી કે તેની માને તો શેઠાણી પોતાના ઘેર લઇ ગઇ છે. કળાના પગ ભારે થયા. તે ઘેર જવું કેવી રીતે? એક બાજુ મોહનલાલ શેઠનું કુકર્મ સાંભરતું હતું, અને ત્યાં જવા માટે મન ના પાડતું હતું; બીજી બાજુથી મા તરફનો ધર્મ અને પ્રેમ તેને ત્યાં જવા ધસડતો હતો. છેવટે મનને કઠણ કરી તે શેઠાણીને ત્યાં ગઇ. તેની માની દયાર્દ્ર સ્થિતિ જોઇ તે બાવરી બની ગઇ. ઘર તો રહ્યું ન હતું, એટલે શેઠાણીના ઘરની નજીક જ મકાન ભાડે રાખીને તે તથા તેની મા રહ્યાં.

કળાની પાસે આ વખતે કાંઇ ખાસ બચત ન હતી. અને અધૂરામાં પૂરું, ડૉ. નીલકંઠરાયનો કાગળ આવ્યો કે કળાએ માગેલી રજા તે આપી શકશે નહિ, અને તેની જગાએ તેમણે બીજો કમ્પાઉન્ડર રાખી લીધો છે. કળા હતાશ થઇ ગઇ. ગામમા તે ફરીથી પોતાનો ધંધો કરી શકે તેવું રહ્યુ ન હતુ, અને પૈસાની તાણ પડતી ગઇ. એક દિવસ શેઠાણીએ સો રૂપિયાની કોથળી કળાના હાથમાં મૂકી અને કહ્યું: "શેઠે તને આ પૈસા આપવા કહ્યું છે." શેઠનું નામ સાંભળતાં અને રૂપિયાની થેલી હાથમાં પડતાં તે ચમકી અને થેલી જમીન ઉપર નાખી દીધી. શેઠાણી વિસ્મય પામી. બે અઢી વર્ષ ઉપર પોતાને પુત્ર પ્રસવેલો, તેને બીજે દિવસે સવારે પણ આ જ પ્રમાણે ગુસ્સો કરીને, શેઠના મોઢા ઉપર રૂપિયા મારીને કળા ચાલી ગયેલી તે પ્રસંગ તેને યાદ આવ્યો પણ બન્ને પ્રસંગોમાં કાર્યના સામ્ય સિવાય તેને બીજું કાંઇ સમજાયું નહિ. તે જ પુત્રને હમણાં તેણે બોલાવીને કળાના હાથમાં મૂક્યો હતો.

શેઠાણી કળાથી બે ત્રણ વર્ષે જ મોટી હતી. કળા અત્યંત દુઃખી છે, એમ તેના મોઢા પરથી જ જણાતું હતું. મનહર તેને ત્યજીને જતો રહ્યો છે એમ પણ તે જાણતી હતી પૈસાની આટઆટલી ટાંચ છે છતા, કળાએ પૈસા કેમ સ્વીકાર્યા નહિ એ કોયડો તેનાથી ઉકલ્યો નહિ.

કળા ઉપર વેર લેવા તત્પર થયેલીના હૃદયમાં કળા માટે દયા અને પ્રેમ ઉદ્ભવ્યાં. પોતાને મોતમાંથી બચાવનાર અને પોતાને પુત્રની માતા થઇ જીવનનો અધિકાર આપનાર

ઉપર તેને ખૂબ વહાલ આવ્યું. તેની આંખમાં આંસુ આવ્યાં. કળાએ તે જોયું, અને મહા-મહેનતે ખાળેલાં આંસુ તેની આંખોમાંથી દડ દડ પડવા લાગ્યાં. શેઠાણીએ કળાને પોતા તરફ ખેંચી. બન્ને જણ એકબીજાને ભેટી પડયાં—રડયાં.

ધીમે ધીમે શેઠાણીએ કળા પાસેથી બધી વાત કઢાવી. અકળાયેલી કળાએ શેઠનું કુકર્મ કહી સંભળાવ્યું. અને પોતે એ વાત મનહરને પણ કહી હતી તે પણ કહ્યું. પણ પોતાના પતિ અને શેઠાણીના સંબંધ વિષે એક અક્ષર પણ ઉચ્ચાર્યો નહિ.

શેઠાણી બધું સમજી ગઇ. કળાએ પોતા ઉપર વિશ્વાસ રાખી બધું કહ્યું એટલે શેઠાણીએ પણ પોતાના અંતરની વાત કળાને કહી અને જણાવ્યું, કે આ છોકરો શેઠનો નહિ, પણ મનહરનો છે.

"મને ખબર છે" કળાએ કહ્યું.

"એમ ? તને કયાંથી ખબર ?"

"મનહરે જ કહ્યું હતું. અમે બન્નેએ એકબીજાની ભૂલો કબૂલ કરવાનો નિશ્ચય કર્યો હતો. પહેલાં એણે એની વાત કહી અને પછી મેં મારી વાત કહી."

"પણ તેં તો તારી વાતમાં મને કાંઇ કહ્યું નહિ ?"

"એમાં શું કહેવું હતુ ? માણસ માત્ર ભૂલને પાત્ર છે."

થોડી વાર બન્ને શાંત રહ્યાં પછી શેઠાણી બોલી : "કળા, તેં મને જીવતદાન આપ્યું છે. ગર્ભાવસ્થામાં પણ અંકુશ ન રાખનાર શેઠની પાશવ વૃત્તિનો હું કોક વખત ભોગ થઇ પડીશ એમ મને કોઇ કોઇવાર મનમાં થઇ આવતું. અને આ ગઇ વખતે બન્યું છે પણ તેમ જ. મારા શરીર ઉપરથી જ તું તે જોઈ શકતી હોઇશ. પણ તે તો જેવું મારું નસીબ ! પણ બહેન, આ બાજુની વખતે તો તારી હોશિયારીએ મને અને મારા પુત્રને બચાવ્યાં તે હું કેવી રીતે ભૂલું ?

"મનહર મારો હતો; પછી તે મારો મટી તારો થયો, તે ઠીક જ થયું છે. તે ભલે તારો રહ્યો. અરેરે, પણ હવે તો તે તારોએ કયાં છે ? બહેન, સાચું પૂછે તો તારે શેઠ-વાળો પ્રસંગ તેને કહેવો જ નહોતો જોઇતો."

"પણ હું તેને કેમ છેતરી શકું ? મારું જે થવાનું હોય તે થાય, પણ તેને છેતરવાનું તો મારાથી ન જ બને મને ફક્ત એટલું જ લાગે છે, કે જે પાપ તેણે જાણી જોઇને કર્યું હતું, તે તરફ હું ઉદાર થાઉં છું; અને તેવું જ પાપ મારી અજાણતામાં મારાથી થઇ ગયું તેની માફી તે કેમ નથી આપતો ? મારે મન તો એનું સ્થાન મારા માથે છે; પણ તેને મન તો મારું સ્થાન તેના પગ આગળ પણ નથી. મને તેના ઘરની ચાકરડી બનાવવા પણ તે તૈયાર નથી ! મારું નસીબ જ ફૂટેલું ને ?"

શેઠાણીને બહુ લાગી આવ્યું. તે લાંબો વખત બેઠી. રૂપિયા શેઠ તરફથી નહિ તો પોતાના તરફથી સ્વીકારવા તેણે આગ્રહ કર્યો, પણ કળાએ લેવાની ના પાડી. છેવટે શેઠાણી પોતાને ઘેર ગઇ. પોતાની બીજી સુવાવડ વખતે કળાએ આવવાની કેમ ના પાડી તે હવે તેને સમજાયું.

કળા ઉપર વેર લેવા તત્પર થયેલી શેઠાણી, કળાનું દુઃખ [illegible] તેની તેનો મનહર પ્રત્યેનો પ્રેમ જોઈ, પીગળી ગઈ. તેને મનહર પર

જેથી કળાને તરછોડતાં તેની હિંમત કેમ ચાલી હશે તે તેને ન સમજાયું. તેને મનહર ઉપર બહુ ક્રોધ આવ્યો. તેણે તેને એક કાગળ લખ્યો અને દવાખાનાના સરનામે મોકલ્યો. તેમાં પોતાનો બધો ક્રોધ ઠાલવ્યો, કળાની સ્થિતિ વર્ણવી, તેનો પ્રેમ વર્ણવ્યો, તેનો પક્ષ લેઇ દલીલો કરી અને પાછા આવી કળાને સુખી કરવા કાંઇ કાંઇ વિનંતિઓ કરી.

વખત જતો ગયો. કળાની માને કાંઇ સુધારો થયો નહિ. બીજી બાજુએ શેઠાણી પણ મરણાવસ્થાએ હતી. તેની બીજી વખતની સુવાવડ તેને મરણતોલ નીવડી હતી. બબ્બે દિવસના અંતરે કળાની મા અને શેઠાણી મરી ગયાં.

કળા નિરાધાર અને એકલી પડી. તેના વિષેની ચિંતા, મરણ પછી પણ તેની માના મોઢા ઉપર રહી ગઇ હતી. શું કરવું અને કયાં જવું? કળા ખૂબ મૂંઝાઈ. ગામમાં હવે તેનો પહેલાં જેટલો ગોભો રહ્યો ન હતો. પતિની તરછોડાયેલીને જગતે પણ તરછોડી હતી. દિવસે દિવસે તેની પાસે રહેલા પૈસા ખૂટતા ગયા.

મોહનલાલ શેઠ તેમની પત્નીના મરણ પછી ત્રણ ચાર દિવસ પછી આવ્યા, અને કળાને પોતાને ત્યાં રહેવા કહ્યું. પણ કળાએ ના પાડી. અઠવાડિયું નીકળી ગયું. ત્રણ દિવસના તેને કડાકા થયા. પાસે હતું એટલું વાપરી, હતું એટલું વેચી, તેણે તેની માની દવા કરી હતી. છતાં તે સાર્થક ન થયું. હવે તેની પાસે કાંઇ રહ્યુ ન હતું. તેમાં કપડાંનું ઠેકાણુ ન હતું. સાંધેલાં તો શું, પણ ફાટેલાં કપડાં પણ પૂરતાં નહતાં એક દિવસ મકાનવાળો ભાડું ન અપાયું હોવાથી ગમે તેમ બોલ્યો. કળાને બહુ જ ખોટું લાગ્યુ. તેની પાસે હવે એક જ વસ્તુ રહી હતીઃ તેનું સૌંદર્ય. પોતાનો આખરી નિશ્ચય તેણે આજે કરી લીધો.

## (૮)

મનહર કળાને છોડી બહુ જ દૂર નીકળી ગયો હતો. જતી વખતે તે તેના કમ્પાઉન્ડરને મળતો ગયો હતો. પોતે પૈસાદાર હતો એટલે પોતાની ગેરહાજરી દરમિયાન કમ્પાઉન્ડરનો પગાર ચાલુ રાખવામાં તેને કાંઇ મુશ્કેલી ન હતી. ઘર તથા બંગલાની દેખરેખ રાખવાનું કામ તેને સોંપી ગયો હતો. પોતાને માટે કમાવાની ચિંતા ન હતી. જ્યાં જતો ત્યાંનું સરનામું કમ્પાઉન્ડરને લખી મોકલતો, પણ દરેક વખતે ચેતવણી આપતો કે તેનું સરનામુ બીજું કોઇ જાણે નહિ. તેના નામના જે કાગળો આવે, તે એ સરનામે મોકલવાની એને સૂચના આપી હતી.

કમ્પાઉન્ડર અનુભવી, વૃદ્ધ અને ઠરેલ માણસ હતો. મનહરે કળા સાથે પુનર્લગ્ન કરેલુ તે તેને ગમેલુ નહિ, પરતુ પરણ્યા પછી, મનહર કળાને આમ છોડીને ચાલ્યો જાય તે તો તેનાથી સહન જ નહોતું થતું. છતાં મનહર તેને કહી ગયો હતો કે કળા માગે તો તેને પૈસે ટકે મદદ કરવી. પણ હજી સુધી તેવો પ્રસંગ આવ્યો ન હતો.

ઘેરથી નીકળ્યે મનહરને બાર માસ થઇ ગયા હતા, પણ તેણે એક પણ કાગળ કળાને લખ્યો ન હતો. કળાના કાગળની તેને અપેક્ષા પણ ન હતી. એક ઠેકાણે તે બહુ બિમાર પડ્યો, અને જ્યારે સાજો થયો ત્યારે તેનું શરીર ફીકું અને નબળુ પડી ગયું હતું, મોઢા પર ખાડા પડી ગયા હતા અને આંખો ઊંડી ઊતરી ગઇ હતી. માંદગીમાં તે પોતાનું આખુ જીવન અનેકવાર વિચારી ગયો હતો. તેને કળાના બહુ વિચાર આવ્યા હતા. સાજો થતાં

તેણે પોતાની પેટી ઉઘાડી અંદરથી જૂના કાગળો વાંચવા કાઢ્યા. તેમાં તેને કળાની કબૂલાતનો કાગળ પણ મળ્યો. તેના નિમકહલાલ કમ્પાઉન્ડરે બંગલાના બધા સામાનની વ્યવસ્થા કરતાં આ કાગળ તેની ટ્રંકમાં વાંચ્યા વિના મૂક્યો હતો. કાગળની તારીખ જોતાં તેને સમજાયું કે કળાએ તે કાગળ લગ્ન પહેલાં વંચાવવા લખેલો હતો. તેને યાદ આવ્યું કે કળા તો પોતાની વાત કહેવા તૈયાર હતી પણ તેણે જ કળાને તેમ કરતાં વારેલી; કળાનો વાંક નહોતો. અને જેને તે પાપ માનતો હતો, તે પાપ પોતે નહોતું કર્યું? અને કર્યું હોય, તો શા માટે કળાના પાપ તરફ આટલો અનુદાર રહેતો હતો? વળી પોતે તો જાણી જોઈને પાપ કર્યું હતું, જ્યારે કળાથી તો અજાણમાં જ બધું થયું હતું. અને છતાં, કળાએ તેને માફી આપી હતી અને પોતાની ઉદારતાનું દર્શન કરાવ્યું હતું. તો શા માટે પોતે એટલો ઉદાર થઈ કળાની સાથે મેળ ન કરી લે? પણ હવે કળા માનશે? તે ક્યાં હશે? તેનું શું થયું હશે? તેની પાસે પૈસા હશે? સો રૂપિયા ન સ્વીકાર્યા, અને ત્યાર પછી એક પાઈ પણ માગી નથી. તેને પણ સ્વાભિમાન હોય ને? બિચારી બહુ રીબાઈ! સત્ય બોલનારને કોઈ સાથ જ નથી દેતું.

આ પછી થોડે દિવસે તેને કળાનો કાગળ મળ્યો. તે વાંચી તે અતિશય ખિન્ન થયો. કળા જેવી સ્ત્રીને તરછોડવામાં અને રીબાવવામાં પોતે ઘોર પાપ કરી રહ્યો છે એમ અનુભવ્યું. તેનો દબાયેલો પ્રેમ એકે ઝપાટે ઊભરાઈ આવ્યો. તે તરત જ પોતાને ગામ આવવા ઊપડ્યો.

કળાએ પોતાનો અંતિમ નિશ્ચય કર્યો તે જ દિવસે તે ઘેર આવ્યો. ઘેર આવતાં શેઠાણીએ લખેલો કાગળ, જે કમ્પાઉન્ડરે તેને મોકલ્યો હતો, ત્યાંથી અથડાઈ પાછો આવેલો તે મળ્યો. તેણે તે વાંચ્યો અને જરા પણ વિસામો ખાધા વિના કળાની શોધમાં તે નીકળ્યો. કમ્પાઉન્ડરને તેના ઠેકાણાની ખબર ન હતી, પણ શેઠાણી અને કળાની મા ગુજરી ગયાં હતાં તે તેની પાસેથી જાણ્યું. "કળા ક્યાં હશે? ક્યાં શોધવી?" એ મૂંઝવણમાં તે પડ્યો.

કળાનું અસલ ઘર હતું ત્યાં જઈ આવ્યો, પણ તે તો બળીને ખાખ થઈ ગયું હતું. બીજે ઘણે ઠેકાણે તે આથડ્યો, ઓળખીતા ડૉક્ટરો અને નર્સોને મળ્યો, પણ કોઈ પત્તો આપી નહિ. તે રાત્રે ઊંઘ ન આવી. મોડી રાતે તેને વિચાર આવ્યો અને સવારમાં મોહનલાલ શેઠને ત્યાં ગયો. ત્યાં તો માણસોની ઠઠ જામી હતી. પૂછપરછ કરતાં તેને ખબર પડી કે શેઠનું અને તેમની સાથે એક સ્ત્રીનું ખૂન થયાં હતાં.

મનહરને શેઠના ઘરના બધા ઓળખતા હતા, તેથી તે ઘરમાં ગયો. શેઠનું શબ જોતાં તેને જણાયું કે તેમનું ખૂન થયું હતું. પણ બીજું શબ જોતાં તેને અંધારાં આવ્યાં. તેની કળા ત્યાં પડી હતી. તેના હાથમાં છરી હતી, અને તેણે જાતે જ પોતાના પેટમાં તે છરી ખોસી દીધી હતી!

શેઠ અને કળા માટે લોકો કંઈ કંઈ વાતો કરવા લાગ્યા, આખા બનાવ વિષે કંઈ તરંગો બંધાવા લાગ્યા. પણ તેમાંનું કશું સાંભળવાને મનહરને કાન ન હતા. આખી દુનિયાનો તેને મનથી અંત આવી ગયો હતો. સખ્ત બિમારી, કળાની ચિંતા અને ઉજાગરાને લીધે આ ભયંકર દૃશ્ય નજરે પડતાં જ તે બેભાન થઈ ગયો.

આખો દિવસ અને આખી રાત તેની એ સ્થિતિ રહી. બીજે દિવસે સવારે તેને ભાન આવ્યું ત્યારે તેની પથારી ઉપર એક કાગળ પડ્યો હતો. તેણે તે ફોડ્યો અને વાંચ્યો:

**વહાલા મનહર,**

આ કાગળ તને મળશે કે કેમ તેની મને ખબર નથી. મેં એક કાગળ થોડા વખત પહેલાં તને લખ્યો હતો, તે તને મળ્યો લાગતો નથી. કારણ કે હજી સુધી તારો જવાબ નથી. તું મારા ઉપર એટલો તો નિષ્ઠુર નહિ જ થયો હોય કે જેથી તું મને મારા કાગળનો જવાબ પણ ન લખે. કદાચ એમ પણ બન્યું હોય કે તે કાગળ હજી સુધી તારા દવાખાનામાં જ પડી રહ્યો હોય.

વહાલા, તું ગયો; પછી મારું કોણ? પણ મારું દુઃખ તારી આગળ ગાઇ હું તને વીતાડવા માગતી નથી. મેં મારો નિશ્ચય કરી લીધો છે.

મને એક જ ઇચ્છા હવે તો રહી છે, અને તે, મારું અને તારું સુખ નષ્ટ કરનાર પર વેર લેવાની છે. તેમાં ફળીભૂત થઇશ કે નહિ તે તો પ્રભુના હાથમાં છે. પણ હું તો હવે આ દુનિયામાં રહી શકું તેમ નથી

મેં તારી બહુ રાહ જોઇ. પણ મારું નસીબ જ ફૂટેલું હોય ત્યાં હું કોનો વાંક કાઢું? હવે મારાથી જીરાય તેમ નથી.

તું ગયો, ત્યારથી આ ઘડી સુધીમાં મારાં વીતકો મેં લખી રાખ્યાં છે, અને તે મારી પેટીમાં છે. એ પેટી ઉપર મેં તારા નામની ચિઠ્ઠી ચોઢી છે, અને મારા મરણ બાદ તે તને જ મળશે. મારા મનહર, તે વીતકો વાંચી, આ ગરીબ કળા ઉપર જો કાંઇ દયા આવે, તો તેના દુર્ગુણો અને તેનું પાપ માફ કરજે.

તારી સેવા-ચાકરી કરવાની અભિલાષવાળીના અભિલાષ પૂરા થયા નથી. પ્રભુ મારા તે અભિલાષ આવતા જન્મમા પૂરા પાડો, અને મારા મનહરને તે આ જન્મ અને આવતા જન્મ સુખ આપો એ જ અંતિમ પ્રાર્થના છે.

લિ.
તારી ત્યજાયેલી
**કળાવતી***

મદ્ર

---

## બાવળના રોમાંચ

**(એક અન્યોક્તિ)**

આંબાની રસમંજરી પર બહુ ગુંજાર ભૃંગો કરે,
છાયામાં વટવૃક્ષની ખગગણો હીંચી નિરાંતે ઉંઘે;
ના છે બાવળ દૂર, કિન્તુ નવ ત્યાં પંખી, પશુ કો જતાં,
તેથી કંટકરૂપમાં શરમથી રોમાઞ્ચ ઊભાં થયાં.

રતિલાલ મોહનલાલ શુક્લ

---

* અંગ્રેજ નવલકથાકાર થોમસ હાર્ડીની Tess D' Ubervilleનામની નવલકથા ઉપરથી સૂચિત.

# ગોવાલણુની ગરબી

હું રે ગોવાલણુ રે ગોકુળ ગામની,
અમારાં ગોરસ લ્યો રે ગોવાલણુ રે ગોકુળ ગામની. ૧

ઊજળી રાતની રે અંગે છે ઓઢણી,
તારાની ટપકીવાળી ગોવાલણુ રે ગોકુળ ગામની. ૨

રંગબેરંગી રે સંધ્યાના છેડલા,
ફરકે અદ્ધરથી ઊતરતાં ગોવાલણુ રે ગોકુળ ગામની. ૩

ભાલ પરમાણે રે ચાંદલો બિરાજે,
દામણી દેવગંગાની ગોવાલણુ રે ગોકુળ ગામની. ૪

દેવોની સોમની રે માથે છે મટકી,
ગોરાં ગોરસવાળી ગોવાલણુ રે ગોકુળ ગામની. ૫

સાયરની છીપો ને હૈડાં માનવનાં,
ગોરસ પાઇ પાઇ ઠારું ગોવાલણુ રે ગોકુળ ગામની. ૬

હું રે ગોવાલણુ રે ગોકુળ ગામની,
અમારાં ગોરસ લ્યો રે ગોવાલણુ રે ગોકુળ ગામની

રા.

[ નીચેના લોકગીત ઉપરથી આ ગીત કરેલું છે:

હું રે [1]ગોવાલણ[1] રે ગોકુળ ગામની
[2]અમારાં મહી[2] કોઇ લ્યો રે ગોવાલણ ગોકુળ ગામની.
પગ પરમાણે રે કડલાં બિરાજે,
કાબિયુંએ લીધો વાદ ગોવાલણ રે ગોકુળ ગામની.

પાઠાન્તરો ૧–૧ મહિયારણ ૨–૨ મહી મારાં

ગીતનો રાહ ઘણો જ મધુર અને મસ્ત લહકાવાળો છે, પણ ઘણાખરા, ગાવાના લોકગીતોમાં હોય છે તેમ, તેમાં ટેકની કડી સિવાયના કાવ્યનો ઝાઝો કશો જ અર્થ નથી એમ કહીએ તો ચાલે. એટલે ગાવાના કામમાં આવે એટલા માટે એ બે લીટીઓ કાયમ રાખી એ જ રાહમાં બીજી પંક્તિઓ જોડીને મૂકી છે. ગોના અનેક અર્થોમાં, આકાશ, કિરણ, સ્વર્ગ, દિક્પ્રાન્ત, ચન્દ્ર વગેરે સંસ્કૃત કોશમાં આપેલા છે. તેમાંથી અનુકૂળ પડે તે એક કે અનેક અર્થ કે અર્થો લેવા.

ગાવામાં થતા ઉચ્ચાર પ્રમાણે, ગીતમાં જોડણી રાખી છે. દેવગંગા=સ્વર્ગંગા. ]

# મહીનાં મૂલ

હું રે ગોવાલણ રે ગોકુળ ગામની *
અમ્મારાં મહી કોઇ લ્યો રે
ગોવાલણ રે ગોકુળ ગામની ! ૧
( જૂની પંક્તિઓ )

તમ્મારાં મહીના રે શાં મૂલ ગોવાલણ
મહીડાંનાં મૂલ અમૂલ
ગોવાલણ રે ગોકુળ ગામની ! ૨

મહીનાં રૂપાના રે હે મુલડાં દઇએ ગોવાલણ
રૂપાથી મહી ના મૂલાય
ગોવાલણ રે ગોકુળ ગામની ! ૩

મહીનાં સોનાનાં રે હે મુલડાં દઇએ ગોવાલણ
સોનાથી મહી ના મૂલાય
ગોવાલણ રે ગોકુળ ગામની ! ૪

મહીનાં મોતીનાં રે હે મુલડાં દઇએ ગોવાલણ
મોતીથી મહી ના મૂલાય
ગોવાલણ રે ગોકુળ ગામની ! ૫

હુ રે ગોવાલણ રે ગોકુળ ગામની
અમ્મારાં મહી કોઈ લ્યો રે
ગોવાલણ રે ગોકુળ ગામની ! ૬

તમ્મારાં મહીડાં રે હે ગોરા ગોવાલણ
પીવાને મનડા લોભાય
ગોવાલણ રે ગોકુળ ગામની ! ૭

મુરલીનાં નાદનાં રે હે મુલડાં આપો ગોવાળિયા
અમને રમાડો રાસ
ગોવાલણ રે ગોકુળ ગામની ! ૮

શરદ પુનમની રે રૂડલી રાતે ગોવાલણ
આવજે જમુના તીર
ગોવાલણ રે ગોકુળ ગામની ! ૯



* કાફી રાગ અને હિંચતાલથી ગવાયે.

# ચંદ્ર-કલંક પર સંસ્કૃત કવિઓ

સંસ્કૃત સાહિત્યોદ્યાનમાં આવી રહેલા સરસ્વતીના મંદિરમાં અનેક કવિ-પૂજારીઓને પૂજામાં નિમગ્ન રહેલા આપણે જોઇએ છીએ. એમણે એ સરસ્વતીદેવીને ચરણે કાવ્ય-કુસુમોના અર્ઘ્ય આપ્યા છે ને એ દિગત-વ્યાપી સૌરભ પ્રસારતાં પુષ્પો ઠેર ઠેર વેરાયેલાં નજરે પડે છે. એ સરસ્વતીપૂજનનો અધિકાર એકલા પુરુષોને જ નહોતો, સ્ત્રીઓ પણ પોતાનાં કાવ્ય-કુસુમો વડે એ દેવીની પૂજા કરતી અને દેવીપૂજનથી પવિત્ર થએલાં એમનાં પુષ્પોની સુવાસ હજીયે પ્રસરી રહી છે. એને વીણી લઇ એક માળા ગૂંથીને, સંગ્રહરૂપે ગુર્જર ગિરાને ચરણે ધરવાની મારી તીવ્ર વાંચ્છના રહી છે અને એ કુસુમ-ચયનના પવિત્ર કાર્યની શરૂઆત પણ કરી દીધી છે.

એ વિશાળ સાહિત્યના ઉદ્યાનનો એક ભાગ અલંકાર-કુંજ વડે શોભી રહ્યો છે. સંસ્કૃતમાં અલંકારશાસ્ત્રનો વિસ્તાર પણ અજબ છે, કેટકેટલા આચાર્યો ગીર્વાણ-ગિરાને ઓપ ચઢાવવાના અલંકાર આપી ગયા છે. કોઇએ 'રસ' આપ્યો તો કોઇએ 'રીતિ;' કોઇએ 'ધ્વનિ' તો કોઇએ 'ઉક્તિ;' કોઇએ 'ગુણ' તો કોઇએ શબ્દાર્થાલંકારમાં સમાઇ જતા કંઇએક અલંકારો. ભરતમુનિથી માંડી છેક પંડિતરાજ જગન્નાથ સુધી અનેક આચાર્યોએ એ કુંજને દીપ્તિમાન કરી છે

પણ એમણે એક મોટો ઉપકાર કર્યો પોતાના અલંકારોની ચર્ચા કરતાં કરતા ઉદાહરણ-રૂપે બીજા અનેક કવિ-કવયિત્રીઓનાં પદ્યો એમણે સંઘરી રાખ્યાં છે; ને આપણી દૃષ્ટિએ લુપ્ત થઇ ગએલા એવા અનેક કવિ-આત્માઓના અક્ષરદેહને જાળવી રાખ્યા છે.

એ શાસનના વિહાર અર્થે ફરતાં એક જ વિષય ઉપર વેરાયેલાં થોડાંએક ફૂલો હર્ષભેર ઊંચકી લીધાં તે આજે ગૂંથવા બેઠો છું.

પૃથ્વી-પટ પર શીળી ચંદ્રિકા પ્રસારતા એ શીતળ ને શ્વેત ચંદ્રમાની સાથે આપણો પરિચય ગાઢ છે. નાનપણથી આપણે એમાં કંઇક કાળુ કાળુ જોતા આવીએ છીએ, ને એ વિષે કંઇ કંઇ કલ્પનાઓ કરી છે ને સાંભળી છે. આપણને કહેવામાં આવતું કે એમાં હરણ છે, બકરી છે, વળી કોઇક કહેતું એ તો એમાં એક ડોશી રેંટિયો કાંતતી બેઠી છે, ને આપણે એ કહેણને વધાવી લેતા.

કોઇ પણ વસ્તુ સાફ સફેદ હોય ને તે પર ક્યાંક બારીક ડાઘો હોય તો તે તરફ આંખ ખાસ આકર્ષાય છે. આપણી ભાષામાં તેને કલંક કહ્યુ છે, પણ કવિઓએ એ કાળા ડાઘા વિષે ઉત્કર્ષ અને અપકર્ષની અનેક કલ્પનાઓ કરી છે.

મહાકવિ કાલિદાસ એ કલંક જુએ છે પણ એની ઘણી દરકાર નથી કરતા-વસ્તુને સમગ્ર રૂપે જુએ છે એટલે એ અંક ઢંકાઇ જાય છે. એમણે કહ્યું છે કેઃ—

"एको हि दोषो गुणसन्निपाते
निमज्जतीन्दोः किरणेष्विवाङ्कः ॥

ચંદ્રના કિરણસમૂહમાં એક ટકાઇ જાય છે તેમ ગુણસમૂહની અંદર એક દોષ ડૂબી જાય છે.

ચદ્રમામાં જે એ ડાઘ દેખાય છે તે કલક નથી, પણ બીજું કંઇક છે એ સાબીત કરવા કવિઓએ કલ્પનાના ઘોડાએ ઉડાવ્યા છે. અને એથી એમના કવિ-ચાતુર્યના અંશરૂપ " અપહ્નુતિ" અલકાર સમજાવવાનો મૂળ ઉદ્દેશ બતાવી આપ્યો છે

" अपह्नुति " એટલે પ્રકૃત — વર્ણ્ય વિષય હોય તેનો અપહ્નવ ( નિષેધ ) કરવો અને બીજા અપ્રકૃત વિષયને સિદ્ધ કરવો તે. નીચે ઉદ્ધૃત કરેલાં પદ્યોમાંથી ઘણાંખરાં આ અલકારનાં ઉદાહરણરૂપ છે.

હવે આપણે એ જુદી જુદી કલ્પનાસૃષ્ટિમાં વિચરીએ.

એક કવિ કહે છેઃ

यदेतचन्द्रान्तर्जलदलवलीलां प्रकुरुते
तदाचष्टे लोकः शशक इति नो मां प्रति तथा ।
अहं त्विन्दुं मन्ये त्वदरिविरहाक्रान्ततरुणी–
कटाक्षोल्कापातव्रणकिणकलङ्काङ्किततनुम् ॥

[ ભાવાર્થ: — ચદ્રમાની અંદર જે આ વાદળાના કટકા જેવી શોભા આપી રહ્યો છે તેને લોકો સસલું કહે છે, પણ મારા મત પ્રમાણે એમ નથી. હું તો ( હે રાજન્) તારા શત્રુઓની વિરહથી આક્રાંત થએલી યુવતીઓએ જે કટાક્ષરૂપી ઉલ્કાપાતનો[1] ઘા કર્યો તેનું જ એ ચિહ્ન માનું છુ. ]

રાજાનક રૂય્યકે આ શ્લોકને અપહ્નુતિના ઉદાહરણરૂપે પોતાના ગ્રંથ — " अलंकार-सर्वस्वम् " માં આપ્યો છે.

બીજા એક કવિ કહે છે·

अवाप्तः प्रागल्भ्यं परिणतरुचः शैलतनये
कलङ्को नैवायं विलसति शशाङ्कस्य वपुषि ।
अमुष्येयं मन्ये विगलदमृतस्यन्दशिशिरे
रतिश्रान्ता शेते रजनिरमणी गाढमुरसि ॥

[ ભાવાર્થ: — શિવ પાર્વતીને કહી રહ્યા છે કે હે શૈલતનયા ! પૂર્ણિમાના ચદ્રમાના શરીરમાં આ જે મોટો કાળો ડાઘ દેખાય છે તે કંઇ કલક નથી હો ! એ તો નિશારૂપી નાયિકા રતિથી થાકીને પોતાના પ્રિયતમની ગોદ—કે જે અમૃતરસના પ્રવાહથી શીતળ બને છે—તેમાં ગાઢ નિદ્રામાં સૂતી છે. ]

" काव्य प्रकाश "કારે આ શ્લોકને અપહ્નુતિ ગણી છે.

---

૧ ખરેયો તારો. તે જ્યાં પડે ત્યાં પૃથ્વી પર આડો પડી જાય છે, આ કાળારાથી જમીન સળગી જાય છે.

—ને બીજા કવિશ્રી શું કહે છે? જુઓ:

अंकं केऽपि शशंकिरे जलनिधेः पंकं परे मेनिरे
सारंगं कतिचिच संजगदिरे भूमेश्च विंवं परे ।
इन्दौ यद्दलितेन्द्रनीलशकलश्यामं दरीदृश्यते
तन्मन्ये रविभीतमन्धतमसं कुक्षीस्थमालक्ष्यते ॥

[ ભાવાર્થ:— આ કલંક વિષે કેટલાકે 'ડાઘો છે' એવી શંકા કરી; કોઈએ એને (સમુદ્રમથનમાંથી નીકળેલા ચૌદ રત્નોમાંનો એક હોવાથી) સમુદ્રનો કીચડ ધાર્યો; કેટલાકે મૃગ; ને કેટલાકે ભૂમિનું પ્રતિબિંબ ધાર્યું. (પણ મારા વિચારે તો) જે ચંદ્રમાં ભાંગેલા ઇંદ્રનીલ પથ્થરના કકડા જેવું કાળું દેખાય છે ને તે તો 'અંધકાર' છે, જે સૂરજથી બીને ચંદ્રમાની ગોદમાં લપાઈ ગયો છે. ]

એક કવિએ ચંદ્રમાનું સુંદર વર્ણન કરતાં કહ્યું છે કે:

नेदं नभोमंडलमम्बुराशि–
र्नैताश्च तारा नवफेनभंगाः ।
नायं शशी कुण्डलितः फणीन्द्रो
नासौ कलंकः शयितो मुरारिः ॥

[ ભાવાર્થ:—આ આકાશ નહિ પણ સમુદ્ર છે; આ તારા નહિ પણ સમુદ્રનાં ફીણ છે; આ ચંદ્ર નહિ પણ કુંડાળું વળી બેઠેલા શેષનાગ છે, ને પેલો કલંક નહિ પણ એ તો વિષ્ણુ ભગવાન શેષશય્યા પર સૂતા છે. ] (આ શ્લોક "साहित्यदर्पण" માં છે.)

હવે બીજી કલ્પના જુઓ:

मन्थानभूमिधरमूलशिलासहस्र–
संघट्टनव्रणकिणः स्फुरतीन्दुमध्ये ।
छाया मृगः शशक इत्यति पामरोक्ति–
स्तेषां कथंचिदपि तत्र हि न प्रसक्तिः ॥

[ ભાવાર્થ:—સમુદ્રમથન થવાથી એ પર્વતના મૂળની હજારો શિલાઓના ઘર્ષણથી જે ઘાનો ડાઘ પડયો તે જ આ ચંદ્રમાં સ્ફુરે છે—શોભે છે. "એ પૃથ્વીની છાયા છે, હરણ છે કે સસલું છે" એ બધી તો અતિ પામર જનોની ઉક્તિઓ છે—કેમકે એમનો ચંદ્રમામાં કોઈ પણ પ્રકારે સંબંધ જ ઘટતો નથી. ]

આ અપહ્નવ યુક્તિપુરઃસર છે. વિવેચક અપ્પય દીક્ષિતજીએ એને "હેત્વપહ્નુતિ" કહી છે. એક કવિ કહે છે:

पीतमेतदलिवृंदमेचकं ध्वान्तमेव सकलं हिमत्विषा ।
स्वच्छविग्रहतया शशाकृतेश्छद्मना बहिरिवास्य लक्ष्यते ॥

[ ભાવાર્થઃ—ચંદ્રમાએ ઉદય પામતાં જ ભ્રમરવૃંદ સમાન એ કાળા અંધકારને ગળી લીધો–બધો જ પી ગયો. એ જ અંધકાર, ચંદ્રનું શરીર અત્યંત સ્વચ્છ હોવાને લીધે, તેના શરીરની બહાર તેમ દેખાય છે. ]

કોઈ કવિ રાત્રિને યોગિનીનું રૂપ આપી વર્ણન કરે છેઃ

ज्योत्स्नाभस्मच्छुरितधवला बिभ्रती तारकास्थी-
न्यन्तर्धानव्यसनरसिका रात्रिकापालिकीयम् ।
द्वीपाद् द्वीपं भ्रमति दधती चन्द्रमुद्राकपाले
न्यस्तं सिद्धाञ्जनपरिमलं लाञ्छनस्य च्छलेन ॥

[ ભાવાર્થઃ—રાત્રિ એક કાપાલી ( યોગિની ) છે. એ ચાંદનીરૂપી ભસ્મથી ધવલ થએલી, તારારૂપી અસ્થિઓ ધારણ કરેલી, ચંદ્રરૂપી ખપ્પરમાં કલંકરૂપી ભભૂતને રાખી, એક દ્વીપથી બીજા દ્વીપમાં ભ્રમણ કરી રહી છે. ને જેવી રીતે કાપાલી અંતર્ધાન થઈ જાય છે, તેમ રાત્રિ પણ દિવસે લોપ થઈ જાય છે. ચંદ્ર–કલંક એ યોગિનીના ખપ્પરની ભભૂત છે. ]

' वाच्योत्प्रेक्षा 'ના ઉદાહરણમાં અપ્પયનું એક પદ્ય આ છેઃ

श्रीमन्नृसिंहनृपते भवतां यशोभिः क्षीरार्णवं स्वपितरं परिभूयमानम् ।
उत्पश्यतः सितकरस्य कुरङ्ग एष शोकाग्नि–धूम इव भाति तवात्मजस्य ॥

[ ભાવાર્થઃ—હે નૃસિંહ રાજન્, આપના ( શ્વેત ) યશ વડે પોતાના પિતા ક્ષીર-સમુદ્રને હારેલો ધારનાર ચંદ્રમાં જે આ હરણ જેવું કાળું દેખાય છે તે એના શોકાગ્નિના ધૂમાડા જેવું ભાસે છે. પિતાસમુદ્ર માટે પુત્રચંદ્ર જે શોક કરે છે તેનો એ ધૂમાડો છે. ]

ચંદ્રના એ કલંકને હરણ ગણીને વિદ્યાધર કવિ સુંદર ઉત્પ્રેક્ષા રચે છે :

ननु मृगाङ्कमृगस्य तृणैर्विना कथममुष्य भविष्यति जीवितम् ।
इति मृगाङ्करुचः कुरुते तृणं तव कृपालु कलिंगपते यशः ॥

[ ભાવાર્થ —" ખરે જ, ચંદ્રના આ હરણનું તૃણ વિના જીવન કેમ રહી શકશે ? " એમ ધારી, હે કલિંગરાજ, તારો કૃપાળુ યશ ચંદ્રને તૃણ કરે છે–અનાદર કરે છે. ] ( અહીં તૃણ–કરણના શ્લેષથી બે અર્થ થાય છેઃ તૃણ આપવું અને તૃણ–સમાન કરવું.

એક કવિ કહે છેઃ

तरुणतमालकोमलमलीमसमेतदयं कलयति चन्द्रमाः किल कलंकमिति ब्रुवते ।
तदनृतमेव निर्दय–विधुंतुद–दंतपदव्रणविवरोपदर्शितमिदं हि विभाति नभः ॥

[ ભાવાર્થઃ—લોકો કહે છે કે ચંદ્ર જે આ તરુણ તમાલ વૃક્ષની કોમળ છાલ જેવું ધારી રહ્યો છે તે કલંક છે. ના, ના, એ ખોટું છે; એ તો નિર્દય રાહુએ ચંદ્રના ગ્રાસ માટે બટકું ભર્યું તેનું છિદ્ર છે—એનાથી આકાશ શોભે છે. ]

—ને એ વિષે વિશ્વેશ્વર પંડિત એમના " अलंकारकौस्तुभ "માં આમ કહે છેઃ

त्वत्प्रत्यनीकनरनायकनायिकानां
हृद्भिर्वियोगदहनज्वरदह्यमानैः ।
प्राणावसानमिलितैर्द्रुतकिंचिदंशु–
पीयूषमिन्दुमबुधाः सकलंकमाहुः ॥

[ભાવાર્થ:—હે રાજન્, તારા શત્રુપક્ષમાંના નાયક–નાયિકાઓના વિયોગાગ્નિથી તપેલાં, ને મરણાસન્ન થયેલાં હૃદયોમાંથી પીગળેલો એક અમૃતનો ટુકડો જેમાં શોભી રહ્યો છે એવા ચંદ્રને મૂર્ખ લોકો કલંકિત કહે છે. ચંદ્રમાં એ કંઇ કલંક નથી, એ તો નાયક-નાયિકાઓના તપીને પીગળતા હૃદયનો એક અમૃતાંશ છે.]

બીજા એક કવિએ કલ્પના કરી છે કે:

इदं व्योमसरोमध्ये भाति चन्द्रसितोत्पलम् ।
मलिनोऽन्तर्गतो पत्र–कलंको भ्रमरायते ॥

[ભાવાર્થ:—આકાશરૂપી સરોવરની વચ્ચે આ ચંદ્રમા એક શ્વેત કમળ છે, જેના પત્ર પર કલંક ભ્રમરની પેઠે ગૂંજી રહ્યો છે–કલંક એ ગૂંજતો ભ્રમર છે–વાહ!]

કંઇક ઉપરના જ ભાવવાળો છતાં નવીન કલ્પના દાખવતો એક બીજો શ્લોક આ રહ્યો:

कलाधिनाथानयनाय सायं
कुमुद्वतीप्रेषित एष भृङ्गः ।
किमिन्दुनालिङ्गच्य सरागमङ्के
कृतः कलङ्कभ्रममातनोति ॥

[ભાવાર્થ:—સાંજે કલાધિનાથ (ચંદ્ર)ને લાવવા માટે કમળે આ ભ્રમરને મોકલ્યો છે; અને ચંદ્રમાએ સ્નેહથી પોતાના ખોળામાં એ કલંક–ભ્રમરને ધર્યો છે.] કેવી અનોખી કલ્પના છે?

અને નીચેના શ્લોકમાં કલંકને ભ્રમરનું જ રૂપ આપી કવિ એક જુદી કલ્પના ઉપજાવે છે:

मधुव्रतौघः कुपितः स्वकीयं मधुप्रपापद्मनिमीलनेन ।
बिम्बं समाक्रम्य बलात्सुधांशोः कलङ्कमङ्के ध्रुवमातनोति ॥

[ભાવાર્થ:—પોતાના મીઠા સરોવર પદ્મના બીડાઇ જવાથી કુપિત થએલા ભ્રમર-સમૂહે બળથી ચંદ્રબિંબ પર આક્રમણ કર્યું છે. તેથી ખરેખર ચંદ્ર મધ્યે એ કલંકરૂપ દેખાય છે. ચંદ્રના ઊગવાથી પદ્મ બિડાઇ જાય છે એ વાત અનુભવસિદ્ધ છે.]

એક કવિની કલ્પના છે કે:

मम प्रियां कैरविणीं करेण
संतापयामास दिनाधिनाथः ।
इतीव दुःखैर्विकलः कलावा–
न्पपौ विषं लक्ष्ममिषेण सद्यः ॥

[ ભાવાર્થઃ—' મારી પ્રિયા કેરવિણી ( કુમુદિની )ને દિનાધિનાથે ( સૂર્યે ) ( આખો દિવસ ) પોતાના કિરણરૂપી હાથ વડે સંતાપી છે ' એ દુઃખથી વિકલ થઇ ચંદ્રે તરત જ વિષ પી લીધું. એ જ આ કલંક છે. ]

નૈષધકાર શ્રીહર્ષ એક જગાએ નળરાજાનું વર્ણન કરતાં કલ્પના રચે છેઃ

यदस्य यात्रासु वलोद्धतं रजः
स्फुरत्प्रतापानल धूममञ्जिम ।
तदेव गत्वा पतितं सुधाम्बुधौ
दधाति पङ्कीभवदङ्कतां विधौ ॥

[ ભાવાર્થઃ—એની રણયાત્રા વખતે સૈન્યે ઉડાડેલી ધૂળ હજી પણ ચંદ્રમાં અંકતા ધારણ કરી રહેલી છે. એ કેવી રીતે ? ઊડતી ધૂળ ક્ષીરસમુદ્રમાં પડતાં, ચળકતા પ્રતાપાગ્નિના સુંદર ધૂમાડા જેવી હોવા છતાં કાદવવાળી થઇને ચંદ્રમામાં ચોંટી રહી. એ આ કલંક-રૂપે દેખાય છે. ]

એ જ કલ્પના-વિલાસી કવિ દમયંતીનું વર્ણન કરતાં કેટલું ઉત્કૃષ્ટ કવિત્વ દાખવે છેઃ

हृतसारमिवेन्दुमण्डलं
दमयन्तीवदनाय वेधसा ।
कृतमध्यबिलं विलोक्यते
धृतगंभीरखनी खनीलिम् ॥

[ ભાવાર્થઃ—બ્રહ્માએ દમયંતીમુખ ઘડવા માટે ચંદ્રમામાંથી તેજરૂપ સાર લઇ લીધો હોવાથી ચંદ્ર-મંડલ વચ્ચે છિદ્ર થઇ રહ્યું છે; અથવા એ ચંદ્રે આકાશની નીલિમા પોતાની અંદર લઇ લીધી છે. એ જ કલંકરૂપ દેખાય છે. ] એક જ શ્લોકમાં કવિએ યમક, ઉત્પ્રેક્ષા ને અપહ્નુતિ યોજ્યાં છે.

ચંદ્ર-કલંક પરની કલ્પનાઓમાં નીચેની કલ્પના સૌથી સુંદર જણાશેઃ

अयं पुरः पार्वणशर्वरीशः
किं दर्पणोऽयं रजनीरमण्याः ।
यतस्तदीयं प्रतिबिम्बमस्मि-
न्संलक्ष्यते लाञ्छनकैतवेन ॥

[ ભાવાર્થઃ—આ સામેનો પૂર્ણિમાનો ચંદ્રમાં રજનીરમણીનું દર્પણ છે કે શું ? કારણ કે એમાં રમણીનું પ્રતિબિંબ દેખાય છે. ચંદ્રમાં લાંચ્છનને મિષે દેખાતું એ તો રજનીનું મુખ છે, કલંક નથી. ]

અને આ નીચેની કલ્પના પણ જરા અસ્પષ્ટ હોવા છતાં પણ આકર્ષક છે:

प्रदोषमातङ्गमनङ्गदेव-
स्तुङ्गं समारुह्य समागतोऽयम् ।
सिन्दूरिते तस्य सुधांशुकुम्भे
किमङ्कुशो लक्ष्मिमिषेण दत्तः ॥

[ ભાવાર્થ:—સંધ્યારૂપી ઊંચા હાથી પર બેસીને આ અનંગદેવ ( કામદેવ ) પધાર્યા છે. સિંદૂર ચોપડેલા એના ચંદ્રરૂપી કુંભ પર એ અંકુશ મારે છે કે શું? સંધ્યા હાથી છે. એના પર ચઢીને કામદેવ પધારે છે. ચંદ્ર એ હાથીનું કુંભસ્થળ છે, ને એમા દેખાતું કલંક અંકુશ છે. ] કવિ કેવી કેવી અસ્પષ્ટ ને અટપટી કલ્પનાઓને તાણી લાવી સુંદર શબ્દોમાં ગોઠવી દે છે એ આ ઉપરથી જણાઇ આવે છે.

એક કવિ કહે છે:

अस्त गतवति सवितरि पायासपिण्डं सुधाकरं प्राची ।
विरचयदम्बरकुशभुवि चरति कलङ्कस्तदन्तरे काकः ॥

[ ભાવાર્થ:—સૂર્ય અસ્ત પામતા પ્રાચી દિશાએ ચંદ્રરૂપી પાયસપિંડ આકાશરૂપી કુશભૂમિ પર બનાવ્યો છે અને તેની ઉપર કલંકરૂપી કાગડો ઊડતો ફરે છે. ] કવિ કહે છે કે ચંદ્ર એ તો પિંડ છે, તેમાં રહેલો કલંક કાગડો છે.

છેલ્લે નૈષધકારની એક કલ્પના આપી વિરમીએ:

स्मरमुखं हरनेत्रहुताशना-
ज्ज्वलदिदं चक्रुषे विधिना विधुः ।
बहुविधेन वियोगिवधैनसा
शशमिषादथ कालिकयाङ्कितः ॥

[ ભાવાર્થ:—વિધિએ આ ચંદ્રને હરનેત્રના અગ્નિથી બળતા સ્મરમુખ (કામદેવના મુખ) જેવો બનાવ્યો છે. અનેક પ્રકારે વિરહી સ્ત્રી-પુરુષોને મારી નાખવાનું જે પાતક તેને ચોંટયું તે જ આ મૃગ મિષે એમાં દેખાય છે. ] વિરહીઓને ચંદ્ર ઘણો આકરો લાગે છે. એટલે જ કવિ કહે છે કે વિરહીઓને મરણતોલ કરવાના પાપથી એની અંદર એ કાલિમા હમેશ માટે રહી ગઇ છે.

આશા રાખું છું કે આટલી પ્રસાદી હવે બસ થશે. સંસ્કૃત સાહિત્ય ભંડારમાં તો આથી ઘણું વધારે છે—હશે, પણ લેખની મર્યાદા આવી ગઇ છે અને મારા જ્ઞાનની મર્યાદા પણ તેથી બહુ આગળ નથી જતી એટલે આટલેથી બસ કરીએ

રતિલાલ ન. મહેતા

## — ઋણમુક્ત —

(પૃથ્વી)

સખા, જગપ્રવાહમાં અવનવાં કર્યાં દર્શનો,
રમ્યા તટ પરે રહી હૃદયપાંખ ભીંજાવતા,
કર્યાં વિમલ પાન કૈં અમલ બુદ્ધિની ચંચુથી;
પડયા સકલ બાલ્યખેલ સ્મૃતિમન્દિરે શૂન્ય હા !

ઉમેર્યાં જલ અશ્રુનાં પુનિત ભૂતમાટીમહિં,
રચું પરમ સ્નેહમૂર્તિ સુખદા સદા વંદવા.

અસંખ્યમહિં ઐક્યના પરમ સૂત્રને શોધવા,
પતંગજગરંગમાં અચલ રંગને પામવા,
અદષ્ટમહિં દષ્ટિનો પ્રગટ દીપ અગ્રે ધરી,
અનન્તમહિં ઊડવા, અશમ એક આશા હતી.

હતું શું સહુ ઈન્દ્રજાલ ? સરકી, સખા, તે ગયુ ?
ન કેમ સમઝી શકું થયુ શું ને વળી ના થયું ?
'કદી ત્યજશું સાથ ના, ઉભય સંગમાં ઊડશું,'
સ્મરી શું તવ શબ્દ એ વિફલ માહરે કંદવું ?

નહી, નહિં જ એ ગ્રહું કદિય માર્ગ કાર્પણ્યનો;
નહી, નહિં જ હું હવે નયનબિન્દુઓ વેરકું;
વિશાલ જગ ઊપરે પ્રણયપાંખને પાથરી,
અનન્ત જગમૈત્રીનાં ઋણ ચઢયાં શિરે ચૂકવું.

સુંદરજી ગો. બેટાઇ

# હિંદુસ્તાનની ઉઘરાણી

[ કૅાંગ્રેસ કરજકમિટિના હેવાલની સમાલોચના ]

ચેંગીઝખાન અને મહમદ ગિઝની, તૈમૂર લેન અને નાદીરશાહે હિંદુસ્તાન પર ચડાઇઓ કરી હિંદુસ્તાનને લૂંટીને અને ક્યાંક ક્યાંક બાળીને ખૂબ ખેદાનમેદાન કરી નાખ્યું હતું એમ કહેવામાં આવે છે. પણ તેના કરતાં હિંદની કરોડગણી પાયમાલી તો આ ન્યાયી અને હિંદનું ભલું કરવા આવેલા અંગ્રેજ રાજના પગરણ થયાં ત્યારથી થવા લાગી છે, એના અનેક પુરાવાઓ હમણાં હમણાંમાં, કંપની સરકારના અને અંગ્રેજસરકારના જૂના વહીવંચા ઊકેલતાં હાથ આવ્યા છે. આવા અનેક પુરાવાઓમાં મહાસભા તરફથી માજી એડ્વોકેટ જનરલ બહાદૂરજીની કમિટિએ હાલ પ્રસિદ્ધ કરેલો પુરાવો આબાદ જડબાંતોડ છે.

સદ્ગત સર રોમેશચંદ્ર દત્તે પોતાના ચિરસ્મરણીય પુસ્તક 'હિંદુસ્તાનનો આર્થિક ઇતિહાસ'માં અનેક શિષ્ટ અને અનુભવી અંગ્રેજોનાં લખાણોમાંથી અસંખ્ય ઉતારાઓ આપીને સાબીત કરી આપ્યું છે, કે ઉંદર જેમ પોતાના શિકારને ફૂંકે મારી મારીને ફોલી ખાય છે, તેમ ગ્રેટબ્રિટને હિંદમાતાનું લોહી ચૂસી ચૂસીને પોતાના વ્યાપાર હુન્નરઉદ્યોગ ખીલવ્યા છે અને હષ્ટપુષ્ટ બન્યું છે. બહાદૂરજીની કમિટિએ પણ મુખ્યત્વે ગોરાઓના શબ્દો ટાંકીને પૂરવાર કરી આપ્યું છે કે આ અંગ્રેજ સરકારે હિંદુસ્તાનનો રાજવહીવટ ચલાવતાં ચલાવતાં, એક વખત આખી દુનિયામાં સમૃદ્ધિ અને ધનદોલતની ખાણ માટે પંકાયેલા હિંદુસ્તાનને આજે ચાલાકીથી કરજના ઊંડા ખાડામાં સરકાવી દીધું છે–તેની છાતી પર કરજના ડુંગરો ખડકીને તેને દીન હીન બનાવી દીધું છે.

આ કેમ બન્યું તે યથાસ્થિત જાણવા ઇતિહાસનાં આગલાં પાનાં આપણે જરા જોઇ જઇએ.

## કંપની સરકારની દગલબાજી

ઇ. સ. ૧૬૦૦માં હિંદુસ્તાન સાથે વેપાર કરવા ઇગ્લાંડમાં એક વેપારી કંપની સ્થપાઇ અને કેટલાક સાહસિક જુવાનિયા દેશ છોડી નીકળી પડ્યા. તેમણે તે સમયના હિંદી નવાબોની અને રાજા–મહારાજાઓની આજીજી કરી, માંદગીસમયે દવાદારૂમાં મદદ કરી, વસવાયાની માફક ઠેઠ જોડા પાસે બેસી ખુશામત કરી, વેપારી હક્કો મેળવ્યા. ધીમે ધીમે રાજદરબારમાં પગ લંબાવ્યા અને પછી તે સમયની અંધાધુંધીનો અને કુસંપનો લાભ લઇ, દગલબાજી રમી, રાજાઓને તથા નવાબોને લડાવી માર્યા અને મદદ કરવાને બહાને ખૂબ પૈસા કઢાવ્યા અને મુલકો પચાવી પડ્યા. ઇગ્લંડથી કંપનીના લોભિયા ડિરેક્ટરો "પૈસા મોકલો ! પૈસા મોકલો !"ના હુકમો છોડતા; અને અહીંના માણસો ચેન કેન પ્રકારેણ રાજામહારાજાઓ અને નવાબો પાસેથી પૈસા ઓકાવી ત્યાં મોકલતા. આમ અખૂટ ધન વિલાયત ઘસડાઇ ગયું અને તેને પરિણામે ત્યાં ઔદ્યોગિક ઉત્ક્રાન્તિ થઇ. ઇંગ્લંડ જે પોતાના ઔદ્યોગિક ધંધા ખીલવી

શક્યું હોય, ઉદ્યોગના પાયા ઊંડા નાખી શક્યું હોય, તો તે હિંદની દોલતને પ્રતાપે જ. આમ બ્રિટાનિયા હિંદને ભોગે દુનિયાની સર્વશ્રેષ્ઠ વેપારી–રાણી થઈ.

લૉર્ડ ક્લાઇવ, વૉરન હેસ્ટિંગ્સ, માર્ક્વીસ ઑફ વેલેસ્લી, લૉર્ડ હાર્ડિંજ, લૉર્ડ ડેલહાઉસી વગેરે ગવર્નર–જનરલો દર વર્ષે લાખ લાખ રૂપિયાનાં વર્ષાસન લઈ જતા, નજરાણાં અને ભેટને બહાને દેશી રાજાઓની તિજોરી ખાલી કરી જતા તે વાત તો આપણે જવા જ દઈએ; કારણ કે બહાદુરજી કમિટિએ પોતાનું ક્ષેત્ર મર્યાદિત કરી લીધું છે. અને એમ માફ સાફ કહી દીધું છે, કે જો અંગ્રેજ સરકારને હિંદુસ્તાન ગુમાવવું ન હોય, હિંદ સાથે તેણે સમાન મિત્રભાવે રહેવું હોય, તો ભૂતકાળમાં અંગ્રેજ સરકારે · નાણાંપ્રકરણીય જે કાળાં ધોળાં કર્યાં છે, જે ગોટાળા કર્યા છે તે ધોઈ નાખવા પડશે. અને એમ કહીને બ્રિટનની દાનત એક શરાફ ને વિશ્વાસુ મિત્રને છાજે તેવી છે કે નહિ તે જેણે આંકડાશાસ્ત્ર ન ડહોળ્યું હોય એવો માણસ પણ સમજી શકે તેવી રીતે, કંપનીનો અને અંગ્રેજ સરકારનો ચોપડો રજૂ કરી દીધો છે.

જો કે ૧૮૬૧થી અંગ્રેજ સરકારે ધારાસભાની મોહક જાળ ઊભી કરી હિંદુસ્તાનને સ્વરાજ આપવાનાં મનામણાં શરૂ કર્યા છે, પણ સ્વરાજ્યના પ્રથમ તબક્કા તરીકે પ્રખ્યાત થયેલા ઇ. સ. ૧૯૧૯ ના મોન્ટેગ્યુ–ચેમ્સફર્ડ સુધારામા પણ હિંદુસ્તાનના ૭૫ ટકાના ખર્ચ વિષે પ્રજાના પ્રતિનિધિઓ પણ ચૂં કે ચાં ન કરી શકે એવી અપમાનભરી યોજના કરી છે. અને બાકીના ચોથા ભાગના ખર્ચ વિષે વડી ધારાસભાના સભ્યો ચર્ચા કરે, ભાષણો આપે, ઠરાવો લાવે કે દરખાસ્તો રજૂ કરે અને એ બધાંને પરિણામે, ધારો કે ખર્ચ કે ઉત્પન્ન વિષે કાંઇક ફેરફાર કરવાનો ઠરાવ પસાર કરાવી શકે; પણ તે ફેરફાર જો વડા લાટ સાહેબ વાઇસરૉયને ન રુચે તો તેઓ પોતાને મળેલી અસાધારણ સત્તાની રૂએ ફતવો કાઢી તે ફેરફારને ઉડાવી શકે, અને વડી ધારાસભાનાં કર્યાં કારવ્યાં પર પાણી ફેરવી નાખે.

આવી જોહુકમીભરેલી રાજ્યપદ્ધતિ જ્યાં ચાલતી હોય ત્યા હિંદુસ્તાન પર કયા કર નાખવા અને કયા કર ન નાખવા; ક્યારે નાખવા અને ક્યારે ન નાખવા; નોકરશાહી અમલદારોને કેટલો પગાર આપવો; લડાઇ કે આક્રમણ કરવાં કે નહિ વગેરે વગેરે બાબતોમાં હિંદીઓની ધા સાંભળવામાં ન જ આવે એ દેખીતું છે.

છેલ્લાં પોણાબસો વર્ષથી આવી એકહથ્થુ સત્તા ભોગવી, ફાવે ત્યારે, ફાવે તે રીતે પૈસા ઉડાવ્યા હોય અને તેને લીધે આજે હિંદ પર ગજાંબૂડ દેવું કર્યું હોય તેને માટે હિંદ કયી રીતે જવાબદાર હોઇ શકે ? ઊલટું, ન્યાયની દૃષ્ટિએ આ બધાં ખર્ચોનો બદલો બ્રિટને હિંદને ભરપાઇ કરી જ આપવો જોઇએ.

### કયામતની ચેતવણી

હિંદુસ્તાન પર જે જોહુકમીથી અંગ્રેજ સરકાર દેવું લાદતી જતી હતી તેની વિરુદ્ધ અનેક અંગ્રેજ અમલદારોએ પોકાર ઉઠાવ્યા છે. આજથી સિત્તેર વર્ષ ઉપર અંગ્રેજોના જ ખેરખાહ મર જ્યોર્જ વિંગેઇટે આ બાબતની ચેતવણી અંગ્રેજ સરકારને આપી હતી. તે લખે છે :

" ... (કંપનીના અમલની પદ્ધતિ સર્વાંશે તપાસતાં ) છેવટે આપણે એક જ નિર્ણય ઉપર આવી શકીએ છીએ, કે કંપનીનું રાજ્ય શરૂ થયું ત્યારથી આજસુધીનાં

દરેક સરકારી કામો બ્રિટિશ પ્રજાએ કર્યાં હતાં. હિંદમાં તો બંધારણ કે રાષ્ટ્રીય સરકાર જેવું કાંઈ જ ન હતું. એક જિતાયેલી પ્રજા તરીકે જ તેના ઉપર રાજ્ય ચલાવવામાં આવ્યું છે. ખરેખર, એમ કહેવું જ જોઈએ કે હિંદુસ્તાનનું કરજ ઇંગ્લાંડની સરકારે જ કરેલું છે. આ પરિસ્થિતિમાં આપણે હિંદની આર્થિક જવાબદારીમાંથી કેમ છૂટી શકીએ?... હિંદના કરજમાં જેટલા લાખોનો ઉમેરો થાય છે તે ઇંગ્લાંડના કરજમાં ઉમેરો થાય છે, એમ ગણાવું જોઈએ. છેલ્લા '૫૭ના બળવાની શરૂઆતથી હિંદી સરકાર એક કરોડ પાઉન્ડનું કરજ ૭ ટકાનું વ્યાજ આપવાની શરતે કરી બેઠી છે. પણ જો આટલી રકમ ઇંગ્લાંડમાંથી કાઢી હોત તો ઇંગ્લાંડને ૩૩/૪ ટકા અને હિંદુસ્તાનને ૪ ટકાએ મળત. આવી ઉડાઉ નીતિને લીધે આપણા રાષ્ટ્રીય કરજમાં દરવર્ષે પાંચ લાખ પાઉન્ડનો નકામો ધૂમાડો થઈ જાય છે અને જે એક દિવસ પણ આવી અનીતિને વધુ વળગી રહીએ છીએ તેમ તેમ આપણા કયામતના દિનનો હિસાબ ભારે બનતો જાય છે. બ્રિટિશ પ્રજા ભલે એ કયામતના દિવસ પ્રત્યે નાક મરડે, પણ એ દિન તો છઠ્ઠીના લેખ પ્રમાણે જરૂર આવવાનો જ છે."

વિંગેઇટની ભવિષ્યવાણી અક્ષરશઃ ખરી પડી છે. કયામતના દિનનો સૂરજ ક્ષિતિજમાં દેખાવા લાગ્યો છે.

ઈ. સ. ૧૮૫૮માં બળવા પછી હિંદુસ્તાન બ્રિટિશ સરકારના હાથમાં ગયું. ત્યાં સુધીમાં કંપની બહાદુરે હિંદુસ્તાન પર અન્યાયી રીતે કેટલાં ય ખોટાં કરજો ઠોકી બેસાડયાં છે, અને કંપની બહાદુરના વારસ તરીકે બ્રિટિશ સરકારે આજે તે ભરપાઇ કરી આપવાં જોઇએ એવી હિંદી મહાસભાની માગણી છે તે આપણે હવે તપાસીએ.

ઇ. સ. ૧૭૫૭થી ઇસ્ટ ઇંડિયા કંપની વેપાર કરતી કરતી હિંદુસ્તાનમાં મોટા પાયા પર રાજ્યસત્તા ભોગવતી થઇ અને એ સત્તાને લીધે અયોધ્યા અને કર્ણાટકના નવાબો જેવા પાસેથી, તેમજ કાશી, બગાળ અને મહારાષ્ટ્રના નમાલા રાજાઓ પાસેથી જાગીરો, ભેટ, નજરાણાં વગેરે મળવા લાગ્યાં. વિલાયતમાં તો આ કંપની મુખ્યત્વે વેપારી પેઢી તરીકે ઓળખાતી હતી એટલે તેના પર સીધો હક તો કંપનીના ડિરેક્ટરોનો જ રહેતો હતો, એટલે વેપારમાં કે રાજ્ય ચલાવવામાં જે લાભ-નુકસાન જતાં હતાં તેના હિસાબ ઠેઠ ૧૮૧૬ સુધી જુદા રાખ્યા જ ન હતા. જે કાંઈ રૂપિયા કંપનીના ગવર્નરો પાસે આવતા, તેમાંથી તેમનાં અને તેમના ગોઠીઆઓનાં મોં ભરાઈ રહ્યા બાદ જે વધે તેટલું જ વિલાયત મોકલાતું હતું, અને તે પણ અમે પ્રમાણિક છીએ એમ બતાવવાની દાનતથી!

## હિસાબના ગોટાળા

પણ કંપનીને વેપારમાં લાભ થાય છે કે ખોટ જાય છે તેની કોઇ પૂછપરછ સુદ્ધાં કરતું નહિ. હિસાબના ચોપડાઓમાં મરજી પડે તે જાતના આંકડા પડયે જતા હતા. ઇ. સ. ૧૮૩૨માં કંપનીના હિસાબ તપાસવા માટે પાર્લામેન્ટરી કમિટિ તરફથી પેનિંગ્ટન નામના એક નિષ્ણાત હિસાબનીશની નિમણૂક કરવામાં આવી હતી. તેમણે કંપનીના બધા આંકડા ખૂબ ઊંડાણમાં ઊતરીને સમજવા અથાગ મહેનત લીધી હતી, પણ તેમને યે કબૂલ કરવું પડયું હતું કે કંપનીના હિસાબોમાં કાંઇ પણ ઢંગધડો રહ્યો નથી.

૧૮૧૬ના પરવાનાનાં પહેલાંનાં વર્ષોમાં કંપનીની રાજકીય અને વેપારી શાખાઓ

વર્ષે પરસ્પર નાણાં સંબંધ કેવો હતો તેની તપાસ કરવા માટે જે આંકડાઓ અને હવાલાઓ તારવી કાઢવામાં આવ્યા છે. તે આંકડાઓ અને હવાલાઓ બનેલી વિગતો તેમજ વસ્તુ અને સિદ્ધાંતથી એટલા બધાં જુદાં પડે છે કે તે પરથી કાંઇ દાખલો કે પુરાવો કાઢવો જ અનહદ મુસ્કેલ થઇ પડે બલકે અશક્ય થઇ પડે છે.

ટૂંકમાં, જે જે વર્ષે કંપની કમાતી કે મુલક પચાવી રકમ જમા કરી શકતી હતી તે તે વર્ષે આ રકમ તે વિલાયત ડિરેક્ટરોને મોકલી ઘીકિળાં કરાવતી, અગર વધેલાં નાણાં કંપનીના બીજા ધંધામાં રોકાતાં. જેમકે ૧૮૧૪-૧૫ થી ૧૮૨૬-૨૭ સુધી દર વર્ષે માલના પૈસા ચૂકવવા માટે સરાસરી ૨૦ લાખ પાઉન્ડ રાજની આવકમાંથી કંપની ખર્ચતી. આ ઉપરાંત ગવર્નરો અને સેનાપતિઓ કંપનીની આવકમાંથી નજરાણાં પાઘડી પેનશન વર્ષાસનના નામે આખુ ઊંટ ને ઊંટ પસાર કરી દેતા હતા એ વાત તો આપણે જોઇ ગયા છીએ.

### કંપનીને ઘીકેળાં

તેમ છતાં કંપની પાસેથી બ્રિટિશ સરકારે રાજસત્તા હાથમાં લીધી, ત્યારે કંપનીને બ્રિટિશ સરકારે કહેવાતા કાયદા પ્રમાણે તેની રોકેલ મૂડી પેટે નાણાં ચૂકવવાનું માથે લીધું. કંપનીની કુલ મિલકત ઇ. સ. ૧૮૩૩ માં ૧૨ કરોડ રૂપિયાની આંકવામાં આવી હતી. પણ આ રકમ બ્રિટિશ સરકારે તરત જ ન ચૂકવતાં છેક ૧૮૭૪ માં ચૂકવી, પરતુ આટલી મુદત સુધી તો કંપનીના શેર હોલ્ડરોને મોઢુ ભરાઇ જાય એટલું વ્યાજ આપવું જોઇએ એમ સમજી, બજારમાં જ્યારે ૪ અને ૫ ટકાનો ભાવ ચાલતો હતો ત્યારે ૧૦½ ટકાનું વ્યાજ ચૂકવવામાં આવ્યું. **આમ ઇ. સ. ૧૮૭૪ માં બ્રિટિશ સરકારે કંપની બહાદૂરને તેની મૂડી પેટે ૧૨ કરોડ* રૂપિયા અને ઇ. સ. ૧૮૩૩ થી ૧૮૭૪ સુધીના ૧૦½ ટકા પ્રમાણે વ્યાજના ૨૫ કરોડ રૂપિયા મળી કુલ ૩૭ કરોડ રૂપિયા ચૂકવી આપી હિંદ ખરીદી લીધું !**

### બ્રિટન મહાસામ્રાજ્ય બન્યું

ગ્રેટબ્રિટન જે આજસુધી યુરોપનું એક નાનકડું રાજ્ય હતું તે હવે હિંદુસ્તાન મળતાં મહાન સામ્રાજ્ય બન્યું ! તેને પોતાના હુન્નર ઉદ્યોગ ખીલવવા માટે હિંદુસ્તાનમાંથી અઢળક ધન મળ્યું એટલુંજ નહિ પણ તે દ્વારા જે ઔદ્યોગિક પ્રગતિ કરી ઢગલાબંધ માલ ઉત્પન્ન થવા લાગ્યો તે ખરીદવા માટે હિંદ જેવું મોટુ બજાર પણ મળ્યું ! જેમ માલ માટે વિશાળ બજાર મળ્યું તેમ તેના નવજુવાનોને કેળવવા માટે વિશાળ ક્ષેત્ર પણ સાપડ્યું. દીકરો રખડેલ નીવડે, ભણવામાં ઠોઠ હોય, વેપારધંધામા કામ આવે એવો ન હોય અને બાપને માથે પડે એવું લાગે ત્યારે તેને હિંદુસ્તાન તરફ રળી ખાવા ધકેલી મૂકે !

આમ બ્રિટનને પોતાના ઔદ્યોગિક વિકાસ માટે મૂડી મળી, વિશાળ બજાર મળ્યું અને તેના દીકરાઓને ચરી ખાવાનુ ખેતર મળ્યું ! આના બદલામાં બ્રિટિશ સરકાર કંપનીને યોગ્ય બદલો આપે એ સમજી શકાય એવી બાબત છે. અને એ બદલો બ્રિટિશ સરકારે પોતાની તિજોરીમાંથી આપ્યો ? ના. હિંદને ખાતે લખીને તે રકમ આપી !! આ બદલાનો બોજા હિંદ ઉપર લાદવામાં આવ્યો.

*૧૮૮૩ ના પરવાનાની ૧૨ મી કલમ પ્રમાણે કંપનીની મિલકતની જેટલી કિંમત થાય, તેની બેવડી કિંમત કંપની પાસેથી રાજ્યનો કબજો અને વહીવટ છીનવી લેવામાં આવે તો બ્રિટીશ સરકાર આપે એમ ઠર્યું હતું.

આમાં ન્યાય ક્યાં છે ? આ બોજો હિંદીઓ પર શા માટે નખાવો જોઈએ ? હિંદીઓને તો રાજ્ય ચલાવવામાં લવલેશ પણ હાથ નહતો. તેમ કંપનીના જવાથી કે બ્રિટિશના આવવાથી હિંદને જરા પણ લાભ મળ્યો નહતો કે મળવાનો નહતો; ઊલટું, એથી તો બ્રિટનના 'બુલડૉગ' નો સજ્જડ પંજો હિંદ ઉપર પડ્યો અને હિંદની આર્થિક તેમજ રાજકીય સત્તાના ભૂકા ઊડી ગયા.

## રૉયલ નાઈજર કંપની

બ્રિટિશ સરકારને જો ન્યાય જ કરવો હોય અને પ્રામાણિકપણું જાળવવું હોય તો તેના જ ઇતિહાસમાં આફ્રિકામાં ઇસ્ટ ઇંડિયા કંપનીની માફક ફાલેલી રૉયલ નાઇજર કંપનીનો દાખલો મોજૂદ છે.

આ કંપની ૧૮૮૬ મા સ્થપાઈ હતી. નાઇજર કંપનીએ પણ ઇસ્ટ ઇંડિયા કંપનીની માફક ઉત્તર આફ્રિકામાં મુલકો સર કરી ત્યાંના વતનીઓને કબજે લેવાની શરૂઆત કરી હતી. પણ સરહદ પર આવેલ ફ્રેંચ અને જર્મન સત્તાઓનું જોર વધવાથી નાઇજર કંપની મુલકોનો કબજો હાથમાં રાખી શકી નહિ. એટલે બ્રિટને તેનો કબજો લીધો. અને એના બદલામાં ગ્રેટ બ્રિટનની તિજોરીમાથી કંપનીને સને ૧૯૦૦મા ૫ લાખ ૬૫ હજાર પાઉંડ આપ્યા હતા.

આ દાખલો હિંદની પરિસ્થિતિને બરાબર મળતો આવે છે. જેમ બ્રિટિશ સરકારે નાઇજર કંપનીને બ્રિટનની તિજોરીમાંથી ૫ લાખ ૬૫ હજાર પાઉંડ ચૂકવ્યા તેમ ઇસ્ટ ઇંડિયા કંપનીને ચૂકવવાના ૩૭ કરોડ રૂપિયા પણ બ્રિટને પોતાની તિજોરીમાંથી જ આપવા જોઇએ. હિંદુસ્તાનના ગરીબ અજ્ઞાન ખેડૂતો ઉપર તેનો બોજો ન જ પડવો જોઇએ. એટલે સ્વતંત્ર સાથી થવા ઇચ્છતું હિંદ આજે એ રકમ પાછી મેળવવાની માગણી ન્યાયી રીતે કરી શકે જ એમાં લેશમાત્ર શંકા નથી.

## પરહદ પર હુમલાઓ

હિંદુસ્તાનમાં જેમ જેમ કંપનીનું રાજ્ય વધતું ગયું — અને એ રીતે એશિયામાં હિંદુસ્તાનનો કબજો એ એક ભારે ગૌરવનું કારણ બન્યું — તેમ તેમ અંગ્રેજોની દાનત વધારે બગડતી ગઇ. અફઘાનિસ્તાન, ઇરાન, બ્રહ્મદેશ, ચીન, નેપાલ પર પણ પોતાનું સામ્રાજ્ય જમાવવાના તેમને કોડ જાગ્યા. એક કે બીજા બહાના હેઠળ ચડાઇઓ શરૂ કરી. આ લડાઇઓ હિંદના લાભાર્થે લડાઇ ન હતી છતાં એનો બધો ખર્ચ હિંદ ઉપર લાદવામા આવ્યો છે આ વિગ્રહોમાં હિંદના અસંખ્ય સૈનિકો માર્યા ગયા તેનું કાંઇ સ્નાનસૂતક અંગ્રેજ સરકારને થોડુ જ લાગવાનું હતુ ? જે સેંકડો હિંદીઓ આ પરહદના વિગ્રહોમાં હોમાઇ ગયા, જે અસંખ્ય માણસો અપંગ અને અનાથ થઇ ગયાં તેનો તો કાંઇ હિસાબ ન ગણીએ તો પણ—

| | | |
|---|---|---|
| અફઘાન વિગ્રહમાં | ૧૫ કરોડ | રૂપિયા |
| બ્રહ્મદેશના બે વિગ્રહોમાં | ૧૪ ,, | ,, |
| ચીન-નેપાલ-ઇરાન | ૬ ,, | ,, |
| કુલે | ૩૫ કરોડ | રૂપિયા |

નો જે ધૂમાડો થયો તેનો બોજો તો કોઇ પણ કારણે હિંદ ઉપર ન જ લદાવો જોઇએ ને !

## અફ્ઘાનવિગ્રહ

અફ્ઘાનવિગ્રહના પંદર કરોડ રૂપિયા તો ઇગ્લાંડે જ આપવા જોઇએ એમ ખુદ ઇગ્લાંડના સાચા શુભેચ્છકો અને કંપનીના બોર્ડ ઑફ ડિરેકટરોએ પણ અનેકવાર પોકાર ઉઠાવ્યો હતો.

વીંગેઇટ તો કહે છેઃ

"આપણા સામ્રાજ્યની હદ બહાર એશિયામાં ખેલાયેલાં લગભગ બધાં યુદ્ધોમાં બ્રિટિશનો સ્વાર્થ સાધવાનો જ હેતુ હતો...........અને એ તો નાનું છોકરુ પણ જાણે છે કે અફ્ઘાનવિગ્રહ બોર્ડ ઑફ ડિરેકટરોને પૂછ્યા કર્યા વિના, તેમના અભિપ્રાયને ઠોકરે મારીને બ્રિટિશ સરકારે જ ઉપાડયો હતો. અફ્ઘાનનો જંગ એ સર્વાંશે બ્રિટિશ જંગ જ ગણાય. તેમ છતાં બોર્ડ ઑફ ડિરેકટરોએ સર્વાનુમતિથી દર્શાવેલ અભિપ્રાયની વિરુદ્ધ જઇને, તથા ઇંડિયા કંપનીના પ્રોપ્રાયટરોએ અફ્ઘાન વિગ્રહનો બધો ખર્ચ હિંદ ઉપર ન જ નાખવો જોઇએ એવો ચોખ્ખો ઠરાવ હોવા છતાં, બ્રિટિશ પ્રધાન મંડળે ધાર્યું કર્યું... આપણાં બધાંમે એશિયાઈ વિગ્રહોમાં હિંદુસ્તાને જ તમામ લશ્કર અને નાણાં પૂરા પાડયા છે અને તેમ છતાં એક પણ પ્રસંગે આવી અપૂર્વ મદદ માટે હિંદને પૂરતો બદલો આપવામા આવ્યો નથી તે જ દીવા જેવું બતાવી આપે છે કે હિંદુસ્તાન પ્રત્યે આપણી નીતિ એકાંગી અને હડહડતા સ્વાર્થથી જ ભરેલી છે."

એ અફ્ઘાન વિગ્રહના ઉડાઉ ખર્ચ વિષે પાર્લામેન્ટમાં ભાષણ કરતાં જોહન બ્રાઇટે કહ્યું હતુંઃ

"અફ્ઘાનિસ્તાનના વિગ્રહનો ભારે બોજો ઇગ્લાંડના કર ભરનારાઓ પર જ પડવો જોઇએ. કારણ કે એ વિગ્રહ ઇંગ્લાંડના પ્રધાનમંડળે, ઇગ્લાંડના જ માનેલા હિત માટે ઊભો કર્યો હતો ....."

અફ્ઘાનવિગ્રહની માફક બર્માના યુદ્ધમાં તથા નેપાલ ચીનની ચડાઇઓમાં અંગ્રેજોના કેવા સ્વાર્થ છુપાઇ રહ્યા હતા તેનો મર્મ ઉઘાડો પાડનાર ગોરાઓના શબ્દો ટાંકી શકાય એમ છે. પણ સ્થળસંકોચને લીધે અહીં તે છોડી દઇએ છીએ.

## હિંદનું પ્રથમ સ્વાતંત્ર્યયુદ્ધ

હિંદુસ્તાનનું ૧૮૫૭ નું પ્રથમ સ્વાતંત્ર્યયુદ્ધ જે 'બળવા'ને નામે ઇતિહાસમાં ઓળખાય છે તે પર હવે આવીએ. 'બળવો' સમાવતાં બ્રિટિશ સરકારને ૪૦ કરોડ રૂપિયાના ખાડામાં ઊતરવું પડે તેમ હતું. પરંતુ યુદ્ધના સર્વસામાન્ય નિયમ મુજબ આ ભારની જવાબદારી તેમણે નથી ઉઠાવી, પણ એનો બધો બોજો હિંદ ઉપર જ લાદવામાં આવ્યો છે!

હિંદુસ્તાનના ઇતિહાસનું જેને થોડુંક પણ જ્ઞાન છે તે સારી રીતે જાણે છે કે હિંદમાં 'બળવો' ફાટી નીકળવાનું કારણ કંપનીના રાજવહીવટમાં ગોટાળા અને અરાજકતા હતી તે હતું એ અરાજકતા કંપનીએ ઊભી કરી હતી અને તેને લીધે 'બળવો' ફાટી નીકળ્યો હતો એટલે એ 'બળવા'નો ખર્ચ પણ તેમણે ભોગવવો જોઇએ એ સીધી વાત છે. એટલે આ 'બળવા'નું ખર્ચ ઇગ્લાંડે જ ભોગવી લેવું જોઇએ.

ઉપરના અભિપ્રાયને વીગેઇટ અને ખાઇટે તો પૂરેપૂરા ટેકો આપેલો છે. એટલું જ નહિ પણ ખુદ હિંદી પ્રધાનને પણ ઇ. સ. ૧૮૭૨ ના ૮ મી ઓગસ્ટના કાગળમાં જણાવવું પડયું છે :

> "૧૮૫૭–૫૮ ના મહાન બળવાનો એકમાત્ર દાખલો એવો છે કે જેને જોરે વૉર ઓફિસની માગણી નભી શકે. હિંદના ઇતિહાસમાં તદ્દન અપૂર્વ એવા એ પ્રસંગે, પૂર્વમાં સામ્રાજ્યને ખોઇ બેસવાનો ભો લાગતાં શાહી સરકારને, શાહી જવાબદારી અને શાહી સત્તા સાથે સકળાવી શકાય એવી ભારે જહેમત ઉઠાવવી પડી હતી બીજા કોઇપણુ ભાગમાં આવી જહેમત ઉઠાવવાનો પ્રસંગ આવ્યો હોત, તો તે પ્રમાણે પ્રયત્ન થયો હોત અને તેને અંગે થયેલ ઘણુંખરું ખર્ચ પણ શાહી સરકારે ઉઠાવ્યુ હોત, પણ હિંદના બળવાને દબાવી દેવાનાં ખર્ચ પેટે એક લાલ પાઇ સરખી પણ શાહી સરકારે આપી નથી... બળવાનુ તો બધુ ખર્ચ હિંદુસ્તાનના કર ભરનારાઓએ ભર્યું છે અથવા હજી ભર્યા કરે છે."

હિંદુસ્તાનને બીજીવાર સર કર્યું એમ જાણીને, અને એથી બ્રિટનનું સામ્રાજ્ય વધ્યું એ હિસાબે પણ, આ બળવાનુ બધું ખર્ચ–લગભગ ૪૦ કરોડ રૂપિયા–આંતરરાષ્ટ્રીય ન્યાયની દૃષ્ટિએ બ્રિટિશ સરકારે જ ઉઠાવી લેવું જોઇએ. વિચિત્ર વાત તો એ છે કે આ બળવો શમાવવા ઇગ્લાંડથી જે લશ્કર હિંદમાં આવવા નીકળ્યું હતું તે અગાઉના ૭ માસના પગારના તથા આવવાજવાના ભોટભાડાના રૂપિયા પણ હિંદ પાસેથી કઢાવવામા આવ્યા છે !

## બોર યુદ્ધ

બોરની લડાઇમાં ઊતરવાથી ગ્રેટબ્રિટનને ટ્રાન્સવાલનો કબજો મળ્યો. પણ આ લડાઇનુ જે લખલૂટ ખર્ચ થયુ હતુ તે ગ્રેટબ્રિટને ટ્રાન્સવાલ સંસ્થાન પાસેથી કે સાઉથ આફ્રિકન યુનિયન પાસેથી વસૂલ કર્યું નહોતું, એટલુ જ નહિ પણ વરીનીજીંગની શરતો પ્રમાણે જે બોર લડાઇમા દુશ્મનો ગણાતા હતા તેમની ખેદાનમેદાન થઈ ગયેલી ખેતીને ઠીકઠાક કરવા માટે ૩ કરોડ રૂપિયા કાઢી આપ્યા હતા. વળી એ પણ જાણવા જેવું છે કે ગ્રેટબ્રિટનને ટ્રાન્સવાલના સંસ્થાનથી ખાસ લાભ થયો નથી; જ્યારે હિંદુસ્તાન તો પંચમ જ્યોર્જના મુગટનો કોહીનૂર છે. હિંદુસ્તાનના સમ્રાટ બનવાથી અવર્ણનીય આર્થિક તેમજ રાજકીય લાભ બ્રિટિશ સરકારે ઊઠાવ્યા છે.

બોરયુદ્ધની માફક જ કેનેડાનો બળવો દાબી દેવાનું ખર્ચ પણ શાહી તિજોરીમાથી વસૂલ થયું હતુ.

## કંપની સરકાર પાસે માગણું

ટૂંકમાં, કંપની સરકારે હિંદુસ્તાન પર બળિયાના બે ભાગ એ ન્યાયે જે ૧૧૨ કરોડનો નીચેની ગણતરી પ્રમાણે બોજો નાખ્યો છે, તે બોજો કંપની સરકારના વારસ તરીકે બ્રિટિશ સરકારે ઊપાડી લેવો જોઇએ.

અફઘાન વિગ્રહના
બે બર્મા વિગ્રહોના
ચીન, ઇરાન, નેપાલ ચડાઇના

| | | |
|---|---|---|
| કંપનીની મિલકતની અપાયેલ બમણી કિંમત | ૧૨ | કરોડ રૂપિયા |
| તે રકમ પર ૧૮૩૩ થી ૧૮૭૪ સુધીના ૧૦૩/૪ ટકા લેખે વ્યાજના— | ૨૫ | ,, |
| ૧૮૫૭ ના બળવાના ખર્ચના | ૪૦ | ,, |
| કુલ | ૧૧૨ | કરોડ રૂપિયા |

## પરહદી હુમલાઓ

હિંદુસ્તાન બ્રિટિશ છત્ર હેઠળ આવ્યું તે પછી પણ કંપનીના સ્વાર્થાંધતાને ભૂલાવે તેવી રીતે, બ્રિટિશ સરકારે હિંદને ચૂસવામાં કશી મણા રાખી નથી કંપનીની માફક બ્રિટિશ સરકારે પણ હિંદુસ્તાનનાં લશ્કર અને નાણાંનો ઉપયોગ કરી સામ્રાજ્ય ફેલાવવા માટે અનેક ધમપછાડા માર્યા છે.

ઇ. સ. ૧૮૫૭ થી ૧૮૯૬ સુધીમાં એટલે લગભગ ચાલીસ વર્ષોમાં આઠ વખત નીચે મુજબ પરદેશો સાથે લડાઇ કરવામાં, અને એ રીતે પોતાનો સ્વાર્થ સાધવા માટે બ્રિટિશ સરકારે હિંદને મંડાવ્યુ હતું:

૧૮૬૭ એબીસિનિયામાં ચડાઇ કરી અને તેને અંગે થયેલ કુલ ૬૦ લાખ રૂપિયાનું ખર્ચ હિંદની તિજોરીમાંથી જ વસૂલ કર્યું

૧૮૭૫ પેરાકની ચડાઇનું પણ બધુય ખર્ચ એટલે ૪ લાખ રૂપિયા હિંદ પાસેથી જ લીધા.

૧૮૭૮ બીજા અફઘાનવિગ્રહમાં ૨૨ કરોડ રૂપિયાનું પાણી થઇ ગયું, અને તેમાં ભારે હોહા થયા બાદ પાંચ કરોડ ગ્રેટબ્રિટને ભર્યા, અને બાકીના ૧૭ કરોડ રૂપિયાની બાઇ હિંદ પર જ બેસાડી!

૧૮૮૨ ઇજીપ્તના યુદ્ધમા ૧૨૦ લાખ રૂપિયા હિંદુસ્તાન પાસેથી લીધા, ગ્રેટબ્રિટને માત્ર ૫૦ લાખ રૂપિયા જ ભર્યા એવી જ રીતે

૧૮૮૨ થી ૯૨ વાયવ્ય સરહદ પર થયેલ હુમલામાં ૧૩ કરોડ રૂપિયા

૧૮૮૫ સુદાન યુદ્ધના.

૧૮૮૬ બર્માના છેલ્લા વિગ્રહના ૪ કરોડ રૂપિયા.

૧૮૯૨ સાઉકીન સુદામના ૨૦ લાખ રૂપિયા હિંદને ખાતે જ ઉધારાયા છે.

આ રીતે આઠ પરદેશી યુદ્ધો માટે થયેલ ખર્ચના ૩૭૩/૪ કરોડ રૂપિયાની રકમ હિંદસ્તાન પર બ્રિટિશ સરકારે નાખી છે.

"બ્રિટિશ સામ્રાજ્યને અને તેમાંયે મારા અભિપ્રાય પ્રમાણે આપણા હિંદુસ્તાનના સંબંધ કરતાં ઘણે મોટે અંશે આપણા યુરોપીય અને અમેરિકન સંબંધને રખેને છાંટા ઊડે એવી શાહી લાગણીથી પ્રેરાઇને આ એબીસિનિયાની લડાઇ સળગી હતી. સાચે જ હિંદીઓ તો એબીસિનિયા વિષે કશું જાણતાયે નથી. દુનિયાના એક ભાગ કે જેને વિષે તેઓ કશું જાણતા નથી તેવી રીતે તેઓ એબીસિનિયાને ઓળખે છે. એબીસિનિયાનું યુદ્ધ કઇ રીતે થવા પામ્યું, તેની વિધિ સાથે હિંદને કશી લેવાદેવા નહોતી. અને તેના પરિણામ વિષે પણ તેને કશી પડી નહોતી."

વાઇસરોયની કારોબારી સમિતિના નાણાંમંત્રી મી. એસ. લૈઇને પણ ઇંગ્લંડનું હિત નજર આગળ રાખી, હિંદુસ્તાનનાં નાણાંનું વારંવાર પાણી કરી નાખવામાં આવે છે એના દાખલા આપીને ફોસેટ કમિટિ સમક્ષ જુબાની આપતાં કહ્યું હતુંઃ

"એબીસિનિયાની લડાઇ માટે કાંઇ પણ ખર્ચ હિંદુસ્તાનને માથે નાખવામાં આવશે તો આ વળી તે જ જાતનો બીજો દાખલો બન્યો એમ કહીશ."

ખુદ અર્લ ઑફ નોર્થબ્રૂકે પણ ૧૮૯૭ માં વેલ્બી કમિશન સમક્ષ ઠોકી ઠોકીને કહ્યું હતુંઃ
"એબીસિનિયાની લડાઇના સામાન્ય ખર્ચ પેટે થએલ ૬ લાખ પાઉન્ડની રકમ એવી છે કે જે હિંદુસ્તાનને પાછી માગવાનો ન્યાયપુરઃસર પૂરેપૂરો હક છે."

## પેરાક ચડાઈ

પેરાકની ચડાઈના ૪૧ હજાર પાઉન્ડ હિંદ પાસેથી ઓકાવવામાં આવ્યા છે. તેમાં તો હડહડતો અન્યાય જ થયેલો છે, એમ તે સમયના ખુદ ગવર્નર જનરલ અર્લ ઑફ નોર્થબ્રૂકને પણ વેલ્બી કમિશન સમક્ષ કબૂલ કરવું પડયું હતું. તે કહે છેઃ

"......હિંદુસ્તાનના સીમાડાની પેલી પારની પેરાકની ચડાઇ હોવાથી, પાર્લામેન્ટના કાયદા મુજબ, હિંદુસ્તાનની મહેસૂલમાંથી આ લડાઇ પેટે કંઇ પણ રકમ ખર્ચવા માટે બન્ને પાર્લામેન્ટે ભેગા મળી રાજાને અરજી કરવી જોઇએ. તે ટાંકણે હું ગવર્નર જનરલ હતો તેથી પેરાકની ચડાઇનું ખર્ચ હિંદુસ્તાન પર નંખાતું હતું ત્યારે મેં સખ્ત વાંધો પણ ઉઠાવ્યો હતો. પરંતુ (દુઃખની વાત છે કે) હિંદી સરકારના વિરોધને લેશમાત્ર ધ્યાન અપાયુ નહિ એટલું જ નહિ પણ કાયદા મુજબ બન્ને હાઉસ તરફથી રાજાને અરજીપત્ર પણ પહોંચાડવામાં ન આવ્યા. બસ બેધડક થઇ કાયદો છાપરે મૂકી દીધો. હિંદુસ્તાન પાસેથી વસૂલ કરાયેલાં નાણાં હજુ સુધી પાછાં આપવામા આવ્યાં નથી. તે વખતથી માંડીને આજસુધી એ પેરાકની ચડાઇનું ખર્ચ કાયદાને કોરાણે મૂકી, હિંદી સરકારના વિરોધને ઘોળીને પી જઇ, હિંદને માથે જ ચોટેલું છે."

## બીજો અફઘાનવિગ્રહ

૧૮૭૨ ની સાલ પહેલાં થોડાક સમયમા હિંદી સરકારે બ્રિટિશ સરકારની પ્રેરણાથી વાયવ્ય સરહદ પ્રાંતો પ્રત્યે પ્રહારાત્મક નીતિ ગ્રહણ કરી હતી. આવી રાજનીતિનો વિરોધ દર્શાવવા લોર્ડ નોર્થબ્રૂકે ૧૮૭૬ માં પોતાની વાઇસરોયગીરીનું રાજીનામું આપ્યું હતુ પણ બ્રિટિશ સરકારનો ડોળો વાયવ્ય સરહદ પર ફરતો હોવાથી લોર્ડ નોર્થબ્રૂકની જગાએ પોતાનું કામ સારે એવા લોર્ડ લીટનની નિમણૂક થઇ.

ખુદ લૉર્ડ લીટન કબૂલ કરે છે :

"...હિંદમાં આવ્યો ત્યારથી મને હિંદીપ્રધાન લૉર્ડ સેલ્સબરી અને બ્રિટિશ પ્રધાન મંડળ તરફથી ખાસ સમજાવવામાં આવ્યું હતું કે મારે હિંદી સરહદના પ્રશ્નને મહાન શાહીપ્રશ્નના અવિભાજ્ય અંગ તરીકે ગણવાનો છે. અને તે પ્રશ્નનું નિરાકરણ કેવી રીતે કરવું તે માટે બ્રિટિશ સામ્રાજ્યની સામાન્ય નીતિ પર જ મારે મુખ્ય આધાર રાખવાનો હતો."

અફઘાનવિગ્રહને અંગે ૧૭ કરોડ રૂપિયા હિંદુસ્તાન પાસેથી લેવા માટે પાર્લામેન્ટમાં ચર્ચા ચાલતી હતી ત્યારે ફૉસેટે ભાષણ કરતાં કહ્યું હતું :

"સ્વરાજ ભોગવતાં સંસ્થાનો પ્રત્યે અને સ્વરાજ ન ભોગવતા હિંદુસ્તાન પ્રત્યે આપણી નીતિ કયા પ્રકારની છે? સ્વરાજ ભોગવતા કેપ કૉલોનીમાં જે લડાઇ થઇ તેમા આપણે જવાબદાર નહોતા છતાં તે લડાઇનું ખર્ચ કોણ આપવાનું હતું? આ લડાઇનું ખર્ચ અંગ્રેજ લોકોને ૫૦ લાખ પાઉન્ડ જેટલું આપવું પડશે. પણ હિંદુસ્તાનમાં જે લડાઇ થઈ તે માટે હિંદીઓ જરાયે જવાબદાર નહોતા — સાચે જ એ લડાઇ યુરોપની આપણી નીતિ અને આપણા હેતુ બર આણવા સળગાવવામાં આવી હતી. તેમ છતાં આપણે જેઓનું રાજતંત્ર પોતાના હાથમાં નથી, જેમનો લડાઈ કરતી વખતે મત સુદ્ધાં લેવામાં આવ્યો નથી, તેવા હિંદીઓ પાસેથી પાઇએ પાઇ વસૂલ કરવા તૈયાર થયા છીએ."

મી. ગ્લૅડસ્ટને પણ મી. ફૉસેટને ટેકો આપતાં અફઘાનવિગ્રહના ખર્ચનો મોટો ભાગ શાહી સરકારે ભરવો જોઇએ એમ પાર્લામેન્ટમાં જાહેર કર્યું હતું.

પણ એ ભલા અંગ્રેજોની ધા સંભળાઇ નહિ, એટલું જ નહિ પણ ખાતર પર દીવો એ કહેવત અનુસાર લડાઇના ૧૭ કરોડ ઉપરાંત અફઘાનિસ્તાનના અમીરને જે ૧૨ લાખ રૂપિયાનું વર્ષાસન આપવામાં આવતું હતું અને જો આ વર્ષાસનની રકમનો આજ સુધીનો સરવાળો કરવામાં આવે તો મોટી ભારે રકમ થવા જાય એનો બોજો પણ, જે ખરી રીતે ગોખલેનીના મત પ્રમાણે શાહી તિજોરી પર પડવો જોઇએ, તે હિંદુસ્તાનની તિજોરી પર નાખવામાં આવ્યો છે.

## ઇજીપ્ત પર ચડાઈ

૧૮૮૨ની ઇજીપ્તની લડાઇને અંગે જે ૧૭ લાખ પાઉન્ડ ખર્ચ થયું હતું, તે ખર્ચ પેટે ઓછામાં ઓછું અર્ધું ખર્ચ ઈંગ્લાંડે આપવું જોઇએ એમ લૉર્ડ નોર્થબ્રુક વાઇસરૉયે પણ વેલ્બી કમિશન આગળ જાહેર કર્યું હતુ. તેમ છતાં પાંચ જ લાખ પાઉન્ડ ઈંગ્લાંડે ભર્યા, બાકીના હિંદને માથે ઝીકાયા છે. જે ઇજીપ્તની ચડાઇમાં હિંદને કાંઇ લાગતું વળગતું નથી, જેની સાથે હિંદને કશું સ્નાનસૂતક નહોતું તે ચડાઇના ખર્ચ પેટે હિંદે ફૂટી બદામ પણ ન આપવી જોઇએ એવો અભિપ્રાય હિંદી સરકારના લશ્કરીમંત્રી મેજર જનરલ બ્રૅકેને વેલ્બી કમિશન સમક્ષ નોંધાવ્યો છે.

## વાયવ્ય સરહદ પર નાના નાના હુલ્લાઓ

સને ૧૮૮૨ થી ૧૮૯૧ સુધીમાં જે નાના મોટા હલ્લાઓ વાયવ્ય સરહદ પર લઇ જવામાં આવ્યા હતા તેમાં ૧૩૦ લાખ પાઉન્ડની ચટણી થઇ ગઇ હતી.

આ હલ્લાઓ છડેચોક સામ્રાજ્યના હિત માટે લઇ જવામાં આવ્યા હતા એ વિષે બે મત નથી. કારણ કે જેટલે દરજ્જે મહાન શાહીપ્રશ્નના અવિભાજ્ય અંગ તરીકે આ ચડાઇઓ લઇ જવામાં આવી હતી તેટલે દરજ્જે તેને અંગે થયેલ ખર્ચ શાહી તિજોરીમાંથી ભરાવું જોઇએ એમ હિંદી ખર્ચકમિશને પણ માન્ય કરેલ છે.

## બર્માવિગ્રહ : ૧૮૮૬

બ્રહ્મદેશ પ્રત્યે પ્રહારાત્મક નીતિ ગ્રહણ કરવામાં આવી હતી તેને લીધે જ આ વિગ્રહ ઊભો થયો હતો. વિગ્રહને અંતે બર્માને ખાલસા કરવામાં આવ્યું તેથી ગ્રેટબ્રિટનનું સામ્રાજ્ય વિશાળ થયું, ગ્રેટબ્રિટનનો વેપાર વધારવામાં તથા બર્માની ખાણો અને જંગલોને ચૂસી સમૃદ્ધ થવામાં અંગ્રેજોને ભારે મદદ મળી, છતાં બર્માવિગ્રહનું ૪૭ લાખ પાઉન્ડનું ખર્ચ હિંદ પર લદાયું. આ બાબતનો વિરોધ શ્વેત પક્ષના આગેવાન દીનશાહ વાચ્છાએ વેલ્બી કમિશન સમક્ષ નીચે પ્રમાણે દર્શાવ્યો છેઃ

"બર્મા પ્રાન્ત ચડાઇનું તમામ લશ્કરી ખર્ચ અને બર્મા ખાલસા થયા બાદ તેની રાજ્યવ્યવસ્થા કરતાં થયેલી ખોટ, ઈંગ્લેંડે હિંદને પાઇએ પાઇ ભરપાઈ કરી આપવી જોઇએ......રંગૂન અને માડલેના અંગ્રેજ વેપારીઓની પેરવીથી બર્માનો કબજો લેવામાં આવ્યો હતો, બર્મા સર કરવાની હિંદીઓએ કદી માગણી જ કરી ન હોતી. અંગ્રેજ મૂડીવાળાઓના હિતની વૃદ્ધિ માટે અને બ્રિટિશ સામ્રાજ્યના વિસ્તારની વૃદ્ધિ માટે હિંદુસ્તાનની મહેસૂલમાંથી લગીર પણ ખર્ચ કરવામાં આવે તે હિંદુસ્તાનને અન્યાય કરવા બરાબર છે."

સદ્‌ગત ગોખલેજીએ પણ કહ્યું હતુંઃ

"સામ્રાજ્યના વેપારીહિતસંબંધ ખીલવવા તથા સામ્રાજ્યની જાળ વધારવાના હેતુથી જ બર્મા સર કરવામાં આવ્યું હતું. બર્મામાં હિંદીઓના ખાસ હિતસંબંધ કદી પણ જોખમમાં આવ્યા જ નહોતા..."

## સ્કાઉટીમ ચડાઈ

આ ચડાઇનું ખર્ચ પણ હિંદુસ્તાન પર નખાયું ત્યારે ખુદ હિંદુસ્તાનની સરકારે– બ્રિટિશ સરકારની પ્રતિનિધિએ–પણ આ હડહડતા અન્યાય સામે બહુ જ કડક વિરોધ ઉઠાવ્યો હતો. હિંદીસરકારે એ સખ્ત વિરોધ કરતાં કરતાં અંતમાં જણાવ્યું છે કેઃ

"જે દેશનો રાજવહીવટ અમને સોંપાયો છે તેના લાભાર્થે સખ્તમાં સખ્ત વાંધો ઉઠાવવો એ અમને અમારો ધર્મ લાગે છે, કારણ કે જે શાહી લડાયક નીતિ કે કાર્ય સાથે હિંદુસ્તાનને કશું લાગતું વળગતું નથી તે કાર્યને અંગે થયેલ ખર્ચ હિંદુસ્તાનને માથે લાદવામાં આવે છે, એ માથે જ હિંદુસ્તાનને ભારે અન્યાય થાય છે. જ્યારે અંગ્રેજ લશ્કર હિંદુસ્તાનને ઊછીનું આપવામાં આવે છે, ત્યારે હિંદને તે લશ્કરના તમામ પૈસા ચૂકવવા પડે છે; તે સમયે જે સિદ્ધાંતનો અમલ થાય છે તેથી જુદો જ સિદ્ધાંત હિંદી લશ્કર ઇંગ્લંડને ઊછીનું આપવામાં આવે છે ત્યારે લાગુ પાડવામાં આવે છે. આ નીતિ અવ્યવહારૂ છે કારણકે આથી આપણા રાજતંત્ર વિરુદ્ધ એવા ઉઘાડા પ્રહારો થશે કે જેનો યોગ્ય જવાબ આપવો આપણે ભારે થઇ પડશે."



છગનલાલ ન. જોષી




**અભિનય કલા:**--કર્તાઃ નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયા બી. એ., સી. એસ. છપાવી પ્રસિદ્ધ કરનારઃ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ બી. એ. કિંમત એક રૂપિયો.

આ પુસ્તકની ઉત્પત્તિ એવી છે કે મૂળ ૧૮૯૮-૯૯ માં એક મંડળ સમક્ષ આ વિષય ઉપર કર્તાએ ભાષણ આપેલું, તે પછી તે ભાષણની નોંધ ઉપર ૧૯૦૭ માં બીજી સાહિત્ય પરિષદ ભરાઈ ત્યારે એક નિબંધ લખેલો જે પુસ્તક જેવડો થઇ જતાં તેનો અમુક પસંદ કરેલો ભાગ જ પરિષદમાં વાંચેલો. આ પુસ્તક હવે આ રૂપે પ્રસિદ્ધ થાય છે.

કર્તાનું સૂક્ષ્મ પૃથક્કરણ, વિશાળ વાચન અને વ્યવસ્થિત નિરૂપણ તેમનાં અન્ય પુસ્તકોની જેમ, અહીં પણ જોવામાં આવે છે. અનેક પુસ્તકો અને વર્તમાનપત્રોમાંથી તેમજ પોતાના અનુભવમાંથી વચનો અને દૃષ્ટાંતો ઉતારી દરેક મુદ્દાને પૂરેપૂરો વિશદ કરેલો છે. કેટલાંક નટનટીના અનુભવો અને તેમનાં દૃષ્ટાંતો ઘણાં જ રસિક છે, માનસશાસ્ત્રની દૃષ્ટિએ પણ ધ્યાન ખેંચે એવાં છે.

આ પહેલાં આ પુસ્તકની ટીકામાંથી ક્વચિત્ એવી ટીકા થઇ છે કે તે વાંચનારની બધી અપેક્ષા તૃપ્ત કરી શકતું નથી. તેમ થવાનુ સબળ કારણ આ પુસ્તકના લેખન અને પ્રસિદ્ધિ વચ્ચે લાંબો કાળ ગયો છે તે છે. યુરોપના યુદ્ધ પછી આખા યુરોપની કલાનું સ્વરૂપ અને કલા તરફની લોકવૃત્તિ ઘણી જ બદલાઇ ગઇ છે. નાટ્યકલાની પ્રગતિ પણ કંઇક ભિન્ન દિશાએ થઇ છે. તખ્તાને સજ્જ કરવાનાં સાધનો પણ પુષ્કળ બદલાયાં છે, અને તેની અસર પણ બહુ ભિન્ન થઇ છે. વળી લડાઇ પછી કાલબળે જૂની વ્યક્તિઓ ભૂતમાં વિલીન થઇ નવી જે વ્યક્તિઓ નટનટી તરીકે પ્રસિદ્ધ થઇ છે. આ બધાની અસર હદના વાચક વિચારક કલ્પનાશીલ વર્ગ ઉપર પ્રબળ થઇ છે અને તેથી તેનામાં નવી જ જિજ્ઞાસા ઉત્પન્ન થઇ છે. એ બધી જિજ્ઞાસાને આ પુસ્તક તૃપ્ત ન કરી શકે એ સ્વાભાવિક છે. પણ તેને માટ કર્તા કરતાં કાલ વધારે જવાબદાર છે.

વળી ગુજરાતના વાચનરસિક અને કલ્પનાશીલ વર્ગમાં એક બીજો પણ ફેરફાર થયો છે. તેનું એક જ દૃષ્ટાંત લઇએ. આ પુસ્તક લખાયું ત્યારે અને આના કર્તાના સંસ્કાર-ગ્રહણ કાલમાં, ભવાઇ એક જીવતી સંસ્થા હતી. તેની અશ્લીલતાની જુગુપ્સાએ કર્તાના મનમાં ચિરંજીવ સંસ્કારો મૂક્યા છે. અત્યારે ભવાઇ મૃતપ્રાય સંસ્થા થઇ છે ત્યારે એ મધ્ય-કાલીન સંસ્થામાં નૃત્ય ગીત અભિનય હાસ્ય વગેરેના સદ્અંશો જોઇ તેને પુનર્જીવિત કરવા તરફ વૃત્તિ જાગી છે. એટલે આ પુસ્તક હાલના કેટલાક વાચકવર્ગની જિજ્ઞાસા તૃપ્ત ન કરી શકે.

બીજી તરફ અત્યારના કેટલાક વાચકોની ભરતનાટ્યશાસ્ત્રનું રહસ્ય, અને તેના કયા અંશો આધુનિક રંગભૂમિમાં મૂર્ત કરી શકાય તે સમજવાની ઇચ્છા પણ આ પુસ્તકમાં અતૃપ્ત જ રહી જાય છે.

પણ કર્તાએ પોતે કયા ઉદ્દેશથી અમુક પુસ્તક લખ્યું છે તે સમજી તેની ઉપયોગિતા જોવી જોઇએ. એમ કરીશું તો સમજાશે કે આવા સામાન્ય ચર્ચાના પુસ્તકમાં આથી વિશેષ ન આવી શકે, અને સામાન્ય ચર્ચાનો એક પણ મુદ્દો અહીં છોડાયો નથી, એટલું જ નહિ, નવી જિજ્ઞાસાથી અભ્યાસ કરવાની ઇચ્છા રાખનારને પણ આ પુસ્તકમાંથી ઘણું જાણવાનું વિચારવાનું અને માર્ગસૂચક મળશે.

બ્રાહ્મધર્મઃ—કર્તાઃ મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોર. ભાષાન્તર તથા વિવરણકર્તાઃ "શીર્ષીંદુ" પ્રસિદ્ધકર્તાઃ અમદાવાદ પ્રાર્થના સમાજ. કિંમત ૧–૧૨–૦

૧૯૨૮ માં બ્રાહ્મસમાજની સ્થાપનાની શતાબ્દિને નિમિત્તે આ પુસ્તકનું પ્રકાશન હાથમાં લેવાયું છે. ૧૮૪૮ માં બ્રાહ્મધર્મ નામનું પુસ્તક મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોરે પ્રસિદ્ધ કરેલું તેનું આ ભાષાન્તર છે. પુસ્તકમાં વિવરણ છે, તે મહર્ષિના મૂળ ગ્રન્થ ઉપર આજ સુધીમાં પ્રસિદ્ધ થયેલ અંગ્રેજી વિવરણ નથી પણ લેખકનું પોતાનું સ્વતંત્ર વિવરણ છે.

આ આખા પુસ્તકમાં બ્રાહ્મધર્મનું પ્રતિપાદન ઉપનિષદોનાં પ્રમાણવાક્યોથી કરેલું છે. અને તેનો સદાચાર પણ મનુસ્મૃતિ, મહાભારત વગેરે ગ્રંથોનાં ઉદ્ધૃત કરેલાં વાક્યો પર રચાએલો છે. મહર્ષિ દેવેન્દ્રનાથના આ પ્રતિપાદન પછી બ્રાહ્મધર્મના સિદ્ધાંતો હિંદ બહારથી આણેલા છે એમ માનવાનું કારણ રહેતું નથી.

અલબત હિંદમાં પૂર્વના આચાર્યોએ કોઈ પણ ધર્મ સ્થાપતી વખતે ઉપનિષદ વગેરે પ્રમાણભૂત ગ્રંથો ઉપર ભાષ્યો લખી પોતાનો મત પ્રતિપાદન કરીને સંપ્રદાય ચલાવ્યો છે, તે જ પ્રમાણે મહર્ષિને પણ કરવાનો હક રહે છે. પણ મહર્ષિની પદ્ધતિ જેમ એક બાજુ વધારે આધુનિક છે, તેમ બીજી બાજુ તેમની અર્થ કરવાની પદ્ધતિ વિશે એટલું કહેવું જોઇએ કે પૂર્વના આચાર્યોની પેઠે તેમણે બધાં ઉપનિષદોની એકવાક્યતા કરી પોતાનું મંતવ્ય સ્થાપિત કરવાનો પ્રયત્ન કર્યો નથી. ઉપનિષદોમાં કોઇ એક જ મંતવ્ય છે એમ અમે માનતા નથી, તેમાં બ્રાહ્મધર્મના જેવો સગુણેશ્વરવાદ પણ છે, વેદાન્તનો બ્રહ્મવાદ પણ છે, અને બીજાં પણ આ મન્તવ્યો સાથે કદાચ સમાધાન ન કરી શકાય એવાં મન્તવ્યો પણ છે. પણ એક વાર ઉપનિષદો વિશે આમ માનીએ એટલે ઉપનિષદોના ભાષ્યથી ધર્મસ્થાપના કરવાની પદ્ધતિ બાધિત થાય છે અને પછી ધર્મના સિદ્ધાંતો સ્વતન્ત્ર રીતે બુદ્ધિ અને અનુભવ ઉપર સ્થાપવાના રહે છે. બીજી તરફથી ઉપનિષદોનો મતનિર્લિપ્ત અર્થ કયો એ પ્રશ્ન ઊભો થાય છે. આ પુસ્તક આ બેમાંથી એકેય નથી.

ઉપનિષદોના અહીં કરેલા અર્થોમાં એક વસ્તુ ખાસ ધ્યાન ખેંચે છે. વેદાન્તને મતે આત્મા પરમાત્મા એક હોવાથી મૂળમાં જ્યાં આત્મા શબ્દ આવે ત્યાં સ્વમતાનુકૂલ તેનો અર્થ જીવ કે પરમાત્મા કરવાની છૂટ વેદાન્તને રહે છે. એ જ છૂટ જીવ અને ઇશ્વરનું દ્વૈત માનનાર બ્રાહ્મધર્મ જ્યારે લે છે ત્યારે નવાઇ લાગે છે.

પણ આ વસ્તુ મહર્ષિના મૂળ લેખ સંબંધી કહેવાની છે, આ પુસ્તક સંબંધી નહિ. આ પુસ્તક અને તેનું વિવરણ અમને વિશદ, ગંભીર અને સીધી પ્રતિપાદન શૈલીવાળું લાગ્યું

છે. આ પુસ્તકનું લક્ષ્ય જો કે હૃદય કરતાં બુદ્ધિ તરફ વિશેષ છે, છતાં તેમાં ઇશ્વર તરફની ભક્તિ સર્વત્ર સૂક્ષ્મરૂપે પ્રતીત થાય છે. ઉપનિષદોનાં વાક્યોની પસંદગી અને તેની તંત્રરચના એવી છે કે કોઈ પણ ઇશ્વિરભક્તને તે વારંવાર વાંચવાથી મનનને ઉત્તેજન મળે અને આનંદ પણ થાય. સદાચારનાં વાક્યો પણ ઓછાં મહત્ત્વનાં નથી. એકેક વાક્યમાં જાણે જમાનાઓનું ડહાપણ નીતારીને મૂક્યું હોય એવાં કેટલાંક વાક્યો તેમાંથી જડશે.

પુસ્તકની શૈલી સંકુચિત સંપ્રદાયની નથી એટલે જિજ્ઞાસુને તે વાંચવા યોગ્ય છે.

**સ્વરાજ્ય ને સંસ્કૃતિઃ**—પ્રણેતા અને પ્રકાશકઃ જયેન્દ્રરાય ભગવાનલાલ દૂરકાળ એમ. એ. આકાશેઠ કુવાની પોળ, અમદાવાદ. કિંમત રૂ. ૨–૦–૦

આ લાંબી દલીલોવાળા પુસ્તકની વિચારસરણી ટૂંકમાં નીચે પ્રમાણે મૂકી શકાયઃ આપણાં પ્રાચીન શાસ્ત્રોમાં કહ્યું છે તે જ ખરુ છે. આધુનિક વિજ્ઞાન તેથી વિરુદ્ધ કહે છે? વિજ્ઞાનનો શો ભરોસો, એણે અનેક વાર પોતાનાં મતવ્યો બદલાવ્યાં છે, અને હજી બદલાવશે. વિજ્ઞાન કોઇ જગાએ આપણાં શાસ્ત્રોને ટેકો આપે છે? બસ, અમે તો કહીએ છીએ કે આપણાં શાસ્ત્રો જ ખરાં છે. હજી કેટલીક શાસ્ત્રની બાબતોને આધુનિક વિજ્ઞાનનો ટેકો નથી? તો હજી ભવિષ્યમાં વિજ્ઞાન એવી શોધો કરશે કે જેથી આપણાં શાસ્ત્રો પૂરેપૂરાં સમર્થિત થશે.

અને આધુનિક વિજ્ઞાનની શોધોમાંથી સમર્થન મેળવવાની તેમની પદ્ધતિ કેવી છે? તેઓ કહે છે કે ગ્રામોફોનની પ્લેટ ઉપર શબ્દો ચિરંજીવ થાય છે તેથી સાબીત થાય છે કે મીમાંસકો કહે છે તે પ્રમાણે શબ્દ નિત્ય છે! કોઇ મીમાંસક આ દલીલ સ્વીકારશે એમ અમને લાગતું નથી. આધુનિક વિજ્ઞાનનો ઉત્ક્રાન્તિવાદ ખોટો છે મિથ્યા છે એમ કઇ રીતે કર્તા સાબીત કરે છે? ઉત્ક્રાન્તિ ઉપર જેમણે લખ્યું છે તે બધાનો સામાન્ય અંશ તારવી કાઢીએ તો ઉત્ક્રાન્તિનો અર્થ માત્ર "ફેરફાર" એટલો જ રહે! એટલે એમના મત પ્રમાણે ઉત્ક્રાન્તિને નામે ચાલેલુ આ બધું 'તોફાન' મિથ્યા છે! તેથી માનવજાતિના જ્ઞાનમાં કે દશામાં કશી જ પ્રગતિ થઇ નથી! પણ આવી રીતે માત્ર સમાન અંશ તારવી કાઢીને તે ઉપરથી વસ્તુની પરીક્ષા કરવી એ વાજબી છે? એ રીતે હિંદનાં વૈદિક અવૈદિક બધાં દર્શનોમાંથી સામાન્ય અંશ કાઢીએ તો પછવાડે શું રહે? શૂન્ય વિના બીજું કશું રહે ખરુ?

અમને ભય છે કે આવી વિચારસરણીથી વિજ્ઞાનને અસર થવાની નથી અને જૂનાં શાસ્ત્રો તરફની શ્રદ્ધા જરાક પણ ઘટવાની છે, વધવાની નથી.

**ધૂમ્રશિખાઃ**—રચનારઃ રમણીકલાલ જયચંદભાઈ દલાલ. પ્રકાશકઃ ગુર્જર ગ્રન્થરત્ન કાર્યાલય, ગાંધી રોડ, અમદાવાદ. મૂલ્ય સવા રૂપિયો.

'મૉડર્ન રિવ્યુ'ના અધિપતિ રામાનન્દ ચેટરજીનાં પુત્રી શ્રીમતી સીતાદેવીએ કેટલીક ટૂંકી વાર્તાઓ બંગાળીમાં લખી છે અને તેને પોતે જ અંગ્રેજીમાં ભાષાન્તર કરી પ્રસિદ્ધ કરી છે. તેમાંની નવ વાર્તાનું વસ્તુ કાયમ રાખી, વ્યક્તિઓને ગુજરાતી નામો આપી અને સ્થળોને ગુજરાતમાં ઘટાવી શ્રીયુત રમણીકલાલે આ વાર્તાઓ લખી છે. આમાં તેમણે મૂળ અંગ્રેજી વાર્તાનો આધાર લીધો છે.

વાર્તાઓનું રૂપાન્તર કરવા જતાં તે વિકૃત બને છે એવો અમારો અભિપ્રાય અમે અનેક વાર દર્શાવ્યો છે. અંગ્રેજી કે રશિયન વાર્તાઓનાં નામો અને સ્થળો તદ્દન અપરિચિત્

હોવાથી આપણા વાંચનાર વર્ગને ન ફાવે, એ રૂપાન્તર કરવાનું કંઇક કારણ છે, પણ બંગાળી વાર્તાને તેમ કરવાનું કશું જ કારણ નથી. બંગાળી નામો કે સ્થળો કે રીતભાતો આપણને જરા પણ વિચિત્ર લાગતાં નથી અને છતાં ત્યાંના સમાજના કેટલાક રિવાજો આપણાથી એટલા ભિન્ન છે કે ત્યાંની વાત અહીં બધ ન પણ બેસે. છેલ્લી વિસર્જનની વાતમા એ સ્પષ્ટ દેખાય છે. આપણાં ઉચ્ચ બ્રાહ્મણ કુટુંબમાં કાલીને બકરુ વધેરવાની માનતા માનવાનો રિવાજ નથી. તેમજ અખંડજ્યોતિની વાર્તામાં નાનો ભાઇ કહે છે " આપણે બ્રહ્મોસમાજમાં ભળી જઇશું" તેમ ગુજરાતમાં એવી મુશ્કેલીને પ્રસંગે કોઇ કહેતું નથી.

વાર્તાઓ સાધારણ છે પહેલી વાર્તા "દષ્ટિપડળ" અમને ખાસ સારી લાગી છે; અને છતાં કોઈ ઉત્તમ વાર્તાની કોટિમાં મુકાય એવી તો નથી જ. ભાષા સુવાચ્ય છે, જો કે કોઇ કોઇ જગાએ ક્લિષ્ટ રચનાઓ આવે છે.

**દરબારે અકબરી:**—અનુવાદક: સાદીક. પ્રકાશક: શયદા સાદીકની કંપની, ૨૩૭, ફ્રીઅર રોડ, કોટ, મુંબાઇ. કિંમત રૂ. ૩ાા.

૧૯ મી સદીમા 'આઝાદ' નામના એક વિદ્વાને લખેલ આ નામના ગ્રંથનું આ પુસ્તક ભાષાંતર છે. ચિત્રોથી આ પુસ્તકની કિંમત વધી છે. કાગળો અને છપાઇ પણ એ પ્રમાણે રાખી શક્યા હોત તો વધારે સારુ.

હિંદુસ્તાનના ઇતિહાસો ઘણે ભાગે એવા રીતે લખાયા છે કે તેથી કદી ઇતિહાસની ભવ્ય અને ગૌરવશાળી વ્યક્તિઓ પણ કલ્પના પાસે ખડી ન થઇ શકે. આપણી જાહોજલાલી કદી ખરેખર હતી તેમ બુદ્ધિને પ્રતીતિ પણ ન થાય. માત્ર જાણે ભૂતકાળનાં દટાયલાં હાડકાં ચૂંથતા હોઇએ એમ લાગે આ ઇતિહાસમાં એમ નથી લાગતું. લેખક માત્ર ફારસી સાધનો ઉપરથી લખેલ છે, અંગ્રેજીનો તેમને બોધ નથી, પણ અકબરનો દરબાર તે ખરેખર આપણી આંખ આગળ ખડો કરી શક્યા છે.

**કલ્લોલિની:**—કર્તા: સ્વ. દામોદર ખુશાલદાસ બોટાદકર. પ્રકાશક અમૃતલાલ વ. દાણી. મૂલ્ય બાર આના

કવિએ ડો. હરિલાલ હ. ધ્રુવના 'ચંદ્ર' માસિકમાં પહેલાં કાવ્યો લખેલાં તે ડોક્ટરના અવસાનથી 'ચંદ્ર' બંધ થતા બંધ પડ્યાં. તે પછી શ્રીયુત હિમ્મતલાલ ગ. અંજારિયાએ કાવ્યમાધુર્યમાં કવિને ફરી ઉત્તેજન આપતા તેમનું કાવ્યઝરણું ફરી વહેવા લાગ્યું. આ સગ્રહમાં 'ચંદ્ર'માં પ્રસિદ્ધ થયેલાં જૂનાં કાવ્યો અને તે ઉપરાંત ફરી જાગ્રત થયેલી કાવ્યપ્રવૃત્તિનાં કેટલાંક શરૂઆતના કાવ્યો છે.

આ સદ્‌ગત કવિનાં કાવ્યોને વાચકવર્ગ તરફથી જે ઉત્તેજન મળે છે તે આ કલ્લોલિનીની બીજી આવૃત્તિને પણ મળશે એવી આશા છે.

**પરિણીતા**—અનુવાદક: નગીનદાસ પારેખ પ્રકાશક: શમ્ભુલાલ જગશી શાહ, ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલય, ગાંધીરોડ, અમદાવાદ. કિં. ૦—૮—૦

શરદ બાબુની એક નાની વાર્તાનો આ અનુવાદ છે. થોડાં પાત્રોથી એક મુગ્ધાના ક્ષણે ક્ષણે બદલાતા, શરૂઆતમાં મુગ્ધ આનંદથી ધીમે ધીમે વધારે વધારે ચિંતા અને દુઃખમા ઊતરતા અને છેવટે વિજયી નીવડતા માનસનું અહીં મધુર ચિત્ર છે. ઘણાં થોડાં પાત્રો અને સામાન્ય બનાવોથી કર્તાએ વાર્તામાં ચમત્કાર ઉઠાવ કરેલો છે. ગૌણ પાત્રો પણ

સુરેખ દોરાયાં છે. લેખકનો હાસ્યરસ, એક પાત્ર તરફ સમભાવ બતાવતો અને બીજા તરફ તિરસ્કાર બતાવતો, સૂક્ષ્મ વણા કરે છે. ભાષાન્તર ભાવવાહી છે.

આધ્યાત્મિક વિકાસક્રમઃ—લેખકઃ પં. સુખલાલજી. પ્રકાશકઃ એસ. જે. શાહ, ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, માદલપુર, અમદાવાદ. ૭ આના.

આ નાની ચોપડીમાં (૧) ભારતીય દર્શનોમાં આધ્યાત્મિક વિકાસક્રમ (૨) ગુણસ્થાનનું સામાન્ય સ્વરૂપ (૩) ગુણસ્થાનનું વિશેષ સ્વરૂપ એમ ત્રણ લેખોનો સંગ્રહ છે. છેલ્લા બે મૂળ હિંદીમાં લખેલા તેનું ભાષાન્તર છે. પહેલા નિબંધનો નિષ્કર્ષ વૈદિક અને અવૈદિક દર્શનોમાં આત્મવિકાસની કોટિઓ શબ્દફેરે એક જ કહેલી છે એ છે. અને બીજા બેમાં જૈનદર્શન પ્રમાણેનો વિકાસક્રમ બતાવેલો છે.

નિરૂપણ સર્વત્ર સીધું સ્પષ્ટ અને જૈનેતરોને પણ બોધપ્રદ છે.

રા.

આહુતિઃ—પ્રકાશકઃ સી. જમનાદાસની કો. મુંબાઇ કિં. આઠ આના.

હિંદી ભાષાના પ્રખ્યાત નવલકથાકાર અને નવલિકાલેખક શ્રીયુત પ્રેમચંદજીની નવ નવલિકાઓના આ ભાષાન્તરને પ્રથમ નવલિકાના નામ પરથી "આહુતિ" નામ આપવામાં આવ્યું છે, પણ આખા પુસ્તકને એ નામ બંધબેસતુ આવતું નથી.

શ્રી. પ્રેમચંદજીએ લગભગ ૧૫૦ નવલિકાઓ લખી છે, છતાં તેમની કીર્તિ તેમની નવલકથાઓ પર જ આધાર રાખે છે.

શ્રી. પ્રેમચંદજીની નવલિકાઓમાં વસ્તુ, પાત્રાલેખન કે પ્રસંગ એકેમાં કલાદૃષ્ટિએ જેને અલૌકિકતા કે ચમત્કાર કહી શકાય તેવું ભાગ્યે જ જોવામાં આવે છે, જો કે અદ્ભુત અને દૈવી સાધનોનો ઉપયોગ તેઓ છૂટથી કરે છે.

"પારકું ધન"માં ધનપ્રસાદને એક ડોશીના એકાવન રૂપિયા જડે છે. આ પૈસા પાછા ન આપવાથી તે માંદો પડે છે. દેવી તેની સ્ત્રીને પારકું ધન પાછું આપી દેવાનું કહે છે, તે જ વખતે રૂપિયાની માલિક ડોશી ત્યાં આવી "હે દેવી, જેણે મારા રૂપિયા લીધા હોય તેનું સર્વનાશ કરજે" એમ કહે છે. પછી ધનપ્રસાદની પત્ની સુધાની વિનંતિથી ડોશી "હે દેવિ, આ બાઇનું કલ્યાણ કરો" એમ કહે છે, અને છેવટે ધનપ્રસાદ સાજો થઈ જાય છે.

આ આખી વાતમાં એકએકથી ચઢીઆતા અસંભવોની પરંપરા છે.

"પુત્રી કે પત્ની" એ વાતમાં પોતાની પુત્રીતુલ્ય સાળી સાથે લગ્ન કરનાર રમણુલાલને મૃત પત્નીની આકાશવાણી સંભળાય છેઃ "વિમળા તમારી પુત્રી છે! ખબરદાર! પાપમાં પડશો નહિ!" રમણલાલે પોતાની પુત્રી ગણેલી સાળી સાથે લગ્ન કર્યું તે પાપ કર્યું એમ લેખક ન કહે અને આકાશવાણી દ્વારા કહેવડાવે એમાં શું ચમત્કાર આવી ગયો એ સમજાતું નથી! 'અહા! કેવો ચમત્કાર થયો!' એમ કહેવાથી ચમત્કાર આવી જતો નથી.

"દિલાવર દિલ" માં જમનાદાસ જેવા ૨૫ ટકા વ્યાજખોર શાહુકાર દેણદાર રહેમાનના ખેતરમાં આગ લાગે છે એટલે પોતાનું સર્વ લેણું માફ કરે છે એ પરિવર્તન ઓચિંતુ છે. બીજે ઠેકાણે કોઇ દેવ, દેવી કે આકાશવાણી દાખલ કરવામાં આવે છે તેવું કાંઇ લુલું બહાનું પણ અહીં દાખલ કરવામાં આવ્યું નથી તેથી વાંચકના મનને એકાએક આઘાત લાગે છે.

તડાતંડી. અને ગરબાનું ઓચિંતું પૂરું થવું. વળી આમાં છેવટે પ્રાસ મેળવવાની જરા પણ જરૂર નથી! અને અરધી લીટીમાં તો 'ગિરધરલાલજી રે' એમ આવે એટલે બાકીની અરધી જ લીટી આપણે બનાવવાની રહી! કવિશ્રી ન્હાનાલાલની અપદ્યાગદ્યની ટૂંકી લીટીઓ જેવી લીટીથી આખું કાવ્ય થઇ શકે. વળી આ કાવ્યમાં એક ખુબી જોઇ? ધ્રુવના શબ્દો, આદિમાં આવે છે, અંતમાં નહિ! હજી સુધી ગરબાસાહિત્યની આ વિશેષતાની કોઇને જ ખબર નથી. એટલે મેં પણ એ જ રાગમાં લખ્યું. મેં મારા ગરબાનું નામ નટવરલાલજીનો ગરબો રાખ્યું છે.

એક બીજી બાબત સ્પષ્ટ કરી લઉં. મારા ગરબામાં પ્રેમ વિશે કશું જ નથી આવવાનું. તમે જાણો છો? ગ્રીસના ઇતિહાસમાં એક વાત છે. એક માણસ એરિસ્ટાઇડિસ નામના ગ્રીસના એક ભલા કાર્યકર્તાને દેશનિકાલ કરવાનો મત આપતો હતો. તેને કોઇએ પૂછ્યું કે કેમ ભાઇ એની વિરુદ્ધ શું છે? તેણે કહ્યું હું એને બધા ભલો ભલો કહે છે તે સાંભળીને કંટાળી ગયો છું. મારું પણ કંઇક એવું થયું છે. બધા બહુ પ્રેમની અને હૃદયની વાતો કરે છે તેથી હું કંટાળી ગયો છું. તમારે પ્રેમ કરવો હોય તો કરો, તેની ના નથી પણ સાહિત્યમાં તેને વારંવાર લાવ લાવ ન કરો. હોય! દુનિયાંમાં પ્રેમ કરવો પડતો હોય તો કરવો! જરૂર હોય તો હમેશ અનેક માણસો સાથે પ્રેમ કરવો! પણ એટલા માટે લખ લખ ન કરાય. આપણે હમેશ ખાવું પડે છે,. પણ તેથી કાંઈ ખાવાની વાતો હમેશ નથી લખતા. નીતિશાસ્ત્રમાં નવા માનસશાસ્ત્રીઓએ શોધી કાઢયું કે નીતિનું બહુ નામ દેવાથી ઊલટું નીતિનો કંટાળો આવે છે, તેમ હવે કોઇ નવો માનસશાસ્ત્રી શોધી કાઢે કે પ્રેમ ઉપર બહુ લખવાથી પ્રેમ તરફ કંટાળો આવે છે તો ઘણું સારું થાય. આ બાબતમાં અસલના માણસો ઘણા સારા હતા. ધર્મમાં ક્રિશ્ચનધર્મે કહ્યું કે તારા ઇશ્વરનું નામ મફતનો ન દે. તે ઉપરથી કેટલાક ક્રિશ્ચન સંપ્રદાયો ઇશ્વર શબ્દ ઉચ્ચારતા નથી. આપણા લોકો ધર્મમાં આટલું ન સમજ્યા પણ પ્રેમમાં સમજ્યા એટલે તેમણે કાયદો કર્યો કે વરથી વહુનું અને વહુથી વરનું નામ ન દેવાય! કાવ્યમાં સમજ્યા કે કોઈ પણ રસનું નામ દેવાથી તે રસની નિષ્પત્તિ નથી થતી.

એક વાર હું અને મારા મિત્ર ભવાઇ જોવા ગએલા. મિયાં બીબીના વેશમાં બીબીએ કહ્યું:

મિયાં તેરી વાટડી દેખું,
મિયાં તેરી વાટડી દેખું.

ત્યારે તેનો નોકર જે વિદૂષક હતો તે કહે:

મિયાં તેરી ડાડડી દેખું,
મિયાં તેરી ડાડડી દેખું.

## નટવરલાલજીનો ગરબો

નટવરલાલજી રે ચૌટે શાક લેવા ચાલ્યા.
નટવરલાલજી રે જાતાં રાધા વહુને કીધું. ૧
નટવરલાલજી રે આંધણ ખિચડીનું ઝટ મૂકો.
નટવરલાલજી રે સાંજે ખિચડી શાક જ કરજો. ૨
પણ હજી જાઓ છો ને ત્યાં શી આંધણની ઉતાવળ.
નટવરલાલજી રે નહિ બસ વખતસર જ થવું જોયેં. ૩
નટવરલાલજી રે ચૌટે એમ કહીને ચાલ્યા.
નટવરલાલજી રે ચૌટે કૉલેજ મિત્રો મળિયા. ૪
છેલ્લો આજ શો છે જોવા જઇએ ચાલ સિનેમા.
નટવરલાલજી રે પણ મેં જમવા ટાઇમ દિધો છે. ૫
ચલ ફ્રેવરાવિયે રે કોને ઘેર જવું છે જમવા.
નટવરલાલજી રે નહિ નહિ ઘરની વાત કરું છું. ૬
બહાનાં શું રે દિયો રે ઘરમા ટાઇમ હતા હોશે કે ?
નટવરલાલજી રે મંડળી એમ થિયેટર પહોંચી. ૭
નટવરલાલજી રે ત્યાં તો બંધ થિયેટર દીઠું.
એમ શું હારિયે રે જોવા વણ નહિ પાછા જઇએ. ૮
નટવરલાલજી રે બીજે ટિકિટ મળી નહિ જોવા.
તો શું થઇ ગયું રે કાળ નથી કૈં થિયેટરોનો. ૯
નટવરલાલજી રે ત્રીજે ફિલ્મ થઇતી અરધી.
નટવરલાલજી રે ટિકિટ લઇને અંદર બેઠા. ૧૦
નટવરલાલજી રે નવ વાગે એ માંડ પુરી થઇ.
જોવો રહી ગયો તે પહેલો ભાગે જોઇને જઇએ. ૧૧
ને કંઈ ખાઇએ રે પેટ ભરીને સૌએ ખાધું.
નટવરલાલજી રે પેટ ભરેલે રસ બહુ લાગ્યો. ૧૨
નટવરલાલજી રે આખી ફિલ્મ ફરીને જોઇ.
નટવરલાલજી રે રાતે બાર બજે ઘર પૂગ્યા. ૧૩
નટવરલાલજી રે હળવે રહી ટકોરો માર્યો.
નથી ઉઘાડતી રે મારે કામ ન કંઇ તમારું. ૧૪
નટવરલાલજી રે વહુ જી ઉતાવળાં માં બોલો.
નટવરલાલજી રે વરજી બોલશું તો શું થાશે ? ૧૫
નટવરલાલજી રે વહુજી છોકરાં જાગી જાશે.
નટવરલાલજી રે વરજી જાગશે તો શું થાશે ? ૧૬
નટવરલાલજી રે વહુજી લડનાં દેખી જાશે.
નટવરલાલજી રે વરજી દેખશે તો શું થાશે ? ૧૭
નટવરલાલજી રે વહુજી પાડોશી સાંભળશે.
નટવરલાલજી રે સાંભળશે તો શું થઇ જાશે ? ૧૮
નટવરલાલજી રે વહુજી સઉ ભેગાં થઇ જાશે.
નટવરલાલજી રે ભેગાં થાશે તો શું થાશે ? ૧૯

નટવરલાલજી રે આપણો દેહ ફજેતો થાશે.
નટવરલાલજી રે એ યે થાશે તો શું થાશે ? ૨૦

નટવરલાલજી રે વહુ જી હવે ન મોડો થાઉં.
ખિચડી મુકાવીતી તે ખાવું કબુલો તો જ ઉઘાડું. ૨૧

નટવરલાલજી રે વહુજી જે કહેશો તે કરશું.
મહીંથી દીધી નથી રે બહારની સાંકળ ઉઘાડી આવો. ૨૨

નટવરલાલજી રે ખડ ખડ ઉઘાડીને ઘસિયા.
નટવરલાલજી રે ખડ ખડ રાધાવહુએ હસિયાં. ૨૩

નટવરલાલજી રે જે કોઇ ગાય શિખે સાંભળશે.
નટવરલાલજી રે તેની ભવની ભાવટ ટળશે. ૨૪

જુઓ, ઘડીમાં ૨૪ કડીઓ ૪૮ લીટીઓ લખાઈ ગઇ. તમે જોઇ શકશો કે મેં કાંઇ જાણી જોઇને લાંબુ લખેલ નથી. મને કંઇ પાનાદીઠ કે ઉધડ લેખ માટે પૈસા મળતા નથી. અને આમાં પણ નટવરલાલજી રે એટલા ધ્રુવશબ્દો કાઢી નાખી ઘણીવાર લીટી લખાવી છે. જો તેમ ન કર્યું હોત તો કોણ જાણે કેટલું લાંબુ થઇ જાત !

હવે આ રાસ કોઇને ગાવો હોય તો છૂટ છે. તેના રાગ માટે, ગાદલપુરની માંડવી આસપાસ આવતા કાર્તક માસમાં લોકો અને ખારા કરીને ઠાકરડાંઓ ગાય ત્યારે, તે શીખી લેવો. ત્રણ ચાર દિવસમાં એક બે વાર તો જરૂર ગાવાનાં !

ચંદ્રકલંક ઉપરનો લેખ જોઇને મને પણ તે ઉપર લખવાની ઇચ્છા થાય છે. પણ લખવું શી રીતે? તેને વિષે લખવાની બે કે ત્રણ જ રીતો. એક તો સંયોગી માણસ તેના વખાણ કરે; બીજી વિયોગી માણસ તેને સંતાપકર ગણે પણ અમારે સ્વૈરવિહારીને, જેને પ્રેમ પણ ન હોય અને વિયોગ પણ ન હોય એ બધું પૃથ્વીવાસીઓને પોસાય, ઊંચે ઊડનારાઓને નહિ. એવાએ ચંદ્ર વિષે શું લખવું ? આખા સંસ્કૃત સાહિત્યમાં અમારી કોટિનો માત્ર એક જ કવિ છે અને એનો એક જ શ્લોક પ્રસિદ્ધ છે :

येषां वल्लभया समं क्षणमिव स्फारा क्षपा क्षीयते
तेषां शीततरः शशी विरहिणामुल्केव सन्तापकृत् ।
अस्माकं न तु वल्लभा न विरहस्तेनोभयभ्रंशिना–
मिन्दू राजति दर्पणाकृतिरयं नोष्णो न वा शीतलः ॥

જેને વ્હાલીની સાથ દીર્ઘ રજની વીતે ઘડી જેવડી
તેને શીતલ ચન્દ્ર, ને વિરહીને ઉલ્કા શું સંતાપતો; ।
વ્હાલી ના અમને, વિયોગ પણ ના, બન્ને નહિ તેમને,
ચાંદો કેવળ ચાટલા સમ ક્રશો ઊનો ન ટાઢો ન વા. ॥

કાલિદાસને આ કૂટસ્થ તટસ્થ માણસની ઓળખ હતી. તેનો વિક્રમ ચંદ્રને જોઇને પ્રેમના બખાળા કાઢે છે ત્યારે તેનો વિદૂષક એટલું જ કહે છે કે " ખાંડના લાડવા જેવો ભગવાન ચંદ્રમા ઊગ્યો ! " હું કાલિદાસની ઉક્તિમાં એટલો સુધારો કરું કે " ક્યાંક પસ્તાં ચારોળી ધરાખ ચોંટાડેલા લાડવા જેવો...વગેરે." એટલે મારા જેવાએ ચંદ્રકલંક ઉપર લખવાની નવી જ પ્રણાલિકા પાડવી પડે. થોડા નમૂના જુઓ :

બહુ ઉદાર બની વદને બધે
નર હન્નમતમાં ફિણુ સાણુ દે,
પણ મુછો તહિં કાળી રહી દિસે
ત્યમ કલંકિત ચન્દ્ર નભે લસે.

જેવી સફેદ ઘઉંની વણી રોટલીને,
એ વાર ફેરવી પછી મૂકી ફૂલવાને;
ફૂલી બધેથી વચમાં જરી થાય કાળી,
તેવો દિસે છ નભમાં સકલંક ચન્દ્ર.

મારા જેવો જ પ્રેમને આંગળી પણ ન અડકાડનારો કવિ અખો. તેને ચન્દ્રકલંક ઉપર લખવા કહ્યું હોય તો તે ઘણે ભાગે તો ના જ પાડે. છતાં ગુરુ ગોકુલનાથ બહુ બળજોરી કરીને તેના સંસારનો ફેરો ટાળી આપવાની શરતે તેની પાસે કાંઈક લખાવે તો તે આમ લખેઃ

સમજે નહિ માયાનો મોદ, નવરા બેઠા ઘાલે નખોદ;
ઉમટી ઉમટી કવિતા કરે, હુમતો બીજાને નોતરે;
ચન્દ્રની માંહી કાળું દિસ્યું, આંખનું કાજળ ગાલે ઘસ્યું.

* * *

એક પ્રાચીન પુસ્તકભંડારમાં શોધ કરતાં કાલિદાસ અને ભવભૂતિ વચ્ચેનો સંવાદ મળી આવ્યો છે, જેનો સાર નીચે આપુ છુ.

**કાલિદાસ**: મિત્ર, તમારામાં ભાવપ્રાબલ્ય ઘણું છે. પણ કોઇ કોઇ વાર ભાવપ્રવાહમાં એટલા બધા ઘસડાઇ જાઓ છો કે એક વાર લખ્યા પછી તે સુધારવા તરફ જરા પણ લક્ષ આપતા નથી.

**ભવભૂતિ**: કેમ વારુ?

**કાલિદાસ**: જુઓ તમારો ઉત્તર રામચરિત્રનો પેલો શ્લોક. તેની છેલ્લી પંક્તિ

**अविदितगतयामा रात्रिरेवं व्यरंसीत् ।**

એમ તમે કર્યું છે. માત્ર એક અનુસ્વાર કાઢી જુઓ.

**रात्रिरेव व्यरंसीत्** કરો. એટલાથી ભાવ વિષય બન્ને એક જ રહેવા છતાં કેટલો બધો અર્થમા ફરક પડી જાય છે? જુઓ!

**ભવભૂતિ**: પણ થોડો ફેરફાર કરવાથી અર્થમાં ફેરફાર થાય તેમાં તમે નવું શું કર્યું?

**કાલિદાસ**: તમને તેમા કશો જ ચમત્કાર નથી લાગતો?

**ભવભૂતિ**: ના નહિ જ. હું પણ તમારા શ્લોકમા એમ ફેરફાર કરી બતાવું.

**કાલિદાસ**: બતાવો જોઇએ.

**ભવભૂતિ**: પેલો તમારો મેઘદૂતનો શ્લોક જે બહુ જ વખણાયો છે. મને તો એવો શૃંગાર લખવાનો શોખ નથી. પણ જુઓ હું એના પર જ પ્રયોગ કરી બતાવું. એ પણ છેલ્લી પંક્તિ છે.

**मध्ये श्यामः स्तनइवभुवः शेषविस्तारपांडुः ।**

એ શેનું વર્ણન છે?

**કાલિદાસ**: આમ્રકૂટ પર્વતનું.

**ભવભૂતિ**: હવે જુઓ એક જ અક્ષરના ફરકથી હું તેને સકલંક ચંદ્રનું વર્ણન કરી બતાવું!

**मध्ये श्यामः स्तन इव दिवः शेषविस्तार पांडुः ।**

આવી કલ્પના, શું જાણીએ કેમ, આખા સંસ્કૃત વાઙ્મયમાં ક્યાંઇ નથી!

કાલિદાસ મોંમાં આંગળી ઘાલી ગયા!

* * *

આ આખો સંવાદ માત્ર સંસ્કૃત જાણનારાને માટે જ છે. એટલે તેનું ગુજરાતી કરતો નથી. મારામાં એટલું ભાષાન્તર કરવાની શક્તિ હોત તો હું આખા મેઘદૂતનું જ ભાષાન્તર ન કરી કાઢત? આ તો પંડિતોની જાણ માટે મારી પાસે જૂનાં કાગળિયામાં પડેલું હતું એટલે ઉતાર્યું.

**સ્વૈરવિહારી**

# નોંધ

**દશમી ગુજરાતી સાહિત્ય પરિષદ** નડિયાદના કાર્યવાહકોએ દશમી પરિષદ ભરવાનો ઠરાવ કર્યો છે તેને માટે તેમને અભિનંદન ઘટે છે. થોડા માટે આ બંધારણનું કામ અટકી પડ્યું છે તે અત્યારના શાન્તિના સમયમાં પૂરું કરી નાંખવું ઘટે છે. તેને માટે પ્રમુખ તરીકે શ્રીયુત ભુલાભાઇ જીવણજી દેસાઇ અને તેઓ ન આવી શકે તો શ્રીયુત કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીની પસંદગી કરી છે તે યોગ્ય કર્યું છે. બંધારણની બાબતમાં આમના તરફથી પરિષદને જરૂર સારું માર્ગદર્શન મળશે. અને આ નિમિત્ત લઇ શ્રીયુત ભુલાભાઈને સાહિત્ય પરિષદમાં રસ લેતા કરવાની તક લીધી તેને માટે પણ અભિનંદન ઘટે છે. શ્રીયુત ભુલાભાઈ જેમ એક સુપ્રતિષ્ઠિત કાયદાશાસ્ત્રી છે તેમજ વિદ્યાના પણ સારા ઉપાસક છે. તેમના વકીલાતના કામમાં જોડાતાં મુંબઇ ઇલાકાને એક પ્રવીણ ધારાશાસ્ત્રીનો લાભ મળ્યો છે પણ તે ગુજરાતી સાહિત્યને અને વિદ્યોપાસનાને ખોટ જ ગઇ છે. અત્યારે જેમ તેઓ બારડોલી વગેરે કેસો લઇ જાહેર જીવનમાં પોતાનો ફાળો આપે છે તેમજ જો સાહિત્યમાં રસ લેતા થાય તો ગુજરાતને ઘણો ફાયદો થાય. અમે તો ત્યાં સુધી કહીએ છીએ કે એમની ખાતર એકાદ માસ વખત આઘોપાછો કરવો પડે તો તે કરીને પણ તેમને સાહિત્ય પરિષદ સાથે જોડવાની તક ગુમાવવી નહિ.

* * *

**શ્રી વિજયરાય કલ્યાણરાય વૈદ્યને અભિનંદનઃ** સને ૧૯૩૧ નો સુવર્ણ ચન્દ્રક શ્રી વિજયરાયને 'કૌમુદી'ની સેવા માટે મળ્યો તેને માટે અમે કૌમુદીકારને અભિનંદન આપીએ છીએ.

**ગુજરાત મહિલા પાઠશાળાના નાટ્ય પ્રયોગોઃ** આ સંસ્થાની વિદ્યાર્થી બહેનોએ ગઇ સુદ આઠમે સંગીત વાદન નાટ્ય ગરબા ગોફ વગેરેના પ્રયોગો જાહેરમાં કરી બતાવ્યા હતા. આને માટે તેમણે થિયેટર ન પસંદ કર્યું તે સારું કર્યું, કારણકે ત્યાં પ્રયોગો કરવાથી કેટલાક શ્રોતાઓને સ્થળમાહાત્મ્યથી નાટકના દશ્યો જોવાની અપેક્ષા, અને નાટકના શ્રોતાઓની ચેષ્ટા કરવાની ઇચ્છા થઈ આવે છે પણ તે સાથે એ પણ જણાય છે કે અમદાવાદ જેવા શહેરમાં સારો સમાસ થાય એવા મકાનની કેટલી બધી જરૂર છે ! અમદાવાદમાં આવા પ્રયોગોમાં પણ કામ આવે એવા એક ટાઉન હોલની ઘણી જ જરૂર છે.

પ્રયોગો સંબંધી એમ ટીકા થઇ શકે કે પુરુષના પાઠો બહેનો સારા કરી શકતી નહોતી પણ અમને તો એ અપેક્ષા જ અહીં અસ્થાને લાગે છે. ખરી ખોટ માત્ર બહેનો ભજવી શકે એવા જુદા જુદા રસના નાટ્ય પ્રયોગોની છે. અને એટલું તો સહુ કહેશે કે બહેનોએ અભિનયને માટે આવશ્યક છૂટ અને સ્વતંત્રતાથી બધું કામ કરેલું છે. અને તેમના ગરબા તો સૌએ વખાણ્યા છે. ગરબામાં જૂની ત્વરિત ગતિ અને તાલ, જે ઘણી વાર શિક્ષિત બહેનોમાં મંદ થઇ જાય છે તે અમે અહીં યથોચિત જોયાં.

પાઠશાળાને બજેટમાં જે ખોટ આવે છે તે પૂરી પાડવા વિદ્યાર્થી બહેનોએ આ પ્રયોગો યોજ્યા હતા. આ પ્રમાણે વિદ્યાર્થીઓ પોતાની સંસ્થાના મમત્વથી કામ કરે તે તેમને ઘણું જ શોભાપ્રદ છે. આવા પ્રસંગોથી વિદ્યાર્થીઓમાં એક બંધુત્વ કેળવાય છે જે સરકારી સંસ્થાઓમાં અમે નથી જોયું પણ આ પ્રયોગો એક બાજુ બહેનોને શોભાપ્રદ હતા પણ એ અમદાવાદને શરમાવનારુ ગણાવું જોઇએ. આવું ધનિક શહેર પણ પોતાની અભિમાન લેવા યોગ્ય સંસ્થાને નાણાંની બાબતમાં નિશ્ચિંત નથી કરતું ! ખરી રીતે તો ગુજરાતે મહિલા-વિદ્યાપીઠ નિભાવવું જોઇએ. ગુજરાતમાં સ્ત્રી-કેળવણીની એટલી સ્વતંત્ર સંસ્થાઓ છે કે જેને માટે અત્યારે વિદ્યાપીઠની જરૂર છે. કર્વે વિદ્યાપીઠમાં ગુજરાતનું વૈશિષ્ટ્ય કેળવાય એ આશા વ્યર્થ છે.

**અભિનંદન**

કવિશ્રી ખબરદારને તેમના આયુષ્યના કનકોત્સવ પ્રસંગના, પ્રસ્થાન તરફથી, અમારા હાર્દિક અભિનંદન. તા. ૨૪-૧૦-૩૧